# ઘરવૈદું

અથવા

# FAMILY MEDICINE.


કર્ત્તા,

## સ્વ વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

"ગુજરાત આયુર્વેદિક ફાર્મસી" ના આદ્ય માલેક, ગુજરાતી તથા હિંદી
"વૈદ્યકલ્પતરૂ" માસિકના આદ્ય તંત્રી, તથા યુવાવસ્થાનો શિક્ષક,
સારી સંતતિ, રોગી પરિચર્યા, આરોગ્યવિદ્યા નિબંધ-
માળા "ધાત્રીશિક્ષા" વગેરે અનેક લોકપ્રિય
ગ્રંથોના કર્ત્તા.



પ્રકાશક,

## વૈદ્ય રવીશંકર જટાશંકર ત્રિવેદી.

અમદાવાદ.

આવૃત્તિ છઠી—પ્રત ૨૦૦૦.

ઈ. સ. ૧૯૨૧—સંવત ૧૯૭૭.

કિંમત રૂ. ૬—૦—૦.

☞ વૈદ્ય જટાશંકર લીલાધર ” કૃત

# લોકપ્રિય વૈદ્યક પુસ્તકો.

| | કિંમત. |
|---|---|
| ઘરવૈદું-Family Medicine (છઠ્ઠી આવૃત્તિ)... ... ... | ૬—૦—૦ |
| સારી સન્તતિ-How to beget Healthy Children (ત્રીજી આવૃત્તિ) | ૨—૦—૦ |
| ધાત્રીશિક્ષા-Midwifery (બીજી આવૃત્તિ) ... ... ... | ૨—૦—૦ |
| રોગી પરિચર્યા-A Book on Nursing ... ... ... | ૨—૦—૦ |
| ગરીબોનો વૈદ્ય-Simple Remedies for the Poor ... | ૨—૪—૦ |
| સ્ત્રીઓનો વૈદ્ય- ... ... ... ... ... ... | ૧-૧૨—૦ |
| બાળકોનો વૈદ્ય- ... ... ... ... ... ... | ૨—૦—૦ |
| ખાનપાન-બે ભાગ ભેગા ... ... ... ... ... | ૨—૦—૦ |
| યુવાવસ્થાનો શિક્ષક-Advice to the Young (ચોથી આવૃત્તિ) | ૧—૪—૦ |
| વાગ્ભટ્ટ સૂત્રસ્થાન-Vagbhat's rules of Hygiene ... | ૦-૧૨—૦ |
| જલોપચાર શાસ્ત્ર-Treatment by water (થોડા વખતમાં બહાર પડશે.) | |
| નિર્બળતા-A Treatise on General Debility ... ... | ૦—૮—૦ |
| આરોગ્ય સંબંધી સામાન્ય જ્ઞાન મહાત્મા ગાંધીજીનું લખેલું... | ૦—૮—૦ |
| મલાવરોધ-કબજીયત-Constipation ... ... ... | ૦—૬—૦ |
| વાજીકર કલ્પતરૂ-Manhood and Womenhood (ત્રીજી આવૃત્તિ) | ૦—૬—૦ |
| આરોગ્ય રહેવાના ઉપાય-A way to health (પાંચમી આવૃત્તિ) | ૦—૨—૦ |
| બાળલગ્ન-An Essay on Child-marriage (બીજી આવૃત્તિ) | ૦—૨—૦ |
| બ્રહ્મચર્ય-(ત્રીજી આવૃત્તિ) Continence ... ... ... | ૦—૩—૦ |
| આરોગ્ય અને આચારોની એકવાક્યતા ... ... ... | ૦—૧—૦ |
| વિધવા વિવાહ વિષે વિચાર-આરોગ્ય શાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ... | ૦—૧—૦ |
| જૈનધર્મ અને વૈદકશાસ્ત્ર... ... ... ... ... | ૦—૧—૦ |
| સાસરે જતી પુત્રીને માની શીખામણ ... ... ... | ૦—૧—૬ |



## ડૉ. સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર નાઈટ એમણે આ ગ્રંથ વિષે આપેલો અભિપ્રાય.

Bombay, 23rd June 1919.

*I have great pleasure to testify to the practical usefulness of* **Family Medicine** *(Ghar Vaidu) which is written by Vaidya Jatashanker Liladher of Ahmedabad. Mr. Jatashanker kindly showed me the proofs of the 2nd Edition of the book. It is written very nicely with an aim to render it useful to every Gujarati reading person and to Vaidys and Doctors as well. Mr. Jatashanker has made a supreme effort in composing this book because his main aim has been to bring together the most important parts of Sanskrit Vaidyaka and Western Medical Science and in this he has succeeded exceedingly well. I wish him success in his laudable efforts to popularise, Medical Science in this manner.*

*BHALCHANDRA KRISHNA.*

મુંબઇ—તા. ૨૩ મી જુન ૧૯૧૯.

વૈદ્ય જટાશંકર લીલાધરે બનાવેલ ફેમીલી મેડિસીન એટલે ઘરવૈદું અનુભવ સિદ્ધ ઉપયોગી છે, એવી ખાત્રી આપતાં મને ઘણી ખુશી પેદા થાય છે. મી. જટાશંકરે એ ગ્રંથની બીજી આવૃત્તિનાં છાપેલાં પ્રૂફો મને બતાવ્યાં છે. એ ગ્રંથ ઘણો સારી રીતે લખેલો છે અને ગુજરાતી વાંચી જાણનાર દરેક માણસને માટે તેમજ વૈદ્યો અને ડાકટરોને માટે પણ એટલોજ ઉપયોગી બનાવવાની ધારણાથી લખાયેલો છે. આ પુસ્તક બનાવવામાં મી. જટાશંકરે સર્વોત્તમ પ્રયાસ કર્યો છે, કેમકે સંસ્કૃત વૈદક અને પશ્ચિમના વૈદકની ઘણીજ ઉપયોગી બાબતોને એકત્ર કરવાનો તેમણે હેતુ રાખેલો છે અને તેમ કરવામાં તે **અતિશય ફતેહમંદ થયેલા** છે. આવી રીતે વૈદ્યવિદ્યાને લોકોપયોગી બનાવવાના તેમના સ્તુતિપાત્ર પ્રયાસમાં તેઓ ફતેહમંદ પામે એવું હું ઇચ્છું છું.

ભાલચંદ્ર કૃષ્ણ.

# ઘરવૈદું.

# Family Medicine.

આવૃત્તિ છઠ્ઠી.

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

૧. અમદાવાદ—ગુજરાત આયુર્વેદિક ફાર્મસી—રીચીરોડ.
તેમજ દરેક બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

૨. મુંબાઇ—નીચેને ઠેકાણેથી:-

(૧) ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની બ્રાંચ ઓફીસ,
કાલબાદેવી, ભાંગવાડી. નં. ૮૮

(૨) બુકસેલર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કો.—પ્રિન્સેસ સ્ટ્રીટ.

(૩) બુકસેલર પંડિત જેષ્ઠારામ મુકુંદજી—કાલબાદેવી.

૩. સુરત—ગુજરાત આયુર્વેદીક ફાર્મસીની શાખા-ચૌટા પુલ ઉપર.

૪. કલકત્તા— ” ” ” બો બઝાર નં. ૪૦.

૫. વડોદરા—બુકસેલર શા. મોહનલાલ મનસુખરામ—લહેરીપુરા.

૬. રાજકોટ—બુકસેલર રા. રા. બેચર મેઘજી—પરામાં.

૭. ભાવનગર—વોરા અબદુલહુસેન આદમજી.

કિંમત રૂ. ૬, ટપાલમાં મંગાવવાનું પોસ્ટેજ રૂ. ૦ાા જુદું.

# છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

પિતાના રચેલાં પુસ્તકની પ્રસ્તાવના પુત્ર લખે એ તો મોરનાં ઇંડાં ચિતરવા જેવું થાય. કાળના અનંત પ્રવાહ તરફ દ્દષ્ટિ કરતાં મનુષ્ય જીવન ક્ષણિકજ છે. અનેક ફેરફારોથી બદલાતા જતા આ જમાનામાં લોકોને કાંઇને કાંઇ નવું નવું જોઇએ છે પણ સત્ય જ્ઞાન સરલ ભાષામાં વાચકો સમક્ષ મૂકવાની સ્વર્ગસ્થ વૈદ્ય જટાશંકરની શક્તિને તો આ જમાનામાં કોઇ પહોંચી શકયું નથી. તેમના ઉદ્યોગી અને અવિશ્રાંત જીવનમાંથી જે જોવાનું અને લેવાનું હતું તે સઘળું જોવાનો અને લેવાનો અવકાશ મને મળ્યો નથી એટલે તેમની આ કૃતિ–પ્રસાદીને તેના સ્વરૂપમાંજ વાચકો સમક્ષ મૂકીને મને પોતાને કૃતકૃત્ય માનું છું.

પિતા તરફથી પુત્રને જે વારસો મળે તેને વધારે ટકાઉ, વધારે સ્વચ્છ અને વધારે દેદિપ્યમાન બનાવવો તે પુત્રનું કર્તવ્ય છે અને તે કર્તવ્યને લક્ષમાં રાખીને આ છઠ્ઠી આવૃત્તિ છપાવતાં પહેલાં તેમાં કરવા લાયક કોઇ સુધારો વધારો હોય તે સૂચવવા મારા કેટલાક વડીલ વૈદ્યો અને વિદ્વાન ડાકટરોને વિનંતિ કરીને છાપેલાં સાથે એકક કોરાં પાનાંવાળી ઘરવૈદ્યાંની નકલો મોકલેલી પણ એવી સુધરેલી નકલ પૈકી એકાદ પાછી મળેલી જે પુરેપુરા સુધારાવાળી નહોતી અને બાકીની કેટલીક પાછી વળી શકી નથી અને મારે પોતાને પરમ પુજ્ય સ્વર્ગસ્થ પિતાશ્રીના લાંબા મંદવાડ દરમિયાન અનેક કાર્યોમાં ધ્યાન આપવાનું હોવાથી તથા પાંચમી આવૃતિની નકલો ખલાસ થઇ જવાથી સ્વર્ગસ્થની આ અમુલ્ય જ્ઞાન દ્રવ્યરૂપી ઇમારતને કાંઇ પણ રંગરોગાન કરવાનું મારાથી બની શકયું નથી.

આયુર્વેદ ઔષધોપચાર કાર્યસાધક છે અને આયુર્વેદ વૈદું આપણી જુની મુડી છે કે જે મુડીને વધાર્યે જવા પ્રત્યે અમારૂં લક્ષ્ય છે. આપણી આ જુની મુડીને વટાવી શકીએ નહીં એટલે કે પ્રચારમાં મૂકી શકીએ નહીં અને દુનિયામાં તે મુડીને પરખાતી કરી શકીએ નહીં તો આપણેજ તેના ખરા પારેખ શી રીતે હોઇ શકીએ ? આ મૂડી આપણું અમુલ્ય ભુષણ છે અને તે આપણને શોભાવી શકે છે તો આપણે પણ તેને શોભીતી બનાવવી જોઇએ અને તેથીજ ઇશ્વર પ્રત્યે મારી એટલીજ પ્રાર્થના છે કે મારા પુજ્ય પિતાશ્રીનો આ (પુસ્તક) અમુલ્ય વારસો શોભાવવાનું સામર્થ્ય પરમાત્મા મારામાં રેડે.

આ ઘરવૈદું વૈદક જ્ઞાન માટેનો સંપૂર્ણ કે પરિપૂર્ણ ગ્રંથ નથી એમ સ્વર્ગસ્થ વૈદ્યરાજ આગલી આવૃત્તિઓની પ્રસ્તાવનામાં લખતા ગયા છે પણ ગુજરાતી ભાષા જાણનારાઓ તો આ ગ્રંથમાંથી પોતાને જોઇતો લાભ સારી રીતે મેળવી શકયા છે. આ ગ્રંથની રચના અને સરળતા એવી ઉત્તમ છે કે વૈદ્ય દાક્તરની મદદ મળી શકે નહીં એવાં સ્થળમાં પણ આ ગ્રંથ પોતા પાસે રાખનારાઓ વખતો વખત જોઇતો ઉપચાર પોતાની મેળે કરીને અનેક વ્યાધિઓમાંથી મુક્ત થયા છે એટલુંજ નહીં પણ ઘણાના પ્રાણ બચાવી શકયા છે.

છેવટે વાચકોને અને વિદ્વાનોને એટલીજ વિજ્ઞપ્તિ છે કે આ આવૃત્તિમાં કાંઇ ભૂલો કે ખામીઓ રહી ગયેલી માલમ પડે તો તે બાબત ઉપર તેઓ મારૂં લક્ષ ખેંચવાની કૃપા કરશે કે જેથી હવે પછીની આવૃત્તિમાં તે સુધારી લેવામાં આવે. આ પુસ્તકની કીમત રૂ. ૬–૦–૦ છ રૂપીયા નિરૂપાયે રાખવી પડી છે કેમકે કાગળ, છપામણી અને બંધામણીની મોંઘારત અગાઉ કરતાં ઘણી વધી ગઇ છે.

અમદાવાદ. વિજયા દશમી. } વૈદ્ય રવિશંકર જટાશંકર લીલાધર.

પણ મનુષ્ય ઘરવૈદાનું સાવધાનતાથી મનન કરશે તો તેને સારો વૈદ્ય કહેવામાં બાધ આવે એમ નથી. આપે ઉદાર બુદ્ધિ અને અસીમ શ્રમે રચેલ ગ્રંથને જોઇ ધન્યવાદ આપું છું. છેલ્લું એ કે આવા ઉત્તમોત્તમ ગ્રંથને ઘરવૈદું એવું સાધારણ નામ આપ્યું તે ઠીક, પણ જો આયુર્વેદ ચિન્તામણી કે આયુર્વેદ પારિજાત ઇત્યાદિ નામોમાંથી કોઇ પ્રૌઢ અર્થવાળું નામ આપ્યું હોત તો ગ્રંથ રચનાની ઉત્કૃષ્ટતાને યોગ્ય અને સુશોભીત નામ થાત. ઘરવૈદું એ ગ્રંથ પુરૂષો તથા સ્ત્રીઓને વૈદ્યવિદ્યાના સિદ્ધાન્તો જાણવા માટે સંગ્રહ કરી વાંચવા લાયક છે, કિં બહુના!

કોટ, હોળી ચકલો. સંવત ૧૯૬૬ માઘ સુદ ૯ શુક્ર.

વૈદ્ય મુરારજી નથુજી, મુંબઇ.

Sir,

I have much pleasure to inform you that your publication the "Family Medicine" (ઘરવૈદું) is indeed a very usefnl compilation. It contains almost all the important subjects relating to the Medical Science. Lay readers who wish to get tolerably good ideas of the system of treatment (Hindus & Western) may peruse this book with benefit. Professional men will also find many things in this work of a great use to them, Godhra, 2—11—190o.

**Surajlal j.**

( Panch Mahals Collectorate )).

Gharvaidun ઘરવૈદું or Family Medicine, A Vade Mecum of Therapeutics intended chiefly for household use. The various diseases are classified according to the organs affected, and detailed therapeutical notes are given on their treatment according to Ayurvedic and European system of Medicine. The work is prefaced by a General outline of the anatomy and the physiology of human body; and a chapter is devoted to an exposition of the General causes of disease and of the methods of arriving at a correct diagnosis. The author has drawn largely upon Dr. Moors "Family Medicine" and has also made use of several Sanscrit and Gujarati works.

(*Reporter, Bombay Government.*)

# આ પુસ્તક માટે થોડા અભિપ્રાયો.

Received with thanks a copy of your publication "The Family Medicine." I have gone through some portion of it and am of opinion that it is an excellent compilation as it embraces so many departments of science in one volume it is well got up. The language is simple and clear, and the arrangement is perfect. Besides it is moderately priced and ought to command a large sale

20—1—1901. Gopipura Surat.
K. N. Mody, L. M. & S.

---

આપના તરફથી પ્રસિદ્ધ થયેલો "ઘરવૈદું" એ નામનો ગ્રંથ અવકાશાનુસાર આદ્યંત વાંચ્યો. ગ્રંથ તૈયાર કરવામાં આપે જે અથાગ શ્રમ લીધો છે તેને માટે આપને ઘણો ધન્યવાદ ઘટે છે અને આપું છું.

ગ્રંથના "સૃષ્ટિક્રમ" નો પ્રથમ ભાગ જે એ વિષયના કોઇ પણ ગુજરાતી ગ્રંથમાં મ્હારા જોવામાં અદ્યાપિ સુધી આવ્યો નથી, તે આપે દાખલ કરી ગ્રંથના ઉપયોગીપણામાં અને વાચક વર્ગના જ્ઞાનમાં એક ઘણો અગત્યનો વધારો થવાનું સાધન કરી આપ્યું છે. બીજા સઘળા ભાગો અને પ્રકરણોની ક્રમવાર ઘણી ઉત્તમ યોજના રાખ્યાની સાથે તે માંહેલા વિષયોને એક દેશીય અનુબદ્ધ નહિ રાખતાં સર્વ દેશીય એટલે પ્રાચીન શાસ્ત્રના સંસ્કૃત ગ્રંથોના રહસ્યનો સમાવેશ કર્યાની સાથે યુનાની તેમજ આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનોના છેલ્લામાં છેલ્લા ઉપલબ્ધ તાજા શોધો અને અનુભવો આદિનો સમાવેશ કરીને યાવત્ સમયે જે કોઇ ઉપચાર સ્વલ્પલબ્ધ તાત્કાલિક મળી શકે તેનો સત્વર ઉપયોગ કરવાનું બની આવતાં આવી પડેલા દુઃખ દરદનું નિવારણ થાય એવો બનાવી તેનું સર્વોપયોગીપણું વધારવામાં ન્યૂનતા રાખેલી જણાતી નથી. જેથી એ ગ્રંથ સર્વ રીતે દરેક ગૃહસ્થ કુટુંબમાં સંગ્રહ કરવાને ખરેખરો યોગ્ય અને આવશ્યક છે, અને આશા છે કે ગુજરાતી વાચક વર્ગમાં જેમ જેમ એ પ્રસિદ્ધિમાં આવતો જશે તેમ તેમ એના પ્રસારની ઉત્તરોત્તર વૃદ્ધિ થયા વિના રહેશે નહિ.

છેવટે આ આપની કાયમની યાદગીરીને માટે આપનો ઘણો ઉપકાર માની આપનું યથેચ્છ શ્રમ સાફલ્ય થયેલું જોવાને ચાહુ છું. એજ વિનંતી. સુરત તા. ૨૦-૧૨-૧૯૦૦.

(રા. સા.) જગન્નાથ ઇચ્છારામ.

---

ઘરવૈદું સાદ્યંત વાંચી જોતાં મારે સહર્ષ જણાવવું જોઇએ કે તેમાં પ્રાચીન આર્ય આયુર્વેદ વિદ્યા અને અર્વાચીન પાશ્ચાત્ય વૈદ્યવિદ્યાની એકવાક્યતા કરી મિલાપ કર્યો છે. પાશ્ચાત્ય વૈદ્યવિદ્યા, આર્ય વૈદ્યવિદ્યા અને યુનાની વૈદ્યવિદ્યાના ચિકિત્સાક્રમની સારી યોજના કરી છે. ઉક્ત ઉભય વિદ્યાના શરીર અને રોગનિદાન આદિ વિષયોનું શાસ્ત્રીય રીતિએ વિવેચન પ્રશંસનિય થયેલ છે; તેમજ ગ્રંથ સરલ અને પ્રૌઢ ભાષામાં લખાયો છે, માટે વૈદ્ય, દાક્તર, હકીમ અને ગૃહસ્થો સર્વેને એ ગ્રંથ સમાન ઉપકારક થયો છે. મારે નિઃસંશય કહેવું જોઇએ કે કોઈ

# સ્વ. વૈદ્ય જટાશંકર લીલાધરની

# પ્રસ્તાવના.

( પ્રથમની ચાર આવૃત્તિઓની સમાલોચના સાથે. )

INTRODUCTORV NOTES.

મારા પરમપૂજ્ય સદ્‌ગુરૂ અને મુરબ્બી સ્વર્ગસ્થ માહાત્મા શ્રી વૈદ્યરાજ કરૂણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટજીના ઉપદેશથી અને પ્રસાદીથી, પ્રાચીન વૈદ્યક ગ્રંથોના નિરીક્ષણ અને અધ્યયનથી તથા શરીરસંરક્ષણ (Hygiene) ના ઉત્તમ આધુનિક અંગ્રેજી લેખોના વાંચનથી વૈદ્યવિદ્યાના મહત્વ વિષે મારા અંતઃકરણમાં પડેલી ઉંડી છાપના પ્રતિબિંબ રૂપે અત્યાર સુધીમાં વૈદ્યક વિષય ઉપર મેં જે જે લેખો લખ્યા છે તથા ગુજરાતી પ્રજાની સેવામાં મૂકયા છે તે બધા લેખોનો ગુજરાતી પ્રજાએ સારો સત્કાર કરેલો છે, એ વાતની અત્રે નોંધ લેતાં મને ઘણો હર્ષ થાય છે. આ વાતનો પુરાવો ગુજરાતી પ્રજાના આગળ મોજુદ છે. "વૈદ્યકલ્પતરૂ" નામનું જે વૈદ્યક માસિક મારા તરફથી ૨૩ વર્ષ થયાં પ્રકટ થાય છે તે માસિકે ગુજરાતી વાંચનારી પ્રજામાં આરોગ્ય વિદ્યાનું બીજ નાખ્યું છે, એમ કહેવામાં અતિશયોક્તિનો દોષ થાય છે, એમ હું ધારતો નથી. મારા બીજા વૈદક ગ્રંથોએ પણ એજ ઉત્તમ બીજનું પોષણ કરેલું છે, એમ જણાવતાં મને ગર્વાનંદ થાય તો તે સ્વાભાવિક છે.

વૈદ્યવિદ્યાનાં મુખ્ય બે અંગ ગણીએ તો પહેલા અંગમાં શરીર સંરક્ષણ એટલે હાઇજીન (Hygiene) ના નિયમો અને બીજા અંગમાં રોગ પ્રતિકાર એટલે દરદોના ઉપાયો આવે છે. આ બે અંગોમાં ક્રમ પ્રમાણે પ્રથમ અંગ ઉત્તમ છે અને બીજું અંગ ગૌણ એટલે ઉતરતા દરજ્જાનું છે. ટુંકામાં શરીરનું રક્ષણ કેવી રીતે કરવું અને નિરોગી કેવી રીતે રહેવું, તે જાણવાનું જ્ઞાન એજ ખરી વૈદ્યવિદ્યા છે. દુનિયામાં દરદો મટાડવાનો ધંધો કરનારી પેઢીઓ અને દુકાનોનો પાર રહ્યો નથી, પણ લોકોને એ જાતની મદદ ઉપરાંત કાંઇક સંગીન મદદની જરૂર છે. એ મદદ તે આરોગ્ય સંબંધી જ્ઞાનનું શિક્ષણ છે. મને લાગ્યું કે લોકોને આ જાતના જ્ઞાનની ખરેખરી જરૂર છે. એ જાતનું શિક્ષણ મેળવવાની આ દેશમાં કોઇ સંસ્થાઓ નથી તેમ બીજાં સાધનો પણ નથી. ગુજરાતી પ્રજા તો આ પ્રકારના જ્ઞાનનાં સાધનોથી છેક બેનશીબ રહેલ છે. ગુજરાતી ભાષામાં આરોગ્યતાનું શિક્ષણ આપવાવાળા ઘણાજ થોડા લેખો છપાયા છે. આથી મારૂં અંતઃકરણ એ કાર્ય તરફ દોરાયું અને કેટલાક આર્થિક ભોગે પણ એ કાર્ય મેં શરૂ કર્યું. આરંભમાં મારી અલ્પમતિ પ્રમાણે અને મારાં અલ્પ સાધનો પ્રમાણે મેં "વૈદ્યકલ્પતરૂ" માસિકની શરૂવાત કરી. આ માસિકને ચલાવવામાં દ્રવ્યબળ કરતાં હૃદયબળ મારા પક્ષમાં હતું, અને તેથી જે હૃદયબળથી મેં તેની શરૂવાત કરી તે હૃદયબળ પ્રતિદિન વધતું ગયું, અને બીજા કેટલાક સ્વાર્થભોગે પણ તેનું કાર્ય આબાદી સાથે આગળ વધ્યું અને આજે લોકોના અને વૈદ્ય બંધુઓના આશ્ચર્ય વચ્ચે એ માસિક ગુજરાતી પ્રજામાં આરોગ્યનાં મૂળતત્વો ફેલાવનારૂં એક સર્વોત્તમ સાહિત્ય મનાઇ ચૂકયું છે.

આ પ્રમાણે "વૈદ્યકલ્પતરૂ" ગુજરાતી પ્રજામાં આવું અગત્યનું સાધન થઇ પડવાથી કેટલાક મિત્રો તથા ગ્રાહકો તરફથી એવી માગણી થવા લાગી કે, જેવી ઉત્તમ ભાવનાથી, અંતઃકરણની લાગણીથી અને નિર્દોષ પદ્ધતિથી વૈદ્યકલ્પતરૂ લખાય છે તથા પ્રગટ થાય છે

એવીજ પદ્ધતિ ઉપર કુટુંબોને નિરંતર ઉપયોગી થઇ પડે એવો એક વૈદક ગ્રંથ લખી પ્રસિદ્ધ કરો તો ઘણું સારૂં. આ માગણી ઉપરથી મેં એવો એક ગ્રંથ લખી સને ૧૮૯૯માં તૈયાર કર્યો અને લખતો ગયો અને છપાવતો ગયો તેથી કેટલીક અપૂર્ણતા સાથે પણ તે ગ્રંથ એવો તૈયાર થયો કે તે દરેક કુટુંબમાં, દરેક ઘરમાં, અને દરેક ડિસ્પેન્સરી કે દવાખાનામાં એક વૈદકકોષ કે રેફરન્સ બુક સરખો ઉપયોગી થઇ પડયો. એ ગ્રંથ સામાન્ય લોકવર્ગના ઉપયોગ માટે તૈયાર કરવામાં આવેલો હોવાથી તેનું નામ પણ તે હેતુને અનુલક્ષીને "ઘરવૈદું" એટલે ફેમીલી મેડીસન ( Family Medine ) એવું રાખ્યું.

"દરેક માણસ જાતે વૈદ્ય" એ આ ગ્રંથ રચવાનો હેતુ રાખેલો હોવાથી, આ ગ્રંથ યથાર્થ વાંચવામાં આવે તો વાંચનાર પોતાના શરીરનો, તેની રચનાનો અને તેમાં થનારા દોષો તથા દરદોનો જ્ઞાતા એટલે જાણનાર–વૈદ–થઇ શકે, એવી આ ગ્રંથની રચના છે, એવી વાંચનારાઓની પણ ખાત્રી થયેલી છે. હાલમાં સાધારણ એવું મનાયું છે કે "દરદો તથા દવાઓ જાણે તે વૈદ્ય" પણ તે માનિનતા અપૂર્ણ છે. જે માણસ પોતાના કે બીજાના શરીરને તથા શરીરના ધર્મોને સમજે તે વૈદ્ય કહેવાય. આ ઘરવૈદાના ગ્રંથમાં આવા ઉપયોગી જ્ઞાનનું શિક્ષણ મળી શકે તેને માટે બનતો પ્રયત્ન કરવામા આવ્યો છે.

આ પ્રમાણે આ ગ્રંથની પહેલી આવૃત્તિ તૈયાર થઇ અને તે લોકપ્રિય થઈ પડવાને લીધે થોડાજ સમયમાં ખલાસ પણ થઇ. તેની માગણીઓ જારી જ રહી અને તેથી તેની બીજી આવૃત્તિ છપાવવાની તૈયારી કરવા માંડી. આ ગ્રંથ ગુજરાતી વાંચનારી પ્રજામાં એટલો બધો તો પસંદ પડયો કે તેની બીજી આવૃત્તિ માટે અગાઉથી જ સેંકડો નામો નોંધાવાં. પણ પ્રથમ આવૃત્તિમાં થોડી અપૂર્ણતા રહી હતી. મારા વિચાર પ્રમાણે તે અપૂર્ણતા નહોતી; કેમકે આરંભમાં જ જણાવ્યા પ્રમાણે મારા અંતઃકરણના વિચાર પ્રમાણે આ ગ્રંથમાં મેં દરદોના ઉપચારો અને ઉપાયો કરતાં શરીરસંરક્ષણ સંબંધી જ્ઞાનને વધારે અગત્ય આપેલ હોવાથી પહેલી આવૃતિના ગ્રંથનો મોટો ભાગ એ ઉપયોગી વિષયોથી ભરાઇ ગયો અને તેથી છેવટે ઉપચાર સંબંધી પ્રકરણો વિસ્તારના ભયને લીધે ટુંકવી નાંખવાની મને જરૂર પડી હતી. પણ લોકો તરફથી એવી સૂચના થવા લાગી કે આવા સાર્વજનિક ઉપયોગી ગ્રંથમાં જે જે ઉપાયો આપ્યા છે તે જો કે ઘણા ઉપયોગી છે, પણ તેવા ઉપાયોનો વધારે મોટો સંગ્રહ બીજી આવૃત્તિમાં દાખલ થાય તો વધારે સારૂં. આ અને એવો જ બીજો કેટલોક સુધારો વધારો કરવા માટે બીજી આવૃત્તિની તૈયારી ઘણા વિલંબે કરવા માંડી હતી. ગ્રાહકો વરસો સુધી બીજી આવૃત્તિની વરસાદની પેઠે વાટ જોઇ રહ્યા હતા અને આખર નિરાશ પણ થયા હતા; પણ સ્વદેશ સેવાને માટે જ જેણે જન્મ લીધો છે એવા વૈદ્યકલ્પતરૂરૂપી ઉછળતા બાળકના પરિપાલનમાં અને એનાજ વિચારોમાં મારા સમયનો મોટો ભાગ રોકાયલો રહેવાથી તથા બીજાં કાર્યોની ગુંચવણને લીધે ઘરવૈદાની બીજી આવૃત્તિમાં સુધારો વધારો કરવાનું કામ લંબાણે પડયું. છેવટ મેં તે કામ ફરી હાથમાં લીધું હતું અને આ પુસ્તકની બીજી આવૃત્તિ સને ૧૯૦૯ માં મોટા સુધારા વધારા સાથે ગુજરાતી પ્રજાની સેવામાં મૂકવાને હું શક્તિવાન થયો.

ગ્રંથના વિષયો વિષે થોડો ઇસારો કરવાની જરૂર છે. આ ગ્રંથના ૭ ભાગ છે. પ્રારંભના પહેલા ભાગમાં સૃષ્ટિક્રમ ( Cause & Creation ) વિષે અધ્યાત્મશાસ્ત્ર અને પદાર્થ વિદ્યાના એકીકરણ સાથે સંક્ષેપમાં વિવેચન કરવામાં આવ્યું છે; જેમાં પુરૂષ અને પ્રકૃતિ,

શરીર અને જીવ, શરીરનાં તત્ત્વો, જીવાત્મા, આયુષ્ય અને મૃત્યુ, તથા ઐક્ય ( Unity ) ઇત્યાદિ વિષયોની ફીલસુફી સંક્ષેપમાં સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. બીજો ભાગ શારીરસ્થાન (Anatomy) નો છે; જેમાં શારીરરચના અને શરીરના મુખ્ય મુખ્ય ભાગોનું વર્ણન આવે છે. ત્રીજો ભાગ ઇન્દ્રિય વિજ્ઞાનશાસ્ત્ર (Physiology) નો છે. પહેલી આવૃત્તિમાં આ વિષયોને શારીર સાથે જોડી દેવામાં આવ્યા હતા. પણ આ બીજી આવૃત્તિમાં એ આખા વિષયને જુદો પાડીને ત્રીજા ભાગમાં તેનું વધારે વિસ્તારવાળું વર્ણન દાખલ કરવામાં આવ્યું છે. ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રમાં રૂધિરાભિસરણયંત્ર ( Circulatory system), શ્વાસોશ્વાસયંત્ર (Respiratory system), પક્વાશયયંત્ર ( Digestive syestem ), મૂત્રાશયયંત્ર (Urinary system), જનનેન્દ્રિયયંત્ર ( Generative system ), ચેતનાયંત્ર (Nervous system), જ્ઞાનેન્દ્રિયયંત્ર ( Organs of senses ), સાત ધાતુઓ, ત્રણ દોષ, તથા સ્વાભાવિક વેગો ( Natural calls ) ઇત્યાદિ શારીરિક ક્રિયાઓનું અતિ રસિક વર્ણન આવે છે. આ વર્ણનનો મોટો ભાગ પાશ્ચાત્ય વૈદ્યકના ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્રના આધારથી લીધો છે, અને પ્રાચીન ગ્રંથોમાં એ વિષે સૂત્રરૂપે લખેલું હોવાથી વૈદ્યોને આ વર્ણન ઘણું ઉપયોગી થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે. ચોથો ભાગ સૂત્રસ્થાન ( Hygiene ) નો છે. પહેલી આવૃત્તિમાં જે ભાગને "શરીર સંરક્ષણ" નામ આપેલું હતું તે ભાગને બીજી આવૃત્તિમાં "સૂત્રસ્થાન" નામ આપ્યું તેની અંદર દીનચર્યા, ઋતુચર્યા, હવા, પાણી, ખોરાક, આહાર, પથ્યાપથ્ય વર્ગ, વગેરે અનેક ઉપયોગી વિષયો અને આરોગ્યના નિયમોનું વિસ્તારવાળું વર્ણન આવે છે. પાંચમો ભાગ નિદાનસ્થાન ( General causes of Diseases ) નો છે. જેમાં રોગોની ઉત્પત્તિમાં સામાન્ય કારણો, ત્રણ દોષથી થનારાં દરદો, રોગ પરિક્ષાની જુદી જુદી અનેક રીત તથા દેશી અને અંગ્રેજી નિદાનનું સંક્ષિપ્ત સ્વરૂપ એ વિષયો આવે છે. છઠ્ઠો ભાગ ઔષધો અથવા ઉપચાર કરવાની સામગ્રી વિષયનો છે જેમાં દવાઓનાં જુદાં જુદાં રૂપ (ક્વાથ, ચૂર્ણ, અવલેહ વગેરે, બનાવવાની ક્રિયા) દવાઓનાં માપ, તોલ, માત્રા ( Dose ) ઔષધશોધન, અનુપાન, પથ્યાપથ્ય અને છેવટે આર્યઔષધો તથા ઇંગ્રેજી ઔષધોનું વર્ણન આપેલ છે, તથા બીજા સંખ્યાબંધ દેશી, યુનાની અને અંગ્રેજી ઉપાયોની જુદી જુદી બનાવટો અને નુસ્ખા સંગ્રહો આપવામાં આવેલ છે. આ છઠ્ઠા વિભાગમાં અનુપાન પ્રકરણ વધારવામાં આવ્યું, જેમાં રોગવાર અનુપાનો તેમજ ઔષધવાર (જેમકે અભ્રકનાં) અનુપાનો આપ્યાં છે. વળી પથ્યાપથ્યની સમજણ આપી છે. આર્ય ઔષધોનાં વર્ણનમાં પણ ઘણો વધારો કરવામાં આવ્યો છે અને તેનાં ગુજરાતી નામોની સાથે સંસ્કૃત, અંગ્રેજી તથા લાટીન નામો આપ્યાં છે. ક્વાથો, ચૂર્ણો, ગોળીઓ વગેરે બનાવટોમાં ઘણો મોટો ઉમેરો કરવામાં આવ્યો. સાતમો ભાગ ચિકિત્સાસ્થાન ( (Treatment of Diseases ) નો છે. તેનાં ૧૨ પ્રકરણો છે. જેનો ક્રમ લગભગ પહેલી આવૃત્તિ પ્રમાણે રાખ્યો છે. ઉપચારનાં પ્રકરણોમાં પણ કેટલાક વિશેષ દરદોનો તથા ઉપાયોનો ઉમેરો કરવામાં આવ્યો અને કેટલીક ભૂલથી રહી ગયેલી બાબતો તથા ઔષધોની બનાવટોને માટે પરિશિષ્ટ મુકયું. પ્રથમાવૃત્તિમાં હોમીઓપેથીના છુટા છવાયા ઉપાયો આપ્યા હતા તે બીજી આવૃત્તિમાં કાઢી નાંખીને તેને બદલે અંગ્રેજી, યુનાની તથા દેશી ઉપાયોનો મોટો સંગ્રહ દાખલ કર્યો.

આ ગ્રંથ તૈયાર કરવામાં નીચેના ગ્રંથોનો અભિપ્રાય તથા આશ્રય લેવામાં આવેલ છેઃ—

**શારીર તથા ઇન્દ્રિયવિજ્ઞાન શાસ્ત્ર**—શારીર અને વૈદકશાસ્ત્ર, વૈદકજ્ઞાન, તથા યોગદિવાકરનું આ વિષયને લગતું પ્રકરણ જોયું હતું.

**સૂત્રસ્થાન**—વાગ્ભટ્ટ સૂત્રસ્થાન, ભાવપ્રકાશ, તથા સુશ્રુત્ત સંહિતા.

**નિદાનસ્થાન**—વૈદકજ્ઞાન, શારીર અને વૈદકશાસ્ત્ર, વાગ્ભટ્ટ સૂત્રસ્થાન, માધવનિદાન વગેરે.

**ઔષધો**—ભાવપ્રકાશ, નિઘંટરત્નાકર, શાલિગ્રામ નિઘંટુ, ડા. પાંડુરંગ ગોપાળ કૃત ભારતવર્ષીય વનૌષધિસંગ્રહ, ઔષધિકોષ, વનસ્પતિગુણાદર્શ, વૈદકશબ્દાર્થસિંધુ ( કલકત્તાનો), ભૈષજ્યરત્નાવળી. સુશ્રુત, વૈદ્ય રઘુનાથજીકૃત નિઘંટસંગ્રહ, આર્યઔષધ, આર્યભિષક, શારીર અને વૈદ્યકશાસ્ત્ર, ડૉ. ખોરીનાં તથા બીજાં મેટેરીયા મેડિકાનાં પુસ્તકો, એક અનુભવી હકીમ સાહેબે ઉતરાવેલી યુનાની ઔષધોની નોટ, વગેરે ઘણાં પુસ્તકોનો અભિપ્રાય લીધો છે.

**ચિકિત્સાસ્થાન**—ભાવપ્રકાશ, ભૈષજ્યરત્નાવળી, યોગરત્નાકર, હારીતસંહિતા, શાર્ઙ્ગધર સંહિતા, માધવનિદાન, મૂર્સ ફેમિલી મેડીસીન, વૈદ્યકજ્ઞાન, શારીર અને વૈદ્યકશાસ્ત્ર, વૈદ્યકસાર સંગ્રહ વગેરે.

આર્ય ઔષધોના સંગ્રહમાં મારા મિત્ર રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજી તરફથી વૈદ્યકલ્પતરૂ માટે લખાઇ આવેલા લેખોથી તેમજ કેટલીક શંકાઓનું તેમણે પત્રદ્વારા કરેલ સમાધાનથી મારા કામમાં મને ઘણી સહાયતા મળી હતી. તેમજ યુનાની નુસખાઓ વાંચી સુધારી આપવાની તથા કેટલાક નવા નુસ્ખાઓ લખી મોકલવાની મુંબઇના વૈદ મિત્ર રા. જાદવજી ત્રીકમજી આચાર્યે મહેરબાની કરી હતી, તેથી તે બન્ને મિત્રોનો હું ઘણો આભારી થયો છું. આમ છતાં પણ ઔષધોના વર્ણનમાં ભૂલ દોષ રહી ગયેલ હોય તો તે વનસ્પતિ શાસ્ત્ર સંબંધી મારા જ્ઞાન તથા શોધનની અપૂર્ણતાને અને વિદ્વાનોના નિર્ણયની ખામીને આભારી છે.

બીજી આવૃત્તિના નિદાનસ્થાનમાં "આર્ય અને અંગ્રેજી નિદાનનું સંક્ષિપ્ત સ્વરૂપ" તથા વર્ગીકરણ એ નામનું નવું પ્રકરણ ઉમેરી વૈદ્યમિત્રોને માટે વિચાર કરવાનો ખોરાક પૂરો પાડયો છે. આર્ય વૈદ્યકના નિદાન માટે આધુનિક ડાકટરો જે આક્ષેપો કરે છે તે વિષે આપણે જરૂર વિચાર કરવો જોઇએ અથવા આપણું નિદાન પરિપૂર્ણ છે, તેનો સંતોષકારક નિર્ણય કરવો જોઇએ.

વ્યાધિઓના વર્ગીકરણ ( Classification ) ની બાબતમાં ઘણું કહેવાનું છે. પણ અત્રે તેને માટે પુરતી જગ્યા નથી, આ ગ્રંથમા વ્યાધિઓના વર્ગીકરણની પદ્ધતિ મેં સ્વીકારી છે તે ગમે તેવી અપૂર્ણ હશે, તોપણ મારી સમજ પ્રમાણે એ વર્ગીકરણ ઓછું ગુંચવાડા ભરેલું છે, એમ વાંચકોને જણાયા વિના રહેશે નહિ. વૈદ્યવિદ્યાની ઘણીક વાતોનું નિરાકરણ કરવાનું હજી બાકીજ છે, અને તેથી આવો વૈદક ગ્રંથ સંપૂર્ણતાનો દાવો કરી શકેજ નહિ.

આ ગ્રંથની રચનામાં આર્યવૈદક તથા એલોપથી બન્નેનો આશ્રય લેવામાં આવ્યો છે. વૈદ્યો અને ડાકટરો વચ્ચે એક બીજાની વિદ્યાની તથા જ્ઞાનની ટીકા તથા નિંદા થાય તે કોઇ પણ રીતે ઇચ્છવા જોગ નથી. વિદ્યા તથા જ્ઞાનની બાબતમાં સુગ રાખવી, એ મ્હોટામાં મ્હોટી મૂર્ખતા છે, મારી સમજ પ્રમાણે વૈદ્યોએ તથા હકીમોએ પશ્ચિમની વૈદ્યવિદ્યા-

માંથી ઘણું શીખવાનું છે અને ડાકટરો પણ પ્રાચીન આર્યવૈદક પ્રત્યેક સુગ ઓછી કરે તથા એ ગ્રંથો જોવા વિચારવાની તસ્દી લે તો તેમાંથી તેઓને ઘણું જાણવાનું મળી શકે એમ છે. એક વૈદ્યવિદ્યાના અભ્યાસી તરીકે હું મારા દેશના આર્યવૈદક તરફ વિશેષ અભિરૂચી અને અભિમાન રાખું એ સ્વાભાવિક છે, તથાપિ પશ્ચિમની વૈદ્યવિદ્યાને માટે તથા તે વિદ્યાના વધતા જતા શોધો માટે મને લેશમાત્ર પણ ઓછું માન નથી. સત્ય શોધકો વિદ્યાઓની જુદી જુદી શાખાઓનું એક ઉમદા વૃક્ષ બનાવી શકે છે, અને એવીજ દૃષ્ટિથી આપણે સૌએ કામ કરવાનું છે, એટલા માટે મેં આ ગ્રંથ રચવામાં વૈદકની પ્રચલિત મુખ્ય શાખાઓનો આશ્રય લીધો છે. વૈદકની કોઇ પણ શાખાનો શાળામાં કે કોઇ મેડિકલ સ્કુલમાં મેં અભ્યાસ કર્યો નથી, પણ અંગ્રેજી વૈદકનાં પુસ્તકો વાંચીને મારાથી બની શક્યું એટલું મેં વૈદક જોયું છે. મિત્ર ડાકટરોના સહવાસનો લાભ લીધો છે, અને કેટલીક અંગ્રેજી દવાઓનો જાતે અનુભવ પણ લીધો છે; આટલા આધાર ઉપરાંત પ્રતિષ્ઠિત તબીબોના લેખોના આધારથી આ મારા ગ્રંથમાં એલોપથીના વિચારો પ્રદર્શિત કર્યા છે તથા તેના ઔષધ પ્રયોગો યોજ્યા છે; એમ છતાં ક્યાંઇ ભૂલ રહેલી જણાય તો તે સુધારી વાંચવા મારી વિનંતિ છે.

આ રીતે સુધારા સાથે તૈયાર થયેલ બીજી આવૃત્તિની ૨૦૦૦ પ્રતો પણ બે ત્રણ વરસમાંજ ખલાસ થઇ; અને તુરતજ ત્રીજી આવૃત્તિની તૈયારી થઇ. સને ૧૯૧૩ માં ત્રીજી આવૃત્તિ પ્રગટ થઇ. આ ત્રીજી આવૃત્તિમાં પણ ઘણો સુધારો વધારો કરવામાં આવ્યોઃ— ભાગ ૨ જો—શારીરસ્થાન—તેમાં શરીરના જુદા જુદા ભાગ બતાવનારી આકૃતિઓ દાખલ કરવામાં આવી. ભાગ ૩ જો—ઇંદ્રિયવિજ્ઞાન શાસ્ત્ર તેમાં પણ શરીરની ક્રિયાઓ બતાવવા માટે જુદીજુદી આકૃતિઓ દાખલ કરવામાં આવી. ભાગ ૬ ઠ્ઠો—ઔષધો—આ ભાગના પ્રકરણ ૪ થામાં ઘણો સુધારો વધારો થયો છે; તથા બીજી આવૃત્તિના પરિશિષ્ટના ઉપાયો આ ત્રીજી આવૃત્તિમાં તેતે વર્ગના ઉપાયો સાથે દાખલ કર્યા. ભાગ ૭ મો—ચિકિત્સાસ્થાન—તેમાં ૧૦ મા પ્રકરણમાં સ્ત્રીચિકિત્સામાં ઘણો વધારો કરવામાં આવ્યો. પ્રસવની ત્રણ જુદી જુદી સ્થિતિનું વર્ણન તથા સ્વાભાવિક અને અસ્વાભાવિક પ્રસવની જુદી જુદી આકૃતિઓ સાથે તેના કારણો બતાવવામાં આવ્યાં. ત્રીજી આવૃત્તિમાં સ્ત્રીચિકિત્સાનું પ્રકરણ બહુ સંક્ષેપમાં હતું. આ ત્રીજી આવૃત્તિમાં ઘણો વધારો કરવામાં આવ્યો. એવીજ રીતે બાળચિકિત્સાના ૧૧ મા પ્રકરણમાં કેટલાંક દરદો તથા તેના ઉપાયોમાં ઉમેરો કરવામાં આવ્યો. સને ૧૯૧૬ માં ચોથી આવૃત્તિ બહાર પડી અને ૧૯૧૮ ના જુન માસમાં આ પાંચમી આવૃત્તિ બહાર પડે છે.

આ પ્રમાણે ટુંકાજ સમયમાં લોકપ્રિય ગ્રંથની પાંચ આવૃત્તિઓ સુધારા વધારા સાથે બહાર પડતી રહી છે. થોડાંજ વરસમાં આ ગ્રંથની ચાર આવૃત્તિઓની હજારો પ્રતોનો ગુજરાતી પ્રજામાં પ્રસાર થયો, તેજ તેની લોકપ્રિયતાનો પુરતો પુરાવો છે; આ ગ્રંથ વૈદ્યોનેજ નહિ, પણ કુટુંબોને અતિ ઉપયોગી થઇ પડેલ છે, અને જ્યાં જ્યાં તેનો ઉપયોગ થાય છે, ત્યાં તે એક સારા સલાહકારની અને વૈદ્યની ગરજ સારી શકે છે. આ ગ્રંથ માત્ર ઉપયોગી સહેલા ઉપાયોનોજ ગ્રંથ છે, એમ નથી; તે શરીર સંરક્ષણ અને આરોગ્ય સંબંધી જ્ઞાનનો એક મોટો ખજાનો છે, તેથી તે દરેક કુટુંબમાં નિત્ય વાંચવા લાયક ગ્રંથ સિદ્ધ ઠરેલ છે.

ગામડાંઓમાં વગર અભ્યાસે અને વગર આધારે ઉંટવૈદું ચાલી રહ્યું છે, એવા સમયમાં આ ગ્રંથ પ્રગટ થયા પછી નવા વૈદ્યોએ તેનો પોતાના અભ્યાસ અને ઉપચારના વૈદક ગ્રંથ

તરીકે ઉપયોગ કરવા માંડયો છે. આ સુલભ, સરલ અને સસ્તા ગ્રંથના સાધન વિના અત્યાર સુધી જે પ્રાકૃત વૈદ્યો પોતાનો ધંધો અને ઉપાયો મોટે ભાગે અલેલટપુની રીતે ચલાવતા હતા, તેઓ હવે આ ગ્રંથની સહાયતા મળ્યા પછી આ ગ્રંથ વાંચી વિચારીને કાંઇક પદ્ધતિસર ધંધો કરવા લાગ્યા છે, અને તેથી એમ પણ કહી શકાય કે આ ગ્રંથની આજ સુધીમાં બહાર પડેલી હજારો પ્રતોએ હજારો લોકોમાં અને ગામડાંના સેંકડો વૈદ્યોમાં વૈદ્યકના ખરા જ્ઞાનનો પ્રકાશ પાડેલો છે. જે હેતુથી આ ગ્રંથ પ્રગટ થયો છે તે હેતુ વૈદ્યવર્ગમાં તેમજ કુટુંબોમાં બહુ સારી રીતે પાર પડેલો છે, તેથી અમને બેહદ સંતોષ થાય છે.

છેવટ આ પ્રસ્તાવના સમાપ્ત કરતાં એટલુંજ કહેવાનું છે કે ઔષધની બનાવટોમાં તથા ઉપચારોમાં ઔષધ ખાવાનું જે જે પ્રમાણ આપેલું છે, તે પ્રમાણમાં દૃષ્ટિ દોષથી ક્યાંઇ વધઘટ થયેલ હોય તો તે, તથા પ્રુફો વાંચવામાં આંકડાની ભૂલો અને અક્ષર સંબંધી અશુદ્ધિ રહેલી હોય તે, સુધારી વાંચવા મારી વિનંતિ છે. વળી મારો આ પ્રયાસ વૈદ્યવિદ્યાનું તત્વજ્ઞાન બતાવવા માટે નથી, પણ સામાન્ય પ્રજાવર્ગ માટે તથા વૈદ્યવિદ્યાના અભ્યાસીઓ માટે આયુર્વેદ અને એલોપથીના હસ્તમેલાપ સાથે તે બન્ને વિદ્યાઓનું દિગ્દર્શન કરાવી આરોગ્યપ્રાપ્તિની સીધી સડક બતાવવા માટેજ આ પ્રયાસ છે, એટલા માટે, તેમાં ખામી હોય તો તે સુધારી વાંચવા તથા મને જણાવવા વિદ્વાન વૈદ્યોને, ડાક્ટર સાહેબોને તથા હકીમ સાહેબોને મારી વિનંતી છે.

આ ગ્રંથનો જાહેર સંસ્થાઓ તરફથી પણ સત્કાર થયો છે. વડોદરા સ્ટેટની લાયબ્રેરીઓ માટે આ ગ્રંથ મંજુર થયો છે. પ્રભુરામ આયુર્વેદિક કોલેજ તથા પ્રયાગના આયુર્વેદ વિદ્યાપીઠે આ ગ્રંથનો વૈદક અભ્યાસીઓ માટે સ્વીકાર કરેલો છે. અને અનેક શીખાઉ વૈદ્યો તથા વૈદ્યો પાસે શીખનારા તેમના શિષ્યોમાં આ ગ્રંથ એક ' સ્ટાન્ડર્ડ બુક ' તરીકે મનાયેલ છે.

આજસુધીમાં આ ગ્રંથની પાંચ આવૃત્તિઓ બહાર પડી અને કુલ ૧૦,૦૦૦ દશ હજાર પ્રતો ગુજરાતી કુટુંબોમાં પહોંચી છે, એ આ ગ્રંથની લોકપ્રિયતાનો પુરતો પુરાવો છે.

અમદાવાદ.<br>
જુન, ૧૯૧૮ } વૈદ્ય જટાશંકર લીલાધર.



# ઘરવૈદામાં આવેલા વિષયોની સંક્ષિપ્ત અનુક્રમણિકા.

## ભાગ ૧ લો—પ્રારંભ.



## ભાગ ૨ જો—શારીરસ્થાન.



## ભાગ ૩ જો—ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર.



## ભાગ ૪ થો—સૂત્રસ્થાન.

## ભાગ ૫ મો—નિદાનસ્થાન.



## ભાગ ૬ ઠો—ઔષધો.

## ભાગ ૭ મો—ચિકિત્સાસ્થાન.

"વૈદ્યકલ્પતરૂ" ના તંત્રી



સ્વર્ગસ્થ વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી

મોનાર્ક પ્રિન્ટરી, અમદાવાદ

# ઘરવૈદું.

# FAMILY MEDICINE.

## ભાગ ૧ લો.

## પ્રારંભ.*

## THE BEGINNING.

### સૃષ્ટિક્રમ.

### CAUSE AND CREATION.

જ્યારે આપણે આપણી આસપાસની નજીની ચીજોનું જ્ઞાન ધરાવીએ છીએ, ત્યારે આપણે પોતે શું છીએ, આપણું શરીર શાનું બનેલું છે, તથા તેમાં કઇ કઇ શક્તિઓ કેવું કેવું કામ કરે છે, ઇત્યાદિ આપણા ઉત્તમ અને અદ્‌ભુત શરીર વિષે આપણે જો કાંઈ પણ જ્ઞાન ન ધરાવીએ તો તેને માટે આપણે ખરેખર શરમાવું જોઇએ. જગત્‌માં અજ્ઞાન એજ દુ:ખનું મૂળ છે અને સર્વ અજ્ઞાન કરતાં શરીર સંબંધી અજ્ઞાન સર્વથી મ્હોટા કલેશનું કારણ થઇ પડે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં, શરીરમાંથી માત્ર બહાર દેખાતાં શરીર સંબંધી જ નહિ, પણ જે મહાન્ અદ્‌ભૂત શક્તિવડે સૃષ્ટિની આ સર્વ રચના થયેલી જોવામાં આવે છે તે સંબંધી, અથવા બીજી રીતે બોલીએ તો આ જગત્‌માં જે કાંઇ જાણવા યોગ્ય છે, તેનું સંપૂર્ણ જ્ઞાન પણ શરીરમાંથી મળી શકે છે. શરીરની રચના અદ્‌ભૂત છે અને તેથી તે વિષેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાને હજુ માણસ જાત શક્તિવાન થયેલ નથી. તથાપિ શોધક અને સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનોએ અત્યાર સુધીમાં તેના પર જે અજવાળું પાડેલું છે, અને એ દિશામાં આપણે જે કાંઈ જ્ઞાન ધરાવીએ છીએ, તે જ્ઞાન ઉપરથી આ શરીરની રચના કરતાં પરમ પિતા પરમેશ્વરની અપાર શક્તિ અને ડહાપણના આપણને જેવા પુરાવા મળે છે, તેવા પુરાવા બીજી કોઈ પણ વિદ્યા જાણવાથી મળતા નથી.

હું કોણ, આ શરીર શું, તે શાનું બનેલું છે, અને તેના શું ધર્મ છે, એવા પ્રશ્નો દરેક માણસે પોતાના મન સાથે કરવા જોઇએ. વિચારવંત અને વિવેકી માણસો આવા પ્રશ્નોમાંથી

---

* સાધારણ વાચકોને આ પહેલો ભાગ સમજવામાં કઠણ અને કંટાળા ભરેલો લાગશે, તથાપિ વિવેકી વાચનારાઓ વાંચીને વિચારશે તો તેમાંથી વૈદ્યવિદ્યાનું કેટલુંક તત્વ તારવી શકાશે.

ઘણું જ્ઞાન મેળવી શકે છે, અને તેઓજ પોતાની હયાતીનો કાંઇ પણ સારો ઉપયોગ કરી જીંદગી અથવા જીવવું સફળ કરે છે.

કહેવાની જરૂર નથી કે, આ ગ્રંથમાં જે શરીરના બંધારણનું, તેની અંદરની ક્રિયાઓનું, તે ક્રિયાઓમાં થતાં ફેરફારોનાં કારણોનું તથા તેના ઉપયોગનું સામાન્ય જ્ઞાન આપવાનો યત્ન કરવામાં આવેલો છે, તે શરીર "મનુષ્ય" એવી સંજ્ઞાથી ઓળખાતા, ઉત્તમ યોનિમાં જન્મેલા, અને કનિષ્ટ યોનિઓમાં જન્મતા જીવો ઉપર આધિપત્ય ભોગવતા જીવનું છે. આ ઉત્તમ યોનિમાં જન્મ લેનારો જીવ અથવા મનુષ્ય એટલે શું, તેનો આપણે પ્રથમ વિચાર કરવો જોઇએ; એ વિચાર કરવાને મનુષ્ય બંધાયો છે, કેમકે તેને પરમ કૃપાળુ કુદરતે બીજાં પ્રાણીઓ કરતાં એક વિશેષ ઉમદા બક્ષીસ આપેલી છે. તે બક્ષિસ "મન" છે, જેનો અર્થ "વિચાર કરવાની ઇંદ્રિ" થાય છે, અને તેથી જ તેને "મનુષ્ય" એવું બિરદ મળેલું છે. માણસ સંબંધી આ વિચાર આ સૃષ્ટિના એક ન્હાનામાં ન્હાના અને અધમમાં અધમ જંતુના કનિષ્ટ આત્માથી તે ઉત્તરોત્તર અધિક અધિક શક્તિવાળા પ્રાણી "મનુષ્ય" સુધી અને એથી પણ આગળ વધીને મહત્ ચૈતન્ય એટલે "પરમાત્મા" ના પરમ પવિત્ર અધિકાર સુધી આપણને ખેંચી જાય છે.

ત્યારે આ શરીર અને તેની અંદર જે ચૈતન્ય છે, તે શું છે, તેનો આપણે બેશક વિચાર કરવો જોઈએ. વાસ્તવિક રીતે વિચાર કરતાં જે પરમાણુઓ, જે પદાર્થો, અને જે શક્તિઓ વડે આ સૃષ્ટિની રચના થયેલી જોવામાં આવે છે, તે જ પરમાણુઓ, તે જ પદાર્થો અને તે જ શક્તિઓ વડે આપણું શરીર બનેલું છે, અને એટલા વાસ્તે આપણે પ્રથમ સૃષ્ટિ સંબંધી કંઇક સમજણ મેળવવાની જરૂર છે; કેમકે મૂળ જાણ્યા વિના તેની શાખાઓની જોઇએ એવી સમજણ પડતી નથી.

કોઇ પણ પદાર્થની ઉત્પત્તિમાં કાર્ય અને કારણનો સંબંધ હોવો જોઇએ. ઘડાની સાથે તેના બનાવનાર કુંભારની હયાતી હોવી જ જોઇએ. એવી જ રીતે આ સૃષ્ટિમાં દૃષ્ટિએ પડતા પદાર્થો એ કાર્ય છે, તો તેનું કારણ અથવા તો તેનો કર્ત્તા હોવો જોઇએ. દૃષ્ટિએ પડતા પદાર્થોના હાલના વિદ્વાનોએ ત્રણ વર્ગ પાડ્યા છે. ૧. ખનીજ, ઉદ્‌ભિજ ( વનસ્પતિ ) અને ૩. પ્રાણીજ. આ ત્રણ પ્રકારના પદાર્થોમાંથી વનસ્પતિ તથા પ્રાણીજ પદાર્થોમાં ચેતન જોવામાં આવે છે, અને ખનિજ પદાર્થોમાં ચેતન જોવામાં આવતું નથી. પણ વાસ્તવિક રીતે એ બધા પદાર્થોમાં ચેતન શક્તિ છે, તે એવી રીતે કે, પ્રાણીવર્ગ વનસ્પતિ ખાઇને જીવે છે, વનસ્પતિ વર્ગ ખનિજમાંથી ઉત્પન્ન થાય છે અને તેનાં જ મૂળીયાં દ્વારાએ ખનિજનાં તત્વોને ચૂસીને વધે છે; બીજા શબ્દોમાં બોલીએ તો, ખનિજ વનસ્પતિને જીવાડે છે અને વનસ્પતિ પ્રાણીઓને જીવાડે છે. આ વ્યાપારમાં જડ અથવા નિર્જીવ ( inorganic ) દ્રવ્યો પણ ચેતન અથવા સજીવ ( organic ) બની જાય છે. જડ પદાર્થો પણ સજીવ પદાર્થોની પેઠે કદમાં વધે છે એટલે તેમાં પણ એક પ્રકારની ચેતન ક્રિયા ચાલતી રહે છે. બારીક રજકણોમાંથી માટીનો પિંડ બંધાય છે, માટીના પિંડમાંથી વનસ્પતિ ઉત્પન્ન થાય છે, વનસ્પતિના આહારથી પ્રાણીનું પોષણ થાય છે અને એ જ પ્રાણ (જીવાત્મા) આગળ કહેવામાં આવશે એવી રીતે મહાપ્રાણ અથવા પરમાત્માના સ્વરૂપ સુધી પહોંચી શકે છે. બીજા શબ્દોમાં કહીએ તો રજ માટીરૂપ થાય છે. માટી વનસ્પતિ રૂપ થાય છે, વનસ્પતિ પ્રાણરૂપ થાય છે. અને એ

પ્રાણુને અધિક ઉંચા પ્રકારનું પોષણ તથા વિશેષ વિશુદ્ધ સંસ્કારો મળતાં તે પરમાત્માના સર્વોત્કૃષ્ટ સ્વરૂપને પામે છે.

સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ આ પ્રમાણે ચાલે છેઃ—સૃષ્ટિના તમામ નજરે પડતા પદાર્થો મૂળ એક આદિ મહાતત્ત્વમાંથી ઉત્પન્ન થાય છે. એ આદિ મહાતત્ત્વ પણ અનાદિકાળથી ચાલ્યું આવેલું સર્વવ્યાપી તત્ત્વ છે. હાલના રસાયનશાસ્ત્રીઓ તમામ પદાર્થોની ઉત્પત્તિ કેટલાંક મૂળતત્ત્વોમાંથી થયેલી જણાવે છે. એવાં મૂળતત્ત્વો તેઓ ૮૦ કરતાં વધારે જણાવે છે. આર્યશાસ્ત્રમાં મુખ્ય મૂળ પાંચ દ્રવ્યો માનેલાં છે. આકાશ, વાયુ, તેજ, પાણી, પૃથ્વી. આધુનિક રસાયનશાસ્ત્રનાં ૮૦ મૂળતત્ત્વો એ પ્રાચીન આર્યશાસ્ત્રમાં ૫ મૂળતત્ત્વોનાં જ પેટાતત્ત્વો છે. હજી તેઓ તો એ ૮૦ તત્ત્વોમાં નવા તત્ત્વો શોધતા અને ઉમેરતા જાય છે. થોડાંજ વર્ષ થયાં તેમણે રેડીયમ નામના એક નવા તત્ત્વની શોધ કરી છે, એટલે તેમનાં આ મૂળતત્ત્વો સંપૂર્ણ નથી. તેઓ એવું માને છે કે વનસ્પતિ તથા પ્રાણીઓનાં શરીરનાં સૂક્ષ્મ અણુઓમાં જે જીવનશક્તિ છે, તેનું રસાયનશાસ્ત્ર રીતે પૃથક્કરણ કરી જોતાં એવું માલમ પડે છે કે, તે અણુઓમાં ઑક્સિજન, નાઇટ્રોજન, કાર્બન, હાઇડ્રોજન, ફૉસ્ફરસ, ગંધક. વગેરે તત્ત્વો અમુક પ્રમાણમાં હોય છે, અને એ તત્ત્વોના રસાયનધર્મથી જ વનસ્પતિ તથા પ્રાણીવર્ગની ઉત્પત્તિ થાય છે. પરંતુ તેઓ પોતે કૃત્રિમ પ્રયોગો કરીને એ પ્રમાણમાં મૂળ પદાર્થોને મેળવી તેમાં જીવનતત્ત્વને ઉત્પન્ન કરી શક્યા નથી, એજ બનાવ એવું સિદ્ધ કરે છે કે, એ રસાયનધર્મથી સંયોગ કિંવા વિયોગ પામતી સૃષ્ટિની અને સજીવ અથવા ચૈતન્ય શક્તિઓમાં કોઈ એક ત્રીજી મહાન શક્તિનો હાથ હોવો જોઈએ. એ મહત્ તત્ત્વ વિના એક પણ રસાયન ક્રિયા બની શકતી નથી. આ સૃષ્ટિમાં કરોડો વખત ઉત્પત્તિ અને લય થતો આવ્યો છે. ઉત્પત્તિનો ક્રમ એવો છે કે, આદિતત્ત્વ અથવા મહાચૈતન્ય પ્રકૃતિમાં એટલે માયામાં મળે છે અને તેથી તેમાં ગતિ તથા ક્ષોભ થતાં પ્રથમ સૂક્ષ્મ ( ether ) પરમાણુઓની ઉત્પત્તિ થાય છે. પછી તે પરમાણુઓમાં આકર્ષણ વગેરે શક્તિઓ પેદા થતાં તેઓ એકત્ર થઇ તેના સમુહો બને છે, આ સૂક્ષ્મ પરમાણુઓના આ વ્યાપારમાં પ્રથમ શબ્દ પેદા થાય છે. માયાના પ્રથમ વિકારરૂપ આ દ્રવ્યને **આકાશ** કહેવામાં આવે છે અને તેનો ખાસ ગુણ **શબ્દ** છે. આ સૂક્ષ્મ પરમાણુઓમાં વળી વિશેષ ગતિ ઉત્પન્ન થઇને વધારે આઘાત થવાથી આકાશ દ્રવ્યના કાર્ય રૂપ વધારે ઘટ પરમાણુઓને **વાયુ** કહે છે. સ્પર્શજ્ઞાન, ગતિ વગેરે વાયુના ધર્મો છે, અને તે બધામાં સ્પર્શપણાનો ગુણ હોવાથી વાયુનો ખાસ ગુણ **સ્પર્શ** છે. વાયુનાં પરમાણુઓ વિશેષ ગતિ તથા આઘાત પામીને તેમાં ગરમી ઉત્પન્ન થાય છે, એવી સ્થિતિનાં પરમાણુઓને **અગ્નિ** કહેવામાં આવે છે. બાળવું કે પ્રકાશ આપવો એ તેનો ખાસ ગુણ છે. પ્રકાશથી રૂપ દેખાય છે, માટે અગ્નિનો ખાસ ગુણ રૂપ છે. પછી આ પરમાણુઓ વધારે આઘાત પામીને ઉષ્ણતામાંથી દ્રવપણાને પામે છે, અને તેથી તેમાંથી **જળ** રૂપ પરમાણુઓ પેદા થાય છે. **રસ** તેનો ખાસ ગુણ છે. આ દ્રવ પરમાણુઓ વધારે સંકોચ પામીને ઘટ થાય છે ત્યારે તે પરમાણુઓની સૌથી વિશેષ ઘટ સ્થિતિને **પૃથ્વી** કહેવામાં આવે છે. ગંધ એ પૃથ્વીનો ખાસ ગુણ છે.

આ પ્રમાણે અતિ સૂક્ષ્મ સ્થિતિમાંથી ઉત્તરોત્તર ઘટ સ્થિતિમાં પરમાણુઓ થતા જાય છે. ઇથર જેવા સૌથી સૂક્ષ્મ પદાર્થમાંથી શબ્દ ગુણવાળા આકાશ દ્રવ્યની ઉત્પત્તિ થાય છે, આકાશમાંથી શબ્દ તથા સ્પર્શ એ બે ગુણવાળા વાયુ દ્રવ્યની ઉત્પત્તિ થાય છે. વાયુમાંથી

શબ્દ, સ્પર્શ, તથા રૂપ એ ત્રણ ગુણવાળા અગ્નિ દ્રવ્યની ઉત્પત્તિ થાય છે. અગ્નિરૂપ દ્રવ્યમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણવાળા પાણી જેવાં પ્રવાહી દ્રવ્યની ઉત્પતિ થાય છે, અને છેવટ પાણીરૂપ દ્રવ્યમાંથી એથી પણ વધારે ઘટ પરમાણુઓમાં જે દ્રવ્ય ઉત્પન્ન થાય છે તેને પૃથ્વી કહેવામાં આવે છે, અને પૃથ્વી દ્રવ્યમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચે ગુણ હોય છે. આધુનિક રસાયનશાસ્ત્રના છેલ્લા શોધકો પણ હવે આર્ય સિદ્ધાન્તો તરફ ઢળવા લાગેલા છે અને તેઓ માનવા લાગ્યા છે કે, એક અનાદિ તત્ત્વમાંથી પ્રથમ પ્રોટાઇલ, પછી વાયુરૂપ અવસ્થા, પછી દ્રવ-પ્રવાહી રૂપ અવસ્થા અને છેવટ ઘન અવસ્થા, એમ અતિ સૂક્ષ્મમાંથી ઉત્તરોત્તર વિશેષ ઘટરૂપ અવસ્થા થતી જાય છે. હાલના રસાયન શાસ્ત્રીઓનો આ છેલ્લો સૃષ્ટિક્રમ આર્ય શાસ્ત્રકારોના પંચમહાભૂતના ક્રમને લગભગ મળતો જ છે, અર્થાત્ આ પ્રકારની જુદી જુદી સ્થિતિમાં આ વિશ્વમાં જે અનેક પદાર્થો જોવામાં આવે છે તે આ બ્રહ્માંડનું પ્રકૃતિ દ્રવ્ય છે. બ્રહ્માંડમાં આવું પ્રકૃતિ દ્રવ્ય જુદી જુદી શક્તિઓ વડે જુદા જુદા યોગ તથા ધર્મથી કામ કરે છે, જેને રસાયનશાસ્ત્રીઓ રસાયનધર્મ કહે છે. પણ પ્રકૃતિ દ્રવ્યની આ શક્તિઓ અથવા રસાયનધર્મો એક બીજા નિયામક વ્યાપક આદિતત્ત્વના આશ્રયથી કામ કરે છે, એમ માન્યા બિના છુટકો નથી. આત્મવાદીઓ કહે છે કે, આ સૃષ્ટિ રચનાનું મૂળ કારણ કોઈ એક અચિંત્ય પરમ શક્તિ છે. તેને પરમાત્મા, બ્રહ્મ, ઇશ્વર, અથવા પુરૂષ એવાં અનેક નામોથી બોલાવવામાં આવે છે. પદાર્થવાદીઓ કહે છે કે, આ સૃષ્ટિનાં સર્વ પ્રાણી અને પદાર્થો, પદાર્થોના રસાયન ધર્મોવડે ઉત્પન્ન થાય છે, અને એજ ધર્મોવડે લય પામે છે, વળી સ્વભાવવાદીઓનો એક ત્રીજો મત જે પદાર્થવાદીઓને મળતો છે, તે એવું જણાવે છે કે સૃષ્ટિ સ્વભાવ ( Nature )થી ઉત્પન્ન થાય છે. આ બધી શબ્દની લડાઇઓ છે. " શક્તિ " " રસાયન ધર્મ " અને " સ્વભાવ " એ સર્વ પરિણામે એકજ અર્થનું સૂચન કરનારા શબ્દો છે. અને તેને પ્રેરનાર કોઇ એક મહાશક્તિ હોવી જોઇએ. આ ઝગડાપર વિચાર ચલાવવાનું આ સ્થળ નથી. માત્ર અહીં એટલુંજ જાણી લેવાની જરૂર છે કે આ સૃષ્ટિમાં કોઇ એક મહાન શક્તિ અદૃશ્ય રહીને કામ કરી રહેલ છે.

એક બીજમાંથી અસંખ્ય બીજની ઉત્પત્તિ થાય છે, એક ગતિ ( Force ) માંથી અનેક ગતિ ઉત્પન્ન થાય છે અને એક સૂર્યમાંથી અસંખ્ય કિરણોનો પ્રસાર થાય છે. આ દ્રષ્ટાંતો એવું બતાવે છે કે અસંખ્ય બીજનું મૂળ એક બીજ છે, અસંખ્ય ગતિઓનું મૂળ એકજ ગતિ છે અને અસંખ્ય કિરણોનું મૂળ એકજ સૂર્ય છે, અને તે સૌનો લય તેના મૂળમાં થાય છે એટલે ખરેખરૂં જોતાં તેમનો નાશ નથી થતો, પણ થએલો વિસ્તાર સમેટાઇને તેની મૂળ વસ્તુમાં સ્થિતિ કરે છે. પરમાત્માની જુદી જુદી ગતિ, શક્તિ અથવા સૃષ્ટિનો આ ક્રમ એવું સિદ્ધ કરે છે કે, આ સૃષ્ટિમાં જે કાંઇ પ્રાણી કે પદાર્થોનો વિસ્તાર થાય છે, તે મૂળ એકજ મહાન શક્તિમાંથી થાય છે. અને તેમનો પાછો નાશ અથવા સંકોચ પણ તેજ મુળ શક્તિમાં થાય છે. એક કરોળીઆનું દ્રષ્ટાંત આ વાતને વધારે ઠીક સમજાવી શકાશે. કરોળીયાનું જાળું આપણે જોયું છે. તે જાળું જયાંથી ( કરોળીયાના શરીરમાંથી ) આવે છે ત્યાંજ પાછું સમેટાઇ જાય છે.

આ બધી વાતનો સારાંશ એ છે કે, જે વસ્તુ જેમાંથી ઉત્પન્ન થાય છે તેમાંજ તેનો યોગ થાય છે. નાશ થતો નથી. એજ વાતને બીજા આકારમાં બોલીએ તો એવું ઠરે છે કે

આ સૃષ્ટિમાં કોઇ પ્રાણી કે પદાર્થની છેક નવી ઉત્પત્તિ કે છેક સમૂળગો વિનાશ થતો નથી, માત્ર રૂપાન્તર થાય છે; અથવા જે જે જાતનાં તત્ત્વોથી તે પદાર્થ બનેલો હોય છે તે તે જાતમાં તેનાં પરમાણુઓ જઇને મળી જાય છે. એક વૃક્ષને બાળી મૂકો તો તેની અંદરના પૃથ્વી, પ્રાણી, વાયુ વગેરે ધર્મો અથવા તત્ત્વો તે તે મહાભૂતમાં મળી જશે, અને એક પ્રાણીનો નાશ થાય છે એટલે તેનાં ચૈતન્યવાળાં તત્ત્વો ચૈતન્ય સાથે અને બીજાં તત્ત્વો તે જાતના મૂળ પદાર્થોમાં મળી જાય છે, એમ સમજવાનું છે.

આ સૃષ્ટિમાં અનાદિ કાળથી કોઈ બે શક્તિઓ સ્ત્રી પુરૂષરૂપે કામ કરી રહેલ છે, અને આ સૃષ્ટિમાંના નર અને માદા અથવા પુરૂષ અને સ્ત્રીનાં જોડાં એ ઉપરની બે શક્તિઓની જ પ્રતિમાઓ હોય એમ માનવાને મજબૂત કારણ મળે છે. જેમ પ્રકૃતિ અને પુરૂષ જુદાં જુદાં રહીને કાંઇ પણ ક્રિયા કરી શકતાં નથી, તેમ સ્ત્રી અને પુરૂષ અથવા નર અને માદા પણ પ્રથક્ પ્રથક્ રહીને ઉત્પત્તિના કાર્યમાં કેવળ અશક્ત છે. જે મહાન્ શક્તિ અથવા પરમાત્મા આ નિયમ પોતાની સૃષ્ટિનાં પ્રાણીઓ પાસે પળાવે છે, તે પરમાત્મા પોતે પણ એ જ નિયમથી સૃષ્ટિ ચલાવતો હોય તો તે અસંભવિત નથી. આ સર્વ શક્તિમાન્ પરમાત્મા અથવા ઈશ્વરના ખરા તત્ત્વને સર્વાંશે ઓળખવાનો દાવો કરવો, એ કેવળ મિથ્યા છે, તથાપિ એ મહાન્ શક્તિમાંથી આ સૃષ્ટિનો જે વ્યવહાર ચાલી રહ્યો છે, તે ઉપરથી ચોક્કસ અનુમાનો ઉપર તેને અને તેની સૃષ્ટિને ઓળખવાનો યત્ન આપણે કરવો જોઇએ. ઈશ્વર અને સૃષ્ટિ વિષેના આ બધા વિચારો આપણને છેવટ સૃષ્ટિ રચનાનાં બે મૂળ કારણો તરફ દોરી જાય છે. આ બે મૂળ કારણો પુરૂષ અને પ્રકૃતિ છે.

---

# અનાદિતત્ત્વ-પુરૂષ અને પ્રકૃતિ.

# THE SUPREME BEING AND THE SOURCE OF THE MATERIAL WORLD.

## પુરૂષ.

પુરૂષ એટલે પરમાત્મા એ આ વિશ્વરચનાની અને સૃષ્ટિની કારણરૂપ સર્વોત્તમ શક્તિ છે. એ શક્તિ અનાદિ છે, એટલે તેનો આરંભ નથી. અનંત છે, એટલે તેને કયાંઇ છેડો નથી; અલિંગ છે, એટલે તેનું કાંઇ સ્વરૂપ નથી; નિત્ય છે, એટલે જેનો કદિ નાશ નથી; અદ્વૈત છે, એટલે એના વિના બીજો કોઇ છે નહિ; અને સર્વવ્યાપક છે એટલે તેની સર્વત્ર હયાતી છે. પરમાત્માના આ સર્વ ગુણો એવું સિદ્ધ કરે છે કે, તે અદ્રશ્યપણે સદા સર્વદા સર્વ ઠેકાણે વ્યાપ્ત થઇ રહેલ છે. એક વૃક્ષમાં, એક જંતુમાં અને એક પથ્થરમાં પણ તેની હયાતી છે. આર્ય લોકો સર્વ પદાર્થોને ઇશ્વર ભાવનાથી જુવે છે, તેનું આ જ કારણ છે. સૃષ્ટિમાં જે કાંઇ જોવામાં આવે છે તે એ મહાન્ શક્તિનો વિસ્તાર છે. જેમ એક સૂર્યમાંથી કરોડો કિરણો વિસ્તાર પામે છે, જેમ વીજળીના એક પ્રવાહમાંથી અસંખ્ય પ્રવાહો થાય છે, જેમ આકાશની એક વાદળીમાંથી લાખો જળનાં બિંદુઓની વૃષ્ટિ થાય છે, અને જેમ એક ન્હાના સરખા કરોળીઆના શરીરમાંથી અસંખ્ય તંતુઓનું જાળું ફેલાય છે, તેમ આ એક પરમાત્મામાંથી અસંખ્ય શક્તિઓનો વિસ્તાર થયેલો હોય એમ જોવામાં આવે છે.

ઉપરનાં સૂર્ય વગેરે દૃષ્ટાંતો પણ એ જ મહાન્ શક્તિની પ્રતિમાઓ છે. એક મૂળ મોટા પ્રવાહમાંથી આ શક્તિ નાના પ્રવાહોમાં અને ન્હાનામાંથી અતિ ન્હાના પ્રવાહોમાં વહેંચાઇ ગયેલ છે, તે છેક ત્યાં સુધી કે તેની છેવટની ગતિ અથવા સ્થિતિને આપણે જડ કહીએ છીએ; જો કે વાસ્તવિક રીતે જોતાં, અગાઉ લખ્યા પ્રમાણે. જગતમાં કોઇ જડ વસ્તુ છેજ નહિ. જેમ એક ન્હાના પ્રકાશને દીવો નામ આપવામાં આવેલું છે, તેનાથી મોટા પ્રકાશને મશાલ, તેનાથી મોટા પ્રકાશને ભડકો અને એમ ઉત્તરોત્તર કરતાં સૌથી મોટા પ્રકાશને સૂર્ય કહેવામાં આવેલ છે; તેમ પદાર્થો, વનસ્પતિઓ, જંતુઓ, પ્રાણીઓ, મનુષ્યો, અને એથી પણ અધિક દરજ્જાના દેવો, એ સર્વ પરમાત્માના અંશરૂપ અનેક મહાત્માઓ, અલ્પ આત્માઓ, અધમ આત્માઓ અને અધમમાં અધમ આત્માઓનો પ્રસાર અને વિસ્તાર છે.

## પ્રકૃતિ.

**પ્રકૃતિ** સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણવાળી અને વિકારવાળી છે. પુરૂષ અથવા પરમાત્મા પોતે નિર્વિકારી તેમજ સુખદુઃખ કે રાગદ્વેષ રહિત સદા ઉદાસીન છે, પણ પ્રકૃતિના સંયોગવડે કાર્ય કરવાની ઇચ્છાવાળો થઇ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે, એમ માનેલું છે. જયારે પુરૂષ પ્રકૃતિનો આશ્રય કરીને કાર્ય કરે છે અને તેઓ પરસ્પરના આશ્રયી છે, ત્યારે ક્રિયામાં મૂકાયા પછી તે બન્નેના તથા તેમનાથી થયેલી સૃષ્ટિના ગુણધર્મ એક સરખા હોવા જોઇએ. પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે; સત્વગુણવાળી, રજોગુણવાળી, અને તમોગુણવાળી. આ ત્રણે ગુણ સમાન છે, અને એ ત્રણ ગુણની ઐકયતા અને સમાનતા એ જ આ સૃષ્ટિની હયાતીનો પાયો છે. એ ત્રણ ગુણવાળી પ્રકૃતિની ઓળખાણ નીચે પ્રમાણે આપી છેઃ—

**સત્વગુણી પ્રકૃતિ**—આસ્તિકપણું, ઉદારતા અથવા સમભાવના, ક્રોધ રહિતપણું, સત્યવચન, બુદ્ધિ, ધૈર્ય, ક્ષમા, દયા, જ્ઞાન, સરલતા અનિંદિત અને નિષ્કામ કર્મ તથા આદર યુક્ત વિનય.

**રજોગુણી પ્રકૃતિ**—ક્રોધ, બીજાને મારવાની ઇચ્છા, સુખની અધિક અધિક ઇચ્છા, દંભ, કામના, ભુંડાં વચન, અધૈર્ય, અહંકાર અને ભટકવાની ઇચ્છા.

**તમોગુણી પ્રકૃતિ**—નાસ્તિકપણું, ઘણો ખેદ, અતિ આળસ, દુષ્ટબુદ્ધિ, અતિ નિન્દિત કામ, અતિ નિન્દિત સુખમાં પ્રીતિ, અતિ ઉંઘ, અજ્ઞાન, અતિ ક્રોધ, અતિ મૂઢપણું.

પ્રકૃતિ એટલે સ્વભાવના આ ત્રણ ગુણ છે. મૂળ પ્રકૃતિના આ ગુણ સમાન છે, તથાપિ ન્યુનાધિકપણું થાય છે, તે વિકૃતિ એટલે વિકાર અથવા વ્યાધિ ગણાય છે. સત્વગુણ સુખ તથા જ્ઞાનને ઉત્પન્ન કરે છે, રજોગુણ રાગદ્વેષ તથા દુઃખને ઉત્પન્ન કરે છે, અને તમોગુણ ખેદ તથા મોહ ઉત્પન્ન કરી બુદ્ધિને ઢાંકી દે છે. આ ત્રણ ગુણ પ્રકૃતિનાં છે અને તેથી પ્રકૃતિની સાથે બંધાયલા આત્માના પણ ત્રણ ગુણ છે. વિકાર પામવાથી અને દરેક ગુણનું ન્યુનપણું કે અધિકપણું થવાથી એ જ ત્રણ પ્રકૃતિઓ ઘણા વિલક્ષણ પ્રકારોની જોવામાં આવે છે; જેમકે કેવળ સત્વગુણી, કેવળ રજોગુણી, કેવળ તમોગુણી, ત્રણે ગુણથી મિશ્ર અને બબ્બે ગુણની અધિકતાવાળી.

## શરીર અને જીવ.

## THE BODY AND THE SOUL.

પ્રકૃતિ અને પરમાત્માનો સંબંધ અને તેમના યોગથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિનો ક્રમ જાણ્યા પછી હવે આપણે શરીર અને જીવનો સંબંધ ઠીક ઠીક જાણી શકીશું. શરીર એ પ્રકૃતિના ગુણિધર્મવાળું તત્ત્વ છે, અને જીવ અથવા આત્મા એ પરમાત્માના ગુણધર્મવાળું ચૈતન્ય છે. શરીર એ પ્રકૃતિની પ્રતિમા ( Representation ) છે અને આત્મા એ પરમાત્માની પ્રતિમા છે; અને તેથી પ્રકૃતિ અને પુરૂષ અથવા પરમાત્માનો જેવો સંબંધ આગળ બતાવવામાં આવેલો છે, એવોજ સંબંધ શરીર અને જીવનો સમજી લેવો. જેમ પ્રકૃતિ વિના પરમાત્મા પાંગળો છે અને પરમાત્મા અને ચૈતન્ય વિના પ્રકૃતિ આંધળી છે. તેવીજ રીતે શરીર વિનાનો જીવાત્મા કાંઇ કાર્ય કરી શકતો નથી અને જીવાત્મા વગરનું શરીર પણ એકલું નકામું છે. વિદ્વાનો આ સંબંધમાં આંધળા અને પાંગળાનો દાખલો આપે છે, તે આ વાતને બરાબર બંધ બેસતો છે. એક આંધળો અને એક પાંગળો ( પગ વગરનો ) એ‌જણ વિચાર કરવા લાગ્યા કે આપણે આપણો વ્યવહાર શી રીતે ચલાવવો ? આંધળો ચાલી શકે છે પણ દેખી શકતો નથી, પાંગળો દેખી શકે છે પણ ચાલી શકતો નથી. પાંગળે આંધળાને કહ્યું કે, તારી ખાંધ ઉપર મને ચડાવ એટલે મારી આંખ વડે અને તારા પગવડે આપણે આપણો વ્યવહાર ચલાવીશું. એવી જ રીતે પ્રકૃતિ અને પરમાત્માના વ્યવહારનું અને એવી જ રીતે શરીર અને જીવના વ્યવહારનું સમજી લેવું. આપણે પ્રત્યક્ષ જોઈ તથા જાણી શકીએ છીએ કે જ્યાં સુધી શરીર અને આત્માનો યોગ છે. ત્યાં સુધી જ વ્યવહાર ચાલે છે. શરીરથી આત્મા જુદો પડે છે કે તુરત જ તમામ કાર્ય બંધ પડે છે અને પછી નથી શરીર કાંઇ ક્રિયા કરતું કે નથી તેમાંથી નીકળી ગયેલો જીવ કાંઇ ક્રિયા કરતો. શરીરમાંથી છુટા પડયા પછી જેમ એકલા જીવને આપણે જોતા નથી, તેમ જીવ એકલો પડયા પછી તે કાંઇ ક્રિયા કરતો હોય એવું પણ આપણે જોતા કે જાણતા નથી.

---

## શરીરનાં તત્ત્વો.

## THE ELEMENTS OF THE BODY.

સૃષ્ટિ રચનામાં જે દ્રવ્યો કામે લાગેલાં છે, એ જ દ્રવ્યો માણસના શરીરની રચનાને માટે ઉપયોગી થાય છે. સૃષ્ટિ બે પ્રકારની છે. **સ્થૂલસૃષ્ટિ** અને **સૂક્ષ્મસૃષ્ટિ**—બહારની ઇન્દ્રિયો વડે જે વસ્તુઓ અને તેના ગુણધર્મો જાણી શકાય તે સ્થૂલ અને ન જાણી શકાય તે સૂક્ષ્મ કહેવાય. પંચમહાભૂતનાં જે દ્રવ્યો શરીરમાં પ્રત્યક્ષ દેખાય છે તે સ્થૂળ અને બીજાં સૂક્ષ્મ છે.

**પંચમહાભૂતો**—આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી. આ પાંચ મહાભૂતોમાંથી તે તે દ્રવ્યોના ગુણવાળાં પાંચ સૂક્ષ્મ રૂપો થયાં તે નીચે પ્રમાણે:—

**પાંચ સૂક્ષ્મરૂપો**—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, આ પાંચ સૂક્ષ્મ રૂપોમાંથી તે તે ગુણવાળી પાંચ કર્મેન્દ્રિયો થઈ.

**પાંચ કર્મેન્દ્રિયો**—દ્રવ્યોના રજોગુણી અંશના કાર્યરૂપ જે સૂક્ષ્મ ઇન્દ્રિયો રચાય છે તે કર્મેન્દ્રિયો છે. ક્રિયા રજોગુણથી થાય છે. આ પાંચ કર્મેન્દ્રિયો નીચે પ્રમાણે છેઃ—

૧. **વાક્**—( વાણી )—આકાશના રજોગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૨. **પાણિ**—( હાથ )—વાયુના રજોગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૩. **પાદ**—( પગ )—અગ્નિના રજોગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૪. **ઉપસ્થ**—( ગુહ્ય અવયવ ) જળના રજોગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૫. **ગુદા**—( મળ ત્યાગવાની ઇન્દ્રિય ) પૃથ્વીના રજોગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

**પાંચ જ્ઞાનેન્દ્રિયો**—દરેક મહાભૂતના સાત્વિક અંશથી ઉત્પન્ન થાય છે.

૧. **શ્રોત્ર**—( કાન )—આકાશના સત્વગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૨. **ત્વક્**—( ચામડી )—વાયુના સત્વગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૩. **નેત્ર**—( આંખ )—તેજના સત્વગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

૪. **જીહ્વા**—( જીભ ) જળના સત્વગુણી અશથી ઉત્પન્ન થાય છે.

૫. **ઘ્રાણ**—( નાક ) પૃથ્વીના સત્વગુણી અંશથી ઉત્પન્ન થાય છે.

**અંતઃકરણની ઇન્દ્રિયો**—પંચમહાભૂતોના સાત્વિક અંશની પ્રધાનતાવાળાં સૂક્ષ્મ દ્રવ્યોથી અંતઃકરણના ધર્મો એટલે મન, બુધ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે જ્ઞાનની સૂક્ષ્મ ઇન્દ્રિયો રચાય છે. બીજાં પ્રાણીઓમાં એ સાત્વિક દ્રવ્યો ઓછાં હોય છે અથવા હોતાં નથી.

આ પ્રમાણે શરીર રચનામાં પ્રથમ પંચમહાભૂતોના તમોગુણી પ્રધાનવાળા અંશોવડે સ્થૂલ શરીર રચાય છે. પછી રજોગુણી અંશોવડે કર્મેન્દ્રિયો રચાય છે, અને છેવટ સાત્વિક ગુણની પ્રધાનતાવાળા અંશોવડે અંતઃકરણના ધર્મો એટલે મન, બુધ્ધિ વગેરે સૂક્ષ્મ-ઇન્દ્રિયોનો વિકાસ થાય છે.

**શરીરમાં** આકાશનાં, વાયુનાં, અગ્નિનાં, જળનાં તથા પૃથ્વી એટલે માટીનાં તત્ત્વો અને તે દરેકના ધર્મો મૂકેલા છે. અર્થાત્ જે મહાભૂતોથી આ સૃષ્ટિ બનેલી છે, તેજ મહાભૂતોનું શરીર બનેલુ છે. આકાશતત્ત્વથી શબ્દ સંભળાય છે, વાયુતત્ત્વથી શબ્દ તથા સ્પર્શ પરખાય છે, અગ્નિતત્ત્વથી શબ્દ, સ્પર્શ, તથા રૂપનું જ્ઞાન થાય છે, જળતત્ત્વથી શબ્દ, સ્પર્શ રૂપ, તથા રસનું ભાન થાય છે, અને પૃથ્વીતત્ત્વથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધની પરીક્ષા કરી શકાય છે. કાન વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાણી વગેરે પાંચ કર્મેન્દ્રિયો ગણાવવામાં આવેલ છે, તે ખરૂં જોતાં શરીર ઉપર જે આકૃતિઓ દેખાય છે તે નહિ. પણ તેની અંદર જે ઇન્દ્રિયો અથવા શક્તિઓ પોત પોતાનું કાર્ય બજાવે છે તેનુંજ નામ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો છે. કાન, ચામડી, આંખ, જીભ તથા નાક, તેમજ મોં, હાથ, પગ, ઉપસ્થ તથા ગુદા એ માત્ર અવયવો છે અને તે લોહી, માંસ તથા હાડકાંના બનેલા છે, પણ તેવડે શબ્દ વગેરેનું જે જ્ઞાન થાય છે, તેમજ ઝાડા પેસાબની જે ગતિ થાય છે, તે શક્તિઓ તો તેની અંદરની જ્ઞાનતંતુઓ અને ગતિતંતુઓમાં મૂકેલી છે, અને એ જ્ઞાન કરનારી તથા કામ કરનારી તંતુઓ એજ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો છે.

## જીવાત્મા.

## THE SOUL.

ઉપર પ્રમાણે પાંચ મહાભૂતોથી બનેલા શરીરરૂપ નગરમાં એક ચૈતન્ય નિવાસ કરીને રહેલ છે, તે ચૈતન્યને "જીવ" અથવા "જીવાત્મા" કહેવામાં આવે છે. શરીર અને શરીરમાં રહેલ આત્મા મળી "પુરૂષ" અથવા "મનુષ્ય" એવા નામથી ઓળખાય છે. શરીરમાં રહેલો આત્મા તે કોણ હશે? શરીરનાં તત્ત્વોથી કોઇ જુદી વસ્તુ હશે કે શરીરમાં ચાલતી રસાયનિક ક્રિયામાંથી ઉત્પન્ન થયેલું ચૈતન્ય હશે? આ પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો અને ગુંચવાડા ભરેલો છે અને જગતમાં એ વિષે મતમતાંતર ચાલે છે; જેથી એ વિષે નિર્ણય તરીકે કાંઈ બોલવાનું જોખમ માથે લેવું, એ અયોગ્ય છે.

પદાર્થવાદીઓના મત પ્રમાણે, શરીરમાં જે ચૈતન્ય જોવામાં આવે છે તે રસાયનિક ક્રિયાથી ઉત્પન્ન થતી એક પ્રકારની શક્તિ છે. જ્યાં સુધી એ રસાયનિક ક્રિયા ચાલતી રહે છે ત્યાં સુધી તે શરીર ચૈતન્યવાળું રહે છે અને રસાયનિક ક્રિયા બંધ પડે છે એટલે ચૈતન્ય પણ બંધ પડે છે. આ ચૈતન્ય અથવા જીવ ( life ) એ શરીરથી જુદી વસ્તુ નથી. શરીરમાં લોહી છે તે જ જીવન છે. જ્યાં સુધી લોહી નિયમિત ફર્યા કરે છે, ત્યાં સુધી જીવન ( Life ) બંધ પડતું નથી. પણ એ લોહીનું ફરવું વળી કોઇ બીજા ચૈતન્યવાળા તત્ત્વ ઉપર આધાર રાખે છે. એ તત્ત્વ પ્રાણવાયુ છે. અંગ્રેજીમાં તેને ઑક્સીજન ( Oxygen ) કહે છે. આ વાયુ લોહીને શુદ્ધ કરે છે. અને તેથી પ્રાણ ધારણ થઇ રહે છે; એટલા માટે વૈદ્યકશાસ્ત્રકારોએ એ વાયુને "પ્રાણવાયુ" એવું નામ યોગ્ય જ આપેલું છે. એ પ્રાણવાયુ જેટલા પ્રમાણમાં શરીરની ક્રિયા માટે જોઇએ એટલા પ્રમાણમાં જ્યારે નથી મળી શકતો ત્યારે શરીરનું ચૈતન્ય ઓછું થાય છે, અને પ્રાણવાયુ સુદલ મળી શકે નહિ તો શરીરની ક્રિયા છેક બંધ પડી જાય છે, જેને "મૃત્યુ" કહેવામાં આવે છે. જે માણસોમાં જીવિત ( Life ) નાં તત્ત્વો ઓછાં હોય છે, તેઓમાં ચૈતન્યવાળું લોહી ઓછું હોય છે, એમ સમજવું જોઇએ. શુદ્ધ લોહીનાં તત્ત્વોના પ્રમાણમાં માણસમાં ચૈતન્ય અથવા બળ હોય છે, અને તેથી કેટલાંક માણસો નબળાં અને દુબળાં હોય છે, તેનો અર્થ પણ એટલો જ થાય છે કે, તેમનામાં ચૈતન્ય અથવા જીવના અંશો ઘણા ઓછા પ્રમાણમાં છે. માણસોમાં ઓછી વધતી શક્તિ અને લાંબી ટુંકી જીંદગી હોવાનું પણ એ જ કારણ છે. કેટલાંક માણસોનો જીવ અકસ્માત્ બનાવોમાં અને દરદોમાં એકદમ ચાલ્યો જાય છે અને કેટલાંક દરદોમાં તે જીંદગીના અંશો ક્રમે ક્રમે ઓછા થાય છે, એટલે ચૈતન્ય ઓછું થતું જાય છે, અને છેવટ છેક બંધ પડે છે.

આત્મવાદીઓ શરીરના આ ક્રમને કબુલ રાખે છે. તથાપિ તેઓ એવું માને છે કે, શરીરનો ભોગવનાર કોઇ આત્મા છે. એ આત્મા પરમાત્મારૂપ છે. તે સતરૂપ, ચિતરૂપ અને આનંદરૂપ છે; પૂર્ણ છે, પવિત્ર છે, અને નિર્મળ છે. પણ ઉત્પત્તિ કરવાના હેતુ વડે પ્રકૃતિ ધર્મમાં બંધાઇ વીર્ય અને આર્ત્તવ દ્વારા ગર્ભમાં પ્રવેશ કરે છે; અને શરીરના યોગથી તે જીવાત્મા કહેવાય છે. ગર્ભમાં જીવ ક્યાંથી આવે છે, એ જાણવાજોગ વાતનો ખુલાસો એમ થઈ શકે છે કે, પુરૂષના વીર્ય તથા સ્ત્રીના આર્ત્તવનો યોગ થાય છે ત્યારે વીર્ય તથા આર્ત્તવમાં રહેલો જીવ (ચૈતન્ય) પણ તેજ વખતે પ્રવેશ કરે છે; ગર્ભમાં જીવ કાંઇ નવો પ્રકટ થતો

નથી. વીર્ય તથા આર્તવ બન્નેમાં જીવ છે જ, જેના યોગથી ગર્ભમાં જીવ પ્રકટ થાય છે. સૂર્યનાં કિરણમાં અગ્નિ છે અને સૂર્યકાંત મણિમાં પણ અગ્નિ છે. સૂર્યનું કિરણ અને સૂર્યકાંત મણિ અલગ હોય ત્યાં સુધી અગ્નિ પ્રકટ થતો નથી પણ તે બન્ને ભેગાં થાય છે કે તે જ વખતે તેમાંથી અગ્નિ પ્રકટ થાય છે. આ અગ્નિ કોઇ નવો અગ્નિ નથી; પણ સૂર્ય અને સૂર્યકાંત મણિમાં જે અગ્નિ છે તે જ પ્રકટ થાય છે. એવી જ રીતે વીર્ય અને આર્તવમાં જીવ છે, તે બન્ને એકત્ર થવાથી જીવ પ્રકટ થાય છે. આ આત્મા અથવા ચૈતન્ય સર્વવ્યાપક છે, પણ અમુક અમુક પદાર્થોના અથવા શરીરના યોગથી બંધાય છે ત્યારે તેને જીવ એવું નામ આપવામાં આવેલું છે. જે ગર્ભમાં તે જીવ પ્રવેશ કરે છે તે ચોવીસ તત્ત્વોનું બનેલું છે. એ જ જીવાત્મા સર્વ વિષયોને જાણે છે, જીભવડે સ્વાદ જાણે છે, આંખવડે જુવે છે, નાક વડે સુંઘે છે, ચામડી વડે સ્પર્શ કરે છે, કાન વડે સાંભળે છે, મોંવડે બોલે છે, હાથવડે કામ કરે છે, પગવડે ચાલે છે, વગેરે વગેરે ક્રિયા કરે છે.

ટુંકામાં, આત્મા એ શરીરરૂપી ઘરનો રાજા છે. અહિં તે સર્વ વ્યવહાર કરે છે. એ રાજાનાં સર્વ કાર્યોમાં ડોળાડોળ કરનાર મનરૂપી પ્રધાન છે, સારાસાર વાતને સમજાવનાર અંતઃકરણરૂપી ન્યાયાધીશ છે, અને બુદ્ધિ, ચિત્ત વગેરે તેના સલાહકારો છે. જો આ બધા કારભારીઓ અને સલાહકારો પોત પોતાનું કામ યોગ્ય કરી બતાવે છે તો શરીરનો ભોકતા અથવા રાજા "જીવાત્મા" સુખ અને આનંદથી લાંબા સમય સુધી તેને ભોગવે છે, પણ જો કાંઇ ખટપટ ઉઠે છે અગર તેઓ પોતપોતાના ધર્મ ભૂલી અયોગ્ય રીતે વર્તે છે તો શરીરરૂપી ઘરમાં બળવો જાગે છે ( રોગ ઉત્પન્ન થાય છે ) અને તે બળવો સમાવવાને જો તે જીવાત્મા વખતપર ઉપાયો કામે લગાડતો નથી, તો શરીરની પાયમાલી થાય છે, અને જેવી રીતે એક તુટી ગયેલો કિલ્લો નિરૂપયોગી થવાથી તેમાં રહેનારો રાજા તેનો ત્યાગ કરી બીજા મજબુત કિલ્લાનો આશ્રય કરે છે, તેવી રીતે જીવાત્મા એ બગડેલા શરીરનો ત્યાગ કરી અતિ દુઃખી થઇને બહાર નીકળી પડી બીજા દેહનો આશ્રય કરે છે. જીવાત્મા શરીરનો ભોક્તા છે એટલે શરીરના સુખે તે સુખી છે અને શરીરના દુઃખે દુઃખી છે. લોકો કહે છે કે જીવાત્મા શરીરરૂપી કેદખાનામાં પૂરાએલો છે. ખરૂં છે કે જો તે શરીરમાં દુઃખ પામે છે તો શરીર તેને કેદખાના કરતાં પણ વધારે દુઃખનું સ્થળ થઇ પડે છે, પણ જો સુખ પામે છે તો એ જ શરીર સુખશાંતિનું સ્થળ થઇ પડે છે અને એ જ શરીરવડે એ જીવાત્મા માયાં ( પ્રકૃતિ ) ની ઉપાધિમાંથી મુક્તિ મેળવી શકે છે. જે શરીરમાં તે પુરાયેલો છે એ જ શરીર તેને છોડાવનાર છે; એ જ શરીર તેનું કેદખાનું છે અને એ જ શરીર તેનું સ્વર્ગનું ભુવન છે. આત્માની અધોગતિ કરનાર શરીર છે અને તેની ઉન્નતિ કરનાર પણ શરીર છે. જેને લોકો મોક્ષ કહે છે તે મોક્ષ શરીરવડે જ મળી શકે છે અને સુખી શરીરમાં જ સુખી આત્મા હોઈ શકે છે; માટે **શરીરની ઉન્નતિ કરવી એ જ ખરા સુખનો અને મોક્ષનો માર્ગ છે.**

જેને આપણે મોક્ષ કહીએ છીએ તે મેળવનાર જીવાત્મા છે. પણ તે મોક્ષ શરીરમાં રહીને મેળવવાનો છે. શરીરના સંબંધ વિના કોઈ આત્માએ મોક્ષ મેળવ્યો જાણ્યો નથી. મોક્ષ એટલે દુઃખમાંથી અથવા જગતની ઉપાધીમાંથી છુટકારો; એ છુટકારો જીવાત્મા શરીરની ઉન્નતિ કરીને જ મેળવી શકે છે. કોઇ રાજા રૈયતને દુઃખી કરીને સુખી થયો જાણ્યો નથી. કોઈ માણસ પોતાના આશ્રયસ્થાનને ભ્રષ્ટ કરીને પોતે સુખી થયો જાણ્યો

નથી. એવી જ રીતે શરીરના આશ્રયથી આત્મા મોક્ષને પ્રયત્ન કરે છે તે શરીરની તેણે પ્રથમ ઉન્નતિ કરવી જોઇએ અને ઉન્નતિ શરીરની થયા પછી જ આત્માની ઉન્નતિ થવાનો સંભવ છે. જે શરીરમાં તેનો વાસ છે તે શરીરરૂપી ઘરમાં જેવાં સુખનાં સાધનો હોય છે તેના પ્રમાણમાં જીવાત્માને સુખ મળી શકે છે. આટલું તો આપણે અનુભવથી જાણી શકીએ છીએ કે, જો શરીરરૂપી ઘર સ્વસ્થ, સુઘડ અને સગવડવાળું હોય છે તો આત્મા આનંદમાં રહે છે અને જો કાંઇ ગડબડ હોય છે તો તે ઉદાસ બની અકળાય છે, દુઃખ પામે છે અને અંતે એ શરીરરૂપી ઘર વસવા યોગ્ય નહિ રહેતાં તેનો ત્યાગ કરે છે.

---

## આયુષ્ય–મૃત્યુ.

## LIFE AND DEATH.

આવી રીતે આત્મા અને શરીરના યોગને "આયુષ્ય" કહેવામાં આવે છે, આત્મા શરીરમાં જેટલો કાળ રહે છે તે કાળને તેનું આયુષ્ય કહેવામાં આવે છે. શરીરથી આત્મા અથવા ચૈતન્યનો વિયોગ થાય છે તેને "મૃત્યુ" કહેવામાં આવે છે. આ યોગ અને વિયોગ અથવા આયુષ્ય અને મૃત્યુ એ સંબંધી જ્ઞાન વૈદ્યકશાસ્ત્રમાંથી મળી શકે છે.

આપણે અહિં "આયુષ્ય" અને "મૃત્યુ" સંબંધી થોડો વિચાર કરવો જોઇએ. આત્મા અને શરીરના યોગને આયુષ્ય કહેવામાં આવે છે, તેથી જે આત્મા શરીરમાં સો વર્ષ સુધી રહે છે તેનું સો વર્ષનું આયુષ્ય ગણવામાં આવે છે અને ઓછાં વર્ષ સુધી રહે છે તો ઓછું આયુષ્ય ગણવામાં આવે છે, પણ આ આયુષ્યનો માત્ર મુદત સંબંધી વિચાર કરવાનો નથી; સુખ–દુઃખની સ્થિતિનો પણ ભેગો વિચાર કરવાનો છે. ઘણી વખત આત્મા અને શરીરનો યોગ લાંબા વખત સુધી ચાલે છે, પણ એ યોગમાં જો માણસ શારીરિક કે માનસિક દરદોથી દુઃખી હોય છે તો લાંબુ આયુષ્ય ઉલટું વધારે દુઃખદાયક થઇ પડે છે. મૃત્યુના સંબંધમાં ઘણું સમજવા જેવું છે, પણ જગાનો સંકોચ એ સંબંધમાં વિશેષ બોલવાને અટકાવે છે. સંક્ષેપમાં સમજવાનું એટલું જ છે કે, **આત્મા અને શરીરનો સુખકારક વિયોગ એ મોક્ષ, અને એ બેનો દુઃખદાયક વિયોગ એ મૃત્યુ છે.** આયુષ્યની કાંઇ પણ હદ કલ્પી શકાતી નથી. સો અથવા સેંકડો વર્ષ સુધી આત્મા અને શરીરનો દુઃખ ભરેલો વિયોગ થાય છે, અથવા કુદરતી મૃત્યુ વિના વહેલો વિયોગ થાય છે, તે મૃત્યુ છે, અને અકાળ મૃત્યુ છે. જગતમાં ઘણાં ખરાં અકાળ મૃત્યુ થાય છે. ચિંતા, દુઃખ અને વ્યાધિ સાથે જેટલાં મૃત્યુ થાય છે તે બધાં અકાળ મૃત્યુ છે, અને જગતમાં ચિંતા, દુઃખ અને વ્યાધિ વિનાના માણસો બહુ થોડા જેવામાં આવે છે. આ બધી ખરાબીનું મૂળ અજ્ઞાનતા છે અને એ અજ્ઞાનતા શરીર તથા જીવના સંબંધના અજ્ઞાનપણામાંથી જન્મ પામે છે.

એટલા માટે આત્મા અને શરીરના સુખદાયક યોગને "સુખી આયુષ્ય" અથવા સુખ, અને તે બન્નેના દુઃખકારક યોગને "દુઃખી આયુષ્ય" અથવા દુઃખ કહેવામાં આવે છે, અને તેથી આ જગતમાં આપણી મુખ્ય અને પહેલી ફરજ એ છે કે, શરીરને અને આત્માને સુખકારક યોગમાં લાંબા વખત સુધી જોડી રાખી શુભ કર્મો કરવાં અને એમ કરીને સૃષ્ટિકર્ત્તા આપણા પરમપિતા પરમેશ્વરના પગને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો.

---

## ઐક્ય–સમાનતા.

## UNITY AND EQUILIBRIUM.

પણ શરીર અને આત્માનો સુખદાયક યોગ કરવો, એવો સુખદાયક યોગ લાંબા વખત સુધી કાયમ રાખવો, એવો યોગ કાયમ રાખીને શુભ કર્મો કરવાં, અને શુભ કર્મો કરીને પરમ પદને પ્રાપ્ત કરવું, એ બધું શી રીતે થઇ શકે? એ બધું થવાને માટે ઐક્ય અથવા સમાનતાની જરૂર છે. આ બ્રહ્માંડનો સર્વ વહેવાર ઐક્ય અને સમાનતા ( Equilibrium )ના મ્હોટા નિયમપર ચાલે છે. સમાનતા અને ઐક્ય એ આ સૃષ્ટિ રચનારનો મુખ્ય હેતુ હોય એવું તેના કાર્યો ઉપરથી કલ્પી શકાય છે. જો ઐક્ય ન હોત, જો સમાનતા ન હોત, તો આ સૃષ્ટિનો અનાદિ અને અનંત પ્રવાહ ચાલી શકત નહિ. કુદરતી રીતે બનતા અસાધારણ અને અદ્‌ભૂત બનાવો તથા ફેરફારો પણ એ જ સમાનતા અને ઐક્યને મજબુતી આપવાવાળા હોય એમ સમજાયું છે. કુદરતનું દરેક કાર્ય તેની સૃષ્ટિને તોડી પાડવાને અર્થે નહિ પણ તેના સંરક્ષણને અર્થે થાય છે. જે નિયમો તેણે એક વાર સ્થાપિત કર્યા છે, તેને તે પોતે પણ કદિ ઉત્થાપિત કરતો નથી અને જેઓ એ નિયમ વિરૂદ્ધ વર્ત્તે છે તેને તમાચો માર્યા વિના પણ રહેતો નથી. સમાનતા એ ઇશ્વરનો સર્વવ્યાપક નિયમ છે. ઐક્ય નથી, ત્યાં તેની શિક્ષા પણ મૂકેલી છે. સમાનતા એ જ સૃષ્ટિનો કાયદો છે, અને અસમાનતા અથવા વિગ્રહ એ તે કાયદાનું ઉલ્લંઘન છે.

ઐક્ય અથવા સમાનતાનો આ કુદરતનો નિયમ શરીરને પણ લાગુ પડી શકે છે. શરીરમાં જ્યાં સુધી ગરમી અને ઠંડીની સમાનતા હોય છે ત્યાં સુધી શરીર સારૂં રહે છે. જો ગરમી વધી જાય છે તો ગરમીના વ્યાધી થાય છે. ઠંડી વધી જાય છે તો ઠંડીના વ્યાધિ થાય છે. પ્રકૃતિની સમાનતા ઉપર શરીરનો પાયો રચાયો છે. સત્વ, રજ, અને તમ એ પ્રકૃતિના ત્રણ ધર્મ તથા તેના સ્વભાવ આગળ બતાવવામાં આવેલા છે. આ ત્રણે પ્રકૃતિઓનો સરખો યોગ થાય છે તે સુખ અથવા આરોગ્ય છે, અને તે ત્રણેનો વિષમ એટલે વધઘટ યોગ થાય છે તે દુઃખ અથવા રોગ કહેવાય છે. કેવળ સત્વગુણ પણ આનંદ આપતો નથી. રજોગુણ અને તમોગુણ પણ યોગ્ય ઠેકાણે વાપરવાથી સુખરૂપ થઇ શકે છે. સંસારમાં જેઓ કેવળ સત્વગુણી થઇ શાંતપણે બેશી રહે છે તેઓ સુખી નથી, જેઓ રજોગુણી થઇ સત્વગુણનો આશ્રય લીધા વિના આંધળા થઇ ઉદ્યોગ કર્યા કરે છે, તેઓ પણ સુખી નથી અને જેઓ બુદ્ધિ વિનાના તામસી સ્વભાવ રાખી આળસુ થઇ ઉંઘ્યા કરે છે તેઓ પણ સુખી નથી. ખાવામાં પણ એકજ રસ વાપરવાથી આનંદ આવતો નથી. માત્ર મધુર રસ એટલે મિષ્ટાન્નજ ખાધા કરીએ તો, તે વસ્તુઓ જો કે પોષણકારક છે, તથાપિ, કેવળ સત્વગુણી હોવાથી આનંદ આવતો નથી. તેની સાથે રજોગુણવાળાં દાળ–શાક અને તમોગુણવાળા રૂચિકર મશાલાના સ્વાદ હોય છે તો જ એ મિષ્ટાન્ન ખાવામાં મજા આવે છે. ઘી સત્વગુણી છે, સાકર રજોગુણી છે અને લોટ તમોગુણી છે. લાડુમાં ઘી સત્વગુણી જાણીને પ્રમાણ કરતાં વધારે નાંખીએ તો ખાવામાં સ્વાદ આવતો નથી, રજોગુણી સાકરમાં મીઠાસ જાણી તે વધારે નાંખીએ તો વધારે ગળપણને લીધે લાડુ ભાવતો નથી અને લોભ કરીને તમોગુણી લોટ વધારે નાખીએ અને ઘી તથા સાકર ઓછાં નાખીએ તો શરીરમાં વાયુ વધતાં, નહિ.

પચવાને લીધે ઝાડાનો રોગ પેદા થાય છે. આમ જગતમાં જ્યાં જુવો ત્યાં સમાનતામાં અથવા યોગ્ય પ્રમાણમાં જ સ્વાદ જોવામાં આવે છે. જ્યાં જ્યાં પ્રકૃતિઓનો હીનયોગ કે અતિયોગ જોવામાં આવે છે, ત્યાં ઐક્યનો, સમાનતાનો અને સુખનો ભંગ થતો જોવામાં આવે છે. સત્વગુણના અતિયોગથી હિંદી પ્રજા પૃથ્વીની પ્રજાઓમાં પાછળ પડી ગઇ, રજોગુણના અતિયોગથી મુસલમાન પાદશાહી તુટી પડી તથા યુરોપની પ્રવૃત્તિપૂજક પ્રજાઓની પડતીનો વખત ચાલ્યો આવે છે; તમોગુણથી પહાડમાં વસનારા ભીલો અને કાળી લોકો હમેશાં જંગલી હાલતમાં જીંદગી ગુજારે છે. લોકોમાં જ્યાં સત્વગુણનો અતિયોગ છે ત્યાં ઓછી પ્રવૃત્તિને લીધે અથવા સંસાર ઉપરના અણુરાગને લીધે દરિદ્રતા જોવામાં આવે છે, જ્યાં રજોગુણનો અતિયોગ છે ત્યાં સંપૂર્ણ રાગદ્વેષ, કુસંપ, કલેશ, જુઠ, કપટ અને કજીયાનો વધારો જોવામાં આવે છે અને જ્યાં તમોગુણનો વધારો છે, ત્યાં બુદ્ધિની ભ્રષ્ટતા, અધમપણું, અતિક્રોધ, અતિઆળસ અને અતિ અજ્ઞાન જોવામાં આવે છે. જ્યાં એ ત્રણેની સમાનતા છે ત્યાં જ, અને જેટલા પ્રમાણમાં એ સમાનતા થયેલી છે એટલાજ પ્રમાણમાં, સુખશાંતિ, સારો ઉદ્યોગ અને સંપ જોવામાં આવે છે. પૃથ્વીની પ્રજાઓમાં અંદર અંદર કુસંપ, દેશમાં કુસંપ, નાતમાં કુસંપ, જાતમાં કુસંપ, કુટુંબમાં કુસંપ, ઘરમાં કુસંપ, અને છેવટ શરીરમાં પણ કુસંપ, એ ત્રણ પ્રકૃતિની અસમાનતા અથવા કુસંપનું કારણ છે. દેશના માણસોની બુદ્ધિની અસમાનતાથી દેશમાં કુસંપ થાય છે. નાત જાતનાં માણસોની પ્રકૃતિમાં અસમાનતા થવાથીજ કુટુંબમાં કલેશ ઉઠે છે, અને શરીરમાં વાત પિત્ત કફ વગેરેની અસમાનતાથી શરીરમાં પણ વિગ્રહ ઉઠીને વ્યાધિ થાય છે. આ બધી ખરાબી પ્રકૃતિની વિષમતા અથવા અસમાનતાથી થાય છે.

**આટે પ્રકૃતિનું ઐક્ય અને સમાનપણું (Equilibrium) જાળવી રાખવું, એ જ આપણું કર્ત્તવ્ય છે, એ જ સુખનું મૂળ છે, એ જ આરોગ્ય છે, અને તેજ વૈદ્યવિદ્યાનું પહેલું કર્તવ્ય છે; તથા પ્રકૃતિમાં વિષમતા થવાને લીધે શરીરમાં બીગાડ થયા પછી તેને સમાનતામાં લાવવાના ઉપાયો કરવા, એ વૈદ્યવિદ્યાનું બીજું કર્ત્તવ્ય છે.**

વિદ્વાનોએ આ વાત ખસુસ લક્ષમાં રાખીને આરોગ્ય જાળવવાના નિયમો બતાવેલા છે અને ભૂલ થવાને લીધે આરોગ્યતામાં ભંગ થાય તો તેને રસ્તાપર લાવવાના ઉપાયો બતાવેલા છે. રોગ મટાડવાના ઉપાયો શોધવા કરતાં રોગ અટકાવવાના ઉપાયો યોજવા, એ વાત વધારે અગત્યતા ધરાવે છે, અને આ ગ્રંથમાં પણ એ વાતને વધારે અગત્યતા આપવામાં આવી છે.

"PREVENTION IS BETTER THAN CURE."

**"ઉપાય કરતાં અટકાવ વધારે સારો."**

# ભાગ ૨ જો.

## શારીરસ્થાન.

## ANATOMY—એનેટોમી.

### પ્રકરણ ૧ લું.

#### શરીરરચના.

શરીર રચનાનું સવિસ્તર અને સૂક્ષ્મ જ્ઞાન માત્ર ગ્રંથો વાંચવાથી મળી શકતું નથી. બધા લોકો શરીર સંબંધી સૂક્ષ્મજ્ઞાન મેળવી શકે, એ વાત જો કે અસંભવિત નથી તોપણ અશક્ય છે, તથાપિ શરીરરચના વિષેનું સામાન્ય જ્ઞાન તો દરેક માણસે મેળવવું જોઇએ. બીજી વિદ્યાઓ સંબંધી ગમે એટલું ઉંડું જ્ઞાન આપણે પ્રાપ્ત કરીએ, પણ જ્યાં સુધી શારીરિક વિદ્યા સંબંધી થોડું ઘણું પણ જ્ઞાન ન ધરાવીએ ત્યાં સુધી આપણે માણસ જાત આપણા જ્ઞાનમાં અને જ્ઞાનના વધારામાં બહુ જ પાછળ છીએ, એમ માનવું જોઇએ; આવા નાના ગ્રંથમાંથી અહિં જે વર્ણન કરવામાં આવેલ છે. તથા તેમાંથી જે સામાન્ય જ્ઞાન મળી શકે છે, તે સામાન્ય વાચક વર્ગની તૃપ્તિને માટે જોઇએ એટલું થશે એવી આશા રાખવામાં આવે છે.

માણુસના શરીરની રચનાનો બહારનો દેખાવ પ્રત્યક્ષ જોઇ શકાય છે, જેથી બહારની આકૃતિઓ વિષે વિશેષ વર્ણનની જરૂર રહેતી નથી. શરીર એ તેમાં વસનારા શરીરી અથવા જીવાત્માને વસવાનું એક ઘર છે. ઘરની અંદર જેમ સર્વ પ્રકારની સગવડો અને સાધનો હોય છે, તેમ શરીરમાં પણ સર્વ પ્રકારનાં સાધનો મુકેલાં જોવામાં આવે છે. માણુસનું શરીર એ કુદરતની અદ્દભૂત અને અકળિત રચનાનો શ્રેષ્ટ નમુનો છે, ધાતુના પદાર્થો વડે માણુસ જેમ ઘડિયાળમાં ગતિ મૂકી શકે છે, તેમ કુદરતે આ શરીરરૂપી ઘડીયાળમાં ચૈતન્ય મૂકેલું છે. જેમ ઘડિયાળનાં ચક્રો ઘસાઇ જાય છે અથવા અકસ્માતથી કે અટકાવથી ચક્રો ચાલતાં બંધ પડે છે, તેવી જ રીતે આ શરીરરૂપી ઘડિયાળ પણ બંધ પડી જાય છે. કુદરતરૂપી કુશળ કારીગરે બનાવેલા આ જીવતા ઘડિયાળ જેવું સજીવ ઘડિયાળ બનાવવાને માણુસ જાત શક્તિમાન્ નથી; તથાપિ તે ઘડિયાળનું સંચા કામ અને તેના ચક્ર ઉકેલી ઉખેળીને વિદ્વાનોએ તેનું બારિક જ્ઞાન મેળવેલું છે. એ જ્ઞાન જેટલે દરજ્જે માણુસ જાતે મેળવેલું છે, એટલા પ્રમાણુમાં કુદરતની આ અદ્દભૂત કારીગરીમાં કાંઇ ખોટકો થઇ આવે છે, તેને માણુસની અક્કલ અને શક્તિ સુધારી શકે છે અને તે ઘડિયાળ વધારે વખત ચાલુ રહે એવી તદબીર કરી શકે છે. આ કુદરતી ઘડીયાળ સંબંધી અત્યાર સુધીમાં મેળવેલા જ્ઞાન ઉપરથી આપણે તેની ઉત્પત્તિ, વૃદ્ધિ અને બનેલા અવયવો સંબંધી કાંઇક માહિતી મેળવવાનો અત્રે પ્રયત્ન કરીએ.

# ગર્ભની ઉત્પત્તિ અને વૃદ્ધિ.

## THE FŒTUS AND ITS GROWTH.

શરીરની સામાન્ય રચના જાણતાં પહેલાં જે ક્રમથી શરીર ગર્ભમાં બંધાય છે અને વૃદ્ધિ પામે છે તે પ્રથમ જાણવાની જરૂર છે. ગર્ભ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ બારીકીથી સમજવાનું કામ ઘણું કઠણ છે. આપણા લોકોમાં એ વિષે એટલું બધું તો અજાણપણું જોવામાં આવે છે કે ઘણી વખત એવા અજ્ઞાનમાંથી હસવા સરખી ખોટી કલ્પનાએ ફેલાવો પામી ઘણું નુકસાન થાય છે. અજ્ઞાન લોકો ધારે છે એવી રીતે ગર્ભ કાંઇ અકસ્માત કારણથી કે મંત્રતંત્રના બળથી કદિ પણ રહેતો નથી, તે વાત નીચેની ટુંકી હકીકતથી સમજી શકાશે.

પુરૂષ અને સ્ત્રીના સંબંધથી જ ગર્ભ પેદા થાય. પુરૂષના વીર્ય (semen) અને સ્ત્રીના આર્તવ (menses) તે એનો સંયોગ થવાથી તેમાંથી એક સજીવ પિંડ ઉત્પન્ન થાય છે. મરદની ગોળી (testicles) માં જે ધાતુ હોય છે તેમાં ન્હાના ન્હાના બારીક તંતુ જેવા પદાર્થો હોય છે. સૂક્ષ્મદર્શક યંત્રવડે જોવાથી તે તંતુઓ ન્હાના માથાવાળા અને બારીક પુંછડીવાળા હાલતા જંતુઓ હોય એમ માલમ પડે છે અને સંબંધ થયા પછી વીર્ય સંબંધમાર્ગ (Vulva of the Vagina) માં પડે છે અને ત્યાંથી કમળના મોઢા (orifice of the Uterus) માં થઇને ગર્ભસ્થાનમાં જાય છે. બીજી તરફથી ઓરતના ગર્ભસ્થાનમાં બાજુપર ગાંઠો (ovaries) હોય છે. તેમાં બારીક ઇંડાં જેવા કણ (spermatoes) પેદા થાયછે, જે કણ પાકવાના સમયપર ઉપર તરી આવે છે અને ગર્ભસ્થાનની નળી (fallopian tube) નો એક છેડો તેને વળગે છે. પછી એ ઇંડાં જેવા કણ પેલી વળગેલી નળીમાં ફુટે છે અને તેમાંનો ગર્ભ રહેવા લાયક પદાર્થ ગર્ભસ્થાનમાં દાખલ થાય છે અને ત્યાં તેમાં આવેલ મરદની ધાતુના જંતુ જેવા પદાર્થો સાથે મળે છે. આવી રીતે મરદની ધાતુના જંતુ જેવા પદાર્થો અને ઓરતના ગર્ભસ્થાનની ગાંઠામાંના બારીક પદાર્થોનો સંજોગ થવાથી ગર્ભ પેદા થાય છે. એ પ્રમાણે રહેલો ગર્ભ ગર્ભસ્થાનની નળીમાંથી ગર્ભાશયમાં જાય છે ત્યારે ગર્ભાશયનું પડ જાડું થાય છે અને ગર્ભવાળા પદાર્થની આસપાસ વીંટળાઇને એક થેલી જેવું બની રહે છે. ત્યાંહી ગર્ભ વધે છે અને માતાના લોહીની નસોની શાખાઓ (placenta) તેમાં જઇને તે ગર્ભનું નવ માસ સુધી પોષણ કરે છે.

એક માસનો ગર્ભ ન્હાના કીડાના જેવા આકારનો લગભગ ¼ થી ⅓ ઇંચ જેવડો લાંબો હોય છે. એક માસના ગર્ભમાં અવયવોની કાંઈ પણ સ્પષ્ટ આકૃતિ હોતી નથી પણ મ્હોંને ઠેકાણે ન્હાની સરખી ફાટ હોય છે, અને બે આંખ્યોને ઠેકાણે કાળા ડાઘ દેખાય છે. બે માસનો ગર્ભ ૧½ થી ૧¾ ઇંચ લાંબો અને આશરે ૧½ રૂપીઆભાર વજનનો હોય છે. બીજા માસમાં ગર્ભમાં મોં, નાક, કાન અને આંખ વગેરે ચહેરાના સર્વે અવયવો ખુલ્લા દેખાય એવા થાય છે. હાથ પગના કેટલાક ભાગો અલગ પડેલા દેખાય છે અને આંખ ઉપરની કમાન થવા માંડે છે. ત્રીજા માસનો ગર્ભ ૨ થી ૨॥ ઇંચ લાંબો અને ૨॥ થી ૪ તોલા વજનમાં હોય છે. ત્રીજા માસમાં હાડકાં થવા માંડે છે અને માંસના

લોચાઓની નિશાનીઓ જણાય છે, ચહેરો અને માથું બરાબર તૈયાર થાય છે, આંખનાં પોપચાં બીડાયેલાં, પાંપણની કોર છુટી, મોં બંધ, હાથપગ સ્પષ્ટ અને હાથનાં આંગળાં છુટાં માલમ પડે છે. ચોથા માસનો ગર્ભ ૫ થી ૬ ઇંચ લાંબો અને ૭ થી ૮ાા રૂપીઆભાર વજનમાં થાય છે. આ માસમાં શરીરની ચામડી ગુલાબી રંગની, મોઢું ખુલ્લું અને આંખની ઉપર પાતળું પડ વળેલું દેખાય છે; નખ થવા માંડે છે અને જાતિ પરખાય છે. આ માસમાં શરીરનાં સઘળાં અંગ અને ઉપાંગ બની જાય છે. હૃદય બનવાથી ગર્ભમાં ચેતના ધાતુ પ્રગટ થાય છે અને તેથી ચોથા માસથી ગર્ભમાંનો જીવ રૂપ, રસ, ગંધ વગેરેની ઇચ્છા કરે છે, એમ કહેવાય છે. પાંચમા માસનો ગર્ભ ૬ થી ૭ ઇંચ લાંબો અને ૧૨ થી ૧૮ રૂપીઆભાર વજનમાં હોય છે. આ માસમાં હાડકાં તથા માંસ વધે છે, માથાનું કદ મોટું થાય છે, નખ સ્પષ્ટ દેખાય છે અને માથાના વાળ દેખાવા માંડે છે. પાંચમા માસના બાળકનું મન ચૈતન્યવાળું થાય છે. છઠ્ઠા માસનો ગર્ભ ૯ થી ૧૦ ઇંચ લાંબો અને એક રતલ વજનમાં હોય છે. આંખનાં પોપચાં વળગેલાં હોય છે, ચહેરો લાલ જાંબુડા રંગનો અને વાળ રૂપેરી રંગનાં હોય છે. આ માસમાં ગર્ભ માંહેના બાળકમાં બુદ્ધિ ઉત્પન્ન થાય છે. સાતમા માસનો ગર્ભ ૧૩થી ૧૫ ઇંચ લાંબો અને ૩ થી ૪ રતલ વજનમાં હોય છે. ચામડી ગુલાબી રંગની જાડી, નખ મોટા પણ છેડા સુધી નહિ પહોંચેલા, આંખનાં પોપચાં છુટાં થયેલાં અને આંખ ઉપરનું પડ દૂર થયેલું હોય છે. આઠમા માસનો ગર્ભ ૧૪ થી ૧૬ ઇંચ લાંબો અને ૪ થી ૫ રતલ વજનમાં હોય છે, તેની ચામડી વધારે જાડી અને નખ સંપૂર્ણ થયેલા હોય છે. નવ માસનો ગર્ભ ૧૭ થી ૨૧ ઇંચ લાંબો અને ૫ થી ૯ રતલ અથવા સરાસરી ૭ રતલ વજન હોય છે. નવ માસ સુધીમાં ગર્ભ માંહેના શરીરનું આ પ્રમાણે બંધારણ થાય છે.

આ પ્રમાણે ગર્ભમાં ઉત્પન્ન થયેલું અને બંધાયેલું બાળક નવ માસ પછી બહાર આવે છે. આ સ્થિતિમાં અને આ વયમાં તેનું શરીર હજુ સંપૂર્ણતાને પામ્યું હોતું નથી. તેનાં હાડકાં અપૂર્ણ અને અપકવ હોય છે. જેમ જેમ તે મોટું થતું જાય છે તેમ તેમ હાડકાં અને બીજા પદાર્થો તથા ધાતુઓ સંપૂર્ણ થતા જાય છે. આવી રીતે સંપૂર્ણ પરિપકવપણાને પામેલા પુખ્ત વયના માણસના શરીરનું સરાસરી વજન ૧૪૦ રતલ હોય છે. શરીરના બાંધામાં હાડપિંજર, માંસ, તથા તેના સ્નાયુ એટલે સંધિ બંધનો મુખ્ય ભાગ બજાવે છે; માટે તેનું અને પછી શરીરના જુદા જુદા ભાગોનું વર્ણન કરવામાં આવશે.

---

## હાડપિંજર.

### SKELETON–સ્કેલેટન.

શરીરનો બધો આધાર હાડપિંજર ઉપર છે. શરીરના બીજા સર્વે ભાગો હાડપિંજરને વળગીને ધારણ થઈ રહેલા છે. વળી હાડપિંજરથી શરીરના ભાગોનું રક્ષણ પણ થયેલું છે. માથાની ખોપરી ( skull ) છાતીનું પીંજરૂં ( thorax ) અને પેટમાં બખોલ ( abdomen ) એ ત્રણે પોલાણ જગાઓ છે અને તે હાડપીંજરના વચલા ભાગમાં આવેલ છે. એ ત્રણે પોલાણો અથવા પોલોમાં જીંદગીના ઘણા અગત્યના અવયવો મુકવામાં આ-



હાડપિંજર. ( Skeleton )

વેલા છે અને હાડકાંમાંથી તેમનું રક્ષણ થયેલું છે. હાડપિંજરના છેડા હાથ પગના હાડકાથી થયેલા છે. જેના ઉપર શરીરની તરેહવાર હાલચાલની ગતિનો આધાર છે. આ હાડપિંજરનાં જુદાં જુદાં હાડકાં માંસનાં બંધનો (muscles) વડે એવાં તો મજબુત-પણે બંધાયેલાં છે અને માંસ વડે આચ્છાદિત થયેલાં છે કે તે એકદમ ભાંગી કે તુટી જતાં નથી. શરીરનું સરાસરી વજન ૧૪૦ રતલ ગણતાં તેના પ્રમાણમાં હાડપિંજરનું સરાસરી વજન આશરે ૨૫ રતલ ધારવામાં આવે છે.

## આસ્થ-હાડકાં-BONES.

હાડપિંજરનાં હાડકાંની જુદા જુદા વિદ્વાનોએ કરેલી ગણતરીમાં કાંઈ કાંઈ તફાવત માલમ પડે છે; અને પ્રાચીન ગણતરી વળી હાલની અર્વાચીન ગણ-તરી કરતાં ઘણી જુદી પડે છે; બન્ને પ્રકારની ગણતરી નીચેના કોઠામાં બ-તાવવામાં આવી છે.

### અર્વાચીન ગણતરી.

| | |
|---|---|
| માથાની ખોપરીમાં..................... | ૮ |
| ચહેરામાં............... ...... ...... | ૧૪ |
| ડોકમાં.................................. | ૧ |
| કરોડનાં.................................. | ૨૬ |
| છાતીનું સીનાનું હાડકું.............. | ૧ |
| પાંસળીઓ.............................. | ૨૪ |
| બન્ને હાથ તથા ખભામાં............ | ૬૪ |
| બન્ને પગ તથા થાપામાં ... ... | ૬૨ |
| દાંત ... ... ... ... ... | ૩૨ |
| કાનનાં નાનાં હાડકાં ... ... ... | ૬ |
| કુલ ... ... ... ... ... | ૨૩૮ |

### પ્રાચીન ગણતરી.

| | |
|---|---|
| આખા માથામાં ... ... ... ... | ૬૫ |
| ૬ ખોપરીમાં | ૨ આંખમાં |
| ૨ કપાળમાં | ૪ કાનમાં |
| ૧ તાળવામાં | ૪ કંઠમાં |
| ૨ હડપચીમાં | ૯ ડોકમાં |
| ૩ નાકમાં | ૩૨ દાંત |
| આખા ધડમાં ... ... ... ... | ૧૧૭ |
| ૨ હાંસડીમાં | ૩૦ પીઠમાં |
| ૮ છાતીમાં | ૨ થાપામાં |
| ૭૨ પાંસળાં | ૧ ત્રિકનું. |
| ૧ ઉપસ્થમાં | ૧ ગુદાનું |
| શાખાઓમાં... ... ... ... ... | ૧૨૦ |
| ૬૦ બે હાથમાં | ૬૦ બે પગમાં |
| કુલ ... ... ... ... ... ... | ૩૦૨ |

ઉપરના કોઠામાં હાડકાંની ગણત્રીમાં મોટો તફાવત જોવામાં આવે છે. એ તફાવત વિશેષ કરીને છાતી તથા પડખાનાં હાડકાંમાં છે. હાલની ગણત્રી પ્રમાણે છાતીમાં વચ્ચે એક હાડકું છે અને ચોવીસ પાંસળીઓ તેને વળગેલી છે. પ્રાચીન વિદ્વાનો છાતીનાં તથા પડખાનાં મળીને એંશી હાડકાં ગણાવે છે એટલે પંચાવન હાડકાંનો ત્યાં વધારો થઇ પડે છે. હાલના ડાકટરો છાતીમાં દરેક પડખે બાર બાર પાંસળીઓ ગણે છે અને પ્રાચીન ગ્રંથોમાં દરેક પડખે છત્રીશ પાંસળીઓ ગણેલી છે; એ ઉપરથી એમ પણ અનુમાન થઈ શકે છે કે, એક પાંસળી ત્રણ જુદાં હાડકાંની થયેલી તેઓ માનતા હોવા જોઇએ. આ સિવાય હાડકાંની ગણતરીમાં જે થોડો થોડો મતભેદ જોવામાં આવે છે તેનું કારણ એવું છે કે, કેટલાક વિદ્વાનો કુમળાં નરમ હાડકાંને હાડકાંની સંખ્યામાં ગણતા નથી અને કેટલાક ગણે છે.

ગર્ભાવસ્થામાં હાડકાંની શરૂવાત કૂર્ચા ( cartilage ) જેવી હોય છે અને બાળક જન્મ્યા પછી તેનામાંથી ધીમે ધીમે હાડકાં બંધાવા માંડે છે. એ ક્રમ મોટી ઉમર સુધી જારી રહે છે. શરીરમાં હાડકાં જુદી જુદી આકૃતિનાં છે. કેટલાંક લાંબાં, કેટલાંક ટુંકાં, કેટલાંક ચપટાં, કેટલાંક પહોળાં, કેટલાંક ગોળ અને કેટલાંક બેડોળ હોય છે. લાંબાં હાડકાં પ્રથમ વચમાંથી જુદાં હોય છે અને પાછળથી તેના છેડા સંધાઇ એક થઇ જાય છે. એ કારણથી પણ ઉપર પ્રમાણે હાડકાંની ગણતરીમાં તફાવત આવે છે.

શરીરનાં ઘણાં ખરાં હાડકાં બહારથી કઠણ હોય છે, પણ અંદરથી નરમ હોય છે. કેટલાંક હાડકાં જેમ સખત અને બરડ છે તેમ કેટલાંક કમાનની પેઠે વળે છે. હાડકાં ઉપર તરેહવાર ચીરા, ખાડા, નાકાં અને ખડબચડી જગાઓ હોય છે, જેથી નસો અને રગો હાડકાંની આરપાર જઈ શકે છે અને માંસના તાંતો તેનાપર મજબુતપણે વળગી શકે છે. દરેક હાડકાંની સપાટીપર એક અથવા વધારે છિદ્ર હોય છે, તેમાંથી ધોરી નસનો ફાંટો હાડકાનું પોષણ કરવાને તેના મધ્યમાં જાય છે.

હાડકાં જ્યાં જ્યાં સંધાયેલાં છે ત્યાં સાંધાઓ ઉપર કૂર્ચા વીંટાએલા હોય છે અને બાકીના સર્વે ભાગમાં આખા હાડકાંની સપાટી ઉપર એક મજબુત પડ લપેટાયેલું હોય છે. હાડકાંનું આવું બહારનું પડ શ્વેત તંતુમય હોય છે અને તેમાં હાડકાંની સપાટીના પોષણ માટે લોહીની નસો (blood vessels) પથરાયેલી હોય છે. જો કોઇ જખમને લીધે બહારનું પડ ઉખડી જાય તો હાડકાંનો એટલો ભાગ મરણ પામે છે. લાંબાં હાડકાંની વચલી પોલમાં નરમ રાતો માવો ( marrow ) હોય છે અને અંદર બીજું પડ હોય છે જે અસ્થિનું અંતરપડ અથવા આવરણ કહેવાય છે. તે પડમાંથી રક્ત નળીઓને લીધે અસ્થિના અંદરના ભાગનું પોષણ થાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે, શરીરનાં હાડકાંને નિરંતર પોષણ મળ્યા કરે છે અને જો કોઈ કારણથી એ પોષણ મળતું અટકે છે, તો હાડકાં વિકાર પામે છે.

હાડકાં મુખ્ય બે પદાર્થનાં બનેલાં છે. ચીકાસવાળો પદાર્થ ( animl matter) અને ખનીજ (earthly matter) અથવા ક્ષાર. ચીકાસવાળા પદાર્થને લીધે હાડકાં ચીવટ (મજબુત–ચીકણાં ) અને સ્નિગ્ધ ( તરાવટવાળાં ) રહે છે, અને ખારને લીધે સખત રહે છે. ખુલ્લી હવામાં હાડકાંને બાળવાથી ચીકાસવાળો ભાગ બળી જાય છે અને ફક્ત ખારવાળો

પદાર્થ બાકી રહે છે અને એવી રીતે બળેલાં હાડકાંને હાથવતી મસળવાથી ભુકો થઇ જાય છે. બીજી રીતે હાડકાંને સુરોખારના નરમ તેજાબમાં ભીજવી રાખવામાં આવે તો તેજાબથી ખારનો ભાગ ખવાઈ જઇ ચીકાશવાળો પદાર્થ બાકી રહેવાથી હાડકું નરમ થાય છે. રસાયણિક રીતે પૃથક્કરણ કરી જોતાં વિદ્વાનોને હાડકાંમાં નીચેની વસ્તુઓ હાથ લાગી છેઃ—

| હાડકાં માહેના પદાર્થો. | | હાડકાંનાં ૧૦૦ ભાગમાં. |
|---|---|---|
| ચીકાસવાળી વસ્તુઓ—એનીમલ મેટર....... | | ૩૩ ભાગ |
| ખનીજ અથવા ખાર વાળી વસ્તુઓ. | ફૅાસફેટ ઓફ લાઇમ—એક જાતનો ચુનાનો ખાર............................ | ૫૧ ,, |
| | કારબોનેટ ઓફ લાઇમ—ચાક જેવાભાગ... | ૧૨ ,, |
| | ક્લોરાઇડ ઓફ કેલશીયમ........... | ૨ ,, |
| મેગનીશીઆ.......................... | | ૧ ,, |
| મીઠું, સોડા વગેરે બીજા ખાર........ | | ૧ ,, |

ઉંમરના પ્રમાણમાં હાડકાં માંહેના આ પદાર્થોમાં વધઘટ થાય છે. પુખ્ત ઉંમરનાં હાડ કરતાં બાળકના હાડકાંમાં ખનીજ પદાર્થનો ભાગ ઓછો હોય છે અને ચીકાશનો ભાગ વધારે હોય છે, તેથી બાળકનાં હાડકાં વધારે નરમ હોય છે, અને થોડા જોરથી મરડાઈ જાય છે. એથી ઉલટું, ઘડપણમાં ખનીજ એટલે ખારનો ભાગ વધે છે અને ચીકાશનો ભાગ ઘટે છે, જેથી ઘરડાં માણસનાં હાડ બરડ હોવાથી થોડા જોરથી ભાંગી જાય છે. ઉંમર પ્રમાણે હાડકાંનું બંધારણ નીચે પ્રમાણે છેઃ—

| હાડકાં માંહેનાં પદાર્થ. | બચપણમાં. | પુખ્ત ઉમરે. | ઘડપણમાં. |
|---|---|---|---|
| ચીકાસવાળી વસ્તુઓ. | ૪૭ ભાગ | ૨૦ ભાગ | ૧૨ ભાગ |
| ખનીજ અથવા ખાર | ૪૮ ભાગ | ૭૫ ભાગ | ૮૩ ભાગ |

## કૂર્ચા—CARTILAGE કાર્ટીલેજ.

હાડકાંનું પહેલું સ્વરૂપ કૂર્ચા છે. કૂર્ચા એ એક પ્રકારનું નરમ અને અરધું હાડ છે. તે કઠણ, સ્થિતિસ્થાપક, જાડા રબ્બર જેવો સફેત પદાર્થ છે. તે પદાર્થ હાડકાં જેવો સખ્ત કે બરડ નથી, પણ તેનામાં હાડકાં જેવા ગુણધર્મ રહેલા છે, અને ગર્ભમાં પ્રથમ કૂર્ચા હોય છે અને પછી તેમાંથી હાડકાં તૈયાર થાય છે. કેટલાક કૂર્ચા પુખ્ત ઉમરે હાડકાંપણાને પામે છે, કેટલાક કૂર્ચા ઘડપણે હાડકાંપણાને પામે છે અને કેટલાક કૂર્ચા છેવટ સુધી એની એ જ સ્થિતિમાં રહે છે. કાન, નાક, પાંપણ, પાંસળીઓ અને સાંધાઓમાં કૂર્ચા હોય છે અને તે હમેશાં કૂર્ચા જ રહે છે.

## સાંધા–JOINT–જોઇન્ટ.

આકૃતિ ૨ જી.




હાથનો પોંચો તથા આંગળાં.

શરીરમાંનાં નાનાં નાનાં હાડકાં કેવી રીતે સંધાયેલાં છે તેનો ખ્યાલ આવવા માટે બાજુમાં કાંડાંથી આંગળા સુધીના હાથનું ચિત્ર બતાવેલું છે. એ હાડકાં જે ઠેકાણે સંધાય છે તેને સાંધો કહેવામાં આવે છે. શરીરમાં એવા અસંખ્ય સાંધા છે. કેટલાક સાંધા જરા પણ હાલતા ચાલતા નથી. દાખલા તરીકે માથાની ખોપરીનાં હાડકાંના તથા ચેહેરાનાં હાડકાંનાં ઘણા ખરા સાંધા એ જાતના છે. એ હાડકાં એક બીજા સાથે એવાં તો સજ્જડ સંધાયેલા છે કે બહારથી તે એક જ આખા હાડકાનાં બનેલાં હોય એવું લાગે છે. બીજી જાતના સાંધા થોડા થોડા હાલી ચાલી શકે છે; આવા સાંધાઓમાં હાડકાં છેક અડોઅડ હોતાં નથી, પણ એ હાડકાંની વચમાં ગાદી જેવો પદાર્થ આવેલો હોય છે, જેવાં કે બરડાની કરોડના સાંધા–( Dorsal Vertebrae). ત્રીજી જાતના સાંધા હાલતા અથવા ગતિવાળા હોય છે. એ જાતના સાંધાવડે સંધાયેલા અવયવો ચારે તરફ ફેરવી શકાય છે. એ સાંધાઓમાં એક તરફનાં હાડકાંને ગોળ દડા જેવું માથું હોય છે અને હાડકાંના છેડામાં તે દડો બેસે એવો ગોળ ખાડો હોય છે, અને ગોળ હોવાથી જ તે સઘળી તરફ વળી શકે છે. હાથના ખભા અને પગના થાપાઓમાં એ જાતના સાંધા છે. વળી કેટલાક ગતિવાળા સાંધા ખીલી પાંસીયાળા એટલે મજાગરા જેવા હોય છે. એ કોણી તથા પોંચા, અને એ ગોઠણ તથા ઘુંટી એ આઠ સાંધા મજાગરા જેવા હોય છે, અને તેથી પેટીના ઉપલાં ઢાંકણાની પેઠે એ જ તરફ વાળી શકે છે.

હાડકાંના એ છેડા જ્યાં આગળ એકઠા થાય છે તે ઉપર કૂર્ચાનો એક થર હોય છે. એ કૂર્ચા સ્થિતિસ્થાપક એટલે વળે એવા હોવાથી સાંધા ઉપર કાંઇ જોર કે ધકકો લાગે છે તોપણ તે કૂર્ચાને લીધે તેનો બચાવ થાય છે. સાંધાની ચારે તરફ એક પડ વળગેલું હોય છે; તે પડમાં ચીકણો રસ પેદા થાય છે અને તે સાંધાઓનું પોષણ કરે છે. સંચાઓમાં જેમ તેલની જરૂર પડે છે, તેવી જ રીતે સાંધાઓને નરમ રાખવા માટે આ રસની જરૂર છે. બન્ને સાંધાઓને જોડી રાખવા માટે એક એક અથવા વધારે બંધનો હોય છે, જે **સંધિબંધન** કહેવાય છે. એ બંધનો માંસના બનેલા સફેત તંતુઓ અથવા તાંતણાઓનાં હોય છે. કેટલાક બંધન પટા જેવાં હોય છે, અને થાપા અને ખભાનાં બંધનો થેલી જેવાં હોય છે. મતલબ કે જેવા સાંધા હોય છે તેવાં જ તેને બંધબેસતાં બંધનો હોય છે. આ બંધનો સિવાય આસપાસ આવેલા માંસના લોચાઓ જેને સ્નાયુ નામ આપવામાં આવેલું છે તે પણ સાંધાઓને મજબુતી આપે છે.

## માંસના લોચા-સ્નાયુ-MUSCLES-મસલ્સ.

શરીરના સઘળા ભાગોપર જે માંસ જોવામાં આવે છે, તે માંસ એકઠું જથાબંધ નથી પણ જુદા જુદા માંસના લોચાઓનું બનેલું છે. હાથ અને પગની પીંડીઓ માંસના એક મોટા લોચાથી બનેલી હોય એમ દેખાય છે, પણ ખરી રીતે તેમ નથી. એ પીંડીઓમાં માંસના જુદા જુદા કટકા છે, અને તે ઘણી સફાઇથી સાથે જોડાયેલા હોવાથી એક જેવા લાગે છે. એ માંસના લોચાઓ બધા એક જ પ્રકારના હોતા નથી; મોટા, નાના, લાંબા, ટુંકા, ગોળ, ચપટા, ચોરસ, ત્રણ ખુણાવાળા, એમ જુદા જુદા આકાર અને કદના હોય છે અને જ્યાં જેવો ખપ ત્યાં તેવો ઉપયોગ થયો છે. આ લોચાઓ માંસના રેસાઓના બનેલા છે. કેટલાક લોચાઓ એ રેસાઓની ઝુડીઓ અથવા બંડલોના બનેલા છે.

શરીરનું હાડપિંજર એ માત્ર હાડકાનું ખોખું છે. એ ખોખામાં આસપાસ સર્વત્ર માંસમય લોચાઓનું આચ્છાદાન થયેલું છે અને તે વડે જ તેનું ચલનવલન થાય છે. શરીરની દરેક ગતિ અને દરેક કાર્ય એ સ્નાયુ વડે જ થઇ શકે છે. ચાલવું, ખાવું, હાથ હલાવવો, બોલવું અને આંખ ફેરવવી એ સુધાં શરીરનાં નાનાં મોટાં સર્વ કાર્યોમાં સ્નાયુની જરૂર પડે છે. ચહેરા પર આનંદ, ક્રોધ, દિલગીરી વગેરે મનોવિકારો પણ એ સ્નાયુ વડે જ બતાવી શકાય છે.

આ માંસના લોચાઓ અથવા સ્નાયુઓ બે પ્રકારના છે. ૧ ઐચ્છિક, ૨ અનૈચ્છિક. એક પ્રકારના સ્નાયુ આપણી ઇચ્છા પ્રમાણે હાલે છે અને બીજો પ્રકારના સ્નાયુ આપણી ઇચ્છાને આધીન નથી. હાથ, પગ, અને આંગળાંનું ચલનવલન, આંખના ડોળાનું ફરવું, નાકના નસકોરાંનું પહોળું થવું, વગેરે અવયવોના સ્નાયુઓને આપણી મરજી પ્રમાણે આપણે ચલાવી શકીએ છીએ. પણ આંતરડાંની ગતિ આપણી ઇચ્છાથી થતી નથી. હવા તથા અન્ન જવાની નળીઓ, હોજરી, મૂત્રના ફુક્કા, ગર્ભસ્થાન અને ધોરી નસો વગેરે અવયવો અને એ ભાગોના માંસના લોચાઓ પોતાની મેળે સંકોચાય છે અને પહોળા થાય છે અને તે લોચાઓ ઉપર આપણી ઇચ્છા કશો અખત્યાર ધરાવતી નથી. આ બન્ને પ્રકારના માંસના લોચાઓ રેસાનાં બનેલાં છે, પણ આ બીજા પ્રકારના સ્નાયુ ઇચ્છા પ્રમાણે કામ કરનારા સ્નાયુ જેવા રાતા અને મોટા હોતા નથી, પણ તેઓ એક પડની પેઠે પથરાયેલા હોય છે અને તેમને બંધનની જરૂર પડતી નથી.

માંસના લોચા અથવા સ્નાયુનો ગુણ સંકોચવાનો છે. તેઓના સંકોચાવાથી ગતિ ઉત્પન્ન થાય છે. જડબાંના સ્નાયુ સંકોચાવાથી જડબાં હાલે છે અને ખોરાક ચવાય છે; હાથના સ્નાયુ સંકોચાવાથી હાથ વળી શકે છે અને પગના સ્નાયુ સંકોચાવાથી પગ ચાલે છે. કેટલાક સ્નાયુ એક બીજાથી વિરૂદ્ધ ગુણના હોય છે; દાખલા તરીકે એકથી આંખ અને મુઠી ઉઘડે છે અને બીજાથી બંધ થાય છે. આ સ્નાયુઓ ચૈતન્ય હોય છે ત્યાં સુધી કામે લાગેલા જ રહે છે. શરીરમાં આવા માંસના લોચા અથવા સ્નાયુ આશરે ૫૦૦ છે.

### સ્નાયુબંધન-TENDONS-ટેન્ડન્સ.



આકૃતિ ૩ જી.

પંજો.

દરેક સ્નાયુના છેડા સફેદ ચીકણા મજબુત દોરડાં જેવા હોય છે અને તે દોવડાંવતી તે હાડકાંને મજબુત વળગી રહે છે. આ દોરડાંને સ્નાયુબંધન કહે છે. સ્નાયુબંધન ઘણાં જ મજબુત હોય છે. તે એવાં તો જોરથી વળગેલાં હોય છે કે, કેટલીકવાર હાડકું ભાંગે છે પણ તે બંધન તુટતાં નથી. હાથ પગનાં આંગળાં હલાવતાં જે દોરી જેવી રગો દેખાય છે તે સ્નાયુબંધન છે. સ્નાયુબંધનો જે ભાગને વળગેલાં હોય છે તે ભાગને સ્નાયુ હલાવે છે. હાથના સ્નાયુબંધન જોવા માટે આ જોડે ચિત્ર આપેલું છે.

### સંયોજક-CONNECTIVE TISSUE-કનેકટીવ ટીશ્યુ.

શરીરમાં હાડકાં, તેના ઉપરનાં પડ, સ્નાયુ, લોહીની નળીઓ, મજ્જાતંતુઓ અને ચામડી વગેરે ભાગો એક બીજા સાથે સજ્જડ જોડાએલાં છે. ગુંદ અથવા લોહીની પેઠે શરીરમાં એક એવો ચીકણો પદાર્થ છે, કે જે આખા શરીરમાં ફેલાઇને તે બધા અવયવોને ઉપરા ઉપર જોડી રાખે છે. તે પદાર્થ બારીક તંતુઓ કે પરમાણુઓનો બનેલો છે. તે જોડવાનું કામ કરે છે તેટલા માટે તેને **સંયોજક** એવું નામ આપીએ તો અપાય.

### ચરબી-FAT-ફૅટ.

સંયોજક નામનો જે પદાથ હાડકાં, માંસના લોચા તથા તેના બંધનોને સાથે જોડી રાખવામાં કામ લાગે છે, તેની સાથે એક બીજો પીળા રંગનો જે પદાર્થ હોય છે, તેને ચરબી કહેવામાં આવે છે. સંયોજકમાં પીળા રંગના લોચા ચરબીના હોય છે. ચરબી કારબોન અને હાઇડ્રોજનની બને છે, અને તેથી કારબોનવાળા પદાર્થોના વિશેષ ખાવાથી તેમજ શરીરને જોઇએ એટલી કસરત નહિ મળવાથી શરીરમાં ચરબીનો વધારો થાય છે. ચરબીનો જમાવ વિશેષે કરીને સાથળ, જાંગ અને પેટના ભાગપર થાય છે.

### ત્વચા-ચામડી-SKIN-સ્કીન.

હાડપિંજરના સૌથી ઉપલા પડને ત્વચા અથવા ચામડી કહેવામાં આવે છે. ત્વચાથી શરીરના અંદરના ભાગોનું રક્ષણ થાય છે; પણ તે કરતાં પણ ત્વચા બીજાં ઘણા ઉપયોગનાં કામ બજાવે છે. તેનાથી સ્પર્શજ્ઞાન થાય છે, પરસેવો નિકળે છે, અને બહારના પદાર્થોને ચૂશી લેવાનું કામ કરે છે; આ સંબંધી વિશેષ વર્ણન ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રના વિષયમાં આવશે.

---

## પ્રકરણ ૨ જું.

### શરીરના મુખ્ય ભાગો.

### PRINCIPLE PARTS OF THE BODY.

આપણા શરીરની અંદર કયા કયા અવયવો અથવા ભાગો ક્યાં ક્યાં આવેલા છે, એ સંબંધી સાધારણ જ્ઞાન દરેક માણસને હોવું જોઇએ. પણ આપણા દેશી લોકો એ સંબંધી કશું પણ જ્ઞાન ધરાવતા નથી અને તેથી તેઓ પોતાનાં દરદોના સંબંધમાં વારંવાર ભૂલો

કરે છે અને પોતાના ડાકતરો કે વૈદોને પણ ભુલાવામાં નાખી દે છે. આવી અજ્ઞાનતાને લીધે દરદીની હકીકત પર બહુ થોડું વજન રાખી શકાય છે, અને જો ડાકતર દરદીના બોલવા પર જ વિશ્વાસ રાખી જાતે શરીર તપાસ્યા વિના દવા આપે છે તો જરૂર ભુલ થાપ થાય છે. દરદ કલેજામાં હોય અને વાંક બરલનો કાઢવામાં આવે છે, અથવા દરદ આંતરડામાં હોય અને વાત કલેજાની કરવામાં આવે છે. પોતાના શરીર વિષે માણસોએ આટલું બધું અજાણપણું હરગીજ નહિ રાખવું જોઇએ. શરીરની અંદરના મુખ્ય મુખ્ય ભાગો અને તેનાં કાર્યોનું જ્ઞાન તો દરેક માણસે જરૂર મેળવવું જોઇએ.

શરીરમાં માથું અને ધડ એ બે મુખ્ય અંગો છે. બન્ને ભાગો ડોકવડે સંધાયેલા છે. જો ડોકથી એ બન્ને ભાગોને જુદા કરી નાંખવામાં આવે તો શરીરનો સઘળો વ્યવહાર બંધ પડી મૃત્યુ નિપજે છે.

**માથું**—માથું શરીરનું ઉત્તમ અંગ ગણાય છે. કેમકે આખા શરીરપર અધિકાર ભોગવનારા અધિકારીનો મુખ્ય મહેલ માથામાં આવેલો છે, જે મગજ અથવા ભેજું એવા નામથી ઓળખાય છે. માથામાં બહાર દૃષ્ટિએ પડતા અવયવોમાં ખોપરી અથવા મગજની તુંબડી, જોવા માટે બે આંખો, સાંભળવા માટે બે કાન, સુંઘવા સારૂ બે નસકોરાં અને બોલવા સારૂ મોઢું છે, જે સર્વ અવયવો પેલા અધિકારીના ઉપયોગને માટે તેના મહેલની લગોલગ ગોઠવવામાં આવેલા છે. માથામાં મુખ્ય બે ગોખલા અથવા પોલો છે. એક ખોપરીની પોલ અને બીજી મોંની પોલ. આ શરીરના અધિકારીનું ઘર ખોપરીની પોલમાં છે. આ ઘરમાં જ્ઞાનતંતુઓ અને ગતિતંતુઓનો સંગ્રહ થયેલો છે અને એ સંગ્રહને મગજ એવું નામ આપવામાં આવેલું છે. મોંની પોલમાં મોં, જીભ, દાંત વગેરે આવેલ છે. મોંના ગોખલામાંથી એક નળ ડોકવાટે છાતીમાં થઇને પેટમાં ઉતરે છે. જે અન્નનળ કહેવાય છે, અને ખોપરીની પોલમાંથી એક નળ પાછલા ભાગમાં બરડાની કરોડમાં ઉતરે છે જે "કરોડરજ્જુ નળ" કહેવાય છે, અને વાસ્તવિક રીતે જોતાં એ બે નળ વાટે આ આખા શરીરનો સર્વ વ્યવહાર ચાલે છે.

**ધડ**—ધડમાં પણ માથાની પેઠે બે મ્હોટી પોલો છે. એક છાતીની પોલ અને બીજી પેટની પોલ. છાતીની પોલ અથવા પાંજરૂં એક કોટડીના જેવું છે. છાતીની પોલમાં બે ફેફસાં અને હૃદય એ બે મુખ્ય જીવનસ્થાન છે. એ સિવાય મોંની પોલમાંથી ડોકવાટે ઉતરેલો અન્નનળ છાતીમાં થઇ તે નીચે ઉતરે છે. છાતીમાં આ અવયવો સિવાય સ્ત્રીઓને બે સ્તન હોય છે. છાતી તથા પેટની પોલોની વચમાં માંસનો ઘુંમટના આકારનો એક ગોળ પડદો દિવાલની પેઠે આવેલો છે. અન્નનળ એ દિવાલને ભેદીને પેટમાં ઉતરે છે.

પેટની પોલના ઉપલા ભાગમાં યકૃત એટલે કલેજું, પ્લીહ એટલે બરોલ, આમાશય એટલે હોજરી અને પકવાશય એટલે આંતરડાં આવેલાં છે. હોજરીના ઉપલા છેડામાં અન્નનળ મળે છે અને નીચેના છેડામાંથી નાનાં આંતરડાંની શરૂવાત થાય છે. પેટની પોલના નીચલા ભાગમાં મૂત્રાશય એટલે ફુકકો [ bladder ] આવેલ છે, જેમાંથી મૂત્ર મૂત્રમાર્ગની નળી [ Penis ] વાટે બહાર આવે છે. મૂત્રનળી નીચે વૃષણની કોથળી આવેલી છે. ધડના પાછલાં હાડકાંને બરડાની કરોડ કહે છે. જેના આધારથી આખું શરીર ટટાર રહેલું છે. કરોડમાં હાડકાંની એક પોલી નળી ઉતરેલી છે. આ નળી ઉપર છેક મગજ સાથે સંબંધ રાખે છે અને નીચે કેડ સુધી પહોંચેલી છે.

ધડની અંદર છાતી અને પેટ એ બે મ્હોટી પોલો સિવાય બે બાજુમાં બે હાથ અને નીચે બે પગ આવેલા છે. જે મગજમાં રહેલા અધિકારીની આજ્ઞાથી પદાર્થોને પકડે છે અને શરીરને એક જગ્યાએથી બીજી જગાએ લઈ જાય છે.

## ખોપરીની પોલ-માથાની તુંબી.

### SKULL—સ્કલ.

પાછળ જણાવ્યા પ્રમાણે શરીરમાં મુખ્ય ત્રણ અગત્યની પોલો છે. ખોપરીની પોલ, છાતીની પોલ અને પેટની પોલ. શરીરનાં સર્વ ચૈતન્યવાળા ભાગો અથવા જીવનસ્થાનો એ ત્રણ પોલોમાં આવેલાં છે. શરીરમાં જુદા જુદા અવયવોની પ્રથક્ પ્રથક્ ક્રિયા થવી તેનું નામ જીવ [ Life ] છે, અને એ ક્રિયાઓ બંધ પડવી તેનું નામ **મૃત્યુ** [ Death ) છે. એવી ચૈતન્યવાળી ક્રિયા અથવા જીવનનાં મુખ્ય સ્થાનોમાં **મગજ** સર્વોપરી સ્થાન છે. મગજ એ જીવનનું સર્વોપરી સ્થાન હોવાથી તેનું રક્ષણ પણ બહુ

આકૃતિ ૪ થી.



ખોપરી.

મજબુત કિલ્લામાં થયું છે. એ કિલ્લો તે માથાની ખોપરી છે. આ જોડેનું ચિત્ર ૪ થું માથાની ખોપરીનું છે. એ ખોપરી ૨૨ હાડકાંની બનેલી છે. આમાંનાં ૮ હાડકાંની અંદર મગજનો ભાગ આવેલો છે અને ૧૪ હાડકાં મોઢાના ચહેરામાં છે. માથાની આ તુંબડીની અંદર મગજના ચાર ભાગો સિવાય આંખ, કાન, નાક, જીભ અને મોઢાનાં ઘર આવેલાં છે.

### મગજ-ભેજું-BRAIN-( બ્રેઈન. )

મગજ ખોપરીની પોલમાં બરાબર બેસતું કરવામાં આવેલું છે. ખોપરીની જમીન મગજની સપાટીને અનુસરતી છે, એટલે તેમાં ખાડાખડબા છે, જેમાં મગજ બરાબર બેસતું આવે છે. ખોપરીમાં મગજને માટે ત્રણ આચ્છાદન એટલે પડ છે. સૌથી ઉપરનું બાહ્યપડ જાડું તથા મજબુત છે અને ખોપરીની અંદર ચારે તરફ આવેલું છે. તેનો એક ફાંટો મગજના બે ભાગની વચમાં ઉતરે છે. મગજમાંથી જે લોહી ફરીને પાછું જાય છે તેને માટે આ બાહ્યપડમાં નળી જેવો માર્ગ હોય છે. બીજું પડ ભેજાંના મધ્યમાં છે. જેને મધ્યાવરણ કહેવામાં આવે છે. તે પડ બેવડું છે અને તેની પોલમાં પ્રવાહી છે. ત્રીજું પડ મગજને લગોલગ આવેલું છે, તેને અંતર પડ એવા નામથી ઓળખવું. મગજના પોષણ માટે તેમાં રક્તનળીઓની જાળ પથરાયેલી છે.

મગજ ખોપરીની અંદર આવેલું છે. જ્યારે ખોપરીનું ઉપલું આચ્છાદન ખસેડી લેવામાં આવે ત્યારે મગજનો જે આકાર જોવામાં આવે છે તે આ નીચેના ચિત્ર ૫ થી બતાવેલ છે. મગજનો સૌથી ઉપલો ભાગ અથવા મોટું મગજ ( Cerebrum ) જોડેના ચિત્ર ૬ ઠ્ઠાથી બતાવેલ છે. આ મગજમાં વિચિત્ર રીતે થર ઉપર થર લાગેલા છે અને તે મગજ નરમ ભુરા રંગની વસ્તુનું બનેલું છે.

આકૃતિ ૫ મી.



ખોપરીનું આચ્છાદાન દૂર કર્યા પછીનો મગજનો દેખાવ.

આકૃતિ ૬ ઠ્ઠી.




Brain—મસ્તિષ્ક.

મગજના ચાર ભાગ કરવામાં આવેલા છે, જેમાં બે મુખ્ય છે; આગલું અથવા **મોટું ભેજું** અને પાછલું અથવા નાનું ભેજું.

**મોટું ભેજું** માથાનાં આગલા અને ઉપલા ભાગમાં મૂકાયેલું છે. ભમરોની જરા ઉપરથી બેઉ કાનના છિદ્રો આગળ થઇને માથાની આસપાસ એક લીંટી દોરવાથી મોટા ભેજાંની હદનો અડસડો મનમાં આવી શકે છે. તે ઉપરથી ગોળ કરચલીવાળું અને ખડબચડું દેખાય છે. તેના મધ્યમાં એક ફાટ હોવાથી મધ્યમાંથી તેના બે અર્ધગોળાકાર ભાગ થયેલા છે. આ મોટા મગજની ઉંડાણમાં ત્રણ નાની પોલાણ જગાઓ છે, અને તેના તળીયામાંથી કેટલાક તંતુઓ નિકળી નાક, આંખ, કાન, જીભ વગેરેમાં ફેલાયેલા છે.

**નાનું ભેજું** માથાના પાછલા હાડકાંના ખાડામાં મૂકાયેલું છે. તે મોટા ભેજાંના જેવું કરચલીવાળું નથી પણ ચોપડીનાં પાનાંઓની પેઠે તેમાં પડ હોય છે. તેના પણ બે અર્ધગોળ ભાગ થયેલા છે. તેનું કદ નારંગી જેવડું હોય છે. નાનું ભેજું કાપતાં અંદર ઝાડના જેવો દેખાવ નજરે પડે છે.

મગજ સાથે જે બીજા નાના ભાગો આવેલા છે, તેમાંનો એક ભાગ સૌથી નીચે આવેલો છે અને તે બરડાની કરોડરજ્જુ સાથે સંબંધ ધરાવે છે. એ ભાગની મદદથી શ્વાસ લેવાનું કામ ચાલે છે. કોઇ પ્રાણીનું આગલું ભેજું કાપી નાંખ્યું હોય તોપણ તેનો આ ભાગ આખો રહ્યો હોય ત્યાં સુધી શ્વાસની ક્રિયા ચાલું રહેશે.

આ ભાગને તથા ઉપલાં મોટાં તથા નાનાં બેઉ ભેજાંને જોડનાર એક ચોથો ભાગ

જનો ભાગ છે. તે આડો પડેલો છે અને તે સૌથી ન્હાનો ભાગ છે. વધારે જાણવા માટે જુઓ ભાગ ૩ જો–ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર.

આખા મગજનું એકંદર સરાસરી વજન આશરે ૩ રતલ ગણાય છે. સ્ત્રીનું મગજ પુરૂષના મગજ કરતાં કાંઈક ન્હાનું હોય છે. મગજના ન્હાના મોટા કદના પ્રમાણમાં માણસમાં ઓછી વધતી અક્કલ હોય છે. મોટા મગજવાળા માણસમાં વધારે બુદ્ધિ હોય છે. અને ન્હાના મગજના માણસમાં ઓછી બુદ્ધિ હોય છે. ઉમરની સાથે મગજ પણ કેટલાંક વરસ સુધી વજનમાં વધે છે અને ૩૦ થી ૪૦ વરસની વય સુધીમાં સંપૂર્ણ હાલતમાં આવે છે. એ ઉમર પછી મગજનું વજન ઘટવા માંડે છે. કોઈ કોઈ બહુ બુદ્ધિશાલી માણસનું ભેજું વજનમાં ૪ રતલ જેટલું હોય છે અને છેક મૂર્ખ માણસનું ભેજું ૧॥ રતલ કરતાં વધારે થતું નથી. હાથી અને મગરમચ્છ સિવાય બીજાં સઘળાં પ્રાણી કરતાં માણસ જાતનું મગજ વજનમાં વધારે ભારે હોય છે. હાથીમાં તેનું વજન ૮ થી ૧૦ રતલનું અને મગરમચ્છમાં ૫ રતલ જેટલું હોય એમ કહેવાય છે.

## માથાની તુંબીના બીજા અવયવો.

**આંખ–EYE–( આઇ )**—માથાની તુંબીમાં જોવાની ઇંદ્રિ ગોઠવી છે, તેને આંખ કહેવામાં આવે છે. આંખો બે છે. ભમરો, પાપણો, પોપચાં વગેરે તેના બહાર દેખાતા ભાગો સર્વેને જાણીતા છે. આંખના ડોળા નાકની બન્ને બાજુના ખાડાઓમાં મુકાયેલા છે.

આકૃતિ ૭ મી.



નેત્ર રચના.

આકૃતિ ૮ મી.




અશ્રુગ્રંથિ તથા નાક તરફનો માર્ગ.

ડોળા ઉપર ત્રણ પડ છે. સર્વેથી બહારનું પડ ધોળા રંગનું છે. તે અપારદર્શક હોવાથી તેમાંથી પ્રકાશ અંદર જઈ શકતો નથી. એ પડ સખ્ત હોવાથી આંખના ડોળાની ગોળાકૃતિ કાયમ રહી શકે છે, પણ તેનો આગલો વચલો ભાગ કાચ જેવો સ્વચ્છ હોવાથી તેમાંથી અજવાળું જઇ શકે છે. આંખના સફેદ પડ નીચે બીજું પડ કાળું છે, તે ઝીણી નસોનું તથા તંતુજાળનું બનેલું છે. મગજનું ચૈતન્ય પણ આ પડમાં આવેલું છે–એના રંગ પ્રમાણે ઉપરનો ડોળો કાળો કે માંજરો દેખાય છે. આંખની અંદર ગોળ ચક્કર જેવું દીસે છે તે કીકીનો પડદો છે. તેના મધ્યમાં એક નાકું છે. જેને આપણે "કીકી" અથવા

પુતળી કહીએ છીએ. કીકીના નાકા ઉપર ફક્ત પહેલા પડનો નાજુક આગલો ભાગ આવેલો છે. કીકીના પડદાના સંકોચાવા પ્રમાણે કીકી $\frac{1}{20}$ થી $\frac{1}{4}$ ઇંચ સુધી ન્હાની મોટી થઇ શકે છે, અને તે ઉપરથી કેટલાક રોગની પરીક્ષા કરી શકાય છે. આંખનું ત્રીજુ પડ છેક અંદર છે, અને આંખના દૃષ્ટિતંતુઓ ડોળામાં પથરાઇ ગયાથી તે બનેલું છે; તે તંતુવાળું પડ કહેવાય છે. આંખના બહારના પડ સાથે માંસના ૬ નાના લોચાઓ વળગેલા છે, જે વડે ડોળા આપણે ચારે તરફ ફેરવી શકીએ છીએ.

આંખની અંદર ત્રણ ઓરડાઓ અથવા કોથળી જેવી જગાઓ છે, જેમાં પાણી તથા રતન જેવી આંખની અગત્યની ચીજો રહી શકે છે. આગલો ઓરડો આંખના સ્વચ્છ સફેદ પડની અને રતનની કોથળી વચમાં છે. તે ઓરડો સૌથી ન્હાનો છે. તેમાં આંખનું પાણી રહે છે, જેનું વજન પાંચ ઘઉંભાર જેટલું હોય છે. આંખનો વચલો ઓરડો સખ્ત પડનો બનેલો છે અને તેમાં આંખનું રતન લટકેલું છે. આ રતન આગળ પાછળ ગોળ હીરા જેવું પારદર્શક છે. આંખનો ત્રીજો અને પાછલો ઓરડો સર્વથી મોટો છે; જેમાં ખીલોર જેવો નિર્મળ પદાર્થ આવેલો છે, આંખમાંથી એક નળી નાકમાં ઉતરેલી છે. જુવો આકૃતિ ૮ મી-અંક 4.

કાન–EAR–( ઇયર )—સાંભળવાની ઇંદ્રિને કાન કહેવામાં આવે છે. માથાની તુંબડીમાં એ સાંભળવાની ઇંદ્રિને બાજુમાં ગોઠવવામાં આવેલી છે. જુવો આકૃતિ ૯ મી. કાનનો બહારનો જે ભાગ દેખાય છે (a) તે કુમળા હાડકાનો ( કુર્ચાનો ) બનેલો છે. દરેક કાનમાં એક એક છિદ્ર છે. એ છિદ્ર આગળથી એક ન્હાની નળી (c) શરૂ થાય છે. જે આશરે દોઢ ઇંચ લાંબી છે. એ નળી ઉપર ચામડીનું પડ છે. કાનની નળીનો આગલો ભાગ નરમ હાડકાં અથવા કુર્ચાનો બનેલો છે. અને પાછલો ભાગ હાડકાનો બનેલો છે. કાનની અંદરની ત્વચા ઘણી જ પાતળી હોય છે. કાનમાં મેલ ભરાય છે તે મેલ બહારથી આવતો નથી પણ આ બારીક ચામડીમાંથી ઉત્પન્ન થયા કરે છે.

આકૃતિ ૯ મી.




કાનના જુદા જુદા ભાગો.

કાનનો વચલો ભાગ ન્હાના ખાડાનો બનેલો છે. તેની તથા બહારની કર્ણનળીની વચ્ચે એક બારીક પડદો આવેલો છે, જેને આપણે કાનનો પડદો અથવા પડઘમ કહીએ છીએ ( જુઓ ચક્ર જેવો પડદો g ). આ ભાગમાંથી એક બારીક નળી નીકળીને અંદરના ભાગમાં ઉતરેલી છે અને તેથી કાનના આ વચલા ભાગ સાથે મોઢાને સંબંધ રહેલો છે.

કાનનો છેક અંદરનો ભાગ સર્વથી અગત્યનો છે, કેમકે તેમાં સાંભળવાના તંતુઓ આવેલા છે. આ ભાગ ઘણો ગુંચવણ ભરેલો છે અને સામાન્ય વર્ણનથી નહિ સમજી શકાય

એવો છે. મગજમાંથી આવેલ શ્રવણ તંતુઓ એ ભાગમાં દાખલ થાય છે. તે તંતુઓને પ્રવેશ થવા માટે તેમાં બારીક છિદ્ર હોય છે.

**નાક**-NOSE-(નોઝ)સુંઘવાની ઇંદ્રિને નાક કહેવામાં આવે છે. તેને માથાની તુંબીમાં ચહેરાના મધ્યમાં ગોઠવવામાં આવેલું છે. નાકનો આગલો ભાગ પાંચ કુમળાં હાડકાં એટલે કૂર્ચાઓનો બનેલો છે. બ્હાર છિદ્રો હોય છે તેને નસકોરાં કહેવામાં આવે છે. નાકના બે ભાગ છે. એક બહાર દેખાતો ભાગ; બીજો અંદરનો ભાગ. બહાર દેખાતા નાકનું મૂળ કપાળ સાથે છે. જેમ બહાર છિદ્રો છે તેમ નાકના અંદરના ભાગમાં પણ બે છિદ્રો છે જે મોઢાના પાછલા ભાગ સાથે સંબંધ રાખે છે. બે નસકોરાંની વચમાં એક પડદો છે. નસકોરાંનાં મોં આગળ વાળ ઉગે છે, જે નાકની અંદર જતી ધૂળ વગેરેના અટકાવ કરવાનું કામ બજાવે છે. નાકવાટે શ્વાસોચ્છ્વાસ લેવાય છે ને વાસ પરખાય છે.

**જીભ**—TONGUE-(ટંગ)-મગજમાં જુદાં જુદાં કામ કરવાની જ્ઞાનેન્દ્રિયોમાં સ્વાદનું જ્ઞાન જાણનારી ઇંદ્રિ જીભ છે. સ્વાદની ઇંદ્રિ જીભમાં વસેલી છે. જીભ સિવાય જીભની આસપાસના ભાગો, જેવા કે તાળવું (palate), પડજીભી (uvula), ચોરીઆ (tonsil), તેમાં પણ સ્વાદ પારખવાની શક્તિ હોય એમ જોવામાં આવે છે. જીભના અગ્રભાગ ઉપર દાણા દાણા હોય છે, તે દાણા સુધી મગજની સ્વાદેન્દ્રિયના તંતુઓ પ્રસરેલા હોય છે, અને તેથી જીભને ટેરવે કોઈ કોઇ વસ્તુનો સ્પર્શ થતાં જ સ્વાદની પરીક્ષા થઇ શકે છે.

બહારનો કોઇ પણ પદાર્થ તીખો ખાટો હોય છે તેની પરીક્ષા જીભ કરી શકે છે. પદાર્થ જેમ વધારે પ્રવાહી એટલે જીભના તંતુઓમાં જલદી પ્રવેશ કરે એવો હોય તેમ સ્વાદ વધારે જલદી અને સારી રીતે પરખાય છે. કઠણ પદાર્થોમાં પરમાણુઓ જીભમાં ઉત્પન્ન થતા રસમાં પ્રવેશ કર છે ત્યારે જ તેના સ્વાદનું જ્ઞાન થઇ શકે છે. જીભની અંદરના તંતુઓને જેવા સ્વાદનું જ્ઞાન થાય છે તેવા સ્વાદનું જ્ઞાન મગજને પહોંચાડે છે, અને ત્યારે જ આપણને અમુક સ્વાદનું ભાન અને જ્ઞાન થાય છે.

જીભ માંસમય લોચાની બનેલી છે. ચારે તરફના સ્નાયુ જીભને વળગેલા હોવાથી જીભ બધી તરફ વળી શકે છે. ખોરાક ચાવવાના કામમાં જીભ ઘણીજ મદદ કરે છે. તે ખોરાકને વારંવાર દાંત નીચે લાવે છે, અને જીભની અણીઓ ખોરાકને નરમ કરે છે. આ સિવાય બોલવાના કામમાં જીભનો મુખ્ય ઉપયોગ છે.

---

## છાતીની પોલ.

### CHEST-ચેસ્ટ

છાતીની પોલમાં રક્તાશય, મોટી રક્તવાહિની અને બે ફેફસાં આવેલાં છે. આ સિવાય અન્નનળી છાતીમાં થઈ પેટમાં ઉતરે છે, અને શ્વાસનળીનો થોડો ભાગી પણ છાતીની પોલમાં આવેલો છે.

છાતીમાં બે બાજુપર બે ફેફસાં છે અને વચમાં રક્તાશય ( હાર્ટ ) છે. છાતીમાં દરેક બાજુએ બાર બાર પાંસળીઓ છે. છાતીના પાછલા પીઠના ભાગમાં મધ્યમાં કરોડ છે અને

છાતીના આગલા ભાગમાં મધ્યમાં ઉરોસ્થિ એટલે છાતીનું સીનાનું હાડકું છે, જેની સાથે પાંસળીઓ વળગેલી છે. આ સીનાનું હાડકું આશરે પાંચ ઇંચ લાંબુ છે. આ અસ્થિમાં મૂળ તો ઘણા કટકા હોય છે, પણ પાછળથી તે કટકાઓ સંધાઇ જાય છે. સીનાનું હાડકું ગળા તરફ પહોળું હોય છે અને નીચે જતાં સાંકડું થતે થતે પીપડી આગળ અણીદાર થાય છે. પછવાડે આ બારે પાંસળી બરડાની કરોડના મણકા સાથે સંધાયેલી છે અને આગળ પ્રથમની સાત પાંસળીઓ છાતીના સીનાના હાડકા સાથે જોડાયેલી છે, ને નીચેની ત્રણ પાંસળીઓના છેડા છુટા છે. પાંસળીઓ સ્થિતિસ્થાપકછે, એટલે નરમ અને વળી શકે એવી હોવાથી શ્વાસોશ્વાસની ક્રિયામાં મદદકર્ત્તા થઇ પડે છે.

**ફેફસાં-ફુફુસ-LUNGS ( લંગ્સ )**—ફેફસાં બે છે, અને તે છાતીમાં બે બે બાજુ ઉપર આવેલાં છે. ફેફસાંનો આકાર પડા જેવો, ઉપરથી સાંકડો અને નીચેથી પહોળો હોય છે, અને ગુણ વાદળી જેવો છે. દરેક ફેફસાનું વજન લગભગ દોઢ રતલનું હોય છે. ડાબા ફેફસાં કરતાં જમણું ફેફસું જરા વધારે મોટું છે, પણ જમણા ફેફસા કરતાં ડાબું ફેફસું વધારે લાંબું હોય છે.

ફેફસાં વાદળી જેવા સ્થિતિસ્થાપક હોવાથી દબાય છે અને પાછાં ફુલે છે. ફેફસાંની અંદર ન્હાનાં ન્હાનાં અસંખ્ય છિદ્રો અથવા પોલા દાણા હોય છે, જે હવાથી ભરેલા હોય છે. એવી ગણતરી કરવામાં આવેલી છે કે, દરેક ફેફસામાં એવા ૩૦ કરોડ પોલા દાણા છે. જો ફેફસું ફક્ત કોથળી જેવું હોત તો તેમાં હવાને ઘણી થોડી જગ્યા મળી શક્ત; પણ ઉપર જણાવ્યા પ્રમાણે તેમાં અસંખ્ય છિદ્રો હોવાને લીધે હવાને પુષ્કળ જગ્યા મળી શકે છે. દરેક ફેફસાં માંહેના હવાથી ભરેલાં છિદ્રો એકંદર ૧૪૦૦ ચોરસ ફીટ જેટલી જગ્યા રોકે છે.

**આકૃતિ ૧૦ મી.**




**ફેફસું તથા શ્વાસનીનળીઓ.**
Lungs and Air Passages.

આ આકૃતિમાં a સ્વરનળી છે, આગળ ચાલતાં b એ શ્વાસનળીનું સ્થાન ગણાય છે. ત્યાંથી આ લાંબી નળી છાતીમાં પ્રવેશ કરે છે અને ઉપલી શ્વાસ નળીના c આગળ બે વિભાગ થાયછે. ત્યાંથી જે બે નળી ડાબા અને જમણા ફેફસામાં દાખલ થઇ તેને અંગ્રેજીમાં bronchi કહે છે અને તે ભાગ બગડવાથી ખાંસીનું દરદ થાય છે તેથીજ તે દરદને bronchitis કહે છે. શ્વાસનળી ફેફસાંમાં ગયા પછી તેની અનેક જુદી જુદી શાખાઓ થઇ જાય છે. એક બાજુનાં ફેફસામાં d d અક્ષરથી માત્ર તે નળીઓજ બતાવેલી છે. બીજી બાજુનું ફેફસું વાદળી જેવું બતાવેલું છે.

**રક્તાશય—હૃદય—દિલ—**HEART-( હાર્ટ )—રક્તાશય એ છાતીની બખોલમાં બે ફેફસાંની વચ્ચે કાંઇક ડાબી તરફ વાંકી પડેલી એક માંસમય થેલી છે. ડાબી તરફની ઉપલી ત્રીજી પાંસળીથી નીચે છઠ્ઠી પાંસળી સુધી તેની લંબાઇ પાંચ ઇંચની છે. આ થેલી અથવા રક્તાશય એ લોહીનો હોજ છે, જેમાંથી લોહી આખા શરીરને પહોંચતું થાય છે. છાતીના ડાબા પાસાપર પાંચમી અને છઠ્ઠી પાંસળી ઉપર હાથ મૂકી રાખવાથી જે ધબકારો માલમ પડે છે, તે રક્તાશયનો છે. રક્તાશયનું કદ લગભગ મુઠી જેવડું છે અને વજન આશરે પોણા રતલનું છે. સ્ત્રીઓના રક્તાશયનું વજન અરધા રતલનું હોય છે. તે અંદરથી પોલું છે અને વચમાં એક પડદો આવવાથી તેના બે ભાગ થાય છે; જેમાંના એકને જમણો ખંડ અને બીજાને ડાબો ખંડ એવા નામથી ઓળખવામાં આવે છે. દરેક ખંડના પાછા બબ્બે વિભાગ થાય છે. જમણા ખંડમાં કાળું લોહી અને ડાબા ખંડમાં રાતું લોહી વહે છે. બન્ને ખંડની વચમાં છિદ્ર હોય છે. તે છિદ્રને પડદા હોય છે, જે નીચલા ખંડ તરફ ઉઘડે છે અને બંધ થાય છે. પડદો ખુલ્લો હોય છે ત્યારે એક ખંડનું લોહી બીજા ઓરડામાં જઇ શકે છે, પણ બંધ થાય છે ત્યારે તે પડદો એવો તો સજ્જડ બંધ થાય છે કે તે ઓરડામાંથી આગળ ગયેલું લોહી પાછું તેમાં આવવા પામતું નથી. દરેક ઓરડામાં આશરે પાંચ તોલા લોહી સમાય છે.

આકૃતિ ૧૧ મી.




રક્તાશય-Heart.

( બે બાજુમાં શ્વાસનળીઓ તથા રક્તનળીઓ છે અને વચ્ચેના બે ખંડ તે રક્તાશય છે. )

રક્તાશયની આસપાસ એક મજબુત જાડો સફેદ પડદો ફરી વળેલો છે. એ પડદો એક બંધ કરેલી કોથળી જેવો છે; અને રક્તાશયની સાથે વળગેલો નથી. તેમાં પાણી જેવો રસ પેદા થાય છે, જેથી રક્તાશયને કશો ઘસારો લાગી શકતો નથી.

**છાતી તથા પેટ વચ્ચેનો પડદો-ઉરોદરપટલ-**DIAPHRAM—( ડાયાફ્રામ )—છાતી તથા પેટની વચમાં એક પડદો છે, તે માંસના લોચાનો બનેલો છે. તે ગોળ ઘુમટના આકારમાં છે. એ પડદો પાછળથી બરડાની કરોડનાં હાડકાંની અંદરની બાજુ સાથે અને આગળથી પાંસળીની અંદરની કોર સાથે ફરતો વળેલો છે. એ પડદાની ઉપલી બાજુ સાથે ડાબી જમણી તરફ ફેફસાં અને વચમાં રક્તાશય જોડાયેલ છે, અને નીચલી બાજુ સાથે જમણી તરફ કલેજું, ડાબી તરફ બરોલ અને વચમાં હોજરી જોડાયેલ છે.

આ પડદામાં ત્રણ મોટાં છિદ્રો છે; જેમાંના એકમાંથી મોટી ધોરી નસ અને બીજામાંથી અન્નનળ છાતીમાંથી પેટમાં ઉતરે છે. ત્રીજા છિદ્રમાંથી મોટી કાળી નસ પેટમાંથી છાતીમાં જાય છે. આ ત્રણ મોટાં છિદ્રો સિવાય તેમાં બીજાં કેટલાંક બારીક છિદ્રો છે જે રસ્તે જ્ઞાનતંતુઓને રસ્તો મળે છે.

## પેટની બખોલ-ઉદર.

### ABDOMEN-એબ્ડોમન.

શરીરમાં સૌથી મોટી પોલ પેટની છે. પેટની પોલના પાછલા ભાગમાં બરડાની કરોડ આવેલી છે અને ઉપલા ભાગમાં બાજુપર પાંસળીઓ આવેલી છે. આ પોલનું આગલું અને પડખાંનું ઢાંકણ સ્નાયુ તથા ચામડીનું બનેલું છે. ઉપરના ભાગમાં છાતી અને પેટની વચ્ચે આવેલો ઉપર હમણાંજ કહ્યો તે ઘુમટના આકારનો પડદો છે, અને નીચલા ભાગમાં પેડુ અથવા બસ્તિ છે. પેટમાં દબાવી જોવાથી દુબળા માણસના પેટનું ઢાંકણ છેક કરોડને અટકે છે અને કરોડના મણકા હાથને લાગતા જણાય છે. પેટનું એજ ઢાંકણ સ્ત્રીની ગર્ભવાળી અવસ્થામાં અને બહુ ચરબી તથા જળોદર વગેરે દરદમાં ઘણુંજ વધી જાય છે. પેટની દિવાલની મધ્ય રેશામાં ડુંટીનો ખાડો છે તેના નીચે પેડુ છે, અને પેટના છેક ઉપલા પાંસળીઓની વચ્ચેના ભાગને પીપડી કહે છે. બાજુઓને પડખાં કહે છે.

પેટમાં હોજરી, કલેજું, બરોલ, આંતરડાં, મૂત્રાશયના ગુરદા વગેરે ઘણા અગત્યના અવયવો આવેલા છે. તે સઘળાની ચોક્કસ હદ તથા જગા જાણવા તથા ધ્યાનમાં રાખવા માટે પેટની આરપાર બે આડી અને બે ઉભી લીટીઓ દોરેલી કલ્પનાથી તેના નવ ભાગ થાય છે. અને તે નવ ભાગમાં નીચે પ્રમાણે અવયવો આવેલા છે.

| | | |
|---|---|---|
| ૧<br>જમણી પાંસળી પાસેના ભાગમાં. | ૨<br>પીપડીવાળા મધ્યભાગમાં. | ૩<br>ડાબી પાંસળી પાસેના ભાગમાં. |
| કલેજાનો જમણો ભાગ, પિત્તો; ન્હાના આંતરડાનો પહેલો ભાગ, મોટાં આંતરડાનો જમણો ગોટો, જમણાં ગુરદાનો ઉપલો ભાગ. | હોજરીનો વચલો ભાગ અને જમણો છેડો, કલેજાનો ડાબો ભાગ. | હોજરીનો ડાબો છેડો, બરોલ અથવા તલ્લી; મોટાં આંતરડાનો વીંટો, ડાબાગુરદાનોઉપલો ભાગ. |
| ૪<br>જમણા કમર તરફના ભાગમાં. | ૫<br>ડુંટીવાળાપેટના મધ્યભાગમાં. | ૬<br>ડાબા કમર તરફના ભાગમાં. |
| ઉપર ચડતું મોટું આંતરડું. જમણા ગુરદાનો નીચેનો ભાગ ન્હાના આંતરડાનો થોડો ભાગ. | મોટા આંતરડાનો આડો ભાગ, નાનાં આંતરડાનાં થોડા ગુંચળા. | મોટા આંતરડાનો હેઠે ઉતરતો ભાગ, ડાબા ગુરદાનો હેઠલોભાગ અનેન્હાનાંઆંતરડાનાંથોડાંગુંચળાં |
| ૭<br>જમણી જાંગ તરફના ભાગમાં. | ૮<br>પેડુવાળા નીચલા મધ્ય ભાગમાં. | ૯<br>ડાબી જાંગ તરફના ભાગમાં. |
| ન્હાના આંતરડાનો છેડો અને મોટાં આંતરડાનો શરૂવાતનોભાગ, પેસાબ લઇ જનારી જમણીનળી. | ન્હાના આંતરડાનાં ગુંચળાં, પેસાબનો ભરેલો ફુકકો, ગર્ભથી મોટું થયેલું ગર્ભસ્થાન. | મોટાં આંતરડાનો નીચેનો અને સફરાનો ઉપલો ભાગ, પેસાબ લઇ જનારી ડાબી નળી. |

ઉપલા કોઠા ઉપરથી સામાન્ય રીતે એટલું તો સમજાશે કે, પેટની જમણી બાજુમાં પાંસળાની નીચે કલેજું (યકૃત્) કલેજાની નીચે થોડો ન્હાનાં તેમજ મ્હોટાં આંતરડાનો ભાગ અને મૂત્રાશય તથા સૌથી નીચે જાંગ પાસે મૂત્ર લઇ જનારી જમણી નળી, એટલા ભાગો આવેલા છે. પેટની મધ્યમાં–ઉપર હોજરી અને કલેજાનો થોડો ભાગ, તેની નીચે ડુંટીવાળા ભાગમાં મોટું આડું પડેલું આંતરડું અને નાનાં આંતરડાં, તથા સૌની નીચે પેડુમાં ન્હાનાં આંતરડાં અને સ્ત્રીઓનું ગર્ભસ્થાન, એટલા ભાગો આવેલા છે. પેટની ડાબી બાજુમાં–પાંસળાંની નીચે હોજરીનો ડાબો છેડો, બરોલ અને મોટું આંતરડું તેની નીચે પણ મોટું આંતરડું તથા મૂત્રાશય અને સૌની નીચે જાંગ પાસે મૂત્ર લઇ જનારી જમણી નળી, એટલા ભાગો આવેલા છે.

**હોજરી—આમાશય—STOMACH (સ્ટમક)**–જુવો આકૃતિ ૧૨ મી ગળાથી તે ગુદા સુધી ખોરાકનો એકજ માર્ગ અથવા નળ છે, જેમાં હોજરીનો પણ સમાવેશ થાય છે. હોજરી એ ખોરાક-માર્ગનો સૌથી પહોળો ભાગ છે. હોજરી પેટના પીપડીવાળા મધ્યભાગમાં તેમજ ડાબી પાંસળી તરફના ભાગમાં આવેલ છે. હોજરીની ઉપર ઉરોદર પટલ અને કલેજાનો ડાબો ભાગ છે. હોજરીની ડાબી તરફ બરોલ છે, જમણી તરફ કલેજું છે, નીચે આંતરડાં છે અને પછવાડે કરોડ છે. હોજરીનો ઉપલો છેડો ( અંક ૧ ) છાતીમાંથી ઉતરી આવનારી અન્નનળી સાથે જોડાય છે અને હોજરીના નીચલા છેડા ( અંક ૧૦ ) થી આંતરડાંનો આરંભ થાય છે.

**આકૃતિ ૧૨ મી.**




હોજરી–Stomach.

હોજરીનો આકાર પાણીની મસક અથવા ન્હાની પખાલ જેવો છે. તેમાં ખોરાક જાય છે ત્યારે તે પહોળી થાય છે અને ત્યારે તેની ડાબી–જમણી બાજુની લંબાઇ ૧૦ થી ૧૨ ઈંચની અને પહોળાઇ ૪ ઇંચની હોય છે. હોજરી ખાલી હોય છે ત્યારે તે સંકોચાઇને ન્હાની થઈ જાય છે. તેનું વજન સુમારે ૧૧ તોલાનું છે, અને તેમાં ૪ થી ૫ રતલ પાણી સમાઇ શકે છે.

હોજરી માંસના સાકાઓ અથવા દોરીઓની બનેલી છે. તેનું અંદરનું પડ ચકચકલીવાળું અને મધમાખીના મધપુડા જેવું ખાડાવાળું હોય છે, જે પડમાંથી એક જાતનો તેજાબ જેવો પ્રવાહી ઝરે છે, તે "જઠરરસ" કહેવાય છે. આ જઠરરસથી ખાધેલો ખોરાક પચે છે અને તેવી રીતે હોજરીમાં પચેલો કેટલોક રસ હોજરીની ઝીણી નસોવડે લોહીમાં જાય છે. પણ સઘળો ખોરાક હોજરીમાં પચી શકતો નથી. ચીકાસવાળી અને આટાના સત્વવાળી વસ્તુઓને હોજરીનો જઠરરસ પચાવી શકતો નથી. તેથી એવો ખોરાક હોજરીમાં કેટલુંક રૂપાન્તર થયા પછી આંતરડામાં જાય છે અને ત્યાં તેની પાચનક્રિયા થાય છે.

**અન્નનળી–મહાસ્ત્રોત–ALIMENTARY CANAL (એલીમેન્ટરી કેનાલ) ઉદરની** પોલના હોજરી વગેરે જુદા જુદા ભાગોનું વર્ણન કરતાં પહેલાં, અન્ન કયાં થઈને શી રીતે જાય છે તે પણ જાણવાની જરૂર છે. આપણે અનાજ મોંમાં ચાવીને ગળે ઉતારીએ છીએ અને તે છાતીના પાછલા ભાગમાંથી નીચે ઉતરતું હોય એવું આપણને લાગે છે. ખાધેલું અનાજ ગળામાં જે રસ્તે થઈને હોજરી વગેરે અવયવોમાં ઉતરે છે, તે રસ્તાને અન્નનળી કહેવામાં આવે છે. જેમ ઘરમાં પાણી વગેરેના નળ ઉતારવામાં આવે છે, એવીજ રીતે આ નળ ઉતારવામાં આવેલો છે. આ અન્નનળી માંસમય સ્નાયુનો બનેલો છે, અને તેના સંકોચાવાથી ખાધેલો ખોરાક ધકેલાઈને હોજરીમાં આવે છે. આ જોડેની ૧૩ મી આકૃતિ ખોરાક માર્ગનો અને હોજરી, કલેજું, આંતરડાં વગેરે ભાગોનો ખ્યાલ આપી શકે છે.

**આકૃતિ ૧૩ મી.**




**અન્નનળી એટલે મોઢું, હોજરી તથા નાનાં મોટાં આંતરડાં–બાજુમાં કલેજું**
Aimentary Canal, Liver.

આ અન્નનળી "ગળાની બારી" (Foces) અથવા ગળાના નીચલા છેડાથી શરૂ થાય છે. તે નળી શ્વાસનળીની પાછળ અને જરા ડાબી તરફ કરોડને આધારે નીચે ઉતરે છે, અને અગાઉ જણાવેલા છાતી તથા પેટ વચ્ચે આવેલા પડદામાં થઈને હોજરીમાં આવે છે. ખરૂં જોઈએ તો આ અન્નનળીનો છેડો છેક નીચે ગુદાદ્વારમાં આવેછે, કેમકે જે ખોરાક ખાવામાં આવે છે તે અન્નનળી-વાટે હોજરીની સાથે જ જોડાયેલાં ન્હાના આંતરડામાં, અને ત્યાંથી તેની સાથે જોડાયેલાં મોટાં આંતરડામાં થઈને સફરામાં આવે છે. ગળાની બારી (અંક 5 ) થી તે ગુદદ્વાર (અંક 20) સુધી પહોંચતાં આ અન્નનળીની લંબાઈ લગભગ ૩૦ ફુટની છે.

અન્નનળી શ્વાસનળીની પાછળ મુકાયેલો છે, તેથી જ્યારે ખોરાક ગળીએ છીએ, ત્યારે એ અન્નનો કાંઈ પણ ભાગ શ્વાસનળીમાં ન ઉતરી જાય તે માટે એ શ્વાસનળીનું મોં બંધ કરવાનું એક ન્હાનું ઢાંકણું જીભ સાથે વળગે છે, જે ખોરાક ગળેથી ઉતરતી વેળા શ્વાસનળીનું મોં ઢાંકી દે છે; અને તેના ઉપર થઈને ખોરાક અન્નનળીમાં પ્રવેશ કરે છે.

**આંતરડાં–પકવાશય–BOWELS ( બૉવેલ્સ )**—ખોરાકમાર્ગમાં હોજરીના નીચેના છેડા ( આકૃતિ ૧૩ અંક 13 ) થી જે નળી સંધાય છે, તેને આતરડાં કહેવામા આવે છે. આ આંતરડાં ૩૦ ફીટ લાંબાં છે, પણ તેનાં ગુચળાં વળીને પેટની પોલમાં પડેલાં હોવાથી એવડાં બધાં મોટાં છે એમ લાગતું નથી. આંતરડાંના બે ભાગ છે. **ન્હાનાં આંતરડા અને મોટાં આંતરડા.**

**ન્હાનાં આંતરડાં**—મોટાં આંતરડાં કરતાં ન્હાનાં આંતરડાં કદમાં પાતળાં છે તે હોજરીના નીચલા છેડાથી શરૂ થાય છે ( જુવો ઉપર ચિત્રમાં અંક ૧૩ ) અને નીચે ઉતરીને રૂની આંટીની માફક ગુંચળાં વળીને પેટના ડુંટીવાળા તથા પેડુવાળા વચલા ભાગમાં પડેલાં છે. ( જુવો આકૃતિ ૧૩ માં વચ્ચેનાં ગુંચળાં. ) તેનો છેડો જમણી જાંગ તરફના ભાગમાં ઉતરે છે, જ્યાં તે મોટાં આંતરડાં સાથે સંધાય છે. ( જુવો અંક ૧૬ ) જ્યાંથી કદ મોટું થતાં તેને મોટું આંતરડું કહેવામાં આવે છે. ( આકૃતિ ૧૩ અંક 16. )

ન્હાનાં આંતરડાં ૨૦ ફીટ લાંબાં અને ૧ થી ૧॥ ઈંચ જાડાં છે. તેનો શરૂ થતો ભાગ ઘોડાની નાળનાં જેવો વાંક લે છે અને તેમાં પિત્ત લાવનારી નળી ( અંક 11, નું મોઢું હોય છે. જેમાં થઈને પિત્ત આંતરડામાં આવે છે. (આકૃતિ ૧૩ અંક 12).

ન્હાનાં આંતરડાં અંદરથી નળી જેવાં પોલાં છે. એ નળી જુરી જુદી ચાર જાતના પડની થએલી છે. તેમાંનું એક પડ માંસનું છે અને તેના સાકા ઉભા તથા ગોળ ફરી વળેલા છે. આખા ન્હાનાં આંતરડાંના માંસના સાકા સઘળા એક જ વખતે તંગ અને ઢીલા થતા નથી, પણ થોડા થોડા ભાગના સાકા વારાફરતી સંકોચાય છે; તેથી આંતરડાંનો એક ભાગ સંકોચાય છે ત્યારે બીજો ભાગ ઢીલો થાય છે, અને એ રીતે જેમ સરપ ચાલતાં ચાલતાં વળ ખાય છે તેમ આખા આંતરડાંમાં એક પ્રકારની ગતિ પેદા થાય છે અને તેથી ખોરાકનો બાકી રહેલો ભાગ આગળ આગળ ધકેલાય છે. આંતરડાંનું છેક અંદરનું પડ ખડબચડું અને કરચલીવાળું હોય છે, તથા તેના ઉપર મુખમલની પેઠે રૂવાટાં જણાય છે. એ પડની દરેક કરચલી ૧ થી ૨ ઈંચ લાંબી અને ૦॥ ઈંચ ઉંડી હોય છે અને તેમાં ખોરાકને ચૂસવાની સૂક્ષ્મ રગો આવેલી છે. આ રગો ખોરાકના પોષણકારક તત્ત્વને ચુસી લે છે. આ સઘળી રગોનો સંયોગ થઇ એક નળ થાય છે, તે નળ ઉદરમાંથી છાતીમાં જઈ જમણી તરફની મોટી શિરાને મળે છે. પાચન થયેલો રસ એ નળવાટે લોહીને મળે છે.

**મોટાં આંતરડાં**—જમણી જાંગ* તરફના ભાગથી ( આકૃતિ ૧૩ અંક 16 થી)મોટાં આંતરડાં શરૂ થાય છે. મોટાં આતરડાંના પણ ભાગ કરીએ તો, જમણી જાંગ પાસેથી શરૂ થવાની જગાથી જમણી પાંસળી સુધી તે ઉપર ચડે છે. તેટલા ભાગને "ચઢતું મોટું આંતરડું"–Ascending colon ( અંક 17 ) કહેવામાં આવે છે; પછી ત્યાંથી કાળજાની હેઠળથી તે ડાબી તરફ વલણ લે છે. અને ત્યાંથી પીપડીવાળા ભાગમાં થઇને ડાબી પાંસળી સુધી તે પેટમા આડું પડે છે, અને તેથી એટલાં ભાગને " આડું મોટું આંતરડું " (અંક 18 ) કહેવામાં આવે છે. મોટાં આંતરડાંનો ત્રીજો ભાગ બરોળની નચેથી શરૂ થઈ પેટની ડાબી બાજુએ ડાબી જાંગ સુધી સીધો ઉતરે છે, અને એ ભાગને " હેઠે ઉતરતું મોટું આંતરડું "–Decending Colon કહેવામાં આવે છે. ( જુઓ આકૃતિ અંક 19. )

મોટાં આંતરડાંની લંબાઈ પાંચ ફીટ છે. ઉપર ચડતો ભાગ ૨॥ ઈંચ જાડો છે. પણ આગળ જતાં મોટાં આંતરડાં પાતળાં થતાં જાય છે, અને તેના હેઠે ઉતરતા ભાગની જાડાઇ ૧॥ ઈંચિથી વધારે હોતી નથી.

**સફેરાનો નળ**—મોટાં આંતરડાંના ઉપલા ત્રણ ભાગ પૈકી ત્રીજા ભાગનો જે છેડો

* આકૃતિઓની જમણી ડાબી બાજુની સમજણ એવી છે કે, કોઇપણ આકૃતિ આપણા સન્મુખ રાખીએ તો તે આકૃતિનું આપણા ડાબા હાથ તરફનું પાસું તે જમણું સમજવું અને આપણા જમણા હાથ તરફનું પાસું તે ડાબું સમજવું.

ડાબી જાંગ તરફ ઉતરે છે, ત્યાંથી એક વાંકવાળો નળ શરૂ થાય છે, જે સફરાના મોં સુધી જાય છે. તે નળને "સફરો" અથવા "રેક્ટમ" કહેવામાં આવે છે. તે ડાબી તરફથી શરીરના મધ્યભાગ તરફ વળે છે અને મધ્યભાગમાંથી સીધો હેઠે ઉતરે છે. (જુઓ આકૃતિ ૧૩ અંક 20, )

સફરાની આગલી બાજુ ઉપર મૂત્રાશય એટલે પેશાબનો ફૂક્ો અને ગર્ભસ્થાન આવેલ છે અને પાછળથી તે એક બેસણીનાં હાડકાં સાથે વળગેલાં છે. સફરો ૬ થી ૮ ઇંચ લાંબો છે.

**કલેજું-કાળજું-યકૃત**-LIVER ( **લિવર** )-જુઓ આકૃતિ ૧૩ માં હોજરીની ઉપર ડાબી બાજુએ અંક 10 વાળી થેલી. શરીરની અંદરના અવયવોમાં કલેજું સૌથી મોટો અવયવ છે. તેનું વજન આશરે ૪ રતલ થાય છે, તે ઉપલી આકૃતિમાં ડાબી બાજુમાં છે, પણ પૃષ્ટ ૩૪ ની ફુટનોટમાં સમજણ આપ્યા પ્રમાણે તે જમણી તરફની પાંસળીઓ હેઠળ પેટના જમણા પડખામાં આવેલું છે, પણ તે મોટું હોવાથી પીપડીવાળા મધ્યભાગમાં તેમજ જરા ડાબી પાંસળીના ભાગ સુધી પહોંચેલું છે. જમણી બાજુથી ડાબી બાજુ સુધી કલેજાની લંબાઇ આશરે એક ફુટની છે અને પહોળાઈ આઠ ઇંચની છે. કલેજાની ઉપર ઉરોદરપટલ આવેલું છે અને નીચે આંતરડાં તથા મૂત્રપિંડો આવેલાં છે. કલેજાનો મોટો ભાગ જમણી તરફથી પાંસળીઓથી ઢંકાયેલો હોવાથી પેટમાં દાબવાથી તે માલમ પડતું નથી. જ્યારે તેમાં કાંઇ દરદ થઇને કલેજું વધી બહાર આવે છે, ત્યારેજ તે દાબી જોવાથી માલમ પડે છે ને કલેજાપર ઠોકવાથી બોદો અવાજ થાય છે. કલેજું ન્હાની ટાંકણીના માથા કરતાં પણ બારીક હજારો દાણાનું બનેલું છે. એ દરેક દાણામાં લોહીની બારીક રગોની જાળ પથરાયેલી છે.

કલેજાનું મુખ્ય કામ લોહી શુદ્ધ કરવાનું અને પિત્ત નામના રસને પેદા કરવાનું છે. હોજરી અને આંતરડાંની શિરાઓ મળીને એક મોટી શિરા થાય છે, તે મધ્યશિરા (પોર્ટલ વેઇન) કહેવાય છે. આ મધ્યશિરા કલેજામાં દાખલ થઇ તેની શાખાઓ બનીને તેમાંનું લોહી શુદ્ધ થાય છે. કલેજાનું બીજું મુખ્ય કામ પિત્ત પેદા કરવાનું છે. કલેજામાં પિત્ત નામનો એક રસ પેદા થાય છે. એ પિત્તને લઇ જનારી એક નળી કલેજામાંથી બહાર નિકળે છે ( જુવો આકૃતિ ૧૩ માં અંક 11 ) તેને પિત્તાશય કહેવામાં આવે છે. આ પિત્ત આંતરડાંને મળી તેમાંના ખોરાકને પચાવે છે. ખોરાકમાં જે ચરબી અને ચીકાસવાળો ભાગ હોય છે, તેને પિત્ત જલદી પીગળાવે છે. વળી પિત્તથી આંતરડાંને જલદી ગતિ મળે છે અને ઝાડો ખુલાસેથી આવે છે. પિત્તનો થોડો ભાગ ઝાડા વાટે બહાર આવે છે અને તેથી જ ઝાડાનો રંગ પીળાસપર હોય છે. નીરોગી શરીરમાં ચોવીસ કલાકમાં લગભગ ત્રણ રતલ જેટલું પિત્ત પેદા થઇ આંતરડામાં જાય છે.

**પિત્તાશય-પિત્તો**-GALL BLADDER-(**ગૅાલ-બ્લૅડર**)-કલેજામાં પિત્તનું જે સ્થાન છે તેને 'પિત્તાશય' અથવા પિત્તો કહે છે. આ પિત્તો કલેજાની નીચલી બાજુ તરફ વળગેલો છે. આ એક ગાજર જેવડી થેલી છે ( જુવો આકૃતિ ૧૩ અંક 11 ). પિત્તની નળી હોજરીના નીચલા છેડાથી શરૂ થતાં ન્હાનાં આંતરડાંમાં મળે છે. આ પિત્તની સાથે એક બીજી 'પાંક્રિયાઝ' નળીનો સંયોગ થાય છે; અને તે બન્નેની એક નળી થઇ આંતરડાંમાં પ્રવેશ કરે છે. આ બીજી નળી વાટે થુંક જેવો એક રસ આંતરડાંને મળી પાચનક્રિયાના કામમાં મદદ કરે છે. પિત્ત કલેજામાં પેદા થાય છે અને પિત્તાશયમાં એકઠું થઇ પિત્તની નળીવાટે આંતરડામાં જાય છે.

**બરોલ-તલ્લી-પ્લીહ**-SPLEEN-( **સ્પ્લીન.** )—પેટના ડાબા પડખામાં નવમી, દશમી અને અગીયારમી, એ ત્રણ પાંસળીઓથી બરોલ ઢંકાયેલી છે, તેથી કલેજાની પેઠે તે પણ દાબી જોવાથી માલમ પડતી નથી. ઉદોદરપટલ તથા હોજરી સાથે તે રસપડથી સંધાયેલી છે. તેનો રંગ વાદળી રંગની સ્લેટ જેવો છે. તે ૫ ઇંચ લાંબી, ૩ ઇંચ પહોળી અને ૧૦ થી ૧૫ તોલા વજનની હોય છે.

તેનું કામ લોહીને શુદ્ધ કરવાનું છે. તાવની બીમારીમાં તે વધે છે અને વખતે એટલી બધી મોટી થાય છે કે, એક સખત પત્થર જેવી ગાંઠ પેટના ઘણા ખરા ભાગમાં જણાય છે. એવી વધેલી બરોલ ૨૦ થી ૪૦ રતલ સુધી વજનની હોય છે. વખતે તવાઇને એટલી બધી ન્હાની થઇ જાય છે કે, તેનું વજન એક તોલા કરતાં વધારે હોતું નથી.

## મૂત્રસ્થાનના અવયવો.

**મૂત્રપિંડ-ગુરદા**-KIDNEY-( **કિડની** ). મૂત્રપિંડ બે છે. ( જુવો બાજુની આકૃતિ ૧૪ મી. અંક I-I.) દરેક મૂત્રપિંડ કરોડની બાજુ તરફ કમરના પાછલા ભાગમાં આવેલ છે. દરેક ગુરદો ૪ ઇંચ લાંબો, ૨ ઇંચ પહોળો અને ૧ ઇંચ જાડો હોયછે. તેનું વજન આશરે ૧૦થી ૧૨ તોલાનું છે. બહારથી તે સાફ અને લીસો છે અને તેનો આકાર અડદના દાણા જેવોછે. જમણો ગુરદો કલેજા સુધી લાગેલો છે અને ડાબા ગુરદાનો ઉપલો ભાગ બરોલથી ઢંકાયેલો છે. આ જોડેની આકૃતિમાં અંક I-I નિશાનીવાળા બે ગુરદાછે.

**આકૃતિ ૧૪ મી.**




**મૂત્રપિંડ**—Kidney.

ગુરદા બારીક નળીઓના બનેલા છે. એ નળીઓની આસપાસ લોહીની નસોની જાળ બંધાય છે અને તેમાંથી કેટલાક ખરાબ નકામા ભાગો જુદા પડે છે, અથવા બીજા શબ્દોમાં બોલીએ તો મૂત્ર અથવા પેશાબ પેદા થાય છે. નીરોગી શરીરમાં આખા દહાડામાં ૨ થી ૩ રતલ પેશાબ બન્ને ગુરદામાં પેદા થાય છે.

દરેક ગુરદાના અંદરના ભાગમાં એક ન્હાનો ખાડો હોય છે, તેમાંથી એકેક બારીક નળી શરૂ થાય છે, જે પેડુનો ભાગ ઓળંગીને મૂત્રાશય [બ્લૅડર] માં જાય છે. આ નળીને મૂત્ર નળી કહે છે. [જુવો અંક 2-2]

**મૂત્રાશય-ફુકકો**-BLADDER-(બ્લૅડર)-બન્ને તરફના મૂત્રપિંડોમાં મૂત્ર ઉત્પન્ન થાય છે. અને મૂત્રનળી વાટે તે મૂત્ર બસ્તિના આગલા ભાગમાં જ્યાં એકઠું થાય છે, તે ભાગને મૂત્રાશય કહેવામાં આવે છે. આકૃતિ ૧૪ માં અંક 4 મૂત્રાશય અથવા બસ્તિનો છે. મૂત્રાશયનો આકાર ઇંડાને મળતો છે. આ મૂત્રાશય એક માંસની કોથળી છે. તેની અંદર ત્રણ નાકાં છે, જેમાંના બે નાકાંમાંથી બે મૂત્રનળીઓ [ જુવો આકૃતિ ૧૪ અંક 2-2] મારફત પેશાબ મૂત્રાશયમાં [ જુવો આંક 4 ] આવે છે, અને ત્રીજા નાકાવાટે બહાર નિકળે છે. બે ગુરદામાંથી ઝરીને મૂત્ર ટીપે ટીપે ફુકકામાં એકઠું થાય છે અને મૂત્રથી ભરાય છે, ત્યારે મૂત્રાશયના માંસના સાકાઓ સંકોચાઇ મૂત્રને ગતિ આપીને શિશ્નનળી વાટે બહાર કાઢે છે. આ નળીને મૂત્રનળી એટલે Urethra-યુરેથ્રા કહે છે.

## જનનવ્યાપારના અવયવો.

**જનનેદ્રિય**—GENERATIVE ORGANS ( જનરેટિવ ઑરગન્સ ).—જે અવયવો વડે સંતતિની ઉત્પત્તિ થાય છે તે 'ઉત્પત્તિ અવયવ' અથવા 'જનનેદ્રિય' કહેવાય છે. પુરૂષ તેમજ સ્ત્રી એ બન્ને જાતિના ઉત્પત્તિ અવયવોની રચના ખાસ જુદી જુદી હોય છે. વૃષણ, વીર્યાશય અને મેદ્ર ( Penis ) એ પુરૂષના ઉત્પત્તિ અવયવો છે, અને ગર્ભાશય, તેની અંદરના અવયવો અને યોની એ સ્ત્રીના ઉત્પત્તિ અવયવો છે.

**વૃષણ**—TESTICLES [ ટેસ્ટીકલ્સ ]—પુરૂષને વૃષણની માંસમય થેલી **અંડકોષ** [ scrotum સ્ક્રોટમ ] હોય છે. આ થેલીની અંદર વૃષણની બે ગોળીઓ [ અંડ ] તે થેલીની રગો તથા નસો સાથે લટકેલી છે. ગોળીઓ ઇંડાના આકારની લંબગોળ છે. જમણી ગોળી કરતાં ડાબી ગોળી જરા નીચી અને મોટી છે. દરેક ગોળીની સરાસરી લંબાઇ ૧ થી ૧॥ ઇંચ, પહોળાઈ ૧। ઇંચ અને જાડાઇ ૧ ઇંચ હોય છે. તન્દુરસ્ત શરીરમાં દરેક ગોળીનું વજન ૨ થી ૨॥ તોલા સુધી હોય છે. વૃષણની થેલીના મધ્ય ભાગમાં રેસા હોય છે જેથી થેલીના બે ભાગ પડેલા છે અને દરેક ભાગમાં એક એક ગોળી આવેલી છે. એવું કહેવાય છે કે ગર્ભસ્થાનમાં બાળકની ગોળી પેટમાં મૂત્રપિંડની પાસે હોય છે. ગર્ભ આશરે આઠ માસનો થાય છે ત્યારે તે ગોળી પેટની દિવાલમાંથી રસ્તો કરી વૃષણની કોથળીમાં ઉતરે છે. જન્મતી વખત કોઇ બાળકને વખતે તે ગોળી પેડુમાં હોય છે અને કોઇને વખતે એકજ ગોળી ઉતરે છે અને બીજી ઉતરતી નથી. ગોળીના ઉપર એક જાડું મજબુત સફેદ પડ હોય છે, અને તેને તળીએ બીજું ઝીણું કરોળીઆના પડ જેવું પડ હોય છે. આ ગોળીઓ આશરે ૮૦૦ સુક્ષ્મ નળીઓની બનેલી છે. આ નળી $\frac{૧}{૨૦૦}$ ઇંચ એટલે ૧ ઇંચના ૨૦૦ મા ભાગ જેટલી બારીક હોય છે અને લંબાઇમાં તે નળીઓ ઓછામાં ઓછી ૧૩ ઇંચની અને વધારેમાં વધારે ૩૩ ઇંચની હોય છે. આ બધી આઠસો નળીઓનાં છેડા સાંધીને લાંબી કરીએ તો ૦॥। માઇલ સુધી લાંબી દોરી થાય, આવા ઘણાજ બારીક તાતણાઓની આ ગોળીઓ બનેલી છે. આ ગોળીઓમાં આવી બબે ત્રણ ત્રણ નળીઓનાં ગુંચળાં હોય છે. નળીની બહાર ઘોરીનસની બારીક જાળ પથરાયેલી છે. જેમાંના લોહીમાંથી ધાતુ પેદા થાય છે. જે રગો અથવા દોરડીઓથી થેલીમાં ગોળીઓ વળગી રહેલી છે, તે દોરડીમાં વીર્યનળ, ધમની અને શિરા હોય છે. શિરાની અંદર જ્યારે લોહી ભરાઇ રહે છે ત્યારે તે કોઇ વાર સુજી આવે છે. આ વીર્યનળ, ધમની તથા શિરા પેડુના છિદ્ર વાટે પેટમાં દાખલ થાય છે અને તે નાની શિરા મોટી શિરા સાથે મળે છે. નાની ધમની મોટી ધમનીમાંથી નિકળેલી શાખા છે અને તે વીર્યનળ મૂત્રાશય ઉપર થઇને વીર્યાશયને મળે છે; અર્થાત્ વૃષણની કોથળીમાંથી નિકળેલી નળીઓ આગળ જતાં જોડાઇને એક થાય છે અને તે ગોળીની નસ આગળથી ઉપર ચડીને પેડુની બખોલમાં મૂત્રાશયના ડુક્કાની પાછળ જાય છે અને પેશાબના ડુક્કા તથા સફરા વચ્ચે બે ન્હાની કોથળીઓ છે, તેની નળી સાથે જોડાય છે. આ કોથળીમાં ધાતુ એકઠી થાય છે, જેને વીર્યાશય કહેવામાં આવે છે. વીર્યાશયની દરેક કોથળીમાંથી એક એક નળી નિકળે છે, અને તે નળી વૃષણની ગોળીમાંથી નિકળનારી વીર્યનળી સાથે મળી જઇને પેસાબ કરવાના રસ્તામાં ઉઘડે છે અને પેસાબની નળીવાટે બહાર પડે છે.

**વીર્યાશય**—SEMINAL VESICLES–[ સેમીનલ વેસીકલ્સ ]—ઉપર જણાવ્યા પ્રમાણે વૃષણમાંથી વીર્યની નળીઓ પેડુમાં દાખલ થાય છે એને મૂત્રાશયપર થઇને તેને તળીએ

ઉતરે છે. મૂત્રાશયને તળીએ દરેક નળી પહોળી અને ગુંચળાંવાળી થાય છે; તેમાં વીર્ય ભરાઈ રહે છે, અને તેથીજ તેને વીર્યાશય એટલે વીર્યને એકત્ર થવાનું સ્થાન કહેવામાં આવેલું છે. વીર્યાશયની નળીઓ મૂત્રમાર્ગમાં ઉઘડે છે અને ત્યાંથી વીર્ય બહાર પડે છે. આ ઉપરથી સમજી શકાશે કે વીર્ય પ્રથમ વૃષણમાં પેદા થાય છે અને ત્યાંથી ઉપર ચડીને પેડુમાં આવેલા વીર્યાશયમાં એકઠું થાય છે, અને ત્યાંથી પાછું નીચે મૂત્રનળી વાટે બહાર પડે છે.

**મેઢ્ર**—PENIS [ પેનીસ ]-મૂત્રનળી અથવા શિસ્નને મેઢ્ર કહે છે. આ નળી ત્રણ નળોની બનેલી છે. આમાંના બે નળ ઉપર હોય છે અને ત્રીજો નળ તેમની મધ્યમાં નીચલા ભાગમાં હોય છે. તે દરેક ભાગ મજબુત અને સફેદ તંતુમય નળીના જેવો હોય છે. તેમની વચમાં ઘણા પડદા હોય છે અને દરેક નળમાં ન્હાનાં ન્હાનાં ખાનાં હોય છે, જેમાં લોહી ભરાય છે અને ઠલવાય છે. લોહી ભરાય છે ત્યારે મૂત્રનળીમાં જોર આવે છે અને લોહી ઠલવાય છે ત્યારે શિથિલ થઈ જાય છે.

**ગર્ભાશય-ગર્ભસ્થાન-કમળ-UTERUS** [યુટેરસ]-અંગ્રેજી બીજું નામ Womb છે. આ અવયવ સ્ત્રી જાતિમાંજ હોય છે, અને તે પેડુની બખોલમાં સરરા તથા મૂત્રાશય [ બ્લેડર ] ની વચ્ચે આવેલું છે. ગર્ભાશયનો આકાર જામફળ જેવો-ઉપરથી પહોળો અને નીચેથી સાંકડો છે. તે ૩ ઇંચ લાંબું અને ૧ ઇંચ પહોળું છે. કુમારી સ્ત્રીમાં ગર્ભસ્થાનનું વજન આશરે ૨ થી ૪ તોલાનું અને બચ્ચાંવાળી સ્ત્રીમાં ૪ થી ૫ તોલા સુધીનું હોય છે. ગર્ભસ્થાન માંસના જાડા સ્નાયુઓનું બનેલું છે અને અંદરથી પોલું છે. તેના નીચેના સાંકડા ભાગમાં એક ગોળ ખાડો છે, અને છેડાપર એક ચીરો છે, તે કમળનું મુખ કહેવાય છે. આ કમળમુખ સંભોગમાર્ગની સાથે સંબંધ રાખે છે. ગર્ભસ્થાનમાં આર્ત્તવ એટલે દસ્તાન તથા બાળક શી રીતે પેદા થાય છે, તે વિષે 'ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રના જનનેન્દ્રિય યંત્રમાં લખવામાં આવ્યું છે. ગર્ભ રહ્યા પછી ગર્ભસ્થાન મોટું થવા માંડે છે અને તેથી તેનું વજન વધીને ૧ થી ૩ રતલ જેટલું થાય છે. ગર્ભ રહ્યા પછી તે પેડુના ઉપલા ભાગમાં ચડે છે અને ડુંટી સુધી પહોંચે છે. ગર્ભસ્થાનને ઉપલે બે ખુણે ૩ થી ૪ ઇંચ લંબાઇની એકેક પાતળી નળી વળગેલી હોય છે, જેનું એક મોં ગર્ભસ્થાનની કોથળીમાં ઉઘડે છે અને બીજો છેડો છુટો રહે છે.

**આકૃતિ ૧૫ મી.**




આ આકૃતિમાં ગર્ભાશય તથા અંદરના મર્મસ્થાનો બતાવવામાં આવ્યાં છે.

સ્રીઅંડ–ફલકોપ–OVARY–ઉપલી આકૃતિમાં અંક ૭ વાળો ઇંડાં કે બદામના આકારનો અવયવ છે તે ફલકોષ છે. તે ફલકોષ ગર્ભસ્થાનની ઉપલી બે બાજુ સાથે બંધનથી વળગેલી થેલી કે ગ્રંથી છે. એ દરેક થેલી ૧॥ ઇંચ લાંબી, ૦॥। ઇંચ પહોળી અને જાડાઇમાં ૦। ઇંચથી ૦/૨। ઓછી છે. તે દરેક ફલકોષનું વજન ૦। થી ૦॥। તોલાનું હોય છે. એ આ કોષમાં ટાંકણીની અણીથી તે વટાણાના દાણા જેવડા કદના ૧૦ થી ૫૦ દાણા રહે છે, અને તેમાં ઇંડાની સફેદીને મળતો પ્રવાહી હોય છે. એમાંનો દાણો જ્યારે મોટો થાય છે અને જ્યારે તે પુખ્ત થાય છે ત્યારે કોષની છેક ઉપર ઉપસી આવે છે અને ઉપર કહેલ ફલવાહિનીના ઝાલર જેવા છેડાના મોંમાં એ દાણો ફુટીને તેની અંદરનો પ્રવાહી તે નળીમાં ઠલવે છે, અને પછી તે રસ તે નળીના ગર્ભસ્થાનમાં ઉતરેલા મોં વાટે ગર્ભસ્થાનમાં પડે છે, ગર્ભસ્થાન અને બે તરફના બે આ અંડો ફલવાહિની નળીઓ વડે સંધાય છે.

આ પંદરમી આકૃતિની અંદર ગર્ભાશયની આસપાસ જે જુદાં જુદાં મર્મસ્થાનો બતાવ્યાં છે, તેની સમજણ નીચે પ્રમાણે છેઃ—

| અંક. | સ્થળનું નામ કે સમજણ. |
|---|---|
| ૧ | ગર્ભાશયનું સ્થૂલ એટલે શરીર. |
| ૨. | ગર્ભાશયની અંદરનો પોલો ભાગ. જેમાં ગર્ભ રહે છે. |
| ૩. | કમળમુખનો આગલો હોઠ, જે યોનીમાર્ગને અડતો છે. |
| ૪. | કમળમુખની અંદરનો ભાગ. |
| ૫. | કમળમુખ. |
| ૬. | યોનીમાર્ગ. |
| ૭. | યોનીમુખ. |
| ૮. | મૂત્રાશય ( બ્લૅડર ). |
| ૯. | મૂત્રમાર્ગ ( Urethra ). |
| ૧૦. | યોનીમાર્ગ તથા મુત્રાશય વચ્ચેનો પડદો. |
| ૧૧. | મલાશય એટલે સફરાના આંતરડાનો દેખાવ. |
| ૧૨. | મલાશયના અંદરના પોલા ભાગનો દેખાવ. |
| ૧૩. | ગુદદ્વાર. |
| ૧૪. | મલાશય અને યોનીમાર્ગ વચ્ચેનો પડદો. (બે કાળા ભાગોની વચ્ચેનો સફેદ ભાગ.). |
| ૧૫. | બેસણી–યોની તથા ગુદા વચ્ચેનો પ્રદેશ, |
| ૧૬. | મૂત્રાશય અને ગર્ભાશયની વચ્ચેનો પેટનો પડદો. |
| ૩૭. | મલાશય અને ગર્ભાશયની વચ્ચેનો પેટનો પડદો. |
| ૧૮. | બસ્તીની અગ્ર કમાનનું અસ્થિ, |
| ૧૯. | અંતર્યોની ઓષ્ટ. |
| ૨૦. | બાહ્યયોની ઓષ્ટ. |

ગર્ભાશય સાથે સંબંધ રાખનારા બીજા અવયવોની સમજણ માટે આ નીચેની આકૃતિ ૧૬ મી જુવો.

આકૃતિ ૧૬ મી.



ગર્ભાશય તથા તેના ઉપાંગો.

**આંકડાની સમજણ:—**

૧ થી ૪ ગર્ભાશયની અંદરનો ભાગ.
૫-૫ ગર્ભાશયનું પહોળું બંધન.
૬-૬ ગર્ભાશયનું ગોળ બંધન.
૭ ગર્ભઅંડ.
૮ ગર્ભઅંડ સાથે ફલાવાહિનીનો છેડો મળે છે.
૯-૯ ફલવાહિનીનો ઝાલરના આકારનો છેડો.

ઉપલી આકૃતિમાં મધ્યમાં ગર્ભાશય-જરાયુ છે (આંક ૧-૨-૩-૪-૦ ), અગાઉ કહ્યા પ્રમાણે તેનો આકાર જામરૂખના જેવો, ઉપરથી પહોળો અને નીચેથી સાંકડો છે. ગર્ભાશયની બે બાજુ ઉપર જે ઉપાંગો છે તેની સમજણ નીચે પ્રમાણે છે:—

**ફલવાહિની-બીજવહસ્રોત**-Fallopian tube-( ફેલોપ્યન ટયુબ )—ઉપલી આકૃતિમાં ગર્ભાશયના મથાળાની બન્ને બાજુમાં શરણાઈ ઘાટની જે બે નળીઓ ડાબી જમણી લંબાય છે તે ફલવાહિની નળીઓ છે. ફલવાહિની અથવા બીજસ્રોત એટલે ગર્ભ રાખનાર ઇંડાને ગર્ભમાં લઇ જનાર નળીઓ. તેનો છેડો ઉપરનો આકાર ઝાલર જેવો છે. (જુવો આંક ૯-૯) તે ઝાલનારનો એક છેડો (ovary) સાથે જોડાએલો છે ( જુવો આંક ૮ ).

આ પ્રમાણે ફલવાહિની તથા ૬લકોપ સ્ત્રીના પેડુમાં બન્ને બાજુ ઉપર હોય છે. ૬લકોપમાં સ્ત્રીઓને વારંવાર સોજો આવી જાય છે, તેથી દરદ થાય છે. સૂક્ષ્મ તપાસ કરતાં તથા પડખામાં દાબતાં બદામના આકારની ગ્રંથ માલમ પડે છે અને જ્યારે જ્યારે તે ફલવાહિની બગડે છે તથા સોજો આવે છે ત્યારે તે ભાગમાં સ્ત્રીને ઓછું વધતું દરદ થાય છે.

**સ્તન**—BREAST-(બ્રેસ્ટ) ગર્ભાશય સિવાય સ્તન પણ સ્ત્રી જાતિનો જ ખાસ અવયવ છે, અને તે અવયવ પણ ઉત્પત્તિ અવયવની સાથે કેટલોક સંબંધ રાખે છે, તે એ કે, સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે તેના આકારમાં તથા રૂપમાં ફેરફાર થાય છે, એટલુંજ નહિ પણ પેદા થનાર બાળક માટે તેમાં પોષણકારક દુધનો કૃપાળુ કુદરત અગાઉથી જ સંગ્રહ કરી રાખે છે. ધાઈ દેખીતી એક જ માંસના લોચાની બનેલી લાગે છે પણ ખરૂં જોતાં તે માંસના સ્નાયુવાળા ૧૫-૨૦ જુમખાઓની બનેલી છે, જ્યાં દુધ પેદા થાય છે.

# ભાગ ૩ જો.

## ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર.

PHYSIOLOGY—ફીઝિયોલૉજી.

શરીરની અંદરની ઇન્દ્રિયો અથવા અવયવોના જીવનવ્યાપાર સંબંધી જ્ઞાનને "ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર" કહે છે. આગલા ભાગમાં શરીરરચના અને તેના મુખ્યભાગોનું વર્ણન કરવામાં આવ્યું છે. હવે આ ભાગમાં શરીરનો જીવનવ્યાપાર ચલાવનારાં કયાં કયાં યંત્રો છે અને તે યંત્રો અથવા ક્રિયાઓ શરીરમાં શું શું ક્રિયા કરે છે, તેની સંક્ષિપ્ત સમજણ આપવામાં આવે છે. વૈદકશાસ્ત્રના જ્ઞાનની જુદી જુદી શાખાઓમાં આ ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર સૌથી વધારે મહત્વ ધરાવે છે. આ જ્ઞાન વિનાનું વૈદક જ્ઞાન નકામું છે. શરીરમાં ચૈતન્ય વાળી ક્રિયા થવી તેનું નામ **જીવ** છે અને એ ક્રિયા બંધ પડવી તેનું **મૃત્યુ છે.** એ વાત આપણે જાણીએ છીએ. પણ એ ચૈતન્યવાળી ક્રિયા શી રીતે ચાલે છે અને તેને બંધ પાડનારાં એટલે મૃત્યુ કરનારાં કેવાં કેવાં કારણો શરીરમાં બનવા પામે છે તેનું જ્ઞાન આ ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર બતાવે છે.

શરીરમાં ચૈતન્યવ્યાપાર ચલાવવાવાળા મુખ્ય અવયવો અથવા **મર્મસ્થાનો** ત્રણ છે. મગજ, ફેફસાં અને રક્તાશય. વિદ્વાનો જીંદગીનો મુકાબલો ત્રણ પાયાવાળી ઘોડી સાથે કરે છે, તે બરાબર છે. શરીના ત્રણ મર્મસ્થાનો આ શરીર રૂપી તીરપાઇના ત્રણ પગ છે. તીરપાઇનો એક પગ ભાગે છે કે ખોટકે છે તો તીરપાઇ નકામી થાય છે. એવીજ રીતે આ ત્રણ મુખ્ય મર્મસ્થાનોમાંનું એક મર્મસ્થાન ખોટકે કે અટકી પડે તો શરીરનો જીવનવ્યાપાર તરત અટકીને મૃત્યુ નિપજે છે. શરીરને એક યંત્રની ઉપમા આપી શકાય. કામ કરવાનાં કારખાનાઓમાં જેમ યંત્રો અને સંચાકામો ગોઠવેલાં હોય છે તેવીજ રચના આપણા શરીરની છે. યંત્રોમાં જેમ ચક્રો ગોઠવેલાં હોય છે તેમ શરીરમાં પણ ક્રિયા કરવાવાળા ચક્રો હોય છે. શરીરમાં જીવનવ્યાપાર ઘણાં પ્રકારના ચાલે છે. આમાંના મુખ્ય મુખ્ય વ્યાપારો અથવા ક્રિયાઓના નિચે પ્રમાણે વર્ગ પાડી અત્રે વર્ણન કરવામાં આવશે.

**રૂધિરાભિસરણ યંત્રો**—Circulatory System.
**શ્વાસોશ્વાસ યંત્ર**—Respiratory System.
**પક્વાશય યંત્ર**—Digestive System.
**મૂત્રાશય યંત્ર**—Urinary System
**જનનેન્દ્રિય યંત્ર**— Generative System
**ચેતના યંત્ર**—Nervous System
**જ્ઞાનેન્દ્રિય ચક્રો**—Organs of Senses
**સપ્ત ધાતુઓની રસક્રિયા**—Primary Seccretions.
**ત્રણ દોષ-વાતપિત્તકફ**—Vat-pit-kaph.
**સ્વાભાવિક વેગો**—Natural Calls.

# રૂધિરાભિસરણ યંત્ર.

## CIRCULATORY SYSTEM.

### લોહી—રક્ત—રૂધિર—BLOOD બ્લડ.

**લોહીનું કામ**—શરીરમાં **લોહી** એજ મુખ્ય જીવન છે. આખા શરીરનું પોષણ લોહીવડે થાય છે. ખોરાકનો પોષણ કરનારો સારભૂત ભાગ કેટલીક રસાયણીક ક્રિયાથી જુદો પડી લોહીની સાથે મળે છે. આ પોષણકારક ભાગને લોહી પોતાની ગતિમાં જુદા જુદા ભાગને જોઇએ એટલા પ્રમાણમાં વહેંચી આપે છે. લોહી આ પ્રમાણે શરીરના તમામ ભાગોનું પોષણ કરવાના કામમાં મદદગાર થાય છે એટલું જ નહિ પણ તે ભાગોની અંદર નકામા પદાર્થો, અથવા મેલ કચરો હોય છે તેને પોતાના પ્રવાહમાં ખેંચી લઇ શરીર બહાર કાઢી નાખવાની જગાઓમાં ફેંકી દે છે, અથવા શુદ્ધ કરવાની જગામાં પોતાની સાથે ખેંતી જાય છે. લોહીનું એક બીજું અગત્યનું કામ શરીરમાં ગરમી આપવાનું છે. લોહી ફરતું ન હોય તો છાતીના ભાગપર જેવી ગરમી લાગે છે એવી હાથપગના છેડાપર લાગતી નથી. બહુ મંદવાડમાં જ્યારે લોહીનું ફરવું બરાબર નથી થતું ત્યારે પ્રથમ હાથ પગ ઠંડા પડે છે, તેનું એ જ કારણ છે. લોહી ઝડપથી ફરે છે અને તેની ગરમી એક સરખી હોવાથી તે શરીરના સઘળા અવયવોને સમાન ઉષ્ણતામાં રાખે છે.

**લોહીની રચના**—શરીરમાં જે લોહી ફરે છે તે બે જાતનું છે. હૃદયના ડાબા ખંડમાં તથા ધમની એટલે ધોળી નસોમાં લાલ કીરમજી રંગનું લોહી હોય છે અને હૃદયના જમણા ખંડમાં તથા કાળી નસોમાં તે મેલા જાંબુડા અગર કાળા રંગનું હોય છે. આ કાળા રંગનું લોહી કેટલાક લોકો ધારે છે તેમ નિરૂપયોગી નથી. ફેફસામાં જઈ શુદ્ધ થયા પછી એ જ લોહી શરીરનું પોષણ કરે છે. લોહી જરા ઘાટું, ચીકાસવાળું અને પાણી કરતાં સહેજ ભારે છે; સ્વાદમાં જરા ખારૂં છે, લોહીમાં ઉષ્ણતા ૧૦૦° ડિગ્રીની છે. લોહીના બે ભાગ કરી શકાય છે. એક ભાગ **રક્તરજકણો** અને બીજો ભાગ **રક્તજળ.** રક્તરજકણો એટલે લોહીમાં અસંખ્ય બારીક રાતાં રજકણો હોવાને લીધે તે રાતું દેખાય છે. લોહીનો પ્રવાહી ભાગ જે રક્તજળ તેમાં રંગ હોતો નથી. આ રક્તજળ બે પદાર્થોનું બનેલું છે, જેમને અંગ્રેજીમાં ફિબ્રિન અને સીરમ કહેવામાં આવે છે, લોહીના એક હજાર ભાગમાં ૭૯૦ ભાગ પાણીના અને બાકીના ૨૧૦ ભાગમાં ૧૩૦ ભાગ લોહીના દાણાના, ૬૭ ભાગ આલબ્યુમેનના, ૨ ભાગ ફિબ્રિનના અને સિવાયના ૧૧ ભાગમાં ચુનો, મેગ્નીશિયા, સોડા, લોહ, વગેરે પદાર્થો આવે છે, એવું રસાયણી પ્રયોગથી પૃથક્કરણ કરી જોનારા વિદ્વાનોને માલમ પડેલું છે.

**લોહીનું ફરવું**—મોટી ધમની, નસો, ફસો, કેશવાહિનીઓ એ લોહીને ફરવાની મ્હોટી ન્હાની નદીઓ છે. આપણા શરીરમાં લોહી ચક્કરની પેઠે ફર્યા કરે છે. તેને ફેરવનારૂં મુખ્ય હથિયાર અથવા સાધન **રકતાશય** છે. રકતાશય એ લોહીનો એક હોજ છે, જેના બે ભાગ છે. ડાબી બાજુના ભાગમાં રાતું અથવા શુદ્ધ લોહી ભરેલું છે અને જમણી બાજુના ભાગમાં કાળું અથવા અશુદ્ધ લોહી ભરેલું છે આ સામેની આકૃતિ ૧૫ મી રૂધિરાભિસરણનો કેટલોક ખ્યાલ આપી શકશે.

આ નીચેની આકૃતિ ઉપરથી જોઇ શકાશે કે, ડાબી બાજુના રક્તાશયમાંથી (જુવો

આકૃતિ ૧૭ મી.




લોહીનું ફરવું—Circulation of Blood.

અંક 19-20 ) શુદ્ધ લોહીનો એક નળ, જેને ધોરી નસ કહેવામાં અવે છે, તે નિકળે છે, (અંક 11 ) જેની એક મોટી શાખા પેટમાં ( જુવો અંક 13-13 ) તથા બન્ને પગમાં જાય છે અને બીજી શાખાઓ બન્ને હાથ તથા માથામાં જાય છે. ( અંક 12 ) અત્રે શાખાઓ એટલે હાથ પગની શાખાઓ બતાવેલી નથી. આગળ જતાં વૃક્ષની માફક આ મોટી શાખાઓમાંથી બારીક નસો અને તેમાંથી છેવટ કેશવાહિનીઓ એટલે વાળ જેવી સૂક્ષ્મ નળીઓ જાળની માફક પથરાઈ જાય છે. આ જાળમાં રાતું લોહી ફરી રહ્યું એટલે તેમાંથી પાછી એવીજ બારીક ફસો નીકળે છે ( જુવો અંક 14-14 તથા 6-6 ) અને જેમ ન્હાના ન્હાના વહેળાઓ મળીને આગળ જતાં એક મોટી નદી થાય અથવા વૃક્ષનો દાખલો લઇએ તો જેમ ન્હાની ન્હાની ડાંખળીઓ અને પછી મોટી ડાળીઓ મળીને અંતે થડ થાય છે, તેવી રીતે આવી ન્હાની ન્હાની અનેક ફસો એકત્ર મળીને એક મોટી ફસ શરીરના નીચલા ભાગમાંથી ( જુવો અંક 16 ) અને એક બીજી મ્હોટી ફસ બન્ને હાથ તથા માથા તરફની શાખાઓમાંથી ઉપરના ભાગમાંથી ( જુવો અંક 15 ) એમ બે મોટી ફસો કાળું લોહી લઇને રક્તાશયના જમણા ખંડમાં ( જમણો ખંડ અંક 1-2) ઉતરે છે અને ત્યાં તે લોહીને રેડે છે. ત્યાંથી એ કાળા લોહીના બે ફાંટા થઈ એક એક રગ બન્ને તરફનાં ફેફસામાં જાય છે. ( જુવો અંક 4-5 ) ફેફસાંમાં ગયેલી આ રગો પણ શરીરની કેશવાહિનીઓની પેઠે જાળની માફક પથરાઇ જાય છે અને ફેફસામાંના હવાના ખાડાઓની ઝીણી નસની જાળ સાથે સંબંધમાં આવતાં એ કાળું લોહી ત્યાં શુદ્ધ થઇ કેશવાહિનીઓ મારફતે સ્વચ્છ રાતું લોહી ત્યાંથી પાછું ફરે છે ( જુવો અંક 6-6 ) અને એ જાળો આગળ જતાં એકત્ર મળીને તેની એક એક ધમની થાય છે. ( જુવો અંક 7-8 ) તે શુદ્ધ લોહીને પાછું રક્તાશયની ડાબી બાજુના ખંડમાં દાખલ કરે છે, કે જ્યાં આગળથી પ્રથમ જણાવ્યા પ્રમાણે, શુદ્ધ લોહી સૌથી મોટી ધમનીવાટે નીકળ્યું હતું. આ પ્રમાણે શુદ્ધ લોહી રક્તાશયના ડાબા ખંડમાંથી મોટી ધમનીવાટે નિકળીને શરીરના ભાગોમાં ફેલાય છે અને ત્યાથી કાળું લોહી મોટી શીરાઓ વાટે રક્તાશયના જમણા ખંડમાં દાખલ થઇ ત્યાંથી પાછું બે ફસોવાટે

ફેફસાંમાં જાય છે. ફેફસાંમાં એ કાળું લોહી શુદ્ધ થઇને પાછું રક્તાશયના જમણા ખંડમાં દાખલ થાય છે અને ત્યાંથી ફરી શરીરના પોષણ માટે મોટી ધમનીવાટે શરીરમાં ફેલાય છે. લોહીનો આવો એક ફેરો થતાં ૧॥ મીનીટ લાગે છે.

હોજરી, આંતરડાં અને બરોલની શિરાઓનું લોહી પરબારૂં રક્તાશયમાં નહિ જતાં. કલેજામાં જાય છે. ત્યાં ફેફસાંની પેઠે જ તેની બારીક શાખાઓ પથરાઇને તે લોહીની શુદ્ધિ થાય છે અને પછી રક્તાશય તરફ વહે છે. સ્ત્રીઓના ગર્ભાશયમાં આ લોહીની ગતિ વળી જુદા પ્રકારની થાય છે. કહેવાય છે કે, ગર્ભનાં ફેફસાં કામ કરતાં નથી અને ગર્ભને તાજું લોહી ઓરમાંથી મળે છે. ગર્ભની નાભિમાં નાળ હોય છે તે વાટે કેટલુંક લાલ લોહી ગર્ભના પેટમાં જાય છે અને બાકીનું લોહી પરબારૂં અને થોડો ભાગ કલેજામાં થઇને રક્તાશય તથા ફેફસાંમાં ફરી વળી ગર્ભનાળની ધમની વાટે ઓરમાં શુદ્ધ થવા જાય છે. એવું કેટલાક વિદ્વાનોનું માનવું છે.

**લોહીને ગતિમાં કોણ મુકે છે**—લોહી શરીરમાં નિરંતર ફર્યાં કરે છે, એ વાત તો ખરી છે પણ એવી રીતે ગતિમાં મુકનાર વસ્તુ શું છે, તે એક અગત્યનો સવાલ છે. **પ્રથમ** તો, લોહી ઝડપથી અને જુસ્સાથી ફરે છે તેનું કારણ એવું છે કે, રક્તાશય માંસમય કોથળીનું બનેલું છે. તેની અંદરના માંસના સ્નાયુઓ તંગ અને ઢીલા થયા કરે છે કોથળી લોહીથી ભરાય છે ત્યારે સ્નાયુઓ તંગ થઇને એટલે સંકોચાઈ તેને બહાર કહાડવાનો પ્રયત્ન કરે છે અને ખાલી થાય છે ત્યારે તે જ સ્નાયુઓ પાછા ઢીલા થઈ કોથળીને પહોળી કરી બીજા લોહીને આવવાનો રસ્તો કરે છે. સ્નાયુઓનો આવો ધર્મ છે. હવે રક્તાશયમાં રક્તના જુદા જુદા ખંડો છે અને તેની વચમાં પડદાવાળા દરવાજા છે, તે એવા છે કે, વારંવાર ઉઘડે છે અને બીડાય છે. રક્તાશયના એક ખંડમાં લોહી ભરાય છે ત્યારે તે સંકોચ પામે છે અને તે જ વખતે સામેનો ખંડ પહોળો થાય છે, જેથી લોહી બીજા ખંડમાં ધકેલાય છે અને ત્યાંથી ધમનીઓમાં ધકેલાય છે. રક્તાશયના આ ખંડો વારાફરતી તંગ ઢીલા થયા કરે છે અને તેથી રક્તને ધકકો મળ્યા કરે છે. વળી ધમનીઓમાં રક્તની જોડાજોડ પવન હોય છે તે પવન પણ રક્તને ગતિ આપ્યા કરે છે. આ સિવાય રક્તને ધકેલનારાં બીજાં ન્હાનાં કારણો પણ ઘણાં છે. ધમનીઓ સ્થિતિસ્થાપક હોવાથી લોહીને ગતિ મળે છે. શરીરના સ્નાયુની નિરંતર ગતિથી પાસેની રક્તશિરાઓ ઉપર દબાણ થયા કરે છે અને તેથી પણ રક્ત આગળ ધકેલાય છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી પણ રક્તની ગતિને કાંઇક ઉત્તેજન મળે છે. આમ ઘણા પ્રકારની શરીરની ક્રિયાઓ લોહીને ઝડપથી ફરતું રાખે છે. **આ ક્રિયાઓ એજ શરીરનું ચૈતન્ય છે.**

**નાડી**—લોહીના ફરવાને અને નાડીને શું સંબંધ છે તે પણ જાણવા જેવી વાત છે. ડાબા રક્તાશયમાંથી રક્ત મોટી ધમનીમાં જાય છે, તેથી ધમની પહોળી થાય છે અને તેનો ધકકો ધમનીના છેડાઓ સુધી પહોંચે છે. એવા દરેક ધક્કાને "નાડી" અથવા નાડીનો ધબકારો કહેવામાં આવે છે. રક્તાશયના દરેક વખતના સંકોચાવાથી દરેક નાડી ઉત્પન્ન થાય છે. આવી સંકોચનની, ધક્કાની અને ધબકારાની ક્રિયા અથવા નાડી જુવાન આદમીના શરીરમા દર એક મિનિટમાં આશરે ૭૫ વખત થાય છે.

**ધમની અથવા ધોરીનસ અને તેની શાખાઓ**—જોડેની આકૃતિમાં છાતીની વચ્ચે એક મોટો નળ દેખાય છે તે ધમની છે. તેમાંથી વૃક્ષની ડાળીઓની માફક શાખાઓ અને શાખાઓમાંથી ઉપશાખાઓના અસંખ્ય ફાંટા થયેલા દેખાય છે. ધમનીનો મુખ્ય નળ નાભિ આગળ જતાં ત્યાંથી તેની બે શાખાઓ પગમાં જતી દેખાય છે. બે શાખાઓ છાતીના ઉપલા ભાગ આગળથી બે હાથમાં જતી દેખાય છે અને એક શાખા માથા તરફ જઈ ત્યાં પણ અસંખ્ય બારીક શાખાઓ થઈ જાય છે.

**આકૃતિ ૧૮ મી.**



**ધમની અને તેની અસંખ્ય શાખાઓ.**

લોહી પાણીના રેલાની માફક આ ધમનીમાં થઈ તેની અસંખ્ય શાખાઓ દ્વારા આખા શરીરમાં ફરી વળે છે. લોહીને ગતિ હૃદયમાંથી મળે છે અને ધમનીમાં પણ લોહીને ધકેલવાની શક્તિ છે. ધમનીનું પડ ૩ અસ્તરનું બનેલું છે. બહારનું પડ ઘોળું તથા મજબુત છે, બીજું અંદરનું પડ શ્લેષ્માવરણ જેવું લીસું છે, તેથી લોહી નિરંતર ફર્યા કરે છે છતાં તેને ઘસારો લાગતો નથી, અને ત્રીજું પડ સ્થિતિસ્થાપક હોય છે, અને તેથી ધમનીમાં સંકોચાવાની શક્તિ હોય છે. હૃદયની થેલી સંકોચાઇને લોહીને ધકેલે છે ત્યારે જો આ ધમનીમાં સ્થિતિસ્થાપકપણું ન હોત તો તે ફુટી જાત.

ધમની અને તેની શાખાઓ ત્રણ કામ કરે છે. ૧. લોહીને શરીરમાં ફેરવે છે, ૨. રક્તના પ્રવાહને એક સરખો ચલવે છે, ૩. હૃદયના લોહીને જુદા જુદા બધા અવયવોમાં લઈ જઇ સર્વત્ર વહેંચી આપે છે, અને એ રીતે આખા શરીરનું પોષણ થાય છે.

## શ્વાસોશ્વાસયંત્ર.

## RESPIRATORY SYSTEM.

**શ્વાસોશ્વાસ** ( RESPIRATION ) એ શરીરમાંની એક ઘણીજ અગત્યની ક્રિયા છે. લોહી એ શરીરનું જીવન છે પણ એ લોહીને જીવનવાળું બનાવનાર શ્વાસોશ્વાસની ક્રિયા છે. લોહી શરીરમાં ફરે છે અને ફેફસાંમાં શુદ્ધ થાય છે. ત્યાં તેને શુદ્ધ કોણ કરે છે ? એક પ્રાણ આપનાર વાયુને દાખલ કરનાર અને બહારથી આવીને પ્રાણને હરે એવા એક બીજા ઝેરી વાયુને ફેફસાંમાંથી બહાર કાઢી નાખનારા શ્વાસોશ્વાસની ક્રિયા. આપણે શ્વાસ લઇએ છીએ ત્યારે બહારની હવા અંદર જાય છે અને શ્વાસ મૂકીએ છીએ ત્યારે શરીરની અંદરની હવા બહાર જાય છે. આ વાત આપણે જાણીએ છીએ અને દરપળે

પ્રત્યક્ષ અનુભવીએ છીએ. પણ તે હવા અંદર ક્યાં જાય છે અને શું કરે છે તે વાત થોડાજ જાણે છે; અને જ્યાં સુધી એ વાતનું જ્ઞાન હોતું નથી ત્યાં સુધી એ વાતને ઝાઝી અગત્યતા પણ આપવામાં આવતી નથી.

**શ્વાસનળી**—શરીરની અંદરની સૂક્ષ્મ રચનાનો બે ઘડી વિચાર કરતાં તેના બનાવનારની અદ્ભૂત શક્તિની ઉપર આપણે ખરેખર આફરીન થઇએ છીએ!

શરીરની અંદર જ્ઞાનતંતુઓની અને ગતિતંતુઓની અપાર ઝૂડીઓ અને ધમનીઓ તથા રગોની વાળ કરતાં પણ વધારે બારીક જાળો સર્વત્ર પથરાયેલી છે આવી જ બે મ્હોટી જાળો બે ફેફસાંમાં વાયુનળીની ફેલાયલી જોવામાં આવે છે.

નાકનાં નસકોરાંથી ફેફસાં સુધીના માર્ગને વાયુમાર્ગ અથવા **શ્વાસનળી** કહેવામાં આવે છે. હવા નાકવાટે ગળાના પાછલા ભાગમાંથી સ્વરનળીમાં થઇ શ્વાસનળીમાંથી ફેફસાંમાં જાય છે. સ્વરનળી અને શ્વાસનળી એ બન્ને એક જ માર્ગ છે, પણ તેની જુદી જુદી ક્રિયા સમજવાને માટે તેના બે ભાગ કલ્પવામાં આવેલા છે. ઉપલો ભાગ જે જીભના થડ આગળથી ગળાના નળગોટા સુધી આવેલો છે તેને સ્વરનળી નામ આપવામાં આવેલું છે (જુવો આકૃતિ ૧૦, a) અને નીચેના ભાગને શ્વાસનળી (જુઓ આકૃતિ ૧૦, b) નામ આપવામાં આવેલું છે. શ્વાસનળીનો ઉપલો ભાગ પહોળો અને મોટો છે. ગળાના ઉપલા ભાગમાં બહારથી જે ટેકરો માલમ પડે છે તે સ્વરનળીવાળો ભાગ છે અને તેને આપણે નવગોટો એવા નામથી પણ બોલાવીએ છીએ. એ નળગોટા અથવા સ્વરનળીનું કામ અવાજ પેદા કરવાનું છે. એના મધ્યમાર્ગની બન્ને બાજુએ બન્ને તાર છે. તે તાર તંબુરાના તારનું કામ કરે છે, એટલે જુદા જુદા સ્વર ઉત્પન્ન કરે છે.

એ તારની વચ્ચેનો રસ્તો લાંબો, સાંકડો અને ત્રિકોણાકાર છે, તેમાંથી હવા જાય આવે છે. તે **કંઠદ્વાર** કહેવાય છે. આ તાર સ્નાયુના સંબંધથી હાલે છે. અને તેથી તે રસ્તો સાંકડો, પહોળો કે બંધ કરી શકાય છે. આ રસ્તે હવા સિવાય બીજો કોઇ પદાર્થ જઇ શકતો નથી અને કદાચ કોઇ પદાર્થ અકસ્માત જવાનું કરે છે કે તુરત આ રસ્તો બંધ પડી જાય છે. પાણી પીતાં કે ખાતાં હસવું આવવાથી ગળામાં ગયેલો પદાર્થ પોતાનો માર્ગ મૂકીને સ્વરનળી તરફ જાય છે તેને કંઠદ્વાર બંધ પડી અટકાવી દે છે. આવી ગડબડ થાય છે તેને "ઓનાળ ગયું" કહીએ છીએ. આ સ્વરનળી અથવા નળગોટાથી નીચેના માર્ગને શ્વાસનળી કહેવામાં આવે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયા**—શ્વાસનળી નીચે છાતીમાં ઉતર્યા પછી તેના બે ભાગ થાય છે. (જુવો આકૃતિ ૧૦, c) એક ભાગ જમણા ફેફસામાં અને બીજો ભાગ ડાબા ફેફસામાં જાય છે. પણ ફેફસામાં પહોચતા પહેલાં તે દરેક શ્વાસનળીના વિભાગો ઉપર વિભાગો થઇ છેવટ બારીક નળીઓ થઇ ફેલાય છે. (જુઓ આકૃતિ ૧૦, dd) અને અંતના છેડાઓ ઉપર પાણીની બારીક પરપોટી જેવી પરપોટીઓ થઇ રહે છે. આખા ફેફસાની અંદર અને ઉપર આવી પરપોટીઓ આવી રહેલી છે. (જુઓ આકૃતિ ૧૧ મી) આ પરપોટીઓ ઉપર લોહીની કેશવાહિનીઓની જાળ પથરાએલી હોય છે અને તેમાં રક્તાશયમાંથી આવેલું બગડેલું લોહી ફરે છે અને સ્વચ્છ થાય છે. આપણે ચોખ્ખી હવાનો જે શ્વાસ લઇએ છીએ, તે છેક આ પરપોટીઓ સુધી પહોંચે છે અને જેમ આ હવા વધારે ચોખ્ખી તેમ તેના સંબંધમાં આવનારૂં લોહી વધારે શુદ્ધ થાય છે. લોહીમાંનો "કારબોનિક ઍસીડ ગ્યાસ" વાયુ પરપોટા માંહેની હવામાં મિશ્ર થાય છે અને તે હવામાંનો "ઑક્સી-

જન " ( પ્રાણવાયુ ) લોહીમાં પ્રવેશ કરે છે. તે ઑક્સીજન વાયુને સાથે લઇનેજ ફેફસાંમાં શુદ્ધ થયેલું લોહી રક્તાશયમાં પાછું ફરે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયાથી લોહીમાં શું ફેરફાર થાય છે?**—શ્વાસોશ્વાસની ક્રિયાને લીધે શરીરના લોહીમાં અગત્યના ફેરફારો થાય છે, તે ફેરફારો નીચે પ્રમાણે છેઃ—

[ ૧ ] ફેફસાંમાં ધસી આવતા લોહી સાથે બહારની હવાનો [ પ્રાણવાયુનો ] સંયોગ થતાં અશુદ્ધ કાળું લોહી બદલાઈ ને શુદ્ધ લાલ રંગનું લોહી બની જાય છે, જે શરીરના પોષણના કામનું છે.

[ ૨ ] શ્વાસોશ્વાસથી લોહીની ગરમી એકાદ ડીગ્રી વધે છે.

[ ૩ ] શ્વાસોશ્વાસથી ફિબ્રિન નામના તત્વનો વધારો થાય છે.

( ૪ ) શ્વાસોશ્વાસથી લોહીમાં ઑાકસીજનનો એટલે પ્રાણવાયુનો વધારો થાય છે અને તેની અંદરના કારબોનિક એસીડ ગૅસ તથા નાઈટ્રોજનનો ઘટાડો થાય છે.

( ૫ ) આ શિવાય હસવું, રોવું, ઉલટી, ઝાડો, પેસાબ, સ્ત્રીની વેણ, ઓડકાર, હેડકી, ખાંસી એ બધી ક્રિયાઓમાં શ્વાસોશ્વાસ મદદગાર થાય છે.

બહારની હવા શરીરમાં આવે છે અને શરીરની અંદરની હવા બહાર નિકળે છે. આ ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે. આ શ્વાસોશ્વાસની ક્રિયા જીંદગીને કેટલી બધી ઉપયોગી છે, અને તે શી રીતે ઉપયોગી છે, તે વાત દરેક માણસે જાણવી જોઇએ. મુખ્ય વાત એ છે કે, શરીરમાં ઉત્પન્ન થતો એક ઝેરી પદાર્થ જે ચોક્કસ પ્રમાણમાંજ શરીરમાં કામનો છે તે નિરંતર શરીરમાં વધ્યા કરે છે અને તે બહાર પડવો જોઇએ. આ ઝેરી પદાર્થને " કારબોનિક ઍસિડ " કહેવામાં આવે છે. હવામાં જુદાં જુદાં તત્વો રહેલાં છે અને હવાની સાથે જુદા જુદા પદાર્થનો સંયોગ થતાં તેમાં જુદા જુદા રસાયણી ફેરફારો થયા કરે છે, એ વાત રસાયનશાસ્ત્રથી હવે સારી રીતે સિદ્ધ થયેલી છે. બહારની હવા પણ શરીરમાં જઇને અંદર રસાયનીક ફેરફાર થયા કરે એ વાત સંભવિત છે અને વિદ્વાનોએ અનુભવથી સિદ્ધ પણ કરેલ છે. આવા રસાયનીક યોગથી શરીરમાં એક જાતનો ઍસીડ ઉત્પન્ન થાય છે, પણ જો તે પ્રમાણ કરતાં વધારે જથ્થામાં શરીરમાં રહે તો લોહી ફરતું બંધ પડે છે અને જીંદગીનો અંત આવે છે. " **ઑાકસીજન** " અને " **કારબૉનિક ઍસીડ** " એ બન્ને કાળા તેમજ લાલ બન્ને પ્રકારના લોહીમાં હોય છે અને " **ઑાકસીજન** " કરતાં " કા. ઍસીડ " વધારે પ્રમાણમાં હોય છે. ઓકસીજન તથા કારબોન એ બે પદાર્થોના યોગથી કારબોનીક ઍસીડ બને છે. એવું સમજવામાં આવેલું છે કે, **ઑાકસીજન વાયુનો** કેટલોક ભાગ લોહીની સાથે મિશ્ર થાય છે અને કેટલોક ભાગ લોહીની સાથે શરીરમાં ફરે છે. આ પ્રમાણે લોહીની સાથે ફરતાં તેના યોગથી તેમાં ધીમે ધીમે " કારબોનિક એસીડ " થઇને લોહી સાથે ફેફસાંમાં આવે છે અને શ્વાસનળીની હવા સાથે મળીને બહાર નીકળી પડે છે.

**શ્વાસોશ્વાસની ક્રિયા શાથી થાય** છે ?—શ્વાસોશ્વાસની ક્રિયા શાથી થાય છે અને તેને કોણ ઉત્તેજન આપે છે, એ જાણવું પણ અગત્યનું છે. શ્વાસોશ્વાસ ચલાવવો કે બંધ રાખવો એ મગજની સત્તામાં નથી. જો મગજ એ કામમાં પોતાની સત્તા ચલાવવા જાય છે, તો થોડો વખત એ ક્રિયાપર પોતાનો અંકુશ રાખી શકે છે, પણ શ્વાસને વધારે વખત બંધ રાખવાની કે જોરથી લેવાની કૃત્રિમ ક્રિયા કરવાથી જીંદગીને જોખમ પહોંચે છે. ત્યારે શ્વાસોશ્વાસ કોની પ્રેરણાથી ચાલે છે ? શરીરના સકળ જીવનવ્યાપારમાં તો અલબત કોઈ

અદ્ભુત શક્તિનો હાથ હોવો જોઇએ, પણ પૃથક પૃથક ક્રિયાઓ તો શરીરમાં અદ્ભુત રચના અને ગોઠવેલા સંચામાંથીજ થયા કરતી હોય એમ સમજાય છે અને એ દૃષ્ટિથી વિચાર કરતાં શરીરના અવલોકન ઉપરથી શ્વાસોશ્વાસની ક્રિયાનું કેટલુંક અનુમાન થઇ શકે છે. જે વસ્તુઓ સ્થિતિસ્થાપક હોય છે તે તેના સંબંધમાં આવનારી વસ્તુઓને માર્ગ આપે છે, પણ તેના એજ ગુણને લીધે તે પાછી સંકોચ પામીને તે વસ્તુને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે. શરીરમાં કલેજું, ફેફસાં, પાંસળાં અને છાતી તથા પેટની વચ્ચેનો પડદો એ વગેરે કેટલાક અવયવોમાં નિરંતર સંકોચાવાનો અને ફુલાવાનો ગુણ છે. હવાનો સ્વભાવ જ્યાં રસ્તો અને પોલ મળે ત્યાં પ્રવેશ કરવાનો છે. બહારની હવા નાક તથા મોઢાવાટે શ્વાસનળીમાં દાખલ થવાનો પ્રયત્ન કરે છે. શ્વાસનળી તેને ફેફસાં સુધી લઇ જાય છે, ફેફસાં પોલાં હોવાથી તે હવાને રસ્તો આપે છે અને ફેફસાં ફુલે છે, તેને આસપાસની પાંસળીઓ અને છાતીની નીચેનો ઉરોદરપટલ નામનો પડદો નીચો નમીને માર્ગ આપે છે. આવી ગતિમાં આઘાતની સાથે પ્રત્યઘાત લાગ્યા કરે, એવો સ્થિતિસ્થાપકપણાનો અને ગતિનો સ્વભાવ છે, તેથી એજ પાંસળાં, ઉરોદરપટલ અને ફેફસાં પાછાં સંકોચાઇ વાયુને પાછો ધક્કો મારે છે તેથી વાયુ તરતજ નાક અને મોંવાટે પાછો બહાર નિકળી જાય છે. આ ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે. આ પ્રમાણે શ્વાસોશ્વાસની ક્રિયામાં હવા, ફેફસાં, પાંસળીઓ અને છાતીની નીચેનો પડદો એ સર્વે મદદગાર અથવા ક્રિયા કરનારા પદાર્થો છે.

**શ્વાસોશ્વાસમાં હવાનું પ્રમાણ**—દર શ્વાસ લેતાં કેટલી હવા બહારથી અંદર આવે છે અને દર શ્વાસ પાછો મુકતાં કેટલી હવા શરીરમાંથી બહાર જાય છે. તે જાણવા ઉપરથી આપણે આપણી આસપાસની હવાનો પણ કાંઇક વિચાર બાંધી શકીએ. વિદ્વાન ડાક્ટરો એવા અનુમાનપર આવેલા છે કે, મધ્યમ અવસ્થાનો તન્દુરસ્ત માણસ દર શ્વાસમાં સરાસરી ૩૦ થી ૩૫ ઘન ઇંચ હવા લે છે અને મુકે છે. આ હિસાબે આખા દિવસમાં ૨૪ કલાકમાં દર માણસને ૬,૮૬,૦૦૦ અથવા આશરે ૭ લાખ ઘનઇંચ વાયુ જોઇએ છીએ. મહેનતનું કામ કરનાર માણસોને એથી ઘણી વધારે અને વખતે બમણી હવા જોઇએ છીએ. આ અનુમાન ઉપરથી અમુક ઘર કે ઓરડામાં કેટલી હવા હોય છે અને તે કેટલાં માણસોને પૂરી પડી શકે છે તેનો ખ્યાલ આવી શકે છે, વળી એક માણસના બહારના શ્વાસની હવા કેટલા પ્રમાણમાં આસપાસની હવાને બગાડે છે, એ પણ તે ઉપરથી જાણવાનું બની શકે છે અને આ બધા જ્ઞાન ઉપરથી વિવેકી અને વિચારવંત માણસો પોતાનાં રહેવાનાં સ્થળોમાં જોઇતી સ્વચ્છ હવાનું આવાગમન થાય એવી ગોઠવણ કરે છે. જુવાન તન્દુરસ્ત માણસમાં એક મિનિટમાં આશરે ૨૦ શ્વાસોશ્વાસ ચાલે છે. હવાના વિષયમાં આ વિષે વધારે વિસ્તારથી લખવામાં આવેલું છે.

## પકવાશયયંત્ર.
## DIGESTIVE SYSTEM

શરીરની જુદી જુદી અનેક ક્રિયાઓમાં પાચનક્રિયા એ શરીરમાં ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. લોહી એ શરીરનું જીવન છે ખરૂં, પણ એજ લોહીનું પોષણ પાચનક્રિયાથી ઉત્પન્ન થતા રસવડે થાય છે, માટે આ પાચનક્રિયા શરીરમાં ક્યાં અને શી રીતે

થાય છે તે જાણવાની ખરેખરી જરૂર છે. પણ પાચનક્રિયા જાણતા પહેલાં જે ખોરાક ઉપર પાચનક્રિયા થાય છે, તે ખોરાકમાર્ગ અને તેનાં મુખ્ય મુખ્ય મથકો સંબંધી કાંઇક માહિતી મેળવવાની જરૂર છે.

**ખોરાક માર્ગ** Alimentary Canal—ખોરાકમાર્ગ મોંમાંથી શરૂ થાય છે (જુવો આકૃતિ ૧૩ અંક 3 ) અને ગુદાના દ્વારમાં તેનો છેડો આવે છે ( જુવો આકૃતિ ૧૩ અંક 20 ). મોંના દ્વારથી તે ગુદાના દ્વાર સુધીની ખોરાકમાર્ગની લંબાઇ આશરે ૩૦ ફુટ છે, તે જાણીને આપણે પ્રથમ આશ્ચર્ય પામશું કે, માણસના શરીરની માથાથી તે પગનાં આંગળાં સુધીની લંબાઇ વધારેમાં વધારે ૫ થી ૭ ફીટની છે, ત્યારે મોંના દ્વારથી ગુદાના દ્વાર સુધીના ખોરાક માર્ગની લંબાઇ ૩૦ ફીટ એટલે લગભગ પાંચ છ ગણું વધારે શી રીતે હશે? તેનો ખુલાસો એ છે કે, મોંના દ્વારથી તે હોજરી સુધીનો અન્નનળ તો સીધો ઉતરેલો છે, પણ હોજરીની નીચેથી તે માર્ગ આંતરડાં રૂપે ગુંચળાં થઇને ગુદાદ્વાર સુધી પહોંચે છે અને તેથી જ ખોરાકમાર્ગની લંબાઇ ઘણી વધારે છે. આપણે જે ખોરાક ખાઇએ છીએ તે મોંમાંથી અન્નનળ દ્વારે હોજરીમા, હોજરીમાંથી ન્હાના આંતરડામાં, ન્હાનાં આંતરડામાંથી મોટા આંતરડાંમાં અને મોટાં આંતરડામાંથી સફરામાં થઇ ગુદાદ્વારે આવે છે. અન્નનળ, હોજરી, ન્હાનાં આંતરડાં, મોટાં આંતરડાં અને સફરો એ સર્વે એક જ નળ છે અથવા ખોરાકમાર્ગનાં જુદાં જુદાં સ્થાન અને નામ છે. ખોરાક અથવા તેનો નિરૂપયોગી ભાગ–મળ–ગુદાના દ્વારપર આવતાં પહેલાં તેનાપર જે ફેરફાર અને ક્રિયા ચાલે છે, તેને પાચનક્રિયા કહેવામાં આવે છે.

**પાચનક્રિયા**—પાચનક્રિયાના વિષયમાં પાચનક્રિયાનાં સ્થાન, પાચનક્રિયા કરનારા અવયવો અથવા રસો, અને જુદા જુદા સ્થાનમાં ખોરાક ઉપર થતી અસર, એટલી વાતો અવશ્ય કરીને જાણવાની જરૂર છે. **મોઢું, હોજરી** અને **આંતરડાં** એ પાચનક્રિયાનાં મુખ્ય સ્થળ છે. **મોઢું, હોજરી, કલેજું, પાંક્રિયાઝ** અને **આંતરડાં** એ પાચનક્રિયાને માટે જુદા જુદા રસ ઉત્પન્ન કરનારા અવયવો છે અને **થુંક, જઠરરસ, પિત્ત,** તથા આંતરડામાંના નાના પ્રકારના રસ એ પાચનક્રિયા કરનારા રસો છે.

**મોંઢામાં થુંકની ક્રિયા**—મોંમાં ચાવવાની ક્રિયા થાય છે અને થુંક એ કામને મદદ કરે છે. પાચનક્રિયાના કામમાં થુંકની જરૂર હોવાથી તેને ઉત્પન્ન કરનારી મુખ્ય છ પિંડો મોંમાં ગોઠવવામાં આવેલી છે. બે કાન પાસે, બે જીભ નીચે અને બે જડમાં નીચે. મોંઢામાં થુંક કયા કયા ભાગમાં પેદા થાય છે તેનો અનુભવ કરી અનુમાન બાંધી શકાય અને ઉપર જણાવેલી છ પિંડો અથવા થુંકની નળીઓનો નિર્ણય પણ કરી શકાય. થુંક ખોરાકની સાથે મળીને નીચે પ્રમાણે જુદાં જુદાં કામ બજાવે છે.

(૧) થુંકથી મોંઢું અને જીભ નિરંતર ભીનાં રહે છે અને તેથી બોલવામાં અને ચાવવામાં જીભનું કામ સહેલાઇથી થાય છે.

(૨) ખવાના પદાર્થો દાંત વચ્ચે ચવાય છે. તેને થુંક એકરસ બનાવે છે અને તેથી સ્વાદ સમજી શકાય છે.

(૩) થુંક ખોરાકમાં મળી એને નરમ કરે છે. તેથી ચાવવા તથા ગળવાનું કામ સહેલું થાય છે.

(૪) થુંક ખોરાકમાં મળીને તેમાં રસાયનીક્રિયા કરે છે અને વિશેષે કરીને "સ્ટાર્ચ". વાળા ખોરાકને પચાવવાના કામમાં મદદ કરે છે.

**હોજરીમાં થતી પાચનક્રિયા**—મોંમાં ચાવેલો ખોરાક અન્નનળ માર્ગે હોજરીમાં જાય છે. હોજરીમાં પડયા પછી ખોરાકની સાથે જઠરરસ મળે છે. હોજરીનું અંદરનું શ્લેષ્માવરણ અથવા પડ મધપુડા જેવું હોય છે. તેમાં અસંખ્ય બારીક છિદ્રો હોય છે. આ છિદ્રો એ તેની અંદરની નળીઓનાં મોં છે અને તેમાંથી એક પ્રકારનો રસ હોજરીમાં ઝરે છે. આ રસને જઠરરસ અથવા પાચન કરનાર રસ કહેવામાં આવે છે. કહેવાય છે કે, આ જઠરરસ રોજ દશ વીશ રતલ પેદા થાય છે. આ જઠરરસ ખોરાકને ગાળીને એકરસ કરે છે. આ જઠરરસમાં મોટો ભાગ પાણીનો છે અને હજાર ભાગમાં પાંચ ભાગ બીજા પદાર્થો છે. જેમાં પેપસીન, મીઠું અને ખારનો સમાવેશ થાય છે.

હોજરીમાં ગયા પછી બધી જાતના ખોરાકની એક સરખી પાચનક્રિયા થતી નથી. કેટલાક નરમ પદાર્થો જલદી પચે છે. બરાબર ચાવીને ઉતારેલા પદાર્થો કરતાં થોડા ચાવેલા અથવા ચાવ્યા વગર ઉતારેલા પદાર્થો મોડા પચે છે. કેટલાક પ્રવાહી પદાર્થો હોજરીમાં જાય છે કે, તરતજ લોહીની નળીઓ તેનું શોષણ કરવા માંડે છે. અને હોજરીમાંથી જ તે લોહીની સાથે મળી શરીરમાં દાખલ થાય છે. હોજરીનું મુખ્ય કામ ખોરાકને વલોવી એકરસ કરવાનું છે. ખોરાક એકરસ થઈ, જેમ જેમ પાચન થતો જાય છે, તેમ તેમ થોડો થોડો ભાગ હોજરીના નીચલા દ્વારથી તે દ્વારની સાથે જ સંધાએલાં ન્હાનાં આંતરડાંમાં વહે છે, અને છેવટે હોજરી ઢીલી પડતાં, નહિ પચેલો ભાગ પણ આંતરડાંમાં જાય છે.

**ન્હાનાં આંતરડાંમાં થતી પાચનક્રિયા**—આંતરડાંમાં કેટલાક રસ ઉત્પન્ન થાય છે, તે ઉપરાંત કલેજામાં પિત્ત અને **પાંક્રિયાઝ** નામની એક પિંડ હોજરીની પાછળ કરોડને લગતી છે. તેમાંથી જે રસ આંતરડાં વહે છે, તે આંતરડાંના ખોરાકપર ક્રિયા કરે છે. કલેજામાંથી પિત્ત ઉત્પન્ન થઇ પિત્તાશયમાં આવે છે અને ત્યાંથી તે પિત્ત ન્હાનાં આંતરડાંમાં જાય છે. કલેજાનું પિત્ત શિરા એટલે કાળા લોહીની રગોમાંથી ઉત્પન્ન થાય છે. આંતરડાં તથા હોજરીમાં એકઠાં થનારા લોહીની એક મોટી શિરા બરોબાર હાર્ટ એટલે રક્તાશયમાં નહિ જતાં કલેજામાં જાય છે. ત્યાં એ લોહીમાંથી પિત્ત જુદું પડયા પછી બાકીનું લોહી રક્તાશયમાં જાય છે. પિત્તાશયમાનું પિત્ત આંતરડાંમાં પાચનક્રિયા ચાલતી હોય છે ત્યારે જ તેમાં વહે છે. પાચનક્રિયા બંધ પડી હોય છે ત્યારે પિત્તાશયમાંથી પિત્તને આંતરડાંમાં જવાનું છિદ્ર બંધ રહે છે. પિત્ત એ ખોરાકને પચાવનારો મુખ્ય પદાર્થ છે. પિત્ત કેટલેક દરજ્જે જુલાબની ગરજ સારે છે અને તેથી આંતરડાંનો રસ સહેલાઇથી આગળ ધકેલાય છે.

ન્હાનાં આંતરડાંની પાચનક્રિયામાં જે પાચનક્રિયા હોજરીમાં અપૂર્ણ રહી હોય છે તે અહિં પૂર્ણ થાય છે. ચરબીવાળો ભાગ આંતરડાંમાં ગળે છે અને પાચન થતા રસનું શોષણ થઇ લોહીમાં ચડવા માંડે છે. આંતરડાંની આ ક્રિયામાં ખોરાકનું પાચન અને શોષણ થતાં બાકીના પદાર્થો નીચે ઉતરતા જાય છે અને જેમ જેમ નીચે ઉતરે છે, તેમ તેમ સારભૂત રસ લોહીમાં શોષણ થતો જાય છે અને નિરૂપયોગી અથવા મળને મળતો ભાગ આગળ ધકેલાતો જઈ મોટાં આંતરડાંમાં પ્રવેશ કરે છે.

**મોટાં આંતરડાંમાં થતી પાચનક્રિયા**—મોટાં આંતરડાંમાં ખોરાક જાય છે ત્યારે તે ખોરાક લગભગ મળના જેવો પણ પાતળો હોય છે મોટાં આંતરડાંમાં કાંઈ જાણવા

જોગ પાચનક્રિયા ચાલતી નથી, તોપણ તેમાં જે કાંઈ સારભૂત તત્વ હોય છે તેનું શોષણ થતાં આગળ જતાં તે મળ ઘટ થવા માંડે છે. મોટાં આંતરડાં પણ રસનું શોષણ કરે છે, અને તેથી જ જે દરદી મોઢેથી ખોરાક લઇ શકતો નથી તેને પ્રવાહી ખોરાક પીચકારી-વડે ગુદામાર્ગથી મોટાં આંતરડાંમાં ચડાવવામાં આવે છે અને એવી રીતે ચડાવેલા દૂધ વગેરે પ્રવાહીનું મોટું આંતરડું શોષણ કરી લે છે, જેથી દરદીને પોષણ મળી શકે છે. મોટાં આં-તરડાંનો મળ નીચે ઉતરી સફરામાં થઇને છેવટ મળદ્વાર રસ્તે બહાર પડે છે. આ પ્રમાણે મોંઢામાં ચાવીને ગળેથી નીચે ઉતરેલા ખોરાકનું રૂપાંન્તર થતાં થતાં અને તેના ઉપયોગી અને પોષણકારક રસનું શોષણ થઇ લોહીમાં જતાં છેવટ નિરૂપયોગી ભાગ, જેને આપણે મળ કહીએ છીએ તે, નીચલા દ્વારથી બહાર પડે છે.

પાચનક્રિયાના સંબંધમાં વિશેષ જાણવા જેવી વાત એ છે કે, પિત્ત વગેરે જે રસો ખોરાકને પચાવી તેના સારભૂત રસને લોહીમાં ચડાવવાની મદદ કરે છે તે રસો ઘણાખરા લોહીમાં જ થયેલા હોય છે. બીજા શબ્દોમાં બોલીએ તો લોહીનાં તત્વોથી પાચનક્રિયા થાય છે અને પાચનક્રિયા પાછી લોહીનાં તત્વોને વધારે છે.

## મૂત્રાશયયંત્ર.

## URINARY SYSTEM.

મૂત્ર એટલે પેસાબ એ શી વસ્તુ છે અને તે ક્યાંથી તથા કેવી રીતે પેદા થાય છે, તે વિષે સાધારણ લોકવર્ગમાં ઘણું જ અજ્ઞાન જોવામાં આવે છે. લોકો એવું માને છે કે, પાણી પીએ તે પાધરૂં પેસાબ રૂપે નીચે આવે છે, પણ તે વાત ખોટી છે. પાણી પીવામાં આવે છે તેનું ખોરાકની સાથે જ શરીરમાં પોષણ થવા માંડે છે અને તે લોહી સાથે મળે છે. લોહીમાં પેસાબનો પ્રવાહી રસ છુટો પડીને કરોડની બાજુ તરફ કમરના પાછલા ભા-ગમાં આવેલા બે મૂત્રપિંડો ( કીડની ) માં વહે છે. આ મૂત્રપિંડોને ગુરદા પણ કહે છે, જેનું વર્ણન આગળ થઇ ગયું છે ( જુવો આકૃતિ ૧૪ અંક 1–1 ). આ મૂત્રપિંડોમાં બારીક નળીઓ હોય છે અને તેની આસપાસમાં કેશવાહિનીની જાળ પથરાયેલી છે. આ નળીઓ પેસાબને ખેંચે છે અને દરેક ગુરદામાંથી અકેક નળી નીચે ઉતરે છે તે વાટે આ પેસાબ ટપકી ટપકીને પેડુની અંદર આવેલા મૂત્રાશય ( બ્લેડર ) માં જાય છે. મૂત્રાશયમાં પેસાબ ભરાય છે અને તેથી અંદરના સ્નાયુઓ મૂત્રાશયને સંકોચીને પેસાબની હાજત ઉત્પન્ન કરે છે ત્યારે મૂત્રમાર્ગે પેસાબ બહાર આવે છે.

જે પેસાબ બહાર આવે છે તેમાં મ્હોટો ભાગ પાણીનો જ હોય છે. ૧૦૦૦ ભાગે ૯૫૭ ભાગ પાણીના અને બાકીના ૪૩ ભાગ બીજા પદાર્થોના હોય છે. પેસાબનું પૃથક્ક-રણ કરનારા વિદ્વાનોએ નક્કી કરેલું છે કે, નિત્યના નીરોગી પેસાબમાં યુરિયા નામનું એક તત્ત્વ મોટા પ્રમાણમાં એટલે પેસાબના ૧૦૦૦ ભાગે ૧૪ ભાગમાં જાય છે. આ સિવાય પેસાબમાં ખાર, શ્લેષ્મ ( કફ જેવો ચીકણો પદાર્થ-ચરબી પડે છે તે ) વગેરેના લગભગ ૨૮॥ ભાગ જાય છે અને લગભગ ½ ભાગ યુરિક એસીડનો જાય છે. નીરોગી પેસાબ સ્વચ્છ, સુકા ઘાસના રંગ જેવો, જરા પીળો અને થોડી વાસવાળો હોય છે. પેસાબ થયા પછી તેને રાખી મૂક્યો હોય તો તેના રંગમાં તેમજ વાસમાં વધારો થાય છે અને ડોળાઇ જાય છે. પેસાબનું વિશિષ્ટગુરૂત્વ ૧૦૦૫ થી ૧૦૨૫ સુધી હોય છે. દરદને લીધે

આ ગુરૂત્વમાં વધઘટ થાય છે. નીરોગી આદમીને ૨૪ કલાકમાં પેસાબ લગભગ ૨॥ રતલ સુધી ઉતરે છે, રોગ અને ઋતુ પ્રમાણે પેસાબનું પ્રમાણ ઓછું વધતું થાય છે. ગરમીના દિવસોમાં શરીરમાંથી પાણીનો ભાગ પરસેવા રૂપે જતો હોવાથી તેના પ્રમાણમાં પેસાબ કમી ઉતરે છે. તાવમાં તેમજ અતિસારના રોગમાં પેસાબ થોડો થાય છે, મધુપ્રમેહ તેમજ પ્રમેહની બીજી કેટલીક જાતોમાં પેસાબ વધારે ઉતરે છે અને પેસાબના પ્રવાહી સાથે લોહીમાંનાં કેટલાંક ઉપયોગી તત્ત્વો પેસાબમાં ખેંચાઇ આવે છે; જેમકેઃ—

(૧) **સાકર**—મધુપ્રમેહમાં લોહીની અંદરનો સાકરનો ભાગ પેસાબમાં જાય છે. (૨) **યુરિયા**—નાઇટ્રોજન તત્ત્વથી બનેલા શરીરના ભાગોને ઘસારો લાગે છે તો તે ઘસારો યુરિયા નામના તત્વરૂપે પેસાબ રસ્તે બહાર પડે છે. જે પ્રમાણમાં આ યુરિયા પેસાબ રસ્તે બહાર જવું જોઇએ તે પ્રમાણથી જો ઓછું જાય તો બાકીનું યુરિયા લોહીમાં રહેવાથી લોહી દૂષિત થાય છે એટલે લોહી ઝેરી થાય છે અને એ પ્રમાણ ધીમે ધીમે વધે છે તો લોહી બગડવાને લીધે આંચકી વગેરે રોગો થાય છે. માંસાહારથી યુરિયા વધારે ઉત્પન્ન થાય છે અને વધારે ઉત્પન્ન થઇને તે લોહીમાં પણ વધારે પ્રમાણમાં રહે છે. વનસ્પતિના ખોરાકમાંથી યુરિયાનું તત્વ ઓછું ઉત્પન્ન થાય છે, અને તેથી માંસાહારમાં વનસ્પતિના આહાર કરતાં વધારે જોખમ રહેલું છે. (૩) **યુરિક એસીડ**—આ નામનું એક બીજું તત્વ પણ નાઇટ્રોજનના પૌષ્ટિક તત્વમાંથી બનતો પદાર્થ છે અને જ્યારે વધારે પ્રમાણમાં શરીરમાં પેદા થાય છે ત્યારે તે વધારે પ્રમાણમાં લોહીદ્વારાએ મૂત્રપિંડોમાં આવી તેની પથરી બંધાય છે. કેટલાક લોકો એવું માને છે કે, અનાજના ખોરાક સાથે કાંકરી, રેતી, ધુળ, માટી વગેરે ખાવામાં આવવાથી તેની પથરી બંધાય છે, પણ ખરી વાત તેમ નથી. લોહીમાંથી પેસાબ સાથે તણાતા આવતા પદાર્થોમાંથી જ પથરી જામે છે. શરીરની રસોત્પાદક ક્રિયામાં જે પદાર્થો અને શરીરનાં જે તત્વો લોહીમાં રહેવાં જોઇએ તે તેમાં નહિ રહેતાં પેસાબમાં નિકળી જાય છે અથવા જે તત્વો લોહીમાં નહિ રહેવાં જોઇએ તે લોહીમાં રહીને લોહીને બગાડે છે, અને આની વિરૂદ્ધ ક્રિયા રોગને ઉત્પન્ન કરે છે. લોહીના કયા પદાર્થો કેટલા પ્રમાણમાં પેસાબમાં જાય છે તે પેસાબની પરીક્ષા કરવાથી માલમ પડે છે, અને તેથી ઘણાંક દરદો જ્યારે બીજી કોઇ પરીક્ષાથી સમજાતાં નથી ત્યારે પેસાબની પરીક્ષા કરી જોવાથી સમજી શકાય છે. મૂત્ર સંબંધી વિશેષ હકીકત માટે જુવો નિદાનસ્થાન-પ્રકરણ ૩ જું. રોગપરીક્ષા.

---

## જનનેન્દ્રિયયંત્ર.

## GENERATIVE SYSTEM.

શરીરમાં નાના પ્રકારની ક્રિયાઓ ચાલે છે તે પૈકી જનન વ્યાપારના અવયવોની ક્રિયાનું સામાન્ય જ્ઞાન દરેક માણસે અવશ્ય મેળવવું જોઇએ. પુરૂષ તેમજ સ્ત્રીના શરીરમાં આ પ્રકારના અવયવોની ચાર જાત છેઃ—૧. **બીજઉત્પાદક**, ૨. **બીજવાહક**, ૩. **બીજધારક**, ૪. **બીજનિઃસારક.** પુરૂષ જાતિમાં બીજને ઉત્પન્ન કરનાર અવયવને **વૃષણ** અથવા અંડ ( testicles ) બીજવાહક એટલે બીજને લઇ જનાર અવયવને **વીર્યનળી** ( Vas deferens ) બીજધારક એટલે બીજને ધરી રાખનાર અવયવને **વીર્યાશય** ( seminal vesicles ) અને બીજ નિઃસારક એટલે બીજને બહાર કાઢનાર અવયવને

**શિશ્ન** ( Penis ) કહે છે. એવી જ રીતે સ્ત્રીના બીજઉત્પાદક અવયવોને **સ્ત્રીઅંડ** ( ovaries ), બીજવાહક અવયવોને **ફલવાહિની** ( fallopian tubes ), બીજધારક અવયવને **ગર્ભાશય** ( Uterus અથવા Womb ) અને બીજનિઃસારક અવયવને **યોનિ** ( Vagina ) કહે છે.

**વૃષણ**—એ પુરૂષજાતિનો વીર્યઉત્પાદક અવયવ છે. વૃષણનું વર્ણન આગળ પણ આપેલું છે. વૃષણની કોથળી (Scrotum) માં પુરૂષ અંડની બે ગોળીઓ છે. આ કોથળીની અંદર ગોળીઓ વૃષણરજ્જુ ( Spermatic Cord ) વડે ઝુલતી રહે છે. આ કોથળીમાં ચરબી નથી, પણ બહારનું પડ ત્વચાનું અને અંદરનું પડ સ્નાયુનું હોવાથી તે થેલી વારંવાર સંકોચાય છે ને મોટી થાય છે. કોથળીની મધ્યમાં રેસા હોય છે તેનાવડે આ કોથળીના બે વિભાગ થાય છે અને તે દરેક વિભાગમાં એકેક ગોળી રહે છે. આ ગોળીઓ બારીક પાતળી નળીઓના ઝુમખાઓની બનેલી છે. આ બારીક નળીઓને ઉકેલી છુટી પાડીને સાંધીએ તો ૧૦૦૦ ફીટની લાંબી નળી થાય. વીર્યઉત્પાદક બિંદુઓ (cells) આ નળીઓમાં ઉત્પન્ન થાય છે. આ બિંદુઓ, ઉત્પાદકજંતુઓ ( spermatozooids ) ની વૃદ્ધિ કરે છે. જંતુઓ ઘણાં જ સૂક્ષ્મ હોવથી સૂક્ષ્મદર્શકયંત્રની મદદ વિના દેખાતા નથી. તે જંતુઓને ગોળ માથાં અને લાંબી પુછડી હોય છે, જેથી તેઓ વીર્યના પ્રવાહમાં વેગથી તરતા માલૂમ પડે છે.

**વીર્યનળ**—વૃષણમાં તૈયાર થયેલા વીર્યને વીર્યાશયમાં લઇ જનારી આ એક નળી છે. વીર્ય પરિપકવ થાય છે ત્યારે ઉપર લખ્યાં વીર્યોત્પાદક બિંદુઓ ફુટે છે અને વીર્યનળવાટે વીર્યાશયમાં જાય છે. વીર્યનળ વૃષણરજ્જુની પાછળથી સ્પર્મેટિક કેનાલમાંથી નીકળીને બસ્તીમાં ઉતરે છે અને ત્યાંથી બહારની ધમની ઓળંગીને મૂત્રાશયને તળીએ પહોંચે છે અને વીર્યાશય નામની નળી સાથે જોડાય છે.

**વીર્યાશય**—એ બે કોથળીઓ છે અને તે મૂત્રાશય એટલે પેડુ તથા મળાશય એટલે સક્કરો તે બેની વચ્ચે આવેલ છે. વીર્ય બધું આ વીર્યાશયમાં એકઠું થાય છે. આ કોથળીઓની લંબાઇ ૨॥ ઇંચની, પહોળાઇ ૫ ઇંચની અને જાડાઈ ૨ થી ૩ લીટીની છે.

**શિશ્ન**—એ અગાઉ જણાવ્યા પ્રમાણે ત્રણ ખૂણાવાળી નળી છે. બે આંગળી સામે અંગુઠો મૂકવાથી જેવો આકાર થાય છે એવો આકાર શિશ્નનળીનો છે. આ શિશ્નનળીમાં ત્રણ નળ સાથે જોડાયા છે, બે ઉપરથી અને ત્રીજો નીચેની બાજુમાં. દરેક નળ મજબુત શ્વેતતંતુમય નળીના જેવો છે. તેમની વચ્ચે ઘણા પડદા હોય છે એટલે દરેક નળમાં નાનાં નાનાં ખાનાં હોય છે, તેમાં લોહી ભરાય છે અને ઠલવાય છે. લોહી ભરાય છે ત્યારે શિશ્નનળી જાગૃતિમાં આવે છે અને લોહી ઠલવાય છે ત્યારે શિથિલ પડે છે. મૂત્રમાર્ગ શિશ્નનળીના મધ્યમાં છે. શિશ્નનો મૂળમાંનો રસ્તો પહોળો છે પણ મધ્યમાં આવતાં સાંકડો હોય છે અને પાછો ફુલ–મણી ( glans penis ) નો માર્ગ પહોળો થાય છે. શિશ્ન એ પેશાબ તથા વીર્યને બાહર કાઢનારી નળી છે. વીર્ય તથા પેશાબના રસ્તા અંદરથી જુદા જુદા હોય છે પણ શિશ્નના મૂળમાં એ રસ્તા મળી જઇ એક જ રસ્તો થાય છે. શિશ્નનો અગ્રભાગ–મણિ ચામડીના પડદાથી ઢંકાયેલો હોય છે અને ઘણાખરા પુરૂષોને તે પડદો ઉપર ખેંચી શકાય છે. પડદો ફુલના સ્પર્શજ્ઞાનનું રક્ષણ કરે છે.

પુરૂષની જનનેન્દ્રિયોના આ સર્વ અવયવોમાં વૃષણની ગોળીઓ ખાસ જરૂરની છે અને બીજાં અંગો તેનાં મદદગાર છે. વૃષણ કાઢી લીધા પછી જનનેન્દ્રિયની સર્વ ક્રિયા બંધ પડે છે અથવા વૃષણના અંડોમાં વિકાર થવાથી એ ક્રિયા બંધ પડે છે. ખસી કરાવેલા ઘોડાઓ અને બળદો પ્રજા ઉત્પન્ન કરી શકતા નથી. વૃષણના અંડો પૂર્ણ વિકાસ પામ્યા ન હોય તો તે પ્રજોત્પાદક વીર્ય બિંદુઓને પેદા કરી શકતા નથી. વૃષણની ગોળીઓ જોઇએ તેથી મોટી થઇ જાય છે તો જોઇએ એવું ફળદ્રુપ અને પુરૂષાર્થવાળું વીર્ય ઉત્પન્ન થઈ શકતું નથી.

સ્ત્રીજાતિના જનનેન્દ્રિયનું વર્ણન ઉલટા ક્રમથી કરીએ તો પ્રથમ યોનિમાર્ગ આવે છે.

**યોનિમાર્ગ**—જે રસ્તે પુરૂષનું વીર્ય શિશ્નનળીમાંથી સ્ત્રીજાતિની જનનેન્દ્રિયમાં જાય છે તે રસ્તાને યોનિમાર્ગ કહેવામાં આવે છે. યોનિની બે બાજુએ બે હોઠ ( ઓષ્ઠ ) હોય છે. એક બ્હારનો ત્વચાની ઘડીનો બનેલો મોટો હોવાથી તેને પૃથુઓષ્ટ અને બીજો અંદરની બાજુમાં શ્લેષ્મપડનો કરચલીવાળો નાનો હોવાથી તેને લઘુઓષ્ટ કહે છે. યોનિના ઉપલા ભાગમાં યોનિઓષ્ટની વચમાં ત્રિકોણકારનો ઉંચો માંસમય આકાર હોય છે. જે પુરૂષના શિશ્નને કાંઇક મળતો હોવાથી તેને યોનિલિંગ કહેવામાં આવે છે. યોનિમાર્ગ અને મૂત્રમાર્ગ એ બન્ને જુદા જ માર્ગ હોય છે. યોનિદ્વારથી જરા ઉપર જ મૂત્રમાર્ગનું દ્વાર યોનિમાં ઉઘડે છે. બન્નેના અંદરના માર્ગ જુદા છે, પણ બહાર નિકળવાનું છેવટ દ્વાર એક જ (યોનિ) છે. યોનિમાર્ગનો અંદરનો રસ્તો કમલમુખમાં જાય છે અને મૂત્રમાર્ગનો રસ્તો મૂત્રાશયમાં જાય છે. યોનિદ્વારની ઉપર જ એક ગોળાકાર કિનારાની મધ્યમાં મૂત્રમાર્ગનું છિદ્ર આવેલું છે. સ્ત્રીના મૂત્રમાર્ગની લંબાઇ માત્ર ૧ાા ઇંચની છે અને યોનિમાર્ગની લંબાઇ ૪ ઇંચની છે. સંબંધ વખતે વીર્યનળી યોનિમાર્ગમાં દાખલ થાય છે,

**ગર્ભાશય**—એ મૂત્રાશય સફરો તથા ગુદાની વચમાં આવેલું છે, બસ્તિના આગલા ભાગમાં મૂત્રાશય, પાછળ સફરો તથા ગુદા અને મધ્યમાં ગર્ભાશય છે. તેનો આકાર ચપટા જામફલના જેવો છે. તેની લંબાઇ ૪ ઇંચ અને પહોળાઈ ૨ાા ઇંચ છે. વજન ૨ થી ૪ ઔંસનું હોય છે. યોનિદ્વારથી ત્રણ ઇંચ આગળ ગયા પછી યોનિમાર્ગનો બીજો છેડો ગર્ભાશયને મળે છે. ગર્ભાશયનો પહોળો છેડો સૌથી ઉપર છે અને નીચેનો સાંકડો છેડો યોનિમાર્ગને સાંધે છે. આ નીચેના સંધિમાર્ગને કમળમુખ ( CERVIX ) અથવા ગ્રીવા ( ડોક ) એવું નામ પણ આપેલું છે. યોનિમાર્ગ અને ગર્ભાશયને એકત્ર કરનાર અવયવ એ આ ગ્રીવા છે. એ કમલમુખના મધ્યમાં એક ન્હાનું દ્વાર છે. તે યોનિમાર્ગને ગર્ભાશયમાં લઇ જાય છે અને તે દ્વારનું નામ પણ કમલમુખ ( os uteri ) રાખીએ. આ કમલનું મુખ ઘણું જ સાંકડું હોય છે. ગર્ભાશય ત્રણ કામ કરે છે. ( ૧ ) આર્ત્તવ એટલે દસ્તાનને બહાર કાઢે છે. ( ૨ ) ગર્ભને ધારણ કરી તેનું પોષણ કરે છે અને ( ૩ ) ગર્ભની વૃદ્ધિ થયા પછી તેને બહાર ધકેલી બાળકને જન્મ આપે છે,

**ફલવાહિની**—આ નામની નળી ગર્ભાશયના ઉપલા ભાગને બન્ને ખુણે એકેક હોય છે. આ બે નળીઓનું મૂળ ગર્ભાશયમાં હોય છે. મૂળ તરફથી તે નળીઓ સાંકડી હોય છે પણ આગળ ચાલતાં પહોળી થતી જાય છે અને સ્ત્રીઅંડને પહોંચતાં તે નળીઓના છેડા શરણાઇના મુખ જેવા પહોળા થાય છે. આ દરેક નળી આશરે ૪ ઇંચ લાંબી હોય છે. આ ફલવાહિની નળીઓ સ્ત્રીઅંડની સાથે જોડાઇ ગયેલી નથી પણ છુટી હોય છે. આ ફલવા-

હિનીઓનાં શરણાઇ ઘાટનાં પહોળાં મુખની કિનારી ઉપર જે રૂછડાં હોય છે તે સ્ત્રીસંબંધ વખતે સ્ત્રીઅંડને વળગે છે અને સ્ત્રીઅંડમાંનું બીજ પાકીને ફુટે છે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ફલવાહિનીનો તે તરફ ગયેલો છેડો તેને વળગી રહે છે અને તે સ્ત્રીબીજ એ નળી-વાટે ગર્ભાશયમાં જાય છે.

**ફલકોષ-સ્ત્રીઅંડ**—પુરૂષને જેમ વૃષણની કોથળીમાં બે અંડ હોય છે, તેમ સ્ત્રી-જાતિને એવા જ બે અંડો ગર્ભાશયની બે બાજુપર હોય છે. તે અંડોનો આકાર બદામના જેવો હોય છે. ૧॥, ૦॥।, ૦॥ ઇંચ એ ક્રમે તેની લંબાઈ, પહોળાઇ તથા જાડાઇ છે. દરેક ઇંડું વજનમાં આસરે ૦॥ તોલો હોય છે. તેની અંદર વીર્યનાં બીજોની પેઠે અસંખ્ય સ્ત્રી-બીજ હોય છે. જે ઉપર જણાવ્યા પ્રમાણે ફલવાહિની નામની નળી મારફતે ગર્ભાશયમાં જાય છે. સ્ત્રીઅંડમાંના ઇંડાનું ફુટવું એ જ આર્તવ અથવા દસ્તાન છે. સ્ત્રી પરિપકવ વયમાં આવ્યા પછી આ સ્ત્રીઅંડનાં ઇંડાં પાકે છે અને ફુટી બહાર આવે છે. દર ચાર અઠ-વાડીએ અથવા ક્વચિત થોડા દિવસમાં વહેલું મોડું એમાંનું એક અથવા વધારે ઇંડું સ્ત્રીઅં-ડમાં પાકી બહાર ફુટે છે, ફલવાહિની મારફતે ગર્ભસ્થાનમાં જાય છે અને ત્યાંથી યોનિમાર્ગ રસ્તે લોહીના રૂપે બહાર પડે છે, જે દસ્તાન કહેવાય છે.

**સ્ત્રીબીજ અને પુરૂષ બીજનો સંયોગ**—ક્યાં અને કેવી રીતે થાય છે?—આ માસિક દસ્તાનમાં ઇંડાંઓ પોતાની મેળે બહાર આવે છે, એવી કલ્પના શારીરશાસ્ત્રની ઘણી જ તાજી અને અગત્યની શોધ છે, એવું હાલના ડાકટરો માને છે, અર્વાચીન ડાકતરો થોડા જ સમય પહેલાં માનતા હતા કે, સ્ત્રીઅંડનાં ઇંડાંઓ માત્ર સ્ત્રીપુરૂષના સંયોગના પરિણામે જ બહાર આવે છે, પણ હવે તેઓ સમજ્યા છે કે, ખરી વાત એમ નથી. કોઈ **મૉનશ્યોર રેશી ઓસ્કીં** નામના વિદ્વાને શોધી કાઢ્યું કે, એ ઇંડાંઓ સંયોગને લીધે નહિ પણ એની મેળે જ બહાર આવે છે, અને વળી તેણે જણાવ્યું કે, ગર્ભાધાન, સ્ત્રીઅંડનો ઇંડાંએ ત્યાગ કર્યા પહેલાં નહિપણ ત્યાગ કર્યા પછી અને તે ઇંડાં ફલવાહિની નળીમાં હોય છે ત્યારે જ થાય છે. સ્ત્રીઅંડમાંથી મૂળ ગોલક ( Parent cell ) ફુટવાથી ઇંડું બહાર આવે છે અને ફલવાહિની નળીના ઘંટાકાર મુખમાં આવી પડે છે, જે ફલવાહિની નળી દસ્તાન સમયમાં સ્ત્રીઅંડની પાસે પાસે આવી લાગે છે અને તેને બીડીને વળગી રહે છે. જો તે પહેલાં પુરૂષ સંબંધ થયો હોય તો બીજસંયોગ આ ફલવાહિનીમાં થાય છે. જો સંબંધ ન થયો હોય તો ઇંડું ફલવાહિની નળીમાંથી ધીમે ધીમે નીચે ઉતરીને ગર્ભસ્થાનની કોથળીમાં આવે છે, જ્યાં તે થોડા દહાડા ગર્ભધારણને લાયક થઈ રહે છે અને તે પછી નાશ પામે છે, તથા બહારના રસ્તાઓ દ્વારા ઘસડાઇ બહાર પડે છે. જો સંબંધ ફળદાયક થયો હોય તો યોનિ-માર્ગમાં પડેલું પુરૂષનું વીર્ય ગર્ભસ્થાનના મુખમાં દાખલ થાય છે અને કાંઇક પુરૂષવીર્યના યાંત્રિક જંતુઓની ગતિની મદદ વડે અને કાંઇક કમળમુખની ગ્રીવાના અંતરપડ ઉપરના વાળ જેવા બારીક જંતુઓની ક્રિયા વડે કોથળીના મધ્યમાં પ્રવેશ કરવાને શક્તિવાન થાય છે. ત્યાંથી તે પુરૂષવીર્ય ફલવાહિની નળીઓમાં ચઢે છે અને પ્રથમ કહ્યા પ્રમાણે એ નળી-માંથી સામેથી આવતા સ્ત્રીઅંડ માંહેનાં ઇંડાંને મળે છે, જ્યાંથી તે સંયોગી બીજ ગર્ભસ્થા-નની થેલીમાં આવે છે. જેવી રીતે ન્હાના રોપાઓમાં બે ઉત્પાદક ગોલકો ( cells ) એકત્ર મળે છે તેવી જ રીતે પુરૂષબીજ સ્ત્રીબીજ સાથે મળે છે અને એ બે બીજના યોગથી નવો ગર્ભ અને નવો જીવ ઉત્પન્ન થાય છે.

**ગર્ભ શી રીતે વધે છે**—પુરૂષબીજના સંયોગવાળું ફલવાહિની નળીમાંનું ઇંડું ગર્ભ-સ્થાનની કોથળીમાં ઉતરે છે અને ત્યાં ભવિષ્યનું માણસ થવાને ખીલવા માંડે છે. ગર્ભ-સ્થાનનું મુખ તેની નજીકની થેલીઓમાં મળેલા ચીકણા પ્રવાહી વડે બંધ થાય છે અને થેલીની અંદરનો ગર્ભ જેમ જેમ ખીલતો અને મોટો થતો જાય છે તેમ તેમ થેલી (ગર્ભ સ્થાન ) મોટી થતી જાય છે. ગર્ભની ખીલવણીમાં તેની માની સર્વ શક્તિઓ કામે લાગે છે. ગર્ભની અને તેની માની રક્તનળીઓનો સંબંધ થાય છે, લોહીનો મોટો જથ્થો ગર્ભ-સ્થાનમાં મોકલવામાં આવે છે અને માસિકસ્રાવ એટલે દરતાન પછી બંધ પડે છે. આ પ્રમાણે માના લોહીમાંથી ગર્ભનું પોષણ થાય છે. ગર્ભસ્થાન એક જમરૂખ જેવડા કદમાંથી વધીને એક ફુટ લાંબો અને આઠ નવ ઇંચ પહોળો ગોળ દડો બને છે, જે દડાની અંદર બાળક એક પ્રકારના પ્રવાહમાં તરતું સુવે છે. એ પ્રવાહીના નરમ અને સ્થિતિસ્થાપક ગુણને લીધે તે બાળકના નાજુક અવયવોનું બહારની ઇજાઓમાંથી રક્ષણ થાય છે.

**પ્રસવ શી રીતે થાય છે**—નવમાસ પુરા થયા પછી ગર્ભસ્થાનની થેલીના સ્નાયુ કુદરતી રીતે જ આપોઆપ બીડાવા અને અંદરના ગર્ભને બહાર ધકેલવા માંડે છે, અને તે વખતે યોનિમાર્ગ તથા યોનીમુખ પણ આપોઆપ ઢીલાં થઇ ગર્ભને સહેલાઇથી રસ્તો આપે છે. ગર્ભસ્થાનનો સંકોચ ૫ થી ૨૦ મીનીટે નિયમિત અંતરે થયા કરે છે અને ધીમે ધીમે તે સંકોચ વધારે જોરથી અને વધારે ટુંકે અંતરે થવા માંડે છે. ગર્ભને નિકળવાના રસ્તાઓ પહોળા થાય છે અને જણતરની પીડા (વેણુ) થવા લાગે છે. ગર્ભસ્થાન સંકોચાતાં ગર્ભસ્થાનનું મુખ પહોળું થાય છે અને પછી ધીમે ધીમે બાળકને ઉંધે મસ્તકે યોનિમાર્ગમાં લાઇને પૃથ્વી ઉપર ધકેલી કાઢે છે અને તેમ છતાં કૃપાળુ કુદરતની અજાયબી ભરેલી ક્રિયા એ છે કે, આ સંકોચન અને પ્રસારણ ક્રિયા જેને સ્ત્રીઓ વેણુ કહે છે, તેમાં બાળકને કે તેની માતાના ગર્ભસ્થાનના નાજુક અવયવોને કાંઇ પણ ઇજા થતી નથી. બાળક પ્રથમ બહાર આવે છે અને પછી ઓર પડે છે.

**ઓર**—ઓર શું વસ્તુ છે ? તે રક્તનળીઓનો એક જથ્થો છે. જે વડે ગર્ભ પોતાનું પોષણ તેની માતાના લોહીમાંથી ખેંચી લે છે. ગર્ભ તથા ઓર નિકળી ગયા પછી ગર્ભસ્થાન સંકોચાઇને એક કઠણ દડો થઇ જાય છે ;અને થોડા દહાડામાં પાછું પોતાની અસલ હાલતમાં આવી જાય છે. ગર્ભ ધારણ થવો, વૃદ્ધિ પામવો અને બહાર આવવો ઇત્યાદિ ક્રિયાઓમાં જેવી અજાયબી જોવામાં આવે છે એવી અજાયબી શરીરની બીજી ક્રિયાઓમાં જોવામાં આવશે નહિ.

આ જનનેન્દ્રિય વ્યાપારમાં પુરૂષબીજ અને સ્ત્રીબીજ અગત્યનો ભાગ ભજવે છે, માટે અહિં એ બીજ વિષે પણ થોડું કહેવામાં આવે છે. પુરૂષબીજને વીર્ય અથવા ધાતુ કહેવામાં આવે છે. સ્ત્રીબીજ વિષે ભાગ ૭, પ્રકરણ ૧૦–સ્ત્રીચિકિત્સાના પ્રકરણમાં વિસ્તારથી લખવામાં આવેલું છે.

## વીર્ય.

વીર્ય એ પ્રજોત્પત્તિનું બીજ હોવાથી તે વિષે અત્રે વિસ્તારથી લખવામાં આવે છે. વીર્ય એ ખાનપાનનું છેવટનું પરિણામ છે. આપણે ખાઇએ–પીએ છીએ તેમાંથી અનુ-ક્રમે રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા છેવટે વીર્ય થાય છે. શરીરનું તમામ બળ-

એ વીર્યમાં છે. વીર્ય એજ શરીરનું સત્વ, તત્ત્વ, કે શરીરનો રાજા છે. ખોરાકનું ૧ માસ અને ૯ ઘડીમાં વીર્ય બને છે, એવો પ્રાચીન વૈદ્યક આચાર્યોનો અભિપ્રાય છે. પાચનશક્તિના બળ પ્રમાણે અને ખાવાના પદાર્થના ગુણ પ્રમાણે તે મુદતમાં વધઘટ થતી હશે, પણ સરાસરી એક માસની મુદત બતાવેલી છે, તે સંભવિત છે. વીર્ય એ એક પ્રવાહી સત્વ છે અને તે આખા શરીરમાં રહે છે.

**શુદ્ધ વીર્ય** ઠંડું, સ્નિગ્ધ, ચીકાશવાળું, મધના ગંધવાળું, સ્વાદે મીઠું અને ઘાટું હોય છે. રંગે સ્ફાટિક જેવું ધોળું અને પારદર્શક છે. આવા ગુણ તથા રંગવાળું વીર્ય શુદ્ધ છે અને તેમાં જેટલો ફેરફાર થાય તેટલો તેમાં દોષ સમજવો.

**અશુદ્ધ વીર્ય** રંગે મેલું હોય છે, અથવા શરીરના દોષ પ્રમાણે જુદા જુદા રંગ તથા વર્ણવાળું થઈ જાય છે. દોષવાળું વીર્ય વાસ મારે છે, પાતળું પડી જાય છે અને તેના પ્રમાણમાં ચિકાસ પણ ઓછી થઈ જાય છે; એટલુંજ નહિ પણ અતિ ગરમ ખોરાક ખાનારાઓનું વીર્ય ગરમ હોય છે. આવું અશુદ્ધ વીર્ય ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરવાના કામનું નથી. એવા દોષવાળા વીર્યથી કદિ ગર્ભ રહે છે, તોપણ તેના ગર્ભમાંથી જે પ્રજા થાય છે તે બુદ્ધિ, બળ, પરાક્રમ તથા સદાચારમાં ખામીવાળી હોય છે.

**વીર્યની ઉત્પત્તિ**—વીર્ય આખા શરીરમાં રહે છે, પણ તે કેવી રીતે ખેંચાઈ બહાર આવે છે, તે સમજવા સરખું છે; જેમ દુધમાં ઘી અને શેરડીમાં રસ ગુપ્તપણે રહેલ છે, તેવીજ રીતે વીર્ય શરીરમાં ગુપ્તપણે રહેલું છે. જેમ દુધનું થોડું મથન કરવાથી તેમાંથી ઘી જુદું તરી આવે છે અને શેરડીને સંચામાં નાંખી પીલવાથી તેમાંથી રસ જુદો પડે છે, તેવી જ રીતે શરીરમાંથી વીર્ય ખેંચાઇ આવે છે. બહુ વીર્યવાળા શરીરમાંથી થોડા શ્રમથી ઘણું વીર્ય ખેંચાઈ આવે છે અને થોડા વીર્યવાળા શરીરમાંથી ઘણા પ્રયત્નથી પણ થોડું વીર્ય આવે છે. જેવી રીતે ઝાડાનો તથા પેસાબનો રેચ લેવાથી ઝાડો તથા પેસાબ થાય છે. તેવી રીતે વીર્યને પણ શરીરમાં રેચ લાગે છે અને આખા શરીરમાંથી ખેંચાઇ તે શરીરના એક ભાગમાં એકઠું થાય છે. જેમ હરડે, એરંડીઉ, સોનામુખી, વગેરે ઝાડાનો રેચ કરનારી વસ્તુંઓ છે અને સુરોખાર, કાકડીનાં બી, શીલાજીત વગેરે પેસાબના રેચની વસ્તુઓ છે, તેવીજ રીતે સ્ત્રી સમાગમનો સંકલ્પ, સ્મરણ, સ્પર્શ, આલિંગન, વગેરે સ્ત્રીસંબંધી સર્વ ચેષ્ટાઓ વીર્યનો રેચ કરે છે. આ સિવાય ખાનપાનની કેટલીક વસ્તુઓ પણ વીર્યનો રેચ કરે છે; એટલે વીર્યને વધારીને તથા ઉત્તેજન આપીને તેને બહાર નિકળવાની ગતિ આપે છે. આવી ઘણી વસ્તુઓ છે, જેમાં દુધ, અડદ, ભીલામાં તથા આંબળાં મુખ્ય છે.

**બાળકમાં વીર્ય હોય છે કે નહિ ?** અને હોય છે તો પ્રગટ કેમ થતું નથી, એવો સહજ પ્રશ્ન થાય છે. ખરૂં જોતાં બાળકના શરીરમાં પણ વીર્ય હોય છે, પણ સૂક્ષ્મપણાને લીધે તે દેખાતું કે બહાર આવતું નથી. ફુલનો દાખલો એ વાતની બરાબર સમજ પાડશે. ફૂલોની કાચી કળીઓમાં પણ ગંધ હોય છે, તો પણ તે ગંધ માલમ પડતો નથી. જ્યારે તે કળીયો પાકી થઇને ખીલે છે, ત્યારે જ તેનો ખરો વાસ પ્રકટે છે. એવી જ રીતે બાળકોના શરીરમાં વીર્ય હોય છે પણ તે સૂક્ષ્મપણાને લીધે પ્રકટ થતું નથી. જ્યારે બાળકો જુવાનીમાં આવીને ખીલે છે ત્યારે જ તેઓમાં તે પ્રકટ થાય છે. આમ છતાં જેમ કાચાં ફળને કે ફૂલની કાચી કળીને તોડી તેને ગરમીમાં રાખી મુકવાથી તે કાંઇક પાકે છે અને તેમાંથી વાસ પણ આવે છે, પણ વાસ મીઠાસ વગરનો મનને ખુશી ન કરે એવો હોય

છે, તેમ બાળકોમાં વીર્ય પૂર્ણ રીતે પક્વ થયા પહેલાં જો તેઓ કૃત્રિમ ઉપાયો વડે અથવા બહારની ગરમી આપીને વીર્યને ખેંચવાનો પ્રયત્ન કરે છે તો વીર્ય ખેંચાઈને આવે છે ખરૂં પણ તે વીર્ય કાચું હોય છે. જેમ કાચાં ફળ કે ફુલમાં ખરી ખુબી હોતી નથી. તેમ બાળકો પણ જો પાકી ઉમરમાં આવ્યા પહેલાં વીર્યને ખેંચવાનું કરે છે તો તેઓ પોતાની જીંદગીની ખરી ખુબી અને પુરૂષત્વનો ખરો આનંદ ખોઇ દે છે.

**વૃદ્ધાવસ્થામાં વીર્ય બંધ પડે** છે, કારણ કે એ ઉમરમાં વાયુનું જોર થવા માંડે છે. વાયુનો સ્વભાવ રસનું શોષણ કરવાનો અને તેને સુકવી નાખવાનો છે. તેથી વૃદ્ધ પુરૂષોની ધાતુ સુકાઈ જતી હોય એવું પણ અનુમાન થાય છે. જો વાયુ દૂર કરવાના ઉપાયો થાય તો વૃદ્ધમાં પણ ધાતુ બનવાનો સંભવ છે. પોણોસો પોણોસો અને તેથી અધિક ઉમરના પુરૂષોમાં ચૈતન્યવાળું વીર્ય જોવામાં આવેલું છે, અર્થાત્ એ અવસ્થામાં પણ પુરૂષો પ્રજા ઉત્પન્ન કરી શકે છે. આ ઉપરથી એવો પણ સાર નીકળે છે કે, જો શરીરની યોગ્ય સંભાળ રહે તો તે જુદાં જુદાં કામ કરતું બંધ પડતું નથી.

**વીર્યમાં જીવન**—માણસના વીર્યના બળ પ્રમાણે તથા વજન પ્રમાણે તે વીર્યથી પેદા થતાં બાળકો બળવાન કે નિર્બળ હોય છે. એવું શોધી કાઢવામાં આવેલું છે કે, પુરૂષના એક વખતના પડેલા વીર્યમાં સરાસરી ૪ કરોડ જંતુઓ હોય છે. વીર્યને સૂક્ષ્મદર્શક યંત્રવડે જોવાથી આ જંતુઓ પ્રત્યક્ષ ગતિવાળા દેખાય છે. વીર્યમાં જે જીવન છે તે આ જંતુઓ જ છે. જો આ જંતુઓ બળવાન અને પુષ્ટ હોય છે તો તે વીર્ય પુષ્ટ ગણાય છે અને એવા બળવાન વીર્યથી ઉત્પન્ન થનારાં બાળકો પણ બળવાન થાય છે. જો વીર્ય ઓછું હોય છે તો તેમાં તેના પ્રમાણમાં જંતુઓ એટલે ચૈતન્યનાં પરમાણુઓ ઓછાં હોવાને લીધે તેવા વીર્યથી રહેલો ગર્ભ ઓછા જીવનવાળો પેદા થાય છે. ઓછાં જીવનવાળાં માણસો દુર્બળ હોય છે અને દુર્બળપણાને લીધે જ જલદી રોગના ભોગ થાય છે.

**વીર્યનું પ્રમાણ તથા જમાખર્ચ**—વળી એક વખતના વીર્યપાતમાં ૨ાા તોલા વીર્ય બહાર પડવાનો સંભવ છે. ક્ષીણવીર્ય અને વિષયી પુરૂષોમાં વીર્ય ઓછું હોય છે તેથી તેમના શરીરમાંથી એટલું વીર્ય પડવાનો સંભવ નથી, તથાપિ જે પુરૂષો વીર્યનું બરાબર રક્ષણ કરનારા છે અને નિયમિતપણે જ વીર્યનો ઉપયોગ કરનારા છે તેમના શરીરમાંથી એક વખતના સમાગમમાં ૨ાા તોલા વીર્ય બહાર પડે છે. આ ૨ાા તોલા વીર્ય કેટલા ખોરાકમાંથી કેટલી મુદતે બનતું હશે તેનો પણ વિદ્વાનોએ અડસટો કાઢેલો છે. ૮૦ રતલ ખોરાકમાંથી ૨ રતલ લોહી બને છે. અને એ રતલ લોહીમાંથી ૨ાા તોલા વીર્ય બને છે. બે મણ ખોરાક જેટલા વખતમાં ખવાય એટલા વખતમાં ૨ાા રૂ. ભાર નવું વીર્ય બને છે. આ સર્વ અડસટાનો સાર એ છે કે, બે મણ ખાધેલા ખોરાકનું સત્વ એક વખતના સ્ત્રીસમાગમમાં નીકળી જાય છે. તન્દુરસ્ત માણસ રોજ સરાસરી ૧ાા-૨ રતલ સારો ખોરાક ખાયતો ૪૦ દિવસે ૮૦ રતલ ખોરાક ખાઈ શકે. આ હિસાબે ૪૦ દિવસમાં એકવાર વીર્યનો વ્યય એટલે ખર્ચ થાય ત્યાં સુધી સરભર ખાતું થાય; પણ જો તેથી ટુંકી ટુંકી મુદતે વીર્યનું ખર્ચ થાય તો અંતે શરીરનો ક્ષય એટલે ઘસારો થાય એ ખુલ્લું છે. જેવી રીતે લોકો પૈસા સંબંધી આવક જાવકનો હિસાબ રાખે છે, કરકસર કરે છે અને પૈસાનો જમાવ કરે છે, તેવી રીતે શરીરમાં થતી આવક જાવકનો થોડા જ લોકો હિસાબ રાખે છે, એ ભારે અફસોસની વાત છે. પૈસા સંબંધી સ્થિતિમાં આપણામાંના થોડા જ દેવાળાં કાઢે છે, પણ

વીર્ય સંબંધી વ્યવહારમાં તો પુરૂષોનો મોટો ભાગ દેવાળીઆનો ધંધો કરે છે એટલે આવક કરતાં ખર્ચ વધારે કરીને જુવાનીમાં જ પુરૂષત્વ વિનાના અને પ્રજોત્પત્તિના કાર્યમાં અશકત થઈ બેસે છે. ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરવાની અભિલાષા કરનારાં માબાપોએ પોતાના શરીરમાં શુદ્ધ વીર્ય અને બીજની ઉત્પત્તિ કરવી અને એ વીર્ય સુદૃઢ અને સદાચારી બાળકોને ઉત્પન્ન કરવાને યોગ્ય છે કે નહિ, તેની ખાત્રી કરીને જ પ્રજોત્પત્તિના કામમાં પ્રવૃત્તિ કરવી. નહિ તો નહિ જ ! ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રથી એવું સિદ્ધ થાય છે કે, **વીર્ય એ ખાનપાનનું છેવટનું પરિણામ છે અને તેથી તે વીર્ય શુદ્ધ કે અશુદ્ધ થવું, તેનો બધો આધાર ખાનપાન ઉપર છે.**

## ચેતનાયંત્ર—NERVOUS SYSTEM.

**( મગજના અને બરડાની કરોડના ચેતન તંતુઓનો વ્યાપાર. )**

**મગજ અથવા ચેતનાયંત્ર**—શરીરની અંદર ચાલતા વ્યાપારના અને શરીર સાથે સંબંધવાળા બહારના વ્યાપારના સંદેશા લાવનારા અને લઇ જનાર તંતુઓ રૂપી જાસુસોને **મજ્જાતંતુઓ** (nerves) કહે છે. તે તંતુઓના સમુહોને ચેતનાચક્રો (nerve centres) અને એ આખા વ્યાપારને તથા તેના આખા પ્રદેશને ચેતનાયંત્ર ( nervous system ) નામ આપીએ તો અપાય. મગજ અને બરડાની કરોડના ચેતન તંતુઓનો સંબંધ જાણવા માટે બાજુની આકૃતિ ૧૯ મી જુવો. આ ચેતનાયંત્રનાં મુખ્ય મથકો માથાની ખોપરીમાં રહેલું મગજ ( Brain ) તથા બરડાની કરોડ (spinal cord) છે. મગજ સંબંધી થોડુંક વર્ણન આગલા ભાગના બીજા પ્રકરણમાં કરવામાં આવેલું છે, પરંતુ એ મગજ અને તેમાંથી નીકળતા ચેતનતંતુઓ શરીરમાં શું ક્રિયા કરે છે, તે વિષે અહીં વિસ્તારથી કહેવાની જરૂર છે. આ ચેતનાયંત્રનું સ્વરૂપ સમજવાને માટે પ્રથમ તેનાં ઉત્પત્તિસ્થાનો અને મથકો વિષેનું થોડું જ્ઞાન પણ મેળવવું જોઇએ.

**આકૃતિ ૧૯ મી.**



**ચેતનાયંત્ર**-Nervous System.

બરડો–Spine—આ કરોડ માથું, ધડ તથા હાથપગોને મજબુત રીતે ધારણ કરે છે. આખા શરીરનો મુખ્ય આધાર આ કરોડ ઉપર છે. વીંટીના આકારના ૩૩ મણકાઓથી બનેલી એક સાંકળ જેવી આ કરોડ દેખાય છે. ગર્ભસ્થાનમાં બાળકને સૌથી પ્રથમ કરોડનો ભાગ રચાતો હોય એમ જોવામાં આવે છે, જેને યોગશાસ્ત્રમાં મેરૂદંડ કહેવામાં આવેલ છે તે આ કરોડજ છે. શરીરને ધારણ કરવાનું કામ કરવા ઉપરાંત આ કરોડ મગજના ચેતન વ્યાપારનું કામ પણ કરે છે. કેમકે ઉપર જણાવેલા ૩૩ મણકાની સાંકળ પોલી છે અને તેમાંથી મગજના તંતુઓ ઉપરથી નીચે સુધી જઇને શરીરના બધા અવયવોમાં ફેલાય છે. આ કરોડમાં કયા કયા ભાગમાં કેટલા મણકા છે તે નીચેની આકૃતિમાં બતાવેલ છે.

આકૃતિ ૨૦ મી.




કરોડ.—Spine.

**મોટું મગજ**—( Cerebrum )—ચેતનાયંત્રનું મુખ્ય મથક મગજ અથવા ભેજું છે અને તેનું બીજું મથક બરડાની કરોડમાં છે. મગજના વિભાગોનું વર્ણન આગળ સંક્ષેપથી આપેલું છે. મોટું મગજ બે અર્ધગોળમાં વહેંચાયું છે. બન્ને અર્ધગોળની વચમાં બાહ્યપડનો પડદો આવીને તેની ઉપલી સપાટી પર કરચોલીઓ પડેલી હોય છે. દરેક અર્ધગોળની વચમાં એક પોલ હોય છે. આ પોલની અંદર અત્યંત ઉપયોગી ભાગો આવેલા છે. અંદર બે ઢેકા છે તેમના ઉપર સ્પર્શ અને ગતિનો આધાર છે. આર્યશાસ્ત્ર પ્રમાણે અથવા યોગવિદ્યાની ભાષામાં જેને **બ્રહ્મરંધ્ર** કહે છે, તે આજ ભાગ છે. આ મગજ અથવા બ્રહ્મરંધ્રની નીચે વેરોલીનો સેતુ ( Pons verolii ) આવેલો છે. કરોડરજ્જુમાંથી આવતા સંદેશાઓ મગજને પહોંચાડવા અને મગજના હુકમો કરોડરજ્જુમાં લઇ જવાનું કામ આ વેરોલીનો સેતુ કરે છે. બ્રહ્મરંધ્રમાંથી એટલે મગજની છેક અંદરના ભાગમાંથી ૧૨ તંતુઓ નિકળે છે તે નાક, આંખ, કાન, જીભ, ચહેરો વગેરે ભાગોમાં જાય છે. માણસની બુદ્ધિનો બધો આધાર આ મોટા મગજ ઉપર છે. જેના મગજ ઉપરની કરચોલીઓ મોટી, ઉંડી અને ગુંચળાંદાર હોય છે તે વધારે બુદ્ધિમાન હોય છે. આ મોટા મગજમાં બહારના વિષયોનું જ્ઞાન તથા તે જ્ઞાનના સંસ્કારો ધારણ કરીને યથાર્થ જ્ઞાનને ઉત્પન્ન કરવાનાં સાધનો રહેલાં છે. શરીરમાં વસનાર જીવને થતી ઇચ્છાઓ અને બીજા ઐચ્છિક વ્યાપારો આ મગજદ્વારા પ્રકટ થાય છે. સ્મૃતિ વગેરે મનના ધર્મો પણ આ મગજમાં પ્રકટ થાય છે, ઉંચા પ્રકારની લાગણીઓ અને ઉત્કૃષ્ટ ભાવો સમજવાની, સ્મરણ કરવાની, વિચાર કરવાની, કલ્પના અથવા મનોરથો બાંધવાની વગેરે અસંખ્ય ઐચ્છિત શક્તિઓ ( Voluntary Powers ) નું ઉત્પત્તિસ્થાન આ મોટું મગજ છે. શરીરના કોઇ પણ ભાગનો સંદેશો આ મોટા મગજને પહોંચ્યા વિના અંતઃકરણને તેનું જ્ઞાન થતું નથી. જ્ઞાન થયા પછી અંતઃકરણની ઇચ્છા આ મગજના હુકમ વડે જ પાર પડે છે. આ મગજને કાંઇ ઇજા પહોંચશે તો કાંઈ પણ કામ બની શકશે નહિ. આ મગજમાં બે જાતનાં દ્રવ્યો છે. સપાટી ઉપર રાતા ભુરા રંગનું અને અંદરના ભાગમાં ધોળા રંગનું દ્રવ્ય હોય છે.

**ન્હાનું મગજ**—( Cerebellum ) માથાના પાછલા ભાગના હાડકાના નીચલા ભાગમાં આ મગજ આવેલું છે. તે મગજ નાની નારંગી જેવડું હોય છે. તેને વચમાંથી કાપતાં ચોપડીનાં પાનાં અથવા ઝાડનાં પાંદડાં જેવાં તેમાં પડ માલમ પડે છે. આ ન્હાના મગજમાં જ્ઞાન અથવા વિચાર શક્તિનાં તત્વો હોય એમ જણાતું નથી. તે ઐચ્છિક ગતિઓને શરીરના જુદા જુદા ભાગોમાં લઇ જવાનું કામ કરે છે. આ મગજ ગતિનું કામ કરે છે અને શરીરના સ્નાયુઓ ઉપર પોતાનો અંકુશ ધરાવે છે.

**વેરોલી સેતુ**—( Pons Verolii ) મોટા મગજની નીચેનો ભાગ તે આ વેરોલી સેતુ છે. બ્રહ્મરંધ્રના મધ્યમાં ચોખુણાવાળો દ્રવ્યનો એક પહોળો પ્રદેશ છે તે જ આ સેતુ છે. આગલા ભાગ તરફ તે પટાની પેઠે લંબાય છે. અને પછી કરોડરજ્જુના મથક " મેડયુલા ઓબ્લોન્ગેટા " સાથે જોડાય છે. વેરોલી સેતુ ધોળા-શ્વેતતંતુઓનો બનેલો છે. આ તંતુઓ મોટા મગજના બે ગોળાર્ધનો પરસ્પર સંબંધ કરાવે છે, તથા કરોડરજ્જુ અને કરોડરજ્જુનું મૂળ મેડયુલા ઓબ્લોન્ગેટા એ બેને મોટા મગજની તળેની પોલ* સાથે જોડે

* યોગશાસ્ત્રની ભાષામાં મગજના તળીયાની આ પોલને ' બ્રહ્મરંધ્ર ' કહેવામાં આવે છે.

છે. મગજને તળીએથી ૯ ચેતનતંતુઓ નિકળે છે તે તંતુઓ આ સેતુ સાથે સંબંધ રાખે છે. મોટા તેમજ ન્હાના મગજને કાપી નાંખવામાં આવે તોપણ આ સેતુમાં ઇચ્છાશક્તિ ચાલુ રહે છે અને મનને જ્ઞાનનો ભાસ થાય છે. મગજની જે ચેતનાઓ બહાર જાય છે તે આ સેતુમાંથી જ જાય છે અને બહારની ચેતનાઓ મનને મળે છે તે પણ આ સેતુ દ્વારા જ મળે છે. કરોડરજ્જુનું મૂળ અને કરોડરજ્જુ એ બન્ને ચેતના સ્થાનો કરતાં પણ આ સેતુ શ્રેષ્ટ ભાગ છે. અંતઃકરણમાંથી શરીરના ભાગ સુધી જે પ્રત્યાઘાતની ક્રિયા થાય છે તેની મુખ્ય ઇન્દ્રિય આ સેતુ છે.

**મગજમાંથી નિકળતા તંતુઓ** ( ક્રેનિયલ નર્વ્સ )—મગજના ત્રણ વિભાગો-મોટું મગજ, ન્હાનું મગજ, વેરોલી સેતુ–તેનું ઉપર વર્ણન કર્યું. વેરોલી સેતુની નીચે મેડયુલા ઓબ્લોન્ગેટા[1] આવે છે. તે બહુ સુકોમળ ભાગ છે. શરીરના તમામ જીવનનો આધાર આ ભાગ ઉપર છે. તેને જરા જેટલી પણ ઇજા થાય તો પ્રાણહાનિ થાય, માટે એ ભાગને મગજની નીચે એવી રીતે ગોઠવ્યો છે કે તેને બનતાં સુધી કાંઇ ધક્કો ન લાગે. હવે મગજની તળીયે જે પોલ છે તેમાંથી ૧૨ તંતુઓની જોડી નિકળે છે તે વેરોલી સેતુઓ સાથે સંબંધ રાખી ખોપરીનાં જુદાં જુદાં છિદ્રોમાંથી બહાર નીકળી ખોપરીની બે બાજુમાંથી બાર બાર તંતુઓ બહાર આવી ભેગા થાય છે અને પછી તેની ૧૨ જોડીઓ થઇને ચહેરા ઉપરના નાક, કાન, આંખ વગેરે અવયવોમાં ઉતરે છે. આમાંના કેટલાક તંતુઓથી ગંધ, રૂપ, રસ, શબ્દ તથા સ્પર્શનું જ્ઞાન થાય છે અને બાકીના તંતુઓ ગતિનું કામ કરે છે.

**ચેતનચક્રો** ( nerve centres નર્વ સેન્ટર્સ )—મગજના બંધારણમાં બારીક તંતુઓ, ગાંઠો અથવા અણુઓ ( cells )—હોય છે. આ તંતુઓ બારીક ધોળા પદાર્થના અંશુઓ ( fibres )ના બનેલા છે. આ તંતુઓ જે જુદા જુદા મુળમાંથી નિકળે છે, તે દરેકને ચેતનાચક્ર કહે છે. સૂર્યની આસપાસ જેમ કિરણો છે તેમ આ ચેતનાચક્રોની આસપાસ તંતુઓ લાગેલા હોય છે. સર્વ પ્રકારના જ્ઞાન તથા ક્રિયાનાં બીજ આ ચેતનાચક્રોમાં રહેલાં છે. આવાં ચેતનાચક્રો મગજમાં, કરોડરજ્જુમાં અને જ્ઞાનેન્દ્રિયોમાં પ્રસરેલાં છે. એવાં ચક્રો હજારો છે.[2]

---

૧. યોગશાસ્ત્રમાં તેને ' સુષુમ્ણાકંદ ' કહે છે.

૨. આવાં ચેતનાચક્રો બ્રહ્મરંધ્રમાં એક હજાર અથવા હજારો છે, તેથી આર્યશાસ્ત્રમાં મગજને હસ્રદળ કમળની ઉપમા આપી છે અને ચેતનાચક્રોનું કમળની પાંખડી રૂપે વર્ણન કરેલું છે.

# કરોડરજ્જુ-ચેતનતંતુઓ.

## Nerves-નર્વ્સ.

મગજમાંથી તંતુઓનો રજ્જુ અથવા સુષુમ્ણા નાડી મેરૂદંડ એટલે કરોડદ્વારા ગરદનથી ગુદા સુધી ઉતરેલ છે, તેમાં જ્ઞાનના અને ગતિના બન્ને પ્રકારના તંતુઓ ગુંથાયેલા હોય છે. કરોડના જે તંતુઓ કરોડની બન્ને બાજુમાંથી બહાર નિકળે છે તે ઝુડીઓની પેઠે એકત્ર થાય છે, જુવો નીચેની આકૃતિ.

આકૃતિ ૨૧ મી.




**સુષુમ્ણામાંથી કરોડની બાજુમાં નિકળનારા તંતુઓ-તારનાં દોરડાં.**

**( Nerves from the spinal cord )**

આવા તંતુઓનાં કુલ ૩૧ જોડાં બરડાની બે બાજુ તરફ બહાર પડીને શરીરના જૂદા જુદા ભાગોમાં જાય છે અને શરીરની ગતિ તથા જ્ઞાનશક્તિનો બધો આધાર આ તંતુઓ ઉપર છે.

**ગરદન**ના ભાગની ૮ જોડી બે હાથ, ગરદન તથા માથામાં જાય છે.

**પીઠ**ના ભાગની ૧૨ જોડી છાતી, વાંસો તથા પાંસળીમાં વહેંચાઇ જાય છે.

**કમર**ના ભાગની પાંચ જોડી, પેડુ તથા પગમાં જાય છે.

**ત્રિક**ના ભાગની ૫ જોડી પેડુની અંદરના અવયવો, સાથળ, આંતરડાં, મૂત્રાશય, સ્ત્રીયોની, જનનેન્દ્રિય, તેમજ બન્ને પગના પાછલા ભાગમાં જાય છે.

**ગુદાસ્થિ**ના ભાગની ૧ જોડી ગુદાના સ્નાયુઓમાં જાય છે.

આ કરોડરજ્જુમાંથી મણકાદ્વારા કરોડની બાજુપર બહાર પડતા તંતુઓ વળી બે પ્રકારના છે. રજ્જુના આગલા તથા બાજુના ભાગમાંથી જે તંતુઓ નિકળે છે તે **ગતિ** તંતુઓ છે અને પાછળથી નિકળે છે તે **જ્ઞાન**તંતુઓ છે. ગતિતંતુઓને કાપી નાંખીએ તો તે તંતુઓ જે જે ભાગમાં જાય છે તે તે ભાગની શક્તિ નાશ પામે છે અને જ્ઞાનતંતુઓનાં મૂળોને કાપી નાંખીએ તો શરીરના જે ભાગમાં તે ગયા હોય છે તે ભાગની જ્ઞાનશક્તિ નાશ પામે છે. વળી આ ઉપરથી એવું પણ સમજાય છે કે, કરોડની પોલી નળીમાં

જે તંતુઓનો રજ્જુ ગરદનથી ગુદા સુધી ઉતરેલો છે તે જો કે, દોરીરૂપે ગુંથાયેલો હોય છે તો પણ તે ગુંથણીમાં ગતિના તેમજ જ્ઞાનના બન્ને પ્રકારના તંતુઓ ઉતરેલા હોય છે. આ પ્રમાણે હોવાથી મગજમાંથી જે સંદેશાઓ આ રજ્જુદ્વારા નીચે ઉતરે છે તે રજ્જુના આગલા તેમજ બાજુના તંતુઓ મારફતે ઉતરે છે, અને જ્ઞાનની લાગણીઓ કરોડરજ્જુના પાછલા તંતુઓમાં દાખલ થાય છે; પણ મગજમાં જવાને માટે તે જ્ઞાનની લાગણીઓ કરોડરજ્જુના આગલા પાછલા બન્ને તંતુઓ દ્વારા મગજમાં જઇ શકે છે. વળી બહારની લાગણી અથવા સ્પર્શજ્ઞાન જે બાજુએથી આવે છે તેજ ભાગની રજ્જુ તરફ તે ઉપર ચડતું નથી, પણ સામેની રજ્જુમાં જઇ તે મારફત એ જ્ઞાન મગજમાં ઉપર ચડે છે. ધારો કે કરોડરજ્જુની ડાબી બાજુના અરધા ભાગને કાપી નાંખીએ તો તેની સામેની બાજુના અંગમાં જ્ઞાનશક્તિનો નાશ થશે. આ પ્રમાણે જ્ઞાનતંતુઓના તારો આગલા ભાગના ગતિતંતુઓ સાથે મળી જતાં જ એક બીજાને સામસામે દુભાગીને બીજી બાજુએ જાય છે. આ પ્રમાણે, બહારના પદાર્થોના સ્પર્શની લાગણીનું જ્ઞાન મગજમાં લઈ જવાની શક્તિ તથા ત્યાંથી જે ક્રિયા થાય તે નીચે લાવવાની શક્તિ કરોડરજ્જુમાં છે. શરીર ઉપર જે ઉષ્ણતા કે શીતતા વગેરેનું જ્ઞાન થાય છે તે જ્ઞાન કરોડરજ્જુના પાછલા ભાગમાંથી બહાર નિકળેલા જ્ઞાનતંતુઓદ્વારા કરોડરજ્જુમાં પહોંચે છે અને પછી કરોડરજ્જુ એ જ્ઞાનને મગજમાં પહોંચાડે છે. મગજમાં એ જ્ઞાન થયા પછી અંતઃકરણમાં તેનું ભાન થાય છે.

**મેડયુલા ઓબ્લોન્ગેટા*—સુષુમ્ણાકંદ અથવા કરોડરજ્જુનું મૂળસ્થાન—**

કરોડરજ્જુના મૂળને આ નામ આપવામાં આવેલું છે. કરોડરજ્જુનું મૂળસ્થાન પાછલા મગજના તળીયામાં છે, ત્યાં તેનો ભાગ ન્હાના ગોળકંદ જેવો થઇ રહ્યો જણાય છે. ( જુઓ આકૃતિ ૧૯ મી. ) તે ભાગ વેરોલીસેતુ સાથે ઘણો સંબંધ રાખે છે. સુષુમ્ણા તથા તેનો આ કંદ, અથવા કરોડરજ્જુ અને તેનો આ મૂળ પ્રદેશ બહુજ સુકોમળ છે. આ કંદકોમળ હોવાથી માથાની ખોપરીમાં તેને એવા ગુહ્યસ્થાનમાં ગોઠવ્યો છે કે, માથાને ફટકો લાગે તો પણ તેની અસર આ કંદ સુધી પહોંચે નહિ. સુષુમ્ણા અને સુષુમ્ણાકંદ એ જુદી વસ્તુ નથી; એકજ વસ્તુના બે ભાગો છે. સુષુમ્ણા કરોડની પોલમાં રહે છે અને તેનો કંદ કરોડની ઉપર મગજને તળીએ રહે છે. માણસની જીંદગીનો બધો આધાર આ કંદ ઉપર છે. આખું મગજ કાપી નાખવામાં આવે તો પણ આ એકજ ભાગ હયાત હોય તો પ્રાણી ફક્ત તેના ઉપર કેટલોક વખત જીવી શકે છે અને શ્વાસોશ્વાસ ચલવી શકે છે. આ ભાગને ઈજા પહોંચી કે તત્કાળ પ્રાણ જાય છે. શ્વાસોશ્વાસની પ્રેરણા આ કંદના જે ભાગમાંથી એક ( તંતુન્યુમોગેસ્ટ્રીક ) નિકળે છે તે ભાગ ઉપર આધાર રાખે છે. શ્વાસોશ્વાસની ક્રિયા આ કંદની પરાવર્તનશક્તિથી થાય છે. શ્વાસોશ્વાસના ઇચ્છાધીન અને અનીચ્છાધીન વ્યાપારો આ ભાગમાંથી જ થાય છે. છીંકો આવવી, ઉલટી થવી, મળમૂત્રનો ત્યાગ થવો, ગર્ભનું બહાર આવવું, ઇત્યાદિ ક્રિયાઓ શ્વાસોશ્વાસના વ્યાપાર સાથે સંબંધ ધરાવે છે અને તે બધા શ્વાસોશ્વાસના અંગભૂત પ્રકારો છે. શ્વાસોશ્વાસની અન્ન ગળવાની

* યોગવિદ્યાના ગ્રંથોમાં જેનું નામ સુષુમ્ણા કંદ કહેલું છે તેજ આ ભાગ છે. અંગ્રેજીમાં તેને Medula oblongata કહે છે.

અને બોલાવાની ક્રિયા પણ આ કંદને આધારે ચાલે છે. આખા શરીરના જીવન વ્યાપારનો ખરો આધાર આ કંદ ઉપર છે એમ કહીએ તો કહેવાય.

**ચેતના તંતુઓની ગ્રંથિમાળા** (સિમ્પેથેટિક ગ્લેન્ડસ.)-કરોડ બહાર આગલી બાજુએ કરોડરજ્જુની બન્ને તરફ ગ્રંથીઓની બે માળા આવેલી છે. આગળ વર્ણન કરેલ મગજ તથા કરોડરજ્જુના તંતુઓ અને ચેતનાચક્રોથી આ ગ્રંથિમાળા જુદી જ છે. તે ગ્રંથિઓ શરીરની અંદરના નિયમિત વ્યાપારો ચલવે છે. બહારના શરીર સાથે થતા જ્ઞાન તથા ગતિના વ્યાપારો મગજ તથા કરોડરજ્જુના જ્ઞાનતંતુઓવડે તેમ જ ગતિતંતુઓવડે ચાલે છે; પણ શરીરમાં જીવન વ્યાપારનાં સ્થાનો છે, જેવાં કે હૃદય, ફેફસાં, આંતરડાં, હોજરી, વગેરે, તેની અનૈચ્છિક ક્રિયાઓ ( Involuntary Actions ) ચલાવવાની સર્વ સત્તા આ ગ્રંથિમાળામાંજ છે. એ વ્યાપારમાં આપણા મનની ઇચ્છા કાંઈ કામ આવતી નથી. મન એવું ઇચ્છે કે, ટેબલ ઉપરથી ચોપડી ઉપાડવી, તો મગજ તરફની પ્રેરણા પ્રમાણે હાથમાં ગયેલા તંતુઓ હાથને લાંબો કરે છે અને હાથ ચોપડી ઉપાડે છે, પણ મન એવું ઈચ્છે કે, રક્તાશયની કે મૂત્રાશયની ક્રિયા બંધ પડે તો તે ક્રિયાઓ મનની ઇચ્છાને આધીન નહિ હોવાથી તે ક્રિયા બંધ પડતી નથી, પણ આ ગ્રંથિમાળા અનૈચ્છિક તંતુઓને તે ક્રિયાઓ સાથે સંબંધ હોવાથી તે ગ્રંથિમાળાઓ ( ganglions ) વિકારને પામે છે ત્યારે જ તે અનૈચ્છિક ક્રિયાઓ બંધ પડે છે. ગ્રંથિમાળાના તંતુઓની હજારો શાખાઓ રક્તવાહિની, હૃદય, છાતીનો પ્રદેશ, બસ્તિ પ્રદેશ, આંતરડાં, મૂત્રાશય, મૂત્રપિંડો, કલેજુ વગેરે બધા અવયવોમાં વીંટળાઇને શરીરના કયા અવયવને કયે વખતે કેટલા લોહીની જરૂર છે તે ધ્યાનમાં રાખી લોહીની નળીઓનો એક સરખો સંકોચ વિકાસ કરે છે. મનની શરીરપર થતી અસરો, જેમકે મનની ગ્લાનીથી શરીર શિથિલ થવું, મૂર્છા આવવી, મોં ઉતરી જવું, મનની સ્થિતિમાં ફેરફાર થવાથી લાળ, આંસુ, દુધ વગેરે પદાર્થોનું ઝરવું, બહાર જવું અને જે ગ્રંથિઓમાંથી આ પદાર્થો આવે છે તેમનું પ્રસારણ કરવું. એ વગેરે ભય, શોક, હર્ષ વગેરે માનસિક વિકારોથી ઉપજતા અનુભવો આ ગ્રંથિમાળાના તેમજ કરોડરજ્જુના કેટલાક ચેતનાતંતુઓના સંબંધથી જ થાય છે. તેમજ આ શરીરના જઠર વગેરે અવયવોને શાની જરૂર છે, તે આ તંતુઓથી જ જણાવામાં આવે છે અને તે અવયવોની સ્થિતિને અનુકૂળ ભાવો તેમાં પ્રકટ થાય છે.

આ ઉપરથી જાણી શકાય છે કે આપણાં જ્ઞાન બે પ્રકારનાં છે. શરીરની અંદરના જે અવયવોના જીવન વ્યાપારો આપણી ઇચ્છા વિના સ્વેચ્છાથી એની મેળે ચાલ્યા કરે છે, અને એ વ્યાપારોનો સંબંધ કરોડરજ્જુ અને ગ્રંથિમાલા સાથે હોય છે તેમને અંગજ્ઞાન, પ્રેરણાબુદ્ધિ, સહજબુદ્ધિ ( Instinct ), વગેરે નામોથી ઓળખવામાં આવે છે; અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચે ઇન્દ્રિયોથી જે જ્ઞાન થાય છે તથા તેથી થતા મનના વ્યાપારો ( કલ્પના, ઇચ્છા, બુદ્ધિ વગેરે ) આપણી ઇચ્છા પ્રમાણે કરીને આપણે અનુભવીએ છીએ તે વ્યાપારનો સાધારણ રીતે તર્ક શક્તિ ( Reasoning Faculty ) કહે છે અને તે વ્યાપારોનો સંબંધ મોટા મગજ સાથે છે. વિકારશક્તિનું સ્થાન મગજ છે અને અંગજ્ઞાનશક્તિનું સ્થાન કરોડરજ્જુ તથા તેની ગ્રંથિમાળા છે.

શરીરમાં કરોડો જ્ઞાનતંતુઓની જાળ સેળભેળ થઇને પથરાણી છે. તે અતિ સૂક્ષ્મ બારીક તાંતણાની બનેલી છે. તે તંતુઓને વીજળીના તારની ઉપમા આપીએ તો અપાય. દરેક તાંતણો કાચની બારીક નળી જેવો હોય છે અને અંદર તેલ જેવા સ્વચ્છ પદાર્થ હોય છે. આ અંદરના પદાર્થમાં તંતુનો ગુણ રહેલો છે. વીજળીના તારમાં જેમ અંદર ધાતુ અને ઉપર ગટાપરચાનો લેપ હોય છે તેમ તાંતણાની અંદરનો પ્રવાહી પદાર્થ ધાતુનું કામ કરે છે અને ઉપરનું બારીક પડ ગટાપરચાનો અર્થ સારે છે. આવા કેટલાક તારો એકત્ર મળીને બંડલો ( ઝુડીઓ ) થાય છે અને એવાં ઘણાં બંડલો એકત્ર મળવાથી એક તંતુ બને છે. દરેક તંતુને બે છેડા છે. એક છેડો મગજમાં અથવા કરોડરજ્જુમાં હોય છે અને બીજો છેડો જે ભાગમાં તે તંતુ જાય છે ત્યાં હોય છે, જેથી શરીરના દૂરના ભાગોમાં શું થાય છે તેના ખબર તંતુઓ મગજને પહોંચાડે છે. જો આ તંતુઓ નાશ પામે અથવા ખોટકી પડે તો બહાર શું બને છે :તેની મગજને ખબર પડે નહિ. દાખલા તરીકે કાનનો તંતુ ખોટો પડે તો બહાર શું અવાજ થયો તેનું જ્ઞાન મગજને થઈ શકે નહી. ચામડીપર કાંઇ સ્પર્શ થાય છે કે વાગે છે તો પ્રથમ તે ભાગના તંતુને વાગવાનું જ્ઞાન થાય છે અને પછી તે તંતુ એક જાસુસની પેંડે બરડાની કરોડ મારફતે તે ખબર મગજને પહોંચાડે છે. આ કામ તંતુઓ તારનાં દોરડાની પેંડે કરે છે એટલે તંતુઓ દોડતા નથી પણ તંતુઓની અંદરનો વીજળીરૂપ ગુણ મગજને ખબર કરે છે. જ્ઞાનતંતુઓ વચમાં કપાઈ જાય અથવા ખોટકી પડે તો ઉપરના ભાગમાં સંદેશો પહોંચી શકતો નથી. તારનું દોરડું જ્યાંથી તુટે છે ત્યાં આગળથી હેડ ઓફીસ તરફ સંદેશો જઇ શકતો નથી. દાખલા તરીકે જે જ્ઞાનતંતુઓ હાથની આંગળી સુધી ગયા છે અને આંગળીઓને સ્પર્શની શક્તિ આપે છે તે તંતુઓને જો મધ્યરસ્તામાં કાપી નાંખવામાં આવે અથવા તે તંતુઓ જુઠા પડે તો આંગળીને સ્પર્શ થાય તેનું જ્ઞાન મગજને થતું નથી. મતલબ કે જ્યાંથી જ્ઞાનતંતુઓ કપાઇ જાય ત્યાંથી નીચેનો ભાગ જુઠો પડી જાય અને તેને બાળીએ અથવા સોઇ ભોંકીએ તો પણ તેને જ્ઞાન થતું નથી.

શરીરની તમામ ક્રિયાઓ મગજ અને તેની સાથે સંબંધ ધરાવનારા રજ્જુઓને આધીન છે. તંતુઓ તેના જાસુસો છે, ને જ્ઞાનતંતુઓ શરીરના જુદા જુદા ભાગપર રહેનારા પહેરેગીરો છે, જેઓ બહારના સંદેશા મગજ મહારાજને પહોંચાડે છે અને ગતિતંતુઓ એ મગજ મહારાજના મંદીર દ્વાર ઉપર ખડા કરેલા જાસુસો છે તેઓ માલેકના હુકમોનો અમલ કરે છે. શરીરના સ્નાયુઓ એ જાસુસોની આજ્ઞાને અનુસરી કામ કરવા મંડી જાય છે અને તેથી જ હાથ પકડવાનું, પગ ચલાવવાનું, આંખ જોવાનું કે ઉઘડવા મીચાવાનું, મોં ચાવવાનું ઇત્યાદિ કામ કરવા મંડી જાય છે. ઉન્માદ, અપસ્માર ( વાઇ ), હીસ્ટીરીયા, આંચકી, તેમજ શરીરનાં જુદાં જુદાં અંગ કે અવયવો જકડાઇ જવા કે જુઠા પડવા સંબંધી વાનાં દરદો એ સર્વ આ જ્ઞાનતંતુઓની વિકૃતિના કે નાશના પરિણામ રૂપ વ્યાધિઓ છે.

# જ્ઞાનેન્દ્રિયયંત્ર.

## ORGANS OF SENSES.

શરીરમાં જ્ઞાનની ઇન્દ્રિયો અથવા યંત્રો પાંચ છે. નાક, આંખ, કાન, જીભ તથા ચામડી, અને તે દરેકમાં અનુક્રમે સુંઘવાની, જોવાની, સાંભળવાની, સ્વાદ પારખવાની અને સ્પર્શ જાણવાની શક્તિ ધરાવે એવા જ્ઞાનતંતુઓ ગોઠવેલા હોય છે. આ જ્ઞાનતંતુઓ, ચેતનાયંત્રના વિષયમાં જણાવ્યા પ્રમાણે, મગજ સાથે સંબંધ ધરાવે છે, અર્થાત્ એ જ્ઞાનતંતુઓનું મુખ્ય મથક મગજમાં છે. બહારના પદાર્થોનું જ્ઞાન મગજને એ જ્ઞાનની ઇન્દ્રિયો મારફત થાય છે. જુદા જુદા પ્રકારના જ્ઞાનને માટે જુદા જુદા જ્ઞાનતંતુઓ હોય છે અને તે તે જાતના પ્રકાર પ્રમાણે તેનાં નામ પણ જુદાં જુદાં આપવામાં આવેલાં છે. નાકને ઘ્રાણેન્દ્રિ, આંખને દૃષ્ટીન્દ્રિ, કાનને શ્રવણેન્દ્રિ, જીભને સ્વાદેન્દ્રિ અને ચામડીને સ્પર્શેન્દ્રિ કહે છે. કાન, નાક તથા આંખ માટે જ્ઞાનતંતુની એકેક જોડીનો ઉપયોગ થયો છે, જીભમાં બે જોડી છે અને સ્પર્શ જ્ઞાનવાળા તંતુઓ ઘણા છે અને તે આખા શરીરની ત્વચા પર આવેલા છે. બહારનો પદાર્થ દરેક ઇન્દ્રિપર અસર કરે છે તેના ખબર તેની અંદરના જ્ઞાનતંતુ મારફત મગજને પહોંચે છે. તંતુઓમાં જુદા જુદા ગુણ હોવાને લીધે તે જુદું જુદું જ્ઞાન કરે છે. દરેક જ્ઞાનેન્દ્રિયમાં એક જ પ્રકારનું જ્ઞાન હોય છે. સાંભળવાની ઇન્દ્રિ સુંઘવાનું કામ કરી શકતી નથી પણ સાંભળવાનુંજ કામ કરી શકે છે. વીજળીનો ચમકારો, પ્રકાશ અને ગડગડ કરતો અવાજ એવી બે ક્રિયા કરે છે. તેમાંથી પ્રકાશના ખબર આંખના તંતુઓ ગ્રહણ કરે છે અને ગર્જનાના ખબર કાનના તંતુઓ ગ્રહણ કરે છે. આ જ્ઞાનની ઇન્દ્રિયો મગજને નાના પ્રકારનાં જ્ઞાન અને સુખ આપે છે. આ ઇન્દ્રિયોની સામાન્ય રચનાનું વર્ણન આગળ આપવામાં આવેલું છે. અહિં તેનાવડે થતા જ્ઞાનના વ્યાપારનું વર્ણન કરવામાં આવે છે.

**નાક-ઘ્રાણેન્દ્રિય**—સારી નઠારી વાસનું જ્ઞાન આ ઇન્દ્રિ કરાવે છે. નાકનો મુખ્ય બે જાતનો ઉપયોગ છે. એક તો નાકવાટે શ્વાસોશ્વાસ લેવાય છે અને બીજો ઉપયોગ એ છે કે, તેની અંદર રહેલા સુંઘવાના તંતુઓ વાસનું જ્ઞાન ગ્રહણ કરે છે. નાકની છેક અંદર નીચેના ભાગમાંથી હવા શ્વાસનળીમાં ઉતરે છે અને નાકના ઉપલા ભાગમાં વાસના તંતુઓ આવેલા છે. બહારનો પદાર્થ અથવા તેની વાસ નાકના સંબંધમાં આવે છે ત્યારે તે પદાર્થનાં કે વાસનાં પરમાણુઓને નાકના તંતુઓ ગ્રહણ કરે છે. નાકની અંદરની ત્વચાનું પડ ભીનું હોય છે તો જ તે પદાર્થનાં પરમાણુઓને જલદી ગ્રહણ કરી શકે છે. કઠણ અને સુકા પદાર્થોની વાસનું જ્ઞાન થતાં વાર લાગે છે, તેનું કારણ એ છે કે, એ કઠણ પદાર્થોનાં પરમાણુઓને છુટાં પડતાં અને નાકની ભીનાશમાં મળી જતાં વાર લાગે છે. નાકની અંદરનું પડ જ્યારે સુકું પડી જાય છે ત્યારે વાસ પારખવામાં મુસ્કેલી પડે છે.

મગજના તંતુની પહેલી જોડી વાસ પારખવાના કામ માટે નાકમાં ગયેલી છે અને તેની બારીક શાખાઓ નાકના ઉપલા ભાગમાં પથરાઇ ગઈ છે. વાસ પારખવાની શક્તિ સઘળાં પ્રાણીઓને સરખી હોતી નથી. માંસાહારી અને વનસ્પતિનો આહાર કરનારાં પ્રાણીની વાસ પારખવાની શક્તિ જુદી જુદી હોય છે. માણસમાં એક પ્રકારનો મધ્યમ શક્તિ છે.

બધાં માણસોમાં જ્ઞાનેન્દ્રિયોની શક્તિ એક સરખી નથી હોતી; ઓછી વધતી હોય છે. વાસ પારખવાની બાબતમાં પણ જુદી જુદી ઘ્રાણેન્દ્રિમાં ઓછી વધતી શક્તિ હોય છે.

**આંખ-દૃષ્ટીંદ્રિ**—આંખની રચના અને ક્રિયા ઘણી જ સૂક્ષ્મ હોવાથી આંખની વિદ્યામાં કુશળતા ધારવનાર ડૉકટરો ( Oculists ) જ તે વાત સંપૂર્ણ રીતે સમજી શકે છે. સામાન્ય રીતે સમજવાનું એટલું છે કે, આંખમાં મુખ્ય ત્રણ પડ છે અને અંદર કિરણોનું વક્રીભવન ( ફેલાયેલા કિરણોને એકત્ર કરવાની ક્રિયા ) કરવાના સાધન તરીકે ત્રણ નેત્રરસ છે. બાહ્યપડ, મધ્યપડ, અને છેવટનું પડ નેત્રદર્પણ; અને જલરૂપ રસ, સ્ફાટીકરૂપ રસ અને કાચરૂપ રસ એ ત્રણ રસ છે. બહારનું ધોળું પડ ( ડોળો ) જાડું તથા અપારદર્શક છે; માત્ર વચમાં કાળો ભાગ—કૃષ્ણમંડલ—છે તે પારદર્શક છે. બાહ્યપડની અંદરની બાજુએ કાળા રંગનું એક પાતળું મધ્યપડ છે અને કૃષ્ણમંડળની પછવાડે એક માંસમય પડદો છે. આ પડદો કનીનિકાનું મંડલ કહેવાય છે. એ પડદાની મધ્યમાં એક છિદ્ર છે. આ છિદ્ર તે જ આંખની **કીકી** છે. મધ્યપડનો ઘણો ખરો ભાગ લોહીની સૂક્ષ્મનળીઓનો બનેલો છે. આ મધ્યપડનાં પણ બે પડ છે. બહારના પડમાં રક્તનળીઓ અને અંદર કાળા પદાર્થનો થર છે. આ કાળા લેપની અંદરની બાજુમાં નેત્રદર્પણ છે. કનીનિકા મંડલનો પડદો ગોળ છે તથા કૃષ્ણમંડલની પછવાડે અને સ્ફાટીકરસની આગળ જળરસમાં ટીંગાયેલો છે. આ પડદાની મધ્યમાં કીકીનું છિદ્ર છે. કિરણોને તેમાં થઇને જવાનો રસ્તો મળે છે. આ પડદો નાનો મોટો થાય છે અને તેથી કીકી પણ નાની મોટી થાય છે અને કીકીના કદના પ્રમાણમાં થોડાં કે ઘણાં કિરણો આંખમાં પ્રવેશ કરી શકે છે. આ પડદાની પાછલી બાજુએ કાળા પદાર્થનો કાંઇ થર હોવાથી કનીનિકા પણ કાળી દેખાય છે. આ પડદો માંસમય હોવાથી તેમ જ તેના માંસના રેસાઓનાં રજકણો કાળાં, પીળાં વગેરે રંગના હોવાથી તે રંગ પ્રમાણે આંખનો રંગ દેખાય છે. ત્રીજું પડ નેત્રદર્પણ ઘણું જ અગત્યનું છે. તેની અંદર કાચરૂપ રસ છે. બહારના પદાર્થોની છબી આ પડ ઉપર પડે છે. નેત્રદર્પણમાં પણ બારીક ત્રણ પડ છે. અંદરનું ત્રીજું પડ દર્શન તંતુઓનું છે. મગજમાંથી દૃષ્ટિતંતુના તાર આંખમાં દાખલ થઇને આ પડમાં તેના તારો સૂક્ષ્મ જાળરૂપે પથરાય છે. મગજમાંથી જ્ઞાનતંતુઓની જે ૧૨ જોડી નિકળે છે તેમાંની આ બીજા નંબરની જોડી આંખમાં જાય છે. આ પ્રમાણે આ નેત્રનો ગોળો ત્રણ પડનો બનેલો છે અને ઉપર કહેલા ત્રસ રસ તેમાં આવેલા છે. આંખના આ રસોમાં પ્રસાર પામેલાં કિરણો એકત્ર કરવાની શક્તિ છે. પદાર્થનાં કિરણો સર્વ દિશામાં પ્રસાર પામે છે. અકેક બિંદુમાંથી નીકળેલ કિરણો પણ પસાર પામે છે. આ પ્રમાણે હોવાથી બહારના પદાર્થના દરેક બિંદુમાંથી નીકળતાં અને સામાન્ય નિયમ પ્રમાણે વિસ્તાર પામતાં કિરણો આંખ ઉપર પડે તો તે બધાં કિરણોને આંખ સમાવી શકે નહિ. તેમ એવી રીતે છિન્નભિન્ન થયેલાં કિરણોથી પદાર્થની ખરી પ્રતિમા ઉઠે નહિ. સામા પદાર્થની ખરેખરી પ્રતિમા ઉઠવાને માટે તે કિરણો એકત્ર થઇને નેત્રમાં પડવાં જોઇએ, માટે નેત્રની અંદરના આ ત્રણ રસ બહારના પદાર્થોનાં વિસ્તાર પામેલાં કિરણોને એકત્ર કરીને ગ્રહણ કરે છે. જેવી રીતે ફોટોગ્રાફ લેતી વખત જે વસ્તુ અથવા જે માણસનો ફોટો લેવો હોય તેના શરીરની આખી પ્રતિમાને એટલે તેનાં વિસ્તાર પામેલાં કિરણોને કેમેરાની અંદર મૂકેલા લેન્સ ( કાચ ) માં

ઉતારી લેવામાં આવે છે અને એટલા માટે એ લેન્સને ચોક્સ અંતરે જ ગોઠવવાની જરૂર પડે છે, જેથી સામી મૂકેલી વસ્તુનાં તમામ કિરણોને એક જ બિંદુમાં સમેટી લઈ ગ્રહણ કરી શકે, તેવી રીતે આંખની અંદરના રસો સામા પદાર્થનાં કિરણોને પોતાની અંદર વક્રીભવન શક્તિ વડે ગ્રહણ કરે છે. પ્રથમ કિરણો ડોળાના સફેદ પડમાંથી પહેલા ખંડમાં જાય છે. ત્યાંથી કીકીમાં થઇને રસપડમાં અને ત્યાંથી રતનમાં એકઠાં થાય છે. ફોટોગ્રાફ લેવાના કેમેરા નામના યંત્રમાં જેમ લેન્સ ( ચસમું ) છે, તેમજ આંખમાં આ રસપડ છે. રતનમાંથી નીકળીને આ કિરણો પાછલા ખંડના બિલોરી પદાર્થમાં મળી ત્યાંથી આંખના તંતુવાળા પડ ઉપર એકઠાં થાય છે, જ્યાં મૂળ પદાર્થની આકૃતિનું પ્રતિબિંબ તે ઉપર પડે છે અને મગજને ખબર થાય છે. ઘડપણમાં આ આંખનું રસપડ અપારદર્શક થાય છે, તો બરાબર દેખાતું નથી. આવી રીતે થાય છે ત્યારે મોતીઆ આવ્યા એમ કહેવાય છે. અંગારામાં પડેલી ચીજમાંથી કિરણો નીકળતાં નથી અને તેથી તેનો પડછાયો જ્ઞાનતંતુના પડ ઉપર પડતો નથી અને તેથી જ અંધારી જગામાં પડેલી ચીજ આપણે જોઇ શકતા નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સૂર્યના પ્રકાશ વિના આંખ પણ નકામી છે.

**કાન-શ્રવણેન્દ્રિ**—કાનના ત્રણ ભાગ છે. બહાર આકાર દેખાય છે તે, વચલી પોલ તથા અંદરની પોલ. બહાર જે છિદ્ર છે તે વચલા કાનમાં જવાનો રસ્તો છે આ છિદ્રની અંદર એક નાની પોલી જગા છે. વચલા કાનની બહારની બાજુએ કર્ણ પડદો છે અને એ પડદા પછી મધ્ય કાનની પોલ છે. મધ્ય કાનમાં એક નળી છે, જેનો એક છેડો મધ્ય કાનમાં છે ને બીજો છેડો ગળાની અંદર છે. આ નળી મારફત મોઢામાંથી કાનમાં હવા આવે છે. કર્ણપડદો કાનની નળી તથા મધ્ય કાનની વચમાં આવેલો છે. તે પડદો અરધો પારદર્શક છે. મધ્ય કાનમાં ત્રણ નાનાં હાડકાં છે; તેમાં સ્નાયુ પણ છે અને તેથી મોમાં ખોરાક ચાવતી વખત કર્ણપડદો તથા કાનના સ્નાયુતંગ ઢીલા થતાં જણાય છે. કાનના છેક અંદરના બીજા ભાગના પણ ત્રણ ભાગો છે. એની અંદરનાં હાડકાં પોલાં છે અને તેની અંદરના એક પડદામાં પ્રવાહી પદાર્થ રહે છે. મગજમાંથી દરેક કાનમાં ઉતરનારો શ્રવણતંતુ આ છેક અંદરના કાનમાં ઉતરીને તેના બારીક તારો કાનની અંદરના પડ ઉપર પથરાઇ જાય છે. બહારના આવાજની લેહેરો હવા મારફત બહારના કાનની પાસે આવે છે અને અંદરની હવાદ્વારા એ લહેરો કર્ણનળી મારફત કાનના પડદા સુધી પહોંચી ત્યાં અથડાય છે. કાનની નળીમાં પણ હવા ભરેલી હોય છે તેમાં પ્રતિધ્વનિ એટલે સામો અવાજ ઉત્પન્ન થાય છે. બહારના ધ્વનિની કેટલીક લેહેરો સીધી કાનમાં જાય છે તો બરાબર સંભળાય છે અને કેટલીક લેહેરો બહારના વાંકાચુંકા કાનના ખાડાઓમાં અથડાઈને ત્યાંથી કાનની નળીમાં ધકેલાય છે. બહારના કાનનો આકાર વાંકો ચુંકો અને બેડોળ કેમ કર્યો હશે તે શંકાનું સમાધાન અહીં થઇ શકે છે, તે એવી રીતે કે, જુદી જુદી દિશામાંથી અવાજની લેહેરો આવ્યા કરે છે અને કાન વાંકો ચુંકો હોવાથી તે બહારની સર્વે લેહેરોને ઝીલીને કાનની નળીમાં મોકલી શકે છે. કર્ણપડદા ઉપર પડેલા અવાજની લેહેરોને મધ્ય કાનની હવા ઝીલી લે છે અને છેક અંદરના કાનને પહોંચાડે છે, જ્યાં મગજના શ્રવણ તંતુઓ તે લેહેરોને ઝીલી લઇને તેના ખબર તરતજ જ મગજ મહારાજાને પહોંચાડવા તે ધ્વનિને મગજમાં લઇ જાય છે. આવી રીતે શરીરના અંદરના જીવાત્મા અથવા અંતઃકરણને બહારના અવાજનું જ્ઞાન થાય છે

**ત્વચા–ચામડી–સ્પર્શેન્દ્રિ**—ચામડીનો ઉપયોગ સ્પર્શજ્ઞાન કરવાનો જ નથી; બીજા પણ તેના ઉપયોગ છે અને તે વિષે પણ અહીં સંક્ષેપમાં જણાવી દેવામાં આવશે. ચામડી મુખ્ય ત્રણ કામ કરે છે. ૧. સ્પર્શજ્ઞાન કરવાનું, ૨. અંદરના પદાર્થોને બહાર ફેંકી દેવાનું અને ૩. બહારના પદાર્થોને અંદર શોષણ કરવાનું. ચામડી શરીરના ભાગોને ઢાંકીને રક્ષણ કરે છે. ચામડીનું ઉપલું પડ ઘણું બારીક છે. દાઝવાથી જે ફોલ્લો ઉઠે છે તે ઉપલી ચામડીનો છે. નીચેનું બીજું પડ ઘણું સખ્ત અને જાડું છે. એ અંદરના પડ ઉપર જ્ઞાનતંતુઓની બારીક જાળ પથરાયેલી છે. ચામડીને જરા પણ સ્પર્શ થાય છે કે, અંદરના જ્ઞાનતંતુઓને તેનું જ્ઞાન થતાં તે જ્ઞાન તે જ્ઞાનતંતુઓદ્વારા મગજને પહોંચે છે અને મગજ મહારાજાને પોતાના આ શરીરરૂપી ઘરના અમુક ભાગમાં દાઝવા, બળવા કે વાગવાનું જ્ઞાન થતાં તત્કાળ તે ગતિતંતુઓને આજ્ઞા કરે છે અને ગતિતંતુઓ મગજ મહારાજાની આજ્ઞા મુજબ કામ કરવા મંડી જાય છે. એ હાથ દઝાડનારી વસ્તુને દૂર ફેંકી ઉપચાર કરવા મંડી જાય છે, મોં ફુંક મારીને દુખતા ભાગને દિલાસો આપે છે અને આ પગો શરીરને દાઝવાની કે બળવાની જગામાંથી દૂર લઇ જાય છે.

ચામડીની નીચે ન્હાની ગાંઠો હોય છે, જેમાં પરસેવો પેદા થાય છે અને ચામડીનાં બારિક છિદ્રોમાંથી બહાર નિકળે છે. આ છિદ્રો એવાં તો ન્હાનાં અને પાસે પાસે આવેલાં છે કે, એક ચોરસ ઇંચ જગામાં એવાં ૨૮૦૦ છિદ્રોની ગણતરી કરવામાં આવી છે. આ હિસાબે આખા શરીર ઉપર ૭૦ લાખ છિદ્રો છે. પરસેવો પાણી જેવો પદાર્થ છે, તે નિરંતર ચામડીનાં છિદ્રોવાટે ઝમ્યા કરે છે, પણ હવાથી સુકાઇ જાય છે તેથી તે હમેશાં આપણા જોવામાં આવતો નથી. આખા દિવસમાં સરાસરી ૩ રતલ પરસેવો પેદા થાય છે. પરસેવા મારફત લોહીમાંના કેટલાક ખરાબ પરમાણુંઓનો શરીરમાંથી નીકાલ થાય છે. પરસેવા સિવાય ચામડીમાંથી એક તેલ જેવો ચીકણો પદાર્થ નિકળે છે, જેથી ચામડી નિરંતર સુંવાળી રહે છે. આવી રીતે ચામડી શરીરના નકામા પદાર્થો બહાર ફેંકી દેવાનું ઉપયોગી કામ કરે છે. ત્રીજું કામ શોષણ કરવાનું છે, ચામડી ઉપર જે કોઇ પદાર્થોનો લેપ કરવામાં આવે તે પદાર્થોનો ગરમ કે ઠંડો ગુણ ચામડી શોષણ કરી લે છે. ગડગુમડાંના લેપ, મલમ, પ્લાસ્ટર, પોલ્ટીસો વગેરે ઉપચારો ચામડીની અંદરના શોષણ ગુણને લીધે ફાયદો કરે છે. ચામડી હંમેશાં સ્વચ્છ રાખવાની જરૂર છે, કેમકે જો તેમ ન થાય તો મેલને લીધે ચામડીના છિદ્રો પુરાઈ જાય છે અને તેથી પરસેવાની ક્રિયાનો અટકાવ થતાં લોહીવિકાર તથા ચામડીના ઘણા વિકારો પેદા થાય છે. ચામડીનાં છિદ્રોદ્વારાએ જોઇએ એટલો પરસેવો તથા ચરબીવાળો ચીકણો પદાર્થ બહાર આવતો બંધ થાય તો ચામડી સુકી પડે છે એટલુંજ નહિ પણ તે ખરસટ–બરડ–જેવી થઇને તેમાં ચીરા પડે છે.

આ પ્રમાણે શરીરમાં ગોઠવેલી જ્ઞાનની ઇન્દ્રિયો કામ કરે છે. બહાર કાંઈ પણ બનાવ કે અકસ્માત બને છે કે, તરત બધી ઇંદ્રિયો જાસુસોની મારફત મગજ મહારાજાને ખબર આપવા મંડી જાય છે. શરીરનો અધિકારી જીવાત્મા આંખના તંતુઓના સંદેશાથી જુવે છે, નાકના તંતુઓના સંદેશાથી વાસ જાણે છે, જીભના તંતુઓના સંદેશાથી સ્વાદ જાણે છે અને ચામડીના તંતુઓના સંદેશાથી સ્પર્શજ્ઞાનને ગ્રહણ કરે છે, અને તે તે જાતનું જ્ઞાન થતાં ગતિતંતુઓ રૂપી બીજા જાસુસો મારફત જીવાત્મા પોતાના નિવાસ રૂપી આ દેહને અર્થે સુખકારક પ્રવૃત્તિ

કરવા મંડી જાય છે; એટલે કે દૃષ્ટિજ્ઞાનથી ભય ભરેલાં સ્થળોમાંથી શરીરને દૂર લે છે, વાસના જ્ઞાનવડે નુકસાનકારક વાસના સ્થળમાંથી શરીરને દૂર લઇ જાય છે, સ્વાદેન્દ્રિવડે તે ઝેરી વસ્તુઓમાંથી શરીરને બચાવી લે છે, કર્ણેન્દ્રિવડે ભયંકર અકસ્માતોમાંથી શરીરનું રક્ષણ કરી લે છે અને સ્પર્શેન્દ્રિવડે અતિ હાનિકારક ઠંડી કે ગરમીમાંથી શરીરનો બચાવ કરી શકે છે. આ શરીરની અંદરનો અંતઃકરણરૂપી ન્યાયાધીશ જે નિર્મળ આજ્ઞાઓ કરે તે આજ્ઞાઓને અનુસરીને જ્ઞાનેન્દ્રિયોનો ઉપયોગ કરવો જોઇએ. મગજને તર કરે એવી ઉત્તમ સુવાસ લેવી, મનને આનંદ આપે એવા મનોહર દેખાવો અને પ્રાણી માત્ર તરફ પ્રીતિની દૃષ્ટિથી જોવું, મધુર, પવિત્ર અને નિર્દોષ વાણીનું શ્રવણ કરવું, જેથી આત્મા પ્રસન્ન અને નિર્વિકારી રહે એવા સાત્વિક ભોજનનું આસ્વાદન કરવું અને જેના સ્પર્શથી પોતાનો આત્મા અંતઃકરણરૂપી ન્યાયાધીશની આજ્ઞાનો અનાદર કર્યા વિના આનંદ લઈ શકે એવા પ્રાણી કે પદાર્થના સ્પર્શનું સુખ લેવું, એજ ઇન્દ્રિયોનો વાસ્તવિક ઉપયોગ છે. આ સિવાય ખોટે રસ્તે કરેલો ઉપયોગ પરિણામે દુઃખરૂપ નિવડે છે. કુદરતે સાંભળવાના અને જોવાના બબ્બે અવયવો આપેલા છે પણ સ્વાદની કે બોલવાની એકજ ઇન્દ્રિ આપી છે તેનો કાંઇક સંકેત હોવો જોઈએ. ઘણું સાંભળવા તથા ઘણું જોવા માટે બબ્બે આંખ અને કાન આપેલાં છે અને થોડું ખાવા કે થોડું બોલવા માટે એક જ જીભ આપી છે. આ ઇશ્વરી સંકેતમાંથી પણ આપણે સાર લેવાનો છે. દુનિયામાં જોવું તથા સાંભળવું ઘણું, પણ બોલવું થોડું અને ખાવું પણ થોડું.

## સપ્તધાતુની રસક્રિયા.

### SECRETIONS OF SEVEN DHATUS.

જે પદાર્થ વડે શરીરનું ધારણ થાય છે તેને ધાતુ કહેવામાં આવે છે. પ્રાચીન વૈદક મત પ્રમાણે શરીરનું ધારણ અને પોષણ કરનારા શરીરમાં સાત ધાતુઓ છે. એ સાત ધાતુઓ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧. **રસ**—શરીરમાં તૃપ્તિ-તરાવટ કરે છે. | ૪. **મેદ**—સ્નેહને એટલે ચીકાસ લાવે છે. |
| ૨. **રક્ત**—શરીરમાં જીવન આપે છે. | ૫. **અસ્થિ**—શરીરને ધારે છે—ટટાર કરે છે. |
| ૩. **માંસ**—લેપન કરી અવયવોને જોડે છે. | ૬. **મજ્જા**—હાડકાંની નળીઓને ભરે છે. |

૭. **વીર્ય**—શરીરનું સત્વ છે, જે વડે પ્રજા ઉત્પન્ન થાય છે.

જે ક્રમથી ગર્ભાશયમાંના ગર્ભનું બંધારણ અને પોષણ થાય છે એજ ક્રમથી શરીરની અંદરના ઉપલા સાતે ધાતુઓનું ઉત્તરોત્તર બંધારણ થતું હોય એમ સમજાય છે અને તેથી પ્રાચીન અભિપ્રાયને અનુસરી એ સાત ધાતુઓ સંબંધી પણ કાંઇક સમજણ પડે એવા વર્ણનની અત્રે જરૂર જાણી છે:—

**રસ**—ખોરાકના પ્રથમ પાકને ' **રસ** ' કહેવામાં આવે છે. સારી રીતે પકવ થયેલ આહારનો જે સાર ( સત્વ ) તે રસ છે. તે રસ જળરૂપ, પ્રવાહી, ધોળો, ઠંડો, મધુર, સ્નિગ્ધ અને ગતિવાળો છે. આવો રસ આખા શરીરમાં છે, તો પણ હૃદય એ તેનું મુખ્ય

સ્થાન છે. આ રસ ધોરીનસને માર્ગે થઈને સર્વ ધાતુઓમાં જઇને તેમનું પોષણુ કરે છે. મંદ-અગ્નિવડે આહારનો આ રસ વિદગ્ધ એટલે દાઝેલો અથવા બગડેલો થઇ જાય છે. વિદગ્ધ થવાથી તે તીખો કે ખાટો થાય છે, આવો બગડેલો રસ ઘણા રોગ ઉત્પન્ન કરે છે, તથા ઝેરનું કામ કરે છે, સાધારણુ બોલીમાં તેને " રસવિકાર " (અજીર્ણ) કહેવામાં આવે છે.

**રક્ત**—આમાશય એટલે હોજરીમાંથી જ્યારે આહારનો રસ યકૃત એટલે કલેજામાં જાય છે ત્યારે ત્યાં પિત્તના સંયોગવડે રંગ પામીને તથા પરિપકવ થઇને તેનો 'રક્ત' નામે ધાતુ બને છે. રક્ત પણુ આખા શરીરમાં રહેલ છે. રક્ત એ જીવનો સર્વોત્તમ આધાર છે. આ રક્ત સ્નિગ્ધ, ભારે, મધુર તથા ગતિવાળું છે. રક્ત બગડવાથી પિત્ત જેવું ખાટું થઇને વિકાર ઉત્પન્ન કરે છે. આ વિકારને લોહીવિકાર કહેવામાં આવે છે. કલેજું અને બરોળ એ રક્તનાં ઉત્પત્તિ સ્થાન છે.

**માંસ**—રક્તમાં રહેલા અગ્નિવડે પકવ થયેલું અને વાયુવડે ઘન એટલે ઘાટું થયેલું રૂધિર, એનું જ નામ '**માંસ**' છે. લોહીના સ્થાનમાં ગયેલો રસ તે જ લોહી, તેમ માંસનાં સ્થાનમાં ગયેલું લોહી એ જ માંસ, એમ સમજવાનું છે; અને એજ ક્રમે માંસમાંથી મેદ, મેદમાંથી અસ્થિ, અસ્થિમાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય થાય છે. ગરમીયુક્ત વાયુ પોલી શિરાઓના જેમ વિભાગ એટલે શાખાઓ કરે છે, તેમ વાયુ માંસમાં પ્રવેશ કરીને માંસની પેશીઓ બનાવે છે. શરીરમાં આવી માંસની પેશીઓની સંખ્યા ૫૦૦ છે. શિરાઓ, સ્નાયુઓ, હાડકાં, અવયવો અને સંધિઓ એ સર્વ માંસમય પેશીઓથી વીંટાયેલાં છે અને તેથી જ એ સર્વ બળવાન અને ગતિવાળાં રહી શકે છે, એ વાત આગળ પણુ જણાવવામાં આવેલી છે. માંસની પેશીઓ આખા શરીરમાં છે.

**મેદ**—માંસ પોતાની અંદરના અગ્નિવડે પકવ થઇને વધારે ઘાટું બને છે તેને '**મેદ**' કહે છે. આ મેદ ભારે, સ્નિગ્ધ, બળ આપનાર અને શરીરને સ્થૂલ કરનાર છે. મેદ વિશેષ કરીને પેટામાં રહે છે.

**અસ્થિ**—મેદ પોતાની અંદરના અગ્નિવડે પકવ થાય અને વાયુ તેનું શોષણુ કરે ત્યારે તેનું જે રૂપાન્તર થાય તે '**અસ્થિ**' એટલે હાડકાં કહેવાય છે. જેમ વૃક્ષ તેની અંદરના ગર એટલે સત્વવડે ઉભું રહે છે, તેમ શરીર પણુ અસ્થિરૂપ સત્વવડે ઉભું રહે છે. ત્વચા તથા માંસ ગયા પછી પણુ ઘણો વખત સુધી હાડકાં નાશ પામતાં નથી, કેમકે તે સત્વરૂપ છે. શરીરમાં હાડકાંની સંખ્યા આશરે ૩૦૦ છે.

**મજ્જા**—અસ્થિમાં રહેલા અગ્નિવડે પકવ થવાથી જે ઘટ સાર (સત્વ) થાય છે તથા પરસેવાની પેઠે અસ્થિમાંથી છુટો પડે છે, તેનું નામ '**મજ્જા**' છે. આ મજ્જા મોટાં હાડકાંઓમાં વિશેષ કરીને અંદરની બાજુમાં રહે છે.

**વીર્ય**—ઉપલા છએ ધાતુનો છેલ્લો સારભૂત ધાતુ '**વીર્ય**' છે, જેનું સંપૂર્ણ વર્ણન ભાગ ત્રીજાના જનનેન્દ્રિયયંત્રના મથાળા નીચે કરવામાં આવ્યું છે.

**સપ્તધાતુની રસક્રિયાનો ક્રમ**—શરીરમાં સાતે ધાતુઓની નિરંતર એક પ્રકારની રસાયનિક ક્રિયા ચાલ્યા કરે છે. જે ખોરાક ખાવા-પીવામાં આવે છે, તે પાચનક્રિયાનાં વિષયમાં બતાવવામાં આવ્યો છે, તે પ્રમાણે હોજરી અને આંતરડાંમાં પરિપકવ થઇ નાડીઓમાં

ખેંચાઈ તેમાંથી મળમૂત્ર જુદાં પડે છે, અને તેમાંથી સારરૂપ જે રસ ઉત્પન્ન થાય છે, તે રસના સ્થાન હૃદય-માં જઇ હૃદયમાંના મૂળરસને મળે છે અને ત્યાંથી શરીરમાં પ્રસાર પામી સર્વે ધાતુઓનું પોષણ કરે છે. હૃદયમાં ગયા પછી આ રસના ત્રણ વિભાગ થાય છે. ૧ સ્થૂલ, ૨ સૂક્ષ્મ, અને ૩ મળ. સ્થૂલરસ પોતાની જગાએ રહે છે, સૂક્ષ્મરસ ધાતુમાં જાય છે અને મળરસ ધાતુઓના મળમાં જઇ મળે છે. જેમ અગ્નિથી શેરડીનો રસ પાકે છે અને મેલ તરતો જાય છે, તેવીજ રીતે શરીરની અંદરના મૂળરસમાં રહેલ અગ્નિવડે આહારના આ આવેલા રસનું પાચન થાય છે. પચતી વખત તે રસ પાંચ દિવસ અને દોઢ ઘડી સુધી પૂર્વના મૂળ રસધાતુમાં રહે છે. આહારનો રસ આ પ્રમાણે આટલી મુદત રસધાતુમાં રહ્યા પછી તે રક્તમાં જાય છે. જ્યાં તે એટલીજ મુદત રહી માંસમાં જાય છે અને ત્યાં પણ એટલીજ મુદત રહી મેદમાં જાય છે. એમ અનુક્રમે આહારનો રસ વીર્યમાં જાય છે, જ્યાં પહોંચતાં લગભગ એક માસ લાગે છે.

આહારના રસનો ઉપર પ્રમાણે દરેક ધાતુમાં પાક થતાં થતાં તેમાંથી મેલ નીકળતો આવે છે. જુદા જુદા ધાતુમાંથી જુદો જુદો મેલ નીકળે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| પાચન થતા | આહાર | રસનો | **રસ** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **કફ.** |
| ” | ” | ” | ” **રક્ત** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **પિત્ત.** |
| ” | ” | ” | ” **માંસ** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **કાનનો મેલ** |
| ” | ” | ” | ” **મેદ** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **પરસેવો.** |
| ” | ” | ” | ” **અસ્થિ** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **નખ.** |
| ” | ” | ” | ” **મજ્જા** ધાતુમાંથી મેલ નીકળે તે... | ... | **નેત્રમળ.** |

**રસધાતુમાંથી નીકળેલો મેલ-“કફ”** પ્રાણવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરના મૂળ કફમાં મળી કફનું પોષણ કરે છે. આહારના રસમાંથી મેલ જુદો પડયા પછી સારભૂત આહારરસના બે ભાગ થાય છે. સ્થૂલ અને સૂક્ષ્મ. સૂક્ષ્મશરીરના મૂળ રસધાતુનું પોષણ કરે છે એટલે આખા શરીરમાં વ્યાપેલા “ વ્યાન ” નામના વાયુવડે ગતિ પામીને ધમનીઓ મારફત તે રસ શરીરની ગરમીને ઓછી કરી શરીરનું પોષણ કરે છે અને સ્થૂલરસ પ્રાણવાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરના મૂળ રક્તસ્થાનમાં જઇ યકૃતપ્લીહરૂપ બની તેની સાથે મળે છે. ત્યાં રહેલા અગ્નિવડે કરી પાંચ દિવસ પાચન થતાં એ આહારરસમાંથી મેલ-“ પિત્ત ” નીકળે છે. તે પિત્ત સમાન વાયુથી પ્રેરાઇને ધમની માર્ગે શરીરના મૂળ પાચન પિત્તમાં જઇ તેનું પોષણ કરે છે. પિત્તરૂપ મેલ જુદો પડયા પછી વળી એ સારભૂત આહારરસના સૂક્ષ્મ અને સ્થૂલ એવા બે ભાગ થાય છે. સૂક્ષ્મભાગ રંજક અગ્નિરૂપ પિત્તથી રક્તરૂપ થાય છે અને શરીરના મૂળ રક્તધાતુનું પોષણ કરે છે એટલે ધમની માર્ગે આખા શરીરના રૂધિરનું પોષણ કરે છે અને સ્થૂલભાગ વ્યાનવાયુથી પ્રેરાઇ ધમનીઓ માર્ગે શરીરના મૂળ માંસ ધાતુમાં મળે છે. પછી ત્યાં પાંચ દિવસ સુધી તેનું માંસમાં રહેલા અગ્નિવડે ફરી પાચન થઈ તેમાંથી પાછો મેલ **કાનનો મેલ** નીકળે છે. તે મેલ વ્યાન વાયુ વડે પ્રેરાઇ શિરાઓ માર્ગે કાનમાંથી બહાર આવે છે. પછી માંસમાંના આહારના સારભૂત રસના બે વિભાગ

છે. સૂક્ષ્મ અને સ્થૂલ. સૂક્ષ્મભાગ શરીરના મૂળ માંસધાતુનું પોષણ કરવા રહે છે. અને સ્થૂલભાગ વ્યાનવાયુવડે પ્રેરાઇને ધમનીઓ માર્ગે શરીરના મૂળ મેદ ધાતુમાં જાય છે. ત્યાં મેદમાંના અગ્નિથી ફરી પાચન થઈ પાંચ દિવસ મેદમાંજ રહે છે. પાચન થતાં તેમાંથી "**પરસેવા**" રૂપે મેલ નીકળે છે અને શરીરની ગરમીથી તપીને શિરાઓ માર્ગે રૂવાડાંનાં છિદ્રો વાટે બહાર પડે છે. જીભ, દાંત, કાન વગેરેમાં જે મેલ નીકળે છે તે મેદનો મેલ છે, એમ કેટલાક વિદ્વાનોનો અભિપ્રાય છે. પછી મેદધાતુમાં ગયેલા આહારરસના બે ભાગ થાય છે. સૂક્ષ્મ અને સ્થૂલ. સૂક્ષ્મભાગ ઉદરમાં રહીને મૂળ મેદધાતુનું પોષણ કરે છે અને સ્થૂલભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને ધમનીયો માર્ગે શરીરના મૂળ અસ્થિ ધાતુમાં જાય છે. ત્યાં અસ્થિમાંના અગ્નિથી ફરી પાચન થતો તે રસ પાંચ દિવસ સુધી અસ્થિમાંજ રહે છે. પાચન થતાં તેમાંથી મેલ નીકળે છે તે વ્યાનવાયુવડે પ્રેરાઇને શિરાઓ માર્ગે આંગળીઓમાં આવીને "**નખ**" બને છે. રૂવાડાં પણ એજ ધાતુનો મેલ છે, એમ મનાય છે. પછી અસ્થિધાતુમાં ગયેલ સારભૂત રસના બે ભાગ થાય છે. સૂક્ષ્મ અને સ્થૂલ. સૂક્ષ્મભાગ મૂળ અસ્થિધાતુમાંજ રહી તેનું પોષણ કરે છે અને સ્થૂલભાગ વ્યાનવાયુથી પ્રેરાઇ શિરાઓ માર્ગે અસ્થિઓની અંદર મજ્જા નામનો ધાતુ છે તેમાં મળે છે, ત્યાં મજ્જામાં રહેલા અગ્નિવડે પાચન થઇ પાંચ દિવસ તે મજ્જામાં રહે છે. પાચન થતાં તેમાંથી મેલ નીકળે છે, તે વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાઓ માર્ગે બન્ને નેત્રમાં આવે છે જે "**નેત્રમળ**" અથવા ચીપડા કહેવાય છે. પછી મજ્જાધાતુમાં ગયેલા સારભૂત રસના બે ભાગ થાય છે. સૂક્ષ્મ અને સ્થૂલ. સૂક્ષ્મભાગ મૂળ મજ્જાધાતુમાંજ રહી તેનું પોષણ કરે છે. અને સ્થૂલભાગ વ્યાનવાયુથી પ્રેરાઇને શિરાઓ માર્ગે શરીરના મૂળ વીર્ય નામના ધાતુમાં જાય છે. વીર્ય આખા શરીરમાં રહે છે. ત્યાં વીર્યમાંના અગ્નિ વડે પાંચ દિવસ સુધી તેનું પાચન થાય છે. આહારરસ આ પ્રમાણે છઠ્ઠી વખત પાચન થતાં તેમાંથી મેલ નીકળતો નથી. જેવી રીતે શેરડીનો રસ અથવા ચાસની ઉકાળતાં તે ઉપર વારંવાર મેલ તરી આવે છે અને છેવટ શુદ્ધ રસ તૈયાર થાય છે, તેવીજ રીતે શરીરના આહાર રસનું પરિણામ આવે છે. આ પાચનક્રિયામાં શરીરની વધુઘટુ ગરમીને લીધે જેટલી રહે છે તેના પ્રમાણમાં ધાતુઓના પોષણમાં અને મેલના જથામાં વધઘટ થાય છે.

કેટલાક માણસોને કફ વધારે થયા કરે છે, કેટલાંકને પિત્ત વધારે થાય છે, કેટલાંકને કાનમાં મેલ વધારે આવે છે, કેટલાંકને પરસેવો વધારે થયા કરે છે, કેટલાંકને નખ અને રૂવાડાં બહુ વધે છે, અને કેટલાંકને આંખમાં ચીપડા બહુ થયા કરે છે, અને ઉપર લખેલા દરેક ધાતુની અંદરના પાચનક્રિયાના ન્યુનાધિકપણાથીજ એવું પરિણામ આવતું હશે, એવું આ ઉપરથી આપણે અનુમાન બાંધી શકીએ છીએ.

## ત્રણ દોષ—વાત-પિત્ત-કફ.

## VAT-PIT-COUGH.

ઉપર શરીરના સાત ધાતુઓનો ઉત્પત્તિક્રમ આપેલો છે, તે ઉપરથી એવું જાણી શકાય છે કે, શરીરમાં મુખ્ય ત્રણ વસ્તુ વિશેષ ક્રિયા કરે છે. આહારરસને તેમજ તેમાંથી ક્રમે ક્રમે ઉત્પન્ન થતા ધાતુઓ-સારભૂત રસો અને મેલોને સૌ સૌને ઠેકાણે લઇ જવાનું કામ "વાત" એટલે વાયુ કરે છે. આ વાયુ આખા શરીરમાં ફેલાયેલો છે. આહારરસની ગતિ ઉપરથી બીજી વાત પણ જાણી શકાય છે કે, શરીરમાં પાચનક્રિયા માત્ર હોજરી અને આંતરડાંમાંથીજ થાય છે એમ નથી, પણ આખા શરીરમાં અગ્નિ રહે છે. પકવાશયની સ્થિતિ ઉપર શરીરની બીજી ગરમી અને પાચનશક્તિનો આધાર છે. આ ઉપરથી ધારી શકાય છે કે 'પિત્ત' નામનો એક અગ્નિ શરીરમાં અગત્યનો ભાગ બજાવે છે. ત્રીજો મુખ્ય પદાર્થ 'કફ' છે. કફ એ રસધાતુનું એક સ્વરૂપ છે. આ કફ અથવા રસ આખા શરીરમાં વ્યાપ્ત છે અને શરીરનું પોષણ કરનારો એજ મુખ્ય પદાર્થ છે. આ ત્રણ પદાર્થોની શરીરમાં મુખ્ય અગત્યતા અને પ્રધાનતા ઉપરથી જ આર્યવૈદ્યકશાસ્ત્રકારોએ એ ત્રણ પદાર્થોની વધઘટ થવા ઉપર શરીરની પ્રકૃતિ જાણવાનો અથવા રોગીપણાનો આધાર મુકેલો જણાય છે.

**વાત-પિત્ત-કફ**—આર્યવૈદ્યકશાસ્ત્રની આ ત્રિપુટી-ત્રણ દોષો-બહુ મોટા અર્થને બતાવનાર છે. '**વાત**' શબ્દમાં માત્ર વાયુ Wind જેવો અર્થ લેવાનો નથી. એ શબ્દ મગજનો આખો વ્યવહાર કરનાર એક જબરી શક્તિને બતાવનારો છે. અંગ્રેજીમાં જેને Nervous system કહે છે, તે આ વાત છે. એજ પ્રમાણે '**પિત્ત**' એટલે માત્ર bile એટલોજ અર્થ નહિ કરતાં તેમાં આખી Blood System નો સમાવેશ થઇ શકે. એજ રીતે '**કફ**' એટલે મોંમાંથી કફ-બળખા નીકળે છે એમ નહિ. આ ઠેકાણે કફનો અર્થ આખા શરીરનો રસ વ્યાપક સમજવો. અંગ્રેજીમાં તેને Lymphatic System કહેલ છે.

આ ત્રણે શરીરના મુખ્ય જીવન વ્યાપારો છે. તેઓ વિકાર પામે તો દેહનો નાશ કરે છે; સમાન અવસ્થામાં એ ત્રણે પદાર્થો શરીરની વૃદ્ધિ કરે છે.

શરીરના સાત ધાતુઓ અને તેના બતાવેલા મેલો એ સર્વ 'વાત-પિત્ત-કફ' વડે જ દૂષિત થાય છે એટલે બગડે છે અને એટલા માટેજ એ ત્રણને 'દોષ' એવું નામ આપવામાં આવેલું છે.

જગતનું ધારણ કરવામાં ચંદ્ર સૂર્ય અને વાયુની જેવી ક્રિયા છે. એવી જ ક્રિયા શરીરને ધારણ કરવામાં એ ત્રણ દોષની જોવામાં આવે છે. ચંદ્ર ત્યાગ કરે છે એટલે પોતાનું બીજાને આપે છે. શરીરમાં 'કફ' ચંદ્રના જેવું કામ કરે છે. સૂર્ય ગ્રહણ કરે છે, એટલે બીજા પાસેથી લઇ જાય છે. શરીરમાં 'પિત્ત' સૂર્યનું-ગરમીનું કામ કરે છે. વાયુ વિક્ષેપ-ગતિ કરે છે. શરીરમાં 'વાત' વાયુનું-ગતિનું કામ કરે છે.

વય, દિવસ, રાત્રી અને ભોજન, એ અવસ્થાના આદિમાં મધ્યમાં અને અંતમાં કફ, પિત્ત અને વાત અનુક્રમે બળવાન હોય છે, તે એવી રીતે કેઃ—

બાળપણુમાં કફ બળવાન હોય છે.
જુવાનીમાં પિત્ત બળવાન હોય છે.
વૃદ્ધવયમાં વાત બળવાન હોય છે.
રાત્રીના પ્રથમ ભાગમાં કફ જોર કરે છે.
રાત્રીના મધ્ય ભાગમાં પિત્ત જોર કરે છે.
રાત્રીના અંત ભાગમાં વાયુ જોર કરે છે.

દિવસના પ્રથમ ભાગમાં કફ બળવાન રહે છે.
દિવસના મધ્ય ભાગમાં પિત્ત બળવાન રહે છે.
દિવસના છેલ્લા ભાગમાં વાયુ બળવાન રહે છે.
ભોજન પછી પ્રથમ કફ જોર કરે છે.
ભોજન પછી, પછી પિત્ત જોર કરે છે.
ભોજન પછી, છેલ્લે વાયુ જોર કરે છે.

**વાત-વાયુ. ( WIND ઉવીન્ડ )-વાયુનું સ્વરૂપ**—તે દોષ, મળ, વગેરેને એક સ્થળમાંથી બીજા સ્થળમાં લઇ જાય છે. શરીરની ક્રિયામાં ઝડપ આપે છે. વાયુ વિકાર પામેલો ન હોય તો શરીરમાં ઉત્સાહ અને ચેષ્ટાઓની પ્રવૃત્તિ કરીને ધાતુઓને સારી રીતે ગતિ આપીને તથા ઇન્દ્રિયોને ચપળતા આપીને શરીરની સઘળી ક્રિયામાં સહાયતા આપે છે. વાયુ **રજોગુણરૂપ** છે. સૂક્ષ્મ, શીતળ, રૂક્ષ, હલકો, ગતિવાળો, એ તેના મુખ્ય ગુણ છે.

**વાયુના પાંચ પ્રકાર**—૧. **ઉદાન**—કંઠમાં રહે છે. **પ્રાણ**-હૃદયમાં રહે છે. ૩. **સમાન**-આંતરડાંમાં રહે છે. ૪. **અપાન**-મળાશયમાં રહે છે. અને ૫. **વ્યાન**-આખા શરીરમાંછે.

**ઉદાનવાયુનું કાર્ય**—ઉદાનવાયુ ઉંચે ગતિ કરે છે. તેનાવડે બોલવા તથા ગાવાની પ્રવૃત્તિ થાય છે. ઉદાનવાયુ કોપ પામે છે તો હાંસડીના ઉપલા ભાગમાં રોગ પેદા કરે છે.

**પ્રાણવાયુનું કાર્ય**—પ્રાણવાયુ મોંઢામાં ગતિ કરે છે અને અન્નને ગતિ આપે છે. પ્રાણને ધારણ કરે છે. પ્રાણવાયુ કોપે છે, ત્યારે હેડકી વગેરે ઉત્પન્ન કરે છે.

**સમાનવાયુનું કાર્ય**—સમાનવાયુ આમાશય (હોજરી) તથા પકવાશય ( આંતરડાં ) માં ફરે છે. જઠરાગ્નિ સાથે મળીને અન્ન પચાવે છે તથા પાચનક્રિયામાં પેદા થતા રસોનું પૃથક્કરણ કરે છે. મળ તથા મૂત્રને જુદાં પાડે છે. સમાનવાયુ કોપે છે ત્યારે મંદાગ્નિ, અતિસાર (ઝાડો) અને ગુલ્મ વગેરે રોગોને પેદા કરે છે.

**અપાનવાયુનું કાર્ય**—સપાનવાયુ મોટાં આંતરડાંમાં તથા સક્રરામાં રહે છે. મળ મૂત્ર વીર્ય, ગર્ભ તથા સ્ત્રીઓના રજ (લોહી) ને નીચેના દ્વાર તરફ ખેંચી જવાનું કામ કરે છે. અપાનવાયુ કોપ પામે છે ત્યારે બસ્તિ તથા ગુદાના સ્થાનમાં ભયાનક રોગ ઉત્પન્ન કરે છે. વીર્યના રોગ, પ્રમેહ, વગેરે રોગો પણ આ વાયુના કોપથી થાય છે.

**વ્યાનવાયુનું કાર્ય**—વ્યાનવાયુ આખા શરીરમાં ફરે છે. રસને ધમનીઓ તથા શિરાઓમાં ચડાવે છે. પરસેવા તથા રૂધિરનું પણ વહન કરે છે. ગતિ, પાસે લાવવું, દૂર ફેંકવું, આંખ મીંચવી ઉઘાડવી, એ વગેરે કામ વ્યાનવાયુનું છે. વ્યાનવાયુ કોપ પામે છે તો આખા શરીર ઉપરના વ્યાધિઓને જન્મ આપે છે. ક્વચિત આ સર્વે વાયુઓ એકજ વખતે કોપે છે તો આખા શરીરને ભેદી મારી નાંખે છે.

**પિત્ત ( BILE બાઇલ )-પિત્તનું સ્વરૂપ**—ગરમ, પ્રવાહી, પીળું, લીલું, સારક, તીખું, કડવું, હલકું, સ્નિગ્ધ એ પિત્તનો સ્વભાવ છે. પિત્ત પકવ અવસ્થામાં ખાટું છે; આમવાળું પિત્ત લીલું છે અને આમ રહિત પિત્ત પીળું છે. પિત્ત પરિણામે **સત્વગુણી** છે.

**પિત્તના પાંચ પ્રકાર**-૧. **પાચકપિત્ત**-પકવાશય (આંતરડાં) માં છે. ૨. **રંજકપિત્ત** યકૃત ( કલેજું ) તથા પ્લીહા ( બરોલ ) માં છે. **સાધકપિત્ત**-હૃદયમાં છે. ૪. **આલોચકપિત્ત**—આંખોમાં રહે છે. ૫. **ભ્રાજકપિત્ત**-ચામડીમાં રહે છે.

**પાચકપિત્ત**--ખોરાકને પચાવે છે. અગ્નિ વધારે છે, મળમૂત્રનું વિરેચન કરે છે, મળ, મૂત્ર, રસ વગેરેને જૂદાં પાડે છે; રસને રંગ આપવો, હૃદયના કફ તથા અંધકારનો નાશ કરવો, રૂપ ધારણ કરવું, કાંતિ વધારવી, શરીર ઉપરના લેપ, મર્દન વગેરેનું પાચન કરવું, એ વગેરે કાર્ય પાચકપિત્તનું છે. દીવો એક સ્થળમાં છે, પણ આખા ઘરમાં પ્રકાશ આપે છે; તેમ આ પાચકપિત્ત આખા શરીરના અગ્નિઓને બળવાન કરે છે.

**રંજકપિત્ત**--રસનું રૂધિર બનાવે છે. રસને લોહીના જેવો રંગ આપે છે.

**સાધકપિત્ત**--બુદ્ધિ ધૃતિ ( હિમ્મત ), સ્મૃતિ, વગેરેને ઉત્પન્ન કરે છે. સાધકપિત્ત અંતઃકરણમાં છે અને ધારણાશક્તિ, હિમ્મત તથા યાદશક્તિ અંતઃકરણ દ્વારા પ્રાપ્ત થઇ શકે છે.

**આલોચકપિત્ત**--રૂપ એટલે આકારને ગ્રહણ કરે છે; મતલબ કે આંખમાં આલોચક પિત્ત રહેલ છે જે વડે જોઇ શકાય છે.

**ભ્રાજકપિત્તકફ**-શરીર ઉપર લેપ અથવા તેલ વગેરેનું મર્દન કરવામાં આવે તેને પચાવી શોષણ કરે છે તથા ચામડીની કાંતિ ઉત્પન્ન કરે છે.

**કફ-શ્લેષ્મ** (FLEGM-**ફ્લેગ્મ**)-**કફનું સ્વરૂપ**—ધોળો, ભારે, સ્નિગ્ધ, શીતળ, મીઠો અને બગડવાથી ખારો. કફ વિશેષ કરીને **તમોગુણવાળો** છે.

**કફના પાંચ પ્રકાર**—૧. **કલેદનકફ**-આમાશય (હોજરીમાં)છે. ૨. **અવલંબનકફ**-અંતઃકરણમાં છે. ૩. **રસનકફ**-કંઠમાં છે. ૪. **સ્નેહનકફ**-માથામાં છે અને ૫. **શ્લેષ્મણકફ**-સાંધાઓમાં છે.

**કલેદનકફ**-અન્નને ભીનું કરે છે. સારી રીતે ધારણ કરવું, રસનું ગ્રહણ કરવું, તમામ ઇંદ્રિયોની તૃપ્તિ કરવી અને સાંધાઓને સારી રીતે જોડી રાખવા, એ વગેરે પાણીની ક્રિયા કલેદનકફ કરે છે.

**અવલંબનકફ**—અંતઃકરણના ભાગોને તેમજ માથું અને બન્ને હાથના સાંધાઓને ધારણ કરે છે.

**રસનકફ**—કંઠ અને જીભને નરમ રાખે છે.

**સ્નેહનકફ**—સ્નેહ એટલે તેલ જેવો ચીકણો પદાર્થ આપીને ઇંદ્રિયોને તૃપ્ત કરે છે.

**શ્લેષ્મણકફ**—સર્વ સાંધાને સારી રીતે જોડી રાખે છે.

---

## સ્વાભાવિક વેગો-હાજતો.

## NATURAL CALLS.

ઉપર કહેલાં જીવનયંત્રો ઉપરાંત બીજી પણ ઘણીક ક્રિયાઓ શરીરનો વ્યાપાર ચલાવવાને માટે ચાલ્યા કરે છે. આ બધી ક્રિયાઓ પરસ્પર સંબંધ રાખે છે. આ બધા યંત્રો

તથા ક્રિયાઓનું અથાર્થ સ્વરૂપ સમજવું કે સમજાવવું બહુ મુશ્કેલ છે. શરીરના તમામ પૃથક્ પૃથક્ ભાગો કાપીને અવલોકન કરનારા મોટા મોટા ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓ, શસ્ત્રવૈદ્યો અને રસાયન શાસ્ત્રીઓ પણ શરીરરૂપી આ અદ્‌ભૂત યંત્રનો પાર પામવાને શક્તિમાન થયા નથી. આપણને માત્ર આ યંત્રની સામાન્ય રચના અને મુખ્ય મુખ્ય ક્રિયાનું જ્ઞાન થાય તો પણ સંતોષ માનવાનું છે.

શરીરના કેટલાક બીજા અનૈચ્છિક વ્યાપારો કે જેનું વર્ણન આગળ કરવામાં આવ્યું નથી તેનું અત્રે સંક્ષેપમાં વર્ણન કરવામાં આવે છે. શરીરમાં કેટલાક કુદરતી વેગો એટલે હાજતોની પ્રવૃત્તિ થયા કરે છે, જેમકે મૂત્ર, મળ, વીર્ય, અધોવાયુ, ઉલટી, છીંક, ઓડકાર, બગાસું, ભૂખ, તરસ, આંસુ, શ્વાસ, ઉંઘ વગેરે. આ વેગો સ્વાભાવિક છે, અર્થાત્ આપણી ઇચ્છાને આધીન નથી, પણ શરીરની અંદરના અનૈચ્છિક વ્યાપારોને આધીન છે. માટે એ કુદરતિ વેગોની પ્રવૃત્તિ થવા દેવી અને તેનો અટકાવ નહિ કરવો એટલીજ અત્રે સૂચના કરવાની છે.

( ૧ ) **મૂત્ર**—મૂત્રાશયયંત્રના જણાવ્યા પ્રમાણે પાચનક્રિયામાં પોષણકારણ રસ શરીરમાં ચડે છે અને બાકી રહેલા નિરૂપયોગી પદાર્થોમાંથી ઘટ પદાર્થ ઝાડા વાટે નીકળે છે તથા પ્રવાહી પદાર્થ મૂત્રપિંડમાં થઇ પેસાબ વાટે બહાર આવે છે. મૂત્રપિંડ બારીક નળીઓના બનેલા છે અને નળીઓની આસપાસ વાળ જેવી સૂક્ષ્મ નળીઓની જાળ પથરાયેલી છે જેમાંથી તે નળીઓનાં શોષણ કરનારાં પરમાણુઓ પેસાબને ખેંચે છે અને પછી મૂત્રને વાટે પેસાબ મૂત્રાશયમાં જાય છે. પેસાબ આ પ્રમાણે નિરંતર ટીપે ટીપે મૂત્રાશયમાં ગયા કરે છે અને જ્યારે મૂત્રાશય ભરાય છે ત્યારે તેના સ્નાયુઓ સંકોચાઇને મૂત્રને ગતિ આપે છે અને તેથી પેસાબની હાજત થાય છે. પણ બીજી તરફથી જે કેટલાક તંતુઓ મનની ઇચ્છાને આધીન હોય છે, તેઓ એ પેસાબના વેગને રોકવા ધારે તો કેટલોક વખત સુધી–પેસાબ–રોકી શકે છે. પેસાબની હાજત થયા છતાં આપણે કાંઇ અડચણને લીધે કે અગત્યના કામને લીધે પેસાબને રોકી શકીએ છીએ. તે એ વાતનો પુરાવો આપે છે, પણ એ સ્વાભાવિક વેગને રોકવાથી નુકસાન થાય છે. પેસાબના પ્રવાહીની સાથે બીજા ક્ષારાદિ જે પદાર્થો જાય છે તેમાં એકાદ પદાર્થ ઝેરી છે તે પેસાબવાટે બહાર જવોજ જોઇએ; પણ પેસાબને રોકવાથી તે ઝેરી પદાર્થ બહાર નહિ પડતાં લોહીમાં રહે તો નુકસાન કરે છે. પેસાબ રોકવાથી જનનેન્દ્રિયોની નાડીઓમાં પીડા, મૂત્રકૃચ્છ, માથાની પીડા, મૂત્રનો અવરોધ અને તેની સાથે મળનો પણ અવરોધ થાય છે.

( ૨ ) **મળ**—ખોરાકનો સારરૂપ રસ ખેંચાઇ ગયા પછી નિરૂપયોગી કચરો મોટાં આંતરડાંમાં ધકેલાતો ધકેલાતો સફરામાં આવે છે. સફરાના સ્નાયુઓ ઢીલા પડેલા હોય છે તો મળને ગતિ આપી શકતા નથી, તેમજ વાયુથી અવરોધ થાય છે તોપણ મળની પ્રવૃત્તિ થતી નથી. પણ કેટલાક લોકો હાજત થયા છતાં જાણી જોઇને મળને રોકી રાખે છે અને તેમ થવાથી સફરામાં તેમજ આંતરડાંમાં વાયુ કોપ પામે છે અને પછી તેમાં દરદો ઉત્પન્ન કરે છે. મળને રોકવાથી હોજરી, આંતરડાં તથા સફરામાં પીડા થાય છે, માથામાં શૂળ નીકળે છે અને નીચેનો વાયુ અટકાવવાથી પેટ ચડે છે.

(૩) **વીર્ય**—મળ તથા મૂત્ર પેઠે વીર્યની વારંવાર પ્રવૃત્તિ થતી નથી, પણ જ્યારે વીર્યાશયમાં વીર્ય પૂર્ણ ભરાય છે ત્યારે તેને રસ્તો આપવાની જરૂર છે. સ્ત્રી પુરૂષના પરસ્પર વીર્યનું આકર્ષણ કરનાર સ્ત્રી પુરૂષ પોતે જ છે અને એ કુદરતી આકર્ષણશક્તિ એવું સિદ્ધ કરે છે-કે એ વીર્યની પ્રવૃત્તિ પણ પરસ્પરને અર્થે જ કરવી, બીજી રીતે નહિ. વીર્યના વેગને રોકવાથી જનનેન્દ્રિયોમાં શૂળ થાય છે, વીર્યની પથરી બંધાય છે, ધાતુસ્ત્રાવ થાય છે, સ્વપ્નાવસ્થામાં વારંવાર વીર્ય પ્રવૃત્તિનાં સ્વપ્ન આવવાથી વીર્ય નિરર્થક નીકળી જઇ શરીર નબળું પડે છે, પ્રદર, પ્રમેહ વગેરે દરદો થાય છે, પેસાબમાં અટકાવ થાય છે તથા અંગમાં પીડા અને છાતીમાં દરદ થાય છે.

(૪) **અધોવાયુ**—ઝાડાને રસ્તે જે વાયુનો સ્રાવ થાય છે તે વાયુને અધોવાયુ કહે છે. સફરો એ અધોવાયુનું સ્થળ છે અને જેમ સ્નાયુ મળને ગતિ આપે છે તેમ વાયુ પણ મળને ગતિ આપે છે. જો આ વાયુ કોપે છે તો તે ઝાડાનો કબજો કરી દે છે અને બીજાં પણ દરદો થાય છે. અધોવાયુને પરાણે રોકવાથી તે વાયુ કોપે છે. માટે વાયુનો સ્રાવ થતો હોય તેને બળાત્કારે કદિ પણ અટકાવવો નહિ. અધોવાયુને રોકવાથી ઝાડો કબજ થાય છે, પેસાબ પણ ખુલાસેથી થતો નથી, પેટ ચડે છે, મગજ ભમે છે અને પેટમાં વાયુનો આફરો ચડે છે.

(૫) **ઉલટી**—ઉલટી થવાનું કારણ ઉપાય કરીને બંધ કરવું, પણ ઉલટીનો વેગ થયા પછી અને ઉલટીનો ઉછાળો આવ્યા પછી તેને ગળું કે મોં બંધ કરીને કદી પણ દબાવવી નહિ. ઉલટીના વ્યાધિમાં એ વિષે વિસ્તારથી લખવામાં આવેલ છે. અહિં એટલું જ જાણવાની જરૂર છે કે, ઉલટી એ પણ વાસ્તવિક વેગ છે અને વેગ થયા પછી તેને દબાવવાનો પ્રયત્ન કરવાથી અરૂચિ, પિત્તવિકાર, સોજો, પાંડુ, તાવ, કોઢ, મોળ, રતવા વગેરે દરદોને ઉત્પન્ન કરનારાં કારણોને જન્મ મળે છે.

(૬) **છીંક**—છીંક પણ કુદરતી વેગ છે. તેને અટકાવવાથી ડોક ઝલાઇ જાય છે, અડદીયો વા અને આધાશીશી જેવાં દરદને કારણ મળે છે. શરદી વગેરે કારણોથી બહુ છીંક આવ્યા કરે ત્યારે છીંકના કારણનો ઉપાય કરવો, પણ આવતી છીંકને રોકવી નહિ.

(૭) **ઓડકાર**—ઓડકારનો અટકાવ કરવાથી હેડકી, ઉધરસ, અરૂચિ, કંપ તથા છાતીમાં વીંટ આવીને વેદના થાય છે.

(૮) **બગાસું**—બગાસું આવતું અટકાવવાથી ડોક ઝલાય છે, અંગ ભાગે છે ને ચામડી શૂન્ય જેવી થાય છે, સાંધાઓ સંકોચાય છે, તેમજ આંખ, મોં, નાક અને કાનનાં કેટલાંક દરદો ઉત્પન્ન થાય છે.

(૯) **ભુખ**—શરીરમાં નિરંતરના ઘસારાથી જે પોષણનું તત્ત્વ ખુટતું જાય છે તે પુરૂં કરવાને બીજા પોષણની જરૂર પડે છે. એવા પોષણની શરીરમા જરૂર તથા તંગી પડે છે, એવું જણાવનારી વૃત્તિને ભુખ કહેવામાં આવે છે. આ ભૂખ પણ સ્વાભાવિક પ્રવૃત્તિ છે. પોષણની જરૂર પડે છે ત્યારેજ ભૂખ લાગે છે અને તે વખતે જો પોષણ નથી આપવામાં આવતું તો શું થાય છે તેનો સૌને અનુભવ હોય છે. તો પણ ઘણા લોકો ભૂખને મારે છે,

એટલે ભૂખ લાગ્યા છતાં કામકાજને લીધે જમવાનું મુલતવી રાખે છે–મોડું કરે છે; પણ તેમ કરવાથી શરીરનું શોષણ થાય છે, બળ ઓછું થાય છે, કાન્તિનો નાશ થાય છે, શરીર ભાંગે છે, માથું ભમે છે, અને આંખનું તેજ ઓછું થાય છે.

(૧૦) **તરશ**—ભૂખની પેઠે તરશ પણ સ્વાભાવિક વેગ છે. કંઠ તથા હોઠ સુકાવા માંડે એ તરસની નીશાની છે. તરસ રોકવાથી એટલે તૃષા લાગ્યા છતાં પાણી નહિ પાવાથી મોમાં શોષ પડે છે, સાંભળવાની શક્તિ ઓછી થાય છે, થાક લાગે છે, શ્વાસ ચડે છે અને છાતીમાં પીડા થાય છે.

(૧૧) **આંસુ**—હર્ષ અથવા શોકને વખતે કે આંખમાં કંઇક પદાર્થ જવાથી આંખમાં આંસુ આવવાં એ કુદરતી નિયમ છે. આ કુદરતી પ્રવૃત્તિનો બળાત્કારે અટકાવ કરવાથી શરદી, આંખના રોગ, છાતીનું દરદ, અરૂચિ તથા માથાની ચકરી વગેરે દરદો પેદા થાય છે.

(૧૨) **શ્વાસ**—શ્વાસોશ્વાસની ક્રિયામાં આ વિષે વિસ્તારથી લખવામાં આવેલું છે. શ્વાસ રોકવાથી ગુલ્મનો રોગ, હૃદયનો રોગ (હાર્ટ ડીઝીઝ) વગેરે દરદો થઇ આવે છે.

(૧૩) **ઉંઘ**—શરીરનો સંચો આખો દહાડો ચાલ્યા પછી થાકી જાય છે, હાથ પગ ઢીલા પડે છે અને મન નબળું પડે છે. તે સૌની વિશ્રાંતિ માટે આ શરીરના અદ્ભુત કુશળ કારીગરે શરીરમાં ઉંઘ એ નામની એક પ્રવૃત્તિ મૂકી છે, જે વડે શરીરની ઘણીખરી ક્રિયાઓ બંધ પડી શરીર જડવત બને છે. શરીરની ક્રિયા સાથે મનની ક્રિયા પણ બંધ પડે છે, એટલે વિચારો બંધ પડે, આંખે દેખાય નહિ, કાને સંભળાય નહિ, નાકથી સુંઘાય નહિ, જીભથી સ્વાદ લેવાય નહિ, ગામડીને સ્પર્શ માલમ પડે નહિ અને બેશુદ્ધિ આવે ત્યારે તે અવસ્થાને ઉંઘ કહેવામાં આવે છે. ઉંઘ અને મૃત્યુની હાલતમાં એટલોજ તફાવત છે કે ઉંઘમાં શ્વાસોશ્વાસની, લોહીના ફરવાની તથા પાચન થવાની રસક્રિયા ચાલતીજ રહે છે, પરંતુ મૃત્યુની અવસ્થામાં એ સઘળું હમેશને માટે બંધ પડે છે. ઉંઘને રોકવાથી આળસ, અજીર્ણ, માથાનું દરદ, ચકરી વગેરે દરદો થાય છે.



# ભાગ ૪ થો.

## સૂત્રસ્થાન.

## PRESERVATION OF HEALTH.

### પ્રકરણ ૨ જું.

### દિનચર્યા તથા ઋતુચર્યા.

દિનચર્યામાં દિવસ તથા રાતનાં આપણાં શારીરિક તથા માનસિક વર્તનોનો અને વિચારોનો સમાવેશ થઇ શકે છે. આ દિનચર્યા ઉપર શરીર સંરક્ષણ તેમજ આપણી સાંસારિક ઉન્નતિનો ઘણો મોટો આધાર છે. દેશી વૈદ્યકશાસ્ત્રના પ્રાચીન ગ્રંથોમાં સદાચારનું એક આખું પ્રકરણ દાખલ કરવામાં આવેલું છે, કેમકે સદ્‌વર્તન ઉપર માણસની શારીરિક અને માનસિક વૃત્તિઓ ઘડાય છે, ટેવાય છે અને બંધાય છે. માટે દરેક માણસે પોતાનાં નિત્યકર્મોમાં નિયમિત અને આગ્રહી રહેવું જોઇએ. નિત્યકર્મોમાં એટલે સંધ્યા પૂજનાદિકમાં જ નહિ પણ મળશુદ્ધિ, મુખશુદ્ધિ, સ્નાન, કસરત, ભોજન, શયન, ઇત્યાદિ તમામ કામમાં નિયમિત રહેવાની જરૂર છે, અને માણસની શારીરિક તેમ જ ઉદ્યોગ સંબંધી ઉન્નતિ એ નિયમો ઉપર ઘણો આધાર રાખે છે. આ નિચે દિનચર્યા તથા સદાચાર વિષે સંક્ષેપમાં જ લખવામાં આવેલ છે:—

**વહેલું ઉઠવું**—સ્વસ્થ એટલે નિરોગી માણસે આયુષ્યના રક્ષણ માટે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે એટલે ચાર અને પાંચ વાગ્યાની વચમાં ઉઠવું. વહેલું ઉઠવાથી શરીર અને મન ઉત્સાહમાં રહે છે. સ્નાન સંધ્યાદિક નિયમોનું ધ્યાનપૂર્વક પાલન થાય છે. પ્રાતઃકાળમાં બુદ્ધિ નિર્મળ અને સ્મરણશક્તિ તાજી હોવાથી લખવા વાંચવાનાં તથા વિચારનાં કામ થોડા શ્રમથી સારાં થાય છે અને દિવસના કામકાજમાં પણ ઉત્સાહ વધે છે. મોડા ઉઠવાથી અથવા જાગ્યા છતાં પથારીમાં પડી રહેવાથી આળસ વધે છે અને શરીર દુઃખે છે; પાછલી રાત્રે સ્વપ્નાં આવે છે અને ઘણાને એ જ વખતે સ્વપ્નાં આવી વીર્યપાત થાય છે. વહેલું ઉઠવાથી એ ખરાબીનો પણ અટકાવ થાય છે. પરોડીએ જાગી જવાય એટલે ફરી ઉંઘવું કે પથારીમાં પડી રહેવું નહિ.

**ઇશ્વર સ્મરણ**—પ્રાતઃકાળમાં ઉઠીને કોઇ પણ કામે લાગતા પહેલાં પથારીમાં જ પ્રથમ જગતકર્તા શ્રી પરમેશ્વરનું સ્મરણ કરવું, એટલું જ નહિ પણ રાત્રી સુખશાંતિમાં ગઇ તેને માટે ઇશ્વરનો ઉપકાર માનીને પોતાનો દિવસ પણ પવિત્રપણે અને પ્રમાણિકપણે સુખશાંતિમાં પસાર થાય તેને માટે ઇશ્વિરની પ્રાર્થના કરવી. પ્રાતઃકાળમાં શુદ્ધ મનથી કરેલી આ પ્રાર્થના જરૂર સફળ થાય છે, કેમકે શ્રદ્ધા એ પ્રાર્થનાને સફળતા આપે છે.

**ઉષાપાન**—પાછલી ચાર ઘડી રાત્રીમાં ઉઠીને જે પાણી પીવામાં આવે છે તેને ઉષાપાન કહે છે. ઇશ્વર સ્મરણ કર્યા પછી પથારીમાં પગ બહાર મૂકતા પહેલાં જ આઠ અંજલી એટલે લગભગ રૂ. ૨૦ ભાર નિર્મળ પાણી પી જવું. આ પ્રમાણે પ્રાતઃકાળમાં પાણી પીવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે અને હરસ ( મસા ), સોજા, ઝાડો, તાવ, પેટના રોગ, કોઢ ( ચામડીના રોગ ), મેદ રોગ, મૂત્રના રોગ, લોહી બીગાડ, પિત્ત બીગાડ, કાન, આંખ, ગળું તથા માથાના રોગ વગેરે ઘણા રોગ મટે છે અથવા થતા અટકે છે. જુદી જુદી પ્રકૃતિ પ્રમાણે ઘી, મધ, દુધ, વગેરે જુદા જુદા ઉષાપાનની વિદ્વાન વૈદ્યની સલાહવડે યોજના કરી શકાય છે. વાત પ્રકૃતિવાળાએ ઘી પીવું, પિત્ત પ્રકૃતિવાળાએ દૂધ પીવું, કફ પ્રકૃતિવાળાએ મધ પીવું અને મીશ્ર પ્રકૃતિવાળાએ એ વસ્તુઓનું પ્રકૃતિ પ્રમાણે મિશ્રણ કરીને પીવું પણ પાણી સામાન્ય રીતે પ્રાતઃકાળમાં સુલભ્ય અને સર્વની પ્રકૃતિને અનુકૂળ પદાર્થ હોવાથી એકલા પાણીની અંજલીઓ પીવાનો નિયમ રહે તોપણ ઘણું સારૂં. જેઓ મોડા અને અનિયમિત ઉઠે છે તેમને ઉષાપાન કાંઇ કામનું નથી.

**મળમૂત્રનો ત્યાગ**—મળમૂત્રનો પ્રાતઃકાળમાં ઉઠીને જ ત્યાગ કરવો, તેથી આરોગ્ય અને આયુષ્યની વૃદ્ધિ થાય છે. ઉષાપાન મળને સાફ ઉતારવામાં મદદ કરે છે. જંગલ જવાનો સર્વોત્તમ અનુકૂળ અને આરોગ્યદાયક સમય પ્રાતઃકાળ છે, પણ મોડા ઉઠવાની ટેવથી તેમજ ઉઠીને બેદરકારીથી બીજાં કામમાં લાગી જવાની કુટેવથી કેટલાક અવિચારી લોકો હાજત થયા છતાં મળમૂત્રની હાજતને દબાવી રાખે છે અને પછી એવી કુટેવથી ઘણાક રોગને જન્મ આપે છે, છતાં ખરા કારણનો વિચાર કે અટકાવ નહિ કરતાં તે રોગ મટાડવાનાં બીજાં ફોગટ ફાંફાં મારવામાં આવે છે. પરોઢીએ જાગી જવાય તે વખતે પેસાબની હાજત થઇ હોય છતાં આળસુ એદી લોકો એ હાજત દાબી રાખીને પથારીમાં પડી રહે છે, તે નુકસાનકારક ટેવ છે. પેસાબ અને ઝાડાની ક્રિયામાં નીચેના નિયમો જરૂર ધ્યાનમાં રાખવા.

૧. બીજાએ કરેલ મળમૂત્રવાળી જગાપર બેસવું નહિ.

૨. ઝાડો પેસાબ કરતી વખત કાંઇ પણ બોલવું નહિ.

૩. ઝાડો કે પેસાબ જોર કરીને કદિ પણ કરવો નહિ.

૪. મળમૂત્રના અવયવો પુષ્કળ પાણીવડે સારી રીતે શુદ્ધ કરવા.

૫. ઝાડો કે પેસાબ કરી આવીને પાણીના ઘણા કોગળા કરવા અને હાથ પગની પણ માટી અથવા સાબુવતી અચ્છી રીતે શુદ્ધિ કરવી.

૬. જાજરૂની અંદરના ઝાડા પેસાબનાં મલિન ઉડતાં પરમાણુઓને આપણા શરીરમાં પ્રવેશ કરતાં અટકાવવા માટે ખાસ કરીને મસ્તક ઉપર કપડું વીંટીને ઝાડે જવું, કાન બંધ કરવા અને નાક આડું પણ કપડું ધરવું.

૭. જાજરૂ હમેશાં પાણીથી ધોવું, તથા જંતુનાશક પ્રવાહીથી ડિસઇન્ફેક્ટ કરાવવું. બની શકે તેમણે ગામ બહાર ખુલ્લી હવામાં જંગલ જવું.

**મુખશુદ્ધિ-દાતણ**—મળમૂત્રનો ત્યાગ કર્યા પછી મોં શુદ્ધ કરવું. મોં શુદ્ધ કરવાને દાતણ અથવા મંજનની જરૂર છે. આ દાતણ અથવા મંજનનો ગુણ એવો હોવો જોઇએ કે, મોંની અંદર જામેલા મેલને, કફને, દાંતની છારીને અને પેઢાં ઉપરના પિત્તને દૂર કરી શકે દુર્ગંધને દૂર કરનાર અને તુરા સ્વાદના પદાર્થો તેને માટે વધારે ઉપયોગી છે. બાવળ

કે લીંબડાનું દાતણ એ કામ સારી રીતે કરી શકે છે. દાતણ સીધું, બહુ જાડું નહિ કે બહુ પાતળું નહિ એવું, કુણું અને પકડીને ઘસી શકાય એવડું લાબું લેવું. દાંત તથા પેઢાં સારી રીતે ઘસ્યા પછી દાતણની સરખી ચીરો કરી તે વડે જીભ ઉપરની ઉલ ઉતારી કાઢવી. દાતણ કરવાના ફાયદા સમજ્યા વિના જેવું હાથ લાગ્યું એવું દાતણ લઇ જરા મોંમાં ફેરવી ફેંકી દેવું, એથી દાતણનો હેતુ જરા પણ પાર પડતો નથી. દાતણની સાથે અગર દાતણની ગેરહાજરીમાં નીચેનાં મંજનોમાંથી કોઇ પણ મંજન નિત્ય ઘસવાથી દાંત તથા મોં સાફ રહે છે. એટલું જ નહિ પણ દાંત તથા મોઢાની અંદરના દરદો પણ તેથી મટે છે. દાતણ કરીને ઠંડા પાણીથી પુષ્કળ કોગળા કરવા અને આંખોપર પણ ઠંડા પાણીની કેટલીક છાલકો મારવી જેથી આંખોનો મળ દૂર થઇ આંખોનું તેજ વધે છે.

૧. સીંધાલુણ વાટી તલના તેલમાં મેળવી નિત્ય દાંત ઘસવાથી દાંતના તથા મોંના તમામ દોષ દૂર થાય છે. ૨. જીરૂં, હીરાબોળ, માયાં, ચાક, કોયલા, ૧-૨-૪-૮-૧૬ એ પ્રમાણમાં લઇ ચૂર્ણ કરવું. સુગંધી કરવું હોય તો જીરાને બદલે કપુર નાખવો.

**તૈલાભ્યંગ**—શરીરે તેલ ચોળવું તેને તૈલાભ્યંગ કહેવામાં આવે છે. રોજ સવારે ન્હાતી વખતે તેલનું મર્દન કરવું એ ઘણું જ ફાયદાકારક છે. આરોગ્ય અને આયુષ્યને આપવાવાળી અને બળને વધારવા વાળી નિત્યની ક્રિયાઓમાં "અભ્યંગ" એક મુખ્ય અગત્યની ક્રિયા છે. અભ્યંગથી નીચે પ્રમાણે ફાયદાઓ થાય છે અને થોડા દિવસ કરી જોવાથી તેનો જાતિ અનુભવ થાય છે.

૧. શરીર ઉપરની ચામડી સુંવાળી થાય છે, એટલુંજ નહિ પણ તેથી તજા (ત્વચા) ગરમી, લુખસ, ચામડીની લુખાસ, ચેળ અને એવાં બીજાં ચામડીનાં દરદો થતાં નથી અને થયેલાં હોય તે મટે છે.

૨. શરીરના અવયવો કુમળા અને મજબુત થાય છે.

૩. રસ તથા રક્તના બંધ પડેલા રસ્તાઓ ખુલ્લા થાય છે.

૪. બંધાઈ ગયેલ લોહી છુટું પડી શરીરમાં ફરતું થાય છે.

૫. લોહીમાં મળેલો વાયુ દૂર થઇ ઘણાંએક રોગોનો અટકાવ થાય છે.

૬. જીર્ણ તાવ તથા તજાગરમીથી તપેલું શરીર ઠંડુ પડે છે.

૭. હવામાં ઉડતાં ઝેરી અને ચેપી રોગનાં જંતુઓ-પરમાણુઓ બાધ કરી શકતાં નથી કેમકે તેલ જંતુનાશક છે.

૮. તેલ મરદનથી કસરતના જેટલો ફાયદો થાય છે, શરીરમાં બળ અને કાન્તિ વધે છે તથા પુરૂષાતન પ્રાપ્ત થાય છે.

અભ્યંગ માટે ઋતુ તથા શરીરની પ્રકૃતિ પ્રમાણે તેલમાં કેટલાક પદાર્થો નાંખી સિદ્ધ કરી વાપરવામાં આવે તો વધારે ઠીક, તથાપિ સામાન્ય રીતે તલનું કાચું તેલ સૌને ફાયદો કરે છે. તેલ શરીરે ચોળતાં માથાના વાળમાં પણ નિત્ય નાખવું અને થોડાં ટીપાં કાનમાં પણ નાંખવાનો નિયમ રાખવો. આખા શરીરે તેલ ચોળવાનું ન બને તો માથું, કાન, પગની પીંડીઓ અને હાથપગનાં તળીયાં તો જરૂર તેલથી ઘસવાં. હમેશાં ન બને તો અઠવાડીયામાં એકવાર અને તે પણ ન બને તો શિયાળામાં તો જરૂર તેલ ચોળીને ન્હાવું.

તેલની ચીકાસ કાઢવા માટે શરીર ઉપર ચણાનો આટો અથવા આંબળાંનો બારીક ભુકો ઘસીને પછી ન્હાવું. સાબુથી ન્હાવાથી પણ એ ચીકાશ દૂર થશે. નવો તાવ અજીર્ણ રેચ અને ઉલટી વગેરે દરદોમાં અભ્યંગ કરવો નહિ.

**વ્યાયામ—કસરત**—શરીરે તેલ ચોળીને મર્દન કરવાથી કસરતનો કેટલોક હેતુ પાર પડે છે, તો પણ બની શકે તો તન્દુરસ્ત માણસોએ પોતાની આરોગ્યતા સાચવવા માટે રોજ થોડી થોડી કસરત કરવી. કસરતના પ્રયોગોમાં મુગદળ ફેરવવા અને દંડ પીલવા એ સારી કસરત છે અને ચાલવાની કસરત સર્વોત્તમ છે. કેસરત કરવાથી શરીરનું લોહી ઝડપથી ફરે છે, ઝેરી તત્વો ઝડપથી બહાર નીકળી જાય છે, શરીરનાં ગાત્રો પ્રફુલિત થાય છે, અવયવો ઘાટદાર થાય છે, શરીરમાં સ્ફુરતી આવતાં કામ કરવાની શક્તિ વધે છે, કફ વગેરે દોષ નાશ પામે છે અને જઠરાગ્નિ સારો થાય છે. કસરતથી જેના અવયવો મજબુત થયા હોય તેવા માણસોથી રોગ છેટે રહે છે. શરીરનું સ્થુલપણું અને મેદ કસરતથી જેવી સારી રીતે મટે છે તેવી રીતે દવાથી પણ મટી શકતા નથી. ઘી, તેલ વગેરે ચરબીવાળાં સ્નિગ્ધ ભોજનો કરવાવાળાઓને કસરતથી સારો ફાયદો થાય છે. શિયાળાની ઋતુમાં અને વસંતઋતુમાં કસરત ફાયદો કરે છે. કસરતના સંબંધમાં નીચેની સુચનાઓ ધ્યાનમાં રાખવાની છે.

૧. વૃદ્ધ, બાળક, માંદા અને અશક્ત માણસોએ કસરત કરવી નહિ. શક્તિ અને પ્રકૃતિની અનુકૂળતા પ્રમાણે ખુલ્લી હવામાં થોડીવાર ફરી આવવું એ તેમને માટે કસરત છે.

૨. જુવાન માણસોએ કસરત માફકસર કરવી. કસરત કરતાં મોઢું સુકાવા માંડે અને શરીરે પરસેવો થવા માંડે એટલે કસરત છોડી દેવી.

૩. ખાંસી, શ્વાસ, ક્ષય, રક્તપિત, છાતીનો જખમ, શરીરના કોઇપણ ભાગનો જખમ અને દુબળાપણું, એટલા રોગોમાં કસરત કરવી નહિ. માત્ર ખુલ્લી હવામાં જરા ફરવું.

૪. જમ્યા પછી કે સ્ત્રીસેવના કર્યા પછી કસરત કરવી નહિ.

૫. બહુ કસરત કરવાથી ખાંસી, તાવ, ઉલટી, ગ્લાની, તૃષા, ક્ષય, મૂર્છા, શ્વાસ તથા રક્તપિત્ત વગેરે દરદો થઇ આવવાનો સંભવ છે.

**સ્નાન**—ન્હાવાના હેતુ સમજીને, ન્હાવાની રીતે ન્હાવું જોઇએ; સ્નાનમાં ધર્મ માનનારા ધર્માંધ લોકો વારંવાર ન્હાય છે, પણ જે રીતે ન્હાવું જોઇએ તે રીતે એકવાર પણ ન્હાતા નથી. સ્નાન કરવામાં જે ધર્મ છે તે પવિત્રતાનો છે અને સારી રીતે ન્હાયા વિના શરીર પવિત્ર કે શુદ્ધ થતું નથી. આપણા લોકો ન્હાવામાં ગરમ પાણીનો, મફત મળતા પાણીનો અને સાબુ વગેરેનો જેટલો લોભ કરે છે તેથી સેંકડો ગણી હાનિ–( શરીરની અને પૈસાની ) શરીરે મેલાઘેલા રહેવાથી તથા ચામડીના અને બીજા રોગોથી તેમને સહન કરવી પડે છે. તન્દુરસ્ત માણસોએ, ન્હાનાં બાળકોથી મોટાં સૌએ, નિત્ય એક વાર તો ન્હાવું જ જોઇએ અને તે સવારમાં જ ન્હાવું જોઇએ. સ્નાન કરવામાં નીચેના નિયમો ધ્યાનમાં રાખવાના છે.

૧. માથા ઉપર ગરમ પાણી કદી નાખવું નહિ, કેમકે તેથી આંખને હાનિ પહોંચે છે. માત્ર મગજમાં કફ ભરાયો હોય, શરદી થઇ હોય કે પોતાના વૈદ્યની સલાહ હોય તો જ માથે ગરમ પાણી નાખવું.

૨. માંદા અને નબળા શરીરવાળા માણસોએ ટાઢે પાણીએ ન્હાવું નહિ, તેમજ ભુખ્યે પેટે ન્હાવું નહિ. તેમણે દુધ, ચા, કે કાંઇક નાસ્તો કરીને પછી ન્હાવું, તેમજ તડકો પડયા પછી ન્હાવું.

૩. માથા ઉપર ઠંડા અથવા કોકરવરણા પાણીથી અને માથાથી નીચે ગરમ પાણીથી ન્હાવું, પિત્ત પ્રકૃતિવાળા જુવાન બળવાન માણસો ઠંડા પાણીથી ન્હાય તો હરકત નહિ, પણ સામાન્ય રીતે થોડું ગરમ પાણી સ્નાન–શુદ્ધિ માટે સૌને અનુકૂળ છે.

૪. બહુ પવનવાળી તેમ જ જાહેર જગામાં ન્હાવું નહિ. ન્હાવાને માટે હંમેશાં એકાંત જગાની જરૂર છે. એકાંત જગા વિના સંપૂર્ણ સ્નાન થઇ શકતું નથી અને સંપૂર્ણ અંગોની બરાબર શુદ્ધિ થવા વિના સ્નાનનો હેતુ પાર પડી શકતો નથી.

૫. શરીરને સારા સાબુથી કે માટીથી સારી રીતે ચોળીને ન્હાવું અને ન્હાયા પછી કોરા રૂમાલ કે વસ્ત્રવતી ઘસીને શરીરને કોરૂં કરવું. ભીના ફાળીયાથી કે ભીના રૂમાલથી શરીર કોરૂં થઈ શકતું નથી અને એવી રીતે શરીર લોવાથી કશો ફાયદો થતો નથી. કોરા લુગડાવતી સારી રીતે ઘસીને લોવાથી ભીનાશ દૂર થાય છે એટલુંજ નહિ પણ તેથી મેલ દૂર થાય છે, લોહી સારી રીતે ફરી શકે છે અને ચામડી ઉપર તેજ આવે છે. તેથી કસરત પણ થાય છે. નઠારા ચીકણા સાબુ ચામડીને સ્વચ્છ કરવાને બદલે પ્લાસ્ટરનું કામ કરી ઉલટા છીદ્રોને પુરી નાખે છે!

૬. તાવ, ઝાડો, આફરો, સળેખમ, કફ તથા વાયુ એટલા રોગમાં, તેમ જ જમ્યા પછી તરત ન્હાવું નહિ, એવી વૈદકશાસ્ત્રની ભલામણ છે.

ન્હાવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, આયુષ્ય તથા શક્તિ વધે છે, ઉત્સાહ તથા બળ પ્રાપ્ત થાય છે. મેલ, ચેળ, થાક, પસીનો, આળસ, તરસ તથા બળતરા મટે છે. ચોળીને ન્હાવાથી ચામડી ઉપરનાં છિદ્રોનાં મોં ખુલ્લાં થાય છે અને શરીરની અંદરના નિરૂપયોગી મેલને પસીના રૂપે બહાર આવવાને બની શકે છે.

સ્નાન કર્યા પછી શરીર અને મન શુદ્ધ તથા પ્રફુલ્લિત થાય છે અને ઇન્દ્રિયો શાંત થાય છે, માટે તે વખતે ફુરસદ મળ્યા પ્રમાણે ઇશ્વર અને પોતાના ઇષ્ટદેવનું ધ્યાન, નામ સ્મરણ અને પૂજન કરવું. ચા, દુધ કે નાસ્તો વગેરે કરવો હોય તે પણ આ વખતે કરવો અને પછી પોતાના કામ ધંધે વળગવું. ખાલી પેટે કામ કરવું નહિ. નિત્યના નિયમિત વખતે જમવું.

**ભોજન**—ભોજનનો જુદા જુદા લોકોનો જુદો જુદો રીવાજ હોય છે એટલે એ સંબંધી અત્રે લખવાની જરૂર નથી. તથાપિ કેટલીક સામાન્ય સૂચનાઓ આ ઠેકાણે નકામી નહિ ગણાય.

ખાવામાં જેમ બને તેમ નિયમિત અને મિતાહારી રહેવું, એ તન્દુરસ્તી અને દીર્ઘાયુષ્યને માટે અગત્યના નિયમો છે. અધુરી ભુખમાં અથવા અજીર્ણમાં જમવું નહિ, તેમજ ભુખ લાગ્યા પછી તેને મારવી નહિ. આ બન્ને જાતની બેદરકારી શરીરને ભારે મ્હોટી હાનિ કરે છે. ભુખ લાગ્યા છતાં નહિ ખાવાથી લાકડાં વિના જેમ અગ્નિ લાકડાંને બાળીને પોતે ઓલવાતો જાય છે તેમ, શરીરનો અગ્નિ મંદ પડે છે. થોડી ભુખમાં પણ જમવું નહિ. ખરી ભુખ લાગે ત્યારે જ જમવાનો વખત થયો સમજવો.

શુદ્ધ અને સાદો આહાર કરવો. જમવાની જગા, પહેરવાના વસ્ત્ર તથા વાસણો સ્વચ્છ અને મનપસંદ થાય એવાં હોવાં જોઇએ. જમતાં જમતાં મન પ્રસન્ન થાય એવી જ વાતો કરવી ને કરાવવી. મનને ખેદ કે ગ્લાની થાય એવી વાતો સાંભળવી નહિ અને એવી વસ્તુઓ નજર આગળ રાખવી પણ નહિ. પ્રિયમિત્ર, આનંદ આપનારી સ્ત્રી કે પોતાને પ્રિય એવા કોઈ પણ સોબતી કે સ્નેહી સંબંધીની સાથે જમવું અથવા તેને પાસે બેસાડીને જમવું. આરોગ્ય અને આયુષ્યની ઇચ્છા કરનારાઓએ બહુ તીખા, બહુ ખાટા, બહુ ખારા, અને બહુ ગરમ મશાલાવાળા પદાર્થો ખાવા નહિ. રૂચિ અને પ્રકૃતિને અનુસરી જુદા જુદા રસવાળું પણ સાદું ભોજન કરવું. જમતાં જમતાં નીચેની સૂચનાઓ પ્રમાણે વર્તવાની ભલામણ છે:—

૧. મળી શકે અને બની શકે તેમણે પ્રથમ સીંધાલુણ મેળવેલ આદુની કટકીઓ ચાવી જવી, કેમકે તેથી રૂચિ વધે છે.

૨. જમવાના આદિમાં રોટલી વગેરે કઠણ પદાર્થ બરાબર ચાવીને ખાવા, પછી દાળ–ભાત જેવા નરમ પદાર્થો અને છેલ્લે દુધ કે છાશ વગેરે પ્રવાહી પદાર્થ ખાવા.

૩. સ્વાદ વગરનું, આંખને ગમે નહિ એવું અને વાસી અન્ન ખાવું નહિ.

૪. ઉનું બળબળતું અન્ન બળનો નાશ કરે છે, માટે બહુ ગરમ નહિ, તેમ છેક ટાઢું પડી ગયેલું ન હોય, એવું તાજું તૈયાર થયેલું અન્ન ખાવું.

૫. મંદ અગ્નિવાળાને અડદ વગેરે પદાર્થો સ્વભાવથીજ ભારે પડે છે., મગ, મઠ, તુવેર વગેરે વજન કરતાં વધારે ખાવાથી ભારે પડે છે અને દળેલું અન્ન સંસ્કારથી ભારે પડે છે, એટલે લોટમાંથી લાડુ વગેરે બનાવેલ મિષ્ટાન્ન ભારે પડે છે.

૬. જમ્યા પહેલા પાણી પીવું નહિ, વચમાં વચમાં બહુ થોડું થોડું એકાદવાર પાણી પીવું અને જમ્યા પછી એકાદ ઘુંટડો પાણી પીવું. જમ્યા પછી કેટલોક વખત ગયા પછી તરસ પ્રમાણે પાણી પીવું. જમીને તુરત ઘણું પાણી પીવાથી નુકસાન છે.

૭. અડદ અને ઘઉં બાજરી વગેરેના આટાથી બનેલા અન્નથી પોણું પેટ ભરવું અને મગ, તુવેર, વગેરે દાળ અને ભાતથી પુરૂં પેટ ભરવું. દુધ, છાશ, પીવાના પદાર્થો સૌથી હલકા છે અને જમવાના અંતમાં પીવાથી તૃપ્તિ થાય છે. છાશ પીવી તો ગાયના દૂધની મોળી છાશ પીવી. પવનને ફરવાનો માર્ગ રાખવા કાંઇક ઓછું જમવું.

૮. વિરૂદ્ધ આહાર કરવો નહિ એ વિષે વિસ્તારવાળું વર્ણન જુઓ પ્રકરણ ૩ જું. ખાનપાનના પથ્યાપથ્ય વર્ગ.

૯. રાત્રે હલકું અથવા થોડું ખાવું અને સુવાના સમય પહેલાં બે ત્રણ કલાક અગાઉથી વાળું કરી લેવું. ખાઇને તુરત સુવું નહિ.

૧૦. જમ્યા પછી મોં બરાબર ખંખાળીને સાફ કરવું. જો દાંતનાં પેઢાં તથા પોલમાં અન્ન ભરાઇ રહે અને તે કાઢી નાખવામાં ન આવે તો તે અન્ન સડે છે, વાસ મારે છે અને દાંતનાં તથા મોંનાં અને હોજરીનાં દરદોને ઉત્પન્ન કરે છે.

૧૧. જમ્યા પછી તરત મહેનતનું કામ કરવું નહિ, તેમ જમીને તરત સુવું પણ નહિ; કેમકે જમ્યા પછી તરત મહેનતનું કામ કરવાથી "આમવાયુ" એટલે સાંધાઓ રસથી જકડાઈ જવાનો ભયંકર રોગ થાય છે, અને જમ્યા પછી તરત સુવાથી કફનું જોર થઈ અગ્નિ મંદ પડે છે.

૧૨. જમ્યા પછી તરત કદિ પણ ન્હાવું નહિ, કેમકે તેથી શરીરને હાનિ પહોંચે છે.

**મુખવાસ**—જમ્યા પછી મો સાફ કરવા માટે પાણીના પુષ્કળ કોગળા કરવા. મુખવાસનો પહેલો હેતુ મોં સાફ કરવાનો છે, તેથી જો તે કામ પાણીથી થતું હોય તો સોપારીના ફાકડા અને પાનના ડુચા ચાવવાની કશી જરૂર નથી. મુખવાસની વસ્તુઓમાં આપણા દેશમાં સોપારી, પાન, એલચી વગેરે મુખ્ય છે. હાલ તો મુખવાસની વસ્તુઓમાં તંબાકુની બીડીએ અગ્રણીપણું લીધું છે! સુધારો વધતાં હવે સૌએ બીડી પીવા માંડી છે અને જમીને ઉઠયા એટલે પ્રથમ મોંમાં તંબાકુની બીડી અને હાથમાં દીવાસળી લેવામાં આવે છે. એટલા વાસ્તે તંબાકુની બીડીને હાલનો સુધરેલો મુખવાસ ગણીએ તો કાંઇ ખોટું નથી! જમીને તરત જે કાંઈ વસ્તુ મોંમાં લેવામાં આવે તે મુખવાસના નામથી જ ઓળખાય છે. મુખવાસનો હેતુ તો એટલો જ છે કે, દાંત તથા દાઢામાં અનાજનો કાંઇ ભાગ રહી ગયો હોય તો તે કોઇ ચાવવાની વસ્તુથી ચાવીને દાંતને ચોખા કરવા. વળી તે સુગંધીવાળી હોય તો મોં સુવાસિત થાય અને થુંક ઉત્પન્ન કરવાવાળી હોય તો તે થુંક હોજરીમાં જવાથી ખાધેલા ખોરાકને પચાવવામાં મદદગાર થાય. આવા કારણોથી ડાહ્યા લોકોએ નાગરવેલનાં પાન, કાથો, ચુનો, કેસર, કસ્તુરી, સોપારી, એલચી, વગેરે વસ્તુઓ મુખવાસ તરીકે વાપરવાની ભલામણ પણ કરેલી છે. તંબાકુથી મોઢાનો વાસ કેવો થાય તે આપણાથી હવે અજાણ્યું નથી. તેમાં થુંક પેદા કરવાનો સ્વભાવ છે ખરો, પણ તે થુંક એવું સ્વાદિષ્ટ હોય છે કે, ગળાની અંદર જતાં જ ઉલટી થાય! આથી તંબાકુ પીનારા કે ખાનારાઓને થુંકવાનાં પવાલાં રાખવાં પડે છે અને જે થુંક જઠરાગ્નિના ઉપયોગનું છે, તે નિરર્થક જાય છે. પાનની સાથે તંબાકુ ખાવાનું પણ એજ પરિણામ આવે છે. **સોપારી**—મુખવાસ તરીકે સારી વસ્તુ છે, પણ તે બહુ જ થોડા પ્રમાણમાં લેવાય તો દાંતના પારાને બગાડવા ઉપરાંત તેમાં જે એક દોષ રહેલો છે તે થોડા જ લોકોના જાણવામાં હશે. સોપારીમાં શરીરના સાંધાઓને તથા ધાતુઓને ઢીલા કરવાનો સ્વભાવ છે અને તેથી જેટલા પ્રમાણમાં અને વિસ્તારમાં તેનો વપરાશ થાય છે, તેટલી બધી તે ઉપયોગી નથી. જો વાપરવી તો જમીને કિંચિત મોંમાં નાખી ચાવીને ફેંકી દેવી. કેટલાક લોકો ઘોડાના જોગાણની પેઠે ચડડ ચડડ ચાવ્યા કરે છે, તે નુકસાનકર્તા છે. સોપારી કંઠને બગાડે છેઃ **પાન**—તાજાં અને મોંમાં ગરમી ન કરે એવાં હોવાં જોઇએ. વ્યસન તરીકે જેવાં મળ્યાં તેવાં ચાવવાં, એથી પાન ખાવાનો મુખવાસ તરીકે લાભ મેળવવા જતાં ઉલટી હાનિ થાય છે. વળી આખો દિવસ પાન ખાધા કરવાં તે પણ જંગલીપણું છે. પાનમાં કાથાચુનાનું યોગ્ય પ્રમાણ આવવું જોઇએ અને તે વસ્તુઓ પણ ભેગ વિનાની હોવી જોઇએ. જો આ બધી સાવચેતી ન રાખી શકાય તો બહેત્તર છે કે, પાન ખાવાની ટેવ જ રાખવી નહિ. બહુ પાન ખાવાથી શરીરનું ને આંખનું તેજ, વાળ, દાંત, જઠરાગ્નિ, કાનની ઇંદ્રિ, રૂપ અને બળ એ સર્વને હાનિ પહોંચે છે. **એલચી**-લવીંગ-તજ—એ પણ મુખવાસમાં વપરાય છે, એલચી ખરી ગરમી

આપે છે અને મુખને અતિ સુવાસિત કરે છે. તજ તથા લવીંગ પણ થોડા પ્રમાણમા સારાં છે; પણ મુખવાસ તરીકે આ બે વસ્તુઓ નિત્ય અને વારંવાર ખાવાથી કાંઇ લાભ નથી. **ધાણા**—વરીયાળી–મુખવાસની અનેક વસ્તુઓમાં આ બે વસ્તુઓ વિશેષ પસંદ કરવા જેવી છે. તે દીપનપાચન હોઇને કોઇ પણ પ્રકારના દોષથી રહિત છે. મોમાં સ્વાદ આપે છે અને કંઠને પણ સુધારે છે.

**શયન**–ઉંઘ–સાદી ઉંઘ મેળવવાનો સરસ ઉપાય શ્રમ છે. જે લોકો દિવસે શ્રમ કરતા નથી અને આળસુ થઇ પડી રહે છે તેમને રાત્રે સારી ઉંઘ આવતી નથી. રાત્રે વધારે ખાવાથી સ્વપ્નાં આવે છે અને ખરી નિદ્રાનો નાશ થાય છે. તમારાં સ્વપ્નાં એમ બતાવે છે કે, તમારા મગજને બરાબર ચેન નથી. ઇશ્વરની આપેલી ઉંઘ સર્વેથી ઉત્તમ છે, દિવસે ઇશ્વરની ઇચ્છાને અનુસરી ઉદ્યમ કરો અને રાત્રે ઉંઘમાં તે તમારૂં રક્ષણ કરે એવું તેની પાસે માગો. ઉંઘ અને શયનનાં સંબંધમાં નીચેના નિયમો લક્ષમાં રાખવા જેવા છે.

૧. ઉત્તર અથવા પૂર્વ દિશા તરફ માથું રાખીને સુવું.

૨. સુવાની જગા સ્વચ્છ, સ્વસ્થ ( એકાંત–ઘોંઘાટ કે ગડબડ વગરની ) અને સારી હવાવાળી હોવી જોઇએ.

૩. સુવાનું બિછાનું સ્વચ્છ હોવું જોઇએ. મલિન સ્થળ અને મલિન બિછાનામાં માંકડ–ચાંચડ ઉપદ્રવ કરે છે અને ઉંઘને ખલેલ પહોંચાડે છે.

૪. ટેવ ન હોય તો ઉઘાડી જગામાં કે અગાસીમાં સુવું નહિ, શરીરપર સીધો પવન ચાલ્યો આવે એવી રીતે પવનના ઝપાટા સામે સુવું નહિં, તેમ સુવાના ઓરડાના બારી બારણાં બંધ કરીને સુવું નહિ કેમકે તાજી હવાની જરૂર છે.

૫. ઘણા અભ્યાસથી, ઘણા વિચારથી, નિશો થવાથી કે બીજાં કારણથી મન ઉશ્કેરાયું હોય તો તરત સુવું નહિ.

૬. સુવા પહેલાં માથાને ઠંડુ રાખવું; ગરમ હોય તો ઠંડા પાણીથી ધોવું; પગનાં તળીયાં તેલથી ઘસાવી ગરમ પાણીમાં બોળવાં. હમેશ મગજ ઠંડુ અને પગ ગરમ રાખવાની જરૂર છે.

૭. પથારી કે ખાટલો ભીંતને અડોઅડ રાખવો નહિ.

૮. મોડું સુવું નહિ, તેમ ઘણું ખાઇને તરત સુવું નહિ; રાતે જલદી સુવું અને સવારે વહેલું ઉઠવું.

૯. માથાપર ઓઢીને સુવું નહિ. ટાઢ બહુ હોય તો માથા તથા કાનપર કપડું વીંટવું, પણ નાક બંધ કરવું નહિ.

૧૦. દુનિયાદારીની દિવસની ચિંતાઓ ચિત્તમાંથી કાઢી નાંખીને રાતે શાંત થઇ સુઇ જવું.

---

## સદાચાર.

શારીરિક તથા માનસિક કલ્યાણને અર્થે નીચેના નિયમો નિરંતર અવશ્ય લક્ષમાં રાખવા:–

૧. સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિઓ સુખને અર્થે છે અને એ પ્રવૃત્તિઓમાં પરસ્પરના સુ-

ખનો હેતુ છે, માટે દરેક પ્રવૃત્તિ સર્વના સામાન્ય સુખનો હેતુ લક્ષમાં રાખીને કરવી અને તેનુંજ નામ ધર્મ અથવા કર્ત્તવ્ય છે.

૨. આપણું સારૂં ચાહનારા મિત્રો પર પ્રેમ રાખવો અને શત્રુઓથી દૂર રહેવું.

૩. અન્ય પ્રાણીનો ઘાત, ચોરી તથા વ્યભિચાર એ ત્રણ કાયિક (કાયાના) પાપકર્મો, ચાડીયાપણું, કઠોર વચન, અસત્ય અને અમર્યાદ ભાષણ એ ચાર વાચિક ( વાણીના ) પાપકર્મો, પ્રાણીની હિંસા કરવાનો વિચાર, અદેખાઇ, વિપરીત વિચારો, એ ત્રણ માનસિક પાપકર્મો; એ પ્રમાણે દશ પ્રકારનાં પાપકર્મ શરીર-વાણી તથા મન વડે થાય છે તે ન કરવાં, કેમકે એ પાપકર્મો શરીર તથા મનના રોગનાં કારણ પણ થાય છે.

૪. દીન એટલે નિરાધાર અને અપંગ અનાથ ગરીબ લોકો પર દયા રાખી તેમને યથાશક્તિ મદદ કરવી.

૫. કીડી જેવાં નાનાં નાનાં જંતુઓથી માંડીને સર્વ પ્રાણીઓને પોતાના સમાન ગણવાં. સુખ દુઃખની લાગણીઓ તેમને પણ આપણા જેવી જ છે.

૬. દેવ, ગાય, બ્રાહ્મણ, વૃદ્ધ, વૈદ્ય, રાજા અને અતિથી એમનું પૂજન કરવું એટલે તેમનું યોગ્ય સન્માન કરવું, કેમકે તે સર્વની પ્રવૃત્તિ આપણા રક્ષણ અર્થે છે. જગતમાં જે વસ્તુ જેટલે દરજ્જે વિશેષ ઉપયોગી એટલે દરજ્જે તે વિશેષ સન્માનને પાત્ર થાય છે. બ્રાહ્મણો જગતના ગુરૂ અને પરોપકારી હતા માટે પૂજાયા અને હજી પણ જેમનામાં એ ગુણ છે તેઓ પૂજવા યોગ્ય જ છે. ગાય પરોપકારી પ્રાણી છે. આપણને તેનામાંથી ઉત્તમ પ્રકારનું પોષણ મળે છે માટે તે પણ પૂજવા યોગ્ય જ પ્રાણી છે. રાજા રક્ષણ કરે છે માટે તે પણ પૂજ્ય છે. વૈદ્ય, નિર્લોભી અને સદાચારી હોય તો તે પણ ઉપકારક હોઇને પૂજ્ય છે.

૭. યાચક માગવા આવે તો યથાશક્તિ આપવું. તેને કાંઈ ન આપી શકો તોપણ તેને કઠોર વચન કહીને તેનો તિરસ્કાર તો નહિ જ કરવો.

૮. અપકારના ઉપર પણ ઉપકાર કરવાની ટેવ રાખવી. ઉપકાર કરવાના પ્રસંગ માગ્યા મળતા નથી. માટે પ્રસંગ મળે તો શત્રુ ઉપર પણ ઉપકાર કરી લેવો

૯. સંપત્તિ તથા વિપત્તિમાં મન સમાન રાખવું. સંપત્તિમાં હર્ષ કે ગર્વ ધરી જવો નહિ અને વિપત્તિમાં શોક કે દીનતાને આધીન નહિ થવું. ઇર્ષ્યા હેતુપર કરવી; કોઇના ફળની ઇર્ષ્યા કરવી નહિ.

૧૦. પ્રસંગ વિના બોલવું નહિ. જેટલું બોલવું તેટલું હિતકર, સત્ય અને મધુર બોલવું.

૧૧. પ્રથમ બોલનારા, હસમુખા તથા દયાથી કોમળ થવું. એકલા સુખ ભોગવીને ખુશી ન થવું. સર્વ જગ્યાએ જેમ વિશ્વાસુ ન થવું, તેમ સર્વત્ર વહેમી પણ ન થવું.

૧૨. કોઇ માણસ મારો શત્રુ છે કે હું તેનો શત્રુ છું, એવો પોતાના મનનો પ્રકાશ બીજા પાસે કદી પણ ન કરવો. પોતાનું કે પારકું અપમાન થયું હોય તે વાત બીજે પ્રકટ ન કરવી.

૧૩. બીજાઓને રીઝવવામાં ચતુર થવું; એટલે ખુશામત કરીને રીઝવવા એમ નહિ, પણ સામા માણસોની પ્રકૃતિ જોઇને જે માણસ જે રીતે ખુશી થાય તેમ તેની સાથે વર્ત્તવું.

૧૪. ઇન્દ્રિયોને પીડવી નહિ, તેમ તેને બહુ લાડ પણ ન લડાવવાં.

૧૫. ધર્મ, અર્થ અને કામ એ ત્રણમાંથી એકે પ્રાપ્ત ન થતું હોય એવો ઉદ્યોગ કરવો નહિ અને એ ત્રણને પરસ્પર બાધ આવે એવો ઉદ્યોગ પણ નહિ કરવો; અર્થાત્ એકેની હાનિ ન થાય એવો ઉદ્યોગ કરવો.

૧૬. એક જ જગ્યાએ કે એકજ વસ્તુપર આસક્તિ કરી દેવી નહિ. મધ્યમ રીતે વર્તવું.

૧૭. વાળ, નખ, દાઢી, મૂછ વગેરે ટુંકાં અને સાફ રાખવાં. તેમજ નાક, કાન વગેરે મળ નીકળવાનાં ઠેકાણાં પણ ચોખ્ખાં રાખવાં.

૧૮. રોજ સ્નાન તથા સુગંધી પદાર્થોથી યુક્ત રહેવું. જુનાં મેલાં કપડાં નહિ પહેરવાં; તેમ ઉદ્ધતપણે આછકલા થઇને પણ નહિ રહેવું. પોતાના શરીરની તથા વસ્ત્રની ઉજ્વળતા રાખવી, એથી મન પ્રસન્ન રહે છે, લોકોમાં સત્કાર થાય છે અને તેથી શારીરિક તેમજ માનસિક બંને પ્રકારનાં સુખો મળે છે.

૧૯. છત્રી તથા જોડા વિના બહાર જવું નહિ. ચાલતાં ચાલતાં પોતાની આગળ એક હાથ સુધીના અંતરમાં ધ્યાનપૂર્વક દૃષ્ટિ રાખવી. તાપ, વરસાદ અને બીજા અકસ્માતો સામે સાવચેત રહેવાના આ ઉપાયો છે.

૨૦. રાત્રિના વખતે અથવા કાંઈ ટંટો બખેડો હોય તે વખતે ઘર બહાર જવું હોય તો સાથે લાકડી તથા એકાદ સોબતી કે નોકર સાથે રાખીને બહાર જવું અને માથે ફેંટો બાંધવો; વખતે માર પડે તો ફેંટાથી માથાનું રક્ષણ થાય.

૨૧. બળ કરીને નદી તરવી નહિ, અગ્નિ સામે જવું નહિ, નઠારા વહાણપર બેસવું નહિ.

૨૨. છીંક તથા બગાસું ખાતાં તથા હસતાં મોં આડો હાથ રાખવો, નાક તાણવું નહિ, કારણ વિના જમીનપર લીટા કરવા નહિ કે ભોંય ખોતરવી નહિ અને હાથપગના ચાળા કરવા નહિ.

૨૩. દેહ, વાણી તથા મનનાં કામ થાકતાં પહેલાં જ બંધ કરવાં, ઉભે પગે ઘણીવાર બેસવું નહિ અને રાત્રે ઝાડ તળે સુવું નહિ.

૨૪. ચોતરો, ચબુતરો, દેવસ્થાનનું ઝાડ, ચાર માર્ગનો ચકલો, દેવાલય એ જગ્યાઓમાં રાત્રે વસવું નહિ. વધ કરવાની જગ્યા, નિર્જન અરણ્ય, ઉજડ ઘર તથા સ્મશાન એવી જગ્યાઓમાં દિવસે પણ વાસ કરવો નહિ.

૨૫. સૂર્ય સામે જવું નહિ, માથાપર ભાર ઘણીવાર રાખવો નહિ. ઝીણી, પ્રકાશવાળી, અપવિત્ર અને અપ્રિય વસ્તુઓ જોયા કરવી નહિ.

૨૬. દારૂ પીવો નહિ, વેચવો નહિ અને સ્પર્શ પણ કરવો નહિ.

૨૭. પૂર્વ દિશાનો પવન, પૂર્વનો તડકો, ઉડતી રજ, ઝાકળ તથા કઠોર વાયુ એ સર્વનો ત્યાગ કરવો.

૨૮. વાંકા શરીરે છીંક, ઓડકાર કે ઠાંસો ખાવો નહિ; વાંકા શરીરે સુવું ખાવું કે મૈથુન કરવું નહિ.

૨૯. દુષ્ટ જનાવરો, ઝેરવાળાં જનાવરો, શીંગડાંવાળાં જનાવરો, તેમનાથી દૂર રહેવું અને નીચ લોકોની સેવા કરવી નહિ.

૩૦. સંધ્યાકાળે ભોજન, સ્ત્રીસેવન, નિદ્રા, અભ્યાસ અને કોઈ વિષયનું મનન એટલાં વાનાં કરવાં નહિ, શત્રુના ઘરનું કે તેનું આપેલું ભોજન, યજ્ઞનું, ગણિકાનું તથા દુકાનદારનું ભોજન મીઠાઇ સુધાં ખાવું નહિ.

૩૧. અંગ, મોં તથા નખવડે વાજાની પેઠે વગાડવું નહિ, હાથ માથું ધુણાવવાં નહિ તથા બે તરફ પાણી, અગ્નિ કે પૂજ્યજનો બેઠાં હોય તેમના વચ્ચે થઇને જવું નહિ.

૩૨. મુડદાનો ધુમાડો લેવો નહિ, મદ્ય એટલે દારૂપર આસક્તિ કરવી નહિ અને સ્ત્રીઓનો અતિ વિશ્વાસ કરવો નહિ; તેમને બેહદ છુટ આપવી નહિ.

૩૩. લોક સમુદાય એ મોટો ગુરૂ છે. બધા લોકોની સાથે સંપિને ચાલવું અને તેમનાથી અતડા કે અલગ પડવું નહિ.

૩૪. અન્ય પ્રાણીઓ ઉપર દયા, દાન, શીલતા, મનવચન કર્મનું નિયમિત વર્તન બીજાનું કામ પોતાના કામ પ્રમાણે કરવાની વૃત્તિ એ સર્વ ઉત્તમ સદાચાર છે.

૩૫. હમણાં મારાં રાત અને દિવસ કેમ વીતે છે, એટલે હું કેવા કામમાં મારો સમય ગુજારૂં છું, એ વાતનું નિત્ય સ્મરણ અને ચિંતવન કરનારો માણસ દુઃખી થતો નથી.

સાર્વજિક આરોગ્યતા જાળવવા માટે જે જે મુખ્ય બાબતો પ્રત્યેક માણસે જાણવાની છે અને તેને અનુસરીને વર્ત્તવાની છે, તે બાબતોનો આ પુસ્તકમાં સંક્ષેપમાં સંગ્રહ કરેલો છે. હવે સાર્વજનિક કર્ત્તવ્યનો વિચાર કરીએ. લોકોની સામાન્ય સુખાકારી માટે જેમ પૃથક્ પૃથક્ માણસોએ અન્નપાન, સુઘડતા વગેરેના વિષયોમાં સંભાળ રાખવાની જરૂર છે, તેમ સમાજે અને સરકારે નીમેલા શહેર સુધરાઈ ખાતાના અમલદારોએ પણ એ વાતો ઉપર નિરંતર પાકી દેખરેખ રાખવાની છે. સરકાર તરફથી નિમાએલાં સુધરાઇ ખાતાં લોકોની તન્દુરસ્તી માટે બની શકે એવા ઉપાયો કામે લગાડે છે અને તેથી લોકોની સામાન્ય સુખાકારી કેટલેક અંશે જળવાય છે. પરંતુ જે બાબતો માણસોના પોતાના હસ્તકની છે અને અમલદાર વર્ગને જેની સાથે સંબંધ નથી હોતો તેવી બાબતમાં લોકોનું અજ્ઞાન અનેક ઉપદ્રવો અને વ્યાધિઓનું કારણ થઈ પડે છે. માટે આરોગ્યતા એટલે શરીર સંરક્ષણના નિયમોથી જાણીતા રહેવું, એ નાના મોટાં બધાં માણસોની ઘણીજ અગત્યની ફરજ છે, એક માણસની અજ્ઞાનતાથી વખતે હજારો ને લાખો માણસના જાનને જોખમ પહોંચી જાય છે, પણ અજ્ઞાન પ્રજાને આહાર વિહારાદિ આરોગ્યતાના નિયમોથી જાણીતી કરવાની ફરજ વળી સરકાર અને વિદ્વાન્ લોકોને માથે આવી પડે છે. વૈદ્યવિદ્યાને ખીલવવા ખંત રાખનારા વૈદ્યોની અને ડાકટરોની તથા લોકોની, સુખાકારીની કાળજી રાખનારા વિદ્વાન્ લોકોની અને સરકારની સૌથી પહેલી અગત્યની ફરજ એ છે કે, દુનિયામાં જે જે કારણોથી રોગોની ઉત્પત્તિ થાય છે, તે તે કારણો શોધી બહાર પાડવાં અને એવાં કારણો ફરી ઉત્પન્ન થાય નહિ તેને માટે યોગ્ય ઉપાયો કેમ લગાડવા જોઇએ; તથા પ્રજાને એવાં કારણોથી જાણીતી અને જાગૃત કરવી જોઇએ. મ્યુનિસિપાલીટીઓ મોટા મોટા રસ્તાઓ, પોળો, શેરીઓ અને છેવટે ગલીકુંચીઓમાં જઇ તપાસ કરી ગમે તેટલી સફાઇ રાખે, પરંતુ જ્યાંસુધી લોકો પોતાનાં ઘર અને આંગણામાં એકઠી થતી ગંદકીથી નીપજેલા પરીણામથી અને ખાનપાનના ચોક્કસ નિયમોથી અજ્ઞાન હોય ત્યાં સુધી શહેર સુધરાઇ ખાતાનો હેતુ

યથાર્થ પાર પડી શકે નહિ. એવો અજ્ઞાનવર્ગ મોટો છે. કેળવણી પામેલો કેટલોક વર્ગ પણ શરીરના રક્ષણના નિયમોથી બહુ અજાણ્યો છે. કદી આ બાબતમાં એવી દલીલ કરવામાં આવે કે, કેળવણીના પ્રચારની સાથે લોકોનું અજ્ઞાન દૂર થવા માંડયું છે ને થશે, તો તે દલીલ બરાબર નથી; કેમકે હાલ જે કેળવણી અપાય છે, તેમાં શરીર રક્ષણ સંબંધી ખરૂં કહીએ તો કશું શિક્ષણ આપવામાં આવતું નથી. ગુજરાતી તેમજ અંગ્રેજી શાળાની ચોપડીઓમાં કસરત, હવા, પાણી, અજવાળું વગેરે વિષયોના પાઠો દાખલ કરવામાં આવ્યા છે, પણ શિક્ષણ પદ્ધતિની ખામીને લીધે એ બાબતો કુમળી વયના બાળકોના મગજમાં યથાર્થ ઉતરી કે ટકી શકતી નથી. વળી એ વિષયોનું જેટલા વિસ્તારમાં વિવેચન કરી બાળકોને જ્ઞાન આપવું જોઇએ તેટલા વિસ્તારમાં કરવામાં આવ્યું નથી. અંગ્રેજી પાંચમા ધોરણમાં થોડાંએક વર્ષ થયાં સૅનીટરી પ્રાયમર એટલે આરોગ્યવિદ્યા દાખલ થઈ છે અને તે વરસને છેલ્લે દહાડે વર્ગમાં શરૂ કરવામાં આવતી હોય એમ જણાય છે; અને પરીક્ષકો અમુક જાતના સવાલ પુછે છે એ વાતપર લક્ષ આપીને શિક્ષકો તેમાંથી મુખ્ય મુખ્ય બાબતોના ચોક્કસ સવાલો મોઢે ગોખાવી મારે છે, અને તેમ કરવામાં શિક્ષકોનો બીલકુલ દોષ કાઢી શકાય તેમ નથી; કેમકે બીજા મુખ્ય વિષયો તૈયાર કરાવવાનો પણ પુરતો વખત નથી મળતો તો જે વિષયને ગૌણતા આપી છે તે વિષયપર પૂરતું ધ્યાન ન જ અપાય એ સ્વાભાવિક છે. માટે સ્કૂલ કમીટીઓની ફરજ એ છે કે, આ વિષયને મહત્વ આપવું જોઇએ અને આરોગ્યવિદ્યાને બીજી વિદ્યાના જેવી જ નહિ; પણ વળી વિશેષ અગત્યની જાણીને તેને એક મુખ્ય વિષય તરીકે ધોરણમાં દાખલ કરવી જોઇએ. આવું વૈદ્યકનું તત્વ ઉમેરી અભ્યાસીઓને ઓસડીયાં બનાવતાં શીખવવું, એવો અમારો લખવાનો બીલકુલ હેતુ નથી, પણ હવા પાણી, ખોરાક, વ્યાયામ (કસરત) વગેરે બાબતોમાં સુખાકારીનો ભંગ થવા જેવી શી શી વાતો જાણવા જેવી છે તે તથા આરોગ્યતા જાળવવા ખાતર ઋતુઓના ફેરફારથી શરીરપર થતી અસર, તેને માટે રાખવી જોઇતી સાવચેતી તથા હમેશાં ઘરમાં ખાનપાનની વપરાતી ચીજોના ગુણદોષ. એટલી વાતો દરેક માણસે અવશ્ય જાણવા જેવી છે; માટે સંબંધના પ્રથમ સામાન્ય નિયમોના અને પછી બારિક વિષયોના કેટલાક પાઠ નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં દાખલ કરવાની જરૂર છે.

પાણીનું પૃથક્કરણ મોઢે બોલી જનારો વિદ્વાન વિદ્યાર્થી પણ ઘરમાં રોજ ખાવામાં આવતી ચીજોના ગુણ દોષ ન જાણી શકે એ કેટલી અજ્ઞાનતા! મૂળા અને દૂધના સંયોગથી રોજ શરીરમાં થોડું થોડું વિષ એકઠું થઈ તેનું શું પરિણામ આવે છે તે વાત તે સ્વપ્નમાં પણ જાણતો હોતો નથી. આકાશના ગ્રહો અને તારામંડળની ગતિ તથા ફેરફારના નિયમો તે મુખપાઠે પઢી જશે. પણ ઋતુઓના ફેરફારથી પોતાના શરીરમાં શું ફેરફાર થયા કરે છે અને તેને માટે શી શી સંભાળ રાખવાની જરૂર છે, તે વાત તે બીલકુલ સમજી શકતો નથી. સૂર્ય તથા ચંદ્ર ગ્રહણનાં કારણો અને તેમના આકર્ષણથી થતા દરિયામાં ભરતીઓટના નિયમો તે સમજાવી શકશે, પણ એજ ગ્રહોની શરીરપર શું અસર થાય છે અને તેના આકર્ષણથી શરીરમાં કેવી રીતે ભરતીઓટ થાય છે તેનું તેને જરા પણ જ્ઞાન કે ભાન હોતું નથી. એવાં જ કારણોથી એકાદશી જેવાં ઉપવાસના વ્રતો વૈદ્યવિદ્યાના આધારથી ધર્મરૂપે દાખલ થએલાં છે તેનું હાસ્ય કરીને તે ઉલટી પોતાની વિશેષ

અજ્ઞાનતા બતાવે છે. ભાદરવા માસનાં શ્રાદ્ધ, આસો માસના પ્રથમ પક્ષમાં હોમ હવનની અષ્ટમી, શરદ્ ઉત્સવ, વસંતઋતુમાં હોળીના તહેવાર, વગેરે પ્રસંગો રખેને વૈદ્યવિદ્યાની સમયોચિત સલાહનાં જ પરિણામ હોય, એ વાતનો તમારા મનમાં કોઈ દિવસ વિચાર સરખો પણ આવ્યો છે? નહિ જ! જે વાતોમાં આપણું હિત રહેલું છે તે વાતોને તો આપણે હસવા સરખી માની એટલે તે વાતો વિષે વિચાર કરવાનો અવકાશ જ ક્યાંથી મળે? વર્ષાઋતુનો ઉઘાડ થયા પછી ભાદરવામાં એકદમ તાપ પડી તે આપણા શરીરના પિત્તને ઉકાળે છે. તે વખતે પિત્તને શાન્તિ થાય એવો આહાર લેવો જોઇએ. માટે જ એ માસમાં મુએલાં માબાપ અને સગાંવહાલાંને યાદ કરી પ્રીતિ અને શ્રદ્ધાથી તેમનું શ્રાદ્ધ કરવાનું અને તે શ્રાદ્ધમાં દુધપાક કે ખીર ( દુધ ચોખાની ) ભોજન જમવા જમાડવાનું ઠરાવ્યું છે અને તેમ ઠરાવવામાં વૈદ્યવિદ્યામાં કુશળ વિદ્વાનોની જ ઉંડી ઉંડી સલાહ હોય એમ જોવામાં આવે છે. લોકો વિચારને માન આપવા કરતાં ચાલતી રીતને કે રૂઢીને વિશેષ માન આપવાવાળા હોય છે, તેથી હેતુ સમજાવીને માત્ર વિચારો લખી જણાવવાથી લોકો તે પ્રમાણે વર્તવાને જેટલા આગ્રહી રહે છે તે કરતાં ધર્મના કારણથી તેવી વાતોને માનવા-પાળવામાં વિશેષ પ્રીતિ ધરાવતા જણાય છે. આસો સુદ આઠમે ઘેર ઘેર હવન કરી હવાને શુદ્ધ કરવાનો હેતુ ઘણો જ સારો છે અને આજ સુધી તે હેતુ શ્રદ્ધાથી સચવાતો હતો, પણ સુધરેલા લોકોએ એ વાતને નજીવી અથવા નકામી ગણીને મૂકી દેવા માંડી છે, તેમાં તેઓ પોતાના દેશના એક અતિ હિતકર અને ઉત્તમ આચારને બંધ પાડવાની મોટી ભૂલ કરે છે. હોળીના દેશાચારમાં જે દૂષણ જેવું છે તે માત્ર નાગાં, ઉઘાડાં ભાષણો અને ભુંડાં બોલવાનું છે; સિવાય એ તહેવારોમાં રમત ગમતો અને હોળીકા પ્રકટવાની રીત ઋતુને અનુસરીને દાખલ થઇ જણાય છે. ઋતુચર્યામાં કહેવામાં આવશે તે પ્રમાણે શિશિરઋતુમાં આપણા શરીરમાં કફનો જમાવ થાય છે અને વસંતઋતુમાં તે કફનો કોપ થઇ શરીરમાં અનેક ઉપદ્રવો થવાનો સંભવ છે. માટે એ કફને વસંતઋતુની શરૂઆતમાં રેચ, ઉલટી, કસરત કે સૂકા ખોરાકથી ઓછો કરવો જોઇએ. એવા ફાગણના હોળીના પહેલાં પંદરેક દિવસ સુધી લોકો મર્દાની કસરતો અને રમતો ખેલે છે તથા ધાણી દાળીઆ જેવા હલકો અને શુષ્ક પદાર્થ છુટથી ખાય છે અને છેવટે હોળી તાપીને કફની નીવૃત્તિ કરે છે. યજ્ઞયાગનો હેતુ પણ હવાની શુદ્ધિનો જણાય છે અને યજ્ઞો કરવાનું જે મોટું ફળ મનાયું છે તે મોટું ફળ મુખ્ય તો હવાની શુદ્ધિનું અને હવાની શુદ્ધિથી પ્રાપ્ત થતી લોકોની આરોગ્યતાનું હોય એમ સમજાય છે, માટે આપણા જે આચારોને આરોગ્યતાની સાથે સંબંધ છે, એવા આચારોનો અનાદર નહિ કરતાં તેનો હેતુ સમજીને તે આચારોને પાળવા અને અજ્ઞાન લોકો પાસે પળાવવા એ દેશના સમજુ અને ડાહ્યા પુરૂષોનું કામ છે. મરકી વગેરે મહામારીના વખતમાં આપણા હિંદુ લોકોમાં પોળોમાં હવન કરવાનો તથા ઉજાણીઓ કરવાનો ચાલ છે તે ઘણો જ સારો છે. સુધરેલા લોકો તેવા આચારોને હસે છે, પણ એવા હાસ્યમાં તેમની અજ્ઞાનતાની પ્રતીતિ થાય છે.

## ઋતુચર્યા.

દરદોનાં ઘણાંક કારણો જેમ મનુષ્યકૃત છે, તેમ કેટલાંક કારણો દૈવકૃત એટલે કુદરતકૃત પણ જોવામાં આવે છે. એ દૈવકૃત કારણોમાં ઋતુના ફેરફારનો સમાવેશ થઈ શકે છે. અતિ ટાઢ અને અતિ તાપ એ કુદરતનું કૃત્ય છે. માણસો તે ફેરફારોને અટકાવવા સમર્થ નથી અને કદિ રસાયની પ્રયોગવડે એવા કુદરતજન્ય ફેરફારો ઉપર માણસજાત ક્ષણિક જય મેળવી શકે–જેમકે ઋતુ વિના વરસાદ લાવવો–તોપણ કુદરતજન્ય જેટલા ફેરફારો છે તે સમગ્ર પ્રાણીઓના હિતનો વિચાર કરતાં ઉપયોગી છે, માટે તેમાં માણસ જાતે હાથ ઘાલવો એ ડહાપણનું કામ નથી. માત્ર એ ફેરફારોથી હવામાં ફેરફાર થાય છે અને તેથી એકદમ આપણા શરીરની અંદરની ગરમી અને શરદીમાં ઉથલ પાથલ થાય છે, માટે એવા સમયમાં હવા સુધારવાના અને શરીરપર થતી અસર સામેના ઉપાયો કરવા એ આપણું કામ છે.

વરસની જુદી જુદી ઋતુમાં તે તે ઋતુની ગરમી કે ઠંડીને લીધે આપણી આસપાસની હવામાં અને હવાને યોગે આપણા શરીરમાં જે ફેરફારો થાય છે તે ફેરફારોને અનુસરી આપણા અહાર વિહારના નિયમો રાખવા જોઇએ. આ નિયમોને ઋતુચર્યા એવું નામ આપવામાં આવેલું છે.

**ઋતુ ભેદના કારણો**—હવામાં ઉષ્ણતા અને શીતતા એ બે મુખ્ય ગુણ રહેલા છે. આ બન્ને ગુણોનું માપ સર્વદા એક સરખું હોઇ શકતું નથી. સ્થળભેદ અને કાળભેદથી તેમાં ફેરફાર થયેલો જોવામાં આવે છે. પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ છેડા ઉપર આવેલા પ્રદેશમાં અતિ ટાઢ પડે છે, પૃથ્વીના ગોળાની મધ્યરેશાની આસપાસના પ્રદેશોમાં અતિ ગરમી પડે છે અને બન્ને અર્ધગોળાની વચ્ચેના પ્રદેશોમાં ટાઢ તથા તાપ સરખો હોય છે. આ પ્રમાણે સ્થળભેદનો વિચાર કરીએ તો ઉત્તર ધ્રુવની આસપાસના પ્રદેશોમાં એટલે સૈબિરિયા વગેરે મુલકમાં ટાઢ ઘણી પડે છે. તેનાથી નીચેના તાતાર, ટીબેટ અને આપણા હિંદુસ્થાન દેશના ઉત્તર ભાગમાં ટાઢ તથા તાપ લગભગ સમાન છે અને તેથી પણ નીચે વિષુવવૃતની આસપાસના મુલકોમાં એટલે દાખલા તરીકે દક્ષિણ હિંદુસ્થાન અને સીલોનમાં સખ્ત તાપ પડે છે. વળી ઋતુભેદે કરીને તેમાં પણ ફેરફાર થયા કરે છે. એટલે એ દેશોમાં પણ બારે માસ એક સરખી ટાઢ કે એક સરખો તાપ રહેતો નથી.

ટાઢ અને તાપ અથવા ઠંડી અને ગરમ ઋતુનો મુખ્ય આધાર પૃથ્વી અને સૂર્યની ગતિ ઉપર છે. પૃથ્વીના ઉત્તર દક્ષિણ છેડા ઉપરના દેશોમાં સૂર્ય કદી પણ માથા ઉપર સીધી લીટીમાં આવતો નથી. ૬ ૬ માસ સુધી ત્યાં સૂર્યનાં દર્શન પણ થતાં નથી. અને બાકીના ૬ માસમાં ત્યાં સૂર્ય આપણા દેશમાં ઉગતા કે આથમતા સૂર્ય જેવો ઝાંખો પ્રકાશ આપે છે. આપણા સમશીતોષ્ણ દેશમાં સૂર્યના નજીકપણા અને દૂરપણાને લીધે જુદા જુદા ભાગમાં વધતાં ઓછાં ટાઢ તાપ પડે છે અને તેથી વર્ષના અથવા ઋતુના સામાન્ય રીતે મુખ્ય બે ભાગ ગણાય છે. ઉત્તરાયન અથવા ઉષ્ણકાળ અને દક્ષિણાયન અથવા શીતકાળ. એ બે અયનની સંક્ષિપ્ત સમજ નીચે પ્રમાણે છે.

**બે અયનો**—વર્ષના બે અયન છે. **ઉત્તરાયન** અને **દક્ષિણાયન** પૃથ્વીના ગોળાની મ-

ધ્યમાં પૂર્વ પશ્ચિમ એક લીંટી કલ્પીને તેને "વિષુવવૃત" નામ આપવામાં આવેલું છે. સૂર્ય ૭ માસ સુધી તે લીંટીની ઉત્તર તરફના ઉષ્ણ કટિબંધમાં ફરે છે અને ૭ માસ સુધી વિષુવવૃત દક્ષિણ તરફના ઉષ્ણ કટિબંધમાં ફરે છે. જ્યારે સૂર્ય ઉત્તર તરફ ફરે છે ત્યારે ઉત્તર તરફના ઉષ્ણ કટિબંધના પ્રદેશો ઉપર સૂર્યનાં કિરણો સીધાં પડે છે અને તેથી તે પ્રદેશમાં સખ્ત તાપ પડે છે, અને જ્યારે દક્ષિણ તરફ ફરે છે ત્યારે દક્ષિણ તરફના ઉષ્ણ કટિબંધના પ્રદેશો ઉપર સૂર્યનાં સીધાં કિરણો પડવાથી તે પ્રદેશમાં સખ્ત તાપ પડે છે. આપણો હિંદુસ્થાન દેશ વિષુવવૃતની એટલે મધ્યરેશાની ઉત્તરમાં આવેલો છે; દક્ષિણ હિંદુસ્થાન ઉષ્ણ કટિબંધમાં છે અને બાકીનો આખો ઉત્તર હિંદુસ્થાન સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો છે. આમ હોવાથી જ્યારે સૂર્યનું વિષુવવૃતની ઉત્તરમાં અયન એટલે ફરવું થાય છે, અથવા ખરી રીતે બોલીએ તો આપણી પૃથ્વીના ફરવામાં જ્યારે તેના ઉત્તરના ઉષ્ણ કટિબંધના પ્રદેશો સૂર્યની સીધી લીંટીમાં પાસે આવે છે ત્યારે ઉત્તર તરફના પ્રદેશોમાં વિશેષ તાપ પડે છે અને તેથી એ ૭ માસને ઉત્તરાયન નામ આપવામાં આવેલું છે. એ જ રીતે જ્યારે સૂર્ય ૭ માસ સુધી વિષુવવૃતની દક્ષિણમાં ફરે છે ત્યારે દક્ષિણ તરફ વિશેષ તાપ પડે છે અને ઉત્તર તરફ ઓછો તાપ પડે છે, માટે એ ૭ માસને દક્ષિણાયન નામ આપવામાં આવેલું છે. ઉત્તરાયનના ૭ માસમાં ઘણું કરીને ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અસાડ તથા શ્રાવણ મહિનાઓનો સમાવેશ કરવામાં આવેલ છે અને દક્ષિણાયનના ૭ માસમાં ભાદરવો, આસો, કાર્તક, માગશર, પોષ તથા મહા એ ૭ મહિનાઓ ગણવામાં આવેલ છે. ઉત્તરાયનના ૭ માસ શરીરના બળને ઉત્તરોત્તર ઓછું કરવાવાળા છે અને દક્ષિણાયનના ૭ માસ માણસોના બળને પુષ્ટી આપનાર છે. એક વર્ષમાં સૂર્ય બાર રાશીઓમાં ફરી રહે છે અને બબે રાસીએ ઋતુ બદલાય છે, તે ઉપરથી વર્ષની ૭ ઋતુ કલ્પવામાં આવી છે. જુદા જુદા સ્થળોમાં જુદી જુદી ઋતુઓ એક જ વખતે બેસતી નથી. તથાપિ હિંદુસ્થાનના આ ભાગમાં ૭ ઋતુઓનો સમય સામાન્ય રીતે નીચે પ્રમાણે ગણવામાં આવેલો છે.

| | |
|---|---|
| **વસંત ઋતુ**—ફાગણ, ચૈત્ર. | **શરદ ઋતુ**—ભાદરવો, આસો. |
| **ગ્રીષ્મ ઋતુ**—વૈશાખ, જેઠ. | **હેમંત ઋતુ**—કાર્તક, માગશર. |
| **વર્ષા ઋતુ**—અશાડ, શ્રાવણ. | **શિશિરઋતુ**—પોષ, મહા. |

અહિં વસંત ઋતુનો આરંભ ફાગણ માસથી ગણેલો છે. તથાપિ જે ભાગમાં ફાગણ માસ સુધી ટાઢ પડતી હોય તે ભાગના લોકોએ વસંત ઋતુનો આરંભ ચૈત્ર માસથી ગણવો અને એવીજ રીતે બીજી ઋતુઓને માટે સમજી તે સમયથી જ તે ઋતુઓના નિયમો પાળવા.

ઋતુઓના કેટલાક નિયમો તો કુદરત પોતે પળાવે છે. ટાઢ પડે છે ત્યારે સ્વાભાવિક રીતે જ ગરમ કપડાં પહેરવાની અને ગરમ ઉપચારો કરવાની આપણને ઇચ્છા થાય છે અને ઉનાળામાં બહુ તાપ પડે છે ત્યારે ઝીણાં વસ્ત્રો પહેરવાની અને ઠંડા ઉપચારો કરવાની ઇચ્છા થાય છે. ઇગ્લાંડ જેવા ઠંડા મુલકમાં જઇએ તો તંદુરસ્તી જાળવવા માટે ઠંડા મુલકને અનુકૂળ ઉપચારો આપણે કરવાજ જોઇએ. આપણા જ દેશમાં જ્યાં આપણા પ્રાંત કરતાં વધારે ટાઢ પડતી હોય એવા પ્રાંતમાં જઇએ તો ઠંડી હવાથી આપણા શરીરનું રક્ષણ કરવાના ખાસ ઉપાયો આપણે કામે લગાડવાજ જોઇએ. એ જ નિયમ ૭ ઋ-

તુઓના ફેરફારને લાગુ પડે છે. અતિ ગરમ હવામાંથી અતિ ઠંડી હવાને અને અતિ ઠંડી હવામાંથી અતિ ગરમ થયેલ હવાના ફેરફારને તો આપણે સમજી શકીએ છીએ અને જેટલા પ્રમાણમાં સમજીએ છીએ તેટલા પ્રમાણમાં તેના કેટલાક સામાન્ય ઉપાયો યોજીએ છીએ; પરંતુ ટાઢમાંથી તાપ અને તાપમાંથી ટાઢનો ઋતુનો ફેરફાર આપણા શરીરમાં શું શું ફેરફારો કરે છે, તેમજ જુદી જુદી છ ઋતુઓ વળી બબ્બે મહીને વાતાવરણમાં કેવા પ્રકારનો ફેરફાર કરે છે અને તેની આપણા શરીરને શું અસર થાય છે, તે વાત આપણામાંના ઘણા થોડા સમજી શકતા હોય એમ જણાય છે. એટલા માટે આ નીચે છએ ઋતુનું સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવેલું છે, જે શરીર સંરક્ષણ અને આરોગ્યતાની કિમ્મત સમજનારાઓને ઘણું જ ઉપયોગી થઈ પડશે એવી આશા રાખવામાં આવેલી છે.

**ઋતુના ફેરફારની શરીર ઉપર અસર**—છ ઋતુઓની સામાન્ય સમજણ અને તેની શરીરપર જે અસર થાય છે, તે નીચે પ્રમાણે છેઃ—

શિશિર ઋતુમાં એટલે શિયાળામાં સારી રીતે ખાધેલા અન્નપાનથી શરીરમાં રસ એટલે કફનો સંગ્રહ થાય છે. વસંત ઋતુ બેસતાં તાપ પડવા માંડે છે તેથી શરીરની અંદરનો કફ પીગળવા માંડે છે અને જો તેનું શમન એટલે શાંતિ કરવામાં નથી આવતી તો ખાંસી, કફનો તાવ, મરડો વગેરે વ્યાધિઓ થાય છે. વસંતમાં કફની શાંતિ થયા પછી ગ્રીષ્મના સખ્ત તાપથી શરીરની અંદરનો જરૂર જોઇતો બાકી રહેલો રસ એટલે કફ બળવા માંડે છે અને તેથી શરીરમાં વાયુ છુપી રીતે એકઠો થવા માંડે છે. ગ્રીષ્મ ઋતુ પસાર થતાં વર્ષા ઋતુની હવાના એકદમ થયેલા ફેરફારથી શરીરમાં એકઠો થયેલો વાયુ કોપને પામે છે અને ઝાડા, ઉલટી, તાવ વગેરે ઘણા ઉપદ્રવો આ ઋતુમાં થાય છે, તેનું એ જ કારણ છે. વર્ષામાં વાયુ કોપ પામે છે ત્યારે વાયુની શાંતિના ગરમ ઉપચારો અને ગરમ ખાનપાનને લીધે પિત્તનો શરીરમાં સંગ્રહ થાય છે. વર્ષાઋતુ બંધ પડી શરદમાં વાદળાં ખુલ્લાં થઇ એકદમ તાપ પડતાં સંગ્રહ થયેલો પિત્ત કોપ પામે છે. અને તેથી શરદ ઋતુમાં પિત્તનો તાવ, ઉલટી વગેરે પિત્તનાં દરદો વિશેષ થાય છે. શરદ ઋતુનું પિત્ત ઠંડા ઉપચારોથી અને છેવટ ઋતુ બદલાઇ હેમંત ઋતુની મંદ મંદ ઠંડી પડવાથી અને છેવટ શિશિરની કડકડતી ટાઢથી છેક શાંત પડે છે. પણ શિશિરની ટાઢથી અને તે ઋતુમાં ખાવામાં આવતા પૌષ્ટિક ખાનપાનથી શરીરમાં કફનો સંગ્રહ થાય છે. જે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે વસંતમાં કોપ પામે છે, આ પ્રમાણે શિશિરમાં કફનો સંગ્રહ થાય છે, ગ્રીષ્મમાં વાયુનો સંગ્રહ થાય છે અને વર્ષામાં પિત્તનો સંગ્રહ થાય છે; તેમજ વસંતમાં કફ કોપે છે, વર્ષામાં વાયુ કોપે છે અને શરદમાં પિત્ત કોપે છે. ત્રણ ઋતુમાં ત્રણ દોષનો સંચય થાય છે અને બીજી ત્રણ ઋતુઓમાં ત્રણ દોષનો કોપ થાય છે. એજ કારણથી આખા વરસમાં વસંત, વર્ષા અને શરદ એ ત્રણ ઋતુમાં રોગની વિશેષ ઉત્પત્તિ હોય છે. વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુઓ અહારવિહાર અને ખાનપાન વગેરેના કારણથી હરકોઇ ઋતુમાં કોપ પામી દરદોને ઉત્પન્ન કરે છે; તો પણ પોતપોતાની ઋતુમાં તે દોષો વિશેષ કોપે છે અને તેમાં પણ તે તે પ્રકૃતિવાળાના ઉપર વધારે જોરથી હુમલો કરે છે; જેમકે વસંત ઋતુમાં સૌને કફનો ઉપદ્રવ થવાનો સંભવ છે પણ કફ પ્રકૃતિવાળાને વિશેષ

ઉપદ્રવ કરે છે; વર્ષાઋતુમાં સૌને વાઉખેળા જેવાં વાયુનાં દરદો થવાનો સંભવ છે, તેમાં પણ વાત પ્રકૃતિવાળાને વિશેષ ઉપદ્રવ થાય છે અને શરદ ઋતુમાં સૌને પિત્તના તાવનો સંભવ છે, તેમાં પણ પિત્ત પ્રકૃતિવાળાને તે પિત્ત વિશેષ ઉપદ્રવ કરે છે.

**વસંત ઋતુ**—ફાગણ તથા ચૈત્ર એ માસ વસંત ઋતુના ગણાય છે. શિયાળામાં વિશેષ કરીને ઘીવાળો ચીકણો અને પુષ્ટિકારક ખોરાક ખાવામાં આવે છે; તેથી શરીરમાં કફનો સંગ્રહ થાય છે અને ટાઢ એ કફને શરીરમાં સારી રીતે જમાવી રાખે છે. પણ વસંત બેસે છે ત્યારે ફાગણના તાપથી કફ શરીરમાં ઓગળવા માંડે છે. શરીરમાં કફ વિશેષ કરીને મગજ, છાતી અને સાંધાઓમાં રહે છે. માથાનો કફ પીગળી ગળામાં ઉતરે છે તેથી સળેખમ, કફ અને ખાંસીનાં દરદ થાય છે અને છાતીનો કફ પીગળી હોજરીમાં જાય છે તેથી અગ્નિ મંદ પડે છે અને મરડો થાય છે. વાસ્તે એ એકઠો થએલો કફ પીગળીને કોપ પામી દરદોને ઉત્પન્ન કરે તે પહેલાં જ તેનો ઉપાય કરવો. વસંત ઋતુ બેસતાં જ તેનો ઉપાય કરવો. આ ઉપાય બે ત્રણ પ્રકારથી થઇ શકે છે. માટે જેની પ્રકૃતિ, ઇચ્છા અને અનુકૂળતાને જે ઉપાય બંધ બેસે તે ઉપાય તેણે કરી લેવા. મુખ્ય ઉપાય બે છે, કાં તો કફની શાંતિ કરવી કે કાંતો તેને કાઢી નાંખવો. કફની શાંતિ માટે આહાર વિહારનો ફેરફાર કરી નાખવાની અને કાઢી નાખવા માટે ઉલટી તથા રેચની જરૂર છે. બાળક, વૃદ્ધ અને અશક્તે ઉલટી જુલાબ લેવા નહિ. જેના શરીરમાં કફનો ઘણો સંગ્રહ થયો હોય, જેને હમેશાં કફ પીડતો હોય અને જેનામાં શક્તિ હોય તેણે જ ઉલટી–જુલાબના ઉપાયોનો આશ્રય લેવો, સામાન્ય રીતે નીચે પ્રમાણે આહાર વિહારના નિયમો પાળવાથી કફની શાંતિ થાય છે:—

**નિયમો**—વસંત ઋતુમાં પાળવાના નિયમો:—

૧. ભારે તથા ટાઢું અનાજ, દિવસની ઉંઘ, ચીકણા, ખાટા અને મીઠા પદાર્થો તથા નવું ધાન્ય એટલી વસ્તુઓનો ત્યાગ કરવો, અથવા પ્રમાણમાં તેમનો બહુ ઓછો ઉપયોગ કરવો.

૨. જુનાં એટલે આગલા વર્ષમાં પાકેલાં ધાન્ય, મધ, કસરત, તૈલમર્દન, ચંપી વગેરે ઉપાયો કફની શાંતિ કરે છે. જુનાં અનાજ કફ ઓછો કરે છે, મધ કફને છોડે છે અને કસરત, તૈલમર્દન તથા શરીરની ચંપી શરીરના કફને છુટો પાડે છે.

મહેનત મજુરી કરનારા અને સુકા રોટલો ખાઈ ગુજરાન કરનારા ગરીબ વર્ગના લોકોને આ ઋતુનો કફ કાંઇ ઉપદ્રવ કરી શકતો નથી, પણ બેઠાડુ લોકોને આ રૂતુમાં કફ હેરાન કરે છે, માટે એવા લોકોએ જરૂર સાવચેતી રાખવી જોઇએ. ફાગણ માસના પહેલા પખવાડીયામાં હોળીના તહેવારોની રમતગમત, ધાણી–દાળીયા તથા તેનો સાથવો કરી ખાવો અને ઘેર ઘેર અને પોળે પોળે હોળી કરી તાપવું, એ વગેરે ચાલ આખા દેશમાં ચાલે છે, તે ચાલની ઉત્પત્તિ કદાચ વૈદ્યવિદ્યાના અભિપ્રાયથી થઇ હોય એવું અનુમાન થઇ શકે છે, અને બિભત્સ ભાષણ સિવાયના સર્વ રીવાજો ચાલુ રાખવા જેવા છે.

**ગ્રીષ્મ ઋતુ**—વૈશાખ તથા જેઠ એ બે માસ ગ્રીષ્મના એટલે ખરા ઉનાળાના ગણાય છે. વસંતના નિયમો પાળવાથી શરીરમાંથી ધીમે ધીમે કફની શાંતિ થાય છે. પણ સખ્ત

તાપ પડવાથી એ કફનું અથવા શરીરના રસનું વિશેષ શોષણ થવા માંડે છે અને જો તેના સામે યોગ્ય ઉપાયો નહિ લેતાં બેદરકાર રહીએ છીએ તો શરીરનું બળ શોષણ થતાં ખાલી પડેલી જગ્યા વાયુથી ભરાઇ જાય છે. સૂર્યનો તાપ જેમ પૃથ્વી ઉપરના રસકસને ખેંચી લે છે, તેમ માણસોના શરીરમાંના કફ એટલે પ્રવાહી પદાર્થોનું પણ શોષણ કરે છે. આ ઋતુમાં કફનો ક્ષય થાય છે અને વાયુનો સંગ્રહ થાય છે. શરીરમાં આવો ફેરફાર ચાલતો હોય, એવામાં જો ગરમ પદાર્થો ખાવામાં આવે તો ઉલટી વિશેષ ખરાબી થાય છે. માટે શરીરનાં રસનું શોષણ થતું અટકાવવા માટે અને વાયુ જેવા એક તોફાની શત્રુને શરીરમાં જગ્યા નહિ આપવા માટે બહારની ઉષ્ણતાને લીધે શરીરમાંથી જેટલો કફ અથવા રસ નાશ પામતો જાય છે તેટલો રસ પાછો દાખલ થતો જાય એવા પદાર્થો આ ઋતુમાં ખાવાની જરૂર છે. તેઓ આ વાત લક્ષમાં નહિ રાખતાં ઉનાળામાં પણ ગરમ ચીજો બહુ ખાય છે, તેમનાં શરીરમાં હમેશાં વાયુનું જોર રહે છે અને વર્ષા ઋતુમાં તેઓ વાયુનાં દરદોના વારંવાર ભોગ થઇ પડે છે. ગ્રીષ્મ ઋતુમાં રસની વૃદ્ધિ કરે એવા જ ખોરાકની વિશેષ કરીને જરૂર છે, એવું કૃપાળુ કુદરતે માણસ માટે કરી રાખેલી યોજનાથી પણ સિદ્ધ થાય છે. તે યોજના એ છે કે, ઉષ્ણ કાળમાં જેવા મધુર રસની જરૂર છે, એવા મધુર રસની ઘણી વસ્તુઓ આ ઋતુમાં વિશેષ ઉત્પન્ન થાય છે, જેવી કે, કેરી, ફાલસાં, સંતરાં, નારંગી, આંબલી, જાંબુ વગેરે.

**નિયમો**—ગ્રીષ્મ ઋતુમાં સામાન્ય રીતે નીચેના નિયમો પાળવા જોઇએઃ—

૧. ખારા, તીખા, ખાટા અને લુખા પદાર્થો, કસરત, તેમ જ તડકો એટલાં વાનાંનો ત્યાગ કરવો. કેમકે એ બધા વાનાં શરીરના રસનું શોષણ કરી ગરમીને વધારનારાં છે. ગરમ મશાલા, બહુ અથાણાં, ચટણીઓ, મરચાં વગેરે વસ્તુઓ હમેશાં બહુ ખાવાથી નુકસાન છે અને આ ઋતુમાં તો અવશ્ય નુકસાન કરે છે.

૨. મધુર (મીઠા), હલકા, ઠંડા અને રસવાળા પદાર્થો વિશેષ ખાવા; કેમકે એ પદાર્થો શરીરમાંથી ક્ષય થતા રસનું પોષણ કરે છે.

૩. શ્રીમંત લોકોએ આ ઋતમાં શ્રીખંડ, શરબતો, બરફ, આઇસ્ક્રીમ વગેરેનું પ્રકૃતિ અનુસાર સેવન કરવું. વાળાની ટટીઓનો ઉપયોગ કરવો અને બાગ બગીચાઓમાં જઇને રહેવું. આ ઋતુમાં એકલું દહીં બીલકુલ ખાવું નહિ; પણ તેની અંદર સાકર મેળવીને અગર શ્રીખંડ બનાવીને ખાવું. સાધારણ અને ગરીબ સ્થિતિના લોકોએ ગુલાબ અને નારંગી વગેરેનાં ઉત્તમ શરબતોને બદલે આંબલીનું પાણી કરી તેમાં ખજુર અથવા જુનો ગોળ મેળવીને પીવું. આંબલી હમેશાં ખાવા લાયક વસ્તુ નથી, તથાપિ પ્રકૃતિને માફક આવે તો ઉનાળાની સખ્ત ગરમીના વખતમાં આગલા વરસમાં પાકેલી જુની આંબલીનું પાણી કરી તેમાં ગોળ કે ખજુર મેળવી શરબતની પેઠે પીવાથી અગર રોટલી સાથે ખાવાથી ફાયદો કરે છે.

**વર્ષા ઋતુ**—અશાડ તથા શ્રાવણ એ બે માસ વર્ષા ઋતુના છે, પણ ખરી રીતે તો જ્યારથી હવા બદલાય અને વરસાદ શરૂ થાય ત્યારથી વર્ષા ગણવી. ચોમાસાના ચાર માસ ગણાય છે, તથાપિ આ બે માસમાં વરસાદનું અને વાયુનું વિશેષ જોર રહે છે. ભાદરવા માસમાં એકાદ વરસાદ થાય છે અને ઘણી વાર આસો માસમાં પણ થાય છે, તથાપિ ભાદ-

રવાથી સખ્ત તાપ પડવા માંડે છે અને પિત્તની ઋતુ બેસી જાય છે; એટલા માટે એ બે માસને શરદ ઋતુના ગણવામાં આવેલા છે. ગ્રીષ્મ ઋતુમાં શરીરમાં વાયુનો સંચય થયો હોય છે, રસનું શોષણ થતાં શરીરનું બળ ઓછું થયું હોય છે અને જઠરાગ્નિ મંદ થયો હોય છે. એવામાં એકાએક વાદળાં ચઢી આવે છે, ભેજવાળો પવન વાય છે, વરસાદ થાય છે અને જુના પાણીમાં નવા પાણીનો ભેગ થાય છે, ભેજવાળો વાયુ શરીરના વાયુને વધારીને પિત્તને ઘટાડે છે, વરસાદનું ઠંડું પાણી પડવાથી શરીરની ઉષ્ણતા બાફ રૂપ થઇ પિત્તને કોપાવે છે, પૃથ્વીની બાફ અને ખટાશવાળો પાક પિત્તને વધારી વાત તથા કફને દબાવવાનો પ્રયત્ન કરે છે અને મેલું પાલર પાણી કફને વધારી વાત-પિત્તને દબાવે છે. આવી રીતે આ ઋતુમાં વાત-પિત્ત-કફ ત્રણે દોષનું પરસ્પર યુદ્ધ ચાલે છે. માટે આ ઋતુમાં એ ત્રણે દોષની શાંતિ માટે યુક્તિપૂર્વક આહારવિહારનું ધોરણ રાખવું.

**નિયમો**—વર્ષા ઋતુમાં નીચે પ્રમાણે નિયમો પાળવા જરૂરના છેઃ—

૧. આ ઋતુમાં આહારવિહારનું ધોરણ સમાન પક્ષે રાખવું, એટલે સર્વ રસનું સેવન કરવું અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે એવા પદાર્થો વિશેષ ખાવા.

૨. બની શકે તો આ ઋતુની શરૂઆતમાં જ એક મધ્યમ જુલાબ લઇ લેવો. ખોરાકમાં એક વરસનું જુનું અનાજ વાપરવું.

૩. મગની કે તુવેરની દાળનું ઓસામણ, તેમાં છાસ નાખીને પીવું ફાયદાકારક છે. આ ઋતુમાં દહીં વધારે અનુકૂળ છે, પણ તેની અંદર સંચળ અથવા સીંધાલુણ કે મીઠું નાંખીને ખાવું. લોકોનું સામાન્ય રીતે એવું માનવું છે કે, દહીં ઉનાળામાં ફાયદો કરે છે અને વરસાદના દહાડામાં નુકસાન કરે છે પણ એ માનવું બરાબર નથી. દહીં ખાતાં ઠંડું લાગે છે પણ પાચન થતાં પિત્ત ઉત્પન્ન કરે છે. માટે ઉષ્ણકાળમાં એકલું દહીં ઉલટી ગરમી વધારે છે. પણ જો તેમાં સાકર નાંખવામાં આવે છે તો તેનો પિત્તકારક સ્વભાવ બદલાંઇને પિત્તશામક સ્વભાવ થાય છે. વરસાદમાં દહીં વાયુને શમાવે છે અને અગ્નિ પ્રદીપ્ત કરે છે. દહીં એ વસ્તુ યુક્તિ વિના ખાવાથી બધી ઋતુમાં નુકશાનકારક છે. હેમંત ઋતુમાં તથા વરસાદના દિવસોમાં ઉપર પ્રમાણે મીઠું નાંખી ખાઇ શકાય.

૪. કેરી, લીંબુ વગેરે બીજા ખટાશવાળા પદાર્થોનાં અથાણાં પણ બીજી ઋતુઓ કરતાં આ ઋતુમાં-વધારે અનુકૂળ પડે છે માટે તે પણ પ્રકૃતિનો વિચાર કરી યુક્તિથી ખાવા. વાદળાંવાળા અને વરસાદના દિવસોમાં તો ઘણું કરીને એ પદાર્થો માપકસર ખાવા હોય તો સૌને અનુકૂળ પડે છે.

૫. નદી, તળાવ, કુવા વગેરેમાં વરસાદનું મેલું પાણી ભળે છે, માટે આ ઋતુમાં નદી, તળાવ તથા કૂવાનાં પાણી પીવાં નહિ. આકાશથી ઝીલેલું પાણી પીવું, અથવા જે કૂવાઓ કે ટાંકાંઓમાં વરસાદના પાણીનો ભેગ ન થતો હોય એવા કૂવા અગર ટાંકાંનું પાણી પીવું.

૬. વરસાદની હેલીના દિવસોમાં ક્ષારવાળા પદાર્થો જેવા કે, પાપડ, કાચરી, અથાણાં વગેરે, તેમ જ ઘી, તેલવાળા પદાર્થો, જેવાકે કંસાર, ભજીયાં, વડાં, વધારે અનુકૂળ પડે છે,

૭. ભોંયતળીયું, નદી તથા તળાવનાં મેલાં પાણી, દિવસની ઉંઘ, તડકો અને કસરત એટલાં વાનાંનો ત્યાગ કરવો.

૮. આ ઋતુમાં લુખા પદાર્થો ખાવા નહિ કેમકે તે વાયુને વધારે છે. ઠંડો પવન લેવો નહિ, વરસાદની ભેજવાળી અને કાદવવાળી જમીન પર ઉઘાડે પગે ફરવું નહિ, ભીનાં કપડાં પહેરવાં નહિ, વાછંટ સામે બેસવું નહિ, ઘર આગળ કાદવ કે ગંદકી થવા દેવી નહિ અને પાલર પાણી પીવું નહિ તેમજ તે પાણીથી ન્હાવું નહિ.

**શરદ ઋતુ**—ભાદરવો તથા આસો એ બે માસ શરદ ઋતુના છે. પણ જો વરસાદ મોડો થયો હોય અને ભાદરવામાં આકાશ ખુલ્લું ન થયું હોય તો ભાદરવા માસ સુધી વરસાદની ઋતુ ગણી શરદ ઋતુને આસો માસથી ગણવી. શરદ ઋતુનું પ્રબળ ભાદરવાથી કાર્તિક સુધી રહે છે.

બીજી બધી ઋતુઓ કરતાં શરદ ઋતુ વિશેષ ઉપદ્રવોની ઋતુ છે. " **रोगाणां शारदी माता** " શરદ ઋતુ રોગની મા એટલે રોગને ઉત્પન્ન કરવાવાળી છે. એવું વૈદ્યકશાસ્ત્રમાં કહેલ છે, તે બરાબર છે. સર્વ રોગોમાં " જ્વર " એ રોગનો રાજા છે અને એ જ્વર આ ઋતુનો મુખ્ય ઉપદ્રવ છે, એટલા વાસ્તે સર્વ ઋતુ કરતાં આ ઋતુમાં વળી વિશેષ સંભાળીને ચાલવાની જરૂર છે.

વર્ષા ઋતુમાં આપણા શરીરમાં પિત્તનો સંગ્રહ થયો હોય છે, એવામાં શરદ ઋતુ બેસતાં આકાશ એકદમ ખુલ્લું થઇ તાપ પડવા માંડે છે, જે શરીરની અંદરના પિત્તને કોપાવે છે. પિત્તનો કોપ પિત્તના તાવને ઉત્પન્ન કરે છે. બીજી તરફથી, વરસાદને લીધે જમીન ભેજવાળી થયેલી હોય છે. તાપ પડતાં આ ભેજની વરાળ થઇ હવાને બગાડે છે; વિશેષ કરીને જે દેશો નીચા હોય છે અથવા જ્યાં વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય છે ત્યાં હવા વધારે બગડે છે. આ હવા તાવને ઉત્પન્ન કરવાવાળી છે અને અંગ્રેજીમાં તેને " મેલેરીયા " ની ઝેરી હવા કહેવામાં આવે છે અને તેથી જે તાવ ઉત્પન્ન થાય છે તે " મેલેરિયસ ફીવર " કહેવાય છે. ટાઢીઆ, એકાંતરીયા, તરીયા અને ચોથીઆ તાવની આ ખાસ ઋતુ છે. એ બધા તાવો પિત્તના છે, જે આ ઋતુમાં ઘણા જોરથી ફાટી નીકળે છે. ઘણાં માણસોને આ પિત્તના તાવ વરસોવરસ આવી હાજરી આપે છે અને કેટલાકને તો એ તાવ ઘણી મુદત સુધી જારી રહી શરીરની પાયમાલી કરે છે. જીર્ણજ્વર રૂપે તે શરીરમાં ઘર કરે છે અને વારંવાર ઉથલા મારે છે. હજારો માણસોને આવી રીતે આ તાવ દર વરસ આ ઋતુમાં લાગુ પડે છે, તેમ છતાં તેઓ અગાઉથી ચેતીને તેના યોગ્ય ઉપાયો કરતા નથી, એ ખરેખર અજ્ઞાનતા અને આશ્ચર્યની વાત છે. જો તેઓ શરદ ઋતુનો સ્વભાવ સમજીને પ્રથમથીજ ઋતુના નિયમો જાણી તેને અનુસરી વર્તે અને પિત્તની શાંતિના ઉપાયો કરે તો તેઓ આવા તાવના હુમલામાંથી જરૂર બચી શકે. પરંતુ લોકોનો મોટો ભાગ આ વાતથી અજ્ઞાન છે, બેદરકાર છે અને તેથી જે દુઃખનો થોડા શ્રમથી અટકાવ થતો હોય તે દુઃખ શ્રમ લેવાની બેદરકારીથી તાવના ભયંકર હુમલા રૂપે તેમના ઉપર આવી પડે તો તેમાં આશ્ચર્ય શું ?

શરદ ઋતુમાં કોપ પામેલું પિત્ત ઓછું કરવાના મુખ્ય ત્રણ પ્રકારના ઉપાયો છે.

૧. પિત્તશામક ખાનપાન અને ઔષધથી પિત્તને દબાવવું, ૨. જુલાબથી કે ઉલટીથી પિત્તને કાઢી નાખવું, અને ૩. ફસ ખોલાવવી. ત્રીજા ઉપાયનો ભાગ્યે જ આશ્રય લેવામાં આવે છે. પહેલા બે ઉપાયો કરવા જેવા છે. જેમની પિત્ત પ્રકૃતિ હોય અને જેમને વરસો વરસ પિત્તનો તાવ આવતો હોય તેમણે આ ઋતુની શરૂઆતમાં જ એક સારો જુલાબ લેવો અને ઉલટીના ઉપાય કરીને પિત્ત કાઢી નાખવું. પિત્તનું શમન કરવાના ઉપચારોમાં નીચેના ઉપાયો નિર્ભયપણે કરવા જેવા છેઃ—

વાયુ પ્રકૃતિવાળાએ શરદ ઋતુમાં ઘી પીને પિત્તની શાંતિ કરવી, પિત્ત પ્રકૃતિવાળાએ કડવા પદાર્થો ખાવા કે પીવા. કડવા પદાર્થોમાં લીંબડા ઉપરની ગળો, લીંબડાની અંતરછાલ, ખડસલીયો, પીતપાપડો, કરીયાતુ વગેરે મુખ્ય છે. આ પદાર્થોમાંથી કોઇ પણ એક પદાર્થની ફાકી કરીને સવારમાં પાણી સાથે લેવી, અગર રાત્રે પાણીમાં પલાળી રાખીને કે સવારે ઉકાળીને તેમાં જરા સાકર મેળવીને તે પાણી પીવું. આ ફાકી અથવા ઉકાળાથી પિત્તની શાંતિ થાય, તાવ આવતો અટકે અને આવેલો તાવ દબાય. આ સિવાય ખાનપાનમાં દુધ સાકર અને ચોખા લેવાથી પણ પિત્તની શાંતિ થાય છે. આ ઋતુમાં પિત્ત પ્રકૃતિવાળાને જુલાબ ઠીક પડે છે, અથવા એક હલકો જુલાબ બધી પ્રકૃતિને અનુકૂળ આવે છે. જુલાબની દવાઓ પણ પિત્તનું શમન કરે એવી હોવી જોઇએ અને તેથી હરડે, હીમજ અથવા નસોતરની ફાકી સાકર મેળવીને લેવી.

**નિયમો**—શરદ ઋતુમાં નીચે લખ્યા નિયમો ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્ત્તવાથી માણસો ભયંકર ઉપદ્રવોમાંથી પોતાનો બચાવ કરી શકે છેઃ—

૧. સવારની ઝાકળ, ક્ષાર, અતિ ભોજન, દહિં, તેલ, ચરબીવાળા, ખરા તથા તીખા પદાર્થો, સૂર્યનો તાપ, જલદ દારૂ, દિવસની નિદ્રા અને પૂર્વ દિશાનો પવન, એટલાં વાનાંનો આ ઋતુમાં ત્યાગ કરવો, કેમકે તે બધાં શરીરને નુકસાન કરે છે.

૨. દુધ, સાકર, ચોખા, કડવા અને તુરા પદાર્થો; ઠંડા અને હલકા પદાર્થો; શેરડી, થોડું લવણ (મીઠું), ખપે તેમણે જંગલનું માંસ, ઘઉં, જવ, મગ, સાઠીના કે કમોદના ચોખા, નદી તથા તળાવનું પાણી, ચંદન, ચંદ્રનાં કિરણો, ફૂલની માળાઓ, સ્વચ્છ ધોળાં વસ્ત્ર, એ સર્વ વસ્તુઓ આ શરદ ઋતુમાં હિતકારક છે.

૩. આ ઋતુમાં દૂધ સર્વોત્તમ હિતકારક પદાર્થ છે અને તેથી વૈદ્યકશાસ્ત્ર કહે છે કે, "ગ્રીષ્મ કાળમાં એટલે વૈશાખ અને જેઠમાં અગર જેઠ અને અસાડમાં સારી રીતે ઉંઘવું, પોષ તથા મહા માસમાં સારી રીતે ભોજન કરવું, એટલે ઘી વગેરે પૌષ્ટિક પદાર્થો ખાવા અને શરદ ઋતુમાં દુધ સારી રીતે ખાવું. આ નિયમ પ્રમાણે વર્તવાથી આરોગ્યતા અને દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે.

૪. શરદ ઋતુના દિવસોમાં ભારે ખોરાક નહિ ખાવો. વિશેષે કરીને હલકો ખોરાક ખાવાને વૈદ્યકશાસ્ત્ર ફરમાવે છે અને તેથી લખે છે કે, "આસો માસના આઠ દિવસ અને આખો કાર્તક માસ એટલો સમય "યમદંષ્ટ્રા" એટલે યમની દાઢ કહેવાય છે અને જેઓ થોડું અને હલકું ભોજન કરે છે, તેઓ એ યમની દાઢમાંથી બચે છે. મતલબ કે, ભારે ખોરાક ખાનારાઓ આ ઋતુમાં તાવ તથા બીજા ભયંકર વ્યાધિમાં સપડાય છે.

૫. શરદ ઋતુમાં નદી તથા તળાવનાં પાણી પીવાથી વિશેષ ફાયદો થાય છે, કેમકે આ ઋતુમાં જે પાણી ઉપર દિવસે સૂર્યનાં કિરણો અને રાત્રિમાં ચંદ્રનાં કિરણો પડતાં હોય તે પાણી ત્રણે દોષને હરવાવાળું છે. શરદમાં ટાંકાનું બંધેચ પાણી પીવું નહિ.

૬. શરદ ઋતુમાં દહીં બીલકુલ ખાવું નહિ, કેમકે તે પિત્તનું જોર કરે છે અને તેથી તાવ ચડી આવે છે; એવી જ રીતે બહુ તીખા, ખારા અને ખાટા પદાર્થો આ ઋતુમાં જેમ બને તેમ ઓછા ખાવા.

**હેમંત ઋતુ**—સામાન્ય રીતે કાર્તક તથા માગશર એ બે માસને હેમંત ઋતુ કહેવામાં આવે છે. જેમ ગ્રીષ્મ ઋતુ માણસના શરીરનું બળ હરી જાય છે, તેમ હેમંત અને તે પછીની શિશિર એ બે ઋતુઓ માણસના શરીરમાં બળની વૃદ્ધિ કરે છે. ગ્રીષ્મ ઋતુમાં ઉત્તરાયણના સૂર્યનાં કિરણો આપણાપર સીધાં પડીને આપણા શરીરના રસ ખેંચી લે છે; એથી ઉલટું, હેમંત તથા શિશિરમાં દક્ષિણાયનના સૂર્યનો તાપ આપણાંથી દૂર રહે છે અને તેને બદલે ચંદ્રનાં શીતળ કિરણોનું આપણને વિશેષ સુખ મળે છે. સૂર્યનો તાપ પદાર્થોના રસનું શોષણ કરી તેમનું બળ લઈ લે છે અને ચંદ્રનાં કિરણો પદાર્થોને રસ તથા બળ આપે છે.

શરદ ઋતુના આરંભથી સૂર્ય દક્ષિણાયનનો થાય છે અને હેમંત ઋતુ બેઠા પછી ચંદ્રની શીતળતા વધતાં માણસોનાં બળ વધવા માંડે છે. હેમંત ઋતુમાં બહાર ઠંડક રહેવાથી શરીરનો અંદરનો જઠરાગ્નિ તેજવાળો થાય છે અને તેથી ખોરાક વધારે સારી રીતે પાચન થાય છે. ઉનાળામાં શરીરમાં સુસ્તિ રહે છે અને શિયાળામાં જાગ્રતિ રહે છે તેનું એ જ કારણ છે.

જઠરાગ્નિ જેમ વિશેષ મંદ તેમ ખોરાક પણ થોડો હલકો લેવો જોઇએ અને જઠરાગ્નિ જેમ વિશેષ તેજ તેમ ખોરાક વિશેષ અને પૌષ્ટિક લેવો જોઇએ. જો એ નિયમને અનુસરી ન કરવામાં આવે તો શરીરનું બળ જરૂર ઓછું થાય. શરીરમાં અગ્નિ વિશેષ હોય અને તે પ્રબળ અગ્નિને શાંત કરવા માટે પુરતું પોષણ ન મળે તો તે અગ્નિ ખોરાકનું પાચન કર્યાં પછી શરીરના રસ–રક્ત વગેરે ધાતુઓને બાળવા માંડે છે. માટે આ ઋતુમાં સારો પુષ્ટીકારક ખોરાક ખાવાની જરૂર છે.

આ ઋતુમાં મધુર એટલે ગળપણવાળા, ખાટા અને ખારા પદાર્થો ખાવા. મધુર રસથી કફ વધે છે અને કફ વધે તો જ પ્રબળ થયેલા જઠરાગ્નિનું બરાબર પોષણ થાય. મધુર રસમાં રૂચિ ઉત્પન્ન કરવા માટે ખાટો અને ખારો રસ ખાવાની જરૂર છે, માટે મિષ્ટાન્નની સાથે ખાટા અને ખારા પદાર્થો પણ થોડા થોડા ખાવા. વળી આ ઋતુમાં આ ત્રણ રસ અનુક્રમે ખાવાની ભલામણ કરવાની બીજી મતલબ એમ પણ હોઇ શકે કે, હેમંત ઋતુના સાઠ દિવસોમાંથી પ્રથમના વીશ દિવસ સુધી મધુર રસ વિશેષ લેવો, બીજા વીશ દિવસમાં ખાટો રસ વધારે ખાવો અને ત્રીજા વીશ દિવસમાં ખારા પદાર્થો વિશેષ ખાવા. ભોજનનો ક્રમ પણ એવી જ યુક્તિથી રાખવાની જરૂર છે. મધુર પદાર્થોનો કોળીઓ પહેલો લેવો, પછી લીંબુ, કોકમ, કે રાઇ ચડાવેલ દાળ, શાક, રાઇતું કે ખાટું અથાણું હોય તેનો એક હાથ લેવો અને ચટણી, પાપડ, અથાણાં વગેરે ખારા પદાર્થો છેલ્લા ખાવા. જો આ ક્રમને છોડી દઇ પ્રથમ જ ખારા–ખાટા પદાર્થો ખાવામાં આવે તો નુકસાન થાય છે, કે-

મકે હેમંત ઋતુના આગલા પખવાડીઆ સુધી આપણા શરીરમાં શરદ ઋતુના પિત્તનો કોપેલો ભાગ હજુ બાકી રહેલો હોય છે, જેને ખારા ખાટા પદાર્થો ઉલટું ઉત્તેજન આપે છે.

**નિયમો**—હેમંત ઋતુમાં આહારવિહારના નિયમો નીચે પ્રમાણે રાખવાઃ—

( ૧ ) તીખા અને તુરા પદાર્થોનું વિશેષ સેવન, ખુલ્લી જગામાં સુવું, ઠંડા પાણીએ ન્હાવું, દિવસે સુવું અને જૂલાબ એટલી વાતો નુકસાન કરે છે, માટે તેને ત્યાગ કરવો.

( ૨ ) સારી રીતે પોષણ કરે એવો પુષ્ટિકારક ખોરાક, સ્ત્રીસેવન, તૈલાભ્યંગ, કસરત, પૌષ્ટિક ઔષધ, પૌષ્ટિક પાકો, ગરમ કપડાં અને સખ્ત ટાઢ વખતે સગડી, એટલી વસ્તુઓ આ ઋતુમાં ફાયદાવાળી છે.

**શિશિર ઋતુ**—આ ઋતુનો સ્વભાવ અને નિયમો હેમંત પ્રમાણે છે.

શરીરરચના, તેના અવયવો અને અવયવોની ક્રિયાઓ જાણ્યા પછી તે ક્રિયાઓને યથાસ્થિત નિયમમાં રાખવા માટે શરીરસંરક્ષણના અને પોષણના પદાર્થો તથા તેના ગુણધર્મ સમજવા જોઈએ. વૈદ્યવિદ્યાનો આ ભાગ ઘણી જ અગત્યતા ધરાવે છે, કેમકે પદાર્થોના ગુણ તથા ધર્મ જાણ્યા વિના તેનો જે ઉપયોગ થાય છે તેમાંથી ઘણુંએક દરદોની ઉત્પત્તિ થાય છે, એટલુંજ નહિ પણ એ અને બીજાં કારણોથી જે દરદો ઉત્પન્ન થાય છે, તે દરદો મટાડવામાં ત્યારે એ જ પદાર્થોનો ઘટતો ઉપયોગ દવાના જેટલું જ અથવા ઘણી વખત દવાથી પણ વિશેષ કામ કરી આપે છે. માટે શરીરસંરક્ષણને સારૂ નિત્ય ઉપયોગમાં લેવામાં આવતા પદાર્થો જેવા કે હવા, પાણી, ખોરાક, તેમજ કસરત, ઉંઘ વગેરે બીજી જાણવાજોગ બાબતો સંબંધી કેટલીક માહેતી દરેક માણસે મેળવવી જોઈએ. શારીરિક ઉન્નતિના ઉપાયોના મુખ્ય બે પ્રકાર છે. પહેલા પ્રકારના જ્ઞાનથી શરીરની તન્દુરસ્તી જાળવી રાખવી તથા રોગને આવતો અટકાવવો અને બીજા પ્રકારના જ્ઞાનવડે રોગ થયા પછી તેના ઉપાયો કરવા. આમાંના પહેલા પ્રકારના જ્ઞાન સંબંધી વિષયનો સમાવેશ સૂત્રસ્થાનમાં થાય છે.

**તન્દુરસ્તીની કિંમત**—શરીરની આરોગ્યતા એ પ્રાણી માત્રને ઘણો મોટો આશિર્વાદ છે, પણ તેની કિંમત નીરોગી માણસ કરી શકતો નથી. આરોગ્યતા વિનાનું એટલે રોગી શરીર કેવળ નિરૂપયોગી છે. એટલુંજ નહિ પણ ઉલટું બીજા મનુષ્યોને બોજારૂપ થઈ પડે છે. આપણે તંદુરસ્ત હોઈએ છીએ ત્યારે આપણે આપણું કામ બરાબર કરી શકીએ છીએ અને બીજાને પણ મદદ કરી શકીએ છીએ. મંદવાડ શરીરનું જોર હરી જાય છે. રાજમહેલમાં રહેનારો રાજા રોગી હોય તો તે દુઃખી સમજવો અને એક ગરીબ કંગાલ માણસ પણ નીરોગી હોય તો તે પોતાની ઝુંપડીમાં પણ સુખશાંતિભરેલી જીંદગીનો અનુભવ લેતો માલમ પડે છે.

એક બચ્ચું માંદું પડે છે ત્યારે પણ આપણને કેટલું બધું દુઃખ થાય છે! કેમકે તે રાજી થતું રમત કરવાને બદલે અથવા નિશાળે જવાને બદલે પથારીને વશ થાય છે અને ઘરનાં સર્વ માણસો ચિંતામાં પડે છે. મા માંદી પડે છે તો વળી એથી પણ વિશેષ હરકત પડે છે; કેમકે તે સાજી અને સારી હોય છે તો સવારથી સાંજ સુધી ઘરનાં માણસો અને બાળબચ્ચાંઓની સંભાળ લઈ શકે છે, પણ સખ્ત મંદવાડ તેણીને હરતી ફરતી અને કામ કરતી બંધ કરે છે, અને તેને કરવાના સર્વ કામકાજનો બોજો બીજાપર આવી પડે

છે. ત્યારે જો બાપ માંદો પડે તો કુટુંબને કેટલી બધી વિટંબણામાં આવવું પડે. તે કહેવાની કશી જરૂર નથી. ઘણા ખરા લોકો રોજેરોજનું કમાય છે ને ખાય છે. મંદવાડ આવે છે ત્યારે એવા ઘણા મહેનતુ માણસો, કારીગરો અને નોકરીઆતો પોતાની રોજી કે પગાર ખુએ છે, એટલું જ નહિ પણ દવાદારૂ માટે વૈદ્ય કે ડાકટરને ઉલટા પૈસા આપવા પડે છે. ન્યાય, હવા, પાણી અને વનસ્પતિ ( દવા ) એ ચાર ચીજોની પરમ કૃપાળુ પરમેશ્વરે તો મફત બક્ષીસ કરેલી જણાય છે, પણ આ સુધારાના સમયમાં એ અતિ અગત્યની વસ્તુઓ મેળવવી મોંઘી થઈ પડી છે. વૈદું એ વેપારની પંક્તિમાં મુકવા જેવો ધંધો નહિ છતાં આજકાલ તે એક વેપારનો રોકડીઓ ધંધો થઇ પડેલો છે. વૈદ્યો અને ડાકટરોના વેપારી ખાતાઓમાં ગોળખોળની સરખી કિંમત થતી જોવામાં આવે છે એટલુંજ નહિ પણ ગરીબ લોકોની ઉલટી ઓછી સંભાળ લેવાતી જોવામાં આવે છે. આવો મામલો હોવાથી બિચારો ગરીબ માંદો માણસ પોતાની રોજી ખુવે છે અને વિશેષમાં કરજ કરીને રોજ બે ચાર આના વૈદ કે ડાકટરને સોંઠે છે ત્યારે દવાની પડીકી કે પાણી મળી શકે છે! મંદવાડ લાંબો ચાલે છે તો મોટા કરજમાં ઉતરવું પડે છે અને આખું કુટુંબ મોટી આપત્તિ અને ભુખમરાની સ્થિતિમાં આવી પડે છે, કુટુંબના એક માણસના મંદવાડથી આવી વિપત્તિ વેઠવી પડે છે તો પછી મંદવાડથી બાપ મરણ પામે, મા વિધવા થાય અને છોકરાં નિરાધાર થાય તો તેને કેવી દુઃખદાયક સ્થિતિ કહેવી ? આ ઉપરથી તન્દુરસ્તીની કેટલી બધી કિંમત છે તે બરાબર સમજાય છે.

લોકોનો મોટો ભાગ મંદવાડ આવ્યા પછી ઉપાયો કરવાને દોડાદોડી કરે છે, પણ કેવી રીતે વર્ત્તવાથી મંદવાડ દૂર રહી શકે અને આરોગ્યતા જાળવી શકાય, એ વાત થોડા જ લોકો સમજે છે. આવા પ્રકારનું લોકોનું અજ્ઞાન ઘણુંજ દુઃખદાયક છે, શરીર સંરક્ષણના નિયમોના અજ્ઞાનથી માણસો પોતાના શરીરની તેમજ બીજાના શરીરની પણ ખરાબી કરે છે. તન્દુરસ્તી જાળવવા સારૂ જેટલા નિયમો માણસોના પોતાના સ્વાધીનમાં છે તેટલા નિયમો તો તેમણે પાળવાનો જરૂર યત્ન કરવો જોઇએ અને એમ કરીને જગતમાં નાના પ્રકારનાં અનેક દરદોનો ફેલાવો થયો છે તેનો અટકાવ કરવો જોઇએ.

તન્દુરસ્તી જાળવી રાખવાના સર્વ ઉપાયો માણસના પોતાના સ્વાધીનમાં નથી. કેટલાક નિયમો દૈવાધીન છે. કેટલાક નિયમો રાજ્યાધીન છે, કેટલાક નિયમો લોકસમુદાયને આધીન છે અને કેટલાક નિયમો પ્રત્યેક માણસના સ્વાધીનમાં છે. ઋતુનો એકદમ ફેરફાર થવો કે હવામાં એકદમ ફેરફાર થઇ મરકી જેવો રોગ ફાટી નીકળવો, એ વાત દૈવાધીન છે. શહેર સુધરાઇ ખાતાના અમલદારોની બેદરકારીથી ગંદકી થઈને રોગની ઉત્પત્તિ થાય તે વાત રાજ્યાધીન છે. લોકસમુદાય અથવા જનસમાજની સાંસારિક રૂઢિઓ જેવી કે, બાળલગ્નો, જમણવારો વગેરે કુચાલોમાંથી જે ખરાબી થાય છે, તે વાત સમાજને આધીન છે અને પ્રત્યેક માણસ ખાનપાનાદિકના અજ્ઞાનથી પોતાના શરીરમાં રોગ ઉપજાવે, એ વાત પ્રત્યેક માણસના સ્વાધીનની છે. પણ બીજી તરફથી એમ પણ સમજવું જોઇએ કે, પ્રથમ પૃથક્ પૃથક્ દરેક માણસને તન્દુરસ્તીના નિયમોનું જ્ઞાન થાય તો પછી સમાજ સુધરે અને સમાજ સુધરે તો રાજ્યનાં ધોરણોમાં અને શહેર સુધરાઈ ખાતામાં સુધારો કરવાનું બની આવે અને એ ક્રમે જે વાત પૃથક્ પૃથક્ માણસના સ્વા-

ધીનમાં નથી તે વાત પણ પાર પડી શકે છે. આ ઉપરથી જોઈ શકાય છે કે, માણસોએ પોતે આરોગ્યતાના નિયમો જાણવાથી અને પાળવાથી તેમને પોતાને તેમજ પોતાના કુટુંબને અને પાડોશીઓને પણ શરીર સંબંધી આરોગ્યતાનું સુખ મળે છે.

શરીરસંરક્ષણનું જ્ઞાન અને તેના નિયમો પાળવાનું શિક્ષણ કાંઇ મોટી કાલેજો કે શાળામાં અભ્યાસ કરવાથી જ મળે એવું નથી. ઘર અથવા કુટુંબ એ પણ સામાન્ય જ્ઞાન, શિક્ષણ અને અનુભવની મોટી શાળા છે. શાળાઓ અને કાલેજોમાં સુઘડતાના નિયમો શીખ્યા છતાં પણ ઘરની શાળાના ચાલતા અભ્યાસને આધીન થવાની અથવા હળી જવાની જરૂર પડે છે. કુટુંબના વડિલો એટલે માબાપો એ ઘરની શાળાના શિક્ષકો છે. પરંપરાથી ચાલતા આવેલા ખાનપાન, આચાર અને વિચાર પ્રમાણે માબાપો વરતે છે અને બાળકો સર્વ વિષયમાં તેમનું અનુકરણ કરે છે. જો માબાપો સુઘડ હોય છે તો જ બાળકો સુઘડ થતાં શીખે છે. જે માબાપો મેલાંઘેલાં ફરે છે તેમનાં બાળકોને સ્વચ્છ રહેવાની ટેવ પડે નહિ તો તેમાં આશ્ચર્ય નથી. ખાવાપીવાની, કપડાંની, સુવા-બેસવાની અને એવી એવી જે ઘણી આદતો કુટુંબમાં ચાલતી હોય છે તે આદતોનું બાળકો અનુકરણ કરે છે, એટલું જ નહિ પણ એક કુટુંબની અસર પાડોશીના કુટુંબપર પણ થાય છે. માટે દરેક કુટુંબના વડિલો એટલે માબાપોએ પોતે શરીરસંરક્ષણના નિયમો પાળવા એ બીજાઓને નિયમ પળાવ્યા બરાબર છે. દરેક બાબતમાં શિક્ષણ કરતાં એટલે કહેવા કરતાં કરી બતાવવાની વધારે સારી અસર થાય છે અને આરોગ્યતાના નિયમોના સંબંધમાં પણ એજ નિયમ લાગુ પડી શકે છે, એ વાત માબાપોએ ખસુસ લક્ષમાં રાખવી જોઇએ.

---

## પ્રકરણ ૧૨ મું.

### હવા તથા પાણી.

**હવા, પાણી** અને ખોરાક એ ત્રણ જીવનને જરૂરનાં મુખ્ય તત્વો છે. ખોરાક વિના આપણે કેટલાક દિવસ સુધી ચલાવી શકીએ, પાણી વિના પણ કેટલાક કલાક સુધી જીંદગીને જાળવી શકીએ, પણ હવા વિના તો થોડી પળ પણ જીવતા રહી શકીએ નહિ. આ ઉપરથી આ ત્રણ પદાર્થોની ઓછી વધતી અગત્યતાનું માપ બાંધી શકાય છે. એ ક્રમથી જોતાં **હવા** એ સર્વેથી વિશેષ ઉપયોગી વસ્તુ છે, બીજે દરજ્જે **પાણી** છે અને ત્રીજે દરજ્જે "ખોરાક" છે; તો પણ એમાંની એક પણ વસ્તુની ગેરહાજરી બીજા પદાર્થથી પુરી શકાતી નથી. હવાથી, કેવળ પાણીથી, કેવળ ખોરાકથી કે એમાંની કોઇ પણ બે વસ્તુથી જીવન ટકી શકતું નથી.

હવા, પાણી અને ખોરાક એ ત્રણે જીવન જાળવનારી વસ્તુઓ છે. પણ તેજ વખતે એમ પણ કહેવું જોઇએ કે, **એ જ ત્રણ, વસ્તુઓ જીંદગીનો અંત લાવવા વાળી પણ થઈ પડે છે.** જો હવા, પાણી અને ખોરાક જીંદગીનું રક્ષણ જ કર્યા કરે છે, તો પછી એ વિષય ઉપર વિશેષ કાંઇ બોલવાની જરૂર રહેતી નથી; પણ ખરી વાત તેમ નથી અને તેથી જ એ સંબંધી કેટલીક જાણવાજોગ વાતો વિષે વિવેચન કરવાની જરૂરીઆત ઉભી

થાય છે. જે તત્વો શરીરને ઉપયોગી છે તે જ તત્વો જો બગડેલાં હોય, જોઇએ તે પ્રમાણથી ઓછાં કે અધિક હોય અથવા દરેકની પ્રકૃતિને બંધ બેસતાં ન હોય તો શરીરને નિરૂપયોગી થઈ પડે છે, એટલું જ નહિ પણ ઉલટાં હાનિકર્ત્તા થઇ પડે છે. આ બધી વાતોના જ્ઞાનનો સૂત્રસ્થાન એટલે શરીરસંરક્ષણના વિષયમાં સમાવેશ થઇ શકે છે.

---

## હવા—AIR (એર.)

પૃથ્વીમાં આવીને આપણે પહેલું કામ શું કરીએ છીએ? આસપાસની હવાનો શ્વાસ લઇએ છીએ અને તે હવાને બહાર કાઢવી એ મરણ વખતની આપણા શરીરની છેલ્લી ક્રિયા છે. જન્મથી તે મરણ સુધી જાગતાં કે ઉંઘતાં નિરંતર આપણે શ્વાસોશ્વાસ લીધા કરીએ છીએ, માટે આપણને જીવતા રાખવાને સૌથી અગત્યની ચીજ હવા છે.

હવા આપણે દેખી શકતા નથી. સ્થિર હોય છે ત્યારે તેનો સ્પર્શ પણ આપણને જણાતો નથી. હવા ગતિ કરે છે ત્યારે તે પવન કહેવાય છે અને તે વખતે શું કરે છે તે આપણે જાણીએ છીએ અને સ્પર્શ કરી શકીએ છીએ. જેવી રીતે સમુદ્રનું તળીયું પાણીથી ઢંકાએલું છે, તેવી જ રીતે આખી પૃથ્વી પવનનાં મહાસાગરથી ઢંકાએલી છે, અને તેના તળીયે આપણે પાણીનાં માછલાંની પેઠે ફરીએ છીએ હવા રૂપી સાગર ઓછામાં ઓછો ૧૦૦ માઇલ ઉંડો છે, પણ જેમ જેમ ઊંચે ચડીયે તેમ તેમ તે હવા વધારે પાતળી માલમ પડશે.

**સ્વચ્છ હવાનાં તત્વો**—આપણે ચાનો પ્યાલો પીએ છીએ ત્યારે ચાર વસ્તુ આપણા પીધામાં આવે છે. પાણી, ચા, સાકર, અને દૂધ, અને તે બધાં એકત્ર મળેલાં.

લોકો એવું ધારતા હશે કે, હવા માત્ર એક જ પદાર્થની બનેલી છે, પણ વિદ્વાન માણસો જાણે છે કે-હવામાં મુખ્ય ચાર વસ્તુઓ છે, જે ઘણી ચતુરાઈ અને આશ્ચર્ય ભરેલી રીતે એકત્ર મળી ગઈ છે. **ઑક્સિજન, નાઇટ્રોજન, કારબોનિક ઍસીડ ગ્યાસ અને વરાળ.** આપણી આસપાસ ત્રણ જાતની વસ્તુઓ છે. કેટલીક પથ્થર અને લાકડાના જેવી નક્કર, કેટલીક પાણી અને દૂધ જેવી પ્રવાહી અને બીજી કેટલીક હવાના જેવી વાયુરૂપે દેખાય છે. જે વરાળોની હવા બનેલી છે, તેનું પ્રથક્કરણ થઇ માપ થઈ શકે છે, તેમાંની એક **ઓક્સિજન** છે, જે પ્રાણવાયુ કહેવાય છે. એ વાયુ ઉપર જ મુખ્યત્વે કરીને પ્રાણનો આધાર છે; પ્રાણવાયુ વિના દીવો પણ બળશે નહિ. પણ વળી જો બધી હવા પ્રાણવાયુ જ હોત તો આપણે તરત મરી જાત; કેમકે તે આપણે વાસ્તે જોઇએ તે કરતાં વધારે સખત થાત. માટે પ્રાણવાયુ સાથે બીજો વાયુ ભેળવ્યો છે. જે અંગ્રેજીમાં "**નાઇટ્રોજન**" કહેવાય છે. આ નાઇટ્રોજન ઓક્સિજનથી ઘણો જુદો છે. તે કાંઇ પ્રાણનો આધાર નથી; અને તેમાં બળતો દીવો રાખવાથી ઓલવાઈ જાય છે. આપણને શ્વાસ લેવાને અને બળવાની ચીજોને બાળવા માટે યોગ્ય પ્રમાણમા આ બે વાયુ મળેલા છે. તમારા હાથમાં એક અંગુઠો અને ચાર આંગળાં છે, તેનું સ્મરણ કરવાથી તમને યાદ આવશે કે, હવામાં એક ભાગ પ્રાણવાયુનો છે અને ચાર ભાગ નાઇટ્રોજનના છે.

લગભગ બધી હવા આ બે વાયુથી મળેલી છે. બીજા બે ભાગ તેમાં છે, તે ઘણાજ

થોડા પ્રમાણમાં છે. તે પણ બહુ ઉપયોગના છે. કોયલા શી ચીજ છે તે આપણે જાણીએ છીએ. દટાએલાં જંગલ બળી જવાથી તેના કાળા કારોડા ભોંયમાંથી નીકળે છે, તે કોયલા કહેવાય છે. ચોખામાંથી પણ એક જાતના કોયલા થઇ શકે છે. ચોખ્ખા કોયલા કારબૉન કહેવાય છે. ઑકિસજન એટલે પ્રાણવાયુ અને કોલસાની મેળવણીમાંથી એક જાતની હવા બને છે, જે અંગ્રેજીમાં "**કારબૉનિક ઍસિડ ગ્યાસ**" કહેવાય છે. આ **કારબૉનિક ઍસિડ ગ્યાસ** હવામાંની ત્રીજી વસ્તુ છે. આ હવા ઘણી જ વજનદાર છે, જે કોઇ કોઈ વાર ઉંડા ખાલી કૂવાઓને તળીએ એકઠી થઈ રહે છે. એવી હવામાં રાખેલી બત્તી બુઝાઇ જાય છે. જો માણસ તે હવાનો દમ લે તો તે એકદમ મૃત્યુ પામે છે. પણ આ હવા વનસ્પતિને પોષણકર્તા છે; તે વિના વનસ્પતિ ઉગી શકે નહિ. દિવસે રોપાઓ આ હવાને ચુસી લે છે. હવામાં આ ઝેરી હવાનો ભાગ માત્ર $\frac{1}{2500}$ છે. આટલા થોડા પ્રમાણમાં તે હવા આપણને કાંઇ હરકત કરતી નથી. પણ જો તેમાં તે હવાનો ભાગ જરા વિશેષ હોય તો આપણે માંદા પડીએ. હવામાં ચોથો ભાગ પાણીની વરાળ છે. જો તમે થોડું પાણી થાળીમાં રાખી મૂકો તો તે ધીમે ધીમે ઉડી જશે. સૂર્યનો તાપ હમેશાં પાણીને વરાળ રૂપે ખેંચે છે. તેમાંથી જે વાદળાં બંધાય છે, તે ઝાકળ કે વરસાદના રૂપમાં પાછાં વરસે છે. જો હવામાં પાણીની વરાળનો ભાગ ન હોત તો સૂર્યના તાપની ગરમીથી આપણાં શરીર ચરચરી જાત અને દરેક ઝાડ બળીને મરી જાત. હવામાં આ ચાર ચીજો યોગ્ય પ્રમાણમાં મળેલી હોય તો તો તે હવા સ્વચ્છ સમજવી. આવી સ્વચ્છ હવાથી આપણે તન્દુરસ્ત રહી શકીએ. હવામાં આ ચાર તત્ત્વોનું પ્રમાણ વધે ઘટે છે તો તે જ હવા આપણી જીંદગીને હાનિ કરે છે.

**હવાને બગાડનારાં કારણો**—હવે, આ સ્વચ્છ હવામાં બગાડ શી રીતે થાય છે, તે જાણવાની ખરેખરી જરૂર છે. પ્રાણના આધાર માટે હવાની જરૂર છે, એટલું જ બસ નથી, પણ તે હવા સ્વચ્છ જોઇએ. દુનિયામાં ઘણા પ્રકારનાં વિષ છે, **પણ જે વિષથી ઘણાં ખરાં માણસો મરે છે, તે વિષ ખરાબ હવાજ છે.** ઘણાં વર્ષ પહેલાં **કલકત્તાના કારાગ્રહની** એક નાની કોટડીમાં એક રાતે ૧૪૬ માણસોને પૂર્યાં હતા તે કોટડીમાં માત્ર બે નાની બારીઓ હતી. બીજી સવારે બારણું ઉઘાડતાં માત્ર ૨૩ માણસો જીવતાં નીકળ્યાં. બાકીનાં બધાં મરણ પામેલાં હતાં. પ્ર. તેઓને કોણે માર્યા? ઉ. ખરાબ હવાએ. હવાના થોડા આવાગમનવાળી ટુંકી કોટડીમાં માણસોને ગોંધી રાખવાથી તેમના શ્વાસથી કોટડીની હવા બગડીને તેમના જીવ ગયા. બિચારા આ લોકોની પેઠે એક રાતમાં આટલાં બધાં માણસો કવચિતજ મરતાં હશે; તો પણ તાજી હવા ન મળવાથી ઘણાં માણસો આખી જીંદગી સુધી નબળાં અને માંદા રહે છે. **હવા બગાડનારાં કારણો** નીચે પ્રમાણે છે.

**હવા બગાડનારાં કારણો:**—એ કારણો અનેક હોય છે:—

**૧. શ્વાસ માટે નિકળતી અશુદ્ધ હવા**—આપણે હમેશાં શ્વાસ લઇએ છીએ; પણ બહારની જે હવા શ્વાસવાટે આપણે અંદર લઇએ છીએ તે હવા કરતાં બહાર કાઢીએ છીએ તે હવા કેવળ જુદી જ છે. ચોખ્ખાઇને ચાહનારા લોકો રોજ નહાય છે અને મોઢું તથા હાથપગ ધુએ છે, પણ શરીરની અંદરની મલિનતાનું શી રીતે થતું હશે તે વિષે થોડાને જ વિચાર થયો હશે. શ્વાસોશ્વાસથી જે હવા આપણે અંદર લઇએ છીએ તે હવા

આપણા શરીરના અંદરના ભાગને ધોઇ મલિનતાને બહાર લઇ જાય છે. આ ક્રિયા શી રીતે થાય છે, તે શ્વાસોશ્વાસના વિષયમાં બતાવવામાં આવેલ છે.

શ્વાસવાટે બહાર નીકળેલી હવા પોતાની સાથે ત્રણ વસ્તુને બહાર લઇ જાય છે. તે ત્રણ વસ્ઓનાં નામઃ—**૧. કારબૉનિક ઍસિડ ગૅસ, ૨. હવામાં મળેલું પાણી અને ૩. ગંદો કચરો.** પહેલી વસ્તુ સ્વચ્છ હવામાં ઘણા જ થોડા પ્રમાણમાં હોય છે, પણ જે હવા આપણે શ્વાસવાટે મોંમાંથી બહાર કાઢીએ છીએ તેમાં તે ઝેરી હવા સોગણા વિશેષ પ્રમાણમાં હોય છે. આપણે તેને જોઈ શકતા નથી, પણ જેમ અગ્નિમાંથી ધુમાડો નીકળી જાય છે, તેમ તે આપણે બહાર કાઢી નાંખીએ છીએ. એક સાંકડી કોટડીમાં ચુલો બળતો રાખવામાં આવે તો તે કોટડી તરત જ ધુમાડાથી વ્યાપ્ત થઇ જશે. એવી જ રીતે જો આપણે સાંકડી ઓરડીમાં સુઇએ તો આપણા મોંમાંથી નીકળેલી અસ્વચ્છ હવાના સંયોગથી આપણી આસપાસની હવા પણ અસ્વચ્છ થાય છે અને જો તે કોટડીમાં તાજી હવાની આવજાનો ખુલાસો ન હોય તો આપણા મોંમાંથી નીકળેલી ઝેરી હવા ફરી આપણા જ શ્વાસવાટે શરીરમાં પ્રવેશ થવાથી તરત જ મરણ નીપજે છે, અથવા શરીરને ઘણી હાનિ પહોંચી જાય છે. પણ બારણાંમાંથી, છાપરામાં તેમજ બારીવાટે કેટલીક હવા બહાર નીકળી જાય છે ને કેટલીક બહારની ખુલ્લી હવા અંદર આવે છે. આવા જ કારણથી સુવાના ઓરડાઓમાં હવાના ખુલાસા માટે બારીઓ મૂકવામાં આવે છે. શ્વાસવાટે બહાર નીકળતી હવાનો બીજો પદાર્થ **ભીનાશ** ( પાણી ) છે. આ હવામાં પાણીનો ભાગ છે કે નહિ તેની ખાત્રી કરવા માટે પથ્થરપાટીપર તમે શ્વાસ મૂકો એટલે પાટી ભીનાશવાળી થશે આથી ખાત્રી થાય છે કે, શ્વાસમાં પાણી છે, ત્રીજો પદાર્થ **ગંદો કચરો**, શ્વાસનું પાણી સ્વચ્છ હોતું નથી. તે પાણી વાસણના ધોણ જેવું મેલું ને ગંદુ હોય છે. તેમાં જે સડેલો પદાર્થ મળેલો હોય છે, તે જો શરીરપર રહેવા દેવામાં આવે તો રોગને ઉપજાવે છે. શ્વાસમાંનો આ મલિન પદાર્થ ઝેરી હવાના જેટલી ખરાબી કરે છે.

બીજા માણસે મોઢે માંડી પીધેલું પાણી પીવામાં ઘણા માણસો ગંદવાડ સમજે છે અને તેથી બીજાનું એટલું પાણી પોતે પીતા નથી. આ વાત તો ઘણી સારી છે પણ તેમ કરવાનું ખરૂં કારણ તેઓ સમજી શકતા નથી. વળી સાંકડા ઓરડામાં ઘણા માણસોના મળવાથી એક બીજાનાં ફેફસાંમાંથી નીકળેલી ખરાબ હવા અને ગંદા પદાર્થો તેઓ વારંવાર પોતાના મોંમાં શ્વાસવાટે લે છે. તેથી તો એટલા પાણી કરતાં પણ ઘણી વધારે ખરાબી થાય છે. એ જ પ્રમાણે ઢોર, બકરાં અને બીજાં જાનવરો આપણી પેઠે શ્વાસને બહાર કાઢે છે અને હવાને બગાડે છે.

૨. **ચામડીનાં** છિદ્રવાટે પરસેવાના રૂપમાં વરાળ નીકળે છે તે પણ હવાને બગાડે છે. એક માણસના શરીરમાંથી ૨૪ કલાકમાં સરાસરી ૩૦ ઔંસ વરાળ બહાર નીકળે છે.

૩. **બળવાની ક્રિયાથી હવા બગડે છે.**—ઘણા અજ્ઞાન લોકો સાંભળીને આશ્ચર્ય પામશે કે, જ્યાં બળતું, દીવો કે બળવાની ક્રિયા થાય છે ત્યાંની હવા બગડે છે. પ્રાણવાયુ વિના ભડકો બળશે નહિ; જો તમે દીવાને એક સાંકડા વાસણમાં મૂકો તો તે તરત જ ઓલવાઇ જશે, કેમકે તે વાસણમાંનો બધો પ્રાણવાયુ ખુટી ગએલો હોય છે. એ જ પ્રમાણે સાંકડાં ઘરમાં ઘણાં દીવા કે રોશની કરવામાં આવે તો પ્રાણવાયુ તરત ખુટી

જઇ "કારબોનિક ઍસિડ ગૅસ" (ઝેરી વાયુ)નો વધારો થાય છે અને ઘરમાં વસનારાં માણસોની તબિયતને બગાડે છે; પરંતુ આવી વાતો માણસોના સમજવામાં નહિ હોવાથી તેઓ રોગ અથવા મંદવાડનાં ખરાં કારણો શોધી શકતાં નથી. દીવો, મીણબત્તી અને સગડીથી હવા બગડે છે. આ વાત આપણા લોકો બીલકુલ સમજતા નહિ હોવાથી ઘણી વખત આજારી માંદા–માણસોના સાંકડા ઓરડામાં સગડીઓ સળગાવી હવાને વિશેષ બગાડે છે.

૪. **કોહોવાણ** અથવા સડામાંથી ઉડેલી ઝેરી હવા ઘણી ખરાબી કરે છે. જ્યારે રોપા અથવા પ્રાણી નાશ પામે છે, ત્યારે તે તરતજ સડવા માંડે છે. તેના સડામાંથી ઘણી જ નુકસાનકારક હવા ઉડે છે અને તેનાં રજકણો પવનથી દૂર સુધી ફેલાય છે, જો આપણી આંખો આપણી સુંઘવાની ઇંદ્રિય જેવી જ તીક્ષ્ણ જેવી હોત તો સડતાં પ્રાણીમાંથી ઉડીને ઉંચે ધસતાં અને હવામાં ફેલાતાં સંખ્યાબંધ નાનાં જંતુઓ આપણે જોઇ શકત. આવી હવામાં થઇને જતાં આપણા નાક પાસે જે હવા આવતી માલૂમ પડે છે, તે વાસ શું છે? બીજું કાંઈ નહિ, પણ સડામાંથી ઉડતાં સૂક્ષ્મજંતુઓજ બને છે, જે શ્વાસ વાટે આપણા શરીરમાં પ્રવેશ કરે છે. એ જ પ્રમાણે ઘરમાંથી શાક તરકારીના છોતા તથા કચરો આંગણામાં અથવા ઘરની પાસે ફેંકી દઇએ છીએ તે પણ હવાને બગાડે છે. ચમાર લોકો, કસાઇ લોકો રંગરેજો અને એવા ધંધાવાળા બીજા લોકો પણ તેઓના ધંધાથી હવાને બગાડે છે. દાટવાની અને બાળવાની જગાઓ પણ આપણાં રહેઠાણથી ઘણે દૂર રાખવી જોઇએ. જમીન પોતે પણ બાષ્પ અથવા વરાળને બહાર કાઢે છે. હવા તેમાં થોડી ઘણી દાખલ થાય છે અને આ હવા ઉપરની હવા સાથે મળે છે. જમીન ભેજવાળી હોય છે ત્યારે સડો વધારે હાનિકારક થાય છે. સડતો ભાજીપાલો ઘણું કરીને ઉપદ્રવનું મુખ્ય કારણ છે.

૫. **ઘરની ગલીચી**—ઘરની ગલીચીમાંથી પણ ખરાબ હવા જન્મ પામે છે. ઘરના ખાળકુવા, મોરીઓ, વાડા, ઉકરડાઓ અને જાજરૂઓ, એ ગલીચી થવાનાં સ્થળ છે, માટે તેને નિત્ય સાફસુફ રાખવાં જોઇએ.

૬. **કારખાનાંઓ**—કોયલાની ખાણો, લોઢાનાં કારખાનાં, રૂ, ઉન તથા રેશમ વણવાની મીલો, તેમજ બીજી ધાતુઓ અને રંગ બનાવવાનાં કારખાનાં એ જેમ નાના પ્રકારની કારીગરી બનાવવાનાં કારખાનાં છે, તેમ હવાને બગાડનારાં પણ તે ખરેખર કારખાનાંજ છે. એ કારખાનાંઓમાં કોયલા, રૂ, રંગ અને ધાતુઓનાં સૂક્ષ્મરજકણો ઉડીને કામ નરનારાઓનાં શરીરમાં જઈ વિશેષ કરીને શ્વાસનળીના, ફેફસાના અને છાતીના રોગો ઉત્પન્ન કરે છે.

**બીડીઓ**—બીડીઓ જેમ પીનારાઓની છાતીને બગાડે છે તેમ બહારની હવાને પણ બગાડે છે. બીડી પીવાનું વ્યસન યંત્રની માફક ધમધોકાર ચાલતું થયું છે અને નિત્ય સેંકડો બીડીઓનો ધુમાડો દરેક ઘરની હવાને બગાડે છે, જેથી બીડીઓ પણ હવાને બગાડનારૂં મુખ્ય કારણ થઇ પડેલ છે.

હવા બગાડવાનાં ઉપર પ્રમાણે ઘણાંક કારણો છે. આ બધી નુકસાનકારક વસ્તુઓથી દૂર રહેવું એ કેટલેક દરજ્જે માણસોના સ્વાધીનની વાત છે. એટલા જ માટે માણસોને બુદ્ધિની ઉમદા બક્ષિસ મળી છે, તેમ છતાં તેનો સદુપયોગ નહિ કરતાં લોકો પશુની પેઠે ગંદકીવાળી જગા અને મલિન હવામાં બેપરવાપણે ફર્યા કરે તો તેનું ફળ તેમને મળે

એમાં નવાઇ નથી. એવા બેપરવાપણાનું ફળ એ જ કે, ઘણા લોકો એવાં કારણોને લીધે દુઃખદાયક મંદવાડમાં ને મંદવાડમાં પોતાનું અમૂલ્ય આયુષ્ય ગુમાવી બેહાલ સ્થિતિમાં મૃત્યુને વશ થાય છે! જે મનુષ્ય મનુષ્ય દેહ મળવાથી તે આ સંસારમાં પોતાના કુટુંબને, જાતને, નાતને અને દેશને ઉપયોગનો થઇ શક્યો હોત, તે મનુષ્ય બીજાને કંટાળો આપી નકામો થઇ નાશ પામે છે.

**કુદરતથી થતી હવાની શુદ્ધિ**—પણ પરમકૃપાળુ ઇશ્વરે માણસોપર ઓછી મહેરબાની કરી નથી. બગડેલી હવાનો અટકાવ કરવાને જેમ તેણે માણસોમાં બુદ્ધિ મૂકી છે, તેમ હવાના નિર્મળ થવાનાં સાધનો પણ પૂરાં પાડયાં છે, જે ન હોત તો પૃથ્વી તરત જ ઉજડ થઇ જાત. આ સાધનો એની મેળે કામ કર્યા કરે છે ને બગડેલ હવાને સુધારે છે. વાયુમાં ગતિ મૂકી છે તેથી બગડેલી હવા પવનના ઝપાટામાં દૂર ખેંચાઈ જઇ તેનાં પરમાણુઓ વેરાઇ જાય છે અને તાજી હવા મળતાં જેટલે દરજ્જે નુકસાન થવાનો સંભવ છે, તેટલું નુકસાન થતું નથી. ઉપર જણાવેલા વાયુ એક બીજા સાથે મળી જાય છે. જો પાણીમાં થોડું દૂધ નાંખો તો તે પાણી સાથે મળી જશે. ચૂલાનો ધુમાડો તરત જ હવામાં ફેલાય છે તેથી વધારે વાર દેખાતો નથી. જે ગંદી હવા આપણે શ્વાસથી બહાર કાઢીએ છીએ તેનું પણ એમ જ સમજવું; તે આસપાસની નિર્મળ હવામાં મળી જાય છે અને જેમ વધારે પાતળી થાય તેમ તે ઓછી ઇજા કરે છે. પવન કોઇ વખત થોડો અને કોઇ વખત ઘણો વાય છે, તેના કારણોમાંનું એક કારણ તો એ છે કે, નાશ પામતી સડતી ચીજોમાંથી ઉડતી ખરાબ હવાને ઘસડી લઇ જવાને ઇશ્વર પવનને મોકલે છે. ખુશકારક તાજો પવન થાય છે, જેથી હવા પણ તાજી અને સ્વચ્છ રહે છે. પ્રાણી માત્ર ઝાડપાલો એથી ઉલટી જ ક્રિયા કરે છે. વનસ્પતિ દિવસે કારબૉનને અંદર ચૂસે છે અને પ્રાણવાયુને બહાર કાઢે છે, આથી પણ વાતાવરણની હવા નિર્મળ થાય છે. જો કે રાતે એ વનસ્પતિ પ્રાણવાયુને અંદર લે છે અને કારબોનિક ઍસિડ ગ્યાસને બહાર કાઢે છે. પણ તેઓ પ્રાણવાયુને અંદર ચૂસે છે તેના કરતાં દિવસે વધારે પ્રવાહમાં તેને બહાર કાઢે છે. આવા કારણથી ઝાડની નીચે અથવા ઝાડવાળા ઓરડામાં સુવું સલામતી ભરેલું નથી. આ પ્રમાણે હવાઓ એક બીજાની સાથે મળવાથી, પવનથી અને ઝાડોથી સ્વચ્છ થાય છે. વરસાદ પણ હવા ચોખ્ખી કરવામાં મદદગાર થાય છે. માટે એ બધી ક્રિયાઓને અટકાવવાને બદલે તેમને થવા દેવી જોઇએ.

નિર્મળ હવાની ઘણી કિમ્મત બતાવેલી છે, માટે હમેશાં તે મેળવવાનો દરેક માણસે પ્રયત્ન કરવો. શરીરની બહાર નીકળતા નુકસાનકારક પદાર્થો અને સડતી ચીજોને હવા દૂર લઈ જાય છે. તોપણ વસ્તીમાંથી ઘટ હવામાંજ રોજ થોડો વખત બહારની ખુલ્લી હવામાં ફરવા જવાથી શરીરને ઘણો ફાયદો થાય છે. ફરવા જવાથી શરીરના અવયવોને કસરત મળે છે. એટલો જ ફાયદો નથી, પણ બહારની તાજી હવા મળવાથી જ લાભ થાય છે તે કસરતના લાભ કરતાં અધિક છે. દિવસે તો વસ્તીમાં ફરફર કરવાથી પણ હવા મળી શકે છે, પણ રાતે આપણે સુઇ જઇએ છીએ ત્યારે તાજી હવા મેળવવાની ખાસ જરૂર છે. ઘરમાં તાજી હવા કેવી રીતે મળે તેની સંપૂર્ણ માહેતી ઇમારત બાંધવામાં કુશળ

કારીગરો અને ઇજનેરો ( Engineers ) પાસેથી મેળવવી જોઇએ અને અસલનાં બાં-ધેલાં મકાનોમાં કાંઇ ખોડખાંપણ હોય તો તે સુધરાવવી જોઇએ.

મલિન કચરો અને સડતી ચીજોમાંથી ઉડતી ખરાબ હવાથી આપણે એકદમ મરી જતા નથી પણ એ પ્રમાણે લાંબો કાળ એવી મલિન હવામાં રહેવામાં આવે તો મરણ પણ અવશ્ય નીપજે. ઘણા મૃત્યુ એવા કારણથી નીપજે છે પણ તે આપણે પ્રત્યક્ષ જાણી શકતા નથી. રોગથી મરણ નીપજે છે, પણ તે રોગ શાથી થાય છે, તેની જો બારીક તપાસ કરવામાં આવે તો ઘણાએક રોગનું કારણ ખરાબ હવાનું નીકળી આવે. સખ્ત વિષ ( ઝેર ) પેટમાં જવાથી એકદમ મરણ નીપજે છે. પણ તેથી એમ નહીં સમજવું કે, થોડું થોડું ઝેર ( અફીણ વગેરે ) નુકસાન નથી કરતું. તે પણ કેટલેક કાળે સખ્ત વિષનું કામ કરે છે. તે પ્રમાણે હમેશની થોડી થોડી ખરાબ હવાનું ઝેર શરીરમાં મોટી ખરાબીનું કારણ થાય છે. વળી માંદા માણસો આસપાસની હવાને જલદી બગાડે છે, માટે માંદાની પથારી પાસે વધારે જથાબંધ તાજી હવા આવવા દેવાની જરૂર છે. જેમ બહાર તાજી હ-વાની જરૂર છે, તેમ શરીરની અંદર પણ પૂરતી તાજી હવા લેવાની જરૂર છે. વાદળી અ-થવા લુગડાંનો કડકો પોચે હાથે પકડેલો હોય તો તે ઘણું પાણી ચૂસે, વાદળીને જેમ વ-ધારે દબાવવામાં આવે તેમ તે ઓછું પાણી પકડી શકે છે. તેજ નિયમ આપણા શરીરનાં ફેફસાંને લાગુ પડે છે. ફેફસાંને જેમ થોડા દબાણમાં રાખીએ તેમ તેમાં વધારે હવા પ્રવેશ કરે છે અને તેથી લોહી વધારે સારી રીતે સ્વચ્છ થાય છે; માટે લખતાં, વાંચતા કે કામ કરતાં ફેફસાં દબાય એવી રીતે વાંકા વળી નહિ બેસવું જોઇએ. ફેફસાં દબાવાથી હવા અંદર આવતી અટકે છે અને તેથી ફેફસાંને તાજી હવા મળી શકતી નથી.

**માણસ દીઠ હવાની જરૂરીઆત**—દરેક માણસ ૨૪ કલાકમાં સરાસરી ૪૦૦ ઘનફીટ જેટલી હવા શ્વાસોશ્વાસમાં શરીરની અંદર લે છે એટલે ૭ ફીટ પહોળો અને ૭ ફીટ ઉંચો એવા એક ઓરડામાં જેટલી હવા સમાય એટલી હવા એક માણસ નિત્ય ફેફ-સામાં લે છે. શ્વાસોશ્વાસની અંદર લેવાતી હવામાં કારબોનિક ઍસીડ ગ્યાસનું નુકસાન-કારકતત્વ ૧૦૦૦ ભાગમાં ૪/૧૦ ભાગ માત્ર છે, પણ જે હવા શરીરમાંથી બહાર કાઢ-વામાં આવે છે તે હવાના ૧૦૦૦ ભાગમાં કારબોનિક ઍસીડ ગ્યાસના ૪૦ ભાગ છે, એટલે તેમાં ઝેરી હવા સોગણી વધારે છે, એ વાત ઉપર જણાવવામાં આવી છે. ખરી હકીકત આમ હોવાથી આપણી આસપાસની હવા આપણાજ શ્વાસથી બગડવાનો વિશેષ સંભવ છે. કુદરતની કૃપાથી એ ઝેરી હવાને એક તરફથી વનસ્પતિ ચૂસી લે છે અને બીજી તરફથી વાતાવરણની તાજી હવા તે હવાને ખેંચી જાય છે. પણ આપણાં રહેવાનાં અને સુવાનાં ઘરમાં હવાને આવવા જવાના યોગ્ય રસ્તાઓ હોતા નથી તો કુદરતની એ કૃપાનો આપણને લાભ મળી શકતો નથી.

દર માણસને ૭ થી ૧૦ ફીટ ચોરસ જગ્યા અથવા ખંડની જરૂર છે. જો એવડી જ જગ્યામાં એક વધારે આદમી વસે તથા સુવે બેસે તો તે જગ્યાની હવા કદી પણ સારી રહેતી નથી. હવાના આવાગમન ઉપર જગ્યાના વિસ્તારનો કેટલોક આધાર છે. હવા વધારે ખુલાસે આવજાવ કરતી હોય તો સાંકડી જગ્યામાં વધારે માણસો સુખથી રહી શકે છે અને હવાને આવવા જવાનો પુરો ખુલાસો ન હોય તો વધારે મોટા ખંડમાં

પણ રહેનાર માણસોને જોઇએ એવી સુખકારક હવા મળી શક્તી નથી. તાજી હવાના આવાગમનનો ઘણો આધાર ઘરની બાંધણી અને આસપાસની હવાના ઉપર રહેલો છે. ઘરમાં બારી બારણાં મૂકેલાં હોય છે તોપણ જો પોતાના ઘરની આસપાસ ચોતરફ ઘરો આવેલાં હોય છે તો તાજી હવા અને અજવાળાનો અટકાવ થાય છે. ઘરની આસપાસથી હવા મળવાની અનુકુળતા ન હોય તો ઘરનાં છાપરામાંથી તાજી હવા આવે જાય એવી ગોઠવણ કરવી જોઇએ.

આપણું મોં સ્વચ્છ છતાં બીજાને તેમાંથી કાંઇ નઠારી હવા આવતી લાગે છે તે શ્વાસોશ્વાસની અંદર બહાર આવતી ખરાબ હવાની વાસ છે. એજ ખરાબ હવાથી ઘરની હવા બગડે છે અને ઘણા માણસો એકઠાં થવાથી જે અકળામણ થાય છે, તે પણ એજ હવાને લીધે છે. આવી બગડેલી હવામાંથી બ્હાર ખુલ્લી હવામાં જઇએ છીએ ત્યારે તે અકળામણ દૂર થઈ મન પ્રફુલ્લિત થાય છે. એ વાતનો અનુભવ દરેક માણસને મળે છે. ઘરની હવા ચોખ્ખી છે કે બગડેલી છે તે નક્કી કરવાનો સહેલો રસ્તો એજ છે કે, બહારની ચોખ્ખી ખુલ્લી હવામાં ઘરમાં જતાં જો તેની વાસમાં કાંઇ નઠારો વાસ કે ફેરફાર માલમ પડે અને મનને ગમે નહિ તો સમજવું કે, ઘરની અંદરની હવા જોઇએ એવી ચોખ્ખી નથી. શુદ્ધવાતાવરણની હવાના ૧૦૦૦ ભાગમાં $\frac{૪}{૧૦}$ ભાગ કારબોનિક ઍસીડ ગ્યાસના છે. ઘરની હવામાં આ પ્રમાણ વધીને $\frac{૬}{૧૦}$ થાય ત્યાં સુધી આરોગ્યતાને હાનિ પહોચતી નથી. પણ જો એ પ્રમાણે ૧ અથવા એથી વધારે વધી જાય છે તો એવી હવાવાળાં મકાનમાં રહેવાવાળા માણસોને નુકશાન થાય છે અને હવાના વાસમાં પણ ફેરફાર માલમ પડી શકે છે.

## પાણી—WATER—( વૉટર. )

**પાણીની અગત્ય**—જીંદગીને જાળવી રાખવા માટે જરૂરની વસ્તુઓમાં બીજી અગત્યની વસ્તુ પાણી છે. પાણી આપણને તેના પ્રવાહી પાણીના રૂપમાં જ પુરૂ પડે છે એમ નથી. ખાનપાનની બીજી વસ્તુઓમાં પણ પાણીનાં તત્ત્વો આવેલાં છે, અને તે ઉપરથી જીંદગીને માટે પાણી ઘણું જ અગત્યનું છે એવું સિદ્ધ થાય છે. ન્હાનાં બાળકોનું એકલા દૂધથી પોષણ થઇ શકે છે, તેમાં પણ મોટો ભાગ પાણીનો છે. તેથી જ તેમને પાણીની જરૂર પડતી નથી. આપણા શરીરમાં રસ, રક્ત, માંસ, વગેરે ધાતુઓમાં પણ પાણીનો મુખ્ય ભાગ છે. માણસના શરીરનું સરાસરી વજન ૭૫ શેર ગણીએ તો તેમાં ૫૬ શેરને આશરે પાણી એટલે પ્રવાહી તત્વ આવેલું છે. જે ધાન્ય અને વનસ્પતિ વડે આપણા શરીરનું પોષણ થાય છે. તે પાણી વડે પાકે છે. મલિનતા એ ઘણા રોગનું કારણ છે અને તે મલિનતા અથવા ગંદકી દૂર કરવા માટે પણ સર્વોત્તમ સાધન પાણી છે.

પાણીની કિમ્મત અથવા જરૂરીઆતનું જ્ઞાન પાણીની અછત વખતે અથવા પાણી ન મળી શકે તે વખતે થાય છે. જો થોડો વખત પાણી નથી મળતું તો પાણી વિના પ્રાણીઓના પ્રાણ તરફડે છે અને પાણી વિના પ્રાણ જાય છે. પાણી વિના પ્રાણ શી રીતે

જતો હશે તેની સંક્ષિપ્ત સમજણ આ પ્રમાણે છેઃ–શરીર સર્વે અવયવોનું પોષણ પ્રવાહી રસથી થાય છે. જેમ એક વૃક્ષના થડમાં પાણી રેડવામાં આવે છે તે પાણી રસ રૂપે થડમાંથી મોટાં ડાળાંઓમાં, મોટાં ડાળાંઓમાંથી ન્હાની ડાળીઓમાં અને ત્યાંથી પાંદડાંઓમાં પહોંચી તેમને જીવતાં (લીલાં) રાખે છે, તેમ શરીરમાં પીધેલું પાણી પણ ખોરાકને રસ રૂપ બનાવી શરીરના સર્વે ભાગોમાં પહોંચાડે છે. જો પાણી ઓછું મળે તો તે રસ અને લોહી ઘાટું થવા માંડે છે અને છેવટે એટલું બધું ઘાટું થાય છે કે, પછી તેની ગતિ બંધ થાય છે; આ ગતિ બંધ થવી તેનું નામ મૃત્યુ છે. લોહીને ફરવાની કેટલીક નળીઓ વાળ કરતાં પણ પાતળી છે અને તેથી પાણી પૂરતું નહિ મળવાથી લોહી જોઇએ તે કરતાં જરા વધારે ઘાટું થાય છે એટલે એવી બારીક કેશવાહિનીઓ ઘાટા લોહીને વહન કરી શકતી નથી.

પાણી આટલું બધું અગત્યનું છતાં અને તે પુષ્કળ જથાબંધ મળવા છતાં જો તે નિર્મળ હોવાને બદલે મલિન–બગડેલું હોય છે તો એ જ પાણી પ્રાણ આપનાર થવાને બદલે પ્રાણ લેનાર થાય છે અને એટલા સારૂ પાણી વિષે કેટલીક વાતો સમજવાની જરૂર છે. ખરાબ પાણીથી કેટલી બધી ખરાબી થાય છે, અને સારા પાણીની કેટલી બધી કિમ્મત છે તે વિષે ઘણાખરા લોકો થોડું ઘણું જાણે છે. મુસાફરીમાં જ્યારે કોઈ માંદું પડે છે ત્યારે તે તરત જ એમ કહે છે કે, પાણીના ફેરફારથી એમ થયું. પણ ઘણાએક લોકો પોતાને ઘેર બેઠાં ખરાબ પાણીથી માંદા પડે છે, તે વાત તેમાંના થોડાજ સમજે છે. તેઓ વારંવાર શા કારણથી માંદા પડે છે, તે વાત તેઓ સમજી શકતા નથી, અને તેથી તેઓ દરદ મટાડવાના ઉપાયો કરી બેસી રહે છે, પણ દરદનું કારણ શામાંથી ઉત્પન્ન થાય છે તે શોધી કાઢીને દૂર કરવાનો ઉપાય કરતા નથી અને તેથી વારંવાર એ દરદના તેઓ ભોગ થઇ પડે છે.

**પાણીના પ્રકાર**—પાણી ખારૂં કે મીઠું, હલકું કે ભારે, મેલું કે ચોખ્ખું અને ગંધવાળું કે ગંધ વગરનું હોવું, એ જમીનની જાત ઉપર અને આસપાસના પદાર્થો ઉપર આધાર રાખે છે. આ ઉપરથી એમ સિદ્ધ થઈ શકે છે કે, આકાશનાં વાદળાંમાંથી જે પાણી વરસે છે તે સર્વોત્તમ અને પીવા લાયક છે અને પૃથ્વીપર પડયા પછી તે પાણીમાં અનેક પ્રકારના પદાર્થોનો ભેગ થવાથી બગડે છે. પૃથ્વી ઉપરનું અને આકાશનું પાણી એક જ છે પણ જુદા જુદા પદાર્થો મળવાથી પાણીના ગુણમાં ફેર પડે છે. વરસો વરસ વરસાદનું પુષ્કળ પાણી પૃથ્વીપર પડે છે, અને પૃથ્વી ઉપર પડેલું પાણી અસંખ્ય નદીઓ વાટે સમુદ્રોમાં જાય છે; તેમ છતાં સમુદ્રો ભરાતા કે છલકાતા નથી. તેનું કારણ એ છે કે, જેમ પૃથ્વી ઉપરનું પાણી સમુદ્રોમાં જાય છે તેમ સમુદ્રોનું પાણી વરાળ થઇને ઉંચે જાય છે. તે વરાળ બદલાઇને ઝાકળ, વરસાદ અથવા બરફ થાય છે. તળાવ, કુવા તથા નદીઓનાં પાણી પણ વરાળ રૂપે ઉંચે ચડે છે. સખ્ત તાપની ઋતુમાં પાણીમાંથી વિશેષ વરાળ ઉંચે ચડે છે અને ઉનાળામાં જળાશયોમાં પાણી ઓછાં થાય છે અથવા સૂકાઇ જાય છે, તેનું પણ એજ કારણ છે.

વરસાદ વરસે છે, ત્યારે તેનું કેટલુંક પાણી નદીઓ અને તળાવોમાં જાય છે. કેટલુંક પાણી જમીનમાં ઉતરી આસપાસની જમીનને લીલી કરે છે, એટલું જ નહિ પણ તે

જમીનમાં આવેલા કુવાઓ અને ઝરાઓ પણ એ પાણીથી પોષાય છે. જ્યાં ટાઢ ઘણી પડે છે ત્યાં વરસાદનું પડેલું પાણી બરફ રૂપે જામી જાય છે અને ગરમીની ઋતુમાં તે બરફ પીગળી ઝરણુ થઇને આગળ ચાલતાં મોટી મોટી નદીઓના પ્રવાહમાં વહે છે. જેમ કે ગંગા નદી. ચોમાસામાં નદીઓમાં પુર આવે છે અને તેથી તળાવ તથા કૂવામાં પાણી ઉંચાં ચડે છે, અને ઉનાળામાં ઓછાં થાય છે. આ પ્રમાણે પાણીનું રૂપાન્તર થાય છે. વરસાદનું પાણી નદી વાટે સમુદ્રમાં જાય છે, ત્યાંથી વરાળ રૂપે ઉંચે ચડે છે અને ફરી એ જ પાણી વરસાદ રૂપે પૃથ્વી પર પડે છે. આ ક્રમ નિરંતર થયા કરે છે. આ પ્રમાણે પાણીના મુખ્ય બે પ્રકાર છે. ૧. **અંતરીક્ષજળ** અને ૨. **ભૂમિજળ.**

૧. **અંતરીક્ષજળ**—આકાશમાંથી વરસાદનું પાણી અંતરીક્ષ એટલે અધરથી ઝીલી લેવામાં આવે તો તે અંતરીક્ષ જળ અને પૃથ્વી પર પડયા પછી નદી, કૂવા તથા તળાવમાંથી જે પાણી મળે તે ભૂમિજળ. અંતરીક્ષ જળમાં પણ જે જળ આસો માસમાં વરસે તે વધારે ઉતમ સમજવું. આકાશમાં પણ કેટલાક મલિન પદાર્થો ભમે છે અને તેના યોગથી આકાશના પાણીમાં કંઇક વિકાર થાય છે. તો પણ પૃથ્વી પર પડેલાં પાણી કરતાં તે સારૂં હોય છે, અને આસો માસમાં વરસેલું અંતરીક્ષ જળ પહેલાંના વરસાદ કરતાં વધારે ચોખ્ખું ગણાય છે. વળી ઋતુ વગર વરસેલું માવઠાનું પાણી અંતરીક્ષ જળ છતાં તે ઘણું વિકારવાળું હોવાથી તે કામનું નથી. આકાશમાંથી જે કરા પડે છે તે કરાનું પાણી અમૃત સરખું મીઠું તેમજ સારૂં છે. વરસાદની ધારામાં પડેલું પાણી જાડા કપડાની ઝોળી બાંધી ઝીલી લીધું હોય અથવા સ્વચ્છ કરેલી જમીન પર પડયા પછી તેને સ્વચ્છ વાસણમાં ભરી લીધું હોય તે અંતરીક્ષ પાણી તરીકે ઉપયોગમાં લેવાય છે.

૨. **ભુમિજળ**—વરસાદ થઇને આકાશમાંથી પૃથ્વી ઉપર પડયા પછી પૃથ્વીના સંબંધમાં અવનાર પાણીને ભૂમિજળ એવું આપણે નામ આપ્યું છે. આ ભૂમિજળના બે ભેદ છે.. ૧. **જાંગલ** અને ૨. **આનૂપ**. જે દેશ થોડાં પાણીવાળો, થોડાં વૃક્ષવાળો અને પિત્ત તથા લોહી બિગાડના ઉપદ્રવ વાળો હોય તે જાંગલ દેશ કહેવાય છે અને એવી ભૂમિના સંબંધમાં આવેલું પાણી જાંગલ જળ કહેવાય છે. તેમજ જે દેશ ઘણા જળવાળો, ઘણાં વૃક્ષવાળો અને વાયુ તથા કફના ઉપદ્રવવાળો હોય છે, તે આનુપ દેશ અને તેનું પાણી આનુપ જળ કહેવાય. જાંગલ જળ સ્વાદે ખારૂં અથવા ભાંભરૂ, પાચન કરવામાં હલકું, પથ્ય અને ઘણા વિકારોને મટાડે છે. આનૂપ જળ મીઠું અને ભારે હોવાથી શરદી તથા કફના વિકારોને ઉત્પન્ન કરે છે. પીવામાં પ્રિય લાગે છે, પણ અપથ્ય છે, તથા તાવ વગેરે રોગોને ઉત્પન્ન કરે છે. ઝાડી વગરના ઉજડ અને ઝાડીવાળા પ્રદેશો પ્રમાણે પાણીના આ બે ભેદ સિવાય પાણીનાં જુદાં જુદાં જળાશયો પ્રમાણે પાણીના ભેદ તથા ગુણદોષ નીચે પ્રમાણે છે:—

૩ **નદીનું પાણી**—ભૂમિજળનાં જુદાં જુદાં જળાશયોમાં નદીનું વહેતું પાણી વધારે સારૂં ગણાય છે. ઘણીખરી મોટી નદીઓનું પાણી સારૂં હોય છે. જમીનના તળીયા પ્રમાણે પાણીનો સ્વાદ બદલાય છે. જમીનનું તળ ખારૂં હોય છે તો નદી મોટી હોવા છતાં તેનું પાણી ખારૂં હોય છે. વર્ષાઋતુમાં નદીના પાણીમાં ધુળ, કચરો તથા ઘણી ગંદકી ઘસડાઇને એકઠી થાય છે, તે વખતે વરસાદનું પાણી બીલકુલ પીવા લાયક રહેતું નથી.

આવું પાણી બે ત્રણ દિવસ સ્થિર રહે છે અને નિર્મળ થાય છે ત્યારે જ તે પીવા લાયક થાય છે. ઝાડીમાં વહેતી નદીઓ તથા વહેળાઓનાં પાણી દેખાવમાં ઘણાં નિર્મળ લાગે છે અને પીવામાં મીઠાં પણ લાગે છે, તો પણ ઝાડોના મૂળમાંથી વહેતું હોવાથી તે પાણી ઘણું ખરાબ સમજવું. એવું પાણી પીવાથી તાવની ઉત્પત્તિ થાય છે એટલું જ નહિ પણ એવી હવામાં રહેવાથી પણ નુકસાન થાય છે. જુનાગઢની પાસે ગીર નામનો પ્રદેશ છે, ત્યાં જે લોકો નોકરી ધંધા અર્થે જઇ રહે છે તેઓ મંદવાડ લઇને આવે છે, અને એ સ્થળમાં નિરંતર વસવાવાળા લોકોને ત્યાંનાં હવા પાણી સદી ગયેલા હોવા છતાં ત્યાંના લોકો પણ સારી તન્દુરસ્તી ભોગવતા નથી. આવા પ્રદેશમાં જઈ ચડેલા લોકોએ તે પાણી ઉકાળી ઠારીને પછી પીવું. જે નદીઓ બહુ ન્હાની હોય છે, ઘણા ધીમા પ્રવાહથી વહે છે અને જેમાં ઉપરવાસથી માણસોએ તથા જાનવરોએ કરેલી ગંદકી ચાલી આવે છે તેવી નદીઓનાં પાણી પણ પીવા લાયક નથી. ઘણા એક ગામડાઓમાં પાણીની તંગીને લીધે એટલે કુવા વગેરે બીજાં જળાશયો નહિ હોવાને લીધે એવી ન્હાની ગંદા પાણીવાળી નદીઓપર નિર્વાહ કરવાની જરૂર પડે છે અને તેથી આખા ગામના લોકોની તન્દુરસ્તીને હમેશાં ખલેલ પહોંચે છે. ખુલ્લી હવામાં રહી મહેનત મજુરી કરી શરીરને સારી રીતે કસરત આપવાવાળા ગામડાના લોકો પણ તાવ વગેરે ઉપદ્રવોથી પીડાયા કરે છે, તેનાં કારણોમાં ખરાબ પાણીનું મુખ્ય કારણ હોય છે. ગામડાનાં પાદરમાં પાણી માટે માત્ર એક જ નદી કે એકજ તળાવ હોવાથી લોકો એ પાણીમાં ન્હાય છે, મેલાં કપડાં ધુવે છે, જાનવરો ગંદકી કરે છે અને એ જ ગંદા પાણીને પીવામાં લે છે. આથી ઘણીજ ખરાબી થાય છે; માટે સરકારે અથવા ગામડાના લોકોએ એવા ગામોમાં કૂવા ગળાવવા જોઇએ જેથી લોકોને પીવાનું તથા ધોવા કરવાનું પાણી જુદું જુદું મળી શકે અને લોકોની તન્દુરસ્તી જાળવી શકાય, વળી જ્યાં પાણીને માટે એક નદી જ હોય છે ત્યાનાં લોકોએ ઉપરવાસનું પાણી પીવું અને હેઠળવાસ લુગડાં ધોવાં તથા જાનવરોને પાણી પાવાનું કરવું જોઇએ. સવારના પ્રવાહમાં પાણી સ્વચ્છ હોય છે, માટે પીવા માટે પાણી વહેલા ઉઠીને જળાશય ઉપર જઈ ભરી લાવી રાખવું, એ ઘણું જ ડહાપણનું કામ છે. લોકોની સુખાકારી માટે શહેર સુધરાઇ ખાતાના અમલદારોની સૌથી અગત્યની ફરજ એ છે કે, લોકોને માટે ન્હાવા, ધોવા તથા પીવાનાં નવાણોની જુદી જુદી સગવડ કરાવી આપવી જોઇએ; એટલુંજ નહિ પણ એ નવાણો ઉપર ચોકી મૂકવી જોઇએ કે, જેથી લોકો પીવાના પાણીમાં ગંદકીનું કામ કરે નહિ. નદીઓ અને તળાવોમાં લોકો ન્હાય છે, ધુવે છે, કોગળા કરે છે, ઢોરોને ધમારે છે, મૂએલાં માણસોને બાળી તેની રાખ તેમાં ફેંકે છે અને અજ્ઞાન લોકો બીજી ઘણી રીતે પાણીને બગાડે છે. આવી ઘણી ખરાબી નદીઓનાં પાણીમાં થવાનો સંભવ છે; અને જો નદી મોટી હોય છે, ઝડપવાળા પ્રવાહથી વહેતી હોય છે, તો વહેતા પાણીનો મેલ તથા કચરો તળીએ તથા કાંઠે જામી જઇ ધીમે ધીમે તે પાણી સ્વચ્છ થવાનો સંભવ છે, પણ જો નદી ન્હાની તથા ધીમા પ્રવાહવાળી હોય છે તો તેનું પાણી જરૂર નુકસાન કરે છે. કેટલાક છીછરા અને ગંદી જગાવાળા કૂવાનાં તથા ન્હાના તલાવડાંનાં પાણી કરતાં નદીનું પાણી વધારે પસંદ કરવા લાયક છે.

૪. **કુવાનું પાણી**—પાણીના ગુણનો ઘણો આધાર જમીનોની જાત તથા તેના ગુણ ઉપર રહેલો છે. ઉંડા કૂવાનાં પાણી છીછરા કૂવા કરતાં વધારે નિર્મળ અને સ્વચ્છ હોય

છે. કૂવાની આસપાસ જમીન પોચી હોય છે અને તેમાં કપડાંના ધોણનું તથા વરસાદનું ગંદું પાણી મળે છે તો તે કૂવાનું પાણી બગડે છે. જે કૂવાઓ ઉપર ઝાડ ઝૂમી રહેલાં હોવાથી કૂવામાં પાંદડાં પડયાં કરે છે તથા સૂર્યનો તાપ જઇ શકતો નથી તે કૂવાનાં પાણી ઘણું કરીને બગડી જાય છે. એવી જ રીતે અવાવરૂ કૂવાનાં પાણી પણ પીવા લાયક હોતાં નથી. જે જમીનનું તળ ખારૂં હોય છે તે જમીનના કુવાનાં પાણી ખારાં હોય છે. જે કૂવાઓ મજબુત બાંધેલા હોય, બહાર ન્હાવા ધોવાનાં પાણી આસપાસની જમીનમાં મળવાને બદલે તેનો નીકાસ દૂર ચાલ્યો જતો હોય, આસપાસ ઘણાં ઝાડ કે બીજી ગલીચી ન હોય અને વારંવાર ગાળ કાઢવાથી તથા નિરંતરના વપરાશથી સાફ રહેતા હોય, તે કૂવાના પાણી નીરોગી સમજવાં. ઉંડા કૂવાઓનાં પાણી જાતે સ્વચ્છ હોય અને ગુણકારી હોય છે, પણ ઉપરથી પડતા અથવા આસપાસની જમીનમાંથી આવી ભળતા ગંદા પદાર્થો તેના પાણીને બગાડે છે.

૫. **ટાંકાનું પાણી**—ટાંકાનું પાણી વરસાદના પાણીને મળતું હોય છે પણ તે છાપરાં અગાશી અને નળવાટે ટાંકામાં લેવામાં આવે છે, તેથી તેમાંના પદાર્થો ટાંકામાં જાય છે અને ત્યાં તે પાણી બંધેચ રહેવાથી બગડે છે. ટાંકાનું પાણી ભારે હોવાથી પાચનક્રિયાને માટે થોડું પસંદ કરવામાં આવે છે. વરસાદનું પાણી સ્વચ્છ હોય છે, પણ ઘરનાં છાપરાં અને અગાશી ઉપર ધુળ, પક્ષીઓની હગાર, કુતરાં બીલાડાંની વિષ્ટા વગેરે મલિન વસ્તુઓનો એ પાણીમાં ભેગ થવાનો સંભવ છે. પાણીનો ટાંકામાં સંગ્રહ કરનારા લોકોએ આ સંબંધમાં કેટલીક સંભાળ રાખવી, તે એ કે, છાપરાં ઢાળ પડતાં રાખવાં અને એકાદ મોટા વરસાદથી છાપરૂં સારી રીતે ધોવાઈ સાફ થાય ત્યાર પછી જ પાણીને ટાંકામાં લેવું, અને દર વર્ષે ટાંકુ ધોઇ સાફ કરવું. જો આટલી સંભાળ રાખી ટાંકામાં પાણી લેવામાં આવે તો તે પાણી પીવાના ઉપયોગમાં લેવાને હરકત નથી. પણ એ પાણી હમેશાં પીવા લાયક નથી. ટાંકાનું પાણી સ્વાદે મીઠું અને ઠંડુ હોય છે પણ પચવામાં ભારે છે. અને જે અજ્ઞાન લોકો સારા પાણીના ફાયદા અને નઠારા પાણીના ગેરફાયદાને સમજી શકતા નથી તેઓ પોતાનાં ઘરનાં ટાંકાઓને ઘણા વરસો સુધી સાફ કરતા નથી, પાણી તંગીથી વાપરે છે અને એમ કરતાં વર્ષ આખર પાણી સીલીકમાં રહે છે તો તે કાઢી નાંખવાને બદલે તેમાં નવું ચોમાસાનું પાણી મળવા દે છે, તેથી તે પાણી ઉલટું વધારે ભારે અને નુકસાનકારક થાય છે. અમદાવાદ શહેરમાં છેલ્લાં કેટલાક વર્ષ થયાં નળનું પાણી દાખલ થયું, તે પહેલાં ઘણાં લોકો પોતાનાં ઘરનાં ટાંકાઓમાં એ પ્રમાણે પાણીનો કરકસરથી સંગ્રહ કરતા હતા, અને જેમના ઘરમાં ટાંકાં ન્હોતાં અથવા જેઓ ટાંકાનું પાણી સંઘરી રાખતા ન હતા તેઓ **પાંચકુવા** વગેરે કૂવાઓનાં પાણી પાંચ પાંચ દિવસ સુધી ગોળામાં ભરી રાખતા હતા. આ વાતનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે, તે એ કે અમદાવાદમાં જે ઘરમાં હું અગાઉ રહેતો હતો તે ઘરમાં મીઠા પાણીનો કૂવો હતો, તે કૂવાનું પાણી આસપાસનાં ઘરનાં બૈરાંઓ સામટું ભરી જતાં હતાં અને બબે ચચ્ચાર દિવસે ગોળાનું ડોળું પાણી તથા પાણીના પુરા લાવીને પાછા કૂવામાં નાખતાં હતાં. આ જોઇને મને પ્રથમ તો આશ્ચર્ય લાગ્યું પણ બૈરાંઓએ કરેલા ખુલાસાથી મને માલમ પડયું કે, જીવદયા ધર્મપાલક શ્રાવક લોકોની મોટી વસ્તીવાળા અમદાવાદ શહેરમાં પાણીમાંના પુરાઓને જીવતા રાખવા માટે પાછા પોતાને પીવાના પાણીમાં જ તેમને પધરાવવામાં આ-

વતા હતા, અને હજી પણ જે કેટલાક ધર્માગ્રહી લોકો નળનાં પાણી પીતા નથી, તેઓ પાંચકુવા વગેરે કુવાઓનાં અને ટાંકાંઓનાં પાણી પીએ છે. અમદાવાદ શહેરના લોકોમાં કબજીયતની વિશેષ ફરીઆદ હોવાનું કારણ, ટાંકાંનાં ભારે પાણી પીવાનું હોવું જોઇએ. નળનાં પાણીનો વિશેષ પ્રસાર થયા પછી લોકોની સુખાકારીમાં કેટલોક સુધારો થયેલો છે. આખા અમદાવાદ શહેરના લોકોને જે નળનું પાણી પુરૂં પાડવામાં આવે છે તે પાણી **સાબરમતી** નદીનું છે. સાબરમતી નદીમાં કેટલાક ઉંડા કૂવા ગાળવામાં આવેલા છે, જેમાંથી પાણી ગળાઇને ( ફીલ્ટર થઇને ) નળમાં આવે છે. નદીના તળમાં વીરડા ગાળવામાં આવે છે, તેનું પાણી નદીના વહેતા પાણી કરતાં પણ સારૂં ગણાય છે. અમદાવાદના નળનું પાણી એવા જ મોટા ઉંડા વીરડાઓમાંથી લીધા પછી ફીલ્ટર થાય છે, તેથી તે પાણી એથી પણ સ્વચ્છ અને ગુણકારી માલમ પડેલું છે.

૬. **તળાવનું પાણી**—જમીનના નીચાણના ભાગોમાં વરસાદના પાણીનો સંગ્રહ થાય છે, તેને તળાવ કહેવામાં આવે છે. કેટલાંક તળાવો જીવતાં હોય છે એટલે તેની અંદર પહાડની તળેટીઓનાં ઝરણ નિરંતર વહ્યા કરે છે, તેથી તેમાં અખુટ પાણી રહે છે. કેટલાંક તળાવ માત્ર વરસાદના પાણીથી જ ભરાય છે અને જો વરસાદ ન પડે તો સુકાઈ જાય છે. વરસાદનું પાણી આસપાસના પ્રદેશોમાંથી ધસડાઇને તળાવોમાં આવે છે. અને થોડા દિવસ સ્થિર રહ્યા પછી તે પાણી નિર્મળ થાય છે. જો તળાવના પાણીમાં કોઇ પ્રકારની ગંદકી કે મલિનતા ન કરવામાં આવે તો તે પાણી ચોખ્ખું રહે છે અને પીવાના ઉપયોગમાં લઇ શકાય છે. પણ જે તળાવમાં લોકો નહાતા ધોતા હોય, તથા બીજી ગંદકી કરતા હોય તે તળાવનું પાણી પીવાના ઉપયોગમાં બીલકુલ નહિ લેવું જોઇએ. આપણા દેશના લોકો શરીરસંરક્ષણની બાબતમાં ઘણા જ અજ્ઞાન છે અને તેથી જે પાણીમાં ન્હાવા ધોવાની ગંદકી થતી હોય તે પાણી પીવાથી નુકસાન છે, એ વાત થોડાક લોકોના સમજવામાં હોય છે. તળાવનું પાણી મીઠું, ભારે, રૂચિકર, ત્રિદોષહર અને શરદી કરનાર છે, તેમ મેલું પાણી ઘણા રોગને ઉત્પન્ન કરનારૂં છે. પાણીને બગાડનારી જેટલી વાતો નદીને લાગુ પડે છે, તેટલી બધી વાતો તળાવને પણ લાગુ પડે છે, પણ નદીનું પાણી વહેતું રહે છે અને તળાવનું પાણી બાંધેલ રહે છે તેથી નદી કરતાં તળાવના પાણીથી વધારે બીગાડ થવાનો સંભવ છે.

૭ **ઋતુ પ્રમાણે પાણીનો ઉપયોગ**—હેમંત તથા શિશિર ઋતુમાં સરોવર અને તળાવનું પાણી હિતકારી છે; વસંત અને ગ્રીષ્મ ઋતુમાં કૂવાનું, વાવનું તથા પર્વતનાં ઝરણનું પાણી ઉત્તમ છે; વર્ષાઋતુમાં અંતરીક્ષજળ એટલે વરસાદની ધારનું ઝીલી લીધેલું પાણી અથવા કૂવાનું પાણી પીવા લાયક હોય છે; શરદ ઋતુમાં નદીનું પાણી તેમજ જે જળાશયો ઉપર આખો દિવસ સૂર્યનાં ઉષ્ણ કિરણો પડતાં હોય અને રાત્રે ચંદ્રનાં શીતળ કિરણો પડતાં હોય તે જળાશયોનું પાણી હિતકારક છે. શરદ ઋતુનું આવું પાણી અંતરીક્ષજળના જેવું ગુણકારી છે. રસાયન રૂપ છે. બળ આપનાર છે. પવિત્ર, ઠંડુ, હલકું, અમૃત સરખું છે. વૈદ્યવિદ્યાના એક પ્રાચીન માનનીય આચાર્યનો આ બાબતમાં એવો અભિપ્રાય છે કે " પોષ માસમાં સરોવરનું, મહા માસમાં તળાવનું, ફાગણમાં કૂવાનું, ચૈત્રમાં પહાડી કુંડોનું, વૈશાખમાં ઝરણોનું, જેઠ માસમાં જમીનને ફાડી નાખે એવા

પ્રબળ પ્રવાહથી વહેનારા વહેળાઓનું, અશાડમાં કૂવાનું, શ્રાવણમાં અંતરીક્ષનું, ભાદરવામાં કુવાનું, આસોમાં પહાડના કુંડોનું અને કાર્તક તથા માગસરમાં સર્વ જળાશયોનું પાણી પીવા લાયક હોય છે.

**ખરાબ પાણીથી થતા ઉપદ્રવો**—ખરાબ પાણીથી અનેક ઉપદ્રવો થાય છે, જેમાંના મુખ્ય મુખ્ય ઉપદ્રવો વિષે નીચે વિવેચન કરવામાં આવે છે. કેટલાક રોગો જંતુઓથી ઉત્પન્ન થાય છે, પણ જંતુઓને ઉત્પન્ન કરનાર ખરાબ પાણી છે. જમીનના યોગે પાણીમાં ખાર મળવાથી પાણી મીઠું અને પાચનશક્તિને વધારનારૂં થાય છે, પણ જો ક્ષારનું પ્રમાણ વધે છે તો એજ પાણી કેટલાંક દરદોને જન્મ આપે છે. પાણીમાં વનસ્પતિનો સડો અને મુવેલાં જનાવરોનાં ગંધાતાં પરમાણુઓ મળે છે તો વળી વિશેષ ખરાબી થાય છે.

( ૧ ) **તાવ**—ટાઢીયો તાવ તેમજ વિષમજ્વર અને મેલેરિયા નામની હવાથી ઉત્પન્ન થનારા તાવનું કારણ ખરાબ પાણી છે. પાણીના ભેજથી હવા બગડે છે અને હવા બગડવાથી પાચનશક્તિ મંદ પડી તાવ આવે છે. જંગલ દેશનું પાણી લાગવાથી જે રોગ લાગુ પડે છે તેથી ઘણાં મૃત્યુ નીપજે છે. આ બીમારીને લોકો "પાણી લાગ્યું" એમ કહે છે.

( ૨ ) **ઝાડો-મરડો**—ઝાડાનાં તથા મરડાનાં દરદો ખરાબ પાણીથી ઉત્પન્ન થાય છે, એ વાત સારી રીતે જાણીતી છે. દાખલા તરીકે, આ રોગ ચોમાસામાં વિશેષ થાય છે અને ચોમાસામાં નદી વગેરેનાં પાણીમાં વરસાદનાં ઘસડાઈ આવેલાં ગંદા પાણીનો ભેગ થાય છે તે પાણી પીવાથી મરડો અને અતિસારનો વ્યાધિ જરૂર લાગુ પડે છે.

( ૩ ) **કબજીયત—અજીર્ણ**—ભારે અને ખરાબ પાણીથી પાચનશક્તિ મંદ પડે છે અને તેથી અજીર્ણ અથવા કબજીયતનો રોગ થાય છે, એ વાતનો પણ ઘણા લોકોને અનુભવ થયો હશે.

( ૪ ) **કૃમિ-જન્તુ**—ખરાબ બગડેલા પાણીથી શરીરની અંદર તેમ જ બહાર કૃમિના ઉપદ્રવ થઈ આવે છે. સ્વચ્છ પાણી કૃમિથી ઉત્પન્ન થતાં ત્વચાનાં દરદોને મટાડે છે અને ગંદુ પાણી એ જ કૃમિને પાછું ઉત્પન્ન કરનારૂં પણ થઈ પડે છે.

( ૫ ) **વાળો**—વાળાનું દરદ ઘણું ભયંકર છે. વાળાના દરદથી ઘણાના પ્રાણની હાનિ થતી પણ સાંભળેલી છે. એ વાળો ખાસ કરીને ખરાબ પાણીના સ્પર્શથી થાય છે, એ વાત લોકો સમજે છે.

( ૬ ) **ત્વચાના રોગ**—દાદર, ખસ, ગડગુમડ વગેરે દરદો થવાનાં કારણોમાં ખરાબ પાણીનું પણ એક કારણ છે. જંતુનાશક દવાઓથી તે દરદ મટે છે, એ તેનો પુરાવો છે. આવા જંતુઓ વિશેષ કરીને ખરાબ પાણીમાંથી જન્મ પામે છે.

(૭) **કોલેરા**—કેટલાક કહે છે કે, કોલેરાનો રોગ અજીર્ણમાંથી થાય છે અને કેટલાક કહે છે કે, પાણી તથા હવામાંના ઝેરી જંતુઓથી થાય છે. આ વાતમાં ઝાઝો મતભેદ નથી, કેમ કે અજીર્ણ એ કૃમિજન્ય રોગ છે.

(૮) **પથરી**—પથરી અથવા પાણવીનો રોગ પાણીના વિકારથી જ ઉત્પન્ન થાય છે. લોકો એમ માને છે કે, ધુળ તથા કાંકરા ખાવામાં આવ્યાથી તેની પાણરી જામે છે,

પણ આ તેમનું માનવું ભૂલ ભરેલું છે; તેમણે સમજવું જોઇએ કે, એ રોગ વિશેષ ક્ષાર વાળાં પાણી પીવાથી થાય છે, જે વાત તેમને સ્વપ્નામાં પણ નહિ ધારી હોય.

**પાણીની પરીક્ષા તથા સ્વચ્છ કરવાની રીત**—સારૂં પાણી રંગ, કે સ્વાદ વિનાનું તેમજ નિર્મળ અને પારદર્શક હોય છે. સેવાળ તથા વનસ્પતિના ભેગથી પાણી લીલો રંગ પકડે છે, અને પ્રાણીઓના શરીરના કાંઇ દ્રવ્યો પ્રાણીમાં મળેલાં હોય છે ત્યારે પાણી પીળાશ પકડે છે. પાણીની પરિક્ષા ઘણી રીતે થઈ શકે છે. સામાન્ય અને સહેલી પરીક્ષા એ છે કે, પાણીને પારદર્શક કાચના પ્યાલામાં ભરી તે પ્યાલો અજવાળામાં મૂકવાથી તેનો ખરો રંગ કે મેલ માલમ પડી શકે છે. પાણીમાં વાસ હોય છે તો પણ ઘણી વખત પીવાથી કે સુંઘવાથી એકદમ તે વાસ પરખાતો નથી. પાણી ઉકાળીને તેનો વાસ લેવાથી જો તેમાં કાંઇ વાસ હોય છે તો તે માલમ પડી આવે છે. અથવા પાણીને એક બાટલીમાં ભરીને તેને ખુબ હલાવી પછી તે પાણી સુંઘવું. પાણીમાં પોટાશ નાખવાથી જો તે વાસ આપે તો સમજવું કે પાણી સારૂં નથી.

પાણીમાં બે પ્રકારના પદાર્થોનો ભેગ હોય છે. એક પ્રકારના પદાર્થો પાણી સાથે પીગળીને મળી ગયેલા હોય છે અને બીજા પ્રકારના પદાર્થો પાણીથી અલગ થઇ જનારા પણ પાણીમાં ભળેલા હોય છે. પ્યાલામાં પાણી ભરી થોડીવાર સ્થિર રાખવાથી જો તળીએ કાંઇ પદાર્થ બેસે તો સમજવું કે તેની અંદર બીજા પ્રકારના પદાર્થોનો ભેગ છે.

પાણીમાં ક્ષાર વગેરે પદાર્થો કેટલા પ્રમાણમાં છે તે જાણવા સારૂં થોડું પાણી એક તપેલીમાં બાળવું. પાણી બળતાં તપેલીને તળીએ જે ક્ષાર વગેરે પદાર્થ રહે તેનું વજન કરવાથી માલમ પડશે કે, આટલા પાણીમાં ક્ષારનો ભાગ આટલો છે. એક ગ્યાલન પાણીમાં ખાર વગેરે પદાર્થોનું પ્રમાણ ૩૦ ગ્રેન સુધી હોય ત્યાં સુધી તે પાણી પીવા લાયક ગણાય છે. ક્ષાર જેમ કમી હોય તેમ વધારે સારૂં. પણ ક્ષાર વગરનું કેવળ ચોખ્ખું પાણી સ્વાદ આપતું નથી. ક્ષાર મળેલું પાણી પીવામાં મીઠું હોય છે એટલુંજ નહિ પણ તે પાચન શક્તિને ઉત્તેજન આપે છે. જો ક્ષાર વિશેષ પ્રમાણમાં હોય છે તો પાણી ખારૂં લાગે છે અને ખારૂં પાણી નુકસાન કરે છે.

**સ્વચ્છ કરવાની રીતો:**—પાણીને સ્વચ્છ અને સારૂં કરવાની ઘણી રીતો છે. સહેલાઇથી બની શકે એવી રીતો આ પ્રમાણે છે:–પાણી ઉકાળી તેનો કેટલોક ભાગ બાળ્યા પછી તેને માટીના વાસણમાં ઠારીને પીવું. આ પ્રમાણે ઉકાળેલું પાણી ઘણું સ્વચ્છ, ગુણકારી અને હલકું સમજવું. ૨ પાણીમાં ફટકડી અને નિર્મળી વાટીને નાખવાથી તેના યોગથી પાણીમાં મળેલાં બારીક રજકણો તળીએ બેસે છે. ૩. પાણી ગાળ્યા વિના કદી પણ પીવું નહિ જોઇએ. પાણી ગાળવા માટે કપડું જાડું અને ઘટ જોઇએ. પાણી ગાળવાની બીજી રીત એ છે કે એક માટલાને તળીએ બારીક છીદ્રો પાડવાં અને અરધે સુધી રેતી તથા કોયલાનો ભુકો ભરવો અને તેના પર બીજું માટલું પાણીનું ભરેલું મૂકવું. પાણીવાળા ઉપલા માટલાને તળે એક છીદ્ર પાડી તેમાં દોરો પરોવી લટકતો રાખવો. એ દોરાવાટે પાણી ટપકી ટપકીને રેતી તથા કોયલાવાળા માટલામાં પડશે. આ રેતીવાળા માટલા નીચે એક ત્રીજું માટલું રાખવું જેમાં વચલા માટલાની આરપાર થઈ તેના તળીયાના બારીક છિદ્રો વાટે ગળાઇને ચોખ્ખું પાણી પડે તે પીવાના ઉપયોગમાં લેવું.

**પાણીનો દવા તરીકે ઉપયોગ**—જેમ ખરાબ પાણી કેટલાંક દરદોને ઉત્પન્ન કરે છે, તેમ કેટલાંક દરદોને મટાડવામાં શુદ્ધ પાણી ઐાષધનું પણ કામ કરે છે. ઉપર અશુદ્ધ પાણીથી ઉત્પન્ન થનારાં દરદો બતાવવામાં આવેલાં છે, તે દરદો પીવાના પાણીને શુદ્ધ કરી વાપરવાથી અટકી શકે છે. ઉપચાર તરીકે પાણી તેના ઉષ્ણ અને શીત બન્ને રૂપમાં વપરાય છે અને તે શી રીતે વપરાય છે, તે આ નીચે સંક્ષેપમાં લખવામાં આવે છે.

**શીતોપચાર**—ઠંડા પાણીનો ગુણ રક્તસ્તંભક, દાહશામક અને સંકોચકારક હોવાથી તે લોહીના સ્રાવને અટકાવે છે, ગરમીને શાંત કરે છે અને નસોને સંકોચી તેમાં કૌવત આપે છે, અને તે નીચેનાં દરદોમાં બહુ ઉપયોગી થઇ પડે છેઃ—

(૧) **લોહીનો સ્રાવ**—**નાકોડી** ફુટે છે ત્યારે તાળવા ઉપર ઠંડા પાણીની ધાર કરવાથી લોહી બંધ પડે છે અને તેમ કરતાં બંધ ન પડે તો નાકમાં ઠંડા પાણીની છાલક કે પીચકારી મારવાથી જલદી બંધ પડી જાય છે. જખમના લોહીને ઠંડા પાણીનો પાટો એકદમ બંધ કરે છે. હાથમાં છરી વગેરે કાંઇ હથીયાર વાગે છે ત્યારે ભીના પાણીનો પાટો બાંધવાનો ચાલ છે તે ઘણો સારો છે. તરવારના ઘામાં પણ ભીના પાણીનો પાટો ફાયદો કરે છે. ઘા અથવા જખમનું લોહી બંધ કરવાને માટે તેનાપર પાટો નિરંતર ભીનો રાખવો જોઇએ. **સુવાવડ, કસુવાવડ**, વગેરેમાં જ્યારે લોહીનો બહુ સ્રાવ થાય છે ત્યારે ગર્ભાશયમાં ઠંડુ પાણી રેડવાથી અથવા તેમાં બરફનો કટકો મુકવાથી સ્રાવ બંધ થાય છે. પેડુ, સાથળ તથા ઉત્પત્તિ અવયવ ઉપર પણ ઠંડા પાણીનાં પોતાં મુકવાથી ફાયદો થાય છે. ગર્ભિણી સ્ત્રીને લોહીનો સ્રાવ થવા માંડે અને **ગર્ભપાત** થશે એવાં ચિન્હ માલમ પડે કે, તરતજ પેટ, પેડુ તથા જનનેન્દ્રિય ઉપર ઠંડા પાણીના પોતાં મુકવાથી વખતે ગર્ભપાત થતો અટકી જાય છે. સ્ત્રીઓનો માસિક **ઋતુસ્રાવ** જોઇએ તેથી વધારે થાય ત્યારે પણ ઠંડા પાણીનો ઉપયોગ કરવો.

(૨) **સંકોચન**—ઠંડુ પાણી સ્નાયુને સંકોચે છે, માટે વૃષણમાં રક્તદોશથી સોજો થઈ આવે અથવા વૃષણમાં આંતરડું ઉતરી ઘણી પીડા કરે ત્યારે વૃષણ ઉપર ઠંડા પાણીનાં પોતાં મૂકવાં અથવા બરફ મુકવો, જેથી આંતરડું સંકોચ પામી ચડી જશે. **પ્રદર** એટલે સ્ત્રીઓને ધુપણીનો રોગ થાય છે અને ધોળા, રાતા તથા મિશ્ર રંગના પાણીનો કે રક્તનો સ્રાવ થાય છે તે ઠંડા પાણીની પીચકારીથી અથવા ઠંડા પાણીના છાંટવાથી બંધ પડે છે. એવી જ રીતે સ્ત્રીઓને **ડીલ** અને નબળાં બાળકોને **આમણ** નીકળે છે તે પણ ઠંડા પાણીના પ્રક્ષાલનથી સંકોચ પામી બેસે છે. **ડીલનો અવાજ** એટલે બેસતાં ઉઠતાં સ્ત્રીઓને મૂત્રમાર્ગમાં અવાજ થયા કરે છે, તે દરદમાં પણ ઠંડુ પાણી છાંટવાથી ફાયદો થાય છે. પુરૂષોને **વીર્યસ્રાવ** થાય છે, અથવા રાત્રે **સ્વપ્નામાં ધાત** જાય છે ત્યારે રાતે સુતી વખતે પેડું તથા કેડ ઉપર પાણી છાંટવું, જેથી વીર્યની ગરમી ઓછી થાય છે, તથા વીર્ય લઇ જનારી નસો મજબુત થાય છે, સંકોચાય છે અને તેમ થવાથી ધાતુસ્રાવનો કેટલેક દરજ્જે અટકાવ કરી શકાય છે.

(૩) **દાહશમન**—ઠંડુ પાણી શરીરની અંદરના તેમજ ઉપરના દાહને શમાવે છે અને તૃષાને શાંત કરે છે, એ વાત સૌ કોઇ જાણે છે. **આંખની ગરમીના** દરદ

માં નિત્ય બે ત્રણ વખત ઠંડા પાણીનો આંખે છંટકાવ કરવો **સખ્ત તાવમાં** માથાપર ઠંડા પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થાય છે; તેથી તાવની ગરમી મગજમાં ચડવા પામતી નથી. તાવની ગરમી મગજપર ચડી જાય છે તો તરતજ પ્રાણની હાનિ થાય છે. **અપસ્માર હિસ્ટીરીયા** વગેરે દરદોમાં દરદીની બેશુદ્ધિ દૂર કરવાને માટે આંખ તથા માથાપર ઠંડુ પાણી છાંટવામાં આવે છે અને તેથી દરદી જાગૃતિમાં આવે છે.

**ઉષ્ણોપચાર**—ઉષ્ણ ઉપચારમાં ગરમ પાણી ઘણા દરદોમાં ફાયદો કરે છે. ઉષ્ણ પાણીનો ઔષધ તરીકે ઘણી રીતે ઉપયોગ થઇ શકે છે; જેમકે, શેક, બાફ અથવા નાસ, પીચકારી, કોગળા, પાણીમાં બેસવું, પ્રક્ષાલન વગેરે.

(૧) **શેક**—શરીર ઉપર થતી **ગાંઠો, ગડગુમડ, સોજા** વગેરે દરદોમાં પોલ્ટીસ (લોપરી) બાંધવાનો ચાલ છે પણ ગરમ પાણીનો શેક લોપરી કરતાં પણ વધારે ફાયદો કરે છે. થતા દરદમાં ગરમ પાણીનો શેક દરદને દબાવી દેછે અને જોર કર્યા પછી તેની પીડાને ઓછી કરે છે તથા ગુમડાંને જલદી પકાવે છે. **પેટની ચુંક,** પાંસળાં તથા છાતી વગેરેનું **શુળ,** તેમજ **"લોહીનો જમાવ"** વગેરે દરદોમાં પણ શેક ઘણો ફાયદો કરે છે. ગરમ પાણીમાં ફલાલીન અથવા ઉનનું કપડું નીચોવીને દરદવાળા ભાગપર વારંવાર મૂક્યા કરવાથી તે ભાગને બાફનો શેક લાગે છે, અથવા સગડીપર પાણીની તપેલી મૂકી ઉપર ચાળણી મૂકવી અને તેમાં ગરમ કપડું રાખી ઉપર તાસક ઢાંકવી. આમ કરવાથી પાણીની વરાળ કપડામાં આવે છે, તે કપડાવતી કરેલો શેક વધારે ફાયદો કરે છે. **જનનેન્દ્રિનો પાક અને વૃષણનો સોજો** ગરમ પાણીના શેકથી નરમ પડે છે અને પેડુપર ગરમ પાણીનો શેક કરવાથી મૂત્રનો ખુલાસો થાય છે.

(૨) **નાસ**—ગરમ પાણીનો નાસ અથવા બાફ લેવાથી શરીરે પસીનો વળે છે અને તેથી શરીર હલકું પડે છે. કેટલીક વખત પીવાની દવાઓથી પસીનો આવતો નથી ત્યારે બાફ લેવાથી પસીનો આવે છે અને તાવ શાંત પડે છે. **શરદી** તથા **માથાનું દરદ,** તેમાં પણ નાસ ફાયદો કરે છે.

(૩) **પીચકારી**—સખત **બંધકુષ્ટના** જીર્ણ દરદમાં જ્યારે કોઇ પણ ઉપાયથી દસ્ત આવતો નથી ત્યારે ગરમ પાણીની પીચકારી તે કામ કરી આપે છે. ઘણી વખત ગરમ પાણીમાં એરંડીઉ વગેરે રેચક દવાઓ નાંખી તેની પીચકારી લેવામાં આવે છે.

(૪) **કોગળા**—મોઢાનાં દરદો જેવાં કે-**અવાળું, મોં આવી જવું, દાંતની પીડા** વગેરે દરદોમાં તેમજ દાંત કઢાવ્યા પછી કળતર થાય છે ત્યારે ગરમ પાણીના કોગળા કરવાથી ઘણો ફાયદો થાય છે,

(૫) **પાણીમાં બેસવું-આંચકી, ધનુર,** બાળકોની **આંચકી** તેમજ **મુત્રકૃચ્છ્ર** વગેરે દરદોમાં ગરમ પાણીમાં બેસવાથી ઘણો જ ફાયદો થાય છે. આંચકી બંધ પડે છે અને પેસાબ છુટે છે. પહોળા વાસણમાં સહન થઇ શકે એવું ગરમ પાણી નાંખી તેમાં કમરબુડ બેસવું જોઇએ. સ્ત્રીઓના **આર્ત્તવ** સંબંધી રોગ જેમાં ઋતુ બંધ પડે છે અથવા પીડા સાથે આવે છે, તેમાં ઘુંટણ સુધી પગ ગરમ પાણીમાં બોળવાથી સારો ફાયદો થાય છે.

---

# પ્રકરણ ૩ જું.

## ખાનપાન-ખોરાક-FOOD ( ફુડ. )

**ખોરાકની અગત્ય**—માણસનું શરીર એક જીવતા સંચા જેવું છે. એન્જીનનું દ્રષ્ટાંત શરીરને બરાબર લાગુ પડે છે. જેવી રીતે એન્જીનને ગતિમાં મૂકવાને માટે બળતણ હવા અને પાણીની જરૂર પડે છે, તેવી જ રીતે શરીરને ગતિમાં રાખવાને એટલે જીવતું રાખવાને ખોરાક, હવા અને પાણીની જરૂર છે. એન્જીનને ગતિમાં મૂકવાને તેમાં બળતણ પાણી અને હવાની જરૂરીયાત ઉપરાંત વિશેષમાં હાંકનાર એક એન્જીનીયરની જરૂર પડે છે; પણ માણસના શરીરમાં એ ગતિ સ્વભાવસિદ્ધ પ્રાપ્ત થએલી હોવાથી બહારની ગતિની તેને જરૂર પડતી નથી. આ સ્વાભાવિક ગતિ શરીરમાં કાયમ રહેવા માટે માત્ર તેને ખોરાક, હવા તથા પાણી જેવા પદાર્થોની જરૂર પડે છે. શરીર તેના જન્મની સાથે જ ઓછા વધતા પ્રમાણમાં કોઇને કોઈ પ્રકારે સદૈવ ક્રિયા કર્યા જ કરે છે અને જેમ એન્જીન તેની ક્રિયામાં ધુમાડા અને રાખ જેવા નિરૂપયોગી પદાર્થોને બહાર ફેંકી દે છે, તેમ શરીર પણ ચામડી, ફેફસાં, મળાશય અને મૂત્રાશય દ્વારાએ નિરર્થક પદાર્થોને પસીનો, મળ તથા મૂત્રના રૂપમાં બહાર ફેંકી દે છે. એન્જીનમાંનાં બળતણ, પાણી અને હવા જો કે એન્જીનથી ખુટી જાય છે તોપણ તે એન્જીનથી અલગ રહે છે, પણ માણસ જે ખોરાક, પાણી તથા હવાને શરીરમાં લે છે તે વસ્તુઓ શરીરમાં ક્ષય પામતા પહેલાં તે શરીરની સાથે મળી જાય છે અને તેથી તે વસ્તુઓનો પોષણકારક ભાગ શરીરમાં મળે છે અને નિરૂપયોગી ભાગ બહાર પડે છે. મળ, મૂત્ર તથા પસીના રૂપે શરીરમાંથી જે જાય છે તે શરીરનો ક્ષય કહેવાય છે. શરીરમાં આવો ક્ષય નિરંતર થયા કરે છે અને તે ક્ષયનો બદલો ખોરાક પાણી અને હવાથી પૂરો થાય છે. માણસ જેમ વધારે મહેનતનું કામ કરે તેમ તેના શરીરને વધારે ક્ષય એટલે ઘસારો લાગે છે અને જેમ વધારે ઘસારો લાગે તેમ તેને પોષણ પણ વધારે જોઇએ છીએ. ચાલવામાં, બોલવામાં વાંચવામાં અને આંખના મટકાં સરખી ક્રિયામાં પણ શરીરમાં દર પળે ક્ષય થતો જાય છે. દરેક જીવતા પ્રાણીના શરીરના દરેક ભાગમાંથી રજકણોનો પળે પળે નાશ થાય છે અને તેની જગ્યાએ નવાં રજકણો આવતાં જાય છે. આ ઉપરથી વિદ્વાનોએ એવી પણ ગણત્રી કરી છે, કે, સાત સાત વર્ષે આપણા શરીરનું આખું ખોખું નવુંજ બંધાય છે, એટલે સાત વર્ષ પહેલાં આપણા શરીરમાં જે હાડકાં, માંસ, લોહી વગેરે હતાં તે સાત વર્ષમાં છેક ઘસાઇ નાશ પામેલાં હોય છે અને નવાં જ રજકણોએ ક્રમે ક્રમે શરીરને નવુંજ બનાવી દીધેલું હોય છે. સરપને કાંચળી મૂકતો આપણે જોઇએ છીએ, પણ તે તો અમુક મુદતે જ મૂકતો હશે; પરંતુ માણસો અને બીજાં પ્રાણીઓ એવી બારીક કાંચળીઓ દરેક પળે મૂકતા જાય છે અને નવી ધારણ કરતા જાય છે.

શરીરના પોષણ માટે ખોરાકની ઘણી જ અગત્ય છતાં જો તેના વજન, જાત અને ખાનારની પ્રકૃતિનો વિચાર કર્યા વિના લેવામાં આવે તો તે જ ખોરાક દરદોને ઉત્પન્ન કરનારો થઈ પડે છે. ખોરાકના વજન વગેરેનો સર્વને માટે એક નિયમ થઇ શકતો નથી. શરીરનો

બાંધો, પ્રકૃતિ તથા કસરત અથવા શ્રમ ઉપર ખોરાકના વજનનો નિશ્ચય જેવો માણસ પોતાની મેળે કરી શકે એવો નિશ્ચય તે નિયમ તેને માટે બીજાઓ કરી શકે નહિ. તથાપિ અજ્ઞાન અને સાધારણ માણસોને વારંવાર બીજા ડાહ્યા માણસોની સલાહ લેવી પડે છે. આ વિષયમાં વૈદ્યો કે ડાકટરોને ડાહ્યાં માણસો કહી શકાય તથાપિ દરેક માણસે પોતાના નિયમિત ખોરાકનું કાંઇક માપ એટલે વજનનો અડસટો પોતાની મેળે કાઢી તે વજનને અનુસરી ખોરાક લેવાનો મહાવરો પાડવો, એ વધારે સારી વાત છે.

શરીરના પોષણ માટે દરરોજ ઓછામાં ઓછા ૪૦ રૂપિયાભાર ખોરાકની જરૂર છે. અને વધારેમાં વધારે ૮૦ થી ૧૦૦ રૂપિયાભારનું વજન માપી શકાય છે. મલ્લ લોકો, મથુરાના ચોબાઓ અને બીજા કેટલાક બહુ ખાનારાઓ નિયમ બહાર હોવાથી તેમને આ નિયમ લાગુ પડી શકતો નથી. જે લોકો ઓછું અન્ન ખાનારા છે તેઓ શરીરે રોગી હોય છે અને વધારે અન્ન ખાનારા વધારે નિરોગી હોય છે એવો કાંઇ નિયમ નથી; કેમકે આપણે જોઇએ છીએ કે, ઘણાએક ગૃહસ્થ લોકો થોડું ખાનાર હોય છે તેમ છતાં તેઓ નિરોગી હોય છે અને કેટલાક બહુ ખાનારા છતાં શરીરે રોગી હોય છે. તો પણ સામાન્ય નિયમ તો એ જ છે કે, શરીરના કદ અને શ્રમના પ્રમાણમાં ખોરાક ખાઇ શકાય. મોટા એન્જીનમાં મોટું બૉઇલર હોય છે અને તે વધારે કોયલા ખાય છે તથા નાના એન્જીનમાં નાનું બોઇલર હોય છે અને તેને કોયલા ઓછા જોઇએ છીએ. બન્ને ચાલે છે અને કામ કરી શકે છે; માત્ર શક્તિ ( Power ) વધારે ઓછી હોય છે અને તે જ નિયમ માણસોને લાગુ પાડી શકાય છે.

પ્રકૃતિ ઉપર પણ ઘણો આધાર છે. સરખી જ વય અને સરખા જ બાંધા તથા કદના બે માણસોમાંથી એકની પ્રકૃતિ જન્મથી કફની હોવાથી તે વધારે ખાઇ શકતો નથી અને બીજો પિત્ત પ્રકૃતિવાળો હોવાથી તે વધારે ખોરાક ખાઇ શકે છે.

અલ્પાહારી લોકો અત્યાહારીની નિંદા કરે છે અને અત્યાહારી લોકો અલ્પાહારીની હાંસી કરતા માલમ પડે છે. અમે બન્નેની ભૂલ ગણીએ છીએ. દૃઢ અને કદાવર શરીર, પ્રબળ જઠરાગ્નિ તથા પુષ્કળ ખાનપાન એ ઇશ્વર કૃપાની નિશાનીઓ છે અને નાનાં શરીર, અલ્પ અગ્નિ અને નાજુક ખાનપાન એ ઇશ્વરની અવકૃપાની નિશાનીઓ છે. પહેલી સુકૃત્ય અથવા પુન્યની નિશાનીઓ છે, બીજી અપકૃત્ય અથવા પાપની નિશાનીઓ છે. નબળા નાજુક લોકો અત્યાહારીને અકરાંતીઆ કહીને નિંદા કરે છે તે ભલે, પણ થોડું ખાવું અને નાજુક બનવું એ કાંઇ મરદાઇની નિશાની નથી. બીજી તરફથી બહુ ખાનારાઓ શરીર વધારીને શ્રમ કર્યા વગર બેસી રહે તો અલબત તેઓ નિંદાને પાત્ર છે. આ વર્ગમાં કેટલાક આળસુ ભિક્ષુક બ્રાહ્મણો અને ભિખારીઓનો સમાવેશ થઇ શકે છે.

શરીર તથા મનના ઘસારાથી ખોરાક લેવાની જે ઇચ્છા થાય છે તે ભુખ કહેવાય છે. ભુખ લાગ્યા પ્રમાણે દરેક માણસે ખોરાક લેવો જોઇએ. ઓછો લેવાથી પુરતું પોષણ મળતું નથી અને જોઇએ તેથી વધારે લેવાથી બરાબર પાચન થઇ શકતું નથી અને એ બન્ને કારણોથી શરીરમાં નાના પ્રકારનાં દરદો ઉત્પન્ન થાય છે.

**ખોરાકના વર્ગ**—ખોરાકની મુખ્ય બે જાત છે. ૧. **વનસ્પતિ** અને ૨. **માંસ.** જગતમાં "**વનસ્પતિ ખાનારા**" ( Vegetarian ) અને "**માંસખાનાર**" ( Living on Animal Food ) એવા બે વર્ગના લોકોમાં માંસાહારીની સંખ્યા બેશક મોટી છે, તથાપિ એ બે પ્રકારના ખોરાકના જથાનો વિચાર કરીએ તો જંગલી લોકોને બાદ કરતાં બાકીનો સુધરેલો વર્ગ, વિશેષે કરીને વનસ્પતિના ખોરાકથી નિર્વાહ કરતો માલમ પડે છે. જેઓ, 'વેજીટેરિયન" છે તેઓ તો કેવળ વનસ્પતિના ઉપર જ જીવે છે, પણ જેઓ માંસાહારી છે તેઓના ખોરાકમાં પણ મુખ્ય ભાગ તો વનસ્પતિના જ છે. તેથી સમગ્ર રીતે વનસ્પતિનો વધારે મોટો જથો ખોરાક તરીકે વપરાય છે.

ખોરાકના આ બે પ્રકારોમાં કયો પ્રકાર માણસ જાતનાં પોષણ તથા પ્રકૃતિને બંધ બેસતો છે, એ વિષે ભિન્ન ભિન્ન વિચારો છે. જે તત્ત્વો વનસ્પતિમાં રહેલાં છે એને લગતાં કેટલાંક તત્ત્વો માંસમાં પણ રહેલાં છે અને કેવળ માંસાહારી લોકોનો માંસથી નિર્વાહ ચાલતો હોય એમ પણ જણાય છે; તથાપિ તમામ માણસોને માટે વનસ્પતિનો આહાર વધારે નિરોગી અને અનુકૂળ છે એવું હાલના વિદ્વાનો પણ કબુલ કરે છે.

**જીંદગીને જરૂરનો ખોરાક**—જીંદગી જાળવવા સારૂ નિરંતર જોઈતા ખોરાકની મુખ્ય પાંચ જાત છે, ૧. **પૌષ્ટિક** અથવા જેને અંગ્રેજીમાં નાઇટ્રોજનવાળો કહે છે. ૨. **ચરબીવાળો** ૩. **આટાના સત્વવાળો** અથવા જેને અંગ્રેજીમાં સ્ટાર્ચી કહે છે તે. ૪. **ક્ષાર** અને ૫. **પાણી.**

આપણાં શરીરમાં ઘણાં પ્રકારનાં તત્ત્વો છે. બધાંનું આ પાંચ પ્રકારના ખોરાકથી પોષણ થાય છે અને તેથી આપણા નિત્યના ખોરાકમાં એ પાંચ પ્રકારના ખોરાકની જરૂર છે. એ પાંચ પ્રકારના ખોરાકમાં બીજાં નાનાં તત્ત્વોનો સમાવેશ થઇ જાય છે.

૧. પૌષ્ટિક ખોરાક શરીરના પોષણ તથા વૃદ્ધિને માટે જરૂરનો છે. ઘણાં ખરાં અનાજમાં પૌષ્ટિક અથવા નાઇટ્રોજન તત્ત્વ થોડા અથવા ઘણા પ્રમાણમાં હોય છે. આપણા ખોરાકમાં નિત્ય વપરાતા પદાર્થોમાં ઘી, માખણ, સાકર અને સાબુચોખામાં પૌષ્ટિક તત્ત્વ ( નાઇટ્રોજન ] બીલકુલ નથી, એવું પાશ્ચિમાત્ય વિદ્વાનોએ નકી કરેલું છે. પહેલા બે પદાર્થોમાં મુખ્ય ભાગ ચરબીનો છે અને બીજા બેમાં સ્ટાર્ચ એટલે આટાના સત્વનો છે અને તે ચારે પદાર્થો શરીરની ગરમી કાયમ રાખવાનું કામ કરે છે.

૨. **ચરબીવાળા** પદાર્થોમાં મુખ્ય ઘી, માખણ તેલ, ચરબી વગેરે છે. અનાજના પદાર્થોમાં ચરબીનો ભાગ ઓછામાં ઓછો સેંકડે ૧ ( ઘઉંમાં ) અને વધારેમાં વધારે સેંકડે ૬ ( મકાઈમાં ) ભાગ છે. ચરબીવાળા પદાર્થો શિયાળાની ઋતુમાં વિશેષ ખાવા જોઇએ.

૩. **આટાના** સત્વવાળા એટલે સ્ટાર્ચવાળા પદાર્થોમાં મુખ્ય સાકર, ખાંડ, ગોળ, ચોખા અને બીજાં ધાન્યો છે. શરીરમાં શ્વાસોશ્વાસની જે ક્રિયા ચાલે છે તે કાર્ય કારબોન નામના એક પદાર્થથી થાય છે અને તે કારબોન આ વર્ગના ખોરાકમાંથી તેમજ ચરબીવાળા પદાર્થોમાંથી ઉત્પન્ન થાય છે. ગરમ દેશમાં તેમજ ઉનાળામાં સ્ટાર્ચી તત્ત્વવાળા પદાર્થો વધારે અનુકૂળ આવે છે.

૪. ક્ષાર—શરીરનો દરેક ભાગ ક્ષારની મેળવણીથી બનેલો છે. દૂધમાં પણ ક્ષાર છે અને લોહીમાં પણ ક્ષાર છે. ક્ષાર જો કે કેટલીક ખાવાની વસ્તુઓમાં થોડે કે ઘણે અંશે રહેલો છે, તથાપિ હાડકાનું બંધારણ મુખ્ય કરીને ક્ષારનું છે અને તેથી એ હાડકાનાં પોષણને માટે ક્ષારની ઘણી જરૂર છે. કમતી ક્ષારને લીધે હાડકાં પોચાં અને બરડ થઇ ભાંગી જાય એવાં થઈ જાય છે. નાનાં બાળકોનું એકલા દૂધથી પોષણ થાય છે તો તેમાં પણ પરમ કૃપાળુ ઇશ્વરે ક્ષાર મુકેલો છે, માટે શરીરમાં જેટલા પ્રમાણમાં ક્ષારની જરૂર છે તેટલા જ પ્રમાણમાં ખોરાકની સાથે ક્ષાર પણ લેવો જોઇએ.

૫. પાણી—શરીરના પોષણ માટે પાણી જેવા પ્રવાહી પદાર્થની ઘણી જરૂર છે. જે લોહીના નિયમિત ફરવા ઉપર જીંદગીનો આધાર છે તે લોહી પ્રવાહીપણાને લીધે જ ફરી શકે છે. જો શરીરમાં પ્રવાહી ભાગ ઓછો થાય તો લોહી ઘાટું થઇ ફરતું અટકી પડે ! શરીરને આ પ્રવાહી તત્ત્વ જેમ પાણીમાંથી મળે છે, તેમ બીજા ખાવાના દરેક પદાર્થમાંથી પણ મળી શકે છે. આપણે ઘઉં, બાજરી, ચોખા વગેરે ખાઇએ છીએ તેમાં પણ પાણીનો ભાગ છે અને શાક–તરકારીમાં પણ પાણીનો મોટો ભાગ આવે છે.

આ પાંચ પ્રકારના ખોરાકમાંથી દરેકનું કેટલું વજન શરીરના પોષણ માટે નિત્ય જરૂરનું છે, તેનો પણ કાંઇક સુમાર જાણવાની જરૂર છે. શરીરરચના, ટેવ, પ્રકૃતિ અને દેશનાં હવા–પાણી તેમજ ઉમરના પ્રમાણમાં ખોરાક વધતો ઓછો લેવાય છે, તો પણ મધ્યમ પ્રકારે નિત્ય કયો કયો ખોરાક કેટલા વજનમાં લેવો જોઇએ, તેનું પ્રમાણ નીચે આપવામાં આવે છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ પૌષ્ટિક તત્ત્વવાળો ખોરાક........ | નિત્ય. | ૧૦ | રૂ. ભાર. |
| ૨ ચરબીવાળો ખોરાક............... | ,, | ૮ | ,, |
| ૩ આટાના સત્વવાળો ખોરાક......... | ,, | ૩૦ | ,, |
| ૪ ક્ષાર.......................... | ,, | ૪ | ,, |
| ૫ પાણી......................... | ,, | ૧૫૦ | ,, |

ઉપર જણાવવામાં આવેલું છે કે, પાણી અથવા પ્રવાહી તત્ત્વ ચરબીવાળા પદાર્થ સિવાય દરેક જાતના પદાર્થમાં રહેલું છે. ઉપરના કોઠામાં પહેલા ચાર પ્રકારના ખોરાકનું જે પ્રમાણ આપ્યું છે તેમાં પ્રવાહી તત્વ બાદ કરીને આપેલું છે. જો આ ચાર પ્રકારના પદાર્થોને તેના પ્રવાહી સત્વ સાથે ગણીએ તો લગભગ બમણું પ્રમાણ આવે. મતલબ કે ઉપર (૫૨) રૂપીઆભારનું મધ્યમ પ્રમાણ આપ્યું છે તેને બદલે પાણી સાથે (૧૦૦) રૂપિયાભાર ખોરાકની માણસને જરૂર છે. અને પાણી ૧૫૦ રૂ. ભાર ઉપરાંત ગણવાનું છે. મિશ્ર તત્વવાળા પદાર્થોમાંથી આ પાંચ તત્વો મળી રહે છે. દાખલા તરીકે એક માણસને ક્ષાર રૂ. ૪ ભાર જોઇએ તો તેને માટે રોજ ચાર તોલા નિમક ખાવું એવી કાંઇ જરૂર નથી, કેમકે બીજા ખાવાના પદાર્થોમાં ક્ષારનું થોડું પ્રમાણ તો હોય છે જ અને વિશેષ જરૂર પડે ત્યાં નિમક વગેરે ક્ષારનો ઉપયોગ કરવો.

## ખોરાકની મુખ્ય ચીજોમાં ઉપર જણાવેલા પાંચ તત્ત્વોના પ્રમાણનો કોઠો.

ખોરાકની મુખ્ય મુખ્ય ચીજોમાં **પૌષ્ટિક તત્ત્વ** (નાઇટ્રોજન), **ચરબી** (ફ્રૂટ), **આટાનું સત્ત્વ** (સ્ટાર્ચ), (ચરબીવાળા અને આટાના સત્ત્વવાળા પદાર્થોમાં **"કાર્બોન"** ઘણો છે), **ક્ષાર** અને **પાણી** એ દરેકમાં (૧૦૦) સેંકડે કેટલા ભાગો છે, તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| ખોરાકની ચીજ. | ૧૦૦ ભાગમાં | | | | |
|---|---|---|---|---|---|
| | નાઇટ્રોજનનું પૌષ્ટિક તત્ત્વ. | ચરબીનું તત્ત્વ | સ્ટાર્ચ એટલે આટાનું તત્ત્વ. | ક્ષારનું તત્ત્વ. | પાણીનું પ્રવાહી તત્ત્વ. |
| ચોખા... ... ... | ૫ | ૦॥। | ૮૩। | ૦॥ | ૧૦ |
| સાબુચોખા ... ... | ૦ | ૦ | ૮૨ | ૦ | ૧૮ |
| ઘઉં... ... ... | ૧૪॥ | ૧ | ૬૯ | ૧॥ | ૧૪ |
| જુવાર ... ... | ૧૨॥ | ૪ | ૭૦ | ૧॥ | ૧૨ |
| બાજરી ... ... | ૧૦ | ૪॥ | ૭૧। | ૨॥ | ૧૧॥। |
| મગ... ... ... | ૨૨। | ૨॥ | ૫૪ | કા. ૫॥। | ખ. મા.૧૦॥। |
| ચણા... ... ... | ૨૨ | ૩ | ૬૨ | ૨ | ૧૧ |
| અડદ... ... ... | ૨૪॥ | ૧। | ૫૮॥ | ૩ | ૧૨॥ |
| તુવર... ... ... | ૨૨ | ૧ | ૬૨ | ૩ | ૧૦ |
| વટાણા... ... ... | ૨૨ | ૨ | ૫૩ | ૨ | ૧૫ |
| મસુર ... ... ... | ૨૫ | ૧। | ૬૦ | ૨ | ૧૧॥। |
| જવ ... ... ... | ૧૩ | ૨ | ૬૮ | ૨ | ૧૫ |
| મકાઇ.... ... ... | ૧૦ | ૬॥। | ૬૪॥ | ૧॥ | ૧૩॥ |
| કળથી.... ... ... | ૨૩। | ૨॥ | ૫૯। | ૩। | ૧૨ |
| પટેટાં ... ... ... | ૧॥ | ૧/૧૦ | ૨૩॥ | ૧ | ૭૪ |
| કોબીજ ... ... | ૦। | ૦॥ | ૫॥ | ૦॥। | ૯૧ |
| ગાજર... ... ... | ૦॥ | ૦। | ૮॥ | ૦॥। | ૮૫ |
| સાકર ... ... ... | ૦ | ૦ | ૯૬॥ | ૦॥ | ૩ |
| દૂધ ... ... ... | ૪ | ૩॥। | ૫ | ૦॥ | ૮૬॥। |
| માખણ ... ... | ૦। | ૯૧ | ૦ | ૨॥। | ૬ |
| ઘી ... ... ... | ૦ | ૧૦૦ | ૦ | ૦ | ૦ |
| ઈંડાં ... ... ... | ૧૩ | ૧૧॥ | ૦ | ૧ | ૭૩॥ |
| બકરાંનું માંસ ... ... | ૨૨ | ૮ | ૦ | ૧॥ | ૭૧ |
| મરઘી. ... ... | ૨૦ | ૭ | ૦ | ૦ | ૭૩ |
| માછલી... ... ... | ૧૪ | ૭ | ૦ | ૦ | ૭૯ |

વિદ્વાન્ રસાયનશાસ્ત્રીઓએ રસાયનિક પ્રયોગોથી પૃથક્કરણ કરીને ખોરાકની કેટલીક વસ્તુઓનાં ઉપર પ્રમાણે તત્વો શોધી કાઢ્યાં છે. તે ઉપરથી આપણે તે દરેક પદાર્થમાં ક્યાં ક્યાં તત્વો કેટલા પ્રમાણમાં છે, તે જાણવાને શક્તિવાન થયા છીએ. દરેક પદાર્થનો ગુણ અને તેમાંના તત્વો જાણવા ઉપરથી તે પદાર્થની ક્યાં અને કેવી રીતે યોજના સુખકારક થાય તે જાણવાનું બની શકે છે.

ગુણ પ્રમાણે ખોરાકની બે જાત છે. ૧. **પુષ્ટિકારક ખોરાક** અને ૨, **ગરમી આપનાર ખોરાક.** શરીરના ઘસાતા ભાગોને પોષણ આપે છે તે ખોરાકને પુષ્ટિકારક ખોરાક કહે છે અને જે ખોરાક શરીરની ગરમીને જાળવી રાખે છે તેને ગરમી આપનાર ખોરાક કહેવામાં આવે છે. પુષ્ટિકારક ખોરાકની વસ્તુઓ ઘણી છે, તથાપિ તે દરેકની અંદરના પૌષ્ટિક તત્વોનો ગુણ એક બીજાને મળતો હોય છે. પૌષ્ટિક ખોરાકમાં નાઇટ્રોજન નામનું તત્વ વિશેષ છે અને ગરમી આપનાર ખોરાકમાં કારબોન નામનું તત્વ વિશેષ છે. ગરમી આપનાર ખોરાકથી શરીરની ગરમી કાયમ રહે છે અને તેથી જ હવા કે ઋતુના ફેરફારથી પણ આપણા શરીરની ગરમી લગભગ સરખી જ રહી શકે છે. જીંદગીને લગતાં સઘળાં કાર્યો ગરમી વિના ચાલી શકતાં નથી. બહારની હવામાં ગમે એવો ફેરફાર થાય છે તો પણ ગરમી આપનાર ખોરાકને લીધે શરીરની ગરમી એક સરખી રહે છે, ઠંડા દેશમાં જ્યાં પાણીનું બરફ બંધાઇ જાય એટલી બધી કડકડતી ટાઢ પડે છે અને પારો ૭૨ ડીગ્રીથી પણ નીચે જાય છે, ત્યાં અને ગરમ દેશો જ્યાં પારો ૧૨૫ ડીગ્રીથી પણ ઉંચો ચઢે છે ત્યાં પણ અંગની ગરમી ૯૦ થી ૧૦૦ ડીગ્રી સદા રહ્યા કરે છે.

જે જાતનો ખોરાક શરીરની આ ગરમીને જાળવી રાખે છે તે જાતના ખોરાકમાં મુખ્ય બે તત્વો છે. ૧. **કાર્બોન** અને ૨. **હાઇડ્રોજન.** એ બે તત્ત્વો ઓક્સિજન (પ્રાણવાયુ) સાથે રસાયન સંયોગથી મળે છે એટલે ગરમી પેદા થાય છે. આવો સંયોગ દર પળે જારી રહે છે. જ્યારે કાંઇ વ્યાધિ થતાં આ સંયોગમાં ફેરફાર થાય છે ત્યારે જ શરીરની ગરમી ઓછી કે વધતી થાય છે.

પૌષ્ટિક ખોરાક બહુ ખાવાથી લોહી જોઇએ તે કરતાં વિશેષ કૌવતવાળું થાય છે તો લોહીનો કાળજામાં, મગજમાં તથા બીજા અવયવોમાં ઘણો જમાવ થવાથી તે અવયવો બગડે છે, કલેજું ( લિવર ) તપે છે, મગજ ઉપર લોહીનો જોશ ચઢે છે અને તેથી એવો ખોરાક ખાનારાઓ બહુ ધાસ્તીમાં આવી પડે છે. પૌષ્ટિક ખોરાકના પ્રમાણમાં અંગને મહેનત આપવામાં આવે તો ઘણું નુકસાન થવાનો સંભવ નથી. તો પણ ખોરાક એક જ જાતનો વિશેષ ખાધા કરવો એ હાનિકારક છે.

ખોરાક એવો ખાવો જોઇએ કે, જેમાં શરીરને પોષણનાં જોઇતાં બધાં તત્ત્વો હોઇ શકે. આપણા લોકોનો ખોરાક સામાન્ય રીતે એ બધાં તત્વોવાળો હોય છે. ઘણાં ખરાં અનાજ તથા કઠોળમાં પોષણને માટે જોઇએ તેવાં તત્વો સમાયેલાં છે. પ્રાણીજન્ય ખોરાક એટલે ઘી, માંખણ, માંસ, ઇંડાં, માંછલાં વગેરે આહારમાં આટાનું સત્વ એટલે ગરમી આપનાર સત્વ બિલકુલ નથી. એ જાતના ખોરાકમાં ફક્ત દૂધ જ બધાં તત્વોવાળું છે અને તેથી એકલા દૂધ ઉપર ઘણો વખત સુધી નિર્વાહ ચલાવી શકાય છે. ઘીમાં ફક્ત ચરબી છે, તેમાં પૌષ્ટિક આટાનું કે ક્ષારનું તત્વ બીલકુલ નથી. ચોખામાં ઘણો ખરો ભાગ આટાના સત્વોનો છે અને પૌષ્ટિક તત્વ સેંકડે પાંચ ટકા જ છે. વાસ્તે આપણા લોકો ભાતની સાથે દાળ તથા ઘી ખાય છે તે ઘણું સારૂં કરે છે. દાળથી પૌષ્ટિક તત્વ પુરૂં થાય છે અને દાળમાં મીઠું પડે છે જેથી ચોખામાં ક્ષારની ન્યૂનતા છે તે મીઠાથી પુરી પડે છે અને ઘીની ચરબીનું તત્વ પણ મળી શકે છે. બાળકોને ચરબીવાળો તથા અતિ પૌષ્ટિક ખોરાક કામનો નથી. તેમને ચોખા, દૂધ, સાકર, પટાટા વગેરે ખોરાક બહુ અનુકૂળ આવે

છે, કેમકે દૂધ સિવાય એ બધી વસ્તુઓમાં પૌષ્ટિક તત્વ ઘણું ઓછું છે અને ગરમી આપનાર તત્વ વિશેષ છે. ઘઉંમાં ચરબીનો ભાગ ઘણો ઓછો છે, માટે રોટલીમાં સારી પેઠે ઘી લઇને ખાવાની જરૂર છે. બાજરી તથા જારમાં ચરબીનો ભાગ જોઇએ એટલો છે, પણ પૌષ્ટિક તત્વ ઘઉં કરતાં ઓછું છે; તો પણ એ બે વસ્તુઓથી પોષણનું કામ ચાલી શકે. અનાજમાં અડદ બધા કરતાં પૌષ્ટિક છે. શિયાળામાં પૌષ્ટિક તત્વવાળા અડદના આટાની સાથે ગરમી આપનાર ઘી તથા સાકરનો યોગ્ય ઘણો ગુણ કરે છે. ગરમ દેશમાં તાજી શાક તરકારી ફાયદો કરે છે. આપણો દેશ ગરમ હોવાથી તાજી વનસ્પતિ ફાયદો કરે છે અને એ જ કારણથી થંડી ઋતુ કરતાં ગરમીની ઋતુમાં તેનું વધારે સેવન કરવાની જરૂર છે. ચરબીવાળા અને ચીકાસવાળા ભોજનમાં લીંબુની ખટાઈ અને થોડો થોડો મશાલો જરૂરનો છે.

**ખોરાકના છ રસ**—આપણા શરીરના પોષણને માટે જરૂરના ખોરાકમાં મુખ્ય છ રસ છે; જેનાં નામ અગાઉ પણ આપવામાં આવેલ છે:—**મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો, તુરો.**

એ રસોની ઉત્પત્તિ જુદાં જુદાં તત્વોમાંથી નીચે પ્રમાણે થાય છે:—

**પૃથ્વી** તથા **પાણીના** ગુણની અધિકતાથી **મીઠો** રસ ઉત્પન્ન થાય છે.
**પૃથ્વી** તથા **અગ્નિના** ગુણની અધિકતાથી **ખાટો** રસ ઉત્પન્ન થાય છે.
**પાણી** તથા **અગ્નિના** ગુણની અધિકતાથી **ખારો** રસ ઉત્પન્ન થાય છે.
**વાયુ** તથા **અગ્નિના** ગુણની અધિકતાથી **તીખો** રસ ઉત્પન્ન થાય છે.
**વાયુ** તથા **આકાશના** ગુણની અધિકતાથી **કડવો** રસ ઉત્પન્ન થાય છે.
**પૃથ્વી** તથા **વાયુના** ગુણની અધિકતાથી **તુરો** રસ ઉત્પન્ન થાય છે.

આ છ રસનો વાત, પિત્ત અને કફ સાથે નીચે પ્રમાણે સંબંધ છે:—

**મીઠો,** ખાટો, ખારો આ ત્રણ રસ વાત નાશક છે. **તુરો**રસ-વાયુનાસરખાગુણ તથા લક્ષણવાળો છે.
**મીઠો,**કડવો તુરો આ ત્રણ રસ પિત્તનાશકછે. **તીખો** રસ-પિત્તના સરખાગુણ તથા લક્ષણવાળોછે.
**તીખો,** કડવો, તુરો-આ ત્રણરસ કફનાશક છે. **મીઠો** રસ-કફના સરખાગુણ તથા લક્ષણવાળો છે.

**છ રસના ગુણ નીચે પ્રમાણે છે:—**

**મીઠો રસ**—લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, ઓજ, વીર્ય તથા ધાવણને વધારે છે. આંખને હિતકારી, વાળ તથા વર્ણને સ્વચ્છ કરે છે, બળવર્દ્ધક, ભાગેલાં હાડકાંને સાંધે છે, બાળક, વૃદ્ધ તથા જખમથી ક્ષીણ થએલાને હિતકારી છે, તૃષા, મૂર્છા તથા દાહને શાંત કરે છે, બધી ઇન્દ્રિયોને પ્રસન્ન કરે છે, કૃમિ તથા કફને વધારે છે; પણ તેના **અતિ સેવનથી**—ખાંસી, શ્વાસ, અલસક, ઉલટી, મોમાં બેહદ મિઠાશ અને તેથી કંઠનો બગાડ, કૃમિરોગ, ગંડમાળ, આર્બુદ, શ્લીપદ, બસ્તિરોગ ( મધુપ્રમેહાદિ પેશાબના રોગ ) અભિસ્પંદ વગેરે દરદો ઉત્પન્ન થાય છે.

[૨] **ખાટો રસ**—આહાર, વાતાદિ દોષ, સોજા તથા આમને પચાવે, બાફીનો નાશ કરે, વાયુ મળ તથા મૂત્રને છોડે, પેટમાં અગ્નિ કરે, લેપ કરવાથી ઠંડક કરે, હૃદયને હિતકારી; પણ **અતિ સેવનથી**-દાંત જકડાય, અંબવાય, નેત્ર બંધ થાય, રૂવાડાં ઉભાં થાય કફનો નાશ થાય, શરીર ઢીલું થઈ જાય, કંઠ છાતી તથા હૃદયમાં દાહ થાય.

[૩] **ખારો રસ**—મળશુદ્ધિ કરે, ખરાબ વ્રણ [ ગુમડાં ] ને સાફ કરે તથા ગાળે તથા

ખોરાકને પચાવે; શરીરમાં શિથિલપણું કરે, ગરમી કરે, અવયવોને કોમળ રાખે. **અતિ સેવનથી**–ખુજલી, કોઢ, સોજા તથા થોથર થાય; તથા ચામડીનો રંગ બગડે, પુરૂષાર્થનો નાશ થાય, આંખો વગેરે ઇન્દ્રિયોનો વ્યવહાર મંદ પડે, મોઢું પાકે, આંખો ઉઠે, તથા રક્તપિત્ત, વાતરક્ત, ખાટા ઓડકાર વગેરે દુષ્ટ રોગો ઉત્પન્ન થાય.

( ૪ ) **તીખો રસ**—અગ્નિદીપન, પાચન, તથા મળમૂત્રનું શોધન કરે. શરીરની સ્થુલતા [જાડાપણું], આળસ, કફ, કૃમિ, ઝેરથી ઉત્પન્ન થનારા રોગ, કોઢ, ખુજલી, એ વગેરે દરદોને દબાવે, સાંધાઓને ઢીલા કરે. ઉત્સાહ ઓછો કરે; ધાવણ, વીર્ય તથા મેદનો નાશ કરે. **અતિ સેવનથી**–ભ્રમ, મદ, ગળામાં, તાળવામાં તથા હોઠમાં સુકાપણું, શરીરમાં તાપ, બળની હાનિ, કંપ, પીડા વગેરે દરદો પેદા કરે અને હાથ, પગ, વાંસામાં બાદી કરીને શૂળ ઉત્પન્ન કરે.

[ ૫ ] **કડવો રસ**—ખુજલી, ખસ, પિત્ત, તરસ, મૂર્છા, તાવ વગેરેને શાંત કરે; ધાવણને ચોખ્ખું કરે; મળ, મૂત્ર, મેદ, ચરબી, પરૂ વગેરે સુકવી નાંખે. **અતિસેવનથી**–ગરદનની નસો જકડાય, નાડીઓ ખેંચાય, શરીરમાં પીડા થાય, ભ્રમ થાય, શરીરમાં તોડ, સણકા તથા કપાતું હોય એવું થાય, અન્ન ઉપર રૂચિ ઓછી થાય.

[ ૬ ] **તુરો રસ**—ઝાડાને રોકે, શરીરનાં ગાત્રોને મજબુત કરે, વ્રણ તથા પ્રમેહ વગેરેનું શોધન [ શુદ્ધિ ] કરે, વ્રણ વગેરેમાં પ્રવેશ કરીને તેના દોષને કાઢે, ક્લેદ એટલે ગારા જેવા પદાર્થ–પરૂ પાચનું–શોષણ કરે. **અતિસેવનથી**–હૃદયમાં પીડા થાય, મ્હોં સુકાય, પેટમાં આફરો થાય, નસો જકડાય, શરીર ફરકે, કંપ થાય તથા શરીર સંકોચાય.

ખાવાના પદાર્થોમાં ઘણું કરીને છએ રસનો આપણે નિત્ય ઉપયોગ કરીએ છીએ. કડવો અને કડછો રસ ખાવાના પદાર્થોમાં બહુ સ્પષ્ટ રીતે જોવામાં આવતો નથી. તો પણ કેટલાક પદાર્થોમાં તે રસો ગુપ્તપણે રહેલા હોય છે, મીઠો, ખાટો, ખારો અને તીખો એ ચાર રસ વિશેષ ઉપયોગમાં લેવામાં આવે છે. પણ એ પદાર્થો હદ ઉપરાંત લેવાથી કેટલું બધું નુકસાન થાય છે તે ઉપરના વર્ણનથી સહજ સમજાશે. બધા રસમાં મીઠો રસ વિશેષ ઉપયોગી છે. તથાપિ તેની પાછળ પણ હદ ઓળંગીને મંડવાથી ઘણું નુકસાન થાય છે.

## આહારની વસ્તુઓનું વર્ગવાર વર્ણન.

### ધાન્ય—CORNS—( કૉર્ન્સ. )

**ચોખા**—**ગુણ**–મધુર, અગ્નિપ્રદીપક, બળવર્ધક, કાંતિકર, ધાતુવર્ધક, ત્રિદોષહર અને મુત્રલ. **ઉપયોગ**–ચોખાની ઘણી જાત છે. સામાન્ય રીતે કમોદના ચોખા ઉત્તમ છે અને તેમાં દાઉદખાની ચોખા વખણાય છે. બધાં કરતાં “ સાઠી ” ચોખા જેને “ વરીના ” ચોખા પણ કહેવામાં આવે છે તે ગુણકારી છે, પણ તે રાતા તથા દાણે મોટા હોવાથી બહુ વપરાતા નથી. શોખીન લોકો ખાવામાં પણ ઘણી વખત ગુણ કરતાં શોખને પસંદ કરે છે અને ચોખાની બાબતમાં એમજ બનેલું છે. ચોખામાં પૌષ્ટિક અને ચરબી એટલે ચીકાશનું તત્ત્વ ઘણું ઓછું છે, તેથી તે પચવામાં ઘણાજ હલકા છે અને

તેથી બાળકો અને માંદાને ચોખાનો ખોરાક વધારે અનુકૂળ પડે છે. સાબુચોખા એ ચોખાની જાત નથી પણ ગુણમાં તે ચોખા કરતાં પણ હલકા હોવાથી નાનાં બાળકો અને કેટલાક રોગવાળાઓને તેની વારંવાર ભલામણ કરવામાં આવે છે.

નવા કરતાં એકાદ વરસના જુના ચોખા વધારે ગુણકારી છે. ચોખાની સાથે દાળ વાપરવાથી ચોખાનો વાયુ ગુણ ઓછો થાય છે અને પૌષ્ટિક ગુણ વધે છે. ચોખા તથા દાળ જુદાં જુદાં રાંધી સાથે મેળવી ખાધાથી જલદી પચે છે, ભેગાં રાંધવાથી ખીચડી થાય છે તે જરા ભારે છે. ખીચડી મગની તેમજ તુવેરની પણ થાય છે.

**ઘઉં—ગુણ—**પુષ્ટિકારક, ધાતુવર્દ્ધક, બળવર્દ્ધક, મધુર, ઠંડા, ભારે, રૂચિકર, ભાંગેલા હાડને સાંધનાર, વ્રણને મટાડનાર તથા દસ્તને સાફ લાવનાર છે. **ઉપયોગ**—ઘઉંની મુખ્ય બે જાત છે. રાતા અથવા કાઠા અને ધોળા અથવા દાઉદખાની. ધોળા કરતાં રાતા ઘઉં વધારે પુષ્ટિકારક છે. ઘઉંમાં પુષ્ટિનાં તેમજ ગરમીનાં તત્ત્વો રહેલાં છે તેથી ધાન્યવર્ગની બીજી બધી વસ્તુઓ કરતાં તે વિશેષ ઉપયોગી અને ઉત્તમ પોષણની વસ્તુ છે. ઘઉંમાં ખાર તથા ચરબીનો ભાગ ઘણો ઓછો હોવાથી કેટલાક લોકો ઘઉંના લોટમાં મીઠું નાંખી રોટલી બનાવે છે અને શક્તિ હોય તેમણે રોટલી સાથે ઘી, માખણ કે મલાઇનો સારી રીતે ઉપયોગ કરવો, એ વિશેષ ગુણકારી છે. ઘઉંના લોટમાંથી મેંદો કાઢવામાં આવે છે તે પચવામાં બહુ ભારે પડે છે, માટે નબળી પાચનશક્તિવાળાએ મેંદાના લોટની રોટલી કે પુરી ખાવી નહિ જોઇએ. ઘઉંના લોટમાંથી ખાવાના ઘણા પદાર્થો થાય છે. ઘઉંની રાબ પચવામાં હલકી છે. રાબ કરતાં રોટલી ભારે છે અને પછી પુરી, શીરો, લાડુ, કંસાર, ગોળપાપડી એ બધાં અનુક્રમે એક બીજાથી વધારે ભારે છે. ઘઉંનો ખોરાક ઘીનો સારી રીતે ઉપયોગ કરવાથી વાયુ કે બાદી કરતો નથી.

**બાજરી—ગુણ—**ઉષ્ણ રૂક્ષ, પૌષ્ટિક, હૃદયને હિતકારક, સ્ત્રીઓમાં કામની વૃદ્ધિ કરનાર, પચવામાં ભારે છે અને વીર્યને નુકસાન કરે છે. **ઉપયોગ**—બાજરી ગરમ હોવાથી પિત્તને કોપાવે છે અને તેથી પિત્ત પ્રકૃતિવાળાએ બાજરીનો જેમ બને તેમ ઓછો ઉપયોગ કરવો. બાજરી રૂક્ષ હોવાથી વાયુ ઉત્પન્ન કરે છે. જે દેશો અથવા જે પ્રાંતોમાં ઘઉંનો પાક ઓછો હોય અને બાજરીનો પાક વધારે હોવાથી તેની છત હોય ત્યાંના લોકો વિશેષ કરીને બાજરી ઉપર નિર્વાહ કરે છે અને હમેશના અભ્યાસથી તે પથ્ય થઇ જાય છે. પોષણનાં તત્ત્વો બાજરીમાં પણ લગભગ ઘઉંના જેટલાં જ છે. ઘઉં કરતાં બાજરીમાં ચરબીનું પ્રમાણ વિશેષ હોવાથી બહુ ઘીની જરૂર પડતી નથી.

**જાર—ગુણ—**ઠંડી, મધુર, હલકી, રૂક્ષ, પૌષ્ટિક. **ઉપયોગ**—જારમાં બાજરીનાં જેટલાં જ પોષણનાં તત્વો છે, તેમાં ચરબીનો ભાગ બાજરીનાં જેટલો જ છે. જાર ઠંડી અને રૂક્ષ હોવાથી વાયુ કરે છે, પણ નિત્યના અભ્યાસીઓને પથ્ય થઇ પડે છે, કાઠિયાવાડમાં અને ગુજરાતના કેટલાક ભાગમાં ગામડાના ગરીબ લોકો વિશેષ જાર ઉપર ગુજરાન ચલાવે છે.

**મગ—ગુણ—**ઠંડા, ગ્રાહી, હલકા, સ્વાદિષ્ટ, કફ તથા પિત્તને મટાડનાર, નેત્રને હિતકારક પણ કાંઇક વાયુ કરે છે. **ઉપયોગ**—કઠોળના વર્ગમાં મગ ઉત્તમ કઠોળ છે. દેશી

વૈદ્યકશાસ્ત્રમાં મગની ઘણી જ પ્રશંસા કરવામાં આવેલી છે અને વધી ગયેલા વ્યાધિમાં મગની પાતળી દાળ અથવા તેના ઓસામણનો ઉપયોગ કરવાની ભલામણ કરવામાં આવેલ છે. મગનું ઓસામણ કેટલેક દરજ્જે દૂધની ગરજ સારે છે અને નવા ત્રિદોષ જ્વરમાં જ્યાં દૂધનો નિષેધ કરેલો છે, ત્યાં પણ મગનું પાણી હિતકારક ગણવામાં આવેલું છે. આખા મગ વાયુ કરે છે પણ મગની દાળ તથા ઓસામણ વાયુ કરતાં નથી. મગની ઘણી જાત છે તેમાં લીલા મગ વધારે ગુણકારી છે.

**તુવેર—ગુણ—**મધુર, તુરી, ભારે, રૂચિકર, ગ્રાહી, ઠંડી, ત્રિદોશહર અને કાંઇક વાયુ કર્ત્તા છે. **ઉપયોગ**-લોહીવિકાર, હરસ, તાવ અને ગોળાના રોગમાં તુવેરદાળનો ઉપયોગ ફાયદો કરે છે. ગુજરાતમાં તુવેરનો ઘણો પાક હોવાથી ત્યાં તે બહુ વપરાય છે. ત્રિદોષહર હોવાથી ઘણું કરીને સૌને અનુકૂળ પડે છે. ભાતમાં અગર દાળમાં સારી રીતે ઘી મેળવી ખાવાથી તુવેરની દાળ વાયડી પડતી નથી. તુવેરની દાળમાં કોકમ, આંબલી વગેરે ખટાઇ અને ગરમ મશાલો નાખવાનો ચાલ પડ્યો છે અને વિશેષ રૂચિકારક થાય છે; પણ એ વસ્તુઓથી તુવેરની દાળના મૂળ સ્વાદની ખરી ખુબી ઢંકાઈ જાય છે.

**અડદ—ગુણ—**અતિ પૌષ્ટિક, વીર્ય વધારનાર, મધુર, તૃપ્તિકારક, મૂત્રલ, મળને જુદો પાડનાર, સ્તનમાં ધાવણ વધારનાર, માંસની તથા મેદની વૃદ્ધિ કરનાર, બળ આપનાર, વાયુને તોડનાર અને પિત્ત તથા કફને વધારનાર છે. **ઉપયોગ—**શ્વાસ, શ્રમ, અડદીયો વા અને બીજા કેટલાક વાયુના રોગમાં અડદ પથ્ય છે. શિયાળામાં તથા વાયુ પ્રકૃતિવાળાને હિતકારક છે. પાચન થયા પછી અડદ ગરમ અને ખાટો રસ ઉત્પન્ન કરે છે. અને તેથી પિત્ત તથા કફની પ્રકૃતિવાળાને તેમજ પિત્તના અને કફના રોગવાળાને નુકસાન કરે છે. અડદની દાળ બહુ જ રૂચિકર છે અને કાઠિયાવાડમાં તેનો વધારે પાક થવાથી તે દરેક ઘરમાં રોટલા કે રોટલીની સાથે દાળ તરીકે વિશેષ વપરાય છે. આ સિવાય અડદના લોટના અદદીયા લાડુ તથા પાક તેના પૌષ્ટિક ગુણને માટે બહુ પ્રસિદ્ધ છે.

**ચણા—ગુણ—**હલકા, ઠંડા, લુખા, તુરા, રૂચિકર, વર્ણ સુધારક અને બળવર્દ્ધક છે. **ઉપયોગ—**કફ તથા પિત્તના રોગમાં ચણા ફાયદો કરે છે; કાંઇક જ્વરહર પણ છે, પણ વાયડા હોવાથી વારંવાર બાદી કરે છે અને ઝાડાનો કબજો કરે છે, અથવા વધારે ઝાડો કરી દે છે. ખોરાકમાં ચણાનો ઉપયોગ ઘણી રીતે થાય છે. ચણા આખા, દાળ તથા લોટ એ ત્રણે રૂપમાં બહુ વપરાય છે. ચણા વાયડા હોવાથી તેને તેલમાં તળીને ખાવાનો રીવાજ છે તે સારો છે. દાળ પણ તેલમાં તળીને કે બાફીને તુવેરની દાળ માફક ખવાય છે. લોટનાં ભજીયાં, સેવ, ગાંઠીયા થાય છે અને પુષ્કળ તેલમાં તળવાથી તેનું વાયડાપણું ઓછું થાય છે. કઢીમાં ચણાનો થોડો આટો આવે છે. આવી રીતે ચણાનો ઘણા પ્રકારે ઉપયોગ થાય છે અને પ્રકૃતિ પ્રમાણે માફકસર ખાવાથી નુકસાન થતું નથી. ઘઉંની પેઠે ચણામાં પણ ચરબી એટલે ચીકાસનો ભાગ ઘણો ઓછો હોવાથી ચણાના દરેક પદાર્થમાં ઘી કે તેલનો પુષ્કળ ઉપયોગ કરવો જોઇએ. ચણાના આટાના લાડુ વગેરે પકવાન બનાવવામાં આવે છે. તેમાં પણ જો ઘી પુષ્કળ નાંખવામાં ન આવે તો તે નુકસાન કરે છે.

**મઠ—ગુણ**—રૂચિકર, ગ્રાહી, લુખા, હલકા, ઠંડા તથા વાયુકર્તા છે. ઉપયોગ—મઠમાં ઘણા ખરા મગના જેવા ગુણ છે. પિત્ત તથા કફનાં દરદોમાં, તાવમાં, રક્તપિત્તમાં, દાહમાં કૃમિરોગમાં તથા ઉન્માદરોગમાં મઠ પથ્ય છે.

**વટાણા—ગુણ**—રૂચિકર, પુષ્ટિકારક, મધુર, લુખા, ગ્રાહી, બળવર્ધક, હલકા પિત્ત તથા કફને મટાડનાર અને વાયુને કરનાર છે.

**વાલ તથા ચોળા-ગુણ**—મધુર, તુરા, ભારે, દસ્ત ઉતારનાર, રૂક્ષ, વાયુ કરનાર, રૂચિકર, ધાવણ વધારનાર છે. વાલ વીર્યને બગાડનાર છે તથા ગરમ છે. ઉપયોગ—અતિ વાયુકર્તા હોવાથી જેમ બને તેમ થોડો ઉપયોગ કરવો. વાલ ખાધે મીઠા છે. પણ પાચન થતાં અમ્લ એટલે ખાટો રસ ઉત્પન્ન કરે છે; બળ આપનાર તથા દસ્ત સાફ લાવનાર છે, પણ રૂક્ષ અને ભારે હોવાથી પેટમાં બોજો કરી વાયુને ઉત્પન્ન કરે છે. ઉષ્ણ અને દાહક હોવાથી શરીરનું શોષણ કરે છે તથા વીર્યનો નાશ કરે છે. વાલ શરીરની અંદરના ઝેરનો નાશ કરે છે, પણ તેની સાથે દૃષ્ટિ એટલે આંખના તેજનો પણ નાશ કરે છે.

## શાક VEGETABLES ( વેજીટેબલ્સ ).

નિત્યના ખાનપાનની વસ્તુઓમાં શાક તરકારીની વસ્તુઓ કેટલે દરજ્જે ઉપયોગી છે અને કેટલે દરજ્જે નુકશાનકારક છે, એ વિષે આર્ય વૈદ્યકના વિદ્વાનોનો સામાન્ય મત એવો છે કે, ઘણું કરીને સઘળાં શાક દસ્તને રોકનારાં, પચવામાં ભારે, રૂક્ષ, બહુ મળને ઉત્પન્ન કરનાર અને પવન વધારનાર છે. શાક શરીરનાં હાડકાંને ભેદી નાંખે છે, આંખનું તેજ ઓછું કરે છે, શરીરનાં વર્ણ, રૂધિર તથા કાન્તિને ઘટાડે છે, બુદ્ધિનો ક્ષય કરે છે વાળને ધોળા કરે છે અને યાદશક્તિ તથા ગતિને હણે છે. સઘળાં શાકમાં રોગ રહે છે અને તે રોગો શરીરનો નાશ કરવામાં મદદ કરે છે: એટલા માટે વિવેકી લોકોએ બહુ શાક ખાવાં નહિ જોઇએ. જે દોષો ખાટા પદાર્થોમાં છે, તેમાંના ઘણા ખરા દોષો શાક તરકારીમાં પણ છે. જે વનસ્પતિમાં કૌવત આપનાર તથા ગરમી આપનાર ભાગ થોડો હોય અને પાણીનો ભાગ વિશેષ હોય, તે જાતની તાજી વનસ્પતિ થોડી થોડી વાપરવી એ સલાહકારક છે. પાંદડાં, ફૂલ, ફળ, કંદ વગેરે શાકના કેટલાક પ્રકાર છે અને અનુક્રમે એક પછી એક વિશેષ ભારે છે. પાંદડાંનું શાક સૌથી હલકું છે અને કંદ શાક સૌથી ભારે છે.

**તાંદળજો**—હલકો, ઠંડો, રૂક્ષ, મળમૂત્રને ઉતારનાર, રૂચિ કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનારા ઝેરને હરનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. શાકના પદાર્થોમાં તાંદળજો ઘણાંખરાં દરદોમાં બહુધા સર્વની પ્રકૃતિને પથ્ય છે. તે જેમ શાકનું કાર્ય સારે છે, તેમ કેટલેક દરજ્જે દવાનું પણ કામ કરે છે. કોઢ, વાતરક્ત વગેરે લોહી બગાડનાં અને ચામડીનાં દરદોમાં તાંદળજાની ભાજીનું નિત્ય સેવન કરવામાં આવે તો ચેળ તથા બળતરા કમતી થાય છે. તાંદળજો ઠંડો ગણાય છે તેમ છતાં ધ્યાનમાં રાખવું કે, તે જેમ ગરમી કરતો નથી તેમ, લોકો ધારે છે તે પ્રમાણે, વાયુ કે કફ પણ કરતો નથી. તે ઝાડો સાફ લાવે છે, પેશાબને વધારે છે તથા સ્વચ્છ કરે છે. ઉનવા વગેરેને અને પેશાબની ગરમીને શાંત કરે છે. તાંદળજાથી લોહીનું શોધન થાય છે, ખોટી ગરમી દબાય છે અને પિ-

ત્તનું જોર પણ હલકું પડે છે. કોઇ પણ દવાની ગરમી અથવા ઝેર શરીરમાં રહેલું હોય તો તાંદળજો ઉકાળીને તેનો રસ તથા શાક ખાવાથી તે ઝેર ઝાડા-પેશાબવાટે નિકળી જાય છે. તાંદળજાનું શાક જેમ વિશેષ પાણીમાં બાફવામાં આવે તેમ તે વધારે ગુણકારી તેમજ સ્વાદિષ્ટ થાય છે. દાહ, રક્તદોષ, મદ, રક્તપિત્ત, શીળસ, ત્રિદોષ જ્વર, કફ, ખાંસી અને ઝાડાના રોગોમાં તાંદળજો અતિ હિતકારક છે.

**ટાંકો**—અગ્નિપ્રદીપક, પાચક, મળશુદ્ધિકારક તથા ઉષ્ણ છે, સોજા, વિષદોષ હરસ, તથા મંદાગ્નિમાં ટાંકાનું શાક ઘણું હિતકારક છે.

**બથવો**—બથવાની ભાજી અથવા ચીલનું શાક, પાચક, રૂચિકર, હલકું તથા દસ્તને સાફ લાવનારૂં છે. બરલ, લોહીબીગાડ; પિત્ત, હરસ, કૃમિ અને ત્રિદોષમાં તે ફાયદો કરે છે.

**કોબી**—ભારે હોવાથી જરા ગ્રાહી છે; પણ મધુર, રૂચિકર તથા વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષમાં હિતકારક છે. વળી તે ધાવણ અને વીર્ય વધારનાર છે.

**સુવાની ભાજી**—ત્રણે દોષને હરવાવાળી, બુદ્ધિને હિતકારક, રૂચિકર અને સામાન્ય રીતે સર્વત્ર સારી અને પથ્ય છે.

**લુણીની ભાજી**—ગરમ, તુરી, મધુર, રૂચિકર અને પાચક છે.

**સરસવની ભાજી**—ત્રિદોષહર, રૂચિકર અને પાચનકર છે.

**મેથીની ભાજી**—પિત્ત કરનાર તથા ગ્રાહી છે પણ કફ, વાયુ તથા કૃમિનો નાશ કરે છે અને રૂચિકર તથા પાચક છે.

**અળવી**—અળવીના પાનનું શાક રક્તપિત્તના રોગમાં સારૂં છે, પણ ઝાડાને રોકી વાયુને કોપાવે છે અને ઝાડો તથા મરડો પેદા કરે છે.

**મોધરી**—તીક્ષ્ણ તથા ઉષ્ણ છે, પણ વાયુ તથા કફ પ્રકૃતિવાળાને સારી છે.

**ગળજીભી**—ગળજીભીનાં પાંદડાં હલકાં છે, તથા કોઢ, પરમો, લોહીબગાડ, મૂત્રકૃચ્છ્ર તથા તાવની બીમારીમાં ફાયદો કરે છે.

**મૂળાનાં પાન**—મૂળનાં તાજાં પાન પાચક, હલકાં, રૂચિકર અને ગરમ છે. મૂળાનાં પાનનું તેલમાં પકવેલું શાક ત્રણે દોષમાં સારૂં ગણાય છે, પણ કાચાં પાન કફ તેમજ પિત્તને ઉત્પન્ન કરે છે.

**પરવળ**—હૃદયને હિતકારક, બળવર્દ્ધક, પાચક, ઉષ્ણ, રૂચિકર, કામવર્દ્ધક, હલકાં અને સ્નિગ્ધ છે. ખાંસી, લોહીબીગાડ, તાવ, ત્રિદોષ અને કૃમિનાં દરદોમાં અતિ હિતકારક છે. ફળવર્ગનાં શાકમાં પરવળનું શાક સર્વોત્તમ છે.

**દુધી**—મધુર, ધાતુવર્ધક, બળવર્દ્ધક પૌષ્ટિક શીતળ અને રૂચિકર છે, પણ પચવામાં જરા ભારે છે. કફ કરે છે, ઝાડાને બંધ કરે છે અને ગર્ભનું પોષણ કરે છે. દુધીનું શાક તથા હલવો થાય છે.

**કોળું**—કોળાંને કાઠીયાવાડમાં પ્રદકાળું કહે છે. તે બહુ મધુર, શીતળ, રૂચિકર, તૃપ્તિકર, પુષ્ટિકારક અને વીર્યવર્ધક છે. ભ્રાંતિ તથા શ્રમનો નાશ કરે છે. પિત્ત, લોહીબીગાડ,

દાહ તથા વાયુને મટાડે છે, નાનું કોળું ઠંડું તથા પિત્તને મટાડે છે, મધ્યમ કદનું કોળું કફ કરે અને મોટા કદનું કોળું બહુ ટાઢું નથી, મધુર છે, ક્ષારવાળું, અગ્નિદીપક, મૂત્રાશયને સાફ કરનાર અને પિત્તના રોગને મટાડનાર છે.

**વંત્યાક**—કાઠીયાવાડમાં જેને રીંગણાં કહે છે તે ગુજરાતમાં વંત્યાકના નામથી ઓળખાય છે, વંત્યાકની બે જાત છે, કાળાં તથા ધોળાં. કાળાં વંત્યાક નિદ્રા ઉત્પન્ન કરનાર, રૂચિકર, ભારે તથા પૈષ્ટિક છે, ધોળાં વંત્યાક દાહક તથા પાચક ગણાય છે. એક બીજા પ્રકારનાં લીંબુ જેવડાં ગોળ રવૈયાં થાય છે તે કફ તથા વાયુ પ્રકૃતિવાળાને સારાં છે તથા ખસ, રતવા, તાવ, કમળો અને અરૂચિના દરદવાળાને પણ હિતકારક છે.

**ગલકાં**—સ્વાદિષ્ટ તથા મધુર છે અને વાયુ તથા પિત્તને મટાડે છે. તાવના રોગીને પણ હિતકારક છે.

**તુરીયાં**—તુરીયાંને કાઠીયાવાડમાં ધીસોડાં કહે છે. તુરીયાં વાયડાં છે, ઠંડાં તથા મીઠાં છે, જેથી કફકર્તા છે, પણ પિત્ત, દમ, ખાંસી, તાવ, કૃમિ એટલા રોગમાં સારાં છે.

**કારેલાં**—કડવાં, ગરમ, રૂચિકર, હલકાં અને અગ્નિદીપક છે. માફકસર ખાવાથી બધી પ્રકૃતિને અનુકૂળ છે. અરૂચિ કૃમિ, તાવ વગેરેનાં પ્રથ્ય છે.

**કંટોલાં**—હલકાં, અગ્નિપ્રદીપક, રૂચિકર, મધુર પણ પાચન થયા પછી તીક્ષ્ણ છે. ગુલ્મ, શૂળ, પિત્ત, કફ, ખાંસી, શ્વાસ, જ્વર, પ્રમેહ, અરૂચિ, કોઢ, વાયુ તથા હૃદયનાં દરદોમાં હિતકારક ગણાય છે.

**ટીંડોળાં**—અમદાવાદમાં અને ગુજરાતમાં જેને ધીલોડાં કહે છે તેને કાઠિયાવાડમાં ટીંટોળાં કહે છે. ટીંટોળાં ભારે છે, ઠંડાં છે, વાયડાં છે, મોળ તથા ઉલટી કરે એવાં છે, ધાવણ વધારે છે પણ ઝાડાનો કબજો કરે છે, પિત્ત, રક્તદોષ, સોજા, દાહ તથા ખાંસીના રોગમાં સારાં છે, પણ બુદ્ધિને બગાડનારનાં કહેવાય છે. તેની બે જાત છે—કડવાં તથા મીઠાં.

**પંડોળાં**—વાતહર, પિત્તહર, બળ આપનાર, રૂચિકર, પોષણ કરનાર અને હિતકારક છે. પરવળ કરતાં ગુણમાં કાંઇક ઓછાં છે.

**કાકડી**—કાચી કાકડી ઠંડી, રૂક્ષ, દસ્ત રોકનાર, મધુર, ભારે, રૂચિ કરનાર અને પિત્તને હરનાર છે. પાકી કાકડી અગ્નિ તથા પિત્તને વધારનાર છે.

**કાલિંગડાં**—કફકારક તથા વાયુકારક છે. પિત્તવાળાને સારાં છે. એવું કહેવાય છે કે, કાલિંગડાં ક્ષયનો રોગ ઉત્પન્ન કરે છે. કાલિંગડાંને તરબુચ પણ કહેવામાં આવે છે.

**ચીભડાં**—ચીભડાં તથા તરબુચ ત્રણે દોષને કોપાવનારાં હોવાથી ખાવા કે શાક કરવા લાયક નથી. કાચાં ચીભડાં વાયુ તથા કફ કરે છે અને પાકાં વિશેષ વાયુ તથા કફ કરે છે. શાક કરવામાં લાંબાં ચીભડાં આવે છે તેને આરીયાં કહે છે.

**વાલોર**—મધુર, ઠંડી તથા ભારે હોવાથી વાયડી છે. પિત્તને મટાડનારી છે તથા બળ આપનારી છે.

**ગુવાર**—રૂક્ષ, ભારે અને કફકારક છે, અગ્નિદીપક, સારક અને પિત્તહરછે, પણ વાયુકારક છે.

**સરગવાની શીંગ**—મધુર, તુરી, કફહર, પિત્તહર અને અત્યંત અગ્નિદીપક છે. શળ, કોઢ, ક્ષય, શ્વાસ તથા ગુલ્મના વ્યાધિમાં બહુજ પથ્ય છે. સરગવાની શીંગ સિવાય શીંગવાળાં બધાં શાક વાયડાં છે.

**સુરણ**—અગ્નિદીપક, રૂક્ષ, તુરૂ, હલકું, પાચક, પિત્તકર, તીક્ષ્ણ, મળસ્તંભક તથા રૂચિકર છે, હરસ, શળ, ગુલ્મ, કૃમિ, કફ, મેદ, વાત, અરૂચિ, શ્વાસ, બરોલ અને ખાંસીના દરદોમાં હિતકારક છે. દાદર, કોઢ તથા રક્તપિત્તવાળાને સારૂં નથી. હરસના રોગમાં સુરણનું શાક તેમજ તેની રોટલી, પુરી, શીરો વગેરે કરી ખાવાથી દવાનું કામ કરે છે. સર્વ પ્રકારનાં કંદશાકમાં સુરણનું શાક ઉત્તમ છે.

**પરેટાં**—ઠંડાં, મીઠાં, રૂક્ષ, મળ તથા મૂત્રને રોકનાર, પોષણકારક, બળવર્દ્ધક, ધાવણને તથા વીર્યને વધારે છે. રક્તપિત્તનો નાશ કરે છે. કાંઇક વાયુકારક છે પણ પુષ્કળ ઘીમાં ભુંજીને ખાવાથી વાયુ કરતાં નથી. અંગારામાં બાફીને કે ઘીમાં તળીને પાંચ દશ વર્ષ સુધીનાં બાળકોને ખવરાવવાથી તેમનું સારી રીતે પોષણ કરે છે અને હાડ વધારે છે. તળેલાં કરતાં પાણીમાં બાફેલાં પરેટાં પચવામાં હલકાં છે.

**રતાળુ**—પૌષ્ટિક તથા મધુર છે, પણ મળ રોકનાર અને કફ કરનાર છે.

**મૂળા**—કંદ ભારે હોવાથી મળને રોકે છે અને તીખા હોવાથી ગરમ છે, પણ અગ્નિદીપક અને રૂચિકર છે. હરસ, ગુલ્મ, દમ, જ્વર, કફ, વાયુ અને નાકનાં દરદોમાં હિતકારક છે. કુણા મૂળા ત્રણે પ્રકૃતિમાં સારા છે. પાકેલા મોટા મૂળા, રૂક્ષ, વધારે ગરમ અને અપથ્ય છે. મૂળાના કાંદાને ઉપરથી છોલીને ઉપયોગમાં લેવા; કેમકે ઉપરની ત્વચા ભારે અને તીખી છે. પાણીમાં બાફીને પછી પુષ્કળ ઘી કે તેલમાં તળીને ખાવાથી ત્રણે પ્રકૃતિને અનુકૂળ પડે છે. મૂળા કુણા હોય તે જ ખાવા.

**ગાજર**—મધુર, રૂચિકર તથા ગ્રાહી છે. ચેળ તથા લોહી બીગાડના રોગમાં ખાવાં સારાં નથી. કેટલાક રોગમાં સારાં છે પણ એવું કહેવાય છે કે, તે વીર્યને બગાડે છે. તેથી જ ગાજરનો આપણા લોકોએ નિષેધ કરેલો જણાય છે.

**કાંદા**—કાંદાને ઘણે ઠેકાણે ડુંગળી એવા નામથી ઓળખવામાં આવે છે. તે બળવર્ધક, તીખી, ભારે, રૂચિકર અને વીર્યવર્ધક છે. કફ તથા નિદ્રા ઉત્પન્ન કરે છે. ક્ષય, ક્ષીણતા, રક્તપિત્ત, ઉલટી, કૉલેરા, કૃમિ, અરૂચિ, સ્વેદ, સોજા તથા રક્તદોષના રોગમાં હિતકારક છે. ડુંગળીના કંદનું શાક થાય છે તથા તેનો મુરબ્બો પણ ઘણો પુષ્ટિકારક ગણાય છે. તેની ઉગ્ર વાસને લીધે તેનો અનાદર કરવામાં આવે છે.

રાંધવાની યુક્તિ અને જુદી જુદી વસ્તુની મેળવણીથી શાક તરકારીના ગુણમાં ફેર પડે છે. જે શાક વાયુકર્ત્તા હોય છે તે પુષ્કળ ઘી કે તેલમાં પકાવવાથી તેનો વાયુ કરવાપણાનો ગુણ ઓછો થાય છે. જે શાક પચવામાં ભારે હોય છે તેને પ્રથમ પુષ્કળ પાણીમાં બાફવાં જોઇએ અને પછી માફકસર મશાલા સાથે ઘીનો કે તેલનો માત્ર વઘાર આપીને ખાવાં જોઇએ. સુરણ પરેટાં વગેરે કંદવર્ગનાં શાક પ્રથમ બાફીને પછી ઘીમાં વઘારી ખાવાથી વિશેષ ફાયદો આપે છે. શાકની સાથે અતિ મરચાં મશાલા ખાવા એ બિલકુલ સલાહકારક નથી. બહુ મરચાં મશાલાથી લોકો ધારે છે તેમ પાચનશક્તિ વધવાને બદલે મંદ પડે છે અને તેમાંથી પછી ઘણી ખુવારી થાય છે.

# દુગ્ધવર્ગ દુધ અને તેમાંથી બનતા પદાર્થો.

## દુધ—MILK.

**દુધ—સામાન્ય** ગુણ નીચે પ્રમાણે છેઃ—મીઠું, ઠંડુ, પિત્તહર, પોષણકારક, દસ્ત સાફ ઉતારનાર, વીર્યને જલદી ઉત્પન્ન કરનાર, બળ આપનાર, જીવાડનાર, બુદ્ધિને સારી કરનાર, મૈથુનશક્તિ વધારનાર, જુવાનીને સ્થિર કરનાર, આયુષ્ય વધારનાર, રસાયન રૂપ તથા ભાંગેલાં હાડને સાંધનાર છે. ક્ષુધાતુર, બાળક તથા વૃદ્ધને તૃપ્તિ આપનાર છે. સ્ત્રીસેવનના અતિયોગથી ક્ષીણ થએલાને તથા જખમીને અતિ હિતકારક છે. જીર્ણ જ્વર, ભ્રમ, મૂર્છા, માનસિક રોગ, શોષ, હરસ, ગુલ્મ, ઉદરરોગ, પાંડુ, પેસાબના રોગ, રક્ત-પિત્ત, થાક, તૃષા, દાહ, છાતીના રોગ, શૂળ, આફરો, અતિસાર, ગર્ભસ્રાવ વગેરે ઘણા-એક રોગમાં દુધ અતિ હિતકારક અને પથ્ય છે. ધાતુની વૃદ્ધિ ઉત્તમ દુધના નિત્ય સેવનથી જેવી થાય છે તેવી બીજા કોઈ ઉપાયથી થતી નથી.

**ગાયનું દુધ**—ગાયના દુધમાં ઉપર લખ્યા બધા ગુણ છે. કાળી ગાયનું દુધ વાતહર પણ છે અને વિશેષ ગુણકારી છે. રાતી ગાયનું દુધ પિત્તહર તથા વાતહર છે અને ધોળી ગાયનું દુધ જરા કફકારક અને ભારે છે. તરતની વીઆયેલી તથા વાછરડાં વગરની ગા-યોનું દુધ ત્રણે દોષને ઉત્પન્ન કરે છે. પારેઢ એટલે વીઆયા પછી બે ચાર માસ થઇ ગયા હોય એવી ગાયનું દુધ ઉત્તમ છે. આ સિવાય ગાયોને જેવો ખોરાક ખવરાવવામાં આવે તે ઉપર તેના દુધના ગુણ-દોષનો ઘણોક આધાર છે.

**ભેંસનું દુધ**—ભેંસના દુધમાં ગાયના જેવા ઘણા ખરા ગુણ છે. ફેર એટલો જ છે કે, ભેંસનું દુધ ગાયના દુધથી વધારે મીઠું, વધારે ઘાટું, વધારે ભારે, વિશેષ વીર્ય વધારનાર, કફ કરનાર અને તેથી નિદ્રાને વધારનાર છે. નબળી પાચનશક્તિવાળાને તથા માંદા માણસને ભેંસના કરતાં ગાયનું દુધ વધારે પથ્ય છે. શ્રમથી થાકેલાને તથા વૃદ્ધને હિતકારક છે. પાચનક્રિયા ઘણી જલદ હોય તેણે ભેંસનું દુધ ખાવું.

**બકરીનું દુધ**—તુરૂં, મધુર, ટાઢુ, હલકું, તથા ગરમી, રક્તપિત્ત, અતિસાર, ક્ષય, ઉધરસ તથા તાવના રોગમાં પથ્ય છે. વાતહર તથા ત્રિદોષહર છે.

**ગાડરનું દુધ**—ઘાટું, મીઠું, જરા ખારૂં, ચીકણું, ગરમ, પથરીને મટાડનાર, વીર્ય પિત્ત તથા કફ ઉત્પન્ન કરનાર અને વાયુને મટાડનાર છે.

**ઘોડીનું દુધ**—રૂક્ષ, ગરમ, બળ આપનાર, શોષ તથા વાયુને મટાડનાર, ખાટું, ખારૂં અને હલકું છે. એક ખરીવાળા પશુઓનું દુધ લગભગ સરખા ગુણવાળું છે.

**ઊંટણીનું દુધ**—હલકું, મધુર, ખારૂં, અગ્નિપ્રદીપક, દસ્ત ઉતારનાર, કૃમિ, કોઢ, કફ, પેટનું ચઢવું, સોજો તથા જળોદર વગેરે પેટના રોગને મટાડનાર છે.

**ગધેડીનું દુધ**—મધુર, ખારૂં, જરા ખાટું, ગરમ, બળ આપનાર, અગ્નિદીપક, બુદ્ધિને મંદ કરનાર, પણ બાળકોને બળ આપનાર છે.

**સ્ત્રીનું દુધ**—હલકું, ટાઢું અને અગ્નિદીપક છે. વાયુ, પિત્ત, નેત્ર, સૂળ અને પછાટને મટાડે છે.

**શેડકઢું દુધ**—બળ આપનાર, હલકું, ઠંડું, અગ્નિદીપક અને ત્રિદોષહર છે.

**ઉનું તથા ઠંડું દુધ**—દુધ દોવાયા પછી ઠંડું પડી જાય તો તેને ગરમ કરીને

પછી ઉપયોગમાં લેવું. ગાયના તથા ભેંસના દુધ સિવાય બીજાનું કાચું દુધ શરદી તથા આમને ઉત્પન્ન કરે છે અને તેથી અપથ્ય છે. ગરમ કરેલું ઉનું ઉનું દુધ વાયુ તથા કફ-વાળાને હિતકારી છે, પણ પિત્ત પ્રકૃતિવાળાને નુકસાન કરે છે, તેથી પિત્ત પ્રકૃતિવાળાએ ગરમ કર્યા પછી ઠારીને પીવું. દુધમાં અરધું પાણી નાંખી પછી ઉકાળીને તે પાણી બાળી નાખતાં જે દુધ રહે તે ઘણુંજ હલકું અને ત્રણે પ્રકૃતિને તેમજ માંદાને પથ્ય છે. કઢેલું દુધ ભારે પડે છે. માટે માંદા માણસોએ તેમજ નબળી પાચનશક્તિવાળા માણસોએ દુધ-માંથી પાણીનો ભાગ બળવા ન પામે એટલુંજ ગરમ કરીને પીવું. કઢેલું દુધ બળ આપે છે, પણ તે પ્રબળ પાચનશક્તિવાળાને તેમજ કસરત કરનારાઓનેજ પચી શકે છે.

**સવારનું દુધ**—રાત્રે જાનવરોને ફરવાનો પરિશ્રમ નહિ હોવાથી અને રાતના ઠંડા કાળના યોગથી સવારમાં દોયેલું દુધ સાંજના દુધ કરતાં કાંઇક ભારે ગણાય છે.

**સાંજનું દુધ**—દિવસે સૂર્યના તાપને લીધે તેમજ ઢોરોને ફરવાની કસરત મળવાને લીધે સાંજનું દુધ સવારના દુધ કરતાં કાંઇક હલકું હોય છે. વાયુ તથા કફ પ્રકૃતિ-વાળાઓને સાંજનું દુધ વિશેષ માફક આવે, એમ આ ઉપરથી અનુમાન કરી શકાય છે.

**ખરાબ દુધ**—બગડી ગયેલું દુધ એટલે જેનો રંગ ફરી જાય, સ્વાદ ફરી જાય, ખાટું પડી જાય, ખરાબ વાસવાળું થાય અને ફોદા ફોદા બંધાઇ જાય, તે દુધ ફાયદો કરવાને બદલે નુકસાન કરે છે, માટે તે છોડી દેવું. દોયા પછી ત્રણ ઘડીનું વાસી દુધ ઉનું ન કર્યું હોય તો વિકાર પામે છે અને પાંચ ઘડી પછી વિક્રિયા કરે છે. ઉનું કરેલું દુધ દશ ઘડી પછી બગડે, માટે દોયા પછી કે ઉનું કર્યા પછી પણ ઘણો વખત સુધી વાસી રાખવું નહિ.

દુધ એ એક એવો ઉત્તમ પદાર્થ છે કે, જેના સેવનથી પોષણ થવાની સાથે શરીરના ધાતુ, બળ તથા બુદ્ધિનો વધારો થાય છે. ખાનપાનના સઘળા પદાર્થોમાં માત્ર એક દુધ જ એવો પદાર્થ છે કે, જેમાં પોષણનાં સઘળાં તત્ત્વો આવેલાં છે અને તેથી માંદા અને સાજા સૌ લાંબા વખત સુધી એકલા દુધ ઉપર નિર્વાહ ચલવી શકે છે. કેટલાક યોગી પુરૂષો અને બીજાઓએ ફક્ત દુધ પીને ઘણાં વરસો સુધી તન્દુરસ્તી ભરેલી જીંદગી ગુજાર્યાના દાખ-લાઓ જાણવામાં આવેલા છે. કેટલાક લોકો એવી ફરિયાદ કરે છે કે, અમારી પ્રકૃતિને દુધ માફક આવતું નથી અને તેથી દુધથી કાં તો ઝાડો થઇ જાય છે અથવા તો ઝાડો કબજે થાય છે. આ ફરિયાદ ખરી છે. પણ તેનું વાસ્તવિક કારણ ટેવનું હોય એમ સમજાય છે અને ટેવ નહિ હોવાથી દરેક વસ્તુ પ્રથમ પ્રકૃતિને પ્રતિકૂળ જણાય તો તેમાં બહુ આ-શ્ચર્ય પામવું નહિ જોઇએ. પણ તેથી એટલું પણ ધ્યાનમાં રાખવું કે, તે વસ્તુ તેને નુકસાનકારક છે, એમ કદિ પણ સમજવું નહિ જોઇએ. ટેવ પડવાથી નઠારી અને ઝેરી વસ્તુ-ઓ પણ સાત્મ્ય—માફક થઇ જાય છે અને ઘણા લોકોને અફીણ અને સોમલના કકડા ને કકડા ખાઇ જતાં જોયા છે. જ્યારે આવી ઝેરી વસ્તુઓ તેઓને ટેવથી પચી જાય છે ત્યારે દુધ જેવી અમૃત વસ્તુ માફક ન આવે એ નહિ માનવા જેવી વાત છે. દુધ યુક્તિથી ખાવામાં આવે તો જેમને ટેવ નથી તેમને પણ ધીમે ધીમે માફક આવી જાય છે અને દુધ જેવી ઉત્તમ વસ્તુની ટેવ પાડવી અને બની શકે તેમણે તેનું નિત્ય સેવન કરવું, એ ઘણુંજ સલાહકારક છે. પારસી અંગ્રેજી વગેરે અન્ય કોમોના શ્રીમંતો દુધ અને દુધમાંથી બનતા માખણ, મલાઇ, પનીર વગેરે પદાર્થોનો વિશેષ ઉપયોગ

કરે છે, ત્યારે હિંદુ કોમના ઘણાક શ્રીમંતો તેને બદલે શાક, રાયતાં અને મશાલાઓ ખાવાના નુકસાનકારક શોખમાં પડી ગયેલા જોવામાં આવે છે; તો પછી સાધારણ અને ગરીબ સ્થિતિના લોકોની વાત જ શું કરવી! દુધના ખોરાકમાં આપણા લોકો છેક પાછળ પડી ગયા છે, માટે આ દેશની પ્રજાની શારીરિક ઉન્નતિ માટે જરૂરની વાત એ છે કે, દેશમાં ગાયો અને ભેંસોને ઉછેરવી, એટલું જ નહિ, પણ તેમને બહુ સારી તન્દુરસ્ત સ્થિતિમાં રાખવી. જો દેશમાં ગાયો તથા ભેંસો જથાબંધ અને તન્દુરસ્ત હાલતમાં હોય તો જ સારૂં અને સસ્તુ દુધ મેળવી શકાય. શ્રીમંતોએ પોતાના ઘરને આંગણે ગાડીઘોડા બાંધતાં પહેલાં એકાદ સારી ગાય કે ભેંસ બાંધવી એ વધારે સલાહકારક છે. કેમકે ગાડી ઘોડાથી છોકરાંઓની શ્રીમંતાઇ ટકી રહેશે નહિ, પણ ગાયો ભેંસોના દુધથી તેમની તન્દુરસ્તી અને બુદ્ધિ ટકશે તથા વધશે તો શ્રીમંતાઇ પણ ટકી રહેશે.

**દુધમાં** ક્ષાર તથા ખટાશનાં તત્ત્વો જેટલા પ્રમાણમાં રહેલ છે, તેનાથી જુદા પ્રકારના ક્ષાર તથા જુદા પ્રકારની ખટાશનો દુધમાં યોગ થાય છે તો દુધ નુકસાન કરે છે, અથવા ધારીએ છીએ તેવો ગુણ નથી કરતું. માટે દુધનો ઉપયોગ કરવો, પણ તે વિવેકથી કરવો જોઇએ. જો વિવેક વિના અને કંઇ પણ ધોરણ સાચવ્યા વિના દુધ ખાવાપીવામાં આવે તો તે ફાયદા કરતાં નુકસાન વધારે કરે છે. એ ધોરણને માટે ઉપર બતાવેલા નિયમો ઉપરાંત કેટલીક વાતો સમજવા જેવી છે. દુધમાં ખાર તથા ખટાશ મળવાથી તે ફાટી જાય છે એ વાત આપણે સૌ સમજીએ છીએ. ફાટી ગયેલું દુધ ખાવાથી અવગુણ થાય એ વાત પણ આપણે ઘણાખરા જાણીએ છીએ. જો આ વાત ખરી છે તો જો દૂધ એવા જ ખારવાળા અને ખટાશવાળા પદાર્થોની સાથે ખાવાપીવામાં આવે તો તે ફાયદો કરે છે અથવા નુકસાન કરે તેને માટે શું ખાત્રી છે? વિવેકી આર્યવૈદ્યકશાસ્ત્રકારોએ એટલા માટે એવી ભલામણ કરેલી છે કે, દુધ જમતી વખત ખાવું હોય તો જમી રહ્યા પછી પીવું અથવા ભાતની સાથે ખાવું, અથવા જે ભોજનમાં દુધ વિરૂદ્ધ પદાર્થો ન હોય તે ભોજનમાં ખાવું. આપણા લોકોના સાદા ખોરાકમાં દુધ તથા ભાતનો યોગ ઘણો જ ફાયદો કરે છે. દુધની સાથે કેટલાક પદાર્થો મિત્રનું કામ કરે છે અને કેટલાક પદાર્થો શત્રુનું કામ કરે છે. તેવા પદાર્થો નીચે પ્રમાણે છેઃ—

**દુધના મિત્ર**—દુધમાં છએ રસ છે અને એ છએ રસને મળતા સ્વભાવના પદાર્થો નીચે પ્રમાણે છે.

દુધમાં અમ્લ એટલે ખાટો રસ છે, તેથી તે ખાટાઇને આંબળાં મિત્ર રૂપ છે.

દુધમાં મધુર એટલે મીઠો રસ છે, તેથી તે મધુરતાને સાકર મિત્ર રૂપ છે.

દુધમાં તિક્ત એટલે તીખો રસ છે, તેથી તેની તીખાસને આદુ સુંઠ મિત્ર રૂપ છે.

દુધમાં કટુ એટલે કડવો રસ છે, તેથી તેની કડવાસને પરવળ મિત્ર રૂપ છે.

દુધમાં કષાય એટલે તુરો રસ છે, તેથી તેની કડછાશને હરડે મિત્ર રૂપ છે.

દુધમાં લવણ એટલે ખારો રસ છે, તેથી તેની ખારાશને સિંધાલુણ મિત્ર રૂપ છે.

આ સિવાય ઘઉંના પદાર્થો—પુરી, રોટલી તથા ભાત, ઘી, માખણ, પીપર, મરી એ વગેરે પદાર્થો દુધના મિત્રરૂપ છે.

**દુધના શત્રુ**—સીંધાલુણ સિવાય બધા ક્ષાર દુધના ગુણને બગાડી નાખે છે. એ સિવાય, આંબળાં વિના આંબલી વગેરે બીજી ખટાશ, ગોળ, મગ, મૂળા, શાક, દારૂ, માછલાં વગેરે પદાર્થો દુધની સાથે મળીને ઝેરનું કામ કરે છે.

દુધની સાથે લવણુ એટલે ખાર તથા ગોળ ખાવાથી કોઢ, પ્રમેહ તથા મૂત્રકૃચ્છ વગેરે દરદો થાય છે.

દુધની સાથે મગ, મૂળા, ગોળ તથા માછલાં ખાવાથી કોઢ (ચામડીનો રોગ) થાય છે.

દુધની સાથે બહુ શાક, દારૂ, આસવ લેવાથી પિત્તના રોગ થઇ મૃત્યુ નીપજે છે.

દુધ ઉપર લખ્યા વસ્તુઓની સાથે ખાવાથી ઉપર લખ્યા પ્રમાણે અવગુણ કરે છે. એ વાત તરત સમજાતી નથી અને એવી રસાયનિકક્રિયા તરત સમજી શકાય પણ નહિ. વિદ્વાનોનાં વચન ઉપર વિશ્વાસ રાખી સાધારણ માણસોએ તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું એ સલામત રસ્તો છે. સેંકડો માણસો જુદા જુદા ન સમજી શકાય એવા રોગથી સપડાય છે. એવા રોગોનાં તાત્કાલિક કારણોના તર્ક કરીએ છીએ. પણ દૂરનાં કારણો આવાં વિરૂદ્ધ ખાનપાનમાંથી જન્મ પામેલાં હોય છે, તે વાત આપણે સમજી શકતા નથી. ઘણા માણસો શરીરની સંભાળથી તંદુરસ્તી ભોગવતા હોય છે, પણ જ્યારે તેઓ અચાનક ભયંકર વ્યાધિના પંજામાં સપડાય છે ત્યારે આપણને આશ્ચર્ય લાગે છે; પણ તેમાં આશ્ચર્ય પામવાનું કશું કારણ નથી, કેમકે તેઓ નિત્યના ખાનપાનમાં મિતાહારપણું અને સાવચેતી રાખતા છતાં અજ્ઞાનપણાને લીધે કાંઇક પણ વિરૂદ્ધ પદાર્થો ખાવાની તેમને નિત્યની ટેવ હોવી જોઇએ.

---

## ઘી–GHEE.

**ઘી-તેના સામાન્ય ગુણ** આ પ્રમાણે છેઃ—રસાયન, મધુર, નેત્રને હિતકારી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, શીતવીર્યવાળું, બુદ્ધિ વધારનાર, જીવન આપનાર, શરીરને કોમળ કરનાર, બળ, કાંતિ તથા વીર્ય વધારનાર અને મળને ખસેડનાર છે. રસોઇમાં મીઠાશ આપે છે. વાયુ કરનારા પદાર્થોને ઘી સાથે ખાવાથી વાયુના ઉપદ્રવને અટકાવે છે. વ્રણ એટલે ગુમડાંને મટાડે છે, જખમીની અશક્તિને દૂર કરે છે, કંઠ તથા રાગને સુધારે છે, મેદ તથા કફનો વધારો કરે છે. અગ્નિથી દાઝેલાને વિશેષ અનુકૂળ છે, રતવા, અજીર્ણ, ઘેલછા, શૂળ, ગુલ્મ, દાહ, સોજા, ક્ષય તથા કાનના, માથાના અને લોહીબીગાડના દોષોને દૂર કરનાર છે. "સામજ્વર" એટલે આમવાળા નવા તાવમાં ઝેર રૂપ છે. બાળકને, વૃદ્ધને, વધી ગયેલા ક્ષય રોગમાં, કફના દરદમાં, આમવાળા રોગમાં, કોલેરામાં, મળબંધમાં, મદાત્યય એટલે અતિદારૂ પીવાથી થયેલા રોગમાં, તાવમાં અને મંદાગ્નિમાં એટલા રોગમાં ઘી નુકસાન કરે છે. ભોજનમાં, શ્રમ એટલે થાકમાં, ક્ષીણતામાં અને પાંડુરોગમાં તાજું ઘી ગુણ કરે છે. મૂર્છા, કોઢ, ઝેર, ઉન્માદ, વાઇ તથા તિમિર એટલે આંખે અંધારાં આવે છે તે રોગમાં એક વર્ષનું જુનું ઘી ફાયદો કરે છે. ગાય, ભેંસ વગેરેના દુધના ગુણમાં જેટલો તફાવત છે તેટલો તફાવત તેમના ઘીમાં પણ સમજી લેવો. સઘળા પ્રકારના મલમોમાં જુનું ઘી ગુણ કરે છે અને ઘણા વરસનું જુનું ઘી પોતે લગભગ મલમ જેટલો ગુણ આપે છે.

**માખણ**—ગાયનું માખણ હિતકારી છે, બળવર્દ્ધક છે, વર્ણ સુધારે છે, અગ્નિને પ્રદીપ્ત

કરે છે તથા દસ્તને રોકે છે. વાયુ, પિત્ત, લોહીબીગાડ, ક્ષય, હરસ, અડદીઓ વા તથા ઉધરસના રોગમાં ફાયદો કરે છે. બાળકને અમૃતરૂપ છે. **ભેંસનું માખણ**—વાયુ તથા કફ કરે છે. ભારે છે. દાહને, પિત્તને તથા શ્રમને મટાડે છે અને મેદ તથા વીર્યને વધારે છે. **વાશી માખણ**—વાશી માખણ ખારાશ, તીખાશ તથા ખટાશવાળું થઇ જવાથી ઉલટી, હરસ, કોઢ, કફ તથા મેદને ઉત્પન્ન કરે છે.

---

## દહીં.

**દહીં—ગુણ**—ગરમ, અગ્નિપ્રદીપક, ભારે, પાચન થયા પછી ખાટું, દસ્તને રોકે છે તથા પિત્ત, લોહીબીગાડ, સોજા, મેદ તથા કફને ઉત્પન્ન કરે છે. મૂત્રકૃચ્છ, સળેખમ, ટાઢીઓ તાવ, અતિસાર, અરૂચિ અને દુર્બળપણા ઉપર દહીં ઉપયોગી છે; પણ યુક્તિથી વાપરવું જોઇએ.

**દહીંના ભેદ**—મોળાશ અને ખટાશના પ્રમાણમાં દહીંની પાંચ જાત ઠરાવવામાં આવી છે. ૧ મંદ, ૨ સ્વાદુ, ૩ સ્વાદ્વમ્લ; ૪ અમ્લ અને ૫. અત્યમ્લ.

**૧. મંદ દહીં**—જે દહીં કાંઇક ધાટું પણ દુધની પેઠે ન સમજાય એવા સ્વાદવાળું હોય તે મંદ કહેવાય. મંદ દહીં ઝાડા પેશાબની પ્રવૃત્તિને, ત્રણે દોષને અને દાહને ઉત્પન્ન કરનાર છે.

**૨. સ્વાદુ દહીં**—જે દહીં સારી રીતે ધાટું થયું હોય, સ્પષ્ટ રીતે સમજાય એવા મધુર રસવાળું હોય અને સ્પષ્ટપણે ન લાગે એવા ખાટા રસવાળું હોય, તે દહીં સ્વાદુ કહેવાય છે. સ્વાદુ દહીં શરદી, મેદ તથા કફ ઉત્પન્ન કરે છે, પણ વાયુને હરે છે તથા રક્તને પણ ફાયદો કરે છે.

**૩. સ્વાદ્વમ્લ દહીં**—મધુરતાની સાથે ખાટું લાગે તે સ્વાદ્વમ્લ કહેવાય.

**૪. અમ્લ દહીં**—જે દહીંમાંથી મીઠાશ જતી રહે અને ખટાશવાળો સ્વાદ સ્પષ્ટપણે જણાય તે અમ્લ એટલે ખાટું કહેવાય. આ જાતનું દહીં અગ્નિને પ્રદીપ્ત કરે છે પણ પિત્ત, લોહીબીગાડ તથા કફ વધારે છે.

**૫. અત્યમ્લ દહીં**—જે દહીં ખાવાથી દાંત અંબાઇ જાય, રૂવાડાં ઉભાં થાય અને કંઠમાં બળતરા થાય તે અત્યમ્લ એટલે અતિ ખાટું સમજવું. આ દહીં અગ્નિને વધારે પણ લોહીબીગાડ, વાયુ તથા પિત્તને બહુ જ કોપાવે. આ બધા દહીંમાં સ્વાદુ અને સ્વાદ્વમ્લ દહીં વધારે સારૂં ગણાય છે.

**ઉપયોગ**—પકાવેલા દુધને મેળવીને કરેલું દહીં કાચા દુધના દહીં કરતા વધારે ગુણકારી છે. તે દહીં રૂચિ કરનાર, પિત્ત તથા વાયુને મટાડનાર અને ધાતુઓના બળને વધારનાર છે. મલાઇ કાઢી લીધા પછીનું દહીં દસ્તને રોકે છે, ટાઢું છે, વાયુને ઉત્પન્ન કરે છે, હલકું છે, મળને ઝાલી રાખે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે અને તેથી તેવું દહીં ગ્રહણી એટલે જુના ઝાડાના રોગમાં હિતકારક છે. કપડાંથી છણેલું દહીં બહુ બહુ સ્નિગ્ધ, વાયુને હણનાર, કફ ઉત્પન્ન કરનાર, ભારે, બળ આપનાર, પુષ્ટિકારક, રૂચિકારક અને મધુર હોવાથી તે પિત્તને બહુ

વધારતું નથી. સાકર સાથે મેળવીને ખાધેલું દહીં તરસ, પિત્ત, લોહીબીગાડ તથા દાહમાં સારૂં છે. ગોળ નાંખીને ખાધેલું દહીં વાયુને મટાડે છે, પુષ્ટિ કરે છે તથા ભારે છે. રાત્રે દહીં ખાવાને વૈદ્યકશાસ્ત્ર ના પાડે છે અને ખાવું હોય તો મીઠું, પાણી, ઘી, સાકર, મધ, મગની દાળ, આંબળાં વગેરેમાંથી કોઈ પણ પદાર્થનો પ્રકૃતિ અનુસાર યોગ કરીને ખાવું. રક્તપિત્ત તથા કફ સંબંધી કાંઈ પણ વિકાર શરીરમાં હોય તો એ વસ્તુઓ નાખીને પણ ખાવું સારૂં નથી. ઋતુ પ્રમાણે દહીં ખાવાનો વિચાર કરીએ તો હેમંત, શિશિર અને વર્ષા એ ત્રણ ઋતુમાં દહીં ખાવું સારૂં છે, પણ શરદ, ગ્રીષ્મ અને વસંત ઋતુમાં ઘણું કરીને સૌને પ્રતિકૂળ છે. ઉપર લખ્યા નિયમો વિના સ્વેચ્છા પ્રમાણે ગમે તેવું બહુ દહીં ખાનારાઓને તાવ, લોહિબીગાડ, પિત્ત, રતવા, કોઢ, પાંડુ, ભ્રમ અને ભયંકર કમળો, સોજા વગેરે દરદો ઉત્પન્ન થાય છે. વળી ક્ષયરોગ, પીનસ અને સળેખમના રોગીએ પણ દહીં ખાવું સારૂં નથી.

દહીંનો યોગ—લવણ એટલે ખાર, ઘી, સાકર, મધ, આંબળાં એમાંની કોઇ પણ એકાદ વસ્તુ મેળવીને દહીં ખાવું. ઉનું દહીં ઝેર સમાન છે. ઘીની સાથે ખાધેલું દહીં વાયુને હરે છે, આંબળાં સાથે ખાધેલું દહીં કફ કરે છે, મધ સાથે દહીં ખાવાથી પાચન થાય છે તથા દોષ થોડો કરે છે. સાકર સાથે ખાધેલું દહીં, દાહ, લોહી, પીત્ત તથા તૃષાને મટાડે છે, ગોળ સાથે ખાધેલું દહીં શરીરમાં બળ આપે છે, વાયુને દૂર કરે છે, તૃપ્તિ કરે છે. લવણ એટલે મીઠું અને પાણી મેળવીને દહીં ખાવામાં આવે તો ઘણું કરીને બાધ કરતું નથી. તો પણ જે રોગોમાં તેનો નિષેધ કરેલો છે તે રોગોમાં તો મીઠું કે પાણી નાખીને ખાવા છતાં પણ વિકાર કરે છે.

## છાશ.

**છાશ—તેના પ્રકાર તથા ગુણ:**—દહીંમાંથી છાશ બને છે પણ પાણી વિના અથવા વધારે ઓછું પાણી નાખવા પ્રમાણે છાશના ગુણમાં ફેર પડે છે. પાણી નાખ્યા વગર તેમજ દહીંની તર કાઢી લીધા વગર વલોવેલું દહીં **ઘોળ** એટલે ઘોળવું કહેવાય છે; તર કાઢી લીધા પછી પાણી વગર વલોવેલું દહીં **મથીત** કહેવાય છે; ચોથા ભાગનું પાણી નાખીને વલોવેલું દહીં **તક્ર** કહેવાય છે; અરધું દહીં અને અરધું પાણી નાખીને વલોવેલું દહીં **ઉદશ્વિત** કહેવાય છે અને વલોવીને જેમાંથી માંખણ કાઢી લીધું હોય તથા પાણી વધારે નાખવામાં આવેલું હોય તે **છછીકા** કહેવાય છે. આપણે જેને છાશ કહીએ છીએ તે આ **છછીકા** સમજવી અને છછીકા શબ્દ ઉપરથી જ અપભ્રષ્ટ થઇને છાશ થયેલી છે. **ઘોળ** સાકર નાખીને ખાવામાં આવે તો કેરીના રસ જેવો ગુણ કરે છે. **મથીત** વાયુને, પિત્તને તથા કફને હણનાર અને પ્રિયકર લાગે છે, **તક્ર** દસ્તને રોકે છે. પાકમાં મધુર હોવાથી પિત્ત કરતું નથી અને તુરૂં ઉષ્ણવીર્ય તથા રૂક્ષ હોવાથી કફને તોડે છે. વૈદ્યકશાસ્ત્ર એવું કહે છે કે, **તક્ર** ( દહીંમાં ચોથા ભાગનું પાણી નાખી કરેલી છાશ ) નુ સેવન કરનાર માણસ કદિ પણ વ્યથા પામતો નથી અને તક્રથી બળી ગયેલાં દરદો પાછાં કદિ પણ ઉત્પન્ન થતાં નથી. જેમ અમૃત સ્વર્ગના દેવોને સુખ આપે છે તેમ **તક્ર** પૃથ્વીનાં મનુષ્યોને અમૃત સમાન છે. તક્રમાં આટલો ઉત્તમ ગુણ કહેલો છે, પણ તે

ગુણનો મુખ્ય આધાર જે જાતના દહીંમાંથી તક્ર કરવામાં આવે તેનાં ઉપર છે. જો દહીં ખરાબ હોય તો તે દહીંમાંથી કરેલ તક્ર પણ ખરાબ ગુણ ધરાવે છે, એમ સમજવું. ઉદ્‌શ્વત્ જાતની છાશ કફ કરે છે, બળ વધારે છે અને આમને મટાડે છે, છચ્છિકા એટલે માંખણ કાઢી લીધેલી અને ઘણા પાણીવાળી છાશ ટાઢી, હલકી, પિત્તને, શ્રમને તથા તૃષાને મટાડનારી, વાયુને મટાડનારી પણ કફ કરવાવાળી છે. મીઠું નાખીને ઉપયોગમાં લીધેલ છાશ અગ્નિને પ્રદીપ્ત કરે છે અને કફને ઓછો કરે છે.

**છાશ પીવાનો વિધિ**—વાત પ્રકૃતિવાળાએ અથવા વાયુના રોગમાં ખાટી છાશમાં સીંધાલુણ નાખીને છાશ પીવી સારી છે. પિત્ત પ્રકૃતિવાળાએ અથવા પિત્તના વિકારમાં મધુર છાશ સાકર નાખીને પીવી સારી છે અને કફ પ્રકૃતિવાળાએ અથવા કફના ઉપદ્રવમાં છાશમાં સંચળ તથા સુંઠ, મરી અને પીપરનું ચૂર્ણ મેળવીને પીવી સારી છે. શિયાળામાં, અગ્નિમાંદ્યમાં, કફથી થયેલાં દરદોમાં, મળમૂત્રનો અટકાવ રહેતો હોય એવા દરદોમાં, જઠરાગ્નિ બગડ્યો હોય તેમાં, ગુલ્મરોગમાં અને હરસના રોગમાં છાશ હિતકારક છે. માત્ર છાશના પ્રયોગથી સંગ્રહણી તથા હરસ જેવા ભયંકર વ્યાધિ સારા થઇ જાય છે.

**છાશ પિવાનો નિષેધ**—કાંઇ વાગવાથી જખમી થયો હોય, સોજો ચડ્યો હોય, શરીર સુકાઇને દુર્બળ થયું હોય, ગરમીની કે શરદ ઋતુ હોય, મૂર્છા, ભ્રમ કે તરસનો રોગ થયો હોય તથા રક્તપિત્તનો રોગ થયો હોય, તેમાં છાશ પીવી સારી નથી, કેમકે તેથી ઘણા બીજા રોગ થવાનો સંભવ છે.

---

## ફળવર્ગ—FRUITS.

આપણા દેશમાં વપરાતાં ફળોમાં કેરી, જાંબુ, બોર, દાડમ, કેળાં, આંબળાં, નારંગી, દ્રાક્ષ, મીઠાંલીંબુ, ખજુર, ફાલસાં, આંમલી, જામફળ, કરમદાં, રાણ, સક્કરજંદ, વગેરે મુખ્ય છે અને બદામ વગેરે સુકો મેવો ગણાય છે.

**કેરી**—સામાન્ય રીતે કેરીનું ફળ હિતકારક છે; કાચી કેરી ઉષ્ણ, ખાટી, રૂચિકર, ગ્રાહી તથા રૂક્ષ છે; પિત્ત, વાયુ; કફ; તથા રક્તદોષને ઉત્પન્ન કરવાવાળી છે; પણ કંઠરોગ, વાતમેહ, યોનિદોષ, વ્રણ, અતિસાર, તેમજ પ્રમેહમાં સારી છે. પાકી કેરી વીર્યવર્ધક, કાંતિકારક, તૃપ્તિકારક, માંસવર્ધક અને બળવર્ધક છે. કાંઇક કફકારક હોવાથી તેના રસમાં જરા સુંઠ નાખી ખાવામાં આવે છે.

**જાંબુ**—મળને કબજ કરનાર, મધુર, કફનો નાશ કરનાર, રૂચિ ઉપજાવનાર તથા વાયુનો નાશ કરનાર છે; પરમાને મટાડનાર છે.

**બોર**—ખાટું હોય કે મીઠું હોય તથાપિ તે કફ કરનાર છે; ઉધરસ અને તાવને પેદા કરનાર છે. છુટથી ખાવા લાયક વસ્તુ નથી.

**દાડમ**—દાડમ સર્વોત્તમ ફળ છે. તે ત્રણે દોષમાં હિતકારક છે. અતિસારના રોગને મટાડે છે.

**કેળાં**—કેળાં ભારે, શિતળ, રૂચિકારક અને પિત્તનાશક છે. બળદાયક, વૃષ્ય છે, શુક્રલ છે, તૃપ્તિકારક છે, માંસવર્દ્ધક છે. પણ કફ કર્ત્તા છે અને દુર્જર એટલે પચવામાં ભારે છે. તૃષા, ગ્લાની, પિત્ત, રક્તવિકાર, પરમો, ક્ષુધા અને નેત્રરોગનો નાશ કરે છે. ભસ્મક રોગમાં કેળાં સારાં છે.

**આંબળાં**—સ્વાદે તુરાં તથા ખાટાં છે. ગુણે રસાયન, પિત્તશામક, ત્રિદોષહર, સારક, બળબુદ્ધિદાયક, વીર્ય સુધારક, પૌષ્ટિક, સ્મૃતિપ્રદ અને ટુંકામાં સર્વોત્તમ ગુણ ધરાવનાર ફળ છે. લીલાં, પાકાં આંબળાંમાં આટલા ગુણ છે, એવું લોકો સમજતા નહિ હોવાથી બજારમાં તેનો ખપ થોડો છે અને માત્ર થોડા જ લોકો તેનો મુરબ્બાના રૂપમાં ઉપયોગ કરે છે. આંબળાં ખાટાં અને તુરાં છતાં તે કદિ ઝાડપરથી ઉતારી એમનાં એમ ખાવામાં આવે તો તેની ખટાશ નુકસાન કરતી નથી. બની શકે તો દરેક ઘરમાં લીલાં આંબળાંનો મુરબ્બો-પાક કરાવી રાખવો અને વખતો વખત તેનો ઉપયોગ કરવો, એ સર્વ રીતે લાભકારક છે.

**નારંગી**—મધુર, રૂચિકર, શીતળ, પૌષ્ટિક, વૃષ્ય, જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, હૃદયને હિતકારક, ત્રિદોષહારક, શૂળ તથા કૃમિહારક, તેમજ મંદાગ્નિ, ખાંસી, વાયુ, પિત્ત, કફ, ક્ષય, શોષ, અરૂચિ, ઓકારી વગેરે વ્યાધિમાં પથ્ય છે. નારંગીની સ્વાદ પ્રમાણે મુખ્ય બે જાત છે. ખાટી તથા મીઠી, તેમાંથી ખાટી નારંગીનો ત્યાગ કરવો.

**દ્રાક્ષ**—લીલી દ્રાક્ષ ખાટી તેમજ મીઠી તથા કાળી તેમજ ધોળી મુંબઇની ક્રાફર્ડ માર-કીટમાં જથાબંધ મળી શકે છે. તેમજ બીજાં મોટાં શહેરોમાં પણ છુટી તથા તેના ડબા બંધાઇ વેચાય છે. ખાટી દ્રાક્ષનો ત્યાગ કરવો. લીલી દ્રાક્ષ જરા કફકારક હોવાથી થોડા સીંધાલુણની સાથે ખાવાથી કફ થવાનો ભય દુર થાય છે. દ્રાક્ષ એક ઉત્તમ પ્રકારનો મેવો છે. સુકી કાળી દ્રાક્ષ બહુધા સર્વ પ્રકૃતિ અને સર્વ રોગમાં હિતકારક હોવાથી દરદીને ખાવાની છુટ અપાય છે. તે મધુર છે, તૃપ્તિ કરનાર છે, ચક્ષુને હિતકારક છે, ઠંડી છે, ભ્રમનાશક છે, સારક એટલે દસ્ત સાફ લાવનાર છે, તેમજ પેશાબને પણ છુટથી લાવે છે અને પૌષ્ટિક છે. લોહીવિકાર, દાહ, શોષ, મુર્છા, તાવ, શ્વાસ, ખાંસી, દારૂથી થતા રોગો, ઉલટી, સોજો, વાતરક્ત વગેરે વ્યાધિને હરનાર છે.

**લીંબુ**—મીઠા લીંબુની ફળમાં ગણત્રી કરવામાં આવે છે. ખાટાં લીંબુ ફળ તરીકે એમનાં એમ ખાવાનો પ્રચાર નથી તેમ એવી રીતે ખાવાથી ફાયદો પણ નથી. ખાટાં લીંબુ બહુધા શરબત, અથાણાં, ચટણી, મશાલા બનાવવાના કામમાં લેવાં અથવા દાળ-શાકમાં તેનો રસ નીચોવીને ખાવાથી પણ ફાયદો છે, પરંતુ તે ચુસીને ખાવાના કામનાં નથી. મીઠાં લીંબુ સ્વાદિષ્ટ, મધુર, તૃપ્તિકારક, અતિરૂચિકારક, હલકાં, કફ, વાયુ, ઉલટી, ઉધરસ, કંઠરોગ, ક્ષય, પિત્ત, શૂળ, ત્રિદોષ, મળસ્તંભન, કોલેરા, આમવાત, ગુલ્મ, અને કૃમિ એટલે પેટના જંતુનો નાશ કરવાવાળાં છે. જેનું પેટ જકડાઇ ગયું હોય અને ઝાડો બંધ થઇ બદ્ધગુદોદરનો વ્યાધિ થયો હોય તેવા રોગીને લીંબુ હિતકારક છે. ખાવાપીવાની અરૂચિ થઇ હોય, પેટમાં વાયુ તથા શૂળનો ઉપદ્રવ થયો હોય, કોઇ પ્રકારનું શરીરનું ઝેર ચડ્યું હોય તથા જેને મૂર્છાનો રોગ થયો હોય તે સર્વ રોગમાં લીંબુ હિતકારક છે. લીંબુની

ખટાશથી ઘણા લોકો ડરી જઇને તેનો ઉપયોગ કરતા નથી. પરંતુ તે સમજણ બરાબર નથી, તાવ જેવા રોગમાં પણ લીંબુ યુક્તિથી વાપરવાથી નુકસાન કરવાને બદલે ફાયદો કરે છે. ખાટાં લીંબુના રસનું શરબત પિત્તશામક છે તથા ઉલટી, અરૂચિ વગેરે મટાડે છે.

**સકરટેટી**—ચીભડાંના જુદા જુદા પ્રકારમાં જે ચીભડાં નદીઓની રેતીમાં ગોટીઓના આકારમાં પાકે છે તથા સ્વાદમાં વધારે મધુર હોય છે, તેને ગુજરાતમાં સકરટેટી કહે છે. જમીનપર પાકે છે તે ચીભડાં કહેવાય છે અને ખેતરોમાં તેનાં નાનાં ફળો થાય છે, તે કોઠીંબડાંનામથી પણ કેટલેક ઠેકાણે ઓળખાય છે. આ કોઠીંબડાં ચીરીને-સુકવીને તેની સુકવણી કરી રાખવામાં આવે છે ને તે શાક તથા દાળમાં નાખવાથી ઘણો સારો સ્વાદ આપે છે. આવી રીતે આ જાત સ્વાદમાં તો સારી છે અને લોકો પુષ્કળ ખાય છે, તથાપિ ગુણમાં તે સર્વ ફળોમાં ઉતરતા દરજ્જાનાં ફળ છે, કેમકે તે ત્રણે દોષને ઉપજાવે છે. ચીભડાંનાં કાચાં ફળ વાયુ તથા કફને કરવાવાળાં છે અને પાકાં ફળ વળી વિશેષ વાયુ તથા કફ કર્તા છે. તડબુચને પણ આ વર્ગમાં અને ગુણમાં મૂકી શકાય.

**ફાલસાં**—તેમજ પીલું અને કરમદાનાં ફળ પિત્ત તથા આમવાયુનો નાશ કરવાવાળાં છે તથા સર્વ પ્રકારના પરમાના રોગવાળાને હિતકારક છે.

**સીતાફળ**—મધુર, શીતળ અને પૌષ્ટિક છે પણ કફ તથા વાયુને કરવાવાળાં છે.

**જામફળ**—સ્વાદિષ્ટ, શીતળ, વૃષ્ય, રૂચિકર, વીર્યવર્ધક અને ત્રિદોષહર છે, પણ તીક્ષ્ણ છે, ભારે છે, કફકારક છે અને વાતલ એટલે વાયુ કર્ત્તા છે. ઉન્માદના રોગીને હિતકારક છે.

**સફરજંદ**—મધુર, રૂચિકર, હૃદયને હિતકર, શીતળ, ગ્રાહી અને પિત્તહર છે. સફરજંદ અતિસારના રોગમાં પથ્ય છે અને તેનો મુરબ્બો કરીને પણ વપરાય છે.

**આલુ**—હૃદયને હિતકારક, ઠંડાં, ભારે, ઉષ્ણ, જડ, ગ્રાહી તથા ધાતુવર્ધક છે અને પ્રમેહ, હરસ, જ્વર તથા વાયુનો નાશ કરવાવાળાં છે.

**અંજીર**—ઠંડાં અને ભારે છે, કાસશ્વાસ, રક્તદોષ, દાહ, વાયુ તથા પિત્તનો નાશ કરે છે.

**આંબલી**—આંબલીનાં કાચાં ફળ સદૈવ ત્યાગ કરવા યોગ્ય છે, કેમકે તે રક્તપિત્ત અને આમ રોગને પેદા કરે છે તથા જઠરમાં દાહ ઉત્પન્ન કરે છે. અતિ ઠંડી હોવાથી તે સાંધાઓને ઝાલે છે અને નસોને ઢીલી કરે છે. વાસ્તે આંબલીનું નિત્ય સેવન નુકસાન કરનારૂં છે, તથાપિ ગરમ દેશોમાં અથવા ગરમીની ઋતુમાં તેની દાળમાં, શાકમાં અને મશાલામાં યુક્તિથી યોજના કરવામાં આવે તો તે હાનિ નહિ કરતાં ભોજનમાં અતિ રૂચિ આપનાર થઇ પડે છે. ગુજરાતમાં આંબલી ખાવાનો બહુ પ્રચાર છે. દાળ, શાક અને કઢીમાં જથાબંધ તેનો ઉપયોગ થાય છે અને તેનો વપરાશ સાધારણ થઇ જવાથી સાજા અને માંદા સર્વ લોકો કાંઇ પણ ભય રાખ્યા વિના આંબલી ખાય છે, પણ તેનું પરિણામ સારૂં નથી. વાસ્તે ઋતુ, પ્રકૃતિ, વ્યાધિ અને યોજનાનો વિચાર કરીને ઉપયોગ થાય તો વધારે સારૂં. નવી આંબલી કરતાં એક બે વરસની જુની આંબલી વધારે પસંદ કરવા લાયક છે, માટે તેને મીઠું ચડાવી સાચવી રાખવામાં આવે છે.

**નાળિએર**—અતિ મધુર, સ્નિગ્ધ, હૃદયને હિતકારક, પૌષ્ટિક, બસ્તિશોધક, રક્તપિત્તહર અને વીર્યવર્ધક છે.

**ખજુર**—પૌષ્ટિક, સ્વાદિષ્ટ, મધુર, ઠંડો, ગ્રાહી, લોહી સાફ કરનાર, હૃદયને હિતકારક, ત્રિદોષહર, શ્વાસ, શ્રમ, ક્ષય, વિષ, તૃષા, શોષ અને અમ્લપિત્ત જેવા ભયંકર રોગમાં તે પથ્ય અને હિતકારક છે. તેમાં એકાદ અવગુણ છે. તે એ કે તે પચવામાં ભારે છે અને કૃમિ કરવા વાળો છે, વાસ્તે નાનાં બાળેકોને ખજુર ખાવા આપવો નહિ. ખજુર ઘીમાં તળીને ખાવાથી એ બન્ને દોષ કાંઇક દરજ્જે દુર થાય છે. વળી ઉનાળામાં ખજુરનું પાણી કરી તેમાં જરા આંબલીના પાણીની ખટાશ ઉમેરી શરબતની પેડે પીવામાં આવે તો ફાયદો થાય છે. ખજુર છાશમાં મેળવી શરબત કરીને પીવાથી કે રેડીયું કરીને ખાવાથી ખાટી ઉલટીનો ભયંકર અને હઠીલો રોગ મટે છે. અમે અનુભવ કરી જોયો છે.

**બદામ**—ચારોળી, પસ્તાં વગેરેની સુકા મેવામાં ગણના થાય છે. એ ત્રણે વસ્તુ હિતકારક છે અને તેથી સર્વ પ્રકારના પાક તથા લાડુ વગેરેમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. બદામ મગજપર ખાસ કરીને અસર કરે છે, પણ બદામ ખાવામાં બહુ સંભાળ રાખવાની છે. તે એ કે કડવી બદામ ઝેરનું કામ કરે છે. જો ત્રણ કે ચાર કડવી બદામ બાળકના ખાધામાં આવે તો સંપૂર્ણ ઝેરની અસર થઇ પ્રાણ સુદ્ધાંની હાનિ કરે છે. વાસ્તે બદામનો ચાખી ચાખીને ઉપયોગ કરવાની જરૂર છે. બદામ પચવામાં ભારે છે અને પચે તો ક્ષયમાં ગુણકારી છે.

---

## ખાનપાનના બીજા પદાર્થો.

### ગોળ.

**ગોળ**—શેરડીના રસમાંથી બનતા પદાર્થોમાં ગોળ, ખાંડ તથા સાકર મુખ્ય છે. નવા અને જુના ગોળના ગુણ જુદા જુદા હોય છે. નવો ગોળ ગરમ તથા ભારે છે અને લોહીવિકાર અને પિત્તવિકાર જેવી હાનિ કરે છે. જુનો ગોળ પથ્ય અને હિતકારક છે; અગ્નિપ્રદીપક છે અને રસાયનરૂપ છે. ફિકાસ, પાંડુ, પિત્ત, ત્રિદોષ અને પરમાને મટાડે છે. શેલડીના રસમાંથી તૈયાર થયા પછી એક વરસે ગોળ જુનો થયો ગણાય છે. ત્રણ વરસનો જુનો ગોળ સૌથી સારો ગણાય છે. ઔષધમાં પણ જુનો ગોળ દવા તરીકે ઉપયોગમાં આવી શકે છે અને મધની ગેરહાજરીમાં જુનો ગોળ કામ આવે છે. ત્રણ વર્ષ પછી ગોળના ગુણમાં વિકાર થાય છે. ત્રણ વરસનો જુનો ગોળ આદુની સાથે ખાવાથી કફનો નાશ થાય છે, હરડેની સાથે ખાવાથી પિત્તનો નાશ થાય છે અને સુંઠની સાથે ખાવાથી વાયુનો નાશ થાય છે. ગુલ્મ, હરસ, અરૂચિ, ક્ષય, ખાંસી, છાતીનો જખમ, ક્ષીણતા, પાંડુ, એ વગેરે રોગોમાં જુનો ગોળ યોગ્ય ઔષધ સાથે ખાવામાં આવે તો ફાયદો કરે છે, નવો ગોળ કફ, શ્વાસ, ઉધરસ, કૃમિ તથા દાહને વધારે છે. પિત્ત પ્રકૃતિવાળા માણસોએ નવો ગોળ કદિ પણ ખાવો નહિ જોઇએ. ચુરમું, લાપશી, શિરો વગેરેમાં વિશેષ કરીને ગોળનો ઉપયોગ થાય છે અને ઘણા મહેનતુ લોકો રોટલા રોટલીમાં નિત્ય ગોળ ખાય છે, પણ જો ગોળ સારો અને જુનો ન હોય તો જરૂર તન્દુરસ્તી બગાડે છે. ગોળની સાથે અગર ગોળનાં ચુરમાંની કે લાપસીની સાથે સારી રીતે ઘી ખાવાથી ગોળ ગરમ પડતો નથી. જેઓ શરીરે દુર્બળ હોય, જેમને કાંઇ જખમ થયો હોય, જેમકે હરસ શ્વાસ તથા મૂર્છાનો રોગ થયો હોય, જેઓને ચાલવાનો થાક લાગ્યો હોય, જેમકે બહુ મહે-

નતનું કામ કરેલું હોય, જેમને પડી જવાથી પછાત વાગી હોય, જેમને મીણો, કેફ, કે ઝેર ચડેલ હોય, જેમને મૂત્રકૃચ્છ કે પથરીનો રોગ થયો હોય, જેઓ જીર્ણજ્વરથી ક્ષીણ થયા હોય, જેમને વિષમજ્વર લાગુ પડેલો હોય અને જેમને રક્તપિત્ત, તૃષા, દાહ, ક્ષય અને લોહી બીગડવાનો રોગ થયો હોય, તે સર્વેને જો શુદ્ધ જુના ગોળનું યુક્તિથી સેવન કરાવ્યું હોય તો ફાયદો કરે છે.

## ખાંડ તથા સાકર.

**ખાંડ**—પિત્તને મટાડનારી, ઠંડી, બળ આપનારી, નેત્રને ફાયદો કરનારી અને વીર્યને ઉત્પન્ન કરનારી છે. ખાંડ કફ કરે છે અને તેથી કફના વ્યાધિમાં, રસવિકારથી થએલા સોજામાં, જ્વરમાં અને એવા કેટલાક વ્યાધિમાં ખાંડ નુકસાન કરે છે.

**સાકર**—મધુર, ઠંડી, બળવર્ધક, વીર્યવર્ધક અને મળશુદ્ધિકારક છે પણ કફ કરે છે, ક્ષય, ખાલી ઉધરસ તથા તરસને દબાવે છે, ભ્રાંતિ, દાહ, શ્રમ, હરસ, ઝેરનો વિકાર, મોહ, મૂર્છા, મદ, શ્વાસ, ઉલટી, અતિસાર, લોહીવિકાર તથા પિત્તના વિકારો, એ દરદોમાં સાકર પથ્ય એટલે ગુણકારી છે. ગોળમાં ક્ષાર વગેરે પદાર્થોનો ભેગ થાય છે અને મેલનો ભાગ વિશેષ હોય છે. ખાંડમાં પણ મેલ હોય છે અને સાકર એ બન્ને કરતાં વધારે શુદ્ધ થયેલી હોય છે. તેમજ તેની સારી બનાવટને લીધે નિત્ય સેવન માટે તથા મિષ્ટાન્નમાં નાખવા માટે આ ત્રણ પદાર્થોમાં સાકર ઉત્તમ છે. ખાંડ મધ્ય છે અને ગોળ કનિષ્ટ છે.

ખાંડ વગેરે મિષ્ઠ પદાર્થો હદ ઉપરાંત ખાવાથી શરીરને ઘણી હાનિ થાય છે. લોકોમાં ખાનપાન સંબંધી ઘણું જ અજ્ઞાન છે અને સ્વાદમાં સુધારો (?) થતો જાય છે તેથી ખાંડનો વપરાશ ઘણો વધી ગયો છે. ગુજરાતમાં લાકડશી લાડુની જમણવારો થાય છે અને તેમાં એકલી ખાંડજ વપરાય છે. ઘીનું તો નામ માત્ર હોય છે. વધતી જતી ગરીબાઇને લીધે અને જમણવારો કરવાની રૂઢીના હાનિકારક બંધનને લીધે ખોરાકમાં ખાંડ બહુજ વપરાય છે તે તન્દુરસ્તીને નુકસાન કરનાર છે.

## તેલ.

**તેલ**—તેલની ઘણી જાત છે, પણ અત્રે જે તેલ આપણે ખોરાકમાં વાપરીએ છીએ તે વિષેજ લખવામાં આવે છે. આપણા લોકો ખોરાકમાં મુખ્યત્વે કરીને બે જાતનાં તેલ વાપરે છે. તલનું તેલ તથા સરસવનું તેલ. ખરૂં જોતાં તેલ ખાવાના પદાર્થ તરીકે વાપરવા કરતાં બાળવાના તથા શરીર ઉપર લગાડવાના પદાર્થ તરીકે વાપરવામાં વધારે ઉપયોગી થઇ પડે છે. ઉંચા ખાનપાનપર રહેવાવાળા લોકો તેલનો ખોરાકમાં ઉપયોગ કરતા નથી અને ઘી જેવા ઉત્તમ પદાર્થને મૂકીને તેલનો ઉપયોગ કરવો એ સલાહકારક પણ નથી. પણ તેલ વધારે સોંઘુ અને શાક વગેરેમાં સ્વાદ ઉત્પન્ન કરવાવાળી વસ્તુ હોવાથી આપણા લોકોમાં તો ગરીબ અને તવંગર સર્વે કુટુંબોમાં તેનો ખોરાકમાં ઘણી છુટથી ઉપયોગ થાય છે. એટલા માટે તેલના ખાસ ગુણદોષ જાણવાની જરૂર છે.

**ગુણ**—શરીરે ચોળવાથી શરીરને દૃઢ કરે છે, બળ આપે છે, ચામડીનો વર્ણ સારો કરે છે. વાયુને મટાડે છે, પુષ્ટિ આપે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે, શરીરમાં તરત પ્રવેશ કરે છે, કૃમિને મારે છે, કાનનું શૂળ, યોનિશૂળ તથા માથાનું શૂળ મટાડે છે, શરીરને હલકું કરે છે, શરીરના ભાંગેલા, તુટેલા, ખડેલા, કચરાયેલા, મરડાયેલા, ઘવાએલા, પછાડેલા અને બળેલા ભાગોને ત-

લનું તેલ સારા કરે છે. પીચકારીમાં, પીવામાં, શાક, તરકારીને વઘાર દેવામાં, તળવામાં આટાને મોણ દેવામાં, નાક તથા કાનમાં ટીપાં નાંખવામાં અને શરીરે ચોળવામાં પણ તલનું તેલ બહુ ઉત્તમ છે. **અવગુણ**—સાંધાઓને શિથિલ કરી ધાતુઓના જોરને નરમ પાડે છે, રક્તપિત્ત નામના રોગને ઉત્પન્ન કરે છે; શરીરે ચોળવાથી વાળ, ચામડી તથા આંખને ફાયદો આપે છે પણ ખાવાથી એ ત્રણને નુકસાન પહોંચાડે છે.

## મીઠું–લવણ.

**મીઠું–લવણ**—ખાણમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓમાં ફક્ત ક્ષારનો ખોરાક તરીકે ઉપયોગ થાય છે. આપણા દેશમાં જે મીઠું વપરાય છે તે દરિયાના ખારા પાણીમાંથી બનાવવામાં આવે છે. સિંધાલુણ એક જાતનું લવણ છે. લવણની જાતોમાં સિંધાલુણ સર્વથી ઉત્તમ છે અને દેશી વૈદ્યો માંદા માણસોનો પરેજીમાં મીઠાને બદલે સિંધાલુણ વાપરવાની ભલામણ કરે છે. ઘણાએક કુટુંબોમાં તો મીઠાને બદલે સદા સિંધાલુણ વાપરવામાં આવે છે અને શક્તિ હોય તેમાં સૌએ સિંધાલુણનો જ ઉપયોગ કરવો. આપણા દેશમાં દરિયા કિનારે બનતું મીઠું ચોખ્ખું હોતું નથી. "લીવરપુર–સોલ્ટ" જે ઇંગ્લાંડથી આવે છે તે મીઠું આપણા મીઠા કરતાં ઘણું વધારે ચોખ્ખું અને સારૂં છે.

ખોરાકની વસ્તુઓમાં મીઠું એ ઘણો જ અગત્યનો પદાર્થ છે અને એવું સિદ્ધ થયું છે કે, મીઠા વિના માણસોની જીંદગી લાંબો વખત ટકી શકતી નથી. દુધ વગેરે કેટલાક પદાર્થો ઉપર વરસોનાં વરસો સુધી માણસો જીંદગી ટકાવી શકે છે, તેનું કારણ એટલુંજ છે કે, દુધમાં ક્ષારનો ભાગ લગભગ જોઇએ એટલો આવેલો છે. મીઠું ખાનપાનની વસ્તુઓમાં સ્વાદ અને રૂચિ ઉત્પન્ન કરે છે અને હાડકાંને મજબુતી આપનાર મીઠું જ છે.

મીઠું ખોરાકના પદાર્થ તરીકે ઉપયોગી અને જરૂરનું હોવા છતાં તેમાં જે કેટલાક અવગુણો છે તે ભૂલી જવા જોઇએ નહિ. મીઠાનો અથવા ક્ષારનો સ્વભાવ સોડવવાનો અથવા ગાળવાનો છે, તેથી જો તે જોઇએ તેથી વિશેષ પ્રમાણમાં લેવામાં આવે છે તો શરીરના ધાતુઓને ગાળીને બગાડી દે છે. આપણામાં ઘણાખરા લોકોના ખોરાકમાં મીઠાનું પ્રમાણ ઘણું વધી જાય છે, કેમકે ઘઉં, બાજરી, ઘી, દુધ વગેરે ખોરાકમાં તો મીઠાના અંશો કુદરતી રીતેજ થોડા થોડા હોય છે અને દાળ–શાક વગેરેમાં મીઠું વાપરવાથી વિશેષ જોઇતા મીઠાની ખોટ પુરી પડી શકે છે. પણ આપણા લોકોના નિત્યના ખોરાકમાં મીઠાવાળા પદાર્થો સંખ્યામાં અને જથામાં ઘણા વિશેષ વપરાય છે. આપણા લોકો દાળ તથા શાક વિશેષ ખાય છે, તે ઉપરાંત ચટણી, રાયતાં, પાપડ, અથાણાં, એ સર્વમાં મુખ્ય મીઠુંજ હોય છે અને તેથી થોડે થોડે મીઠાનું પ્રમાણ જોઇએ તે કરતાં વધી જતું હોય, એવી ધાસ્તી રાખવામાં આવે છે.

મીઠું અથવા ક્ષાર ધાતુને ગાળે છે અને બગાડે છે, તેની ખાત્રી ઓછો વધતો ઉપયોગ કરવામાં થઇ શકે છે. બરોલ વગેરે ગાંઠો મટાડવા માટે કેટલાક અવિચારી વૈદ્યો દરદીને પુષ્કળ ખાર ખવરાવે છે પણ તેનું પરિણામ ઘણું જ નઠારૂં આવે છે. ખાનારાઓને તે વાતની ખાત્રી થયેલી છે અને પુરૂષત્વ નાશ પામ્યાની જે ફરીયાદો આવે છે તેનાં કારણોમાં આવા ક્ષારના કારણવાળા કેસો પણ ઘણા જોવામાં આવેલા છે. લોકોમાં વીર્ય સંબંધી બહુ ફરિયાદો વધી પડવાનાં કારણોમાં મીઠાનો હદ ઉપરાંત ઉપયોગ એ પણ એક કારણ છે. માટે જે કુટુંબોમાં મીઠાનો વિશેષ ઉપયોગ થતો હોય તેમણે આ વાત લક્ષમાં રાખી તેનો અ-

ભ્યાસ ઓછા પ્રમાણમાં રાખવો. અનાજ વગેરે ખાવાના તમામ પદાર્થોમાં થોડો થોડો ક્ષારનો ભાગ તો કુદરતે રાખેલો જ છે અને તેથી તે ઉપરાંત મીઠું બહુ ખાવાની જરૂર નથી.

## મશાલા.

મશાલામાં વપરાતી વસ્તુઓ સાજા સારા માણસના નિત્યના વપરાશ વાસ્તે નિર્માણ થયેલી નથી, કેમકે તેમાંની ઘણીખરી વસ્તુઓ ઉત્તેજક એટલે ઇંદ્રિયોને ઉશ્કેરી, બહેકાવી દેનારી છે. શરીરની અસ્વસ્થ સ્થિતિમાં ઔષધ તરીકે પણ યુક્તિથી યોજવામાં આવે તો જ તે વસ્તુઓ ફાયદો આપનારી થાય છે. વળી સદા ખોરાકમાં ગરમ મશાલાની જે યોજના થાય છે, તે પણ કેવળ વિપરીત છે. પોતાના શરીરની અથવા જઠરની સ્વભાવિક ગરમી અને શક્તિ કરતાં વિશેષ ગરમી લાવીને વિશેષ ખોરાક ખાવાનો કૃત્રિમ ક્રમ હિતકારક થાય, એ વાત પણ માની શકાતી નથી. જે ખોરાક અથવા ઉપચારમાં પરિણામ સુધરે તે જ ખોરાક અને ઉપચાર હિતકારક છે, એ વાત જેમ લોકોએ તેમ વૈદ્યોએ લક્ષમાંથી વિસારવા જેવી નથી. વાસ્તે ગરમ મશાલા, મરચાં અને ચમકાવનાર ચટણીઓ સૌને સરખી રીતે કદિ પણ હિતકારક થાય નહિ. ખરૂં છે કે, એવી વસ્તુઓ રૂચિને વિશેષ જાગૃત કરે છે અને જઠરાગ્નિને પણ વધારે જલદ કરે છે, તેથી વિશેષ ખોરાક લેવાય છે ખરો, પણ શરીરની સ્વભાવિક શક્તિ કૃત્રિમ ગરમી લાવીને લીધેલા વધારે ખોરાકને સહન કરી શકતી નથી. આ વાતને એન્જીનના બૉયલરનો દાખલો સારી રીતે લાગુ પાડી શકાય છે. બૉઇલરમાં વધારે જોર મળતાં ગાડીઓને વધારે વેગ આવે છે ખરો, પણ બૉઇલરના માપ અને પ્રમાણ કરતાં એ ગરમી વધી જાય છે તો ઘણો ભાર ખેંચતાં છતાં પોતે ઘણીવાર ફાટી જાય છે. વધારે બોજો ખેંચવાને માટે બૉઇલરને વધારે ગરમી આપવી એ નિયમ નથી, પણ વધારે બોજો ખેંચવા માટે વધારે મોટાં બૉઇલિરોની યોજના કરવી એ નિયમ છે. જન્મથી જ નાજુક બાંધાનો માણસ એમ ઇચ્છે કે, ગરમ દવાઓ અને ખોરાકથી વધારે ખોરાક ખાઇ હું કદમાં અને બળમાં વધુ, તો તે ઇચ્છા પાર પાડવાને બદલે એવા કૃત્રિમ ઉપચારથી તેનામાં જે સ્વભાવિક બળ હોય છે તે પણ તે ખોઇ બેસે છે. વધારે બળવાળાં કામ કરવાને જેમ વધારે મોટાં બૉઇલિરો અને એન્જીનો તૈયાર કરવાની જરૂર પડે છે, તેમ વધારે બળ-પરાક્રમ પ્રાપ્ત કરવા માણસોએ બ્રહ્મચર્યવ્રત પાળીને એટલે નિયમિત રીતે વર્તીને ઉત્તરોત્તર તન્દુરસ્ત અને કદાવર બાળકોને ઉત્પન્ન કરવાં જોઇએ, એટલે પછી એવી રીતે તૈયાર થયેલાં મનુષ્યોને કૃત્રિમ ઉપચારો કરવાની કાંઇ જરૂર રહેશે નહિ.

આટલાં વિવેચન ઉપરથી વાંચનારે એવું નહિ સમજવું કે, અમે ગરમ મશાલાની વિરૂદ્ધ લખી તેનો સર્વત્ર ત્યાગ કરવાની ભલામણ કરીએ છીએ. ભારે મિષ્ટાન ખાવાનું હોય તો તે જોડે ગરમ મશાલા-ચટણી વાપરવાની જરૂર છે; કેમકે હમેશના સાદા ખોરાક કરતાં જ્યારે કોઇ દિવસ વધારે બોજાવાળો ખોરાક લેવાનો હોય ત્યારે તેને પચાવવા માટે જોડે ગરમ મશાલાની જરૂર પડે છે. પરંતુ તે પણ હદમાં રહીને લેવાય તો જ સારૂં છે. ઘણા લોકો અને વિશેષ કરીને બુભુક્ષિત બ્રાહ્મણોને જ્યારે મિષ્ટાન્ન મળે છે, ત્યારે તેઓ અકરાંતીઆ પણે હમેશ ઘરમાં ખવાતા ખોરાક કરતાં વજનમાં બમણું ત્રમણું મિષ્ટાન્ન ખાય છે, પરંતુ તેથી કાંઇ પાચનશક્તિની સમાનતા આવી રહેતી નથી. અધશેર અનાજ અથવા મિષ્ટાન્નમાં એક રૂપિઆ ભાર ગરમ મશાલો ખાનારવાળો માણસ

એવો હિસાબ કરે કે, બે રૂપિયા ભાર ગરમ મશાલો ખાવાથી મને શેર મિષ્ટાન પાચન થશે અથવા પાંચ રૂપિયા ભાર ગરમ મશાલો ખાવાથી પાંચશેર નહિ તો ત્રણ શેર મિષ્ટાન્ન તો પાચન થશે જ, તો ત્રિરાશીનો એ હિસાબ અહીં કાંઇ પણ કામ આવશે નહિ અને અજીર્ણનો વ્યાધિ થઇને તે મરવા પડશે.

આ ઉપરથી વિવેકી વાંચનારની ખાત્રી થવી જોઇએ કે, શાક તથા દાળમાં અતિશય મરચાં, આંમલી, અથાણાં, ચટણીઓ અને ગરમ મશાલા ખાવાનો ચાલ આપણા લોકોમાં દિવસે દિવસે વધતો જાય છે, એ બિલકુલ પસંદ કરવા લાયક નથી. એથી શરીરનો રસ બગડે છે, લોહી ગરમ થઇ જાય છે. પિત્ત કોપ પામી પોતાનો રસ્તો છોડે છે અને તેમાંથી જ નાના પ્રકારના એવા તો વ્યાધિઓ જન્મ પામતા જોવામાં આવે છે કે, તેનું વર્ણન થઇ શકતું નથી.

શાક તથા દાળના મશાલાની વસ્તુઓમાં **ધાણાજીરૂં** ખાંડીને તૈયાર કરેલો હવેજ સામાન્ય રીતે સર્વની પ્રકૃતિને અનુકુળ અને સાદો મશાલો છે. એ હવેજમાં મરી (તીખાં), તજ, લવીંગ એવો તેજાનો નાખવાથી તે વિશેષ તેજ થાય છે અને તેથી એવો તેજ મશાલો બહુ વિચારીને માફકસર ખાવો. હાલમાં વપરાતા હવેજ કે મશાલમાં **મરચાં** મુખ્ય વપરાશની વસ્તુ થઈ પડેલી છે, પણ તે વસ્તુ અત્યંત હાનિકારક છે. મરચું ખાવું તો બી કાઢી નાખીને ઘીમાં તળીને જરા ખાવું. તીખા સ્વાદને ચાહનારા લોકોએ મરચાં કરતાં આદુ, મરી, સુંઠ, પીપર, લસણ વગેરે વસ્તુઓ પસંદ કરવી. પણ પિત્ત પ્રકૃતિવાળાએ તો તેવા મશાલાનો પણ ત્યાગ કરવો જોઇએ. ખાટા રસમાં લીંબુ તથા આમચુર એટલે કોકમ ખાવા લાયક વસ્તુઓ છે, પણ પ્રકૃતિને અનુકૂળ હોય તો ખાવી. શાક–દાળને વઘાર દેવાની વસ્તુઓમાં જીરૂં, હીંગ, રાઇ, અને મેથી મુખ્ય વસ્તુઓ છે અને તે બધી સારી છે.

## અથાણાં.

**અથાણાં**—અથાણાં તથા રાઇતાં પાચનશક્તિને ઉત્તેજન આપે છે, પણ સમજવા જેવી વાત તો એ છે કે, જેટલા પદાર્થો પાચનશક્તિને ઉત્તેજન આપવાવાળા અને જલદ છે એ બધા પદાર્થોનું જો પ્રમાણ વધી જાય છે તો એ જ પદાર્થો પાચનશક્તિને ઉલટી બગાડી દે છે. અફસોસની વાત છે કે, લોકોનો અજ્ઞાનવર્ગ આ વાતમાં ઉંધી સમજપર ચડી ગયો છે. તે એ કે, તેઓની જઠરાગ્નિ ઘણું કરીને એવાજ પદાર્થોના અતિ સેવનથી બગડેલી હોય છે ત્યારે તેને સુધારવા માટે એ જ ગરમ પદાર્થો તેઓ વિશેષ ખાય છે. અથાણાં તથા રાઇતાંને તેલ, રાઇ, મીઠું અને મરચાં વગેરે ઉત્તેજક પદાર્થોથી જ રસબોળ કરવામાં આવે છે. આ વસ્તુઓ બહુજ થોડા પ્રમાણમાં અથવા વાર તહેવારે મિષ્ટાન્નની સાથે જ ખાવી અને નિત્ય નહિ ખાવી જોઇએ. વધારે ખાવાથી લોહી બીગાડીને પાચનશક્તિ મંદ પડી તેમાંથી ઘણા વ્યાધિ ઉત્પન્ન થાય છે.

## ચા.

**ચા**—ચા આજકાલ ઘેર ઘેર નિત્ય વપરાશની વસ્તુ થઈ પડી છે. આપણા દેશમાં ચાનો મોટો જથો ચીન દેશથી આવે છે. આપણા બજારમાં જે ચા વેચાય છે તેનો મોટો જથો ઘણી જ ઉતરતી જાતની ચાનો હોય છે. કેટલાંક વરસ થયાં આપણા દેશમાં પણ નીલગીરી વગેરે ઠેકાણે ચાનો પાક થવા માંડેલો છે, તથાપિ ચીનમાં જેવી ઉંચી ચા પાકે છે, એવી

ચા આપણા દેશમાં પેદા થતી નથી. રતલના આઠ આનાથી સો રૂપિઆની અને તેથી પણ ઘણી વધારે ચડતી કિંમતની ચા ચીન દેશમાં તૈયાર થાય છે. પણ આપણા દેશમાં એવી ઉંચા નંબરની ચા ભાગ્યેજ વેચાતી જોવામાં આવે છે.

ચા એક જાતના ઝાડનાં સુકાવેલાં પાંદડાં છે. સુકવ્યા પછી તે પાંદડાંને ગરમ કરવામાં આવે છે, ત્યારે તેનો સુગંધ અને સ્વાદ સારો થાય છે, ચા એક કેફી વસ્તુ છે, પણ તેમાં કેફની અસર ઘણા થોડા પ્રમાણમાં છે તેથી તે હમેશાં પીવાથી બીજી કેફી ચીજોના જેટલું નુકસાન કરતી નથી. ચામાં ગુણકારક પ્રમાણ સેંકડે માત્ર ૫ થી ૬ ભાગ સુધી હોય છે. તેમાં સેંકડે ૧૫ ભાગ પૌષ્ટિક તત્ત્વ છે અને કબજીયત કરનારૂં તત્ત્વ ઘણા થોડા પ્રમાણમાં છે. કાળી અને લીલી ચા એક જ જાતના ઝાડની પેદાશ છે. માત્ર પાછળની બનાવટથી તેનાં રંગમાં ફેરફાર કરવામાં આવે છે. ચાનાં તાજાં પાંદડાંને ગરમ કડાઇ ઉપર અથવા પાણીની વરાળથી સુકવી ગરમ કર્યાથી તે રંગે કાળી અથવા લીલી થાય છે. પણ લીલી ચાને રંગ આપવા સારૂં "મોરથુથુ" "પ્રશ્યનબ્લુ" નામની ઝેરી વસ્તુ કોઇ વેળા વાપરવામાં આવે છે, તેથી ઘણી માઠી અસર થાય છે.

ચા ઘણા થોડા વજનમાં પીવાથી શરીરમાં સુસ્તી પેદા કરે છે અને જરા ઉંઘ લાવે છે. વધારે વજનમાં લીધાથી અંગમાં ગરમી તથા હુશિયારી આવે છે અને ઉંઘ આવતી હોય તે પણ જતી રહે છે. ઉંઘનો અટકાવ કરવા સારૂ કેટલાક લોકો રાતે ચા પીએ છે અને તેથી ઉંઘ રોકાય છે, પણ બેચેની પેદા થાય છે. અભ્યાસ કરનારાઓ આ કારણથી વારંવાર રાત્રે ચા પીએ છે, પણ એવી રીતે ઉંઘનો પરાણે અટકાવ કરવાથી મગજને નુકસાન પહોંચે છે.

જે લોકો સારો કૈવતવાળો ખોરાક નિયમિત વખતે લેતા હોય તે લોકો ચા માફકસર વાપરે તો કાંઇ નુકસાન નથી, પણ હલકો અને થોડો ખોરાક ખાનારાઓએ એટલે ગરીબ માણસોએ ચા ઘણી થોડી અને ઓછી જલદ હોય તે પીવી. કેમકે એવા હલકા ખોરાકવાળાઓને ઘણી અને જલદ ચા ધીમે ધીમે ગેરફાયદો કરે છે. ઘણી ચા પીવાથી મગજને અને મગજના તંતુઓને થાક ચઢે છે અને તે નબળા પડી જાય છે.

ચા દુધની સાથે પીવી એ વધારે સલામત છે. દુધથી ચાની કેફી અસર ઓછી થાય છે અને પોષણ મળે છે. કેટલાક લોકો જમવાની સાથે ચા ઘણી ઢાંસે છે તેથી પાચનશક્તિને ઘણી હરકત પહોંચે છે. જમ્યા પછી ચાર કલાક રહીને ચા પીવી સારી છે, કેમકે ચા પિત્તને વધારનાર હોવાથી ત્રણ ચાર કલાકે ખોરાકનો કંઇક ભાગ પાચન થવો બાકી રહ્યો હોય તો તેને પચાવી નીચે ઉતારે છે.

ચામાં થોડા ઘણા ગુણ છે, તે એ કે તે હોજરીને જાગ્રત કરે છે તથા પાચનશક્તિને તથા રૂચિને ઉત્પન્ન કરે છે. ચામડી તથા મૂત્રાશય ઉપર ક્રિયા કરી પસીનો તથા પેશાબ ખુલાસેથી લાવે છે, અને તેથી લોહીના ઉપર પણ સારી અસર થતી હશે. તે નરમ પડેલા જુસ્સાને જાગૃત કરી થાક ઉતારે છે. આ ચાના ફાયદા છેઃ પણ તેમાં કેફ છે તે તન્દુરસ્તીને હાનિ પહોંચાડે છે. જો ચા વધારે વખત ઉકળે અને પાંદડાંનો વિશેષ કસ પાણીમાં ઉતરે તો તે ચા વધારે નુકસાનકારક થાય છે; માટે ચાને તૈયાર કરવામાં પણ ઘણી સંભાળ રાખવાની જરૂર છે. પાણી ઉકળે એટલે ચા નાખી ચાદાની ઢાંકી દેવી અને બે કે ત્રણ મિનિટ કરતાં વધારે વખત કીટલીને ચુલાપર રાખવી નહિ. જો વધારે વખત ચા ઉકળે છે તો તેનો સ્વાદ બગડે છે અને ઉપર લખ્યા પ્રમાણે તેનો નુકસાનકારક

ગુણ વધારે આવે છે. ચામાં ખાંડ કે સાકર માફકસર નાખવી, વધારે નાખવાથી જઠર બગડે છે. ચામાં લીંબુનો સ્વાદ લાવવા માટે એક કલઇવાળા વાસણમાં કે કાચના પ્યાલામાં લીંબુની ચીરો મુકીને તેના પર ચાદાનીમાંની ચા રેડવી અને પછી લીંબુવાળા વાસણમાં તે ચા બે ત્રણ મીનીટ રહેવા દઇ જુદા વાસણમાં ગાળી લેવી.

ચા કોઇ પ્રકારના પોષણની કે ફાયદાની વસ્તુ હોવા કરતાં વિશેષ શોખની વસ્તુ છે અને ઘણાં ઘરોમાં શોખ અને વ્યસનની વસ્તુ તરીકે વપરાય છે. ચા પીવાનો સર્વત્ર પવન ચાલેલો છે. બધા લોકો ચા પીએ છે માટે પીવો, એવી સમજથી ચા પીવાથી ઘણું નુકસાન છે. હાલમાં ચા ગૃહસ્થાઇ અને મોટાઇની વસ્તુમાં ખપે છે અને તેથી ઘણાં ઘરમાં તો દેખાદેખીથી મોટાઇ દેખાડવાને માટે જ ચા ઉકાળામાં આવતી જણાય છે. ખાલી પેટે સવારમાં ઉઠી ઉના પાણીના ઉકાળા પેટમાં નાખવાથી કશો પણ ફાયદો નથી. આપણા લોકોને પુરૂં પાધરૂં સારૂં પોષણ તો મળતું નથી, ચામાં નાખવા સારૂ પુરૂં દુધ પણ મળતું નથી, તેમને ચાના ઉકાળા ઘણુંજ નુકસાન કરે છે. અંગ્રેજ લોકો, પારસી લોકો અને શ્રીમંત લોકો જેમને ઉંચા પ્રકારનો ભારે પોષણકારક ખોરાક મળી શકે છે, તેવા લોકો ચા પીએ તે તો ઠીકજ છે, પણ હાલ તો ચાનો એવો પવન ફુંકાયો છે કે, જેમના ઘરમાં છોકરાં ઘી દુધનાં વારપરબે દર્શન કરે છે, તેમના ઘરમાં પણ ચાના ઉકાળા તો નિત્ય તૈયાર થવા લાગેલા છે! ઘણી ખેદની વાર્તા છે કે, જે વસ્તુ આપણને ફાયદા કરતાં નુકસાન ઘણું કરે છે, એવી એક કેફી વસ્તુના આપણે દેખાદેખીથી નિત્યના ઉપાસક બની ગયા છીએ! જો તમારી અને તમારાં બાળકોની તન્દુરસ્તી સારી રાખવાને ચાહાતા હો તો ચાના ઉકાળા પીવા બંધ કરી તેને ઠેકાણે શક્તિ પ્રમાણે દૂધનું સેવન કરો. પણ ચા પીધા વિના ચાલે એમજ ન હોય અથવા એની ઉપાસના વિના ગૃહસ્થની પંક્તિમાંથી બાતલ થવાનો જેમને ભય હોય તેમને અમો અમારી ગુજરાત આયુર્વેદિક ફાર્મસીની ગુલાબી ચા પીવાની ભલામણ કરીએ છીએ.

## કૉફી.

**કૉફી**—ચા અને કૉફી બન્ને જુદીજ ચીજ છે અને તે બન્ને એક બીજાથી ઘણા જ દૂરના દેશોથી આપણા દેશમાં આવે છે, ચા પૂર્વ તરફથી એટલે ચીનમાંથી આવે છે અને કૉફી પશ્ચિમ તરફથી એટલે અરબસ્તાનમાંથી આવે છે. આ બન્ને વસ્તુમાં ગુણકારી તત્ત્વો એક બીજાને મળતાં છે. સામાન્ય રીતે ચા તથા કોફીનો ખવાસ લગભગ મળતો છે.

કૉફી એ એક જાતનાં ઝાડના બીમાંથી તૈયાર કરવામાં આવે છે. આ બીને બુંદદાણા કહેવામાં આવે છે. આપણા દેશમાં કેટલાક લોકો બુંદદાણાને શેકીને સોપારીને ઠેકાણે જમ્યા પછી ચાવી મોં સાફ કરે છે. બુંદમાં એક ખાસ ગુણકારી ભાગ સિવાય ગુંદર, કડવો ભાગ અને કબજીઆત કરનારો એક મોટો ભાગ છે. બુંદને શેકવાથી તેમાં એક ખુશબોદાર અને મશાલાદાર ચીજ ઉત્પન્ન થાય છે. કાચા બુંદદાણા ઘણા દિવસ બગડયા વિના રહી શકે છે પણ શેકેલા દાણા અથવા દળેલી કોફી ઘણા દિવસ રાખવાથી તેની અંદરની ખુશબો ઉડી જાય છે. ચા કરતાં કોફી વધારે પૌષ્ટિક તથા શક્તિ આપનાર છે, પણ તે ભારે છે તેથી નબળા અને માંદા આદમીની પાચનશક્તિને માફક આવે નહિ. કોફીથી અંગમાં ગરમી અને હુંશિયારી આવે છે. ઠંડી ઋતુમાં તેમજ ઠંડા દેશમાં મુસાફરી

કરતાં કૉફી પીવામાં આવે તો ઠંડીમાંથી શરીરની ગરમી જળવાઇ રહે છે. કૉફીની ભૂકીની થેલી કરીને ઉકળતી કીટલીમાં નાંખી પાંચ સાત મિનિટ રાખી ઉતારવાથી કૉફી તૈયાર થાય છે. ચા તથા કૉફીમાં ઘણી સાકર નાંખવામાં આવે છે, તો નબળા કોઠાવાળાને અથવા જેને બદહજમી રહેતી હોય તેને તે જરૂર નુકસાન કરે છે. માટે એવા નબળા કોઠાવાળાએ થોડી સાકર નાંખી અથવા છેક મોળી ચા કે કૉફી પીવી. કૉફીમાં ચોથા ભાગનું દુધ નાંખીને પીવી. વળી આ બન્ને વસ્તુઓ બહુ ગરમ પીવાથી પણ ઘણું નુકસાન છે, તે એ છે કે અતિ ગરમ પીવાથી પાચનશક્તિ ખરાબ થાય છે અને ધાતુ ઉપર પણ એવા ઉના ઉના ઉકાળા ઘણીજ માઠી અસર કરે છે. આપણા ગરમ દેશમાં કૉફી ગરમી ઉત્પન્ન કરી ઉંઘનો નાશ કરે છે, માટે કૉફી રાત્રે પીવી નહિ, સવારમાંજ પીવી. ઝેર ખાધેલ હોય છે તેને જાગૃત રાખવા સારૂ વારંવાર કૉફી પાવામાં આવે છે.

## ચા તથા કૉફી પીવાના મુખ્ય નિયમો.

ચા તથા કૉફી પીવાના નિયમો સંક્ષેપમાં નીચે પ્રમાણે છે:—

૧. ઘણા જાડા શરીરવાળાએ અથવા ઘણું ખાનારાએ ચા કે કૉફી પીવી સારી છે.

૨. દુબળાં અને નબળાં માણસે ચાલતાં સુધી ચા કૉફી પીવી નહિ અથવા જલદ પીવી નહિ અને પીવી તો તેમાં સારી રીતે દુધ મેળવીને પીવી.

૩. હલકો ખોરાક ખાનારા અને અપવાસ કરનારાઓએ ચા કદિ પણ પીવી નહિ અને કદી પીવી તો ઘણીજ થોડી અને નરમ ચા કે કૉફી પીવી.

૪. સવારમાં પુરી વગેરે કાંઇક નાસ્તાની સાથે ચા કૉફી પીવી સારી છે. જમણ અથવા પૂર્ણ ભોજન ઉપર તરત ચા કે કૉફી પીવી નહિ, ત્રણ ચાર કલાક પછી પીવી.

૫. નબળાં કોઠાવાળાએ ગળપણવાળી, ઘણી સખ્ત અથવા ઘણી ગરમ ચા કૉફી પીવી નહિ. પણ ઓછા ગળપણવાળી અથવા છેક મોળી અને નરમ ચા કે કૉફી દુધ મેળવીને અને જરા ઠારીને પીવી.

## પથ્ય—પથ્યાપથ્ય અને અપથ્ય ખાનપાન.

જીંદગીના પોષણના માટે ખોરાકનાં જુદાં જુદાં તત્ત્વોનો ઉપર વિચાર કરવામાં આવ્યો, પણ વિદ્વાનોએ સૂક્ષ્મબુદ્ધિથી તેના પણ પાછા દરજ્જા પાડેલા છે. (૧) ખાનપાનની કેટલીક વસ્તુઓ તન્દુરસ્ત માણસોને થોડા જ અપવાદ સિવાય સર્વ ઋતુમાં અને સર્વ દેશમાં અનુકૂળ આવે છે; (૨) કેટલીક વસ્તુઓ એકની પ્રકૃતિને અનુકૂળ અને બીજાની પ્રકૃતિને પ્રતિકૂળ, એક ઋતુમાં અનુકૂળ, અને બીજી ઋતુમાં પ્રતિકૂળ, તેમજ એક દેશમાં અનુકૂળ અને બીજા દેશમાં પ્રતિકૂળ પડે છે અને (૩) કેટલીક વસ્તુઓ એવી છે કે, જે સર્વની પ્રકૃતિને સર્વ ઋતુમાં અને સર્વ દેશમાં સદૈવ હાનિજ કરવાવાળી છે. પહેલા પ્રકારની વસ્તુઓને "પથ્ય" એટલે હિતકારક, બીજા પ્રકારની વસ્તુઓને "પથ્યાપથ્ય" એટલે હિતકારક તેમજ અહિતકારક અને ત્રીજા પ્રકારની વસ્તુઓને "અપથ્ય" એવાં નામો આપવામાં આવે છે. પ્રાચીન આર્યવૈદિકશાસ્ત્રકારોના અભિપ્રાયથી અને અનુભવથી પણ આ વર્ગો વિશ્વાસ રાખવા લાયક હોવાથી તે નીચે લખવામાં આવેલા છે.

## પથ્ય ખાનપાન.

**અનાજ**—ચોખા, ઘઉં, જવ, મગ, તુવેર, ચણા, મઠ, મસુર, વટાણા, એ બધાં સામાન્ય રીતે સર્વને હિતકારક છે, જેથી તે નિત્ય ખાધામાં આવે તો પણ કાંઇ બાધ કરતાં નથી. એ બધાં ધાન્યોમાં જુદા જુદા ગુણ રહેલા છે, માટે તેના ગુણ અને પોતાની પ્રકૃતિને અનુસરી તેનો થોડો કે ઘણો ઉપયોગ કરવો, તેમાં પણ આપણી બુદ્ધિનો ઉપયોગ કરવાની જરૂર છે. ચણાને પથ્યવર્ગમાં ગણાવ્યા છે તો પણ વધારે ખાવાથી પેટમાં વાયુ કરીને પેટને ફુલાવે છે. ચોખા એકાદ વરસના જુના સારા છે, તુવેરની દાળ ઘી નાખીને ખાવાથી બીલકુલ વાયડી પડે નહિ, મગ આખા વાયુ કરે પણ મગની દાળ અને તેનું ઓસામણ ત્રિદોષહર અને ભયંકર વ્યાધિમાં પણ પથ્ય થઇ શકે છે.

**શાક**—તાંદળજાની ભાજી, પરવળ, ટાંકાની ભાજી, ચીલ, ખરખોડી, પોથી, સુરણ વગેરે. **બીજા પદાર્થો**—ગાયનું દુધ, ગાયની મોળી છાશ, સાકર, આદુ, આમળાં, સિંધાલુણ, દાડમ અને મીઠી દ્રાક્ષ. બીજી રીતે કહીએ તો દરેક વર્ગમાં ઉત્તમ પથ્ય વસ્તુઓ નીચે પ્રમાણે છેઃ—

**ચોખામાં**—રાતા સાઠી તથા કમોદ.
**ધાન્યમાં**—ઘઉં, જવ.
**કઠોળમાં**—મગ, તુવેર.
**મધુર રસમાં**—સાકર.
**પત્ર શાકમાં**—તાંદળજો.
**ફળ શાકમાં**—પરવળ.
**કંદ શાકમાં**—સુરણ.
**લુણમાં**—સિંધાલુણ.
**ખટાશમાં**—આમળાં.
**દુધમાં**—ગાયનું દુધ.
**ઘીમાં**—ગાયનું ઘી.
**પાણીમાં**—વરસાદનું ઝીલેલું પાણી.
**ફળમાં**—મીઠી દ્રાક્ષ, દાડમ.
**મશાલામાં**—આદુ, ધાણા, જીરૂ.

આ સર્વ પદાર્થો સર્વોત્તમ હિતકારક હોવાથી તે સર્વ ઋતુમાં પ્રકૃતિ અનુસાર વગર હરકતે વાપરી શકાય છે. તથાપિ રોગી અવસ્થામાં એજ વસ્તુઓ કેટલીક વાર કુપથ્ય થાય છે. દાખલા તરીકે નવા તાવવાળાને ઘી તથા દુધ અને કફના રોગીને તેમજ સુવારોગવાળી સ્ત્રીને સાકર કુપથ્ય થાય છે.

## પથ્યાપથ્ય ખાનપાન.

એક જ પદાર્થ એક માણસની પ્રકૃતિને ને એક ઋતુમાં પથ્ય થાય અને એ જ પદાર્થ બીજાની પ્રકૃતિમાં કે બીજી ઋતુમાં અપથ્ય થાય, તે "પથ્યાપથ્ય" પદાર્થ કહેવાય છે.

બાજરી, અડદ, વાલ, કળથી, ગોળ, ખાંડ, માંખણ, દહીં, છાશ, ભેંસનું દુધ, ઘી, પટાટા, તુરીયાં, કાંદા, કારેલાં, કંટોલાં, ગુવાર, દુધી, કોળું, મેથી, મોગરી, મૂળા, ગાજર, ચીભડાં (ટેટી), કોબી, ગલકાં, કેળાં, અનેનાસ, આલુ, જાંબુ, કરમદાં, અંજીર, નારંગી, લીંબુ, જામફળ, સફરજંદ, પીલુ, ફળ, ગુંદા, તરબુચ વગેરે. આ બધા પદાર્થો નિત્ય વપરાય છે, તેમ છતાં પ્રકૃતિ અને ઋતુનો વિચાર ન કરવામાં આવે તો તુરત નુકસાન કરે છે. દાખલા તરીકે દહીં શરદ ઋતુમાં શત્રુનું કામ કરે છે, વર્ષા ઋતુમાં હિતકારક છે અને ઉનાળાની ઋતુમાં સાકરની સાથે ખાવાથીજ હિતકારક થાય છે. તેમજ તે જવરવાળાને અપથ્ય છે અને અતિસારવાળાને પથ્ય છે. એ જ પ્રમાણે દરેક વસ્તુનો સ્વભાવ સમજીને અથવા સમજુ વૈદ્યની સલાહ લઇને તે વસ્તુઓ ખાવામાં આવે તો નુકસાન કરતી નથી.

## અપથ્ય ખાનપાન.

જે પદાર્થો સર્વના શરીરની હાનિ કરવાવાળા છે તે અપથ્ય અથવા અહિત પદાર્થો છે; અથવા આવા પદાર્થોમાં **દાહ કરવાવાળા, બાળવાવાળા, ગાળવાવાળા, સડો દાખલ કરવાવાળા અને ઝેરનો પ્રવેશ કરવાવાળા** પદાર્થોનો સમાવેશ થાય છે. આ પાંચે પ્રકારના પદાર્થો વ્યાધિમાં યુક્તિપૂર્વક યોજ્યા હોય છે તો ફાયદો પણ કરે છે, તથાપિ એકંદરે એ પદાર્થો સેવવાથી શરીરને હાનિ કરવાવાળા જ છે, કેમકે એ પદાર્થો એક વ્યાધિને મટાડે છે તો બીજો ઉત્પન્ન કરે છે. ક્ષાર એટલે મીઠું અતિ ખાવામાં આવે છે તો તે પેટના વાયુ, ગુલ્મ કે ગાંઠને ગાળે છે, પણ શરીરના ધાતુને બગાડીને પુરૂષત્વની હાનિ કરે છે. દાહ કરવાવાળા પદાર્થો પિત્તને કોપાવી અનેક પ્રકારના વ્યાધિને ઉત્પન્ન કરે છે. આંબલી વગેરે અતિ ખાટા પદાર્થો શરીરને ગાળીને સાંધાને ઢીલા કરી પુરૂષત્વ ઓછું કરે છે. આવા આવા પદાર્થોથી કદી એકદમ નુકસાન જોવામાં આવતું નથી, પરંતુ લાંબા વખતના સેવનથી તે શરીરમાં એક પ્રકારનો એવો ફેરફાર કરે છે કે, તેથી શરીર બીજા વ્યાધિને લાયકનું થઈ જાય છે. માટે ઉપર જે પથ્ય પદાર્થો બતાવ્યા છે, તેઓનું વિશેષ સેવન રાખવું અને જે પદાર્થો પથ્યાપથ્યમાં વર્ણવ્યા છે તેઓનું ઓછું સેવન રાખવું. એટલુંજ નહિ પણ તેનો ઉપયોગ પોતાની પ્રકૃતિને અને ઋતુને અનુસરીને કરવો અને અપથ્ય પદાર્થો દવા તરીકે જ વાપરવા અને તે પણ બહુ જરૂર પડે ત્યાંજ વાપરવા. નિત્યના ખોરાક તરીકે આવા કુપથ્ય પદાર્થો વાપરવા નહિ.

**અભ્યાસથી પણ પથ્ય થાય છે:**—આ વિષયમાં એક બીજી વાત કહેવાની રહી જાય છે તે એ કે, કેટલીક વસ્તુઓ પથ્યાપથ્ય હોય છે, તો પણ અમુક લોકોને તેનો અભ્યાસ પડી ગયેલો હોવાથી અથવા જન્મથી જ તેમનો એ જ ખોરાક થઇ રહેલો હોવાથી તે વસ્તુઓ તે લોકોને બાધ કરતી નથી. અર્થાત્ એવા અપવાદમાં એવા લોકોને માટે એ વસ્તુઓ હિતરૂપ જ થાય છે. દાખલા તરીકે બાજરી, ગોળ, અડદ, છાશ, દહીં એ વસ્તુઓ ઋતુ અને પ્રકૃતિ પ્રમાણે જેમ હિતકર છે તેમ અહિતકર પણ થાય છે, પરંતુ જે કુટુંબમાં એ વસ્તુઓ નિત્યના વપરાશની છે તેમને તે બાધ કરતી માલમ પડતી નથી, અથવા બાધ કરતી હશે તોપણ તે ઘણા થોડા દાખલામાં અને થોડા પ્રમાણમાં કરતી હશે. માટે ટેવ એ પણ એક બચાવનું કારણ થાય છે. દુધ પથ્ય છતાં કેટલાકને તે બીલકુલ સદતું નથી અને ઝાડા થાય છે. આ ઉપરથી એમ સમજાય છે કે, માણસોએ ખાનપાનની બાબતમાં પોતાની પ્રકૃતિનો, શરીરના બંધારણનો, નિત્યના અભ્યાસનો, ઋતુનો અને મંદવાડના મૂળનો, બધો વિચાર કરીને ખોરાક લેવો જોઈએ.[1]

**રસાયનિક સંયોગ**—જેમ એક જ પદાર્થમાં પ્રકૃતિભેદથી કે ઋતુભેદથી પથ્ય અને અપથ્ય બન્ને ગુણ રહેલા છે, તેમ એના એ જ પદાર્થોનો રસાયનિક સંયોગ ઘણી વખત હાનિનું કારણ થાય છે. રસાયનિક સંયોગથી પદાર્થોનો ધર્મ બદલાઇને કેવળ એક ત્રીજો જ ગુણ તેમાં આવે છે અને જે ત્રીજો ગુણ પેદા થાય છે તે વિષરૂપ એટલે નુકસાનકારક નથી તેની કાંઇ ખાત્રી નથી. માટે જેઓ આ વિષયથી અજ્ઞાન છે તેમને માટે વધારે સારો રસ્તો તો એજ છે કે, તેમણે વૈદ્યવિદ્યાના નિયમોને અનુસરીને વર્તવું જોઇએ. મધ હિત પદાર્થ

1. પશ્ચાત્ય વૈદ્યવિદ્યા ( Alopathy ) ના અભિપ્રાય પ્રમાણે દુધ ગમે તેવા તાવમાં પણ પથ્ય છે. આર્યવૈદ્યકશાસ્ત્રે નવા તાવમાં દુધ ખાવાનો નિષેધ કરેલો છે. આ મતભેદની વાતનો નિર્ણય થવો હજુ બાકી છે.

છે, તેમ છતાં તે ઉના ઘી સાથે અગર હરકોઇ ઉની વસ્તુના યોગમાં ખાવાથી નુકસાન કરે છે. દુધ પથ્ય પદાર્થ છે પણ જો તે મૂળાની સાથે, મગની સાથે કે મીઠાં ( ક્ષાર )ની સાથે ખાવામાં આવે તો બેશક નુકસાન કરે છે. વાસણ એટલે ધાતુના યોગથી પણ તેના ગુણમાં ફેરફાર થઇ જાય છે. ઘી હિત પદાર્થ છતાં જો કાંસાના વાસણમાં થોડો વખત રહે તો તે અહિત એટલે નુકસાનકારક થઇ જાય છે. દુધની સાથે જેમ ઉપલા ત્રણ પદાર્થો ખાવાનો નિષેધ છે તેમ ખાટાં ફળ, તેલ, ગોળ, દહીં, ખીચડી વગેરે પદાર્થો પણ દુધના યોગમાં ખવાય તો હાનિ કરે છે, એ વાત વૈદ્યક નિયમો જાણ્યા વિના શી રીતે સમજી શકાય ? પણ ખરેખર તેનું પરિણામ એવું આવે છે. આવા કુપથ્યનું ફળ કાંઇ તુરત મળતું નથી, પણ ઘણો દોષ ભેગો થાય છે ત્યારે જ તે એક જુદા જ આકારમાં દેખાવ દે છે અને પછી આપણે તેમ થવાનું કારણ સમજી શકતા નથી; પણ ખરૂં જોતાં કેટલાંક દરદો આવા સંયોગજન્ય વિષના કારણોમાંથી જન્મ પામતાં હોય, એમ જોવામાં આવે છે.

## કૃષ શરીરવાળાનું પથ્યાપથ્ય.

શરીરે કૃષ એટલે દુર્બલ માણસોએ નીચે પ્રમાણે ખાનપાનનું પથ્યાપથ્ય રાખવું જોઇએ:—

૧. દુર્બલ માણસોને પૌષ્ટિક ખોરાકની જરૂર છે. પણ પૌષ્ટિક ખોરાક બહુધા પચવામાં ભારે હોય છે. દુર્બલ માણસોનો જઠરાગ્નિ મંદ હોય છે, માટે તેમને પૌષ્ટિક પણ પચવામાં હલકા પદાર્થો પથ્ય આવે છે.

૨. ઘઉં, સાળના ચોખા, સાઠી ચોખા, જવ; મકાઇ, વટાણા, તુવેર તથા મગની દાળ એ સર્વ પથ્ય છે.

૩. દુધ સર્વોત્તમ પૌષ્ટિક અને પથ્ય છે. દુધમાં થોડી સાકર મેળવીને દિવસમાં થોડું થોડું ઘણી વાર લેવું. દુધ જલદી પચે છે, પુષ્ટિ આપે છે, ઘી માખણ, મલાઇ, પૌષ્ટિક છે.

૪. પટેટાં, કેરી, સક્કરજંદ, દ્રાક્ષ, નારંગી વગેરે પદાર્થો પણ દુર્બળ માણસોને માટે સારા છે. કેળાં પચવામાં ભારે છે માટે પાચનશક્તિ સારી થયા પછી ખાવાં.

૫. **જીવન*** ખોરાકરૂપ દવાઓમાં જીવન દુર્બલ અને શરીરે ક્ષીણ થયેલાં પાતળાં માણસોને માટે સર્વોત્તમ પથ્ય છે. તે લોહી વધારે છે, પોષણ આપે છે અને પાચન શક્તિને મદદ આપે છે. જીવન સાથે દુધ ક્રમે ક્રમે ૧૦ થી ૨૦ શેર સુધી પાચન થઇ શકે છે. બીજો ખોરાક સાથે લેવાય તો દુધ આટલું બધું પચે નહિ, પણ એકલા દુધનું અથવા દુધ ભાતનું જ સેવન રાખવામાં આવે તો તે જીવનની મદદથી દુધનો પોષક રસ નાડીઓમાં ચડીને લોહીને જલદી વધારે છે કૉડલીવર ઓઇલ પણ પોષણ કરનારી દવા છે, પણ તે બે કારણોથી વર્જ્ય કરવા જેવી વસ્તુ છે. એક તો હિંસાને ઉત્તેજન મળે છે અને ધર્મને બાધ આવે છે અને બીજું એ કે, તે કેટલાકને ભારે પડીને ઉલટા ઝાડા કરે છે અથવા ગરમ પડે છે. 'જીવન' નાનાં મોટાં સૌ ઔષધીય ખોરાક ( madicinal food ) તરીકે વાપરી શકે છે.

પણ યાદ રાખવું જોઈએ કે, દુર્બલ માણસોએ પુષ્ટિકારક ખોરાક ખાઇને પથારીમાં પડી નહિ રહેવું. ખોરાકના પ્રમાણમાં થોડો થોડો શરીરને શ્રમ આપવો. પ્રથમ પૌષ્ટિક

* આ 'જીવન' ઔષધ અમારી ગુજરાત આયુર્વેદિક ફાર્મસીમાં ઘણું ઉત્તમ બને છે.

પણ પચવામાં હલકો એવો ખોરાક લેવો અને સારી રીતે તાકાદ આવી શરીર વળી આવે ત્યારે વિશેષ પુષ્ટિકારક ખોરાક લેવો અને વિશેષ શરીર શ્રમ કરવો.

૬. દુર્બલ માણસોએ બહુ લાંઘણ કરવી નહિ, અપવાસ કરવા નહિ, અતિ કસરત કે અતિ શ્રમનું કામ કરવું નહિં; તેમ પુષ્ટિના ઉપાયો પણ એટલા બધા નહિ કરવા કે, જેથી શરીર પાછું અતિ સ્થૂલ થાય. અતિ પુષ્ટિના ઉપાયો કરવાથી શરીરપર ચરબી વધે છે અને તેમાંથી શરીરપર કઠણ કઠણ ગાંઠો, પ્રમેહ, તાવ, ઉદરરોગ, ભગંદર, કફ, આમવાત, મૂત્રકૃચ્છ, કોઢ વગેરે દરદો થાય છે.

## સ્થૂલ શરીરવાળાનું પથ્યાપથ્ય.

શરીરની તન્દુરસ્તી કે મજબુતાઇની પરીક્ષા શરીરના જાડાપણાથી કે પાતળાપણાથી થતી નથી. કેટલાંક દેખીતાં પાતળાં માણસો શરીરે શક્તિવાળાં હોય છે અને કેટલાંક જાડાં માણસો દેખીતાં બળવાન લાગે છે પણ અંદરથી છેક અશક્ત હોય છે. પણ અતિ સ્થૂલપણું કે અતિ કૃષપણું એ ઘણું કરીને નબળાઇ અથવા રોગની નિશાની છે તથા શરીર બેડોળ લાગે છે. ખાનપાનની યુક્તિથી તેમાં સુધારો થઇ શકે છે, પણ દુર્બલ માણસો જેટલી સહેલાઇથી બળવાન થઇ શકે છે તેટલી સહેલાઇથી સ્થૂલ માણસો પાતળાં થઇ શકતાં નથી, માટે જાડાપણા કરતાં પાતળાપણું વધારે પસંદ કરવા જોગ છે.

૧. ચરબીવાળા માંસવર્ધક પદાર્થો જેવાં કે, ઘી, તેલ તથા તે વસ્તુઓ જેમાં વિશેષ આવતી હોય એવા મિષ્ટાન્ન અને પકવાનો બહુ ખાવાથી અને તેના પ્રમાણમાં શરીરને કસરત કે શ્રમ નહિ મળવાથી તે વસ્તુઓ શરીરમાં ચરબીને વધારી શરીરને જાડું, બેડોળ અને અશક્ત બનાવે છે. ઘી, તેલ વગેરે પદાર્થો શરીરની ગરમી જાળવી રાખવા સારૂ દીવેલ અથવા બળતણની પેઠે ઉપયોગી છે, પણ જો તે વિશેષ પ્રમાણમાં લેવામાં આવે તો તે ચરબીવાળી ચીજો નિત્યની પાચનક્રિયા અથવા પરિશ્રમથી ખુટી નહિ જતાં ચરબીના રૂપમાં ફાજલ પડી શરીરમાં મેદરૂપે વધવા માંડે છે, એટલું જ નહિ પણ સ્નાયુઓની જગા ચરબીથી રોકાઇ જવાથી શરીર અશક્ત બને છે. તન્દુરસ્ત માણસનું શરીર લાલ, મજબુત, ઘટ અને સ્થિતિસ્થાપક સ્નાયુઓના કટકાઓથી બનેલું હોય છે. તેનાપર ચરબીનું નાનું અસ્તર આવેલું છે, જે ખોરાકની તંગીના વખતમાં કે ભુખમાં પોષણ તરીકે કામ લાગે છે. ચરબીનો અતિ વધારો અથવા અતિ જાડાપણું શરીરને બેડોળ અને અશક્ત બનાવે છે, એટલું જ નહિ પણ ઘણીવાર એવું જાડું શરીર અસાધ્ય દરદોનું ભોગ થઇ પડે છે. આમ હોવાથી કોઇએ શરીરના અતિ જાડાપણાને ઇચ્છવું નહિ.

૨. ઘી, તેલ, મલાઇ વગેરે ચરબીવાળા તેમજ સાકર તથા આટાના સત્વવાળા પદાર્થો વધારે પ્રમાણમાં ખવાય અને તેના પ્રમાણમાં કસરત ન મળે તો તે ખોરાક શરીરમાં ચરબીનો વધારો કરે છે.

૩. આટાના સત્વવાળા પદાર્થો, જેવા કે ચોખા, મકાઇ, મેંદો અને તેની બનાવટો-પુરણપોળી, ઘારીપુરી, દહીથરાં ઇત્યાદિ મેદને વધારે છે.

૪. કેળાં, કેરી, તેલવાળો સુકો મેવો—બદામ, ચારોળી, પસ્તાં, પટેટાં, સુરણ, રતાળુ, અળવી વગેરે કંદ તકરારી એ તમામ વસ્તુઓ ચરબી વધારનારી છે અને ચરબીવાળાં સ્થૂલ માણસને નુકસાન કરનારી છે, માટે તેવી વસ્તુઓ થોડા પ્રમાણમાં ખાવી અને મેદરોગીએ તો બહુજ ઓછી ખાવી અથવા મુદલ ન ખાવી.

૫. ઘઉં, જવ, મગ, કળથી, ચણા, તથા સામો અને એવી જાતનાં બીજાં હલકા દરજ્જાનાં ધાન્ય પથ્ય છે.

૬. પાણી મેળવેલું મધ. દહીંનું પાણી–છાશ, આસવ વગેરે હિતકારક છે.

૭. કસરત, લાંઘણ, ઉજાગરો તથા ચિંતાથી શરીરની સ્થૂલતા અથવા મેદસ્વીપણું ઓછું થાય છે.

૮. સ્થૂલ શરીરમાં અગ્નિનું બહુ જોર હોય છે અને તેથી જે ખાય છે તે ભસ્મ થાય છે. માટે પચવામાં ભારે અને પોષણમાં હલકા એવા પદાર્થો પથ્ય વર્ગમાં આવે છે.

## મગજનું પોષણ તથા પથ્યાપથ્ય.

કેટલાંક ખાનપાન મગજને પથ્ય આવે છે અને કેટલાંક અપથ્ય આવે છે. દરેક મગજ હમેશાં તર રહે એવા સાત્વિક ખોરાકની જરૂર છે. યાદશક્તિ તથા બુદ્ધિને વધારવા તથા નિર્મળ કરવા માટે મગજને તર રાખે એવાં સાત્વિક ખાનપાન સેવવાં જોઇએ. તામસી ખોરાક–બહુ ગરમ, બહુ દાહક, બહુ ક્ષોભક અને બહુ ઉત્તેજક પદાર્થો–મગજને બગાડી દે છે અને તેથી જ માણસો મગજની શાંતિવૃત્તિને ખોઈ ક્રોધ વગેરે માનસિક વિકારોને વારંવાર વશ થાય છે. આર્યશાસ્ત્રમાં એટલા જ માટે સર્વત્ર હવિષ્યાન્ન ભોજન કરવાની ભલામણ કરવામાં આવી છે.

૧. ઘઉં, ચોખા, મગ, ચણા. તુવેર, ઘી, દુધ, સાકર, સિંધાલુણ, આદુ, આમળાં, પરવળ, ઉત્તમ ફળો એ બધી વસ્તુઓ હવિષ્યાન્ન કહેવાય છે.

૨. બદામ, પસ્તાં, ચારોળી વગેરે મેવો મગજને ફાયદો કરે છે.

૩. ગાયનું દુધ મગજની પુષ્ટિ માટે સર્વોત્તમ ખોરાક છે.

૪. ' જીવન ' મગજની વિકૃત્તિને દૂર કરનારો ખોરાક છે. ઉન્માદના રોગીઓ પણ આ જીવનનું યથાર્થ સેવન કરવાથી સારા થાય છે. ઉન્માદ એ મગજનો એક વિકાર અથવા વિષમ અવસ્થા છે. અને જીવન તથા દુધનો ખોરાક એ વિકારને દૂર કરે છે. વળી જીવન મગજના થાકને ઉતારે છે, બુદ્ધિ સુધારે છે તથા યાદશક્તિને વધારે છે.

૫. જીવન સિવાય બીજા પણ કેટલાક પાક અથવા આથાઓ મગજને પોષણ આપે છે. એ પાકમાં મુખ્ય કોળાંનો પાક, શતાવરીનો પાક; આસંધ પાક, ગોખરૂ પાક, કૌચાં પાક અથવા એ બધાં વસાણાંને એકત્ર કરીને કરેલો પાક મગજના પોષણ માટે ઉત્તમ છે.

૬. શંખાવળી, બ્રાહ્મી, વજ અને માલકાંકણી એ મગજના શોધન માટે ઘણી ઉત્તમ વસ્તુઓ છે.

૭. મગજ ઠંડુ રાખવું, પગ ગરમ રાખવા, પગનાં તળીયાંપર તેલ ઘસાવવું, માથા પર ઠંડું પાણી રેડવું, સુગંધી પદાર્થોવડે મગજને તર રાખવું ઇત્યાદિ બાહ્યોપચારો પણ કરવા જેવા છે. પણ જે લોકો પુષ્કળ ગરમ, ખાટા, દાહક અને ક્ષોભક પદાર્થો ખાનારા છે તેમને માટે આ બધા બાહ્યોપચારો નકામા જેવા છે.

## આજારી ( માંદા ) માણસોનું પથ્યાપથ્ય.

દરદો ઘણા પ્રકારનાં હોવાથી આજારી માણસના ખોરાકનો હમેશાં એક સરખો નિયમ થઈ શકે નહિ; પરંતુ કેટલીક વસ્તુઓ એવી પણ છે કે, બહુધા બધા મંદવાડમાં અથવા મંદવાડ પછીની મંદ સ્થિતિમાં સૌ માણસો વાપરી શકે.

૧. સાબુચોખા, આરારૂટ અને મગનું ઓસામણ એ વસ્તુઓ સર્વ પ્રકારના મંદવાડમાં અથવા શરીરની નબળી હાલતમાં પથ્ય છે. તેઓ કદિ વિશેષ પોષણકારક નથી, પણ સહેલથી પાચન થઇ શકે એવી છે અને જ્યાં વિશેષ પોષણની જરૂર પડે ત્યાં દુધનો ઉપયોગ કરવો.

૨. દુધ આજારી માટે સર્વોત્તમ ખોરાક છે. કેટલાંકની પ્રકૃતિને દુધ અનુકૂળ નહિ આવતું હોય, પણ યુક્તિથી તેનું સેવન કરવાથી સૌને અનુકૂળ આવે છે, એવું અમારૂં માનવું છે. આજારી અને નબળા માણસને આપવાનું દુધ ઉકાળી ઘાટું કરવું નહિ અને ગાયનું મળે ત્યાં સુધી ભેંસનું આપવું નહિ. બહુ ઉકાળવાથી તેનાં પોષણકારક તત્ત્વો ઓછાં થાય છે અને પચવામાં ભારે થાય છે. દોહોવાઇને આવેલા દુધની અંદરથી હવા એટલે વાયુ પ્રકૃતિ કરવાનો સ્વભાવ કાઢી નાખવા સારૂ તથા તેમાં કોઇ નુકસાનકારક વસ્તુ કે જંતુ મળેલો હોય તો તેનો નાશ કરવા સારૂ તેને પાંચ દશ મિનિટ અગ્નિ ઉપર ગરમ કરવું. જો પાચનશક્તિ બહુ જ મંદ હોય અથવા નાનાં બચ્ચાંને આપવું હોય તો ઉકાળતાં તેમાં ત્રીજા ભાગનું પાણી નાખી ગરમ થાય એટલે તે પાણીવાળું દુધ ઉપયોગમાં લેવું. અરધું પાણી મેળવીને ઉકાળી પાણીનો ભાગ બળી જાય અને દુધ બાકી રહે તે દુધ વધારે પથ્ય પડે છે. વળી તે પાણી તથા દુધ ઉકળતી વખતે તેમાં થોડા સુંઠના કકડા કે આખી લીંડીપીપરો નાંખીને ઉકાળવાથી તે અગ્નિદીપક અને વાતહર થાય છે. વિશેષ હકીકત દુધના વર્ણનમાં જુઓ.

૩. 'જીવન'—આજારી એટલે કોઇ મોટા રોગવાળો નહિ પણ મંદવાડથી ઉઠેલો-નબળો—એવો અર્થ લઇએ તો તેવી સ્થિતિમાં 'જીવન' શક્તિ આપનાર સર્વોત્તમ ખોરાક છે. જુવાન, વૃદ્ધ, તેમજ બાળકો, સૌને દુધ સાથે આપવાથી જીવન પોષણ આપવાની સાથે તન્દુરસ્તી સારી રાખે છે, સ્ત્રીઓનું ધાવણ વધારે છે, માંદાં, નબળાં અને છેક ઘસાઇ ગયેલાં ક્ષીણ માણસોમાં લોહી તથા શક્તિ ભરે છે. હોજરી તથા આંતરડાંપર જીવન ઘણી જ સારી અસર કરે છે, પાચનશક્તિને વધારે છે, દસ્તને સાફ લાવે છે અને આંતરડાંની અંદરના જમાવને ખસેડે છે. ઉલટી, જીર્ણ અજીર્ણ, અમ્લપિત, જીર્ણમરડો, લોહીખંડ ઝાડો વગેરે પાચનક્રિયાની ઘણીખરી જીર્ણ વિકૃતિમાં અને તેથી શરીરને લાગેલા ઘસારામાં જીવનના જેવી સારી અસર બીજી એક પણ દવા કરતી નથી, એવો અમને લાંબા વખતના વપરાશથી અનુભવ થયો છે. ક્ષય તથા શોષરોગ એટલે જે રોગમાં શરીરનું શોષણ—ગળવું થયા કરતું હોય તે રોગમાં જીવન ઉત્તમ ખોરાક તથા દવાની ગરજ સારે છે. અંગ્રેજી દવાઓમાં માલ્ટાઇન વગેરે કૅાડલીવર ઑઇલની ભેગવાળી દવાઓ તેમજ માંસરસ—સૂપ—બોવ્રીલ વગેરે દવાઓની વારંવાર ભલામણ થાય છે. પરંતુ પોતાના સ્વાર્થને માટે નિરઅપરાધી જાનવરોને મારીને તેની બનાવેલી દવાઓ પીવી, એ માણસજાતને માટે યોગ્ય નથી. જ્યાં સુધી બીજી દવાઓથી અથવા બીજા ઉપાયોથી પ્રાણનું રક્ષણ થતું હોય અથવા પોષણ મળી શકતું હોય ત્યાં સુધી એવા માંસાહારનો ઉપયોગ કરવાની ભલામણ કરવી, તે અમે યોગ્ય ધારતા નથી.

૪. ચાહ—કૉફી—કોકો—નબળાં માણસોને માટે આવી વસ્તુઓની આજ સુધી ભલામણ થતી હતી. પણ હવે એ વસ્તુઓ બ્યસન તરીકે રોજ વાપરવી તે નુકસાનકારક અથવા વગર જરૂરની ઠરી ચૂકી છે. માત્ર મંદવાડમાં દવા તરીકે ડોકટરની સલાહથી ઉપયોગ કરવો. તેને બદલે નીચેનાં પાનકો ( drinks )ની અમે ભલામણ કરીએ છીએ.

**માંદાને લાયક પીવાના પદાર્થો નીચે પ્રમાણે છેઃ—**

**ચોખ્ખું પાણી**—માંદા તેમજ તન્દુરસ્ત સૌને વાસ્તે સારૂં છે, માંદાને પીવાનું પાણી ગાળવું (ફિલ્ટર કરવું) જોઈએ અથવા ઉકાળીને ઠંડું પાડવું જોઇએ અને એ પાણી પાવું જોઇએ. કૉલેરા અને સખ્ત તાવની તરસમાં થોડું થોડું બરફ આપવું.

**લીંબુનું પાનક**—તાવના કેટલાક પ્રકારમાં લીંબુનું પાનક એટલે પાણી આપવામાં આવે છે. લીંબુની ચીરો કરીને તે તથા થોડી સાકર એક વાસણમાં મુકી તેનાપર ઉકળતું પાણી રેડવું. પાણી ઠંડું થયા પછી દરદીને પીવા આપવું.

**ગુંદરનું પાણી**—સળેખમ, કફ, સસણી તથા કંઠમાળના રોગમાં ગુંદરનું પાણી રૂ. ૨॥ ભાર લેવું અને તેનાથી અરધી સાકર લેવી. બન્ને સાથે એક વાસણમાં રાખી તેના-પર ઉકળતું પાણી રેડવું. આ ગુંદરનું પાણી ઉપલા રોગમાં વધારે સારૂં છે.

**જવનું પાણી**—તાવ, છાતીનાં દરદ તથા અમુઝણમાં ઠંડા પાન તરીકે જવનું પાણી ઉપયોગી છે. છડેલા જવ એક મોટો ચમચો, બે ત્રણ ચપટી ખાંડ અને લીંબુની છાલ એક વાસણમાં મુકી તેનાપર ઉકળતું પાણી રેડવું. ઠંડુ થયા પછી ગાળીને તે પાણી ઉપલાં દરદવાળાને પીવા આપવું.



## છેવટે ખાનપાન સંબંધી થોડી સૂચના.

ખાનપાનના પદાર્થોની જાતો, તેના ગુણ-અવગુણ તથા પથ્યાપથ્યનો આપણે અત્યાર સુધી વિચાર કર્યો; હવે ખાવામાં કઈ કઇ વાતો લક્ષમાં રાખવી તે પણ જાણવાની જરૂર છે.

એક વખત ખાધેલું પચ્યા વિના બીજીવાર નહિ ખાવું, એ વાત આપણે સૌ જાણીએ છીએ, માત્ર વર્તતા જ નથી. મહેનત મજુરી કરનારા લોકો સિવાય બહુધા બધા લોકો અજીર્ણમાં જ ખાય છે. પણ નિત્યના અજીર્ણને લીધે તેમને ટેવ પડેલી હોવાથી અજીર્ણમાં ખવાય છે એવું તેઓ સમજી શકતા નથી અને લોકોમાં દરદો વધ્યાં છે તેનું મુખ્ય અને મોટામાં મોટું કારણ આ નિત્યનું અજીર્ણ છે. અજીર્ણ રોગ વાંચો.

પુરૂં ચાવ્યા વિના ઉતાવળે ખાવું, એ બીજી ખરાબી છે અને જમતાં પ્રસન્ન ચિત્ત નહિ રાખવું એ ત્રીજી ખરાબી છે. સંપૂર્ણ ચાવીને ધીમે ધીમે અને આનંદથી ખાવામાં ઘણો જ ફાયદો છે. પણ અજ્ઞાન માબાપો આ વાત સહન કરતાં નથી. છોકરાં હસતાં આનંદ કરતાં ધીમે ધીમે ખાય છે તો મૂર્ખ માતાઓ તેમના ઉપર શબ્દોનો પ્રહાર કરે છે અને તેથી બી-કમાં ને બીકમાં તેઓ ઉતાવળે ઉતાવળે ખાઈ લે છે. અફસોસ કરવા જેવી વાત એ છે કે, જેઓ ધીમે ધીમે ચાવીને ખાય છે તેમના પર ખાઉકણુ અથવા અકરાંતીયાપણાનો આ-રોપ આવે છે. રોટલી અથવા રોટલાનો એક કટકો ૩૨ વખત દાંત વચ્ચે ચવાય ત્યારે તે ગળે ઉતારવા લાયક થાય. પણ આપણે ૩૨ ને બદલે ૧૨ વખત પણ ચાવતા નથી. અને અરધો પરધો ચાવ્યો ન ચાવ્યો દાળ, છાશ કે દુધના ઘુંટડા સાથે ગળે ઉતારી દઈએ છીએ, તે ઘણી મોટી ખરાબી છે.

# ભાગ ૫ મો.

## નિદાનસ્થાન.

## GENERAL DIAGNOSIS.

નિદાનસ્થાનને મુખ્ય ચાર પ્રકરણમાં વહેંચી નાખ્યું છેઃ-પ્ર૦ ૧ લું-**રોગોનાં સામાન્ય કારણો, પ્ર૦ ૨ જું-રોગની પરીક્ષા, પ્ર૦ ૩ જું-ત્રિદોષજન્ય દરદો, પ્ર૦ ૪ થું-દેશી તથા અંગ્રેજી વૈદકનું સંક્ષિપ્ત નિદાન સ્વરૂપ.**

### પ્રકરણ ૧ લું.

#### રોગનાં સામાન્ય કારણો.

#### GENERAL CAUSES OF DISEASES.

તન્દુરસ્ત હાલતમાં ફેરફાર થવો તેનું નામ રોગ છે. પણ નિરોગીપણું અને રોગીપણું એ બેની વચમાં મુકરર કરેલી મર્યાદાની કોઇ ચોક્સ નિશાની નહિ હોવાથી તન્દુરસ્તીની વ્યાખ્યા કરવી, એ જરા મુશ્કેલ છે. માણસ પોતે ન સમજી શકે એવી રીતે એક સ્થિતિમાંથી ધીમે ધીમે બીજી સ્થિતિમાં તે આવતો જાય છે અને તેથી ઘણી વખત પોતે નિરોગીપણાની હદ ઓળંગીને રોગની હદમાં આવતો જાય છે તે વાત તે કેટલાક વખત સુધી સમજી શકતો નથી. તથાપિ વાંચનારાઓ આટલું જાણશે તોપણ બસ છે કે જ્યારે માણસના જુદા જુદા અવયવો અથવા ઇન્દ્રિયો પોતપોતાનું કામ સહેલાઇથી અને સ્વાભાવિક રીતે કર્યા કરે છે ( જેમકે ફેફસાંવડે શ્વાસોશ્વાસ ચાલવો, હોજરી તથા આંતરડામાં ખોરાકનું પાચન થવું, લોહીને વહન કરનારી નસોવડે લોહીનું ફરવું વગેરે વગેરે ) ત્યારે તે માણસ તન્દુરસ્ત ગણાય છે. પણ જો દમ લેવામાં શ્રમ પડતો હોય કે દરદ થતું હોય, લોહીની ગતિને પ્રત્યાઘાત લાગતો હોય કે વધુ જોરથી ધબકારા થતા હોય અને પાચનક્રિયામાં કાંઇ ખામી પડેલી હોય તો તે માણસ તન્દુરસ્ત નથી પણ થોડા કે ઘણા રોગના પંજામાં સપડાયો છે, એમ નક્કી સમજવું.

પીડા એ દરદનું ખુલ્લું ચિન્હ છે અને જ્યારે કોઇ માણસને શરીરના કોઇ ભાગમાં કોઇ પણ પ્રકારની પીડા માલમ પડે ત્યારે નક્કી સમજવું કે, તેને કાંઈ પણ દરદ છે. ઘણું કરીને રોગના આરંભમાં અને વિશેષ કરીને દાહયુક્ત દરદોમાં માણસ નરમ થઇ જાય છે. કોઇ પણ પ્રકારની પીડા થાય છે, અવયવો થાકી જાય છે, માથામાં દરદ થાય છે અને ખોરાક ઉપર અભાવ થાય છે. જ્યારે કોઈને આવાં ચિન્હો માલમ પડે ત્યારે તેણે માની જ લેવું કે, તે કોઇ પણ દરદમાં સપડાયો છે. આવો બનાવ બને ત્યારે તેણે આરામ

લેવો અને વ્યાધિ કેવી રીતે આગળ વધે છે તેનો તપાસ કરવો. તન્દુરસ્તી એ માણસની કુદરતી સ્થિતિ છે અને તેથી એમ પણ સિદ્ધ થાય છે કે, રોગ એ અસ્વાભાવિક સ્થિતિ છે. માણસ જ્યાં સુધી કુદરતના કાયદાઓને આધીન થઇ વર્ત્તે છે અને જ્યાં સુધી શરીરની હયાતીને જરૂર જોઇતાં સ્વચ્છ હવા, પાણી અને ખોરાકનો ઉપયોગ કરે છે, ત્યાં સુધી રોગ આવવાનો ભય નથી; પણ આવી બાબતમાં માણસથી ભૂલ નહિ થવી એ વાત અસંભવિત છે. મતલબ કે, માણસ ભૂલ કરે છે જ. જીંદગીમાં કેટલાક એવા પ્રસંગો અને હાલતો છે કે, માણસ ગમે તેવી સંભાળ રાખી વર્તે તોપણ તેનાથી ભૂલ થયા વિના રહેતી નથી. તથાપિ જે વિચારવંત માણસ શારીરશાસ્ત્રના કાયદાઓને સમજી તેને અનુસરીને વર્તે છે તે માણસ ઘણા રોગમાંથી પોતાને બચાવી શકે છે.

કારણ વિના રોગ થતો નથી. આ વાત દરેક માણસે નિશ્ચયપૂર્વક માની રાખવી જોઇએ; અને રોગ થવાનું કારણ જાણ્યા વિના તેનો ચોક્કસ ઉપાય પણ થઇ શકતો નથી, એ વાત પણ તેણે નિરંતર સ્મરણમાં રાખવી. માણસ આ વિષયમાં જરા ધ્યાન દઇ ઉંડો ઉતરે તો પોતે પોતાના રોગનો પરીક્ષક થઇ શકે છે અને પરીક્ષા થયા પછી રોગનું જે કારણ હોય તેને દૂર કરવું, એ તેના સ્વાધીનમાં જ છે. રોગનું કારણ દૂર થયું એટલે પછી બીજા ઉપાયની જરૂર રહેતી નથી; કેમકે રોગનું કારણ દૂર કરવું એ જ રોગને દૂર કરવાનો ઉપાય છે. માણસ પોતાના રોગનું મૂળ કારણ સમજી તે કારણને દૂર કરે અને પોતાની ભૂલ સુધારે, એટલે કુદરત કુદરતનું કામ કરી તેને પાછો મૂળ કુદરતી તન્દુરસ્તીની સ્થિતિમાં લાવી મૂકે છે.

પરમકૃપાળુ પરમેશ્વરે આપણા શરીરમાં રોગનાં કારણોનો અટકાવ કરનારી એક સ્વાભાવિક શક્તિ પણ મૂકેલી છે. રોગનાં ઘણાંએક કારણો તો અનાયાસે એ કુદરતી ક્રિયાથી દૂર થતાં જાય છે અને આપણે રોગોના ઘણાએક હુમલામાંથી તો કુદરતની કૃપાથીજ બચી જઇએ છીએ. આ કુદરતી શક્તિ અને રોગનાં કારણો વચ્ચે શરીરમાં લડાઇ થયા કરે છે અને જો રોગનો અટકાવ કરનારી શક્તિની જીત થાય છે તો દરદને ઉત્પન્ન કરવાવાળું કારણ કાંઇ અસર કરી શકતું નથી. જો અટકાવ કરનારી શક્તિ હાર ખાય છે તો દરદ પેદા કરનાર કારણ ચડી આવી દરદને ઉત્પન્ન કરે છે. બળવાન માણસોમાં દરદનાં કારણનો અટકાવ કરવાની વિશેષ શક્તિ હોય છે અને નબળાં માણસોમાં એ શક્તિ ઓછી હોય છે. તેથી નબળાં માણસો વારંવાર દરદનાં કારણોને આધીન થાય છે.

પરમકૃપાળુ પરમેશ્વરે વળી એક બીજો એવો કુદરતી ગુણ આપણા શરીરમાં મૂકેલો છે કે, તેથી દરદ શરીરમાં ઉત્પન્ન થયા પછી પણ તે વગર ઉપાયે દબાઇ કે નીકળી જાય છે. શરીરમાં એવો ગુણ છે, તેના સેંકડો દાખલા આપણા જોવામાં આવેલા છે. આંખમાં કાંકરો કે કણું ગયું કે તરત આંખમાંથી પોતાની મેળે પાણી ઝરી તે કણું ધોવાઈ બહાર પડે છે અને આંખ વગર ઉપાયે તરતજ સારી થાય છે. વધારે ખાવાથી પેટમાં બોજો અને દરદ થાય છે, તે ઘણી વખત ઉલટી અને ઝાડો થઇ મટી જાય છે. ઘણી વખત આવી ઉલટી અગર ઝાડો થાય છે ત્યારે તેને રોકવાના આપણે ઉપાય કરીએ છીએ તેમાં તો આપણી ભૂલ થાય છે, કેમકે પેટની અંદરનો બોજો અને દરદને કાઢી નાખવાને માટે જ કુદરત એ ઉલટી અને ઝાડો મોકલે છે, શરીરપર ફોલ્લા અને ગુમડાં બહાર દેખાઇ

આવીને પાછાં એની મેળે જ બેસી જાય છે. ખાંસી અને શરદી ઘણી થાય છે અને વગર ઉપાયે ઘણીવાર દૂર થાય છે. તાવ પણ ઘણી વખત ચડી આવીને પાછો એની જ મેળે ઉતરી જાય છે. આ ઉપરથી ઇશ્વરનું અપાર ડહાપણ અને આપણા ઉપરની તેની અપાર કૃપાની સાબીતી મળે છે.

આ પ્રમાણે કેટલાંક દરદો એની મેળે વગર ઉપાયે સારાં થાય છે, પણ તેથી એમ નહિ સમજવું કે, બધાં દરદો કેવળ ઇશ્વરની કૃપાથી વગર શ્રમે અને વગર ઉપાયે સારાં થઇ જશે. નાની ભૂલની નાની શિક્ષા થાય છે, તે એ કે તાવ, શરદી, દુખાવો વગેરે આપણી ગફલતથી થઇ આવે છે ત્યારે શરીરમાં એકાદ દિવસ ગરમી, શરદી કે ઝાડા ઉલટીની પીડા કરીને તે પાછાં બંધ પડી જાય છે. પણ મોટી ભૂલની શિક્ષા એટલેથી જ પતી જતી નથી. દરદ લાંબુ ચાલે છે અને જો તેનાં કારણનો અટકાવ નથી કરતા તો વળી વધારે ગંભીર રૂપ પકડે છે. અજીર્ણથી તાવ ચડી આવે તો એકાદ દિવસ લાંઘણ ખેંચી લેવી અથવા મગના પાણી જેવું છેક હલકું પોષણ લેવું. અનુભવ કરી જુઓ અને તમારી ખાત્રી થશે કે, એવો તાવ લાંઘણ કરવાથી જ નાસી જાય છે. કારણ નહિ જાણવાથી ઘણાં દરદો વધી જાય છે.

દવા દરદને મટાડે છે, એવું જે માનવામાં આવે છે તેમાં પણ કાંઇક ભૂલ થતી હોય એમ જોવામાં આવે છે. દવા દરદને મટાડે છે એમ સમજવા કરતાં દવા દરદને મટાડવામાં મદદગાર થાય છે, એમ સમજવું, એ વધારે ખરૂં છે. ઉપર જણાવેલી દરદોને અટકાવનારી કુદરતી શક્તિ શરીરમાં નિરંતર પોતાનું કામ કરે જાય છે, તેને દવા મદદગાર થાય અને એ બેના સંયુક્ત પ્રયત્નથી દરદના ઉપર જય મેળવી શકાય છે. "અમે દરદો મટાડીએ છીએ" એવો વૈદ્યોએ ગર્વ રાખવો એ મિથ્યા છે. અલબત કેટલાંક બહારનાં દરદો અને વાઢકાપને લાયકનાં દરદો ઉપચારોથી તરત સારાં થઇ જાય છે; તથાપિ શરીરની અંદરના ઘણાખરા રોગોના ઉપર કુદરતી શક્તિ વિશેષ કામ કરે છે અને દવાઓ સમજીને યુક્તિથી યોજવામાં આવે તો એ કુદરતી શક્તિ મદદગાર થઇ પડે છે અને જો વગર સમજથી આપવામાં આવે તો એ જ દવાઓ કુદરતી શક્તિની ક્રિયાને પણ બંધ પાડી ઉલટી ખરાબી કરે છે.

આવો વિચાર જણાવીને અમે અહિં ઉપચારોની કિંમત ઓછી કરી નાંખી છે, એમ માનવા કરતાં કુદરતી શક્તિ અને દરદનાં કારણોને સમજી તેને અનુસરી વર્તવાની વાતને વિશેષ વજન આપેલું છે, એમ સમજવાનું છે.

પણ શરીરની આ કુદરતી શક્તિને નબળી પાડનારાં વળી કેટલાંક કારણો હોય છે. એ જ કારણો શરીરને રોગની અસરને લાયક કરનારાં થઇ પડે છે અને શરીર રોગને લાયક થયા પછી બીજાં કારણો બને છે તે રોગને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે જોતાં રોગનાં બે પ્રકારનાં કારણો છે: **૧. રોગને લાયક કરનારાં કારણો** અને **૨. દરદ પેદા કરનારાં કારણો.** પહેલાં છેક દૂરનાં કારણો છે અને બીજાં પાસેનાં કારણો છે. આ વિષે હવે પછી વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

જે કારણોમાંથી રોગોની ઉત્પત્તિ થાય છે, તેને સાર્વજનિક રીતે આપણે નીચે પ્રમાણે જુદા જુદા વર્ગોમાં વહેંચી શકીશું:—

પ્રાચીન વૈદ્યકશાસ્ત્રકારોએ સાર્વજનિક રોગોનાં કારણોના ત્રણ વર્ગ પાડેલા છે, જે નીચે પ્રમાણે છે:—

( ૧ ) **અધ્યાત્મિક**—એટલે માતા-પિતાના બીજદ્વારા અને પોતાને હાથે આહાર વિહારના અયોગ્ય વર્તનથી પ્રાપ્ત થયેલાં રોગનાં કારણો. માબાપનાં બગડેલ બીજ, ગર્ભાવસ્થામાં ગર્ભિણી સ્ત્રીનું વિરૂદ્ધ વર્તન અને જન્મ થયા પછી અયોગ્ય આહાર કે વિહારનું સેવન એ સર્વ અધ્યાત્મિક વ્યાધિનાં કારણો છે.

( ૨ ) **આધિભૌતિક**—શસ્ત્રના જખમ, ઝેરી પ્રાણીઓએ કરેલા જખમ અને એવાંજ બીજાં આગંતુક કારણોનો સમાવેશ આ બીજા પ્રકારના વર્ગમાં થઈ શકે છે.

( ૩ ) **આધિદૈવિક**—આ વર્ગમાં દૈવકૃત એટલે કુદરતજન્ય કારણોનો સમાવેશ થાય છે, જેમકે–હવા, પાણી, ગરમી, ઠંડી વગેરે કુદરતી હવાના ફેરફાર વડે જે રોગની ઉત્પત્તિ થાય છે તે કારણો.

એ જ કારણોના બીજી રીતે પણ ત્રણ વર્ગ પાડી શકાય છે. તે વર્ગ નીચે પ્રમાણે છે:—

( ૧ ) **સ્વકૃત**—કેટલાક રોગ પ્રત્યેક માણસની પોતાની ભૂલથી થાય છે.

( ૨ ) **પરકૃત**—કેટલાક રોગ પોતાના પાડોશીની, નાતિલાની કે જાતિલાની ભૂલથી અર્થાત્ કોઇ પણ બીજા માણસની ભૂલથી પોતાને થાય તે.

( ૩ ) **દૈવકૃત**—કેટલાક રોગ કુદરતના ફેરફારથી થાય છે; જેમકે–ઋતુ બદલાવાથી અનેક રોગની ઉત્પત્તિ થાય છે અને ઋતુનો ફેરફાર થઇ હવા અને માણસોની પ્રકૃતિમાં ફેરફાર કે વિકાર થવો એ દૈવાધીન છે.

**મનુષ્યકૃત અને દૈવકૃત** એવા બે વિભાગ પાડીએ તો તે નીચે પ્રમાણે છે:—

**મનુષ્યકૃત**—પ્રત્યેક માણસ અને માણસોના સમુદાયોએ મળીને બાંધેલા વ્યવહારોથી જે રોગનાં કારણો જન્મ પામે છે તે. તેના પાછા વર્ગ પાડીએ તો તે નીચે પ્રમાણે થઇ શકે છે:—

( ૧ ) **પ્રત્યેક કારણ**—દરેક માણસની પોતાની ભૂલથી એટલે આહાર તથા વિહારના અનિયમિતપણાથી અને કુદરતી નિયમના ઉલ્લંઘનથી રોગ કે મૃત્યુ થાય તે.

( ૨ ) **કુટુંબ કારણ**—કુટુંબમાં ચાલતા વિરૂદ્ધ વ્યવહારો અને આચારોથી રોગનાં કારણોને જન્મ મળે છે. કેટલાંક કુટુંબોમાં ખાસ વ્યસનો અને દુરાચારો હોવાને લીધે તે કુટુંબના મેમ્બરો એવા ખાસ રોગના ભોગ થઇ પડે છે.

( ૩ ) **જાતિ કારણ**—પોતાની જાત અથવા નાતના ખોટા વ્યવહારો અને રૂઢી બંધનોથી રોગની ઉત્પત્તિને કારણો મળે તે. આ કારણોમાં પુરૂષજાતિ અને સ્ત્રીજાતિના પૃથક્ પૃથક્ હાનિકારક વ્યવહારોનો પણ સમાવેશ થઇ શકે છે. કેટલીક જાતોમાં બાળલગ્નો વગેરે સાંસારિક કુચાલો હોય છે, તે રોગોની ઉત્પતિનાં દૂરનાં કારણો થઇ પડે છે. કેટલીક જાતોમાં જે સ્ત્રીઓને ઓઝલ પડદો હોય છે, તે સ્ત્રીઓ નબળી અને રોગી હોય છે, એ વગેરે જાતિ કારણોનાં દષ્ટાંતો છે.

(૪) **દેશકારણ**—કેટલાક દેશનાં હવા પાણી અથવા મનુષ્યોની પ્રકૃતિ આપણને પ્રતિકૂળ પડે અને તેથી રોગની ઉત્પત્તિ થાય એવો વ્યવહાર કલ્પાય તે.

(૫) **કાળકારણ**—બાલ્યાવસ્થા, તરૂણાવસ્થા અને વૃદ્ધાવસ્થા વગેરે જુદી જુદી અવસ્થામાં તેમજ જે ઋતુમાં જે કામ કરવાં જોઇએ તે રીતે ન વર્તાય અથવા વિરૂદ્ધ વર્તાય અને તેથી જે રોગનાં કારણોને જન્મ મળે તે.

(૬) **માંડલિક કારણ**—માણસોની જુદી જુદી મંડળીઓ મળીને પોતાના કેટલાક નિયમો અને શરીરસંરક્ષણનાં અમુક ધોરણો બાંધે છે અને તેથી રોગનાં કારણોને કારણ મળે છે તે. જેમકે, હિંદુ લોકોના બહુ જમણવારો તથા રોવા કુટવાના રીવાજ, ચીન લોકોના તંગ પોષાક તથા અફીણ પીવાનો રીવાજ, ઇત્યાદિ.

**રાજ્યકારણ**—રાજ્યના કાયદાઓ અને ધોરણો દેશના લોકોની પ્રકૃતિ અને હવા પાણીને પ્રતિકૂળ હોય છે તો તેથી પણ ઘણા રોગનાં કારણોને જન્મ મળે છે. દાખલા તરીકે આપણા ગરમ દેશના લોકોને દારૂ–મદ્યપાન શરીરની ઘણી જ હાનિ કરવાવાળું છે અને દારૂના વ્યસનથી ઘણા જ વ્યાધિ થાય છે, તેમ છતાં દારૂ વગેરે માદક અને મારક વસ્તુઓ જાહેર રીતે વેચવાનો લાઇસેન્સ આપવો, તેમજ કેળવણીનાં ધોરણો સખ્ત રાખવાથી છોકરાઓને મગજમારી કરવી પડે અને તેથી શારીરિક નબળાઈ વધે છે, એ વગેરે રાજ્યકારણ છે.

(૮) **મહાકારણ**—આખી સૃષ્ટિનાં મનુષ્યો તેમજ બીજાં પ્રાણી રોગ તથા મૃત્યુના ભયમાં આવી પડે એવો કોઇ વ્યવહાર બંધાય તે. દૃષ્ટાંત તરીકે, બ્રહ્મચર્ય, ગર્ભાધાન વગેરે શારીરિક ઉન્નતિના શિખરપર લઇ જનારી જે ક્રિયાઓનો પ્રાચીન લોકો ધર્મની આવશ્યક ક્રિયાઓ તરીકે સ્વીકાર કરતા હતા, તે ક્રિયાઓનો હવે અસ્વીકાર થવાથી એ વિષયમાં પૃથ્વીના લોકોમાં કોઇ બંધનકારક ધોરણ નહિ હોવાથી સ્વચ્છંદ વર્તનથી જે ખરાબી થાય છે તે.

**દૈવકૃત**—દૈવકૃત કારણો નીચે પ્રમાણે છેઃ—

(૧) ગરમી, ઠંડી, વાયુ વગેરે કારણોથી રોગ થાય છે તે.

(૨) વીજળી પડવી અથવા એવા જ બીજા અકસ્માતથી રોગ થાય છે તે.

કોલેરા, બ્યુબૉનિક પ્લેગ વગેરે, મહામારી અથવા મરકી જેવા ભયંકર રોગો દૈવકૃત છે કે નહિ, તેનો હજુ નિર્ણય થયો નથી. અમારા અભિપ્રાય પ્રમાણે એ રોગો મનુષ્યકૃત કારણોથી જન્મ પામે છે. મનુષ્યોને હાથે થતી ગંદકી અને બીજાં અનેક પાપાચરણ ( શારીરિક તેમજ માનસિક ) એ એવા રોગોનાં કારણ છે અને દૈવ અથવા કુદરતનો તેમાં કાંઇ હાથ હોય એમ સંભવતું નથી.

જે દરદોનાં કારણો દૈવી બનાવોમાંથી જન્મ પામે છે તે કારણો મનુષ્યોમાં દરદો ઉત્પન્ન કરવા માટે કલ્પાયાં છે, એમ માનવું નહિ જોઇએ. કુદરત અથવા દૈવની એવી ઇચ્છા કે હેતુ હોવો ન જ જોઇએ. વાતાવરણમાં જે જે દૈવી ફેરફારો થાય છે તેનો સંકેત રોગને પેદા કરવાનો નથી, પણ રોગને અથવા રોગનાં કારણોને દૂર કરવાનો છે અને સમગ્ર પ્રાણીઓના હિત માટે એ ફેરફારો થયા કરે છે. તેમાં થોડાં પ્રાણી તે ફેરફારના ભોગ થઇ પડે

છે. વાસ્તે વાસ્તવિક રીતે એ દૈવીકૃત કારણોને વ્યાધીનાં કારણો કહેવા કરતાં વાતાવરણની શુદ્ધિનાં કારણો કહેવાં જોઇએ. તથાપિ એ ફેરફારોથી જે કેટલાંક પ્રાણી નાના પ્રકારના રોગમાં સપડાય છે તેને માટે ઉપાયો અને ઉપચારો થવાની જરૂર છે અને તેથી એ વિકારોનો દૈવીકૃત દરદોમાં સમાવેશ કરવામાં આવેલો છે. જગતમાં દરદોની ઉત્પત્તિ ક્યાં ક્યાં દ્વારથી થાય છે તે સમજવાને માટે ઉપરનાં મનુષ્યકૃત અને દૈવીકૃત સામાન્ય કારણોના વિભાગો પૂરતા થશે.

હવે આ દરદનાં કારણોના સૂક્ષ્મ અને સ્પષ્ટ સમજાય એવા વિભાગો કરવા માટે અગાઉ કહ્યા પ્રમાણે આપણે તે કારણોના અગાઉ જણાવેલા બે વર્ગ પાડીએ. (૧) **રોગને લાયક કરનારાં કારણો. (૨) રોગને પેદા કરનારાં કારણો.** રોગને લાયક કરનારાં કારણો એટલે રોગના દૂરનાં કારણો અને રોગને પેદા કરનારાં કારણો એટલે રોગનાં પાસેનાં અથવા તાત્કાલિક કારણો.

---

## રોગને લાયક કરનારાં પ્રાથમિક કારણો.

### PRIMARY CAUSES.

ઘરની અંદર વસનારા ઘણા માણસોમાંથી આમુક માણસને જ કૉલેરા અથવા મરકી લાગુ પડે છે અને બીજાં બચી જાય છે તેનું શું કારણ છે ? આ સવાલના નિરાકરણમાં રોગને લાયક કરનારાં કારણોની સમજણ આવી જાય છે. આહાર-વિહારના વિરૂદ્ધ વર્તનથી પ્રાપ્ત થયેલ અથવા માબાપ તરફથી વારસામાં મળેલી શારીરિક પ્રકૃતિ કે નબળાઇથી અમુક માણસોનાં શરીર અમુક અમુક દોષોથી ઘેરાઇ ગયેલાં છે અને એ દોષો એ જ રોગને લાયક કરનાર કારણો થઈ પડે છે. આવા કારણથી અમુક અમુક દોષવાળાં શરીર અમુક અમુક દરદોને ગ્રહણ કરવાને અગાઉથી જ લાયક-તૈયાર ( Predisposed ) થઇ રહેલાં હોય છે અને તેથી જ ચોક્કસ પ્રકારનો રોગ ચોકસ માણસોને જ લાગુ પડે છે અને બીજાને બાધ કરતો નથી.

જે કારણો પોતે દરદ પેદા કરતાં નથી પણ શરીરને નબળું પાડી તાજાં તરતનાં કારણોને લાયક કરે છે, તે કારણો રોગને લાયક કરનારાં કારણો કહેવાય છે. બીજ જમીનમાં રોપવું હોય તો પ્રથમ બીને લાયક એવી જમીનને ખેડી ખાતર પુરી તૈયાર કરવી જોઇએ. જો જમીન બીને લાયક થયેલ હોય છે તો જ તેમાં તે બી ઉગી નીકળે છે. એવી જ રીતે કેટલાંક કારણો-દોષો-શરીરને એવી સ્થિતિમાં લાવી મૂકી રાખે છે કે, પછી બીજી જાતનાં તરતના બનેલાં કારણો તે શરીરમાં દરદની સહેલાઇથી ઉત્પત્તિ કરી શકે છે. રોગને લાયક કરનારાં કારણો ઘણાં બને છે, જેમાંનાં મુખ્ય કારણો નીચે પ્રમાણે છે.

**૧. માબાપની નબળાઈ. ૨. સગાંસગાંમાં લગ્ન. ૩. બાળલગ્ન. ૪. વારસાનાં કારણો. ૫. ઉમર. ૬. જાતિ. ૭. ધંધો. ૮. પ્રકૃતિ.**

**૧ માબાપની નબળાઇ**—ગર્ભ રહેતી વખતે બન્ને-માબાપ અથવા બેમાંથી એકનું શરીર નબળું હોય તો તેનું બાળક જરૂર નબળું થશે. તેમ જ બાપ કરતાં મા

ઘણી મોટી ઉમરની હશે, અથવા મા કરતાં બાપ ઘણી મોટી ઉમરનો હશે, મતલબ કે- તેમની બન્નેની ઉમરમાં હદ ઉપરાંત તફાવત હોઇ કજોડું થયું હશે, તો તેમનાથી ઉત્પન્ન થનાર બાળકો ઘણાં નબળાં થાય છે અને નબળાઇ એ ઘણાંએક દરદોનું મોટું કારણ છે.

**સગાં સગાંમાં લગ્ન**—આવાં લગ્ન થવાથી પ્રજા ઘણી નબળી પાકવાનો સંભવ છે. જે લગ્નથી પ્રજા નબળી થાય તે લગ્નનો વૈદ્યકશાસ્ત્રે નિષેધ કરેલો છે. આધુનિક તબીબો પણ સગાં[1] સગાંમાં લગ્ન કરવાની વિરૂદ્ધ મત આપે છે. મહાત્મા મનુ કહે છે કેઃ— "માતાના સપિંડમાં ન હોય અને પિતાના ગોત્રમાં ન હોય એવી કન્યા ઉત્તમ જાતિએ વરવા લાયક છે." અર્થાત્ હલકી વર્ણના લોકો જ સગાં સગાંમાં લગ્ન કરે, એવો એ મહાત્માના લેખનો હેતુ છે. ગોત્રમાં અથવા સગાં સંબંધીમાં લગ્ન કરવાનો નિષેધ કરવાનાં લૌકિક કારણો તો ઘણાં છે, પણ અહિં એ કારણો ઉપર વજન નહિ આપીએ તોપણ શારીરિક કારણો તો જરૂર લક્ષમાં લેવા લાયક છે. જેમ રસાયણિક યોગ એ જુદાં જુદાં ગુણના તત્ત્વો મળે તો જ થાય છે, તેમ સારી પ્રજા ઉત્પન્ન કરવા માટે કેવળ જુદી જુદી જમીનમાં ઉછરેલ અને જુદા જુદા લોહી ( વંશ ) માં પાકેલ એવાં છેટે છેટે વસનારાં સ્ત્રીપુરૂષોએ જ લગ્ન સંબંધ કરવો જોઇએ અને એટલા જ માટે દીકરીનું નામ "**દુહિતા**" એટલે જેના "દૂર જવાથી સૌનું હિત થાય" એવું રાખ્યું છે. માટે જે લોકો શાસ્ત્ર અથવા લોકમર્યાદાની વાતને ન માનતા કરતા હોય તો તેમણે બીજાં કારણ માટે નહિ તો પોતાનાં સંતાનોના હિતની ખાતર પોતાનાં દીકરા-દીકરીનાં લગ્ન વગર સંબંધીમાં અથવા માબાપ તરફથી કોઇ પણ પ્રકારનો સંબંધ ન ધરાવતાં હોય એવાં કુટુંબની સાથે કરવાં, એ વધારે સારૂં છે અને દૂરના દેશની સ્ત્રી પરણવી એ વળી સર્વોત્તમ સંબંધ છે.

**૩. બાળલગ્ન**—બાળલગ્નથી કેવડી મોટી ખરાબી થાય છે, તે વાત વિવેકી વાંચનારાઓથી હવે અજાણી નહિ રહી હોય, જેથી એ વિષે વિશેષ લખવાની જરૂર નથી. બાળલગ્નથી શારીરિક જેટલી ખરાબી થાય છે તેટલી ખરાબી બીજા કોઇ પણ રોગથી થતી નહિ હોય, એમ કહેવામાં કશી અતિશયોક્તિ થતી નથી; કેમકે **બાળલગ્ન** એ શરીરને નબળું પાડી તેની પાયમાલી કરનાર મહા પાપ છે. નબળા શરીરમાં વ્યાધિઓના વારંવાર હુમલા થાય છે. જે વખતે તરૂણ છોકરા તથા છોડીનું શરીર હજુ બંધાતુ આવતું હોય છે, જે વખતે તેમના શરીરને સારૂં પોષણ આપી લોહીમાં વધારો કરવાની જરૂર છે અને જે વખતે તેમનું વીર્ય હજુ પરિપક્વ થયું હોતું નથી એવા અયોગ્ય અથવા કવખતની કાચી ઉમ્મરમાં તેમનો લગ્ન સંબંધ થવા દેવાથી તેમના શરીરમાં લોહીનો ઉલટો ઘટાડો થઇ શરીરનાં ભાગોને જોઇએ એટલું લોહી મળી શકતું નથી અને તેથી તેમનું મન તથા શરીર જેટલા પ્રમાણમાં વધવું, પોષાવું અને કસાવું જોઇએ તેટલા પ્રમાણમાં વધતું, પોષાતું કે કસાતું નથી. જુવાન સ્ત્રીપુરૂષોનાં શરીર જુવાનીમાં ઘણાં દઢ, પુષ્ટ અને ખીલેલાં હોવાં જોઇએ તેને બદલે બાળલગ્નાદિ દુષ્ટ રીવાજોથી તે તવાયેલાં, દુબળાં અને પુરૂષત્વહીન થઇ ગયેલાં દેખાય છે અને પછી તેમને નબળાઇથી દરદો પેદા થાય છે, એટલુંજ નહિ પણ બળ-બુદ્ધિમાં બગાડો થવાથી એવા નબળા લોકો પોતાના કામ ધંધામાં બિલકુલ કુશળતા મેળવી શકતા નથી. તેથી ઓછી કમાણી અને

૧. સપિંડ.

ખાનપાનનાં ઓછાં સાધનો, ચિંતા તથા મુસીબતોને લીધે પોતાના અને પોતાના કુટુંબનાં માણસોના શરીરની બિલકુલ સંભાળ લઇ શકતા નથી. આવાં નબળાં માબાપોનાં બાળકો નબળાં થાય એમાં વળી આશ્ચર્ય શું?

**૪. વારસાનાં કારણો:**—કેટલાંક દરદો વારસામાં ઉતરે છે, અર્થાત્ મા અથવા બાપનું દરદ બાળકના દરદનું કારણ થાય છે. આવાં દરદોમાં ક્ષય, દમ, દિવાનાપણું, અપસ્માર એટલે વાઇ, ગુલ્મ, અર્શ એટલે હરસ, ઉપદંશ એટલે ગરમી તથા આંખ અને કાનના ઘણાએક રોગો મુખ્ય છે. વારસામાં ઉત્તરતાં ઘણાં દરદો ઘણી વખત આખા કુટુંબનો સંહાર કરે છે અને તે વખતે આપણે બોલીએ છીએ કે, તે કુટુંબ ઉપર દૈવનો કોપ ઉતર્યો છે. ખરૂં જોઇએ તો તેમાં દૈવનો કશો દોષ હોતો નથી; કેમકે ક્ષય અથવા દિવાનાપણાના દરદના સમયમાં રહેલો ગર્ભ પણ ક્ષયરોગી અને દિવાનો થાય એ વૈદ્યકશાસ્ત્રનો નિયમ છે. માટે ડાહ્યા માણસોએ એવા ભયંકર રોગની સ્થિતિમાં પરણવાથી અને પ્રજા ઉત્પન્ન કરવાથી દૂર રહેવું. કોઇ વખતે વારસામાં ઉતરનારાં દરદો એક પેઢીને મૂકી દઇને છોકરાંનાં છોકરાંને લાગુ પડે છે. વારસામાં ઉતરતાં દરદવાળાં બાળકો ઘણી વખત પ્રથમ તન્દુરસ્ત દેખાય છે, પણ દેખાતી તન્દુરસ્તી ઉપરથી એમ નહિ સમજવું કે, તે નિરોગી છે. એવાં બાળકોનું શરીર દરદને લાયક અથવા લાયક થવાની હાલતમાંજ હોય છે અને દરદને ઉત્તેજન આપનાર કાંઈ કારણ બને છે કે, તરત દરદ દેખાઈ આવે છે. વારસામાં ઉતરતાં દરદોનું આપણને જ્ઞાન હોય તો બચપણમાંથીજ સંભાળ રાખવાથી તે દરદને કદિ નિર્મૂળ ન કરી શકીએ, તોપણ કેટલેક દરજ્જે તેનો અટકાવ કરી શકીએ.

**૫. ઉમર**—ઉમર પણ દરદને લાયક કરનારૂં કારણ થાય છે. બાળપણમાં શરીરની ગરમી ઓછી હોય છે તેથી ઠંડી જલદી જલદી અસર કરે છે અને સંભાળ નહિ રાખવાથી નાનાં બાળકોને સસણી, દમ, ખાંસી, કફ વગેરે દરદો જરા જરા વારમાં થઇ આવે છે. જુવાનીમાં દરદોનો અટકાવ કરનારી શક્તિ જોરાવર હોવાથી દરદને લાયક કરનારાં કારણોનું થોડું ફાવે છે. ત્રીજી એટલે ઘડપણની અવસ્થામાં ફરી શરીર નબળું પડે છે અને એ વૃદ્ધાવસ્થાની નબળાઇ શરીરને વારંવાર રોગને લાયક કરે છે.

**૬. જાતિ**—જાતિનો વિચાર કરતાં પુરૂષ કરતાં સ્ત્રીનું શરીર રોગની અસરને વધારે લાયક થાય છે; કારણ કે મૂળમાં બાંધો નાજુક હોવાની સાથે ગર્ભસ્થાનમાં વારંવાર ફેરફાર અને ઉથલપાથલો થયો કરે છે, જેથી સ્ત્રીનું શરીર નબળું રહે છે.

**૭. ધંધો**—કેટલાક ધંધા પણ શરીરને રોગને લાયક કરનારાં કારણ બને છે. આખો દિવસ બેસીને કામ કરનારા, આંખને બહુ શ્રમ આપનારા, કાળજા તથા ફેફસાને દબાણ થાય એવી રીતે બેસીને કામ કરનારા, રંગનું કામ કરનારાઓ, પારા તથા ફૉસફરસની ચીજો બનાવનારાઓ, સલાટ એટલે પત્થર કોતરનારા કડીઆઓ, ધાતુઓનું કામ કરનારા કંસારાઓ, કોયલાની ખાણોમાં ખોદનારા મજુરો, કાપડની મીલોમાં કામ કરનારા મજુરો, બહુ બોલનારાઓ, બહુ ફુંકનારાઓ, એ વગેરે ઘણા ધંધાવાળાઓનાં શરીર તેમના ધંધાઓને લીધે રોગને લાયક થઇ જાય છે અને તેમની જીંદગી પ્રમાણમાં ટુંકી થાય છે.

**૮. પ્રકૃતિ**—પ્રકૃતિ, સ્વભાવ અથવા મિજાજ એ પણ દરદને લાયક કરનાર કારણ છે. કોઇનો મિજાજ ઠંડો, કોઇનો ગરમ, કોઇનો વાયડો અને કોઇનો મિશ્ર એટલે એમાંની

બે કે ત્રણ પ્રકૃતિની પ્રધાનતાવાળો હોય છે, ગરમ મિજાજવાળો માણસ ક્રોધ તથા તાવને સ્વાધીન થાય છે. શરદ મિજાજવાળો માણસ શરદી, કફ, દમ વગેરે વ્યાધિને તરત વશ થાય છે અને વાયુ પ્રકૃતિવાળો માણસ વાયુના રોગોને આધિન થાય છે. આ પ્રકૃતિઓ રોગને લાયક કરનારાં કારણો થઇ પડે છે, એટલે મૂળમાં શરીરમાં એ પ્રકૃતિરૂપ દોષ તો હોય છે અને પછી તે તે પ્રકૃતિને બહેકાવે એવા આહારવિહારથી ઉત્તેજન મળે છે, તો દરદ પેદા થાય છે. માટે જ પ્રકૃતિને રોગને લાયક કરનાર કારણોમાં ગણેલ છે. એ પ્રકૃતિના દોષો પણ યોગ્ય ઉપાયથી સુધરી શકે છે.

---

## રોગને ઉત્પન્ન કરનારાં નજીકનાં કારણો.

### SECONDARY CAUSES.

રોગને ઉત્પન્ન કરવાવાળાં નજીકનાં અનેક કારણોમાં આ નીચે મુખ્ય કારણોનો સમાવેશ કરવામાં આવેલો છે:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧. હવા. | ૨. પાણી. | ૩. ખોરાક. | ૪. કસરત. | ૫. ઉંઘ. |
| ૬. કપડાં. | ૭. વિહાર. | ૮. મલીનતા. | ૯. વ્યસનો. | ૧૦. વિષયોગ. |
| ૧૧. રસબિગાડ. | ૧૨. જંતુ. | ૧૩. ચેપ. | ૧૪. ઠંડી. | ૧૫. ગરમી. |
| ૧૬. મનના વિકારો. | | ૧૭. અકસ્માતો. | ૧૮. દવાઓ. | |

ઉપર લખેલી બાબતો જુદા જુદા રોગનાં કારણ થઇ પડે છે. આમાંની કેટલીક બાબતો અને મુખ્ય કરીને પહેલી સાત બાબતો યોગ્ય રીતે ઉપયોગમાં લીધાથી શરીરનું પોષણ કરી તન્દુરસ્તીને સાચવી રાખે છે, પણ એ જ બાબતોને જોઇએ એથી ઓછા પ્રમાણમાં, જોઇએ એથી વિશેષ પ્રમાણમાં અને જોઇએ એથી ઉલટી રીતે ઉપયોગમાં લેવામાં આવે છે તો શરીરમાં નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. આમાંની પહેલી પાંચ બાબતોનું વિસ્તારથી વિવેચન **૪ થા ભાગમાં** કરવામાં આવેલું છે, તેથી અત્રે બાકીનાં ૧૩ કારણોથી કયા કયા રોગ નિપજે છે તે સંક્ષેપમાં લખવામાં આવે છે જે ઉપરથી અનેક રોગને ઉત્પન્ન કરનારાં કારણોનો વાંચનારાઓને કેટલોક ખ્યાલ આવી જશે.

**૬. કપડાં**—કપડાં જેમ શરીરનું રક્ષણ કરે છે, તેમ યોગ્ય રીતે, ઋતુ પ્રમાણે તથા પ્રકૃતિ પ્રમાણે નથી પહેરવામાં આવતાં તો એ જ કપડાં શરીરને નુકસાન પહોંચાડે છે. બચ્ચાંના શરીર પર ઠંડીની અસર જલદી થાય છે માટે બાળકોને જોઇતાં સારાં ગરમ કપડાં પહેરાવવામાં ન આવે તો તેમને છાતીના તથા પેટના રોગ થાય છે. પગને હમેશાં ખુલ્લા તથા વારંવાર પાણીમાં રાખવાથી શરીર બગડે છે અને ક્ષય જેવા ભયંકર રોગને કારણ મળે છે. તંગ પોશાકથી છાતી તથા યકૃત (લીવર) ઉપર દબાણ થવાને લીધે, તે અવયવો પોતાનું કામ બરાબર નહિ કરી શકવાને લીધે લોહી બરાબર ફરતું અટકે છે અને તેથી શ્વાસનળીના તેમજ યકૃતના રોગ પેદા થાય છે. ગરમ દેશમાં અથવા ગરમ ઋતુમાં ઢીલાં કપડાં પહેરવાં અને ઠંડી ઋતુમાં જરા તંગ કપડાં પહેરવાની જરૂર છે, પણ જો તે નિયમથી ઉલટી રીતે કપડાં પહેરવામાં આવે તો ઉનાળામાં ગરમીના અને શીયાળામાં ઠંડીના રોગ

પેદા થાય છે. મેલાં કપડાં પહેરવાથી ચામડીના રોગ થાય છે. કપડાં મેલાં અને ચીકણાં હોવાથી ઉડતા ચેપી રોગો શરીરને લાગુ પડી જાય છે.

૭. **વિહાર**—વિહારને આ ઠેકાણે સ્ત્રીસેવનના અર્થમાં જ લીધેલ છે. વિહાર એ પણ શરીરનો એક ધર્મ છે; તથાપિ તે ધર્મના પાલનમાં હીનયોગ કે અતિયોગ થાય છે, તે ઘણાં દરદોને કારણ આપે છે. અતિયોગથી એટલે **અતિ વિહારથી**—ક્ષય, ધાતુક્ષય, ક્ષીણતા, ઉત્પન્ન થાય છે. હીનયોગથી એટલે મનોબળ હોય નહિ છતાં **વિહારના છેક અટકાવથી**—ધાતુસ્રાવ, સ્વપ્નમાં ધાતુનું જવું, વગેરે ધાતુના કેટલાક વિકારો થવાનો ભય છે.

૮. **મલિનતા**—મલિનતા ઘણાં દરદોને ઉત્પન્ન કરે છે. ઘરની તથા આસપાસની ગંદકી ખરાબ હવાને ઉત્પન્ન કરી ખરાબ હવાથી થતા રોગોને જન્મ આપે છે. શરીરની મલિનતા ચામડીના ઘણા રોગોને જન્મ આપે છે. લુખસ, ચળ, ગુમડાં વગેરે ચામડીનાં દરદો થાય છે, તે ઉપરાંત મેલથી ચામડીનાં છિદ્રો પૂરાઇ જવાથી પસીનાનો અટકાવ થાય છે અને તેથી લોહી બરાબર શુદ્ધ થઇ શકતું નથી, તેથી પણ ઘણા રોગ થાય છે.

૯. **વ્યસન**—વ્યસનોથી અનેક ભયંકર દરદો ઉત્પન્ન થાય છે. દારૂ, તાડી, અફીણ ભાંગ, તંબાકુ, તપખીર, ચા, કાફી, એ વગેરે વ્યસનની ઘણી વસ્તુઓ છે. એ બધી વસ્તુઓ દવા તરીકે યોગ્ય રીતે વાપરવાથી ફાયદો કરી શકે છે. પણ નિત્ય વપરાશથી એટલે વ્યસનથી કાંઈ પણ ફાયદો કરવાને બદલે ઉલટું નુકસાન કરે છે. એ દરેક વસ્તુઓ થોડો વખત ઉપયોગમાં લીધાથી, તેનામાં માદકગુણ હોવાને લીધે તેનું વ્યસન પડી જાય છે. વ્યસન તરીકે નિત્ય વાપરવાથી એ દરેક વસ્તુ નીચે પ્રમાણે દરદો ઉત્પન્ન કરે છે.

(૧) **દારૂ**—લોહીબીગાડ, બદહજમી, ઉલટી, ઝાડાનો કબજો, ખટાશ, મંદાગ્નિ અને મગજની ખરાબી કરે છે. આળસ, સુસ્તી, નાહિંમતપણું, બીકણપણું, બેઅક્કલપણું, એ દારૂ પીનારનાં ખાસ લક્ષણો છે. દારૂથી ફેફસાંની ભયંકર બિમારી, યકૃત (લીવર) નો સંકોચ તથા તેનો પાક, ક્ષય, મધુપ્રમેહ, ગુરદાનો બગાડ, એવાં એવાં ભયંકર દરદો પણ થાય છે. ઘણો દારૂ શરીરમાં ઝેરની અસર કરે છે. દારૂ બુદ્ધિને બગાડે છે.

(૨) **તાડી**—પેશાબના ગુરદાનો રોગ, મંદાગ્નિ, આફરો, ઝાડો વગેરે દરદોને પેદા કરે છે અને બુદ્ધિને ભ્રષ્ટ કરે છે.

(૩) **અફીણ**—અફીણનાં વ્યસનથી મનની સુસ્તિ, અક્કલનો ઘટાડો અને દિવાનાપણું ઉત્પન્ન થાય છે. ટુંકામાં અફીણથી શરીરની પાયમાલી છે.

(૪) **ભાંગ**—બુદ્ધિ તથા હુંશીયારીનો નાશ પણ થાય છે, માણસાઇ ઓછી થાય છે, મૂર્ખાઇ વધે છે, યાદશક્તિ ઘટી જાય છે, વિચારશક્તિ નબળી પડે છે, ચક્કર આવે છે, મન ખરાબ થાય છે અને આવરદા ઓછો થાય છે.

(૫) **તંબાકુ**—તંબાકુ ચાવવાથી પાચનશક્તિ મંદ પડ છે, બદહજમી રહે છે, પહેલાં હુંશિયારી પણ પછી સુસ્તી આવે છે, હાથપગ ઢીલા થાય છે, મનની ચંચળતા અને હુંશિયારી ઓછી થાય છે અને વિચારશક્તિ નબળી પડે છે. વધારે વજનમાં ખાધામાં આવે છે તો પૂર્ણ ઝેરની અસર કરી જીવ પણ લે છે. તંબાકુ પીવાથી છાતીમાં દાહ, શ્વાસ તથા કફનાં દરદો પેદા થાય છે.

(૯) **તપખીર**—તંબાકુ સુંઘવાથી ગંદકી થવા ઉપરાંત શરીરમાં તરેહવાર દરદો પેદા થાય છે.

૧૦. **વિષયોગ**—ખાવા પીવામાં વિરૂદ્ધ ખાનપાન મળવાથી પેટમાં એવા પદાર્થો ઝેરના જેવી નુકસાનકારક અસર કરે છે, તે વાત આગળ બતાવવામાં આવેલ છે. તે સિવાય જુદાં જુદાં ઝેર પેટમાં જવાથી ઘણાં દરદોને ઉત્પન્ન કરે છે. **ઝેરી હવાથી**-તાવ, પાંડુ, મરડો વગેરે દરદો થાય છે. **સીસું કે તાંબુ** પેટમાં જવાથી ચૂંકનો રોગ થાય છે, **વછનાગ** પેટમાં જવાથી મૂર્છા તથા દાહ થાય છે, **સોમલ** તથા **રસકપુરથી** ઝાડો છુટી જાય છે અને એ બધા પદાર્થો ઝેરી હોવાથી ઝેરનું કામ કરી શરીરને ઘણી રીતે હાનિ પહોંચાડે છે.

**૧૧ રસબિગાડ**—ઝાડો, પેશાબ, પરસેવો, થુંક, પિત્ત એ વગેરે પદાર્થો લોહીમાંથી પેદા થાય છે અને તે સર્વને "**શરીરનો રસ**" એવું નામ આપવામાં આવ્યું છે. આ સર્વ રસો જોઇએ તે કરતાં વધારે પેદા થઇ શરીરમાં રહે તો શરીરને નુકસાન પહોંચાડે છે. જેમ કે પસીનો છેક બંધ પડવાથી તે શરીરમાં રહીને નુકસાન કરે છે તેમ જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં નીકળવાથી પણ નુકસાન કરે છે. એજ પ્રમાણે ઝાડા વગેરેને માટે સમજવું. પેસાબ કમ થાય તો પેસાબને રસ્તેથી લોહીમાંથી જે નુકસાનકારક ભાગો બહાર નીકળવા જોઈએ તે નીકળવાને બદલે લોહીમાંજ એકઠા થાય છે અને જો પેસાબ થતો છેક બંધ થાય તો મૃત્યુ નીપજે છે. કૉલેરામાં એ પ્રમાણે થાય છે. ઘણો પરસેવો, ઘણા દિવસનો અતિસાર, હરસ તથા નસકોરીનું લોહી તેમજ ઓરતોના દસ્તાનનાં પ્રવાહને એકદમ બંધ પાડી દેવાથી નુકસાન છે. પિત્ત બગડવાથી પાચનક્રિયાના વિકારો થાય છે અને ખટાશ વધવાથી સંધિવા જેવાં દરદ થાય છે.

૧૨. **જંતુ**—કૃમિ અથવા જંતુથી ગંડમાળ, વાતરક્ત, ઉલટી, અપસ્માર, અતિસાર તથા ચામડીનાં અનેક દરદો પેદા થાય છે.

૧૩. **ચેપ**—ચેપી હવાથી અથવા બીજા માણસોના સ્પર્શથી ઘણાં દરદો થાય છે. ઉપદંશ (ગરમી–ચાંદી), રતવા, પ્રમેહ, પ્રદર, ટાઇફોઈડ તથા ટાઈફસ નામના તાવ, કૉલેરા, ન્યુમોનિક પ્લેગ અને બીજા ઉડતા રોગ ચેપથી થાય છે.

૧૪. **ઠંડી**—શરીરની ગરમી ઓછી થાય છે ત્યારે તેને ઠંડી કહેવામાં આવે છે. અતિ ઠંડી તથા શરદીથી તાવ, મરડો, ચૂંક, મૂત્રપિંડનો વરમ, સંધિવા, મધુપ્રમેહ, હૃદયનો રોગ, ફેફસાંનો વરમ, વરાધ, દમ, ક્ષય, ઉધરસ વગેરે દરદો પેદા થાય છે.

૧૫. **ગરમી**—શરીરની સ્વાભાવિક ગરમી કરતાં વિશેષ ગરમી વધી જાય છે તો રતવા, યકૃત, રક્તપિત્ત, ગરમીની ઉધરસ, અતિસાર વગેરે રોગ થાય છે. સૂર્યના સખ્ત તાપની ગરમીથી મગજની બિમારી (Sun stroke) સખ્ત તાવ, કૉલેરા, શીળી, મરડો વગેરે રોગો પેદા થાય છે. ગરમીથી શરીરપર અળાઇ, ફોલ્લા વગેરે ચામડીના દરદો પણ ફુટી નીકળે છે. વિસ્ફોટક વગેરે દરદો જેમ દુષ્ટ સ્પર્શથી થયેલી ગરમીના ઝેરથી થાય છે, તેમ ગરમ પદાર્થો ખાવાથી વધી ગયેલી ગરમીથી પણ એવા વ્યાધિ થાય છે.

૧૬. **મનના વિકારો**—મનના વિકારોથી ઘણાં દરદો થાય છે. અતિ **ક્રોધથી** તાવ, વાતરક્ત વગેરે દરદો થઈ આવે છે. **અતિ ભ્રમથી** મૂર્છા, કમળો, ચૂંક, ગુલ્મ, ઝાડો, અ-

જીર્ણ વગેરે થાય છે. **અતિ ચિંતાથી** અજીર્ણ, કમળો, મધુપ્રમેહ, ક્ષય, રક્તપિત્ત વગેરે વ્યાધિ થાય છે.

૧૭. **અકસ્માતો**—અકસ્માતો એટલે પડી જવાથી. કચરાઇ જવાથી, ડુબી જવાથી, ઝેર ખાઈ જવાથી અને એવા એવા નહિ ધારેલા બનાવોથી જે દરદો થાય છે તે.

૧૮. **દવાઓ**—દવાઓ દરદોને મટાડે છે અથવા મટાડવામાં મદદ કરે છે, પણ તેની સાથે એટલું પણ ભૂલવું નહિ જોઇએ કે, યુક્તિ વિના અણઘડપણે લીધેલી કે આપેલી દવા દરદને વધારી દે છે અથવા એક દરદને ઉભું રાખી બીજું દરદ ઉત્પન્ન કરે છે. ભૂલથી અપાયેલી દવાઓને લીધે મરણો નિપજે છે તેને આપણે ગફલત અથવા અકસ્માતના વર્ગમાં મૂકીએ, પણ ઉંટવૈદો, નીમહકીમો અને લોભાગુ ડાકટરો પોતાના અલ્પજ્ઞાનને લીધે, લોભને લીધે કે દરદીને માટે ઓછી કાળજીને લીધે તેમની દવાઓ સેંકડો દરદોના કારણરૂપ થાય છે. હજારો માણસો એવા અણઘડ અને લોભાગુ ઉપચારકોના અજ્ઞાનના, અવિચારના અને લોભના ભોગ થઈ પડે છે. થોડાં દૃષ્ટાંતો આ વાતનો ખુલાસો કરશેઃ–શરીરમાં વાયુ વધી જવાનું કારણ ઠંડી અથવા શરદીજ હોય છે એમ નથી, અતિ ગરમીથી પણ વાયુ જોર કરી આવે છે અને કારણ ગરમીનું છતાં દરદી વાયુની ફરીયાદ કરે છે અને વૈદરાજ પણ એજ ધોરણપર જઇ ગરમ દવાઓ ઠોકયા કરે છે, તેથી ગરમી ઉલટી જોર કરી દરદને અસાધ્ય કરે છે. ધાતુના બીગાડથી, પુરૂષત્વનો નાશ થવાથી, ઉપદંશ એટલે ગરમીથી અથવા ભય કે ચિંતા વગેરેથી ઘણા માણસોનાં મગજ ભ્રમિત બની જાય છે, વિચાર વાયુ થઇ જાય છે અને ગાંડપણ સુદ્ધાં આવી જાય છે. આવાં દરદો ઉપર અજ્ઞાન લોકો અને અજ્ઞાન ઉપચારકો આંખો મીંચીને ગરમ દવાઓ જ ઠોકયા કરે છે, જેથી એ જાતનો વાયુ ઘટવાને બદલે ઉલટો વધે છે; કેમકે એવાં દરદો મૂળ મગજના ખાલી પડવાથી કે ધાતુનો નાશ થવાથી થયેલાં હોય છે અને મગજ તથા ધાતુ સુધરે તોજ વાયુ પણ મટે. માટે મગજનું પોષણ કરે એવા તરાવટવાળા અને શાંત ઉપચારો કરવાની જરૂર છે. શરીર બહુ જુલાબને લાયક નહિ છતાં બહુ જુલાબ આપવાથી મરડાનો રોગ થાય છે, આમ તથા લોહી તુટી પડે છે અથવા ઘણી વખત આંતરડાં કામ કરવાને કેવળ અશક્ત બની મૃત્યુ નિપજે છે. આવી રીતે દવાઓથી પણ અનેક દરદો પેદા થાય છે.

## એક રોગ બીજા રોગનું કારણ.

કેટલાંક દરદો જેમ આહારવિહારના વિરૂદ્ધ વર્તનથી સ્વતંત્રપણે થાય છે, તેમ બીજાં દરદમાંથી પણ ઉત્પન્ન થાય છે. જેમકે–ઘણું ખાવાથી અથવા પ્રકૃતિને પ્રતિકૂળ અતિ ગરમ કે અતિ ઠંડા પદાર્થો ખાવાથી જઠરાગ્નિ બગડે છે, તેમ અતિ વિષયથી પણ શરીરનું સત્વ ઓછું થતાં પાચનશક્તિ મંદ પડી જાય છે અને એવી રીતે મંદાગ્નિ પ્રાપ્ત થતાં તેનાં કારણોનો ઉપાય નથી કરવામાં આવતો તો એ જ મંદાગ્નિમાંથી અનુક્રમે ઘણા વ્યાધિ જન્મ પામે છે. તે એવી રીતે કેઃ—

૧. (૧) **મંદાગ્નિથી અજીર્ણ** થાય છે, (૨) **અજીર્ણમાંથી** ઝાડો થાય છે, (૩) **ઝાડામાંથી મરડો** થાય છે, (૪) **મરડામાંથી સંગ્રહણી** થાય છે અને (૫) **સંગ્રહણી-**

**માંથી હરસ** અને આમણનો રોગ થાય છે. આ દરદો હમેશાં આવી રીતેજ થાય છે એમ નથી, પણ ઘણાને આ ક્રમથી એક દરદમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું દરદ લાગુ પડેછે.

૨. **શરદી**—શરદી એ નાનું સરખું દરદ છે. બે ત્રણ દિવસમાં એની મેળે પણ મટી જાય છે. પણ એજ નાનું સરખું દરદ ક્વચિત ઘણા મોટા ભયંકર દરદનું કારણ થાય છે. શરદીમાં ખાવા પીવાનો દોષ વધે છે તો (૧) **ખાંસી** થાય છે, (૨) કફ થાય છે અને તેમાંથી ફેફસાંને હરકત પહોંચી ભયંકર (૩) **ક્ષયનું** રૂપ પણ પકડયાના ઘણા દાખલા બને છે. (૪) **પીનસ** રોગ પણ મૂળ શરદીમાંથી થાય છે.

૩. **અજીર્ણ**—અજીર્ણ પણ એવુંજ સાધારણ દરદ છે. માણસોને વારંવાર અજીર્ણ થાય છે અને એની મેળે અથવા સહેજસાજ ઉપાય કરવાથી તરત મટી જાય છે. જ્યાં સુધી શરીરમાં કૌવત હોય છે, ત્યાં સુધી તો વિશેષ હરકત જણાતી નથી, પણ નબળા માણસોને એવું સાધારણ અજીર્ણ પણ મોટા વ્યાધિનું કારણ થઈ પડે છે. (૧) **અજીર્ણમાંથી મરડો** થાય છે, (૨) મરડામાંથી **સંગ્રહણી**નો અસાધ્ય રોગ થાય છે અને (૩) **કૉલેરા**ના ભયંકર રોગને તેડું કરનાર પણ અજીર્ણ છે. અજીર્ણની ઉપેક્ષા કરવાથી અજીર્ણ જીર્ણ રૂપ પકડે છે અને પછી એ રોગ સદાને માટે ઘર કરીને રહે છે. આ જીર્ણરૂપમાં તે રોગ અંગ્રેજીમા "**ડિસ્પેપ્સ્યા**" ના નામથી સારી રીતે પ્રસિદ્ધ છે. આ સિવાય અજીર્ણના દરદમાંથી (૪) **કૃમિરોગ**, (૫) **તાવ**, (૬) **ચુંક** અને (૭) **ઝાડાની કબજીઆત** વગેરે દરદો થઇ આવે છે.

૪. **તાવ**—તાવમાંથી (૧) **બરોલ**, (૨) **જીર્ણતાવ**, (૩) **સોજા** વગેરે દરદો થઇ આવે છે.

૫. **કૃમિ**—કૃમિનું દરદ જુદું ગણવામાં આવેલું છે, પણ એજ કૃમિવડે (૧) **આંચકી**, (૨) **હૃદયનો રોગ**, (૩) **હિસ્ટીરીયા**, (૪) **માથાનો રોગ** વગેરે દરદો પેદા થાય છે.

૬. **ધાતુબીગાડ**—ધાતુબીગાડનો રોગ થાય છે અને તેનો જો વેળાસર સુધારો ન થાય તો ધાતુનો વધારે બીગાડ થાય છે અને તેમાંથી (૧) **ક્ષયનો** અસાધ્ય રોગ થઇ જાય. એજ ધાતુબીગાડમાંથી (૨) **મગજનો વાયુ** ( વિચારવાયુ અથવા ભ્રમ ) થાય છે અને માણસની બુદ્ધિ નાશ પામે છે તથા ઘેલા જેવો થઇ જાય છે.

૭. **ખાંસી**—ખાંસીના સાધારણ રોગની દરકાર ન કરવામાં આવે તો તે વધી **ક્ષયનું** રૂપ પકડે છે.

૮. **મદાત્યય**—દારૂ ઘણો પીવાથી જે રોગ થાય છે તેને "**મદાત્યય**" કહેવામાં આવે છે. આ મદાત્યયના દરદમાંથી (૧) **અજીર્ણ**, (૨) **દાહ**, (૩) **ઉન્માદ** (ઘેલછા) નો અસાધ્ય રોગ અને (૪) **યકૃતનો** રોગ થાય છે.

૯. **ઉપદંશ**—ઉપદંશ એટલે દુષ્ટ સંસર્ગથી થયેલા ગરમીના રોગમાંથી (૧) **વિસ્ફોટક**, (૨) **ગ્રંથી**, [૩] **વાતરક્ત**, [ ૪ ] **રતવા**, [ ૫ ] **હરસ**, [ ૬ ] **ભગંદર**, [ ૭ ] **નાડીવ્રણ**, [૮] **બદ** વગેરે દરદો પેદા થાય છે.

૧૦ **પ્રમેહ**—પ્રમેહ એટલે પરમામાંથી [ ૧ ] **મૂત્રકૃચ્છ્ર**, [ ૨ ] **મૂત્રાઘાત** અને [૩] **પ્રમેહ પીટિકા** વગેરે દરદો ઉત્પન્ન થાય છે.

## પ્રકરણ ૨ જું.

### ત્રિદોષજન્ય દરદો.

### DISEASES OF VAT-PIT-KAF.

આર્યવૈદ્યકશાસ્ત્ર પ્રમાણે તમામ દરદોની કુંચી **વાતપિત્તકફ** નામના ત્રણ દોષમાં છે. આ ત્રણ દોષો સમાનતામાં અથવા તેની સ્વાભાવિક સ્થિતિમાં હોય છે ત્યાં સુધી શરીર નિરોગી ગણાય છે; પણ તેમાંથી એક અથવા વધારે દોષ પોતપોતાની મર્યાદા મુકી ઉલટો રસ્તો લે છે, અથવા કોપ પામે છે, ત્યારે તેમાંથી ઘણાં દરદો પેદા થાય છે. દરદ માત્ર એ ત્રણ દોષમાંથી જન્મ પામે છે, એમ કહેવામાં કાંઈ ભૂલ થતી નથી, પણ તે વાત સૂક્ષ્મ હોવાથી તેનો શાસ્ત્રાર્થ અત્રે કરવા જેટલી જગ્યા નથી. આ ત્રણ દોષો કયાં કારણોથી મર્યાદા મૂકે છે અને તેમાંથી શું શું દરદો થાય છે, તે નીચે લખવામાં આવે છે.

### વાત પ્રકોપનાં કારણો.

વાયુ, મૂત્ર તથા ઝાડાનો અટકાવ કરવો, તુરારસના પદાર્થો ખાવા, અતિ ઠંડા પદાર્થો ખાવા, રાત્રે ઉજાગરો કરવો. અતિ સ્ત્રીસેવન કરવું, અતિ શ્રમ કરવો, અતિ ખાવું, અતિ ચાલવું, અતિ બોલવું, ભય, લુખા પદાર્થો ખાવા, અપવાસ કરવા, અતિ ખારા તથા કડવા અને તીખા પદાર્થો ખાવા, બહુ હીંચકા ખાવા, વાહનો ઉપર બેસીને મુસાફરી કરવી, એ વગેરે વાયુને કોપાવનારાં કારણો છે. વળી અતિશય ટાઢમાં, વરસાદની હેલીમાં, નાહ્યા પછી, પાણી પીધા પછી, દિવસના પાછલા ભાગમાં, ખાધેલું પચી ગયા પછી અને બહુ પવનમાં શરીરનો વાયુ જોર કરે છે.

### વાતજન્ય દરદો (૮૦).

આમાંનાં ઘણાંક દરદોને ઍલોપથીના નરવસ સિસ્ટમનાં દરદોમાં સમાવેશ થઇ શકે છે. આર્યવૈદ્યકશાસ્ત્ર પ્રમાણે શરીરમાં વાયુ કોપે છે ત્યારે તે નીચેના ૮૦ પ્રકારના દરદોને ઉત્પન્ન કરે છેઃ—

૧. **આક્ષેપવાયુઃ**—શરીરની નસોમાં ભરાઇને શરીરને આમતેમ ફેંકે છે તે.
૨. **હનુસ્તંભઃ**—વાયુથી જડબું એટલે દાઢી જકડાઇ જાય છે તે.
૩. **ઉરૂસ્તંભઃ**—વાયુ જાંગ એટલે સાથળોને અકડાવી ચાલવાની ગતિ રોકે છે તે.
૪. **શિરોગ્રહઃ**—માથાની નસોમાં વાયુ ભરાઇ માથાને જકડાવે ને વેદના કરે છે તે.
૫. **બાહ્યાયામઃ**—પીઠ એટલે વાંસાની નસો કામઠાની પેઠે વાંકી વળે છે તે.
૬. **અભ્યંતરાયામઃ**—છાતી તરફથી શરીર કમાન જેવું વાંકું થાય છે તે.
૭. **પાર્શ્વશૂળઃ**—પાંસળાંમાં એટલે પડખામાં શૂળો નીકળે છે તે.
૮. **કટિગ્રહઃ**—વાયુ કમરને પકડી જડ જેવી કરે છે તે.
૯. **દંડાપતાનકઃ**—દંડે એટલે લાકડીની પેઠે શરીરને સજ્જડ કરી નાંખે છે તે.
૧૦. **ખલ્લીઃ**—પગ, હાથ, જાંગ, ગોઠણમાં વાયુ ભરાઇને ખાલી ચડાવે છે તે.

૧૧. **જિહ્વાસ્તંભ:**—વાયુ જીભની નસોને પકડી બોલવાની ગતિ બંધ કરે છે તે.
૧૨. **અર્દિત:**—મોંનો અરધો ભાગ વાંકો દરડાઇ જાય છે તથા જીભે લોચા વળે છે તે.
૧૩. **પક્ષાઘાત:**—વાયુ અરધા શરીરની નસોનું શોષણ કરી ગતિને અટકાવે છે (અર્ધાંગ).
૧૪. **ક્રોષ્ટુશીર્ષ:**—વાયુ લોહીનો આશ્રય કરી ગોઠણમાં કઠણ સોજો લાવે છે તે.
૧૫. **મન્યાસ્તંભ:**—વાયુ કફની સાથે મળી ગરદનની પાછલી નસોને પકડી અટકાવે છે તે.
૧૬. **પંગુ:**—કમર તથા જાંગોમાં વાયુ પ્રવેશ કરી બન્ને પગને રાંટા કરે છે(પાંગળાંપણું).
૧૭. **કલાયખંજ:**—ચાલતાં શરીરમાં કંપારો થઇ પગ આડા અવળા પડે છે તે.
૧૮. **તૂની:**—પકવાશયમાં શૂળ ઉત્પન્ન થઇ ગુદા અને ઉપસ્થમાં જાય છે (મૂત્રાશય શૂળ).
૧૯. **પ્રતિતૂણી:**—તૂણીની વેદના નીચે ઉતરી પાછી નાભિ તરફ જાય છે (સફરાનું શૂળ).
૨૦. **ખંજ:**—પંગુનાં જેવાં લક્ષણ, પણ એક જ પગ લંગડાય છે તે ( લંગડાપણું ).
૨૧. **પાદહર્ષ:**—પગમાં ખાલી ઝણઝણ થાય ને પગ શૂન્ય થાય છે (ઝણેણી ચડવી).
૨૨. **ગૃધ્રસી:**—કેડથી ઘુંટી સુધી નસોને પકડીને તીવ્ર વેદના કરે છે તે.
૨૩. **વિશ્વાચી:**—હથેળી તથા આંગળાં ઝલાય ને હાથવતી કામ ન થાય તે.
૨૪. **અપબાહુક:**—હાથની નાડી ઝલાઈ આખો હાથ ખેંચાઈ જાય તે.
૨૫. **અપતાનક:**—વાયુ હૃદયમાં જઇ દૃષ્ટિને સ્તબ્ધ કરે, જ્ઞાન અને ભાનનો નાશ કરે અને કંઠમાંથી વિલક્ષણ પ્રકારનો અવાજ નીકળે. તે વાયુ હૃદયમાંથી દૂર થાય એટલે ભાન આવે, એમ હિસ્ટીરીયાનાં જેવાં ચિન્હો વારંવાર થાય તે અપતાનક (ચમક) વાયુ.
૨૬. **વ્રણાયામ:**—માર અથવા જખમથી થયેલા વ્રણમાં વાયુ પીડા કરે છે તે.
૨૭. **વાતકંટક:**—ઘુંટીમાં ચાલતાં દરદ થાય છે તે.
૨૮. **અપતંત્રક:**—પગમાં તથા માથામાં પીડા થાય, મોહ થાય, પડી જવાય અને શરીર ધનુષની પેઠે વાંકું વળે, દૃષ્ટિ સ્તબ્ધ થાય અને કપોત પક્ષીના જેવાજ અવાજ થાય.
૨૯. **ભેદ:**—વાયુથી ચામડી ફાટે તે.
૩૦. **શોષ:**—વાયુ શરીરનું કે તેના એક અંગનું લોહી સુકવી નાખી શરીરનું શોષણ કરેછે.
૩૧. **મિણમિણત્વ:**—મોંમાંથી નીકળવાના શબ્દો નાકમાંથી નીકળે (ગુંગળાપણું).
૩૨. **કલ્લતા:**—અચકી અચકીને ટૂંકા શબ્દો બોલાય ( બોબડાપણું )
૩૩. **અષ્ઠિલિકા:**—નાભી નીચે પથરા જેવી ગાંઠ થાય છે તે (વાતાષ્ઠિલા).
૩૪. **પ્રત્યષ્ઠિલા:**—એજ ગાંઠ પેટમાં આડી થઇને પડે છે તે.
૩૫. **વામનત્વ:**—વાયુ ગર્ભમાં ભરાઇ ગર્ભને વિકાર કરે તો બાળક ઠીંગણો અવતરે તે.
૩૬. **કુબ્જત્વ:**—વાંસા અને છાતીમાં વાયુ ભરાઇ ખુંધ નીકળે છે તે (કુબડાપણું).
૩૭. **અંગપીડા:**—આખા શરીરે પીડા થાય છે તેને અંગપીડા કહે છે (વ્યથા).
૩૮. **અંગશૂળ:**—આખા શરીરમાં શૂળો ભોંકાયા કરે છે તેને અંગશૂળ કહે છે (તોદ)
૩૯. **સંકોચ:**—વાયુ નસોને સંકોચી શરીરને અકડાવે છે તેને સંકોચ કહે છે.
૪૦. **સ્તંભ:**—વાયુથી શરીર જકડાઇ જાય છે તેને સ્તંભવાયુ નામ આપવામાં આવેલુંછે.
૪૧. **રૌક્ષ્ય:**—વાયુના કોપથી શરીર લુખું અને નિસ્તેજ થાય છે તે.
૪૨. **અંગભંગ:**—વાયુથી શરીર ભાંગી કટકા થતું હોય એમ થાય છે તે.

૪૩. **અંગવિભ્રંશઃ**—શરીરનો એકાદ સાંધો ખસી જાય તે.
૪૪. **મૂકત્વ:**—બોલવાની નાડીમાં વાયુ ભરાવાથી વાચા બંધ થાય છે [મુંગાપણું].
૪૫. **વિટ્ગ્રહ:**—આંતરડામાં વાયુનો કોપ થઇ ઝાડા પેસાબનો કબજો થાય છે તે.
૪૬. **બદ્ધવિટકતા:**—વાયુથી ઝાડો બહુ જ કઠણ આવે છે, તેને બદ્ધવિટકતા કહે છે.
૪૭. **અતિજૃંભા:**—વાયુથી બગાસાં બહુ આવે છે તેને અતિજૃંભા કહેવામાં આવે છે.
૪૮. **પ્રત્યુદ્ગાર:**—વાયુના કોપથી અતીશય ઓડકાર આવ્યા કરે છે તે.
૪૯. **અંત્રકૂજનઃ**—વાયુના કોપથી આંતરડાંમાં કુર કુર થયા કરે છે તે.
૫૦. **વાતિપ્રવૃત્તિ:**—વાયુના કોપથી અધોવાયુ બહુ બહુ થયા કરે છે તે.
૫૧. **સ્ફુરણ:**—વાયુથી શરીરનું કોઇ પણ અંગ ફરકયા કરે છે, જેમકે હાથ, આંખ વગેરે.
૫૨. **શિરાપૂર્ણ:**—વાયુથી શિરાઓ પુરાઇ જાય છે તેને શિરાપૂર્ણ કહે છે.
૫૩. **કંપવાયુઃ**—વાયુથી સર્વ અંગ અને માથું કંપ્યા કરે છે તે.
૫૪. **કાર્ષ્ય:**—વાયુના કોપથી શરીર દિવસે દિવસે દુબળું પડતું જાય છે તે.
૫૫. **શ્યામતા:**—વાયુથી શરીર કાળું પડતું જાય છે તેને શ્યામતા કહે છે.
૫૬. **પ્રલાપ:**—જે વાયુથી માણસ બહુ બોલ્યા કરે છે તેને પ્રલાપ કહે છે.
૫૭. **ક્ષિપ્રમૂત્રતા:**—જે વાયુના વેગથી વારંવાર પેશાબ થયા કરે છે તે.
૫૮. **નિદ્રાનાશ:**—વાયુના કોપથી ઉંઘ નાશ પામે છે તે.
૫૯. **સ્વેદનાશ:**—બહુ વાયુ છિદ્રોને પુરી નાખી પસીનાનો અટકાવ કરે છે તે.
૬૦. **દુર્બળત્વ:**—વાયુના કોપથી શરીર દુબળું થતું જાય છે તે.
૬૧. **બળક્ષય**—વાયુના પ્રકોપથી બળનો છેક નાશ થાય છે, તેને બળક્ષય કહે છે.
૬૨. **શુક્રપ્રવૃત્તિ**—વાયુના કોપથી શુક્ર [ વીર્ય ] ઘણું પડયા કરે છે તે [શુક્રક્ષય].
૬૩. **શુક્રકાર્ષ્ય**—વાયુ ધાતુમાં મળીને ધાતુને સુકવી નાખે છે તે.
૬૪. **શુક્રનાશ**—વાયુ ધાતુસ્થાનના ધાતુનો છેક નાશ કરે છે તે.
૬૫. **અનવસ્થિતચિત્ત**—વાયુ મગજમાં જઇ ચિત્તને અસ્થિર કરી નાખે છે તે.
૬૬. **કાઠિન્ય**—વાયુના કોપથી શરીર કઠણ થઇ જાય છે તે.
૬૭. **વિરસાસ્યતા**—વાયુના કોપથી મોંઢામાં રસ કે સ્વાદ નથી ભાવતો તે.
૬૮. **કષાયવક્ત્રતા**—વાયુના કોપથી મોઢું કષાએલું રહે છે તે.
૬૯. **આધ્માન**—વાયુના કોપથી નાભિની નીચે આફરો ચડે છે તે.
૭૦. **પ્રત્યાધ્માન**—હૃદયની નીચે અને નાભિની ઉપર આફરો ચડે છે તે.
૭૧. **શીતતા**—વાયુથી શરીર ઠંડુ પડે છે તે [ શૈત્ય ].
૭૨. **રોમહર્ષ**—વાયુના કોપથી શરીરનાં રૂવાટાં ઉભાં થાય છે, તેને રોમહર્ષ કહે છે.
૭૩. **ભીરૂત્વ**—વાયુના કોપથી બીકણપણું આવે તેને ભીરૂત્વ કહે છે.
૭૪. **તોદ**—શરીરમાં સોયો લાગવા જેવું તીવ્ર શૂળ આવે છે તે.
૭૫. **કંડુ**—શરીરમાં ખરજ આવે છે, તેને કંડુ કહે છે.
૭૬. **રસાજ્ઞતા**—મીઠા, ખારા, ખાટા વગેરે રસની ખબર ન પડે તે.
૭૭. **શબ્દાજ્ઞતા**—વાયુ શ્રવણ તંતુઓમાં ભરાય તેથી કાનથી સંભળાય નહિ તે [બાધીર્ય].
૭૮. **પ્રસૂપ્તિ**—સ્પર્શની ખબર ન પડે, ચામડી બેહેરી થવી [સ્પર્શાજ્ઞત્વ].

૭૯. ગંધાજ્ઞતા—નાકના તંતુઓમાં વાયુ ભરાવાથી ગંધનું જ્ઞાન રહે તે.
૮૦. દૃષ્ટિક્ષય—દૃષ્ટિમાં વાયુ પ્રવેશ કરી દેખવાની શક્તિ બંધ કરે છે તે.

આ સિવાય બીજા પણ કેટલાક ભેદો જોવામાં આવે છે. વાયુના કોપથી શરીરમાં આમાંનાં એકાદ અથવા અનેક લક્ષણો દેખાય છે અને તે ઉપરથી દરદોમાં વાયુનો કોપ મુખ્ય છે એમ નિશ્ચય થઇ શકે છે. લોહી અને વાયુને નિકટ સંબંધ છે. વાયુ લોહીમાં મળીને કેટલાંક રક્તજન્ય દરદો ઉત્પન્ન કરે છે. આવાં દરદોમાં રક્તશુદ્ધિની સાથે વાયુની શાંતિના ઉપાયો કરવા જોઇએ.

## પિત્ત પ્રકોપનાં કારણો.

અતિશય ગરમ, તીખા, ખાટા, લુખા, દાહક પદાર્થોનું સેવન, દારૂનું વ્યસન, અપવાસ, ક્રોધ, અતિ સ્ત્રીસેવન, ઘણો શોક, ઘણો તાપ એ વગેરે આહારવિહારથી પિત્ત કોપ પામે છે.

## પિત્તજન્ય દરદો. ( ૪૦ )

શરીરમાં પિત્ત કોપે છે ત્યારે તે પિત્ત ૪૦ પ્રકારનાં દરદો કે લક્ષણોને ઉત્પન્ન કરે છે. તે ચાલીસ પ્રકારનાં નામ નીચે પ્રમાણે છે.

૧. ધૂમોદ્ગાર—ધુમાડા જેવા ઓડકાર આવે.
૨. વિદાહ—શરીરે બહુ બળતરા થાય.
૩. ઉષ્ણાંગત્વ—શરીર તપેલું ગરમ રહે.
૪. અતિભ્રમ—માથું ચક્કડોળે ચડી ભમ્યા કરે.
૫. કાંતિહાનિ—શરીરના તેજનો નાશ થાય
૬. કંઠશોષ—ગળામાં શોષ પડે છે.
૭. મુખશોષ—મોઢામાં શોષ પડે છે.
૮. અલ્પશુક્રતા—ધાતુ ઓછી થઇ જાય.
૯. તિક્તાસ્યતા—મોઢું કડવું રહે.
૧૦. અમ્લવક્તૃત્વ—મોઢું ખાટું રહે.
૧૧. સ્વેદસ્રાવ—પરસેવો બહુ થયા કરે.
૧૨. અંગપાકતા—શરીર પાકી આવે.
૧૩. કલમ—ગ્લાનિ તથા અશક્તિ રહે.
૧૪. હરિતવર્ણત્વ—શરીરનો રંગલીલો લાગે.
૧૫. અતૃપ્તિ—જમ્યા છતાં તૃપ્તિ ન થાય.
૧૬. પીતકાયતા—શરીરનો વર્ણ પીળો થાય.
૧૭. રક્તસ્રાવ—શરીરના કોઇ ભાગમાંથી લોહી જાય.
૧૮. અંગદરણ—ચામડી ફાટે.
૧૯. લોહગંધાસ્યતા—મોમાંથી લોઢાના જેવી વાસ આવે.
૨૦. દૌર્ગંધ્ય—મોં તથા શરીરમાંથી દુર્ગંધ છુટે.
૨૧. પીતમૂત્રત્વ—પેશાબ પીળો ઉતરે.
૨૨. અરતિ—પદાર્થો ઉપર અપ્રીતિ રહે.
૨૩. પીતવિટ્કતા—ઝાડો પીળો આવે.
૨૪. પીતાવલોકન—આંખથી પીળું દેખાય.
૨૫. પીતનેત્રતા—આંખો પીળી થાય.
૨૬. પીતદંતતા—દાંત પીળા પડી જાય.
૨૭. શીતેચ્છા—ઠંડા પદાર્થોની ઇચ્છા થાય.
૨૮ પીતનખતા—નખ પીળા થાય.
૨૯. તેજોદ્વેષ—પ્રકાશનું તેજ સહન ન થાય.
૩૦. અલ્પનિદ્રતા—ઉંઘ ઓછી થાય.
૩૧. કોપ—ક્રોધ-ગુસ્સો ચડે.
૩૨. ગાત્રસાદ—ગાત્રોમાં વેદના થાય.
૩૩. ભિન્નવિટ્કત્વ—ઝાડો ભાંગેલો થાય.
૩૪. અંધતા—આંખે આંધળો થાય.
૩૫. ઉષ્ણોચ્છ્વાસત્વ—શ્વાસ ગરમ નીકળે.
૩૬. ઉષ્ણમૂત્રત્વ—પેશાબ ગરમ આવે.
૩૭. ઉષ્ણમળત્વ—ઝાડો ગરમ ઉતરે.
૩૮. તમોદર્શન—આંખે અંધારાં આવે.
૩૯. પિત્તમંડળદર્શન—પીળાં કુંડાળાં દેખાય,
૪૦ નિ:સરત્વ—ઉલટી ઝાડામાં પિત્ત નીકળે.

શરીરમાં પિત્તનો કોપ થાય છે ત્યારે ઉપર લખેલાં ચાલીસ દરદો અથવા દરદોનાં

ચિન્હોમાંના એકાદ અથવા ઘણા ચિન્હો સાથે માલમ પડી આવે છે. **મતિભ્રમ, તિક્તાસ્યતા, સ્વેદસ્રાવ, કલમ, અરતિ, અલ્પનિદ્રતા, ગાત્રસાદર, ભિન્નવિટકતા, તમોદર્શન** વગેરે કેટલાંક પિત્તનાં જ દરદોને માણસ જાતની સામાન્ય સમજણ વાયુનાં કારણોમાં ગણીને તે મટાડવાના ગરમ ઉપચારો કરે છે અને તેથી ઉલટો રોગ વધે છે. ઘણાં દરદો બહારથી વાયુના જેવા લાગે, પણ ખરૂં જોતાં તે પિત્તથી ઉત્પન્ન થયેલાં હોય છે અને ઘણાંએક દરદોનાં બહારનાં ચિહ્નો પિત્ત અથવા ગરમીનાં લાગે, પણ ખરૂં જોતાં તે દરદો વાયુથી ઉત્પન્ન થયેલાં હોય છે; માટે દરદોનાં કારણો શોધવામાં બહુ વિચારશક્તિ અને સૂક્ષ્મબુદ્ધિ વાપરવાની જરૂર છે.

## કફ પ્રકોપનાં કારણો.

મધુર એટલે ગોળ, સાકર, ખાંડ વગેરે મીઠા પદાર્થો, ઘી, માખણ વગેરે ચીકણા અને ભારે પદાર્થો, કેળાં અને ભેંસનું દૂધ વગેરે ઠંડા અને ભારે પદાર્થોનું અતિ સેવન, દિવસની નિદ્રા, અજીર્ણમાં જમવું, મહેનતનું કામ કર્યા વિના બેસી રહેવું, શિયાળાની ઠંડી ઋતુમાં ઘણું ઠંડું પાણી પીવું, વસંત ઋતુમાં નવું અનાજ ખાવું, એ વગેરે અન્નપાનથી શરીરમાં કફનો વધારો થઇ તેમાંથી ઘણાં દરદો ઉત્પન્ન થાય છે.

શરીરમાં કફનો અતિ વધારો થાય છે ત્યારે નીચે લખ્યા વીશ પ્રકારનાં દરદો અથવા વિકારો ઉત્પન્ન થાય છે.

## કફજન્ય દરદો (૨૦).

૧. **તંદ્રા**—આંખે અંધારાં આવે.
૨. **અતિનિદ્રતા**—બહુ ઉંઘ આવે.
૩. **ગૌરવ**—શરીર ભારે થાય.
૪. **મુખમાધુર્ય**—મોઢું મીઠું મીઠું લાગે.
૫. **મુખાલેપ**—મોઢું ચીકણું થાય.
૬. **પ્રસેક**—મોંમાંથી લાળ છુટે.
૭. **શ્વેતાવલોકન**—સર્વે વસ્તુ સફેદ દેખાય.
૮. **શ્વેતવિટકત્વ**—ઝાડો ધોળા રંગનો થાય.
૯. **શ્વેતમૂત્રતા**—પેસાબ ધોળો થાય.
૧૦. **શ્વેતાંગવર્ણતા**—શરીરનો વર્ણ ધોળો.
૧૧. **ઉષ્ણેચ્છા**—ગરમ પદાર્થોની ઇચ્છા.
૧૨. **તિકતકામિતા**—કડવું ખાવાની ઇચ્છા.
૧૩. **મળાધિકય**—ઝાડો વધારે થાય.
૧૪. **શુક્રબાહુલ્ય**—વીર્યનો સંચય.
૧૫. **બહુમૂત્રતા**—પેસાબ ઘણો આવે.
૧૬. **આલસ્ય**—આળસ ઘણું વધે.
૧૭. **મંદબુદ્ધિત્વ**—બુદ્ધિ મંદ થાય.
૧૮. **તૃપ્તિ**—થોડું ખાવાથી તૃપ્તિ થાય.
૧૯. **ઘરઘરવાકયતા**—અવાજ ખોખરો.
૨૦. **અચૈતન્ય**—ચૈતન્ય જતું રહે.

આ સિવાય અગ્નિમાંદ્ય, મલશૈત્ય (ઝાડો ઠંડો આવવો), સ્તૈમિત્ય (શરીર ભીનું રહેવું), શૈત્ય (શરીર ઠંડું રહેવું) વગેરે બીજા પણ કફના લક્ષણો છે. શરીરમાં કફનું જોર થવાથી ઉપર લખ્યા કફજન્ય દરદો અથવા લક્ષણો એકાદ અથવા વિશેષ થઇ આવે છે. કેટલાંક લક્ષણોમાં કહેલું છે કે, સર્વ વસ્તુ ધોળી દેખાય, ઝાડો ધોળા રંગનો થાય, એનો અર્થ એવો નહિ કરવો કે—તદન ધોળા રંગનો થાય, પણ તન્દુરસ્ત સ્થિતિમાં જેવો રંગ દેખાવો જોઇએ તેના કરતાં વિશેષ ધોળાશ લાગે છે.

# પ્રકરણ ૩ જું.

## રોગપરીક્ષા.

## HOW TO MAKE OUT DISEASES.

રોગની પરીક્ષા ઘણા પ્રકારે થઈ શકે છે. દેશી વૈદકશાસ્ત્રમાં અષ્ટવિધ પરીક્ષા કહેલી છે. અત્રે એ બધી પરીક્ષાને ચાર મુખ્ય વિભાગમાં વહેંચી નાખેલ છે.

૧. **પ્રકૃતિપરીક્ષા**—આ પ્રકારની રોગપરીક્ષામાં રોગની પ્રકૃતિ **વાયુપ્રધાન** છે, **પિત્તપ્રધાન** છે. **કફપ્રધાન** છે કે **રક્તપ્રધાન** છે, તેનો નિર્ણય કરવા માટે તે પ્રકૃતિનાં સ્વરૂપ બતાવવામાં આવેલાં છે. પ્રધાન એટલે મુખ્ય.

૨. **સ્પર્શપરીક્ષા**—આ પ્રકારની રોગ પરીક્ષામાં દરદીના શરીરના જુદા જુદા ભાગોને હાથના સ્પર્શવડે તેમજ બીજાં સાધનોથી તપાસી જોવાની પરીક્ષાનું વર્ણન કરવામાં આવેલું છે. સ્પર્શપરીક્ષા હાથવતી, થરમૉમીટર ( ઉષ્ણતા માપક શીશી )થી અને સ્ટેથસ્કોપ ( હૃદય તથા શ્વાસનળીની ક્રિયા જાણવાની ભુંગળી ) વગેરે બીજાં સાધનોથી પણ થઇ શકે છે. નાડી, હૃદય, ફેફસાં તથા ત્વચા એ સ્પર્શપરીક્ષાનાં મુખ્ય અંગ છે.

૩. **દર્શનપરીક્ષા**— દરદીનું શરીર તથા તેના જુદા જુદા અવયવો માત્ર દૃષ્ટિવડે જોઈ લેવાથી દરદનો કેટલોક નિર્ણય થઇ શકે છે. આ પરીક્ષામાં ઘણી બાબતોનો સમાવેશ થઇ શકે છે. રૂપ ( ચહેરો ), ત્વચા (ચામડી), નેત્ર, જીહ્વા (જીભ), મળ (ઝાડો), મૂત્ર (પેસાબ) વગેરેનો રંગ તથા તેનાં બીજાં ચીન્હોથી રોગની પરીક્ષા થઇ શકે છે.

૪. **પ્રશ્નપરીક્ષા**—દરદીની હકીકત ઉપરથી તથા તેને પ્રશ્ન પૂછવાથી રોગના સંબંધમાં જે જે વાત જાણવાનું બની આવે, તેને અહીં આપણે **પ્રશ્નપરીક્ષા** નામ આપેલું છે.

### પ્રકૃતિપરીક્ષા.

આર્યવૈદકશાસ્ત્રે વિશેષ કરીને વાતપિત્તકફ ઉપર ઘણું ધોરણ રાખેલું છે અને નાડી પરીક્ષામાં પણ વાયુની નાડી છે, કે કફની છે, તેનો પ્રથમ વિચાર કરવામાં આવે છે. માટે નાડી વગેરેની પરીક્ષાના વિષયપર આવવા પહેલાં પ્રથમ તો એ દરેક દોષવાળી પ્રકૃતિનું સ્વરૂપ કેવું હોય છે, તે તપાસીએ. દરેક માણસે પોતે પોતાની પ્રકૃતિ એટલે સ્વભાવથી જાણીતા રહેવાની ઘણી જરૂર છે. પોતાની પ્રકૃતિ શાંત છે કે તામસી છે, તે વાત દરેક માણસ પોતે અને પોતાના સહવાસીઓ જાણતા હોય છે અને પોતાની પ્રકૃતિનો સહેજ ખ્યાલ તો તે ઉપરથી પણ આવી શકે; તથાપિ વૈદક નિયમોને અનુસરી પ્રકૃતિ અને પ્રકૃતિના દોષો જાણવા માટે પોતાની પ્રકૃતિ વાયુની છે, પિત્તની છે, કફની છે, લોહીની છે કે મિશ્ર છે, તેનું દરેક માણસે સામાન્ય જ્ઞાન જરૂર મેળવવું જોઇએ. જો માણસ પોતાની વાસ્તવિક પ્રકૃતિ જાણતો હોય છે અને ખાનપાનના પદાર્થોના સામાન્ય ગુણદોષ તથા ધર્મો સમજતો હોય છે, તો તે પોતાની પ્રકૃતિને સાચવી શકે છે. એટલે પોતાના શરીરની તન્દુરસ્તી કેવી રીતે જળવાઇ રહે તે વાત તે સમજી શકે છે અને તે સમજણને અનુસરી

ખાનપાનનું તથા ઉપાયનું ધોરણ રાખી શકે છે. આ ચાર પ્રકૃતિના જ્ઞાનમાં ઘણીખરી પરીક્ષાઓનો સામાન્ય રીતે સમાવેશ થઇ જાય છે.

બધાં માણસોમાં "વાતપિત્તકફ" તેમજ લોહી હોય છે, પરંતુ એક પણ શરીરમાં તેનું સમાનપણું જોવામાં આવતું નથી. ઘણું કરીને કોઇ શરીરમાં એક ધાતુ અને કોઇ શરીરમાં બે ધાતુ પ્રધાનપણે રહે છે અને તે ઉપરથી શારીરશાસ્ત્રના તત્ત્વજ્ઞાનીઓ જે શરીરમાં જે ધાતુની પ્રધાનતા એટલે પ્રબળતા જુએ છે તે શરીરવાળા માણસને તે ધાતુના એટલે તે પ્રકૃતિના માણસ તરીકે ઓળખે છે. આ વાત સામાન્ય બુદ્ધિથી પણ સમજાય એવી છે. એક વસ્તુ એકની પ્રકૃતિને અનુકૂળ આવે છે અને બીજાની પ્રકૃતિને અનુકૂળ નથી આવતી તેનું શું કારણ ? આ પ્રશ્ન ઉપર વિચાર કરી જોવાથી જ સમજાશે કે, જુદા જુદા માણસો મૂળ પ્રકૃતિ ( Nature ) જુદી જુદી હોય છે અને પ્રકૃતિ જુદી જુદી હોવાથી તેમનાં ખાનપાનની અનુકૂળ અને પ્રતિકૂળ વસ્તુઓ પણ હોવી જોઇએ. માણસ પોતે પોતાની પ્રકૃતિને ન સમજી શકે ત્યારે ખાનપાન તે પ્રકૃતિની પરીક્ષા કરવામાં મદદગાર થઈ પડે છે. જેમ દવાથી રોગની પરીક્ષા થાય છે, એટલે જ્યારે બીજી રીતે રોગની તરત પરીક્ષા નથી થઈ શકતી તો કુશળ વૈદ્યો અને ડાક્ટરો ઠંડા કે ગરમ ઉપચારવડે રોગનો કેટલોક નિર્ણય કરી શકે છે, તેમ ખાનપાનના પદાર્થોવડે પ્રકૃતિની પરીક્ષા થઈ શકે છે. જો ગરમ વસ્તુ માફક ન આવે તો સમજવું કે, પ્રકૃતિ પિત્તની છે અને ઠંડી વસ્તુ માફક ન આવે તો સમજવું કે, પ્રકૃતિ વાયુની કે કફની છે.

પ્રકૃતિના મુખ્ય ચાર વર્ગ અત્રે પાડયા છે. **૧. વાતપ્રધાન પ્રકૃતિ, ૨. પિત્તપ્રધાન પ્રકૃતિ, ૩. કફપ્રધાન પ્રકૃતિ** અને **૪. રક્તપ્રધાન પ્રકૃતિ.** એ પ્રકૃતિઓનાં સેળભેળ લક્ષણો હોય તે મિશ્ર પ્રકૃતિ સમજવી. આ નીચે એ પ્રકૃતિઓનાં સામાન્ય લક્ષણો જણાવવામાં આવે છે.

**૧. વાતપ્રધાન પ્રકૃતિના માણસોનાં** શરીરના અવયવો મોટા પણ વ્યવસ્થા વિનાના, નાના મોટા, બેડોળ; માથું શરીરના પ્રમાણમાં વધારે નાનું કે મોટું, કપાળ મોઢાના પ્રમાણમાં નાનું, શરીર સૂકું અને લુખું, શરીરનો રંગ ફીકો, ઝાંખો અને લોહી વિનાનો; આંખ ઘેરા કાળા રંગની; વાળ જાડા, કાળા અને ટુંકા; ચામડી તેજ વિનાની લુખી પણ સ્પર્શનું જલદી જ્ઞાન કરાવાવાળી; માંસના લોચા કઠણ પણ વેરાયેલા; ગતિ ઉતાવળી, ચંચળ અને કંપાયમાન; લોહીનું ફરવું અનિયમિત હોવાથી કોઇનું માથું ગરમ તો હાથ પગ ઠંડા અને કોઈનું માથું ઠંડું તો હાથપગ ગરમઃ કામ કરવાની પ્રવૃત્તિ પ્રબળ, પણ મન ચંચળ અને કોઇનું અસ્થિર; કામક્રોધાદિ રિપુઓને વશ કરવાની અશક્તિ અને પ્રીતિ, અપ્રીતિ તથા ભય જલદી ઉત્પન્ન થાય. વાયુપ્રકૃતિની પ્રબળતાવાળા માણસોમાં ન્યાય અન્યાયનો વિચાર કરવાની સૂક્ષ્મદૃષ્ટિ હોય છે, પણ પોતાના ઇનસાફી વિચારને અમલમાં આણવાનું તેને મુશ્કેલ લાગે છે. વાયુપ્રધાન પ્રકૃતિવાળા માણસો આખી જીંદગી ચંચળ અને અસ્થિર વૃત્તિની ગુજારે છે તથા સર્વ કાર્યમાં ઉતાવળ કરે છે. તેને શરીરની પીડા વિશેષ લાગી આવે છે અને તેનું નિવારણ કરવામાં કે સહન કરવામાં તેને ઘણું કષ્ટ પડે છે. બીજી પ્રકૃતિના માણસો જેમ જેમ ઉમરે વધે છે તેમ તેમ તેમનું શરીર તથા મન મંદ પડે છે, પણ વાતપ્રધાન

પ્રકૃતિવાળા માણસનું શરીર તથા મન ઉમર વધ્યાની સાથે ઉલટાં વિશેષ કઠણુ અને મજબૂત બને છે. આ પ્રકૃતિવાળા માણસોને અજીર્ણ રોગ, બંધકુષ્ટ, ઝાડો, પેટના રોગ, માથાની પીડા, ચસકા, રતવા, ફેફસાંનો વરમ, ક્ષય, ઉન્માદ વગેરે વ્યાધિ થવાનો વિશેષ સંભવ છે. આ પ્રકૃતિના માણસોને આયુષ્ય, બળ તથા ધન અલ્પ હોય છે. વાત પ્રધાન પ્રકૃતિનાં માણસોને તીખા, તમતમા, ગરમાગરમ તથા ખારા પદાર્થો ઉપર વિશેષ પ્રીતિ હોય છે અને ખાટા, મીઠા તથા ઠંડા પદાર્થો ઉપર ઓછો ભાવ હોય છે કે અરૂચિ હોય છે.

**૨. પિત્તપ્રધાન પ્રકૃતિનાં માણસોના** શરીરના અંગ-ઉપાંગ સુંદર અને સારા બાંધાનાં તથા માંસના લોચા ઢીલા હોય છે; શરીરનો વર્ણ બહુધા પીંગળો; વાળ થોડા પીંગળા તથા જલદી ધોળા થાય એવા, શરીર પર ઝીણી ઝીણી ફોડલીઓ થયા કરે; ભૂખ તરસ જલદી લાગે; મોં, માથું તથા બગલમાંથી ખરાબ વાસ છુટે; બુદ્ધિમાન પણ ક્રોધી અને રીસાળ, આંખ પેસાબ તથા ઝાડાનો રંગ પીળાશપર; પરાક્રમી, સાહસિક; ઉત્સાહી તથા કલેશ સહન કરવાની શક્તિવાળા; તેમનું બળ, આયુષ્ય, દ્રવ્ય તથા જ્ઞાન મધ્યમ હોય છે. આ પ્રકૃતિવાળા માણસોને અજીર્ણ, પિત્ત, હરસ વગેરે વ્યાધિ થવાનો વિશેષ સંભવ છે. પિત્તપ્રકૃતિના માણસોને મધુર એટલે મીઠા તેમજ ખટમધુરા રસો ઉપર વિશેષ પ્રીતિ અને તીખા તથા ખારા પદાર્થો ઉપર ઓછી રૂચિ હોય છે.

**૩. કફપ્રધાન પ્રકૃતિના માણસોનું** શરીર સુંવાળું, ભરાવવાળું અને મજબુત; અવયવો સંપૂર્ણ; શરીરનો વર્ણ સુંદર, ચામડી કોમળ, વાળ સુંવાળા અને રંગ સ્વચ્છ, આંખો ચળકતી, સફેત અથવા ધુસર રંગની, દાંત મેલા સફેદ; સ્વભાવ ગંભીર; બળ તથા ઉંઘ વધારે અને આહાર થોડો, વિચારશક્તિ કોમળ તથા બોલવાની શક્તિ થોડી; યાદ-શક્તિ ઉત્તમ અને વિવેકશક્તિ વિશેષ, વિચાર ન્યાયયુક્ત, વ્યવહાર ચોખ્ખો; કફ પ્રકૃતિના માણસોનો માનસિક ભાવ શારીરિક ભાવ કરતાં ચડીયાતો હોય છે. આ પ્રકૃતિના માણસોની શરીરની ગતિ મંદ પણ દૃઢ હોય છે. આ પ્રકૃતિનાં માણસો ઘણું કરીને બળવાન, ધનવાન અને આયુષ્યવાન હોય છે. કફ પ્રકૃતિનાં માણસોને સામાન્ય કારણથી રોગ થાય છે. કફની સાથે રસની વૃદ્ધિ થાય છે, શરીર ભારે-મેદવાળું થાય છે અને તેથી અશક્તિ વધે છે; શરીર હદ ઉપરાંત જાડું થાય છે અને પેટની દુંદ નીકળે છે; હાથ મોટા તથા સાંધાઓ પણ મોટા અને જાડા થાય છે, ચહેરો વિરસ અને ફિકો થાય છે અને તેથી શરીર દેખીતું જેવું જાડું અને મજબુત લાગે છે એવી તેમાં તાકાદ રહેતી નથી. નબળાઇ, સોજા, જળ-વૃદ્ધિ, હાથીપગું વગેરે એ પ્રકૃતિના ખાસ વ્યાધિ છે. કફ પ્રકૃતિના માણસોને તીખા તથા ખારા પદાર્થો ઉપર વિશેષ પ્રીતિ અને મધુર એટલે ગળ્યા પદાર્થો ઉપર અભાવ અથવા ઓછી રૂચિ હોય છે.

**૪. રક્તપ્રધાન પ્રકૃતિના માણસો**—વાત, પિત્ત અને કફ એ ત્રણ પ્રકૃતિ સિવાય જે માણસોમાં લોહી વિશેષ હોય છે તેનાં લક્ષણો નીચે પ્રમાણે છેઃ—શરીર કરતાં માથું પ્રમાણમાં નાનું, મુખ મંડલ ચાર ખુણાનું ચપટું, કપાળ મોટું અને કેટલાકનું પછવાડેથી ઢળતું તથા છાતી પ્રહોળી, 'ગંભીર અને લાંબી હોય છે, ઉભા રહ્યાથી ડુંટી પેટની સપાટી સાથે બરાબર જાય બહાર કે અંદર સ્પષ્ટ દેખાતી નથી; ચરબી થોડી, શરીર પુષ્ટ, લોહીથી પૂર્ણ અને

વાળ સુંદર, સૂક્ષ્મ અને વાળેલા, ચામણી કડણુ, તેમાંથી શરીરના માંસના લોચા દેખાય છે, તથા નાડી પૂર્ણ અને બળવાન હોય છે, દાંત મજબૂત તથા પીળાશ પડતા હોય છે. પીવાની વસ્તુપર પ્યાર તથા પાચનશક્તિ પ્રબળ, મહેનત કરવાની શક્તિ ઘણી, માનસિક વૃત્તિ કોમળ, બુદ્ધિ સ્વાભાવિક, સહનસીલ, સંતોષી, લોકોપકારક, બોલવામાં કુશળ, સરળભાષી અને હિમ્મતવાન, લોહીવાળા માણસો કોઇ એક કામમાં નિરંતર જોડાઇ રહેવા અથવા ઘરમાં બેસીને વૃથા કાળ ગાળવા ચહાતા નથી. લોહીપ્રધાન ધાતુના માણસોને દાહ, ફેફસાંના પડનો સોજો, નજલો, દાહજવર, રક્તસ્ત્રાવ, કલેજાનાં દરદ અને ફેફસાંનાં દરદ થવાનો વિશેષ ભય હોય છે.

જુદી જુદી પ્રકૃતિને ઓળખી કાઢવામાં મુશ્કેલી એ છે કે, ઘણા માણસોની મૂળ પ્રકૃતિ બે બે દોષની પ્રધાનતાવાળી હોય છે અને તેમનામાં બે બે પ્રકૃતિનાં લક્ષણો સાથે મળેલાં હોય છે. તથાપિ એક એક પ્રકૃતિનાં લક્ષણો જાણ્યા પછી માણસ સૂક્ષ્મ વિચાર કરે તો પોતાની પ્રકૃતિમાં કયો દોષ અથવા કયા બે દોષ પ્રધાનપણે છે તેનો કેટલોક સુમાર બાંધી શકે

રોગની પરીક્ષા, તેનો ઉપાય તથા પથ્યાપથ્યનો નિર્ણય પ્રકૃતિના જ્ઞાન ઉપરથી કરવાનું બની આવે એટલા માટે જેમ દરેક માણસે પોતાની સ્વાભાવિક પ્રકૃતિથી વાકેફ થવું જોઇએ તેમ ઉપાય કરનાર વૈદ્ય કે ડાકટરે પણ પોતાના દરદીની પ્રકૃતિ અથવા તેનો મિજાજ કેવી તાસીરનો છે, તે જાણી લેવું જોઇએ. ઉપર આપેલાં દરેક પ્રકૃતિનાં લક્ષણો ઉપરથી તેમજ દરદીને પૂછીને મેળવેલી હકીકત ઉપરથી દરદીની પ્રકૃતિથી વાકેફ થઈ શકાય છે.

રોગને અને પ્રકૃતિને કાંઇ સંબંધ છે કે નહિ, એ એક અગત્યનો પ્રશ્ન છે. ઘણું કરીને પ્રકૃતિમાં જે દોષ પ્રધાન હોય છે તે દોષના કોપથી દરદો થાય છે, એમ કહેવામાં કાંઈ ખોટું નથી. દરદીની પ્રકૃતિ વાયુપ્રધાન હોય તો તેને તાવ વગેરે જે કોઇ દરદ જણાઇ આવે તે દરદ વાયુના દોષ સાથે વિશેષ સંબંધ રાખે છે, એમ અનુમાન કરવાનો વિશેષ સંભવ છે અને એજ પ્રમાણે પિત્ત, કફ તથા રક્તપ્રકૃતિને માટે પણ સમજી લેવું. મંદવાડ હમેશાં મૂળ પ્રકૃતિના દોષ સાથે જ આવે છે, એવો કાંઈ નિયમ થઇ શકતો નથી. ઘણી વખત એવું પણ બને છે કે, દરદીની મૂળ પ્રકૃતિ પિત્તની હોય છે અને દરદનું કારણ વાયુ હોય છે અથવા પ્રકૃતિ વાયુની હોય છે અને દરદનું કારણ પિત્ત હોય છે. વળી ઘણા વ્યાધિ એવા પણ છે કે, જેમાં પ્રકૃતિ ઉપર બિલકુલ આધાર રાખી શકતો નથી; તથાપિ દરદોની પરીક્ષા અને ઉપચાર કરવામાં દરદીની પ્રકૃતિનું જ્ઞાન ઘણું ઉપયોગી થઇ પડે છે.

---

## ૨. સ્પર્શપરીક્ષા.

આ પરીક્ષામાં (अ) " નાડીપરીક્ષા" (ब) "ત્વચાપરીક્ષા" તથા (क) "થરમૉમીટર" એટલે શરીરની ગરમી માપવાની પારાની શીશી અને "સ્ટેથસ્કોપ" એટલે છાતી વગેરે તપાસવાની ભુંગળીના ઉપયોગનો સમાવેશ થાય છે.

સ્પર્શપરીક્ષાનું સૌથી સહેલું અને સારૂં સાધન "હાથ" છે. રોગની પરીક્ષામાં હાથ ઘણી જ મદદ કરે છે. શરીર ગરમ છે કે ઠંડુ છે તથા સુંવાળું છે કે ખરસટ છે, તે હાથ તરત કહી આપે છે. શરીરની અંદરનો અમુક અવયવ પોચો છે કે કઠણ છે અથવા કાંઇ

અંદરના ભાગમાં ગાંઠ કે સોજો છે તેની પરીક્ષા હાથ કરી આપે છે. નાડીની પરીક્ષા લેનાર પણ હાથજ છે. નાડી જોઇને શરીરમાં કેટલી ગરમી છે તે કહી શકાય છે. અનુભવી વૈદ્યો અને હકીમો પોતાના અનુભવથી અને મહાવરાથી શરીરની ચોક્કસ ગરમી ફક્ત નાડી ઉપર આંગળીઓ મૂકીને કહી આપે છે. થરમૉમીટર જેટલું કામ કરે છે, લગભગ એટલું જ કામ ચાલાક હાથ અને અનુભવી આંગળીઓ કરી શકે છે. શોધકોએ હાથનું કામ હવે બીજાં સાધનોથી લેવા માંડેલું છે. શરીરની ગરમી માપવા માટે "થરમૉમીટર" ની યોજના ઘણી ઉત્તમ છે અને એ સાધનવડે એક સાધારણ માણસ પણ પોતાની મેળે પોતાના શરીરની ગરમી કે તાવની ગરમી માપી શકે છે. હૃદયમાં લોહીની ગતિ તથા શ્વાસોશ્વાસની ક્રિયા જાણવા માટે "સ્ટેથસ્કોપ" નામની ભુંગળી શોધવામાં આવેલી છે, જે હાથનું કામ કરે છે અને કાનને મદદ આપે છે.

**(અ) નાડીપરીક્ષા**—અંતઃકરણમાંથી લોહી બહાર ધકેલાઇને ધોરી નસોમાં ધસે છે તેથી ધોરી નસોમાં ધબકારા થાય છે અને તે ધબકારાવડે લોહીનું ઓછું વત્તું જોરથી ફરવું માલમ પડે છે. તેને નાડીજ્ઞાન કહે છે અને એ નાડીજ્ઞાન વડે રોગની પણ કેટલીક પરીક્ષા થઇ શકે છે. તેથી તેને નાડીપરીક્ષા કહેવામાં આવે છે. કોઇ પણ ધોરી નસના ઉપર આંગળા મુકવાથી નાડીની તપાસ થઇ શકે છે. પણ વધારે સગવડ સારૂ આપણે હાથના કાંડા ઉપરની નાડી તપાસીએ છીએ. હાથના પોંચા આગળ બે સખ્ત દોરી જેવી નસો છે. ગોરી ચામડીવાળા અને પાતળા શરીરવાળામાં એ દોરી નજરે દેખાય છે; તેમાંથી અંગુઠા તરફની દોરી (નાડી) ઉપર હાથનાં ત્રણ આંગળાં મૂકવાથી આંગળાંનાં ટેરવાં નીચે ધબક ધબક થતું લાગે છે. તે ધબકારાને નાડીના ઠણકા અથવા નાડીની ચાલ કહેવામાં આવે છે.

નાડીની તપાસમાં તે કેટલા વેગથી ચાલે છે તે પ્રથમ નક્કી કરવાની જરૂર છે. નાડીપરીક્ષામાં કુશળ અને અનુભવી વૈદ્યો તથા હકીમો માત્ર આંગળાં મુકીને જોવાથી નાડી કેટલી જોરવાળી કે ધીમી છે અથવા અંગમાં કેટલી ગરમી કે તાવ છે, તેનો લગભગ નિર્ણય કરી શકે છે. ઘડીઆળની મદદથી નાડીના ધબકારાનો ચોક્કસ નિર્ણય થઇ શકે છે, એટલે પાસે એક હાથમાં ઘડિયાળ રાખવી અને બીજા હાથે નાડી તપાસવી, તે ઉપરથી એક મિનિટમાં કેટલા ધબકારા થયા તે બરોબર સમજી શકાય છે. આવી રીતે નાડી તપાસીને જ્યારે કોઇ વૈદ કે ડાકટર એમ કહે કે નાડી ૧૧૦ છે, ત્યારે એમ સમજવું કે, એક મિનિટમાં નાડીના ઠણુકા ૧૧૦ થાય છે અથવા બીજા બોલમાં કહીએ તો હૃદયમાં શુદ્ધ લોહીનો હોજ એક મિનિટમાં ૧૧૦ વખત ઢીલો તથા તંગ થાય છે અને લોહીને ધક્કો આપે છે. તન્દુરસ્ત શરીરમાં ઉમર પ્રમાણે નાડીની ચાલ નીચે પ્રમાણે હોય છેઃ—

| ઉમર. | ૧ મિનિટમાં ઠણુકા. | ઉમર. | ૧ મિનિટમાં ઠણુકા. |
|---|---|---|---|
| ગર્ભનું બાળક | ૧૪૦ થી ૧૫૦ | ૪ થી ૭ વરસ | ૯૦ થી ૧૦૦ |
| તરત જન્મેલું | ૧૩૦ થી ૧૪૦ | ૭ થી ૧૪ વરસ | ૮૦ થી ૯૦ |
| પહેલા વરસમાં | ૧૧૫ થી ૧૩૦ | ૧૪ થી ૨૧ વરસ | ૭૫ થી ૮૫ |
| બીજા વરસમાં | ૧૦૦ થી ૧૧૫ | ૨૧ થી ૫૦ વરસ | ૭૦ થી ૭૫ |
| ત્રીજા વરસમાં | ૯૫ થી ૧૦૫ | ઘડપણમાં | ૭૫ થી ૮૦ |

**નાડી વિષે લક્ષમાં રાખવા લાયક સૂચનાઓ**—વિદ્વાન્ ડાકટરોએ અજમાયેશ કરીને આ ઉપલા આંકડા નક્કી કરેલા છે; તથાપિ જુદી જુદી જાતિ અને સ્થિતિને લઇ તેમાં પણ ફેર પડે છે. ૧–ઉપરના કોઠામાં તન્દુરસ્ત મોટી ઉમરના માણસની નાડીની ચાલ એક મિનિટમાં ૭૦ થી ૭૫ બતાવેલી છે, પણ એટલી જ ઉમરની અને એવીજ તન્દુરસ્ત સ્ત્રીની નાડીની ચાલ ધીમી હોય છે એટલે પુરૂષના કરતાં દશબાર ચાલ ઓછી હોય છે. ૨. માણસ ઉભો હોય તેના કરતાં બેઠો હોય ત્યારે નાડીની ચાલ ધીમી હોય છે અને ઉંઘમાં એથી પણ વધારે ધીમી પડે છે. ૩–વળી કસરત કરતાં, દોડતાં, ચાલતાં તથા મહેનતનું કામ કરતાં નાડીનો વેગ વધી જાય છે એટલે લોહીનું ફરવું વધારે ઉતાવળું થાય છે. માટે આ બાબતો ધ્યાનમાં રાખીને નાડીનો નિર્ણય કરવો જોઇએ. ૪–વળી નાડી બન્ને હાથની તપાસવી જોઇએ. કોઇ વેળા એક હાથની ધોરી નસ પોતાની હમેશની જગા બદલીને હાથની પીઠ તરફથી અંગુઠાના હેઠલા સાંધા આગળ જાય છે, તેથી નાડી જોનારને તે હાથની નાડી દેખાતી નથી ત્યારે ગભરામણ પેદા થાય છે. પણ જો શરીરમાં લોહી ફરતું હશે તો એક હાથની નાડી હાથ નહિ લાગે તો બીજા હાથની નાડી હાથ લાગશે, માટે બંને હાથની નાડી જોઈ લેવી. ૫–હાથ ઉપર અથવા હાથના પોંચા ઉપર કાંઇ પાટો દોરી કે બાજુબંધ બાંધેલો હશે તો નાડી બરાબર માલમ પડશે નહિ, કેમકે એ બંધનથી ધોરી નસપર દબાણ થાય છે જેથી લોહી આગળ ચાલી શકતું નથી. માટે દબાણ હોય તો હાથ છુટો કર્યા પછી નાડી તપાસવી. દરદી પોતાનો હાથ માથા નીચે રાખીને સુતો હોય તો તે કાઢી નાખીને પછી નાડી જોવી. ૬–બીકણ માણસ માત્ર બીકથી અથવા ડાકટરને દેખીનેજ ડરી જાય છે ત્યારે તેની નાડીનો વેગ બહુ વધી જાય છે. માટે તેવા માણસને પ્રથમ શાંત પાડી ખુશ કરી તથા વાતે ચડાવીને પછી નાડી જોવાથી ખરી નાડીનો ખ્યાલ આવી શકશે. ૭–નાડી માણસને બેસાડીને કે સુવાડીને જોવી. શ્રમ કરીને આવેલા કે તરત ચાલીને આવેલા માણસને થોડી વાર બેસવા દઇ પછી નાડી જોવી. ૮–બહુ લોહીવાળા માણસની નાડી જલદી અને જોરમાં ચાલે છે. ૯–સવાર કરતાં સાંજે નાડી ઓછી એટલે ધીમી ચાલે છે. ૧૦–ભુખમાં જમ્યા પછી નાડીનું જોર વધે છે. તેમજ દારૂ, ચા, તંબાકુ વગેરે માદક અને ઉત્તેજક વસ્તુ ખાધા પછી નાડીની ચાલ વધે છે. આવી રીતે તન્દુરસ્ત માણસોની નાડીમાં પણ જુદી જુદી સ્થિતિમાં અને જુદે જુદે વખતે ફેર માલમ પડે છે. ત્યારે આજારી–બીમાર માણસની નાડીમાં કેવા કેવા ફેરફાર થયા કરતા હશે તે કલ્પવું મુસ્કેલ નથી. માટે નાડીપરીક્ષામાં આ બધી વાતો ધ્યાનમાં રાખવા જેવી છે.

**દેશી વૈદ્યકની રીતે નાડીપરીક્ષા**—દરદીના હાથના અંગુઠાના મૂળ પાસે કાંડાના છેડાપર ધબક ધબક ચાલતી નાડી ઉપર પરીક્ષકે પોતાના હાથની અંગુઠા પાસેની અનુક્રમે ત્રણ આંગળીઓ રાખવી. એ આંગળીઓના ટેરવાંવડે અનુક્રમે વાત, પિત્ત તથા કફ એ ત્રણે દોષની પરીક્ષા કરવી. અંગુઠા પાસેની પહેલી આંગળી નીચે વાતની નાડી, બીજી આંગળી નીચે પિત્તની નાડી અને ત્રીજી આંગળી નીચે કફની નાડીનું જ્ઞાન થઈ શકે છે. આયુર્વેદની ચરક, સુશ્રુત વગેરે પ્રાચીન સંહિતાઓમાં નાડીપરીક્ષાને માટે કાંઇ લખેલું નથી. ત્યાર પછી થયેલા ગ્રંથોમાં નાડીપરીક્ષાની વાત લખેલી છે, એ ગ્રંથો નાડીપરીક્ષાના સંબંધમાં સામાન્ય રીતે સંક્ષેપમાં આટલી વાત જણાવે છે:—

(૧) **વાયુની નાડી**—સરપ તથા જળોની પેઠે વાંકી તથા ત્રાંસી ચાલથી ચાલે છે.

(૨) **પિત્તની નાડી**—કાગડા તથા દેડકાની પેઠે કુદતી ઉતાવળી ચાલથી ચાલે છે.

(૩) **કફની નાડી**—હંસ, પારેવાં, મોર વગેરે પક્ષીની પેઠે મંદમદ ચાલથી ચાલે છે.

(૪) **વાતપિત્તની નાડી**—સરપની પેઠે વાંકી તેમજ દેડકાની પેઠે કૂદતી ચાલે છે.

(૫) **વાતકફની નાડી**—સરપની પેઠે વાંકી તેમજ હંસની પેઠે મંદ ચાલે છે.

(૬) **પિત્તકફની નાડી**—કાગડાની પેઠે કૂદતી પણ હંસની પેઠે મંદ ચાલે છે.

(૭) **સન્નિપાતની નાડી**—લાકડાને વેરવાના કરવતની પેઠે અથવા તેતર પક્ષીની પેઠે જે નાડી ચાલતાં ચાલતાં અટકે, પાછી ચાલે, વળી અટકે, અથવા બે ત્રણ કૂદકા મારીને પાછી અટકે, તે સન્નિપાતની એટલે ત્રણે દોષવાળી નાડી સમજવી.

(૮) **વિશેષ વિગત**—૧-હળવી પડીને પાછી સરસર ચાલવા માંડે તે બે દોષની નાડી સમજવી. જે નાડી પોતાનું સ્થાન છોડે, જે નાડી રહી રહીને ચાલે તથા જે નાડી ઘણી ક્ષીણ તથા ટંડી પડે એ ચાર પ્રકારની નાડી પ્રાણનાશક છે. ૨-તાવની નાડી ગરમ અને ઘણી ઉતાવળી ચાલે છે. ૩-ચિંતા તથા ભયવાળી નાડી મંદ પડી જાય છે. ૪-કામાતુર અને ક્રોધી માણસની નાડી ઉતાવળી ચાલે છે. ૫-લોહી કોપ પામ્યું હોય તેની નાડી ગરમ તથા પત્થર જેવી જડ-ભારે થાય છે. ૬-આમના દોષવાળી નાડી અતિ ભારે ચાલે છે. ૭-ગર્ભિણીની નાડી ગંભીર, પુષ્ટ અને હલકી ચાલે છે. ૮-મંદાગ્નિ, ધાતુક્ષય, ઉંઘેલ, ઉંઘી ઉઠેલ, આળસુ, સુખી એ બધાની નાડી સ્થિર ચાલે છે. ૯-ઘણી ભૂખ લાગી હોય તેની નાડી ચંચળ ચાલે છે. ૧૦-બહુ દસ્ત લાગતા હોય તેની નાડી ઘણી ઉતાવળી ચાલે છે. ૧૧-જમ્યા પછીની નાડી ધીમે પડે છે. ૧૨-જે નાડી ત્રુટક ત્રુટક ચાલે, ક્ષણમાં ધીમી અને ક્ષણમાં ઉતાવળી ચાલે, અતિશય ઉતાવળી ચાલે, લાકડા જેવી કઠણ, સ્થિર અને વાંકી ચાલે, ઘણી જ ગરમ ચાલે તથા ઘડીમાં પોતાના સ્થળપર ચાલે ને ક્ષણમાં દેખાતી બંધ થાય, એ સર્વ જાતની નાડી પ્રાણનો નાશ સૂચવનાર છે.

**ડાકટરી નાડીપરીક્ષા**—ડાકટરી પરીક્ષામાં નાડી ઉપર ધ્યાન નથી આપવામાં આવતું, એવું કેટલાક લોકો અને વૈદો માને છે તે ભૂલ ભરેલું છે. ડાકટરો પણ નાડી તપાસે છે અને તેના પર કેટલોક આધાર રાખે છે. કેટલાક તબીબો નાડીપરીક્ષામાં વિશેષ ઉંડા ઉતરે છે. દેશીવૈદો નાડીના જુદા જુદા વેગને વાતની, પિત્તની, કફની અથવા એ બધાના મિશ્ર યોગવાળી નાડી એવાં એવાં નામ આપે છે, તેમ ડાકટરો નાડીને ઉતાવળી, ધીમી, ભરેલી, નાની, સખત, અનિયમિત, આંતરીયાં એવાં નામ આપે છે અને જુદા જુદા રોગમાં જુદી જુદી નાડી ચાલે છે તેની પરીક્ષા પણ કરે છે, તે નીચેના વિવેચનપરથી સમજાશે.

**ઉતાવળી નાડી**—તન્દુરસ્ત સ્થિતિમાં નાડીના વેગનું પ્રમાણ આગલા કોઠામાં આપવામાં આવેલું છે. તન્દુરસ્ત આદમીની પુખ્ત ઉમરે નાડીની ચાલ ૭૫ થી ૮૫ સુધી હોય છે; પણ બીમારીમાં તે ચાલ વધીને ૧૦૦ થી ૧૫૦ સુધી પણ વધી જાય છે. આવી રીતે નાડીનો વેગ બહુ વધે છે તેને ઉતાવળી નાડી કહેવામાં આવે છે. ક્ષયરોગ, લુ લાગવી,

અને બીજી ઘણી નબળાઇમાં પણ નાડી ઝડપથી ચાલે છે. ઝડપવાળી નાડી સાથે હૃદયનો ધબકારો પણ ઘણો ઉતાવળો ચાલતો હોય છે, કેમકે નાડીની ચાલ હૃદયના ધબકારાપર આધાર રાખે છે, તે વાત આગળ પણ જણાવવામાં આવી છે, જેમ નાડીની ગતિ ઉતાવળી થતી જાય છે તેમ દરદનું જોર વધતું જાય છે અને દરદી ભય ભરેલી સ્થિતિમાં આવતો જાય છે, એમ સમજવાનું છે. તાવની નાડી હમેશાં ઉતાવળી તેમજ ચામડી ગરમ હોય છે. નીચેનાં દરદોમાં નાડી થોડી કે ઘણી ઉતાવળી ચાલે છે અને અંગ ગરમ હોય છે:-સાદો, આંતરીઓ તેમજ સન્નિપાત જ્વર, સખ્ત સંધિવા, સખ્ત ખાંસી, ક્ષય, મગજ, ફેફસાં, હૃદય, હોજરી, આંતરડાં વગેરે મર્મસ્થાનોનો સોજો, સખ્ત મરડો, યકૃતનો પાક, આંખ તથા કાનનો પાક તથા પરમા અને ટાંકીનું સખ્ત રૂપ.

**ધીમી નાડી**—તન્દુરસ્ત હાલતમાં જેવી નાડી જોઇએ તે કરતાં મંદ ચાલથી ચાલનારી નાડીને ધીમી નાડી કહેવામાં આવેલી છે. નીચે લખી સ્થિતિમાં નાડી ધીમી ચાલે છે:—ટંડ ( cold ), થાક, ભુખમરાનું દરદ, દિલગિરી, ઉદાસી, મગજની કેટલીક બીમારી; જેવી કે, ફેફરૂં (અપસ્માર), બેશુદ્ધિ અને તમામ રોગની અંતકાળની છેલ્લી નાડી ઘણી ધીમી ચાલે છે.

**ભરેલી નાડી**—નાડી પરીક્ષામાં આંગળાંને જેમ વેગ એટલે ગતિ લાગે છે, તેમ તેનું વજન અથવા કદ પણ લાગે છે. એ કદ અથવા વજન જોઇએ તેથી વધે છે, ત્યારે તેને ભરેલી અથવા મોટી નાડી કહેવામાં આવે છે. લોહીના ભરાવામાં તેમજ જોરાવર માણસોના તાવ તથા વરમમાં નાડી ભરેલી માલમ પડે છે. ભરેલી નાડી એવું સૂચવે છે કે, શરીરમાં લોહી પુરતું અથવા ઘણું છે. જેમ નદીમાં વિશેષ પાણી આવવાથી પાણીનું જોર વધે છે તેમ લોહીના ભરાવાથી નાડી ભરેલી લાગે છે.

**નાની નાડી**—થોડા લોહીવાળી નાડીને નાની અથવા હલકી નાડી કહેવામાં આવે છે. આવી નાડીમાં નાડીપર આંગળાં રાખવાથી નાડીનું કદ નાનું લાગે છે, એટલે નાડી પાતળી લાગે છે. કોઇ પણ દ્વારથી ઘણું લોહી ગયું હોય કે જતું હોય એવાં દરદોમાં, ઘણાં ખરાં જુનાં દરદોમાં, કોલેરામાં અને દરદ મટયા પછીની નબળાઇમાં નાડી બારીક એટલે પાતળી ચાલે છે, અને એ નાડી ઉપરથી લોહી ઘણું કમ થયું છે એમ સમજાય છે. લોહીના પ્રમાણ ઉપરથી નાડીના ત્રણ ચાર વર્ગ પાડી શકાયઃ—**ભરેલી, મધ્યમ, નાની** અને **બેમાલુમ.** લોહીના વિશેષ જોસમાં **ભરેલી,** મધ્યમ લોહીમાં **મધ્યમ,** અલ્પ લોહીમાં **નાની** અને કોલેરાના દરદમાં લોહી છેક ઉંડી જઈ નાડી આંગળાંને મુસ્કેલીથી માલુમ પડે તેને **બેમાલુમ** નાડી કહે છે.

**સખ્ત કે પોચી નાડી**—જે ધોરી નસમાં થઇને લોહી વહે છે તે ધોરી નસના અંદરના પડદાની તાંતમાં સંકોચાવાની શક્તિ વધારે હોય છે તો નાડી સખ્ત ચાલે છે અને જો સંકોચાવાની શક્તિ કમી થાય છે તો નાડી પોચી ચાલે છે. તેની પરીક્ષા એ છે કે, નાડી ઉપર ત્રણ આંગળાં મુકીને ઉપલી ત્રીજી આંગળીને દબાવતાં છતાં જો બાકીનાં નીચેના બે આંગળાંને નાડીનો થડકો લાગે તો નાડી **સખ્ત,** ને જો થડકો નહિ માલમ પડે તો નાડી **પોચી** છે, એમ સમજવું.

**અનિયમિત નાડી**—નાડીની નિયમિત ચાલમાં તેના બે ઠણુકાની વચમાં એક સરખો તફાવત ચાલ્યો આવતો હોય તે નિયમિત અથવા કાયદેસર ચાલનારી કહેવાય; પણ જ્યારે કોઇ બિમારીને લીધે નાડી અનિયમિત થઈ એક ઠણુકો જલદી આવે છે તો બીજો વધારે વખત રહીને આવે છે, તેને અનિયમિત અથવા ગેરકાયદેસર નાડી કહે છે. આવી અનિયમિત નાડી ચાલતી હોય ત્યારે નીચેનાં દરદોની શંકા થાય છેઃ—હૃદયનું દરદ, ફેફસાંનું દરદ, મગજનાં દરદ, સન્નિપાત જ્વર, સુવારોગ, શરીરનો સખ્ત રોગ અને કોઇ પણ બિમારીની ધાસ્તી ભરેલી ભયંકર સ્થિતિ.

**આંતરીયા નાડી**—નાડીના બે ત્રણ ઠણુકા આવ્યા પછી વચમાં એકાદ ઠણુકા જેટલો ખાંચો પડી જાય છે એટલે ઠણુકો લાગતો જ નથી, નાડી બંધ પડી ગઇ લાગે છે અને પાછા ઉપરા ઉપર બે ત્રણ ઠણુકા આવી જઇ એજ નિયમે નાડી બંધ પડેલી લાગે છે, આવી રીતે થયા કરે છે તેને **આંતરીયા** નાડીનું નામ આપેલું છે, તે બરાબર છે. હૃદયની બિમારીમાં જ્યારે લોહી બરાબર ફરતું નથી ત્યારે મોટી ધોરી નસ પહોળી થઈ જાય છે અને મગજનો કોઇ પણ ભાગ બગડે છે ત્યારે આવી નાડી ચાલે છે.

ડાકટરો નાડીપરીક્ષામાં ત્રણ વાત લક્ષમાં રાખે છે. ૧. નાડીની ચાલ ઉતાવળી છે કે ધીમી. ૨. નાડીનું કદ મોટું છે કે નાનું. ૩. નાડી સખ્ત છે કે નરમ. લોહીવાળા જોરાવર માણસના તાવમાં, મગજના સોજામાં, કલેજાના રોગમાં અને સંધિવા વગેરે દરદમાં ઉતાવળી, ઘણી મોટી અને ઘણી સખ્ત નાડી જોવામાં આવશે. એવી નાડી ઘણો વખત ચાલે તો જોખમ વધતું જાય છે. તાવના દરદમાં એવી નાડી ઘણા દિવસ ચાલે તો દરદીની આશા થોડી રહે છે. જો નાડીની ગતિ ધીમે ધીમે ઓછી પડે તો જ સુધારાની આશા રહે. ફસ ખોલવાથી, જળો મૂકવાથી અથવા કુદરતી રીતે જ લોહીનો રસ્તો થઇ વધારાનું લોહી નીકળી જાય છે તો નાડી સુધારાપર આવે છે. નબળા માણસોને તાવ આવે છે અથવા શરીરના કોઇ પણ ભાગમાં સોજો ચઢી આવે છે ત્યારે ઉતાવળી—નાની નરમ નાડી ચાલે છે, કેમકે લોહી ઓછું હોય છે, આંતરડામાં સોજો થાય છે તથા પેટના પડદામાં સોજો થાય છે, ત્યારે ઉતાવળી, નાની સખ્ત નાડી ચાલે છે. આ નાડી નાની પણ એટલી તો સખ્ત હોય છે કે, તે આંગળાંને તારના જેવી બારીક અને કઠણ લાગે છે. આ નાડી પણ લોહીનું જોર બતાવે છે.

**નાડી વિષે લોક વિશ્વાસ**—ફક્ત નાડી જોવા ઉપરથી બધા રોગની સંપૂર્ણ પરીક્ષા થઇ શકે છે, એવો લોકોના મનમાં જે હદ ઉપરાંત વિશ્વાસ બેસી ગયો છે. તેમાં તે લોકો ઠગાય છે અને નાડીનો ફાંકો રાખનારા વૈદ્યો અને હકીમો અજ્ઞાન લોકોને વાકજાળમાં ફસાવે છે. ઘણી વખત નાડી પરીક્ષાના સંબંધમાં ઘણી અદ્દભુત અને અસંભવિત વાતો આપણે સાંભળીએ છીએ. એવી વાતોમાં સત્યતા કરતાં ખોટાઈ વિશેષ હોય છે. નાડી તપાસવાથી આ ગ્રંથમાં ઉપર લખેલી જુદી જુદી પરીક્ષા થઇ શકે છે, એટલુંજ નહિ, પણ બહુ અભ્યાસ અને અનુભવથી નાડીની કેટલીક બારીકીઓ અને રોગ પરીક્ષાની કુંચીઓ મેળવી શકાય છે. તથાપિ નાડી જોવાથી દરેક રોગનું ચોક્કસ કારણ સમજી શકાય છે અથવા કાલે કે આઠ દિવસ પર દરદીએ શાનું શાક ખાધું હતું, તે નાડી ઉપરથી માલમ પડે છે, એવાં

જે જે ગપ્પાં ચાલે છે, તે બિલકુલ માનવા જેવાં નથી. કેટલાક હકીમ સાહેબોએ અને વૈદ્યોએ નાડીનો હદ ઉપરાંત મહિમા વધારી દીધો છે અને અસંભવિત વાતો ભોળા લોકોના મનમાં ભરાવી દીધી છે. આવા ભોળા અને મૂર્ખ લોકોનું દરદ મટતું નથી અથવા મટતાં વાર લાગે છે, ત્યારે તેઓ ડાક્ટરો ઉપર આરોપ મૂકે છે કે, તેમને નાડીપરીક્ષાનું જ્ઞાન નથી અને પછી વૈદ્યની પાસે જઇ પ્રથમ નાડી તપાસાવી પોતાને શું રોગ થયો છે, તે પારખવા વૈદ્યને કહે છે. જો વૈદ્ય સીધો અને સત્યવાદી હોય છે તો તે ચોખ્ખું કહે છે કે, નાડી ઉપરથી તમારી પ્રકૃતિની કેટલીક વાત સમજવામાં આવશે. પણ તેમને ખરેખરૂં દરદ શું થયું છે, શા કારણથી થયું છે વગેરે વાત તો તમારી હકીકત ઉપરથી અને બીજી તપાસથી જાણી શકાશે. વિદ્વાન્ વૈદ્યો નાડી તપાસીને દરદીના શરીરની સ્થિતિનું કેટલુંક અનુમાન બાંધે છે અને તે અનુમાન ઘણે ભાગે ખરૂં પડે છે, પણ નાડીપરીક્ષા ઉપર અતિશય શ્રદ્ધા રાખનારા અજ્ઞાન લોકો આગળ પોતાની પરીક્ષા આપીને કિમ્મત કરાવવા ચહાતા નથી. પણ કેટલાક પાખંડી વૈદ્યો નાડી તપાસીને મોટો આડંબર કરી, બે વાત વાતની, બે વાત પિત્તની અને બે વાત કફની પણ કરે છે અને પાંચ પચીસ વાતોનાં ગપ્પાં મારવાથી થોડી એક વાતો દરદીને લાગુ પણ પડી જાય છે. બિચારા ભોળા અને અતિ શ્રદ્ધાળુ અજ્ઞાન લોકો આવી રીતે પાખંડી વૈદ્યો અને હકીમોની નાડી પરીક્ષાની વાકજાળમાં સપડાય છે અને તેઓ જ ખરા વૈદ્ય છે, એમ માની ખરા વિદ્વાન્ વૈદ્યો અને ડાક્ટરોને પડતા મૂકી ઢોંગી ઉંટવૈદ્યોની જાળમાં ફસાય છે.

નાડી એટલે શું, તે નાડી કેમ ઉત્પન્ન થાય છે અને તે ઉપરથી કેટલી કેટલી વાત સમજાય છે, તે આ ગ્રંથમાં જોઇએ એટલા વિસ્તારથી લખવામાં આવેલું છે. આ ઉપરથી વાંચનારની ખાત્રી થવી જોઇએ કે, દરદીનું દરદ પેટમાં છે, માથામાં છે, નાકમાં કે કાનમાં છે, તે નાડી જોવાથી કદિ પણ કહી શકાશે નહિ, અલબત, અનુભવી ઉપચારકો, દરદીની નાડી, તેનો ચહેરો, આંખો, ચેષ્ટા અને વાતચીત ઉપરથી દરદીનું કેટલુંક સ્વરૂપ મનમાં ગ્રહણ કરી શકે છે અને દરદીની વિશેષ હકીકત સાંભળ્યા વિના પણ બહારની તપાસ ઉપરથી દરદનું મુખ્ય સ્વરૂપ કહી શકે છે, પણ તે ઉપરથી એમ નથી સમજવાનું કે, એ બધી પરીક્ષા નાડીમાંથી જ થાય છે અને હમેશાં એવી પરીક્ષા સાચી જ પડે છે. માટે જે લોકો નાડીપરીક્ષા ઉપર હદ ઉપરાંત વિશ્વાસ રાખી વારંવાર ભૂલ ખાય છે અને ઠગાય છે, તેમને એટલી જ ભલામણ છે કે, નાડી ઉપરથી દરદ નહિ કહેવાને લીધે તેમણે સારા વૈદ્યો અને ડાક્ટરો ઉપરનો વિશ્વાસ ઓછો નહિ કરવો જોઇએ.

તેની સાથે એટલું પણ કહેવું જોઇએ કે, કેટલાક વૈદ્યો અને ડાક્ટરો દરદીની પ્રકૃતિ ઉપર બહુ થોડું ધ્યાન અને વજન આપીને દરદના બહારનાં ચિહ્નો અને હકીકતપર વિશેષ આધાર રાખી ઉપચાર ચલાવે છે, તો તે પણ બરાબર નથી. કેટલાક દરદીઓ એવા હોય છે કે, પોતાને શું દરદ થાય છે અને કેવા પ્રકારે થાય છે, તે તેઓ પુરૂં સમજી શકતા હોતા નથી અને તેથી પોતાના દરદની વાસ્તવિક હકીકત પુરી પાડી શકતા નથી. વળી બેશુદ્ધિ અને સન્નિપાત જેવાં ભયંકર દરદોમાં તો દરદી તરફથી કશી વિશ્વાસલાયક હકીકત મળી શકતી નથી. આવે વખતે નાડી ઉપર વિશેષ આધાર રાખવો પડે છે. દરદીની પ્રકૃતિ ઉપર ઉપચારનો ઘણો આધાર રહે છે અને નાડી ઉપરથી તેમજ બીજી

રીતે પ્રકૃતિની પરીક્ષા કરી શકાય છે. ડાક્ટરો ભુંગળી લઇને હૃદયનો ધબકારો તપાસે તે નાડી પરીક્ષા જ છે. કેમકે હાથના કાંડા ઉપરની નાડીનો ઠણકો એ હૃદયના ધબકારાનો અને લોહીના પ્રવાહનો છેલ્લો થડકો છે. શરીરના જે જે ભાગમાં ધોરી નસમાં લોહી ઉછળતું હોય છે, ત્યાં આંગળી રાખવાથી નાડી પરીક્ષા થઇ શકે છે, પણ લોહીના ફરવામાં કાંઈ પણ ફેરફાર થાય છે તો પ્રથમ ધોરી નસોના છેડાને લોહીનું પોષણ મળતું બંધ થાય છે. હાથની નાડી એ ધોરી નસનો છેડો હોવાથી કાંડા ઉપરની નાડીના ધબકારા આંગળીને સ્પષ્ટ રીતે માલમ પડે છે. તેથી કાંડા ઉપરની નાડીની પરીક્ષા કરવાનું વિદ્વાનોએ ઠરાવ્યું છે.

( ब ) **ત્વચાપરીક્ષા**—ચામડીને સ્પર્શ કરવાથી શરીરની ગરમી, ઠંડી તથા પરસેવા વગેરેની પરીક્ષા થાય છે. ૧. **વાત** રોગીની ચામડી ઠંડી હોય છે, **પિત્ત** રોગીની ચામડી ગરમ હોય છે અને કફ રોગીની ચામડી ભીની હોય છે. વૈદ્યકશાસ્ત્ર આવું લખી જાય છે, પણ હમેશાં આ નિયમ સર્વત્ર લાગુ પડે એમ નથી; તથાપિ બહુ ભાગે એવું લક્ષણ હોય છે. ૨. **ગરમ ચામડી**—પિત્ત અને તમામ જાતના તાવમાં ચામડી ગરમ હોય છે. ચામડી ઉપરની ગરમીથી પણ તાવની ગરમી જાણી શકાય છે. પણ અંતરવેગી જ્વરમાં અંદર તાવ હોય છે અને બહારની ચામડી ઠંડી અથવા મધ્યમસર ગરમ હોય છે. આવી વખતે ચામડીનો સ્પર્શ કરીને પરીક્ષા ભૂલ ખવરાવે છે. નાડીપરીક્ષા અથવા થરમૉમીટર અંદરની ગરમીને બતાવી શકે છે. ઘણી વેળા ચામડી ઉપર તાવ લાગે છે અને અંદર તાવ હોતો નથી. ૩. **ઠંડી ચામડી**—કેટલાંક દરદોમાં શરીરની ચામડી ઠંડી પડી જાય છે. તાવ ઉતરી ગયા પછીની નબળાઇમાં, બીજા મંદવાડની નબળાઇમાં, કોલેરામાં અને ઘણા જીર્ણ રોગમાં ચામડી ઠંડી પડી જાય છે. સખ્ત બિમારીમાં શરીર ઠંડું પડે તો તે ભયભરેલું સમજવું. ૪. **સૂકી ચામડી**—ચામડીનાં છિદ્રોમાંથી નિરંતર પરસેવો નીકળે છે તેથી તે નરમ રહે છે. પણ કેટલાક દરદોમાં પરસેવો બંધ થાય છે ત્યારે ચામડી સૂકી અને ખરસટ થાય છે. તાવની શરૂઆતમાં પરસેવો બંધ પડે છે અને તેથી તાવવાળાની તેમજ વાતરોગવાળાની ચામડી સૂકી પડે છે. ૫. **ભીની ચામડી**—જોઇએ તેથી વિશેષ પરસેવો આવવાથી ચામડી ભીની રહે છે, તે પણ દરદની નિશાની છે. કેટલાંક દરદોમાં ચામડી ગરમ અને ભીની હોય છે અને કેટલાંક દરદોમાં ઠંડી અને ભીની હોય છે. પહેલા પ્રકાર કરતાં બીજા પ્રકારના લક્ષણમાં વધારે ધાસ્તી છે. સંધિવાના દરદમાં ચામડી ગરમ અને ભીની હોય છે અને કોલેરામાં ઠંડી અને ભીની હોય છે. ઘણું ઠંડું અને ભીનું અંગ અતિ નબળાઈ અને જોખમ જણાવે છે. રાત્રે પરસેવો થાય, ચામડી ભીની રહે અને નબળાઇ વધતી જાય તો ક્ષયની નિશાની સમજી તરત ચેતવું.

( क ) **થરમૉમીટર**—શરીરમાં ગરમી કેટલી છે, તેનું ચોક્કસ માપ થરમૉમીટરથી લઈ શકાય છે. થરમૉમીટરની નળીમાં નીચે પારાથી ભરેલો ગોળ પોટો (કાચનું ગોળ બલ્બ) છે. આ પારાવાળા બલ્બને મોંમાં જીભ નીચે, અગર બગલમાં, એકથી પાંચ મિનિટ સુધી રાખીને પછી બહાર કાઢી જોવાથી તેની અંદરનો પારો શરીરની ગરમીના પ્રમાણમાં ચડેલો કે ઉતરેલો માલમ પડશે. સારા તન્દુરસ્ત માણસમાં શરીરની ગરમી ૯૮ થી ૧૦૦ ડિગ્રીની વચમાં રહે છે. ઘણાખરા શરીરમાં મધ્યમ ગરમી ૯૮-૫ થી ૯૯ હોય છે,

અને બહારની ગરમી અથવા શ્રમથી તેમાં કાંઇક વધારો થાય છે ત્યારે ૧૦૦ સુધી વધે છે. ઉંઘમાં અને સંપૂર્ણ શાંતિના સમયમાં એકાદ ડિગ્રી ગરમી ઓછી હોય છે. રોગમાં શરીરની ગરમી ઘણી ચડઉતર થાય છે. અને શરીરની સ્વાભાવિક ગરમી ( Normal Temperature ) કરતાં પારો વિશેષ ઉતરી જાય છે, અથવા વિશેષ ચડે છે. શાદા તાવમાં તે પારો ૧૦૧ થી ૧૦૨ ડિગ્રી સુધી ચડે છે, સખત તાવમાં ૧૦૪ સુધી ચડે છે અને અતિશય ભયંકર તાવમાં ૧૦૫ અને છેવટે ૧૦૬૩/૪ સુધી ચડે છે. શરીરના કોઇ મર્મસ્થાનમાં વરમ અને દાહને લીધે જ્યારે તાવની ગરમી એથી પણ વધીને ૧૦૮ કે તે ઉપર ચડે છે, ત્યારે દરદીનો બચાવ થતો નથી. સ્વાભાવિક ગરમી કરતાં બે ડિગ્રી ગરમી ઓછી થાય તેમાં વિશેષ ભય છે. કોલેરામાં શરીર જ્યારે છેક ટંડું પડી જાય છે ત્યારે શરીરની ગરમી ઘટીને છેક ૭૭ ડિગ્રી પર ઉતરી પડે છે, ત્યારે દરદીના બચવાની આશા ભાગ્યે જ રાખી શકાય છે. ૧૦૪ ડિગ્રીની અંદર તાવ હોય છે ત્યાં સુધી ધાસ્તી રાખવાનું કારણ નથી, પણ તેથી આગળ વધે છે ત્યારે દરદે ભયંકર રૂપ પકડયું છે, એમ સમજી ચાંપતા ઉપાય લેવામાં ગફલત કરવી નહિ જોઇએ. સ્વાભાવિક ગરમી કરતાં એક ડિગ્રી ગરમી વધે છે તો નાડીના સ્વાભાવિક ધબકારા કરતાં ૧૦ ધબકારા વધે છે અને એ પ્રમાણે દર એક ડિગ્રી તાવના વધારાની સાથે દશ દશ ધબકારા વધે છે. જે માણસની નાડી તન્દુરસ્ત હાલતમાં એક મિનિટમાં ૭૫ ધબકારા કરતી હોય તેની નાડમાં એક ડિગ્રી ગરમી વધવાથી ૮૫ ધબકારા થાય છે, બે ડિગ્રી તાવ વધવાથી એક મિનિટમાં ૯૫ વખત ધબકારા થાય છે અને એ પ્રમાણે દર એક ડિગ્રી ગરમીના વધારાની સાથે દશ ધબકારા વધે છે, એવી સામાન્ય ગણત્રી સમજી લેવી.

બગલ ભીની હોય છે અથવા પવન કે ભેજવાળી જગ્યા હોય છે તો થરમૉમીટરથી શરીરની ગરમી બરાબર પારખી શકાતી નથી. માટે થરમોમીટર બગલમાં મુકતી વખતે બગલમાં પશીનો હોય તો તે લુછી નાંખવો અને તે બગલને ભીડી રાખવી. પાંચ મિનિટ થાય કે શીશી કાઢીને પારો કેટલો ચડયો છે તે તપાસવું. નાડીપરીક્ષા કરતાં પણ થરમૉમીટરથી શરીરની ગરમી વધારે ચોક્કસ રીતે માપી શકાય છે અને એક સાધારણ માણસ પણ તે કામ કરી શકે છે; તેથી ઘણા ગૃહસ્થો પોતાના ઘરમાં થરમૉમીટર રાખે છે અને ઘરમાં કોઇને તાવ આવે છે તો તે તાવ નિત્ય કેટલો ચડયો કે ઉતર્યો, તે આ નળી વડે તપાસી શકે છે. થરમૉમીટર પાંચ મીનીટનાં અને એક મીનીટનાં પણ હોય છે.

( इ ) **સ્ટેથસ્કોપ**—આ ભુંગળીથી ફેફસાં, શ્વાસનળી, હૃદય તથા પાંસળીમાં ચાલતી ક્રિયા જાણી શકાય છે. લખી બતાવવા કરતાં અનુભવિ ડાકટરો પાસે રહીને શીખવાથી તથા જાતે અનુભવ કરી જોવાથી આ ભુંગળીનો ઉપયોગ કરી શકાય છે જેથી અહીં તેના ઉપર વિશેષ વિવેચન ધરગતુ વાંચનારાઓને ઉપયોગનું નથી.

---

## દર્શનપરીક્ષા.

આ પરીક્ષામાં ( अ ) જિહ્વા એટલે જીભ, ( आ ) નેત્ર એટલે આંખ, ( इ ) રૂપ એટલે ચહેરો, ( ई ) ત્વચા એટલે ચામડી, ( उ ) મૂત્ર એટલે પેશાબ અને ( ऊ ) મળ એટલે ઝાડો, એ પરીક્ષાઓનો સમાવેશ કરેલો છે;

**( अ ) જીહ્વાપરીક્ષા**—જીભની હાલત ઉપરથી ગળાની, હોજરીની અને આંતરડાંની હાલત પરખાય છેઃ કેમકે જીભનું ઉપલું બારીક પડ, ગળું, હોજરી અને આંતરડાંનાં અંદરના બારીક પડ સાથે જોડાયલું અને એક સરખું મળી ગયેલું છે. જીભ ઉપરથી એ સિવાય બીજા પણ કેટલાક રોગ વિષે વિચાર બાંધી શકાય છે. તન્દુરસ્ત સ્થિતિમાં જીભ ભીની ચોખ્ખી અને અણી ઉપરથી જરા લાલ હોય છે. ભીનાશ, રંગ અને જીભ ઉપરના મેલ ઉપરથી રોગની પરીક્ષા થાય છે.

**(૧) ભીની જીભ**—સારી હાલતમાં જીભ થુંકથી ભીની રહે છે, તાવમાં જીભ સૂકાવા માંડે છે. માટે જો જીભ ભીની હોય તો તાવ નથી એવી ખાત્રી થાય છે. કોઇ પણ દરદમાં જીભ સૂકી થયા પછી ભીની ભીની થવા માંડે તો સમજવું કે, દરદ સારૂં થવાપર છે. પાણી પીવાથી પાણીને લીધે જીભ ભીની થાય છે પણ જો તાવ વગેરે હોય છે તો પાણીની ભીનાશ તરતજ જતી રહી સુકાઈ જાય છે.

**(૨) સુકી જીભ**—કેટલાક દરદોમાં શરીરના રસ જોઇએ એટલા વજનમાં પેદા થતા નથી, તેજ પ્રમાણે થુંક ઓછું પેદા થાય છે અને તેથી જીભ સૂકી પડે છે. દરદીને પણ એની જીભ સૂકી પડી ગએલી લાગે છે અને આખું મોઢું સુકાઈ ગયાની તે ફરીયાદ કરે છે. થુંક વગરની જીભ ઉપર આંગળાં લગાડી જોવાથી જીભ સૂકી તેમજ કઠણ લાગે છે. તાવ, માતા, ઓરી અને બીજા ચેપી તાવમાં, હોજરી તથા આંતરડાંના દરદમાં અને જોરાવર તાવમાં જીભ સૂકી પડે છે. જેમ તાવ વિશેષ તેમ જીભ વધારે સૂકી. અતિશય સૂકી અને કઠણ જીભ એ ઘણા જોખમની નિશાની છે.

**( ૩ ) લાલ જીભ**—જીભ અણી તથા કોર ઉપર હમેશાં જરા લાલ હોય છે, પણ જો આખી જીભ લાલ અથવા ઘણો ભાગ લાલ થયેલો હોય તો માતા, મોઢાનું આવી જવું, પેટનો સોજો અને સોમલનું ઝેર વગેરે રોગનું અનુમાન થાય છે. તાવમાં જીભ અણી ઉપર તેમજ બાજુની કોરપર વધારે લાલ થાય છે.

**( ૪ ) ફીક્કી જીભ**—શરીરમાંથી લોહી ઘણું ગયા પછી અથવા તાવ, બરોલ, અને તેવી બીજી બિમારીને લીધે શરીરના લોહીનાં રક્તકણ ઓછાં થવાથી જેમ ચહેરા તથા ચામડી ફીકાં પડે છે તેમ જીભ ધોળી અને ફીકીફચ પડી જાય છે.

**( ૫ ) મેલી જીભ**—રોગમાં જીભ ઉપર સફેદ છારી બાઝે છે ત્યારે તેને મેલી જીભ કહે છે. ઘણા જોરાવર તાવમાં, સખ્ત સંધિવામાં, કલેજાના દરદમાં અને મગજના રોગમાં જીભ મેલી થાય છે. ઝાડના કબજામાં પણ જીભ મેલી થાય છે. જીભની અણી અને બાજુની કોર તરફથી જીભનો મેલ ઓછો થવા માંડે તો સમજવું કે, રોગ નરમ પડે છે પણ જો જીભના પાછલા ભાગ તરફથી મેલનો થર ઓછો થવા લાગે તો સમજવું કે—રોગનો ઘટાડો ઘણો ધીમો થાય છે. જો જીભ ઉપરનો થર જલદીથી નીકળી જાય અને જીભનો તે ભાગ લાલ ચળકતો અને ચીરા પડેલો દેખાય તો સમજવું કે, આંતરડાંમાં કાંઇ સડો અથવા જખમ થયો છે. જીભનો આવો ફેરફાર ખરાબ નિશાની બતાવે છે. ઘણા દિવસના તાવમાં જીભનો થર ભુરો અથવા તપખીરીયા રંગનો થાય છે અને જીભ ઉપર વચમાં ચીરા પડે છે, તે પણ ભયભરેલા મંદવાડની નિશાની છે. પિતના રોગમાં જીભ ઉપર પીળો મેલ જામે છે.

(૬) **કાળી જીભ**—કેટલાંક દરદમાં જીભનો રંગ જાંબુડા કે કાળા રંગનો થાય છે. દમ, શ્વાસ અને ફેફસાંની સાથે સંબંધ રાખનાર ખાંસી વગેરે રોગમાં જ્યારે દમ લેવામાં અડચણ પડે છે ત્યારે લોહી બરાબર સાફ થતું નથી અને તેથી જીભ કાળી ઝાંખી અથવા આસમાની રંગની થાય છે. વળી કેટલાક બીજા રોગમાં જ્યારે જીભ કાળા રંગની થાય છે ત્યારે દરદીના બચાવની આશા ઘણી થોડી રહે છે.

(૭) **ધ્રુજતી જીભ**—સન્નિપાતમાં, મગજના ભયંકર રોગમાં અને બીજાં કેટલાંક સખ્ત દરદોમાં જીભ ધ્રૂજ્યા કરે છે. અને દરદીના અખત્યારમાં રહેતી નથી. તે બહાર કાઢે છે ત્યારે પણ ધ્રૂજ્યા કરે છે. આવી ધ્રૂજતી જીભ અતિશય નબળાઇ અને ભયની નિશાની છે.

(૮) **સામાન્ય પરીક્ષા**—ઘણાએક રોગની પરીક્ષા કરવાને માટે જીભ દર્પણરૂપ છે. જીભ ઉપર સફેદ ઘાટો થર પાચનક્રિયાની ગડબડ બતાવે છે; જાડી અને સુજી ગયેલી તથા દાંતના દબાણમાં આવવાથી દાંતની નિશાનીવાળી જીભ હોજરી તથા મજ્જા તંતુઓનો દાહ કે વિકાર બતાવે છે. જીભ ઉપર જાડો પીળા રંગનો થર પિત્તવિકાર બતાવે છે; કાળા ઝાંખા ભુરા રંગનું પડ ખરાબ તાવની નિશાની છે; સફેદ થર સાધારણ તાવની નિશાની છે; સૂકી, થરવાળી, કાળાશવાળી અને ધ્રૂજતી જીભ એકવીશ દહાડાના ભયંકર જ્વરની નિશાની છે; એક બાજુપર લોચા કરતી જીભ અરધી જીભમાં વા આવ્યો છે, એમ બતાવે છે. જ્યારે જીભ ઘણી ધીમી ધીમી માંડ માંડ બહાર નીકળે અને પછી દરદીની ઇચ્છા પ્રમાણે તરત અંદર ન જઇ શકે ત્યારે સમજવું કે દરદી અતિશય નબળો થયો છે અને લેવાઇ ગયો છે; રોગના તીક્ષ્ણ રૂપમાં જીભમાં ધ્રૂજ આવે તો ઘણો ભય સમજવો. કોલેરા, તથા હોજરી અને ફેફસાંની બીમારીમાં જ્યારે જીભનો રંગ સીસાની ધાતુ જેવો ઝાંખો પડે ત્યારે તે ખરાબ ચિહ્‌ન સમજવું. જરા આસમાની રંગની જીભ એવું બતાવે છે કે, લોહીની ગતિમાં કાંઇ અટકાવ થયો છે; મોઢું પાકી આવવાની સાથે જીભ સીસાના રંગ જેવી થઇ જાય, તે નજીક મૃત્યુની નિશાની છે. **વાયુના** દોષવાળી જીભ ખરખરી, ફાટેલી તથા પીળી હોય છે, **પિત્તના** દોષવાળી જીભ કાંઇક રતાશ અને કાળાશ પડતી હોય છે; **કફના** દોષવાળી જીભ સફેદ, ભીની અને નરમ હોય છે, (**ત્રિદોષ**વાળી જીભ કાંટાવાળી અને સૂકાયેલી હોય છે; મૃત્યુકાળની જીભ ખરખરી, અંદરથી વધેલી, ફીણવાળી, લાકડા જેવી કઠણ અને ગતિ રહિત થઇ જાય છે. દેશી વૈદકગ્રંથોમાં જીભની પરીક્ષા કરતાં નાડીપરીક્ષા ઉપર વિશેષ વિવેચન કરેલું છે.

**(आ) નેત્રપરીક્ષા**—દરદીની આંખો ઉપરથી રોગની પરીક્ષા થાય તેને નેત્રપરીક્ષા કહેવામાં આવે છે. **વાયુના** દોષવાળી આંખો લુખી, નિસ્તેજ, ધુમ્રવર્ણ ( ધુમાડાના જેવા ધુમસ રંગની ) તથા ચંચળ હોય છે. **પિત્તના** દોષવાળી આંખો પીળી, દાહવાળી અને દીવાના તેજને ન સહન કરી શકે એવી હોય છે. **કફના** દોષવાળી આંખો ભીની, સફેદ, નરમ, મંદ અને તેજ વિનાની હોય છે. **તંદ્રા** ( Delirium ) વાળી આંખ કાળી અને જડ ( મટકાં વગરની ) થાય છે; **ત્રિદોષ**ની આંખો ભયંકર, રાતી, જરા કાળી અને વીંચેલી જણાય છે.

**( इ ) રૂપપરીક્ષા**—મોંઢાનો ચહેરો જોવાથી રોગની કેટલીક પરીક્ષા થઇ શકે

છે તેને રૂપપરીક્ષા કહે છે. સવારમાં દરદીનો ચહેરો તેજ વિનાનો વિચિત્ર અને ઝાંખો કે કાળાશ પડતો હોય તો વાતદોષની શંકા થાય છે. જો તે ચહેરો પીળો મંદ અને કાંઈ સુજેલો જણાય તો પિત્તદોષની શંકા થાય છે. જો ચહેરો મંદ તેલીયો [ તેલના જેવો તગતગતો ] દેખાય તો કફદોષની શંકા થાય છે.

કુદરતી તથા નિરોગી ચહેરો શાંત, અને બેચેની વગરનો હોય છે. દરદથી ચહેરાનો દેખાવ તરેહવાર રીતે ફેરવાઈ જાય છે. ચહેરાનાં જુદાં જુદાં સ્વરૂપ અને ચિહ્નો લખીને બતાવી શકાતાં નથી. ચહેરાપરથી રોગની પરીક્ષા કરવી તથા દરદીની સ્થિતિનો ખ્યાલ બાંધવો, એ માત્ર અનુભવ અને મહાવરાથી શીખાય છે. તોપણ નીચે કરેલા વિવેચનપરથી અને ચહેરાપરથી કરવાની પરીક્ષાનો થોડોક ખ્યાલ આવી શકશેઃ—

( ૧ ) **ચિંતાતુર ચહેરોઃ**—સખત તાવ અને ભયંકર દરદોની શરૂઆતમાં, આંચકી તથા તાણખેંચના દરદોમાં, દમ તથા શ્વાસના દરદમાં કલેજાના અને ફેફસાના રોગમાં, એ વગેરે દરદોમાં દરદીનો ચહેરો ફિકરમંદ રહે છે.

(૨) **ફિક્કો ચહેરો**—ઘણું લોહી જવાથી, જીર્ણજવરથી, બરોલના દરદથી, ઘણી નબળાઇ, ઘણી ફિકર, બીક, ધાસ્તી વગેરે કારણોથી ચહેરો ફિકકો થઇ જાયછે. લોહીમાં ફેરફાર થવાથી એટલે લોહીની અંદરનાં રાતાં રજકણો ઓછાં થવાથી આવો ચહેરો થાય છે. સ્ત્રીઓને ઋતુસ્રાવ [ દસ્તાન ] બહુ જવાથી અથવા નબળા બાંધાની સ્ત્રીઓને બાળક ધાવીને તેના લોહીનું શોષણ ઓછું કરે છે, તેથી તેવી સ્ત્રીઓનો ચહેરો ઘણોજ ફિક્કો લાગે છે.

(૩) **લાલ ચહેરો**—સખ્ત તાવમાં, મગજના સોજામાં અને લૂ લાગે છે તેમાં આંખો લોહી જેવી લાલ થાય છે, ગાલ ગુલાબી અને ઉપસેલા જણાય છે અને આંખો ચહેરો રાતો થઈ જાય છે. લાલ ચહેરો થાય ત્યારે સમજવું કે, લોહીનો માથા તરફ તથા મગજમાં વધારે જોસ ચડેલો છે.

(૪) **ફુગાયેલો ચહેરો**—ઘણી નબળાઇ, જીર્ણજ્વર, જળોદળ વગેરે દરદોમાં ચહેરો ફુગાયેલો એટલે થેથરવાળો થાય છે. આંખનાં પોપચાં ચડી આવે છે. ગાલમાં આંગળીથી દબાવવાથી ખાડા પડે છે અને ચહેરો સૂજી ગયા જેવો દેખાય છે.

( ૫ ) **સોરાયેલો ચહેરો**—જેમ ઝાડની ડાળીનાં પાંદડાં, છાલ, છોલી કાઢવાથી ડાળી સોરાયલી થઈ જાય છે, તેવી જ રીતે કેટલાક ભયંકર દરદની આખર અવસ્થામાં દરદીનો ચહેરો એવો બને છે. કોલેરામાં મોતની અણીપર જે સીકલ બને છે તે એ જાતનો ચહેરો છે. આવા ચહેરાની નિશાનીઓ આ પ્રમાણે હોય છેઃ—કાળમાં કચલીઓ, આંખના ડોળા અંદર પેસી ગયેલા અને આંખમાં ખાડા પડેલા, નાક અણીદાર થયેલું, કાનપટી આગળ ખાડા પડી ગયેલા, ગાલ બેસી ગયેલા, હડપચી કરચલી વળેલી અને ચહેરાનો રંગ આસમાની થયેલો હોય છે. જ્યારે કોઇ પણ દરદમાં ચહેરો આવો દેખાય ત્યારે સમજવું કે, દરદી ધાસ્તીમાં અથવા આખર અવસ્થામાં છે.

( ૬ ) **ત્વચાપરીક્ષા**—જેમ ચામડીનો સ્પર્શ કરવાથી ગરમી–ઠંડી વગેરેની પરીક્ષા થઇ શકે છે તેમ ચામડીના ઉપલા રંગ ઉપરથી તેમજ તેના ઉપર કેટલાંક ચાઠાં, ગાંઠો,

વગેરે નીકળે છે તે ઉપરથી શરીરના દોષનું કેટલુંક અનુમાન બાંધી શકાય છે. માતા, ઓરી, અછબડા વગેરે ફુટી નીકળનારાં દરદોમાં પ્રથમ તાવ ભરાય છે અને તેથી ભૂલથી સાધારણ તાવમાં ગણવામાં આવે છે. પણ ચામડીનો લાલ રંગ તથા તે ઉપર ઝીણા ઝીણા દાણા ખરી પરીક્ષા બતાવી શકે છે. માટે તાવની ગરમી સાથે ચામડીનો રંગ તથા બીજી નિશાનીઓનો પણ તપાસ કરવો. શરીર ઉપરના કોઇ પણ ભાગમાં લાલ અથવા રતાશવાળો સોજો થાય તો તે લોહીના જોશથી અથવા પિત્તના દોષથી થયેલો છે એમ સમજવું. જેનો વર્ણ પીળો પડતો જાય તેમાં પિત્તદોષ છે અને ગૌર (સફેદ) પડતો જાય તેના શરીરમાં કફ દોષનો વિશેષ દોષ થતો જાય છે એમ સમજવું. જેના શરીરની ચામડીનો રંગ લુખો લુખો થઇ અંદર તરડો પડયા જેવું લાગે તેના શરીરનું લોહી બગડેલું અને તપી ગયેલું સમજવું. લોકો તેને તજાગરમા કહે છે. ચામડી સુધી લોહી નહિ પહોંચવાને લીધે ચામડી ગરમ તથા લુખી પડી જાય છે, ચામડીનો વર્ણ ત્રાંબાના રંગ જેવો તાંબડો થાય તે ઉપરથી અને એક જાતની ચામડીની રાતડ અને તગતગ ઉપરથી કુષ્ઠ એટલે રગતપિત્તના રોગની પરીક્ષા થાય છે. ચામડી ઉપર કાળાં ચાઠાં અને ધાબાં પડે છે તે ઉપરથી તાજો અને સારો ખોરાક નહિ મળવાને લીધે લોહીબીગાડનું અનુમાન કરી શકાય છે. એક પ્રકારનાં ચાઠાં અને વિસ્ફોટક ઉપરથી ગરમીના રોગનો સંભવ થાય છે. કોલેરાના દુષ્ટ વ્યાધિમાં ચામડીનો તથા નખનો રંગ આશમાની કાળો પડી જાય છે અને તે મરણ કાળની નિશાની છે. આવી રીતે ચામડીના રંગ અને તેના ઉપરની જુદી જુદી નિશાનીઓ ઉપરથી જુદા જુદા રોગનું કેટલુંક સંભવિત અનુમાન બાંધી શકાય છે.

**( ૩ ) મૂત્ર પરીક્ષા**—તન્દુરસ્ત માણસના પેશાબનો રંગ બરાબર સૂકા ઘાસના રંગને મળતો હોય છે, ઘાસ નથી લીલું, નથી પીળું, નથી રાતું, નથી કાળું કે નથી ધોળું; પણ એ બધા રંગની છાયાનું હોય છે, તેમજ જે પેશાબ સ્પષ્ટ પીળો નથી, સ્પષ્ટ લીલો નથી, સ્પષ્ટ રાતો નથી કે સ્પષ્ટ સફેત નથી, પણ બધા વર્ણની છાયાવાળો હોય તે નિરોગી સમજવો. પેશાબ ઉપરથી ઘણા રોગની ઘણી ઉત્તમ રીતે પરીક્ષા થઇ શકે છે. પેશાબ એ લોહીમાંથી છુટું પડેલું નિરૂપયોગી પ્રવાહી છે. લોહીને શુદ્ધ કરવા સારૂ મૂત્રાશય (કિડની) પેશાબને લોહીમાંથી ખેંચી લે છે અને તેથી જો કાંઇ વ્યાધિ થયો હોય છે તો લોહીનો કેટલોક ઉપયોગી ભાગ પેશાબમાં જાય છે. આથી પેશાબ ઘણા રોગની પરીક્ષા કરવાનું સાધન થઇ પડે છે.

દેશી વૈધકગ્રંથમાં મૂત્રપરીક્ષા અને તે ઉપરથી માલમ પડતા દોષનું સાધ્યાસાધ્યપણું નીચે પ્રમાણે બતાવવામાં આવેલું છેઃ—

**૧. દેશી રીતે મૂત્રપરીક્ષા**—(૧) **વાત** દોષવાળા રોગીનું મૂત્ર ઘણું તથા કાંઇક વાદળી રંગના જેવું હોય છે. (૨) **પિત્ત** દોષવાળા રોગીનું મૂત્ર લાલ કસુંબા જેવું અથવા કેસુડાનાં ફુલના રંગ જેવું પીળું, ગરમ, તેલ જેવું તથા થોડું હોય છે. (૩) કફ દોષવાળા રોગીનું મૂત્ર ઠંડું, તળાવના પાણી જેવું, સફેદ, ફીણવાળું તથા સ્નિગ્ધ હોય છે. (૪) મિશ્ર દોષવાળું મૂત્ર મિશ્ર રંગનું હોય છે. ( ૫ ) **સન્નિપાત** રોગમાં મૂત્ર ઝાંખું કાળું હોય છે. ( ૬ ) **લોહીના** કોપવાળું મૂત્ર સ્નિગ્ધ, ઉષ્ણ અને રાતું હોય છે. ( ૭ ) **વાતપિત્ત**

દોષવાળાનું મૂત્ર ઘેરા લાલ અથવા કીરમજી રંગનું તથા ગરમ હોય છે. (૮) વાતકફ દોષવાળું મૂત્ર સફેદ તથા બડબડીઆં જેવું હોય છે. (૯) કફપિત્ત દોષવાળા રોગીનું મૂત્ર રાતું પણ ડોળાયેલું હોય છે. (૧૦) અજીર્ણ રોગીનું મૂત્ર ચોખાના ધોવણ જેવું હોય છે. (૧૧) **નવા તાવમાં** મૂત્ર કીરમજી રંગનું તથા ઘણું હોય છે. (૧૨) પેશાબ કરતાં લાલ ધાર થાય તો મોટો રોગ સમજવો, કાળી ધાર થાય તો રોગી મરી જાય, બકરીના મૂત્ર જેવી વાસ આવે તો અજીર્ણ રોગ સમજવો. (૧૩) **સાધ્યાસાધ્ય પરીક્ષા**—રોગ સાધ્ય એટલે સહેલથી મટે એવો છે કે, કષ્ટસાધ્ય એટલે મુશ્કેલીથી મટે એવો છે કે, અસાધ્ય એટલે ન મટે એવો છે, તે જાણવા માટે દેશી વૈદકગ્રંથોમાં આ પ્રમાણે મૂત્ર પરીક્ષા કરવાનું લખ્યું છેઃ—સવારમાં દરદીને વહેલો ઉઠાડીને તેનો પેશાબ એક કાચના પ્યાલામાં ઝીલવો. બનતાં સુધી પેશાબની આગલી પાછલી ધાર નહિ લેતાં વચલો પેશાબ પ્યાલામાં ઝીલવો. પછી તે પ્યાલાને સ્થિર રાખી મૂકવો. કલાક સુધી રાખીને તે પ્યાલામાં એક સળીવતી ધીમેથી તલના તેલનું ટીપું મૂકવું. નાખેલું તેલનું ટીપું પેશાબમાં પડતાં ફેલાઈ જાય તો રોગ સાધ્ય સમજવો; જો તે ટીપું ફેલાયા વગરનું ઉપર તરી રહે તો રોગ કષ્ટસાધ્ય સમજવો; જો ટીપું પેશાબની અંદર ડુબી તળીએ બેસે અથવા અંદરથી પાછું ઉપર આવી કુંડાળાની પેઠે ફરવા લાગે અથવા તે ટીપું પેશાબમાં પડતાં જ તેમાં છિદ્ર પડી જાય અથવા તેલનું ટીપું પેશાબની સાથે મળી જાય તો રોગ અસાધ્ય જાણવો.

મૂત્રપરીક્ષાની આવી હકીકત વૈદકના કેટલાક ગ્રંથોમાં લખી છે. આમાંની કેટલીક વાત અનુભવથી સિદ્ધ થાય છે અને કેટલીકને માટે શંકા રહે છે. પેશાબના રંગ વગેરે ઉપરથી વાત, પિત્ત, કફના દોષની પરીક્ષા બતાવેલી છે, પણ જાતે અનુભવ લીધા વિના દરદી કદી વાંચીને પેશાબનો તથા તેના દોષનો નિર્ણય કરી શકે નહિ. સામાન્ય રીતે એટલું સમજવાને અડચણ નથી કે—જે પેશાબમાં વાયુના લક્ષણ હોય તે વાયુ દોષવાળો, પિત્તનાં લક્ષણ હોય તે પિત્ત દોષવાળો, કફનાં લક્ષણ હોય તે કફ દોષવાળો, લોહીનાં લક્ષણ હોય તે લોહીના દોષવાળો અને મિશ્ર દોષનાં લક્ષણ હોય તે મિશ્ર દોષવાળો છે.

૨. **અંગ્રેજી રીતે મૂત્રપરીક્ષા**—રસાયનશાસ્ત્ર (Chemical Science)ની રીતે મૂત્રની પરીક્ષા કરવામાં આવે છે, તે વધારે વજનવાળી છે. અંગ્રેજી પરીક્ષાની રીતે પેશાબમાં મુખ્ય બે વસ્તુઓ આવે છે, "યુરીઆ" અને "યુરિક ઍસીડ". આ સિવાય તેમાં મીઠું, ગંધકનો તેજાબ, ચુનો, ફૉસફરીક એસીડ, મેગ્નિશિયા, પોટાસ અને સોડા એ સર્વ વસ્તુનાં થોડાં થોડાં તત્વો અને મોટો ભાગ પાણીનો આવે છે; રસાયનવિદ્યામાં કુશળ ડાક્ટરોએ પેશાબનું પૃથક્કરણ કરી તેમાં નીચે લખેલાં તત્વો બતાવ્યાં છેઃ—

| પેશાબમાંની વસ્તુઓ. | | | પેશાબના ૧૦૦૦ ભાગમાં. | |
|---|---|---|---|---|
| પાણી. ... ... ... ... ... ... ... ... | | | ૯૫૬ાા | ભાગ. |
| શરીરના ઘસારાથી પેદા થતી ચીજો. | | યુરીઆ ... ... ... | ૧૪ા | ... |
| | | યુરિક ઍસીડ ... ... | ૦ાા | .. |
| | | ચરબી વગેરે ... ... | ૧૫ | ... |
| ખાર ... ... | | મીઠું ... ... ... | ૭ા | ... |
| | | ફૉસફરીક ઍસીડ... ... | ૨ | ... |
| | | ગંધકનો તેજાબ... ... | ૧ાા | ... |
| | | ચુનો ... ... ... | ૦ાા | ... |
| | | ઍમિશિયા... ... ... | ૦ા | ... |
| | | પોટાસ ... ... ... | ૧ાા | ... |
| | | સોડા ... ... ... | ઘણોજ થોડો | ... |

પેશાબમાં ઉપર લખેલાં તત્ત્વો છે. પણ તન્દુરસ્ત હાલતમાં પણ પેશાબની ઉપલી ચીજો હમ્મેશાં એકજ વજનમાં હોતી નથી. ખોરાકની જાત અને કસરત વગેરે ઉપર તેનો આધાર છે. પેશાબમાંની આ વસ્તુઓ ખરેખરા રસાયનશાસ્ત્રીઓ સિવાય બીજા પારખી શકતા નથી. જેઓને રસાયનશાસ્ત્રનું પૂરૂં જ્ઞાન હોય છે તેઓ જ પેશાબની ખરેખરી પરીક્ષા કરી શકે છે અને એવી ખરી પરીક્ષા થાય છે તો જ પેશાબ ઉપરથી દરદોની ખરી પરીક્ષા થઈ શકે છે.

પેશાબ માત્ર નજરે જોવાથી તેમાંની અનેક ચીજોનો ચોક્કસ વધારો ઘટાડો માલમ પડી શકતો નથી; તથાપિ પેશાબના જથ્થા ઉપરથી તેમ જ તેના ઘાટાપણા કે પાતળાપણા ઉપરથી કેટલાંક દરદોની પરીક્ષા પેશાબને ચોક્કસ વિધિથી તપાસવાથી થઈ શકે છે.

તંદુરસ્ત માણસને આખા દિવસમાં એટલે ૨૪ કલાકમાં સરાસરી ૨ાા રતલ પેશાબ થાય છે. પણ પ્રવાહી પદાર્થો ઓછા વધતા લેવામાં આવે છે તેના પ્રમાણમાં એ વજનમાં વધઘટ થાય છે. ઋતુ પ્રમાણે પણ પેશાબના જથ્થામાં તફાવત પડે છે. શિયાળા કરતાં ઉનાળામાં પેશાબ થોડો થાય છે. મૂત્રાશયનો એક વ્યાધિ, જેને અંગ્રેજીમાં "બ્રાઇટસ ડિઝીઝ" એટલે ગુરદાનો વરમ (મૂત્રાશયનું જલંદર) કહે છે, તે મૂત્રાશયના બીગાડને લીધે લોહીમાંથી એક અગત્યના તત્ત્વનું-આલ્બ્યુમનનું-પેશાબ રસ્તે નીકળી જવાથી થાય છે. પેશાબમાં આલ્બ્યુમન છે કે નહિ તે તપાસવાથી આ રોગની પરીક્ષા થઇ શકે છે. એવીજ રીતે પેશાબનો એક બીજો મહાવ્યાધિ થાય છે, જેને મધુપ્રમેહ (ડાયાબીટીસ-મીઠો પેશાબ) કહે છે. આ રોગમાં પેશાબ રસ્તે સાકરનો મોટો જથ્થો જાય છે. પેશાબ નજરે જોવાથી તેમાં સાકર છે કે નહિ તે સમજી શકાતું નથી પણ ચોક્કસ પ્રયોગથી પરીક્ષા કરી જોવાથી સાકર છે કે નહિ તે સમજાય છે, મીઠા પેશાબ ઉપર હજારો કીડીઓ વળગે છે. પેશાબમાં જુદા જુદા ખાર છે; તે પ્રમાણ કરતાં વધારે ઓછા જાય છે, તેમ જ ખટાશ

( ઍસીડ ) નો ભાગ પેશાબમાં વધારે જાય છે તો તેથી પણ અનેક દરદો થાય છે, અને એ પદાર્થો જાય છે એવી ચોક્કસ પરીક્ષા થવાથી શરીરમાં અમુક પ્રકારનો વ્યાધિ છે, તે પણ નક્કી થઇ શકે છે.

**પેશાબમાં જતા પદાર્થોની પરીક્ષા**—પેશાબની પરીક્ષા ઘણી રીતે થઇ શકે છે. કેટલીક વાત પેશાબ નજરે જોવાથી માલમ પડે છે, કેટલીક વાતો રસાયનિક પ્રયોગ કરી જોવાથી સમજાય છે અને કેટલીક વાતો તેમાંના પદાર્થો સૂક્ષ્મદર્શન યંત્રવડે જોવાથી માલમ પડે છે. એમાંની થોડી પરીક્ષા અત્રે આપવામાં આવી છે:—

**૧. નજરે જોવાથી**—પેશાબના જુદા જુદા રંગ ઉપરથી જુદાં જુદાં દરદનાં અનુમાન બાંધી શકાય છે. નિરોગી પેશાબ પાણી જેવો સ્વચ્છ ને જરા પીળાશપર હોય છે. પેશાબની સાથે લોહીનો ભાગ જતો હોય તો પેશાબ લાલ અથવા કાળો દેખાય છે. કેટલીક દવાઓને લીધે પેશાબનો રંગ બદલાય છે તે વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ. પેશાબ થોડો વખત રાખી મૂકવાથી જો તળીએ કાંઇ ડોળનો જમાવ થાય તો સમજવું કે—ક્ષાર, લોહી, પરૂ, ચરબી વગેરે કોઈ પણ પદાર્થ પેશાબમાં જાય છે. આલ્બ્યુમીન અને સાકર પેશાબમાં ગળી ગયેલી હોવાથી તેની પરીક્ષા નજરે જોવાથી થઇ શકતી નથી. ક્ષાર પેશાબની સાથે મળી ગયેલો હોય છે, તોપણ જો તે વિશેષ પ્રમાણમાં જાય છે તો પેશાબ લઇને થોડો વખત રહેવા દેવાથી તે ક્ષારનો તળીએ જમાવ થાય છે. પેશાબ ઉપરથી દરદ પારખતાં નીચેની વાતો લક્ષમાં રાખવાની જરૂર છે,

(૧) પેશાબ ધુમાડીયા રંગનો હોય તો તેમાં લોહીનો સંભવ થાય છે. (૨) પેશાબનો રંગ લાલ હોય તો જાણવું કે તેમાં ખટાશ ( ઍસીડ ) જાય છે. (૩) પેશાબ ઉપરનાં ફીણ જલદી બંધ ન થાય તો જાણવું કે તેમાં આલ્બ્યુમીન અથવા પિત્ત છે. ( ૪ ) પેશાબ ઘેરા પીળા રંગનો હોય તો સમજવું કે તેમાં પિત્ત જાય છે. (૫) પેશાબ ઘેરા ભુરા અગર કાળા રંગનો હોય તો જાણવું કે દરદ પ્રાણઘાતક છે. (૬) પેશાબ પાણી જેવો ઘણો થતો હોય તો મૂત્રાતિસાર ( ડાયાબીટીસ ઇન્સીપીડસ ) ની શંકા થાય છે. હિસ્ટીરીયાના દરદમાં પણ પેશાબ ઘણો આવે છે અને ઘણો આવે ત્યારે તે પાણી જેવો હોય છે. પેશાબ ઉપર હજારો કીડીઓ ચડે તો નકી જાણવું કે મીઠો પેશાબ છે. (૭) જો પેશાબ મેલો—ડોળાયેલો હોય તો સમજવું કે તેમાં પરૂ જાય છે. (૮) પેશાબ લાલ રંગનો અને ઘણો થોડો થતો હોય તો કલેજાનાં, મગજનાં અને તાવના દરદની શંકા થાય છે. (૯) પેશાબમાં ખટાશ (ઍસીડ) વધારે જતી હોય તો સમજવું કે પાચનક્રિયાને હરકત પહોંચી છે. (૧૦) કમળામાં અને પિત્તપ્રકોપમાં પેશાબ ઘણો પીળો અથવા લીલો થાય છે. વખતે તે રંગ એવો તો ઘેરો થઈ જાય છે કે, કાળા રંગની શંકા થાય છે. તેવા પેશાબને હલાવી જોવાથી અથવા તેમાં થોડું પાણી મેળવી જોવાથી પેશાબની પીળાશ માલમ પડશે.

**૨. રસાયન પ્રયોગથી**—પેશાબમાંની જુદી જુદી વસ્તુઓની પરીક્ષા નીચે પ્રમાણે કરવાથી કેટલીક વાત સમજી શકાય છે.

(૧) **પિત્ત**—પેશાબના રંગ ઉપરથી પિત્તનું અનુમાન બાંધી શકાય છે અને રસાયનિક રીતે પરીક્ષા કરવાથી વિશેષ ખાત્રી થાય છે. પેશાબનાં થોડાં ટીપાં કાચના પ્યાલામાં

કે રકાબીમાં મૂકવાં. તેમાં થોડો નાઈટ્રિક એસીડ નાખવો. બંને મળવાથી લીલો જાંબુડો અને પછી લાલ રંગ થાય તો પેશાબમાં પિત્ત છે એમ સમજવું.

(૨) યુરિક એસીડ-વગેરે પેશાબનાં સ્વાભાવિક તત્ત્વો છે, પણ તે વિશેષ પ્રમાણમાં જતાં હોય તો તેની પરીક્ષા કરવાથી માલમ પડે છે. પેશાબને એક રકાબીમાં લઈ તપાવીને "નાઇટ્રિક એસીડ" ના થોડાં ટીપાં મેળવવાથી તેમાં પાસા બંધાય તો પેશાબમાં 'યુરિયા' છે એમ સમજવું અને પેશાબ રકાબીમાં લઇ તેમાં "નાઇટ્રિક એસીડ" ઉમેરીને તપાવવાથી તેમાંથી પીળા રંગનો પદાર્થ થાય તો પેશાબમાં 'યુરિક ઍસિડ' જાય છે એમ સમજવું.

(૩) **આલ્બ્યુમીન**—આલ્બ્યુમીન એ એક પૌષ્ટિક તત્ત્વ છે. જો તે પેશાબમાં જાય તો શરીરનું પોષણ ઓછું થાય છે. પેશાબની પરીક્ષા કરવાની કાચની નળી (ટયુબ) આવે છે તેમાં બે ત્રણ રૂપીઆભાર પેશાબ લેવો. તે નળી નીચે સ્પિરિટ (દારૂ) નો અથવા તેની ગેરહાજરીમાં મીણબત્તીનો દીવો કરી પેશાબને ગરમ કરવો. પેશાબ ઉકળે એટલે તેની અંદર સુરોખારના તેજાબનાં થોડાં ટીપાં નાખવાં. આ ટીપાં મળવાથી પેશાબ વાદળાંની પેઠે ડોળાઇ જશે અને ડોળાઇ ગયેલો પેશાબ ઠર્યા પછી તેમાં આલ્બ્યુમીન નીચે બેસશે અને નજરે દેખાશે. પણ પેશાબ ગરમ કરવાથી કે ગરમ કરીને તેમાં સુરોખારનાં ટીપાં નાખવાથી જો તે ડોળાય નહિ અથવા ડોળાઇને પાછો ડોળ અદૃશ્ય થાય તો સમજવું કે-પેશાબમાં આલ્બ્યુમીન જતું નથી. આ પરીક્ષાથી ગરમ કરેલા અને નાઇટ્રીક એસીડ મેળવેલા પેશાબમાં જામેલો પદાર્થ ફૉસફેટ (ક્ષાર) હશે તો પાછો પેશાબમાં ગળી જશે અને આલ્બ્યુમીન હશે તો તેમજ કાયમ રહેશે.

(૪) **શ્યુગર**—સાકર—પેશાબમાં વધતા ઓછા પ્રમાણમાં સાકર જાય છે, ત્યારે તે રોગને "ડાયાબીટીસ" એટલે મીઠા પરમાનો ભયંકર રોગ માનવામાં આવે છે. આ પેશાબ ઘણો ગળ્યો તથા સફેદ પાણી જેવો હોય છે. તેમાં મધના જેવી વાસ હોય છે; તથાપિ રસાયનિક રીતે પરીક્ષા કરવાથી સાકરની બરાબર ખાત્રી થાય છે. સાકરની શંકા થયા પછી તે પેશાબને ગરમ કરી ગાળી લેવાથી જો તેમાં આલ્બ્યુમીન હશે તો જુદો પડશે. પેશાબ કાચની નળીમાં લઇ તેમાં પેશાબથી અરધો "લીકર પોટાશ" અથવા "સોડા" ઉમેરવો. પછી તેમાં મોરથુથુના પાણીનાં થોડાં ટીપાં નાખવાં. તે ટીપાં સંભાળથી એક પછી એક નાખતા જવું અને નળીને હલાવતા જવું. આ પ્રમાણે કરવાથી તે પ્રવાહી આસમાની રંગનું પારદર્શક થશે. પછી તેને ખુબ ઉકાળવું. ઉકાળવાથી સાકર હશે તો નળીને તળીએ નારંગીના રંગ જેવા રાતા પીળા પદાર્થનો જમાવ થઇ રહે અને સ્થિર થયા પછી જરા લાલ ભુરા રંગનું થશે. પણ જો આમ ન થાય તો સમજવું કે પેશાબમાં સાકર જતી નથી.

(૫) **ખાર કે ખટાશની** પરીક્ષા (એસીડ અને આલ્કલી). **ક્ષાર**—પેશાબમાં ખારનો ભાગ જેટલા પ્રમાણમાં જવો જોઇએ તેથી વિશેષ પ્રમાણમાં જાય તો તેથી ઘણા રોગ થાય છે. પેશાબમાં વધારે ખાર જાય છે કે નહિ તે જાણવા માટે હળદરનું ટીંક્ચર લઇને અથવા હળદરનું પાણી કરીને તેમાં સફેદ "બ્લાટીંગ પેપર (શાહી ચૂસવાનો કાગળ) ભીજવવો. તે કાગળ સૂકવીને પછી તેમાંનો એક કટકો લઈ પેશાબમાં ભીજવવો. જો પેશાબમાં ક્ષારનો ભાગ વિશેષ હશે તો આ કટકાનો પીળો રંગ બદલાઇને નારંગી અથવા બદામી રંગ થઇ જશે. આવી રીતે ખારથી બદામી રંગમાં ફેરવાઇ ગયેલા તે કાગળના કટકાને પાછો

કોઇ ખાટી ચીજમાં ભીંજવવામાં આવશે તો તેનો નારંગી અથવા બદામી રંગ જતો રહેશે અને પાછો હતો તેવો પીળો રંગ થશે. આવી રીતે પેશાબની પરીક્ષા કરવા સારૂ "ટરમેરિક પેપર" તૈયાર આવે છે; પણ તેની ગેરહાજરીમાં હળદરમાં બોળેલો બ્લોટીંગ પેપર કામ આવશે.

ખટાણ—પેશાબમાં ખટાણ એટલે એસીડ વિશેષ જતો હોય તેથી પણ ઘણાં દરદો થાય છે. ખટાણની પરીક્ષા કરવા સારૂ લીટમસ પેપર તૈયાર આવે છે તે અગર તેની ગેરહાજરીમાં ધોળા બ્લોટીંગ પેપરને કોબીજના રસમાં બોળવો અને સૂકવવો. આથી બ્લોટીંગ પેપરનો રંગ બદલાઇને બ્લ્યુ એટલે આસમાની થશે. આ પેપરનો એક કટકો પેશાબમાં બોળવો. જો પેશાબમાં ખટાણ વધારે હશે તો તેનો રંગ બદલાઇને રાતો થશે. ખટાણના પ્રમાણમાં વધતો ઓછો રાતો થશે.

**( ऊ ) મળપરીક્ષા**—ઝાડા ઉપરથી પણ કેટલાંક દરદોની પરીક્ષા થઇ શકે છે, એટલુંજ નહિ પણ ઝાડા ઉપરથી પણ રોગનું સાધ્યાસાધ્યપણું પારખી શકાય છે. દોષ પ્રમાણે ઝાડાની પરીક્ષાઃ-(૧) **વાત** દોષવાળાનો મળ ફીણવાળો, રૂક્ષ, ધુમાડાના રંગ જેવો અને ચોથો ભાગ પાણી સરખો હોય છે. (૨) **પિત્ત** દોષવાળાનો મળ લીલો, પીળો, ગંધવાળો, ઢીલો તથા ગરમ હોય છે. (૩) **કફ** દોષવાળાનો મળ ધોળા રંગનો. કાંઇક સુકો અને કાંઇક ભીનો તથા ચીકણો હોય છે. ( ૪ ) **વાતપિત્ત** દોષવાળાનો મળ પીળો અને કાળો, ભીનો તથા અંદર ગાંઠોવાળો હોય છે. ( ૫ ) **વાતકફ** દોષવાળો મળ ભીનો, કાળો તથા પરપોટાવાળો હોય છે. **પિત્તકફ** દોષવાળાનો મળ પીળો તથા ધોળો હોય છે. ( ૭ ) ત્રિદોષનો મળ ધોળો, કાળો, પીળો, ઢીલો તથા ગાંઠાવાળો હોય છે. (૮) અજીર્ણનો ઝાડો ગંધાતો અને ઢીલો હોય છે, (૯) જળોદરનો ઝાડો અતિ ગંધવાળો અને ધોળો હોય છે. (૧૦) મરણ કાળનો ઝાડો અતિ વાસ મારતો, રાતો, જરા ધોળો, માંસ જેવો તથા કાળો હોય છે. જે દરદીનો ઝાડો પાણીમાં ડુબી જાય છે તે દરદી બચતો નથી. આ સિવાય જુદાં જુદાં દરદોમાં જુદી જુદી જાતના પાતળા, કઠણ તથા જુદા જુદા રંગવાળા ઝાડા થાય છે.

**પાતળો ઝાડો**—અપચાથી અથવા સંગ્રહણીના દરદથી પાતળા ઝાડા થાય છે. ઝાડામાં ખોરાકનો કાચો ભાગ દેખાય ત્યારે સમજવું કે–બરાબર પાચન થયું નથી. આંતરડાંમાં પિત્તનો વધારો થવાથી પણ ઝાડા નરમ પાતળા આવે છે. અતિસાર અને કોલેરાના ઝાડા પાણી જેવા પાતળા આવે છે. ક્ષયના રોગમાં જો કોઇ કારણ વગર ઝાડા પાતળા આવે તો સમજવું કે દરદી બચવાનો નથી.

**કઠણ ઝાડો**—હમેશ કરતાં સખ્ત ઝાડો આવે એ કબજીયતની નિશાની છે. હરસવાળા રોગીને હમ્મેશાં સખ્ત ઝાડો આવે છે અને તેથી ઘણી વખત સફરાનો સુંવાળો ભાગ છોલાતાં તેમાંથી લોહી પડે છે. પેટમાં કે સફરામાં વાયુ રહેતો હોય તેમને હમ્મેશાં કબજો રહે છે અને ઝાડો સખ્ત તથા થોડો ઉતરે છે. કાળજામાં પિત્તની ક્રિયા બરાબર ન ચાલવાથી અને જોઇએ એટલા પ્રમાણમાં પિત્ત પેદા નહિ થવાથી અથવા મળને આગળ ધકેલવા માટે આંતરડામાં તંગ ઢીલા થવાની જોઇએ એટલી તાકાદ નહિ હોવાથી ઝાડો કઠણ આવે છે.

**લોહીવાળો ઝાડો**—ઝાડાની સાથે મળેલું લોહી કે આમ ( ૫૨ ) પડે તો સમજવું કે મરડો થયો છે. હરસમાં તથા રક્તપિત્તના દરદમાં લોહી ઝાડાથી અલગ પડે છે, એટલે ઝાડો ઉતર્યા પહેલાં અથવા ઝાડો ઉતરી ગયા પછી લોહીની ધાર પડે છે. કાળજાના વરમ

(યકૃતના પાક)માં જો ઝાડાવાટે ઘણું લોહી અને પરૂ એકદમ તૂટી પડે તો સમજવું કે–કલેજાનો પાકેલો ભાગ આંતરડાંમાં ફુટયો છે. જો ઝાડો ધોયેલા માંસના પાણી જેવો અને તેમાં જરા લોહી હોય યા ન હોય પણ કાળા છોતા જેવો હોય અને બહુ વાસ હોય તો સમજવું કે આંતરડું સડવા લાગ્યું છે.

**ઝાડાનો રંગ**—ધોળો હોય તો સમજવું કે કલેજામાંનું પિત્ત આંતરડામાં જોઇએ એટલું આવતું નથી. કમળો, પિત્તાશય તથા કલેજાના દરદમાં એવો ઝાડો થાય છે. કોલેરામાં તથા મોટા અજીર્ણમાં ઝાડો સફેદ કાંજી જેવો અથવા ચોખાના ધોણ જેવો આવે છે. કાળો અથવા લીલો ઝાડો આવે તો સમજવું કે કાળજામાં દરદ તથા પિત્તનો વિકાર છે. આંબળાં, ગુગળ તથા લોહની બનાવટવાળી દવાઓ ખાવાથી ઝાડાનો રંગ કાળો આવે છે. માટે એવા કારણથી ઝાડો કાળો ઉતરે તેથી ડરવું નહિ.

---

## પ્રશ્નપરીક્ષા.

દરદીને કેટલીક હકીકત પૂછીને દરદની માહિતી મેળવવામાં આવે છે અને તે આધારે દરદની જે પરીક્ષા થાય છે તેને અહીં "પ્રશ્નપરીક્ષા" નામ આપવામાં આવેલું છે. ઘણી વખત ઘણાંએક દરદોમાં દરદીની હકીકત ઉપરથી દરદની જેવી માહીતી મેળવી શકાય છે, તેવી માહીતી પાછળ લખેલી પરીક્ષાઓથી પણ મેળવી શકાતી નથી. ઘણી વખત એવું પણ બને છે કે, દરદીની હકીકતમાંથી દરદ વિષે જાણવા જેવી હકીકત મળી શકતી નથી અથવા એ હકીકત ઉપર બહુ આધાર પણ રાખી શકાતો નથી; તથાપિ દરદીની આગલી પાછલી બધી હકીકત જાણવાની ઘણી જરૂર છે; કેમકે એવી હકીકતમાંથી નહિ ધારેલો વાતો નીકળી પડે છે, જેમાંથી દરદની ઉત્પત્તિનાં કારણનો પત્તો મળી શકે છે. આ પરીક્ષા સાધારણ વાચકવર્ગને જેટલી ઉપયોગી છે તેના કરતાં વૈદ્યકનો ધંધો કરવાવાળાઓને વિશેષ ઉપયોગી છે; પણ અમુક દરદી પાસેથી તેનાં દરદ વિષે સંપૂર્ણ માહીતી મેળવવા માટે એક પછી એક પ્રશ્નો કરીને દરદને લગતી હકીકત મેળવી લેવી, એ ઉપચાર કરનાર વૈદ્ય કે ડાકટરના અનુભવની અને અક્કલની વાત છે. દરદ વિષે કાંઇક માહિતી થયા પછી અથવા દરદને લગતાં થોડાં લક્ષણો હાથ લાગ્યા પછી તેને લગતી બીજી કઈ વાતો જાણવાની અને દરદી પાસેથી કઢાવવાની જરૂર છે તે ઉપર લક્ષ દોડાવીને દરદી અથવા તેનાં સંબંધીઓ પાસેથી હકીકત મેળવવી એ ઉપચારકની ખાસ ફરજ છે. અમુક દરદીને ઉલટી થાય છે, તે જાણવા માટે ઘણી બાબતોની તજવીજ કરવાની જરૂર છે; કેમકે ઉલટીમાં ઉલટીનો અટકાવ કરવાનો નથી પણ તેના કારણનો અટકાવ કરવાની જરૂર છે. જો પિત્તથી ઉલટી થતી હોય તો પિત્તને દબાવવાની જરૂર છે. જો અજીર્ણથી ઉલટી થતી હોય, તો અજીર્ણનો ઉપાય કરવાની જરૂર છે, જો હોજરીની હરકતને લીધે ઉલટી થતી હોય તો તે હરકત દૂર કરવાની જરૂર છે. માટે ઉલટીનું કારણ નક્કી કરવાને દરદીને ઘણું પૂછવાની જરૂર પડે છે. દરેક દરદને વાસ્તે એમ જ સમજવું. તાવ અજીર્ણમાંથી આવ્યો અને ઉપાય બીજો કરવામાં આવે તો તે તાવ જલદી વશ થતો નથી. પણ તાવ અજીર્ણમાંથી થયો છે કે કોઇ બીજા કારણથી થયો છે, તેનો નિર્ણય જેમ બીજાં લક્ષણો જોવા ઉપરથી જણાય છે, તેમ દરદીએ આગલે દિવસે અથવા આગલા દિવસોમાં શું ખાધું હતું તે પૂછવાથી તરત

નિર્ણય થઈ શકે છે. ઘણાંએક દરદો ચિંતા, ભય, ક્રોધ, કામવિકાર વગેરે માનસિક કારણોમાંથી જન્મ પામે છે અને તે શારીરિક લક્ષણો ઉપરથી બરાબર સમજી શકાતાં નથી. એવાં કારણો દરદીને યુક્તિથી પુછવાથી અથવા તેના સંબંધીઓ કે સહવાસી મિત્રોને પુછવાથી જ હાથ લાગી શકે છે. માથું દુખવાનાં ઘણાં કારણો હોય છે. માથામાં ગરમી, ઝાડાનો કબજો, ધાતુનું જવું, પ્રદર, કાન તથા દાંતનું દરદ વગેરે ઘણાએક દરદો માથું દુખવામાં કારણરૂપ હોય છે. માથું દુખવાનાં આ કારણો શોધી કાઢવામાં "નાડીપરીક્ષા' કેટલેક દરજ્જે કામ કરી શકે છે, પણ નાડીથી આવી સૂક્ષ્મ પરીક્ષા કરવાનો પાકો અનુભવ હોય તો બાકીની બીજી પરીક્ષા આ ઠેકાણે નકામી છે અને ત્યારે માથું દુખવાનું કારણ શોધી કાઢવાનો ઘણો આધાર દરદીને પુછીને તેના પાસેથી કઢાવેલી હકીકતપર રહેલો છે. કેમકે એવા કારણોથી માથું દુખ્યા કરતું હોય તો આમોનીયા સુંઘાડવાથી કાંઇ માથાનું દરદ મટતું નથી. વળી દાંતના કે કાનના રોગથી માથું દુખ્યાનું કંટાળા ભરેલું દરદ થવું છે, એ વાતની ભાગ્યે જ કોઇને શંકા થાય છે. આ વાત કેટલાકના માનવામાં પણ આવતી નથી; પણ ખરેખાત એ વાત ખરી છે અને એવા પણ પ્રસંગો બને છે કે—માથું દુખવાના ઘણા ઘણા ઉપાયો કરીને થાકી ગયા પછી જ્યારે આ ખરૂં કારણ હાથ લાગે છે; ત્યારે તે કારણ દૂર કરવાનો ઉપાય કરતાં માથાનું દરદ પણ દૂર થાય છે; પરંતુ કાન વહેતો હોય તેને લીધે માથું દુખે છે એ વાત દરદી તો સ્વપ્નમાં પણ જાણતો હોતો નથી અને કાનનું દરદ પણ દરદીની હકીકત સિવાય બીજી રીતે જાણી શકાતું નથી, તો પછી આવી આવી હકીકત દરદી પાસેથી કઢાવ્યા વિના બીજી કઇ પરીક્ષાથી જાણી શકાય કે—માથાનું દરદ કાનના દરદને લીધે થયું છે ? આ સર્વ હકીકત ઉપરથી ખાત્રી થશે કે–દરદીએ હાથ લાંબો કરીને વૈદ્યની પરીક્ષા લેવા કરતાં વૈદ્યને પોતાની પરીક્ષા આપવી એ વધારે સલામતી ભરેલો રસ્તો છે, એમ સમજીને પોતાની સર્વ હકીકત વૈદ્યની પાસે જાહેર કરવી અને વૈદ્યે નાડીપરીક્ષાનો આડંબર કરી દરદીને ખાલી ભ્રમિત અને ભયભીત નહિ કરતાં તેને ધીરજથી પુછી પુછીને આગળ પાછળનાં દરદો તથા બનાવોની સર્વ હકીકતથી વાકેફ થઇ દરદનું ખરૂં કારણ શોધી કાઢવું.

દરદનો ખરો નિર્ણય કરવા માટે કોઇ પણ નવો કે અજાણ્યો દરદી આવ્યો કે તેને થોડી વાર બેસવા દેવો. બહારથી ચાલીને આવેલો દરદી સ્વસ્થ થાય એટલામાં તેનો ચહેરો આંખો વગેરે જોઇ લેવાં, પછી તેની બન્ને હાથની નાડી તપાસવી. ત્યાર પછી તેના મોંની હકીકત સાંભળવી. દરદીએ પોતાના દરદની કહેલી હકીકત સાંભળી લીધા પછી તેની ખાત્રી કરવા સારૂ શરીરના જે જે ભાગ તપાસવા ઘટે તે તપાસવા તથા વિશેષ હકીકત મેળવવા માટે દરદીને પુછી પુછીને દરદના સંબંધની આગલી પાછલી સર્વ હકીકતથી જાણીતા થવું, દરદીની જાત, ધંધો, સ્થિતિ, રહેવાનું સ્થળ તથા તેને કાંઇ વ્યસન હોય અથવા પ્રથમ કોઈ રોગ થઇ ગયો હોય તે સર્વ વાતથી વાકેફ થવું, એટલુંજ નહિ પણ દરદીનાં માબાપની શરીર સંબંધી સ્થિતિથી પણ વાકેફ થવું, કેમકે ઘણાંએક દરદો એવાં કારણોથી જન્મ પામેલાં હોય છે.

# પ્રકરણ ૪ થું.

## દેશી તથા અંગ્રેજી નિદાનનું સંક્ષિપ્ત સ્વરૂપ.

## Some Explanation about Ayurvedic & Alopathic Pathology.

सर्वेषा मेव रोगाणां निदानं कुपिता मला: ।
तत्प्रकोपस्यतु प्रोक्तं विविधाहितसेवनं ॥

**અર્થ**—પ્રકોપ પામેલા દોષો ( વાત, પિત્ત, કફ ) એ સર્વ રોગોનું કારણ છે અને તે દોષોના પ્રકોપનું કારણ અનેક પ્રકારનું અપથ્ય સેવન છે. માધવનિદાન જે આર્યવૈદ્યકશાસ્ત્રમાં નિદાનનો સર્વોત્તમ ગ્રંથ ગણાય છે, તેના ઉપર લખ્યા વાક્ય પ્રમાણે, શરીરના સર્વ રોગ વાત, પિત્ત, કફ એ ત્રણ કોપવાથી થાય છે અને ત્રણ દોષોને કોપાવનાર અયોગ્ય આહારવિહાર છે. આહારવિહારના અહિત વર્તનથી વાત, પિત્ત અને કફ કોપે છે અને કોપેલા એ ત્રણ દોષો નાના પ્રકારનાં દરદોને ઉત્પન્ન કરે છે એ વાત યુક્તિથી સિદ્ધ છે. આ દૃષ્ટિથી વિચાર કરતાં એવું પણ સિદ્ધ ઠરે છે કે, તમામ દરદો એ ત્રણ દોષથી ઉત્પન્ન થાય છે અને એ ત્રણ દોષોને દૂષિત કરનાર અયોગ્ય આહાર અને અયોગ્ય વિહાર છે. આર્યવૈદ્યકશાસ્ત્રનો આ ત્રિદોષ સિદ્ધાંત ગમે એવો વિવાદિત છતાં યુક્તિ પુરઃસર છે; પરંતુ સ્થુલદૃષ્ટિમાં રોગોનું આ નિદાન સહજ મગજમાં આવે એવું નથી. ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્ર એટલે શરીરમાં ચાલતી ક્રિયાઓ અને તેમાં થતા ફેરફારની સૂક્ષ્મ સમજણ હોય તો જ રોગોનાં યથાયોગ્ય કારણો સમજી શકાય અને રોગોનાં યથાયોગ્ય કારણો સમજી શકાય તો જ તેનો યોગ્ય ઉપાય યોજી શકાય. આહારવિહારના અયોગ્ય વર્તનથી શરીરમાં દોષનો કે દોષોનો કોપ તો થયો અને તેથી ચોક્કસ રોગ ઉત્પન્ન થયો, પણ એ દોષનો કોપ થયો એટલે તે કેવી રીતે થયો અને તેથી શરીરની ચાલતી ક્રિયામાં શું સ્થિત્યંતર થયો તે જાણવાનું અંધારામાં જ રહી જાય છે. રોગનિદાનના આવા અપૂર્ણ જ્ઞાનથી આપણે વારંવાર અનુમાનો અને કલ્પનાઓ ઉપર અંધારામાં ફાંફાં મારીએ છીએ. અમદાવાદની સિવિલ હોસ્પીટલના એક આગલા સિવિલ સર્જન પાસે જીંદગીના વીમા માટે શરીર પરીક્ષા કરાવતાં તેઓ સાહેબ સાથે એકવાર વાત કરવાનો મને પ્રસંગ આવ્યો હતો અને તે વખતે તેમણે દેશી વૈદ્યો વિષે એક રીમાર્ક કરી હતી તે મને આ વખતે યાદ આવે છે. તેમણે કહ્યું કે, "Native Physicians are groping in the dark," એટલે કે દેશી વૈદ્યો અંધારામાં આથડીયાં મારે છે. કહેવાની મતલબ એ હતી કે, શરીર કાપીને તેની અંદરના જુદા જુદા ભાગો જોયા વિના તથા તે તે ભાગોમાં શું શું ક્રિયા કેવી રીતે ચાલે છે તે સમજ્યા વિના રોગનું નિદાન કરવું, એ અંધારામાં અથડાવા જેવું છે. આ વાત છેક ખોટી નથી. આપણું શરીરશાસ્ત્ર હયાત છે અને કેટલીક સૂક્ષ્મ વાતોની સમજણ પણ તેમાંથી મેળવી શકાય છે. તોપણ કબુલ કર્યા વિના નથી ચાલતું કે, પ્રત્યક્ષ આંખથી જે અવલોકન અને નિરીક્ષણ થાય તે વધારે આધારભૂત થઈ પડે.

આપણા વૈદ્યકશાસ્ત્રમાં રોગનાં જે કારણો આપ્યાં છે તે અંગ્રેજી વૈદ્યકશાસ્ત્રે આપેલાં કારણો સાથે બહુધા મળતાં હોય છે. રોગનાં લક્ષણો પણ જુદાં હોઇ શકે નહિ; પરંતુ રોગની સંપ્રાપ્તિ કેવી રીતે થાય છે, એટલે કે જ્વરમાં શરીરમાં ઉષ્ણતા વધે છે તે કેવી રીતે અને શા માટે વધે છે અને પરસેવો આવે છે એટલે ઉષ્ણતા ઓછી થાય છે તે કેવી રીતે થાય છે, તેની શાસ્ત્રીય સમજણ દેશી વૈદ્યકશાસ્ત્રના ગ્રંથોમાં સ્પષ્ટ રીતે નથી આપી અને તે સમજણ કદાચ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર સંબંધી ઉંચું જ્ઞાન ધરાવનારા પ્રાચીન શાસ્ત્રકારોએ ગુરૂમુખથી જાણી લેવાના હેતુથી જાણી જોઇને આપી નથી અગર તો એવા ગ્રંથોનો લોપ થયો હોય. દાખલા તરીકે, જ્વરનિદાન સંબંધી જ વિચાર કરીએ તો, આર્યવૈદ્યકશાસ્ત્રમાં જ્વર સંપ્રાપ્તિ વિષે સંક્ષેપમાં એટલું જ કહેલું છે કે "આમાશયમાંનો દોષ રસધાતુમાં મળી કોઠાના અગ્નિને બહાર કાઢીને જ્વર ઉત્પન્ન કરે છે." અહીં કોઠાનો અગ્નિ એટલે શું. તે વિષે કોઇ પણ ગ્રંથમાં જોઇએ એવો ખુલાસો કર્યો નથી, એટલું જ નહિ પણ જુદા જુદા ગ્રંથોમાં પરસ્પર કાંઇક વિરૂદ્ધ જાય એવી વાતો પણ જોવામાં આવે છે. શરીરમાં પરસેવો થાય છે તે શું છે અને પરસેવો થવાથી તાવની ઉષ્ણતા કમી પડે છે તેનું કારણ શું, તે વાત શાસ્ત્રીય જ્ઞાન વિનાના વિદ્વાનો અનુભવથી સમજે છે; પરંતુ વૈદ્યક જ્ઞાનવાળા હાલના કેટલાક વૈદ્યો આ વાત સમજાવી શકશે નહિ. તાવમાં માથાપર ઠંડક શા માટે મૂકવામાં આવે છે; નાસ એટલે ધામ શા માટે લેવામાં આવે છે અને ઉના પાણીમાં પગ શા માટે બોળવામાં આવે છે, તે સમજવા સરખી શાસ્ત્રીય વાતો છે. બરફ મૂકવાથી તાવ ઓછો થાય છે એટલું જ સમજવું બસ નથી, પણ બરફ મૂકવાથી અંદર શું ક્રિયા થઇ અને ગરમી શી રીતે ઓછી થઇ તેજ સમજવાની વાત છે. પાણીના ઘડા ઉપર ભીનું કપડું વીંટવાથી અંદરનું પાણી વધારે ઠંડું થાય છે એ વાત આપણે સૌ જાણીએ છીએ, પણ ત્યાં શું ક્રિયા થઇ તે આપણામાંના થોડાજ સમજે છે. શરીરમાં જ્વર રૂપે ઉષ્ણતા વધવાનું કારણ અંગ્રેજીમાં વૈદ્યકશાસ્ત્ર એવું બતાવે છે કે, વિષ એટલે ઝેરની જાતિનો કોઇ નુકસાનકારક પદાર્થ લોહીમાં મળે છે; આ પદાર્થને પકાવી બહાર કાઢવા માટે લોહીની ઉષ્ણતા વધે છે. લગભગ સ્વતંત્ર બધા જ્વરમાં પરસેવાનો અટકાવ થયો હોય છે. તેનું કારણ એ છે કે, દોષનો પાક કરવા માટે લોહીની ઉષ્ણતા વધવી જોઇએ. આર્યવૈદ્યકમાં દોષનું પાચન કરવાનો વિધિ છે તેની એ જ મતલબ છે. શરીરમાંથી નિરંતર ચાલુ રહેતો પરસેવો બંધ પડવાથી ઉષ્ણતા (તાવ) વધે છે અને વિશેષ પરસેવો થવાથી ઉષ્ણતા કમી થાય છે. ઉનાળામાં બહારની ઉષ્ણતાને લીધે શરીરની ઉષ્ણતા નિયમિત કરવા માટે પરસેવો વધીને શરીરની વધારાની ઉષ્ણતાને કાઢી નાખે છે. શિયાળામાં બહાર ઠંડી પડવાને લીધે શરીરની ઉષ્ણતા કાયમ રહેવા માટે પરસેવો ઓછો આવે છે. આ એક કુદરતી રસાયનિક ફેરફાર છે અને એજ નિયમ લક્ષમાં રાખીને નિદાન તથા ઉપાયો કરવામાં આવે તો જ યોગ્ય રીતે ઉપચાર કર્યો ગણાય. એજ રીતે આર્યવૈદ્યકશાસ્ત્રમાં અતિસાર રોગની સંપ્રાપ્તિમાં એવું કહેલું છે કે, શરીરની અંદરના દ્રવરૂપ ધાતુઓ (રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત, રક્ત) અત્યંત દુષ્ટ થઇને અગ્નિને મંદ કરી મળ સાથે મળીને વાયુ વડે નીચે ( ગુદામાર્ગે ) વારંવાર વહે છે, તેને અતિસાર કહેવો. અંગ્રેજી વૈદ્યક અતિસારની સંપ્રાપ્તિ આ પ્રમાણે જણાવે છે. "અતિસારનો પ્રવાહ શરૂ થયા પહેલાં સંપ્રાપ્તિની સ્થિતિમાં અતિસારનાં જે કારણો બતાવેલાં છે, તે કારણોને

લીધે શરીરના બહારના ભાગોમાંથી રક્તનો પ્રવાહ અંદરના ભાગમાં જાસ્તી વહેવા માંડે છે અને તેથી આંતરડાંમાંની ત્વચામાં શરદી જેવો એક પ્રકારનો વિકાર ઉત્પન્ન થાય છે. આ વિકાર માત્ર આંતરડાંમાં જ ઉત્પન્ન થાય છે એમ નથી. તે રસવિકાર નાકમાં જામે તો સળેખમ, નાકસુર વગેરે કહેવાય, શ્વાસનળીમાં તથા ફેફસાંમાં જામે તો કફ અથવા ખાંસી કહેવાય અને આંખમાં જામે તો આંખ ઉઠવી કહેવાય. વાસ્તવિક રીતે એ વિકારો પણ તે સ્થાનના અતિસાર છે. શરીરમાં જ્યાં જ્યાં આવો રસ અથવા દ્રવરૂપ પ્રવાહી વિકાર પામે છે ત્યાં ત્યાં અંદરની ત્વચા ક્ષોભ પામે છે અને રક્તવાહિનીઓ રક્તથી બહુ જ ભરાઇ જાય છે, તેથી તેમાંથી રક્તનું વહેવું બંધ પડીને રક્તનો ત્યાં સંચય થાય છે. શરીરમાંની કોઇ પણ રક્તવાહિનીઓમાં આ પ્રમાણે લાંબા વખત સુધી રક્તનો સંચય થયો કે કેટલીક વેળા તે રક્તમાંથી પાણીરૂપ પ્રવાહી ઝરવા માંડે છે, અતિસારના રોગમાં આ ક્રિયા આંતરડાંની અંદરની ત્વચામાં થાય છે અને ક્ષોભ પામેલી એ ત્વચામાંની કેશવાહિનીઓમાંથી પ્રવાહી ઝરવા માંડે છે. આ અંતરની ત્વચા વધારે ક્ષોભ પામે છે તો મરડો થાય છે, ક્ષત પડે છે અને પાતળા પ્રવાહીને ઠેકાણે લોહી, પરૂ વગેરે પદાર્થો પડે છે." આર્યવૈદ્યકમાં અર્શરોગનાં જે મૂળ કારણો આપ્યાં છે તે કારણો ખરાં છે; પરંતુ હરસ એટલે માંસના મસા જેવી સ્થિતિ શી રીતે બંધાઇ તેનું સ્પષ્ટ કારણ ગ્રંથોમાં જોઇએ એવું ખુલ્લું નથી. આહારવિહારના વિરૂદ્ધ સેવનથી અર્શરોગ થાય છે અને પિત્તના દોષથી પિત્તના અર્શ, કફના દોષથી કફના અર્શ, રક્તનાદોષથી રક્તના અર્શ ઇત્યાદિ જાણવું જ બસ થશે નહિ. આ કેવળ જાડી સમજણ છે. ગુદાદ્વારમાં અર્શ જેવી સ્થિતિ બંધાવાનું કારણ એ છે કે, ગુદાદ્વાર તથા તેની આસપાસની શિરાઓની રચના એવી છે કે, ઘણીવાર સુધી બેસી રહેવાની ટેવથી અથવા મળાવરોધને લીધે ઝાડે જતાં ઘણીવાર સુધી કરાંઝવાથી ગુદાદ્વારની શિરાઓમાંના લોહીના ફરવાનો અટકાવ થઇ ત્યાં તે લોહીનો થોડો થોડો સંગ્રહ થાય છે અને તેને લીધે તે શીરાઓ ફુલે છે અને મસાનું રૂપ લે છે. તીખા તથા દાહકારક પદાર્થો ખાવા પીવામાં આવે છે તથા ઝાડાનો કબજો થાય છે તેથી તે હરસમાં દાહ તથા વરમ થાય છે અને તેથી અતિવેદના થાય છે. કદી કદી તે મસા ફુટીને લોહી વહે છે, એવો એલોપથીનો અભિપ્રાય છે.

આર્યવૈદ્યકશાસ્ત્રમાં રોગના ઘણા વર્ગો અને તેના પાછા ઉપવર્ગો છે. અંગ્રેજી વૈદકના રોગનું વર્ગીકરણ કાંઇક જુદું છે. એક જ્વર પ્રકરણ લઇએ તો જેમ દેશી વૈદ્યકમાં જ્વરના અનેક ભેદ છે તેમ અંગ્રેજીમાં પણ છે. પણ દેશીમાં જેમ તેર પ્રકારના સન્નિપાત છે તેમ અંગ્રેજીમાં નથી. આર્યવૈદ્યકમાં જ્વરનાં ખાસ લક્ષણ ઉપરથી તેનાં નામ જુદાં જુદાં રાખવામાં આવ્યાં હોય એમ જણાય છે. દેશી વૈદ્યકના તંદ્રિક સન્નિપાતને જ અંગ્રેજીમાં ટાઇફૉઇડ અને પ્રલાપક સન્નિપાતને જ ટાઇફસ નામ આપવામાં આવેલું હોય એમ જણાય છે. કાનના મૂળમાં ગાંઠ થાય છે તે લક્ષણ ઉપરથી કર્ણક અને થુંક સાથે લોહી પડે છે તે લક્ષણ ઉપરથી રક્તષ્ઠીવી એવા સન્નિપાતના ભેદ આર્યવૈદ્યકમાં પડયા જણાય છે. એલોપથીવાળાઓ કર્ણકનો ટાઇફસમાં અને રક્તષ્ઠીવીનો ન્યુમોનિયામાં સમાવેશ કરે છે. આર્યવૈદ્યકમાં શીતળા, ઓરી, અછબડા વગેરેને જ્યારે માધવનિદાનના કર્તાએ મસૂરિકા રોગનું જુદા રોગ તરીકે નિદાન આપેલું છે ત્યારે વળી વાગ્ભટ્ટ વગેરે પ્રાચીન ગ્રંથકારોએ વિસ્ફોટક નામના રોગમાં તેનો સમાવેશ કર્યો જણાય છે. આ બધા વિસ્ફોટકનો ઉપદ્રવ બહારથી

ઝેરી ઉડતી હવાથી થાય છે માટે તેને વિસ્ફોટક નામ આપેલું જણાય છે અને તેની સાથે એ મુખ્ય ચિન્હ હોવાથી અંગ્રેજી વૈદકમાં આ મસૂરિકા રોગની ગણના પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે જાતિના જ્વરની સાથે કરવામાં આવી છે.

આર્યવૈદકશાસ્ત્રમાં રાજયક્ષ્મા એટલે ક્ષય અને ઉરઃક્ષત એ બેને જુદા જુદા રોગ ગણવામાં આવ્યા છે. વળી રાજયક્ષ્માના વ્યવાયશોષી, વાર્ધક્યશોષી ઇત્યાદિ સાત ભેદ કરવામાં આવ્યા છે, તેમાં પણ ઉરઃક્ષતશોષી, એવો ક્ષયનો પ્રકાર બતાવેલો છે. વળી કાસ રોગના પાંચ પ્રકારમાં પાછા ક્ષતકાસ અને ક્ષયકાસ એવા બે પ્રકાર જોવામાં આવે છે. આ ક્ષતકાસમાં અને ઉરઃક્ષતમાં કાંઇ વિશેષ પ્રકારનો ભેદ હોય એમ લાગતું નથી. આ બધા પ્રકારો ફેફસાંની સાથે સંબંધ ધરાવે છે. માટે ઉરઃક્ષત રોગને જુદો પાડવાની જેમ જરૂર નહોતી તેમ ક્ષતકાસને પણ જુદો પાડવાની જરૂર નહોતી, એવું બોલવાનું ડાકટરોને કારણ મળે છે. એલોપથીમાં ન્યુમોનિયા નામનો રોગ છે એજ આર્યવૈદકનો ઉરઃક્ષત રોગ છે. આ ઉરઃક્ષત તથા ક્ષતક્ષય આઘાતથી એટલે છાતીને કોઇ પ્રકારનો ધક્કો લાગવાથી મુખ્ય કરીને થાય છે. અંગ્રેજી વૈદકમાં એ રોગનું મુખ્ય અને નિત્યનું કારણ શરદી અથવા ઠંડી લાગવાનું બતાવેલું છે.

આર્યવૈદકશાસ્ત્રમાં હિક્કા (હેડકી), અરોચક, છર્દિ (ઉલટી), તૃષ્ણા (તરસ), દાહ ઇત્યાદિ કેટલાકને મુખ્ય રોગ તરીકે ગણવામાં આવેલા છે. અંગ્રેજીમાં એમાંનો કોઇ પણ રોગ નથી. પણ તે બધા જુદા જુદા રોગમાં થનારા વિકારો અથવા લક્ષણો છે.

મૂર્છા એ જેમ બીજા કેટલાક રોગનું એક લક્ષણ છે તેમ સ્વતંત્ર રોગ પણ છે. સ્વતંત્ર મૂર્છા રોગની સંપ્રાપ્તિ કહેતાં આર્યવૈદક એવું જણાવે છે કે, શરીરમાં સંજ્ઞાવાહક જે જે નાડીઓ છે તેનો વાતાદિક દોષથી અવરોધ થાય છે તેથી સુખ–દુઃખના જ્ઞાનનો નાશ થાય છે. અતિ લોહી જોવાથી અથવા રક્તની વાસ લેવાથી કેટલાકને મૂર્છા આવી જાય છે, તે કેવળ મનને લાગેલો આઘાત છે. આર્યવૈદકમાં તેને માટે જે કલ્પના કરી છે તે કાલ્પનિક છે એવું ડાકટરો કહે છે. મૂર્છારોગ મગજમાં થનારા રૂધિરાભિસરણના ફેરફારથી અને બહુધા રક્તસંચયથી થાય છે. મૂર્છારોગના એક પ્રકારને સન્યાસરોગ કહે છે અને તે જ એલોપથીનો એપોપ્લેક્સી (માથાપર લોહી ચડી જવાથી જે રોગ થાય છે તે) રોગ છે.

ઉન્માદરોગના આર્યવૈદકમાં ૭ ભેદ જોવામાં આવે છે. વળી ભૂતોન્માદના જુદા જુદા આઠ દશ પ્રકાર માધવાચાર્યે બતાવેલા છે. એમ કહી શકાય કે, ઉન્માદરોગના આવા ભેદ પાડીએ તો અસંખ્ય થાય અને અસંખ્ય ભેદોમાં માણસ માત્રની ગણના આવી જાય એ દૃષ્ટિથી તો જે માણસોમાં વાતાદિ ત્રણ શારીરિક દોષો અને સાત્વિક, રાજસી અને તામસી એ ત્રણ માનસિક વૃત્તિઓ સમાન અવસ્થામાં ન હોય તે બધા ઉન્માદી કહેવાય અને વસ્તુતઃ તેમજ છે. પણ અહીં તો મગજના છેક ફટકેલા અથવા છેક ઉદાસીન રોગીઓને જ ઉન્માદરોગમાં મૂકેલા સમજવાના છે. અંગ્રેજીમાં ઉન્માદરોગના મુખ્ય ત્રણ પ્રકાર આપેલા છે; ૧, એક્યુટમેનિયા, ૨. મેલનકોલિયા અને ૩. ડિમેન્શ્યા, જેનાં લક્ષણો તે રોગમાં આપવામાં આવશે. મનની જુદી જુદી અવસ્થાભેદથી આ રોગની કલ્પનાઓ

કરવામાં આવી છે. આર્યવૈદ્યકશાસ્ત્ર પ્રમાણે મનનું વહન કરનારા મજ્જાતંતુઓ હૃદયમાં છે, અંગ્રેજી મત પ્રમાણે મગજમાં છે. આધુનિક શોધ પ્રમાણે મગજ એજ મનનું સ્થાન છે, તે મગજના ઘણા ભાગ અને તેમાં ઘણા મજ્જાતંતુઓ છે. જે જે ભાગમાં કે મજ્જાતંતુમાં વિકાર થાય છે તે તે મનનો ભાગ વિકાર પામે છે અને આગળ ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રના પ્રકરણમાં જણાવ્યું છે કે, મગજના જુદા જુદા ભાગમાં જુદા જુદા મનના ભાગ તથા તેની મનોવૃત્તિઓ રહે છે. કપાળના ડાબા ભાગ તરફ મગજનો એક ભાગ છે તેમાં ભાષાજ્ઞાનના સંસ્કારો રહે છે. કોઇ વાર જમણી બાજુનો પક્ષઘાત રોગ થાય છે તેમાં સ્મૃતિનો નાશ થવાથી દરદી સર્વ પદાર્થોનાં નામ વિસરી જાય છે અને બોલી શકતો નથી. આ સ્થિતિ કપાળનો ડાબો ભાગ વિકૃત થવાથી થાય છે. રક્તસ્રાવ વગેરે કારણોથી તે ભાગપર બોજો પડે છે તેથી મજ્જાતંતુઓ તથા તેનાં સૂક્ષ્મચક્રોની ક્રિયા બંધ પડે છે. માણસ પડી જાય છે અને ઉપલાજ કારણથી બેભાન થઇ તેને પક્ષઘાત થાય છે. અપસ્માર એ પણ મગજનોજ રોગ છે.

દેશીવૈદ્યકમાં વાતરોગની મોટી સંખ્યા આપી છે. અંગ્રેજી મત પ્રમાણે તેમાંના કેટલાક વાતરોગ મજ્જાતંતુના વિકારથી થનારા છે, કેટલાક કોઠાના વિકારથી થનારા છે અને કેટલાક સંધિ વિકારથી થનારા છે અને તેથી વાતરોગનું વર્ગીકરણ યુક્તિસિદ્ધ નથી, એમ ડાકટરો કહે છે. આ વિષે થોડો વિશેષ ખુલાસો અત્રે કરવાની જરૂર છે.

**આક્ષેપક** વાયુ જેને અંગ્રેજીમાં કનવલ્શન્સ કહે છે તે મજ્જાતંતુપર લોહીનું દબાણ થવાથી તેનો ક્ષોભ થવાને લીધે થાય છે. આ સ્થિતિમાં મજ્જાતંતુનો સંકોચ થાય છે. લોહીમાં કોઈ દોષનો સંચાર થવાથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. બાળકોના આ રોગને બાલગ્રહ નામ આપવામાં આવેલું છે અને એ જ બાલગ્રહને અંગ્રેજીમાં ઇન્ફન્ટાઇલ કનવલ્શન્સ કહે છે.

**અપતંત્રક** વાયુને જ અંગ્રેજીમાં હિસ્ટીરિયા કહે છે. કેટલાક ગ્રંથકારો અપતંત્રકને અપતાનકથી જુદો રોગ ગણે છે અને કેટલાક તે બન્નેને એક જ રોગ ગણે છે. અંતરાયામ, બાહ્યાયામ, દંડાપતાનક, હનુસ્તંભ વગેરે અપતંત્રકના જ પ્રકારો છે. અંગ્રેજીમાં આ બધાનો સમાવેશ **ટીટેનસ** એટલે ધનુર્વામા કરેલો છે. લક્ષણોના મળતાપણાને લીધે જ કેટલાક વૈદ્યકકારોએ અપતંત્રક અને અપતાનકને એક જ રોગ ઠરાવેલો જણાય છે. આ અપતંત્રક એટલે હિસ્ટીરિયા નામના વાતવ્યાધિનાં અંગ્રેજીમાં સેંકડો જુદાં જુદાં લક્ષણો બતાવવામાં આવેલાં છે અને તેના પર મોટા મોટા ગ્રંથો લખાયા છે.

**અપતાનક**—રોગ જખમથી અથવા બીજા અંતરગત કારણથી થાય છે. આધુનિક શોધ પ્રમાણે આ રોગ જ્વરની પેઠે લોહીમાં કાંઇ સૂક્ષ્મજંતુ જવાથી ઉત્પન્ન થાય છે એવું સિદ્ધ થયું છે. જખમથી પણ ધનુર્વા થાય છે.

**પક્ષાઘાત**—એ શરીરની શિરા કે સ્નાયુના વિકારનો રોગ નથી. તેનું મૂળ પણ મગજમાં જ છે, એવું અંગ્રેજી વૈદ્યક સિદ્ધ કરે છે. લોહીના વધારાથી અથવા લોહીનો સ્રાવ થવાથી અથવા કાંઇ બીજા દોષનો સંચય થવાથી ગતિતંતુઓ ઉપર દબાણ થવાને લીધે મગજનો ઐચ્છિક વ્યાપાર એટલે તેનો હુકમ ગતિ કરવાવાળા માંસરજ્જુઓમાં પહોંચતો

નથી. આ પ્રમાણે ગતિ બંધ પડે છે એટલે આ રોગ થાય છે. ડાક્ટરો આ રોગને વાયુ સાથે કાંઈ પણ સંબંધ હોવાની ના પાડે છે. એવીજ રીતે કમરમાંથી નીચેનો અરધો ભાગ ઝલાઇ જાય છે તેને કોઇ પક્ષાઘાત કહે છે અને કોઇ એકાંગરોગ કહે છે. તે પણ મગજમાંથી ઉત્પન્ન થાય છે, એવું અંગ્રેજી વૈદક કહે છે. વાતરોગનો એક ભેદ અર્દિત છે, જેને અડદીઓ વા કહે છે. તેને અંગ્રેજી વૈદક 'ફેસ્યલ પેરેલિસીસ' એટલે મોંનું ઝલાઇ જવું કહે છે. પક્ષાઘાતની પેઠે જ આ વ્યાધિ મગજ સાથે સંબંધ રાખે છે. એ જ પ્રમાણે હનુસ્તંભ અને જિહ્વાસ્તંભ વગેરે માટે સમજવું. વાતવ્યાધિના જે બીજા કેટલાક નાના નાના ભેદ છે, જેવા કે સ્તંભ, રૂક્ષ, મૂકત્વ, પ્રલાપ, નિદ્રાનાશ, શીતતા, રસાજ્ઞતા, રોમહર્ષ ઇત્યાદિ. તે તો બધાં બીજા દર્દોનાં પરિણામિ લક્ષણો છે, એમ કહીએ તો ચાલે. તૂની, પ્રતૂની, આધ્માન, પ્રત્યાધ્માન વગેરે કેટલાક વાતવ્યાધિ સ્વતંત્ર નથી પણ કોઠાના વિકારની સાથે સંબંધ રાખે છે.

આ પ્રમાણે વાયુની સાથે સંબંધ નહિ રાખનારા અનેક રોગો અથવા રોગોનાં માત્ર લક્ષણોને પણ "વાતરોગ" ના પેટામાં નાખી દીધા છે અને તેથી અંગ્રેજી ડાક્ટરો આર્ય વૈદકના નિદાનને અપૂર્ણ ગણે છે. આ અપૂર્ણતાના બચાવમાં આપણો એક ખુલાસો છે અને તે એ કે, જે જે રોગોમાં અથવા વિકારોમાં વાયુનું પ્રાધાન્ય જોવામાં આવ્યું છે તે બધા રોગો અને વિકારોને વાત રોગમાં દાખલ કરેલા જણાય છે, એટલું જ નહિ પણ અંગ્રેજી "નર્વસ સિસ્ટમ" એ જ આર્યવૈદકનો "વાતવ્યાધિ" છે, કેમકે મગજમાં ફેરફાર કરવાના કામમાં વાયુની જ પ્રધાનતા છે. પક્ષાઘાત વગેરેના વિવાદીત નિદાન સંબંધી એવો ખુલાસો કરી શકાય કે, મજ્જાતંતુઓમાં જે ઐચ્છિકશક્તિ રહેલી છે તે વાયુને આધીન છે, કેમકે વાયુ વિના ગતિ નથી, માટે મજ્જાતંતુઓની ગતિનો નાશ થવો એટલે મજ્જાતંતુઓમાં વાયુ રૂપ જે શક્તિ છે તેનો નાશ થવો, એમ માનીએ તો તે ખોટું નથી. તોપણ કબૂલ કરવું જોઈએ કે, વાતરોગના કેટલાક પ્રકારો મગજની સાથે સંબંધ રાખે છે, એ વાત આધુનિક શોધકોએ વધારે સારી રીતે સમજાવી છે.

દેશીવૈદકમાં જે રોગને "વાતરક્ત" કહે છે તે રોગ સંબંધી બહુ ભૂલ ભરેલી સમજણ ચાલે છે. કેટલાક તેને રક્તપિત્ત (રગતપીત) ના નામથી ઓળખે છે અને કેટલાક રગતપીતથી આ રોગને જુદો સમજે છે. આ રોગને જ અંગ્રેજીમાં 'ગાઉટ' કહે છે. રગતપીત અને વાતરક્ત આ બન્ને રોગમાં ઘણો તફાવત છે. રગતપીત જેટલો ભયંકર રોગ ગણાય છે એટલો આ વાતરક્ત ભયંકર ગણાતો નથી. રગતપીતના પૂર્વરૂપનાં લક્ષણો વાતરક્તમાં જોવામાં આવે છે, રગતપીત એ સંસર્ગજન્ય રોગ છે, આર્યવૈદક જેને મહાકુષ્ઠ કહે છે તેનાં સર્વ લક્ષણો રગતપીતમાં માલમ પડે છે. વાતરક્તમાં મહાકુષ્ઠનું એક પણ લક્ષણ નથી. રગતપીત રોગ બહુધા ગરીબ ભીખારીઓને થાય છે અને વાતરક્ત રોગ પૈસાદાર અને સૂખી લોકોને થાય છે. રગતપીતનો રોગ આરંભમાં નાક, કાન, ગાલ ઉપર થાય છે અને ત્યાંથી સર્વ શરીરપર પ્રસરે છે. વાતરક્ત રોગ પ્રથમ પગ ઉપર થાય છે અને વિશેષ કરીને પગ ઉપર જ રહે છે. આ પ્રમાણે આ બંને રોગ જુદા જુદા છે. સુશ્રુતે વાતરક્ત રોગને સ્વતંત્ર ગણેલો નથી, પણ તેનો વાત વ્યાધિમાં સમાવેશ કર્યો છે. વાતરક્તને વાતરોગમાં ગણવાનું કારણ એવું જણાય છે કે, તે રોગમાં વાયુના જેવા સણકા તથા ઝણઝણાટ થાય છે. ગાઉટ રોગમાં પણ મુખ્ય લક્ષણ એ જ આપેલું છે.

અંગ્રેજી મત પ્રમાણે વાતરક્ત એટલે ગાઉટ એ એક પ્રકારનો સંધિવા છે. સુશ્રુતાચાર્યે તેની સંપ્રાપ્તિમાં એવું કહ્યું છે કે "દૂષિત લોહી વાત સાથે મળીને વાતરક્તજન્ય વેદના ઉત્પન્ન કરે છે." ચરક તેમજ વાગ્ભટ્ટમાં પણ વાતરક્તમાં સોજા તથા સણકાનાં લક્ષણો બતાવેલાં છે. આ ત્રણે પ્રાચીન ગ્રંથોમાં આમવાત એવો સ્વતંત્ર રોગ મુદ્દલ લીધો જ નથી પણ તેથી એમ કહેવાય નહિ કે, તેમને આવાં મોટા રોગની માહિતી નહોતી. તેમણે આમવાત રોગનો સમાવેશ વાતરક્ત રોગમાં જ કરેલો જણાય છે. અંગ્રેજી ગાઉટ (આર્યવૈદ્યકનો વાતરક્ત) અને રૂમેટિઝમ (સંધિવા) એ બે રોગને આર્યવૈદકે અનુક્રમે વાતરક્ત તથા આમવાત એવાં નામ આપેલાં જણાય છે અને તે ભાવપ્રકાશ, શાર્ઙ્ગધર વગેરે પાછલા ગ્રંથોમાં જોવામાં આવે છે. આર્યગ્રંથોમાં સંધિવા એવો કોઇ રોગ બતાવેલો નથી. આટલા વિવેચન ઉપરથી સાર એ નીકળે છે કે, અંગ્રેજી ગાઉટ તથા સંધિવા એ પ્રકારાંતર સાંધાના જ બે રોગ છે; તેજ પ્રમાણે તે બે રોગની જગ્યાએ આર્યવૈદ્યકના વાતરક્તને તથા આમવાતને મૂકીએ તો મૂકી શકાય.

માધવનિદાનમાં વાતરક્તની સંપ્રાપ્તિ એવી જણાવી છે કે, "દૂષિત વાયુનો પ્રકોપ થઇને તેમાં દૂષિત રક્ત મળે છે અને હાથી-ઘોડા વગેરેની સ્વારી કરવાથી તથા દાહકારક અને ઉષ્ણ અન્નપાન ખાવાથી રક્ત દૂષિત થઇ પગે ઉતરે છે અને પ્રકુપિત વાયુ સાથે મળે છે, ત્યારે આ રોગ થાય છે." અંગ્રેજી સંપ્રાપ્તિ આ પ્રમાણે છે;-"જે લોકો કસરત તથા શરીર શ્રમ કરતા નથી તથા મદ્ય-માંસનું વિશેષ સેવન કરે છે તેમના રસાદિ ધાતુનો સારો પરિપાક થતો નથી. આથી ધાતુમાંથી ઉત્પન્ન થનારા ક્ષાર મૂત્રમાર્ગે સારી રીતે વહેતા નથી અને તેથી તે ક્ષાર પછી રક્તમાં એકઠા થાય છે અને પછી સાંધાઓમાં સોજો, જ્વર વગેરે ઉત્પન્ન થાય છે." રક્ત દૂષિત થવું એ વાત તો બન્ને નિદાનમાં આવે છે, પણ જે ક્ષાર પેશાબમાં જવો જોઇએ તે નહિ જતાં લોહીમાં એકઠો થઇ સાંધાઓમાં ભરાય છે. એટલો વિશેષ ખુલાસો અંગ્રેજી વૈદ્યક આપે છે.

આમવાત રોગનું વિવેચન વાતરક્તની સાથે ઉપર આપવામાં આવ્યું છે, દેશીવૈદ્યક કહે છે કે ચીકણા ભારે પદાર્થો ખવાય અને જોઇએ એવી કસરત ન થાય તો જઠરાગ્નિ મંદ પડે અને તેથી દૂષિત થયેલો વાયુ આમને કફના સ્થાનમાં લઇ જાય છે. ત્યાંથી ત્રણે દોષથી મિશ્રિત થઇ નાડીઓને ભરી દે છે. આ પ્રમાણે થાય છે ત્યારે વાયુ તથા કફનો તે કાળે પ્રકોપ થઇ કંમરમાં જાય છે અને બહુ જોર કરે છે તો તમામ સાંધાઓમાં અતિ પીડાકારક સોજો ઉત્પન્ન કરે છે. અંગ્રેજી વૈદ્યક વાતરક્તના જેવો જ ખુલાસો કરે છે. વાતરક્તમાં યુરિક એસીડનો અને આમવાતમાં લેક્ટિક એસીડનો સંચય થવાનું જણાવે છે. વાતરક્તનો સોજો ગાંઠાવાળો હોય છે અને આમવાતનો સોજો ચીકાશવાળો હોય છે. આમવાતનું એક વિશેષ ચિન્હ એ છે કે, તે રોગવાળાને હૃદયમાં પણ એક પ્રકારનો વિકાર થાય છે અને જો તેમાં સુધારો થતો નથી તો તે રોગીને કાયમનો હૃદ્રોગ થાય છે. આર્યવૈદ્યકમાં પણ આમવાત સાથે હૃદયગ્રહ નામના વિકારનું લક્ષણ બતાવેલું છે.

દેશીવૈદ્યકમાં શૂળ નામનો સ્વતંત્ર રોગ છે. અંગ્રેજીમાં તેને મુખ્ય રોગ ગણેલો નથી. તેને કોઠાના રોગનું એક લક્ષણ માનેલું છે. કોઠામાં મળનો, અપકવ અન્નનો તથા વાયુનો સંચય થાય છે ત્યારે તથા હોજરીમાં અને આંતરડાંમાં કૃમિ, વ્રણ, ગ્રંથી, અર્બુદ વગેરે

વિકારો થાય છે ત્યારે શૂળ ઉત્પન્ન થાય છે. આ સિવાય કલાઇ તથા સીસાનું કામ કરનારા કારીગર લોકોના શરીરમાં તે ધાતુની અસર જવાથી તે કારણથી પણ શૂળ ઉત્પન્ન થાય છે, આ સિવાય **માધવનિદાન**માં પરિણામશૂળ નામનો જુદો રોગ ગણેલો છે; પણ **ચરકાદિ** પ્રાચીન ગ્રંથોમાં તે સ્વતંત્ર રોગ તરીકે ક્યાંઇ આપેલો નથી. નિદાન સંબંધી વિચાર કરતાં **માધવાચાર્ય** કહે છે કે "આમાશય સંબંધી કાંઇ વિકાર થયો હોય તેમાં જમવાથી, જમ્યા પછી કોઇ વેળાએ શૂળ ઉત્પન્ન થાય છે. ઘણું કરીને અન્નનો વિદાહ થઇ ખટાશ ઉત્પન્ન થવાથી શૂળ પેદા થાય છે." એજ પ્રમાણે ઉદાવર્ત્તરોગની જ્યારે માધવાચાર્યે મુખ્ય રોગમાં ગણના કરી છે, ત્યારે પ્રાચીન આચાર્યોએ અને આધુનિક અંગ્રેજી વૈદ્યોએ તેને સ્વતંત્ર રોગમાં ગણેલો નથી. વાગ્ભટ્ટના સૂત્રસ્થાનમાં મળમૂત્રાદિકના વેગને રોકવાથી નાના પ્રકારના વ્યાધિ થાય છે એવું લખ્યું છે. આવા વેગના અવરોધથી જે પરિણામ આવે છે તેને જ ઉદાવર્ત્ત કહેલું છે. આર્યવૈદ્યકમાં આનાહ નામનો રોગ સ્વતંત્ર આપેલો છે અને અંગ્રેજીમાં તેને જ મળતો રોગ ટિમ્પેનાઇટિસ કરીને આપેલો છે. આર્યગ્રંથો પ્રમાણે આ રોગ આમાશય (હોજરી) તથા પક્વાશય (આંતરડાં)માં થાય છે.

ગુલ્મરોગને અંગ્રેજીમાં એબ્ડોમિનલ ટ્યુમર્સ કહે છે. જેવી શરીરના બહારના ભાગમાં ગ્રંથિ—ગાંઠ થાય છે, એવીજ ગ્રંથી અંદર થાય છે, તેને ગુલ્મ કહે છે. આ ગ્રંથી સિવાય પેટમાં એક પ્રકારનો સંચય થઇ ગાંઠ જેવો કાંઇક થર બાઝે છે તેને વિદ્રધિ કહે છે. વળી આપણામાં જેને અર્બુદ કહે છે તેની માંસાર્બુદ નામની એક જાતિ છે તેને અંગ્રેજીમાં કેન્સર કહે છે. આ કેન્સરરોગ શરીરની અંદર પણ પેટના કોઇ પણ ભાગમાં થઇ શકે છે. ગર્ભાશયમાં જેમ રક્તગુલ્મ થાય છે તેમ અર્બુદ પણ થાય છે અને તેથી તે બન્ને જુદા જુદા રોગ છે એમ સમજી તેનું નિદાન કરવું. માંસાર્બુદ અથવા કેન્સર જો આમાશયમાં થયો હોય છે અને ઘણે દિવસે પાકીને ફુટે છે તો તેનું લોહી મોં વાટે ઉલટીદ્વારા વહેવા લાગે છે. આર્યવૈદ્યકમાં પિત્તગુલ્મ છે તેનાં લક્ષણો માંસાર્બુદમાં પણ જોવામાં આવે છે. આર્યવૈદ્યકમાં ગુલ્મ અને વિદ્રધિ એવા બે જુદા જુદા રોગ બતાવેલા છે, તેનું કારણ એ જણાય છે કે, વિદ્રધિ ફુટે છે અને ગુલ્મ ફુટતો નથી.

હૃદ્રોગમાં અને અંગ્રેજી 'હાર્ટડિઝીઝ' માં ઘણો તફાવત છે. માટે એ બન્ને એકજ રોગ માનીને તેનો ઉપચાર થાય તો ભૂલ થાય. અંગ્રેજીમાં હાર્ટડિઝીઝનું જે વર્ણન તથા લક્ષણો આપેલાં છે તે આર્ય પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવ્યાં નથી. આર્યવૈદ્યકે હૃદ્રોગને અસાધ્ય માનેલો નથી અને અંગ્રેજીમાં હાર્ટડિઝીઝને અસાધ્ય માનેલો છે. આ વાતનું સ્પષ્ટિકરણ થવાની જરૂર છે. આ હૃદ્રોગનાં આપણા વૈદ્યકારોએ જે લક્ષણો આપેલાં છે તે પ્રમાણે તો, અગ્નિમાંદ્ય તથા કૃમિ એ વિકારોમાં હૃદયમાં જે દરદ થાય છે અથવા અશક્તિની સ્થિતિમાં હૃદયમાં જે વેદના થાય છે તે દરદને તથા વેદનાને હૃદ્રોગ એવું નામ આપેલું જણાય છે. કૃમિજન્ય હૃદ્રોગ એવો તેનો એક પ્રકાર છે તે પ્રકાર એજ કૃમિરોગમાં થનારૂં હૃદયશૂળ હશે. અનુભવ અને અનુભવી ઉપચારકોના લેખો ઉપરથી એવું સ્પષ્ટ જણાય છે કે, હૃદયમાં બે પ્રકારથી દરદ થાય છે. એક તો હૃદયના સ્થાનમાં કાંઈ સ્થાનિક રોગો અથવા હૃદયમાં પડદાઓની કાંઇ વિકૃતિ થવાથી થાય છે અને બીજા પ્રકારનું હૃદયનું દરદ આમાશય તથા પક્વાશયનાં દરદોને લીધે થાય છે. અંગ્રેજીમાં જેને હાર્ટડિઝીઝ કહે છે

તેનો આમાંના પહેલા પ્રકારમાં સમાવેશ થાય છે કે, જેનો અગાઉ જણાવ્યા પ્રમાણે આર્યવૈદ્યકના નિદાનના ગ્રંથમાં કયો પ્રકાર છે તે સમજાતુ નથી. આર્યવૈદ્યકમાં કૃમિજન્ય હૃદ્રોગ કહેલો છે, તેનો અર્થ હૃદયમાં કૃમિ પડવાનો નહિ હોય, પણ પેટના કૃમિને લીધે કોઇવાર છાતીમાં દરદ થાય છે તે હશે. એજ પ્રમાણે મંદાગ્નિના ઘણાક પ્રકાર છે, તેમાંના એક પ્રકારમાં પણ હૃદયમાં દરદ થાય છે અને તેજ દરદને વાતજન્ય હૃદ્રોગ એવું નામ આપેલું જણાય છે. અંગ્રેજીમાં એજ પ્રકારના દરદને કોર્ડિયાલજ્યા કહેતા હશે. એજ પ્રમાણે પિત્તજન્ય હૃદ્રોગનાં જેટલાં લક્ષણો છે તે બધાં લક્ષણો આમાશય તથા પકવાશયની વિકૃતિથી પેદા થતા પરિણામશળને મળતાં છે. બીજી તરફથી અમ્લપિત્ત જેને માધવાચાર્યે સ્વતંત્ર રોગ ગણેલો છે તે પણ આમાશય તથા પકવાશયની વિકૃતિનુંજ પરિણામ છે અને એજ અમ્લપિત્ત રોગનાં બધાં લક્ષણો પિત્તજન્ય હૃદયરોગનાં લક્ષણોને મળતાં આવે છે. દરદોનાં વર્ગીકરણમાં આ પ્રમાણે ઘણો ગોટાળો થયો જણાય છે. એક દરદી હૃદયના રોગની ફરીયાદ કરતો આવે ત્યારે માધવનિદાનનું હૃદ્રોગનું નિદાન જોવું કે અંગ્રેજીનું હાર્ટડિઝીઝનું નિદાન જોવું? અમારા મત પ્રમાણે બન્ને વૈદ્યકનો મત લીધા વિના તે રોગીના દરદનો નિર્ણય કરવામાં આપણને ભારે ગુંચવણ પડશે.

મૂત્રાશય સંબંધી રોગોનું આર્યવૈદ્યકનું દૂરનું વૈદકનિદાન એલોપથીના નિદાન સાથે મળતું આવે છે, પરંતુ સંનિકૃષ્ટ એટલે પાસેનું નિદાન જોઇએ એવી માહિતી આપતું નથી. મૂત્રકૃચ્છ્ર થાય છે, એટલે મૂત્રાશય સંબંધી અવયવોમાં શું વિકૃતિ અથવા ફેરફાર થાય છે અને તે વિકૃતિ મૂત્રાશયના કયા કયા ભાગમાં થાય છે, તે આર્યવૈદ્યકના નિદાનના ગ્રંથોમાં વધારે સ્પષ્ટતાથી સમજાવવામાં આવ્યું નથી; એ સમજણમાં અંગ્રેજી વૈદક ચડે છે, એમ કહેવું જોઇએ. મૂત્રકૃચ્છ્ર ઘણાં કારણોથી થાય છે. મળના અવરોધથી પણ તે થાય છે, કારણ કે-મલાશય તથા બસ્તિ પ્રદેશ ( મૂત્રાશય ) જોડાજોડ આવેલા છે, તેથી એકની વિકૃતિ બીજાને બાધ કરે છે. એવા ઘણા રોગ છે કે, જેમાં એક રોગને લીધે બીજો રોગ થાય છે. એવી જ રીતે અશ્મરી અને શર્કરા એ બે રોગથી પણ મુત્રકૃચ્છ્ર થાય છે. વીર્યના દોષથી પણ મૂત્રકૃચ્છ્ર થાય છે. વીર્યદોષ એટલે શું? તે નિર્ણય કરવા જેવો પ્રશ્ન છે. વળી અશ્મરી અને શર્કરા એવો ભેદ શા કારણથી છે, તે પણ સમજવા જેવી બાબત છે. અશ્મરી એટલે પથરી અને શર્કરા એટલે રેતી એટલો જ ભેદ હોય એમ જણાય છે. એ બન્નેનાં સ્થાન સમજવાથી તેના આ બે ભેદની પણ સમજ પડે તેમ છે. અશ્મરી બસ્તિ પ્રદેશમાં જામે છે. તેથી તે મોટી હોય છે. અને શર્કરા એટલે રેતી મૂત્રનલિકામાં જામે છે. મૂત્રનલિકા એ મૂત્રપિંડમાંથી મૂત્રને બસ્તિમાં લઈ જનારો એક સાંકડો નળી જેવો રસ્તો છે. આ સાંકડા રસ્તામાં જે કણીઓ જામે છે તે રેતી છે. શર્કરાશ્મરીનાં જે લક્ષણો આપ્યાં છે તેમાં એક ભયંકર પ્રકારનું અસહ્ય શૂળ થાય છે. આ શૂળ શું છે અને શા કારણથી થાય છે, તેનું સ્પષ્ટ સ્વરૂપ આર્યવૈદ્યકમાં નહિ સમજાવેલું હોવાથી, ઘણાક દેશી ઉપચારકોને જરા ગુંચવાવવું પડે છે.

મૂત્રાઘાત એ નામનો રોગમાં મૂત્ર સંબંધી ઘણા વિકારોનો સમાવેશ કરવામાં આવ્યો છે, અંગ્રેજીમાં પણ તેના ઘણા પ્રકારો છે. મૂત્રમાર્ગનો સંકોચ થાય છે. આર્યવૈદ્યકમાં જેને 'વાતુકુંડલિકા' કહીએ છીએ તેને જ ઘણું કરીને અંગ્રેજીમાં 'સ્પેસ્મોડિક સ્ટ્રીક્ચર'

કહે છે. અંગ્રેજીમાં જેને સ્ટ્રીક્ચર ઓફ યુરેથ્રા કહે છે તેનેજ ઘણું કરીને આર્યવૈદ્યકમાં મૂત્રોત્સંગ કહીએ છીએ. અંગ્રેજીમાં વૈદ્યકના મત પ્રમાણે જે લોકો પરમો મટાડવા માટે જલદ દવાઓની પીચકારીઓ લે છે તેમને આ મૂત્રોત્સંગ થાય છે. વાતકુંડલિકા દરદ પરમામાં તેમજ મળાવરોધ, મૂત્રાશ્મરી વગેરે દરદોમાં થાય છે. બસ્તીના આગલા ભાગમાં એક પિંડ (પ્રોસ્ટેટ-ગ્લાંડ) છે તે વૃદ્ધિ પામે છે તેને આર્યવૈદ્યકમાં 'અષ્ઠીલા' અને અંગ્રેજીમાં 'એન્લાર્જમેન્ટ ઓફ પ્રોસ્ટેટ' કહે છે. ચોથો 'વાતબસ્તિ' પ્રકાર છે, તેને જ અંગ્રેજીમાં 'રિટેન્શન ઓફ યુરિન' કહેતા હશે; કેમકે તેમાં મૂત્રનો અટકાવ થાય છે. આ રોગમાં મૂત્રશલાકા (પેશાબ કાઢવાની સળી) નો ઉપયોગ કરવો પડે છે. પાંચમો પ્રકાર 'મૂત્રાતીત' કરીને છે. બસ્તિના સ્નાયુઓ ઢીલા પડવાથી આ રોગ થાય છે, ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં આ રોગ થાય છે. વળી એક પ્રકાર 'મૂત્રક્ષય' કરીને છે. આ 'મૂત્રક્ષય' માં મૂત્ર આવતું બંધ પડે છે, પણ તે મૂત્રમાર્ગના સંકોચને લીધે નહિ પણ રક્તમાંનું મૂત્ર મૂત્રપિંડોમાં આવતું બંધ પડે છે તેને લીધે પેશાબ આવતો નથી. કૉલેરા જેવા દરદોમાં જ્યાં આવી રીતે પેશાબ બંધ પડે છે ત્યાં મૂત્રલ દવાઓ આપવી કે દરદીને પાણીમાં બેસાડવો કે મૂત્રશલાકાનો ઉપયોગ કરવો, તે ઉપાયો બધા નકામા છે. અહીં મૂત્રપિંડમાંની પૃથક્કરણ ક્રિયા બંધ પડે છે, માટે તે ક્રિયા ચાલતી થાય એવા ઉપાયો કરવા જોઇએ. વળી એક 'મૂત્રગ્રંથી' નામનો પ્રકાર છે. કેટલાકના માનવા પ્રમાણે આ મૂત્રની ગાંઠ નથી પણ મૂત્રાશય એટલે બસ્તિમાં એક અસાધ્ય ગ્રંથિ થાય છે. મૂત્રશુક્ર એટલે પેશાબની સાથે વીર્ય જાય છે. 'ઉષ્ણવાત' જેને આપણે ઉનવા કહીએ છીએ, તે 'મૂત્રકૃચ્છ્ર' રોગનો જ એક ભેદ ગણીએ તો ગણાય. 'મૂત્રસાદ' નામના મૂત્રઘાતના પ્રકારને અંગ્રેજીમાં 'સિસ્ટીટીસ' કહે છે. આ પ્રકારનાં મૂત્રઘાતમાં બસ્તિ પ્રદેશની અંદરની ત્વચાનો વરમ થાય છે. 'વિડઘાત' નામના મૂત્રઘાતમાં, મલાશય તથા બસ્તી પાસે પાસે અડીને આવેલી હોવાથી તેમાંથી એકમાં વ્રણ થઇને બીજામાં ફુટ કરે છે અને તેથી મલાશયનો મળ બસ્તિમાં આવીને પેશાબ વાટે વહે છે. આવું દરદ કવચિતજ જોવામાં આવે છે. 'બસ્તિકુંડલ' એ બસ્તિ ઉપરની ગ્રંથી હોય એમ જણાય છે.

પ્રમેહ રોગને માટે ભારે ગોટાળો ચાલે છે. દુષ્ટ સ્ત્રીઓના સંબંધથી હાલમાં જે પરમાનો રોગ વધી પડયો છે તે અને આર્યવૈદ્યકશાસ્ત્રમાં જે વીશ પ્રકારના પ્રમેહ કહેલા છે તે સર્વાંશે એક જ રોગ ન હોય. દુષ્ટ યોનીના ચેપથી જે પરમો થાય છે તે ઉપદંશ અથવા ગરમીની જાત છે. દુષ્ટ યોનીથી થતો પરમો ચેપી રોગ છે અને આર્યવૈદ્યકમાં વીશ પ્રકારના પ્રમેહમાંના એક પણ પ્રકારને ચેપી ગણવામાં આવેલો નથી. વળી આર્યવૈદ્યકમાં ૨૦ પ્રકારના પ્રમેહ આપ્યા છે. જે પ્રમેહમાં એકલો પેશાબ જ વધારે થાય છે અને તેની સાથે કોઇ પ્રકારનો બીજો પદાર્થ પડતો નથી તેને 'ઉદકમેહ' કહેલો છે. એ ઉદકમેહને જ અંગ્રેજીમાં 'ડાયાબીટીસ ઇન્સીપીડીસ' નામ આપેલું છે. જે પેશાબમાં સાકર જાય છે તે રોગને અંગ્રેજીમાં 'ડાયાબીટીસ' કહે છે. આર્યવૈદ્યકમાં 'ઇક્ષુમેહ' (શેરડીના રસ જેવો મીઠો પેશાબ) તથા 'શીતમેહ' એવા જુદા જુદા પ્રકાર આપ્યા છે, પણ અંગ્રેજીમાં તે પ્રકારોનો સમાવેશ 'ડાયાબીટીસ' એટલે 'મધુપ્રમેહ' નામથી ઓળખાતા રોગમાં જ કરેલો જણાય છે, કેમકે તે બધા પ્રકારના પ્રમેહમાં પેશાબ મીઠો ઉતરે છે. મધુપ્રમેહ અને તેને મળતા ઇક્ષુમેહ વગેરે પ્રકારોમાં જેમ સાકર પડે છે તેમ 'સિકતામેહ,' 'સુરામેહ' તથા

'સાંદ્રમેહ' વગેરે પ્રકારોમાં એક પ્રકારનો ક્ષાર પેશાબમાં પડે છે. જેમકે યુરિક એસીડ, આગ્ઝીલેટ ઑફ લાઇમ વગેરે. વળી પેશાબમાં ઘી તથા ચરબી જેવો પદાર્થ જાય છે. તેનાં નામ જુદાં છે, જેમકે 'વસામેહ,' 'મજ્જામેહ,' 'લાલામેહ' ઇત્યાદિ. અંગ્રેજીમાં આ પ્રકારના પ્રમેહનો સમાવેશ 'આલ્બ્યુમિન્યુરિયા' નામના રોગમાં થાય છે. આ સિવાય 'રક્તમેહ' 'હારિદ્રમેહ', 'માંજિષ્ઠમેહ' ઇત્યાદિ પ્રકારોમાં યકૃતની અંદરની ક્રિયામાં કાંઇ વિકૃતિ થવાને લીધે લોહીમિશ્રીત મુત્ર થાય છે. અંગ્રેજીમાં એ પ્રકારના દરદને 'હિમાચુરિયા' કહે છે. આ ઉપરથી જણાશે કે–પ્રમેહના પ્રકારો મૂત્રાશયની જ વિકૃતિ નથી પણ બીજી ક્રિયાઓની અપૂર્ણતા અથવા વિકૃતિને લીધે જે સાકર, ક્ષાર, ચરબી વગેરે રસો લોહીમાં ચડવા જોઇએ તેને બદલે તે પદાર્થો લોહીમાંથી મૂત્રપિંડોવાટે પેશાબમાં બહાર પડે છે. આર્યવૈદ્યકમાં 'પ્રમેહ પીટિકા' નામનો એક જુદો સ્વતંત્ર રોગ ગણ્યો છે. પણ અંગ્રેજી વૈદ્યકે એ પીટિકાને જુદા જુદા રોગના લક્ષણ તરીકે જણાવેલ છે.

આર્યવૈદ્યકમાં 'ઉદરરોગ' એક સ્વતંત્ર રોગ છે, જેમાં ત્રણ દોષના ૩, સન્નિપાત, પ્લીહોદર, યકૃતોદર, બદ્ધગુદોદર, જલોદર વગેરે પ્રકારો આપેલા છે. આર્યવૈદ્યકે પેટના વધારાને ઉદરરોગ ગણેલો જણાય છે. આમાં પ્લીહોદર તથા યકૃતોદરને અંગ્રેજીમાં અનુક્રમે 'એન્લાર્જમેન્ટ ઑફ સ્પ્લીન' અને 'એન્લાર્જમેન્ટ ઑફ લિવર' કહે છે. અંગ્રેજીમાં 'સ્ટ્રીકચર ઑફ રેકટમ' કરીને દરદ છે, તે જ 'બદ્ધગુદોદર' હશે. જળોદરને આર્ય વૈદ્યો સામાન્ય રીતે અંગ્રેજીનો 'ડ્રોપ્સી' રોગ ગણતા જણાય છે. પણ ખરી રીતે જોતાં અંગ્રેજી વૈદ્યક પ્રમાણે 'ડ્રોપ્સી' એ શબ્દ જળોદરને માટે નથી પણ 'શોથરોગ' માટે છે. જળોદરને અંગ્રેજીમાં 'એસાઇટિસ' કહે છે. જળોદરનું આ પાણી કયાં ભરાય છે અને કેવી રીતે ભરાય છે, તેની સ્પષ્ટ સમજણ આર્યવૈદ્યક ગ્રંથોમાં જોવામાં આવી નથી. આપણે એટલું તો સમજીએ છીએ કે, હોજરી તથા આંતરડાંની અંદરનાં દરદો એ જુદાં જ દરદો છે, કે જેમાં અજીર્ણ ઉલટી, અતિસાર, મરડો વગેરે દરદોનો સમાવેશ થાય છે અને ઉદરની પોલમાં એ હોજરી તથા આંતરડાંનો પણ સમાવેશ થાય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, ઉદરરોગમાં જે પાણી ભરાય છે તે કયા અવયવમાં ભરાય છે અને શી રીતે ભરાય છે? અંગ્રેજી વૈદ્યક તેનો એવો ખુલાસો આપે છે કે, હૃદય, પ્લીહા તથા મૂત્રપિંડના વિકારોથી જળોદર થાય છે એટલે પાણી ભરાય છે. પણ તે પાણી થતાં પહેલાં યકૃતમાં લોહીનો સંચય થઇને લોહીના ફરવાની ગતિ અટકે છે અને તેથી આંતરડાંને વીંટાયેલી બહારની ત્વચાની શિરામાં પણ લોહીના ફરવાનો અવરોધ થાય છે તથા તેમાંથી પાણી ઝરવા લાગે છે. આ પાણી ચોખ્ખું પાણી હોતું નથી પણ લોહીની અંદરનો પ્રવાહી પદાર્થ હોય છે. આવી રીતે આંતરડાંનું બહારથી જે ત્વચાથી વેષ્ટન થયું છે તે ત્વચામાં લોહીમાંનું પાણી ઝરવા લાગે છે અને તે પાણી ઘણું વધવાથી પેટ મોટું થાય છે, તેનું નામ જળોદર છે. અંગ્રેજી મત પ્રમાણે જળોદર કેવળ ઉદરરોગમાંજ નહિ પણ હૃદયના રોગમાં તેમજ મૂત્રપિંડના રોગમાં થાય છે અને તેનાં જુદાં જુદાં નામ આપવામાં આવેલાં છે.

આપણે જે રોગને શોથરોગ (સોજા) કહીએ છીએ તેને અંગ્રેજીમાં 'ડ્રોપ્સી' નામ આપવામાં આવેલું જણાય છે. રક્તમાંનો જળરૂપ દ્રવ પદાર્થ રક્તવાહિનીઓમાંથી જુદો પડીને શરીરના કોઇ પણ ભાગમાં એકઠો થાય એ શોથરોગનું સ્વરૂપ છે. અંગ્રેજીમાં આ રોગને

સ્વતંત્ર ગણેલો નથી. અંગ્રેજી મત પ્રમાણે સોજા એ જુદા જુદા રોગમાં પ્રાપ્ત થનારૂં એક લક્ષણ માત્ર છે. આર્યવૈધકશાસ્ત્રમાં શોથરોગ જુદો ગણ્યો છે. જુદા જુદા ઘણા રોગોમાં શરીરના જુદા જુદા ભાગમાં સોજો દેખાય આવે છે. જેમકે પાંડુરોગમાં, જીર્ણતાવમાં, પ્લીહ તથા યકૃતના દરદોમાં, ક્ષયમાં સંગ્રહણીમાં ઇત્યાદિ. વાસ્તવિક રીતે જોતાં સોજો આવવાનાં જે કારણો છે, તે જ રોગો છે અને સોજો એ તેનું લક્ષણ છે. અંગ્રેજીમાં આ ડ્રોપ્સી રોગની એ ત્રણ જાત કહેલી છે. હાર્ટનું ડ્રોપ્સી, લીવરનું ડ્રોપ્સી, કિડનીનું ડ્રોપ્સી ઈત્યાદિ. આર્યવૈધકમાં વાતજન્ય શોથ, પિત્તજન્ય શોથ, કફજન્ય શોથ એવા વિભાગ પાડેલા છે. આર્યવૈધકમાં વાતજન્યશોથ, એ જ અંગ્રેજી હાર્ટનું ડ્રોપ્સી અને કફજન્ય શોથ એજ અંગ્રેજી કિડનીનું ડ્રોપ્સી હોય તો હોય અને આપણો પિતજન્ય શોથ એ અંગ્રેજી લીવરનું ડ્રોપ્સી હોય. આપણામાં સોજાના બીજા અભિઘાતજન્ય વિષજન્ય એવા ભેદ છે તે તો સ્પષ્ટ રીતે આગંતુક કારણોથી આવેલા સોજા છે, કેમકે વાગવાથી અને ઝેરનો સંસર્ગ થવાથી પણ અંગપર સોજો આવે છે. ઔષધોપચારની અનુકૂળતા માટે, આ પ્રમાણે શોથરોગના જુદા જુદા ભેદ પાડેલા જણાય છે અને તે યુક્તિસિદ્ધ નથી એમ કહી શકાતું નથી.

દેશી અને અંગ્રેજી નિદાનનું કાંઇક સ્વરૂપ તથા રોગોનું વર્ગીકરણ સમજવા માટે ઉપર મુખ્ય મુખ્ય રોગો સંબંધી વિવેચન કરેલું છે. અહીં વિશેષ વિવેચનની જગ્યા નથી, તોપણ આટલા વિવેચનપરથી વૈધવિધાના શોધક અભ્યાસીઓ અને અનુરાગીઓને વિચાર કરવાનો ખોરાક મળશે, એવી આશાથી આ પ્રકરણમાં દાખલ કર્યું છે. આ વિષયોમાં મતભિન્નત્વ ઘણું છે અને દેશીવૈધકના 'વાત-પિત્ત-કફ' ત્રિદોષ સિદ્ધાન્તના ઉંડા પાયાને એકદમ ઉખેડી નાખવાનું કામ સહેલું નથી, કેમકે તેનું મુળ અને રહસ્ય ઘણું ઉંડું હોવું જોઇએ, પણ વૈધકનાં અભ્યાસીઓ અને સાધારણ જિજ્ઞાસુઓની સમજ માટે રોગનિદાન એટલે રોગોનાં કારણો તથા સંપ્રાપ્તિની સાદી સમજણ બસ છે.



# ભાગ ૬ ઠો.

## ઔષધો

અથવા

## ઉપચાર કરવાની સામગ્રી.

## DRUGS AND MEDICINES.

આ ભાગમાં દરદોના ઉપચારને લગતી સર્વ પ્રક્રિયાઓ અને ઔષધીય સામગ્રીનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેનાં નીચે પ્રમાણે પ્રકરણો પાડવામાં આવ્યાં છેઃ—



## પ્રકરણ ૧ લું–ઔષધ યોજના.

### દવાઓનાં જુદાં જુદાં રૂપ.

**૧. કવાથ**—(કષાય) કવાથને ઉકાળો પણ કહે છે. ૧ ભાગ ઓસડીઆં ને ૧૬ ભાગ પાણી તેને માટીના કે ધાતુના વાસણમાં ઉકાળવાં. આઠમા ભાગનું પાણી બાકી રાખી ગાળી લેવું. જે પાણી તૈયાર થાય તેનું નામ "કવાથ." ઘણું કરીને ઉકાળવામાં ઓસડીઆનું પ્રમાણુ ૪ તોલાનું છે. કવાથ ઓછો જલદ કરવો હોય તો અષ્ટમાંશ પાણીને બદલે ચતુર્થાંશ પાણી બાકી રાખવામાં આવે છે અને એક વાર ઉકાળી લેતાં કુચા રહે તે ફરીથી એજ રીતે ઉકાળવામાં આવે છે, જેને "પરકાઢો" કહે છે. સાંજે ઉકાળેલા કવાથના કુચા બીજે દિવસે વાસી ઉપયોગમાં ન લેવા. કવાથ ઉકાળતાં ઉકાળતાં વાસણ ઢાંકવું નહિ.

**૨. ચુર્ણ**—સૂકાં ઓસડો ખાંડી કપડાથી ચાળી તૈયાર કરવાં તેને ચૂર્ણ કહે છે. ચૂર્ણની મધ્યમ માત્રા (ડોઝ) ૦। તોલો છે.

**૩. ગોળી**—ગોળીને ગુટિકા, વટી, વટક પણ કહે છે. કોઇ પણ દવા કે દવાઓના બારીક વસ્ત્રગાળ ચૂર્ણને કે તેના સત્વ (ઘન અથવા એક્સ્ટ્રાક્ટ) ને મધ, લીંબુનો રસ, આદુનો રસ, ગોળ અથવા ગુગળની ચાસણી વગેરેથી ઘુંટી ગોળીઓ બનાવવામાં આવે છે. ગોળીઓ નાની મોટી હોય છે. મોટી ગોળીને "મોદક" કહે છે. ગોળ, સાકર કે ગુગળમાં ગોળી કરવી હોય તો તે વસ્તુઓની ચાસણી કરવી; ચૂર્ણથી સાકર ચાર ગણી, ગોળ બમણો, મધ ચૂર્ણ જેટલું અને પાણી વગેરે પ્રવાહી બમણું અથવા જોઇએ તેટલું લેવું. મોટી ગોળીઓ વાટીને કે કટકીઓ કરીને ખાવી. નાની ગોળી ગળી જવાય.

**૪. અવલેહ**—જે મુખ્ય વસ્તુનો અવલેહ ( ચાટણ ) કરવાનો હોય તેનો સ્વરસ લેવો અથવા ક્વાથ કરી તે ક્વાથ ગાળી લેવો. પછી તે પાણીને ફરીથી ધીમા તાપથી બળવા દઇ ઘાડું થવા દેવું. તેમાં મધ, ગોળ અથવા સાકર તેમ જ ઘી અને તેલ પણ મેળવવામાં આવે છે. અવલેહ પરિપક્વ તૈયાર થયો કે નહિ, તે જાણુવા માટે તેને પાણીથી ભરેલા પ્યાલામાં નાંખવાથી ડુબીને તળીએ બેસે તો બરાબર થયો જાણુવો. માત્રા ૦ાા થી ૧ તોલો.

**૫. પાક**—પાક બનાવવાની જુદી જુદી રીત છે. સાધારણ વિધિ એ છે કે, જે ચીજનો પાક બનાવવો હોય તે ચીજનું ચૂર્ણ કરીને તેને લગભગ સોળગણા કે વીસગણા દૂધમાં રાંધીને તેનો માવો કરવો અને તે માવાને ઘી નાંખીને ચૂલા ઉપર રાખી હલાવીને દાણો પાડવો; અથવા દવાના ચૂર્ણને પ્રથમ ઘીમાં શેકી રાતો દાણો પાડવો અને તૈયાર માવાનો જુદો દાણો પાડવો. આ તૈયાર થયેલા દાણાના વજન બરાબર સાકરની ચાસણી કરવી. ચાસણી ત્રણતારી આકરી થાય એટલે તે દાણો તથા પાકમાં નાંખવાનો બીજો તેજાનો, બદામ, પસ્તાં વગેરે મેવો તથા અભ્રક, બંગ વગેરે દવાઓ નાંખવી હોય તે નાંખવી અને પછી થોડી વાર હલાવી ઠરવા દેઇને પછી એક સપાટ પહોળા વાસણમાં ઘી ચોપડીને પાક ઠારવો. ઠરી ગયા પછી ચપ્પુ વતી આંકા પાડીને ચોસલાં પાડી ઉખેડી લેવાં. લાડુ પણ થઇ શકે.

**૬. આસવ**—પાણીમાં ઉકાળ્યા વિનાના ઔષધોને ઠંડા પાણી સાથે મોં બંધ કરેલા વાસણમા અમુક મુદત સુધી ભરી મુકવાથી આસવ તૈયાર થાય છે. બનાવવામાં પ્રમાણ ન લખ્યું હોય ત્યાં અરિષ્ટ માટે ઉકાળો ૫ શેર, મધ ૬ા શેર, ગોળ ૧૨ા શેર અને પાણી ૩૨ શેર; આસવ માટે ચૂર્ણ ૧ા શેર, બાકી મધ, ગોળ, પાણી અરિષ્ટ પ્રમાણે.

**૭. અરિષ્ટ**--કોઈ દવાના ઉકાળાના પાણીમાં અમુક પ્રમાણુમાં ઔષધોનું ચૂર્ણ નાંખીને અમુક મુદત સુધી મોં બંધ કરેલા માટીના વાસણમાં રાખી મુકવાથી જે પ્રવાહી દવા તૈયાર કરવામાં આવે તેને અરિષ્ટ કહેવામાં આવે છે.

**૮. ગુગલ**—જે ઔષધો ગુગળના યોગથી બનાવવામાં આવે છે તેને ગુગળ અથવા ગુગ્ગુળ કહેવામાં આવે છે, જેમકે 'યોગરાજ ગુગળ,' 'ત્રિફળા ગુગળ,' 'કૈશોર ગુગળ' ઇત્યાદિ.

**૯. મુરબ્બા**—જુદી જુદી વસ્તુના મુરબ્બાની કૃતિમાં કેટલોક ફેર હોય છે, પણ સામાન્ય નિયમ એવો છે કે, મુરબ્બાની ચીજ બહુ સખ્ત હોય તો તેને ટોચીને કે જરા બાફ આપીને ( જેમકે આમળાં ), તથા છાલ હોય તો તે છાલ કાઢી અંદરના ગરભના ટુકડાને બાફીને ( જેમકે કહોળું, બીલાં ); પછી તે વસ્તુના વજનથી ત્રણગણી સાકરની એકતારી ચાસણી કરીને તેમાં તે વસ્તુ નાંખવી; રૂચિ પ્રમાણે તેમાં એલચી, કેસર નાંખવામાં આવે છે. મુરબ્બો ઠરે એટલે બરણીમાં ભરી મોં બંધ કરી રાખી મુકવો. કેટલીક મુદત રહ્યા પછી જ મુરબ્બો સ્વાદમાં તથા ગુણમાં સારો થાય.

**૧૦. શરબત**—જે વસ્તુનું શરબત બનાવવું હોય તેનો રસ, અર્ક અથવા ઉકાળો ખેંચવો. પછી સાકરની ચાસણી કરીને તેમાં તે રસ, અર્ક અથવા ઉકાળો નાંખવો. દવામાં સ્વાદિષ્ટ અનુપાન તરીકે તેમજ ઉષ્ણકાળમાં ઠંડક માટે શરબત વપરાય છે.

**૧૧. ઘી**—ઘૃત—જે વસ્તુનું ઘી સિદ્ધ કરવું હોય તેનાં સ્વરસ કે કલ્કથી ચારગણું ઘી લેવું અને ઘીથી ચારગણું પાણી અથવા દુધ અથવા ગોમુત્ર લેવું. જો સુકી વનસ્પતિ

હોય તો ૧૬ ગણા પાણીમાં તેનો ક્વાથ કરવો અને તે ક્વાથમાં ઉપરના પ્રમાણથી ઘી વગેરે લેવાં. સર્વેને ઉકાળતા પાણીનો ભાગ બળી જાય, ઓસડનો ભાગ પાકી લાલ થઇ જાય અને ઘી જૂદું પડી રહે ત્યારે ઘી તૈયાર થયું સમજી ધીને ગાળી લેવું. ઠર્યા પછી તેમાં મળેલી વસ્તુઓનાં રંગ પ્રમાણે ઘી તૈયાર થશે. ઘી ખાવાની માત્રા ૨ થી ૪ તોલા છે; ઘી સિદ્ધ કરવામાં તાપ બહુજ ધીમો ધીમો આપવો. ઘી પાકયાની પરીક્ષા એ છે કે, તેની અંદરનો કલ્ક આંગળી ઉપર લઈ દાબીને વણી જોતાં વાટ વણાય તો જાણવું કે, દવાની અંદરનું સત્વ ઘીમાં આવી ગયું છે. વળી તે કલ્ક અગ્નિ ઉપર નાંખવાથી કાચો હશે તો તડતડ અવાજ થશે ને પાકી ગયો હશે તો એકદમ સળગશે. આ પાકના પાછા ત્રણ પ્રકારો છે. ૧. મૃદુ, ૨. મધ્યમ, ૩. ખર; ઘી કે તેલ પાકતાં કલ્કમાં પાણીનો કાંઇ ભાગ રહી જાય તે મદુપાક, કલ્કમાં પાણી પણ ન રહે, તેમ કલ્ક સખ્ત પણ ન થતાં નરમ રહે, તે મધ્યમપાક અને કલ્ક દાબી જોતાં સખ્ત દાણો થઇ જાય તે ખર (આકરો) પાક, એથી વધારે તાપ લાગીને કલ્ક કોયલા જેવો બળી જાય તો તે તેલ કે ઘી કાંઇ ગુણ કરે નહિ. મૃદુપાક નાકમાં ટીપાં પાડવા માટે, ખરપાક શરીરે ચોળવા માટે અને મધ્યમપાક સર્વ કાર્યોમાં ઉપયોગમાં આવી શકે.

**૧૨. તેલ—તૈલ**—તેલ પણ ઘીની પેઠે જ સિદ્ધ થાય છે. ઘી સિદ્ધ કરવામાં ઘી અને તેલ સિદ્ધ કરવામાં તેલનો ઉપયોગ થાય છે.

**૧૩ ફાંટ**—એક ભાગ દવાના ચૂર્ણને આઠ ભાગ ગરમ પાણીમાં કેટલાક કલાક સુધી કાચના કે માટીના વાસણમાં પલાળી પછી તે પાણીને દવા તરીકે ઉપયોગમાં લેવું. ઠંડા પાણીમાં બાર કલાક રહેવા દીધાથી પણ ફાંટ તૈયાર થયું ગણાય છે. ફાંટ પીવાની માત્રા તોલા ૮ છે. તેમાં મધ નાંખવું હોય તો તોલો ૧ નાંખવું.

**૧૪. પુટપાક**—કોઇ પણ લીલી વનસ્પતિને વાટી ગોળો કરી તેને વડ, એરંડો કે જાંબુના પાનમાં વીંટી માથે કપડમાટીનો આંગળ જેટલો જાડો થર દઇને છાણાની અંદર સળગાવવો. ગોળો લાલ થાય ત્યારે કાઢી લઇ માટીનો થર દૂર કરી ગોળો નીચોવી લેવો. વનસ્પતિ સૂકી હોય તો પાણીમાં વાટીને ગોળો કરવો. આ રસને 'પુટપાક' કહે છે. તે પીવાની માત્રા ૨ થી ૪ તોલાની સમજવી. તેમાં મધ રૂ. ૦ાા થી ૧ ભાર નંખાય.

**૧૫. અર્ક**—સૂકા કે લીલા પદાર્થોમાંથી ઉડી જનારાં તત્વો જુદાં કાઢવાં હોય ત્યારે અર્ક કાઢવાનું યંત્ર ( Retort ) લેઇ તેમાં પાણી તથા પદાર્થ નાંખીને બાફ કરવી અને તે બાફને નળીવાટે ઠારીને બીજા વાસણમાં ઉતારવી.

**૧૬. રસક્રિયા**—કોઇ પણ વસ્તુના ચૂર્ણને પુષ્કળ ( ૧૬ ગણા ) પાણીમાં બાફીને આશરે આઠમા ભાગનું પાણી રહે ત્યારે તે પાણીને ગાળી લઇને ફરી તે પાણી ઉકળતાં છેવટ માવા જેવો ઘાટો પદાર્થ થાય તેને રસક્રિયા અથવા ઘન કહેવામાં આવે છે.

**૧૭. રાગ-સરકો**—મધુર પ્રવાહી જેવાં કે-શેરડીનો રસ, જાંબુનો રસ, દ્રાક્ષનો રસ, બંધ બાટલીઓમાં રાખી મુકવામાં આવે તેનો સરકો બની જાય છે. ખાટી કે તીખી વસ્તુઓમાં સાકર મેળવી રાખી મુકવાથી તેના રાગ કે સરકો બને છે.

**૧૮. સ્વરસ**—લીલી અથવા સૂકી વનસ્પતિમાંથી તેનો જે રસ ખેંચી લેવો તેને સ્વરસ કહે છે. લીલી વનસ્પતિને વાટીને નીચોવી તેનો રસ કાઢવામાં આવે છે અને સૂકી

વનસ્પતિને ખાંડી બારીક ચૂર્ણ કરીને બમણા પાણીમાં ૨૪ કલાક ભીંજવી રાખીને પાણી ગાળી લેવામાં આવે છે. વળી જે લીલી વનસ્પતિમાંથી વાટીને નીચોવવાથી રસ નીકળતો ન હોય તેને વાટીને બમણા ઠંડા પાણીમાં ૨૪ કલાક ભીંજવી રાખી તે પાણીનો સ્વરસ તરીકે ઉપયોગ કરવો. સ્વરસની માત્રા તોલા ૨ થી ૪ છે. ચોખા સ્વરસની માત્રા તોલા ૨ અને પાણી પલાળીને કરેલા સ્વરસની માત્રા તોલા ૪. સ્વરસમાં મધ, સાકર, ગોળ, ઘી, તેલ, સીંધાલુણ વગેરે નાંખવાનું પ્રમાણ તો. ૦ાા.

**૧૯. હીમ**—ખાંડીને બારીક ચૂર્ણ કરેલા ઔષધમાં છગણું ઠંડુ પાણી નાંખી ૧૨ કલાક ભીંજવી રાખી ગાળી લેવું, તેનું નામ હીમ; તે પીવાની માત્રા ૮ તોલા છે.

**૨૦. મંથ**—માટીના વાસણમાં ખાંડેલાં ચૂર્ણને ભરીને ૧૬ ગણું ઠંડું પાણી નાંખીને ખુબ વલોવીને કપડેથી ગાળી લેવું તે પ્રવાહીને મંથ કહે છે. મંથ એ હીમના જેવુંજ હોવાથી તે પણ તોલા ૮ પીવા આપી શકાય.

**૨૧. ક્ષાર**—જવ વગેરે વનસ્પતિમાંથી ક્ષાર કાઢવાની સામાન્ય રીત એ છે કે–તે વનસ્પતિનાં પંચાંગ લઇને ચોખી જગામાં અથવા એક મોટા વાસણમાં બાળી છેક ભસ્મ કરવી. પછી તે રાખને ચોસઠ ગણા પાણીમાં ડોઈ નાંખવી ( મેલાવી દેવી ), પછી તે પાણીને ઉકાળી છ સાતવાર ગાળવું, તેથી રાખની અંદરનો ખારનો ભાગ પાણીમાં મળી જશે. પછી તે પાણીને તાપથી બાળતાં છેવટ ખાર રહેશે. જવ, અઘેડો, તલસરાં, દર્ભ, મુળા, આંબલીની છાલ વગેરેનો ક્ષાર આવી રીતે કાઢી શકાય.

**૨૨. લેપ**—સોજા ઉપર, ઝેરી જનાવરના ડંખ ઉપર અને કોઢ વગેરે ચામડીના વિકારો ઉપર લીલી કે સૂકી વનસ્પતિ વાટીને જાડો લેપ મારવામાં આવે છે. ઘણું કરીને ગરમીના સોજા ઉપર ½ આંગળ જાડો અને ઠંડો લેપ ઠરવામાં આવે છે અને કફના તથા વાયુના સોજા ઉપર તથા ગુમડા ઉપર ગરમ કરીને ½ આંગળ જાડો લેપ કરવા કહેલું છે.

**૨૩. પંચાંગ**—કોઇ પણ વનસ્પતિનાં મુળ, છાલ, પાન, ફળ તથા ફુલ આ સર્વેને પંચાંગ કહેવામાં આવે છે.

**૨૪. મંજન**—દાંતે ઘસવાની વસ્તુને મંજન કહેવામાં આવે છે.

**૨૫. અંજન**—આંખમાં આંજવાની દવાને "અંજન" કહે છે. આ અંજન ચૂર્ણ રૂપે, ગોળીરૂપે અને નરમ કે પ્રવાહી રૂપે પણ હોય છે.

**૨૬. પિંડી**—ઔષધની લુગદી બનાવીને આંખ ઉપર બાંધવામાં આવે છે. એવી લુગદીને "પિંડી" કહે છે. આ એક પ્રકારની પોટીસ જ સમજવી.

**૨૭. આશ્ચોતન**—( Eye-drops ) કોઇ પણ પ્રવાહી દવાનાં આંખમાં ટીપાં નાંખવાં, તેને "આશ્ચોતન" નામ આપવામાં આવેલું છે. આ ટીપાં ગરમીના સમયમાં ઠંડાં અને ઠંડીના સમયમાં જરા ગરમ કરીને નાંખવાં.

**૨૮. નસ્ય**—નાકમાં સુંઘવાનાં ઘી, તેલ કે ભુકીને "નસ્ય" કહેવામાં આવે છે,

**૨૯. પાન**—કોઇ પણ ઓસડને ૨૨ ગણા અથવા તેથી પણ વિશેષ પાણીમાં ઉકાળી અરધું પાણી બાકી રાખવામાં આવે છે અને તે પીવામાં લેવાય છે, તેને "પાન" કહે છે.

૩૦. ધુમાડી—ધૂપ—અગ્નિમાં દવા સળગાવીને જેમ ઘરને ધુમાડી દઇ ઘરની હવા શુદ્ધ કરવામાં આવે છે, તેમ શરીર ઉપર કેટલાંક ચામડીનાં દરદોમાં દવાની ધુમાડી દેવામાં આવે છે. અંગારા ઉપર દવા નાંખી તેનાપર માંચી ( ખાટલી ) મૂકવી. તે માંચી ઉપર બેસી દરદીએ મોં ઉઘાડું રહે એવી રીતે ડોકથી નીચે આખા શરીરપર કપડું ઓઢી ધુમાડીને બહાર ન જવા દેતાં અંગપર લેવી.

૩૧. ધૂમ્રપાન—જેમ ધુમાડીથી દવાનો ધુમાડો શરીરપર લેવાય છે તેમ બીડી, ચલમ અથવા હુક્કામાં દવા ભરી મોંથી અથવા નાક વતી પીવામાં આવે છે તેને ધૂમ્રપાન કહેવામાં આવે છે. ધૂમ્રપાન એટલે ધુમાડો પીવો.

૩૨. ફલવર્તી—(વાટ) યોની અથવા ગુદાની અંદર પહેરવાની જાડી વાટને ફલવર્તી એવું નામ આપવામાં આવેલું છે. આ વાટ સુતરના ઝીણા વસ્ત્રને વણીને જાંબુના ફળના આકારની અથવા આંગળી જેવી જાડી અને એવડી જ લાંબી બનાવવામાં આવે છે અને તેને ઘી, તેલ કે જે દવામાં બોળવી હોય તેમાં બોળી પહેરવામાં આવે છે. અંગ્રેજીમાં 'પેસરી' કહે છે.

૩૩. કોગળા—કોઈ પણ પ્રવાહીને મોંમાં ભરી રાખવું તેને ગંડૂષ અથવા કોગળા કહે છે. મોં થુંકથી ભરાઇ જાય અને નાક કે આંખમાંથી પાણી ઝરવા લાગે ત્યાં લગી મોંમાં કોગળો પકડી રાખવો.

૩૪. બસ્તિ—(પિચકારી)-પિચકારીમાં પ્રવાહી દવા ભરીને મળ કે મૂત્રના સ્થાનમાં દવા ચડાવવી તેને બસ્તિ કહે છે. ખાવાની દવા જેટલી અસર કરે છે, એટલી જ અસર થવાને માટે પીચકારી મારફત બમણી દવા અંદર ચડાવવી જોઇએ. આ બસ્તિમાં પોષણ આપવા માટે દુધ વગેરે પણ ચડાવવામાં આવે છે.

૩૫. સ્વેદ—(બાફ-શેક)—શરીરમાંથી પરસેવો અથવા ઘામ કાઢવા માટે અથવા શરીરને ગરમી આપવા માટે જે ભીનો કે સૂકો શેક કરવામાં આવે છે, તે સ્વેદ કે શેક કહેવાય છે. શેકના ઘણા પ્રકારો છે. ભીનો અને સૂકો એ બે મુખ્ય પ્રકારો છે. ગરમ હવા, ગરમ પાણી, ગરમ કરેલી ચીજો (રેતી, મીઠું, ઇંટ વગેરે) તથા ગરમ કપડાં એ શેકનાં સાધનો છે. ભીનો એટલે વરાળીઓ શેક કરવાની સમજણ આ પ્રમાણે છે:—

એક વાસણ (તપેલી કે હાંડલી) માં પાણી તથા દવા ( જેમકે ખસખસના ડોડા ) નાંખવી. તેના ઉપર ચાળણી ઢાંકવી. તે ચાળણીમાં બાફ દેવાનું કપડું ( ઉનનું ગરમ કપડું હોય તો વધારે સારૂં ) પાણીમાં ભીજવી તથા નીચોવીને મૂકવું અને તેના ઉપર તાસક ઢાંકવી. તપેલીને સગડી ઉપર મૂકી તાપ કરવો એટલે તેની વરાળ ચાળણીની અંદર મૂકેલા કપડાને લાગશે તે વરાળીયું કપડું ગોટો વાળી દુખતા ભાગ ઉપર સહન થાય એવી રીતે મૂકી શેક કરવો. આવાં બે કપડાં વારા ફરતી ચાળણીમાં મૂકવાં. અગ્નિ આગળ ધરીને પોટલી અગર કપડાંને ગરમ કરીને શેકવામાં આવે છે તેને સૂકો શેક કહેવો.

૩૬. બંધારણ—શરીરના કોઇ પણ ભાગને અને વિશેષ કરીને પેટને આધાર આપવાને એટલે પોચું કરવા માટે બંધાણ કરવું તે.

**૩૭. લોપરી**—(પોલ્ટીસ)—ઘઉંના આટાને કે તેનાં થુલાને પાણીમાં ખદખદાવીને શીરા જેવી લોપરી કરીને સોજા ઉપર કે ગુમડા ઉપર બાંધવામાં આવે છે તે.

**૩૮. ચોખાનું ધોણુ**—( તંદુલજળ )—૪ રૂ. ભાર સાફ કરેલા ચોખાને ૮ ગણા પાણીમાં ૧ કલાક પલાળી રાખી પછી હાથવતી ચોળીને તેનું પાણી ગાળી લેવું. આ અનુપાન તરીકે ઉપયોગમાં આવે છે.

**૩૯. કાંજી**—ઘઉં, અડદ કે ચોખાને બાફીને તેને પાણી સાથે બંધ મોઢાના માટીના વાસણમાં રાખી મૂકવાથી જે પ્રવાહી તૈયાર થાય તેને કાંજી કહેવામાં આવે છે. અડદનાં કે ચણાનાં વડાં કરીને પછી તે વડામાં પાણી નાખી ઉપલી જ રીતે બંધ વાસણમાં રાખી મૂકવાથી પણ ઉત્તમ કાંજી થાય છે. આ કાંજીનો ઉપયોગ ભસ્મો વગેરે દવાઓ બનાવવાના તથા શોધવાના કામમાં આવે છે.

**૪૦. યૂષ**—( ઓસામણ ) મગ વગેરે કઠોળના ઓસામણને યૂષ કહે છે. કોઇ પણ કઠોળના આખા દાણાને સોળગણા પાણીમાં રાંધીને તે કઠોળ બાફે ત્યારે તેમાંના ઓસામણને ગાળી લઇ તેમાં સીંધાલુણ, જીરૂં, હીંગ વગેરે દરદીની પ્રકૃત્તિ અને રૂચિ પ્રમાણે નાખવું. આર્યવૈદ્યક ઉપચારમાં મગના યૂષની વારંવાર ભલામણ કરવામાં આવે છે અને તે અત્યંત હિતકારક છે.

**૪૧. મંડ**—ચોખાને ચૌદ ગણા પાણીમાં રાંધીને તેમાંથી કાઢેલા ઓસામણમાં સીંધાલુણ, ધાણાજીરૂં, સુંઠ વગેરે જોઇતા પ્રમાણમાં નાખવું તેને 'મંડ' કહે છે. આ મંડ ઘણોજ હલકો છે અને તાવવાળા દરદીઓને આપવો હિતકારક છે.

**૪૨. પેયા**—(રાબડી) રાતા સાઠીચોખા કે બીજા ઉંચી જાતના ચોખાને સોળગણા પાણીમાં ખુબ રાંધીને પીવા જેવી નરમ રાબ બનાવવી, તેને 'પેયા' કહે છે. તાવ તથા ઝાડાના દરદવાળાને માટે ઘણી હલકી છે. તેમાં પણ મંડની પેઠે સીંધાલુણ, ધાણાજીરૂં, સુંઠ વગેરે નાંખવાથી તે સ્વાદિષ્ટ રૂચિકારક બની શકે છે.

**૪૩. યવાગુ**—પેયા કરતાં કાંઇક ઘાટી રાબડીને અથવા રાંધીને પાતળા કરેલા ભાતને યવાગુ કહે છે. કાંજીના નામથી તે વધારે પ્રસિદ્ધ છે. છગણા પાણીમાં રાંધેલા ચોખા તે યવાગુ.

**૪૪. કાંજી**—હાલમાં સાબુચોખાની એ નામથી જે કાંજી સર્વત્ર ઓળખાય છે, તે કાંજી ઉપલી પેયાને મળતી છે; સાબુચોખાને સોળગણા પાણીમાં ઉકાળીને ઉતારતી વખત તેમાં દુધ તથા રૂચિ પ્રમાણે સાકર નાંખી તૈયાર કરવી. જો ખારી કાંજી કરવી હોય તો દુધ તથા સાકરને બદલે સીંધાલુણ નાખવું.

**૪૫. કલ્ક**—લીલી વનસ્પતિને પથરાપર લઢીને અથવા સૂકાં ઓસડનું ચૂર્ણ કરી પછી પાણીમાં લઢીને લુગદી કરવી. તેનું નામ કલ્ક છે. કલ્કની માત્રા ૧ તોલાની છે. તેમાં પાણી નાખવું હોય તો તોલા ૪ નાંખવું. ઘી, મધ કે તેલ નાંખવું હોય તો કલ્કથી બમણું નાંખવું અને સાકર કે ગોળ નાંખવો હોય તો કલ્કની બરાબર નાંખવાં.

**૪૬. રસ**—જે ઓષધોમાં ગંધક તથા પારાનો યોગ થાય તે બધાં ઔષધો "રસ" નામથી ઓળખાય છે; જેમકે ચંદ્રોદય રસ, આનંદભૈરવ રસ વગેરે.

૪૬. ભસ્મ—સોનું, રૂપું, તાંબુ, લોહ, કલઇ, જસત, મંડુર, અભ્રક વગેરે ધાતુ તથા ઉપધાતુઓને પ્રથમ કાંજી, ગોમૂત્ર, તેલ વગેરેમાં શુદ્ધ કરીને પછી જુદી જુદી રીતે તેને મારવામાં આવે છે એટલે તે વસ્તુઓમાં તેને ઘુંટીને અગ્નિની ગજપુટ ભઠ્ઠીઓ દઈ જે દવા બનાવવામાં આવે છે તેને 'ભસ્મ' કહે છે.

૪૮. ભાવના—દવાના ચૂર્ણને દવાનો રસ પાવો ( રસ મેળવી ઘુંટવું ) તેને 'ભાવના' કહે છે. એકવાર રસ મેળવી ઘુંટીને સૂકવવું એટલે એક ભાવના આપી ગણાય.

૪૯. ગજપુટ—એક ગજ લાંબો, એક ગજ પહોળો અને એક ગજ ઉંડો એવો ગોળ ખાડો ખોદીને તેમાં છાણાં ભરવાં અને તેમાં કપડમાટીથી બંધ કરેલાં કોડીઆંને વચમાં મૂકી સળગાવી દેવાં. ઠંડાં પડયા પછી તે કોડીઆં ભઠ્ઠીમાંથી કાઢી લેવાં. આવી રીતે એકવાર ભઠ્ઠીમાં પકવવામાં આવે તે એક ગજપુટ થયો ગણાય.

૫૦. સરાવસંપુટ—માટીનાં બે સરખાં કોડીયાંની ધારોને ઘસીને પછી એક કોડીયામાં ઘુંટેલી વસ્તુ ભરી તેના ઉપર બીજું કોડીઉં મૂકવું, અને મુલતાની માટી, મેટ અથવા કોઇ પણ ચીકણી માટી પલાળીને તેમાં ઝીણા લુગડાના ચીરાઓ ભીંજવીને બે કોડીઆની સાંધ પુરી દેવી અને તેના પર બીજું લુગડું લપેટી દેવું અને પછી તડકે સૂકવવું. આવી રીતે તૈયાર થાય તેને "સરાવસંપુટ" એવા નામથી ઓળખવામાં આવે છે.

૫૧. કપડમાટી—સરાવસંપુટને બંધ કરવા માટે માટી તથા કપડાંનો ઉપયોગ કરવાની જે ક્રિયા તેનું નામ "કપડમાટી."

૫૨. દોલાયંત્ર—ઔષધ શોધનમાં આ યંત્રની જરૂર પડે છે. જે ઔષધનું દોલાયંત્રથી શોધન કરવાનું હોય તેને ત્રેવડા લુગડામાં બાંધીને પોટલી કરવી. પછી એક માટીની હાંડલી લેવી. તેમાં શોધન કરવાનું દ્રવ્ય (જેમકે કાંજી, ત્રિફળાનો ઉકાળો વગેરે) નાંખવું. તેના ઉપર હાંડલીના મોં ઉપર બેસતો આવે એવો એક સળીઓ કે પાતળી લાકડી બેસતી કરવી અને તે સળીયાના મધ્યમાં પોટલી બાંધી હાંડલીમાં અધર લટકાવવી. પછી હાંડલી નીચે તાપ કરવો જેથી પોટલીની અંદરની દવાને બાફ લાગે. દરેક દ્રવ્યના શોધનમાં લખેલા વખત સુધી બાફ દેવી. આ યંત્રને 'સ્વેદનયંત્ર' પણ કહે છે.

૫૩. ડમરૂયંત્ર—કોઇ પણ વસ્તુનાં ફૂલ પાડવા માટે કે પારો ઉડાવવા માટે આ યંત્રનો ઉપયોગ થાય છે. એક હાંડલીમાં ફૂલ પાડવાની વસ્તુ કે હીંગળો પાથરવો અને તેના મોં ઉપર બીજી હાંડલીનું મોં બંધ બેસતું આવે એવી રીતે ઉંધી મૂકીને કપડમાટીથી બન્નેનાં મોં સાંધી લેવાં. પછી બતાવેલા વખત સુધી નીચે તાપ કરવો અને ઉપલી હાંડલી ઉપર ઠંડા પાણીનું પોતું મૂકી રાખવું; જેથી તેનું તળીયું ઠંડું રહે તો ફૂલ કે પારો નીચેથી ઉડીને ઉપલી હાંડલીના તળીયામાં ચોંટે. નીચલી કરતાં ઉપલી હાંડલી જરા મોટી લેવી.

૫૪. વાલુકાયંત્ર—અગનશીશીમાં નાંખીને દવા પકાવવા માટે આ યંત્રનો ઉપયોગ થાય છે. રસસિંદુર, ચંદ્રોદય વગેરે ઔષધો વાલુકાયંત્રમાં તૈયાર થાય છે. એક પહોળું ઉંડું માટીનું વાસણ લેવું. તેમાં દવા પકાવવાની શીશીને કે સંપુટને દવા ભરીને મુકીને આજુબાજુ રેતી કે મીઠું ભરવું. શીશીનું ગળું રેતીની બહાર રાખવું. ચોક્કસ વખત સુધી તાપ કરી ઔષધ પકાવવું. શીશીને ઉપરાઉપર સાત વાર કપડમાટીનો લેપ કરીને ઉપયોગમાં લેવી.

## ૫૫. અંગ્રેજી દવાઓનાં રૂપ.

| | |
|---|---|
| ૧. ઇન્ફ્યુઝન=ચા. | ૧૧. પ્લાસ્ટર=લેપ. |
| ૨. એક્વા=પાણી. | ૧૨. પોલ્ટીસ=લોપરી. |
| ૩. એક્સ્ટ્રાક્ટ=સત્વ-ઘન. | ૧૩. ફોમેન્ટેશન=શેક. |
| ૪. એનિમા=પીચકારી, બસ્તિ. | ૧૪. બાથ=બાફ, સ્નાન. |
| ૫. ઓલ્યમ=તેલ ખાવાનું. | ૧૫. બ્લિસ્ટર=ફરફોલ્લો ઉઠાડવો. |
| ૬. અંગ્વેન્ટમ=મલમ. | ૧૬. મિક્ષ્ચર=મેળવણી. |
| ૭. કન્ફેક્શન=મુરબ્બો, આથો. | ૧૭. લાઇકર=પ્રવાહી. |
| ૮. ટિંક્ચર=અર્ક. | ૧૮. લિનિમેન્ટ=તેલ ચોપડવાનું. |
| ૯. ડિકૉક્શન=ક્વાથ, ઉકાળો. | ૧૯. લોશન=પોતા, ધોવાની દવા. |
| ૧૦. પલ્વીસ=ચૂર્ણ. | ૨૦. વાઇન=આસવ. |

## ૫૬. તોલા તથા માપ.

### દવા બનાવવાનું માપ ( માગધ પરિભાષા. )

| | |
|---|---|
| ૩ રાઈ...બરાબર ૧ સર્ષપ-સરસવ. | ૧૬ પલ ... ૧ પ્રસ્થ (તો. ૬૪) |
| ૮ સર્ષપ. ... ૧ જવ. | ૪ પ્રસ્થ ... ૧ આઢક(તો. ૨૫૬) |
| ૪ જવ... ... ૧ રતી. | ૪ આઢક... ૧ દ્રોણ (તો.૧૦૨૪) |
| ૬ રતી... ... ૧ માસ (માસો). | ૨૦૦૦ પલ ... ૧ ભાર. |
| ૪ માષ... ... ૧ શાણ (તો. ૦ા) | ૧૦૦ પલ ... ૧ તુલા (૧ તોલું) |
| ૪ શાણ ... ૧ કર્ષ (તો. ૧) | ૧ તુલા ... ૧૦ શેર. |
| ૪ કર્ષ... ... ૧ પલ | |

આર્યવૈદ્યક ગ્રંથોની અંદરના ઔષધો બનાવવામાં ઉપરના તોલનો ઉપયોગ કરવો.

### દવા પીવાનું માપ ( કલિંગ પરિભાષા. )

| | |
|---|---|
| ૧૨ સર્ષપ બરાબર ૧ જવ. | ૨ ટાંક ... ૧ તોલો. |
| ૨ જવ ... ૧ રતી. | ૪ વાલ ... ૧ આનીભાર. |
| ૩ રતી ... ૧ વાલ. | ૮ વાલ ... ૧ પાવલીભાર. |
| ૩ વાલ ... ૧ માસો. | ૧૬ વાલ ... ૦ાા રૂ. ભાર. |
| ૪ માસા ... ૧ ટાંક-શાણ. | ૩૨ વાલ ... ૧ રૂ. ભાર. |
| ૧ ટાંક ... ૧ ગદીયાણો. | ૪૦ રૂ. ભાર... ૧ શેર. |

## અંગ્રેજી તોલ માપ.

| સુકી દવાનું તોલ. | પ્રવાહી દવાનું માપ. |
|---|---|
| ૧ ગ્રેન બરાબર ૧ ઘઉંભાર. | ૬૦ ટીપાં-મીનીમ ... ૧ ડ્રામ. |
| ૨૦ ગ્રેન ... ૧ સ્ક્રુપલ. | ૮ ડ્રામ ... ... ૧ ઔંસ. |
| ૩ સ્ક્રુપલ ... ૧ ડ્રામ. | ૨૦ ઔંસ ... ... ૧ પીન્ટ. |
| ૮ ડ્રામ ... ૧ ઔંસ. | ૮ પીન્ટ ... ... ૧ ગ્યાલન. |
| ૧૨ ઔંસ ... ૧ પાઉન્ડ. | |

૨ ગ્રેન=૧ રતી. ૬ ગ્રેન=૧ વાલ. ૧ ઔંસ=રાા રૂપીઆભાર.

જે પ્રવાહી દવાઓ ઝેરી અથવા બહુ જલદ નથી હોતી તેવી દવાઓ સાધારણ રીતે ચમચા વગેરેથી પણ ભરીને પીવાય છે. તેની સમજણ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ ટીસ્પૂનફૂલ = ૧ ડ્રામ. | ૧ ટેબલ સ્પૂનફૂલ = ૪ ડ્રામ=૧/૨ ( ઔંસ ) |
| ૧ ડિઝર્ટ–સ્પૂનફૂલ= ૨ ડ્રામ. | ૧ વાઇન ગ્લાસફૂલ=૨ ઔંસ. |

## ૫૭. ઉમર પ્રમાણે દવા આપવાની માત્રા ( DOSES )

### દેશી માત્રા.

પુખ્ત ઉમરના માણસને માટે પૂર્ણ માત્રાનું પ્રમાણ ૧ ભાગ ગણતાં—

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧—૩ | માસના | બાળકને | પૂર્ણ માત્રાનો | ૧/૩૬ ભાગ | ૩—૪ | વર્ષના | બાળકને | પૂર્ણ માત્રાનો | ૧/૪ ભાગ. |
| ૩—૬ | ,, | ,, | ,, | ૧/૨૪ ,, | ૪—૭ | ,, | ,, | ,, | ૧/૩ ,, |
| ૬–૧૨ | ,, | ,, | ,, | ૧/૧૨ ,, | ૭–૧૪ | ,, | ,, | ,, | ૧/૨ ,, |
| ૧—૨ | વર્ષના | ,, | ,, | ૧/૮ ,, | ૧૨–૨૧ | ,, | ,, | ,, | ૨/૩ ,, |
| ૨—૩ | ,, | ,, | ,, | ૧/૬ ,, | ૨૧–૬૦ | ,, પુખ્ત ઉમરનાને પૂર્ણ માત્રા. | | | |

૧ માસના બાળકને ૧ વાવડિંગના દાણાના વજન જેટલી દવા આપવી. બે માસના બાળકને બે દાણા જેટલી અને એ પ્રમાણે દર માસ એક એક વાવડિંગ જેટલું દવાનું વજન વધતાં એક વર્ષના બાળકને વાવડિંગના ૧૨ દાણાના વજન જેટલી દવા અપાય. જેમ બાળકની માત્રા ઉમરના વધારાની સાથે વધારવાની જરૂર છે તેમ ૬૯ વર્ષની ઉમર પછી વૃદ્ધની માત્રા ધીમે ધીમે ઘટાડવાની જરૂર છે, એટલે ૬૦ સુધી પૂર્ણ માત્રા અને પછી સાત સાત વર્ષે એજ ક્રમથી માત્રા ઓછી કરે જવી. ભસ્મો તથા રસાયણ દવાઓની માત્રા ૧ રાઇથી વધારેમાં વધારે ૨ વાલ સુધી પણ આપી શકાય.

### અંગ્રેજી–માત્રા. (dose)

| ઉમર. | વધારેમાં વધારે વજન. એક ઔંસ. | વધારેમાં વધારે વજન. એક ડ્રામ. | વધારેમાં વધારે વજન. એક સ્ક્રુપલ. |
|---|---|---|---|
| ૧—૬ માસ. | ૨૪ ગ્રેન | ૩ ગ્રેન | ૧ ગ્રેન |
| ૬–૧૨ ,, | ૨ સ્ક્રુપલ | ૫ ગ્રેન | ૧ાા ગ્રેન |
| ૧—૨ વર્ષ | ૧ ડ્રામ | ૮ ગ્રેન | ૨ાા ગ્રેન |
| ૨—૩ ,, | ૧ા ડ્રામ | ૯ ગ્રેન | ૩ ગ્રેન |
| ૩—૫ ,, | ૧ાા ડ્રામ | ૧૨ ગ્રેન | ૪ ગ્રેન |
| ૫—૭ ,, | ૨ ડ્રામ | ૧૫ ગ્રેન | ૫ ગ્રેન |
| ૭–૧૦ ,, | ૩ ડ્રામ | ૨૦ ગ્રેન | ૭ ગ્રેન |
| ૧૦–૧૨ ,, | ૦ાા ઔંસ | ૦ાા ડ્રામ | ૦ાા સ્ક્રુપલ |
| ૧૨–૧૫ ,, | ૫ ડ્રામ | ૪૦ ગ્રેન | ૧૪ ગ્રેન |
| ૧૫–૨૦ ,, | ૬ ડ્રામ | ૪૫ ગ્રેન | ૧૬ ગ્રેન |
| ૨૦–૨૧ ,, | ૧ ઔંસ | ૧ ડ્રામ | ૧ સ્ક્રુપલ |

## ૫૮. ઔષધ પ્રતિનિધિ.

અતિવિષ—નાગરમોથ.
અમ્લવેતસ—ચુકા-ચણાનો ક્ષાર.
અષ્ટમૂત્ર—ગોમૂત્ર.
આકડાનું દૂધ—આકડાનાં પાનનો રસ.
ઉપલસરી—કપુરી મધુરી-સારસાનાં મૂળીયાં.
ઊભી ભોરીંગણી—બેઠી ભોરીંગણી.
ઋદ્ધિવૃદ્ધિ—વારાહીકંદ, મહાબલા.
કપુર—નાગરમોથ, ચંદન, રક્તચંદન.
કંકોળ—જાઇનાં ફૂલ, એલચી, જાવંત્રી.
કસ્તુરી—જાવંત્રી-કંકોલ.
કાકોલી, ક્ષીરકાકોલી—આસંધ.
કાળીજીરી—શાહજીરૂં.
કાળું કમળ-કુમુદ-રાત્રીવિકાસી કમળ.
કાંજી—લીંબુનો રસ (આમ્લ)
કાન્તલોહ—ગજવેલ.
કેસર—કસુંબાનાં તાજાં ફૂલ.
ખેરસાર—કડવા લીંબડાની છાલ.
ગજપીપર—પીપરીમૂળ.
ચણકબાબ—જાવંત્રી, જાઇનાં ફૂલ.
ચવક—પીપરીમૂળ, ગજપીપર.
ચંદન—વાળો, કપુર, રક્તચંદન.
ચિત્રક—દાંતીમૂળ—નેપાળાનાં મૂળ.
જવાસો—ધમાસો.
જાઇનાં ફૂલ—લવીંગ.
જીવક-ઋષભક—વિદારીકંદ, વાંસકપુર.
જેઠીમધ—ધાવડીનાં ફૂલ.
તગર—કઠ.
દારૂહળદર—હળદર.
દાંતીમૂળ—કાળીપાટ.
દુધ—મગનું ઓસામણ.
ધાવડીનાં ફૂલ—મહુડાનાં ફૂલ.
નાગકેસર—કમળનાં કેસર.
નખલા—લવીંગ.
પુષ્કરમૂળ—કઠ (ઉપલેટ)
બકરીનું દુધ—ગાયનું દુધ.
બકરીનું મૂત્ર—ગોમૂત્ર.
બાબચી—કુવાડીયાનાં બી.
ભારંગમૂળ—ભોરીંગણીનાં મૂળ.
ભીલામાં } ઠંડક માટે રતાંજલી, ગરમી માટે ચિત્રકમૂળ.
મધ—જુનો ગોળ.
મસુર—અડદ.
મેદા-મહામેદા—શતાવરી.
મોતી—મોતીની છીપ.
મોરવેલ—તજ, મજીઠ.
રતાંજલી—વાળો.
રસવંતી (રસાંજન)-દારૂહલદર.
રૂપું—રૂપામખી, કાન્તલોહ.
વજ—મોરવેલ, કુલિંજન, કઠ.
શિલાજીત—સુરોખાર (મૂત્રલ ગુણ માટે)
શેરડી—બરૂ.
સંચળ—મીઠું (લવણ).
સાકર—જુનો ગોળ, જુનું મધ.
સુંઠ—આદું.
સુવર્ણ ભસ્મ-સુવર્ણમાક્ષિક ભસ્મ.
સુવર્ણ માક્ષિક—સોનાગેરૂ, લોહ.
સોરઠી માટી—ફટકડી.
હરડે—આંબળાં.
હીમજ—આમળાં.

જ્યારે એક વસ્તુ મળી શકતી ન હોય ત્યારે તેને બદલે લગભગ તેના જેવા ગુણ તથા પ્રભાવવાળી બીજી વસ્તુ વાપરી શકાય. પણ એક વાત અવશ્ય યાદ રાખવી કે, ઔષધોના પ્રયોગોમાં મુખ્ય ઔષધનું કામ પ્રતિનિધિથી ચાલી શકે નહિ. પણ તેમાં મદદગાર ઔષધોમાંથી કોઇ ઔષધ ન મળતું હોય તો તેનો પ્રતિનિધિ લેવો. દાખલા તરીકે "હિંગાષ્ટક" પ્રયોગમાં હીંગને બદલે બીજી વસ્તુથી ચાલી શકે નહિ, પણ પીપરને બદલે પીપરીમૂળ વાપરી શકાય.

## ૫૯. ઔષધ શોધન.

કેટલાંક દ્રવ્યો શુદ્ધ કરીને જ વાપરવાં, એવી આર્યવૈદ્યકની આજ્ઞા છે. આ શોધન-ક્રિયાથી કેટલાંક દ્રવ્યોનું જલદપણું ઓછું થાય છે અને કેટલાંકમાંથી કચરો તથા ભેગ અલગ થઇ ચોખ્ખાં થાય છે.

ધાતુ, ઉપધાતુ વગેરે કેટલીક દવાઓનાં શોધનનો વિધિ તેના પ્રકરણમાં વિગતવાર બતાવવામાં આવેલો છે. જેથી તેનું શોધન અત્રે બતાવ્યું નથી.

**પારો**—પારો શુદ્ધ કરવાની રીતો ઘણી છે. ડમરૂયંત્ર વડે હીંગળામાંથી કાઢેલો પારો શુદ્ધ ગણાય છે. તેની રીત એ છે કે, ઉંચા હીંગળાને લીંબુના રસમાં ત્રણ કલાક ઘુંટીને ડમરૂયંત્રમાં મૂકીને ડમરૂયંત્ર ચૂલા ઉપર ચડાવી કેટલાક કલાક સુધી ખુબ તાપ કરવો. આથી નીચેની હાંડીનો હીંગળામાંથી ઉડીને ઉપર ચડેલો પારો ઉપલી હાંડીમાં ચડીને ચોટશે. (જુવો ડમરૂયંત્રની સમજણ, નંબર ૫૩.)

**ગંધક**—(૧) લોઢાની કડાઇમાં ઘી નાંખીને તાપ કરવાથી ઘી તપે એટલે ઘીની બરાબર ગંધકનું વસ્ત્રગાળ ચૂર્ણ નાંખવું. ઘીની સાથે ગંધક મળી જઇને એકરસ થાય ત્યારે ગાયના દુધમાં રેડીને ઠારવો અને પછી તેમાંથી કાઢી લેવો. (૨) બીજી રીત એ છે કે, એક તપેલીમાં ગંધકથી દશગણું દુધ નાંખીને તપેલીના મોં ઉપર ઘરતું ઝીણું લુગડું બાંધવું અને તેમાં ગંધકનું બારીક કરેલું ચૂર્ણ મૂકવું. પછી તે તપેલીના કાંઠા ઉપર એક તસુ જાડો માટીનો કે કણકનો થર દઇ તેનાપર ગંધકથી જરા ઉપર રહે એવી રીતે એક પહોળી લોઢી મૂકવી. લોઢીમાં કોયલા અથવા અંગારા મૂકવા, જેથી નીચેના ગંધકને ગરમી લાગી પીગળશે અને લુગડામાં થઇને તપેલીમાંના દુધમાં દાણા દાણા પડશે; તે દુધમાંથી ગંધક બહાર કાઢી ચોખા પાણીથી ધોઇ કોરો કરવો અને વાટીને શીશીમાં ભરી મૂકવો.

**હીંગળો**—હીંગળાને ખરલમાં વાટીને ઘેટીના દુધની ૭ ભાવના આપવી અને પછી ૭ ભાવના લીંબુના રસમાં આપવી; અને સૂકવીને શીશીમાં ભરી રાખવો.

**મનશીલ**—મનશીલના બારીક ટુકડા કરીને કપડાની ઝોળીમાં બાંધીને તે ઝોળીને દોલાયંત્રથી બાફ દેવો. એક હાંડલીમાં બકરીનું મૂત્ર નાંખીને તેમાં ઝોળી લટકાવવી, (જુવો દોલાયંત્રની સમજણ, નંબર ૫૨).

**હરતાલ**—હરતાલના બારીક ટુકડા કરી દોલાયંત્રથી નીચેની વસ્તુઓની બાફ દેવી; કાંજી, ભુરા કહોળાનો રસ, તલનું તેલ તથા ત્રિફળાનો ઉકાળો, એ ચારેમાં અનુક્રમે એકેક પ્રહર (૩ કલાક) બાફ દેવી અથવા એકલા ચૂનાના પાણીમાં દોલાયંત્રથી શોધન કરવું.

**સોમલ**—દોલાયંત્રમાં તાંદળજાની ભાજીનો રસ નાંખીને તેમાં સોમલના બારીક ટુકડા કરીને પોટલી ઉતારી પકાવવાથી શુદ્ધ થાય.

**વછનાગ**—(૧) વછનાગના ટુકડા કરીને પોટલી બાંધી ગોમૂત્રમાં ૩ દિવસ બુડાડી રાખવી; ગોમૂત્ર રોજ બદલાવી તાજું નાખવું; અથવા (૨) ગાયના દુધમાં દોલાયંત્રથી શોધન કરવું.

**ખાપરીયું**—ખાપરીયાના બારીક ટુકડા ગોમૂત્રમાં ૭ દિવસ સુધી પલાળી રાખવા અને રોજ ગોમૂત્ર બદલાવી તાજું નાંખવું. અથવા ગોમૂત્રમાં દોલાયંત્રથી ૬ કલાક બાફ દેવી.

**નેપાળાનાં બી**—નેપાળાનાં બીના અંદરના ગોળા (મગજ) કાઢીને તેની પોટલી બાંધી ભેંસના છાણમાં ૩ દિવસ સુધી પુરી મૂકવી. પછી ચોથે દિવસે ભેંસના છાણ તથા છાશમાં બાફ દઈ ગરમ પાણીથી ધોઇ નાંખવાં અને તેની બબે ફાડો કરવી. ફાડોની અંદરની જીભ કાઢી ફેંકી દેવી. આ ફાડોને જરા ગરમ પાણીમાં વાટી લુગદી કરી માટીના કોરા વાસણ ઉપર પાતળો લેપ કરવો અને તે લેપ કોરો પડે એટલે ઉખેડી લેવો. પછી તેના ઉપર લીંબુના રસની ચાર પાંચ ભાવના દેવી. નેપાળાનાં બીની શુદ્ધિ કરવાના કામમાં સાવચેતી એ રાખવી કે, નેપાળાવાળા હાથ સારી રીતે ધોઈ ધીવાળા કરવા અને નેપાળાનું હાથને લાગેલું ઝેર નીકળી ગયા વિના હાથ આંખે કે સુંવાળા ભાગે અડાડવો નહિ, નહિ તો સુજી આવીને ઘણો દાહ તથા પીડા થઇ પડે.

**ઝેરકોચલાં**—ગૌમૂત્રમાં બાફીને ઉપલી ફોતરી ચપ્પુવતી છોલી કાઢવી અને બાફેલા ઝેરકોચલાંની ફાડો કરીને અંદર જીભી હોય તે જુદી પાડી કાઢી નાંખવી અને પછી ખરલમાં વાટીને ભૂકો કરવો. તે ભૂકાને ઘીમાં લાલ દાણો પડે એવો શેકવો અને એક શીશીમાં ભરી મૂકવો.

**ધતૂરાનાં બી**—ધતૂરાનાં પાકાં બી ૪ પ્રહર (૧૨ કલાક) ગૌમૂત્રમાં ભીંજવી રાખવાં અને પછી ગૌમૂત્રમાં જ બાફવાં અને પછી બી ઉપરની છાલ કાઢી નાંખી અંદરનાં મીંજ સૂકવી ઉપયોગમાં લેવાં.

**ભાંગ**—ભાંગનાં પાંદડાંને પ્રથમ બાફવાં અથવા કડાઈમાં કોરેકોરાં શેકવાં. પછી પોટલી બાંધીને તે પોટલી પાણીમાં ધોયા કરવી. તેમાંથી લીલું પાણી નીકળતું બંધ થઇ ચોખ્ખું પાણી નીકળે ત્યારે ભાંગ શુદ્ધ થઈ સમજવી.

**અફીણ**—અફીણને આદુના રસની ૨૧ ભાવના આપવી અને પછી સૂકવવું.

**ચણોઠી**—ચણોઠીની અંદરનાં મીજ કાઢીને તેની પોટલી બાંધીને દોલાયંત્રમાં એક પ્રહર (૩ કલાક) કાંજીમાં બાફી દેવી.

**કણેરની જડ**—તેના ટુકડા કરીને ૨૪ કલાક ગૌમૂત્રમાં ભીંજવવા.

**આકડાની જડ**—કણેરની જડ પ્રમાણે શોધન કરવું.

**શિલાજીત**—ગાયના દુધમાં, ત્રિફળાના કાઢામાં તથા ભાંગરાના રસમાં એકેક દિવસ ખરલ કરીને તડકે રાખી સૂકવી દેવો.

**સમુદરફીણ**—લીંબુના રસમાં ખરલ કરીને સૂકવવું.

**ટંકણ**—એક રતલ ટંકણખારમાં અર્ધા રૂપીઆભાર કળીચુનો મેળવવો. તે બન્નેને ચાર શેર પાણીમાં ઉકાળવાં. સારી રીતે ઉકળે એટલે પાણી કપડેથી ગાળી લઈ પાણી સૂકવી નાંખવું, જેથી તેના પાસા બંધાઇ જશે.

**સુરોખાર**—સુરોખારને ગરમ પાણીમાં પીગળાવવો અને ડોળું પાણી ઉપર તરી આવે તે કાઢી નાંખવું. પછી તે પાણીને રાખી મૂકવાથી સુરોખાર તળીએ બેસી જશે. પછી ઉપર તરી રહેલું પાણી કાઢી લેવું અને નીચે જામેલો કણીદાર સુરોખાર દવાના ઉપયોગમાં લેવો અથવા બજારમાં "નાઇટ્રેટ ઓફ પોટાશ" ના નામથી વેચાય છે તેનો ઉપયોગ કરવો.

**મોરથુથુ**—મોરથુથુની સાથે બિલાડીની વિષ્ટા તથા કબુતરની હગાર એ બન્ને મોરથુથુના વજન જેટલી મેળવીને ત્રણેને ખરલમાં ઘુંટવાં. પછી બે કોડીઆમાં નાંખી કપડમાટી

કરીને અડાયાં છાણાંના નાના આટડામાં મૂકી તાપ કરવો. ઠંડું પડયા પછી ફરી દહીંમાં ઘુંટીને એવોજ હલકો પુટ આપવો અને છેવટ મધમાં ખરલ કરીને હલકો પુટ આપવો.

**સુરમો**—સુરમાના પથ્થરનું ચૂર્ણ કરવું અને તે ચૂર્ણને બીજોરાના કે લીંબુના રસમાં ખરલ કરી એક દિવસ તડકામાં રાખવું.

**હીરાકસી, ગેરૂ, કોડી, શંખ, છીપ, ફટકડી, ઓદાર,** આ સર્વની સુરમા પ્રમાણે શુદ્ધિ કરવી.

**ગુગળ**—ત્રિફળાના ઉકાળામાં ગુગળની પોટલી મૂકીને બાફ દેવી. ગુગળમાં કાંકરી કચરો બહુ હોય તો ગુગળને પાણીમાં કે ત્રિફળાના ઉકાળામાં ઉકાળવાથી ગુગળ પાણી સાથે મળી જતાં કાંકરી તળીએ બેસી જશે. પછી ઉપર ઉપરથી પાણી કપડેથી છણી લઇને ફરી ધીમા તાપથી પાણી બાળી નાંખતાં શીરા જેવો ગુગળનો માવો રહે તે ગોળીના કામમાં એમને એમ નરમ ઉપયોગમાં લેવો અને બીજા કામ માટે સૂકવીને રાખી મૂકવો. પણ તાપ બહુ લાગે તો ગુગળનો કસ-ગુણ ઓછો થાય. ગુગળના ચોખ્ખા કડકામાં ઘી મેળવી ખાંડવાથી ગોળની પેઠે દાણો દાણો છુટો પડી જાય છે. જો ગુગળ ચોખ્ખો હોય તો ગુગળને ઘી સાથે ખાંડીને નરમ તથા કોમળ બનાવી તે ઉપયોગમાં લેવો એ વધારે સરલ અને સારી રીત છે, એમ લાગે છે.

**લસણ**—લસણની કળીઓ ઉપરની ફોતરી ઉતારીને તે કળીઓને એક રાત છાશમાં ભીંજવી રાખવાથી શુદ્ધ થાય તેમજ લસણની વાસ ઓછી થાય. બે ત્રણ દિવસ સુધી છાશ બદલાવી બદલાવીને ભીંજવી રાખવાથી લસણની વાસ પણ નીકળી જાય.

**એરંડ બીજ**—એરંડાનાં બીના અંદરનાં મીંજ કાઢીને તેની પોટલી બાંધીને લીલા નાળીએરમાંથી કાઢેલા પાણીમાં ત્રણ કલાક દોલાયંત્રથી બાફ આપવી.

**મરી**—મરીના દાણાને ખાટી છાશમાં એક કલાક ભીંજવી રાખવા. પછી કાઢી લઇને ઉપરનો ફોલ (ફોતરી) કાઢી નાંખવો અને અંદરના દાણા ઉપયોગમાં લેવા.

**પીપર**—લીંડીપીપરને ચિત્રકમૂળના ઉકાળામાં ભાવના દઈ તડકે સૂકવવી. રસાયન દવાઓમાં વાપરવા માટે લીંડીપીપરની આવી રીતે શુદ્ધિ કરવી.

**હિંગ**—કમળના પાનના રસમાં કે ઉકાળામાં હિંગના નાના ટુકડા નાંખીને ત્રણ કલાક સુધી તાપમાં રાખવા. પછી પાણી કાઢી નાંખીને હિંગના કટકાને સૂકવી નાંખવા. રસાયન ઔષધોમાં હિંગનો ઉપયોગ કરવો હોય ત્યારે હિંગનું આ રીતે શોધન કરવું. બીજા સર્વ કામ માટે હિંગના ટુકડાને કડાઇમાં કે માટીની ઠીબમાં નાંખીને ધીમા તાપથી શેકવા, હિંગ લાલ થવા આવે એટલે ઉતારી લઈ ઠરે એટલે ખાંડીને ભૂકો કરવો.

---

## ૬૦. પરચુરણ સૂચનાઓ.

ઔષધો લાવવા, સાચવવા, બનાવવા તથા દરદીઓને દવા આપવા સંબંધી કેટલીક પરચુરણ સૂચનાઓ:—

સર્વ ઔષધી આસો તથા કાર્તિક માસમાં રસ ભરેલી હોય છે, માટે તે માસમાં લાવી રાખવામાં આવે તો વધારે ગુણ કરે; પણ રેચ કરનારી તથા ઉલટી કરનારી વનસ્પતિ વસંત ઋતુ ઉતર્યા પછી એટલે વૈશાખ માસમાં લાવવી.

રાફડાવાળી, ખરાબ, પાણીના ભેજવાળી, સ્મશાનની, ખારી, ચાલવાના માર્ગની, એટલી જમીનમાંથી વનસ્પતિ લાવવી નહિ. તેમજ કીડ લાગેલી હોય, અગ્નિના દવમાં દાઝેલી હોય અથવા હીમ પડયાથી બગડેલી હોય, તેવી વનસ્પતિ પણ લાવવી નહિ.

ઔષધી લેવા માટે શુભ દિવસે પવિત્ર થઇને પ્રાતઃકાળમાં જવું અને સૂર્ય તરફ ઉભા રહી વનસ્પતિને નમસ્કાર કરીને ઉત્તરદિશા તરફનાં મૂળ કે છાલ લેવાં.

સર્વ ઔષધો તાજાં અને નવાં વાપરવાં, પણ વાવડિંગ, લીંડીપીપર, ગોળ, ધાણા તથા મધ એ ચીજો દવા માટે એક વરસ પછીની જુની વાપરવી. ઘી પણ મલમ માટે જૂનું વધારે ગુણકારી છે, એક વર્ષથી વધારે રાખી મૂકેલી વનસ્પતિ જુની તથા ગુણરહિત થાય છે.

ગળો, કડાછાલ, અરડુશીનાં પાન, ભોંકોળું, શતાવરી, આસંધ, કાંટાશેળીઓ, વરીઆળી તથા પ્રસારણી એ વનસ્પતિઓ લીલી મળે ત્યાંસુધી લીલી ને તાજી વાપરવી, પણ બમણા વજને લેવી નહિ. આ સિવાયની વનસ્પતિઓ સૂકીજ વાપરવી, પણ સૂકી ન મળે તો લીલી વાપરવી, પણ લખેલા પ્રમાણથી બમણા વજને લેવી.

જે મોટાં ઝાડનાં મૂળ જાડાં હોય તેના મૂળ ઉપરની છાલ વાપરવી અને નાનાં ઝાડનાં કે છોડવાનાં મૂળીઆં પાતળાં હોવાથી આખાં મૂળ વાપરવાં.

કોઇ દવા બનાવવામાં ઘણી વનસ્પતિઓનો ઉપયોગ થતો હોય અને તેમાંની એકાદ વનસ્પતિ ન મળી શકે તો તેની અવેજીમાં તેનું પ્રતિનિધિ ઔષધ અથવા તેના ગુણને મળતું ઔષધ વાપરી શકાય.

વૈદ્યકશાસ્ત્રમાં જે ઔષધ પ્રયોગો કહેલા છે, તેમાં દરદીની પ્રકૃતિ અનુસાર ફેરફાર કરી કોઈ ચીજ કાઢી નાંખવાને કે કોઇ ચીજ ઉમેરવાને અનુભવી અને બુદ્ધિમાન ઉપચારકને છુટ આપવામાં આવી છે.

કોઇ વનસ્પતિનું કયું અંગ ( મૂળ, પાંદડાં કે છાલ ) વાપરવું તે સ્પષ્ટ ન લખ્યું હોય તો તેનું મૂળ વાપરવું.

લીલી વનસ્પતિ સૂકવવી હોય તો રૂખ્ત તાપમાં નહિ સૂકવવી પણ તડકે કે છાંયે રાખીને સૂકવવી.

દવાઓ સારી રીતે સૂકવીને મજબૂત બુચવાળી બાટલીમાં રાખી મૂકવી. હવા લાગવાથી દવાઓ જલદી બગડે છે.

દવાઓ બનાવવામાં ચીજોનું પ્રમાણ ન લખ્યું હોય તો સર્વે વસ્તુઓ સમાન ભાગે સમજવી.

ગોળી અમુક પદાર્થથી વાળવી એમ ન લખ્યું હોય તો તે પાણીથી વાળવી, એમ સમજવું.

દવા માટે જંગલમાંથી લાવી રાખેલી વનસ્પતિ આખી ને આખી સારી જગ્યામાં સાચવી રાખી હોય તો એક વર્ષ સુધી કામમાં લઇ શકાય. દવાઓ તૈયાર કર્યા પછી ચૂર્ણો ૨ માસ સુધી કામમાં લઇ શકાય. ઔષધોથી સિદ્ધ કરેલાં ઘી તથા તેલો ૪ માસ સુધી કામમાં લઈ શકાય અને ગોળી તથા અવલેહ એક વર્ષ સુધી કામમાં લઇ શકાય; તે મુદત પછી તે દવાઓનો ગુણ ઓછો થાય છે. રસાયનો, ભસ્મો, આસવો તથા અરિષ્ટો જેમ વધારે જુના તેમ વધારે ગુણકારી થાય છે, માટે તે મોટા જથ્થામાં બનાવી જુનાં થવા દઇ વાપરવા.

દવા ઉકાળવાને માટે વાસણ કઇ જાતનું વાપરવું તે ન બતાવ્યું હોય તો માટીનું વાસણ વાપરવું.

ઉકાળો—ક્વાથ બનાવવા માટે માટીનું વાસણ ઉત્તમ ગણાય છે અને તે વાસણ ઉપર કાંઇ પણ ઢાંકયા વિના ઉકાળો તૈયાર કરવો.

દવા આપવાના પ્રમાણમાં ' માત્રા ' શબ્દ જયાં લખ્યો હોય ત્યાં તેનો અર્થ દવા આપવાનું એક ટંકનું માપ સમજવું.

ઔષધો લેવાનો સમય હાલ તો સર્વ રોગમાં બહુધા એક સરખો જ ચાલતો જોવામાં આવે છે. સવાર, સાંજ અથવા સવાર, બપોર સાંજ, અથવા બબ્બે, ત્રણ ત્રણ કે ચાર ચાર કલાકે લેવાનો એક સરખો યંત્ર ચાલતો જોવામાં આવે છે. પણ આર્યવૈદ્યોએ જુદા જુદા રોગ માટે દવા લેવાનો જુદો સમય ઠરાવ્યો છે અને તે બહુ યુક્તિપૂર્વક છે, જે નીચે પ્રમાણે:–

( ૧ ) પિત્ત તથા કફનો વિશેષ ઉપદ્રવ હોય તો પિત્તને રેચથી કાઢવા માટે અને કફને ઉલટીથી કાઢવા માટે પ્રાતઃકાળમાં ઔષધ ખાવું અને દવા લઇને તરત જમવું નહિ.

( ૨ ) ગુદામાં એટલે સફરામાં વાયુ રહેતો હોય અને તેથી સફરામાં દરદ હોય તો જમતાં પહેલાં દવા લેવી એટલે દવા લઇને તરત જમવું. જમવાપર અરૂચિ હોય તો રૂચિકારક અનુપાનો સાથે ઔષધ લેવું. સમાન વાયુ બગડયો હોય એટલે પાચન કરનારાં સ્થાનોમાં અગ્નિ મંદ પડયો હોય તો અગ્નિ પ્રદીપ્ત કરનારાં ઔષધો જમવાના મધ્યમાં લેવાં. ( અલબત્ત આ દવા બેસ્વાદ નહિ જ હોવી જોઇએ. હિંગાષ્ટક જેવી રૂચિકર અને સ્વાદવાળી હોવી જોઇએ. ) આખા શરીરમાં વાયુ કોપ્યો હોય તેવા દરદમાં જમીને તરતજ ઔષધ ખાવું. ઉલટી, આક્ષેપવાયુ તથા કંપવાયુમાં જમતાં પહેલાં તેમજ જમીને દવા ખાવી.

( ૩ ) ઉદાનવાયુ એટલે કંઠનો વાયુ કોપીને સ્વર બેસી જવો વગેરે દરદ થયેલું હોય તો સાંજે ભોજનમાં કોળીએ કોળીએ અથવા કોળીઆની વચમાં દવા ખાવી. હૃદયની અંદરનો પ્રાણવાયુ કોપ્યો હોય તો ભોજનને અંતે ઔષધ ખાવું.

( ૪ ) તૃષા ( તરસ ), ઉલટી, હેડકી, શ્વાસ વગેરે દરદોમાં તથા ઝેર ખાધું હોય તેમાં ઔષધ વારંવાર અન્નની સાથે ખાવું.

( ૫ ) હાંસડીની ઉપરનાં અવયવો, કાન, આંખ, નાક, મોં, માથું તેમાં દરદ હોય તો પાચન કરનાર તથા દરદની શાંતિ કરનાર ઔષધ રાત્રે સૂવા વખતે ખાવું અને રાત્રે ભોજન કરવું નહિ.

દવાઓ આપવાનું ગ્રંથમાં બતાવેલું વજન મધ્યમ શક્તિવાળા માણસ માટે સમજવું. માટે નિર્બળ કે બળવાન માણસની શક્તિનો વિચાર કરીને તે પ્રમાણે વધઘટ પણ કરી શકાય. વળી ઋતુ, ધંધો અને રોગના પ્રકાર પ્રમાણે દવાના પ્રમાણમાં ફેરફાર કરવો.

બાળકને બનતાં સુધી ઝેરી દવા આપવી નહિ. ચાર માસની અંદરના બાળકને તો નજ આપવી. અફીણ, પણ ન આપવું અને કદિ ન છુટકે દવા તરીકે આપવું હોય તો વિદ્વાન વૈદ્ય કે ડાકટરની સલાહ લઇને બહુ સંભાળથી યોગ્ય પ્રમાણમાં જ આપવું.

બાળકોને બહુ તીખી દવાઓ તેમજ નિશો લાવનારી દવાઓ કદિ પણ આપવી નહિ.

ગર્ભિણી સ્રીને માટે તેના ગર્ભને નુકસાન કરે એવી જલદ કે ગરમ દવાઓ કે સખ્ત રેચની દવા કદિ પણ આપવી નહિ.

પુરૂષ કરતાં સ્ત્રીઓને દવાઓ ઓછા પ્રમાણથી આપવી.

પુખ્ત ઉમરનાં મનુષ્યો કરતાં ઘરડાં તથા બાળકોને જલદ દવાઓ ઓછો ગુણ કરે છે. પારાવાળી કોઇ દવાઓ જેટલી બાળકો જીરવી શકે છે, તેટલી મોટી ઉમરનાં માણસો જીરવી શકતાં નથી. જેમકે ' અશ્વચોળી ' ( તેમાં પારો આવે છે ) તથા કેલોમેલ બાળકો વધારે જીરવી શકે છે.

# પ્રકરણ બીજું.

## અનુપાન VEHECLE ૬૧-૯૪.

અમુક ચૂર્ણ, ગોળી કે ભસ્મની પડીકી જે વસ્તુની સાથે ખાવાનું બતાવવામાં આવે છે તેને અનુપાન ( Vehecle ) કહે છે. જો કે તેનો શબ્દાર્થ તો ' દવા ખાઇને ઉપરથી કાંઇક પીવું ' એવો થાય છે. દેશી વૈદ્યકશાસ્ત્રમાં અનુપાનની કડાકુટ છે ખરી, પણ ઘણીવાર એક જ દવા જુદા જુદા અનુપાનથી જુદો જુદો ગુણ કરે છે. કેટલીક અનુપાનની વસ્તુ એવી હોય છે કે, તે દવા જેટલો જ ગુણ કરે છે. અનુપાનની યોજના ઉપચારકની બુદ્ધિ ઉપર આધાર રાખે છે. પાણી* એ સર્વ દવાઓનું સાધારણ અનુપાન ગણાય છે અને જ્યાં અનુપાનની ચીજ બતાવી ન હોય ત્યાં પાણીનો ઉપયોગ કરવાનું સમજી લેવું. મધ, ઘી, ગોળ, સાકર, દુધ, ચાસણી, શરબતો, આદુનો રસ, માખણ, હિંગ, પીપર, સુંઠ, છાશ, ચોખાનું ધોણ, મુરબ્બો, ગુલકંદ ઇત્યાદિ વસ્તુઓ વારંવાર અનુપાન તરીકે યોજાય છે. દેશી વૈદ્યકશાસ્ત્રમાં કેટલાંક મુખ્ય મુખ્ય રોગનાં ખાસ અનુપાનો બતાવેલાં છે; પણ તે તે રોગમાં એજ અનુપાનથી દવા આપવી એવો કાંઇ નિયમ નથી. તોપણ અનુપાનની આ વસ્તુઓ ધ્યાનમાં હોય તો તેની યોજના કરવાનું સરળ થઇ પડે; એટલા માટે આ નીચે કેટલાંક સર્વ સામાન્ય અનુપાનો, રોગવાર અનુપાનો અને ઔષધવાર અનુપાનોનાં લીસ્ટો આપવામાં આવે છે.

**૬૧. સાધારણ અનુપાનો**--જેમને તીખી, તમતમી અને ગરમ ચીજો ખાવાપીવાની ટેવ ન હોય એવા દરદીઓ માટે નીચેનાં અનુપાનોની યોજના કરી શકાય.

(૧) પાણી અગર સાદું શરબત (સાકરની ચાસણી). (૨) આદુનો રસ તોલો ૧, દાડમનો રસ તોલા ૪, સાકર તોલા ૫. આ સર્વને મેળવીને તેની ચાસણી બનાવી રાખવી; પિત્ત તથા કફ વિકારોમાં આ ચાસણી વાપરી શકાય. (૩) લીંબુનો રસ તોલા ૪, દાડમનો રસ તોલા ૨, આદુનો રસ તોલો ૧, સાકર તોલા ૧૦, તેની ચાસણી બનાવી રાખવી. આ અનુપાન પાચક છે. અરૂચિ, અગ્નિમાંદ્ય અને પેટના વાયુમાં ઉપયોગી છે. (૪) કળીચુનાના આછરેલા

* ઍલોપથીમાં ડિસ્ટીલ્ડ વૉટર ( Distilled water ) એ મુખ્ય અનુપાન છે. ઘણાંખરાં મિક્શ્ચરો ડિસ્ટીલ્ડ વૉટરમાં તૈયાર કરવામાં આવે છે. આર્ય વૈદ્યકશાસ્ત્રમાં ઉકાળેલા કે વરસાદના અધરથી ઝીલેલા ( ટાંકાના ) પાણીને સૌથી વધુ નિર્મળ અને નિરોગી ગણવામાં આવે છે. માટે ડિસ્ટીલ્ડ વૉટરને બદલે વરસાદનું પાણી વાપરવું.

પાણીમાં સાકર નાંખીને તેની ચાસણી કરી મૂકવી. સાકરને ઠેકાણે ચાસણી ઉત્તમ છે. (૫) મધ યોગવાહી છે એટલે સર્વ દવાઓ સાથે તે ગુણ કરે છે. વિશેષ કરીને કફ અને કફ-વાતના વિકારોમાં મધ વપરાય છે.

**૬૨. રોગવાર અનુપાનો—તાવ—**(૧) તુળશી તથા બીલીનાં પાનનો ચા. (૨) તુળશી બીલી તથા સુંઠનો ચા. (૩) તુળશીનાં પાનનો ચા. (૪) તુળશીનાં પાનનો રસ તથા મધ. **સન્નિપાતજ્વર**-(૧) આદુનો રસ. (૨) તુળશીનો રસ. (૩) આદુ તથા તુળશીનો એકત્ર રસ. **ટાઢીઓ તાવ**—ભાંગરાનો રસ. **જીર્ણજ્વર**-(૧) મધ તથા પીપર. (૨) જીરૂં તથા જુનો ગોળ. (૩) જીરૂં તથા સાકર. (૪) સીતોપલાદિ અને દુધ. (૫) દુધ, સાકર તથા સુંઠ. (૬) દુધ. **અતિસાર**—(૧) ચોખાના ધોણમાં કડાછાલનું ચૂર્ણ. (૨) બકરીનું દુધ. (૩) છાશ. **આમાતિસાર એટલે મરડો**—છાશ અથવા ચોખાનું ધોણ. **સંગ્રહણી**-છાશ. **અજીર્ણ** (૧) અપવાસ. (૨) ઉનું પાણી. (૩) નિદ્રા લેવી. (૪) લીંબુનો રસ. (૫) હિંગ. (૬) ડુંગળી તથા ફુદીનાનો રસ. (૭) છાશ. (૮) હિંગ, સિંધાલુણ અને હરડેનું ચૂર્ણ. **મંદાગ્નિ**-(૧) મધ તથા પીપર. (૨) નાગરવેલનાં પાન. **હરસ**—(૧) લોહીવાળા હરસમાં માખણ તથા સાકર. બીજા હરસમાં (૨) ભીલામું. (૩) છાશ. (૪) ચિત્રકમુળની છાલ. **ભસ્મકરોગ**—પાકેલાં કેળાં તથા ઘી. **ખાંસી**-(૧) ભોરીંગણી તથા ત્રિકુટનો ઉકાળો, મધ. (૨) નાગરવેલનાં પાકાં પાન કે તેનો રસ. **કફ તથા દમમાં** (૩) આદુનો રસ તથા મધ (૪) તુળશીનો રસ તથા સાકર, (૫) ઉનું પાણી. **કફ ન છુટે એવી ખાંસીમાં.** (૬) અરડુશીનાં પાનનો રસ તથા મધ અથવા સાકર. **ઉટાંટીઓ, મોટી ઉધરસ**—(૧) પાકેલાં કેળા. (૨) માખણ તથા સાકર. **ક્ષય**—(૧) માખણ, મધ તથા ઘીનું મિશ્રણ. (૨) મધ તથા સાકર. (૩) બકરીનું દુધ. (૪) શિલાજીત. **સ્વરભેદ**—એટલે સાદ બેસી જવો. (૧) દ્રાક્ષનો ઉકાળો. (૨) દુધ, સાકર તથા આમળાનું ચૂર્ણ. **શ્વાસ**—(૧) ભારંગમુળ. (૨) સુંઠ અથવા ત્રિકટુ અને મધ, (૩) ઉપલેટ-કઠ, **પાંડુ**—(૧) ત્રિફળા તથા મધ. (૨) ત્રિફળા તથા સાકર. **કમળો**-(૧) ત્રિફળા તથા સાકર. (૨) કડુ તથા સાકર. **અમ્લપિત્ત**—(૧) દ્રાક્ષ. (૨) આદુ તથા દાડમનો રસ. (૩) દ્રાક્ષ તથા સાકર. (૪) સુખડ તથા સાકરનો ઉકાળો. **અરૂચિ**—(૧) બીજોરૂં. (૨) દાડમ. (૩) આદુ, લીંબુ તથા ચાકરનું ચાટણ. **ઉલટી**—(૧) કળીચુનાનું નિતરૂં પાણી. (૨) બરફ. **દાહ**—(૧) વાળો અથવા વાળાનું શરબત. (૨) ચોખાનું ધોણ, સુખડ અને સાકર. (૩) આમળાનો મુરબ્બો. **કૃમિ**—વાવડીંગ તથા મધ. **આફરો**-પીપરીમુળ. **સોજા**-(૧) સાટોડી. (૨) ગોમુત્ર. (૩) ચિત્રકમુળ. **અપસ્માર તથા ઉન્માદ રોગ**—(૧) બ્રાહ્મીનો રસ તથા ઘી. (૨) વજ. (૩) અકલકરો. **મુર્ચ્છા તથા ચકરી**—(૧) બ્રાહ્મીનો રસ. (૨) ધમાસાનો ઉકાળો તથા ઘી. (૩) દુધ તથા સાકર. (૪) આમળાંનો મુરબ્બો, દાડમનો રસ તથા ગુલકંદ. (૫) તપાવીને ઠારેલું પાણી તથા મધ. (૬) શીતોપચાર-માથા ઉપર ઠંડું પાણી છાંટવું. **વાતરોગ**—(૧) રાસ્ના. (૨) ઘી. (૩) લસણ. (૪) એરંડીયું. (૫) ગુગળ. **આમવાત**-(૧) એરંડીયું. (૨) ગૌમુત્ર. **વાતરકત**-ગળોનો ઉકાળો તથા એરંડીયું. **શીળસ**-આદુનો રસ તથા મધ. **શરદી તથા શીતાંગ**-(૧) નાગરવેલના પાન તથા મરી. (૨) કસ્તુરી. (૩) લેપ માટે અગર, સુંઠ, અજમો. **મેદરોગ**—મધ તથા પાણી. **રકતપિત્ત**-લોહી પડવું-(૧) અરડુશીનાં પાનનો રસ તથા મધ. (૨) શેરડીનો રસ તથા મધ. **શુળરોગ**-(૧) હીંગ

તથા ઘી. (૨) સુંઠનો ઉકાળો તથા એરંડીયું. **પડખાનું શુળ**—પુષ્કરમુળ અથવા ઉપલેટનો ઉકાળો. **ગુદાનું શૂળ**—ચિત્રકમૂળ. **ગુલ્મ, બરલ** તથા **ઉદર રોગ**—(૧) ગોમૂત્ર. (૨) રેચ. **નેત્રરોગ**—ત્રિફળા. **મુખરોગ તથા દાંતના રોગ**—તલનું તેલ. **કંઠના રોગ**—જેઠીમધ; **માથાનો રોગ**—(૧) ઘી સાકર. (૨) ઘી તથા જુનો ગોળ. **કાનના રોગ**—સરસીયું તેલ. **ઉપદંશ**—(૧) ઘી. (૨) નાગરવેલના પાનનો રસ. **ગ્રંથી-ગાંઠો**-ત્રિફળાનો ઉકાળો કે ચૂર્ણ. **ગંડમાળ-ગલગંડ** –ત્રિફળા. **પ્રમેહ**—(૧) હળદર તથા સાકર. (૨) ત્રિફળા તથા સાકર. (૩) આમળાનું ચૂર્ણ તથા સાકર. (૪) મધ, સાકર. **પ્રદર**—(૧) ચોખાનું ધોણુ, સુખડ તથા સાકર. (૨) જીરૂં તથા સાકર. (૩) આમળાંનો મુરબ્બો. (૪) દાડમનું ચાટણુ. (૫) ગુલકંદ. **મુત્રકૃચ્છ્ર તથા મુત્રાઘાત**—(૧) ગોખરૂનો કવાથ. (૨) દુધ તથા પાણી. (૩) ચોખાનું ધોણુ. (૪) શેરડી, સતાવરી તથા ભુરા કહોળાનો રસ. (૬) મુળાના પાનનો રસ તથા સુરોખાર. **બહુમૂત્રતા**—(૧) પાકેલાં કેળાં. (૨) જાંબુના રસનું ચાટણુ. (૩) જાંબુનો રસ કે સરકો. (૪) જુનું મધ. **પથરી**—શિલાજીત. **ધોળા કોઢ**—બાવચી. **રતવા તથા ચામડીના દરદો**—(૧) લીંબડાનાં પંચાંગનો ઉકાળો. (૨) ત્રિફળા ચૂર્ણ. (૩) બાવચીનું ચૂર્ણ (ચામડીના સડામાં). **વિષ**—(૧) ઘી. (૨) સરસડો. **વાતજન્ય શુક્રક્ષય** (ધાતુ જવી)–પુષ્કરમૂળનો ઉકાળો. **વાતપિત્તના વિકારો**—ઘી. **કફપિતના વિકારો**—મધ. **રક્ત તથા કફના વિકારો**—ગળોનો ઉકાળો તથા મધ. **પુષ્ટિ તથા વાજીકરણ**—(૧) ઘી તથા મધ. (૨) દુધ ઉકાળેલું તથા કેસર, એલચી, જાયફળ વગેરે નાખીને. (૩) સાકર. (૪) નાગરવેલનાં પાન. આ અનુપાનો એકલાં પણ દવા તરીકે ગુણ આપે છે.

**૬૭ થી ૯૪ ઔષધવાર અનુપાનો**—ભસ્મો તથા દવાઓ જુદા જુદા અનુપાનથી ઘણાં દરદોમાં યોજી શકાય છે. સામાન્ય ઉપયોગમાં આવતી દવાઓનાં અનુપાનો જાણવામાં હોય તો ઘણી દવાઓની ગેરહાજરીમાં એકજ દવા ઘણાં દરદોમાં વાપરી શકાય. અભ્રકભસ્મ, લોહભસ્મ, પ્રવાલભસ્મ વગેરે કેટલીક દવાઓ ઘણા લોકો પોતાના ઘરમાં રાખે છે, પણ તે દવાઓ જુદા જુદા દરદમાં શું અનુપાનથી વાપરવી તે તેમના જાણવામાં હોતું નથી તેથી તેઓને વૈદ્યોની સલાહ પુછવી પડે છે; માટે એવી દવાઓનાં આ નીચે રોગવાર અનુપાનો આપ્યા છે.

**૬૭. અભ્રકભસ્મ-ખાંસી, કફ તથા દમમાં**-નાગરવેલનાં પાકાં પાન અથવા તેનો રસ. **વીશ પ્રકારના પ્રમેહમાં**—(૧) મધ, પીપર તથા શિલાજીત. (૨) એલચી, ગોખરૂ, આમળાં, સાકર, ગાયનું દુધ. (૩) પીપર, હળદરનું ચૂર્ણ તથા મધ. (૪) દારૂહળદરનો ઉકાળો અને મધ. **બહુ મૂત્રતામાં**-પાકેલાં કેળાં, **કૃચ્છ્રમાં**-પ્રમેહ પ્રમાણે. **મૂત્રાઘાત-પથરીમાં**-સર્વ જાતના ક્ષાર. **કમળામાં**-કડુનું ચૂર્ણ તથા સાકર. **પાંડુરોગમાં**-ત્રિકટુ અથવા સુંઠ. **સંગ્રહણીમાં**-ત્રિકટુ. **રક્તપિતમાં**-(૧) હરડે તથા ગળો. (૨) એલચીદાણા તથા સાકર. **ગુલ્મમાં**-ત્રિકટુ અથવા સુંઠ. **અર્શ-હરસમાં**-(૧) ત્રિકટુ, ત્રિફળા, ચાતુર્જાત તથા સાકર. (૨) મધ. (૩) ભીલામાં. **જીર્ણજ્વરમાં**-મધ તથા પીપર. **વાતરોગમાં**-સુંઠ, પુષ્કરમૂળ, ભારંગમૂળ, આસંધ; તે સર્વેનું ચૂર્ણ તથા મધ. **નેત્રરોગમાં**-ત્રિફળા, ઘી તથા મધ. **ક્ષયમાં**-(૧) ઘી તથા મધ. (૨) માખણ તથા સાકર. (૩) મધ, માખણ તથા સાકર. (૪) સીતોપલાદિ ચૂર્ણ. (૫) ત્રિકટુ, ત્રિફળા, ચાતુર્જાત, સાકર તથા

મધ, (૬) સોનાના વરક. **ધાતુવૃદ્ધિ માટે**–(૧) સોનાના તથા રૂપાના વરક. (૨) ત્રિફળા, ઘી, તથા મધ. (૩) લવીંગ તથા મધ. **ધાતુસ્તંભન**–ભાંગ. **શક્તિ–બળ માટે**–(૧) મધ તથા સાકર. (૨) ગાયનું દુધ તથા સાકર. **કફના રોગમાં**–કાયફળ, પીપર તથા મધ. **પિત્તના રોગો**–ગાયનું દુધ તથા સાકર. **વાતરક્તમાં**–હરડે તથા ગોળ. **ક્ષય, પાંડુ તથા જ્વરમાં**–(૧) ત્રિફળા, ત્રિકટુ, ત્રિજાતક, નાગકેસર, તથા સાકર અને મધ. (૨) વાવડીંગ, ત્રિકટુ, તથા ગાયના ઘીમાં એકેક એલચી. **અભ્રકની ભસ્મ** ક્ષય, પાંડુ, સંગ્રહણી, શૂળ, કોઢ, શ્વાસ, પ્રમેહ, અરૂચિ, ખાંસી, ઉદર વગેરેમાં વપરાય છે.

**૬૪. લોહભસ્મ–પાંડુરોગમાં**—(૧) ગોમૂત્ર. (૨) સાટોડીનો ક્વાથ. **ગુલ્મ તથા બરલમાં**–ગોમૂત્ર. **સંગ્રહણી** તથા જુના **મરડામાં**—(૧) બીલીનો મુરબ્બો. (૨) છાશ (તોલા ૪) તથા મરીનું ચૂર્ણ (વાલ ૧). **અગ્નિમાંદ્યમાં**–નાગરવેલના પાનમાં. **ખાંસીમાં**–અરડુશીનાં પાન, પીપર, દ્રાક્ષ, તથા મધ. **રક્તપિતમાં**–ચાતુર્જાતનું ચૂર્ણ તથા સાકર, **વળીયાંપળીયાં** (વલીતપલિત) માટે ત્રિફળા. **કૃમિરોગમાં**–વાવડીંગનું ચૂર્ણ તથા મધ. **પ્રમેહમાં** (૧) હળદર તથા મધ. (૨) પીપર તથા મધ. **મૂત્રકૃચ્છ્રમાં**–શિલાજીત. **શ્લેષ્મ** (કફ) તથા **શરદીમાં**–મધ તથા પીપર. **ધાતુ માટે**–ત્રિકટુ, ભારંગમૂળ તથા મધ. **શક્તિ માટે**–મધ તથા ઘી.

**૬૫. મંડુરભસ્મ**—મંડુરભસ્મના ગુણ પણ લોહભસ્મ પ્રમાણે હોવાથી તેમાં પણ ઉપર પ્રમાણે જ અનુપાનો યોજી શકાય.

**૬૬. બંગભસ્મ—ક્ષય, ખાંસીમાં**–(૧) માખણ તથા સાકર. (૨) દાડમનું ચાટણ. (૩) દ્રાક્ષાસવ. **શ્વાસમા**–ખાંસીનાં અનુપાન; તેમજ જાયફળ, લવીંગ તથા મધ. **ઉરઃક્ષત ક્ષય**–માખણ તથા સાકર. **અપસ્માર** (મૃગી)–લસણના તેલમાં. **વાયુમાં**–લસણ. **અગ્નિમાંદ્યમાં**–(૧) કસ્તુરી તથા પીપર. (૨) ચણકબાબ. **પાંડુમાં**–ઘી. **ગુલ્મમાં**–ટંકણખાર. **રક્તપિતમાં**–હળદર. **જલોદરમાં**–બકરીનું દુધ. **કટિશૂળમાં**–આસંધ તથા જાયફળ. **પ્રમેહમાં**–(૧) મધ તથા હળદર. (૨) ત્રિફળા તથા સાકર. (૩) તુળશીપત્ર. **ધાતુક્ષીણતામાં**–જ્વર, ખાંસી તથા શ્વાસ હોય તો–(૧) દુધ સાકરમાં અગર માખણમાં. (૨) ઘી સાકર. **દાહમાં**–(૧) લીંબડાનો રસ. (૨) લીંબુનું શરબત. **અજીર્ણમાં**–આમળાનું ચૂર્ણ. **ધાતુવિકારમાં**–જાયફળ, લવિંગ તથા સાકર. **નામર્દાઇમાં**–(૧) દુધ તથા અઘાડાનાં મુળનું ચૂર્ણ. (૨) કાકડીનો રસ. **ધાતુસ્તંભન માટે**–(૧) ભાંગ. (૨) નાગરવેલનું પાન. (૩) કસ્તુરી. **પુષ્ટી–અંગવૃદ્ધિ**–લવિંગ, સમુદ્રફળ તથા નાગરવેલનાં પાનનો લેપ. **પિત્તના વિકારોમાં** સાકર. **ગરમીના વિકારોમાં** (૧) દુધ–સાકર. (૨) માખણ. (૩) ઘી–સાકર. **ઠંડી પ્રકૃતિમાં** ગાયનું દુધ, મધ. ઉપદંશથી જે **પરમો** થાય છે તેમાં બંગભસ્મ ફાયદો કરે છે.

**૬૭. સુવર્ણભસ્મ—બળ માટે** દુધમાં. **નેત્રમાં તેજ** માટે સાટોડી સાથે. **વૃદ્ધપણું** તથા **વ્યાધીનાશ** માટે ઘી સાથે; **બુદ્ધિ** વધવા માટે વજ સાથે; **કાંતિ** (તેજ) વધવા માટે કેસર સાથે; **ક્ષય** માટે દુધ સાથે; **વિષ–નિર્વિષી; ત્રિદોષ** તથા **ઉન્માદમાં**–સુંઠ, લવીંગ તથા મરી સાથે; **અરિષ્ટ**–મૃત્યુની તૈયારીમાં આમળાંનું ચૂર્ણ તથા મધ સાથે; **આયુષ્ય** વધારવા માટે **શંખાવળીના ચૂર્ણ સાથે; પુત્ર પ્રાપ્તિ** માટે વિદારીકંદ સાથે.

**૬૮. રૌપ્યભસ્મ** (રૂપાની ભસ્મ)–**ક્ષયમાં** શિલાજીત; **સોજામાં** સાટોડી; **બરલમાં**–ત્રિફળા તથા પીપર; **કમળામાં**–મંડુર સાથે; **ક્ષીણતામાં**–માંસરસ અથવા દુધ; **શ્વાસમાં**–

ભારંગી તથા સુંઠ; **કાસમાં** (ખાંસીમાં) તથા **કફમાં**-ત્રિકટુ તથા **અરડુશીનો** રસ; **ગુલ્મમાં** ( ગોળો )-ક્ષાર. **પ્રમેહમાં**-તજ, તમાલપત્ર તથા એલચી; **દાહમાં**-સાકર; **વાતપિત્ત-રોગમાં**-ત્રિફલા સાથે; રૂપાની ભસ્મ સાથે સમાન ભાગે અભ્રકભસ્મ તથા તામ્રભસ્મ અને તે એની બરાબર ત્રિકટુનું ચૂર્ણ મેળવીને મધમાં પ્રાતઃકાળમાં ખાવાથી ક્ષય, કમળો, ઉદર, હરસ, શ્વાસ, ખાંસી તથા પિત્તરોગનો નાશ થાય.

**૬૯. તામ્રભસ્મ-શૂળમાં**-ઘી સાથે; **ઉદર તથા ગુલ્મરોગમાં**-ગોમુત્ર; **મંદાગ્નિમાં** મધ; **શ્વાસમાં** મધ અને **ખાંસીમાં** મધ; **કફમાં** મરી, લવીંગ, કેસર, પીપર અને ભારંગી આ બધાનાં સરખા વજને ચૂર્ણને નાગરવેલના પાનમાં લેવાથી કફનો વ્યાધિ દૂર થાય છે. પીપર તથા મધ સાથે તાંબાની ભસ્મનું સેવન કરવાથી અથવા જેવો રોગ તેને નાશ કરનારી વસ્તુ સાથે કુશળતાથી યોજવાથી સર્વે રોગમાં અપાય છે. શેમળાનો રસ, મધ તથા ઘી મેળવી તેમાં લેવાથી વીર્ય, જઠરાગ્નિ, પુષ્ટિ અને શરીરની દ્રઢતા પ્રાપ્ત થાય છે.

**૭૦. જસતભસ્મ-નેત્રરોગમાં**-ગાયનું જુનું ઘી; **પ્રમેહમાં**-નાગરવેલનું પાન; **પિત્ત-જ્વરમાં**-ચોખાનું ધોણુ; **શીતજ્વરમાં** (ટાઢીઓ તાવ)-લવીંગ તથા અજમાના ચૂર્ણ સાથે; **રક્તાતિસાર** ( લોહીવાળો ઝાડો ) ખજુર તથા ચોખાના પાણી સાથે; **ઉલટી-ઝાડા**-જીરૂં તથા સાકર સાથે; **સન્નિપાતમાં**-એલચી, તજ અને તમાલપત્રના ચૂર્ણ સાથે.

**૭૧. નાગભસ્મ** ( સીસાની ભસ્મ )-સાકર સાથે ખાવાથી વાત, પિત્ત, મસ્તકરોગ, વીર્યદોષ, દાહ તથા અરૂચિને મટાડે અને કામની વૃદ્ધિ કરે.

**૭૨. સુવર્ણમાક્ષિકભસ્મ**—ત્રિફલા, ત્રિકટુ, મરી, માખણ તથા મધ, એ તેનાં અનુપાન છે.

**૭૩. પ્રવાલભસ્મ—તાવમાં**-કરીયાતુ, કડુ તથા હરડેનો ઉકાળો; **જીર્ણજ્વરમાં** મધ તથા પીપર; **ખાંસી-શ્વાસમાં**-મધ તથા પીપર; **વાયુમાં**-મધ, સાકર અથવા તુલસીનો રસ; **પિત્તની ખાંસી**—આદુનો રસ તથા સાકર; **પિત્ત વિકારોમાં**—(૧) દુધ તથા સાકર. (૨) આમળાંનો મુરબ્બો અથવા ગુલકંદ. (૩) માખણ તથા સાકર. **બળતરાવાળો પરમો**-( ૧ ) ચોખાનું ધોણુ તથા સાકર. ( ૨ ) ત્રિફળાચૂર્ણ તથા મધ. **કૃશતા—દુર્બળતામાં**-નાગરવેલનાં પાન. **ધાતુક્ષયમાં**—પાકાં કેળાં. **પ્રદરમાં**—ગાયનું શેડકઢું દુધ. **ધાતુપુષ્ટિ** માટે ઘી તથા સાકર. **રતાંધળાપણામાં**-પ્રવાલભસ્મ તથા ઉંદરની લીંડીને તુલસીના પાનમાં વાટીને તથા મધ મેળવીને અંજન કરવું. **પારા મોતીની ભસ્મ**—આ ભસ્મનું અનુપાન પણ પ્રવાલભસ્મ પ્રમાણે જ સમજી લેવું.

**૭૪. સાબરશીંગાની ભસ્મ-ખાંસી તથા શ્વાસમાં** મધ સાથે. **ધાતુવિકાર** તથા **ધાતુ જવી**-તેમાં મુગલાઇ બેદાણા તથા સાકર; **હૃદયના રોગમાં** ઘી; **વાતશૂળમાં**-ઘી.

**૭૫. રસસિંદુર-શ્વાસ તથા કાસ (ખાંસી)**માં ત્રિકટુ, ભારંગમૂળ તથા મધ; **શૂળમાં**-શ્વાસ પ્રમાણે; **રક્તવિકારમાં**-હળદર તથા સાકર; **પાંડુમાં**-ત્રિકટુ તથા ત્રિફલા; **કમળો**-પાંડુ પ્રમાણે; **મંદાગ્નિમાં**-પાંડુ પ્રમાણે; **જ્વરમાં**-કરીયાતું, હરડે તથા સુખડના ચૂર્ણમાં કે ક્વાથમાં. **વાયુમાં**-મધ, પીપર; **કફમાં**-ત્રિકટુ તથા ચિત્રકમૂળ; **પિત્તમાં**-કપુર, એલચી તથા સાકર; **કૃમિરોગમાં**-ખાખરાની પીતપાપડી તથા જુનો ગોળ; **મૂત્રકૃચ્છ્રમાં** શિલાજીત, એલચીદાણા તથા સાકર; **ધાતુવૃદ્ધિ** માટે (૧) લવિંગ, કેસર, જાવંત્રી, અકલકરો, પીપર,

ભાંગ તથા અફીણ સર્વ એકત્ર. (૨) લવિંગ, કેસર તથા નાગરવેલનાં પાન. (૩) ભોંકોળાનું ચૂર્ણ; **પરૂવાળા વ્રણમાં.** (૧) ભોરીંગણી, સુંઠ તથા ગળોનો રસ. (૨) ત્રિફળા તથા ગુગળ. **પુષ્ટિ માટે** (૧) ચાતુર્જાત. (૨) ત્રિફળા તથા શેમળાનાં ફુલની ડાંડીઓ.

**૭૬. પારદભસ્મ**—પારદભસ્મ ચાર ગુંજાભાર, મરી તથા ઘી સાથે અથવા દશ લીંડીપીપરની સાથે સેવન કરવામાં આવે તો જેમ તેલનું ટીપું પાણીમાં પ્રસરી જાય છે તેમ તે આખા શરીરની અંદર મળી જઇ સર્વ રોગનો નાશ કરે છે. **શ્વાસ તથા શૂળમાં** ત્રિકટુ તથા ભારંગમૂળનું ચૂર્ણ ઘી તથા મધ સાથે. **રક્તવિકારમાં**—હળદર તથા સાકર સાથે. **પાંડુરોગી** તથા **કામેચ્છાવાળાએ**–ત્રિકટુ, ત્રિફળા તથા અરડુશીના પાન સાથે ખાવી. **મુત્રકૃચ્છ્રમાં**–શિલાજીત, એલચી તથા સાકર સાથે. **ધાતુવૃદ્ધિ માટે**–(૧) લવીંગ, કેસર, તાલીસપત્ર, હિંગળો, અકલગરો, પીપર સમાનભાગ અને કપુર તથા અફીણ અરધા પ્રમાણથી મેળવીને તેની સાથે; તથા (૨) વિદારીકંદ સાથે. **સર્વજ્વરમાં**–સીંધાલુણ, લવીંગ, કરીયાતું તથા હરડેનાં ચૂર્ણ સાથે. **રેચ માટે**–સીંધાલુણ, ત્રિફળા, લવીંગ, કેસર તથા શુદ્ધ હિંગળોક સાથે. **ઉલટીમાં**–ભાંગ તથા અજમા સાથે. **ઉદરરોગમાં**–સીંધાલુણ, હળદર, ભાંગ, અજમો. **કૃમિરોગમાં**–ખાખરાના બીજથી બમણો ગોળ. **અતિસારમાં**–અફીણ, લવીંગ, હિંગળો, ભાંગ. **મંદાગ્નિમાં**–સીંધાલુણ તથા અજમો. **પુષ્ટી** માટે–ગળોના સત્વમાં. **પિત્તરોગમાં** સાકર તથા આમળાંના ચૂર્ણ સાથે. **વાયુ તથા બાદીમાં**–પીપરની સાથે. **કફમાં**–આદુના રસ સાથે. **તાવમાં**–લીંબુના રસ સાથે. **લોહીવિકારમાં**–મધ સાથે. **રક્તસ્રાવમાં, મરડામાં** તથા **અતિસાર**માં તાંદળજાના રસ સાથે.

**૭૭. ચંદ્રોદયરસ**—ચંદ્રોદય, જાયફળ, ભીમસેની કપુર, લવીંગ, મરી, દરેક એકેક રતી ને કસ્તુરી અરધી રતી મેળવીને ખાવાથી બહુ ફાયદો કરે છે, અજીર્ણને મટાડે છે, ભુખને લગાડી ખાધેલું સારી રીતે પચાવે છે, બળ તથા વીર્યમાં વૃદ્ધિ કરે છે અને સ્ત્રીસંગની ઇચ્છામાં ઉત્તેજીત કરે છે. અથવા ચંદ્રોદય તોલા ૪, ભીમસેની કપુર તોલો ૧, જાયફળ, સુંઠ, મરી પીપર, લવીંગ તથા કસ્તુરી એ દરેક ત્રણ ત્રણ માસા, તે સર્વને પાનના રસમાં ઘુંટી અડદ જેવડી ગોળીઓ વાળવી અને એકેક ગોળી ઘણા પાનના મોટા બીડામાં વીંટીને ચાવી જવી. ગોળી ખાઇને કઢેલું દુધ પીવું. પરમ પુરૂષત્વ આવે છે.

**૭૮. હરતાલભસ્મ**-**વાતરક્તમાં**–ગળોના ઉકાળામાં. **કુષ્ઠમાં** ( ચામડીનો રોગ )–ગળોના ઉકાળામાં. **સર્વ રૂધિર વિકારોમાં**–આંબાહળદર. **વિષ** તથા **મૃગી** (અપસ્માર)**માં**–જીરૂં. **જળંદરમાં**–સમુદ્રફળ. **ભગંદરમાં**–કુકડવેલનો રસ, **ફિરંગવાયુમાં**–કુકડવેલનો રસ. **કુષ્ઠ** ( ૧૮ પ્રકારના કોઢ )–મંજીષ્ટાદિ કવાથમાં. **પાંડુરોગમાં**–ત્રિફળા તથા સાકર. **આમવાત**-માં–સુંઠનું ચૂર્ણ. **જ્વરમાં** ( આઠે પ્રકારના )–તાંદળજાનો રસ.

**૭૯. હિંગુલભસ્મ**—(૧) નાગરવેલના પાનની સાથે અરધી રતી આપવામાં આવે તો તેથી શ્વાસ, ખાંસી, જ્વર વગેરે રોગ નાશ પામે છે. અને સ્મરણશક્તિ તથા વીર્ય વધારે છે. (૨) ત્રિસુગંધની સાથે આપવામાં આવે તો બળ તથા જઠરાગ્નિને વધારે છે.

**૮૦. પંચામૃતપર્પટી**—**સંગ્રહણીમાં** છાશમાં અથવા છાશ, શેકેલું જીરૂં અને શેકેલી હીંગમાં. **અગ્નિમાંદ્ય** તથા **ગુલ્મ** રોગમાં–ગોમૂત્રમાં. **ઉધરસ** તથા **દમ** રોગમાં–કુંવારનાં લફરાંને શેકી તેનો રસ કાઢીને તે રસ તથા મધ સાથે. **વાતરોગમાં**–ઘીમાં. **પાંડુરોગમાં**–

ત્રિફળાનું ચૂર્ણ તથા મધ. કૃમિરોગમાં–મધ તથા વાવડીંગના ચૂર્ણમાં. પેટના દુઃખાવામાં શેકેલા કાંકચીઆનું ચૂર્ણ તથા ગોળ. ક્ષયમાં–મધ તથા સાકર અથવા ઘી અને સાકર. નાનાં બચ્ચાંનો અપસ્માર એટલે આંચકી વગેરે મગજનાં દરદોમાં–ગાયના દુધમાં કે માના ધાવણમાં ખારેકના ઠળીઆનો ઘસારો કરીને તેમાં ⅛ રતી વજનથી આપવી; મોટી ઉમરનાને પંચામૃતપર્પટીનું પ્રમાણ રતી ૧॥ થી ૨.

**૮૧. સુવર્ણમાલતીવસંત**—જે "સુવર્ણવસંતમાલતી" એવા નામથી પણ પ્રસિદ્ધ છે. તેનાં અનુપાનો, **જીર્ણજ્વર**–એટલે ભારે તાવ આવી ગયા પછી શરીરમાં જરા તાવ રહે છે, ભુખ લાગતી નથી અને અશક્તિ હોય, તેમાં સુવર્ણમાલતીવસંત ઘણો ફાયદો કરે છે. અનુપાન (૧) ૧૦ તોલા ગાયનું દુધ, ૧૦ તોલા પાણી, એક આખી લીંડીપીપર, ૦॥ તોલો સાકર, એ સર્વને ઉકાળીને પાણી બાળીને દુધ બાકી રહે તે દુધમાં ૧ રતી થી ૧॥ રતી પર્પટી આપવી; ઉષ્ણ એટલે ગરમ પ્રકૃતિમાં (૨) જીરૂં તથા સાકર સાથે; અથવા (૩) આમળાંના મુરબ્બા સાથે આપવી; શરદી કે ઠંડી પ્રકૃતિમાં (૪) મધ તોલા ૦॥ અને લીંડીપીપરનું ચૂર્ણ રતી ૨ થી ૩ તેમાં સુવર્ણમાલતીવસંત ૧॥ રતી મેળવીને સવાર સાંજ આપવી, આ અનુપાનથી ઝીણો તાવ, બરલ, મંદાગ્નિ, ઉધરસ, દમ, કફ વગેરે વિકારો મટે છે. **ધાતુક્ષય** તથા સ્વપ્નમાં ધાત જતી હોય તેમાં (૧) મધ તોલો ૦॥, માખણ તોલો ૦॥, સાકર તોલો ૦॥ તેમાં આપવી. (૨) ગાયનું ધારોષ્ણ દુધ તોલા ૧૦, તેમાં સાકર તોલો ૧, ગાયનું ઘી તોલો ૦॥ નાંખીને તે દુધમાં પાવી. **જીર્ણજ્વર**—એક વરસનો જુનો ગોળ તોલો ૧ અને જીરૂં ૧ થી ૨ વાલ. **પ્રદર** એટલે ધુપણીમાં–ચોખાનાં ધોણમાં આપવી. ગર્ભિણી તથા બાળકોને ઉપલાં દરદો હોય તો તેની ઉમરના પ્રમાણમાં પણ અરધા વજનથી આપવી. ગરમીના રોગવાળાને તથા નળબંધવાયુવાળાને આ દવા સખ્ત પડે છે, માટે માત્ર ૦॥ રતી થી શરૂ કરવી અને અનુપાન સુકા આમળાંનું ચુર્ણ માસા ૨ અને સાકર અથવા તેની ચાસણી તોલા ૦॥ સાથે આપવી.

**૮૨. લઘુમાલિનીવસંત**—અથવા જેને લઘુવસંતમાલતી કહે છે, તેનું અનુપાન–જીર્ણજ્વર, બરલ અને અગ્નિમાંદ્યમાં–મધ તથા ઝીણી લીંડીપીપરમાં. ઉષ્ણતામાં (૧) જીરૂં તથા ગોળ. (૨) જીરૂં અને સાકર. (૩) સીતોપલાદિ ચૂર્ણ અને સાકર. (૪) ગાયનું ગરમ દુધ અને સાકર. બીજાં અનુપાનો સુવર્ણવસંતમાલતી પ્રમાણે સમજવાં.

**૮૩. ગર્ભપાળરસ**—ગર્ભિણીનો તાવ, દમ, ખાંસી, સંગ્રહણી, અમ્લપિત્ત, ધાતુ પડવી, ધોળી ધાત, પહેલા માસથી નવ માસ સુધી અકાળે પડનારો ગર્ભ, આ સર્વ મટાડવા તથા ગર્ભને પુષ્ટી આપવા તથા સુલભ પ્રસવ થવા માટે ગર્ભપાળ નીચેના અનુપાનથી આપવો. **અનુપાન**—દ્રાક્ષ તોલા ૫, સાકર તોલા ૧૦, પાણી તોલા ૪૦ નો કાઢો કરવો. બાકી તોલા ૨૦ રાખીને ગાળવું, પછી તે પાણીને ફરી ઉકાળી મધ જેવો પાક કરવો ને બાટલીમાં ભરી મુકવો. તેમાંથી ૧ તોલો પાક અને ૧ ગુંજ ગર્ભપાળ.

**૮૪. ગંધકરસાયન–કુષ્ઠ તથા તેના વિકારો**—ક્ષત, પરૂ, સોજો, ચાઠાં, કૃમિ **અનુપાન** (૧) નિંબ પંચાંગ તથા ઘી અથવા (૨) ત્રિફળાનો ક્વાથ; **ખરજ, દાદર, માથાના ફોડામાં** (૧) પાકાં કેળાં–અથવા (૨) ઘી સાકર. **ધાતુવિકારમાં**–દુધ તથા ખડીસાકર. **જુના કૃમિ વિકારમાં**–પ્રથમ રેચથી કૃમિ પાડીને પછી આ દવા વાવડીંગ, ત્રિફળા તથા સાકરમાં આપવી. **નારૂ એટલે વાળામાં**–ત્રિફળા તથા સાકરમાં.

૮૫. ચંદ્રકળારસ—જ્વર, સન્નિપાતજ્વર, ગ્રંથિસન્નિપાત, મહામારી, જેમાં દુઃસહ દાહ થતો હોય તેને શાંત કરવા માટે ૧ થી ૧ાા રતી. અનુપાન-દાડમનો અવલેહ, મુરબ્બા, તથા ગુલકંદમાં. પેસાબની આગ, તેમાં દરદ થવું. ભ્રમ, મૂર્છા, મૂળવ્યાધિ (હરસ) નાક તથા મોંનો રક્તસ્રાવ, ઉલટી, હાથપગની આગ, મસ્તકશૂળ અમ્લપિત્ત, તેમાં પણ એજ અનુપાન.

૮૬. આનંદભૈરવરસ—અજીર્ણમાં-છાશ. કૉલેરામાં (૧) છાશ તથા શેકેલી હીંગ. (૨) ડીકામાળી. જુનો અતિસાર-ચોખાના ધોણમાં કડાછાલ વાટીને. કૃમિમાં-અતિસાર પ્રમાણે. જ્વરાતિસાર-તાવ સાથે ઝાડો—તેમાં આ રસ મધમાં આપવો.

૮૭. અગ્નિકુમાર રસ-અજીર્ણ, કૉલેરા, સંગ્રહણી તથા આમમાં-છાશ સાથે. જુના અતિસારમાં-ચોખાનો ધોણ તથા કડાછાલ. કૃમિના ઝાડામાં-ચોખાનું ધોણ તથા કડાછાલ. શ્વાસ તથા કફવાળી ખાંસીમાં-(૧) નાગરવેલનાં પાકાં પાન. (૨) આદુનો રસ તથા મધ. (૩) આદુનો રસ તથા સાકર. વાયુનો ગોળો-ઘી. પેટશૂળમાં-શ્વાસ પ્રમાણે.

૮૮. ઇચ્છાભેદીરસ-જ્વરમાં—જ્વર કમી પડયા પછી તેમજ ખરજ, ઉષ્ણતા, બંધકુષ્ટ, વાતરોગ, શૂળ, ગુલ્મ અને સાધારણ ઉદરના રોગમાં નીચે પ્રમાણે આપવોઃ-આગલી રાત્રે ૮-૧૦ તોલા તર કાઢી લીધેલા દુધમાં ૧ થી ૨ તોલા ઘી નાંખીને પીવું. બીજે દિવસે સવારમાં સાકર સાથે અથવા જુના ગોળ સાથે ઇચ્છાભેદી રસ ૨ થી ૩ રતી લેવો; તેના ઉપર ૩-૪ ઘુંટડા ઠંડુ પાણી પીવું. ૧-૨ કલાકમાં રેચ લાગે કે ઘી ભાત ખાવો તથા ઉનું પાણી પીવું અથવા એકલું ઘી પીવાથી જુલાબ બંધ થાય. ૩ કલાક સુધી જુલાબ ન થાય તો પછી વાટ ન જોતાં ઘી ભાત ખાવાં અને ઉનું પાણી પીવું તેથી જુલાબ થશે. આ જુલાબ પછી એકાદ દિવસ સુધી ઘી ભાત તથા હલકું અન્ન લેવું.

૮૯. શુદ્ધગંધક—વાયુમાં-તુળશીનો રસ. તથા ઘી. પિત્તમાં-ગાયનું ઘી. કફમાં-ગોળ તથા સુંઠ. શ્વાસમાં-(૧) આદુનો રસ. (૨) ભોરીંગણીનાં ફળ તથા ઘી. ખાંસીમાં-ગાયનું ઘી અને મરી અથવા પીપર હૃદયનું શૂળ-નાગરવેલનાં પાનનો રસ. અજીર્ણમાં-આમળાંનું ચૂર્ણ. સંગ્રહણીમાં-સુંઠ તથા ઘી. કોલેરામાં-બીજોરાનો રસ. પ્રમેહમાં-ગોળ. કુષ્ટ એટલે ચામડીના વિકારોમાં-લીંબડાનું પંચાંગ. વ્રણમાં-ઘી. નેત્રરોગમાં-(૧) ત્રીફળા. (૨) ભાંગરાનો રસ, મધ તથા ઘી. નાકના મસામાં—ગંધકનો અર્ક ચોપડવો. આંખનું ફુલું—મધમાં અથવા ઘીમાં અથવા કેળના રસમાં ગંધક મેળવી અંજન કરવું.

૯૦ મહાયોગરાજગુગળ—બધી જાતના વાના રોગમાં-રાસ્નાદિકવાથમાં. પિત્ત રોગમાં-કાકોલ્યાદિ ગણના કવાથમાં. કફરોગમાં-આરગ્વધાદિ કવાથમાં. પ્રદર તથા પ્રમેહમાં-દારૂહળદરના કવાથમાં. પાંડુરોગમાં-ગોમૂત્રમાં. મેદનીવૃદ્ધિમાં-મધ સાથે. કુષ્ટરોગ એટલે ચામડીના વિકારોમાં-કડવા લીંબડાના કવાથમાં. વાતરક્ત રોગમાં-ગળોના કવાથમાં. સોજા તથા શૂળ રોગમાં-લીંડી પીપરના કવાથમાં. ઉંદરના ઝેરમાં કાળીપાટના કવાથમાં. નેત્ર-રોગમાં-ત્રિફળાના કવાથમાં અને સર્વ પ્રકારના ઉદર (પેટના) રોગમાં તથા ગુલ્મમાં-પૂનર્નવાદિ કવાથમાં. વરીયાળી (તોલો ૦ાા), સુંઠ (તોલો ૦ાા) તથા ધાણા (તોલો ૦ાા) તથા ગોખરૂ (તોલો ૦ાા) એનો દોઢશેર પાણીમાં ઉકાળો કરી અષ્ટમાંશ પાણી બાકી રાખી તે પાણી સાથે આપવાથી પેટનું શૂળ, આમવાયું શુક્રદોષ, તથા આર્તવદોષ મટે છે અને પાચનશક્તિ સારી થાય છે. મહારાસ્નાદિ અથવા લઘુરાસ્નાદિ કવાથમાં અથવા તે તે રોગના ઉકાળા સાથે આપવાથી અર્દિતવાયુ, હનુગ્રહ, અપબાહુક, અર્ધાંગવાયુ, આંમવાત, ગૃધ્રસી વગેરે મોટા મોટા વાતવિકા-

રો મટે છે. આ સિવાયના સર્વે રોગમાં ઘી (તોલો ૦ાા ) તથા મધ ( તોલો ૦ા) એ બે સાથે મેળવીને તેમાં **રક્તવિકાર**માં મંજીષ્ટાદિ ઉકાળા સાથે લેવો. **ભગંદર** તથા **નાડીવ્રણ** રોગોમાં-ત્રિફળાના ઉકાળામાં. સાધારણ **સંધિવા, અશક્તપણું, શુક્રદોષ** અને **ઉપદંશવાળા** વાતવિકારમાં-ઘીમાં ચાટીને તે ઉપર તુળશીનો ચા પીવો. **લઘુયોગરાજ** માટે પણ ઉપર પ્રમાણે અનુપાનો સમજવાં.

**૯૧. ચંદ્રપ્રભા** ( ગુટીકા ) **પ્રમેહ**માં (૧) ગળોનો સ્વરસ તથા મધ. (૨) ગળો તથા આમળાંનો ઉકાળો અને મધ. (૩) હળદરનો ઉકાળો તથા મધ. (૪) ફક્ત ઠંડું પાણી. **પેસાબની ઉષ્ણતા, બળતરા** વગેરેમાં (૧) ચોખાનું ધોણ તથા સાકર. **ઉષ્ણવાત મુત્રકૃચ્છ્ર અને પથરી** કે **રેતી** હોય તેમાં ગોખરૂનો ઉકાળો અને સિંધાલુણ. **પૌષ્ટિક અનુપાનો** (૧) ગાયનું કે ભેંસનું દુધ અને સાકર. (૨) ઘી તથા મધ. (૩) ગળોનો રસ. આ ઔષધ અનેક રોગમાં જુદાંજુદાં અનુપાનથી અથવા કેવળ પાણીના અનુપાનથી યોજી શકાય એવું સર્વોત્તમ છે.

**૯૨. અશ્વચોળી**—(ઘોડાચોળી)—**સન્નિપાતમાં**—અજમો. **ટાઢીઆ તાવમાં**—જીરૂં. **પિત્તજ્વરમાં**-જીરૂં તથા સાકર. **રોજીંદા તાવમાં**-કુંવારનો રસ. **દાહવાળા તાવમાં** આમળાંનું ચૂર્ણ. **વાતશૂળમાં** (૧) ત્રિકટુ. (૨) આદુનો રસ, મધ, પીપર. (૩) મૂળાના પાનનો રસ. **સર્વશૂળમાં** સરગવાનો રસ, ઘી તથા મધ. **સુવાવડીના વાયુમાં**—(૧) તુળસીનો રસ. (૨) મધ. (૩) કુંવારનો રસ. **સંગ્રહણીમાં**-(૧) જાયફળ. (૨) ભેંસનું મૂત્ર. (૩) છાશની આછ. **અતિસારમાં** દહીં. **વિષ-ઝેરમાં**—(૧) ચોખાનું ધોણ. (૨) પીપર. (૩) અકલકરો. **પીનસરોગમાં**-જાયફળ. **મસ્તકરોગ-આધાશીશીમાં**—જાયફળ. **વાયુમાં** (૧) ઘી. (૨) બકરીનું દુધ. (૩) ત્રિફળા. (૪) ભાંગરાનો રસ. (૫) આસંધ તથા મધ. **પિત્તમાં**—આમળાંનું ચૂર્ણ તથા સાકર. **ઉદરરોગમાં** (૧) ત્રિફળા તથા એરંડીયું. (૩) પીલુડીનો રસ. **સોજામાં** (૧) ડુંગળીનો રસ. (૨) ભાંગરાનો રસ. **રેચ માટે**-(૧) એરંડીયું તેલ. (૨) આદુનો રસ. **અર્શ-હરસ**-જાયફળ. **અસ્થિગત વાયુમાં** ( હાડકામાં ગયેલો વાયુ ) વજ, દેવદાર તથા કઠનું ચૂર્ણ. **અજીર્ણમાં**-દહીંની તર. **તાવ સાથે શૂળમાં**—સરગવાના મૂળનો રસ તથા ઘી. **પાંડુરોગમાં**—સાટોડી. **કૃમિરોગમાં**-કરંજની છાલનો રસ કે ઉકાળો. **કુષ્ઠ-ચામડીનાં દરદોમાં**-ગળો અથવા ગોમૂત્ર. **સર્પવિષમાં**—(૧) સરસડાના રસમાં, અથવા (૨) ઘીમાં, અથવા (૩) તાંદળજાના રસમાં, અથવા (૪) લીંબુના રસમાં જખમ ઉપર લેપ કરવો. **રતાંધળાપણું**—સ્ત્રીના ધાવણમાં અંજન કરવું. **વીંછીનો** કરડ આદુના રસમાં લેપ કરવો. **ખરજવું**—ગોમૂત્રનો લેપ કરવો. **નેત્રરોગમાં**-તલના પાનના રસમાં અંજન કરવું.

અશ્વચોળીના આ ઉપયોગો વૈદ્યકશાસ્ત્રમાં આપ્યા છે, પણ અશ્વચોળીમાં નેપાળા જેવી ઉગ્ર વસ્તુ આવે છે, માટે અશ્વચોળી અનુભવી વૈદ્યને હાથે યથાવિધિ કાંઇ પણ પ્રકારના દાહ કે દોષ વિનાની બની હોય તોજ અશ્વચોળીનો ઉપયોગ કરવો, નહિ તો આ ઉપાયો ફાયદા કરતાં નુકશાન વધારે કરે.

**૯૩. ત્રિફળા**—એક હરડે બે બહેડાં અને ચાર આમળાં અગર એક ભાગ હરડે અથવા હરડાં (હીમજ પણ ચાલે), બે ભાગ બહેડાં અને ચાર ભાગ આમળાં મેળવવાં, તેને ત્રિફળા કહે છે. કેટલાક ગ્રંથકાર આ ત્રણેની છાલના સમભાગને ત્રિફળા કહે છે. તે ત્રિફળાનો જુદા જુદા અનુપાનથી ઉપયોગઃ-(૧) મધ તથા ઘી સાથે નિત્ય ખાવાથી સઘળા નેત્રરોગ મટે છે; મધ ગરમ પડે તેણે સાકર તથા ઘીમાં ત્રિફળા ખાવાં. (૨) ત્રિફળાનો ક્વાથ કરીને

તેમાં ગોમૂત્ર નાંખી પીવાથી વાયુ તથા કફથી ઉત્પન્ન થયેલો અંડકોશ (કોથળી)નો સોજો મટે છે. (૩) ત્રિફળાનો ક્વાથ મધ નાંખીને પીવાથી પ્રમેહ (પરમો) મટે છે; તેમજ મેદરોગ ( શરીર ફુલી જવું તે રોગ ) પણ તેથી મટે છે. (૪) ત્રિફળાના ક્વાથમાં ગરમાળાનો ગોળ, સાકર તથા મધ નાંખીને પીવાથી રક્તપિત્ત, દાહ તથા પિત્તશૂળ મટે છે. (૫) ત્રિફળાચૂર્ણ, લોહભસ્મ, જેઠીમધ, ઘી તથા મધ એ પાંચે વસ્તુ મેળવી તેનું સેવન સંધ્યા વખતે કરવાથી સ્ત્રીસંગમાં શક્તિ વધે છે, તેમજ આંખોનું તેજ વધે છે. (૬) ત્રિફળાને વાવડીંગ, ખેર તથા ભાંગરાની ૭ ભાવના દઇ સૂકવીને તેનું એક માસ સાકરના અનુપાનથી સેવન કરવાથી વલિ-પલિત એટલે વળીયાંપળીયાં આવ્યાં હોય તે દૂર થાય છે; ૭ માસ ખાવાથી શરીરની કાંતિ વધે છે અને એક વર્ષ સુધી સેવન કરવાથી ઘડપણનો અટકાવ થાય છે. (૭) ત્રિફળા વાત-રોગમાં તેલમાં, પિત્તરોગમાં ઘીમાં અને કફરોગમાં મધમાં આપવું.

**૯૮. દુધ-રોગ પ્રમાણે દુધનો ઉપયોગ**—જેની પ્રકૃતિને દુધ સદી ગયું હોય તેને, ક્ષીણ શરીરવાળાને, બળતરા તથા શોષ (શરીર સૂકાવું) વાળાને, કફ ક્ષીણ પડ્યો હોય તેને, પિત્તવાળાને તથા અતિસારવાળાને દુધ આપવું. અને તે ગરમ કરીને, ધારોષ્ણ ( શેડકઢું ) અથવા દવાઓથી ઉકાળીને આપવું અને તે નીચે પ્રમાણે:—(૧) સુંઠ, ખારેક, મનુકા દ્રાક્ષ, ખાંડ તથા ઘી નાંખીને ઉકાળેલા તથા ઠારેલા દુધમાં મધ નાંખીને પીવાથી બળતરા, શોષ, તૃષા, તાવ વગેરે રોગો મટે છે. (૨) દ્રાક્ષ, બળદાણા, જેઠીમધ, ઉપલસરી, લીંડીપીપર તથા સુખડ એટલી વસ્તુઓ નાંખીને ઉકાળી ઠંડું કરી પીવું અથવા એ સર્વે ઔષધોનો પાણીમાં ઉકાળો કરીને પછી તે ઉકાળાનું પાણી તથા દુધ એકત્ર ઉકાળીને પાણી બાળવું, અથવા ચોગણા પાણી સાથે ઉકાળી તૈયાર કરેલું દુધ અથવા એકલી લીંડીપીપર નાખીને ઉકાળેલું દુધ પીવાથી બળતરા, તૃષા અને તાવનો નાશ થાય છે. (૩) લઘુપંચમૂળના ઉકાળામાં સિદ્ધ કરેલું દુધ પીવાથી ઉધરસ, શ્વાસ, માથાનું શૂળ, પાંસળાનું શૂળ અને જુનો તાવ મટે છે. (૪) એરડાનું મૂળ તથા કુણાં બીલાં નાખીને ઉકાળેલું દુધ પીવાથી તાવ જાય છે. (૫) તરત દોયેલું ધારોષ્ણ દુધ પીવાથી અધોવાયુ (ગુદાનો વાયુ), બંધકુષ્ટ, લોહી તથા ચૂંણવાળો અતિસાર, તરસ તથા શૂળ સાથેનો ઝાડો ( મરડો ) વગેરે રોગ મટે છે. (૬) સુંઠ; બળદાણા, ભોરીંગણી, ગોખરૂં અને ગોળ નાંખીને સિદ્ધ કરેલું દુધ પીવાથી સોજા, મૂત્ર તથા ઝાડાનો અટકાવ, તાવ તથા ઉધરસ વગેરે દરદો મટે છે. (૭) સાકર તથા પીપર નાંખીને ઉકાળેલું દુધ પીવાથી શરીરની સુંદરતા, પુષ્ટતા, શક્તિ તથા વીર્યમાં વૃદ્ધિ થાય છે. પુષ્ટતા માટે આ પ્રયોગ ઘણો સારો છે. (૮) સુંઠ તોલો ૦॥ તેના નાના નાના ટુકડા, કેસર એક આનીભાર, બદામના મીંજ પાવલીભાર, સાકર તોલો ૧, દુધ તોલા ૨૦ તથા પાણી તોલા ૨૦ એ પ્રમાણે સર્વને ઉકાળવાં, પાણી બળે એટલે દુધ ગાળી લેવું. તે દુધ જરા ઠરે એટલે પીને બદામનાં મીંજ ચાવી જવાં અને પાણી પીધા વિના સુઇ જવું. રાત્રે સૂતી વખતે આવી રીતે સિદ્ધ કરેલું દુધ પીવાથી શરદી, કફ, ઝીણો તાવ વગેરે દરદોની શાંતિ થાય છે. ઉપર જ્યાં જ્યાં દુધને ઉકાળવાનું લખ્યું છે ત્યાં ત્યાં ઉકાળો કે પાણી ન લખેલું હોય તો ત્યાં દુધ સાથે પાણી નાંખીને ઉકાળી પાણી બળે અને દુધ બાકી રહે એટલું ઉકાળવું. દુધ વધારે બાળવું નહિ, કેમકે તેથી તે પચવામાં ભારે થાય.

# પ્રકરણ ૩ જું.

## (૯૫-૧૧૩) પથ્યાપથ્ય એટલે ચરી.*

## GENERAL INSTRUCTIONS ABOUT DIET.

**સૂચનાઓ**—વૈદ્યકશાસ્ત્રના વિદ્વાનોએ અનુભવથી તથા અજમાયશથી નક્કી કરેલું છે કે, અમુક અમુક દરદમાં સામાન્ય રીતે આટલી ચીજો માફક આવે અને આટલી ચીજો માફક ન આવે, તેમજ અમુક બળવાન ઔષધના સેવનમાં પણ અમુક અમુક ખાનપાન અનુકૂળ આવે અને અમુક અમુક પ્રતિકૂળ પડે. પથ્ય તથા અપથ્યના નિયમો સર્વ પ્રકારના લોકોને સરખી રીતે લાગુ પાડવાની જરૂર નથી, તેનું કારણ એ છે કે, જે આહારવિહાર એક માણસને માટે અપથ્ય-પ્રતિકૂળ હોય છે તે બીજાને, ટેવ હોવાને લીધે પથ્ય-માફક આવે છે. (૧) નિત્ય અપથ્ય પદાર્થો ખાવાવાળાને સખ્ત ચરી એટલે છેક સાદો પથ્ય ખોરાક માફક નથી પડતો તથા ખાઇ નહિ શકવાથી અશક્તિ આવે છે. એવા દરદીઓનો હમેશનો કુપથ્ય ખોરાક એકદમ છોડાવવો નહિ, પણ ધીમે ધીમે છોડાવી તેને સાદા પથ્ય ખોરાક ઉપર લાવવો. (૨) બીજી સૂચના એ છે કે, રોગીને ખાઇ શકે એટલુંજ અન્નપાન આપવું; પરાણે આગ્રહ કરીને ખવરાવવું કે પીવરાવવું નહિ; પેટ ચડે અથવા બીજી વખત જમવાના સમય ઉપર ભુખ ન લાગે, તેમજ મોળ આવે, ઉલટી થાય અને ઝાડા થાય, તો સમજવું કે, દરદીને તેની પાચનશક્તિ તથા રૂચિ ઉપરાંત ખાવા અપાઇ ગયું છે. દરદીને હમેશાં ખાનપાન બે કોળીયા ઓછું જ આપવું અને તેની રૂચિ તથા પ્રસન્નતા પ્રમાણે આપવું; તો જ અન્નપાન લીધાનું પરિણામ સારૂં આવે. એકાદ પથ્ય પદાર્થ પણ જો દરદીની રૂચિને અનુકૂળ ન આવતો હોય તો તે આપવો નહિ. (૩) ત્રીજી સૂચના એ છે કે, બે ત્રણ દરદો સાથે હોય તો તેમાંના એક પણ રોગને બાધ કરે એવું અન્નપાન આપવું નહિ.

**૯૫. સામાન્ય પથ્ય**—રોગવાર પથ્ય તથા અપથ્યની વસ્તુઓનું વર્ણન કરતાં પહેલાં આ નીચે સર્વ દરદોમાં સામાન્ય રીતે માફક આવે એવાં સાધારણ પથ્ય લખવામાં આવે છે. જે દરદીઓ પોતાના રોગની ખાસ પરહેજી ન રાખી શકે તેમણે બનતાં સુધી આ સામાન્ય પરહેજી તો જરૂર પાળવી જોઇએ. **અન્ન**—પથ્યવામાં હલકાં અન્ન, જેમકે જુના ચોખાનો ભાત, અથવા કણુકી, સાથવો, જુની સાળના કે કમોદના ચોખા, સાઠી (વરી) ના ચોખા, અથવા ચોખાના લોટની કાંજી, મગની પાતળી દાળ કે ઓસામણ, શેકેલી તુરદાળનું મીઠું ઓસામણ (વરણ), સાબુચોખાની પાણીમાં કે દુધમાં ઉકાળેલી પાતળી કાંજી અને જારની કણકીની ઘેંશ. **પાણી**—જ્વર, મંદાગ્નિ તથા કફ વગેરેમાં ઉકાળી ઠંડું પાડેલું પાણી અથવા મળી શકે તો ડિસ્ટીલ્ડ વૉટર. સવારમાં ઉકાળી ઠંડું પાડેલું પાણી સાંજ સુધી ઉપયોગમાં લેવું અને સાંજે ઉકાળેલું પાણી રાતમાં ઉપયોગમાં લેવું. રાત વાસી પાણી ઉપયોગમાં ન લેવું. એક-વાર ઉકાળેલું પાણી ફરી ઉકાળવું નહિ. બીજાં સાધારણ દરદોમાં તાજું પાણી સ્વચ્છ લુગડાની ઉપરા ઉપર ઘણી ઘડીઓ વાળીને તેમાંથી ગાળી કાઢેલું ઠંડું પાણી ઉપયોગમાં લેવું. **મશાલા**—

* પથ્યાપથ્ય એટલે પથ્ય અને અપથ્ય; પથ્ય એટલે માફક અથવા અનુકૂળ અને અપથ્ય એટલે માફક નહિ, અથવા પ્રતિકૂળ.

દરદીને માટે શાકમાં નાંખવાનો મશાલો ઘણોજ સાદો હોવો જોઇએ:-ધાણા, જીરૂં, શાહજીરૂં, તલ, લવિંગ, વરીયાળી, નાગકેસર, એલચી, મરી વગેરે સર્વે અથવા એમાંની રૂચિ પ્રમાણે વસ્તુઓ ખાંડી ઘીમાં જરા તળી કાઢીને મશાલા તરીકે ઉપયોગમાં લેવી. આ વસ્તુઓમાં ધાણા વધારે લેવાં ને મરી બધા કરતાં ઓછા પ્રમાણમાં લેવાં. **શાક**—પરવળ, કંટોલાં, કારેલાં, કાચાં જુનાં કેળાં, ભુરૂં કોળું, સુરણ, સકરીયાં ( આ કંદને ભુંજીને કે પાણીમાં બાફીને ખાવાં ), ચુકાની ભાજી, તાંદલજાની ભાજી, મેથીની ભાજી, દુધી, ભીંડા, તુરીયાં, અળવીની ગાંઠો, કુંણાં વંત્યાક વગેરે. **શાક બનાવવાની રીત**—ઘી તથા જીરાનો વઘાર, તીખાસ માટે જરા મરી, અથવા આદુ, તેથી ન ચાલે તો બી વિનાનાં મરચાંને ઘીમાં તળીને તેની જરા ભૂકી. **પરચુરણ**—ખટાઇમાં ત્રણ વર્ષની જુની આંબલી અથવા કોકમ-પણ ખટાઇ ઘણી થોડી; બીજોરાંની કળીયો, સાકર તથા સીંધાલુણની ચટણી; પાકેલા કોઠામાં સાકર તથા જીરૂં નાંખીને કરેલી ચટણી; ખારાશમાં મીઠું મધ્યમ અને સિંધાલુણ ઉત્તમ; કાંદા તથા ધાણાની ભાજી ( કોથમીર ) પણ વપરાય. **ફળ**—મીઠાં દાડમ; પાકેલી મીઠી કેરી, સક્કરજન. **સુકો મેવો**—કાળી દ્રાક્ષ, મનુક્કા દ્રાક્ષ, ( ગોસ્તની ), ખજુર. **દુધ, ઘી**—ગાયનું દુધ અને પાચનશક્તિ સારી હોય તો ભેંસનું દુધ, ગાયનું સાદું ઘી, માખણ તથા છાશ. ગાયના દુધના દહીંમાં ચોથા ભાગનું પાણી નાંખીને વલોવેલ માખણ ઉતારી લીધેલ મોળી છાશ; ક્ષય, અમ્લપિત, સંગ્રહણી, સૂતિકારોગ તથા ગુલ્મ વગેરેમાં બકરીનાં દુધ, છાશ, માખણ તથા ઘી પથ્ય છે. **વિહાર**—પ્રાતકાળમાં ઉઠી, મળમૂત્ર કરી મન પ્રસન્ન રાખી બની શકે તેણે સ્નાન-ધ્યાન તથા ઇશ્વર પ્રાર્થના વગેરે કરવાં; બ્રહ્મચર્ય પાળવું, દિવસે સુવું નહિ અને રાત્રે જાગવું નહિ. આજારી માણસોએ પાળવાના આ સામાન્ય નિયમો છે. રોગ પ્રકૃતિ તથા શક્તિનો વિચાર કરીને તેમાં ફેરફાર પણ કરી શકાય.

૯૬. **સામાન્ય અપથ્ય**—કેટલાક પદાર્થો સાજા માણસોને પણ સદા અપથ્ય હોય છે, તો માંદા માણસોને પ્રતિકૂળ હોય એમાં નવાઇ નથી. ઘણાખરા રોગીને જે પદાર્થો માફક ન આવે એવા કેટલાક અપથ્ય આહારના પદાર્થો તથા વિહારની વસ્તુઓ નીચે પ્રમાણે છે:—

( ૧ ) **પિત્ત વધારનારા ગરમ પદાર્થો**:—દહીં, ખાટી છાશ, નવો ગોળ, તમામ જાતનાં તેલ, તેલમાં બનાવેલી ચીજો—ભજીયાં, સેવ વગેરે; મીઠું, મરચાં, હીંગ, રાઇ, વંત્યાક, ગાજર, કારેલાં, પોપૈયાં, કળથી, ચીભડાં, મધ, ખીચડી, વાસી અન્ન; ગરમ હવા, તાપમાં ફરવું, મહેનત, ઉજાગરો, મૈથુન, ક્રોધ, અપવાસ, તરસને મારવી, ભુખને મારવી ( ભુખ વેઠવી ).

( ૨ ) **વાયુને વધારનારા વાયડા તથા પચાવવામાં ભારે પદાર્થો**:—વાલ, ચોળા, ચણા, મઠ, વટાણા, મસુર એ સર્વ શીંગવાળાં કઠોળનું શાક કે તેની દાળ. ગરમ ચટણી, લાડું, ભજીયાં, પોંઆ, ગુવારશીંગનું શાક, વાસી તથા બગડેલું અન્ન, નવું ધાન્ય, નવું પાણી, જમ્યા પછી તુરત જમવું, મહેનત, મૈથુન, ચિંતા, શોક વગેરે.

( ૩ ) **કફ વધારનાર પદાર્થો**:—પાકેલાં કેળાં, કોળું, દુધ, દહીં દુધની બનાવેલી ચીજો ( બાસુદી, દુધપાક, પેંડા, બરફી વગેરે ), ટોપરૂં, દુધીનું શાક, નવું ધાન્ય, આટલાનું પાણી, વરસાદનું નવું પાણી, નવી આંબલી, કાચી તથા ખાટી કેરી, બોર, કરમદાં, કાચાં

આમળાં, જામફળ, અંજીર, કાકડી, કાલીંગડાં, બદામ, ચારોળી, પસ્તાં, તલ તથા તલનું તેલ; ઠંડા પાણીથી સ્નાન, હવામાં કે ઠંડી જગ્યામાં સુવું, બેસવું, દિવસે ઉંઘવું. આ બધાંથી પ્રથમ કફ થાય છે અને પછી સળેખમ, દમ, ખાંસી, તાવ વગેરે અનેક ઉપદ્રવો થાય છે.

**૯૭-૧૧૩ રોગી અવસ્થામાં પથ્યાપથ્ય**—નીરોગી અવસ્થામાં પથ્ય એટલે સેવવા લાયક અને અપથ્ય એટલે નહિ સેવવા લાયક ખાનપાન અને વિહારનું વર્ણન સૂત્રસ્થાનમાં કરવામાં આવેલું છે. ( જુવો પૃષ્ટ ૧૫૨-૧૯૦ ). રોગી અવસ્થામાં અવશ્ય પથ્ય એટલે સાત્વિક ભોજન કરવું જોઇએ, એટલુંજ નહિ પણ જુદી જુદી જાતના રોગોનાં પથ્યાપથ્ય પણ લક્ષમાં રાખવાં જોઇએ. દરેક દરદનું સંક્ષિપ્ત પથ્યાપથ્ય તે તે રોગના ઉપચારમાં જણાવવામાં આવ્યું છે, તોપણ આ નીચે ચોક્કસ વર્ગનાં દરદોનું પથ્યાપથ્ય સંક્ષેપમાં લખવામાં આવે છેઃ—

**૯૭. તાવમાં પથ્ય**—સાધારણ તાવમાં હલકું અન્ન, જેમકે દાળનું ઓસામણ તથા ચોખા, તુવેરની મીઠી દાળ તથા ચોખા, સાબુચોખાની કાંજી, શેકી કાઢેલા આટાની જુનો ગોળ કે સાકર નાંખીને કરેલી મીઠી રાબ વગેરે પિત્તશામક પદાર્થો; ગાયનું કે બકરીનું દુધ, સાકર, લીલી તેમજ સુકી દ્રાક્ષ, મીઠાં દાડમ, પરવળ, કોળું, કુમળાં વંત્યાક, કુમળા મૂળા, કંટોલાં, ચુકાની ભાજી, તાંદળજાની ભાજી, આમાંનું કોઇ પણ શાક અને નં. ૯૫ નો મશાલો. વળી તાવવાળાને અરૂચિ કે ઉલટીની મોળ આવતી હોય તો રૂચિ માટે કાળી દ્રાક્ષ ઘીમાં શેકીને તેને થોડું સીંધાલુણ ચડાવીને દરદીને ખાવા આપવી. પરસેવો વળે એવા ઉપાયો કરવા, જેમકે નાસ આપવો, ગરમ પાણીમાં રાઇ નાખીને પગ બોળાવવા તથા કપડું ઓઢાઢી સુવાડી મૂકવો. તાવના દરદીને શાંતિથી સુવાડવો, તેને બહુ બોલવા ન દેવો, તેમજ આસપાસના માણસોએ પણ તેની પથારી પાસે બહુ બોલચાલની ગડબડ ન કરવી. **તાવમાં અપથ્ય**—માનસિક કે શારીરિક શ્રમ, સ્નાન, સ્ત્રીસંગ, તમાકુનું પાન, તમાકુ પીવી કે ખાવી, નં. ૯૬ ના અપથ્યની સર્વ ચીજો, એટલી વસ્તુઓનો ત્યાગ કરવો.

**૯૮. જીર્ણજ્વર, બરોલ, પાંડુ, કમળો, મંદાગ્નિ, ધાતુસ્રાવ, મગજની નબળાઇ વગેરે દરદોમાં પથ્યઃ**—આ દરદો સાથે તાવ હોય તો તાવનું પથ્ય પાળવું, એ ઉપરાંત હલકો પથ્ય ખોરાક; ગાયનું તથા બકરીનું દુધ, તેનાજ દુધની તરત બનેલી તાજી મીઠી છાશ, મગનું ઓસામણ કે દાળ, તુવેરની મીઠી દાળ, ગલકાં, પરવળ, દુધી, ટાંકો કે તાંદળજાની ભાજીનું શાક, આરારૂટ, સાબુચોખા, કમોદના ચોખા, લીલી કે સૂકી કાળી દ્રાક્ષ, પાકેલી મીઠી કેરી, સફરજન વગેરે ફળો.

**૯૯. પાચનક્રિયાના બીગાડનાં દરદો**—જેવાં કે **અતિસાર, લોહી તથા પરૂવાળો ઝાડો, આમવાળો ઝાડો, મરડો, સંગ્રહણી, અજીર્ણ, કોલેરા, ઉલટી અને કૃમિરોગમાં પથ્ય**-હલકું અન્ન, જુના ચોખાનો ભાત, જુના શેકેલા મગનું ઓસામણ કે તેની દાળ, બકરીનું કે ગાયનું દુધ, તેનુંજ ઘી અને તેનીજ તાજી મીઠી છાશ, માખણ, જુનાં કેળાં, કેળફુલ, કંટોલાં, કોળાં, વંત્યાક, ગલકાં, ચુકાની ભાજી, ભોંપાથરી, તાજાં બીલીનાં ફળ, જાંબુ, કોઠાં, મીઠાં બોર, દાડમ, કોઠી તથા સર્વ તુરા પદાર્થો.

**૧૦૦. રક્તસ્રાવવાળાં દરદો**—જેમકે **અર્શ** (મશા, હરસ), **રક્તપિત્ત, રક્તપ્રદર** ( લોહીવા ), મળમુત્રમાં દાહ, ગરમ ઓષધો ખાવાથી થયેલી **ઉષ્ણતા** કે દાહ, **માથાની ઉષ્ણતા, મોંની ગરમી** તથા **વિષરોગ** ( ઝેર ખાવાથી થયેલો રોગ ), એ સર્વેનું સામાન્ય

**પથ્ય**-પચે તો ઘઉંની રોટલી, પુરી કે શીરો, જુના ચોખા, મગની કે તુવેરની દાળ, પાંદડાંનાં શાક, પરવળ, જુનાં કેળાં, કહોળું, ઘીલોડાં, ગળોની ભાજી, સાટોડીની ભાજી, તાંદળજાની ભાજી, દુધ, ઘી, માખણ, તાજી મીઠી છાશ, પાતળા તથા નરમ પદાર્થો, મીઠાં દાડમ, પાકી મીઠી કેરી; સુકાં આમળાં, જીરૂં, ધાણાની ભાજી અને સીંધાલુણની બનાવેલી ચટણી; ગળપણમાં સાકર કે ખાંડ. **અપથ્ય**:—બાજરી, ગોળ, ખાટા પદાર્થો, તીખા પદાર્થો, મોં બળે એવા ઉના પદાર્થો, મૂળા, વંત્યાક, રાઇ, હીંગ, લસણ, આદુ, મરી, મરચાં, અપવાસ, સ્ત્રીસેવન; તંબાકુ, પાન, સોપારી વગેરે ન ખાવાં.

**૧૦૧. છાતીના કફવાળાં દરદો-કફવાળી ખાંસી, કફ સાથે દમ, કફ, ક્ષય, હેડકી** વગેરેમાં **પથ્ય**-તાવ હોય તો નં. ૯૭ નું પથ્ય. ઝીણો તાવ હોય તો નં. ૯૮ નું પથ્ય અને બાકી નં. ૯૫ માં બતાવેલું પથ્ય; તેમાં પણ ઘીલોડાં અને કંટોલાનું શાક ન ખાવું. આ દરદોમાં બકરીનું તથા ગાયનું દુધ એ સર્વોત્તમ પથ્ય છે.

**૧૦૨. સુકી ખાંસી** તથા **ઉરઃક્ષત ક્ષય** (છાતીમાં જખમ પડીને લોહી સાથે ખાંસી આવે તે રોગ) આ દરદમાં નં. ૯૫ ના પથ્ય પદાર્થોમાંથી પણ વધારે સૌમ્ય એટલે સાદા પદાર્થો ખાવા પીવા જોઇએ. મુખ્ય પથ્ય બકરીનું તથા ગાયનું દુધ, તાજું માખણ, આમળાંનો ગુરબ્બો, સાદું જીવન. તાજું ઘી. **અપથ્ય**-તમામ ગરમ અને ઉષ્ણ પદાર્થો, ખારા પદાર્થો, આમળાં સિવાય ખાટા પદાર્થો, દહીં, કાલીંગડું, ટોપરૂં, આંબલી, તળેલા પદાર્થો, ઠંડી હવા. શરદી, ધુમાડો; ઉકળતા તેલનો ગંધ, ધુળ વગેરે રજકણ નાકમાં જવાં, શોક, તાપ, ઉજાગરો, બહુ બોલવું, ગાવું તથા ઉંચે ચડવું વગેરે આહારવિહારનો ત્યાગ કરવો.

**૧૦૩. મગજમાંથી ઉત્પન્ન થતાં દરદો**—જેમકે અપસ્માર, ઉન્માદ, ચકરી, મૂર્છા, ભ્રમ, અર્ધાંગ, માથાનો રોગ, આંખના વિકારો તથા દાહ વગેરેમાં નીચે પ્રમાણે પથ્યાપથ્ય રાખવું:-અન્નમાં પાચનશક્તિ પ્રમાણે ઘઉં તથા ચોખા ખાવા, ઘી વધારે ખાવું, દાળ પચે તો અડદની, નહિ તો તુવેરની કે મગની, બકરીનું તથા ગાયનું દુધ, તાજી મીઠી છાશ, પરવળ ભુરૂં કહોળું, સાટોડી, પાણી, ઘી, માખણ, લીલી તથા સુકી દ્રાક્ષ; જુલાબ માટે એરંડતેલ, બ્રાહ્મીનો રસ; **લેપ**-વાળો, વજ તે સાથે જરા જરા ચંદન, સાબરશીંગુ તથા કપુર માથા ઉપર લેપ કરવો; સુકાં આમળાંનો લેપ કરવો. વજ, કપુર અને સુગંધી ફુલો કે અત્તરો સુંઘવા; ન્હાવામાં માથા ઉપર ઠંડુ પાણી અથવા સાધારણ ગરમ પાણી નાંખવું અને શરીરે ગરમ પાણીથી ન્હાવું. દરદીના ઉપર પ્રેમ બતાવવો, તેને દેવની ભક્તિમાં લગાડવો, સારી નીતિના માર્ગમાં વૃત્તિ રહે એવાં પુસ્તકો વાંચવા આપવાં. તેનું મન પ્રસન્ન રાખવું. જે પુછે કે માગે તેની હા પાડવી; ખુલ્લી હવા કે ઠંડી જગ્યામાં રાખવો; એકાંતમાં રાખવો. અપસ્મારવાળા રોગીના પગે રાત્રે તેલ ચોળી ગરમ પાણીનો શેક કરવો; નાનાં બાળકને અપસ્મારનો રોગ હોય તો તેને કમરપુર પાણીમાં રોજ બેસાડવું. અર્ધાંગવાયુના દરદીએ શરીરે ગરમ કપડાં પહેરી રાખવાં, અંગે તેલનું મર્દન કરવું અને થોડો શેક પણ લેવો.

**૧૦૪. ધનુર્વા વગેરે તીવ્ર વાતરોગ-પથ્ય**—આ દરદીથી કઠણ પદાર્થ ખવાતો નથી; માટે ઘઉંની પાતળી રાબડી કરીને તેમાં સારી પેઠે ઘી અને જરા સાકર તથા જરા સીંધાલુણ નાંખીને વારંવાર પાવી; સરગવાની શીંગો કે કુવાડીયાનું શાક, લસણ તથા ગોમૂત્ર.

**૧૦૫. આમવાત વગેરે મંદ વાત રોગ-પથ્ય**—ઘઉં, રાતા સાઠીચોખા, પરવળ,

સરગવો, વંત્યાક, સારોડી, ભારંગ, કુવાડીયો, લસણ, દાડમ, પાકી કેરી, એરંડતેલ તથા પાચનશક્તિ સારી હોય તો અડદની દાળ.

**૧૦૬. મેદરોગ-પથ્ય**—હલકું અનાજ, ચોખા, સાઠીચોખા, કોદરી, ઘઉ, દુધ, છાશ, પરવળ, કંટોલાં, જુનાં કેળાં, કેળફુલ અને ગળોની ભાજી.

**૧૦૭. ઉદરનાં દરદો**—જેમકે **પેટશુળ, વાનો ગોળો. બરલ, કાળજાની ગાંઠ, ઉદરની અંદરનો સોજો** (વિદ્રધી), **નળનો વાયુ, પેટ ફુલવું,** (આફરો) **અંડવૃદ્ધિ** વગેરેઃ—**અન્નમાં**-એરંડતેલનું મોણ નાંખીને કરેલી ઘઉંની રોટલી, માફક હોય તો બાજરીના રોટલા, જુના ચોખા, બકરીનું કે ગાયનું દુધ, ઘી, છાશ, ઉકાળીને ઠંડું કરેલું પાણી, લીંબુ, ડુંગળી, ગલકાં, પરવળ, વંત્યાક, કાચાં કેળાં, કુણા મૂળા, સુરણ અને સાટોડીની ભાજીનું શાક; દાડમ, આદુ વગેરે.

**૧૦૮. લોહી બીગાડ, ગાંઠો તથા ચામડીનાં દરદો**—જેમકે **વ્રણ, ભગંદર, અર્બુદ, ગ્રંથી, ગંડમાળ, ગલગંડ, કાન પાકવો, ગરમી** (ઉપદંશ), **પ્રમેહ, રતવા, વાતરક્ત, દાદર. ખરજવાં, ખસ, ચાઠાં, વગેરેમાં ઉત્તમ પથ્ય**-ઘઉંની રોટલી તથા ઘી, ગરમ કરીને ઠંડું પાડેલું પાણી, આ સર્વોત્તમ પથ્ય છે. ઘઉંની રોટલીમાં કેટલાક લોકો મીઠું નાંખે છે તે પણ એક બે અઠવાડીયાં ન નાંખવું. આવું સખ્ત પથ્ય ન પળે તો **મધ્યમ પથ્ય**—ઘઉંની રોટલી ઉપરાંત દુધ, ભાત, મગની તથા તુવેરની દાળ, પરવળ, ભીંડા, જુનાં કેળાં, કોબી, આલકોલ, સીંધાલુણ નાંખીને કરેલું શાક અને નં. ૯૫ ના સામાન્ય પથ્યનો સાદો મશાલો, તાજી મીઠી છાશ. **અપથ્યઃ**—આ દરદોમાં અને ખાસ કરીને વ્રણ, ઉપદંશ, પ્રમેહ, રતવા વગેરે દરદોમાં મહેનતનું કામ, સ્ત્રીસેવન, બહુ બોલવું, દિવસે સુવું, વગેરેનો ત્યાગ કરવો; સખ્ત પથ્ય પાળવાથી અશક્તિ આવે તો થોડું થોડું ત્રણ ચાર વાર ખાવું

**૧૦૯. પ્રમેહ તથા પ્રદર**—આ દરદોમાં બની શકે તો ફક્ત ઘઉંની રોટલી અને ઘી ખાવાં અને તેથી ન ચાલે તો નં. ૧૦૮ નું મધ્ય પથ્ય પાળવું.

**૧૧૦. ગર્ભીણીના રોગ**—નંબર ૯૫ નું સામાન્ય પથ્ય પાળવું; નં. ૯૬ ના સામાન્ય અપથ્યના સર્વ પદાર્થોનો તેમજ કાર્યોનો ત્યાગ કરવો. જો તે પ્રમાણે ન પળે તો ગર્ભિણી સ્ત્રીના ગર્ભને પીડા થવાનો ભય છે.

**૧૧૧. સુવાવડીનું પથ્યાપથ્ય—અન્ન**—પ્રસવવાળી સ્ત્રીને પ્રસવ થયા પછી તુરત એક બે ટંક લાંઘણ કરવાનો કેટલાક પ્રાંતમાં ચાલ છે, કેટલેક ઠેકાણે ઘઉંની રાબડી આપવામાં આવે છે અને ડાક્ટરી ઉપચાર પ્રમાણે દુધ નાંખેલી કાંજી પાવામાં આવે છે. કેટલેક ઠેકાણે પહેલે જ દિવસથી પુષ્કળ ઘી નાંખેલો શીરો આપવામાં આવે છે. વિશેષ કરીને પ્રસુતિની તન્દુરસ્તી ઉપર ખોરાકનું ધોરણ રાખવું જોઇએ. નબળા બાંધાની અને નબળી પાચનશક્તિવાળી સ્ત્રીઓને પ્રસવ થયા પછીની નબળાઇમાં એકદમ શીરો પચી શકે નહિ, એકાદ ટંક લાંઘણ સહન થઈ શકે તો કરાવવી અને પછી પાચનશક્તિ પ્રમાણે ઘી નાખેલી રાબડી કે શીરો આપવો. **પાણી**—સારી રીતે ઉકાળીને ઠંડું પાડીને પીવા આપવું. ઉકાળ્યા વિનાનું ઠંડું પાણી કદિ આપવું નહિ; બહુ પવન લેવા દેવો નહિ. **તાપ શેક**—આપવો પણ માથાપર શેક આપવો નહિ. શિયાળામાં તથા વરસાદની ભેજવાળી ઋતુમાં

તાપ સારી રીતે આપવો. મધ્યમ દિવસોમાં મધ્યમ તાપ આપવો અને ઉનાળામાં તાપ આપવાની જરૂર નથી. લોહીનો સ્રાવ, માથાનું શૂળ, ચકરી, આંખની પીડા, ગરમી વગેરે દરદ હોય તો બહુ જ થોડો શેક આપવો. થોડા દિવસો પછી શક્તિ તથા ધાવણ વધારનારા પદાર્થો આપવા. ઘઉં, જાર, ચોખા, અડદ, શેકેલા મગની દાળ, ઘી, ખાંડ, ભીંડા, ઘીલોડાં, જુનું કોહળું, પરવળ, દુધી, ધોળી ડુંગળી ઈત્યાદિ શાક અને સાદો મશાલો આપી શકાય. સુવાવડી સ્ત્રીને તાવ, ખાંસી, ઝાડો વગેરે રોગ થાય તો તે રોગ પ્રમાણે પથ્ય પળાવવું. સુવાવડી સ્ત્રી તાવ વગેરે દરદથી પીડાતી હોય તો બાળકને ધાવવા દેવું નહિ, કેમકે તેથી મા તથા બાળક બન્નેને નુકસાન છે. તાવ વગેરે દરદવાળી માનું દુધ પીવાથી બાળકને બરોલ વગેરે પેટના રોગ થાય છે.

**૧૧૨. બાળરોગ**—ધાવણાં છોકરાંને દરદ થાય તો તેની માએ તે રોગનું પથ્ય પાળવું. ગાય વિઆઇને ત્રણ માસ થયા પછી જ તેનું દુધ બાળકને આપવું. ગાયનું દુધ પાતળું હોય તો જ અશક્ત અને રોગી બાળકોને પાણી નાંખ્યા વિના આપવું. જો ગાયનું દુધ ઘાટું હોય અગર ભેસનું દુધ પાચન ન થઈ શકે તો તે દુધમાં ત્રીજા ચોથા ભાગે પાણી મેળવેલું દુધ આપવું એટલે પચશે. બકરીનું દુધ બાળકોને જલદી પચી શકે છે. ગાયનું દુધ પીનારાં છોકરાં સત્વગુણી તથા પ્રમાણિક થાય છે, ભેંસનું દુધ પીનારાં છોકરાં મંદ અક્કલવાળાં તથા આળસુ થાય છે. બાળકોને દુધ પચે નહિ તો પાંચ તોલા દુધમાં કળીચુનાનું નીતારેલું સ્વચ્છ પાણી પાંચ ટીપાં નાખીને તે દુધ પાવું. અનાજ ખાવા શીખ્યા પછી અજીર્ણ વગેરે દરદો થાય તેનું પથ્ય તે તે રોગ પ્રમાણે પાળવું.

**૧૧૩. પુષ્ટિકારક પથ્ય**—શરીરમાં કાંઈ રોગ ન હોય, ખાધેલું બરાબર પચતું હોય, ઝાડો સાફ થતો હોય તથા સાધારણ મહેનતનું કામ સહેલાઈથી થઇ શકતું હોય, એવા માણસોએ પુષ્ટિ શક્તિ વધારવા માટે ઔષધ ખાવું હોય તો તેણે ધીમે ધીમે માફક આવે તેમ પથ્ય પાળવું. દુધ કઢીને પીવાનું હોય તો પ્રથમ થોડું પીવું અને માફક આવે ને પચે તેમ વધારે પીવું, તેમજ દુધની બીજી ચીજો–પેંડા, બરફી, દુધપાક વગેરે–અને દહિંના પદાર્થ–શ્રીખંડ-છાશ, ઘી, ખાંડ તથા ઘઉંની બનાવેલી ચીજો–રોટલી, પુરી, લાડુ; વળી કમોદ, પંખાલી વગેરે ઉત્તમ ચોખાનો ભાત કે બરંજ; ભીંડા, સુરણ, પરવળ, કહોળું, ઘીલોડાં, દુધી, વાલપાપડી ઇત્યાદિનું ઘીમાં બનાવેલું શાક, અડદની ચીકણી દાળ, તુવેરની તથા ચણાની દાળ; સુકો મેવો–બદામ, પસ્તાં, ચારોળી, પાકેલી કેરી, ટાઢું પાણી પીવું. ટાઢા પાણીથી સ્નાન કરવું, મહેનત–કસરત કરવી; આથી પણ વધારે પુષ્ટિ કરવી હોય અને એવુંજ ઉત્તમ ઔષધ હોય તો જલેબી, માવાના લાડુ, ઘારીપુરી ઇત્યાદિ પદાર્થો ખાવા અને નં. ૬૧ માં લખેલા સર્વ પથ્ય પદાર્થો ખાવા; આથી શરીરમાં લોહી, શક્તિ, તેજ તથા ધાતુ વધે છે. પણ આ ઠેકાણે ત્રણ વાત યાદ રાખવી. (૧) ઔષધ ઉત્તમ પ્રકારે બનેલું હોવું જોઇએ–વિકાર ન કરે એવું; ( ૨ ) પુષ્ટિકારક ખોરાક ખાઇને પડી નહીં રહેવું, શરીર કસાય એવી કસરત કે મહેનતનું કામ કરવું અને ( ૩ ) શરીરમાં કાંઈ પણ રોગ હોવો ન જોઇએ. રોગવાળો માણસ પુષ્ટિના આવા ઉપાયો કરે તો ફાયદો ન થાય પણ નુકસાન જ થાય.

## પ્રકરણ ૪ થું.

### આર્યઔષધો.

### INDIAN DRUGS.

આર્યઔષધો એટલે જે ઔષધો આ દેશના દેશીવૈદ્યો પોતાના ઉપચારમાં વાપરે છે, તેનું કક્કાવાર સંક્ષિપ્ત વર્ણન આ પ્રકરણમાં કરવામાં આવ્યું છે. તે ઔષધોને બે ભાગમાં વહેંચી નાંખ્યાં છે:-૧. વનસ્પતિ વર્ગનાં ઔષધો અને ૨. ધાતુવર્ગ તથા પ્રાણીવર્ગનાં ઔષધો.

### વનસ્પતિવર્ગનાં ઔષધો.

**૧૧૪. અકલકરો**—સં **आकारकरभः**; અં० Palletory roots; લા. Anacyclus pyrethrum. આ એક પ્રકારનાં મૂળીયાં બજારમાં ગાંધી લોકોને ત્યાં મળે છે. તે ત્રણ ચાર ઈંચ લાંબાં અને અંગુઠા જેવાં જાડાં થાય છે, તેનો રંગ ભુખરો હોય છે. સ્વાદ તીખો અને જલદ છે, ચાવવાથી જીભ ઉપર તમતમાટ થઇ રહે છે અને મોંમાં થુંક છુટે છે. વૈદ્યકના બહુ પ્રાચીન ગ્રંથોમાં અકલકરાનું નામ જોવામાં આવતું નથી. ભાવપ્રકાશ અને શાર્ઙ્ગધરના સમયમાં તે દવા તરીકે આ દેશમાં દાખલ થયેલ જણાય છે. તે અલજીરીયા મીસર તથા અરબસ્તાનથી આ દેશમાં આવે છે. ગુણ—ઉષ્ણ, વાતહર, તીક્ષ્ણ તથા લેખન છે. આ દેશના વૈદ્યો મંદવાત તથા પક્ષઘાત રોગમાં બીજી દવાઓની સાથે ક્વાથમાં વાપરે છે. ચોરીયાનો જીર્ણજ્વર, જીભનો વધેલો કાકડો, જીભનું જડપણું તથા દાંતના દુખાવામાં તેનો ઉપયોગ થાય છે. એમ કહેવાય છે કે, તે પોપટને ખવરાવવાથી બોલતાં શીખે છે. એજ ગુણને લીધે દક્ષિણ, કોકણ તથા કાઠિયાવાડ પ્રાંતોમાં બાળકોને બોલવામાં મદદગાર થાય એટલા સારૂ તથા જીભ ઝલાતી હોય તેમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. અકલકરો મોમાં રાખીને લાળ પડવાથી મોંના લકવામાં ઘણો ફાયદો થાય છે. તે મૂત્રલ, કફઘ્ન, આર્તવજનક તથા પુરૂષત્વ આપનાર છે, એમ આધુનિક ડાક્ટરો માને છે. 'ગ્લોબસહિસ્ટેરિકસ' એ નામના હિસ્ટીરીયા રોગના એક પ્રકારમાં તેનો ઉપયોગ કરવા ડૉ. વિટલો લખે છે. **બનાવટ—આકારકરભાદિચુર્ણ** ( નં. ૬૬૧ ); **આકલ્લકાદિ ગુટિ** ( નં. ૭૩૯ ).

**૧૧૫. અખોડ**—સં. **अक्षोटः**; અં. Walnut, લા. Juglans regia. એનાં ઝાડ લગભગ પચાસ ફુટ ઉંચાં ને મોટાં થાય છે. તેનાં પાંદડાં પાંચ સાત ઇંચ લાંબાં અંડાકૃતિનાં અને અણીશુદ્ધ હોય છે. એનાં વૃક્ષ કાબુલ તરફ બહુ થાય છે. તેનાં ફળ આપણા દેશમાં એક સુકા મેવા તરીકે સાધારણ વપરાય છે. અખોડનાં આ ફળ મીંઢળ જેવાં થાય છે ને ભાંગવાથી તેની અંદરથી બીજ નીકળે છે, તે ખવાય છે. અખોડને પીલીને તેલ કાઢવામાં આવે છે. તે તેલ બદામના તેલને મળતું છે. ગુણ—વૃષ્ય એટલે વીર્યવર્ધક, ગરમ, રૂચિકર, કફપિત્તકર, પચવામાં ભારે અને મળવર્ધક છે. તેનું તેલ રેચક છે અને એરંડીયા તેલની અવેજીમાં ૨ થી ૪ તોલા લેવાથી રેચ લાગે છે.

**૧૧૬. અગર**—સં. **अगरु** અં. Eagle Wood, લા, Aquilaria Agallocha. આ ચંદનની એક જાત છે. તે સિયામ તથા સીંગાપોરથી બજારમાં આવે છે. તેની બે જાત જોવામાં આવે છે. એક કૃષ્ણાગર એટલે કાળો અગર અને બીજો ભુખરા રંગનો અગર. અગરને બદલે ગાંધી લોકો તગર વગેરે બીજું લગતું જ લાકડું આપે છે. અગર

સુગંધી પદાર્થ છે. અગરબત્તીમાં અગરનો મુખ્ય સુવાસ હોય છે અને તેથી જ તેનું નામ અગરબત્તી પડેલું છે. અગરનો ખુશબોવાળો ઉંચો કટકો વજનમાં તોલદાર અને તેલવાળો લાગે છે અને પાણીમાં નાંખવાથી તરતો નથી. ગુણ—ઉષ્ણ, તીક્ષ્ણ, પિત્તકર તથા લેપમાં શીતળ છે અને તેથી દાહને શાંત કરે છે. ચરક તેને શીતપ્રશમન ( ઠંડીને શાંત કરનાર ) તથા કાસહર એટલે ખાંસી મટાડનાર કહે છે અને સુશ્રુત તેને વાતકફહર, શરીરનો વર્ણ સુધારનાર, કુષ્ઠનાશક એટલે ચામડીનાં દરદોને મટાડનાર તથા કંડુનાશક એટલે ચામડીની ચેળ મટાડનાર કહે છે. મૃગી અને ફેફસાંનાં દરદમાં સારો ફાયદો કરે છે. રતવા તથા ગરમીના લેપોમાં તથા તેલોમાં અગર વિશેષ વપરાય છે.

**૧૧૭. અગથીઓ—સં. अगस्त्यः, અં.** Large flowered agati; **લા.** Agati Grandiflora. અગસ્તનો ઉદય હોય ત્યાં સુધી ફૂલ આવે માટે **'અગસ્ત્ય.'** અગથીઓ રાતો તથા ધોળો એ જાતનો થાય છે. તેનાં ફૂલ તથા શીંગોનું શાક થાય છે અને છાલ, પાંદડાં, મૂલ તથા ગુંદ દવા તરીકે વપરાય છે. તેનાં ફૂલ વાંકાં અને કાતરદાર ધોળા રંગનાં હોય છે. ગુણ—પિત્તઘ્ન, કફઘ્ન, ગ્રાહી શીતળ તથા કડવો. તેનાં પાંદડાં અગર ફૂલના રસનાં ટીપાં નાકમાં નાંખવાથી નાકનું પાણી ઝરે છે અને તેથી શરદી તથા માથાનો દુખાવો મટે છે. ચોથીઆ તાવમાં તથા સળેખમમાં તેનાં પાંદડાંનું નસ્ય આપવાથી ફાયદો થાય છે. રતાંધળાં માણસને તેનાં ફૂલોનું શાક ખવરાવવાથી ફાયદો થાય છે. તેનો ગુંદ દાંતે દાબવાથી દાંતનું દરદ શાંત પડે છે. કુણાં પાંદડાં તથા ફૂલનું શાક થાય છે ને પ્રમેહમાં ફૂલ સાકર સાથે અપાય છે.

**૧૧૮. અઘેડો—સં. अपामार्गः, અં.** Rough chaff tree; **લા.** Achyranthes Aspera. તેના છોડ એકથી ત્રણ હાથ ઉંચા થાય છે. હિંદુસ્તાનમાં તે પુષ્કળ ઉગે છે. જંગલોમાં થાય છે તે રાની અઘેડો કહેવાય છે. તેની બે જાત છે, રાતી અને ધોળી. ચોમાસામાં તે આડે વગડે મળી આવે છે. દવા તરીકે તેનાં બધાં અંગ કામમાં આવે છે. રસ્તે ચાલતાં તેના છોડ કપડામાં ભરાઇને બી કપડાંને વળગે છે, તેથી જ તેનું 'મર્કટી' એવું નામ રાખવામાં આવેલું જણાય છે. ગુણ—કફઘ્ન, ઉષ્ણ તથા મૂત્રલ છે. તેમાંથી ખાર નીકળે છે તે મૂત્રનો રેચ કરે છે. તેમાં ગ્રાહી ગુણ પણ છે અને તેથી દેશીવૈદો રક્તપ્રદર તથા અતિસારમાં તેનો ઉપયોગ કરે છે. અઘેડાની રાખમાં પોટાશ નામના ક્ષારનો મોટો ભાગ છે. અપામાર્ગક્ષાર ખાંસી, દમ, કફ તથા શ્વાસરોગમાં સારો ફાયદો કરે છે તેથી છાતીનો કફ છુટો થાય છે. તેનાં ક્ષારમાં સિદ્ધ કરેલા તેલનાં કાનમાં ટીપાં નાંખવાથી કાનનું શળ તથા કાનનો અવાજ મટે છે. અઘેડાનો ખાર તથા હરતાલ સાથે મેળવી લગાવવાથી શરીર ઉપરના નાના મસા ખરી પડે છે, પણ દાહ થાય છે. અઘેડાનાં ફૂલ અથવા મૂળ વાટીને વીંછીના ડંખ ઉપર ચોપડવાથી ઝેર ઉતરે છે. મૂળને પાણીમાં ઘસી આંખમાં આંજવાથી ફુલું ઘસાય છે તથા રત્તાંધળાપણું મટે છે. તેનાં બી વાટીને તેનો કલ્ક ચોખાના ધોણમાં પીવાથી હરસનું લોહી બંધ પડે છે. તેના બીની કાંજી કરીને ખાવાથી લાંબા વખત સુધી ભૂખ લાગતી નથી અને તેથી ભસ્મક રોગમાં પણ ફાયદો કરે છે, બનાવટ–ક્ષારતેલ ( નં. ૮૬૨ ).

**૧૧૯. અજમો—સં. यवानी; અં.** Bishops Weed Seed; **લા.** Carum

capticum. અજમોદ (ખોડી), સં. **अजमोदा**, અં. wild celery; લા. Apium graveolens. અજમાની ઘણી જાત છે. અજમો, ખોરાસાની અજમો (જુવો નં. ૨૦૨), ખોડી અજમોદ, છુવારી અજમોદ, કીરમાણી વગેરે. સાધારણ રીતે અજમા નામથી જે દાણા ઓળખાય છે તેજ દવા તરીકે વપરાય છે. અજમાનાં વૃક્ષ થાય છે અને દવાના કામમાં તેનાં બી (ફળ) તથા તેમાંથી બનતાં ફૂલ (અજમાના સત્વને અજમાનાં ફૂલ કહે છે) વપરાય છે. અજમાનાં ફૂલ અજમાના તેલમાંથી થાય છે. અજમાનું તેલ પણ વા ઉપર વપરાય છે. ગુણ–ઉષ્ણ, વાતહર, દીનપાચન, પેટનો ગોળો, આફરો, ચૂંક વગેરે દરદોમાં અજમાની ફાકી લેવાનો સાધારણ ચાલ છે અને તુરત અસર કરે છે. ઉલટી, અતિસાર, શરદી તથા પેટના કૃમિને પણ તે મટાડે છે. તે ઉત્તમ દીનપાચન હોવાથી અજમાનો ઉત્તેજક stimulent દવા તરીકે વિશેષ ઉપયોગ થાય છે. અજમાની ફાકીનું સેવન કરવાથી શરદીનું શીળસ દબાય છે, તેનો શરીરે ખરડ કરવાથી ઠંડું પડેલું શરીર ગરમ થાય છે. એક અનુભવી કહે છે કે, મોળ તથા પેટની વીંટને બંધ કરવામાં તે સર્વોત્તમ છે. આપણા બજારમાં અજમાનો અર્ક (તેલ) તથા અજમાનાં ફૂલ જથાબંધ વેચાય છે. વળી તેમાંથી **થાઇમોલ** નામની એક બનાવટ હાલમાં બનાવવામાં આવે છે, જે અજમાનાં ફૂલને મળતી છે. આ થાઇમોલ કારબોલિક એસીડ નામની અંગ્રેજી દવાની અવેજીમાં તેના 'એન્ટીસેપ્ટીક' એટલે દુર્ગંધનાશક ગુણ માટે ઉપયોગમાં લેવાય છે. **બનાવટ–૧. અજમોદાદિ ચૂર્ણ** (નં. ૬૫૭), **૨. યવાની ખાંડવ ચૂર્ણ** (નં. ૭૦૮), **૩. અજમોદાદિ ગુટિકા** (નં. ૭૭૧),

**૧૨૦. અડદ**—સં. **माष**: Kidney bean; લા. Phaseolus rediatus. અડદ એક પ્રકારનું કઠોળ છે અને ખોરાકની વસ્તુ તરીકે પ્રસિદ્ધ છે, દવા તરીકે પણ તે વપરાય છે. દવા તરીકે અડદનો ગુણ–પૌષ્ટિક, વાતહર, વીર્યવર્ધક, મૂત્રલ તથા ધાવણ વધારનાર છે. અડદની દાળના લાડુ બને છે. અર્દિત એટલે અડદિયા વામાં અડદના લોટનાં વડાં કરીને ખાવાથી ફાયદો થાય છે. **બનાવટ—માષાદિ મોદક** (નં. ૮૧૮–૮૨૫).

**૧૨૧. અતિવિષ**—સં. **अतिविषा**; લા. Aconitum Heterophyllum. આ એક છોડના મૂળીયાં છે અને હિમાલયના ઉંચા પ્રદેશમાં ઉગે છે. તે એક બે આંગળ લાંબા અને ગોળ કળી જેવાં હોય છે, તેથી લોકોમાં તે "અતીવખની કે અતિવસેકની કળી" એવા નામથી પ્રસિદ્ધ છે. પ્રાચીન વૈદક ગ્રંથોમાં તેની ધોળી, ભુરી અને રાતી એવી ત્રણ જાત કહેલી છે. પણ બજારમાં ધોળી અને ભુરા કાળા રંગની કળીઓ મળે છે. ધોળી કળીઓ દવા તરીકે ઉત્તમ છે. અતિવિષની કળીને વાટવાથી ચોખાના આટા જેવો ધોળો ભૂકો થાય છે. અને સ્વાદે કડવો લાગે છે. તેનું નામ અતિવિષ છે, પણ નામ પ્રમાણે તેમાં બીલકુલ ઝેર નથી, એટલુંજ નહિ પણ તેના કેટલાક ઉત્તમ નિર્ભય ગુણોને લીધે તે નાનાં બાળકોને માટે એક સર્વોત્તમ દવા નક્કી થઇ ચૂકી છે. ગુણ–કટુપૌષ્ટિક, જ્વરઘ્ન તથા કૃમિઘ્ન છે; તેમજ કફઘ્ન અને ત્રિદોષહર પણ છે. તે અતિસાર, ઉધરસ, વિષ તથા તાવને મટાડે છે. આધુનિક ડાકટરો જ્વરને રોકવા માટે ૨૦ થી ૩૦ ગ્રેન જેટલા ડોઝથી તાવ ચઢતાં પહેલાં ૪–૫ કલાક અગાઉ આપવા ભલામણ કરે છે. તેની કળીને વાટીને તેમાંથી ૧ રતી થી ૩ રતી સુધી અથવા ૨ ગ્રેન થી ૬ ગ્રેન સુધી બાળકને મધમાં ચટાડવાથી બાળકનો તાવ, ખાંસી, ઉલટી, કૃમિ, વગેરે વિકારો મટે છે. અતિવિષ તાવના ઘણાક ઉકાળામાં પડે છે. **બનાવટ–૧. અતિવિષાદિ કવાથ** (નં. ૫૪૫); **૨. કૃષ્ણાદિ ચૂર્ણ** (નં. ૬૭૧).

૧૨૨. **અફીણ**—સં. **अहिफेन**; અં. Opium. લા. Papaver Somniferum. આર્યવૈદ્યકના પ્રાચીન ગ્રંથોમાં અફીણનો ઉપયોગ જોવામાં આવતો નથી. મુસલમાની અમલમાં અરબસ્તાનમાં આ પદાર્થ આ દેશમાં દાખલ થયો છે. 'અફિયુન' 'અફીણ' અગર એવાં પ્રાકૃત નામો ગ્રીક શબ્દ 'ઓપીયાન' ઉપરથી અપભ્રષ્ટ થઇ નીકળેલાં છે. વાગભટ્ટ અને શાર્ઙ્ગધરના કાળથી વૈદ્યો તેનો દવા તરીકે ઉપયોગ કરતા આવ્યા હોય એમ જણાય છે. ખસખસના છોડમાંથી અફીણ થાય છે. તે છોડ ૨–૩ હાથ ઉંચા થાય છે અને તેની પેદાશ માળવામાં ઘણી થાય છે. તેનાં ડોડવા છોડ ઉપર હોય ત્યારે તેમાં કાપા પાડીને તેનો જે રસ એકત્ર કરવામાં આવે છે. તેને અફીણ કહે છે. તે ડોડવાને ખસખસના ડોડા અથવા પોશના ડોડા કહે છે અને ડોડવાની અંદરથી બી નીકળે છે તેને ખસખસ કહે છે. ગુણ–સ્નાયુશૈથિલ્યકૃત એટલે નસોને ઢીલી કરનાર. ગ્રાહી એટલે રસના પ્રવાહને અટકાવનાર, પીડાશામક એટલે વેદનાને બંધ કરનાર, નિદ્રા લાવનાર, ઉષ્ણ, સ્વેદલ એટલે પરસેવો લાવનાર, કફઘ્ન તથા વિષકારક એટલે ઝેરી છે. અફીણ ગ્રાહી હોવાથી ઝાડાને તથા લોહીને બંધ કરે છે, પીડાશામક હોવાથી કૉલેરાની ગોહલીઓ, પેટની પીડા, મરડાની ચૂંક વગેરેને દબાવે છે, નિદ્રા લાવનાર હોવાથી દુઃખ સહન ન થાય એવાં દરદોમાં આપવાથી ઉંઘ લાવીને પીડાને દબાવે છે અને સ્નાયુશૈથલ્યકૃત હોવાથી ઉન્માદ, હીસ્ટીરીઆ, આંચકી, ધનુર્વા, હડકવા વગેરે દરદોમાં આપવાથી નસોની ખેંચતાણને બંધ કરે છે, આ બધાં દરદોને અફીણ શાંત પાડે છે. મધુપ્રમેહમાં અફીણ ફાયદા સાથે વપરાય છે. તેમાં રસનું શોષણ કરવાને ઉષ્ણ ગુણ હોવાથી કફને સુકવી નાંખે છે અને તેથી જે ખાંસીમાં કફને બહાર કાઢવાની જરૂર હોય તે ખાંસીમાં અફીણ નુકસાન કરે છે. ખાંસી, દમ, સ્ત્રીઓની કસુવાવડ તથા ઋતુદોષ વગેરે દરદોમાં પણ અફીણ ફાયદો કરે છે. આંખનાં દરદો તેમજ ચામડી ઉપરના સોજા તથા વામાં બાહ્યોપચાર માટે અફીણ કેટલાક લેપોમાં વપરાય છે. કેટલાક લોકો મર્દાઇ માટે અફીણ ખાય છે, પણ અફીણમાં તેવો કાંઇ જાથુનો ગુણ હોય એમ દેખાતું નથી. શોષણ તથા ગ્રાહી ગુણને લીધે રસ, વીર્ય તથા લોહીના પ્રવાહને ઉલટો સુકવીને અટકાવે છે અને તેનાથી વીર્યનું સ્તંભન થતું હશે, એટલા ઉપરથી માની લેવામાં આવે છે કે, તેમાં પુરૂષત્વપણાનો પણ ગુણ છે; પણ તેમ માનવામા લોકો ઠગાય છે. **બનાવટ** ૧. **અહિફેનાદિ ગુટિકા** (નં. ૭૩૮). ૨. **અહિફેનાસવ**-(નં. ૭૭૯).

૧૨૩. **અમરવેલ**—સં, **अमरवल्लरी**; અં. Dodders. લા; Cuscuta reflexa. આ નામની વેલ થાય છે. તે પીળા તાંતણા જેવી ઝાડો ઉપર પથરાઇ જાય છે. તેને પાંદડાં હોતાં નથી પણ ફુલ સફેદ થાય છે. તેને જમીનમાં મૂળ હોતું નથી અને તેથીજ કદાચ તેનું નામ 'આકાશવલ્લી" પડ્યું જણાય છે. તે ગુજરાત કાઠિયાવાડમાં બહુજ થાય છે. ગુણ–પિત્તનાશક, ગ્રાહી, કડવી, જરા મધુર, હૃદયને હિતકારક તથા કફઘ્ન અને આમનાશક છે; વળી વીર્યવર્ધક અને રસાયન છે એમ રાજનિઘંટ કહે છે. રતવા, બળતરા તથા વાળા ઉપર તેની લુગદી કરીને બાંધવામાં આવે છે. તે બહુ ઉપયોગમાં લેવાતી નથી તેથી તેના ગુણ અનુભવથી જાણવામાં આવી શક્યા નથી. ડો. ખોરી તેનો મેટિરિયા મેડિકામાં તેને રેચક કહે છે અને કાળજાનાં દરદો, પિત્તના વિકારો અને ઝાડાની કબજીયાતમાં વપરાય છે એમ જણાવે છે. આ વેલની પણ બે ત્રણ જાત છે.

૧૨૪. **અમ્લવેતસ**—સં. **अम्लवेतस**; અં. Country sorel લા. Acidozey-

folia. અમ્લપંચક એટલે પાંચ ખાટા પદાર્થોમાંનો એક પદાર્થ (જુવો સંખ્યા વર્ગ નં. ૪૧૨). ગુણ—અતિ અમ્લ, કષાય, ઉષ્ણ, વાતઘ્ન, કફ, અર્શ, ગુલ્મ તથા અરોચક રોગને હરે છે. દસ્ત લાવનાર, હલકું, અગ્નિ પ્રદીપક, પિત્ત કરનાર, રૂક્ષ, ગાળનાર તથા ચણાના ખારના ગુણવાળું છે. છાતીનાં દરદ, શૂળ, ઝાડા તથા પેશાબના દોષો, બરલ, ઉદાવર્ત, છીંક, આફરો, શ્વાસ, ઉધરસ, અજીર્ણ ઇત્યાદિ દરદોમાં વપરાય છે.

**૧૨૫. અર્જુનવૃક્ષ**—સં. **अर्जुनवृक्ष ककुभः**; લા. Terminalia Arjuna. મરાઠીમાં આ વૃક્ષ 'અર્જુન સાદડા'ના નામથી ઓળખાય છે. આ વૃક્ષ ધોળા સાજડની જાતનું છે, અને તેથી કેટલાક સાજડને, આસુંદરાને, કડાયાને, શીવણને ઇત્યાદિ એક બીજાને મળતાં વૃક્ષોમાંથી ગમે તેને અર્જુનવૃક્ષ તરીકે ઓળખવાની ભૂલ કરે છે; પણ પોરબંદરવાળા પ્રખ્યાત વનસ્પતિશાસ્ત્રી (Botanist) રા. જયકૃષ્ણ ઇન્દ્રજી જણાવે છે તે પ્રમાણે અર્જુનવૃક્ષ Terminalia Glabra એ જુદુંજ વૃક્ષ છે. અને કેટલાક નિઘંટોમાં લખવામાં આવે છે તેમ 'અર્જુન' એવું નામ આસુંદરાનું. સાજડનું કે શીવણનું પર્યાયવાચક નામ નથી,અર્જુનવૃક્ષ ૬૦ થી ૮૦ ફીટ ઉંચાં અને સીધા ટટાર થાય છે. એની પ્રથમ છાલ સાજડની છાલ જેવી ભુખરા રંગની ને ખડબચડી હોય છે. પણ વૃક્ષ મોટું થતું જાય છે તેમ તેના થડ ઉપરથી જામફળ કે પેરના ઝાડની છાલની પેઠે ભુરી છાલનાં કડપલાં ઉતરતાં જાય છે અને આખરે થડ તથા ડાળો લીસી ધોળા રંગની થાય છે. જ્યારે આપણા વૈદ્યો તેને ઓળખવામાં સંદેહવાળા જણાયા છે ત્યારે વિદેશી બૉટનિસ્ટોએ નિરાકરણ કરીને તેનું ખાસ નામ **अर्जुन** જ કાયમ રાખેલું છે. ગુણ—શીતળ, પૌષ્ટિક તથા સ્તંભન છે. હૃદ્રોગમા અર્જુન વૃક્ષની છાલ ઘણી ફાયદાકારક જણાઇ છે. તેનો ક્વાથ કરીને દુધની સાથે પીવાય છે અથવા તેનું ચૂર્ણ દુધમાં કે ગોળમાં ખવાય છે. કચર થયો હોય કે હાડકું ભાગ્યું હોય ત્યારે તેની છાલ દુધમાં ખાવાથી હાડકું જલદી સંધાય છે અને ગંઠાઇ ગયેલું લોહી છુટું પડે છે. હૃદ્રોગ અને તેની સાથે આવનારા જીર્ણજ્વરને તે મટાડે છે તથા છાતીમાંથી બળખા સાથે પડતા લોહીનો અટકાવ કરે છે. તેની છાલને બાળીને સમાનભાગ કાથો મેળવી તેનો ઉભેરો ચાંદી તથા જખમ ઉપર દાબવાથી જલદી રૂઝ આવે છે.

**૧૨૬. અરડુશી**—સં. **अटुरूषकः** અં. Malabar not: લા. Adhatoda vasica. અરડુશીનાં છોડ આ દેશમાં સર્વત્ર થાય છે. તેનો દવા તરીકે ઉપયોગ દેશીવૈદ્યકમાં ઘણા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે. તેના છોડ માણસની ઊંચાઇ જેટલા કે તેથી વધારે ઉંચા લાગે છે. તેમાંથી કણેરની પેઠે જુદી જુદી શાખાઓ (સોટીઓ) નીકળે છે. તેનાં પાંદડાં ઘણાં ખરાં જમરૂખી અને સીતાફળીને મળતાં આવે છે. તે પાંદડાં ત્રણ ચાર ઇંચ લાંબાં અને દોઢેક ઇંચ પહોળાં થાય છે. પાંદડાં રંગે લીલાં અને પાકે ત્યારે પીળાં થાય છે. તેનાં ફૂલ રંગે ધોળાં અને ઉઘડે છે ત્યારે સિંહના પહોળા થયેલા મોં જેવા આકારનાં લાગે છે. તેથી તેનું સંસ્કૃત વૈદ્યોએ "સિંહાસ્ય" એવું પણ નામ આપેલું છે. ફુલનો આકાર અને રંગ ઘોડાના દાંત જેવો દેખાય છે તેથી તેનું બીજું નામ "વાજીદંત" પણ છે. આ ફુલો તુળશીની મંજરી પેઠે એક પછી એક હારબંધ ફુટે છે. દવા તરીકે તેનાં મુખ્ય કરીને પાંદડાં વપરાય છે. ગુણ—કફઘ્ન, રક્તસ્તંભક, જ્વરઘ્ન, તેનાં પાંદડાંનો રસ તુરો અને કડવો છે તથા ગુણઠંડો અને હલકો છે. તે તિક્ત, કટું, શીત, કાસહર, પિત્તહર છે; તથા કમળો, તાવ, રક્તપિત્ત,

તથા ક્ષયરોગને મટાડે છે, તેનો સ્વરસ કે પુટપાક રીતે રસ કાઢીને તેમાં મધ અથવા સાકર મેળવીને પીવાય છે, અથવા ક્વાથ કરીને કે પાન સુકવીને તેનું ચૂર્ણ મધમાં ચાટવામાં આવે છે. કફથી થયેલી ખાંસી, દમ તથા તાવમાં તેનો પુટપાકથી કરેલો સ્વરસ ઘણોજ ફાયદો કરે છે. નાનાં બચ્ચાં સસણીથી ભરાઈ જાય છે ત્યારે અરડુશીનાં પાન વાટીને તથા બાફીને છાતી ઉપર બંધારણ કરવાથી છાતીનો કફ છુટો પડે છે. રક્તપિત્ત, ક્ષય તથા ખાંસીને માટે અરડુશી (વાસા) નાં આર્યવૈદ્યોએ ઘણાં વખાણ કર્યા છે.[1] **બનાવટો—૧.** વાસા સ્વરસ (નં. ૫૩૦); ૧. વાસા પુટપાક (નં. ૫૩૯); ૩. વાસાદિક્વાથ (નં. ૬૧૬); ૪. વાસાસવ (નં. ૭૮૯); ૫ વાસાવલેહ (નં. ૮૦૪).

**૧૨૭. અરડુસો**—સં. **अरलु**; લા. Ailanthus Excelsa. અરડુસો અને અરડુશી એ બંને જુદાં વૃક્ષ છે; પણ ઘણા લોકો અરડુશીને પણ અરડુસો એવા નામથી બોલાવે છે. કોઈ પ્રાંતમાં તે અરલવો એવા નામથી ઓળખાય છે. આ ઝાડ લીંબડાના ઝાડ જેવડું ઉંચું થાય છે. તેનું ઝાડ તથા શાખાઓ સીધાં થાય છે. છાલનો રંગ રાખોડી જેવો અને પાંદડાં લીંબડાના જેવાંજ હોય છે પણ જરા મોટાં હોય છે. તે પાંદડાં લીંબડાની સળીઓની પેઠે મોટી સળીઓ ઉપર બે બાજુએ સામસામાં ઉગે છે. ફૂલ લીંબડાના જેવાં અને તેમાં શીંગો થાય છે. તે પાતળી, પહોળી ને પિત્તપાપડાના જેવડી લાંબી થાય છે. દવા તરીકે છાલ તથા મૂળ વપરાય છે.[2] **ગુણ**—કટુ, પૌષ્ટિક, જ્વરઘ્ન તથા ગ્રાહી, સ્વેદલ તથા દીપન. તે અતિસાર તથા રક્તાતિસારમાં અપાય છે. તેની છાલના પુટપાકમાં કે સ્વરસમાં મોચરસ (શેમળાનો ગુંદ) તથા મધ નાંખીને આપવાથી સર્વ અતિસારને મટાડે છે. **બનાવટ**—અરલુ પુટપાક (નં. ૫૩૩).

**૧૨૮. અરણી**—સં. **अग्निमंथ**; લા. Clerodendron Phlomoides—આ નગોડની જાતનું આ દેશનું પ્રસિદ્ધ વૃક્ષ છે. તે ગુજરાતમાં ખેતરોની વાડોમાં ઘણાં ઉગી નીકળે છે. તેની ઉંચાઇ ૫ થી ૧૧ ફુટ અને કોઈ કોઈ વાર ૩૦ ફુટ જેટલી હોય છે. તેની છાલનો રંગ ધોળાશ પડતો અને ભુખરો છે. ફૂલ ધોળાં, દેખાવમાં સુંદર, ખુશબો વાળાં હોય છે. પાંદડાં ગોળ ફરતી કાંગરીવાળાં અને ખરાબ વાસવાળાં હોય છે. તેનાં ફળ કરમદા જેવાં થાય છે. તેનાં પાન તથા પાનના રસનો ઉપયોગ લોકોમાં પ્રસિદ્ધ છે અને તેનાં મૂળ 'દશમૂળ'માં વપરાય છે. ડો. પાંડુરંગ ગોપાળ પોતાના "આર્યઔષધિ સંગ્રહકોશ" માં લખે છે કે-તેની છાલની બારીક ભૂકી ૨ માસા વજનની લેવાથી પિત્તની ઉલટી થાય છે તથા પરસેવો આવે છે અને ઇપીકાક્યુઆના જેવું કામ કરે છે એમ લાગે છે. **ગુણ**—વાતહર, શોથઘ્ન, કફઘ્ન તથા સ્વેદલ છે. તેના પાનનો રસ સોજા ઉપર ચોપડવામાં આવે છે અને

---

૧ वासायां विद्यमानाया माशायां जीवितस्य च ।
रक्तापित्ती क्षयी कासी किमर्थ मवसीदत्ति ॥

**અર્થ**—જીવવાની આશા છતાં અને વાસા-અરડુશી-વિદ્યમાન એટલે હયાત છે,તો રક્તપીત્ત, ક્ષય અને ખાંસીના રોગવાળા શા માટે પીડાય છે ?

૨. વૈદ્યરાજ રઘુનાથજીના નિઘંટસંગ્રહમાં અરલુ, અરડુસો, ટેટુ અને મરમઠ એ બધાં એકજ વૃક્ષનાં પર્યાય નામો જોવામાં આવે છે અને Oroxylum ludicum એ તેનું બોટેનીકલ નામ છે. રા. જયકૃષ્ણ ઇંદ્રજી કહે છે કે અરડુસો (**महारूख**) Ailanthus excelsa અને મરમઠ કે ટેટુ (**टुंटक**) Oroxylum Indicum એ બંને જુદાં વૃક્ષ છે. આ બે વૃક્ષો વિષે નિરાકરણ થઈ ગયું છે, જુઓ "**વૈદ્યકલ્પતરૂ**" એપ્રીલ ૧૯૧૭, પાનું ૧૨૭.

પાન બાફીને સોજા ઉપર તથા ઉઠેલી આંખો ઉપર બાંધવામાં આવે છે. ગામડાના ગરીબ લોકો તેનો આ ઉપયોગ વારંવાર કરે છે. અરણીના લાકડામાંથી હોકો પીવાની નાળો બનાવવામાં આવે છે અને બરડાના રબારીઓમાં એવું બોલાય છે કે-તેની નાળવાળો હોકો પીવાથી ઉધરસ મટે છે. **બનાવટ**—૧. અગ્નિમંથક્વાથ (નં. ૫૪૨).

**૧૨૯. અરિઠાં**—સં. **अरिष्ट;** અં. Soapnut tree; લા. Sapindus emarginatus. આ સુંદર વૃક્ષો દક્ષિણ હિંદુસ્તાન તથા સિંહલદ્વિપમાં ઘણા થાય છે. તેનો આકાર લગભગ મહુડાને મળતો હોય છે. ડૉ. ડીમોક તેની બે જાત જણાવે છે. એક ડાળીમાં ૬–૭ પાંદડાં લાગેલાં હોય છે. ફૂલ ઝુમખાબંધ, ધોળા લીલાશવાળા રંગનાં થાય છે. તેનાં ફળ પણ ઝુમખાબંધ, નાનાં આમળાં જેવડાં લીલા રંગનાં થાય છે અને પાકે છે ત્યારે પીળાશ તણા રતાશ પકડે છે. અરીઠામાં ચીકાસ તથા મેલ કાપવાનો ગુણ છે તેથી આપણા લોકો ન્હાવામાં, કપડાં ધોવામાં તથા સોના રૂપાના દાગીના ઉજાળવામાં તેનો ઉપયોગ કરે છે. દવા તરીકે તેના ફળનો ઉપયોગ ક્વચિત થાય છે. **ગુણ**—ઉષ્ણ, તીક્ષ્ણ તથા લેખન. તે શોધક હોવાથી નસ્ય તથા વમન માટે વારંવાર વપરાય છે. અરીઠાંનું પાણી કરી પીવાથી ઉલટી થાય છે અને પેટમાંથી ઝેર કાઢવા માટે તેની ઉલટી લેવાય છે. તેનું પાણી નાકમાં નાંખવાથી આધાશીશી વગેરે માથાંનો દુખાવો મટે છે. વળી તેનું ચૂર્ણ નસ્ય તરીકે સુંઘાડવાથી બેશુદ્ધિ દૂર થાય છે. હિસ્ટીરીઆવાળી સ્ત્રીઓને તેની ધુમાડી આપવામાં આવે છે. તેનાં બીનાં અંદરના મીંજ દસ્તાનનો ખુલાસો કરનાર છે અને તેથી ગર્ભપાત કરવા માટે પણ વપરાય છે. અરીઠામાં 'ઘપીકાકયુઆના' જેવા ગુણ છે એટલુંજ નહિ પણ તેનાથી ગુણમાં ચડે છે, એવું ડૉ. મોઈદ્દીન શરીફ જણાવે છે. વળી તે કહે છે કે, અપસ્માર, હિસ્ટીરીઆ વગેરેમાં તેનું ઘાટું પાણી કરીને નાકમાં ટીપાં નાંખવાથી કે તેનો મગજ મોંમાં મૂકવાથી તરત શુદ્ધિ આવે છે; વીંછી વગેરે ઝેરી ડંખ ઉપર પણ તેની અસર થાય છે.

**૧૩૦. અશેલીઓ**—સં. **आशालिके; अहालिमः,** અં. Common cress; લા. Lepidium Sativum. અશેળીઆના દાણા ઇરાનમાંથી આવે છે. તે દાણા રાઇના જેવા થાય છે. **ગુણ**—વાતહર, કફઘ્ન, શોધક તથા પૌષ્ટિક છે. ખાવાથી કલેજાના તથા બરલના લોહીના જમાવને તોડે છે. સંધિવા, કમરનો દુખાવો તથા ગોઠણ વગેરે ઝલાય ત્યારે તેની રાબ પીવાનો ચાલ સાધારણ છે તથા લેપ મારવામાં પણ આવે છે. તેનો ચીકણો લુઆબ પીવાથી હેડકી બેસે છે. શિયાળામાં લોકો કેટલાક પાકમાં તે નાંખે છે અથવા રાબડી કરીને પીએ છે. જલદી પ્રસવ કરાવવા માટે પણ અશાળીયાની રાબડી પાવાનો ચાલ છે. દુધમાં પલાળીને આંખે બાંધવાથી આંખનો સોજો મટે છે.

**૧૩૧. અળશી**—સં. **अतसी;** અં. Linseed; લા. Linum Usitatissimum Lini semina. તેના છોડને શણ (Flax) ના છોડ કહે છે. +અળશીના ભુરા રાતા રંગના દાણા થાય છે અને કળથી નામના કઠોળના દાણાને મળતા થાય છે. કળથી કરતાં અળશીના દાણા જરા નાના થાય છે. કળથી, મગ, મઠ વગેરે કઠોળની પેઠે તેનો પાક ઉગાડવામાં આવે છે, તેમાંથી તેલ પીલી કાઢવામાં આવે છે. જેને "લીન્સીડ ઓઇલ" કહે છે. આ તેલ સાબુમાં તેમજ મલમોમાં વપરાય છે. દવા તરીકે અળશીના દાણાનો ઉપયોગ પોલ્ટીસ તરીકે હવે સર્વત્ર

+ વસ્ત્ર તથા દોરા બનાવવા માટે શણના તાંતણાનો ઉપયોગ સુશ્રુતના સમયથી જાણીતો છે, એવું સુશ્રુતના ૨૫ મા અધ્યાય ઉપરથી જણાય છે, પણ અળશી ( ક્ષૌમ ) નો દવા તરીકે ઉપયોગ કોઈ પ્રાચીન ગ્રંથોમાં જણાવેલો જોવામાં આવતો નથી.

પ્રસિદ્ધ છે, ગુણ—શીતળ તથા મૂત્રલ; મૂત્રના અટકાવમાં તથા પથરીની બળતરામાં અળ- શીની ચા બનાવી અપાય છે. શરીરપર ગાંઠો, સોજો તથા દરદ થઇ આવે છે તેના ઉપર દળેલી કે ખાંડેલી અળશીની પોલ્ટીસ મારવાનો પ્રચાર સાધારણ થઇ પડેલો છે. તે લોહીના જમાવને તોડે છે. સંધિવાના સોજા ઉપર તેમજ ક્ષય ( ન્યુમોનિયા ) વગેરે દરદોમાં અને છાતીના દુખાવામાં પણ તેની પોલ્ટીસ બાંધવાથી આરામ મળે છે. કળીચુનાના પાણીમાં અળશીનું તેલ મેળવીને બળેલા કે દાઝેલા ભાગો ઉપર ચોપડવાથી સારો ફાયદો થાય છે. એરંડીયા તેલની અવેજીમાં રેચ માટે અળશીનું તેલ આપવાથી રેચ લાગે છે.

**૧૩૨. આકડો**—સં. अर्कः, અં. Gigantic swallow wort; લા. Calotropis Gigantea. આકડાનું ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે, તે બે જાતનો થાય છે. ધોળા ફૂલવાળા આક- ડાનાં સંસ્કૃત નામ અર્ક, રક્તપુષ્પ, શુકલફલ ઇત્યાદિ છે, તેના છોડ ૩–૪ હાથ કે વખતે તેથી વધારે ઉંચા થાય છે. તેનાં થડ તથા ડાળીઓ પોલી હોય છે. પાંદડાં ઘણીક રીતે વડનાં પાંદડાંને મળતાં આવે છે. ધોળા આકડાનાં સફેદ ફુલોમાં સારી ખુશબો રહેલી છે. તેનાં ફળ રંગે લીલાં, કાંઇક કેરીના આકારનાં અને પાકયે તેમાંથી સુંવાળું રૂ નીકળે છે અને તેથી 'તુલફળ' એવું પણ આકડાનું નામ છે. આકડાનાં બધાં અંગ દવા તરીકે કામમાં આવે છે. ગુણ—૧. ઉષ્ણ, શોધક, સ્વેદલ, વામક, કફઘ્ન, ક્ષોભક અને વાતહર છે. આકડાના મૂળની છાલમાં પરસેવો લાવવાનો અને ઉલટી કરાવવાનો ઉષ્ણ ગુણ છે અને તેથી તે ચામડીના વિકારો, યકૃતના વિકારો, ખાંસી તથા જલોદરમાં વપરાય છે. ૨. આમવાતમાં, રક્તાતિસારમાં તથા ઉપદંશના વિકારોમાં મૂળની સુકવેલી છાલની ફાકી ૧॥ માસા જેટલી દિવસમાં ત્રણ વાર આપવાથી ગુણ કરે છે. ૩. રાતા કોઢ વગેરે દરદોમાં આકડાના દુધમાં અનાજના દાણા રાત્રે ભીંજવી રાખી સવારે ખાવાની અરબી હકીમ મિરઅબ્દુલ હમીને ભલામણ કરી છે. ૪. ડૉ. રોયલ તથા ડૉ. પ્લેફેર એમણે શ્લીપદ ( હાથીપગું ) રોગમાં ૩ થી ૬ ગુંજાભાર આકડાની છાલમાં અડધો ગ્રેન કેલોમેલ મેળવી તેની ગોળી રોજ બે ત્રણ વાર આપ્યાથી ફાયદો થયાનું જણાવેલું છે. ૫ મૂળની છાલની ભૂકી ૨ થી ૩ માસા અરધાથી એક કલાકની અંતરે આપવાથી સારો ઝાડો થઇને ઉલટી થાય છે અને કદિ તેથી એક ચોખો રેચ પણ થાય છે. તેના આ ગુણને લીધે અંગ્રેજી 'ઇપીકાકયુઆના' નામની દવાની અવેજીમાં આકડાના મૂળની છાલની ભૂકી વાપરી શકાય છે. ૬. તેનાં ફૂલ જેને કેટલાક રવાઇડાં કહે છે, તેમાં જઠરાગ્નિ વધારવાનો ગુણ છે તથા તેથી અરૂચિ, ઝાડો, ખાંસી, શ્વાસ તથા હરસ રોગમાં પણ તે ફાયદો કરે છે. ૭. આકડાનાં રવઇડાં અને તીખાં (મરી) ની ગોળી ખાવાથી ખાંસી તથા શ્વાસમાં ફાયદો થાય છે. ૮. વળી તેમાં જરા જરા જવખાર અને અફીણ મેળવવાથી તત્કાળ ફાયદો કરે છે. તેનું દુધ અભ્રક વગેરે ભસ્મો બનાવવામાં બહુ ઉપયોગમાં આવે છે. ૯. આકડાનાં પાંદડાંનું બંધાણ કરવાથી પેટનો તથા માથાનો દુખાવો નરમ પડે છે. ૧૦. પીળાં પાંદડાંને તપાવી તેના રસનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનના ચસકા તથા અવાજ બંધ પડે છે. ૧૧. વાળા ઉપર આકડાના પાનને એરંડીયું તેલ ચોપડી જરા ગરમ કરી બાંધવાથી વાળો બહાર નીકળી આવે છે. ૧૨. સંધીવા ઉપર પાન બાંધવાથી ફાયદો થાય છે. ૧૩. પાન તથા સીંધાલુણને એક હાંડલીમાં નાંખી મેં બંધ કરીને બાળી રાખ કરવી; તે રાખ કાંજી સાથે કે મધ સાથે ખાવાથી પેટનો વાયુ, ચામડીની ચેળ, વ્રણ, બરોલ, ગુલ્મ, હરસ, કફ, પેટનો દુખાવો વગેરે વિકારોમાં અપાય તો ફાયદો કરે છે. ૧૪. રાતા આકડાનાં તાજાં

ફુલો તથા મરીની સમાન વજને પાંચ પાંચ ગ્રેનની ગોળી આપવાથી હીસ્ટીરીઆ, દમ અને અપસ્માર ( વાઇ ) માં ઘણો જ ફાયદો થાય છે, એવો અનુભવ હાલમાં બહાર પડયો છે, ખેંચતાણના વ્યાધિમાં સ્નાયુ શૈથિલ્યકૃત ગુણને લીધે તે ખાસ ઉપયોગી છે અને દરદના જોર પ્રમાણે તે ગોળી ચાર ચાર કે છ છ કલાકે આપવી. ૧૫. આકડાના દુધને સુકવીને તેની એકેક બબ્બે ગ્રેનની ગોળી કરી રાખી તે આપવાથી તે ગોળી છાલ તથા ફુલ કરતાં વધારે અસર કરે છે એમ. ડૉ. ડીમૉક કહે છે. પણ આકડાનું છીર ઝેરી ( ઉપવિષ ) છે, માટે આપવામાં સંભાળ રાખવાની જરૂર છે. ૧૬ અઢાયાંની રાખને આકડાના દુધની ભાવના દઇને તે રાખનું નસ્ય દેવાથી તંદ્રા ( ઘેન ), માથાનું દરદ, મૂર્છા તથા અપસ્મારમાં ફાયદો કરે છે. ૧૭. આકડાના મૂળની છાલ છાશમાં વાટીને ચોપડવાથી અંડવૃદ્ધિમાં ફાયદો થાય છે. **બનાવટ**—૩. અર્કતૈલ (નં. ૮૪૭); ૨. અર્કઅહિફેનાદિગુટિકા (નં. ૭૦૬ ); ૧. અર્કાદિક્વાથ ( નં. ૫૪૩).

**૧૩૩. આકોલ**—સં. **अंकोल्लक**; અં. Sage-leaved alangium; લા. Alangium Lamarckii. આકોલનાં ઝાડો હિંદુસ્તાનનાં જંગલોમાં થાય છે અને છુટાં છવાયાં પણ ઉગે છે. તેની બે ત્રણ જાત થાય છે. તેનાં ઝાડ કરેણનાં ઝાડ જેવડાં થાય છે. તેના પાન કણેરના પાન જેવાં હોય છે, પણ થડ કણેર કરતાં જાડું હોય છે. ફુલ ધોળાં હોય છે. તેનાં કાચાં ફળ લીલાં અને પાકે ત્યારે કાળાશ પડતાં થાય છે. ઔષધોના કામમાં તેના મૂળની છાલ વપરાય છે. **ગુણ**—શોધક, સ્વેદલ તથા વાંતિકારક છે. ઉંદરના ઝેરમાં તેનું લાકડું ઘસીને ચોપડાય છે તથા પવાય છે. કેટલા ડૉકટરો જણાવે છે કે, આકોલમાં "ઇપીકાકયુઆના" જેવા ગુણ છે અને જે જે દરદોમાં ઇપીકાકયુઆના વપરાય છે તે સર્વમાં તેનાં મૂળની છાલનું ચૂર્ણ વાપરવું. તેનામાં વિષપ્રતિયોગી ( Antipoison) ગુણ છે. તથા તેના રેચક અને વામક ગુણને લીધે હડકવા, સર્પદંશ, ઉંદરવા વગેરે ઝેરના દરદોમાં ખાવાથી ફાયદો કરે છે. **માત્રા**—ઉલટી માટે તોલો ০। અગર ૧૦ થી ૪૦ ગ્રેન. તે ૨ વાલથી ૩ વાલ એટલે ૬ થી ૧૦ ગ્રેન સુધી આપવાથી પરસેવો લાવીને તાવ ઉતારે છે.

**૧૩૩. આદુ**—સં. **आर्द्रक**; અં. Ginger root; લા. Zingiber officinale. એક જાતના છોડના લીલા કંદને આદુ કહેવામાં આવે છે. આ છોડ ગરમ પ્રદેશોમાં અને પાણીવાળી તથા રેતાળ જમીનમાં વિશેષ કરીને પાકે છે. તેના છોડ એક હાથ ઉંચા થાય છે. પાંદડાં નાની એલચીના જેવાં હોય છે. આદુનો મુરબ્બો તથા અથાણું થાય છે. **ગુણ**—ઉષ્ણ, દીપન, પાચન, વાતહર અને રૂચિકર છે. વળી કફઘ્ન તથા ગ્રાહી છે. આદુના રસમાં મધ મેળવીને આપવાથી કંઠમાં રહેલો કફ તથા વાયુને મટાડે છે, હૃદયનો રોગ, આફરો તથા શૂળમાં ફાયદો કરે છે, જઠરાગ્નિ વધારે છે તથા ખોરાકમાં રૂચિ ઉપજાવે છે. રસનું પ્રમાણ તોલા ০॥ થી ૨. આદુમાંથી સુંઠ કરવા માટે આદુની ઉપરની છાલ કહાડી નાંખીને તડકે સુકવવામાં આવે છે તથા સડી ન જાય માટે તેને ચુનાના પાણીમાં બોળી કાઢવામાં આવે છે. **બનાવટ**-૧. આર્દ્રક સ્વરસ (નં. ૫૧૮). આર્દ્રકાવલેહ (નં. ૭૯૧).

**૧૩૫. આંબલી**—સં. **अम्लिका**; અં. Tamarind; લા. Tamarindus indicus. આંબલીનાં ઝાડ સર્વત્ર ઉગે છે અને પ્રસિદ્ધ છે. મરાઠીમાં તેને ચીંચ કહે છે. દવા તરીકે આંબલીની છાલ, પાન અને ફળનો ગરભ વપરાય છે. તેની છાલમાં ખાર છે તેથી તેની

રાખ અથવા રાખમાંથી કાઢેલા ક્ષાર શંખવટી નામની ગોળીઓમાં વપરાય છે. તેનાં પાન ઠંડા હોવાથી ઉઠેલી આંખના સોજા ઉપર તેમજ ભીલામાં ફુટી નીકળ્યાં હોય તે ઉપર વાટીને બાંધવાથી કે ચોપડવાથી બળતરા કમી પડે છે. ભીલામાં, થોરનું છીર, કે નેપાળો ચામડી ઉપર લાગવાથી ચામડી ઉપડી આવે કે બળે ત્યારે તેના ઉપર આંમલીનાં પાકેલાં ફળ (કાતરા) માંહેનો ગર પાણીમાં મેળવી ચોપડવો. એવીજ કોઇ ગરમ ચીજ આંખમાં ઉડી હોય તો તે ગરમાં થોડું ઘી મેળવીને આંખમાં અંજન કરવું. નેપાળાના સખ્ત જુલાબ તથા ઉલટીના વારણ માટે આંબલીનું શરબત, ઘી તથા સાકર નાંખી વારંવાર પાવું. ઉનાળામાં આંબલીનું શરબત ઠંડક આપે છે અને લૂ, ગરમી તથા પેસાબની બળતરાને દબાવે છે. કાચી આંબલી કદી પણ ખાવી નહિ અને પાકી આંબલી પણ વધારે ખાવાથી તેના ઠંડા ગુણને લીધે સાંધાને પકડે છે તથા ઉધરસ, દમ અને સસણીનું દરદ ઉપડી આવે છે.

**૧૩૬. આંબળાં**—સં. आमलकं; અં. Emblic myrobalan; લા. Phylanthus amblica. આંબળાંનાં વૃક્ષને આમળી કહે છે. તે વૃક્ષો હિંદુસ્તાનના જંગલોમાં મળી આવે છે અને ક્યાંઇ ક્યાંઇ બગીચાઓમાં પણ ઉગાડવામાં આવે છે. તે ઝાડ દાડમી કે જામફળી જેવડું થાય છે. તેનાં પાન ખીજડાના પાન જેવાં બહુ ઝીણાં ને ઘણાં લીલા રંગનાં હોય છે. તેના ઉપર શિયાળામાં ફળના ઝુમખા બેસે છે. આંબળાં જેમ વધારે મોટાં ને દળદાર છાલવાળાં તેમ વખણાય છે અને કાશી તરફ બહુ મોટાં આંબળાં થાય છે. આંબળાં લીંબુ જેવડાં રંગે લીલાં પણ પાકે છે ત્યારે આમળસારા ગંધક જેવાં પીળાં થાય છે. ગુણ—અમ્લ, શીતળ, પિત્તશામક, શોધક, સારક, પૌષ્ટિક, વૃષ્ય અને રસાયન છે. આંબળાં ખાટા રસથી વાયુને શમાવે છે, મધુરતા તથા ઠંડકથી પિત્તને શમાવે છે અને તુરા રસને લીધે કફને શમાવે છે. ક્ષય જેવો ભયંકર વ્યાધિઓમાં ચ્યવનપ્રાશ જેવા આંબળાંના પ્રયોગથી ઘણો ફાયદો થાય છે. ૨. વળી આંબળાં આંખોને તથા વાળને ફાયદો કરે છે. ૩. દાહ, પિત, ઉલટી તથા પ્રમેહ વગેરે દરદોમાં પણ આંબળાં ઘણો ફાયદો કરે છે. ૪. તેના શોધક ગુણને લીધે લોહીવિકારનાં દરદો તથા ચામડીનો તપારો મટે છે અને શરીરે ચોળી ન્હાવાથી વાળ તથા ચામડી અતિ સ્વચ્છ તથા સુંવાળાં બને છે. ૫. રક્તપિત્ત એટલે લોહીના સ્ત્રાવને આંબળાં અટકાવે છે અને તેથી તેની કોઇ પણ બનાવટનું સેવન કરવાથી લોહીનો પ્રવાહ બંધ પડે છે. ૬. આંબળાના ચૂર્ણને દુધમાં વાટી તાળવા ઉપર થેપલી સુકવાથી નાકોડી બંધ થાય છે. ૭. તેનું ચૂર્ણ સાકર સાથે ખાવાથી સ્ત્રીઓનો બહુ પેસાબ ચાલવાનો રોગ, પ્રદરરોગ, ઉલટી તથા તાવની શાંતિ થાય છે. ૮. વળી અતિસાર, મરડો, ઉરઃક્ષતરોગ (હીમોપ્ટીસીસ), આંતરડાનું રક્તપિત્ત (હીમેટિમસીસ). મૂત્રમાર્ગનું રક્તપિત્ત (હિમાચુરિયા) વગેરે રક્તના અને પિત્તના પ્રવાહને અટકાવવામાં આંબળાં ઘણાંજ ગુણકારી માલમ પડેલાં છે. ૯. આંબળાંનું ચૂર્ણ લોહભસ્મ સાથે મેળવીને આપવાથી પાંડુ, કમળો, તથા જુનું અજીર્ણ મટે છે. આંબળાં સ્વાદે ખાટાં છતાં તેની ખટાઇ બીજી ખટાઇની પેઠે કદિ પણ નુકસાન કરતી નથી. માત્ર સુવાવડી સ્ત્રીને કે વાયુની અતિ પ્રબળતાવાળા દરદીને પ્રતિકૂળ પડે. ૧૦. લીલાં આંબળાનો રસ અને સુકાં આંબળાંનો ઉકાળો અથવા ચૂર્ણ મધ મેળવીને કે સાકર મેળવીને આપી શકાય. લીલાં આંબળાના રસમાં મધ કે સાકર નાંખવાથી શરબત બને છે. આંબળાંની સાથે હરડે તથા બેહાં મેળવવામાં આવે છે. તેને ત્રિફળા કહે છે. **બનાવટ**—૧. ધાત્રીસ્વરસ (નં. ૫૨૬), ૨. આમલકી રસાયન (નં. ૯૩૧). ૩. ધાત્ર્યાસવ (નં. ૭૮૫). ૪. ચ્યવન પ્રાશ્યાવલેહ (૭૯૯), ૫. આંબળાંનો મુરબ્બો (ન. ૮૨૪).

**૧૩૭. આંબાહળદર**—સં. **आम्रहरिद्रा**; અં. Mango ginger; લા. Curcuma aromatica. આંબાહળદરના છોડ બંગાળામાં અને કેટલાક પહાડો ઉપર થાય છે. તેનાં પાંદડાં કમળના જેવાં છે. આ છોડને તળીએ ગાંઠો થાય છે, તેને આપણે આંબાહળદર એવા નામથી ઓળખીએ છીએ. તે ગાંઠોમાં આંબાનાં પાનના રસ જેવો અથવા કેરીના મરવા જેવો સુવાસ હોવાથી તેનું નામ 'આમ્રહરિદ્રા' અથવા 'આમ્રગંધા' પડયું જણાય છે. આંબાહળદરની લીલી ગાંઠોનો અથાણા તરીકે ઉપયોગ થાય છે. આંબાહળદરના સુકા કટકા ગાંધીને ત્યાંથી મળે છે અને તે લોહીનો જમાવ તોડવાના લેપોમાં વપરાય છે. ગુણ—રોપણ, કફઘ્ન તથા શોધક. રોપણ ગુણ માટે તે રક્તવિકારના કેટલાક લેપોમાં પડે છે. કફઘ્ન ગુણ માટે તે શ્વાસ, દમ તથા ખાંસીની દવાઓમાં વપરાયછે. મૂંઢમાર કે વાગ્યા ઉપર સાજીખાર, મેંદાલકડી અને આંબાહળદરને વાટી ગરમ કરી લેપ મારવાથી જલદી આરામ થાય છે. આંબાહળદર ખાંડીને બળદને ખાણ વગેરે સાથે મેળવી ખવરાવવાથી બળદની કાંધ વગેરે પાકી આવે તેને મટાડે છે. ખાંસી તથા દમના દરદીઓએ આંબાહળદરનું અથાણું નિરંતર ખાવાથી ફાયદો થાય છે.

**૧૩૮. આંબો**—સં. **आम्र**; અં. Mango tree; લા; Mangifera Indica. આંબો એટલે કેરીનું વૃક્ષ પ્રસિદ્ધ છે, જેથી તેના વિશેષ વર્ણનની જરૂર નથી. દવા તરીકે પાંદડાં, છાલ, ફૂલ (મોહોર) તથા ગોટલી વપરાય છે. ગુણ–પિત્તશામક, ગ્રાહી અને કૃમિઘ્ન. આંબાની છાલ તથા તેનાં મૂળ કે મૂળની છાલ શીતળ, ગ્રાહી અને રૂચિ ઉત્પાદક છે. તેના ક્વાથ કે હીમ કરીને પીવાથી રક્તાતિસારનો ઝાડો તથા લોહી બંધ થાય છે. આંબાની પાકી કેરીની અંદરની ગોટલીનો મગજ ગ્રાહી હોવાથી અતિસાર તથા જુના મરડામાં ફાયદો કરે છે. આંબાની પાકી કેરીનો રસ કૃમિઘ્ન છે, અને કાચી કેરીનાં સુકવેલાં આંબોળીઆ સ્કર્વિને મટાડવામાં ઉત્તમોત્તમ નીવડે છે, એમ કહેવાય છે. પાકી કેરી અથવા તેનો રસ મધુર, પૌષ્ટિક તથા વાતહર છે. તે જઠરાગ્નિ, કફ, તથા વીર્યને વધારે છે, પ્રમેહને મટાડે છે, શરીરને વધારે છે, મનને પ્રસન્ન કરે છે. શરીરનો વર્ણ સુધારે છે, તથા સંભોગશક્તિ વધારે છે. પણ એ રસનો અતિ ઉપયોગ થાય તો ભારે ગુણને લીધે અગ્નિને મંદ પાડે છે. ખાટી કેરી વધારે ખાવામાં આવે તો અગ્નિમાંદ્ય, વિષમજ્વર, લોહીવિકાર, ઉદરરોગ તથા નેત્રરોગ થાય છે તથા ઝાડો બંધ થાય છે. **બનાવટો**—કેરીનો મુરબ્બો ( નં. ૮૨૫ ).

**૧૩૯. આવળ**—સં. **आवर्तकी**; અં. Tanner's લા. cassia cassia auriculata આવળનાં ઝાડ હિંદુસ્તાનમાં ઘણાં સાધારણ છે. તે ૩ થી ૧૦ ફુટ ઉંચાં થાય છે. તેનાં પાન આમલીનાં પાનની પેઠે સળી ઉપર આવેલા, ફૂલ કાસુંદ્રીનાં જેવાં પાળાં તથા શિંગો (ફળ) ચપટી, પાતળી, લાંબી હોય છે. ઉપયોગ–આવળનાં બધાં અંગ ઉપયોગી છે. તેની છાલનો ચામડાં રંગવાના કામમાં આ દેશના ચમાર લોકો ઉપયોગ કરે છે; તેના પાન, ફૂલ તથા શિંગો પણ રંગના કામમાં લેવાય છે. વૈદ્ય લોકો આવળનો બહુ ઉપયોગ કરતા જણાતા નથી. પણ તે દવા તરીકે સસ્તી ને ઉપયોગી વસ્તુ છે. લોકોમાં આવળનો દવા તરીકે નીચે પ્રમાણે ઉપયોગ ચાલે છે. ગુણ–આવળ, શોથઘ્ન, જ્વરઘ્ન, કફઘ્ન, પિતઘ્ન તથા ગ્રાહી છે. ૧. મૂળની છાલનો કાઢો વધરાવળમાં અપાય છે. ૨. પેટપીડ, ઝાડો, મરડો તથા ઉલટીમાં મૂળનો ઉકાળો કે ફાકી અપાય છે. રબારી લોકો છાલ ચાવીને રસ ઉતારે છે ને તેથી એ દરદો મટે છે. ૩. પેટના દુઃખાવા ઉપર, વાગવાથી થયેલ સોજા ઉપર પાનનું બંધાણ કરવામાં આવે છે. ૪ આંખના દુખાવામાં આવળની છાલના રસનાં ટીપાં નાંખવામાં આવે

છે. ૫. મુંઢમાર, ચોટ, મરડ, લચક વગેરે દરદોમાં આવળનાં પાન, સાજીખાર તથા આંબાનાં પાન બાફીને લેપ કરવો. ૬. ચોટ લાગી હોય તો આવળનાં પાન વાટી તેલમાં રાંધી હળદર મેળવીને પાટો બાંધવો. ૭. આવળનાં વરાળીઆં પાન વાના સોજા ઉપર બંધાય છે. ૮. એવી રીતે વાળાના સોજા ઉપર પણ તેનું બંધાણ થાય છે. ૯. અંગ ઝલાઇ ગયું હોય અથવા વાંસો કે બરડો છેક જકડાઇ ગયો હોય તો આવળનાં પાન ખાટલા ઉપર પાથરી તેના ઉપર લુગડું પાથરી તેના ઉપર દરદીને ચતો સુવાડવો અને ખાટલા નીચે દેવતા પાથરી શેક આપવાથી અંગ છૂટી જાય છે. ૧૦. કઠણ ગડ કે ગુમડું નરમ ન પડતું હોય તો આવળનાં તાજાં પાન બાંધી પાટો બાંધવો. ૧૧. બરલ તથા કલેજાની ગાંઠો ઉપર પાન વાટીને લેપ મારવો; તથા પાનના રસની સાથે થોડો થોડો પાપડખાર પીવો, તેથી ગાંઠો ઓગળીને મટે છે. ૧૨. મોં પાકયું હોય તો પાન મોંમાં રાખવાં. ૧૩. પાનને ઉકાળીને તેનો ઉકાળો ચાને ઠેકાણે વાપરી શકાય. ૧૪. સ્ત્રીઓનો પ્રદરનો સ્રાવ તથા લોહીવાનો રક્તસ્રાવ અટકાવવા માટે તેનાં ફૂલની સોગઠી લેવાનો ગામડામાં ચાલ છે. ૧૫. સાકરીઓ પ્રમેહ તથા બહુ પેશાબ થતો હોય તે અટકાવવા માટે ફૂલનો કાઢો વપરાય છે. ૧૬. આવળનાં ફૂલનો ગુલકંદ બને છે અને તે પ્રમેહ તથા પ્રદરમાં સારો ગુણ આપે છે. ૧૭. આવળનાં બીજ ચીમેડની પેઠે આંખના ભરણના કામમાં વપરાય છે. ૧૮. દુખતી આંખો ઉપર આવળનાં પાન દુધમાં બાફીને બાંધવાં. ૧૯. એનાં ફૂલ શરીરના રંગને સોના સરખો બનાવે છે. ૨૦. આવળની કૂણી શીંગો કૃમિને મારે છે અને બી પ્રમેહ તથા મધુપ્રમેહમાં ફાયદો કરે છે. ઢોરોની દવા માટે પણ આવળનો ગામડામાં ઘણો ઉપયોગ થાય છે. ૨૧. આફરો ચડયો હોય કે શીળી નીકળી હોય ત્યારે આવળનાં પાનનો ઉકાળો પવાય છે. ૨૨. ઘણા કામથી બળદ ટુટી ગયો હોય તો આવળનાં મૂળની છાલને વાટી તેમાં થોડું મીઠું ભેળવી એકેક લાડુ સાત દિવસ સુધી ખવરાવે છે. ૨૩. છેરામણ તથા આફરામાં તેનાં પાન તથા મીઠું વાટીને ખવરાવવાનો ચાલ છે. ૨૪ ઢોરનાં મોંમાંથી લાળ વહેતી હોય ને ખવાતું ન હોય તો આવળનાં પાન તથા મીઠું વાટીને ઢોરની જીભ ઉપર રોજ બે ચાર વખત ઘસવું. ૨૫. ઢોરના પેટમાં જીવડા પડયા હોય તો આવળનાં પાન, બકાનનાં પાન, મીઠું તથા અજમો તે સર્વેને બાજરીના આટામાં વાટી તેનાં પીંડીઆં ખવરાવવામાં આવે છે. (વનસ્પતિશાસ્ત્ર.)

**૧૪૦ આસોંદરો—**સં. **अस्मंतक**; લા. Bauhinia racemosa. આસોંદરાનું વૃક્ષ મોટું થાય છે. તેનાં પાંદડાં કાંચનારના પાનને મળતાં થાય છે. આ વૃક્ષની ડાળીઓ નમેલી હોય છે અને પાંદડાં બબ્બે ભેગાં થાય છે, તેથીજ તેને સંસ્કૃતમાં 'યુગ્મપત્ર' નામ પણ આપવામાં આવેલું છે. તેમાં ફૂલ ઝીણાં તથા ધોળાં થાય છે. તેની છાલ ધોળી હોય છે અને તેમાં શીંગો થાય છે. દવા તરીકે તેની છાલ તથા મૂળ વિશેષ કરીને વપરાય છે. **ગુણ**–છાલનો રસ તુરો તથા મધુર છે અને ગુણ ઠંડો તથા કૃમિઘ્ન છે. વળી કોઢ, ગુદભ્રંશ, ગંડમાળ, વિદાહ, વિષ, ઉલટી, કંઠરોગ તથા લોહીના વિકારોમાં ફાયદો કરે છે, તેના મૂળની છાલનો ક્વાથ યકૃતના વરમમાં ઉપયોગી તથા કૃમિઘ્ન છે અને તેથી કૃમિજન્ય હૃદ્રોગમાં પણ તે અપાય છે. આસોંદરાની છાલનો ક્વાથ દુધ મેળવીને પીવાથી હૃદયનો રોગ ( heart disease ) છાતીનો દુખાવો તથા શૂળ મટે છે. કાંચનારને ઠેકાણે ઘણાક વૈદ્યો આસુંદરાની છાલ વાપરે છે.

**૧૪૧ આસોપાલવ—**સં. **अशोक**; અં. The Ashoka tree; લા. Saraca Indica. તેની બે જાત છે; એક જાતના અશોકનાં પાન રામફળીના જેવાં અને ફૂલ નારંગી

રંગનાં ઘણાં સુંદર થાય છે, એટલા માટે સંસ્કૃતમાં તે જાતના અશોકને 'હેમપુષ્પ' કહેલ છે અને એજ જાતિને અંગ્રેજી લખનારાઓ 'જોનેશિયા' કહે છે. બીજી જાતિ આપણા દેશમાં ઘણે ઠેકાણે થાય છે. તેનાં પાન આંબાના જેવાં થાય છે. ફૂલ ધોળાં અને સાધારણ પીળાશ પડતા રંગનાં હોય છે અને ચોમાસાના આરંભમાં તેમાં જાંબુના આકારનાં નાનાં ફળ આવે છે. આ બીજી જાતિને અંગ્રેજી લખનારાઓ Guatterea longifolia કહે છે+ **ગુણ**—તેનો રસ તુરો, મધુર અને કડવો છે અને ગુણ શીતળ છે. હૃદયને હિતકારી તેમજ પિત્ત, દાહ, શ્રમ, રકતપિત, ગુલ્મ, ઉદર, શૂળ, કૃમિ, પ્રદર તથા વિષના રોગને મટાડે છે. **બનાવટ**—(૧) અશોકારિષ્ટ (નં. ૭૭૩).

**૧૪૨. આસંધ**—સં. **अश्वगंधा**, અં. Winter cherry; લા. Withania somnifera. આ એક જાતના છોડનાં મૂળીઆં છે, તે છોડ હિંદુસ્તાનના સુકા પ્રદેશમાં થાય છે. આસંધનાં મૂળીઆંના આંગળી જેવડા ભુખરા ધોળા કટકા ગાંધી લોકોને ત્યાં મળે છે. કેટલેક ઠેકાણે તેને 'ઘોડાઆસંધ' અથવા 'આહન' પણ કહે છે. તેના છોડ એક બે હાથ ઉંચા થાય છે. તેનાં પાંદડાંનો આકાર ભુંડના કાન જેવો હોવાથી તેને 'વરાહકર્ણી' નામ આપેલું છે. ઘોડામાંથી જેવી વાસ આવે છે તેવી વાસ આસંધના છોડમાંથી આવે છે તેથી તેનું નામ અશ્વગંધા પડ્યું જણાય છે. તેમાં ફળને ઠેકાણે પોપટા આવે છે, જેમાંનાં બીજ પાકે છે ત્યારે લાલ ચણોઠી જેવાં દેખાય છે. દવા તરીકે તેનાં મુળીઆં વપરાય છે, જે મુળીઆંને પણ આસંધ કહે છે. **ગુણ**—પૌષ્ટિક, શોધક, ધાતુવર્ધક. આ મૂળીઆં પૌષ્ટિક અને ધાતુવર્ધક તરીકે પ્રસિદ્ધ છે અને તેથી તેનું ચૂર્ણ દુધમાં પીવાય છે અને કેટલાક પૌષ્ટિક પાકોમાં પણ પડે છે. તેથી ધાતુની વૃદ્ધિ થઇ શરીર બળવાન થાય છે અને વૃદ્ધાવસ્થા મોડી આવે છે. આસંધનો ઉકાળો લીંડીપીપર, ઘી તથા મધ નાંખીને લેવાથી ક્ષયના રોગીમાં શક્તિ આવે છે. કમરના દુખાવામાં અને સંધિવામાં આસંધ ફાયદો કરે છે. આસંધ કાળા તલ તથા ખજુરનાં વડાં ઘીમાં તળીને ખાવાથી કે આસંધનું ચૂર્ણ સાકરમાં ખાવાથી દુબળાં અને ઠીંગણાં બાળકો, શરીરે વધે છે. **બનાવટ**—૧. અશ્વગંધાદિ ચૂર્ણ (નં. ૬૬૦); ૨. અશ્વગંધારિષ્ટ (નં. ૭૭૪), આસંધપાક (૮૦૭).

**૧૪૩. ઇંગોળીયું**—સં. **इन्गुद**, અં. Delil લા. Balanites Roxgurghii. મરાઠીમાં તેને હિંગણબેટ કહે છે. ઈંગોરીઓ એવા નામથી ઓળખાતાં વૃક્ષના ફળને ઇંગોળીયું કહે છે. **ગુણ**—કટુ, ઉષ્ણ, કૃમિઘ્ન, શૂલઘ્ન. આ ફળનાં બી રેચક છે. તે કુષ્ઠઘ્ન, વિષઘ્ન, તથા રસાયન છે. સાધારણ વિષહર મનાય છે અને સર્પ વિષમાં તેની ધુમાડી અપાય છે. ગામડામાં તેનાં પાન તાવમાં વપરાય છે, વિશેષ ઉપયોગ જાણવામાં નથી.

**૧૪૪. ઈંદ્રજવ**—સં. **इन्द्रयवः** અં. Seeds of the cow tree, લા. Holarrhena anti—dysenterica. કડો એવા નામનું વૃક્ષ થાય છે. તેની શીંગોમાં બી નીકળે છે તેને ઇંદ્રિજવ કહે છે. તે આકારમાં જવના જેવા છે, પણ જવથી જરા વધારે લાંબા થાય છે. ઇંદ્રજવની બે જાત છે, કડવા તથા મીઠા. કાળા કડાના ઝાડમાં કડવા ઈંદ્રજવ થાય છે અને દુધલા કડામાંથી મીઠા ઇંદ્રજવ થાય છે. **ગુણ**—ગ્રાહી, દીપન, પાચન, જ્વરઘ્ન તથા કૃમિઘ્ન, અતિસાર, રક્તાતિસાર, હરસ, બાળકોનો મરડો, ચુંક, કૃમિ, વગેરેમાં

+ પૂના એમ્પ્રેસ ગાર્ડનમાં 'જોનેશિયા' જાતના અશોકનાં સુંદર પુષ્પવાળાં વૃક્ષ રા. જયકૃષ્ણભાઇએ પ્રત્યક્ષ બતાવી આ બે જાતની ખાત્રી કરી હતી. (સને ૧૯૧૭)

અપાય છે. બાળકોની ઉલટીમાં અપાય છે. બાળકોના પેટના દુખાવામાં તથા કરમીયાંના ઉછાળામાં ઈંદ્રજવ અને વાવડીંગને શેકીને તેની કડવી ફાકી લેવાથી ઘણો ફાયદો થાય છે.

**૧૪૫. ઇંદ્રવારણી**—સં. इन्द्रवारुणी; અં. Colocynth, લા. citrullus colocynthis. ઇંદ્રવારણીના વેલા થાય છે. તેની બે જાત છે. એકમાં નાનાં કાંટાવાળાં ફળ થાય છે, તેથી તેને 'કંટફલા' નામ આપવામાં આવેલું છે. તેમાં ફૂલ પીળાં થાય છે. તેનાં ફળ મોટી સોપારી જેવડાં અને પીળાશ મારતાં થાય છે. બીજી જાતના વેલામાં ફળ કોઠીંબડાં જેવડાં મોટાં થાય છે, તેથી તેને 'મહાફલા' નામ આપવામાં આવેલું છે. તેનું કદ લીંબુથી મોટું અને રંગ કેસરી પીળો થાય છે. આ વેલા પાણીવાળી ખેતરાઉ જમીનમાં થાય છે. દવા તરીકે મૂળ તથા ફલ વપરાય છે. ગુણ—૧. રેચક, વામક, કૃમિઘ્ન અને પિત્તઘ્ન છે. ચરકસુશ્રુતે તેને સંશોધન દ્રવ્યોમાં ગણેલ છે. ૨. તેના આ ગુણને લીધે ઉદરરોગ એટલે કાળજાના તથા બરલના રોગમાં, ગુલ્મમાં અને સ્ત્રીઓના મૂઢ ગર્ભ (છોડ) ને બહાર કાઢવાના કામમાં વપરાય છે. ૩. પિત્તનો રેચ કરે છે તથા કફને પણ કાઢે છે અને તેથી કમળામાં, દમમાં, ખાંસીમાં, ચામડીના રોગમાં, કૃમિરોગમાં તથા વિષમજ્વરમાં વપરાય છે. ૪. તેનાં લીલાં ફળ વાળા ઉપર બાંધવામાં આવે છે. ૫. તેનાં મૂળ વાટીને તેનો જાડો લેપ કરવાથી સ્ત્રીની છાતીમાં ધાવણ ચઢી આવવાથી થનારી પીડાને શાંત કરે છે. ૬. તેના ફળનો ધુમાડો દાંતને આપવાથી દાંતની અંદરના કૃમિ પડી જાય છે. ૭. ઇંદ્રવારણીના મૂળને એરંડીયા તેલ સાથે ઉકાળી ગાયના દુધમાં પીવાથી વધરાવળ મટે છે. ઈંગ્રેજીમાં 'કોલોસીન્થ' નામની દવા છે તે ઇંદ્રવરણાના ફળના ગર્ભનું સત્વ ખેંચીને બનાવવામાં આવે છે. **બનાવટ**–વિશાલા ચૂર્ણ (નં. ૭૧૯).

**૧૪૬. ઉટકંટો**—उत्कंटक; उष्ट्रकंट; અં. Thistle; લા. Echinops echinatus. આ છોડ ઘણે ઠેકાણે, મુખ્ય કરીને પહાડી અને રેતાળ જમીનમાં થાય છે. તેની ઉંચાઇ આશરે એક હાથની હોય છે. તેનાં ફળ, ડાળી તથા પાંદડાં ઉપર સીધા ધોળા કાંટા થાય છે. તેના ઉપર કુબાની પેઠે કાંટાનો ગુચ્છો હોય છે અને તે દરેક કાંટાની નીચે જવની આકારનું પણ તેનાથી નાનું એકેક બીજ હોય છે. તેનાં ફૂલ આશમાની રંગનાં થાય છે. ઔષધ તરીકે તેનું મૂળ તથા પંચાંગ પણ વપરાય છે. પણ તેનો બહુ ઉપયોગ થતો નથી. એમ કહેવાય છે કે તેનું મૂળ પાણીમાં વાટીને પાવાથી સ્ત્રીઓને જલદી પ્રસવ થાય છે. ગુણ—રૂચિકર, વીર્યવર્ધક, કડુ તથા ઉષ્ણ છે અને મૂત્રકૃચ્છ, પિત્તવાત, તૃષા, હૃદરોગ અને વિસ્ફોટકને મટાડે છે. તેનાં બી શીતળ, વીર્યવર્ધક, તૃપ્તિકારક તથા મધુર છે.

**૧૪૭. ઉંદરકાની**—સં. आखुकर्णी; લા. Ipomoea reniformis. ઉંદરકાનીના નાના વેલા ઘણે ઠેકાણે પોતાની મેળે ઉગે છે. તેની નાની ને મોટી બે જાત થાય છે. તેના પાનનો આકાર ઉંદરના કાનને મળતો હોવાથી સંસ્કૃત તેમજ ગુજરાતીમાં આ નામ પડ્યું છે. તેનાં ફૂલ પીળાં થાય છે. તેના વેલા ઘણા ઝીણા હોય છે અને વધે છે તેમ તેમ પાંદડાં પાસે મૂળ નાખતા જાય છે, તથા દરેક પાંદડાં પાસે મરી જેવડાં ફળ બેસે છે. એના વેલા શરદ ઋતુમાં કાળી જમીનમાં અને કપાસ કે શેરડી વાવી હોય તેવાં ખેતરોમાં વિશેષ થાય છે. ગુણ–શોધક તથા મૂત્રલ છે. તેનો સ્વરસ પીવાથી લોહીવીકાર મટે છે અને પિત્તવિકારમાં પણ ફાયદો થાય છે. ઉંદરવામાં તથા શરીરના કોઇ પણ ભાગનો દાહમાં પીવાથી શાંતિ

થાય છે, રતવા ઉપર પણ ચોપડવામાં આવે છે. કેટલાક વૈદ્યો બ્રાહ્મીને ઠેકાણે તેનો ઉપયોગ કરે છે, કેમકે છેટેથી તે બ્રાહ્મી જેવી દેખાય છે.

**૧૪૮. ઉપલસરી**—સં. **सारिवा**; Indian sarsaparrilla; લા. Hemidesmus Indicus. ઉપલસરીનું બીજું નામ અનંતમૂળ છે. તેના છોડવા લાંબા ચાલે છે. બજારમાં તેની ઝુંડીઓ સારસાનાં મૂળીઆં નામે વેચાય છે. તેની બે જાતિ છે. ધોળી અને કાળી—કાળીને કાળીવેલ અને ધોળાને અનંતમૂળ કહે છે. સંસ્કૃત ગ્રંથોમાં **सारिवेद्वे** એવું પદ ઠામ ઠામ આવે છે તેથી એમ સમજાય છે કે તેની બે જાત છે અને તે બંને સાથે અગર એક બીજાની અવેજીમાં વાપરી શકાય છે. કાળી સારીવાનું મૂળ જરા ગળચટું થાય છે. તેનાં મૂળ લાંબાં અને વાંકાં હોય છે. છાલ ઉપરથી તતડીને ઉખડી પડેલી લાગે છે, છાલની અંદર બરડ પીળા રંગનું લાકડું માલુમ પડે છે. તાજા મૂળમાં એક પ્રકારની સારી મીઠી વાસ આવે છે. સ્વાદે પણ જરા મીઠું અને તમતમું હોય છે. કેટલાક વૈદ્યો કહે છે કે સારીવા અને કપુરીમધુરી એ બંને એકજ વનસ્પતિ છે; તેનો ખુલાસો કદાચ એમ થઇ શકે કે સારિવાની ઉપર લખેલી બે જાતોમાંથી ધોળી જાતને કપુરીમધુરી કહેતા હશે. અમેરિકાથી 'સારસાપરેલા'નાં મૂળીઆં આવે છે તેમાં અને ઉપલસરીમાં લગભગ સરખા ગુણ છે. અમારા અભિપ્રાય પ્રમાણે આપણા દેશમાં આ સારસાપરેલાનાં મુળીઆં (ઉપલસરી) ગુણમાં ચડે છે. **ગુણ**–(ચરક પ્રમાણે)–વર્ણકર, સ્તન્યશોધક એટલે ધાવણને શુદ્ધ કરનાર, જ્વરહર તથા દાહ પ્રશમન; (સુશ્રુત પ્રમાણે)–વાતપિત્ત પ્રશમન, રક્તશોધક, રક્તપિત્તહર, શુક્રદોષનાશક ઇત્યાદિ. વળી તે મૂત્રલ અને સ્વેદલ પણ છે એમ અંગ્રેજ ડાકટરો કહે છે. તેનો ફાંટ બનાવીને સાકર નાંખીને પીવાય છે તથા ઉકાળામાં પડે છે. તે ઉપદંશના લોહીવિકારમાં સારસાપરેલાને ઠેકાણે વાપરવું. સંધિવા, વિસ્ફોટક, ગરમીની ફુટ, ચામડીના જીર્ણ વિકારોને મટાડે છે. મૂત્રલ હોવાથી મૂત્રમાર્ગના વરમમાં ફાયદો કરે છે અને પેસાબની બળતરા મટાડે છે. વળી તે પાચક છે. **બનાવટ**—સારિવાદિકવાથ ( નં. ૬૪૯ ).

**૧૪૯. ઉપલેટ**—સં. **उत्पल कुष्ठ**; અં. Costus root; લા. Saussurea lappa. આ કોઇ છોડનાં મૂળ છે. ગાંધીઓને ત્યાં કઠ નામથી મળે છે. અને તે કઠ નામ સંસ્કૃત '**कुष्ठ**' નો અપભ્રંશ છે. ઉપલેટનાં મુળના કટકા બે થી ચાર આંગળ લાંબા આંગળીના અંગુઠા જેવા વળદાર, જાડા ને રંગે કાળાશ ઉપર હોય છે, ઉપલા ભાગમાં કરચોળી પડેલી જણાય છે અને અંદર રેસા જણાય છે. ઉપલેટનાં મૂળ ખાંડવાથી તેમાંથી એક પ્રકારની મીઠી ખુશબો નીકળે છે. **ગુણ**–પૌષ્ટિક, શોધક, ઉષ્ણ, વાતકફહર, જંતુનાશક તથા રસાયન છે. ઉપલેટમાં શોધક ગુણ ઘણો સારો છે તેથી ચામડીનાં દરદોમાં જીર્ણ રોગમાં બીજી દવાઓ સાથે વપરાય છે, તેમજ તાવના ક્વાથમાં પણ પડે છે. કૉલેરામાં તે સારી અસર કરે છે અને શરીરમાં ગરમી લાવે છે. તે જલદ, ખુશબોદાર અને જાગૃતિ આપનાર હોવાથી શૂળ તથા આંચકીમાં પણ ઉપયોગી છે. **બનાવટ**-અગ્નિમુખ ચૂર્ણ ( નં. ૬૫૬ ).

**૧૫૦. ઉંબરો**—સં. **उदुंबर** અં. Fig tree; લા. Ficus glomirata; હિંદીમાં તેને ગુલર અને ફારસીમાં અંજીરે આદમ કહે છે. ઉંબરાનાં મોટાં વૃક્ષ થાય છે. તેમાં ફળ થાય છે. તે ટાઢાં ગણાય છે. ઔષધ તરીકે તેની છાલ, ફૂલ તથા દુધ વપરાય છે. **ગુણ**–શીતળ, કફઘ્ન તથા પિત્તહર છે. ઉંબરાનો ચીક (દુધ) ગાલપચોળાં ઉપર વપરાય છે. તેના મૂળની

છાલનો ઉકાળો કે સ્વરસ રક્તાતિસારમાં ગુણ આપે છે તથા શક્તિને માટે દુધ સાથે અને પ્રમેહમાં સાકર તથા જીરૂં નાંખીને પીવાય છે. નાનું બાળક ગળતું જતું હોય તેને ઉંબરાનો રસ ધાવણમાં પાવામાં આવે છે. તેથી શરીર વળી આવે છે. ગાંઠો તથા વધરાવળ ઉપર તેનો રસ કે ચીક ચોપડવામાં આવે છે. કોઇ પણ જાતના રક્તસ્રાવ ( Bleeding ) માં તેનો રસ મધ સાથે આપવાથી ફાયદો થાય છે. **બનાવટ–પંચવલ્ક** ( નં. ૪૨૨ ).

**૧૫૧. એખરો**–સં. **इक्षुगंधा**; અં. Barleria; લા. Hygraphila spinosa. મરાઠીમાં તેને 'તાલીમખાંના' અને હિંદીમાં 'તાલ્મખાના' કહે છે. તેનો છોડ એ ત્રણ હાથ ઉંચો થાય છે. તેના થડમાં તથા ડાળામાં ગાંઠો હોય છે અને માથે ઝીણી રૂવાટી હોય છે. ઔષધમાં તેનાં બી, મૂળ, તથા છાલની રાખ વપરાય છે. એખરાનાં તાજાં કાપેલાં ઝાડની વાસ શેરડીને મળતી હોય છે, તેથી તેને **इक्षुगंधा** પણ કહે છે. એખરાના કાળા ભુખરા રંગનાં દાણા ગાંધી લોકોને ત્યાં વેચાય છે. **ગુણ**–ધાતુ પૌષ્ટિક, શીતળ, વૃષ્ય અને મૂત્રલ છે. એખરો મૂત્રલ હોવાથી પ્રમેહ તથા મૂત્રરોગમાં વપરાય છે, તેમજ જળોદર, સંધિવા અને સોજામાં પણ ફાયદો કરે છે. વિશેષ કરીને ધાતુપુષ્ટિ માટે વપરાય છે. અરધો તોલો એખરો દુધમાં અગર સાકર સાથે સવાર સાંજ લેવાથી કૌવત આવે છે અને કમકૌવત તથા નબળાઇના સાંધાને મટાડે છે. એખરાનાં તાજાં પાનનું શાક ખાવાથી કંઠમાળ મટે છે.

**૧૫૨. એરંડો**—સં. **एरंड**; અં. Castor; લા. Ricinus communis, એરંડો એ ઘણું સાધારણ રીતે જાણીતું વૃક્ષ છે. તેનાં પાન હાથનાં પાંચ આંગળાંવાળાં પોંચા જેવાં હોવાથી તેનું નામ 'પંચાંગુલ' પાડવામાં આવ્યું છે. તેની બે જાત છે. રાતી તથા ધોળી અથવા મોટી અને નાની. મોટી જાત પારસ એરંડો કહેવાય છે અને તે ૧૦-૧૫ હાથ ઉંચો થાય છે તથા તેનાં બી પણ નાની જાતના એરંડાના બી કરતાં નાનાં થાય છે. તેનું લાકડું પોલું હોય છે. એરંડાનાં બીને એરંડી અથવા દીવેલ કહે છે અને તેમાંથી તેલ નીકળે છે તેને એરંડીયું અથવા દીવેલ કહે છે. એરંડીયા તેલનો મુખ્ય ઉપયોગ દીવો બાળવામાં, સાબુ બનાવવામાં તથા દવામાં થાય છે, ચોખ્ખું કરેલું એરંડીયું રેચના કામમાં વપરાય છે, તે "કૅસ્ટર ઑઇલ" નામથી પ્રસિદ્ધ છે. ઔષધ તરીકે એરંડાનાં બધાં અંગ વપરાય છે. **ગુણ**—રેચક, શોધક, વાતહર. **એરંડાનાં મૂળ**—૧. શોધક તથા સારક છે અને વિશેષ કરીને ચામડીનાં જીર્ણ દરદોમાં કેટલાક ઉકાળામાં વપરાય છે. ૨. મૂળનો કવાથ યોગ્ય ઉષ્ણ દવા સાથે ચોક્કસ મુદત સુધી પીવાથી પેટનું શૂળ, પડખાનું શૂળ, રાંઝણ વગેરે દરદો મટે છે. ૩. શૂળવાળા આમવાતમાં એરંડાના મૂળનો કવાથ ઘણોજ ઉપયોગી થાય છે. ૪ સુવાવડીઓના સખત શૂળમાં દશમૂળ અને એરંડમૂળનો કવાથ આપવો સલાહકારક છે. આ મૂળ ઘણાક કવાથોમાં પડે છે. ૫ **એરંડ તેલ**—જુલાબ માટે ઘણું ઉપયોગી છે. તેનો શાંત રેચ લાગે છે અને કોઇ પણ પ્રકારના ત્રાસ વગર આંતરડાનો મળ કે મેલ છુટો પડે છે. નબળા માણસોને તેમજ બાળકોને માટે આ રેચ સારો છે. એરંડીયા તેલથી પેટમાં વીંટ આવતી અટકાવવા માટે તેને સુંઠના કવાથમાં લેવામાં આવે છે. ૭. આથી હૃદ્રોગ તથા ગુહ્ય ઇન્દ્રિનું શૂળ મટે છે. ૮. વાતોદરમાં, પેટના આફરામાં, ગુલ્મમાં, કટિગ્રહમાં, વાતરક્તમાં, કબજીયતમાં, વધરાવળમાં અને આમવાતમાં તેનો ઉપયોગ બહુ ફાયદો કરે છે. ૯. આંખો ઉપર તેલના પેલ કરી મુકવાથી ઉઠેલી આંખોનો સોજો ઉતરે છે. ૧૦. તેમજ પાણીથી કે કચરા કાદવથી

સડેલી આંગળીપર લગાવવાથી આરામ થઇ જાય છે. ૧૧. અર્ધાંગ વગેરે વાતવ્યાધિમાં આ તેલ ઘણુંજ ઉપયોગી છે. તેથી તેનું નામ 'વાતારિ' (વાયુનો શત્રુ) પડયું છે. ૧૨. મરડાનું તીક્ષ્ણ દરદ આંતરડામાં ગાંઠો બાઝી જવાથી થાય છે, તે ગાંઠોને ખસેડવામાં એરંડતેલ જેવો એક પણ સારો ઉપાય નથી. તે રેચ ગાંઠોને કાઢી નાંખી મરડાનું કારણ દૂર કરે છે, એટલે મરડો મટી જાય છે. મરડો બંધ કરવાની ઘણીક ગ્રાહી દવાઓ નિષ્ફળ જાય છે ત્યારે આ રેચક દવા મરડાને મૂળથી મટાડે છે. ૧૩. વળી તે તેલ વ્રણરોપણ એટલે રૂઝ લાવનાર છે, ઘણીવાર કચકચતાં ઘારાં બીજા ઘણા ઉપયોથી નથી રૂઝાતાં ત્યારે માત્ર આ તેલનાં રોજ પોતાં મુકવાથી ઘારાં ચોખ્ખાં થઇ જઇ તેમાં ભીં આવે છે. તથા પથારીમાં સુઇ રહેવાથી પડેલાં વાંસાનાં ભાઠાં રૂઝાઇ જાય છે; ૧૪. બહાર નીકળેલા વાળા ઉપર તેલનાં પોતાં મુકવાથી વાળો અંદર સુકાઇ જતો નથી પણ બહાર આવે છે. ૧૫. **પાન**—પાન ઉપર તેલ ચોપડીને વરાળીયાં કરી બાંધવાથી કે બાફીને બાંધવાથી વાયુની આંખો ઉઠવી, સ્ત્રીઓના સ્તનનો સોજો કે પાક વગેરે સોજો ઉતરે છે. ૧૬. **એરંડીના મીંજ**—એરંડીની અંદરનાં ધોળા મીંજને વાટી તેની લોપરી કરી બાંધવાથી ગુમડાં જલદી પાક ઉપર આવીને ફુટી જાય છે. આ પ્રમાણે ખાસ કરીને જે દરદોમાં લોહીની અંદર ચીકાસ વધીને અંગને જકડે અને સોજો તથા શૂળ આવે છે, તેવા વાતવ્યાધિમાં એરંડો એટલે તેનાં મૂળ તથા એરંડીયું ઘણું ઉપયોગી છે, **બનાવટો**—( ૧ ) એરંડ ક્વાથ ( નં. ૫૫૪ ).

**૧૫૩. એરંડીયું**—સં. **एरंडतैल**; અં. Castor oil. વિશેષ વર્ણન માટે જુવો એરંડો ( નં. ૧૫૨ ),

**૧૫૪. એલચી**—સં. **एला**; અં. Cardamom; લા. Eletaria Cardamomum. મરાઠીમાં ' વેલદોડે ' કહે છે. આ એક જાતનાં ઝાડનાં ફળ છે. એલચીનાં ઝાડ હિંદુસ્તાનમાં મહીસુર, કૂર્ગ, મલબાર, કોચીન, બ્રહ્મદેશ, સીલોન વગેરે ઠેકાણે ઉગે છે. એનાં ઝાડ હળદરનાં ઝાડને મળતાં હોય છે. તેમાં ફૂલ સફેદ અને રતાશવાળાં થાય છે. એલચીના દાણા મુખવાસની વસ્તુ તરીકે ખાવામાં તથા પાકો અને દવાઓમાં વપરાય છે, એલચીનાં ફળ નાનાં મોટાં હોય છે તે પ્રમાણે તેને નાની કે મોટી એલચી કહે છે. મોટી એલચીને કોઇ એલચા પણ કહે છે, **ગુણ**—શીતળ, વાતહર, કફહર. તે શ્વાસ, ખાંસી, હરસ તથા મૂત્રકૃચ્છ્રમાં ફાયદો કરે છે. ક્ષયમાં પણ સારી છે. મૂત્રાશય તથા કંઠનાં દરદોને સારાં કરે છે અને વધારે ખવાય તો ગર્ભપાત થાય એમ નિઘંટ રત્નાકરમાં લખેલું છે. એલચીનું ચૂર્ણ, પાષાણભેદ તથા સુરોખાર મેળવીને લેવાથી પેસાબ છુટે છે. તેનાથી મોળ, ચુંક તથા આફરો બંધ થાય છે. એલચીમાંથી એલચીનો અર્ક નીકળે છે. એલોપથીમાં ટિંક્ચર કાર્ડામમ વપરાય છે. **બનાવટ**—૧. એલાદિ ચૂર્ણ ( નં. ૬૬૨ ); ૨. એલાદ્યરિષ્ટ નં. (૭૭૫).

**૧૫૫. એળીઓ**—સં. **एलीयक**; અં. Aloes; લા. Aloes Socotrina. મરાઠીમાં એને 'કાળાબોળ' કે 'એળયાબોળ' કહે છે, એળીઓ કુંવારના રસમાંથી બને છે. જે એળીયો સોકોટ્રા બેટમાં થાય છે તેને શીકોતરી એળીઓ કહે છે અને તે રંગે રાતો હોય છે તથા તેના કાચ જેવા ચાટા તથા જરા પારદર્શક કટકા આવે છે. ભુકો કરવાથી નારંગીઓ પીળો રંગ લાગે છે. એક બીજી કાળી જાત આવે છે તેને અંગ્રેજીમાં લખના-

રાઓ 'બારએડોઝ એલોઝ' કહે છે, જે બારએડોઝ નામના ટાપુમાંથી આવતો હશે. બન્નેનો સ્વાદ ઘણો કડવો હોય છે, પણ આ બીજી જાતના એળીઆનો વાસ ઘણો ઉગ્ર અને અસહ્ય હોય છે. આ સિવાય એળીઆની બીજી ઘણી જાતો છે. ગુણ—૧. ઉષ્ણ, રેચક તથા ઋતુ લાવનાર છે. તેમાં ભેદન તથા ઉષ્ણ ગુણ રહેલા છે તેથી તે ગર્ભપાત કરે છે. માટે ગર્ભિણી સ્ત્રીને એળીઓ કદિ પણ આપવો નહિ. ઘણા દિવસ સુધી એળીઓ આપવાથી ગુદામાં દાહ તથા મરડો થાય છે. મારી પાસે એક વાર એવો જ એક દરદી આવ્યો હતો કે જેને આ દરદ ઘણા સખ્ત રૂપમાં હતું. તપાસ કરતાં માલમ પડેલું કે તેને કોઇ મૂર્ખ અને અનાડી વૈદે ઘણા દિવસ સુધી એળીઆનો જુલાબ આપી આ ખરાબી કરી હતી. ૨. આપણા દેશની સ્ત્રીઓ પેટના દુખાવામાં, સુંકમાં, શૂળમાં તથા કરમીઆમાં આ દવા બાળકોને ખવરાવે છે, તેમજ પેટે ચોપડે છે. ૩. યુનાની હકીમો અર્શ પાડી નાખવામાં એળીઆનો ઉપયોગ કરે છે. એળીઓ ચોપડવાથી અર્શ પડે છે પણ બહુ ખાવાથી અર્શ થાય છે. એળીઆની યોગ્ય બનાવટો બંધકોશમાં ફાયદો કરે છે. ૪. હીસ્ટીરીઆવાળી સ્ત્રીઓને હીંગ તથા એળીઓ મેળવી આપવાથી ફાયદો થાય છે. એળીઆનું પ્રમાણ (ડોઝ) ૧ રતી થી ૧ વાલ અથવા ૨ ગ્રેન થી ૬ ગ્રેન સુધી છે. એલોપથીમાં એળીઆની ઘણી બનાવટો છે; જેમકે, એકસ્ટ્રાકટ એલોઝ, પીલ્યુલા એલોઝ, પીલ્યુલા એલોઝ એટ એસેફેટીડા, પીલ્યુલા એલોઝ એટ મર્હ ઇત્યાદિ. **બનાવટ**–કન્યાલોહાદિ ગુટિકા (નં. ૭૪૦).

**૧૫૬. ઓથમીજીરૂં**—સં. **श्लक्ष्णजीरकः**, અં. Isphagul seed; લા. Plantago Isphagula. હિંદીમાં તેને ઇસબગોલ કહે છે અને મરાઠીમાં 'ઉટીઉંજીરૂં' કહે છે. ઓથમીજીરાના છોડ થાય છે. તે આપણા દેશની પેદાશ નથી, પણ ઇરાનથી આવે છે. તેના ઝીણા ચકચકીત જાંબુડા રંગના દાણા થાય છે. એ દાણા પાણીમાં પલાળવાથી તકમરીયાં જેવો ચીકણો લુઆબ થાય છે. **ગુણ**—શીતળ તથા ગ્રાહી છે. સાકર સાથે પીવાથી ગરમી તથા લોહીનો ઝાડો મટે છે અને તેથી તેને શેકીને દહીંમાં પીવાનો ચાલ છે. ઉનવા તણખીઓ તથા બળતરામાં પણ તે ફાયદો કરે છે.

**૧૫૭. કચોરો**—સં. **कर्चूरः**, અં. Long Zedoary; લા. Curcuma Zedoary. તેના છોડ થાય છે. તેનાં પાન હળદરનાં પાનને મળતાં છે. છોડના મૂળમાં આંબાહળદર જેવાં કંદ થાય છે અને તે દવા તરીકે વપરાય છે અને તેજ મૂળના ગોળ કટકા ગાંધી લોકોને ત્યાં મળે છે. કપુરકાચલી અને કચોરો એ બન્ને એકસરખા પદાર્થો છે અને તેથી ભુલથી એકને બદલે બીજું વપરાય છે. કેટલાક વૈદ્યો તેને 'પડકચુરો' કહે છે. **ગુણ**—શોધક. તે રસમાં કડવો, તીખો અને ગરમ છે. અગ્નિદીપક અને રૂચિકર છે. ત્રિદોષજન્ય જ્વરમાં પાચન માટેના તથા ત્વકદોષના કેટલાક પાકમાં તે પડે છે અને સુગંધી તેલોમાં પણ પડે છે. **બનાવટ**–(૧) શઠયાદિ કવાથ (નં. ૬૪૦).

૧૫૮. કઠ—સં. **कुष्टः** કઠને ઉપલેટ પણ કહે છે. જુઓ ઉપલેટ (નં. ૧૪૯).

**૧૫૯. કડવી ઘીસોડી**–સં. **तिक्तकोशातकी**; અં. Bitter luffa; લા. Luffa amara. ગુજરાતમાં કડવાં તુરીઆં અને કાઠીયાવાડમાં ઝુમખડાના નામથી ઓળખાય છે. એના વેલા જંગલમાં ઝાડ ઉપર ચડે છે અને તેનાં ફૂલ પીળાં તથા બી તરબુચનાં બી જેવાં કાળાં થાય છે, તેનાં બધાં અંગ દવા તરીકે વાપરી શકાય. **ગુણ**—જ્વરઘ્ન, રેચક તથા

ઉલટી કરનાર છે. કફ તથા પિત્તનાશક પણ છે, તે કડવી, શક્તિ આપનાર અને મૂત્રલ છે. મેલેરીઆના દુષ્ટ જ્વરમાં તેમજ જલંદર અને બરલમાં તે અપાય છે. પાંદડાંનો રસ સોજા તથા ઝેરી કરડ ઉપર ચોપડાય છે. તેનો ગરભ રેચક છે તથા ઉલટી કરે છે. પાકેલાં બીની ચા કરી પીવાથી રેચ તથા ઉલટી થાય છે. સુકી ઘીસોડીનો ભૂકો કમળામાં નસ્ય તરીકે નાકે સુંઘવામાં આવે છે.

**૧૬૦. કડવી તુંબડી**—સં. **कटुतुंबी**; અં. Bottle gourd; લા. Lagenaria vulgaris. તુંબડીની બે જાતમાં કડવીને 'કડવી તુંબડી' કહે છે. મુંબઇમાં તેને કડૂભોપલા કહે છે, તેની મીઠી જાતને દૂધી કહે છે, જે તુંબીના આકારની છે. કડવી તુંબડીનો આકાર ઘણું કરીને ગોળ બાટલીના જેવો હોય છે અને પાન ભુરા કહોળાના વેલા જેવાં ધોળાં થાય છે. પાણીમાં તરતાં શીખવા તથા તંબુરા બનાવવા માટે આ તુંબડી કામમાં આવે છે. દવા તરીકે મૂળ, બી તથા ગરભ વપરાય છે. **ગુણ**—રેચક તથા વાંતિકર. તેનાં બી પૈષ્ટિક તથા મૂત્રલ છે અને હકીમો દવાના કામમાં વાપરે છે. તેના ગરભની પોટીસ કઠણ ગડ પકાવવા માટે બાંધવામાં આવે છે. પાનનો ઉકાળો કરીને કમળામાં પીવાથી પિત્તનો રેચ થાય છે. મૂળ અથવા પાન પાણીમાં વાટી પીવાથી ઉલટી થઇ ઝેર ઉતરે છે. કડવી તુંબડીનાં બી અને લોદર પાણીમાં વાટી લેપ કરવાથી યોનિનું સંકોચન થાય છે. તેનો સુકો ગરભ ઝીણો વાટી સુંઘવાથી નાકમાંથી પાણી ઝરી માથાનો દુઃખાવો મટે છે.

**૧૬૧. કડવીનાઇ**—સં. **कटुनाही**; લા. Corallocarpas epigæa. આ એક વેલો છે. મોગરા જેવાં ફળ થાય છે. તે વેલો બહુ પાતળો હોય છે. તેના મૂળમાં ગાંઠ હોય છે. આ ગાંઠનો જંગલી લોકો દવા તરીકે ઉપયોગ કરે છે. વૈદકના જુના ગ્રંથોમાં આનું ક્યાંઇ વર્ણન જોવામાં આવતું નથી. **ગુણ**—કટુપૈષ્ટિક તથા શોથઘ્ન. તેની ગાંઠ ઘસીને પાવાથી ઝીણો તાવ ઉતરે છે; વળી નબળાઇના કારણથી હાથે પગે સોજા ચડે છે ત્યારે તે વાટીને ચોપડવામાં આવે છે.

**૧૬૨. કડાછાલ**—સં. **कुटजत्वक्**, લા. Holarrhena anti-dysenterica. 'કડો' એ નામના વૃક્ષની છાલને કડાછાલ કહે છે. તેની છાલ જાડી, ગુદા રંગની અને વજનમાં હલકી હોય છે. સ્વાદે ઘણી કડવી હોય છે. **ગુણ**—સ્તંભક, રક્તશોધક, જ્વરઘ્ન, પિત્તશામક તથા દીપક છે. અતિસાર અને રક્તાતિસાર વગેરે સર્વ જાતના ઝાડામાં તે જુદી જુદી રીતે અપાય છે. મરડામાં તથા રક્તાતિસારમાં ઘણોજ ફાયદો કરે છે. તીક્ષ્ણ રક્તાતિસારમાં અંગ્રેજી 'ઇપીકાક્યુઆના' જેવી અસર કરે છે, તેવીજ અસર કડાછાલ કરે છે. લોહીવાળા હરસ ઉપર તેનો ખાસ ઉપયોગ છે, કેમકે તેથી લોહી પડતું બંધ થાય છે. વિષમજ્વર તથા આંતરીઆ તાવમાં કડાછાલ લગભગ ક્વીનાઇન જેવું કામ કરે છે, અથવા ક્વીનાઇનની સાથે આપવાથી સારો ફાયદો આપે છે. **બનાવટ**—૧. કુટજારિષ્ટ (નં. ૭૭૬), ૨. કુટજાવલેહ (નં. ૭૫૫).

**૧૬૩. કડુ**—સં. **कटुकी**; અં. Black hellebore; લા. Picrorrhiza Kurroa. મરાઠીમાં એને કુટકી કહે છે. આ એક મોટાં મૂળવાળી ગાંઠ થાય છે. તેનાં વૃક્ષનાં પાંદડાં ઈંડાનાં આકારનાં થાય છે. તેનાં પાતળાં મૂળીઆં ગાંઘીને ત્યાં મળે છે. આ મૂળીઆં બે ત્રણ ઈંચ લાંબાં, રંગે કાલાશ લેતાં ભુખરાં તથા સ્વાદમાં અતી કડવાં છે. કડુ બહુ કડવું હોવાથી તેનું

'તિક્તા, તથા કટુકી' નામ પડ્યું છે. ગુણ—સારક, પાચન અને જ્વરઘ્ન છે. કડુ અગ્નિદીપન તેમજ ભેદક પણ છે, તથા ઠંડું અને હલકું છે. તે પિત્તશોધક હોવાથી કમળામાં સાકર સાથે કડુની ફાકી લેવાથી ઘણોજ ફાયદો કરે છે અને કાળજાની ગાંઠને એટલે કાળજામાંથી પિત્તના જમાવને તોડે છે. બનાવટ—૧. તિકતાદિકવાથ (નં. ૫૭૨ ). ૨. કટુકી પાચન (નં. ૬૬૬). ૩. કટુકી ચૂર્ણ ( નં. ૬૬૭ ). ૪. કડુ ભર્જીત (નં. ૬૬૯).

**૧૭૪. કણેર**—સં. करवीरः; અં. Oleander; લા. Nerium odorum. મરાઠીમાં તેને 'કણ્હેર' કહે છે. આ ઝાડ પ્રસિદ્ધ છે. તેના છોડ એક થી બે માથોડાં ઉંચાં થાય છે. તેની ધોળી, રાતી, પીળી, તથા ગુલાબી એવી ત્રણ ચાર જાત થાય છે. ઔષધના કામમાં ધોળી કણેરનાં મૂળ વિશેષ કરીને વપરાય છે. ગુણ—તીક્ષ્ણ, ઉષ્ણ તથા ગ્રાહી છે. પ્રમેહ, કુષ્ટ, વ્રણ તથા હરસમાં વપરાય છે. તે ઝેરી છે. કરેણનાં મુળ ઘસીને વીંછી તથા સર્પના ડંખ ઉપર લેપ કરવો. મુળ ઘસીને પાવામાં પણ આવે છે. ચાંદી ઉપર મુળને ઘસીને લેપ કરવો. બનાવટ-કરવીરાદિ તેલ ( નં. ૮૪૯ ).

**૧૬૫. કપીલો**—સં. कांपील्लः, અં. Kamila rottlera; લા. Mallotus Philippinensis. કહેવાય છે કે, આ એક જાતના ફૂલઝાડનાં ઉઘડતાં ફૂલની ટીશીઓ છે. તેની ઝાડ ઉપર ગાંઠો બંધાય છે. ગાંઠોને ઉતારી ખાંડી ભૂકો કરવામાં આવે છે. બજારમાં તેનો લાલ ભૂકો વેચાય છે. ગુણ—કૃમિઘ્ન, રેચક તથા રોપણ. કપીલાનો મલમ ધારા, વિસ્ફોટક તથા ચાંદાં ઉપર લગાવવામાં આવે છે, તેથી રૂઝ આવે છે. કૃમિઘ્ન હોવાથી ગોળ અથવા છાશ સાથે લેવાથી પેટનાં ચપટાં કૃમિ નીકળી જાય છે. કપીલો રેચક છે. પણ વધારે લેવાય તો ચૂંક કરે છે.

**૧૬૬. કપુર**—સં. कर्पूरः અં. Comphor; લા. Cinnamomum Camphora. કપુર એ એક પ્રકારના કેળની જાતના ઝાડની પેદાશ છે. કપુર પ્રાચીન કાળથી જાણવામાં નહોતો. કેમકે ચરક સુશ્રુતમાં તેનો લેખ નથી. રાજનિઘંટમાં તેનું વર્ણન છે. તેણે ત્રણ પ્રકારનો કપુર વર્ણવ્યો છે. ૧. ભીમસેની, ૨. પત્રી, ૩. ચીની. આ વૃક્ષોનો શોધ પ્રથમ અરબસ્તાનના વૈદ્યોએ તથા પ્રવાસીઓએ કર્યો કહેવાય છે. મલયબેટમાંથી કપુરનાં ઝાડો ચીનમાં તથા હિંદુસ્તાનમાં દાખલ થયાં, એવું નવમા સૈકામાં એક આરબી પ્રવાસીએ લખેલું છે. એ બેટમાં એક બરાસ કરીને નાનું શહેર છે તે નામ ઉપરથી તેનું નામ બરાસકપુર પડેલું જણાય છે. ભીમસેની કપુરને બરાસકપુર ( Sumatra Camphor ) કહેવામાં આવે છે. કપુરનાં ઝાડ આઠ વર્ષનાં થયા પછી તેને કાપીને તેના ટુકડા કરવામાં આવે છે. તેની છાલની અંદરના ભાગમાં નાના કણ હોય છે, તે કાચો કપુર છે. પત્રી કપુર એ પ્રકારના નાના છોડના પાનમાંથી નીકળે છે. તે છોડ ચીન, ટેનાસરીમ તથા કમૌન પર્વત ઉપર થાય છે, તે છોડને બાફીને તેમાંથી કપુર જેવો ચીક કાઢે છે. તે કપુરને ' Blumea balsamifera ' કહે છે. બરાસ કપુર કરતાં આ કપુર હલકો છે. ચીનાઇ કપુરનાં ઝાડના ટુકડા કરીને તેમાંથી ચંદનના તેલની પેઠે બાફ દઇને કપુર કાઢે છે. ગુણ-ઉષ્ણ, સ્વેદલ, સ્નાયુશૈથિલ્યકૃત તથા વૃષ્ય છે. ૧. તાવ અગર બીજા રોગમાં કપુર આપવાથી ચેતન આવે છે, અને તાવની સુસ્તી દૂર થાય છે, તેમજ તાવમાં અને બીજા રોગમાં દરદી તોફાન કરે છે ત્યારે કપુર આપવાથી દરદી શાંત પડે છે. ૨. દરદી

બેભાન થઇ ગણગણ્યા કરતો હોય તો કપુર આપવાથી ભાનમાં આવે છે. ૩. સુવાવડીના તાવમાં પણ જલદી અસર કરે છે. ૪. ઝેરકોચલાનું ઝેર ચડ્યું હોય તેમાં કપુર આપવાથી ફાયદો થાય છે. ૫. મગજના રોગમાં કપુર આપવાથી ઉન્માદ, ખેંચતાણ તથા આંચકી દબાય છે. પણ તેમાં કપુરની મોટી માત્રા આપવી જોઇએ. જો કપુર થોડો અપાય તો દરદીને ઉલટો વધારે જુસ્સો આવે છે. વાલ વાલ કપુર દિવસમાં ત્રણચાર વાર આપવો જોઇએ. ૬. કૉલેરાની બેભાન અવસ્થામાં કપુર ફાયદો કરે છે અને ગરમી આપે છે. ૭. પ્રમેહની આંકડીમાં અફીણ તથા કપુરની મગ જેવડી એકાદ ગોળી આપવાથી આંકડી દબાય છે. ૮. વાળા ઉપર કપુર ઘીમાં ખાવા આપવું. ૯. મોટા પ્રમાણમાં આપવાથી કપુર હૃદયની ગતિ ઓછી કરે છે તથા તેથી માથું દુખવું, બેભાની, શરીરનું ઢીલું પડવું અને અતિ ઘામ આવીને મૃત્યુ પણ થઇ જાય છે. ૧૦. કપુરનો બહાર લગાડવામાં પણ ઘણોજ ઉપયોગ થાય છે. સંધિવા, ચસકા, કેડનું શૂળ વગેરેમાં કપુરનું તેલ ચોળાય છે. ૧૧. દાદર, ખરજવાં તથા ચામડીનાં ચોળવાળાં દરદો માટેના મલમોમાં કપુર પડે છે, કેમકે તે જંતુનાશક છે. ૧૨. વળી ઘારામાં જીવડાં પડ્યાં હોય તો અંદર કપુર તથા ખાંડ ભભરાવવાથી જીવડા બહાર ઉભરાઇ આવે છે અને તેને ચીમટાવડે કાઢી લેવામાં આવે છે. ૧૩. કપુર સુગંધી પદાર્થ હોવાથી બાળવામાં, દાંતનાં મંજનો તથા આંખનાં અંજનોમાં પડે છે. ૧૪. દાંતના દુખાવા ઉપર કપુર દાબવાથી દાંતનું શૂળ બેસે છે. ૧૫. વડના દૂધમાં કપુર વાટી અંજન કરવાથી આંખનું ફુલ મટે છે. ૧૬. કપુરની ઝીણી વાટ કરી મૂત્રમાર્ગમાં દાખલ કરવાથી બંધ થયેલો પેસાબ છુટે છે.× **બનાવટ—** **૧.** કર્પુરરસ (નં. ૪૮૨). ૨. કૃમિકુઠાર (નં. ૪૮૪). ૩. કર્પુરાસવ (નં. ૭૮૨). ૪. **ભીમસેની** કપુર (નં. ૫૧૭).

**૧૬૭. કપુરકાચલી**—સં. **गंधारिका**; લા. Hedychium spicatum. એક પ્રકારના છોડની જડ થાય છે, તેનાં ગોળ કટકા કચોરાને મળતા પણ તેથી નાના કદના બજારમાં આવે છે. હિંદીમાં તેને ગંધપલાશી કહે છે. ગુણ—શીતળ. મુખ્ય ઉપયોગ બહાર લગાડવા માટે કરવામાં આવે છે. તે સુગંધી તેલો તથા લેપોમાં પડે છે.

**૧૬૮. કપુરીમધુરી**—સં. **स्पृक्का**; લા. Ærva lanata. આ છોડ સુમારે એક થી બે હાથ ઉંચો થાય છે. પાન તુળશીના જેવાં પણ ઘોળાશ ઉપર હોય છે. તેના ઉપર તુળશીના જેવા ઘોળા માંજરના ઝુંડા થાય છે. એને કેટલાક લોકો ગોરખગાંજાના નામથી પણ ઓળખે છે. કપુરીમધુરી અને ઉપલસરી (સારીવા) વિષે વૈદ્યોમાં મતભેદ છે. રા. જયકૃષ્ણભાઇનો તેમજ કેટલાક ગ્રંથોનો અભિપ્રાય લઇ તપાસ કર્યા પછી અમને એમ જણાયું છે કે સારિવા એજ કપુરીમધુરી નથી. કપુરીમધુરી જુદો છોડ છે અને સારિવા વેલો થાય છે. તે બન્નેના ગુણ લગભગ મળતા છે. ગુણ—તીખી, કડવી, તુરી, શીતળ, તથા વૃષ્ય છે. તે ખાંસી, જ્વર, કફ, રક્તદોષ, દાહ, વિષદોષ, ચામડીના વિકારો, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર વગેરે દરદોમાં ફાયદો કરે છે. તેના પાનનો કવાથ વિષમજ્વરને મટાડે છે.

---

× કપુરના પાણીમાં કોઇ પણ જાતનાં બી ભીંજવીને રાખવાથી ગમે એટલી લાંબી મુદતે બહાર કાઢવામાં આવે છે તો તે તાજાં ને તાજાં રહે છે અને વાવવાથી ઉગે છે. કપુરમાં આ એક વિલક્ષણ અને અતિ ઉપયોગી ગુણ માલમ પડેલો છે.

**૧૬૯. કમળ**—સં. **कमल**; અં. Lotus; લા. Nelumbium speciosum. કમળની ઉત્પત્તિ તળાવમાં અથવા પાણીના સમુહમાં થાય છે. કમળના વેલા થાય છે. તેના લાંબા લાંબાં દીંટા ઉપર ફુલ થાય છે, તેને કમળ કહે છે. તેની ઘણી જાતિ છે. ફુલ પ્રમાણે ધોળી, રાતી, ગુલાબી, નીલી એવી જાતો થાય છે. જુદી જુદી જાતનાં કમળોનાં સંસ્કૃત નામ નીચે પ્રમાણે છેઃ-ધોળાં કમળ—**पुंडरीकः** લાલ કમળ—**कोकनद**; નીલાં કે આશમાની—**नीलोत्पल-इन्दीवर.** રાતાં કમળને 'પોયણાં' પણ કહે છે, કમળકાકડી ( **कमलाक्ष** ) નામનાં ફળ થાય છે; જે પૌષ્ટિક છે અને તેની ખીર કરીને ખવાય છે. **ગુણ**—શીતળ, તૃપ્તિકારક, વર્ણકારક તથા તાપહર છે. રક્તપિત, તૃષા, દાહ, રક્તદોષ, રતવા, વિષ, વિસ્ફોટક વગેરે દરદોમાં તેની ઘણી સારી અસર છે. ગુદભ્રંશ ( આમણુ નીકળે છે તેમાં ) કમળનાં કુણાં પાન સાકર સાથે ખાવાં. કમળનાં અને કેળનાં પાનની પથારી કરી સુવાથી શરીરનો દાહ શાંતિ પામે છે. ધોળાં કમળની કળીઓ, જેઠીમધ અને સાકરનો ક્વાથ ઠંડો પાડીને પીવાથી પિત્તનો તાવ જાય છે.

**૧૭૦. કરંજ**—સં. **करंजः** અં. Pongamia; લા. Pongamia glabra. કરંજનું વૃક્ષ મોટું ને જબરૂં થાય છે. તેના ફળ બદામ જેવાં થાય છે. તેમાંથી બી નીકળે છે, તેનું તેલ થાય છે તેને કણુઝીયું તેલ કહે છે. કરંજના વૃક્ષને કેટલાક લોકો કણુઝી કહે છે. દવા તરીકે તેનાં ફુલ, ફળ, છાલ તથા પાન વપરાય છે. ગુણ—વાતહર, કુષ્ટહર, ઉષ્ણ. વિશેષ કરીને કરંજનો ઉપયોગ બહાર લગાડવાની દવાઓમાં થાય છે. તેનું તેલ વાના સાંધા તથા વ્રણ, ધારાં, લુખસ, ખરજવાં વગેરે ચામડીનાં દરદોમાં કામનું છે. કણુઝીનું તેલ, લીંબુનો રસ અને કપુરને એકત્ર કરી ખસ ખરજવાં ઉપર ચોપડાય છે. કણુજીનાં પાન, લીંમડાનાં પાન અને નગોડનાં પાનને વાટી લેપ મારવાથી વ્રણનાં જીવડાં મરી જાય છે.

**૧૭૧. કરિયાતું**—સં. **किरातकः**; અં. Chirata; લા. Sovirtia chirata. આ છોડ પ્રાચીનકાળથી તેના ઔષધીય ગુણ માટે પ્રસિદ્ધ છે. તેનો છોડ એકથી બે હાથ સીધો ઉંચો થાય છે. પાંદડાં લીંમડાનાં પાન જેવાં હોય છે. તેથી અથવા તેના જેવાજ કડવા સ્વાદ માટે તેનું 'ભૂનિંબ' નામ પડેલું લાગે છે. તેના આખા છોડ સુકવવામાં આવે છે અને ઝુંડીઓબંધ વેચાવા આવે છે. હીમાલય તથા કાશ્મીરમાં તે ઘણું પાકે છે. **ગુણ**—જ્વરઘ્ન, કટુપૌષ્ટિક, સારક, કૃમિઘ્ન. તાવમાં કરિયાતાનો ઉપયોગ પ્રસિદ્ધ છે. તાવની તમામ ફાકીઓમાં કરિયાતું આવે છે. કરિયાતું તાવને ઉતારીને શરીરમાં શક્તિ કાયમ રાખે છે. **બનાવટ**—૧. ભૂનિંબાદિક્વાથ, (નં. ૬૨૧). ૨. મહાસુદર્શન ચૂર્ણ (નં. ૭૦૩), ૩. લઘુસુદર્શન ચૂર્ણ (નં. ૭૧૩).

**૧૭૨. કલોંજીજીરૂં**—સં. **उपकूंचिका**; Small fennel flower; લા. Nigella Sativa. આ એક કાળીજીરીની જાત છે. તેના ડુંગળીનાં બી જેવા કાળા દાણા થાય છે. તેમાં કાંઇક જીરાની ખુશબો હોય છે અને કાંઇક કડવાશ તીખાશ હોય છે. ગુણ—ઉષ્ણ. તે કફ, આફરો, શૂળ, અજીર્ણ તથા વાયુને મટાડે છે. તે ખાટા ઓડકારને મટાડે છે, તેથી તેને **उद्गार शोधिनी** કહેલી છે.

**૧૭૩. કલંબો**—સં. **कलंबः** અં. Calnmba; લા. Jateorhia palmata. કલંબાના ગોળ કટકા ૦॥ થી ૨ ઇંચ સુધીના ઘેરાવના ગાંધી લોકોને ત્યાં વેચાય છે. મધ્યભાગ

પીળા રંગનો ઉપસેલો હોય છે અને તેમાં ચક્ર જેવા થર હોય છે. આ દવા કોલંબોથી આપણા દેશમાં આવે છે અને તે ઉપરથીજ તેનું નામ કોલંબો અથવા કલંભો પડ્યું લાગે છે. **ગુણ**—કટુપૌષ્ટિક, પાચક તથા ભેદક છે. તાવમાં અપાય છે અને તાવની નબળાઇને દૂર કરે છે. ગર્ભવતી સ્ત્રીની ઉલટીને બેસાડે છે. દેશી વૈદ્યો તેને તાવ તથા મંદાગ્નિમાં વાપરે છે.

**૧૭૪. કરમદી**—સં. **करमर्द्दिका**; અં. Jasmine-flowered carisa; લા. Carissa Corandas. કરમદીનાં વૃક્ષો જંગલમાં ઘણાં થાય છે. તેનાં ફૂલ જુઈનાં સરખાં સફેદ ખુશબોદાર થાય છે. તેમાં ફળના નાના બોર સરખા ઝુમખા બાઝે છે. તે ફળ પાકે છે ત્યારે જાંબુના રંગનાં હોય છે, તે ખટમધુરાં હોય છે. ગુણ—શીતળ છે. ત્રિદોષ, વિષ, કલેજાનું દરદ તથા કૃમિને મટાડે છે અને દસ્ત સાફ લાવે છે.

**૧૭૫. કળથી**—સં. **कुलित्थः**, લા. Dolichos biflorus. કળથી એ ખેતીની પેદાશનું કઠોળ છે. તેની બે જાત છે. રાતી તથા ધોળી. તેના દાણા અળશીના દાણાને મળતા થાય છે. ગામડાના લોકો તેને બાફીને શાક બનાવીને ખાય છે, જે ઘણું સ્વાદિષ્ટ અને રૂચિકર થાય છે. આ કળથી કવચિત દવા તરીકે પણ વપરાય છે તથા ધાતુઓના શોધનમાં તેનો વારંવાર ઉપયોગ થાય છે. ગુણ—ઉષ્ણ, મૂત્રલ, સ્વેદહર તથા અશ્મરીઘ્ન છે. વાયુના રોગથી પેશાબ અટકીને આવતો હોય અથવા મૂત્રમાર્ગમાં પથરી કે રેતી હોય તો તેમાં કળથીની ચામાં યોગ્ય મૂત્રલ દવા આપવાથી તેનો નીકાલ થાય છે. શરદીની શીત વળે છે ત્યારે અને પરસેવો અટકાવવા તથા ગરમી લાવવા માટે કળથીનો ભૂકો શરીરે ઘસવવામાં આવે છે. સ્ત્રીઓના ઋતુદોષમાં તથા સુવાવડી સ્ત્રીને પહેલા બે ચાર અઠવાડિઆં સુધી રક્તસ્રાવ ચાલુ રાખવા માટે કળથીનો ક્વાથ આપવો સારો છે.

**૧૭૬. કાંકચ**—સં. **कर्कचिका**; અં. Bonduc-nut; લા. Cæsalpinia bonducella. કાંકચનાં ઝાડ મોટાં હોય છે. કોઇ કોઇ જગ્યાએ તેનું જાળુ બાઝેલું હોય છે. તેમાં કાંટા ઘણા હોય છે. તેનાં પાન આંબલીનાં પાન જેવાં પણ જરા મોટાં ને સળીઓ ઉપર હારોહાર થાય છે. ફળ કાંટાવાળાં અને પોટલીઆ સરખાં થાય છે. તેમાંથી કાંકચીઆ નીકળે છે. તેને મરાઠીમાં સાગરગોટા કહે છે. કાંકચાનાં મૂળ, પાન તથા બી વપરાય છે. ગુણ—કૃમિઘ્ન, કટુપૌષ્ટિક. જ્વરઘ્ન, પાચન. કાંકચીઆના ગોળા ચૂંક તથા પેટના કૃમિ ઉપર શેકીને ખાવાનો સાધારણ ચાલ છે. તેનાં પાંદડાં પણ પેટના કૃમિ ઉપર પીવાય છે અને ઢોરને પણ પાવામાં આવે છે. કાંકચીઆથી ઉલટી, હેડકી, કફ, શોષ, બરલ વગેરે મટે છે, કેટલાક વૈદ્યો દશમૂળમાં પાટલાને બદલે કાંકચાનાં મૂળનો ઉપયોગ કરે છે.

**૧૭૭. કાકડાશીંગી**—સં. **कर्कटशृंगी**; લા. Pistacia Intogeerrima. કાકડાશીંગીનાં વૃક્ષ હીમાલયમાં થાય છે. એ વૃક્ષની ડાળીઓ ઉપર જીવડાં કોશેટા બાંધે છે અને તેમાં ભરાઇ રહે છે. આ કોશેટા અથવા કોકડી પાનના નસ ઉપર કે ડાળી ઉપર બાઝે છે, એજ કાકડાશીંગી છે. કાકડાશીંગી બે ઇંચ લાંબી અને એક ઇંચ પહોળી અને છેડા તરફ અણીદાર થાય છે. કાકડાશીંગીને ભાગતાં તેમાંથી કાંઈ ભૂકો ખરે છે તે, તેની અંદરના જીવડાનું ખોખું કે તેનો મળ બાઝેલો હોવો જોઇએ. ગુણ—કફઘ્ન. આ દવા બાળકોને માટે ઘણી ઉપયોગી માલમ પડેલી છે. ફેફસાંના રોગમાં તે ફાયદો કરે છે અને તાવ તથા ઉધરસનાં ક્વાથમાં પડે છે. બાળકોના તાવ ઉધરસ તથા સસણીમાં તે ફાયદો કરે છે. **બનાવટ** શૃંગ્યાદિ ચૂર્ણ (નં. ૭૨૫).

**૧૭૮. કાકડી**—સં. **कर्कटी**; અં. Cucumber; લા. Cucumis **sativus.** કાકડીના વેલા થાય છે. તે વેલામાં કાકડી નામનાં ફળ થાય છે. આ ફળ એક વેંતથી એક હાથ લાંબાં અને ગોળ થાય છે. તે સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. કાકડીનો ખાવામાં તથા શાક કરવામાં ઉપયોગ થાય છે. શરદઋતુ તથા વર્ષાઋતુની કાકડી ખાવા યોગ્ય નથી. તેનાં બી દવા તરીકે વપરાય છે. **ગુણ**—મૂળ ગ્રાહી તથા શીતળ. કાકડીનાં બી, સાકર તથા જીરૂં ખાવાથી મૂત્રાઘાત મટે છે. કાકડી ખાવાથી દારૂનો નિશો ઉતરી જાય છે. કાકડીનાં બી તથા કબુતરની હગાર ચોખાના ધોવણમાં આપવાથી પેસાબની રેતી નીકળી જાય છે. કાકડીનાં બીનો મગજ ૧ તોલો અને ધોળા કમળની કળીઓ ૧ તોલો, તેને બારીક વાટી તેમાં જીરૂં તથા સાકર મેળવી એકાદ અઠવાડીયું આપવાથી સ્ત્રીઓનો ધોળો પ્રદર બંધ પડે છે. ૦॥ શેર પાણી, ૦॥ શેર દુધ, કાકડીનો મગજ તોલો ૦। અને સુરોખાર બે આનીભાર સર્વને વાટી બરાબર મેળવી પીવાથી પેશાબનો રેચ થાય છે.

**૧૭૯. કાંચનાર**—સં. **कांचनारः**; લા. Bauhinia Variegata. આ એક આસોંદરાની જાતનું મોટું વૃક્ષ છે. તેનાં પાન પણ આસોંદરાના જેવાજ હોય છે અને તેથી બીડી વાળવાનાં પાન તરીકે ભૂલથી ઉપયોગમાં ચાલ્યાં જાય છે, પણ આસોંદરાનાં પાન કરતાં તેનાં પાન કદમાં મોટાં હોય છે. કાંચનારનાં વૃક્ષો ઉપર લાલ ગુલાબી એવાં ખુબસુરત ફૂલો થાય છે. ઔષધમાં તેનાં મૂળની છાલ વપરાય છે. આ વૃક્ષને કચનાર તેમજ રક્ત કંચન અને કનક પણ કહે છે—અને આની જાતનું બીજું ઝાડ થાય છે, તે ખરો **કચનાર** કેહેવાય છે–તે ( B. tomentosa ) છે. તેમાં પીળા રંગનાં ફૂલો થાય છે, અને તેનાં પાન તેમજ શીંગમાંથી મીઠા લીંબડા જેવી સુગંધી નીકળે છે. **ગુણ**—શોધક પૌષ્ટિક, રોપણ, વ્રણનાશક તથા કફહર. શરીરમાં લોહી બગડીને ગાંઠો ઉપડે છે તથા ઝીણો તાવ રહે છે, એવા દરદીઓને કાંચનાર ઘણો ફાયદો કરે છે. ગલગંડ એટલે ગળા ઉપર થનારી ગાંઠો પાકીને સડે છે અને હાડકાંને પણ સડાવે છે. તેમાં કાંચનાર બહુ જ ફાયદો કરે છે. તેનાં મૂળની છાલનો ઉકાળો પીવાથી અથવા ગુગળ વગેરે બીજી શોધક દવાઓ મેળવી પીવાથી વ્રણને રૂઝ લાવે છે અને લોહી સુધારે છે. નાની ઉંમરમાં ખુંધ નીકળે છે તે અંદરનાં હાડકાંનો વિકાર થવાથી થાય છે; તેમાં જો શરૂઆતથી જ આ દવા ચાલુ કરવામાં આવે છે તો ફાયદો થાય છે અને દરદને અટકાવે છે. પાન કે ફૂલને કપડામાં રાખી સુંઘવાથી ગમે તેવી શરદી મટી હુંશીઆરી આવે છે. **બનાવટ**—કાંચનાર ગુગળ ( નં. ૭૬૪ ).

**૧૮૦. કાંટાશેળીઓ**—સં. **कुरंडकः**; લા. Barleria Prionitic. આ ફૂલઝાડ ત્રણ ચાર હાથ ઉંચાં થાય છે. એમાં કાંટા થાય છે. તેમાં પીળા રંગનાં વાસ વગરનાં ફૂલ થાય છે. તેમાં સર્વાંગે લાંબા કાંટા હોવાથી 'કાંટાશેળીઓ' નામ પડયું જણાય છે. તેની બીજી પણ બે ત્રણ જાતો છે, જેમાં લાલ, કાળાં તથા ધોળાં ફૂલ થાય છે. **ગુણ**—ઉષ્ણ, કફઘ્ન, સ્વેદલ, વાતહર, શોધક તથા રોપણ. બાળકોની ભરાણીમાં કાંટાશેળીઆના પાનનો રસ પાવામાં આવે છે. પાનની રાખ ધોયેલા ઘીમાં ચોપડવાથી ભરતીંગળ ગુમડાંમાં રૂઝ આવે છે. તેનાં પાન ચાવવાથી દંતશૂલ મટે છે.

**૧૮૧. કાથો**—**श्वेतसार, खदिरः**, અં. Catechu; લા. Acacia Suma.

Cotechu Extractum. ખેરનાં ઝાડનાં ઘેરા રંગનાં લાકડાં છાલ તથા કાચી શીંગોને ઉકાળી તેમાંથી સત્વ કાઢવામાં આવે છે, તે ખરો કાથો છે. પણ બજારમાં જે કાથો વેચાય છે તેમાં બીજી ઘણી ભેળ કરવામાં આવે છે. અખોડ, પીંપળો, બાવળ વગેરે બીજાં ઝાડનાં લાકડાંના ભૂકાને ઉકાળીને તેનું સત્વ કાઢીને પણ બનાવટી કાથો બનાવવામાં આવે છે. બજારમાં વેપારનો ઘણી જાતનો કાથો મળે છે તેમાં કાળા રંગનો કેવડીઓ કાથો ઉત્તમ ગણાય છે. બીજો ચોનાઈ કાથો આવે છે તે ભુરો માટી જેવો આવે છે. ખેરનાં ઝાડની પોલાણમાંથી કુદરતી જે ભૂકો નીકળે છે તેને 'ખેરસાર' કહે છે. ગુણ—ગ્રાહી, શીતળ તથા રોપણ. કાથો અતિસાર તથા રક્તાતિસારમાં બહુ ઉપયોગી છે. તે અતિસારના જીર્ણરૂપમાં ફાયદો કરે છે અને તેમાં અફીણ સાથે મેળવી આપવો યોગ્ય છે. મોંમાં રાખવાથી સાદ ઉઘડે છે અને મધમાં મેળવી મોંમાં ચોપડવાથી મોંનાં ચાંદાં મટે છે. તે ઠંડા મલમોમાં પડે છે. ગરમીની ગાંઠ ઉપર બીજી દવા સાથે ઉમેરો કરી દાબવામાં આવે છે. દવાના કામમાં ચોખો કાથો ન મળે તો ખેરસાર વાપરવો યોગ્ય છે.

**૧૮૨. કાયફળ**—સં. **कटूफल**; લા. Myrica sapida. કાયફળનાં વૃક્ષોને કુંભી વૃક્ષ કહે છે, કાયફળનાં ઝાડ હિમાલયના સમશીતોષ્ણ પ્રદેશો, શિંગાપોર તથા મલાયા બેટોમાં થાય છે. તેનાં પાન લાંબાં હોય છે. તે પત્રાળાં કરવાના કામમાં આવે છે. ફળ જાયફળ જેવાં ગોળ થાય છે. છાલ ઘણી જાડી હોય છે. તેની ધોળી અને કાળી બે જાત ઔષધના કામમાં રાતી જાત વપરાય છે. આ દવાનું નામ કાયફળ છે, પણ ખરૂં જોતાં તે ફળ નથી પણ તેનાં વૃક્ષની છાલ છે. વજનમાં ભારે જાડી તથા લાલ ખુશબોદાર છાલ હોય તે દવાના કામમાં વધારે સારી ગણવી. બીજી ધોળી અને ખુશબો વિનાની છાલ આવે છે તે ગુણમાં હલકી સમજવી. ગુણ—ઉષ્ણ, કફઘ્ન તથા વાતહર છે. તેનો રસ તુરો તથા કડવો હોય છે. વાયુમાં તથા કફમાં અને તે દોષથી ઉપજેલા તાવમાં કાયફળ ઉપયોગી છે. સળેખમ અને શરદીના માથાના દરદમાં કાયફળનું ચૂર્ણ નાકે સુંઘવું; સુંઠ સાથે મેળવીને તેની ભૂકીનો કૉલેરામાં ખરડ કરવામાં આવે છે. તે ઉકાળી કોગળો કરવાથી દાંતનું શૂળ મટે છે. **બનાવટ**—૧. કટ્ફલાદિચૂર્ણ (નં. ૬૬૪–૬૫–૬૬). ૨. કટ્ફલાદિ કવાથ (નં. ૫૫૮–૫૫૯).

**૧૮૩. કાળીજીરી**—સં. **तिक्तजीरक:**, અં. Purple Fleabane; લા. Vermonia anthelmintica. મરાઠીમાં તેને કડુજીરૂં કહે છે. કાળીજીરીના છોડ બે ત્રણ હાથ ઉંચા થાય છે. તેનાં બી (કાળીજીરી) લાંબાં, કાળાં અને એક છેડા ઉપર ધોળું ટપકું હોય છે. કેટલાક તેને 'કડવીજીરી' ના નામથી ઓળખે છે અને કેટલાક કહે છે કે કડવીજીરી જુદી જ વસ્તુ છે અને તે ગોટાળો કલોંજીના સંબંધમાં થતો હશે. ગુણ—શોધક, ત્વક્દોષહર તથા કૃમિઘ્ન. ચામડીના જુના રોગ, જેવા કે વિચર્ચીકા, કોઢ, દાદર, શીળસ વગેરેમાં ઘણોજ ફાયદો કરે છે. શરીર ઉપર ઘણા દિવસ થયાં શીળસ ઉપડતું હોય ને કાળીજીરીની ફાકી કેટલાક દિવસ લેવાય તો શીળસ મટે છે. તાવમાં પણ તે અપાય છે. પેટથી પીડ, ચૂંક, આફરો તથા અજીર્ણમાં કાળીજીરીની ફાકી લેવાનો ચાલ છે. આ દવા દરેક ઘરમાં રાખવી જોઇએ. કાળીજીરીનો ભૂકો કરી કપડાંને છાંટવાથી કપડાંને જંતુ લાગતા નથી. કોઢ અને ચીત્રીનાં ચાઠાં ઉપર કાળીજીરીનો લેપ મારવાથી ચાઠાં ઝાંખાં પડે છે. કાળીજીરીને લીંબુના રસમાં વાટી માથાના વાળમાં લગાવવાથી માથાની જુ તથા લીખોનો નાશ થાય છે.

૧૮૪. કાળીપાટ-કરંઢીયું—સં. पाठा:; અં. Pereira root; લા. Ceyelea peltata. કાળીપાટ એ નામ દેશ વિશેષે કરંઢીયાંને તેમજ વેવ અને વેવની બીજી જાત ઓરપને લગાડવામાં આવે છે. પણ ગુણ આ બધીના સરખા છે. કાળીપાટનો વેલો થાય છે. તેનાં પાન ગળોના કે વેવનાં પાન જેવાં હોય છે. તેમાં બારીક મરી જેવાં ફળ આવે છે. તે વિશેષ કરીને ડુંગરાળ જમીનમાં ઉગે છે. આના વેલા કોકણમાં બહુ થાય છે. ત્યાં તેને "પહાડમૂળ" કહે છે. દવામાં તેનું મૂળ જ વપરાય છે, જે ઘણું કડવું છે. ગુણ—શોધક, શોફઘ્ન, ગ્રાહી, કટુપૌષ્ટિક. કાળીપાટનું મૂળીયું સોજા ઉપર ઘસીને ચોપડવામાં આવે છે. તેનો ઉકાળો મરી નાખીને પીવાથી ટાઢીઓ તાવ ઉતરે છે. તે ઘણાક ક્વાથમાં વપરાય છે. કાળીપાટની એક બીજી નાની જાત છે તેને લઘુપાઠા અને ગુજરાતીમાં કરંઢીયું કહે છે.

૧૮૫. કીડામારી—સં. कीटमारी; અં. Worm-Killer; લા. Aristolochia bracteata. એના છોડવા જેવા નાના વેલાઓ થાય છે. તેનાં પાંદડાં ગોળ ને ધુમ્ર વર્ણનાં કાળાશ પડતાં થાય છે. ફૂલ કીરમજી રંગનાં પણ કાળાશ પડતાં થાય છે; ફળના ડોડવા આકારમાં રાણનાં ફળ જેવડા પણ હાંસોવાળા હોય છે અને અંદરથી કાળાં બી નીકળે છે. કીડામારીનો વાસ બહુ ખરાબ હોય છે. તેનો આખો છોડ દવા તરીકે વપરાય છે. ગુણ—ઉષ્ણ, વાતહર, કફઘ્ન, જ્વરઘ્ન, કૃમિઘ્ન તથા શોથઘ્ન. રસમાં કડવી તથા ઉષ્ણ છે. તાવ તથા પેટના કૃમિ માટે તેનો મુખ્ય વપરાશ થાય છે. સોજા ઉપર તેનાં પાન ચોપડાય છે. તાવમાં તેને વાટીને શરીરે ચોપડવાથી પરસેવો આવીને તાવ ઉતરી જાય છે. ઘારાં તથા જખમમાં પડેલાં જીવડાંનો નાશ કરવા માટે તેનાં લીલાં પાનની લુગદી મારવી કે રસ ચોપડવો. ઇંદ્રજવ, વાવડીંગ, કીડામારી, કાળીજીરી અને કાંકચ જેવી વસ્તુઓ દરેક ઘરમાં રાખી મુકવાની જરૂર છે. બાળકોને તો તે વસ્તુઓ વારંવાર ઘણી ઉપયોગી છે. ચતુર સ્ત્રીઓ તેનો યોગ્ય વખતે યોગ્ય રીતે ઉપયોગ કરી જાણે તો ડાક્ટર સાહેબ કે વૈદ્યરાજને બોલાવવાની ખટપટ અને ખર્ચ બચે છે.

૧૮૬. કુકડવેલ—સં. कर्कटी-देवदाली; લા. Lufla Echinata. મરાઠીમાં તેને દેવડાંગરી કહે છે. આ વેલો કારેલી જેવો થાય છે. તે વાડા ઉપર ઘણા થાય છે. તેનાં ફળ કંકોડાં જેવાં હોય છે અને તેમાં કાળાં બી હોય છે. કુકડવેલ અને કડવી ઘીસોડી (कोशातकी) એ બન્ને એકજ જાતની વેલ હોય એમ જણાય છે. કુકડવેલનાં પાન પાંચ ખાંચાવાળાં ને રૂંછડાંવાળાં થાય છે. દવામાં તેનો આખો વેલો વપરાય છે, પણ ફળ ઘણુંજ રેચક તથા વામક છે. ગુણ—રેચક, વામક, છીંક લાવનાર તથા વિષારી. તે અતિ તીક્ષ્ણ તથા ઉષ્ણ છે. કુકડવેલ સખ્ત રેચક હોવાથી સર્પદંશ તથા હડકવા ઉપર અપાય છે. સાધારણ જુલાબ માટે તેનો ઉપયોગ કરવાથી નુકસાન છે. અને કદિ ભૂલથી વધુ પીવાય તથા સખ્ત રેચ લાગી જાય તો ઘી પીવાથી તેનો ઉતાર થાય છે. તે ઉલટી કરાવીને કફના તથા કુષ્ઠના રોગને મટાડે છે.

૧૮૭. કુબો—સં. द्रोणपुष्पी; લા. Leucas Cephalotus. આ મરવાની જાતની વનસ્પતિ છે અને તે આડે વગડે મળી આવે છે. તેના ડોડવામાં ખાસ સુગંધ રહેલી છે. તેને ગાંઠે ગાંઠે ગુચ્છો હોય છે. તેનાં ધોળાં ફૂલ થાય છે. પાન સાંકડાં લાંબાં હોય છે. ગુણ—સ્વાદે કડવો, તુરો ને ગરમ છે. ઉષ્ણ તથા વાતહર, કફઘ્ન તથા સ્વેદલ છે. તે રૂચિ-

કર, તીખો, ભેદક તથા સારક છે. વાત, કફ, અગ્નિમાંદ્ય, છાતીનો કફ, આમ, સોજા, કમળો, કૃમિ તથા શૂળ એટલા રોગમાં અપાય છે. કુબાને ઉકાળીને તાવવાળાને તેનો નાસ દેવાથી તાવ ઉતરે છે અને તંદ્રાને તથા સુસ્તીને દૂર કરે છે. બાળકની ખાંસી તથા કફમાં તેના સ્વરસમાં ટંકણ તથા મધ નાંખી આપવાથી કફ છુટો પડે છે. કુબો તથા લીંબડાનાં પાન પાણીમાં બાફી બાફ લેવાથી શરીરના સોજા ઉતરે છે.

**૧૮૮. કુલીંજન**—સં. **कुलिंजनः**; અં. Galangal; લા. Alpinia galanga. કુલીંજનના છોડ આંબાહળદર જેવા થાય છે અને દેખાવમાં દ્રાક્ષના વેલા જેવા હોય છે. એનાં પાનમાં મીઠો વાસ હોય છે. તેનાં છોડનાં મૂળની ગાંઠોને સુકવે છે, તે બજારમાં કુલિંજન નામથી વેચાય છે. તે રંગે ભુખરૂં તથા સ્વાદે તીખું હોય છે. તે સ્વાદમાં તથા સુગંધમાં કઠને મળતું છે માટે તેને 'કુષ્ટકુલિંજન' પણ કહે છે. ગુણ—દીપન, પાચન, વાતહર. કુલિંજન રસમાં ઉષ્ણ તથા તીખું છે. તે મોં તથા કંઠને શુધ્ધ કરે છે તથા મોંનો દોષ, કફ, ઉધરસ તથા વાયુને હરે છે. તેની ભૂકી કરી સુંઘવાથી માથું ઉતરે છે. તેનો કટકો મોંમાં રાખી રસ ગળી જવાથી સ્વર ઉઘડે છે. કુલિંજનનું ચૂર્ણ મધમાં મેળવી દાંતે લગાવવાનો નિયમ રાખવાથી મોંની દુર્ગંધ દૂર થાય છે, તથા દાંતનાં દરદ પણ મટે છે. મધુપ્રમેહમાં કુલિંજન આપવાથી મૂત્રની ઉત્પત્તિ ઓછી થાય છે. બાળક બોલતાં મોડું શીખે છે તેને ચવરાવવાથી જલદી બોલતાં શીખે છે.

**૧૮૯. કુવાડીઓ**—સં. **चक्रमर्दः**, અં. Oval-leaved Cassia; લા. Cassia Tora. કુવાડીઆના છોડ ચોમાસામાં આડે વગડે ઉગી નીકળે છે. તેનાં પાંદડાં ગોળ તથા એક ડાંડલી ઉપર પાંચ પાંચ થાય છે. તેમાં પીળાં ફૂલો તથા શીંગો થાય છે. કુવાડીઓ, ચીમેડ, આવળ, કાસમર્દ વગેરે ઝાડો એકજ વર્ગનાં અને એક સરખાં પાનનાં થાય છે. આ જાતનાં વૃક્ષોમાં જે બી થાય છે તેમાં 'ક્રાઇસોફેનિક એસીડ' નો મોટો ભાગ છે, કે જે એસીડ ડાકટરો દાદરના મલમોમાં વાપરે છે. કુવાડીઆનાં બી પણ દાદરને મટાડે છે અને તેથીજ સંસ્કૃત વૈદ્યક ગ્રંથકારોએ તેનું નામ **चक्रमर्द-दद्रुघ्न** પાડેલું છે. દવા તરીકે તેનાં મૂળ, પાન તથા બી વપરાય છે. બી અથવા મૂળને લીંબુના રસમાં ઘસી ચોપડવાથી દાદર મટે છે. બીને થોરના રસમાં પલાળી રાખીને પછી ગોમૂત્રમાં વાટી લેપ મારવાથી ધુંચવાળી ગાંઠો બેસી જાય છે.

**૧૯૦. કુંવાર**—સં. **कुमारी**; અં. Hepatic aloes; લા. Aloes; Barbadense. મરાઠીમાં તેને 'કોરફડ' કહે છે. તે આ દેશમાં સર્વત્ર થાય છે. તેની કડવી તથા મીઠી બે જાત છે. કડવી કુંવારાનાં પાઠાં (પાન) બહુ જાડા રસદાર ગર્ભથી ભરેલા હોય છે. તેનો ગરભ ઘણો કડવો હોય છે. એળીઓ કુંવારના ગરભમાંથી બને છે. (જુવો એળીઓ નં.૧૫૫) તેના મધ્યમાંથી પાતળા ડાંડા ફુટી નીકળે છે જેને શેલરાં કહે છે. મીઠી કુંવારનું તથા તેના શેલરાંનું અથાણું ઘણુંજ રૂચિકર અને પથ્ય છે. ગુણ—રેચક, શોધક, પિત્તશામક. કુંવાર શીતળ, કડવી, અગ્નિવર્ધક, રસાયન, ભેદક, મધુર, પુષ્ટિકારક તથા વૃષ્ય છે. કફ, પિત્ત, દમ, ખાંસી, બરલ, ગુલ્મ, ગાંઠ, ચામડીના રોગ, વિસ્ફોટક વગેરે રોગોમાં ફાયદો કરે છે. ૧. પેશાબની પથરી કે રેતીમાં કુંવારનો ગરભ હલદર નાંખીને પીવો. ૨. ખાંસીમાં લકડું અંગારાપર બાફી રસ કાઢીને તેમાં મધ તથા જરા પીપર અને લવીંગની ભૂકી નાંખીને પીવો. ૩. કફમાં એજ ગરભ હળદર, મધ તથા સીંધાલુણ નાંખીને પીવો.

૪. દુખતી આંખ ઉપર કુંવારના રસમાં ફુલાવેલી ફટકડી તથા અફીણ મેળવી આંખે લેપ કરવો. ૫. પ્રમેહ બળતરા તથા અંગદાહમાં કુંવારનો રસ જીરાની તથા મરીની ભૂકી નાંખી પાવો. ૬. દાઝવાથી થયેલા વ્રણ ઉપર કુંવારનો ગરભ બાંધવો. ૭. કુંવારનાં લફરાંને બાફીને તેનું બંધાણ કરવાથી પેટની ગાંઠ તથા મળનો જમાવ છુટો પડે છે. ૮. વાળાના ગડને ફોડવા માટે કુંવારનો ગરભ બાંધવો. ૯. કુંવાર આસવ વગેરે રૂપમાં પેટમાં ખાવાથી યકૃત એટલે કાળજાના તથા બરલના લોહીના જમાવને તોડે છે. વિષમ જ્વરની પિત્તની અધિકતાને શમાવે છે તથા હરસમાં રહેતા ઝાડાના કબજાને દૂર કરીને યકૃતના કાર્યને નિયમમાં લાવે છે. ૯. કમળામાં પણ કુંવારનો આસવ ફાયદો કરે છે. કુમારિકાસવથી મગજની ગરમી દૂર થઇ મસ્તકનું ભ્રમણ મટે છે અને આંખમાં પણ તેજ આવે છે. ૧૦. કુંવારનો આસવ સ્ત્રીઓના ઋતુદોષને સુધારે છે. **બનાવટ**—કુમારિકાસવ (નં. ૭૮૩ ).

**૧૯૧. કેરડો**—સં. **करीरं**; અં. Caper; લા. Capparis Aphylla. કેર અથવા કેરડાનાં વૃક્ષ આ દેશમાં ઘણું કરીને સર્વ ઠેકાણે થાય છે, પણ મારવાડમાં તેની મોટી પેદાશ છે. હિંદીમાં તેને કરીલ કહે છે અને મરાઠીમાં નેબતી કહે છે. કેરડાના ઝાડને પાન હોતાં નથી અને ડાળીઓ લીલા રંગની હોય છે. ફાગણ ચૈત્ર માસમાં તેનાં ગુલાબી રાતાં સુશોભિત ફૂલ તથા લીલાં ફળ આવે છે જેને કેરડાં કે કેરાં કહે છે. આ કેરડાંનું અથાણું ઘણું ઉત્તમ બને છે તથા શાક પણ થાય છે. કુલોનું પણ શાક થાય છે તથા કઢીમાં પડે છે. **ગુણ**—કુષ્ણ. દવા તરીકે તેનાં મૂળ વપરાય છે, પણ તેનો બહુજ થોડો ઉપયોગ થાય છે. મૂળ ચાવીને ખાવાથી દાંતનું શૂળ તુરત બેસી જાય છે. વ્રણ, સોજા, હરસ, કફ, વા, આમ, વિષ, અરૂચિ, દમ, શૂળ તથા કૃમિ ઉપર તેનું મૂળીયું ઘસીને પીવાય તો ફાયદો થાય.

**૧૯૨. કેસર**—સં. **कुंकुमं**; અં. Saffron; લા. Crocus sativus. કેસરને અરબીમાં જાફરાન કહે છે. એ એક જાતનાં ફુલઝાડના ફુલની અંદરના રેસા છે. તેનાં ઝાડો ઇરાન તરફ થાય છે અને આપણા દેશમાં પણ કાશ્મિરમાં તેની ઉત્પત્તિ થાય છે. કાશ્મિરી કેસર સૌથી શ્રેષ્ઠ ગણાય છે. કેસર ઘણી મોંઘી વસ્તુ હોવાથી તે હાલ બનાવટી રીતે પણ કરવામાં આવે છે. **ગુણ**—શીતળ, સ્તંભન, વાજીકર તથા પૌષ્ટિક. કેસરનો મુખ્ય ઉપયોગ વાજીકર દવાઓ, પૌષ્ટિક પાકો, વસાણાં તથા મીઠાઇમાં થાય છે. અને તેના ઠંડા ગુણને લીધે તે કપાળે ચંદન કરવાના કામમાં લેવાય છે. સ્તંભન ગુણને લીધે ઝાડો રોકવાની કેટલીક દવાઓમાં કેસર પડે છે. નાકમાંથી કે ગળખામાં લોહી પડતું હોય ત્યારે બકરીના દુધમાં કેસર નાંખી પીવાથી લોહી અટકે છે. પાનસ તથા માથાના દુખાવામાં તાજા ઘીમાં ઘુંટીને તેનું નસ્ય અપાય છે. ગર્ભિણીનો રક્તસ્રાવ બંધ કરવા માટે તે માખણમાં આપવું. **માત્રા**—રતી ૧ થી ૩. **બનાવટ**—કુંકુમવટી ( નં. ૭૩૨ ).

**૧૯૩. કોકમ**—સં. **वृक्षाम्लं**; Kokam butter-tree; લા. Garcinia Indica. મરાઠીમાં તેને આમસોલ કહે છે. કોકમનાં મોટાં વૃક્ષો કોકણ, કર્નાટક તથા ગોવા તરફ પણ બહુ થાય છે. તે ઝાડ ઘણાં સુંદર હોય છે. તેમાં નારંગી જેવાં રાતાં ફળ થાય છે. તે ફળની અંદરનો મગજ ખાવાના અને અંદર પાણી હોય છે તે પીવાના ઉપયોગમાં લેવાય છે. ફળની ઉપરની છાલ સુકવી નાંખવામાં આવે છે, તે કોકમ છે, જેનો આપણે ખટાંઇ તરીકે દાળ શાકમાં ઉપયોગ કરીએ છીએ. ફળની અંદર બી હોય છે તેમાંથી

મીણુ જેવું ઘાટું તથા ઘોળું તેલ નીકળે છે, તે તેલને આપણે કોકમનું ઘી કહીએ છીએ. તેના ગોળા બજારમાં વેચાય છે. આ કોકમનું ઘી હાથપગની બ્યા ફાટી ચીરા પડે છે તે ઉપર ગરમ કરીને ચોપડાય છે. કોકમ ખાવામાં રૂચિકર તથા આમલી કરતાં વધારે પથ્યકારક છે. હાથપગનાં તળીઆમાં દાહ થતો હોય તેમાં કોકમનું ઘી ચોપડવું; ઘીનું અજીર્ણ થયું હોય તો કોકમનો ઉકાળો પીવો. ગુણ--ગ્રાહી, મધુર, રૂચિકર, અગ્નિદીપક.

**૧૯૪. કોઠ**—સં. **कपित्थ**; અં. Elephant apple; લા. Feronia elephantoum. કોઠનાં ઝાડ મોટાં થાય છે. તેનાં ફળને કોઠાં કહેવામાં આવે છે. કોઠાં બીલાંનાં જેવાં કઠણ અને ભુખરા વાદળીઆ રંગનાં થાય છે. તેની અંદરના ગરભને દવાના તથા ચટણી બનાવવાના ઉપયોગમાં લેવાય છે. ગુણ—શીતળ, શોધક, અમ્લ તથા ગ્રાહી. કોઠના ગુણ લગભગ બીલાંને મળતા છે. કાચું કોઠું ગ્રાહી હોવાથી ઝાડાના રોગમાં વપરાય છે. વિશેષ કરીને ગરમીનો ઝાડો બંધ કરે છે. પાકું કોઠું ચટણીમાં વપરાય છે. **બનાવટ**—કપિત્થાષ્ટક ચૂર્ણ (નં. ૬૭૦).

**૧૯૫. કોહોળું**—સં. **कुष्मांड**; અં. Pumpkin; લા. Benincasa Cerifera. કહોળાંના વેલા થાય છે. તેની ઘણી જાત છે. જે જાતનાં કહોળાં શાક માટે વપરાય છે તે રતાશ પીળાશવાળા રંગનાં હોય છે. કાઠીયાવાડનાં તેને પદકાળું (લા. Cucurbita Maxima) કહે છે. કોઇ તેને સાકર કહોળું પણ કહે છે. ભુરાં કહોળાં એ જુદી જ જાત છે. તે કોહળાં રંગે લીલાં હોય છે અને ઉપર ધોળી છારી હોય છે. અંદરથી ધોળાં હોય છે. દવામાં આ ભુરાં કહોળાંનો ઉપયોગ થાય છે. ગુણ--પિત્તશામક, પૌષ્ટિક, વૃષ્ય તથા ગ્રાહી. રક્તપિત્તમાં એટલે નાકમાંથી કે છાતીમાંથી લોહી પડે છે તેને અટકાવે છે. ઉરઃક્ષત ક્ષયમાં તેની સારી અસર છે; વળી તે લોહીને સુધારે છે તેથી શીળસ, અળાઇ, લુખસ, ચેળ વગેરે ચામડીના રક્તદોષમાં પણ કોહળાંની કોઇ પણ બનાવટ ફાયદો કરે છે; માથાંની ગરમી તેમજ અપસ્માર, ઉન્માદ તથા અનિદ્રાવાળા મગજના વ્યાધિમાં કોહળું મગજના ઉશ્કેરાયલા તંતુઓને શાંત કરે છે અને ત્યાં તેનો સ્વરસ અથવા મુરબ્બો ઉપયોગમાં લેવાય છે. કહોળું ગર્ભસ્થાનના ઋતુદોષને સુધારે છે. તે ધાતુપૌષ્ટિક હોવાથી તેનો પાક કરીને ખાવાનો ચાલ છે. **બનાવટ**--૧. કુષ્માંડાવલેહ (નં. ૭૯૬). ૨. કુષ્માંડખંડપાક (નં. ૮૧૦). ૩. ખંડકુષ્માંડ (નં. ૮૧૨). ૪. કહોળાંનો મુરબ્બો (નં. ૮૨૬).

**૧૯૬. કૌચાં**—સં. **कपिकच्छु, आत्मगुप्ता**; અં. Cow-hoge; લા. Mucuna-pruriens. કૌચાંના વેલા વાડો ઉપર થાય છે. તેનાં પાનની બાજુઓમાં લાંબું ડીટું ફુંકીને તેમાં ફુલોનો તોરો થાય છે. એ તોરામાં ફુલોનો ઝુમખો થાય છે અને તેમાં વાલોળના જેવી શીંગો થાય છે. એ શીંગોને 'ભેરવશીંગ' પણ કહે છે. શીંગો ઉપર રૂંવાટી હોય છે, જે શરીરે લાગવાથી બહુજ ચળ આવે છે અને સુજી આવે છે; શીંગની અંદર વાલોળના જેવાં બી નીકળે છે તેને કૌચાં કહે છે. કૌચાં શરીરને લાગે છે, માટે તે લેવાની રીત એ છે કે તેના વેલા નીચે તાપ કરીને તેની શીંગોની રૂંવાટી (કાંટા) ને બાળી નાંખવામાં આવે છે; અને પછી તે શીંગોમાંથી કૌચાં કાઢી લેવામાં આવે છે. બજારમાં કૌચાં મળે છે તેમાં કેટલાંક બળેલાં દેખાય છે, તેનું કારણ એજ છે. વધારે તાપ લાગવાથી શીંગો વધારે બળે તો અંદરનાં બીજ પણ દાઝી જાય છે. ગુણ—ધાતુપૌષ્ટિક, શીતળ, વાજીકરણ. તેની શીંગના કાંટા કૃમિઘ્ન છે, તેથી તેના કાંટા છરીથી છોલી લઇ દહીંમાં કે ગોળમાં

એક બે દિવસ આપવાથી પેટના કૃમિ મરી જાય છે. જુલાબથી તે કૃમિ કાઢી નાખવા. બે ત્રણ વરસના બાળકને માટે એક શીંગના કાંટા બસ છે; કોચાનો પુષ્ટિ માટે પાક કરવામાં આવે છે તથા બીજી દવાઓમાં પણ પડે છે. **બનાવટ**-૧. આત્મગુપ્તાદિ ચૂર્ણ (નં. ૬૬૨.) ૨. વાનરીવટીકા—( નં. ૭૫૭. ) ૩. કૌચાંપાક ( નં. ૮૧૧. )

**૧૯૭. કંકોળ**—સં. **कंकोलक**; લા. Angenia acris. કંકોળની મૂળ પેદાશ ચીનની છે. હિમાલયમાં પણ તે થાય છે. આર્યવૈદ્યકના છેક પ્રાચીન ગ્રંથોમાં આનું વર્ણન જોવામાં આવતું નથી. કંકોળના વેલા થાય છે અને તેનાં ફળને કંકોળ કે **મરચકંકોણ** કહે છે. કંકોળ તથા ચણકબાબ એ બન્ને એકજ વર્ગના વેલાની પેદાશ છે, પણ ચણકબાબના દાણા મરી જેવડા નાના થાય છે અને કંકોળના દાણા મોટા થાય છે. કેટલાક ગ્રંથોમાં આ બન્નેનું એકજ વનસ્પતિ તરીકે વર્ણન કરેલું છે અને ભાવપ્રકાશ તે બન્નેનાં જુદાં જુદાં નામ આપી જુદી વસ્તુ તરીકે ઓળખાવે છે. બજારમાં તે બન્ને જુદાં જુદાં નામથી જુદી જુદી વસ્તુ તરીકે મળે છે. **ગુણ**—ઉષ્ણ, દીપન, પાચન, કફઘ્ન, વાતહર. તે સુગંધી દ્રવ્ય તરીકે વપરાય છે. મગજના વ્યાધિમાં તેની સારી અસર કહેવામાં આવે છે. હિસ્ટીરીયા તથા વાઇના દરદમાં મરચકંકોળનું જાથુ સેવન રાખવાથી તે દરદો નરમ પડે છે. તે તેના દીપન પાચન વગેરે ગુણને લીધે કેટલાક આસવોમાં પડે છે.

**૧૯૮. ખડસલીઓ**—સં. **पर्पट**; લા. Justicia procumbens. ખડસલીઆનું બીજું નામ પીતપાપડો પણ છે. કોઇ તેને ખડસલીઓ પીતપાપડો અથવા ઘાસીઓ પીતપાપડો પણ કહે છે, કેમકે તે ઘાસના જેવો થાય છે. તે ત્રણ ચાર હાથ ઉંચો ને જવાસાના છોડને મળતો હોય છે. તેના ઉપર મંજરી એટલે કણસલાં અથવા ડુંખો ઘણી થાય છે. તેની બે જાતિ છે. લાલ ફૂલવાળી અને લીલા ફૂલવાળી; તેમાં લાલ ફૂલવાળો ખડસલીઓ વધારે ગુણકારી છે. ખડસલીઓ ચોમાસામાં થાય છે અને તેનો રંગ લીલો હોય છે. **ગુણ**—જ્વરઘ્ન તથા પિતશામક. તે શીતળ છે તેથી તાવ, પિત્ત, દાહ, ભ્રમ, ઉલટી, તરસ વગેરેમાં અપાય છે. તે ઠંડો છે માટે તેના ઉકાળામાં મરીના કે લીંડીપીપરના બે દાણા નાંખીને પીવો અથવા સુંઠ નાંખીને ઉકાળો કરવો. પીતપાપડાના હીમમાં સાકર નાંખવાથી એક પ્રકારનું પિત્તશામક શરબત બને છે અને તે ઉલટી, ઉનવા, તૃષા, દાહ તથા પિત્તને બેસાડે છે. **બનાવટ**-પર્પટાદિકવાથ ( ૬૦૦ થી ૬૦૫ ).

**૧૯૯. ખસખસ**—સં. **खाखस-खसबीज**; અં. Poppyseeds. ખસખસના ડોડાને સાધારણ બોલીમાં પોશના ડોડા અને અંગ્રેજીમાં પોપી ( poppy ) કહે છે. અફીણના છોડને જીંડવાં થાય છે તેને પોશના ડોડા કહે છે. લીલા ડોડાનું શાક કરે છે તથા રવૈયાં કરીને ખાય છે. પાકે છે ત્યારે તેમાંથી ખસખસના દાણા નીકળે છે. **ગુણ**—ગ્રાહી, પૌષ્ટિક, વાતહર તથા વાજીકર છે, તેથી પાકમાં પડે છે. ગ્રાહી ગુણને લીધે આમવાળા ઝાડમાં દહીંમાં વાટી પીવાય છે. ખસખસના ડોડાને ઉકાળીને તેનો વરાળીઓ શેક કરવાથી છાતીનું શૂળ, કાળજામાં કે શરીરના બીજા કોઇ પણ ભાગમાં સોજો કે દરદ થતું હોય તે શાંત પડે છે. ખસખસને વાટી તેમાં દુધ તથા સાકર નાંખી રાબડી કરી મોટી ઉમરના બાળકને થોડા દિવસ પાવાથી તેના શરીરમાં બળ આવે છે તથા ઝાડાનો રોગ મટે છે. વિશેષ વર્ણન માટે જુઓ નં. ૧૨૨

**૨૦૦. ખાખરો**—સં. **पलाश**:; લા. Butea frondoza (રાતો) B. parviflora

(ધોળો). ખાખરાનાં વૃક્ષ ઘણાં પ્રસિદ્ધ છે. તેની બે જાત છે. રાતી તથા ધોળી. દવામાં તેનાં મૂળ, પાન, શીંગો તથા ગુંદ વપરાય છે. આ ઝાડમાં એક ડાંખળી ઉપર ત્રણ ત્રણ પાન બાઝે છે અને તે પાનનાં પત્રાળી તથા પડીઆ થાય છે. તેમાં રાતાં સુશોભિત ફૂલો થાય છે, જે કેસુડાં થાય છે અને તેમાંથી કેસરીઓ રંગ બને છે. તેમાં શીંગો થાય તેને પીતપાપડો કે પલાશપાપડો કહે છે. તેનાં બી ઝેરી છે. ગુણ—૧. ખાખરો મૂત્રલ, સ્તંભન તથા કૃમિઘ્ન. કેસુડાં ઠંડાં, મૂત્રલ તથા ગ્રાહી છે. મૂત્રકૃચ્છ્ર, દાહ, લોહીવિકાર, વાતરક્ત તથા ચામડીના વિકારોમાં વપરાય છે. ૨. મૂત્રકૃચ્છ્રમાં તેનું પેડુ ઉપર બંધાણ થાય છે. પીતપાપડામાં વિષ હોવાથી વધારે ખવાય તો નુકસાન કરે છે. ૩. કૃમિઘ્ન હોવાથી ગોળની સાથે જરા દેવાથી પેટના કૃમિ મરે છે અને વાટીને ચોપડવાથી દાદર, કોઢ વગેરે મટે છે. વૈદ્યક ગ્રંથોમાં ખાખરાના ગુણનું કેટલુંક અદ્દ્ભુત વર્ણન કરવામાં આવ્યું છે, પણ અનુભવેલ નહિ હોવાથી અત્રે તે વર્ણન કર્યું નથી. ૪. એમ પણ લખ્યું છે કે પીતપાપડાની કાળી ભસ્મ ( અંતરધુમ રીતે બાળવાથી કાળી થાય ) ઝીણી વાટીને એક વાલ ચોખાનાં પાણી સાથે ઋતુના ચાર દિવસ દેવાથી જે સ્ત્રીને ગર્ભ ન રહેતો હોય તેને ગર્ભ રહે છે અને ગર્ભ રહ્યા પછી દુધની કાંજી પીવાથી પ્રજા સારી થાય છે. ૫. પીતપાપડો, હરતાલ તથા મનશીલનો ઘીમાં મલમ બનાવી ચોપડવાથી ખરજવું મટે. ૬. પ્રમેહમાં કેસુડાં (તોલા ૨॥) રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તે પાણીમાં સાકર તથા સુરોખાર નાંખી પીવો. ૭. કેસુડાંને વાટી ગોળ મેળવીને સાત દિવસ સુધી ગોળી ખાવાથી વાળો મટે છે. ૮. સ્ત્રીઓના યોનિકંદ ઉપર પીતપાપડો વાટીને તેમાં ઘઉંનો આટો મેળવી તેની પોલ્ટિસ બાંધવાથી યોનિકંદ ખરી પડે છે. ૯. સરપના ઝેરમાં ખાખરાનાં મૂળ પાણીમાં ઘસીને પાવું તથા ડંખ ઉપર લેપ કરવો. ૧૦. ખાખરાના ગુંદમાં કાઇનો kino નામની અંગ્રેજી દવા જેવો ગુણ છે તેથી કાઇનોની અવજીમાં બરોબર વાપરી શકાય. બનાવટ—પલાશાંજન (નં. ૯૧૪).

**૨૦૧. ખેરસાર**—**સં. खदिरसार**; વિશેષ વર્ણન જાણવા માટે જુવો કાથો (નં. ૧૮૧.)

**૨૦૨. ખોરાસાની અજમો**—સં. **खुरसानि, पारसिक यवानी**; અં. Henbane; લા. Hyoscyamus niger. કેટલાક વૈદ્યકકોશકારો અને ગ્રંથકારોએ યવાની એ નામ અજમાનેજ આપેલું લાગે છે, પણ ખરૂં જોતાં અજમો અને યવાની એ વસ્તુ જુદી જુદી છે. ખોરાસાની અજમો અથવા યવાન ઇરાનના ખોરાસાન પ્રાંતમાં થાય છે. ખોરાસાની યવાનનાં બી ચપટાં ને બારીક છે. તે અજમા જેવાં તીખાં નથી તેમ તેમાં અજમાની જાતની વાસ પણ નથી, વળી તેમાંથી સેંકડે ½ ટકા જેટલું 'કાનિન' નામનું સત્વ નીકળે છે, જે ઘણું ઝેરી છે; અજમો ઝેરી નથી. ગુણ—પીડાશામક, સ્નાયુશૈથિલ્યકૃત, ઘેન લાવનાર, વાતહર તથા કફનાશક છે. તેની અસર અફીણના જેવીજ છે. યવાન છાતીના દુખાવામાં અને ઉન્માદ વગેરે મગજના સ્નાયુજન્ય વિકારોમાં કપુર સાથે આપવાથી ફાયદો કરે છે, કેમકે તે ઉશ્કેરાવલા સ્નાયુને મંદ પાડે છે. શ્ળમાં ખોરાસાની અજમાની ફાકી લેવાય છે, આ અજમો મોટા પ્રમાણમાં લેવાથી નિશો ચડે છે અને તેનું સત્વ 'કાનિન' વધારે પ્રમાણમાં પેટમાં જવાથી માથામાં ભ્રમ, ચકર ( ચકર ઉપર ચડયા જેવું ), આંખમાં ઝાંખ તથા પાંપણોમાં જડત્વ, એક વસ્તુની બે વસ્તુ દેખાવી, હાથપગના સ્નાયુ ઝલાવા વિગેરે ચિન્હો જણાવા ઉપરાંત તેનો વધારે અમલ થાય તો શ્વાસનો અટકાવ થઇ મૃત્યુ પણ થાય છે. પ્રાચીન રોમના રાજ્યમાં દેહાંતદંડના ગુન્હેગારોને ખોરાસાની અજમાનાં પાનનો રસ પાવાનો ચાલ હતો. માત્રા—૧ થી ૨ વાલ.

૨૦૩. **ગરણી**—સં. **गोकर्णी**; અં. Megerin; લા. Clitorea ternatea. ગરણીના વેલા પ્રસિદ્ધ છે. ફૂલ પ્રમાણે તેની બે જાત છે; ધોળી તથા કાળી. તેનાં ફૂલ ગાયના કાનના આકારનાં થાય છે, તે ઉપરથી આ નામ પડેલું છે. તેમાં લાંબી શીંગો થાય છે અને તેમાં દાણા થાય છે, તેને ગરણીનાં બી કહે છે. દવા તરીકે ગરણીનાં મૂળ, પાન તથા બી વપરાય છે. તેનાં બી રેચક છે અને અમેરિકાના 'જાલપ' નામના કંદ કરતાં તેનો રેચ વધારે સુખકારક છે. **ગુણ**—મૂત્રલ તથા રેચક; તેમજ ભેદનીય અને સંશોધક પણ છે. તેનાં બીને ઘીમાં તળીને તેની ૩ માસા સુધી ફાકી આપવાથી નસોતરના જેવો રેચ લાગે છે. હરતાલના ઝેર ઉપર ધોળી ગરણીનાં પાનનો રસ પાવો. કફ તથા છાતીમાં બંધાયેલા કફનાં જાળામાં તેના મૂળનો રસ તોલા ૧ થી ૨ સુધી ગાયના દુધમાં પાવો; વાળા ઉપર તેનાં મૂળ વાટીને લેપ કરવો. ગર્ભપાતના અટકાવ માટે ગરણીનાં મૂળ દુધમાં ઘસીને પાવામાં આવે છે.

૨૦૪. **ગરમાળો**—સં. **आरग्वध**; અં. Cassia; લા. Cassia fistula. મરાઠીમાં તેને બાહવા કહે છે. ગરમાળાનાં ઝાડ ઘણાં મોટાં થાય છે, તે જંગલોમાં ઉગે છે અને બગીચામાં પણ ઉગાડવામાં આવે છે. તેમાં એક હાથ લાંબી કાળી શિંગો થાય છે. તેની અંદર ગોળ જેવો ચીકણો કાળા રંગનો મગજ હોય છે તેને ગરમાળાનો ગોળ કહે છે. બજારમાં ગાંધીને ત્યાં ગરમાળાની પોલી શિંગો મળે છે. તે સુકાઇ ગયેલી હોય છે તેથી તેમાંથી ગરમાળો બહુ થોડો હાથ આવે છે. શિંગો સિવાય ગરમાળાનો ગોળ પણ વેચાય છે, જ્યાં ગરમાળો વાપરવાનું લખ્યું હોય ત્યાં આ ગોળ લેવો જોઇએ. શિંગો સુકાઇ ગયા પછી તેમાંનો ગોળ સુકાઇને પતરીઓ બાઝી જાય છે. ગરમાળાનાં બધાં અંગ દવા તરીકે વપરાય છે, પણ ગાંધીને ત્યાં માત્ર તેનો ગોળજ મળે છે. **ગુણ**—ગરમાળાનો ગોળ નાની માત્રામાં સારક છે અને મોટા પ્રમાણમાં લેવાથી રેચ લાગે છે. તેનો રેચ ઘણો નિર્ભય છે તેથી નાનાં બાળકોને પણ તે રેચ આપી શકાય છે. વળી તે સ્વાદે મધુર છે. ગરમાળાનો ગોળ વિશેષ કરીને રેચક ગુણ માટે ઉકાળાઓમાં વપરાય છે. તેના ગોળની માત્રા સારક તરીકે રૂ. ૦ાા ભાર છે અને રેચક તરીકે રૂ. ૧ ભાર છે. બાળકો માટેની માત્રા ઉમરના પ્રમાણમાં. તેના રેચક ગુણ ઉપરાંત ગંડમાળ વગેરે ગળાની ગાંઠો ઉપર તેનો લેપ પણ કરવામાં આવે છે. દાદર, અને કોઢ, ખસ, લુખસ વગેરે ચામડીના વિકારોમાં તેનાં પાન વાટીને તેમાં લીંબુનો રસ કે સરસીઉં તેલ નાંખી શરીરે ખરડ કરવામાં આવે છે. પાઠાંના દરદોમાં તેનાં મૂળ છાશમાં વાટી લેપ કરવો. બાળક જનમ્યા પછી તેના શરીર ઉપર ફરફોલ્લીઓ ઉઠે છે તેમાં તેનાં પાન ગાયના દુધમાં વાટી લેપ કરવો. **બનાવટ**—૧. આરગ્વધાદિ ક્વાથ ( નં. ૫૫૨ ).

૨૦૫. **ગળજીભી**—સં. **गोजिह्वा**; લા. Flephantopus scabar; મરાઠીમાં તેને 'પાથરી' કહે છે અને ગુજરાતીમાં 'ભોંપાથરી' પણ કહે છે; હિંદી માં 'ગોભી' કહે છે. યુનાની દવા 'ગાઉઝબાન' તેને કેટલાક ભોંપાથરી માને છે, પણ તે જુદીજ છે. ભોંપાથરીના છોડ થાય છે. તેના પાનનો આકાર ગાયની જીભ જેવો હોવાથી 'ગોજિહ્વા' નામ પડયું લાગે છે. ભોંપાથરીનાં પાન લાંબાં અને ખરસટ હોય છે, ફુલ પીળાં અને પાંદડાં વચ્ચે એક સળી નીકળે છે. તેનું શાક પણ થાય છે અને દવા તરીકે પણ વપરાય છે. **ગુણ**—સ્વાદે ઠંડી, કડવી તથા તુરી છે. પિત્તશામક, રોપણ તથા ગ્રાહી છે. પ્રમેહ, લોહીવિકાર તથા તાવને મટાડે છે.

૨૦૬. **ગળી**—સં. **नीली**; અં. Indigo plant લા. Indigo fera tinctoria.

ગળીના છોડ ૧–૨ હાથ ઉંચા થાય છે. તેનાં ફુલ ગુલાબી રંગનાં અને પાન શરપંખાના પાનના આકારનાં લીલાં પણ જરા કાળાશપર હોય છે. તેમાં વાંકી તથા ગોળ શિંગો થાય છે. ગુણ—શોધક, રોપણ તથા રેચક. તે સ્વાદે કડવી છે. ગળી વાટીને વાળ ઉપર લગાવવાથી વાળ કાળા થાય છે. બજારમાં ગળી નામથી જે વસ્તુ મળે છે તે આ ગળીના છોડમાંથી બને છે અને તે ગળી વિશેષ કરીને રંગના કામમાં લેવાય છે. આ ગળી ધોયેલા ઘીમાં મેળવી કચકચતાં બગડેલાં ઘારાં ઉપર ચોપડવાથી ઘારાંને સાફ કરીને જલદી ભોં લાવે છે.

**૨૦૭. ગળો**–સં. **गुडुची, अमृता**; લા. Tinospora Cordifolia. ગળોના વેલા થાય છે. આ વેલા જંગલનાં મોટાં વૃક્ષો ઉપર તેમજ ખેતરોની વાડો ઉપર ચડે છે. લીંબડા તથા બાવળ ઉપર ચડેલી ગળો વધારે ગુણકારી ગણાય છે. ગળોના વેલા જેમ જુના પાકેલા તેમ તે વધારે ગુણ કરે છે. જુની ગળોના વેલાનાં મૂળ તરફનો ભાગ હાથના કાંડા જેવો જાડો થાય છે. ગળોનો કાચો ને તાંતણા જેવો વેલો દવા તરીકે કાંઇ ગુણ કરતો નથી. ગુણ—શમન, જ્વરઘ્ન, શોધક, મૂત્રલ તથા રક્તપિત્તહર છે, તેમજ કટુપૌષ્ટિક છે. ૧. ગળો વાતપિત્તકફ ત્રણે દોષોની શાંતિ કરનાર છે. ૨. ગળોના રસમાં મધ નાંખીને પીવાથી કફનું, સાકર નાંખીને પીવાથી પિત્તનું અને ઘી નાંખીને પીવાથી વાયુનું શમન થાય છે. ૩. વાતરક્ત અને બીજા ચામડીના વિકારો માટે ગળો એક અકસીર ઇલાજ છે. ૪. ગળોના ક્વાથમાં ગુગળ કે એરંડીયું મેળવીને પીવાથી કફરક્ત દોષને હરનાર છે અને ૫. ગળો, અરડુશી તથા ગરમાળાનો ગોળ એ ત્રણના ઉકાળામાં એરંડીયું નાંખી પીવાથી વાતરક્ત તેમજ કફવાત નાશ પામે છે. ૬. તેના હીમમાં મધ નાંખી પીવાથી ઉલટી બંધ પડે છે. ૭. પ્રમેહ વગેરે પેશાબનાં દરદોમાં પણ તેનો સ્વરસ કે હીમ મધ નાંખીને પીવાય છે. ૮. ગળોના ફાંટમાં લીંડીપીપરનું ચૂર્ણ નાખીને પીવાથી જીર્ણજ્વર જાય છે. તેમાંથી સત્વ કાઢવામાં આવે છે તેને 'ગળોસત્વ' કહે છે. આ સત્વ રંગે ધોળું અને કડવાશ વગરનું અથવા ઉંડી ઉંડી કડવાશવાળું હોય છે. બજારમાં ઘણીવાર બનાવટી ગળોસત્વ વેચાય છે. ગળો લીલી ગુણકારી ગણાય છે અને માત્ર ચૂર્ણના કામમાં સૂકવીને ખાંડેલી તાજી ગળો વાપરવી. ૯. ડૉ. વૉટ કહે છે કે ગળોની જડ ( મૂળ )ને ખાંડીને ૧૫ થી ૨૦ ગ્રેન માત્રામાં વીસ વીસ મીનીટને અંતરે ત્રણ ચાર વખત આપવાથી ઉલટી થઇ સરપનું ઝેર ઉતરે છે. **બનાવટ—૧.** અમૃતાસ્વરસ ( નં. ૫૧૭ ). ૨. ગડૂચ્યાદિ ક્વાથ ( નં. ૫૬૩ થી ૫૬૬ ). ૩. રસાયનચૂર્ણ ( નં. ૭૧૧ ). ૪. અમૃતામોદક ( નં. ૭૩૪ ). ૫. અમૃતાઘૃત ( નં. ૮૪૦ ).

**૨૦૮. ગુગળ**–સં. **गुग्गुल**; અં. Bdellium. લા. Balsamodendron Mukul. ગુગળનાં ઝાડ સિંગાપોર તરફ તેમજ આપણા દેશમાં મારવાડ અને સિંધમાં થાય છે. ગુગળનાં ઝાડ ગોરડ જેવાં થાય છે. તાપની મોસમમાં આ ઝાડોમાંથી ગુંદર જેવો રસ ઝરે છે અને બાઝે છે તે ઉખેડી લેવામાં આવે છે, તેનું નામ ગુગળ છે. ગુગળની ઘણી જાત છે, તેમાં સુવર્ણ જેવો લાલ પીળા રંગનો ચોખો ગુગળ દવાના કામમાં વપરાય છે. ગુગળ એ એક ઉત્તમ દવા છે, કેમકે તે યુક્તિથી વાપરવામાં આવે તો ઘણા રોગને મટાડે છે. ગુણ—૧. વાતહર શોધક, સારક, રોપણ તથા પૌષ્ટિક છે. વળી તે જંતુઘ્ન છે તેથી તે ધૂપમાં વપરાય છે. ૨. ગુગળનો મુખ્ય ઉપયોગ વાત વ્યાધિમાં કહેલો છે, પણ આંચકી ધનુર વગેરે જે વાતવ્યાધિમાં સ્નાયુઓની ખેંચતાણ થાય છે તેના કરતાં જે વાતવ્યાધિમાં સ્નાયુઓની ગતિ બંધ પડે છે તેમાં

વધારે ઉપયોગી છે. ૩. ગુગળ મૂત્રલ તથા શોધક હોવાથી લોહી બીગાડ તથા મૂત્રાશયનાં ઘણાં દરદોમાં તે વપરાય છે. ૪. અસ્થિગત વ્રણુ તથા ગંભીર વ્રણુ (ભરનીંગળ)માં ગુગળની અસર બીજી દવાઓ કરતાં વધારે અસરકારક માલમ પડેલી છે. ૫. વળી તે સ્ત્રીઓના ઋતુ દોષોને તેમજ પુરૂષોના વીર્ય દોષોને સુધારે છે. ૬. દેશી વૈદ્યકમાં ગુગળ એ એક મોટું 'ડીસ-ઇન્ફેક્ટંટ' હોવાથી તે બહારની હવાને શુદ્ધ કરે છે એટલું જ નહિ પણ શરીરની અંદરના લોહીનાં દુષ્ટ જંતુઓને પણ મારી નાંખીને સ્વચ્છ કરે છે. ગુગળના ઘણા ઉત્તમોત્તમ ગુણો છતાં ઘણા થોડા જ વૈદ્યો તેનો યથાયોગ્ય ઉપયોગ કરે છે. ૭. સંધિવામાં કેટલાક ગુગળ એમનો એમ ગળે છે અને સાંધાઓ ઉપર તથા શૂળ ઉપર તેનાં પ્લાસ્ટર (ચીઠ્ઠીઓ) મારે છે. ગુગળની ઘણી બનાવટો છે. મુખ્ય નીચે પ્રમાણે છેઃ—**બનાવટ**—૧. અમૃતાગુગળ ( નં. ૭૬૩ ). ૨. કાંચનારગુગળ ( નં. ૭૬૪ ). ૩. કૈશોરગુગળ ( નં. ૭૬૫ ). ૪. ગોક્ષુરાદિગુગળ ( નં. ૭૬૬ ). ૫. ત્રયોદશાંગ ગુગળ ( નં. ૭૬૭ ). ૬. ત્રિફળાગુગળ ( નં. ૭૬૮ ). ૭. પથ્યાદિગુગળ ( નં. ૭૬૯ ). ૮. યોગરાજગુગળ ( નં. ૭૭૦ ). ૯ સિંહનાદગુગળ ( નં. ૭૭૧ ).

**૨૦૯. ગુજર**—અં. Sarcocolla. પ્રથમ એમ માનવામાં આવતું હતું કે આ ગુંદર એક ગુગળની જાતનાં ઝાડની પેદાશ છે, પણ હવે વિશેષ તપાસ ઉપરથી એમ માલુમ પડ્યું છે કે એ ખાખરાના વર્ગની વનસ્પતિ (Astra Galus sp.)માંથી મેળવવામાં આવે છે. તે ઇરાનથી મુંબાઇમાં આવે છે. **ગુણુ**—સ્તંભન તથા રોપણુ. તેનો ઉપયોગ વિશેષ કરીને બહાર લગાડવાના લેપોમાં થાય છે. મૂંઢમાર તથા લોહીના જમાવને ત્રોડવાનો તેમાં ગુણુ છે. ઘોડાના ડાકટરો તથા હાડવૈદ્યો તેનો ઉપયોગ વિશેષ કરે છે.

**૨૧૦. ગુંદ**—સં. **निर्यास** અં. Gum. જુદાં જુદાં અનેક વૃક્ષોમાંથી ચીકણો રસ ઝરીને બાઝે છે તેને ગુંદ અથવા ગુંદર કહેવામાં આવે છે. ગોરડનો, બાવળનો, લીંબડાનો, કડાનો ઇત્યાદિ ઘણાં ઝાડનો ગુંદ થાય છે. ખાવાની દવાના કામમાં ગોરડનો તથા બાવળનો ગુંદ ઉત્તમ ગણાય છે. બાવળ અને ગોરડ એ બન્ને કાંટાવાળા લગભગ એકજ વર્ગમાં ઝાડ છે. ગોરડનાં ઝાડ નાનાં અને ખીજડાના ઝાડને મળતાં થાય છે. ઓખામંડળમાં ગુરગઢ પાસે તેમજ બરડામાં ગોરડની ઘણી પેદાશ છે અને ત્યાંથી ગોરડનો ગુંદ વેચવા આવે છે. જે પરદેશી મકલાઇ ગુંદ વેચવા આવે છે. તેની ઝીણી ભૂકી આવે છે. તેમાં ચીકાશ થોડી હોય છે. કડાયો ગુંદ રંગે સફેદ હોય છે અને ગોરડ તથા બાવળનો ગુંદ પીળાશ પડતા રંગનો કાચ જેવો ચળકાટદાર હોય છે. **ગુણુ**—પૌષ્ટિક. તે ચીકાશદાર વસ્તુ હોવાથી સ્ત્રીપુરૂષના ધાતુસ્ત્રાવો ઉપર સારી અસર કરતો હોય એમ જણાય છે અને તેથી તેનો પાક કરીને, આથો કરીને કે લાડુ કરીને ખાવાનો ચાલ છે. ખાસ કરીને સ્ત્રીઓ તેનો વિશેષ ઉપયોગ કરે છે. ગુંદર સ્ત્રીઓના પ્રદરના પાણીનું સ્તંભન કરે છે અને તેથી કમરનો દુખાવો વગેરે મટે છે.

**૨૧૧. ગુલાબનાં ફૂલ**—સં. **शतपत्रिपुष्प**; અં. Rose-flower; લા. (ગુલાબ) Rosa Centifolia. ગુલાબનાં ઝાડ સર્વત્ર પ્રસિધ્ધ છે. તેની મોટી પેદાશ તુર્કસ્તાનમાં છે. ત્યાં તેનાં વનનાં વન થાય છે. આપણા બજારમાં ગુલાબનાં સુકાં ફૂલ વેચાય છે, તે ત્યાંથી આવે છે. તેની મુખ્ય બે જાત છે. મોસમી અને બારમાસી. પહેલી જાત ઉત્તમ છે. ફૂલના ઘણા રંગ પ્રમાણે તેની ઘણીક જાતો છે. ગુલાબનાં ફૂલમાંથી અત્તર તથા ગુલાબજળ યંત્ર

વડે ખેંચવામાં આવે છે. ગુણ—શીતળ, સારક તથા પૌષ્ટિક છે. શરીર ઉપર ગરમીની ફુખસ. અળાઇ, ઓખો વગેરે નીકળે છે ત્યારે ગુલાબની કળીઓનો રેચ અપાય છે તથા ગુલકંદ ખાવાથી ફાયદો થાય છે. આવાં ચામડીનાં દરદોમાં ગુલાબની વગર ખીલેલી કળીઓ રંધાતા ભાતમાં નાંખીને ભાત સાથે ખાવાથી હલકો રેચ લાગે છે, અથવા કળીઓ સાકર સાથે ચાવી પાણી પીવું તેથી પણ રેચ લાગે. ગુલાબનો રેચ ઘણો સુખકારક છે. ગુલાબ-જળનાં પોતાં માથે તથા આંખે મુકાય છે અને આંખનાં ટીપાં બનાવવામાં પાણીને ઠેકાણે તેનો ઉપયોગ વધારે ગુણકારી થાય છે; ઓરી, માતા તથા ઓખાની ગરમીમાં ગુલકંદ સારો ગુણ કરે છે. રેચ માટે કળીઓની માત્રા તોલો ૦ાા. બનાવટ—૧. ગુલકંદ ( નં. ૮૩૦ ) ૨. ગુલાબનું શરબત ( નં. ૮૩૨ ).

૨૧૨. ગુલબાસ—સં. वक्रा; અં. Marvel of Peru; લા. Mirabilis Jalapa. ગુલબાસને કાઠીયાવાડના લોકો ગલ નામથી ઓળખે છે. કેટલાક તેને સાયંકાળી કહે છે, કેમકે તેનાં ફૂલ સાંજે ઉઘડે છે. તેના છોડ થાય છે. અને તેમાં રાતાં, પીળાં, ધોળાં તથા પંચરંગી ફૂલો થાય છે. તેનાં ફળમાં રૂદ્રાક્ષને મળતાં કાળાં બી થાય છે અને તે વાવવાથી ઉગે છે. દવા તરીકે ધોળાં ફુલવાળો ગુલબાસ વધારે ગુણકારી છે. તેનાં પાન તથા ફુલ દવા તરીકે વપરાય છે. તેનાં પાન ગુમડાની ગાંઠો ઉપર વાટીને બાંધવામાં આવે છે. અથવા પાન ગરમ કરીને ગુમડાં ઉપર મુકવામાં આવે છે. તેના મૂળની ગાંઠમાં ચોપચીની જેવો ગુણ છે અને તેથી તે ગાયના દુધમાં આપવાથી અથવા તેનો પાક કરીને ખાવાથી ધાતુસ્ત્રાવ તથા કમકોવતી દૂર થાય છે. વાળ કાઢી નાખવા માટે તેનું મૂળ પાણીમાં ઘસીને ચોપડવામાં આવે છે.

૨૧૩. ગોખરૂ—સં. गोक्षुरक; લા. Pedalium murex. ગોખરૂ બે જાતનાં થાય છે. ઉભાં ગોખરૂના છોડ એક બે હાથ ઉંચા થાય છે અને નાનાં ગોખરૂનાં જમીન ઉપર છાતરાં પથરાય છે. બન્ને જાત જુદી છે પણ ગુણ સરખો છે. મોટાં ગોખરૂને ઉભાં કે બેઠાં ગોખરૂ અને નાનાંને બેઠાં કે કાંટાળા ગોખરૂ કહે છે. બન્ને જાતનાં ગોખરૂના ફળમાં કાંટા હોય છે; મોટામાં પાંચ કાંટા અને છોટામાં ત્રણ કાંટા હોય છે. દવામાં તેનાં બધાં અંગ વપરાય છે અને વૈદ્યો નાનાં કરતાં મોટાં ગોખરૂનો વિશેષ ઉપયોગ કરે છે. ગુણ—પૌષ્ટિક, ઉષ્ણ, મૂત્રળ, શીતળ; ગોખરૂ મૂત્રલ હોવાથી બસ્તિનું શોધન કરે છે તથા મૂત્રકૃચ્છ્ર, પથરી, રેતી, બળતરા, તથા પ્રમેહમાં ઘણો સારો ફાયદો કરે છે. વળી વાતહર પણ છે તેથી બસ્તિના વાયુને પણ દૂર કરે છે. ધાતુની પુષ્ટી કરે છે. વીર્યસ્ત્રાવને અટકાવી કમકોવતી તથા નપુંસકત્વને દૂર કરે છે. હસ્તદોષી નબળાઇમાં ગોખરૂ તથા તલનું ચૂર્ણ મધમાં ચાટી સાથે બકરીનું દુધ પીવું સલાહકારક છે. ગોખરૂનાં લીલાં પાનનો લુઆબ સાકર નાંખીને પીવાથી પ્રમેહની બળતરા તથા ઉનવા મટે છે. બનાવટ—૧. ગોક્ષુરાદિ ક્વાથ ( નં. ૫૬૯ ). ૨. ગોક્ષુરાદિ અવલેહ ( નં. ૭૯૭ ).

૨૧૪. ગોરખમુંડી—સં. गोरक्षमुंडी લા. Sphaeranthus Indicus. તેની બે જાત છે. નાની જાત વેંતભર થાય છે; મોટી જાત હાથભર ઉંચી થાય છે. તેનાં પાન બારિક પણ લાંબાં થાય છે. ફૂલ આશમાની રંગનાં નાનાં થાય છે. તેના ઉપર ગુલાબી-રંગનાં જીંડવાં બાઝે છે. તેનો વાસ ઘણો ઉગ્ર હોય છે. તે વિશેષ કરીને ભીની જમીનમાં

ઉગે છે. ઔષધમાં પંચાંગ વપરાય છે. ગુણ—કૃમિઘ્ન, પાચક, બળવર્ધક, રસાયન. ગોરખમુંડીનાં મૂળ કડવાં તથા રૂચિકર છે તેથી કરિયાતાની પેઠે ભુખ લગાડીને શક્તિ આપે છે. હકીમો તેનો શોધક ગુણ તરીકે ઉપયોગ કરે છે. ગોરખમુંડીનો સ્વરસ ગરમ કરી સાકર નાંખી પીવાથી સર્વે પ્રકારના વામાં ફાયદો કરે છે. જખમ ઉપર તેનો રસ ચોપડાય છે. ગોરખમુંડીનો છોડ ઘરમાં લાવી બાંધવાથી ચાંચડો નાસી જાય છે.

**૨૧૫. ગોળ**—સં. गुड:; અં. Treacle; molasses. મરાઠીમાં તેને ગૂળ કહે છે અને હિંદુસ્થાનીમાં ગુડ કહે છે. શેરડીના રસમાંથી ગોળ બને છે. તરતનો બનેલો નવો ગોળ ગરમ છે અને વિશેષ ખાવાથી કફ, કૃમિ, પ્રમેહ, લોહીવિકાર વગેરે દરદોને પેદા કરે છે. એક વરસનો જુનો ગોળ હિતકારક છે. તે વા, ગરમી, અરૂચિ, ત્રિદોષ, તાવ, શ્રમ વગેરેને મટાડે છે. ત્રણ વરસનો ગોળ આદુના રસ સાથે કફને મટાડે છે, હરડે સાથે પિત્તને મટાડે છે અને સુંઠની સાથે વાયુને દૂર કરે છે. વળી તે ગોળ હરસ, ગુલ્મ, શોષ, કમળો, પાંડુ, વા વગેરેમાં ફાયદો કરે છે. વિશેષ વર્ણન જુવો પૃષ્ટ ૧૪૫.

**૨૧૬. ગોવાધ્રરી લાકડું**—અં. Lignum colubrium. લા. Strychnos colubrina. આ નામની દવાના કડકા બજારમાં ગાંધીને ત્યાં મળે છે અને લોકોમાં તેનો ઉપયોગ પ્રસિદ્ધ છે. આ લાકડું ઝેરકોચલાના વર્ગનું છે, પણ તે ઝેરી નથી તેથી સ્ત્રીઓ તેને બાળકોને પણ પાય છે. ગુણ—કટુપૌષ્ટિક. કૃમિ તથા પેટની ચૂકમાં તે ઘશીને આપવાનો ચાલ છે, તેમજ સોજા તથા ગચરકા વિકારમાં ઝેરીનાળીયેર સાથે ઘસીને પીવાય છે તેમજ ચોપડાય છે. સોજા ઉપર પણ તેનો લેપ મારવામાં આવે છે. આંતરીયા તાવમાં તે ઘણો સારો ફાયદો કરે છે.

**૨૧૭. ચણકબાબ**—સં. **हरिचालक**; અં. Cubeb pepper; લા. Piper cubeba. ચણકબાબ આપણા દેશની પેદાશ નથી. તે હાલમાં સિંગાપોર તરફથી આવે છે. તે મરીની જાતના દાણાના આકારમાં તેમજ ગુણમાં પણ લગભગ મરીને મળતા છે. મરીની ઉપલી ફોતરી ખડબચડી હોય છે, ચણકબાબના દાણા એવા ખડબચડા નથી હોતા તથા તેની નીચે નાની ડીંટડી હોય છે, જે મરીના દાણામાં નથી હોતી. ગુણ—દીપન, પાચન, મૂત્રલ; ચણકબાબનો દવા તરીકે ઉપયોગ ખાસ કરીને મૂત્રનાં દરદોમાં થાય છે. પ્રમેહ, ઉનવા તથા બળતરામાં તે અપાય છે. ચણકબાબનો ભૂકો વાલ ર તેમાં સુખડનાં ટીપાં ૫ મેળવીને ફાકવાથી અથવા ગુંદના પાણીમાં ગોળી વાળીને લેવાથી પેશાબની બળતરા મટે છે. ચણકબાબમાંથી તેલ નીકળે છે, તે તેલ ડાકટરો પ્રમેહમાં વાપરે છે. ચણકબાબનું અને સુખડનું તેલ પાંચ પાંચ ટીપાં કળીચુનાના સ્વચ્છ પાણીમાં બે ત્રણ વાર લેવાથી પેશાબની બળતરા શાંત થાય છે. ચણકબાબનું ચૂર્ણ માખણ તથા સાકર સાથે લેવાથી હરસનું લોહી બંધ પડે છે. મોઢું આવી ગયું હોય તો ચણકબાબ, કાથો અને એલચી મોંમાં રાખવાનો ચાલ છે. ચણકબાબનો દવા તરીકે ઉપયોગ વૈદ્યો ક્વચિત કરે છે; ડાકટરો તથા હકીમો તેનો વિશેષ ઉપયોગ કરે છે.

**૨૧૮. ચણોઠી**—સં. **गुंजा**; અં. Bead tree; લા; Abrus precatorius. ચણોઠીના વેલા થાય છે. તેનાં પાન આંબલીનાં કુણાં પાંન જેવાં થાય છે. ચણોઠીના વેલામાં ચણોઠી રાતી તથા ધોળી થાય છે, તેનાં મૂળ જેઠીમધ જેવાં ગળચટાં ને જરા કડ-

વાશવાળાં હોય છે. દવા તરીકે તેનાં મૂળ, પાન તથા ફળ (ચણોઠી) વપરાય છે. દવામાં ધોળી ચણોઠી વપરાય છે. ગુણ—શીતળ, વાતહર, રોપણ, પૌષ્ટિક. ઉધરસમાં ચણોઠીનાં પાન સારો ફાયદો કરે છે, ચણોઠી (ફળ) ચામડીનાં કેટલાંક દરદોમાં ફાયદો કરે છે અને તેથી કેટલાંક તેલમાં ચણોઠી પડે છે. ચણોઠીને પાણીમાં વાટી માથાની ટાલ ઉપર લેપ કરવાથી તે જગ્યાએ ફરી વાળ ઉગે છે; ચણોઠીનો ભૂકો, હાથીદાંત અને રસવંતી એ ત્રણેને વાટીને ટાલ ઉપર લેપ કરવાથી વાળ ઉગે છે. ચણોઠીમાં ઝેરી અસર છે તેથી વધારે ખવાય તો ઉલટી થાય છે. તે પૌષ્ટિક હોવાથી તેનો પાક થાય છે.

**૨૧૯. ચમાર દુધેલી**—સં. **कंटफला; युग्मफला**; અં. Hairy flowered Cynanchum; લા. Daemia extensa. ચમાર દુધેલીના વેલા મોટા થાય છે, તેનાં ફુલ સફેદ થાય છે. તેનાં ફુલ આકડાના જેવાં બબ્બે ભેળાં થાય છે, ઉપર કાંટા થાય છે. એ ફળમાંથી આકડાના જેવું રૂ નીકળે છે. ફળ તોડતાં દુધ નીકળે છે. ગુણ—ઉષ્ણ, કફઘ્ન, શોથઘ્ન તથા વાંતિકારક છે. એનાં પાન અજમા સાથે બાફી વાટી તેની ગોળી કરીને ખાવાથી ઉધરસ, દમ, તાવ, પિત્ત, પ્રમેહ, કફ, સોજા, કોઢ, કૃમિ, ગુમડાં, દાદર, ખેન, મૂત્રકૃચ્છ્ર અને યોનીરોગને મટાડે છે. એનાં પાંદડાંનું શાક કરીને ખાવાથી કૃમિ, હરસ તથા કોઢને મટાડે છે. તેનાં ફળ ગરમ છે. જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અને પિત્તનો કોપ કરે છે.

**૨૨૦. ચા**—સં **चाह**. અં. Tea. લા. Thea chinensis. ચાના છોડ થાય છે. તેની મૂળ ઉત્પત્તિ ચીનની છે. હાલમાં તે આ દેશમાં પણ નીલગીરી વગેરે ઠેકાણે વાવવામાં આવે છે, ચાનાં પાંદડાંને ચોક્કસ વિધીથી કેળવી વેચવામાં આવે છે. ચાનો જબરો વેપાર ચાલે છે અને હાલમાં તે આપણા દેશમાં દરેકના ઘરમાં પીવાની વસ્તુ થઇ પડેલી છે. ગુણ—ઉષ્ણ, પાચક, મૂત્રલ. ચાનો આપણે નિત્ય ઉપયોગ કરીએ છીએ અને અનુભવીએ છીએ એટલે તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. તેનામાં શ્રમહારક અને શરીરમાં કાંટો લાવવાનો સારો ગુણ છે, તેથી બહુ કામ કરનારાઓ થાકે છે ત્યારે ચા પીએ છે એટલે પાછા જાગૃતિમાં આવે છે. નિત્યના વ્યસન તરીકે પીવાથી ચા નુકસાન કરે છે એવો ઘણા ડૉક્ટરોનો અને પીનારાઓનો અભિપ્રાય પડયો છે.

**૨૨૧. ચાંગેરી**—સં. **अम्ल लोनिका**; અં. Purslane; લા. Oxalis corniculata. ચાંગેરી ખાટી લુણીના નામથી પણ ઓળખાય છે. તે વાડીઓમાં ઉગે છે. તેના ઝીણા વેલા થાય છે અને તેમાં ત્રણ ત્રણ પાન હોય છે. તેમાં પીળાં ફુલ અને રાઇની શિંગો જેવી શિંગો થાય છે. જેનું શાક કરવામાં આવે છે તે લુણીની જુદી જાત છે. ગુણ—શીતળ, પાચક, સ્તંભન. તેના શીતળ તથા સ્તંભન ગુણને લીધે તેનો સ્વરસ તથા ઘી રક્તાતિસાર, પિત્તાતિસાર, ગુદભ્રંશ (આમણ) તથા હરસમાં અપાય છે. તેનું ઘી થાય છે તેને ચાંગેરીઘૃત કહે છે, જે ગુદભ્રંશ ઉપર સારૂં છે.

**૨૨૨. ચિત્રક.**—સં. **चित्रक**; લા. Plumbago zeglanica, ચિત્રાના છોડ બે ત્રણ હાથ ઉંચા શુંબડાની પેઠે ઉગે છે. તેની ડાળીઓ પાતળી તથા ગાંઠોવાળી હોય છે. ગાંઠ પર પાંદડાં થાય છે, પાંદડાં પીલુડીનાં પાન જેવાં પણ જરા વધારે લાંબાં થાય છે. તેમાં ધોળાં ફુલ થાય છે. ચીત્રાની એક બીજી જાત છે તેમાં રાતાં ફુલ થાય છે અને ત્રીજી વળી કાળા ફુલવાળી જાત છે. એમ પણ કહેવાય છે, પણ આ બે જાતો ક્વચિતજ

મળે છે. ચિત્રાના છોડ પાણીવાળી લીલી જમીનમાં ઉગે છે. તે વસંત ઋતુમાં ખીલે છે ને વસંત ઋતુ ઉતર્યા પછી તેમાં ફળ બેસે છે. ચિત્રાનાં મૂળ કાળાશ પડતા રંગનાં થુંબડાં વાળાં તથા ઘણાં સખત હોય છે. ગુણ—દીપન, પાચન, તથા દંભક. ચિત્રાના મૂળની છાલમાં બાળવાનો ગુણ છે, તેથી તે ચામડી ઉપર ફોલ્લો ( બ્લીસ્ટર ) ઉઠાડે છે. ચિત્રો એકલો દવા તરીકે ખાવામાં વપરાતો નથી પણ દવામાં વિશેષ કરીને તેનાં મૂળ વપરાય છે. ચિત્રાનાં મૂળમાંથી અથવા તેના પંચાંગમાંથી અઘેડાની પેઠે ખાર નીકળે છે, તે ઘણોજ દાહક છે. ચિત્રકમૂળના કવાથમાં સિદ્ધ કરેલું ઘી હરસ, ગુલ્મ, સોજા, બરોલ, સંગ્રહણી વગેરેમાં અપાય છે. ચિત્રકમૂળની છાલ, ટાંકણખાર, હળદર તથા ગોળ, સમભાગે વાટીને હરસનાં મસા ઉપર લેપ કરવાથી ફાયદો કરે છે. **બનાવટ**—ચિત્રકહરિતકી ( નં. ૭૯૮ ).

૨૨૩. **ચીમેડ**–સં. **चक्षुष्या**; અં. Four leaved Cassia; લા. Cassia Absus. ચીમેડનો છોડ જેઠીમધના જેવડો થાય છે અને તેનાં પાન પણ જેઠીમધના જેવાં થાય છે. તેનાં બી રંગે કાળાં, ચપટાં તથા તેજદાર હોય છે. તેને ફોલવાથી અંદરથી પીળું મીંજ નીકળે છે તે દવા તરીકે વપરાય છે. આંખો ઉઠે છે તેને માટે ચીમેડનું ભરણ સર્વત્ર પ્રસિદ્ધ છે. ચીમેડનાં મીંજને થાળી ઉપર ઘુંટી ( પરતી ) અંજન કરવું. કોઈ કોઇ સ્ત્રીઓ તેમાં જરા મીઠું ઉમેરે છે. આંખના કાળા ડોળામાં વરમ થાય તે તથા તેમાં ધોળાં ટપકાં પડી જાય છે ત્યારે છાશને ચીમેડ તથા મીઠું સાથે વાટી મલમ જેવું કરીને અંજન કરવું. પાકી આંમલીના ગર સાથે ચીમેડ વાટી ઉઠેલી આંખમાં આંજવાથી આંખમાં બળતરા ઓછી થાય છે. સ્ત્રીઓ ખાવાના વસાણામાં પણ તેનો ઉપયોગ કરે છે.

૨૨૪. **ચોપચીની**—સં. **द्वीपान्तरवचा**; અં. China root; લા. Smilax China. ચોપચીની એ એક પ્રકારના વેલાની ગાંઠો (જડ) છે. વૈદ્યકના પ્રાચીન ગ્રંથોમાં તેનું નામ જોવામાં આવતું નથી. ભાવપ્રકાશના વખતમાં તેનો ઉપયોગ આ દેશમાં દાખલ થયો લાગે છે. તે ચીનથી આવે છે અને તેથીજ તેનું નામ ચોપચીની રાખેલું છે. ચોપચીનીની ભુખરા અથવા રતાશ પડતા રંગની તોલદાર છોલેલી ગાંઠો ગાંઘીને ત્યાં મળે છે. આપણા દેશમાં ગુલબાસ અથવા ગલ થાય છે, તેમાં પણ ચોપચીનીના જેવીજ ગાંઠો થાય છે અને ગુણ પણ લગભગ સરખોજ છે. દવાના કામમાં રાતા રંગની ચોપચીની વધારે ગુણકારી છે. ગુણ—શોધક તથા પૌષ્ટિક. ચોપચીની ગરમ તથા અગ્નિવર્ધક છે; ઝાડા પેશાબનું શોધન કરે છે. અપસ્માર તથા ઉન્માદમાં તેની સારી અસર થાય છે. ઉપદંશની ગરમીના સાંધા ઝલાવા જેને ભાવપ્રકાશ 'ફિરંગરોગ' કહે છે, તેનો તે ઉત્તમ ઇલાજ છે. દુષ્ટ વ્રણો તથા ગલગંડ વગેરે ગ્રંથીના રોગમાં પણ ચોપચીનીની શોધક અસર સારી છે. મખજનનો કર્ત્તા તેના આ બધા ગુણોની સાક્ષી આપવા ઉપરાંત લખે છે કે, તેના સેવનથી અફીણનું બંધાણ છુટી જાય છે; તે ઝેરની શાંતિ કરે છે તથા જે પુરૂષના શરીરમાંથી પુરૂષત્વનો નાશ થયો હોય તેને ફરીથી પુરૂષત્વ લાવી આપે છે. ડૉકટરો પણ તેના આ છેલ્લા ગુણને કબૂલ રાખે છે. **બનાવટ**—૧. ચોપચીની ચૂર્ણ (નં. ૬૭૭). ૨. ચોપચીન્યાદિચૂર્ણ (નં. ૬૭૮). ૩. ચોપચીનીપાક. (નં. ૮૧૩).

૨૨૫. **જટામાંસી**—સં. **जटामांसी**; અં. Spikenard; લા. Nardostachys Jatamansi, જટામાંસીના મૂળીઆં બિલાડીનાં રૂવાંટાં જેવાં થાય છે એટલુંજ નહિ પણ

આ મૂળીઆંનો વાસ બીલાડીને ઘણો પ્રિય હોય એમ લાગે છે તેથી તેનું આ નામ પડયું લાગે છે. જટામાંસી એ ગ્રંથિપર્ણી જાતની વનસ્પતિ છે. તે પાણીવાળા પ્રદેશમાં ઉગે છે. તેનાં મૂળ ઉપરથી જુદાં જુદાં થડ ફુટીને પાંદડાંનો ઝુમખો થાય છે. તે પાંદડાં ધોળાં થાય છે. 'મૂખો' નામની વનસ્પતિ સલુયાના ટાપુ અને અજાડમાં થાય છે એમ આર્ય ઔષધકાર લખે છે તે જ આ વનસ્પતિ હોય એમ લાગે છે. પણ બજારમાં જે જટામાંસી આવે છે તે જુદીજ જાત છે અથવા બનાવટી છે એમ કેટલાકનું માનવું છે. ગુણ—'ચરક' તેને વિકૃચેતનાસ્થાપન ( સ્નાયુ શૈથિલ્યકૃત ) કહે છે અને સુશ્રુત તેને વાતકફહર, વર્ણપ્રસાદન કંડુકુષ્ટનાશન તથા પીડાશામક કહે છે. અંગ્રેજીમાં 'વેલેરિયન' નામની દવા થાય છે તેના જેવા ગુણ જટામાંસીમાં છે. તે કડવી અને સુગંધી હોવાથી તેનો કવાથ કે ફાંટ કરી પીવાને સુશ્રુતે ભલામણ આપી છે. ઉત્તર હિંદુસ્થાનના શોખીન લોકો તેનો ઉપયોગ વાળ રંગવાના કામમાં કરે છે, સ્નાયુશૈથિલ્યકૃત હોવાથી તે ઉન્માદ, અપસ્માર તથા બીજા વાતવિકારમાં આપવી ફાયદાકારક છે અને આ પ્રમાણે તે મગજને સ્થિર કરે છે.

**૨૨૬. જદ્વાર—સં. निर्विषी;** લા. Delphinium Denudatum. જદ્વાર વછનાગની જાત છે, પણ ઝેરી નથી. તેની ગાંઠો આવે છે તે દવામાં વપરાય છે. તે બજારમાં બનાવટી પણ મળે છે. ગુણ—પૌષ્ટિક, શોધક તથા વિષારી. તેના નામ પ્રમાણે તે નિર્વિષી એટલે વિષઘ્ન હોય એમ જણાય છે. ગરમી તથા સંધિવામાં તે ફાયદો કરે છે. વા, મુંઢમાર લચક તથા હાડકું ખસી જાય છે તેના માટેના લેપોમાં તેનો ઉપયોગ થાય છે. ફારસી વૈદ્યક ગ્રંથો પ્રમાણે જદ્વાર વછનાગની સાથે ઉગે છે અને વછનાગના તથા સરપના ઝેરનું નિવારણ કરે છે.

**૨૨૭. જવ—જવખાર—સં. यव-यवक्षार;** અં. Barley. લા. Hordeum Hexasticum. જવખાર-Carbonate of Potash. મરાઠીમાં જવને સાતુ કહે છે. જવ એ ઘઉંની જાતનું અનાજ છે, પણ તે ઘઉંના જેવું પુષ્ટિકારક નથી; ને હલકું ધાન્ય છે. લીલા જવને બાળી તેની રાખ કરી તેમાંથી ક્ષાર કાઢવામાં આવે છે. આ જવખારમાં સોડા તથા પોટાશ નામના ક્ષારો રહેલા છે. ગુણ—જવ ઠંડા, વૃષ્ય, રૂક્ષ, સારક, અગ્નિવર્ધક તથા લેખન છે. તે મેદ, તૃષા, પિત્ત, વાયુ, કફ, રક્તદોષ, શ્વાસ, ખાંસી, પ્રમેહ, પીનસ વગેરેમાં ફાયદો કરે છે. જવનો લોટ તથા સાકર સમભાગે મેળવી તે ખાવાથી વારંવાર ગર્ભપાત થતો હોય તેનો અટકાવ થાય છે. ધાતુપુષ્ટિ માટે પણ જવ સારા છે. જવખાર શૂળ, ગુલ્મ, યકૃત તથા પ્લીહમાં ફાયદો કરે છે. કફ તથા ખાંસીમાં તેનો ઉપયોગ થાય છે. બાળકની ભરાણીમાં જરા જવખાર અને જરા પીપર મધમાં ચટાડવાથી ફાયદો થાય છે. અંગ્રેજી 'માલ્ટાઇન કૉડલિવર' આવે છે તેમાં જવનો ઉપયોગ થાય છે અને એજ પ્રમાણે ઉધરસ, દમ, શ્વાસ તથા જીર્ણતાવમાં વપરાતી 'હરિતકીઅવલેહ' નામની દેશી દવાની બનાવટમાં પણ જવ પડે છે. બનાવટ—યવક્ષાર (નં. ૮૩૮).

**૨૨૮. જવાસો—સં. यवास;** લા. Alhagi maurorum. જવાસાના છોડ સર્વત્ર ઉગે છે. તે કદમાં ધમાસા છોડ જેવડા અને તેના જેવાજ થાય છે. બન્નેના ગુણમાં થોડો ભેદ છે તોપણ એક બીજાને બદલે વાપરી શકાય. જવાસાનાં પાન તથા કાંટા ધમાસાના કરતાં વધારે મોટાં ને જાડાં થાય છે. તેમાં બારીક રાતાં ફૂલ થાય છે. ઉનાળામાં તે

વધારે ખીલે છે. તેમાં ગુંદ જેવો રસ દાણાના આકારમાં જામે છે, તેને 'યવાસ શર્કરા' ( સં. ) તથા 'માના' કહે છે. યુનાની વૈદકમાં 'તુરંજબીન' નામે જે દવા વપરાય છે તે આ 'યવાસ શર્કરા' છે. ગુણ—ચરક તેને સારક ગણે છે, સુશ્રુત તેને વાતપિત્તશમન ગણે છે. તેના કેટલાક ગુણ જેઠીમધના જેવા છે. તેના પંચાંગનું ઘન કરવાથી તે જેઠીમધના શીરા જેવું જરા કટુ અને ગળચટું લાગે છે. જવાસો શીતળ તથા પિત્તશામક છે, તેથી તૃષા તથા પિત્તના તાવને મટાડે છે. પાંદડાંની બીડી પીવાથી ખાંસી મટે છે. તેનો ઉકાળો કે સ્વરસ પીવાથી હલકા પ્રકારનું ઝેર પણ ઉતરે છે. જવાસો, વાળો, મોથ, સુંઠ તથા કડુને વાટીને પાણી કરી પીવાથી તાવ ઉતરે છે.

**૨૨૯. જાંબુ**—સં. **जंबु** અં. Jambul tree; લા. Eugenia jambolana. મરાઠીમાં તેને જાંભુલ કહે છે. જાંબુનાં ઝાડ ( જાંબુડી ) સર્વત્ર પ્રસિદ્ધ છે. તેનાં ફળ 'જાંબુ' ના નામથી ઓળખાય છે. ઔષધમાં તેનાં પાન, છાલ, ગોટલી તથા ફળ વપરાય છે. **ગુણ**—ગ્રાહી તથા શીતળ. ફળનો ઠળીઓ તથા તેનાં પાનનો સ્વરસ રક્તાતિસાર, પિત્તાતિસાર તથા ઉલટીને બેસાડે છે. છાલનો ઉકાળો આમળુ ઉપર છાંટવાથી આમળુ સંકોચાઇને અંદર બેસે છે. એજ પ્રમાણે પ્રદરમાં પણ તેની પીચકારી ગુણ કરે છે. મધુપ્રમેહમાં જાંબુની ગોઠલી ( ઠળીઆ ) ભૂકો કરી થોડાજ દિવસ ખાવાથી પેશાબ ઓછો થાય છે તથા સાકર પડતી અટકે છે. પાકાં જાંબુના રસનો સરકો બને છે, જે બરલ વધી હોય તો આપવાથી ફાયદો કરે છે. વળી જાંબુના સરકામાં લોહ મારવામાં આવે છે. **બનાવટ—૧. જંબ્વાદિ** સ્વરસ ( નં. ૫૨૨ ). જંબુસ્વરસ ( નં. ૫૨૩ ).

**૨૩૦. જાયફળ**—સં. **जातिफल**; અં. Nutmeg; લા. Myristica moschata. જાયફળનાં વૃક્ષો મલાકાના ટાપુ તરફ થાય છે. જાયફળ એ તેનાં ફળ છે. જાયફળની ઉપર નાળીયેરના જેવું પડ બાઝેલું હોય છે, તે જાવંત્રી છે. **ગુણ**—ઉષ્ણ, ગ્રાહી, જાયફળ ઝાડાને કબજ કરે છે, તેથી ઝાડો બંધ કરવાની દવાઓમાં પડે છે. જાયફળમાંથી તેલ નીકળે છે તે દાંતના દુખાવાને બેસાડે છે. માથાના દુખાવામાં જાયફળ ઘસીને ચોપડવામાં આવે છે. અનિદ્રામાં જાયફળ ઘીમાં ઘસી આંખો ઉપર લેપ કરવાથી ઉંઘ આવે. શરદીથી બાળકને હગામણ થયું હોય તો ગાયના ઘીમાં જાયફળ સુંઠનો ઘસારો પાવો. ચોખાના ધોણમાં ઘસીને પીવાથી ઉલટી તથા હેડકી બેસે છે. તારૂણ્ય પીટિકા એટલે જુવાનીના ખીલ મોં ઉપર થાય છે તેના ઉપર જાયફળ દુધમાં ઘસીને ચોપડવું.

**૨૩૧. જાવંત્રી**—સં. **जातिपत्री**; અં. Mace; લા. Myristica fragrans. જાયફળના સોપારીના જેવા ત્રોફા થાય છે અને તેમાં ફૂલ સરખો જે ગોટો નીકળે છે તે જાવંત્રી છે. આ ગોટાની અંદર જાયફળ હોય છે. જાયફળના ઉપર કાંકચીઆ જેવી સખ્ત છાલ હોય છે અને તેના ઉપર જાવંત્રી વીંટાયેલી હોય છે. **ગુણ**—ઉષ્ણ. તે સ્વાદે તીખી, જરા કડવી ને મધુરી છે. કફ, અરૂચિ, મોળ, મંદાગ્નિ, ઉધરસ, કૃમિ તથા વિષને મટાડે છે. કૉલેરામાં ૩ માસા જાવંત્રી પીવાથી શરીરમાં ગરમી આવે છે. આમાતિસાર અને અતિસાર ઉપર જાવંત્રીનું અઢી માસા ચૂર્ણ ગાયના દહીંમાં કે છાશની પરાસમાં પાવું.

**૨૩૨. જીરૂં**—સં. **जीरकं**; અં. Cummin seed; લા. Cuminum cyminum. મરાઠીમાં તેને 'જીરે' કહે છે. જીરૂં ઘણી જાતનું થાય છે. જીરાના નાના છોડ થાય છે.

જીરાની ઘણી જાત છે. ૧. મશાલામાં જે જીરૂં વાપરીએ છીએ તે સફેદ જીરૂં. ૨ શાહજીરૂં અથવા કાળું જીરૂં. કાળીજીરી અને શાહજીરાના દાણામાં તફાવત એ છે કે કાળીજીરીના દાણા વધારે મોટા થાય છે અને તેને એક છેડે ધોળું ટપકું હોય છે. ૩. વિલાયતી જીરૂં. તે શાહજીરા જેટલું કાળું હોતું નથી. આ ત્રણે જીરાં ગુણમાં લગભગ મળતાં છે. આ સિવાય કલોંજીજીરૂં ( उपकुंचिका ) થાય છે તે કડવીજીરીની પેઠે કડવું હોય છે અને તે કાળીજીરીની પેઠે અજીર્ણ, પેટપીડ વગેરેમાં વાપરી શકાય. વળી 'ઓથમીજીરૂં' અને 'શંખજીરૂં' એવાં નામની બે વસ્તુઓના નામને જીરૂં શબ્દ લગાડેલો છે, પણ ખરૂં જોતાં તે જુદીજ વસ્તુઓ છે. ઓથમીજીરૂં તે 'ઇસબગુલ' છે અને શંખજીરૂં એ વનસ્પતિ નથી. ( જુવો નં. ૪૦૫. ) જીરાના **ગુણ**—દીપન, વાતહર, રૂચિકર. મશાલા ઉપરાંત દવા તરીકે પણ જીરાનો ઉપયોગ થાય છે. ૧. જીર્ણજ્વરમાં અકેક પૈસાભારની ફાકી જુના ગોળમાં લેવી. ૨. પ્રદર—જીરૂં તથા સાકર ચોખાના ધોણમાં ખાવું. ૩. પરિણામશૂળ—ખાધા પછી બે ત્રણ કલાકે પેટમાં શૂળ નીકળે તેમાં જીરૂં, હીંગ તથા સીંધાલુણની ફાકી ઘીમાં લેવી. ૪. ટાઢીઓ તાવ-જીરૂં તોલો ૧ કારેલીના રસમાં કે જુના ગોળમાં ખાવું. ૫. હરતાલનું ઝેર—જીરૂં તથા સાકર સાત દિવસ સુધી પીવાં. ૬. ધાવણ વધારવા માટે જીરૂં ખાવામાં આવે છે. જીરાથી હેડકી આફરો, શૂળ વગેરે બેસે છે. **બનાવટ**—જીરાપાક ( નં. ૮૧૪ ).

**૨૩૩. જુઇ**—સં. **जाती** લા. Jasminnm Auriculatum. જુઇના વેલા થાય છે અને તેમાં ધોળાં ફૂલ થાય છે. તે પુષ્પની જાત છે. તેની બે જાત છે. નાની તથા મોટી; નાનીને 'ચમેલી' પણ કહે છે. દવામાં બન્ને વપરાય. દવામાં તેનાં પાન વપરાય છે. મોગરો અને માધવી એ પણ જુઇની જાતો છે. **ગુણ**—રોપણ. જુઇમાં રોપણ ગુણ ઘણો સારો હોવાથી ચામડીના રોગો જેવા કે જખમ, ધારાં વગેરેમાં ઘણો ગુણ કરે છે. જુઇનાં પાન ચાવવાથી મોંની ગરમી મટે છે. જુઇનાં પાન, દારૂહળદર તથા ત્રિફળાના કોગળા કરવાથી સખ્ત મુખપાક પણ મટે છે. જાઇનાં પાંદડાંનો રસ અકેક તોલો એક અઠવાડિયું લેવાથી વાળો નાશ પામે છે એવું એક અનુભવીનું કહેવું છે. **બનાવટ**—૧. જાત્યાદિતેલ ( નં. ૮૫૩ ). ૨. જાત્યાદિઘૃત ( નં. ૮૯૮ ).

**૨૩૪. જેઠીમધ**—સં. **यष्टिमधु**; અં. Liquorice roots; લા. Glycyrrhiza Glabra. જેઠીમધના વેલા થાય છે, પાણીવાળી તેમજ સુકી જમીનમાં ઉગે છે અને તે બન્ને જુદી જુદી જાત ગણાય છે. તેનાં પાન જવાસાના પાનને કાંઇક મળતાં હોય છે. તેમાં ઝીણાં રાતાં ફૂલ થાય છે. જેઠીમધના વેલાનાં મૂળીઆં ગાંધીઓને ત્યાં વેચાય છે. જેઠીમધ આપણા દેશમાં ઉત્પન્ન થાય છે, તોપણ વેપાર માટે તે પરદેશથી આવે છે. જેઠીમધનાં મૂળ સ્વાદે જરા કડવાં તથા ગળચટાં લાગે છે. તેમાંથી સત્વ ( Extract ) નીકળે છે તેને જેઠીમધનો શિરો કહેવામાં આવે છે. શીરાની કાળા રંગની ચળકતી સળીઓ બજારમાં વેચાય છે. **ગુણ**—શીતળ, કફઘ્ન, પૌષ્ટિક. સુશ્રુત કહે છે કે, દાહવાળાં દરદો, તૃષ્ણા તથા સ્વરભંગમાં જેઠીમધ ઉપયોગી છે, તેમજ નેત્ર, કંઠ તથા વાળને હિતકારક છે. પિત્ત, વાતરક્ત, રક્તપિત્ત, સોજા, વિષ, ઉલટી, તૃષા, ક્ષય તથા રક્તદોષમાં તે અપાય છે. જેઠીમધનું ચૂર્ણ અકેક વાલ મધમાં ચાટવાથી ઉધરસ મટે છે અને ઉકાળાના કોગળા કરવાથી મોંની ગરમી મટે છે. જે ગર્ભવતી સ્ત્રીને અધુરે માસે ગર્ભ પડી જતો હોય તે સ્ત્રી જેઠી-

મધનાં મૂળને દુધમાં ઉકાળી તેની ખીર પીએ તો ગર્ભપાત થતો અટકે છે. શીળીના તાવમાં જેઠી-મધનું ચૂર્ણ સુખડના ઘસારામાં આપવું; તથા સ્ત્રીઓના રક્તપ્રદરમાં તે ચૂર્ણ તોલો ૦ાા તથા સાકર તોલો ૦ાા ચોખાના ધોણમાં પીવું. **બનાવટ—૧. યષ્ટિમધુકાદિચૂર્ણ** (નં. ૭૧૦).

**૨૩૫. ઝેરકોચલું**—સં. **विषतिंदुक**; અં. Poison nut; લા. Strchnos Nux-vomica. મરાઠીમાં તેને 'કુચલાં' કહે છે. ઝેરકોચલાનાં ઝાડ હિંદુસ્તાનના ઉષ્ણ પ્રદેશોમાં—મદ્રાસ ઇલાકામાં ઘણાં થાય છે. એનાં ફળ નારંગી જેવાં ગોળ સુંદર હોય છે, જે **'रम्यफळ'** નામથી ઓળખાય છે. તે ફળની અંદર જે ગોળ ચપટાં બી થાય છે, તેનું નામ ઝેરકોચલાં છે, ઝેરકોચલાં ચપટાં ગોળ હોય છે. એને ઉપરથી મખમલના જેવું પડ હોય છે. ઝેરકોચલુ સ્વાદે ઘણું કડવું અને ઝેરી છે. **ગુણ**—પૌષ્ટિક, વાતહર; પ્રાચીન વૈદ્યકગ્રંથોમાં આનો બહુ ઉપયોગ કર્યો જણાતો નથી. ઝેરકોચલું ઘણા દિવસ લેવાથી તેની ગુપ્ત ઝેરી અસર થાય છે, તેથીજ કદાચ પ્રાચીન વૈદ્યોએ તેનો ત્યાગ કર્યો લાગે છે. પણ યુક્તિથી અને સંભાળથી ઉપયોગ થાય તો તે ઘણી ઉપયોગી વસ્તુ છે. અંગ્રેજી ઉપચાર (એલોપૅથી)ની દવાઓમાં ઝેરકોચલાને મુખ્યસ્થાન આપવામાં આવ્યું છે. ૧. જ્ઞાનતંતુઓ ઉપર ઝેરકોચલાંની ઘણી મોટી અસર છે અને જ્ઞાનતંતુના સર્વ વિકારોમાં તેની યોજના થાય છે. ઢીલાં પડેલાં બંધનો અને નસોને તે જોર આપે છે. પણ મોટા જથામાં પેટમાં જાય તો સ્નાયુઓ સંકોચાઇને ઉલટું શરીર તણાય છે અને શ્વાસ બંધ થઈ મૃત્યુ પણ થાય છે. સારા વૈદ્યો ઝેરકોચલાંની લાંબા વખતને માટે કદિ પણ યોજના કરતા નથી. હાલની ઘણીક શક્તિની ટૉનિક ગોળી-ઓમાં ઝેરકોચલાંનો ઉપયોગ થાય છે અને તે ગોળીઓમાં જો કાંઇ પણ ગુણ જણાતો હોય તો તે ઝેરકોચલાંને લીધેજ છે. ૨. અર્ધાંગ, પક્ષાઘાત અને અર્દિત (મોંનો લકવો) વગેરે દરદો નવાં ઉપડયાં હોય ત્યારે ઝેરકોચલું આપવું સલાહકારક નથી, પણ તે દરદોનું જોર અને તેની સાથેના તાવ વગેરે બીજા વિકારો નરમ પડયા પછી તે ફાયદો કરે છે; કેમકે તે ઢીલા પડેલા અવયવોપર જ સારી અસર કરે છે. ૩. ઝેરકોચલું બરડાના અને મગજના જ્ઞાનતંતુ-ઓને મજબૂતી આપે છે, તેથી વીર્યવાહિની નળીઓને (જેના જ્ઞાનતંતુઓનો મગજ સાથે સંબંધ છે) પણ ઝેરકોચલું જોર આપે છે. ૪. તેજ કારણથી વીર્યસ્રાવ અને પુરૂષત્વ માટે પણ તે અપાય છે. ૫. કોઇ વાર હાથપગનાં આંગળાંમાં વા આવે છે અને લખતાં લખતાં હાથ ધ્રૂજે છે તેથી કલમ ઝલાતી નથી તે દરદ પણ બરડાના જ્ઞાનતંતુને લગતું છે, માટે તેમાં ઝેરકોચલાંનું ઘણી નાની માત્રામાં સેવન કરવું ફાયદાકારક છે. ઝેરકોચલું કટુપૌષ્ટિક હોવાથી તે પાચનશક્તિ વધારે છે, તેથી પેટનો વાયુ, ચુંક, અજીર્ણ વગેરેમાં તેની ફાકી આપવાનો ચાલ છે. ૭. ઝેરકોચલાંની ઝેરી અસર ગુપ્તપણે થયા કરે છે; પ્રથમ ખબર પડતી નથી; જ્યારે તે અસર પ્રકટ થાય છે ત્યારે દરદી મુંઝાય છે. તેના હાથ પગની નસો ખેંચાય છે અને થોડા વખતમાં આખું શરીર ખેંચાઇ જાય છે; મોં ઉપર લોહી ચડી આવી લાલ-ચોળ બને છે અને મોંમાં શોષ પડે છે. ઝેરકોચલાંની ઝેરી અસર વધારે વખત ચાલતી નથી. કાંતો દરદી સારો થાય છે કે કાંતો તરત મરી જાય છે. ૮. ઘી પાવાથી, ઘી પાઇને ઉલટી કરાવવાથી અથવા ઘી પાયા વિના ઉલટી કરાવવાથી તથા દરદીને ઘેનની દવા આપવાથી ઝેરનું નિવારણ થાય છે. ઝેરકોચલાંની ફાકીની માત્રા રતી ૧. **બનાવટ—૧. વાતગજાંકુશ** (નં. ૫૦૫). ૨. કૃમિઘ્નગુટિકા (નં. ૭૪૧). ૩. વિષમુષ્ટિગુટિકા—(નં. ૭૫૫).

૨૩૬. ડીકામારી—સં. वंशपत्री; અં. Dekamallegum; લા. Gardenia Lucida. ડીકામારીનાં વૃક્ષ મોટાં થાય છે. તેનાં પાંદડાં બટમોગરાના જેવાં થાય છે, ફળ અરીણનાં જીંડવાં જેવાં થાય છે તથા ફૂલ ધોળાં થાય છે. ડીકામારી એ તે વૃક્ષનો ગુંદર ( G. gummifera ) છે. ગુણ—કૃમિઘ્ન, વાતહર તથા ગુલ્મહર. કૃમિનો ગોટો તથા દસ્તની કબજીયતને મટાડવા માટે બાળકોને આપવામાં આવે છે. ડૅા. પાંડુરંગ ગોપાળ લખે છે કે ૬થી ૧૦ વરસનાં બાળકને ૩ રતી ડીકામારી આપવાથી પેટના જીવડા નીકળી જાય છે. પેટના કૃમિ માટે આપણી જુની સ્ત્રીઓ ડીકામારી તથા એળીઆનો ઘરગતુ ઉપયોગ સારી રીતે જાણતી હતી.

૨૩૭. ડુંગળી—સં. पलांडु; અં. Onion; લા. Allium sepa. ડુંગળીને કેટલાક પ્યાજ કહે છે અને કેટલાક કાંદા પણ કહે છે. તે શાક તરકારીની વસ્તુ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે. તેની બે જાત છે. રાતી તથા ધોળી. દવામાં ધોળી ડુંગળીનો ઉપયોગ થાય છે. ગુણ—ઉષ્ણ, વાતહર, વાજીકર. ડુંગળી કોઇ મોટા દરદમાં અપાતી નથી, પણ તેના નાના નાના ઘણા ટુચકા છે. જેમકે—૧. બાળકને આંકડી આવે તો કાંદો કાપીને સુંઘાડવો. ૨. ગરમીનું માથું દુખે તો ડુંગળી કાપીને સુંઘવી. ૩. નાકોડી ફુટે તો તે બંધ કરવા માટે તેનો રસ સુંઘાડવો. ૪. કૉલેરાનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે તે રોગમાંથી બચવા માટે નિત્ય રાત્રે ડુંગળીના રસમાં શેકેલી હીંગ, વરીયાળી તથા ધાણાની પુડી નાંખીને પાવો. ૫. તંબાકુના ઝેરમાં ડુંગળીનો રસ પાવો. ૬. લૂ લાગી હોય તો ડુંગળી ખવાય છે અથવા ડુંગળી જીરૂં ને સાકર વાટીને પીવાં. ૭. બેશુદ્ધિવાળાને ડુંગળી સુંઘાડવી. ૮. અમ્લપિત્તની ગળધરી બળતી હોય તો અરધો કાંદો, મોળું દહીં તથા સાકર ખાવાં. ૯. પરૂ તથા લોહીવાળા ઝાડામાં ડુંગળી આપવી. ૧૦. અતિસારમાં અફીણ સાથે ડુંગળી આપવી. ૧૧ સળેખમમાં ડુંગળી કાપીને સુંઘવી. ૧૨. બદ, ગાંઠ, વાળો વગેરે દરદોમાં ડુંગળી બાફીને બાંધવી, અથવા બાફેલી ડુંગળીમાં હળદર તથા ઘી નાંખીને બંધાણ કરવું, ૧૩. પુરૂષત્વ માટે ડુંગળીનો રસ, આદુનો રસ, મધ તથા ઘી સવારમાં પીવાં; અથવા કંદર્પપાક ખાવો. ૧૪. કાનના સ્ત્રાવ (પરૂ) તથા કાનના ચસકામાં ડુંગળીનો રસ તથા મધનાં ટીપાં નાખવાં. બનાવટ—૧. કંદર્પપાક (નં. ૮૦૮).

૨૩૮. તકમરીઆં—સં. कुठेरक અં. Wild basil; લા. Ocimum pilosum ફારસીમાં તેને 'તુખ્મેરીહાં' કહે છે. તે એક પ્રકારની રાનતુલશી છે. તકમરીયાંનાં તુળશી તથા મરવાનાં જેવાં ઝાડ થાય છે અને તેમાં તુલસીની માફક માંજરો થાય છે. તે સુગંધી હોય છે, અને તેની અંદર ઝીણા કાળા દાણા થાય છે તેને તુકમરીયાં કહે છે. ગુજરાતમાં તકમરીઆનેજ આવચીઆવચી કહેતા હોય એમ જણાય છે. તુળશી, મરવો રાનતુલશી, તકમરીઆં કે આવચીઆવચી એ સર્વ એકજ વર્ગની વનસ્પતિ છે. તકમરીઆંને પાણીમાં પલાળવાથી તે ફુલીને તેનો ચીકણો લુઆબ થાય છે. ગુણ—શીતળ, મૂત્રલઃ પ્રમેહ તથા પ્રદરમાં તેનો લુઆબ સાકર નાંખી પીવાય છે. મરડામાં પણ તે લુઆબ આપવાથી ફાયદો કરે છે. વીર્યસ્ત્રાવમાં પણ તકમરીઆંનો લુઆબ આપવો ફાયદાકારક છે.

૨૩૯. તજ—સં. त्वक्, અં. Cinnamon bark; લા. C. cortex તજને મરાઠીમાં તથા હિંદીમાં દાલચીની કહે છે. તજનાં ઝાડ મલબાર કિનારે તથા સીલોનમાં ઘણાં થાય છે. ત્યાં તેનાં મોટાં વન છે. ચીનથી પણ તેનો મોટો જથો આવે છે અને તેથી જ

તેનું નામ દાલચીની પડેલું છે. તજના ઝાડની છાલ એજ તજ છે અને તેથી તેનું નામ त्वक (છાલ) પડેલું છે. તજમાંથી તેલ એટલે અર્ક નીકળે છે. ગુણ—ઉષ્ણ, દીપન, વાતહર. તજ ભુખ ઉઘાડે છે અને અજીર્ણ મટાડે છે. અજીર્ણ, ઉલટી, મોળ તથા આફરામાં તજ અપાય છે. તજનો અર્ક ચૂસવાથી પેટની ચૂંક બેસે છે. શરદીથી માથું દુખતું હોય તો તે અર્ક ચોપડવામાં આવે છે. કૉલેરાની ગોઠલીમાં તજનું તેલ લગાડવામાં આવે છે. તજના તેલનું પુમડું દાંતની પોલમાં રાખવાથી દાંતનું શૂળ તથા દરદ બેસી જાય છે. દાંતના મંજનોમાં તજનો ભૂકો કે તેલ નાંખવાથી મંજનો સારાં થાય છે. તજનું તેલ કે અર્ક બહુ સખ્ત હોય છે, માટે આંખે અડવા દેવો નહિ. તજ તાવની તંદ્રા (ઘેન) ને ઉઘાડે છે અને તેથી કેટલાક તાવના ક્વાથમાં તજ પડે છે. રાજનિઘંટકાર જણાવે છે કે કફની ખાંસીમાં, કંઠ સારો કરવામાં અને કાચા આમને પચાવવામાં તજ બહુ ઉપયોગી છે.

**૨૪૦ તમાકુ**—સં. **तमाखु, वज्रभृंगी**; અં. Tobacco; લા. Nicotiana tobacum. તમાકુનું આપણા પ્રાચીન ગ્રંથોમાં વર્ણન જોવામાં આવતું નથી. ફિરંગી લોકો તેને આપણા દેશમાં લાવ્યા છે અને તે એક જબરા વ્યસનની વસ્તુ થઇ પડવાથી હાલ આપણા દેશમાં પણ તમાકુના છોડનો મોટો પાક થવા લાગ્યો છે. ગુણ—પિત્તકર, તીક્ષ્ણ, મદ ચડાવનાર, ભ્રમ કરનાર, આંખના તેજને હણનાર તથા ઉલટી કરનાર છે. તંબાકુમાં એક પ્રકારનું ઝેર છે તેથી તે ઉપલા બધા ગુણ કે દોષ ધરાવે છે અને તેથી તે કોઇ કોઇ વખતે દવા તરીકે વપરાય છે; જેમકે તે કીડ તથા જંતુને મારે છે, તેથી તેની ભૂકી જનાવરોના કીડાવાળાં ધારાંમાં દાબે છે. તેનાં પાન અંડવૃદ્ધિ (વધરાવળ) ઉપર શીલારસ ચોપડી બંધાય છે. તેના પાણીથી જુ મરે છે. વ્યસન તરીકે નિત્ય ખાવામાં, પીવામાં તથા સુંઘવામાં વાપરવાથી તમાકુ કાંઇ પણ ગુણ કરતી હોય એમ માની શકાતું નથી, પણ વ્યસન પડી જવાથી તેના વિના ચાલતું નથી. તેના ખાનારા તથા પીનારાઓનાં શરીરમાં જાગૃતિ પેદા કરે છે, પણ તે જાગૃતિ કરતાં તેની ગુપ્ત ઝેરી અસર શરીરનાં ઉત્તમ તત્વોને અને ઉત્તમ ગુણોને વિકારી બનાવે છે.

**૨૪૧. તમાલપત્ર**—સં. **तमालपत्रं**; અં. Folia Malabathri; લા. cinnamomum Tamala. તમાલવૃક્ષનાં પાંદડાંને તમાલપત્ર કહે છે. આ વૃક્ષ તજનાં વૃક્ષ જેવાં થાય છે અને પાન પણ તજનાં વૃક્ષનાં પાન જેવાં હોય છે, તેથી કેટલાકના મત પ્રમાણે તમાલપત્ર તે તજનાં ઝાડનાં પાંદડાં છે. તેજપત્ર નામ પણ તમાલપત્રને આપવામાં આવેલું છે. તાલીસપત્ર એ વળી આ બન્નેથી જુદીજ વનસ્પતિ છે; માટે આ ત્રણે નામનો ગોટાળો નહિ થવો જોઇએ. તમાલપત્ર આશરે એક તસુ પહોળાં અને ચાર પાંચ આંગળ લાંબા હોય છે. તેનો ગુણ તજને મળતો છે. તે ત્રિજાતકાદિચૂર્ણમાં પડે છે. ગુણ—ઉષ્ણ, કફ, વા, હરસ, હેડકી, અરૂચિ, સળેખમ, વિષ, બસ્તિરોગ, ત્રિદોષ વગેરેમાં ફાયદો કરે છે. તે સુગંધી મસાલાઓમાં પણ પડે છે.

**૨૪૨. તલ**—સં. **तिल**; અં. Sesamum; લા. Sesamus Indicum. તલનાં ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. તલમાંથી તેલ કાઢવામાં આવે છે; તે તેલ ખાવામાં, બાળવામાં તથા મલમો વગેરેમાં વપરાય છે. તલના રંગ પ્રમાણે તેની બે મુખ્ય જાત છે. ધોળા તથા કાળા. ધોળા તલ તથા તેનું તેલ ખાવાના કામમાં વધારે સારૂં ગણાય છે. દવાના કામમાં કાળા તલ વધારે ગુણકારી ગણાય છે. તેમાંથી ખોળ નીકળે છે તે ઢોરને ખવરાવવામાં આવે છે

અને દુકાળમાં ગરીબ લોકો પણ તે ખાઇને નિર્વાહ કરે છે. ગુણુ—પૌષ્ટિક, સ્નિગ્ધ, મૂત્રલ ઋતુ લાવનાર તથા સારક છે. ૧. તલ, નાગકેસર તથા સાકરનું ચૂર્ણ ખાવાથી હરસમાં ફાયદો થાય છે તથા માખણુ સાથે લેવાથી લોહી પણુ બંધ પડે છે. ૨. તેની લોપરી (પોલ્ટીસ) કરી ખરાબ ગંધાતા વ્રણુ ( ધારાં ) ઉપર બાંધવાથી રૂઝ આવે છે. ૩ સ્ત્રીઓનો ઋતુદોષ–ઋતુ ન આવતું હોય તો કાળા તલનો કાઢો પીવો. એક તોલો કાળા તલ વાટીને ૨૦ તોલા પાણીમાં ઉકાળવા, પાંચ રૂપીઆભાર પાણી ઉતારી ગાળી લઇ તેમાં ગોળ નાંખી પીવો. સાંજે તેના તેજ તલ ફરી ઉકાળી પીવા. દસ્તાન દેખાય તે દિવસથી તે ચાર દિવસ સુધી રોજ તાજા તલનો ઉકાળો પીવો, તેમજ તેના ખોળને ગરમ પાણીમાં બાફી સવાર સાંજ બે વાર પેડુ ઉપર બાંધી બંધાણુ કરવું. આમ કરવાથી છુટથી દસ્તાન આવે છે. આ ઉપાય સાદો, નિર્ભય હોવાથી જરૂર કરવા જેવો છે. ૪. તારૂણ્યપાટિકા ઉપર તલનો જુનો ખોળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. ૫. આદાશીશીમાં તલ તથા વાવડીંગનો માથે ખરડ કરવો. ૬. બાળકના લોહીના ઝાડામાં તલની તથા સાકરની ભૂકી મધમાં ચટાડવી. ૭. સ્ત્રીઓના રક્તગુલ્મમાં તલનો ક્વાથ, ત્રિકટુ, શેકેલી હીંગ તથા ભારંગમૂળની ફાકી નાંખી પીવો. ૮. રક્તાતિસાર–લોહીનો ઝાડો–તેમાં કાળા તલ તથા સાકર વાટીને બમણા બકરીના દૂધમાં પીવાં. **તેલ**–૯. મોંના દરદમાં તલના તેલમાં સિંધાલુણુ નાંખીને કોગળા કરવા. ૧૦. કૂતરાના વિષમાં તલનું તેલ, ખોળ, ગોળ તથા આકડાનું દૂધ સમભાગે પીવાથી ઝેર ઉતરે છે. ૧૧. ધંતુરાના વિષમાં તલનું તેલ તથા ગરમ પાણી પાવું. ૧૨. તલ તથા ગોખરૂ દુધમાં ઉકાળી પીવાથી ધાતુસ્રાવ બંધ થઇ નપુંસકપણું દૂર થાય છે. ૧૩. તેલ શરીરે નિત્ય ચોળવાથી ચામડીની લુખસ, ચેળ વગેરે વિકારો તથા જીર્ણજ્વર મટે છે, ચામડી સુંવાળી બને છે, એટલુંજ નાહ પણુ શરીરમાં શક્તિ આવે છે.

**૨૪૩. તવખીર**—સં. **तवक्षीरं**; અં. Arrowroot; લા. Curcuma angustifolia. તવખીર અથવા તપખીર એ આરારૂટ નામનાં મૂળીઆનો ભૂકો છે, વળી બીજા પણુ અનેક કંદમાંથી ‘સ્ટાર્ચ’ ગુણવાળો ભૂકો કાઢવામાં આવે છે, તે પણુ તપખીરના નામથી વેચાય છે. તેની કાંજી બને છે. તે કાંજી ઠંડી છે, લોહીની ઉષ્ણુતા કમી કરે છે અને દરદીને પોષણુ પણુ આપે છે. હિમાલયના આ જાતિના એક કંદને સુશ્રુતે ‘તુગાક્ષીરી’ નામ આપેલું છે. વળી હાલમાં મહાબળેશ્વરના ડુંગરાપર હળદરની જાતિના એક કંદમાંથી પણુ તવખીર કાઢવામાં આવે છે. બજારમાં જે તવખીર મળે છે, તે કાંઇ એકજ કંદનું સત્વ નથી, પણુ જેમાંથી ‘સ્ટાર્ચ’ નીકળે છે તેનો ભેગ કરવામાં આવે છે એમ કહેવાય છે. ‘તુગાક્ષીરી’ ને ચરકસુશ્રુત જીવનીય તથા બ્રહણીય કહે છે, પણુ હીમાલયના તુગાક્ષીરી કંદમાંથી તપખીર બનાવવામાં આવતી હોય તોજ એ ગુણુ હોવાનો વિશ્વાસ આવે. હાલની વેપારની બનાવટની તપખીરમાં એ ગુણુ હોવાના સંભવ નથી. આરારૂટ તથા તુગાક્ષીરી જેવા પૌષ્ટિક કંદને લીલા ને લીલા ખમણીથી ભૂકો કરીને પાણીમાં બે ચાર કલાક રાખવામાં આવે છે. તેનું ધોળું આટા જેવું સત્વ તળીએ બેસી જાય છે. ઉપરના પાણીને કાઢી લેવામાં આવે છે. આવી રીતે બે ચારવાર કરવાથી મેલો ભાગ પાણી સાથે નીકળી જઇ ધોળી તવખીર રહે છે, તે સુકવી નાંખવામાં આવે છે. તવખીરની કાંજી થાય છે. અબીલ બનાવવામાં તવખીરનો ઉપયોગ થાય છે. ગાંધી લોકો ગળોસત્વમાં તવખીર ભેળવે છે અથવા ગળોસત્વને બદલે તવખીર આપે છે. બાળકના મોંમાં ચાંદી પડે છે તેના ઉપર તે લગાવવામાં આવે છે. તેની રાબડી પૌષ્ટિક છે.

૩૪૪. **તાંદળજો**—સં. **तंदुलीय**; અં. Hermaphrodite amaranth; લા. Amaranthus tenuifolius. હિંદુસ્થાનીમાં તેને ચોલાઇ કહે છે. તાંદળજાની ભાજી પ્રસિદ્ધ છે. તેના નાના છોડવા થાય છે. તેનું પત્રશાક ઘણું પથ્ય ગણાય છે. ગુણ—સારક, શોધક, શીતળ, કુષ્ટ, વાતરક્ત તથા ચામડીના વિકારવાળા દરદીઓને માટે તાંદળજાની ભાજીનું શાક ગુણકારી છે. તે ખાવાથી ચેળ કમતી થાય છે તેમજ શરીરમાં દાહ હોય છે તે પણ શાંત પડે છે. તાંદળજાની ભાજી ઘણું કરીને સૌની પ્રકૃતિને અનુકૂળ આવે છે. તે શોધક છે, તેથી મળશુદ્ધિ તેમજ મૂત્રની પણ શુદ્ધિ થાય છે. તેનાથી ખોટી ગરમી દૂર થઇ પિત્તનો કોપ હોય છે તે પણ દબાય છે. પિત્તજ્વરમાં તેમજ રક્તપિત્તમાં તે હિતકારક છે. ઘણા પાણીમાં બાફેલી ભાજી ખાવાથી પેટનો બિગાડ નીકળી પેટ સાફ થાય છે. તેના સ્વરસમાં સાકર મેળવી પીવાથી ખસ, લુખસ તથા ગરમી દબાય છે. તેના મૂળના કલ્કમાં ચોખાનું ધોણ તથા મધ નાંખી પીવાથી સ્ત્રીઓનો પ્રદરરોગ તથા ગરમી બંધ થાય છે. પારો, સોમલ વગેરેના ઝેરની લોહીમાં ગરમી હોય તો તાંદળજાની ભાજીનું શાક જરૂર નિત્ય ખાવું.

૨૪૫. **ત્રાયમાણ**—સં. **त्रायमाणा**; લા; Thalictrum foliolosum. ત્રાયમાણના છોડ નાના થાય છે. તે પથરાવાળી જમીનમાં થાય છે અને હીમાલયના ઉત્તર પ્રદેશમાં પાકે છે. તેનાં મૂળની વાળાના આકારની ઝુડીઓ ગાંધીને ત્યાં વેચાય છે. તે ઇરાનમાંથી આવે છે. ગુણમાં તે કટુપૌષ્ટિક તથા સારક છે અને તેથી કેટલાક તાવના ક્વાથમાં તે પડે છે.

૨૪૬. **તાલીસપત્ર**—સં. **तालीसपत्रं**; લા. Taxus Baccata. તાલીસપત્રનાં ઝાડ હીમાલયમાં થાય છે. 'તાલીસપત્ર' એ તેનાં પાંદડાં છે. ગુણ—વાતહર, દીપન, પાચન, કફઘ્ન, ગ્રાહી, દીપન પાચન ગુણને લીધે મંદાગ્નિમાં તથા કફઘ્ન ગુણને લીધે ક્ષય, ખાંસી, દમ તથા છાતીમાંથી લોહી પડે છે તે (ઉરઃક્ષત) ક્ષય રોગમાં અપાય છે. આ છેલ્લા રોગમાં અરડુશીના રસમાં મધ સાથે તાલીસપત્ર આપવું. સુંગધી દ્રવ્યો તથા તેલોમાં તે પડે છે. ધાતુને ચેતાવનાર હોવાથી ધાતુપુષ્ટિની દવાઓમાં પડે છે. તે મળને બાંધે છે, માટે ઝાડા બંધ કરવાની દવાઓમાં પણ પડે છે. બનાવટ—તાલીસાદિ ચૂર્ણ (નં. ૬૮૦).

૨૪૬. **તુળશી**—સં. **तुलसी**; અં. The sacred basil; લા. Ocimum sanctum. ફારસીમાં તેને રેહાન કહે છે. તુળશીનાં વૃક્ષ સર્વત્ર ઉગે છે. બગીચાઓમાં પણ વાવવામાં આવે છે અને આસ્તિક હિંદુ લોકો તેને ઘેર ઘેર કુંડામાં કે તુળશી ક્યારામાં ઉછેરે છે, જેથી તેની ઓળખાણ આપવાની જરૂર નથી. તુળશીના માંજરાંમાં તકમરીયાંથી નાનાં કાળાં બી થાય છે. તુળશીની બે જાત છે. ૧. કૃષ્ણ તુળશી, કેમકે તેનાં પાન તથા ડાળીઓનો રંગ કાળાશપર હોય છે. ૨. શ્વેત અથવા રામ તુળશી તેનાં પાંદડાં તથા ડાળીઓનો રંગ લીલો હોય છે. ગુણમાં બન્ને સરખી છે. ગુણ—૧. ઉષ્ણ, તીક્ષ્ણ તથા અગ્નિદીપક છે, વળી તે વાયુ, શ્વાસ, ખાંસી, હેડકી, ઉલટી, કૃમિ, વિષ, ભૂતબાધા (જંતુઓ), તાવ તથા આંચકી ઉપર અપાય છે. ૨ **તુળશીનાં પાનનો ચા**–આશરે એક તોલો પાન તેને વીશ રૂપીઆભાર પાણીમાં ઉકાળી અરધું કે ચોથા ભાગનું પાણી રાખી પીવાથી તાવ. સુસ્તી, અરૂચિ, દાહ, વાયુ, તેમજ પિત્તની શાંતિ કરે છે અને તેના આ ગુણને લીધેજ તેને ઘેરઘેર ઉછેરવાનો ચાલ પડેલો લાગે છે. જરા તાવ કે સુસ્તી જણાય છે કે વૈદ્ય કે ડૉક્ટરો પાસે દોડવાનો ચાલ પડ્યો છે અને આંગણામાં તુળશી ઉછેરવાનો ચાલ હવે બંધ પડ્યો છે.

૩. તુળશીનાં પાન તથા બીલીનાં પાનનો ચા કરીને પીવાથી ઘણાના તાવ ઉતર્યા છે. ૪. તુળશીની ચામાં થોડું દુધ, સાકર તથા એલચી નાંખી પીવાથી શરીરના અનેક વિકારો દૂર થઇ પુષ્ટિ આપે છે અને કાળી ચા કરતાં ઘણી વધારે હુશિયારી પણ લાવે છે. ૫. વિષમજ્વરમાં એટલે ટાઢીઆ તાવમાં તુળશીનાં પાનનો રસ મરીની ભૂકી નાંખી પીવો. ૬. દાંત ખીલીમાં તે રસ નાકમાં મૂકવો, દાંત ઉપર મુકવો તથા હાથપગનાં તળીઆમાં ઘસવો. ૭. વાયુ ઉપર તુળશી તથા આદુનો રસ મધ નાંખીને પીવો અથવા તુળશીનો રસ, મરી અને ઘી નાંખી પીવો. ૮. જખમ વગેરે બહારના આગંતુક કારણથી તાવ આવે તેમાં તુળશીના પાન, સુંઠ તથા સાકરનો ચા પીવો. બનાવટ--તુળશી સ્વરસ ( નં. પર૫. )

**૨૪૮. થોર**—સં. **स्नुहि**; અં. Milks hedge; લા. Euphorbia; trigona. થોરની ઘણી જાત છે. ડાંડલીઓ એટલે ખરસાણી ( ખોરાસાની ઉપરથી ), ભુંભલીઓ થોર અથવા કંટાળો થોર. આ બધી જાતના થોર ઘણું કરીને સર્વત્ર ઉગે છે. ગુણ લગભગ સરખા છે. ગુણ—૧. ઉષ્ણ, શોધક. ખરસાણીનું છીર શરીરે ઉડે તો ફોલ્લો ઉઠે છે. ૨. વળી સખ્ત રેચક છે, તેથી તેનો રેચ લેવો સલાહકારક નથી. ૩. દુખતા સાંધા ઉપર ગામડાના લોકો ચોપડે છે તેથી જો કે તે ઉડે છે તોપણ સાંધા મટે છે. ૪ કેટલાંક વાયુહર ચૂર્ણને આ છીરની ભાવના દેવાથી તેનો ગુણ વધે છે અને ૫. જળોદર વગેરે દરદોમાં વખતે સખ્ત દવાની જરૂર પડે છે તેમાં અપાય છે. ૬. સુકી ડાંડલીની રાખમાં તેલ મેળવી ખસ ઉપર ચોપડાય છે. ૭. તેમજ તે રાખ અરડુશીના રસમાં કે મધમાં આપવાથી છાતીનો કફ છુટે છે. ૮. ગાંઠ ઉપર ત્રિધારા થોરના દુધનો લેપ થાય છે, તેમજ દાદર ઉપર ચોપડાય છે. ૯. બદ ઉપર ત્રણધારા થોરના મૂળનો રસ ચોપડીને તેના મૂળ પાસેની માટી ચોપડવી. ૧૦. દમ ઉપર આકડાનાં ફૂલ, અઘેડાનાં મૂળ અને ગરણીનાં મૂળ, તેના ચૂર્ણને ત્રણધારા થોરના રસની ૧૪ ભાવના દઇ તેને બાળી ભસ્મ કરવી. તે ભસ્મને એકેક બબ્બે ગુંજાભાર બેહેડાના ભૂકા તથા મધ સાથે ચાટવી. ૧૧. સુકાં ખરજવાંપર થોરનું છીર લગાવવાથી તે પ્રથમ પાકે છે. અને પછી મટે છે. ૧૨. ખરજવા ઉપર સખ્ત પડે અને બળે તો ઘીમાં ચોપડવું.

**૨૪૯. દરભ**—સં. **दर्भ**; લા. Andropogon Nardus. દરભ જંગલમાં ઘાસની પેઠે ઉગે છે. કેટલાક લોકો તેને ડાભડો અથવા ડાભ કહે છે. વિશેષે કરીને નદી કિનારે ઉગે છે. ગુણ—શીતળ, સ્વાદે મધુર તથા તુરો છે. દરભનું મૂળ ઘણું ઠંડુ છે. તે સ્ત્રીઓના ઋતુદોષને અને પુરૂષોના વીર્યદોષને સુધારે છે. કફ, રક્તપિત્ત, દમ, તરસ, મૂત્રકૃચ્છ્ર, બસ્તિરોગ, કમળો, રતવા, ઉલટી, પથરી, લોહીવિકાર, તાવ તથા પિત્તને મટાડે છે. એનું મૂળ ગર્ભનું સ્થાપન કરે છે અને ગર્ભપાતના રોગને મટાડે છે. શ્રાદ્ધાદિ પવિત્ર ક્રિયાઓમાં તથા દેવપૂજનનાં આસનોમાં દર્ભની પવિત્રતા તથા ઉપયોગિતા મનાયેલી છે, તે તેના ઉત્તમ ગુણોને લીધેજ હશે અને દર્ભમાં એવા ગુણો છે તે ઉપરના વર્ણનથી સમજાય છે. પૂર્વના આર્યો માત્ર દર્ભનાં આસનીઆં કરીને અને શ્રાદ્ધાદિ ક્રિયામાં તેની સળીઓનો ઉપયોગ કરીનેજ બેસી રહ્યા હોય એમ જણાતું નથી, પણ દવા તરીકે પણ તેનો વારંવાર ઉપયોગ થયો હોવો જોઇએ અને તેથીજ તેનો મહિમા વધેલો છે.

**૨૫૦. દશમૂળ**—સં. **दशमूळ**; 'દશમૂળ' મા પાંચ પાંચ મૂળોના બે પ્રકાર છે. 'લઘુપંચમુળ' અને બૃહત્પંચમૂળ.' આ દશમુળને માટે વૈદો તથા ગાંધી લોકોની સમ-

જમાં કેટલોક ગોટાળો છે; અને તેથી સર્વ ઠેકાણાના વૈદો તથા ગાંધીઓ દશમૂળમાં એક જ પ્રકારના દશમુળ વાપરતાં નથી. દશમુળનાં સંસ્કૃત નામો, દેશી નામો તથા તેનાં બોટેનિકલ નામો આ પ્રમાણે છે:—

૧. **शालिपर्णी** ( Desmodium gangeticum ) ગુ. સાલવણ, મ. સાલવન. કાઠીયાવાડમાં તેને પાંદડીઓ કે પાંદડીઓ સમેરવો કહે છે. તેનાં પાન ઘોડાનાં કાન જેવા આકારનાં ટેરવે સાંકડાં થતાં અણીવાળાં છે અને તે ઉપરથીજ ' શાલિ (અશ્વ) પર્ણી ' નામ પડેલું લશે. તેના છોડ ૨ થી ૪ ફુટ ઉંચા થાય છે.

૨. **पृष्टिपर्णी** (Uraria picta) ગુ. પીઠવન; મ. પીઠવન; તેના છોડ ૨ થી ૩ ફુટ ઉંચા થાય છે.

૩. **बृहती** (Solanum indicum) ગુ. ઉભીરીંગણી; મ. થોરડોરલી રીંગણી; હિં. કટાઈ, બડીકટેરી; એના છોડ ૪ થી ૬ ફીટ ઉંચા થાય છે. વિશેષ વર્ણન માટે જુવો (નં. ૨૯૮).

૪. **कंटकारि** (Solanum Xanthocarpum) ગુ. બેઠીભોરીંગણી; મ. લઘુરીંગણી, રીંગણી; હિં. કટેરી, ભટકૈયા. આ વનસ્પતિ પ્રસિદ્ધ છે. (જુવો નં. ૨૯૮)

૫. **गोक्षुर** (Pedalium mure); ગુ. ગોખરૂ; મ. ગોખરૂ. ગોખરૂના છોડ પ્રસિદ્ધ છે. ( જુવો નં. ૨૧૩ ).

૬. **बिल्व** (Ægle marmelos), ગુ. બીલી; મ. તથા હિં. બેલ. બીલીનાં વૃક્ષ પ્રસિદ્ધ છે. (જુવો નં. ૨૯૧).

× ૭. **अग्निमंथ** (Clerodendron phlomoides) ગુ. અરણી; મ. થોરએરણ, હિં. અરની. અરણી પ્રસિદ્ધ છે. (જુવો નં. ૧૨૮).

૮. **श्योनाक** (Oroxylum Indicum), ગુ. મરમટ; ટેટુ; હિં. સોના. ( વધારે વર્ણન માટે જુવો (નં. ૧૨૭),

૯. **काश्मरी** (Gmelina arborea); ગુ. શીવણ; મ. શીવન; હિં. ખંભારી. શીવણનાં ઝાડ ૫૦ થી ૬૦ ફુટ ઉંચાં થાય છે અને મોટા વિસ્તારવાળાં થાય છે. તેનાં પાન સામસામાં ૩ થી ૧૦ ઇંચિ લાંબાં, સમુદરશોષનાં પાનનાં ઘાટનાં ને પીંપળાના પાનથી કાંઇક મોટાં તથા ટેરવે લાંબી અણીવાળાં હોય છે. ફૂલ ભુરા, પીળા રંગનાં હોય છે. તેના ઉપર મધમાખીઓ તથા ભમરાઓ ગુંજારવ કરી રહે છે. તેમાં ફળ પીળા રંગનાં અને અંડાકૃતિનાં હોય છે.

૧૦. **पाटला** (Stereospermum Suaveolens); ગુ. પાડલ કે પાડર; મ. પાડલ કે પાદ્રી; હિં. પાડરી, પાઢલ. આ ઝાડ ૩૦ થી ૬૦ ફુટ ઉંચાં અને ભીના પ્રદેશોમાં થાય છે. પાન સામસામાં ૧ થી ૨ ફુટ લાંબાં હોય છે; ફૂલ રાતા રંગનાં અતિ મધુર વાસવાળાં અને ૧ થી ૨ ઇંચ લાંબાં થાય છે; તેનાં ફળ એટલે શીંગો ૧ થી ૧॥ ફુટ લાંબી અને ઘણાં બી વાળી હોય છે. પાટલાની બે જાત છે. સફેદ તથા લાલ. સફેદ પાટલા એ કાંકચ હોય એમ લાગે છે અને તેથી જ ઘણા વૈદો દશમુળમાં પાટલાને ઠેકાણે કાંકચ વાપરે છે.

ગુણ—લઘુપંચમુળ—સ્વાદે તુરાં અને કડવાં, પૌષ્ટિક, બળકારક; બહુ ઠંડો નહિ તેમ

+ જુવો નં. ૧૨૮—અરણી—પા. ૨૪૯.

બહુ ગરમ પણ નહિ અને ત્રિદોષહર છે. પિત્ત, વાયુ, કફ, શ્વાસ, જ્વર તથા પથરીના રોગ ઉપર બહુ સારાં છે. બૃહદ્ પંચમૂળ—સ્વાદે કડવાં, તુરાં તથા મધુર; ગરમ, અગ્નિ પ્રદીપક, વાતહર, કફહર, ત્રિદોષહર; કફ, વાયુ, શ્વાસ તથા ઉધરસને મટાડે છે. દશમૂળના ગુણ—ત્રિદોષહર, શ્વાસ, ખાંસી, મસ્તકરોગ, આલસ્ય, સોજા, તંદ્રા, તાવ, આફરો, પડખાનું શૂળ તથા અરૂચિને મટાડનાર છે. બનાવટ—૧. દશમૂલારિષ્ટ (નં. ૭૭૭).

૨૫૧. દાડમ—સ. **दाडिम**; અં. Pomegranate લા. Punicagranatum. મરાઠીમાં તેને ડાળિંબ અને હિંદીમાં અનાર કહે છે. દાડમના વૃક્ષને દાડમડી અથવા દાડમી કહે છે. આ વૃક્ષ તથા ફળ પ્રસિદ્ધ છે. ઇરાન તથા બલુચિસ્તાન તરફ તેની મોટી પેદાશ છે. મસ્કત તરફથી આ દેશમાં જે દાડમ આવે છે તે મસ્કતી દાડમ કહેવાય છે અને તે સૌથી મીઠાં છે. ગુજરાતમાં ધોળકાનાં દાડમ વખણાય છે. દાડમનાં ફૂલ તથા છાલમાંથી રંગ બને છે. ગુણ—દાડમ પિત્તશામક, સ્તંભક તથા કૃમિઘ્ન છે. દાડમનો રસ પિત્તશામક છે, તેથી દાડમ દાણા પિત્તના તાવવાળાને ખાવા અપાય. તેનાથી ઉલટી પણ દબાય છે અને દાહ તથા તપાની પણ શાંતિ થાય છે. દાડમનું શરબત પીવાથી ગરમી તથા તૃષાની શાંતિ થાય છે. દાડમની છાલમાં સ્તંભન ગુણ છે, અને દાડમડીનાં મૂળની છાલ તેથી પણ વધારે સ્તંભક તેમ જ કૃમિઘ્ન છે. દાડમનાં ફૂલ તથા ફોના રસનું ટીપું નાકમાં નાંખવાથી નાકડી બંધ પડે છે. દાડમડીની છાલનો ઉકાળો પાવાથી પેટનાં કરમીયાં મરી જાય છે, એવી ડૉક્ટરો પણ ખાત્રી આપે છે. યુનાની હકીમો દાડમનો ઉપયોગ બતાવે છે, તે અજમાવવા જેવો છેઃ—આખા દાડમનું માથું કાપી તેમાં કોચીને ખાડો પાડવો અને તે ખાડામાં બદામનું કે કે બનફશાનું તેલ નાખી અગ્નિ ઉપર રાખી તપાવવું; તેલ અંદર સમાઈ જાય તેમ તેમ સમાય ત્યાં સુધી નાંખવું અને પછી તે દાડમ ચૂસવું, તેથી સુકી ખાંસી વગેરે છાતીનાં દરદોમાં ફાયદો થાય છે; અથવા દાડમના રસમાં સાકર, બાવળનો ગુંદર, બદામનું તેલ અને ઘઉંનું સત્વ મેળવી જરા ગરમ કરી પીવાથી એજ પ્રમાણે ગુણ કરે છે. બનાવટ—૧. દાડિમ પુટપાક (નં. ૫૩૫). ૨. દાડિમાષ્ટક ચૂર્ણ (નં. ૬૮૩).

૨૫૨. દ્રાક્ષ—સં. **द्राक्षा**; અં. Grapes Raisins, લા. Vitis Vinifera. દ્રાક્ષ અથવા ધરાકના વેલા થાય છે. આપણા દેશના બગીચાઓમાં વાવવામાં આવે છે. પણ તેનો મોટો પાક ઇરાન તથા કાબુલમાં થાય છે અને ત્યાંથી જથાબંધ અત્રે આવે છે. તેના વેલાનો વર્ણ રાતો અને પાંદડાં પંઝા જેવાં કાંગરાવાળાં પાતળાં અને ઉપરથી અણીદાર હોય છે. તેમાં ફૂલ ઝુમખાબંધ થાય છે અને તેમાં દ્રાક્ષ બેસે છે. તેની ત્રણ ચાર જાત થાય છે. ઔષધના કામમાં દ્રાક્ષા એટલે ગોસ્તની (ગાયના આંચળ જેવી મોટી) ઉત્તમ ગણાય છે. તેને 'અંગુર' નામથી પણ ઓળખવામાં આવે છે, તે રંગે લાલ તથા મોટી હોય છે. બીજી કાળી જાતને મનુક્કા દ્રાક્ષ અથવા કાળી દ્રાક્ષ કહેવામાં આવે છે અને ત્રીજી ધોળી જાતને કીસમીસ કહેવામાં આવે છે, જેમાં બી હોતાં નથી. ગુણ—પિત્તશામક તથા સારક. દ્રાક્ષનો ગુણ તથા ઉપયોગ સાધારણ રીતે સર્વના જાણવામાં હોય છે. તે એક ઉત્તમ મેવો છે. તાવ, ખાંસી તથા ક્ષયમાં તેનો ઉપયોગ થાય છે. વળી અમ્લપિત્ત રોગ કે જેમાં ખાટા ઝાડા તથા ખાટી ઉલટી થાય છે તેને શમાવે છે. બનાવટ—૧. દ્રાક્ષારિષ્ટ (નં. ૭૭૮). ૨. દ્રાક્ષાસવ (નં. ૭૮૪). ૩. દ્રાક્ષાક્ષીરપાક (નં. ૮૧૫).

૨૫૩. દારૂડી–સં. सुवर्णक्षीरी; અં. Gamboge thistle; લા· Argemone mexicana. મરાઠીમાં તેને 'કાંટેધોત્ર્યા' અને હિંદુસ્થાનીમાં 'પીસોલા' કહે છે. તેના છોડ હાથ બે હાથ ઉંચા થાય છે. એનાં ડીંટાંમાંથી પીળો ચીક (રસ) નીકળે છે અને તે ઉપરથી તેનું નામ 'સુવર્ણક્ષીરી' પડેલું જણાય છે. તેનાં ફળમાંથી દારૂના જેવા બારીક કાળા દાણા થાય છે, તેથી તેનું નામ દારૂડી પડયું લાગે છે. ગુણ—રેચક તથા શોધક. સુશ્રુત તેને વ્રણ્ય એટલે વ્રણને મટાડનાર તેમ જ ગુલ્મ વિષનાશક કહે છે. તેનો પીળો રસ આંખના કાળા ડોળાપરના ધોળા વ્રણ ( opacity and apthous ulceration ) ઉપર લગાવવાથી ગુણ થાય છે એવું ડૉ. પાંડુરંગ ગોપાળ પોતાના અનુભવથી કહે છે. તેના બીમાંથી પીળું તેલ નીકળે છે, તે તેલ ૦। થી ૦॥ તોલા વજને થોડા દુધ તથા સાકર સાથે આપવાથી ૨–૩ સારા રેચ થાય છે. દારૂડીનો સ્વરસ ઘા ઉપર લગાવવાથી રૂઝ આવે છે. કેટલાક જણાવે છે કે તે રસ પીવાથી વિસ્ફેટક વગેરે મટે છે, પણ અનુભવ લીધો નથી.

૨૫૪. દારૂહળદર–સં. दारुहरिद्रा; અં. Barbery; લા. Berberis aristata દારૂહળદરના વેલા થાય છે. દારૂહળદર એ તે વેલાનું લાકડું છે. દારૂહળદરના અંગુઠા જેવા જાડા પણ આશરે વેંત દોઢવેંત લાંબા ગોળ કટકા ગાંધીને ત્યાં મળે છે. તેનો રંગ પીળાશ પડતો છે. દારૂહળદરમાંથી રસવંતી ( रसांजन ) બને છે તે બનાવવાની કૃતિ એ છે કે દારૂહળદરને ખાંડી તેના ચૂર્ણનો પાણીમાં ઉકાળો કરવો. તે ઉકાળો ગાળીને પછી તેમાં ઉકાળા બરાબર બકરીનું કે ગાયનું દૂધ નાંખવું અને ઘાટું થાય ત્યાં સુધી ગરમ કરવું. આ રસાંજન આંખના અંજન તરીકે ઘણું ઉપયોગી છે. તે પેટમાં લેવા માટે અતિસાર, રક્તાતિસાર, પ્રદર તથા અત્યાર્ત્તવમાં અપાય છે. માત્રા—વાલ ૧ થી ૨. ગુણ—શીતળ, ગ્રાહી તથા પિત્તશામક છે. ચરક તેને મૂળવ્યાધિ (અર્શ) નાશક તથા કંડુનાશક કહે છે; સુશ્રુત તેને મેહહર, મેદહર, સ્તન્યશોધક, દાહનાશક તથા કૃમિહર કહે છે. કોઇ કોઇ વિદ્વાનનો એ મત છે કે દારૂહળદરના લાકડા કરતાં તેની ઉપરની છાલમાં વિશેષ ગુણ છે. હળદર તથા દારૂહળદરમાં લગભગ સરખા ગુણ છે. પિત્તશામક હોવાથી દારૂહળદર પિત્તજ્વરમાં અપાય છે. રસવંતી પાણીમાં મેળવી સાકર મેળવી પીવાથી અતિસાર, રક્તાતિસાર, પ્રદર તથા આર્ત્તવ (ઋતુ) માં ફાયદો કરે છે. દારૂહળદરના સ્વરસમાં કે ઉકાળામાં મધ નાંખી પીવાથી કમળો તથા પ્રમેહ મટે છે. બાળકોના મુખપાકમાં મેળવી રસવંતી ચોપડવામાં આવે છે અને તેથી તુરત ફાયદો થાય છે. કચકચતાં ઘારાં દારૂહળદરના ઉકાળાના પાણીથી ધોવાથી જલદી રૂઝ આવે છે. ચોખાના ધોણમાં રસવંતી પીવાથી સ્ત્રીઓનું પ્રદર (ધુપણી) બંધ પડે છે. આંખ ઉઠે ત્યારે રસવંતીને પાણીમાં ભેળવી આંખની આસપાસ લેપ કરવો તથા અંદર પણ અંજન કરવું. તે પરૂને જલદી બંધ કરે છે. બનાવટ—૧. રસાંજનાદિવટી ( નં. ૯૧૧ ) ૨. દાર્વ્યાદિક્વાથ ( નં. ૫૮૪–૫૮૫ ).

૨૫૫. દુધી—સં. दुग्धतुंबी; અં. White gourd; લા Cucurbita lagenaria દુધીના વેલા થાય છે. તેમાં સફેદ ફૂલ થાય છે. આ વેલા તુંબડાના વેલા જેવાજ થાય છે. તુબડું કડવું હોય છે અને દુધી મીઠી હોય છે. દુધીનાં ફૂલ લાંબાં તેમજ ગોળ પણ થાય છે. કેટલાંક તેને દુધલું તથા નાઈ કહે છે. તેનો હલવો બને છે અને તેનાં બી દવાના કામમાં આવે છે. ગુણ—પિત્તશામક તથા પૌષ્ટિક. તે ગર્ભને પોષણ આપે છે. ઝાડાને બંધ કરે છે તથા વિષ તથા શ્રમને ઉતારે છે. તે ઠંડી છે. મગજની ગરમી મટાડવા તથા મગજ

ભરવા માટે હકીમ લોકો તેનાં બીનો મગજ વાપરે છે. માથા ઉપર ગરમી ચડી ગઇ હોય તો દુધીના ફળનાં કાંચલાં કરીને માથા ઉપર બાંધવાથી ગરમી ઉતરી જાય છે. દુધીનું શાક ઉત્તમ પથ્યકારક છે.

**૨૫૬. દેવદાર**–સં. **देवदारु**; અં. Pinus Deodar; લા. Cedrus Deodara. દેવદારનાં ઝાડ હીમાલય તથા બ્રહ્મદેશમાં ઘણાં થાય છે. તે ઝાડ ઘણુંજ ઉંચું થાય છે. ૫૦ થી ૭૫ હાથ ઉંચું પણ થાય છે. ત્રીશ ચાલીશ વર્ષે તો તેમાં ફળો આવવા માંડે છે. અને સો દોઢસો વર્ષ સુધી તે જીવતું રહે છે, તેની જુદી જુદી જાતોમાંથી તેલીઓ દેવદાર દવાના ઉપયોગમાં આવે છે. તેલીઆ દેવદારમાંથી કાળા રંગનું, જાડું અને ટરપેન્ટાઇનને મળતું તેલ નીકળે છે. ગુણ–સ્વેદલ, મૂત્રલ, કફઘ્ન તથા દીપન પાચન છે. તેનો ઉપયોગ ઘણાક ઉકાળામાં થાય છે. જે તાવમાં કોઈ પણ મર્મસ્થાનમાં સોજો (વરમ) થયો હોય તેમાં દેવદાર તેની સ્વેદલ અને મૂત્રલ અસરને માટે ઘણું કામનું છે. સુવાવડીના તાવમાં તે અપાય છે. દેવદારનો સ્વેદલ ગુણ દરદીને નબળો નહિ પડતાં તેને જાગૃતિમાં લાવે છે. **બનાવટ**—૧. દેવદાર્વાદિ કવાથ ( નં. ૫૮૮ થી ૫૯૦ ).

**૨૫૭. ધંતુરો**—સં. **धत्तूर**; અં. Datura; Thorn apple; લા. Datura hummatu. D. Stramonium. મરાઠીમાં ધોત્રા કહે છે. ધંતુરાનાં ઝાડ આશરે બે હાથ ઉંચાં થાય છે. તેની ત્રણ જાત છે. ધોળો, પીળો તથા કાળો. ત્રણેમાં ફૂલ તે તે જાતના રંગનાં થાય છે. પાન તથા ડાળીઓ લીલા રંગની હોય છે. પણ કાળા ધંતુરાનાં પાનનો તથા ડાળીઓનો રંગ પણ કાળો હોય છે. કાળો ધંતુરો વધારે ઝેરી ગણાય છે. ધંતુરાના ફળમાં ગોળ ડોડવા થાય છે, જેની ઉપર કાંટા કાંટા હોય છે. દવામાં પંચાંગ વપરાય છે. ગુણ—સ્નાયુશૈથિલ્યકૃત, પીડાશામક. ધંતુરો ઝેરી છે, તેની ઝેરી અસરનું વર્ણન વિષ પ્રકરણમાં જોવું. ૧. દવા તરીકે ધંતુરો ખાવા કરતાં ધુમ્રપાન તરીકે વિશેષ વપરાય છે. ખાંસી દમમાં તે વધારે અપાય છે. ધંતુરાનાં પાન તથા ડાંડલીનો ભૂકો બીડીમાં ભરીને પીવાય છે. પણ કોઇ દરદી તે સહન કરી શકતો નથી. માટે ધુમ્રપાન ધીમે ધીમે શરૂ કરવું. એકાદ બીડી પીવાથી દમ બેસે છે અને ન બેસે તો પછી પીવો બંધ કરવો. દમ ચઢવા માંડે કે તુરત તેની બીડી પીવાથી દમના હુમલાનો અટકાવ થાય છે અને કફ છુટે છે. ૨. વિષમજ્વર એટલે ટાઢીઆ તાવમાં ધંતુરાનાં પાનનો રસ તેમજ બી અપાય છે. ૩. ચામડીની અંદરની કીડને ધંતુરો મારે છે અને તેથી ખસ, દાદર, ખરજવાં વગેરેમાં તેનો ઉપયોગ થાય છે. ૪. ટાઢીઆ આંતરીયા તાવમાં પાનનાં રસનાં પાંચ ટીપાંમાં મરીની ભૂકી અથવા દહીં નાંખી પીવાથી ટાઢ અટકે છે. ૫. ઉન્માદ—ધંતુરાનાં ત્રણ ચાર બી પાંચ રૂપીઆભાર ઘી સાથે ખવરાવી દેવાં. ૬. સોજા ઉપર પાનનો રસ તથા કળીચુનો ચોપડવો. ૭. સ્તનરોગમાં ધાવણ ચડી આવે તો સ્તન ઉપર ધંતુરાનાં પાન વાટીને લેપ મારવાથી ધાવણ ચુસાઇ જાય છે. ૮. યોનિશૂળમાં ( જખમ ન હોય તો ) ધંતુરાનાં બે ત્રણ પાંદડાં વાટીને સીંધાલુણ તથા ઘી મેળવીને તેની પોટલી યોનિમાં રાખવી. ૯. વાળા ઉપર ધંતુરાનાં પાન વાટીને થેપલી મૂકવી અથવા પાન તેલવાળું કરીને વાળાના મોં ઉપર બાંધવું. ૧૦. દંતશૂળમાં ધંતુરાના બીની ગોળી દાંતની કોતરમાં મૂકવાથી શૂળ બેસી જાય છે. **બનાવટ**—૧. કનકસુંદરરસ. ( નં. ૪૮૦ ). ૨. સ્વલ્પજ્વરાંકુલ ( નં. ૫૧૫ ). ૩. કનકાસવ ( નં. ૭૮૧ ).

૨૫૮. ધમાસો—સં. **धन्वयास:** લા. Fagonia Arabica. ધમાસાના છોડ હાથપુર ઉંચા થાય છે, તે જવાસાની જાત છે. તેમાં ઝીણી ડાળીઓ હોય છે અને આખો છોડ બારીક લાંબા કાંટાઓથી ભરપુર હોય છે. ગુણ—શીતળ. અંદરના તેમજ બહારના દાહ માટે તેનો ઉપયોગ થાય છે. ધમાસાનો ઉકાળો ઘી નાંખી પીવાથી મૂર્ચ્છા તથા ભ્રમ મટે છે. તેના મૂળના કલ્કમાં ચોખાનું ધોણ મેળવી આપવાથી રક્તાતિસાર મટે છે. તેના ઉકાળાના કોગળા કરવાથી મુખપાક મટે છે.

૨૫૯. ધાણા—સં. **धान्यक;** અં. Coriander seed; લા. Coriandrum sativum. ધાણા આપણા દેશની મશાલાની વસ્તુ હોવાથી સર્વ તેને ઓળખે છે. ધાણા-ભાજી અથવા કોથમરીમાં ધાણા થાય છે. દવામાં ધાણાનો ઉપયોગ ઘણો સાધારણ છે અને વિશેષ કરીને ઘણા કવાથમાં પડે છે. ગુણ—દીપન, પિત્તશામક; ઉલટી, તરસ અને દાહ ઉપર ધાણાનો ઉપયોગ જાણીતો છે. પિત્તના તાવમાં ધાણા તથા દ્રાક્ષનું પાણી (હીમ) ઘણો ફાયદો કરે છે. ધાણા તથા સાકર પીવાથી પેટની બળતરા શાંત થાય છે. બનાવટ—ધાન્યાપંચકકવાથ ( નં. ૫૯૪ ).

૨૬૦ ધાવડી—સં, **धातकी;** અં. Downy Grislea; લા. Woodfordia Floribunda. ધાવડીના એક માથોડા ઉંચા છોડવા થાય છે. તેમાં ડાળીઓ ઘણી હોય છે. તેનાં પાન લાંબા થાય છે; તેમાં લાલ લવંગીઆ આકારનાં ફૂલ થાય છે. તેનાં ફૂલ તથા પાન રંગના કામમાં બહુ વપરાય છે. દવામાં તેનાં ફૂલ વપરાય છે. ગુણ—ધાવડીનાં ફૂલ સ્તંભન છે, તેથી અતિસાર, સંગ્રહણી વગેરેના કવાથ કે ચૂર્ણમાં ધાવડીનો ઉપયોગ થાય છે. તે લોહીના સ્રાવને અટકાવે છે. તેથી રક્તાતિસારમાં દહીં સાથે અપાય છે. બાળકોના ઝાડા, ઉલટી તથા ઓકારીમાં સ્ત્રીઓએ ધાવડીનાં ફૂલનો ઉપયોગ કરવો સારો છે. બનાવટ—૧. ધાતક્યાદિ કવાથ ( નં. ૫૯૧ ). ૨. ધાતક્યાદિચૂર્ણ ( નં. ૬૮૫ ).

૨૬૧. ધ્રો.—સં. **दूर्वा;** લા. Cynodon Dactylon. ધ્રો એ એક પ્રકારના ઘાસ (તૃણ) ની જાત છે; તે લીલીછમ ઉગે છે અને તેથી બગીચાઓમાં શોભાને માટે વાવવામાં આવે છે. ધ્રો ધોળી, લીલી, એવી બે ત્રણ જાતની થાય છે. ગુણ—શીતળ, કફઘ્ન પિતઘ્ન, ગ્રાહી. ધ્રોના રસનાં નાકમાં ટીપાં પાડવાથી નાકનું લોહી બંધ પડે; ચોખાના ધોણમાં વાટી પીવાથી પિત્તની ઉલટી બંધ થાય; માથાના દરદમાં ધ્રોના રસમાં ઘી સિદ્ધ કરીને સુંઘી નાકે ચડાવવું. ઉંદરીમાં ધોળી ધ્રોના રસમાં ચોખા વાટી લેપ કરવો.

૨૬૨. નગોડ—સં. **निर्गुंडि** અં. Fiveleaved Chaste tree; લા. Vitex Negundo. નગોડનાં ઝાડ આશરે બે માથોડાં ઉંચાં થાય છે. તેમાં પાંચ પાંચ પાનની પાંખડીઓ થાય છે. પાન તુવેરના પાન જેવાં લાંબાં સાંકડાં ને અણીઆળાં હોય છે. તેમાં વાદળી રંગનાં ફુલ થાય છે. તેમાં ફળ આંબાનાં મોરની કે મેંદીની પેઠે ગુચ્છાથી કેસરી રંગનાં થાય છે. તેનાં બી કાળા વટાણા જેવડાં થાય છે, જેને રેણુકબીજ કહે છે, કેટલાક મેંદીના બીજને રેણુક બી ગણવાની ભૂલ કરે છે. નગોડની એક બીજી જાત છે તેમાં ધોળાં ફુલ આવે છે. ગુણ—વાતહર. વાયુનો સોજો, ગ્રંથી, ગલગંડ વગેરે ઉપર તેના પાનનું બંધાણ કરવામાં આવે છે. કાઠીઆવાડમાં તાવના માથાના દુખાવામાં નગોડનાં પાન બાફીને માથે બાંધવાનો ચાલ છે. સંધિવા ઉપર તેનાં પાન તથા સરગવાની છાલ વાટીને બંધારણ કરી

ઉપરથી શેક કરવો. નગોડના પાનના કલ્ક તથા રસમાં તેલ સિદ્ધ કરીને ચોપડવાથી દુષ્ટ વ્રણ, નાસુર તથા ભગંદરમાં ફાયદો કરે છે.

૨૬૩. **નસોતર**—સં. **निशोत्रा, त्रिवृत्**: અં. Turbith root; લા. Ipomœa turpethum. મરાઠીમાં તેને તેડ કહે છે અને ફારસીમાં નિસોત કહે છે. નસોતરના વેલા થાય છે. તેની બે ત્રણ જાત છે; ધોળું, કાળું તથા રાતું; આ જાતિ તેનાં ફુલ તથા મૂળના રંગ ઉપરથી નક્કી કરી શકાય છે. નસોતરના વેલા ત્રણ ધારવાળા થાય છે તથા ફુલ ઘંટાકારનાં થાય છે અને તેમાં ચાર ચાર કાળાં બી હોય છે. ગાંધીઓને ત્યાં આ બન્ને જાત મળે છે, તેમાં ધોળુ નસોતર વિશેષ કરીને વપરાય છે; કેમકે કાળું નસોતર અતિ સખ્ત અને ઝેરી છે. નસોતરના કટકા બબ્બે ઈંચના ગાંધીને ત્યાં વેચાય છે. નસોતરનો બહારનો દેખાવ કરચળીવાળો ભુખરાં રંગનો છે. નસોતરનાં મૂળીઆંની અંદર નસ હોય છે તે કાઢી નાખી ઉપરની છાલનો ઉપયોગ કરવો જોઇએ. **ગુણ**—રેચક. દેશી વૈદકમાં રેચક દવાઓ નસોતરને સર્વોત્તમ ગણ્યું છે. નસોતરથી પાંચ સાત સારા દસ્ત આવે છે અને વખતે ઉલટી પણ થાય છે, જેથી પિત્ત પણ નીકળી જાય છે. લોકો નસોતરની ફાકી ગરમ પાણી સાથે કે ગોળ સાથે લે છે, પણ તેથી ચૂંક આવે છે. તે સુંઠ તથા સીંધાલુણ કે સંચળની સાથે લેવી જોઇએ. **બનાવટ**—ત્રિવૃતાદિચૂર્ણ ( નં. ૬૮૨ ).

૨૬૪. **નાગકેશર**—સં. **नागकेसर**; અં. Cobra's Saffron; લા. Mesua ferrea. પુન્નાગ નામનાં વૃક્ષોની પુષ્પ કળીઓ એ નાગકેશર છે. નાગકેશરના દાણા ચણક-બાબ જેવા પણ તેનાથી જરા મોટા અને રતાશ પડતા ધોય છે. તેમાં એક પ્રકારની ખુશબો હોય છે. **ગુણ**—શીતળ, ગ્રાહી અને દીપન પાચન છે. તેનું ચૂર્ણ માખણ તથા સાકર સાથે ખાવાથી મસાનું લોહી તથા સ્ત્રીઓનું પ્રદરનું લોહી બંધ પડે છે. તેનાથી દાહ, તૃષા તથા ઉલટી પણ બંધ પડે છે.

૨૬૫. **નાગરમોથ-મોથ**—સં. **नागर मुस्ता; मुस्ता**; લા. (મોથ) Cyperus Rotundus. ( નાગરમોથ ) Cyperus Pertenuis એક જાતનું સોટીદાર ઘાસ જેને ચીયો કહે છે અને જે પાણીવાળી કે ભેજવાળી જમીનમાં ઉગે છે તેનાં મૂળીઆંને મોથ કે નાગરમોથ કહે છે. જે ગોળ ગોળ ગાંઠો થાય છે તેને મોથ કહે છે અને લાંબાં મૂળીઆં થાય છે તે નાગરમોથ સમજવી. મોથની ઘણી જાતો છે. મોથનો વર્ણ કાળો અને ઉપર રેસા જેવાં મૂળીઆં હોય છે. મોથ કાપવાથી અંદર ધોળી લાગે છે અને નાગરમોથ અંદરની લાલ હોય છે. **ગુણ**—ચરક કહે છે કે નાગરમોથ લેખનીય (દોષને ઉખેડી કાઢનારી), ક્ષુધા લગાડનાર, પાચક, કંડુ ( ચેળ ) નાશક, સ્તન્ય એટલે ધાવણ વધારનાર અને તૃષાને મટાડનાર છે. સુશ્રુત કહે છે કે તે સ્તન્ય ( ધાવણ વધારનાર ), શોધક, દોષને પકાવનાર અને આમાતિસારને શમવનાર છે. યુનાની હકીમો તેને લેખન, પરસેવો લાવનાર અને મૂત્રદોષનાશક ગણે છે. વજને બદલે નાગરમોથનો ઉપયોગ થઇ શકે. તે ઉષ્ણ, સ્વેદલ તથા ગ્રાહી પણ છે. હોજરી તથા આંતરડાંના વરમને મટાડે છે અને મરડા તથા ઝાડાના પ્રવાહને રોકી દે છે. તે ઉષ્ણ, સ્વેદલ અને કફઘ્ન પણ છે તેથી કફજ્વરમાં અપાય છે. અણકિતાર તાવમાં આપવાથી પરસેવો વળે છે, તાવ નરમ પડે છે, તથા તરસ અને ઉલટી પણ શમે છે, **બનાવટ**—૧. મુસ્તાદિકવાથ ( નં. ૬૨૩-૬૨૪ ). ૨. ઘનાદિચૂર્ણ (નં. ૬૫૮).

૨૬૬. **નાગરવેલ**—સં. **नागवल्ली**; અં. Betel leaf; લા. Piper betel. નાગરવેલના વેલા સર્વત્ર પ્રસિદ્ધ છે. તેનાં પાન મુખવાસ તરીકે આ દેશમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. તેને તાંબુલ, પાન અથવા મરાઠીમાં વીડી (બીડું) કહે છે. તેની ઘણી જાત છે. ગુણ—કામોદ્દીપક, રૂચીકર અને કાંતિકર ગણાય છે; પણ અતી ઘણાં પાન ખાધા કરવાથી બળનો ક્ષય, નેત્રરોગ, દાંત બીગાડ તથા પિત્તનો વધારો અને મોંના રોગ થાય છે. ગર્ભિણી તથા બાળકને પાન ખાવા આપવું નહિ. પાન એ પારદનું વારણ ગણાય છે અને તેથીજ કદાચ ચંદ્રોદય વગેરેમાં અનુપાન તરીકે આપવામાં આવે છે.

૨૬૭. **નારંગી**—સં. **नागरंग**; અં. Orange fruit; લા. Citrus-aurantium. તેનાં ઝાડ પ્રસિદ્ધ છે. તેની ઘણી જાત છે. તે એક લીંબુની જાત છે. મોઝાંબીકથી જે નારંગી આવે છે તે અત્રે મોસંબી નામથી ઓળખાય છે. ચરક સુશ્રુતના સમયમાં નારંગી અપ્રસિદ્ધ હોય એમ જણાય છે. તેની છાલમાં એક પ્રકારનું તેલ નીકળે છે. દવા તરીકે તેની છાલનો ઉપયોગ રૂચિકર ગુણ માટે થાય છે અને ડૉક્ટરો દવાની મેળવણીમાં રૂચી તથા સ્વાદ માટે નારંગીનું શરબત નાંખે છે. તેનું શરબત ઉનાળામાં ઠંડક તરીકે પીવાય છે અને મીઠાં ફળો પણ પિત્તશામક તથા ઉલટીને દબાવે છે. આંબલી વગેરે ખાટી ચીજો જ્યારે માત્ર ખટાઇનો ગુણ ધરાવે છે, ત્યારે લીંબુ, નારંગી વગેરેમાં પાચન ગુણ છે. દાંતના પારામાંથી લોહી પડતું હોય તે નારંગી ચુસવાથી બંધ પડે છે; તે ઉલટી, તરસ, દાહ તથા અરૂચિને મટાડે છે.

૨૬૮. **નાળીએર** સં. **नालिकेरं**; અં. Cocoanut; લા. Cocos nucifera. નાળીએરીના ફળને નાળીએર કહે છે અને તેમાંથી તેલ નીકળે છે તે નાળીએરનું તેલ કે ખોપરેલ કહેવાય છે. નાળીએરનાં વૃક્ષ ઘણાં ઉંચાં થાય છે. તે મુખ્ય કરીને દરિયા કિનારે ઉગે છે. તેના તેલમાંથી સાબુ તથા મલમો બને છે અને કાચલીનો ચુવો બને છે. દવા તરીકે માત્ર તેના તેલનો મલમોમાં ઉપયોગ થાય છે. ભીલામું ખાવાથી શરીરે ફુટી નીકળે છે ત્યારે નાળીએરનું ટોપરૂં ખાવાથી અને શરીરે ચોળવાથી ચેળ ઓછી થાય છે. ટોપરૂં ઘસીને કે બાળીને ચોપડવું. ખસ તથા દાદરમાં કાચલીનો ચુવો ચોપડાય છે. **બનાવટ—** નારિકેલક્ષાર (નં. ૮૩૭.)

૨૬૯. **નિર્મળી**—સં, **कतकबीज**; લા. Strychnos potatarum. નિર્મળીનાં વૃક્ષો થાય છે. તેનાં બી બટનના આકારનાં ગોળ થાય છે. તેના બી ઉપર સુંવાળા રેશમ જેવા બારીક વાળ હોય છે. તેનાં બી વાટીને ઘસીને માટલીમાં કે પ્યાલામાં ચોપડીને પછી તેમાં પાણી નાંખવાથી તે પાણી ડોળું હોય તોપણ તેનો મેલ તળીએ બેસે છે અને પાણી નિર્મળ થાય છે. આ ઉપરથીજ તેનું નિર્મળી નામ પડેલું છે. ગુણ—મૂત્રલ, વાંતિકારક. તે સ્વાદે કડવું મીઠું અને ચીકણું છે. તેનો મગજ ઝેરકોચલાં જેવો ચીવટ છે, પણ ઝેરી નથી, તેમ તેના જેવું કડવું પણ નથી. નિર્મળીનાં કુણાં બી ઠંડાં તથા આંખને હિતકારક છે અને તેથી ઘસીને મધ તથા કપુર સાથે આંખમાં આંજવાથી આંખની ગરમી તથા પાણીનું ઝરવું બંધ થાય છે. આંખનું પરૂ તથા ફુલામાં પણ તેનું અંજન કે લેપ ફાયદાકારક છે. પ્રમેહ, મધુપ્રમેહ, મૂત્રકૃચ્છ્ર વગેરેમાં પણ નિર્મળીનો ઉપયોગ થાય છે. તેનું પાકું ફળ ગરમ તથા ઉલટી કરે છે અને તેથી સોજા, પાંડુ, વિષ, શરદી વગેરેને મટાડે છે. **માત્રા—**મૂત્રલ ગુણ માટે ૨ વાલ, ઉલટી માટે ૬ વાલ.

**૨૭૦. નેપાળો–નેપાળી.** સં. **बृहद्दंती, लघुदंती**; લા.-Croton Tiglium, નેપાળો; Baliospermum Montanum. દંતી **નેપાળાનાં બી** (જમાલ ગોટા) સં. **जयपाल** અં. Croton seeds. **દંતી** છોડવો છે અને **નેપાળો** ઝાડ છે. દાંતી અથવા દંતીનાં ઝાડ સર્વત્ર ઉગે છે; પણ તેને માટે ઘણી ગેરસમજુતી ચાલે છે. કેટલાક નેપાળો અને દંતી એ બે જુદાંજ વૃક્ષ ગણે છે, કેટલાક એકજ ગણે છે. દંતી એ ઝાડનું નામ અને નેપાળો અથવા જમાલગોટા એ તેનાં ફળ (બી)નું નામ હોય એમ જણાય છે, આ ઝાડનાં મૂળ તે દંતીમૂળ કે દાંતીમૂળ એવા નામથી ઓળખાય છે. ગાંધી લોકોને ત્યાં મૂળ મળતાં નથી, પણ નેપાળાનાં બી મળે છે. દંતીની નાની અને મોટી એવી બે જાત છે. સંસ્કૃતમાં 'બૃહદ્દંતી' અને 'લઘુદંતી' એવા નામથી તેનું વર્ણન કરેલું છે. ગુજરાતમાં એજ બે જાતનો નેપાળો (મોટી દંતી) અને નેપાલી (લઘુ દંતી) કહે છે. મોટી દંતીને રતનજોત પણ કહે છે. નેપાળાનાં પાન એરંડાના પાન જેવાં છે અને નેપાળીનાં પાન પણ ઉંબરાંના પાન જેવાં છે. નાની મોટી જાત પ્રમાણે ફળ પણ નાનાં મોટાં થાય છે. નેપાળાનાં મૂળ (દંતીમૂળ) રેચક છે, પણ જમાલગોટા સખ્ત વિરેચક છે. કેટલાક કહે છે કે દંતી અને નેપાળો એ બન્ને એકજ જાતનાં પણ જુદાં વૃક્ષ છે અને એક બીજાની અવેજીમાં ઉપયોગમાં લઈ શકાય છે. આમાં ખરી વાત શું છે, તેનો નિર્ણય અમે હજી કરી શકયા નથી. **ગુણ**—દંતીમૂળ રેચક. નેપાળાનાં બી તીવ્ર રેચક, તથા વિષારિ એટલે ઝેરી પણ છે. દેશી વૈદ્યો તેનું શોધન કરીને રેચના ઉપયોગમાં લે છે, પણ શોધનક્રિયાની અપૂર્ણતાને લીધે નેપાળાનો રેચ ઘણીવાર લાભ કરતાં હાનિ કરી નાંખે છે અને અતિ દાહ કરે છે. ડૉકટરો તેનું તેલ (Croton oil) વાપરે છે. તેલ જલદ વિરેચક છે, તેનાં બે ચાર ટીપાં સખ્ત રેચ કરે છે. નેપાળાનાં બીનો કે તેની કોઇ પણ બીજી બનાવટનો કે નેપાળાના તેલનો રેચ બહુ સખ્ત લાગે તો તે વાળવા માટે દૂધ, ઘી તથા સાકર મેળવીને ચાટવાં; અથવા નારંગી કે લીંબુનું શરબત પીવું. વૃદ્ધ તથા દુર્બળને નેપાળાનો રેચ આપવો નહિ. અતિ રેચ લાગી જવાથી તરત બંધ થતો નથી તો આંતરડામાં છિદ્રો પડે છે, લોહી પડે છે, મરડો થઇ જાય છે. અને કેટલીક વાર મૃત્યુ પણ થઇ જાય છે. સખ્ત કબજામાં નેપાળો અપાય છે. દાંતીમૂળ ઝાડાના સખ્ત કબજામાં અને સોજો, જળંદર, આફરો, કાળજાની તથા બરલની ગાંઠનાં જીર્ણ દરદોમાં રેચક ગુણ માટે કેટલીક દવાઓમાં પડે છે. **બનાવટ**—૧. ઇચ્છાભેદીરસ (નં. ૪૭૫). ૨. દંતીહરિતકી (નં. ૮૦૧).

**૨૭૧. પટોળ** (કડવી)—સં. **पटोल**; લા. Trihosanthis cucumerina તેને આંબફુટામણાં પણ કહે છે. મરાઠીમાં તેને 'કડુપડવળ' કહે છે. ગુજરાતમાં તેને કડવાં પરવળ અથવા પટોળી પણ કહે છે. તેની બે જાત છે. કડવી તથા મીઠી. મીઠી પટોળમાં મીઠાં ફળ થાય છે અને કડવીમાં કડવાં ફળ થાય છે. તે ફળ ઘોલાં (ટીંડોળાં) જેવાં થાય છે. પાકે છે ત્યારે લાલ હીંગળોક જેવાં થાય છે. તેના વેલા ચોમાસામાં વાડો ઉપર થાય છે. તેનાં ફૂલ ધોળાં હોય છે અને ઝીણા દોરાથી બનેલાં હોય એવાં દેખાય છે. **ગુણ**–રેચક, શોધક તથા જ્વરઘ્ન. તે પાચન કરે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે. પિત્ત, કફ, લોહીવિકાર, તાવ, દાહ, કૃમિ, મૂત્રકૃચ્છ્ર, શીળીનો દોષ, તૃષ્ણા વગેરેને મટાડે છે. તેના મૂળમાં રેચક ગુણ છે. પાન ગરમીને મટાડે છે અને ફળ ત્રિદોષહર છે. તે અનેક ઉકાળામાં પડે છે. **બનાવટ**—પટોલાદિ ક્વાથ (નં. ૬૦૦ થી ૬૦૫).

**૨૭૨. પાખાણભેદ**—સં. **पाषाणभेद**; અં. Borage લા. Cocleus aromati-

cus. આ તુલસીના વર્ગની સુગંધિત વનસ્પતિ છે. તે ખડકવાળી જમીનમાં થતી હશે અને તેનાં મૂળ પત્થરને ભેદીને જમીનમાં જતાં હશે. તેથી તેનું નામ પાષાણભેદી પડયું લાગે છે. મહારાષ્ટ્રમાં તેને પાથરફોડ કહે છે. બજારમાં તેના દોઢ ઇંચના કકડા વેચાય છે. તેનો રંગ તથા આકાર ચોપચીનીને મળતો ભુખરો હોય છે. આ વનસ્પતિ પાખણ સિવાય એક ખનીજ પાખણભેદ પણ થાય છે. આ ઉપરથી ભુલ ન થાય માટે લકડી પાખણભેદ અને દગડી પાખણભેદ એવાં બે નામ બોલાતાં હોય એમ જણાય છે. **ગુણ**—મૂત્રલ છે. મૂત્રલ હોવાથી તે પ્રમેહ, ઉનવા અને પેશાબની બળતરામાં એકલો અથવા કેટલાક ઉકાળામાં વપરાય છે. **બનાવટ**—પાષાણભેદાદિચૂર્ણ ( નં. ૬૯૬ ).

**૨૭૩. પાણકંદો**—સં. **वनपलांडु**; લા. Urgenia Indica. પાણકંદાને કેટલાક જંગલી પ્યાજ કહે છે, કેમકે તે પ્યાજ એટલે ડુંગળીના જેવો ધોળો કંદ થાય છે. તેના કરલીના જેવા છોડવા થાય છે. **ગુણ**—થોડા પ્રમાણમાં કફઘ્ન; મૂત્રલ; મોટા પ્રમાણમાં વામક છે; બહુજ મોટી માત્રામાં વિષ થાય છે. કફવાહિની નળીઓને જોર આપીને કફને બહાર કાઢે છે. જરા સ્વેદલ પણ છે, સશક્ત દરદીને ઉલટી વાટે કફ કાઢવા માટે આપી શકાય. પાણકંદો જ્વરઘ્ન પણ છે અને વિષમજ્વર તથા ટાઢીઆ તાવમાં આપવાથી તાવની ટાઢ અટકી જાય છે. પાણકંદો ગુલ્મ ઉપર ઘણો ફાયદો કરે છે, એવું કહેવાય છે. ૨ થી ૪ વાલ પ્રમાણમાં ગોળ સાથે આપવાથી કૃમિ મરે છે અને વધારે ખવાય તો ફેર તથા મૂર્છા થાય છે, કેમકે તેમાં વિષ છે. એલોપેથીમાં 'ટિંક્ચર સીલા' બને છે છે ઘણું કરીને આ પાણકંદામાંથી બને છે.

**૨૭૪. પાતાળગરૂડી**—સં. **पाताळगरुडी**; લા. Cocculus viliosus. કાઠીઆવાડમાં તેને વેવડી કહે છે અને ગુજરાતમાં તેને વેવ કહે છે; મરાઠીમાં ભૂયપાડ અને હિંદુસ્તાનમાં છિરેટા કહે છે. વળી તે વાસનવેલ નામથી પણ પ્રસિદ્ધ છે. વેવના વેલા ઘણા મોટા થાય છે અને તેના તાંતણા ઘણા મજબુત હોય છે તેથી તેને **दृढलता** કહેલ છે. તેમાં ઝીણાં ને ઝુમખાબંધ ફળ થાય છે અને પાકે છે ત્યારે કાળાં થાય છે. વાસનવેલના પાનનો રસ પાણીમાં નાંખવાથી પાણી જામી જાય છે. **ગુણ**—શીતળ. તેનો લુઆબ સાકર મેળવી પીવાથી ગરમી, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, બળતરા, તૃષા વગેરે ગરમીના વિકારો મટે છે. તેનાં મૂળ કડવાં છે; તે વાટીને પીવાથી વિષ તથા તેના વિકારો મટે છે.

**૨૭૫. પારસપીંપળો**—સં. **पारिश** અં. Hibicus; લા. Thespesia populnea. આ પીંપળાની જાતનું મોટું વૃક્ષ છે. પાન મોટાં ઘેરા લીલા રંગનાં, ફૂલ ભીંડાના ફૂલ જેવાં ટોકરી આકારનાં પીળાં તથા રાતાં અને ફળ ગોળ જીંડવા જેવાં થાય છે; તેથી તે ભીંડાના 'માલ્વેસી' વર્ગમાં ગણેલ છે, દવા તરીકે તેનો ઉપયોગ બહુ થોડો થાય છે. 'પંચવલ્કલ'માં પારસ પીંપળાની છાલ પડે છે. પારસપીંપળાનાં જીંડવાં ખાટાં, તુરાં અને મધુરાં છે. કફ કરે છે, પણ પુષ્ટિકારક ગણાય છે.

**૨૭૬. પીતપાપડો**—સં. **पर्पट**; જુવો ખડસલીઓ નં. ૧૯૮ તથા ખાખરો નં. ૨૦૦.

**૨૭૭. પીપર**—સં. **पिप्पली**; અં. Long pepper; લા. Piper longum. પીપરના વેલા થાય છે. તેનાં પાન નાગરવલના પાન જેવાં પણ કાંઇક નાનાં ગોળ થાય છે. તેમાં ફળ આવે છે તે પીપર છે: હિંદુસ્તાનમાંતેની નીપજ આસામ તથા બંગાળમાં તેમ

જ દક્ષિણમાં પણ થાય છે. પીપર જાણીતી વસ્તુ હોવાથી તેના વર્ણનની જરૂર નથી. તેનો આકાર ઉંદરની લીંડી જેવો હોવાથી તેને 'લીંડીપીપર' પણ કહે છે. પીપરની ત્રણ જાતો કહેલી છે, તેમાંથી માગધી એટલે બંગાળી પીપર વધારે ગુણકારી છે. ખાંડવાથી તેનું ચૂર્ણ લીલા રંગનું થાય છે. બીજી જાત જાડી ને લાંબી થાય છે, જેને પીપળા પણ કહે છે, તેનું ચૂર્ણ રંગે સફેદીપર અને સ્વાદે અતિ તીક્ષ્ણ હોય છે, તે સોંઘી મળે છે. ત્રીજી જાત છેક નાની આવે છે તે આફ્રિકામાંથી આવે છે. આફ્રિકાના સુવાલ પ્રાંતમાંથીજ આવે છે માટે તેને સુવાલી પીપર કહે છે. આ પીપર છેક હલકી છે. ખારી પીપર આવે છે તે આ જાતની છે અને તેને મીઠું ચડાવેલું હોય છે. ગુણ—ઉષ્ણ દીપન, પાચન, વાતહર. પીપર અગ્નિમાંદ્ય તથા કફવાતને દૂર કરે છે. દમ, ખાંસી, કફ, તાવ તેમજ ગુલ્મ, હરસ, બરલ વગેરે દરદોમાં પણ અપાય છે. તે લાંબા વખત સુધી ખાવી જારી રાખવી નહિ, એવી પ્રાચીન વૈદ્યોની ભલામણ છે. ૧. પીપરની ભૂખ બમણા ગોળમાં લેવાથી શ્વાસ, ખાંસી, અરૂચિ અને જીર્ણજ્વર મટે છે. ૨. મેદ, કફ, શ્વાસ, પાંડુ તથા પ્લીહ રોગમાં મધમાં ચાટવી. ૩ ધાવણ વધારવા માટે ગરમ દુધમાં પીવો. ૪. પીપર તથા હરડેની ફાકી ગરમ પાણીમાં આપવાથી આમાતિસારનું શૂળ બેસે છે. ૫. હેડકીમાં પીપર તથા મોરપીંછાની રાખ મધમાં ચટાય છે. ૬. રતાંધળાપણા ઉપર પીપર ગોમૂત્રમાં ઘસી અંજન કરવું અને અગથીઆના પાનનું શાક ખાધા કરવું. ૭ ઉદરના રોગોમાં પીપરનું ચૂર્ણ ગોમૂત્રમા કેટલાક દિવસ પીવું. ૮ ગુલ્મમાં પીપર અને જવખાર મધ તથા આદુના રસમાં ચાટવાં અને કફમાં પીપરનું ચૂર્ણ ઘી તથા મધમાં ચાટવું. ૯. હૃદ્રોગ. ઉધરસ, ક્ષય તથા તાવમાં ગાયનું દૂધ અઢી શેર ધીમા તાપથી ઉકાળી અરધું દૂધ બાકી રહે ત્યારે ઠડું પાડી તેમાં બબ્બે તોલા ઘી, મધ, સાકર નાંખવાં અને ૧ તોલો પીપરનું ચૂર્ણ નાંખી તે દુધ પીવું, અથવા દુધ તથા પીપર શક્તિ પ્રમાણે લેવાં. ૧૦. બાળકને પારૂગલો લાગે અથવા ગર્ભિણી મા બાળકને ધવરાવે તેથી ખાંસી, ઉલટી, અરૂચિ, સાથે બાળક ગળતું જાય અને પેટ મોટું થાય તો પીપરની ભૂકી અડદના દાણાના વજન જેટલી મધમાં ચટાડવી. ૧૧. પરિણામશૂળમાં પીપરનુ ચૂર્ણ તોલા ૪, ગોળ તોલા ૧૬, ગાયનું ઘી તોલા ૬૪ અને દુધ તોલા ૨૫૬ સર્વનો પાક કરી તેમાંથી રોજ સવારમાં ૪ તોલા ખાવું. ૧૨. વિષમજ્વર, હૃદયનો રોગ, ઉધરસ, દમ, ક્ષયવાળી સ્થિતિમાં મધ, ઘી, દુધ, સાકર, તથા પીપર સમભાગે મેળવી ચાટવાં. ૧૩. ધાતુક્ષય. ધાતુગતજ્વર, ઉધરસ, દમ તથા મંદાગ્નિવાળી સ્થિતિમાં મધ તોલો ૧, ઘી તોલા ૨, પીપર તોલા ૪, સાકર તોલા ૮ દુધ તોલા ૩૨ અને ચાતુર્જાત (નં. ૪૨૨) તોલા ૧૬, એ પ્રમાણમાં મેળવી તેમાંથી એકેક બબ્બે રૂપીઆ ભારનો લાડુ ખાવો. ૧૩. અજીર્ણ અને અરૂચિમાં પીપરને લીંબુના રસમાં તથા સીંધાલુણમાં બે ચાર દિવસ ભીંજવીને પછી સુકવી રોજ બે ચાર પીપર ચાવી જવી. ૧૪. અપસ્માર (વાઇ) માં લીંમડાના રસમાં પીપરનું ચૂર્ણ ઉકાળીને નસ્ય દેવું

**વર્દ્ધમાનપિપ્પલી**—પીપરના સેવનના પ્રયોગો જેને "વર્દ્ધમાનપિપ્પલી" કહે છે તે નીચે પ્રમાણે છેઃ—(૧) દરરોજ ૩ લીંડીપીપર લઇ તેને દુધમાં ઉકાળી પછી લીંડીપીપર ચાવી દુધ પી જવું. બીજે દિવસ ૬ પીપર, ત્રીજે દિવસ ૯. એમ રોજ ત્રણ ત્રણ વધારવી. દસ દિવસ સુધી ચડતા ક્રમથી લઇ પાછી ત્રણ ત્રણ ઓછી કરીને લેવી. (૨) દરરોજ એક એક લીંડીપીપર વધારીને ઉપર પ્રમાણે ૨૧ દિવસ સુધી વધારવી અને પાછી એક એક ઉતરતા ક્રમથી ઉતારી લેવી. એ રીતે પીપરની સંખ્યાનો વધારો કે ઘટાડો લેનારની પ્રકૃતિ તથા

શક્તિ પ્રમાણે કરી શકાય. પીપર સાથે દૂધ પણ વધારવું જોઇએ. ગુણ—જીર્ણજ્વર, પાંડુ, ઉધરસ, શ્વાસ, અગ્નિમાંદ્ય, કફ, પીનસ વગેરેમાં આ પ્રયોગ કરવાથી ફાયદો થાય છે. વિદ્વાન વૈદ્યની સલાહથી આ પ્રયોગ કરવો અને તે પ્રયોગ કરતાં સુધી સાત્વિક ખોરાક લેવો. કાંઇ પણ ગરમ ખોરાક લેવો નહિ. (**ભાવપ્રકાશ**). **બનાવટો—૧. પંચકોલ** ( નં. ૪૨૨ ). ૨. **પિપ્પલીકવાથ** ( નં. ૬૧૨ ). ૩. **પિપ્પલીચૂર્ણ** ( નં. ૬૯૭). ૪. **પિપ્પલ્યાદીચૂર્ણ** ( નં. ૬૯૮ ). ૫. **પિપ્પલ્યાસવ** ( નં. ૭૮૭ ).

**૨૭૮. પીંપર**—સં. **पींपरी**; લા. Ficus Tsiela. પીંપરનું વૃક્ષ વડ તથા પીંપળાની જાતનું ઘણું મોટું થાય છે અને તે સર્વત્ર પ્રસિદ્ધ છે. તે સ્વાદે તુરી અને મધુરી છે. પીંપરની છાલ રોપણ તથા શીતળ છે તેથી તે ઉકાળીને તેનું પાણી ગુંમડાં ધોવાના કામમાં આવે છે. **પંચત્વક્** (નં. ૪૨૨) ની અંદર પીંપર આવે છે. પીંપરની કાચી પેપડી (ફળનું) અથાણું કરે છે.

**૨૭૯. પીપરીમૂળ**—સં. **पिप्पलीमूल**; અં. Piper root; લા. Piper officinarum. લીંડીપીપરમાં વૃક્ષનાં મૂળ તે પીપરીમૂળ છે. તેના કટકા ગાંઠાવાળા હોવાથી તેને ગંઠોડા પણ કહે છે. ગુણ—ઉષ્ણ, દીપન, પાચન, ઉદરરોગ, આફરો, અગ્નિમાંદ્ય; કૃમિ, ગુલ્મ, શ્વાસ વગેરે દરદોમાં ફાયદાકારી છે. ભૂખ માટે, પેટનો વાયુ દૂર કરવા માટે, પ્રસવ થયા પછીનો વાયુ ( પ્રસૂતવાત ) વટાડવા માટે તથા ગર્ભાશયનો સંકોચ કરવા માટે પીપરીમૂળ અપાય છે. જરા તાવ અજીર્ણ કે વાયુ જણાય છે કે સ્ત્રીઓ પીપરીમૂળની રાબડી પીએ છે. વાયુના ઉપદ્રવથી જે નિદ્રા ગઇ હોય તેને પીપરીમૂળ ગોળમાં આપવાનું જારી રાખવાથી વાયુ દૂર થઇ નિદ્રા આવવા લાગે છે. **બનાવટ—ગ્રંથાદિકવાથ** ( નં. ૫૬૮. )

**૨૮૦. પીંપળો**—સં. **पिप्पल; अश्वत्थ**; અં. Poplar-leaved Figo tree. લા. Ficus Religiosa. પીંપળાનાં વૃક્ષ પ્રસિદ્ધ છે. તે સર્વત્ર થાય છે અને હિંદુ લોકોમાં પૂજાય છે. તેના ગુંદને પીંપળાની લાખ કહે છે. ગુણ—શીતળ, પિત્તશામક, રક્તશોધક, યોનિદોષહર, વ્રણશોધક. ૧. રક્તપિત્ત-પીંપળાના પાનનો સ્વરસ ૧ ભાગ, હીરાબોલ ૬ ભાગ અને મધ બમણું એ પ્રમાણમાં આપવાથી છાતીમાંથી લોહી પડતું બંધ પડે છે. ૨. પ્રદર—પીંપળાની લાખ એક એક તોલો છાશમાં નાંખી થોડા દિવસ પીવી. ૩. દમ-ખાંસી—લાખનું ચૂર્ણ ઘી સાકરમાં ચાટવું. ૫. ઉરઃક્ષત ક્ષય-પીંપળાની લાખનું ચૂર્ણ મધ તથા ઘી નાંખી પીવું. ૫ દાઝેલી ચામડી ઉપર પીંપળાની સુકી છાલનું ચૂર્ણ ઘીમાં વાટી લેપ કરવો. ૬. અફીણનું ઝેર-પીંપળાની છાલનો ઉકાળો પીવો. ૭. બાળકોનો મુખપાક-પીંપળાનાં તાજાં પાન તથા છાલ વાટી મધ મેળવી ચટાડવું. ૮. બાળકોનું બોબડાપણું-પીંપળાનાં પાકેલાં ફળ ( પેપડી ) ખાવાથી વાચા ચોખ્ખી થાય. ૯. ઉપદંશની ચાંદી-સુકી છાલની રાખ દાબ્યા કરવી. **બનાવટ-પંચત્વક્** ( નં. ૪૨૨ ).

**૨૮૧. પીલુડી—काकमाची**; અં. Nightshade; લા. Solanum Nigrum. મરાઠીમાં તેને કાવળી કહે છે અને હિંદીમાં મકાઇ કહે છે. તેનાં ધોળાં ઝીણાં ફૂલ થાય છે. પાંદડાંના થડમાં ફળ થાય છે. તે ફળ ચણોઠી જેવડાં લુમખાબંધ થાય છે અને પાકે છે ત્યારે રાતાં ને મીઠાં થાય છે. ગુણ—શોથઘ્ન, કફઘ્ન. પીલુડી સ્વાદે કડવી છે. તે સોજા, શૂળ, કફ, હરસ, હેડકી તથા દમને મટાડે છે. તેનાં પાંદડા સોજા ઉપર વાટીને ચોપડવામાં આવે છે.

**૨૮૨. પોખરમૂળ**—સં. **पुष्करमूल**: જુવો નં. ૧૪૯. ઉપલેટ, કુઠ અને પાખરમૂળ વિષે હજુ કાંઇ સમાધાન થયું નથી. પુષ્કરમૂળનાં વૃક્ષો કાસ્મીરમાં થાય છે એમ કહેવાય છે. આપણા બજારમાં તે મળતું નથી અને તે વૃક્ષની આ તરફ ઓળખાણ પણ

નથી; આજકાલ હિંદુસ્થાનના બાગોમાં અકલકરાને નામે તેના વર્ગની વનસ્પતિનો છોડવો વવાય છે, કેમકે તેમાં અકલકરા જેવી તીખાશ અને તમતમાટ હોય છે, તેને અંગ્રેજીમાં Para cress of Brazil કહે છે. તેનું લાટીન નામ Spilanthes oleracea છે, એટલે તેને અને પોખરમૂળને કાંઇ સંબંધ નથી. અકલકરો, કુલીંજન અને આ બાગોમાં વવાતો અકલકરાના સ્વાદવાળો છોડવો એ ત્રણેના સ્વાદ તમતમાટ અને ગુણમાં મળતાપણું હોવાથી એ બધો ગોટાળો થયો છે. પણ પ્રાચીન વૈદક ગ્રંથોમાં તેના ઘણા ઉપયોગી ગુણો લખ્યા છે. આ વૃક્ષની ઓળખાણ છેક શી રીતે બંધ પડી તે સમજાતું નથી. જ્યારે તે મળવા ન લાગ્યું ત્યારે મધ્ય કાળના વૈદ્યોએ તેની અવેજીમાં તેના ગુણવાળું ઉપલેટ વાપરવાની ભલામણ કરી છે. ભાવપ્રકાશ પણ પોખરમૂળની અવેજીમાં ઉપલેટ (કઠ) વાપરવાની ભલામણ કરે છે. વૈદ્યરાજ રઘુનાથજી ઇંદ્રજી પોતાના નિઘંટમાં જણાવે છે કે કુલિંજનને પુષ્કરમૂળ કહેતા હશે, કેમકે સ્વાદ તથા ગુણમાં તે બે મળતાં છે. પણ કુલિંજનનું છેક પ્રાચીન ગ્રંથોમાં નામ નથી, તેથી ત્યાં વિરોધ આવે છે; તેમ છતાં તે વૈદ્યરાજ જણાવે છે કે કુષ્ઠમાં પોખરમૂળના જેવા ગુણ નથી માટે કુલિંજન જ વાપરવું. આ પ્રમાણે મતભિન્નત્વ છે. ગુણ—ઉષ્ણ, વાતકફહર. તે ઘણાક ક્વાથોમાં પડે છે.

૨૮૩. **પોપૈયું**—સં. **वातकुंभफल**; લા. Carica papaya. પોપૈયાનાં ઝાડ બે માથોડાં ઉંચાં થાય છે. તેમાં લીલા રંગનાં ફૂલ થાય છે. નાળીએરની પેઠે પાન નીચે બાઝે છે તેને પોપૈયાં કહે છે. પાનના ડાંડા લાંબા અને પોલા હોય છે. કાઠીઆવાડમાં તે ઝાડ-ચીભડાના નામથી ઓળખાય છે. તે પાકે છે ત્યારે ઘણાં સ્વાદિષ્ટ લાગે છે. કાચાં પોપૈયાંનું શાક તથા અથાણું થાય છે. ગુણ—ઉષ્ણ. કાચાં પોપૈયાં કાપવાથી અંદરથી જે દુધ અથવા ચીક નીકળી છે તે કૃમિઘ્ન છે, તેથી તે દાદર ખરજવામાં વપરાય છે, એટલુંજ નહિ પણ કેટલાક આમણ ઉપર ચોપડવાની ભલામણ કરે છે. પોપૈયાના ઝાડમાંથી સત્વ કાઢવામાં આવે છે તેને 'પપેન' કહે છે. આ 'પપેન' અંગ્રેજી દવા પેપસીનને બદલે વાપરી શકાય છે. પેપસીન ડુક્કર તથા વાછરડાના પેટમાંથી કાઢવામાં આવે છે. પોપૈયું બરલમાં ફાયદો કરે છે. ફળની પોટીસ બાંધવી તથા પાકાં એકલાં પોપૈયાં ખાવાં અને ભૂખ લાગે ત્યારે ફક્ત દુધ પીવું. પોપૈયાના કાચાં ફળનો રસ હરસ તથા આમણ ઉપર ચોપડવાથી મૂળ બળી જાય છે કે ખરી પડે છે. ગર્ભિણી સ્ત્રીને ઝાડો સાફ આવવા માટે પાકું પોપૈયું અપાય છે.

૨૮૪. **ફુદીનો**—સં. **पुदिन**; અં. Tallredment; લા. Mentha syivestris. ફુદીના અથવા ફોદીનાના નાના છોડવા થાય છે. તે આપણા લોકોના ચટણી મશાલાની વસ્તુ હોવાથી જાણીતી છે, ફુદીનામાં એક પ્રકારની સુંદર વાસ આવે છે. તેનો મુખ્ય ઉપયોગ ચટણી બનાવવામાં થાય છે. ગુણ—ઉષ્ણ, તથા દીપન, પાચન. ફુદીનાના સર્વ ગુણ પેપરમીંટને મળતા છે. ફુદીનો તથા તુળશીનો ક્વાથ કરી પીવાથી રોજીઓ તાવ જાય છે. ફુદીનાનો રસ તથા આદાનો રસ સીંધાલુણ નાંખીને પીવાથી પેટની ચૂંક દબાય છે. તેની ચટણી ખોરાકમાં રૂચિ આપે છે.

૨૮૫. **બદામ**—સં. **वाताद**; અં. Almond; લા. Amygdalus Communis. બદામ સર્વત્ર પ્રસિદ્ધ છે. તેનું ઝાડ મોટું થાય છે; પાન રાતાં ને નાનાં થાય છે. તેની કડવી અને મીઠી બે જાત છે. કડવી બદામ ઝેરી છે. ગુણ—મીઠી બદામ શીતળ તથા પૌષ્ટિક છે. તે વાતપિત્ત તથા કફ ત્રણે દોષમાં અપાય છે. મગજને તથા આંખને પુષ્ટિ આપે છે. બદામના મગજને

ગાયનાં તાજા ઘીમાં સુંઘવાથી નાકનું છોડ તથા નાકનું લોહી બંધ પડે છે. આંખની ઝાંખમાં બદામ તથા ઘી સાકરનો આથો કરીને ખાવાનો ચાલ છે. બદામમાંથી તેલ નીકળે છે તે પણ પૌષ્ટિક છે તથા ક્ષયના રોગમાં ખાવા અને છાતીએ ચોળવાના કામમાં લેવાય છે. ક્ષયમાં કૉડલિવર તેલ ગુણકારી ગણાય છે. એવીજ રીતે બદામ વગેરેનાં તેલ ફાયદો કરે છે. કડવી બદામનું તેલ પેશાબની થેલી ( kidney )માંની પથરીને પીગળાવે છે એમ કેટલાક હકીમો માને છે. ડો. ઓનરપી પણ એ વાતને પુષ્ટિ આપે છે. પણ તે ઘણું ઝેરી છે માટે સંભાળથી વાપરવું, નહિ તો તેનાથી મૃત્યુ પણ થાય છે. **બનાવટ–બદામપાક** ( નં. ૮૧૭).

૨૮૬. **બળદાણા**–સં. **बला**. અં. Heart leaved sida; Sida cordifolia. મરાઠીમાં તેને ચીકણા કહે છે. સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં **बलाचतुष्टय** એટલે બલાની ચાર જાતો કહેલી છે. બલા[1], મહાબલા[2], અતિબલા[3], અને નાગબલા[4], આ ચારે એકજ વર્ગની વનસ્પતિ છે અને તેથી અંગ્રેજી બૉટનિસ્ટોએ પણ એકજ કુટુંબ ( Sida ) અને એકજ વર્ગ (Malvaceæ)ની વનસ્પતિ તરીકે તેનાં નામ રાખેલાં છે. આમાંની બલા અને મહાબલા એ બે જાતો આપણે અહીં ઘણી થાય છે પણ અતિબલા અને નાગબલા એ બે જાત જથાબંધ થતી નથી. તેથી તેને ઠેકાણે ખપાટ[5] ( કાંસકી ) અને ગંગેટી[6] ઔષધ તરીકે દાખલ થયાં જણાય છે, જેથી આપણે અહીં બલાની ચાર જાતમાં બલા (ખરેટી), મહાબલા, ખપાટ અને ગંગેટી એ ચારની ગણના થતી જોવામાં આવે છે, એમ રા. જયકૃષ્ણ ઇંદ્રજીનો અભિપ્રાય છે; મતલબ કે, ખપાટ અને ગંગેટી એ બલા ( Sida ) ના કુટુંબની નથી. તોપણ તેનામાં ઔષધીય ગુણ બલાના જેવા હોવાથી તેને અતિબલા અને નાગબલાને ઠેકાણે દાખલ કરવામાં આવેલ છે. **ગુણ**—પૌષ્ટિક તથા મૂત્રલ. બજારમાં માત્ર બળદાણા મળે છે અને તેથી દવામાં બલાને ઠેકાણે ઘણા વૈદ્યો બળદાણાનોજ ઉપયોગ કરે છે. બળદાણા ધાતુપુષ્ટિના પાકમાં પડે છે. પાણીમાં પલાળવાથી ચીકણા લુઆબ થાય છે. તેમાં સાકર નાંખી પીવાથી ધાતુને પુષ્ટિ મળે છે. વળી તેથી પેશાબની છુટ થઇ ગરમી હોય તે મટે છે. બળદાણા કરતાં બલાની છાલમાં મૂત્રલ ગુણ વધારે છે. **માત્રા**–૧ તોલો.

૨૮૭. **બાબચી** – સં. **बाकुची**. લા. Psoralia corylifolia. મરાઠીમાં તેને બાવચી કહે છે. બાબચીના છોડ આશરે બે હાથ ઉંચા થાય છે. તેમાં નાનાં કાળાં બી થાય છે, તે આવચીબાબચી કે બાબચીથી ઓળખાય છે. તેમાંથી તેલ નીકળે છે. **ગુણ**—શોધક; તેનો શોધક ગુણ ચામડીનાં દરદો ઉપર અસરકારક છે. તે ખાવાના તેમજ ઉપરથી લગાવવાના બન્ને ઉપયોગમાં આવે છે. કુષ્ઠપર બાબચીની સૌથી સારી અસર માલમ પડે છે. બાબચી ઘણા દિવસ લાગવાથી અને ખાવાથી ફાયદો થાય છે. પ્રથમફુણગીઓ ફુટીને ચામડી ઉઠી આવે છે અને પછી રંગ બદલવા માંડે છે. ફુણગીઓ ઉડે એટલે બાબચીનો લેપ બંધ કરવો અને હરતાલ તોલો ૦।, આંબળાં તોલા ૨ અને બાબચીની તોલા ૮; તેનું બારીક ચૂર્ણ ગોમૂત્રમાં વાટીને લેપ કરવો.

૨૮૮. **બાવળ**—સં. **बब्बुल**; અં. Acasia tree; લા. A. Arabica. બાવળનાં વૃક્ષ સર્વત્ર પ્રસિદ્ધ છે. ઔષધમાં તેની છાલ, પાન તથા ગુંદ વાપરવાનો ચાલ છે. **ગુણ**–ગ્રાહી,

૧. ડુંગરાઉ બલા—Sida cordifolia. ૨. ખેતરાઉ બલા—Sida rhomboidea; ૩. Sida rhombifolia. ૪. Sida alba. ૫. Abutilon Indicum. ૬. Grewia populifolia.

શીતળ, પૌષ્ટિક, અતિસારમાં બાવળની છાલનો રસ દહીં નાંખીને પીવો. આંખમાંથી પાણી ઝરતું હોય તો બાવળનાં કુંણાં પાનનો રસ કાઢી તેમાં મધનાં ટીપાં નાંખી અંજન કરવું; મોંના પાકમાં બાવળ અને જાંબુડીના છાલના ઉકાળામાં ફટકડી નાંખી કોગળા કરવા; પરમો, તણુખ તથા દાહ ઉપર બાવળનાં કુણાં પાન સવારસાંજ એકેક તોલો સાકર સાથે ખાવાં; પુષ્ટિ માટે ઘઉંનો રવો અને બાવળનો ગુંદ ઘીમાં શેકી સાકરની ચાસણીથી પાક કરીને ખાવો; આંખ ઉઠી હોય તો બાવળનાં પાનની પોટીસ બાંધવી, તથા પાનનું ટીપું આંખમાં નાંખવું; ઘારાંને તેની છાલથી ધોવાં તથા તેની છાલ બાળીને તે રાખ દાબવી.

૨૮૯. બ્રાહ્મી—સં. ब्राह्मी; અં. Indian pennywort; લા. Hydrocotyle Asiatica. બ્રાહ્મીને કેટલાક બ્રામી કે ભરમી નામથી ઓળખે છે. બ્રાહ્મીના છોડ ઘણા નાના અને ભોંસરતા થાય છે. તેનાં થડ ભોંય ઉપર પથરાતાં ચાલે છે. તેનાં પાન આશરે દોઢ ઇંચ પહોળાં અને બે ઇંચ લાંબાં થાય છે અને હેઠલી બાજુ ઉપર ઝીણાં રૂંવાટાં હોય છે. તે ભીની જમીનમાં થાય છે. ગુજરાતમાં વડોદરા તરફ થાય છે. કેટલાક વૈદ્યો તેને બદલે ઉંદરકાની વાપરે છે. ગુણ—શોધક તથા પૌષ્ટિક, બ્રાહ્મી ચામડીના દોષોને સુધારે છે અને મગજને પુષ્ટિ આપે છે. બ્રાહ્મીનો ગુણ રૂધિરાભિસરણને સતેજ કરી જોર આપવાનો છે. ઉપદંશની શરૂઆતમાં પણ તેની સારી અસર થાય છે. બ્રાહ્મીનાં પાનમાં એક જાતનું ખાસ તેલ રહેલું રહેલું છે, તેથી જો બ્રાહ્મીનાં પાંદડાં તડકે સુકવવામાં આવે તો તે તેલ ઉડી જાય છે. માટે બ્રાહ્મીને તાપમાં સુકવવી નહિ. બ્રાહ્મીનું ઘી બને છે તે ચામડીનાં દરદો ઉપર ચોપડવાના કામમાં આવે છે; તેમજ ખાવાથી ભ્રમ, ઉન્માદ વગેરે મગજના વ્યાધિમાં પણ ફાયદો થાય છે. ઉન્માદની શાંત સ્થિતિમાં બ્રાહ્મીનું ઘી ફાયદો કરે છે. બ્રાહ્મીમાં મગજને પુષ્ટિ તથા હુશિયારી આપવાનો ગુણ હોવાથી જો ઉન્માદની તોફાની અવસ્થામાં બ્રાહ્મી અપાય તો તોફાન ઉલટું વધે છે. મનનું ઉદાસીપણું (melancholia) હોય છે તેમાં બ્રાહ્મી સારો ફાયદો કરે છે. મગજના દરદમાં બ્રાહ્મીનું ઘી, બ્રાહ્મીનો સ્વરસ અથવા બ્રાહ્મીનું ચૂર્ણ પણ અપાય છે. બ્રાહ્મીનો સ્વરસ, ભુરા કહોળાનો સ્વરસ, શંખાવલીનો સ્વરસ, વજનો સ્વરસ એકત્ર કરીને બુદ્ધિના ભ્રમમાં અપાય તો ફાયદો કરે છે. બનાવટ–૧. બ્રાહ્મી સ્વરસ (નં. ૫૨૭). ૨. સારસ્વતચૂર્ણ (નં. ૭૨૭.) ૩. બ્રાહ્મીઘૃત (નં. ૮૪૪).

૨૯૦. બીજોરૂં સં. मातुलुंगः बीजपुर; અં. Citron; લા. Citrus acida. મરાઠીમાં તેને મહાળુંગ અને ફારસીમાં તુરંજ કહે છે. બીજોરૂં એ લીંબુનીજ જાત છે. લીંબુ કરતાં બીજોરૂ બમણું ત્રમણું મોટું તથા લાંબુ હોય છે, તેની છાલ ઘણીજ જાડી અને ખાડા ખડબાવાળી હોય છે. ગુણ—અમ્લ, પિત્તશામક, દીપન, રૂચિકર. અજીર્ણ માટે બીજોરૂં ઘણું ઉત્તમ છે. અજીર્ણને માટે બનતાં ચૂર્ણો તથા ગોળીઓમાં તેનો ઉપયોગ થાય છે. તે ગુલ્મ, આફરો, પેટચૂંક તથા બરોલમાં ફાયદો કરે છે. શૂળમાં બીજોરાનો રસ મધ તથા જવખાર નાખીને આપવો. અરૂચિ–બીજોરાની કળીઓ મધ સાથે ચાટવી, હેડકીમાં બીજોરાનો રસ મધ તથા સંચળ નાખીને પીવો; ભ્રમ તથા પિત્તવિકારોમાં બીજોરાનો મુરબ્બો ખાવો. બનાવટ—બીજોરાનો મુરબ્બો (નં. ૮૨૭).

૨૯૧. બીલી—સં. बिल्व; અં. Bael; લા. Eagle Marmalose. મરાઠીમાં તથા હિંદીમાં બેલ કહે છે. બીલીનાં ઝાડ આ દેશમાં સર્વત્ર થાય છે, તેમાં સીધા મજબુત કાંટા

થાય છે. પાંદડાં લીલાં અને એકેક સાથે ત્રણ ત્રણ હોય છે. તેનાં ફુલ લીલાશ પડતા ધોળા રંગનાં અને મીઠી વાસવાળાં હોય છે. તેમાં કોઠાં જેવાં ફળ થાય છે. કાચાં ફળનું શાક, અથાણું તથા મુરબ્બો થાય છે. તેનાં મૂળ દશમૂળમાં વપરાય છે. બીલીનાં કાચાં ફળ ગ્રાહી છે, તેથી તેનો મુરબ્બો ઝાડો બંધ કરવા માટે અપાય છે. પાકાં ફળ સારક છે. બજારમાં ગાંધી લોકોને ત્યાં જે બીલીનો ગરભ વેચાય છે તે કાચાં ફળને શેકીને કે સુર્યના તાપમાં સુકવીને તૈયાર કરેલો હોય છે. બીલી જુના અતિસારમાં ઘણીજ ઉપયોગી છે. પાકાં ફળ શીતળ છે. તેથી તેનો શરબત પણ બને છે. ૧. બાળકનો અતિસાર—બીલીનો ગરભ મીઠા દહીંમાં આપવો. ૨. ગળધરી બળવી,—બીલીનાં પાનનો રસ એક બે રૂ. ભાર ગળી ગળીને પીવો. ૩. આમસંગ્રહણીમાં—કાચાં સુકવેલાં બીલાં, સુંઠ તથા વરીયાળીનો કવાથ પીવો. ૪. સર્વ અતિસારમાં કુણાં બીલાં તથા આંબાની ગોઠલીનો ઉકાળો, સાકર તથા મધ નાખીને પીવો. ૫ લોહીપરૂના ઝાડામાં બીલાંને શેકીને ભુકો કરીને તે ભુકો તથા ગોળ ગરમ પાણીમાં નાખી પીવો. ૬ વિષમજવર ઉપર બીલીનાં પાનને ગોળમાં વાટી ગોળી કરી ખાવી. ૭. ટાઢીઆ તાવ તથા મેલેરીયાના તાવ ઉપર બીલીનાં તથા તુળસીનાં પાનની ચા કરીને પીવી. ૮. ગર્ભિણીની ઉલટીમાં સુકવેલાં કાચાં બીલાં તથા સુંઠનો ઉકાળો જવનો સાથવો નાખીને પીવો. ૯. ત્રણ દોષની ઉલટી—બીલીની છાલનો ઉકાળો મધ નાખીને આપવો. ૧૦. જીર્ણજવર ઉપર બીલીનાં મૂળનો દુધમાં કવાથ કરી પીવો. ૧૧. કોલેરામાં બીલી, સુંઠ તથા કાયફળનો ઉકાળો પીવો. ૧૨. બહેરાપણું—બીલી ગોમૂત્રમાં વાટી તેમાં તેલ નાખી કકડાવીને તે તેલ રોજ કાનમાં નાંખવું. ૧. **બનાવટ—બિલ્વાદિ ચૂર્ણ** ( નં. ૭૦૦ ). **બીલીનો મુરબ્બો** ( નં, ૮૨૮ ),

**૨૯૨. બેહેડાં**—સં. **बिभीतक**; અં. Beleric Marobalen; લા. Terminalia belerica. બહેડાંનાં ઝાડ ઘણાં ઉંચાં તથા મોટાં થાય છે. તેનાં પાન વડના પાનને મળતાં અને ફળ ઝુમખામાં આવે છે. તેનું ફળ સોપારી જેવડું ગોળ હોય છે. ફળ સુકાયા પછી તેનો રંગ પીળાશ મારતો તપખીરીઓ થાય છે. પણ ભાંગવાથી અંદર પીળો રંગ માલમ પડે છે; ફુલની અંદર કળીઓ તથા ધોળું બીજ રહે છે. તેની છાલ રંગવાના તેમજ દવાના કામમાં વપરાય છે. ગુણ—સ્વાદે તુરાં તથા મધુર; તેથી કફપિત્તનાશક છે. છાલ પુટપાક રીતે બનાવીને મોમાં રાખવાથી ખાંસી તથા સ્વરભંગ મટે છે; છાલ ઘીમાં તળીને પણ મોંમાં રખાય છે. બહેડાં આંખનું તેજ તથા વાળ વધારે છે; તથા કાનના, નાકના અને ગળાના રોગ પણ મટાડે છે. બહેડાંનું બી ઘસીને આંખમાં અંજન કરવાથી ફુલું મટે છે, **બનાવટ**—૧. કાસકંડનાવલેહ ( નં. ૭૯૪ ), ૨. **બિભીતકપુટપાક** ( નં. ૫૩૭ ).

**૨૯૩. ભાંગ**—સં. **भंगा, विजया**; અં. Indian hemp; લા. Cannabis Sativa. ભાંગના છોડ સુમારે ૩-૪ હાથ ઉંચા થાય છે. ગાંજો (Hemp) અને ભાંગ એ બન્ને એક જ જાતની વનસ્પતિની પેદાશ છે. તેનાં પાન લાંબાં અણીયાળાં અને કરવત જેવા આંકાવાળાં હોય છે. તેમાં લીલા ફુલના ગુચ્છા થાય છે. તેનાં ફળ બહુજ ઝીણાં હોવાથી દાણા જેવાં મખમલી લીસાં થાય છે. તેની બે જાત છે. નર અને માદા. નરજાતિના છોડમાંથી પાંદડાં લેવામાં આવે છે તે ભાંગ છે. ગાંજો એ માદાના છોડની ફુલવાળી ડાંખળીઓ તથા પાનના ડુચા છે. વળી તેના છોડમાંથી લીલા ભુખરા રંગનો જામી ગયેલ રસનો રાળ જેવો ભુકો નીકળે છે તેને ચરસ કહે છે. આ સિવાય ગાંજામાંથી માજમ

અને ભુરકી નામની બનાવટો થાય છે ને તે બજારમાં વેચાય છે. ઔષધના કામમાં ભાંગ તથા બી વપરાય છે. ગુણ—ચરક સુશ્રુતના સમયમાં ભાંગનો દવા તરીકે ઉપયોગ થયેલો જણાતો નથી. આશરે એક હજાર વર્ષ ઉપર રાજનિઘંટકાર નરહરિ પંડિતે તેના ગુણદોષનું વર્ણન કરેલું છે. તેમાં તેને **विजया कटु कषायाष्णा तिक्ता वातकफापहा । संग्राहि वाक्प्रदा बल्या मेधाकृद्दीपनीपरी ॥** એટલે કટુ, કષાય, ઉષ્ણ, તિક્ત, વાત કફઘ્ન. ગ્રાહી, વાકપ્રદા એટલે વાણીની છૂટ કરનાર, બળવર્ધક, મેધા એટલે બુદ્ધિ વધારનાર અને પરમ દીપન છે. હાલના ડાકટરો તેને સ્નાયુશૈથિલ્યકૃત, નિદ્રા લાવનાર તથા પીડાશામક કહે છે. ભાંગ માદક છે અને વધારે લેવાય તો એક પ્રકારનો નિશો ચડીને માણસ પાગલ (ગાંડો) બની જાય છે. તેનાં ફુલમાંથી નીકળનારૂં સત્વ ( resin–ચરસ ) સ્નાયુઓને જડ બનાવે છે, આ ગુણને લીધે આક્ષેપ ( ખેંચતાણ ) વાળા ધનુર્વા વગેરે દરદોમાં સ્નાયુઓના વધી પડેલા વ્યાપારને મંદ કરવા માટે ભાંગને તમાકુ સાથે હુકામાં પીવા આપવાની કેટલાક ડાકટરો ભલામણ કરે છે. ડો. કાસ્ટગર તેમજ ડીમક કહે છે કે તેમણે આવા ઘણાક કેસોમાં ભાંગ વાપરેલ છે. તે કહે છે કે ૭ રતી ભાંગ તમાકુ સાથે મેળવી હુક્કામાં તેણે દરદીઓને વારંવાર પાઇ હતી અને તેથી ધીમે ધીમે સ્નાયુઓની ગતિ મંદ પડી ધનુર્વા દબાતો હતો. ભાંગમાં આ ગુણ અફીણના જેવોજ છે. વળી તે અફીણની પેઠે કામોદ્દીપક તરીકે કેટલાક પાકમાં, માજમમાં તથા યાકુતિઓમાં વપરાય છે. યુનાની વૈદકમાં પ્રમેહ તથા અંત્રવૃદ્ધિ માટે તેનો ઉપયોગ બતાવેલ છે. ભાંગને દુધમાં વાટી હરસના મસા ઉપર લગાવવાથી આરામ થાય છે. શેકેલ ભાંગની ભુકી ખાવાથી સંગ્રહણી, અતિસાર તથા મંદાગ્નિ મટે છે. ભાંગનો આખો છોડ વાટીને તાજા જખમ ઉપર બાંધવાની કેટલાક ભલામણ કરે છે; નિદ્રા લાવવા માટે રાત્રે શેકેલી ભાંગ આપવી; ચોથીયા તાવના અટકાવ માટે શેકેલી ભાંગ ગોળમાં મેળવી ચણીબોર જેવડી ગોળી ટાઢ પહેલાં આપવી. ભાંગના કેફી તથા ઝેરી ગુણ માટે વિશેષ વર્ણન વિષે વિષ પ્રકરણમાં જુવો. માત્રા–ભાંગનો શેકેલો ભુકો ૧ થી ૨ વાલ.

**૨૯૪ ભાંગરો**—સં. **भृंगराज;** અં. Traling eclipta; લા. Eclipta prostrata. મરાઠીમાં તેને માકા કહે છે. ભાંગરાના છોડ જમીન સરસા એકાદ વેંત ઉંચા ફેલાયેલા હોય છે. તે હમેશાં ભીની જમીનમાં ઉગે છે. તેની ત્રણ જાત છે. ફૂલના રંગ પ્રમાણે ધોળો, પીળો, તથા કાળો ભાંગરો કહેવાય છે. કાળા ભાંગરાના મૂળ, ડાળીઓ ને પાન પણ કાળાશ પડતા રંગનાં હોય છે. ભાંગરો વાટીને રસ કાઢીએ તે કાળો પડી જાય છે. તેના આ ગુણને લીધે તે વાળ રંગવાના કલેફ તથા તેલોમાં પડે છે. ગુણ—ઉષ્ણ, કફઘ્ન, વાતહર, કૃમિઘ્ન તથા રસાયન. ભાંગરો સ્વાદે કડવો છે. તે કફ, વા, દમ, ઉધરસ, સોજા, પાંડુ, કોઢ, આંખના–માથાના તથા છાતીના રોગ, વધરાવળ, ચેળ, વગેરે રોગને મટાડે છે. વળી તે વિષને હણે છે. બહાર લગાવવાના કામમાં ભાંગરાનો ઘણો ઉપયોગ થાય છે. ૧. ગરમીનાં વ્રણ ભાંગરાના રસથી ધોવાં. ૨. ગળાની ઉપરના સર્વ વિકારો એટલે આંખ, નાક, કાન, દાંત તથા મસ્તકના દુખાવામાં ભાંગરાનો રસ સૂર્યના તાપમાં તપાવી નાકમાં ટીપાં નાખવાં. ૩. પારો ફુટી નીકળે તો ભાંગરાનો રસ તથા અમથીયાનો રસ સુરોખાર નાખીને છાશ સાથે પીવો, તેથી પારો પેશાબ રસ્તે ઝરી જાય. **બનાવટ—૧. ભૃંગરાજ સ્વરસ** (નં. ૫૨૮), **ષડ્બિંદુતેલ** ( નં. ૮૯૨ ).

**૨૯૫. ભારંગી**—સં. **भार्गी**; લા. Clerodendron Serratum. ભારંગીનાં વૃક્ષ ઘણાં મોટાં અને સુંદર થાય છે. તેના ઉપર ભમરા બહુ ઉડે છે. તેનાં ફુલ ધોળાં અને ફળ આસ્માની રંગનાં થાય છે. તેનાં પાન મહુડાનાં પાન જેવાં થાય છે. દવામાં તેનાં મૂળ વપરાય છે. તે ભારંગમૂળ કહેવાય છે. **ગુણ**—ઉષ્ણ, કફઘ્ન, દીપન પાચન, જ્વરઘ્ન, કફજ્વરમાં ભારંગી ઘણોજ ફાયદો કરે છે, તેનાથી કફ, તંદ્રા, વગેરે દૂર થાય છે. તેના આ ગુણને લીધે તે ઘણાક ક્વાથમાં પડે છે. **બનાવટ—ભારંગ્યાદિકવાથ** ( નં. ૬૨૦ ).

**૨૯૬. ભીલામાં**—સં. **भल्लातक**; લા. Semicarpus Anacardium. મરાઠીમાં તેને 'બિબવા' કે 'ભીલવા' કહે છે. ભીલામાનાં ઝાડ મોટાં થાય છે તેમાં કાજુ જેવાં જીંડવાં થાય છે. તેનું બી એજ ભીલામાં—**ગુણ**—ઉષ્ણ, વાતહર, પાચન. ભીલામાની અંદરથી જે તેલ જેવો કાળો ચીક નીકળે છે તે ચામડીને લાગે છે તો બળતરા થાય છે, ને ઉઠી આવે છે. ખાવાથી પણ ઘણાને ભીલામાં ફુટી નીકળે છે. ભીલામાંમાં કેટલાક ઘણા સરસ ગુણો છે, પણ તે કેટલાકની પ્રકૃતિને પ્રતિકૂળ પડીને ફુટી નીકળે છે તે તેમાં મોટો દોષ છે, અને તેથી તેનો સારા વૈદ્યો થોડો અને બહુ સંભાળપૂર્વક ઉપયોગ કરે છે. અનુભવથી એમ જણાયું છે કે ગરમ પ્રકૃતિવાળાને તે વધારે ગરમ પડી જાય છે; પણ ભીલામાં ફુટયા પછી ફાયદો થયાના દાખલા પણ બન્યા છે. ભીલામાં ફુટે એટલે ચામડી ઉપર ચેળ આવે અને ઝીણી ઝીણી બરૂડીઓ ફુટી નીકળે; કેટલાકને ગરમીનાં ગુમડાં જેવી લાલ ચાકીઓ પણ ઉપડી આવે છે, તથા બળતરા ઉઠે છે. ભીલામાં ફુટે છે ત્યારે ઠંડા ઉપચારથી શાંત થાય છે. ટોપરૂં તથા ટોપરાનું અને તલનું તેલ એ તેનું મુખ્ય વારણ છે. ટોપરૂં ખાવું અને તેલ શરીરે ચોળવું તેથી શાંતિ થાય છે. તેમજ લાલ ચાકી કે સોજા ઉપર દશાંગલેપ કે એવોજ બીજો ઠંડો લેપ મારવાથી શાંતિ થાય છે. ભીલામાં અથવા ભીલામાવાળી દવા ખાનારે તડકામાં ફરવું નહિ, તાપ પાસે બેસવું નહિ, ગરમ પાણીથી ન્હાવું નહિ, તથા ગરમ ખોરાક ખાવો નહિ. આટલી સાવચેતી રહે તો ભીલામું ઉડવાનો થોડો સંભવ. ભીલામાંની હરસના રોગમાં સારી અસર માલમ પડેલી છે. જુના સંધિવા વગેરે વાત વ્યાધિમાં પણ ભીલામું ફાયદો કરે છે. સાંધા ઉપર ભીલામું મારવાથી સાંધાનો દુખાવો શાંત પડે છે, પણ ભીલામું દંભક હોવાથી ફોલ્લો ઉઠે છે. વાતોદરમાં તેમજ જલોદરમાં પણ ભીલામાંનો સારો ગુણ જણાયો છે. જે સુવારોગમાં તાવ ન હોય તેવા જીર્ણ સુવારોગમાં પણ ભીલામાંનો સારો ગુણ અનુભવમાં આવ્યો છે. ખાવામાં ભીલામાં એકલાં કદિ પણ વાપરવાં નહિ. તેને ગાયના છાણની અંદર ઉકાળીને તથા તેના ડીંટીયાં કાપી કાઢીને જુદી જુદી બનાવટમાં તેનો ઉપયોગ કરવો. **બનાવટ—નારસિંહ ચુર્ણ** ( નં. ૬૮૬ ).

**૨૯૭. ભોંપાથરી**—સં. **गोजिह्वा**. જુવો ગળજીભી નં. ૨૦૫.

**૨૯૮. ભોરીંગણી**—સં. **बृहती; क्षुद्रा**; લા. Solanum xanthocarpum; S. Japuinii. ભોરીંગણી એ ત્રણ જાતની થાય છે. મુખ્ય બે જાતની છે. બેઠી ભોરીંગણી તથા ઉભી ભોરીંગણી. બેઠી ભોરીંગણીનાં છાતરાં જમીન સરસાં ફેલાય છે. તેનાં ડાળાં તથા પાંદડાં ઉપર ઘણા કાંટા હોય છે. તેનાં ફળ કાચાં હોય છે ત્યારે લીલાં અને ધોળા લીસોટાવાળાં થાય છે. ઉભી ભોરીંગણીના છોડ કેડપુર ઉંચા થાય છે, તેનાં પાન, છોડ તથા ફળનો આકાર રીંગણી ( વંત્યાકનાં ઝાડ ) જેવો હોય છે અને તેથીજ તેનું ભોરીંગણી અને

રીંગણી નામ પડેલું છે. તેમાં કાંટા થોડા હોય છે. ફુલ આસ્માની રંગના હોય છે, અને ફળ કાચાં હોય ત્યારે લીલા અને પાકાં થાય ત્યારે પીળાં હોય છે. ફળનું કદ નાનાં આંબળાં જેવડું હોય છે. એઠી ભોરીંગણીમાં એક બીજી ધોળાં ફુલવાળી જાત છે તેને 'લક્ષ્મણા' કહે છે. તેને માટે એમ કહેવાય છે કે તેના મૂળ પુષ્પ નક્ષત્રમાં લાવીને કુમારિકા પાસે દૂધમાં વટાવી રજસ્વલા સ્ત્રીને ઋતુને ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થાય ત્યારે પાવાથી તે ગર્ભ ધારણ કરે છે. વળી લક્ષ્મણા નામનો વેલો પણ થાય છે, અને તેમાં પણ આવાજ ગુણ રહેલા છે, એમ કહેવાય છે. ગર્ભ ધારણ કરવાનો ગુણ આ બન્ને લક્ષ્મણામાં છે કે તેમાંની એક લક્ષ્મણામાં છે તેનો નિર્ણય થવાની જરૂર છે. બન્ને ભોરીંગણીનાં મૂળ દશમૂળમાં પડે છે. **ગુણ**—કફઘ્ન, જ્વરઘ્ન, કફ, દમ, ખાંસી, કફજ્વર, વગેરે દરદોમાં આ બન્ને ભોરીંગણીનો ગુણ પ્રસિદ્ધ છે. ભોરીંગણીનો કવાથ, પુટપાક, કે તેના પંચાંગનું ચૂર્ણ એકલું કે પીપર સાથે લેવાથી કફ તથા દમમાં ઘણો ફાયદો થાય છે. ભોરીંગણીનાં બીનો દાંતમાં ધુમાડો લેવાથી દાંતની અંદરની કીડનો નાશ થાય છે. અને દાંતનું શૂળ બેસે છે. અંગારા ઉપર ભોરીંગણીનાં બી મૂકી તેના ઉપર એક ઘડો ઉંધો વાળવો. ઘડાના તળે કાણું પાડી તે કાણામાં એક પોલી ભુંગળી કે એરંડાના પાનનું પોલું ડાંડલું મુકવું અને તેનો બીજો છેડો દુખતા દાંત ઉપર રાખવો એટલે ધુમાડો દાંત ઉપર લાગશે. **બનાવટ**—૧ **કંટકારી સ્વરસ** (નં. ૫૧૯), ૨. **કંટકારી પુટપાક** (નં. ૫૩૮) **કંટકારી અવલેહ** (નં. ૭૯૩).

**૨૯૯. મજીઠ—સં. मंजिष्ठा**; Madder Root; લા. Rubia Cordifolia. મજીઠના વેલા થાય છે. બજારમાં મજીઠ મળે છે તે એ વેલાના મૂળના કટકા છે. મજીઠનાં મૂળીયાં ગોળ પાતળાં ભુખરા રાતા રંગનાં વેચાય છે. સુરગી (કપડાં રંગવાનાં કામમાં વપરાય છે તે) કરતાં મજીઠના કકડા જાડા થાય છે. કેટલાક ગાંધી મજીઠને ઠેકાણે સુરંગી ચલવી દે છે. **ગુણ**—શોધક, શીતળ, પિત્તશામક છે. સર્વ પ્રકારનાં ચામડીનાં દરદો અને વાતરક્ત જેવાં દુષ્ટ દરદોમાં મજીઠનો ગુણ લોહી સુધારક તરિકે પ્રસિદ્ધ છે. વિસ્ફોટક વગેરે ફુટી નીકળતા રોગો ઉપર મજીઠ ઘણો ફાયદો કરે છે. તે લોહીની અંદરની ગરમીને શાંત પાડે છે. ઉપદંશની ગરમી તથા ઉંદરવાથી થયેલ પત જેવી સ્થિતિમાં પણ મજીઠનો લેપ તથા મજીઠવાળો કોઇ પણ રક્તશોધક ઉકાળો ઘણો ફાયદો કરે છે. **બનાવટ** (૧) **બૃહદ્ મંજીષ્ઠાદિ કવાથ** (નં. ૬૧૮). (૨) **લઘુમંજીષ્ઠાદિ કવાથ** (નં ૬૩)

**૩૦૦. મરડાશીંગી—સં. अजशृंगी**; અં. Screw tree; લા. Helicteres isora. તેનાં ઝાડ મોટાં થાય છે ને તે ઝાડને આટેડી કહે છે, કેમકે, તેનાં ફુલમાં ૫ આંટા હોય છે અથવા તેની શીંગો વળદાર આંટાવાળી હોય છે. અંગ્રેજીમાં 'સ્ક્રુ' નામ પણ એ ઉપરથીજ રાખેલું લાગે છે. તેનાં ફુલ રાતાં થાય છે. **मेषशृंगी** અને **काकनासा** એ બે નામોનો મરડાશીંગીમાં સેળભેળ કરી નાખેલ કોઇ કોઇ વૈદક ગ્રંથમાં જોવામાં આવે છે, પણ તે તો આકડાની જાતનો વેલો (લા. Gymnema Sylvestre) છે, એમ રા. જયકૃષ્ણભાઇ જણાવે છે. મરડાશીંગી ગાંધીને ત્યાં મળે છે, અને પરણનાર વરકન્યાને હાથે બાંધવામાં આવે છે તેથી તે દરેક ઘરમાં જાણીતી વસ્તુ છે. નિઘંટરત્નાકરમાં ઋદ્ધિ વૃદ્ધિને મરડાસીંગી કહેલ છે, પણ તે સંદેહવાળી વાત છે. **ગુણ**—મરડાશીંગી સ્વાદે કડવી તથા તુરી છે, પેટપીડ, ઝાડા, મરડો, ઉધરસ, કફ, દમ વગેરેમાં તે સારી છે.

**૩૦૧. મરવો**—સં. **मरुबक.** અં. Marjoran; લા. Origanum marjorana. મરવો એ તુલસીની જાતનો છોડ છે. તેની બે જાત છે. કાળા પાનનો તથા લીલા પાનનો. તુલસીના જેવી તેમાં ખુશબો રહેલી છે. તેના ઉપર માંજર ઘણાં થાય છે. ઉપયોગ પણ તુલસીના જેવોજ છે. હિંદુ લોકોમાં જેટલું તુલસીને માન છે એટલુંજ માન મુસલમાન લોકોમાં મરવા માટે છે. ફુલોના તોરામાં મરવાનાં પાત્રાં બાંધવામાં આવે છે. ગુણ—ઉષ્ણ, દીપન. પાનનો રસ કાઢી ગરમ કરી કાનમાં નાખવાથી કાનનું પરૂ બંધ પડે છે. ભીલામું ઉઠયું હોય તો તેના ઉપર મરવાનો રસ લગાડવો; લોહી વિકાર, તાવ, ઝાડાનો કબજો, આફરો, શૂળ, તથા રક્તવિકારોમાં ફાયદો કરે છે.

**૩૦૨. મરી**—સં. **मरीच**; અં. Black Pepper; લા. Piper nigrum. મરીના વેલા થાય છે. હિંદુસ્તાનમાં મલબાર કાંઠે તેની મોટી પેદાશ છે. પાન નાગરવેલનાં પાન જેવડાં હોય છે. તેમાં ફળોના ઝુમખા આવે છે. તે ફળો મરી કે તીખાં છે. ગુણ—ઉષ્ણ, વાતહર, દીપનપાચન, સારક. મરી મંદાગ્નિમાં બહુ અસરકારક છે. તેનાથી કફ, વાત મટે છે અને ઉષ્ણ છતાં તેનાથી પિત્ત વધતું નથી, એટલુંજ નહિ પણ તે તાવને ઉતારે છે. ૧. ટાઢીઆ તાવમાં તેમજ સાદા ઉના તાવમાં તીખાંની ચા કરીને પીવાનો ચાલ સાધારણ છે. સાકર તથા તીખાંનો ચા પીવાથી ઝીણો તાવ દુર થાય છે. જ્વરનું પાચન કરીને ઝાડાને ઉતારે છે; ૨. બેશુદ્ધિ, તંદ્રા તથા સન્નિપાતમાં મરીનો કવાથ સુસ્તીને ઉડાડે છે. ઘણીવાર આંખમાં મરીની બારીક કરેલી ભુકીનું અંજન કરવાથી બેશુદ્ધિ દુર થાય છે; ૩. તીખાં, ઘી તથા સાકરનો આથો ખાવાથી માથાની ચકરી, ભ્રમ વગેરે મટીને માથાને ઠંડક વળે છે; ૪. મોળ, ઉલટી, તથા ઉછાળામાં મરી ચવરાવવાનો ચાલ છે તે ઘણો સારો છે; ૫. બાળકને પારૂગલો લાગવાથી ગળતું હોય ત્યારે તેને મરી તથા સાકરનો ચા આપવાથી તેનો જઠરાગ્નિ સારો થાય છે અને ગળી ગયેલા હાથ પગમાં જોર આવે છે; ૬. માથાની ટાલ ઉપર મરીનો ભુકો ઘસવાથી તે ચામડી પાછી સજીવન થઇને વાળ આવે છે: ૭. તીખાંનું ચૂર્ણ ઘીમાં ચાટવાથી તથા શીળસ ઉપર ચોપડવાથી શીળસ બેસી જાય છે; ૮. તુળસીનાં પાનનો રસ, મરીના દાણા તથા મધ પીવાથી વિષમજ્વર અટકી જાય છે; ૯. કોલેરામાં મરી, શેકેલી હિંગ તથા અફીણની વાલ વાલની ગોળી કરી કલાકે કલાકે ત્રણ ચારવાર લેવાથી ઉલટી ઝાડો બંધ થઇ શરીરમાં હુંશિયારી આવે છે; ૧૦. સળેખમમાં મરીની ભુકી તથા સાકર ગરમાગરમ દુધમાં નાખીને પીવાં; ૧૧. મરી, ચિત્રકમૂળ તથા સંચળની ફાકી લેવાથી સંગ્રહણી, હરસ, બરોલ તથા ગુલ્મમાં ફાયદો થાય છે; ૧૨. મરી તથા ગંધકને બારીક વાટી ઘીમાં ખરલ કરીને તે ઘી શરીરે ચોપડવું ને તડકામાં બેસવું, તેથી ખસ તથા લુખસ મટે છે; ૧૩. કરીયાતા જેવી એકાદ કડવી દવા સાથે મરીની ફાકી લેવાથી તાવ જવાની સાથે શરીરમાંની સુસ્તી ઉડી જાય છે, આંતરડાંને જોર મળે છે, અને બરલનું ઝેર નીકળીને લોહીની પણ શુદ્ધિ થાય છે. મરીના રસાયનિક દ્રવ્યને 'પીપરીન' કહે છે. **બનાવટ—૧. શ્વાસકુંઠારરસ** (નં. ૫૧૩). **૨. મરીચ્યાદિચૂર્ણ** (નં. ૭૦૧). **૩. મરીચચૂર્ણ** (નં. ૭૦૨), **૪. પ્રાણદાગુટિકા** (નં. ૭૫૦.)

**૩૦૩ મામેજવો**—સં. **मामज्जक**; અં. Enicostema littorale, લા. syn. Hippion orientale. મામેજવાના છોડ દશ બાર આંગળ ઉંચા થાય છે. પાંદડાં આશરે

બે આંગળ લાંબાં ને સરપની જીભના આકારનાં હોય છે. આવા આકાર ઉપરથી તેનું 'નાગજિહ્વા' નામ પડેલું છે. તેમાં ધોળાં ફુલ આવે છે. મામેજવો સ્વાદે અતિ કડવો હોય છે. ગામડાના લોકો તાવ તથા કૃમિમાં તેનો ઉપયોગ કરે છે.

૩૦૪. **માયાં**—સં. **मायाफलं**; અં. Gall nut. લા. Quarcus Infectoria. માયાંનું વૃક્ષ ઘણું મોટું થાય છે. તેમાં માયાં થાય છે, તેને 'માયફળ' કે કાંટાળાં માયાં એવાં નામોથી ઓળખવામાં આવે છે. તેના ઉપર કાંટા જેવા ડોડા હોય છે. આ માયાં ખરૂં જોતાં તેનાં ફળ નથી, પણ એ ઝાડો ઉપર એક-પ્રકારનાં જંતુઓ પોતાની હગાર (ઇંડાં) મુકે છે તેની ગરમીથી છાલમાંથી રસ ઝરીને સુકાઇ ગટ્ટા (ગાંઠો) બંધાઇ જાય છે. આ જંતુનાં ઇંડાંવાળું માયું વજનમાં ભારે હોય છે, રંગે કાળું હોય છે અને ઘણુંજ ગ્રાહી હોય છે. અતિસાર તથા રક્તાતિસારને બંધ કરવામાં માયાં વપરાય છે. અફીણ સાથે તેની સારી અસર થાય છે. ફટકડી અને કાંટાળાં માયાંના કોગળા કરવાથી મોંની ગરમીનાં દરદો મટે છે. આમણ નીકળે છે તે બંધ કરવા માયાંનું પાણી છાંટવું; અફીણ તથા માયાંનો મલમ બહાર નીકળેલા મસાને સુકવે છે તથા લોહી પણ બંધ પાડે છે. માયાંમાંથી 'ગેલીક એસીડ' સેંકડે ૩ ટકા અને 'ટેનિન' સેંકડે ૫૦ ટકા નીકળે છે. અંગ્રેજી ઉપચારમાં આ બન્ને બનાવટો વપરાય છે.

૩૦૫. **માલકાંકણાં**—સં. **मालकांगुनी; ज्योतिष्मती**; અં. Staff tree; લા. Celastrus paniculata. માલકાંકણાં એજ જ્યોતિષ્મતી છે પણ બંગાળી કવિરાજો કાગડોલીયા (Cardiospermum halicacabum) ને જ્યાતિષ્મતી માને છે. (Kanny Lal-Dey. Ind. Drugs–Ind. p. 66 ). માલકાંકણીના વેલા થાય છે. તેમાં લીલાં ફળના ઝુમખા બેસે છે, જે પાકે છે ત્યારે લાલ થાય છે. તેનાં બી ઉપર પડ હોય છે; અંદર ચપટાં પીળાં બી હોય છે. તે બીમાંથી પીળા રંગનું તેલ નીકળે છે. આ તેલને માલકાંકણીનું તેલ કહે છે. ઔષધમાં તેનાં પાન, ફળ, તથા તેલ વપરાય છે. **આના જેવી એક બીજી વનસ્પતિ (છોડ) થાય છે, જેને મરાઠીમાં કાનફોડી (તલવની).** (લા. Cleome viscosa) **કહે છે. કેટલાક લખનારા જણાવે છે કે જ્યોતિષ્મતીનાં તો વૃક્ષો થાય છે અને માલકાંકણીના વેલા થાય છે. આ ઉપરથી એમ જણાય છે કે માલકાંકણી અને જ્યોતિષ્મતી એ બન્ને જુદી વનસ્પતિ છે.** ગુણ—ઉષ્ણ, સ્વેદલ. સ્મરણ શક્તિ વધારવામાં માલકાંકણી અકસીર ગણાય છે. ચરક તેને શિરોવિરેચન એટલે મગજનું શોધન કરનાર કહે છે અને સુશ્રુત તેને વ્રણશોધન, કુષ્ઠઘ્ન તથા સંશોધન કહે છે. વાઇનાં શરૂવાતનાં ચિન્હો, ભ્રમ, બેશુદ્ધિ વગેરે જણાવા માંડે કે માલકાંકણાં તથા મરીની ફાકી આપવા માંડયાથી વાઇ અટકી જાય છે. તેલ વિશેષ કરીને બહાર લગાવવાના કામમાં વપરાય છે. તેનાથી આંકડીના ઝાડા અને કોલેરાની ગોટલીઓ મટે છે. કેટલાક ડાકટરો પોતાના અનુભવથી જણાવે છે કે માલકાંકણીનું તેલ મૂત્રલ અને સ્વેદલ હોવાથી જલોદરમાં ફાયદો કરે છે.

૩૦૬. **મીંઢળ**—સં. **मदन**; અં. Bushy gardenia; લા. Randia dumetorum. મરાઠીમાં તેને 'ગેળ' કહે છે. મીંઢળ એક પ્રકારના વૃક્ષનું ફળ છે. તે મોટી સોપારી જેવડું અખોડના જેવું ગોળ થાય છે. લગ્ન સમયે વરકન્યાને હાથે મીંઢળ બાંધવાનો હિંદુ લોકોમાં રિવાજ છે. ગુણ—વાંતિકારક, ગ્રાહી. મીંઢળ ઉલટી માટે વપરાય છે. તેની અંદરથી ગર્ભ

નીકળે છે તે મોટા પ્રમાણમાં વામક છે. આ ગર્ભ ૧થી ૨ માસા પાણીમાં આપવાથી ઉલટી થાય છે. મીંઢળ પીધા પછી દશ પંદર મીનીટમાં ઉલટી થાય છે. વધારે ઉલટી કરાવવી હોય તો તેના ઉપર ઉનું પાણી પાવું. મીંઢળ નાના પ્રમાણમાં કફઘ્ન તથા ગ્રાહી છે. ખીલ વગેરે ગડગુમડ ફોડવા માટે મીંઢળ તથા ગોળ વાટીને લેપ કરવામાં આવે છે. માત્રા-ઉલટી માટે ૬ થી ૮ વાલ; રેચ માટે ૪ થી ૬ વાલ.

**૩૦૭. મુશલી**—સં. **मुशली**; લા. Asparagus Sarmentosus. મુશળીનાં ઝાડના મૂળીયાંના કટકા બજારમાં મળે છે તે પણ 'મુશળી' નામથી ઓળખાય છે. તેની બે જાત છે. ધોળી તથા કાળી. ઔષધમાં ધોળી મુશળી સારી ગણાય છે. ગાંધી લોકો મુશળીને બદલે શતાવરીનાં મૂળીયાં ઘણીવાર ચલાવી દે છે. કેમકે તે એક બીજાને મળતાં આવે છે. **ગુણ**—ધાતુપૌષ્ટિક. મુશળી ધાતુપૌષ્ટિક પાકમાં તથા ચૂર્ણમાં પડે છે. તે ધાતુનું સ્તંભન કરે છે તથા ધાતુની વૃદ્ધિ કરે છે. **બનાવટ—મુશલ્યાદિ ચૂર્ણ** ( નં. ૭૦૬ )

**૩૦૮. મેથી**—સં. **मेथिका**; લા. Trigonella fœnum graceum. મેથીની લીલી ભાજી થાય છે. ને તેનું શાક થાય છે. તેમાં દાણા થાય છે તે પણ 'મેથી' નામથી પ્રસિદ્ધ છે, કેમકે શાક દાળના વઘાર માટે તે સર્વત્ર વપરાય છે. તેના આ ઉપયોગ ઉપરાંત દવા તરીકે પણ મેથી વપરાય છે. **ગુણ**—વાતહર, પૌષ્ટિક. મેથી વા ઉપર સારી ગણાય છે. તે સંધિવા, કમરનો દુખાવો તથા કળતરને મટાડે છે. સ્ત્રીઓ મેથીનો ઘણો ઉપયોગ કરે છે; તેથી નબળાઇ દૂર થઇ શક્તિ આવે છે અને જઠરાગ્નિ સારી થાય છે. સુવાવડ ગયા પછી ગર્ભાશયમાં કાંઇ કસર રહી ગઇ હોય અને બરાબર સંકોચ ન પામ્યું હોય તો મેથીનો પાક ખાવાથી ફાયદો થાય છે. બરલની ગાંઠ, ગુલ્મ તથા પેટના બીજા પણ કેટલાક વ્યાધિમાં મેથીના લાડુ કે મેથીપાક ફાયદો કરે છે. **બનાવટ-મેથીપાક** ( નં. ૮૧૯ ).

**૩૦૯. મેંદી**—સં. **मेंदिका**; અં. Henna. લા. Lawsonia alba. મેંદીનાં ઝાડ થાય છે. બાગમાં વવાય છે. પાંદડાં નાનાં હોય છે. **ગુણ**—પૌષ્ટિક, મૂત્રલ, ગ્રાહી અને શોથઘ્ન. એનાં પાન વાટી હાથ પગ ઉપર રંગ લાવવાને મૂકવામાં આવે છે. હાથ પગ ઉપર મુકવાથી બળતરા મટે છે. તેના ફુલનું અત્તર કાઢે છે જેને **હિનાનું અત્તર** કહે છે. તેનો રસ તથા સાકર મેળવી પીવાથી ક્ષયમાં ફાયદો કરે છે. તે ગરમીના રોગોને મટાડે છે. કાનના પાકમાં તેના રસનું ટીપું નાખવામાં આવે છે. મેંદીના બીજને **કમરકસ** કહે છે, જે ચણોઠી જેવડાં હોય છે.

**૩૧૦. મેદાલકડી**—લા. Litsala sebifera. મેંદાલકડીનું ઝાડ મોટું થાય છે. તેની છાલ ભુખરા રંગની હોય છે. ગાંધીને ત્યાં આ છાલ મળે છે. કોઇ કોઇ વૈદ્યો કહે છે કે 'મેદા' નામની જીવનીયગણની અપ્રસિદ્ધ વનસ્પતિની અવેજીમાં આ મેંદાલકડી વાપરી શકાય. આ લાકડું મુંઢમારના સોજા ઉપર લેપ તરીકે વપરાય છે. મેંદાલકડી, સાજીખાર અને આંબાહળદરના લેપની આપણા લોકમાં સર્વત્ર માહીતી છે. માર પડવાથી કે વાગવાથી લોહી જામી જાય છે તેને આ લેપ વેરી નાખે છે. મેંદાલકડી પિત્તશામક છે તેથી ટંડા પાણીમાં વાટીને કે હીમ કરીને પીવાથી પરમો તથા દાહ શાંત પડે છે; તેમજ અતિસાર અને મરડો પણ મટે છે.

**૩૧૧. મોચરસ**—સં. **मोचरस**; અં. Dried gum or Juice of Bombax Malabari cum. મોચરસ એ શેમળાના વૃક્ષનો ગુંદ છે. **ગુણ**—શીતળ, ગ્રાહી, વૃષ્ય.

વિશેષ હકીકત માટે જુવો શેમળો નં. ૩૪૬. બનાવટ—૧. લઘુગંગાધરચૂર્ણ (નં. ૭૧૨). ૨. વૃદ્ધ ગંગાધરચૂર્ણ (નં. ૭૨૦).

**૩૧૨. મીંઢીઆવળ**—સં. **मार्कन्डी** અં. Senna; લા. Cassia angustifolia. મીંઢીઆવળને 'સોનામખી' પણ કહે છે. મરાઠીમાં તેને 'સોનામકાઈ કહે' છે. ગુજરાત કાઠીયાવાડમાં મીંઢીઆવળ કહે છે અને હિંદુસ્તાની ભાષામાં સોનામખી કહે છે. ફારસી તથા આરબી ભાષામાં તેને 'સના' કહે છે અને તે ઉપરથી અંગ્રેજીમાં 'સેના' નામ રાખ્યું જણાય છે. આ એક આવળની જાત છે. તેનાં પાન, ફુલ, સર્વ આવળના જેવાંજ થાય છે. ગુણ-રેચક, શોધક, તથા કૃમિઘ્ન. સ્વાદે તુરી તથા કડવાસ વાળી છે. સોનામખીનો જુલાબ ઘણો ધીમો ને હલકો લાગે છે તેથી તે નિર્ભયપણે લઇ શકાય છે. ચામડીના જીર્ણ વિકારોમાં તેની શોધક અસર છે અને કેટલાક દિવસ ફાકી લેવાથી ફાયદો થાય છે. વાતરકત તથા ઉદરવામાં સોનામખીની ઘણીજ સારી અસર છે. **બનાવટ—પવિત્રચૂર્ણ** (નં. ૬૯૪).

**૩૧૩. રગતરોહીડો—रोहितकः** લા. Tecoma undulata. રકતરોહીડાનું ઝાડ મોટું થાય છે. એને કેટલાક રોહીડો પણ કહે છે. દવામાં તેની છાલ વપરાય છે. તે છાલ રકતશોધક છે. બરલ વગેરે પેટની અંદરની ગાંઠો તોડવામાં રકતરોહીડાની અસર છે. શ્વેત-પ્રદરમાં તેનાં મૂળનો કલ્ક મધમાં પાવો. માર પડવાથી ગંઠાઈ ગયેલ લોહી તોડવા માટે રકતરોહીડાનું ચૂર્ણ ઘીમાં ચાટવું તથા પાણીમાં લેપ કરવો.

**૩૧૪. રતવેલીઓ**—સં. **जलपिप्पली**; અં. Purple lippia; લા. Lippia nodiflora. રતવેલીઆના છોડ નદી કિનારે અથવા પાણીવાળી જમીનમાં થાય છે. તેનાં પાન મોટી લુણી જેવાં કોરપર કરકરીયાંવાળાં થાય છે. ગુણ—દાહશામક. રતવેલીઓ સ્વાદે તુરો છે તથા ઠંડો છે. રતવા ઉપર ચોપડવામાં આવે છે, તેમજ બાળકોને ગરમી તથા રતવામાં પાવામાં આવે છે. તેનાથી લોહીખંડ ઝાડો, દાહ, તાવ, ભ્રમ, વિષ, તરસ તથા શ્વાસ મટે છે. ગુમડાં ઉપર પણ ચોપડાય છે.

**૩૧૫. રતાંજળી**—સં. **रक्तचंदन** અં. Red sandal wood; લા. Pterocarpus Santalum. ફારસીમાં તેને સંડલેસુર્ખ કહે છે. એની શીંગોમાં રાતા ચણોઠા થાય છે. તેના પાન તથા ફળમાં પણ રતાંજલી જેવો ગુણ છે. ધોળા ચંદનની પેઠે રાતાં ચંદનનાં વૃક્ષો મલબાર કાંઠે તેમજ મૈસુર, ત્રાવણકોર વગેરે પ્રાંતોમાં થાય છે. તેના કાળાશ પડતા લાલ લાકડાના કટકા ગાંધીને ત્યાં વેચાય છે. ગુણ—શીતળ, પિત્તશામક, વૃષ્ય, તાવ, તૃષા તથા ઉલટીને દબાવી પિત્તનું શમન કરે છે તેથી રતાંજલી તાવના ઘણાક કવાથમાં પડે છે. વળી શીતળ હોવાથી ચામડીનાં દરદોમાં પણ તે ફાયદો કરે છે, અને તે કામને માટે તે ઠંડા લેપમાં વપરાય છે. દવાઓને તથા તેલને રંગ આપવા પણ તેનો ઉપયોગ થાય છે. ઉલટી, તરસ, તાવ, રકતવિકાર, વાત, પિત્ત, કફ, રૂધિરસ, કૃમિ વગેરે રોગને મટાડે છે.

**૩૧૬. રસવંતી**—સં. **रसांजन**; અં. Extract Barbery. રસવંતીને 'રસાંજન' પણ કહે છે. તે દારૂહળદરમાંથી બને છે (જુઓ દારૂહળદર નં. ૨૫૮). **બનાવટ-રસાંજનાદિવટી** (નં. ૬૧૯).

**૩૧૭. રાઇ**—સં. **राजिका.** અં. Mustard seeds લા. Sinapis nigrao. રાઇના છોડ આશરે હાથભર ઉચાઇમાં થાય છે. તેનાં પાંદડાંનું શાક કરવામાં આવે છે. રાઇની ભાજી ઉષ્ણ, પિત્તકર, પણ વાતહર છે. રાઇના છોડમાં ફળીઓ થાય છે ને તેમાં જે દાણા થાય

છે તે 'રાઇ' કહેવાય છે. તેની રાતી, કાળી, ધોળી એવી જાતો છે. અથાણામાં, રાયતામાં અને શાક તરકારીને વઘાર દેવામાં રાઇનો આપણે નિત્ય ઉપયોગ કરીએ છીએ. રાતી કરતાં કાળી વધારે જલદ છે. દવા તરીકે રાઇ વિશેષ કરીને બહારના ઉપચારોમાં વપરાય છે. ગુણ—ઉષ્ણ, ક્ષોભક અને વાંતિકર. રાઇ પાવાથી ઉલટી થાય છે. જ્યારે ઝેર ખવાયું હોય અને મગજ ઉપર લોહીની અસર થઇ બેશુદ્ધિ આવી હોય ત્યારે ઉલટી કરાવવાની જરૂર છે અને તે કામમાં રાઈ સારી છે. વાયુના સોજા ઉપર કે બહેર મારી ગયેલા ભાગ ઉપર રાઇ વાટીને લેપ મારવાથી સોજા ઉતરી જાય છે અને બહેર મારી ગયેલો ભાગ જીવતો થાય છે. જેમ રાઈ પાવાથી ઉલટી થાય છે તેમ તીક્ષ્ણ અતિસાર વગેરેમાં જ્યારે દવા પેટમાં ટકવાને બદલે ઉલટી થઇ નીકળી જાય છે ત્યારે ઉપર રાઇનું પ્લાસ્ટર મારવાથી ઉલટી અટકે છે. દસ્તાનની પીડાવાળી સ્ત્રીને રાઇ નાંખેલા ગરમ પાણીમાં કમરબુડ બેસાડવાથી દસ્તાનની પીડા બંધ પડે છે. તેમજ મગજ પર લોહીનો જોસ ચડવાથી દરદીને ઉન્માદ થયો હોય ત્યારે પણ તેના પગ ઘુંટણ સુધી વાટેલી રાઇ નાંખેલા ગરમ પાણીમાં બોળાવી રાખવાથી અને માથા ઉપર ઠંડું કપડું રાખવાથી લોહીનો જોસ નીચે ઉતરે છે. રાઇ વાટીને ચામડી ઉપર મૂકવાથી ચામડી ચરચરીને ફોલ્લો ઉપડે છે, માટે બાળક, નાજુક સ્ત્રીઓ તથા સહન ન કરી શકે એવાં નબળાં માણસોને રાઈનું પ્લાસ્ટર બારીક મલમલના કપડાનું આડું પડ મૂકીને મૂકવું અને સારી રીતે બળવા લાગે એટલે ઉપાડી લેવું. માત્રા-ઉલટી માટે રાઈ તોલો ૦॥.

**૩૧૮. રાસ્ના**—સં. रास्ना; લા. Vanda Roxburghii. રાસ્નાને નામે બજારમાં જુદી જુદી બે જાતનાં મૂળીઆં વેચાય છે. એક જાતનાં સળી જેવાં ધોળાં લાંબાં મૂળીઆંની ઝુડીઓ આવે છે અને બીજી જાતમાં કાળાશ પડતાં જાડાં મૂળીઆં વેચાય છે. આમાંથી દવાના કામમાં વધારે ગુણકારી પહેલી જાત ગણાય છે. તથાપિ તેનો નિર્ણય થઇને સર્વત્ર એકજ પ્રકારની રાસ્ના વપરાય તો તો વધારે સારૂ. 'નિઘંટસંગ્રહ'કાર પ્રમાણે તે દરિયા કાંઠે પત્થરવાળી જમીનમાં થનારો છોડ છે અને 'શાલિગ્રામ નિઘંટુ' પ્રમાણે તે વેલ છે. ડૉ. ઉદયચંદ્ર પણ કહે છે કે, રાસ્નાના વેલા થાય છે. આ વાતનો પણ નિર્ણય નથી. ગાંધી લોકો જે બાંધી આપે છે તે વૈદ્યો વાપરે છે. ભાવનગરથી રાસ્નાની ઝુડીઓ સુતરના દોરાથી વીંટેલી આવે છે. તે અમે વાપરીએ છીએ. ગુણ—ઉષ્ણ, વાતહર. તેના આ ગુણને લીધે તે તમામ પ્રકારના વાત વ્યાધિમાં ઉકાળાઓ સાથે વપરાય છે અને એ ઉકાળાઓમાં મુખ્ય ગુણ રાસ્નાનો હોવાથી ઘણાક ઉકાળાઓનાં નામ 'રાસ્નાના'ના નામ ઉપરથી પડેલ છે. **બનાવટ—૧. મહારાસ્નાદિ કવાથ** (નં. ૬૨૨). **૨. રાસ્નાપંચક કવાથ** (નં. ૬૨૬). **૩. રાસ્નાદિ કવાથ** (નં. ૬૨૫, ૬૨૭, ૬૨૮).

**૩૧૯. રાળ**—સં. **सर्ज**. અં. Yellow Resin લા. Resinafleva. શાલ નામના વૃક્ષોમાંથી જે રસ (ગુંદ) ઝરે છે તે રાળ છે. ગુણ—ગ્રાહી. લોહિવિકાર સાથે ખરજ વગેરેમાં વપરાય છે. બાળકના અતિસાર તથા રક્તાતિસારમાં રાળ સાકર સાથે અપાય છે. જખમના ઉપર રાળનો ભૂકો દાબવાથી લોહી બંધ પડે છે. રાળનો મલમ બને છે અને બાળવાથી હવા શુદ્ધ થાય છે. રાળના ભડકા થાય છે અને તેથી નાટકવાળાઓ તથા તમાશગીરો ભડકા માટે રાળનો ઉપયોગ કરે છે.

**૩૨૦. રીસામણી**—સં **लज्जालु**; લા. Mimosa Sensitiva. રીસામણીનાં જમીન ઉપર છાતરાં થાય છે. તેની બે જાત છે. એકમાં ઝીણા કાંટા થાય છે અને એકમાં

કાંટા થતા નથી. તેનાં પાન ખીજડીનાં પાન જેવાં અથવા આંબલીના જેવાં થાય છે. તેનાં પાંદડાંને જરા સ્પર્શ કરવાથી તે બીડાઇ જાય છે અને પાછાં પહોળાં થાય છે, તેથી તેનાં **लज्जालु, स्पर्शलज्जा, रीसामणी,** એવાં નામો પાડયાં છે. ગુણ—રીસામણી સ્વાદે તુરી તથા કડવી છે. રક્તદોષ, રક્તપિત્ત, પિત્ત, કફ, વાત, યોનિદોષ, અતિસાર, સોજા, દાહ, શ્વાસ, વ્રણ તથા ચામડીના વિકારોમાં ફાયદો કરે છે. અંડવૃદ્ધિ ઉપર રીસામણીનાં પાંદડાં વાટી ખદખદાવીને બાંધવાં, સ્ત્રીઓનું યોનિદ્વારનું અંગ બહાર આવે તો રીસામણીનાં પાંદડાં વાટી હાથે લગાવીને તે રસવાળા હાથથી તે અંગ અંદર બેસાડવું. એજ પ્રમાણે હરસ અથવા ગુદાની આમણ ઉપર પણ તેનાં પાંદડાંનો રસ રોજ બે ત્રણવાર ચોપડવાથી ફાયદો થાય છે. રીસામણીનો રસ તથા ઘોડાનું મૂત્ર મેળવી અંજન કરવાથી આંખનું પડલ (પડદો) મટે છે.

**૩૨૧. રેવંચી(ની)** સં. **रेचनी;** અં. Rhubarb, Gamboge. લા૰ Garcinia Morella—The Gamboge Tree. રેવંચીનાં ઝાડ હિમાલય ઉપર, ચીનમાં તથા મલબાર કાંઠે પણ થાય છે. તેનાં ઝાડ સુમારે ૬–૭ હાથ ઉંચાં થાય છે અને તેમાં કોકમના જેવાં ફળો આવે છે. પ્રાચીન વૈદ્યકગ્રંથોમાં **क्षीरिणी, कांचनक्षीरी** ઇત્યાદિ નામોથી જે ઓષધીનું વર્ણન કરેલું છે તેજ આ **रेचनी** અથવા રેવંચી હોય એમ લાગે છે. રાજનિઘંટના અને હાલના વિદ્વાનોના વર્ણનમાં તફાવત એટલો જ છે કે તેમાંથી પીળો સોના જેવો રસ (ચીક) નીકળે છે, એવું હાલના લેખકો લખતા નથી. ચરકે તેને શોધનીય દ્રવ્યોમાં ગણેલ છે. રેવંચીની મુખ્ય પેદાશ તથા આવક ચીનમાંથી થાય છે અને તે ઉપરથીજ તેનું નામ રેવંચીની પડેલું છે. તેમાંનો 'ની' અક્ષર નીકળી જતાં આપણે તેને રેવંચી કહીએ છીએ. રેવંચી એ હાલની પેઠે રેવંચીનાં ઝાડમાંથી નીકળનાર રસ—ચીક છે. જેથી આપણે તેને 'રેવંચીનો શીરો' કહીએ છીએ. વળી તેનો રંગ ભુખરો પીળો હોવાથી કોઇ તેને 'પીળીઓ' પણ કહે છે. એવું કહેવાય છે કે, ચીનના વેપારીઓ તેનો ચોખ્ખો રસ મોકલતા નથી, પણ મૂળ તથા છાલના કટકા કરીને મોકલે છે. ગુણ—રેચક, તથા કૃમિઘ્ન. ડૅાક્ટરો Rhubarb નો રેચક દવા તરીકે ઉપયોગ કરે છે અને આપણા લોકો પણ રેચ માટે રેવંચીનો શીરો વાપરે છે તેનાથી પાણી જેવો સખ્ત રેચ લાગે છે. રેચ લીધા પછી એક કલાકે પેટમાં અમળાટ થઇને ઉપરા ઉપર ઝાડા થાય છે. તેની સાથે જરા સુંઠ મેળવવાથી અમળાટ ઓછો થાય છે. રેવંચી, ચણકબાબ, સુરોખાર તથા એલચી, સમભાગે લઈ તેની ભૂકી કરી ૬ માસા ભૂકી પાશેર પાણી અને પાશેર દુધમાં મેળવી પીવાથી મૂત્રનો રેચ લાગે છે. રેવંચી શોધક હોવાથી તે વાટીને ગડગુમડ ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. માત્રા–૧ રતીથી ૧ વાલ.

**૩૨૨. લવીંગ**—સં. **लवंग;** અં. Cloves; Caryophyllus aromaticus. લવીંગનાં ઝાડ મલાકા, જંગબાર અને મલબાર તરફ થાય છે. લવીંગ એ તે ઝાડના ફૂલોની કળીઓ છે. મલાકાનાં લવીંગ ઉંચાં અને ઝાંઝીબારના લવીંગ હલકાં ગણાય છે. જે લવીંગ રંગે ઝાંખાં અને ભરાવમાં ઓછાં તે હલકાં ગણાય; અમેરિકામાં બનાવટી લવીંગ પણ થવા લાગ્યાં છે. જે લવીંગમાં ઉગ્ર વાસ હોય, સ્વાદમાં અતિ તીખાં હોય અને નખ ભરાવવાથી અંદરથી તેલ જેવું દેખાય તે ચોખ્ખાં સમજવાં. ગુણ—ઉષ્ણ, કફઘ્ન, દીપન તથા આમનાશક છે. લવીંગનો વિશેષ ઉપયોગ મુખવાસમાં, મસાલાઓ તથા મોળ, ઉલટી, ચૂંક વગેરેમાં થાય છે. આફરો, શૂળ, ખાસી, શ્વાસ, હેડકી તથા ક્ષયમાં પણ તેનો ઉપયોગ ફાયદાકારક

છે. લવીંગ પાણીમાં વાટી ખદખદાવી માથે ભરવાથી માથાનું દરદ મટે છે. શરદી ઉપર લવીંગનો ઉકાળો આપવો. રતાંધળાપણા ઉપર બકરીના મૂત્રમાં ઘસી અંજન કરવું. દાંતના દુખાવા ઉપર લવીંગના અર્કનું પુમડું મુકવું. અજીર્ણ, અગ્નિમાંદ્ય તથા કોલેરામાં લવીંગનો ઉકાળો પાવો; દાંતનાં મંજનોમાં પણ લવીંગ પડે છે. **બનાવટ–૧. લવંગાદિચૂર્ણ (નં. ૭૧૪). ૨. લવંગાદિવટી** (નં. ૭૫૬).

**૩૨૩. લસણ**—સં. **लसुन; रसोन.** અં. Garlic Root; લા. Allium Sativum. લસણ સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી. તેના છોડ હાથ પોણો હાથ ઉંચા થાય છે. ભોંયમાં તેનાં કંદ થાય છે અને બહાર ડુંગળીના જેવાં પણ કાંઇક વધારે પહોળાં પાન થાય છે. ઔષધ તરીકે લસણના કંદ વપરાય છે. **ગુણ**—ઉષ્ણ તથા વાતહર. વા ઉપર લસણનો ઉપયોગ લોકોમાં પણ જાણીતો છે. ૧. લસણની કળીઓ ઘીમાં તળીને ખાવાથી ભાંગેલાં હાડ સંધાય છે. વાથી ઝલાયેલું અંગ સારૂં થાય છે અને શરીરમાં પુષ્ટિ થાય છે. વિશેષ કરીને વાયુ પ્રકૃતિવાળાને અનુકૂળ થઇ પડે છે; પિત્ત પ્રકૃતિવાળાને લસણ ઘણું ગરમ પડે. ૨. કાચા આમને પકાવવામાં લસણમાં સુંઠના જેવા ગુણ છે અને તેથીજ લસણ અજીર્ણનો એક સરસ ઉપાય છે. ૩. બાળકના લોહી પરૂવાળા ઝાડામાં લસણની કળી ઉભી ચીરીને તેમાં બાજરીના દાણા જેટલું અફીણ ભરીને તે કળી અંગારાપર કે દીવાની શગે શેકીને પછી આખી કે વાટીને બાળકને ખવરાવી દેવી. ૪. અડદીયા વામાં લસણ તલના તેલ સાથે વાટીને ખાવું, અથવા લસણ અને અડદના લોટનાં વડાં તેલમાં તળીને ખાવાં. ૫. આમવાત–સાંધાઓમાં કાચો રસ ભરાઇ સુજી આવે અને ઝલાઇ જાય તે રોગમાં લસણની કળીઓ તોલો ૦ાા ગાયના ઘીમાં તળીને નિત્ય જમતાં પહેલાં ખાઇને પછી જમવું. ૬. શૂળ ઉપર લસણ ઘીમાં ખાવું. ૭. ઉદરરોગમાં લસણની કળીઓ ૧ ભાગ, સીંધાલુણ ૦ાા ભાગ, શેકેલી હિંગ ૦। ભાગ અને સર્વેની બરાબર આદુનો રસ–તેને ઘુંટીને ચાર ચાર ગુંજાભાર ગોળીઓ વાળીને તેનું સેવન કરવું. તેથી વધેલું પેટ મટે અને દસ્તનો પણ ખુલાસો થાય છે. ૮. સર્વ પ્રકારના વા ઉપર લસણની છોલેલી કળીઓ તોલા ૪ અને શેકેલી હીંગ, જીરૂં, સીંધાલુણ, સંચળ, સુંઠ, મરી, પીપર, એ દરેક અકેક માસો, તેનું ચૂર્ણ લસણ સાથે ઘુંટીને તેની પાવલી પાવલી ભાર વજનની ગોળીઓ કરીને અકેક ખાઇ તેના ઉપર એરંડાના મૂળનો ઉકાળો પીવો; તેથી પક્ષાઘાત, ઉરૂસ્તંભ, કટિશૂળ, પડખાનું શૂળ, પેટના કૃમિ, પેટનો વાયુ તથા સર્વ અંગનો વા મટે છે. ૯. વ્રણમાં જીવ પડયા હોય તો લસણને વાટીને લુગદી મારવી. ૧૦. કાનના સણકામાં લસણ કકડાવેલ તેલનાં ટીપાં નાંખવાં. ૧૧. ખરજવા ઉપર લસણની લુગદી મૂકવાથી તો બળતરા તો થાય પણ પછી ભીંગડાં પોચાં પડીને ઉખડે છે અને ભોંય લાલ થાય તેના ઉપર સાદો મલમ મારવો. ૧૨. હડકાયા કૂતરાના કરડયા ઉપર લસણનો લેપ મારવો, લસણ ઉકાળીને પીવું અને ખોરાકમાં પણ લસણ ખાવું. હડકાયા કૂતરાના ઝેરનો આ એક ઉત્તમ ઉપાય મનાયેલો છે. **બનાવટ–લશૂનાદિ ચૂર્ણ** (નં. ૭૧૫).

**૩૨૪. લીંબડો**—સં. **निम्ठा;** અં. Nimb tree; લા. Melia Azadiracta. લીંબડાનું ઝાડ પ્રસિદ્ધ છે. આપણા દેશમાં તે સર્વત્ર થાય છે. તેની એક બીજી જાત છે જે મીઠો લીંબડો કહેવાય છે. તેનાં પાન મીઠાં અને રૂચિકર હોવાથી કઢી, શાક વગેરેમાં નાંખ-

વાનો ચાલ છે. ઔષધમાં તે વપરાતો નથી. એક બીજી જાત છે જેને બકાન લીંબડો કહેવામાં આવે છે. ઔષધ તરીકે લીંબડાનાં પાન, અંતરછાલ, ફળ, ગુંદ અને લીંબોળીની અંદરનું તેલ વપરાય છે. લીંબડો ઘણો જુનો થાય છે ત્યારે તેના લાકડામાં ચંદન જેવી સુવાસ આવે છે. લીબડાનો છાંયો ઘણો શીતળ તથા નિરોગી ગણાય છે અને તેથી તે રસ્તાઓ ઉપર, બગીચાઓમાં તેમજ આંગણામાં વાવવામાં આવે છે. ગુણ—શોધક, જ્વરઘ્ન, કૃમિઘ્ન, કુષ્ટઘ્ન તથા શામક છે. વ્રણ, સોજા, કૃમિ, ઉલટી, પિત્ત, વિષ, દાહ, કોઢ, તૃષા, રક્ત, રક્તદોષ, તાવ તથા પ્રમેહ એટલા રોગમાં હિતકારક છે. ૧. પિત્તના તાવમાં લીંબડાની અંતરછાલ ઘણોજ ફાયદો કરે છે. પિત્તના તાવમાં જ્યારે ક્વીનાઇન ગરમી કરે છે ત્યારે લીંબડાની અંતરછાલનું હીમ ઘણોજ ફાયદો કરે છે. આંતરીઆ, ટાઢીઆ અને મેલેરીયા તાવમાં જ્યારે ક્વીનાઈન તાવ ઉતર્યા પછીજ અપાય છે ત્યારે લીંબડાની છાલનું હીમ ભર્યે તાવે પણ અપાય છે અને લગભગ એટલોજ ફાયદો કરે છે. ૩. વળી માતા, ઓરી તથા અછબડાના તાવ માટે પણ આ હીમ ઘણુંજ સારૂં છે. ૪. ગરમી ઉપર લીંબડાના પાનનો રસ સાકર નાખીને સાત દિવસ પીવો. ૫. વિષમજ્વર–કડવા લીંબડાની છાલના ઉકાળામાં ધાણા તથા સુંઠનું ચુર્ણ નાંખીને પીવું, તેથી ક્વીનાઇન કરતાં પણ વધુ સારો ગુણ કરે છે. ૬. લીંબડાની કાચી લીંબોળીઓ ખાવાથી હરસ, પ્રમેહ તથા કૃમિરોગમાં સારો ફાયદો થાય છે. ૭. કૃમિ ઉપર પાનનો રસ થોડા મરીના દાણા નાંખીને પાવો અથવા પાન હીંગ સાથે ચાવવાં. ૮. સોમલના ઝેર ઉપર પણ એ રસ પાવો; પિત્તનાં ઘામઠાં ઉપડે તેમાં લીંબડાનાં પાન વાટી ઘીમાં ચાટવા, અથવા અંતરછાલનો ઉકાળો પીવો. ૯. સર્પવિષ ઉપર કડવા લીંબડાનાં પાન ચવરાવવાં. જો સરપનું ઝેર ચડયું હશે તો પાન કડવાં લાગશે નહિ. પછી ઝેર ઉતરતાં સુધી તે પાન ચવરાવવાં અથવા અંતરછાલનો રસ પાવો. તેમાં કડવાશ માલમ પડે એટલે ઝેર ઉતર્યું સમજવું. ૧૦ રક્તપદર ઉપર અંતરછાલના રસમાં જીરૂં નાંખીને સાત દિવસ આપવું. ૧૧. પ્રમેહ–ખાસ કરીને જેમાં સાકર જતી હોય તેમાં અંતરછાલનો ઉકાળો પીવો. ૧૨. કૉલેરા, મરકી વગેરે મરજ ચાલતો હોય ત્યારે તે રોગના હુમલામાંથી બચવા માટે લીંબડાનાં પાન, કપુર તથા હિંગની ગોળી ગોળ સાથે રોજ રાત્રે ખાવી. ૧૩. હરસમાં–પાકેલી લીંબોળીનો ગર માસા ૩ અને ગોળ માસા ૬ તેની ગોળી રોજ સવારમાં ખાવી. ૧૪. ઉપદંશ, પ્રમેહ વગેરે ગરમીનાં દરદો ઉપર પાશેર અંતરછાલને રાત્રે અધકચરી કુટીને એક માટીના વાસણમાં કે કાચના વાસણમાં નાંખી તેના ઉપર આંધણ જેવું ઉકળતું પાણી એક શેર નાંખવું અને ઢાંકી રાખવું, સવારે તેમાંથી ટંકે રૂ. ૪ ભાર પાણી પીવું અને ઘી સાકર રોટલી ખાવાં. ૧૫. દુષ્ટ પરૂવાળા વ્રણ ઉપર પાન વાટી તેમાં મધ મેળવી તેની પોટીસ મારવી. ૧૬. ખસ ઉપર પાન બાળીને તે રાખ કરંજના તેલમાં ખલીને ચોપડવી, અથવા લીંબોળી વાટીને ચોપડવી. ૧૭. રક્તપિત્ત તથા કોઢવાળા રોગીએ લીંબડાનાં પાન નાંખીને ઉકાળેલા પાણીથી નિત્ય ન્હાવું અને તેનો રસ અથવા પાન વાટીને ગાયના દુધમાં પીવાં અને લીંબડાની છાયામાં સુવું. ૧૮. દાહવાળા સોજા ઉપર પાન વાટીને ચોપડવાં. ૧૯. જ્વરના દાહમાં પાનનો રસ ફીણ જેવો બનાવો શરીરે ચોળવો. ૧૯ સુવારોગમાં જુના લીંબડાની અંતરછાલ નાંખી ઉકાળેલા પાણીથી તેના શરીરમાંથી ઘામ કહાડવો. સુવારોગ વાળીને ખાટલામાં પડખાભર સુવાડી ખાટલા નીચે ઉકળતા પાણીને દેગડી મસ્તક, કમર, તથા પગ ઉપર અનુક્રમે રાખીને બાફ દેવી. ૨૧. હરસમાં લીંબોળી તેલમાં તળીને તથા

ઘુંટીને તેમાં જરા મોરથુથુ પણ મેળવવું અને તે મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે છે. મોરથુથુ દાહક છે માટે સહન થાય તે પ્રમાણે નાંખવું. ૨૨. યોનિશૂળમાં લીંબોળીઓ તથા એરંડાનાં બીનો મગજ લીંબડાના રસમાં વાટીને તેની ગોળી કરી યોનીમાં પહેરવી. ૨૩. વ્રણ ઉપર લીંબડાનાં પાન, દારૂહળદર, જેઠીમધના ચૂર્ણમાં ઘી તથા મધ મેળવી, ઘુંટીને મલમ જેવું બનાવી ચોપડવું. ૨૪. વાળા ઉપર પાન વાટીને લુગદી મૂકવી. ૨૫. વ્રણ ઉપર કુણાં પાન તથા તલ વાટી તેમાં મધ તથા ઘી મેળવી લગાડવું. ૨૬. કૃમિવાળાં વ્રણ મટાડવા માટે તેજ લેપ કરવો અને પાનનો ઉકાળો કરીને તેથી વ્રણ ધોવાં. ૨૭. લીંબડાનાં કુણાં પાન તથા હરડે અથવા પાન તથા આમળાં, તેનો સરખા વજને કલ્ક કરી નિત્ય બે માસ સુધી ખાવાથી સર્વ પ્રકારના કોઢ–ચામડીના રોગ નાશ પામે છે. ૨૮. લીંમડાનાં પાનની ગરમ પોટીસમાં જરા સીંધાલુણ મેળવી તે પોટીસ આંખે બાંધવાથી આંખની ચળ તથા સોજો મટે છે. ૨૯. લીંબોળી, હરડે તથા સાકરની ગોળી કરીને ખાવાથી પ્રમેહ મટે છે. ૩૦. લીંબડાનાં પંચાંગ (બધાં અંગ) નું ચૂર્ણ કરીને તેનું સેવન કરવાથી કુષ્ઠરોગ મટે છે. કેટલાક ડૉક્ટરો કહે છે તેમ તેઓ એવા અભિપ્રાય ઉપર આવ્યા જણાય છે કે, લીંબડાની અંતરછાલમાં સિંકોના તથા આર્સેનિકના જેવા ગુણ છે. લીંબોળીમાં સડાને દૂર કરવાનો ગુણ હોવાથી હાલના સાબુ બનાવનારાઓ તે તેલનો ઉપયોગ કરવા લાગ્યા છે. કારબોલિક તેલને બદલે લીંબોળીનું તેલ વાપરી શકાય. લીંબડાનાં પાનનો શેક ખસખસના ડોડાના જેવોજ ગુણ કરે છે. બનાવટ—૧. નિંબાદિ ચૂર્ણ (નં. ૬૮૯). ૨. નિંબપત્રાદિ ચૂર્ણ (નં. ૬૯૦). ૩. પંચનિંબ ચૂર્ણ (નં. ૬૯૧).

**૩૨૫. લીંબુ**—સં. **निंबुकं**; અં. Lemon; લા. Lemonum Acidum. લીંબુના ઝાડને લીંબોળી કહે છે. લીંબુના ઝાડ આપણા દેશમાં સર્વત્ર થાય છે. તેની ઘણી જાતોમાં કાગદી લીંબુનાં ઝાડ ઘણાંજ સાધારણ સર્વત્ર ઉગે છે. કાગદી લીંબુ સિવાય દેડીંગાં, સંતરાં, ચીકોતરાં, પપનસ, નારંગી, બીજોરાં વગેરે ઘણી જાતો છે. સર્વે જાતનાં ઝાડ લગભગ સરખાંજ થાય છે. તેનાં પાન ગોળ હોય છે અને તેમાંથી લીંબુના જેવીજ ખુશબો આવે છે. તમામ જાતનાં લીંબુ કાચાં હોય છે ત્યારે લીલી છાલનાં હોય છે અને પાકવા આવે છે ત્યારે પીળાં થવા માંડે છે. માત્ર નારંગીનો રંગ સીંદુરીઓ થાય છે. લીંબુની સર્વે જાતમાં ઓછી વધતી ખટાશ હોય છે જ. પપનસ તથા નારંગી ખટમધુરાં હોય છે, મીઠાં લીંબુ મધુરાં તથા કડછાં હોય છે અને કાગદી લીંબુ ખાટાં હોય છે. અત્રે કાગદી લીંબુનું વર્ણન કરવામાં આવે છે. ગુણ—લીંબુ ખાટું ને ઉષ્ણ છે, તેથી પેટનો વાયુ, આફરો, શૂળ, ઉધરસ, આમ, કૃમિ, અરૂચિ, મોંનો ખરાબ વાસ વગેરે દરદોને તે મટાડે છે. તે જઠરાગ્નિને વધારે છે, અન્ન ઉપર રૂચિ ઉપજાવે છે, પણ બહુ ખાવાથી કફ તથા ગરમી પેદા કરે છે. લીંબુમાં સડો દૂર કરવાનો ગુણ છે; ન્હાવાના પાણીમાં લીંબુનો રસ નાંખીને ન્હાવાથી ચામડી સુંવાળી થાય છે તથા વાળ ચોખા થાય છે; લીંબુનું શરબત પિત્તશામક છે. માફકસર નિત્ય ખાવામાં આવે તો પેટમાં કૃમિ પડતા નથી; વળી લોહીને શુદ્ધ કરનાર છે. સ્કર્વી (દાંતના પારા કાળા પડીને તેમાંથી લોહી પડે) નામના રોગમાં ડૉક્ટરો લીંબુની ભલામણ કરે છે અને અમે જાતે પણ અનુભવ કર્યો છે. અફીણ તથા ફટકડી ભભરાવીને લીંબુની ચીરની પોટલી દુખતી આંખે મૂકવાથી આંખનું લોહી કપાય છે. અજીર્ણે અને અરૂચિવાળાએ નિત્ય લીંબુ, આદુ અને સીંધાલુણ જમતાં પહેલાં ખાવું. કૉલેરા ચાલતો હોય ત્યારે રોજ લીંબુનો રસ દાળ શાકમાં

લેવો; અથવા લીંબુનો રસ અને ડુંગળીનો રસ તેમાં સાકર નાંખીને તે શરબત રૂપે પીવું. **બનાવટ—૧. લીંબુનું સરબત** (નં. ૮૩૫).

**૩૨૬. લોદર**—સં. लोध्र; લા. Symplocas Racemosa. લોદરનાં ઝાડ ઘણાં મોટાં થાય છે. તે હિમાલય તથા વિંધ્યાચળ ઉપર થાય છે. દવાના કામમાં તેની છાલ વપરાય છે અને તે ગાંધીને ત્યાં વેચાવા આવે છે. તેની બે જાત છે. ધોળી તથા પાતળી છાલવાળું અને રાતી તથા જાડી છાલવાળું. આ બીજી જાતની છાલને પઠાણી લોદર કહે છે. **ગુણ**—શીતળ તથા ગ્રાહી. લોદરની ગરમ પોલ્ટીસ આંખે બાંધવાથી દુખવા આવેલી આંખ મટે છે તથા સોજો નરમ પડે છે. લોદર, મોથ તથા રસવંતીનું મંજન દાંતે ઘસવાથી દાંતના પારા મજબૂત થાય છે અને લોહી બંધ પડે છે. લોદર, જેઠીમધ, ફુલાવેલ ફટકડી તથા રસવંતી સમભાગે પાણીમાં વાટી આંખ ઉપર ચોપડવાથી આંખનાં દરદમાં ફાયદો થાય છે. ગ્રાહી હોવાથી અતિસાર તથા રક્તાતિસારનાં ચૂર્ણોમાં તથા ક્વાથમાં તે પડે છે.

**૩૨૭. લોબાન**—સં. **देवधूप**; અં. Gum Benjamin. લોબાન એ એક જાતના ઝાડનો રસ છે. બજારમાં લોબાન બે જાતનો મળે છે. એક ખેરો અને બીજો કોડીઓ લોબાન. જે લોબાનનાં ચોસલાંમાં કોડી જેવી ધોળી ગાંગડી વધારે હોય છે તે લોબાન ઉંચો ગણાય છે. **ગુણ**—કફઘ્ન તથા રોપણ. લોબાન ઉધરસમાં, દમમાં તથા ક્ષયમાં તેના જીર્ણરૂપમાં ફાયદો કરે છે. ખરાબ વ્રણ રૂઝવવામાં ઉત્તમ છે. લોબાનનો ધૂપ ઘણો સુવાસિત છે. લોબાનનાં ફૂલ પડે છે, જે અંગ્રેજીમાં 'બેન્ઝોઇક એસીડ'ના નામથી ઓળખાય છે; તે ઉલટી બેસાડે છે.

**૩૨૮. વખમો**—(Aconitum Palmatum) વખમો એ વછનાગના વર્ગની વનસ્પતિ છે પણ તે વછનાગની પેઠે ઝેરી નથી. તેના ભુખરા રંગના સખ્ત અને શીંગડીઓ જેવા કટકા થાય છે. વછનાગ, અતિવિષ અને વખમો એ ત્રણે એકજ વર્ગની વનસ્પતિ છે. **ગુણ**—વાતહર, જ્વરઘ્ન, કટુપૈષ્ટિક, પેટપીડ, ગોટો, અજીર્ણ, કૃમિ, ઉલટી વગેરેમાં વખમો આપવાથી તાત્કાલિક ગુણ થાય છે. જીર્ણ તાવમાં પણ તે અપાય છે.

**૩૨૯. વછનાગ**—સં. **वत्सनाभः**, અં. Aconite; લા. Aconitum Ferox. વછનાગ એ ખડની જાતિનો છોડ છે. તે પૂર્વ હિમાલય, સાતપુડો તથા ખાનદેશનાં જંગલોમાં થાય છે. દવાના કામમાં તેનાં મૂળ વપરાય છે. આ મૂળ ૪–૫ ઈંચ લાંબાં, રંગે કાળાં, ઘણાં કઠણ, ઉપરથી ખરબચડાં અને શીંગડી આકારનાં એટલે ઉપરથી જાડાં ને નીચેથી અણીવાળાં હોય છે. તેના આવા આકાર ઉપરથી તેને શીંગડીઓ વછનાગ કહે છે. વળી તેના ઉપર તેલના જેવો તગતગાટ હોવાથી કોઇ તેને તેલીઓ વછનાગ કહે છે. તેનો આકાર વાછરડાની નાભિ–નાળ જેવો હોવાથી તેનું 'વત્સનાભ' નામ રાખેલું જણાય છે. વગનાગના કટકા વજનમાં જેમ ભારે તેમ તે વધારે ઉંચા ગણાય છે. વછનાગ એ એક અતિ ઝેરી વનસ્પતિ છે. એ વનસ્પતિનાં જુદાં જુદાં અંગોમાં વિષ હોય છે, તેમાં કંદનું વિષ ઔષધ તરિકે સર્વથી ઉત્તમ મનાયું છે. પણ તે અતિ ઝેરી હોવાથી તેને વાપરવામાં પણ ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે. વછનાગની ઘણી જાતો છે. **ભાવમિશ્ર** તેની નવ જાતો ગણાવે છે. ૧. વત્સનાભ; ૨. હારિદ્રક, ૩. સક્તુ, ૪. પ્રદીપન, ૫. સૌરાષ્ટ્રિક. ૬. શૃંગીક, ૭. કાલકૂટ, ૮. બ્રહ્મપુત્ર અને ૯. હાલાહલ. વછનાગ તેમાંની એક જાત છે. ચરક–સુશ્રુત તેના ૧૩ ભેદ કહે છે. વછનાગનો ઉપયોગ **ભાવમિશ્ર**ના સમયથી વિશેષ થયેલો જોવામાં આવે છે. તે પહેલાં વૈદક

ગ્રંથોમાં વછનાગનો બહુ ઉપયોગ બતાવેલો જોવામાં આવતો નથી. દવાના કામમાં લેતાં પહેલાં તેનું શોધન (જુવો નં. ૫૮) કરવાથી તેનું ઝેર તથા ઉગ્રતા ઓછી થાય છે. ગુણ—જ્વરહર, વાતહર. વછનાગ સ્વેદલ તથા મૂત્રલ હોવાથી જ્વરઘ્ન છે. દેશી વૈદકમાં તેનો ઉપયોગ હીંગળો, પારો, ગંધક તેમજ બીજી દવાઓના યોગમાં કરેલો જણાય છે અને તેમાં તે હોમીયોપથીના ડોઝ પ્રમાણે ઘણીજ અલ્પ માત્રમાં ખોરાકમાં આવે છે. વછનાગ જીર્ણજ્વર કરતાં તીક્ષ્ણ-જ્વરમાં–દાહયુક્તજ્વરમાં વિશેષ ફાયદો કરે છે. વળી તે વાતહર તથા પિત્તશામક હોવાથી સંધિવા. ચસકા, કળતર વગેરેમાં પણ વપરાય છે અને ત્યાં તે દરદોના જીર્ણરૂપમાં વધારે ફાયદો કરે છે. વછનાગ બહારથી લગાવવાના કામમાં પણ આવે છે. તેનાં દેશીમાં વાતહર તેલ તથા અંગ્રેજીમાં લીનીમેન્ટો બને છે. વછનાગ પાચક હોવાથી અજીર્ણમાં ફાયદો કરે છે અને તેથી અજીર્ણકંટક અને રામબાણ વગેરે રસોમાં વપરાય છે. વછનાગ જડપણાને દૂર કરે છે, તંદ્રા એટલે આળસને ઉડાડે છે તથા શક્તિ આપે છે. અફીણનું બંધાણ છોડનારાઓને કળતર થાય છે તે વછનાગનો ઘસારો લેવાથી દૂર થાય છે. તે લોહીના જમાવને તોડનાર હોવાથી કર્ણમૂળ (કાનના મૂળ પાસે સોજો થાય તે), બદ, બાંબલાઇ, ગંડમાળ વગેરે ગાંઠો ઉપર લીંબડા રસમાં ઘસીને ચોપડવો. સર્જન ડૉકટર જી. એ. એમર્સન વછનાગ સંબંધી એક ખાસ અનુભવ લખે છે, તે એ કે, મધુપ્રમેહ એટલે સાકરીયા પ્રમેહ (ડાયાબીટીસ) ઉપર તે વાપરવાથી તેની અસર પહેલેજ દિવસથી માલમ પડીને મૂત્રનો અસાધારણ વેગ ઓછો થવા લાગે છે અને સાકર પણ ઓછી થવા લાગે છે. મૂત્ર સાથે ધાત જતી હોય તથા મૂત્ર રોકી ન શકાતું હોય તેમાં પણ તે એવીજ સારી અસર કરે છે. એલોપથીમાં વછનાગનો ઉપયોગ ટિંકચર તથા એક્સ્ટ્રાક્ટ રૂપે થાય છે અને દેશી વૈદકના ઘણા રસ પ્રયોગમાં તે પડે છે. જેમકે ભૈરવરસ, આનંદભૈરવરસ, મહાજ્વરાંકુશ, અજીર્ણકંટકરસ, રામબાણરસ, જ્વરમુરારિરસ વગેરે. માત્રા–શુદ્ધ વછનાગ રતી ૦।। થી ૧. બનાવટ–અમૃતાદિવટી (નં. ૭૩૩).

**૩૩૦. વજ**–સં. **વચા**; અં. Flagroot; લા. Achorus calamus. મરાઠીમાં તેને વેખંડ કહે છે. વજના નાના છોડ પાણીવાળી કે ભીની જમીનમાં થાય છે. મણીપુર તથા નાગાહીલ તરફના પ્રદેશોમાં ખેતરોમાં તથા ખેતરોના શેઢા ઉપર પુષ્કળ ઉગે છે. બજારમાં તેના મૂળના લાંબા ચપટા અને ગાંઠોવાળા કટકા વેચાય છે. તેમાં પસંદ પડે એવી ઉગ્ર તથા તીક્ષ્ણ સુગંધી હોય છે. આ મૂળીઆં વજ, ઘોડાવજ અથવા ગંધીલો વજ એવાં નામોથી ઓળખાય છે. વળી એક બીજી જાત ઇરાનથી આવે છે, તેને ખોરાસાની વજ કહે છે. તેના કટકા ધોળા હોય છે તેથી તેને ધોળોવજ કહે છે. દવામાં વિશેષે કરીને ગંધીલો કે ઘોડાવજ વપરાય છે. ગુણ—સ્વાદે તીખો કે કડવો છે. વળી તે વાતઘ્ન, કફઘ્ન તથા વાંતિકર છે. વજ દીપન, કંઠ–મળ–મૂત્રનું શોધન કરનાર, વાણીને ચોખ્ખી કરનાર અને બુદ્ધિ આપનાર ગણાય છે. કફ, આફરો, શૂળ, તાવ, અતિસાર, અપસ્માર, ઘેલછા વગેરેમાં સારો ગુણ કરે છે. વધારે પ્રમાણમાં (૩૦ ગ્રેન–૬ વાલ) લેવાથી ઉલટી થાય છે. નાના વજન (૧૦ થી ૨૦ ગ્રેન)થી લેવાથી દમ મટાડે છે. પ્રથમ ૧૫ થી ૨૦ ગ્રેન વજને શરૂ કરવો અને પછી દર બે ત્રણ કલાકે ૧૦ ગ્રેન વજનથી કફઘ્ન તરીકે આપવાથી દમ મટે છે, એવું ડૉકટરો અનુભવ કરીને કહે છે. શરદીથી ગળામાં સોજો (વરમ) આવ્યો હોય તેમાં ૧૦ ગ્રેન પ્રમાણથી દૂધ સાથે લેવાથી વરમ તથા ખરેરી દૂર થાય છે. તે સુકા ગળાને થુંક વધારીને ભીનું બનાવે

છે. વજનો કટકો મોંમાં રાખવાથી તે "કફ લોઝેન્જીસ" (કફને માટે બજારમાં અંગ્રેજી ટીકડીઓ આવે છે તે)ના જેવુંજ કામ કરે છે. બચ્ચાંની ખાંસી તથા કફમાં દુધીઓ વછનાગ આપવાનો આપણામાં જુનો ચાલ છે તે સારો છે, તે ચૂંક પણ મટાડે છે; વળી ગ્રાહી છે તેથી ઝાડાને પણ બંધ કરે છે. માથાની પીડામાં વજનો ખરડ કરવાનો કે આટાની સાથે વજનો ભૂકો નાંખી તેનો રોટલો કરી માથે બાંધવાનો રિવાજ છે. વજના ભૂકાની પોટલી કરી નાકે સુંઘવાથી શરદી, સળેખમ તથા માથાનું દરદ મટે છે, અપસ્માર એટલે વાઇના દરદમાં વજનું ચૂર્ણ દુધમાં આપવું અને દરદીને ફક્ત દુધ ભાત ખવરાવવાં, તેથી સારો ફાયદો આપે છે. ઉન્માદમાં વજના રસમાં કે ઉકાળામાં કઠનું ચૂર્ણ તથા મધ નાંખીને પાવું; બાળકનું ગળું પડે છે અને તાળવું બેસી જાય છે, તેમાં વજ તથા જાયફળ દુધમાં કે ઘીમાં ઘસીને તાળવે ભરવાં. ખાવાની માત્રા વાલ ૨. ઉલટી લેવાની માત્રા વાલ ૬.

**૩૩૧. વડ**—સં. **वटः** અં. Banyan tree; લા. Ficus Indicus. વડનું ઝાડ પ્રસિદ્ધ છે. ઔષધમાં તેની છાલ તથા છીર વપરાય છે. તે ગ્રાહી તથા કફશામક છે. વડનું દુધ ધાતુપુષ્ટિ તથા ધાતુ સ્તંભન માટે વપરાય છે. તે તેના ગ્રાહી તથા ચીકાશવાળા ગુણને લીધે હશે. વડની વડવાઇનું દાતણ કરવાથી દાંત મજબુત થાય છે, તેમજ વડવાઇ કેટલીક ભસ્મો બનાવવાના કામમાં લેવાય છે. વડનું છીર તથા કપુરનું અંજન કરી આંજવાથી ફૂલું કપાય છે. જે પંચવલ્કલમાં વડની છાલ પડે છે તેના પાણીવડે મુખપાક, વ્રણ, વિસ્ફોટક તથા જખમો ધોવાથી તેમજ સ્ત્રીઓના પ્રદર (ધુપણી) રોગમાં તે પાણીથી પ્રક્ષાલન કરવા-છાંટવાથી ઘણો ફાયદો થાય છે. બળીઆ નીકળીને શરીર અત્યંત કચકચી જાય છે તથા વાસ મારે છે ત્યારે આ પંચવલ્કલના ગરમ પાણીમાં વાદળી બોળીને દાબવાથી રસી ખેંચી લેવાય છે. તથા પંચવલ્કલની વસ્ત્રગાળ ભૂકી અથવા બાળેલી રાખ દાબવાથી ખરાબ વાસ દૂર થઇને રૂઝ પણ આવે છે, 'પંચતવક'માં વડની છાલ આવે છે.

**૩૩૨. વરણો**—સં. **वरुणः**; લા. Crætava Religiosa; મરાઠીમાં તેને વાયવરણા કહે છે. વરણાનું ઝાડ મોટું થાય છે. તેમાં બીલીની પેઠે ત્રણ ત્રણ પાંદડાં સાથે થાય છે અને તેમાં સોપારી જેવડાં ગોળ ફળ થાય છે, જે પાકે છે ત્યારે લાલ હોય છે. તેનાં ફૂલ સંધેસડાના જેવાં હોય છે જે ભમરાઓને બહુ ભાવે છે. તેનાં પાનને એરંડાના જેવી લાંબી ડાંડલીઓ હોય છે. દવાના કામમાં વિશેષ કરીને તેની છાલ વપરાય છે. ગુણ—તેનો રસ કડવો, તુરો તથા કાંઇક મધુર અને ગરમ છે. તે મૂત્રલ છે. સુશ્રુત તેને કફમેદનિવારક, શિરશળહર તથા વાતસંશમન કહે છે. વા, કફ, મૂત્રકૃચ્છ્ર, પાણવી, વાતરક્ત, ગુલ્મ, લોહીવિકાર, કૃમિ, યોનીશળ, મસ્તકશળ વગેરે રોગને મટાડે છે. ગલગંડ વગેરે ગાંઠો ઉપર તેની છાલનો ક્વાથ મધ નાંખીને પીવો; અંદરની તેમજ બહારની વિદ્રધીમાં તેની છાલ તથા સાટોડીનો ક્વાથ પીવો અને છાલ વાટીને ગાઠ ઉપર બાંધવી, તેથી સોજો ઉતરીને ગાંઠ ફાટે છે. પાણવી મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર વગેરેમાં વરણાની છાલ, ગોખરૂ અને સુંઠનો ઉકાળો ગોળ તથા જવખાર નાંખીને પીવો; મોંના ખીલ માટે વરણાની છાલના ઉકાળાથી મોં ધોયા કરવું. ગંડમાળ (scrofulla) રોગ ઉપર વરણાંના તથા કાંચનારની છાલના ક્વાથનું મધ નાખીને સેવન કરવું. **બનાવટ—વરૂણક્વાથ** (નં. ૬૩૪).

**૩૩૩ વરધારો**—સં. **वृद्धदारु**; લા. Rourea Santaloides. વરધારો એ શું વનસ્પતિ છે તેને માટે અત્યાર સુધી ઘણા વૈદો પણ ભ્રાંતિમાં છે." આર્યઔષધ " માં ડૉ. વીરજી

ઝીણા જણાવે છે કે, "કેટલાક સમુદ્રશોષના મૂળને વરધારો કહે છે. પણ વરધારો તદ્દન જુદીજ જાતનું ઝાડ છે." નિઘંટસંગ્રહના કર્તા વૈદ્ય રઘુનાથજી ઇંદ્રજી કહે છે કે વરધારો એ સમુદ્રશોષ હોય એમ અનિશ્ચિતપણે લાગે છે; પણ પોરબંદરવાળા બૉટેનિસ્ટ અને વનસ્પતિશાસ્ત્રી રા. જયકૃષ્ણ ઇંદ્રજી સંપૂર્ણ નિશ્ચય સાથે જણાવે છે કે સમુદ્રશોષનાં મૂળ એજ આપણો વરધારો છે. વરધારાની બે જાત છે, તેમાં મોટો વરધારો તે સમુદ્રશોષનો વેલો, અને નાનો વરધારો તે ફાંગનો વેલો હોય એમ કહેવામાં આવે છે. દવામાં મુખ્ય કરીને તેનાં મૂળ વપરાય છે. **ગુણ**—સ્વાદે કડવો, તુરો તથા ગરમ છે. પૌષ્ટિક તથા વાતહર છે. વા, આમ, સોજા, રક્તવિકાર તથા વાયુના રોગોને મટાડે છે. તે રસાયન છે. તેના સેવનથી સ્ત્રીઓનો છોડ પાંગળે છે એટલે ગર્ભ ફરીને વધે છે; હરસમાં પણ તે ફાયદો કરે છે. તેનાં પાન ગુમડાં ઉપર બાંધવામાં આવે છે. **બનાવટ**—**વૃદ્ધદારૂ ચૂર્ણ ( નં. ૭૨૨ ).**

૩૩૪. **વારાહીકંદ**—સં. **वाराहिकंद**; લા. Dioscorea sativa. મરાઠીમાં તેને ડુક્કરકંદ કહે છે. આ એક જાતના વેલાનો કંદ છે. વારાહીકંદનો વેલો ડુંગરમાં થાય છે. તેનાં પાન નાગરવેલનાં પાન જેવાં હોય છે. તે વેલો જમીન ઉપર ચાલે છે અને હાથ હાથ છેટે જ્યાં જ્યાં જમીનમાં મૂળ નાખે છે એટલા ઠેકાણે બબ્બે જોડ ગાયની ખરીની પેઠે કંદ થાય છે. તે કંદ ઉપર રૂછાડ ઘણી હોય છે અને તેને ડુક્કર ખાઇ જાય છે, તેથી તેનું નામ વારાહી એટલે ડુક્કરકંદ પડેલું જણાય છે. **ગુણ**—સ્વાદે મધુર તથા કડવાશવાળો છે. પૌષ્ટિક ઉષ્ણ, રસાયન, કોઢ, પ્રમેહ, ત્રિદોષ, કૃમિ, મૂત્રકૃચ્છ વગેરે રોગમાં તે ફાયદો કરે છે.

૩૩૫. **વરીયાળી**—સં. **बृहयाली**; અં. Fenel seed; લા. Faeniculum valgare. મરાઠીમાં તેને 'બડીશોફ' કહે છે અને હિંદુસ્તાનીમાં 'સૌફ' કહે છે. વરીઆળીના છોડ સુવાના જેવાજ થાય છે. ગુજરાતમાં તેનો ઘણો પાક થાય છે. તેના છોડના ઉપલા ભાગમાં ફુલ થયા પછી વરીઆળીનાં ઝુમખાં બંધાય છે. **ગુણ**—સ્વાદે મધુર અને કાંઇક કડુચી હોય છે. તે દીપન તથા વાતહર. તૃષા, ઉલટી, પેટચૂંક, આફરો વગેરેને મટાડે છે. વરીઆળી સ્ત્રીના ધાવણને વધારે છે અને ગર્ભાશયને ગુણકારી છે. માંદા માણસને સાદા પાણીને બદલે વરીઆળીનું પાણી આપવું વધારે ગુણકારી છે. પાણીમાં વરીઆળીની પોટલી નાંખી મૂકવી અને તે પાણી આપ્યા કરવું.

૩૩૬. **વાવડીંગ**—સં. **विडंग**; અં. Babreng; લા. Embelia ribes. વાવડીંગના છોડ એકાદ માથોડું ઉંચા થાય છે. તેનાં ફળના ઝુમખા આવે છે તે વાવડીંગ છે. તેના છોડ પહાડોમાં તેમજ સિંગાપુર અને બર્માંમાં થાય છે. વાવડીંગ સાધારણ વપરાશની વસ્તુ છે. સ્ત્રીઓ પણ તેને સારી રીતે ઓળખે છે. વાવડીંગનો આકાર મરીને મળતો હોવાથી અને મરી કરતાં સોંઘાં હોવાથી કોઇવાર વેપારીઓ મરી સાથે ભેગ કરે છે. ચણકબાબ વાવડીંગ અને મરી એ ત્રણે આકારમાં લગભગ મળતાં આવે છે. પણ મરીની ઉપલી છાલ ખડબચડી છે અને બાકીનાં બેની ઉપલી છાલ લીસી હોય છે, તોપણ ચણકબાબના દાણા વાવડીંગ કરતાં જરા મોટા અને ઉપર પાતળું ડીંટકું વળગેલું હોય છે. મરીની અંદરનો ગર્ભ ધોળા રંગનો હોય છે. વાવડીંગની ઉપલી ફોતરી છેક અલગ પડી જાઇને તેની અંદરથી ભુખરા રાતા રંગનું મીંજ નીકળે છે અને ચણકબાબમાંથી ભુખરા કાળા રંગનું મીંજ નીકળે છે. **ગુણ**—સ્વાદે તીખાં તથા જરા કડવાં હોય છે, તે કૃમિઘ્ન,

વાતહર તથા શોધક છે. દવામાં તે વારંવાર કૃમિઘ્ન ગુણ માટે વપરાય છે. વાવડીંગને ઉપયોગ એમને એમ ખાંડીને કરવા કરતાં તેને ભરડી ઉપરથી ફોતરી કાઢી નાંખી અંદરના મીંજના ઉપયોગ કરવો તે વધારે સારૂં છે, કેમકે સઘળો ગુણ મીંજની અંદરના તૈલી પદાર્થમાં રહેલો છે. વળી વાવડીંગ દીપન પાચન પણ છે. પેટનાં કૃમિ, ઉલટી, ઝાડા, આંચકી, ચૂંક, આફરો વગેરેને બેસાડી દે છે. પેટનાં કૃમિને વાવડીંગ મારી નાંખે છે, પછી તેના ઉપર એરંડીયાનો જુલાબ લેવો. વાવડીંગ તથા ઇંદ્રવજને શેકીને ફાકી બનાવી દરેક ઘરમાં રાખી મૂકવી અને બાળકોના દરેક ઉદર વિકાર તથા અજીર્ણ વિકારમાં નિર્ભયપણે આપવી.

૩૩૭. વાળો—સં. **बालक**, લા. Andropogon Muricatus. વાળો એ એક પ્રકારનું થુંબડા સાથેનું ઘાસ છે. તેની બે જાત છે. સફેદ વાળો ( **उशीर** ) તથા કાળો વાળો ( **ह्रीबेर** ) સફેદ વાળાનાં પાન લીલી ચાના જેવાં હોય છે. કાળા વાળાનાં પાન પહોળાં થાય છે. સફેદ વાળાનાં થુંબડાં જેવાં મુળ તે વાળો છે. આ થુમડાંને જમીનમાંથી કાઢીને માટી વગેરે કાઢી નાંખી ધોઇને સુકવવામાં આવે છે. કાળા વાળાનાં ડાંખલાં સફેદ વાળ કરતાં જાડાં હોય છે અને તે વીરણવાળાના નામથી ઓળખાય છે. ગુણ—શીતળ શોધક, પિત્તશામક. વાળાનો રસ કડવો છે અને ગુણમાં ઠંડો, રૂક્ષ તથા હલકો છે, માટે કફપિત્તને મટાડે છે. તે પિત્તના તાવમાં તેમજ સંતત અને સતત જ્વરમાં વપરાય છે. વાળો પિત્ત તથા લોહીના કોપને શાંત પાડે છે. રતવામાં વાળો ઘણોજ ફાયદો કરે છે; વળી રતવા તેમજ ગરમીનાં ગુમડાં તથા તાપોડીઆ ઉપર વાળાનો લેપ ફાયદો કરે છે; વાળાનું પાણી સાકર સાથે પીવાથી પ્રમેહની બળતરા તથા ઉનવા મટે છે. વાળાથી સુવાસિત કરેલું પાણી પીવાથી ગ્રીષ્મકાળની તૃષા શાંત પડે છે અને શરીરમાં ઠંડક થાય છે. મૂત્રકૃચ્છ્રમાં વાળો શેરડીનાં મૂળ, ડાભડાનાં મૂળ તથા રતાંજળીનો ઉકાળો પાવો. **બનાવટ—૧. ષડંગપાનીય (નં. ૬૪૭). ૨. હ્રિબેરાદિકવાથ (નં. ૬૫૨).**

૩૩૮. વાંસકપુર—સં. **वंशरोचन; वंशकर्पूरक;** અં. The Siliceous Concretion; લા. Bambusa arudiraced. વાંસનાં પોલાં લાકડાંમાંથી વાંસકપુર નીકળે છે. વાંસકપુર એ તેની અંદરનો ધોળો રસ છે. વાંસમાંથી નીકળે છે અને કપુર જેવો ધોળો તથા હલકો હોય છે તેથી તેનું નામ વાંસકપુર પડેલું છે. ગુણ—શીતળ, કફશામક, પૌષ્ટિક. તે ઉધરસ, દમ, તાવ, ક્ષય, પિત્ત, લોહીબીગાડ, અરૂચિ વગેરે દરદોમાં વપરાય છે. કફ વગરની ખાંસીમાં તે ઘણોજ ફાયદો કરે છે અને તેથી શરૂઆતના ક્ષયમાં સીતોપલાદિ ચૂર્ણ રૂપે તે ઘણોજ ફાયદો કરે છે; સીતોપલાદિ ચૂર્ણ ખાંસીને મટાડે છે. એટલુંજ નહિ પણ ક્ષયના તાવને, લોહીવાળી ઉલટીને તથા શરીરની ક્ષીણતાને મટાડે છે. **બનાવટ–સીતોપલાદિચુર્ણ (નં. ૭૨૮).**

૩૩૯. વિદારીકંદ—સં. **विदारी**; લા. Batatas paniculata. વિદારીકંદ એ એક પ્રકારના વેલનો કંદ છે. તેને ભોંકહોળું પણ કહે છે. તેની બે જાત છે. એક જાતનો ફગીયો વેલો ( **फगवल्ली** ) થાય છે, જેને કોકણમાં બેંદ્રિનો વેલો કહે છે અને બીજી જાતનો વેલો થાય છે તેને દુધીઓ વિદારી ( **क्षीरविदारी**) કહે છે. વિદારીકંદનો વેલો ઘણો નાનો હોય છે અને કંદ જમીનમાં ઘણો ઉંડો હોય છે. સાથળપુર ભોં ખોદીએ ત્યારે તે કંદ નીકળે છે. એ કંદ ઉપરથી ભુખરા રંગનો હોય છે પણ અંદરથી ધોળો રંગ હોય છે. જમીનમાંથી

કાઢ્યા પછી તેને લાંબા વખત સુધી રાખી મૂકવા માટે તેનાં પાતળાં પતીકાં કરીને સુકવવામાં આવે છે. ગુણ—ધાતુપૌષ્ટિક, મૂત્રલ તથા વૃષ્ય છે. ખાસ કરીને તે પુષ્ટિની દવા તરીકે વપરાય છે. તે ધાતુની વૃદ્ધિ કરે છે તથા નામર્દાઇ અને નબળાઇને દૂર કરે છે. તે સ્ત્રીઓના ધાવણને વધારે છે. તેના ચૂર્ણની માત્રા તોલો ૦।. **બનાવટ–વિદારીકંદના ધાતુપૌષ્ટિક પ્રયોગો** ( નં. ૫૪૫ થી ૫૫૪ ).

**૩૪૦ શંખાવલી**—સં. **शंखाहा, शंखपुष्पी**; લા. Evolvulus Erecta. (ધોળી) E. alsinoides ( રાતી), E. hirsutus (કાળી). શંખાવળીના છોડ છાતરા જેવા જમીન ઉપર પથરાય છે. તેનાં પાન બારીક અને ફૂલ ઝીણાં બપોરીઆના આકારનાં થાય છે. શંખ જેવાં ફૂલ ઉપરથી તેનું નામ ' શંખપુષ્પી' પડેલું છે, જુદા જુદા રંગનાં ફૂલ પ્રમાણે તેની ધોળી, રાતી, નીલી એવી જાતો થાય છે. કાળાં ફૂલવાળીને વિષ્ણુક્રાંતા કહે છે. ગુણ–સ્વાદે તુરી તથા કડુવી છે. તે બુદ્ધિને સ્થિર કરે છે અને ફટકેલ મનને સુધારે છે; શીતળ તથા પિત્તશામક છે. ઉન્માદ તથા અપસ્મારરોગમાં શંખાવળીનો રસ, કઠનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવો. વળી તે કૃમિ, કુષ્ટ તથા વિષને મટાડે છે.

**૩૪૧. શતાવરી**—સં. **शतावरी**; લા. Aspargus satavar. શતાવરીને કાઠી આવાડમાં શતાવળ પણ કહે છે. યુનાનીવાળા તેને ' શકાકુલ મીસ્રી ' કહે છે. શતાવરીનો વેલો થાય છે. આ વેલામાં બારીક ડાંખળી જેવાં પાન થાય છે, તેથી તેને પાન કહેવાં કે ડાળી કહેવી તે સમજી શકાય નહિ; વેલો લીલા રંગનો હોય છે. અને તેમાં છેટે છેટે એક એક કાંટો હોય છે તેથીજ કાઠીઆવાડમાં તેને 'એકલકંટો' કહેતાં હશે. શતાવરીનાં વેલાનાં મૂળ ભોંમાં ઝુડાબંધ બાઝેલાં હોય છે અને આશરે બે ચાર હાથ જમીનમાં પથરાયાં હોય છે. તે મૂળીઆં હાથ હાથ લાંબા હોય છે. તેમાં સાથે સાથે અસંખ્ય મૂળીઆં ફેલાઇ ગયાં હોય છે. તેથી તેને દક્ષિણમાં **शतमूली** અને **सहस्रमूली** કહે છે, ' શતમૂલી ' એટલે સો મૂળવાળું અથવા સેંકડો મૂળવાળું. શતાવરીનાં મૂળીઆંને ભોંયમાંથી ખોદી કાઢે છે ત્યારે તે લીલાં, ભુખરા ધોળા રંગનાં, લીસાં ને ગોળ હોય છે. તેના ત્રણ ત્રણ ચાર ચાર હાથના કટકા કરી સુકવે છે ત્યારે તેના ઉપરની છાલ પપડીને નીકળી જાય છે તથા વચ્ચે સળી હોય છે તે જ્યારે કાઢી નાંખવામાં આવે છે ત્યારે ધોળા રંગના ચવડા કટકા થઇ જાય છે, જે વેચાવા આવે છે. ગુણ—શીતળ, ધાતુપૌષ્ટિક, ગ્રાહી, શતાવરી ધાતુપુષ્ટિની દવા તરીકે ઘણી પ્રસિદ્ધ છે. તે જ્ઞાનતંતુઓને પોષણ આપે છે. પુરૂષની ધાતુને અને સ્ત્રીના ધાવણને વધારે છે. તેનું ચૂર્ણ દુધમાં નાંખીને પીવાય છે વળી તે ગ્રાહી–શીતળ–પૌષ્ટિક હોવાથી સ્ત્રીઓના પ્રદરને ( ધુપણીને) બંધ કરે છે અને ઝાડાને પણ બંધ કરે છે. શતાવરી વાને માટે પણ સારી છે તથા તેનો રસ વાતહર તેલોમાં વપરાય છે. શતાવરીથી સ્ત્રીઓનાં ગર્ભાશય સુધરે છે તેથી તેનું 'ફળઘૃત' નામે ઘી બને છે. **બનાવટો—૧. ફળઘૃત** (નં. ૮૪૨). **૨. નારાયણ તૈલ** ( નં. ૮૫૪ ).

**૩૪૨. શરપંખો**—સં. **शरपुंखा**; અં. Purple tephrosea; લા. Tephrosea purpurea. મરાઠીમાં તેને 'ઉન્હાળી' કહે છે. તેનો છોડ કમરપુર ઉંચો ગળીના જેવો થાય છે. કાસમર્દ, કુવાડીઓ, શરપંખો વગેરે કેટલાક છોડ લગભગ મળતા આવે છે. શરપંખાની પરીક્ષા એ છે કે તેનાં પાનને વચમાંથી તોડવામાં આવે તો તે એક સરખું કપાતું નથી,

પણ વચમાં ખાંચો પડીને શર એટલે બાણના જેવી બે બાજુએ બે પાંખડીઓ રહી જાય છે અને તે ઉપરથી જ તેનું નામ 'શરપુંખા' પડયું લાગે છે. **ગુણ**—શરપંખો સ્વાદે કડવો ને તુરો છે તથા ઉષ્ણ છે. પૌષ્ટિક, મૂત્રલ તથા કફઘ્ન છે. પ્રમેહમાં તેનાં પાન મરી સાથે પીવાય છે. બરલમાં તેનાં મુળ છાશમાં વાટીને પીવાય છે. તેનાં મુળની બીડી પીવાથી ઉધરસ તથા દમ મટે છે.

**૩૪૩. શરસડો**—સં.. **शिरीष**; લા. Albizzia amara. તેની બે જાત છે. ગુજરાતમાં આ ઝાડ 'કાળીઓ સરસ' એવા નામથી ઓળખાય છે. તે ઝાડ મોટું થાય છે. તેનાં પાન સળીઓ ઉપર થાય છે. તેમાં ધોળાં ખુશબોદાર ફૂલો થાય છે, જે કેશના જેવા બારીક સુંવાળા રેશમ સરખા રેસાથી ભરપુર હોય છે. તેની શીંગો પાતળી, પોલી અને ખાખરાના પીતપાપડા જેવી હોય છે. દવાના કામમાં વિશેષ તેની છાલ વપરાય છે. **ગુણ**—શીતળ, દાહ શામક, શોથઘ્ન તથા વિષહર છે. દુષ્ટવ્રણ, ગરમીનો સોજો, વિસ્ફોટકનો સોજો, અને ઝેરી ડંખનો સોજો સરસડાની છાલનો લેપ મારવાથી ઉતરી જાય છે. રતવા તથા ઝેરી ઉંદર વગેરેના ડંખથી આવેલો સપ્ત સોજો તથા દાહ તેનાથી જલદી દૂર થાય છે. એક દરદીને ચામડી ઉપરની ચેળ—ખરજ—વલુર-ઘણા ઉપાયથી મટી નહિ તે દશાંગ લેપથી મટી હતી જેમાં સરસડો મુખ્ય આવે છે. સરસડાના બીનું તેલ નીકળે છે અને તે આંખના રોગમાં અંજન કરવામાં વપરાય છે. **બનાવટ—દશાગલેપ** (નં. ૮૭૪ ).

**૩૪૪. શિવલીંગી**—સં. **लिंगिनी-शिववल्ली**; લા. Bryonia laciniosa. શીવલીંગીના વેલા થાય છે. એનાં પાન કારેલીનાં પાનને મળતાં થાય છે. તેનાં ફળ લીલાં ને ઉપર ભાંગીટુટી સફેદ ટીસીઓવાળાં હોય છે. પાકવાથી રાતાં થાય છે. તેનાં બીમાં શીવલીંગનો આકાર હોય છે જે ઉપરથી શિવલીંગી નામ પાડવામાં આવેલું છે. **ગુણ**—શોધક; સારક અને ચિરગુણકારી પૌષ્ટિક છે. તેનાં ફળને બારી તેલમાં વઘારી શાક કરી ૧૦–૧૫ ખાવાથી જુલાબ લાગે છે, તેનાથી પેટ સાફ થઇ બરલ વગેરે ગાંઠો મટે છે, તેમજ તે કોઢ, આમ, વિષ, રક્તદોષ, સોજા અને ઉદરરોગને પણ મટાડે છે. તેનાં પાનનો રસ સોજા ઉપર વપરાયછે. તેનાં ફળ કડવાં અને ગરમ છે.

**૩૪૫. શેહરડી**—સં. **सहदेवा-वी**; લા. Vernonia cineria; શેહરડીના છોડ બે ચાર હાથ ઉંચા થાય છે. ચોમાસામાં તે ઘણીજ ઉગી નીકળે છે તેના ઉપર ધોળાં તથા કાળાં ફૂલ આવે છે અને પાન રામતુળશી જેવાં થાય છે. મહાબલા નામની એક બીજી વનસ્પતિનું નામ પણ **सहदेवा** છે, માટે તે 'સહદેવા' આ 'સહદેવા'થી જુદીજ વનસ્પતિ સમજવી. દવામાં શેરડીનું પંચાંગ વપરાય છે; કેટલાક વૈદ્યો કહે છે કે તેનાં મુળજ વાપરવાં. **ગુણ**—જ્વરઘ્ન. આ ગુણને લીધે તેનું બીજું સંસ્કૃત નામ **ज्वरघ्नी** પડેલું છે. તેનાં મૂળ માથે બાંધવાથી કે તે મુળ અગર પંચાંગ વાટીને પીવાથી તાવ ઉતરે છે; વળી એમ કહેવાય છે કે તે માથે બાંધવાથી નિદ્રા ન આવતી હોય તેને નિદ્રા આવે છે.

**૩૪૬. શેમળો**—સં. **शाल्मली**; અં. Silk-Cotton tree; લા. Bombax Malabaricum. મરાઠીમાં તેને 'સાંવરી' કહે છે. શેમળાનું વૃક્ષ ઘણું મોટું થાય છે. તે હિંદુસ્તાનના ઘણાખરા પ્રદેશોમાં થાય છે. તેમાં કાંટા પુષ્કળ થાય છે. તેમાં મોટાં લાલ ફૂલ થાય છે અને અંડાકાર અથવા આકડાના ફળ જેવાં થાય છે, જેમાંથી રૂ નીકળે છે. તે ઝાડમાંથી ગુંદર ઝરે છે, તે 'મોચરસ' છે. દવાના કામમાં તેનાં મૂળ તથા ગુંદ વપરાય છે.

શીઆળામાં તે ઝાડ ઉપર એક પણ પાન રહેતું નથી, પણ ફૂલથી ભરપુર હોય છે, એ આ વૃક્ષની એક ખાસીયત છે. ગુણ—શોધક, શીતળ, ધાતુપૌષ્ટિક. તેનાં મૂળ શીતળ તથા ગ્રાહી હોવાથી રક્તાતિસાર અને સ્ત્રીઓનાં અતિ આર્તવદોષને બંધ કરે છે, તેમજ પ્રદર, પ્રમેહમાં પણ ફાયદો કરે છે. તેનો ચીકણો લુઆબ થાય છે તેમાં સાકર મેળવી લેવાથી પ્રમેહની બળતરા, ઉનવા તથા ધાતુસ્ત્રાવને મટાડે છે. મોચરસ માટે જુવો નં. ૩૧૧. તેનાં મૂળનું ચૂર્ણ પુરૂષત્વ માટે ખાવામાં લેવાય છે.

૩૪૭. **શેશગુંદર**—સં. कुंदुरु; અં. Olibanum; લા. Boswelia therifera. સલ્લકી અથવા કીંદરૂનાં ગુંદને શેશગુંદર કહે છે. હિંદીમાં તેને ઇસસ કહે છે. તે રંગે ધોળો છે. તે સ્વાદમાં કડવો ને તુરો છે. કફ, પિત્ત, દાહ, પ્રદર, પ્રમેહ વગેરેને મટાડે છે. દાદર, ખસ, ખરજવામાં તે ફાયદો કરે છે. તેમાં ગુગલ તથા હીરાબોળના જેવા ગુણ છે. સ્ત્રીનું ઋતુ બંધ હોય તો તેને લાવે છે. તે ચાટવાથી વધરાવળમાં ફાયદો થાય છે.

૩૪૮. **શેલારસ**—સં. सिल्हक-तुरूष्क; અં. Liquid amber; લા. Liquid amber Orientalis. શેલારસ એ એક પ્રકારનાં વૃક્ષનો રસ છે અને તે જાવેથી આવે છે. તે ચીકણો, સુગંધી અને ધૂમાડાના રંગ જેવો હોય છે. સ્વાદે કડવો હોય છે. ગુણ–પૌષ્ટિક તથા કફશામક. જુની ઉધરશ તથા દમમાં વપરાય છે. વધરાવળના વરમમાં શેલારસ ચોપડીને ઉપર તંબાકુનું પાન બાંધવામાં આવે છે; તેથી કેટલાકને ઉલટી થાય છે, પણ તેથી દરદ તથા વરમ નરમ પડે છે. જંતુનાશક તરીકે ક્ષયમાં અપાય છે. શેશગુંદર, શેલારસ, લોબાન, ગુગળ, ગંધો બેરજો એ બધી દવાની ગોળી કરી ક્ષયમાં આપવી. શેલારસ સંધિવા ઉપર પણ ચોપડવામાં આવે છે.

૩૪૯. **શેરડી**—સં. इक्षु; અં. Sugarcane; લા. Saccharum album. મરાઠીમાં તેને 'ઉસ' કહે છે. શેરડી સર્વત્ર પ્રસિધ છે. તે ધોળી તથા રાતી બે જાતની થાય છે અને પીલીને તેના રસમાંથી ગોળ, ખાંડ, સાકર બને છે દવામાં મૂળ, રસ તથા તેની બનાવટો વપરાય છે. ગુણ—પિત્તશામક તથા પૌષ્ટિક છે. તેનો રસ તથા મૂળ મૂત્રલ પણ છે. શેરડીનો રસ ઠંડો હોવાથી તૃષાને શાંત કરે છે. ખાંડ, સાકર, પૌષ્ટિક તથા ચરબી વધારનાર છે અને અનુપાન તરીકે વારંવાર વપરાય છે. બનાવટ–તૃણપંચમૂલ (નં. ૪૨૨).

૩૫૦. **સતાબ**—સં. सर्पदंष्ट्रा; લા. Ruta graveolans; ફારસીમાં તેને 'ઇસ્પંદ' કહે છે. સીતાબના છોડ થાય છે; તેનું પ્રાચીન ગ્રંથોમાં કયાંઇ વર્ણન નથી. તેનાં પાન ઝીણાં ગોળ તથા તુળશીનાં પાનના જેવી વાસવાળાં હોય છે. ઔષધમાં આખો છોડ વપરાય છે. ગુણ—રેચક, મૂત્રલ, કફઘ્ન તથા ઋતુ લાવનાર છે. તેનો સ્વરસ રેચક છે તથા કફને મટાડે છે. બાળકોની ભરાણીમાં તેનાં પાંદડાંનો રસ પાવામાં આવે છે તથા પાંદડાં બાફીને છાતીએ બંધાય છે, તે ગરમ હોવાથી વા ઉપર ચોપડાય છે.

૩૫૧. **સમુદ્રફળ**—સં. समुद्रफल; લા. Barringtonia recemosa. સમુદ્રફળનાં મોટાં વૃક્ષો કોકણ તરફ દરિઆ કિનારે થાય છે અને તેથીજ તેનાં ફળનું નામ સમુદ્રફળ પડ્યું લાગે છે. તેનાં ફળોના ડોડવા થાય છે અને તેમાં જાયફળ જેવાં કાળા રંગનાં ફળ થાય છે. તે ફળ દવાના કામમાં વપરાય છે. ગુણ–ઉષ્ણ. પાણીમાં ઘસીને પાવાથી કૃમિ તથા કમળો મટે છે. બાળકના કફમાં એકાદ ઘસારો પાવાથી ઉલટી થઇને કફ નીકળી જાય છે.

૩૫૨. સમદર શોષ—જુવો વરધારો (નં. ૩૩૩).

૩૫૩. સરગવો—સં. शिग्रु; અં. Horse radish tree; લા. Moringa pterygosparma મરાઠીમાં તેને 'શેવગા' કહે છે. આ દેશમાં સરગવાનાં ઝાડ સર્વ ઠેકાણે થાય છે. તે ઝાડ ત્રણ ચાર માથોડાં ઉંચાં થાય છે. તેનાં પાન સરસડા કે અગથીઆને મળતાં હોય છે, છાલ સફેદ રંગની હોય છે, ફૂલ ધોળા રંગનાં અને શીંગો લાંબી થાય છે. ફૂલ પ્રમાણે સરગવો એ ત્રણ જાતનો છે. પણ ધોળાં ફૂલવાળો સર્વત્ર ઉગે છે. તેની શીંગો તથા ફૂલનું શાક થાય છે. શીંગો કઢીમાં નાંખવાથી બહુ સારો સ્વાદ આપે છે. દવામાં તેના મૂળની છાલ વપરાય છે. ગુણ—વાતહર, ઉષ્ણ, ગ્રાહી તથા દંભક છે. સરગવાના મૂળની છાલમાં રાઇના જેવો તીખો વાસ આવે છે. તેની છાલનો ક્વાથ લેવાથી પેટની અંદરની વિદ્રધિ (સોજો), બરલ તથા કાળજાની ગાંઠ મટે છે. તેના પાનના રસનાં કાનમાં ટીપાં નાંખવાથી કાનના જીવડા મરે છે, તેની છાલના ઉકાળામાં હિંગ મેળવી પીવાથી શૂળ બેસે છે. તેનાં મૂળની છાલને વાટીને થેપલી મારવાથી સોજો ઉતરે છે. જળોદરમાં છાલનો ક્વાથ, ચિત્રકમૂળનું ચૂર્ણ, સીંધાલુણ તથા પીપર નાખીને આપવાથી ફાયદો થાય છે. તેની છાલનો લેપ સંધિવા, ગાંઠો તથા સોજાને મટાડે છે. સરગવાના મૂળની તીખી છાલ, ચિત્રકમૂળ અને કુકડાની હગાર એ ત્રણેને ખાંડીને લેપ મારવાથી વાળો મરી જાય છે. બનાવટ—૧. શિગ્ર્વાદીક્વાથ (નં. ૬૪૨). ૨. શિગ્રુક્વાથ (નં. ૬૪૩). ૩. દોષઘ્નલેપ (નં. ૮૭૫).

૩૫૪. સરસવ—સં. सर्षप; અં. Sinapis alba; લા. Brassica Campestris. સરસવના રાઇના જેવા છોડ થાય છે, તેમાં શીંગો થાય છે અને શીંગોમાં રાઇથી જરા મોટા પીળા રંગના દાણા થાય છે તે સરસવ છે. સરસવ ધોળા, રાતા તથા કાળા પણ થાય છે. ગુજરાતમાં ધોળા સરસવની મોટી પેદાશ છે. તેમાંથી પીલીને તેલ કાઢવામાં આવે છે. તે સરસીયું તેલ કહેવાય છે. તે તેલ ગરમ છે અને ગુજરાતમાં તલના તેલની પેઠે તેનો ખોરાકમાં ઉપયોગ થાય છે. ગુણ—વાતહર, ઉષ્ણ, શોથઘ્ન. સરસવ સ્વાદે રાઇના જેવા તીખા છે. દવામાં દાણા તેમજ તેલ વપરાય છે. સરસવ શોથઘ્ન વાતહર હોવાથી સોજા તથા ગાંઠોના લેપમાં (દોષઘ્ન લેપમાં) પડે છે. કર્ણનાદ, કર્ણશૂળ તથા બહેરાપણામાં સરસીયા તેલનાં ટીપાં કાનમાં નાંખવાં. શ્વાસરોગમાં સરસીયું તેલ જુના ગોળમાં મેળવીને ખાવું. અપચી નામની ગાંઠ ઉપર સરસવ, લીંબડાનાં પાન તથા ભીલામાંને સરખે ભાગે બાળી તેની રાખને બોકડાના મૂત્રમાં વાટીને લેપ કરવો.

૩૫૫. સાગ—સં. शाक; અં. Indian teak tree; લા. Tectona Grandis. સાગનાં બહુ મોટાં ઝાડ જંગલોમાં થાય છે. પાન ઘણાં મોટાં થાય છે તેથી તેને महापत्र કહે છે. તેનાં પાન હાથે ચોળવાથી હાથ રાતો થાય છે. ફૂલ ધોળાં તથા ઝીણાં થાય છે. સાગનું લાકડું ઇમારતના કામને માટે સૌથી ઉત્તમ ગણાય છે. મલબારથી આવે છે તે મલબારી સાગ કહેવાય છે અને વલસાડથી આવે છે તે વલસાડી સાગ કહેવાય છે. ગોધરા પાસેના જંગલમાં પણ સાગ પુષ્કળ થાય છે અને ત્યાંથી જે લાકડું આવે છે તે ગોધરીઓ સાગ કહેવાય છે. દવામાં સાગની છાલ વપરાય છે. ગુણ—શીતળ તથા શોધક છે. હાથીપગું, રાફી તથા મેદરોગમાં સાગની છાલનો ક્વાથ ગોમૂત્ર નાંખીને પાવો. સાગનાં બીને પાણીમાં ઘસીને પીવાથી પેશાબ છુટે છે.

૩૫૬. સાટોડી:—સં. पुनर्नवा; અં. Spreading Hogveed; Boerhavia diffusa. સાટોડીનાં જમીન ઉપર છાતરાં થાય છે અને જમીનમાં તેના મુળ થાય છે, તે દવાના કામમાં વપરાય છે. સાટોડી ત્રણ ચાર જાતની થાય છે. મોટી અથવા ધોળી સાટોડીને સાટોડો નામ આપવું જોઇએ અને નાની અથવા રાતી સાટોડીને સાટોડી નામથી ઓળખવી જોઇએ. એક ત્રીજી જાત છે તેને 'વસેડો' કહે છે. ગુણ બધીના લગભગ સરખા છે, પણ ધોળી સાટોડી વધારે ગુણકારી છે. ગુણ—શોથઘ્ન, શોધક, સારક તથા મૂત્રલ. તેના શોથઘ્ન ગુણ માટે તે ઘણાક કવાથમાં તેમજ દોષઘ્ન લેપમાં પડે છે. તેના શોથઘ્ન, સારક તથા મૂત્રલ ગુણને લીધે જલોદરમાં, મૂત્રાશયનાં દર્દોમાં તથા સુવારોગમાં વપરાય છે. વળી શોધક તથા સારક ગુણને લીધે ચામડીના દોષોમાં પણ તેની યોજના થાય છે. તેના પરચુરણ ઉપયોગ નીચે પ્રમાણે છેઃ—૧, આંખનું ફુલું—ધોળી સાટોડીનું મુળ ઘસીને અંજન કરવું. ૨. આંખની ચેળ તથા પાણી ઝરવું—ધોળી સાટોડીનુ મૂળ મધમાં તથા ભાંગરાના રસમાં ઘસીને અંજન કરવું. ૩. પડળ માટે તે મૂળ પાણીમાં ઘસી અંજન કરવું. ૪. રતાંધળાપણા ઉપર તે મુળ કાંજીમાં કે ખાટી છાશમાં ઘસીને આંજવું. ૫. રક્તાર્શ (દુઝતા મસા) માટે હળદરના કવાથમાં સાટોડીનાં મુળનું ચૂર્ણ પીવું. ૬. ગુલ્મમાં સાટોડીના પંચાંગનું ચૂર્ણ ગોમૂત્ર તથા સીંધાલુણ નાંખીને પીવું. ૭. અંતર્વિદ્રધિ ઉપર સાટોડીનાં મૂળ તથા વરણાનો ઉકાળો પીવો. ૮. ચોથીઆ તાવમાં સાટોડીનાં મૂળ દુધમાં ખાવાં. ૯. સોજા ઉપર સાટોડી, દેવદાર, સુંઠ, તથા વાળો તેનો કવાથ ગોમૂત્ર નાંખીને પીવો. ૧૦. કૂતરાના ઝેર ઉપર સાટોડીનો રસ પાવો. **બનાવટ—૧. પુનર્નવાષ્ટકકવાથ (નં. ૬૧૩). ૨. પુનર્નવાદિકવાથ (નં. ૬૧૪થી ૬૧૬).**

૩૫૭. સાબુદાણા—અં. Sago. એક પ્રકારનાં વૃક્ષ જુનાં થયા પછી કાપીને તેનો વચલો ભાગ કાઢી ખાંડીને લોટ કરવામાં આવે છે. તે લોટમાં પાણી છાંટીને ધાબો દઇ પછી તેને ચાળણીમાં છણી કાઢવામાં આવે છે તેથી તેની બારીક ગોળીઓ થઇ જાય છે, તે સુકાય તેનું નામ સાબુદાણા છે. કોઇ તેને સાબુચોખા કહે છે. કેટલાક લોકો તેને ચોખાની જાત ધારે છે, પણ તેમ નથી. આ સાબુદાણાની કાંજી રોગી, બાળક તથા અશકતને માટે ઘણી સારી છે.

૩૫૮. સાલમ—સં. सालमकंद; અં. Salep. મરાઠીમાં તેને સાલમમીશ્રી કહે છે. સાલમ એ એક પ્રકારની વનસ્પતિનો કંદ છે. તુર્કસ્તાન, અર્બસ્તાન, ઇરાન તથા કાબુલ તરફ તેની ઉત્પત્તિ થાય છે. પંજાબમાં પણ તે થાય છે, તે ઉપરથી તેને પંજાબી સાલમ કહે છે. સાલમનાં ઝાડ હળદરનાં ઝાડને કાંઇક મળતાં છે એમ કહેવાય છે. સાલમનાં મૂળીઆને પ્રથમ ગરમ પાણીમાં ધુવે છે. પછી જાડા ખાદીના લુગડાથી તેની છાલ મસળી કહાડે છે. ત્યારે તે ધોળો થાય છે. પછી તાંબાના તવા ઉપર મૂકીને નીચે અગ્નિનો તાપ આપી સુકાવે છે. આવાં મૂળીઆં તે સાલમ છે. ગુણ—પૌષ્ટિક, ધાતુસ્તંભક, વીર્યસ્ત્રાવ, પ્રદર તથા ધાતુના બીજા વિકારમાં તે ફાયદો કરે છે. સાલમ, ધોળીમુશળી તથા પંજાબી સાલમ તેનું બારીક ચૂર્ણ રોજ સવારમાં ત્રણ ત્રણ માસા થોડી સાકર સાથે દુધમાં નાંખી પીવું. **બનાવટ—સાલમપાક ( નં. ૮૨૧ ).**

૩૫૯. સુખડ—સં. श्रीखंड; चंदन. અં. Sandal Wood; લા. Santalum album. श्रीखंड—ઉપરથી તેનુ સુખડ નામ પડેલું લાગે છે. સુખડનાં ઝાડ મોટાં થાય છે. તે મલબાર કાંઠે ઘણાં થાય છે, તેનાં પાન લીંબડાના પાન જેવાં, નાનાં અને સુંવાળાં થાય

છે. તેમાં બારીક કાળા રંગનાં ફળ થાય છે. એમ કહેવાય છે કે ચંદનના જુના વૃક્ષને કાપીને તેના કકડા કરી પ્રથમ થોડી મુદ્દત જમીનમાં દાટવામાં આવે છે, પછી વેપાર અર્થે કાઢવામાં આવે છે. ચંદનની ઘણી જાતો છે. ધોળું ચંદન, પીતચંદન, બર્બર, હરિચંદન, શબ્દચંદન, રક્તચંદન (રતાંજલી), પતંગ વગેરે. સુખડમાંથી તેલ નીકળે છે તે સુખડનું તેલ કહેવાય છે. ગુણ—ચંદન સ્વાદે જરા કડવું તથા ઠંડું છે. શીતળ, પિત્તશામક. ધોળી સુખડ લેપમાં તથા ચૂર્ણમાં વપરાય છે. સુખડનો લેપ ઘણી ઠંડક આપે છે. તાપની લુખ ન લાગે માટે નાનાં બાળકોને બપોરે સુખડનો ખરડ કરવામાં આવે છે. સુખડ, ગુલાબજળ અને કપુરનો લેપ દાહની શાંતિ કરી ઘણીજ ઠંડક આપે છે. સુખડ તાવની ગરમીને દબાવે છે. ખસ ઉપર સુખડનું તેલ લીંબુનો રસ મેળવી ચોપડવું. ગરમી, તૃષા, દાહ તથા રક્તાતિસારમાં ચંદન ચોખાના ધોણમાં ઘસીને તેમાં મધ તથા સાકર નાંખીને પીવું. ચંદનનો કલ્ક કરીને પીવાથી પરૂવાળો પ્રમેહ મટે છે. ડૉક્ટરો તેને ઠેકાણે સુખડનું તેલ આપે છે. પ્રમેહ તથા પ્રદરનો સ્રાવ અટકાવવા માટે વાંસકપુર તથા એલચીદાણા અકેક તોલો ખાંડી તે સુખડના તેલથી ભીંજવીને પા–પા તોલાની ગોળી કરી સાકર મેળવેલા પાણીમાં મીલાવી ખાવી. **બનાવટ—૧. ચંદનચૂર્ણ** (નં. ૬૭૩). ૨. **ચંદનાદિચૂર્ણ** (નં. ૬૭૪).

**૩૬૦. સુંઠઃ—સં. શુંઠી**; અં. Dry Ginger; લા. Zingiber officinale. સુંઠ એ આદુની સુકી ગાંઠો છે. (જુવો આદુ નં. ૧૩૪). ઉષ્ણ, દીપન, પાચન, વાતહર. સુંઠનો મુખ્ય ઉપયોગ શરીરમાં ખરી ગરમી લાવવા માટે, વાયુ તથા કફ દૂર કરવા માટે અને દીપન પાચન માટે થાય છે. આમવાત, વિષમજ્વર તથા ટાઢીઆ તાવમાં સુંઠ ઘણો સારો ફાયદો કરે છે. સુંઠને પાણીમાં વાટી જરા ગરમ કરી કપાળે ભરીને દરદીને માથે ઓઢાડીને સુવાડવાથી પુષ્કળ પરસેવો વળી તાવ ઉતરે છે. તે તંદ્રા તથા ઘેનને દૂર કરી શરીરમાં જાગૃતિ લાવે છે. સુવાવડી સ્ત્રીના પેટમાં વાયુનું જોર હોય છે માટે સુંઠનું કાટલું કરી ખવરાવવાનો ચાલ છે. સુવાવડી સ્ત્રીઓનું પેટ મોટું રહી જાય, પવન ભરાય, પેટમાં બાદી રહે તથા ખોરાક ઉપર અરૂચિ રહે ત્યારે સુંઠ અથવા સૌભાગ્યસુંઠીપાક આપવાથી ઘણો ફાયદો થાય છે. પાણીમાં બહુ ન્હાવાથી કે વરસાદમાં પલળવાથી શરદી લાગે છે અથવા શરીર ઠંડુ થાય છે ત્યારે સુંઠ, ગોળ તથા ઘી આપવાનો ચાલ છે; તેથી શરીરમાં ગરમી તથા શક્તિ આવે છે. ઝાડાની સખ્ત વીંટ અથવા ચૂંકમાં ઘીમાં તળીને સુંઠની ફાકી આપવી. તથા આંકડી સાથેના મરડામાં સુંઠના ઉકાળામાં એરંડીયું તેલ આપવું એ સર્વોત્તમ ઉપાય છે. પેટના સખ્ત શૂળમાં એરંડમૂળનો ક્વાથ સુંઠ તથા શેકેલી હીંગ નાંખી પાવો. સુંઠ, સીંધાલુણ તથા રાઇને તેલમાં કકડાવી તે તેલ સંધિવા, કેડનું પકડાવું વગેરે વાનાં દરદો ઉપર ચોપડવાથી ફાયદો થાય છે. શીતાંગમાં સુંઠનો ભૂકો શરીરે તથા હાથ પગને તળીએ ઘસવાથી શરીરમાં ગરમી આવે છે. **બનાવટ—૧. સુંઠીપુટપાક** (નં. ૫૪૦). ૨. **નાગરાદિકવાથ** (નં. ૫૯૫–૫૯૬) ૩. **નાગરાદીપાચન** (નં. ૫૯૭). ૪. **સુંઠયાદીચૂર્ણ** (નં. ૭૨૪). ૫. **સમશર્કરાચૂર્ણ** (નં. ૭૨૬) ૬. **પ્રાણદાગુટિકા** (નં. ૭૫૦). ૭. **સુંઠિકવાથ** (નં. ૬૪૫).

**૩૬૧. સુરણઃ—સં. સૂરણ**; લા. Amorphophallus Panioulatus. સુરણ નામનો કંદ પ્રસિદ્ધ છે. કેમકે શાક તરીકે તે સર્વત્ર વપરાય છે. આ કંદનો બહાર સોટો નીકળે છે અને ઉપર જતાં તેનાં પાન છત્રીની પેઠે વિસ્તાર પામે છે. સુરણ અર્શ રોગમાં

એટલે હરસમાં ઘણો ફાયદો કરે છે તેથી તેનું નામ **अर्शोघ्न** રાખેલું છે. હરસના રોગીએ સુરણનો દવા તરીકે ઉપયોગ કરવા ઉપરાંત સુરણનું શાક, પુરી, શીરો, ખીર વગેરે કરીને ખાવું. **બનાવટ—૬. બૃહદ્‌સુરણવટક** (નં. ૭૫૧).

**૩૬૨. સુવા—સં. शाफका, शतपुष्पा;** અં. Dill seed; લા. Anethum graveclens. મરાઠીમાં તેને 'બાળંતશોપ' કહે છે. હિંદીમાં વરીઆળીને 'બડીશોફ' કહે છે અને સુવાના દાણા નાના હોવાથી તેને શોફ કહેવી વાજબી છે. ફારસીમાં તેને અનિસૂન કહે છે. એલોપૅથી વૈદ્યકમાં પ્રવાહી મિક્શ્ચરો બનાવવા માટે કોઇ કોઇ દરદમાં 'એક્વા એનીથી' વાપરે છે, તે એનીથી એ સુવા છે. સુવાની ભાજી પ્રસિદ્ધ છે. તેનાં પાન બારીક ઝુમખાદાર થાય છે. તેમાં વરીઆળીની પેઠે દાણા થાય છે તે સુવા કહેવાય છે. ગુણ—પાચક, મૂત્રલ, વાતહર તથા યોનિ દોષહર છે. સુવા સ્વાદે તીખા તથા કડુછા છે. નાનાં બાળકના પેટમાં દુખતું હોય તો સુવા ચાવીને તેનું ટીપું પાણીમાં પાવાનો ચાલ છે. કફ, કૃમિ, શૂળ, વા તથા પેટના આફરાને મટાડે છે. યોનિમાં તેની પોટલી લેવાથી યોનિશૂળ મટે છે. સુવા ધાવણને વધારનાર છે.

**૩૬૩. હરડે—સં. हरीतकी;** અં. Myrobalans; લા. Terminalia chebula. હિંદી–હર, ફારસી–હલીલે. હરડેનાં વૃક્ષ મોટાં થાય છે. તે બદામની જાતનું વૃક્ષ છે. બહેડાનું ઝાડ પણ એજ જાતનું વૃક્ષ છે. તે ઝાડો, કમાઉન, બંગાળા, બ્રહ્મદેશ, મલાયા, સીલોન, મદ્રાસ વગેરે પ્રાંતોના જંગલમાં ઘણાં થાય છે. બીજા પ્રદેશોના પહાડોમાં પણ ક્વચિત્ ક્વચિત્ તેનાં વૃક્ષ જોવામાં આવે છે. તેમાં અરડુશીના જેવાં પાન થાય છે. તે વૃક્ષનાં ફળ તે હરડે છે. હરડેની સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં ઘણી જાતિઓ વર્ણવેલી છે તથા તેના ગુણની પણ અતિ ઘણી પ્રશંસા કરેલી છે. તેની મુખ્ય સાત જાત છે. ૧. વિજયા, ૨. રોહિણી, ૩. પૂતના, ૪. અમૃતા, ૫. અભયા, ૬. જીવંતી અને ૭. ચેતકી. તેનાં સંસ્કૃતમાં ૨૧ નામ છે. જેમકે અભયા, અમૃતા, શિવા, પથ્યા, અમોઘા, રસાયનફલા ઇત્યાદિ, અને આવાં અર્થસૂચક નામ પ્રમાણે તેમાં ગુણ પણ ઘણાજ ઉત્તમ છે, એમાં કાંઇ પણ સંશય નથી. હરડેમાં એક લવણ રસ નથી, બાકીના પાંચે રસ છે તેથી તેનું નામ **पंचरसा** પડયું છે.' હીમજ તથા હરડાં એ હરડેનાં વૃક્ષનીજ પેદાશ છે. કાચી કાચી સુકાવવામાં આવે છે તે '**હીમજ**' છે. તેથી જરા વધારે મોટી હરડે તે '**હરડાં**' કહેવાય છે. જે વિશેષ કરીને રંગના કામમાં આવે છે અને દવા તરીકે પણ વાપરવામાં આવે છે. જે સૌથી મોટી તે '**હરડે**' કહેવાય છે. જે હરડે કઠણ, કૂવાડીથી પણ જલદી ન ભાંગે એવી, જાડી, લાંબી, અણીદાર, પાણીમાં બુડે એવી અને વજનદાર હોય તે હરડે સૌથી ઉત્તમ ગણાય છે. ઉંચી હરડે સુરવારી હરડે એવા નામથી બજારમાં ઓળખાય છે. કોઇ કાબુલીહરડે પણ કહે છે. હરડે વજનમાં જેમ વધારે તેમ તે વધારે ગુણકારી તથા કીમતી હોય છે. ઘણું કરીને બે તોલા કરતાં વધારે વજનની હરડે વેચાવા આવતી જ નથી. ઘણીવાર બનાવટી હરડે મોટા જમરૂખ જેવડી અમદાવાદના બજારમાં વેચાવા આવે છે, તેમ બીજે પણ બનાવટની હરડે આવતી હશે, માટે બહુ મોટી હરડે દેખીને ઠગાવું નહિ. ગુણ—હરડે સ્વાદે અતિ તુરી છે અને પાકમાં મધુર છે. તે રૂક્ષ તથા ગરમ છે. સારક, શોધક અને રસાયન એ તેના મુખ્ય ગુણ છે. હરડે રેચક નથી પણ સારક છે. વળી તેમાં સ્તંભક ગુણ છે સ્તંભક ગુણ માટે તેની માત્રા ૪ માસાની છે. તેથી વધારે મોટી માત્રામાં એ ત્રણ દસ્ત લાવે છે. તેમાં તીવ્ર રેચક ગુણ નથી. વળી

તે અપક્વ રસને પકાવીને દસ્તને લાવે છે. ચરક અને સુશ્રુતે તેને યૌવનસ્થાપન (વૃદ્ધાવસ્થા દૂર રાખીને જુવાની ટકાવી રાખે એવી ), શુક્રદોષહર, સંશોધન, મેદોઘ્ન ( એટલે મેદ–ચરબીને દૂર કરનાર ), અર્શોઘ્ન ( હરસને મટાડનાર ) તથા જ્વરહર કહેલ છે. હીમજ ફક્ત દસ્તનો ખુલાસો કરે છે અને હરડાં વિશેષ કરીને 'ત્રિફળા' ચૂર્ણ માં પડે છે, પરંતુ ત્રિફળા ચૂર્ણમાં પણ મોટી હરડે વાપરવી વધારે ગુણકારી છે. મોટી હરડે ઘડપણ તથા વ્યાધિનો નાશ કરનાર જબરૂં રસાયન છે. તેનું ૭ ઋતુમાં સેવન કરવા માટે તેનાં ૭ જુદાં જુદાં અનુપાન બતાવવામાં આવ્યાં છે. વસંત ( ફાગણ, ચૈત્ર ) માં મધ સાથે, ગ્રીષ્મ ( વૈશાખ, જેઠ ) માં જુના ગોળ સાથે, વર્ષા ( અસાડ, શ્રાવણ ) માં સીંધાલુણ સાથે, શરદ્ (ભાદરવો–આસો) માં સાકરની સાથે, હેંમત (કાર્ત્તિક, માગશર) માં સુંઠ સાથે, અને શિશિર (પોશ, માહ)માં પીપરની સાથે ખાવી. આ પ્રમાણે હરડેનું સેવન કરવાથી ઘણાખરા રોગ મટે છે એવા હરડેમાં ઉત્તમ ગુણો છે. જમ્યા પછી હરડે ખવાય તો વાત, પિત્ત, કફ ત્રણ દોષથી થએલી પીડાએ મટે છે. સીંધાલુણ સાથે ખાવાથી કફના રોગ મટે છે, સાકર સાથે ખાવાથી પિત્તનાં રોગ મટે છે. અને ઘી સાથે ખાવાથી વાયુના વ્યાધિ મટે છે. ઘણો પંથ કરીને થાકી ગએલા હોય, ઘણી લાંઘણો કરી હોય, ઘણો દુર્બળ થઈ ગએલ હોય, જેને શોષરોગ (ક્ષય) થએલ હોય, જેણે ફસ ખોલાવી હોય, તથા ગર્ભવાળી સ્ત્રી એટલાએ હરડેનું સેવન ન કરવું, એમ કહેલું છે. વળી હરડેના સેવનથી મુખ્ય કરીને હૃદય, આંતરડાં, હોજરી, મૂત્રાશય તથા મળાશયના વ્યાધિ દૂર થાય છે. હરડેમાં એક ખુબી એ છે કે–આંતરડાંમાં દોષ હોય ત્યાં સુધીજ તે ઝાડા કરીને શોધન કરે છે અને પછી ઝાડા બંધ થાય છે. આ પ્રમાણે હરડે સંગ્રહણી, આમવાળો મરડો વગેરે ઝાડાનાં દરદોને પણ મટાડે છે. હરડે જુદા જુદા રૂપમાં અનેક વ્યાધિ ઉપર આપવી સારી છે. જેમકે આંખનાં વ્યાધિ, દમ, ખાંસી, પ્રમેહ, હરસ, કુષ્ઠ (ચામડીના રોગ), સોજા, ઉદર, કૃમિ, સ્વરભંગ, કબજીયત, વિષમજ્વર, ગુલ્મ, આફરો, તૃષા, વમન, હેડકી, ચેળ, કમળો, શૂળ, બરલ, યકૃત્ (કલેજાનો રોગ) તથા પાણવી વગેરે. હરડેના નાના નાના પ્રયોગો આ પ્રમાણે છેઃ—૧. હરડે તથા સુંઠનો કલ્ક ગરમ પાણી સાથે પીવાથી દમ તથા હેડકી મટે છે. ૨. અમ્લપિત્ત રોગમાં હરડે, કાળી દ્રાક્ષ તથા સાકરની અકેક તોલાભારની ગોળી નિત્ય બે વખત ખાવી. ૩. હરડે ગોમૂત્રમાં બે ત્રણ અઠવાડીઆં સુધી પીવાથી કમળો મટે છે. પિત્ત ગુલ્મમાં હરડે તથા દ્રાક્ષનો ઉકાળો જુનો ગોળ નાંખીને પીવો. ૫. અંડવૃદ્ધિ અથવા વધરાવળના રોગોમાં હીમજના ચૂર્ણનું ગોમૂત્રમાં કે એરંડીઆ તેલમાં સેવન કરવું અથવા ત્રિફળા ચૂર્ણ દુધમાં પીવું. ૬. શ્વાસ તથા ઉધરસમાં હરડે તથા બહેડાંનું ચૂર્ણ મધમાં ચાટવું. ૭. મેદરોગમાં ત્રિફળાનો ઉકાળો મધ નાંખીને કેટલાક માસ સુધી પીવો. ૮. શ્લીપદરોગમાં હરડેને એરંડીઆમાં તળીને ગોમૂત્રમાં લેવી જારી રાખવી. ૯. અજીર્ણમાં મોટી હરડે, સુંઠ તથા ગોળનું સેવન કરવું, તેથી ઘણા દિવસનું અજીર્ણ પણ મટે છે અને ક્ષુધા ઉઘડે છે. ૧૦. શૂળરોગમાં હરડેનું ચૂર્ણ ગોળ તથા ઘીમાં મેળવીને ખાવું. ૧૧. વૃષણ શોથ–કોથળી મોટી થઇ હોય તો ત્રિફળાનો ઉકાળો ગોમૂત્રમાં નાંખી પીવો. ૧૨. મળશુદ્ધિ માટે હીમજ એરંડીઆમાં તળીને ભૂકી કરી તેમાં એટલો જ સંચળ મેળવીને ફાકી લેવી. ૧૩. ભગંદર રોગમાં ત્રિફળા અને ખેરની છાલના કવાથમાં ભેંસનું ઘી તથા વાવડીંગનું ચૂર્ણ નાંખીને તેનું કેટલાક વખત સુધી સેવન કરવું. ૧૪. પ્રમેહમાં ત્રિફળાનો ઉકાળો હળદરનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવો. ૧૫. આંખના વિકારોમાં ત્રિફળા

ચૂર્ણ ઘી સાકરમાં કેટલાક દિવસ સુધી ચાટવું. ૧૬. ટાઢીઓ તાવ-હરડે તથા ઇંદ્રજવની ફાકી તોલો ૧ ગોળમાં ખાવાથી એકદમ અટકી જાય છે. ૧૮. આમાતિસાર એટલે મરડો—હરડે, સુંઠ, મોથ તથા ગોળ સમભાગે મેળવી તેની ગોળીનું સેવન કરવું. આફરો-મળબંધ તેમાં પણ ઉપલીજ ગોળી ખાવી. ૧૮. આમવાત-ગંઠીઓવા-હરડે એરંડીઆ તેલમાં ખાવી. ૧૯. બાળકનો તાલુકંટ-ગળું પડે છે, તેમાં હરડે, વજ, ઉપલેટ એને પાણીમાં વાટીને તેમાંથી જરા જરા ધાવણ તથા મધમાં ચટાડવું. ૨૦. બંધકુષ્ઠમાં હીમજ, મીંઢીઆવળ, વરીઆળી તથા સંચળની ફાકી ગરમ પાણીમાં લેવી. ૨૧. બાળરેચ-મોટી હરડે ઠંડા પાણીમાં ઘસીને મધ તથા પાણી અગર ધાવણમાં પાવી. ૨૨. સર્વ પ્રકારનું મસ્તક શળ-ત્રિફળા, કરીયાતું, લીંબડાની અંતરછાલ તથા ગળો તેનો કવાથ ગોળ નાંખીને પીવો. ડોક ઉપરના ઘણાક વિકારોમાં આ ઉકાળો પીવો અને હલકું પથ્ય પાળવું. ૨૩. આંખના દરદમાં ત્રિફળાનું પાણી આંખે છાંટવું (ત્રિફળાં રાત્રે માટીના કોરા વાસણમાં પલાળી રાખવાં અને સવારે તે પાણી ગાળી લઇને તેનાથી આંખે છાલક મારી ધોવી.) અથવા ત્રિફળાના ઉકાળાથી આંખો ધોવી. ત્રિફળાં ઘસીને મહીનામાં એકાદ વાર અંજન કરવાથી આંખો નિર્મળ રહે છે. આંખનું ફૂલું, છારી વગેરેમાં હરડે તથા સાકરને પાણીમાં ઘસીને અંજન કરવું. હરડે તથા ફુલાવેલ ફટકડીના પાણીનું અંજન કરવું. ૨૪. ગરમીનાં ચાંદાં, વ્રણ-ત્રિફળાની રાખ કરીને તે રાખ મધમાં ચોપડવી. ૨૫. મોંમાં ચાંદી પડે વગેરે મોં તથા દાંતના દરદમાં-ત્રિફળાની રાખને મધમાં મેળવીને તે મોમાં ધરી રાખવી; પછી મોં થુંકથી ભરાઈ જાય એટલે કોગળો કરી નાખવો. **બનાવટ**—૧, **ત્રિફળા** (નં. ૪૨૨). ૨. **અભયાદિ કવાથ** (નં. ૫૪૬). ૩. **પથ્યાદિ કવાથ** (નં. ૬૦૬ થી ૬૦૮). ૪ **ત્રિફળાપિપ્પલી ચૂર્ણ** (નં. ૬૮૧). ૫. **હરિતક્યાદિ ચૂર્ણ** (નં. ૭૨૯). ૬. **પથ્યાદિગુટિ** (નં. ૭૪૯). ૭. **પથ્યાદિ ગુગ્ગુલ** (નં. ૭૬૯). ૮. **અભયારિષ્ટ** (નં. ૭૭૨). ૯. **અમૃતહરીતકી** (નં. ૭૯૦). ૧૦. **મધુપકવ હરિતકી** (નં. ૮૦૩). ૧૧. **હરિતકી અવલેહ** (નં. ૮૦૬).

**૩૬૪. હળદર**—સં. **हरिद्रा** અં. Turmeric; લા. Curcumalonga. હળદર દરેક ઘરમાં નિત્યના વપરાશની વસ્તુ છે. આદુની પેઠેજ હળદરનું વાવેતર થાય છે અને તેના છોડ કેડપુર વધે છે. તેના કંદ થાય છે તે હળદર છે. દાળ, શાક તથા મશાલાના ઉપરાંત હળદર રંગના કામમાં બહુ વપરાય છે; પણ ઔષધ તરીકે હળદરના ગુણ વૈદ્યો સિવાય બીજા લોકો જાણતા નથી. **ગુણ**—હળદર સ્વાદે જરા કડવી ને તુરી છે. તે કફઘ્ન, રક્તશોધક, રોપણ તથા કુષ્ઠઘ્ન છે. રક્તદોષ, કોઢ (ચામડીનાં દરદો), પ્રમેહ, ખરજ, વ્રણ, સોજો, પાંડુ, વિષ, કૃમિ, પીનસ, અરૂચિ વગેરે દરદોમાં ગુણકારી છે. હળદરના થોડા ઉપયોગ આ નીચે આપવામાં આવે છે. ૧. ઉધરસ-કફ-સળેખમ-સુવા વખતે હળદરનો કટકો શેકીને મોમાં રાખવો; ગરમ દુધમાં હળદર તથા ઘી નાખીને પીવું. ૨. શ્લીપદ-હાથીપગું-હળદરનું ચૂર્ણ તથા ગોળ ગોમૂત્રમાં મેળવી કેટલાક દિવસ પીવું. ૩. સ્વરભંગ-ગરમ દુધમાં થોડી હળદર મેળવીને રાત્રે સુતી વખત પીવાથી સાદ ઉઘડે છે. ૪. પ્રમેહ-હળદર તથા દારૂહળદરનો ઉકાળો મધ નાંખીને પીવો. ૫. પાણવી-હળદર તથા જુનો ગોળ છાશમાં પીવાં. ૬, બાળકની સસણી-ગોમૂત્રને બે ત્રણવાર કપડેથી છણી લઇ તેમાં હળદરની ભૂકી નાંખીને પીવી. અથવા હળદર અને ગોરોચન પાનના રસમાં આપવાં. ૭. સ્તનરોગ-થાન પાકવું-હળદર તથા કુંવારનાં લફરાં વાટીને લેપ મારવો. ૮. હિસ્ટીરિયામાં હળદરની ધુમાડી દેવી; તેમજ વીંછીના ડંખ

ઉપર પણ તેની ધુમાડી દેવી. ૯. વાગવાથી થએલા સોજા ઉપર હળદર તથા કળીચુનાનો લેપ મારવો. ૧૦. મુંઢમાર અથવા વાગવાથી લોહી જામી જાય તો હળદર તથા મીઠું ખદ-ખદાવી લેપ કરવો. ૧૧. તેની ધુમાડીનો નાકે નાસ લેવાથી સળેખમ-શરદી તુરત બંધ થાય છે ૧૨. ગરમ દૂધ, મરી તથા હળદર નાંખીને પીવાથી તાવ તથા સળેખમ મટે છે. હરિ-દ્રા.દિગુટિકા ( અંજન ) ( નં. ૯૨૪ ).

૩૬૫. હિંગ—સં. हिंगु; અં. Assafoetida, લા. Assafoetida gumresina. હિંગના છોડ ૨ થી ૪ ફૂટ ઉંચા થાય છે. તે ઝાડ ઇરાન, અફઘાનીસ્તાન તથા પંજાબમાં થાય છે. હિંગ એ હિંગના ઝાડનો ચીકણો રસ છે. હિંગનાં ઝાડવાં ઉપરથી હિંગ લેતી વખતે તેના મૂળની આસપાસની જમીન ખોદીને મૂળને ખુલ્લાં કરવામાં આવે છે; તેમજ ઉપરનાં થડ, ડાળીઓનાં ડાંખલાં પાંદડાં પણ ઉઝેડી કાઢવામાં આવે છે અને પછી તેમાં ટોચા મારવામાં આવે છે, તેથી જે રસ બહાર ઝરી આવે છે તે ઉઝેડી લેવામાં આવે છે. આ રસ તે સૌથી ઉંચી હિંગ છે. આ સિવાય છાલ, મૂળ વગેરે અંગોમાં જે હિંગ બાકી વળગી રહે છે તથા મૂળમાં વધારે ઉંડા કાપ પાડીને લાકડાના છોલ સાથે જે હિંગને કાઢી લેવામાં આવે છે, તે લાકડાંના કટકા સાથે મળેલી હિંગને ગધેડાંનાં ચામડાંમાં બાંધી વેચવામાં આવે છે. બજારમાં હિંગનાં ચોસલાં વેચાય છે તે આ હલકી જાતની હિંગ છે. હિંગને ' વઘા-રણી ' કહે છે. વઘારની મુખ્ય વસ્તુ હોવાથી આ નામ પડ્યું લાગે છે. ગુણ—ઉષ્ણ, વાત-હર; કૃમિઘ્ન તથા સ્નાયુ શૈથિલ્યકૃત છે. હિંગ સ્વાદે ઘણી તીખી તથા ગરમ છે. હિંગ વાતહર તથા કૃમિઘ્ન હોવાથી તથા શેકાયાથી કે તેલમાં કે ઘીમાં તળ્યાથી તેમાંથી એક પ્રકારનો રૂચિકારક તથા લીજતદાર વાસ—વઘાર ઉઠે છે તેથી દાળ તથા શાકમાં તેનો નિત્ય ઉપયોગ કરવાનો ચાલ પડ્યો છે. ચૂંક, વાયુ, આફરો તથા કૃમિજન્ય શૂળ વગેરે પેટના વાતજન્ય ઉપદ્રવોને તે તુરત બેસાડી દે છે. આવાં દરદોમાં તે એકલી અથવા હિંગાષ્ટક, જેવી ફાકીના રૂપમાં વપરાય છે. જે દરદોમાં સ્નાયુઓ સંકોચાઇને મર્મસ્થાનોની ખેંચતાણ થાય છે તેમા હિંગ ફાયદો કરે છે. ખાસ કરીને હિસ્ટીરીયાની ખેંચતાણને માટે હિંગ ઘણી સારી છે. આ દરદમાં તે ખેંચતાણ વખતે પણ આપી શકાય. ૧. અજીર્ણમાં હિંગની ચણા જેટલી કટકી ગળાવવી. ૨. વાયુનો ગોળો—હિંગ ગળાવવી. ૩, પરિણામ શૂળ—હિંગ, સિંધવ, તથા જીરૂં તેની ફાકી ઘી, મધમાં લેવી, ૪. અપસ્માર—વાઇ-હિંગ, ઘી તથા સીંધાલુણ સમ-ભાગે લઇ ૧૨ તોલા ગોમૂત્રમાં પકાવી સિદ્ધ કરેલું ઘી થોડું થોડું ખાવા આપવું. ૫. કૉલેરા—હિંગ ૧ ભાગ અને અફીણ ૨ ભાગ, મરી ૨ ભાગ—તેની ફુદીનાના રસમાં વાલ વાલની ગોળી કરી રાખવી ઝાડા ઉલટીની શરૂઆત થાય કે વારંવાર એકેક ગોળી આપ્યા કરવી. ૬. વાળો—હિંગ માસા ૪ દહીંમાં નાંખીને પીવી. ૭. વ્રણના કીડા—હિંગ તથા લીંબ-ડાના પાન વાટીને લેપ કરવો. ૮. સુવાવડીનું શૂળ—શેકેલી હિંગ ઘીમાં મેળવી ચટાડવી. ૯. દાંતનું શૂળ—હિંગની કટકી દાંતમાં રાખવી. ૧૦. વછનાગનું ઝેર—ગાયના ઘીમાં ૧ વાલ હિંગ ચટાડવી. ૧૧. અફીણનું ઘેન ઉતારવા માટે હિંગ છાશમાં મેળવી પીવી. ૧૨. હેડકી બેસાડવા માટે અંગારા ઉપર હિંગ તથા અડદની ભૂકી નાંખીને તેને ધુમાડી મોંમાં લેવી. સર્વત્ર હિંગનો ઉપયોગ શેકીને કરવો બનાવટ—હિંગાષ્ટક ચૂર્ણ ( નં. ૯૩૦). આ સિવાય અંગ્રે-જીમાં ઘણીક બનાવટોમાં હિંગ આવે છે. જેમકે ટિંક્ચર એસાફટીડા, પિલ્યુલ એસાફટીડા, પિલ્યુલા એલોઝ એટ એસાફટીડા વગેરે છે.

૩૬૬. હીરાદખણુ—હીરાદખણુનાં ઝાડ થાય છે. બજારમાં હીરાદખણુને નામે જે વસ્તુ મળે છે તે તેના ફળનો રસ છે. ફળમાં કાપા પાડવાથી જે રસ ઝરીને જામે છે તેનું નામ હીરાદખણુ. તેના રાતા ગુઢા રંગના કટકા વેચાય છે. ગુણ—સ્તંભન તથા શીતળ. આ ગુણને લીધે તે અતિસાર તથા સંગ્રહણીમાં અપાય છે અને બળતરાવાળાં ધારાં તથા ખરજવામાં હીરાદખણુનો ભૂકો મલમોમાં કે લેપોમાં મેળવી ચોપડાય છે.

૩૬૭. હીરાબોળ—સં. बोल:, અં. Myrrha; લા. Balsamodendron myrrha. હીરાબોળ એ ગુગળના જેવો એક જાતનો ઝાડનો ગુંદ છે. ગાંધી લોકો ઇસિસને બદલે હીરાબોળના ચોખ્ખા કટકા આપે છે, કારણ તે બન્ને સરખા દેખાય છે. ગુણ-કફઘ્ન, ઉષ્ણ, ઋતુ લાવનાર ને જંતુઘ્ન છે. તે ઘણાખરાં દંતમંજનોમાં આવે છે, કેમકે દાંતની આસપાસ બારીક જંતુઓ રહે છે અને દાંતમાં કોતર પાડે છે તેવા જંતુનો નાશ કરે છે. ભગંદર, નાસુર વગેરે દુષ્ટ વ્રણમાં તેનો મલમ લગાડવાથી સારો ફાયદો કરે છે, કારણ તેમાં રોપણ ગુણ મુખ્યત્વે રહેલો છે. તેમાં સ્તંભન ગુણ પણ છે. કોઇ પણ ધોરીનસ તુટી હોય અને સખ્ત રક્તસ્રાવ થતો હોય ત્યારે હીરાબોળનો ભૂકો દાબવાથી લોહી નીકળતું બંધ થઇ જાય છે. સ્ત્રીના અત્યાર્ત્તવમાં તથા પુરૂષના રક્ત પ્રમેહમાં તથા બીજી કેટલીક રક્તપિત્તની વિકૃતિમાં હીરાબોળ સારો ફાયદો કરે છે. હીરાબોળ જીર્ણ ઉધરસ તથા ક્ષયની ઉધરસમાં અપાય છે, પણ જ્યારે તાવ શરીરમાં ભર્યો હોય ત્યારે હીરાબોળ આપવો યોગ્ય નથી. હીરાબોળ કફશામક છે અને ખાલી ઉધરસને દબાવે છે, તેનો ખાસ ગુણ ઋતુ લાવનાર તરીકે વખણાય છે. તે તમામ જાતના ઋતુવિકારમાં સારો ફાયદો કરે છે. એલોપૅથીના ઉપચારમાં 'ટિંક્ચર મર્હ' અપાય છે તે હીરાબોળમાંથી જ બને છે.

---

## ખનીજ તથા પ્રાણી વર્ગનાં ઔષધો.

ઉપચારની વસ્તુઓના વર્ગોમાં વનસ્પતિવર્ગ વધારે નિર્ભય છે. તેનું વર્ણન કર્યા પછી હવે ખનિજવર્ગની કેટલીક વસ્તુઓનું વર્ણન કરવામાં આવે છે. ખાણમાંથી એટલે જમીનમાંથી જેને કાઢવામાં આવે છે તેને ખનિજ કહે છે. ખનિજમાં ધાતુ, ઉપધાતુ, રસ, ઉપરસ, ક્ષાર, લવણ વગેરેનો સમાવેશ થાય છે. એ સર્વેનું વર્ગવાર નહિ, પણ અક્ષરવાર વર્ણન આ નીચે કરવામાં આવે છે. વનસ્પતિવર્ગની દવાઓ કરતાં ખનિજવર્ગની દવાઓ જેમ વધારે જોખમવાળી છે તેમ તે હોમિયોપૅથીની પેઠે થોડી માત્રામાં વધારે ગુણ આપે છે. આ વર્ગની વસ્તુઓમાંથી યથાવિધિ દવાઓ બની હોય તો જ તે ઉપયોગમાં લેવી સલાહકારક છે અને તેમાં વધારે સખ્ત પરહેજી રાખવી જોઇએ. પ્રાણીજ એટલે જાનવરોના શરીરમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ. દેશી ઉપચારમાં એવી વસ્તુઓ ઘણી થોડી છે તેથી તે વસ્તુઓને ખનિજવર્ગની વસ્તુઓ સાથે જ જોડી દીધેલ છે.

૩૬૮. અભ્રક—સં. अभ्रक; અં. Talc; લા. Mica. અભ્રક ચાર જાતનો થાય છે:- કાળો, ધોળો, રાતો તથા પીળો. બજારમાં ધોળો તથા કાળો મળે છે. દવાના કામમાં કાળો અભ્રક ઉત્તમ છે. કાળા અભ્રકને 'વજ્રાભ્રક' કહે છે, અભ્રકનાં નાનાં મોટાં ચોસલાં આવે છે,

જે ઉપરાઉપર ઘણાં પડ અથવા પતરાંનાં બનેલાં હોય છે. તે પતરાં ભાંગવાથી ભાંગતા નથી પણ છુટાં પડે છે. ગુણ—પૌષ્ટિક, શોધક તથા શીતળ. અભ્રક સ્વાદમાં તુરો, મધુર તથા શીતળ છે; તેની ભસ્મ શરીરના સાતે ધાતુઓ તથા આયુષ્યને વધારે છે. ત્રિદોષજન્ય વ્યાધિ, ક્ષય, દમ, કફ, જીર્ણજ્વર, ધાતુક્ષય, પિત્ત, વ્રણ, પ્રમેહ, કોઢ, બરલ, ઉદરરોગ, ગ્રંથી, વિષ તથા કૃમિ એટલા રોગને હણનાર છે. અભ્રકની કાચી ભસ્મ કુષ્ઠ, ક્ષય, પાંડુ, સોજા, હૃદયનો રોગ, તાવ વગેરે રોગને ઉત્પન્ન કરે છે. જે અભ્રકભસ્મ કાચી હોય છે તેમાં ચંદ્રિકા (ચકચકાટી) દેખાય છે. આમળાંને વાટીને પાણીમાં પીવાથી કાચી અભ્રકથી થયેલ વિકારનું નિવારણ થાય છે. અભ્રકભસ્મ દરદોના તીક્ષ્ણ રૂપમાં ફાયદો કરતી નથી, પણ દર્દ જીર્ણ થયા પછી ફાયદો કરે છે; જેમકે પ્રમેહની શરૂઆતમાં અભ્રકભસ્મ કાંઈ પણ ફાયદો કરતી નથી, પણ તે જુનો થયા પછી ફાયદો કરે છે. **બનાવટ—અભ્રકભસ્મ** ( નં. ૪૫૫).

૩૬૯. **અંબર—સં. अंबर; અં.** Ambergris. અંબર એ એક જાતની વ્હેલ નામની માછલીની હગાર છે. તે રાતા સમુદ્રમાં કે આફ્રિકાના કિનારા ઉપરથી મળી આવે છે. કોઇ કોઈવાર એક મોટા મગરમચ્છની આ હગારનો ગઠ્ઠો ૭૫૦ પાઉન્ડના વજનનો માલમ પડે છે, એવું ડૉ. ખોરીના ગ્રંથમાં લખ્યું છે. અંબરનો રંગ ઝાંખો ભુરો તથા તેના ઉપર રેખાઓ અને ટપકાંઓ હોય છે. તેમાં સ્વાદ હોતો નથી. ગરમ પાણીમાં તે ઓગળી જાય છે અને ગરમ દારૂ, ચરબી તથા તેલોમાં મળી જાય છે. બજારમાં જે અંબર મળે છે તે બહુધા ભેગવાળો કે બનાવટી હોય છે. ખરૂં અંબર ઘણું ગરમ છે, તે ઉત્તેજક અને ગરમી લાવનાર દવા તરીકે વપરાય છે. ખેંચતાણનાં દરદોમાં અંબર આપવાની ભલામણ થાય છે. અતિ અશક્તિમાં અને શરીરમાં અંબર હુંશિયારી લાવે છે. ધાતુ તથા મગજને સતેજ કરે છે, તેથી શ્રીમંતો કસ્તુરી સાથે અંબરનો પણ ઉપયોગ કરે છે. તે કવચિત મળે છે તેથી ઘણી મોંઘી છે. મુંબઇના બજારમાં અંબર આશરે ૪૦ થી ૬૦ રૂપીએ તોલો મળે છે.

૩૭૦. કલઇ—સં. **बंग**; અં. Tin, લા. Stannum. હિંદીમાં તેને **રાંગ** અથવા **બંગ** પણ કહે છે, મરાઠીમાં **કથીલ** કહે છે અને કાઠીઆવાડમાં તેને કથીર તથા **ખરી-પારી** કહે છે. કલઇ એ રૂપાના જેવી ધોળી અને પોચી ધાતુ છે. કલઇમાં બીજી ધાતુઓનો ભેગ કરવામાં આવે છે. સીસું મેળવેલી કલાઇ વધારે પોચી તથા ઝાંખી હોય છે. જે કલઇ વધારે ધોળી અને વધારે સખત હોય તે વધારે ચોખ્ખી સમજવી. કલાઇની ભસ્મને 'બંગ-ભસ્મ' કહે છે. ગુણ—શુદ્ધ બંગભસ્મ હલકી તથા સારક છે. તે શોધક, મૂત્રલ તથા પૌષ્ટિક છે. કોઢ, કફ, કૃમિ, પાંડુ, શ્વાસ તથા સર્વ પ્રકારના પ્રમેહમાં ગુણ કરે છે અને ઇંદ્રિયોને બળ તથા પુષ્ટિ આપે છે. બંગભસ્મ પેશાબનાં જીર્ણ દરદોમાં ફાયદો કરે છે. પાકેલા ઉંબરાના ફળ સાથે બંગભસ્મ અથવા તેની બૃહત્ બંગેશ્વર નામની બનાવટ આપવાથી મધુ પ્રમેહમાં ફાયદો થાય છે. પેશાબમાં જે ધોળો પદાર્થ જાય છે અને જામી જાય છે, તેના ઉપર બંગ-ભસ્મ સારો ગુણ આપે છે. જીર્ણ ઉધરસ, સુકી ખાંસી, ક્ષય તથા ઉરઃક્ષતમાં પણ બંગ-ભસ્મ ફાયદો કરે છે. બંગભસ્મ મગજને પુષ્ટિ આપે છે; દમના રોગમાં પીપર તથા મધ સાથે લેવાથી ફાયદો થાય છે. અશુદ્ધ બંગભસ્મ ગુલ્મ, કોઢ, શૂળ, પ્રમેહ, વાતરક્ત, પાંડુ, ક્ષય, મૂત્રકૃચ્છ્ર, સોજા, વિદ્રધિ વગેરે રોગ ઉત્પન્ન કરે છે. **બનાવટ–બંગભસ્મ** (નં. ૪૬૦).

૩૭૧. **કસ્તુરી—સં. कस्तूरी**; અં. Musk; લા. Moscus. કસ્તુરી મૃગની નાભી

(ડુંટી) માં થાય છે. તેની પેદાશ કાશ્મીર, નેપાળ તથા બંગાળામાં થાય છે. કાશ્મીરની કસ્તુરી પીંગળા રંગની, નેપાળની ભુરા રંગની અને બંગાળાની કાળી હોય છે, તેમાં બંગાળાની કસ્તુરી ઉત્તમ ગણાય છે. મૃગની નાભિનો પરસેવો અને ખેતરની માટી મળીને કસ્તુરી મૃગની નાભિમાં થાય છે અને તેથી તેને **મૃગમદ** કહે છે. કેટલાક ધુર્ત વેપારીઓ બનાવટી ડુંટા લાવે છે. **ગુણ**—વાજીકર, આક્ષેપવાયુને હરનાર તથા વાત, કફ અને વિષને મટાડનાર છે. શીતાંગમાં તથા શરીર બહુ અશક્ત થઇ લેવાઇ જાય છે ત્યારે કસ્તુરી લેવાથી કાંટો તથા ગરમી આવે છે. વૃદ્ધ માણસોને તાવમાં ફેફસાનો વરમ થઇ આવે છે ત્યારે તે એકદમ ક્ષીણ થઇ જાય છે તથા શ્વાસ ઉપડે છે, ત્યારે કસ્તુરી જરૂર ફાયદો કરે છે. કોલેરા તથા ક્ષયમાં શક્તિ બહુ હઠે છે, ત્યારે કસ્તુરી અપાય છે. દમ, ખાંસી તથા કફનાં દરદોમાં કસ્તુરી, અફીણ તથા આકડાનાં રવાઇડાંની ગોળી કરીને આપવી. કસ્તુરી પુરૂષત્વ આપનારી ગણાય છે તેથી પૌષ્ટિક દવાઓ તથા પાકોમાં તેનો ઉપયોગ થાય છે. **બનાવટ—કસ્તુર્યાદિગુટિકા** (નં. ૭૪૩).

**૩૭૨. કળીચુનો**—(Quicklime) કળીચુનો મકલાઇ પાણાનો બને છે. શંખ, કોડી તથા પ્રવાલને બાળીને તેની કરેલી સફેદ ભસ્મ પણ ચુનાના ગુણ ધરાવે છે. નાગરવેલનાં પાનમાં કળીચુનાનો ઘેર ઘેર ઉપયોગ થાય છે, તેથી તેની ઓળખાણ આપવાની જરૂર નથી. તે જંતુઘ્ન એટલે જબરૂં 'ડિસઇન્ફેક્ટંટ' છે અને તેથી જ પાનમાં નિત્ય ખાવાની તેની યોજના થયેલી લાગે છે. તે દાહક છે તેથી કળીચુનો વધારે ખવાય તો મોંમાં ચાંદાં પડે છે. કળીચુનાનું નીતરેલું પાણી જેને અંગ્રેજીમાં લાઇમવોટર કહે છે તે ઠંડુ, પાચન તથા જંતુઘ્ન છે. ડોકટરો પાણીને ઠેકાણે ઘણાક કામમાં લાઇમવોટર વાપરે છે. કળીચુનો તથા પાણી એકત્ર મેળવી દઇ પછી થોડીવાર રાખી મૂકવામાં આવે તો ચુનો તળીએ બેસે છે અને સ્વચ્છ પાણી ઉપર તરી આવે છે. બાળકના પેટમાં દુધ ન ટકતું હોય તો દુધ સાથે આ ચુનાનું પાણી મેળવીને પાવાથી દુધ ટકે છે અને ઉલટી બંધ થાય છે. કળીચુનો તથા મધ મેળવીને દુઃખતા ભાગ ઉપર મૂકી રૂ દાબવાથી દુખાવો નરમ પડે છે. કળીચુનો તથા હરતાલ મેળવી લગાવવાથી વાળ ખરી પડીને નીકળી જાય છે.

**૩૭૩. કાડીખાર**—(Nitrate of silver). આ એક રૂપાની બનાવટ છે. આ ખાર આંખનાં દરદોમાં આંખમાં આંજવા માટે, પ્રસરતાં ધારાંને ફેલાતાં અટકાવવા તથા બાળી રૂઝાવવા માટે, તથા નાના મસા વગેરેને બાળીને ખેરી નાંખવા માટે વપરાય છે. (જુવો સિલ્વર નાઇટ્રેટ).

**૩૭૪. કોડી**—સં. **कपर्दिका** અં. Covries. દરીયાનાં જીવડાં પોતાની લાળથી રહેવાનું ઘર બનાવે છે તે કોડી છે. તે નાની ઘઉંના દાણાથી મોટા કાચબા જેવડી મોટી થાય છે. તે રાતી, ધોળી, પીળી એવી ઘણી જાતની થાય છે. પીળી કોડી આંખો માટે ગુણકારી છે, રાતી ઠંડી તથા ગુમડાંને ગુણકારી છે, ધોળાં બિંદુવાળી અને રેશાવાળી કોડી બાલગ્રહનાશક છે. પીળી તથા પીઠ ઉપર ગાંઠવાળી કોડી રસ બનાવવા માટે ઉપયોગી છે. કોડી મોટી હોય તેમ ગુણમાં ઉત્તમ ગણાય છે. **ગુણ**—તીક્ષ્ણ, ઉષ્ણ, અગ્નિદીપક; કોડી :નેત્રરોગ, શૂળ, પરિણામશૂળ, ગુલ્મ, કફ, વાયુ તથા ક્ષયમાં ગુણકારી છે. કોડી :ઘસીને આંખમાં આંજવાથી ફુલું મટે છે. તેની ભસ્મ બને છે. પ્રથમ એક રાત્રે ખાટી છાશમાં કે લીંબુના રસમાં

બીજવી રાખી શુદ્ધ કરવી અને કોલસાના અંગારમાં ખૂબ તપાવી બાળીને ભસ્મ કરવી. શૂળ રોગમાં કોડીની ભસ્મ ગરમ પાણીમાં લેવી. શ્વાસ કાસ ઉપર તે ભસ્મ મધમાં લેવી. પ્રમેહ તથા પ્રદરમાં ઘી તથા સાકરમાં ચાટવી. **બનાવટ–કપર્દીભસ્મ** (નં. ૪૫૬).

**૩૯૫. ખડી**—સં. **खटिका**; અં. Pipeclay; લા. Carbonate of Calcium. ફારસીમાં તેને 'ગિલે સુફેદ' કહે છે. ખડી ગુણમાં ટાઢી છે. બળતરા, લોહીવિકાર તથા સોજાને મટાડે છે. તેનો દવા તરીકે ઘણો થોડો ઉપયોગ થાય છે.

**૩૭૬. ખાપરીયું**–સં. **खर्पर:-सरका**; અં. Calamine; લા. Zinci Sulphidum. હિંદીમાં તેને 'ખાપરીયા' કહે છે અને મરાઠીમાં 'કલખાપરી' કહે છે. અરબીવાળા તેને 'તુતીયા' કહે છે. ખાપરીયા વિષે ઘણો ગોટાળો છે. ભાવપ્રકાશ, રસપદ્ધતિ વગેરે ગ્રંથો વાળા તેને 'તુત્થભેદ' એટલે મોરથુથુની એક જાત છે, એમ કહે છે અને તેથી કેટલાક વૈદ્યો ખાપરીયાને બદલે મોરથુથુની ભસ્મ વાપરે છે. રસદર્પણમાં કહેલું છે કે, ખાપરીયું રંગ પ્રમાણે માટી જેવું, પથ્થર જેવું તથા ગોળ જેવું, એમ ત્રણ પ્રકારનું થાય છે. બજારમાં ખાપરીયાના નામે બે જાત મળે છે. એક ભુખરા કાળા રંગનાં અને બીજાં ઇંટ જેવા ભુખરા રાતા રંગનાં વળદાર ને દળદાર ભુંગળાં આવે છે. ગુણ–પૌષ્ટિક, રોપણ તથા નેત્રરોગમાં હિતકારક છે. ખાપરીયું પિત્ત, કફ, અતિસાર, ક્ષય, પ્રમેહ, પ્રદર, જીર્ણતાવ વગેરેમાં અપાય છે. ખાપરીયાનો ભૂકો ઘારાં ઉપર દાબવાથી રૂઝ આવે છે અને આંખનાં દરદોમાં તેનો વિશેષ ઉપયોગ થાય છે. ખાપરીયાનો ઉપયોગ કરતાં પહેલા તેને શુદ્ધ કરવાની જરૂર છે. સાત દિવસ સુધી દોલાયંત્રથી ગોમૂત્રની બાફ દેવાથી અથવા ગોમૂત્રમાં ઉકાળવાથી શુદ્ધ થાય છે અથવા તપાવીને ૭ વાર બીજોરાના રસમાં ઠારવું. **બનાવટ–૧. માલિનીવસંત** (નં. ૫૦૧). **૨. ખર્પરવટિ** (નં. ૭૦૭). **૩. ખર્પરાંજન** (નં. ૯૧૦).

**૩૭૭. ગંધક**—સં. **गंधक**; અં. લા. Sulphur. ગંધક ખનીજ પદાર્થ છે. તેની રંગ પ્રમાણે ચાર જાત છે. લાલ, પીળો, ધોળો તથા કાળો: સાધારણ રીતે બજારમાં ગંધક બે જાતનો મળે છે. આમલસારો તથા લાકડીઓ. આમલસારો ગંધક ખાવાના કામમાં લેવાય છે અને લાકડીઓ ગંધક મલમ વગેરે બહારના ઉપયોગમાં લેવાય છે. પીળો ગંધક રસાયન ક્રિયામાં કામનો છે. કાળો મળતો નથી અને ધોળો લેપ માટે કામમાં લેવાય છે. આ ધોળો તેજ લાકડીઓ હશે. કહેવાય છે કે રાતો ગંધક સોનું બનાવવાના કામમાં લેવાય છે. આમલસારા ગંધકને શુદ્ધ કરીને ઉપયોગમાં લેવો. (જુઓ ઔષધ શોધન નં. ૫૯). ગુણ–ઘણા રોગમાં તેની યોજના થઇ શકે છે. તે ઉષ્ણ, અગ્નિદીપક, આમનું શોષણ કરનાર અને પારાને બાંધનાર છે. કુષ્ઠરોગ, કૃમિરોગ, ક્ષય, બરલ, કફ, તથા વાયુના રોગોને મટાડે છે. અશુદ્ધ ગંધક ખાવાથી કોઢ, પિત્ત, ભ્રમ, વીર્યનો નાશ તથા રૂપનો નાશ થાય છે. અશુદ્ધ ગંધક ખાવાથી થયેલ વિકારો મટાડવા માટે ગાયનું ઘી મેળવેલ દુધ પીવું. શુદ્ધ ગંધકની માત્રા ૨ થી ૪ વાલ. **બનાવટ—૧. ગંધકરસાયન** (નં. ૪૮૭). **૨. ગંધકવટી** (નં. ૭૪૪). **૩. ગંધકાદિ તેલ** (નં. ૮૫૧).

**૩૭૮. ગોપીચંદન**—સં. **गोपीचंदन**; લા. Silicate of alumina. દ્વારકા તરફ સફેદ પીળાશપર માટી થાય છે તેથી તેને સોરઠી માટી કહે છે. તે ટાઢી હોવાથી રતવા, ગરમી તથા લોહીવિકાર ઉપર ચોપડવામાં આવે છે. ગર્ભપાત થતો હોય તે સ્ત્રીને

પેટ ઉપર લેપ કરવાથી ગર્ભપાતનો અટકાવ થાય છે. ગોપીચંદન તથા સાકરનું પાણી પીવાથી પ્રદર મટે છે. ગોપીચંદન ૧ માસો તથા ફટકડી ૩ માસા તેને ખરલ કરીને ભઠ્ઠીમાં પકાવી એકેક ગુંજભાર સાકરમાં ખાવાથી પ્રદર મટે છે. મોની ગરમીમાં દુધમાં ઘસીને ચોપડવું.

૩૭૯. ગોમૂત્ર—સં. गोमूत्र; અં. Urine; લા. Urina. ગુણ—ઉષ્ણ, પાચન, કફઘ્ન, વાતહર, મૂત્રલ, સારક તથા કુષ્ઠહર છે. ધાતુઓ તથા કેટલાંક વિષ (ઝેરી પદાર્થો) ને દવા માટે ઉપયોગમાં લેતા પહેલાં તેનું શોધન કરવામાં આવે છે અને તે કામમાં ગોમૂત્રનો મુખ્ય ઉપયોગ થાય છે. તે ચામડીની ચેળ, કોઢ, શૂળ, ગુલ્મ, સોજા, ખાંસી, કૃમિ તથા બરલ વગેરે રોગોમાં ફાયદો કરે છે અને તેથી કેટલાક કુષ્ઠહર લેપોમાં તેનો ઉપયોગ થાય છે તથા કેટલાક ઉકાળામાં કે મંડુરભસ્મ સાથે તે પીવા અપાય છે. ગોમૂત્રમાં જે ગુણ છે તે તેની અંદરના ખારનો છે અને તેથી ગોમૂત્રને ઉકાળી બાળીને તેમાંથી ખાર કાઢવામાં આવે છે. ગોમૂત્ર બાળી નાંખતાં જે છેવટ સત્વ નીકળે તે ગોમૂત્રનો ખાર સમજવો. પાંડુ તથા બરલના રોગમાં તેની સારી અસર છે. ગોમૂત્ર શરીરે ચોળીને ન્હાવાથી ખસ, લુખસ તથા ચેળ મટે છે. ગોમૂત્ર ઝાડાના કબજાને તોડે છે. સોનામુખીનો ઉપયોગ ગોમૂત્રની ભાવના દઇ કર્યો હોય તો તે વધારે શોધક અને સારક ગુણ કરે છે. ગોમૂત્રની ગેરહાજરીમાં બકરીનું મૂત્ર પણ વપરાય.

૩૮૦. ગોરોચન—સં. गोरोचना: અં. Gall stone; લા. Bostaurus. ગાયના કે બળદના પિત્તાશયમાં એક પ્રકારનો ગઠ્ઠો પેદા થાય છે તે ગોરોચન છે. તે ગાગડો જાયફળ જેવડો થાય છે. કેટલાક તેને ગોરૂચંદન પણ કહે છે. ભાગી જોવાથી તેમાં ઉપરા ઉપર ભુખરા રંગના થર માલમ પડે છે. બકરાના તથા ઉંટના પેટમાંથી એક જાતની કાંકરી એવીજ રીતે નીકળે છે તેને પેહુબજાર અને હજરતહાઉ કહે છે. ગુણ—સારક, શીતળ અને આક્ષેપારિ. વળી ગ્રહપીડા, પિશાચબાધા, ઉન્માદ, કૃમિ વગેરે રોગોમાં તે ફાયદો કરે છે, એટલે બાળકોના જંતુજન્ય રોગોને તથા ખેંચતાણ–આંચકી–વગેરે બાળકોના ઉશ્કેરાયેલા સ્નાયુઓને શાંત પાડે છે. બાળકોની ભરાણી–વરાધ, ઉધરસ તથા હાથપગની ખેંચતાણમાં ગોરોચન તથા હળદર પાનના રસમાં આપવું. તે શીતળ હોવાથી ઠંડા લેપ માટે વપરાય છે.

૩૮૧. ઘી—સં. घृतं; અં. Clerified butter, Ghee ગુણ—સ્નિગ્ધ, દાહશામક, વિષઘ્ન, અગ્નિદીપન, રસાયન, વૃષ્ય તથા વયસ્થાપક છે. અગ્નિથી દાઝેલાને, જખમીને, વાતવ્યાધિવાળાને, પિત્તવાળાને, કફવાળાને, ભ્રમરોગવાળાને તથા વિષ ખાધેલું હોય તેને ઘી પથ્ય એટલે ગુણકારી છે. નવા આમવાળા તાવમાં ઘી ઝેર બરાબર છે અને જુના તાવમાં ઘી પથ્ય છે. દશ વર્ષનું જુનું ઘી બહાર લગાડવામાં, નસ્યમાં તથા મલમોમાં બહુ કામનું છે. જેમ જુનું તેમ તે વધારે ગુણવાળું થાય છે. ઘીનો દવા તથા અનુપાન તરીકે નીચે પ્રમાણે ઉપયોગ થઇ શકે:—૧. **શરીરનો દાહ**–સો પાણીએ ધોયેલું ઘી શરીરે ચોળવું. ૨. **માથાની અતિ પીડા**–ગાયનું તાજું ઘી તથા દુધ એકત્ર કરી આખમાં આંજવું ૩. **તૃષારોગ**–ગાયનું ઘી તથા દુધ પીવું. ૪. **વિસર્પ–રતવા**–સો વાર ધોયેલ ઘીનો લેપ કરવો. ૫. **માથાનું પિત્ત**–ગાયનું તાજું ઘી માથે ઘસવું. ૬. **આધાશીશી**–ગાયના તાજા ઘીનું સાંજ સવાર નસ્ય કરવું. ૭ **મદાત્યયરોગ**–અતિ દારૂ પીવાથી માણસ બેશુદ્ધ થયો હોય

તો ઘી તથા સાકર ચટાડવાં. ૮. વિષ–ઝેર ચડેલાને ઘી પાઇને ઉલટી કરાવવી. ધંતુરાના તથા રસકપુરના ઝેરમાં ગાયનું પુષ્કળ ઘી પાવું. ૯. ઉન્માદ–વાઇ–ગાયનું ઘી, દુધ અને છાણનો રસ ઉકાળી ઘી સિદ્ધ કરીને પાવું. ૧૦. દાઝયા ઉપર ઘી ચોપડવું.

૩૮૨. છાશ—સં. **छच्छिका, तक्र**; અં. Butter-milk; Whey. છાશનું વિશેષ વર્ણન પૃષ્ટ ૧૪૧ ઉપર જોવું. ગુણ—દીપન, પાચન, ગ્રાહી. છાશ જો કે દવા તરીકે નથી વપરાતી તોપણ તે અનુપાન તરીકે વપરાય છે. તે સોજા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, ઉદરરોગ તથા અરૂચિ વગેરે રોગમાં પથ્ય છે. ક્ષતરોગી, દુર્બળ, ભ્રમ, દાહ, રક્તપિત્ત તથા કફથી થયેલાં દરદોમાં છાશ પથ્ય નથી. મીઠી છાશ અથવા સાકર નાંખેલી છાશ પિત્તની શાંતિ કરે છે અને ખાટી છાશ પિત્તને વધારે છે, પણ વાયુને હરે છે. કફનાં દરદોમાં છાશ પથ્ય નથી તોપણ સુંઠ અથવા ત્રિકટુ નાંખીને અપાય; અને વાતવ્યાધિવાળાને સુંઠ તથા સીંધાલુણ નાંખીને અપાય. ગ્રીષ્મકાળમાં તથા શરદ્ઋતુમાં ખાટી છાશ બીલકુલ ખાવી નહિ. કાચી તથા બહુ ખાટી છાશ નુકસાન કરે છે, **સંગ્રહણીના** દરદમાં છાશ ઉત્તમ પથ્ય છે. ઘણીવાર સંગ્રહણી રોગ જ્યારે કોઇ પણ દવાથી નથી મટતો ત્યારે એકલી છાશ પીને રહેવાથી તે રોગ નિર્મૂળ થાય છે. મીઠી અને ઘાટી છાશથી પોષણ થાય છે. હિંગ, જીરૂં તથા સિંધવ નાંખેલું દહીંનું ઘોળવું એટલે ઘાટી છાશ **અતિસારને, હરસને** તથા નાભિ નીચેના **પેડુના શૂળને** મટાડે છે. **મૂત્રકૃચ્છ્રમાં** ગોળ મેળવીને છાશ પીવી અને **પાંડુરોગમાં** ચિત્રકમૂળનું ચૂર્ણ નાંખીને પીવી. **હરસના** દરદીએ ચિત્રમૂળનું ચૂર્ણ નાંખેલી છાશ પીવી, તથા પથ્ય પણ છાશ તથા ભાતનું રાખવું.

૩૮૩. છીપ—સં. **शुक्ति**; અં. Oystershell. છીપનો ગુણ મોતી પ્રમાણે છે. **બનાવટ-શુક્તિભસ્મ** ( નં. ૪૬૭. )

૩૮૪. જસત—સં. **यशदं**, અં. Zinc; લા. Zincum. ફારસીમાં તેને 'રૂએ-તુતિયા' કહે છે. જસતનાં ફૂલને અંગ્રેજીમાં Sulphate of zinc કહે છે. દેશી વૈદકમાં જસતની ભસ્મ બનાવીને વપરાય છે. જસતની પાટો પરદેશથી આવે છે. જસતને તાંબા સાથે ગાળીને પિત્તળ બનાવવામાં આવે છે. જસત બળે છે તે જસતનાં ફૂલ કહેવાય છે. આ ફૂલ એકલી જસતમાંથી બને છે. તે સફેદ હોય છે. તે ફૂલને પુષ્પાંજન અથવા કાંસાજન કહે છે. જેનું આંખનું અંજન કરવામાં આવે છે. આ અંજનથી આંખની ગરમી તથા ઉઠેલી આંખ મટે છે. જસતના ઐાષધીય ગુણ—રોપણ તથા શીતળ; સ્વાદે તુરી, કડવી તથા શીતળ છે. પિત્ત, કફ, પ્રમેહ, પ્રદર, કમળો, શ્વાસકાસ વગેરે દરદમાં ફાયદો કરે છે. શરીરના કોઇ પણ ભાગમાં પાક થવાથી આવનારા તાવમાં જસતભસ્મની સારી અસર છે; એજ કારણથી તે ક્ષયમાં ફાયદો કરે છે અને પરસેવાને અટકાવે છે. જસત મગજ ઉપર સારી અસર કરે છે અને તેથી અપસ્માર તથા હિસ્ટીરીયાનો અટકાવ કરવા માટે આપવાના વાતારિરસમાં પડે છે. તે વાતારિરસનું લાંબી મુદત સુધી સેવન કરવું જોઇએ. ખાવામાં જસતભસ્મને બદલે કાંસાંજન અપાતું નથી, પણ આંખના અંજનમાં કાંસાંજનને બદલે જસતભસ્મ આપી શકાય. આંખો ઉઠે તથા કાળા ડોળામાં ક્ષત પડે ત્યારે કાંસાંજન આંજવું. સાદાં વ્રણ તથા ગરમીની ચાદી ઉપર તે મલમ સાથે મેળવી લગાવવાથી રૂઝ આવે છે. પરૂ પાચ વગરની ચામડીના વિકારોમાં પાણીમાં મેળવીને ખરડ કરવામાં આવે છે. બાળકોને ગળે, સાથળનાં મૂળમાં

વગેરે ભાગોમાં ચીરા પડી ચામડી લાલ થઇ આવે છે, ત્યારે કાંસાંજનને સુખડની સાથે ઘસીને ચોપડવું અગર કોરૂં દાબવું. રતવા તથા ઝેરી જંતુના ડંખથી થયેલ રતાશ ઉપર કાંસાંજન ફાયદો કરે છે. જસતભસ્મની **માત્રા** ૧ થી ૨ રતી **બનાવટ**–૧. **જસતભસ્મ** (નં. ૪૫૭). ૨. **વાતારિરસ** (નં. ૫૧૦).

**૩૮૫. ટંકણખાર**—સં. **टंकणक्षार** અં; Borax; લા. Sodas biboras; હિંદુસ્થાનીમાં તેને 'સોહાગા' કહે છે; ફારસીમાં 'તીંગાર' કહે છે. ટંકણખાર એ જમીનનો ખાર છે. **ગુણ**—મૂત્રલ, ઋતુ લાવનાર, વેણ લાવનાર તથા રેચક છે. ટંકણ સ્વાદે ખારો તથા જરા કડવો છે. ખાવા માટે તે ફુલાવીને વાપરવો. ટંકણ ખાવાની દવા તરીકે એકલો ક્વચિતજ વપરાય છે. ટંકણ કફને તોડે છે, વેણ લાવે છે તથા ગર્ભાશયના રક્તસ્રાવને અટકાવે છે. ટંકણ, એળીઓ તથા મંડુર આપવાથી સ્ત્રીના દસ્તાનનો ખુલાસો થાય છે. અને એક રતી શેકેલ અફીણ સાથે એક વાલ ટંકણ આપવાથી પીડા સાથેના દસ્તાનમાં થતા કમરના સખ્ત દુખાવાને મટાડે છે. ટંકણનાં પોતાં મૂકવાથી તતડી આવેલ ચામડી સારી થાય અને તેથી સ્ત્રીઓના ગુહ્ય અવયવમાં પીચકારી મારવાથી કે પ્રક્ષાલન કરવાથી પ્રદર તથા ચેળ વગેરે મટે છે. ટંકણ મૂત્રલ હોવાથી ખાવાથી તેમજ પીચકારીથી પેસાબની રેતી, દાહ વગેરે મૂત્રના વ્યાધિ મટે છે. ટંકણના કોગળા મોંની ચાંદીને મટાડે છે. બાળકને મધમાં મેળવી મોમાં ચોપડવો. તે દાંતને સાફ કરે છે, તેથી ઘણાંક મંજનોમાં ટંકણ પડે છે. તે ચેળને મટાડે છે તેથી ખરજવું, ખસ, દાદર વગેરે માટેના મલમમાં ટંકણ પડે છે, પારો, હિંગળોક કે રસકપુરથી કે બીજા ગમે તે કારણથી મોં આવીને દાંતના પારા સુજી આવે છે તથા થુંક વધારે કરે છે તેમાં ટંકણના પાણીના કોગળા કરવાથી ઘણો ફાયદો થાય છે. **માત્રા** ૨ થી ૪ વાલ.

**૩૮૬. તાંબુ**—સં. **ताम्रं**; અં. Copper; લા. Cuprum. તાંબાને ફારસીમાં 'મિસ' કહે છે. તાંબું ખાણોમાંથી કાઢી ગાળીને તેનાં પત્રાં બનાવવામાં આવે છે. ચોખ્ખું તાંબું હોય તો તેની ઉત્તમ ભસ્મ થાય છે. તાંબાની ભસ્મ સ્વાદે કષાયેલી અને મધુર છે. **ગુણ**—પૌષ્ટિક, શોધક. તાંબાની ભસ્મના પૌષ્ટિક તથા વાજીકર ગુણ માટે લોકોમાં મોટી મોટી વાતો ચાલે છે. તેથી ઘણા લોકો તાંબુ હદથી વધારે ખાય છે અને પછી તે ફુટી નીકળે છે. તાંબું પૌષ્ટિક છે ખરૂં, પણ તેની સાથે તે થોડું વિષારી પણ છે, એટલુંજ નહિ પણ કેટલાક જટીલ પ્રયોગોમાં તાંબાની સાથે સોમલ વગેરેનો યોગ કરવામાં આવતો હોય એમ જણાય છે અને તેથી ઘણી ગરમી આપીને પુષ્કળ ઘી દુધ પચાવે છે. પણ પરિણામે આવા જટીલ ઉપાયો નુકસાન કરે છે. તામ્રભસ્મ કફ, પિત્ત, શૂળ, ગુલ્મ, પાંડુ, આફરો, ઉદરરોગ, સોજા, કોઢ, હરસ, ઉધરસ, દમ, ક્ષય, જ્વર વગેરે દરદો મટાડે છે. પણ ખરેખરૂં મર્યું હોય તોજ આ બધા ગુણ કરે છે અને નહિ તો તે વિષ કરતાં પણ નઠારૂં છે. કાચી તામ્રભસ્મથી, દાહ, સ્વેદ, અરૂચિ, મૂર્છા, ક્લેદ, રેચ, ઉલટી તથા ફેર વગેરે રોગો થાય છે. હરતાલની પેઠે તાંબાની ભસ્મ **આંતરીઆ, ટાઢીઆ તાવમાં** ફાયદો આપે છે અને તેથી તાવના ઘણાક રસોમાં તાંબાની ભસ્મ પડે છે. **ઉદરના રોગોમાં** અને તેમાં પણ શૂળ તથા **ગુલ્મરોગમાં** તાંબુ **ઉત્તમ છે** અને તેથી તે **ગુલ્મકાલાનલ** રસમાં પડે છે; **ઉદરના જીર્ણ રોગમાં** તાંબું ફાયદો કરે છે; તીક્ષ્ણરોગમાં નહિ. તાંબુ **દમ** તથા **શ્વાસકાસમાં** પણ ઘણું અસરકારક છે, તેથી તે **સૂર્યાવર્ત્ત** વગેરે રસોમાં પડે છે. ચામડીનાં દરદોમાં પણ તાંબાની

ભસ્મ ઘણો સારો ફાયદો આપે છે અને તેમાં તે તામ્રેશ્વર જેવા રસના યોગમાં અપાય છે. માત્રા ૧ થી ૨ રતી. તામ્રભસ્મ અથવા તામ્રની બનાવટવાળો કોઇ પણ રસ ખાનારે સખ્ત પથ્ય પાળવું જોઇએ, સાદો અને સારો ખોરાક લેવો જોઇએ અને દુધ તથા ઘીનું સારી રીતે સેવન રાખવું જોઇએ. **બનાવટ-તામ્રભસ્મ** (નં. ૪૫૮).

**૩૮૭. દુધ**—સં. **दुग्धं**; અં. Milk; લા. Lactus. **ગુણ**—પૌષ્ટિક, વીર્યવર્ધક, વયસ્થાપક, રસાયન અને પિત્તશામક છે. ઔષધ તથા પથ્ય માટે ગાયનું દુધ સર્વોત્તમ ગણાય છે અને અત્રે ગાયના દુધનુંજ વર્ણન કરવામાં આવેલું છે. દુધ નીચે લખ્યાં દરદોમાં પથ્યકારક છેઃ—વાત, પિત્ત, વિષ, વાતરક્ત, રક્તપિત્ત, દાહ, અતિસાર, ઉદાવર્ત્ત, ભ્રમ, ઉધરસ, મદ, શ્વાસ, જીર્ણજવર, હૃદ્રોગ, તૃષા, ઉદર, અપસ્માર (વાઇ), મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, અર્શ, પ્રવાહિકા, પાંડુ, શૂળ, અમ્લપિત્ત, ક્ષય, અતિશ્રમ, વિષમ અગ્નિ, ગર્ભપાત, યોનિરોગો, નેત્રરોગો અને વાતરોગો, એ સર્વમાં દુધ ગુણ કરે છે. દુધ શરીરમાં કાંતિ, બુદ્ધિ, તૃપ્તિ અને પુરૂષત્વ વધારે છે. અનુપાન તથા દવા તરીકે દુધનો ઉપયોગ નીચે પ્રમાણે થઇ શકેઃ—૧. **જીર્ણજવર**-ગાયનું દુધ, ઘી, સુંઠ, ખારેક તથા કાળી દ્રાક્ષ નાંખીને પીવું. ૨. **પુષ્ટી**-ગાયના ગરમ દુધમાં ઘી નાખીને પીવું. ૩. **મૂત્રકૃચ્છ્ર**-ગાયનું દુધ ગોળ કે સાકર નાખીને પીવું. ૪. **પિત્તદોષ**-પાશેર દુધ ૦ાા તોલો સુંઠ નાખીને ઉકાળવું. માવા જેવું થાય એટલે સાકર નાંખી રાત્રે સુતી વખત ખાવું અને પાણી પીવું. ૫ **હૃદ્રોગ**—ગાયનું દુધ ભીલામાંના રસ (તેલ) નાં ૧૦ ટીપાં નાખી પીવું. ૬. **સળેખમ**-ગરમ દુધ સાકર તથા મરીના ચૂર્ણની બે ત્રણ ચપટી નાંખીને પીવું. ૭.-**હાડકું ભાંગવું-મરડાવું**-અર્જુનવૃક્ષની છાલ, ઘઉંનો આટો તથા લાખ નાંખી ઉકાળેલા દુધમાં ઘી નાંખી ચોપડવું. ૮. **રક્તપિત્ત-પ્રવાહિકા** એટલે ઝાડામાં લોહી પડતું હોય અથવા પિત્તના પીળા ઝાડા થતા હોય તેમાં-અરધું દુધ અને અરધું પાણી મેળવી પાણી બળે ત્યાં સુધી ઉકાળવું અને દુધ પી જવું. ૯. **થાક—પંથ** અથવા મહેનતનું કામ કરનારે દુધ પીવું. ૧૦ જળોદરના રોગમાં દુધ અત્યંત પથ્ય છે અને જો દુધના જ પથ્યથી યોગ્ય ઔષધનું સેવન થાય તો આ ભયંકર રોગને જીતી શકાય છે. નવા તાવમાં દુધ અપથ્ય છે. વિશેષ હકીકત માટે જુવો પૃષ્ટ ૧૩૬ થી ૧૩૯.

**૩૮૮. નવસાર**—સં. **नवसार**; અં. Ammonium Chloridum. લા. Amurius. હિંદુસ્થાનીમાં 'નૌશાદર' કહે છે. ઉંટ, ભેંસ, ગાય વગેરે જાનવરોની વિષ્ટાને બાળીને તેની રાખમાંથી નવસાર બનાવવામાં આવે છે. **ગુણ**—અતિ તીક્ષ્ણ છે, સારક, પિત્તનો સ્રાવ કરનાર તથા ઋતુ લાવનાર છે. તેના પોતાં લોહીના જમાવને તોડે છે. **સુવાવડ** ગયા પછી કેટલીક સ્ત્રીઓના સ્તનમાં ધાવણ ચડી આવીને સ્તન પાકે છે, કઠણ **ગાંઠો ઘાલે** છે તથા ફુટે છે, ત્યારે પ્રથમ સ્થિતિમાં નવસારનાં પોતાં મૂકાય તો તે ગાંઠાને વેરી નાંખે છે; **વધરાવળ** તથા **વૃષણનું આંતરડું** ઉતરે છે ત્યારે વૃષણ ઉપર પોતાં મૂકવાથી વૃષણ સંકોચાઇ જઇ આંતરડું ઉંચું ચડે છે, **સોજો** નરમ પડે છે અને ઉલટી વગેરે બીજાં ચીહનો પણ દબાય છે. તે યકૃત એટલે કાળજાની અંદરના પિત્તના જમાવનો સ્રાવ કરે છે, તેથી યોગ્ય દવાઓ સાથે નવસાર ખાવા અપાય છે. નવસાર તથા કળીચુનો મેળવવાથી 'આમોનિયા' નામની અંગ્રેજી દવા બને છે જે સુંઘવાથી માથાનો દુખાવો, આધાશીશી વગેરે થોડા વખતને માટે દબાય છે. તાવમાં માથા ઉપર નવસારના પાણીનાં પોતાં મૂકાય છે. હરતાલ તથા નવસાર સમાન વજને પાણીમાં વાટી વીંછીના ડંખ ઉપર લગાવવાથી વીંછીનું ઝેર ઉતરેછે.

નવસાર વધારે વજનમાં લેવાથી ઉલટી થાય છે અને ઝેર પણ ચડે છે. એલોપૅથીમાં આ-મોનિયાની ઘણી બનાવટો છે. ખાવાની માત્રા ૫ ગ્રેન (૧ વાલ). ૩૦ ગ્રેન કે તેથી વધારે આપવાથી ઉલટી તથા ઝેર થાય છે.

**૩૮૯. પ્રવાલ**—સં. **प्रवालः**; અં. Coral; લા. Coralurn rubrum. મરા-ઠીમાં તેને 'પોવળે' કહે છે અને હિંદુસ્થાનીમાં 'મુંગા' કહે છે. સમુદ્ર કિનારે એક જાતના કીડાઓ પોતાની લાળથી પ્રવાલ બનાવે છે તેનો આકાર વેલા જેવો હોય છે; તે પાકેલા ઘોલાં જેવાં લાલ હોય છે. બજારમાં પરવાંળાં બે રૂપે મળે છે; મોતીના આકારના દાણા તથા ભાંગેલી બંગડી જેવી ડાંખલી; દાણા વધારે કીમતી હોય છે અને ડાંખળીની કીમત થોડી હોય છે. ડાંખળી તથા પરવાળાં જેમ જાડાં તથા મોટાં તેમ તે વધારે ગુણકારી ગણાય છે. દવા માટે તેનું શોધન કરીને (જુવો ઔષધ શોધન નં. ૫૯), કાચાં ખાંડીને તથા ગુલાબજળમાં વાટીને તેનો લોટ (પ્રવાલપિષ્ટ) તથા ભઠ્ઠીમાં પકવીને તેની ભસ્મ વપરાય છે. ગુણ—પૌષ્ટિક, શોધક તથા કફઘ્ન. પ્રવાલમાં મોતી જેવા ગુણ છે. **બનાવટ—પ્રવાલ-ભસ્મ** (નં. ૪૬૧).

**૩૯૦. પાણી**—સં. **पानीयं**: અં. Water; લા. Aqua. (જુઓ પૃષ્ઠ ૧૧૨થી૧૨૧).

**૩૯૧. પારો**—સં. **पारद**; અં. Mercury; લા. Hydrargyrum. પારો ખનિજ પદાર્થ છે. જમીનમાં તેની રજ હોય છે. ઉર્ધ્વપાતન યંત્રવડે તેને ઉડાડીને ભેગો કરવામાં આવે છે. ગંધક સાથે મળેલો પારો હિંગળાના રૂપમાં હોય છે. પારો અગ્નિ ઉપર ઠરતો નથી, પારો મરતો નથી; ગંધક, ફટકડી, ધાતુ, ઉપધાતુ સાથે મળી જાય છે અને એ સ્થિતિને પારો મૂર્છિત થયેલો કહેવાય છે. અગ્નિવડે એ સ્થિતિમાંથી પાછો જુદો પાડી શકાય છે. પારો મૂર્છિત થઇને હિંગળો, રસકપુર વગેરે બને છે. પારો એ મોટું રસાયન છે. તેનું નામ રસ છે અને જે જે બનાવટોમાં પારો અથવા પારાવાળી દવા આવે છે તે બધા રસ કહે-વાય છે. ચરક સુશ્રુતના વખત પછી થયેલા રસવૈદ્યોએ રસગ્રંથોમાં પારાની સેંકડો બનાવટો લખેલી છે. શુદ્ધ પારો ઘણો તેજસ્વી હોય છે, ભુખરા, પીળા કે ધોળા રંગની ઝાંયવાળો પારો અશુદ્ધ અને બીજી ચીજોની મેળવણીવાળો હોય છે. એ અશુદ્ધ પારો ઔષધમાં વપ-રાતો નથી; પારામાં સીસું, કલાઇ, વિષ, મેલ વગેરે મળેલ હોય છે, માટે એ ચીજો દૂર કરવા માટે પારાનું શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે શોધન કરવું જોઇએ. પારામાં મેલ હોય તે મૂર્છા કરે છે, વિષ હોય તે મરણ નીપજાવે છે, સીસું હોય તે પારો ગડગુમડ કરે છે અને કલાઇવાળો પારો કુષ્ઠરોગ કરે છે. શુદ્ધ પારો યથાવિધિ વપરાય તો તેના જેવી બીજી એક પણ દવા નથી. દરેક રોગનાં અનુપાન સાથે દરદીનું બળાબળ જોઇને તથા યોગ્ય પથ્ય પળાવીને પારાની કોઇ પણ શુદ્ધ બનાવટ આપવામાં આવે તો જલદી અસર થઇ રોગ મટે છે અને શરીરમાં કૌવત પણ આવે છે.

પારાનું શોધન ઘણી રીતે થાય છે. એક રીત ઘણી કડાકુટવાળી છે, તેથી અત્રે આપી નથી. બીજી સહેલી રીત હિંગળોમાંથી ડમરૂયંત્રથી પારો ઉડાડવાની રીત છે (જુઓ ઔષધ શોધન નં. ૫૮). આવી રીતે હિંગળામાંથી કાઢેલો પારો શુદ્ધ ગણાય છે અને તે વપરાય છે. જ્યાં પારદભસ્મ લખી હોય ત્યાં પારા તથા ગંધકની કજ્જલી વપરાય છે. ગંધક તથા પારાને કેટલાક કલાક સુધી ખરલમાં ઘુંટવાથી કાળી મેશ જેવી કજ્જલી બને છે. પારાના

ગુણોનું તથા તેની બનાવટોનું સંપૂર્ણ વર્ણન કરતાં એક આખો ગ્રંથ થાય. શુદ્ધ પારામાં જેટલા ઉત્તમ ગુણો છે એવાજ અશુદ્ધ પારામાં અવગુણો છે, માટે પારા તથા તામ્ર જેવી દવાઓ અણઘડ લોકોના હાથની કદી પણ ખાવી નહિ. અશુદ્ધ પારાના દોષની શાંતિ માટે (૧) કારેલીનાં મૂળ વાટીને પીવાં. (૨) શુદ્ધ ગંધક પાનમાં ખાવો. (૩) નાગરવેલના પાનનો રસ, ભાંગરાનો રસ, તુળશીનો રસ તથા બકરીનું દૂધ, એ ચારે એક એક શેર એકત્ર કરીને શરીરે મર્દન કરીને પછી ઠંડા પાણીથી સ્નાન કરવું; ત્રણ દિવસ સ્નાન કરવાથી પારદનો વિકાર દૂર થાય એમ ગ્રંથકારો લખે છે. પણ અમારા અભિપ્રાય પ્રમાણે પારાનો શરીરમાં વધેલો વિકાર એથી સહેલાઇથી નીકળી શકતો નથી. **બનાવટ—પારદાદિ લેપ** (નં. ૮૭૧). ૨. **પારદાદિ મલમ** (નં. ૯૦૦). આ સિવાય પારાના મિશ્રણવાળા થોડા સહેલા રસપ્રયોગો નં. ૪૭૧ થી ૫૧૬ માં જોવા.

**૩૯૨. ફટકડી**—સં. **स्फटिका**; અં. Alum; લા. Aluminum Sulphas. ફટકડી સોરઠની તુરી માટીમાંથી બને છે. કચ્છમાં તેની મોટી પેદાશ છે. પંજાબ તરફથી પણ આવે છે. સોરઠ અથવા સૌરાષ્ટ્રમાં તેની પેદાશ હોવાથી તેનું બીજું નામ **સૌરાષ્ટ્રી** પણ છે. બજારમાં ફટકડીના સફેદ ચકચકીત કટકા મળે છે. તે સ્વાદે ખાટી, જરા કડવી. તુરી અને તમતમીત છે. ખાવાનાં ઔષધોમાં ફટકડી ફુલાવીને વપરાય છે. ફુલાવવાની રીતઃ—માટીના કલાડામાં કે લોઢાની કડાઇમાં ફટકડીને નાંખી નીચે તાપ આપવો, તેથી પ્રથમ ફટકડીનો રસ થશે. વધારે વખત રાખવાથી તે રસની સફેદ ભસ્મ થશે. ગુણ—ગ્રાહી, સ્તંભન તથા રક્તસ્તંભન. કોઢ, રતવા, મૂત્રકૃચ્છ્ર, ઉલટી, તાવ, આંખના રોગ તથા રક્તપિત્તને મટાડે છે. ૧. છાતી તથા ફેફસામાંથી લોહી પડતું હોય ત્યારે યોગ્ય દવા સાથે ફુલાવેલ ફટકડી આપવાથી લોહી બંધ પડે છે. ૨. ફટકડી મોટી માત્રામાં ઉલટી કરીને કફને કાઢે છે અને તેથી બાળકોના ગળાના રતવામાં ગળું બંધ થઇ જાય છે અને શ્વાસ ઘુંટાય છે ત્યારે ચાર વાલ ફટકડી પાણી સાથે આપવાથી ઉલટી થઇ ગળાનું જાળું ત્રટે છે. ૩. ગમે તે દ્વારથી લોહી પડતું હોય તેને ફટકડી અટકાવે છે. ૪. પેચોટી પડવાથી લોહીવાળો ઝાડો આવતો હોય તેમાં તેમજ પછાટ અને કચર થયેલ હોય તેમાં ફટકડી ગોળ સાથે આપવી. મોં આવી ગયું હોય તો તે જરા શાંત પડયા પછી જીર્ણ રૂપમાં ફટકડીના પાણીના કોગળા કરવા. ૫. પ્રમેહ તથા પ્રદરમાં ફટકડીની પીચકારી લેવી. ૬. નસકોરીનું લોહી બંધ ન થતું હોય તો નાકમાં ફટકડીના પાણીની પીચકારી મારવી. ૭. કાનની રસી તથા વ્રણમાં પણ તેની પીચકારી મારવી. ૮. સ્ત્રીઓના પ્રદરમાં તથા ગુહ્ય ભાગમાં ક્ષત પડયું હોય તેમાં પણ પીચકારી લેવી. ૯. પ્રસવ થયા પછી ગર્ભાશયમાંથી બહુ લોહી વહે છે તે બંધ કરવા માટે ફટકડીની પીચકારી લેવી; અથવા ગર્ભાશયમાં ફટકડીનો કટકો રાખવો. ૧૦. સ્ત્રીઓનું દીલ બહાર આવે છે તથા ગુદાની આમળ બહાર આવે છે તેના ઉપર ફટકડીનું પાણી છાંટવાથી તે સંકોચાઇ અંદર જાય છે. ૧૧. સ્ત્રીનો ગુહ્ય અવયવ ઢીલો પડવાથી બેસતાં ઉઠતા તેમાંથી અવાજ થતો હોય તો ફટકડીનું પાણી છાંટવું. ૧૨. દુષ્ટવ્રણ તથા ધારાં ફટકડીના પાણીથી ધોવાં. ૧૩. ફટકડી ફુલાવતાં તેમાં લીંબુનો રસ નીચોવવો, એટલે તે ફટકડી દાદર, ઉંદરી વગેરે ચામડીનાં દરદોને મટાડે છે. ૧૪. ખરજવાંની ચેળમાં ફટકડીના પાણીનાં પોતાં મૂકવાં. ૧૫. આંખ ઉઠે તેમજ આંખે લોહી ચડી આવે ત્યારે ફટકડીના પાણીનું ટીપું નાંખવું. ૧૬. તરત જન્મેલા બાળકને કોઇ ચેપ અડવાથી આંખો ઉઠી આવી પાંપણો સુજી આવી ચોટી

બેસે છે ત્યારે ગરમ પાણીથી આંખો ધોઇ અંદર ફટકડીનું ટીપું ત્રણ ત્રણ કલાકે નાંખવાથી જલદી આરામ મળે છે. ૧૭. પરમાનો લેપ અડકવાથી જ્યારે આંખો સુજી આવી ડોળો મોટો થાય છે ત્યારે ફટકડીનાં ટીપાં ફાયદો કરે છે. ૧૮. ફટકડી, રસાંજન તથા અફીણનો લેપ કરવાથી આંખનો સોજો હલકો પડે છે. ફટકડીની ખાવાની **માત્રા ૧ થી ૨ વાલ;** પીચકારી માટે તોલો ૦। થી તોલો ૦।। ફટકડી અને ૧ રતલ પાણી.

૩૯૩. **બોદાર**—સં. **बोदार;** અં. Litharge; લા. Plumbi oxidum. મરાઠીમાં તેને 'મડદારસિંગ' અને હિંદુસ્તાની તથા ફારસીમાં 'મુરદારસિંગ' કહે છે. બોદાર એ સીસાનો ક્ષાર છે. બોદારના ભુખરા રંગના સોના સરખા ચળકતા કટકા આવે છે તે બહુ જ વજનદાર હોય છે. **ગુણ**—રેચક તથા રોપણ. બાળકોને બોદારનો રેચ અપાય છે અને તેથી માટી ખાધી હોય તે નીકળી જાય છે. તે ઠંડો હોવાથી ઘસીને ગુમડાં ઉપર ચોપડાય છે તથા બોદાર, કાથો તથા એલચીની ભુકી ચાંદી ઉપર દાબવામાં આવે છે. બોદારનો મલમ બને છે. બોદારને માખણમાં મેળવી હરસના મસા ઉપર લગાવી શેક કરવો.

૩૯૪. **મંડુર**—સં. **मंडुर;** અં. Peroxide of iron (impre). મંડુર એ લોઢાના કાટોડા છે. સો વરસના જુના કાટોડા દવાના કામમાં ઉત્તમ ગણાય છે. મંડુરના પથરા ઘણે ઠેકાણે જમીનમાંથી હાથ લાગે છે. પથરા લોઢા જેવા વજનદાર હોય છે અને ઉપરથી ખવાઇને જાળી પડેલી હોય છે. મંડુરનું શોધન કરીને ભસ્મ થાય છે. **ગુણ**—લોહ પ્રમાણે. ૧. લોહ કરતાં મંડુર ઓછું ગુણકારી તેમજ ઓછું જલદ છે અને તેથી તેની ભસ્મ બાળકોને પણ અપાય છે. ૨. વિશેષ કરીને પાંડુવર્ણનાં ફીકાં પડી ગએલાં માણસો તથા બાળકોને મંડુરભસ્મ ફાયદો કરે છે. ૩. **કૃમિરોગમાં** મંડુરભસ્મ, વાવડીંગ તથા મધની સાથે આપવી; **જીર્ણજ્વરમાં** મધ તથા પીપર સાથે આપવી; **પાંડુરોગમાં** મંડુરભસ્મ છાશમાં આપવી. ૪. **સોજામાં** સાટોડીના ઉકાળામાં કે **પુનર્નવાદિ કવાથમાં** આપવી. ૫. જે બાળકોને માટી ખાવાની ટેવ હોય છે અને તેથી પેટ વધે છે, ચેહેરો ફેફરેલ થાય છે, ખોરાક પચતો નથી અને હાથ પગ દોરડી જેવા થાય છે, તેને મંડુરભસ્મ અગર મંડુરવટી ફાયદો કરે છે. **બનાવટ—૧. મંડુરભસ્મ** ( નં. ૪૬૨ ). ૨. **મંડુરવટી** ( નં. ૭૫૨ ).

૩૯૫. **મધ**—સં. **मधु;** અં. Honey; લા. Mel; હિંદી તથા ફારસીમાં શહદ કહે છે. માખીઓ તથા ભમરીઓ વગેરે જંતુઓ ફૂલમાંથી મીઠો રસ ચૂસીને મધપુડામાં મધ એકત્ર કરે છે. મધમાખીના મધપુડાનું મધ સારૂં ગણાય છે. બજારમાં ખજુર તથા ખાંડની ચાસણીનું બનાવટી મધ પણ વેચાય છે, અર્બસ્તાન તરફથી સફેદ દાણાદાર મધ આવે છે, તે બખાઇ મધ કહેવાય છે. **ગુણ**—રોપણ, કફશામક; મધ યોગવાહી છે, એટલે જેમાં યોજના કરીએ તેમાં ગુણને વધારે છે. તે આસવો તથા અવલેહોમાં પડે છે તેમજ અનુપાન તરીકે બહુ વપરાય છે. કફના વ્યાધિમાં બીજાં અનુપાન કરતાં મધનું અનુપાન વધારે અનુકૂળ આવે છે. મધના પાણી સાથે કોગળા કરવાથી મોંનાં ચાંદાં રૂઝાય છે. કોઇ પણ ઠંડી કે ગરમ દવામાં મધની યોજના કરવાથી તે તેના ગુણને વધારે છે અને અતિ ઠંડક કે અતિ ગરમીને ઓછી કરે છે. વળી તે મીઠું હોવાથી અનુપાન તરીકે તેની યોજના કરવાથી કેટલીક બેસ્વાદ દવાના સ્વાદમાં પણ સુધારો કરે છે.

**૩૯૬. મનશીલ**—સં. **मनःशिला**; અં. Realgar; લા. Arsenicum sulphidum; મનશીલને મણશલ પણ કહે છે. મનશીલ એ હરતાલનો એક ભેદ છે. તે ઉપરસ છે. તેના રાતા રંગના વજનદાર કટકા આવે છે. મનશીલમાં સોમલ તથા ગંધકની મેળવણી હોય છે. દવામાં તે શુદ્ધ કરીને વપરાય છે. ( જુઓ ઔષધ શોધન નં. ૫૯ ). ગુણ—જ્વરઘ્ન, કફઘ્ન તથા શોધક. હરતાલની પેઠે **આંતરીયા તાવમાં** તેનો ઉપયોગ થાય છે. શ્વાસકુઠાર રસ વગેરે રસોમાં મનશીલ પડે છે. મનશીલના ભૂકાને વજ તથા લસણના રસમાં ઘુંટીને સૂકવી તેનો ભૂકો સુંઘવાથી બેશુદ્ધિ ઉડી જાય છે. શ્વાસકુઠાર ખાવાથી તથા મનશીલની બીડી પીવાથી દમ બેસે છે. મનશીલ, ધતુરાના ડાંડલા અને ત્રિકટુ એ ત્રણેને સમભાગે ખાંડી તેની બીડી કરી બે ત્રણ દમ ઘુંટવાથી દમ બેસી જાય છે. ચામડીનાં દરદો ઉપર તે લેપો તથા મલમોમાં વપરાય છે.

**૩૯૭. મીણ**—સં. **मयनं सिक्थं** અં. Wax; લા. Cera alba; C.Plumba. મીણ મધ સાથે મધપુડામાંથી નીકળે છે. મધપુડામાંથી મધ નીતારી લીધા પછી તેને નીચોવવાથી મીણ નીકળે છે. તેમજ મધને ઉકાળવાથી મીણ જુદું પડે છે. મીણ સ્વાદે મધુર તથા ચીકણું છે. ગુણ—રોપણ. ગડગુમડના મલમો માટે મીણ વપરાય છે. તેનાથી ભાગેલાં હાડ તથા કપાયેલી કે ફાટેલી ચામડી સંધાય છે. વળી મીણ પવનને પેસવા દેતું નથી, તેથી ચામડી સુંવાળી રહે છે. મીણ ધોળું તથા પીળું બે રંગનું વેચાતા આવે છે. **બનાવટ–મીણનો સાદો મલમ**–મીણ ભાગ ૧ અને તેલ ભાગ ૧ાા. બન્નેને ધીમા તાપથી ગરમ કરીને ઠારવું.

**૩૯૮. મોતી**—સં. **मौक्तिकं**; અં. Pearls; લા. Margarita. મોતી દરીઆમાં છીપોમાં થાય છે. મોતીની ઘણી જાત છે. ઔષધમાં વગર વીંધેલાં મોતી પણ વપરાય છે. તેની ભઠ્ઠીમાં ભસ્મ કરીને અથવા કાચાં મોટી વાટીને લોટ (પિષ્ટ) વપરાય છે. સુવર્ણવસંત માલતીમાં તેમજ સુરમાઓમાં મોતીનો પિષ્ટ વપરાય છે. મોતીના અભાવે મોતીની છીપો લગભગ મોતીના જેવો ગુણ આપે છે. તેની ભસ્મ કરતાં પહેલાં તેને શુદ્ધ કરવામાં આવે છે. (જુઓ ઔષધ શોધન નં. ૫૯). ગુણ—ધાતુપૌષ્ટિક, પિત્તશામક તથા શિતળ; તે વીર્ય, બળ, પુષ્ટિ તથા આયુષ્ય વધારે છે. ક્ષય, કફ, પિત્ત, કાસ, શ્વાસ, દાહ, જીર્ણજ્વર, વિષ તથા નેત્ર રોગમાં ફાયદો કરે છે. મગજને પુષ્ટિ આપે છે. મોતીની ભસ્મ બને છે તથા સુરમો પણ બને છે.

**૩૯૯. મોરથુથુ**—સં. **त्थं**; અં. Sulphate of copper; લા. Cuprea Sulphas. મરાઠીમાં તેને ‘ મોરચૂક ’ અને હિંદુસ્થાનીમાં ‘ નીલાથાથા ’ કે ‘નીલા તુલીયા’ કહે છે. મોરથુથુ એ તાંબાની ઉપધાતુ છે, કેમકે તે તાંબાનો ક્ષાર છે. તેના આસમાની રંગના કટકા આવે છે. દવાના કામમાં મોરથુથુનો ઉપયોગ ખાવા કરતાં બહાર લગાવવાના કામમાં વિશેષ થાય છે. ‘ ગ્રહણીકપાટરસ ’ વગેરે કેટલાક વૈદ્યક પ્રયોગમાં તેનો ઉપયોગ થાય છે. ખાવાની દવામાં ઉપયોગ કરતાં પહેલાં તેને શુદ્ધ કરવાની જરૂર છે; ( જુઓ ઔષધ શોધન નં. ૫૯). ગુણ—રોપણ, સ્તંભન, વાંતિકર તથા પૌષ્ટિક. મોરથુથુ સ્વાદે કષાયલો, જરા કડવો ને ખારો છે. તે મોટા પ્રમાણમાં વિષ છે. મોરથુથુ કૃમિ, ખરજ તથા વિષનો નાશ કરે છે. તે આંખનો ઉત્તમ ઉપાય છે. સ્તંભન ગુણને લીધે સંગ્રહણી, અતિસાર તથા કંપવામાં અપાય છે. ૧. પ્રમેહમાં તેની પીચકારી મારવાથી ફાયદો થાય છે, સડેલા માંસને બાળીને કૉસ્ટીકની પેઠે કાઢી નાખે છે. ૨. ઝેર કાઢી નાંખવા માટે ઉલટી કરાવવા અપાય છે. ૩. નેત્રની છારીને કાપે છે. ૪. કોઢ, ખરજવા, દાદર વગેરે માટે મલમોમાં પડે છે. આગુણક

વૈદ્યે આ ઝેરી ચીજ કોઇને ખાવા આપવી નહિ. ૫. આંખ ઉઠીને તેનું તીક્ષ્ણ રૂપ શાંત પડયા પછી તેનું ટીપું આંખમાં નાંખવું. ૬. આંખના ખીલમાં મોરથુથુનો કટકો બે ત્રણ દિવસને અંતરે ખીલ ઉપર ઘસવો. ૭. રતનજોતની સળીઓમાં મોરથુથુ પડે છે; તે સળીઓ રોજ બે ત્રણ વાર આંખે ફેરવવાથી ખીલ કપાય છે. ૮. બહુ આંસુ ઝરે છે તેનું કારણ પણ ખીલ છે, માટે તેમાં પણ આ સળીનો ઉપયોગ કરવો. ૯. આંખના ખુણા તરફથી કાળા ડોળા તરફ થતી માંસવૃદ્ધિ (વેલ)માં પણ મોરથુથુનાં ટીપાં ફાયદો કરે છે. ૧૦. વીંછીના ડંખ ઉપર મોરથુથુ દહીંમાં ઘસી ચોપડવું. ૧૧. ખરજવા ઉપર મોરથુથુ પાણીમાં ઘસી લેપ કરવો. તેનાથી બળતરા થાય તો ઉપરથી કાથો પાણીમાં વાટી ચોપડવો. ૧૨. બગડેલાં દુષ્ટ વ્રણોને મોરથુથુના પાણીથી ધોવાથી અગર મોરથુથુનો કટકો અડાડવાથી બગાડ દૂર થઇ વ્રણ ચોખ્ખું થાય છે. ૧૩. ગરમીની ચાંદી ઉપર મોરથુથુ એક ભાગ તથા ગોપીચંદન કે ગેરૂના બે થી ત્રણ ભાગ મેળવી તેનો ઉબેરો દાબવો. ૧૪ વિસ્ફોટકનાં કચકચતાં ધારાં મોરથુથુના પાણીથી ધોવાં. ૧૫. મોંમાં, તાળવે તથા જીભે છારાં પડે છે ત્યારે મોરથુથુના પાણીના કોગળા કરવા. ૧૬. પ્રમેહમાં મોરથુથુની પીચકારી અપાય છે. ૧૭. ગુદભ્રંશ (આમણ) ઉપર મોરથુથુનું પાણી છાંટવામાં આવે છે. **માત્રા**–ખાવા માટે શુદ્ધ મોરથુથુનું પ્રમાણ ૦ ગ્રેનથી ૧ ગ્રેન. ઉલટી માટે ૧ વાલ; આંખનાં ટીપાં માટે ૧ રતી મોરથુથુ અને રૂપીઆ ૨॥ ભાર પાણી; પીચકારી માટે પણ એજ પ્રમાણ; ધારાં ધોવા માટે ૧ વાલ મોરથુથુ અને ૧ થી ૫ તોલા પાણી. મોરથુથુ દાહ કરે છે માટે વધારે ગરમ પડે તો મોરથુથુનું પ્રમાણ ઓછું કરવું અથવા પાણીનું પ્રમાણ વધારવું. મોરથુથુ વધારે ખાવાથી ઝેર ચડે તો ઘી પીવું. **બનાવટ–રતનજોતની સળીઓ** ( નં. ૯૧૮. ).

૪૦૦. **રસકપુર**—સં. **रसकर्पूर**; અં. Corrosivs Sublimate; લા. Hydrargyri perchloridum. રસકપુર એ પારાનો ક્ષાર અથવા ફૂલ છે; તેથી તેને પારદપુષ્પ પણ કહે છે. પારાનાં ફૂલ પાડવાની ટુંકી રીત એ છે કે–શુદ્ધ પારો, ગેરૂ, ઇંટ, ખડી, ફટકડી, સીંધાલુણ, રાફડાની માટી, ખારો, મેટ, એ દરેક પાંચ પાંચ તોલા લેવાં. પારા સિવાયની ચીજોને બારીક ખાંડી લુગડે ચાળી પછી તેમાં પારો નાંખી એક પહોર ખરલ કરવો, પછી એક હાંડલીમાં ભરીને તેના ઉપર બીજી હાંડલીનું મોં બેસતું કરી ત્રણ વાર કપડમાટી કરવી. પછી ચુલે ચડાવીને ૪ દિવસ સુધી રાતદિવસ અગ્નિ આપવો. પાંચમે દિવસે ઠરે ત્યારે હાંડલી ખોલીને ઉપલા વાસણમાં પારાનાં ફુલ ચોટેલાં હોય તે લઈ લેવાં. આ રસકપુર શુદ્ધ છે. બજારનો રસકપુર અશુદ્ધ હોય છે. રસકપુર ઝેરી હોવાથી તે વાપરવામાં પણ જોખમ છે. અનાડી વૈદ્યોને હાથે રસકપુરથી ઘણાં મૃત્યુ નીપજે છે. **ગુણ**—શોધક. ઉપદંશમાં રસકપુરની ખાસ અસર છે. ઉપદંશ તથા ઉપદંશથી થયેલા સંધિવામાં કેશરાદિ ગોળીઓ વપરાય છે. રસકપુર જુના ઝાડામાં પણ ફાયદો કરે છે. તમામ જીર્ણ દરદોમાંજ રસકપુર ફાયદો કરે છે. દરદોના તીક્ષ્ણ રૂપમાં રસકપુર વાપરવો નહિ. એક ભાગ રસકપુર અને એક ભાગ નવસાર તેને હજાર ભાગ પાણીમાં મેળવીને તેમાંથી બબ્બે આની ભારથી પાવલી ભાર પાણી રોજ બે ત્રણ વાર પીવાથી શરીર ઉપર ફુટી નીકળેલી ગરમી ધીમે ધીમે દબાય છે. **કેશરાદિ ગોળી** અગર બીજી કોઇ પણ રસકપુરની બનાવટ ખાવામાં વાપરવી હોય ત્યારે તે લાંબા વખત સુધી જ વાપરવી જોઇએ અને વચમાં વચમાં થોડા દિવસ તેનો ઉપયોગ બંધ રાખવો જોઇએ. ખાસ કરીને મોંમાં થુંક વધવા માંડે ( તે મોઢું આવવાની નીશાની છે )

એટલે તેનો ઉપયોગ બંધ કરી દેવો. વળી રસકપુરનું સેવન થતું હોય ત્યારે સખ્ત પથ્ય રાખવું અને ઝાડાના ખુલાસા માટે હરડેની ફાકી રાત્રે જરૂર લેવી. રસકપુર પેટમાં એકઠો નહિ થવો જોઇએ. રસકપુર ચામડીનાં દરદોમાં બહાર ધોવાના કામમાં લેવાય છે. ડૉક્ટરો કારબૉલિક લોશનને ઠેકાણે તેનો ઉપયોગ કરે છે, પણ તેમાં રસકપુરનો ૧ ભાગ અને ચોખા પાણીના ૧૦૦૦ થી ૨૦૦૦ ભાગ લેવા જોઇએ. રસકપુર (૧૦ ગ્રેન) તથા ચુનાનું પાણી (૧૦ ઔંસ), આવી મેળવણીથી પીળા રંગનું પાણી થાય છે તેનાથી ચાંદી, ધારાં, જખમ વગેરે ધોવાય તો બહારના જંતુઓ દૂર થઇ તે જલદીથી રૂઝાય છે. પણ આ બધા કામ માટે બજારનો અશુદ્ધ રસકપુર વાપરવો નહિ. તે કામ માટે અંગ્રેજી 'પરક્લોરાઇડ ઑફ મર્ક્યુરી વાપરવો. રસકપુર વધારે ખાવાથી ઝેરી અસર થઇ હોય તેના નિવારણ માટે તકમરીયાં અથવા ઓથમીજીરાનો લુઆબ પીવો; ઉલટી તથા જુલાબ દેવો. શુદ્ધ રસકપુરની **માત્રા** $\frac{1}{16}$ થી $\frac{1}{4}$ ગ્રેન (ઘઉં ભાર). **બનાવટ—૧. કેશરાદિગુટિકા** ( નં. ૪૮૩ ).

**૪૦૧. રૂપું**—સં. **रौप्यं** અં. Silver; લા. Argentum. રૂપાની ધાતુ પ્રસિદ્ધ છે. ચોખા રૂપાની ભસ્મ કરીને તે દવાના કામમાં વપરાય છે. તેના વરખ પણ દવામાં વપરાય છે. **ગુણ**—પૌષ્ટિક તથા વાતહર. રૂપાની ભસ્મ તથા વરખ પુષ્ટિના પાકમાં પડે છે. તેનો ખાસ ગુણ **વાતવ્યાધિ** માટે છે અને તેથી વાતગજાંકુશ તથા મહાયોગરાજ જેવી બનાવટોમાં તે પડે છે. મગજના જીર્ણ વ્યાધિ, જેમકે હીસ્ટીરીઆ, અપસ્માર (વાઇ)માં તે ફાયદો કરે છે. રૂપું ઠંડુ પણ છે, તેથી તે પિત્તના કોપને શાંત પાડે છે. **બનાવટ—રૌપ્યભસ્મ** ( નં. ૪૬૩ ).

**૪૦૨. લવણ**—સં. **लवण**; અં. Salt; લા. Sodii muras; ગુજરાતીમાં 'મીઠું', મરાઠીમાં 'મીઠ' અને હિંદુસ્તાનીમાં 'નિમક' કહે છે. મીઠું એ '**પંચલવણ**' માંનું એક લવણ છે. તેની એક બીજી જાત છે તેને વડાગરૂં મીઠું કહે છે. કોઈ બીડલુણને વડાગરૂં કહે છે. પંચલવણનાં નામ—૧. કાચ ( સં. **काच** ) અથવા બંગડીખાર. ૨. સિંધાલુણ સં. **सैंधव**. અં. Rocksalt ). ૩. લવણ—મીઠું ( સં. **समुद्रलवण**—અં. Salt ). ૪. સંચળ ( સં. **सौवर्चल** ) અને ૫. બીડલણ ( સં. **बिड** ). આ પાંચમાં મીઠું દરિયાના ખારા પાણીમાંથી થાય છે, સીંધવ ખાણમાંથી નીકળે છે અને તે ધોળું, રાતું તથા પાસાવાળું થાય છે; કાચલણ એ કાચની ભઠ્ઠીનો મેલ (ક્ષાર) છે. કાચ ગાળીને બંગડી બનાવતાં જે ખાર નીકળે છે તે કાચલવણ છે અને તેથીજ તેને 'કાચલવણ' કે 'બંગડીખાર' કહેતા હશે. સંચળ એ સાજીખાર તથા મીઠાનો બને છે અને તેની મરાઠીમાં 'પાદેલુણ' અને હિંદુસ્તાનીમાં 'કાલાનીમક' કહે છે. કોઇ બીડલવણને વડાગરૂં કહે છે. આમળાના પાણીની અંદર મીઠાને ઉકાળવાથી બીડલવણ બને છે. **ગુણ**—પંચલવણનો ગુણ દીપન, પાચન, સારક તથા વાતહર છે. બધા લવણના ગુણ લગભગ સરખા છે. ખોરાક સાથે ખાવાના કામમાં મીઠું (સમુદ્રલવણ) તથા સિંધવ પણ વપરાય છે. સિંધવનો ગુણ સૌમ્ય હોવાથી તે વાપરવું વધારે ગુણકારી છે, પણ મોંઘું પડે માટે લોકો વાપરી શકતા નથી. લવણ રૂચિ પેદા કરીને ક્ષુધાને ઉઘાડે છે તથા ઝાડો સાફ લાવે છે. બરલ વધી હોય તેના જમાવને તોડવા માટે કેટલાક વૈદ્યો આવાં લવણ બહુ આપે છે, પણ તે બહુ ખાવાથી લોહી બગડે છે, ખરજ પેદા થાય છે અને વાળને ધોળા કરે છે. મીઠું જખમના લોહીને બંધ કરે છે, તેથી ચપ્પુ વગેરે વાગવાથી લોહી નીકળે ત્યારે મીઠાના પાણીનો પાટો બાંધવાનો આપણામાં

ચાલ છે, તે વૈદ્યક નિયમ પ્રમાણેજ છે. **અજીર્ણ** તથા કૉલેરામાં **લવણભાસ્કરચૂર્ણ** આપવાથી ઝાડો ઉલટી બંધ થાય છે, સીંધાલુણ તથા તેલના કોગળા કરવાથી કે દાંતે ઘસવાથી મોં તથા દાંતના સર્વ રોગ મટે છે. જખમ અથવા ડૉકટરના ઓપરેશન પછી રૂઝ લાવતી વખતે કાંઇ ખામીને લીધે તે ભાગની નસો સંકોચાઇને ખોટ રહી જાય છે અને તે ભાગ વળતો નથી, ત્યારે થોડા દિવસ તે ભાગ ઉપર સીંધાલુણનો કટકો બાંધી રાખવાથી ફાયદો થાય છે. ગાંઠો ઉપર મીઠાની ખીર ચોપડવાનો ચાલ છે. **ગાલપચોળાંમાં** મીઠાની દુધમાં ખીર કરીને ચોપડાય છે. **બનાવટ-પવિત્રચૂર્ણ** (નં. ૬૭૩).

૪૦૩. **લોહ—**સં. **लोहं**; અં. Iron; લા. Ferrum. લોઢું પ્રસિદ્ધ છે. લોઢાની ખાણો ઘણા દેશમાં છે. લોઢાની ઘણી જાતો છે, તેમાં ત્રણ જાત જોવામાં આવે છે. ૧. મુંડ-મોળું લોઢું, જેનાં વાસણ બને છે. ૨. તીક્ષ્ણ એટલે ગજવેલ, જેનાં હથીઆરો બને છે અને ૩. ચમક, જે લોઢાને ખેંચે છે. દવાઓ લોહની ત્રણ રૂપે બને છે. ગજવેલ અને કાંતલોહની ભસ્મ, લોહકાટ એટલે મંડુરની ભસ્મ અને લોઢાના જુદા જુદા ખાર. ખરૂં લોઢું (steel) તેમજ ઘોડા છાપની ગજવેલ બન્નેની ભસ્મ બને છે. કાંતલોહ બહુ મળી શકતું નથી. **ગુણ—**રક્તશોધક તથા પૌષ્ટિક. લોઢામાં પૌષ્ટિક ગુણ છે. લોહીમાં રાતાં રજકણો વધારી લોહીને સુધારવાનો તેમાં ખાસ ગુણ વિશેષ છે. લોહભસ્મનો કોઇ પણ દરદમાં બીજી યોગ્ય દવાઓની સાથે ઉપયોગ કરી શકાય છે. **લોહભસ્મ એકલી ખાવા કરતાં બીજી દવાઓ સાથે ખાવી** વધારે સલાહકારક છે, કેમકે તેમાં ઝાડાનો કબજો કરવાનો અવગુણ છે, માટે તેની સાથે ત્રિફળા વગેરે સારક દવાનો યોગ કરવો જોઇએ. **લોહભસ્મ** પણ દરદોના જીર્ણ રૂપમાં આપવી સારી છે. તે કમળો, પાંડુ, સોજા, સંગ્રહણી, કફ, પિત્ત, વાત, ક્ષય, બરલ, કલેજું, વાતરક્ત, કુષ્ઠ, કૃમિ વગેરે રોગોમાં અપાય છે અને તે બળ, બુદ્ધિ તથા કાંતિ આપે છે. અત્યંત વિષય સેવનથી કે હસ્તદોષથી વીર્યનો ક્ષય થઇ પુરૂષ નપુંસક થાય છે અને અવયવની શક્તિ ઘણી નબળી પડે છે, ત્યારે લોહભસ્મનું સેવન કરવું અને બ્રહ્મચર્ય પાળવું; તેથી સર્વોત્તમ ફાયદો થાય છે અને વીર્યસ્ત્રાવનો પણ અટકાવ થાય છે. અત્યંત સ્ત્રીસેવન કે વીર્યના સ્ત્રાવથી ઘણીજ ક્ષીણતા આવે છે, કમ્મર દુખે છે, પગ ત્રુટે છે અને શરીર ગળતું જાય છે ત્યારે લોહભસ્મના સેવનથી આનો અટકાવ થાય છે. સ્ત્રીઓના **ઋતુદોષ** તેમજ **પ્રદરરોગમાં** લોહ ઘણો ફાયદો કરે છે. સ્ત્રીઓના ગર્ભસ્થાનમાંથી ગરમ ઉકળતાં પાણી પડે છે અને તે ઘણી મુદત ચાલે છે તેથી કેડમાં શૂળ નીકળે છે અને માથું દુખ્યા કરે છે. આવાં દરદોમાં પણ કૌવત માટે લોહભસ્મ આપવાની જરૂર છે. ચામડીનાં દરદો તેમજ ગાંઠો (Scroffula)માં લોહની જરૂર છે. **હરસ, સંગ્રહણી** તથા **જીર્ણ રક્તાતિસારમાં** લોહી ક્ષીણ થાય છે અને ફીકાસ આવે છે તથા સોજા ચડે છે, ત્યારે પણ લોહભસ્મ તથા દીપનપાચન દવાઓ આપવાની જરૂર છે. આવાં દરદોમાં પિત્તનો કોપ વિશેષ છે માટે લોહ સાથે આમળાંની કોઇ પણ બનાવટ કે **જીવન** આપવું જરૂરનું છે. કફમાં લોહી પડે છે તેને પણ લોહ અટકાવે છે. **હરસ** સિવાય બીજા ગમે તે દરદમાં લોહી પડતું હોય તેમાં લોહ સાથે ચ.ફીણ મેળવીને આપવાથી ફાયદો થાય છે. ઘણાખરા બધા ઉપાયોમાં લોહનો ત્રિફળા સાથે ઉપયોગ કરવો વધારે ઉચિત છે. **બનાવટો—૧. લોહભસ્મ** (નં. ૪૬૪). **૨. પ્રદરારિલોહ** (નં. ૪૫૮). ૩. **લોહાસવ** (નં. ૭૮૮).

**૪૦૪. શંખ**—સં. **शंख**; અં. Conch. શંખ દરિયામાં થાય છે. જે ભાગમાં દરિયાનું પાણી ભરાઇ રહેતું હોય તથા કાદવ થતો હોય તેમાં એક પ્રકારના જીવડા થાય છે. તે પોતાની લાળથી કોશ બાંધે છે, તે શંખ છે. ધોળો ચંદ્રકાંત જેવો શંખ હોય તે ઉત્તમ જાણવો. શંખની ભસ્મ બને છે અને ભસ્મ કરતાં પહેલાં તેનું શોધન થાય છે. ( જુઓ ઔષધ શોધન નં. ૫૯ ). **ગુણ**–પાચક, રોપણ, દંભક, વાતહર. ચુનામાં જેટલા ગુણ છે તે બધા શંખભસ્મમાં છે. શંખભસ્મ એ એક પ્રકારનો કળીચુનો જ છે. કોડીની ભસ્મ તથા છીપની ભસ્મમાં પણ એજ ગુણ રહેલા છે. માટે તે બધાના ગુણ તથા ઉપયોગ શંખભસ્મ અથવા ચુના પ્રમાણે સમજી લેવા. અજીર્ણના જે વિકારોમાં ખાટા ગચરકાં આવે છે તથા ગળધરી બળે છે ત્યારે શંખભસ્મ અથવા શંખવટી આપવાથી ફાયદો થાય છે. જઠરમાં અમ્લ એટલે ખટાણ વધે છે અને તેથી ઉલટી કે ઝાડા થાય છે ત્યારે તે ખટાણને તોડવા માટે ચુનો અથવા શંખભસ્મ બહુ કામનાં છે. બાળક દુધની ઉલટી કરી નાંખે છે અને દુધ ટકતું નથી ત્યારે કળીચુનાનું નીતરેલું પાણી દુધમાં નાંખીને આપવાથી દૂધ પેટમાં ટકે છે. **શૂળ**–શંખભસ્મ એ ગુંજાભાર તથા શેકેલી હિંગ એક ગુંજાભાર અરધા તોલા ઘીમાં ચટાડવાં અથવા ગરમ પાણીમાં શંખની ભસ્મ આપવી. **અજીર્ણમાં** શંખભસ્મ લીંબુના રસમાં સાકર નાંખીને આપવી, **બરલમાં** લીંબડાના રસ સાથે શંખભસ્મ આપવી. શંખભસ્મ અથવા કળીચુનો દંભક હોવાથી તે સાજીખાર અને મૂળાના ખારમાં મેળવી લગાવવાથી નાના મસા ખરી પડે છે, તથા મોટી ગાંઠો પોચી પડે છે. શંખભસ્મ અને હરતાળનો લેપ મારવાથી વાળ ખરી પડે છે, પણ તેથી ચામડી બળે છે. **માત્રા**–૧ વાલ. **બનાવટો**–૧, **શંખભસ્મ** (નં. ૪૬૫). ૨. **શંખવટી** (નં. ७૬૧). ૩. **ચંદ્રોદયાવર્તી** ( નં. ૫૧૦ ).

**૪૦૫. શંખજીરૂ**—સં. **शंखजीरकं**; અં. Soapstone; લા. Silicate of Magnesia. ફારસીમાં તેને 'સંગે જરાહત' કહે છે. તે સાબુના જેવું લીસું અને અતિ સફેદ હોય છે, સ્વાદે તુરૂં તથા ટાઢું છે, ગરમીનાં ગુમડાં ઉપર તેને લેપ કરવાથી ફાયદો થાય છે. તે મલમમાં પડે છે. ઇમારતી છોના કામમાં લીસાવટ માટે શંખજીરૂં વાપરવામાં આવે છે. શંખજીરૂં તથા કાથાનો ઉબેરો દબાવાથી ગરમીનાં ચાંદાં રૂઝાય છે.

**૪૦૬. સિંદુર**—સં. **सिंदूर**; અં. Red lead; લા. Plumbi oxydum rubrum. સિંદુર સીસામાંથી બને તે, તે રાતો તથા વજનદાર હોય છે. સિંદુરમાં ત્રણ ભાગ સીસાના અને ચાર ભાગ ઑકસીજનના છે. સિંદુર ખાવાના કામમાં આવતો નથી. **ગુણ**–વ્રણશોધન તથા રોપણ છે, તેથી તે વ્રણ, ખરજવાં, ખસ, દાદર વગેરેના મલમોમાં પડે છે. સિંદુર તથા મરીને વાટી ઘીમાં મેળવી ખરજવા ઉપર ચોપડવાથી ખરજવું બેસી જાય છે,

**૪૦૭. સીસું**—**सीसकं**, **नागं**; અં. Lead; લા. Plumbum. સીસાના કાળા તેલની પેઠે તગતગતા મોટા કટકા આવે છે. તે નરમ અને ઘણુ વજનદાર હોય છે. સિંદુર, સપેતો, બોદાર એ સીસાના ક્ષાર છે અને હથીઆરોની ગોળીઓ અને લખવાની પેનો ( પેનસીલ ) સીસામાંથી બને છે. સીસાને શુદ્ધ કરીને તેની ભસ્મ બનાવાય છે. જે **નાગભસ્મ** એવા નામથી વધારે પ્રસિદ્ધ છે. **ગુણ**–પૌષ્ટિક. તે પૌષ્ટિક તથા વીર્યવર્ધક છે અને તેથી **જીર્ણપ્રમેહ** તથા **વીર્યસ્રાવનાં** દરદોમાં ફાયદો કરે છે. નાગભસ્મ ઘી સાથે લેવાથી વાયુ, શૂળ તથા મંદાગ્નિ મટે છે. કાચું સીસું કે સીસાની કાચી ભસ્મ ભારે

નુકસાન કરે છે. કેમકે તે ઝેરી છે. કાચી ભસ્મથી ગુલ્મ, કુષ્ઠ તથા રક્તવિકાર થાય છે. **બનાવટ—નાગભસ્મ** ( નં. ૪૫૫ ).

૪૦૭. **શિલાજીત**—સં. **शिलाजतु**; અં. Asphalt; લા. Asphaltum Panjabinum. ગ્રીષ્મ ઋતુના તાપમાં હિમાલય પર્વત ઉપરની મોટી શિલાઓ તપીને તેમાંથી તેનો મદ (રસ) ઝરે છે તે શિલાજીત છે, એમ કહેવાય છે, એક બીજી જાતનો શિલાજીત ખાસ માટીમાંથી ઉત્પન્ન થાય છે. ખરો શિલાજીત ભાગ્યેજ મળે છે. બનાવટી શિલાજીત ઘણો વેચાય છે. શિલાજીતની પરીક્ષાને માટે એમ કહેવાય છે કે, ખરો શિલાજીત ઘેરા લાલ રંગનો હોય છે અને અંદર કાળા રંગની ઝાંખ હોય છે. અગ્નિ ઉપર મૂકવાથી તેમાંથી ધુમાડો નીકળતો નથી; તેમાં ગોમૂત્રના જેવી વાસ હોય છે અને પાણીમાં નાંખવાથી તેમાંથી શેડો ફુટે છે. શિલાજીતને શુદ્ધ કરીને વાપરવો જોઇએ. ગાયના દુધમાં, ત્રિફળાના ક્વાથમાં તથા ભાંગરાના રસમાં એકેક દિવસે ખૂબ ઘુંટીને સુકવવો એટલે શુદ્ધ થાય. ગુણ—મૂત્રલ શોધક તથા પૌષ્ટિક છે. **પેશાબનાં દરદો** માટે શિલાજીત લોકોમાં પ્રસિદ્ધ છે. **પ્રમેહ, બળતરા, મૂત્રકૃચ્છ્ર** તથા **મૂત્રાઘાતમાં** તે અપાય છે. **વીર્યસ્રાવ** તથા વીર્ય સંબંધી નબળાઇમાં લોકો તે દુધ સાથે પીએ છે. **ચંદ્રપ્રભા** નામની ગુટિકામાં શીલાજીત પડે છે. **બનાવટ—૧. ચંદ્રપ્રભા** ( નં. ૭૪૭. )

૪૦૯. **સંચળ**—સં. **सौवर्चल**: અં. Unaqua sodium chloride; હિંદુસ્તાનીમાં તેને ' કાલાનોન ' કહે છે અને મરાઠીમાં 'પાદેલોણ' કહે છે. સાજીખાર તથા મીઠામાંથી સંચળ બને છે. તે સ્વાદે ખારો તથા કડુચો છે. ગુણ—વાતહર, સારક, રૂચિકર; ઓડકારને સાફ લાવે છે, અપાન વાયુની છુટ કરે છે, દસ્ત સાફ લાવે છે, જઠરાગ્નિને દીપાવે છે; તથા **ગુલ્મ, આફરો, શૂળ, કૃમિ, આમ** વગેરેને મટાડે છે.

૪૧૦. **સમુદ્રફીણ**—સં. **समुद्रफेन**; અં. Cutle fishbone; લા. Sepia officinalis. ફારસીમાં તેને 'કફેદરીયા' કહે છે. દરીયાના ફીણનો ખાર માછલાના પેટે વળગે છે અને પછી ઉખડી પડી કાંઠે નીકળી પડે છે તે સમુદ્રફીણ છે. કોઇ કહે છે કે, તે એક પ્રકારની માછલીનું હાડપિંજર છે. સમુદ્રફીણ ધોળું તથા હલકું હોય છે. તેની આકૃતિ માછલીને મળતી આવે છે. તે હાડપિંજર હોય કે ફીણ હોય, પણ તે માછલીના શરીરની પેદાશ છે. લીંબુના રસમાં ખલીને તાપમાં સુકવવાથી તે શુદ્ધ થાય છે. સમુદ્રફીણને અગ્નિ ઉપર શેકવાથી તેનો ભૂકો થાય છે. ગુણ—સ્તંભન તથા શીતળ. વળી તે **આંખનાં દરદોમાં** ફાયદો કરે છે. અંજન કરવાથી આંખનાં પડળને કાપે છે, ફુલું કાપે છે તથા તેજ વધારે છે. કાનમાં નાંખવાથી કાનના પરૂને સુકવી નાંખે છે.

૪૧૧. **સાજીખાર**—સં. **स्वर्जिकाक्षार;** અં. Carbonate of Soda. (impure) લા. Sadii carbonas impura. હિંદુસ્તાનીમાં તેને 'સજ્જી' કહે છે. અરબીમાં 'શબ્બુલ અસફર' કહે છે. જુદી જુદી જાતનાં ઝાડને એક ખાડામાં નાંખીને બાળવાથી તથા તેમાં કેટલાક દિવસ રાખી મૂકવાથી તેનાં ઢેફાં બાઝી જાય છે, તે સાજીખાર છે. બજારમાં તેના કાળા રંગના ગાંગડા વેચાય છે. મીઠા સાથે મેળવીને તેનો સંચળ બનાવવામાં આવે છે. સાજીખાર સ્વાદે ખારો, તુરો તથા જરા કડવો છે; **ગુલ્મ, શૂળ, વા, ઉદરવિકાર, કૃમિ, કફ,** વગેરેને મટાડે છે. તેને ધોઇને તેમાંથી ધોળો સોડા બનાવવામાં આવે છે. સાજીખારમાં રાખ વગેરેનો ભેગ હોવાથી તેમાં જવખાર વગેરે બીજા ખારના જેવો તીક્ષ્ણ ગુણ નથી.

**૪૧૨. સાબરશીંગુ—સં. संबरशृंग;** અં. Stag horn; Cervus Elaphus. સાબરનું શીંગડું તે સાબરશીંગું છે. તે ઘણું કઠણ તથા વજનમાં ઘણું ભારે હોય છે. દવામાં તે એમનું એમ ઘસીને કે તેની ભસ્મ કરીને વપરાય છે. તેને ખુલ્લી હવામાં બાળવાથી સફેદ રાખ થાય છે; અથવા તેના કકડા કરી આકડાના રસમાં રાખી મૂકી તડકે સુકવીને પાછા શેકવા એટલે રાખ થશે. ગુણ—કફઘ્ન તથા પૌષ્ટિક. સાબરશીંગાની ભસ્મ મધમાં ચાટવાથી **દમ, ઉધરસ, કફ,** તથા **ક્ષયમાં** ફાયદો થાય છે. **બનાવટ શૃંગભસ્મ** (નં. ૪૬૬).

**૪૧૩. સુરમો—સં. सौवीराजनं** અં. Sulphuret of Antimony; Antimonii solphuretum. એન્ટીમની નામની એક ધાતુ છે તે સાથે ગંધક મળીને જમીનમાં સુરમાના પથરા થાય છે; સુરમો ચાર જાતનો થાય છે; કાળો, ધોળો, લીલો તથા રાતો. કાળા સુરમાને 'સૌવીરાંજન' કહે છે અને રાતો કે ભુખરો સુરમો તે 'સ્રોતાંજન' છે. ગુણમાં કાળો સુરમો ચડે છે. સુરમો આંખના અંજન માટે કામનો છે. તેને ત્રિફળાના કવાથની ભાવના આપવાથી કે લીંબુના રસમાં ખરલ કરી એક દિવસ તડકે રાખવાથી શુદ્ધ થાય છે. આંખ માટે તે ઠંડો છે; તેમાં મોતી વગેરે નાંખીને પણ સુરમો બનાવવામાં આવે છે, જેને મોતીનો સુરમો કહેવામાં આવે છે. **બનાવટ—૧. સૌવીરાંજન** (નં. ૯૨૧). ૨. **નયનામૃત** ( નં. ૯૧૪ ).

**૪૧૪. સુરોખાર—સં. सूर्यक्षारः** અં. Nitre saltpetre; લા. Potassii Nitras. ફારસીમાં તેને 'શોરા' કહે છે. ગુણ–મૂત્રલ તથા સ્વેદલ. સુરોખાર મૂત્રલ હોવાથી તે **મૂત્રકૃચ્છ્ર, પથરી, પ્રમેહ, પેશાબની બળતરા** વગેરેમાં અપાય છે. તે સ્વેદલ હોવાથી **તાવમાં** પરસેવો લાવવા માટે કેટલાક ડૉકટરો વાપરે છે. દેશી વૈદ્યોમાં તેનો એવો ઉપયોગ થતો નથી. કેમકે તે હૃદયને નબળું પાડી નાંખે છે. બહુ નબળા હૃદયવાળાને સુરોખાર નહિ આપવો જોઇએ. થોરના કોયલા સાથે મેળવીને સુરાખારનો, બંદુકનો તથા રમત ફોડવાનો દારૂ બનાવવામાં આવે છે.

**૪૧૫. સુવર્ણમાક્ષિક—સં. सुवर्णमाक्षिकं;** અં. Iron pyritis; લા. Ferri Sulphidum. સુવર્ણમાક્ષિકને 'સોનામખી' પણ કહે છે. તે ગંધક તથા લોઢાના સંયોગથી જમીનમાં બને છે. તેમાં સોના જેવું તેજ હોય છે. તેને શુદ્ધ કરીને ભસ્મ કરવામાં આવે છે. ગુણ—શોધક તથા પૌષ્ટિક. સોનામખીની ભસ્મ સ્વાદે તુરી અને કડવાશવાળી છે. તે **છાતીના રોગ, ગળાના રોગ, પાંડુરોગ, પ્રમેહ, વિષ, ઉદરરોગ, હરસ, સોજા, ક્ષય, ખાંસી** વગેરેમાં વપરાય છે. સુવર્ણમાક્ષિકનો ગુણ લોહભસ્મ જેવો છે. **ગર્ભપાત** અને **કસુવાવડ** થયા કરતાં હોય તે સ્ત્રીને આ ભસ્મ અથવા ગર્ભવિનોદ રસ આપવાથી ફાયદો થઇ તે અટકે છે. **ધાતુક્ષીણતા, સ્વપ્નનો વીર્યપાત, જીર્ણ પ્રમેહ, પ્રદર** તથા **ક્ષયની** બીજી ત્રીજી સ્થિતિમાં સુવર્ણમાક્ષિક ભસ્મની ઘણી સારી અસર માલુમ પડેલી છે. મધમાં મેળવી આંજવાથી **આંખનું ફુલું** કપાય છે. **બનાવટ—૧. સુવર્ણમાક્ષિકભસ્મ** ( નં. ૪૬૯ ).

**૪૧૬. સોનાગેરૂ—સં. सुवर्णगैरिकं;** અં. Ochre; Redbole, Bole rubra. ફારસીમાં તેને 'ગીલેસુર્ખ' કહે છે. ગેરૂ, સોનાગેરૂ તથા હડમચી એ ત્રણે લગભગ સરખી માટી થાય છે. એક જાતની માટીને છાણાના આટામાં પકાવી એક વાસણમાં નાંખી તેમાં પાણી રેડવામાં આવે છે એટલે તે માટી પલળીને ઉપર કાળું પાણી તરી આવે છે. તે પાણી

નીતારી લે છે તેમાં લુગડાં રંગવામાં આવે છે. તે પાણીની નીચે માટી જામે છે તેને સુકવે છે, તે ગેરૂ છે. ગેરૂ કરતાં સોનાગેરૂ વધારે લીસો તથા વધારે રાતો હોય છે. સોનાગેરૂ સોની લોકો સોનાને રંગ આપવા માટે વાપરે છે. **ગુણ**—શીતળ, રોપણ તથા સ્તંભક. સોનાગેરૂ સ્વાદે તુરો તથા મધુર છે. **દાહ, પિત્ત, રક્તવિકાર, કફ, હેડકી, વિષ, ઉલટી, તાવ** વગેરેમાં વપરાય છે. તે ખાવા કરતાં બહાર લગાડવાના કામમાં વિશેષ આવે છે. ભમરી વગેરે નાનાં જંતુના કરડ ઉપર ચોપડવાથી બળતરા તથા સોજાને મટાડે છે. તેનો ઉબેરો ચાંદી ઉપર લગાવવામાં આવે છે. **બનાવટ—સોનાગેરૂનો લેપ** ( નં. ૮૯૦ ).

**૪૧૭. સોનું**—સં. **सुवर्ण; અં.** Gold; લા. Aurum. ફારસીમાં તેને 'તિલા' કહે છે. સોનાની રજ જમીનમાં થાય છે. તેની અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં ખાણો છે. ઔષધમાં તેના વરક તથા ભસ્મ વપરાય છે. **ગુણ**—પૌષ્ટિક. સોનું આયુષ્ય, બળ, બુદ્ધિ તથા સ્મૃતિને વધારે છે. **ક્ષય, જીર્ણ ઉધરસ** વગેરે **છાતીનાં દરદોમાં** સોનાના વરકનો કે સોનાની ભસ્મનો ઉપયોગ સર્વ જાણે છે. **ક્ષયના** દરદીને સોનાના વરક કે સોનાવાળી કોઇ પણ બનાવટ ફાયદાકારક છે. સોનાની મગજ ઉપર ખાસ અસર છે. **મગજના જીર્ણ વ્યાધિમાં** સોનું સારૂં છે. ઉન્માદ તથા **ત્રિદોષજન્ય લવલછામાં** સોનું ઉકાળેલ પાણી પાવાનો ચાલ છે. 'હિરણ્યગર્ભ' નામની જે બનાવટ બેશુદ્ધિને ઉડાડી દરદીને જાગૃતિમાં લાવે છે તેમાં સોનું પડે છે. **જીર્ણ અતિસારમાં** સોનું ફાયદો કરે છે અને તેમાં સુવર્ણપર્પટી અપાય છે. **નપુંસકત્વ, જીર્ણ પ્રમેહ** તથા **હસ્તદોષ** વગેરે કારણોથી આવેલી કમકૌવતીમાં સોનાની ઘણી સારી અસર છે અને તેમાં તે ચંદ્રોદયના રૂપમાં અપાય છે. એલોપૅથીમાં ઓરાઇડ ઓફ ગોલ્ડ નામની બનાવટ સુવર્ણભસ્મના જેવો ગુણ ધરાવે છે, **બનાવટ—૧. સુવર્ણભસ્મ** ( નં. ૪૬૮ ). **સુવર્ણમાલિનીવસંત** ( નં. ૫૧૬ ).

**૪૧૮. સોમલ**—સં. **मल्ल;** અં. Arsenic; લા. Arsenicum. સોમલ અત્યંત ઝેરી વસ્તુ છે. તેને ઘણા લોકો 'શંખીઓ' એવા નામથી ઓળખે છે. સોમલમાં કોઇ જાતનો સ્વાદ નહિ હોવાથી દુષ્ટ લોકો ઝેર દેવાના કામમાં તેનો ઉપયોગ કરે છે. (તેના ઝેર વિષે જુઓ વિષ પ્રકરણ). સોમલનો દવા તરીકે ઉપયોગ કરવામાં અતી કાળજી તથા સાવચેતી રાખવાની જરૂર છે. સારા વૈદ્યો ચાલતાં સુધી તેનો ઉપયોગ કરતા નથી અને અનાડી ઉંટવૈદ્યો તેનો ઉપયોગ કરીને દરદીઓની જીંદગીને ખરાબ કરતાં વિચાર નથી કરતા. **ગુણ**—શોધક, જ્વરઘ્ન તથા પૌષ્ટિક, **વિષમ જ્વરોમાં** તેમજ **ટાઢીઆ આંતરીયા તાવમાં** સોમલનો દેશી વૈદ્યો **જ્વરાંકુશોમાં** ઉપયોગ કરે છે અને એલોપૅથીવાળા ઉપચારકો આર્સેનિકનો હાલમાં બહુ ઉપયોગ કરે છે. કેટલાક હઠીલા તાવોમાં સોમલ તાત્કાલિક અસર કરે છે. સોમલની શોધક અસર ઘણી સરસ છે. **વાતરક્ત** અને **કુષ્ઠ** જેવાં ભયંકર ચામડીનાં સડાનાં દરદોમાં તેનો ઉપયોગ થાય છે. પુષ્ટિ માટે સોમલ તેમજ સોમલના ભેગવાળી ઘણીક દવાઓ વપરાતી જોવામાં આવે છે, તેથી પુષ્કળ ગરમી થઇ ઘી દુધ પીવાય છે અને તેથી દરદી પ્રથમ તો ઘણો ખુશી થાય છે, પણ સોમલની ઝેરી અસર શરીરમાંથી જતી નથી અને જો ઘી દુધ પુરતાં મળતાં નથી તો સોમલ ખાનારાઓના શરીરમાં ગરમી વારંવાર ભડકી ઉઠે છે. **માત્રા**—શુદ્ધ સોમલ ૧ રતીનો સોળમો ભાગ ($\frac{1}{16}$)

૪૧૯. હરતાલ—સં. हरितालं; અં. Orpiment; લા. Yellow arsenicum sulphidum. હરતાલ ખનિજ છે. તેમાં બે ભાગ સોમલના અને ત્રણ ભાગ ગંધકના છે. હરતાલ ઝેરી છે અને તેની ઔષધીય માત્રા કરતાં વધારે ખવાય તો ઝેરનું કામ કરે છે. બજારમાં હરતાલ બે જાતની મળે છે. પત્રી હરતાલ તથા દગડી હરતાલ. પત્રી હરતાલમાંથી અભ્રકનાં જેવાં પાત્રાં ઉખડે છે અને તેનો રંગ સોના જેવો હોય છે. દગડી અથવા પીંડ હરતાલ નિસ્તેજ પીળી હોય છે અને તે રંગ વગેરેના કામમાં વપરાય છે. ગુણ—શોધક તથા જ્વરઘ્ન. જ્વરઘ્ન તરીકે હરતાલ સોમલની પેઠેજ વપરાય છે. હરતાલ સોમલ જેવી ઝેરી નથી. તોપણ તે વાપરવામાં સંભાળ રાખવાની જરૂર છે. જીર્ણ વાતવ્યાધિ, જેવા કે પક્ષઘાત, ગૃધ્રસી વગેરેમાં હરતાલ ધીમે ધીમે સારો ફાયદો આપે છે. ચામડીના જીર્ણ દરદોમાં પણ હરતાલ સોમલની પેઠે વપરાય છે. એક પ્રકારનો કુષ્ટરોગ જેમાં આખે શરીરે કુંડાળાં જેવાં ચકામાં પડે છે તેમાં હરતાલ સારો ફાયદો કરે છે. હરતાલમાં સખ્ત પરેજી પાળવી જોઇએ. ચામડીના દરદોમાં ફક્ત ચણાનો રોટલો ખાઇને હરતાલ ખાવાથી કુષ્ટરોગનું શમન થાય છે. હરતાલ ભસ્મની માત્રા ૧ રતી.

૪૨૦. હિંગળો—સં. हिंगुलं; અં. Sulphuret of Mercury; લા. Hydrargyri Sulphuretum. હિંદુસ્તાનીમાં તેને સિંગરફ કહે છે. હિંગળો એ ગંધક તથા પારાનો બને છે. પારો તોલા ૫, ગંધક તોલા ૨૦ તે બેને લોઢાની કડાઇમાં નાંખી ધીમો અગ્નિ આપવાથી ગળીને એકત્ર થાય ત્યારે ઉતારી ઠરે ત્યારે તે કજ્જલીને અગનશીશીમાં, ભરી ( અગનશીશી કપડમાટી કરેલી જોઇએ ) તેને વાલુકાયંત્રમાં રાખી પાંચ દિવસ સુધી ચડતા ક્રમે અગ્નિનો તાપ દેવાથી શીશીના મોં ઉપર હિંગળો બંધાય છે. વાલુકાયંત્રમાં શીશી ઠરે ત્યારે તેને કાઢી લઇ ફોડીને હિંગળો કાઢી લેવો. આ હિંગળો સર્વ કામમાં યોજી શકાય છે. બજારમાં હિંગળાની ઘણી જાત વેચાય છે, તેમાં રૂમી જાતનો હિંગળો વધારે ઉંચો ગણાય છે. આ હિંગળાને સાત દિવસ સુધી લીંબુના રસમાં અને સાત દિવસ સુધી ઘેટીના દુધમાં ઘુંટવાથી શુદ્ધ થાય છે. ગુણ—પારા પ્રમાણે-પૌષ્ટિક, શોધક. તે કફ, વા, ઉલટી, કુષ્ઠ, તાવ, કમળો, બરલ, આમવાત, વિષ તથા આંખના રોગમાં વપરાય છે. આ સિવાય રંગ બનાવવા વગેરે બીજા ઘણા કામમાં તે વપરાય છે. તે ઘણા મલમોમાં પણ પડે છે. તેનો લેપ બને છે. ૧ ભાગ હિંગળો અને ૪ ભાગ કાથો, તેનો ઉબેરો બનાવીને દાબવાથી ચાંદાં રૂઝાય છે. માત્રા—શુદ્ધ હિંગળાની ૧ રતી.

૪૨૧. હીરાકસી—સં. कासीसं; અં. Sulphate of iron; Ferri Sulphas. હીરાકસી એ લોઢું તથા ગંધકના તેજાબથી બને છે અર્થાત્ તે લોઢાનો ક્ષાર છે. તેના લીલા રંગના ગાંગડા બજારમાં વેચાય છે. તે સ્વાદે તુરી, ખારી તથા ખાટી છે. ગુણે—શીતળ, સ્તભંક તથા પૌષ્ટિક. હીરાકસીમાં લોખંડના બધા ગુણ છે. દેશી વૈદકમાં હીરાકસીનો ઔષધોપચારમાં બહુ ઉપયોગ કરેલો જણાતો નથી. માત્ર તેલોમાં તથા મલમોમાં તેનો ઉપયોગ થએલો છે. એલોપથીવાળા ડૉકટરોના ઉપચારમાં "સલ્ફેટ ઑફ આયર્ન" વારંવાર વપરાય છે. તે સંગ્રહણી, અતિસાર, તથા રક્તાતિસાર, તથા રક્તપિત્તમાં ઘણો ફાયદો કરે છે, લોહીના સ્રાવનો અટકાવ કરે છે અને આંતરડાંના જખમને રૂઝવે છે. હીરાકસીનું પાણી આમણ ઉપર છાંટવાથી આમણ બેસી જાય છે. શુદ્ધ હીરાકસીની માત્રા ૧ રતી થી ૩ રતી. બનાવટ—કાસીસાદિ તેલ (નં. ૮૫૦).

## ૪૨૨. સંખ્યાવર્ગ ઔષધો:—જુઓ પુસ્તકના અંતે પરિશિષ્ટ.

## ગુણ પ્રમાણે ઔષધોના વર્ગ.

**૪૨૩. અમ્લ દવાઓ**—આ દવાઓમાં ખાટી દવાઓનો સમાવેશ થાય છે. ઘણી ખરી અમ્લ દવાઓ શીતળ એટલે ઠંડી તેમજ કેટલીક દીપન હોય છે. આ વર્ગની દવાઓ પિત્તની શાંતિ કરે છે પણ કફને પેદા કરે છે.

**દીપન પાચન અમ્લ**—આંબલી, કોઠ, ચણાનો ખાર, નારંગી, બીજોરૂં, લીંબુ.

**બીજી અમ્લ દવાઓ**—આમળાં, આંબો, જાંબુ, દાડમ, દ્રાક્ષ.

**સામાન્ય ઉપયોગ**—આ જાતની દવાઓ ખાવાથી, ચૂસવાથી કે શરબત કરીને પીવાથી પિત્તની ઉલટી, દાહ, દાંતમાંથી થતો લોહીનો સ્રાવ તથા અવાળુને બેસાડે છે અને દીપનપાચન અમ્લ દવાઓ જઠરાગ્નિને તેજ કરનારી હોવાથી દાળ શાકમાં તથા મશાલામાં પણ પડે છે. પણ એ વર્ગની દવાઓ કફકારક છે માટે ઉપયોગ કરતાં પ્રકૃતિ, શરીરની સ્થિતિ તથા ટેવનો વિચાર કરવો.

**૪૨૪. અમ્લ વિરૂદ્ધ ઔષધો**—આ વર્ગની દવાઓમાં ઘણાખરા ક્ષાર (ખાર) નો સમાવેશ થાય છે. જેવા કે, સાજીખાર, જવખાર, સીંધવ, સંચળ, મીઠું, ટંકણ, નવસાર, અપામાર્ગક્ષાર, પાપડખાર વગેરે, શંખભસ્મ પણ ખટાશને તોડનાર છે. **સામાન્ય ઉપાયો**—હોજરીમાં ખટાશનું જોર વધી ગયું હોય, ખાટા ઓટકાર કે ઘચરકા આવતા હોય, દાંત અંબાઇ ગયા હોય અને પેટમાં પાચનક્રિયા પુરી થયા પછી (ઘણું કરીને જમ્યા પછી ચારેક કલાકે પાચનક્રિયા પુર્ણ થાય છે) પેટમાં પવનનું જોર ઉપડતું હોય અને પરિણામે શળ જેવું અજીર્ણનું દરદ રહેતું હોય, તેમાં ખાર ઉપયોગી છે. ખાધા પછી તરત ખારા પદાર્થો કદી પણ ખાવા નહિ, કેમકે જે અમ્લરસ ખોરાકને પચાવનાર છે તે અમ્લરસ ખાર વિરોધી છે. એટલાજ વાસ્તે જમ્યા પછી નારંગી, દાડમ, સંતરાં, દ્રાક્ષ, વગેરે લીલો મેવો ખાવાનો ચાલ છે અને તે ઘણો ફાયદાકારક છે. લોકો માને છે તેમ ખાર કંઇ ખોરાકને પચાવનાર નથી. પાચનક્રિયામાં કાંઇ વિકાર થયેલા હોય તેને સુધારનાર છે. ક્ષાર પદાર્થો લોહીને તેમજ શરીરના બીજા રસોને ગાળે છે અને પાતળા કરે છે. હદ ઉપરાંત તે લેવાય તો બહુ નુકશાન કરે છે અને કફની ચિકાસ તોડવા માટે તેમાંના કેટલાક ખાર દવા તરીકે ઉપયોગી છે. સાંધા ઝલાય કે જકડાય છે, એ લોહીમાં અમ્લરસ વધવાથી થાય છે અને ક્ષાર એ અમ્લતાને તોડે છે.

**૪૨૫. શીતળ દવાઓ**—ખાવાથી અથવા શરીરપર લગાવવાથી ઠંડક આપી અંદરના તેમજ બહારના દાહને મટાડે તે શીતળ દવા કહેવાય છે. શીતળ દવાઓમાં શીતળતાની સાથે બીજા જુદા જુદા સ્વભાવને લઇને તેના ઘણા વર્ગ પાડી શકાય. શીતળ પૌષ્ટિક, શીતળ રોપણ, શીતળ પિત્તશામક, શીતળ મૂત્રલ, શીતળ સ્તંભન, શીતળ સારક, શીતળ દાહશામક.

(૧) **શિતળ પૌષ્ટિક**—આમળાં, ગોખરૂ, જેઠીમધ, ચણોઠી, બદામ, બાવળ, વાંસકપુર, શતાવરી.

(૨) **શીતળ રોપણ**—કાથો, ખેરસાર, સોનાગેરૂ, મેંદી, હીરાદખણ.

(૩) **શીતળ પિત્તશામક**—આમળાં, કડાછાલ, ગળજીભી, ગળો, ગોખરૂ, ચંદન, તાંદળજો, ત્રિફળા, દારૂહળદર, ધમાસો, નારંગી, મજીઠ, રતાંજલી, લીંબુ.

(૪) **શીતળ મૂત્રલ**—સુરોખાર, અળશી, ગળજીભી, ચણકબાબ.

(૫) **શીતળ સ્તંભન**—ઓથમીજીરૂં, કડાછાલ, કાથો, કેસર, જાંબુ, બાવળ, મોચરસ.

(૬) **શીતળ સારક**—આમળાં, ગુલાબનાં ફૂલ, હરડે.

(૭) **શીતળ દાહશામક**—એલચી, કેસર, ચંદન, તકમરીઆં, ત્રિફળા, બેહડાં, સરસડો.

**સામાન્ય ઉપયોગ**—શરીરની અંદર સાધારણ ગરમી તથા ઉષ્ણતા રહેતી હોય ત્યારે શીતળ દવાઓનો ઉપયોગ સારો છે. શરીરનો તપારો, આંખની બળતરા, મગજની ગરમી, અને કમકૌવતીમાં શીતળ પૌષ્ટિક દવા સારી અસર કરે છે. ચામડીનાં દરદોમાં શીતળસારક અને શીતળ દાહશામક વસ્તુઓ સારી છે. ગરમીનાં ધારાં, પાઠાં, વગેરેમાં શીતળ રોપણ દવા રૂઝ લાવે છે. લોહીનું શોધન કરવા માટે શીતળસારક અને ચામડીમાં બળતરા તથા ચળ આવે છે તેમાં શીતળ દાહશામક દવાઓ કામની છે.

**૪૨૬. દાહશામક દવાઓ**—આ વર્ગની ઠંડી દવાઓ ખાવાથી અંદરના દાહને અને ચોપડવાથી બહારના દાહને શાંત કરે છે. એલચી, ચંદન, સરસડો, તકમરીઆં, અગર, સારિવા, ગળો, કેસર, ત્રિફળા, બેહેડાં, આમળાં, ધાણા, મજીઠ, રતાંજળી, વાળો, કમળ, તાંદળજો, દારૂહળદર, ઘી, માખણ, સાળની ધાણી. **સામાન્ય ઉપયોગ**—આ દવાઓ દાહશમન માટે હીમ, શરબત, લેપ, પોતાં, ઘી, તથા પ્રક્ષાલન ( ધોવું તે ) ના રૂપમાં વપરાય છે. ઉનવા, પ્રમેહની બળતરા તથા હોજરીમાં દાહ થાય છે અને ઉલટી થાય છે ત્યારે આ વર્ગની દવાનું હીમ, પાનક કે શરબત કરી પીવાય છે; અને રતવા, ગરમીનાં ધારાં તથા ઝામરવા વગેરે આંખના દાહમાં આ દવાઓનું પાણી ધોવાના કામમાં અને લેપ તથા ઘી ચોપડવાના કામમાં આવે છે.

**૪૨૭. પિત્તશામક દવાઓ**—જે દવા શરીરની અંદરના પ્રકોપ પામેલા પિત્તને શાંત કરે અથવા ઝાડા વાટે કાઢી નાંખે તે પિત્તશામક કહેવાય છે. ઘણીખરી દાહશામક દવાઓ પિત્તશામક હોય છે. આ વર્ગની દવાઓના કેટલાક વિભાગ પાડી શકાય છે. કેટલીક ખાસ પિત્તશામક છે અને કેટલીક સ્તંભન પિત્તશામક છે.

(૧) **ખાસ પિત્તશામક**—કહોળું, ખડસલીઓ, ગળજીભી, ગળો, ચંદન, ધાણા, નારંગી, બેહેડાં, ભાંગરો, મજીઠ, રતાંજળી, લીંબડો, લીંબુ, વાળો, ઘી, માખણ, વગેરે.

(૨) **સારક પિત્તશામક**—નવસાર, આંબલી, આંબળાં, ઇંદ્રવર્ણું, કુંવાર, તાંદળજો, ત્રિફળા, દ્રાક્ષ.

(૩) **સ્તંભક પિત્તશામક**—બીલી, દારૂહળદર, દાડમ, કડાછાલ, આંબો.

**સામાન્ય ઉપયોગ**—પિત્તની વિકૃતિમાં તથા પિત્ત પ્રકૃતિવાળાને આ વર્ગની વસ્તુઓ વધારે માફક આવે છે. તાવની તૃષા, ઉલટી, દાહ, તડકાની લુ તથા લોહીના બિગાડમાં પણ પિત્તશામક દવાઓ ગુણકારી છે. પિત્તના વધી ગએલા કોપમાં પિત્તને કાઢી નાંખવા સારૂ સારક પિત્તશામક દવાઓ કામની છે. પિત્ત કોપવાથી જઠરમાં તથા આંતરડામાં જવાને બદલે લોહીમાં મળીને કમળો ઉત્પન્ન કરે છે. ત્યારે પિત્તસારક દવાઓ પિત્તાશયમાં વધી ગએલા પિત્તને આંતરડામાંથી ઝાડા રસ્તે કરીને ખેંચી કાઢે છે.

**૪૨૮. ઉષ્ણ દવાઓ**—શરીરમાં જાગૃતિ, ચેતન તથા ગરમી આપનાર દવાઓને ઉષ્ણ દવાઓ કહેવામાં આવે છે. આ દવાઓના મુખ્ય બે વિભાગ થઇ શકે.

(૧) **આખા શરીરમાં ઉષ્ણતા આપનાર દવાઓ**—અજમો, આદુ, સુંઠ, લવિંગ, અંબર, કસ્તુરી, ડુંગળી, પીપર, ભીલામાં, દશમૂળ, આકડો વગેરે.

(૨) **શરીરના અમુક ભાગને ઉષ્ણતા આપનાર દવાઓ**—હીંગ, લસણ, માલકાંકણી, અકલગરો, સમુદ્રફળ, હીરાબોર, જાવંત્રી, તુળશી, કાયફળ, જવખાર, અઘેડો, પીપળીમૂળ, કપુર, રાસ્ના વગેરે.

**સામાન્ય ઉપયોગ**—ઉષ્ણ દવાઓ પ્રથમ મગજને અસર કરી જ્ઞાનતંતુઓને જાગૃત કરે છે; એ જ્ઞાનતંતુઓ હૃદયના જ્ઞાનતંતુઓને જગાડે છે અને તેથી લોહી ઝડપથી ફરવા માંડે છે અને લોહી નહિ પહોંચી શકવાથી થયેલી બેશુદ્ધિ આથી દૂર થાય છે. શક્તિ ક્ષીણ થઇ ગઇ હોય, મર્મસ્થાનો મંદ પડી ગયાં હોય, શરીર છેક અશક્ત અને અસાવધ થયું હોય, ઈંદ્રિઓ બેહેર મારી ગઇ હોય અને શરીર ઠંડું પડી ગયું હોય, એવી સ્થિતિમાં આ વર્ગની દવાઓ કામની છે.

**૪૨૯. દીપનપાચન દવાઓ**—જે દવા આમને પચાવે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે તે દીપન અને જેથી નહિ પચેલા ખોરાકનું પાચન થાય તે "પાચન" દવા કહેવાય. દીપન દવામાં અપક્વ ખોરાકને પચાવવાનો અને અગ્નિ પ્રદીપ્ત કરવાનો ગુણ છે, કેટલીક વસ્તુઓ દીપન છે, કેટલીક પાચન છે અને કેટલીક બન્ને ગુણવાળી છે.

(૧) **દીપન વસ્તુઓ**—વરીયાળી, બીજોરૂં, નારંગી, પીપરીમૂળ, ધાણા, તજ, જાવંત્રી, જવખાર, ચણાનો ખાર, અજમો, મીઠું, જીરૂં, શાહજીરૂં, સુવા વગેરે.

(૨) **પાચન વસ્તુઓ**—ભીલામું, કલંભો, કડુ, નાગકેસર, ઝેરકોચલું વગેરે.

(૩) **દીપનપાચન**—આદુ, સુંઠ, મરી, પીપર, લવિંગ, જાવંત્રી, એલચી, ચિત્રકમૂળ, ચણકબાબ, ઈંદ્રજવ, સાજીખાર, છાશ.

**સામાન્ય ઉપયોગ**—અજીર્ણમાં પાચન અથવા પાચન સાથે દીપન દવાઓ વપરાય છે. પાચન દવાઓ અનાજને પચાવે છે અને દીપન દવાઓ અજીર્ણના વિકારો જેવા કે ચૂંક, પેટપીડ, વાયુ, આફરો વગેરેને બેસાડે છે.

**૪૩૦. વાતહર દવાઓ**—વાયુને મટાડનારી વસ્તુઓ વાતહર, વાયુહર તથા વાતઘ્ન એ નામથી ઓળખાય છે, પણ તેના ભેદ છે. ૧. પેટના વાયુપર અસર કરનારી વસ્તુઓ ૨. શરીરમાં શૂળ, ચસકા તથા દરદને મટાડનારી દવાઓ; અને ૩. મગજના ચિત્તભ્રમ વગેરે વાયુને મટાડનારી દવાઓ.

(૧) **પેટના વાયુપર અસર કરનાર**—મીઠું, સાજીખાર, અજમો, આદુ, ચિત્રકમૂળ, ઝેરકોચલું, તજ, પીપર, મેથી, લવીંગ, લસણ, વાવડીંગ, સુંઠ, સુવા, હિંગ.

(૨) **શૂળ, ચસકા તથા અંગની પીડાને મટાડનાર**—અરણી, આકડો, એરંડો, કરંજ, કાયફળ, ચણોઠી, ડુંગળી, દશમૂળ, નગોડ, વછનાગ, લવિંગ, સુંઠ, અફીણ, કપુર, પીપર, પીપરીમળ, ચવક, ચિત્રકમૂળ, અજમો.

(૩) **મગજની સાથે સંબંધ રાખનારા વાતવ્યાધિને મટાડનાર**—ગુગળ, ભીલામાં, દશમૂળ, લસણ, વજ, વછનાગ, રાસ્ના, પીપરીમૂળ, કોચા, બ્રાહ્મી, જટામાંસી, કાયફળ.

**૪૩૧. કફઘ્ન દવાઓ**—કફની ચીકાશ તથા કફના જથ્થાને વિખેરી પાતળો કરી બહાર કાઢનાર દવાઓને કફઘ્ન દવાઓ કહેવામાં આવે છે. કફઘ્ન દવાઓમાંની મુખ્ય નીચે પ્રમાણે છે. અઘેડો, અરડુશી, અરણી, આકડો, આંબાહળદર, કાકડાશીંગી, ગોગુંદર, કાયફળ, જવખાર, જેઠીમધ, તુળશી, દેવદાર, ભોરીંગણી, વજ, નગોડ, હીરાબોળ વગેરે. આમાંની ઘણીખરી દવાઓ ઉષ્ણવીર્ય એટલે ગરમ સ્વભાવની છે અને થોડીક શીતવીર્ય છે, જેમાં જેઠીમધ તથા હીરાબોળ વગેરે છે. **સામાન્ય ઉપયોગ**—છાતીમાંના કફને કાઢી નાંખવા માટે કફઘ્ન દવાનો ઉપયોગ કરવાની જરૂર છે. સમજવાની વાત એ છે કે, અફીણ વગેરે દવા કફને દબાવે છે, પણ જ્યારે છાતીમાં કફ પૂર જોસમાં ભર્યો હોય ત્યારે અફીણ જેવી દવા આપવાથી ઉલટું નુકસાન છે. કફઘ્ન દવા આપીને કફનો ઘણો ખરો નિકાલ કર્યા પછી જ અફીણ જેવી કફશામક દવા આપવી.

**૪૩૨. કફશામક દવાઓ**—છાતીમાં થોડોક કફ હોય તેને શમાવી દે તે દવા કફશામક કહેવાય છે. આ જાતની દવાઓ ઉધરસ તથા હાંફણ (દમ) ને પણ દબાવે છેઃ—ખેરસાર, વાંસકપુર, અફીણ, મધ, લોબાન, તમાકુ, મનશીલ, ધંતુરો વગેરે.

**૪૩૩. ગ્રાહી દવાઓ**—જે દવા શરીરના પ્રવાહી પદાર્થોનું પોષણ કરીને તેને ઘટ કરે તેને ગ્રાહી દવા કહેવામાં આવે છે. જે દવા પાણી જેવા ઝાડાને બાંધે તે ગ્રાહી કહેવાય. આ વર્ગની દવાઓમાં મુખ્ય આ પ્રમાણે છેઃ—અરડુશી, આંબો, ઇંદ્રજવ, ઓથમી જીરૂં, કમળ, કડાછાલ, કાથો, કેસર, જવાસો, જાંબુ, જાયફળ, દાડમ, દારૂહળદર, ધાવડીનાં ફૂલ, નાગકેસર, બીલી, બાવળ, ફટકડી, માયાં, મીંઢોળ, મોચરસ, મોરથુથુ, રીસામણી, રાળ, લોદર, વડ, શંખજીરૂં, શતાવરી, હીરાદખણ, હીરાબોળ વગેરે.

**૪૩૪. સ્તંભન દવાઓ**—જે દવા ઝાડા પેશાબને કે બીજા સ્રાવને થોભાવી રાખે તેને સ્તંભન દવા કહે છે. તમામ ગ્રાહી દવાઓમાં કાંઇક સ્તંભન ગુણ પણ છે. તોપણ જે દવાઓમાં વિશેષ સ્તંભન ગુણ છે તે આ પ્રમાણે છેઃ—અફીણ, મોચરસ, મોરથુથુ, જાયફળ લોહભસ્મ વગેરે.

**૪૩૫. રક્તસ્તંભક દવાઓ**—જે દવા લોહીના પ્રવાહ અથવા સ્રાવને અટકાવે તે રક્તસ્તંભક કહેવાય છે. આ દવાઓમાં નાડીઓને સંકોચવાનો ગુણ હોવાથી જ્યાંથી લોહીનો સ્રાવ થતો હોય ત્યાં રક્તસ્તંભક દવા પહોંચતાં લોહી લઇ જનારી નાડીઓનાં મોં બંધ થાય છે. ગ્રાહી અને સ્તંભક દવાઓ ઉપર આપી છે તેમાં પણ થોડો રક્તસ્તંભક ગુણ છે. ખાસ રક્તસ્તંભક દવાઓમાં અરડુશી, હીરાબોળ તથા ફટકડી વગેરે મુખ્ય છે. **ગ્રાહી તથા રક્તસ્તંભક** દવાઓનો સામાન્ય ઉપયોગ ઉપર જણાવવામાં આવેલો છે. ગ્રાહી દવાઓ સ્તંભક છે તેમ છતાં તેનાથી પેટ ચડતું નથી અને સ્તંભક દવાઓ ઝાડાને અટકાવી દે છે પણ તેમાં દીપન પાચન ગુણ નહિ હોવાથી પેટ ચડી આવવાનો ભય છે, માટે સ્તંભક દવાઓની સાથે વાતહર ઉષ્ણ દવા મેળવવાની જરૂર છે. પ્રદર, પ્રમેહ, ધાતુસ્રાવ, કાન તથા નાકના સ્રાવ, તેમજ મોં વાટે, નાકવાટે, ઝાડાવાટે, તથા પેશાબવાટે લોહી તથા કફ પડે છે, તેને તથા વ્રણમાંથી વહેતાં પરૂપાચને આ ત્રણ પ્રકારની દવાઓ અટકાવે છે અને ક્યાંઇ ખાવાથી, ક્યાંઇ ધોવાથી, ક્યાંઇ પીચકારી મારવાથી અને ક્યાંઇ લગાવવાથી એ જુદા જુદા સ્રાવનો અટકાવ થાય છે.

૪૩૬. શોધક દવાઓ—જે દવાઓ લોહીના, પિત્તના, વાયુના તથા કફના વિકારોને ધીમે ધીમે દબાવે છે તે "શોધક" કહેવાય છે. તેના પણ ઘણા વર્ગ પાડી શકાય.

(૧) જીર્ણ પિત્તનું શમન કરનારી પૌષ્ટિક શોધક—આસંધ, ગુગળ, બ્રાહ્મી વગેરે.
(૨) લોહીને પુષ્ટિ આપનાર પૌષ્ટિક શોધક-શિલાજીત, લોહ, માક્ષિક વગેરે.
(૩) ઉષ્ણવીર્ય પૌષ્ટિ શોધક—સોમલ, હરતાલ, હિંગળો, પારો, ત્રાંબુ વગેરે.
(૪) સારક શોધક—ગંધક, મીંઢીયાવળ; હરડે, પારો, આંબાહળદર, આમળાં, આસોંદરો એરંડમૂળ, એરંડીઉં, અંકોલ, કુંવાર, તાંદળજો, ત્રિફળા, નેપાળો, સાટોડી, કહોળું.
(૫) ખાસ રકતશોધક—અનંતમૂળ (સારિવાનાં મૂળ), રગતરોહીડો, મજીઠ વગેરે.
(૬) ખાસ ઉપદંશશોધક—રસકપૂર, પારો.
(૭) ખાસ પિત્તશોધક—નવસાર, કડુ.

૪૩૭. સ્વેદલ દવાઓ—પરસેવો લાવનાર દવાઓને સ્વેદલ દવાઓ કહે છે. સુરોખાર, અનંતમૂળ, અફીણ, આકડો, અંકોલ, કપુર, દેવદાર, મોથ, માલકાંકણી તથા ગરમ પાણી એ પસીનાને લાવનારી વસ્તુઓ છે. સામાન્ય ઉપયોગ—તાવ, મર્મસ્થાનનો અંદરનો શોથ (વરમ), સંધિવા, જળોદર તથા ચામડી સુકાયેલી રૂક્ષ રહે છે તે સર્વ દરદોમાં પસીનો લાવનારી દવા લેવાથી અથવા પસીનો આવે એવી રીતે શેક કે નાસ લેવાથી ઉપલાં દરદો સુધરે છે.

૪૩૮. શોથઘ્ન દવાઓ—ખાવાથી અથવા બહાર ચોપડવાથી જે દવા સોજાને મટાડે તે "શોથઘ્ન" કહેવાય છે. અરણી, આવળ, કડવીનઇ, કાળીપાટ, કીડામારી, દશમુળ, સાટોડી, સરગવો વગેરે. સામાન્ય ઉપયોગ—સોજા બે રીતે ઉતરે છે. સોજા ઉતારનાર રેચક દવા ખાવાથી તેમજ વાયુના સોજા હોય તો વાતહર દવાઓના લેપથી અને પિતનો સોજો હોય તો પિતહર દવાઓના લેપથી મટે છે. નબળાઇના સોજા પૌષ્ટિક દવા ખાધાથી ઉતરી જાય છે.

૪૩૯. મૂત્રલ દવાઓ—જે પદાર્થ મૂત્રપિંડ ઉપર અસર કરી પરસેવાને વધારે છુટથી લાવે છે તે મુત્રલ કહેવાય છે. મુત્રલ વસ્તુઓના બે વિભાગ પાડીએ તો એક ખાસ મુત્રલ અને બીજો પૌષ્ટિક મુત્રલ છે.

(૧) ખાસ મૂત્રલ દવાઓ—ટંકણખાર, સુરોખાર, અઘેડો, કમળકાકડીનાં બી, કાળીપાટ, ખાખરો, ગરણી, ગળજીભી, દેવદાર, મોથ, નાળિયેર, સરગવો, સાટોડી, અળશી, આસોંદરો. ચણકબાબ, જવખાર, પાષાણભેદ, બળદાણા, બહુફળી, દૂધ અને પાણી, તલ, ચોખા, તૃણપંચમુળ વગેરે.
(૨) પૌષ્ટિક મૂત્રલ દવાઓ—શિલાજીત, એખરો, ગોખરૂ, વિદારીકંદ, શતાવરી વગેરે. સામાન્ય ઉપયોગ—ખાસ મુત્રલ દવાઓ મુત્રને છુટથી લાવવાનું કામ કરે છે અને દરદના તીક્ષ્ણ રૂપમાં વિશેષ અસર કરે છે. પૌષ્ટિક મુત્રલ દવાઓ જીર્ણ વ્યાધિ ઉપર વધારે ફાયદો કરે છે, વીર્યના દોષને સુધારે છે અને શરીરમાં શકિત લાવે છે. પેશાબના દાહમાં તેમજ તાવમાં મુત્રલ દવાઓ વિશેષ કરીને વપરાય છે. કમળામાં જેમ સારક દવાની જરૂર છે, તેમ મુત્રલ દવાની પણ ખાસ જરૂર છે અને એ બન્ને રીતે લોહીમાં વધેલા પિત્તનો નિકાલ કરવામાં આવે છે.

**૪૪૦. રેચક દવાઓ**—જે દવાઓ દસ્તને વિશેષ ખુલાસેથી લાવે છે તેને સામાન્ય રીતે રેચક દવા કહેવામાં આવે છે. પણ એવી દવાઓના ઘણા પ્રકારો છે. કેટલીક દવાઓ મળને પચાવી બંધાયેલા મળને નીચે ઉતારે છે. જેવી કેઃ-હરડે, હિમજ, ત્રિફળા. કેટલીક કાચાપાકા મળને નીચે ખેંચી જઇ દસ્ત કરે છે, જેવી કે ગરમાળો. કેટલીક ગંઠાએલા અને સુકાએલા મળને ઉખેડી છુરો પાડી કાઢે છે. જેવી કે કડુ, નેપાળો, અને કેટલીક દવાઓ કાચાપાકા સર્વે મળને તથા પિત્તને પાણી જેવા પાતળા ઝાડારૂપે બહાર કાઢે છે; જેવી કે નસોતર, ઇંદ્રવરણું, મીંઢીઆવળ, એરંડીઉં વગેરે. ખરૂં જોતાં આ છેલ્લા પ્રકારની દવા રેચક ગણાય છે.

**૪૪૧. વામક દવાઓ**—ઉલટી કરનારી દવાઓને વામક દવાઓ કહેવામાં આવે છે. મીંઢોળ, મીઠું, રાઇ, આકડો, અરીઠાનું પાણી, મોરથુથુ એ વગેરે વમનકારક દવાઓ છે. **સામાન્ય ઉપયોગ**—ખવાએલા ઝેરી પદાર્થોને કાઢી નાંખવા માટે, તેમજ કફ, પિત્ત અને પેટમાં હદ ઉપરાંત ખવાએલા અન્નને કાઢી નાંખવું હોય ત્યારે ઉલટી લાવનાર દવાની જરૂર પડે છે. ઉલટીની કેટલીક દવા હોજરીમાં દાખલ થાય કે તેજ વખતે ઉલટી કરે છે અને કેટલીક દવાઓ હોજરીમાં ગયા પછી તે લોહીમાં મળીને મોળ લાવે છે અને પછી ઉલટી કરે છે.

**૪૪૨. કૃમિઘ્ન દવાઓ**—કૃમિ એટલે જીવડા અથવા જંતુઓને મારનાર દવાઓને કૃમિઘ્ન કહેવામાં આવે છે. કેટલીક દવાઓ આંતરડાંની અંદરનાં કરમીયાંને મારે છે. કેટલીક દવાઓ બહારનાં જંતુઓને મારે છે અને કેટલીક એવી પણ દવાઓ છે કે, જેના સેવનથી પેટમાં કૃમિ થવા પામતા નથી. એ બધી જાતની દવાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) **પેટના કૃમિને મારનાર**—કાંકચ, કીડામારી, કીરમાણી (અજમો), ખાખરો, દાડમ, વખમો, વાવડીંગ, કાળીજીરી, ઉંદરકાની વગેરે.

(૨) **કૃમિઘ્ન તથા રેચક દવાઓ**—ઇંદ્રવરણું, કપીલો, રેવંચીનો શીરો વગેરે.

(૩) **કૃમિને અટકાવનાર દવાઓ**—ઇંદ્રજવ, કરીયાતું, લીંબડો, હિંગ, વજ, ડેકામાળી, અતિવિષની કળી વગેરે.

(૪) **ધારામાં પડેલા જીવને મારનાર**—કપુર, કીલ, ગંધક, લીંબડો, હીંગ, પારો.

**સામાન્ય ઉપયોગ**—જે દવાઓ કૃમિને મારનાર છે તે કૃમિને અટકાવનાર પણ હોવીજ જોઇએ. ફેર એટલોજ કે-કૃમિને મારનાર દવાઓ પેટમાં જઇ તુરત કૃમિની ઉપર અસર કરી કૃમિને મારે છે કે દબાવે છે. કૃમિનું વિશેષ જોર હોય તો કૃમિઘ્ન દવાઓનું કેટલાક દિવસ સેવન કરવું જોઇએ. જે કૃમિઘ્ન દવાઓ રેચક નથી તે ખાધા પછી બીજે દિવસે એક રેચ લેવો કે જેથી તે રેચની સાથે મરેલાં કરમીઆં બહાર આવી પડે.

**૪૪૩. ઋતુ લાવનાર દવાઓ**—નીચેની દવાઓ સ્ત્રીઓનાં બંધ પડી ગયેલાં દસ્તાનને લાવવામાં મદદ કરે છે. મતલબ કે તેની ગર્ભાશયપર અસર છે. ટંકણ, નવસાર, એળીઓ, હીરાબોળ, આમળાં વગેરે.

**૪૪૪. છીંક લાવનાર દવાઓ**—નાકછીંકણી, તમાકુ નવસાર તથા કળીચુનો ભેગાં (આમોનિયા), વગેરે. નાકની અંદરના શ્લેષ્મ પડ ઉપર જઇને તેમાંથી રસનો સ્રાવ કરાવે છે અને પાણી ઝરવાથી માથાનું દરદ હલકું પડે છે.

**૪૪૫. સ્નાયુશૈથિલ્યકૃત દવાઓ**—જે દવાઓ શરીરની ખેંચાતી નસોને અને સંકોચાયેલા અવયવોને ઢીલા કરે છે, તે દવાઓને આ વર્ગમાં મુકી [redacted]—અફીણ, ખોરાંસાની

અજમો, ભાંગ, તામ્રભસ્મ, કપુર, તમાકુ, ધંતુરો, હિંગ, કસ્તુરી તથા બીજી વાતઘ્ન દવાઓ. અપસ્માર (વાઇ), ઉન્માદ (દિવાનાપણું), હિસ્ટીરીયા, આંચકી, ધનુર, દમ તથા મગજનાં દરદોમાં આ દવાઓ વપરાય છે.

૪૪૬. નિદ્રા લાવનાર દવાઓ—અફીણ, ભાંગ વગેરે દવાઓઃ–દરદની અસહ્ય પીડામાંથી દરદીને આરામ આપવા માટે નિદ્રા લાવનાર દવા આપવાની જરૂર પડે છે. અફીણ એ કામ ઉત્તમ રીતે કરે છે. અફીણ ઉંઘ લાવે છે અને પીડાવાળા ભાગ ઉપરના જ્ઞાનતંતુઓને બેશુદ્ધ બનાવે છે. ભાંગથી શાંતિથી ઉંઘ આવતી નથી, પણ દરદી ભ્રમમાં અને ઘેનમાં પડે છે. આ બન્ને દવાની મગજ પર અસર રહે છે ત્યાં સુધી દરદી ઉંઘમાં કે ઘેનમાં પડી રહે છે. અને ત્યાં સુધી તેને દરદની ખબર પડતી નથી.

૪૪૭. કટુપૌષ્ટિક દવાઓ—આ જાતની દવાઓ કડવી અને પૌષ્ટિક હોવાથી તેને કટુપૌષ્ટિક નામ આપવામાં આવેલું છે. તે વર્ગમાં આ દવાઓને મૂકી શકાય છેઃ–અતિવિષની કળી, અરડુશી, કરીયાતું, કલંબો કાંકચ, વખમો, કાળીપાટ, સિંકોના વગેરે. **સામાન્ય ઉપયોગ**—શરીરમાં ઝીણો ઝીણો તાવ રહ્યા કરતો હોય, જીર્ણ તાવ હોય તથા નબળાઈ હોય, તો તેમાં આ વર્ગની દવાઓ ફાયદો કરે છે. સાધારણ જાતના તાવ તથા તાવની નબળાઇ મટાડી શરીરમાં શક્તિ લાવે છે અને જઠરાગ્નિને પણ સતેજ કરે છે.

૪૪૮. પૌષ્ટિક દવાઓ—જે દવાઓ શરીરના ધાતુઓનું પોષણ કરી શરીરને પુષ્ટ તથા શક્તિવાન કરે છે તે પૌષ્ટિક દવાઓ કહેવાય છે. તેના કેટલાક વિભાગ પાડી શકાય છે. કેટલીક દવાઓ મગજને પુષ્ટિ આપનારી છે, કેટલીક દવાઓ લોહીને પુષ્ટિ આપવાવાળી છે અને કેટલીક દવાઓ જઠરાગ્નિને ઉત્તેજન આપવાવાળી છે.

(૧) **મગજને પુષ્ટિ આપનાર દવાઓ**—બ્રાહ્મી, શંખાવળી, શતાવરી, વિદારીકંદ, વંશલોચન, દુધ, બદામ, બલદાણા, આસંધ, અશેળીઓ, કોચાં, કેસર, ભુરૂંકોળું, અડદ, સોમલ, સોનું, રૂપું, શિલાજીત, મોરથુથુ, મોતી, તામ્રભસ્મ, બંગભસ્મ, જસતભસ્મ, અભ્રકભસ્મ વગેરે.

(૨) **લોહીને પુષ્ટિ આપનાર દવાઓ**—આમળાં, કાંચનાર, હીરાકસી, ગળો, લોહભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ વગેરે.

(૩) **જઠરને પુષ્ટિ આપનાર દવાઓ**—તમામ કટુ પૌષ્ટિક દવાઓ જેવી કે કરીયાતુ, કલંબો, લીંબડો, અતિવિષ, કાંકચ, કાળીપાટ, વખમો વગેરે.

૪૪૯. રસાયન ઔષધો—જે ઉત્તમ ઔષધો જરા એટલે ઘડપણ અને રોગને મટાડે છે. અને શરીરના વાત, પિત્ત, કફ વગેરે દોષોને સમાનતામાં રાખે છે તે રસાયન ઔષધો કહેવાય છે. મોટી હરડે, આમળાં, ગુગળ, ગળો, ત્રિફળા, ચિત્રકમૂળ લીંબડો વગેરે. **સામાન્ય ઉપયોગ**—આ ઉત્તમ ઔષધોનું અમુક મુદત સુધી યુક્તિથી સેવન કરવાથી શરીર નિરોગી બને છે, આયુષ્ય વધે છે અને બળ તથા બુદ્ધિનો પણ વધારો થાય છે આર્ય પ્રયોગોમાંના અભયામલકિ, જીવન, યોગરાજ ગુગળ, ચંદ્રપ્રભા, આરોગ્યવર્ધની, આયુષ્યવર્ધની, જ્વરહર રસાયન, બાળગુટિકા વગેરે દવાઓ એ વર્ગની દવાઓ છે અને એ સર્વ દવાઓનું નિર્ભયપણે હરકોઇ માણસ સેવન કરે તો ઘણો સારો ફાયદો આપે છે.

૪૫૦. ધાતુવર્ધક ઔષધો—જે ઔષધો વીર્યની વૃદ્ધિ કરી તેને ઘાટું બનાવે તેને

ધાતુવર્ધક અથવા વીર્યવર્ધક દવાઓ કહે છેઃ—શતાવરી, આસંધ, બળદાણા, ગોખરૂ, અડદની દાળ ( અડદીઆ લાડુ કરીને ખવાય ), કૌચાં, ભીલામાં, દુધ, સાકર તથા ઘી તથા મધ, ચણાની પલાળેલી દાળ વગેરે. **સામાન્ય ઉપયોગ**—આ ઔષધો દુધ તથા સાકરની સાથે ઉકાળીને અથવા તેનો પાક કરીને ખવાય છે. વિશેષ કરીને શિયાળામાં આ દવાએ ખાવા લાયક છે,' કેમકે તેમાંની ઘણીખરી વસ્તુઓ પૌષ્ટિક અને ભારે હોવાથી શિયાળામ' સારી રીતે પચી શકે છે.

**૪૫૨. વાજીકરણ ઔષધો**—જે ઔષધો વડે શરીરમાં બળ આવતાં કામોત્તેજક શક્તિ વધે છે. દુધ, કૌચાં, આસંધ, વિદારીકંદ એટલે ભોંકોળું ( પાકરૂપે ), શાલમપાક, માષાદિ મોદક એટલે અડદીયા લાડુ વગેરે. **સામાન્ય ઉપયોગ**—કામશક્તિની વૃદ્ધિની ઇચ્છા રાખનારાઓએ વિશેષ કરીને આ વર્ગની દવાઓનું પાકના રૂપમાં સેવન કરવું જોઇએ. કેટલાક અફીણ, દારૂ વગેરે દવાઓ એ કામને સારૂ વાપરે છે અને તેથી કામોત્તેજક શક્તિ પ્રાપ્ત થાય છે ખરી, પણ તે દવાઓ પરિણામે આયુષ્યને ટુંકું કરવાવાળી છે અને ઉપર બતાવેલી દવાઓ આયુષ્યનું રક્ષણ કરવાવાળી છે.

**૪૫૨. કામોત્તેજક ઔષધો**—જે દવાઓ શરીરમાં જાગૃતિ લાવી કામવૃત્તિને ઉશ્કેરે છે તે કામોત્તેજક કહેવાય છે. જાયફળ, કસ્તુરી, ભાંગ, ગાંજો, અફીણ વગેરે. **સામાન્ય ઉપયોગ**—આ દવાઓ વિશેષ કરીને પુરૂષોના કામની છે અને કેટલાક કામી પુરૂષો તેનો ઉપયોગ કરે છે. બહુ થોડી માત્રામાં યુક્તથી લેવાથી તે દવાઓ એ જાતનું ચેતન્ય બતાવી શરીરમાં કાંટો રાખે છે; પણ અફીણ, ભાંગ અને ગાંજા જેવી માદક વસ્તુઓની ટેવ પડતાં અને તે વસ્તુઓને માણસ તાબે થતાં નિયમ રહી શકતો નથી અને ઘણી ખરાબી થાય છે. વાસ્તે શરીરની આરોગ્યતાનો વિચાર કરતાં સારી સલાહ તો એજ છે કે, કામોત્તેજક માટે એવી વસ્તુઓનો ઉપયોગ કરવાથી દૂર રહેવું અને તેને બદલે વાજીકર અને ધાતુપૌષ્ટિક દવાઓનો ઉપયોગ કરવો.

**૪૫૩. જીવનીયગણનાં ઔષધો**—૧ કાકોલી, ૨ ક્ષીરકાકોલી, ૩ જીવક, ૪ ઋષભક, ૫ મેદા, ૬ મહામેદા, ૭ જીવંતી, ૮ જેઠીમધ, ૯ મુદ્ગપર્ણી, અને ૧૦ માષપર્ણી. આમાંના કેટલાક ઔષધો હાલમાં ઓળખાતાં કે હાથ લાગતાં નથી. તેમને બદલે નીચે પ્રમાણે ઔષધો વાપરવાથી લગભગ એવોજ ગુણ આપે છે. કાકોલી તથા ક્ષીરકાકોલીના અભાવે આસંધ વાપરવું, જીવક તથા ઋષભકના અભાવે વિદારીકંદ ( ભોંકોળું ) વાપરવું અને મેદા તથા મહામેદાને બદલે શતાવરીનાં મુળ વાપરવાં. જીવંતી એટલે હરણવેલ અથવા મીઠી ખરખોડી, જેઠીમધ, મુદ્ગપર્ણી એટલે જંગલી મગ અને માષપર્ણી એટલે જંગલી અડદ એ ચાર આપણા દેશમાં મળી શકે છે. **સામાન્ય ઉપયોગ**—આ ઔષધ જીવનીય છે એટલે જીવિત આપવાવાળાં છે અને તેથી "જીવન" જેવા ઉત્તમ પૌષ્ટિક અને બળ તથા બુદ્ધિ આપનાર ઔષધોમાં તે વપરાય છે. એ જીવનીયગણનાં ઔષધો ઉત્તમ ઔષધ તરીકે સેવવા જેવાં છે.

**૪૫૪. સ્તન્ય એટલે ધાવણ વધારનાર ઔષધો**—મેદા, મહામેદા, જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ, જેઠીમધ, ખરખોડી, જંગલી મગ, જંગલી અડદ, વિદારી, શતાવરી, આસંધ વગેરે. આ ઔષધો સ્ત્રીઓનાં સ્તનનું ધાવણ વધારનાર છે.

---

## ભસ્મો.

**૪૫૫. અભ્રક ભસ્મ—શોધન**—કાળા અભ્રકનાં ચોસલાંને કોયલામાં મૂકી પંખાથી કે ધમણથી ખૂબ તપાવી લાલચોળ કરીને વારંવાર અનુક્રમે દુધમાં, ત્રિફલાના ઉકાળામાં, કાંજીમાં (અથવા કોઇ પણ ખટાઇમાં) તથા ગોમૂત્રમાં ત્રણ ત્રણ વાર કે સાત સાત વાર ઠારવાથી શુદ્ધ થઇ પત્રાં છુટાં પડે છે અને શુદ્ધ થાય છે. અથવા એકલા દુધમાં સાત વાર ઠારીને પછી તાંદળજાનો અને લીંબુનો રસ એકત્ર કરી તેમાં આઠ પ્રહર (૨૪ કલાક) સુધી પત્રાં ભીંજવી રાખવાથી પણ શુદ્ધ થાય. **મારણ**—અભ્રકનાં શુદ્ધ થયેલા પત્રાંને કાતરવડે કાતરી બારીક કરવાં અને તેમાં તેનાથી અરધી કે ચતુર્થાંશ ડાંગર મેળવી બન્નેની કામળીમાં કે ખાદીના જાડા કપડામાં ઢીલી પોટલી બાંધી ત્રણ રાત સુધી પાણીમાં કે કાંજીમાં પલાળી રાખવી. પછી તે પોટલી પાણીમાં જ રાખીને હાથવતી જોરથી મસળ મસળ કરવાથી પોટલીની અંદરથી અભ્રકનાં બારીક રજકણો છુટાં થઇ ધાબળીનાં છિદ્રોમાંથી નીકળી પાણીમાં મળવા લાગશે. પોટલીમાંનો તમામ અભ્રક ગળી ગયા પછી તે પાણીને એક રાત સુધી રાખી મૂકવાથી અભ્રકનો બારીક રેતી જેવો ભૂકો પાણી નીચે જામી જાય ત્યારે પાણી કાઢી નાંખી અભ્રકનો ભૂકો જુદો પાડી લેવો અને સુકવવો. આ બારીક અભ્રકને '**ધાન્યાભ્રક**' કહે છે. અભ્રકને મારતા પહેલાં કોઇ પણ યુક્તિથી તેનો બારીકમાં બારીક ભૂકો કરવાથી પછી તેની ભસ્મ જલદી થાય છે. આ પ્રમાણે અભ્રક ઉપર શોધન તથા ધાન્યાભ્રક વિધિ કર્યા પછી ભસ્મ કરવી. ભસ્મ કરવાની અનેક રીતો છે. ધાન્યાભ્રકને આકડાના દુધમા ઘુંટીને તેની વડીઓ (થેપલીઓ) કરવી અને દરેક થેપલી આકડાના પાનમાં વીંટી દોરો બાંધવો. આ વીંટેલી થેપલીઓને બબ્બે કોડીઆંના સંપુટમાં મૂકી ઉપર કપડમાટી કરી સુકાવીને ભઠીમાં ગજપુટ અગ્નિ આપવો. કોઇ પણ ધાતુ કે ઉપધાતુની ભસ્મ કરવા માટે અડાયાં છાણાંનો અગ્નિ ઉત્તમ માનેલો છે. આગલી રાત્રે ભઠ્ઠીમાં નાંખેલાં કોડીઆં બીજે દિવસે સવારે ઠંડાં થયા પછી લેવાં અને એજ વિધીથી ફરી આકડાના દુધમાં ઘુંટી ગજપુટ અગ્નિ આપવો. આવી રીતે સાત ભઠ્ઠી આકડાના દુધની આપવી, પછી વડની વડવાઇના ઉકાળામાં ઘુંટીને ત્રણ દિવસ તેની ભઠ્ઠી આપવી. એટલે અભ્રક ભસ્મ તૈયાર થાય. પણ અભ્રક ભસ્મમાં ચંદ્રિકા (ચકચકી) દેખાય તો વધારે ભઠ્ઠીઓ આપવી અને ચળકાટ છેક બંધ પડીને ગુલાબી અથવા તેને મળતા રંગની બરાબર ભસ્મ થાય ત્યારે પાકી ભસ્મ થઇ સમજવી. અભ્રકભસ્મ ઉપર વધારે પુટ દેવાય તો વધારે ગુણ કરે છે અને પુટની સંખ્યા પ્રમાણે તે સોપુટી કે હજારપુટી અભ્રક કહેવાય છે. આકડાના દુધ સિવાય બીજી પણ અનેક વસ્તુની ભાવનાથી અભ્રકભસ્મ બને છે. અભ્રકભસ્મ તૈયાર થયા પછી તે વાપરતાં પહેલાં તેના ઉપર એક 'અમૃતીકરણ' વિધિ કરવા પ્રાચીન ગ્રંથકારો લખે છે, એ વિધિ એ છે કે, અભ્રકભસ્મ તથા ઘી બન્ને સમભાગ એક લોઢાના કડાયામાં નાંખીને નીચે તાપ આપી પાક કરવો. ઘી અભ્રકભસ્મમાં પચી ગયા પછી કડાઇ ઉતારી લઇ અભ્રકભસ્મને છુટી શીશીમાં ભરી રાખવી. ઘીમાં પકવવાથી અભ્રકભસ્મની ઉગ્રતા ઓછી થાય છે અથવા કાંઇ દોષ હોય છે તે નીકળી જાય છે. **માત્રા**—રતી ૧ થી ૩. ઉપયોગ તથા અનુપાન માટે જુવો. નં. ૬૩.

**૪૫૬. કપર્દી ભસ્મ**—(કોડીની ભસ્મ) નં. ૫૯ માં જણાવ્યા પ્રમાણે શોધન કરીને છાણાંના ધગધગતા અંગારામાં કે કોયલામાં મૂકવાથી કોડી ફુલી જાય છે. પછી તેને બારીક વાટવી. **માત્રા**—વાલ ૧ થી ૨.

**૪૫૭. જસતભસ્મ—શોધન—**જસતને। રસ કરીને દુધમાં ડારવો. એ પ્રમાણે ૨૧ વાર રસ કરીને ૨૧ વાર દુધમાં ઢારવાથી શુદ્ધ થાય છે અથવા તામ્ર વગેરે બીજી ધાતુની પેઠે શોધન કરવું. **મારણ—**માટીના કલાડામાં શુદ્ધ જસતને મૂકી અગ્નિ આપી રસ કરવો પછી તે રસને લીંબડાની લાકડી વતી હલાવતા જવું અને નીચે ખૂબ તાપ આપવો. કેટલાક કલાક સુધી ઘુંટયા કરવાથી જસતના રસની થોડે થોડે ધોળી ખાખ થઇ જશે. પછી તે ભસ્મને કુંવારના રસની, ત્રિફળાના ઉકાળાની તથા ભાંગરાના રસની દરેકની ૩૨ ભાવના આપી ગજપુટ અગ્નિ દેવો. છેવટ પંચામૃત ( જુઓ નં. ૪૨૨ ) ની ભાવના દઇ ગજપુટ અગ્નિ આપવો. **માત્રા—**રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૦.

**૪૫૮. તામ્રભસ્મ—શોધન—**તાંબાનાં ઘણાં જ બારીક પત્રાં કરીને તપાવી તલના તેલમાં ૩ વાર બુઝાવવાં. એવી જ રીતે તપાવીને કાંજી, છાશ, ગોમૂત્ર, ત્રિફળાનો ઉકાળો તથા કળથીનો ઉકાળો, એ દરેકમાં ત્રણ ત્રણ વાર બુઝાવવાં એટલે શુદ્ધ થાય છે. **મારણ—** શુદ્ધ કરેલાં તાંબાનાં પત્રાં અગર તેના ભૂકાને લીંબુના રસમાં ઘુંટવાથી તેનો મેલ દૂર થઇ લાલ પત્રાં થશે. પછી પાણીથી ધોઇ નાખવાં. તે પત્રામાં ચોથા ભાગે શુદ્ધ પારો મેળવીને લીંબુના રસથી મર્દન કરવું. પછી તે બંનેના વજનથી બમણો શુદ્ધ ગંધક મેળવી ફરી લીંબુના રસથી ઘુંટી ગોળો બનાવવો. તે ગોળા ઉપર રાતી કણેરનાં મૂળ અથવા ખાટી લુણી અથવા સાટોડીનાં મૂળ એમાંની કોઇ પણ એકને પાણીમાં વાટીને તેના કલ્કથી એક આંગળ જાડો લેપ કરવો. પછી તે ગોળાને એક પહોળા મોંની હાંડલીમાં મૂકીને તે ગોળા ઉપર કોડીયું ઉંધું વાળવું અને હાંડલીનો બાકીનો ખાલી ભાગ રેતીથી ભરી દેવો. ત્યાર પછી હાંડલીનું મોં કોડીઆથી બંધ કરી રાખવું તથા મીઠાને વાટીને તેવડે કપડમાટી કરવી. પછી તે હાંડલીને ચુલે ચડાવી ૧૨ કલાક સુધી હલકો, મધ્યમ અને તેજ એ ક્રમથી અગ્નિ આપવો. પછી હાંડલી ઠંડી પડેથી અંદરથી ગોળો કાઢી લઇ ઘુંટીને તેમાં સુરણનો રસ મેળવી એક દિવસ ખરલ કરી તેનો ગોળો કરવો. ગોળાના વજનથી અરધો ગંધક ઘીમાં વાટીને ઉપલા ગોળા ઉપર લેપ કરવો. પછી તે ગોળાને બે કોડીઆંના સંપુટમાં મૂકી કપડમાટી કરી ગજપુટ અગ્નિ આપવો. ઠંડો પડયા પછી તે ગોળાને બહાર કાઢી ઘુંટીને ભસ્મ શીશીમાં ભરી રાખવી. ૨ શુદ્ધ કરેલાં તાંબાનાં પત્રાં ઉપર લીંબુના રસમાં ઘુંટેલ ગંધકનો લેપ કરી ગોળો બનાવી સંપુટમાં મૂકી કપડમાટી કરવી અને તેને ગજપુટ અગ્નિ આપવો એટલે શુદ્ધ તામ્રભસ્મ થાય છે. છેવટ પંચામૃતની ભાવના દઇ ગજપુટ અગ્નિ દેવો. **માત્રા—**રતી ૦।। થી ૧ રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૯.

**૪૫૯. નાગભસ્મ—**( સીસાની ભસ્મ )**—શોધન—**તામ્રભસ્મ પ્રમાણે; પણ પત્રાંને બદલે સીસાનો રસ કરીને શોધનની વસ્તુઓમાં ઢારવો. આવી રીતે સીસાનો રસ તે ઢારતાં ઉછળે છે, તેથી શોધનારે બહુ સંભાળ રાખવી. સીસું શોધવાની નિર્ભય યુક્તિ એ છે કે, એક મજબુત ઢાંકણાવાળા લોઢાના વાસણમાં શોધનનું પ્રવાહી રેડીને ઢાંકણું બીડી દેવું. તે વાસણની બાજુમાં કે ઢાંકણમાં એક કાંણું કરાવવું. તે કાણાવાટે સીસાનો રસ એક હાથે રેડવો અને બીજા હાથે ઢાંકણું મજબુતાઇથી પકડી રાખવું. જેથી અંદર પડેલું સીસું ઉછળશે પણ બહાર નીકળી શકશે નહિ. **મારણ—**૧. શુદ્ધ કરેલ સીસાને માટીના કલાડામાં નાંખી તે કલાડું ચૂલે ચડાવવું અને તાપ આપવો; તેમાં આંબલીની છાલનું તથા પીપળાની છાલનું ચૂર્ણ સીસાના વજનથી ચોથા ભાગે ખાંડી તૈયાર કરીને રસની અંદર નાંખતા જવું અને

લોઢાની કડછીથી હલાવતા જવું. આવી રીતે કેટલાક કલાક સુધી કરવાથી સીસાના રસની ભસ્મ થઇ જાય છે. તેમાં પછી તે ભસ્મ જેટલો મનશીલ મેળવીને કાંજીમાં કે લીંબુના રસમાં ઘુંટી કોડીઆમાં નાંખી કપડમાટી કરી ગજપુટ અગ્નિ આપવો. બીજે દિવસ મનશીલ વીશમે હીસ્સે નાંખીને લીંબુના રસમાં ઘુંટીને ગજપુટ આપવો. આવી રીતે ૬૦ વખત મનશીલમાં ઘુંટીને ૬૦ ગજપુટ અગ્નિ આપવાથી સીસાની શુદ્ધ ભસ્મ થાય. ૨. શુદ્ધ સીસાનો રસ કરી તેમાં શુદ્ધ મનશીલ મેળવી તે નીચે ખુબ તાપ દેવો અને લોઢાની કડછીથી હલાવવું એટલે ભસ્મ થાય છે. ૩. સીસાનાં પાતળાં પત્રાં કરીને તેના ઉપર મનશીલ તથા ગંધકને અરડુશીના રસથી ઘુંટી તેના વડે લેપ કરવો અને તે પત્રાંને કોડીઆના સંપુટમાં મૂકી કપડમાટી કરવી. પછી આંગળી પેસે એવાં આશરે ચાલીસેક કાણાં પાડેલ પહોળા મોંની માટલીમાં અરધ સુધી કોયલા ભરવા, તેના ઉપર સંપુટ મૂકવું, પછી તેના ઉપર કોયલા પાથરવા અને માટલીનું મોં કોડીઆથી ઢાંકી કપડમાટીથી બંધ કરવું. કપડમાટી સુકાયા પછી માટલીને ચૂલાપર મૂકી નીચે તાપ કરી કોયલા સળગાવવા. ત્રણ દિવસ સુધી માટલીને ઠંડી થવા દેવી અને પછી અંદરથી સીસાની તૈયાર થયેલી ભસ્મ કાઢી લેવી. આ ક્રિયાને કુંભપુટ કહે છે. એવા ત્રણ કુંભપુટ દેવાથી સીસાની ભસ્મ થાય છે. સીસું ઝેરી છે માટે તેની ભસ્મ કાચી રહે તો નુકસાન કરે એ વાત વૈદ્યોએ ધ્યાનમાં રાખવાની છે. **માત્રા**—રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૧.

**૪૬૦. બંગભસ્મ**—( કલાઇની ભસ્મ )-**શોધન**—સીસા પ્રમાણે. કલઇનો રસ ઠારતાં સીસા કરતાં પણ વધારે ઉછળે છે માટે બહુ સંભાળ રાખવી. **મારણ-૧**. માટીના કલાડામાં કલઇ નાંખી નીચે તાપ કરવો. રસ થાય એટલે તેમાં આંબલી તથા પીંપળીની છાલનું ચૂર્ણ નાંખતા જવું અને લોઢાના સળીઆથી હલાવતા જવું તથા ખુબ તાપ આપવો જેથી કલઇના રસની કેટલાક કલાકમાં ઝાંખી ભસ્મ થઇ જશે અને પછી ખર (જલદ) અગ્નિ આપવાથી ધોળી ભસ્મ થશે. ૨. આવી રીતે કરેલી ભસ્મમાં સમભાગ હરતાલ મેળવી લીંબુના રસમાં ઘુંટી સરાવ સંપુટમાં ગજપુટ અગ્નિ આપવો. ફરી એજ રીતે બીજો ગજપુટ દેવો, પણ હરતાલ દશમે હીસ્સે નાંખવી. આવા દશ ગજપુટ આપવાથી કલાઇની ઉત્તમ અને ગુણકારી ભસ્મ થાય છે. આ ભસ્મ રંગે ઝાંખી કાળી થાય છે પણ ગુણમાં ઉત્તમ થાય છે. ૩ શુદ્ધ કલઇનાં પાતળાં પત્રાંની કાતરથી બારીક પતરીઓ કરીને પતરીઓ તથા અજમાના એક કોડીયામાં ઉપરા ઉપર થર દઇ સંપુટ કરીને છાણામાં મૂકી સળગાવી દેવાથી પત્તરીઓની ધોળી ભસ્મ થાયે છે. **માત્રા** રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૬.

**૪૬૧. પ્રવાલભસ્મ**—પરવાળાં અથવા પરવાળાંની ડાંખલીની ભસ્મને પ્રવાલભસ્મ કહે છે. **શોધન**—જાઇના રસમાં દોલાયંત્રથી ૩ કલાક સુધી બાફ દેવાથી શુદ્ધ થાય છે. અથવા ગોમૂત્રમાં મીઠું નાંખીને એજ રીતે બાફ દેવાથી શુદ્ધ થાય છે. **મારણ-૧**. પરવાળાંને તપાવી તપાવીને કુંવારનો રસ, તાંદલજાનો રસ તથા સ્ત્રીનું ધાવણ એ દરેકમાં સાત સાત વાર બુઝાવવાથી ભસ્મ થઇ જાય છે. ૨ પ્રવાલને ગોમુત્રમાં ઘુંટી ગજપુટ અગ્નિ દેવો. ૩ બે કોડીઆમાં કુંવારના ગર્ભની વચમાં પ્રવાલ મૂકી સરાવ સંપુટ કરી ગજપુટ દેવો. ૪. શુદ્ધ કાચાં પરવાળાંને ગુલાબજળમાં ઘુંટવાથી મેંદા જેવો લોટ ( પિષ્ઠ ) થાય છે. તેને **પ્રવાલપિષ્ટ** કહે છે. પ્રવાલભસ્મ તૈયાર થાય છે તેને પણ ગુલાબજળની ભાવના દઇ સૂકવીને શીશીમાં ભરવી. **માત્રા**—રતી ૧ થી ૬. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૩.

૪૬૨. મંડુરભસ્મ—( લોહકાટ )—શોધન—સો વર્ષનું જુનું લોઢું અથવા જમીનમાંથી લોઢાના વજનદાર પથરા નીકળે છે, તેની મંડુરભસ્મ બને છે. આ મંડુરના પથરાને કોયલામાં ( બહેડાના વૃક્ષના કોયલા વધારે પસંદ કરેલા છે ) મુકી ધમીને ગોમૂત્રમાં ઠારવા. સાતવાર તપાવીને સાતવાર ઠારવાથી શુદ્ધ થઇ તેમાંથી માટી, પથરા હોય છે તે જુદા પડે છે. પછી તેનું ચૂર્ણ કરવું. પછી માટીના હાંડલામાં આ ચૂર્ણ તથા ત્રિફલાનો ઉકાળો બમણા વજને મેળવીને તે હાંડલાંનું મોં બંધ કરી કપડમાટી કરીને ગજપુટ અગ્નિ દેવો એટલે ઉત્તમ મંડુરભસ્મ થાય છે. એક ગજપુટથી બરાબર બારીક ભસ્મ ન થાય તો વધારે ગજપુટ પણ આપી શકાય. માત્રા—વાલ ૧ થી ૨. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૪–૬૫.

૪૬૩. રૌપ્યભસ્મ—( રૂપાની ભસ્મ )-શોધન—તામ્ર પ્રમાણે; અથવા ચાંદીનાં બારીક પત્રાંને તપાવી લાલચોળ કરીને અગથીઆના પાનના રસમાં ત્રણ વાર ઠારવાથી પણ શુદ્ધિ થાય છે. મારણ-૧. એક તોલો હરતાલ. તેને લીંબુના રસમાં કે કોઇ પણ ખટાઇમાં ઘુંટીને ઘાટું કરવું. પછી ત્રણ તોલાભાર ચાંદીના પાતળાં નાનાં નાનાં પતરાં ઉપર ઘુંટેલી હરતાલનો લેપ કરવો અને સરાવ સંપુટ કરીને મોટાં છાણાં જેવડાં ૩૦ અડાયાં મૂકીને આંચ દેવી. એવી રીતે ૧૪ વખત અગ્નિપુટ દેવાથી ચાંદીની ભસ્મ થાય છે. ૨. પારો, ગંધક તથા તે બેની બરાબર હરતાલ, તે ત્રણેને કુંવારના રસમાં ઘુંટીને તેનો રૂપાનાં પતરાં ઉપર લેપ ચડાવવો અને તે કોઠીઆમાં મૂકી સરાવ સંપુટ કરી ૩૦ છાણાંનો અગ્નિ આપવો. એ પ્રમાણે બે અગ્નિપુટ આપવાથી ભસ્મ થાય છે. શુદ્ધ ૩. રૂપાનો ભૂકો પારા સાથે મેળવવો અને તેમાં રૂપાના વજન બરાબર હરતાલ તથા ગંધક મેળવીને લીંબુના રસમાં ખરલ કરીને સરાવ સંપુટથી ગજપુટ દેવો. આવા ૩ ગજપુટ દેવાથી ભસ્મ થાય. તેનો રસાદિક ઔષધોમાં ઉપયોગ કરવો. ૫. સુવર્ણમાક્ષિક તથા હિંગળો તેનું ચૂર્ણ કરીને લીંબુના રસમાં ઘુટી તેમાં રૂપાની બારીક પતરીઓ મેળવી તેનો ગોળો સરાવ સંપુટમાં મૂકી ગજપુટ અગ્નિ આપવો. આ રીતે પણ બે ત્રણ ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાય છે. માત્રા—રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૮.

૪૬૪. લોહભસ્મ—શોધન-તામ્ર પ્રમાણે. મારણ-૨. શુદ્ધ ગજવેલના ચૂર્ણમાં બારમે હીસ્સે હિંગળો મેળવવો અને કુંવારના રસમાં ૬ કલાક ખરલ કરીને સરાવ સંપુટમા રાખી ગજપુટ અગ્નિ દેવો. આવા સાત ગજપુટ દેવા. ૨. શુદ્ધ ગજવેલના ચૂર્ણને વાસનવેલ (વેલ)ના રસમાં મર્દન કરીને સરાવ સંપુટમાં ગજપુટ અગ્નિ દેવો. એવીજ રીતે વાસનવેલના ૩ તથા કુંવારના ૩ તથા રાન તુળશીના ૬ મળીને ૧૨ ગજપુટ અગ્નિ દેવાથી લોહભસ્મ થાય છે. ૩. શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ અને શુદ્ધ ગજવેલનું ચૂર્ણ ૩. ભાગ. એ ત્રણેને કુંવારના રસમાં ૬ કલાક સુધી ઘુંટીને ગોળો કરવો. તે ગોળા ઉપર એરંડાનાં પાન વીંટી દોરાથી બાંધવાં પછી તે ગોળાને તાંબાના ડબામાં મુકી ઢાંકણું દેવું અને કપડમાટી કરીને તે ડબો ધાન્યના ઢગલામાં ત્રણ દિવસ સુધી દાટી રાખવો. ત્રણ દિવસ પછી તે કાઢીને ડબાની અંદરના ગોળાને બારીક ખલીને શિશી ભરવી. ૪. ગજવેલનું ચૂર્ણ ગાયના દહીંમાં નાખીને સુકાય ત્યાં સુધી રાખવું પછી ધોઇને ચૂર્ણ જુદું પાડવું. પછી તેને ત્રિફળાના ઉકાળામાં ઘુંટીને ગજપુટ અગ્નિ આપવો. આવા ત્રણ ગજપુટ આપવાથી સારી ભસ્મ થાય છે. ૫. શુદ્ધ ગજવેલના ભૂકાને લીલાં આમળાંના રસની ભાવના દઇ સૂર્યનાં તાપમાં મૂકવી. સુકાઇ ગયા પછી

બીજે દિવસે તેમાં આમળાંનો બીજો રસ નાંખવો. આવી રીતે બારીક ભસ્મ થાય ત્યાં સુધી રોજ ભાવના દેવી ને સૂર્યનો તાપ દેવો, તેથી પણ લોહભસ્મ થાય છે. આ પ્રમાણે તૈયાર થયેલ ભસ્મને સૂર્યપુટી ભસ્મ કહે છે. આવીજ રીતે શેરડીના કે જાંબુના સરકામાં પણ સૂર્યપુટી ભસ્મ થાય છે. અનેક વનસ્પતિના સો સુધી ગજપુટ અગ્નિ આપવાથી ઉત્તમ લોહભસ્મ બને છે. ગ્રંથકારો જણાવે છે કે, પારાના સંયોગ વિનાની લોહભસ્મ પેટમાં કૃમિને પેદા કરે છે, એટલા માટે હિંગળામાં માર્યા પછી બીજા વનસ્પતિના પુટ આપવાથી દોષ વિનાની ઉત્તમ બની શકે છે. **માત્રા**—રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૪.

૪૬૫. **શંખભસ્મ—શોધન**—શોધન માટે જુવો નં. ૫૯. **મારણ**—શોધેલા શંખના કકડાઓને, ચુનાની ભઠ્ઠીની પેઠે, થોડાં છાણાના આટડામાં મૂકીને સળગાવી દેવાથી સફેદ ભસ્મ થાય છે. એક વખત સળગાવવાથી બરાબર સફેદ ભસ્મ ન થાય તો ફરી એજ પ્રમાણે સળગાવવાથી પાકી ભસ્મ થશે. **માત્રા**—વાલ ૧.

૪૬૬. **શૃંગભસ્મ**—(સાબરશીંગાની ભસ્મ)—**શોધન**—સાબરશીંગાના સુતારના હથિયારોથી નાના ટુકડા કરીને ૩ રાત્રિ સુધી ગોમૂત્રમાં પલાળી રાખવા. **ભસ્મ**—સાબરશીંગાના કટકા અડાયાના કે કોયલાના ખુલ્લા તાપમાં નાંખી બાળવાથી સફેદ ભસ્મ થાય છે. **માત્રા**—વાલ ૧. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૪.

૪૬૭. **શુક્તિભસ્મ**—( છીપની ભસ્મ )—**શોધન**-પ્રવાલ પ્રમાણે. **મારણ—**શંખ પ્રમાણે. **માત્રા**—વાલ ૧.

૪૬૮. **સુવર્ણભસ્મ—શોધન**—૧. સોનાનાં પત્રાં કરી તપાવીને કાંચનારની છાલના રસમાં કે ઉકાળામાં ૩ વાર ઠારવાં. ૨. સોનાનાં બારીક પત્રાંને તપાવી તપાવીને કાંજી, લીંબુના રસ, છાશ તથા દુધમાં વારંવાર ઠારવાથી શુદ્ધ થાય છે, અથવા તામ્ર પ્રમાણે શોધન કરવું. **મારણ**—૧. સોનાનાં શુદ્ધ કરેલાં પત્રાં ઉપર કબુતરની અથવા કુકડાની હગારના ઉપરા ઉપર લેપ દેવા, પછી સોનાનાં પત્રાંની બરાબર ગંધક લઇ વાટી અર્ધો ભૂકો એક કોડીઆમાં પાથરી તેના ઉપર સોનાના પત્રાંનો ગોળો કરી મૂકવો અને ઉપર બાકીનો અર્ધો ગંધક પાથરવો અને બીજું કોડીયું મૂકી સંપુટ ઉપર કપડમાટી કરી ઓરસ ચોરસ એક વેંત ખાડામાં ગાયના છાણાના કટકા ગોઠવીને અંદર સંપુટ મૂકીને સળગાવી દેવાં. એવા નવ પુટ દેવા. આ પુટને કુકકુટપુટ કહે છે. પછી દશમી વાર એજ પ્રમાણે **મહાપુટ** દેવો—ગજપુટ કરતાં મોટો એટલે બે હાથ મોટો અને બે હાથ ઉંડો ખાડો કરીને ભઠ્ઠી દેવી. ૨. શુદ્ધ કરેલ સોનાનું ચૂર્ણ ૧ ભાગ, તથા શુદ્ધ પારો ૨ ભાગ, તે બન્નેને લીંબુના રસમાં ખરલ કરીને ગોળો કરવો. તે ગોળાને ઉપર કહેલી રીતેજ ઉપર નીચે ગંધક પાથરીને કોડીઆમાં મૂકી કપડમાટી કરવી અને કુકકુટપુટ અગ્નિ આપવો. આવા ૧૪ કુકકુટપુટ આપવાથી સોનાની ભસ્મ થાય છે. ૩. સોનાનો રસ કરીને તેમાં સોળમે હિસ્સે સીસુ મેળવી ઢાળવું. પછી તેનું ચૂર્ણ કરીને લીંબુના રસમાં ઘુંટીને ગોળો કરીને ઉપર લખ્યા પ્રમાણે જ કુકકુટપુટ દેવા. **માત્રા**—રતી ૧ થી ૨. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૬૭.

૪૬૯. **સુવર્ણમાક્ષિકભસ્મ**—(સોનામુખી)—**શોધન**—એરંડીઆ તેલમાં અથવા બીજોરાંનાં રસમાં અથવા કહોળાના કંદના રસમાં સુવર્ણમાક્ષિકને નાંખી બે ઘડી ઉકાળવાથી શુદ્ધ થાય છે; અથવા સુવર્ણમાક્ષિકને તપાવીને ત્રિફળાના ક્વાથમાં ઠારવી. ૨. સુવર્ણમાક્ષિક

ભાગ ૩ અને સીંધાલુણ ભાગ ૧, તેનો ભૂકો કરીને એક કડાઇમાં નાંખી સપ્ત તાપ દેવો, અને તેના ઉપર બીજોરાંનો અથવા લીંબુનો રસ રેડવો. પછી લોઢાની કડછીથી હલાવતા જવું. કડાઇ તથા દવા લાલચોળ થાય ત્યારે ઉતારી લેવું. ૩. ત્રિફળાનો ઉકાળો, કાંજી તથા દુધ એ ત્રણને દોલાયંત્રમાં નાંખી સુવર્ણમાક્ષિકની પોટલી બાંધીને બાફ દેવો. **મારણ—૧.** શુદ્ધ સોનામખીને કળથીના ક્વાથમાં અથવા તલના તેલમાં અથવા છાશમાં અથવા ગોમૂત્રમાં ખરલ કરીને સરાવસંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. ૨. સોનામખીનું ચૂર્ણ કળથીના ઉકાળામાં, છાશમાં તથા બકરીના મૂત્રમાં લોઢાની કડાઇમાં નાંખી અનુક્રમે પકાવવું અને લોઢાની કડછીથી હલાવવું. ૩. સોનામખીનું ચૂર્ણ કરીને માટીની હાંડલીમાં નાંખી તેમાં વારંવાર લીંબુનો રસ નાંખી ૬ કલાક સુધી તાપ આપવો અને લોઢાની કડછીથી હલાવવું; તેથી સુવર્ણમાક્ષિકની લાલ ભસ્મ તૈયાર થાય છે. ૪. સોનામખી ૪ ભાગ અને ગંધક ૧ ભાગ તેને એકત્ર કરી એરંડીઆ તેલમાં ઘુંટી થેપલીઓ કરવી અને સરાવસંપુટ કરીને ડાંગરનાં ફોતરાંનો ગજપુટ અગ્નિ દેવો. તેથી સીંદુરવર્ણની ભસ્મ થાય છે. **માત્રા**—રતી ૧ થી ૩. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૨.

૪૬૮. **હરતાલભસ્મ—શોધન**—શોધન માટે જુવો નં. ૫૯. **મારણ**—શુદ્ધ કરેલ હરતાલને એક દિવસ સાટોડીના રસમાં મર્દન કરાવી તે સુકાય એટલે તેનો ગોળો કરવો. પછી એક ઘડો અર્ધ સુધી સાટોડીની રાખથી ભરવો. તેના ઉપર હરતાલનો ગોળો છુટો અથવા કોઇ પાત્રમાં વીંટીને મુકવો. તેના ઉપર પણ સાટોડીની રાખ પાથરી ઘડો રાખથી ભરી દેવો. પછી તે ઘડા નીચે ક્રમથી ૨૪ કલાક સુધી ધીમો, મધ્યમ અને તીવ્ર અગ્નિ દેવો. પછી તે ઘડો ઠંડો પડે ત્યારે અંદરથી હરતાલનો પાકેલો ગોળો કાઢી લેવો. રાખ દાબવાની મતલબ એ છે કે, હરતાલ ઉડવા ન પામે. જો ઘડામાંથી ધૂમાડો નીકળવા માંડે તો ઉપર બીજી રાખ દાબવી. આ પ્રમાણે શુદ્ધ હરતાલભસ્મ થાય છે. ભસ્મ થયાની ખાત્રી એ છે કે, તેને અગ્નિ ઉપર નાંખવાથી ધૂમાડો નીકળે નહિ. જો ધૂમાડો નીકળે તો કાચી સમજવી. ૨. તોલા ૪ શુદ્ધ હરતાલને કુંવારના રસમાં ઘુંટીને ટીકડીઓ બનાવવી અને સૂર્યના તાપમાં સૂકવવી. પછી તેને સરાવસંપુટમાં રાખીને ૧૨ પ્રહર ( ૩૬ કલાક ) ની આંચ દેવી. પછી ઠંડું પડે એટલે કાઢી વાટી લેવી. ૩. શુદ્ધ કરેલી હરતાલને પીંપળાની છાલના રસમાં ૨૧ દિવસ સુધી ઘુંટવી. પછી ગોળો બનાવીને તાપમાં સૂકવવો અને તે ગોળાને એક હાંડલીમાં ઉપર નીચે પીંપળાની છાલની રાખ ભરીને વચમાં મૂકવો અને હાંડલીનું મોં બંધ કરી ૭ વાર કપડમાટી કરવી. પછી તે હાંડલીને એક હજાર મોટાં અડાયાં છાણાંનો ગજપુટ અગ્નિ દેવો, તેથી ભસ્મ થાય છે. હરતાલભસ્મ સફેદ થાય તો ભસ્મ થઇ સમજવી. ૪. પૈસાભાર હરતાલને જલપીપલીના રસમાં ઘુટી ટીકડીઓ કરી તાપમાં સૂકવવી. પછી તેને ડમરૂયંત્રથી ૧૨ પ્રહર અગ્નિ દેવો. તેથી શુદ્ધ હરતાલભસ્મ બને છે. **માત્રા**—રતી ૦॥ થી ૧. રોગ તથા અનુપાન માટે જુવો નં. ૭૮.

## રસ.

૪૭૧. **અગ્નિરસ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, લીંડીપીપર ૩ ભાગ, હરડે ૪ ભાગ, બેહેડાં ૫ ભાગ અને અરડુશીનાં પાન છ ભાગ. પારા ગંધકની કજલી કરીને બાકીની વસ્તુનું ચૂર્ણ કરી મેળવવાં પછી તે સર્વેને ૨૧ દિવસ સુધી બાવળની છાલના ઉકાળાની ભાવના દેવી. **ઉપયોગ**—ખાંસી, ક્ષય, શ્વાસ, કફ વગેરે. અનુપાન મધ. રસ રત્ન સમુચ્ચય.

**૪૭૨. અગ્નિકુમાર રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ટંકણ, કોડી, સાજીખાર, પીપર તથા સુંઠ, દરેક તોલો ૧, શુદ્ધ વછનાગ તોલા ૩, મરી તોલા ૮, એ સર્વેનું ચૂર્ણ કરીને એક દિવસ લીંબુના રસમાં મર્દન કરી રતી રતીની ગોળીઓ વાળવી. **માત્રા**—વાલ ૧ થી ૨. **ઉપયોગ**—કૉલેરાનું શૂળ, અજીર્ણ, અગ્નિમાંદ્ય, પેટનું શૂળ, પેટનો વાયુ, વગેરે. **અનુપાન** માટે જુવો નં. ૮૭.—**ભા. પ્ર.**

**૪૭૩. અગસ્તિસુતરાજ**—શુદ્ધ પારો ભાગ ૧, શુદ્ધ ગંધક ભાગ ૧, શુદ્ધ હિંગળો ભાગ ૨, શુદ્ધ કરેલ ધંતુરાનાં બી ભાગ ૪ તથા અફીણ ભાગ ૪, તે સર્વેનું બારીક ચૂર્ણ કરીને ભાંગરાના રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળીઓ કરવી. **માત્રા**—ગોળી ૧ થી ૨. **અનુપાન**—ગ્રહણીમાં પાણી સાથે; શૂળ, કફ, વાયુ, અગ્નિમાંદ્ય તથા ઘેન (તંદ્રા)માં ત્રિકટુ તથા મધ સાથે; અતિસાર એટલે પાણી જેવા ઝાડામાં મરી તથા ઘી સાથે. સર્વ જાતના અતિસારમાં જીરૂ તથા જાયફળ સાથે—**યો. ર.**

**૪૭૪. અમૃતકલાનિધિ રસ**—વછનાગ ભાગ ૨, કોડીની ભસ્મ ભાગ ૫, મરી ભાગ ૯, સર્વને વાટી પાણીમાં મગના જેવડી ગોળીઓ કરવી. **અનુપાન**—આદુનો રસ કે સુંઠનું પાણી. પિત્તજ્વર, કફજ્વર, મંદાગ્નિ—**નિ. ર.**

**૪૭૫. અશ્વચોળી—અશ્વકંચુકી રસ**—( ઘોડાચોળી )—પારો ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, ત્રિકટુ દરેક ૧ ભાગ, ત્રિફલા દરેક ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, નેપાળનાં બી ૧ ભાગ. આ પ્રમાણમાં સર્વ શુદ્ધ કરેલાં ઔષધો લઇ ખાંડી ભાંગરાના રસમાં ૨૧ દિવસ ખરલ કરવું. તેની બે બે ચણોઠીભારની ગોળી કરવી. ઉપયોગ માટે જુવો નં. ૯૨.—**વૈ. સા.**

**૪૭૬. આનંદભૈરવ રસ**—(૧) શુદ્ધ હિંગળો, શુદ્ધ વછનાગ, ત્રિકટુ, શુદ્ધ ગંધક તથા ટંકણ; સાત ચીજો સમભાગ વિધિપૂર્વક ખાંડીને લીંબુના રસમાં ૧૨ કલાક ઘુંટી વટાણા જેવડી ગોળી કરવી. અનુપાન માટે જુવો નં. ૮૬. રોગાનુસાર આપવાથી આ દવા ઘણાં દરદોમાં લાગુ પડે છે. ખાંસી, શ્વાસ, ઝાડો, અજીર્ણ, સર્પદંશ, વીંછીનો દંશ વગેરે—**ભૈ. ર.**

**૪૭૭. આનંદભૈરવ રસ** (૨) શુદ્ધ હિંગળો, શુદ્ધ વછનાગ, મરી, ટંકણ તથા પીપર સમભાગે ચૂર્ણ કરવું. **માત્રા**—રતી ૧ થી ૨. **અનુપાન**—**મધ.**—તેના ઉપર કડાછાલ અને ઇંદ્રજવનું ચૂર્ણ કરીને તોલો ૧ પાણીમાં પીવું; તેથી ત્રણે દોષનો અતિસાર મટે—**નિ. ર.**

**૪૭૮. આનંદભૈરવ રસ** (૩)—શુદ્ધ ગંધક તથા પારાની કજ્જલી કરીને ભાંગરાના રસમાં ઘુંટવી. પછી તેમાં હીંગળો, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીપર તથા ટંકણ એ સર્વેનું ચૂર્ણ કરી મેળવીને બીજોરાના રસથી ઘુંટી રતી રતીની ગોળી વાળવી. **ઉપયોગ**—ખાંસી, શ્વાસ, ક્ષય, ગુલ્મ, સંગ્રહણી તથા વાઇ. **માત્રા**—રતી ૧ થી ૨—**ર. સું.**

**૪૭૯. ઇચ્છાભેદી રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ટંકણ, મરી, સુંઠ; એ દરેક ૧ ભાગ ને શુદ્ધ નેપાળો ૧૫ ભાગ. તે સર્વને લીંબુના રસમાં ઘુંટીને વાલ વાલની ગોળી કરવી. **માત્રા** વાલ ૧. **અનુપાન**—ટંડું પાણી અથવા જુવો નં. ૮૮. તેનાથી રેચ સારો લાગે છે અને જ્વર તથા ઉદરરોગમાં સારો ફાયદો થાય છે.—**યો. ર.**

**૪૮૦. કનકસુંદર રસ**—શુદ્ધ ગંધક, શુદ્ધ હીંગળો, મરી, પીપર, ટંકણ, શુદ્ધ વછનાગ તથા શુદ્ધ ધંતુરાનાં બી; સર્વનું બારીક ચૂર્ણ કરી ભાંગના રસમાં એક પ્રહર ( ૩ કલાક )

ઘુંટીને ચણા જેવડી ગોળીઓ કરવી. **માત્રા**–ગોળી ૧ થી ૨. **અનુપાન**–પાણી. **ઉપયોગ**–સંગ્રહણી, અગ્નિમાંદ્ય, જ્વર, અતિસાર, **પથ્ય**–દહીં ભાત અથવા છાશ અને ભાત–**ભૈ. ૨.**

**૪૮૧. ક્રવ્યાદ રસ**—શુદ્ધ પારો તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૮, તામ્રભસ્મ તોલા ૨, લોહભસ્મ તોલા ૨, એ સર્વને મેળવી લોઢાની કડાઇમાં નાંખી નીચે ધીમો અગ્નિ આપવો. ગંધકનો રસ થઇ સર્વે મળ્યા પછી તે રસને પર્પટીની પેઠે ઢારવો. પછી તેનું ચૂર્ણ કરીને લોઢાની કડાઇમાં નાંખી લીંબુના રસની તથા પંચકોલ ( નં. ૪૨૨ ) ના કવાથની ભાવના દેવી. પછી તેમાં ટંકણખાર, બીડલવણ, મરી અકેક તોલો નાંખીને છેવટ ચણાના ખારની સાત ભાવના દઇને બબ્બે માસાની ગોળી કરવી અથવા ચૂર્ણ રાખી શીશીમાં ભરવું **માત્રા**–માસા ૨. **અનુપાન**–છાશ તથા સીંધાલુણ. અજીર્ણ, ઉલટી, શૂળ, ગોળો, મળાવરોધ, અગ્નિમાંધ, બરલ તથા ઉદરરોગમાં અપાય–**વૈ. સા.**

**૪૮૨. કર્પૂર રસ**—શુદ્ધ હિંગળો, અફીણ, મોથ, ઇંદ્રજવ, જાયફળ, કપૂર, સર્વ સમભાગે લઇ પાણીમાં ઘુંટી બબ્બે રતીની ગોળી કરવી. **માત્રા**—૧ થી ૬ ગોળી. **ઉપયોગ**–જ્વરાતિસાર, અતિસાર, છ જાતની સંગ્રહણી ને રક્તાતિસાર—**ભૈ. ૨.**

**૪૮૩. કેશરાદિ**—કેશર, રસકપૂર, સાકર, સુખડ, લવીંગ, જાવંત્રી, સમભાગે લઇ મગ જેવડી ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧ થી ૨. **અનુપાન**–સાકર ને ઘી. **ઉપયોગ**–ઉપદંશ, વ્રણ, ફિરંગ, રક્તપિત્ત, ગલગંડ, કુષ્ઠરોગ વગેરે–**આ. ઔ.**

**૪૮૪. કૃમિકુઠાર રસ**—કપૂર તોલા ૮, કડાછાલ, ત્રાયમાણ, અજમો, વાવડીંગ, હીંગળો કેસર, વછનાગ, પિત્તપાપડો, દરેક તોલો ૧. સર્વેનું ચૂર્ણ કરી ભાંગરો, બ્રાહ્મી તથા ઉંદરકાનીના રસની ભાવના દેવી. **માત્રા**—વાલ ૧. **અનુપાન**—મધ. **ઉપયોગ**–સર્વ પ્રકારના કૃમિ તથા કૃમિ રોગના વિકારો–**નિ. ૨.**

**૪૮૫. ગદમુરારિ રસ**–શુદ્ધ હીંગળો, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીપર, ટંકણ, મોથ, હરડે, શુદ્ધ નેપાળો; સર્વ સમાન ભાગ પાણીમાં વાટી અકેક રતીની ગોળી કરવી. **માત્રા** ૧ રતીથી ૧ વાલ. **અનુપાન**—પાણી. નવીન જ્વર તથા પિત્તજ્વર—**૨. સું.**

**૪૮૬. ગર્ભપાલ રસ**—સુંઠ તોલો ૧, મરી તોલો ૧, પીપર તોલો ૧, તજ તોલો ૧, તમાલપત્ર તોલો ૧, એલચીદાણા તોલો ૧, ધાણા તોલો ૧, શાહજીરૂ તોલો ૧, ચવક તોલો ૧, દ્રાક્ષ તોલો ૧, દેવદાર તોલો ૧, સીસાની ભસ્મ તોલો ૧, બંગભસ્મ તોલો ૧, શુદ્ધ હીંગળો તોલો ૦ાા, લોહભસ્મ તોલો ૦ાા, એ સર્વ ઔષધોને બારીક વાટી ધોળી ગરણીના રસથી સાત દિવસ સુધી ઘુંટી સુકાવી શીશીમાં ભરી રાખવું. **માત્રા**–૧ થી ૨ રતી, **અનુપાન**–કાળી દ્રાક્ષનું પાણી. ગર્ભિણી સ્ત્રીને પહેલા મહિનાથી તે નવ માસ સુધી અપાય છે, તેથી ગર્ભિણીનાં ગરમી વગેરે કેટલાંક દરદો દુર થઇ શક્તિ આવે છે તથા ગર્ભનું પોષણ થાય છે. જેને અધુરે ગર્ભ જતો હોય તે સ્ત્રી આ ગર્ભપાળનું યથાવિધિ સેવન કરે તો પુરા માસે નિરોગી બાળક અવતરે છે–**વૈ. સા.**

**૪૮૭. ગંધક રસાયન**—શુદ્ધ ગંધકને નીચે પ્રમાણે દરેક વસ્તુની જુદી જુદી આઠ આઠ ભાવના દેવી. ( કેટલાક ગ્રંથમાં અકેક ભાવના દેવાની બતાવી છે. ) ગાયનું દુધ, તજનો ઉકાળો, એલચીનો ઉકાળો, તમાલપત્રનો ઉકાળો, નાગકેસરનો ઉકાળો, ગળોનો રસ, હરડેનો ઉકાળો, બેહેડાંનો ઉકાળો, આમળાંનો ઉકાળો, સુંઠનો ઉકાળો, ભાંગરાનો રસ તથા આદુનો રસ. છેલ્લી ભાવના દીધા પછી સુકવીને તેની એક માસા ભારની ગોળી કરવી.

અને તેની બરાબર સાકર મેળવીને દેવી. **અનુપાન**-માટે જુઓ નં. ૮૪. **માત્રા**-૨ માસા. **ગુણ**-મંદાગ્નિ, ખરજ, ખસ, વિષદોષ, પાંડુ, અંડવૃદ્ધિ, જીર્ણજ્વર, વાતરક્ત, સર્વ પ્રમેહ, ધાતુક્ષય, શૂળ, સર્વ પ્રકારના કુષ્ઠ, ક્ષય, સોમરોગ, તીવ્ર વાતવ્યાધિ, ઇત્યાદિ સર્વ રોગનો નાશ કરે છે. **પથ્ય**—મરચાં, તેલ, ખટાઇ બંધ. યો. ૨.

૪૮૮. **ગ્રહણીકપાટ રસ**—સુંઠ, મરી, પીપર, ગંધક, ટંકણ, પારો, કોડીની ભસ્મ અને વછનાગ સમભાગ; લીંબડાના રસમાં ઘુંટી અડદના દાણા જેવડી ગોળી કરવી. **માત્રા**-૧ ગોળી. **અનુપાન**—મરી, સાકર તથા ઘીમાં મેળવી આપવી. **ગ્રહણીરોગ**—વૈ. સા.

૪૮૯. **ગ્રહણીગજકેશરી**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રકભસ્મ, લોહભસ્મ, શુદ્ધ હિંગળો, કુણાં બીલાં, શુદ્ધ વછનાગ, સુંઠ, મરી, પીપર, ભાંગ, મોથ, દાડમની છાલ, ઇંદ્રજવ, જાયફળ, મોચરસ, અતિવિષ, ધાવડીનાં ફુલ, કોઠ, અજમો, ચિત્રક, ટંકણ, કાંકચીયાનો મગજ, અફીણ, સમાનભાગ; સર્વને બારીક ખાંડી ધંતુરાના પાનના રસમાં ઘુંટી મરીના દાણા જેવડી ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧ અથવા ઉમર તથા શક્તિ જોઇને. **અનુપાન**—છાશ અથવાં દહીંનું ઘોળવું. **સંગ્રહણી**—અતિસાર, અગ્નિમાંદ્ય, શૂળ, પાંડુ વગેરે-વૈ. સા.

૪૯૦. **ચંદ્રકળારસ**—શુદ્ધ પારો તોલો ૧, શુદ્ધ ગંધક તોલા ૨, તામ્રભસ્મ તોલો ૧ તથા અભ્રક ભસ્મ તોલો ૧, તેની કજલી બનાવવી. પછી તેને નાગરમોથનો ઉકાળો, દાડમનો રસ, ધ્રોખડનો સ્વરસ, કેવડાના પોટાનો રસ, દુધ, સહદેવી એટલે શેદરડીનો સ્વરસ, કુંવારનો રસ, ખડસલીયા, પીતપાપડાનો સ્વરસ તથા ઉકાળો, રામતુળશીનો રસ, સતાવરીનો સ્વરસ કે ઉકાળાની જુદી જુદી ભાવના દેવી અને પછી તેમાં કડુ, ગળોસત્વ, ખડસલીયો, પીત્તપાપડો, સુખડ, માધવી, વાળો, સારીવા દરેક એક એક તોલો, તેનું ચૂર્ણ મેળવવું અને તે પછી કાળી દ્રાક્ષની ભાવના દઇ સુકવીને આ રસ તૈયાર કરવો. **માત્રા**-રતી ૧ થી ૩. **અનુપાન**—જીરૂ, સાકર, દુધ, અથવા રોગની અવસ્થા પ્રમાણે. નવો તાવ, દાહ, વિષમજ્વર પ્રદર, પ્રમેહ, રક્તપિત વગેરે દરદોમાં તે સારો ફાયદો કરે છે. યો. ૨.

૪૯૧. **ચંદ્રોદય રસ**—સોનાના વરખ તોલા ૪, શુદ્ધ પારો તોલા ૩૨, શુદ્ધ ગંધક તોલા ૬૪ એ ત્રણેની ખરલમાં કજલી કરીને રાતા કપાસ (**रक्तकार्पास**) એટલે નરમાના ફુલના રસથી ઘુંટીને તેને કાચની શીશીમાં ભરવું. તે શીશીના ઉપર ઉપરાઉપર સાતવાર કપડમાટી કરવી અને ઇંટના બુચથી મોં બંધ કરવું. પછી તે શીશીને વાલુકાયંત્રમાં મૂકી તે યંત્ર ચુલા ઉપર રાખી નીચે મૃદુ, મધ્યમ અને તીક્ષ્ણ એ ક્રમે ત્રણ દિવસ સુધી ચડતો ચડતો તાપ દેવો, પછી ઠંડુ પડેથી શીશી કાઢી ફોડીને તેના કંઠ ઉપર આવેલ સિંદુર સરખો ચંદ્રોદય લેવો. પછી ૪ તોલા ચંદ્રોદયમાં ૧ તોલો કપુર અને જાયફળ, સુંઠ, મરી, પીપર, લવંગ, કસ્તુરી એ દરેક ૩ માસા મેળવીને અડદ જેવડી ગોળીઓ કરવી અને તે ગોળી પાનના બીડા સાથે ખાવી. આ રસ ઉત્તમ રસાયન અને વાજીકર છે.—વૈ. સા.

૪૯૨. **જ્વરાંકુશ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ એ ત્રણ સમાન ભાગ અને શોધેલાં ધંતુરાનાં બી ત્રણેની બરાબર, સુંઠ, મરી, પીપર ( ત્રિકટુ ) નું ચૂર્ણ તે ચારથી બમણું; સર્વને બારીક ખાંડી લીંબુ તથા આદુના રસમાં વારા ફરતી ઘુંટીને બબ્બે રતીની ગોળી વાળવી અથવા ભૂકો શીશીમાં ભરી મૂકવો. **માત્રા**—રતી ૨ થી ૪. સર્વ જાતના તાવને ઉતારે છે—નિ. ૨.

૪૯૩. **ત્રિવિક્રમ રસ**—તામ્રભસ્મ તથા બકરીનું દુધ સરખે વજને લઇ તેને કડાઇમાં હલાવી માવો કરવો પછી તેની બરાબર પારો અને ગંધક શોધેલાં લેવાં, તેને નગોડના રસની એક ભાવના આપી ગોળો કરવો. તે ગોળાને વાલુકાયંત્રમાં એક પહોર સુધી પકાવવો. પછી તે ગોળાને કાઢી ઘુંટાવવો. **માત્રા**-રતી ૨. **અનુપાન**—બીજોરાના મૂળના ઘસારા સાથે. અશ્મરીરોગ મટે છે. શારંગ.

૪૯૪. **દિનેશભૈરવ રસ**—જાવંત્રી, તજ, લવંગ, અકલકરો, પીપર, સુંઠ, શુદ્ધ હિંગળો તથા શુદ્ધ વછનાગ, સમભાગ; ચૂર્ણ કરીને નાગરવેલના પાનના રસમાં ૧ દિવસ તથા આદુના રસમાં ૧ દિવસ ઘુંટીને ૧ રતી પ્રમાણે ગોળી કરવી. **માત્રા** ગોળી ૧. **અતિસાર—વૈ. સા.**

૪૯૫. **પંચવક્ત્ર રસ**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ વછનાગ ૧ ભાગ, મરી ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, તે સર્વના ચૂર્ણને ધતુરાના પાનના રસમાં ૧ દિવસ ઘુંટી ૨ ગુંજા વજનની ગોળી કરવી. **માત્રા** ૧ ગોળી. **અનુપાન**-આકડાના મૂળની છાલનો ક્વાથ. **પથ્ય**—મગનું ઓસામણ. ભુગ્નનેત્ર સન્નિપાત:—**વૈ. સા.**

૪૯૬. **પંચામૃતપર્પટી રસ**—શુદ્ધ ગંધક તોલા ૮, શુદ્ધ પારો તોલા ૪, લોહભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલો ૧, તામ્રભસ્મ તોલો ૦॥, એ પાંચ વસ્તુને લોઢાના વાસણમાં ખરલ કરી એક લોઢાની કડાઇમાં નાંખી બોરડીનાં પાતળાં લાકડાનો (અથવા છાણાનો ધીમો) તાપ આપી પીંગળાવીને કેળનાં પાન ઉપર તે રસ ઢાળી દેવો, પાંદડાંની નીચે છાણ પાથરવું અને પર્પટી ઢાળીને ઉપરથી પણ કેળનુ પાન મૂકી છાણ પાથરવું અને દબાણ મુકવું. **માત્રા**—રતી ૨ થી ૧૦. **અનુપાન** માટે જુવો નં. ૮૦. **ઉપયોગ**—સંગ્રહણી, અરૂચિ, ઉલટી, જુનો અતિસાર, અર્શ, જ્વર, રક્તપિત્ત, ક્ષય, મંદાગ્નિ, નેત્રરોગ—**ર. સું.**

૪૯૭. **પ્રદરારિ રસ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક. શીશાની ભસ્મ, દરેક એકેક ભાગ, રસવંતી ભાગ ૩, લોદર ભાગ ૬, એકત્ર કરી અરડુશીના રસમાં એક દિવસ ઘુંટવું. **માત્રા**-વાલ ૨; અનુપાન મધ. અસાધ્ય પ્રદર, રક્તાતિસાર-**નિ. ર.**

૪૯૮. **પ્રદરારિ લોહ**—કડછાલ તોલા ૪૦૦. તેને પાણી તોલા ૧૦૨૪ માં ઉકાળવી. આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે પાણી ગાળી લઇ ફરીવાર મૂકવું. ઘાટું થાય ત્યારે મોચરસ, મજીઠ, કાળીપાટ, બીલાં, મોથ, ધાવડીનાં ફુલ, અતિવિષ, અભ્રકભસ્મ, લોહભસ્મ, દરેક તોલા ચાર તેનું ચૂર્ણ કરી તેમાં મેળવવું. **માત્રા**—તોલો ૦। થી ૦॥. દર્ભના રસની સાથે લેવાથી શ્વેતપ્રદર, રક્તપ્રદર, ગર્ભાશયમાંથી પાણી વહેતું હોય, કટીશૂળ, મસ્તકશૂળ વગેરેમાં ફાયદો આપે છે.—**ભૈ. ર.**

૪૯૯. **ભસ્મેશ્વર**—અડાયાં છાણાની રાખ તોલા ૪, મરી માસા ૯. શુદ્ધ વછનાગ માસા ૩; ત્રણેને મેળવી શીશી ભરી રાખવી. **માત્રા**-૫ ગુંજાભાર. **અનુપાન**—આદુનો રસ. સન્નિપાત જ્વર-**વૈ. સા.**

૫૦૦. **મદનકામેશ્વર રસ**-શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અફીણ, ત્રણેને સમભાગે લઇ નાગરવેલના પાનમાં ઘુંટી વાલ વાલની ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧. **અનુપાન**-સાકર સાથે સાંજે લેવી. ઉપર કાંઇ ખાવું નહિ, ફક્ત ભેંસનું દુધ પીવું. પુરૂષત્વ, સ્ત્રીસેવનની ઇચ્છા તથા આનંદ ઉત્પન્ન કરે છે.—**વૈ. સા.**

૫૦૧. **માલિનીવસંત**—(લઘુ) ખાપરીયું તોલા ૨, કાળાં મરી તોલો ૧; તે બન્નેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તેમાં થોડું માખણ મેળવી એક દિવસ ઘુંટવું. પછી લીંબુના રસમાં કેટલાક દિવસો સુધી (ગ્રંથકાર ૪૨ દિવસ લખે છે) અથવા માખણની ચીકાસ નીકળી જાય ત્યાં સુધી ઘુંટવું. **માત્રા**-૧ થી ૪ વાલ. **અનુપાન**—સામાન્ય અનુપાન, મધ તથા પીપર; વિશેષ માટે જુવો નં. ૮૧-૮૨. **ઉપયોગ**-ધાતુગતજ્વર, વિષમજ્વર, જીર્ણજ્વર,

અતિસાર, રક્તાતિસાર, પિત્તવિકાર, પ્રદર, હરસ, નેત્રરોગ, હાથપગનો દાહ વગેરે.—નિ. ૨.

૫૦૨. **રસેન્દ્રવટી**—લોહભસ્મ, અભ્રકભસ્મ, એકેક તોલો; શુદ્ધ પારો, શુદ્ધ ગંધક અરધો અરધો તોલો; પ્રવાલભસ્મ, ખાપરીયું પા પા તોલો; એ સર્વને ભોરીંગણીના રસની, બ્રાહ્મીના રસની, તથા અરડુશીના પાનના રસની પ્રથક્ પ્રથક્ ત્રણ ત્રણ ભાવના દેવી. **માત્રા** રતી ૨. સ્વરભંગને મટાડે છે, બુદ્ધિને વધારે છે તથા ખાંસી, શ્વાસ, પ્રમેહ ને બહુ મૂત્રતાને મટાડે છે.—ભૈ. ૨.

૫૦૩. **રસપર્પટી**-શુદ્ધ પારો તથા શુદ્ધ ગંધક, તે બન્નેની કજલી કરવી. તે કજલીને એક લોઢાની તવીમાં કે કડછીમાં નાંખી નીચે ધીમો તાપ આપી પીગળાવીને પંચામૃત પર્પટીની પેઠે કેળના પાન ઉપર ઢારવી. **અનુપાન**-મધ. માત્રા—૧ થી ૧૦ રતી. **ઉપયોગ**—સંગ્રહણી, હરસ, અતિસાર, શૂળ, કમળો, પાંડુ, બરલ, ગુલ્મ, જલોદર, ભસ્મકરોગ, આમવાત, ૧૮ પ્રકારના કોઢ, સર્વ જાતના સોજા, અમ્લપિત, સન્નિપાત, મંદાગ્નિ વગેરે રોગને મટાડી વલીપલિત એટલે ઘડપણને હઠાવે છે, યથાવિધિ સેવન કરવાથી અનેક રોગને મટાડે છે.—યો. ૨.

૫૦૪. **રસસિંદુર**-શુદ્ધ પારો, શુદ્ધ ગંધક દરેક તોલા ૨૦, નવસાર તોલા ૧, ફટકડી તોલો ૧. એ સર્વેને ત્રણ દિવસ સુધી ઘુંટી સાતવાર કપડમટી કરેલી અગનશીશીમાં ભરી દેવાં અને વાલુકાયંત્ર (જુવો નં. ૫૪) માં શીશી મૂકીને મંદ, મધ્યમ અને તેજ અગ્નિથી ત્રણ દિવસ સુધી તાપ આપવાથી રસસિંદુર તૈયાર થાય છે. માત્રા રતી ૧ થી ૨. **અનુપાન** માટે જુવો નં. ૭૫, વીર્યસ્તંભન કરી વીર્ય, બળ તથા તેજને વધારે છે; નપુંસકત્વ, વંધ્યા દોષ, કમતાકાત વગેરેને હરનાર છે.—૨. સુ.

૫૦૫ **રામબાણરસ**—શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, લવીંગ અને શુદ્ધ ગંધક એકેક ભાગ, મરી ભાગ ૨, જાયફળ ભાગ ૦।।, સર્વનું ચૂર્ણ કરી આંબલીના ફળના રસની ભાવના દેવી. **ઉપયોગ**—સંગ્રહણી, આમવાત, મંદાગ્નિ, કફ, દમ, ખાંસી, ઉલટી, કૃમિ વગેરે માત્રા ચણા જેવડી ગોળી દેવી.-નિ. ૨.

૫૦૬ **લઘુમૃગાંકરસ**—શુદ્ધ પારો ભાગ ૧, સોનાનો વરખ ભાગ ૧, મોતી ભાગ ૨, ગંધક ભાગ ૧, ટંકણ ભાગ ૦. સર્વેને ૧ દિવસ કાંજીમાં અથવા છાશ કે લીંબુના રસમાં ખરલ કરી, કોડીયામાં ભરી કપડમટી કરી મીઠાથી ભરેલા વાસણમાં દાટી મૂકી નીચે તાપ આપવો. પકવ થયો પછી કોડીયું ઠંડુ થયેથી કાઢી લેવું. **માત્રા**—વાલ ૧. **અનુપાન**—મધ અને પીપર અથવા ઘી અને પીપર. ક્ષય માટે ઉતમ છે.—વૈ. સા.

૫૦૭ **લઘુક્રવ્યાદરસ**—શુદ્ધ ગંધક તોલા ૨, શુદ્ધ પારો તોલા ૧, લોહભસ્મ તો. ૦।। સંચળ તોલો ૧, ટંકણ તોલા ૨, મરી તોલા ૨, પીપરીમૂળ તોલા ૦।।, ચિત્રકમૂળ તોલા ૦।।, સુંઠ તોલા ૦।।, પીપર તોલા ૦।।, લવીંગ તોલા ૦।।, સર્વને ખાંડી લીંબુના રસની સાત ભાવના દેવી. (૭ દિવસ ઘુંટવું ) **માત્રા**—વાલ ૧ થી ૪. **અનુપાન**—પાણી અથવા છાશ; અથવા સીંધાલુણ, શેકેલ જીરૂ, અને હિંગ. કોલેરા, અજીર્ણ, અતિસાર, મંદાગ્નિ, અરૂચિ, પેટનો વાયુ, ઉદરરોગ—નિ. ૨.

૫૦૮ **લઘુલાહી ચૂર્ણ**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, ત્રિકટુ એટલે સુંઠ, મરી, પીપર, અજમો, જીરૂ, શાહજીરૂ, સીંધાલુણ, સંચળ, બીડલવણ, હિંગ. સમભાગ ચૂર્ણ કરી તેમના બરાબર

કડાછાલનું ચૂર્ણ; ગંધક પારાની પ્રથમ કજ્જલી કરવી અને બાકીની બધી વસ્તુઓનું ચૂર્ણ ખાંડીને મેળવવું. સર્વઅતિસાર સંગ્રહણી, શૂળ, અને આનાહ વાયુને મટાડે.– નિ. ર.

**૫૦૯ વાતગજાંકુશરસ**—શુદ્ધ પારો ભાગ ૮. શુદ્ધ ઝેરકોચલાં ભાગ ૮, ગંધક ભાગ ૮, ત્રિકટુ ભાગ ૧૨; સર્વ ખાંડીને એકત્ર મેળવવાં. **માત્રા—**૧ રતી. સર્વ પ્રકારના વાત વ્યાધિ—વૈ. સા.

**૫૧૦ વાતારિરસ—**શુદ્ધ અફીણ, શુદ્ધ ઝેરકોચલાં તથા મરી સમભાગ. તેનું ચૂર્ણ કરીને પાણીમાં ઘુંટી રતી રતીની ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧. **અનુપાન**—પાણી સાથે ઉતારીને ઉપરથી નાગરવેલનું બીડું ખાવું. **ઉપયોગ**–કુબ્જત્વ, ગૃધ્રશીવાયુ, આમવાયુ, શુળ કફમિશ્રિતવાયુ, અવબાહુકવાયુ, સોજા, કંપવાયુ, પ્રતાનકવાયુ ( હીસ્ટીરીયા ), કમરનો વાયુ. કોલેરા, અરૂચી, અપસ્માર તથા ગ્રહણી—વૈ. સા. અથવા **વાતારિરસ**—જસતભસ્મ વાલ ૫, રૂપાની ભસ્મ રતી ૧ તથા ગળોસત્વ વાલ ૧૦ ત્રણે મેળવીને ગોળીઓ ૦।। વાલની કરવી. **માત્રા**—ગોળી ૧. અપસ્માર, વાતવ્યાધિ—આ. ઔ.

**૫૧૧ વીરભદ્રરસ**—શુદ્ધ પારો ૧ ભાગ, અભ્રકભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપર ૧ ભાગ. પંચલવણ ૫ ભાગ, વરીયાળી ૧ ભાગ, જીરૂં ૧ ભાગ, શાહજીરૂ ૧ ભાગ સર્વેને ખાંડી આદુના રસમાં ઘુંટી અડદના જેવડી ગોળી વાળવી. **માત્રા**–ગોળી ૧. અનુપાન ચિત્રકમૂળ, સીંધાલુણ તથા આદુ. **પથ્ય**–દુધ ભાત–જિહ્વક સંનિપાત— વૈ. સા.

**૫૧૨ શીતારિરસ**—શુદ્ધ પારો ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, નેપાળો ૨ ભાગ, સીંધાલુણ ૧ ભાગ, મરી ૧ ભાગ, આંબલીનાં ફોતરાંની રાખ ૧ ભાગ, સાકર ૧ ભાગ, સર્વને ખાંડી લીંબુના રસમાં એક દિવસ ઘુંટી બબ્બે ગુંજાભારની ગોળી વાળવી. **માત્રા**—ગોળી ૧. **અનુપાન**—ઉનું પાણી. ટાઢીઓ તાવ—વૈ. સા.

**૫૧૩ શ્વાસકુઠારરસ**—શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગધક. ટંકણ અને શુધ્ધ મનશીલ દરેક તોલો ૧, મરી તોલા ૮, સર્વનુ ચૂર્ણ કરી તેમાં સુંઠ તોલા ૨, મરી તોલા ૨ પીપર તોલા ૨, દરેકનું જુદું જુદું ચૂર્ણ કરી મેળવવું. **માત્રા**—રતી ૨. **અનુપાન**—નાગરવેલનુ પાન. શ્વાસ, કાસ, મંદાગ્નિ, કફ, સર્વ જ્વર—નિ. ર.

**૫૧૪—સમામૃત લોહ**—મોટી હરડે, બેહાં, આમળાં, જેઠીમધ અને લોહભસ્મ દરેક એક એક તોલો મેળવીને બારીક કરી શીશીમાં ભરી મૂકવું. **માત્રા**—વાલ ૨ થી ૪. **અનુપાન**—ઘી તથા મધ. પાંચ ઔષધો અને બે અનુપાનની વસ્તુઓ મળી સાત વસ્તુને ‘ સમામૃત ’ નામ આપેલું છે. તે આંખના તથા મગજના વિકારોમાં ઘણોજ ફાયદો કરે છે. ઘણી મુદત સુધી આ દવાનું સેવન કરવાથી દીર્ઘ કાળનો મસ્તક રોગ, આંખોની ગરમી તથા નબળાઇ દૂર થાય છે—નિ. ર.

**૫૧૫. સ્વલ્પજ્વરાંકુશ**—શુદ્ધ પારો ૧ ભાગ; શુદ્ધ વછનાગ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ ધતુરાનાં બી ૩ ભાગ, સુંઠ ૪ ભાગ, મરી ૪ ભાગ, પીપર ૪ ભાગ, એ પ્રમાણે ૨૪ ભાગ. તેને પ્રથમ લીંબુના રસમાં તથા પછી આદુના રસમાં ખલીને ચણોઠી જેવડી ગોળી કરવી. **માત્રા**—ગોળી ૨. અનુપાન આદુનો રસ તથા મધ. આંતરીઆ તાવને અટકાવવામાં આ ગોળી ઘણી અસરકારક છે—ભૈ. ર.

૫૧૬. સુવર્ણમાલિનીવસંત—સોનાનો ભૂકો અથવા વરખ તોલો ૧, મોતીનો ભૂકો તોલા ૨, હિંગળોક તોલા ૩, ધોળાં મરી તોલા ૪. ખાપરીઉં તોલા ૮; સર્વને ગાયનું માખણ તોલા ૨ાા લઇ તેમાં ૧ દિવસ ખરલ કરી પછી ૪૨ દિવસ સુધી લીંબુના રસમાં ખરલ કરી ગોળી વાળવી. માત્રા—૧ થી ૩ રતીભાર. અનુપાન—માટે જુવો નં. ૮૧. ક્ષય, જીર્ણજ્વર, ખાંસી, શ્વાસ, વાયુ, ગુલ્મ તેમજ ધાતુગતજ્વર, લોહીવિકાર, કૃશત્વ (દુબળાપણું), બાળક, વૃદ્ધ, ગર્ભિણી, સૂતિકા વગેરેનાં દરદોને સારાં કરે છે. પથ્ય—દુધ તથા ભાત સર્વથી ઉત્તમ; અથવા ખટાઇ, મરચાં, તેલ વગેરેનો ત્યાગ કરીને સાત્વિક સારો ખોરાક ખાવો-વૈ. સા.

## સ્વરસ.

૫૧૭. અમૃતાસ્વરસ—ગળોનો અંગરસ—ગળોને છુંદીને અંગરસની રીત પ્રમાણે પાણી કરી તેમાં મધ નાખીને પીવો. ( સ્વરસ અથવા અંગરસ કાઢવાની રીત જુઓ નં. ૧૮ ) માત્રા તોલા ૨ાા થી ૫. પ્રમેહ, દાહ, માથાનો દુખાવો, આધાશીશી, સૂર્યાવર્ત—શાર્ઙ્ગ.

૫૧૮. આર્દ્રકસ્વરસ—આદુનો રસ; અનુપાન મધ. માત્રા—તોલો ૦। થી ૦ાા. વૃષણ ( કોથળી ) નો વાયુ, દમ, ખાંસી, અરૂચિ તથા સળેખમ—શાર્ઙ્ગ.

૫૧૯. કંટકારિસ્વરસ—બેઠી ભોરિંગણીના પંચાંગનો રસ કાઢી તેમાં મરીનું ચૂર્ણ મેળવી આપવું. માત્રા—તોલો ૦ાા થી ૨; કફ, ખાંસી, શ્વાસ.

૫૨૦. કુમારિસ્વરસ—કુંવારનાં લશ્કરાંના રસમાં હળદરનું ચૂર્ણ મેળવી પીવાથી બરલ તથા અપચી મટે. માત્રા—તોલા ૨ાા થી ૫—શાર્ઙ્ગ.

૫૨૧. કુષ્માંડસ્વરસ—ભુરાકોહળાનો રસ, મધ તથા ઉપલેટ ( કઠ ) મેળવીને પીવો. માત્રા—તોલા ૨ાા થી ૫. ઉન્માદરોગ—શાર્ઙ્ગ.

૫૨૨. જંબ્વાદિસ્વરસ—જાંબુ, આંબો, આંબળી, તે ત્રણનાં પાનનો રસ, મધ, ઘી તથા દુધ નાંખીને પીવો. માત્રા—તોલા ૨ાા થી ૫. રક્તાતિસાર—શાર્ઙ્ગ.

૫૨૩. જંબુસ્વરસ—જાંબુનાં કુણાં પાંદડાંનો રસ કાઢી તેમાં મધ મેળવી આપવાથી ઉલટી તથા ઝાડો મટે છે. માત્રા—તોલો ૧ થી ૨—વૃંદ.

૫૨૪. ત્રિફલાદિસ્વરસ—ત્રિફલાને આઠ ગણા પાણીમાં ઉકાળી ચતુર્થાંશ પાણી બાકી રાખવું. તેમાં મધ મેળવી પીવું. માત્રા—તોલા ૨ાા થી ૫. એજ પ્રમાણે દારૂહળદર, કડવા લીંબડાની છાલ અને ગળો, એ દરેકનો એજ રીતે ઉકાળો કરી મધ નાંખી પીવો. કમળો. શાર્ઙ્ગ.

૫૨૫. તુલસીસ્વરસ—તુલસીનાં પાનનો રસ મરીની પુડી નાંખીને લેવો. માત્રા—તોલો ૦ાા થી ૧. વિષમજ્વર—ટાઢીઆ આંતરીઆ તાવ—શાર્ઙ્ગ.

૫૨૬ ધાત્રીસ્વરસ—લીલાં આમળાંનો અંગરસ અથવા સુકાં આમળાનો ઉકાળો તેમાં હળદરનું ચૂર્ણ તથા મધ નાંખીને પીવો. માત્રા—તોલા ૨ાા થી ૫. પ્રમેહ, બળતરા, દાહ—શાર્ઙ્ગ.

૫૨૭. બ્રાહ્મીસ્વરસ—બ્રાહ્મી ( બરમી ) નો સ્વરસ, મધ તથા કઠનું ચૂર્ણ મેળવીને પીવો. માત્રા—તોલા ૨ાા થી ૫. ઉન્માદરોગ—શાર્ઙ્ગ.

**૫૨૮. ભૃંગરાજસ્વરસ**—તાજા ભાંગરાનો રસ કાઢી પીવાથી અને ખોરાકમાં ફક્ત દુધ લેવાથી વર્ણ સુધરે છે, આયુષ્ય ને બળ વધે છે. **માત્રા**—તોલો ૧ થી **૨–વૃંદ.**

**૫૨૯. વચાસ્વરસ**—વજનો સ્વરસ ( સુકી વજનો ઉકાળો ), મધ તથા કડનું ચૂર્ણ નાંખીને પીવો. **માત્રા**—તોલો ૧ થી ૨॥. **ઉન્માદ રોગ—શારંગ.**

**૫૩૦. વાસાસ્વરસ**—અરડુશીનાં લીલાં પાનનો અંગરસ એટલે પાન પાણીમાં વાટી નીચોવી તે પાણીમાં મધ મેળવી પીવું. **માત્રા**—તોલો ૧ થી ૨॥ **રક્તપિત્ત,** જ્વર, ખાંસી, ક્ષય, કમળો, કફપિત્ત—**શારંગ.**

**૫૩૧. શંખપુષ્પીસ્વરસ**—શંખાવળીનો સ્વરસ, મધ તથા કઠનું ચૂર્ણ નાંખીને પીવો. **માત્રા**—તોલા ૨॥ થી ૫. **ઉન્માદરોગ—શારંગ.**

**૫૩૨. શતાવરી સ્વરસ**—શતાવરીના સ્વરસમાં (સુકી હોય તો ઉકાળો કરીને તેમાં) મધ મેળવી પીવાથી પિત્તનું શૂળ બંધ પડે છે. **માત્રા**—તોલા ૨॥ થી ૫. વૃંદ જણાવે છે કે **શતાવરી સ્વરસ**માં ઘી મેળવી આપવાથી રતિશક્તિ વધે છે-**શારંગ.**

## પુટપાક.

**૫૩૩. અરલુપુટપાક**—અરલુની છાલને વાટી પુટપાકની કૃતિ પ્રમાણે રસ કાઢી તે રસ મધ તથા મોચરસનું ચૂર્ણ નાંખી પીવો, પુટપાક કરવાની રીત જુવો નં. ૧૪. **માત્રા**—તોલા ૨ થી ૪. **સર્વ અતિસાર—શારંગ.**

**૫૩૪. કંટકારિપુટપાક**—ભોરીંગણીનું આખું ઝાડ તાજું ને તાજું વાટીને તેના કલ્કનો ( ચટણીનો ) ગોળો કરી પુટપાકની કૃતિ પ્રમાણે પકાવી રસ કાઢવો. **અનુપાન**—પીપરનું ચૂર્ણ. ખાંસી, શ્વાસ, કફ—**શારંગ.**

**૫૩૫. દાડિમપુટપાક**—પાકેલાં દાડમને પુટપાકની કૃતિથી પકાવી રસ કાઢવો, અને મધ મેળવી પીવો. **સર્વ અતિસાર—શારંગ.**

**૫૩૬. ન્યુગ્રોધાદિપુટપાક**—વડ, ઉંબરો, પીપર, પીંપળો તથા પારસ પીપરો; તેની છાલના ચૂર્ણને પાણીમાં વાટી પુટપાકની કૃતિ પ્રમાણે રસ કાઢવો. તેમાં મધ મેળવીને પીવો. **માત્રા**—તોલા ૨ થી ૪. **સર્વ અતિસાર—શારંગ.**

**૫૩૭. બિભીતકપુટપાક**—બહેડાંની છાલને ઘીનો કરમરો દઇ તેના ઉપર ઘઉંના લોટની કણકનો લેપ કરવો અને પુટપાકની કૃતિ પ્રણાણે અંગારામાં શેકવો. તે છાલ મોંમાં રાખવી. ખાંસી, શ્વાસ, સળેખમ, સ્વરભંગ—**શારંગ.**

**૫૩૮. મૃગશૃંગપુટપાક**—હરણનાં શીંગડાંનાં ટુકડા કરીને બે કોડીયાંની વચમાં મૂકી સરાવસંપુટ અને કપડમાટીથી બંધ કરીને અડાયાના આટદામાં મૂકી ભસ્મ કરવી. **અનુપાન**—ગાયનું ઘી. **માત્રા**—વાલ ૨ થી ૪. **હૃદયનું શૂળ-શારંગ.**

**૫૩૯. વાસાપુટપાક**-અરડુશીનાં પાનને વાટી તેના કલ્કનો ગોળો પુટપાકની કૃતિથી બાફી રસ કાઢવો. **અનુપાન**-મધ. **માત્રા**-તોલો ૨ થી ૪. **રક્તપિત્ત,** ખાંસી, ક્ષય. **કફજ્વર-શારંગ.**

**૫૪૦ શુંઠીપુટપાક**—સુંઠના ચૂર્ણમાં થોડું ઘી મેળવી ગોળો કરવો. તે ગોળાને એરંડાના પાનમાં વીંટી ઉપર માટીનો થર દેવો. તે ગોળો પુટપાકની કૃતિ પ્રમાણે હલકા

અગ્નિમાં શેકવો. તે ગોળાનું ચૂર્ણ કરીને સાકર મેળવી ખાવું. માત્રા—તોલો ⟩ થી ૦I. આમાતિસાર—શારંગ.

૫૪૧. સુરણપુટપાક—સુરણના કંદને વાટી તેમાં તલનું તેલ તથા સીંધાલુણ મેળવીને તેનો ગોળો પુટપાકની કૃતિ પ્રમાણે પકાવવો. તે ગોળો પાકે એટલે બહાર કાઢી રસ કાઢી પીવો. માત્રા—તોલા ૨ થી ૪. અર્શ–હરસ–શારંગ.

---

## ક્વાથ.

૫૪૨. અગ્નિમંથક્વાથ—અરણીનાં મૂળની છાલ તોલા ૨ાા સોળગણા પાણીમાં ક્વાથ કરવો. માત્રા—તોલા ૨ાા થી ૫. ઇક્ષુમેહ તથા વસામેહ–સુશ્રુત.

૫૪૩. અર્કાદિક્વાથ (૧)—આકડાનાં મૂળ, જીરૂ, સુંઠ, મરી, પીપર, ભારંગમૂળ, ભોરિંગણી, કાકડાશિંગી અને પુષ્કરમૂળ. તેનો ક્વાથ ગોમૂત્રથી સિદ્ધ કરી પીવાથી શીતાંગ સન્નિપાત જ્વર, દાહ, શ્વાસ, કફ નાશ પામે છે.—નિ. ૨.

૫૪૪. અર્કાદિક્વાથ (૨)—આકડાનાં મૂળ, ધમાસો, કરીયાતું, દેવદાર, રાસ્ના, વજ, નગોડ અરણીનાં પાન, સરગવાની અંતરછાલ, પીપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુંઠ, અતિવિષ અને ભાંગરો સમાન ભાગ; ત્રિદોષ, ધનુર્વા; શીત, શ્વાસકાસ, સુતિકા વાતરોગ–વૈદ્ય.

૫૪૫. અતિવિષાદિક્વાથ—અતિવિષ, વાળો, બીલી, ઇંદ્રજવ, મોથ ધાણા અને સુંઠ સમભાગ. રક્તવાળા તથા શૂળવાળા આમાતિસારને મટાડે છે અને મળશુદ્ધિ કરે છે–બોપદેવ.

૫૪૬. અભયાદિક્વાથ—હીમજ અથવા હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદમક, અરડુશીનાં પાન, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાઠ, સુંઠ, કડું. અનુપાન—પીંપરનું ચૂર્ણ. ત્રિદોષજ્વર, તરસ, દાહ, ખાંસી, લવલવાટ, દમ, તંદ્રા (ઘેન). વળી આ ઉકાળો દીપન પાચન અને મળ, મૂત્ર, વાયુ, ઝાડાનો કબજો, ઉલટી, મોંનું સુકાવું તથા અરૂચિનો પણ નાશ કરે છે.—શારંગ

૫૪૭. અમૃતાદિક્વાથ (૧)—ગળો તથા ત્રિફળાં તે ચાર વસ્તુનો ઉકાળો. અનુપાન–પીપરનું ચૂર્ણ તથા મધ. સર્વંત્રરોગ—નિ. ૨.

૫૪૮. અમૃતાદિક્વાથ (૨)—ગળો, એરંડાનું મૂળ તથા અરડુશીનાં પાન તેનો ઉકાળો એરંડીયું તેલ નાંખીને પીવો. વાતરક્ત—નિ. ૨.

૫૪૯. અમૃતાષ્ટક—ગળો, લીંબડાની અંતરછાલ, કડુ, મોથ, ઇંદ્રજવ. સુંઠ, કડવાં પરવળ, રતાંજલી; અનુપાન–પીપરનું ચૂર્ણ. પિત્તકફજ્વર, ઉલટી, અરૂચિ, લાળ વહેવી, દાહ, તરસ.—શારંગ.

૫૫૦ અવલ્ગુંજાદિક્વાથ—( ધાત્ર્યાદિક્વાથ ) આમળાં, ખેરસાર. એ બેનો ઉકાળો બાબચીનું ચૂર્ણ નાંખીને પીવો. પથ્ય–પદાર્થનું સેવન; શ્વિત્ર એટલે ધોળા કોઢ મટે.–શારંગ.

૫૫૧. અશ્વત્થાદિક્વાથ—પીપળાની છાલ, કાળીપાટ, બીઆની છાલ અને નેતર; તેનો ક્વાથ અષ્ટમાંશ મધ નાંખીને આપવાથી પિત્તમેહ શાંત થાય છે—ભા. પ્ર.

૫૫૨. આરગ્વાધાદિક્વાથ—ગરમાળો, પીપરીમૂળ, નાગરમોથ, કડુ, હરડે, વાતકફજ્વર, તેમજ આમશૂળ; ઝાડો ઉતારીને દીપન પાચન પણ કરે છે.—શારંગ.

૫૫૩. ઇંદ્રયવાદિક્વાથ—ઇંદ્રજવ, ધાણા, પટોલ; તેનો ઉકાળો મધ તથા સાકર મેળવી પીવો. સર્વ અતિસાર—શારંગ.

૫૫૪. **એરંડકવાથ**—એરંડાનાં મૂળ તોલા ૮. આઠગણા પાણીમાં ઉકાળી અષ્ટમાંશ પાણી રાખી તેમાં જવખાર માસા ૬ નાંખી પીવો. પડખાનું શૂળ, હૃદયનું શૂળ તથા કફનું શૂળ—**શારંગ.**

૫૫૫. **એલાદિકવાથ**—એલચી, જેઠીમધ, ગોખરૂ, રેણુકબીજ, એરંડાનાં મૂળ, અરડુશીનાં પાન, પીપર અને પાષાણભેદ. આ કવાથમાં શીલાજીત મેળવી પીવો, રેતી, પાણવી, તથા મુત્રકૃચ્છ્ર—**શારંગ.**

૫૫૬. **કંટકારિકવાથ**—ભોરીંગણીનો કવાથ પીપરનું ચૂર્ણ નાખી પીવો. ખાંસી, દમ.

૫૫૭. **કંટકાર્યાદિપાચન**—બે જાતની ભોરીંગણી, સુંઠ, ધાણા, દેવદાર. આ કવાથ પાચન કરનારો હોવાથી સર્વ જ્વરમાં આપી શકાય—**શારંગ.**

૫૫૮. **કટ્ફલાદિકવાથ (૧)**—કાયફળ, મોથ, ભારંગમૂળ, ધાણા, રોંશ ( રોસાનું ઘાસ), ખડસલીઓ, વજ, હરડે, કાકડાશીંગી, સુંઠ, દેવદાર—કફજ્વર, શ્વાસ, કફ, ગલગ્રહ—**શારંગ.**

૫૫૯. **કટફલાદિકવાથ (૨)**—કાયફળ, ઇંદ્રજવ, કાળીપાટ, કડુ, નાગરમોથ; તીવ્ર પિત્તજ્વરમાં તાવના આરંભ પછી દશ દિવસે પાવો—**શારંગ.**

૫૬૦. **કુટજાષ્ટકકવાથ**—કડાછાલ, અતિવિષ, કાળીપાટ, ધાવડીના ફૂલ, લોધર, નાગરમોથ, કાળોવાળો, દાડમની છાલ; તેના કવાથમાં મધ તથા મોચરસનું ચૂર્ણ નાંખીને પીવો. **અતિસાર**—સાથે દાહ, લોહી, શૂળ તથા આમ (૫૨) હોય એવો ઝાડો મટે છે-**શારંગ.**

૫૬૧. **ખદિરાદિકવાથ**—ખેરની છાલ (અથવા ખેરસાર)ને ત્રિફળાં. તે ચાર વસ્તુનો ઉકાળો ભેંસનું ઘી તથા વાવડિંગ ચૂર્ણ નાંખીને પીવો. **ભગંદર—નિ. ૨.**

૫૬૨. **ખાંસીનો કવાથ**—વરીઆળી, કાળો હંસરાજ, કમળફૂલ, અરડુશીનાં પાન, ગરમાળો, કાળી દ્રાક્ષ, વડગુંદાં તથા જેઠીમધ. **અનુપાન**—મધ ઠાર્યા પછી નાંખવું. સર્વ પ્રકારની ખાંસીને મટાડે છે.

૫૬૩. **ગુડુચ્યાદિકવાથ (૧)**—ગળો, ધાણા, વાળો, સુંઠ, કાળો વાળો, ખડસલીયો, બીલાં, અતિવિષ, કાળીપાટ, રતાંજળી, કડાછાલ, કરીયાતું, નાગરમોથ, ઇંદ્રજવ. **અનુપાન**—ઉકાળો ઠારીને મધ નાંખવું. જ્વરાતિસાર એટલે તાવ સાથે ઝાડો હોય તેમાં તથા રક્તપિત્તમાં આપવો—**શારંગ.**

૫૬૪. **ગડૂચ્યાદિકવાથ (૨)**—ગળો, ધાણા, નાગરમોથ, રતાંજલી, વાળો, સુંઠ. **અનુપાન**—મધ તથા સાકર. એકાંતરો તાવ, તરસ તથા દાહ—**શારંગ.**

૫૬૫. **ગડૂચ્યાદિકવાથ (૩)**—ગળોનો ઉકાળો કરીને તેમાં પીંપરનું ચૂર્ણ મેળવીને પીવો. **જીર્ણજ્વર—શારંગ.**

૫૬૬. **ગડૂચ્યાદિકવાથ (૪)**—ગળો, ધાણા, લીંબડાની અંતરછાલ, રતાંજળી, પદમક: સર્વજ્વર, દાહ, તૃષા, ઉલટી, અરૂચિ તથા મંદાગ્નિ—**શારંગ.**

૫૬૭. **ગડુચ્યાદિપાચન**—ગળો, પીપરીમૂળ તથા સુંઠ. વાતજ્વરનાં સંપૂર્ણ લક્ષણ માલમ પડ્યા પછી તાવને સાતમે દિવસે આ ઉકાળો પીવો. **વાતજ્વર—શારંગ.**

૫૬૮. **ગ્રંથ્યાદિકવાથ**—પીપરીમૂળ, ઇંદ્રજવ, દેવદાર, ગુગળ, વાવડીંગ, ભારંગમૂળ, ભાંગરો, સુંઠ, મરી, પીપર, ચિત્રકમૂળ, કાયફળ, ઉપલેટ, રાસ્ના, હરડે, ભોંરીંગણી બે, અજમો નગોડ, કરીયાતું, વજ, ચવક. કાળીપાટ, **સન્નિપાતજ્વર—નિ. ૨.**

**૫૬૯. ગોક્ષુરાદિકવાથ**—મૂળ સાથે ગોખરૂનાં પંચાંગનો ક્વાથ કરી તેમાં સાકર તથા મધ નાંખી પીવાથી પ્રમેહ મટે તથા જવખાર નાંખી પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે—**નિ. ૨.**

**૫૭૦. ચાતુર્ભદ્રાદિકવાથ**—(ગડુચ્યાદિકવાથ) ગળો, અતિવિષ, સુંઠ, મોથ, આમ સાથે સંગ્રહણી મટાડે, મળને બાંધે છે તથા દીપન પાચન છે—**શારંગ.**

**૫૭૧. જલદાદિકવાથ**—મોથ, પદ્મક, ખડસલીઓ, સુખડ, જાઇ, શતાવરી, જેઠીમધ, લીંબડાની અંતરછાલ, વાળો, ચિત્રક અને રતાંજળી તેનો ક્વાથ; રક્તષ્ઠીવી સન્નિપાત જવખારમાં ( મોંમાંથી લોહી પડતું હોય તે સન્નિપાતમાં ) મધમાં પીવો—**નિ. ૨.**

**૫૭૨. જલધરાદિકવાથ**—મોથ, રતાંજળી, સુંઠ, વાળો, કાળોવાળો અને ખડસલીઓ તેનો ક્વાથ; રૂગ્દાહ સન્નિપાત જવર—**નિ. ૨.**

**૫૭૩. તિક્તાતિકવાથ**—કડુ, મોથ, ઇંદ્રિજવ. કાળીપાટ, કાયફળ. **અનુપાન**—સાકર. પિત્તજવર—**ભા. પ્ર.**

**૫૭૪. ત્રિફલાદિકવાથ (૧)**—ત્રિફલાનો ઉકાળો ગોમૂત્ર નાંખીને પીવો. **વૃષણસોથ** એટલે કોથળીનો સોજો મટે—**શારંગ.**

**૫૭૫. ત્રિફલાદિ કવાથ (૨)**—ત્રિફળાનો ઉકાળો કરી તેમાં મધ નાંખીને પીવો. મેદ—ગરબી વધે તે રોગ—**શારંગ.**

**૫૭૬. ત્રિફલાદિ કવાથ (૩)**—ત્રિફળાના ક્વાથમાં ગુગળ નાંખીને પીવો. વ્રણ—**વૈદ્ય.**

**૫૭૭. ત્રિફલાદિકવાથ (૪)**—હરડે, બેડાં, આમળાં, દેવદાર, નાગરમોથ, ઉંદરકાની તથા સરગવાનાં મૂળની છાલ; તેના ઉકાળામાં પીંપર તથા વાવડીંગનું ચૂર્ણ નાંખીને પીવો. કૃમિરોગ તથા કૃમિના સર્વ વિકાર—**શારંગ.**

**૫૭૮. ત્રિફલાદિ કવાથ (૫)**—(ફૂલત્રિકાદિ ક્વાથ) ત્રિફલા, ગળો, કડુ, લીંબડાની અંતરછાલ, કરીયાતું, તથા અરડુશીનાં પાન, આ આઠ ચીજનો ઉકાળો મધ મેળવીને પીવો. કમળો તથા પાંડુ—**શારંગ.**

**૫૭૯. ત્રિફલાદિકવાથ**—(૬) ત્રિફળા, દારૂહળદર, ઇંદ્રિવરણું, નાગરમોથ, દેવદાર. **અનુપાન**—મધ અને હળદર. પ્રમેહ—**નિ. ૨.**

**૫૮૦. ત્રિફલાદિકવાથ (૭)**—ત્રિફળા, ગરમાળાનો ગોળ; તેના ઉકાળામાં સાકર તથા મધ નાંખીને પીવાથી રક્તપિત્ત, દાહ, પિત્તશૂળ વગેરે મટે છે—**શારંગ.**

**૫૮૧. દશમૂળાદિકવાથ**—શાલવણ મૂળ, પીઠવણ મૂળ, બેઠી તથા ઉભી ભોરીંગણીનાં મૂળ, ગોખરૂનાં મૂળ, બીલીનાં મૂળ, અરણીનાં મૂળ, અરડુસાનાં મૂળ, શીવણ મૂળ અને પાટલા મૂળ. **અનુપાન**—પીપરનું ચૂર્ણ, વાતકફજવર, સન્નિપાતજવર, સુવાવડી સ્ત્રીના સર્વ વિકારો; અને શોષ, શીતતા, અતિ પરસેવો, શ્રમ, ખાંસી, દમ, તંદ્રા, મસ્તકશૂળ વગેરે.—**શારંગ.**

**૫૮૨. દશમૂળકવાથ**—દશમૂળના ક્વાથમાં જવખાર તથા સીંધાલુણ નાંખીને પીવાથી હૃદયનો રોગ, ગુલ્મ, શૂળ, ખાંસી, શ્વાસ મટે છે. **શારંગ.**

**૫૮૩. દ્રાક્ષાદિકવાથ**—દ્રાક્ષ, હીમજ, નાગરમોથ, કડુ, ગરમાળો, ખડસલીઓ: પિત્તજવર સાથે તરસ, મૂર્છા, દાહ, રક્તપિત્ત—**શારંગ.**

**૫૮૪. દાર્વ્યાદિકવાથ. (૧)**—દારૂહળદર, રસવંતી, નાગરમોથ, ભીલામાં, બીલાં, અરડુશીનાં પાન, કરીયાતું, તેનો ઉકાળો ઠંડો પાડી મધ નાંખીને પીવો. સ્ત્રીઓનો શૂળ સાથેનો પ્રદરરોગ-સુપણી-**શારંગ.**

૫૮૫. દાર્વ્યાદિકવાથ (૨)—દારૂહળદર. પટોળ, મોથ, ભોંરિંગણી, કડુ, હળદર, કડવો લીંબડો, હરડે, બહેડાં, આમળાં. એનો ક્વાથ ભુગ્નનેત્ર નામના સન્નિપાત જ્વરમાં આપવો—નિ. ૨.

૫૮૬. દ્વાત્રિંશાંગકવાથ—ભારંગમૂળ, કરીયાતું, લીંબડાની છાલ, મોથ, કડુ, વજ, સુંઠ, મરી, પીપર, અરડુશી, ઇંદ્રવારૂણી, રાસ્ના, ધમાસો, પટોળ, દેવદાર, હળદર, કાળીપાટ, ઝેરકોચલાં, બ્રાહ્મી, દારૂહળદર, ગળો, નસોતર, અતિવિષ, પુષ્કરમૂળ, ત્રાયમાણ, ભોરીંગણી મોટી, ભોરીંગણી નાની, ઇંદ્રજવ, હરડે, બહેડાં, આમળાં, કચોરો, એ ૩૨ વસ્તુનો ક્વાથ; તેર જાતના સન્નિપાત, શૂળ, ખાંસી, દમ, ઉરૂસ્તંભ, કફ વગેરે ભયંકર દરદોને મટાડે છે—નિ. ૨.

૫૮૭. દાડિમાદિકવાથ—દાડમની છાલ તથા કડાછાલ. તેનો ક્વાથ મધ નાંખીને પીવો. રક્તાતિસાર–વૈદ્ય.

૫૮૮. દેવદાર્વ્યાદિકવાથ—(૧) દેવદાર, અતિવિષ, કાળીપાટ, વાવડીંગ, મોથ, મરી, કડાછાલ, સોજાવાળો અતિસાર–વૈદ્ય.

૫૮૯. દેવદાર્વ્યાદિકવાથ (૨)—દેવદાર, વજ, કઠ, પીપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, કડુ, ધાણા, હીમજ, ગજપીપર, બેઠી ભોરીંગણી, ગોખરૂ, ધમાસો, મોટી ભોરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશિંગી, શહાજીરૂં. સુવાવડી સ્ત્રીના સર્વ રોગ–પેટનું શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, મૂર્છા, મસ્તકશૂળ, કંપવાયુ, તાણુ, વગેરે—શારંગ.

૫૯૦. દેવદાર્વ્યાદિકવાથ (૩)—દેવદાર, હીમજ, અરડુશીનાં પાન, સાલવણ, સુંઠ, આમળાં; ઉકાળો ઠારીને તેમાં મધ, સાકર નાંખવાં. ચોથીઓ તાવ–શારંગ.

૫૯૧. ધાતક્યાદિકવાથ—ધાવડીનાં ફૂલ, બીલાં, લોદર, વાળો, ગજપીપર; ઉકાળો ઠારીને મધ નાંખીને પાવો. બાળકોના સર્વ પ્રકારના અતિસાર મટે.—શારંગ.

૫૯૨. ધાન્યાદિકવાથ (૧)—ધાણા, વાળો, બીલાં, મોથ, પિત્તાતિસાર—વૈદ્ય.

૫૯૩. ધાન્યાદિકવાથ (૨)—ધાણ; તથા સુંઠનો ઉકાળો દીપન પાચન કરે. તે બેમાં એરંડાનાં મૂળ નાંખીને ત્રણેનો ઉકાળો પીવાથી આમવાતની પીડા મટે–શારંગ.

૫૯૪. ધાન્યપંચક—ધાણા, વાળો, બીલાં, નાગરમોથ, સુંઠ; આમજન્ય શૂળ, એટલે કાચો આમ પેટમાં થવાથી વીંટ આવે તેને મટાડે, મળને બાંધે, અગ્નિને વધારે અને કાચા મળને પચાવે—શારંગ.

૫૯૫. નાગરાદિકવાથ (૧)—સુંઠ, કડાછાલ, નાગરમોથ, ગળો, અતિવિષ; જ્વરાતિસાર તાવ, ઝાડો—શારંગ.

૫૯૬. નાગરાદિકવાથ (૨)—સુંઠ, એરંડાનાં મૂળ, તેના ઉકાળામાં શેકેલી હીંગ તથા સંચળ નાંખીને પીવાથી અથવા ઇંદ્રજવના ઉકાળામાં એ ચીજ નાંખીને પીવાથી વાયુનું શૂળ મટે છે—શારંગ.

૫૯૭. નાગરાદિપાચન—સુંઠ, દેવદાર, ધાણા, બે ભોરીંગણી; તાવમાં પ્રથમ આ પાચન ઉકાળો આપવાથી તાવ જાય છે—શારંગ.

૫૯૮. નિદિગ્ધિકાદિકવાથ—ભોરીંગણી, ગળો, સુંઠ. અનુપાન–પીપરનું ચૂર્ણ. શ્વાસ તથા ખાંસી સાથેનો તાવ, તેમજ સળેખમ, શૂળ, સ્વરભંગ અને જીર્ણજ્વરમાં અપાય.—શારંગ.

૫૯૯. નિંબકવાથઃ—લીંબડાની અંતરછાલને આઠગણા પાણીમાં ઉકાળી કવાથ કરવો. આ ક્વાથ તાવને રોકે છે—વૃંદ.

૬૦૦. પટોલાદિકવાથ (૧)—કડવાં પરવળ, હરડે, બેહેડાં, આમળાં, કડુ, કચોરો, અરડુશીનાં પાન, ગળો. અનુપાન—મધ. કફજ્વર—શારંગ.

૬૦૧. પટોલાદિકવાથ (૨)—પટોળ, રતાંજળી, મોરવેલ, કડુ, કાળીપાટ, ગળો; પિત્તકફજ્વર, ઉલટી, દાહ, ખરજ, વિષ—શારંગ.

૬૦૨. પટોલાદિકવાથ (૩)—પરવળ, હરડે, બેહેડાં, આમળાં, કડવા લીંબડાની અંતરછાલ, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ, અરડુસીનાં પાન. અનુપાન—સાકર તથા મધ. રોજીઓ ટાઢીઓ તાવ—શારંગ.

૬૦૩. પટોલાદિકવાથ (૪)—પટોલ ઇંદ્રિજવ, દેવદાર, હરડે, બેહેડાં, આમળાં, નાગરમોથ, અંગુર દ્રાક્ષ, જેઠીમધ, ગળો, અરડુસીનાં પાન. અનુપાન—મધ, સંતત, સતત, એકાંતરો, તરીઓ, ચોથીઓ વગેરે સર્વ ટાઢીઆ આંતરીયા તાવ—શારંગ.

૬૦૪. પટોલાદિકવાથ (૫)—પટોલ, ત્રિફળાં, કડુ, ગળો, શતાવરી એ સાત ચીજનો ઉકાળો, દાહવાળો વાતરકત-નિ. ૨.

૬૦૫. પટોલાદિકવાથ (૬)—પટોલના વેલા, ત્રિફળાં, લીંબડાની અંતરછાલ; કરીયાતુ, ખેરસાર, બીઅસો, એ આઠ ચીજનો ઉકાળો. અનુપાન—ગુગળ અથવા ત્રિફળા. સર્વ પ્રકારનો ઉપદંશ—ગરમીનો રોગ.—નિ. ૨.

૬૦૬. પથ્યાદિકવાથ (૧) ત્રિફળા, કરીયાતુ, હળદર, લીંબડાની છાલ, ગળો, આ સાત વસ્તુનો ક્વાથ. અનુપાન–જુનો ગોળ, મસ્તકશૂળ, ભમર, આંખ તથા કાનનું શૂળ, આધાશીશી, સૂર્યાવર્ત્ત ( તડકો ચડે તેમ માથું દુઃખે ), શંખક રોગ ( લમણાં દુખે તે ), દંતપાત, દંતશૂળ, રતાંધળાપણું, આંખનાં પડલ, ફુલું તથા આંખની પીડા.—શારંગ.

૬૦૭. પથ્યાદિકવાથ (૨)—હરડે, અરડુશો, શલસાં, દેવદાર, કડુ, રાસ્ના, ગળો, અને કઠકુલીંજન; એનો ક્વાથ. અંતક સન્નિપાતજ્વર. નિ. ૨.

૬૦૮. પથ્યાદિકવાથ (૩)—હરડે તથા રગતરોહીડાનો ઉકાળો તથા જવખાર તથા પીપરનું ચૂર્ણ નાંખીને પીવો. યકૃત્ અને પ્લીહ એટલે પેટની જમણી તથા ડાબી બાજુના પડખાનો સોજો, ગુલ્મ, ઉદરરોગ—શારંગ.

૬૦૯. પર્પટાદીકવાથ (૧)—ખડસલીઓ, અરડુશીનાં પાન, કડુ, કરીયાતુ, ધમાસો, ધઉંલા, આ ક્વાથ સાકર મેળવીને પીવો. પિત્તજ્વર–તરસ, દાહ, તથા રક્તપિત્ત સહિતનો–શારંગ.

૬૧૦ પર્પટાદીકવાથ (૨)—ખડસલીઓ, નાગરમોથ, ગળો, સુંઠ, કરીયાતુ, તેને ‘ પંચભદ્ર ’ કહે છે. વાતપિત્તજ્વરઃ—શારંગ.

૬૧૧. પર્પટાદીકવાથ (૩)—ખડસલીઆનો, ઉકાળો, પીપરનું ચૂર્ણ મેળવીને પાવો. પિત્તજ્વર—શારંગ.

૬૧૨. પિપ્પલીકવાથ—પીપર તોલો ૧ તેને આઠગણા પાણીમાં ઉકાળવી. ચતુર્થાંશ પાણી રાખવું. અગ્નિદીપન કરે. જ્વર, કફ, વાત તથા બરલ-વૃંદ.

૬૧૩. પુનર્નવાષ્ટકકવાથ—સાટોડી, કીમજ, લીંબડાની છાલ, દારૂહળદર, કડુ, પટોલ,

ગળો, સુંઠ. **અનુપાન**—ગોમૂત્ર. સોજાવાળો પાંડુરોગ, ઉદરરોગ, દમ, શૂળ, ખાંસી—**શારંગ.**

**૬૧૪. પુનર્નવાદીકવાથ (૧)**—સાટોડી, ગળો, દેવદાર, હરડે, સુંઠ. **અનુપાન**—ગુગળ તથા ગોમૂત્ર; સોજા સાથેનો ઉદરરોગ.—**શારંગ.**

**૬૧૫. પુનર્નવાદિકવાથ (૨)**—સાટોડી, વરણાનાં મૂળની છાલ; તેનો ઉકાળો. અંતરનો વિદ્રધિ એટલે પેટ વગેરેની અંદરનો વિદ્રધિ નામનો સોજો થાય છે તે મટે.—**નિ. ર.**

**૬૧૬. પુનર્નવાદિકવાથ (૩)**—સાટોડી, દારૂહળદર, હળદર, સુંઠ, હીમજ, ગળો, ચિત્રકમૂળ, ભારંગમૂળ, દેવદાર; હાથ, પગ, ઉદર, મોં, તે ઉપરનો સોજો મટે.—**શારંગ.**

**૬૧૭. ફલત્રિકાદિકવાથ**—ત્રિફળા, દેવદાર, નાગરમોથ, દારૂહળદર તથા ઇંદ્રવારૂણીનાં મૂળ—તેનો ઉકાળો હળદરનું ચૂર્ણ અને મધ નાંખીને પીવો. સર્વ પ્રકારના પ્રમેહ—તેને ત્રિફળાદિકવાથ પણ કહે છે—**નિ. ર.**

**૬૧૮. બૃહદ્ મંજિષ્ઠાદિકવાથ**—મજીઠ નાગરમોથ, કડાછાલ, ગળો, કઠ, સુંઠ, ભારંગમૂળ, ભોરીંગણી, વજ, લીંબડાની છાલ, હળદર, દારૂહળદર, ત્રિફળા, પટોલ, કડુ, મોરવેલ, વાવડીંગ, બીયો, ચિત્રકમૂળ, શતાવરી, ત્રાયમાણ, પીપર, ઇંદ્રિજવ, અરડુશીનાં પાન, ભાંગરો, દેવદાર, કાળીપાઠ, ખેરસાર, રતાંજલી, નસોતર, વરણો, કરીયાતું, બાબચી, ગરમાળાનો ગોળ, સાગની છાલ, બકાન લીંબડાની છાલ, કરંજની છાલ, અતિવિષ, વાળો, ઇંદ્રવરણાનાં મૂળ, ધમાસો, ઉપલસરી, ખડસલીઓ, આ ૪૫ ઓસડનો ઉકાળો. **અનુપાન**—પીપરનું ચૂર્ણ તથા ગુગળ—અઢાર પ્રકારના કુષ્ટ ( ચામડીના રોગ ), વાતરક્ત, અડદીઓ વા, ઉપદંશ ( ગરમી ), શ્લીપદરોગ, શૂન્યવાત ( ચામડી બહેરી થવી ), પક્ષાઘાત. મેદ તથા નેત્રરોગ—**શારંગ.**

**૬૧૯. બ્રાહ્મ્યાદીકવાથ**—બ્રાહ્મી, વજ, શતાવરી, ત્રિફળા, કડુ, બલા, ગરમાળાનો ગોળ, કરીયાતુ, લીંબડો, પટોળ, દ્રાક્ષ અને દશમૂળ તેનો ક્વાથ—ચિત્તવિભ્રમ સન્નિપાતજ્વર—**નિ. ર.**

**૬૨૦, ભારંગ્યાદીકવાથ**—ભારંગમૂળ, ગળો, મોથ. ભોરીંગણી, હરડે, પુષ્કરમૂળ અને સુંઠ, તેનો ક્વાથ ત્રણ દિવસ આપવો—તદ્રિક સન્નિપાતજ્વર—**નિ. ર.**

**૬૨૧. ભૂનિંબાદીકવાથ**—કરીયાતુ, લીંબડાની છાલ. પીપર, કચોરો, સુંઠ, શતાવરી, ગળો, ભોરીંગણી. કફજ્વર—**શારંગ.**

**૬૨૨. મહારાસ્નાદીકવાથ**—રાસ્ના, ધમાસો, બલા, એરંડાનાં મૂળ, દેવદાર, કચોરો વજ, અરડુશીનાં પાન, સુંઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડી, ગળો, વરધારો, વરીયાળી, ગોખરૂ, આસંધ, અતિવિષ. ગરમાળાનો ગોળ, શતાવરી, પીપર, કાંટાશેરીઆનાં મૂળ, ધાણા, બે ભોરીંગણી; રાસ્ના બમણી ત્રમણી લેવી. **અનુપાન**—સુંઠનું ચૂર્ણ અથવા પીપરનું ચૂર્ણ અથવા યોગરાજ ગુગળ, અથવા અજમોદાદિ ચૂર્ણ, અથવા એરંડીઉં, તેમાંની કોઇ પણ ચીજ પ્રકૃતિ પ્રમાણે મેળવીને આ ઉકાળો પીવો—સર્વાંગ કંપવાયુ, અર્ધાંગવા, કુબ્જત્વ, અપબાહુક, ગૃધ્રસી, આમવાત, શ્લીપદરોગ, અપતાનક, અંત્રવૃદ્ધિ, આફરો, જાંઘ કથા ઘુંટણનો વા, વીર્યમાં રહેલો વાયુ, મૂત્રનળીનો વાયુ, વંધ્યદોષ, યોનીદોષ—**શારંગ.**

**૬૨૩. મુસ્તાદીકવાથ—(૧)** મોથ, વાળો, દશમૂળ, સુંઠ, ખડસલીઓ, પિત્તપાપડો, રતાંજલી, ધાવડીની છાલ, અરડુસા, તેના ક્વાથ પીવો. પ્રલાપક સન્નિપાતનોજ્વર **નિ. ર.**

**૬૨૪. મુસ્તાદીકવાથ—(૨)** નાગરમોથ, ભોરીંગણી, ગળો, સુંઠ, આમળાં, **અનુપાન**—મધ તથા પીપરનું ચૂર્ણ. વિષમજ્વર—**શારંગ.**

૬૨૫. રાસ્નાદિકવાથ—રાસ્ના, ગળો, બલા (ચીકણુમૂળ), જેઠીમધ, ગોખરૂ, એરંડાનાં મૂળ—એનો ઉકાળો એરંડીઉ તેલ નાંખીને પીવો. અંત્રવૃદ્ધિ એટલે આંતરડું ઉતરે તે રોગ મટે.—**શારંગ.**

૬૨૬. **રાસ્નાપંચક**—રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ, એરંડાનાં મૂળ. સાતે ધાતુની અંદરનો વાયુ તથા સર્વાંગવાયુ—**શારંગ.**

૬૨૭. **રાસ્નાદિકવાથ (૧)**—રાસ્ના, સુંઠ, ગળો, કાંટાશેળીઓ, મોથ, શતાવરી, હરડે, દેવદાર, કડુ, કચૂરો, અરડુશો, એરંડમૂળ અને દશમૂળ તેનો કવાથ; સંધિક સન્નિપાત—**નિ. ૨.**

૬૨૮. **રાસ્નાદિકવાથ (૨)**—રાસ્ના, આસંધ, મોથ, ભોરીંગણી, ભારંગમૂળ, વજ, પુષ્કરમૂળ, કડુ, કાકડાશિંગી, હરડે; તેનો કવાથ. કર્ણક સન્નિપાતજ્વર જેમાં કાન તથા ગળામાં સોજો આવે છે.—**નિ. ૨.**

૬૨૯. **રિંગણ્યાદિકવાથ**—ભોરીંગણી, ભારંગમૂળ, પુષ્કરમૂળ, કચોરો, કાકડાશિંગી, ધમાસો; તેનો કવાથ. અભિન્યાસ, સન્નિપાતજ્વર.—**નિ. ૨.**

૬૩૦. **લઘુ મંજીષ્ઠાદિકવાથ**—મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળદર, ગળો, લીંબડાની અંતરછાલ; એ નવ ચીજનો ઉકાળો પીવાથી વાતરક્ત, ખરજ, કપાલિક કુષ્ઠ તથા રાતાં ચકરડાં ઉઠે તે 'મંડળ કુષ્ઠ' મટે.—**શારંગ.**

૬૩૧. **લઘુ ક્ષુદ્રાદિકવાથ**—ભોરીંગણી સુંઠ, ગળો, પોખરમૂળ; જે તાવમાં કફવાતનું જોર હોય તેમાં અપાય. તેમજ ત્રિદોષજ્વર, ખાંસી, શ્વાસ. શૂળ. અરૂચિ મટે.—**શારંગ.**

૬૩૨. **વત્સકાદિકવાથ (૧)**—કડાછાલ, ત્રિફલા, દારૂહળદર, મોથ, બિબલો; એ સાત ચીજોનો ઉકાળો મધ નાંખીને પીવો, **પ્રમેહ—શારંગ.**

૬૩૩. **વત્સકાદિકવાથ (૨)**—કડાછાલ, અતિવિષ, બીલાં, નાગરમોથ, વાળો, આમવાળો ઝાડો તથા શૂળ સાથે રક્તાતિસાર—લોહીવાળો ઝાડો—**શારંગ.**

૬૩૪. **વરૂણકવાથ**—વરણાના મુળની છાલનો કવાથ કરવો અને તેમાં તેની છાલનો કલ્ક નાંખવો. પાણવી—પથરી. તે કવાથમાં મધ નાંખી પીવાથી ગંડમાળ મટે—**વૃંદ.**

૬૩૫. **વાસાદિકવાથ (૧)**—અરડુશીનાં પાન, સુંઠ, ગળો, દારૂહળદર, રતાંજલી, ચિત્રકમુળ, કરીયાતું, લીંબડાની છાલ, કડુ, પટોલના વેલા, ત્રિફળાં, નાગરમોથ, જવ, ઇંદ્રજવ, કડાછાલ; આ ૧૭ વસ્તુનો ઉકાળો—આંખના સર્વ રોગતથા સ્વરભંગ, સળેખમ, શ્વાસ, ઉરઃક્ષત—**નિ. ૨.**

૬૩૬. **વાસાદિકવાથ (૨)**—અરડુસીનાં પાન, દ્રાક્ષ, હરડે; તેના ઉકાળામાં મધ તથા સાકર નાંખીને પીવો. રક્તપિત્ત (છાતી વગેરેમાંથી લોહી પડે તે) શ્વાસ, ખાંસી—**શારંગ.**

૬૩૭. **વાસાદિકવાથ (૩)**—અરડુસીનાં પાન ઉકાળીને તેમાં મધ મેળવીને પીવો. રક્તપિત્ત, ક્ષય, ખાંસી, કફપિત્તજ્વર—**શારંગ.**

૬૩૮. **વાસાદિકવાથ (૪)**—અરડુસીનાં પાન, ભોંરીંગણી, ગળો; તેનો ઉકાળો મધ નાંખી પીવો. તાવ તથા ખાંસી—**શારંગ.**

૬૩૯. **શક્રાવ્હાદિકવાથ**—ઇંદ્રિજવ, કુવાડીઆનાં મુળ, અતિવિષની કળી, ગળો, નગોડનાં મુળ, ભાંગરો, સુંઠ, ભોરીંગણી, અજમોદ. શીતજ્વર—ટાઢીઓ તાવ.—**વૈદ્ય.**

૬૪૦. શઠયાદિકવાથ—કચોરો, ખડસલીઓ, સુંઠ, દેવદાર, જવાસાનાં મુળ (અથવા ધમાસો), મોથ, કડુ, ભોરીંગણી, કરીયાતું, અનુપાન–પીપર તથા મધ–વિષમજ્વર, ત્રિદોષજ્વર, સર્વ પ્રકારના તાવ—નિ. ર.

૬૪૧. શાખોટકકવાથ—સાગની છાલનો કવાથ ગોમુત્ર નાંખીને પીવો. શ્લીપદ (હાથીપગું) તથા મેદરોગ—ભા. પ્ર.

૬૪૨. શિગ્વાદિકવાથ—સરગવાની છાલ, વરણાની છાલ, પીંપળાની છાલ, અજમો, હળદર તથા આંબાહળદર–તેનો ઉકાળો. અનુપાન—હીરાબોળનું ચૂર્ણ માસા ૧૦. અંતર વિદ્રધિ—નિ. ર.

૬૪૩. શિગ્રુકવાથ—સરગવાની છાલનો કવાથ, શેકેલી હીંગ, સૈંધવ પાણીમાં વાટી મેળવી પીવો. વિદ્રધિ—ભા. પ્ર.

૬૪૪. શુંઠયાદિકવાથ—સુંઠ તથા ભારંગમુળનો કવાથ. શ્વાસ રોગ.—નિ. ર.

૬૪૫. શુંઠિકવાથ—સુંઠ તોલો ૧. તેનો સોળગણા પાણીમાં કવાથ કરવો. અનુપાન–સેકેલી હીંગ ૩ રતી, સંચળ માસો ૧, સુંઠનું ચૂર્ણ માસા ૨. કફ વાત, અજીર્ણ, શળ–વૃંદ. સુંઠનો કવાથ મધ નાંખીને પીવાથી સળેખમ, શ્વાસ, ઉધરસ, ઉદરના રોગ તથા ખરાબ પાણીના દોષ મટે.–ભા. પ્ર.

૬૪૬. શૃંગ્યાદિકવાથ—કાકડાશિંગી, કડાછાલ, હરડે, મોથ, કચોરો, કરીયાતું, ભારંગમુળ, હળદર, કડુ, પુષ્કરમુળ, ચિત્રક, મરી, ભોરીંગણી, અરડુસી, આમળાં, દેવદાર, બેહેડાં, ચવક, સુંઠ, પીંપર અને કાયફળનો કવાથ; કંઠકુબ્જ, સન્નિપાત જ્વર—નિ. ર.

૬૪૭. ષડંગકવાથ—(ષડંગ પાનીય) કાળો વાળો, વીરણ વાળો, મોથ, ખડસલીઓ, સુંઠ, રતાંજલી. ઉકાળીને ઠંડુ કરેલું પાણી પીવું. તૃષા, દાહ, તથા દાહજ્વર—વૈદ્ય.

૬૪૮. સમંગાદિકવાથ—રીસામણીનાં મુળ, ધાવડીનાં ફૂલ, લોદર અને ઉપલસરી એનો કવાથ. અનુપાન—મધ. બાળકનો સખ્ત અતિસાર—ભા. પ્ર.

૬૪૯. સારિવાદિ કવાથ—સારિવા, કાળીપાટ, દેવદાર, કરીયાતું, મોરવેલ, કડુ, ગળો સુંઠ, મોથ, ઇંદ્રજવ–આ કવાથ સ્ત્રીઓના બગડેલા ધાવણને સુધારે છે.–વૈદ્ય.

૬૫૦. સિંહ્યાદિકવાથ—ભોરીંગણી, સુંઠ, પુષ્કરમુળ, કડુ, રાસ્ના, ગળો, ભારંગમુળ, કાકડાશિંગી, કચોરો, મોથ, બ્રાહ્મી, વજ, કરીયાતું. જીહ્વક સન્નિપાત–નિ. ર.

૬૫૧. હરિતકયાદિકવાથ—હીમજ, ધમાસો, ગરમાળાનો ગોળ, ગોખરૂ, લાકડીયો પાષાણભેદ, તેનો ઉકાળો મધ મેળવીને પીવો. મુત્રકૃચ્છ–દાહ તથા પીડા સાથેનો મૂત્રકૃચ્છ રોગ મટે—નિ. ર.

૬૫૨. હ્રિબેરાદિકવાથ—વાળો, ધાવડીનાં ફૂલ, લોદર, કાળીપાટ, રીસામણી, કડાછાલ, ધાણા, અતિવિષ, નાગરમોથ, ગળો, બીલાં, સુંઠ–જીર્ણ અતિસાર, આમશળ, લોહીવાળો ઝાડો, તાવ મટાડે તથા દોષનું પાચન કરે.–શારંગ.

૬૫૩. ક્ષુદ્રાદિકવાથ (૧)—ભોરીંગણી, કળથી, અરડુશીનાં પાન, સુંઠનો કવાથ પોખરમુળનું ચૂર્ણ મેળવીને પીવો. શ્વાસવાળી ખાંસી—શારંગ.

૬૫૪. ક્ષુદ્રાદિકવાથ (૨)—ભોરીંગણી, કરીઆતું, કડુ, સુંઠ, ગળો, પોખરમૂળ (કઠ). આઠ પ્રકારના તાવ.—શારંગ.

૬૫૫. ક્ષુદ્રાદિકવાથ (૩)—ભોરીંગણી, ધાણા, સુંઠ, ગળો, નાગરમોથ, પદ્માક, રતાંજલી, કરીયાતુ, કડવાં પરવળ, અરડુશીનાં પાન, પોખરમૂળ, કડુ, ઇંદ્રિજવ, કડવા લીંબડાની છાલ, ભારંગમૂળ, ખડસલીઓ. પ્રાતઃકાળમાં આ ઉકાળો પીવો. સર્વ પ્રકારના ટાઢીઆ તાવ મટે.—શારંગ.

## ચૂર્ણ.

૬૫૬. અગ્નિમુખ ચૂર્ણ—હીંગ ભાગ ૧, વજ ભાગ ૨, પીંપર ભાગ ૩, સુંઠ ભાગ ૪, અજમો ભાગ ૫, હરડે ભાગ ૬, ચિત્રક ભાગ ૭, કઠ ભાગ ૮; તે સર્વનું ચૂર્ણ. માત્રા—તોલો ૦। થી ૦॥. અનુપાન—મધ, દહીં, છાશ, ગરમ પાણી વગેરે રોગાનુસાર. ઉદાવર્ત, અજીર્ણ, પ્લીહા, ઉદરરોગ, મળાવરોધ, શૂળ, ગુલ્મ, ખાંસી, દમ વગેરે મટાડે છે અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે.—નિ. ર.

૬૫૭. અજમોદાદિ ચૂર્ણ (૧)—અજમોદ, વાવડીંગ, સીંધાલુણ, દેવદાર, ચિત્રક, પીંપરીમૂળ, વરીયાળી, પીપર, મરી એ દરેક તોલો ૧, હરડેની છાલ તોલા ૫, વરધારો તોલા ૧૦, સુઠ તોલા ૧૦; સર્વનું ચૂર્ણ કરવું. અનુપાન—જરા ગરમ પાણી. માત્રા—તોલો ૦।. આમવાત—સોજો, સાંધાનું દરદ, ગૃધ્રસી વાયુ તથા વાંસો, પડખાં, ગુદા અને જાંઘ તે ઠેકાણાનું શૂળ કે દરદ વગેરે. ચૂર્ણની બરાબર ગોળ મેળવીને તેની ગોળી પણ લેવાય—શારંગ.

૬૫૮. અજમોદાદિ ચૂર્ણ (૨)—અજમોદ, મોચરસ, સુંઠ, ધાવડીનાં ફૂલ; તેનું ચૂર્ણ કરવું. અનુપાન—ગાયની છાશ. માત્રા—એઆની ભારથી પાવલીભાર. પાણી જેવે ઝાડો બંધ થાય—શારંગ.

૬૫૯. અતિવિષ ચૂર્ણ—અતિવિષની કળીનું ચૂર્ણ. માત્રા–૧ રતીથી બે વાલ. અનુપાન—મધ. બાળકોનો તાવ, ખાંસી, કૃમિ, ઉલટી, ઝાડો વગેરે—નિ. ર.

૬૬૦ અશ્વગંધાદિ ચૂર્ણ—આસંધ તોલા ૪૦, વરધારો તોલા ૪૦; તે ચૂર્ણ ઘીના રીઢા વાસણમાં મૂકવું. અનુપાન—ગાયનું દુધ. માત્રા—તોલો ૧. પુષ્ટિ—શારંગ.

૬૬૧. આકારકરભાદિ ચૂર્ણ—અકલગરો, સુંઠ, કંકોલ, કેસર, પીપર, જાયફળ, લવીંગ તથા સુખડ એ દરેક અકેક તોલો અને અફીણ તોલા ૪. તેનું ચૂર્ણ. અનુપાન—મધ. માત્રા–૧ માસો. સ્તંભન કરે છે, વીર્યસ્રાવ બંધ કરે છે.—શારંગ.

૬૬૨. આત્મગુપ્તાદિ ચૂર્ણ—કૌચાં તથા એખરો–તે બેનું સમાનભાગે ચૂર્ણ કરવું અને તે ચૂર્ણની બરાબર સાકર મેળવવી. માત્રા–તોલા ૦। થી ૨. અનુપાન–ગાયનું ધારોષ્ણ દુધ. ધાતુપુષ્ટિ, શુક્રની વૃદ્ધિ. સુશ્રુત–આ ચૂર્ણને સ્વયંગુપ્તા કહેલ છે.

૬૬૩. એલાદિ ચૂર્ણ—એલચી, લવીંગ, નાગકેસર, બોરની છાલ, મોથ, પીપર, ધોળું સુખડ, શેકેલી ડાંગર તથા ધઉંલા; તેનું ચૂર્ણ. અનુપાન—મધ, સાકાર. માત્રા–તોલો ૦ થી. ૦॥. કોઇ પણ દોષથી થયેલી ઉલટી જલદી બેસે છે–શારંગ.

૬૬૪. કટ્‌ફલાદિ ચૂર્ણ (૧)—કાયફળ, નાગરમોથ, કડુ, સુંઠ, કાકડાશિંગી, પોખરમૂળ. અનુપાન–મધ અથવા આદુનો રસ. માત્રા—એઆનીભાર થી પાવલીભાર. તાવ, ખાંસી શ્વાસ, અરૂચિ, વાયુ, ઉલટી, શૂળ, ક્ષય—શારંગ.

૬૬૫ કટ્‌ફલાદિ ચૂર્ણ (૨)—કાયફળ, પોખરમૂળ, કાકડાશીંગી, નાગરમોથ, સુંઠ

મરી, પીપર, કચોરો. **અનુપાન**—આદુનો રસ તથા મધ. **માત્રા**–૨ વાલથી ૪ વાલ. કફ–શૂળ, વાયુ, અરૂચિ, ઉલટી, ખાંસી, શ્વાસ, ક્ષય—**શારંગ.**

૬૬૬. **કટ્ફલાદિ ચૂર્ણ (૩)**—કાયફળ, પોખરમૂળ, પીપર કાકડાશીંગી. **અનુપાન** મધ. **માત્રા**–૨ થી ૫ વાલ. **કાસશ્વાસ** તથા કફ—**શારંગ.**

૬૬૭. **કટુકી ચૂર્ણ**—કડુ, વજ, હરડે, ચિત્રકમૂળ તેનું ચૂર્ણ **અનુપાન**–ગોમૂત્ર. **માત્રા**–તોલો ૦। પેટનો આફરો, ચૂંક, મળાવરોધ—**આ. ઔ.**

૬૬૮. **કટુકીપાચન**—કડુ, જેઠીમધ, દ્રાક્ષ અને લીંમડાની છાલ સમભાગ. દરેક ૦॥ તોલો, પાણી તોલા ૩૨ માં ઉકાળવું. ચતુર્થાંશ પાણી રાખીને પાવું. જ્વર પાકે, મળાવરોધ મટે અને તાવ ઉતરે—**આ. ઔ.**

૬૬૯. **કડુભર્જિત ચૂર્ણ**—કડુને લોઢી ઉપર શેકીને ચૂર્ણ કરવું. **અનુપાન**—ઉનું પાણી. **માત્રા**–૧ વાલથી ૮ વાલ. તાવ, કાળજાનો ભરાવો—**આ. ઔ.**

૬૭૦. **કપિત્થાષ્ટક ચૂર્ણ**—કોઠ ભાગ ૮, સાકર ભાગ ૬, દાડમ, આંબલી, બીલીફળ, ધાવડીનાં ફૂલ, અજમોદ, પીંપર દરેક ભાગ ૩; મરી, જીરૂં, ધાણા, પીંપરીમૂળ, વાળો, સીંધવ, અજમો, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચિત્રક અને સુંઠ, દરેક ભાગ ૧. આ બધાનું ચૂર્ણ. **માત્રા**–૪ થી ૮ વાલ. **સંગ્રહણી**, અતિસાર અને બધી જાતના ઉદરરોગ–**નિ. ૨.**

૬૭૧. **કૃષ્ણાદિ ચૂર્ણ**—પીપર અતિવિષ, નાગરમોથ તથા કાકડાશીંગી **માત્રા**–૧–૩ રતી. **અનુપાન**—મધ. બાળકોનો તાવ, ઝાડો, દમ, ખાંસી, ઉલટી—**શારંગ.**

૬૭૨. **ઘનાદિ ચૂર્ણ**—મોથ, પીપર, અતિવિષ તથા કાકડાશીંગી સમભાગ. **અનુપાન** મધ, **માત્રા**—રતી ૧ થી ૩. બાળકોનો તાવ, અતિસાર, ખાંસી, શ્વાસ, ઉલટી–**વૃંદ.**

૬૭૩. **ચંદન ચૂર્ણ**—ચંદનને ચોખાના ધોણમાં ઘસીને તેનો ઘસારો તોલો ૧ અથવાનું સુખડનું ચૂર્ણ. ચોખાના ધોણમાં મધ, તથા સાકર નાખી પીવ. સ્ત્રીઓનું રક્તપ્રદર, દાહ, તૃષા–**વૈદ્ય.**

૬૭૪. **ચંદનાદિ ચૂર્ણ**—ચંદન, કઠ નાગરમોથ, આમળાં, કુલીંજન, વાળો, કમળ, જેઠીમધ, મહુડાનાં ફળ, દ્રાક્ષ તથા ખજુર દરેક એક એક ભાગ, તેનું ચૂર્ણ કરવું. **અનુપાન**—સાકર. **માત્રા**—માસા. દાહ, પિત્ત, મૂત્રકૃચ્છ્ર—**નિ. ૨.**

૬૭૫. **ચિત્રકાદી ચૂર્ણ**—(૧) ચિત્રક, સુંઠ, શેકેલી હીંગ, પીપર, પીપરીમૂળ, ચવક, અજમોદ અને મરી દરેક અકેક તોલો; સાજીખાર, જવખાર; સીંધાલુણ; સંચળ, બીડલુણ, સમુદ્રમીઠું, બંગડીખાર, એ સાત ખાર દરેક તોલો ૦॥; સર્વનું ચૂર્ણ કરવું. બીજોરાના રસની અથવા દાડમના રસની ભાવના દઈ તડકે સુકવવું. **અનુપાન**–પાણી. **માત્રા**–૨ થી ૮ વાલ, ગુલ્મ, સંગહણી, આમ સંબંધી પીડા; તેનાથી અગ્નિ પ્રદીપ્ત થાય, રૂચિ આવે અને કફનો નાશ થાય—**શારંગ.**

૬૭૬. **ચિત્રકાદિ ચૂર્ણ (૨)**–ચિત્રકમૂળ, ચવક, કાચાં બીલાં, સુંઠ; તેનું ચૂર્ણ, **માત્રા** તોલા ૦। થી ૦॥, **અનુપાન**–છાશ ચારગણી. સંગ્રહણીરોગ–**વૈદ્ય.**

૬૭૭. **ચોપચીની ચૂર્ણ (૧)** ચોપચીની તોલા ૧૦, સાકર તોલા ૪, પીપર, પીપરીમૂળ, મરી, લવીંગ, અક્કલગરો, ખોરાસાની અજમો, સુંઠ, વાવડીંગ, તજ એ દરેક તોલો ૧; તેનું

ચૂર્ણ. **માત્રા**-૩ માસા. **અનુપાન**—ગરમ પાણી, પ્રમેહ, ઉપદંશ, ક્ષીણતા તથા ગરમીને સંધીવા મટે છે.—**વૈ. સા.**

૬૭૮. **ચોપચીની ચૂર્ણ (૨)**—ચોપચીની તોલા ૧૬, સાકર તોલા ૪, પીપર, પીંપરીમૂળ, મરી, લવીંગ, અક્કલકરો, બંગભસ્મ, સુંઠ, વાવહિંગ, હરડે, બેહેડાં, આમળાં દરેક તોલો ૦ાા તેનું ચૂર્ણ કરવું. **માત્રા**-૭ માસા. **અનુપાન**—મધ ને ઘી. વીશ જાતના પ્રમેહ, સર્વ જાતના ઉપદંશ, વ્રણ, વાતકુષ્ઠ.-**નિ. ૨.**

૬૭૯. **જાતિફલાદિ ચૂર્ણ**—જાયફળ, સુંઠ, અફીણ, ખારેક (ઠરીઆ વિનાની) સર્વ સમાન. તે સર્વની બરાબર અડાયાંની રાખ. તેનું ચૂર્ણ. **માત્રા**-બે આનીભાર, અરધા તોલા ભાર ચોખાના ધોણમાં મેળવી પીવું. લોહી તથા પરૂવાળો ઝાડો, આંકડી તથા વારંવાર વેગ સાથે આવનારો મરડો અને અતિસાર મટે-**વૈદ્ય.**

૬૮૦. **તાલીસાદિ ચૂર્ણ**—તાલીસપત્ર તોલો ૧, મરી તોલા ૨, સુંઠ તોલા ૩, પીંપર તોલા ૪, તજ તોલો ૦ાા, એલચી તોલો ૦ાા, સાકર તોલા ૮ તેનું ચૂર્ણ; અથવા સાકરની ચાસણીમાં ગોળી કરવી. **માત્રા**—માસા ૨ થી ૬. અરૂચિ, શ્વાસ, ખાંસી, ઉલટી, હૃદયરોગ અને પડખાનું શૂળ.—**વૃંદ.**

૬૮૧. **ત્રિફલાપિપ્પલી ચૂર્ણ**—હરડે, બહેડાં, આમળાં, પીપર. **અનુપાન**—મધ. **માત્રા**-બેઆનીભારથી પાવલીભાર. ખાંસી, દમ તથા જ્વર; મળ છુટે, અગ્નિ પ્રદીપ્ત થાય-**શાર્ઙ્ગ.**

૬૮૨. **ત્રિવૃતાદિ ચૂર્ણ**—નસોતર તોલા ૪, પીપર તોલો ૧, સાકર તોલા. ૪ તેનુ ચૂર્ણ કરવું. **અનુપાન**-મધ. **માત્રા**—તોલો ૦ાા થી ૧. આફરો, ઝાડાનો કબજો, ઉદરરોગ, કફ, પિત્તશૂળ.—**શાર્ઙ્ગ.**

૬૮૩. **દાડિમાષ્ટક ચૂર્ણ**—દાડમની છાલ તોલા ૮, સાકર તોલા ૩૨, એલચી, તજ, તમાલપત્ર, ત્રણે મળીને તોલા ૪, સુંઠ, મરી, પીપર દરેક તોલા ૪. સર્વનું ચૂર્ણ. **અનુપાન**—મધ અથવા પાણી. **માત્રા**—બે આનીભારથી તોલો ૦ા. અરૂચિ મટે, રૂચિ થાય, અગ્નિ પ્રદીપ્ત થાય, ઝાડો બંધ થાય તથા ખાંસી અને તાવ મટે.—**શાર્ઙ્ગ.**

૬૮૪. **દીપ્યાદિ ચૂર્ણ**—અજમોદ, હરડે, હિંગ, ચિત્રક, સુંઠ, જવખાર, સાજીખાર, જીરૂં, શાહજીરૂં, પીપર, ત્રિફળા, સંચળ અને સીંધવ, તેનું ચૂર્ણ. **માત્રા**—તોલો ૦ા, વિષમજ્વર.—**નિ. ૨.**

૬૮૫. **ધાતકી ચૂર્ણ**—ધાવડીનાં ફૂલનું વસ્ત્રગાળ ચૂર્ણ. **અનુપાન**—દહીં. **માત્રા**—માસા ૨ થી ૬. અતિસાર, પ્રવાહીકા.

૬૮૬. **નારસિંહ ચૂર્ણ**—ભીલામાં, સુંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, તલ તથા સાકર, **અનુપાન**—ઘી તથા મધ. **માત્રા**-વાલ ૨ થી ૮. મંદાગ્નિ, પેટનો વાયુ, વાતોદર. જલોદર. **પથ્ય**-દુધ ભાત—**ભા. પ્ર.**

૬૮૭. **નારાચ ચૂર્ણ**—પીપર તોલો ૧, નસોતર તોલો ૧, ખાંડ તોલા ૪. **માત્રા**—તોલો ૧. **અનુપાન**—મધ; પેટ ચડવું, બંધકુષ્ઠ, ઉદરરોગ, કફનું તથા પિત્તનું શૂળ-**ભા. પ્ર.**

૬૮૮. **નારાયણ ચૂર્ણ**—ચિત્રકમૂળ, હરડે, બેહડાં, આમળાં, સુંઠ, મરી. પીપર, જીરૂં, પલાંશી, વજ, અજમો (યવાની), પીપરીમૂળ, વરીયાળી, તલવણી, અજમોદ, કચોરો, ધાણા, વાવડીંગ, શાહજીરૂં, દારૂડીનાં મૂળ, પુષ્કરમૂળ (કઠ), સાજીખાર, જવખાર, સીંધા-

લુણ, સંચળ, બીડલવણ, વડાગરૂં, બંગડીખાર, ઉપલેટ; સર્વે એક એક ભાગ, તથા ઈંદ્રિવરણાનાં મૂળ ૨ ભાગ, નસોતર ૩ ભાગ, દાંતીમૂળ ૩ ભાગ, ચોધારા થોરનું મૂળ ૪ ભાગ. એ સર્વનું બારીક ચૂર્ણ કરવું. **માત્રા**—તોલો ૦II થી ૧. **અનુપાન**—પાણી અથવા જરૂર લાગે તે. સર્વ ઉદરરોગ, પાંડુ, શ્વાસ, ખાંસી, ભગંદર, મંદાગ્નિ, કુષ્ઠ, ગ્રહણી, ગલગ્રહ, ગુલ્મ વગેરે રોગોમાં અપાય છે.—**શાર્ઙ્ગ**.

૬૮૯. **નિંબાદિ ચૂર્ણ**—લીંબડાનાં તાજાં પાન સુકવેલાં તોલા ૧૦, સુંઠ તોલો ૧, પીપર તોલો ૧. મરી તોલો ૧, હરડે તોલો ૧, બેહેડાં તોલો ૧, આમળાં તોલો ૧, બોડીઅજમોદ તોલા ૫, સીંધાલુણ તોલો ૧. સંચળ તોલો ૧, વડાગરૂં તોલો ૧, જવખાર તોલા ૨ સર્વનું વસ્ત્રાગાળ ચૂર્ણ. **માત્રા**—તોલા ૦। થી ૦II. આંતરીયા તાવ.—**નિ. ર.**

૬૯૦. **નિંબપત્રાદિ ચૂર્ણ**—લીંબડાનાં તાજાં સુકાં પાન તોલા ૪, હરડે તોલો ૦II, આમળાં તોલો ૦II, હળદર તોલો ૦।, તેનું બારીક ચૂર્ણ. **માત્રા** તોલો ૦।, ફિરંગરોગ બહારનો તેમજ અંદરનો—**ભા. પ્ર.**

૬૯૧. **પંચનિંબ ચૂર્ણ**—કડવા લીંબડાના મૂળ, પાન, ફળ, ફૂલ તથા છાલ. તે સર્વેનું સમભાગે ચૂર્ણ તોલા ૬૦, લોહભસ્મ, હરડે, કુવાડીયાનાં બી, ચિત્રકમૂળ, ભીલામાં, વાવડીંગ, સાકર, આમળાં, હળદર, પીપર, મરી, સુંઠ, બાવચી, ગરમાળો, ગોખરૂ એ દરેક તોલા ૪. પછી તે બન્ને પ્રકારનાં ચૂર્ણ એકત્ર મેળવીને અનુક્રમે ભાંગરાના રસની, ખેરસારના કવાથની, બીબલાના કવાથની, દરેકની એક એક દિવસ ભાવના દઇ સુકવીને રાખવું. **અનુપાન**—ખેરની છાલના કવાથમાં કે બીબલાની છાલના કવાથમાં કે દુધમાં. **માત્રા**-૧ તોલો. એક માસ સેવન કરવાથી સર્વે કુષ્ઠરોગ એટલે ચામડીનાં રોગો મટે.—**શાર્ઙ્ગ**.

૬૯૨. **પંચસમ ચૂર્ણ**—સુંઠ, હરડે, પીપર, નસોતર, સંચળ, તેનું ચૂર્ણ. **અનુપાન**-પાણી. **માત્રા**-તોલો ૦)≈ થી તોલો ૦।. શૂળ, આફરો, ઉદરરોગ, હરસ તથા આમવાત-**શાર્ઙ્ગ**.

૬૯૩. **પવિત્ર ચૂર્ણ (૧)**—પંચલવણ તોલા ૨II, ત્રિકટુ તોલા ૨II, ત્રિફલા તોલા ૨II, અજમો તોલા ૨II, અજમોદ તોલા ૨II, ચિત્રકમૂળ તોલા ૨II, શુદ્ધ ગંધક તોલા ૧૦, હરડે તોલા ૧૦, સીંધાલુણ તોલા ૨૦, સુંઠ તોલા ૪૦. પ્રથમ પંચલવણને ઈંદ્રિવરણાના ફળમાં ભરીને તેને કપડમાટી કરી છાણાના આટામાં પકવવાં. પછી કપડમાટી કાઢી નાંખી અંદરથી પંચલવણ લેવું અને તેમાં બાકીની સર્વે વસ્તુઓ મેળવીને લીંબુના રસની એક ભાવના દેવી. બરલની ગાંઠ, પેટના સોજા, જલોદર વગેરે ઉદરના રોગો. **માત્રા**—તોલો ૦। થી ૦II. **અનુપાન**—પાણી.

૬૯૪. **પવિત્ર ચૂર્ણ (૨)**—સોનામુખીનાં પાન ચોખાં લઇને માટીના કોરા વાસણમાં ગોમૂત્રની અંદર રાત્રે બુડાવી રાખી મૂકવાં. સવારે ગોમૂત્ર નાંખી દઇ પાન સુકવવાં. બીજે દિવસે રાત્રે પણ ફરી તે પાન ગોમૂત્રમાં પલાળવાં. આ પ્રમાણે દશ દિવસ સુધી કરવું. છેલ્લે દિવસે સુકવીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. **માત્રા**-તોલો ૧. **અનુપાન**—ગરમ પાણી; ઝાડાનો ખુલાસો કરે, ચાંમડીના વિકારોને મટાડે.—**આ. ઐ.**

૬૯૫. **પાચક ચૂર્ણ**—ચિત્રકમૂળ ભાગ ૧, શેકેલ હિંગ ભાગ ૦II, પીપરીમૂળ ભાગ ૧, અજમોદ ભાગ ૧, સાજીખાર ભાગ ૦II, સીંધાલુણ ભાગ ૦II, મીઠું ભાગ ૧, સુંઠ ભાગ ૧, પીપર ભાગ ૧, મરી ભાગ ૧, ચવક ભાગ ૧, જવખાર ભાગ ૧, સંચળ ભાગ ૦।, સાબરશીંગ ભાગ ૦II, તેનું ચૂર્ણ કરીને પ્રથમ લીંબુના રસની ભાવના

દેવી. પછી બીજી દાડમના રસની ભાવના દઇ સુકવવું; અજીર્ણ તથા અગ્નિમાંદ્ય. માત્રા—બે આનીભારથી પાવલીભાર. અનુપાન—પાણી-વૈ. સા.

૬૯૬. પાષાણભેદાદિ ચૂર્ણ—પાખણભેદ, સીલાજીત, એલચી, પીપર-તેનું સમભાગ ચૂર્ણ, અનુપાન—ચોખાનું ધોણ, માત્રા—તોલો ०। થી ०॥. પ્રમેહ—નિ. ૨.

૬૯૭. પિપ્પલી ચૂર્ણ—સારી લીંડીપીપરનું બારીક ચૂર્ણ. અનુપાન-મધ. માત્રા-વાલ ૧ થી ૩, કફની ખાંસી, શ્વાસ, જ્વર તથા બરલ—વૃંદ.

૬૯૮. પિપ્પલ્યાદિ ચૂર્ણ—પીપર, પીપરીમૂળ, બહેડાંની છાલ તથા સુંઠ તેનું ચૂર્ણ કરવું, માત્રા-તોલો ०॥ થી ૧. અનુપાન—મધ તોલો ૧, શ્વાસ તથા ખાંસી—નિ. ૨.

૬૯૯. બિલ્વ ચૂર્ણ—બીલીનું ચૂર્ણ તોલો ૧, ગોળ તોલો ૧ મેળવીને ખાવું, પટખાનું શૂળ, આમશૂળ તથા રક્તાતિસાર —વૈદ્ય.

૭૦૦. બિલ્વાદિ ચૂર્ણ—બીલાંનો ગરભ, મોથ, ધાવડીનાં ફૂલ, કાળીપાટ, મોચરસ, અનુપાન—ગોળ તથા છાશ. અતિસાર.

૭૦૧. મરિચ્યાદિ ચૂર્ણ—મરી, ચીત્રક તથા સંચળ, અનુપાન-છાશ. માત્રા-વાલ ૨ થી ૮. સંગ્રહણી—ઉદર, બરલ, ગુલ્મ, અર્શ તથા અગ્નિમાંદ્ય—શારંગ.

૭૦૨. મરિચી ચૂર્ણ—મરીનું ચૂર્ણ, મધ તથા સાકર સાથે ચાટવું. માત્રા-તોલો ०)= સાકર તથા મધ દરેક તોલો ०॥. ખાંસી તથા શ્વાસ.

૭૦૩. મહાસુદર્શન ચૂર્ણ—હરડે, બહેડાં, આંમળાં, હળદર, દારૂહળદર, બે ભોરીંગણી, ખડસલીઓ, મોથ, ત્રાયથાણુ, નેત્રવાળો, લીંબડાની છાલ, પુષ્કરમૂળ, જેઠીમધ, કડાછાલ, અજમોદ, ઇંદ્રિજન, ભારંગમૂળ, સરગવાનાં બી, ફુલાવેલ ફટકડી, વજ, તજ, પદમક, વાળો, સુખડ, અતિવિષ, બલા, સાલવણ, પીઠવણ, વાવડીંગ, તગર, ચિત્રક, દેવદાર, ચવક, પટોળ, જીવક, ઋષભક, લવંગ, વાંસકપુર, ધોળું કમળ, કાકોલી, તમાલપત્ર, જાવંત્રી તાલીસપત્ર, સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, મોરવેલ, ગળો, ધુમાસો, કડુ; કચોરો, તે સર્વના વજનથી અરધું કરીયાતું, તે સર્વનું બારીક ચૂર્ણ કરવું, માત્રા-તોલો ०।. અનુપાન ઠંડુ પાણી. ત્રણે દોષ, સર્વ જ્વર, બબ્બે દોષવાળા તાવ, ત્રિદોષજ્વર, આગંતુકજ્વર, ધાતુગતજ્વર, વિષમજ્વર, સન્નિપાતજ્વર, માનસજ્વર, શીતજ્વર, આંતરીયા તાવ—શારંગ.

૭૦૪. મળશુદ્ધિનું ચૂર્ણ—હરડેની છાલ તોલા ૨, મીઠીઆવળ તોલા ૨, રેવંચી તોલો ०॥. મરી તોલો ०॥, સુંઠ તોલો ૧. સંચળ તોલો ०॥, સીંધાલુણ તોલો ૧, તેનું ચૂર્ણ રાત્રે ગરમ પાણીમાં લેવું. માત્રા-૩ થી ૪ માસા—વૈ. સા.

૭૦૫. મુસ્તાદિ ચૂર્ણ—મોથ, સુંઠ, હરડે, તેનું ચૂર્ણ. ચૂર્ણથી બમણો ગોળ, માત્રા-તોલો ०॥ થી ૧. શ્વાસ તથા ખાંસી.—વૈદ્ય.

૭૦૬. મુસલ્યાદિ ચૂર્ણ—ધોળી મુસળી, ગળોનું સત્વ, કોચાં, ગોખરૂ, સેમલાનાં મુળની છાલનું ચૂર્ણ, સાકર, આમળાં, તે સર્વનું ચૂર્ણ. અનુપાન—ગાયનું દુધ તથા ઘી. માત્રા-તોલો ૧. વીર્યવૃદ્ધિ-કામેચ્છા—શારંગ.

૭૦૭. યવક્ષારાદિ ચૂર્ણ—જવખાર, અતિવિષ, કાકડાશીંગી, પીપર, પોખરમૂળ. અનુપાન—મધ. માત્રા-૧ રતીથી ૨ વાલ. બાળકોની સર્વ જાતની ખાંસી—શારંગ,

૭૦૮, યવાનીખાંડવ ચૂર્ણ—અજમો, દાડમની છાલ, સુંઠ, આંબલી, અમલબેદ, ખાટાં

બોરની છાલ દરેક તોલો ૧, મરી તો. ૦ાા પીપર તોલા ૨ાા, તજ, સંચળ, ધાણા, જીરૂં દરેક તોલા ૦ાા, સાકર તોલા ૧૬ ચૂર્ણ કરવું. માત્રા-તોલો ૦. અરુચિ, ખાંસી, શ્વાસ, સંગ્રહણી, ઉલટી, અતિસાર, કંઠરોગ. હૃદયરોગ—નિ. ૨.

**૭૦૯. યવાનીખાંડવ ચૂર્ણ**—અજમો, કોકમ, સુંઠ, અમ્લવેતસ, દાડમસાર, ખાટાં બોરની છાલ, એ દરેક તોલો ૧, ધાણા, સંચળ, જીરૂં અને તજ એ દરેક તોલો ૦ાા, ઝીણી પીપર નંગ ૧૦૦, મરીના દાણા ૨૦૦. સાકર તોલા ૧૬ એ સર્વેનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું. **માત્રા**—તોલો ૦ થી ૧. આ ચૂર્ણ મોંમાં નાખી ધીમે ધીમે ગળે ઉતારવું. તે જઠરાગ્નિ પ્રબળ કરે છે. ખાંસી, શ્વાસ તથા હૃદયના રોગમાં હિતકારક છે.—**વૃંદ.**

**૭૧૦ યષ્ટિમધુકાદિ ચૂર્ણ**—જેઠીમધ, પીપર, દ્રાક્ષ, લાખ, કાકડાશીંગી, સતાવરી, સર્વ એકેક તોલો, વાંસકપુર તોલા ૨, સાકર તોલા ૪ સર્વેનું ચુર્ણ. માત્રા—માસા ૨ થી ૮ **અનુપાન**-મધ તથા ઘી. ઉરઃક્ષત એટલે છાતીમાં જખમવાળી તથા લોહીસ્ત્રાવવાળી ખાંસી-**વૃંદ**

**૭૧૧ રસાયણ ચૂર્ણ**—ગળો, ગોખરૂં તથા આમળાં સમભાગે, બારીક ચુર્ણ કરવું. **માત્રા**-તોલો ૦ થી ૦ાા, **અનુપાન**—ઘી, સાકર, ધાતુસ્ત્રાવ, સ્વપ્નદોષ હસ્તદોષ તથા મગજની નબળાઇ. **વૈદ્ય જીવન.**

**૭૧૨ ગંધુગંગાધર ચૂર્ણ**—નાગરમોથ, ઇંદ્રજવ, બીલાં લોદર, મોચરસ, ધાવડીનાં ફુલ. **અનુપાન** છાશ તથા ગોળ. **માત્રા**—તોલો ૦. સર્વ અતિસાર તથા પ્રવાહિકા-**શારંગ.**

**૭૧૩. લઘુસુદર્શન ચૂર્ણ**—ગળો, પીપર, પીપરીમૂળ, કડુ, હરડે, સુંઠ, લવીંગ, લીંબડાની અંતરછાલ, તજ, સુખડ, આ સર્વ ચુર્ણના વજનથી અરધું કરીયાતાનું ચુર્ણ મેળવવું. ત્રિદોષ તથા સર્વ જ્વરનો નાશ કરે છે—**નિ. ૨.**

**૭૧૪ લવંગાદિ ચૂર્ણ**—લવંગ, કપુર, એલચી, તજ. નાગકેસર, જાયફળ, બાળો, સુંઠ, શાહજીરૂં, કૃષ્ણાગરૂ, વાસકપુર, જટામાંસી, કાળુંકમળ, પીપર, સુખડ, તગર, નેત્રવાળો, કંકોળ. સર્વેનું ચુર્ણ કરી સર્વેથી અરધી સાકર મેળવવી. ક્ષય, હૃદરોગ, કંઠરોગ. ખાંસી, હેડકી, પીનસ, શ્વાસ, અતિસાર, ઉરઃક્ષત, પ્રમેહ, અરૂચિ, ગુલ્મ, સંગ્રહણી. **અનુપાન** પાણી અથવા મધ. **માત્રા**-૨ વાલ થી ૮ વાલ—**શારંગ.**

**૭૧૫. લશુનાદિ ચૂર્ણ**—લસણ, જીરૂં, ગંધક, સીંધાલુંણ, સુંઠ, મરી, પીંપર, શેકેલી હિંગ સમભાગ. **માત્રા**-વાલ ૨ થી ૮. **અનુપાન**-લીંબુનો રસ અથવા પાણી. કૉલેરા. અજીર્ણ, પેટની પીડ, વાતગુલ્મ—**વૈદ્ય.**

**૭૧૬. વજ્રક્ષાર ચૂર્ણ**—પંચલવણ, ટંકણ, સાજીખાર, સર્વેને એક દિવસ થોરના દુધમાં પલાળી રાખી તડકે સુકવવાં. પછી આકડાના પાનમાં લપેટી મોટાં બે કોડીઆના સંપુટમાં મૂકી કપટમાટી કરી ગજપુટ અગ્નિ આપવો. પછી હળદર, ત્રિકટુ, ત્રિફલા, અજમો, જીરૂં, ચિત્રકમુળ એ નવ વસ્તુઓનું બારીક ચૂર્ણ ખારથી અરધું મેળવવું. **માત્રા**—તોલો ૦ **અનુપાન**—ગરમ પાણી અથવા ગોમુત્ર. ગુલ્મ, શૂળ, અજીર્ણ, સોજા, ઉદર, મંદાગ્નિ, આફરો—નિ. ૨.

**૭૧૭. વડવાનલ ચૂર્ણ**—સીંધાલુણ ૧ ભાગ, પીંપરીમુળ ૨ ભાગ, પીપર ૩ ભાગ ચવક ૪ ભાગ, ચિત્રકમુળ ૫ ભાગ, સુંઠ ૬ ભાગ, હરડે ૭ ભાગ. એ પ્રમાણમાં ચુર્ણ કરવું. **અનુપાન**—પાણી. **માત્રા**—વાલ ૨ થી ૮. મંદાગ્નિ માટે—**શારંગ.**

૭૧૮. **વિદારિકાદિ ચૂર્ણ**—વિદારીકંદનું ચૂર્ણ, વાંસકપુર, જેઠીમધ, પીપર, સમભાગે ચૂર્ણ કરવું, **માત્રા**—તોલો ૦ાા થી ૧. **અનુપાન**—દુધ તથા સાકર અથવા એકલી સાકર. કમકોવતી, નપુંસકત્વ તથા ક્ષીણતાને મટાડી ધાતુને વધારે છે.—**આ. ઐા.**

૭૧૯. **વિશાલા ચૂર્ણ**—ઇંદ્રવરણાનું ચૂર્ણ. **અનુપાન**—ગોમૂત્ર. **માત્રા**—માસા ૨ થી ૪. સર્વ પ્રકારના ઉદરરોગ તથા સ્ત્રીઓનો મૂઢગર્ભ—**વ. ગુ.**

૭૨૦. **વૃદ્ધગંગાધર ચૂર્ણ**—નાગરમોથ, અરડુસાના મૂળની છાલ, સુંઠ, ધાવડીનાં ફૂલ. લોદર, વાળો, બીલાં, મોચરસ, કાળીપાટ, ઇંદ્રજવ, કડાછાલ, આંબાની ગોઠલી, અતિવિષ, રીસામણી. **અનુપાન**—ચોખાનું ધોણ તથા મધ. **માત્રા**—બે આનીભારથી તોલો ૦।; અતિસાર—**શારંગ.**

૭૨૧. **વૃદ્ધદંડ ચૂર્ણ**—કૌચાં, ગોખરૂ, ધોળી મુશળી, ધોળા શેમળાના મૂળની છાલ, આમળાં તથા ગળોસત્વ સર્વે સમભાગે લઇ બારીક ચૂર્ણ કરવું. સર્વની બરાબર સાકર મેળવવી. **માત્રા**—તોલો ૦ાા થી ૧. **અનુપાન**-દુધ અથવા ઘી અને મધ. ધાતુદોષ, કમરનો દુખાવો તથા કળતરને મટાડી ધાતુની પુષ્ટિ કરે.—**આ. ઐા.**

૭૨૨. **વૃદ્ધદારૂ ચૂર્ણ**—વરધારાના ચૂર્ણને સતાવરીના રસથી ૭ ભાવના દેઈ સુકવવું, તે ચૂર્ણને આ નામ આપવું. **માત્રા**-તોલા ૦। થી ૦ાા. **અનુપાન**-દુધ. શરીરમાં શક્તિ તથા મગજને પુષ્ટિ આપે છે, થાક ઉતરે છે, જીર્ણ ઉધરસ, દમ, હાંફણ વગેરેમાં ફાયદો કરે છે.—**આ. ઐા.**

૭૨૩. **શતાવર્યાદિ ચૂર્ણ**—સતાવરી, ગોખરૂ, કૌચાં, નાગબલા, બળદાણા, એખરો. **માત્રા**—તોલો ૦। થી ૧. **અનુપાન**—ગાયનું દુધ. રાત્રે પીવાથી વાજીકરણ ગુણ આપે છે.

૭૨૪. **શુંઠયાદિ ચૂર્ણ**—સુંઠ, અતિવિષ, શેકેલી હિંગ, મોથ, કડાછાલ, ચિત્રકમૂળ. **અનુપાન**—ગરમ પાણી. **માત્રા**—૨ વાલ થી ૪ વાલ. **આમાતિસાર—શારંગ.**

૭૨૫. **શૃંગ્યાદિ ચૂર્ણ**—કાકડાશીંગી, અતિવિષ, પીપર. **અનુપાન**—મધ. **માત્રા**-૧ રતી થી ૨ વાલ. બાળકોની ખાંસી, તાવ, તથા ઉલટી—**શારંગ.**

૭૨૬. **સમશર્કરા ચૂર્ણ**—સુંઠ તોલા ૭, પીપર તોલા ૬, મરી તોલા ૫, નાગકેસર તોલા ૪, તમાલપત્ર તોલા ૩, તજ તોલા ૨, એલચી તોલો ૧. એ પ્રમાણમાં ચૂર્ણ કરવું. બધાના બરાબર સાકર. **માત્રા**—તોલો ૦। થી ૧. અગ્નિમાંદ્ય, અર્શ, અરૂચિ, ગુલ્મ, શ્વાસ, કંઠરોગ તથા હૃદયનો રોગ—**ભા. પ્ર.**

૭૨૭. **સારસ્વત ચૂર્ણ**—કઠ, આસંધ, સીંધાલુણ, બોડીઅજમોદ, જીરૂં, શાહજીરૂં, સુંઠ, મરી, પીપર, કાળીપાટ, શંખાવળી; સર્વ સમભાગ. એ સર્વના બરાબર વજ. તેનું ચૂર્ણ કરીને બ્રાહ્મીના પાનના રસની ત્રણ ભાવના દેવી. કેટલાક આ ચૂર્ણને ' સરસ્વતી ચૂર્ણ ' પણ કહે છે. **માત્રા**—તોલો ૧. **અનુપાન**—મધ તથા ઘી. ઉન્માદ, અપસ્માર વગેરે મગજના વિકારોને મટાડે; તથા બુદ્ધિ, ધારણા શક્તિ, ધીરજ, સ્મરણ શક્તિને વધારે-**ભા. પ્ર.**

૭૨૮. **સિતોપલાદિ ચૂર્ણ**—સાકર તોલા ૧૬, વાંસકપુર તોલા ૮, પીપર તોલા ૪, એલચી તોલા ૨ અને તજ તોલો ૧. **અનુપાન**—મધ તથા ઘી. **માત્રા**-તોલો ૦।. શ્વાસ, ખાંસી, ક્ષય, હાથ પગનો દાહ, અગ્નિમાંદ્ય, જીભનું જડપણું, પડખાનું શૂળ, અરૂચિ, જીર્ણ-તાવ, નાક તથા મોંમાંથી પડનારૂં રક્તપિત્ત—**શારંગ.**

૭૨૯. હરિતકયાદિ ચૂર્ણ—હરડે, અતિવિષ, સીંધાલુણ, સંચળ, વજ, શેકેલ હીંગ. અનુપાન-ગરમ પાણી. માત્રા-૨ વાલ થી ૮ વાલ. આમાતિસાર-શારંગ.

૭૩૦. હિંગાષ્ટક ચૂર્ણ—શેકેલી હિંગ આઠમો ભાગ, સુંઠ, મરી, પીપર, અજમો, જીરૂં, શહાજીરૂં, તથા સિંધાલુણ દરેક એકેક ભાગ. અનુપાન-ઘી, માત્રા-તોલો ૦। મંદાગ્નિ, વાયુ, ચૂંક વગેરે.-ભા. પ્ર.

---

## ગુટિકા.

૭૩૧. અજમોદાદિ ગુટિકા—અજમો, હરડે, ખારેક, કેસર; એ દરેક ૧ ભાગ, જાયફળ, મોચરસ, અફીણ એ દરેક ૦॥ ભાગ, જાવંત્રી, લવીંગ તથા મધ એ દરેક ૨ ભાગ, એ સર્વને પાણીમાં ઘુંટીને બાજરીના દાણા જેવડી ગોળીઓ વાળવી. બાળકોના ઝાડા, ઉલટી, અનિદ્રા. બાળાગોળી તરીકે પણ આ ગોળી આપી શકાય.-આ. ઔ.

૭૩૨. અભયાદિમોદક—હરડે, પીપરીમૂળ, મરી, સુંઠ, તજ, તમાલપત્ર, પીંપર, મોથ, વાવડીંગ, આમળાં, દરેક તોલો ૧, દાંતીમૂળ તોલા ૨, નસોતર તોલા ૮, સાકર તોલા ૬, ચૂર્ણ કરી મધમાં ગોળી વાળવી. માત્રા-તોલો ૦। થી ૧, અનુપાન—ઠંડુ પાણી; બંધકોષ, પાંડુ, વિષમજ્વર, અગ્નિમાંદ્ય, શૂળ, સોજા, ગુલ્મ, ઉદર, વિદાહ અને મૂત્રકૃચ્છ્ર મટાડે છે.-શારંગ.

૭૩૩. અમૃતાદિવટી—શુદ્ધ વછનાગ તોલા ૨, કોડીની ભસ્મ તોલા ૫, મરી તોલા ૯, એ ત્રણેને પાણીમાં ઘુંટી મગ જેવડી ગોળી વાળવી. માત્રા—તોલો ૧. અનુપાન—આદુનો રસ અથવા પાણી. કફ, ત્રિદોષજ્વર, અગ્નિમાંદ્ય—ભા. પ્ર.

૭૩૪. અમૃતામોદક—ગળોનું ચૂર્ણ તોલા ૧૬, તેમાં એકેક તોલો મધ, જુનો ગોળ તથા ઘી મેળવીને એકેક તોલાની ગોળી કરવી. અનુપાન—દુધ. વિષમજ્વર, જીર્ણ ધાતુગતજ્વર.—ભા. પ્ર.

૭૩૫. અમરસુંદરવટી—સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આમળાં, પીપરીમૂળ, રેણુકબીજ, નગોડનાં બી, ચિત્રક, લોહભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, શુદ્ધ પારો, ગંધક, વછનાગ, વાવડીંગ, અકલકરો અને મોથ તેના બારીક ચૂર્ણમાં બમણો ગોળ મેળવી ચણા જેવડી ગોળી કરવી. માત્રા—ગોળી ૧ થી ૨. અપસ્માર, સન્નિપાત, દમ, ખાંસી, મૂળવ્યાધિ, સર્વ જાતના વાતરોગ, ઉન્માદ—નિ. ૨.

૭૩૬. અર્કઅહિફેનાદિગુટિકા—આકડાનાં સુકાં રવાઇડાં તોલા ૨, સીંધાલુણ તોલા ૨, અફીણ શેકેલું તોલો ૦॥; ત્રણેને પાણીમાં વાટી વાલ વાલની ગોળી કરવી. માત્રા—૧ ગોળી. ઉરઃક્ષત એટલે છાતીમાંથી લોહી પડે છે એવી ખાંસી—આ. ઔ.

૭૩૭. અર્શરોગની ગોળી—હરડે, તલ, ભીલામાં: સમાનભાગ ચૂર્ણ કરવું. ભીલામાં તથા તલને પ્રથમ ખાંડવા. પછી હરડેનું ચૂર્ણ મેળવવું. ત્રણેથી બમણો ગોળ મેળવવો અને પા પા તોલાની ગોળી વાળવી. માત્રા—ગોળી ૧ થી ૪, કે શક્તિ પ્રમાણે. ભીલામાં છે માટે પરેજી પાળવી. હરસ, પાંડુ, કોઢ, ખાંસી, શ્વાસ, બરોલ.

૭૩૮. અહિફેનાદિ ગુટિકા—અફીણ તોલા ૪, જાવંત્રી તોલા ૪, કસ્તુરી તોલો ૧, કપુર તોલો ૧ તેની ગોળી એકેક રતીની કરવી. માત્રા—ગોળી ૧. મધુપ્રમેહ-આ. ઔ.

૭૩૯. આકલ્લકાદિ ગુટી—અકલકરો, સિંધવ, ચિત્રક, સુંઠ, આમળાં, પીપર, મરી,

અજમો અને હરડે, એ બધાનું ચૂર્ણ કરી બીજોરાના રસમાં ગોળી વાળવી. **માત્રા**—વાલ ૨ થી ૪; ખાંસી, ગળાના વ્યાધિ, શ્વાસ, સળેખમ—**નિ. ર.**

૭૪૦. **કન્યાલોહાદિગુટિકા**—એળીઓ તોલા ૧૦, હિરાકસી તોલા ળા, તજ તોલા ૫, એલચી તોલા ૪, સુંઠ તોલા ૫, ગુલકંદ તોલા ૨૦ મેળવી ગોળી કરવી. **માત્રા**—વાલ ૨; ઋતુસ્રાવ બહુ થતો હોય, અનિયમિત ઋતુ આવતું હોય, ઋતુ ઘણી મુદતથી બંધ હોય, તે બધાને સુધારે છે.—**આ. ઐા.**

૭૪૧. **કૃમિઘ્નગુટિકા**—શુદ્ધ ઝેરકચોલાં તોલા ૫, વાવડીંગ તોલો ૧, ઓડી અજમોદ તોલો ૧, અતિવિષ તોલો ૧, પીપર તોલો ૧, ઇદ્રજવ તોલો ૧, તે સર્વને ખાંડી કુંવારના રસમાં ઘુંટી ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧ થી ૨. કૃમિરોગ—**વ. ગુ.**

૭૪૨. **કુંકુમવટી**—કેસર તથા અફીણ, સમભાગ; મધમાં ચોખાના વજનની ગોળી વાળવી. **માત્રા**—ગોળી ૧ થી ૩. ઝાડો—**નિ. ર.**

૭૪૩. **કસ્તુર્યાદિગુટિકા**—કસ્તુરી તથા કપુર દરેક ૧ ભાગ, લવંગ ૨ ભાગ, મરી, પીપર, બહેડાં તથા કઠ દરેક ૦ાા ભાગ, દાડમની છાલ ૪ ભાગ; સર્વનું ચૂર્ણ કરી કાથાના પાણીથી ઘુંટીને મગ જેવડી ગોળીઓ કરવી,—**ખાંસી.**

૭૪૪. **ગંધકવટી**—લસણ, જીરૂ, ગંધક, સીંધાલુણ, ત્રિકટુ, હિંગ; તેનું ચૂર્ણ કરી લીંબુના રસમાં વાટી ગોળી કરવી. વિશુચિકા (કૉલેરા)—**વૈદ્ય.**

૭૪૫. ગુડાદિગુટિકા—સુંઠ, હરડે, નાગરમોથ તેના ચૂર્ણને બમણા ગોળમાં ઘુંટીને ગોળી કરવી—શ્વાસકાસ-**શારંગ.**

૭૪૬. ગુડાદિવટી—ગોળ તોલા ૧૨. સુંઠ તોલા ૧૨, પીપર તોલા ૧૨, મંડુર તોલા ૪, તલ તોલા ૪, તેની ગોળી કરવી. **માત્રા**—તોલો ૦। થી ૦ાા; સર્વ પ્રકારના સોજા—**ભા. પ્ર.**

૭૪૭. **ચંદ્રપ્રભાગુટી**—કચોરો, વજ, મોથ, કળીયાતુ, ગળો, દેવદાર, હળદર, અતિવિષ, દારૂહળદર, પીપરીમુળ, ચિત્રકમુળ, ધાણા, હરડે, બહેડાં, આમળાં, ચવક, વાવડીંગ, ગજપીપર, સુંઠ, મરી, પીપર, સુવર્ણમાક્ષિક, જવખાર, સાજીખાર, સીંધાલુણ, સંચળ અને બીડલુણ, દરેક તોલો ૦।, નસોતર, દાંતીમુળ, તમાલપત્ર, તજ, એલચી અને વાંસકપુર દરેક તોલો ૧, લોહભસ્મ તોલા ૨, સાકર તોલા ૪, શીલાજીત તોલા ૮, ગુગળ તોલા ૮; સર્વનું ચૂર્ણ કરી પાણીમાં ગોળીઓ વાળવી. **માત્રા**—તોલો ૦।. **અનુપાન**—પાણી અથવા રોગાનુસાર; સર્વ જાતના પ્રમેહ, મુત્રકૃચ્છ્ર, મુત્રાઘાત, પાંડુ, પથરી, પ્રમેહ, પીટિકા (ફોડલીઓ), કમળો, અંડવૃદ્ધિ, દાહ, નેત્રરોગ, સ્ત્રીઓના ઋતુદોષ, પુરૂષોના ધાતુદોષ મટાડી વીર્ય તથા બળમાં વૃદ્ધિ કરે છે;—**નિ. ર.**

૭૪૮. **દ્રાક્ષાદિગુટિકા**—મોટી દ્રાક્ષ (ગોસ્તની) તોલા ૨૦, મીંઢીઆવળ તોલા ૪, મોટી હરડે તોલા ૪, સાકર તોલા ૪, જાવંત્રી માસા ૬, કેસર માસા ૩; એ સર્વનું ચૂર્ણ કરી દ્રાક્ષમાં ગોળી વાળવી. **માત્રા**—તોલો ૧. મળશુદ્ધિ સારી થાય. મળાશ્રિત વાયુ, અમ્લપિત્ત વગેરેને મટાડે.

૭૪૯. **પથ્યાદિગુટી**—હરડે તોલા ૩૦, દંતીમુળ તોલા ૪, નસોતર તોલો ૧, ચિત્રકમુળ તોલા ૪, પીપર તોલો ૧; તેનું ચૂર્ણ, ગોળ તોલા ૩૨, ગોળમાં ગોળી તોલા ૦ાા ની કરવી. **માત્રા**—ગોળી ૧; શીળસ, પાંડુ, ખરજ, સંગ્રહણી—**ઓપ.**

૭૫૦. **પ્રાણદાગુટિકા**—સુંઠ તોલા ૨૪. પીપર તોલા ૧૬, પીપરીમુળ તોલા ૧૬,

મરી તો. ૮, ચવક તોલા ૮, તાલીસપત્ર તોલા ૮, નાગકેસર તોલા ૪, એલચી તથા વાળો બબ્બે તોલા, તજ તથા તમાલપત્ર એકેક તોલો, જુનો ગોળ તોલા ૪૦. ગોળમાં ગોળી વાળવી. માત્રા—તોલો ૦ાા. હરસ, મંદાગ્નિ, પીનસ; જો ગરમ પડે તો સુંઠને બદલે હરડે નાંખવી.—ભૈ. ર.

૭૫૧. બૃહત્સુરણવટક—સુરણ ૧૬ ભાગ, વરધારો ૧૬ ભાગ, મુસળી ૮ ભાગ, ચિત્રક ૮ ભાગ, તથા હરડે, બેહેડાં, આમળાં, વાવડીંગ, સુંઠ, પીપર, ભીલામાં, પીપરીમુળ અને તાલીસપત્ર એ નવ ચાર ચાર ભાગ; તજ, એલચી, મરી એ ત્રણ બબ્બે ભાગ. સર્વેનું ચૂર્ણ કરીને બમણા ગોળમાં ગોળી કરવી. અર્શ એટલે હરસ, સંગ્રહણી, શ્વાસ, કાસ, ક્ષય, બરલ, શ્લીપદ, સોજો, હેડકી, પ્રમેહ, ભગંદર, પલિતરોગ; અગ્નિપ્રદીપ્ત કરે—વૈ. સા.

૭૫૨. મંડુરવટી—દેવદાર, મોથ, દારૂહળદર, સુંઠ, મરી, પીપર, ચવક, ચિત્રકમુળ પીપરીમુળ, તજ વાવડીંગ, હરડે, બેહેડાં, આમળાં તથા સુવર્ણમાક્ષિકભસ્મ, એ પંદર વસ્તુ સમાન ભાગ; મંડુરભસ્મ તેથી બમણી. તે સર્વેથી આઠગણું ગોમુત્ર; ગોમુત્રમાં ઉકાળીને ઘાટો પાક થયેથી તેની વટાણા જેવડી ગોળી વાળવી. માત્રા–ગોળી ૧ થી ૪. અનુપાન–છાશ. કમળો, પાંડુ, હરસ, પ્રમેહ, સોજા, કફ, કુષ્ટરોગ, ઉરૂસ્તંભ, બરલ તથા અજીર્ણ—શારંગ.

૭૫૩. મરિચ્યાદિગુટિકા—મરી તોલો ૧, પીપર તોલો ૧, જવખાર તોલો ૦ાા. દાડમની છાલ તોલા ૨; તે સર્વેનું ચુર્ણ આઠ તોલા ગોળમાં ઘુટી પા પા તોલાની ગોળી કરવી. એકેક ગોળી ખાવી. સર્વે પ્રકારની ખાંસી—શારંગ.

૭૫૪. મુસ્તાદિવટી—મોથ, મોચરસ, લોદર, ધાવડીનાં ફૂલ, બીલીફળ, ઇંદ્રજવ, અફીણ, શુદ્ધ પારો, ગંધક; સર્વને વાટી ગોળી કરવી. અનુપાન–ગોળ અને છાશ. માત્રા–૧ થી ૨ વાલ. અતિસાર, ગ્રહણી.—નિ. ર.

૭૫૫. રતીવર્દ્ધન મોદક—ગોખરૂ, એખરો ( તાલીમખાનાં ), જેઠીમધ, ગંગેટી, બળદાણા, એ સર્વેનું ચુર્ણ કરીને આઠગણા દુધમાં પકાવવું. પછી ચુર્ણ જેટલુંજ ગાયનું ઘી નાંખીને તેનો દાણો પાડવો. પછી દાણાના વજનથી બમણી સાકરનું ચુર્ણ મેળવીને અથવા સાકરની ચાસણી કરી તેમાં દાણો મેળવીને તેના બબ્બે રૂપીઆભારના લાડુ બનાવવા. આ મોદકથી વીર્યની પુષ્ટિ થાય છે. ભા. પ્ર.

૭૫૬ લવંગાદિવટી–લવીંગ, બેહેડાં, મરી, ખેરસાર. ચુર્ણ કરો બાવળની છાલના ઉકાળામાં ગોળી કરવી. માત્રા–ગોળી ૨ થી ૪, કફ, શ્વાસ, ખાંસી.–નિ. ર.

૭૫૭. વાનરીવટી—કૌચાં તોલા ૧૬, ગાયનું દુધ તોલા ૬૪ અને ઉકાળી દુધ ઘાટું થાય ત્યાં સુધી પકાવવું. પછી ઉપરની છાલ કાઢી નાંખી બીજ બારીક વાટી તેનો મેદો કરવો અને તેની નાની વડીઓ કરવી. તેને ગાયના ઘીમાં પકાવી બમણી સાકરની ચાસણીમાં ગલેફવી; તે ગલેફેલી વડીઓ ડુબી જાય તેટલા મધમાં એક એક ડુબાવી દેવી. માત્રા–તોલો ૦ા થી ૦ાા; વીર્યસ્રાવ અને નસોની નબળાઇ મટાડી બળ તથા વીર્ય વધારે છે.—ભા. પ્ર.

૭૫૮. વ્યાઘ્રાદિગુટિકા–ભોરીંગણી, જીરૂં તથા આમળાં ચુર્ણ કરીને તેની મધમાં ગોળી કરી ખાવી. ઉર્ધ્વવાયુ, શ્વાસ—શારંગ.

૭૫૯. વિષમમુષ્ટિગુટિકા–(અગ્નિતુંડી, શુદ્ધપારો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, અજમો, ત્રિફળ, પંચલવણ, ચિત્રકમુળ, જીરૂં, વાવડીંગ અને ત્રિકટુ; એ અઢાર ચીજો સમભાગે તોલા ૧૮

તે સર્વની બરાબર શુદ્ધ ઝેરકોચલાં; સર્વને લીંબુના રસમાં ઘુંટી બબ્બે રતીની ગોળી કરવી, **માત્રા** રતી ૧ થી ૨, જીર્ણ વાતવ્યાધિ, શુક્રદોષ, મગજના રોગ તથા મંદાગ્નિ—**શારંગ.**

**૭૬૦. વ્યોષાદિગુટીકા**—સુંઠ, મરી, પીપર, અમ્લવેતસ, ચવક, તાલીસપત્ર, ચિત્રક,જીરૂં અને આંબલી દરેક તોલો ૧, તજ, તમાલપત્ર, એલચી, દરેક તોલો ०।, ગોળ તોલા ૨૦; ગોળમાં ગોળી વાળવી. **માત્રા**—તોલા ०॥ થી ૧. પીનસ, દમ, ખાંસી, આમ—**શારંગ.**

**૭૬૧. શંખવટી**—આંબલીનો ક્ષાર તોલા ૪, પંચવલણ તોલા ૪, તેને લીંબુના રસમાં ભીંજવવાં. પછી શંખના કટકા તોલા ૪ તપાવી તપાવીને વારંવાર તે રસમાં બુઝાવવા (ભસ્મ થઇ જાય ત્યાં સુધી); પછી તેમાં ત્રીકટુ તો. ૪, વજ તો. ૨, હીંગ તો, ૨, શુદ્ધ ગંધક, શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ ત્રણે મળીને તોલો ૧ મેળવી લીંબુના રસમાં ઘુંટી ચણીબોર જેવડી ગોળી કરવી. **માત્રા**—ગોળી ૧ થી ૨. સર્વ જાતના ઉદરના રોગ, અજીર્ણ, શૂળ, કોલેરા, અગ્નિમાંધ, ગુલ્મ—**ભા. પ્ર.**

**૭૬૨. સંજીવની**—વાવડીંગ, સુંઠ, પીપર, ત્રિફલાં, વજ, ગળો, ભીલામાં, શુદ્ધ વછનાગ. એ દશ વસ્તુના ચૂર્ણને ગોમૂત્રમાં ઘુંટી રતી રતીની ગોળી વાળવી. **અનુપાન**—આદુનો રસ, અજીર્ણ, ગુલ્મ, કોલેરા વગેરેમાં ૧ ગોળી, ઉલટીમાં ૨, સર્પ વિષમાં ૩, સન્નિપાતમાં ૪ ગોળી દેવી—**શારંગ.**

## ગુગળ.

**૭૬૩. અમૃતા ગુગળ**—ગળો તોલા ૬૪, ગુગળ તોલા ૩૨, હરડે, બહેડાં, આમળાં દરેક તોલા ૬૪, તેને ખાંડી ક્વાથ કરવો, ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે પાણી ગાળી કાઢી તેને ફરીથી અગ્નિપર ચઢાવવું, તે જ્યાં સુધી ઘાટું થઇ જાય ત્યાં સુધી ઉકાળવું. પછી તેમાં શુદ્ધ નેપાળો, સુંઠ, મરી, પીંપર, વાવડીંગ, ગળો, હરડે, બેહેડાં. આમળાં અને તજ, દરેક તોલા ૨, નસોતર તોલો ૧ ચૂર્ણ કરી મેળવવું. પછી જ્યારે તે પાક ગોળી વાળવા જેવો થાય ત્યારે નીચે ઉતારી ગોળીઓ પાવલીભાર વજનની વાળવી, **માત્રા**—તોલો ०॥ થી ૧. **અનુપાન**—રોગાનુસાર, વાતરક્ત, કોઢ, અર્શ, અગ્નિમાંધ, દુષ્ટવ્રણ, પ્રમેહ, આમવાત, ભગંદર નાડીવ્રણ, ઉરૂસ્તંભ ને સોજાને મટાડે છે,—**ભા. પ્ર.**

**૭૬૪. કાંચનાર ગુગળ**—કાંચનાર વૃક્ષની છાલ તોલા ૪૦. ત્રિફલાં તોલા ૨૪, ત્રિકટુ તોલા ૧૨, વરણાની છાલ તોલા ૪, એલચી, તજ, તમાલપત્ર અકેક તોલો, એ પ્રમાણે સર્વનું ચૂર્ણ કરવું. ચૂર્ણની બરાબર શુદ્ધ ગુગળ. ચૂર્ણ તથા ગુગળને પાણીમાં વાટીને અથવા ગુગળનો પાક કરી તેમાં ચૂર્ણ મેળવીને ગોળી વાળવી. માત્રા–તોલો ०। થી ૧, **અનુપાન**—પાણી અથવા કાંચનારની છાલનોજ ઉકાળો, ગંડમાળ, અપચી, અર્બુદ, ગ્રંથી, વ્રણ, ગુલ્મ કુષ્ઠ, ભગંદર—**શારંગ.**

**૭૬૫. કિશોર ગુગળ**—હરડે, બેહેડાં, આમળાં તથા ગળો, દરેક તોલા ૬૪, તેને ખાંડીને લોઢાની કડાઇમાં ૧૫૩૬ તોલા પાણીમાં ઉકાળવાં, અર્ધું પાણી રહે એટલે ગાળી લેવું. તે પાણીમાં શુદ્ધ ગુગળ તોલા ૬૪ નાંખીને ફરી ધીમા તાપથી ગોળના જેવો પાક બનાવવો અને ઉતારતી વખત તેમાં નીચેની વસ્તુઓનું બારીક ચૂર્ણ નાંખી મેળવવું. હરડે, બેહેડાં, આમળાં એ દરેક તોલા ૨, ગળો તોલા ૪, સુંઠ, મરી, પીપર તથા વાવડીંગ એ ચાર દરેક તોલા ૨, દંતીમૂળ તોલો ૧, નસોતર તોલો ૧. તે સર્વનું બારીક ચૂર્ણ મેળવીને તેની પા પા તોલાની ગોળી વાળવી. **અનુપાન**—જરા ગરમ પાણી અથવા દુધ અથવા મંજી-

ષ્ટાદિ ક્વાથ અથવા ઉપચારકની બુદ્ધિ અનુસાર. **માત્રા**—તોલો ૦ા થી ૧ અથવા બળ પ્રમાણે વધારે. વાતરક્ત, કુષ્ઠ, વ્રણ, પ્રમેહ પીટિકા, પ્રમેહ, ઉદર, અગ્નિમાંદ્ય, ખાંસી, સોજો, પાંડુ—**શારંગ.**

**૭૬૬. ગોક્ષુરાદિ ગુગળ**—ગોખરૂ તોલા ૧૧૨. તેને કુટીને છગણા પાણીમાં ઉકાળવાં. અર્ધું પાણી બાકી રહે તે ગાળી લઇ તેમાં શુધ્ધ ગુગળ તોલા ૨૮ મેળવીને ઘૂંટવો અને ઉપરથી નીચેની ચીજોનું બારીક ચૂર્ણ નાંખવું-ત્રિકટું, ત્રિફળા તથા મોથ તે સાતે ચાર ચાર તોલા. **માત્રા**—તોલો ૦ા **અનુપાન**—પાણી અથવા દરદ પ્રમાણે; પરમો, ; મૂત્રકૃચ્છ્ર, પ્રદર, મૂત્રાઘાત, વાતરક્ત, પથરી. શુક્રરોગ—**શારંગ.**

**૭૬૭. ત્રયોદશાંગ ગુગળ**—બાવળ, આસોદ, પલાંસી, ગળો, શતાવરી, ગોખરૂ, રાસ્ના, નસોતર, સુવા, કચુરો, યવાન, સુંઠ; સમભાગે ચૂર્ણ, તે ચૂર્ણ બરાબર ગુગળ ને ગુગળથી અર્ધું ઘી નાંખી ગોળી કરવી. **માત્રા**—તોલો ૦ાા.**અનુપાન**—મધ, દુધ, અથવા ઉનું પાણી. વાયુ સંબંધીના તમામ રોગ મટે છે—**ભા. પ્ર.**

**૭૬૮. ત્રિફળા ગુગળ**—હરડે, બહેડાં, આમળાં તથા પીપર એ ચારે દરેક તોલા ૪ તેનું ચૂર્ણ કરવું. શુધ્ધ ગુગળ તોલા ૨૦ તેનો ઘીમાં ભૂકો કરી સર્વને મેળવી પાણીમાં ગોળી વાળવી, અથવા પાણીમાં ચાસણી કરીને તેમાં ચૂર્ણ નાંખી ગોળી વાળવી. **માત્રા**—તોલો ૦ા થી ૧. **અનુપાન**—પાણી કે દરદ પ્રમાણે. ભગંદર, નાડીવ્રણ, ગુલ્મ, સોજા, હરસ—**શારંગ.**

**૭૬૯, પથ્યાદિ ગુગળ**—હરડે નંગ ૧૦૦, બેહડાં ૧૦૦, આમળાં ૪૦૦, ( દરેકની છાલ સરખે વજને લેવાથી પણ ચાલે) એ બધાંને અધકચરાં ખાંડી એક રાત ૧૦૨૪ તોલા ભાર પાણીમાં પલાળી રાખી બીજે દિવસે અર્ધું પાણી બાકી રહે એટલે ઉકાળી પાણી ગાળી લઇ ફરીવાર ચુલાપર ચડાવવું અને અવલેહ જેવું ઘાટું થાય ત્યારે ઉતારી તેમાં શુધ્ધ ગુગળ તો. ૬૪, અને વાવડીંગ, દાંતીમૂળ; ત્રિફળા, ગળો, પીપર, નસોતર. સુંઠ, મરી એ દરેક તોલા બબ્બેનું ચૂર્ણ મેળવી ગોળીઓ કરવી. **માત્રા**—તોલો ૦ા થી ૧. ગૃધ્રસી, ખંજતા (લંગડાપણું), બરલ, પાંડુ—**નિ. ૨.**

**૭૭૦ યોગરાજ ગુગળ**—સુંઠ, પીપર, ચવક; પીપરીમૂળ, ચિત્રકમૂળ, શેકેલી હીંગ, અજમોદ, ધોળા સરસવ, જીરૂ, શાહજીરૂ, નગોડનાં બી, ઇંદ્રિજવ, કાળીપાટ, વાવડીંગ, ગજ પીપર, કડુ, અતિવિષ, ભારંગમૂળ: વજ, મોરવેલ એ દરેક તોલો ૦ા સર્વથી બમણાં (તોલા ૧૦) ત્રિફળા, સર્વનું ચૂર્ણ કરવું. સર્વની બરાબર ( તોલા ૩૦ ) શુધ્ધ ગુગળ, ગુગળને ઘીમાં સારી પેઠે ગોળ જેવો નરમ કરી તેમાં ચૂર્ણ મેળવવું અગર ગોળની પેઠે ચૂલે ચડાવી થોડા પાણીમાં પાક કરવો. તેમાં તૈયાર કરેલું ચૂર્ણ મેળવી દઇ પાવલીભારની ગોળી કરવી. **માત્રા**—તોલો ૦ા થી ૧. **અનુપાન**—વગેર માટે જુવો નં. ૯૦. આ લઘુ યોગરાજ કહેવાય તેમાં બંગભસ્મ, લોહભસ્મ, રૂપાની ભસ્મ, નાગભસ્મ, અભ્રકભસ્મ, મંડુર તથા રસસિંદુર દરેક તોલા ૪ મેળવવામાં આવે તો તે મહા યોગરાજ કહેવાય. તેની **માત્રા**—વાલ ૧ થી ૪ અથવા શકિત પ્રમાણે—**શારંગ.**

**૭૭૧. સિંહનાદ ગુગળ**—ત્રિફળાં દરેક તોલા ૧૨ ( કુલ ૩૬ તોલા ) તેનો ક્વાથ કરી તેને ગાળી લઇ તેમાં શુધ્ધ ગંધક તોલા ૪, ગુગળ તોલા ૧૨, એરંડીઉ તોલા ૧૬ નાંખી લોઢાના વાસણમાં પાક કરવો. પછી તેની પાવલીભારની ગોળી કરવી. **માત્રા**—તોલો ૦ા થી ૦ાા. સર્વ જાતનો વાયુ, આમવાત, ઉદરરોગ, ગુલ્મ, શુળ વગેરે,—**ભા. પ્ર.**

## આસવ અને અરિષ્ટ.

૭૭૨. **અભયારિષ્ટ**—હરડે તોલા ૪૦૦, દ્રાક્ષ તોલા ૨૦૦, વાવડીંગ તોલા ૪૦, મહુડાનાં ફૂલ તોલા ૪૦, તેને પાણી તોલા ૪૦૯૬ માં ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થયા પછી તેમાં ગોળ તોલા ૪૦૦, ગોખરૂ, નસોતર, ધાણા, ધાવડીનાં ફૂલ, ઈંદ્રવારૂણીનાં મૂળ, ચવક, વરીઆળી, સુંઠ, દાંતીમૂળ, મોચરસ દરેક તોલા ૮ લઇ ચૂર્ણ કરી નાખવું. પછી માટીના રીઢા વાસણમાં ભરી તેનું મોં કપડમાટીથી બંધ કરી એક મહિના સુધી તડકે રાખવું. પછી તેને ગાળી કાઢી વાપરવું. **માત્રા**-દરદીની શક્તિ પ્રમાણે. અર્શ, ઉદરરોગ, સંગ્રહણી, પાંડુ, હૃદરોગ, પ્લીહા, ગુલ્મ, સોજા—ભૈ. ૨.

૭૭૩. **અશોકારિષ્ટ**—આસોપાલવની છાલ તોલા ૪૦૦, પાણી તોલા ૪૦૯૬ માં પકાવવી. ચતુર્થાંશ બાકી રહે ત્યારે પાણી ગાળી લઇ તેમાં ગોળ તોલા ૪૦૦, ધાવડીનાં ફૂલ તોલા ૬૪, શાહજીરૂં, મોથ, સુંઠ, દારૂહળદર, કમળ, ત્રિફળાં, આંબાની ગોટલી, જીરૂં, અરડુસાની છાલ, સુખડ એ સર્વે વસ્તુ દરેક તોલા ૪ નું ચૂર્ણ કરી મેળવવું. તે બધી ચીજો એક માટલામાં ભરી કપડમાટી કરી એક માસ રાખી મૂકવું. પછી ગાળી ઉપયોગમાં લેવું. **માત્રા**-તોલા ૧ થી ૩-પ્રદર, શ્વેતપ્રદર, જ્વર, રક્તપિત્ત, અર્શ, મંદાગ્નિ, અરૂચિ, પ્રમેહ, સોજા વગેરે સ્ત્રીઓના તમામ રોગોને મટાડે છે.—ભૈ. ૨.

૭૭૪. **અશ્વગંધારિષ્ટ**—આસંધ તોલા ૨૦૦, ધોળીમુસળી તોલા ૮૦, મજીઠ, હરડે, હળદર, દારૂહળદર, જેઠીમધ, રાસ્ના, વિદારીકંદ, અર્જુનવૃક્ષ, મોથ, નસોતર એ સર્વ દરેક તોલા ૪૦, ધોળી ઉપલસરી, કાળી ઉપસરી સુખડ, રતાંજળી, વજ, ચિત્રકમૂળ, એ દરેક તોલા ૩૨, તે બધાંનો ક્વાથ કરી પાણી તોલા ૮૧૯૨ માં ઉકાળવો. પછી અષ્ટમાંશ (તોલા ૧૦૨૪) બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ થાય ત્યારે તેમાં ધાવડીનાં ફૂલ તોલાં ૬૪, મધ તોલા ૮૦૦, ત્રીકટુ તોલા ૮, ત્રિજાતક તોલા ૧૬, ધઉંલા તોલા ૧૬, નાગકેસર તોલા ૮ નાંખી માટલાંમાં ભરી કપડમાટી કરી બે માસ રાખી મૂકવો. **માત્રા**-તોલા ૨. મૂર્છા, અપસ્માર (વાઇ), શોષ, દાહ, ઉન્માદ, કૃષતા, બધી જાતના અર્શ મંદાગ્નિ, વાતવ્યાધિ વગેરે મટે છે.-ભૈ. ૨.

૭૭૫. **એલાદ્યરિષ્ટ**—એલચી (મોટી) તોલા ૨૦૦, અરડુશીની છાલ તોલા ૮૦, મજીઠ, કડાની છાલ, દાંતીમૂળ, ગળો, હળદર, દારૂહળદર, રાસ્ના, વાળો, જેઠીમધ, સરસડો, ખેરસાર, અર્જુનવૃક્ષની છાલ, કરીયાતું, લીંબડો, કઠ, ચીત્રક અને વરીઆળી દરેક તોલા ૪૦ લઇ ઉકાળો કરી પાણી તોલા ૮૧૯૨ નાંખી ઉકાળવો. પાણી તોલા ૧૦૨૪ બાકી રહે ત્યારે ઉતારી ઠંડું થયા પછી ધાવડીનાં ફૂલ તોલા ૬૪, મધ તોલા ૧૨૦૦, ચાતુર્જાત, ત્રિકટુ, ચંદન, રતાંજળી, જટામાંસી, મોરવેલ, મોથ, દગડ, ( પથ્થરફુલ ) કાળી ઉપલસરી, ધોળી ઉપલસરી, દરેક તોલા ૪ નાંખી માટલામાં ભરી કપડમાટી કરી એક માસ રાખી મૂકવો. **માત્રા**-તોલા ૨ થી ૪. રતવા, મસૂરિકા, અછબડા, ઓરી, શીળસ, વિસ્ફોટક, વિષમજ્વર વગેરે મટે છે.-ભૈ. ૨.

૭૭૬. **કુટજારિષ્ટ**—કડાની છાલ તોલા ૪૦૦, દ્રાક્ષ તોલા ૨૦૦, મહુડાં તોલા ૪૦, શીવણનાં મૂળ તોલા ૪૦, એ બધાંને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળવાં. ચતુર્થાંશ (૧૦૨૪ તોલા) બાકી રહે ત્યારે પાણી ગાળી લઇ તેમાં ધાવડીનાં ફૂલ તોલા ૮૦, ગોળ તોલા ૪૦૦

નાંખી એક માટીના વાસણમાં ભરી મેં બંધ કરીને એક માસ સુધી રાખી ગાળી ઉપયોગમાં લેવું. **માત્રા**–તોલા ૧ થી ૪. સર્વે પ્રકારના જ્વર. અગ્નિમાંદ્ય, સંગ્રહણી, રક્તાતિસાર.—**શારંગ.**

**૭૭૭. દશમૂલારિષ્ટ**—દશમૂળ ( જુવો નં, ૨૫૦ ) દરેક તોલા ૨૦, ચિત્રકમૂળ તોલા ૧૦૦, પુષ્કરમૂળ (અથવા કઠ) તોલો ૧૦૦, લોદર તોલા ૮૦, ગળો તોલા ૮૦, આમળાં તોલા ૬૪, ધમાસો તોલા ૪૮, ખેરની છાલ તોલા ૩૨, બીઅલાની છાલ તોલા ૩૨, હરડેદળ તોલા ૩૨ તથા કઠ, મજીઠ, દેવદાર, વાવડિંગ, જેઠીમધ, ભારંગી, કોઠું, બેહેડાં સાટોડીનાં મૂળ, ચવક, જટામાંસી, ધઉંલા, ઉપલસરી, શાહજીરૂં, નસોતર, રેણુક બીજ ( નગોડનાં બી ), રાસ્ના, પીપર, સોપારી, સડકચૂરો, હળદર, વરીઆળી, પદ્મક, નાગકેસર, મોથ, ઇંદ્રિજવ, કાકડાશીંગી, જીવક તથા રૂષભકના અભાવે વિદારીકંદ, મેદા–મહામેદાના અભાવે શતાવરી, કાકોલી, ક્ષીરકાકોલીના અભાવે આસંધ, ઋદ્ધિ વૃદ્ધિના અભાવે વારાહીકંદ એ દરેક તોલા ૮, લઇ ખાંડી સર્વેથી આઠગણા પાણીમાં ઉકાળવું. પછી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઇ માટલામાં ભરવું અને દ્રાક્ષ તોલા ૨૫૬ લઇ તેનાથી ચારગણા પાણીમાં ઉકાળવી. ત્રણ ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ઠંડું થયા પછી તેને ઉપરના માટલામાં ક્વાથ ભેગું નાંખવું. પછી તેમાં મધ તોલા ૧૨૮, ગોળ તોલા ૧૬૦૦ મેળવવાં અને ધાવડીનાં ફૂલ તોલા ૧૨૦, અને કંકોળ, વાળો, સુખડ, જાયફળ, લવંગ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપર, એ દરેક તોલા ૮ લઇ સર્વેનું ચૂર્ણ કરી માટલામાં ઉકાળા ભેગું નાંખવું, તથા કસ્તુરી પણ ચાર માસા ( ૧ શાણુ ) નાંખી તે માટલાને કપડમાટી કરી જમીનમાં દાટી રાખવું. પછી સારો રસ થયો જણાય એટલે બહાર કાઢી તેમા નિર્મળીના બીજનું બારીક ચૂર્ણ થોડું નાખવું, જેથી રસ નિર્મળ થાય છે. **માત્રા**–તોલા ૧ થી ૨ાા સંગ્રહણી, અરૂચિ, શ્વાસ, ઉધરસ, ગુલ્મ, ભગંદર, વાતરોગ, ક્ષય, ઉલટી, પાંડુ, કમળો, ચામડીનાં દરદો, અર્શ, પ્રમેહ, અગ્નિમાંદ્ય, ઉદરરોગ, શર્કરા (પેશાબમાં ખડી જેવો ધોળો પદાર્થ જવો), ઉનવા, ધાતુક્ષય વગેરે દરદ મટાડે છે; સ્ત્રીના વંધ્યાદોષને મટાડે છે. દુર્બળ માણુસને સશક્ત બનાવે છે અને શરીરમાં વીર્ય તથા બળની વૃદ્ધિ કરે છે—**શારંગ.**

**૭૭૮. દ્રાક્ષારિષ્ટ**—દ્રાક્ષ તોલા ૨૦૦, પાણી તોલા ૨૦૪૮ માં ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળી ઠંડું થયા પછી તેમાં ગોળ તોલા ૮૦૦, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ધઉંલા, મરી, પીપર, વાવડીંગ દરેક તોલા ચારનું ચૂર્ણ નાંખી એ બધાંને હલાવી એક માટીના વાસણમાં ભરી મોં બંધ કરી એક માસ પર્યંત રાખવું, પછી ગાળીને ઉપયોગમાં લેવું. **માત્રા**–તોલા ૧ થી ૪. ઉરઃક્ષત, ક્ષય, ખાંસી, શ્વાસ અને બીજા કંઠના રોગમાં ફાયદો કરે છે. શક્તિ વધારે છે અને મળની શુદ્ધિ કરે છે.—**શારંગ.**

**૭૭૯. અહિફેનાસવ**—મહુડાનો દારૂ તોલા ૪૦૦, અફીણ તોલા ૧૬; મોથ, જાયફળ, ઇંદ્રજવ, એલચી, એ દરેક તોલા ૪, એ સર્વેને ખાંડીને એક સારા માટીના વાસણમાં સર્વેને ભરી એક માસ રાખી મૂકવાં. **માત્રા**–ટીપાં ૫ થી ૧૦. અતિસાર, કૉલેરા, સંગ્રહણી વગેરે ઝાડાનાં દરદો મટાડે છે.—**ભૈ. ર.**

**૭૮૦. ઉશીરાસવ**—વાળો, નેત્રવાળો, કમળ રાતાં, શિવણમૂળ, કમળ કાળાં, ધઉંલા, પદ્મકાષ્ટ, લોદર, મજીઠ, ધમાસો, કાળીપાટ, કરીયાતું, કડું, વડની છાલ, ઉંબરાની છાલ, કચોરો, ખડસલીઓ, સફેદ કમળ, પટોળ, કાંચનારની છાલ, જાંબુની છાલ, શેમળાની છાલ,

દરેક તોલા ૪ નું ચૂર્ણ, દ્રાક્ષ તોલા ૮૦, ધાવડીનાં ફૂલ તોલા ૬૪, પાણી તોલા ૨૦૪૮, સાકર તોલા ૪૦૦, મધ તોલા ૪૦૦ એ સર્વને એક માટલામાં ભરી તેનું મો કપડમાટીથી બંધ કરી એક માસ સુધી રાખી મૂકવું, પછી ગાળીને ઉપયોગમાં લેવું.–**માત્રા** તોલા ૧ થી ૪, રક્તપિત્ત, પાંડુ, કુષ્ટરોગ, પ્રમેહ, અર્શ, કૃમિ, શોષ ને લોહીવિકારને મટાડે છે.–**શારંગ.**

**૭૮૧. કનકાસવ**—ધંતુરાનાં પંચાગ તોલા ૧૬, અરડુશીના મૂળની છાલ, જેઠીમધ, પીપર, ભોરીંગણી, કેસર, સુંઠ, ભારંગી, તાલીસપત્ર એ સર્વે મળી તોલા ૮ (દરેક તોલા ૧), ધાવડીનાં ફૂલ તોલા ૬૪, દ્રાક્ષ તોલા ૮૦, પાણી તોલા ૨૦૪૮, સાકર તોલા ૪૦૦, મધ તોલા ૨૦૦ એ સર્વને એકત્ર કરી માટીના વાસણમાં નાંખી મોં બંધ કરી ૧ માસ રાખી મૂકવાં. **માત્રા**–તોલા ૧ થી ૨. સર્વે પ્રકારના શ્વાસ, ખાંસી, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણજ્વર રક્તપિત્ત, વગેરેને મટાડે છે.—**ભૈ. ર.**

**૭૮૨. કર્પૂરાસવ**—મહુડાનો દારૂ, તેને અભાવે સરકો તોલા ૪૦૦, કપૂર તોલા ૩૨, એલચી (ઝીણી), તજ, સુંઠ, અજમોદ, મરી, દરેક તોલા ૪, લઇ સર્વને ખાંડી ૧ માસ સુધી રીઢા વાસણમાં નાંખી કપડમાટી કરી રાખી મૂકવું. પછી ગાળી ઉપયોગમાં લેવું, **માત્રા**–ટીપાં ૧૦ થી ૨૦. કૉલેરા, ચુંક તથા અજીર્ણના સર્વે વિકારો મટાડે છે.–**ભૈ. ર.**

**૭૮૩. કુમારિકાસવ**—કુંવારનાં લક્રાંનો રસ (ગરભ) તોલા ૧૦૨૪, ગોળ તોલા ૪૦૦, હરડે તોલા ૧૦૦, પાણી તોલા ૧૦૨૪, એ સર્વને ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. તેમાં મધ તોલા ૨૫૬, ધાવડીનાં ફૂલ તોલા ૬૪, જાયફળ, લવીંગ, મરચકંકોળ, ચણકબાબ, જટામાંસી, ચવક, ચિત્રક, જાવંત્રી, કાકડાશીંગી, એહેડાં, પુષ્કરમૂળ, એ દરેક તોલા ચારનું ચૂર્ણ. તામ્રભસ્મ તોલા ૨, લોહભસ્મ તોલા ૨, નાંખી માટીના રીઢા વાસણમાં ભરી રાખી મોં બંધ કરી ૨૦ દિવસ જમીનમાં અગર અનાજના ઢગલામાં રાખવું; પછી ગાળી લઇ ઉપયોગમાં લેવું. **માત્રા**–તોલા ૨ થી ૪. સ્ત્રીઓને રક્તગુલ્મ, પાંચ પ્રકારની ખાંસી. શ્વાસ, ક્ષય, ઉદરરોગ, અર્શ વાતવ્યાધિ, અપસ્માર, મંદાગ્નિ, કોઠાનું શુળ, ગુલ્મ, બરલ મટે છે.—**યો. ર.**

**૭૮૪. દ્રાક્ષાસવ**—દ્રાક્ષ તોલા ૪૦૦, પાણી તોલા ૮૧૯૨, ઉકાળી ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ ઠંડુ થયા પછી મધ તોલા ૧૦૦, ખડીસાકર તોલા ૧૦૦, ધાવડીનાં ફૂલ તોલા ૬૦ અને કંકોળ, લવંગ, જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર. પીપર, ચવક, ચિત્રક, પીપરીમૂળ, ખડસલીઓ, પિત્તપાપડો, દરેક તોલા ૪ લઇ તેનું ચૂર્ણ કરી મેળવી ઘીના રીઢા વાસણમાં સુખડ તથા કપૂર વગેરેનો ધુપ દઇ તેમાં દ્રાક્ષાસવ નાંખીને તે વાસણ બે માસ સુધી તડકે રાખી મૂકવું. ત્યારપછી ગાળી ઉપયોગમાં લેવો. **માત્રા**–તોલા ૧ થી ૪. ખાંસી, શ્વાસ, ઉરઃક્ષત, મંદાગ્નિ સંગ્રહણી, અર્શ, ગુલ્મ, ઉદર. કૃમિ, કુષ્ટરોગ, વ્રણ, નેત્ર તથા શિરોરોગ, જ્વર, આમ, અજીર્ણ, પાડુ વગેરે મટે છે–**નિ. ર.**

**૭૮૫. ધાત્ર્યાસવ**—પાકેલાં લીલાં આમળાં નંગ ૨૦૦૦ તેનો રસ કહાડી તેમાં ટ્રે મધ, સાકર તોલા ૨૦૦, પીપરનું ચૂર્ણ તોલા ૮, તે સર્વને ઘીના રીઢા વાસણમાં કે બરણીમાં રાખીને મો બંધ કરી તે વાસણ ધાનના ઢગલામાં આશરે પંદર દિવસ રાખવું. **માત્રા**—તોલા ૨ થી ૪. કમળો, પાંડુ, હૃદરોગ, વાતરક્ત, વિષમજ્વર, શ્વાસ. અરૂચિ–**ચરક.**

૭૮૬. પત્રાંગાસવ—પતંગ, ખેરસાર, અરડુશી, શેમળાનાં ફૂલ, બળબીજ, ભીલામાં ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, તાજાં જાસુદનાં ફુલ, આંબાની ગોટલી, દારૂહળદર, કરીયાતું, પોસના ડોડા, જીરૂં, લોહ, રસવંતી, બીલીફળ, ભાંગરો, તજ, કેસર, લવંગ, દરેક તોલા ૪ લઇ ચૂર્ણ કરવું. દ્રાક્ષ તોલા ૮૦, ધાવડીનાં ફુલ તોલા ૬૪, પાણી તોલા ૨૦૪૮, સાકર તોલા ૪૦૦, મધ તોલા ૨૦૦, એ સર્વેને એકત્ર કરી એક માટલામાં ભરી એક માસ સુધી રાખી મૂકવું. પછી ગાળી વાપરવું. માત્રા-તોલા ૨ થી ૪. ઉગ્રપ્રદર, શ્વેતપ્રદર, રક્તપ્રદર, પીડાવાળો પ્રદર, જ્વર, પાંડુ, સોજા, મંદાગ્નિ, અરૂચિ વગેરે સ્ત્રીનાં દરદને મટાડે છે. ભૈ. ૨.

૭૮૭. પિપલ્યાસવ—પીપર, મરી, ચવક, હળદર, ચિત્રક, નાગરમોથ, વાવડીંગ, સોપારી, લોદર, કાળીપાટ, આમળાં, ચણકબાબ, ચંદન, કઠ, લવંગ, તગર, જટામાંસી, તજ, એલચી, તમાલપત્ર, ધઉંલાં, નાગકેસર, આ બાવીસ ઔષધો દરેક તોલા ૪ લઇ તેનું બારીક ચુર્ણ પાણી તોલા ૨૦૪૮ (૨ દ્રોણ)માં નાંખવું અને તેમાં ગોળ તોલા ૧૨૦૦ (૩ તુલા) મેળવવો, ધાવડીનાં ફુલ તોલા ૪૦, દ્રાક્ષ તોલા ૨૪૦ તે બન્ને બારીક ખાંડી મેળવવાં, પછી તે સર્વને એક માટીના વાસણમાં ભરી એક માસ સુધી તડકે રાખી મૂકવું. પછી ગાળી ઉપયોગમાં લેવું. માત્રા-તોલા ૨ થી ૪. ક્ષય, ગુલ્મ, ઉદરરોગ, કૃશતા, સંગ્રણી, પાંડુ, અર્શ વગેરેનો જલ્દી નાશ કરે છે—નિ. ૨.

૭૮૮. લોહાસવ—લોહભસ્મ, સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આમળાં, અજમોદ, વાવડીંગ, મોથ, ચિત્રકમુળ, એ અગીયાર વસ્તુ દરેક તોલા ૧૬, ધાવડીનાં ફુલ તોલા ૮૦, એ બધાનું ચુર્ણ, મધ તોલા ૨૫૬, ગોળ તોલા ૪૦૦, પાણી તોલા ૨૦૪૮, આ સર્વ વસ્તુને માટલામાં ભરીને ૧ માસ તડકે રાખી મુકવું. પછી ગાળી વાપરવું, માત્રા-તોલા ૨ થી ૪. મંદાગ્નિ, પાંડુ, સોજા, ગોળો, ઉદરરોગ, અર્શ, કુષ્ટરોગ (ચામડીના વિકારો, બરલ ચેળ, ખાંસી, દમ, ભગંદર, અરૂચી, સંગ્રહણી, હૃદ્રોગ મટે છે—શારંગ.

૭૮૯. વાસાસવ—અરડુશીનાં તાજાં પાન તોલા ૨૦૦ તેને જરા ખાંડી તેને પાણી શેર ૪૦ ની અંદર ઉકાળી ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેને ગાળી લઇ તેમાં શેર ૧૦ ગોળ ધાવડીનાં ફુલ તોલા ૩૪, એલચી, તમાલપત્ર, નાગકેસર, ચણકબાબ, મરી, વાળો, એ દરેક તોલા ૪ લઇ ચૂર્ણ કરી મેળવી એક માટીના પાત્રમાં ભરી મોં બંધ કરી એક માસ રાખી મુકવું, પછી ગાળી કામમાં લેવું. માત્રા-તોલા ૧ થી ૪. ઉધરસ, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણજ્વર, વિષેશ કરી સોજામાં સારો ફાયદો કરે છે—નિ. ૨.

## અવલેહ—ચાટણ.

૭૯૦. અમૃતહરિતકી—શતાવરી, ભાંગરો, સાટોડી, કાંટાશેરીઓ, એ દરેક તોલા ૨૮ લઇ ખાંડી ચારગણા પાણીમાં ક્વાથ કરવો. ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળી લઈ તેમાં મોટી હરડે તોલા ૧૪૪૦, તથા દુધ તોલા ૧૨૦ નાંખી પકાવવી. પછી હરડે બહાર કાઢી તેને ચીરી ઠળીઆ કાઢીને રાખવી પારો તોલા ૨૪ તથા ગંધક તોલા ૨૪, એક લોઢાના વાસણમાં તપાવી તેની કજળી કરવી. તે કજળીમાં ગળોસત્વ તોલા ૨૮ મેળવી તેની મધમાં ગોળીઓ નં. ૩૬૦ વાળવી. તે ગોળીઓ એકેક હરડેમાં ભરવી. પછી સુતરથી બાંધી દઇને હરડેને મધમાં બુડાવી રાખી મુકવી, માત્રા-હરડે ૧. શુષ્ક પાંડુને મટાડે છે—નિ. ૨.

૭૯૧. આર્દ્રકાવલેહ (૧)—પાંચશેર આદુને છોલીને તેનાં પાતળાં પતીકાં કરવાં તથા ધાણાં, અજમોદ, લોહભસ્મ, જીરૂં, તજ, તમાલપત્ર, એલચી અને કઠુ એ દરેક બબ્બે તોલા તેનું ચૂર્ણ કરવું. પછી પાંચશેર ગોળનો પાક કરીને તેમાં આદુનો ચુરો તથા ચૂર્ણ મેળવી ચાટણ કરવું. માત્રા—તોલા ૨ થી ૪. ખાંસી, પીનસરોગ, સળેખમ, હરસ, ગુલ્મ, સોજા તથા ક્ષય—નિ. ૨.

૭૯૨. આદુનું ચાટણ (૨)—આદુનો રસ તોલા ૪૦, પાણી તોલા ૧૦, સાકર તોલા ૨૦. તેનો ધીમા તાપથી પાક કરવો. તેમાં કેસર, એલચી. જાયફળ, જાવંત્રી તથા લવીંગ દરેક એક એક તોલાનું બારીક ચુર્ણ મેળવવું. માત્રા—તોલા ૦॥ થી ૧. મંદાગ્નિ, ખાસી, શ્વાસ, અરૂચિ.

૭૯૩. કંટાકારિઅવલેહ—બેઠી ભોરીંગણીનું પંચાંગ સુકું શેર ૧૦, અધકચરૂં ખાંડી પાણી શેર ૨૬ માં ઉકાળવું. ચતુર્થાંશ બાકી રહે ત્યારે તે ગાળી લઇ તેમાં સાકર શેર ૨, ઘી તોલા ૩૨, તેલ તોલા ૩૨, ગળો, ચવક, ચિત્રક, મોથ, કાકડાશિંગી, સુંઠ, મરી, પીપર, ધમાસો, ભારંગમૂળ, રાસ્ના, કચુરો, એ સર્વ વસ્તુઓ દરેક તોલા ૪ નું ચૂર્ણ નાંખી ફરી ઉકાળવું. ચાટણ જેવો પાક થાય ત્યારે નીચે ઉતારી ઠરે ત્યારે તેમાં મધ તોલા ૩૨, વાંસ-કપુર તોલા ૧૬ પીપરનું ચૂર્ણ તોલા ૧૬ મેળવી માટીના રીઢા વાસણમાં ભરવો. માત્રા—તોલા ૧ થી ૨. હેડકી, દમ, ખાંસી, શ્વાસ—નિ. ૨.

૭૯૪. કાસકંડનાવલેહ—બકરીનું મૂત્ર તોલા ૪૦૦, તેને ઉકાળીને ગોળીના પાક જેવો પાક કરવો. પછી તેમાં બહેડાં તોલા ૮, પીપર તોલા ૪, લોહભસ્મ તોલા ૪, ભોરીંગ-ણીનાં ફળ તોલા ૮, એ સર્વનું બારીક ચૂર્ણ મેળવીને કાચના વાસણમાં ભરી રાખવું. માત્રા—માસા ૨ થી ૪. અનુપાન—કેળનું પાણી અથવા મધ—અસાધ્ય ખાંસી —નિ. ૨.

૭૯૫. કુટજાવલેહ—કડછાલ શેર ૧૦ ને ખાંડી પાણી શેર ૨૫ માં ઉકાળવી. ચતુર્થાંશ બાકી રહે ત્યારે તે ગાળી લઇ તેમાં ગોળ શેર ૩ નાંખી પાક કરવો. તેમાં રસવંતી, મોચરસ, સુંઠ, મરી, પીપર, હરડે, બેહેડાં, આમળાં, રીસામણી, ચિત્રક, પહાડમૂળ, બીલીફળ, ઇંદ્રજવ, વજ, ભીલામાં, અતિવિષ, વાવડીંગ, વાળો, એ દરેક તોલા ૪ નું ચૂર્ણ તથા ઘી તોલા ૧૬ નાંખી નીચે ઉતારવું. ઠંડું થયા પછી મધ તોલા ૩૨ નાંખવું, માત્રા—તોલા ૦॥ થી ૨. અનુપાન—છાશ, દુધ, દહીં, ઘી, પાણી એમાંથી યોગ્ય લાગે તે. હરસના વ્યાધિ, અતિસાર, અરૂચિ, સંગ્રહણી, પાંડુ, રક્તપિત્ત, કમળો, અમ્લપિત્ત, સોજા, કૃશતા વગેરેમાં ફાયદો કરે છે—નિ. ૨.—બોપદેવ.

૭૯૬. કુષ્માંડાવલેહ—( ભુરાં કહોળાંનો અવલેહ. ) પાકેલાં ભુરાં કહોળાંનું ખમ-ણીથી ખમણ કાઢવું. તેમાંથી પાણી નીચોવી કાઢી ગરભને સુકવી ખાંડી ઘીમાં શેકવો. પછી તેમાં જાયફળ, લવીંગ, જાવંત્રી, એલચી, વાંસકપુર, તજ, તમાલપત્ર, નાગકેસર. કમળકાકડી, એ સર્વનું બારીક ચૂર્ણ મેળવવું ને તે સર્વ વસ્તુના વજનની બરોબર સાકર લઇ તેની કહો-ળાના પાણીમાં ચાસણી કરી પાક કરવો. માત્રા—તોલા ૧ થી ૨॥; રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, ભ્રમ, શોષ, ક્ષીણતા, મંદાગ્નિ વગેરે રોગ મટે છે.

૭૯૭. ગોકંટકાદ્યવલેહ—( ગોખરૂનો અવલેહ ) ગોખરૂનું પંચાંગ તોલા ૪૦૦, અધકચરું ખાંડી ૧૬ ગણા પાણીમાં ઉકાળો કરવો. ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળી લઇ,

તેમાં સાકર તોલા ૨૦૦ નાંખી ટાઢું થાય ત્યાં સુધી ફરી ઉકાળવું. પછી નીચે ઉતારી તેમાં સુંઠ, પીપર, નાની એલચી, જવખાર, નાગકેસર, જાવંત્રી, અર્જુનવૃક્ષ, કમળકાકડી, વાંસકપુર, એ સર્વે દરેક તોલા ૩૨ નું ચૂર્ણ કરી નાંખવું. પછી એક માટીના વાસણમાં ભરી રાખવું. **માત્રા**—તોલા ૧ થી ૨. મૂત્રકૃચ્છ્ર, દાહ, મૂત્રનું બંધ થવું, અશ્મરી, પ્રમેહ, રક્તપ્રમેહ, એ સર્વેનો નાશ કરે છે—**નિ. ૨.**

૭૯૮. **ચિત્રકહરિતકી**—ચિત્રક મૂળનો રસ અથવા ઉકાળો, ગળોનો રસ, લીલાં આમળાનો રસ, દશમૂળ ( જુવો નં. ૨૫૦ ) નો રસ એટલે ઉકાળો અને ગોળ એ દરેક તોલા ૪૦૦ લઇ તેમાં હરડેનું ચૂર્ણ તોલા ૨૫૬ નાંખી અગ્નિપર ચડાવી અવલેહ જેવું ઘટ્ટ થાય ત્યાં સુધી પકાવી તેને નીચે ઉતર્યા પછી સુંઠ, પીપર, મરી, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર દરેક તોલા ૪ નું ચૂર્ણ ને જવખાર તોલા ૨ તથા મધ તોલા ૩૨ નાંખી સારા વાસણમાં ભરી રાખવું. **માત્રા**—તોલા ૦॥ થી ૧. સોજા, અર્શ, ગુલ્મ, અગ્નિમાંદ્ય વગેરે દરદોને મટાડે છે—**બોપદેવ.**

૭૯૯ **ચ્યવનપ્રાશાવલેહ**—દશમૂળ ( નં. ૨૫૦ ), કાકડાશીંગી, ખપાટ, આમળાં, જીવંતી ( ખરખોડી ), પુષ્કરમૂળ (કઠ), દ્રાક્ષ, હરડે, ગળો, મેદા, ચંદન, અગર, પદમક, અતિબલા, નાગબલા, જીવક તથા ઋષભક, મોથ, કાકોલી તથા ક્ષીરકાકોલી, વિદારીકંદ એ સર્વે ચાર ચાર તોલા લઇ તેને ખાંડીને તેમાં પાણી ૧૦૨૪ તોલા તથા આમળાં નંગ ૫૦૦ નાંખીને ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે એટલે ઉતારી તે પાણી ગાળી લેવું, પછી તે પાણીને ફરી ઉકાળવું અને અવલેહ જેવું થયેથી ઉતારવું, બાફેલા આમળાંને ઘીમાં અથવા તેલમાં પકવવાં અને ઠળીયા કાઢી નાંખી માવો કરવો. આ માવાની બરાબર સાકર મેળવવી તથા વાંસકપુર ૧૬ તોલા, ૧૦૦૦ પીપરનું ચુર્ણ, તજ, એલચી, તમાલપત્ર બબ્બે તોલા, તે સર્વનું ચુર્ણ, આ સર્વને ઉપલા અવલેહમાં મેળવવાં, આ અવલેહને ઘીના રીઢા વાસણમાં ભરી રાખવો. **માત્રા**—તોલા ૨ થી ૪, **અનુપાન**—મધ અથવા દુધ. આ અવલેહ રસાયન જેવો ગુણ કરે છે, ક્ષીણતા, ક્ષય. સ્વરભંગ, છાતીનાં દરદ, વીર્યદોષ, માથાનો રોગ, પીનસ, વંધ્યત્વ, નપુંસકપણું, વગેરે દરદોમાં ઘણો સારો ગુણ આપે છે.—**હા. સં.**

૮૦૦. **દ્રાક્ષાવલેહ**—કાળી દ્રાક્ષને દુધમાં ઉકાળી ઘીમાં તળવી, પછી સાકરની ચાસણી કરી તેમાં નાંખવી તથા નીચેની વસ્તુઓ મેળવવી,—બદામ ઘીમાં તળીને ખાંડી ભૂકો કરવો, માવાને ઘીમાં શેકી દાણો પાડવો, જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, વાંસકપુર, તજ તમાલપત્ર, નાગકેસર, કમળકાકડી, એ સર્વ વસ્તુઓનું બારીક ચુર્ણ, આ સર્વ વસ્તુઓ ઉપર મુજબ તૈયાર કરી ચાસણીમાં નાંખી પાક તૈયાર કરવો. **માત્રા**—તોલા ૧ થી ૪, અમ્લપિત્ત, રક્તપિત, ક્ષય, પાંડુ, કમળો વગેરે દરદોને મટાડી અશક્તિ દૂર કરે છે—**નિ. ૨.**

૮૦૧. **દંતિહરિતકી**—હરડે ( મોટી ) નંગ ૨૫ લઇ એક કપડામાં પોટલી બાંધવી. પછી તે પોટલી તથા દાંતીમૂળ તોલા ૨૦૦ તથા નસોતર તોલા ૨૦૦ ખાંડીને ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળવાથી પાણી તોલા ૫૧૨ બાકી રહે ત્યારે ગાળી લેવું, તેમાંથી હરડે કાઢી લઇ તેલ ( તલનું ) તોલા ૩૨ માં તળવી, પછી ગોળ તોલા ૨૦૦ લઇ તેમાં ગાળી રાખેલું પાણી નાંખી ચાસણી કરવી, તે ચાસણીમાં નસોતર તોલા ૩૨, પીપર તોલા ૮, સુંઠ તોલા ૮ તેનું ચુર્ણ નાંખવું અને ઠર્યા પછી મધ તોલા ૩૨, ચાતુર્જાત ( જુવો નં. ૪૨૨ ) તોલા ૩૨ નાખવું. તે તૈયાર થાય એટલે તેમાં ઉપરની હરડે બુડાડી રાખી મુકવી, તેમાંથી દરરોજ

એકેક હરડે ખાવી. ગુણ—મળાવરોધ, ઉદરરોગ, બરલ, કલેજાની ગાંઠ વગેરે દરદોમાં આ પ્રયોગ ત્રણ માસ સુધી ચાલુ રાખવાથી મટે છે.—આ. ઐા.

૮૦૨. બિભીતકાવલેહ—બહેડાનાં ફળ ૧૦૦ કે તેની છાલ, તેને બકરીના ૧૦ શેર દુધમાં બાફવાં અને તેનું ચાટણ બનાવવું. તે સાથે બમણું મધ મેળવવું. માત્રા—તોલા ૧ થી ૨, ખાંસી, શ્વાસ, તથા કફ—વૈદ્ય.

૮૦૩. મધુપકવહરીતકી—કદંબ, કડવો લીંબડો, આંબલી એ ત્રણેની છાલ તોલા ૬૪, બકરી, ગાય ને ભેંસનું મૂત્ર તોલા ૧૦૦૦ તેમાં છાલને ઉકાળવી, જ્યારે ચોથો ભાગ મૂત્ર બાકી રહે ત્યારે ઉતારીને બાકી રહેલા મૂત્રમાં હરડે નંગ ૧૦૦ નાંખી ફરી ઉકાળવું. જ્યારે હરડે પોચી પડે ત્યારે અંદરથી ઠળીઆ કાઢી નાંખવા અને પાંચ રૂપીઆભાર સાજીખાર તથા પાંચ રૂપીઆભાર ભાંગનું ચૂર્ણ હરડેમાં ભરીને ઉપર દોરો બાંધી તે બધી હરડેને મધમાં બુડાવી રાખવી. પછી એકેક હરડે મધ સાથે ખાવા આપવી. અર્શ, ગુલ્મોદર, યકૃતોદર તથા પેટની ગાંઠ અને જીર્ણ દરદોને દબાવે છે.—આ. ઐા.

૮૦૪. વાસાવલેહ—અરડુશી તોલા ૪૦૦ તથા પાણી તોલા ૩૨૦૦ મેળવી તેને ઉકાળવું, ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે તેમાં હરડેનું ચૂર્ણ તોલા ૨૫૬ નાંખી ફરીથી ઘાટું થાય ત્યાં સુધી પકાવવું. પછી ઉતારી મધ તોલા ૩૨, વાંસકપુર તોલા ૮, પીપર તોલા ૨, ચાતુર્જાત તોલા ૪, મેળવી માટીના વાસણમા ભરી રાખવું. માત્રા—તોલા ૧ થી ૪; શ્વાસ કાસ, ક્ષય, રક્તપિત્ત, કફ, હૃદ્રોગ, વિદ્રધી, ઉરઃક્ષત, લોહીની ઉલટી વગેરે બંધ થાય છે.—નિ. ર.

૮૦૫. અરડુશીનું ચાટણ—અરડુશીનાં પાન બાફી હાથે ચોળી રસ નીચોવી લેવો, કે પુટપાકથી રસ કાઢવો. તેમાં સાકર મેળવી ધીમે તાપે ગરમ કરી મધ જેવું ચાટણ તૈયાર કરવું. પછી ચાટણના પ્રમાણમાં બેહેડાં તથા હળદરનું ચૂર્ણ ઉમેરવું, ખાંસી, કફ, શ્વાસ, ક્ષય, રક્તપિત્ત મટે છે.

૮૦૬. હરીતકી અવલેહ—જવ તોલા ૨૫૬, દશમૂળ તોલા ૮૦, હરડે નંગ ૧૦૦, ચિત્રકમૂળ, પીપરીમૂળ, અઘેડો, કચોરો, કોચાં, શંખાવળી, ભારંગમૂળ, ગજપીપર, ચીકણામૂળ, પુષ્કરમૂળ, અથવા કઠ એ દરેક તોલા ૮, એ સર્વને તે બધાના વજનથી આઠગણા પાણીમાં ઉકાળવાં અને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું. પછી હરડે જે બફાઇ ગઇ તેને કાઢી લઇ કપડાથી છણી તેનો માવો કાઢવો. પછી ઉકાળાના પાણીને ફરી ચૂલે ચડાવી તેમાં ગોળ શેર ૧૦, ઘી તોલા ૩૨, તેલ તોલા ૩૨, અને હરડેનો કાઢેલો માવો નાંખી પાક તૈયાર કરવો. ઘાટો ચાટવા જેવો પાક થાય ત્યારે ચૂલેથી ઉતારી ઠંડો થયા પછી તેમાં મધ તોલા ૧૬ તથા પીપરનું ચૂર્ણ તોલા ૧૬ નાખવું. માત્રા—તોલા ૧–૪. ક્ષય, ખાંસી, તાવ, દમ, હેડકી, હરસ, અરૂચિ, પીનસરોગ, સંગ્રહણી વગેરે મટે છે. આ અવલેહ અગસ્ત્ય મુનિનો બનાવેલો છે. માટે કેટલાક શાસ્ત્રકારો એને અગસ્ત્ય હરિતકી અવલેહ પણ કહે છે.—નિ. ર.

## પાક—મોદક.

૮૦૭. આસંધપાક—આસંધ તોલા ૪૦, સુંઠ તોલા ૨૦, પીપર તોલા ૧૦, મરી તોલા ૪, તેનું ચૂર્ણ; ગાયનું દુધ શેર ૫ તેમાં ઉપલી ચાર વસ્તુનું ચૂર્ણ ધીમા તાપથી ઉકાળી માવો કરવો. પછી તેમાં થોડે થોડે કરીને ઘી શેર ૫ નાંખવું. મંદ તાપ આપવો ને હલા-

વવું. એટલે દાણો પડશે, તે ચૂલેથી ઉતારી લેવો. પછી સાકર શેર ૮ થી ૧૨ ની ચાસણી કરવી. ચાસણી થાય એટલે તેમાં ઉપલો દાણો તથા નીચેની વસ્તુઓનું બારીક ચૂર્ણ નાંખવું:- તજ તોલા ૪, તમાલપત્ર તોલા ૪, એલચી તોલા ૪, તથા પીપરીમૂળ, જીરૂં, લવંગ, અગર વાળો, ચિત્રકમૂળ, સુખડ, ટોપરૂં, કમળ, રૂમીમસ્તકી, વાંસકપુર, આમળાં, ખેરસાર, કપુર, ધમાસો, સાટોડી, આસંધ, શતાવરી, ભાંગ, એ દરેક તોલો ૦॥ પછી એક ત્રાસકને ઘી ચોપટીને તેમાં ઠારી ચોસલાં પાડવાં. **માત્રા**—તોલા ૨॥ થી ૫. મંદાગ્નિને દૂર કરી પુષ્ટિ આપે છે, મગજને સુધારે છે.—વૈ. સા.

**૮૦૮. કંદર્પપાક**—(ડુંગળીનો પાક) ધોળી ડુંગળીના કાંદા તોલા ૨૦, દુધ શેર ૨, ઘી શેર ૦।, મધ તોલા ૯, સાકર શેર ૨, તજ તથા જાયફળ અકેક તોલો, લવંગ, કેસર, જાવંત્રી અરધો અરધો તોલો, શુદ્ધ તામ્રભસ્મ તોલો ૦॥ (મળી શકે તો), કૌચબીજ તોલા ૪॥, માવો તોલા ૯, એ સર્વનો પાક તૈયાર કરવો. **માત્રા**—તોલા ૨॥, પંઢત્વ દૂર કરી પુરૂષાતન આપે છે.—વૈ. સા.

**૮૦૯. કામવર્દ્ધક ( મોદક )**—એખરો, ગોખરૂ, બળદાણા, ધોળી મુસળી, કૌચાં, આસંધ, જેઠીમધ, શતાવરી, એ સર્વે સમભાગ મળી શેર ૨, તેનું ચૂર્ણ કરીને આઠગણા દુધમાં ઉકાળી માવો કરવો. માવો થાય ત્યારે તેમાં ઘી શેર ૨ નાંખી કીટી (દાણો) કરવી, કીટીથી સવાઇ, દોઢી કે બમણી સાકરની ચાસણી પાક જેવી કરવી. પછી તેમાં કીટી નાંખી હલાવી નીચે ઉતારી તેના પાંચ પાંચ રૂપીયાભારના લાડુ વાળવા (ઇચ્છા હોય તો તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, બદામ, ચારોળી, થોડાં થોડાં નાંખવાં). **માત્રા**—તોલા ૫ થી ૧૦. વીર્યની વૃદ્ધિ કરી શરીરમાં તાકાત આપે છે.

**૮૧૦. કુષ્માંડખંડપાક**—ભુરા કહોળાનો રસ તોલા ૪૦૦, ગાયનું દુધ તોલા ૪૦૦, આમળાનું ચૂર્ણ તોલા ૩૨, એ ત્રણેને મંદાગ્નિથી પકાવી તેમાં સાકર તોલા ૭૨ નાંખી પાક તૈયાર કરવો. **માત્રા**—તોલા ૨॥ થી ૫. અમ્લપિત્ત.

**૮૧૧. કૌચાંપાક**—કૌચાંને પાણીમાં કે દુધમાં ઉકાળી ફોતરાં ઉતારી નાંખી અંદરના ગોળા (મીંજ) લેવાં, તે તોલા ૧૨૮, તેને સુકવી ચૂર્ણ કરવું. તે ચૂર્ણને બમણા દુધમાં ઉકાળી માવો કરવો. માવામાં ઘી શેર ૩ થી ૪ નાંખીને તેનો દાણો પાડવો. પછી સર્વના વજન જેટલી સાકરની ચાસણી કરીને તેમાં ઉપલો દાણો તથા નીચેની વસ્તુઓનું ચૂર્ણ નાંખવું-કેસર, તજ, તમાલપત્ર, એલચી, પીપર, સુંઠ, લવિંગ અગર જાવંત્રી, જાયફળ, અક્કલકરો, કંકોળ, સમુદરશોષનાં બી, અજમો, મુસલી, હરડે, એ દરેક બબ્બે તોલા અને કપુર તોલો ૦।, રસસિંદુર, નાગભસ્મ વગેરે ઉંચી માત્રાઓ ઇચ્છા હોય તો નાંખવી. **માત્રા**-તોલા ૧ થી ૨॥. કામેચ્છા, ધાતુ, બળ તથા બુદ્ધિને વધારે; વાજીકરણ કરે, ધાતુક્ષય, બહુમૂત્રતા જુનો પ્રમેહ, ક્ષય તથા ક્ષીણતાને મટાડે.

**૮૧૨. ખંડકુષ્માંપાક**—ભુરા કહોળાનો ગરભ તોલા ૩૨ લઇ તેને પાણી તોલા ૬૪ માં ઉકાળવો. અરધું પાણી બળી જાય એટલે કપડાથી નીચોવી પાણી ગાળી લેવું અને ગરભને ઘી તોલા ૨૦ માં શેકી રાખવો. પછી કોહળાંના નીચોવી કહાડેલા પાણીમાં ૧ શેર સાકરની ચાસણી કરવી. ચાસણી થાય ત્યારે તેમાં ઘીમાં શેકેલ કહોળું નાંખવું, પછી નીચે ઉતારી તેમાં મોથ, આમળાં, વાંસકપુર, ભારંગી, તજ, તમાલપત્ર, એલચી, દરેક તોલો ૦।, સુંઠ, ધાણા, મરી, દરેક તોલો ૧, પીપર તોલા ૪ નું ચૂર્ણ નાંખવું. **માત્રા**—તોલા ૨॥ થી ૫. રક્તપિત્ત,

પિત્તજ્વર, તરસ, દાહ, પ્રદર, કૃશતા, ઉલટી, ઉધરસ, શ્વાસ, સ્વરભેદ, ક્ષય, વધરાવળ વગેરેને મટાડે છે, ધાતુપુષ્ટિ કરે છે, બળ વધારે છે.

૮૧૩. ચોપચીની પાક—ચોપચીની તોલા ૪૮, પીપર, પીપરીમૂળ, મરી, સુંઠ, તજ, અક્કલકરો, લવિંગ, એ દરેક તોલા ૧. બધાંનું વસ્ત્રાગાળ ચૂર્ણ કરી સાકર શેર ૧॥ ની ચાસણી કરી તેમાં નાંખી પાક કરવો. માત્રા—તોલા ૨॥. ઉપદંશ, ફીરંગ, પ્રમેહ, વ્રણ અને ભગંદર—નિ. ૨.

૮૧૪. જીરાપાક—જીરૂં ખાંડેલ શેર ૧, તેનો દુધ શેર ૪ માં માવો કરવો. તે માવાને ઘીમાં શેકી દાણો પાડવો. સાકર શેર ૨ ની ચાસણી કરી તેમાં તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપર, સુંઠ, જીરૂં, મોથ, વાળો, દાડમની છાલ, રસાંજન, ધાણા, હળદર, સાલમ, વંશલોચન, તપખીર, એ દરેક તોલા ૨ નું ચૂર્ણ તથા ઉપલો દાણો ચાસણીમાં નાંખી પાક કરવો. માત્રા—તોલા ૫. પ્રદર, રક્તપિત્ત, મોંઢાનો રોગ, પ્રમેહ, પથરી, જીર્ણજ્વર, દાહ, પીનસ, અર્શ વગેરે માટે છે—નિ. ૨.

૮૧૫. દ્રાક્ષાક્ષીરપાક—કાળી દ્રાક્ષ તોલો ૧. તેને ગાયનું દુધ તોલા ૮ અને પાણી તોલા ૩૨ માં ઉકાળી દુધ બાકી રહે તે ગાળી લેવું. માત્રા—તોલા ૨ થી ૮. રક્તપિત્ત માટે છે.—ભા. પ્ર.

૮૧૬. પીપર પાક—પીપરનું ચૂર્ણ તોલા ૬૪, ચારગણા દુધમાં ઉકાળી માવો કરવો. તે માવાનો ઘી તોલા ૧૨૮ માં દાણો ધીમા તાપથી પાડવો. સાકર તોલા ૨૫૬ ની ચાસણી પાક જેવી કરી તેમાં ઉપરનો દાણો તથા તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, દરેક તોલા ૪ નું ચૂર્ણ તથા બદામ ને ઘી મરજી પ્રમાણે નાંખવું. માત્રા—તોલો ૧ થી ૨. અનુપાન—દુધ. ધાતુગત જીર્ણજ્વર, ઉધરસ, દમ, પાંડુ, ધાતુક્ષય, મંદાગ્નિ—નિ. ૨.

૮૧૭. બદામ પાક—બદામનાં મીંજ તોલા ૨૦, માવો તોલા ૧૦, મુગલાઇ બેદાણા તોલા ૪, લવિંગ, જાયફળ, જાવંત્રી, કેસર, વાંસકપુર, કમળકાકડી, દરેક તોલો ૦॥, એલચી તજ, તમાલપત્ર, નાગકેસર, દરેક તોલો ૧, સાકર શેર ૨॥, ઘી તોલા ૨૦, બદામનું ચૂર્ણ તથા માવાને ઘીમાં શેકી દાણો પાડવો અને બાકીની સર્વ વસ્તુનું બારીક ચૂર્ણ કરવું. સાકરની ચાસણી કરી તેમાં ઉપરની સર્વ વસ્તુઓ નાંખવી તથા અભ્રકભસ્મ તોલો ૦॥, બંગભસ્મ તોલો ૦।, સુવર્ણમાક્ષિક ભસ્મ તોલો ૦॥।, પ્રવાલભસ્મ તોલો ૦॥. એ સર્વ ભસ્મોમાંથી શક્તિ પ્રમાણે નાંખવી. માત્રા—તોલો ૧ થી ૨॥. વીર્યવૃદ્ધિ, પુષ્ટિ તથા તાવમાંથી આવેલી અશક્તિ માટે આ પાક સારો છે, તેમજ શીયાળામાં ખાવા લાયક અને વપરાશ છે.

૮૧૮. માષાદિ મોદક—અડદની છડેલી દાળનો લોટ, ઘઉંનો રવો, છડેલા જવનો આટો, ચોખાનો આટો, પીપરનું ચૂર્ણ, દરેક તોલા ૪; તે સર્વેમાં ઘી શેર ૦। નાંખી કડાઇમાં દાણો પાડવો. પછી સર્વેની બરાબર સાકર ને સાકરથી બમણું પાણી તેનો હલકા અગ્નિથી પાક ( ચાસણી ) કરી તેમાં દાણો નાંખી ચાર ચાર તોલાના લાડુ કરવા, તેમાંથી રોજ એકેક લાડુ સવારમાં ખાવો. ધાતુપુષ્ટિ માટે ઉત્તમ છે.

૮૧૯. મેથીપાક—મેથી દાણા તોલા ૧૦, સુંઠ તોલા ૧૦, આ બેનું ચૂર્ણ કરી દુધ શેર ૫ માં રાંધી માવો તૈયાર થાય એટલે તેમાં ઘી નાંખતાં જવું ને હલાવતાં જવું, છુટો દાણો પડેથી તે કાઢી લેવો; પછી સાકર શેર ૨ ની ચાસણી કરી તેમાં ઉપલો દાણો નાંખવો, તેમજ પીપર, સુંઠ, પીપરીમૂળ, અજમોદ, ધાણા, જીરૂં, વરીયાળી, જાયફળ, કચોરો, તજ

તમાલપત્ર, મોથ એ સર્વે દરેક તોલા ૪ નું બારીક ચૂર્ણ નાંખવુ અને તેના લાડુ બનાવવા, માત્રા—તોલા ૫, આમવાત, સર્વ વાતરોગ, સ્ત્રીઓના સુવાવડના વાતરોગમાં અપાય છે.

૮૨૦. લસણ પાક—લસણની કળીઓ તોલા ૪૦ તેને ચાર પાંચ દહાડા સુધી નિત્ય છાશમાં પલાળવી, નિત્ય આગલા દિવસની છાશ ફેંકી દેવી અને તાજી છાશ નાંખવી આથી લસણની વાસ દૂર થાય છે. પછીથી પાણીથી ધોઇ સાફ કરીને વાટી તેની લુગદી ૧ મણ દુધમાં ઉકાળી તેનો માવો બનાવવો. તે માવામાં જોઇએ એટલું ઘી નાંખીને કીટી કરી દાણો પાડવો. પછી સાકર શેર ૧૫. તેની ચાસણી કરી તેમાં ઉપલો દાણો નાંખવો તથા બદામ, ચારોળી, પસ્તાં ઇચ્છા મુજબ નાંખવાં; તેમજ મુગલાઇ એદાણા પણ તોલા ૪ નાંખવા. માત્રા—તોલા ૨।। થી ૫. વાતવ્યાધિ તથા મંદાગ્નિમાં ફાયદો કરે છે.

૮૨૧. સાલમ પાક—સાલમ તોલા ૨૦ તેના ચૂર્ણને દૂધ તોલા ૧૨૮૦ માં ઉકાળી પુષ્કળ ઘી નાંખી દાણો પાડવો; તે દાણાના વજન જેટલી સાકર અથવા ઇચ્છા હોય તો દોઢી સાકરની ચાસણી કરવી અને તેમા દાણો નાંખી પાક કરવો પછી મરજી માફક કેસર, બદામ, પસ્તાં, ચારોળી, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, વગેરે નાખવાં. માત્રા—તોલા ૨।। થી ૫. પુષ્ટિ આપે છે, વીર્યની વૃદ્ધિ કરે છે. આ પાક શીયાળામાં ખાવાથી વધારે ગુણ કરે છે.

૮૨૨. સૌભાગ્યશુંઠી પાક—સુંઠ ( રૂંચી ) તોલા ૩૨ નું ચૂર્ણ કરી તેને ગાયના ઘીનો ધ્રાબો દઇ આઠશેર ગાયના દુધમાં નાખી માવો કરવો. પછી તે માવામાં ઘી નાંખતાં જવું ને હલાવતાં જવું, તેથી દાણો છુટો પડશે. પછી સાકર શેર ૮ ની ચાસણી કરી તેમાં દાણો તથા ધાણા તોલો ૦।, વરીયાળી તોલો ૧।, વાવડીંગ, સુંઠ, નાગકેસર, મરી, પીપર, મોથ એ દરેક તોલા ૪, એ સર્વ ચુર્ણ તથા મરજી માફક બદામ, પસ્તાં, ચારોળી ને ઘી નાંખી પાક તૈયાર કરવો. માત્રા—તોલા ૫. સુવાવડના રોગ, તરશ, ઉલટી, જવર, બળતરા શોષ, શ્વાસ, ઉધરસ, બરલ, કૃમ વગેરે સ્ત્રીઓના રોગ મટે છે.

## મુરબ્બા.

૮૨૩. આદુનો મુરબ્બો—આદુ ઉપરની છાલ ઉતારીને તેના નાના નાના કટકા કરવા અને તેને પાણીમાં બાફવા. આદુ અર્ધું બફાય એટલે તેનાથી ત્રણ ગણી સાકર લઇ તેની ચાસણી કરીને તેમાં નાખવું. કેસર એલચી નાંખવાં હોય તો નાંખવાં. ગુણ—મંદાગ્નિ મટાડીને અગ્નિ પ્રદીપ્ત કરે; રુચિ ઉત્પન્ન કરે. માત્રા—તોલો ૧.

૮૨૪. આમળાનો મુરબ્બો—લીલાં આમળાંને વાંસના બનાવેલા અણીદાર સુયાથી ટોચીને પાણીમાં બાફવાં. આમળાં જરા બફાઇ નરમ પડે એટલે કપડાની ઝોળીમાં બાંધી તેમાંથી પાણી નીતારી લેવું. પછી આમળાંના વજનથી ત્રણગણી સાકરની ચાસણી કરીને તેમાં આમળાં નાંખવાં તથા ઇચ્છા મુજબ એલચી તથા કેસર પણ નાંખી શકાય. આ મુરબ્બો જેમ જુનો તેમ વધારે ગુણકારી ગણાય છે. વળી આમળાં જેમ વધારે મોટાં તેમ તે વધારે ગુણ કરે છે. ગુણ—માથાની ગરમી, માથાનો દુખાવો, આંખની ગરમી, પિત્તવિકાર વગેરેને મટાડે છે, માત્રા—તોલા ૧ થી ૨.

૮૨૫. કેરીનો મુરબ્બો—કેરીની ઉત્તમ શાખો ઉપરથી છાલ અપ્પુતલી ઉતારી લઇ તેનાં પતીકાં પાડવાં અને તે પતીકાંને ધીમા તાપથી બાફવાં. અર્ધાં પરધાં બફાય એટલે

કપડામાં નાંખી પાણી નીચોવી લેવું. પછી ત્રણથી ચારગણી સાકરની ચાસણીમાં તે કેરીનાં પતીકાં નાંખવાં, તથા એલચી, કેસર ઇચ્છા પ્રમાણે નાંખવાં. ખમણીથી છુંદો કરીને પણ મુરબ્બો કરવાનો રીવાજ છે. કેરીનો મુરબ્બો પિત્તશામક, રૂચિકર તથા પૌષ્ટિક છે. **માત્રા**–તોલા ૧–૨.

૮૨૬. **કહોળાનો મુરબ્બો**—જાનું મોટું ભુરૂં કહોળું લઇ તેના ઉપરની છાલ ઉતારી નાંખવી. પછી કાપીને અંદરનાં બી તથા પોચો ગરભ કાઢી ફેંકી દેવાં અને પછી તેનાં એકેક બબ્બે રૂપીઆભારનાં પતીકાં પાડી તેને પાણીમાં બાફવાં. જરા પોચાં પડે એટલે કપડામાં નાંખી પાણી નીતારી કાઢવું અને કહોળાનાં બાફેલાં પતીકાંને ત્રણગણી સાકરની ચાસણીમાં નાંખવાં. કેસર તથા એલચી ઇચ્છા પ્રમાણે નાંખી શકાય. માથાની ગરમી, ભ્રમ, ચક્રી, ઉન્માદ, અનિંદ્રા વગેરેને મટાડી મગજને શાંત કરે છે. **માત્રા**—તોલા ૨॥ થી ૫.

૮૨૭. **બીજોરાનો મુરબ્બો**—બાજોરૂં છોલી તેની ચીરો કરવી અને એક તપેલું પાણીથી ભરી તેના મોં ઉપર એક કપડું બાંધી તે ઉપર બીજોરાની ચીરો મૂકવી અને ઉપર ઢાંકણું દેઇ તે તપેલું અગ્નિપર મૂકવું તથા વરાળથી સીજવવું પછી કોરા વસ્ત્રમાં લઇ સારી રીતે પીલી અંદરનું પાણી કાઢી નાંખવું અને તેમાં સાકરનો જાડો પાક કરી તેમાં તે બાફેલી ચીરો નાંખવી એટલે ઉત્તમ મુરબ્બો થાય છે. કોઇ કળીઓનો મુરબ્બો પણ કરે છે. મંદાગ્નિ, અરૂચિ તથા પિત્તના ભ્રમને મટાડે છે. **માત્રા**-તોલા ૧ થી ૨.

૮૨૮. **બીલીનો મુરબ્બો**—કુણાં બીલાં ઉપરની છાલ ઉતારી કાઢવી. પછી પાણીમાં નાંખી જરા બાફ આપીને કપડેથી પાણી નીતારી કાઢીને બીલાંને ત્રણગણી સાકરની ચાસણીમાં નાંખવાં. બીલીનો મુરબ્બો આમ તથા લોહીવાળા ઝાડા તથા મરડામાં સારો ગુણ કરે છે. **માત્રા**—તોલા, ૧ થી ૨.

૮૨૯. **હરડેનો મુરબ્બો**—મોટી હરડેને દુધમાં બાફવી, સારી રીતે નરમ પડે એટલે ત્રણગણી સાકરની ચાસણીમાં નાંખવી, અથવા બાફેલી હરડેની ચપ્પુવતી છોલ (છુંદો) કાઢી લઇને તે ચાસણીમાં નાંખવો. **માત્રા**–હરડે ૧ અથવા છુંદો તોલા ૨, દસ્તને સાફ લાવે, માથાની ગરમીને નીચે ઉતારે, જીર્ણ તાવને મટાડે ઇત્યાદિ હરડેના ગુણ (જુવો નં. ૩૬૩) પ્રમાણે ફાયદો કરે.

૮૩૦. **ગુલકંદ**—મોસમી ગુલાબનાં ખીલેલાં તાજા ફૂલો લાવી તેનાં ડીંટાં કાઢી નાંખવાં અને પાંખડીઓ છુટી પાડવી. પાંખડીઓના વજનથી ચાર પાંચ ગણી દળેલી સાકર લેવી. પછી એક કલાઇની કે કાચની ત્રાસકમાં થોડી થોડી પાખડીઓ તથા સાકરને હાથે વતી ચોળી ગુંદીને બરણીમાં નાંખતા જવું. પ્રથમ બરણીના તળીએ સાકરનો થર પાથરવો અને વચમાં વચમાં પણ સાકરનો ભૂકો પાથરવો અને તમામ પાંખડીઓ સાકરમાં ચોળીને બરણીમાં ભર્યાં પછી પણ સાકરનો થર દેવો. પછી બરણીનું મોં બંધ કરી કપડમાટીથી સીલ મારીને બરણી રાખી મુકવી. બે ત્રણ માસ રાખવાથી ગુલાબની પાંખડીઓ ગળી જઇ સાકર સાથે એક રસ થઇ જશે, તેનું નામ ગુલકંદ. તેમાં એલચીદાણા, ગુલાબજળ વગેરે ખુશબોદાર વસ્તુઓ નાંખવાથી ગુલકંદ વધારે સરસ બને.

## શરબત.

૮૩૧. **આદુનું શરબત**—આદુનો રસ કાઢી તેમાં અરધું પાણી મેળવવું, પછી સાકર નાંખી ઘાટો રસ થાય ત્યાં સુધી ઉકાળવું, પછી તેમાં કેસર, એલચી, જાયફળ, જાવંત્રી, લવીંગ તે સર્વ વસ્તુ રસના પ્રમાણમાં મેળવી મજબૂત બુચવાળી શીશો ભરી રાખવી. **માત્રા**—તોલા ૨॥, પિત્ત, રક્તપિત્ત. શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, અરૂચિમાં અપાય છે.

૮૩૨. **ગુલાબનું શરબત**—શરબતની રીતે પાણીમાં સાકરની ચાસણી કરીને તેમાં ગુલાબજળ નાખવું. એકલા ગુલાબજળમાંજ સાકર નાખીને તેની ચાસણી કરવાથી વધારે સારૂં શરબત બને છે. ગુલાબજળ જેમ વધારે ઉંચું તેમ શરબત વધારે સારૂ બને.

૮૩૩. **દાડમનું શરબત**—સારાં પાકેલાં દાડમ નંગ ૨૦ લાવી તેમાંથી દાણા કાઢી તેનો રસ કાઢવો. તે રસમાં સાકર શેર ૧ નાખી ઘાટો થાય ત્યાં સુધી ઉકાળવો. પછી ઉતારીને કેસર તોલો ૦॥ તથા એલચીનું ચૂર્ણ તોલો ૧ મેળવી શીશીમાં ભરી રાખવું. **માત્રા**—તોલા ૨॥. રૂચિકર તથા પિત્તશામક હોવાથી કેટલીક દવાઓના અનુપાનમાં યોજી શકાય તથા ઉનાળામાં તાપમાં શરબત તરીકે પીવાથી ગરમીની શાંતિ થાય.

૮૩૪. **દ્રાક્ષરસ**—દ્રાક્ષ તોલા ૫ બીજ વિનાની, બીજોરાના કે લીંબુના રસમાં વાટીને તેમાં દાડમનો રસ તોલા ૨૦ મેળવવો અને વસ્ત્રથી રસ ગાળી લેવો. તે રસમાં સંચળ, એલચી, મરી, જીરૂં, તજ, અજમો, યોગ્ય પ્રમાણમાં તથા મધ તોલા ૫ મેળવવું. **માત્રા**—તોલા ૨ થી ૨॥. મંદાગ્નિ તથા અરૂચીને મટાડી પાચન કરે.—ચરક.

૮૩૫. **લીંબુનું શરબત**—સારાં મોટાં લીંબુ નંગ ૨૦ લાવી તેનો રસ કાઢી તે રસને ઉકાળી તેમાં સાકર શેર ૧ નાંખી શીશીમાં ભરી રાખવો. **માત્રા**—તોલા ૧ થી ૨. અરૂચિ, મંદાગ્નિ, મોળ, ઉલટી, પિતનું માથું વગેરે મટાડી ક્ષુધા લગાડે તથા રૂચિ પેદા કરે છે.

## ક્ષાર.

૮૩૬. **અપામાર્ગક્ષાર**—(અઘેડાનો ખાર) અઘેડાના પંચાંગને છાયામાં સુકવી બાળીને તેની રાખ કરીને ક્ષાર કાઢવાની રીત (નં. ૨૧) પ્રમાણે ક્ષાર કાઢવો. **માત્રા**—વાલ ૧ થી ૪. **ગુણ**—ઉષ્ણ, ભેદન, કફઘ્ન તથા ગુલ્મઘ્ન—વૃંદ.

૮૩૭. **નારિકેલ ક્ષાર**—પાણીવાળા લીલા નાળીયેરના ગોટામાં કાણું પાડી સારી પેઠે લુણ (મીઠું) ભરી કપડમાટી કરી સુકવીને અડાયા છાણાના અગ્નિથી પકાવવું, ઠંડું થયા પછી એ નાળીયેર તથા અંદરનું મીઠું બન્ને સાથે વાટી શીશીમાં ભરી રાખવાં, **માત્રા**—તોલો ૦। થી ૦॥. ચૂર્ણ પીપર સાથે ખાવાથી સર્વ જાતના શૂળ મટે છે.—**ભા. પ્ર.**

૮૩૮. **યવક્ષાર**—જવના પંચાંગને લઇ તેને છાયામાં સુકવી નં. ૨૧ માં બતાવ્યા પ્રમાણે ક્ષાર કાઢવો. **માત્રા**—વાલ ૧ થી ૩. **ગુણ**—કફઘ્ન. મૂત્રલ.

૮૩૯. **વજ્ર ક્ષાર**—સંચળ, જવખાર, મીઠું, બંગડીખાર, સીંધવ, ટંકણ, સાજીખાર, એ સર્વ સરખે વજને લઇ ચૂર્ણ કરી આકડાના દુધ તથા થોરના દુધની ત્રણ દિવસ ભાવના દેવી. પછી તડકામાં સુકવી તે ચૂર્ણને આકડાના પાનમાં લપેટી કોડીયામાં ભરી તે કોડીયાને કપડમાટી કરી તેને ગજપુટ દેવો. સ્વાંગ શીતળ થયા પછી બહાર કાઢી ચૂર્ણ કરી તેમાં

સુંઠ, મરી, પીપર, હરડે, બહેડાં, આમળાં, જીરૂં, હળદર, ચિત્રક એ સર્વે સમભાગે લઇ ચૂર્ણ કરી મેળવવું તેને **વજ્રક્ષાર** કહે છે. **માત્રા**—માસા ૮. **અનુપાન**—જઠરાગ્નિ વધારવા માટે છાશમાં; બાકી રોગાનુસાર. સર્વ જાતના ઉદરરોગ, સોજા, ગુલ્મ, અગ્નિમાંદ્ય, અરૂચિ, પ્લીહા, યકૃત વગેરેનો નાશ કરે છે,—**નિ. ર.**

## ઘૃત.

**૮૪૦ અમૃતાઘૃત**—ગળોને ખાંડી તેમાં ચારગણું પાણી નાંખી ચતુર્થાંશ ઉકાળો કરવો; પછી પાણી ગાળી લઇ તેમાં ઉકાળાના ચોથા ભાગનું ઘી તથા ઘીથી ચોથા ભાગની ગળોના પાણીમાં વાટેલી ચટણી (કલ્ક) નાંખવી, તેમજ ઘીથી ચારગણું દુધ નાંખવું. પછી તેને ફક્ત ઘી બાકી રહે ત્યાં સુધી મંદ તાપથી ઉકાળવું. **માત્રા**—તોલા ૨ થી ૪. વાતરક્ત, કુષ્ઠ, ( ચામડીના સર્વે રોગ ) વગેરે—**શારંગ.**

**૮૪૧. ત્રિફલાઘૃત**—હરડે, બહેડાં, આમળાં દરેકનો રસ, તે ન મળે તો સૂકાં લઇ દરેકનો ઉકાળો તોલા ૬૪, અરડુસીનો રસ તોલા ૬૪, ભાંગરાનો રસ તોલા ૬૪, બકરીનું દુધ તોલા ૬૪, ગાયનું ઘી તોલા ૬૪, તૈયાર રાખવાં: પછી હરડે, બહેડાં, આમળાં, પીપર, દ્રાક્ષ, સુખડ, સીંધાલુણ, ચીકણાંમૂળ, કાકોલી, ક્ષીરકાકોલી, તે બેના બદલે આસંધ, બેવડા વજને, મેદાને બદલે શતાવરી, મરી, સુંઠ, સાકર, સફેદ કમળ, રાતા કમળ, સાટોડી. હળદર, દારૂહળદર, જેઠીમધ એ સર્વ વસ્તુ તોલો અકેક લઇ ખાંડી તેનો કલ્ક કરવો. ઉપલા સર્વે રસ, ઘી, દુધ તથા કલ્ક સર્વેને કલઇના તપેલામાં ધીમા તાપથી ઉકાળવું. રસ બળીને ઘી બાકી રહે ત્યારે તે ઘીને કપડેથી ગાળી કાઢવું, ઠર્યા પછી તે ઘી લીલા પીળા રંગનું થશે; તેને બરણીમાં કે શીશીમાં ભરી રાખવું. **માત્રા**—તોલા ૨ થી ૪. **આંખના રોગ**–રતાંધળાપણું, ડોળ, ચેળ, પાણી ગળવું, મોતીયા વગેરે સર્વ પ્રકારના નેત્રરોગ મટે છે–**શારંગ.**

**૮૪૨. ફળઘૃત**—(૧) હરડે, બહેડાં, આમળાં, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારૂહળદર, કડુ, વાવડીંગ, પીપર, મોથ, ઇંદ્રવારૂણીનાં મૂળ, કાયફળ, વજ, મેદા, મહામેદા, તે બેને બદલે શતાવરી, કાકોલી અને ક્ષીરકાકોલી એ બેને બદલે બમણો આસંધ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ઘઉંલા, વરીયાળી, હિંગ, રાસના, સુખડ, રતાંજલી, જાઇના ફુલ, વાંસકપુર, કમળ, સાકર, અજમોદ, દાંતીમૂળ. આ સર્વ વસ્તુઓ અકેક તોલો લઇ પાણીમાં વાટી ચટણી કરવી. પછી વાછડાવાળી એકવર્ણી ગાયનું ઘી તોલા ૬૪, ઘીથી ચારગણું ગાયનું દુધ અને દુધ જેટલું પાણી એ સર્વ એકઠું ઉકાળી ઘી તૈયાર કરવું. **માત્રા**—તોલા ૨ થી ૪. પુરૂષો તેમજ સ્ત્રીઓને સેવવા લાયક છે; તેનાથી પુરૂષત્વ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓનો વંધ્યા દોષ દૂર થઇ સંતાનની પ્રાપ્તિ થાય છે; મરેલાં તથા અધુરીઆં છોકરાં અવતરે છે તથા જન્મ્યા પછી જીવતાં નથી ત્યારે આ ઘીનું કેટલાક વખત સુધી સેવન કરવાથી સર્વે રોગ દૂર થઇ નિરોગી બાળક અવતરે છે.—**શારંગ.**

**૮૪૩. ફળઘૃત**—(૨) ઘી શેર ૪, શતાવરીનો રસ શેર ૧૬, ગોમૂત્ર શેર ૧૬, જીવનીય ગણનાં ઔષધો ( જુવો નં. ૪૫૩ ) દરેક તોલો ૧, તેનું ઘી સિદ્ધ કરવું. **માત્રા**—તોલા ૨ થી ૪. વંધ્યાદોષ દૂર થાય, વિશેષ ગુણ નં. ૮૪૨ પ્રમાણે.

**૮૪૪. બ્રાહ્મીઘૃત**—બ્રાહ્મીનાં પાંદડાંનો રસ તોલા ૩૨, ઘી તોલા ૧૬, સુંઠ, મરી, પીપર, હળદર, નસોતર, દાંતીમૂળ, શંખાવળી, ગરમાળો, વાવડીંગ, એ દરેક તોલો ૦ા લઇ,

ચટણી કરી બ્રાહ્મીનો રસ ઘીમાં મેળવી ઉકાળવું, ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. માત્રા—તોલા ૩ થી ૪. અપસ્માર તથા ઉન્માદ મટાડે છે અને યાદશક્તિને વધારે છે.

૮૪૫. લઘુફળઘૃત—પીળાં તથા કાળાં ફુલનો કાંટાશેળીઓ, હરડે, બહેડાં, આમળાં. ગળો, સાટોડી, અરડુસો, હળદર, દારૂહળદર, રાસ્ના, મેદા—તેને બદલે શતાવરી, આ સર્વે ઔષધ દરેક સવા સવા તોલો લઇ તેની ચટણી (કલ્ક) કરવી; ઘી તોલા ૬૪, ગાયનું દુધ તોલા ૨૫૬, પાણી તોલા ૨૫૬, સર્વને ઉકાળી ઘી બાકી રહે ત્યારે ઘી ગાળી લેવું. માત્રા—તોલા ૨ થી ૪. સ્ત્રીઓના યોનીદોષ, જેવા કે શૂળ, પીડા, યોનીદ્વાર મોટું થવું, બહાર નીકળવું. સ્થાન ભ્રષ્ટ થવું, ગર્ભ ધારણ ન થવો ઇત્યાદિ—શારંગ

૮૪૬. ક્ષીરઘૃત—પીપર, પીપરીમળ, ચવક, ચિત્રક, સુંઠ, સિંધવ, એ છ વસ્તુ ચાર ચાર તોલા લઇ તેને પાણીમાં વાટી ચટણી કરવી; ગાયનું ઘી તોલા ૬૪. તથા ઘીથી ચાર ગણું ગાયનું દુધ અને ચારગણું પાણી લઇ તેમાં ચટણી નાંખી ફક્ત ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળવું. પછી તે ઘી ગાળી લેવું. આ ઘી એકલું તથા ભોજન સાથે ખાવું. માત્રા—તોલા ૨ થી ૪. પેટની બરલ, વિષમજ્વર, મંદાગ્નિ. તેને પિપ્પલ્યાદિ ક્ષીરઘૃત પણ કહે છે—શારંગ.

## તેલ.

૮૪૭. અર્કતેલ—સરસવનું તેલ શેર ૧, આકડાનું છીર તોલા ૪, હળદર શેર ૦ાા, મનશીલ શેર ૦ાા; આકડાના છીરમાં હળદર તથા મનશીલ ઘુંટી, પાણી જરા નાંખી તેની ચટણી વાટવી, ચટણીને તેલમાં નાંખી તેલ ઉકાળવું, પરિપકવ થયે ગાળી લેવું. આ તેલથી ખસ, ખરજવું. ચેળવાળાં ધારાં મટે છે—શારંગ.

૮૪૮. કરંજાદિતેલ—કરંજની છાલ, ચિત્રકમુળ, જાઇનાં પાન, કણેરનાં મુળ, એ ચાર વસ્તુનો કલ્ક કરવો. કલ્કથી ચારગણું તલનું તેલ, તેલથી ૪ ગણું પાણી. સર્વને મંદ તાપથી ઉકાળી તેલ તૈયાર કરવું, ઇંદ્રલુપ્ત ( માથાની ઉંદરી—ટાલ) મટાડીને વાળ પાછા ઉગાડે છે—શારંગ.

૮૪૯. કરવીરાદિતેલ—કણેરનાં મૂળ, દંતીમૂળ, નશોતર, કડવી ઘીશોડીનાં ફળ. તેનો કલ્ક કરી તેનાથી ચારગણા તેલમાં મેળવી, તેલથી ચારગણા કેળના ક્ષારનું પાણી મેળવી ઉકાળવું, તેલ બાકી રહે એટલે ઉતારી લઇ ગાળી લેવું, તેલ જે જગ્યાપર લગાડવામાં આવે ત્યાંથી વાળ જતા રહે છે—શારંગ.

૮૫૦ કાસીસાદિતેલ—હીરાકસી, લાંગલી, કઠ. સુંઠ, પીપર, સીંધાલુણ, મનશીલ, કણેરનાં મુળ, વાવડીંગ, ચિત્રકમુળ, અરડુશી, દાંતીમુળ, કડવી નઇનાં બી, દારૂડી, હરતાલ સમભાગે લઇ પાણીમાં વાટી કલ્ક કરવો, તેમાં તેલ તોલા ૬૪, થોરનું દુધ તોલા ૮, આકડાનું દુધ તોલા ૮, તેલથી ચારગણું ગોમુત્ર. આ બધા એકત્ર મેળવી ઉકાળી તેલ સિધ્ધ કરવું. આ તેલ હરસના મસા ઉપર ચોપડવા માટે ઉત્તમ છે—શારંગ.

૮૫૧ ગંધકાદિતેલ—અંદુરાના ડોડવા ચીરી તેની અંદર ગંધક, મોરથુથુ, મનશીલ ભરી તેના ઉપર કપડમાટી કરી સુકાય એટલે તેને અગ્નિમાં પકાવવાં જ્યારે બાકી રહે ત્યારે

કપડમાટી ઉખેડી તે ડોડવાને એમને એમ ધુપેલ તેલમાં વાટવાથી તે તેલ તૈયાર થાય છે. તે ચોપડવાથી ચીત્રી, કરોળીઆ તથા તમામ જાતના ત્વક્દોષ (ચામડીનાં દરદો) મટે છે—આ. ઔ.

૮૫૨. **ગૃહધૂમાદિતેલ**—ઘરમાંના ધૂમાડાની મેશ, પીપર, દેવદાર, જવખાર, કરંજની છાલ, સીંધાલુણ, અઘેડાનાં બી, સાત વસ્તુ સરખે વજને લઇ તેનો કલ્ક કરવો. તે કલ્કથી ચારગણું તલનું તેલ, તેલથી ચારગણું પાણી નાંખી તેલ બાકી રહે ત્યાં સુધી ઉકાળવું. તેલ સિદ્ધ થયા પછી તેને ગાળી લેવું. તે તેલ નાકના મસાને મટાડે છે.—**શારંગ.**

૮૫૩. **જાત્યાદિતેલ**—જાઇનાં પાન તોલા ૨, કડવો લીંબડો, કરંજ, કડવાં પરવળ, એ દરેકનાં પાન તોલા ૨, કરંજનાં બી, જેઠીમધ, મીણ, કોઠું, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ટ, લોદર, હરડે, કમળ, મોરથુથુ, ઉપસલરી, એ દરેક તોલા ૨, તે સર્વની ચટણી કરવી, તે ચટણીથી ચારગણું તેલ અને તેલથી ચારગણું પાણી નાંખી ઉકાળી, તેલ સિદ્ધ કરવું. વ્રણ, કાનનો દુઃખાવો તથા કાન કે નાકમાંથી રસી નીકળતી હોય તે ટીપાં નાંખવાથી બંધ થાય છે અને રૂઝ આવે છે.—**શારંગ.**

૮૫૪. **નારાયણતેલ**—આસોંદ, બળમૂળ, બીલી, કાંકચ, મોટી ભોરીંગણી, ગોખરૂ, અતિબલા (કાંસકી), લીંબડો, અરલુ, સાટોડી, નારી અને અરણી, એ દરેક ઔષધ તોલા ૪૦ લઇ પાણી તોલા ૪૦૯૬ (ચારદ્રોણ) ભારમાં પકાવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે કવાથને ગાળી લેવો. પછી એ કવાથમાં તેલ તોલા ૨૫૬ (એક આઢક), શતાવરીનો રસ તોલા ૨૫૬ અને ગાયનું દુધ તોલા ૧૦૨૪ (એક દ્રોણ અથવા ચાર આઢક), તથા નીચેની ઔષધીઓનો કલ્ક કરી નાંખવોઃ-વજ, રતાંજળી, કઠ, એલચી, જટામાંસી, પત્થરફુલ, સીંધવ, આસંધ, ખપાટ, રાસ્ના, સુવા, તેલીઓ દેવદાર, સમેરવો, ગંધીસમેરવો, જંગલી અડદનો છોડ અને તગર, તે દરેક ચાર ચાર તોલા તેની ચટણી મેળવી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલનો ઉપયોગ ભોજનમાં, અભ્યંગમાં, પીવામાં અને પીચકારીમાં થાય છે અને તેથી પક્ષઘાત, હનુસ્તંભ, ગલગ્રહ, કુબ્જતા, બહેરાપણું, કેડનું ઝલાઇ જવું, ગાત્રનો શોષ, ઇંદ્રિયોનો ધ્વંશ, વીર્યનો નાશ, જ્વર, ક્ષય, અંત્રવૃદ્ધિ, માથાનું ઝલાઇ જવું, પડખાનું શૂળ ગૃધ્રસી વગેરે દરદો મટે છે.—**ભા. પ્ર.**

૮૫૫. **નિંબબીજતેલ**—કડવા લીંબડાનાં બીજને ભાંગરાના રસની ભાવના તથા બીયાની છાલના ક્વાથની ભાવના દેવી. તે બીજમાંથી તેલ કાઢવું. તે તેલ નાકમાં નાંખવામાં આવે તો ધોળા થયેલા વાળ કાળા થાય છે, એટલે વૃદ્ધ હોય તે તરૂણ (જુવાન) થાય છે. **પથ્ય**—દુધ ને ભાત ખાવા આપવાં—**શારંગ.**

૮૫૬. **પાઠાદિતેલ**—કાળીપાટ, હળદર; દારૂહળદર; મોરવેલ, પીપર, તેનો ઉકાળો તથા જાઇનાં પાનનો રસ, તેનાથી ૪ ગણું તેલ, તેલથી ૪ ગણું પાણી મેળવીને ઉકાળી તેલ તૈયાર કરવું. નાકમાં ટીપાં નાંખવાથી પીનસરોગ મટે છે.—**નિ. ૨.**

૮૫૭. **બિલ્વાદિતેલ**—કુણાં બીલીફળ ગોમૂત્રમાં વાટી કલ્ક કરવો. ચારગણું તલનું તેલ તેમાં મેળવવું, તેમાં તેલથી ચારગણું બકરીનું દુધ અને દુધ જેટલું પાણી મેળવી ઉકાળવું. તેલ બાકી રહે ત્યારે ઉતારી લેવું. આ તેલ કાનમાં નાંખવાથી બહેરાપણું દુર થાય છે—**શારંગ.**

૮૫૮. મરિચ્યાદિતેલ—મરી, હરતાલ, નસોતર, રતાંજળી, નાગરમોથ, મનશીલ, જટામાંસી, હળદર, દેવદાર, દારૂહળદર, ઇંદ્રવારૂણીનાં મૂળ, કરેણનાં મૂળ, કઠ, આકડાનું દુધ, ગાયના છાણનો રસ. એ પંદર વસ્તુઓ એક એક તોલો તથા શુદ્ધ કરેલો વછનાગ ૨ તોલા, એ સર્વનો કલ્ક કરી તેમાં સરસીઉં તેલ ૬૪ તોલા, તેલથી બમણું ગોમૂત્ર તથા ગોમૂત્ર જેટલું પાણી એ સર્વને ઉકાળી તેલ બાકી રહે ત્યારે ગાળી લેવું. આ તેલ શરીર પર ચોળવાથી ચામડીનાં ઘણાંક દરદો જેવાં કે, ચામડી ફાટવી, ખસ, ખરજ, ચીત્રી, કોઢ, ચેળ, ફુટ વગેરે મટે છે.—શારંગ.

૮૫૯. લાક્ષાદિતેલ—બોરડી અથવા પીપળાની લાખ તોલા ૨૫૬, પાણી તેનાથી ચોગણું; મંદ અગ્નિથી ઉકાળી ચતુર્થાંસ બાકી (પાણી) રાખવું, તે ગાળીને તેમાં નીચેની વસ્તુઓ નાંખવી:–તલનું તેલ તોલા ૬૪, ગાયના દહીંની છાશ અથવા આછ તોલા ૨૫૬, વરીયાળી, આસંધ, હળદર, દેવદાર, કડુ, રેણુકબીજ, મોરવેલ, કઠ, જેઠીમધ. સુખડ, નાગરમોથ, રાસ્ના, એ દરેક તોલો ૧ તેનું ચુર્ણ–પછી મંદ અગ્નિથી તેલ પકાવવું. આ તેલ શરીરે મર્દન કરવાથી સર્વ વિષમજવર, શ્વાસ, કાસ, સળેખમ, કંબર તથા પીઠનું શૂળ, વાતપિત્તનો કોપ, વાઇ, ઉન્માદ, ક્ષય, ભૂતબાધા, ખરજ, અંગની દુર્ગંધ વગેરે દરદો મટે છે. ગર્ભિણી સ્ત્રી આ તેલ નિત્ય શરીરે ચોળે તો ગર્ભ પુષ્ટ થાય—શારંગ.

૮૬૦. વજ્રતેલ—ડાંડલીયા થોરનું દુધ, આકડાનું દુધ, ધતુરાનો રસ, ચિત્રાના મૂળનો રસ અથવા ઉકાળો, ભેંસના છાણનો રસ, સર્વે સરખાં લઇ પકાવવું. આ તૈયાર થયેલ દર ચોસઠ તોલાભાર તેલમાં નીચેનું ચૂર્ણ મેળવવું:–ગંધક, ચિત્રક, મનશીલ, હરતાલ, વાવડીંગ, અતિવિષ, વછનાગ, કડવીઘીસોડી, ઉપલેટ, વજ, જટામાંસી, ત્રિકટુ, ( દરેક ) દારૂહળદર, જેઠીમધ, સાજીખાર, જીરૂં, દેવદાર, આ તેલ ચોળવાથી ચામડીના સર્વ વિકારો મટે છે–શારંગ.

૮૬૧. શિગ્વાર્દ્રતેલ—આદુનો રસ તોલા ૧૦, સરગવાની છાલનો રસ કે ઉકાળો તોલા ૧૦, બકરીનું દુધ તોલા ૫૦, પાણી શેર ૧ તથા તેલ તોલા ૧૦ ઉકાળીને તેલ સિદ્ધ કરવું. વાયુ—વં. સા.

૮૬૨. ષડ્બિંદુતેલ—એરંડમૂળ, તગર, શતાવરી, હરડે અથવા મીઠી ખરખોડી (ડોડી),રાસ્ના, સૈંધવ, ભાંગરો, વાવડીંગ, જેઠીમધ, સુંઠ, કાળા તલનું તેલ, બકરીનું દુધ એ સર્વને ચારગણા ભાંગરાના રસમાં પકાવવાથી ' ષડબિંદુ તેલ ' બને છે. તે માથાનાં તમામ દરદો મટાડે છે, દાંત મજબુત કરે છે, નેત્રની શક્તિ વધારે છે–ભા. પ્ર.

૮૬૩.ક્ષાર તેલ—કુણા મુળાનો ક્ષાર, સાજીખાર, જવખાર, પંચલુણ ( સીંધાલુણ, સંચળ, બીડલુણ, સમુદ્રલુણ, કાચવલણ ), હિંગ, સરગવાની છાલ, સુંઠ, દેવદાર, વજ, કઠ, સુવા, રસવંતી, પીપરીમૂળ મોથ એ સર્વ વસ્તુ દરેક તોલો ૧ લઇ તેનો કલ્ક કરવો. તલનું તેલ તોલા ૬૪, કેળનો રસ, બીજોરાનો રસ તથા મધુસુક્ત* એ દરેક તોલા ૨૫૬, તેનું તેલ સિદ્ધ કરવું. કાનનું પરૂ, કાનનો અવાજ, કાનનું શૂળ, બહેરાપણું, કાનના છીવડા વગેરે કાનના રોગ તથા મોંના રોગ મટે છે.—શારંગ.

* કાગદી લીંબુનો રસ તોલા ૬૪, મધ તોલા ૧૬, પીપરનું ચૂર્ણ તોલા ૪ એ ત્રણેને એક માટલીમાં નાંખી મોં કપડમાટીથી બંધ કરી એક માસ સુધી અનાજના ઢગલામાં રાખવું તેથી ' મધુસુક્ત તૈયાર થાય છે.

## લેપ.

૮૬૪. **અસ્થિસંધાનકલેપ**—ગુજર ભાગ ૯, જફાર ભાગ ૧, શીકોતરી એળીઓ ભાગ ૧૬, ફટકડી ભાગ ૮, મેંદાલકડી ભાગ ૪, ડામર ભાગ ૪, ઇસસ ( શેશગુંદર ) ભાગ ૭, આંબાહળદર ભાગ ૭, રેવંચીનો શીરો ભાગ ૧૨, આ સર્વ ચીજો બારીક ખાંડી પાણીમાં વાટી લેપ કરી માથે રૂ દાબવાથી મુંઢમાર, પછાડ વગેરે કારણોથી લોહીનો જમાવ થયો હોય તે વેરાઇ જાય છે; કચરાયેલાં તથા ભાંગી ગયેલાં હાડકાંપર કેટલાક દિવસ સુધી લગાડવાથી સારૂં થાય છે અને સોજો વગેરે દૂર થાય છે. ઢોરને પણ ફાયદો કરે.

૮૬૫. **આંજણીનો લેપ**—(રસાંજનાદિ લેપ ) રસવંતી, સુંઠ, મરી, પીપર, સમભાગ પાણીમાં વાટીને ગોળી કરવી, તે ગોળી પાણીમાં ઘસી લેપ કરવો—**શારંગ.**

૮૬૬. **ઇંદ્રલુપ્તનો લેપ**—(ઉંદરી)—(૧) પટોલ પત્રનાં પાનનો રસ ૩ દિવસ ચોપડવો. (૨) ભોરિંગણીનો રસ મધમાં મેળવી ચોપડવો. (૩) ચણોઠીનાં મૂળ તથા ચણોઠી (ફળ) વાટી મધ મેળવી લેપ કરવો. ઉંદરી તથા ટાલ મટે અને વાળ ઉગે—**શારંગ**

૮૬૭. **વાળ વધારવાનો લેપ**—(૧) ગોખરૂ, તલનાં વૃક્ષનાં ફૂલ, તેને વાટી મધ તથા ઘી મેળવી માથા ઉપર લેપ કરવો. (૨) હાથીદાંત બાળીને તેની રાખ તથા રસવંતી બકરીના દુધમાં વાટી લેપ કરવાથી જ્યાંથી વાળ ગયો હોય તે જગાના વાળ ઉગે. (૩) ચાર પગવાળાં પશુઃ—બોકડાં, ઘેટાં, બકરી, હરણ વગેરેનાં ચામડાં, વાળ, નખ, શીંગડાં, હાડકાં વગેરેની રાખ કરીને તલના તેલમાં કાલવી લેપ કરવો—**શારંગ.**

૮૬૮. **કૃમિઘ્ન લેપ**—(૧) કરંજ, કડવો લીંબડો, નગોડ, એ સર્વનાં પાન વાટી જીવડા પડેલા ઘારામાં ભરવાથી જીવડા મરે છે. (૨) લસણ વાટીને લેપ કરવો, (૩) હીંગ ને કડવા લીંબડાનાં પાન વાટીને લેપ કરવો.

૮૬૯. **કુષ્ઠહર લેપ**—(૧)—હરડે, કરંજનાં બી, સરસવ, હળદર, ચણોઠી, સિંધાલુણ, વાવડીંગ, એ સર્વ સરખા પ્રમાણમાં લઇ પાણીમાં વાટી લેપ કરવો જેથી સર્વ જાતના કુષ્ઠરોગ ( ચામડીનાં દરદો ) મટે છે—**ચો. ૨.**

૮૭૦. **કુષ્ઠહરલેપ** (૨)—પારો ને ગંધકની કજલી કરી તેને સરસીઉં તેલ ને ભાંગરાના રસમાં મેળવી લેપ કરવાથી સર્વ જાતનાં ચામડીનાં દરદો મટે છે—ચો. ૨.

૮૭૧. **ખસનો લેપ**—(પારદાદિ લેપ) (૧) દારૂડી, વાવડીંગ, હીંગળો, ગંધક, કુવાડીયાનાં બી, કઠ, સીંદુર, સમભાગ લઇ તેનું ચુર્ણ કરી ધતુરાના રસમાં અકેક દિવસ મર્દન કરી લેપ તૈયાર કરવો.

૮૭૨. **ખસનો લેપ**—(૨) તેલ, ગંધક તથા પારો; ગંધક અને પારાની કજલી કરીને ધતુરાના રસમાં તે ત્રણેને પકાવી તેલ તૈયાર કરવું. ખસ, ખરજવું, દાદર, વીઆ શટવી વગેરે મટે—**વૈ. જી.**

૮૭૩. **ગંડમાળનો લેપ**—ભીલામાં, હીરાકસી, ચીત્રકમૂળ તથા દાંતીમૂળ તેનું બારીક ચૂર્ણ કરીને ગોળ તથા થોરના અને આકડાના દુધમાં કાલવીને લેપ મારવો. **ગંડમાળ**—એટલે ગળા ઉપરની ગાંઠો—**વૈ. જી.**

૮૭૪. **ગરમીનો લેપ**—(દશાંગ લેપ )—સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજળી, જટામાંસી, હળદર, દારૂહળદર, કઠ, વાળો તથા એલચી; દશ વસ્તુનું સમાન વજને ચૂર્ણ. આ

લેપમાં જરા ઘીનો કરમશે (મીણ) દઇને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટી લેપ કરવાથી તમામ પ્રકારનાં ગરમીનાં ગડગુમડ, સોજો, દાહ, રતવા, ઉંદરવા તથા બીજાં ઝેરી ડંખનો સોજો, વનસ્પતિના ઝેરનો સોજો, ઇત્યાદિ મટે છે—**શારંગ.**

૮૭૫. **ગ્રંથાનો લેપ**—[દોષઘ્ન લેપ) સરગવાના મૂળની છાલ, સુંઠ, સરસવ, સાટોડીનાં મૂળ તથા દેવદાર. સમભાગ ચૂર્ણ કરવું. ખાટી છાશમાં કે છાશની પરાશમાં વાટીને જાડો લેપ મારવો, વાયુ તથા કફનો સોજો, ગ્રંથ (ગાંઠો)નો ઉત્તમ લેપ છે—**શારંગ.**

૮૭૬. **ચાંદીનો લેપ**—રસવંતી, સરસવ, હરડે તેનું બારીક ચૂર્ણ કરી મધ સાથે મેળવી ચોપડવાથી સર્વ જાતની ચાંદી મટે છે—**શારંગ.**

૮૭૭. **ચિત્રીનો લેપ (૧)**—રતાંજળી, મજીઠ, લોદર, કઠ, ઘઉંલા, વડની કુંપળો તથા મસુરની દાળ, સમભાગ. પાણીમાં વાટી ચીત્રી ઉપર લેપ કરવો.

૮૭૮. **ચિત્રીનો લેપ (૨)**—અર્જુનવૃક્ષ કે સાદડની છાલ અથવા મજીઠને મધમાં વાટી લેપ કરવો.

૮૭૯. **ચિત્રીનો લેપ (૩)**—ઘોળા ઘોડાના નખની રાખ માખણમાં મેળવી લેપ કરવો.

૮૮૦. **તારૂણ્ય પીટિકાનો લેપ (૧)**—લોદર, ધાણા તથા વજ સમભાગ પાણીમાં વાટી મોં ઉપર લેપ કરવો.

૮૮૧. **તારૂણ્યપીટિકાનો લેપ (૨)**—બીજોરાનાં મૂળ, મનશીલ, ઘી તથા ગાયના છાણનો રસ, તેનો લેપ મોં ઉપર ચોપડવાથી ફોડલીઓ, ચીત્રી તથા કાળાશ દૂર થઇ કાંતિ વધે.

૮૮૨. **તારૂણ્યપીટિકાનો લેપ (૩)** ગોરોચન તથા મરી પાણીમાં વાટી લેપ કરવો.

૮૮૩. **તારૂણ્યપીટિકાનો લેપ (૪)** ઘોળા સરસવ, વજ, લોદર, તથા સીંધાલુણ તેનો પાણીમાં લેપ કરવો.

૮૮૪. **તારૂણ્યપીટિકાનો લેપ (૫)** વડનાં પાકેલાં પીળાં પાન, જાઇનાં પાન, રતાંજળી, કઠ, દારૂહળદર, લોદર તેનો મોં ઉપર લેપ કરવાથી જુવાનીના ખીલ, ચીત્રી તથા કાળાશ દૂર થાય.

૮૮૫. **દાહ મટે લેપ (૧)**—સુખડ, કપુર તથા વાળો તેનો લેપ શરીરે ચોપડવો—**વૈ. જી.**

૮૮૬. **દાહ મટે લેપ (૨)**—હજારવાર ઠંડા પાણીથી ધોયેલ ઘી શરીરે ચોળવું.—**વૈ.જી.**

૮૮૭. **ઘોળા કોઢનો લેપ (૧)**—કાળીજીરી ભાગ ૪, હરતાળ ભાગ ૧, ત્રિફલા ભાગ ૧, પાંચેને ગોમૂત્રમાં વાટી લેપ કરવો.

૮૮૮. **ઘોળા કોઢનો લેપ (૨)**—પીળાં ફુલવાલી કણેર, હીરાકસી, વાવડીંગ, મનશીલ, ગોરોચન, સીંધાલુણ, ગોમૂત્રમાં વાટી લેપ કરવો. ઘોળા કોઢ તથા ચીત્રી.

૮૮૯. **નેત્રરોગનો લેપ**—( હરીતક્યાદિ લેપ )–હરડે, સીંધાલુણ, સોનાગેરૂ, રસવંતી એ સર્વ સમાનભાગે લઇ પાણીમાં વાટી ડોળાની બહારના ભાગમાં લેપ કરવો. સર્વ જાતના નેત્રરોગ મટાડે છે—**શારંગ.**

૮૯૦. **રતવાનો લેપ**—(સોનાગેરૂનો લેપ)-સોનાગેરૂ, રસવંતી, મજીઠ, જેઠીમધ, વાળો, રતાંજળી, પદ્મક, ખાડીને બારીક વાટો લેપ કરવો. **રતવા**—કખવાં, ગરમીના સોજા, દાહ.

૮૯૧. **વધરાવળનો લેપ**—જીરૂં, પલાંશી, કઠ, એરંડમૂળ, બોરડીની છાલ, સરખે ભાગે લઇ કાંજીમાં વાટી લેપ કરવાથી અંડવૃદ્ધિ નાશ પામે છે—**શારંગ.**

૮૯૨. વાળ કાળા કરવાનો લેપ (૧)—ઇંદ્રવરણાનાં બીનું તેલ કઢાવીને (પાતાળ યંત્રથી નીકળે-ધુપેલ તેલની પેઠે) ધોળા વાળ ઉપર નિત્ય ચોપડવું.

૮૯૩. વાળ કાળા કરવાનો લેપ (૨)—લોઢાનું ચૂર્ણ, ત્રિફળાં, ભાંગરો, કાળીમાટી, તે ૭ વસ્તુને શેરડીના રસમાં નાંખી એક માસ રહેવા દેવી, પછી તેનો લેપ કરવો.

૮૯૪. વાળ કાળા કરવાનો લેપ (૩)—આમળાં ૩, હરડાં ૨, બહેડાં ૧, આંબાની ગોટલીનો મગજ ૫, લોઢાનું ચૂર્ણ ૧ તોલો. તે સર્વને લોઢાની કડાઇમાં ખુબ ઘુંટીને એક રાત રહેવા દેવું અને બીજે દિવસે ધોળા વાળ ઉપર લેપ મારવો.

૮૯૫. વાળ કાળા કરવાનો લેપ (૪)—ત્રિફળાં, ગળીનાં પાન, લોઢાનું ચૂર્ણ, ભાંગરો સમભાગ, બકરીના મૂત્રમાં વાટી લેપ કરવો.

૮૯૬. વિષઘ્ન લેપ—બકરીના દુધમાં તલ વાટીને તેમાં માખણ મેળવી લેપ કરવો. આ લેપ શરીરે ચોપડવાથી ભીલામાં ફુટયાં હોય તેનું ઝેર શાંત પામે છે તથા સોજો બેશી જાય છે—શારંગ.

૮૯૭. શીળસનો લેપ—ધોળા સરસવ, હળદર, ઉપલેટ, કુવાડીયાનાં બી, તલ, સમભાગ, બારીક ચૂર્ણ કરીને સરસીયા તેલમાં કાલવી લેપ કરવો. પિત્તને લીધે શરીર ઉપર શીળસ, ધ્રામઠાં ઉપડે છે તે મટે—શારંગ.

---

## મલમ.

૮૯૮. જાત્યાદિઘૃત—(મલમ)—જાઇનાં પાન, કડવા લીંબડાનાં પાન, પટોલ, હળદર, દારૂહળદર, કડુ, મજીઠ, જેઠીમધ, મીણ, કરંજનાં બી, વાળો, ઉપલસરી, મોરથુથુ, એ સર્વેને પાણીમાં વાટી લુગદી કરવી. તેનાથી ચારગણું ઘી (જૂનું) નાંખી પકાવવું. ઓસડીયાથી ઘી જુદું તરી આવે ત્યારે ઉતારી ઘી ગાળી લેવું. નાડીવણ, પરૂ વહેનારાં તથા મોટા ખાડા પડેલાં હોય એવાં ગંભીર ને દુષ્ટ વ્રણ સારાં થાય છે—શારંગ.

૮૯૯. પાદદારીનો મલમ—રાળ, સીંધાલુણ, ગોળ, મીણ, મધ, ગુગળ એને અનુક્રમે તાપ ઉપર મેળવવાં, તેનો એકરસ થયેથી બીજી વસ્તુઓનું બારીક ચૂર્ણ મેળવવું. પાદદારી—એટલે પગમાં ચીરા તથા જોડાના ડંખને મટાડે છે.

૯૦૦. પારદાદિ મલમ—પારો, જીરૂં, શાહજીરૂં, હળદર, આંબાહળદર, મરી, સીંદુર, ગંધક તથા મનશીલ તેનું બારીક ચૂર્ણ કરી ઘી મેળવવું. ખસ, ખરજવાં, ચેળવાળાં ગડગુમડ, તથા માથાનો જંતુવાળો સડો મટે—વૈ. જી.

૯૦૧. ગરમીની ચાંદીનો મલમ (૧)—હીરાદખણ, એલચી, કાથો, દરેક તોલો ૧ અને કપુર તોલો ૦| તેને બારીક ઘીમાં વાટી મલમ કરવો. પરૂવાળાં ગરમીનાં ઘારાં મટે.

૯૦૨. ગરમીની ચાંદીનો મલમ. (૨)—ઓદાર તોલા ૨૦, રાળ તોલા ૨૦, કપુર તોલા ૧૦, મીણ તોલા ૧૦, ઘી તોલા ૧૦, મીણ તથા ઘીને ધીમા તાપથી ગરમ કરી તેમાં પ્રથમની ત્રણ વસ્તુઓ બારીક કરીને મેળવી દેવી. ગરમીનાં ચાંદાં તેમજ ચેળવાળાં ચાંદાં.

૯૦૩. ગરમીની ચાંદીનો મલમ (૩)—ઓદાર તોલા ૫, રાળ તોલા ૫, કપુર તોલા ૨||, જોઇએ એટલું ઘી તથા મીણ તેનો મલમ કરવો.

૯૦૪. હરસના મસાનો મલમ—અફીણ તોલા ૨, માયાનો ભૂકો તોલા ૫, સાદો મલમ તોલા ૩૦, તેનો મલમ કરવો. લોહી તથા બળતરા બંધ પડે.

---

## અંજન.

૯૦૫. અંજનગુટિ—હરડે, બહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર, સીંધવ, રસવંતી, જેઠીમધ, મોરથુથુ, ધોળાં કમળ, વાવડીંગ, લોદર, તામ્રભસ્મ, એ ચૌદ ચીજોનું બારીક ચૂર્ણ કરીને વરસાદના (તેના અભાવે ટાંકાના) પાણીમાં વાટીને વર્તિ (વાટા) કરવી. સ્ત્રીના ધાવણમાં ઘસીને આંજવાથી આંખની ઝાંખ તથા પડળ, છારી વગેરે મટે છે, કેસુડાના રસમાં ઘસીને આંજવાથી ફુલું, રતાશ વગેરે મટે છે અને લોદરનું પાણી કરીને તેમાં ઘસીને આંજવાથી શરૂવાતનો તિમિર રોગ મટે છે. આ વર્તિને 'નાગાર્જુનાંજન' કહે છે. ભૈ. ર.

૯૦૬. કતકાંજન—નિર્મળીનાં બી, શંખ, સીંધાલુણ, સુંઠ, મરી, પીપર, સાકર, સમુદ્રફીણ, રસવંતી, મધ, વાવડીંગ તથા મનશીલ સર્વે સમભાગ ચૂર્ણ કરીને સ્ત્રીના ધાવણમાં કે બકરીના દુધમાં ઘુંટી અંજન કરવું. તિમિર-ઝાંખ, પડળ, મોતીઆ, પાંપણનો રોગ, ફુલું, ચેળ, પરૂ વગેરે આંખનાં દરદો મટે—આ. ઐા.

૯૦૭. કણાદિ અંજન—પીપર, હરડે, બહેડાં, આમળાં (છેલ્લાં ત્રણની છાલ). લાખ, લોદર તથા સીંધાલુણ સમભાગ. ભાંગરાના રસમાં ઘુંટીને ગોળી કરવી. પાણીમાં ઘસીને અંજન કરવું. પાંપણનો રોગ, તિમિર, મોતીઆ, ચેળ, ફુલું વગેરે આંખનાં રોગ સારા થાય છે.

૯૦૮. કૃષ્ણાંજન—પીપરને બકરાંની લીંડીઓમાં પકાવીને તથા બકરાંની લીંડીઓના રસમાં વાટીને અંજન કરવું, રતાંધળાપણું-ભા. પ્ર.

૯૦૯. ખર્પરવટી—શુદ્ધખાપરીયો, સિંધાલુણ, ફુલાવેલ મોરથુથુ, ફુલાવેલ ટંકણ, સુંઠ, મરી અને પીપર એ બધી ચીજો સમભાગે લઇ તેનું બારીક ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ગોળી કરવી. તેને છાયામાં સુકવી પાણી સાથે ઘસી અંજન કરવાથી સર્વ જાતના આંખના રોગ મટે છે. આ વટીને રસકેશ્વરવટી પણ કહે છે—આ. ઐા.

૯૧૦. ખર્પરાંજન—શુદ્ધ ખાપરીઆને પાણી સાથે ખુબ ખરલ કરવો જેથી ખાપરીઓ પાણી સાથે મળી જશે ને કેટલોક કુચાવાળો ભાગ નીચે બેસી જશે. પછી ઉપરનું ચોખ્ખું પાણી નીતારી લઇ કુચો ફેંકી દેવો. પછી એ પાણીને ત્રાંબાના વાસણમાં ઉકાળતાં જે નીચે રહે તેને ત્રીફળાના ક્વાથની ત્રણ ભાવના આપવી. સુકાય ત્યારે તે ચૂર્ણથી દશમો ભાગ તેમાં કપુર મેળવવું. આંખનાં દરદો માટે આ ઉત્તમ દવા છે—આ. ઐા.

૯૧૧. ચંદ્રોદયવર્તી—હરડે, વજ, કઠ, પીપર, મરી, બહેડાંનો ગર્ભ, શંખની નાભી, મનશીલ એ સર્વે સમભાગે લઇ બકરીના દુધમાં વાટી વર્તી (લાંબી ગોળી) કરવી. આ ગોળી ત્રણ વર્ષનાં ફુલાંને મટાડે છે; સર્વે પ્રકારની માંસની વૃદ્ધિ, રતાંધળાપણું વગેરે દરદોને મટાડે છે—ભા. પ્ર.

૯૧૨. તુત્થાદ્યંજન—મોરથુથુ, સોનામુખી, સીંધાલુણ, સાકર, શંખ, મનશીલ, સોનાગેરૂ, સમુદ્રફીણ તથા મરી, સમભાગ બારીક ચૂર્ણ કરી મધમાં ઘુંટી આંખમાં અંજનકરવું. પાંપણના સર્વ રોગ, ખીલ, ઝાંખ, માતીઆ, ફુલું વગેરે.

૯૧૩. નયનશાણાંજન—પીપર, સીંધાલુણ, મરી, રસવંતી, સુરમો, સમુદ્રફીણ, સાકર, ધોળી સાટોડી, હળદર, રતાંજળી, જેઠીમધ, હરડે, મનશીલ, લીંબડાનાં પાન, લોદર, ફટકડી, શંખનાભી, ભીમસેની કપુર, તે સર્વ સમભાગ ચૂર્ણ કરીને જાડા લુગડાથી ચાળવું, તેમાં મધ મેળવી લોઢાના વાસણ ઉપર રાખી ત્રાંબાની વાટકીથી ઘુંટવું. આ અંજન આંજવાથી તિમિર, પડળ તથા ફુલું મટે છે—ભા. પ્ર.

**૯૧૪. નયનામૃત**—( પ્રત્યંજન ) શીશાની શળી બનાવવા માટે જેવી રીતે શીશાનો રસ ઠારવાનું લખ્યું છે ( નં. ૯૨૧ ) એજ રીતે તે વસ્તુઓના રસમાં ઠારીને છેલ્લે તેના રસમાં એટલોજ શુદ્ધ પારો મેળવવો. પછી તે બેની બરાબર શુદ્ધ સુરમો મેળવવો અને ખલીને બારીક ચૂર્ણ કરવું, તે ચૂર્ણથી દશમો હીસ્સો ભીમસેની કપુર મેળવવો. આ સુરમો આંખમાં ઘણુંજ તેજ આપે છે.—**શારંગ,**

**૯૧૫. પલાશાંજન**—રતાંજળી ભાગ ૧, સિંધવ ભાગ ૨, હરડે ભાગ ૩, ખાખરાનો ગુંદ ભાગ ૪. તેને બારીક વાટી ચૂર્ણ કરવું. વેલ-કૃષ્ણ મંડળનાં ફુલાં પર ફાયદો કરે છે—**આ. ઔ.**

**૯૧૬. પુષ્પહરીવર્ત્તી**—કરંજના બીને કેસુડાના રસની ઘણી ભાવના આપીને તેની વાટ સુકવી તેયાર રાખવી. આંખનું ફુલું—**ભા. પ્ર.**

**૯૧૭. ભીમસેની કપુર**—કપુરના કટકાને જરા પાણીવાળા કરવા. કાથો, ચણકબાબ, એલચી, મોથ, હીમજ, આ પાંચ વસ્તુનું ચૂર્ણ ત્રાંબાની ત્રાંસમાં પાથરી તેનાપર કપુરના કટકા મુકવા. પછી તેનાપર બરોબર બેસતો રહે એવો પીતળનો વાટકો ઉંધો ઢાંકવો, તે વાટકાના મોંની અંદર ચૂર્ણ તથા કપૂરનાં કટકા આવી જાય એવી રીતે ગોઠવી તે વાડકાની કોર (કાંઠા) તથા ત્રાંસનું તળીઉં ( જેટલામાં વાટકાના કાંઠા અડતા હોય તે ) ચીકણી માટીથી કપડમાટી કરવી કે જેથી ક્યાંઇથી પણ વરાળ જાય નહિ. પછી તે ત્રાંસની નીચે ધીમો તાપ કરવો ને પવન ન લાગે એવી જગ્યામાં મુકવો ને વાટકો ગરમ ન થવો જોઇએ; માટે તે જેમ ગરમ થતો જાય તેમ તેનાપર ભીનાં લુગડા મુકી પાણી છાંટતાં જવું. એમ આઠ દશ કલાક કરવાથી ત્રાંસમાંનું કપુર ઓગળીને (ઉડીને) વાટકાના તળીયે ચોંટશે. પછી છરીવતી તે કપોટાં ઉખેડી મજબુત બુચવાળી શીશીમાં મરીના દાણા નાંખી રાખી મુકવો; જેથી ઉડી જાય નહિ. આ ભીમસેની કપુર આંખમાં આંજવાથી, આંખની ગરમી મટી ઠંડક થાય છે. ને ઝાંખ વગેરે મટાડી દૃષ્ટિને મજબુત કરે છે—**આ. ઔ.**

**૯૧૮. રતનજોતની સળીઓ**—મોરથુથુ ભાગ ૨, ફટકડી ભાગ ૧, સુરોખાર ભાગ ૧ એ ત્રણે ચીજને ભેગી કરી તાપ આપવો તેથી એકરસ થઇ જશે. તેમાં સર્વથી $\frac{1}{10}$ મા ભાગનું કપુર મેળવવું ને તેની સળીઓ કરવી. તે દરરોજ બે ત્રણ વખત પાંપણ ઉથલાવી આંજવાથી ખીલ, અત્યશ્રુ ( આંખમાંથી પાણી ઘણું નીકળવું ), ફુલું, આંખ ઉડવી વગેરે આંખનાં દરદો મટે છે—**આ. ઔ.**

**૯૧૯. રસાંજનાદિવટી**—રસવંતી, હળદર, દારૂહળદર, માલતીનાં પાન તથા લીંબડાનાં પાન તે સર્વને ગાયના છાણના રસમાં વાટીને તેની ગોળી કરવી, તે ગોળીમાંથી એકેક વાલ જેટલો પાણીમાં ઘસારો કરીને અંજન કરવું. રતાંધળાપણું—**શારંગ.**

**૯૨૦. લેખની અંજન**—વડના છીરમાં ભીમસેની કપુર ઘુંટીને તેનું જરાજરા અંજન કરવાથી બે માસનું ફુલું કપાય.

**૯૨૧. શીશાની સળી**—શીશાને અગ્નિ ઉપર તપાવી રસ કરીને અનુક્રમે નીચેની વસ્તુઓમાં સાત સાત વાર ઠારવું:—ત્રિફળાનો ઉકાળો, ભાંગરાનો રસ, સુંઠનો ઉકાળો, ઘી, ગોમૂત્ર, મધ, બકરીનું દુધ. પછી તેને ટીપીને અંજન કરવા જેવી સળી બનાવવી, ફક્ત આ સળી આંખમાં ફેરવવાથી નેત્રરોગ મટે છે—**શારંગ.**

**૯૨૨. સ્નેહવર્તી**—આંબળાં, બહેડાં તથા હરડે તે ત્રણના ઠળીયાનો મગજ અનુક્રમે લઇ ૧, ૨, ૩, ભાગ લઇ તેને પાણીમાં બારીક વાટી લાંબી વાટ કરવી. તેમાંથી ચોખાપુર લઇ

કટકી પાણીમાં વાટી આંજવાથી આંખની અંદરથી પાણી ઝરવાનો રોગ તથા વાતરક્તની પીડા મટે છે—શારંગ.

૯૨૩. સૌવીરાંજન—સુરમાના પત્થરને અગ્નિ ઉપર તપાવી તપાવીને ત્રિફળાના તૈયાર રાખેલા ઉકાળામાં સાતવાર ઠારવો. પછી સાતવાર તપાવીને સ્ત્રીના ધાવણમાં કે બકરીના દુધમાં ઠારવો, પછી તેનું ચૂર્ણ કરીને તેનું અંજન કરવાથી આંખના બધા રોગ મટે છે—શારંગ.

૯૨૪. હરિદ્રાદિ ગુટિકાંજન—હળદર, લીંબડાનાં પાન, પીપર, મરી, વાવડીંગ, મોથ, સુંઠ એ સર્વને ગાયના મુત્રમાં વાટી ચણીબોર જેવડી ગોળી કરી છાંયામાં સુકવવી. તેને પાણીમાં ઘસી આંજવાથી તિમિર, મધમાં આંજવાથી પડળ, સિંધવમા આંજવાથી ખરજ, સ્ત્રીના દુધમાં આંજવાથી દુઃખાવો, બકરીના દુધમાં આંજવાથી નેત્રપ્રકોપ નાશ થાય છે—વૃંદ.

## વાજીકરણ તથા ધાતુપૌષ્ટિક ઔષધો.

૯૨૫. અડદના પ્રયોગો—(૧)—માષાદિમોદક—અડદની છડેલી દાળનો લોટ, ઘઉંનો રવો, છડેલા જવનો આટો, ચોખાનો આટો, પીપરનું ચૂર્ણ, દરેક તોલા ૪, ઘી શેર ૦। નાંખી કડાઇમાં દાણો પાડવો. પછી સર્વની બરાબર સાકર ને સાકરથી બમણું પાણી તેનો હલકા અગ્નિથી પાક ( ચાસણી ) કરી તેમાં દાણો નાંખી ચાર ચાર તોલાના લાડુ કરવા, તેમાંથી રોજ એકેક લાડુ સવારમાં ખાવો, ધાતુપુષ્ટી માટે ઉત્તમ છે.

૯૨૬. અડદના પ્રયોગો (૨)—અડદને ઉકાળીને તેમાં ગાયનું દુધ, ગાયનું ઘી તથા સાકર નાંખીને ખાવું.

૯૨૭. અડદના પ્રયોગો (૩)—છડેલી અડદની દાળને દળીને આટો કરવો, તે આટામાં દર શેર આટે દુધ તોલા ૧૫ તથા ઘી તોલા ૧૫ નું મોણ (ધ્રાબો) દઇને તેને મોટાં કાણાંવાળી ચાળણીથી ચાળી લેવો. પછી તેને પુષ્કળ ઘીમાં શેકીને દાણો પાડવો. દાણો લાલ થાય એટલે ઉતારી લઇ તેમાં આટાના વજન જેટલી સાકર (દળેલી) કે ખાંડનું બુરૂ નાંખવું. અને એલચી, જાયફળ, કેસર તથા બદામના મીંજ નાખીને પાંચ રૂપિયાભારના લાડુ બનાવવા. આ લાડુ બહુજ સ્વાદિષ્ટ તથા પૌષ્ટિક થાય છે.

૯૨૮. અડદીઓ પાક (૪)—અડદનો લોટ શેર ૨॥, ગુંદર શેર ૧।, માવો શેર ૨॥, બદામનાં મીંજ શેર ૧।, દ્રાક્ષ શેર ૦॥, ચારોળી શેર ૦।, સાકર શેર ૮, ઘી શેર ૪, અડદના લોટને ઘી શેર ૧ નું મોણ દઇ દુધ શેર ૧ નો ધ્રાબો દઇ ઘીમાં લાલાશ પડતો દાણો થાય ત્યાં સુધી શેકવો. માવાનો દાણો ઘીમાં પાડવો. ગુંદર ઘીમાં તળવો. પછી ચાસણી મૂકી તેમાં ઉપરની ચીજો નાંખી નીચેનાં ઔષધોનું ચુર્ણ નાખવું. ધોળી મુસળી, કાળી મુસળી બહુફળી, બળદાણા, ગોખરૂ, મુગલાઇ બેદાણા, કૌચાં, એખરો, વારાહીકંદ, વિદારીકંદ, અક્કલકરો, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, જાયફળ, વાંસકપુર, સુંઠ, મરી, પીંપરીમુળ એ ચીજો દરેક તોલા બબે લઇ ચૂર્ણ કરવું. તેમાં તેજાનાની ચીજો જુદી ખાંડી ચૂર્ણ જુદું રાખવું અને ઔષધીઓનું ચૂર્ણ કરી જુદું રાખવું. પછી ચાસણી તૈયાર થાય એટલે તેમાં કેસર તોલો ૧ ઘુંટી નાંખવું ને ઉપરની સર્વે ચીજો નાંખી હલાવી લાડુ વાળવા. માત્રા—તોલા ૨॥ થી ૪. શક્તિ આપે છે. કમ્મરનો દુઃખાવો, નબળાઇ જવી વગેરે દરદો તથા સ્ત્રીઓના તમામ દરદોમાં ફાયદો કરે છે.

૯૨૯. **આકુતી**—શુદ્ધ ભાંગ તોલા ૨૦ ની પોટલી કરી દુધ શેર ૪ માં નાંખી તે દુધને સારી રીતે ઉકાળવું. પછી તેમ દહીં જમાવવા માટે મેળવણ નાંખી દહીં જમાવવું. તે દહીંમાંથી ઘી તૈયાર કરવું. પછી તે ઘીમાં બદામ, પસ્તાં, માવો, દ્રાક્ષ, ચારોળી એ દરેક તોલા ૨ લઇ તળવાં. પછી સાકર શેર ૧ ની ચાસણી કરી ઉપરની સર્વ વસ્તુઓ તેમજ નીચેની સર્વ વસ્તુઓનું બારીક ચૂર્ણ મેળવવું. જાયફળ, જાવંત્રી, એલચી, સમદરશોષનાં ફળ, અફીણ, કેસર, રૂમીમસ્તકી, કંકોળ એ દરેક તોલો ૧, સાલમ, ધોળીમુસળી, આસંધ, સતાવરી, કૌચાં, ગોખરૂ, એખરો એ દરેક તોલા ૨, અક્કલકરો, સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, એ દરેક તોલા ૪, ભાંગનું ઘી તળતાં વધ્યું હોય તે પણ પાકમાં નાંખી દેવું. ચાટણ જેવો પાક કરવો. **માત્રા**—તોલો ૦॥ થી ૧. વીર્ય સ્તંભન તથા વીર્ય વૃદ્ધિ કરે છે. ભાંગ કેફી છે માટે જેને કેફી વસ્તુની ટેવ ન હોય તેણે ખાતાં વિચાર કરવો. કદી કાંઇ ઘેન ચડે તો લીંબુ ચુસવું અથવા ભાત ને છાશ ખાવાં. દસ્તની કબજીયતવાળાએ આકુતી ખાવી નહિ.

૯૩૦. **આત્મગુપ્તાદિ ચૂર્ણ**—કૌચાં તથા એખરાનું સમાભાગ ચૂર્ણ, તેના બરાબર સાકર. **માત્રા**—તોલો ૦ા થી ૧. **અનુપાન**—ગાયનું ધારોષ્ણ દુધ. ધાતુપુષ્ટિ, શુક્રની વૃદ્ધિ. **સુશ્રુત**—આ ચૂર્ણને સ્વયંગુપ્તા કહેલ છે.

૯૩૧. **આમળાંના પ્રયોગો (૧)—આમલકી રસાયન**-તાજાં સુકાં આમળાં ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તેને લીલાં આમળાંના રસની ૭ દિવસ સુધી ભાવના દેવી અને સુકવીને શીશીમાં ભરી રાખવું. **માત્રા**-તોલો ૦ા થી ૧. **અનુપાન**-ગાયનું દુધ તથા સાકર પુષ્ટિ આપે છે—વૃંદ.

૯૩૨. **આમળાંના પ્રયોગો (૨)**—સુકાં આંમળાંનું ચૂર્ણ તોલા ૨૫૬, તેને લીલાં આમળાં ૧૦૦૦ નો રસ કાઢી ભાવના દેવી. પછી તેને ઘીના રીઢા માટલામાં ભરી તેમાં મધ તોલા ૨૪, ઘી તોલા ૨૫૬, પીપરનું ચૂર્ણ તોલા ૩૨, સાકર તોલા ૬૪ નાંખવું અને તે માટલાને ચોમાસામાં રાખના ઢગલામાં દાટી મુકવું. ચોમાસાને અંતે કાઢીને શક્તિ પ્રમાણે ખાવું. લાંબા કાળ સુધી જુવાની ટકી રહે, સ્મરણશક્તિ આબાદ રહે, સઘળા રોગ નાશ પામે અને સ્ત્રી વિષે સંપૂર્ણ શકિત કાયમ રહે છે. **માત્રા**—તોલા ૧ થી ૨.

૯૩૩. **આમળાંના પ્રયોગો (૩)**—સુકાં આમળાં તથા પીપરાના ચૂર્ણને લીલાં આમળાંના રસની ભાવના કેટલીક દેવી. **માત્રા**-તોલો ૦ા થી ૦॥. **અનુપાન**-સાકર, ઘી તથા મધની સાથે ચાટવું અને ઉપર દુધ પીવું, વૃદ્ધાવસ્થાને દૂર કરી શરીર પુષ્ટ બનાવે છે.

૯૩૪. **આમળાંના પ્રયોગો (૪)**—આમળાંનો રસ, મધ, સાકર, તથા ઘી સર્વ એકત્ર કરીને દરરોજ તોલા ૨॥ ચાટવાથી ઘડપણના, ગરમીના તથા આંખના વિકારો દૂર થાય છે.

૯૩૫. **આમળાંના પ્રયોગો**—(૫) આમળાં, ગોખરૂ અને ગળો એ ત્રણેનું સમભાગે ચૂર્ણ. **માત્રા**—તોલો ૦ા થી ૦॥. **અનુપાન**—ઘી તથા સાકર તે ઉપર દુધ પીવું. જુવાની, વીર્ય, આયુષ્ય વગેરેની પ્રાપ્તિ થાય છે અને હસ્તદોષથી થયેલ નપુંસકપણું મટે છે.

૯૩૬. **એખરાના પ્રયોગ (૧)**—એખરો તોલા ૨॥, એલચીદાણા તોલા ૨॥, ધોળાં મરી દાણા ૧૦, તેનું બારીક ખાંડી ચૂર્ણ કરવું. તેમાંથી નિત્ય તોલો ૦॥ પાકેલા કેળામાં ભરીને રાત્રે અગાસે (છાપરા ઉપર ખુલ્લું) રાખી સવારે તે કેળુ છાલ કાઢી નાંખીને ખાવું.

કેટલાક દિવસ સેવાથી ધાતુસ્થાનની ગરમી જઈને ધાતુપુષ્ટ થાય. તેમજ માથાની ગરમી નાશ પામીને આંખોમાં તેજ આવે છે.

**૯૩૭. એખરાના પ્રયોગ (૨)**—એખરો ભાગ ૨, એલચીદાણા ભાગ ૧, સાકર ભાગ ૩, તે સર્વને રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે પી જવું અથવા કોઈ ચૂર્ણ કાઢીને ઉપર ગાયનું દુધ એ ત્રણ ઘુટડા પીવું. **માત્રા**—તોલા ૧ થી ૨. ધાતુપુષ્ટિ થાય છે.

**૯૩૮. એખરાના પ્રયોગ (૩)**—એખરો (તાલીમખાના) તથા કૌચાં તેનું સમભાગે ચૂર્ણ પુષ્ટી કરે. **માત્રા**—તોલો ૧. સાકર સાથે ખાવું અને ઉપરથી ધારોષ્ણ (તરતનું દોયેલું) દુધ પીવું.

**૯૩૯. એરંડબીજના પ્રયોગો (૧)**—એરંડીનો મગજ તોલા ૪૦, ગાયના દુધનો માવો તોલા ૪૦, બન્ને જુદાં જુદાં ઘીમાં શેકી દાણો પાડવો. એજ પ્રમણે ઘઉંનો રવો તોલા ૪૦, તેને ગાયના દુધનું મોણ દઈ બે ત્રણ કલાક દાબી રાખી ઘીમાં શેકી દાણો પાડવો. પછી ત્રણે દાણાને એકત્ર કરવા. તેમાં એલચીદાણા તોલા ૩, ધોળાં મરી માસા ૬, દુધીનો મગજ તોલા ૧૦. બદામનો મગજ તોલા ૧૦, ખાંડીને મેળવવાં. પછી રૂચિ પ્રમાણે (સર્વના વજન બરાબર) સાકરની ચાસણી કરી તેમાં તે સર્વ મેળવી દેવાં અને ચોસલા પાડવાં. સવારમાં ખાવાં **માત્રા**—તોલા ૨॥ થી ૫. માથાની ઉષ્ણતા તથા આંખની ગરમી મટાડી ધાતુ પુષ્ટિ કરે છે પિત્તની શુદ્ધ તથા લોહીની વૃદ્ધિ થઇ આંખોનું તેજ વધે છે.

**૯૪૦. એરંડબીજના પ્રયોગો (૨)**—એરંડીનાં મીંજ ભાગ ૨, બદામ ભાગ ૧, એલચીદાણા ભાગ ૧, એ ત્રણેને એકત્ર ખાંડીને તેમાં સાકર ભાગ ૪, ગાયનું ઘી ભાગ ૪, મેળવીને રાત્રે પૂર્ણિમાની ચંદ્રમાની ચાંદનીમાં રાખીને સવારે ખાવું. **માત્રા**—તોલા ૦। થી ૦॥, માથાની ઉષ્ણતા જાય, મગજ તર થાય અને આંખોમાં તેજ આવે.

**૯૪૧. કૌચાનાં પ્રયોગો (૧)—વૃદ્ધદંડચૂર્ણ**-કૌચાં, ગોખરૂ, ધોળીમુશળી, શેમળાનું મૂળ, આમળાં તથા ગળોસત્વ સર્વે સમભાગ લઇ ચૂર્ણ કરવું. સર્વેની બરાબર સાકર. **માત્રા**—તોલો ૦॥ થી ૧ **અનુપાન**-દુધ અથવા ઘી અને મધ. ધાતુપુષ્ટિ, કમરનો દુખાવો, કળતર થવી—**આ. ઓ.**

**૯૪૨. કૌચાના પ્રયોગો (૨)**—કૌચાનાં મીંજ, કાળીદ્રાક્ષ, પીપર, એખરો, સાકર. એ સર્વેનું સરખે વજને ચૂર્ણ. **માત્રા**—તોલો ૦। થી ૧, **અનુપાન**—ઘી, મધ, અને દુધ, એ ત્રણે એકઠાં કરીને તે સાથે લેવું અને ઉપર દુધ પીવું. શુક્રક્ષયનાં દરદોમાં સારો ફાયદો કરે છે—**વૃંદ.**

**૯૪૩. કૌચાંના પ્રયોગો (૩)**—વાનરીવટી. ( જુવો નં. ૭૫૭ )

**કૌચાંના પ્રયોગો (૪)**—આત્મગુપ્તાદિ ચૂર્ણ. ( જુઓ નં. ૬૬૨ )

**કૌચાંના પ્રયોગો (૫)**—કૌચાનાં મીંજ અને ઘઉં એ દરેક ૧ તોલો લઇ તેને શેર એક ગાયના દુધમાં રાંધીને ઠંડા થયા પછી તે બન્ને ખાઇ તે ઉપર દુધ પીવું. શુક્રવૃદ્ધિ થઇ પુરૂષત્વ વધે છે—**સુશ્રુત.**

**૯૪૪. ગોખરૂના પ્રયોગો (૧) રતીવર્ધન મોદક**—ગોખરૂનાં ફળ, એખરાનાં બીજ, જેઠીમધ, ગંગેટી, બળદાણા સર્વેનું ચૂર્ણ કરી આઠગણા દુધમાં પકાવી ચૂર્ણ જેટલાજ ગાયના ઘીમાં શેકી સર્વેથી બમણી સાકર નાંખી તેના તોલા ૨ ના લાડુ વાળી ખાવામાં આવે તો વીર્ય તથા પુષ્ટિ વધે છે.—**શા. પ્ર.**

૯૪૫. ગોખરૂના પ્રયોગો (૨)—ગોખરૂ, શતાવરી, એખરો, બળદાણા, તેનું ચૂર્ણ રાત્રે ખાવું. માત્રા—તોલો ૦।. અનુપાન—દુધ. પુષ્ટિ આપે છે.

૯૪૬. ગોખરૂના પ્રયોગો (૩)—ગોખરૂને અધકચારાં ખાંડી રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે ચોળીને ગાળી લઇ કુચા ફેંકી દઇ પાણી પી જવું. માત્રા—શકિત તથા ઉમર પ્રમાણે નપુંસકપણું મટાડે છે.

૯૪૭. વાજીકરણઘૃત—ધોળી કણેરનાં મૂળ શેર ૧, આઠશેર પાણીમાં ઉકાળીને ચતુર્થાંશ પાણી બાકી રાખવું. તેમાં શેર ૨ દુધ નાંખવું તથા શુદ્ધ સોમલ તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, કેસર તોલો ૧, લવીંગ તોલો ૧, સમુદ્રફળ તોલો ૧, એ સર્વે મેળવીને દુધમાં ઉકાળીને તેમાં મેળવણ નાંખી મેળવવું. દહીંમાંથી માખણ કાઢવું. તે માખણનું ઘી કરવું આ ઘીમાંથી નાગરવેલના પાનમાં ૧ ટીપું ચોપડીને તે બાકું ખાવું વીર્ય ઠંડું પડેલ હોય તે જાગૃતિમાં આવે છે અને વીર્યનું સ્તંભન થાય છે.—વૈ. સા.

૯૪૮. વૃદ્ધદારૂ ચૂર્ણ—વરધારાના ચૂર્ણને શતાવરીના રસની ૭ ભાવના દેવી. માત્રા—તોલો ૦। થી ૦॥, શરીરમા શકિત આપે છે અને મગજને પુષ્ટિ આપે છે, થાક ઉતરે છે. જીર્ણ ઉધરસ, દમ, હાંફ, ચડતી હોય તેમાં ફાયદો કરે છે—આ. ઐ.

૯૪૯. વિદારીકંદના પ્રયોગો (૧)—વિદારિકાદિ ચૂર્ણ—વિદારીકંદનું ચૂર્ણ, વાંસકપુર, જેઠીમધ, પીપર, સમભાગે ચૂર્ણ કરવું. માત્રા—તોલો ૦॥ થી ૧. અનુપાન—દુધ તથા સાકર અથવા સાકર. કમકૌવતી, નપુંસકત્વ, ક્ષીણતા મટાડીને ધાતુને વધારે છે.

૯૫૦. વિદારીકંદના પ્રયોગો (૨)—વિદારીચૂર્ણ તોલા ૧૦૦, સાકર દળેલી તોલા ૧૦૦, ગાયનું તાજું ઘી તોલા ૧૬, પીપરનું ચૂર્ણ તોલા ૧૬, વાંસકપુર તોલા ૩૨, નવું મધ તોલા ૩૨, એ સર્વેને એકત્ર કરી ઘીના રીઢા વાસણમાં ભરી રાખવું. માત્રા—તોલો ૧ થી ૨, શકિત તથા વીર્યની વૃદ્ધિ કરે છે, સ્ત્રીઓનું ધાવણ વધારે છે.

૯૫૧. વિદારીકંદના પ્રયોગો (૩)—વિદારીકંદનું ચૂર્ણ તોલા ૫, સર્વ એકત્ર કરી તેમાં સાકર તોલા ૨૦ તથા ઘી તોલા ૧૦ મેળવીને દુધના કણક બાંધીને તેની પુરીઓ ઘીમાં તળીને તે પુરીઓ નિત્ય સવારે બબ્બે ચચ્ચાર દુધ સાથે ખાવી. ધાતુસ્રાવ, જીર્ણપ્રમેહ વગેરે મટાડી વીર્યવૃદ્ધિ કરી પુરૂષત્વ આપે છે.

૯૫૨. વિદારીકંદના પ્રયોગો (૪)—વિદારીકંદ, અડદ, ઘઉં, સાઠીચોખા, ચોખા, કૌચાં, સાકર સર્વ-સમાનભાગે લઇ તેના ચૂર્ણને ઘીનું મોણ દઇ, દુધમાં પુરીઓ બાંધી ઘીમાં તળીને બબ્બે ત્રણ ત્રણ સવારે દુધ સાથે ખાવી

૯૫૩. વિદારીકંદના પ્રયોગો (૫)—વિદારીકંદનું ચૂર્ણ, પીપર, શેરડીનાં મૂળ, આશેળી, એખરો, કૌચાનાં મૂળ દરેક તોલા ૧૬ લઇ ચૂર્ણ કરવું. તેમાં મધ તોલા ૧૬, સાકર (દળેલી) તોલા ૨૦૦, ઘી (તાજું) તોલા ૩૨, એ બધાંને મેળવીને રીઢા વાસણમાં ભરી રાખવું. માત્રા—તોલો ૧, ધાતુના તમામ વિકારો મટાડી શકિત આપે છે.

૯૫૪. વિદારીકંદના પ્રયોગો (૬)—વિદારીકંદના ચૂર્ણને વિદારીકંદના રસની ચાળીસ (૪૦) ભાવના દઇ સુકવી ખાવું. માત્રા—તોલો ૦। થી ૦॥. અનુપાન—ઘી સાકર ને મધ. હસ્તમૈથુનના દોષો, ધાતુસ્રાવ વગેરે દરદો મટાડી શુક્રની વૃદ્ધિ કરે છે. સ્ત્રીઓનું ધાવણ વધારે છે.

**૯૫૫. શતાવરી પ્રયોગ (૧)—શતાવર્યાદિ ચૂર્ણ**—શતાવરી, ગોખરૂ, કૌચાં, નાગબલા, બળદાણા, એખરો. **અનુપાન**—ગાયનું દૂધ. **માત્રા**—તોલો ૦। થી ૧. આ ચૂર્ણ રાત્રે પીવાથી કામેચ્છા તથા વાજીકરણ ગુણ વધે—**શારંગ.**

**૯૫૬ શતાવરી પ્રયોગ (૨)**—શતાવરી, બળદાણા, કૌચાં, ગોખરૂ, તલ તથા અડદ. સમભાગ ચૂર્ણ કરીને ઉકાળેલા ગાયના દુધમાં સાકર મેળવીને આપવું. **માત્રા**—તોલો ૧. ધાતુપુષ્ટિ થાય છે.

**૯૫૭. શાલ્મલી પ્રયોગ**—મોચરસ ચૂર્ણ તોલો ૦॥, સાકર તોલા ૪, ગાયનું દૂધ તોલા ૨૦, આ પ્રમાણમાં કેટલાક દિવસ સુધી નિત્ય સેવન કરવાથી ધાતુપુષ્ટિ થાય છે.

## પ્રકરણ ૫ મું.

### ચુનાની ઔષધો.

**૯૫૮. અનુશદારૂ**—ગુલાબનાં ફૂલ ૧૮ માસા, નાગરમોથ ૧૫ માસા, લવંગ, મસ્તકી, જટામાંસી, તગર, તજ, ઝરનબ ( તાલીસપત્ર ), કેસર એ દરેક ૯ માસા, તથા આમળાં ૧૨ રતલ; આમળાંને ૭ રતલ પાણીમાં ઉકાળવાં. ૩ રતલ પાણી બાકી રહે ત્યારે આમળાં ઉકાળેલું બાકી રહેલું પાણી તથા આમળાંનો માવો, તે સર્વને એકત્ર કરીને તેનો પાક કરવો; એ પાકમાં છેવટ ગુલાબનાં ફુલથી કેસર સુધીની ઉપલી ચીજોનું બારીક ચૂર્ણ મેળવવું. **માત્રા**—તોલો ૧. **ગુણ**—ઉન્માદ ( ગાંડપણ) ને મટાડે તથા સહેવતની શકિત–પુરૂષત્વ વધારે, જઠરાગ્નિને જોર આપે.

**૯૫૯. અનુશદારૂલોલવી**—વગર વીંધેલ મોતી તોલો ૧, સંગેયશબ તોલો ૧ (એક જાતનો નીલો પથ્થર થાય છે, તે ઉન્માદ રોગીના ગળામાં નખાય છે), એ બે ચીજોને ૩ દિવસ સુધી કેવડાના તથા ગુલાબના પાણીમાં ઘુંટવી. પછી અગર, વાંસકપુર, જટામાંસી, દરેક તોલા ૨, તેને ખાંડી ચૂર્ણ તૈયાર કરવું. તોલો ૦॥ કાચું રેશમ બારીક કાતરેલું લેવું. સર્વથી બમણાં વજનનાં આમળાં તેને બાફીને માવો કરવો. અને સર્વથી ત્રણ ગણી સાકરની ચાસણી કરી તેમાં આમળાંનો માવો તથા સર્વ ચીજોનું ચૂર્ણ નાંખીને દવા તૈયાર કરવી. **માત્રા**—તોલો ૧. **ગુણ**—દિલને તાકાત આપે, દિલને ખુશી રાખે તથા ઉન્માદ રોગ અને ગરમ તાવ મટાડે.

**૯૬૦. જવારાસ કમુની**—શાહજીરૂં તોલા ૭, તેને સરકામાં ભીંજવી સુકાવવું. આવી રીતે ત્રણ વખત કરવું. પછી ખાંડી કપડેથી ચાળી લેવું, તેમાં સુંઠ, મરી, ફુદીનો, પીપરીમૂળ, સુદાબ, મોટી હરડે તથા સંચળ દરેક રૂપીઆ ૩ ભાર તેનું ચૂર્ણ મેળવવું; તથા સર્વથી ત્રણગણું મધ મેળવવું. **ગુણ**—ભુખ લગાડે, રૂચિ પેદા કરે, ખોરાકને હજમ કરે, પેટની ગાંઠને ગાળે, ઓરતોનું ઋતુ લાવે.

**૯૬૧. જવારીસ મસ્તગી**—મસ્તકી રૂમી તોલો ૧, સાકર તોલા ૧૬ ની ગુલાબજળમાં ચાસણી કરવી. ચાસણી ઠંડી પડે ત્યારે તેમાં મસ્તગી ખરલમાં વાટીને મેળવી દેવી. **ગુણ**—કાળજાની તથા હોજરીની શરદીને મટાડે, મોંમાંથી પાણી કે ધાત જતી હોય તેને અટકાવે, પાચક હોવાથી પેટની તાકાદ વધારે—**માત્રા** તોલો ૦॥ થી ૧.

૯૬૨. જવારીસ ઉદ્દતુર્શી—કોડીઓ લોબાન તોલા ૫, લવંગ તોલા ૨, જટામાંસી તોલો ૧, ઝરીસ્ક ( નાની ખાટી દ્રાક્ષ થાય છે તે ) તોલો ૧. સર્વ ચીજોને ખાંડી તૈયાર રાખવી. લીંબુનો રસ તોલા ૭ ભાર તથા સાકર તોલા ૨૦ તેની ચાસણી કરીને ઉપલી ચીજો અંદર નાંખવી. ગુણ—હોજરીને તાકાદ આપે છે તથા મોળ, ઉલટીને મટાડે છે.

૯૬૩. અર્કમુકવી—જાસુદનાં ફૂલ તોલા ૨૦, દ્રાક્ષ તોલા ૨૦, સાકર તોલા ૨૦, લવંગ, જાયફળ, સાલમ, શકાકલ, પીસ્તાં, ચીલગોઝાનો મગજ એ દરેક તોલા ૨. તેને સર્વને ખાંડીને ૭ શેર પાણીમાં પલાળી રાખવાં અને આઠ દિવસ સુધી તડકે રાખી મૂકવાં. પછી તેને કપડેથી છણી લઇને બાટલી ભરી લેવી. માત્રા—તોલા ૪ થી ૬. બહુજ તાકાદ આપે છે. સેહેવતની ( પુરૂષત્વ ) શક્તિ વધારે છે. જરા કેપ કરે છે.

૯૬૪. ઇતરીફૂલ કશનીઝી—ચાર જાતની હરડે (હરડે મોટી, હીમજ, હરડાં તથા જવ જેવડી હીમજ થાય છે તે જવહરડે) દરેક તોલા ૧, તે ખાંડી ચાળી લેવી. પછી તેમાં બદામના તેલનું મોણ દેવું. તેમાં ધાણા તોલો ૧ ખાંડીને મેળવવા, પછી તેમાં સર્વથી ત્રણ-ગણું મધ મેળવવું અને માટીના ચીકા વાસણમાં ભરી જવની કોઠીમાં ત્રણ માસ રાખવું. ગુણ—આંખની બીમારી, માથાની બીમારી, તેમજ હરસને મટાડે છે. માત્રા–તોલો ૦।।–૧.

૯૬૫. ઇતરીફૂલ ઉસ્તુખુદુશી—હરડેદળ તથા હરડાંદળ દરેક તોલો ૧, આમળાં તોલો ૧, ઉસ્તુખુદુસ તોલા ૨. બનફશાનાં ફુલ તોલા ૨, અમરવેલ તોલો ૦।।, અનીસૂન તોલો ૦।।, બાદરંજબોયા તોલો ૦।।, ચીત્રકમૂળની છાલ તોલો ૦।।, એ સર્વ ચીજોને ખાંડી કપડછાણ કરવું અને ચૂર્ણથી ત્રણગણું મધ મેળવવું. માત્રા—તોલો ૧ થા ૨. મગજની બીમારીઓ તથા લોહીબગાડનાં સર્વ દરદોમાં ફાયદો કરે છે.

૯૬૬. બરશાશા—મરી તોલા ૪, સફેદ મરી તોલા ૪, ભાંગનાં બી તોલા ૪, અફીણ તોલો ૧, કેસર તોલો ૧, જટામાંસી તોલો ૦।, અક્કલકરો તોલો ૦।, ફરફીયુન તોલો ૦।, સર્વને જુદાં જુદાં ખાંડી ચાળીને તોલ કરવો. સર્વથી ત્રણગણું મધ મેળવીને તેની બરણી જવની કોઠીમાં કે જવના ઢગલામાં ત્રણ માસ સુધી દાટી રાખવી. માત્રા–તોલો ૦। થી ૧. ગુણ–સળેખમ, તાવ, ઉધરસ, શ્વાસ, ગળાની અંદરનો સોજો, લકવો, પક્ષાઘાત, પાંસળાંનું શૂળ, અતિસાર, સંગ્રહણી, પેટનું દરદ, ઉન્માદ, વાઇ–ફેફરૂ ઇત્યાદિ દરદોમાં ફાયદો કરે છે.

૯૬૭. માજુનેલબુબ—બદામ, ચીલગોઝા, કસુંબાનાં બીનો મગજ, ફિંદક, પિસ્તાં, હબ્બુલ ફીલફીલ ખશખશ, તોદરી પીળી, તોદરી લાલ, તોદરી સફેદ, તલ ધોળા, ટેટીનાં બીનો મગજ, જંજીરનાં બી, ડુંગળીનાં બી, સલગમનાં બી, ગાજરનાં બી, સુફેદ બેમન, બેમ-નસુર્ખ, સુંઠ, કાળી મીરચ, કબાબચીની, દાલચીની, શકાકલમીશરી, તુખ્મહલીફન, તથા કુલિંજન સર્વ સમભાગ અને સર્વથી ત્રણગણું મધ. સર્વને મેળવીને માજુન એટલે આથો બનાવવો. સહેવત માટે એટલે પુરૂષાતન માટે ઘણો સારો ઉપાય છે.

૯૬૮ માજુને લબુબેકબીર—બેમન સફેદ, બેમન સુર્ખ, તોદરીઝર્દ, તોદરી સફેદ, શકાકલમીસરી, સાલમમીસરી, ગાજરનાં બી, સલગમનાં બી, હલીયુનનાં બી, ડુંગળીનાં બી, ગંદનાનાં બી, ઇંદ્રજવ, નાગરમોથ, ચણકબાબ, કુલિંજન ( નાગરવેલની જડ ), બોઝીદાન, સુરંજાન શીરીન, ફુદીનો, દરૂનજઅકરબી; આ સર્વ ચીજો અકેક તોલો, ખશખશ, પીસ્તાં, બદામ, ચીલગોઝા, ફીંદક, અખરોટ, ધોળા તલ, નારીએલ, કપાસીઆનાં બીજ, એ દરેક

તોલા ૨, સુંઠ, લવીંગ, જાયફળ, એલચીદાણા, એ દરેક તોલો ૦॥. સર્વેના વજનથી બમણી ખાંડ, ખાંડની ચાસણી કરીને તેમાં દવાઓનું બારીક ચૂર્ણ મેળવવું. **માત્રા**—તોલો ૧ થી ૨. **ગુણ**—દિલ તથા મગજને તાકાદ આપે, ગુરદાને તાકાદ આપે, ધાતુ પેદા કરે, સહેવતની શક્તિ વધારે, બદનને મોટું બનાવે, શરીરને રંગ આપે.

**૯૬૯. માજુને કુતન**—કપાસીઆનાં બીજ તોલા ૬, દાલચીની તોલા ૪-૪॥ (માસા), ઉંટગણનાં બી તોલા ૪-૪॥, લવીંગ તોલા ૪-૪॥, ચીલગોઝાનો મગજ તોલા ૪-૪॥, કાયફળ તોલા ૨, શકાકલમીસરી તોલા ૩, સુંઠ તોલા ૩, ઉપલેટ માસા ૧૪, શેકેલી અળશીનાં બીજ માસા ૧૪, રૂમીમસ્તગી માસા ૧૪; સર્વેને ખાંડી ત્રણગણા મધમાં મેળવી માજુન બનાવવી. **માત્રા**—માસા ૪. કમતાકાતને દૂર કરે છે, ઉધરૂસ તથા શ્વાસને મટાડે છે.

**૯૭૦. માજુને ખિકલ**—હરડેદળ માસા ૯, બહેડાંદળ માસા ૯, આમળાં માસા ૯, કેહરૂબા તોલા ૧॥, પરવાળાંની મૂળની ભસ્મ તોલા ૧॥, ફટકડી માસા ૯, અજમો માસા ૯, ગુગળ તોલા ૭; ગુગળ સિવાય સર્વે ચીજોનું બારીક ચૂર્ણ કરવું, ગુગળનું પાણી કરી છણી લઇને તે પાણીમાં ચૂર્ણ મેળવીને સુકવી નાંખવું, સુકાયા પછી તેના ચૂર્ણમાં ૨૬ તોલા ગરમ કરેલું મધ મેળવવું. **માત્રા**—તોલો ૦॥ થી ૧. હરસનો અકસીર ઇલાજ છે.

**૯૭૧. માજુનફલાસફા**—સુંઠ, મરી, પીપર, તજ, આમળાં, બેડાંદળ, ચિત્રકમૂળની છાલ, ઝરાવંદમદેહર્જ, સાલમ, મગજ, ચીલગોઝા, બાબુનાનાં મૂળીઆં તથા જટામાંસી, એ દરેક ૬ માસા (અકેક પૈસાભાર), બાબુનાનાં બીજ ૧૫ માસા, બી કાઢેલી દ્રાક્ષ તોલા ૩, દ્રાક્ષ સિવાયની સર્વ ચીજોનું બારીક ચૂર્ણ કરવું અને તે ચૂર્ણથી બમણું કે ત્રણગણું મધ લઇ તેમાં દ્રાક્ષ તથા ચૂર્ણ મેળવી દેવાં. **માત્રા**—તોલા ૧ થી ૨. **ગુણ**-ભુખ લગાડે, ધાતુ વધારે, યાદશક્તિ વધારે, બહુ પેસાબ થતો હોય તો તેને અટકાવે, કમરનો દુખાવો, ગુરદાનું દરદ તથા ગાંઠીઓ વા મટાડે.

**૯૭૨. માજુનઉશબા**—વરીયાળી, સુખડ, ગળો, અમરવેલ, હરડેદળ, બેડાંદળ, હરડાંદળ, હીમજ, ખડસલીઓ (ધાસીઓ પીતપાપડો), કસ્તુરી એ દરેક તોલો ૧; મીંઢીઆવળ તોલા ૪, ઉશબા મગરબી (સારસાપરેલાનાં મૂળીઆં) તોલા ૧૨, ચોપચીની તોલા ૮, સાકર સફેદ તોલા ૧૦૦. સાકરની ચાસણી કરવી અને તેમાં બાકીની સર્વે વસ્તુઓનું બારીક ચૂર્ણ મેળવીને માજુન બનાવવી. **માત્રા**-તોલો ૧. આ માજુન વિસ્ફોટક, ચાંદી, લોહી બિગાડ વગેરે ગરમીનાં દરદોમાં અપાય છે.

**૯૭૩. ખમીરે ગાવઝબાન**—ગાવઝબાન તોલા ૧૦, બાદરંજબોયા તોલા ૫, જટામાંસી તોલો ૧, ગુલાબનાં ફૂલ તોલો ૧, સુખડનો ભૂકો તોલો ૧, સર્વે દવાઓથી ત્રણગણું પાણી અને બમણું ગુલાબજળ. પ્રથમ દવાઓને ખાંડીને ગુલાબજળમાં પલાળી રાખવી અને પછી પાણી મેળવીને ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી લઇ હાથથી ખુબ મસળીને તેમાં છગણી સાકર નાંખવી અને ફરી પકાવી ગુલકંદ જેવું ખમીર બનાવવું. તેમાં કેસર તોલો ૧ નાંખવું. **ગુણ**—દિલને તથા મગજને તાકાદ આપે છે. ઉન્માદરોગ તથા મૂર્છામાં ફાયદો કરે છે.

**૯૭૪. ખમીરે સન્દલ**—સુખડનો ભૂકો તોલા ૫; તેને તોલા ૨૦ ગુલાબજળમાં ૨૪ કલાક સુધી ભીંજવી રાખવો અને પછી ધીમા તાપથી ઉકાળવો. ઘાટું થાય ત્યારે તેમાં

સાકર શેર ૦ાા નાંખવી. ગુલકંદ જેવું બને એટલે બરણીમાં ભરી રાખવું. સુખડના ભૂકાને ગુલાબજળમાં પથરાપર વાટીને ગરમ કરી સાકર મેળવવાથી વધારે બારીક ખમીર બને છે.

**મગજની ગરમી—પિત્તવિકાર.**

**૯૭૫. શરબતે બનફશા**—બનફશા તોલા ૧૦; ૧ રતલ પાણીમાં ઉકાળી ૦ાા રતલ રાખવું. તે પાણી કપડેથી ગાળી લઇ તેમાં ૨૦ તોલા સાકર નાંખીને ચાસણી બનાવવી. તાવ, આંખની બીમારી, માથાનો રોગ વગેરે દરદો મટે, ઉંઘ સારી આવે, ઝાડાનો ખુલાસો કરે, પિત્તનો રેચ કરે અને પાંસળી અને ગુરદાનાં દરદને મટાડે.

**૯૭૬. શરબતે ઉનાબ**—બનાવટ બનફશાના સરબત પ્રમાણે. ગુણ—લોહીને બહુજ સાફ કરે; તાવને ઉતારે તથા છાતીનાં દરદને મટાડે.

**૯૭૭. સરબતે નીલોફર**—(ધીતેલાંનાં પોયણાં-કમળનાં ફૂલ.)—બનાવટ બનફશાના શરબત પ્રમાણે. ગુણ પણ એજ પ્રમાણે. પણ આ શરબત ઉંઘ વધારે લાવે છે અને તેથી ઉન્માદરોગમાં વિશેષ ગુણ કરે છે.

**૯૭૮. શરબતે દીનાર**—તુખ્મ કાસની, ગુલાબનાં ફૂલ, નીલોફરનાં ફૂલ ગાવઝબાન, વરીઆળી, ઉસ્તુખુદુસ; સર્વ અકેક તોલો, કાસનીની જડની છાલ તથા વરીઆળીનાં મૂળની છાલ દરેક બબ્બે તોલા, કસુસનાં બી, રેવંચીની એ બે દરેક ૯ માસા; સર્વને પોટલીમાં બાંધી ઉકાળીને તે પાણીમાં સાકર નાંખી શરબત બનાવવો. ગુણ—રેચક. મૂત્રલ (પેસાબ લાવનાર), સડેલ તાવ (મેલરીયા), પાડુરોગ, જલંદર તથા પેટનાં બીજાં દરદોને તેમજ સ્ત્રીઓનાં ગુપ્ત દરદો અને પુરૂષોનાં પેસાબનાં દરદો, પાંસળાનું શૂળ તથા આંતરડાની અંદરનો સોજો, વગેરે ઘણાં દરદોમાં અપાય છે.

**૯૭૯. શરબતે ફરિયાદરસ**—ગાવઝબાન, સફેદ સુખડ, હંસરાજ, ખસખસ તથા ખસખસના ડોડા; એ દરેક તોલા ૨, જેઠીમધનો શીરો, વરીયાળી, તુખ્મ ખતમી, ગુલાબનાં ફુલ, સેવગી ગુલાબનાં ફુલ; એ દરેક તોલો ૧, મનુકા દ્રાક્ષ સર્વથી અરધા વજને અને સાકર સર્વ કરતાં ૬ ગણી. સર્વથી પાણી ચાર ગણું નાંખીને સાકર સિવાયની ચીજો ઉકાળવી. અરધું પાણી બાકી રહે ત્યારે ગાળીને તેમાં સાકર નાખી ચાસણી બનાવવી. ગુણ—જુનો તાવ, ઉધરસ તથા નજલો મટે.

**૯૮૦. શરબતે વર્દમુકરર**—ગુલાબનાં લીલાં ફુલ તોલા ૪૦, પાણી રતલ ૬ તેનો ઉકાળો કરવો. એક રતલ પાણી બળે ત્યારે તેમાં ફરી બીજાં એક રતલ ગુલાબના ફુલ નાંખવાં ને ઉકાળવાં, છેવટ ૨ રતલ પાણી રહે ત્યારે તેમાં ૩ રતલ સાકર નાખીને ચાસણી કરવી. માત્રા—તોલા ૪. બરફમાં મેળવી પીવાથી રેચ થાય. અથવા ઠંડું પાણી જેટલું વધારે પીવામાં આવે એટલા વધારે દસ્ત થાય.

**૯૮૧. શરબતે એજાજ**—ઉનાબ દાણા ૨૦, વડગુંદાં દાણા ૬૦, જેઠીમધ તોલા ૨, તુખ્મ ખુબાઝી તોલા ૨ તુખ્મ ખતમી તોલા ૨, નીલોફર તોલા ૨, બનફશાનાં ફુલ તોલા ૨, બાવળનો ગુંદ, કતીરા ગુંદ, સુગલાઇબેદાણા, એ દરેક અકેક તોલો; ગુંદ સિવાયની ચીજોને ચારગણા પાણીમાં ઉકાળવી, અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ તેમાં ગુંદ વાટીને નાંખવો તથા જોઇએ એટલી સાકર નાંખીને શરબત બનાવવો. ગુણ—ખાંસી, ગરમ તાવ તથા ક્ષયરોગ મટે.

૯૮૨. શરબતે બઝુરી—વરીયાળી ૯ માસા, અજમોદ ૬ માસા, કાસની ૯ માસા, ગોખરૂ ૧૫ માસા, સકરટેટીનાં બીનો મગજ ૧૫ માસા, આરીયાના બીનો મગજ ૩૦ માસા, કાસનીની જડની છાલ ૨૧ માસા; વરીયાળીની જડની છાલ ૨૧ માસા; સર્વેને ખાંડીને અધકચરાં કરી રાત્રે છગણા પાણીમાં ભીંજવી રાખવાં. સવારમાં ઉકાળીને દવાના વજનથી બમણું પાણી બાકી રાખીને તે પાણી ગાળી લઇને તેમાં પાણી જેટલીજ સાકર નાંખી શરબત બનાવવું. તાવને ઉતારે તથા પેસાબની છુટ કરે.

૯૮૩. શરબતે બીઝુરી—તુખ્મકાસની તોલા ૨, વરીયાળી તોલા ૨, તરબુઝનો મગજ તોલા ૨, દુધીનો મગજ તોલા ૨, કસુમનાં બી તોલો ૧, ગુલે ગાફીસ તોલો ૧, ખતમી તોલો ૧, જેઠીમધ તોલો ૧, જટામાંસી તોલો ૧, ગુલબનફસા તોલો ૧, ગાવઝબાન તોલો ૧ તથા કાળી દ્રાક્ષ ૬ તોલા, એ પ્રમાણમાં સર્વેને અધકચરાં કરીને ત્રણ રતલ પાણીમાં રાત્રે પલાળી રાખવાં. સવારે ધીમી આંચમાં ઉકાળી અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇને તેમાં સાકર રતલ ૧॥ નાખીને મધ જેવી ચાસણી કરવી. માત્રા—તોલા ૨. દિવસમાં બે વખત એટલોજ બાજો વરીયાળીનો અર્ક નાંખીને પીવું. ક્ષયનો તાવ, જીર્ણજ્વર તથા નવિન પિત્તજ્વર મટે છે.

૯૮૪ સીકંજે બીન અંસલી—પાણકંદો, તેને ખાંડીને પાણીમાં બાફવો. પછી હાથથી ચોળીને પાણી કપડેથી નીચોવી લેવું. તેમાં પાણીથી બમણો સરકો મેળવવો અને ત્રણગણી રાતી ખાંડ મેળવવી. તેનું શરબત બનાવવું ગુણ—કાળજાની તથા બરોલની ગાંઠ, આંતરડાંની ગાંઠ, ઉધરસ તથા શ્વાસને મટાડે છે અને કફને બહાર કાઢે છે.

૯૮૫ સીકંજે બીન બીઝુરી બારિદ—કાસનીની જડની છાલ તોલા ૭, આરીયાનાં બી તથા કાસનીનાં બી દરેક તોલા ૫. એ ત્રણેને ખાંડી આઠગણા પાણીમાં ઉકાળવાં. ચોથા ભાગનું પાણી રહે ત્યારે કપડેથી ગાળી છણી લઇ તેમાં દવાઓથી ચારગણા વજનનો સરકો અને સરકાથી બમણી સાકર મેળવી ચાસણી તૈયાર કરવી. ગુણ—કાળજાની ગાંઠને ખોલે છે. પેસાબ લાવે છે, જલંદરને મટાડે છે તથા પિત્તકમળી, તાવ, તૃષા વગેરેને મટાડે છે.

૯૮૬ સીકંજે બીન સાદા—પાશેર સરકો, પાશેર ગુલાબજળ, ૦॥ શેર સાકર, તેની ચાસણી બનાવવી. ગુણ—તાવ, પિત્તકમળી, ઉલટી વગેરમાં અપાય.

૯૮૭. દબીદુલ વર્દ—જટામાંસી, રૂમીમસ્તગી, વાંસકપુર, દાલચીની, ઇઝરખની જડ (શોહીસ ઘાસની જડ), સુગંધી વાળો, અગર, તગર; ઉ઼ લેટ, તુખ્મ કસુસ, તુખ્મ કરફસ (અજમોદ), રેવંચી, એલચીદાણાં, અગર એ દરેક તોલો ૧. સવની બરાબર ગુલાબનાં ફુલ સર્વેને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી ત્રણગણા મધમાં મેળવી દેવું. ગુણ—હોજરી તથા કલેજાને તાકાદ આપે છે, જલંદર મટાડે છે.

૯૮૮. ઘાકુઆ—ખશખશ સાથે તેના ડોડા તોલા ૨, છોલેલ જેઠીમધ તોલા ૩, તુખ્મ ખુબાઝી તોલા ૩, ખતમીનાં બી તોલા ૩, બધી ચીજોને ખાંડી બારીક કરવી. બાવળીઆનો ગુંદ, મુગલાઇબેદાણા તથા ઓથમોજીરૂં એ દરેક તોલો ૧. સવ ચીજો એકત્ર કરી તેના વજનથી બમણું પાણી મેળવી ૪ પ્રહર સુધી પલાળી રાખવી. પછી ઉકાળીને ત્રીજા ભાગનું પાણી બાકી રહે ત્યારે પાણી ગાળી લેવું. તે પાણીમાં છગણી સાકર મેળવી પાક કરવો, ચાટણ બનાવવું. ગુણ—ઉધરસ, તાવ, નજલો મટે.

૯૮૯. સફુફ સરતાન—કડાયો ગુંદ, ધણીનું સત્વ (નિશાસ્તો); બાવળનો ગુંદ બદામનો મગજ, દુધીનાં બીનો મગજ, વાંસકપુર, ગુલેનાર, ગેરૂ, જેઠીમધનો શીરો, ખાંસીલ

કરચલો તોલો ૧, ખશખશના ડોડા તોલો ૧, આ તમામ વસ્તુઓને ખાંડી બારીક કરીને તેમાં બમણી ખાંડ મેળવવી. **માત્રા**—૩ માસા. **ગુણ**—રાજરોગ, ક્ષય, જુનો તાવ મટે.

**૯૯૦. હબ્બે તંકાર**—ફુલાવેલ ટંકણ તોલા ૨, કાળાં મરી તોલા ૮, અજમો તોલા ૧૦, એળીઓ તોલા ૧૨ સર્વેને કુંવારના રસમાં ઘુંટી મરી જેવડી ગોળીઓ કરવી. **ગુણ**—બરોલ, જલંદર વગેરે ઉદરરોગમાં સારો ફાયદો કરે છે, દીપન પાચન તથા દસ્તનો ખુલાસો કરનાર છે. **માત્રા**—ગોળી ૨ થી ૮.

**૯૯૧. હબ્બે મુમસીક**—અફીણ, જાયફળ, કસ્તુરી, કપુર, ચારે સમભાગે ખાંડીને નાગરવેલના પાનના રસમાં વાટીને વાલ વાલની ગોળીઓ વાળવી. ધાતુનું સ્તંભન કરે છે. સંગ પહેલાં ૧ ગોળી ખાવી.

**૯૯૨. હબ્બે શફા**—ધતુરાનાં બી તોલા ૩, રેવંચી તોલા ૨, સુંઠ તોલો ૧; એ ત્રણેને ખાંડી ચાળીને બાવળના ગુંદરના પાણીથી ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. તાવ તથા નજલો ( રસ ઉતરવો ). તાવ ચડતા પહેલાં એક કલાક અગાઉથી આ ગોળી લેવાથી તાવ અટકે છે.

**૯૯૩. હબ્બે શબીઆર**—હરડેદળ, સોનામખી, હરડાંદળ; ત્રણે દરેક તોલા ૩, ગુગળ તોલો ૧, ગુલાબનાં ફુલ તોલા ૪. હબ્બુલ નીલ ( કાળા દાણા–ભમરડાનાં બી ), રેવંચીનો શીરો, દરેક તોલા ૨, મસ્તકી તોલા ૨. સર્વેને ખાંડી પાણીમાં વાટીને ગોળીઓ બનાવવી. સુતી વખતે ૪ માસા વજનથી ગોળીઓ ખાવી. **ગુણ**–મગજને સાફ કરે છે. મગજની બીમારીઓને મટાડે છે તથા ઝાડો સાફ લાવે છે.

**૯૯૪. તાવ**—લીંડીપીપર તોલા ૨, જીરૂં તોલા ૨ાા, કાંકચનો મગજ તોલા ૪, અને બાવળનાં પાન તોલા ૧ાા, એ પ્રમાણમાં લઇ ચૂર્ણ કરવું અને પાણીમાં ઘુંટી તેની વટાણા જેવડી ગોળીઓ કરવી. દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી ગરમ પાણીથી લેવી, તેથી કોઇ પણ જાતનો તાવ મટે.

**૯૯૫.** વરીયાળી. કાંસની, જેઠીમધ તથા બનફશા; એ દરેક ૩ તોલા અને પાણી ૨ રતલ. બાર તોલા દવાને અધકચરી ખાંડીને પાણીમાં ઉકાળવી. અર્ધું પાણી બાકી રહે એટલે પાણી ગાળી લેવું અને દિવસમાં ત્રણ વખત કરીને પી જવું. દવા પીતી વખતે ગુલકંદ અથવા સાકર તોલો ૧ મેળવવી. **રોજીઓ તાવ**.

**૯૯૬.** કાસની તોલો ૧ાા, કુલફાનાં બી તોલો ૦ાા, પાણી રતલ ૦ાાા. એ દવાઓને અધકચરી કરીને પાણીમાં ૩ કલાક ભીંજવવી. પછી ગાળી લઇ ૨ તોલા સાકર મેળવી તેના ૩ ભાગ કરી દર ૩ કલાકે પીવું. દસ્ત સાફ ન આવતો હોય તો સાકરને બદલે શિરખીસ્ત અથવા તુરંજબીન ૧ તોલો પ્રથમના ડોઝમાં નાંખી પીવાથી પેટ સાફ આવશે. **તરીઓ તાવ**.

**૯૯૭.** વંશલોચન તોલા ૪, પરવાળાં ગુલાબજળમાં વાટેલ તોલા ૩, એલચી તોલા ૨, ગળોનું સત્વ તોલા ૩, તથા ખૂબકલા—ખાકસીનાં બી તોલા ૩; એ પ્રમાણમાં સર્વનું બારીક ચૂર્ણ દિવસમાં ત્રણ વાર બબ્બે વાલ ખાવું. **જીર્ણજ્વર**.

**૯૯૮.** કાસની તોલા ૨, કુલફાનાં બી ખોખરાં કરેલાં તોલા ૨, આલુદાણા ૨૦ દાણા. આ ત્રણે દવાને ૦ાા શેર પાણીમાં બે કલાક ભીંજવી રાખવી. પછી પાણી ગાળી લઇ તેમાં સાકર તોલા ૨ થી ૩ નાંખી તે ત્રણ વખત ત્રણ ત્રણ કલાકે પીવું. **સન્નિપાતજ્વર**.

૯૯૯. અકલીલલમલ્ક, બાબુના, ગુલેખેરૂ, જવ અને ખુબાજી એ દરેક એક એક તોલો ખાંડી પાણીમાં વાટીને સાંધા ઉપર લેપ કરવો. **તીક્ષ્ણ સંધિવા.**

૧૦૦૦. કેસર ૧૦ ઘઉંભાર તથા અફીણ ૧૦ ઘઉંભાર તે બેને રૂ. ૨॥ ભાર ગરમ પાણીમાં મળવી સાંધાના દરદ ઉપર લેપ મારવો. **તીક્ષ્ણ સંધિવા.**

૧૦૦૧. હરડેદળ તોલો ૦॥, નસોતર તોલો ૦।, બીસફાયેજ તોલો ૦॥, સાહતરા તોલો ૦॥, સુરંજાન તોલો ૦।, કાસની તોલો ૧, ગુલાબનાં ફુલ તોલો ૧; આ સર્વને અધકચરાં ખાંડી ૧॥ શેર પાણીમાં ઉકાળવાં. અર્ધું પાણી બાકી રહે ત્યારે તે ગાળી લઇ તે દિવસમાં ત્રણ વખત પીવું. દસ્ત વધારે થાય તો પહેલી બે દવાઓ કાઢી નાંખવી. **તીક્ષ્ણ સંધિવા.**

૧૦૦૨. સિપસ્તાન (વડગુંદાં) ૭ દાણા, ઉનાબ ૧૦ દાણા, કાલની તોલો ૧, બનફશા તોલો ૦॥; તેને અધકચરાં કરીને ૦॥ શેર પાણીમાં ૨ કલાક ભીંજવી રાખવાં. પછી તેનું નીતરૂં પાણી ગાળી લઇને તેના ૩ ભાગ કરી દિવસમાં ત્રણ વાર પીવું. પેટ કબજ હોય તો તેમાં તુરંજબીન તોલો ૧ તથા ગરમાળો તોલો ૧ નાંખવો. **તીક્ષ્ણ સંધિવા.**

૧૦૦૩. ઝેરકોચલાં તોલા ૨, ગુલેગાવઝબાન, નરકચૂર, ઉસ્તેખુદુસ, કડાયો ગુંદર, સકાકુલ, એ દરેક તોલો ૧, સુખડનો ભુકો તોલો ૦।, લવિંગ તોલો ૦।, સુકાં આમળાં તોલા ૧॥, છોલેલ ટોપરૂં તથા ચીલગોઝાનો મગજ અકેક તોલો; તે સર્વનું બારીક ચૂર્ણ કરવું પછી ૪૦ તોલા મધમાં શેર પાણી નાંખીને ધીમી આંચથી શરબત બનાવી તેમાં ઉપલું ચૂર્ણ નાંખીને ચાટણ બનાવવું. **માત્રા—ડ્રામ ૦॥ થી ૧. લકવો.** ( જુનો વા ).

૧૦૦૪. નરકચૂરો, દરૂનજ અકરબી, બેહમને સુરખ, બેહમને સુફેદ, જટામાંસી, એલચી, લવીંગ, તમાલપત્ર દરેક તોલો ૦॥, જાુંદબેદસ્તર, પીંપર, સુંઠ તથા કસ્તુરી એ દરેક તોલો ૦।. સર્વનું બારીક ચૂર્ણ બનાવવું. મધ તોલા ૧૫. પ્રથમ મધને ૧ રતલ પાણીમાં ધીમા તાપથી ઉકાળીને તેનો કવાથ એટલે શરબત બનાવવો. પછી તેમાં ઉપલું ચૂર્ણ નાંખીને તેનો અવલેહ (ચાટણ) તૈયાર કરવો. **માત્રા—ડ્રામ ૧ થી ૧॥. લકવો.**

૧૦૦૫. એળીઓ ગ્રેન ૧૨. ઇંદ્રવરણાંનો ગર ગ્રેન ૨૪, ફરફયુન ગ્રેન ૬, ગુગળ ગ્રેન ૨૪; તે સર્વને મેળવીને તેની ૧૨ ગોળીઓ કરવી. **માત્રા—ગોળી ૧ થી ૨. લકવો.**

૧૦૦૬. અનીસૂન તોલો ૦॥, સુવા, અજમો, કીર્દમાન, તુખમે કરફસ (અજમો), વરીઆળીની જડ, અજખર (રોસાનું ઘાસ), જેઠીમધ, બેખેકબર; એ દરેક તોલો ૦।; તમામ ચીજોને ૧ રતલ પાણીમાં ઉકાળી અર્ધું પાણી બાકી રાખવું, તે પાણીને ગાળી લઇને તેમાં તોલો ૧ ગુલકંદ નાંખી તે બધું પાણી સવારમાં પીવું. એ રીતે રોજ સવારમાં તાજી દવા બનાવીને પીવી. **લકવો.**

૧૦૦૭. કાસની તોલો ૦॥, કાળી દ્રાક્ષ તોલો ૦॥, બનફશા, ઉનાબ તથા ગુલાબનાં ફુલ દરેક તોલો ૦॥, આ સર્વ ચીજોને ૦॥ રતલ ગરમ ખળખળતા પાણીમાં ભીંજવી રાખીને તેમાં જરા સાકર મેળવી બે વાર પીવું. દસ્ત સાફ લાવવા સારૂ તેમાં કોઇ વખત સોનામખી તોલો ૦॥, ગરમાળાનો ગોળ તોલો ૧, તથા શીરખેસ્ત તોલો ૧ ઉમેરવાં. **લકવો.**

૧૦૦૮. કાસની તોલો ૦॥, ઉનાબદાણા ૭; એ બે ચીજોને અધકચરી કરી ૦॥ રતલ ખળખળતા પાણીમાં ૦॥ કલાક સુધી ભીંજવી રાખવી. તે દિવસમાં ત્રણવાર પીવી. **અર્ધાંગવાયુ** (શરૂઆતનો લકવો).

૧૦૦૯. એળીઓ ગ્રેન ૪, જટામાંસી ડ્રામ ૧, ગારેકુન ડ્રામ ૧, મસ્તકી ગ્રેન ૨૦, ઇંદ્રવરણાનો ગર ગ્રેન ૩૦, સકમોનિયા ગ્રેન ૬; સર્વને ખાંડીને તેની ૨૪ ગોળીઓ વાળવી. **માત્રા**—ટંકે ગોળી ૨ થી ૩. દસ્ત વધારે થાય તો છેલ્લી એ ચીજો કમી કરવી. **અપસ્માર** (વાઇ-ફેફરૂં).

૧૦૧૦. અનીસૂન તોલો ૦ાા, વરીયાળી તોલો ૦ાા, બાદરંજ બોયા તોલો ૧, અંજીર સુકાં દાણા ૪; તે સર્વને ૧ રતલ પાણીમાં ઉકાળી અરધું પાણી બાકી રહે એટલે ગાળી લેવું. તેના બે ભાગ કરી સવાર સાંજ પીવું. દર વખત તેમાં ૧ તોલો ગુલકંદ કે સાકર નાંખવી. **અપસ્માર** (વાઇ-ફેફરૂં).

૧૦૧૧. ઉસ્તેખુદ્દુસ, અફતીમુન (આકાશવેલ), વરીઆળી, અનીસુન, બનફશા, બીસફાએજ, ગુલાબનાં ફૂલ, હરડેદળ, હરડાંદળ એ દરેક તોલો ૦ાા, તથા નસોતર તોલો ૦ા. એ સર્વને ખાંડીને એક વાસણમાં રાખી તેના ઉપર ખળખળતું ગરમ પાણી ૦ાાા રતલ નાંખવું. અરધો કલાક રહેવા દઇ પાણી ગાળી લઇને તેના બે ભાગ કરીને સવાર સાંજ થોડી સાકર મેળવીને પીવું. કેટલાક દિવસ પીધા પછી ફાયદો જણાય. ઝાડા વધારે થાય તો છેલી ચાર ચીજો કમી કરવી અથવા કાઢી નાંખવી. **અપસ્માર** (વાઇ-ફેફરૂં).

૧૦૧૨. અક્કલગરો, કાળાં મીરચ, આકડાના ઝાડ ઉપર ઉડનારાં જીવડાં (તીતીઘોડા) સૂકાઇ ગયેલાં, ત્રણેનો બારીક વસ્ત્રગાળ ભૂકો કરીને વાઇ આવતી હોય તેને નાસ દેવો. **અપસ્માર** (મૃગી-વાઇ).

૧૦૧૩. ગુલબનફસાને પાણીમાં વાટીને માથા ઉપર લેપ કરવાથી પિત્તનો માથાનો દુખાવો મટે છે. **માથાનો દુખાવો.**

૧૦૧૪. હરડેદળ તોલો ૦ાા, હરડાંદળ તોલા ૦ાા, આલુદાણા ૧૦, ઉનાબદાણા ૧૦, સીપસ્તાન (વડગુંદાં) દાણા ૭, સર્વને અધકચરાં કરીને ૧ા રતલ પાણીમાં ધીમી આંચથી ઉકાળવાં. અરધું પાણી બાકી રહે ત્યારે તે પાણી ગાળી લઇ બે વખત થોડી થોડી સાકર મેળવીને પીવું. **શિરોરોગ—પિત્તરોગનો.**

૧૦૧૫. ત્રિફળાં તોલા ૩, કુવાડીયાનાં બી તોલા ૨. તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. **માત્રા**—તોલો ૧, સૂતી વખતે એકવાર ખાવું. **પીનસરોગ.**

૧૦૧૬. ઉસ્તખુદુશનાં ફુલ તોલા ૬, કાળી દ્રાક્ષ તોલા ૪, સાહરા તોલા ૨, તથા વરીયાળી તોલા ૨, એ પ્રમાણમાં સર્વને અધકચરાં કરીને રાત્રે ૨ રતલ પાણીમાં ભીંજવી રાખવાં. સવારે ધીમી આંચથી ઉકાળવાં. અર્ધું પાણી બાકી રહે ત્યારે ગાળી લઇ તેમાં સાકર રતલ ૧ાા નાંખીને મધ જેવી ચાસણી કરવી. **માત્રા**—સવાર સાંજ બબ્બે તોલા. તે સાથે એટલોજ વરીઆળીનો અર્ક મેળવીને પીવું. આંખની ગરમી, ગરમીથી આવતી ઝાંખ તથા આંખમાં ચીપડા વળવા (પરૂ) વગેરે મટે છે. **આંખની ગરમી.**

૧૦૧૭. હીરાદખણ ડ્રામ ૦ાા, અફીણ ગ્રેન ૧. તેની ચાર પડીકી કરવી. દર ત્રણ ત્રણ કલાકે એકેક પડીકી ખાવી. **રક્તપિત્ત.**

૧૦૧૮. ફટકડી ફુલાવેલ તેની ભૂકી ગ્રેન ૩૦, બાવળના ગુંદની ભૂકી ગ્રેન ૪૦, સાકરની ભૂકી ગ્રેન ૪૦. તે ત્રણેને મેળવીને ૪ પડીકી કરવી. એકેક પડીકી ઠંડા પાણી સાથે દર ચાર ચાર કલાકે આપવી. **રક્તપિત્ત.** (છાતીમાંથી લોહી પડવું).

૧૦૧૯. જુફા તોલો ૦।, જેઠીમધ છોલેલી તોલો ૦।।, સુકાં અંજીર તોલા ૪; એ ત્રણેને સવાર સાંજ બે વખત ૦।। રતલ પાણીમાં ઉકાળી પાણી ગાળી લઈ તેમાં દર વખત તુરંજબીન તોલા ૨ મેળવીને પીવું. સળેખમ.

૧૦૨૦. ઉનાબ દાણા ૭, સીપસ્તાન (વઠગુંદાં) દાણા ૭, બનફશા તોલો ૦।।, ખશખશ તોલો ૦।; એ સર્વને એક વાસણમાં મૂકી તેના ઉપર ઉકળતું પાણી શેર ૦। નાંખી થોડીવાર રાખીને તે પાણી ગાળી લેવું, તેના બે ભાગ કરીને સવાર સાંજ થોડી સાકર મેળવીને પીવું, બે ચાર દહાડા એ પ્રમાણે તાજી તાજી દવા તૈયાર કરીને પીવી. ઝાડાના ખુલાસા માટે તેમાં શીરખીસ્ત અથવા તુરંજબીન તોલો ૧ નાંખીને તે દવા પીવી. સળેખમ શરૂવાતનું.

૧૦૨૧. મુંગલાઈબેદાણા તોલો ૦।, તેનો થોડા પાણીમાં લુઆબ કહાડી તેમાં જરા સાકર મેળવીને પીવો. કાસ ( સુકી ખાંસી ).

૧૦૨૨. બનફશા તોલો ૦।, જેઠીમધ તોલો ૦।, તુખમેખતમી તોલો ૦।, ઉનાબ દાણા ૫, દૂધીનો મગજ તોલો ૦।; તે સર્વને ૦।। રતલ પાણીમાં ઉકાળી અરધું પાણી બાકી રહે ત્યારે તેમાં જરા સાકર મેળવી પીવું. સાંજે તેના કુચા ઉકાળી એજ રીતે પીવું. કાસ ( સુકી ખાંસી ).

૧૦૨૩. જૂફા તોલા ૦।, પરશીઆવસાન (હંસરાજ) તોલો ૦।. બેખેસોસન (કેવડાનાં મૂળ) તોલો ૦।, જેઠીમધ તોલો ૦।. અળસીનાં બી તોલો ૦।, કરફસની જડ (અજમોદનાં મૂળ) તોલો ૦।, સુકાં અંજીર દાણા ૪, એ સર્વને સવારસાંજ બે વાર ૦।। રતલ પાણીમાં ઉકાળીને અરધું પાણી રાખીને તેમાં થોડી સાકર મેળવી રોજ બે વખત પીવું. કાસ ( સુકી ખાંસી ).

૧૦૨૪. શરબતે જૂફા તોલો ૧ સવાર સાંજ પીવું; અથવા મીઠી બદામનું તેલ અથવા દુધીના મગજનું તેલ નાની ચમચીભાર રોજ બે ત્રણવાર પીવું. ગળામાં ખરખરાટ થાય અને ગળું સુકું પડે તો તેલ આપતી વખત તેમાં જેઠીમધનો શીરો તોલો ૦। પાણીમાં વાટીને મેળવવો તથા મોંમાં પણ શીરાની કટકી રાખવી. કાસ ( સૂકી ખાંસી ).

૧૦૨૫. કરફસની જડ (અજમોદનાં મૂળ) તોલા ૩, વરીઆળીની જડ તોલા ૩, બેખેકેબર તોલા ૩, જુફા તોલા ૪; એ સર્વને ૩ રતલ પાણીમાં ધીમી આંચથી ઉકાળી અરધું પાણી બાળવું, પછી તે પાણીને કપડેથી છણી લઈ તેમાં ૨૦ તોલા સાકર નાંખી ફરી ઉકાળી મધ જેવું શરબત બનાવી બાટલીમાં ભરી મૂકવું. આ શરબત ૨ થી ૩ તોલા સવાર સાંજ પીવું. કાસ ( કફની ખાંસી ).

૧૦૨૬. જેઠીમધનો ભુકો ગ્રેન ૨૪, લીંડીપીપરની ભૂકી ગ્રેન ૨૪, હીરાબોળ ગ્રેન ૨૪, કડવી બદામ છોલેલી ગ્રેન ૩૬. સર્વને વાટીને ગુંદરના પાણીમાં ૨૪ ગોળીઓ કરવી. તેમાંથી ગોળી ૩ થી ૪ સવારે તેમજ સાંજે ખાવી. કાસ ( કફની ખાંસી ).

૧૦૨૭. સેલારસ ગ્રેન ૧૫, સેહેરી લોબાન ગ્રેન ૧૫, હીરાબોળ ગ્રેન ૧૨, અફીણ ગ્રેન ૨, સર્વને બારીક વાટીને ગુંદરના પાણીમાં ૧૨ ગોળીઓ કરવી. માત્રા—દર ટંક ગોળી ૨. કાસ ( કફની ખાંસી ).

૧૦૨૮. ઉસક ગ્રેન ૨૪, જંગલી પ્યાજનો ભૂકો ગ્રેન ૧૨, ગંધા બીરોજા અથવા બેરજવ ગ્રેન ૨૪, તેની ગોળી ૧૨ કરવી. માત્રા—ટંકે ગોળી ૨. કાસ (કફની ખાંસી).

૧૦૨૯. કડાયો ગુંદ તોલો ૧, બાવળીનો ગુંદ તોલો ૧, જેઠીમધનો શીરો તોલા ૨, મુગલાઈબેદાણા માસા ૬; બેદાણાનો પાણીમાં લુઆબ કરવો તેમાં બાકીની દવાઓની બારીક

ભૂકી મેળવી ઘુંટીને મરી જેવડી ગોળીઓ કરવી. ખુશ્કીની ખાંસી, અવાજ બેસી જવો તથા પિત્તનો નજલો વગેરે દરદોમાં ગુણ કરે છે.

**૧૦૩૦.** જેઠીમધનો શીરો તોલો ૧, જેઠીમધ તોલો ૧, બાવળનો ગુંદ તોલો ૧, ખશખશ તોલો ૦ાા, કાગડશીંગ તોલો ૦ાા, મરી તોલો ૦ા, અને શકરતીગાલ તોલો ૦ાા એ સર્વનું બારિક ચૂર્ણ કરી, પછી પાણીમાં વાટી ચણીઆબોર જેવડી ગોળી કરી રાખવી. દિવસમાં ચાર ગોળી મોંમાં રાખી રસ ઉતારવો. **ખાંસી** ( સર્વ પ્રકારની ).

**૧૦૩૧.** ગુલાબનાં ફૂલની સુકી કળીઓ ડાંખળી વગરની તોલો ૧ાા, બાવળનો ગુંદર, તોલો ૧ાા, નીસાસ્તો (ઘઉંનું સત્વ ) તોલો ૦ાાા, જેઠીમધનો શીરો તોલો ૦ાાા, કડાયો ગુંદર તોલો ૦ાાા, કાળી તથા સફેદ ખશખશ અકેક તોલો, તબાશીર સફેદ ( વંશલોચન ) તોલો ૧ા, કેસર તોલો ૦ા, સર્વને જુદી જુદી ખાંડીને એકત્ર કરવી. પછી પાણીમાં વાટીને ૦ાા તોલા ભારની ટીકડીઓ કરવી કે ગોળીઓ બાંધવી. **માત્રા**—અકેક ટીકડી સવાર સાંજ અગર રોજ ત્રણ વખત ખાવી. ટીકડીનો ભૂકો કરી ખશખશના શરબતમાં મેળવી પીવો. **ક્ષય.**

**૧૦૩૨.** જેઠીમધ છોલેલ તોલા ૧૦, પરશીઆવશાન (હંસરાજ) તોલા ૩ાા, ખશખશ તોલા ૩ાા, જુફા, તુખમેખતમી, વરીયાળી તથા અનીસૂન એ દરેક તોલો ૧, ઉનાબદાણા ૫૦; સીપસ્તાન ( વડગુંદાં ) દાણા ૫૦; એ સર્વને રાત્રે ૩ રતલ પાણીમાં ભીંજવી રાખીને સવારમાં ધીમી આંચથી ઉકાળી અરધું પાણી રાખી ગાળી લેવું. તેમાં ૧ાા રતલ સાકર નાંખી તેને ફરી ધીમા તાપથી ઉકાળી પાતળું મધ જેવું સરબત બનાવવું. **માત્રા**—તોલો ૧ થી ૩, દિવસમાં ત્રણવાર પીવું. **શ્વાસ** ( હાંફણ—દમ ).

**૧૦૩૩.** અફતીમુન ( આકાશવેલ ) તોલો ૦ાા. તેને ૦ાા રતલ પાણીમાં ઉકાળીને અરધું પાણી રાખી તેમાં થોડી સાકર મેળવી બેવાર પીવું. **શ્વાસ** ( હાંફણ—દમ ).

**૧૦૩૪.** અંજીર સુકાં તોલા ૨, તથા મેથી, વરીયાળી, અસારૂન (તગર), જુફા; એ દરેક તોલો ૧, એ સર્વને રાત્રે ૧ાા રતલ પાણીમાં ભીંજવી રાખી સવારમાં ધીમી આંચથી ઉકાળી અરધું પાણી રાખીને ગાળી લેવું. તેમાં ૧૫ તોલા મધ નાંખીને ફરી ધીમા તાપથી ઉકાળી શરબત બનાવવું. તેમાં પાણકંદા ( સ્વીકલ ) ની ભૂકી ૩૦ ગ્રેન તથા કેસર ૫ ગ્રેન નાંખીને સારી પેઠે મેળવી દઇ એક કાચના કે ચીનાઇ વાસણમાં ભરી રાખવું. તેમાંથી સવારસાંજ બેવાર અકેક તોલો ચાટવું. **શ્વાસ** ( હાંફણ—દમ ).

**૧૦૩૫.** અંજીર સુકાં દાણા ૫, ઉનાબદાણા ૭, વડગુંદાં ૭, બનફશા તોલો ૦ાા, ગાવઝબાન તોલો ૦ાાા; એ સર્વને ૧ રતલ પાણીમાં ઉકાળી ૦ાા રતલ પાણી બાકી રાખીને ગાળી લઇ તેમાં થોડી સાકર મેળવી સવારસાંજ બેવાર પીવું. **શ્વાસ** ( હાંફણ—દમ. )

**૧૦૩૬.** સાબરશીંગાના કટકા તથા તેનાથી અરધા વજને મીઠું, તે બંનેને આકડાના દુધમાં ભીંજવવાં. દુધ એક આંગળ ઉપર તરે એટલા દુધમાં ભીંજવવાં અને રાખી મૂકવાં. દુધ સુકાઇ જાય ત્યારે ફરીથી આકડાનું દુધ નાંખવું. આ પ્રમાણે ૨—૩ વાર ભીંજવીને ( ભાવના દઇને ) પછી છાણાની ભઠ્ઠીમાં નાંખીને ભસ્મ બનાવવી. સફેદ ભસ્મ ન થાય તો ફરીથી ભઠ્ઠીમાં નાંખવી. **માત્રા**—વાલ ૧ થી ૨. અનુપાન મધ. **શ્વાસ.**

**૧૦૩૭.** ગુલેગાવઝબાન તથા ગીલે અરમની દરેક તોલો ૦ાા, તબાશીર (વંશલોચન), ધાણાનો મગજ, ગુલાબનાં સુકા ફૂલ તથા સાકર એ ચાર દરેક તોલો ૧; સર્વને જુદી જુદી

ખાંડીને ચાળી લેવી. પછી સર્વ સાથે મેળવી તેમાંથી સવાર સાંજ ફાકવી. **માત્રા—**તોલો ૦। થી ૦॥. **હૃદયરોગ-થડકા.**

**૧૦૩૮.** દરૂનજ અકરબી, નર્કચૂર, બેહમને સફેદ તથા બેહમને સુરખ; એ દરેક તોલો ૧; તથા લવીંગ, જટામાંસી, મસ્તકી, અને તમાલપત્ર એ દરેક તોલો ૦।; દરેક વસ્તુ જુદી જુદી ખાંડીને પછી એકત્ર કરવી. **માત્રા—**બેઆની ભાર. **અનુપાન-મધ-હૃદયરોગ.**

**૧૦૩૯.** ગરમાળાનો ગોળ પાણીમાં ઘુટી લેપ કરવો અને તેના ઉપર શેક કરવો. લેપ સુકાય એટલે ફરી એજ લેપ ભરવો. આવી રીતે બે ત્રણવાર લેપ મારવાથી શૂળ બેસી જાય. શૂળ ( પાંસળીનું ).

**૧૦૪૦.** બીલીનો ગરભ તોલા ૨, હબલુલાસ તોલા ૨, મોચરસ તોલા ૨, માયાં મોટાં તોલો ૧, માયાં નાનાં તોલો ૧, દાડમનાં ફૂલ તોલો ૧, આંબાની ગોટલી તોલો ૧, તુખમે હીમાઝ (ચુકાનાં બી) તોલો ૧ અને જાફતે બલોત તોલો ૧; તે સર્વનું ચૂર્ણ. **માત્રા—**એક આની ભાર. દિવસમાં ત્રણવાર. **અનુપાન-દહીં.—મરડો.**

**૧૦૪૧.** ઈસબગોલ (ઉથમુંજીરૂ), તુખમેરેહાન (તકમરીયાં), હબલુલાસ, તુખમે બારતંગ, એ દરેક જાતનાં બી અકેક તોલો; તેને ખાંડી ફાકી કરી રાખવી. તેમાંથી ૦॥ તોલો ફાકી દર ચાર કલાકે પાણી સાથે ફાકવી. ચાર જાતનાં બીને હકીમો "ચાર તુખમ" કહે છે—**મરડો.** ( લોહી પડવાળો ).

**૧૦૪૨.** સકમોનિયા ( ઈસ્કેમોની ) તોલો ૧, કાળાં મરી તોલો ૧, સુંઠ તોલો ૧, સતાબ સુકો તોલો ૦॥, ટંકણખાર તોલો ૦॥, કુલફો તોલો ૦॥, પાનની જડ તોલો ૦॥, એ સર્વનું બારીક ચૂર્ણ કરવું. તેમાંથી ૨ થી ૩ વાલ મધમાં ચાટવું. **ચૂક-શૂળ.** ( કબજીઆત સાથે ).

**૧૦૪૩.** સુંઠ, પીપર, સેલારસ, કેસર, એ ચાર ચીજો બબે ગ્રેન અને અફીણ તથા જુંદબેદસ્તર દરેક અકેક ગ્રેન. તે સર્વેની બારિક ભુકી કરીને તેને ગુંદરના પાણીમાં મેળવી ૪ ગોળી બનાવવી. એ ગોળી દર ત્રણ ત્રણ કલાકે ખાવી—**ચૂંક-શૂળ.**

**૧૦૪૪.** રૂમીમસ્તકીનું ચૂર્ણ એક આની ભાર અને સાકરનો ભુકો એક આની ભાર. બે સાથે મેળવીને ગરમ પાણીથી લેવાથી પેટનો દુખાવો મટે છે અને દસ્ત સાફ આવે છે. **પેટનો દુખાવો.**

**૧૦૪૫.** અનીસુન તોલો ૧, અગર તોલો ૧, મસ્તકી તોલો ૦॥, શહાજીરૂં તોલો ૦॥; તે સર્વને અધકચરાં ખાંડીને ૧ રતલ પાણીમાં ઉકાળવાં, અરધું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લેવું. અને ઠંડું પાડી તેમાં દર કલાકે ૧ મોટો ચમચો દવા પીવી—**કૉલેરા.** (વિષૂચિકા)

**૧૦૪૬.** ઝેરમોહરાનો પત્થર એક વાલ, ઝેરી નારીયેલ એક વાલ તથા પપીતા અરધો વાલ. ત્રણેને ગુલાબજળમાં વાટીને બબ્બે કલાકે પીવું.—**કૉલેરા.** ( વિષૂચિકા ).

**૧૦૪૭.** ઝેરમોહરાનો પત્થર ગુલાબજળમાં ઘસીને પીવો. તેથી ઉલટી બંધ થાય છે—**ઉલટી.**

**૧૦૪૮.** બકાનની લીંબોળીનો મગજ તોલો ૧, લીંબડાની લીંબોળીનો મગજ તોલો ૧, કહેરોબા ગુલાબજળમાં વાટેલ તોલો ૦॥, હીરાદખણ તોલા ૨ અને રસવંતી તોલા ૪, તેની ચણીઆં બોર જેવડી ગોળીઓ વાળવી. સવાર સાંજ બબ્બે ગોળી ઠંડા પાણીથી લેવી. અર્શમાં પડતું લોહી બંધ પડી દસ્ત સાફ આવે છે અને મસા મટે છે.—**હરસ** (ખુની મસા).

**૧૦૪૯.** હોમજ, સાહતરા, કરફસનાં બી ( અજમોદ ), બેખેકિબર. એ દરેક ૦॥ તોલો, વરીઆળી ૧ તોલો, અનીસુન ૧ તોલો, ઇજખર ( રોસાનું ઘાસ ) ૦। તોલો. આ

સર્વેને અધકચરાં ખાંડી ૧ શેર પાણીમાં ઉકાળવાં. અરધું પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું અને તેમાં ૧ તોલો સાકર મેળવીને પીવું. ઉકાળાના કુચા ફરી પાણીમાં ભીંજવી રાખીને સાંજે તે પાણી ગાળીને સાકર મેળવીને પીવું. નિત્ય આ પ્રમાણે તાજો ઉકાળો તૈયાર કરીને બે વખત પીવો. **બરોલ**–( સ્પ્લીન–તલ્લી ).

**૧૦૫૦.** સુકાં અંજીરને ૭ દિવસ સુધી જાંબુના સીરકામાં ભીંજવી રાખીને પછી હમેશ સવાર સાંજ એકેક અંજીર ખાવું. **બરોલ**–( તલ્લી ).

**૧૦૫૧.** રાઇ તથા ખડીઓખાર (ટંકણ) બન્ને સમ ભાગ. પાણીમાં વાટીને બોર જેવડી ગોળીઓ કરવી. માત્રા–ગોળી ૧ થી ૨. રોજ બે ત્રણવાર ખાવી. આ ગોળીઓથી બરલ ધીમે ધીમે ગળે (હબ્બેતંકાર)–**બરલ**–( તલ્લી ).

**૧૦૫૨.** ઉસક, ગુગળ, તથા જાયફળ એ દરેક એકેક તોલો, તેને વાટીને તેમાં દારૂનો સારો સરકો મેળવી મધ જેવું બનાવવું. આ દવાને લેપ તરીકે બરલ ઉપર ચોપડવી. **બરોલ**—( તલ્લી ).

**૧૦૫૩.** કાસની, વરીયાળી તથા પીચોરીનાં બી દરેક તોલો ૦॥. તે ત્રણેને ખોખરાં કરીને ૦॥ શેર પાણીમાં એક કલાક સુધી ભીંજવી રાખવાં. પછી તે ઉપરનું સ્વચ્છ નીતરૂં પાણી લઇને તેમાં ૦॥ તોલો સાકર નાંખીને પીવું. દર વખત આ પ્રમાણે તાજી દવા બનાવીને પીવી. ઝાડો સાફ લાવવા માટે ગરમાળાનો ગોળ તોલો ૧ નાંખવો. **કમળો**–( તાવ તથા તરસ સાથે ).

**૧૦૫૪.** ગુલેગાફેસ, અફસનતીન, પરશીઆવશાન ( હંસરાજ ), એ દરેક ૦॥ તોલો અને રેવંદચીની ગ્રેન ૨૦; તે સર્વેને ૦॥ શેર પાણીમાં ૧ કલાક ભીંજવી રાખીને પછી તે ઉપરનું નીતરૂં પાણી લઇ તેમાં ૧ તોલો સાકર મેળવી પીવું. ઝાડો વધારે થાય તો રેવંદચીનીનું પ્રમાણ કમી કરવું—**કમળો.**

**૧૦૫૫.** કાસની તોલો ૦॥ તથા પીચોરીનાં બી તોલો ૦॥. બન્ને દવાને અધકચરી ખાંડીને ૦॥। રતલ પાણીમાં અરધો કલાક ભીંજવી રાખવી. પછી તેના ઉપરનું સ્વચ્છ પાણી લઇને તેમાં મીઠા દાડમનો રસ અથવા સીકન્જબીન તોલો ૧॥ નાંખીને પી જવું. એ પ્રમાણે સવાર સાંજ તાજું બનાવીને પીવું—**કલેજાનો તીક્ષ્ણ વરમ.**

**૧૦૫૬.** ગોલજરાવંદ ગ્રેન ૧૦, અનીસુન ગ્રેન ૧૦, રેવંચીની ગ્રેન ૩૦, ગુગળ ગ્રેન ૧૫, ગારીકુન ગ્રેન ૩૦, નસોતર ગ્રેન ૩૦, ઉટીનગણ ડ્રામ ૧; એ સર્વને ૧ રતલ પાણીમાં ૦॥ કલાક સુધી ઉકાળી તે પાણી ગાળી લઇને બેવાર સવાર સાંજ પીવું. **જલોદર**—(કલેજાનું).

**૧૦૫૭.** હરડેદળ, સાહતરા, અફસનતીન, ગુલેગાફેસ, એ દરેક ૦॥ તોલો, કાસની ૦॥। તોલો અને જટામાંસી ૦। તોલો, એ સર્વને અધકચરાં કરીને ૧ રતલ પાણીમાં ઉકાળી તે પાણી ગાળી લેવું અને તેમાંથી સવાર સાંજ બેવાર પીવું. **જલોદર**—(કલેજાનું).

**૧૦૫૮.** અનીસુન તથા વરીયાળી દરેક ૦॥ તોલો, તેને અધકચરાં ખાંડીને તેમાં ઉનું ખળખળતું પાણી આશરે ૦॥–૦॥। શેર રેડીને તેની ચા બનાવવી. તેમાં સુરોખાર ૨ ડ્રામ નાંખવો. પછી તેને શીશીમાં ભરીને તેમાંથી બબ્બે ઔંસ પાણી રોજ ત્રણવાર પીવું. **જલોદર**—( હૃદયનું ).

**૧૦૫૯.** ઉનાબદાણા ૧૦, શોપસ્તાન ( વડગુંદાં ) દાણા ૭, આલુદાણા ૧૦, બનફશા તોલો ૦॥, કાસની તોલો ૦।, પાચોરીનાં બી તોલો ૦॥, હરડાં તોલો ૦॥, એ સર્વને અધ-

ક્ચરાં ખાંડી ૧ રતલ પાણીમાં ઉકાળવાં. અરધું પાણી બાકી રહે ત્યારે તે ગાળી લઇ સવાર સાંજ બે વાર પીવું; અથવા એકલું બનફશાનું શરબત સવાર સાંજ બબ્બે તોલા પીવું-**મૂત્રાશયનો તીક્ષ્ણ વરમ.**

**૧૦૬૦.** ગુગલાઇબેદાણા તોલો ૦I; તુખમેખતમી તોલો ૦II, ઇસબગોલ તોલો ૦I, એ ત્રણ ચીજોને થોડા પાણીમાં અરધો કલાક ભીંજવી રાખી તેનો ચીકણો લુઆબ થાય તે લઇને તેમાં થોડું બીજું પાણી ઉમેરી પીવું. આ પ્રમાણે રોજ બે વાર પીવું. બે ચાર દિવસ પીવાથી મૂત્રાશયનો તીક્ષ્ણ વરમ, દાહ તથા મૂત્રાઘાત મટે છે—**મૂત્રાશયનો તીક્ષ્ણ વરમ.**

**૧૦૬૧.** ચીનીકબાબ તોલા ૩, ફટકડી તોલો ૦I, કાથો તોલો ૦III, તે ત્રણેની બારિક ભુકી કરવી. **માત્રા**—તોલા ૦II. અનુપાન પાણી. **પ્રમેહ**—(પરમો).

**૧૦૬૨.** કાંટાળાં માયાં તોલા ૨, ચીનીકબાબ તોલા ૨, કલઇની ભસ્મ તોલો ૧, ફુલાવેલ ફટકડી તોલો ૧, એલચી તોલો ૧, સર્વની બરાબર ખાંડ. **માત્રા**—૨ પૈભાર પડીકી પાશેર દુધમાં પીવી. પડીકી એટલી લેવી કે જેમાં કલઇની ભસ્મ ટંકે ૧ વાલથી વધારે આવે નહિ. (સપુષ્પ-ચૂર્ણ)-**પ્રમેહ.**

**૧૦૬૩.** ચણકબાબ તોલા ૫, ગોખરૂ તોલા ૨, વંશલોચન, કાકનજ, એલચી, તથા પાખાણભેદ એ દરેક તોલો ૧, તે સર્વનું બારિક ચૂર્ણ કરવું. **માત્રા**-બબ્બે આનીભાર રોજ બે વાર ગુગલાઇબેદાણાના લુઆબથી પીવાથી મૂત્રદાહ, ઉનવા તથા પ્રમેહ મટે છે- **પ્રમેહ-ઉનવા.**

**૧૦૬૪.** રસવંતી તોલો ૧, કાથો સફેદ માસા ૬, અફીણ માસો ૧; સર્વને ૬ કલાક સુધી ૧ રતલ પાણીમાં પલાળી રાખવાં. પછી તે પાણીને ગાળી લેવું. તેમાં કપુર ૧ માસો તથા રસકપુર ૧ માસો, ફટકડી ફુલાવેલ ૧ માસો, મોરથુથુ શેકેલ ૧ માસો; એ ચારે ચીજો ઉપરના પાણીમાં મેળવી દેવી. આ પાણીની દિવસમાં ૩ વાર પીચકારી મારવાથી પરમાની શાંતિ એકજ દિવસમાં થાય. ( ઝરકા ). **પ્રમેહ**—( પરમો ).

**૧૦૬૫.** ઉશબામગરબી, ઉશબાહીંદી, લીમડાની છાલ, બાવળની છાલ, શાહતરા, ગોરખમુંડી, કમળનાં ફુલ, અફતીમુન ( આકાશવેલ ), દરેક બબ્બે તોલા અને ચોપચીની ૪ તોલા, એ સર્વને અધકચરાં કરી તેમાં ત્રણ રતલ પાણી નાંખીને રાત્રે ભીંજવી રાખવાં, સવારે ધીમી આંચથી ઉકાળી અર્ધું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઇ તેમાં ૧II રતલ સાકર નાંખીને મધ જેવી ચાસણી કરવી. **માત્રા**—તોલા ૨, ઉપદંશવિકૃતિ તથા લોહી બીગાડને મટાડે છે તથા લોહી ચોખ્ખું કરે છે. **લોહી બી**ગાડ-(રક્તદોષ)

**૧૦૬૬.** વડનાં મૂળીયાં તોલો ૧ તેને રૂ. ૨૦ ભાર પાણીમાં ઉકાળવાં. નવટાંક પાણી રાખીને તેમાં રૂપીઆ ૧ ભાર મધ નાંખીને પીવું-**કંઠમાળ.**

**૧૦૬૭.** ઉનાબદાણા, સીપસ્તાન ( વડગુંદાં ) દાણા ૭, સાતેરા તોલો ૦II, પરિશાયંવશાન (હંસરાજ) તોલો ૦II, તે સર્વને ૧ રતલ પાણીમાં ઉકાળી તેનું સ્વચ્છ પાણી લઇ તેમાં સાકર મેળવી સવાર સાંજ પીવું. **ખસ**-( ચામડીનું દરદ )

**૧૦૬૮.** સરસવદાણા, અક્કલકરો, રાઇ, તજ, કબાબચીની (ચણકબાબ), ધોળી કણેરનાં મૂળની છાલ, તથા ઉપલેટ સર્વ સમભાગે લઇ ભુકો કરવો, તેમાં મહુડાંનો કે બીજો કોઇ પણ દારૂ તથા ઘેટીનું દુધ મેળવીને થોડું ગરમ કરવું. પછી કપડાંમાં તેની બે પોટલી બાંધવી. આ પોટલીઓને વારા ફરતી અંગારાપર ગરમ કરીને શિશ્નેંદ્રિ (મૂત્રનળી) ઉપર શેક કરવો. આથી નશો ખુલ્લી થઇને અવયવના કદમાં વધારો થાય છે. **ઢીલી નસો માટે (શેક).**

૧૦૬૯. ધોળી કણેરનાં મૂળની છાલ, નરગીસની ગાંઠ, તથા તુંબડીનાં બીનાં મીંજ. ત્રણે સરખે વજને, ૪ ભાગ ઘેટીનું દુધ. આ દુધમાં ત્રણે દવાને ઉકાળવી. ચોથા ભાગનુ દુધ રહે તેનો લેપ શિશ્નેન્દ્રિ ઉપર કરવો. **ઢીલી નસો.** ( તિલા ).

૧૦૭૦. ઇસબંદ, એરંડીના ગોળા તથા રાઇ ત્રણે સરખે વજને. તેને ચમેલીના તેલમાં ઘુંટવાં. પછી તેનો ઉપયોગ કરતી વખતે જરા ગરમ કરીને શિશ્ન ઉપર તેમજ પેડુ, કોથળી, સાથળ, વગેરે આસપાસના ભાગો ઉપર એક કલાક સુધી માલેશ કરવું. પાસે સગડી રાખવી. શરદ હવા કે ઠંડુ પાણી શરીરે નહિ અડાડવું. **ઢીલી નસો.** ( તિલા ).

૧૦૭૧. અફીણ, જાયફળ, કસ્તુરી, કપુર એ ચારે સરખાં વજને લેવાં. તેને બારીક વાટીને નાગરવેલના પાનના રસમાં ઘુંટીને અકેક વાલની ગોળી કરવી. **માત્રા**-ગોળી ૧ રાત્રે સુતી વખતે. **ધાતુસ્તંભન.**

૧૦૭૨. તુખ્મરીહાન (તકમરીયાં) તેની ઝીણી ભૂકી કરીને તેમાં તેના બરાબર વજને ગોળ મેળવી અકેક પૈસાભારની ગોળી કરવી. આ ગોળી રોજ અકેક ખાવાથી બદન મોટું થાય, તથા બંદોબસ્ત થઇ ધાતુસ્થંભન થાય—**ધાતુસ્તંભન.**

૧૦૭૩. અજખર ( રોસાનું ઘાસ ) તોલો ૦॥, તેને તોલા ૧૦ પાણીમાં ઉકાળી અર્ધું પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઇને તેમાં ગોળ તોલો ૧ મેળવીને પીવાથી સ્ત્રીઓને ઋતુ ( દસ્તાન ) વખતે થતું શૂળ મટે છે તથા ઋતુ સાફ આવે છે-**ઋતુશૂળ.**

૧૦૭૪. અજખર ( રોસાનું ઘાસ ), તુખમ કરફસ (અજમોદ), ખશખશના ડોડા, એ દરેક તોલો ૦॥, અનીસૂન તોલો ૧, સર્વને ૧॥ રતલ પાણીમાં નાંખી ધીમી આંચથી ઉકાળી અરધું પાણી બાકી રાખીને ગાળી લેવું. તે તૈયાર થયેલા દિવસમાં ત્રણવાર થોડી સાકર મેળવી દરદના વખતમાં પીવું. **પીડિનાર્ત્તવ**-( પીડા સાથેનું દસ્તાન ).

૧૦૭૫. જટામાંસી તોલો ૧ તથા જુંદબેદસ્તર તોલો ૦।. તેની બારીક ભૂકી ગુંદરના પાણીમાં ૨૪ ગોળીઓ કરવી. **માત્રા**-ગોળી ૨—**હિસ્ટીરીયા.**

૧૦૭૬. હિંગ ગ્રેન ૯, હીરાબોળ ગ્રેન ૧૨, ગંધાબેરોજો ગ્રેન ૧૨, તેની ગુંદરના કે ગોળના પાણીથી ૧૨ ગોળી કરવી, **માત્રા**-ગોળી ૧. રોજ ત્રણવાર—**હિસ્ટીરીયા**

૧૦૭૭. અફીણ ગુલાબજળમાં વાટેલ તોલો ૧, કેરબો ગુલાબજળમાં વાટેલ તોલો ૧, હીરાદખણ તોલા ૨, અને રસવંતી તોલા ૩; તે પ્રમાણમાં સર્વની વટાણા જેવડી ગોળીઓ કરવી. દિવસમાં બેવાર બબ્બે ગોળી ચોખાના ધોણ સાથે લેવી. રક્તપ્રદર તથા અર્શ ( હરસ ) નું લોહી બંધ થાય—**રક્તપ્રદર.** ( લોહીવા ).

૧૦૭૮. કાસની ગ્રેન ૧૫, કુલફાનાં બી ગ્રેન ૧૦, દાડમીની જડની છાલ અથવા દાડમની છાલ ગ્રેન ૫, ધાણાનો મગજ ગ્રેન ૧૫, સર્વને રૂપીઆ ૨॥ ભાર ઠંડા પાણીમાં ઘુંટીને તેનું પાણી ગાળી લેવું. **માત્રા**-બે ચમચી ત્રણ ત્રણ કલાકે. **કૃમિરોગ** –( તાવ સાથે. )

૧૦૭૯. વાવડીંગનો મગજ ગ્રેન ૧૦, છોલેલ નસોતરની ભુકી ગ્રેન ૪, કપીલો ગ્રેન ૫; તે સર્વને રૂપીઆ ૨॥ ભાર ખળખળતા ગરમ પાણીમાં ૧૫ મીનીટ ભીંજવી રાખીને તેનું નીતર્યું પાણી ઉપયોગમાં લેવું. બાળકને આપવાની માત્રા નાની ચમચી—**કૃમિરોગ.**

૧૦૮૦. મીણ તોલા ૪, તેલ તોલા ૩, ગંધાબેરોજો તોલા ૩, રાળ તોલો ૧, ફુલાવેલ ફટકડી તોલો ૧, રસવંતી તોલો ૧, તથા હીરાબોળ તોલો ૧, સર્વને મેળવીને લગભગ

રાખ જેવા થઇ ગયેલા અંગારાની ધીમી આંચથી મલમ કરવો. તેનાથી ઘા, જખમ, ચાંદી, ચાંદાં, નારૂ મટે—ચાંદાંનો મલમ.

૧૦૮૧. નાળીયેરની કાચલીનો ચુવો. જમીનમાં મોટો ખાડો કરીને વચમાં એક બીજો નાનો ખાડો કરવો. તે નાના ખાડામાં તાંબાનો પ્યાલો મુકવો. તે પ્યાલા ઉપર મોટા ખાડાના તળીયામાં કાણું પાડેલ માટલી મૂકવી. માટલીમાં કાચલીના કટકા ભરવા અને કપડમાટીથી મોં બંધ કરવું. પ્યાલાની વચમાં માટલીનું કાણુ આવે એવી રીતે માટલી પ્યાલા ઉપર ગોઠવવી. પછી આસપાસ છાણાં ભરીને સળગાવી દેવાથી માટલીની અંદરની કાચલીનો ચુવો ત્રાંબાના પ્યાલામાં પડશે. પછી પાશેર ચુવામાં મોરથુથુ, ગંધક, તથા ટંકણખાર દરેક તોલો ૧ વાટીને ઉમેરવો—ઉંદરી તથા દાદર.

૧૦૮૨. ૪ પીળી કોડી બાળેલી, ૨ સોપારી જુની બાળેલી, શંખજીરૂં ૬ માસા, સપેતો ( શીશાનો ) ૬ માસા, ઓદાર ૩ માસા, સફેદ કાથો તોલો ૧, કપુર ૧ વાલ. સર્વને મેળવીને તેની મેંદાના લોટ જેવી ભૂકી બનાવવી. ચાંદી ઉપર પ્રથમ ઘી ચોપડીને આ ભૂકી દાબવી. ચાંદી માટે ઉપયોગ.—(બુકની.)

૧૦૮૩. મુળાનાં બીને બકરીના દુધમાં વાટીને તેનો કંઠમાળ ઉપર લેપ કરવો. કંઠમાળ—લેપ.

૧૦૮૪. તમાકુ તોલો ૧, કસુંબાની લાદ તોલો ૧, કેસુડાં તોલો ૧, સુંઠ તોલો ૧, શેશગુંદર તોલો ૧, એળીઓ તોલો ૧, આંબાહળદર તોલો ૧, મસ્તકી તોલો ૧, ઘોડાવજ તોલો ૧, વછનાગ તોલો ૧ તથા ખશખશના ડોડા તોલો ૧; સર્વને ખાંડી પાણીમાં અથવા પીલુડીના રસમાં ગોળી બાંધી રાખવી. પછી તે ગોળી ઘસીને કોથળી ઉપર લેપ કરવો અને છાણાનો શેક કરવો. વધરાવળ—( લેપ ).

૧૦૮૫. હુમુલ્લાશ, અગર, ગીસેઅરમાની, હીરાબોળ, સમુદ્રફીણ એ દરેક તોલો ૧. આ મંજનથી મોંનું આગરૂ મટે છે—દંતમંજન.

૧૦૮૬. મસ્તકી, દાડમીનાં સુકાં ફૂલ, હીમજ, સુકાં આમળાં, કાથો; એ દરેક બબ્બે તોલા અને મોચરસ તથા હીરાદખણ અરધો અરધો તોલો. તેનું મંજન બનાવવું. દંતમંજન.

૧૦૮૭. માજુફળ (માયાં), કાથો, હીરાબોળ, દરેક તોલો ૧, તથા સીંકોનાની છાલ તોલા ૨. તેનું મંજન—દંતમંજન.

૧૦૮૮. હીરાબોળ તોલો ૧, કપુર તોલો ૦॥, ચાક તોલા ૫; તેનું મંજન બનાવવું—દંતમંજન.

## પ્રકરણ ૬ ઠું.

### અંગ્રેજી ઓષધો.*

#### વનસ્પતિ વર્ગનાં ઔષધો.

૧૦૮૯. અર્ગટ—ગુણ—રક્તસ્તંભક, ગ્રાહી, સ્નાયુ–સંકોચક, વેણ લાવનાર. ઋતુસ્રાવક તથા પીડાશામક પ્રસવ પછી ગર્ભાશયનો સંકોચ કરવા માટે તથા ગર્ભાશયમાંથી વધુ

* ગ્રંથ બહુ મોટો થઇ જવાના ભયથી આ ઓષધોમાં ચાલુ વપરાતાં ઓષધો લીધાં છે.

વહી જતા રક્તના સ્રાવને બંધ કરવા માટે વપરાય છે. તેના ગ્રાહી તથા રક્તસ્તંભક ગુણને લીધે શરીરના બીજા અવયવોના રક્તસ્રાવમાં પણ ગુણ કરે છે; ગર્ભવંતી સ્ત્રીઓનો રક્તસ્રાવ અટકાવવા માટે આ દવા આપવી નહિ, કેમકે તે વેણ લાવનાર હોવાથી ગર્ભપાત કરી નાખે એવો ભય છે. કપાસના મૂળીયાંમાં અર્ગટના જેવોજ ગુણ છે અને તેથી તેનો ઉકાળો પણ લગભગ અર્ગટના જેવો ફાયદો કરે. **બનાવટો**—(૧) ઇન્ફ્યુઝ–માત્રા ઔંસ ૧–૨– (૨) ટિંક્ચર—**માત્રા** ટીપાં ૧૦ થી ૩૦; તથા તેની એક બનાવટ 'અરગોટીન' કરીને છે તે ચામડીમાં પીચકારી મારવાનાં કામમાં આવે છે. અર્ગટ મોટા પ્રમાણમાં ઝેરી છે.

**૧૦૯૦. ઇપીકાકયુઆન્હા**—ગુણ–વામક, સ્વેદલ, શોધક, કફઘ્ન. **બનાવટ**–(૧) '**ઇપીકાકયુઆના પાઉડર**' તે મોટી માત્રામાં ઉલટી કરે છે. તાવ તથા ખાંસીમાં ઉલટી લાવવા માટે વપરાય છે. મોટી માત્રામાં મરડા ઉપર અને નાની માત્રામાં કફ, શ્વાસનળી, અને ફેફસાંના દરદમાં અપાય છે. તે ગેસ્ટ્રીક તથા હીપેટીક સ્ટીમ્યુલંટ છે. અતિસાર તથા સંગ્રહણીમાં અફીણ સાથે તેનો ઘણો ઉપયોગ થાય છે. દરેક પ્રકારનાં ઝેર ઉતારવામાં વમન માટે તે વપરાય છે. **માત્રા**—ઉલટી લાવવા માટે ગ્રેન ૧૫ થી ૩૦, નાનાં બચ્ચાંને ગ્રેન ૨ થી ૩. કફ કાઢવા માટે મોટી ઉમરનાને ગ્રેન ૧ અને બાળકને ગ્રેન $\frac{1}{20}$ આપવી. (૨) '**ઇપીકાકયુઆના વાઇન**'–નાનાં બચ્ચાંની વરાધમાં તથા ફેફસાના સોજામાં ઉલટી લાવવા માટે તથા કફ કાઢવા માટે; તેમજ મોટી ઉમ્મરનાને ક્ષય, ત્રિદોષ તથા ફેફસાંનાં દરદોમાં કફઘ્ન તરીકે અપાય છે. **માત્રા**—ઉલટી માટે ડ્રામ ૩ થી ૪. ચાર ઔંસ પાણીમાં. કફ માટે ૫ થી ૪૦ ટીપાં; બાળકને ૨ થી ૧૦ ટીપાં. (૩) '**ડોવર્સ પાઉડર**' અથવા કમ્પાઉન્ડ ઇપીકાકયુઆના પાઉડર. **બનાવટ**—ઇપીકાકયુઆના ઔંસ ૦।।, અફીણ ઔંસ ૦।।, સલ્ફેટ ઑફ પોટાશ ઔંસ ૪. **ગુણ**—તાવ, ઝાડો, ખાંસી, મેલેરીઆવાળી હવામાં તાવ ભરાય છે અને આંતરડાંને ઇજા પહોંચે છે ત્યારે આ દવા સાથે ક્વીનાઇન અપાય છે. **માત્રા**–ગ્રેન ૫–૧૫. મરડામાં ૩૦ ગ્રેન સુધી અપાય છે.

**૧૦૯૧. ઇલેટીરીયમ**—લા. Elaterium–ગુ. કડવી નઈનું સત્વ. **ગુણ**—ઉગ્ર, રેચક. માત્રા ગ્રેન $\frac{1}{12}$ થી $\frac{1}{2}$. તેમાંથી ઇલાટેરીન નામનું એક ઉગ્ર તત્વ **નીકળે છે.** તેની માત્રા ગ્રેન $\frac{1}{40}$ થી $\frac{1}{10}$ ગ્રેન છે. ઈલાટેરીનમાં દુધની સાકર લગભગ ૪૦ ગણી મેળવીને તેમાંથી ગ્રેન $\frac{1}{2}$ થી ૫ ગ્રેન સુધી દરદીની શક્તિ જોઇને આપવાથી સખ્ત ઝાડા થાય છે. આ દવા જલોદર જેવાં સખ્ત દરદોમાંજ વપરાય છે, કે જેમાં ઝાડા માટે ઘણી વાર સખ્ત રેચક દવાની જરૂર પડે છે. પણ ઘણી ઉગ્ર રેચક હોવાથી તેનો ઉપયોગ બહુ સંભાળથી ન થાય તો હૃદયની ગતિને મંદ કરી નાખે છે અને આંતરડામાં સોજો કરે છે તથા ઉલટી અને બેચેની ઉત્પન્ન કરે છે. નબળાં સ્ત્રીપુરૂષો કે બાળકોને આ દવા કદિ પણ આપી શકાય નહિ.

**૧૦૯૨. એકેશિયા ગમી** (ગમ ઑફ એકેશિયા)–(દેશી નામ બાવળનો ગુંદર.) **ગુણ**–ગ્રાહી, ઠંડો. પૌષ્ટિક. અંગ્રેજીમાં આ દવા અનુપાન તરીકે વપરાય છે અને ટીકડીઓ, રેવડીઓ, અને ગોળીઓ બનાવવાના કામમાં આવે છે. તે સિવાય તે બીજી પ્રવાહી દવાઓ બનાવવાના કામમાં પણ આવે છે. તે પ્રમેહ, ઉનવા, પ્રદર, ખાંસી, મરડો વગેરે દરદોમાં ફાયદો કરે છે.

**૧૦૯૩. એકોનાઇટ**—(જુવો વછનાગ, નં. ૩૨.૯.) ગુણ—પીડાશામક, શાંતિદાયક, ક્રમ, હૃદય તથા રક્તનળીયોના પ્રવાહને મંદ પાડે છે, ગરમી (તાવની) ઓછી કરે છે,

લોહીના જમાવને તોડે છે અને શરીરમાં પરસેવો લાવી ગરમીની શાંતિ કરે છે. મસ્તકશૂળ; સળેખમ, સંધીવા, દમ, ગાંઠીઓ વા અને બીજા તીક્ષ્ણ સોજામાં અને ફેફસાના વરમમાં તેનું ટીંકચર વપરાય છે. તેના બહુ સ્વેદલ ગુણને લીધે તે હૃદયની ગતિને મંદ પાડે છે, તેથી હૃદયની અતિ વધી ગયેલી ગતિને મંદ પાડવા અપાય છે; પણ નબળા હૃદયવાળાને નુકશાન કરે છે, માટે ચાલતા સુધી સારા ડાક્ટરો તાવ ઉતારવા માટે આ દવાનો ઉપયોગ કરતા નથી. વછનાગનો ઉપયોગ કરવો પડે તો પણ ઘણી નાની માત્રાથી કરવો. **બનાવટ**—(૧) ટીંકચર એકોનાઇટ. **માત્રા**—ટીપાં ૫ થી ૧૫,

**૧૦૯૪ એનીથી**—લા. Anethi. ગુ. સુવા. **ગુણ**—વાતહર, દીપન પાચન. તેનું તેલ 'ઓલિયમ એનીથી.' **માત્રા**—ટીપાં ૧ થી ૪. અને પ્રવાહી 'એકવા એનીથી' (ખાંડેલ સુવા ૧ રતલ અને પાણી ૨ ગ્યાલન). **માત્રા**—ઔંસ ૧ થી ૨.

**૧૦૯૫. એનીસી**—(અનીસૂન ફળ) **ગુણ**—વાતહર, પેટનો વાયુ, તથા ચુંકને મટાડે છે. **બનાવટ**—(૧) 'ઑઇલ એનીસી.' **માત્રા**—ટીપાં ૧ થી ૫. (૨) 'ઍકવા એનીસી' (એનીસી ટ ૧ પૌંડ, પાણી ૨ ગ્યાલન.) **માત્રા**—ઔંસ ૦॥ થી ૧. (૩) 'એસેન્સ ઑફ એનીસી' (અનીસુન તેલ ૧ ઔંસ, રેકટીફાઇડ સ્પીરીટ ૪ ઔંસ). **માત્રા**—ટીપાં ૧૦—૨૦.

**૧૦૯૬. એમીગડલા**—(બદામ જુવો નં. ૨૮૫.)

**૧૦૯૭. ઍલોઝ**—(દેશી નામ એળીઓ જુવો નં. ૧૫૫) **ગુણ**—રેચક તથા ઋતુદોષહર. એળીયાની ઍકસ્ટ્રેક્ટ, ટિંક્ચર, અને પિલ્સ વગેરે ઘણી બનાવટો છે. **માત્રા**—ઍકસ્ટ્રેકટની ગ્રેન ૨ થી ૬; ટિંક્ચરની ડ્રામ ૧ થી ૨; ગોળીઓની ગ્રેન ૫ થી ૧૦. તેનો ઉપયોગ સ્ત્રીઓનાં નષ્ટાર્તવ, હિસ્ટીરીયા, પાંડુ, કમળો, નબળાઇ, બંધકોપ વગેરે દરદોમાં થાય છે.

**૧૦૯૮. એસાફીટીડા**—(દેશી નામ હિંગ, જુવો નં. ૩૨૫). **ગુણ**—ઉષ્ણ, વાતહર, કૃમિઘ્ન. અંગ્રેજીમાં હિંગની ઘણી બનાવટો વપરાય છે. (૧) ટિંક્ચર એસાફીટીડા-**માત્રા**-ટીપાં ૩૦ થી ૬૦; (૨) પિલ્યુલા એલોઝ એટ એસાફેટીડા. **માત્રા**—ગ્રેન ૫ થી ૧૦. (૩) કમ્પાઉન્ડ પીલ ઑફ એસાફેટીડા. **માત્રા**—ગ્રેન ૫ થી ૧૦. પેટની ચૂક. આંકડી, ગુલ્મ, આફરો વગેરે દરદોમાં હિંગની બનાવટો વપરાય છે, એટલુંજ નહિ પણ હિસ્ટીરીયાની તાણખેંચમાં અને ઉન્માદમાં પણ તેનો વારંવાર ઉપયોગ થાય છે.

**૧૦૯૯. ઓપીયમ**—(દેશી નામ અફીણ. જુવો નં. ૧૨૨.) **ગુણ**—પીડાશામક, શૂળહર, વાતહર, ગ્રાહી, મૂત્રલ, સ્વેદલ, લોહીના વેગને શાંત કરનાર, નિદ્રા તથા નિશો લાવનાર. તે મગજના ઘણાક વ્યાધિમાં વપરાય છે. દારૂના ઉન્માદમાં, સુવાવડમાં, ઉન્માદમાં ધનુરમાં, આંચકીમાં, તેમજ ચસકા, ખાંસી, શ્વાસ, સસણી, મરડો, અતિસાર, કોલેરા, ચૂંક, ઉલટી, હોજરીનું ક્ષત, મર્મસ્થાનોના રકતસ્રાવ, સંધિવા, પીડા, અનિદ્રા વગેરે અસંખ્ય દરદોમાં અફીણની જુદી જુદી બનાવટો વપરાય છે. મધુપ્રમેહમાં તેની સારી અસર માલમ પડેલી છે. **મુખ્ય બનાવટો**—(૧) 'ટિંક્ચર ઓપીયમ,' (લાડેનમ). **માત્રા**—ટીપાં ૫-૪૦, (૨) 'લીકવીડ ઍકસ્ટ્રેક્ટ ઓફ ઓપીયમ,' માત્રા ટીપાં ૧૦-૪૦. (૩) 'ડોવર્સ પાઉડર' માત્રા-ગ્રેન ૫-૧૫. (૪) 'વાઇનમ ઓપીઆઇ,' માત્રા ટીપાં ૧૦-૪૦. (૪) 'લાઇકર હાઇડ્રોક્લૉરેટ ઓફ મોર્ફીયા.' માત્રા-ટીપાં ૧૦-૬૦. (૫) 'કૅમ્ફોરેટેડ ટિં. ઓફ ઓપિયમ' (પેરેગારિક). માત્રા-ટીપાં ૧૫-૬૦ વગેરે. આ છેલ્લી બનાવટ કફ, સસણી, કુકડીયા ખાંસી,

વગેરે છાતીમાં દરદો માટે ઘણીજ ઉપયોગી છે. અને તેમાં ૧ ઔંસ બે ગ્રેન અફીણ આવે છે. **માત્રા**—ટીંકચરની-ટીપાં ૩૦ થી ૬૦; એકસ્ટ્રાક્ટની ગ્રેન ૦ાા થી ૨; મોરફીનની ગ્રેન ⅛ થી ¼. ફેફસાંના દરદમાં શ્વાસનું રૂંધન થતું હોય ત્યારે અફીણ કદિ પણ વાપરવું નહિ.

**૧૧૦૦. ઑરેન્જ**—લા. ઓરેન્સ્યાઇ, ગુ. નારંગી. ગુણ—દીપન, રૂચિકર. તે ઇન્ફ્યુઝન, ટીંકચર તથા સીરપ ( શરબત ) ના રૂપમાં વપરાય છે. **માત્રા**—ઇન્ફ્યુઝનની ઔંસ ૧ થી ૨, ટીંકચરની ડ્રામ ૧ થી ૨ અને શરબતની ડ્રામ ૧. અજીર્ણ તથા અરૂચિનાં મિકશ્ચરોમાં તેમજ કિવનાઇન વગેરે કડવી દવાઓની મેળવણીઓમાં ઑરેન્જ મેળવવાથી સ્વાદ સારો થાય છે.

**૧૧૦૧. ઓલીવ ઑઇલ**—ગુણ—પૌષ્ટિક, સ્નિગ્ધ, જંતુઘ્ન. આ તેલ ખાવા તેમજ બહાર લગાડવાના કામમાં આવે છે. વિશેષ કરીને તેલ, સાબુ, સોગઠીઓ અને પ્લાસ્ટર તરીકે વપરાય છે. તેનાથી ચામડીની લુખસ તથા બળતરા મટે છે. તેનામાં કૉડલિવ્હર જેવો પૌષ્ટિક ગુણ છે અને તેથી તે ક્ષય અને ખાંસીમાં પુષ્ટિ માટે ખાવા અપાય છે. તે મોટા પ્રમાણમાં ખાવામાં લેવાય તો ઝાડો સાફ આવે છે અને તેથી તે બંધકોશ, ગુદાના મસા, સફરાનું ચાંદું, અને આંતરડાંના દરદમાં અપાય તો ફાયદો કરે છે.

**૧૧૦૨. કવીનાઇન**—( સલ્ફેટ ઓફ કવીનાઇન )—ગુણ—જ્વરઘ્ન, કટુપૌષ્ટિક, જંતુઘ્ન; કવીનાઇન ત્રણ ચાર રૂપે વપરાય છે. (૧) સલ્ફેટ ઑફ કવીનાઇન. માત્રા—ગ્રેન ૧ થી ૨૦. (૨) એમોનિએટેડ ટિંકચર ઑફ કવીનાઇનિ. માત્રા—ડ્રામ ૦ાા થી ૨. (૩) વાઇન ઑફ કવીનાઇન. માત્રા—ઔંસ ૦ાા થી ૧. (૪) ટિંકચર કવીનાઇન. માત્રા—ડ્રામ ૦ાા થી ૨. સાઇટ્રીક ઍસીડ કવીનાઇન અને નારંગીના આસવમાં બને છે. કવીનાઇન પાણીમાં બરાબર મળી જતું નથી. સલ્ફ્યુરિક ઍસિડ ટીપાં ૧૦ અને કિવનાઇન ૧૦ ગ્રેન, એ પ્રમાણમાં બરાબર મળી જાય છે. ચોખા કવીનાઇનની **પરીક્ષા**—એક છરાના પાના ઉપર કવીનાઇન મુકીને તે છરાને સ્પિરિટ લેમ્પ ઉપર ધરવો. છરાનું પાનું લાલ થતાં કિવનાઇન અદ્રશ્ય થશે અને તેના પર માત્ર કાળી નિશાની રહેશે. જો કોઈ પદાર્થ પડયો રહે તો સમજવું કે કિવનાઇનમાં કાંઇ ભેગ છે. કિવનાઇન શરીરમાં શું ક્રિયા કરે છે તે હજુ બરાબર જાણવામાં આવેલ નથી. પણ નિરોગી લોહીમાં કિવનાઇનને મળતો કોઇ પદાર્થ જોવામાં આવેલો છે એવું રસાયન શાસ્ત્રીઓ કહે છે, અને તેથી કિવનાઇન લોહીમાંના એ પદાર્થને પોષણ આપે છે. તાવની સ્થિતિમાં લોહીમાંનો એ પ્રકારનો પદાર્થ ઓછો થઇ જતો હોવાથી કિવનાઇન તે પદાર્થ લાવી આપે છે અને તેથીજ કિવનાઇન સર્વ તાવમાં અકસીર ઉપાય થઇ પડેલ છે. કિવનાઇન વિશેષ કરીને "મેલેરિયા ફીવર" માં અને વિષમ જ્વરમાં વધારે અકસીર છે. કિવનાઇન શરીરની ગરમીને ઓછી કરે છે. અને તેની સાથે જ્ઞાનતંતુઓને પણ મદદ કરે છે. મેલેરિયાના તાવમાં લોહીનાં ધોળાં રજકણો વધે છે. કિવનાઇન તેનો અટકાવ કરે છે. કિવનાઇન ઝેરી જંતુઓનો નાશ કરે છે અને તેથી શરીરના સડતા ભાગને અટકાવે છે. ચસકા તેમજ સંધિવા જેવાં દરદો કે જે ઘણી વખત ચોકસ વખતે દેખાય છે અને પાછાં બંધ પડે છે, તેમાં પણ કિવનાઇન સારી અસર કરતું જણાય છે. કિવનાઇનનો ઉપયોગ કરવામાં એક બે વાતો ધ્યાનમાં રાખવાની છે, તે એ કે તાવમાં તે શરૂ કરતાં પહેલાં એકાદ દરત આવી પેટ સાફ થાય એવું પરગેટિવ ( રેચ ) લઇ લેવું. અને બીજી વાત એ કે શરીરમાં ટાઢ અથવા તાવ (ગરમી)નું જોર હોય ત્યારે કિવનાઇન લેવું

નહિ. દસ્તનો ખુલાસો થાય અને પરસેવો થવા લાગે તે પછી કિવનાઇન લેવું ફાયદાકારક છે. ડાકટરની સલાહની કે મદદની ગેરહાજરીમાં કિવનાઇન વાપરવું હોય તો તાવ નરમ પડયા પછી અને પસીનો થયા પછી અથવા ચામડી ભીનાશવાળી થયા પછી વાપરવું. મોટા તાવમાં જયારે માથું ચડયું હોય, નાડી જોરમાં હોય અને ચામડી સુકી હોય ત્યારે કિવનાઇન ડાકટરની સલાહ વિના કદિ પણ લેવું નહિ. કેટલીકવાર એવું પણ બને છે કે, શરીરમાં ક્ષારની વ્યાપ્તિ થયા પછીજ કિવનાઇનની પૂર્ણ અસર થઇ શકે છે અને તેથી કિવનાઇન સાથે ક્ષાર ગુણની દવાઓ આપવી સલાહકારક છે. કિવનાઇન જુદા જુદા શરીરમાં જુદી જુદી અસર કરે છે. કોઇને મોટી માત્રામાં પણ જોઇએ એવી અસર થતી નથી અને કોઇને થોડી માત્રામાં માથામાં તથા કાનમાં અવાજ તથા બહેરાશ આવે છે. ચામડીપર ડાઘ ઉપડી આવે છે. માત્ર એક ગ્રેન કિવનાઇનથી આવું પરિણામ આવ્યાના કવચિત્ કવચિત્ દાખલા બને છે. જયારે આવું પરિણામ આવે ત્યારે કિવનાઇનની માત્રા ઓછી કરવી અથવા છેક બંધ કરી દેવી. કિવનાઇનનો મોટો ડોઝ માથામાં અવાજ, કાનમાં બહેરાશ, આંખે અંધારાં લાવી દે છે, ચહેરો અને આંખો લાલચોળ બની જાય છે. કિવનાઇનની આ અસર થોડે થોડે ઓછી થઇ બંધ પડે છે, પણ કોઇ કોઇવાર કાનની ધાક વગેરે નિશાનીઓ સદાને માટે રહી જાય છે. **માત્રા**–૩ થી ૧૦ ગ્રેન અથવા વારંવાર ન આપવું હોય તો એથી પણ મોટી માત્રામાં અપાય છે. **અનુપાન**–સામાન્ય રીતે પાણી સાથે લેવાય છે. પણ કિવનાઇન લેવાનું વધારે સારૂં અનુપાન "લીંબુનો રસ" અથવા "સલ્ફ્યુરિક ઍસીડ" છે. કિવનાઇન બહુ કડવું હોવાથી તેની કડવાસ સહન ન થઈ શકે તો તેની ગુંદરના પાણીથી અથવા ગ્લિસેરાઇનથી ગોળીઓ વાળીને લેવામાં આવે છે. કિવનાઇન તાવ સિવાય પાચન ક્રિયાપર પણ સારી અસર કરે છે અને તેથી "ડિસ્પેપસ્યા" નામના અજીર્ણના રોગમાં તે ફાયદા સાથે વપરાય છે. પાચનશક્તિ માટે તથા અશક્તિ દુર કરવા માટે કિવનાઇન ઉપર બતાવેલી માત્રા કરતાં અરધી માત્રામાં લેવું. મેલેરિયાવાળી હવામાં રોજ એકાદ ગ્રેન કિવનાઇન લેવાથી મેલેરિયાની ઝેરી અસરથી મુક્ત રહી શકાય છે.

**૧૧૦૩. કાર્ડામમ**—(જુવો એલચી નં. ૧૫૪). **ગુણ**–તેનું ટિંકચર દીપન, પાચન, વાતહર, રૂચિકર, પૌષ્ટિક; ઝાડાનાં મંદાગ્નિનાં દરદોમાં પેટવાયુને તથા ચૂંકને બેસાડવા માટે વપરાય છે. વળી તે કડવી પ્રવાહી દવાઓમાં સુગંધ આપે છે અને રંગ લાવે છે. કલંબા, કવેસ્યા, જેનશન, જીંજર વગેરેના યોગમાં આપવાથી વધારે સારો ગુણ કરે છે. **માત્રા**–ડ્રામ ૦।।–૨,

**૧૧૦૪. કાયનો**—(જુવો હીરાદખણ નં. ૩૬૬). **ગુણ**–ગ્રાહી, રક્તસ્તંભક, શીતળ. તે ટિંકચર તથા પલ્વીસ એ રૂપે વપરાય છે. મરડો, અતસાર, સંગ્રહણી, રક્તાતિસાર વગેરે ઝાડાના દરદોમાં સ્તંભક તરીકે વપરાય છે. નાજુક બાંધાની સ્ત્રીઓનાં અતિસારમાં તે મુખ્યત્વે વપરાય છે. **માત્રા**–ટિંકચરની ડ્રામ ૦।। થી ૨. **કમ્પાઉન્ડ પલ્વીસ**–હીરાદખણ ઔંસ ૩।।; અફીણ ઔંસ ૦।, તજનો ભુકો ઔંસ ૧. તેનું બારીક ચૂર્ણ. **માત્રા**–ગ્રેન ૫–૨૦.

**૧૧૦૫. ક્રાઇસોફેનિક એસીડ**—ચામડીનાં ચેપી દરદો તથા ખરજવાં. દાદર વગેરેના મલમમાં પડે છે. તેનો મલમ બને છે.

**૧૧૦૬. કલોરોડાઇન**–**ગુણ**–ગ્રાહી, પીડાશામક, દીપન, પાચન. કલોરોડાઇન એ મોરફીયા, કલોરોફોર્મ, ઇન્ડીયન હેમ્પ, હાઇડ્રોસ્યાનિક એસીડ, પીપરમીંટ તથા સ્પીરીટની મેળવણીથી

બને છે. આમાંની ઘણીખરી દવાઓ ઝેરી છે, માટે તે વાપરવામાં બહુ વિચાર કરવાનો છે. તે પેટની આંકડી, મરડાનું શૂળ, અતિસાર, કોલેરા, ખાંસી, દમ વગેરેમાં વપરાય છે. **માત્રા**—કફ, શરદી, ઇન્ફ્લુએન્ઝા વગેરેમાં સ્વેદલ તથા પીડાશામક ગુણ માટે ટીપાં ૫-૧૦ દમ, ખાંસી વગેરે માટે ટીપાં ૧૦-૨૫; કોલેરા, અતિસાર, મરડા વગેરેમાં ગ્રાહી તરીકે ટીપાં ૧૫-૩૦. **અનુપાન**—શરબત, અળશીની ચા, અથવા ખાંડ સાથે અપાય.

**૧૧૦૭. કાજુપુટી ઑઈલ**—**ગુણ**—વાતહર, ઉષ્ણ, સ્વેદલ. પેટની ચૂંક તથા અજીર્ણમાં અપાય છે. **માત્રા**—ટીપાં ૧-૨. તે વા, ફેફસાંનો સોજો અને ઉધરસની પીડામાં છાતી ઉપર ચોપડાય છે, અને લોકો તેને 'કાયાકુટીનું તેલ' કહે છે

**૧૧૦૮. કયુબેબ**—( જુવો ચણકબાબ નં. ૨૧૭). **ગુણ**—મૂત્રલ તથા શીતળ. વિશેષ કરીને પ્રમેહની જીર્ણ સ્થિતિમાં તે વપરાય છે. તે ચૂર્ણ, તેલ તથા અર્ક રૂપે વપરાય છે. **માત્રા**—પલ્વીસ કયુબેબની ૨૦ ગ્રેન થી ૨ ડ્રામ. દુધ અથવા પાણીમાં. તેલની માત્રા—ટીપાં ૨ થી ૫, ટીંકચરની માત્રા—ડ્રામ ०।। થી ૨. ચણકબાબનું ચૂર્ણ રૂ. ०।। ભાર, ફુલાવેલ ફટકડી વાલ ૨, કાથો રતી ૨, આ પ્રમાણમાં રોજ ત્રણવાર આપવાથી પ્રમેહ તથા પ્રદરનો સ્રાવ બંધ પડે છે. કયુબેબ શ્વાસનળીના સોજાથી થયેલ સળેખમમાં તથા ગળાની ગરમીના સોજામાં વપરાય છે. પરમામાં ટીં. બકુ તથા સેન્ડલવૂડ ઑઇલ સાથે ટીં. કયુબેબ આપવાથી સારો ફાયદો છે. જુનો પ્રમેહ, તણખીઓ વગેરેમાં લાભકર સેન્ટલ ફલેવા અને 'બકુ કમ કીટા' સાથે આપવાથી સારી અસર થાય છે.

**૧૧૦૯. કેટેચ્યુ**—(જુઓ કાથો નં. ૧૮૧ ). **ગુણ**—શીતળ, ગ્રાહી. આ દવા અંગ્રેજીમાં ટીંકચર તથા ચૂર્ણ (પલ્વીસ) રૂપે વપરાય છે. પિત્તાતિસાર, પિત્ત, તેમજ લોહીખંડ ઝાડાનું લોહી બંધ કરવા તથા શાંતિ આપવા માટે વપરાય છે. પ્રમેહમાં ટીંકચર વપરાય છે. **માત્રા**—ટીંકચરની ડ્રામ ०।। થી ૧. પલ્વીસની **માત્રા**—ગ્રેન ૫ થી ૨૦.

**૧૧૧૦. કેનેબીસ** ઇન્ડિકા—(ઇન્ડિયન હૅમ્પ) દેશી નામ ગાંજો—( જુવો નં. ૨૫૩ ભાંગ), **ગુણ**—માદક, પીડાશામક; અગ્નિવર્ધક, નિદ્રાકર, પૌષ્ટિક. **બનાવટો**—(૧) પાઉડર. માત્રા ગ્રેન ૪ થી ૧૦; (૨) ઍકસ્ટ્રાકટ. માત્રા—ગ્રેન ०। થી ૧; ( ૩ ) ટીંકચર. માત્રા—ટીપાં ૫ થી ૩૦. ગર્ભાશય, રક્તસ્રાવ, ઋતુસ્રાવ, હિસ્ટીરીયા, આંકડી, તાણ, ધનુર્વા, હડકવા, સન્નિપાત તથા મગજના વ્યાધિમાં મગજને શાંત કરવા તે વપરાય છે.

**૧૧૧૧. કેપ્સીકમ**—(દેશી નામ મરચાં). **ગુણ**—વાતહર, મૂત્રલ, અગ્નિવર્ધક. આ દવાનું ટીંકચર વપરાય છે. માત્રા—ટીપાં ૧૦ થી ૨૦. તે પાચક રસને તથા થુંકના પ્રવાહને વધારે છે, અને ઉલટી, ચૂંક, કૉલેરા, અતિસાર, મરડો, વાયુ તથા અજીર્ણ વગેરે દરદોને મટાડી ભૂખ ઉઘાડે છે, પણ વધારે પ્રમાણમાં આંતરડા ઉપર સોજો ઉપજાવે છે. મરચાનાં અર્કને પાણીમાં કે સીકોનાની છાલના ઉકાળામાં મેળવીને કોગળા કરવાથી ગળાના તથા મોંના દરદોમાં ફાયદો થાય છે.

**૧૧૧૨. કૅમ્ફર**—(કપુર, જુઓ નં. ૧૬૬). **ગુણ**—જંતુનાશક, સ્વેદલ, કફઘ્ન, જ્વરઘ્ન, મૂત્રલ, વાતહર, પાચનક્રિયાને મદદ કરનાર તથા કામની શાંતિ કરનાર છે. મોટા પ્રમાણમાં તે લોહીના વેગને નરમ પાડીને આંકડી તથા શૂળને મટાડે છે. કોલેરામાં તેની ખાસ અસર છે. શરીરમાં ગરમી લાવીને ઝાડાને બંધ કરે છે. ઉધરસ, ક્ષય, ફેફસાંનો સોજો, કુકડીયા ખાંસી, ત્રિદોષ તથા બીજાં છાતીનાં દરદોમાં કફ બહાર કાઢવા માટે તે વપરાય છે.

પુર બળતરાને શાંત પાડે છે. અને ઉંઘને ઉત્તેજન આપે છે. ચૂંક, આંકડી, અતિસાર, મરડો વગેરે દરદોમાં અફીણના સંયોગમાં અથવા 'કમ્પાઉન્ડ ટીંકચર કેમ્ફર' ના રૂપમાં ણો ફાયદો કરે છે. એકલા કપુરની **માત્રા—ગ્રેન ૧–૧૦. બનાવટો—**(૧) 'સ્પિરિટ મ્ફર'–૧ ઔંસ રેકટીફાઇડ સ્પિરિટમાં ૧ ડ્રામ કપુર મેળવવો. આ મેળવણી પીવામાં મજ ઉષ્ણતા લાવવા માટે બહાર ચોપડવાના કામમાં પણ આવે છે. **માત્રા—**ટીપાં ૧૦ ૩૦, પાણી ૧ ઔંસ. (૨) 'કમ્પાન્ડ ટીંકચર ઑફ કેમ્ફર' (પેરેગૉરિક એલીગઝીર). **માત્રા—**ટીપાં ૧૫ થી ૬૦. થોડી સાકર ઉપર આ ટીપાં મૂકીને આપવાથી કફને ઘણો ાયદો કરે છે. બાળકની કુકડીયા ખાંસીમાં તાવ હોય તો ઇપીકાકયુઆના વાઇન અથવા ેન્ટીમોનિયલ વાઇન સાથે કેમ્ફરનું ટીંકચર આપવાથી સારો ફાયદો થાય છે. બાળક માટે પાં ૧ થી ૫. તાવનાં મિકશ્ચરોમાં 'ઍકવા કૅમ્ફર' વપરાય છે. ૦।। ઔંસ કપુરની પોટ-ીને ૧ ગ્યાલન પાણીમાં નાંખી મુકવી. **માત્રા–**ઔંસ ૧–૨. આ સિવાય તેનાં લીનીમેન્ટો ચોપડવાનાં તેલો ) બને છે.

**૧૧૧૩. કેલંબા**—(દેશી નામ કલંબો, જુવો નં. ૧૭૩). **ગુણ—**દીપન, પાચન, દુપૌષ્ટિક; મંદાગ્નિ, નબળાઇ, ઉલટી, અજીર્ણ વગેરેમાં અપાય છે. જઠરનો સોજો. ગર્ભિ-ણીની ઉલટી, વધી ગયેલો મરડો, અતિસાર, તથા લોહથી થયેલ બંધકોશને મટાડે છે. વૉશ્યા તથા જેનશનના યોગમાં તે સારો ફાયદો કરે છે. તે ટીંકચર (માત્રા-ડ્રામ ૦।। થી ), ઍકસ્ટ્રાકટ, (માત્રા–ગ્રેન ૨–૧૦ ), તથા ઇનફયુઝન ( માત્રા–ઔંસ ૧–૨ ) એ રૂપે પરાય છે.

**૧૧૧૪. કૅસ્કેરાસેગ્રેડા**–ગુણ–રેચક. જાથુના બંધકુષ્ટમાં બીજી બધી રેચક દવાઓ રતાં આ દવા સર્વોત્તમ છે. હરસ તથા તેથી રહેતા બંધકુષ્ટમાં પણ આ દવા સફરાને સાફ રે છે. આ દવાનું ઍકસ્ટ્રાકટ જમ્યા પછી રોજ એકવાર ગ્રેન ૨ અથવા ત્રણવાર થઇને ગ્રેન સુધી લેવાથી આંતરડાં સાફ થઇ દસ્ત સાફ આવવા લાગે ત્યાંસુધી શરૂ રાખવી અને ધીમે મે મટાડીને બંધ કરવી. બંધકુષ્ટ, કાળજાનો વધારો, કાળજાની ગાંઠ, અજીર્ણ, સાધારણ બળાઇ, જલંદર વગેરે દરદોમાં આ દવા સકસટેરેકસીના સંયોગમાં વાપરવાથી સારો ફાયદો રે છે, 'ઍકસ્ટ્રાકટ' અને લીકવીડ ઍકસ્ટ્રાકટ' તરીકે તે વપરાય છે, અને બજારમાં તેની ળીઓ પણ મળે છે. **માત્રા–**એક્સ્ટ્રાકટની ગ્રેન ૨ અને લિ. એ. ની ડ્રામ ૧.

**૧૧૧૫. કેસ્ટર ઓઇલ**—(એરંડીઉં તેલ-જુઓ નં. ૧૫૨–૧૫૩)—એરંડીયા લનો જુલાબ પ્રસિદ્ધ છે. તાજું એરંડીડુ લેવાથી પેટમાં ચુંક કે બળતરા કરતું નથી, ટે વિલાયતી જુના તેલ કરતાં દેશી શુદ્ધ તાજા તેલનો ઉપયોગ કરવો. તેનાથી દસ્ત ંત રીતે સારો આવે છે. જુલાબની બીજી દવાઓ ફરી ફરી લેવાથી બીજીવાર ઓછી અસર કરે છે, અને તેથી તેનું પ્રમાણ વધારવું પડે છે. એરંડીયામાં તેમ થતું નથી, મોંમાં ખુના ટીપાં મૂકીને પછી એરંડીડુ પીવાથી તેની ખરાબ વાસ માલમ પડશે નહિ. અ-વા પીપરમીંટના પાણી સાથે કે એટલુંજ ગ્લિસરાઇન અને તજના અર્કના ટીપાં થોડાં ળવીને તે સાથે લેવાથી પણ તેની ખરાબ વાસ ઓછી થાય છે. નાનાં બચ્ચાંઓ માટે ાનો રેચ ઘણોજ ઉપયોગી છે. વિશેષ હકીકત માટે જુવો નં. ૧૫૨–૧૫૩. **માત્રા—**મ ૪ થી ૮. બચ્ચાં માટે ડ્રામ ૧ થી ૪.

૧૧૧૬. કેસ્યા-(દેશી નામ ગરમાળો-જુવો નં. ૨૦૪)-ગુણ-દીપનપાચન, જ્વરઘ્ન, મંદાગ્નિ તથા કૃમિરોગમાં ચ. ( ઇન્ફ્યુઝન ), ઘન ( ઍક્સ્ટ્રાક્ટ ) તથા અર્ક (ટિંક્ચર) ના રૂપમાં વપરાય છે. તાંતણા જેવાં કરમીયાંના કસ્યાથી નાશ થાય છે.

૧૧૧૭. કૅસ્કેરિલા-ગુણ—દીપનપાચન, પૌષ્ટિક. તે ઇન્ફ્યુઝન તથા ટિંક્ચર રૂપે વપરાય છે. ટિ. ની માત્રા ડ્રામ ૦॥ થી ૨. અજીર્ણ તથા નબળાઇમાં અપાય છે. ક્વીનાઇન સાથે વાપરવાથી તાવને રોકે છે અને લોહ સાથે વાપરવાથી પુષ્ટિ કરે છે.

૧૧૧૮. કોકેન-ગુણ-ઉષ્ણ, માદક, અગ્નિવર્ધક. કોકેન અને તેની બનાવટો 'હાઇડ્રોક્લોરેટ ઑફ કોકીન' ( માત્રા ⅛ થી ૧ ), અને 'લિક્વીડ એક્સ્ટ્રાક્ટ ઑફ કોકા' (ડ્રામ ૦॥ થી ૨) અંદર ખાવાની દવા તરીકે વપરાય છે. પણ વિશેષ કરીને બાહ્યોપચારમાં કોકેનનો ઉપયોગ થાય છે. કોકન અંદર લીધાથી ગરમી વધે છે અને શ્વાસોશ્વાસની ક્રિયા વધી જાય છે આ એક ખરાબ માદક વસ્તુ હોવાથી સરકારે તેના વેપાર ઉપર અંકુશ મુકેલો છે. બાહ્યોપચાર તરીકે કોકેનની અસરથી ઇંદ્રિયોનું જ્ઞાન નષ્ટ થાય છે. દાખલા તરીકે આંખના મોતીઆ વગેરેનું નાનું ઑપરેશન (કાપકુપ) કરવાનું હોય છે ત્યારે કોકેનનું સોલ્યુશન આંખમાં નાંખવાથી આંખ ફાટી રહે છે અને બહેરી થાય છે. વળી કોઇ અસહ્ય પીડાને શાંત પાડવી હોય ત્યારે તથા આંખના નાના ઓપરેશનમાં કોકેનની ચામડીમાં પીચકારી મારવાથી તે ભાગ કાંઇક બહેરો-જડ બને છે અને એ રીતે તેની અંદરની પીડા મટી જાય છે. કોકેન એક માદક વસ્તુ છે અને ઘણા વખત સુધી સેવન કરનારને ઉન્માદ લાગુ પડી જાય છે અને તેથી તેવા ઉન્માદને 'કોકેનોમેનિયા' કહે છે. દાંતના દરદમાં અસહ્ય પીડા ઓછી કરવા માટે કોકેન વપરાય છે; જેમકે કપુર ગ્રેન ૫, કલૅારલ હાઇડ્રાસ ગ્રેન ૫, અને કોકેન હાઇડ્રોક્લોરસ ગ્રેન ૧, તે ત્રણેને મેળવી ગરમ કરવાથી જે પ્રવાહી થાય તેમાં રૂનું પુમડું બોળીને દાંત ઉપર મુકવું. દાંત બહાર કાઢવામાં પણ કોકેનનો ઉપયોગ થાય છે, કેમકે તે દાંતની આસપાસની ચામડીને બહેરી બનાવે છે અને પછી કાંઈ પણ દરદ વિના દાંત ખેંચી લેવાય છે.

૧૧૧૯. ક્રોટન ઑઇલ—(જમાલગોટાનું તેલ-જુવો નેપાળો નં. ૨૭૦). ગુણ—ઉગ્ર, રેચક તથા દાહક. ભારે સખ્ત બંધકુષ્ટમાં તથા દરદી સહન કરી શકે તો જળોદરમાં અપાય છે. તે પાણી જેવા ઝાડા કરે છે. જીભની નીચેના ભાગમાં ૧ ટીપું મૂકવાથી આંતરડામાં ઝપાટાબંધ ફેલાય છે અને પુષ્કળ ઝાડા કરે છે. માથે લોહી ચડવાથી દરદી મૂર્છિત થયો હોય, વગેરે દરદોમાં દરદી બીજી દવા પીવાને કે ગળવાને અશક્ત હોય ત્યારે આ દવા ઘણી કામની છે. કૅસ્ટર ઑઇલ સાથે ૧ ટીપું મેળવીને પાવાથી સારો રેચ કરે છે. આ તેલ વધારે પ્રમાણમાં ઝેરી અસર કરે છે. માત્રા—ટીપું ૧. અનુપાન સાકર કે પતાસું.

૧૧૨૦. કોપેબા-(બાલસમ કોપેબા) અથવા ઑઇલ ઑફ કોપેબા. ગુણ—મૂત્રલ, બસ્તિશોધક-કોપેવા નામનાં ઝાડ થાય છે તેમાંથી તેલ જેવો રસ નીકળે છે તેને આ નામ આપેલું છે. પ્રમેહ ઉપર તેનો મુખ્ય ઉપયોગ છે મૂત્રાશયના દરદોમાં તથા બ્રાઇટ્સ ડિઝીઝમાં તેની મૂત્રલ અસરને લીધે વપરાય છે. પ્રમેહની સખ્ત બળતરામાં આ દવા આપવી નહિ, પણ બળતરા નરમ પડયા પછી આપવી. પરમા તથા પ્રદરનાં જીર્ણ દરદોમાં તે ફાયદો કરે છે. માત્રા—ટીપાં ૫-૨૦.

૧૧૨૧. કોલચીકમ—ગુણ—વાતહર, પિત્તનો સ્રાવ કરનાર, પીડાશામક, મૂત્રલ, સ્વેદલ તથા રેચક છે. તે હૃદયને મંદ પાડે છે. વધેલ યુરિક એસીડને ઓછું કરે છે. લોહીની ગતિને શાંત પાડે છે; દરેક પ્રકારના સંધિવામાં, ગાંઠીઓ વા ( ગાઉટ ) માં, કમરના દરદમાં, કાળજાના ભરાવામાં તથા આખા શરીરના સણકામાં તથા જુના બંધકોશ માટે આ દવા સારો ફાયદો આપે છે. ગાઉટમાં સેલીસીલીક એસીડ સારો ફાયદો કરે છે અને બીજા સાંધાના દરદોમાં નીચેની મેળવણીથી આપવું; વાઈનમ કોલચીશી ટીપાં ૧૦, સ્પીરીટ કલૉરોફૉર્મ ટીપાં ૧૦, પોટાશ આયોડાઇડ ગ્રેન ૫, પાણી ઔંસ ૧. આવા રોજ ત્રણ ડોઝ આપવા. તેમજ કેલોમેલ સાથે આપવાથી પણ ગાઉટમાં સારો ફાયદો કરે છે. વાઈનમ કોલચીશી ટીપાં ૩૦ થી ૬૦, પોટાશ આયોડાઇન ગ્રેન ૧૦ અને પાણી ઔંસ ૩, મેળવીને રોજ ત્રણ વાર આપવાથી પણ સારો ફાયદો થાય છે. બનાવટ—વાઈનમ કોલચીશી ( માત્રા ટીપાં ૧૦–૨૦.) અને ઍકસ્ટ્રાકટ કોલચીશી ( માત્રા ગ્રેન ૦॥ થી ૧ ).

૧૧૨૨. કોલોસિંથ—(ઇંદ્રવરણું–જુવો નં. ૧૪૫)—ગુણ—રેચક; તેનાથી પાણી જેવા ઝાડા થાય છે. તે જલદ પિત્તસ્રાવક છે. તે જળોદર, મળાવરોધ તથા અજીર્ણમાં અપાય છે અને વાતહર દવાઓના સંયોગથી અપાય છે, કેમકે તેના રેચથી કેટલીકવાર જળાસ તથા લોહી પડે છે અને આંતરડાંને ઉત્તેજન આપી અમળાટ પેદા કરે છે. કાળજાના વધારામાં તથા ઉપદંશ અને વિસ્ફોટકના દરદોમાં થોડા પ્રમાણમાં પારાની દવાના સંયોગથી આપવાથી પેટ સાફ લાવવા સાથે લોહી સુધરે છે, ઍકસ્ટ્રાકટ કોલોસિંથ–માત્રા ગ્રેન ૩–૧૦.

૧૧૨૩. ગમ—( ગુંદ–જુવો નં. ૨૧૦ )–સ્તંભક તથા પૌષ્ટિક. મૂત્રાશયના વરમ અથવા દાહમાં, તેમજ બાળકોના ધાતુસ્રાવમાં વપરાય છે. તેનો કટકો મોંમાં રાખવાથી કફને દૂર કરે છે. ૨૦ ઔંસ જવનું પાણી અને ૧ ઔંસ ગમ, એ પ્રમાણે મેળવીને બબ્બે ઔંસ આપવું.

૧૧૨૪. ગાયાકમ—ગુણ—ગરમ, સ્વેદલ, શોધક, તેનું મિક્શ્ચર તથા ટિંક્ચર વપરાય છે. સ્ત્રીઓનાં દસ્તાનનાં દરદો, સંધિવા, આમવાત અને ઉપદંશનાં દરદોમાં ફાયદો કરે છે. ગાયાકમ રેઝીનની માત્રા ગ્રેન ૧૦–૩૦.

૧૧૨૫. ગ્લિસરાઇન—ગુણ—સારક, શાંતિદાયક, પૌષ્ટિક તથા કફઘ્ન. આ દવા અંદર ખાવાના તેમજ બહાર લગાવવાના બન્ને ઉપચારમાં કામની છે. તેમાં લગભગ મધના જેવા ગુણ છે અને તે મધના જેવુંજ મીઠું લાગે છે. મધની પેઠે તે અનુપાન તરીકે તથા દવાઓના સ્વાદ સુધારવા માટે વપરાય છે. ક્લૉરલ હાઇડ્રાસ તથા પોટાશ બ્રોમાઇડને ગ્લિસરાઇનના અનુપાનથી આપવાથી વિશેષ ગુણ કરે છે. ક્ષય, ખાંસી તથા છાતીનાં બીજાં દરદોમાં જેઓ કૉડલિવ્હર પી શકતા નથી તેમને તેને બદલે ગ્લિસરાઇન આપવામાં આવે તો કેટલેક અંશે કૉડલિવ્હરના જેવો ગુણ કરે છે, ડા. રીગર તથા મીરેલ જણાવે છે કે. ગ્લિસરાઇનમાં દુર્ગંધનાશક શક્તિ છે અને તેથીજ તે મોંમાં ચોપડવાની દવાઓમાં તેમજ ચામડીનાં બીજાં દરદો ઉપર બહાર લગાવવાના કામમાં વારંવાર લેવાય છે. વાયુ, ચૂંક તથા અજીર્ણમાં પણ સારો ફાયદો કરે છે. વળી તે રેચક પણ છે. મળાશય ( સફરા )માં તેની પીચકારી મારવાથી જુલાબ કરે છે. ગ્લિસરાઇનની સોગઠીનો પહેરવામાં ઉપયોગ કરવાથી પાણી જેવો પ્રવાહી પદાર્થ ઝરી નીકળે છે. સ્ત્રીઓનાં ગુહ્યસ્થાનમાં રૂનું ગ્લિસરાઇનમાં બોળેલું પોતું

મુકવાથી પાણી જેવો પ્રવાહી પદાર્થ પુષ્કળ ઝરી જઇને ગર્ભસ્થાનની ગાંઠો મરે છે. ચામડીનો દાહ, સ્તનપાક, જીભ તથા મોંની ચાંદી, ગળાનો પાક, વગેરે દરદોના બહારના ઉપચારમાં એકલું ગ્લિસરાઇન અથવા તેની સાથે ટનિક એસીડ, ટંકણ, ફટકડી, કારબોલિક એસીડ વગેરે કોઇ પણ એકાદ દવા મેળવીને વપરાય છે અને તેથી તેવાં દરદોનો દાહ, બળતરા શાંત પડી પોચાં પડે છે. આવી મેળવણીમાં ગ્લીસરાઇન ભાગ ૪ અને મેળવવાની દવા ભાગ ૧ લેવી. સાબુ તથા મીણબત્તી બનાવવામાં તેનો ઉપયોગ થાય છે. દાહ તથા સ્તનપાકનાં પોતાં માટે ગ્લિસરાઇન ૧ ઔંસ તથા ટંકણ ૧ ડ્રામ અને પાણી ૨૦ ઔંસ. કાનની બહેરાશમાં તેનાં ટીપાં નાંખવામાં આવે છે. માત્રા—ડ્રામ ૧–૨.

**૧૧૨૬. ગોઆપાઉડર**—ક્રિસોરોબીન. ગુણ—જંતુઘ્ન. દાદર, વિચર્ચીકા વગેરે ચામડીનાં દરદોમાં તેનો મલમ બનાવીને વપરાય છે. આ મલમવાળો હાથ કે આંગળી આંખે અડાડવાં નહિ; કેમકે તે દાહ તથા સોજો કરે છે. માત્રા—ગ્રેન ⅙ થી ½.

**૧૧૨૭. ગૅાલ્સ**—( દેશી નામ માયાં-જુવો નં. ૩૦૪ ). ગુણ—રક્તસ્તંભક, ગ્રાહી. માયામાંથી ગેલિક એસીડ તથા ટેનિક એસીડ નામનાં બે સત્વો કાઢવામાં આવે છે. ગેલિક એસીડમાંથી ટિંકચર બને છે અને ટેનિક એસીડની ટીકડીઓ ( લોઝેન્જીસ ) બને છે. આ ઉપરાંત તે બન્ને એસીડોમાંથી મલમો તથા પહેરવાની સોગઠીઓ બને છે. અતિસાર, રક્તાતિસાર તથા રક્તસ્રાવનાં દરદોમાં આ બન્ને એસીડો તથા ટિં. ગેલિક એસીડ વપરાય છે. મોં તથા દાંતના દરદોમાં ચોપડવા માટે તથા ચામડીનાં દરદો માટે અને મલમોમાં મેળવવા માટે આ એસીડોના ઉપયોગ થાય છે. વળી કોગળા કરવા માટે લોશન–( ૨૦ ઔંસ પાણી, ૨ ડ્રામ ગેલિક એસીડ ) બને છે અને તે ટંકણ જેવું કામ કરે છે. પ્રદર તથા દુઝતા મસામાં પણ આ એસીડનો તથા તેની બનેલી સોગઠીનો ઉપયોગ થાય છે. સોગઠી–ટનિક એસીડ ગ્રેન ૩ અને કોકમનું તેલ ગ્રેન ૧૨ એ પ્રમાણમાં શોગઠીઓ બનાવવી.

**૧૧૨૮. ચિરેટા**—( જુવો કરીયાતુ–નં. ૧૭૧ ). ગુણ—કટુપૌષ્ટિક, જ્વરઘ્ન, પાચન, જ્વર, જીર્ણજ્વર, નબળાઈ, મંદાગ્નિ તથા રક્તદોષમાં તેનો ટિંક્ચર તથા ઇન્ફયુઝન તરીકે વારંવાર ઉપયોગ થાય છે. તેની ચામાં પોટાશ આયોડીડ કેટલાક દિવસ લેવાથી ઉપદંશના વિકારો તથા સાંધા દબાય છે અને શરીરમાં શક્તિ આવે છે. બનાવટ—(૧) ઇન્ફ્યુઝન ચિરેટા. માત્રા—ઔંસ ૧–૨; ટિંક્ચર ચિરેટા. માત્રા—ડ્રામ ૦ાા થી ૧.

**૧૧૨૯. જનરચન**—ગુણ—જ્વરઘ્ન, રક્તશોધક, પૌષ્ટિક; તાવ, અજીર્ણ, નબળાઇ વગેરે દરદોમાં કટુપોષ્ટિક તથા પાચન તરીકે તેનો ઉપયોગ થાય છે. બનાવટો–(૧) એક્સ્ટ્રાક્ટ. માત્રા–ગ્રેન ૨ થી ૧૦; (૨) ઇન્ફયુઝન. માત્રા–ઔંસ ૧ થી ૨; (૩) ટિંક્ચર જેનશન કો. માત્રા–ડ્રામ ૦ાા થી ૧. તે નબળાઇ, મંદાગ્નિ, જ્વર તથા ગરમીનાં દરદોમાં વપરાય છે.

**૧૧૩૦. જાલપ**—ગુણ—રેચક. એક પ્રકારના ઝાડનાં મૂળીઆમાંથી જાલપ બને છે. તે પાણી જેવા ઘણા ઝાડા કરે છે. માત્રા—ગ્રેન ૧૦ થી ૩૦. બનાવટો—કમ્પાઉન્ડ પાઉડર ઑફ જાલપ. માત્રા ગ્રેન ૨૦–૬૦; (૨) ટિંકચર જાલપ. માત્રા–ડ્રામ ૦ાા થી ૨.

**૧૧૩૧. જીંજર**—લા. ઝિન્ઝીબર. ( દેશી નામ સુંઠ–નં. ૩૬૦ ). ગુણ–ઉષ્ણ, દીપન, પાચન, ઉત્તેજક, વાતહર. બનાવટો—( ૧ ) સીરપ ઑફ જીંજર–માત્રા ડ્રામ ૦ાા થી ૧. (૨) ટિંક્ચર જીંજર–માત્રા–ટીપાં ૧૫–૬૦. (૩) એસેન્સ ઑફ જીંજર–માત્રા–ટીપાં ૫ થી ૨૦.

આ બનાવટો સખ્ત બંધકોશ, યકૃત તથા બરલનો વધારો. જલોદર અને આંતરડાંના બીગાડમાં ઝાડા લાવવા માટે વપરાય છે.

૧૧૩૨. ટરપેન્ટાઇન—( લા. ઓલ્યમ ટેરીબીનથીની ). ગુણ—ગરમ, કૃમિઘ્ન, મુત્રલ, રેચક, ગ્રાહી, પીડાશામક. ટરપેન્ટાઇન અંદર લેવાની દવા તરીકે કવચિત્ તેમજ બાહ્યોપચાર માટે વારંવાર વપરાય છે. તેની ઉપર લખેલી અસરને લીધે શરીરના કોઇ પણ ભાગમાંથી થતો રક્તસ્ત્રાવ, મળાવરોધ, કૃમીરોગ, આંકડી, ચૂંક, હિસ્ટીરીઆ. ધનુર્વા, મરડો, સંધિવા, સન્નિપાતજ્વર, કૉલેરા, તથા કફવાળી ખાંસીમાં વપરાય છે. મોટા પ્રમાણમાં તે રેચક છે. બાહ્યોપચાર તરીકે શરીરના કોઇ પણ ભાગમાં થતું દરદ, વરમ, આંકડી, ચૂંક. સંધિવા, છાતીનો સણકો, શૂળ, મરડાની આંકડી, દમ તથા હાંફણની પીડા, ઇત્યાદિમાં ટરપેન્ટાઇન ચોપડવાથી પીડા ઓછી થાય છે. માત્રા—ટીપાં ૫ થી ૩૦. રેચક, માત્રા–ડ્રામ ૧–૩. તેનો ઇન્જેકશન, ચોપડવાનું તેલ, મલમ વગેરે બને છે.

૧૧૩૩. ટેરેકસેસી–(ડેન્ડીલીયન રૂટ)–ગુણ–રેચક, રક્તશોધક, પિત્તશામક, તથા મૂત્રલ. તે યકૃતના વધારામાં, કમળામાં, લોહીની બંધાયેલી ગાઠોમાં અને ચામડીનાં દરદોમાં અસરકારક છે. બનાવટો—(૧) ડિકોકશન; (૨) લીકવીડ ઍકસ્ટ્રાકટ માત્રા—ડ્રામ ½ થી ૨, (૩) ઍકસ્ટ્રાકટ. માત્રા–ગ્રેન ૫ થી ૩૦; (૪) સકસ (રસ)–ડ્રામ ૧ થી ૨.

૧૧૩૪. ટોલુ–(બાલસમટોલુ)–ગુણ–ઠંડો તથા કફઘ્ન. આ દવા કફઘ્ન હોવાથી બીજા કફઘ્ન મિકચરોમાં વપરાય છે. માત્રા—ગ્રેન ૧૦ થી ૨૦. તે શરબત તથા ટિંકચરરૂપે વપરાય છે. શરબતની માત્રા–ડ્રામ ૧ થી ૨. ટિંકચરની માત્રા–ટીપાં ૨૦ થી ૩૦. આ બાલસમ ઠંડો હોવાથી ફાટેલી ચામડી તથા ચાંદા ઉપર લગાવાય છે.

૧૧૩૫. ડિજીટેલીસ—ગુણ—મૂત્રલ તથા હૃદય પોષક. તેના પાનનું ઇન્ફયુઝન તથા ટિંકચર વપરાય છે. તાવ, રક્તાશયનાં, મૂત્રાશયનાં, મગજનાં, ફેફસાંનાં, તથા ઋતુસ્ત્રાવનાં દરદો, ત્રિદોષ, રક્તસ્ત્રાવ, પ્લેગ, વગેરે દરદોમાં તે વપરાય છે. સાધારણ એમ માનવામાં આવ્યું છે કે ડિજીટેલીસ હાર્ટ (હૃદય)નાં બધાં દરદોનો બહુ સારો ઉપાય છે. પણ એમ માનીને હાર્ટડિઝીઝમાં ડિજીટેલીસ આંખો મીંચીને આપવાનું પરિણામ ઘણું ભયંકર આવે છે. ડિજીટેલીસ હાર્ટની–લોહીની–ગતિને નીયમમાં લાવે છે, પણ હૃદયની ક્રિયામાં ગમે તે ફેરફાર થાય ત્યારે ગમે તે વખતે ડિજીટેલીસ આપવું સલાહકારક નથી. તે નાની માત્રામાં લોહીની નસોને સંકોચે છે અને તેથી હાર્ટ ઉપર દબાણ વધારે છે અને અતિ મોટા પ્રમાણમાં અપાય તો શરીરને છેક મંદ પાડી નાખે છે, અર્થાત હાર્ટ ગતિ ઉલટી મંદ પડી જાય છે. અતિ મોટા પ્રમાણમાં તે ઝેરી છે અને દરદીને મૂર્છામાં નાંખી દે છે, માટે ઉપરા ઉપર વાપરવું નહિ. ડિજીટેલીસની આ ખરાબ અસર તેની સાથે બીજી પોષ્ટિક દવાઓ આપવાથી ઓછી થાય છે. ડિજીટેલીસની ઝેરી અસરથી દરદીને ઉબકા, ઉલટી તથા ઝાડા થાય છે, નાડી મંદ અને અનિયમિત ચાલે છે, કીકી પહોળી થાય છે અને ઝેર વધુ થતું હોય છે તો શરીર ઠંડું પડીને મૃત્યુ પણ નીપજે છે. માત્રા—ટીપાં ૫ થી ૩૦.

૧૧૩૬. ડોવર્સપાઉડર—'કમ્પાઉન્ડ ઇપીકાકયુઆના પાઉડર' એજ ડોવર્સપાઉડર છે. (જુવો નં. ૧૦૯૦ ).

૧૧૩૭ થાઇમૉલ—( અજમાનાં ફૂલ ). ગુણ—અજમા પ્રમાણે. વાતહર તેમજ દુર્ગંધનાશક અને રોપણ છે. દાદર, ખસ, ખરજવાં વગેરે ચામડીના વિકારોમાં તેનો મલમ

વપરાય છે, તેમજ દુર્ગંધનાશક ગુણને લીધે કારબૉલિક લોશનની અવેજીમાં વ્રણ તથા જખમો ધોવા માટે વપરાય છે. **લોશન**—૧ ભાગ થાઇમોલ, ૧૦૦૦ ભાગ પાણી. વળી તે ફેફસાંનો તથા તેના પડનો સોજો, મધુપ્રમેહ, કૉલેરા, ટાઇફૉઇડ ફીવર, વગેરે દરદોમાં અંદર ખાવા તરીકે પણ વપરાય છે. **માત્રા**—ગ્રેન ના થી ૩.

**૧૧૩૮. નકસવૉમિકા**—( દેશી નામ ઝેરકોચલું, જુવો નં. ૨૩૫. ) **ગુણ**—વાતહર, પૌષ્ટિક, કૃમિઘ્ન, ઝેરકોચલાંની બનાવટો—(૧) 'ઍકસ્ટ્રાકટ નકસવૉમિકા' **માત્રા**—ગ્રેન ૧/૪ થી ૨; (૨) 'ટિંક્ચર' **માત્રા**—ટીપાં ૧૦ થી ૨૦. આ સિવાય 'સ્ટ્રીકનાઇન' કરીને તેનું સત્વ નીકળે છે. મગજનાં જીર્ણ દરદો; જેમકે પક્ષાઘાત, હીસ્ટીરીઆ, અપસ્માર તથા તાવ, નબળાઇ, અગ્નિમાંદ્ય, અજીર્ણ, મૂત્રાશયની શીથીલતા, નપુંષકપણું તથા નસો મંદ પડવી, વગેરે દરદોમાં તે બહુજ વપરાય છે. આ દવા થોડા પ્રમાણમાં નસોને દઢતા આપે છે, પણ મોટા પ્રમાણમાં ઝેર થઇને નસોમાં ખેંચતાણ તથા ધનુર્વા જેવા ઉપદ્રવો કરે છે. વળી મગજના તંતુઓને જોર આપી મગજને પોષણ આપે છે, તેમજ હૃદય તથા શ્વાસોશ્વાસની ક્રિયાને મદદ કરે છે. નકસવૉમિકાના ઝેરમાં પોટાશ બ્રોમાઇડ તથા ક્લૉરલ હાઇડ્રાસ યોગ્ય પ્રમાણમાં ઉપરા ઉપર આપવાથી ખેંચતાણ બંધ પડે છે. દરદોના જલદરૂપમાં આ દવા વાપરવી નહિ.

**૧૧૩૯. પેપરમીન્ટ**—( ઑઇલ ). **ગુણ**—ઉષ્ણ, વાતહર, શૂળહર, પેટનો પવન, આંકડી તથા ચૂંકને બેસાડે છે **માત્રા**—ટીપાં ૧–૪. **બનાવટો**—(૧) 'એસેન્સ ઑફ પેપરમીન્ટ.' પેપરમીન્ટનું તેલ ૧ ઔંસ; રેકટીફાઇડ સ્પીરીટ ૪ ઔંસ. **માત્રા**—ટીપાં ૧૦–૨૦. (૨) પેપરમીન્ટનું પ્રવાહી ( એકવા-મેન્થા )—૧॥ ડ્રામ પેપરમીન્ટનું તેલ, ૨૦ ઔંસ પાણી. માત્રા ઔંસ–૧–૨. પેપરમીન્ટ તેલની આ સર્વ બનાવટો ઉબકો, ઉલટી, અજીર્ણ, વાયુ, ચૂંક, આંકડી, હીસ્ટીરીઆ વગેરે દરદોમાં વપરાય છે અને સડેલ દાંતના દરદમાં તેનું પોતું મુકવાથી દરદ દબાઇ જાય છે.

**૧૧૪૦. પોડોફીલીન**—**ગુણ**—રેચક. ખાસ કરીને કલેજાના પિત્તના જમાવને તોડે છે. કબજીયાત તથા કલેજાના જીર્ણ દરદમાં તેનો ઉપયોગ થાય છે: તેમજ કમળો, ગાઉટ, સંધિવા, ઉપદંશ અને લોહીની ગંડોવાળાં દરદમાં અપાય છે. તે ભુકી રૂપે તથા ટિંક્ચર રૂપે વપરાય છે. ભુકીની **માત્રા**—ગ્રેન ૧/૪–૧ અને ટિંક્ચરની **માત્રા**—ટીપાં ૫–૧૫. પોડોફીલીનથી પેટમાં આંકડી આવે છે, તથા પાણી જેવા અનિયમિત ઝાડા આવે છે. માટે તેની સાથે બેલાડોના લેવાથી આંકડી આવતી નથી; વળી રૂબાર્બ, એલોઝ, કોલોસીન્થ અથવા બ્લુપીલ વગેરે દવાઓ સાથે લેવાથી ઝાડા નિયમિત આવે છે. વધારે પ્રમાણમાં આ દવા લેવાય તો આંતરડાં સુજી જાય છે.

**૧૧૪૧. બકુ**—**ગુણ**—ઉષ્ણ, મૂત્રલ, પૌષ્ટિક. તે ઇન્ફ્યુઝન તથા ટિંક્ચર રૂપે વપરાય છે. ટિંક્ચરની માત્રા–ડ્રામ ૧ થી ૨. મૂત્રાશયના દરદોમાં તેની ખાસ અસર છે. સંધિવા અને જીર્ણ પ્રમેહમાં પણ વપરાય છે.

**૧૧૪૨. બેન્ઝોઇન**—( દેશી નામ લોબાન–જુવો નં. ૩૨૭. )—**ગુણ**—રક્તાસ્તંભક, કફઘ્ન, જંતુઘ્ન તથા ઉષ્ણ. બનાવટો–(૧) બેન્ઝૉઇક ઍસીડ–લોબાનનાં ફૂલ. માત્રા ગ્રેન ૧૦ થી ૧૫; (૨) કમ્પાઉન્ડ ટિંક્ચર ઑફ બેન્ઝોઇન, માત્રા ડ્રામ ૦॥ થી ૧; (૩) લોઝેન્જીસ–રેવડીઓ, માત્રા ૧ થી ૪. બેન્ઝોઇન અને એસીડની બનાવટો ઉલટી, ક્ષય, ખાંસી, શરદી,

ફેફસાંનો સોજો, મૂત્રાશય વરમ અને તીક્ષ્ણ સંધિવા તથા ગાઉટમાં ફાયદો કરે છે. લોબાનનાં ફુલનું પાણી પીવાથી ઉલટી બંધ થાય છે, તે વાત લોકોમાં પણ પ્રસિદ્ધ છે.

**૧૧૪૩. બેલી**—( જુવો બીલી નં. ૨૯૧. )—અંગ્રેજી બનાવટોમાં બીલીનો લિક્વીડ એકસ્ટ્રાકટ વપરાય છે. બીલીનો ગરભ ૧ રતલ, પાણી ૧૨ પાઇન્ટ અને રેકટીફાઇડ સ્પીરીટ ૨ ઔંસ. માત્રા ડ્રામ ૧–૨.

**૧૧૪૪. બેલાડોના**—બેલાડોના નામે ધતુરાની જાતનાં વૃક્ષ થાય છે. તેનાં પાન, મૂળ વગેરે દવા તરીકે વપરાય છે અને તેની ઘણી બનાવટો થાય છે. ગુણ–પીડાશામક, ઉષ્ણ, સ્નાયુશૈથિલ્યકૃત. વળી તે દુધ તથા થુંકનું શોષણ કરે છે, ઘેન લાવે છે અને આંખની કીકીને પહોળી કરે છે. ખાંસી, દમ, હાંફણ, ઉટાંટીઓ, ઋતુસ્ત્રાવ, ઉન્માદ, અપસ્માર, ધનુર્વા, ચસકા, માથાનું, આંખનુ તથા કાનનું શૂળ વગેરે દરદોમાં બેલાડોના પીવાના તેમજ ચોપડવાના કામમાં આવે છે. આંખની કીકી પહોળી કરવા સારૂ 'એટ્રોપીન' અથવા તેની કોઇ પણ બનાવટ આંખમાં આંજવામાં આવે છે. આંખની કનીનિકાનો સોજો, ફુલુ, મોતીઆ વગેરે તેથી સારાં થાય છે. શરીરના વધેલા રસને અટકાવી અતિ પરસેવો, અતિ ધાવણ તથા અતિ થુંકને અટકાવે છે. વળી તે અફીણના વિષને મારે છે. બેલાડોના મધુપ્રમેહમાં પણ ફાયદો કરે છે, કેમકે તે પેસાબમાં જતા સાકરના જથાનું શોષણ કરે છે. બનાવટો–(૧) **ઍકસ્ટ્રાકટ બેલાડોના**—માત્રા ગ્રેન ૦। થી ૧. (૨) **ટિંકચર બેલાડોના**–માત્રા–ટીપાં ૫ થી ૨૦. (૩) **એટ્રોપીન**—ખાવાની માત્રા-ગ્રેન $\frac{1}{200}$થી $\frac{1}{100}$. આંખનાં ટીપાં. ૧ ગ્રેનમાં ૧ ઔંસ પાણી. (૪) **બેલાડોના પ્લાસ્ટર**—છાતીનું શૂળ, ખાંસીનું દરદ, ગર્ભાશયની પીડા, મસ્તકશૂળ વગેરેમાં પ્લાસ્ટર મારવામાં આવે છે. (૫) **બેલાડોના ઑઇન્ટમેન્ટ**—આ સિવાય પણ બેલાડોના તથા એટ્રોપીનની બીજી ઘણી બનાવટો વપરાય છે.

**૧૧૪૫. મસ્ટર્ડ**—"સીનાપીસ આલ્બાસેમીના અને સેનાપીસ નાઇગ્રીસેમીના" (જુવો રાઇ–નં. ૩૬૭). **ગુણ**—ઉષ્ણ, દાહક, વામક. રાઇનો દવા તરીકે ઉપયોગ વિશેષ કરીને બાહ્યોપચારમાં થાય છે. ફેફસાંનો સોજો, સખ્ત ઉધરસ વગેરે છાતીના દરદોમાં છાતી ઉપર રાઇની પોલ્ટીસ મારવામાં આવે છે; કૉલેરાની ચૂંક, આંકડી અને ઉલટીમાં કલેજા ઉપર તેનું પ્લાસ્ટર મારવામાં આવે છે તથા ગોટલાં ચડે છે તો પગે ઘસવામાં આવે છે. સંધિવાના સોજા તથા દુખાવા ઉપર પણ રાઇનું પ્લાસ્ટર મારવાનો ચાલ છે. કોઇ કારણથી દરદી બેશુદ્ધ થયો હોય અને હૃદયની ગતિ મંદ પડી ગઇ હોય ત્યારે છાતી ઉપર રાઇ વાટીને મૂકવાથી તેમાં ગરમી આવીને દરદી શુદ્ધિમાં આવે છે. તાવમાં માથા ઉપર ચઢેલી ગરમી ઉતારવા તથા પરસેવો લાવવા માટે ગરમ પાણીમાં રાઇ નાંખીને દરદીના પગ તેમાં બોળાવવામાં આવે છે. રાઇને બદલે રાઇનું તેલ પણ વાપરી શકાય છે અને તેમાં કપુર, બેલાડોના જેવી પીડાશામક દવાઓની મેળવણી કરીને વાપરવાથી ઘણો જલદી ગુણ કરે છે.

**૧૧૪૬. મર્હ**—(દેશી હીરાબોલ—જુવો નં. ૩૬૭)—ગુણ–ઉષ્ણ, કફઘ્ન તથા ઋતુ ઉત્પાદક. સ્ત્રીઓનું દસ્તાન બંધ હોય તેમાં તેમજ ઉધરસ અને ગળાના દરદમાં વપરાય છે. **ટીંકચર મર્હ** (માત્રા ડ્રામ ૦॥–૧) અને પીલ ઑફ એલોઝ એન્ટ મર્હ (માત્રા ગ્રેન ૫–૧૦) એ બે બનાવટો વપરાય છે. ૪ ઔંસ પાણીમાં ૨ ડ્રામ ટીં. મર્હ નાખીને કોગળા કરવાથી ગળું આવી ગયું હોય અથવા મુખપાક થયો હોય તો તેમાં ફાયદો કરે છે.

**૧૧૪૭. મેન્થૉલ**—વાતહર, વેદનાહર. તેની નાની સોગટીઓ આવે છે, માથાના

દરદમાં તે કપાળે ઘસવાથી માથું ઉતરે છે, તેમજ છાતીની ગભરામણમાં ઘસવામાં આવે છે. જ્ઞાનતંતુઓને જડ બનાવીને દરદ ઓછું કરવું એ તેની અસર છે.

**૧૧૪૮. યુકેલિપ્ટી**—ગુણ—જ્વરઘ્ન, કફઘ્ન, કૃમિઘ્ન, દુર્ગંધનાશક. દવામાં તેનું તેલ-યુકેલિપ્ટી ઑઇલ-વપરાય છે. માત્રા-ટીપાં ૧-૪. આ તેલ ક્ષયમાં જંતુનાશક તરીકે ફાયદો કરે છે અને વિશેષ કરીને તેનો નાસ લેવામાં આવે છે, તેમજ તે તેલમાં આયોડોફૉર્મ અને ક્રિયાસોટ મેળવીને ગુંદરના પાણીમાં તેની ગોળી કરીને ક્ષય વગેરે દરદોમાં ખાવા આપવામાં હાલમાં ભલામણ થાય છે.

**૧૧૪૯. રૂબાર્બ**—(લા. હીયાઇ)-ગુણ—ગ્રાહી તેમજ રેચક. તે નાની માત્રામાં ગ્રાહી છે અને મોટી માત્રામાં રેચક છે. વળી તે અગ્નિવર્ધક પણ છે. અજીર્ણના ઝાડામાં તથા મરડામાં તે સારો ગુણ આપે છે. વળી તે રક્તશોધક પણ છે અને તેથી બાળકોના કંઠમાળ તથા ઉપદંશ રોગમાં પારાની દવા સાથે આપવાની ભલામણ થાય છે.

**૧૧૫૦. રોઝ**—(દેશી નામ ગુલાબ-જુવો નં. ૨૧૧). અંગ્રેજીમાં તે કન્ફેક્શન-મુરબ્બો, ઇન્ફ્યુઝન-ચા અને સીરપ-શરબત્ત રૂપે વપરાય છે. બનાવટ-કન્ફેકશન-તાજાં ગુલાબનાં ફૂલ તોલા ૪૦, સાકર શેર ૨ાા; ઇન્ફ્યુઝન-સુકાં રાતા ગુલાબનાં ફૂલ ડ્રામ ૨, સલ્ફ્યુરિક ઍસીડ ડ્રામ ૧ અને ઉકળતું પાણી ઔંસ ૧૦; સીરપ-ગુલાબનાં ફુલ ઔંસ ૨, સાકરનું ભુરૂં ઔંસ ૩૦; ઉકળતું પાણી ઔંસ ૨૦.

**૧૧૫૧. લવેન્ડર**—(ઑઇલ ઑફ લવેન્ડર)-ગુણ—વાતહર, ઉષ્ણ. **બનાવટો**-(૧) સ્પીરીટ ઑફ લવેન્ડર-માત્રા ડ્રામ ૦ાા થી ૧; (૨) કમ્પાઉન્ડ ટિંક્ચર ઑફ લવેન્ડર-માત્રા ડ્રામ ૦ાા થી ૨. લવેન્ડરનું તેલ (માત્રા ટીપાં ૧-૪). તથા તેની બનાવટો હિસ્ટીરીયા તથા વાયુનાં દરદોમાં વપરાય છે.

**૧૧૫૨. લિકૉરીસ**—(લા. ગ્લિસરાઇઝી)-(દેશી નામ જેઠીમધ જુવો નં. ૨૩૪)-ગુણ-જ્વરઘ્ન, કફઘ્ન, શીતળ, પૌષ્ટિક. અંગ્રેજીમાં જેઠીમધની એ ત્રણ બનાવટો વપરાય છે. (૧) ઍક્સ્ટ્રાક્ટ-માત્રા ગ્રેન ૫-૩૦; (૨) લિકવીડ ઍક્સ્ટ્રાક્ટ-માત્રા ડ્રામ ૦ાા થી ૧; (૩) કમ્પાઉન્ડ પાઉડર-માત્રા ગ્રેન ૩૦ થી ૬૦.

**૧૧૫૩. લિન્સીડ**—(અળશી-જુવો નં. ૧૩૧)-ગુણ—મુત્રલ, સ્નિગ્ધ. અળશીમાં તેલ અને ગુંદ જેવું સત્વ હોવાથી તથા તેના મૂત્રલ ગુણને લીધે તેની ચા પરમા તથા પેસાબની બળતરામાં વપરાય છે અને બાહ્યોપચારમાં તેની ગરમાગરમ પોલ્ટીસ સોજા, ગાંઠો, સડેલાં ગુમડાં ઉપર લગાવવાથી તે જલદી પાક ઉપર આવીને પરૂ ઉપર આવે છે, અથવા અંદરના સોજાને વેરી નાખે છે અને તેથી ફેફસાંના તથા તેના અંતરપડના સોજામાં, શ્વાસનળીના સોજામાં અને ન્યુમોનિયામાં અળશીની પોલ્ટીસ ઘણોજ ફાયદો કરે છે.

**૧૧૫૪. લેમન**—(જુવો લીંબુ નં. ૩૨૫). અંગ્રેજીમાં તે શરબત (સીરપ) રૂપે તથા ટિંક્ચર રૂપે વપરાય છે. સીરપ લેમોનીસ-લીંબુની છાલ ઔંસ ૨, લીંબુનો રસ ઔંસ ૨૦, સાકર શેર ૨ા ઉકાળીને તેનું શરબત બનાવવું. માત્રા-ડ્રામ ૧ થી ૨; ટિંક્ચુર. લેમોનીસ લીંબુની છાલ ઔંસ ૨ાા, પ્રુફ સ્પિરિટ ઔંસ ૨૦. માત્રા-ડ્રામ ૧ થી ૨.

**૧૧૫૫. વેલેરિયન**—(દેશી નામ જટામાંસી. જુવો નં. ૨૨૫.) ગુણ-વાતહર, પૌષ્ટિક,ઉષ્ણ તથા કૃમિઘ્ન. આ દવાની ઘણી બનાવટો છે. મુખ્ય બનાવટો-(૧)ઇન્ફ્યુઝન વેલેરિયન

(માત્રા ઔંસ ૧); (૨) ટિંક્ચર વેલેરિયન (માત્રા ડ્રામ ૧-૨); (૩) ટિંક્ચર વેલેરિયન એમોનિયેટા ( માત્રા ડ્રામ ૦ા-૧ ). વેલેરિયનની મુખ્ય અસર મગજની સાથે સંબંધ રાખતાં દરદો પર છે. ઉન્માદ, હિસ્ટીરીયા અને ખેંચતાણનાં દરદોમાં તે ફાયદો કરે છે અને બીજી એજ ગુણની ઉષ્ણ દવાઓ સાથે અપાય છે. કૃમિઘ્ન અસરને માટે પેટના કૃમિને લીધે આકડી આવતી હોય તેમાં પણ તે અપાય છે. તે વધારે મોટા પ્રમાણમાં લેવાય તો ઉલટાની અસર કરે છે, એટલે નાડીને નબળી કરીને, ઉલટી અને ઉન્માદ જેવાં ચિન્હો પેદા કરે છે.

**૧૧૫૬. સારસાપરેલા**—( સારસીર્ડિક્સ )-**ગુણ**—રક્તશોધક, પાચક, પૌષ્ટિક, સ્વેદલ તથા મૂત્રલ. સારસાનાં મૂળીઆં આવે છે. તેના ગુણ દેશી ' સારિવા ' ને મળતા છે. તેની ઘણી બનાવટો વપરાય છે. (૧) મૂળીઆંનું ચૂર્ણ—માત્રા-ગ્રેન ૩૦ થી ૬૦ (૨) ક્વાથ (ડીકૉકશન)-૨ા ઔંસ જમૈકા સારસાપરીલા અને ૩૦ ઔંસ ઉકળતું પાણી. માત્રા-ઔંસ ૨-૧૦. (૩) લિક્વીડ ઍકસ્ટ્રાક્ટ ઑફ સારસાપરેલા. માત્રા-ડ્રામ ૨-૪. આ બધી બનાવટો ઉપદંશ, સાંધા, ગાઉટ, ચામડીનાં દરદો, કંઠમાળ, બીજી ગાંઠો, જીર્ણ પ્રમેહ, ચાદી, નબળાઇ વગેરેમાં વપરાય છે. સારસાને અંગ્રેજીવાળા હેમીડેસ્મસ કહે છે.

**૧૧૫૭. સિંકોના**—ગુણ-જ્વરઘ્ન, કટુપૌષ્ટિક; સીંકોનાનાં ઝાડની છાલમાંથી ક્વીનાઇન નીકળે છે. સીંકોનાના બધા ગુણ ક્વીનાઇન પ્રમાણે છે. જુવો, ક્વીનાઇન નં. ૧૧૦૨. સિંકોનાની મુખ્ય બનાવટો. (૧) લિક્વીડ ઍકસ્ટ્રાકટ ઓફ સિંકોના-માત્રા-ટીપાં ૫-૧૦.(૨) ઇન્ફ્યુઝન સીંકોના-માત્રા-ઔંસ ૧-૨; (૩) ટિંક્ચર સિંકોના, માત્રા-ડ્રામ ૦ા-૨. (૪) ટિંક્ચર સિંકોના કમ્પાઉન્ડ. માત્રા-ડ્રામ ૦ા થી ૨.

**૧૧૫૮. સીનામન**—( દેશી નામ તજ-જુવો નં. ૨૩૭). ગુણ—ઉષ્ણ, વાતહર, દીપનપાચન, ગ્રાહી **બનાવટો**-ઑઇલ ઑફ સીનામન-માત્રા ટીપાં ૧ થી ૪; ( ૨ ) ટીંક્ચર સીનામન-માત્રા ડ્રામ ૦ા થી ૨; (૩) સ્પિરિટ સીનામન-માત્રા ડ્રામ ૦ા થી ૧; (૪) કમ્પાઉન્ડ પાઉડર ઓફ સીનામન-માત્રા ગ્રેન ૩ થી ૧૦. તજની આ બનાવટો અજીર્ણ, અગ્નિમાંદ્ય, પેટપીડ, ઉલટી, મોળ, અતિસાર, મરડો તથા રક્તસ્રાવ વગેરે દરદોમાં વપરાય છે. ઋતુસ્રાવનાં દરદ સંબંધી પીડામાં તથા ગર્ભાશયમાં ગરમી લાવવા માટે પણ તજના અર્કનો ઉપયોગ થાય છે.

**૧૧૫૯. સીલા**—(સ્કવીલ), (દેશી નામ પાણકંદો-જુવો નં. ૨૭૩). **ગુણ**—ઉષ્ણ, મૂત્રલ, વામક, રેચક, કફઘ્ન. તેની કેટલીક બનાવટો વપરાય છે. (૧) ' સ્કવીલનો સરકો, ' સ્કવીલ ઔંસ ૨ા અને ડિલ્યુટ એસેટિક એસીડ ઔંસ ૨૦-માત્રા ટીપાં ૧૫ થી ૪૦; (૨) 'સ્કવીલનું શરબત'—વીનીગર સ્કવીલ ઔંસ ૨૦ અને સાકરનું બુરૂં ઔંસ ૨ા, માત્રા ડ્રામ ૦ા થી ૧; (૩) 'ટિંક્ચર સીલા'-સ્કવીલ ઔંસ ૨ા, પ્રુફ સ્પીરીટ ઔંસ ૨૦, માત્રા ટીપાં ૧૦ થી ૩૦. (૪) 'ઑક્ઝીમલ સીલા'-સ્કવીલનું વીનીગર ઔંસ ૨૦, મધ ઔંસ ૩૨, માત્રા ડ્રામ ૦ા થી ૧; વગેરે. આ સર્વ બનાવટો શ્વાસ, દમ, ખાંસી, સસણી, ઉટાંટીઓ, શરદી, તથા ક્ષયનાં દરદોમાં અપાય છે અને વધારે પ્રમાણમાં લેવાય તો આંતરડાંની અંદરના પડમાં સોજો, ઉલટી, ઝાડો તથા લોહીખંડ ઝાડો થઇ જાય છે.

**૧૧૬૦. સેન્ડલ ઑઇલ**—(લા. ઓલિયમ સેન્ટાલી) ગુ. સુખડનું તેલ. તે ઝેરી છે. **ગુણ**—મૂત્રલ, ગ્રાહી. પ્રમેહમાં તેનો ઉપયોગ પ્રસિદ્ધ છે. માત્રા-ટીપાં ૧૦ થી ૩૦. ચામડીની લુખસ, ખસ, ખરજવાં ઉપર પણ ચોપડવાના કામમાં આવે છે. ડાક્ટરો તેનો ઉપયોગ કોપેબા તથા બકુની સાથે ઘણી વાર કરે છે.

૧૧૬૧. સ્કેમોની—ગુણ—રેચક તથા કૃમિઘ્ન. આ દવા ગોળી, ચૂર્ણ તથા મુરબ્બા રૂપે વપરાય છે. તેનાથી સખ્ત પ્રવાહી ઝાડા થાય છે અને ચૂંક પેદા કરે છે, તેથી તે સાથે વાયુહર ગરમ દવા લેવાની જરૂર પડે છે. જલોદર, આંતરડાંનો સખ્ત બંધકોશ કે બીગાડ, માથા ઉપર લોહીનું ચડી જવું અને બાળકોના કૃમિ રોગમાં વપરાય છે. માત્રા—પલ્વીસની ગ્રેન ૫–૧૦; કમ્પાઉન્ડ સ્કેમોની પીલ્સ. માત્રા–૫–૧૫ ગ્રેન; કમ્પાઉન્ડ સ્કેમોની પાઉડર માત્રા–ગ્રેન ૧૦–૨૦.

૧૧૬૨. સેકેરીન—ગુણ—અતિ મિષ્ટ. આ સાકર હાલમાં શોધી કાઢવામાં આવી છે અને તે ડામરમાંથી બનાવવમાં આવે છે. સાકર કરતાં આ સેકેરીન લગભગ દશ ગણી વધારે મધુર છે. સાકેરીનની ટેબ્લેટ્સ આવે છે તેમાં દરેકમાં ½ ગ્રેન સેકેરીન એટલે ૧૦ ગ્રેન જેટલી સાકર હોય છે અને દુધમાં કે પાણીમાં મેળવીને ખવાય છે. મધુપ્રમેહવાળા દરદીને ગળપણ નુકસાન કરે છે, માટે જરૂર પડે તો આ સેકેરીનનો ઉપયોગ કરવાની ડાક્ટરો ભલામણ કરે છે.

૧૧૬૩. સેના—(સોનામખી–મીંઢીયાવળ–જુવો નં. ૩૧૨) ગુણ—રેચક, શોધક. અંગ્રેજીમાં તે મુરબ્બો (કન્ફેકશન), ઇન્ફ્યુઝન, સીરપ તથા ટિંક્ચરરૂપે વપરાય છે. ટિંક્ચરની માત્રા ડ્રામ ૧ થી ૪. સેનાથી પાણી જેવા પાતળા ઝાડા થાય છે. તે ઠંડી હોવાથી પેટમાં વાયુ, ચૂંક તથા આંકડી પેદા કરે છે, માટે તે ગરમ દવાઓના યોગમાં આપવી જોઇએ.

૧૧૬૪. સેન્ટોનાઇન—ગુણ—કૃમિઘ્ન. પેટના કૃમિને મારનાર તરીકે આ દવા પ્રસિદ્ધ છે. માત્રા—બચ્ચાં માટે ગ્રેન ૧ થી ૩. મોટી ઉમર માટે ગ્રેન ૩–૬ તેની ટીકડીઓ (લોઝેન્જીસ) તૈયાર બનીને આવે છે. તેમાં નીચેની વસ્તુઓ હોય છે. સેન્ટોનાઇન ગ્રેન ૭૨૦, ધોયેલી સાકર ઓંસ ૨૫, બાવળનો ગુંદર ઓંસ ૧, ગુંદરનું પ્રવાહી ઓંસ ૨. પાણી ટીકડીઓ બનાવવા માટે જોઇએ તેટલું. તેને ઘુંટીને ૭૨૦ ટીકડીઓ બનાવવી, તે દરેકમાં એક ગ્રેન સેન્ટોનાઇન આવે છે, માટે તે ૧ થી ૬ સુધી ખાઇ શકાય. આંતરડાંની અંદરના કૃમિને મારવા માટે તે વપરાય છે, પણ ટેપવર્મ અને થ્રેડવર્મ નામના જીવડાં ઉપર તેમની કાંઇ અસર નથી એમ કહેવાય છે. સેન્ટોનાઇન લીધા પછી બીજે દિવસે એરંડીયું તેલ વગેરે કોઈ પણ જુલાબની દવા આપવાથી મરેલા જીવડા નીકળી પડે છે, અથવા સેન્ટોનાઇન સાથેજ સાકર, સોડા અને કેલોમેલ બબ્બે ગ્રેન મેળવીને આપવાનો ચાલ છે.

૧૧૬૫. સ્ટ્રેમોનિયમ—(દેશી નામ ધતુરો, જુવો નં. ૨૫૭) ગુણ–સ્નાયુશૈથિલ્યકૃત, પીડાશામક, જવરઘ્ન, માદક. અંગ્રેજી બનાવટ—(૧) એકસ્ટ્રાક્ટ–માત્રા ગ્રેન ૦। થી ૦।।; (૨) ટિંક્ચર–માત્રા ટીપાં ૧૦ થી ૩૦; અને પાંદડાંના ભુકાની બીડી કરીને પીવાય છે. તે દમ, હાંફણ. ફેફસાંનો વરમ, શ્વાસ, તાણ તથા આંચકી વગેરે દરદોમાં વપરાય છે. તે ઝેરી છે અને વધુ ખવાય તો બેશુદ્ધી આવે છે.

૧૧૬૬. સ્ટ્રોફેન્થસ—ગુણ—મૂત્રલ, રક્તશોધક તથા હૃદયને હિતકારક. બનાવટો–(૧) ઍક્સ્ટ્રાક્ટ–માત્રા ગ્રેન ¼ થી ૧; (૨) ટિંક્ચર–માત્રા ટીપાં ૫ થી ૧૫. વળી સ્ટ્રોફેન્થીન નામનું એક તત્ત્વ નીકળે છે તેની ચામડીમાં પીચકારી મારવામાં આવે છે, તેની માત્રા ગ્રેન $\frac{૧}{૩૦૦}$ થી $\frac{૧}{૧૦૦}$ છે. તેની લગભગ ડીજીટેલીસનના જેવી અસર છે. હૃદય (હાર્ટ) ની ગતિને નિયમિત તથા બળવાન બનાવે છે. મૂત્રલ ગુણને લીધે તે સોજામાં તથા જલોદરમાં તથા પેસાબને પ્રવાહને વધારવા માટે વપરાય છે.

૧૧૬૭. હાયોસ્યામી—(અં. હેનબેન. દેશી નામ ખોરાસાની અજમો. જુવો નં. ૨૦૨.) ગુણ—પીડાશામક, સ્નાયુશૈથિલ્યકૃત, માદક, કફઘ્ન. બનાવટો-(૧) ઍક્સ્ટ્રાક્ટ હાયોસ્યામી-માત્રા ગ્રેન ૫ થી ૧૦; (૨) સકસ-માત્રા દ્રામ ૦॥ થી ૧; ટિંક્ચર-માત્રા દ્રામ ૦॥ થી ૧. આ દવાના ઘણા ખરા ગુણ બેલાડોના તથા સ્ટ્રૅમોન્યમ જેવા છે. આ દવા થાકેલા અને શ્રમિત મગજને શાંતિ આપે છે અને મગજ થાકેલું હોય તથા નિદ્રા ન આવતી હોય ત્યારે અપાય છે. તેમજ માથાનું દરદ, દમ, ખાંસી, સંધિવા, હૃદયનો રોગ, ઉન્માદ રોગ તથા મૂત્રાશયનાં દરદોમાં અપાય છે.

૧૧૬૮. હેઝેલીન—ગુણ—રક્તસ્તંભક તથા ગ્રાહી. શરીરના કોઇ પણ ભાગમાંથી લોહીનો સ્રાવ થતો હોય તેને હેઝેલીન અટકાવે છે. તે પીવા તેમજ બહાર ચોપડવાના કામમાં આવે છે. પીવાની માત્રા-દ્રામ ૧-૩. ફેફસાં, હોજરી, આંતરડાં, મૂત્રાશય, મળાશય તથા ગર્ભસ્થાનના લોહીસ્રાવને અટકાવે છે. વળી મોંના દરદોમાં હેઝેલાઇનને પાણીમાં મેળવીને કોગળા કરવાથી ફાયદો થાય છે. દુઝતા હરસમાં હેઝેલાઇન તથા ગરમ પાણીની પીચકારી મારવાથી લોહી અટકે છે. ઝાડો, ઋતુસ્રાવ અને બહારનો જખમ તેના લોહીના વહેતા મોટા પ્રવાહને બંધ કરવા માટે હેઝેલીન અકેક દ્રામ રોજ બે ત્રણવાર પીવાથી લોહીનો પ્રવાહ બંધ પડે છે.

૧૧૬૯. હેમેમેલીસ—ગુણ—ગ્રાહી, સ્તંભક. છાતીમાંથી, સફરામાંથી, પેસાબ રસ્તેથી તેમજ સ્ત્રીઓના ગર્ભસ્થાનમાં જતા લોહીના પ્રવાહને અટકાવે છે અને તેથી તે મરડામાં, તંબોળીયા ક્ષયમાં, દુઝતા હરસમાં તથા દસ્તાનના રોગમાં વપરાય છે. હેઝેલીન એ હેમામેલીસમાંથી બને છે. જુવો હેઝેલીન નં. ૧૧૬૮. હેમામેલીસની બનાવટો—(૧) લિક્વીડ ઍક્સ્ટ્રાક્ટ ટીપાં ૫ થી ૧૫; (૨) લીકર હેમામેલીસ-માત્રા ટીપાં ૫ થી ૧૫; (૩) મલમ.

## ખનિજ વર્ગનાં ઔષધો.

૧૧૭૦. આમોનિયા—તેની મુખ્ય બે બનાવટો છે. આમોનિયા અને સ્ટ્રૉન્ગ સોલ્યુશન ઑફ આમોનિયા. બનાવટો—(૧) લાયકર આમોનિયા માત્રા—ટીપાં ૧૦ થી ૩૦ ગુણ—ઉષ્ણ તથા દાહક; અમ્લ વિરોધી, સ્વેદલ, વાતહર, ઉત્તેજક, કફઘ્ન. આ દવા શરીરમાં ઉષ્ણતા તથા પ્રકાશ આપે છે. હીસ્ટીરીયા, ઉન્માદ, મૂર્છા, માથાનું દરદ મજ્જા તંતુઓની નબળાઇ, અતિક્ષીણતા, અજીર્ણ, અમ્લપિત્ત, છાતીનો થડકો તથા સ્ત્રીઓનાં ગર્ભાશયનાં દરદોમાં વપરાય છે. આમોનિયા વધારે પેટમાં જાય તો શરીરમાં સુસ્તી, ઉલટી તથા માથાનાં દરદ થાય છે અને બહુ પ્રમાણ વધે તો ઝેરી અસર ઉત્પન્ન થાય છે. (૨) 'કારબોનેટ ઑફ આમોનિયા' (સ્મેલિંગસૉલ્ટ). ગુણ-કફઘ્ન તથા વામક; કફઘ્ન માટે માત્રા-ગ્રેન ૩-૧૦ ઉલટી માટે ગ્રેન ૧૫ થી ૩૦. કારબોનેટ ઑફ આમોનિયાની બનાવટો—(૩) 'સ્પીરીટ એમોનિયા એરોમેટિક' (સાલવોલેટાઇલ) માત્રા ટીપાં ૧૫ થી ૩૦. (૪) 'એમોનિયા ક્લોરાઇડ' (સાલઆમોનિયાક)—રક્તશોધક ગુણ માટે માત્રા ગ્રેન ૫-૧૦; જ્વરઘ્ન તરીકે માત્રા ગ્રેન ૫૦ થી ૩૦. આ દવા કફઘ્ન, મૂત્રલ. સ્વેદલ તથા ઋતુત્પાદક છે; તેમજ પીડાશામક અને રક્તશોધક પણ છે; યકૃત એટલે કલેજાના પિત્તનું શોધન કરે છે, બરોલ, કમળો, ફેફસાંનો સોજો, ખાંસી, ઉટાંટીઓ તથા સ્ત્રીઓના અનિયમિત ઋતુનાં દરદોમાં ફાયદો કરે છે. રક્તશોધક ગુણ માટે તે ઉપદંશ, વિસ્ફોટક તથા કંઠમાળના દરદોમાં અપાય છે. (૫) 'આ-

મોનિયા બ્રોમાઇડ'. માત્રા ગ્રેન ૨–૧૦; ગુણ-કફઘ્ન, ઉષ્ણ, નિદ્રાકર તથા ગ્રંથીશામક. પોટાશ બ્રોમાઇડને બદલે આમોનિયા બ્રોમાઇડ અપાય તો તે પોટાશ બ્રોમાઇડનો ગુણ કરવાની સાથે હૃદયની ગતિને મંદ કરે નહિ. તે મગજમાં શાંતિ અને ઉંઘ લાવે છે. અપસ્માર, ઉટાંટીઓ, અને નસોની તાણમાં ઉપયોગી છે (૬) 'લાયકર આમોનિયા એસીટેટીસ'–આમોનિયા કાર્બ ડ્રામ ૨૫ અને એસેટિક એસીડ ઔંસ ૧૦ તથા પાણી ઔંસ ૫૦ મેળવવાથી આ દવા બને છે. પહેલી દવાના ભુકા ઉપર બીજી દવા ધીમે ધીમે રેડવાથી ઉભરો આવે તે પછી તેના ઉપર પાણી રેડી દેવું. આનો ઉપયોગ તાવનાં ડાયાફેરેટિક મિશ્રણોમાં થાય છે. માત્રા–ડ્રામ ૨ થી ૪. ગુણ—સ્વેદલ, મૂત્રલ, શીતળ.

**૧૧૭૧. આયોડોફૉર્મ**—ગુણ—રોપણ તથા દુર્ગંધનાશક છે. સડો તથા દુર્ગંધને દૂર કરવામાં ઘણું ઉપયોગી છે. ચાંદી તથા ઘારાંની દુર્ગંધને તથા સડાને જલદી દૂર કરે છે. ઘણી વાર બોરીક ઍસીડ સાથે મેળવીને તેની ભુકી દાબવામાં આવે છે. શસ્ત્રક્રિયા કર્યા પછી ઘામાં જલદી રૂઝ લાવવા સારૂ એકલુ આયડોફૉર્મ મેળવીને જખમ ઉપર દાબવામાં આવે છે. તલના તેલમાં, ગ્લીસરાઇનમાં અથવા બ્રાંડીમાં મેળવીને મલમ જેવું કરીને પણ તે વપરાય છે. તેની સોગઠી કરીને સ્ત્રીઓને પહેરવા અપાય છે. ૧ ભાગ આયડોફૉર્મ અને ૩ ભાગ કોકમનું તેલ. ક્ષયના જંતુઓ મારવા માટે ક્રિયોસોટ તથા યુકેલીપટી ઑઇલ સાથે મેળવીને ગોળી કરી ક્ષયના દરદીને ખાવા અપાય છે.

**૧૧૭૨. આયોડાઇન**—ગુણ—રક્તશોધક, સોથહર, પૌષ્ટિક, દાહક. **બનાવટ**—(૧) લીનીમેન્ટ. (૨) ટિંક્ચર. ચોપડવા માટે તેમજ પીવા માટે. પીવાની માત્રા ટીપાં ૫ થી ૨૦. (૩) મલમ વગેરે. તમામ પ્રકારની ગાંઠો, સોજા, સંધિવા, શૂળ, ચસકા, લચક વગેરે. ઉપર પહેલી બે બનાવટો ચોપડવાના ઉપયોગમાં લેવાય છે. ક્ષય, ખાંસી તથા કંઠનળીના દરદમાં તેનો નાશ આપવામાં આવે છે. અંદર લેવા માટે તે ફેફસાંનો સોજો, વિસ્ફોટક, ચાંદી, કંઠમાળ, ચામડીના રોગ, ક્ષય, ખાંસી, જળોદર, ગર્ભાશયના વ્યાધિ વગેરે દરદોમાં વપરાય છે. મોટા પ્રમાણમાં ને ઝેરી છે.

**૧૧૭૩. આર્સેનિક**—(દેશી નામ સોમલ. જુવો નં. ૪૧૮)-ગુણ—પૌષ્ટિક, જ્વરઘ્ન, રક્તશોધક. **બનાવટો**-(૧) 'લાયકર આર્સેનિકેલીસ' માત્રા—ટીપાં ૨–૮. તે ટાઢીઓ તાવ, મેલેરીઆનો તાવ, જુની ખાંસી, ક્ષય. કફ, દમ, હાંફણ, ચામડીના વિકારો, સંધિવા. ગાઉટ વગેરે દરદોમાં અપાય છે. કોરીઆ તથા મધુપ્રમેહ માટે પણ સોમલની ભલામણ થાય છે સોમલ ઉગ્ર ઝેર છે માટે માત્રાનો પૂર્ણ વિચાર કરવો અને ખાલી પેટે આપવો નહિ. (૨) 'આર્સેનિએટ ઑફ સોડિયમ' માત્રા ગ્રેન ૧/૧૬ થી ૧/૨; તેમાં ૯ ગ્રેને ૨ ઔંસ પાણી ઉમેરવાથી લાયકર આર્સેનિએટ ઑફ સોડિયમ બને છે. માત્રા ટીપાં ૫–૧૦. આ પ્રવાહી લાઇકર આર્સેનિકેલીસ કરતાં ઓછું જલદ છે. લાયકર આર્સેનિકેલીસને ફાઉલર્સ સોલ્યુશન પણ કહે છે.

**૧૧૭૪. ઇથર**—બનાવટો-(૧) 'સ્પિરિટ ઇથર'–માત્રા ૦॥ થી ૧॥ ડ્રામ. (૨) 'કમ્પાઉન્ડ સ્પીરીટ ઇથર'–માત્રા ૦॥ થી ૨ ડ્રામ. ગુણ-ઉષ્ણ, વાતહર તથા તંદ્રાકારક અજીર્ણ, હીસ્ટીરીઆ, નબળાઇ, ખાંસી, શૂળ તથા આંકડીમાં વપરાય છે. ઇથર સુંઘવાથી બેશુદ્ધિ આવે છે. (૩) 'સ્પિરિટ ઇથર નાઇટ્રોસી'-ઉષ્ણ, સ્વેદલ, મૂત્રલ તથા કફઘ્ન. આ દવા સર્વ જાતના તાવ, ખાંસી, શ્વાસ વગેરેમાં વપરાય છે, તે પરસેવાને તથા પેશાબને વધારે છે તથા શરદી,

તાવ અને દાહમાં જ્યારે ચામડી સુકાઇને પરસેવો તથા મૂત્ર ઓછાં આવે ત્યારે આ દવા ચામડીમાં ભીનાશ લાવી પરસેવો છોડે છે. માત્રા–ટીપાં ૩૦–૬૦.

**૧૧૭૫. એન્ટીપાઇરીન**—ગુણ–જ્વરહર તથા સ્વેદલ. આ દવા. ડૉ. નોર્સે શોધી કાઢી છે. ગમે તે જાતના તાવને તે મારી મચડીને એક ક્ષણમાં ઉતારે છે અને આવી તાત્કાલિક અસરને લીધે અર્ધદગ્ધ ડાક્ટરો તથા હાલના ઉટવૈદો પણ વાપરવા મંડી ગયા છે. પણ આ દવાથી શરીરની ગરમીનો એકદમ નાશ થાય છે. તે ગરમી ફરી શરીરમાં આવવી મુસ્કેલ થઇ પડે છે, માટે શક્તિવાળા તાવનાં દરદીને અને તે પણ ન છુટકેજ આપવી. ઉટાંટીઆ અને તીક્ષ્ણ ઉધરસમાં તે સારી અસર કરે છે, એમ ડાક્ટરો જણાવે છે. મસ્તકશૂળ તથા માથાના દરેક દરદમાં ૨ થી ૩ ગ્રેન સાથે ૫ ગ્રેન ક્વીનાઇન મેળવી આપવાથી સારી અસર કરે છે. માત્રા—ગ્રેન ૩ થી ૨૦.

**૧૧૭૬. એન્ટીફિબ્રીન**—ગુણ—સ્વેદલ, જ્વરહર. આ દવાના ગુણ એન્ટીપાઇરીનને મળતા છે, પણ કાંઇક ઓછી નુકસાનકારક છે. માથાનો દુખાવો, શૂળ, તીક્ષ્ણ સંધિવા અને બેશુદ્ધિની અસર થયા કેડે થતી ઉલટીમાં તે વપરાય છે. તીક્ષ્ણ સળેખમ, ચોરિયા અને તાવની અતિ વધી ગયેલી ગરમીમાં દરદીની શક્તિ જોઇને દર કલાકે બબ્બે ગ્રેન આપવી. પણ ૬ થી ૮ ગ્રેન કરતાં વધારે આપવી નહિ. માત્રા—ગ્રેન ૨.

**૧૧૭૭. એન્ટીમની**-ગુણ—સ્વેદલ, કફઘ્ન, રક્તશોધક. તેની બનાવટો–(૧) "ટાર્ટરેટ ઑફ એન્ટીમની અથવા ટાટર એમેટિક." આ દવા વધારે વજનમાં સોમલના જેવી અસર કરે છે. તાવમાં પરસેવો લાવે છે તથા ઉધરસ અને દમને દબાવે છે. માત્રા—સ્વેદલ તરીકે ગ્રેન $\frac{૧}{૧૬}$ થી $\frac{૧}{૬}$ ગ્રેન. ઉલટીની ગ્રેન ૧ થી ૬. (૨) "એન્ટીમોનિયલ પાઉડર અથવા જેમ્સ પાઉડર"—કફઘ્ન તથા સ્વેદલ માત્રા ગ્રેન ૩ થી ૬. (૩) "એન્ટીમોનિયલ વાઇન"–ટાર્ટર એમોટિક ગ્રેન ૪૦, શેરીવાઈન ઔંસ ૨૦ મેળવવાથી આ દવા બને છે. તાવ, કલેજું ફેફસાંનો વરમ, સન્નિપાતજ્વર, દમ, સસણી વગેરેમાં જો દરદી બળવાન હોય તો વપરાય. ટાર્ટર એમેટિક ગ્રેન ૨ અને થોડું ગરમ પાણી મેળવીને સંભાળથી આપવાથી બાળકનો ઉટાંટીઓ તથા છાતીનાં દરદોમાં સારો ફાયદો કરે છે.

**૧૧૭૮. ઍલમ**—(દેશી નામ ફટકડી–જુઓ નં. ૩૯૨) ગ્રાહી, સ્તંભન, રક્તસ્તંભન. રસવાહિની નસોને સંકોચીને રસનું શોષણ કરવું એ તેનો ખાસ ગુણ છે. ખાવા માટે **માત્રા**—ગ્રેન ૫ થી ૧૦. એથી વધારે મોટી માત્રામાં ઝાડો તથા ઉલટી કરે છે. **બનાવટ** લોશન–ઍલમ ડ્રામ ૧, પાણી રતલ ૧. **આઇડ્રૉપ્સ**—ઍલમ ગ્રેન ૫, પાણી ઔંસ ૧. ઍલમથી પાણી સ્વચ્છ થાય છે. ૧ ગ્યાલન ડોળા પાણીમાં થોડા ગ્રેન ઍલમ નાખવાથી પાણી સ્વચ્છ થાય છે.

**૧૧૭૯. ઍસેટિક ઍસીડ**—ગુણ–શીતળ, અમ્લ. ઉંદરી, દાદર, મસા વગેરે ઉપર લગાવવાના મલમોમાં પડે છે, અથવા પાણીમાં મેળવીને લોશન લગાવવામાં આવે છે. પ્રમાણ ઍસીડ ૧ ભાગ, પાણી ૭ ભાગ. આ લોશન ઘણું થંડું થાય છે અને અતિશય તાવમાં શરીરે લગાડવાથી અથવા વાગેલા કે છોલાયલા ભાગ ઉપર લાગવાથી ગરમી તથા દાહની શાંતિ થાય છે.

**૧૧૮૦. કાર્બોલિક ઍસીડ**—ગુણ–દાહક, રોપણ. જંતુઘ્ન તથા દુર્ગંધનાશક. વળી

તે જ્વરધ્ન પણ છે. ઉલટી ટાઇફૉઇડ, ઇન્ફ્લુએન્ઝા, અતિસાર તથા ચૂંક વગેરે દરદોમાં તેમજ રક્તદોષમાં ખાવા અપાય છે. તેનો વિશેષ ઉપયોગ બાહ્યોપચારમાં થાય છે. જંતુનાશક દવામાં તે સર્વથી ઉત્તમ ગણાય છે. શસ્ત્રક્રિયાનાં ઓપરેશનોમાં તથા ગડગુમડનાં જખમોમાં હવાનાં સૂક્ષ્મ ઝેરી જંતુઓ તેમાં આવી ભરાવાનો સંભવ છે. માટે તે જખમો આ દવાના લોશનથી ધોવાથી તેમજ કારબૉલિક તેલનો મલમપટો કરવાથી તે જંતુઓનો અટકાવ થાય છે. કૉલેરા તથા મરકીના જંતુઓનો આ ઍસીડ નાશ કરે છે. વળી એ દરદોમાં કારબૉલિક ઍસીડનાં ટીપાં ૬ થી ૮ પાણીમાં દિવસમાં ત્રણવાર પીવા આપવાથી મરકીના તથા કૉલેરાના કેસો સેંકડે ૭૫ ટકા સારા થયાનું જણાવવામાં આવે છે. કારબૉલિક દાહક હોવાથી ચામડી ઉપર લાગતાં ચામડી બળીને ધોળી થાય છે. માટે સંભાળ રાખવી. ગડગુમડ, ચાઠાં, પાઠાં, જખમો, ચાંદી વગેરે ચામડીનાં દરદોમાં આ દવાનું લોશન તથા ઑઇલ વપરાય છે. ક્ષયરોગમાં ટયુબરક્યુલોસીસના જંતુઓના નાશ સારૂ પીવાની દવામાં કારબૉલિક ઍસીડનાં ટીપાં અપાય છે. પીવાની **માત્રા**–ટીપાં ૧–૨ અથવા ગ્રેન ૨. અનુપાન ગ્લિસરાઇન ટીપાં ૬૦ અથવા સાકર ગ્રેન ૬૦ **કારબૉલિક લોશન**–૧ ભાગ કારબૉલિક ઍસીડ અને ૪૦ ભાગ પાણી **કારબૉલિક ઑઇલ**–૧ ભાગ ઍસીડ અને ૨૦ ભાગ મીઠું તેલ.

**૧૧૮૧. ક્રિયાસોટ**—ગુણ—જંતુઘ્ન, રોપણ, દાહક, સ્તંભક તથા દુર્ગંધ નાશક. તે ઉલટી તથા ઝાડાને અટકાવે છે. આંતરડાં ઉપર તેની ઘણી સારી અસર છે. અજીર્ણને મટાડી અન્નને પચાવે છે તથા આતરડાં તથા ફેફસાંની અંદરનાં ટયુબરકલ્સના જંતુઓનો નાશ કરે છે. વળી તે બંધકોશને મટાડે છે. ઉધરસ, ફેફસાંનો વરમ, હોજરી, આંતરડાં તથા ફેફસાંમાંથી નીકળતો રક્તસ્રાવ તથા મધુપ્રમેહમાં પણ તેની સારી અસર મનાયેલી છે. ક્ષયરોગમાં તે જંતુનાશક તરીકે આયડૉફૉર્મ, યુકેલીપ્ટી ઑઇલ વગેરે દવાઓના યોગમાં એક સારી અસરકારક દવા ગણાય છે. બહારના ઉપચારનાં દાંતની પીડામાં તેનું દાંત ઉપર પોતું મુકવામાં આવે છે અને ખસ, ખરજવાં, દાદર, વગેરે ચામડીનાં દરદો માટે મલમમાં પડે છે. **માત્રા**—એકલું પીવાની ગ્રેન ૫ અથવા ટીપાં ૧–૩. અનુપાન ગ્લીસરાઇન અથવા સાકર. પ્રવાહી મિક્શ્ચરોમાં તેની માત્રા ટીપાં ૫–૧૫.

**૧૧૮૨. ક્રીટા**—(ચૉક). **બનાવટો**-(૧) ચૉક મિક્શ્ચર. માત્રા ઔંસ ૧ થી ૨. (૨) પલ્વિસ ક્રીટા અરોમેટિક્સ. માત્રા–ગ્રેન ૧૦ થી ૬૦. (૩) પલ્વિસ ક્રીટા એરોમેટિક્સ કમ ઓપાઇ છે. **માત્રા**–ગ્રેન ૧૦–૪૦. **ગુણ**–ગ્રાહી, અગ્નિવર્ધક, અમ્લવિરોધી તથા વાતહર. અજીર્ણ, મરડો, અતિસાર, અમ્લપિત્ત તથા આંતરડાંના ક્ષત વગેરે દરદોમાં આ દવા સારી અસરકારક છે.

**૧૧૮૩. કૅલશ્યમ કલોરાઇડ**—(કળીચુનો—જુવો નં. ૩૭૨)—**ગુણ**—રક્તશોધક, જંતુઘ્ન માત્રા ગ્રેન ૩ થી ૧૦. તેમાં ૮૮ ગ્રેને ૧ ઔંસ પાણી મેળવવાથી લાઇકર કૅલ્સી એટલે પ્રવાહી બને છે. કળીચુનાનું આ પ્રવાહી ઉલટીને બંધ કરે છે અને તેથી નાનાં બાળકોને દુધ સાથે આપવામાં આવે છે. તેની માત્રા ટીપાં ૧૫–૫૦. રક્તશોધક હોવાથી ગલગંડ ક્ષય, હાડકાને સડો વગેરેમાં વપરાય છે. આ સીવાય કલોરીનેટેડ લાઇમ, સલ્ફરેટેડ લાઇમ, ફોસ્ફેટ ઑફ કેલ્સ્યમ, હાઇપોફૉસ્ફેટ ઑફ કેલ્સ્યમ ( લાઇમ ) વગેરે બીજી બનાવટો છે. આમાંની છેલ્લી બનાવટમાંથી 'સીરપ હાઇપોફૉસ્ફેટ ઑફ લાઇમ ' નીચે પ્રમાણે બને છે. હાઇપોફૉસ્ફેટ ઓફ લાઇમ ગ્રેન ૧૬૦, સાકરનું સેફેદ બુરૂ ઔંસ ૧૬, હાઇપોફૉસ્ફરસ ઍસીડ

ટીપાં ૨૦, પાણી ઔંસ ૯: પ્રથમ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ પાણીમાં નાંખી મેળવીને તે પાણી ગાળી લેવું, તેમાં સાકર નાંખી અગ્નિપર ગરમ કરી મેળવી દેવી, બરાબર મળેથી ઠંડુ કરીને એસીડ ઉમેરવું. માત્રા—ડ્રામ ૧ થી ૪. ઉધરસ, ક્ષય, ગલગંડ, હાડકાંનાં દરદો, દમ, ફેફસાંનાં દરદ વગેરેમાં આ દવા ઘણી ગુણકારી છે.

**૧૧૮૪. ક્યાલોમેલ**—(હાઈડ્રાર્જીરી સબક્લારીડમ)—રક્તશોધક, રેચક, પિત્તસ્રાવક. થોડી માત્રામા તે પિત્ત વગેરે રસનું શોધન કરી ધીમે ધીમે શરીરનો સુધારો કરે છે. શોધક ગુણની **માત્રા**—ગ્રેન ના થી ૧: રેચક ગુણ માટે ગ્રેન ૨ થી ૬. પણ રેચ માટે ક્યાલોમેલ ઘણા દિવસ સુધી અપાય નહિ, કેમકે તેથી મોં આવે છે. બાળકોના કૃમિરોગમાં સેન્ટોનાઇન સાથે આપવાથી ઝાડો થઇને કરમીઆં નીકળી પડે છે. કેલોમેલથી બાળકોને લીલા ઝાડા થાય છે અને તેથી તેવા ઝાડાને 'કેલોમેલસ્ટૂલ્સ' કહેવામાં આવે છે. મોટાં કરતાં બાળકો કેલોમેલ વધારે જીરવી શકે છે અને તેની રેચક અસર બાળકોને વધારે ગુણ કરે છે. પિત્તના તાવમાં પિત્ત કાઢી નાંખવા માટે કેલોમેલ વપરાય છે. ચાંદી, પરમો, ચાંમડીનાં દરદો, વિસ્ફોટક વગેરેમાં કેલોમેલ ફક્ત શોધક ગુણ માટે ઘણા થોડા પ્રમાણમાં લાંબા વખત સુધી આપી શકાય. મોં આવે તો આપવું બંધ કરવું. મરકી તથા બીજા ઝેરી રોગોમાં જંતુનાશક તથા રક્તશોધક તરીકે વપરાય છે. બાહ્યોપચારમાં ગડગુમડ તથા સ્ત્રીઓની ચાંદીમાં ચોપડવાથી ફાયદો કરે છે. વળી **બ્લૅકવૉશ** (ક્યાલોમેલ ગ્રેન ૩૦ અને ચુનાનું પાણી ઔંસ ૧૦ મેળવવાથી કાળા રંગનું પાણી બને છે) તેનાં પોતાં ઉપદંશની ચાંદી ઉપર તથા ધારાં ઉપર મુકવાથી સોજો ઉતરે છે અને તાડ ઓછો થાય છે.

**૧૧૮૫. કલૉરલ**—(કલૉરલ હાઇડ્રાસ)—**ગુણ**—નિદ્રાકર, સ્નાયુશૈથિલ્યકૃત; કલોલરના મોરસ ખાંડ જેવા ચળકતા પાસાદાર કટકા આવે છે. પાણીમાં નાંખવાથી તે પીગળી જાય છે. કલૉલર અફીણની પેઠે નિદ્રા લાવે છે, પણ અફીણની પેઠે ઝાડો કબજ કરતું નથી કે શરીરમાં જુસ્સો લાવતું નથી. ચસકા, સંધિવા, આંકડી, ધનુર, સન્નિપાત, આંચકી, હિસ્ટીરીઆ, ચિત્તભ્રમ, બેચેની અને અનિદ્રાવાળાં મગજનાં દરદોમાં આ દવાને પોટાશ બ્રોમાઇડની સાથે આપવાથી અથવા કલૉરલને સીરપના રૂપમાં આપવાથી ઘણો સારો ગુણ આપે છે. ધનુર તથા ઝેરકોચલાનું ઝેર ચડવાથી દરદી ખેંચાઈ જાય છે તેને કલૉરલ એકદમ બેસાડે છે. મોટી માત્રામાં તે ઝેરી અસર પણ કરે છે. **માત્રા**—આંચકી વગેરેને શાંત પાડવા માટે ગ્રેન ૫ થી ૧૦, ઉંઘ માટે ગ્રેન ૧૫–૪૦. સાકરના પાણીમાં કલૉરલ આપવું વધારે ઠીક છે. કેમીસ્ટને ત્યાં સીરપ ઑફ કલૉરલ તૈયાર મળે છે તેમાં ૧ ડ્રામ શરબતે ૧૦ ગ્રેન કલૉરલ હોય છે.

**૧૧૮૬. કલૉરોફૉર્મ**—**ગુણ**—માદક, શામક, ખેંચતાણને બંધ પાડનાર તથા ઘેન લાવનાર છે. વાઢકાપનું કામ કરતી વખતે દરદીને બેશુદ્ધ બનાવવાનો તેનો ઉપયોગ ઘણો પ્રસિદ્ધ છે, પણ તેમાં ઘણીજ સાવચેતી રાખવી પડે છે. જો સાવચેતી રહેતી નથી તો નબળા દરદીઓનું હૃદય બંધ પડી જાય છે અને મૃત્યુ નીપજે છે. આ વિષય કૉલેરા, અતિસાર, ચૂંક, ઉધરસ, કફ વગેરે દરદોમાં તેનો ઘણો ઉપયોગ થાય છે અને ત્યાં તે સ્પીરીટ કલોરોફોર્મના રૂપમાં વપરાય છે. તાણ, ધનુર, હડકવા અને બીજાં એવાંજ દરદોમાં કલૉરોફૉર્મનાં ટીપાં ૧૫–૨૦ રૂમાલ ઉપર છાંટીને તે રૂમાલ દરદીને સુંઘાડવામાં આવે છે. પણ આવી રીતે કલૉરોફૉર્મ સુંઘાડતી વખતે દરદીની નાડી તથા છાતીના ધબકારા તરફ બહુ લક્ષપૂર્વક ધ્યાન આપવું જોઇએ. કેટલીકવાર તાવ રોકવામાં ક્વીનાઇન નિષ્ફળ જાય છે ત્યારે સ્પી-

રિટ કલૉરોફૉર્મનાં ૫–૧૦ ટીપાં આપવાથી તાવ રોકાય છે. પેડુમાં અતિ ચૂંક આવે ત્યારે તે લાડેનમ સાથે મેળવીને ચોપડવામાં આવે છે. માથાના જુદા જુદા પ્રકારના દુખાવા તથા ચસકામાં લીનીમેન્ટ કલૉરોફૉર્મ ચોપડાય છે. વીંછી તથા બીજા ઝેરી જાનવરોના ડંખ ઉપર તેનાં એકાદ બે ટીપાં મૂકવાથી ચામડી બ્હેરી બનીને પીડા શાંત પડી જાય છે; દાંત કે દાઢ સડે છે તથા અતી પીડા થાય છે ત્યારે ચોખા કલૉરોફૉર્મનું પુમડું મુકવાથી પીડા બંધ પડી જાય છે. કડવી દવાઓની કડવાસ મટાડવા તથા અજીર્ણમાં વાતહર દવાઓ સાથે આપવાથી દવાઓ લેજતદાર બને છે. પીવાના કામમાં સ્પીરીટ કલૉરોફૉર્મ વાપરવું. **માત્રા**–કલૉરોફૉર્મનાં ટીપાં ૧–૫. ( ફક્ત ઉલટી બેસાડવા માટે ) સ્પીરીટ કલૉરોફૉર્મની માત્રા–ટીપાં ૧૦–૬૦; કલૉરોફૉર્મમાંથી ' કમ્પાંઉન્ડ ટિંક્ચર ઑફ કલૉરોફૉર્મ ' પણ બને છે.

**૧૧૮૭. ગાયાકોલ—ગુણ**—ક્ષયહર, જ્વરઘ્ન, કૃમિઘ્ન તથા કફઘ્ન. માત્રા ટીપાં ૧ થી ૫. **બનાવટ**—કારબોનેટ ઑફ ગાયાકોલ. **માત્રા**–ગ્રેન ૫ થી ૧૫. આ બંને બનાવટો છાતીનાં દરદો, ફેફસાં. તથા આંતરડાંનાં ટયુબરક્લસનાં દરદો, ગલગંડ (સ્ક્રોફ્યુલા), અતિસાર, તાવ તથા નબળાઇમાં અપાય છે. ક્ષયના જંતુઓનો નાશ કરનાર હોવાથી હાલમાં તે ઘણી વપરાય છે અને ક્રિયોસોટના જેવી અસર કરે છે.

**૧૧૮૮. ઝિન્ક**—(જુવો જસત નં. ૩૮૪). **બનાવટો**–(૧) ઑકસાઇડ ઑફ ઝિંક. જસતભસ્મ–માત્રા ગ્રેન ૨ થી ૫. (૨) કલોરાઇડ ઑફ ઝિંક–**માત્રા**–ગ્રેન ાા થી ૧. (૩) સલ્ફેટ ઑફ ઝિંક–જસતનાં ફૂલ–**માત્રા**–ઉલટી માટે ગ્રેન ૧૦ થી ૩૦, ગ્રાહી ગુણ માટે ગ્રેન ૧ થી ૨ ઇત્યાદિ. ઑકસાઇડ ઑફ ઝિંકનો મલમ બને છે, જે રોપણ તથા દુર્ગંધ નાશક છે. કલોરાઇડ ઑફ ઝિંકમાં પણ એજ ગુણો છે. ઝેરના કેસમાં તરત ઉલટી કરાવવી હોય તો અપાય છે તથા તે ચામડીનાં સડેલાં ઘારાં, ચાંદી વગેરે દરદોમાં લગાવવાના ઉપયોગમાં લેવાય છે, સલ્ફેટ ઑફ ઝિન્ક ગ્રાહી હોવા ઉપરાંત ઉલટી કરે છે. વળી તે મગજનું પૌષ્ટિક છે તેથી હિસ્ટીરીયા, વાઇ વગેરે મગજનાં તથા ધાતુક્ષીણતાનાં દરદોમાં ગ્રેન ૧–૩ જેટલી માત્રાથી અપાય છે. તેનું આંખનું તેમજ પ્રદર અને પ્રમેહમાં પીચકારી મારવાનું લોશન બને છે. ઝિન્ક સલ્ફાસ ગ્રેન ૧ થી ૪ અને પાણી અથવા ગુલાબજળ ઔંસ ૧.

**૧૧૮૯. ટાર્ટરિક ઍસીડ—ગુણ**–અમ્લ, શીતળ, તૃષાશામક. આ દવા તાવમાં તરસ મટાડવા માટે ક્રીમ ઑફ ટાર્ટરના રૂપમાં કે સોડાવૉટર રૂપે વપરાય છે. તેનો ગુણ સાઇટ્રીક ઍસીડના જેવો છે. સોડાવૉટરની બનાવટમાં ટાર્ટરિક ઍશીડ ડ્રામ ૨, ખાંડ ઔંસ ૧ાા અને લીંબુનો રસ ાા ચમચો પાણી સાથે મેળવીને પીવાથી તાવની ગરમીની શાંતિ થાય છે.

**૧૧૯૦. નાઇટ્રિક ઍસીડ**—સુરોખારનો તેજાબ–**ગુણ**–દાહક. ૧ ઔંસ સ્ટ્રૉંગ નાઇટ્રીક એસીડ અને ૪ ઔંસ પાણી મેળવવાથી ડાઇલ્યુટ નાઇટ્રિક ઍસીડ બને છે. **માત્રા**–ટીપાં ૧૦ થી ૩૦, તેમજ ૩ ઔંસ નાઇટ્રિક એસીડ, ૪ ઔંસ હાઇડ્રોકલોરિક એસીડ અને ૨૫ ઔંસ પાણી મેળવવાથી ' ઍસીડ નાઇટ્રિક હાઇડ્રોકલોરિક ડાઇલ્યુટ ' બને છે. **માત્રા**–ટીપાં ૫–૧૫, ૧ ઔંસ પાણી સાથે. સુરોખારનો જલદ તેજાબ (સ્ટ્રૉંગ નાઇટ્રીક ઍસીડ) દાહક હોવાથી ઝેરી પ્રાણીના ડંખ, કરડ કે જખમ ઉપર તથા સડેલી ચાંદી અને ગંધાતાં ઘારાં ઉપર કોસ્ટીક તરીકે લગાવાય છે. આ તેજાબ ચામડી ઉપર લાગવાથી પીળા ડાઘ પડે છે. જીવતી ચામડી ઉપર ન લાગે એવી રીતે સડેલા ભાગપરજ તેનું એકાદું ટીપું મુકવું. ડાઇલ્યુટ નાઇટ્રિક એસીડ તથા ઍસીડ

નાઇટ્રિક હાઇડ્રોક્લોરિક ડાઇલ્યુટ અંદર લેવાથી કલેજાનાં અને તેની વિકૃતિથી થયેલાં આંતરડાંનાં દરદો, મરડો, તાવ, સન્નિપાત, મૂત્રાશયનાં દરદો, ઉટાંટીઓ, કૉલેરા, મંદાગ્નિ, મધુપ્રમેહ, જીર્ણ સંધિવા વગેરે ઘણાં દરદોમાં વાપરવામાં આવે છે.

**૧૧૯૧. નાઇટ્રેટ ઑફ સિલ્વર**—(અર્જેન્ટી નાઇટ્રસ) તેને 'લ્યુનર કાસ્ટીક' એવા નામથી પણ ઓળખવામાં આવે છે. ચોખ્ખા રૂપાને સુરોખારના જલદ તેજાબમાં પીગળાવવાથી આ દવા બને છે. તેના પાસાદાર કટકા અથવા ધોળી ગોળ સળીઓ વેચાય છે. **ગુણ**—દંભક, ગ્રાહી તથા પૌષ્ટિક બાહ્યોપચારમાં તેનો વિશેષ ઉપયોગ થાય છે. ઉપદંશ, ચાંદી, સડેલાં ધારાં તથા હડકાયા કૂતરા કે બીજા ઝેરી પ્રાણીથી થયેલા જખમને બાળી નાખવા માટે ઉપયોગી છે. નાના નાના મસા કે મસાના અંકુરોવાળી ઝુડીના મૂળમાં લગાવવાથી તે બળીને ખરી જાય છે. બાળવાની જગા જરા પાણીથી ભીની કરવી જેથી કાસ્ટીક જલ્દી લાગે છે અને બહુ બળે તો પાણીથી ધોઇ નાખવું. પ્રદર તથા પ્રમેહના સ્ત્રાવને અટકાવવા માટે તેના લોશનની પીચકારી મારવામાં આવે છે, તેમજ આંખના ખીલ માટે પણ તે લોશન નખાય છે. **લોશન** નાઇટ્રેટ ઑફ સીલવર ગ્રેન ૧ થી ૨ અને વરસાદનું પાણી અથવા ગુલાબજળ ૧ ઔંસ. તેમાં પીગળાવીને લોશન બનાવવું. અંદર લેવાની માત્રા–ગ્રેન $\frac{૧}{૬}$ થી $\frac{૧}{૪}$. તે ગ્રાહી હોવાથી હોજરી તથા આંતરડાંના સ્ત્રાવને અટકાવે છે તથા અજીર્ણ, કૉલેરા, ઉલટી, મરડો, આંતરડાનું ક્ષત, તેમજ દમ, ઉટાંટીઓ, હીસ્ટીરીઆ વગેરે દરદોમાં અપાય છે.

**૧૧૯૨. નાઇટ્રો હાઇડ્રોક્લૉરિક ઍસીડ**—જુવો નાઇટ્રિક ઍસીડ નં. ૧૧૯૦.

**૧૧૯૩. પ્લમ્બી ઑકસાઇડમ**—દેશી નામ મોદાર જુવો નં. ૩૯૩. ગુણ–રોપણ. બનાવટ–લેડપ્લાસ્ટર,—**પ્લમ્બી આયોડીડમ ગુણ.**—રક્તશોધક, ઉષ્ણ તેના પણ પ્લાસ્ટર તથા મલમ બને છે. **પ્લંબી એસીટાસ**–(શ્યુગરલેડ)–ગુણ—શોધન. ગ્રાહી **બનાવટો**–(૧) પીલ્યુલા પ્લમ્બી કમ ઓપીઓ–માત્રા–ગ્રેન ૪–૮. (૩) મલમ. (૨) સોગઠી–સપૉઝીટરી. ઝાડાનાં દરદો, હોજરીનું ક્ષત તથા કૉલેરામાં તેમજ શરીરના જુદા જુદા સ્થાનના રક્તસ્ત્રાવમાં અપાય છે. (૪) લોશન–૧ ઔંસ પાણી અને ૫ ગ્રેન શ્યુગરલેડ. ખસ, ખરજવાં. ચાંદી, સોજા. એજ લોશનની પ્રમેહ તથા પ્રદરમાં પીચકારી લેવાય છે.

**૧૧૯૪. પોટાશ્યમ**—તેની જુદી જુદી બનાવટો નીચે પ્રમાણે છેઃ—

(૧) **લાઇકર પોટાસી**—માત્રા–ટીપાં ૧૫ થી ૬૦; અમ્લવિરોધી, મૂત્રલ તથા રક્તશોધક. સંધિવા, આમવાત, મેદવૃદ્ધિ, જલોદર, મૂત્રાશયસોથ, પ્રમેહ, ઉનવા, અજીર્ણ વગેરેમાં અપાય તથા ખસ, ખરજવાં વગેરે ચામડીનાં દરદો ઉપર પાણી મેળવીને ચોપડાય છે.

(૨) **કૉસ્ટીક પોટાસ**—દાહક, સડેલી ચાંદી, ધારાં, મસા, રાશી વગેરેને બાળવાના કામમાં આવે છે.

(૩) **કારબોનેટ ઑફ પોટાશ**—માત્રા–ગ્રેન ૧૦ થી ૩૦. લાઇકર પોટાશ પ્રમાણે રક્તશોધક તથા અમ્લવિરોધી.

(૪) **બાઇ કારબોનેટ ઑફ પોટાશ**—(જવખાર) માત્રા–ગ્રેન ૫ થી ૧૫ અથવા ૩૦ સુધી.

(૫) એસીટેટ ઑફ પોટાશ—માત્રા ગ્રેન ૧૦-૪૦.-ગુણ-મૂત્રલ તથા રેચક. માત્રા-ગ્રેન ૧૨૦ સુધી.

(૬) સાઇટ્રેટ ઑફ પોટાશ—માત્રા-ગ્રેન ૨૦-૬૦. ગુણ-શોધક, મૂત્રલ, શીતળ, ખટાશને મટાડનાર.

(૭) ટાર્ટરેટ ઑફ પોટાશ—માત્રા-ડ્રામ ૧ થી ૪. ગુણ-મૂત્રલ તથા રેચક.

(૮) ઍસીડ ટાર્ટરેટ ઑફ પોટાશ—(ક્રીમ ઑફ ટાર્ટર) માત્રા ગ્રેન ૨૦ થી ૬૦. મૂત્રલ તથા રેચક. રેચકની માત્રા ગ્રેન ૧૨૦ થી ૩૦૦.

(૯) નાઇટ્રેટ ઑફ પોટાશ—( સુરોખાર ) માત્રા-ગ્રેન ૧૦ થી ૨૦; ગુણ-મૂત્રલ, સ્વેદલ, શીતળ.

(૧૦) સલ્ફેટ ઑફ પોટાશ—માત્રા-ગ્રેન ૫ થી ૧૫, રેચ માટે ગ્રેન ૧૨૦ સુધી. ગુણ-રેચક તથા શોધક.

(૧૧) ક્લૉરેટ ઑફ પોટાશ—માત્રા ગ્રેન ૧૦ થી ૨૦. ગુણ-શીતળ, શોધક, મૂત્રલ તથા કફઘ્ન.

(૧૨) બ્રોમાઇડ ઑફ પોટાશ્યમ—માત્રા-ગ્રેન ૫ થી ૩૦; ગુણ-નિદ્રા લાવનાર, શીતળ, શમન, તથા કફઘ્ન.

(૧૩) આયોડાઈડ ઑફ પોટાશ્યમ—માત્રા ગ્રેન ૨ થી ૨૦, ગુણ, રક્તશોધક, કફઘ્ન.

(૧૪) પરમાંગ્નેટ ઑફ પોટાશ્યમ—માત્રા-ગ્રેન ૧ થી ૫; રક્તશોધક, જંતુઘ્ન, દુર્ગંધનાશક, વિષઘ્ન. તેના પ્રવાહીને કૉન્ડીસ ફ્લુઇડ કહે છે.

**૧૧૯૫. નાઇટ્રેડ ઑફ પોટાશ્યમ**—(જુવો સુરોખાર નં. ૪૧૪). ગુણ—મૂત્રલ, શીતલ તથા સ્વેદલ. મૂત્રાશય તથા ત્વચા ઉપર તેની ખાસ અસર છે, અને તેથી તે તાવ, કમળો, સંધિવા, સોજા, જલોદર તથા વરમવાળાં દરદોમાં વપરાય છે. તાવની ગરમી શાંત કરવા સુરોખાર ડ્રામ ૨, બે લીંબુનો રસ, થોડી ખાંડ તથા પાણી ઔંસ ૪૦, સર્વને મેળવીને તેમાંથી થોડું થોડું દરદીને પાવું. ચડેલ દમને બેસાડવા માટે ૧ ભાગ સુરોખાર, ૮ ભાગ પાણી તેને ઉકાળીને તેમાં અમદાવાદી જાડા કાગળના કટકા બે ચાર મીનીટ સુધી પલાળી રાખવા અને પછી સુકવવાં, આ કાગળની બીડી વાળીને સળગાવી પીવાથી દમનો હુમલો શાંત પડે છે. નવસાર સાથે મેળવીને તેનાં પાણીનાં પોતાં મુકવાથી માથાની ગરમી શાંત પડે છે. માત્રા-મૂત્રલ તરીકે ગ્રેન ૧૦-૨૦; સ્વેદલ તરીકે ગ્રેન ૨૦-૩૦.

**૧૧૯૬. ફેનાસીટીન**—ગુણ—જ્વરઘ્ન, કંપઘ્ન, શામક તથા નિદ્રાકર. આ દવા એન્ટીફિબ્રીન તથા એન્ટીપાયરીનના વર્ગની છે. પણ તે બે કરતાં હૃદયની ગતિ ઉપર ઓછી ખરાબ અસર કરે છે. તોપણ તે આપવામાં દરદીની શક્તિનો વિચાર કરવો. કોઇ કોઇ ડાકટરોનો એવો મત છે કે આ દવા માથાના દુખાવા માટે ફાયદા સાથે વપરાય છે. **માત્રા**—ગ્રેન ૫ થી ૧૦.

**૧૧૯૭. ફેરમ**—(આયર્ન). દેશી નામ લોહ ( જુવો નં. ૪૦૩.) ગુણ—રક્તશોધક, પૌષ્ટિક, રક્તસ્તંભક, ગ્રાહી, ઋતુત્પાદક. લોહની થોડી અંગ્રેજી બનાવટો નીચે પ્રમાણે છે.

(૧) વાઇનમ ફેરી-માત્રા-ડ્રામ ૧-૨.
(૨) ટિં. ફેરી પરક્લોરાઇડ-માત્રા-ટીપાં ૧૦-૪૦
(૩) લાયકર ફેરી પરક્લોરાઇડ માત્રા-ટીપાં ૧૦-૪૦
(૪) સીરપ ફેરી ફૉસ્ફેટીસ. માત્રા ડ્રામ ૦॥-૧
(૫) સીરપ ફેરી આયોડાઇડ, માત્રા ડ્રામ ૦॥-૧
(૬) ફેરી આયોડાઇડ. માત્રા ગ્રેન ૧-૫.

(૭) ફેરી સલ્ફાસ (હીરાકસી). માત્રા—ગ્રેન ૫—૫. (૧૦) ફેરીએટ આમોનિયા સાયટ્રસ માત્રા—ગ્રેન ૫—૧૦
(૮) ફેરી રિડક્ટમ (લોહભસ્મ) માત્રા-ગ્રેન ૨—૬
(૯) ફોરફેટ ઑફ આયર્ન. માત્રા—ગ્રેન ૫—૧૦ (૧૧)ફેરીએટ ક્વીનાઇનસાયટ્રસ માત્રા-ગ્રેન૫-૧૦

**૧૧૯૮. ફૉસ્ફરસ**—ગુણ—પૌષ્ટિક. આ એક એવી ચીજ છે કે હવામાં રાખવાથી તે સળગી ઉઠે છે અને તેથી તેને પાણીમાં રાખવામાં આવે છે. આ પદાર્થ મીણ જેવો છે અને દીવાસળી બનાવવાના કામમાં આવે છે. ઔષધ તરીકે તેનો બનાવટો મગજનાં દરદો, મગજની નબળાઇ, નપુંસકપણું, માથાનું દરદ, તથા ચામડીનાં દરદોમાં અપાય છે. તે તેલ તથા ગોળી રૂપે વપરાય છે. બદામનું તેલ ૪ ઔંસ ગરમ કરીને ઠંડું પાડી બાટલીમાં નાંખવું અને તેમાં ૬ ગ્રેન ફોરફરસ ઉમેરી બાટલી ગરમ પાણીમાં મૂકી હલાવવી એટલે મળી જશે. માત્રા—ટીપાં ૫—૧૦. ફોસ્ફરસની ગોળીઓ—ફોસ્ફરસ ગ્રેન ૧, બાલસમ ટોલુ ગ્રેન ૪૦, પીળું મીણ ગ્રેન ૧૮, સાબુ ગ્રેન ૩૦. તેની બબે ગ્રેનની ગોળીઓ વાળવી. માત્રા—ગ્રેન ૨ થી ૪,

**૧૧૯૯. ફૉસ્ફરિક એસીડ**—ગુણ—મગજને પુષ્ટિ આપનાર, કામોત્તેજક, ગ્રાહી. તેમાં ૭ ગણું પાણી મેળવવાથી ડાઇલ્યુટ એસીડ બને છે. માત્રા—ટીપાં ૧૦ થી ૪૦, મધુપ્રમેહમાં પાણીની બહુ તરસ લાગે છે તે તરસને આ દવા ઓછી કરે છે.

**૧૨૦૦. બિસ્મથ**—ગુણ—ગ્રાહી, શીતળ. શીતળ ગુણને લીધે તે ઉલટીને બેસાડે છે અને ગ્રાહી ગુણને લીધે, અજીર્ણ, મરડો, અતિસાર, અમ્લપિત્ત, વગેરે દરદોમાં અપાય છે, તે હોજરી તથા આંતરડાંનાં શ્લેષ્માવરણોને શાંતિ આપે છે અને તેથી હોજરીના ક્ષતમાં તથા અજીર્ણ તથા ઉલટીની જલદ સ્થિતિમાં બિસ્મથની બનાવટો સારો ગુણ કરે છે. વળી શીતળ ગુણને લીધે તે ચામડીની ચરચરાટી, દાહ વગેરેમાં બાહ્યોપચાર તરીકે પણ વપરાય છે. બિસ્મથની બનાવટો—(૧) બિસ્મથ સબનાઇટ્રસ. માત્રા—ગ્રેન ૫ થી ૨૦; (૨) સાઇટ્રેટ ઑફ બિસ્મથ એન્ડ એમોનિયા, માત્રા—ગ્રેન ૨ થી ૫. (૩) કારબોનેટ ઑફ બિસ્મથ, માત્રા—ગ્રેન ૫ થી ૨૦ અને નં. ૨ ની બનાવટનું સોલ્યુશન. માત્રા—ડ્રામ ાા થી ૧.

**૧૨૦૧. બ્રોમાઇડ ઑફ પોટાશ્યમ**—સ્નાયુશૈથિલ્યકૃત, શામક, નિદ્રાકારક, રક્તશોધક. શાંતિકારક અસરને લીધે તે મગજનાં દરદોનાં વપરાય છે, જેમકે વાઇ, ઉન્માદ, હીસ્ટીરીઆ, આંચકી. ઉંઘ લાવવા માટે જ્યાં અફીણ, બેલાડોના, હાયોસ્યામસ વગેરે દવાઓ વિરૂદ્ધ પડે ત્યાં બ્રોમાઇડ આપી શકાય છે. વળી દમ, હાંફણ, ઉધરસ, સન્નિપાત, ફેફસાનો વરમ, મધુપ્રમેહ, ઋતુસ્રાવ, મસ્તકશૂળ, ચસકા તથા પ્લેગમાં પણ વપરાય છે. તેની રક્તશોધક અસરને લીધે તે ઉપદંશ, કંઠમાળ તથા ચામડીનાં બીજાં દરદોમાં ફાયદો કરે છે, ઉશ્કેરાયલી નસોને શાંત પાડીને વારંવાર થતી કામેચ્છાને શાંત પાડે છે; એમ પણ કહેવાય છે. માત્રા—ગ્રેન ૫—૩૦.

**૧૨૦૨. બોરિક એસીડ**—ગુણ—રોપણ. રોપણ ગુણને લીધે તે ગડગુમડ, જખમ, પારાં તથા ચાંદી ઉપર લગાડવાથી રૂઝ લાવે છે તથા સડાને મટાડે છે. તે એકલું અથવા આયડોફોર્મ સાથે પણ વપરાય છે. કાનમાં રસી નીકળતી હોય તો બોરીક ઍસીડ તથા આયડોફોર્મ મેળવીને તેની ભુકી કાનમાં ભભરાવવાથી રૂઝ આવે છે. આંખના દુખાવામાં તથા ગરમીમાં તેનું લોશન (૧૦ ગ્રેન બોરાસિક ઍસીડ અને ૧ ઔંસ પાણી) બનાવીને નાંખવું. ચામડીનાં દાહવાળાં દરદોમાં બોરાસિક ઍસીડ વેસેલિનમાં મેળવીને લીંટ ઉપર કે સફેદ કપડા ઉપર ચોપડીને તેની પટી મારવાથી દાહ મટે છે, પીડા ઓછી થાય છે અને રૂઝ આવે છે.

૧૨૦૩. બોરૅક્સ—( જુવો ટંકણુ-નં, ૩૮૫ ) ગુણ—મૂત્રલ, શીતળ, તથા ઋતુ-સ્રાવક. બોરૅક્સ ઋતુ લાવનાર છે અને મોટા પ્રમાણમાં ખવાય તો ગર્ભસ્રાવ કરે છે. તે પેસાબની વૃદ્ધિ કરે છે, બહારના ઉપચારમાં ગળાના તથા મોંના દરદમાં કોગળા, તથા મધમાં મેળવીને બાળકના મોમાં ચોપડવામાં આવે છે. બનાવટો—(૧) 'મેલ બોરેસીસ'-ટંકણુ ગ્રેન ૬૦, ગ્લીસરાઇન ડ્રામ ૦ા અને મધ ઔંસ ૧. (૨) ગ્લિસરાઇન ઑફ બોરૅક્સ-ટંકણુ ઔંસ ૧, ગ્લિસરાઇન ઔંસ ૪, પાણી ઔંસ ૨. આ બન્ને બનાવટો મુખપાક, માથાનો ખોડો, મેલ, વગેરે ઉપર ચોપડવાથી ફાયદો કરે છે.

૧૨૦૪. મેગ્નીશ્યા-એપ્સ સૉલ્ટ—( સલ્ફેટ ઑફ મેગ્નીશ્યા ) લોકોમાં 'વિલાયતી મીઠું' એવા નામથી પણ ઓળખાય છે. ગુણ—રેચક, મૂત્રલ, તથા અમ્લવિરોધી. અંગ્રેજી દવાઓમાં આ દવા ઘણીજ સાધારણ વપરાશની વસ્તુ છે. તાવના શરૂઆતના ઉપચારમાં પેટ સાફ કરવા માટે આ મીઠાનો ઉપયોગ સારો ગુણકારી છે. પેટની ખટાઇને તે કાપે છે; વળી તાવ, અજીર્ણ, બંધકોષ, જળોદર, સોજા, યકૃત અને બરલનો વધારો, કમળો, સંધીવા, ગાઉટ, ફેફસાંનો સોજો તથા ઉધરસમાં પણ વપરાય છે. તેનો જુલાબ ઠંડો અને હલકો છે તેથી નબળા દરદીઓ તથા બાળકોને પણ આપી શકાય છે. તે ચૂંક કરે છે માટે વાયુહર દવાઓ મેળવીને આપવી. આં દવાનો સ્વાદ સારો નથી, માટે તેમાં પેપરમીટ અગર ડાઇલ્યુટ સલ્ફ-યુરિક એસીડનાં થોડાં ટીપાં મેળવવામાં આવે છે. તાવ, અજીર્ણ, પિત્તનો અવરોધ, જલંદર, તે સર્વમાં આ મીઠું આપવાથી પાણીના ઝાડા થાય છે; ખાસ કરીને કલેજાના પિત્તના અટ-કાવને છોડે છે. માત્રા—રેચ માટે ડ્રામ ૨ થી ૪ અને મૂત્રલ તરીકે ગ્રેન ૩૦ થી ૬૦.

૧૨૦૫ લૅકટીક ઍસીડ—ઉપયોગ-મુત્રપીંડનાં દરદોમાં વપરાય છે. ડિફથેરીયા અથવા કંઠના રોગમાં ગળું બેસી જાય છે તેમાં પણ અપાય છે અને આઠ ગણા પાણીમાં મેળવી તેની ગળે પીછી ફેરવવાથી ફાયદો થાય છે. માત્રા—ડાઇલ્યુટ લેકટીક ઍસીડ ( ઍસીડ ૩ ભાગ. ડીસ્ટીલ્ડ વૉટર ૨૦ ભાગ ) ડ્રામ ૦ા થી ૨.

૧૨૦૬. લીથિયા—ગુણ—મૂત્રલ, અશ્મરીહર, શીતળ. તેની બનાવટો. (૧) 'કાર-બોનેટ ઑફ લીથિયા' ( માત્રા-ગ્રેન ૩ થી ૬ ). (૨) 'સાઇટ્રેટ ઑફ લીથિયા' ( માત્રા ગ્રેન ૫-૧૫ ) તથા (૩) 'લાયકર લીથિયા ઍફરવેન્સ' ( માત્રા-૫ થી ૧૦ ઔંસ ). આ છેલ્લું પ્રવાહી ૧૦ ગ્રેન કારબોનેટ ઑફ લીથિયામાં ૨૦ ઔંસ પાણી મેળવવાથી બને છે. 'લીથિયા વૉટર' કેમિસ્ટોને ત્યાં પણ તૈયાર મળે છે. આ વૉટર નાની પથરીઓને તથા રેતીને ગાળીને પેસાબ વાટે કાઢી નાખવાનો ગુણ ધરાવે છે.

૧૨૦૭. સલ્ફર—(જુવો ગંધક-નં. ૩૭૭). ગુણ—શોધક, કૃમિઘ્ન, જંતુઘ્ન, કફઘ્ન, રેચક-અંગ્રેજીમાં ગંધકની ઘણી બનાવટો વપરાય છે. (૧) ગંધકનાં ફુલ ( સબ્લાઇમ્ડ સલ્ફર ) માત્રા—૫ થી ૧૦; (૨) શોધેલ ગંધક (પ્રેસીપીટેડ સલ્ફર)માત્રા-ગ્રેન ૫-૧૦. (૩) ગંધકનો મુરબ્બો (કન્ફેકશન ઑફ સલ્ફર) માત્રા-ગ્રેન ૬૦-૧૨૦. (૪) ગંધકનો મલમ વગેરે. ગંધકની રેચક તરીકે માત્રા-ગ્રેન ૩૦ થી ૬૦ સુધી છે.

૧૨૦૮. સલ્ફયુરિક ઍસીડ—ગુણ—દીપનપાચન, ગ્રાહી, પૌષ્ટિક, તૃષાશામક. બના-વટ (૧) એરોમેટિક સલ્ફયુરિક એસીડ. માત્રા-ટીપાં. ૫ થી ૩૦; (૨) ડાઇલ્યુટ સલ્ફયુરિક એસીડ માત્રા-ટીપાં ૫-૩૦. સલ્ફયુરિક એસીડ ચામડીને બાળે છે. તે ગ્રાહી છે માટે ઝા-ડાનાં દરદોમાં અપાય છે, તેમજ તૃષાશામક અને જ્વરઘ્ન છે, માટે તાવમાં પણ અપાય છે. તાવ રોકવા માટે ક્વીનાઇન સાથે આપવાનો ચાલ છે.

**૧૨૦૯. સલ્ફોનલ**—ગુણ—સ્નાયુશૈથિલ્યકૃત, પીડાશામક, નિદ્રાકર. આ દવા અનિદ્રામાં, અતિ પીડાવાળાં દરદોમાં, મગજના વ્યાધિમાં, મધુપ્રમેહમાં, ઉન્માદ રોગમાં અને ક્ષયરોગમાં વળતો પરસેવો અટકાવવા માટે વપરાય છે. **માત્રા**—ગ્રેન ૧૦ થી ૪૦. જ્યારે કલૉરલ હાઇડ્રાસ હૃદયની ગતિને બંધ પાડે છે અને અજીર્ણ એચેની ઉત્પન્ન કરે છે ત્યારે સલ્ફોનલ શાંતિથી ઉંઘ લાવે છે અને નબળા હૃદયવાળાને પણ નુકશાન કરતું નથી.

**૧૨૧૦. સલ્ફેટ ઑફ કૉપર**—( કુપ્રીસલ્ફાસ-મોરથુથુ જુવો નં. ૩૯૯ ). ગુણ—વામક, ગ્રાહી, દાહક, વિષ. આના આશમાની રંગના પાસાદાર કટકા આવે છે. આ દવા અંદર પીવા માટે કવચિતજ સંગ્રહણી તથા અતિસારમાં વપરાય છે. ઉલટી લેવા માટે તે ૫ થી ૧૦ સુધી પ્રમાણથી પાણી સાથે અપાય છે. મુખ્ય ઉપયોગ બાહ્યોપચારમાં થાય છે. ગડગુમડાં તથા દુર્ગંધવાળાં ચાંદાં ઉપર લગાડવામાં આવે છે. તેનો કટકો ગંધાતાં તથા સડેલાં ઘારાં ઉપર ફેરવવાથી સડેલા ભાગને બાળીને કાઢી નાંખે છે; અથવા તેનું લોશન ચોપડવાથી પણ એજ કામ થાય છે. વળી તેનું લોશન પ્રમેહમાં પીચકારી માટે તથા આંખના ખીલમાં ટીપાં માટે વપરાય છે. **લોશન**—મોરથુથુ ગ્રેન ૧–૨ તથા પાણી ૧ ઔંસ—આ લોશન સખ્ત પડે ને બળે તો પાણીનો ભાગ વધારે નાંખવો, અથવા ગુલાબજળનો ઉપયોગ કરવો.

**૧૨૧૧. સાઇટ્રીક ઍસીડ**—ગુણ—શીતળ, અમ્લ. આ દવા લીંબુના રસમાં ચાક, સલ્ફ્યુરિક એસીડ તથા પાણી મેળવીને બનાવાય છે. **માત્રા** ગ્રેન ૧૯ થી ૩૦. તે તાવ, તૃષા, પિત્તની ઉલટી, અને પેસાબની ઉષ્ણતામાં અપાય છે.

**૧૨૧૨. સ્પિરિટ**—બે જાતના છે. (૧) રેક્ટીફાઇડ સ્પિરિટ, અને (૨) પ્રૂફ સ્પિરિટ. રેક્ટીફાઇડ સ્પિરિટના ૫ ભાગમાં ૩ ભાગ પાણી નાખવાથી પ્રૂફ સ્પિરિટ થાય. સ્પિરિટ બીજી દવાઓ બનાવવાના કામમાં આવે છે તેમજ બાહ્યોપચારમાં વપરાય છે. વાગવાથી સોજો આવ્યો હોય, છોલાયું હોય, ભાઠું પડ્યું હોય, માથે દુખતું હોય, તેમજ સ્ત્રીઓના સ્તનમાં ચીરા પડયા હોય તે ઉપર લોશન તરીકે ચોપડાય છે.

**૧૨૧૩. સ્પિરિટ વાઇનમ ગૅલીસી**—(બ્રાંડી). ગુણ—ઉષ્ણ, ઉત્તેજક, પૌષ્ટિક, માદક. બ્રાંડી ઉત્તેજક, માદક અને મોટી માત્રામાં ઝેરી છે. શરીર છેક ઠંડું પડી ગયું હોય અને દરદી છેક હલાક થયો હોય તો શરીરમાં ગરમી તથા જાગૃતિ લાવવા માટે બ્રાંડી આપવાનો ચાલ છે. આ દવા ડાક્ટરોની 'હિરણ્યગર્ભની માત્રા' છે. ઉંઘ લાવવા માટે પણ તેનો ઉપયોગ થાય છે. પ્રસવ થયા પછી સ્ત્રી અતિ ક્ષીણ તથા ઠંડી પડી જાય છે, માટે હુંશિયારી લાવવા થોડો બ્રાંડી આપવાની ભલામણ થાય છે. દવા તરીકે બ્રાંડી કોઇવાર ઘણો ગુણ કરી આપે છે. વ્યસન તરીકે બ્રાંડી તથા આલ્કોહોલનો ઉપયોગ માણસના શરીરની તથા બુદ્ધિની પાયમાલી કરે છે. બ્રાંડીનો બીજો સરસ ઉપયોગ કચર, મુંઢમાર, પછાટ, વગેરેથી દુખતા ભાગો ઉપર લગાવવાનો છે, તેથી દરદ ઓછું થાય છે અને લોહીનો જમાવ તુટે છે. **પીવાની માત્રા** ઔંસ ોા થી ૨ થોડા પાણી સાથે. તે લોહી ઉપર ખરાબ અસર કરે છે એમ સિદ્ધ થયાથી હાલમાં તેનો વપરાશ ઓછો થયો છે.

**૧૨૧૪. સેલીસન**—ગુણ—સ્વેદલ, મૂત્રલ, જંતુઘ્ન, રોપણ. એક પ્રકારની વનસ્પતિની આ પેદાશ છે. **બનાવટો**—(૧) સેલીસીલીક ઍસીડ—માત્રા ગ્રેન—૫–૩૦; (૨) સેલીસીલેટ ઑફ સોડીયમ—માત્રા ગ્રેન ૧૦–૩૦. સેલીસીલીક એસીડ લોહીની અંદરની ખટાણને દુર કરે છે, અને લોહીને સુધારે છે, માટે તાવ સાથેનો સંધિવા, ગાઉટ, વગેરે દરદોનાં તીક્ષ્ણ રૂપમાં વધારે ફાયદો કરે છે. તેનું લોશન તથા મલમ બને છે અને તે જખમ તથા ચાંદીને

રૂઝવે છે. સોડા સેલીસીલાસ તાવ, સંધિવા તથા મૂત્રાશયની અને પિત્તાશયની કાંકરીનાં દરદમાં વપરાય છે—માત્રા ગ્રેન ૧૦–૩૦,

**૧૨૧૫. સેલોલ**—ગુણ—દુર્ગંધનાશક અને શમન. તેની જંતુનાશક અને દુર્ગંધનાશક અસર માટે તે વપરાય છે અને તેથી તે અતિસાર, કૉલેરા, મરડો, હોજરીનું ક્ષત, ટાઇફોઇડ તાવ વગેરે દરદોમાં વપરાય છે. પ્રમાણ–ગ્રેન ૫–૧૫,

**૧૨૧૬. સોડિયમ**—તેની મુખ્ય બનાવટો:—

(૧) **લાઇકર સોડા**—માત્રા ટીપાં ૧૦ થી ૬૦. ગુણ–શોધક, મૂત્રલ, અમ્લવિરોધી.

(૨) **કૉસ્ટીક સોડા**—દાહક હોવાથી સડેલ ચાંદી, ધારાં, મસા વગેરેને બાળવામાં કૉસ્ટીક પોટાશ જેવું કામ કરે છે.

(૩) **કાર્બોનેટ ઑફ સોડીયમ**—માત્રા–ગ્રેન–૨૦ થી ૩૦. રક્તશોધક, અમ્લવિરોધી.

(૪) **બાઇ કાર્બોનેટ ઑફ સોડીયમ**—માત્રા ગ્રેન ૧૦ થી ૬૦; શોધક, દીપન–પાચન તથા વાતહર.

(૫) **સલ્ફેટ ઑફ સોડીયમ**—માત્રા–ડ્રામ ૪ થી ૮; શોધક, મૂત્રલ, રેચક, અમ્લવિરોધી.

(૬) **ફોસ્ફેટ ઑફ સોડીયમ**—માત્રા–ડ્રામ ૪–૮; રેચક. ગ્રેન ૩૦–૧૨૦; મૂત્રલ. ગુણ–રેચક તથા મૂત્રલ.

(૭) **હાઇપોફોસ્ફેટ ઑફ સોડીયમ**—માત્રા ગ્રેન ૫–૧૦; રક્તશોધક, પૌષ્ટિક.

(૮) **ક્લોરાઇડ ઑફ સોડીયમ**—(મીઠું)–ગુણ–રક્તશોધક, ઉષ્ણ, અગ્નિવર્દ્ધક. મોટી માત્રામાં રેચક તથા વામક.

(૯) **બ્રોમાઇડ ઑફ સોડીયમ**—માત્રા ગ્રેન ૧૦ થી ૩૦. રક્તશોધક, કફઘ્ન, નિદ્રાકર.

(૧૦) **આયોડાઇડ ઑફ સોડીયમ**—માત્રા–ગ્રેન ૩ થી ૧૦; ગુણ પોટાશ આયોડાઇડ પ્રમાણે.

**૧૨૧૭. હાઇડ્રાર્જીરમ**—( પારો જુવો નં. ૩૫૧ ). ગુણ—રક્તશોધક, પૌષ્ટિક, રેચક તથા લોહીની ગાંઠોને વેરી નાખનાર છે. તેની થોડીક સહેલી બનાવટો—(૧) બ્યુપિલ–પ્રિશ્યુલા હાઇડ્રાર્જીરી. પારો ઔંસ ૨, ગુલકંદ ઔંસ ૩, જેઠીમધનું ચૂર્ણ ઔંસ ૧. માત્રા–ગ્રેન ૨ થી ૮. (૩) ગ્રે પાઉડર ( હાઇડ્રાર્જીરી કમક્રીટા ) પારો ૧ ઔંસ, શુદ્ધ ચાક ૨ ઔંસ; માત્રા–ગ્રેન ૨ થી ૮. (૩) પરકલોરાઇડ ઑફ મર્ક્યુરી ( રસકપુર ) માત્રા ગ્રેન $\frac{1}{1६}$ થી $\frac{1}{?}$ અને તેનું લીકર ( પ્રવાહી ) માત્રા ડ્રામ ૦।। થી ૨. તથા લોશન–પરકલોરાઇડ ઑફ મર્ક્યુરી ગ્રેન ૧૮ તથા લાઇમવૉટર ઔંસ ૧૦. આ સિવાય મલમ, પ્લાસ્ટર, લીનીમેન્ટ, સોગટીઓ બને છે. ઉપદંશ, ચામડીનાં જુનાં દરદો, લોહીની ગાંઠો, કલેજાનો વધારો, કંઠમાળ, જલોદર વગેરે. દરદોમાં પહેલી બે બનાવટો ખાવાના ઉપયોગમાં લેવાય છે અને પારાનો મલમ બદ વગેરે ગાંઠો ઉપર મારવામાં આવે છે.

**૧૨૧૮. હાઇડ્રોકલોરિક એસીડ**—(મ્યુરિયાટિક ઍસીડ)–ગુણ–રક્તશોધક તથા પૌષ્ટિકઃ અજીર્ણ, તાવ. ક્ષય, ઉધરસ, મૂત્રાશયનાં દરદો વગેરેમાં અપાય છે. હાઇડ્રોકલોરિક એસીડના ૮ ભાગમાં ૧૮।। ભાગ પાણી મેળવવાથી ડાઇલ્યુટ હા. ઍસીડ બને છે. માત્રા ટીપાં ૧૦–૩૦.

**૧૨૧૯. હાઇડ્રોસ્યાનિક એસીડ**—( પ્રુસીક ઍસીડ ). ગુણ–ઠંડો, પીડાશામક; હળાહળ ઝેર છે. અજીર્ણ, અમ્લપિત્ત, ઉલટી, મગજના વ્યાધિ, હીસ્ટીરીઆ, અપસ્માર, ધનુર્વા, સંધિવા, ક્ષય, દમ તથા સળેખમમાં વપરાય છે. આ ઍસીડના ૪૦ થી ૪૫ ટીપાંથી ફક્ત પાંચ જ મીનીટમાં મરણ નીપજે છે.

## પ્રાણી વર્ગનાં ઔષધો.

**૧૨૨૦ કેન્થારીડીસ**—(એક જાતની ઝેરી માખી). **ગુણ**—મૂત્રલ, દાહક, કામોત્તેજક. **બનાવટો**—(૧) બ્લીસ્ટરીંગ પેપર-ફોલ્લો ઉપાડનાર કાગળ; (૨) કેન્થારીડીસનો લેપ; (૩) ટિંકચર કેન્થારીડીસ. માત્ર-ટીપાં ૫ થી ૨૦. (૪) કેન્થારીડીસનો મલમ વગેરે. મગજના સ્નાયુ અને બરડાની કરોડરજ્જુનાં દરદ, લકવો, વાઇ, જીર્ણ પ્રમેહ, પ્રદર, કૉલેરાનો મૂત્રાવરોધ, વગેરે દરદોમાં વપરાય છે. ક્ષય, મગજનો વરમ, ઉન્માદ, રક્તાશયનો વરમ, બસ્તિનો વરમ, સંધિવા, ગાઉટ, આંખ તથા કાનની પીડા વગેરે.

**૧૨૨૧. ઓક્ઝીમલ**—મધની એક બનાવટ છે. **ગુણ**—શીતળ તથા કફઘ્ન. તે ઉધરસના દરદમાં વપરાય છે. **બનાવટ**—ચોખ્ખું મધ ઔંસ ૮, એસેટિક એસીડ ઔંસ ૧, પાણી ઔંસ ૧. **માત્રા**—ડ્રામ ૧-૨. ઉધરસમાં વપરાય છે.

**૧૨૨૨. કૉડલિવ્હર ઓઇલ**—કૉડ નામની માછલીમાંથી આ તેલ કાઢવામાં આવે છે. **ગુણ**—પૌષ્ટિક; ક્ષય તથા છાતીનાં બીજાં દરદોમાં તે ઘણો ગુણ કરે છે. તે પચવામાં ભારે છે, તેથી ક્રિયોસોટ તથા ગાયાકોલ સાથે આપવાથી પચી શકે છે; વળી તે દુધ સાથે, કરીયાતાની ચા સાથે, તથા પેપરમીંટના પાણી સાથે પીવામાં આવે છે. જમ્યા પછી તરત પીવાથી ખોરાકની સાથે કૉડલીવર ઑઇલનું પણ પાચન થાય છે અને તેથી વિશેષ કરીને તે જમ્યા પછીજ પીવાની ભલામણ થાય છે. તાવ તથા ઝાડામાં તે આપવું સલાહકારક નથી. **માત્રા**—ડ્રામ ૧ થી ૮.

**૧૨૨૩. પેપસીન**—**ગુણ**—દીપનપાચન, અગ્નિવર્દ્ધક. **માત્રા**—ગ્રેન ૨ થી ૫. તેમાંથી 'પેપસીન વાઇન' બને છે. **માત્રા**—ડ્રામ ૧ થી ૨. આ બન્ને દવાઓ અજીર્ણ, મંદાગ્નિ, હોજરી તથા લીવરની નબળાઇ વગેરેમાં અપાય છે. ખોરાક લીધા પછી થતી ઉલટીમાં પેપસીન વાઇન આપવાની ભલામણ થાય છે.

---

## ૧૭૨૪. ગુણવાચક નામો—અંગ્રેજી તથા ગુજરાતી.

Alteratives-રક્તશોધક દવાઓ.
Anodyne—પીડાશામક
Antacids—અમ્લવિરોધી દવાઓ.
Anthelmintics—કૃમિઘ્ન દવાઓ.
Antiseptics—ઝેરી જંતુહર દવાઓ.
Antispsmodics-સ્નાયુશૈથિલ્યકૃત દવાઓ.
Aptiperiodics—આંતરીયા તાવને રોકનાર દવાઓ.
Antipyretics —જ્વરહર દવાઓ.
Aphrodisiacs—કામોત્તેજક દવાઓ.
Astringents—ગ્રાહી દવાઓ.
Chalogogue—પીત્તવર્ધક.
Carminatives-વાતહર-બાદીહરનારદવાઓ
Cathartics—રેચક દવાઓ.
Caustics—દાહક દવાઓ.
Diaphoratics—સ્વેદલ દવાઓ.
Diuretics—મૂત્રલ દવાઓ.
Disinfectants—દુર્ગંધનાશક દવાઓ.
Emetics-ઉલટી કરનાર-વામક દવાઓ.
Emmenagogues—ઋતુ લાવનાર દવાઓ.
Emmollients—ચામડીને નરમ કરનાર.
Expectorants-કફઘ્ન કફ કાઢનાર દવાઓ.

Hemostatics—રક્તસ્તંભક દવાઓ.
Irritants-બળતરા-ગરમી કરનાર દવાઓ.
Laxatives-સારક-દસ્તનો ખુલાસો કરનાર દવાઓ.
Narcotics—નિદ્રાકર દવાઓ.
Refrigerants-ઠંડક કરનાર દવાઓ.
Rubefacients-ચામડીનેલાલ કરનાર દવાઓ.
Sedatives-શામક-શાંતિકારક દવાઓ
Sudorific—પરસેવો લાવનાર.
Sialagogue-લાળ વધારનાર દવાઓ.
Stimulents-ગરમી આપનાર ઉત્તેજક દવાઓ.
Stomachics-જઠરાગ્નિ વધારનાર દવાઓ.

# અંગ્રેજી નુસ્ખાઓ.

## ૧૨૨૫ સારક તથા રેચક નુસ્ખાઓ.

પરગેટિવ્ઝ,એપેરિઅન્ટસ એન્ડ લેગ્ઝેટિવ્ઝ Purgatives,Aperients& Laxatives;

**૧૨૨૬.** પોડોફીલી રેઝિન ... ... ગ્રેન ½
કમ્પાઉન્ડ રૂબાર્બપિલ ... ગ્રેન ૨॥
એક્સ્ટ્રાક્ટ હાયોસ્યામી ... ગ્રેન ૧॥

સારી રીતે મેળવીને ૧ ગોળી કરવી. તે રાત્રે લેવી અને બરાબર દસ્ત ન લાગે તો ફરી સવારે લેવી, અથવા સાઇટ્રેટ ઓફ મેગ્નીશ્યા કે સીડલિઝ પાઉડર લેવો. આ ગોળીઓ બહુધા સર્વને અનુકૂળ આવે છે અથવા ઝાડાના ખુલાસા માટે બીજાને મુકાબલે સારી છે.

**૧૨૨૭.** સલ્ફેટ ઑફ સોડા ... ડ્રામ ૬
ટિંકચર જંજીર... ... ટીપાં ૨૦
ડિ. વૉટર ... ... ઔંસ ૨

એક ડોઝ. દસ્ત સાફ લાવે છે અથવા રાત્રે નં. ૧૨૨૬ વાળી ગોળી લીધી હોય તેને મદદ કરે છે. સલ્ફેટ ઑફ સોડાનું પ્રમાણ જરૂર પ્રમાણે વધઘટ કરી શકાય.

**૧૨૨૮.** સલ્ફેટ ઑફ સોડા ... ડ્રામ ૬
ક્વીનાઇન ... ... ગ્રેન ૨૦
સલ્ફેટ ઑફ આયર્ન ... ગ્રેન૧૫
પાણી... ... ... ઔંસ ૮

માત્રા—૧ ઔંસ દર ચચાર કલાકે. શક્તિ કાયમ રાખીને દસ્ત લાવે છે. બરોલ તથા સ્ત્રીઓના નષ્ટાવર્તવમાં ઉપયોગી છે.

**૧૨૨૯.** સલ્ફેટ ઑફ સોડા ...ડ્રામ ૬
ડાઇલ્યુટ સલ્ફ્યુરિક ઍસીડ ડ્રામ ૧
ગુલાબનાં ફૂલની ચા ... ઔંસ ૮

માત્રા ૧ ઔંસ, ચચાર કલાકે. ગ્રાહી, શીતળ, સારક, ગર્ભસ્ત્રાવ, અતિ આર્તવ તથા રક્તસ્ત્રાવમાં ઉપયોગી છે.

**૧૨૩૦.** સલ્ફેટ ઑફ મેગ્નિશ્યા ... ડ્રામ ૬
ટિંકચર ડીજીટેલીસ ... ટીપાં ૮
કેમ્ફર વૉટર ... ... ઔંસ ૨

ડોઝ એક. દસ્ત સાફ લાવી લોહીના સ્ત્રાવને અટકાવે છે. બંધકોશ સાથેના દમમાં તથા મગજ ઉપર લોહી ચડે છે તેમાં ઉપયોગી છે.

**૧૨૩૧.** કારબોનેટ ઑફ મેગ્નિશ્યા...ગ્રેન ૧૦
બાઇ કારબોનેટ ઑફ સોડા...ગ્રેન ૮
કમ્પાઉન્ડ સેના મિક્શ્ચર ...ઔંસ ૧

એક ડોઝ; અમ્લવિરોધી સારક ડિસ્પેપ્શ્યા (જીર્ણ અજીર્ણ) અને યકૃત (લિવ્હર)ના વિકારમાં ઉપયોગી છે.

**૧૨૩૨.** બ્લ્યુપીલ ... ... ગ્રેન ૫
કેલોમેલ ... ... ગ્રેન ૫

મેળવીને બે ગોળી કરવી. સખ્ત જુલાબ કરેછે.

**૧૨૩૩.** બ્લ્યુપિલ ... ... ગ્રેન ૫
કં. એક્સ્ટ્રાક્ટ કોલોસિન્થ ... ગ્રેન ૫

બે ગોળી કરવી. પ્રસંગે આપનાથી મધ્યમ રેચ કરે છે.

૧૨૩૪. કેલોમેલ ... ... ગ્રેન ૫
કમ્પાઉન્ડ જાલપ પાઉડર ... ડ્રામ ૧
તેની એક ફાકી સખ્ત પાણી જેવા ઝાડા કરે છે. જલોદરમાં અપાય.

૧૨૩૫. પાડોફીલી રેઝિન ... ગ્રેન ૧||
કમ્પાઉન્ડ એક્સ્ટ્રાકટ કોલોસેન્થિ ગ્રેન ૩૦
ઇપીકાક્યુઆના પાઉડર ... ગ્રેન ૪
ગુંદરના પાણીમાં વાટી ૧૨ ગોળી કરવી. અકેક ગોળી રોજ બેવાર લેવાથી કલેજાના દરદમાં તથા બંધકોશમાં દસ્તનો ખુલાસો કરે છે.

૧૨૩૬. પિલ એલોઝ એન્ડ મર્હ... ગ્રેન ૩
બ્લ્યુપિલ ... ... ગ્રેન ૧
એકસ્ટ્રાક્ટ ટેરેકસેકમ ... ગ્રેન ૨
એકસ્ટ્રાક્ટ સ્ટ્રેમોનિયમ ... ગ્રેન ¼
સર્વેની ૨ ગોળી કરવી. દસ્તના ખુલાસા સાથે દમના દરદમાં ઉપયોગી છે.

૧૨૩૭. સલ્ફેટ ઓફ આયર્ન. ... ગ્રેન ૨૦
એળીયાનું સત્વ. ... ગ્રેન ૧૫
રૂબાબનું ચૂર્ણ ... ... ગ્રેન ૨૦
ગોળી ૧૨ કરવી. માત્રા ગોળી ૨ બે. કબજીયતવાળા નબળા માણસોને માટે સારી છે.

૧૨૩૮. રૂબાર્બનું ચૂર્ણ... ... ઔંસ ૧
સુંઠનું ચૂર્ણ ... ... ઔંસ ૦||
કારબોનેટ ઓફ મેગ્નિસ્યા... ઔંસ ૩
આ મેળવણીની ફાકીને 'ગ્રેગરી પાઉડર' કહે છે. માત્રા ડ્રામ ૦|| થી ૧ પેપરમીંટના પાણીમાં. અજીર્ણ તથા હોજરીની ખટાણમાં બે ત્રણ વરસના બાળકને પણ ૧૦ ગ્રેન વજને આપવાથી હલકો જુલાબ થાય છે.

## ૧૨૩૯. ધીમે ધીમે રક્તનું શોધન કરનાર નુસ્ખાઓ.

### ઓલ્ટરેટિવ્ઝ—Alteratives.

જે દવાઓ લોહીની સ્થિતિમાં ફેરફાર કરવા માટે અથવાં કલેજું, આંતરડાં વગેરે મર્મસ્થાનોના રસોની સ્થિતિ બદલવા માટે ઓછી કે વધતી માત્રામાં ઘણો વખત સુધી જારી રાખવામાં આવે તેને 'ઑલ્ટરેટિવ્સ' કહે છે.

૧૨૪૦. ડોવર્સ પાઉડર ... ...ગ્રેન ૧૦
ક્વિનાઇન ... ...ગ્રેન ૩
ઇપીકાક્યુઆના પાઉડર ...ગ્રેન ૧
એક ફાકી કરી સુતી વખત લેવી. ઝાડો. મરડો તથા કલેજાના દરદમાં અપાય. ઉલટી અથવા બેચેની લાગે તો ત્રીજી દવા કમી કરીને ફક્ત પહેલી બેજ દવા આપવી.

૧૨૪૧. ડોવર્સ પાઉડર ... ...ગ્રેન ૨
ક્વિનાઇન ... ...ગ્રેન ૧
પડીકી ૧. બે વરસના બાળકને સવારસાંજ બે વાર. તેથી નાની ઉમરના બાળકને અડધી. માત્રા. અતિસાર તથા તાવમાં અપાય.

૧૨૪૨. પોટાશ બ્રોમાઇડ... ...ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર ... ... ઔંસ ૬
માત્રા—૧ ઔંસ. રોજ ત્રણવાર વાતજન્યદોષો ( નરવસ એફેકશન ) માં અપાય છે.

૧૨૪૩. કારબોનેટ ઑફ મેગ્નિસ્યા...ગ્રેન ૧૫
એનીસી ઑઇલ ... ...ટીપાં ૨
ડિસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૧||
વાયુ તથા ચરબીથી ફુલી ગયેલ બાળકોને માટે ૬ થી ૧૨ માસની ઉમર સુધીમાં ડ્રામ ૧, તેથી નાનાં બાળકને ડ્રામ ૦||, ગર્ભિણીની ઉલટીમાં આખો ડોઝ અપાય.

૧૨૪૪, કેલોમેલ ... ... ગ્રેન ૨
અફીણનું સત્વ ... ... ગ્રેન ¼
તેની ગોળી ૨ કરવી. માત્રા-ગોળી ૧ ચાર કલાકે, જ્યારે શરીરમાં પારાની ક્રિયાની જરૂર હોય ત્યારે અપાય.

૧૨૪૫. બ્લ્યુપિલ ... ... ગ્રેન ૨
અફીણનું સત્વ ... ... ગ્રેન ¼
ઇપીકાકયુઆના પાઉડર ... ગ્રેન ¼
એક ગોળી કરવી. માત્રા ગોળી ૧, દર ત્રણ કે ચાર કલાકે સખ્ત અતિસાર તથા મરડામાં.

૧૨૪૬. પોટાશ આયોડીડ... ... ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૬

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણવાર; ઉપદંશના વિકારોમાં.

૧૨૪૭. પોટાશ બ્રોમાઇડ ... ... ડ્રામ ૧
ડિ. વૉટર... .. ...ઔંસ ૬

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણવાર; વાતજન્ય વિકારો એટલે 'નરવસ એફેકશન'માં અપાય.

પોટાશ આયોડીડ તથા પોટાશ બ્રોમાઈડ બન્ને કેટલાક દિવસો કે અઠવાડીયાં સુધી ચાલુ રખવાથી માથામાં શરદી થાય છે, ગળું આવી જાય છે, અને શરીર ઉપર નાની નાની બરૂડીઓ ફુટી નીકળે છે. એવું દેખાય એટલે દવા બંધ કરવી.

૧૨૪૮. રૂબાર્બનું ચૂર્ણ ... ... ગ્રેન ૨૦
સલ્ફેટ ઑફ સોડા. ... ગ્રેન ૨૦
સ્પિ. એમોનિયા એરોમેટિક ડ્રામ ૦॥
પેપરમીંટ ઑઇલ ... ટીપું ૧
પાણી ... ... ... ઔંસ ૨

૧ ડોઝ કરીને પીવો. હોજરીની ખટાણને મટાડે; ગર્ભિણીની ઉલટી પણ બેસે.

૧૨૪૯. લાયકરપોટાશ ... ... ડ્રામ ૧
પાણી.. ... ... ... ઔં. ૬
તથા ટિં. હાયોસ્યામ... ... ... ડ્રામ ૨
ટિં. સિંકોના ... ... ... ડ્રામ ૨
ઇન્ફ્યુઝન બકુ... ... ... ઔં. ૬
માત્રા ... ... ... ...ઔંસ ૧

આ ઉપલી બન્ને મેળવણીઓ મૂત્રાશયના જીર્ણ વરમમાં અપાય. બન્ને સરખા પ્રમાણમાં મેળવીને પીવું.

૧૨૫૦. ટાર્ટર અથવા સાઇટ્રીક ઍસીડ. ડ્રામ ૨
સ્પિરિટ આમોનિયા એરોમેટિક ડ્રામ ૨
ડિસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૮

મેળવવાથી ઉભરો આવે તે બેસવા દેવો. માત્રા–૧ ઔંસ, રોજ ત્રણવાર. રક્તપિત્ત અથવા સ્કર્વી રોગમાં ફાયદો કરે.

૧૨૫૧. બાઇ કાર્બોનેટ ઑફ સોડા...ડ્રામ ૨
કોલચીકમ વાઇન ... ...ડ્રામ ૨
સ્પિ. ઇથર નાઇટ્રોસી ...ડ્રામ ૨
ડિસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણવાર. ગાંઠીઓ વા તથા સંધિવામાં ફાયદો કરે છે.

૧૨૫૨. બાઇ કાર્બોનેટ ઑફ સોડા...ડ્રામ ૨
ટિંક્ચર રૂબાર્બ... ... ઔંસ ૦॥
ટિંક્ચરજંજીર ... ... ડ્રામ ૧
સ્પિરિટ ક્લોરોફોર્મ.. ... ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર... ... ઔંસ ૬

માત્રા–૧ ઔંસ; રોજ ત્રણવાર કમળામાં

૧૨૫૩. એકસ્ટ્રાક્ટ ટેરેકસેકમ ... ડ્રામ ૨
ડાઇલ્યુટ મ્યુરિયાટિક ઍસીડ.. ડ્રામ ૧
ઇન્ફ્યુઝન ઑફ જનશ્યન... ઔંસ ૮

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણવાર. કમળો તથા કલેજાના વિકારો. બાટલી હલાવીને દવા કાઢવી.

૧૨૫૪. ડાઇલ્યુટ નાઇટ્રીક ઍસીડ...ડ્રામ ૧
ડાઇલ્યુટ હાઇડ્રોક્લોરિક ઍસીડ.ડ્રામ ૧
ટિંક્ચર જીંજર, ... ...ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર... ... ...ઔંસ ૮

માત્રા–૧ઔંસ, રોજ ત્રણવાર કલેજાનાં દરદમાં તથા (ડિસ્પેસ્પ્યા–જીર્ણ અજીર્ણ) દરદમાં વપરાય છે. દવા પીને મોં ધોઇ સાફ કરવું.

૧૨૫૫. બાઇ કાર્બોનેટ ઑફ પોટાશ...ડ્રામ ૨
નાઇટ્રેટ ઑફ પોટાશ.. ...ડ્રામ૦॥
ટિંક્ચર જીંજર.. ... ...ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર... ... ...ઔંસ ૮

માત્રા–૧ઔંસ; રોજ ત્રણવાર અજીર્ણ તથા સંધિવામાં જ્યારે પેસાબ ઘણો લાલ થાય તથા થોડો ઉતરે ત્યારે આ મેળવણી આપવી.

૧૨૫૬. બાઇ કાર્બોનેટ ઑફ પોટાશ ગ્રેન ૨૦
સાઇટ્રીક એસીડ ... ... ગ્રેન ૧૪
પાણી.. ... ... ... ઔંસ ૨

પાણીમાં પ્રથમ પહેલી દવાને મેળવવી અને પીતી વખત બીજી દવાને મેળવી તરત પી જવું. હોજરીની ખટાણ ઉપર ઉપયોગી છે.

૧૨૫૭. બાઇ કાર્બોનેટ ઑફ સોડા ગ્રેન ૧૭
સાઇટ્રીક એસીડ... ... ગ્રેન ૧૦
પાણી.. ... ... ... ઔંસ ૨
ઉપયોગ નં. ૧૨૫૬ પ્રમાણે 'સોડાવૉટર' ની આવીજ મેળવણી છે.

૧૨૫૮. બાઇ કાર્બોનેટ ઑફ સોડા...દ્રામ ૧
ટાર્ટરિક એસીડ. ... ...દ્રામ ૨
પાણી... ... ... ...ઔંસ ૧૨
આઠ ઔંસ પાણીમાં ૨ દ્રામ સોડાને પીગળાવી શીશીમાં ભરી રાખવું; અને ૪ ઔંસ પાણીમાં ૧ દ્રામ એસીડ મેળવીને બીજી શીશીમાં ભરી રાખવું. પીવાનું પ્રમાણ-૧ ઔંસ સોડા મિક્શ્ચર અને ૦ાા ઔંસ એસીડ મિક્શ્ચર મેળવીને પીવું. તાવમાં તથા ગર્ભિણીની ઉલટીમાં પણ અપાય.

૧૨૫૯. સોડા મિક્શ્ચર ... ... ઔંસ ૧
ક્લોરોફોર્મ... ... ... ટીપાં ૨
નં. ૧૨૫૮ માં બતાવ્યા પ્રમાણે બનાવેલ સોડા મિક્શ્ચરમાં ક્લૉરોફોર્મ મેળવવું. હલાવીને પીવું. ગર્ભિણીની ઉલટી, બદહજમી, તથા દરિયાની સફરની ઉલટીમાં ઘણુંજ ઉપયોગી છે.

૧૨૬૦. લાઇમ વૉટર { પાણી ક્વોર્ટ...૨ / કળીચુનો ઔંસ ૧ }
પાણીમાં કળીચુનો મૂકીને થોડા કલાક રાખી મૂકવાથી ઉપર સ્વચ્છ પાણી તરી આવે તે શીશીમાં ભરી લેવું. માત્રા ઔંસ ૧ થી ૩ બાળકના દાંત ફુટવા, અતિસાર, મરડો, અપચો કૉલેરા, વગેરેમાં તેમજ ખોરાકમાં પણ અપાય.

૧૨૬૧. પોટાશ બ્રોમાઇડ ... ...દ્રામ ૦ાા
સ્પિરિટ ઇથર નાઇટ્રોસી...દ્રામ ૦ાા
સફેદ ખાંડ ... ... ...દ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર. ... ...ઔંસ ૧ાા
બાળકોની આંચકી તથા વાત વિકારો-નરવસ એફેક્શનમાં અપાય-માત્રા-૧ થી ૨ વરસના બાળકને ટંકે ૦ાા ઔંસ બબ્બે કલાકે, બે વરસની ઉપરના બાળકને ૧ ઔંસ.

૧૨૬૨. બાઇકાર્બોનેટ ઑફ મેગ્નીસ્યા ગ્રે. ૧૫
ઑઇલ એનીથી... ... ટીપાં ૨
પાણી.. ... ... ... ઔંસ ૧ાા
પેટનો પવન તથા ચરબી-ફ્લેચ્યુલન્સ-માટે તેમજ ગર્ભિણીની ઉલટી બંધ કરવા માટે અપાય. માત્રા-૦ાા થી ૧ વરસના બાળકને ૦ાા ઔંસ અને તેથી નાના બાળકને ૦ા ઔંસ.

૧૨૬૩. બલ્યુ પીલ... ... ... ગ્રેન ૨
એક્સ્ટ્રાક્ટ ઓપીયમ. ... ગ્રેન ¼
ઇપીકાકયુઆના ... ... ગ્રેન ¼
મેળવીને ગોળી ૧ કરવી. અતિસાર તથા ખરાબ મરડામાં, અકેક ગોળી ત્રણ ત્રણ ચાર ચાર કલાકે આપવી.

૧૨૬૪. લાઇમવૉટર ... ... ઔંસ ૧-૩
આ પાણી રોજ બે ત્રણવાર બાળકને ખોરાક સાથે અથવા દુધ સાથે આપવું. દાંત આવવાનાં દરદો. અતિસાર, ઝાડો, અજીર્ણ, કોલેરા વગેરેમાં અપાય.

૧૨૬૫. સેલીસીલીક ઍસીડ ... ગ્રેન ૪૦
હાઇડ્રોક્લોરેટ ઑફ મોર્ફિયા ગ્રેન ૧
બરાબર મેળવીને ગોળી ૮ કરવી. ચાર ચાર કલાકે અકેક ગોળી આપવી. તીક્ષ્ણ સંધિવામાં બહુ ફાયદો કરે છે.

૧૨૬૬. બેન્ઝોઇક ઍસીડ ... ... દ્રામ ૧
કાર્બોનેટ ઑફ આમોનિયા... દ્રામ ૧
પાણી... ... ... ... ઔંસ ૮
માત્રા-એક ઔંસ, રોજ ત્રણવાર, ક્રોનિક સિસ્ટીટીસ (જીર્ણ મૂત્રાશય વરમ) મૂત્રાશયનાં દરદો તથા સંધિવા.



# ૧૨૬૭. શરીરમાં શક્તિ લાવનાર નુસખાઓ.

ટૉનિક્સ–Tonics.

જે જે દવાઓ શરીરમાં કૌવત તથા જોર આપે છે તેને 'ટૉનિક' કહે છે. આ જાતની મેળવણીઓ લાંબા મંદવાડથી આવેલી શરીરની ક્ષીણતામાં તથા અશક્ત સ્થિતિમાં અપાય છે. ઈથર અને આલ્કોહૉલના તત્વવાળી સ્ટીમ્યુલંટ ઉત્તેજક દવાઓ કરતાં આ ટૉનિક દવાઓ જુદીજ સમજવી. લોહવાળી બનાવટોનો આ જાતની દવાઓમાં સમાવેશ કરી શકાય છે.

**૧૨૬૮.** ક્વિનાઇન ... ... ગ્રેન ૨૦
શેરીવાઇન ... ...ઔંસ ૨
પાણી... ... ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ. રોજ ત્રણ વાર.

**૧૨૬૯.** ક્વિનાઇન ... ... ગ્રેન ૨૪
લીંબુનો રસ ... ... ડ્રામ ૨
પાણી ... ...ઔંસ ૮

માત્રા. ૧ ઔંસ, રોજ ત્રણવાર.

**૧૨૭૦.** ક્વિનાઇન ... ... ગ્રેન ૨૦
ડા. સલ્ફ્યુરિક ઍસિડ ... ડ્રામ ૧
ટિંક્ચર જીંજર ... ડ્રામ ૦॥
પાણી ... ... ઔંસ ૮

માત્રા–૧ ઔંસ. દર ત્રણ કે ચાર ચાર કલાકે.

**૧૨૭૧.** સાઇટ્રેટ ઑફ આયર્ન ઍન્ડ
ક્વિનાઇન ... ... ગ્રેન ૪૦
ડિસ્ટીલ્ડ વૉટર ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ, દર ત્રણ કલાકે. પાંડુ તથા અશક્તિ માટે.

**૧૨૭૨.** ટિંક્ચર ઑફ આયર્ન ...ડ્રામ ૨
ડિસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ, ત્રણ ત્રણ કલાકે; પાંડુ તથા અશક્તિમાં. નં. ૧૨૭૧ વાળી તથા આ લોહવાળી દવાથી ઝાડા કાળા થાય છે. ટિં. ઑફ આયર્નનો સ્વાદ પસંદ ન પડે તો કાર્બોનેટ ઑફ આયર્ન વાપરવું. માત્રા ગ્રેન ૫ થી ૧૦. પાણીમાં પીવી અથવા ખાંડમાં મેળવીને ફકાય અથવા લોહની 'લોઝેન્જીસ' તૈયાર બજારમાં મળે છે તે વાપરવી.

**૧૨૭૩.** ડાઇલ્યુટ નાઇટ્રિક ઍસીડ... ડ્રામ ૨
આદુનો અર્ક ... ... ડ્રામ ૧
ઑરેન્જ ઇન્ફ્યુઝન ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ. રોજ ત્રણવાર મરડા તથા તાવ પછીની અશક્તિમાં ઉપયોગી છે.

**૧૨૭૪.** સલ્ફેટ ઑફ આયર્ન ...ગ્રેન ૯
સલ્ફેટ ઑફ ક્વિનાઇન ...ગ્રેન ૧૨
ડાઇલ્યુટ સલ્ફ્યુરિક ઍસીડ...ડ્રામ ૧
સલ્ફેટ ઑફ સોડા ...ઔંસ ૧
ખડી સાકર ... ... ડ્રામ ૨
ડિસ્ટીલ્ડ વૉટર ...ઔંસ ૧૨

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણ વખત. કલેજું તથા બરલના દરદમાં દસ્ત સાફ લાવીને શક્તિ આપે છે.

**૧૨૭૫.** લાઇકર આર્સેનિકેલીસ ...ટીપાં ૪૦
ડિસ્ટીલ્ડ વૉટર... ...ઔંસ ૮

માત્રા ૧ ઔંસ રોજ જમ્યા પછી બે વાર પીવું અથવા.

સીરપ ફેરી આયોડાઇડ ...ઔંસ ૧

તેમાંથી રોજ બે વાર ૩૦ ટીપાં સીરપ બે ઔંસ પાણીમાં નાંખીને પીવો.

**૧૨૭૬.** ક્વિનાઇન ... ...ગ્રેન ૨૪
આર્સેનિયસ ઍસીડ ...ગ્રેન ½
કાર્બોનિક ઍસીડ ...ગ્રેન ૧½
કેમ્ફર... ... ...ગ્રેન ૧½
કેપ્સીકમ; (મરચાં) ભૂકો...ગ્રેન ૫

ગુંદરના પાણીમાં સારી રીતે ઘુંટીને ૧૨ ગોળીઓ વાળવી. સવારસાંજ એક એક ગોળી ખાવી. શક્તિ માટે તેમજ મેલેરીયાની હવાવાળા પ્રદેશમાં મેલેરીયાના તાવના અટકાવ માટે ખાવી.

## ૧૨૭૭. પીડાશામક તથા શાંતિદાયક દવાઓના નુસ્ખાઓ.

### એન્ટીસ્પૅસ્મોડિકસ તથા સીડટીવ્ઝ–Antispasmodics & Sedatives.

જે દવાઓના યોગથી શરીરમાં જાગૃતિ આવવાની સાથે દરદ શાંત પડે તેને 'એન્ટીસ્પેસ્મોડિક્સ' એન્ડ 'સીડેટિવ્સ' કહેવામાં આવે છે. જે દરદોમાં શરીરમાં પીડાની સાથે મૂર્છા કે અશક્તિ માલમ પડે તેમાં આ દવાઓનો ઉપયોગ થાય છે. એવાં દરદોમાં અતિસાર, કોલેરા, આંકડી, પીડા સાથે ઋતુસ્રાવ તથા અજીર્ણના કેટલાક પ્રકારોનો સમાવેશ થઇ શકે છે.

**૧૨૭૮.** સ્પિ. ક્લૉરૉફૉર્મ ... ડ્રામ ૧
સ્પિરિટ એમોનિયા એરોમેટિક ડ્રામ ૧
સ્પિરિટ ઇથિર નાઇટ્રોસી... ડ્રામ ૧
બ્રાંડી ... ... ઔંસ ૧

અતિસાર તથા મરડામાં અપાય. માત્રા–એક પ્યાલા પાણીમાં ૧ ડ્રામ મેળવણી મેળવી પીવી. છ માસના બાળકને ટીપાં ૩ થી ૪; એક વરસનાને ટીપાં ૭ અને બે વરસનાને ટીપાં ૧૦ થી ૧૨. આ દવાને મજબુત બુચ વાળી શીશીમાં ભરી રાખવી ને દરેક વખત શીશી હલાવીને દવા કાઢવી.

**૧૨૭૯.** સ્પિ. ક્લૉરૉફૉર્મ ... ડ્રામ ૧
સ્પિ. એમોનિયા એરોમેટિક ડ્રામ ૧
ક્લૉરોડાઇન ... ...ડ્રામ ૧
બ્રાંડી ... ...ઔંસ ૧

માત્રા–અકેક ચમચો, થોડું પાણી મેળવીને પીવો. પીતાં સખ્ત ન લાગે એટલું પાણી મેળવવું. કૉલેરા તથા અતિસારમાં વપરાય.

**૧૨૮૦.** ચૉક... ... ...ડ્રામ ૧
સ્પિરિટ એમોનિયા એરોમેટિકડ્રામ ૨
ટિંક્ચર ઓપીયમ ...ટીપાં ૪૦
કેમ્ફર વૉટર ... ...ઔંસ ૮

માત્રા–એક ઔંસ, રોજ ત્રણવાર. અજીર્ણ તથા અતિસારમાં વપરાય.

**૧૨૮૧.** એક્સ્ટ્રાક્ટ કૅનાયમ ...ગ્રેન ૩
એક્ ઇન્ડીયન હેમ્પ ...ગ્રેન ½
કેમ્ફર ... ... ...ગ્રેન ૧

એ ત્રણેની ૧ ગોળી બનાવવી અને એવી ગોળી રોજ ત્રણવાર ખાવી. દમ તથા આંકડીવાળી ખાંસીમાં ફાયદો કરે.

---

## ૧૨૮૨. કફ્ફ્ન–શ્વાસનળી ઉપર અસર કરનાર નુસ્ખાઓ.

### એકસપેકટોરંટસ—Expectorants.

જે દવાઓ ફેફસામાં જનારી શ્વાસનળીની અંદરના અસ્તર ઉપર તેમજ કેટલેક દરજ્જે શરીરની બધી ક્રિયાઓ ઉપર અસર કરીને કફ, સળેખમ, ખાંસી, સસણી તથા દમનાં દરદોમાં શ્વાસનળીના રસ્તાને ખુલ્લો કરે છે, તેને 'એક્સપેકટોરંટ' કહે છે. તે બે જાતની છે, 'સ્ટીમ્યુલેટીંગ' અને 'ડિપ્રેસીંગ' એટલે જુસ્સાને વધારનાર અને જુસ્સાને નરમ કરનાર. પહેલી જાતની દવાઓમાં 'એમોનિયા', 'ઇથર', 'સ્કવીલ', 'ઓપીયમ', વગેરે છે, અને બીજી જાતની દવાઓમાં 'ટાર્ટરઇમેટિક', 'ઇપેકાક્યુઆના' વગેરે છે. પહેલા પ્રકારની દવાઓ વિશેષ કરીને મોટી ઉમ્મરનાં દરદીઓમાં શ્વાસનળીનાં દરદો ઉપર અને બીજા પ્રકારની દવાઓ નાની ઉમરનાં દરદીઓનાં એ દરદો ઉપર વપરાય છે.

**૧૨૮૩.** સ્પિરિટ એમોનિયા એરોમેટિકડ્રામ ૨
સ્પિરિટ ઇથિર નાઇટ્રોસી ...ડ્રામ ૪
ટિંક્ચર જીંજર... ...ડ્રામ ૧
પાણી... ... ...ઔંસ ૫॥

માત્રા–૧ ઔંસ, બબ્બે કલાકે દમ તથા જીર્ણ ખાંસીમાં.

**૧૨૮૪.** કૅમ્ફોરેટેડ ટિં. ઓપિયમ (પેરેગૉરિક) ... ...ડ્રામ ૩
ઇપીકાક્યુઆના વાઇન ...ડ્રામ ૧

સ્પિરીટ ઇથર નાઇટ્રોસી ...દ્રામ ૩
પાણી ... ... ...ઔંસ૭

માત્રા–૧ ઔંસ, દર ત્રણ કે ચાર કલાકે. કફમાં તથા શ્વાસનળી અને ફેફસાંનાં દરદમાં ફાયદો કરે છે. બાળકોનાં કફ, ખાંસી, સસણી, ફેફસાંનો વરમ, અને શ્વાસનળીના વરમની શરૂઆતમાં નાની માત્રામાં આપી શકાય. એક વરસના બાળકને દ્રામ ૧; બે વરસનાને દ્રામ ૧ાા

**૧૨૮૫.** કેમ્ફર... ... ...ગ્રેન ૧
ઇપીકાકયુઆના ચૂર્ણ ...ગ્રેન ૩

ગુંદરના પાણીથી ઘુંટીને ૧ ગોળી કરવી. દમમાં દર બે બે કલાકે.

**૧૨૮૬.** ટાર્ટર ઇમેટિક... ...ગ્રેન ૧
પેરેગૉરિક ... ...દ્રામ ૨
ઉકળતું પાણી ... ...ઔંસ ૧૨

મેળવીને ઠરવા દેવું. માત્રા ૧ ઔંસ. દર, ત્રણ કલાકે. સસણી, ફેફસાંના પડનો વરમ, ફેફસાંનો વરમ, તથા કંઠનળીનો સોજો, વગેરે દરદોમાં ફાયદો કરે છે.

**૧૨૮૭.** કાર્બોનેટ ઑફ મેગ્નિસ્યા...ગ્રેન ૨૫
પીપરમીંટનું તેલ... ...ટીપાં ૨
પાણી... ... ...ઔંસ ૧

માત્રા–દ્રામ ૧, રોજ ત્રણ કે ચાર વાર. ૧ થી ૨ વરસના બાળકને કુકડીઆ ખાંસીમાં આપવું. ગર્ભિણી સ્ત્રીને આખો ડોઝ ઉલટી બેસાડવા માટે આપવો.

**૧૨૮૮.** પેરેગૉરિક ... ... ...દ્રામ ૧
ઇપીકાકયુઆના વાઇન ...દ્રામ ૨
ટિંક્ચર સીલા ... ...દ્રામ ૧
બાઇ કાર્બોનેટ ઑફ સોડા...ગ્રેન ૪૦
પાણી... ... ... ...ઔંસ ૮

માત્રા–૧ ઔંસ, રોજ ત્રણ કે ચાર કલાકે સળેખમ, સસણી, અને ખાસ કરીને તે સાથે અજીર્ણ તથા હોજરીમાં ખટાણ હોય ત્યારે ફાયદો કરે છે. બાળકોને પણ આ મેળવણી ઉમ્મર પ્રમાણે ડોઝથી કફ, ખાંસી, તથા ખાંસીની આંકડીમાં આપવી.

**૧૨૮૯.** સલ્ફેટ ઑફ ઝિન્ક... ...ગ્રેન ૨
પેરેગૉરિક ... ... ...ટીપાં ૬૦
પાણી ... ... ...ઔંસ ૧ાા

માત્રા–૧ દ્રામ, એકથી બે વરસના બાળકને કુકડીયા ખાંસી (ઉંટાટીયા)માં દર ચાર કલાકે આપવું.

## ૧૨૯૦ મૂત્રલ તથા સ્વેદલ નુસખાઓ.

### ડાયુરેટિક્સ તથા ડાયાફોરેટિક્સ–Diuretics & Diaphoretics.

જે દવાઓ તથા દવાની મેળવણીઓ મૂત્રાશય અને મૂત્રમાર્ગ ઉપર અસર કરી પેસાબના જથાને વધારે છે તે 'ડાયુરેટિક' કહેવાય છે, અને પરસેવો લાવે છે તે 'ડાયાફોરેટિક' કહેવાય છે. તમામ પ્રકારના જલોદરના રોગમાં તેમજ તાવ, સંધિવા, આમવાત અને અજીર્ણ વગેરે દરદો જેમાં પેસાબ થોડો તથા લાલ ઉતરે તેમાં ઉપયોગી છે, આ જાતની દવાઓમાં 'નાઇટ્રેટ ઑફ પોટાશ,' 'સ્પિરિટ ઑફ નાઇટ્રીક ઇથર' 'કોલચીકમ', વગેરે મુખ્ય છે.

**૧૨૯૧.** નાઇટ્રેટ ઑફ પોટાશ ...દ્રામ ૧
સ્પિ. નાઇટ્રીક ઇથર ... ,, ૩
વાઇન ઑફ કોલચીકમ... દ્રામ ૨
પાણી... ... ... ...ઔંસ ૮

માત્રા–એક ઔંસ, રોજ ત્રણવાર; તાવ તથા સંધિવામાં અપાય.

**૧૨૯૨.** નાઇટ્રેટ ઑફ પોટાશ ... ગ્રેન ૧૦
બાઇ કાર્બોનેટ ઑફ પોટાશ ,, ૨૦
સાકર ... ... ... દ્રામ ૨

તેની એક પડીકી કરી ખાવી, આવી રોજ ત્રણ પડીકી ખાવી. અનુપાન જવનું પાણી.

**૧૨૯૩.** નાઇટ્રેટ ઑફ પોટાશ ... ગ્રેન ૪૦
સ્પિ. ઇથર નાઇટ્રોસી ... દ્રામ ૨
ટિંક્ચર ઑફ કેન્થારીડીસ... ,, ૨
પાણી... ... ... ...ઔંસ ૮

માત્રા—એક આંસ, રોજ ત્રણવાર. કોલેરામાં જ્યારે પેશાબ બંધ થાય ત્યારે આ મેળવણી આપવી.

૧૨૯૪. સોડા સેલીસીલાસ ગ્રેન ૧૦ થી ૩૦
સોડા બાઇ કાર્બ... „ ૧૦ થી ૩૦

તેની પડીકી ૩ કરીને પાણી સાથે આપવી.

૧૨૯૫. એન્ટીપાઇરીન ... ...ગ્રેન ૫
બ્રાંડી ... ... ડ્રામ ૧
પાણી ... ...આંસ ૧

નં. ૧૨૯૪ વાળી ઉપલી મેળવણીના દરેક ડોઝમાં આ ત્રણેનો એક ડોઝ ત્રણ ત્રણ કલાકે આપવો. બહુ મોઠા તાવ (હાઇ ફીવર) માં. તાવ નરમ પડે તેમ ડોઝની સંખ્યા ઓછી કરવી.

## ૧૨૯૬. સ્તંભન નુસ્ખાઓ.

### એસ્ટ્રીન્જન્ટસ—Astringents.

જે દવાઓ શરીરના જુદા જુદા ભાગો ઉપર અસર કરીને રસોત્પાદક ક્રિયાને ઓછી કરે છે, તેમજ બહાર લગાવવાથી રક્ત તથા રસ વહેનારી નસોનાં મોંને સંકોચી તેના પ્રવાહને બંધ કરે છે, તે જાતની દવાઓ 'એસ્ટ્રીન્જન્ટસ' કહેવાય છે. આયર્ન, એલમ, લેડ, ગૅલિક ઍસીડ, ચૉક, ઓપિયમ વગેરે એ વર્ગની દવાઓ છે.

૧૨૯૭. એલમ ફટકડી. ... ... ડ્રા. ૧
પાણી... ... ... ... આં. ૮

માત્રા—૧ આંસ, દર ચાર કલાકે. ગર્ભસ્રાવ, અતિ આર્ત્તવ, રક્તપ્રદર, તથા જીર્ણ મરડો, વગેરેમાં ઉપયોગી છે, તથા બહારનાં ચાંદાં ઉપર પણ લોશન તરીકે લગાવાય છે.

૧૨૯૮. ડાઇલ્યુટ સલ્ફ્યુરિક ઍસીડ..ડ્રામ ૨
ટિંક્ચર જીંજર ... ...ડ્રામ ૧
પાણી... ... ... ...આંસ ૮

માત્રા—૧ આંસ, રોજ ત્રણ ચાર કલાકે. ગર્ભસ્રાવ, તથા ફેફસાંના રક્તસ્રાવ, તથા ડિસ્પેપસ્યામાં ઉપયોગી છે. દવા પીને મોં ધોઇ સાફ કરવું.

૧૨૯૯. એસીટેટ ઑફ લેડ... ...ગ્રેન ૩
ટિંક્ચર ઓપિયમ ... ...ટીપાં ૫
ડિસ્ટીલ્ડ વૉટર ... ...આંસ ૧॥

માત્રા—૧ આંસ, દર ત્રણ કલાકે. ફેફસાંમાંથી પડતા લોહીને અટકાવવા અપાય.

૧૩૦૦. ડાઇલ્યુટ સલ્ફ્યુરિક ઍસીડ ટીપાં ૨૫
ટિંક્ચર ઓપિયમ ...ટીપાં ૮
પાણી ... ...આંસ ૧

એટલી વખતે પીવાનું, રોજ ત્રણવાર. આ પ્રમાણે પીવાથી ફેફસાંનો, હોજરીનો તથા મરડાનો રક્તસ્રાવ મટે છે. એક વરસના બાળકને એ મેળવણીમાંથી ૧ ડ્રામ આપવું.

૧૩૦૧. ગૅલિક ઍસીડ... ... ગ્રેન ૫
પાણી ... ...આંસ ૨

આ પ્રમાણ એક વખતનું. એ પ્રમાણે રોજ ત્રણવાર પીવું. કફમાં તથા હોજરીનો રક્તસ્રાવ, રક્તપિત્ત, અતિસાર તથા મરડામાં અપાય છે.

૧૩૦૨. એસેટેટ ઑફ લેડ ...ગ્રેન ૩
એકસ્ટ્રાકટ ઓપિયમ ...ગ્રેન ½

ગોળી ૧ કરવી. એક એક ગોળી રોજ ત્રણ વખત ખાવી. તમામ જાતના રક્તસ્રાવમાં તથા અતિસાર અને મરડામાં વપરાય છે.

૧૩૦૩. પલ્વીસ ક્રીટા એરોમેટિક કમ ઓપીયમ ... ... ...ગ્રેન ૫
બાઇ કાર્બોનેટ ઑફ સોડા...ગ્રેન ૧
ઍલમ... ... ...ગ્રેન ૧

ત્રણે મેળવીને એક પડીકી એકવાર અથવા જરૂર પડે તો બેવાર આપવી. તે બાળકોના અતિસાર તથા મરડામાં ઉપયોગી છે. માત્રા ૧॥ થી ૨. ત્રણ વરસના બાળકને ગ્રેન ૭, ૧ વરસનાને ગ્રેન ૩॥ અને ૬ માસનાને ગ્રેન ૧॥.

૧૩૦૪. એકસ્ટ્રાકટ ઓપીયમ ...ગ્રેન ૦।।
ચૉક ... ... ...ગ્રેન ૨૪
સાકર ... ... ...ગ્રેન ૨૪
મેળવીને પડીકી ૧૨ કરવી, માત્રા–૧ વરસના બાળકને એકેક પડીકી દર ૪ કલાકે; એક વરસની અંદરના બાળકને ૦।। પડીકી અને છ માસની અંદરના બાળકને ૦। પડીકી. દર એક પડીકીમાં $\frac{1}{24}$ ગ્રેન અફીણ આવે છે. આ દવા બાળકોના મરડા તથા અતિસારમાં ઉપયોગી છે.

૧૩૦૫. ડાઇલ્યુટ સલફ્યુરિક ઍસીડ ટીપાં ૨૦
ટિંક્ચર કેટેચ્યુ... .. ટીપાં ૪૦
સીરપ જીંજર... ...ડ્રામ ૨
પાણી ... ...ડ્રામ ૧૦
માત્રા—૬ માસના બાળકને ૦।। ચમચો; ૧ વરસના બાળકને ૧ ચમચો અને ૧।। વરસના બાળકને ૨ ચમચા. ઝાડો તથા મરડો મટાડે.

## ૧૩૦૬. નિદ્રા લાવનાર નુસખાઓ.

### ઓપિએટસ–Opiates.

જે દવાઓ દરદીની પીડાને ઓછી કરીને નિદ્રા લાવે છે તેને 'ઓપિએટ' કહે છે. તેવી દવાઓમાં મુખ્ય ઓપિયમ' મોર્ફિયા' 'કલૉરલ,' 'બ્રોમાઇડ', વગેરે છે. મોટા ડોઝમાં તે બધી દવાઓ ઝેર છે, અને તેથી ઘણી સંભાળથી આપવી,

૧૩૦૭. કલૉરલ ... ... ગ્રેન ૨૦
પાણી ... ... ઔં. ૧।।
મેળવીને એકીવારે પાઇ દેવું.

કેટલાક કેસોમાં અફીણને બદલે કલૉરલ વપરાય છે. જો કલૉરલના ૨૦ ગ્રેન ઉંઘ લાવવાને પુરતા ન થાય તો દરેક ડોઝમાં પાંચ ગ્રેન વધારીને છેવટ ૪૦ ગ્રેન સુધી તે માત્રા વધારી શકાય. ૫–૧૦ ગ્રેન જેટલી નાની માત્રામાં કલૉરલ નસોને શાંત પાડવાના કામમાં વપરાય છે.

૧૩૦૮. હાઇડ્રોક્લોરેટ ઑફ મૉર્ફ્યા ...ગ્રેન $\frac{1}{2}$
રેક્ટીફાઇડ સ્પીરીટઑફ વાઇનટીપાં૧૦
પાણી... ... ...ઔંસ ૧
ત્રણને મેળવીને ૧ ડોઝથી પીવી. નિદ્રા લાવવા માટે સખ્ત દવાની જરૂર પડે ત્યારેજ આ મેળવણી વપરાય છે; જેમકે આંતરડાંમાં કાંઇ અટકાવ થયો હોયઅથવા ધનુર્વાનીતાણમાં.

## ૧૩૦૯. વામક–ઉલટી લાવનાર–નુસખાઓ.

### ઇમેટિકસ–Emetics.

હોજરીનો સંકોચ કરીને ઉછાળો તથા ઉલટીને પેદા કરી હોજરીમાંની ખાધેલી વસ્તુને ગળેથી બહાર કાઢે એવી દવાઓ 'ઇમેટિક' એટલે વામક કહેવાય છે. સાધારણ વપરાતી ઉલટીની દવાઓમાં ઇપીકાક્યુઆના, ટાર્ટર ઇમેટિક,સલ્ફેટ ઑફ ઝિંક વગેરે છે. ગરમ પાણી ઉલટીને ઉત્તેજન આપે છે અને તેથી ઉલટીની દવાઓ ગરમ પાણી સાથે લેવાનો ચાલ છે. ગળામાં પીછી ફેરવવાથી ઉલટીની ક્રિયાને વધારે ઉત્તેજન મળે છે.

ફક્ત રાઇ અને મીઠાથી પણ ઉલટી થાય છે. ૧ કવોર્ટ ગરમ પાણીમાં આશરે ૧।। ઔંસ મીઠું મેળવી પી જવું. અથવા નીચેની મેળવણી કરીને પીવી.

૧૩૧૦. રાઇનો લોટ ... ...ઔંસ ૦।।
મીઠું–લવણ ... ... ડ્રામ ૧
ગરમ પાણી ... ઔંસ ૧૦ થી ૧૨
આ મેળવણી એકી વારે પી જવી. તેથી પાંચ સાત મિનિટમાં ઉલટી થશે.

ઉલટીની દવા મુખ્ય કરીને ઝેરના કેસોમાં તથા ગળાના વરમમાં આપવી પડે છે. કોઇવાર તાવમાં પિત્તને કાઢવા માટે પણ ઉલટી અપાય છે. ઉલટીની કેટલીક સખ્ત દવાઓ વૃદ્ધને, બાળકને કે નબળા માણસને આપવી નહિ.

સાદા મીઠાને બદલે સલ્ફેટ ઑફ ઝિંક (ગ્રેન ૧૦ થી ૩૦) અથવા સલ્ફેટ ઑફ કૉપર (ગ્રેન ૫ થી ૧૦) આપવાથી પણ ઉલટી થાય.

## ૧૩૧૧. ઑઇન્ટમેન્ટ–મલમો.

**૧૩૧૨. અંગ્વેન્ટમ સિમ્પલ**—સાદો મલમ–ધોળું મીણુ આં. ૨, ચરબી આં. ૩ અને બદામનું તેલ આં. ૩. ગરમ પાણી ઉપર રાખીને ગરમ કરી મલમ બનાવવો.

**૧૩૧૩.અં. એકોનાઇટ**–એકોનાઇટીન ગ્રેન ૮, રેક્ટીફાઇડ સ્પીરીટ ડ્રામ ાા, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૧

**૧૩૧૪.અં. આયોડીન**–આયોડીન ગ્રેન ૩૨, પોટાશ આયોડીડ ગ્રેન ૩૨, ગ્લીસરીન ડ્રામ ૧. પ્રીપેર્ડ લાર્ડ ઔંસ ૨.

**૧૩૧૫. અં. આયડૉફૉર્મ**–આયડૉફૉર્મ ઔંસ ૧, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૯.

**૧૩૧૬. અં. કારબૉલિક ઍસીડ**—કા. ઍસીડ ગ્રેન ૬૦, સૉફ્ટ (નરમ) પેરાફીન ગ્રેન ૭૨૦, હાર્ડ (કઠણ) પેરાફીન ગ્રેન ૩૬૦.

**૧૩૧૭. અં. કેન્થારીડીસ**—કેન્થારીડીસ ઔંસ ૧. પીળું મીણુ ઔંસ, ૧, અને ઓલાઇવ ઑઇલ ઔંસ ૬.

**૧૩૧૮.અં. ક્રિયોસોટ**—ક્રિયોસોટ ડ્રામ ૧, સાદો મલમ ઔંસ ૧.

**૧૩૧૯.અં. ગૉલીક**–ગૉલ–માયાનું-ચૂર્ણુ ગ્રેન ૮૦, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૧.

**૧૩૨૦. અં. ગૉલ તથા ઓપીયમ**–માયાંનો મલમ ૧ ઔંસ, અફીણુ ગ્રેન ૩૨. ઉપયોગ–હરસના મસા તથા રક્તસ્રાવ.

**૧૩૨૧.અં. પ્લ’બીએસીટેટીસ**–સ્યુગરલેડનો મલમ–સ્યુગરલેડ ગ્રેન ૧૨, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૧.

**૧૩૨૨. અં. પીસીસ**–ટારનો મલમ–ટાર ઔંસ ૫, પીળું મીણુ ઔંસ ૨.

**૧૩૨૩. અં. રેડ આયોડાઇડ ઑફ મકર્યુરી**–રેડ આયોડાઇડ ઑફ મકર્યુરી ગ્રેન ૧૬, સાદો મલમ ઔંસ ૧. ઉપયોગ–ગ્રંથી–ગાંઠો.

**૧૩૨૪. અં. રેડ ઑક્સાઇડ ઑફ મર્ક્યુરી**—રેડઑક્સાઇડ ઑફ મર્ક્યુરી ગ્રેન ૬૨, હાર્ડ પેરેફીન ડ્રામ ૨, સોફ્ટ પેરેફીન ડ્રામ ૬.

**૧૩૨૫.અં. રેઝીની**—રાળનો મલમ–રાળ ઔંસ ૮, પીળું મીણુ ઔંસ ૪, સાદો મલમ ઔંસ ૧૬, બદામનું તેલ ઔંસ ૨.

**૧૩૨૬. અં. બેલાડોના**–આલ્કોહૉલિક એક્સ્ટ્રાક્ટ ઑફ બેલાડોના ગ્રેન ૫૦, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૧.

**૧૩૨૭.અં. સલ્ફ્યુરીસ**—ગંધકનો મલમ–ગંધક ઔંસ ૧, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૪. ઉપયોગ–ખસ ઉપર.

**૧૩૨૮. અં. સેલીસીલીક ઍસીડ**—સેલીસીલીક એસીડ ગ્રેન ૬૦, સૉફ્ટ પેરાફીન ગ્રેન ૧૦૮૦, હાર્ડ પેરાફીન ગ્રેન ૫૪૦.

**૧૩૨૯.અં. યુકેલીપ્ટી**—યુકેલીપ્ટી ઑઇલ ઔંસ ૧, સૉફ્ટ પેરાફીન ઔંસ ૨, હાર્ડ પેરાફીન ઔંસ ૨.

**૧૩૩૦. અં. હાઇડ્રાર્જીરી**–(બ્લ્યુ ઑઇન્ટમેન્ટ)–પારો પૌંડ ૧, પ્રીપેર્ડ લાર્ડ પૌંડ ૧, પ્રીપેર્ડસ્વેટ ઔંસ ૧; પારાનાં રજકણુ દેખાતાં બંધ થાય ત્યાં સુધી ઘુંટવું.

**૧૩૩૧.અં. હાઇડ્રાર્જીરી કમ્પાઉન્ડ**—પારાનો મલમ ઔંસ ૬, પીળું મીણુ ઔંસ ૩, ઓલાઇવ ઑઇલ ઔંસ ૩, કપુર ઔંસ ૧ાા મીણુને ગરમ કરીને તેલમાં મેળવવું અને ઠરે એટલે પારાનો મલમ તથા કપુર મેળવવાં.

**૧૩૩૨. અં. ટેરીબીન્થીની**–ટરપેન્ટાઇનનો મલમ–ટરપેન્ટાઇન ઔંસ ૧, રાળ ગ્રેન ૫૪, પીળું મીણુ ઔંસ ાા, પ્રીપેર્ડ લાર્ડ ઔંસ ાા.

**૧૩૩૩. અં. ઝિન્સી**—ઝિન્કનો મલમ–ઝિન્ક ઑક્સાઇડ ગ્રેન ૮૦, બેન્ઝોએટેડ લાર્ડ ઔંસ ૧.



## ૧૩૩૪. લીનીમેન્ટ—ચોપડવાનાં તેલ.

**૧૩૩૫. લીનીમેન્ટ એકોનાઇટ**—વછનાગનું ચૂર્ણ ઔંસ ૧૭, કપુર ઔંસ ૧. રેકટીફાઇડ સ્પીરીટ ઔંસ ૨૦; સર્વ મળીને ૩૦ ઔંસ ચૂર્ણને સ્પીરીટમાં ૭ દિવસ પલાળી રાખવું. પછી ગાળીને કપુર મેળવવું.

**૧૩૩૬. લી. આમોનિયા**—લા. આમોનિયા ઔંસ ૧, ઓલાઇવ ઓઇલ અથવા અળશીનું તેલ ઔંસ ૩.

**૧૩૩૭. લી. ઓપીયાઇ**—ટિં. ઓપીયમ ઔંસ ૨, લીનીમેન્ટ ઑફ સોપ ઔંસ ૨.

**૧૩૩૮. લી. આયોડાઈડ**—પો. આયોડીન ડ્રામ ૪, આયોડાઇન ઔંસ ૧ા, ગ્લિસરીન ડ્રામ ૨, રેકટીફાઇડ સ્પીરીટ ઔંસ ૧૦.

**૧૩૩૯. લી. કયાલસી**—ચુનાનું લીનીમેન્ટ–લાઇમવૅાટરઔં. ૨ અનેઓલાઇવઔંસ ૨

**૧૩૪૦. લી. કેમ્ફ્રર**—કપુર ઔંસ ૧, ઓલાઇવ ઑઇલ ઔંસ ૪.

**૧૩૪૧. લી. કેમ્ફ્રર કંપાઉન્ડ**—કપુર ઔંસ ૨ા, લવંડર તેલ ડ્રામ ૧. સ્ટ્રૅાન્ગ લાઇકર આમોનિયા (ફેરિસ્ર્યોર) ઔંસ ૫, રેકટીફાઇડ સ્પિરિટ ઔંસ ૧૫.

**૧૩૪૨. લી. કૅરોન**—લાઇમ વૅાટર ઔંસ ૫, અળશીનું તેલ ઔંસ ૫.

**૧૩૪૩. લી. કલોરોફાર્મ**—કલોરોફાર્મ ઔંસ ૨, લીનીમેન્ટ કેમ્ફ્રર ઔંસ ૨.

**૧૩૪૪. લી. ક્રોટોનીસ**—જમાલગોટાનું તેલ ઔંસ ૧, કેજુપુટી ઑઇલ ઔંસ ૩ા, રેકટીફાઇડ સ્પીરીટ ઔંસ ૩ા.

**૧૩૪૫ લી. ટેરીબીન્થીની**—કમ્પાઉન્ડ ટરપેન્ટાઇન ઔંસ ૪, એસેટિક ઍસીડ ઔંસ ૧, લીનીમેન્ટ ઑફ કેમ્ફ્રર ઔંસ ૪.

**૧૩૪૬. લી. બેલાડોના**—બેલાડોનાનાં મૂળીઆં ઔંસ ૨૦. કપુર ઔંસ ૧; રેકટીફાઇડ સ્પીરીટ જોઇએ એટલું–સર્વ મળીને ૩૦ ઔંસ.

**૧૩૪૭. લી. હાઈડ્રાર્જીરી**—પારાનું લી. પારાનો મલમ ઔંસ ૧, લાયકર આમોનિયા ઔંસ ૧, લીનીમેન્ટ કેમ્ફ્રર ઔંસ ૧; લી. કેમ્ફ્રરને ગરમ કરીને તેમાં પ્રથમ પારાનો મલમ મેળવીને પછી આમોનિયા મેળવવું.

**૧૩૪૮. લી. સેપોનીસ**—સાબુનું તેલ–કડણ સાબુ ઔંસ ૨, કપુર ઔંસ ૧, રોઝમરીનું તેલ ડ્રામ ૩, રેકટીફાઇડ સ્પી. ઔંસ ૧૬.

## ૧૩૪૯. પ્લાસ્ટર–લેપ. લા. એમ્પ્લાસ્ટ્રમ.

**૧૩૫૦. પ્લાસ્ટર એમોનિયાકમ હાઈડ્રાર્જીરી**—એમોનિયાકમ ઔંસ ૧૨, મર્ક્યુરી ઔંસ ૩, અળશીનું તેલ ડ્રામ ૧, ગંધક ગ્રેન ૮.

**૧૩૫૧. પ્લાસ્ટર ઓપીયમ**—અફીણનો ભુકો ઔંસ ૧, રાળનું પ્લાસ્ટર ઔંસ ૯; ગરમ પાણીથી મેળવવાં.

**૧૩૫૨. પ્લાસ્ટર કેન્થારીડીસ**—કેન્થારીડીસનો ભુકો ઔંસ ૧૨, પીળું મીણુ ઔંસ ૭ા, ચરબીનો ભુકો ઔંસ ૭ા, રાળનો ભુકો ઔંસ ૩, પ્રીપેર્ડલાર્ડ ઔંસ ૬.

**૧૩૫૩. પ્લાસ્ટર પ્લંબી આયોડાઈડ**—પ્લંબી અયોડાઇડ ઔંસ ૨. લેડપ્લાસ્ટર પૌંડ ૧, રાળ ઔંસ ૨.

**૧૩૫૪. પ્લાસ્ટર રેઝીન**—રાળનો ભુકો ઔંસ ૪, લેડપ્લાસ્ટર પૌંડ ૨, કર્ડસોપ ઔંસ ૨.

**૧૩૫૫. પ્લાસ્ટર બેલાડોના**—આલ્કોહોલીક એકસ્ટ્રાક ઑફ બેલાડોના ઔંસ ૪, રેઝીન પ્લાસ્ટર ઔંસ ૮, સોપપ્લાસ્ટર ઔંસ૯.

**૧૩૫૬. પ્લાસ્ટર સોપ**—કર્ડસોપ ઔંસ ૬, લેડપ્લાસ્ટર પૌંડ ૨૧, રાળ ઔંસ ૧.

**૧૩૫૭. પ્લાસ્ટર હાઇડ્રાર્જીરી**—પારો

ઔંસ ૩, ઓલાઇવ ઑઇલ ગ્રેન ૫૬, ગંધક ગ્રેન ૮. લેડપ્લાસ્ટર ઔંસ ૬.

**૧૩૫૮. પ્લાસ્ટર ઑફ મસ્ટર્ડ**—રાઇ ઔંસ ૨ાા, અળશી ઔંસ ૨ાા, ઉકળતું પાણી ઔંસ ૮, ઠંડું પાણી ઔંસ ૨. પ્રથમ અળશીને ગરમ પાણીમાં અને રાઇને ઠંડા પાણીમાં મેળવી પછી બન્ને મેળવવાં.

## ૧૩૫૯. ઓલિયમ-તેલ.

**૧૩૬૦. ઓ. એનેથી**—સુવાનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૬૧. ઓ. કેજુપુટી**—(કાયાકુટી)-માત્રા ટીપાં ૧-૪.

**૧૩૬૨. ઓ. કેરીઓફાઇલી**-લવીંગનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૬૩. ઓ. એનીથી**—અનીસુનનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૬૪. ઓ. એમીગડલી**—બદામનું તેલ માત્રા ડ્રામ ૧-૪.

**૧૩૬૫. ઓ. ક્રોટોનીસ**—જમાલગોટાનું તેલ માત્રા ટીપું ૦ાા-૧

**૧૩૬૬. ઓ. કયુબેબ**—ચણકબાબનું તેલ માત્રા ટીપાં ૫ થી ૨૦.

**૧૩૬૭. ઓ. યુકેલીપ્ટી**—યુકેલીપ્ટસનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૬૮. ઓ. ઓલીવી**—ઓલાઇવ તેલ માત્રા ડ્રામ ૧-૮.

**૧૩૬૯. ઓ. જુનીપર**-જુનીપરનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૭૦. ઓ. ટેરીબીન્થીની**—ટરપેન્ટાઇન માત્રા ટીપાં ૧-૩૦.

**૧૩૭૧. ઓ. થીઓબ્રોમેટીસ**—કોકમનું તેલ માત્રા-જોઇએ તેટલું.

**૧૩૭૨. ઓ. કોપેબી**—કોપેબાનું તેલ માત્રા ટીપાં ૫-૨૦.

**૧૩૭૩. ઓ. કોરીએન્ડ્રી**—ધાણાનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૭૪. ઓ. લવન્ડયુલી**—લવંડરનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૭૫. એ. લીની**—અળસીનું તેલ માત્રા જોઇએ તેટલું.

**૧૩૭૬. ઓ. મેન્થીપ્રીપરેટી**—પીપરમીંટનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૭૭. ઓ. મીરીસ્ટીસી**-જાયફળનું તેલ માત્રા ટીપાં ૧-૮.

**૧૩૭૮. ઓ. મોરહુ**—કૉડલિવર ઓઇલ માત્રા ડ્રામ ૧-૮.

**૧૩૭૯. ઓ. રીસીની**—કેસ્ટર ઑઇલ માત્રા ડ્રામ ૧-૮.

**૧૩૮૦. ઓ. રોઝમરીની**—રોઝમરીનું તેલ માત્રા ટીપાં જોઇએ તેટલાં.

**૧૩૮૧. ઓ. સીનામોની**—તજનું તેલ માત્રા ટીપાં ૧-૪.

**૧૩૮૨. ઓ. સેન્ટાલી**—સુખડનું તેલ માત્રા ટીપાં ૧-૩૦.

**૧૩૮૩. ઓ. સીનાપીસ**—રાઇનું તેલ માત્રા ટીપાં ૧-૧૦.

**૧૩૮૪. ઓ. લીમોનીસ**—લીંબુનું તેલ માત્રા ટીપાં ૧-૪.

## ૧૩૮૫. લોશન-પોતાં ધોવાનાં પ્રવાહી.

**૧૩૮૬. ફટકડીનું લોશન**—ફટકડી ગ્રેન ૨૦, ડિસ્ટીલ્ડ વૉટર ઔંસ ૮. ઉપયોગ આંખ તથા કાનનો પાક, ધારાં, પ્રમેહની પીચકારી.

**૧૩૮૭. ઝિંક લોશન**—સલ્ફેટ ઑફ ઝિંક ગ્રેન ૮, પાણી ઔંસ ૮. આંખ ઉઠે તેનાં ટીપાં તથા પ્રમેહની પીચકારી.

**૧૩૮૮. બાઇ કાર્બોનેટ ઑફ સોડા–લો.** ડ્રામ ૧, પાણી ઔંસ ૮. ખરજવાં તથા ચામડીનાં બીજાં દરદોમાં ચોપડાય.

**૧૩૮૯. કારબોલિક લોશન**—કારબોલિક એસીડ ડ્રામ ૪ાા, પાણી ઔંસ ૨૦. ચાંદી, ચાંદાં, જખમ વગેરે ધોવાના કામમાં આવે (ડિસઇન્ફેકટંટ).

**૧૩૯૦. પરકલોરાઇડ ઑફ મકર્યુરી–એટલે રસકપુરનું લોશન**–રસકપુર ગ્રેન ૧૮, લાઇમવૉટર ઔંસ ૧૦. ચાંદાં, ચાંદી, ધારાં ધોવા માટે (ડિસઇન્ફેકટંટ) અથવા ૧ ભાગ રસકપુર અને ૧૦૦૦ થી ૨૦૦૦ ભાગ પાણી.

**૧૩૯૧. હાઇડ્રૉર્જીરી નાઇગ્રા**—બ્લેકવૉશ કયાલોમેલ ગ્રેન ૩૦, લાઇમવૉટર–કળીચુનાનું પાણી ઔંસ ૧૦. ગંધાતાં સડેલાં ચાંદાં, ચાંદી તથા ઠંડક માટે લોશન.

**૧૩૯૨. બોરાકસ લોશન**—ટંકણ ડ્રામ ૧–૨, ગ્લીસરાઇન ડ્રામ ૧૦ તથા કપુરનું પાણી ઔંસ ૮. ચળ તથા ભીંગડાં–પોકાંવાળાં ખરજવાં ધોવા માટે.

**૧૩૯૩. ઝીંક તથા એલમ લોશન**—સલ્ફેટ ઑફ ઝિંક ગ્રેન ૨૦, એલમ ગ્રેન ૪૦, ગ્લીસરાઇન ડ્રામ ૧, ગુલાબજળ ઔંસ ૮, ખરજવાં, ચેળ, તતહાટ, દાહ.

**૧૩૯૪. હાઇપોસલ્ફેટ ઑફ સોડા**—લો. હા. સલ્ફેટ ઑપ સોડા ડ્રામ ૨ થી ૪, ગ્લીસરાઇન ડ્રામ ૨, પાણી ઔંસ ૮. ખરજવાં, ચેળ, ચેળવાળાં ગુમડાં.

**૧૩૯૫. સલ્ફરલોશન**—ગંધક ડ્રામ ૨ થી ૪, રેકટીફાઇડ સ્પીરીટ ડ્રામ ૨, ગ્લીસરીન ડ્રામ ૧, લાઇમવૉટર ઔંસ ૨, ગુલાબજળ ઔંસ ૮. ખરજવાં ઉપર રાત્રે લગાવી સવારે ધોવું.

## ૧૩૯૬. સોગઠી–સપોઝીટરી.

**૧૩૯૭. આયોડૉફૉર્મની સોગઠી**—આયોડૉફૉર્મ ગ્રેન ૩૬, કોકમનું તેલ ગ્રેન ૧૪૪, તેની સોગઠીઓ ૧૨ કરવી.

**૧૩૯૮. કાર્બોલિક એસીડ અને સાબુ**–કાર્બોલિક એસીડ ગ્રેન ૧૨, કર્ડ સોપ ગ્રેન ૧૮૦. ગ્લિસરાઇન ઑફ સ્ટાર્ચ જોઇએ એટલું. સોગઠીઓ ૧૨ કરવી.

**૧૩૯૯. ટેનિક એસીડની સોગઠી**—ટેનિક એસીડ ગ્રેન ૩૬ અને કોકમનું તેલ ગ્રેન ૧૪૪, તેની સોગઠી ૧૨ કરવી.

**૧૪૦૦, ટેનિક એસીડ તથા સાબુ**—ટેનિક એસીડ ગ્રેન ૩૬, ગ્લિસરાઇ ઑપ સ્ટાર્ચ ગ્રેન ૩૦, કર્ડ સોપ ગ્રેન ૧૦૦ અને સ્ટાર્ચ જોઇએ એટલું, તેની સોગઠી ૧૨ કરવી.

**૧૪૦૧. પ્લંબી એસીટાસ**—પ્લંબી એસીટાસ ગ્રેન ૩૬. અફીણનો ભૂકો ગ્રેન ૧૨, કોકમનું તેલ ગ્રેન ૧૩૨. સોગઠી ૧૨ કરવી.

**૧૪૦૨. પારાની સોગઠી**—પારાનો મલમ ગ્રેન ૬૦, કોકમનું તેલ ગ્રેન ૧૨૦. તેની સોગઠી ૧૨ કરવી.

## સ્થાનિક ઉપચારો.

Local Appliances.

ગરમ પાણીની બાફ, ઠંડા પાણીના પોતાં, પોલ્ટીસ. ફોલ્લો ઉપાડવો (બ્લીસ્ટર), પીચકારીઓ, ઇત્યાદિક સ્થાનિક ઉપચારો કહેવાય છે.

## ૧૪૦૩. ગરમ ઉપચારો.

### Warm Appliances.

**૧૪૦૪. (૧) થુલાંની પોલ્ટીસ**—શણ અથવા ફ્લાલીનની કોથળી કરવી અને તે અરધી થુલાંની ભરવી. પછી તે થુલું ભીનું થાય એટલું ઉકળતું પાણી તેના ઉપર રેડવું, અને થેલીનો ભીનાશવાળો ભાગ ચુસાઇ જવા માટે જાડા કપડાના રૂમાલ ઉપર રાખવો. પછી તે પોટલી દુખતા ભાગ ઉપર ગરમાગરમ મૂકીને તેના ઉપર સુકો રૂમાલ વીંટવો.

**૧૪૦૫. (૨) રોટલાની પોલ્ટીસ**—એક વાસણમાં ૨૦ રૂપીઆભાર ગરમ છણછણતું પાણી નાખવું, તેમાં મળી શકે એટલા રોટલાના કટકા નાંખવા અને ૫ મીનીટ પલાળવા દેવા. પછી પાણીને ગાળી લેવું અને પલળેલ રોટલાના કટકા શણના કટકા ઉપર પાથરી દરદવાળા ભાગ ઉપર પોલ્ટીસ બાંધવી. આપણે ઘઉંના આટાને ગરમ પાણીમાં બાફીને પોલ્ટીસ બાંધીએ છીએ તે પણ એવોજ ગુણ આપે છે.

**૧૪૦૬. (૩) અળસીની પોલ્ટીસ**—અળસીને ખાંડીને ઉકળતા પાણીમાં નાંખીને શીરા જેવું થાય તેને ઝીણા કપડાના બેવનમાં રાખીને ગરમાગરમ દરદવાળા ભાગ ઉપર બાંધવી.

**૧૪૦૭. (૪) ગરમ ભીનો શેક**—(Moist Fomentation.)—ફ્લેનલના કપડાના એક કટકાની બેચાર ઘડી કરીને તેને ગરમ પાણીમાં બોળી કાઢી નીચોવીને તે ગરમાગરમ કપડું દરદવાળા ભાગ ઉપર મૂકી ઉપરથી સુકો રૂમાલ વીંટવો. આવા બે કટકા રાખીને વારાફરતી શેક કરવો અને દરદવાળા ભાગને પવનમાં ખુલ્લો રહેવા દેવો નહિ. દરદ વધારે હોય તો અફીણના ડોડવા નાખીને ઉકાળેલા પાણીમાં કપડું બોળી ઉપર પ્રમાણે વરાળીયું કરી તેનો શેક કરવો.

**૧૪૦૮. (૫) સુકો ગરમ શેક**—(Dry Fomentation) ફ્લેનલના કે બીજા કપડામાં રેતી, ઈંટ, થુલું કે એવી કોઇ પણ વસ્તુની બે કોથળી કરીને વારા ફરતી અંગારા ઉપર ગરમ કરીને તેના વતી શેક કરવામાં આવે છે. ગરમ કરેલી ઈંટ અથવા ગરમ પાણીની ભરેલી બાટલીને ફ્લેનલનું કપડું વીંટીને તે દરદવાળા ભાગ ઉપર દબાવવાથી પણ શેક થાય છે. આ કામને માટે તૈયાર થેલીઓ bags મળે છે. શેકથી શરીરના કોઇ પણ ભાગમાં લોહી, કફ કે વાયુનો જમાવ થયો હોય તો તે વેરાઈ જઇ દરદ નરમ પડે છે.

---

## ૧૪૦૯. ઠંડા ઉપચારો.

### Cooling Appliances.

સ્થાનિક દરદમાં પરૂ થવા માંડે તે પહેલાં ઘણીવાર ઠંડો ઉપચાર ફાયદો કરે છે, કેમકે તે પરૂને થવા દેતો નથી. પણ ચોક્કસ દરદમાં પરૂ થવા માંડ્યું છે કે નહિ? તે નક્કી કરવાનું કેટલીકવાર મુસ્કેલ થઇ પડે છે. ઠંડાં પોતાં મુકવાથી જો દરદીને ટાઢની કંપારી સાથે બેચેની માલમ પડે તો સમજવું કે ઠંડો ઉપચાર તેને નુકસાન કરશે અને તેથી બંધ કરવો. થોડા ઠંડા ઉપચારો નીચે પ્રમાણે કરવાઃ—

**૧૪૧૦. (૧)** સુરોખાર (નાઇટ્રેટ ઑફ પોટાશ) ... ... ... ઔંસ ૦ાા

નવસાર (હાઇડ્રોક્લોરેટ ઑફ આમોનિયા) ... ... ... ઔંસ ૦ાા

પાણી ... ... ઔંસ ૧૨

આ મિશ્રણમાં શણનું કે સુતર કપડાનું પોતું બોળીને દરદવાળા ભાગ ઉપર મૂકવું. જો વધારે

ઠંડકની જરૂર હોય તો પાણીનું પ્રમાણ ઓછું લેવું. પોતું કોરૂં પડવા લાગે ત્યારે ફરી મિશ્રણમાં બોળીને મૂકવું. અથવા ઉપરથી પાણી સિંચ્યા કરવું.

૧૪૧૧. એસેટેટ ઑફ લેડ ... ડ્રામ ૧
રેકટીફાઇડ સ્પિરિટ ... ઔંસ ૧
પાણી ... ... ... ઔંસ ૧૨
મિશ્રણ બનાવીને ઉપર પ્રમાણેજ પોતાં મૂકવાં.

## ૧૪૧૨. શાંતિકારક ઉપચારો.

### Soothing Appliances.

૧૪૧૩. (૧) પાણી–water dressing–શણ અથવા લીંટના કપડાને એવડું વાળી પાણીમાં બોળીને મૂકવું, તેને વૉટર ડ્રેસિંગ કહે છે. તેની અંદર પાણી પ્રવેશ ન કરે એવું તેલવાળું રેશમી કપડું (ગટાપરચાવાળું) બાંધવું. આ ડ્રેસિંગને રોજ બે ત્રણવાર બદલાવવું. દાહ કરનારાં તથા રૂઝાતાં ધારાં ઉપર આ ડ્રેસિંગ ઉપયોગી છે. પાણીમાં કેટલીક દવાઓ નાંખીને પણ ડ્રેસિંગ કરવામાં આવે છે. ડ્રેસિંગ ગરમ તેમજ ઠંડા બન્ને પાણીમાં થઇ શકે.

૧૪૧૪. (૨) બ્લેકવૉશ—કયાલોમેલ ગ્રેન ૩૦, તથા લાઇમવૉટર ઔંસ ૧૦ તેને શીશીમાં ભરીને હલાવવાથી કાળા રંગનું પાણી બને છે. ગુહ્યેંદ્રિનાં ક્ષત, જખમ, ધારાં ઉપર આનાં પોતાં મૂકવાથી દાહ તથા સોજો મટે છે.

૧૪૧૫. (૩) અળસીનું તેલ તથા લાઇમ વૉટર સમભાગે મેળવીને ખુબ હલાવવું. આ તેલ બળેલા કે દાઝેલા ભાગ ઉપર મૂકવાથી શાંતિ વળે છે.

૧૪૧૬. (૪) એક નાની શીશીના બે ભાગમાં કપુરનો ભુકો નાંખવો અને ખાલી રહેલો બીજો ભાગ રેકટીફાઇડ સ્પિરીટથી ભરવો. પછી એક લાકડીને છેડે લીંટ કે વાદળીનો કટકો બાંધીને તે છેડો ઉપલી શીશીમાં બોળીને દરદવાળા ભાગ ઉપર ઘસવાથી એકજ મીનીટમાં દરદ બંધ પડે છે. પણ તેની અસર વધારે વાર રહેતી નથી.

## ૧૪૧૭. બ્લિસ્ટર્સ–ડામ.

હલકાં બ્લિસ્ટરમાં ચામડી લાલ થાય છે અને સખત બ્લિસ્ટરમાં ફરફોલ્લો ઉઠે છે. આ એક પ્રકારના ડામની ક્રિયા છે.

૧૪૧૮. (૧) **ટરપેન્ટાઇનનાં પોતાં**—લીંટ અથવા ફ્લેનલનો કટકો ટરપેન્ટાઇનમાં બોળી દરદવાળા ભાગ ઉપર પોતું મુકવું તથા તેના ઉપર તેલવાળું ચામડું અથવા તેની ગેરહાજરીમાં સુકા કપડાનો કકડો મુકવો. આ પોતાથી ચામડી લાલ થશે પણ ફોલ્લો ઉઠશે નહિ.

૧૪૧૯. (૨) **રાઇનું પ્લાસ્ટર**—રાઇનો લોટ બજારમાં તૈયાર મળે છે તે અથવા ઘેર દળીને લોટ તૈયાર કરવો, અથવા રાઇના આખા દાણા, જે હાજર હોય તેને ગરમ પાણીમાં વાટી કાલવીને શણના કપડા ઉપર અથવા બીજા ગમે તે કપડા ઉપર કે કાગળ ઉપર પાથરીને તે પ્લાસ્ટર દરદવાળા ભાગ ઉપર મુકવું. તથા તેને ૨૦ થી ૩૦ મીનીટ સુધી રહેવા દેવું અથવા બહુ બળે એટલે ઉપાડી લેવું. બાળકોથી સખ્ત પ્લાસ્ટર સહન ન થાય માટે રાઇના થર તથા ચામડીની વચમાં મલમલનું બારીક કપડું રાખીને પ્લાસ્ટર મારવું. આ પ્લાસ્ટર સખ્ત પડે તો ફોલ્લો ઉઠે ને ધારૂં પડે. પ્લાસ્ટર ઉપાડી લીધા પછી બળતરા થતી હોય તો ઘી ચોપડવું.

૧૪૨૦. (૩) **બ્લિસ્ટર—સ્ટીકીંગ પ્લા-**

સ્ટરના ટુકડા ઉપર કેન્થારીડીસ પ્લાસ્ટર આછું આછું પાથરીને ચામડી ઉપર લગાવવામાં આવે છે અથવા તેનું નરમ પ્રવાહી ચોપડવામાં આવે છે, તેથી સુમારે બે કલાકમાંજ ફરફોલ્લો ઉઠવા લાગે છે. છ અથવા આઠ કલાક પછી તે પ્લાસ્ટર ઉપાડી લેવું. ફોલો ઉપડે તેને બારીક કાતર વતી ઉપસેલા ભાગમાં ફોડવો અને પાણી નીકળી જવા દેવું, પણ ચામડીને કાતરી કાઢવી નહિ. પછી તેના ઉપર સાદા મલમનું ડ્રેસિંગ કરવું, અથવા કેળના કુણા પાન ઉપર માખણ ચોપડીને તે બ્લીસ્ટરવાળા આખા ભાગ ઉપર મારવું. બ્લિસ્ટરમાં પાણી બીજી ત્રીજી વાર ભરાઇ ફોલ્લો ફરી ઉપડે તો પ્રથમની પેઠે ફોલ્લો ફાડીને પાણી કાઢી નાંખવું; ડ્રેસિંગ બે વાર તાજું તાજું કરવું.

## ૧૪૨૧. ગરમ પાણીમાં બેસવું.

### WARM & HOT BATHS.

ગરમબાથ—(૧) Hot Baths–ઘણા દરદોમાં આ બાથ ઉપયોગી થઇ પડે છે. આ બાથનો બરાબર ઉપયોગ નહિ કરવામાં આવે તો વખતે તે નુકશાન પણ કરે છે. ગરમ બાથથી શરીરના સ્નાયુઓ છુટા પડે છે, હૃદય (હાર્ટ)ની વધી ગયેલી ક્રિયાનું જોર નરમ પડે છે અને તેથી વધી ગયેલી નાડીનો વેગ પણ હલકો પડે છે અને તેથી કવચિત અશક્તિ અને મુર્છા આવેછે. એટલા માટે ગરમ પાણીમાં બેસાડેલા માણસની શરીર સ્થિતિ ઉપર તપાસ રાખવી અને તેનું માથું છાતી તરફ નમાવેલું રખાવવાને બદલે વાંસા તરફ નમેલું રખાવવું. ગરમ પાણીમાં દરદીને કેટલો વખત રાખવો તેનો નિર્ણય તેનાપર ગરમબાથની અસર થવા ઉપર આધાર રાખે છે. જો અસર જલદી થાય ને દરદીને મુર્છા આવે એવું લાગે તો તેને તરત બહાર કાઢવો. પાણીમાંથી કાઢીને દરદીને કોરો કરવો અને પથારીમાં સુવાડવો, જો મુર્છા આવી જાય તો દરદીને એકદમ એજ સ્થિતિમાં સુવાડી દઇ લુછી નાંખી કોરો કરવો. બાળકોની ચામડી ઉપર બહારની ગરમી કે ઠંડી વધારે જલદી અસર કરેછે, માટે તેમને ગરમ પાણીમાં બેસાડતાં અથવા ગરમ શેક કરતાં બહુજ સંભાળ રાખવી. ઘણાં બાળકો વધારે ગરમીથી દાઝીને મરણ પામવાના દાખલા બને છે. બાળકો માટે ગરમબાથની ઉષ્ણતા ૯૬ થી ૯૮ ડિગ્રી કરતાં વધારે નહિ હોવી જોઇએ.

મોટી વયનાં માણસોને આંકડી સાથેની અતિપીડા, પેસાબમાં રેતીનું જવું, મૂત્રાઘાત, સારણગાંઠ, આંતરડાનો અવરોધ અને સંધિવામાં ગરમ પાણીમાં બેસાડવામાં આવે છે અને બાળકોને મુખ્ય કરીને આંચકી, શ્વાસનળીનો વરમ, આંતરડામાં દરદ, દાંત આવવાની બેચેની અને શરીરપર ચરબી અથવા મેદવાયુનો ચાડાવો વગેરે દરદમાં ગરમ પાણીમાં બોળવાં એ ઘણુંજ ફાયદાકારક થઇ પડે છે.

(૨) શરીરની ચામડીને ગરમી આપવાની બીજી નિર્ભય અને સહેલી રીત એ છે કે—એક ઉનની ધાબળી અથવા કામળીને ગરમ પાણીમાં બોળી નીચોવી લઇ તે ગરમ ગરમ શરીરે લપેટી લેવી અને તેના ઉપર સુકી કામળીઓ વીંટવી. આવી રીતે ૨૦ મીનીટ સુધી દરદીને ધાબળીમાં રાખવો અને પછી ધાબળીઓ દુર કરી ગરમ ટુવાલથી તેને કોરો કરી પથારીમાં સુવાડવો તથા ઓઢાડવું.

(૩) ગરમ પાણીમાં દવાઓ નાંખી તેનો બાથ લેવામાં આવે છે અને તેથી દવાની અસર ચામડીનાં છિદ્રો વાટે પહોંચે છે. આ જાતની દવાઓમાં સાદું મીઠું, એસીડસ, સોડા, સલ્ફર

વગેરે મુખ્ય છે. "નાઇટ્રો મ્યુરીયાટિક એસીડ બાથ" નીચે પ્રમાણે લેવાય છે.

મ્યુરિયાટિક અસીડ ૩ ભાગ અને નાઇટ્રિક ઍસિડ ૨ ભાગ. આ બન્ને એસિડ સંભાળથી ધીમે ધીમે એકત્ર કરવા. પછી ડિસ્ટીલ્ડ વૉટર ૫ ભાગ ધીમે ધીમે મેળવવું. આ પ્રમાણે મેળવવાથી તેમાંથી ઉત્પન્ન થયેલી ગરમીનો ઉભરો બેસી જાય ત્યાર પછી તે પ્રવાહીને ઉપયોગ માટે શીશીમાં ભરી રાખવો. દરેક બાથને માટે આ પ્રવાહીમાં ૫ ઔંસ એસીડ લઇ ગરમ પાણીમાં ઉમેરવો. આ બાથની ગરમી ૯૮ ડિગ્રી થવી જોઇએ. દરદીને તે બાથમાં ૧૫ મિનિટ સુધી રાખવો અને પાણીની ગરમી કાયમ રાખવા સારૂ જેમ જેમ પાણી ઠંડુ પડતું જાય તેમ તેમ તેમાં બીજું વધારે ગરમ પાણી ઉમેરતાં જવું. દરદીને બાથમાંથી બહાર કાઢ્યા પછી જાડા ટુવાલથી તેનું શરીર કોરૂં કરવું. આ બાથનો મુખ્ય કરીને કલેજાના અને બરોલના જીર્ણ વ્યાધિમાં ઉપયોગ કરવામાં આવે છે. મ્યુરિયાટિક અથવા હાઇડ્રોક્લોરિક એસિડ અને નાઇટ્રિક એસિડ બહુ સખ્ત છે અને કોઇ પણ વસ્તુ તેના સંસર્ગ (સ્પર્શ–કોન્ટેક્ટ) માં આવે છે તેને બાળે છે; વાસ્તે તેનો ઉપયોગ કરતાં બહુજ સાવચેતી રાખવી.

## ૧૪૨૨. કપિંગ–પ્યાલા મૂકવાની ક્રિયા.

### CUPPING.

કપિંગ મુકવાની પેટી વિલાયતી તૈયાર આવે છે. તેમાં કેટલાક ચડતા ઉતરતા કદના કાચના પ્યાલા "કપિંગ ગ્લાસ" હોય છે. વળી તે પેટીમાં કેટલાંક ધારવાળાં છરી જેવાં હથિયાર હોય છે. કપિંગ બે રીતે મુકાય છે. પહેલી રીત એ છે કે, પ્રથમ ચામડી ઉપર ચપકા મેલીને પછી કપિંગ ગ્લાસથી લોહી ઉપર ખેંચી કાઢવામાં આવે છે. આ રીતને "મોઇસ્ટ કપિંગ" કહે છે. કમર, પીઠ, બોચી વગેરે જગામાંથી એ રીતે લોહી કાઢવામાં આવે છે. કપિંગ મેલવાની આ રીત હાલ પ્રચારમાં નથી. ચપકા મેલ્યા વગર માત્ર ખાલી ગ્યાસ મેલવામાં આવે છે, તે "ડ્રાઇ કપિંગ" કહેવાય છે. તે રીત એવી છે કે, કપિંગ ગ્લાસની અંદર સ્પિરિટ વાઇન ચોપડીને તેને સળગાવેલી દીવાસળી દેખાડવી જેથી તે બળવા માંડશે. ગ્લાસનો સ્પિરિટ બળવા માંડે કે ગ્લાસ ચામડીપર ઉંધો મુકી દેવો. પ્યાલો ચામડીપર ઉંધો મૂકી દેવાથી સ્પિરિટથી થયેલ બળતું ઓલવાઇ જશે અને જેમ તેની અંદરનો બાફ નરમ પડતો જશે તેમ તેમ ચામડી અંદરથી ખેંચાઇને ઉપસી આવશે અને ગ્લાસ મજબુત વળગી રહેશે. થોડીવાર એવી રીતે રહેવા દીધા પછી ગ્લાસને એક બાજુથી ખેંચીને ચામડીથી છુટો કરવો. કપિંગ ગ્લાસમાં સ્પિરિટ માત્ર જરાક છાંટવો, કે જેથી તેની માત્ર વરાળ પ્યાલામાં ઉત્પન્ન થઇને પ્યાલાને ચામડીપર ચોંટાડવાને મદદ કરે. સ્પિરિટ વાઇન પ્યાલામાં છાંટયા વિના માત્ર સ્પિરિટ લેમ્પ થોડી મીનીટ સુધી ધરી રાખી પછી તરતજ ચામડી ઉપર મૂકી દેવાથી પણ તે ચોટી બેસે છે. આ પ્રમાણે એક પછી એક કેટલાક ગ્લાસ મુકી શકાય અને એમ કરવાથી ચામડીની નીચેનું લોહી ઉપર ખેંચાઈ આવે છે. "કપિંગ ગ્લાસ" ન મળી શકે તો સાધારણ પ્યાલા પણ ચાલી શકે છે. પ્યાલાને એવો ગરમ નહિ કરવો જોઇએ કે જેથી ચામડી દાઝે. પ્યાલાને ચામડી ઉપરથી ખેંચી લેવાનું કામ છરાને બદલે આંગળીનો નખ કરી શકે.

## ૧૪૨૩. ગંદકી દૂર કરનારી ચીજો.

## DISINFECTANTS.

કેટલીક ચીજોમાં એવો ગુણ હોય છે કે તેમને ગંદકીવાળી જગામાં નાંખવામાં આવે તો તે ખરાબ વાસને દૂર કરે છે અને જંતુઓને મારે છે. આવી ચીજોને "ડિસઇન્ફેક્ટન્ટસ" કહે છે. ઉડતા રોગો-જેવા કે, ક્ષય, કોલેરા, શીળી, ઓરી, બ્યુબાનિક પ્લેગ વગેરે રોગોમાં આવી ચીજો બહુજ ઉપયોગની થઇ પડે છે. એવા વખતમાં આવી ચીજો વાપરવાથી હવા સાફ રહે છે અને તેથી રોગોનાં પરમાણુઓ બહુ ફેલાવો પામી શકતા નથી. આ ચીજો ચેપી અને ઉડતા રોગનો મરજ ચાલતો હોય છે ત્યારેજ વાપરવી એવું કાંઈ નથી; હરકોઇ વખતે ઝાડા-ઉલટી ઉપર અથવા જે જગામાંથી ખરાબ વાસ આવતી હોય તે જગામાં એવી ચીજો છાંટવી કે નાંખ્યા કરવી. ગંદકી દૂર કરનારી ચીજોમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

**૧૪૨૪. (૧) કૅાન્ડીસ ફ્લુઈડ**—અથવા "કૅન્ડિસ સોલ્યુશન" એ નામનું લાલ પાણી આવે છે, તે હરેક પ્રકારની ગંદકી તથા બદબોને જલદી દૂર કરે છે. એ ચીજ વાપરતી વખત તેના એક ભાગમાં ૩૦ થી ૫૦ ભાગ સુધી સાદુ પાણી મેળવવું અને તે પાણીનો ગંદકી દૂર કરવા માટે ઉપયોગ કરવો. ઝાડો કરવાના વાસણમાં, વાડામાં, જાજરૂના ચૂલાઓમાં, મોરીઓમાં અને હરકોઇ ખરાબ દુર્ગંધવાળી જગ્યાપર એ પાણી છાંટવું. ઉડતા રોગવાળા આજારીનાં કપડાં બદલ્યા પછી અથવા કોલેરામાં ઝાડા ઉલટીથી બગડ્યાં હોય તો તેવાં કપડાંને ધોવા પહેલાં પ્રથમ "કોન્ડીસ ફ્લુઇડ" તેના પર થોડું નાંખીને પછી સાદા પાણીથી ધોવાં; તેમજ જે જગા એવી ગંદકીવાળી થઇ હોય ત્યાં પણ પ્રથમ આ પાણી રેડીને પછી તે જગાની ગંદકી દૂર કરવી.

**૧૪૨૫. (૨) લાઈમ-કળીચુનો**—કોન્ડીસ ફ્લુઇડ હાજર ન હોય તો કળીચુનો મંગાવી તેનો ભુકો તૈયાર રાખવો અને ગંધાતી જગાઓમાં છાંટવો. જો આસપાસ કોલેરાનો રોગ ચાલતો હોય તો ઘરની દીવાલો કળીચુનાથી ધોળાવવી અને જાજરૂ વગેરેમાં દિવસમાં બે ત્રણ વખત ચુનો તથા પાણી નાંખ્યાં કરવું. આમ કરવાથી પાડોશની ચેપી હવાનાં તત્વો કદિ ઘરમાં આવે છે તો તેને આ ડિસઇન્ફેક્ટંટસ મારી નાંખે છે.

**૧૪૨૬. (૩) ચાર કોલ (કોલસાની ભુકી)**—બીજી વસ્તુઓની ગેરહાજરીમાં ગામડી કોલસાના ભુકાનો ઉપયોગ કરવો. કોલસાનો ભુકો ગંધાતી જગામાં નંખવાથી પણ ખરાબ બદબોનો અટકાવ થાય છે.

**૧૪૨૭. (૪) ગંધકનો તેજાબ**—૦।। શેર સાદું પાણી કાચના વાસણમાં લઇ તેમાં ૦।। રતલ ગંધકનો તેજાબ નાંખવો. પછી ચીનાઇ પહોળી રકાબીમાં અથવા માટીના પહોળા વાસણમાં ૦। શેર મીઠું નાંખવું અને તેના પર ઉપરના તૈયાર કરેલા ગંધકના તેજાબવાળા પાણીમાંથી ૦।। રતલ રેડવું. પછી આ રકાબીને ૦।। થી ૧ કલાક સુધી ઓરડામાં મુકી રાખવી. આ યોગથી "મ્યુરિકયાટિક ઍસિડ ગૅસ" નામની હવા મીઠામાંથી નીકળે છે અને હવામાંની સઘળી ગંદકીને દુર કરે છે. જે ઓરડામાં ઉડતા ચેપી રોગવાળા દરદીનો ખાટલો હોય તે ઓરડાની હવા બગડવાનો સંભવ છે અને તેથી એવા દરદીના ઓરડામાં આવી એક કે વધારે રકાબીઓ વખતો વખત મુકી રાખીને હવાને શુદ્ધ કરવાની જરૂર છે. આ રકાબીઓ દરદીના ઓરડામાં મુકતી વખતે તે ઘરનાં બારી બારણાં ખુલ્લાં રાખવાં અને રકાબીની છેક પાસે ઘણીવાર કોઇએ મોઢું રાખવું નહિ.

૧૪૨૮. ગંધક—ચેપી રોગવાળા દરદીના ઓરડાની ખરાબ હવાને દૂર કરવા માટે તે ઓરડામાંથી દરદીની પથારી, કપડાં, વાસણ વગેરે ચીજો બહાર કાઢવી, પછી બીજી ચીજો દોરી પર લટકાવવી અને કેટલીક તે ઓરડામાં છુટી છુટી મુકવી. ઓરડાની વચમાં એક કુંડામાં ગંધક તોલા ૧૫–૨૦ મુકવો અને તેમાં સળગતા અંગારા મુકવા. બારી બારણાં બંધ કરીને તથા ગંધક સળગાવીને બહાર આવવું. ૨૪ કલાક સુધી બારી બારણાં બંધ રહેવા દેવાં. પછી બારી બારણાં ખુલ્લાં મુકી દેવાં, જેથી તમામ બગડેલી હવા શુદ્ધ થઇ બહાર નીકળી જશે.

૧૪૨૯. ફીનાઇલ—કોન્ડીસફ્લુઇડની પેઠે જ ફીનાઇલનો ઉપયોગ કરવો. પાણીની ભરેલી ડોલમાં એકાદ રૂા. ભાર ફીનાઇલનું પ્રવાહી રેડવાથી ધોળું દુધ જેવું પાણી થાય છે. આ પાણી ગંદકી દુર કરવામાં તથા ખાળ, મોરી, જાજરૂ, વગેરેમાં નાંખવામાં ઉપયોગ કરવો.

૧૪૩૦. રાખ—માટી–ગરીબ લોકોને ઉપલી કોઇ વસ્તુ ન મળી શકે તો ઝાડા ઉપર, ઉલટી ઉપર કે કફ ઉપર રાખ કે માટી છાંટવી અને બનતાં સુધી ઉલટી ઝાડો રાખ નાંખેલા કુંડામાં કે પીકદાનીમાં ઝીલવો.

## પરચુરણ પ્રિસ્ક્રીપશનો.

૧૪૩૧. તાવ—સાદો તાવ (પરસેવો લાવવા માટે).

| | |
|---|---|
| લાઇકર એમોનિયા એસેટેટિસ | ઔંસ ૧॥ |
| પોટાશ નાઇટર ... | ગ્રેન ૩૦ |
| સ્પિરિટ ઇથર નાઇટ્રોસી ... | ડ્રામ ૧॥ |
| ટિંક્ચર એકોનાઇટ ... | ટીપાં ૧૫ |
| કેમ્ફર વાટર ... ... | ઔંસ ૩ |

મિશ્રણ દર ચાર કલાકે ૩ વાર આપવું.

૧૪૩૨. તાવ—રોકવા માટે.

| | |
|---|---|
| એસીડ ના. હા. ડીલ્યુટ ... | ટીપાં ૨૦ |
| ટીં. નક્સવોમીકા ... ... | ટીપાં ૧૫ |
| ટીં. સીંકોના... ... ... | ટીપાં ૧૫ |
| સ્પીરીટ ક્લોરોફોર્મ... ... | ટીપાં ૧૫ |
| સીરપ ઓરેન્સ્યાઇ... ... | ડ્રામ ૧॥ |
| ક્વીનાઇન ... ... ... | ગ્રેન ૧૫ |
| પાણી ... ... ... | ઔંસ ૩ |

દિવસમાં ત્રણ વાર પીવાનું.

૧૪૩૩. તાવનું મિશ્રણઃ—તાવ ઉતારીને પરસેવો લાવે.

| | |
|---|---|
| લાયકર એમોનિયા એસીટેટીસ. | ડ્રામ ૪ |
| મેગ્નીસ્યા ... ... ... | ડ્રામ ૩ |
| સોડા સેલીસીલેટ ... ... | ગ્રેન ૧૦ |
| પોટાશ નાઇટર ... ... | ગ્રેન ૧૫ |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી ... | ટીપાં ૩૦ |
| સ્પીરીટ ક્લોરોફોર્મ... ... | ટીપાં ૧૫ |
| સ્પીરીટ એમોનિયા એરે૦... | ટીપાં ૧૫ |
| ટીંક્ચર જીંજર ... ... | ટીપાં ૧૫ |
| પાણી ... ... ... ... | ઔંસ ૪ |

ત્રણ ભાગ દર ચાર ચાર કલાકે એક ઔંસ.

૧૪૩૪. તાવ—(સાદો તાવ ભર્યો હોય ત્યારે)

| | |
|---|---|
| ટાર્ટર ઇમેટિક... ... | ગ્રેન ૧ |
| એન્ટીમોનિયલ પાઉડર | ગ્રેન ૧૨ |

મેળવીને પડીકી ૬ કરવી દર ત્રણ કલાકે એક પડીકી ચા સાથે અથવા સાકરના શરબતમાં મેળવી ચટાડવું.

૧૪૩૫. તાવ—(તાવ ભરેલો હોય ત્યારે આપવાનું).

| | |
|---|---|
| લાઇકર એમોનિયા એસેટેટિસ. | ડ્રામ ૧૨ |
| એન્ટીમોનિયલ વાઇન | ડ્રામ ૧ |
| ટિંક્ચર એકોનાઇટ | ટીપાં ૨૦ |
| સાઇટ્રેટ ઑફ પોટાશ | ગ્રેન ૨૦ |
| કેમ્ફર વૅાટર ... | ઔંસ ૬ |

આ મિશ્રણમાંથી ચચ્ચાર કલાકે એક એક ઔંસ તાવ નરમ પડતાં સુધી આપવું.

૧૪૩૬. તાવ—ટાઢીઓ તાવ.

| | |
|---|---|
| બાઇકારબોનેટ ઑફ સોડા. | ગ્રેન ૩૦ |
| ટાર્ટરીક ઍસીડ ... | ગ્રેન ૨૪ |

પાણી... ... ...ઔંસ ૬

માત્રા ઔંસ ૨ દર ત્રણ કલાકે.

**૧૪૩૭. તાવ—**

સાલવોલેટાઇલ ... ...ટીપાં ૩૦

પાણી... ... ...ઔંસ ૨

એક ડોઝમાં પાઇ દેવું.

**૧૪૩૮. તાવ—**ટાઢીઓ તાવ.

કવીનાઇન ... ...ગ્રેન ૧૫

પોટાશ ક્લોરલ... ...ગ્રેન ૩૦

ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસીડ. ટીપાં ૨૦

પાણી... ... ...ઔંસ ૪॥

આ મિશ્રણ તાવ નરમ પડ્યા પછી ત્રણ વખત આપવું.

**૧૪૩૯. તાવ—**

એન્ટીમોનિયલ પાઉડર ...ગ્રેન ૧૨

કપુર ... ... ...ગ્રેન ૩

ગુલકંદમાં મેળવીને ૬ ગોળી વાળવી. બબ્બે ગોળી ત્રણ ત્રણ કલાકે આપવી.

**૧૪૪૦. તાવ—(ટાઢીઓ).**

કવીનાઇન ... ...ગ્રેન ૧૨

ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસીડ. ટીપાં ૧૫

પાણી ... ...ઔંસ ૬

આ મિશ્રણ ત્રણ ત્રણ કલાકે બબ્બે ઔંસ આપવું.

**૧૪૪૧. તાવ—**(તાવ અટકાવનારૂં મિશ્રણ)

કવીનાઇન ... ...ગ્રેન ૨૪

ડાઇલ્યુટ સલ્ફ્યુરિક ઍસીડ...ટીપાં ૩૦

પાણી... ... ...ઔંસ ૮

માત્રા ૧ ઔંસ–દર ચાર કલાકે.

**૧૪૪૨. તાવ—(અટકાવવાની ગોળીઓ)**

કવીનાઇન ... ...ગ્રેન ૨૪

કારબોલિક એસીડ ...ટીપાં ૧૮

એક્સ્ટ્રાક્ટ જનસ્યન જોઇએ એટલું.

કવીનાઇનિમાં એસીડ રેડીને જનસ્યન મેળવી ૨૪ ગોળી કરવી. માત્રા ગોળી ૧ થી ૨ રોજ ત્રણ વાર.

**૧૪૪૩. પિત્તજ્વરની ઉલટી—**

ક્રીમ ઑફ ટાર્ટર ...ઔંસ ૧

લીંબુનો રસ ... ...ઔંસ ૧

સાકર ... ...ઔંસ ૨

પાણી ... ...ઔંસ ૨૦

આ મિશ્રણમાંથી બબ્બે ઔંસ પાવાથી ઉલટી બેસી જાય છે.

**૧૪૪૪. તીક્ષ્ણ સંધિવા—**

સોડા સેલીસીલેટ ... ...ગ્રેન ૬૦

પોટાશ બાઇકાર્બ ...ગ્રેન ૩૦

સોડા બાઇકાર્બ... ...ગ્રેન ૬૦

તેની ત્રણ પડીકી કરવી. રોજ ત્રણવાર.

**૧૪૪૫. સંધિવા—**(તીક્ષ્ણ)

પોટાશ બાઇકાર્બ ...ડ્રામ ૧

પોટાશ આયોડાઇડ ...ગ્રેન ૩૦

વાઇન ઑફ કોલચીકમ ...ટીપાં ૩૦

પાણી ... ...ઔંસ ૩

મિશ્ર કરીને રોજ ત્રણવાર પીવું.

**૧૪૪૬. સંધિવા (તીક્ષ્ણ)**

પોટાશ નાઇટર ... ...ગ્રેન ૧૫

ડોવર્સ પાઉડર ... ...ગ્રેન ૧૫

ત્રણ પડીકી કરી ત્રણ ત્રણ કલાકે ૧ પડીકી ઠંડા પાણી સાથે લેવી.

**૧૪૪૭. સંધિવા—(તીક્ષ્ણ)**

કેલોમેલ ... ...ગ્રેન ૧૨

ટાર્ટર ઇમેટિક ... ...ગ્રેન ૨

ગ્વાયાકમ રેઝીન ...ગ્રેન ૨૪

ડોવર્સ પાઉડર ... ...ગ્રેન ૨૪

ગુંદરના પાણીથી ૧૨ ગોળી કરવી. માત્રા ગોળી ૧ રોજ ત્રણ ચાર વાર ખાવી.

**૧૪૪૮. સંધિવા—**

ગંધકનાં ફુલ ... ...ડ્રામ ૨

ડોવર્સ પાઉડર ... ...ગ્રેન ૧૫

પોટાશ નાઇટર... ...ડ્રામ ૧

તેની ૪ પડીકી કરી દર ત્રણ કલાકે પીવી.

**૧૪૪૯. સંધિવા—(જુનો)**

પોટાશ આયોડાઇડ ...ગ્રેન ૧૫

ટિંક્ચર હાયોસ્યામી ...ડ્રામ ૧॥
કરીયાતાની ચા ...ઔંસ ૩
મિશ્રણ રોજ ૩ વાર આપવું.

**૧૪૫૦. સંધિવા—(જુનો).**
કૉડલિવર ઑઇલ ...ડ્રામ ૬
લાઇકર પોટાસ્યમ ...ટીપાં ૪૫
પોટાશ આયોડાઇડ... ...ગ્રેન ૯
પાણી .. ...ઔંસ ૬
મિશ્રણ બબ્બે ઔંસ રોજ ત્રણવાર.

**૧૪૫૧. નજલો—(ગાઉટ)**
એલોઝ ... ... ગ્રેન ૧
બ્લુપીલ ... ... „ ૧
ઇપીકાક્યુઆના ... ... „ ૧
એકસ્ટ્રાક્ટ કોલચીકમ ... „ ૧
એક ગોળી કરવી. આવી એકેક ગોળી રોજ ૪ વાર ખાવી.

**૧૪૫૨. નજલો—(ગાઉટ)**
ટિંક્ચર ઓફ હોનએન ...ડ્રામ ૧
પાણી ... ...ઔં. ૧
એક ડોઝ સુતી વખત આપવાથી વેદના શાંત પડે.

**૧૪૫૩. નજલો—(ગાઉટ)**
વાઇન ઓફ કોલચીકમ ...ટીપાં ૪૫
પોટાશ બાઇકાર્બ ... ગ્રેન ૨૦
પાણી ... ... ઔં. ૩
મિશ્રણ એકેક ઔંસ રોજ ત્રણવાર.

**૧૪૫૪. પાંડુ—(એનીમિયા)**
લાઇકર ફેરી પરકલોરાઇડ ટીપાં ૪૫
„ સ્ટ્રીક્ન્યા ...ટીપાં ૧૫
ટિંક્ચર ડિજીટેલીસ ...ટીપાં ૨૦
કવાસ્યાની ચા. ...ઔં. ૩
મિશ્રણ રોજ ત્રણવાર પીવું.

**૧૪૫૫. પાંડુ—**
ફેરીએટ ક્વીનાઇન સા. ... ગ્રેન ૯
એસીડ નાઇટ્રો હા. ડીલ્યુટ...ટીપાં ૧૫
લાયકર સ્ટ્રીક્ન્યા ...ટીપાં ૯
ટીં. કલંબા ... ...ટીપાં ૩૦
પાણી ... ...ઔંસ ૩
ત્રણ ભાગ—રોજ ત્રણવાર.

**૧૪૫૬. જલોદર—કલેજાનું.**
ક્વીનાઇન ... ... ગ્રેન ૫
ટિંક્ચર ઑફ સ્ટીલ ...ટીપાં ૪૦
નાઇટ્રોમ્યુરીયાટિક એસીડ...ટીપાં ૧૫
કલંબાની ચા... ...ઔંસ ૩
મિશ્ર કરીને રોજ ત્રણવાર આપવી.

**૧૪૫૭. જલોદર—કલેજાનું.**
ફોસ્ફેટ ઑફ આયર્ન ... ગ્રેન ૬
એકસ્ટ્રાકટ નકસવૉમિકા ... ગ્રેન ૧
એકસ્ટ્રાકટ જનશ્યન...જોઇએ એટલું.
મિશ્ર કરીને ૨ ગોળી કરવી. અકેક ગોળી સવાર સાંજ.

**૧૪૫૮. જલોદર—**
ટિંક્ચર ઑફ સ્ટીલ ...ટીપાં ૩૦
એસેટિક એસીડ ડાઇલ્યુટ...ટીપાં ૨૦
એસેટટ ઑફ પોટાશ ... ગ્રેન ૪૫
પાણી ... ...ઔંસ ૬
મિશ્ર કરીને બબ્બે ઔંસ રોજ ત્રણવાર.

**૧૪૫૯. જલોદર—**
લાઇકર આમોનિયાએસેટેટીસ. ઔં. ૧
એન્ટીમોનિયલ વાઇન ...ટીપાં ૪૦
એપ્સમ સૉલ્ટ... ...ડ્રામ ૩
કેમ્ફર વૉટર... ...ઔંસ ૩

**૧૪૬૦. જલોદર—**
એળીયો... ... ...ગ્રેન ૪
બ્લુપીલ ... ...ગ્રેન ૪
રેવંચીનો શિરો ... ...ગ્રેન ૪
જ્યુનિપર ઑઇલ ...ટીપાં ૪
તેની ગોળી ૪ કરવી. ૧ ગોળી સવારમાં આપવી.

**૧૪૬૧. ક્ષતોદર—આંતરડાંમાં ક્ષત પડવાથી તીવ્ર વેદના થાય તો—**
લાયકર મોર્ફ્યા હાઇડ્રોક્લૉરસ. ટીપાં ૧૦
પોટાશ બ્રોમાઇડ ...ગ્રેન ૬
ક્લોરલ હાઇડ્રાસ ...ગ્રેન ૩

શુગર—ખાંડ ... ... ગ્રેન ૨૦
પાણી ... ...ઔંસ ૧

એક ડોઝ—આથી વેદના કમી થશે-એક ડોઝથી પીડા શાંત ન પડે તો ત્રણ કલાક પછી એવોજ બીજો ડોઝ આપવો.

**૧૪૬૨. રક્તપિત્ત—(બ્લીડીંગ)–ફેફસાં તથા હોજરીનું.**

એરોમેટિક સલ્ફ્યુરિક એસીડ ડ્રામ ૧॥
પેરાગોરિક એલિક્ઝીર ...ડ્રામ ૪
સીનેમન વૉટર... ...ઔં. ૫॥

ત્રણ ભાગ કરીને રોજ ત્રણવાર પીવા.

**૧૪૬૩. રક્તપિત્ત—(બ્લીડીંગ)**

શ્યુગરલેડ ... ...ગ્રેન ૮
અફીણ ... ... ,, ૧
ગુલકંદ ... ... ,, ૫

૪ ગોળી કરવી. એકેક ગોળી દર ત્રણ કલાકે.

**૧૪૬૪. રક્તપિત્ત—(બ્લીડીંગ)**

ગેલીક ઍસિડ... ... ગ્રેન ૪૦
ટીંક્ચર સીનેમન ... ડ્રામ ૪
એરોમેટિક સલ્ફ્યુરિક એસીડ ,, ૧
ડિસ્ટીલ્ડ વૉટર... ...ઔં. ૮

મિશ્ર કરીને બબે ઔંસ દવા દર ચાર કલાકે પીવી.

**૧૪૬૫. રક્તપિત્ત—( બ્લીડીંગ ) મોંનું.**

સલ્ફેટ ઑફ ઝિંક ...ગ્રેન ૩૦
મધ... ... ...ઔં. ૧॥
ગુલાબજળ ... ...ઔં. ૧૨

કોગળા કરવા.

**૧૪૬૬. રક્તપિત્ત—( બ્લીડીંગ ) મોંનું.**

ફુલાવેલ ફટકડી... ... ગ્રેન ૨૦
ટિંક્ચર મર્હ ... ... ડ્રામ ૨
પાણી ... ... ઔં. ૮

મેળવીને તેના કોગળા કરવા.

**૧૪૬૭. રક્તપિત્ત—(સ્કર્વી)**

પોટાશ ક્લોરસ ... ...ડ્રામ ૧
ટિંક્ચર સિંકોના કંપાઉન્ડ ...ડ્રામ ૪
લીંબુનો રસ ... ...ઔંસ ૪
સાકર ... ...ઔંસ ૨
બ્રાંડી ... ...ઔંસ ૨
પાણી ... ...ઔંસ ૪

આ મિશ્રણમાંથી રોજ ત્રણ ચાર વાર પીવું. માત્રા ના ઔંસ.

**૧૪૬૮. રક્તસ્રાવ—હરસ, સંગ્રહણી, ખાંસી વગેરેમાં લોહી પડતું અટકાવવા માટેઃ—**

એકસ્ટ્રાક્ટ બેલા લી૦ ... ડ્રામ ૧॥
સકસ ટેરેકસી ...ટીપાં ૩૦
એકસ્ટ્રાકટ કેસ્કેરા સેગ્રેડા...ટીપાં ૧૦
ટિંક્ચર કાયનો ...ડ્રામ ૧
ટીંક્ચર કેટેચ્યુ ... ...ડ્રામ ૧
ટીંક્ચર હેમેમેલીસ ...ડ્રામ ૧
આમોનિયા ક્લોરાઇડ ...ગ્રેન ૧૦
તજનું પાણી ... ...ઔંસ ૩

રોજ ત્રણવાર આપવું.

**૧૪૬૯. લોહીની ઉલટી—ક્ષય અથવા રક્તપિત્તની ઉલટી બંધ કરવા માટે.**

એસીડ સલ્ફ્યુરિક ડાઇલ્યુટ... ડ્રામ ૧
હેઝેલીન ... ... ડ્રામ ૧
એલમ (ફટકડી)... ... ગ્રેન ૯
પાણી ... ...ઔંસ ૪

રોજ ત્રણવાર.

**૧૪૭૦. લોહીવા—**

ટિંક્ચર હેમેમેલીસ ટીપાં ૫ થી ૧૦
પાણી ... ...ઔંસ ૧

એકી વખતે પી જવું અને જરૂર પડે તો એ પ્રમાણે દર ચાર કલાકે પીવું.

**૧૪૭૧. વાઈ–એપીલેપ્સી**

બ્રોમાઇડ ઑફ પોટાશ્યમ ...ગ્રેન ૪૦
ટિંક્ચર બેલાડોના ...ટીપાં ૩૬

આ દવા પાઈને મોનોબ્રોમાઇડ ઑફ કેમ્ફર ગ્રેન ૪ રાત્રે સુતી વખતે આપવું.

**૧૪૭૨. વાઈ–એપીલેપ્સી**

પોટાશ બ્રોમાઇડ... ...ગ્રેન ૪૫

ટિંક્ચર હાયોસ્યામી ... ડ્રામ ૧
સાલવોલેટાઇલ ... ડ્રામ ૧
ટિંક્ચર બેલાડોના ... ટીપાં ૨૦
પાણી ... ... ઔંસ ૩

મિશ્ર કરીને ૩ વાર આપવું. બાળકનો ડોઝ ૧ ચમચી.

**૧૪૭૩. વાઈ—એપીલેપ્સી—**

પોટાશ બ્રોમાઇડ ... ડ્રામ ૧
પોટાશ આયોડાઇડ ... ગ્રેન ૧૨
કારબોનેટ ઑફ પોટાશ... ગ્રેન ૪૦
ટિંક્ચર ઑફ ઑરેન્જ... ડ્રામ ૬
પાણી ... ... ઔંસ ૫॥

ડોઝ બે બે ઔંસ સવાર સાંજ.

**૧૪૭૪. આંચકી—કન્વલ્શન્સ.**

પોટાશ બ્રોમાઇડ ... ગ્રેન ૧૨
કલોરલ હાઇડ્રેડ ... ગ્રેન ૫
પાણી ... ... ઔંસ ૧
શરબત ... ... ડ્રામ ૨

મિશ્ર કરીને ત્રણ ત્રણ કલાકે ત્રણ વાર પીવી.

**૧૪૭૫. આંચકી—(Convulsions)**

પોટાશ બ્રોમાઇડ ... ગ્રેન ૧૦
કલોરલ હાઇડ્રેટ ... ગ્રેન ૫
પાણી ... ... ઔંસ ૩

રોજ ત્રણ વાર પાવી.

**૧૪૭૬. આંચકી—બાળકની.**

કયાલોમેલ ... ... ગ્રેન ૪
સેન્ટોનીન ... ... ગ્રેન ૨
સાકર ... ... ગ્રેન ૧૦

અનુપાન—મધ તથા પાણી. પાંચ વરસના બાળકને આપવાથી જુલાબ થશે કે આંચકીનું જોર નરમ પડશે.

**૧૪૭૭. હીસ્ટીરીયા—**

લાયક મોર્ફ્યા ... ડ્રામ ૧
કલોરલ હાઇડ્રેટ ... „ ૦॥
પોટાશ બ્રોમાઇડ ... „ ૧
શરબત ... ... „ ૮
પાણી ... ... ઔંસ ૨

મેળવીને તેના ત્રણ ભાગ કરી દિવસમાં ૩ વાર આપવા.

**૧૪૭૮. હીસ્ટીરીયા—**

પોટાશ બ્રોમાઇડ ... ગ્રેન ૩૦
એમોનિયેટેડ ટિ. ઑફ વેલેરિયન ડ્રામ ૧
કરીયાતાની ચા ... ઔંસ ૬

બબ્બે ઔંસ દિવસમાં ત્રણ વાર આપવી.

**૧૪૭૯. ધનુર્વા:—**

કલૉરલ હાઇડ્રાસ ... ગ્રેન ૬

અથવા

એન્ટી પાઇરીન. (ડાક્ટરી સલાહથી.)

**૧૪૮૦. ધનુર્વા—ટીટેનસ.**

કલૉરલ હાઇડ્રેટ ... ગ્રેન ૧૦
પોટાશ બ્રોમાઇડ ... ગ્રેન ૧૫
સાકરનું પાણી ... ઔંસ ૧

મેળવણી દર ચાર ચાર કલાકે આપવી.

**૧૪૮૧. તીક્ષ્ણ ઉન્માદ—તોફાન શાંત કરે.**

પોટાશ બ્રોમાઇડ ... ગ્રેન ૩૦
કલૉરલ હાઇડ્રાસ ... ગ્રેન ૧૫
ટીંક્ચર કેનાબીસ ઇન્ડીકા...ટીપાં ૧૫
ટીંચર હાયોસ્યામી ... ટીપાં ૧૫
લા.મોર્ફ્યા હાઇડ્રોક્લૉરસ... ડ્રામ ૧
ટીંક્ચર ડીજીટેલીસ ... ટીપાં ૧૫
સ્પીરીટ એમોનિયા એરો૰ ટીપાં ૧૫
પાણી ... ... ઔંસ ૩

ત્રણ ભાગ કરીને રોજ ત્રણ વાર આપવું.

**૧૪૮૨. શિરોરોગ—(હેડએક)**

પોટાશ આયોડાઇડ ... ગ્રેન ૧૦
પોટાશ બ્રોમાઇડ ... ડ્રામ ૧
કરીયાતાની ચા.... ... ઔંસ ૩

રોજ ત્રણ વાર પીવું.

**૧૪૮૩. શિરોરોગ—(હેડએક)**

આમોનિયા કલોરાઇડ ... ડ્રામ ૧
કરીયાતાની ચા... ... ઔં. ૩

ત્રણ વાર પીવું.

**૧૪૮૪. શિરોરોગ—(હેડએક)—પિત્તનું માથું.**

(૧) એપ્સમ સોલ્ટ ... ડ્રામ ૪

સોડા બાઇ કાર્બ ... ગ્રેન ૪૦
પાણી ... ... આંસ ૨
(૨) સાકર ... ... ડ્રામ ૨
ટાર્ટરિક ઍસીડ ... ડ્રામ ૦॥
લીંબુનું શરબત ... ડ્રામ ૪
પાણી ... ... આંસ ૪

પ્રથમ બન્ને નંબરની દવા જુદી જુદી મિશ્ર કરવી. અને પછી બન્ને પ્રવાહી મેળવવાથી ઉભરો આવે એટલે તુરત પી જવી.

**૧૪૮૫. મસ્તકશુળ—આધાશીશી વગેરે.**

કેફીન સાઇટ્રસ... ... ગ્રેન ૫
કવીનાઇન ... ... ,, ૫
એન્ટીપાઇરીન... ... ,, ૩
સોડા બાઇકાર્બ... ... ,, ૬

પડીકી ૩ કરવી. અને દિવસમાં ત્રણ વાર પાણીમાં આપવી.

**૧૪૮૬. લુ લાગવી—Sun-stroke.**

સોડા સેલીસીલાસ ... ગ્રેન ૫–૧૦
પાણી ... ... આંસ ૧

આ એક ડોઝ પાઇને દરદીને સુવાડી દેવો. તેનાથી પરસેવો આવી શરીર ઠંડુ થશે.

**૧૪૮૭. ખાંસી—(સુકી).**

એન્ટીમોનિયલ વાઇન ... ટીપાં ૪૦
સ્પીરીટ નાઇટ્રીક ઇથિર... ડ્રામ ૧
લાયકર એમોનિયા એસેટેટીસ.આંસ ૧
મ્યુસિલેજ ઑફ ગમ એકેસ્યા.ડ્રામ ૪
કપુરનું પાણી... ... આંસ ૨॥

મિશ્ર કરીને તે ત્રણ વાર પીવું.

**૧૪૮૮. ખાંસી—કફની.**

વાઇનમ ઇપીકેક ... ટીપાં ૪૫
એલીકઝીર પેરેગોરિક ... ટીપાં ૩૦
એમોનિયા મિકશ્ચર ... આંસ ૩

ત્રણ ભાગ કરીને ત્રણ વાર પીવી.

**૧૪૮૯. ખાંસી—સુકી.**

ઇપીકાક્યુઆના પાઉડર ... ગ્રેન ૬
એન્ટીમોનિયલ પાઉડર ... ,, ૯
જેઠીમધનું ચૂર્ણ ... ગ્રેન ૧૨

તેની ત્રણ પડીકી કરી ત્રણવાર મધમાં ચાટવી.

**૧૪૯૦. ખાંસી—(કફની)**

એમોનિયા કાર્બ ... ગ્રેન ૧૦
ઇપીકાક્યુઆના પાઉડર... ,, ૧૫
કમ્પાઉન્ડ સ્પીટ ઑફ લવંડર. ટીપાં ૨૦
પાણી ... ... આંસ ૨

મેળવીને સર્વ એક ડોઝમાં પીવી. અને થોડીવાર પછી ચા પીવી.

**૧૪૯૧. ક્ષય—ક્ષયના તીક્ષ્ણ રૂપમાં.**

ગાયાકોલ કારબોનેટ ... ગ્રેન ૧૨
કવીનાઇન સલ્ફ ... ગ્રેન ૯
એન્ટીપાઇરીન ... ગ્રેન ૯

ત્રણ પડીકી—ત્રણ વાર આપવી. દરદી બહુ અશક્ત હોય અથવા હૃદય બહુ નબળું હોય તો આ દવા નહિ આપવી.

**૧૪૯૨. ક્ષય—તીક્ષ્ણ સ્વરૂપમાં કફના જોરમાં તથા કફ મુશ્કેલીથી નીકળતો હોય ત્યારે**

સ્પીરીટ કલોરોફૉર્મ ... ટીપાં ૯૦
હાઇડ્રોકલૉરિક એસીડડાઇલ્યુટ.ટીપાં ૩૦
કોડીયા ... ... ગ્રેન ૪
સીરપ લેમન ... આંસ ૧
પાણી ... ... આંસ ૪

આ મેળવણીમાંથી ૧ ટી સ્પૂન્ફુલ દિવસમાં ત્રણ ચાર વાર આપવો.

**૧૪૯૩. ક્ષય—(થાઇસીસ)**

સીરપ ઑફ આયોડાઇડ ઑફ આયર્ન ... ટીપાં ૩૦
ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસીડ.ટીપાં ૧૦
કવીનાઇન ... ... ગ્રેન ૬
પાણી ... ... આંસ ૩

મિશ્ર કરીને ત્રણ વાર પીવું.

**૧૪૯૪. ક્ષય—**

ગાયાકોલ કારબોનેટ ... ગ્રેન ૫
સીતોપલાદિ ચૂર્ણ ... તોલો ૦।
સુવર્ણ વસંતમાલતી વાલ ૧ અથવા
સોનાનો વરક વાલ ૧.

તેને બરાબર ઘુંટી મેળવીને ત્રણ પડીકી કરવી અને તે ઘી તથા મધમાં આપવી અથવા દુધ સાથે પીવી.

**૧૪૯૫. ક્ષય—(થાઇસીસ)**

| | | |
|---|---|---|
| લાઈકર પોટાશ | ... ટીપાં | ૩૦ |
| ટીં. સીંકોના કમ્પાઉન્ડ | ... ટીપાં | ૯૦ |
| ટીં. કેમ્ફર કમ્પાઉન્ડ | ... ટીપાં | ૯૦ |
| ટીં. સીલા ... | ... ટીપાં | ૩૦ |
| પાણી ... | ... ઔંસ | ૩ |

ત્રણ ભાગ કરીને રોજ ત્રણ વાર પીવું.

**૧૪૯૬. ક્ષય—Pulmonary Tuberculosis.**

| | | |
|---|---|---|
| આયોડોફોર્મ ... | ...ગ્રેન | ૫ |
| ક્રિયોસોટ ... | ... „ | ૫ |
| ઑઇલ યુકેલીપ્ટસ | ...ટીપાં | ૨૦ |
| ગન એકેસ્યા ... | જોઇએ એટલો | |

તેની ૨૧ ગોળીઓ કરવી. સાંજ સવાર બબ્બે ગોળી આપવી.

**૧૪૯૭. ક્ષય—**

| | | |
|---|---|---|
| દ્રાક્ષાસવ ... | ... ઔંસ | ૧ |
| ગ્રીમોલ્ટ સાઇરપ | ... ડ્રામ | ૦॥ |
| સ્પી. એમો૦ એરો૦ | ... ટીપાં | ૧૬ |
| ઇનવેલીડ પોર્ટ | ... ડ્રામ | ૧ |

એક ડોઝ કરવો. દરદી છેક લેવાઇ ગયો હોય તેને આ મેળવણી આપવાથી તે હુશિયારીમાં આવે છે.

**૧૪૯૮. કાસશ્વાસ-સસણી-( બ્રોન્કાઇટિસ )**

| | | |
|---|---|---|
| એન્ટીમોનિયલ વાઇન | ... ટીપાં | ૪૦ |
| સ્પિરિટ નાઇટ્રિક ઇથર | ... ડ્રામ | ૨ |
| ટિંક્ચર ડિજીટેલીસ | ... ટીપાં | ૨૦ |
| ટિંક્ચર એકોનાઇટ | ... ટીપાં | ૨૦ |
| પાણી ... | ... ઔંસ | ૪ |

**૧૪૯૯. કાસશ્વાસ—સસણી ( બ્રોન્કાઇટિસ )**

| | | |
|---|---|---|
| લાઇકર એમોનિયા એસેટેટીસ | ઔંસ | ૧ |
| વાઇનમ ઇપીકાક્યુઆના | ... ડ્રામ | ૧ |
| ટીં. એકોનાઇટ... | ... ટીપાં | ૨૦ |
| ટીં. કેમ્ફર કંપાઉન્ડ | ...ડ્રામ | ૨ |
| ટીં. સીલા ... | ...ડ્રામ | ૧ |
| પાણી... ... | ...ઔંસ | ૩ |

આ મિશ્રણના ૪ ભાગ કરીને દર ભાગ દર ત્રણ કલાકે આપવો. નાના બાળકની માત્રા ડ્રામ ૧ થી ૩.

**૧૫૦૦. કાસશ્વાસ—સસણી જુની.**

| | | |
|---|---|---|
| સીરપ સીલા ... | ...ડ્રામ | ૪ |
| ડાઇલ્યુટ નાઇટ્રિક એસીડ | ...ટીપાં | ૩૦ |
| ટિંક્ચર હાયોસ્યામી | ...ડ્રામ | ૨ |
| ટિંક્ચર ડિજીટેલીસ | ...ટીપાં | ૨૦ |
| સ્પિરિટ ઑફ કલોરોફોર્મ | ...ડ્રામ | ૨ |
| સિંકોનાની ચા | ...ઔંસ | ૬ |

આ મિશ્રણના ૪ ભાગ કરીને સવાર સાંજ પીવું.

**૧૫૦૧. કાસશ્વાસ—સસણી.**

| | | |
|---|---|---|
| લીકવીડ એકસ્ટ્રાકટ ઑફ સાર્સાપરેલા ... ... | ...ડ્રામ | ૪ |
| વાઇનમ ઇપીકાક્યુઆના | ...ટીપાં | ૬૦ |
| ટીંક્ચર સીલા... | ...ટીપાં | ૪૦ |
| જેઠીમધનાં મૂળની ચા | ...ઔંસ | ૬ |

આ મિશ્રણના ૪ ભાગ કરીને સવાર સાંજ પીવું.

**૧૫૦૨. કાસશ્વાસ—કફ સાથે.**

| | | |
|---|---|---|
| ઇપીકાક્યુઆના પાઉડર | ...ગ્રેન | ૨૦ |
| સાલવોલેટાઇલ | ...ડ્રામ | ૧ |
| પાણી ... | ...ઔંસ | ૧ |

એક ડોઝમાં પાઇ દેવાથી કફ છુટો થાય.

**૧૫૦૩. ફેફસાંનો સોજો—( ન્યુમોનિયા ).**

| | | |
|---|---|---|
| એન્ટીમોનિયલ વાઇન | ...ટીપાં | ૫ |
| ટિંક્ચર એકોનાઇટ | ...ટીપાં | ૨ |
| પાણી... ... | ...ડ્રામ | ૪ |

આ મિશ્રણ બચ્ચાંને દિવસમાં ચાર વાર આપવું.

**૧૫૦૪. ફેફસાંનો સોજો—(ન્યુમોનિયા).**

| | | |
|---|---|---|
| સાલવોલેટાઇલ ... | ...ડ્રામ | ૨ |
| સ્પિરિટ નાઇટ્રિક ઇથર | ...ડ્રામ | ૨ |

વાઇનમ ઇપીકાકયુઆના ...ડ્રામ ૧
ટિંકચર સીલા ... ...ડ્રામ ૧
ટિંકચર સેનેગા ... ...ડ્રામ ૨
કેમ્ફર વોટર ... ...ઔંસ ૪
આ મિશ્રણને રોજ ૪ વાર આપવું.

૧૫૦૫. દમ—(એસ્થમા).
ઇપીકાકયુઆના પાઉડર ...ગ્રેન ૩
એન્ટીમોનિયલ પાઉડર ... „ ૬
કેમ્ફર (કપુર) ... ... „ ૪
એકસ્ટ્રાકટ હાયોસ્યામીસ ... „ ૪
તેની ૬ ગોળી કરવી. બે ગોળી બબ્બે કલાકે ખાવી.

૧૫૦૬. દમ—(એસ્થમા).
સલ્ફેટ ઑફ કવીનાઇન ... ગ્રેન ૯
સલ્ફેટ ઑફ આયર્ન ... „ ૧૨
ઇપીકાકયુઆના પાઉડર ... „ ૬
અફીણ ... ... „ ૧
ગુંદરના પાણીમાં મેળવી ૬ ગોળી કરવી. અને અકેક ગોળી રોજ ત્રણ વાર ખાવી.

૧૫૦૭. દમ—
પોટાશ આયોડાઇડ ... ગ્રેન ૫
ટિંકચર બેલાડોના ... ટીપાં ૫
પાણી ... ... ઔંસ ૧
આ મિશ્રણને રોજ બે ત્રણ વાર પીવું.

૧૫૦૮. ઉટાંટીયો—( હૂપીંગ કફ )—
સાલવોલેટાઇલ ... ટીપાં ૪૦
સ્પીરીટ ક્લૉરોફૉર્મ ... ટીપાં ૨૦
ડાઇલ્યુટ હાઇડ્રોસ્યાનિક એસીડ ટીપાં ૧૦
લાઇકર મોર્ફ્યા ... ટીપાં ૧૨
કપુરનું પાણી ... ડ્રામ ૧૬
મિશ્ર કરીને તેમાંથી આઠમો ભાગ દર ત્રણ કલાકે આપવો.

૧૫૦૯. ઉટાંટીયો—Hooping cough.
ક્રિયોસોટ ... ... ગ્રેન ૪
સલ્ફોનલ ... ... ગ્રેન ૩
સાઇરપ ટોલુ ... ...ઔંસ ૫
આ મેળવણીમાંથી અકેક ચમચી દર કલાકે આપવી.

૧૫૧૦. સલેખમ Coryza.
એમોનિયા ક્લોરાઇડ ... ગ્રેન ૧૦
ફીનાસીટીન ... ... ગ્રેન ૫
તેની ૪ પડીકી કરવી. ત્રણ પડીકી ચાર ચાર કલાકે; એક પડીકી ગરમ પાણી કે ગરમ દુધ સાથે આપવી અને ચોથી પડીકીમાંથી ત્રણ ચાર વાર નાકે સુંઘવું આથી રસી અટકી જશે.

૧૫૧૧. હૃદરોગ—(હાર્ટ ડિઝીઝ),
સાલવોલેટાઇલ ... ... ડ્રામ ૩
કારબોનેટ ઑફ એમોનિયા... ગ્રેન ૩૦
સિંકોનાનો કવાથ ... ઔંસ ૮
મિશ્ર કરીને દર ત્રણ કલાકે બબ્બે તોલા ભાર પીવો.

૧૫૧૨. હૃદરોગ—(હાર્ટ ડિઝીઝ).
ટિંકચર ડિજીટેલીસ ...ટીપાં ૧૫
ટિંકચર ઑફ સ્ટીલ ...ટીપાં ૩૦
એસીટેટ ઑફ પોટાશ ...ગ્રેન ૬૦
પાણી ... ...ઔંસ ૩
આ મિશ્રણ દિવસમાં ત્રણ વાર આપવું.

૧૫૧૩. હૃદયની નબળાઈ—અતિ વિષય સેવનથી લોહીની ગતિ મંદ પડવાથી હૃદય નબળું પડયું હોય તો–Cardiac Weakness. તેમાં—
એકસ્ટ્રાકટ સીરીયસ ગ્રાંડી ફ્લોરા ડ્રામ ૩
ટિંકચર નકસવૉમિકા ...ડ્રામ ૩
એકસ્ટ્રાકટ ડેમીએના ...ડ્રામ ૪
ગ્લીસરીન ... ... ઔંસ ૧
ટિંકચર જનશન કો૦ ઔંસ ૨
જમ્યા પછી અકેક નાનો ચમચો પીવો.

૧૫૧૪. હૃદયની નબળાઈ—Cardiac Weakness.
એકસ્ટ્રાકટ સીરીયસ ગ્રેંડીફ્લોરા ડ્રામ ૩
ટિંકચર નકસવૉમીકા ...ડ્રામ ૩
એસેન્સ પેન્ક્રીયાટ... ...ઔંસ ૩
જમ્યા પછી ટિસ્પુનફુલ દવા પીવી.

**૧૫૧૫. કલેજાનું દરદ—તીક્ષ્ણ—Acute.**
આમોનિયા ક્લોરાઇડ ... ગ્રેન ૬૦
સ્પીરીટ નાઇટ્રીક ઇથિર... ડ્રામ ૧॥
પાણી .. ...ઔંસ ૬
આ મિશ્રણ રોજ ત્રણ વાર પીવું.

**૧૫૧૬. કલેજાનું દરદ——(મુંઝારો).**
આમોનિયા ક્લોરાઇડ ... ગ્રેન ૪૦
પોટાશ નાઇટર ... ગ્રેન ૫
ગરમાળો ... ... ...તોલો ૧
કરીયાતાની ચા ... ...ઔંસ ૩
મેળવીને તેના બે ભાગ કરી સવાર સાંજ પીવા.

**૧૫૧૭. કલેજાનું દરદ, જીર્ણ—Chronic.**
કારબોનેટ ઑફ આમોનિયા... ગ્રેન ૧૫
ટિંક્ચર સીલા ... ... ડ્રામ ૩
ટિંક્ચર કેમ્ફર કંપાઉન્ડ ... ડ્રામ ૧॥
કપુરનું પાણી ... ઔંસ ૩
આ મિશ્રણ રોજ ત્રણ વાર આપવું.

**૧૫૧૮. કલેજું વધવું—**
એમોનિયા ક્લોરાઇડ ... ગ્રેન ૧૫
સક્સ ટેરેક્સી ... ... ટીપાં ૩૦
ટિંક્ચર પોડોફેલી ... ટીપાં ૫
પાણી ... ... ઔંસ ૩
દિવસમાં ત્રણ વાર પીવાતું. આ મેળવણીમાંથી એમોનિયા બાદ કરીને પોટાશ સાઇટ્રસ ઉમેરી પિત્તકમળી ઉપર આપવું.

**૧૫૧૯. કલેજાનો પાક—**
ક્વીનાઇન ... ... ગ્રેન ૬
ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસીડ. ટીપાં ૧૫
પાણી ... ...ઔંસ ૩
આ મિશ્રણ રોજ ત્રણ વાર પાવું.

**૧૫૨૦. કમળો—(જોન્ડીસ)**
એપ્સમ સૉલ્ટ... ...ડ્રામ ૪
આમોનિયા ક્લોરાઈડ ... ગ્રેન ૩૦
પોટાશ નાઇટર ... ...ગ્રેન ૧૫
એસેટેટ ઑફ પોટાશ ...ગ્રેન ૩૦
જ્યુસ ઑફ ટેરાક્ષકમ ...ડ્રામ ૨
કરીયાતાની ચા ... ...ઔંસ ૩
આ મિશ્રણ ત્રણ વાર પીવું.

**૧૫૨૧. કમળો—(જોન્ડીસ)**
પોડોફાઇલમ ... ... ગ્રેન ૬
રૂબાર્બ... ... ... ... ગ્રેન ૧૮
એક્સ્ટ્રાક્ટ હાયોસ્યામસ ... ગ્રેન ૪૦
તેની ૧૨ ગોળી કરવી. રોજ બેવાર ૧ ગોળી.

**૧૫૨૨. કમળો—(જોન્ડીસ)**
એપ્સમ સૉલ્ટ ... ... ડ્રામ ૧
સાલવૉલેટાઇલ ... ... ટીપાં ૩૦
કારબોનેટ ઑફ મેગ્નીસ્યા. ગ્રેન ૧૨
પાણી ... ...ઔંસ ૪
મિશ્રણ કરીને બબે ઔંસ દવા રોજ ૨ વાર પીવી.

**૧૫૨૩. બરોલ—(સ્પ્લીન)**
પોટાશ બ્રોમાઇડ ...ગ્રેન ૩૦
સલ્ફેટ ઑફ આયર્ન ... ગ્રેન ૬
એપ્સમ સૉલ્ટ ... ... ડ્રામ ૩
કવાસ્યાની ચા ... ...ઔંસ ૩
મિશ્ર કરીને રોજ ત્રણ વાર પીવી.

**૧૫૨૪. બરલ—તાવ સાથે.**
એસીડ ના. હા. ડીલ્યુટ... ટીપાં ૨૦
ટિંક્ચર ડિજીટેલીસ ...ટીપાં ૧૫
ટીંક્ચર નકસવૉમીકા ... ટીપાં ૧૫
સક્સ ટેરેક્સી ... ... ડ્રામ ૧
પાણી ... ...ઔંસ ૩
દિવસમાં ત્રણ વાર, એકેક ઔંસ.

**૧૫૨૫. બરલ—Enlargement of spleen**
ટિંક્ચર ફેરી પરક્લોરાઇડ ડ્રામ ૦॥
લાઇકર આર્સેનિક ... ...ટીપાં ૧૫
ક્વીનાઇન ... ... ગ્રેન ૧૫
મેગ્નીસ્યા સલ્ફ ... ... ડ્રામ ૪
એક્સ્ટ્રાક્ટ અર્ગટ લીક્વીડા ટીપાં ૨૦
આમોનયા ક્લોરાઇડ ... ડ્રામ ૦॥
એક્વા ક્લોરોફૉર્મ... ...ઔંસ ૩
જમ્યા પછી એકેક ઔંસ દવા રોજ ત્રણ વાર પીવી.

**૧૫૨૬. બરલEnlargement of spleen**

સલ્ફેટ ઑફ કવીનાઇ ... ગ્રેન ૩
સલ્ફેટ ઑફ આયર્ન ... ગ્રેન ૬
ડિલ્યુટ સલ્ફ્યુરિક એસીડ... ટીપાં ૫
પાણી ... ... ઔંસ ૩

રોજ ત્રણ વાર પીવું.

**૧૫૨૭. અજીર્ણ—**

લાઇકર પોટાસી ... ...ટીપાં ૩૦
ચુનાનું પાણી ... .. ઔંસ ૧

મિશ્ર કરીને તેના બે ભાગ સવાર સાંજ તાજા દુધમાં આપવા.

**૧૫૨૮. અજીર્ણ—( ડિસ્પેસ્યા )**

રિડયુસ્ડ આયર્ન ... ... ગ્રેન ૨૪
પેપસીન ... ... ... ગ્રેન ૩૬
એકસ્ટ્રાકટ નકસવૉમિકા ... ગ્રેન ૬

એકસ્ટ્રાકટ જનશ્યન જોઇએ એટલું. જનશ્યનમાં મેળવીને ગોળી ૨૪ કરવી. અકેક ગોળી જમતી વખતે ખાવી.

**૧૫૨૯. અજીર્ણ—જુનું.**

કમ્પાઉન્ડ રૂબાર્બ પીલ ... ગ્રેન ૪૮
બ્લ્યુ પીલ ... ... ... ગ્રેન ૨૪

મિશ્ર કરીને તેની ગોળી ૧૨ કરવી; ૧ ગોળી એક બે દિવસને આંતરે લેવી.

**૧૫૩૦. અજીર્ણ—તરતનું-(ઇન્ડાઇજેશન)**

કંપાઉન્ડ ટિંક્ચર ઑફ કાર્ડમમ ટીપાં ૬૦
કારબોનેટ ઑફ સોડા ... ગ્રેન ૨૦
પાણી... ... ... ...ઔંસ ૨

૧ કે ૨ ડોઝમાં પીવું.

**૧૫૩૧ અજીર્ણ—**

સાલવોલેટાઇલ ... ...ટીપાં ૯૦
કારબોનેટ ઑફ મેગ્નીસ્યા ...ગ્રેન ૩૦
સબનાઇટ્રેટ ઑફ બીસમથ. ગ્રેન ૪૫
ડીલ્યુટહાઇડ્રોસ્યાનિક એસીડ ટીપાં ૧૫
કમ્પાઉન્ડ ટિંક્ચર કાર્ડમમ...દ્રામ ૨
પીપરમીંટનું પાણી... ...ઔંસ ૩

આ મિશ્રણમાંથી એક એક ઔંસ રોજ ત્રણ વાર પીવું.

**૧૫૩૨. અજીર્ણ...નબળાઇ તથા મંદાગ્નિ.**

સોડા બાઇ કાર્બ ... ... ગ્રેન ૧૫
ટીં સીંકોના કો૦ ... ...ટીપાં ૧૫
એમોનિયા કલોરાઇડ ... ગ્રેન ૧૦
ટીં. જેનશ્યન્ કો૦ ...ટીપાં ૧૫
ટીં. નકસવૉમિકા ... ...ટીપાં ૧૫
ટીં. જીંજર ... ... ...ટીપાં ૧૦
પાણી ... ...ઔંસ ૩

દિવસમાં ત્રણ વાર.

**૧૫૩૩. કબજીયત—**

એકસ્ટ્રાકટ નકસવૉમિકા ... ગ્રેન ૪
„ એલોઝ ... ગ્રેન ૨૦
કવીનાઇન ... ... ... ગ્રેન ૯
કમ્પાઉન્ડ રૂબાર્બ પીલ ... ગ્રેન ૨૪

ચારેને મેળવી ૧૨ ગોળી કરવી. રાત્રે સુતી વખતે અકેક ગોળી ખાવી.

**૧૫૩૪. કબજીયત—(કૉન્સ્ટીપેશન).**

ઇપીકાકયુઆના પાઉડર ... ગ્રેન ૩
હાઇડ્રૅર્જીરી કમક્રીટા ... ગ્રેન ૬

બે પડીકી કરીને સવાર સાંજ ખાવી.

**૧૫૩૫. કબજીયત—જુની.**

રેસીન ઑફ પોડો ફાઇલમ ગ્રેન ૦ાથી૧
કયાલોમેલ ... ... ... ગ્રેન ૨
એકસ્ટ્રાકટ હાયોસ્યામી ... ગ્રેન ૪

મિશ્ર કરીને ૧ ગોળી કરવી. રાત્રે સુતી વખતે ખાવી. જલોદર, સોજા તથા કલેજાનાં દરદમાં.

**૧૫૩૬. ઝાડાનો કબજો—**

સોડા બાઇ કાર્બ ... ... ગ્રેન ૬
ટીં૦ કલંબા ... ...ટીપાં ૧૦
ટીં૦ નકસવૉમીકા ... ...ટીપાં ૬
એક૦ કેસ્કેરા લી૦ ... ...ટીપાં ૧૦
સકસટેરેકસી... ... ...ટીપાં ૧૦
ટીં૦ જીંજર... ... ...ટીપાં ૬
પાણી... ... ... ...ઔંસ ૧

એક ડોઝ પીવો.

**૧૫૩૭. બંધકુષ્ઠ**—કલેજું મંદ ( dull ) હોય તેમાં.

| | |
|---|---|
| આમોનિયા ક્લોરાઇડ ... | ગ્રેન ૧૦ |
| એક્સ્ટ્રાક્ટ કા. સીગ્રેડા ... | ટીપાં ૧૫ |
| સકસટેરેકસી ... ... | ટીપાં ૧૫ |
| ટિંક્ચર પોડોફીલી ... | ટીપાં ૫ |
| સોડા બાઇ કાર્બ ... | ગ્રેન ૧૦ |
| ટિંક્ચર નકસવૉમીકા ... | ટીપાં ૧૫ |
| પાણી... ... ... | ઔંસ ૩ |

દિવસમાં ત્રણ વાર એકેક ઔંસ.

**૧૫૩૮. બંધકુષ્ઠ**—

| | |
|---|---|
| પીલ કોલોસીન્થ... ... | ગ્રેન ૦॥ |
| પીલ હાઇડ્રાર્જીરી ... | ગ્રેન ૧ |

એક્સ્ટ્રાક્ટ જનસ્યન જોઇએ એટલું. ગોળી ૨ કરીને સવારસાંજ બે વાર ખાવી.

**૧૫૩૯. બંધકુષ્ઠ**—

| | |
|---|---|
| કેસ્ટર ઑઇલ ... ... | ડ્રામ ૧॥ |
| ગ્લીસરાઇન ... ... | ,, ૧॥ |

નારંગીના રસમાં મેળવીને પીવું.

**૧૫૪૦. હરસ–મસા** Piles.

| | |
|---|---|
| એક્સ્ટ્રાક્ટ બેલાડોના ... | ગ્રેન ૬ |
| ,, નકસવૉમિકા | ,, ૧૨ |
| ,, ટારાકસીકમ | ,, ૧૮ |
| એલોઝ (એળીઓ) ... | ,, ૩૬ |

આ મેળવણીની ૩૬ ગોળીઓ બનાવી સવારસાંજ એકેક ગોળી આપવાથી દસ્ત સાફ આવી મસા નરમ પડશે.

**૧૫૪૧. હરસ**—

| | |
|---|---|
| ફ્લાવર્સ ઓફ સલ્ફર ... | ઔંસ ૨ |
| ક્રીમ ઑફ ટાર્ટર ... | ડ્રામ ૪ |
| નારંગીનું શરબત અથવા મધ | ઔંસ ૨ |

માત્રા ૧ ડ્રામ રોજ ત્રણ વાર ચાટવું.

**૧૫૪૨. પેટનું ક્ષત**—Gastric Ulcer.

| | |
|---|---|
| આરજેન્ટાઇન નાઇટ્રસ ... | ગ્રેન ૫ |
| ટિંક્ચર ઓપીયમ ... | ડ્રામ ૧ |
| એકવા એનીસી ... | ઔંસ ૨॥ |

આ મેળવણીમાંથી ચમચી ( ટી સ્પુનફુલ) દવા રોજ ત્રણવાર પીવી.

**૧૫૪૩. અતિસાર**—(ડાયરીઆ).

| | |
|---|---|
| ટિંક્ચર ઑફ કેટેચ્યુ ... | ડ્રામ ૧ |
| એરોમેટિક સલ્ફ્યુરિક ઍસીડ | ટીપાં ૧૫ |
| પેપમીંટનું તેલ ... | ટીપું ૧ |
| ઇન્ફયુઝન ઑફ કેટેચ્યુ ... | ઔંસ ૧ |

આ મિશ્રણ રોજ બે ત્રણવાર પીવું.

**૧૫૪૪. અતિસાર**—

| | |
|---|---|
| ટિંક્ચર કેટેચ્યુ... ... | ડ્રામ ૦॥ |
| લિકવીડ એક્સ્ટ્રાક્ટ ઑફ બેલ ( બીલી ) ... ... | ડ્રામ ૨ |
| સ્પિરિટ કલોરોફોર્મ ... | ડ્રામ ૧ |
| તજનું પાણી ... ... | ડ્રામ ૧ |
| પાણી... ... ... | ઔંસ ૧ |

દર ત્રણ કલાકે ઝાડો બંધ થતાં સુધી આપવું.

**૧૫૪૫. અતિસાર**—(ડાયરીઆ).

| | |
|---|---|
| ગૅલીક અસીડ ... ... | ગ્રેન ૧૫ |
| ડોવર્સ પાઉડર... ... | ગ્રેન ૫ |

તેની ૧ પડીકી કરીને દર ચાર કલાકે પાણી સાથે આપવું.

**૧૫૪૬. અતિસાર**—(ડાયરીઆ).

| | |
|---|---|
| કલોરોડાઇન ... ... | ટીપાં ૨૦ |
| પાણી ... ... | ઔંસ ૧ |

દર ત્રણ કલાકે ઝાડો બંધ થતાં સુધી આપવું.

**૧૫૪૭. અતિસાર**—(ડાયરીઆ).

| | |
|---|---|
| રૂબાર્બ પાઉડર... ... | ગ્રેન ૧૨ |
| સુંઠનો ભુકો ... ... | ,, ૬ |
| ઇપીકાકયુઆના પાઉડર ... | ,, ૩ |

તેની ત્રણ પડીકી કરીને ત્રણ વખત ખાવી.

**૧૫૪૮. મરડો**—( ડિસન્ટ્રી ).

| | |
|---|---|
| કેસ્ટર ઑઇલ... ... | ડ્રામ ૩ |
| ટીંક્ચર ઓપીયમ ... | ટીપાં ૨ |
| ટીંક્ચર કાર્ડામમ ... | ટીપાં ૧૦ |
| ટીંક્ચર જીંજર ... | ટીપાં ૧૫ |
| પેપરમીંટનું પાણી ... | ઔંસ ૧ |

એકી વખતે પી જવું તેથી ઝાડાનો ખુલાસો થઈ આમ તથા મરડો દુર થશે.

**૧૫૪૯. મરડો જુનો—(ક્રોનીક ડિસેન્ટ્રી).**

મોરથુથુ ... ... ગ્રેન ૧
અફીણ... ... ... ગ્રેન ૧
કવીનાઇન ... ... ગ્રેન ૪
એકસ્ટ્રાકટ જનસ્યન ... ગ્રેન ૪

તેની ગોળી ૪ કરવી. એકેક ગોળી રોજ ૩–૪ વાર ખાવી.

**૧૫૫૦. મરડો—( ડિસેન્ટ્રી ).**

શ્યુગરલેડ ... ... ગ્રેન ૮
અફીણ... ... ... „ ૧

મધમાં મેળવી ૩ ગોળી કરવી. રોજ ૩ ગોળી ખાવી.

**૧૫૫૧. મરડો—**

સલ્ફેટ ઑફ કૉપર (મોરથુથુ) ગ્રેન ૧
અફીણ... ... ... ગ્રેન ૧

તેની મધમા ૩ ગોળી કરીને ત્રણવાર ખાવી.

**૧૫૫૨. ચૂંક—(મરડાની).**

એરંડીયું ... ... ઔંસ ૧
પેપરમીંટનો અર્ક ... ટીપાં ૧૦
લાડેનમ ... ... ટીપાં ૧૦

મિશ્રણ કરીને બધું પી જવું.

**૧૫૫૩. ચૂંક—**

સ્પિરિટ ઑફ ઇથર ... ટીપાં ૪૦
ટિંકચર ઑફ જીંજર ... ટીપાં ૩૦
એપ્સમ સૉલ્ટ... ... ડ્રામ ૩
પીપરમીંટનું પાણી ... ઔંસ ૧

મિશ્રણ કરીને એકી વખતે પી જવું.

**૧૫૫૪. કોલેરા—**

સલ્ફયુરિક ઍસીડ ડિલ્યુટ...ટીપાં ૧૦
કારબોલિક એસીડ ...ટીપું ૧
ટિંકચર આયોડીન ...ટીપાં ૩
કવીનાઇન ... ...ગ્રેન ૫
કપુરનું પાણી ... ...ઔંસ ૧

મિશ્રણ કરીને આ ડોઝના પ્રમાણના ત્રણ ડોઝ ત્રણ વાર પાવા.

**૧૫૫૫. કોલેરા—**

સાલવોલેટાઇલ ... ...ટીપાં ૨૦
પીપરમીંટનો અર્ક ... ટીપાં ૧૫
લાડેનમ (અફીણનો અર્ક)... ટીપાં ૧૫
બ્રાંડી અથવા ડુંગળીનો રસ ઔંસ ૦॥
પાણી... ... ... ઔંસ ૦॥

આ મિશ્રણ આટલાજ ડોઝથી દર બબે ત્રણ ત્રણ કલાકે પાવું.

**૧૫૫૬. કોલેરા—**

ટીંકચર ઓપીયમ ... ઔંસ ૧
સ્પીરીટ કેમ્ફર... ... „ ૧
ટીંકચર રૂબાર્બ... ... „ ૧

નાના બાળકને ટંકે ૫–૧૦ ટીપાં, મોટાને ૦॥ થી ૧ ડ્રામ, દર કલાકે ઝાડો ઉલટી બંધ થાય ત્યાં સુધી. પછી બંધ કરવું.

**૧૫૫૭. ગુલ્મ–હીસ્ટીરીયા–એંચતાણ—**

ટીંકચર વેલેરીયન એમોનિયા ટીપાં ૧૫
„ એસાફટીડા ...ટીપાં ૧૫
સ્પીરીટ ક્લોરોફોર્મ ...ટીપાં ૨૦
સોડા બાઇ કાર્બ... ...ગ્રેન ૧૫
એકવા મેન્થા ... ... ઔંસ ૩

ત્રણ વખત પાવું.

**૧૫૫૮. હેડકી—( હિક્કપ ).**

ક્લોરોફોર્મ ... ...ટીપાં ૨
સલ્ફયુરિક ઇથર... ...ટીપાં ૧૦
તજનું તેલ ... ...ટીપાં ૨
ક્રિયોસોટ ... ...ટીપાં ૨
હાઇડ્રોસ્યાનિક ઍસીડ ડિલ્યુટ ટીપાં ૫
સાલવોલેટાઇલ ... ...ટીપાં ૩૦
સાલવોલેટાઇલ ... ...ટીપાં ૩૦
બ્રાંડી ... ... ...ડ્રામ ૨
ટિંકચર ઑફ વેલેરિયન ...ડ્રામ ૦॥
પાણી... ... ...ઔંસ ૧

આ મિશ્રણથોડુંથોડું દર બબે કલાકે પીવું.

**૧૫૫૯. પરમો—(ગોનોરીયા).**

લાઇકર એમોનિયા એસેટેટિસ ઔંસ ૫
એસેટેટ ઑફ પોટાશ ...ગ્રેન ૯૦
ગુંદરનું પાણી ... ...ઔંસ ૧
કપુરનું પાણી ... ...ઔંસ ૩

મિશ્ર કરીને એક દિવસમાં ૪ વાર પીવું.

**૧૫૬૦. પરમો—**

| | |
|---|---|
| પોટાશ સાઇટ્રસ... | ...ગ્રેન ૧૫ |
| ટીંક્ચર બક્કુ ... | ... ડ્રામ ૧ |
| ટીંક્ચર ક્યુબેબ ... | ... ડ્રામ ૦॥ |
| ટીંક્ચર હાયોસ્યામી | ...ટીપાં ૧૫ |
| બાલસમ કોપેઇબા | ...ટીપાં ૨૦ |
| સેન્ડલ ઑઇલ... | ...ટીપાં ૧૫ |
| મેગ્નીસ્યા સલ્ફ... | ... ડ્રામ ૧ |
| કપુરનું પાણી ... | ...ઔંસ ૩ |

રોજ ત્રણ વાર.

**૧૫૬૧. પરમો—**

| | |
|---|---|
| લાયકર પોટાશ... | ...ટીપાં ૬૦ |
| સુરોખાર ... | ... ડ્રામ ૧ |
| ટિંક્ચર હાયોસ્યામી | ... ડ્રામ ૨ |
| ચુનાનું પાણી (લાઇમવૉટર). | ઔંસ ૪ |

મિશ્રણ રોજ ચાર વખત પીવું.

**૧૫૬૨. પરમો—**

| | |
|---|---|
| બાલસમ કોપેબા... | ...ટીપાં ૪૫ |
| લાયકર પોટાશ ... | ...ટીપાં ૪૫ |
| ટિંક્ચર હાયોસ્યામી | ...ટીપાં ૯૦ |
| ગુંદરનું પાણી ... | ...ઔંસ ૧ |
| ચોખ્ખું પાણી ... | ...ઔંસ ૪ |

તેના ત્રણ ભાગ કરીને રોજ ત્રણવાર પીવું.

**૧૫૬૩. પરમો—**

| | |
|---|---|
| સેન્ડલ ઑઇલ ... | ...ટીપાં ૪૦ |
| ક્યુબેબ (ચણકબાબ) | ...તોલો ૦। |
| સોનાગેરૂ ... | ...તોલો ૦। |
| ગોખરૂનું ચૂર્ણ ... | ...તોલો ૦। |

બે પડીકી કરીને સવારસાંજ મધમાં ચાટવી.

**૧૫૬૪. પરમો—**

| | |
|---|---|
| લાયકર પોટાશ ... | ...ટીપાં ૪૫ |
| લોડેનમ ... | ...ટીપાં ૧૫ |
| કેમ્ફર વૉટર ... | ...ઔંસ ૩ |

માત્રા ૧ લીકર ગ્લાસ—દિવસમાં ૩ વાર. તેનાથી પીડ તથા આંકડી મટે છે.

**૧૫૬૫. પરમો—જુનો.**

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઝિંક... | ...ગ્રેન ૧૨ |
| કમ્પાઉન્ડ કાયનો પાઉડર.... | ગ્રેન ૨૦ |
| કેમ્ફર (કપુર) ... | ... ,, ૬ |

તેની બાર ગોળી કરવી. બબ્બે ગોળી રોજ ત્રણ વાર ખાવી.

**૧૫૬૬. પરમો—જુનો.**

| | |
|---|---|
| પોટાશ આયોડાઇડ | ...ગ્રેન ૬ |
| સાઇટ્રેટ ઑફ આયર્ન એન્ડ | |
| ક્વીનાઇન ... | ...ગ્રેન ૧૫ |
| કરીયાતાની ચા... | ...ઔંસ ૩ |

ડોઝ—૧ લીકર ગ્લાસ રોજ ૩ વાર પીવું.

**૧૫૬૭. ઉપદંશ—**

| | |
|---|---|
| મહા મંજીષ્ઠાદિ ક્વાથ | ...ઔંસ ૨ |
| એક્સ્ટ્રાક્ટ સારસાપેરેલા લિ.ડ્રામ | ૧ |
| પોટાશ આયોડીડ | ...ગ્રેન ૬ |

તેના ત્રણ ભાગ કરીને રોજ ત્રણ વાર પીવી. ગરમ પડે તો તે સાથે ચંદ્રપ્રભાની બબ્બે આનીભારની ગોળી ખાવી.

**૧૫૬૮. ઉપદંશ—(સીફીસીસ)**

| | |
|---|---|
| સીરપ ઑફ આયોડાઇડ ઑફ | |
| આયર્ન ... | ...ટીપાં ૬૦ |
| પોટાશ આયોડાઇડ | ...ગ્રેન ૬ |
| પાણી ... | ...ઔંસ ૩ |

મિશ્ર કરીને એકેક ઔંસ રોજ ત્રણવાર.

**૧૫૬૯. ઉપદંશ—**

| | |
|---|---|
| પોટાશ આયોડાઇડ | ...ગ્રેન ૬ |
| લાયકર હાઇડ્રાર્જીરી પરક્લૉરાઇડી. | ૯૦ |
| કરીયાતાની ચા... | ...ઔંસ ૩॥ |

મિશ્ર કરીને ત્રણ વાર પીવી.

**૧૫૭૦. ઉપદંશ—**

| | |
|---|---|
| પોટાશ આયોડાઇડ | ...ડ્રામ ૧ |
| લાઇકર હાઇડ્રાર્જીરી પરક્લૉરાઇડ, | ,, ૬ |
| એક્સ્ટ્રાક્ટ સારસાપરેલા લિ. | ,, ૧૨ |
| ટિંક્ચર ચિરેટા... | ... ,, ૭ |
| પાણી ... | ...ઔંસ ૧૦ |

૧૨ ભાગ કરીને રોજ ત્રણ ભાગ પીવા.

**૧૫૭૧. ઉપદંશ—**

| | |
|---|---|
| લાઇકર આર્સેનિક | .. ડ્રામ ૧ |

પોટાશ આયોડાઇડ ...ડ્રામ ૧
ટિંક્ચર આયોડાઇન ...ડ્રામ ½
સીરપ ઑરેન્સ્યાઇ ...ડ્રામ ૮
પાણી... ... ...ઔંસ ૮

તેના ૮ ભાગ કરીને રોજ બેવાર જમીને પીવું.

**૧૫૭૨. ઉપદંશ—**

કેલોમેલ ... ...ગ્રેન ૨૪
અફીણ... ... ...ગ્રેન ૩

બાર ગોળી બનાવી રોજ ત્રણ વાર અકેક ગોળી ખાવી.સખ્ત ટાંકીમાં જોરાવર દરદીનેઅપાય.

**૧૫૭૩. ઉપદંશ—**સખ્ત ટાંકી.

બ્લ્યુ પીલ ... ...ગ્રેન ૧૮
અફીણ... ... ...ગ્રેન ૨
સલ્ફેટ ઑફ આયર્ન ...ગ્રેન ૬

૬ ગોળી કરવી—સવારસાંજ અકેક ગોળી.

**૧૫૭૪. ઉપદંશ—**સખ્ત ટાંકી.

હાઇડ્રાર્જીરી કમક્રીટા ...ગ્રેન ૧૮
સલ્ફેટ ઑફ ક્વિનાઇન ...ગ્રેન ૧૨
અફીણ... ... ...ગ્રેન ૨

૬ ગોળી કરવી-સવારસાંજ અકેક ગોળી ખાવી.

**૧૫૭૫. મૂત્રાશ્મરી—**પેસાબની પથરી.

બાઇ કારબોનેટ ઑફ પોટાશ ગ્રેન ૪૦
પાણી... ... ...ઔંસ ૪

મેળવીને રોજ ચાર વાર પીવી.

**૧૫૭૬. મૂત્રાશ્મરી—**પેસાબની પથરી.

બાઇ કારબોનેટ ઑફ પોટાશ ગ્રેન ૩૦
સુરોખાર (પોટાશ નાઇટર)...ગ્રેન ૧૦
સાઇટ્રિક ઍસીડ... ...ગ્રેન ૧૫
પાણી... ... ...ઔંસ ૧૬

મેળવીને એક દિવસમાં થોડે થોડે બધી પીવી.

**૧૫૭૭. મૂત્રાશ્મરી—**

સાઇટ્રેટ ઑફ પોટાશ ...ગ્રેન ૪૫
પાણી... ... ...ઔંસ ૩

મેળવીને રોજ ત્રણ વાર પીવી.

**૧૫૭૮. મધુપ્રમેહ—(Diabetes).**

એટ્રોપીન સલ્ફ... ...ગ્રેન ૦૧
સ્ટ્રીકનીન સલ્ફ... ...ગ્રેન ૧
એકવા સીનામન... ...ઔંસ ૪

આ મેળવણીમાંથી અકેક ચમચી જમતાં પહેલાં અરધા કલાકે પીવી.

**૧૫૭૯. ઋતુદોષ—**અનિયમિત આર્તવ.

ટીંક્ચર ફેરી પરક્લોરાઇડ...ટીપાં ૩૦
મેગ્નીશ્યા સલ્ફ... ...ડ્રામ ૩
ટીં. કેનાબીસ ઇન્ડીકા ...ટીપાં ૧૫
ટીં. નક્સવૉમીકા ...ટીપાં ૧૦
ટીં. જીંજર ... ...ટીપાં ૧૦
એકસ્ટ્રાકટ અર્ગટ લી૦ ...ટીપાં ૧૫
પોટાશ આયોડીડ ...ગ્રેન ૩
પોટાશ બ્રોમાઇડ ...ગ્રેન ૧૦
પાણી ... ...ઔંસ ૩

ત્રણ વાર.

**૧૫૮૦. સ્ત્રીઓનો આર્ત્તવ રોગ-**પીડા સાથે દસ્તાન.

ઑકસાઇડ ઑફ ઝિંક ...ગ્રેન ૨૪
કમ્પાઉન્ડ સીનામન પાઉડર ગ્રેન ૧૫
બાર્ક પાઉડર ... ...ડ્રામ ૧

તેની ૧૨ પડીકી કરીને રોજ ત્રણ વાર પાણી સાથે પીવી.

**૧૫૮૧. અતિઆર્ત્તવ રોગ-**ત્રણંદસ્તાન વહેવું.

ગેલીક ઍસીડ ... ...ગ્રેન ૪૦
ટિંક્ચર સીનામન ...ડ્રામ ૪
ઍરોમેટિક સલ્ફયુરિક ઍસીડ ડ્રામ ૧
ડિસ્ટીલ્ડ વૉટર... ...ઔંસ ૮

તેમાંથી રોજ અકેક ઔંસ દવા ત્રણ ત્રણ કલાકે પીવી.

**૧૫૮૨. અતિઆર્ત્તવ—**ઘણું દસ્તાન જવું.

ડાઇલ્યુટ સલ્ફયુરિક ઍસીડ...ટીપાં ૩૦
હીરાકસી ... ...ગ્રેન ૬
ફટકડી ફુલાવેલી... ...ગ્રેન ૩૦
તજનું પાણી ... ...ઔંસ ૪॥

તેને મેળવીને તેના ત્રણ ભાગ કરીને પીવા.

**૧૫૮૩. અતિઆર્તવ—**

ગેલીક એસીડ ... ...ગ્રેન ૪૫
લિક્વીડ એક્સ્ટ્રાક્ટ અર્ગટ...ડ્રામ ૧॥
ડાઇલ્યુટ સલ્ફ્યુરિક એસીડ...ટીપાં ૪૫
તજનું પાણી ... ...ઔંસ ૩

ત્રણવાર પીવું.

**૧૫૮૪. આર્ત્તવરોગ**—દસ્તાન બંધ હોય તેનો ઉપાય.

એક્સ્ટ્રાક્ટ જનસ્યન ...ગ્રેન ૧
મર્હ—(હીરાબોળ).... ... „ ૨
એલોઝ (એળીઓ)... ... „ ૧
સેફ્રન (કેસર) ... ... „ ૧

મેળવીને ૧ ગોળી કરવી. એવી ગોળી રોજ ૩ વાર ખાવી.

**૧૫૮૫. ગર્ભાશયનું પ્રદર—**

લાઇકર હાઇડ્રાર્જીરી પરક્લૉરાઇડ ડ્રામ ૧॥
કમ્પાઉન્ડ ટીંક્ચર સીકોના ડ્રામ ૧॥
„ડિકૉકશન ઑફ સારસાપરેલા ઔંસ ૩

મેળવીને રોજ ત્રણવાર પીવું.

**૧૫૮૬. ગર્ભાશયનું પ્રદર—**

પોટાશ આયોડાઇડ ...ગ્રેન ૬
કૉડલિવ્હર ઑઇલ ...ડ્રામ ૬
કરીયાતાની ચા ... ...ઔંસ ૩

તેના ત્રણ ભાગ કરી દીવસમાં ૩ વાર પીવા.

**૧૫૮૭. બાળકોની**—ખાંસી, કફ, વરાધ.

એમોનિયા કાર્બ ... ...ગ્રેન ૪
વાઇનિમ ઇપીકૅક ... ...ટીપાં ૧૬
ટીંક્ચર સીલા ... ... „ ૫
પોટાશ બાઇ કાર્બ... ...ગ્રેન ૫
પોટાશ આયોડીડ ... ... „ ૧
કપુરનું પાણી ... ...ડ્રામ ૬

એકેક નાની ચમચી રોજ ૪ વાર; આથી ઉલટી થઇ કફ નીકળે.

**૧૫૮૮. બાળકોનો ઉપદંશ**—ચંદમાળ, ચાંદી, ગડગુમડ.

પલ્વીસ રીયા ... ...ગ્રેન ૬
હાઇડ્રાર્જીરી કમક્રીટા ... „ ૨
સોડા બાઇ કાર્બ... ...ગ્રેન ૩

તેની ૪ પડીકી કરવી ને દર ચાર કલાકે ૧ પડીકી આપવી.

**૧૫૮૯. બાળકોનો મૂત્રાતિસાર**-Incontinence of Urine.

પોટાશ બ્રોમાઇડ ...ગ્રેન ૫
ટીંક્ચર બેલાડોના ...ટીપાં ૧૦
ક્લોરોફૉર્મનું પાણી ...ડ્રામ ૪

આ મેળવણીમાંથી રોજ ત્રણવાર પાવું.

**૧૫૯૦. બાળકોનો ઝાડો**-Infantile Diarrhœa.

કમ્પાઉન્ડ ચૉક પાઉડર. માત્રા રતી ૨.

**૧૫૯૧. બાળકોનો ઝાડો—**

કૉસ્ટીક ... ...રતી ૦॥
નાઇટ્રીક એસીડ ડિલ્યુટ ...ટીપાં ૧૦
બાવળની છાલનું પાણી ...ઔંસ ૧॥
સાકરનું શરબત... ... „ ૧॥

એક શીશીમાં ભરી તેના ૧૨ ડોઝ કરવા. ચાર ચાર કલાકને અંતરે એક ડોઝ પાવો. દાંત આવતા હોય તે વખતના પાણી જેવા પાતળા ઝાડા કોઇ પણ દવાથી બંધ ન થતા હોય તે આ દવાથી બંધ થાય છે.

**૧૫૯૨. બાળકોનો ઝાડો—**

પારો ... ... ...ભાગ ૧
ચૉક ... ... ... „ ૨

આ બન્ને દવા ઘણીજ બારીક રીતે મેળવવી—પારાની ચમક દેખાતી બંધ થાય ત્યાં સુધી ખરલમાં ઘુંટીને શીશીમાં રાખવી. તેમાંથી ટંકે રતી ૦॥ થી ૧ સુધીની માત્રા પાણી સાથે આપવી. બહુ પાતલો પાણી જેવો ને ખાટી વાસવાળા ઝાડો આનાથી મટે છે. અને રંગ પીળો આવે છે.

**૧૫૯૩. બાળકનો મરડો—**

કોપર સલ્ફ (મોરથુથુ) ...રતી ૧
બાવળના ગુંદની ભુકી ... „ ૨૪

બન્ને મેળવીને તેની ૨૪ પડીકી કરવી. તેમાંથી સવાર સાંજ એક એક પડીકી ઠંડા

પાણી સાથે પાવી તેથી જુનો મરડો મટે છે. બાળકના મરડામાં આ દવા ઘણી ઉત્તમ છે.

**૧૫૯૪. નબળાઈ**—મગજની નબળાઇ, નપુંસકપણું.

| | |
|---|---|
| એસીડ નાઇટ્રો હાઇડ્રોક્લોરિક ડાઇલ્યુટ ... | ...ટીપાં ૩૦ |
| એસીડ ફોસ્ફોરીક ડાઇલ્યુટ | ટીપાં ૧૫ |
| લાયકર સ્ટ્રીક્નીયા... | ... ,, ૧૨ |
| એક્સ્ટ્રાક્ટ ડેમીએના લીક્વીડ | ડ્રામ ૧॥ |
| પાણી... ... | ...ઔંસ ૩ |

ત્રણ વાર પીવું.

**૧૫૯૫. ધાતુસ્રાવ**—Spermatorrhœa.

| | |
|---|---|
| સલ્ફેટ ઑફ ઝિંક | ...ગ્રેન ૧૮ |
| ,, ઓફ આયર્ન | ...ગ્રેન ૨૦ |
| એક્સ્ટ્રાક્ટ નક્સવૉમીકા | ... ,, ૫ |
| પીલ રૂબાર્બ કમ્પાઉન્ડ | ... ,, ૫૦ |

તેની ૨૪ ગોળી કરવી. રોજ ત્રણ વાર એકેક ગોળી ખાવી.

**૧૫૯૬. લોહીસુધારક**—ચામડીનાં દરદો, ચાંદી, વિસ્ફોટક.

| | |
|---|---|
| આમોનિયા ક્લોરાઇડ | ... ગ્રેન ૧૫ |
| પોટાશ બ્રોમાઇડ | ... ,, ૧૦ |
| ટીં. સીંકોના કો૦ | ... ટીપાં ૧૫ |
| ટીં. જનશ્યન કો૦ | ... ડ્રામ ૧॥ |
| પોટાસ આયોડાઇડ | ... ગ્રેન ૬ |
| પાણી ... | ...ઔંસ ૩ |

દિવસમાં ત્રણ વાર.

**૧૫૯૭. કૃમિ**—

| | |
|---|---|
| સેન્ટોનાઇન ... | ... ગ્રેન ૨ |
| કેલોમેલ ... | ... ,, ૨ |
| સાકર ... ... | ... ,, ૨ |
| સોડા ... ... | ... ,, ૨ |

તેની ૧ પડીકી કરી રાત્રે ફકાવવી.

**૧૫૯૮. કોરીઆ**—Chorea.

| | |
|---|---|
| એસેફીટીડા (હીંગ) | ...ગ્રેન ૨૦ |
| એક્સટ્રાક્ટ વેલેરીયન | ... ,, ૨૦ |
| ઝિંક ઑક્સાઇડ... | ... ,, ૧૦ |
| એક્સ્ટ્રાક્ટ બેલાડોના | ...ગ્રેન ૨ |

ગોળી ૨૦ કરવી. રાત્રે કે સવારે ગોળી ૧ થી ૨ ખાવી. અથવા રિડ્યુસ્ટ આયર્ન પણ ફાયદો કરે છે.

**૧૫૯૯. ચોરીઆ**—

| | |
|---|---|
| એપ્સમ સોલ્ટ | ... ડ્રામ ૪ |
| ક્લોરેટ ઑફ પોટાશ | ...ગ્રેન ૪૦ |
| લાઇકર એમોનિયા એસેટેટીસ. | ઔંસ ૧ |
| પાણી ... | ... ,, ૨ |

આ મિશ્રણ રોજ ત્રણ વાર પાવું.

**૧૬૦૦. રતવા**—Erisipelas.

| | |
|---|---|
| ટિંક્ચર ઑફ સ્ટીલ... | ટીપાં ૨૦-૩૦ |
| પાણી ... | ...ઔંસ ૧ |

આ ડોઝ દર ત્રણ કે ચાર કલાકે આપવો. બાળકને ઉમર પ્રમાણે નાનો ડોઝ આપવો.

**૧૬૦૧. ચળ-લુખસ**—Pruritis.

| | |
|---|---|
| કોકેન... ... | ...ગ્રેન ૪ |
| હાઇડ્રાર્જીરી એમો. ક્લો | ...ગ્રેન ૧૫ |
| ઑક્સાઇડ ઑફ ઝિંક | ...ડ્રામ ૧ |
| વેસેલીન ... | ...ડ્રામ ૧૦ |

તેનો મલમ બનાવીને લુખસ ઉપર ચોળવો.

**૧૬૦૨. ચળ-લુખસ**—Pruritis.

| | |
|---|---|
| હાઇડ્રોસ્યાનિક ઍસીડ | ...ડ્રામ ૧ |
| બોરાક્સ ... | ...ડ્રામ ૨ |
| ગુલાબજળ ... | ...ઔંસ ૮ |

તેનું લોશન બનાવીને શરીર ધોવું.

**૧૬૦૩. રતવા મોંનો**—Facial Erysipelas.

| | |
|---|---|
| સલીસીલીક ઍસીડ | ...ગ્રેન ૨૦ |
| કાઇસોરોબીન ... | ...ગ્રેન ૨૦ |
| ઇક્થિયોલ ... | ...ડ્રામ ૧ |
| લેનોલીન અથવા વેસેલીન | ઔંસ ૦॥ |

તેને રતવા ઉપર ઘસવું.

**૧૬૦૪. યોનિકંડુ**—Vulvular pruritis.

| | |
|---|---|
| મેન્થોલ ... | ...ગ્રેન ૮ |
| ક્વીનાઇન ... | ...ગ્રેન ૨૦ |
| કારબોલિક ઍસીડ | ...ગ્રેન ૨૪ |

સીટ્રીન ઑઇન્ટમેન્ટ ... ડ્રામ ૧
ઇકૃથિયોલ ... ... ડ્રામ ૨॥
કેસ્ટર ઑઇલ... ... ડ્રામ ૧૦

સર્વને મેળવવાં–ગરમ પાણીથી ધોઇને આ મેળવણીમાંથી લગાવવાથી ચેળ મટે છે.

**૧૬૦૫. સ્કેબીઝ–ખુજલી**–Scabies.

ઇકૃથિયોલ ... ...ડ્રામ ૦॥
સલ્ફર... ... ...ડ્રામ ૦॥
લેનોલીન ... ...ડ્રામ ૧॥

મલમ બનાવવો. રાત્રે લગાવવો અને સવારમાં ધોઇ નાખવો.

**૧૬૦૬. દાઝવું**—Superficial Burns.

આયડોફોર્મ ... ગ્રેન ળા થી ૧૫
એન્ટીપાઇરીન, એસીડ બોરીક, } મળીને ગ્રેન ૧૫
અને વેસેલીન... ...ગ્રેન ૬૦૦

મલમ બનાવી દાઝ્યા ઉપર ચોપડવો.

**૧૬૦૭. દાંતનું દરદ**—Tooth-ache.

કોકેન (૧૦ ટકાવાળું પ્રવાહી) ટીપાં ૧૫
ક્રિયોસોટ ... ...ટીપાં ૧૫
કારબોલિક એસીડ ...ટીપાં ૧૫
કલોરોફોર્મ ... ...ટીપાં ૧૫

આ ચાર ૮કાની મેળવણીમાં રૂનું પુંમડુ બોળીને દાંતે કે દાઢની પોલમાં કે પારા ઉપર મુકવું. જીભ અથવા બીજા જીવતા ભાગને દવા ન લાગે તેની સંભાળ રાખવી. આ પુંમડાથી દરદ તરત શાંત પડે છે.

**૧૬૦૮. કાનનું દરદ**—Ear-ache.

ઇકથાયોલ ... ... ૧ ભાગ
ગ્લિસરીન ... ... ળા ભાગ
ડિસ્ટીલ્ડ વૉટર... ... ળા ભાગ

આ મેળવણીમાંથી થોડાં ટીપાં રોજ કાનમાં નાંખવાં.

**૧૬૦૯. પાઠું–કારબંકલ**—

એસીડ સલ્ફ્યુરિક ડિલ્યુટ ટીપાં ૨૦–૩૦ પાણીમાં મેળવીને પીવું. આ પ્રમાણે ચાર ચાર કલાકે પીવાથી ૧૨થી ૧૮ કલાકમાં પાઠું વધતું અટકે અને માંસના સાકાઓ નરમ પડે તથા પરૂ નીકળી જઇને ભીં આવવા લાગે–તેના ઉપર કારબોલાઇઝડ વેસેલીન સિવાય કાંઇ પણ દવા ચોપડવી નહિ, અને કાપકુપ કરવાની પણ જરૂર નથી. ડૉ. જે. રીનોલ્ડ.

**૧૬૧૦. નાકનું સળેખમ**-Nasal Catarrh.

મેન્થોલ ... ... ગ્રેન ૫
કેમ્ફર... ... ... ગ્રેન ૧૦
ઓઇલ યુકેલીપ્ટસ ... ટીપાં ૧૫
પેટ્રોલિયમ... ... ઔંસ ૧

મેળવીને મલમ બનાવવો અને નસ્કોરામાં લગાડવો તેથી શરદી મટે તથા નાકે પોડાં બાઝે તે અટકે.

**૧૬૧૧. આંખનાખીલ**–Granular Lids.

કૉપર સાઇટ્રેટ ... ભાગ ૩
વેસેલીન... ...ભાગ ૧૦૦

મલમ બનાવીને પોપચામાં રાત્રે અંજન કરવું.

**૧૬૧૨. દાદર**—Ring worm.

કારબોલિક એસીડ ... ઔંસ ૧
કલોરલ હાઇડ્રેટ ... ઔંસ ૧
ટિંકચર આયોડીન ... ઔંસ ૧

ત્રણે મેળવીને લગાવવાથી જુની દાદર પણ મટે છે.

**૧૬૧૩. કોઢ**—Leprosy.

કાઇસારોબીન... ...ભાગ ૫
ઇક્થીઓલ ... ...ભાગ ૫
સેલીસીલીક ઍસીડ ...ભાગ ૨
લેનોલીન ... ...ભાગ ૧૦૦

મેળવીને લગાડવું.

**૧૬૧૪. લુ લાગવી**—Sunstroke.

એન્ટીપાઇરીન ... ... ડ્રામ ૨
ડીસ્ટીલ્ડ વૉટર ... ...ઔંસ ૦॥

આ મેળવણીમાંથી ૨૦ ટીપાં હાઇપોડરમીક સીરીંજ વડે શરીરમાં દાખલ કરવાં. લુના સખ્ત હુમલાની શરૂઆતમાંજ આ ઉપાય કરવા.

**૧૬૧૫. પ્લેગ–મરકી**—Plague.

કવીનાઇન. ... ... ગ્રેન ૧૫
કારબોલિક એસીડ... ... ટીપાં ૨૦
મ્યુસીલેજ ઑફ એકેસ્યા...ડ્રામ ૬
લાઇકર સ્ટ્રીક્‌ન્યા... ...ટીપાં ૩૦
ટિંકચર ડીજીટેલીસ......ટીપાં ૨૦
પાણી... ... ...ઔંસ ૬

દર ત્રણ કલાકે અકેક ઔંસ દવા આપ્યા કરવી.

# ભાગ ૭ મો.

## ચિકિત્સાસ્થાન.

## TREATMENT OF DISEASES.

આ ૭ મા ભાગમાં નીચેનાં દરદોના ઉપચારોનો પ્રકરણવાર સમાવેશ કરવામાં આવેલ છેઃ—



## પ્રકરણ ૧ લું.

### શરીરનાં સામાન્ય દરદો*

### GENERAL DISEASES.

#### જ્વર–તાવ–બુખાર.

#### (Fever–ફીવર.)

**તાવ વિષે સંક્ષિપ્ત વર્ણન**—સર્વ દરદોમાં તાવ મુખ્ય હોવાથી તે દરદોનો રાજા ગણાય છે. તાવના પ્રકાર ઘણા છે, પણ એ બધા પ્રકારના તાવ કયા ચોક્સ કારણોથી ઉત્પન્ન થાય છે તથા તાવ કેવી રીતે ચડે છે ને ઉતરે છે તે સર્વ વાતોનું સંતોષકારક સમાધાન કરવાને વિદ્વાનો હજી સંપૂર્ણ રીતે શકિતવાન થયેલા જણાતા નથી, અથવા કોઇએ ગ્રંથદ્વારા એ સમાધાન સંપૂર્ણ ખુલાસા સાથે કરેલું નથી. તાવનો વિષય ઘણો ગહન છે અને તેથી આવા ગ્રંથોથી તાવનું માત્ર સામાન્ય સ્વરૂપ અને તેની સામાન્ય ચિકિત્સા જાણી શકાય એટલે બસ છે, એમ ધારીને અત્રે માત્ર મુખ્ય મુખ્ય પ્રકારના તાવનાં કારણો, લક્ષણો અને ઉપાયો બતાવ્યા છે. શરીર ગરમ થઇને તપી આવવું, અથવા શરીરમાં જે સ્વાભાવિક ઉષ્ણતા હોવી જોઇએ તેથી વિશેષ ઉષ્ણતા થવી, એ તાવનું મુખ્ય ચિન્હ છે. પણ એવી રીતે શરીર તપી આવવાનું શું કારણ છે અને તે ક્રિયા કેવી રીતે થાય છે, તે ઘણી સૂક્ષ્મ બાબત છે. આર્ય વૈદ્યકશાસ્ત્ર તાવને માટે એવો ખુલાસો કરે છે કે, "વાત, પિત્ત, કફ, એ

* જે દરદો શરીરના અમુકજ અવયવ કે મર્મસ્થાન સાથે સંબંધ નથી રાખતાં, પણ આખા શરીર કે શરીરની સામાન્ય ક્રિયાઓ સાથે સંબંધ રાખે છે, એવાં દરદોને તેમજ ઉડતા ચેપી રોગોને 'શરીરનાં સામાન્ય દરદો' એવું નામ આપી આ પ્રથમ પ્રકરણ નીચે મુકવામાં આવ્યાં છે. દરદોનું આ વર્ગીકરણ પરિપુર્ણ નથી અને થઈ શકે પણ નહિ, પણ સામાન્ય વાંચનારાઓને માટે આવું વર્ગીકરણ કરવામાં આવ્યું છે.

ત્રણ દોષો અયોગ્ય આહાર વિહારથી જઠરમાં જઇ રસને દૂષિત કરી કોઠાના અગ્નિની ઉષ્ણતાને બહાર કાઢી જ્વરને ઉપજાવે છે." આ જોતાં વાત, પિત્ત, કફ, એ ત્રણની સમાનતા એજ આરોગ્યતાનું ચિન્હ છે અને વિષમતા અથવા ન્યુનાધિકતા એ રોગનું ચિન્હ છે. આ સમાનતા કે વિષમતા આહાર વિહાર ઉપર આધાર રાખે છે, અને એ ધોરણે જોતાં શરીરમાં વાતની અધિકતા જેમ બીજા રોગોને ઉપજાવે છે તેમ વાતજ્વરને પણ ઉપજાવે છે. એવીજ રીતે પિત્તની અધિકતા પિત્તજ્વરને અને કફની અધિકતા કફજ્વરને ઉપજાવે છે. આમાંના બધે દોષની અધિકતા બધે દોષનાં લક્ષણવાળા જ્વરને પેદા કરે છે, અને ત્રણે દોષ કોપે છે તો ત્રણે દોષનાં લક્ષણવાળા ત્રિદોષજ્વરને પેદા કરે છે.

**તાવના પ્રકાર**—તાવના ભેદ કેવી રીતે પાડવા, એ ગુંચવાડા ભરેલી વાત છે, કેમકે તાવ ઘણાં કારણોથી ઉત્પન્ન થાય છે. આ કારણો બે પ્રકારનાં છે. "આંતર" એટલે શરીરની અંદરથી ઉત્પન્ન થતાં અને "બહિર" એટલે બહારથી ઉત્પન્ન થતાં; આંતર કારણોમાં પણ બે ત્રણ ભેદ છે. આહાર વિહારથી રસ બગડીને તાવ આવે છે, તેમાં સર્વ સાધારણ જ્વરો, જેવા કે ત્રણ પ્રથક્ પ્રથક્ દોષવાળા, બબે દોષવાળા, ત્રણ દોષવાળા, વિષમજ્વરો, વગેરે જ્વરોનો સમાવેશ થઇ શકે; અને શરીરની અંદર સોજો (વરમ) તથા ગાંઠને લીધે જે તાવ આવે છે, અને જેને અંગ્રેજી વૈદ્યાંમાં તાવના પ્રકરણમાં ગણવામાં આવેલ નથી, તે આંતર કારણથી આવનારા તાવનો બીજો પ્રકાર છે. બહિર કારણોના જ્વરમાં સર્વ આગંતુક જ્વરો ( જે વિષે હવે પછી લખવામાં આવશે ) તથા હવામાં ઉડતા ચેપી તાવનો સમાવેશ થાય છે.

**આર્ય વૈદકશાસ્ત્ર પ્રમાણે તાવના પ્રકાર**—નીચે પ્રમાણે છે:—(૧) વાતજ્વર, (૨) પિત્તજ્વર, (૩) કફજ્વર, (૪) વાતાપિત્તજ્વર, (૫) કફવાતજ્વર, (૬) કફપિતજ્વર, (૭) સન્નિપાતજ્વર, (૮) આગંતુકજ્વર, તેમજ વિષમજ્વર, જીર્ણજ્વર, વગેરે બીજા પણ પેટા પ્રકારો છે:—

**અંગ્રેજી વૈદકશાસ્ત્ર પ્રમાણે તાવના ભેદ**:—નીચે પ્રમાણે છે:—

૧. **જારી તાવ**—(૧) સાદો તાવ; (૨) ટાઇફસ, (૩) ટાઇફોઇડ, (૪) ઉલટતો.

૨. **આંતરીઆ તાવ**—(૧) રોજીંદો ટાઢીઓ તાવ, (૨) એકાંતરો, (૩) તરીઓ, (૪) ચોથીઓ.

૩. **રિમિટંટ ફીવર**—દેશી વૈદક પ્રમાણે વિષમજ્વરનો એક પ્રકાર 'સંતતજ્વર.'

૪. **ફુટી નીકળતા તાવ**—(૧) શીળી, (૨) ઓળી, (૩) અછબડા, (૪) રાતો તાવ, (૫) રંગીલું, (૬) રતવા, (૭) મરકીનો તાવ. (૮) ઇન્ફ્લ્યુએન્ઝા; આમાંના કેટલાક તાવનો દેશી વૈદક પ્રમાણે 'મસુરિકા' રોગમાં સમાવેશ થાય છે ને કેટલાકની ક્ષુદ્ર રોગોમાં ગણના થાય છે.

**તાવનાં સામાન્ય કારણો**—અયોગ્ય આહાર અને અયોગ્ય વિહાર એ તાવનાં સામાન્ય કારણો છે, આ કારણોથી શરીરના ધાતુઓ વિકાર પામી તાવને ઉત્પન્ન કરે છે. અયોગ્ય આહાર વિહારમાં ઘણી વાતોનો સમાવેશ થાય છે, અતિ ગરમ ખોરાક, અતિ ઠંડો ખોરાક, અતિ ભારે ખોરાક, બગડેલો અને વાસી ખોરાક, પ્રકૃતિ વિરૂદ્ધ ખોરાક, ઋતુ વિરૂદ્ધ ખોરાક, અતિ શ્રમ, અતિ તાપ, અતિ ટાઢ, અતિ ભુખ, અતિ વિલાસ, ખરાબ પાણી, ખરાબ હવા, એ સર્વ તાવનાં કારણો છે. કેટલાક જંતુઓ અને ઝેરી હવા પણ કેટલાક તાવનાં કારણ છે.

**તાવનાં સામાન્ય લક્ષણો**—તાવ પ્રત્યક્ષ બહાર દેખાયા પહેલાં થાક, ચિતની બેચેની, મોઢામાં વિરસપણું, આંખોમાં પાણી ભરાવું, બગાસાં, ટાઢ, વાયુ તથા તડકાની વારંવાર ઇચ્છા અને અભાવ, અંગોનું ભાગવું, શરીરમાં ભારેપણું, રૂવાડાં ઉભા થવાં, ખોરાકપર અરૂચિ, વગેરે ચિન્હો થવા માંડે છે. જ્વર ભરાયા પછી ચામડી ગરમ લાગવી એ તાવનું સ્પષ્ટ સમજાય એવું ચિન્હ છે. તાવમાં પિત્ત અથવા ગરમીનો મુખ્ય ઉપદ્રવ થાય છે. તાવ પ્રત્યક્ષ પ્રગટ થયા પછી શરીરમાં ઉષ્ણતા ભરાયાની સાથે ઉપર લખ્યાં બધાં લક્ષણો જારીજ રહે છે.

## વાતજ્વર.

**લક્ષણ**—બગાસાં આવવાં એ વાતજ્વરનું મુખ્ય ચિન્હ છે. સિવાય તાવનો વેગ ઓછો વધતો થઇ જવો, ગળું, હોઠ, તથા મોંનું સુકાવું, નિદ્રાનો નાશ, છીંક બંધ થવી, અંગમાં લુખાપણું, અવયવોનો દુખાવો, મળનો અટકાવ, એ વગેરે બીજાં ચીન્હો પણ માલમ પડે છે. આ તાવ વિશેષ કરીને વાયુ પ્રકૃતિવાળાને તથા વાયુ પ્રકોપની ઋતુમાં એટલે વર્ષાઋતુમાં ઉત્પન્ન થાય છે.

**ઉપાયે**—(૧) લંઘન સર્વ જ્વરોમાં હિતકારક છે, તો પણ દોષ, પ્રકૃતિ તથા દરદીની શક્તિનો વિચાર કરીને લંઘન કરાવવું. સાદા વાતજ્વરમાં લંઘનની મુદત વૈદકશાસ્ત્રે ૬ દિવસની કહેલી છે. (૨) હરડે, સાજીખાર તથા સુદર્શનની ફાકી લેવી. અને તાવના દોષનું જોર વધારે હોય તો વધારે ટંક લાંઘણ કરવી, વળી લાંઘણ કરવી એટલે મુદલ ખાવું નહિ, એટલોજ લાંઘણનો અર્થ નથી. થોડીવાર ખાવું, હલકું ખાવું, થોડું ખાવું, એ પણ લાંઘણ છે. સાધારણ વાતજ્વરમાં એકાદ ટંક લાંઘણ કરવી અને પછી પ્રકૃતિ તથા દોષને અનુસરી હલકો ખોરાક લેવો. મગનું ઓસામણ અથવા ઓસામણની સાથે થોડો ભાત ખાવો એ તાવનું લંઘન અને ઉત્તમ પથ્ય છે. (૩) **ગડુચ્યાદિ પાચન** (નં. ૫૬૭) ઉકાળો શરૂ કરવો. તેથી તાવનું પાચન થઇ તાવ ઉતરી જશે. (૪) મરી, એરડાનું મૂળ, સુંઠ, કરીયાતુ, હીમજ, પીપર, કડુ, તેની ફાકી પાવી. (૫) સુંઠ, ગળો, તથા પીપરીમૂળનો ઉકાળો પીવો. (૬) **લઘુ-સુદર્શન ચૂર્ણ** (નં. ૭૧૩) તેની ફાકી, ફાંટ (ચા) અથવા હીમ કરીને પીવું. આ પ્રમાણે લંઘન તથા સાદા ઉપાયથી તાવ ન ખસે તો પછી સાતમે દિવસે દોષને પકાવવા માટે (૭) **મહાસુદર્શન** (નં. ૭૦૩) લેવું. તે સર્વ જ્વરહર છે, માટે તેની ફાકી કે ચા આપવી.

## પિત્તજ્વર.

**લક્ષણ**—આંખોમાં દાહ થવો એ પિત્તજ્વરનું મુખ્ય લક્ષણ છે. તે સિવાય તાવનો વિશેષ વેગ, ઝાડો, ઉલટી, પસીનો, બડબડાટ, દાહ, તૃષા. કંઠ, હોઠ તથા મોં પાકી આવવું, મળમૂત્ર, તથા નેત્ર પીળાં થઇ જવાં, અને ભ્રમ એ પિત્તજ્વરનાં બીજાં ચિન્હો છે. વિશેષ કરીને પિત્ત પ્રકૃતિવાળાંને તેમજ પિત્તની એટલે શરદઋતુમાં આ તાવનો વિશેષ ઉપદ્રવ થાય છે.

**ઉપાય**—(૧) **લંઘન**—દોષના પ્રમાણમાં એક ટંક એક દિવસ અથવા ભુખ લાગ્યાની સમજણ પડે ત્યાં સુધી લાંઘણ કરવી અથવા મગનું ઓસામણ અને ભાત અથવા સાબુ-ચોખાની કાંજી દુધ નાંખીને પાવી. ( ૨ ) ખડસલીયો અથવા ધાસીયો પીતપાપડો તેનો

ઉકાળો, ફાંટ કે હીમ પીવું. ખડસલીયો, સુંઠ તથા વાળાનો કવાથ પીવો. (૩) પર્પટાદિ કવાથ (નં. ૬૦૪ ને ૬૧૧) અથવા તેનો ફાંટ કે હીમ કરીને પીવો. (૪) દ્રાખ, હરડે, મોથ, કડુ, ગરમાળો અને ખડસલીઓ તેનો ઉકાળો કરી પીવાથી પિત્તજ્વર તથા શોષ, દાહ, ભ્રમ, મૂર્છા વગેરે ઉપદ્રવો મટીને દસ્ત સાફ આવે છે. (૫) ખડસલીયો, રતાંજળી, અને વાળો તથા કાળો વાળો એ ચાર વસ્તુનો ઉકાળો, ફાંટ અથવા હીમ પિત્તજ્વરનો નાશ કરે છે. (૬) રાત્રે ઠંડા પાણીમાં પલાળી રાખેલા ધાણાનું હીમ અથવા ગળોનું હીમ પાવાથી પિત્તજ્વરનો દાહ શાંત પડે છે. (૭) પિત્તજ્વરની સાથે અતિ દાહ થતો હોય તો પટોલાદિ કવાથ (નં. ૬૦૧) અથવા કાચા ચોખાના ધોણમાં થોડી સુખડ તથા સુંઠનો ઘસારો કરીને તે ઘસારાને ઉપલાજ ધોણના વિશેષ પાણીમાં થોડું મધ તથા સાકર નાખીને પાવો. આ સિવાય દ્રાક્ષાદિ કવાથ ( નં. ૫૮૩ ) ફાયદાકારક છે.

**ચુનાની ઉપાયો**—ચુનાની ઉપાયો પિત્તના તાવમાં વધારે માફક આવે છે. શરબતે નિલોફર, સિંકજબીન બીઝુરી, લીંબુનું શરબત, તરબુચનું શરબત, આંબલીનું શરબત વગેરે અપાય, તો પરસેવો વળીને પિત્તજ્વર ઉતરી જાય.

---

## કફજ્વર.

**લક્ષણ**—ખોરાક ઉપર અરૂચિ એ કફજ્વરનું ખાસ લક્ષણ છે. તે સિવાય અંગોમાં ભિનાશ, ગતિ મંદ, આળસ, મોંમાં મીઠાશ, મળમૂત્રમાં તથા વર્ણમાં ધોળાશ, અવયવો અકડાઇ જવા, શરીરમાં ભારેપણું, ટાઢ, સળેખમ, અતિ ઉંઘ, ઉબકો, છાતીમાં કફ, મંદાગ્નિ વગેરે બીજાં ચિન્હો હોય છે. આ તાવ વિશેષ કરીને કફ પ્રકૃતિવાળાને તથા કફની ઋતુ ( વસંતઋતુ ) માં ઉપડે છે,

**ઉપાય—(૧) લંઘન**—કફજ્વરનો દરદી લંઘન વિશેષ સહન કરી શકે છે, માટે વૈદક શાસ્ત્રે લંઘાણની મુદત ૪ દિવસની ઠરાવી છે, યોગ્ય લંઘનથી, દુષિત થએલા દોષનું પાચન થાય છે, માટે દરદીએ ખરી ક્ષુધા ન લાગે ત્યાં સુધી ખાવું નહિ અથવા મગનું ઓસામણ પીવું. (૨) ગળોનો કવાથ, ફાંટ કે હીમ મધ નાખીને પીવો. (૩) લીંડીપીપર, હરડે, બેહાં, આંબળાંને સમભાગ લઇને તેનું ચૂર્ણ કરી તેમાંથી પાપા તોલાને આશરે લઇ મધમાં ચાટવાથી કફજ્વર તથા તે સાથેની ખાંસી, શ્વાસ તથા કફ દુર થાય છે. (૪) નગોડનાં પાનનો કવાથ પીપરની ભુકી નાખી પીવો. (૫) અરડુશીનાં પાન, ભોરીંગણી, તથા ગળો તેનો ઉકાળો મધ નાંખીને પીવા. આ સિવાય અમૃતકલાનિધિરસ (નં. ૪૭૪), શ્વાસકુઠાર (નં. ૫૧૩), પટોલાદિ કવાથ (નં. ૬૦૦), કટફલાદિ ચૂર્ણ (નં. ૬૬૪), શૃંગ્યાદિ ચૂર્ણ (નં. ૭૨૫), વગેરે ઉપાયો યોજી શકાય.

**ચુનાની ઉપાયો**—(૧) પીપર, મરી, કલૌંજી, ચિરાયત (કરીયાતુ), તથા ગેરૂ અકેક માસો, ભાંગનાં પાંદડાં ૨ માસા–તેનું ચૂર્ણ–માત્રા ૧ માસો–કફજ્વરમાં ટાઢની કંપારી ચઢે છે તે પહેલાં આ દવા આપવી. (૨) હબ્બેશફા (નં. ૯૯૨); (૩) આકડાની જડ ૨ ભાગ કાલિ મિરચ (મરી) ૧ ભાગ, તે બેને બકરીના દુધમાં વાટી ચણા જેવડી ગોળી કરવી. માત્રા ગોળી ૧. (૪) (નં. ૯૯૪) વાળો તાવનો ઉપાય.

---

## દ્વંદ્વજ જ્વર એટલે બબે દોષવાળા તાવ.

આ બબે દોષવાળા તાવનાં કારણો તથા લક્ષણો પણ મિશ્ર હોય છે. ઉપાયો નીચે પ્રમાણે છેઃ—

**વાતપિત્તજ્વર**—આ તાવમાં વાયુ તથા પિત્તનું જોર હોય છે, માટે પાંચમે દિવસે ઓષધ આપવાનું વૈદ્યકશાસ્ત્ર ફરમાવે છે. વાતહર અને પિત્તહર, જ્વરઘ્ન ઓષધોની યોજના કરવી. (૧) કરીયાતુ, કડુ, આંબળાં, ષડકચુરો, દ્રાક્ષ, મરી, સુંઠ અને ગળો. એનો ક્વાથ કરી ઠંડો પાડીને અંદર જુનો ગોળ મેળવીને પાવો, (૨) અરડુશી, શતાવરી, પીંપરીમૂળ, પીપળ, કાયફળ, એરંડાનાં મૂળ, લીંબડાની અંતરછાલ, ગળો, ભારંગમૂળ, કડુ, કરીયાતુ તથા સુંઠ એ સર્વનો ક્વાથ આપવો, (૩) કિરાતાદિ, પંચભદ્ર, ત્રિફલાદિ, પર્પટાદિ, નિદિગ્ધાદિ, મધુકાદિ વગેરે ક્વાથ ફાયદાકારક છે માટે તે વૈદ્યોને પૂછીને લેવા.

**કફવાતજ્વર**—આ તાવમાં કફ તથા વાયુનું વિશેષ જોર હોય છે માટે કફહર તથા વાતહર જ્વરઘ્ન દવાઓ આપવી. કફવાતજ્વરમાં નવમે દિવસે દવા આપવા શાસ્ત્ર ફરમાવે છે. (૧) લીંડીપીપરનો ક્વાથ તાવ તથા શરદી મટાડે છે; અગ્નિ પ્રદીપ્ત કરે છે. (૨) ગરમાળો, કડુ, હરડે, પીપરીમૂળ, તથા મોથ જેને આરગ્વધપંચક કહે છે તે આ તાવમાં સારો યોગ છે; તેનો કલ્ક કરીને ક્વાથ કરવો. શૂળ હોય છે તે પણ તેથી મટે છે. (૩) કડુ, કરીયાતુ, મોથ, ગળો, તથા સુંઠ તેનો ક્વાથ આપવો. આ સિવાય આરગ્વધાદિ (નં. ૫૨૫), ગડુચ્યાદિ (નં. ૫૬૭), ચાતુર્ભદ્રાદિ (નં. ૫૭૦), દશમૂળાદિ, (નં. ૫૮૧), દાર્વ્યાદિ (નં. ૫૮૫), મુસ્તાદિ (નં. ૬૨૩), લઘુક્ષુદ્રાદિ (નં, ૬૩૧), વગેરે ક્વાથે ફાયદો કરે છે.

**કફપિત્તજ્વર**—આ તાવમાં કફ તથા પિત્તનું અધિક જોર હોય છે. માટે કફહર અને પિત્તહર જ્વરઘ્ન દવાઓ આપવી. આ તાવમાં દશમે દિવસે ઔષધ આપવા શાસ્ત્ર ફરમાવે છે. (૧) કડુ તથા સાકર દરેક ા તોલો પાણીમાં ચટણી વાટી ગરમ પાણીમાં પીવી. (૨) વાસા સ્વરસ (નં. ૫૩૦) સાકર નાખીને પીવો. (૩) કડુ, કરીઆતુ, પટોળ, લીંબડાની અંતર છાલ, હળદર, પીપર, ભોરિંગણી, ગળો સમભાગે તેની ફાકી કરીને તેમાંથી ટંકે પૈસાભાર ફાકી ગરમ પાણી સાથે આપવી. (૪) સુંઠ, પીપર, પીપરીમૂળ, હરડે, મોથ, કડુ, ગરમાળો, ધાણા, કરીયાતુ, દ્રાખ, સમભાગે ખાંડી ચૂર્ણ કરીને પૈસાભાર ચૂર્ણ ગરમ પાણી સાથે આપવું. (૫) સુંઠ અને મોથ અથવા આંબળાં અને ગળો આ તાવનું પાચન કરે છે. (૬) ખડસલીયો, વરીયાળી, કરીયાતુ, હરડેદળ, ગરમાળો તથા કડુ દરેક અરધો તોલો, તેને અધકચરાં ખાંડી તેની ચાર પડીકી કરવી. રોજ એક પડીકી બશેર પાણીમાં ઉકાળી અધશેર પાણી રાખી તે દિવસમાં ત્રણ વાર પીવું, એ પ્રમાણે ચાર દિવસ પીવાથી તાવ ઉતરી જશે. આ સિવાય અમૃતાષ્ટક ( નં. ૫૪૯), પટોળાદિ (નં. ૬૦૧) પણ ફાયદો કરે છે.

---

## સન્નિપાતજ્વર.

સન્નિપાતજ્વરના ૧૩ પ્રકારો છે અને એક આચાર્યે હારિદ્રક નામના સન્નિપાતનો વિશેષ પ્રકાર બતાવ્યો છે. આ બધા સન્નિપાતનાં સામાન્ય લક્ષણો તથા ઉપાયો નીચે પ્રમાણે છેઃ—

૧. **સંધિક-લક્ષણ**—સાંધાઓમાં પીડા, અતિ તૃષા, સંતાપ, નિદ્રાનાશ; અંગ્રેજીમાં 'ડેન્ગ્યુફીવર' છે તેનાં લક્ષણો આને મળતાં આવે છે. ઉપાય–રાસ્નાદિ ક્વાથ (નં. ૬૨૭)

૨. અંતક–લક્ષણ—માથાનો કંપ, ખાંસી, અંગોમાં પીડા, બેશુદ્ધિ, બકવા, ઘેલછા, દાહ, મોહ, શ્વાસ, હેડકી વગેરે. ઉપાય—પથ્યાદિકવાથ ( નં. ૬૦૭ ).

૩. રૂગ્દાહ–લક્ષણ–અતિદાહ, લવારો, અતિ બેશુદ્ધપણું, શિથિલતા, વારંવાર તરસ, ચકરી, ફેર, શ્વાસ, ખાંસી, હેડકી, પરિશ્રમ, ગળું, ડોક તથા હડપચીમાં વેદના. ઉપાય—અભયાદિકવાથ (નં. ૫૪૬).

૪. ચિત્તવિભ્રમ–લક્ષણ—ચિત્તનું ભ્રમિતપણું, બેશુદ્ધિ, સંતાપ, વ્યાકુળતા, આંખોમાં વિકાળપણું, વારંવાર હસવું, નાચવું, ગાવું, ને લવારો કરવો, ઉપાય–બ્રાહ્મ્યાદિકવાથ (નં.૬૧૯)

૫. શીતાંગ લક્ષણ—શરીર બરફ જેવું ઠંડુંગાર, કંપ, શ્વાસ, હેડકી, શોષ, મનને સંતાપ, ખાંસી, ઝાડો, ઉલટી, અવાજ ખોખરો વગેરે. ઉપાય—અર્કાદિકવાથ (નં. ૫૪૩), 'માતુલુંગાદિ કવાથ'–બીજોરૂં, કરીયાતું, પીપરીમૂળ, દેવદાર, દશમૂળ (નં. ૨૫૦) અજમોદ અને સુંઠ સર્વે સરખે વજને લેવાં.

૬. તંદ્રિક–લક્ષણ—તંદ્રાની પેઠે આંખનાં પોપચાં મીંચાએલાં રહે, કફ, શૂળ, અરૂચી, જીભમાં કાતરા પડવા તથા તે કઠણ ને કરડી પડવી, દાહ, કાનમાં બહેરાશ, ગળામાં સોજો, ઘણી ઉંઘ વગેરે. અંગ્રેજી 'ટાઇફોઇડ ફીવર' ને મળતો આ સન્નિપાત છે. ઉપાય—ભારંગ્યાદિ કવાથ (નં. ૬૨૦).

૭. કંઠકુબ્જ–લક્ષણ—કંઠ કાંટાવાળો, શરીરમાં દાહ, બેશુદ્ધિ, કંપ, તાવ, બકવા, મૂર્છા, પીડા. ઉપાય—શૃંગ્યાદિકવાથ (નં. ૬૪૬), ફલત્રિકાદિકવાથ—ત્રિફલા, ત્રિકટુ, નાગરમોથ, કડુ, કડાછાલ, અરડુશી અને હળદર.

૮. કર્ણક–લક્ષણ—કાનના મૂળમાં સોજા તથા તીવ્ર વેદના થવી, બહેરાપણું, બકવા, હાંફ, કળતર, સંતાપ વગેરે. ઉપાય—રાસ્નાદિકવાથ—( નં. ૬૨૮ ).

૯. ભુગ્નનેત્ર–લક્ષણ—આંખો ત્રાંસી થવી, શ્વાસ, ખાંસી, ચેન, બકવા, મદ, કંપ, બહેરાપણું, મોહ, સોજો થવો વિગેરે. ઉપાય—દાર્વ્યાદિકવાથ (નં. ૫૮૫), પંચવક્ત્ર રસ (નં.૪૯૫).

૧૦. રક્તષ્ઠીવી–લક્ષણ—મોંમાંથી લોહીનો કોગળો થવો, તાવ, ઉલટી, તરસ, મૂર્છા, શૂળ, ઝાડો કે મરડો, હેડકી, પેટ ચડવું, ફેર, જીભ કાળી કે લાલ થવી, અને તેના પર કુંડાળાં પડવાં, આંખો લાલ થવી વગેરે. અંગ્રેજીમાં જેને 'ન્યુમોનિયા' કહે છે તે આ સન્નિપાત હોય. ઉપાય—જલદાદિ કવાથ ( નં. ૫૭૧. )

૧૧. પ્રલાપક–લક્ષણ—લવારો, કંપ, સંતાપ, માથાની પીડા, મોટી મોટી વાતો કરવી, સ્વચ્છતા પર રોગીની અતિશય પ્રીતિ, બીજાને માટે ફીકર, બુદ્ધિ નાશ થવાથી થયેલી ગભરામણ, ઢંગધડા વગરનો બકવા, આ સન્નિપાતને અંગ્રેજીમાં 'ટાઇફસ' કહેતા હશે. ઉપાય–મુસ્તાદિ કવાથ. ( નં. ૬૨૩. )

૧૨. જીવ્હક–લક્ષણ—જીભ કાંટાવાળી, અતિ મુંગાપણું, અતિ બહેરાપણું, બળનો નાશ, ખાંસી, સંતાપ વગેરે. ઉપાય–વીરભદ્રરસ (નં. ૫૧૧), ઉગ્રાદિ કવાથ–વજ, ભોરિંગણી, ધમાસો, રાસ્ના, ગળો, સુંઠ, કડુ, કાકડાશીંગી, પુષ્કરમૂળ બ્રાહ્મી, ભારંગમૂળ, કરીયાતુ, અરડુશી, કચુરો, એ સર્વ સરખે વજને. સિંહ્યાદી કવાથ (નં. ૬૫૦ ).

૧૩. અભિન્યાસ–લક્ષણ—બોલવું ચાલવું બંધ થઈ અચેત પડી રહેવું. બેચેન થઇ જવું, મહા મહેનતે એકાદ બોલ બોલવો, શક્તિ જતી રહેવી, શ્વાસ, મોંમાં ચિકાસ અને મોં ઉપર ચળકાટ, ઉંઘ વગેરે. ઉપાય—રિંગણ્યાદિ કવાથ (નં. ૬૨૯ )

૧૪. હારિદ્રક લક્ષણ—અંગ, નખ, નેત્ર, હાથ, પગ વગેરે હલદરનો લેપ કર્યો હોય એવાં પીળાં પડી જવાં. તાવ, ખાંસી, ઝાડો, પેસાબ પણ હળદર જેવો થાય. આ સન્નિપાત કવચિતજ જોવામાં આવે છે ને થયા પછી મટતો નથી. અંગ્રેજીમાં આ જાતના તાવને 'યલ્લોફીવર' કહે છે. આ સન્નિપાત અત્યંત અસાધ્ય છે, તો પણ દ્વાત્રિંશાંગ કવાથ (નં. ૫૮૬)ની યોજના કરવી.

ઉપલા ૧૩ સન્નિપાતમાંનો સંધિક સાધ્ય છે, તંદ્રિક, ચિત્તવિભ્રમ, કર્ણક, જીહ્નક, કંઠકુબ્જ એ પાંચ કષ્ટ સાધ્ય છે અને બાકીના આઠ અસાધ્ય છે. આમ કહ્યા છતાં પણ તેના ઉપાયો બતાવેલા છે અને કેટલીકવાર સાધ્ય સ્થિતિને અસાધ્ય સ્થિતિમાં ગણવાની ભૂલ થઇ જાય છે તેમજ કેટલીકવાર અસાધ્ય રોગ સાધ્ય પણ થઇ શકે છે. માટે ઉપાય કરવો, એ આશાજનક તથા દિલાસારૂપ માર્ગ છે.

**સન્નિપાત જ્વરના સામાન્ય ઉપાયો**—(૧) સન્નિપાત જ્વરમાં આમદોષ વિશેષ હોય તો પંચકોલ (નં. ૪૨૨) તથા આરગ્વધાદિ કવાથ (નં. ૫૫૨) આપવો. (૨) કફની શાંતિ માટે સિંધાલુણ, સુંઠ, પીપર તથા મરીની ભુકી આદુના રસમાં મેળવી મોંમાં રાખી વારંવાર થુંકી કાઢવાથી હૃદય, પડખાં, મોં તથા ગળાનો કફ ઝરી જાય, (૩) દરદી બેહોશ હોય તો પીપરીમૂળ, સીંધાલુણ તથા પીપર અને એ ત્રણની બરાબર મરી તેની ઝીણી ભુકી કરીને ગરમ પાણીમાં નાંખી તેનો નાસ આપવો, તેથી ઘેન તથા માથાનો ભાર ઓછો થઇ શુદ્ધિ આવે. (૪) વળી ઘેન દુર કરવા માટે સરસવદાણા, પીપર, મરી, સીંધાલુણ, મનશીલ વજ તથા લસણ સર્વને ગોમુત્રમાં વાટીને તેમાંથી જરા આંખમાં અંજન કરવાથી દરદી શુદ્ધિમાં આવે. (૫) માથું ઘણું ગરમ, આંખ લાલ હોય અને માથામાં ઘણી વેદના હોય તો ૦ાા રૂ. ભાર સુરોખાર અને ૦ાા રૂ. ભાર નવસાર તેને એક શેર પાણીમાં મેળવી તે પાણીમાં ધોળા કપડાના કટકા બોળી તાળવા ઉપર તથા કપાળ ઉપર કાનપટી સુધી મુકવા અને દરદી હુશીયારીમાં આવે અને માથું હલકું પડે ત્યાં સુધી તે કપડું તે પાણીથી તર રાખવું (૬) પિત્તની અધિકતાવાળા સર્વ ત્રિદોષજ્વરમાં **અભયાદિકવાથ** (નં. ૫૪૬) આપવો; તેનાથી દોષોની શાંતિ થાય છે. (૭) જે સન્નિપાતવાળા અથવા અધિક દોષવાળા દરદીની પાચનક્રિયા બગડીને પાતળા ઝાડા થઇ જતા હોય, તથા તે સાથે કફનું જોર હોય, પાંસળામાં શૂળ આવતું હોય, ઇત્યાદિ ઉપદ્રવવાળા સન્નિપાતમાં **દ્વાત્રિંશાંગકવાથ** (નં. ૫૮૬) આપવો, જેથી મળનું પાચન થશે અને કફ તથા શળની પણ શાંતિ થશે. કફની અધિકતાવાળા તાવમાં અથવા ડાકટરો જેને **ન્યૂમોનિયા** કહે છે તે જાતના ફેફસાંના સોજાવાળા તાવમાં આ કવાથ સારો ફાયદો કરે છે. આ સિવાય ગ્રંથ્યાદિ (નં.૫૬૮), દશમૂળાદિ (નં.૫૮૧), બ્રાહ્મયાદિ (નં. ૬૧૯) શઢયાદિ (નં. ૬૪૦), ભારંગ્યાદિ (નં. ૬૨૦) વગેરે કવાથોમાંથી ગમે તે એકાદ કવાથની ઉપચાર કે દરદીની પ્રકૃતિ દોષ તથા શકિત જોઇને યોજના કરવી.

## જ્વર સાથે બીજા ઉપદ્રવો.

તાવમાં અને વિશેષ કરીને અધિક દોષવાળા જ્વરમાં ઘણા દોષના સમુહને લીધે બીજા ઘણા ઉપદ્રવો થાય છે, અને ઘણીકવાર મૂળ રોગ કરતાં તે ઉપદ્રવો વધારે ભયંકર થાય છે. તેમાંના થોડા ઉપદ્રવો તથા તેના ઉપાયો નીચે પ્રમાણે છેઃ—

**સન્નિપાતમાં સોજો**—સન્નિપાત જ્વરમાં કાનના મૂળમાં સોજો થઇ આવે છે, અને 'કર્ણક સન્નિપાત' એવું નામ કદાચ એજ કારણથી આપવામાં આવેલ છે. આ સોજાથી મૃત્યુ પણ થાય છે. સન્નિપાત જ્વરમાં જો શરૂઆતમાં જ સોજો (કર્ણ મૂળ) થાય તો તે સન્નિપાત સાધ્ય છે, જો સન્નિપાત જ્વરની મધ્યમાં સોજો થાય તો તે કષ્ટસાધ્ય છે અને જો તે સોજો સન્નિપાતની પાછલી સ્થિતિમાં માલમ પડે તો દરદી મરી જાય છે. આ કર્ણમૂળ દેખાય કે તરતજ ૧–જળો મુકાવવી. ૨–ગેરૂ, સાજીખાર, સુંઠ, વજ તથા રાઇ તેને કાંજી (ખટાઇ) માં વાટીને ગરમ કરી લેપ મારવો. ૩–કળથી, કાયફળ, સુંઠ તથા કાળીજીરી પાણીમાં વાટી ગરમ કરી લેપ કરવો. ૪–દોષઘ્ન લેપ (નં. ૮૭૫) બાંધવો. ૫–આ ઉપાયથી બેસી ન જાય અને ગાંઠ વધતી જાય તો અળશીની કે ઘઉંના થુલાની ઉપરા ઉપર પોલ્ટીસો મારી પકાવીને નસ્તરથી ફોડવી અને પછી વ્રણના ઉપાયો કરવા.

**તાવ સાથે તૃષા–શોષ**—કફજ્વર હોય ને પાણીની તૃષા લાગતી હોય તો વારંવાર ઠંડું પાણી આપવું ઉચિત નથી. પાણી ઉકાળી, ઠંડુ પાડીને તેમાં ધોળુ ચંદન ઘસીને મેળવવું અને તેમાં વરીયાળીની એક પોટલી મૂકી રાખવી તે પોટલી દરદીને વારંવાર ચૂસવા આપવી. ૨—બરફનું પાણી આપવું. ૩—ષડંગપાનીય (નં. ૬૪૭). ૪—દાડમના દાણાનો રસ કાઢી તેમાં સાકર તથા પાણી મેળવી કોગળા કરવા. ૫—દ્રાક્ષ તથા દાડમના પાણીના કોગળા કરવા.

**તાવ સાથે દાહ**—શરીરની અંદર દાહ થતો હોય તો ૧–કાચા ચોખાના ધોણમાં સુખડનો તથા સુંઠનો ઘસારો અને મધ મેળવી શરબત જેવું કરીને પાવું. ૨—ગળો તથા વાળો તેને ઉકાળી તેની અંદર જરા પીપર તથા વિશેષ મધ મેળવી પીવાથી સન્નિપાત જ્વરનો અંતર્દાહ શાંત પડે. ૩—અતિવિષ, બીલી, સુંઠ, મોથ તથા ખડસલીઓ તેનો ક્વાથ સાકર નાંખીને પીવો. શરીર ઉપર દાહ થતો હોય તો, ૪—સુખડ, સુંઠ, વાળો તથા નીમક વાટીને તેનો શરીરે પાતળો લેપ કરવો. ૫–કાંજી અથવા ખટાઇમાં કપડું ભીંજવી નીચોવીને તે કપડું દરદીના શરીર ઉપર થોડીવાર ઢાંકવું. ૬–બોરડીનાં પાન કાંજી અથવા ખટાઇમાં વાટી અગ્નિ ઉપર ગરમ કરવાથી તેમાંથી જે ફીણ નીકળે તે શરીરે ચોળવું. ૭–એજ પ્રમાણે લીંબડાના પાનનું ફીણ શરીરે મર્દન કરવું.

**તાવ સાથે ઉલટી**—૧–ગળોનો ઉકાળો ઠંડો કરી મધ મેળવીને પાવો. ૨–ચોખાની ધાણી તથા પીપર મધમાં ચટાડવી. ૩–ખડસલીયાનું હીમ સાકર નાંખીને પાવું. ૪–આંબળાં, દ્રાક્ષ તથા સાકરનું શરબત કરીને પીવું. ૫–સુખડ, વાળો, દ્રાક્ષ, મોથ, જેઠીમધ તથા ધાણા એ સર્વ અથવા તેમાંની મળે એટલી ચીજો પલાળી રાખી તેનું પાણી સાકર કે મધ નાંખીને પાવું, ૬–લીંબડાની અંતરછાલનું પાણી સાકર નાંખીને પાવું. ૭–વાળો તો. ૧ તથા ધોળી સુખડ તો. ૦॥ તેને ખુબ પીસીને રૂ. ૫ ભાર પતાસાના પાણીમાં મેળવી તેમાંથી અકેક તોલો પાણી વારંવાર દેવું. ૮–બરફનો કટકો મોંમાં રખાવવો, અથવા નારંગી કે મીઠાં લીંબુ ચૂસાડવાથી કે તેનું શરબત આપવાથી પણ પિત્તની ઉલટી બેસી જાય છે.

**તાવ સાથે હેડકી**—૧–ધુંવાડા વગરના નિર્ધૂમ અંગારા ઉપર હિંગ, મરી, અડદ તથા ઘોડાની સુકી લાદ એ ચારેની ભુકી મુકીને તેનો ધુંવાડો નીકળે તે દરદીને સુંઘડાવવો. ૨–રાઇની ભુકી તો. ૦॥ તેને તો. ૨૦ પાણીમાં મેળવી દઇ થોડીવાર પાણી સ્થીર રહેવા દઇ તે પાણી બે ત્રણ કલાકની અંદર થોડે થોડે દરદીને પાવું, ૩–પેટ ઉપર તેલ માલીશ

કરીને ગરમ પાણીનો શેક કરવો. ૪-પીંપળાની સુકી છાલ બાળીને તેની રાખમાં ઠંડું પાણી નાંખી મેળવીને તે પાણી કપડેથી છણી લઇ પાવું.

**તાવ સાથે શ્વાસ**—૧-બે ભોરીંગણી, ધમાસો, કડવી ઘીસોડી, કાકડાશીંગી તથા કાયફળનું ચૂર્ણ મધમાં ચટાડવું. ૨-મોરપીંછની પૂછડીઓની રાખ ૨ રતી તથા પીપરની ભુકી ૨ રતી મધમાં ચટાડવી. ૩-દ્વાત્રિંશાંગ કવાથ (નં. ૫૮૬),

**જ્વરકાસ**—તાવ સાથે ખાંસી. ૧-પીપરીમૂળ, બહેડાં, ખડસલીયો, તથા સુંઠ તેની ભુકી મધમાં ચટાડવી. ૨-વાસાપુટપાક (નં. ૫૩૪). ૩-બેડાંની છાલને ઘીનો કરમરો દઇ છાણમાં વીંટીને આગમાં બાફી તે છાલ મોંમાં રાખવી. તેથી ખાંસી જલદી બેસી જાય છે. ૪-આ સિવાય ૧. શ્વાસકુઠારરસ (નં. ૫૧૩), ૨. આનંદભૈરવ રસ (નં. ૪૭૬), ૩. નિદિગ્ધિકાદિ (નં. ૫૫૮). ૪. લઘુક્ષુદ્રાદિ (નં. ૬૩૧), ૫. વાસાદિક (નં. ૬૩૮), ૬. કૃષ્ણાદિ ચૂર્ણ (નં. ૬૭૧), ૭. વાસાસવ (નં. ૭૮૯), ૮. શરબતે એજાજ (નં. ૯૮૧), વગેરે પ્રયોગો યોગ્ય અનુપાનથી આપવાથી તાવ તથા ખાંસી મટે.

**જ્વરાતિસાર**—તાવ સાથે ઝાડો-તાવ તથા અતિસારનાં કારણો એજ જ્વરાતિસારનાં કારણો છે. તાવમાં કુપથ્ય કરવાથી, પિત્તકારક ભોજનથી, બગડેલ પાણી પીવાથી, અને જલદ રેચો લેવાથી આ દરદ થાય છે; જે તાવમાં પિત્તનો વિશેષ કોપ હોય છે તેમાં જ્વરાતિસાર હોવાનો સંભવ છે તથા અતિસાર બન્નેનો ઉપાય સાથે કરવામાં મુશ્કેલી એ છે કે તાવની દવાઓ દસ્તના ખુલાસાવાળી હોય છે અને ઝાડાની દવાઓ દસ્તનો કબજો કરવાવાળી હોય છે. જ્વરાતિસારમાં દસ્ત એકદમ બંધ કરવો યોગ્ય નથી, કેમકે તેથી મળનો સંચય થઇને તાવને વધારી દે છે. પણ જો અતિસાર બહુ ઉગ્ર હોય તો તેને એકવાર રોકવાની જરૂર છે, સામાન્ય રીતે આ રોગમાં પાચક તથા અગ્નિદીપક દવાઓ આપવી. ઉપાય ૧-લંઘન એટલે ઉપવાસ કરવો અથવા છેક થોડું કે હલકું ખાવું. ૨ ધાણા તથા સુંઠ અકેક તોલો, તેને ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા પાણી રાખી ને ગળી લઈ તેમાંથી બેત્રણ વાર પાવું. આ સિવાય નીચેના ઉકાળા પણ જ્વરાતિસારમાં ફાયદો કરે છે. કુટજાષ્ટક (નં. ૫૬૦), ગડુચ્યાદિ (નં. ૫૬૩), નાગરાદિ (નં. ૫૯૫), હ્રીબેરાદિ (નં. ૬૫૨), વગેરે કવાથ, તથા જરૂર પડે તો યોગ્ય અનુપાન સાથે આનંદભૈરવરસ (નં. ૪૭૭), કર્પુરરસ (નં. ૪૮૨), વગેરે પ્રયોગો યોગ્ય અનુપાનથી અજમાવવા. **પથ્ય**-દરદી બળવાન હોય તો પ્રથમ લાંઘણ કરાવવી; પછી સર્વ જાતનાં કમળની સાથે કાંજી બનાવી તેમાં થોડો દાડમનો રસ મેળવી આપવો; જવનો મંડ પાવો. આરારૂટ વગેરેની કાંજી દેવી; દરદની શાંતિ જોઇને જુના ચોખાનો ભાત આપવો; મસુરની દાળ, ગુલર તથા કાચાં કેળાનું શાક, બકરીનું દુધ, દાડમ, કાચાં બીલાંને શેકીને અપાય; ગરમ કરીને ઠારેલું પાણી. **અપથ્ય**—ગોળ, દ્રાક્ષ, ઝાડો કરનારી ચીજો, અધિક નિમક, લાલ મરચાં, અધિક પાણી, બીજાં બહુ પ્રવાહી પદાર્થો ટાઢ, તાપ, અગ્નિનો તાપ, તેલ મર્દન, સ્નાન, કસરત, રાત્રિ જાગરણ, મૈથુન.

## આગંતુકજ્વર.

**કારણ**—શસ્ત્ર, લાકડી વગેરેનો માર, કામ, ભય, ક્રોધ વગેરે બહારનાં કારણો શરીરપર અસર કરી તાવને પેદા કરે છે, તે આગંતુકજ્વર કહેવાય છે. અન્ય પ્રકારના તાવમાં જ્યારે

પ્રથમ દોષ કોપે છે અને પછી તાવ ઉત્પન્ન થાય છે ત્યારે આગંતુકજ્વરમાં પ્રથમ તાવ ઉત્પન્ન થાય છે, અને પછી દોષનો કોપ થાય છે. જેમકે કામ, શોક તથા ભયને લીધે ચડેલા તાવમાં પિત્તનો કોપ થાય છે અને ભુતાદિકના આવેશથી આવેલા તાવમાં ત્રણે દોષનો કોપ થાય છે.

**પ્રકાર તથા લક્ષણો**—આગંતુકજ્વરના મુખ્ય પ્રકાર તથા લક્ષણો નીચે પ્રમાણે છેઃ—

(૧) **વિષજન્યજ્વર**—ઝેર ખાધાથી ચડેલ તાવમાં દરદીનું મોં કાળું પડી જાય છે, સોયો ભોંકાતી હોય એવી પીડા થાય છે, અન્ન ઉપર અરૂચિ, તૃષા તથા મૂર્છા થાય છે. સ્થાવર વિષમાં ઝાડો થાય છે કેમકે તે ઝેર નીચેના ભાગમાં ગતિ કરે છે.

(૨) **ઔષધીગંધ જન્યજ્વર**—કોઇ ઉગ્ર અને નઠારા વાસવાળી વનસ્પતિની ગંધથી ચડેલા તાવમાં મૂર્છા, માથામાં દરદ, ઉલટી થાય છે.

(૩) **કામજ્વર**—ઇચ્છિત સ્ત્રીની પ્રાપ્તિ ન થવાથી જે જ્વર પેદા થાય છે તે કામજ્વર કહેવાય છે, આ તાવમાં ચિત્તવિભ્રમ, તંદ્રા, આળસ, છાતીમાં દરદ અને શોષ થાય છે.

(૪) **ભયજ્વર**--ભયથી તાવ ચડી આવે તેમાં પ્રલાપ એટલે બકવા થાય છે.

(૫) **કોપજ્વર**—ગુસ્સો ચડવાથી ચડેલા તાવમાં કંપ એટલે ધ્રૂજ ચડે છે.

(૬) **ભૂતાભિષંગ જ્વર**--ભૂતાદિકના આવેશથી ચડેલા તાવમાં ઉદ્વેગ, હસવું, રોવું તથા કંપ થાય છે.

આ સિવાય ક્ષતજ્વર (શરીરમાં ક્ષત એટલે ઘા પડવાથી ચડેલ તાવ), દાહજ્વર, શ્રમ જ્વર (મહેનત કરવાથી ચડેલો તાવ), છેદ જ્વર (શરીરનો કોઇ ભાગ કપાઇ જવાથી ચડેલ તાવ) વગેરે આગંતુકજ્વરમાં ઘણાં કારણોનો સમાવેશ કરી શકાય છે.

**ઉપાયો**—(૧) ઝેરથી તથા ઓસડના ગંધથી ચડેલા તાવમાં ઝેર તથા પિત્તનું શમન થાય એવા ઉપાયો કરવા. તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચણકબાબ, અગર, કેસર, લવંગ, ઇત્યાદિ બધા કે થોડા સુગંધી પદાર્થો લઇ તેનો કવાથ કરી આપવો.

(૨) કામથી વ્યાકુળ થયેલાને ચડેલા તાવના ઉપચારમાં વાળો, કમલ, ચંદન, કાળો વાળો, તજ, ધાણા તથા જટામાંસી વગેરે શીતળ પદાર્થોનો કવાથ, શીતલ લેપ અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થવાથી શાન્તિ થાય છે.

(૩) ક્રોધ, ભય, શોક વગેરે માનસિક વિકારોથી ચડેલા તાવની શાંતિ તે વિકારનું કારણ દૂર થવાથી, દિલાસો દેવાથી, ઇચ્છેલી વસ્તુ મળવાથી અને પિત્તને શમાવનાર શાંત ઉપચાર-આહાર તેમજ બહિર ઉપચાર-કરવાથી થાય છે,

(૪) માર, શ્રમ, પંથ કરવાનો પરિશ્રમ, વાગવું, પડી જવું, વગેરે કારણથી ચડેલા તાવમાં પ્રથમ દુધ તથા ચોખા ખાવા આપવા. ચાલવાથી થાકેલાને તેલનું મર્દન કરવું અને નિદ્રા કરાવવી.

(૫) આંગંતુકજ્વરવાળાને લાંઘણ બીલકુલ કરાવવી નહિ; પણ એથી ઉલટું, સ્નિગ્ધ અને તરાવટ વાળું ઠંડું ભોજન કરાવી તેના મનને શાંત પાડવું, એટલે તાવનો જુસ્સો નરમ પડશે.

## વિષમજ્વર.

**કારણ**—આર્ય વૈદકના નિદાન પ્રમાણે, એકવાર આવેલ તાવના દોષનું શાસ્ત્રીય રીતે નિવારણ કર્યા વિના દવાના જોરથી બળાત્કારે તાવને દાબી દીધાથી શરીરના ધાતુઓમાં ગુપ્ત રહેલો દોષ ફરી અહિત આહાર વિહારથી કોપ પામીને તાવને ઉત્પન્ન કરે છે, અને એ રીતે ફરી ઉથલો મારીને આવેલો તાવ તે વિષમજ્વર છે. માધવનિદાનમાં તાવના મુખ્ય આઠ પ્રકારો કહ્યા પછી વિષમજ્વરનું વર્ણન વિશેષ પ્રકારના જ્વર તરીકે કરેલું છે. આધુનિક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે 'મેલેરીઆ' નામની ઝેરી હવાથી આ તાવ ઉત્પન્ન થાય છે, પણ મેલેરીઆનો તાવ ટાઢ સાથે તથા નિયમિત વખતે આવે છે. જ્યાં જમીનમાં પાણીનો સંચય થાય ને, જમીન ગારા જેવી રહે છે અને તેમાં સડો પેદા થાય એવો ઝાડપાલો હોય છે તથા તેવી જમીનમાં તાપ ખૂબ પડે છે ત્યાં મેલેરીઆનો તાવ ઉત્પન્ન કરવાવાળું એક પ્રકારનું ઝેર પેદા થાય છે, આ ઝેર ઘણું કરીને ચોમાસું ખુલ્યા પછી અને તાપ પડવા માંડયા પછી બહુધા કારતક માગશરમાં પેદા થાય છે અને ખાસ કરીને બહુ પાણીવાળા અને ઝાડીવાળા પ્રદેશોમાં પેદા થાય છે. આ મેલેરીયાનું ઝેર અથવા તેના જંતુઓ લોહીમાં મળીને ત્યાં વધે છે અને તાવને ઉત્પન્ન કરે છે. મેલેરીયા શબ્દનો અર્થ 'દુર્વાત' એટલે ખરાબ હવા થઇ શકે. છેક તાજી શોધ પ્રમાણે એ મેલેરીયાના જંતુઓ મચ્છરના ડંખ મારફતે માણસોના શરીરમાં જાય છે. મચ્છર બહુધા એવી ભેજવાળી અને ગંદી હવામાં રહે છે અને તેવા સ્થળનાં માણસોને તે ડંખે છે, એટલા માટે પોતાનાં રહેવાનાં મકાનમાં કે તેની આસપાસ મચ્છરની ઉત્પત્તિ કરે એવી ગંદકી, ભેજ કે પાણી ભરાણું હોય તો તેનો અટકાવ કરવો જોઇએ, મેલેરીયા જ્વરના જંતુઓ શરીરના લોહીનું શોષણ કરે છે અને ધીમે ધીમે શરીરની પાયમાલી કરે છે.

**લક્ષણ**—વિષમજ્વરમાં તાવનું અનિયમિત ચડવું અને ઉતરવું, એ તેનું ખાસ લક્ષણ છે. વિષમજ્વરોનો કશો નિયમિત કાળ નથી. તેમ ઠંડી ગરમીનો પણ કશો નિયમ નથી. તેનો વેગ પણ અનિયમિત હોય છે. આ તાવ કોઇવાર થોડો વખત રહે છે, કોઇવાર ઘણો વખત રહે છે; કોઇવાર ઠંડી સાથે આવે છે. કોઇવાર ગરમી સાથે ભરાય છે; કોઇવાર થોડા જોરથી અને કોઇવાર ઘણા જોરથી ભરાય છે. આ તાવમાં મુખ્ય પિત્તનો પ્રકોપ હોય છે.

**મેલેરીઆ**—નામની ઝેરી હવાના તાવ રોજ, એકાંતરાં, ત્રીજે દિવસે કે ચોથે દિવસે, એમ નિયમિત દિવસે અને નિયમિત વખતે આવે છે, અને ઘણીવાર તે નિયમમાં પણ ફેરફાર થઇ અનિયમિતપણે તાવ આવી જાય છે.

**પ્રકારો–૧. સંતત**—આઠેક દિવસ સુધી અણઉતાર જાથુ તાવ રહે છે અને પછી આપોઆપ ઉતરે છે. થોડા દિવસ નરમ પડીને ફરી પાછો આવે છે. વાત, પિત્ત કે કફ દોષની અધિકતા પ્રમાણે પ્રથમ ૭, ૧૦ કે ૧૨ દિવસ એક સરખો અણઉતાર તાવ રહે છે. શરૂઆતમાં પાચન ક્રિયાની ગડબડ, બેચેની, માથામાં પીડા વગેરે જણાય છે. આ તાવમાં ટાઢની ચમકારી એટલી તો થોડી આવી જાય છે કે ટાઢ ચડી હતી તે સ્પષ્ટ સમજાતું નથી. પછી એકદમ ઉષ્ણતા ભરાય છે. ચામડીમાં દાહ, ઉલટી, માથાની પીડા, અનિંદ્રા અને તંદ્રા થાય છે. એકાંતરીયા વિગેરે આંતરીયા તાવમાં તાવનું ચડવું ઉતરવું સ્પષ્ટ સમજાય છે, ત્યારે આ સંતતજ્વરમાં સમજાતું નથી, કેમકે આંતરીયામાં તાવ છેક ઉતરી જાય છે અને આમાં

તાવ છેક ઉતરતો નથી પણ ઓછો થાય છે અથવા ઘણોજ થોડો કમી થવાથી તાવ ક્યારે ઓછો થયો અને પાછો વધ્યો તે થરમામીટરની વારંવાર મદદ લીધા વિના ભાગ્યેજ સમજાય છે. આ તાવની બે સ્થિતિ છે; પહેલી સ્થિતિમાં થોડે થોડે અંતરે ઉપરાઉપર તાવની ચડઉતર થાય છે અને બીજી સ્થિતિમાં તાવની ભરતી આઠ આઠ કલાક સુધી રહે છે, અને તે વખતે ચામડી ઘણીજ ગરમ થાય છે, નાડી જલદી ચાલે છે, શ્વાસોશ્વાસ વધે છે, મન બેચેન થાય છે અને તાવની ગરમી ૧૦૪ થી ૧૦૭ સુધી પણ વધી જાય છે. અને ૮–૧૦ કલાક પછી કાંઇક નરમ પડે છે અને થોડો પરસેવો થાય છે. આ તાવ સાથે ખાંસી લીવરનો સોજો, મંદાગ્નિ, અતિસાર, મરડો થાય છે અને ઘણું કરીને ૭–૧૦ કે ૧૨ મે દિવસે તંદ્રા અથવા સન્નિપાતનાં લક્ષણો જણાઇ આવે છે. યોગ્ય ઉપચારની ખામીને લીધે તાવ ૨૧ થી ૨૪ દિવસ સુધી ચાલે છે. અંગ્રેજીમાં આ તાવને ' રીમીટંટ ફીવર ' કહે છે.

૨. **સતત**—૧૨ કલાકને અંતરે આવનારો તાવ. આ તાવનો દોષ રક્તમાં રહે છે. અંગ્રેજીમાં તેને 'ડબલ કવૉટીડિયન' કહે છે.

૩. **અન્યેદ્યુષ્ક**—૨૪ કલાકને અંતરે આવનારો–રોજીઓ. આ તાવ માંસ ધાતુમાં રહે છે. અંગ્રેજીમાં તેને 'કવૉટીડિયન' કહે છે.

૪. **તૃતીયક**—૪૮ કલાકને અંતરે આવનારો એકાંતરે તાવ, એક દિવસ આવે અને એક દિવસ ખાલી જાય તે. આ તાવનો દોષ મેદ ધાતુમાં રહે છે. અંગ્રેજીમાં તેને ' ટર્શિયન ' કહે છે.

૫. **ચાતુર્થીક**—૭૨ કલાકને અંતરે આવનારો–તરીઓ. આ તાવ શરીરના અસ્થિધાતુમાં રહે છે. અંગ્રેજીમાં તેને ' કવૉર્ટન ' કહે છે.

તાવની વારીનો દિવસ ગણનારાઓ અન્યેદ્યુષ્ક તાવને એકાંતરો અને તે પછીના બેને અનુક્રમે તરીઓ તથા ચોથીઓ નામ આપે છે. વિષમજ્વરમાં જુદાં જુદાં લક્ષણો ઉપરથી તેના બીજા પણ ઘણા પ્રકારો વૈદ્યકશાસ્ત્રમાં આપેલા છેઃ—

(૧) ચાતુર્થીકજ્વરનો એક ઉલટો પ્રકાર છે, જેમાં બે દિવસ તાવ આવે અને એક દિવસ ન આવે.

(૨) વાતબલાસક—વાતકફથી થાય છે. દરદી અશક્ત થાય છે, શરીર જકડાય છે, શરીર ઉપર સોજો આવે છે, કફ વધે છે અને શરીર લુખું થાય છે.

(૩) પ્રલેપક—પરસેવો બહુ થાય, અંગ ભારે થાય, શરીર નિરંતર ચીકણું રહે, જ્વરનો વેગ મંદ પણ ટાઢ ઘણી લાગે. ક્ષયમાં આ જાતનો તાવ આવે છે.

(૪) કફ તથા પિત્ત બે દોષ દુષિત થઇને તે બન્ને જુદા જુદા અંગમાં જવાથી અરધું અંગ ઠંડુ અને અરધું ઉષ્ણ રહે છે.

(૫) કોઠામાં પિત્ત દૂષિત થાય અને હાથ પગમાં કફ દૂષિત થાય તો કોઠો એટલે ધડ ગરમ રહે છે અને હાથ પગ ઠંડા રહે છે. એથી ઉલટો પ્રકાર થાય તો ઉલટાં લક્ષણો થાય છે.

(૬) શીતપૂર્વજ્વર—કફ તથા વાયુ ત્વચામાં એટલે રસ ધાતુમાં હોય છે ત્યારે ટાઢ વાઇને તાવ આવે તે. બન્ને દોષનું જોર કમી પડયા પછી પિત્તદાહ ઉત્પન્ન કરે છે.

(૭) દાહપૂર્વજ્વર—જો પિત્ત રસધાતુમાં જોર કરે છે તો પ્રથમ દાહ સાથે તાવ આવે છે.

(૮) ધાતુગતજ્વર—રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા શુક્ર, એ દરેકને ઉત્તરોતર દૂષિત કરીને જ્વર જેમ ઉંડો જાય છે તેમ તેને રસગત, માંસગત, મેદગત, અસ્થિગત, મજ્જાગત તથા શુક્રગત જ્વર એવાં નામ આપવામાં આવેલ છે.

## વિષમજ્વરના ઉપાયો.

૧. સંતતજ્વર—(રીમીટંટ ફીવર) તેની ચિકિત્સા જરા વધારે વિસ્તારથી આ પછી આપવામાં આવેલ છે.

૨. સતતજ્વર—(૧) ખડસલીયો પીતપાપડો એનું એકલાનું હીમ કે ઉકાળો આપવાથી આ તાવ શાંત પડે છે. (૨) કડુ તથા સાકરની ફાકી ઠંડા પાણી સાથે આપવી. તેથી ઝાડાનો પણ વધુ ખુલાસો થાય છે અને યકૃતમાં પિત્તનો જમાવ થઇ શકતો નથી. (૩) લીંબડાની અંતરછાલ—આ તાવમાં તેમજ તમામ વિષમજ્વરોમાં સારી છે, તેનું હીમ તેમજ કવાથ અપાય. લીંબડાને 'દેશી કવીનાઇન' કહીએ તો કહેવાય. કવીનાઇન ગરમી કરે છે; લીંબડો ગરમી કરતો નથી. પિત્તનું જોર વિશેષ હોય તો તેનું હીમ કે ઉકાળો કરીને સાકર મેળવી પાવો. અને જો કફ કે વાયુનું જોર હોય તો મરીની ભુકી નાંખીને પાવો. (૪) કીડામારીની ચા ( ઇનફ્યુઝન ) સતતજ્વર તેમજ બીજા આંતરીયા તાવને ઉતારે છે. (૫) કલેજામાં લોહીનો જમાવ થયો હોય તો આ ઉપાયો સાથે નવસાર—આમોનિયાકલોરાઇડ તેની યોજના કરવી એટલે તાવના ઉકાળામાં કે મેળવણીઓમાં તે પણ થોડું થોડું આપવું, કેમકે તે કાળજાના જમાવને તોડે છે. એવીજ રીતે સુરોખાર—પોટાશનાઇટર—સ્વેદલ, શીતળ અને મૂત્રલ હોવાથી અણઉતાર તાવમાં તેમજ કલેજાના તીક્ષ્ણ વરમમાં દરદીની શક્તિ જોઇને થોડો થોડો આપવો. જો આ બે દવા તાવનાં જોર પ્રમાણે અને કલેજાની સ્થિતિ જોઇને વેળાસર અપાય તો મુંઝારાની ગાંઠની ભય ભરેલી માંદગી ભોગવવી પડે નહિ. (૬) ત્રાયમાણ, કડુ, ધમાસો તથા ઉપલસરી ( સારિવા ) નો કવાથ પણ સારો ફાયદો કરે છે, માટે તે થોડા દિવસ આપવો. (૭) કડવાં પરવળ, ઇંદ્રજવ, ઉપલસરી, હરડે, લીંબડાની અંતરછાલ, ગળો તથા વાળો તેનો કવાથ થોડા દિવસ ચાલુ રાખવો. (૮) પટોલાદિ કવાથ (નં. ૬૦૩) આ તાવ માટે ઘણો સારો ઉપાય છે.

૩. અન્યેદ્યુષ્કજ્વર—(૧) દ્રાક્ષાદિકવાથ—દ્રાક્ષ, પટોળ, લીંબડો, નાગરમોથ, ઇંદ્રજવ અને ત્રિફળા, આ તાવનો ખાસ ઉકાળો છે. (૨) ધાણા, સુંઠ, ગોખરૂ, અને તજનો ઉકાળો સાકર નાંખીને પાવો.

૪. તૃતીયકજ્વર—(૧) રાતી સુખડ, મોથ, સુંઠ, વાળો, પીપર તથા અરડુશીનાં પાન, તેનો કવાથ મધ તથા સાકર મેળવીને થોડા દિવસ પાવો. (૨) ઉશીરાદિકવાથ—વાળો, સુખડ મોથ, ગળો, ધાણા ને સુંઠ તેનો કવાથ થોડા દિવસ સાકર તથા મધ નાંખી પાવો. (૩) અગથીઆના પાનનો રસ કાઢી તેનાં નાકમાં ટીપાં નાંખી સુંઘવાથી આ તાવ અટકે, અથવા સરસડો, હળદર, અને દારૂહળદરના કલ્કમાં ઘી નાંખી સુંઘ્યાં કરવું.

૫. ચાતુર્થીકજ્વર—તાવનો દિવસ અંદર ગણીને ગણીએ તો ચોથે દિવસે આવનારો ગણાય અને તેથી લોકોમાં તે 'ચોથીયો તાવ' એવા નામથી ઓળખાય છે, (૧) વાસાદિકવાથ—અરડુશીનાં પાન, આંબળાં, સુંઠ, સમેરવો, દેવદાર, ધાણા તેનો કવાથ કરી મધ ને સાકર

નાંખી પાવો, એ તેનો સારો ઉપાય છે. માટે તે થોડા દિવસ જારી રાખવો. (૨) હરડે, સમેરવાનાં મૂળ, સુંઠ, દેવદાર, આંબળાં તથા અરડુશીનું મુળ તેનો કવાથ મધ સાકર નાંખીને થોડા દિવસ પાવો. (૩) તૃતીયકજ્વર પ્રમાણે નસ્ય. (૪) જુના ઘીમાં હીંગ ઘસીને તેનું નશ્ય આપવું. આ સિવાય બધા પ્રકારનાં વિષમજ્વરો માટે નીચેના ઉપાયો ફાયદો કરે છે, માટે ઉપચારકે પોતાની બુદ્ધિથી તેની યોજના કરવી. (૫) ક્ષુદ્રાદિ (નં. ૬૫૫), (૬) ભારંગ્યાદિ કવાથ-ભારંગમુળ, નાગરમોથ, પીતપાપડો, ધમાસો. સુંઠ, કરીયાતુ, કઠ, ખપર, ભોરીંગણી; તથા ગળો. (૭) મુસ્તાદિ (નં. ૬૨૪.)

૬. **અભયાદિકવાથ**—(નં. ૫૪૬.) સર્વ પ્રકારના વિષમજ્વરો, ટાઢીઆ, આંતરીયા કે પિતના તાવોને તેમજ તેમાંથી થનારી મુંઝારાની ગાંઠને માટે ઘણો સારો ઉપાય છે. માટે તે કવાથ એકેક બબ્બે વાલ પીંપરનું ચુર્ણ નાંખીને પાવો તથા જરૂર પડે તો તે સાથે ચંદ્રપ્રભા ગોળી અથવા સુરોખાર અને નવસારની યોજના કરીને આપ્યા કરયાથી તાવના તમામ દોષનું નિવારણ કરીને તાવને ઉતારશે. તાવ સાથે ઉલટી, અરૂચિ, મંદાગ્નિ, માથાનો દુખાવો વગેરે સર્વ ફરિયાદો તેનાથી દુર થશે, કોઇ પણ ઉપાયથી તાવ હઠતો ન હોય ત્યારે આ ઉકાળો તાવને કબજામાં લે છે, ઘણીવાર કવીનાઇન અને આર્સેનિક જેવી ચીજો આપી ડાકટરો થાકયા હોય છે, ત્યારે આ સાદો ઉકાળો થોડા દિવસમાંજ સારી અસર બતાવે છે. પણ ખોરાકમાં દુધ ચોખા અથવા મગનું ઓસામણ અને ચોખા એ એમાંથી યોગ્ય લાગે તે દરદીનો દોષ તથા શક્તિનો વિચાર કરીને આપવાં.

૭. **લઘુસુદર્શન**—(નં. ૬૧૩) ઉપર લખ્યા આંતરીયા તાવમાં આ લઘુ કે મહાસુદર્શન ચૂર્ણ તાવની ત્રણે સ્થિતિમાં આપ્યા કરવું. તેની ફાકી અથવા ચા ( ઇન્ફ્યુઝન ) રોજ ત્રણ ચારવાર આપવી અને તાવનો વારો હોય તે દિવસે ટાઢ ચડયા પહેલાં સ્વલ્પજ્વરાંકુશ (નં. ૫૧૫) આદુના રસમાં કે સુંઠના પાણીમાં અપાય તો તાવ અવશ્ય અટકી જાય છે; અને એક પારી તાવ અટકયા પછી આ ચુર્ણ અથવા તેની ચા બે ચાર દહાડા સુધી આપ્યા કરવાથી તાવ ફરી ઉથલો મારશે નહિ. અટકાવવાની દવા પેટ સાફ કર્યા પછી આપવી.

**આંતરીયા તાવની ત્રણ સ્થિતિ**—આ તાવની ત્રણ સ્થિતિ છે, માટે તે દરેક સ્થિતિમાં અનુક્રમે ઉપાયો કેવી રીતે કરવા તે જાણવાની જરૂર છે.

૧. **તાવની પહેલી સ્થિતિ**—ટાઢની સ્થિતિ-દરદીને ટાઢ ચડવા લાગે કે તેને પથારીમાં સુવાડી ટાઢના જોર પ્રમાણે કામળો, ગોદડી, કે ગોદડાં ઓઢાડી ટાઢ ઉડાડવાના ઉપાયો કરવા. દરદીની પથારી પાસે સગડીનો તાપ કરવો, તાવની હડબડાટી જરા નરમ પડે એટલે તેના પગ દળેલી રાઇ નાંખેલા ગરમ પાણીમાં બોળવા અથવા ગરમ કરેલી ઇંટોથી પગે તથા હાથે લાંચો આપવી. પાણી માગે તો ગરમાગરમ ચા પાવી અથવા ગરમ પાણી પાવું અથવા ગરમાગરમ પાતળી કાંજી ઇચ્છા હોય તો પાવી. ટાઢની સાથેજ વખતે ઉલટીના ઉછાળા આવે છે, અને ઉલટી થવાથી દરદનું ગભરામણ તથા તાવનું જોર નરમ પડે છે. માટે ઉલટી થાય તો થવા દેવી; એટલુંજ નહિ પણ ઉલટી કરવા બીજા ઉપાયો પણ કરવા. મોંમાં આંગળાં નાંખીને ઉલટી કરવી. વાટેલી રાઇ ૧ મોટો ચમચો અને મીઠું ૧ નાનો ચમચો તેને ૦ાા થી ૦ાાા શેર ગરમ પાણીમાં નાંખીને બધું પાણી પાઇ દેવું એટલે પાંચ સાત મીનીટમાં ઉલટી થશે.

૨. **તાવની બીજી સ્થિતિ**—તાવની પહેલી સ્થિતિની ટાઢ તથા સાથેનાં બીજાં ચીન્હો દબાયા પછી શરીરમાં તાવની ગરમી ભરાવા લાગે છે એટલે ઉનો તાવ ભરાય છે.

આ બીજી સ્થિતિમાં પરસેવો લાગવાના ઉપાય કરવા. જો ટાઢ હલકી આવી હોય તો ઉનો તાવ પણ થોડો આવીને એની મેળે ઉતરી જાય છે અને ખાસ કરીને તાવ ઉતારનારી દવા લેવાની જરૂર પડતી નથી, પણ જો તાવનું જોર વધારે હોય તો તેને નરમ પાડવાના ઉપાયો કરવા. ગરમ તાવને નરમ પાડવાના બે પ્રકારના ઉપાયો છે. બહારના તેમજ અંદરના. બહારના ઉપાયોમાં ગરમ પાણીનો આખે શરીરે નાશ લેવરાવવો. કે ગરમ પાણીમાં વાદળી અથવા ફલાલીનનો કકડો બોળીને શરીરે ફેરવવો. શરીર ઉપર ગરમ ઉપાયો કરવા, ત્યારે માથા ઉપર ઠંડા ઉપાયો કરવાથી પણ તાવની ગરમી કમી થાય છે અને દરદીને ઘણી રાહેત મળે છે. માથા ઉપરના ઠંડા ઉપાયો નીચે બતાવ્યા છે; તેમાંથી જે બની શકે તે કરવા. (૧) માથા ઉપર એટલે તાળવે તથા કપાળ અને લમણા ઉપર બરફની પોટલી ફેરવ્યા કરવી. (૨) સુતરાઉ ધોળા લુગડાના કટકાને બરફના કે કોરી માટલીના ઠંડાગાર પાણીમાં બોળીને તે લુગડાનું પોતું માથા ઉપર મુકી રાખવું અને તેના ઉપર ઠંડુ પાણી સીંચ્યા કરવું. (૩) ગુલાબજળ, લવંડર વોટર કે કોલનવોટર તેમાંના કોઇપણ સુગંધીદાર પાણીમાં એટલુંજ બીજું ઠંડુ પાણી મેળવીને તેનાં પોતાં કપાળ ઉપર મુકવાં. (૪) દશાંગલેપ ( નં. ૮૭૪ ), અથવા સુખડ, વાળો અને સુંઠનો ઠંડો ઘસારો કપાલે ચોપડવાં. (૫) સુરોખાર, નવસાર અને નીમક દરેક રૂ. ૧ ભાર તેને ૦॥ શેર પાણીમાં મેળવીને તેનાં પોતાં માથા ઉપર મુકવાં અથવા નં. ૧૪૦૯ વાળું લોશન બનાવીને તેનાં પોતાં મુકવાં. (૬) ઠંડા પાણીમાં કાળી માટી પલાળીને તેમાં કપડું બોળી કપાળે મુકવું. આમાંનો કોઈપણ ઠંડો ઉપચાર કરવાથી મગજ ઉપર તાવની ગરમી ચડતી નથી. દરદી હુશિયારીમાં તથા શુદ્ધિમાં રહે છે અને તાવની ગરમી ઓછી થાય છે. આ ઠંડા ઉપચારો દરદીની પ્રકૃતિ પ્રમાણે તથા ઠંડક સહન થાય એ પ્રમાણે કરવા. આ બીજી સ્થિતિમાં દરદી પાણી માગે તો બરફ અથવા બરફ નાંખેલું થોડું ઠંડું પાણી પાવું કોઇ કહે છે કે ગરમ પાણી ફાયદો કરે છે. અમારા અભિપ્રાય પ્રમાણે ઉકાળીને ઠારેલું પાણી બધાં કરતાં વધારે નિરોગી તથા પથ્ય છે. ઉપર લખ્યા ઉપચારોથી દરદીને પરસેવો થવા લાગે કે તેને પરસેવાથી ગભરામણ થશે અને તે ઓઢેલાં લુગડાંને દુર કરવા લાગશે, પણ કપડાં દુર કરવા દેવાં નહિ, કેમકે પરસેવાની સ્થિતિમાં શરીર ઉપર પવન લાગવા દેવો નહિ. પરસેવો બહુ વળતો હોય તો એક કોરા ટુવાલથી શરીર કોરૂં કરવું અથવા ભીનું થયેલું પેરણ બદલાવવું. પણ બહારનો પવન શરીરે લાગવા દેવો નહિ. આટલી તજવીજ કરવાથી પરસેવો આવીને તાવ છેક ઉતરી જશે. પણ ગરમ તાવ વધારે વખત રહે અને તાવને જલદી ઉતારવા માટે પરસેવો લાવનારી દવા ખાવાની જરૂર લાગે તો નીચે પ્રમાણે ઉપાયો કરવા. (૧) ધમાસો ઉકાળીને પાવો. ખડસલીયાનો ઉકાલો, ચા અથવા હીમ પાવું; અથવા કડુ, કરીયાતુ અને ખડસલીયો. તેનો ઉકાળો પાવો. (૨) લીંબડાની અંતરછાલ, અતિવિષની કળી અને મરી તેની ફાકી અથવા ચા કરીને પાવી. (૩) લઘુસુદર્શન (નં. ૭૧૩) અથવા મહાસુદર્શન (નં. ૭૦૩) તેની ફાકી પાવી. અથવા ફાંટ (ચા) બનાવીને પાવો અને તેમાં જરા જરા ફુલાવેલ ફટકડીની કે સુરાખારની ભુકી નાખવી, અથવા ચંદ્રપ્રભા (નં. ૭૪૭.) ગોળી આપવી, તેથી પરસેવો વળશે. (૪) રતાંજળી, મોથ, વાળો, ધાણા તથા સુંઠ, તેનો ઉકાળો પાવો તથા ક્ષય ખાંસી હોય તો તે ઉકાળામાં જરા પીપર અને મધ મેળવી પાવો. (૫) સુખડ, ભોરિંગણી, ખડસલીયો, ખજુર, જેઠીમધ, તથા સાકર, દરેક બબે રૂપીઆભાર ખાંડીને બે રતલ પાણીમાં ઉકાળી ૦॥ રતલ પાણી રહે તેમાંથી ત્રણ ચાર વાર પાવું. બે ત્રણ દિવસ પાવાથી તાવ ઉતરી જાય છે. (૬)

સોડા સેલીસીલાસ અને સોડા બાઇકાર્બ દરેક ગ્રેન ૧૫ તેની ત્રણ પડીકી કરીને આપવાથી પરસેવો વળી તાવ ઉતરે છે. (૭) ડાયાફોરેટિક મિક્શ્ચરો ( નં. ૧૨૯૧ થી ૧૨૯૫ તથા નં. ૧૪૩૧ અને ૧૪૩૨ વાળી મેળવણીઓમાંની કોઇ પણ મેળવણી તાવની ગરમીને શાંત પાડીને તથા પરસેવો લાવીને તાવ ઉતારે છે. (૮) શરબતે બનફશા (નં. ૯૭૫), શરબતે ઉનાબ (નં. ૯૭૬) તથા શરબતે નીલોફર (નં. ૯૭૭), શરબતે દીનાર (નં. ૯૭૮) શરબતે બીઝુરી (નં. ૯૮૩). વગેરે યુનાની ઉપાયો આપવા, તેથી પણ પરસેવો આવીને તાવ ઉતરે છે.

૩. **તાવની ત્રીજી સ્થિતિ**—ઉપર લખ્યા ઉપાયોથી ટાઢીઓ તાવ ઉતરી જાય છે, પણ તેની મુદતે પાછો આવીને હાજર થાય છે, માટે એકવાર તાવ ઉતરી જાય અને પાછો ટાઢ વાઇને આવે તે દરમીયાન તાવ વિનાની મુદતને તાવની ત્રીજી સ્થિતિ ગણવી. એ મુદતમાં તાવ ફરી ન આવે તેને માટે ટાઢ અટકાવવાના ઉપાયો કરવા. તે ઉપાયો નીચે પ્રમાણે છે:—(૨) જો તાવ સાધારણ હોય તો સાધારણ કટુપોષ્ટિક દવાઓ (નં. ૪૪૭) પણ ટાઢને અટકાવે છે, જેમકે; ખડસલીયો, લીંબડાની અંતરછાલ, ગળો, કરીયાતુ, કાંકચીઆ, સીંકોના, ક્વીનાઇન વગેરે. લઘુસુદર્શન ચૂર્ણ તથા મહાસુદર્શન ચૂર્ણ પણ તાવને અટકાવી શકે છે. (૨) ધંતુરો, સોમલ, હરતાલ, અને તામ્ર વગેરે દવાઓની મેળવણીવાળા જ્વરાંકુશો ટાઢને અટકાવે છે; પણ તે દવાઓ બહુ સારી રીતે બનેલી હોઇને દરદીની શક્તિ જોઇને અપાય તો ફાયદો કરે, અને નહિ તો નુકશાન પણ કરે. (૩) સ્વલ્પજ્વરાંકુશ (નં. ૫૧૫). (૪) લીંબડાની અંતરછાલ, ગળો અને કરીયાતાની પાંદડી તે દરેકનું ચૂર્ણ અથવા રાત્રે પલાળીને કરેલું હીમ સવારે સાકર તથા મરીના દાણા મેળવી પીવાથી ટાઢ અટકે છે. (૫) શેકેલ કાંકચીઆનો મગજ ૨ ભાગ અને મરી ૧ ભાગ તેની બે આનીભારથી પાવલીભાર બારીક ફાકી તુલસીના પાનના રસ સાથે રોજ બે ત્રણવાર લેવાથી તાવ અટકે છે. (૬) ક્વીનાઇન મિક્શ્ચર (નં. ૧૪૪૦, ૧૪૪૧ તથા ૧૪૪૨ માંથી એક) આપવું. આ અને એવીજ બીજી તાવ અટકાવનારી દવાઓ આપતાં પહેલાં દરદીનું પેટ સાફ હોવાની જરૂર છે. કબજ પેટે ક્વીનાઇન ફાયદા કરતાં નુકશાન વધારે કરે છે. ઝાડાનો ખુલાસો થઇને દસ્તનો રંગ તેની સ્વાભાવિક સ્થિતિમાં આવ્યા પછી ક્વીનાઇન આપવું. મેલેરીઆના ઝેરની શરીરમાં વધારે અસર હોય અને તાવનું જોર વધારે હોય તો ક્વીનાઇનનું પ્રમાણ દર ટંકે વધારવું એટલે પાંચ પાંચ ગ્રેનથી પણ વધુ આપવું. અને તાવના વારાને દિવસે સવારમાં પ્રથમ પાંચ ગ્રેન ક્વીનાઇન લીધા પછી બીજી વાર ટાઢ ચડવાની મુદત પહેલાં બે કલાક અગાઉ ૧૦ થી ૧૫ ગ્રેન ક્વીનાઇનનો ડોઝ લેવાથી સખ્ત ટાઢ પણ અટકી જાય છે. જો ક્વીનાઇનથી માથામાં ઘોંઘાટ થાય અને કાનમાં અવાજ થવા લાગે તો બંધ કરી દેવું. ક્વીનાઇન સાથે દુધનો ખોરાક વિશેષ લેવો જોઇએ, (૭) ક્વીનાઇનથી તાવ ન અટકે તો આર્સેનિકથી અટકે એવો સંભવ છે. માટે સોમલનો જ્વરાંકુશ લેવો અથવા આર્સેનિક સોલ્યુશન ( જુવો ફાઉલર્સ સોલ્યુશન નં. ૧૨૭૫–૧૨૭૬ ) લેવાથી મેલેરીયાનો તાવ જશે.

**યુનાની ઉપાયો**—તાવ અટકાવવાના થોડા યુનાની ઉપાયો નીચે પ્રમાણે છે:–(૮) સફેદ કાથો ૧ માસો, શંખીઓ (સોમલ) ૧ રતી તેની મગ જેવડી ગોળીઓ ૧૨ કરવી. ટાઢ ચડયા પહેલાં ૧ ગોળી આપવી. (૯) અફીણ ૧ રતીને લીંબડાના પાન તથા ગોળ સાથે

ઘુંટીને ૨ ગોળી કરવી, એક ગોળી ત્રણ ઘડી પહેલાં અને બીજી ગોળી ટાઢ શરૂ થતાં પહેલાં આપવી. (૧૦) ફુલાવેલ ફટકડી તથા ખાંડ સાથે પીસીને તેમાંથી ૦ાા માસાથી ૨ માસા સુધી દેવાથી ટાઢ અટકે, (૧૧) તુળસીનાં પાન ૬ માસા, કાળાં મરી ૪ માસા, લીંડીપીપર નંગ ૧, તે સર્વેને વાટીને તેમાં ૧ તોલો સાકર મેળવી તાવ પહેલાં આપવાથી તાવ અટકે. (૧૨) ધંતુરાનાં બી કુલડીમાં નાંખી તેનું મોં બંધ કરીને તથા કપડમાટી કરીને અડાયા છાણામાં મુકી તાપ આપવો, તેથી બીની ભસ્મ થાય. તે રાખ ૪ માસા ટાઢ પહેલાં આપવાથી તાવ અટકે. (૧૩) કાળા ધંતુરાનાં પાન, નાગરવેલનાં પાન, કાળી મીરચ (મરી) એ ત્રણેને વાટીને મરી જેવડી ગોળીઓ કરવી. તે ગોળી એકેક સવાર સાંજ આપવી. આ પ્રમાણે તાવના દરજ્જા પ્રમાણે દવાઓ લેવામાં આવે તો થોડા દોષવાળો ટાઢીઓ તાવ તો એકજ પારીમાં અટકી જાય છે અથવા મંદ પડે છે. અને બીજી એકાદ પારીમાં નિર્મુળ થાય છે.

દેશી દવાઓમાં લીંબડા ઉપરની ગળો, વગેરે કડવી અને જ્વરઘ્ન દવાઓ લાંબો વખત સુધી લેવામાં આવે તો જ્વર નિર્મુળ થાય છે, પણ ક્વીનાઇનથી તાવ જલદી ઉતરે છે. ક્વીનાઇન મેલેરીયા ટાઢીઆ તાવ માટે અકસીર દવા ઠરેલ છે. અને બેશક યુક્તિથી વપરાય તો તે તેવીજ છે. મેલેરીયા તાવમાં ક્વીનાઇનનો ક્યારે, કેવી રીતે અને કેટલા પ્રમાણમાં ઉપયોગ કરવો એ અનુભવની વાત છે. વળી દરદીના શરીરમાં મેલેરીયાનું ઝેર ઓછું વધતું હોય તેના પ્રમાણમાં ક્વીનાઇનની યોજના કરવામાં આવે છે. જેમ બીજા દોષવાળા તાવ દોષની ભરતીને લીધે ચડી આવે તેમ મેલેરીયાનો તાવ મેલેરીયાના ઝેરી જંતુ ઉભરાવાથી ચડી આવે છે. જેમ બીજા તાવમાં મળના દોષનો ભરતીઓટ થાય છે તેમ આ જાતના તાવમાં મેલેરીયાના ઝેરનો અથવા જંતુઓનો ભરતીઓટ થાય છે. આ ઝેરી જંતુઓ શરીરમાં જેટલા પ્રમાણમાં વિશેષ હોય તે પ્રમાણમાં જંતુનાશક દવાઓનો ઉપયોગ કરવો જોઇએ. વિષમજ્વરના દેશી ઉપચારોમાં બતાવેલા કડવા ઉકાળા, કડવી દવાઓ, સોમલ, હરતાલ અને ધંતુરાના જ્વરાંકુશો, તથા તલ, કાળીજીરી જેવી જંતુનાશક ચીજો કેટલેક અંશે ક્વીનાઇનના જેવી જંતુનાશક અસર કરે છે. પણ ક્વીનાઇનની બરોબરી તેમાંની એક પણ ચીજ કરી શકતી નથી એવું માનવામાં આવે છે.

૪ **વિષમજ્વરની ચોથી સ્થિતિ**—વિષમજ્વર બહુ લંબાણે પડે છે, તેને તેની ૪ થી સ્થિતિ ગણીએ તો ગણાય. તાવ નિયમ વગર અને ધીમો રહે છે, દરદી કાળોભઠ પડતો જાય છે અથવા ફીકાસ સાથે થેથર, સોજા અને નબળાઇ આવીને દરદી છેક લેવાઇ જાય છે, ત્યારે નીચેના સહેલા ઉપાયો પણ વખતે સારો ફાયદો આપે છેઃ-[૧] જુનો ગોળ તથા જીરૂં, જીરાનું બારીક ચૂર્ણ કરીને તે ગોળમાં મેળવી તેની મોટાં બોર જેવડી ગોળીઓ કરી તેનું થોડા દિવસ સેવન કરવું. [૨] હરડેનું ચૂર્ણ તથા જુનો ગોળ તેની ઉપર પ્રમાણે ગોળી કરીને ખાવી. હરડે, બેડાં તથા આંબળાં સમભાગ લઇ તેનો ક્વાથ કરવો, તેમાં જુનો ગોળ નાંખીને પીવો. (૩) મોથ, આંબળાં, ગળો, સુંઠ અને ભોરીંગણીનો ક્વાથ કરીને તેમાં લીંડીપીપરનું ચૂર્ણ તથા મધ નાંખી પીવો. [૪] તલને ખાંડી તેમાં જુનો ગોળ મેળવી તેની લાડુડીઓ કરી ખાવી. (૫) લસણને તલના તેલમાં અથવા તલમાં વાટી ચટણી કરવી અને તેમાંથી થોડી થોડી ચટણી નિત્ય પ્રાતઃકાળમાં ખાવી. (૬) ૧ તોલો કાળીજીરીને શેકીને તેમાં ૧ તોલો જુનો ગોળ મેળવી તેનું સેવન કરવું અથવા તે બે સાથે જરા મરીની ભુકી મેળ-

વવી. (૭) મરીનું ચૂર્ણ એકેક બબ્બે વાલના પ્રમાણમાં તુલસીના પાનના રસમાં પીવું. (૮) સુંઠ, જીરૂં અને જુનો ગોળ, તેની સોપારી જેવડી ગોળીઓ ગરમ પાણીમાં, મધમાં અથવા ઘાટી મોળી છાશમાં પીવી. (૯) અમૃતામોદક (નં. ૭૩૪). જીર્ણ વિષમજ્વરમાં, પાંડું, થેથર અને અતિ નબળાઇ થઈ જાય છે ત્યારે આ મોદક ખાવા અને દુધ તથા ભાતનું પથ્ય રાખવું.

## જીર્ણજ્વર.

**કારણ**—જીર્ણજ્વર એ કોઇ ખાસ કારણોનો નવો તાવ નથી. નવો તાવ નરમ પડયા પછી એટલે નવા તાવને કેટલાક દિવસો થયા પછી જે ધીમો તાવ મંદ વેગથી શરીરમાં રહી જાય છે, તેને જીર્ણ એટલે જુનો તાવ કહેવામાં આવે છે. જીર્ણ તાવ જેમ જુનો હોય છે તેમ ધીમો હોય છે, કેટલાક તેને હાડીઓ તાવ કહે છે. આ તાવ વિષમજ્વરનોજ પ્રકાર છે, એટલે વિષમજ્વરનું જીર્ણરૂપ એજ જીર્ણજ્વર છે.

**લક્ષણ**—તાવનો વેગ મંદ, શરીરમાં લુખાપણું, ચામડી ઉપર થોથર (સોજા) અંગોમાં સ્તબ્ધપણું તથા કફ એ ક્રમેક્રમે લક્ષણો વધતાં જતાં અંતે જીર્ણજ્વર કષ્ટસાધ્ય થઇ પડે છે.

**ઉપાયો**—(૧) **ગળો**—જીર્ણજ્વર તથા હાડીયા તાવમાં લીંબડા ઉપરની ગળોનો વેલો અથવા બોરડી વગેરે બીજા કોઇ પણ ઝાડ ઉપરની ગળો સર્વોત્તમ ઉપાય છે. આ ગળોનો સ્વરસ, હીમ, કવાથ કે ચુર્ણ જુનો ગોળ કે મધ તથા પીપર નાંખી લેવાથી તથા દુધભાત કે એવોજ સાદો ખોરાક લેવાથી ઘણા દીવસનો હઠીલો જીર્ણજ્વર જાય છે. તથા શરીર નિરોગી થાય છે. વિષમજ્વર તથા જીર્ણજ્વરમાં ગ્રંથકારો સોમલ, હરતાલ, ધંતુરો, વગેરેના જ્વરાંકુશો બતાવે છે અને ટાઢ અટકાવવા પુરતા તે ઉપાયો સારા છે, પણ શરીરના સાતે ધાતુગત દોષોને સુધારવામાં ગળો જેવી વનસ્પતિ જે કાર્ય કરે છે તેવું કાર્ય બીજી કોઇ દવાથી થઈ શકતું નથી, એમ અનુભવમાં આવે છે. તેનું નામ 'અમૃતા' છે તે અમૃતાજ છે. (૨) **ગળોસત્વ**—પણ જીર્ણજ્વર જેવા ત્વચાના તપારામાં ફાયદો કરે છે. ગળોસત્વ, લીંડીપીપર તથા સાકર દુધમાં કેટલાક દિવસ લેવાથી જીર્ણજ્વર, માથાનો દુખાવો તથા ચામડીનો તપારો-ધગારો મટે છે. (૩) **સિતોપલાદિ ચૂર્ણ** (નં. ૭૨૮) ઘી તથા મધમાં ચાટવાથી જીર્ણજ્વર, શ્વાસ. ક્ષય, હાથપગ તથા શરીરનો દાહ, મંદાગ્નિ, અરૂચિ, પડખાનું શુળ તથા રક્તપિત્ત વગેરે દરદોને મટાડે છે. (૪) ત્રિફલા તથા પીપરનું સેવન કરવાથી તાવ, શ્વાસ તથા ખાંસી મટે છે. (૫) ઘી, મધ, ગરમ કરેલ દુધ, પીપર તથા ખડીસાકર એ પાંચ વસ્તુને સારી રીતે મેળવીને પીવાથી વિષમજ્વર, શ્વાસકાસ, હૃદ્રોગ તથા ક્ષય મટે છે. આ પ્રયોગને પંચસાર કહે છે. (૬) **અમૃતામોદક** (નં. ૭૩૪) જીર્ણજ્વર તથા ધાતુગત જ્વરોનો સારો ઉપાય છે. (૭) લીંડીપીપરનું ચુર્ણ મધમાં ચાટવાથી જીર્ણજ્વર, કફ, ખાંસી, શ્વાસ તથા બરલ મટે છે. (૮) ભોરિંગણી, સુંઠ તથા ગળો તેનો ઉકાળો કરવો. તેમાં લીંડીપીપરનું ચુર્ણ નાંખીને પીવાથી જીર્ણજ્વર, અરૂચિ, ખાંસી, શૂળ, શ્વાસ ઇત્યાદિ મટે છે. (૯) **લઘુપંચમુળ** (નં. ૨૫૦) તેનો ઉકાળો તથા તેમાં લીંડીપીપરનું ચુર્ણ તથા મધ નાંખીને પીવાથી ઉપર પ્રમાણેજ ફાયદો થાય છે. (૧૦) **લાક્ષાદિ તૈલ** (નં. ૮૫૯) શરીરે મર્દન કરવાથી જીર્ણજ્વર તથા નબળાઇ જાય છે. (૧૧) નીચેની દવાઓ જીર્ણજ્વરમાં સેવન કરવા

લાયક છે. **પિપ્પલીપાક**, (પીપરપાક નં. ૮૧૬) **વર્દ્ધમાન પિપ્પલી**—(૧) દરરોજ ત્રણ લીંડીપીપર લઇ તેને દુધમાં કઢી તે દુધ તથા લીંડીપીપર બન્ને પી જવાં. પહેલે દિવસે ત્રણ, બીજે દિવસે છ, એમ રોજ પીપર વધારતા જવી, એમ દશ દિવસ સુધી વધારી પાછી દરેક દિવસે ત્રણ ત્રણ ઓછી કરતા જવું. (૨) દરરોજ અકેક લીંડીપીપર લઇ ઉપર મુજબ દુધમાં ઉકાળી રોજ અકેક વધારવી. એમ એકવીશ દિવસ સુધી વધારી પાછી અકેક રોજ ઓછી કરતા જવું. આવી રીતે પીપરનો વધારો ઘટાડો શક્તિ તથા રોગના પ્રમાણમાં થઇ શકે; તેની જોડે દુધ પણ વધારતા જવું. આ વર્ધમાન પિપ્પલી–જીર્ણજ્વરમાં બહુજ સારો ફાયદો કરે છે, પાંડુ, ઉધરસ, શ્વાસ, અગ્નિમાંદ્ય, કફ, પીનસ વીગેરેને મટાડે છે. તથાપિ દરેક માણસે પોતાની શક્તિ પ્રકૃતિનો વિચાર કરીને તથા વિદ્વાન વૈદ્યની સલાહ લઇને આ પ્રયોગ કરવો અને ગરમ ખોરાક બંધ કરી સાત્વિક સારો ખોરાક ખાવો. (ભા. ૫૦). **લઘુમાલિનીવસંત** (નં. ૫૦૧), **સુવર્ણમાલિની વસંત** (નં. ૫૧૬). (૧૨) દુધ જીર્ણજ્વરમાં ઉત્તમ ઔષધનું કામ સારે છે. ઉપર કહેલા એકાદ સારા ઉપાય સાથે જો દુધ ભાતનું પથ્ય રાખવામાં આવે તો અમુક મુદતે ગમે તેવો જીર્ણજ્વર હોય તે પણ નાશ પામે છે.

**જીર્ણજ્વરના જુનાની ઉપાયો નીચે પ્રમાણે કરવા**—(૧૩) ગળો, ખડસલીઓ, ધાણા, જેઠીમધ, કાકડાશીંગી, ખસ (વાળો), રક્તચંદન. લીંબડાનાં પાન, તડબુચનાં બી, સર્વ સમભાગ. તેમાંથી બે તોલા ભુકો ૦॥ શેર પાણીમાં ઉકાળી, નવટાંક રાખી ગાળીને પીવું. (૧૪) ગળો, લીંબડાની અંતરછાલ, ધાણા, પદ્મક, રક્તચંદન, ખસ (વાળો), સર્વ મળી ૨ તોલા ૧ શેર પાણીમાં ઉકાળી શેર ૦॥ પાણી બાકી રાખવું અને રોજ બે વખત પીવું. (૧૫) જેઠીમધ છોલેલું, કાકડાશીંગી, ગળો, ખડસલીઓ, કરીયાતુ, ખસ (વાળો), રક્તચંદન, નેત્રવાળો, અરલુની છાલ, ધાણા, જવાસો, દરેક બબે ટાંક રોજ પોણોશેર પાણીમાં રાત્રે ભીંજવી સવારમાં ઉકાળવું ને અરધો શેર પાણી રાખી તે બે વખત પીવું.

**જ્વરમાં પથ્યાપથ્ય**—*પથ્ય તથા અપથ્ય માટે સામાન્ય નિયમો આગળ અપાઇ ગયા છે. જુવો નં. ૯૭. વિશેષમાં-(૧) **નવા તાવમાં**—**પથ્ય**–લાંઘણ કરવી, ઉલટી કરવી, પરસેવો કાઢવો, કાજી પીવી અને તીખા તથા કડવા રસથી જ્વરનું પાચન કરવું, એ હિતકારક છે. **અપથ્ય**—પાણીથી સ્નાન કરવું, દોષ પાકયા પહેલાં રેચનો ઉકાળો આપવો, સ્ત્રી સેવન, કસરત, દિવસની નિદ્રા, દુધ, ઘી, કઠોળ, માંસ, છાસ, દારૂ, ભારે ભોજન, પવન ખાવો, બહાર ફરવું, બહુ ગુસ્સો, એ સર્વ અહિતકારક છે.

(૨) **જીર્ણજ્વરમાં પથ્ય**—ગાય તથા બકરીનું દુધ તથા ઘી, હરડે, તૈલનું મર્દન, તથા ઠંડા ઉપચારો. ખોરાક સંબંધી સૂચનાઓ નં. ૯૮ માં જોવી. **અપથ્ય**—નં. ૯૬ માં બતાવ્યા પ્રમાણે.

---

* **विनापि भेषजे र्व्याधिः पथ्यादेव विलीयते। नतु पथ्यविहीनस्य भेषजानां शतैरपि.**

**અર્થ**:—પથ્ય એટલે પરહેજી પાળવામાં આવે તો ઔષધ સિવાય પણ વ્યાધિ મટે છે, પણ પરહેજી ન પાળવામાં આવે તો સેંકડો ઔષધોથી પણ વ્યાધિ મટતો નથી. **યોગરત્નાકર.**

"પથ્ય પાળતાં રોગીને શું ઔષધોથી કામ;
પથ્ય ન પાળે રોગી તો કરે શું ઔષધ કામ."

## તાવના દરદીઓ માટે કેટલીક હિતકારક સુચનાઓ.

૧. મહેનતના કામથી, લાંઘણથી કે વાયુથી ચડેલા તાવમાં ખપે તેને માંસરસ અથવા તે ન ખપે તેને દુધ તથા તે સાથે ભાત હિતકારક છે; કફના તાવમાં મગનું ઓસામણ તથા ભાત ઉત્તમ પથ્ય છે, પિત્તના તાવમાં પણ મગનું ઓસામણ, તેમજ દુધભાત પથ્ય છે, પણ તે ઠારીને જરા સાકર મેળવી આપવાં. બબ્બે ત્રણ ત્રણ દોષ ભેગા હોય તેમાં મગનું ઓસામણ ઉત્તમ ખોરાક છે.

૨. મગનું ઓસામણ અને ભાત અથવા સાબુચોખાની કાંજી એ સર્વ સામાન્ય તાવને માટે નિર્ભય આહાર છે; અને જ્યાં દુધ પથ્ય કહ્યું છે ત્યાં કાંજી દુધમાં આપવી અને નહિ તો પાણીમાં રાંધીને આપવી.

૩. લંઘન એ નવિન તાવમાં પ્રાથમિક ઉપાય તરીકે હિતકારક છે. ખાસ કરીને કફ તથા આમ સાથેના તાવમાં, પિત્તના તાવમાં, તથા બબ્બે ત્રણ ત્રણ દોષ ભેગા હોય તે તાવમાં લંઘન સારૂં છે. અપવાસ કરવો, એક વખત હલકો આહાર કરવો, અથવા કેવળ મગનું ઓસામણ પીવું એ સર્વ લંઘન બરાબર છે. કેવળ વાતજવર, જીર્ણજવર, આગંતુક જવર, ક્ષયનો જવર વગેરે તાવમાં લંઘન કરવાથી ઉલટું નુકશાન છે.

૪. દુધ તથા ઘી તરૂણ એટલે નવા આવેલા તાવમાં ઝેર સમાન છે; પણ ક્ષયના તાવમાં, વરમના તાવમાં, જીર્ણજવરમાં અને આગંતુક જવરમાં દુધ હિતકારક છે; તેમાં પણ કફ ક્ષીણ થયા પછી જીર્ણજવરમાં દુધ અમૃત સમાન છે.

૫. જે તાવવાળો દરદી શરીરે દુર્બળ હોય, જેના શરીરનો કફ ઓછો થઇ ગયો હોય, જીર્ણજવરથી પીડાતો હોય, ઝાડાના બંધકુષ્ટવાળો હોય, શરીરે રૂક્ષ એટલે લુખો હોય, પિત્તના કે વાયુના તાવવાળો હોય તથા તરસ તથા દાહથી પીડાતો હોય તેને દુધ નવા તાવમાં પણ હિતકારક છે.

૬. તાવની શરૂઆતમાં લાંઘણ, મધ્યમાં પાચન, અંતમાં ઔષધ, અને છેવટ દોષ કાઢવા માટે રેચ, એ ચિકિત્સાનો ઉત્તમ ક્રમ છે.

૭. તાવનો દોષ અલ્પ હોય તો માત્ર લાંઘણ કરવાથી તેનું નિવારણ થઇ જાય છે. જો દોષ મધ્યમ એટલે જરા વિશેષ હોય તો લાંઘણ તથા પછી પાચન એ ક્રિયા કરવી, અને અતિ વધેલા દોષમાં શોધન ઉપચાર પણ કરવો. ૨ દિવસ લાંઘણ કરવાથી વાયુનો દોષ પાકે, ૧ દિવસે પિત્તનો દોષ અને ૪ દિવસે કફનો દોષ પાકે; અને દોષનું અત્યંત જોર હોય તો બમણી મુદત સુધી પણ વાર લાગે.

૮. જે તાવમાં તાવના અંશાંશની સમજ ન પડે એટલે તેમાં વાત, પિત્ત તથા કફ એ ત્રણ દોષમાં કયો કયો દોષ કેટલે અંશે કોપ્યો છે, તેની બરાબર કલ્પના ન પહોંચી શકે ત્યાં સામાન્ય ઉપાયો કરવા.

૯. તાવના દરદીને વાયુ વગરના ઘરમાં રાખવો, પંખાનો પવન નાંખવો, ભારે તથા ગરમ કપડાં પહેરાવવાં તેમજ ઓઢાડવાં અને ૠતુને અનુસરી પકાવેલું પાણી આપવું.

૧૦. તાવવાળાને કાચું પાણી આપવું નહિ, તેમજ વારંવાર બહુ પાણી પાયા કરવું નહિ. પણ બહુ ગરમીના તથા પિત્તના તાવમાં અતિ તૃષા તથા દાહ થતો હોય તે વખતે પાણીનો પ્રતિબંધ કરવો તે પણ સારી વાત નથી. અમુક તાવ અને અમુક સ્થિતિમાંજ

પાણીની બંધી કરવી; કેમકે તાવની તરસમાં પાણી પ્રાણનું રક્ષણ કરવાવાળું છે.

૧૧. તાવવાળાને ખાવાની રૂચી ન હોય તોપણ તેને પથ્ય હિતકારક અન્ન ઓષધની પેઠે થોડું ખવરાવવુંજ જોઇએ, કેમકે મુદ્દલ ન ખવાય તો શક્તિનો નાશ થાય છે.

૧૨. તાવવાળાને માટે તેમજ તાવમાંથી તરત મુક્ત થયેલાને માટે હાનિકારક આહાર વિહાર—સ્નાન, લેપ, અભ્યંગ, સ્નિગ્ધ એટલે ચીકણા પદાર્થ, રેચ, દીવસની ઉંઘ, રાતનો ઉજાગરો, મૈથુન, કસરત, ઠંડુ પાણી બહુ પીવું, પવનવાળી જગા, અતિ ભોજન, ભારે ભોજન, પ્રકૃતિ વિરૂદ્ધ ભોજન, ક્રોધ, બહુ ફરવું તથા શ્રમ એ સર્વ વાતોનો ત્યાગ કરવો. જો તાવમાં અથવા તાવ ઉતર્યા પછી તરત આવું કાંઇ વિરૂદ્ધ વર્તન કરવામાં આવે છે તો તાવ ઉથલો મારે છે અને વધે છે.

---

## સંતતજ્વર—રીમીટંટ ફીવર.

## REMITTENT FEVER.

કારણ—સંતતજ્વર એ વિષમજ્વરનો એક પ્રકાર છે; અને વિષમજ્વરોને અને આંતરીઆ તાવોને મળતાપણું છે. રીમીટંટ ફીવર એ આંતરીયા તાવોનો એક પ્રકાર છે, એમ ગણાય, કેમકે બીજા આંતરીયા તાવોની પેઠે આ તાવ પણ મેલેરીઆની ઝેરી હવામાંથી જન્મ પામે છે, બંગાલામાં આ તાવનું ઘણું જોર છે, તેથી તેને 'બેંગાલ ફીવર' તથા 'જંગલ ફીવર' એવાં નામ પણ અપાય છે.

લક્ષણો—તમામ લક્ષણો આંતરીઆ તાવોનાં જેવાં છે. ફેર એટલોજ છે કે, આંતરીયો તાવ વારીને દીવસે આવે છે, છેક ઉતરી જાય છે અને પાછો તેની મુદતે ચડી આવે છે; આ તાવ શરૂ થાય છે ત્યારથી અણઉતાર રહે છે, તેમ છતાં આંતરીયા તાવમાં તાવનું ચડવું ઉતરવું સ્પષ્ટ સમજાય છે, પણ આ તાવમાં તે સ્પષ્ટ સમજાતું નથી. કેમકે આ તાવ છેક ઉતરી જતો નથી. પણ કાંઇક નરમ પડી જાય છે અથવા ઘણોજ કમી થાય છે, તેથી આ તાવ ક્યારે ઓછો થયો ને ક્યારે વધ્યો તે થરમોમીટરની મદદ વિના બરાબર સમજાતું નથી. આ તાવ શરૂઆતમાં થોડે થોડે અંતરે ઉપરા ઉપર ચડઉતર થાય છે અને તેની બીજી સ્થિતિમાં તાવની ભરતી આશરે આઠ કલાક સુધી રહે છે. આ વખતે ચામડી ઘણીજ ગરમ થાય છે, નાડી જલદ ચાલે છે, શ્વાસોશ્વાસ જોરથી ચાલે છે, મન બેચેન રહે છે, માથામાં દરદ, અનિદ્રા, તંદ્રા વગેરે લક્ષણો થાય છે. આ તાવ ૭–૧૦ કે ૧૨ દિવસ સુધી એક સરખો અણઉતાર રહે છે, એટલે છેક ઉતરી જતો નથી. ચડઉતર થાય છે, પણ નરમ પડે છે અને તાવમાં તાવ ભરાય છે. આ તાવની ગરમી ૧૦૪ ડીગ્રી સુધી અને વખતે તેથી પણ વધીને ૧૦૫ થી ૧૦૭ સુધી વધી જાય છે; નાડીના ધબકારા ૧૦૦ થી ૧૨૦ સુધી થાય છે. ચહેરો તથા આંખો લાલચોળ થાય છે; વળી કોઇવાર આંતરડાં ક્ષુબ્ધ બનીને હેડકી, હદીલી અને લીલા પીળા ભુખરા કે કાળા રંગની ઉલટી થાય છે. આ સર્વ હોજરી તથા આંતરડાની અંદરનાં બગડેલા લોહીનાં લક્ષણો છે. ઘણું કરીને ૭ કલાક પછી અને કોઈ કોઇવાર ૧૦–૧૨ કલાક પછી તાવ ઉતરી જાય છે, અને તાવ ઉતરતો હોય છે તો તે માત્ર પરસેવાથી ઓછી ગરમીથી, નરમ નાડીથી, અથવા કોઈવાર દરદી ઉંઘમાં પડે છે તેથી સમજી શકાય છે. પણ તાવ ઉતરવાનાં આ લક્ષણો સ્પષ્ટ હોતાં નથી. અને ટાઢનાં સ્પષ્ટ લક્ષણો જણાયા

વિના ફરી તાવ ભરાય છે, ઘણું કરીને તાવ સવારમાં હલકો પડે છે. રીમીટંટ ફીવરના સખ્ત હુમલામાં તાવ ઉતરે છે કે નહિ તે પારખવું મુશ્કેલ થાય છે. જો તેની થરમોમીટર વીગેરેથી બરાબર તપાસ રાખીએ તોજ સમજાય કે તાવ ક્યારે વધ્યો કે ઘટ્યો, રીમીટંટ ફીવરની શરૂઆત ટાઇફોઇડ તાવની શરૂઆત જેવી હોય છે, તેથી ઘણીવાર તાવનો પ્રકાર નક્કી કરવામાં ગુંચવણ પડે છે, આ તાવની ટાઢની ચમકારીની ચડઉતરની મુદત ૨૪ કલાકની છે, પણ ૭ દિવસ પહેલાં છેક ઉતરતો નથી, એટલે તે તાવ અણઉતાર ઓછામાં ઓછા ૭ દિવસ સુધી રહે છે અને વધારેમાં વધારે ૨૧ દહાડા અથવા તેથી પણ વધારે મુદત સુધી રહે છે. ૭ મો, ૧૯ મો અને ૨૧ મો દિવસ બહુ ભય ભરેલ ગણાય છે, કેમકે કાંતો તે દિવસોએ તાવ છેક ઉતરી જવો જોઇએ, અથવા મૃત્યુ નીપજવું જોઇએ. જો સુધારો થવાનો હોય તો તાવ નરમ પડે, નાડી ધીમી પડે અને અત્યંત પરસેવો વળે, જો તાવ ઉતરવાનો ન હોય તો નબળાઇ વધે, ઝાડામાં લોહી પડે, પેસાબમાં લોહી પડે. શરીર ઠંડું પડે, તંદ્રા અને અસાવધપણું થઇને મૃત્યુ નીપજે.

**બીજાં મર્મસ્થાનો**—આંતરડાં તથા હોજરીની સ્થિતિનું ઉપર વર્ણન કર્યું છે. આ સિવાય આ તાવમાં વારંવાર બીજાં મર્મસ્થાનોને પણ ઇજા પહોંચે છે. (૧) મગજને પણ ઇજા પહોંચે છે. તાવની ઉતરતી સ્થિતિમાં જો દરદીને અવિચારીપણે એકદમ બેઠો કરવામાં આવે તો તેને મૂર્છા આવે છે, કેમકે તેના મગજમાં ગરમી અથવા વરમ હોય છે, અને તેમ હોય તો દરદીની આંખોનો ધોળો ડોળો લાલ થાય છે. માથાની ખોપરીમાં ઘણી ગરમી લાગે છે, અને દરદી તંદ્રા (અર્ધજાગૃતિ)માં હોય છે, અને તે સ્થીતિમાંથી છેક અસાવધપણું આવી જાય છે. (૨) ખાંસી અથવા ફેફસાંમાં સોજો એ આ તાવનો એક વધુ ઉપદ્રવ છે અને તે વખતે ન્યુમોનિયાના જેવાં લક્ષણો માલમ પડે છે. (૩) કલેજું સંકોચાઇ જાય છે અથવા તેમાં વરમ થઇ આવે છે, તેની સાથે મૂત્રાશયનો વરમ પણ થઇ આવે છે. (૪) બરલ પણ વધે છે. (૫) ઝાડો થઇ જાય છે. (૬) મરડો પણ થઇ આવે.

**ઉપાય**—બીજાં મર્મસ્થાનો બગડયાં ન હોય એવા સાધારણ રીમીટંટ ફીવરમાં વિષમજ્વરના એટલે આંતરીયા તાવના સામાન્ય ઉપાયો કરવા. (૧) પ્રથમ હરડે અથવા હીમજ સુંઠ, અને સાજીખારની સમભાગે ફાકી રૂા. ૦૧ ભારની એક બે ટંક આપીને મળશુદ્ધિ કરવી; તેથી મળશુદ્ધિ બરાબર ન થાય તો (૨) કડુ તો. ૦ાા, ગરમાળો તો. ૦૧, પીપરીમૂળ તો. ૦૧ ઉકાળીને તેમાં નવટાંક ઉકાળામાં થોડી સાકર મેળવીને પીવાથી દસ્ત થશે અને પિત્તના ઝાડા થઇ કલેજું પણ ચોખ્ખું થશે. આ પ્રમાણે દવા જરૂર પડે તો એકાદ ટંક વધારે લઈ આંતરડાં શુદ્ધ કરવાં; અથવા (૩) નં. ૧૨૨૬ તથા ૧૨૩૨–૩૩ વાળી ગોળી લેવાથી મળશુદ્ધિ થશે. તાવની ગરમી ઓછી કરવા માટે વિષમજ્વરના ઉપાયો કરવા. (૪) ખડસલીયાનો કવાથ અથવા હીમ આપવા. અથવા પટોલાદિ કવાથ (નં. ૬૦૩) આપવો તેથી તાવની ગરમી ઓછી થશે અને તાવનું બહુ જોર ન હોય તો ૭ દિવસમાં તાવ ઉતરી જશે અથવા (૫) નં. ૧૪૩૧ થી ૩૩ વાળી મેળવણીઓમાંની એકાદ મેળવણી આપીને તાવ નરમ પાડયા પછી એટલે ચામડી ઉપર પરસેવો દેખાય તે પછી કવીનાઇન ૧૦ થી ૧૫ ગ્રેન પાણી સાથે અથવા મળી શકે તો એક ચમચા ભાર લીંબુના રસ સાથે બે ઔંસ પાણીમાં મેળવીને આપવું, અને ફરી તાવની ગરમી ચડીને ચામડી સુકી પડતાં સુધીમાં દર ત્રણ કલાકે

પાંચ પાંચ ગ્રેન ક્વીનાઇન આપ્યા કરવું. તાવ અટકે તો પછી બીજા બે દિવસ સુધી એ પ્રમાણે ક્વીનાઇન આપીને પછી ઓછું કરવું એટલે વારંવાર નહિ આપતાં બે ટંક આપવું. જો તાવ ચડઉતર થયા કરે તો પરસેવો વળે એટલે ક્વીનાઇન આપ્યા કરવું; (૬) તેની સાથે આંતરડામાં ગરમી હોય તો તેની શાંતિ માટે ખડસલીઓ, લીંબડાની અંતરછાલ, ગળો, એમાંની કોઇપણ એકાદ દવાનું હીમ કે ઉકાળો કરીને જરા સાકર કે મધ નાખીને આપવો અને ઝાડાનો ખુલાસો રાખવો. (૭) તાવની ગરમી ૧૦૪ ડીગ્રી કે તે ઉપર જાય તો માથા ઉપર બરફ ઘસવો અથવા બીજાં ઠંડાં પોતાં મુકવાં. (૮) આ તાવમાં ઉલટીનું જોર વધારે હોય છે માટે ઉલટી દબાવવા માટે બરફ ચુસાડવો. (૯) અતિ તાવને લીધે શરીરે દાહ થતો હોય તો ખડસલીયાનું હીમ, મોથનું હીમ, ગળોનું હીમ, ઇત્યાદિ એકાદ દાહ-શામક હીમ જરા સાકર કે મધ નાંખીને પાવું. (૧૦) અથવા ઘી (જુનું હોય તો વધારે સારૂં] સોવાર ઠંડા પાણીથી ધોઇને તે ઘીમાં સુખડનું તેલ મેળવીને તેનો શરીરે લેપ કરવો. (૧૧) દરદીને નવશેકાં પાણીમાં દશેક મીનીટ બેસાડીને પછી કમળનાં ફુલ કે એરંડાના પાનની પથારીમાં સુવાડવો. (૧૨) આટલા ઉપચારોથી તાવ નરમ ન પડે તો અભયાદિક્વાથ (નં. ૫૪૬) અને ચંદ્રપ્રભા (નં. ૭૪૭) નો પ્રયોગ અવશ્ય અજમાવવો. તેથી તાવની ગરમી વધશે નહિ, મળશુદ્ધિ થયા કરશે, દોષ નીકળવા લાગશે, અને પરસેવા સાથે તાવ ઉતરી જશે. આ ઉપાય કલેજાના તીક્ષ્ણ વરમને, આંતરડાંના વરમને, મગજની ગરમીને, તૃષાને, દાહને અથવા શ્રમને સર્વને માટે સારો છે.

જો બીજાં મર્મસ્થાનો બગડયાં હોય તો બહુ સાવચેત રહેવાની જરૂર છે. કલેજું તથા બરલને ઇજા પહોંચી હોય તો ઉપલા ઉપાયોથી સુધરી જાય છે, પણ જો મગજને ઇજા પહોંચે તથા જુલાબ થઇ જાય તો ક્વીનાઇનનો કદિ પણ ઉપયોગ કરવો નહિ; પણ તે તે દરદોના ઉપાયો કરવા.

(૧૪) તાવ દરમીયાન દરદી બહુ નબળો પડે, મૂર્છાનાં લક્ષણો જણાવા લાગે અથવા જીભ સુકી અને ઝાંખી પડે, નાડી નબળી અને ઉતાવળી ચાલે, અને તેની સાથે બકવા જેવું માલમ પડે તો તેને ચોક્કસ મુદ્દતને અંતરે થોડો થોડો દ્રાક્ષાસવ કે બ્રાંડી આપવો, અને દરદીને પથારીમાંથી બેઠો થવા દેવો નહિ.

---

## સાદો જારી તાવ.

(Simple Continuous Fever.)

**કારણ**—શરદી, ગરમી, ઘણો શ્રમ, તાપમાં રખડવું. ૠતુઓનો એકદમ ફેરફાર, અને એવાં બીજાં અનેક કારણોથી સાદો તાવ આવે છે. વાત, પિત્ત, કફ વગેરે દોષોના બગડ-વાથી આવનારા આગળ કહેલા તાવનાં કારણોથી આ તાવનાં કારણો જુદાં નથી, પણ સાધા-રણ લોકવર્ગ વાત પિત્ત કફથી ગુંચવાય માટે સદા તાવની ચિકિત્સા આપવામાં આવી છે.

**લક્ષણ**—તાવ ચડવાનો હોય ત્યારે અણગમો થાય, કામ કરવું ગમે નહિ શરીર ઢીલું પડે, શરીર આખું અથવા વાંસો ફાટે, માથું જરા જરા દુખે અને જરા જરા ટાઢની કમ-કમી આવે. દરદીને કપડું ઓઢી સુઇ રહેવાની ઇચ્છા થાય; આ સાદા તાવમાં ટાઢ બહુ ચઢતી નથી, જરા કમકમી આવે કે તરતજ ઉનો તાવ ભરાય; શરીર તપી આવે, માથામાં દરદ થાય. મોઢું લાલચોળ થાય, આંખોમાં ઉષ્ણતા જણાય, તેમાંથી પાણી ઝરતા સાથે

અને નાડીનો વેગ વધી જાય, પાણીની તરસ લાગે, મોં સુકાય અને જીભ સુકી ને સફેદ પડી જાય. આ તાવમાં નાડીનો વેગ એક મીનીટમાં ૧૨૦ થી ૧૨૫ ધબકારા સુધી થાય છે; અને વખતે બહુ જોરમાં તાવ આવે છે તો તેથી વધારે ધબકારા થાય છે. દરદીનો ઝાડો કબજ, પેસાબ લાલ તથા થોડો, શરીરમાં પીડા, અન્ન ઉપર અભાવ, આંખે અંધારાં, ઉલટી, ઇત્યાદિ આ તાવનાં લક્ષણો છે. ત્રણ ચાર દિવસે પરસેવો વળીને તાવ ઉતરી જાય છે.

**ઉપાય**—તાવ આવે ત્યારે શું કરવું? જુદા જુદા તાવમાં અને તેની જુદી જુદી અવસ્થામાં જુદા જુદા ઉપાયોની જરૂર પડે છે; પણ શરીરમાં તાવ એટલે ગરમી વધવી એ દરેક તાવનું મુખ્ય લક્ષણ છે. માટે તે તાવની ગરમી વધારે ચડે તો પ્રથમ તે ગરમીને વધવા નહિ દેવાના અને કમી કરવાના ઉપાયો કરવા જોઇએ. પરસેવાનો અટકાવ થવાથી તાવ આવે છે, પરસેવો લાગવાથી તાવ ઉતરી જાય છે. તાવ સાધારણ હોય તો દોડદોડી કરવાની કે વૈદ્ય ડાક્ટર પાસે દોડી જવાની જરૂર નથી, ઘણાક સાધારણ તાવ કુદરતી રીતે આપોઆપ ઉતરી જાય છે. એકાદ ટંક લાંઘણ ખેંચી કાઢવાથી કે હલકો ખોરાક લેવાથી તથા પેટ સાફ આવી જાય એવો સાદો જુલાબ લેવાથીજ તાવ અટકી જાય છે. જો તાવ અટકે નહિ અને વિશેષ જોરમાં આવે તો ચાંપતા ઉપાયો લેવા જોઇએ.

પ્રથમ તો તાવવાળા દરદીને સારી હવાવાળા તથા અજવાળાવાળા સ્વચ્છ ઓરડામાં સ્વચ્છ પથારીમાં સુવાડવો. પથારી પાસે ઘણાં માણસોને ભેગાં થવા દેવાં નહિ, કેમકે તેથી હવા બગડે છે અને ઘોંઘાટથી દરદીને અણગમો થાય છે. તેના ઉપચાર માટે એકાદ ચાલાક, આનંદી, અને મીઠાં વચનોથી દરદીને દીલાસો આપે એવા પરિચારકને રાખવાની જરૂર છે. તાવ વિશેષ હોય તો માથું ઠંડું રાખવાની જરૂર છે, કેમકે તાવની ગરમી મગજે ચડી જવાથી વધારે ખરાબી થાય છે, માટે દરદીના માથાપર ઠંડા ઉપચાર કરવા. બરફ, કોલનવૉટર, લવંડરવૉટર, નવસાર વગેરે શીતોપચાર હાલમાં વપરાય છે; પરંતુ સર્વ ઠેકાણે અને બધા લોકોને એ વસ્તુઓ મળી શકતી નથી. તેના અભાવે માટીના વાસણનું ઠંડું પાણી પણ ચાલે છે, આ પાણીમાં કપડું બોળીને તેનાં પોતાં માથાપર મુકવાં અને તેના ઉપર કપડું મુકયા પછી ઠંડું પાણી સીંચ્યા કરવું. માથા ઉપર માટીનો લેપ કરીને તેના ઉપર ભીંનું કપડું લપેટવાથી પણ એજ કામ થાય છે. સુખડ, વાળો વગેરે પદાર્થોનાં ઠંડાં કરેલાં પાણીનાં પોતાં પણ મુકાય.

તાવની ગરમી ઓછી કરવા સારૂ તથા પરસેવો લાવવા સારૂ દરદીના પગ ગરમ પાણીમાં બોળવા અથવા ગરમ પાણીમાં મીઠું કે વાટેલી રાઇ નાંખી તેમાં બોળવા. વળી ગરમ પાણીની, ઉકળેલા દુધની, લીંબડાના બાફેલાં પાનની કે ચાની વરાળથી નાસ લેવાથી પરસેવો વળે છે અને પરસેવો વળવાથી મળદોષ પાકીને તાવ ઉતરી જાય છે.

આ સાદા તાવના ઉપાયો વાતજ્વર, પિત્તજ્વર તથા કફજ્વર પ્રમાણેજ કરવાના છે. કયા દોષનો તાવ છે તેનો નિર્ણય થાય તો જે દોષની અધિકતાવાળો તાવ હોય તેને અનુસરીને ઉપાયો કરવા. વસંત ઋતુમાં તાવ આવે તો કફજ્વરની, વર્ષાઋતુમાં આવે તો વાતજ્વરની અને શરદ ઋતુમાં તાવ આવે તો પિત્તજ્વરની શંકા થાય છે અને જો તેનાં સ્પષ્ટ લક્ષણો માલમ પડે તો તે દોષ પ્રમાણે ઉપાયો કરવા. પણ દોષનો નિર્ણય ન થાય તો સાદા તાવ તરીકે ઉપાયો કરવા. આ તાવ જો બહુ જોરમાં ન હોય તો તેના માટે ઔષધોની

મારામારી કરવાની જરૂર નથી. (૧) તાવ આવે કે એકાદ ટંક લાંગણ કરવાથી. હલકો ખોરાક લેવાથી, આરામ લેવાથી અને દસ્તનો કબજો હોય તો સાદો જુલાબ લઇ ખુલાસો કરવાથી બીજેજ દિવસે તાવ નરમ પડી જઇ ઉતરી જશે. અથવા (૨) ગરમ પાણીમાં પગ બોળાવવા અથવા ચાનો, ગરમ પાણીનો કે દુધનો નાસ લેવરાવવો તેથી પરસેવો વળીને તાવ ઉતરી જશે. ગરમાગરમ ચા પાવાથી પણ પરસેવો વળે છે. આ ઉપાયોથી દરદીને પરસેવો વળવા લાગે છે, માટે તેને ઓઢાડીને સુવાડી દેવો, જેથી ખુબ પરસેવો વળશે. (૩) ખોરાકમાં સાબુદાણાની કાંજી કે દાળનું ઓસામણ અને જુનો ભાત આપવો. (૪) ઝાડો સાફ ઉતારવા માટે હરડે, સાજીખાર, તથા સુંઠની ફાકી આપવી, અથવા મેગ્નેશીઆ આપવું. અથવા શીડલીઝ પાઉડર આપવો જેથી દસ્ત સાફ આવવા સાથે ઉલટી, તરસ અને તાવ પણ નરમ પડશે, તેમ છતાં તાવ નરમ ન પડે તો પરસેવો લાવનારી બીજી દવાઓ આપવી; (૫) ખડસલીયો, પીતપાપડો અને સુંઠ, અગર ખડસલીયો અને મોથ તેનો ઉકાળો કરીને બે ત્રણ ટંક પાવાથી પરસેવો વળીને તાવ ઉતરશે. અથવા (૬) લઘુસુદર્શનચૂર્ણ (નં. ૭૧૩) તેની ફાકી અથવા ચા (ઇનફ્યુઝન) બનાવીને એકાદ રોજ બે ત્રણ વાર પીવી. વળી તેમાં દર ટંકે પાંચ પાંચ ગ્રેન ફુલાવેલી ફટકડી અથવા સુરોખાર મેળવવાથી જલદી પરસેવો આવશે. એજ પ્રમાણે મહાસુદર્શનચૂર્ણ (નં. ૭૦૩) આપવું. (૭) અતીવીષની કળી, લીંબડાની અંતરછાલ તથા ગળો, ત્રણે એકેક તોલો તેને ૧॥ શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે તે ત્રણ વાર પાવું. (૮) આ સિવાય કંટકાર્યાદિપાચન (નં. ૫૫૭), નાગરાદિપાચન (નં. ૫૯૭), ક્ષુદ્રાદિકવાથ (નં. ૬૫૪) ઇત્યાદિ પ્રયોગો બે ત્રણ દિવસ આપવાથી સાદો તાવ ઉતરી જાય છે. અથવા (૯) અંગ્રેજી ડાયાફોરીટક મિકશ્ચરો (નં. ૧૨૯૧ થી ૧૨૯૪) માંથી કોઇ પણ મિકશ્ચર દરદીનું બળાબળ જોઇ આપવું. **તાવ ઉતર્યા પછી** ગફલત કરવી નહિ. ફરી તાવ ન આવે તેને માટે લઘુસુદર્શનચૂર્ણ બે ત્રણ દિવસ જારી રાખવું અથવા કરીયાતાની ચા આપ્યા કરવી. આથી તાવ અટકશે, ફરી ઉથલો નહિ મારે અને દરદીના શરીરમાં શક્તિ આવશે. કવીનાઇન પણ એજ કામ કરે છે, માટે તે નિત્ય પાંચ પાંચ ગ્રેન બે વાર પાણી સાથે કે લીંબુના રસ સાથે આપ્યા કરવું. તાવ ઉતર્યા પછી પણ થોડા દિવસ ખોરાકની સંભાળ રાખવી, હલકો ખોરાક ખાવો અને ગરમી કરે તો દુધ ખાવું પણ ભારે ખોરાક ખાવો નહિ, જો સાદો તાવ બહુ જોરમાં આવ્યો હોય તો ઉપર લખેલા દેશી ઉપાયો તથા ઉકાળા વધારે દિવસ ચાલુ રાખવા અથવા સાતમે દિવસે અભયાદિ કવાથ (નં. ૫૪૬) શરૂ કરવો તેથી બે ત્રણ દિવસમાંજ તાવ ઉતરી જશે; અથવા જરૂર પ્રમાણે અનુક્રમે નીચેનાં અંગ્રેજી મિકશ્ચર આપવાં.

| | |
|---|---|
| પોટાશ નાઇટર... ...ગ્રેન ૧૫ | સ્પિ. એમોનિયા એરોમેટિક ...ટીપાં ૧૫ |
| લાયકર એમોનિયા એસીટાસ ડ્રામ ૩ | સ્પિ. ક્લૉરોફૉર્મ ... ...ટીપાં ૧૫ |
| સ્પિરિટ ઇથર નાઇટ્રોસી... ટીપાં ૧૫ | એક્વા કેમ્ફર (કપુરવાળું પાણી) ...ઔંસ ૩ |

આ મેળવણી દર ત્રણ ત્રણ કલાકે પરસેવો આવી તાવ ઉતરે ત્યાં સુધી આપવી. પેટ સાફ લાવવાની જરૂર હોય તો તેમાં એપ્સમ સોલ્ટ એટલે મેગ્નીસ્યા ડ્રામ ૩ થી ૪ ઉમેરવું.

તાવ વધારે જોરમાં હોય એટલે ૧૦૩–૧૦૪ ડીગ્રી જેટલો હોય તો નીચેની દવા આપવી.

| | | | |
|---|---|---|---|
| પોટાશ નાઇટર... | ...ગ્રેન ૧૫ | સ્પિ. એમો. એરોમેટિક... | ...ટીપાં ૧૫ |
| સોડા સેલીસીલાસ | ...ગ્રેન ૧૫ | સ્પિ. ક્લૉરોફૉર્મ ... | ...ટીપાં ૧૫ |
| લાયકર આમો૦ એસી૦ | ...ડ્રામ ૪ | એક્વા કેમ્ફર ... | ...ઔંસ ૩ |
| સ્પિ. ઇ. નાઇટ્રોસી | ...ડ્રામ ½ | દિવસમાં ત્રણ વાર પીવી. | |

આમાંની કોઇ પણ મેળવણી આપવાથી તાવ ઉતરી જશે. પછી ક્વીનાઇન અથવા ક્વીનાઇન મિક્શ્ચરનો બે ચાર દિવસ સુધી ઉપયોગ કરવો.

---

## ટાઇફૉઇડ તથા ટાઇફ્સ તાવ.

Typhoid or Enteric and Typhus Fevers.

આ બે તાવો સન્નિપાત જ્વરને મળતા છે, પણ તેનાં લક્ષણો ખાસ જુદાં છે, તે યુરોપના દેશોનો તાવ છે. આપણા દેશમાં તે ક્વચિત જોવામાં આવે છે. ટાઇફૉઇડ ૨૧ દહાડાનો અને ટાઇફ્સ ૧૪ દહાડાનો તાવ છે. તે બે તાવોનું સંક્ષેપમાં આ નીચે વર્ણન આપવામાં આવ્યું છે. આ તાવ ઘણા ભયંકર છે.

**કારણ તથા લક્ષણો**—આ તાવો એક પ્રકારની ઝેરી હવામાંથી ઉત્પન્ન થાય છે. એ હવા ગંદકીમાંથી અને ગટરોમાંથી નીકળે છે. આ તાવવાળાના મળમાંથી પણ આ તાવ બીજાને લાગુ પડે છે. ટાઇફ્સ તાવને કેટલેક દરજ્જે ચેપી માનવામાં આવ્યો છે, તાવની શરૂવાત ધીમે ધીમે થાય છે. પ્રથમ બેચેની થઇ શરીરનાં ગાત્રો ઢીલાં પડે છે એવું એકાદ દિવસ રહ્યા પછી જરા જરા ટાઢ ચઢે છે. આ સિવાય શરીર ગરમ થવું, માથામાં પીડા, અરૂચિ, જીભ ઉપર છારી, જલદ નાડી અને શરીર નિશ્ચેતન, એ તેનાં પ્રાથમિક લક્ષણો છે, પણ રોજ રોજ તાપની ગરમી ચોકસ પ્રમાણમાં વધતી જાય છે અને છેવટ ૧૦૪ ડીગ્રી સુધી તાવ આવે છે અને દિવસે દિવસે નબળાઇ વધે છે. વળી ઉંઘ આવતી નથી, તરસ બહુજ લાગે છે અને શાંત થતી નથી, જીભ તથા હોઠ સુકાય છે, ફાટે છે તથા તેના ઉપર કાળાં છાલાં વળે છે, આંખો ઉંડી જાય છે અને ચહેરો તદન ફરી જાય છે, કેટલીક વખતે તાવ ઝાડાથી તથા ઉલટીથીજ શરૂ થાય છે અને કેટલીકવાર તાવ આવ્યા પછી પાતળા ઝાડા થાય છે. નાડી અનિયમિત રીતે ચાલે છે અને એક મીનીટમાં ૧૨૦ થી ૧૪૦ ધબકારા થાય છે. આટલે સુધી આ તાવ ટાઇફૉઇડ છે એવી ખાત્રી થતી નથી; કેમકે સન્નિપાત જ્વરોમાં પણ આવાં મિશ્ર લક્ષણો હોય છે. પણ બીજા અઠવાડીયામાં આ તાવનાં ખાસ ચિન્હો શરીર ઉપર માલમ પડે છે. શરીર ઉપર ગુલાબી રંગના નાના ગોળ દાણા દેખાય છે. આ દાણા છાતી, પેટ તથા પીઠ ઉપર ઘણું કરીને પ્રથમ દેખાય છે અને એકાદ દિવસ પછી ત્યાંથી અદૃશ્ય થઇ શરીરના બીજા ભાગોમાં ફેલાય છે. આ દાણા તાવ રહે છે ત્યાં સુધી ફરતા દેખાયા કરે છે. આ દાણા ઉપર દાબવાથી અદૃશ્ય થઇ જાય છે. કોઇ કેસમાં આવા દાણા જોવામાં આવતા પણ નથી. બીજા અઠવાડીઆમાં નબળાઇ ઘણી વધે છે અને દરદી લવરી, બડબડાટ તથા તોફાન કરે છે અથવા બેશુધ્ધ થઇ પડી રહે છે. દરદીનું પેટ ચડેલું લાગે છે અને દાબતાં દરદ થાય છે. ક્વચિત હેડકી આવે છે. ત્રીજું અઠવાડીયું બેસતાં ઝાડો છુટી પડે છે. એ ઝાડો પાતળો અને દાળનાં ફોતરાં સરખો થાય છે. ક્વચિત લોહી પણ પડે છે, તેનું કારણ એ છે કે આ તાવમાં આંતરડાંના કેટલાક પિંડોમાં સોજો થઇને પછી સડે છે. આ

સડો આંતરડામાં ઉંડો જાય તો દરદી બચતો નથી. ત્રણ અઠવાડીયાં પુરાં થાય છે તો દરદીના બચાવનો વિશેષ સંભવ થાય છે અને નહિ તો ત્રીજા અઠવાડીયામાંજ મરણ નીપજે છે. કેટલીકવાર આ તાવ એક માસ સુધી પણ ચાલે છે. દરદી સારો થયા પછી ક્વચિત તેનામાં એકાદ ખોડ રહી જાય છે, જેમકે કાનમાં બહેરાપણું, જીભ અટકવી, વગેરે.

ટાઇફૉઇડ તથા ટાઇફસ એ બે તાવનાં લક્ષણો લગભગ સરખાંજ હોય છે, તોપણ એ બન્ને જાતના લક્ષણોમાં ખાસ શું શું ફેરફાર હોય છે તે નીચે આપવામાં આવે છેઃ—

૧. ટાઇફૉઇડ તાવની મુદત ૩ થી ૪ અઠવાડીયાંની છે અને ટાઇફસ તાવની મુદત ૨ થી ૩ અઠવાડીયાંની છે.

૨. ટાઇફૉઇડ તાવમાં તાવની ગરમી સાંજે વધારે રહે છે ત્યારે ટાઇફસ તાવમાં તાવની ગરમી લગભગ સરખીજ રહે છે.

૩. ટાઇફૉઇડ તાવવાળા દરદીના શરીર ઉપર ગુલાબી રંગના ઉપસેલા નાના અને થોડા દાણા હોય છે અને તે તાવ શરૂ થયા પછી આઠેક દહાડે દેખાય છે; તથા વારંવાર એક ઠેકાણેથી મટીને બીજે ઠેકાણે થાય છે. ટાઇફસ તાવના દરદીનાં શરીર ઉપર અનિયમિત આકારના ઓરી જેવા દાણા બધે ઉઠેલા જોવામાં આવે છે. અને તાવ ઉતરતાં સુધી એ દાણા એકજ ઠેકાણે કાયમ રહે છે.

૪. ટાઇફૉઇડ તાવમાં પીળા ઝાડા થાય છે. અને ઘણીવાર તેમાં લોહી પડે છે તેમજ આંતરડાંમાં દરદ નિરંતર થયા કરે છે અને પેટ નગારા જેવું રહે છે. ટાઇફસ તાવમાં ઝાડો થતો નથી તથા લોહી પણ પડતું નથી અને પેટ પોચું રહે છે.

૫. ટાઇફૉઇડ તાવ મળમુત્રની કે ગટરોની ગંદકીમાંથી થાય છે અને ટાઇફસ તાવ ભુખે મરતા ગરીબ લોકોનો જ્યાં ઘણો જમાવ થયો હોય છે ત્યાંથી અથવા ગરીબ લોકોની ગીચ વસ્તીમાંથી જન્મ પામે છે.

૬. ટાઇફૉઇડ તાવ ધીમે ધીમે વધે છે અને ટાઇફસ તાવ આરંભમાંજ જોરથી આવે છે.

**ઉપાય**—દરદીને પડદાવાળા ખુલ્લી હવાના ઓરડામાં સુવાડવો. માણસોની ગરદી તથા ઘોંઘાટ બંધ કરવો, દરદીનું બિછાનું બહુ નરમ નહિ રાખવું અને દિવસમા બે વાર બદલવું. તેને શ્રમ પડે એવી રીતે બહુ ફેરવવો નહિ, ઘણીજ સ્વચ્છતા રાખવી, તેનું મોં તથા દાંત ચોખ્ખા રાખવા, જરા ગરમ કરેલા પાણીમાં વાદળી બોળીને એક પછી બીજા અંગે, એમ આખા શરીરે ફેરવીને કોરૂં કરવું. આમ નિત્ય કરવાથી તાવની ગરમી ઓછી રહે છે તથા શરીર ઉપરની બદબો દુર થાય છે. માથું ઘણું દુખતું હોય તો વાળ કપાવી નાખવા, માથે બરફ કે ઠંડા પાણીનાં પોતાં મુકવાં અને બરફ ચુસાડીને તૃષા ઉલટી દબાવવાં. ખોરાકમાં દુધ વારંવાર થોડું થોડું આપવું અગર તો મગનું ઓસામણ પાવું. દોઢ બે માસ સુધી આ દરદીને કઠણ ખોરાક બીલકુલ આપવો નહિ કેમકે તેનાં આંતરડાંમાં જખમ પડેલા હોય છે તે સંધાઇને પાછા જખમ પડે છે. એક અઠવાડીઆ પછી નાડી બહુ જલદ થવા લાગે અને નબળી પડતી લાગે તો તેને દ્રાક્ષાસવ, પોર્ટવાઇન અથવા બ્રાંડી આપવો, પણ તે ચીજો દરદીને વિરૂધ્ધ પડે તો બંધ કરવી. ઝાડા પાંચ સાત થતા હોય ત્યાં સુધી અજીર્ણ સરખી બંધેય દવા આપવી નહિ, ઝાડા બહુ થતા હોય તો અજમોદાદી ગોળી (નં. ૭૩૧) અથવા ઇપીકાકયુઆના પાઉડર બબે ગ્રેન સવાર સાંજ આપવું. જો ઝાડામાં લોહી પડતું હોય તો ફુલાવેલ ફટકડી ૧ દ્રામ ૧। શેર ઉકળતા દુધમાં મેળવીને ગાળીને તેમાંથી પ્રત્યેક દસ્ત થયા

પછી પાંચ પાંચ રૂપીઆભાર પાવું; અથવા ચુનાના નીતરા પાણીમાં દુધ પાવું. તાવ અતિશય વધી જાય તો દરદીને ઠંડા પાણીમાં બેસાડવો. એકદમ ઠંડા પાણીમાં બેસવાથી દરદીને વસમું લાગશે એમ લાગે તો, દરદીના શરીરની ગરમી જેટલું ગરમ પાણી એક મોટા ઉંડા તપેલામાં કે પીપમાં ભરીને તેમાં દરદીને ગળા સુધી બુડ બેસાડવો અને પછી તે પાણીમાં ઠંડુ પાણી રેડરેડ કરીને તે પાણીની ગરમી ધીમેધીમે ૯૦ અથવા ૮૫ સુધી લાવવી. પાણીની ગરમી થરમોમીટરથી માપ્યા કરવી. આ પાણીમાં દરદીને ૦। થી ૦॥ કલાક રાખીને પછી બહાર કાઢી શરીર કોરૂં કરીને ઓઢાડી સુવાડવો. ઠંડા પાણીમાં બોળી કાઢેલી ચાદર દરદીના શરીરે લપેટી થોડીવાર રાખવાથી પણ તાવની ગરમી ઓછી થાય. દરદી બહુ અશક્ત હોય તો દ્રાક્ષાસવ અગર પોર્ટવાઇન થોડો થોડો આપ્યા કરવો તથા દુધ અથવા દુધની કાંજી આપવી. ઝાડો બંધ કરવા માટે અતિસાર તથા મરડાના દરદમાં બતાવેલા ઉપાયો કરવા; અથવા હ્રીબેરાદિ ક્વાથ ( નં. ૬૫૨ ), દ્રાક્ષાસવ કે પોર્ટવાઇન મેળવીને આપવો. આ જાતના ઝેરી અને ચેપી તાવમાં ક્વીનાઇન, ક્રિયોસોટ. કારબોલિક એસીડ અને ટરપેન્ટાઇન જેવી જંતુનાશક દવાઓની યોજના કરવા ડાક્ટરો ભલામણ કરે છે. નીચેનાં મિક્શ્ચરોમાંથી કોઈ પણ મિક્શ્ચર દરદીનું બળાબળ તથા તાવની સ્થિતિ જોઇને આપવું.

(૧) ગાયાકોલ કાર્બ ... ... ગ્રેન ૨૦
સેલોલ... ... ... ગ્રેન ૪૦
} તેની ૨૦ ગોળીઓ વાળીને આઠ આઠ કલાકે ૧ ગોળી આપ્યા કરવી.

(૨) પોટાશ ક્લોરસ ... ... ગ્રેન ૩૦
હાઇડ્રોક્લોરિક એસીડ ... ટીપાં ૪૦
ક્વીનાઇન ... ... ગ્રેન ૨૪
સીરપ ઓરેન્સ્યાઇ ... ઔંસ ૧
પાણી ... ... ... ઔંસ ૧૨
} મજબુત બુચવાળી બાટલીમાં પોક્લોરસ તથા એસીડ મેળવી અડધો કલાક રહેવા દેવું. પછી ધીમેથી થોડું પાણી મેળવી ફરી બાટલી બંધ કરી રાખવી. ક્લોરેટ મળી ગયા પછી બાકીનું પાણી સીરપ તથા ક્વીનાઇન મેળવી આપો.

આ બન્ને મેળવણીઓને ટાઇફોઇડ તથા મેલેરીયલ તાવને માટે ઘણી અસરકારક ગણવામાં આવે છે.

(૩) ટિંક્ચર બેલાડોના... ...ઔંસ ૦॥
ટિંક્ચર એકોનાઇટ. ...ડ્રામ ૦॥
} મેળવીને તેમાંથી દર બબ્બે કલાકે દશ ટીપાં આપવા ડોક્ટર હાર્લી ભલામણ કરેછે.

ટાઇફસ તાવમાં જ્યારે નાડી ઘણી વેગમાં હોય અને જીભ કોરી પડે ત્યારે આ મેળવણી આપવી. ટાઇફસ તાવ આ દેશમાં ક્વચિત જ જોવામાં આવે છે, માટે તેના વિશેષ ઉપાયો આપ્યા નથી; પણ ટાઈફોઇડના આતરડાંના બીગાડના ઉપાયો સિવાય લગભગ બધા ઉપચારો ટાઇફોઇડ પ્રમાણે કરવા. બન્ને તાવ ચેપી છે, માટે દરદીના બીછાના પાસે ઘણા માણસોએ જવું નહિ. દરદીને ખુલ્લી હવાવાળા ખંડમાં રાખવો. તેના ઝાડા કે પેસાબનો જલદી નિકાલ કરવો અને ગમે ત્યાં ફેંકી નહિ દેતાં જમીનમાં દાટવો. દરદીનાં કપડાં ડીસઇન્ફેક્ટન્ટ ચીજો ( જુવો નં. ૧૪૨૩ )માં બોળી ચોખ્ખાં કરીને પછી ઉપયોગમાં લેવાં. દાક્તરો આ સૂચના આ જાતના ઝેરી તાવને માટે જ કરે છે, પણ અમારા અભિપ્રાય પ્રમાણે તો દરેક મંદવાડમાં આ બધી સાવચેતીઓ રાખવાની જરૂર છે અને નહિ તો રોગી પરમાણુઓનો ફેલાવો થવાનો સંભવ છે.

## દુષ્કાળજ્વર-ઉલટો તાવ.

( Relapsing Fever—રિલેપ્સીંગ ફીવર )

**કારણ**—દુષ્કાળના વખતમાં ગરીબ કંગાલ લોકોમાંથી આ તાવની ક્વચિત્ ઉત્પત્તિ થાય છે. તે એક પ્રકારના વિષમાંથી ઉત્પન્ન થાય છે. ઘરડાં માણસોને આ તાવ લાગુ પડતો નથી, એમ એ તાવના ખાસ અનુભવી ડાકટરો જણાવે છે.

**લક્ષણ**—ટાઢ સાથે તાવ ઓચિંતો આવે છે. અતિ તૃષા, ઉલટી, ઓકારી, મસ્તક પીડા, ફેર, નાડી જલદ, ચહેરો લાલ, કલેજામાં દરદ, ગળામાં ગરમી, ઝાડાનો કબજો, આંખો ઉંડી, આંખોની આસપાસ કાળા રંગની પડથી અને ચહેરાનો દેખાવ વિચિત્ર થાય છે. પરસેવો આવ્યા કરે છે છતાં તાવ ઉતરતો નથી. ખાસ લક્ષણ એ છે કે આ તાવ ઉથલા મારે છે અને તેથીજ તેને ઉલટતો તાવ કહેલ છે. પ્રથમ પાંચ સાત દિવસ આવીને અતિ પરસેવા સાથે તાવ ઉતરી જાય છે અને ફરી ચૌદમે દિવસે અથવા લગભગ એ અરસામાં તાવ ઉથલો ખાઇ આવે છે. ફરીથી પણ ઉપર લખ્યાં ચિન્હો થાય છે. ફરી પણ ચાર છ દિવસ રહીને ઉતરે છે એમ એથી વધારે વાર પણ ઉથલો ખાઇ આવી જાય છે, છેવટ બંધ પડે છે અગર સન્નિપાત જેવાં લક્ષણો થઇને મૃત્યુ પણ નીપજે છે. આ તાવમાંથી કમળો ઝાડો, મરડો, પેસાબ બંધ પડવો એટલે પેસાબની ઉત્પત્તિજ નહિ થવી, બરલ વધવી અને કલેજાનો તથા મૂત્રપિંડ (કીડની) નો વરમ, એવો રોગ પણ થાય છે.

**ઉપાય**—તાવ ઉતારવા માટે મૂત્રલ તથા સ્વેદલ ઔષધો આપવાં. ઝાડાના ખુલાસા માટે જુલાબ આપવો અને ગરમ પાણીમાં વાદળી બોળીને શરીર નિત્ય સાફ કરવું. ઘણું કરીને આ તાવમાં નબળાઇ વધતી આવે છે માટે નબળાઇ વધારે એવી ડાયાફોરેટિક દવાઓ બહુ આપવી નહિ, પણ શરીરમાં ગરમી તથા શક્તિ રાખે એવી ઉષ્ણવીર્ય દવાઓ આપવી. ખોરાકમાં દુધ તથા કાંજી આપવાં. તાવ ઉતરી ગયા પછી મહાસુદર્શન અથવા ક્વીનાઇન થોડાં દિવસ જારી રાખવું.

---

## ગ્રંથિજ્વર-ગાંઠીઓ તાવ.

(Bubonic Plague—બ્યૂબૉનિક પ્લેગ.)

આ વિનાશકારક મરકીની હયાતી ઘણા કાળ થયાં ચાલે છે, તોપણ છેલ્લી વખત એ રોગ આ દેશના કેટલાક ભાગમાં જણાયો હતો ત્યાર પછી પાછો ઘણાં વર્ષે તે ફરી દેખાયો છે, એટલે આપણને તે રોગ છેક નવોજ લાગે છે. છેલ્લાં વીશ વર્ષ થયાં તે રોગ મુંબઇમાં પહેલ વહેલો ઉત્પન્ન થયો અને ત્યાંથી આ દેશના બીજા પણ ઘણા ભાગમાં ફેલાયો છે. આ રોગની ઉત્પત્તિનું કારણ તથા તેના ઉપાય શોધવા પછવાડે સરકાર તેમજ પ્રજા બહુ વર્ષો થયાં પ્રયાસ કરે છે. પણ કશો સંતોષકારક નિર્ણય થઇ શક્યો નથી. આ સંબંધમાં ઘણા મતાન્તર છે. દેશી વૈદ્યો પણ પ્રાચીન ગ્રંથોમાંથી એ રોગનાં લક્ષણો બતાવે છે, તથાપિ તેઓમાં પણ એક મત નથી; અગ્નિરોહિણી નામે ક્ષુદ્ર રોગોનો એક ભેદ છે તેનાં કેટલાંક લક્ષણો આ રોગ સાથે મળતાં આવે છે.

**કારણ**—એક પ્રકારનું વિષ અથવા વિષારી જંતુઓ એ તેનું કારણ છે.

**લક્ષણ**—આ તાવનું મુખ્ય ચિન્હ એ છે કે દરદીને ગળામાં, કાખમાં કે સાથળના મૂળમાં બદના જેવી ગાંઠ નીકળે છે અને સન્નિપાત જ્વરનાં લક્ષણોવાળો ભયંકર તાવ આવે

છે. વખતે ગાંઠ નથી પણ નીકળતી. આ રોગમાં ગાંઠ નીકળે છે તેથી ઉપલાં નામ આપવામાં આવે છે. ગાંઠ વિના પણ આ જાતનો ઝેરી તાવ આવે છે. કીટાસાટો નામના જાપાનીઝ તબીબે આ રોગના જંતુઓ શોધી કાઢયા પછી આ રોગમાં ઘણી જાતો જોવામાં આવી છે, જે નીચે પ્રમાણે છેઃ—

બ્યુબોનિક પ્લેગ—જેમાં કાખમાં, જાંગમાં, ગળામાં ઇત્યાદિ શરીરના ભાગોમાં આવેલી 'લેમ્ફેટીક ગ્લેન્ડ' નામની થેલીઓમાં સોજો થઇ ગાંઠ નીકળી આવે છે.

(૨) ન્યૂમોનિક પ્લેગ—જેમાં ન્યુમોનિયા-ફેફસાંના પડના વરમનાં લક્ષણો થાય છે.

(૩) સેરીબ્રલ પ્લેગ—જેમાં તંદ્રા તથા બ્રેનફીવરનાં લક્ષણો હોય છે, પણ ગાંઠ દેખાતી નથી.

(૪) સેપ્ટીસીમીક પ્લેગ—આ જાતના પ્લેગમાં ગાંઠ હોય નહિ પણ તાવ ઘણો સખ્ત હોય છે.

(૫) ગેસ્ટ્રો-ઇન્ટેસ્ટાઇનલ પ્લેગ—જેમાં આંતરડાંમાં વિકાર થઇ ઝાડા ઉલટી થાય છે. આ સિવાય નરમ ચિન્હોવાળો પ્લેગ પણ થાય છે, જેમાં થેલીઓ માત્ર વૃદ્ધિ પામે છે, પણ બીજાં કાંઇ પણ ભય ભરેલાં લક્ષણો હોતાં નથી. વખતે તાવ પણ હોતો નથી. ઘણી વાર ઉપલા પાંચ જાતના પ્લેગનાં લક્ષણો સેળભેળ પણ હોય છે અને તેથી અમુક જાતનોજ પ્લેગ છે એવો નિશ્ચય થઇ શકતો નથી. પ્લેગના એક્સપર્ટ ડાક્ટરો આ રોગ સંબંધી જે નિર્ણય ઉપર આવ્યા છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

ચેપીપણું—પ્લેગનો રોગ સ્પર્શજન્ય નથી એટલે એક માણસના સ્પર્શથી બીજા માણસને લાગતો નથી, પણ તે ચેપી (Infectious) છે એટલે તેના જંતુઓ જગાઓમાં, ચીજોમાં, કપડાઓમાં અને ખાવાના પદાર્થોમાં પ્રસરે છે અને તેનો વિનાશકારક વંશ વૃધ્ધિ પામે છે. પ્લેગ કેસોની સારવાર કરનારા હોસ્પીટલના નોકરો મુકાબલે બહુ થોડા પ્લેગના ભોગ થાય છે, તે જોતાં પ્લેગનો રોગ સીધી રીતે એક માણસમાંથી બીજા માણસને લાગુ પડતો હોય એમ જણાતું નથી. તથાપિ પ્લેગના દરદીનાં કપડાં, તેનાં ગોદડાં, ખાવાનાં વાસણ, તેનો એંઠો ખોરાક, તેનું પીધેલું પાણી, ઇત્યાદિ વસ્તુઓનો બીજા માણસોએ ઉપયોગ નહિ કરવાની સાવચેતી રાખવી.

સાધ્યાસાધ્યપણું—પ્લેગની ઉપર કહેલી જાતોમાં ગાંઠવાળા પ્લેગ કરતાં બીજી જાતો વધારે ભયંકર છે. ગાંઠીઆ પ્લેગમાં પ્લેગના જંતુઓ માત્ર ગાંઠમાંજ હોય છે અને બીજી જાતના પ્લેગોમાં તે જંતુઓ આખા શરીરના લોહીમાં મળેલા હોય છે. 'સેપ્ટીસીમીક' અને 'ઇન્ટેસ્ટાઇનલ' પ્લેગના જંતુઓ ઉલટી, ઝાડો, પેસાબ તથા થુંક દ્વારા બહાર નીકળી પડે છે. 'ન્યુમોનિક' પ્લેગ બહુજ ભયંકર છે, કેમકે તેના જંતુઓ કફની સાથે મળી જાય છે. માટે ગાંઠીઆ તાવમાં ગાંઠનો જલદી નીકાલ કરવો; બીજા પ્લેગમાં લોહીના જંતુઓને મારવા અને કાઢી નાંખવાના ઉપાયો કરવા.

પ્લેગને શરીરમાં દાખલ થવાનાં દ્વાર—(૧) હાથ, પગ અથવા શરીરના કોઇ પણ ભાગમાં જખમ, ઉઝરડો કે કાપો પડેલ હોય તો તે દ્વારે પ્લેગનાં જંતુઓ લોહીમાં પ્રવેશ કરે છે. માટે પ્લેગના વખતમાં શરીરની ચામડીમાં વાગવાની જરા પણ નિશાની હોય તો તે રૂઝવી નાખવાના ઉપાયો કરવા. પ્લેગના જંતુઓ ચામડીના આ વિકારોદ્વારા શરીરમાં દાખલ થયાં પછીથી તે વૃદ્ધિ પામી પ્લેગનો હુમલો લાગુ પડતાં સુધીના સમય

( Incubation Period ) માં ચામડીનો જખમ રૂઝાઇ જાય છે; અને તેથી પ્લેગના જંતુઓ ચામડી મારફત દાખલ થયા હશે કે બીજી રીતે તે વાત ઘણા દરદીઓના લક્ષમાં રહેતી નથી. (૨) પગનાં તળીયાં દ્વારા પ્લેગ લાગુ પડવાનો વિશેષ સંભવ છે. પ્લેગની મોસમ ચાલતી હોય ત્યારે ઉઘાડે પગે કામ કરવું નહિ કે ચાલવું નહિ. (૩) ચાંચડો ( Fleas ) ના ડંખ દ્વારા પ્લેગના જંતુઓ શરીરમાં પ્રવેશ કરે છે, માટે ચાંચડનો પણ અટકાવ કરવો. (૪) ઉંદરો એવા પ્લેગના ચાંચડોને એક જગાએથી બીજી જગાએ લઇ જાય છે, માટે ઘરમાં ઉંદરો થવા દેવા નહિ (૫) શ્વાસોચ્છ્વાસ દ્વારા પણ પ્લેગના જંતુએ લાગુ પડે છે, ઘણું કરીને ન્યુમોનિયા પ્લેગના દરદીનો શ્વાસ બીજા શ્વાસમાં જાય તે ભયંકર છે. દરદી શ્વાસ લે, ખાંસી ખાય, નાક છીંકે, કે બોલે તેના ભીનાં રજકણો દરદીની સારવાર કરનારાઓના શ્વાસમાં જાય છે. માટે તે સામે પોતાનાં મોં આડું લૂગડું રાખવું અને તે લૂંગડું બાળી મુકવું. પ્લેગવાળા દરદીનો ઓરડો વાળનારના શ્વાસમાં પ્લેગવાળી જગાની ધૂળનાં રજકણો જવાથી પણ પ્લેગ લાગુ પાડવાનો સંભવ છે. દરદીનું થુંક કે કફ કારબોલિક એસીડ મેળવેલા પાણીમાં કે તેની ગેરહાજરીમાં ચુનાના પાણીમાં લઇ તેનો જલદી નાશ કરવો. એ થુંક કે કફ લેતી વખત તેના ઉપર માખીને બેસવા દેવી નહિ, કેમકે તે માખીઓ થુંક અથવા કફને ચુસીને તેનો ચેપ બીજે ફેલાવે છે. દરદીવાળા ખંડને વાળવાની, ઝાટકવાની કે શેત્રંજીઓ ઝાપટવાની બંધી કરવી. અને રસકપુરનું પાણી (૨ ભાગ રસકપુર–૨૦૦૦ ભાગ પાણી ) કરી તેમાં કપડું ભીંજવીને તે ભીના કપડાથી જમીન તથા શેત્રંજીઓ લુઇ લેવી, ઘરના બધા ભાગમાં સૂર્યનો તાપ આવે એવી ગોઠવણ કરવી અને જો તડકો આવે એવી સગવડ ન હોય તો સગડી કરીને ઘરની હવાને વધારે ગરમ કરવી. પ્લેગના વખતમાં દરેક ઘરનાં તમામ બારી બારણાં રાત અને દિવસ ખુલ્લાં રાખવાં. (૬) ખોરાકદ્વારા પણ ક્વચિત પ્લેગના જંતુઓ લાગુ પડે છે. પ્લેગના જંતુવાળો ખોરાક ખાવો નહિ. ખોરાક સારી રીતે પકાવેલો હોય અને બહુ સંભાળપૂર્વક સ્વચ્છતાથી સાચવેલો હોય તો તે દ્વારા પ્લેગના જંતુઓ શરીરમાં આવી શકતા નથી. બનતાં સુધી ખોરાક સારી રીતે રાંધેલો અને તૈયાર થયા પછી માખીઓ, ઉંદરો વગેરે જંતુઓ સ્પર્શ ન કરી શકે એવી રીતે બંદોબસ્તથી રાખવો.

**ઉપાયો–અટકાવના ઉપાયો**—( Preventives ) આ સંબંધી ઉપર કેટલીક સૂચનાઓ કરવામાં આવી છે તે લક્ષમાં રાખવી, બળીયાના મરજ સામે ગોશીતળાની રસીની પેઠે મરકીના અટકાવ સામે રસી મૂકવાની હાલમાં મજબુત ભલામણ કરવામાં આવે છે; પણ તે રસી સર્વ પ્રકૃતિનાં માણસોને નુકશાન નહિ કરે તેને માટે કાંઇ પણ ખાત્રી નહિ હોવાથી, રસી મુકવી (ઇનોકયુલેશન) સલામત છે કે નહિ તે કહી શકાતું નથી. પ્લેગના જંતુવાળા સ્થળમાં કે ઘરમાં રહેવું નહિ અને ખુલ્લી હવામાં વસવું એજ તેના અટકાવનો નિર્ભય ઉપાય છે. પ્રાચીન સમયમાં પણ એજ સર્વોત્તમ ઉપાય મનાયો હતો.

**ગાંઠીઆ તાવનો ઉપચાર**—પ્લેગના ચાલતા અનેક ઉપાયોમાંથી કયા ઉપાયો ચોકસ ફાયદાજ કરે છે, તેનો કશો હજુ નિર્ણય થયો નથી. પ્લેગનો હુમલો નરમ હોય તો બચવાનો વિશેષ સંભવ છે અને સખ્ત હુમલાવાળો દરદી ઘણું કરી બચી શકતો નથી. જ્યારે પ્લેગનો દરદી ચોકસ ઉપચારથી બચે છે ત્યારે તો ઉપચારનાં વખાણ કરવાનો ચાલ છે, પણ બચવાનું ખરૂં કારણ વિશેષ કરીને તો પ્લેગનો હુમલો નરમ હોવાનું કે ખુલ્લી હવા વગેરેની બીજી વધારે સારી સારવાર મળવાનું હોય છે. અનુભવ એવું પણ બતાવે છે કે

ઘણીવાર દરદીને બચાવવાના ઉપરાઉપર થતા જુદા જુદા ઉપાયોને લીધે દરદીને બચવાનો સંભવ ઉલટો ઓછો થાય છે. આ નીચે પ્લેગના થોડા ઉપાયો આપવામાં આવ્યા છે. (૧) પ્લેગના દરદીને પ્લેગ લાગુ પડયાનું કાંઇ પણ લક્ષણ માલમ પડે કે પ્લેગની હવાવાળા સ્થાનમાંથી ખસેડીને પ્લેગની હવા વિનાની ખુલ્લી હવાની જગામાં લઇ જવો. જે લોકો આનો ફાયદો નથી સમજતા તેઓ પોતાના દરદીને તેજ ઘરમાં ઘાલી રાખે છે અને તેમ કરીને તેઓ તે દરદીની તેમજ ઘરનાં બીજાં માણસોની જીંદગીને વધારે જોખમમાં મુકે છે. (૨) પ્લેગના દરદીના શ્વાસોશ્વાસમાં જેમ બને તેમ વધારે ચોખ્ખી હવા અને પ્લેગના જંતુઓને મારી નાંખે એવા ગુણવાળી વસ્તુઓનો સુવાસ આપવો. ચોખ્ખી હવામાં પ્લેગના જંતુઓ વીખેરાઇ જાય છે કે નાશ પામે છે. ખરાબ હવામાં તે જંતુઓ ઉલટા વધારે પોષાય છે. પ્લેગવાળા ઘરમાં કે એવા સ્થળમાં દરદીને રાખવો એ જેમ સલામતી ભરેલું નથી, તેમ ઘરનાં બીજાં માણસોએ પણ ત્યાં વધારે વખત પડી રહેવું સલામતી ભરેલું નથી. પ્લેગના દરદીને ખુલ્લા ઓરડામાં રાખવો કે જેમાં હવાનું ખુલાસાથી આવાગમન થતું હોય. ઘરની બારીઓ ખુલ્લી રાખવી એટલુંજ નહિ પણ જો બારીબારણાં પુરતાં ન હોય તો છાપરા ઉપરનો એક ભાગ નળીયાં કાઢી નાંખીને ખુલ્લો કરવો. (૩) દરદીવાળા ખંડમાં ઘણાં માણસોએ ભેગા થવું નહિ, કેમકે બીજા માણસોના શ્વાસોશ્વાસથી હવા ઉલટી વધારે બગડે છે, અને દરદીના શ્વાસની હવા બીજા માણસોના શ્વાસોશ્વાસમાં જવાનો સંભવ છે. (૪) દરદીના મળ, મૂત્ર, લીંટ ઇત્યાદિનો જલદી નીકાલ કરી નાંખવો અને તે જગાએ જે ગંદકી થઇ હોય તે જગા જલદી સાફ કરવી અને એકાદ જંતુનાશક વસ્તુ (જુવો નં. ૧૪૨૩) ત્યાં છાંટવી અથવા વેરવી. મરણની પથારી પાસે ધુપ, દીપ, ગોમૂત્ર અને છાણનું લીંપણ, ગંગાજળ ઇત્યાદિ વસ્તુઓનો ઉપયોગ કરવાનો હિંદુ લોકોમાં ચાલતો રીવાજ એવાજ ઉત્તમ હેતુથી પાડેલો છે, અને તાવ વગેરે સાધારણ કોઇ પણ મંદવાડથી મરણ પામેલાના શબ આગળ હવાની શુદ્ધિ માટે જ્યારે આ વસ્તુઓનો ઉપયોગ કરવાના ચાલને આપણે માન આપીએ છીએ, ત્યારે પ્લેગના ભયંકર મરજના ખાટલા આગળ એથી પણ વધારે સફાઇ અને હવાની શુદ્ધિ કરવી, એ એક ફરજ છે. ઓષધોપચારમાં મુખ્ય કરીને જંતુનાશક ઉપચારોનો સમાવેશ થાય છે. પ્લેગના હુમલામાં તાવ ઘણોજ સખત હોય છે. ઘણી વખત તાવ ૧૦૫-૧૦૬ ડીગ્રી ઉપર વધી જાય છે. માટે તાવને નરમ પાડવા સારૂ પાછળ આપેલા દેશી ઉપાયો કામે લગાડવા. (૬)-**અભયાદિકવાથ** (નં. ૫૪૬) ત્રીદોષના તાવમાં ઘણો ફાયદો કરે છે; તાવની ગરમીને દબાવે છે, મળને પકાવે છે અને બગડેલા મળને તથા જંતુઓને ખસેડી બહાર કાઢે છે. શરીરમાં પ્લેગના જંતુઓના જોર પ્રમાણે તાવનું જોર હોય છે; ખરૂં જોતાં શરીરમાં જંતુઓનો ઉભરો આવવો એજ તાવની ગરમી છે. સ્વેદલ, જંતુનાશક તેમજ શક્તિ આપનાર એ ત્રણે પ્રકારની દવાઓ ચાલૂ રાખવી. અભયાદિકવાથ ઉકાળેલો તો. ૫, દ્રાક્ષાસવ તો. ૨, ચંદ્રપ્રભા તો. ૦।, આ પ્રમાણે દિવસમાં બે ત્રણ વાર દવા પીવાથી તાવ નરમ પડવા માંડશે, દસ્ત સાફ આવશે અને શક્ત કાયમ રહેશે. (૭) **દ્વાત્રિશાંગકવાથ** નં. ૫૮૬. જો ન્યુમોનિક પ્લેગ હોય અને કફ તથા તાવ સાથે આવતો હોય તો આ કવાથ આપવો. તેની સાથે દ્રાક્ષાસવ આપવો. દ્રાક્ષાસવની ગેરહાજરીમાં પોર્ટવાઇન આપવો. ડાકટરો **બ્રાંડીની** ભલામણ કરે છે અને તે પણ આવા મરજમાં ઘણું કામ કરી શકે છે. (૮) **ત્રિફલાદિકવાથ** (નં. ૫૭૭) જંતુઓને મારવામાં આ કવાથ ઘણો સારો છે. તેની સાથે

લીંબડાની અંતરછાલ, કાળીજીરી, વાવડીંગ વગેરે કૃમિઘ્ન દવાઓ પણ ઉમેરવી. ચંદ્રપ્રભામાં ગુગળ આવે છે અને ગુગળ જંતુને મારનાર છે, માટે ચંદ્રપ્રભાની ગેરહાજરીમાં એકલો ગુગળ પણ આપી શકાય.

**બહારના ઉપચારો**—બહારના અનેક ઉપચારો કરવામાં આવે છે, તે પૈકી થોડા નીચે આપવામાં આવ્યા છે. આમાંના કયા ઉપચારો ફતેહમંદ નીવડે છે, તેની કશી ખાત્રી આપી શકાતી નથી. (૧) લીંબડાનાં બાફેલાં પાન તથા મીઠું ખદખદાવીને તેની પોટીશ મારવામાં આવે છે. (૨) ડુંગળી બાફીને તેમાં હીંગળો ભભરાવીને ગાંઠ ઉપર મુકવાની ભલામણ થાય છે. (૩) ભીલામાં કાપીને તેના રસનો લેપ મારવાનું કેટલાક કહે છે; કેટલાક થોરનું છીર મારે છે. (૪) કળીચુનો અને મધ મેળવીને ગાંઠ પર મારીને ઉપરથી રૂ દાબી દેવું. (૫) કપાસીયા વાટી દુધમાં ખદખદાવી તેની પોટીસ ગાંઠ ઉપર બાંધવી અને તેના ઉપર લીંબડાનાં પાન બાંધી પાટો મારવો. (૬) અફીણનો ઘાટો કસુંબો ગાંઠ ઉપર ચોપડી તેની ઉપર આકડાનું છીર મારવું અને તેના ઉપર બાફેલી ડુંગળી બાંધીને શેક કરવાથી ગાંઠ ફાટે, એમ કહેવાય છે. (૭) પ્લેગની ગાંઠ પકવવા માટે ગાંઠો તથા ગુમડાં પકવવાના બીજા ઇલાજો જેવા કે—અળશીની પોલ્ટીસ, ખસખસના ડોડા ઉકાળીને તેની બાફનો શેક ઇત્યાદિ ઉપાય કરવામાં આવે છે. ગાંઠ જલદી ફાટે તો તે દ્વારા પ્લેગના જંતુઓ જલદી નીકળી જાય, એવું માનવામાં આવે છે. પણ જો પ્લેગના જંતુઓ લોહીમાં મળેલા હોય તો ગાંઠ ફોડવાના જોખમી ઉપાયોની ઉતાવળ કરવાની જરૂર નથી.

**અંગ્રેજી ઉપાયો**—પ્લેગ માટે જેમ કોઇ ચોક્કસ દેશી ઉપાય નથી તેમ અંગ્રેજી ચોક્કસ ઉપાયો પણ જાણવામાં આવ્યા નથી. ત્રિદોષજ્વરના અને જંતુનાશક ઉપાયો કરવામાં આવે છે. (૧) સખ્ત તાવ અને માથાના દરદમાં માથાપર ઠંડક કરવી; બરફની પોટલીઓ મુકવી. (૨) તાવની ગરમી ઓછી કરવા માટે એન્ટીપાઇરીન જેવી જોખમી દવા કરતાં ગરમ પાણીમાં વાદળી બોળીને શરીરે ફેરવવી એ વધારે સલામત ઉપચાર છે. (૩) પ્લેગના તાવમાં લોહીની અંદરના પ્લેગના જંતુઓને મારવા માટે મોટા પ્રમાણમાં કારબોલિક એસીડ અંદર આપવાની તેમજ ટીંકચર આયોડીન પાંચ પાંચ ટીપાં આપવાની ડાક્ટરો ભલામણ કરે છે. (૪) મરકીવાળા દરદીને દવા તરીકે બ્રાંડી પીવાની ભલામણ થાય છે. બ્રાંડી છેક ક્ષીણ પડેલા દરદીને હુશીયારીમાં લાવે છે. (૫) બેલાડોના પ્લાસ્ટર, લીનીમેન્ટ આયોડીન, ઇંડાંની સફેદી અને કળીચુનો, વગેરે દવાઓનાં પ્લાસ્ટર ગાંઠ ઉપર મારવામાં આવે છે. (૬) પ્લેગની ગાંઠમાં કારબોલિક એસીડ તથા કોકેઇન સાથે મરક્યુરિક ક્લોરાઇડની અથવા પોટાશ આયોડીડ સાથે મરક્યુરિક ક્લોરાઇડની પીચકારી મારવામાં આવે છે.

---

## મસૂરિકા—ફુટી નીકળનારા તાવો.

(Erruptive Fevers.)

આ વર્ગના સર્વ તાવોને એલોપથી વૈદકમાં 'ઇરપ્ટીવ ફીવર' કહેલ છે. આર્યવૈદકમાં વાગ્ભટ્ટ વગેરે પ્રાચીન આચાર્યોએ જેને 'વિસ્ફોટક' રોગ નામ આપેલું છે તેનો માધવાચાર્યે 'મસૂરિકા' નામના રોગમાં સમાવેશ કર્યો જણાય છે. જે જાતના તાવ બહારની હવાને લીધે એકદમ ફાટી નીકળે છે અને તેની સાથે શરીરમાં નાના મોટા દાણા જેવી ફોડકીઓ ઉપડે છે તે બધા તાવ ફુટી નીકળનારા તાવના નામથી હાલમાં ઓળખાય છે.

**પ્રકાર**—આ તાવોમાં નીચેના પ્રકારો છેઃ—શીળી, ઓરી, અછબડા, રતવા (વિસર્પ), ગ્રંથિજ્વર ઇત્યાદિ. ગ્રંથીજ્વરનું વર્ણન ઉપર આપવામાં આવ્યું છે.

**કારણ તથા લક્ષણ**—આવા ફુટી નીકળતા તાવનું કારણ એક પ્રકારની ઝેરી હવા અથવા જંતુઓ છે. આ પ્રકારના બધા તાવ પ્રસરે છે અને તેનું ઝેર એક માણસમાંથી બીજા માણસમાં જાય છે; ઘણી વખત આ તાવો એકદમ મ્હોટો સંહાર વાળે છે. તાવ એ સર્વનું સામાન્ય લક્ષણ છે.

---

## શીળી-બળીઆ-માતા.

( Small Pox—**સ્મૉલ પૉક્સ.** )

**લક્ષણ**—આ રોગના અટકાવ માટે બાળકોના હાથપર જે ચેપ મૂકવામાં આવે છે, તેને ગોશીતળા ( અં. વેક્સીનેશન ) અથવા માતા કઢાવ્યાં એમ કહેવામાં આવે છે. શીળી બે પ્રકારનાં છે. એક પ્રકારમાં દાણા થોડા અને છુટા, બીજા પ્રકારમાં દાણા આખા શરીર ઉપર ફુટી નીકળે અને દાણા સાથે મળી જાય તેથી તલપુર જગા પણ કોરી રહેતી નથી, આ બીજા પ્રકારનો શીળીનો રોગ બહુ કંટાળા ભરેલો અને ભયંકર છે. શીળીના વિષનો શરીરમાં પ્રવેશ થયા પછી ૧૨ કે ૧૪ દીવસે શીળીનો તાવ, બીજા સાદા તાવની પેઠે ટાઢના ઉકળાટા, ગરમી, માથાની પીડા, પીઠમાં દરદ તથા ઉલટી સાથે શરૂ થાય છે. વળી તેની સાથે ગળામાં સોજો, થુંકનો વધારો, આંખનાં પોપચાંમાં સોજો અને શ્વાસમાં ખરાબ વાસ થઇ આવે છે; કોઇવાર તરૂણ છોકરાંઓને શીળીના તાવની શરૂઆતમાં તંદ્રા અને નાનાં બાળકોને આંચકી પણ થાય છે. શીળીના દાણા તાવ પછી ત્રીજે દહાડે પ્રથમ મોં તથા ગરદનમાં અને પછી માથું, કપાળ, છાતી તથા છેલ્લે પગ ઉપર જણાય છે. દાણા દેખાતા પહેલાં તાવ શીળીનો છે કે સાદો તાવ છે, તેની પુરેપુરી ખાત્રી થઇ શકતી નથી, પણ અનુભવ તથા ચામડીનો ખાસ વર્ણ એ તાવને તરત ઓળખાવી આપે છે. શીળીના દાણા બહાર દેખાઇ રહ્યા પછી તાવ નરમ પડે છે, પણ દાણા પાકીને ભરાય છે, ત્યારે ફરી તાવ જોરથી હુમલો કરે છે. દાણા આશરે દશમે દિવસે ફુટીને પછી ભીંગડાં વળવા માંડે છે, જે ઘણું કરીને ચૌદમે દિવસે ખરી પડે છે. દાણાનાં લાલ ચાઠાં થઇ રહે છે તે વખત જતાં અદૃશ્ય થાય છે. સખ્ત હુમલામાં જ્યારે શીળીના દાણા અંદરની ખરી ચામડીમાં પ્રવેશ કરે છે, ત્યારે શીળીના ધાબા જતા નથી. એટલુંજ નહિ પણ સખ્ત શીળીના મરજમાં જો યોગ્ય ઉપચાર થતો નથી તો દરદી પોતાની આંખો તથા કાનની ઇંદ્રિ ખોઇ દે છે.

**ઉપાયો**—(૧) શીળીના સાધારણ હુમલામાં બહુ ચિંતા રાખવાનું કારણ નથી અને કાંઇ પણ ઉપાય વિના સારૂં થઇ જાય છે, પણ સખ્ત હુમલામાંથી વારંવાર બાળકો અને કેટલીકવાર મોટી ઉમરનાં માણસો બચી શકતાં નથી. સખ્ત હુમલામાં આખું શરીર બળીયાથી ક્ચકચી જાય છે અને ગંધાઇ ઉઠે છે, અને તે વખતે દરદીને આરામ મળે, ચેપ ઓછો થાય અને જખમ ઉંડા ન જાય એવા ઉપાયો કરવા.

**સારવાર**—(૧) વાદળી અથવા એવુંજ કોઇ કપડું નવશેકા પાણીમાં બોળીને વારંવાર બળીયાનાં બાઝેલાં પોપડાં ઉપર રાખવું, જેથી બળીઆ નરમ પડે, ચેપ ઓછો થાય અને ચોખ્ખાઇ રહે. (૨) ગળામાં સોજો વધારે આવ્યો હોય તો ગળામાં પણ સારાં કરવા

માટે આમળાં તથા મહુડાં ઉકાળીને તેમાં મધ નાંખી કોગળા કરાવવા અથવા ગરમ પાણી પાવું. (૩) આંખો બીંચાઇ ગઇ હોય તો મહુડાના અથવા ત્રિફલાના અથવા સાદા ગરમ પાણીથી આંખો ધોવી. તથા શેક કરવો, જેથી આંખો ઉઘડે છે. (૪) આંખમાં વ્રણને લીધે બળતરા તથા ચેળ આવતી હોય તો આંખમાં રોજ દીવેલનું ટીપું નાંખવું તથા આંખમાં વ્રણ પડેલ હોય તો તે મટાડવા માટે મહુડાં, આંમળાં, હરડે, બેડાં, દારૂહળદર, કમળ, વાળો, લોદર તથા મજીઠ, તેનો લેપ આંખ ઉપર કરવો અથવા તેના પાણીનાં ટીપાં નાંખવાં. (૫) જો ભીંગડાં સખ્ત હોય, કાળાં હોય અને ખરાબ વાસ મારતાં હોય તો ઘઉંના આટાની કે કોયલાના ભુકાની પોટીસ બાંધવાથી ભીંગડાં ઢીલાં પડે છે અને અંદરની રસીને નીકળવાનો રસ્તો મળે છે. (૬) આખા શરીર ઉપર નવસેકા પાણીનો વાદળીથી કે સુંવાળા કપડાથી શેક કર્યા પછી તેના ઉપર લીંબોળીનું તેલ, દીવેલ તેલ, કારબોલિક તેલ અથવા ઓલાઇવ નામનું તેલ ચોપડવું. (૭) લીંબડાની અંતરછાલ, ખડસલીઓ, કાળીપાટ, પટોળ, સુખડ, રતાંજલી, વાળો, કડુ, આમળાં, અરડુશી તથા રાતો ધમાસો એ સર્વ થોડાં થોડાં લઇ વાટી તેમાં સાકર મેળવી તેનું પાણી કરી રાખવું ને તેમાંથી થોડું થોડું પાવું; તેથી દાહ, તાવ, વગેરે શાંત પડે છે અને મસૂરિકાનો નાશ થાય છે. (૮) મજીઠ, વડની છાલ, પીંપરની છાલ, સરસડાની છાલ અને ઉંબરાની છાલ વાટીને તેનો લેપ કરવો. (૯) દાણા બહાર નીકળી પાછા અંદર સમાતા જણાય તો કાંચનારના ઝાડની છાલનો ક્વાથ કરી તેમાં મીંઢીઆવળનું થોડું ચૂર્ણ મેળવી પાવાથી દાણા પાછા બહાર આવે છે. (૧૦) મોઢામાં તથા ગળામાં વ્રણ એટલે ધારાં પડયાં હોય તો આમળાં તથા જેઠીમધનો ઉકાળો કરી મધ નાંખી તેના કોગળા કરવા. (૧૧) થેગી નામના દાણા થાય છે (જે ખવાય છે) તે તથા જેઠીમધને વાટી તેનું પાણી કરી આંખો ઉપર સીંચવાથી આંખોનો બચાવ થાય છે. (૧૨) જેઠીમધ, ત્રિફળા, પીલુડી, દારૂહળદર, કમળ, વાળો, લોદર તથા મજીઠ વાટી આંખો પર લેપ કરવામાં આવે અગર તેના પાણીનાં આંખમાં ટીપાં નાંખવામાં આવે તો આંખોના દાણા નાશ પામે છે ને આંખ ઇજામાંથી ઉગરે છે. (૧૩) ગુંદીની છાલને વાટી ઉપર જાડો લેપ કરવાથી પણ આંખને ફાયદો થાય છે. (૧૪) ગુલકંદ, ગુલાબપાક અથવા લીંબડાની અંતરછાલનું હીમ સાકર નાંખીને આપવાથી શીળી તથા ઓરીની ગરમી શાંત પડે છે. (૧૫) દાણા કચકચી જઇને તેમાંથી રસી તથા દુર્ગંધ છુટે છે ત્યારે પંચવલ્કલનું (નં. ૪૨૨) વસ્ત્રાગળ ચૂર્ણ કરીને તેના પર દાબવું એ સર્વોત્તમ ઉપાય છે. રસી ધોઇ નાખવાને માટે પણ પંચવલ્કલને ઉકાળી તેના પાણીનો ઉપયોગ કરવો. (૧૬) કારેલીના પાનનો ક્વાથ કરી તેમાં હળદરનું ચૂર્ણ નાંખી પાવાથી ચામડીમાં ઉંડાં ગયેલાં મસૂરિકાનાં વ્રણ, તાવ તથા દાહની શાંતિ થાય છે. (૧૭) ઝાડા વધારે થાય તો બંધ કરવાની દવા આપવી અને ઝાડો બંધ હોય તો હલકો જુલાબ આપવો. અશક્તિ જણાય તો ખોરાક ઉપરાંત દ્રાક્ષાસવ, પોર્ટવાઇન, યોગ્ય માત્રામાં આપવાં. (૧૮) ફોલ્લાઓ ફુટીને ભીંગડાં વળ્યા પછી તેમાં ચળ આવે છે ત્યારે નખવતી ખણી કાઢવાં નહિ, પણ તેના પર એરંડીયું તેલ અથવા મલાઇ ચોપડવી અથવા કેરન ઓઇલ અથવા કારબોલિક ઓઇલ લગાડવું. ફોલ્લાઓ ફુટી અને કરમાવા માંડે ત્યારે તેના ઉપર ચોખાનો આટો તથા સફેદો ભભરાવવો, જેથી ચાઠાં પડતાં અટકશે.

**હકીમી ઉપચારઃ**—શીળીની ઋતુમાં શીળીના તાવના રોકાણ માટે ઉન્નાબનું શરબત પાવું તથા બોચી ઉપર જળો મુકાવવી તથા રેચ વગેરે દઇ શરીરને શુદ્ધ કરવું. ઠંડી તરકારી

ખવરાવવી; પણ શીળીનો તાવ આવી ગયો ને બળીયા નીકળ્યાના ચીહ્ન માલમ પડે તો જુદાજ ઇલાજ કરવા જોઇએ. શીળીના મરજમાં એવા ઉપાય કરવા કે જેથી શીળીના દાણા બહાર ફુટી નીકળે; એટલા માટે બાજરીની ઘેંશ તથા મસુરની દાળ દેવી બહુજ ફાયદાકારક છે, એવું જુનાની હકીમો માને છે. લોકોમાં ગોળ તથા બાજરીનો ટાઢો રોટલો ખવરાવવાનો પણ ચાલ ચાલે છે. તાવની શરૂઆત પછી કરવાના ઉપાયોઃ—

(૧) નાનાં ઝીણાં મોતીના દાણા ૧૦–૧૨ ખવરાવવા, તેથી દાણા નીકળી આવે છે. (૨) ઉન્નાબને પીલુડી તથા ગાવઝબાનના અર્કમાં વાટી તેમાં થોડી સાકર નાંખી પહેલાં બચ્ચાંને થોડી ખૂબકલાની ફાકી આપી તે અર્ક પાવો, બાળક વધારે નાતાકાદ હોય તો ખૂબકલા કેવડાના અર્કમાં દેવી. (૩) શીળી નીકળવામાં વાર લાગે ને ચોથો દિવસ થઇ જાય તો બીજા નુસ્કાની દવાઓમાં સાકરની અવેજીમાં રાતી ખાંડ તથા ઘઉંનું ભુંસું મેળવીને પાવું, (૪) શીળીમાં બાળકને દસ્ત થઇ જાય તો મસુર આખા ( દાળ નહિ ) તથા મોતી વાટીને પાવાં. (૫) શીળીમાં ખસ ખુજલી થઇ જાય તો ખાને મીઠું મરચું બંધ કરાવી બચ્ચાંને પળાંશી (કઝ) ની ધુણી આપવી. (૬) શીળીમાં બાળક બેહોશ થઇ જાય તો દિલની તાકાદ વધારવી તથા ચાવલ પકાવી સાકરમાં દેવા; ચણા તથા ઘઉંની રોટલી સાકરમાં દેવી, મસુરની દાળ દેવી. (૭) શરદી–કફમાં પાણીને બદલે ગાવઝબાનનો અર્ક દેવો. (૮) દાણા બહુ નીકળે તથા જખમ પડે તથા જખમ સડવા લાગે તો, કપુરને દેવદારના તેલમાં વાટી ઉપર લગાવવો અથવા અડાયાં છાણાની રાખ કપડછાણ કરીને તે દાબવી અથવા સાદું તેલ જરા જરા ગરમ કરીને લગાવવું. પરૂ નીકળે તો મુરદાલસંગ ( ઓદાર ) તથા સફેતો મેળવી લગાડવો. દાણા પ્રથમથીજ કાળા નીકળે અથવા નીકળ્યા પછી કાળા પડે તે બળીયા ભયંકર ગણાય છે.

**વિશેષ સૂચના**—આ રોગ ચેપી છે તેથી દરદીથી ઘરનાં માણસોએ અલગ રહેવું; અર્થાત અવશ્ય જરૂર પડે તે સિવાય વિશેષ માણસોએ દરદીના સંબંધમાં આવવું સલાહકારક નથી. ઘણું કરીને એકવાર શીળી નીકળી ગયેલ હોય છે તેને દરદીના સ્પર્શથી પણ બીજીવાર શીળી નીકળવાનો સંભવ નથી, તોપણ તેવા સ્પર્શવાળા માણસ મારફત રોગના ચેપનો ફેલાવો થવા પામે છે. શીળી–ઓરી વગેરે મરજોમાં દરદીને પડદામાં રાખવામાં આવે છે ને બીજા માણસોનો છાયો બંધ કરવાનો ચાલ છે, તે ઘણો સારો છે; પણ ખરો હેતુ વિસારી લોકો વ્હેમને રસ્તે ચડી ગયા છે. આ પ્રમાણે આ રોગ ચેપી હોવાથી દરદીની સુવાની જગામાં સ્વચ્છતા રાખવી, સ્વચ્છ પવન આવવા દેવો, અગરબત્તી, સુગંધી ધુપો સળગાવવા અને ગંધ દૂર કરનારાં ડિસઇનફેક્ટન્ટ ( નં. ૧૪૨૩ )નો પણ ઉપયોગ કરવો. દરદી સારો થયા પછી તેનાં કપડાં તથા પથારી બાળી મુકવાં અગર ડિસઇનફેક્ટ કરી ઉપયોગમાં લેવાં.

**પથ્યાપથ્ય**—શીળીના રોગી બાળકને તેમજ મોટા આદમીને ખાનપાનમાં દુધ, ચોખા, કાંજી, રોટલી, સાકરની રાબડી, મગની તથા તુવરની દાળ, દ્રાક્ષ, નારંગી, અંજીર અને વિશેષ કરીને શીતળ અને મધુર પદાર્થો આપવા, પણ કફ થયો હોય તો મધુર પદાર્થો આપતાં પણ સાવચેતી રાખવી. કોઇ પણ ગરમ ચીજ ખાવા આપવી નહિ. દરદની પહેલી તથા બીજી સ્થિતિમાં ચોખા તથા દુધ સારાં છે, ત્રીજી સ્થિતિમાં એકલું દુધ સારૂં. પીવાને ઠંડું પાણી કે બરફવાળું પાણી સારૂં છે. દરદ મટયા પછી દરદી નબળો હોય ત્યાં સુધી તેને તાપ કે વરસાદમાં જવા દેવો નહિ અને મિતાહાર અને પથ્ય આહાર કરાવવો. દરદ મટયા પછી પણ

કેટલો વખત સુધી ઠંડા ઉપચારો તથા ઠંડાં ખાનપાન આપવાં અને ગુલકંદ, જીવન, વગેરે પદાર્થો, દવા તેમજ ખોરાક તરીકે દુધ સાથે આપવાં એ ઘણોજ ફાયદો કરે છે.

**લોક વ્હેમ**—શીળી તથા ઓરી વગેરે દરદોના ઉપાય સંબંધી લોકોમાં વ્હેમ ચાલે છે તે હવે નીકળી જવો જોઇએ. ખુદ વૈદકશાસ્ત્રમાં ઉપાયો કરવાની આજ્ઞા કરેલી છે.

## ઓરી-ગોવરૂ.

### (MEASLES-મીઝલ્સ.)

**લક્ષણ**—ઓરી બાળકોનેજ થાય છે અને એકવાર નીકળી ગયા પછી બીજીવાર નીકળતાં નથી. શરીરમાં તેનું ઝેર દાખલ થયા પછી ૧૦–૧૫ દિવસની અંદર પ્રગટ થાય છે અને સળેખમથી તેની શરૂઆત થાય છે. આંખ નાક ગળવા માંડે છે, કફ, છીંકો, તાવ, તરસ અને બેચેની થાય છે, અવાજ ઘેરો થાય છે, ગળું આવી જાય છે, શ્વાસ જલદી ચાલે છે, તાવ સખ્ત આવે છે, માથું ઘણુંજ દુખે છે, ઝાડો થાય છે ને બફારો પણ બહુ થાય છે. આ તાવમાં ચામડીનો વર્ણ જુદાજ પ્રકારનો બની જાય છે. તાવ વગેરે ચિહ્નો થયા પછી ત્રણ ચાર ઓરી દેખાય છે. ઓરીના અળાઇ જેવા નાના ગોળ દાણા હોય છે. પ્રથમ કપાળ તથા મોં ઉપર દાણા નીકળે છે ને પછી આખા શરીરપર ફેલાય છે. શીળીમાં જેમ દાણા દેખાયા પછી તાવ નરમ પડે છે તેમ ઓરીમાં થતું નથી. તેમાં શીળીની પેઠે દાણાના પ્રમાણમાં તાવનું જોર હોય એમ પણ હોતું નથી. ઓરી સાતમે દિવસે કરમાવા માંડે છે, તાવ કમી થાય છે અને ચામડીની ઉપલી ખોળ નીકળી પડી ઘણી ચેળ આવે છે. શીળીના જેવો આ રોગ ભયંકર નથી, તોપણ ઘણી વખત નાનાં બાળકોને આ તાવમાં સસણી તથા ફેફસાનો વરમ થાય છે ત્યારે તે ભયંકર રૂપ પકડે છે અને તેનો અવશ્ય ઉપાય કરવો જોઇએ. સખ્ત પ્રકારના ઓરીમાં જો યોગ્ય સંભાળ સાથે ઉપાયો નથી થતા તો જોખમ પહોંચે છે. સખ્ત ઓરીના દાણા જરા ઘેરા જાંબુડીઆ રંગના હોય છે.

**ઉપાય**—(૧) જ્યારે આ રોગનો પવન ચાલતો હોય ત્યારે બાળકને જરા શરદી થાય અથવા તાવ આવે કે તેને ઘરના એકાંત ભાગમાં પથારીમાં લેવું. શરીર ઉપર પવન કે ટાઢ લાગવા દેવાં નહિ કે કફ થવા દેવો નહિ; કેમકે તાવમાં કફ થાય છે તો ભય ભરેલી સ્થિતિ થાય છે. એવું થાય ત્યારે બાળકોના ઉપચારમાં બતાવેલા સસણીના ઉપાયો કરવા. (૨) બાળકના કાનમાં દરદ થતું હોય કે પરૂ આવતું હોય તેના પર લક્ષ રાખવું. રેચક દવાઓ આપવી નહિ, કેમકે ઓરી પછી ઝાડો રહી જાય છે તે મટવો કઠણ છે. (૩) શીળીના ઉપાયો આપ્યા છે તે પૈકી ખાવાપીવાની દવાઓ જરૂર પડે તો આપવી. (૪) ઓરીની ગરમીને લીધે બાળક વારંવાર માગે તો કાળી દ્રાક્ષ તથા ધાણાનું તૈયાર કરેલું પાણી આપ્યા કરવું.

## અછબડા.

### (CHICKEN POX-ચીકન પૉકસ.)

આ દરદ નાનાં બચ્ચાં તથા છોકરાને થાય છે. તે ઘણોજ હલકો મરજ છે. એક દિવસ જરા જરા તાવ આવ્યા પછી બીજે દિવસ છાતી, પીઠ તથા ખભાપર નાના રાતા દાણા દેખાય છે અને એકાદ બે દિવસમાં તે દાણા મોટા થઇ તેમાં પાણી ભરાઇ મોતીના

દાણા જેવડા થાય છે. અછબડાના દાણા લગભગ શીળી જેવડા થાય છે પણ ઘણા થોડાને છુટા છવાયા દેખાય છે તથા તાવ ઘણો જ થોડો હોય છે તથા દાણામાં પરૂ થતું નથી. આ દરદમાં કાંઇ પણ ભય નથી અને કેટલીક વખત બચ્ચાંઓને રમતાં રમતાં એવા દાણા થઇને મટી જાય છે તે વિષે માબાપને ખબર પણ પડતી નથી. આ દરદમાં કાંઇ પણ ઉપાયની જરૂર નથી.

---

## રતવા-વિસર્પ.

### ( Erysipelas-ઇરીસીપેલાસ. )

**પ્રકાર**—રતવા તથા ઉપદંશની ગરમીને સેળભેળ કરી નાંખવાની લોકો ભૂલ કરતા જણાય છે. આર્યવૈદ્યકમાં રતવાને ઉપદંશથી જુદો ગણ્યો છે અને અંગ્રેજીમાં પણ તેને એક જુદોજ ચેપી મરજ માનવામાં આવ્યો છે. આર્ય વૈદ્યક પ્રમાણે વાત, પિત્ત તથા કફના જુદા જુદા તથા મિશ્ર દોષને લીધે વિસર્પ સાત પ્રકારથી થાય છે. તેની મુખ્ય બે જાત છે. (૧) દોષજન્ય અને (૨) આગંતુક વિસર્પ. વિરૂદ્ધ આહારથી શરીરના દોષ કે લોહી બગડીને રતવા થાય છે તે દોષજન્ય અને શસ્ત્રનો જખમ, ઝેર, અથવા ઝેરી જનાવરના ડંખથી, દાંત વડે થયેલ જખમથી, અથવા જખમ ઉપર રતવાના ચેપનો સ્પર્શ થવાથી જે રતવા થાય છે તે આગંતુક વિસર્પ છે.

**કારણ**—પ્રકૃતિ વિરૂદ્ધ આહાર, ચેપ, ખરાબ ઝેરી હવા, જખમ, મધુપ્રમેહ વગેરે વ્યાધિ, ઝેરી જંતુ કે ઝેરી જનાવરનો કરડ, ઇત્યાદિ રતવાનાં અનેક કારણો છે. વિસર્પનો અર્થ રેલાવવું-પ્રસરવું એવો થાય છે. જે દરદો શરીર ઉપર એક જગ્યાએથી બીજી જગાએ ફેલાય, તે બધાંને વિસર્પ રોગમાં મુકી શકાય. ઉંદરનું વિષ પણ ફેલાય છે અને તેનો સોજો પણ વિસર્પના જેવોજ હોય છે. નવા શોધો પ્રમાણે એક જાતના જંતુ (Microbe) થી ચામડી ઉપર અને ચામડીની નીચેના પડમાં એક પ્રકારનો ચેપી વરમ થાય છે અને નબળું શરીર, અતિ દારૂ પીવાનું વ્યસન, ખરાબ બગડેલો ખોરાક, અસ્વચ્છતા કે શરીરની ગંદકી અને હોસ્પીટલો તથા જેલોની બગડેલી હવા, ઇત્યાદિ કારણોથી જે લોકોની તંદુરસ્તી બગડેલી હોય છે, તેમના ઉપર આ મરજ હુમલો કરે છે.

**લક્ષણ**—રતવા એ ચામડીનો વરમ છે. તે એક જગાએથી બીજી જગાએ ફરે છે. અને ફેલાય છે તેથી તેને વા કહેવામાં આવે છે. આ રોગમાં તાવ આવે છે અને તેની સાથે ચામડી લાલ થઇ સુજી જાય છે, હાથને ગરમ લાગે છે અને અંદર તણખા મારે છે. પ્રથમ ટાઢની કંપારી, તાવના ઉકળાટા અને પછી મંદાગ્નિ, તૃષા અને તાવ એ તેનાં પ્રાથમિક ચિહ્નો છે. પેસાબ લાલ ઉતરે છે. નાડી જલદ ચાલે છે તેની સાથે કવચિત ઉલટી અને ભ્રમ થાય છે, તેથી દરદી બડબડે છે ને કોઇવાર તોફાન પણ કરે છે. આવાં ચિહ્નો થવા પછી બીજે કે ત્રીજે દહાડે શરીરના કોઇ ભાગમાં રતવા દેખાવ આપે છે. દાહ સાથે લાલ સોજો થઇ આવે છે. આગંતુક રતવા કળથીના દાણા જેવા ફોલ્લાઓથી શરૂ થાય છે, તેની સાથે રૂધિર કાળું, સોજો, તાવ અને દાહ બહુ હોય છે. ઉપલી ત્વચામાં રતવા થયો હોય તે ઉપલા ઉપચારથી થોડાજ દહાડામાં શાંત પડે છે, પણ જો તેનું વિષ ઉંડું ગયું હોય છે તો તે વિસર્પ બહુ ભયંકરરૂપ પકડે છે, તે પાકે છે, ફોલ્લા થઇ ફૂટે છે, સોજો ઘણો

થાય છે, વેદના બેહદ વધે છે, દરદીની શક્તિ કમી થાય છે, વખતે એક જગાએ અ। વખતે ઘણી જગાએ મોં કરી ફુટે છે ને તેમાંથી માંસના કટકા નીકળે છે, અંદરનો ભાગ ખવાતો જાય છે, છેવટ હાડકાં સુધી પહોંચે છે તો દરદીનો બચાવ થતાં બહુ મુસ્કેલી પડે છે.

**ઉપાયો-પ્રાથમિક ઉપચાર**—(૧) રતવાના લક્ષણો પ્રગટ થાય કે દરદીને એક હલકો જુલાબ આપી દેવો. એરંડીઉં તેલ દુધમાં આપવું અથવા સલ્ફેટ ઓફ સોડા આપવું. (૨) રતવાવાળા સોજા ઉપર નવશેકા પાણીમાં બોળેલ સફેદ સાદું કપડું કે લીંટ મુકી તેના પર રેશમી કપડાનો કટકો તેલમાં બોળીને ઢાંકી દેવો, અથવા (૩) સુગંધી વાળો, રતાંજલી, રતવેલીયો, એવી સુગંધીદાર ઠંડી દવાઓને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટીને સોજાવાળી લાલ ચામડી ઉપર ભીનો સુકો લેપ માર્યા કરવો, મતલબ કે લેપને છેક સુકાવા દેવો નહિ અથવા (૪) દશાંગ લેપ (નં. ૮૭૪)નો એજ પ્રમાણે લેપ મારવો. આથી બળતરા શાંત પડશે અને સોજો નરમ પડશે. (૫) રતવાનો સોજો ફેલાતો અટકાવવા માટે સોજાને ગરમ પાણીથી ધોઇ તે ભોં કોરી કરીને લાલ ભોંની બહાર આસપાસ નાઇટ્રેટ ઑફ સીલ્વરના પ્રવાહી (૧ ઔંસ પાણી. ૧૦ ગ્રેન નાઇટ્રેટ ઓફ સીલ્વર)ની લીટી દોરી દેવી; અથવા જલદ લાયકર ફેરી પરક્લોકરાઇડને લાલ ચામડીની બહારની બાજુપર ફરતું બબ્બે ઈંચ મારી દેવું, તેથી રતવા આગળ ફેલાશે નહિ. (૬) રતવાના દરદીને ખોરાક સારો પોષણકારક આપવો અને તેમાં દુધ ખાસ કરીને વિશેષ આપવું.

નીચે લખ્યા ઉપાયો રતવાની શાંતિ માટે અજમાવવા. (૧) રતવામાં વાયુનું જોર હોય તો રાસના, કમળ, દેવદાર, રતાંજલી, જેઠીમધ તથા બળદાણા વાટી ઘી તથા દુધમાં કાલવી તેનો લેપ મારવો. (૨) રતવામાં પિત્તનું જોર હોય તો શીંગોડાં, શંખજીરૂં, તપખીર, એવા આટાના સત્વવાળા (સ્ટાર્ચ) પદાર્થો અથવા પદ્મકાષ્ઠ, નદીનો શેવાળ, કાદવ તે સર્વને વાટી ઘીમાં કાલવી ઝીણા લુગડાના બેવડમાં ઠંડો લેપ બાંધવો. (૩) રતવામાં કફનું જોર હોય તો હરડે, બહેડાં, આમળાં, પદ્મકાષ્ઠ, વાળો, રીસામણી, કણેરનાં મૂળ, બરૂનાં મૂળ તથા રાતા ધમાસાનો લેપ કરવો. (૪) કરીયાતુ, અરડુશીનાં પાન, કડુ, કડવાં પરવળ, ત્રિફળાં, રતાંજલી તથા લીંબડાની અંતરછાલ, એ સર્વેનો ઉકાળો કરીને કેટલાક ટંક પીવાથી રતવા, દાહ, તાવ, સોજો, વિસ્ફોટક, તૃષા તથા ઉલટી મટે છે. (૫) રતવેલીઓ, કાળો હંસરાજ, દુધીઓ હેમકંદ, સોનાગેરૂ, ચણકબાબ, સુખડ, વાળો, વગેરે બધી અથવા મળી શકે તે ઠંડી ચીજોનો લેપ કરવો તથા પીવામાં પણ તેનો ઉપયોગ કરવો. (૬) અગ્નિથી દાઝેલા વ્રણના તેમજ બીજાં ગરમીનાં વ્રણના બતાવેલા ઉપાયો રતવામાં થઇ શકે. (૭) ગોરૂચંદન અથવા પીળી માટીનો લેપ કરવો; શંખજીરૂં ચોપડવું અથવા લીંબડાનાં અને આંબલીનાં પાન બાફીને ઠંડાં પાડી બાંધવાં. (૮) પંચવલ્કલ (નં. ૪૨૨)ને ઉકાળીને તે પાણીને ઠારી તેની રતવાના સોજા ઉપર ધાર કરવી અથવા ભીના કપડાની ઘડી કરીને મુકવી. (૯) બેલાડોના તથા ગ્લિસેરાઇનનો લેપ મારવો, બોરીક એસીડનું લોશન મુકવું. (૧૦) જો સોજો બેસી ન જાય અને પાકે એમ લાગે તો ઘઉંના થુલાની પોલ્ટીસ ગરમાગરમ મારવી તથા ખસખસના ડોડા ઉકાળીને તે ગરમ પાણીનો શેક કરવો. (૧૧) બરાબર પાકે એટલે નસ્તરથી ફોડી પરૂ કાઢીને ફરી તેના ઉપર ગરમ પાણીનો શેક કરવો તથા એકાદ દિવસ પોલ્ટીસ બાંધવી. (૧૨) પછી રૂઝ લાવવાના ઉપાયો કરવા. જાત્યાદિતેલ (નં. ૮૫૩) અથવા જાત્યાદિઘૃત (નં. ૮૯૮)નો મલમપટો કરવો અને નિત્ય પંચવલ્કલના પાણીથી કે લીંબડાનાં પાનને ઉકાળી તૈયાર કરેલા ઉકા-

ળાથી ધોવું. (૧૩) બોરીક એસીડ એકલું અથવા તેની સાથે આયડોફોર્મ મેળવીને તે જખમમાં દાબી કાર્બોલીક તેલની પટી મુકી પાટો બાંધવો.

**વિશેષ**—આ દરદમાં લોહી સુધારવાની દવાઓ આપવી; પણ તે રતવાનાં તીક્ષ્ણ ચિન્હો તથા તાવ નરમ પડ્યા પછી આપવી. લોહી સુધારવા માટે ત્રિફલાચૂર્ણ (નં. ૪૨૨), લોહ-ભસ્મ (નં. ૪૬૪), ચંદ્રપ્રભા (નં. ૭૪૭) તથા ટિંક્ચર ફેરી (નં. ૧૧૯૭), રિડ્યુસ્ડ આયર્ન તથા ક્વીનાઇન, અથવા પોટાશ આયોડાઇડ ૩ થી ૫ ગ્રેન માત્રાથી આપવું.

---

# વિસૂચિકા-મહામારી-કોગળિયું.

( Cholera કૉલેરા. )

ફુટી નીકળનારા તાવો તથા કૉલેરા વગેરે મરકીઓના સંબંધમાં વિદ્વાનો હજુ કશા સંતોષકારક નિર્ણયપર આવી શક્યા નથી. તેવા મરજોનાં ખરાં કારણો હજુ હાથ લાગી શક્યાં નથી. ફાટી નીકળતા મરજોનું મુળ કારણ ઝેરી હવા હોય એવું અનુમાન થયું છે, પણ તે ઝેરી હવા કેવી સ્થિતિમાં કેવાં માણસોને લાગુ પડે છે, તેનો કશો નિર્ણય થયો નથી. અનુભવથી વિદ્વાનોએ જાણ્યું છે કે, જે વડે શરીરતું જીવન અથવા શક્તિ ઘટે છે, તે આવા રોગોને રસ્તો આપે છે. જીવન-શક્તિને કમી કરનારાં કારણો આ પ્રમાણે છેઃ—માદક પદા-ર્થોના વ્યસનથી મગજના તંતુઓનું નબળું પડવું, લાંબી અને ઘણી મહેનતવાળી મુસાફરી અને તેના પરિણામમાં શરીરનું નંખાઇ જવું; ઘણાં માણસોની ગરદીમાં સુવું; ભેજ, ગંદ-વાડ, અપૂર્ણ આહાર અને દુકાળનો ભુખમરો; એ સર્વ આવા ફાટી નીકળનારા રોગોને તેડું કરે છે. દરેક પ્રકારની મહામારીમાં એટલી વાત તો સિદ્ધ થયેલી છે કે, જે પ્રદેશો આરો-ગ્યતાને હાનિ કરવાવાળા છે, તેમાં પણ મુખ્ય કરીને જે સ્થળોમાં ખાનપાનના પદાર્થો ઘણીજ નઠારી હાલતમાં મળે છે તથા ખોરાકની તંગીને લીધે જે વર્ગના લોકો નબળા અને નિ-ર્માલ્ય થઇ ગયેલા હોય છે તેવા પ્રદેશમાં અને તેવા લોકોમાં આ મરજો વધારે સંહાર કરે છે.

અંગ્રેજીમાં જે રોગને કૉલેરા કહે છે અને દેશી બોલીમાં પણ જે **કૉલેરા** નામથી સર્વત્ર જાણીતો છે, તે વ્યાધિ આર્ય વૈદ્યકશાસ્ત્રમાં **વિસૂચિકા** નામથી પ્રસિદ્ધ છે. શરીરમાં સોયો ભોંકાયા જેવી વેદના થાય છે, તે ઉપરથી તેને વિસૂચિકા નામ આપેલું છે. જે જે મર-જમાં મોટો સંહાર થાય છે તેવા સર્વ રોગને પ્રાચીન લોકોએ મહામારી નામ આપેલું છે. આર્ય વૈદ્યકશાસ્ત્રકારોએ તેને જઠરાગ્નિના વિકારોમાં એક પ્રકારના અજીર્ણનો રોગ ગણેલો છે અને ખરૂં જોતાં છે પણ એમજ, કેમકે તેનાં સર્વ ચિન્હો અને ઉપાયો અજીર્ણને લગતા ચાલે છે. પણ સામાન્ય કારણોથી જે અજીર્ણ થાય છે તેના કરતાં આ અજીર્ણ કોઇ વિશેષ અને વિલક્ષણ કારણથી થાય છે અને આ અજીર્ણનો વ્યાધિ સાધારણ અજીર્ણથી થતો નથી પણ એક પ્રકારના ઝેરી અને ચેપી જંતુથી આ રોગ એકાએક ફાટી નીકળે છે.

**કારણ**—આ રોગનું મૂળ કારણ કોઇ બહારની ઝેરી હવા છે. આ ઝેરી તત્વ હવા મારફત તેમજ પાણી મારફત શરીરમાં પ્રવેશ કરી અજીર્ણને ઉત્પન્ન કરે છે અને બીજા ફાટી નીકળનારા રોગોની પેઠે જે માણસોનાં શરીર આ ઝેરી અને ચેપી રોગનાં તત્વો ગ્રહણ કરવાને લાયક થયેલાં (Predisposed) હોય છે તેમને વિશેષ કરીને લાગુ પડે છે. આ મરજ ચાલતો હોય છે તેવામાં જેમને જઠરમાં અજીર્ણનો વિકાર હોય છે તેમના ઉપર આ રોગનો હુમલો થવાનો વિશેષ સંભવ છે.

**લક્ષણ**—ઝાડા તથા ઉલટી એ આ રોગનું ખાસ ચિન્હ છે. ઝાડા પાતળો પાણી જેવો તથા ચોખાના ધોણ જેવો ધોળો થાય છે. ઝાડા ઉલટી સાથે શરીરમાં ગોટલા, આંતરડાંમાં આંકડી, તૃષા, પેટમાં દાહ અને પેસાબ થોડો, એ વિશેષ ચિન્હો છે. દરદનું જોર વિશેષ હોય છે તો છેવટ પેસાબ બંધ પડે છે, શરીર ઠંડું પડે છે, શરીરનો રંગ પણ બદલાઇને ઝાંખો થાય છે, આંખમાં ખાડા પડે છે, નાડી છેક ક્ષીણ પડી જાય છે અને જો ઉપાય લાગુ નથી પડતો તો દરદી મરણ પામે છે; જો દરદી સુધારાપર આવે છે તો પેસાબ છુટથી થાય છે, તરસ તથા દાહ બંધ પડે છે, ઉલટી ઝાડા દબાય છે, અને ઝાડાનો રંગ બદલાય છે, નાડીમાં તેજ આવે છે અને ધબકારો સ્પષ્ટ થવા માંડે છે.

ઝાડા તથા ઉલટીઓ એ કૉલેરાનું મુખ્ય લક્ષણ છે. સાદા અજીર્ણથી પણ ઝાડા ઉલટીઓ થાય છે. પણ કૉલેરાનો મરજ ચાલતો હોય ત્યારે કોઇને ઝાડા ઉલટી અથવા એમાંનું એક થાય ત્યારે કોલેરાનીજ શંકા કરીને તેના તાબડતોબ ઉપાયો કરવા.

**ઉપાયો**—બીજી વધારે સારી મદદ આવી પહોંચતાં સુધી નીચેના ઘરગતુ ઉપાયો કરવા. (૧) તજ, એલચી તથા સુંઠની ભુકી ફકાવવી; સુંઠ, મરી, પીપર, જીરૂં, અજમો, કડવીજીરી, કાંકચીઆ, કીડામારી, શેકેલી હીંગ, મરચાં, લસણ, ડુંગળીનો રસ ઇત્યાદિ, તેમાંથી જે મળે તેને ખાંડી કે વાટીને પાણીમાં આપવી; ડુંગળીનો રસ પાવો, ફુદીનાની ચામાં ડુંગળીનો રસ તથા મળી શકે તો જરા શહેરીલોબાન કે એલચી મેળવીને પાવો. આમાંની કોઇ પણ દવા હાજર હોય તો વગર વિલંબે વખતો વખત આપવી. (૨) કોલેરામાં અફીણ પણ ફાયદો કરે છે, પણ પેટ ચડવાનો સંભવ છે માટે બહુ સાવચેતીથી આપવું. કોઇ દવા હાજર ન હોય તો ૧ રતી અફીણની ૮ ગોળીઓ કરીને એકેક ગોળી ત્રણ ત્રણ કલાકે આપવી. (૩) કાથો ૩ વાલ, હીરાદખણ ૩ વાલ અને અફીણ ૦॥ રતી વાટીને તેની ૪ પડીકી કરવી અને એકેક પડીકી દર ત્રણ કલાકે પાણીમાં આપવી. (૪) કપુર કોલેરામાં બહુજ ફાયદો કરે છે. કપુરનો અર્ક અથવા કપુર અને અજમાનાં ફુલને એક શીશીમાં એકત્ર કરવાથી અર્ક બની જશે. તેનાં થોડાં થોડાં ટીપાં બબ્બે કલાકે આપ્યાં કરવાં. (૫) **હિંગાષ્ટક ચૂર્ણ** (નં. ૭૩૦), હરડેની ફાકી તથા સાજીખાર કે સોડા એ ત્રણ સમભાગે પાવલીભાર પ્રમાણથી પાણી સાથે વારંવાર આપવાથી બહુજ સારો ફાયદો થાય છે. તે ક્રમે ક્રમે બગડેલા મળને બહાર કાઢ્યા પછી ઝાડાને બંધ કરે છે તથા ઉલટીને પણ બેસાડે છે. આ ફાકી ઝાડા ઉલટી બંધ થતાં સુધી વારંવાર આપ્યા કરવી. ઉલટી થઇને નીકળી જાય તો પછી તરત આપવી. (૬) **લઘુક્રવ્યાદરસ**-(નં. ૪૮૧) સખ્ત અજીર્ણ તથા વિસૂચિકાનો ઉત્તમ ઉપાય છે. ઝાડાના સખ્ત પ્રવાહને રોકે છે. આ દવા કોઇ પ્રસિદ્ધ વૈદના કારખાનામાંથી મંગાવી ઘરમાં રાખવી જોઇએ. માત્રા ૧ થી ૩ વાલ, છાસ, શેકેલ જીરૂં, શેકેલી હીંગ તથા સીંધાલુણ સાથે. (૭) **સંજીવની**-(નં. ૭૬૨) આ ગોળીઓ કોલેરાનો અકસીર ઉપાય છે. કોલેરાના ભયંકર હુમલામાં ગયેલી નાડીને પણ ઘણીવાર પાછી લાવી શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે. બબ્બે ત્રણ ત્રણ કલાકે બબ્બે ગોળી આપ્યા કરવી. (૮) **ગંધકવટી**-(નં. ૭૪૪) આ ગોળીઓ પણ કોલેરામાં ઘણો સારો ફાયદો કરે છે. (૯) **કસ્તુરી**—શરીર ઠંડુ પડે ત્યારે ગરમી લાવવા માટે કસ્તુરી ઘણી સારી છે.

**અંગ્રેજી ઉપાયો**—(૧) ટિંક્ચર કેમ્ફર તેનાં ટીપાં વારંવાર પાણી સાથે આપવાં. ગીપરમીંટ, ટરપેન્ટાઇન, પેઇનકીલર, કારબોલીકએસીડ, સલ્ફ્યુરિકએસીડ, બીસ્મથ, વગેરે

દવાઓ કોલેરાના જંતુઓને મારનાર હોવાથી જે તુરતમાં મળી શકે તેનો યુક્તિપૂર્વક યોગ્ય માત્રામાં ઉપયોગ કરવો. (૨) સ્પીરીટ એમોનિયા એરોમેટિક તથા સ્પિરિટ ઇથર નાઇટ્રોસી એ બન્ને દવાઓના પંદર પંદર ટીપાં બબ્બે કલાકે આપવાં. (૩) સ્પીરીટ વાઇનમ ગેલીસી અથવા બ્રાંડી વખતો વખત આપવાથી છેક નંખાઇ ગયેલો દરદી જરા હુશિયારીમાં આવે છે. (૪) બ્રાંડી સાથે બરફ આપવાથી ઉલટી બંધ પડે છે. (૫) ઉલટી બંધ કરવા તથા આંતરડામાં ચાલતી ઉભરાની ક્રિયા બંધ પાડવા ઘણા થોડા પ્રમાણમાં કેલોમેલ આપવું. (૬) ઉલટી બેસાડવા માટે ક્રિયોસોટ અથવા ક્રિયોસોટ સાથે ઓપીયમ યોગ્ય પ્રમાણમાં આપવું. (૭) ક્લોરોફોર્મ, ઓપીયમ તથા બ્રાંડી આપવાથી પણ ઉલટી બેસે છે. (૮) બહુ જોરથી ચાલતા કોલેરાના મરજમાં આર્સેનિક એકલું અથવા તેની સાથે ઓપીયમ આપવાથી ઉલટી બંધ પડે છે અને દરદી છેક નંખાઇ જતો નથી. (૯) એરોમેટિક પાઉડર ઓફ ચોક ૨ થી ૧૦ ગ્રેન પ્રમાણથી પાણી સાથે આપવો. એક વખત આપવાથી ઝાડો બંધ ન થાય તો દર બે કલાકે દશ દશ ગ્રેન આપવો જારી રાખવો. (૧૦) નબળાઇ વધી જાય, અંગ ઠંડુ પડે અને ચહેરો લેવાઇ જાય તો અફીણવાળી ઝાડો બંધ કરવાની દવાઓ આપવી નહિ. તેને બદલે ગરમી લાવવા માટે સ્પીરીટ આમોનિયા એરોમેટિક, અથવા કસ્તુરી, અથવા બ્રાંડી આપવી. અથવા

| | |
|---|---|
| (૧૧) કસ્તુરી ૩ ગ્રેન.<br>કપુર ૯ ગ્રેન.<br>બ્રાંડી ૧॥ ચમચો | મેળવીને તેના ત્રણ ભાગ કરવા. તે દરેક ભાગમાં એક ચમચો પાણી મેળવીને દર કલાકે આપવી. બ્રાંડી ન ખપે તેણે આદુનો અથવા ડુંગળીનો રસ લેવો. |

(૧૨) અથવા નીચેની દવાઓ આપવી.

| | | | |
|---|---|---|---|
| કસ્તુરીનો અર્ક... | ... ૩૦ ટીપાં | આદુનો રસ ... ... | ૧ તોલો. |
| મરચાંનો અર્ક... | ... ૨૦ ટીપાં | ટરપેન્ટાઇન... ... ... | ૧૦ ટીપાં. |
| સ્પી. એમો. એરોમેટિક... | ૨૦ ટીપાં | પાણી... ... ... | ૨ ઔંસ. |

આ મેળવણીના ચાર ભાગ કરીને દરેક ભાગ ત્રણ ત્રણ કલાકે આપવો.

**હકીમી ઉપાયો**—(૧) ફુદીનો, લીંબડાનો મોર, ડુંગળીના અર્કમાં કે રસમાં વાટી નાનાં બોર જેવડી ગોળી કરી ડુંગળીનાજ અર્કમાં કે રસમાં પાવી. (૧) વાંસકપુર, ગુલેનાર, છોટી એલચી, દરેક ०॥ ટાંક, ઝરીસ્ક બેદાણા એક ટાંક, અનારનું શરબત ૧ તોલો, સર્વને વાટી ઝરીસ્ક ( એક જાતની ખાટી દ્રાક્ષ ) ના પાણીમાં મેળવી ઉપરથી અનારનું શરબત મેળવી તેમાંથી આંગળી ભરીને કલાકે કલાકે ચાટવું. ( ૩ ) પપીતા તથા દરીઆઇ નાળિયેર તેનો ઘસારો પાણીમાં આપવો. (૪) જદ્વાર (નિર્વિષી) ०॥ ટાંક, ઘસીને પાવો. કાંકચીઆનો ગોળો ૧ વાટીને પાવો. (૫) આદુ ૧॥ તોલો, કાળાં મરી ૧ તોલો, આકડાનાં રવાઇડાં ૧ તોલો, સર્વને વાટી ચણાની બરાબર ગોળી કરીને અકેક ગોળી ગળવી, (૬) આકડાનાં મૂળ આદુના રસમાં કે સુંઠના પાણીમાં પીસીને તેની કાળાં મરી જેવડી ગોળી કરીને આપવાથી એકાદ ગોળીથીજ દરદી હુશિયારીમાં આવે. (૭) ઝહેરમોરોખતાઇ પાણીમાં કે ગુલાબજળમાં ઘસીને પાવો. (૮) વાંસકપુર, પપીતા તથા ઝહેરમોરા એ ત્રણ વસ્તુ સાથે અથવા સીકંજબીનસ્યાદા ગુલાબજળમાં પાવી.

**કોલેરાની ઉલટી**—ઉલટીના બતાવેલા ઉપાયો ઉપરાંત તે બંધ ન થતી હોય તો ડુંગળી સુંઘાડવી કે તેનો રસ પાવો, સોડાવોટર વારંવાર પાવું; નાડીમાં શક્તિ હોય તો તેમાં લાડેનમનાં

૧૦ ટીપાં મેળવવાં; નાડી મંદ અને નાની લાગે તો દર કલાકે વાઇન ગ્લાસ ભરીને શેમ્પેન નામનો દારૂ આપવો. પેટ ઉપર રાઇનો લેપ કરવો, અથવા લાડેનમ અને કલોરોફોર્મ પેટપર લગાડવું. લાડેનમનાં ૬૦ ટીપાં પાશેર પાતળી કાંજીમાં મેળવી તે કાંજીની ગુદાવાટે પીચકારી ચડાવવી. હેડકી બહુ હોય તો બે કડવી બદામનાં મગજને વાટી ચમચા પાણી સાથે પાઇ દેવો.

**કોલેરાની તરસ** દબાવવા માટે સોડાવોટર તથા બરફ આપવા ઉપરાંત વખતો વખત મોળી ચા પાવી, ગુલાબજળ તથા વરીયાળીનું પાણી દેવું; પાણી બંધ ન કરવું. તરસ બહુ હોય તો બહુ ગરમ દવાઓ આપવી નહિ.

**પેસાબ બંધ થવો**—પેસાબ છુટો કરવા માટે બહુ ગરમ ઉપચારો બંધ કરવા, પેડુ ઉપર રાઇનો લેપ કરવો, કેસુડા બાફીને બાંધવાં, ગરમ પાણીના શીશાનો શેક કરવો; દરદીને ગરમ પાણીમાં કમરબુડ બેસાડવો; પાણી તથા સુરોખાર પાવાં, એલચી તથા શીલાજીત પાણી સાથે પાવાં. સોડા તથા ટાર્ટરિક એસીડ પાવાં.

**પેટ ચડવું**—ઝાડો બંધ થઇને પેટ ચડે તો હરડે, સાજીખાર તથા હીંગાષ્ટકની ફાકી આપવી. બ્લ્યુપીલ ૩ ગ્રેન અને કપુર ૧ ગ્રેન તે બેની ૧ ગોળી આપવી. ત્રણ કલાકમાં પેટ ન આવે તો ફરી એવીજ બીજી ગોળી આપવી. મેગ્નીશ્યા તથા કેસ્ટર ઓઇલ સુંઠના કે પીપરમીંટના પાણી સાથે આપી શકાય છે.

**ખોરાક**—કોલેરામાં કાંઇ પણ ખોરાક આપવો નહિ. દરદનાં ચિન્હો દબાય, દરદ લંબાણે પડે અને દરદીને ઇચ્છા થાય તો પણ ફક્ત મોળી ચા કે મગના ઓસામણ શિવાય કાંઇ આપવું સલાહકારક નથી. શરૂઆતમાં ખોરાકની સંભાળ ન રહે તો દરદ ઉથલો મારે. કઠણ ખોરાક તો થોડા દહાડા પછીજ આપવો.

**અટકાવવાના ઉપાયો** ( Preventives )—કોલેરાનો મરજ ચાલતો હોય ત્યારે જેમ ઘર, કપડાં વગેરેની સફાઇની અને ખોરાકની સંભાળ લેવાની જરૂર છે, તેમ પેટ સાફ રાખવાથી અને કૉલેરાના જંતુઓને મારનારી દવાનું સેવન રાખવાથી કોલેરાના હુમલામાંથી બચી જવાનો સંભવ છે. એ દવાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧). સંજીવની ગુટિકા નિત્ય સવાર સાંજ બે ગોળી પાણી સાથે લેવી. વાવડીંગનાં અંદરના બીજ તથા જેઠીમધની ફાકી બે આની ભારથી પાવલી ભાર લેવી, કાંકચીઆ ખાવા; ઇત્યાદિ જંતુનાશક કડવી દવા જરા જરા ખાવી. (૧) સલ્ફ્યુરિક એસીડ ૧૫ ટીપાં તથા કારબોલિક એસીડ ૧ ટીપું એક ઔંસ પાણીમાં મેળવી સવાર સાંજ બે વખત પીવું. (૩) કપુર વગેરે સુગંધી પદાર્થો પાસે રાખવા; ઘરમાં નિત્ય ધુપ કરવો તથા ગંધક અને લોબાનની ધુમાડી કરવી.

**વિશેષ સુચના**-ઝાડો ઉલટી થવા માંડે કે ઉપાય લાગુ કરવો. વિલંબ થયા પછી અસાધ્ય થાય છે. ઘરની હવાને શુદ્ધ કરવાના ઉપાયો તરત કરવા, ઝાડો ઉલટી તાબડતોબ ફેંકી દેવાં, લુગડાં તથા પથારી વારંવાર બદલવાં. પવનથી દરદીને બચાવવો. તેને પૂર્ણ દીલાસો તથા હિંમત આપવી, વૈદ કે ડાકટરે ખાસ કરીને હીંમત દેવી કે તને જલદી આરામ થઇ જશે.

**પથ્યાપથ્ય—પથ્ય**—કોલેરાની ઝાડા ઉલટી વગેરેના સખ્ત હુમલા દરમીઆન દરદીને કાંઇ પણ ખાવા અપાય નહિ. કોલેરાનો સખ્ત હુમલો મટયા પછી અને દરદીને ભૂખ લાગે તો ચા, સાબુચોખાની કાંજી અથવા આરારૂટની કાંજી; અથવા મગનો યુષ આપવો; તેની

સાથે કાગદી લીંબુનો રસ, પણ થોડું પાણી ઉમેરીને આપવો ફાયદાકારક છે. સારી રીતે આરામ થયા પછી જુના ચોખાની રાબડી, ચોખા તથા મગનું ઓસામણ, ગુલર તથા પરવળનું શાક અપાય. શરીરમાં સારીરીતે શક્તિ આવે ત્યારે ગરમ પાણીથી ન્હાવું. **અપથ્ય**—પચવામાં ભારે પદાર્થ, ઘી તથા ઘીમાં બનતી સર્વ ચીજો, સ્નાન, મૈથુન, કસરત, તાપ, સંતાપ, શ્રમનું કામ વગેરે અહિત છે.

## વાતવ્યાધિ.

( Diseases of Nervous System. )

**વિવેચન**—વાતવ્યાધિના ૮૦ અથવા અનેક પ્રકારોના વર્ગીકરણ સંબંધી તથા નિદાન સંબંધી કેટલોક વિચાર નિદાનસ્થાનનાં પ્રકરણ ૪ થાના પૃષ્ટ ૨૦૧–૨૧૨ ઉપર કરેલો છે, તે વાંચવો. આર્ય વૈદકમાં જે જે રોગોને વાત વ્યાધિમાં મૂકેલા છે, તેના ત્રણેક વર્ગ પાડી શકાય. (૧) મગજ સાથે સંબંધ રાખનારા મજ્જા તંતુઓના વિકારો ( Nervons Affections ) સંબંધી વાનાં દરદો, જેને એલોપથી 'નર્વસ સીસ્ટમ' નાં દરદો કહે છે, અને આ ગ્રંથના ક્રમમાં પણ એ વ્યાધિઓને ઉપચારની સગવડ માટે મગજ સંબંધી દરદોના પેટામાં મુકવામાં આવે છે. (૨) ઉદર અને કોઠાને લગતા વાતવ્યાધિ, અને (૩) સાંધાઓને લગતા વાતવ્યાધિ.

**કારણ**—લુખું, ટાઢું અને જોઇએ તેથી ઓછું ને હલકું અન્ન ખાવું, અતિ સ્ત્રી સંબંધ, અતિ ઉજાગરો, વિષમ એટલે ઉંધા ઉપચારો, મળમૂત્ર વગેરેનો રોધ એટલે અટકાવ, અતિ રક્તસ્ત્રાવ એટલે બહુ લોહી વહેવું, રસાદિ ધાતુનો ક્ષય, આમદોષ, લાકડી વગેરેનો પ્રહાર–માર, મર્મસ્થાનોમાં જખમ, ચિંતા, શોક તથા રોગથી શરીરમાં થયેલ કૃશપણું–દુર્બળપણું, ઉપવાસ, ઘોડા, ઉંટ વગેરે જલદ ચાલનારાં પ્રાણી ઉપર હદ ઉપરાંત સ્વારી કરવી, ઇત્યાદિ કારણોથી શરીરના દોષો વધે છે, અને તેથી કોપેલો વાયુ બળવાન થઇને રોગીના સર્વાંગમાં અથવા એકાદા અંગમાં વ્યાપીને અનેક દરદો ઉત્પન્ન કરે છે.

**મુખ્ય લક્ષણો**—સાંધાનો સંકોચ થવો, સાંધા જકડાવા, હાડકાં તથા સાંધામાં વેદના હાથ-પગ-માથાનું જકડાવું, રૂવાટાં ઉભાં થવાં, બકબકારો, લંગડાપણું, પાંગળાપણું, અર્થાત અવયવોમાં ખોડ આવવી કે ખુંધ નીકળવી, સોજો, અંગો ઉપર કાંટા ભોંકાયા જેવું લાગે, શુક્રનો, રજનો તથા ગર્ભધારણનો અટકાવ, અંગો ફરકવા, ધ્રુજવાં કે ખેંચાવાં, અંગોમાં સ્પર્શજ્ઞાનનો નાશ, ઇત્યાદિ અનેક લક્ષણો વાયુથી ઉત્પન્ન થાય છે, અને હેતુ તથા સ્થાનભેદે કરીને ચોક્સ સ્થાનમાં ચોક્સ પ્રકારનો રોગ થાય છે.

**વાતવ્યાધિના થોડા પ્રકારો નીચે પ્રમાણે**-(બીજા પ્રકારો પૃષ્ટ ૧૭૩ ઉપર જોવા)

**આક્ષેપવાયુ** (Convulsions)—આ વાતવ્યાધી મજ્જાતંતુનો રોગ છે, એટલે રક્ત વગેરેનો તંતુઓ ઉપર ક્ષોભ થવાથી આંચકી આવે છે. ગર્ભિણી સ્ત્રીઓને અતિ રક્તસ્ત્રાવથી તેમજ વિષદોષથી પણ આ રોગ થાય છે; જુઓ આંચકી.

**અપંત્રક**—(Hysteria) તથા અપતાનક એ બે પ્રકારોને કોઇ આર્યવૈદક ગ્રંથકારે ભિન્ન ગણેલ છે અને કોઇએ એકજ ગણેલ છે. આ પણ નર્વસ સીસ્ટમ સાથે સંબંધ રાખે છે, જુઓ હિસ્ટીરીઆ.

**અપતાનક**—ધનુર્વા-(Tetanus) તેમજ અંતરાયામ અને બાહ્યાયામ વગેરે પ્રકારો એકજ પ્રકારના વાતવ્યાધિ છે. આ પ્રકારના વાની ઉત્પતિ પણ મજ્જા તંતુઓના વિકાર સાથે સંબંધ રાખે છે. જુવો ધનુર્વા.

**પક્ષઘાત** અથવા પક્ષવધ—(Hemiplegia) આર્યવૈદ્યક કહે છે કે વાયુ એ રોગીના શરીરની શીરાઓનું તથા સ્નાયુઓનું શોષણ કરીને સાંધાનાં બંધનો ઢીલા કરે છે, તેથી આ રોગ થાય છે, અંગ્રેજી વૈદ્યક કહે છે કે આ પ્રકારનો વાતવ્યાધિ મગજના મજ્જા તંતુઓની વિકૃતિથી થાય છે. જુવો લકવો.

**અર્દીત**—(Facial Paralysis) આર્ય વૈદ્યકમાં બહુ હસવું કે ગાવું, તેથી આ રોગ થયાનું જણાવ્યું છે. અને અંગ્રેજી વૈદ્યક જણાવે છે કે ઠંડી લાગવાથી કે ઉપદંશ અથવા મગજના મજ્જા તંતુઓમાં વિકૃતિ થવાથી ચહેરાના તંતુઓ ખેંચાઇને આ રોગ થાય છે. જુવો અર્દિત-લકવો.

**ગૃધ્રસી**—Sciatica—જાંગથી પગ સુધીના મજ્જા તંતુના વાને આ નામ આપેલું છે. પ્રથમ વાયુ કમરની અંદરના ભાગને પકડે છે અને પછી ક્રમે ક્રમે કેડ, પીઠ, જાંગ, સાથળ તથા પગ સુધી પકડે છે તથા તેમાં સુયા ટોચાયા જેવી વેદના તથા કંપ થાય છે.

**વિશ્વાચી**—(Arm Palsy)—હાથનો લકવો અથવા એક બાજુનો લકવો—સાધારણ રીતે આખું અરધું અંગ ઝલાય તેને અર્ધાંગ વા કે પક્ષઘાત કહીએ છીએ અને માત્ર એક હાથમાં વા આવે તેને વિશ્વાચી કહીએ; આ રોગનું કારણ પણ અર્દિત અથવા પક્ષઘાત પ્રમાણે સમજવું.

આ સિવાય બીજા પણ અનેક ભેદ છે. પણ તેમાંના ઘણાખરા ભેદ જુદા જુદા રોગનાં લક્ષણરૂપે હોય છે, અને તે બધામાં વા અને તંતુઓનો વિકાર મુખ્ય હોય છે.

**કટિશૂળ**—(Lumbago)-આ વાને કેટલાક લોકો ટચકાયું કહે છે, કેડની અંદરના તંતુઓ વિકાર પામવાથી આ રોગ થાય છે.

**ઉપાયો**—સર્વ વાતવ્યાધિના સામાન્ય ઉપાયો નીચે પ્રમાણે છેઃ—

૧. નસ્ય, (નાસ લેવો તે,) નિદ્રા, સૂર્યના કિરણો, બસ્તિક્રિયા, શેક, સ્વેદ (ઘામ કાઢવો) તર્પણ, ડાંભ, તેલ ચોળવું, વગેરે ઉપાયો વાના દરદમાં ફાયદાકારક છે.

૨. શરીરના રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા શુક્ર એ સાત ધાતુમાંથી જે જે ધાતુનો વાયુ આશ્રય કરે છે તે પ્રમાણે તેનો જુદો ઉપચાર કરવો. વાયુ રસ ધાતુમાં હોય તો તેલથી મર્દન કરવું અને પરસેવો કાઢવો; જો વાયુ લોહીમાં હોય તો ઠંડો લેપ, જુલાબ તથા ફસ ખોલાવવાના ઉપાયો કરવા;-વાયુ, માંસ કે મેદમાં હોય તો રેચ દેવો તથા દવાઓના કવાથની પીચકારીઓ મારવી; વાયુ હાડકાં તથા મજ્જામાં હોય તો અંદર તેમજ બહાર તેલનો ઉપયોગ કરવો; જો વાયુ વીર્યમાં હોય તો વીર્યવર્ધક ઓષધો તથા અન્નપાન આપવાં એવું આર્ય વૈદ્યક ગ્રંથો ફરમાવે છે.

૩. **એરંડ**—એનું નામ જ 'વાતારિ' એટલે વાયુનો શત્રુ છે. વામાં ઘણું કરીને જકડાઇ જવું, શૂળ અને સોજો એ ત્રણ વાનાં સાથે છે. તીક્ષ્ણ રૂપમાં તાવ પણ હોય છે, એરંડાનાં મૂળ, પાન, બી અને તેલ વાનાં દરદોમાં વારંવાર વપરાય છે. જકડાઇ ગયેલા સાંધાને છોડવા માટે એરંડાનાં પાન તેલવાળાં તથા ગરમ કરીને બાંધવાં તથા તેના મુળીયાંનો કવાથ જવખાર નાંખીને પાવો. સુંઠના ઉકાળામાં એરંડીઉ તેલ નાંખીને પીવાથી શૂળ સાથેનો

સંધિવા મટે છે. રાસ્નાદિ ક્વાથ અથવા એવીજ બીજી વાતહર દવાઓમાં આપેલું એરંડીયું તેલ ઘણોજ ફાયદો કરે છે. જુવો એરંડ (નં. ૧૫૨.)

૪. ગુગળ—વાની બીજી ઉત્તમ વસ્તુ ગુગળ છે. વાનાં જીર્ણ દરદોમાં શોધક તથા સારક દવા તરીકે ગુગળ ઘણોજ ઉપયોગી છે. વાના સખ્ત રૂપમાં ગુગળ કામનો નથી. પ્રથમથી જ વા મંદ રૂપમાં શરૂ થાય અથવા વાની તીક્ષ્ણ સ્થિતિ મટીને જીર્ણ સ્થિતિ આવે ત્યારે ગુગળ જરૂર ફાયદો કરે છે. ચસકા તથા શૂળવાળા ભાગપર ગુગળની પટીઓ મારવાનો ચાલ છે. યોગરાજ ગુગળ-(નં. ૭૭૦) એ તેની મુખ્ય બનાવટ છે. ગુગળ વા તથા સાંધા મટાડવાની સાથે શરીરમાં શક્તિ પણ ભરે છે. જુવો ગુગલ (નં. ૨૦૮)

૫. રાસ્ના—ઉત્તમ ઉપાય છે. રાસ્નાદિ ક્વાથ—(નં. ૬૨૫), રાસ્નાપંચક—(નં. ૬૨૬), તથા મહારાસ્નાદિ ક્વાથ (નં. ૬૨૨) વગેરે વાનાં દરદોમાં ફાયદો કરે છે. એ દરેક ક્વાથમાં રાસ્નાનો મોટો ભાગ નાંખવો જોઇએ તથા જરૂર પડે ત્યાં તેની સાથે ગુગળ તથા એરંડીયું તેલ ખાવામાં આપવું જોઇએ. જુવો રાસ્ના (નં. ૩૧૮).

૬. લસણ—વાનાં દરદોમાં તે ઘણી રીતે વપરાય છે. લસણની ફોલેલી કળીઓને વાટી તેની ચટણીમાં તલનું તેલ તથા સીધાલુણ મેળવી ખાવું. વાના દરદવાળાઓ શિયાળામાં લસણ ખાય છે તેથી ફાયદો થાય છે. લસણ વાટીને દુધ સાથે, તેલ સાથે, ઘી સાથે, ભાત સાથે અથવા ખપે તેણે માંસ સાથે ખાવું. સંચળ, અજમો, શેકેલી હિંગ, સીંધવ, સુંઠ, મરી તથા પીપર તેના ચૂર્ણમાં સર્વથી પાંચગણું લસણ અને લસણના ચોથા ભાગનું તેલ, એ સર્વ મેળવીને સવારમાં નિત્ય રૂ. ૧ ભાર ચાટવું અને તેના ઉપર એરંડ મૂળનો ક્વાથ પીવો. જુવો લસણ (નં. ૩૨૩).

૭. અડદ—(માષ) વાનાં દરદોમાં અડદ વખણાય છે; અડદની દાળ તથા તેના લોટનાં વડાં વા વાળાને ખાવાની ભલામણ કરવામાં આવે છે. અડદના પદાર્થો તેલ અથવા ઘીમાં સારી રીતે પકાવીને ખાવા. માસબલાદિક્વાથ, માષતેલ, ઈત્યાદિ અડદની બનાવટો વામાં પ્રસિદ્ધ છે. જુવો અડદ ( નં. ૧૨૦ ).

૮. મેથી—વાનાં દરદોમાં સ્ત્રીઓ વાપરે છે, મેથીપાક કે તેનો આથો કરીને ખવાય છે.

૯. વછનાગ—વાનાં દરદોમાં વારંવાર વપરાય છે, પણ વાનાં તીક્ષ્ણ રૂપમાં વછનાગ ફાયદાને બદલે ગેરફાયદો કરે છે. વાનાં જીર્ણ અથવા મંદ રૂપમાં વછનાગ ખાવાની દવાઓમાં તેમજ ચોળવાના તેલમાં વપરાય છે. (જુવો નં. ૩૨૯).

૧૦. ઝેરકોચલું—વાનાં દરદોમાં ઘણું ઉપયોગી છે. પણ વાનાં તીક્ષ્ણ રૂપમાં ફાયદો કરતું નથી. વા જુનો થયા પછી ઝેરકોચલું ફાયદો કરે છે. (જુવો નં. ૨૩૫).

૧૧. માલકાંકણી—વાતવ્યાધીનો સારો ઉપાય છે. ખાસ કરીને મગજ સાથે સંબંધ રાખનારી વાતવ્યાધીમાં તે મગજને પોષણ આપે છે. માલકાંકણી બીજી વાતહર દવાઓ સાથે વપરાય છે, જેમકે અક્કલકરો, મરી, લવીંગ, યોગરાજ ગુગળ વગેરે. (જુવો નં. ૩૦૫).

૧૨. શતાવરી—વાતહર છે અને તેથી તેના રસમાં સિદ્ધ કરેલું નારાયણતેલ વા ઉપર ઘણુંજ વખણાય છે. લીલી શતાવરીનો રસ અથવા સુકીનો ઉકાળો, તેલ અને દુધ એ ત્રણ સરખે વજને લઇ તેમાં કેટલીક વાતહર દવાઓ ખાંડીને નાંખી ઉકાળીને તેનું તેલ સિદ્ધ કરવું, તે અકડાયલા સાંધાઓ ઉપર ચોળાય છે. (જુવો નં. ૩૪૧).

૧૩. બીજા પરચુરણ ઉપાયો:—જીહ્વાસ્તંભ જેમાં જીભ ઝલાય છે તેમાં નીચેનો

કલ્યાણકાવલેહ આપવો.—હળદર, વજ, કઠ, પીપર, સુંઠ, જીરૂં, બોડીઅજમોદ, જેઠીમધ, સિંધાલુણ તેનું ઘીમાં ચાટણ બનાવવું તેથી ૨૧ દિવસમાં સારો ફાયદો થાય છે.

૧૪. **ગૃધ્રસીવાયુ**—(૧) શુદ્ધ એરંડીના મગજને વાટીને દુધમાં રાંધી ખીર ખાવી. તેનાથી કેડનું શૂળ પણ મટે છે; (૨) રાસ્ના તો. ૪ તથા ગુગળ તો. ૫ તેની ઘીમાં મોટી મોટી ગોળીઓ કરીને ખાવી; અથવા (૩) એરંડીયું તેલ ગોમૂત્રમાં એક માસ પીવાથી ગૃધ્રસી વા તથા ઉરૂસ્તંભ વાયુ તેમજ કલાયખંજ વાયુ મટે છે; (૪) પથ્યાદિગુગળ (નં. ૭૬૯) ગૃધ્રસીવાયુ માટે સારો છે; (૫) લસણપાક. (૬) રાસ્નાપંચકકવાથ (નં. ૬૨૬). (૭) પુનર્નવાષ્ટકકવાથ (નં. ૬૧૩). (૮) સુંઠ, રાઇ, તથા સીંધાલુણ તેલમાં કકડાવીને તે તેલ ચોળવું; તીવ્ર વેદના હોય તો (૯) એકોનાઇટ અથવા અફીણની 'હાઇપોડરમીક સીરીંજ' થી પીચકારી મારવાથી પીડા ઓછી થાય છે.

૧૫. **કટિશૂળ**—(૧) એરંડીયું તેલ સુંઠનાં ઉકાળામાં કે દશમૂળના ઉકાળામાં પીવું; (૨) ગોખરૂ તથા સુંઠનો કવાથ સવારમાં પીવો; (૩) તેલ, ઘી, આદુનો રસ, લીંબુનો રસ, ગોળ તથા મળી શકે તો ચુકાની ભાજી તે સર્વ મેળવીને ખાવાં; (૪) એરંડમૂળનો કવાથ પીવો; (૫) શુદ્ધ ગુગળ ઘીમાં ખાવો; (૬) લસણ ઘીમાં ખાવું; (૭) સિંહનાદગુગળ (નં. ૭૭૧).

૧૬. **કટિગ્રહ એટલે કેડ ઝલાવી**—(૧) કટિશૂળ પ્રમાણે ઉપાયો કરવા. (૨) સુંઠ તથા ગળોનો કવાથ પીપરનું ચૂર્ણ નાંખીને પીવો. (૩) એરંડમૂળનું ચૂર્ણ પાણી સાથે પીવું. (૪) ઝેરકોચલાની શુદ્ધ ફાકી પાણીથી ખાવી. માત્રા ૧ રતી. (૫) શુદ્ધ ઝેરકોચલું, અફીણ તથા મરીની રતી રતીની ગોળી કરીને ખાવી. (૬) સાબરસીંગું ઘસીને ચોપડવું તથા તેની ભસ્મ ખાવી. (૭) મોટી હરડે ગોમૂત્ર સાથે ખાવી.

૧૭. **ક્રોષ્ટુશીર્ષ**—જાનુવેવા (૧) દશમૂળનો કવાથ એરંડ તેલ નાખીને પીવો. (૨) ગળો તથા ત્રિફળાના કવાથમાં ગુગળ ભેળવીને એક માસ સુધી પીવો.

બીજા વાના ઉપાયો. ૧૮ હનુગ્રહ, હનુસ્તંભ, મન્યાસ્તંભ તથા અર્દિત નામના વા (પ્રકારો જુવો. પૃષ્ટ ૧૭૩). (૧) દશમૂળકવાથ પીપર નાંખીને પીવો અથવા પીપળાનાં પાનનો સ્વરસ પીપર નાંખીને પીવો. બાહ્યાયામ, અંતરાયામ, પાર્શ્વશૂળ, કટિગ્રહ, ખલ્લી, દંડાપતાનક, ઇત્યાદિ વામાં (૨) તેલનો શરીરે અભ્યંગ કરવો. પરસેવો (ધામ) કાઢવો, તથા ગુગળ ખાવો. કાઠિન્યમાં (૩) દરદીને તેલથી ભરેલા તપેલામાં કે પીપમાં બેસાડવો; શબ્દાજ્ઞતા એટલે વાને લીધે બહેરાપણું આવેલ હોય તો (૪) કલ્યાણકાવલેહ ખાવો; વિટગ્રહ એટલે ઝાડો પકડાઇ રહેતો હોય અને બદ્ધવિટકતા એટલે ઝાડો બંધ થઇ જતો હોય તો (૫) સ્નેહપાન કરવું એટલે ઘી કે તેલ પીવું; પ્રલાપ એટલે જે વાના જોરથી દરદી બડબડયા કરતો હોય, તથા જે વાથી દરદી બીકણ બની ગયો હોય, જે વાથી દરદીના ચિત્તથી વિકૃતિ થઇ હોય તથા જે વાથી શરીર બહેરૂં—સ્પર્શ જ્ઞાન વિનાનું થયું હોય તેમજ જે વાથી ચામડીમાં પરસેવો જ ન થતો હોય તથા જેના વડે બળ ક્ષીણ પડી ગયું હોય તેમાં (૬) શુદ્ધ ગુગળનું ઘી સાથે સેવન કરવું. ગુદાશ્રિત એટલે ગુદામાં રહેલા વાયુમાં (૭) દશમૂળકવાથ એરંડીયું તેલ નાંખીને પીવો. આમાશયગત વાયુમાં (૮) ચિત્રકમૂળ, ઇંદ્રજવ, કાળીપાટ, કડુ, અતિવિષ તથા હરડેનો કવાથ પીવો; અને શુક્રગતવાયુમાં એટલે જે વાયુ વીર્યમાં જઇને વારંવાર વીર્યને બહાર કાઢતો હોય તે વાયુમાં અડદીયા લાડુ (નં. ૯૨૮) ખાવા.

૧૯. આ સિવાય લેપો, તેલો, પોલ્ટીસો, શેકો, બાફ, તેનો જ્યાં જરૂર જણાય ત્યાં ઉપયોગ કરવો. ઉશ્કેરાયલા તંતુઓને શાંત પાડવા અથવા જડ થયેલા સ્નાયુઓમાં ચૈતન્ય આપવું, એ વાના ઉપચારોનો મુખ્ય હેતુ છે. જડ થયેલા તંતુઓ વીજળી લગાડવાથી પણ જાગૃતિમાં આવે છે, અર્થાત્ વીજળીને લીધે લોહીનો પ્રવાહ ત્યાં ખેંચાઇ આવીને તે ભાગોને સજીવન બનાવે છે.

ઉપચારકોએ દરદની સ્થિતિ તથા દરદીનું બળાબળ જોઇને નીચેના ઉપાયોની યોજના કરવી:—

માષતૈલ, વાતગજાંકુશરસ (નં. ૫૦૯), વાતારિરસ (નં. ૫૧૦), મહારાસ્નાદિક્વાથ (નં. ૬૨૨), અજમોદિક ચૂર્ણ (નં. ૬૫૭), અમરસુંદરવટી ( નં. ૭૩૫ ) વિષમુષ્ટીગુટિકા ( નં. ૭૫૮ ), ત્રયોદશાંગગુગળ ( નં. ૭૬૭ ) યોગરાજ ગુગળ ( નં. ૭૭૦ ), દશમૂલારિષ્ટ (નં. ૭૭૭), નારાયણતૈલ (નં. ૮૫૪), લાક્ષાદિતૈલ (નં. ૮૫૯), બરશાશા ( નં. ૯૬૬ ).

**પથ્યાપથ્ય—પથ્ય**—અડદ, ઘઉં, કળથી, રાતા ચોખા, પરવળ, સરગવાની શીંગો, વંત્યાક, ઘી, કેળાંનાં ફુલ વગેરેનું શાક, પાકી કેરી, દ્રાક્ષ, દાડમ, ફાલસાં વગેરે ફળો; સાકર, દુધ, ઘી, દુધ તથા દહીં મેળવેલ દધિકુર્ચિકા ( ગરમ કરેલ દુધમાં સરખે વજને દહીં મેળવવાથી જે બને તે,) માવો; લસણ; ઇત્યાદિ ચીજો પથ્ય એટલે હિતકારક છે. દરદીને સવારમાં ધારોષ્ણ (તરતનું દોયેલું) દુધ તથા શરબત પાવું; રાત્રે પુરી, રોટલી, શીરો અને એવીજ બીજી પુષ્ટીકારક ચીજો પાચન શક્તિ પ્રમાણે અપાય. આ સિવાય તલનું તેલ શરીરે ચોળવું, તળાવ નદી વગેરેમાં ન્હાવું, સુગંધી વસ્તુઓ, ચોખ્ખી હવા, અને ચાંદની રાતનું સેવન, સંગીત, સંતોષ અને સુખ ઉપજે એવી વાતો સાંભળવી, એ સર્વ વાત વ્યાધિવાળાને સુખકારક છે. આ સર્વ પથ્ય મગજ સાથે સંબંધ રાખનારા મજ્જાતંતુઓ (નરવસ સીસ્ટમ)ના વ્યાધિ માટે હિતકારક છે; સાંધામાં વા આવવો કે કોઇ અંગ જકડાઇ જવું ઇત્યાદિ સ્થાનિક વાને માટે દહીં, નદીનું સ્નાન, માવો વગેરે અતિ પુષ્ટીકારક ખોરાક હિતકારક થઇ શકે નહિ. આર્ય વૈદક ગ્રંથોમાં વાતવ્યાધિ માટે પથાપથ્યની જે ચીજો બતાવેલી છે તે ઉપરથી તો એમજ સમજાય છે કે તેઓએ વાતવ્યાધિનો સંબંધ મગજના તંતુઓ સાથેજ માનેલો છે. પણ લકવો તથા વાતવ્યાધિમાં તાવ હોય તો તાવનું પથ્ય ( નં. ૯૭ ) પાળવું તથા કફનું જોર વિશેષ હોય તો ઠંડા પાણીને ઠેકાણે ગરમ પાણીથી ન્હાવું.

**અપથ્ય**—ચિંતા, જાગરણ, મળમૂત્રનો અટકાવ, ઉલટી, શ્રમ, અપવાસ, કસરત, લુખા, ટાઢા, ખાટા અને ખારા પદાર્થો, શોક, ક્રોધ, ઉદ્વેગ, દારૂ, આળસ, તડકો, ઇચ્છા વિનાનાં કામ, વાહનપર સ્વારી, મૈથુન, દાતણ, દિવસની નિદ્રા, વગેરે નુકશાનકારક છે.

---

## સંધિવા.

( Rheumatism—ર્યુમેટિઝમ.)

**કારણ**—વિરૂદ્ધ ખાનપાનથી લોહીમાં એક પ્રકારનું ખટાણ ( અંગ્રેજીમાં તેને લેકટીક એસીડ કહે છે) વધે છે તથા ક્ષારનો ભાગ ઘટે છે અને તેથી સાંધા પકડાય છે. ઠંડી તથા શરદીથી સાંધા ઝલાય છે; ખટાઇ ખાવાથી પણ સાંધા ઝલાય છે. પરમો તથા ઉપદંશ એટલે ગરમીનાં દરદને લીધે લોહી બગડી સાંધા ઝલાય છે; આ રોગ ઝેરથી તેમજ માબાપ તરફથી વારસામાં પણ ઉતરે છે.

લક્ષણ—શરીરમાં વા બે રીતે આવે છે. એક તીક્ષ્ણ અને બીજો શાંત અથવા જીર્ણ. જો વા એકદમ જોરમાં હુમલો કરે અને તેની સાથે તાવ વગેરે બીજા ઉપદ્રવો થઇ આવે, તો તેને તીક્ષ્ણ રૂપ જાણવું, અને તે તીક્ષ્ણ સંધિવા કંઇક મુદત વીત્યે જીર્ણ થાય છે અથવા પ્રથમથી જ ધીમે ધીમે સાંધા ઝલાય છે. તીક્ષ્ણ સંધિવા જો સુધરે છે તો જલદી આરામ થાય છે. અને લંબાણે પડી જીર્ણરૂપ પકડે છે તો સુધરતાં વાર લાગે છે, એટલુંજ નહિ પણ મટયા પછી વારંવાર વા દેખાઇ આવે છે. તીક્ષ્ણ સંધિવામાં પ્રથમ એકાદ દિવસ થોડો તાવ આવી પછી તે તાવ વધારે જોર કરે છે; શરીરપર પરસેવો, નાડી જલદ, જીભ ઉપર સફેદ છારી, માથામાં દરદ, તરસ, ઝાડાનો કબજો, પેસાબ થોડો તથા લાલ એ વગેરે ચિન્હો માલમ પડે છે. વાયુ રૂપે દોડનારૂં આ દરદ એકાદ સાંધામાં આવી પછી બીજા સાંધાઓમાં પ્રવેશ કરે છે. તીક્ષ્ણ રૂપમાં હાથ પગના સાંધા સુજી આવે છે અને તેમાં અસહ્ય દરદ થાય છે; કોઇ વખતે તાવ વધીને ૧૦૫ થી ૧૧૦ ડિગ્રી સુધી પણ પહોંચી જાય છે.

આ દરદ માત્ર સાંધામાં જ રહીને બંધ પડતું નથી. કોઈવાર તે સ્નાયુ, રક્તાશય વગેરે ભાગોમાં પણ પ્રવેશ કરે છે. રક્તાશયમાં આ દોષ જાય છે ત્યારે તે દરદ બહુ ભયંકર રૂપ પકડે છે; માટે તીક્ષ્ણ સંધિવામાં રક્તાશયની પરીક્ષા કરવી. રક્તાશયમાં દરદનો પ્રવેશ થાય છે ત્યારે રક્તાશય (હાર્ટ) ધમણની પેઠે ઘણા જોરથી ચાલે છે, નાડી અનિયમિત ચાલે છે, છાતી દુખે છે તથા ઉછળે છે, અને દરદીનો ચહેરો દુ:ખમાં દીન તથા ખિન્ન થયેલો થઈ જાય છે. સાધરણ સંધિવા બેચાર અઠવાડીઆમાં મટે છે અને તીક્ષ્ણ રૂપમાં જો મૃત્યુ થાય છે તો તે રક્તાશયના દરદને લીધે થાય છે.

ઉપાય—ખટાઇ ખાવાથી કે એવાજ બીજા નજીકના કારણથી સાંધા ઝલાય છે, તે અમ્લ વિરોધી ઉષ્ણ અને ક્ષારવાળા પદાર્થો ખાવાથી અનાયાસે છૂટા પડીને વા મટે છે. સાધારણ વા આવે છે ત્યારે એકાદ સાફ પેટ આવે એવી રેચક દવા લેવાથી તથા દુખતા સાંધા ઉપર તેલનું મર્દન અને શેક કરવાથી તે મટી જાય છે. સંધિવામાં દરદનાં કારણને એટલે વધેલા એસીડને કાઢવું; ક્ષારને વધારી લોહીને વધારે પ્રવાહી કરવું, સાંધાનો દુખાવો કમી કરવો, તાવને નરમ પાડવો અને લોહી સુધારવું, એ જરૂરના ઉપાયો છે, સાંધા મટતાં સુધી રોજ દસ્ત સાફ આવે એવી દવા લેવી અને તેને માટે એરંડીયું બહુ ઉત્તમ છે.

તીક્ષ્ણ સંધિવાના દરદીને પથારીમાં જ સુવાડી રાખવો; હરવા ફરવા દેવો નહિ. ફલાલીન કે ઉનનાં ગરમ કપડાં પહેરાવવાં, દુખતા સાંધા ઉપર ખસખસના ડોડાને ઉકાળેલા પાણીમાં સાજીખાર કે સોડા નાંખીને તેનાં પોતાં મુકવાં, અને તેના ઉપર તેલવાળું રેશમી કપડું વીંટવું; અથવા દરદ બહુ ન હોય તો તેવા પાણીનો શેક આપવો. દરદીને ઘણું કરીને ઝાડો કબજ થયો હોય છે. માટે તેને સુદર્શન ચૂર્ણનો ફાંટ (ચા) બનાવીને તેમાં એરંડીયું નાંખી પાવો અથવા નં. ૧૨૨૬,૧૨૨૭ની રેચક દવાઓ આપવી. સુદર્શનથી તાવ પણ હલકો પડશે; અથવા અંગ્રેજી દવાઓમાં તીક્ષ્ણ સંધિવા માટે સોડાસેલીસીલાસ ઘણું અકસીર મનાય છે માટે તે એકલું ૧૦ થી ૩૦ ગ્રેનના ડોઝથી દર ટંક આપવું અથવા તેનું કોઇ પણ મિશ્રણ આપવું. જુવો નં. ૧૪૪૪. જો સંધિવાનો હુમલો બહુ સખત હોય તો ડાકટરો સેલીસીલીક એસીડની ભલામણ કરે છે. તથા તેની સાથે પીડા શાંત કરવા માટે મોર્ફીઆ આપે છે પણ આ દવાઓના મોટા ડોઝથી દરદીને ઉબકા, ઉલટી, કાનમાં અવાજ, બહેરાપણું અને

તંદ્રા જેવાં ચિન્હો થઈ આવે છે અને પેસાબમાં આલબ્યુમેન પડવા લાગે છે. આવું જણાય છે કે તે દવા બંધ કરવી પડે છે. પણ તેના કરતાં નીચેની દેશી દવાઓ નિર્ભયપણે વાપરી શકાય, કેમકે તે કાંઇ પણ નુકશાન કર્યા વગર તાવ તથા સાંધાના દરદને દબાવે છે.

(૧) આગળ "વાતવ્યાધિ" માં જે જે ઉપાયો આપેલા છે તે સર્વ સંધિવામાં પણ ફાયદો કરે છે. (૨) તીક્ષ્ણ સંધિવામાં રાસ્ના, આસંધ, એરંડમૂળ તથા ગુગલ ફાયદો કરે છે અને જુના સંધિવામાં મેથી તથા લસણ ફાયદો આપે છે. (૩) એરંડમૂળ તથા સુંઠનો ઉકાળો એરંડીઉ તેલ નાખીને થોડા દિવસ પીવો. (૪) લસણનો રસ તોલા ૧, તેમાં શેકેલા હિંગ, જીરૂં, સીંધવ, સંચળ તથા ત્રિકટુ દરેક બબ્બે વાલ મેળવી પીવો તથા તેના ઉપર એરંડાના મુળનો કાવો પાવો. (૫) સુંઠ, એરંડાનાં મુળ, દેવદાર, ગળો, કાંટાશેળીઓ તેનો ક્વાથ કરીને પીવો. (૬) રાસ્ના, એરંડમુળ, દેવદાર, વજ, સુંઠ, ધમાસો, હરડે, અતિવિષ, નાગરમોથ, સતાવરી અને અરડુશીનાં પાન તેનો ક્વાથ. (૭) અજમો, પીપર, વરીઆળી, નાગરમોથ, મરી, સીંધવ એ દરેક ૧ ભાગ, હરડે ૬ ભાગ, સુંઠ ૧૦ ભાગ, વરધારો ૧૦ ભાગ અને ભારંગમુળ ૩૬ ભાગ તે સર્વનું ચૂર્ણ કરી ગોળનો પાક કરી તેમાં મેલવી ગોળીઓ બનાવવી, તે ગરમ પાણી સાથે ખાવી. (૮) સુંઠ, હરડે, લીંડીપીપર, નસોતર તથા સંચલ તેનું ચૂર્ણ થોડા દિવસ ખાવું. (૯) શુદ્ધ ગંધક નિત્ય ૦। રૂ. ભાર દુધ સાથે પીવો ફાયદાકારક છે. (૧૦) હરડે, સુંઠ, દેવદાર, એ ત્રણ સમભાગ ગુગળ ત્રણેથી બમણો, એ ચારે વસ્તુને ખાંડી એરંડીઆ તેલમાં ઘુંટી બોર જેવડી ગોળીઓ કરી અકેક લેવી. (૧૧) લસણપાક તથા એરંડપાક–૧૬ તોલા એરંડીનાં બીજ આઠગણાં દુધમાં ઉકાળવાં. અરધુ દુધ બળ્યા પછી તેમાં ૮ તોલા ઘી, ૩૨ તોલા સાકર અને લસણપાકમાં બતાવેલી દવાઓ દરેક ૦। તોલો બારીક ખાંડી તેનું ચૂર્ણ નાંખીને પાક તૈયાર કરવો. આ બન્ને પાક જીર્ણ સંધિવામાં ઘણો ફાયદો કરે છે. (૧૨) ગરમી તથા ઉપદંશને લીધે સંધિવા થયો હોય તો "મહારાસ્નાદિક્વાથ" અથવા "બ્રહદ્મંજીષ્ઠાદિક્વાથ" (નં. ૬૨૨, ૬૧૮) સાથે યોગરાજ ગુગળ અથવા કિશોરગુગળ (નં. ૭૭૦–૭૬૫) મેળવીને કેટલાક દિવસ પીવો. ચોપચીની ચૂર્ણ (નં. ૬૭૭) તથા ચોપચીનીપાક—(નં. ૮૧૩) ઉપદંશના જીર્ણ સંધિવામાં સારો ફાયદો આપે છે.

ઇંગ્રેજી ઉપાયો—તીક્ષ્ણ તથા જીર્ણ સંધિવાના અંગ્રેજી ઉપાયો નીચે પ્રમાણે કરવા.

**તીક્ષ્ણસંધિવા**—(૧૩) સાધારણ સંધિવામાં દરદીને આરામ આપવો અને દુખતા સાંધા ઉપર આ પ્રમાણે લોશન મુકવું—કારબોનેટ ઓફ સોડા અથવા કારબોનેટ ઓફ પોટાશ ૦॥ પાઉન્ડ તેને ૨॥ રતલ ગરમ પાણીમાં મેળવી દઈ તેમાં કપડાં બોળી સાંધા ઉપર લપેટવાં અને તેનાપર તેલમાં બોળેલું રેશમી કપડું વીંટવું. જો હાલવા ચાલવામાં ઘણું દરદ ન થતું હોય તો નં. ૧૪૨૧ ના ગરમ બાથ ( Hot Bath ) નો કોઇ પણ ઉપાય કરવો. (૧૪) જો દસ્ત ખુલાસેથી ન આવે તો વખતો વખત રેચક દવાઓ જેવી કે નં. ૧૨૨૬, ૧૨૨૭ ની મેળવણીઓ લેવી, અને ઉંઘ ન આવે તો ડોવર્સ પાઉડરના ૧૦ થી ૧૫ ગ્રેનનો એક ડોઝ રાત્રે લેવો. (૧૫) તીક્ષ્ણ સંધિવાના અવલથી આખર સુધીના ઉપચારમાં દરદીને હલકો ખોરાક આપવો, અને ઉત્તેજક તથા માદક દારૂ વગેરેનો અત્યંત ત્યાગ કરવો. (૧૬) આ સિવાય તીક્ષ્ણ સંધિવામાં નં. ૧૪૪૪, ૧૪૪૫, ૧૪૪૬, ૧૪૪૭, ૧૪૪૮ વાળાં અંગ્રેજી મીકશ્ચરો તથા નં. ૯૯૯, ૧૦૦૦, ૧૦૦૧, ૧૦૦૨ વાળા હકીમી નુસ્ખાનો ઉપયોગ કરવો.

(૧૭) જો સંધિવાનાં ચિન્હો રક્તાશય ઉપર માલમ પડે તો દરદવાળા ભાગપર બ્લિસ્ટર મારવું અને નં. ૧૨૪૪ વાળું મીક્શ્ચર ત્રણ ત્રણ કલાકે આપવું જારી રાખવું અને દાંતના પારા જરા સુજેલા લાગે એટલે બંધ કરવું.

**જીર્ણસંધિવા**—(૧૮) શરીરમાં ઉપદંશ વગેરે ગરમીનું કારણ હોય તો તે દૂર કરવાના ઉપાયો કરવા. ભેજવાળી સુવાની જગા, ભેજવાળી દિવાલો, અપૂર્ણ કપડાં, વગેરે સંધિવાને ઉત્તેજન આપનારી અડચણો દૂર કરવી અને પૂરતો પોષણકારક સારો ખોરાક ખાવો. ફ્લાલીનનાં ગરમ કપડાં પહેરવાં; દવા, ગરમ કપડાં, સારો ખોરાક, રાત્રે ડોવર્સ પાઉડર અને દુખતા ભાગપર વાતહર તેલનું મર્દન એ સર્વની સંધિવાના દરદમાં ખાસ જરૂર છે. (૧૯) નં. ૧૨૫૧ તથા ૧૨૯૧, નાં મિક્શ્ચરો અનુક્રમે અજમાવવાં અને નં. ૧૩૩૫ થી ૧૩૩૮ સુધીનાં લિનિમેન્ટો ઉપયોગમાં લેવાં. તથા (૨૦) નં. ૧૪૪૯, ૧૪૫૦, ૧૪૫૧, ૧૪૫૨, ૧૪૫૩ વાળાં મિક્શ્ચરો એક પછી એક અજમાવી જોવાં.

**સંધિવાના બહારના ઉપચારો**—(૨૧) નગોડનાં પાન બાફીને સાંધા ઉપર બંધાણ કરવું. (૨૨) દશમૂળના ઉકાળામાં તેલ નાંખીને તેને ફરી ઉકાળી સિદ્ધ કરેલું તેલ ચોળવું. (૨૩) માલકાંકણી, કડવીજીરી, અજમો, મેથી તથા તલ તેને પીલીને કાઢેલું તેલ. (૨૪) નારાયણ તેલ (નં. ૮૫૪) તથા મહાનારાયણ તેલ. (૨૫) બાવળની તથા સરગવાની છાલ વાટીને તેનો લેપ બાંધવો. (૨૬) મધ તથા કળીચુનાને હથેળીમાં ફીણી દરદવાળા ભાગપર ચોપડી ઉપર રૂ દાબવું. (૨૭) ગુગળ તથા ગુજરનો લેપ. (૨૮) સુવા, દેવદાર, કઠ, અને સિંધાલુણને વાટી આકડાના દુધમાં વાટી લેપ કરવો. (૨૯) લિનિમેન્ટ અગર ટિંક્ચર આયોડીન પીંછીવતી લગાવવું. (૩૦) નં. ૧૩૩૪ થી આપેલાં લિનિમેન્ટોમાંનાં યોગ્ય લાગે તે વાપરવાં. (૩૧) નં. ૮૬૪, ૮૭૪, ૮૭૫, વગેરે લેપો સંધિવા ઉપર ફાયદો કરે છે. એકજ સાંધામાં દરદ હોય તો "કેન્થારીડીસ પ્લાસ્ટર" મારવાથી તરત આરામ થાય છે.

**વિશેષ સુચના**—આ બધા બહારના ઉપચારો પીડાને ઓછી કરે છે, પણ દરદનું મુળ લોહી સુધારનારી દવાઓ પીધા વિના નીકળતું નથી અને વા એકવાર મટયા પછી ફરી ફરી દેખાવ દે છે, માટે સંધિવા મટાડવા માટે કેટલાક વખત સુધી લોહી સુધારનારી દવાઓનું સેવન કરવું યોગ્ય છે. તીક્ષ્ણ સંધિવાવાળા દરદીએ તાવના દરદી જેટલી સંભાળ રાખવી. પવનમાં તથા શરદ હવામાં ફરવું નહિ. ઠંડે પાણીએ ન્હાવું નહિ, અતિ ગરમ અને અતિ ઠંડા તથા લુખા પદાર્થો ખાવા નહિ; ટાઢું એટલે વાસી અન્ન કદિ ખાવું નહિ. સુકી અને ગરમ હવાવાળા પ્રદેશમાં વસવું, ખોરાક પોષણકારક પણ હલકો લેવો. **પથ્ય**—દુધ, ઘી, તેલ, મધુરસ, તલ, ઘઉં, અડદ, એક વરસના જુના ચોખા, કળથી, પરવળ, સરગવો, લસણ, દાડમ, કેરી અને સ્નિગ્ધ તથા ગરમ પદાર્થો ફાયદો કરે છે. **અપથ્ય**—ચિંતા, ઉજાગરો, ઝાડા પેસાબનો અટકાવ કે કબજો, ઉલટી, મહેનત, લાંઘણ, ચણા, વટાણા, કાંગ, ચોળા, જાંબુ, સોપારી, વાલ, કારેલાં; પાંદડાનાં શાક, ઠંડું ધાન્ય, ઠંડું પાણી, બહુ ક્ષાર, તુરા, કડવા તથા તીખા પદાર્થો, ગરમ મશાલા, દારૂ વગેરે માદક પદાર્થો, ઉત્તેજક પદાર્થો અને સ્ત્રી સેવન, તથા ઘોડા વગેરે વાહન ઉપરની સ્વારી એટલાં વાનાં નુકશાનકારક સમજી તેનો ત્યાગ કરવો. જીર્ણ સંધિવા વાળાએ શક્તિ પ્રમાણે ખુલી સ્વચ્છ હવામાં ચાલવા કરવાની કસરત કરવી.

**તીક્ષ્ણ સંધિવામાંથી થનાર બીજા રોગો**—રક્તાશયનું ઘટ થવું તથા બંધ પડવું, ફેફસાંના વ્યાધિ (ન્યુમોનિયા-પ્લુરીસી વગેરે) કોરીઆ (બાળકોનો મરજ, જેમાં

બાળકના હાથપગના તથા શરીરના કેટલાક સ્નાયુ ઇચ્છા વિના નિરંતર હાલ્યા જ કરે છે.) આંખના પડનો વરમ, વૃષણનો વરમ, તથા ગંઠીઓ વા વગેરે ઘણાક ઉપદ્રવો થઇ આવે છે. તેમાં પણ જ્યારે રક્તાશય વગેરે મર્મસ્થાનમાં સંધિવાની વિકૃતિ પ્રવેશ કરે છે, ત્યારે એ દરદ ભય ભરેલી સ્થિતિમાં આવે છે અને તેમાંથી ઘણા દરદીઓ ઉગરતા નથી.

## આમવાત.

**વર્ણન**—જે જે રોગમાં વાયુનો પ્રકોપ હોય છે અથવા વાયુ બીજા ધાતુઓને પ્રેરનારો હોય છે, તે સર્વ રોગોને દેશી વૈદ્યકશાસ્ત્રે વાતવ્યાધિના વર્ગમાં મૂકેલ છે, અથવા તેની સાથે "વાત" એવો શબ્દ લગાડેલો છે. આ બીજા પ્રકારમાં આમવાત, વાતરક્ત વગેરેનો સમાવેશ કરી શકાય છે. અંગ્રેજીમાં આગળ કહ્યા પ્રમાણે, જ્ઞાન તથા ગતિ તંતુઓના અને મગજના વ્યાધિઓને જુદા ગણવામાં આવેલા છે. જે રોગને દેશી વૈદ્યકશાસ્ત્રમાં "આમવાત કહે છે તેનો અંગ્રેજીમાં "સંધિવા" અથવા "ગંઠીઓવા" સાથે સમાવેશ થઇ ગયો જણાય છે. કેમકે આમવાતમાં પણ સાંધાઓમાં સોજો આવે છે અને બીજાં કેટલાંક લક્ષણો તેમજ ઉપાયો પણ સંધિવાના રોગમાં ઉપર બતાવ્યા છે તે પ્રમાણે છે.

**કારણ**—પ્રકૃતિ વિરૂદ્ધ આહાર વિહાર કરનારા, મંદ અગ્નિવાળા, કસરત એટલે જોઇએ એટલો શ્રમ નહિ કરનારાઓ, એવાં માણસોનો આમ (જઠરનો કાચો રસ) વાયુથી પ્રેરાઇને કફના સ્થાનકોમાં જાય છે અને ત્યાં કફના સંબંધથી વિશેષ બગડીને શરીરમાં આમ ફેલાવનારી ધોરી રગમાં પ્રવેશ કરે છે. આ અન્નરસ વાયુ, પિત્ત તથા કફથી બગડીને બધી નસોમાં ભરાય છે. આ આમ વિધવિધ રંગનો ચીકણો અને તેલીઓ હોય છે. આ આમયુક્ત વાત તથા કફ એકજ સમયે કુપિત થઇ કેડમાં પ્રવેશ કરીને શરીરને જડ બનાવે છે. ભારે અને ચીકણા પદાર્થો ખાઇને તરત મહેનત કરવાથી પણ આ રોગ થાય છે.

**લક્ષણ**—આ રોગ ઘણોજ દુઃખદાયક તથા દારૂણ છે. આ રોગમાં સંધિવા તથા અજીર્ણનાં મિશ્રિત લક્ષણો હોય છે. હાથ, પગ, ઘુંટી, કેડ, ઘુંટણ અને સાથળના સાંધાઓમાં વેદનાવાળો સોજો થાય છે. જ્યાં જ્યાં આમ ફેલાયો હોય છે ત્યાં વીંછીના ડંખ જેવી વેદના થાય છે, જઠરાગ્નિ મંદ પડે છે, મોંમાંથી ફીણવાળું પાણી છુટે છે, અનાજ ઉપર અભાવ થાય છે, શરીર ભારે થાય છે, સોજામાં બળત્રા થાય છે, પેસાબ ઘણો થાય છે, શૂળ નીકળે છે, દિવસે ઉંઘ અને રાત્રે અનિદ્રા, તૃષા, ઉલટી કે ઉબકા, ભ્રમણા, મૂર્છા, છાતીમાં દરદ તથા શૂળ, દસ્તનો કબજો, શરીર જડ તથા જકડાયેલું થાય છે, વગેરે આમ વાનાં ચિન્હો છે. ત્રણે દોષવાળો અને જેમાં આખા શરીરે સોજો આવે છે તે આમવાત અસાધ્ય છે.

**ઉપાય**—ઉપર સંધિવાના ઉપાયો બતાવેલા છે તે ઘણાખરા આમવાતને પણ લાગુ પડે છે. એ સિવાય નીચેના ઉપાયો અજમાવવા.

(૧) સુંઠ તથા ગળોનો ઉકાળો કેટલાક દિવસ લેવો. (૨) સુંઠ તથા ગોખરૂનો ક્વાથ આમવાત, કટિશૂળ, તથા પીઠનું શૂળ મટાડે છે. (૩) રાસ્ના, દેવદાર, ભીલામાં, સુંઠ, મરી, પીંપર, એરંડાના મૂળ, સાટોડી, અને ગળો-તેના ઉકાળામાં સુંઠનો કલ્ક, અથવા સુંઠનું ચૂર્ણ અથવા એરંડીઉં આપવું. (૪) એકલી સુંઠનો ઉકાળો કરી તેમાં એરંડીઉં નાંખી આપવું. (૫) દશમૂળના ઉકાળામાં એરંડીઉં આપવું. (૬) એરંડાના મૂળના રસમાં સુંઠ મેળવી તેના

ગોળાનો પુટપાક કરી તેમાં મધ નાંખી પીવો. (૭) સુંઠ, પીંપરીમૂળ, ચવક તથા ચિત્રકનો કવાથ, (૮) સાટોડીના કવાથમાં સુંઠ તથા કચરો મેળવીને પીવો. (૯) રાસ્નાપંચક (નં. ૬૨૬). (૧૦) લસણ, સુંઠ, અને નગોડ એ ત્રણેનો કવાથ પીવો. (૧૧) સુંઠ, હરડે, તથા અજમો તેનું ચૂર્ણ ખાટી છાશમાં અથવા ઉના પાણીમાં પીવું. (૧૨) સાટોડી, ભોરીંગણી, એરંડો, મરવો, પીલુડી, અને સરગવો એ સર્વનું પંચાંગ લઇ તેનો કવાથ કરીને દરદીને પાવો. (૧૩) સરસીયા તેલમાં ગરમાળાનાં પાંદડાં શેકીને સાયંકાળે ખાવાં અને પછી વાળું કરવું. (૧૪) હરડે ૧૨ ભાગ, સુંઠ ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, ખોરાસાની અજમો ૨ ભાગ, તથા સીંધાલુણ ૨ ભાગ તેનું બારીક ચૂર્ણ ખાટી છાસ સાથે કે ઉના પાણી સાથે પીવું. (૧૫) સુંઠ તો. ૨૪ ભાર, ધાણા તો. ૮ ભાર તેનો કલ્ક કરી તેને ૬૪ તોલા ઘી તથા ૨૫૬ તોલા પાણીમાં નાંખી ઘી બાકી રહે ત્યાં સુધી પકાવવો, આ ઘી આમવાત, મંદાગ્નિ, વાયુ તથા કફને દુર કરે છે. (૧૬) સુંઠનો કલ્ક રૂ. ૫ ભાર, સુંઠનો કવાથ રૂ. ૨૫૬ ભાર અને ઘી ૬૪ ભાર એ સર્વને ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘી કફ, વાયુ, મંદાગ્નિ તથા આમવાતને મટાડે છે. (૧૭) શુંઠીપુટપાક (નં. ૫૪૦). (૧૮) **મહારાસ્નાદિ કવાથ** (નં. ૬૨૨). (૧૯) **અજમોદાદિ ચૂર્ણ** (નં. ૬૫૭). (૨૦) અમૃતા ગુગળ (નં. ૭૬૩). (૨૧) યોગરાજ ગુગળ (નં. ૭૭૦). (૨૨) દશમૂળારિષ્ટ (નં. ૭૭૭), (૨૩) મેથીપાક (નં. ૮૧૯). (૨૪) ખંડશુંઠી—સુંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દુધ ૧૨૮ તોલા, ખાંડ ૨૦૦ તોલા તેનો પાક કરી તેમાં સુંઠ, મરી, પીંપર, તજ, તમાલપત્ર અને એલચી દરેક ચાર ચાર ભારનું ચૂર્ણ નાંખી તે પાક ખાવો. (૨૫) ગોમૂત્રની સાથે ગુગળ પીવો. (૨૬) સુંઠ સાથે હરડે ચાટવી. (૨૭) તલ તથા સુંઠ વાટીને તેની ચટણી ખાવી. (૨૮) સુંઠ, હરડે તથા ગળોના ઉકાળામાં ગુગળ નાંખીને ઉનો ઉનો પીવો. (૨૯) લસણનો રસ તથા ગાયનું ઘી એકેક તોલો પીવો.

**વિશેષ સુચના—પથ્ય**-લાંઘણ, શેક, રેચ, બાફેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળ, લસણ મેળવેલ સાટોડીનાં પાંદડાંનું શાક, પરવળ, કારેલાં, જવ, જુના રાતા ચોખા, કળથીનું, વટાણાનું તથા ચણાનું ઓસામણ, સર્વ રૂક્ષ અન્ન, છાશ, લસણ કડવા તથા તીખા પદાર્થો. **અપથ્ય**—દહીં, ગોળ, ક્ષારવાળા પદાર્થો, અડદ, મળમૂત્રનો અટકાવ, ઉજાગરો, જડ અને કફકારક પદાર્થો, સ્નિગ્ધ અને ગુરૂ (ભારે) પદાર્થો જેમકે ઘી, માંખણ, મલાઇ.

---

## મહાકુષ્ટ—રગતપીત—પત.

( Leprosy લેપ્રસી. )

કેટલાક આ રગતપીતને રક્તપિત્ત નામ આપે છે, પણ તે નામ ખરૂં નથી. રક્તપિત્તનો વ્યાધિ જુદો જ છે, જેનું વર્ણન તે વ્યાધિ નીચે (પૃષ્ઠ ૫૫૪) કરેલું વાંચવાથી માલમ પડશે. વળી વાતરક્ત એ જુદો જ રોગ છે, માટે આ રોગોનાં નામોનો આવી રીતે ગુંચવાડો થવાથી ઘણી વખત દરદી લોકો ભૂલાવામાં અને વહેમમાં પડે છે. માટે લોકોએ એ બધા દરદોનાં ખરાં નામથી જાણીતા થઇ એ દરેક રોગને તેના ખાસ નામથી તથા સ્વરૂપથી ઓળખવા જોઇએ.

**કારણ**—આરોગ્યના નિયમો વિરૂદ્ધ, પ્રકૃતિ વિરૂદ્ધ તથા સ્વભાવથી વિરૂદ્ધ એવાં ખાનપાનો સાથે લેવાથી કે સેવન કરવાથી આ રોગ પેદા થાય છે. આ રોગનું કોઇ ખાસ કે ચોક્કસ કારણ હજુ સુધી મળી આવ્યું નથી. હાલના નવા શોધે એવું સિદ્ધ કરેલું છે

કે એ રોગ એક સૂક્ષ્મ 'લેપ્રી' નામના જંતુને લીધે થાય છે. વાતરકતનો ભયંકર રોગ ચેપી છે એટલે ઉપદંશની પેઠે સ્પર્શથી તે ફેલાવો પામે છે. વળી તે વારસામાં પણ ઉતરતો જાય છે. એટલા માટે આ રોગવાળા પતીયેલ રોગીનો સંસર્ગ કરવો નહિ, તેવા રોગીની સાથે લગ્ન કરવું નહિ. ગરીબ ભીખારી લોકો જેઓ ખરાબ બગડેલ અન્ન ખાવાવાળા છે તેઓમાં આ રોગનો વિશેષ ઉપદ્રવ જોવામાં આવે છે. આ રોગનાં પૂર્વ લક્ષણો વાતરક્તના જેવાં છે, તેથી કોઇ તેને વાતરકત નામ પણ આપે છે. વિશેષ માહીતી માટે જુવો પૃષ્ટ ૨૦૬–૨૦૭ ઉપરનું વર્ણન.

**લક્ષણ**—આ રોગનાં પૂર્વ રૂપમાં પ્રથમ ચિન્હો તરીકે, શરીરપર અત્યંત પરસેવો થાય છે અથવા બીલકુલ થતો નથી, સ્પર્શનું જ્ઞાન ઓછું થાય છે, સાંધાઓ ઢીલા થાય છે, અંગ જડ થાય છે, શરીરમાં સોયો ભોંકાયા જેવી વેદના થાય છે, મેદ, ભારેપણું તથા ગ્લાની થાય છે, ચળ તથા બળતરા થાય છે; અને શરીરે ચકરડાં ચકરડાં પેદા થાય છે. દરદની વધી ગયેલી સ્થિતિમાં તેનાં ચિન્હો સ્પષ્ટ માલમ પડે છે. ઉંદરીઆ વાની પેઠે હાથપગથી શરૂ થઇ શરીરપર ગાંઠો તથા ચકામાં ઉપડી આવવા ઉપરાંત આખા શરીરપર અને વિશેષ કરીને કાન, કપાળ વગેરે મોંના અવયવો ઉપર સોજો, ચામડી ઉપર તગતગાટ અને રતાશ, હાથપગની આંગળીઓ વાંકી વળવી, નખ ખવાઇ ખરી પડવા, સોયો ભોંકાયા જેવી વેદના, બળતરા, ચામડીમાં ફુટ થવી, પાણી ઝરવું, માંસ ખરી પડવું એ વગેરે તેનાં છેલ્લાં ચિન્હો છે.

આ રોગની મુખ્ય બે જાતો જોવામાં આવે છે. **ગંઠીયો રગતપીત** અથવા **વાતરક્ત** તથા **શુન્ય રગતપીત** અથવા **વાતરક્ત.** કેટલાકને શરીરપર ગાંઠો ઉપડી આવે છે અને કેટલાકની શરીરની ચામડી ગાંઠો વિના ફકત સ્પર્શજ્ઞાન વિનાની બહેરી થાય છે. ઘણા દરદીઓને આ બન્ને ચિન્હો સાથે હોય છે, પણ કેટલાકને એકલી ગાંઠોજ અથવા એકલી ત્વચાની બહેરાશ હોય છે.

**ગંઠીઓ મહાકુષ્ટ (વાતરક્ત)**—ગંઠીઓ પતરોગ એ રીતે શરૂ થાય છે. તાવની સાથે લાલ ચાઠાં ઉપડી આવે છે અથવા તાવ વિના શરૂવાત થાય છે, પ્રથમ ચાઠાં રાતાં ભુખરા રંગનાં હોય છે, પછી સુજી આવી તેમાં ગાંઠો બંધાય છે. મોઢું, ગાલ, નાક, કાન વગેરે અવયવોની ચામડી જાડી, સુજેલી તથા તગતગેલી દેખાય છે અને પછી શરીરના બીજા ભાગોમાં પણ આવો ફેરફાર થાય છે. આ રોગની શરૂવાત અને સ્પષ્ટ ચિન્હો દેખાતાં દેખાતાં વખતે ઘણી મુદત વીતી જાય છે, ચાઠાંમાંથી ગાંઠો થાય છે અને તે ગાંઠો વધીને મોટી થયેથી તેમાં ફુટ થઇ પરૂ વહે છે. નાકનું હાડકું સડી નાક ચપટું થાય છે. શરીરના ઉપલા છેડાપર આવો ફેરફાર થઇ જાય છે, ત્યારે બીજી તરફથી નીચલા છેડાપર પગનાં આંગળાં સુજી આવે છે, પાણી ઝરે છે તથા ખવાઇને ખરી પડે છે, હાથ પગ ઠંડા થાય છે. હાથ પગમાં આગ બળે છે અને ચામડી પાછળથી શુન્ય–બહેરાશ મારી ખોટી પડે છે.

**શુન્ય મહાકુષ્ટ (વાતરક્ત)**—હાથપગ અથવા શરીરનો કોઇ ભાગ પ્રથમ સુનો પડે છે. ચામડીની આ બહેરાશ અકસ્માત દરદી ન સમજી શકે એવી રીતે આવે છે અને દરદીને અચંબા સાથે એ બહેરાશ પછીથી માલમ પડે છે. કોઇ વખત પ્રથમ શરીરપર ફોલ્લો ઉઠે છે. આ ફોલ્લો ફુટીને પાછો રૂઝાઇ તે જગાએ ધોળો કરચલીવાળો ડાઘ પડે છે, ફરી બીજા ભાગપર ફોલ્લો ઉઠે છે. પ્રથમ શરૂવાત હાથપગમાં થાય છે. શરીરપર ચાઠાં થાય છે. તેની ચામડી સુકી અને બહેરી હોય છે. આ ચાઠાં ફેલાતાં જાય છે. ચાઠાંવાળા ભાગ એવા તો

શુન્ય પડી જાય છે કે તે ભાગને અગ્નિથી બાળીએ કે કાપીએ તોપણ દરદીને કશું માલમ પડતું નથી. આ જાતના પતરોગમાં દરદીનાં આંગળાં સડીને ખરી પડવાને બદલે અંદર સંકોચાઇ ઠુંઠાં થઇ જાય છે.

ઉપાય—મહાકુષ્ટ એટલે પતના ભયંકર વ્યાધિનો કોઇ ચોકસ અકસીર ઉપાય હજી સુધી માલમ પડેલો નથી. તોપણ આ રોગની શરૂવાતના ઉપાયો તરીકે નીચે લખેલા ઉપાયો સારા છેઃ—

(૧) શોધક દવાઓ (નં. ૪૩૬), સારક શોધક દવાઓ (નં. ૪૩૬) તથા શીતળ રોપણ દવાઓ (નં. ૪૨૫). (૨) ગળો ઉત્તમ ઉપાય છે. માટે ગળોના ઉકાળામાં એરંડીઉ તેલ અથવા ગુગળ નાંખીને લાંબા વખત સુધી સેવન કરવું; અથવા ગળોનો રસ, કલ્ક, ચૂર્ણ કરી તેનું સેવન કરવું. (૩) ગળો તથા ગુગળની ત્રિફળાના ઉકાળાના પાણીમાં ગોળીઓ કરી તેનું સેવન કરવું. (૪) અરડુશીનાં પાન, ગળો તથા ગરમાળો તેનો ઉકાળો કરી એરંડીયું તેલ નાંખીને પીવો. (૫) ત્રણથી પાંચ હરડેની છાલનું ચૂર્ણ કરી ગોળમાં મેળવી રોજ ખાવામાં આવે અને તેનાપર ગળોનો ઉકાળો પીવામાં આવે તો ભયંકર રગતપીતની પણ શાંતિ થાય. (૬) દુધની સાથે એરંડીઉં તેલ નિત્ય પીવું અને રેચ લાગીને એરંડીઉં પચી ગયા પછી દુધભાતનું ભોજન કરવું. એવી રીતે લાંબા કાળ સુધી કરવામાં આવે તો ઘણા દોષવાળો પતનો રોગ શાંતિ પામે છે. (૭) ગળોના કવાથમાં ગળોનો કવાથ તથા કલ્ક નાંખી ચોગણા દુધમાં સિદ્ધ કરેલું ઘી ખાવાથી બહુજ ફાયદો થાય છે, અથવા ગળોના કવાથ કે સ્વરસમાં ગળોનાજ કલ્કથી પકાવેલું ઘી શરૂવાતનો તેમજ આગળ વધેલ પતમાં સુધારો થાય છે, વાતરક્ત મટે છે. (૮) આકડાના મૂળનું લાંબા વખત સુધી સેવન કરવું. (૯) સોનામખી (મીંઢીયાવળ)નું પવિત્ર ચૂર્ણ (નં. ૬૯૪) લાંબા વખત સુધી સેવન કરવાથી આ દરદ ઉપર ઘણી જ સારી અસર થાય છે. (૧૦) છાલમોગરાનું તેલ ૧૦ થી ૪૦ ટીપાં, ચુનાના નીતર્યાં પાણીમાં નિત્ય દિવસમાં બે ત્રણવાર આપવું. (૧૧) ઉંદરકાનીનો રસ પીવો તથા તેનાં પાન વાટી લેપ કરવો. (૧૨) આસોંદરાનું મૂળ તથા છાલનો ઉકાળો મરીના દાણા નાંખી ચાર છ માસ પીવો. (૧૩) કાળીજીરી ત્રિફળાના ઉકાળામાં પીવી. (૧૪) ગળજીભી એટલે ગાવઝબાન આ રોગના દાહને શાંત કરે છે.

આ સિવાય બની શકે તો વિદ્વાન વૈદ્યોની સલાહથી મોટા ઇલાજો નીચે પ્રમાણે કરવાઃ—

(૧૫) અમૃતાદ્યઘૃત—ગળો, જેઠીમધ, દ્રાખ, ત્રિફળા, સુંઠ, ખપાટ, અરડુશી, ગરમાળો, ધોળી સાટોડી, દેવદાર, ગોખરૂ, કડુ, મજીઠ, પીપર, રાસ્ના, એખરો, એરંડમુળ, વરધારો, મોથ, કમળ તેનો કલ્ક કરવો. ૬૪ તોલા ભાર આમળાનો રસ, ૬૪ તોલા ભાર ઘી અને ૧૯૨ ભાર પાણી એ સર્વને એકત્ર કરી તેમાં ઉપલો કલ્ક પકાવી ઘી સિદ્ધ કરવું અને તે ઘી દવા તરીકે તેમજ જમવામાં લેવાથી આ રોગમાં બહુજ ફાયદો કરે છે.

(૧૬) ગડુચીતેલ—ગળો તોલા ૪૦૦ ભાર તેને ૧૦૨૪ તોલા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રાખી ગાળી લેવું, તેમાં ૧૦૨૪ તોલા દુધ, તથા જેઠીમધ, મજીઠ, જીવનીયગણનાં (નં. ૪૫૩) મળે એટલાં ઔષધો, કઠ, એલચી, અગર, દ્રાખ, જટામાંસી નખલા, નગોડનાં બી, ગોરખમુંડી, સુંઠ, મરી, પીપર, સુવા, કાકડાશીંગી, ઉપલસરી, તજ, તમાલપત્ર, અરણી, સમેરવો, ભોંઆંબળી, તગર, નાગકેસર, વાળો, પદ્મકાષ્ટ, કમલ, રતાંજલી, એમાંથી જેટલી મળે એટલી દવાઓ એકેક તોલો લાવી ખાંડીને, કરેલી ચટણી તથા ૨૫૬ તોલાભાર તેલ તે સર્વ ધીમા તાપથી પકાવી તેલ સિદ્ધ કરવું. આ તેલ વાતરક્તના તથા

પતના દરદીએ પીવા, શરીરે ચોળવા તથા પીચકારી મારવાના ઉપયોગમાં લેવું. તેનાથી શરીર સડાના સર્વ વિકારો નાશ પામે છે.

(૧૭) **મધુકતૈલ**—ચાર તોલા ભાર જેઠીમધનો કલ્ક કરવો. ૬૪ તોલા ભાર તેલ, ૨૫૬ તોલા ભાર દુધ, ત્રણે મેળવી ધીમા તાપથી તેલ તૈયાર કરવું. આ પ્રમાણે તૈયાર થાય તે તેલને ફરી એવીજ રીતે ૧૦૦ વાર અથવા ૧૦૦૦ વાર પકાવવું. આવી રીતે સો કે હજાર વાર પકાવેલું તેલ વાતરક્ત વગેરે ઘણા દારૂણ રોગોને મટાડી ધાતુઓને પુષ્ટ કરે છે તથા જીવન વધારે છે.

(૧૮) સુશ્રુતમાં આપેલ વિડંગતંદુલનો પ્રયોગ કરાવીને મંજીષ્ટાદિ વગેરે રક્તશોધક ઔષધોનું સેવન કરવાથી આ દરદમાં ઘણો સારો સુધારો થાય છે, એવો અમને પોતાને અનુભવ મળેલો છે.

(૧૯) **બૃહદ્ મંજીષ્ટાદિ ક્વાથ**—(નંબર ૬૧૮) ત્રિફળા ગુગળની સાથે અથવા કિશોર ગુગળની સાથે ઘણો વખત સેવન કરવો. (૨૦) **ચંદ્રપ્રભાગુટિકા**—(નંબર ૭૪૭) અનુપાન-પાણી, દુધ, છાસ, કે ખપે તેણે બકરીના માંસરસમાં દર ટંક ૦। થી ૧ તોલાની ગોળીનું સેવન કરવું. (૨૧) કિશોરગુગળ, ગોક્ષુરાદિગુગળ, ત્રિફળાગુગળ, (નં. ૭૬૫-૬૬-૬૮, અમૃતાઘૃત (નં. ૮૪૦).

જો પતનો રોગ બહુ ઉંડો ન ગયો હોય તો તેના ઉપર બહારના ઉપચારો, લેપો, અભ્યંગો, તથા બંધાણ કરવાં અને જો દોષ ઉંડો ગયો હોય તો રેચ, પીચકારી, તથા સ્નેહપાન (ઘી વગેરે પાવું ) કરીને યોગ્ય ઔષધોનું સેવન કરવું. બહારના ઉપચારો નીચે પ્રમાણે છે:—

**બહારના ઉપચારો**—આરંભના ઉપાયો—(૨૨) બકરીના ઘીમાં કે દુધમાં ઘઉંનો લોટ કાલવીને લેપ કરવો. (૨૩) તલને શેકીને વાટવા ને તેની ચટણી દુધમાં ઉકાળી તેનો લેપ કરવો. (૨૪) અળશીને દુધમાં વાટી લેપ કરવો. (૨૫) એરંડીનાં મીંજને પાણીમાં કે દુધમાં વાટીને તેનો લેપ કરવો. (૨૬) ભેંશનું માખણ, ગંધક, ગોમૂત્ર, દુધ, અને સીંધાલુણ એ સર્વ એકત્ર કરી ધીમા તાપથી અગ્નિ ઉપર ગરમ કરી શરીરે ચોળવાથી શરીરની ફાટ તથા તણુખ મટે છે. (૧૭) સોવાર અથવા હજારવાર પાણીથી ધોએલું ઘી અથવા ઘી અને રાળ મિશ્રિત કરી તેનો લેપ કરવાથી રૂધિરના કોપવાળું વાતરક્ત મટે છે. (૨૮) દશાંગલેપ (નં. ૮૭૪), આસોદ અને તલના કલ્કનો લેપ કરવો. (૨૯) સરસવ, લીંબડાનાં પાન, આકડો, જટામાસી, જવખાર અને તલને વાટી તેનો લેપ કરવો. (૩૦) મસુરની દાળને માખણમાં વાટીને અથવા સરગવાનાં બીયાં માખણમાં વાટીને લેપ કરવો. (૩૧) ગરજનનું તેલ ૧ ભાગ અને સાલીડ ઓઇલ ૪ ભાગ મેળવી સવાર સાંજ શરીરે ચોળવું, અથવા બાવચીનું તેલ, કે ચારોળીનું તેલ, અથવા કારબૉલિક તેલ (નં. ૧૧૮૦) શરીરે ચોળવું.

**વિશેષ સુચના**—વાતરક્તનો તથા પતનો રોગ ઘણોજ ભયંકર છે, અને તેથી તે રોગમાં કોઈ પણ દવાનું લાંબા વખત સુધી એટલે ઘણા માસ સુધી સેવન કરવાથીજ ફાયદો થાય છે. આ પતના રોગવાળાને કુટુંબનાં બીજાં માણસોથી અલગ રાખવો. તેને સારો પથ્ય ખોરાક, સ્વચ્છ હવા તથા સ્વચ્છતા જરૂરનાં છે. **પથ્ય**—જુના જવ, જુના ચોખા, જુના ઘઉં, સાઠી ચોખા, તુવર, ઘઉં તથા મગની દાળ અથવા ઓસામણ, કળથી, તાંદળજો ( દવાનું કામ પણ કરી શકે છે ), દુધી અથવા નઘ, દુધ, ઘી, સીંધાલુણ વગેરે હિતકારક છે.

**અપથ્ય**—કસરત, સ્ત્રીસેવન, ક્રોધ, ઉષ્ણ પદાર્થો, ખાટા તથા ખારા પદાર્થો, દિવસની નિદ્રા, તેમજ શરદ અને ભારે પદાર્થોનો ત્યાગ કરવો.

## રક્તપિત્ત.

( Scurvy—સ્કર્વિ. )

**કારણ**—તીક્ષ્ણ, ક્ષાર, ઉષ્ણ, તથા લવણ પદાર્થોનું અતિ સેવન, અતિ તાપ, અતિ કસરત, અતિ પંથ, અતિ શોક, અતિ મૈથુન એ વગેરે વિરૂદ્ધ આહારવિહારથી પિત્ત બગડીને લોહીને પણ બગાડે છે અને એ પ્રમાણે બગડેલું લોહી રક્તવાહીની નસોથી છુટું પડી ઉંચેનાં દ્વારો તેમજ નીચેનાં દ્વારોથી પડે છે, આવા રક્તસ્ત્રાવને એલોપથીમાં Bleeding કહે છે, જે માત્ર બીજાં દરદોનું લક્ષણ છે. આધુનિક વિદ્વાનોએ એવું સિદ્ધ કરેલું છે કે, તાજી વનસ્પતિ, શાક તરકારી નહિ ખાવાથી (Scurvy) રક્તપિત્તનો રોગ થાય છે. બીજા અયોગ્ય આહારવિહારથી પણ આ રોગ થતો હોય એવું જોવામાં આવેલું છે. રક્ત એટલે લોહી અને પિત્ત એ બન્ને અથવા રક્ત એટલે રાતા વર્ણનું થયેલું પિત્ત વહેવા માંડે છે તેથી તે રોગનું નામ **રક્તપિત્ત** પડેલું જણાય છે.

**લક્ષણ**—નાક, કાન, આંખ, મોંઢું, યોનિ તથા ગુદા તેમજ શરીરનાં બારીક છિદ્રોમાંથી રક્તવર્ણનું પિત્ત અથવા લોહી પડે છે. શરીરમાં દુર્બળપણું, ફીકાસ, ઉદાસીનતા, શ્વાસ, કાસ, જ્વર, ઉલટી, દાહ, માથામાં પરિતાપ, આળસ, મોમાં ખરાબ વાસ, અરૂચિ, મંદાગ્નિ વગેરે આ રોગના બીજા ઉપદ્રવો છે. સ્કર્વિ રોગવાળાનાં દાંતનાં પેઢાં સુજેલાં, પોચાં, અને કાળાં રંગનાં થાય છે. એ પેઢાં કેટલીકવાર સડીને ચાંદાં પડે છે અને તેમાંથી લોહી ઝરે છે. આ સિવાય પગપર અને બીજા ભાગપર પણ જાંબુડા રંગનાં ચાઠાં થાય છે, ચાંદાં પડે છે; તેમાંથી લોહી પડે છે, પગ પર સોજા થાય છે, અને રૂઝાયેલા ઝખમ ફરીને ફુટે છે, ભુખ લાગતી નથી. ઝાડો કબજ થાય છે, અથવા વધારે જુલાબ ઉતરી મરડા રૂપે તેમાં લોહી પડે છે. સ્કર્વિ રોગમાં તો ફક્ત દાંતના પારામાંથી લોહી પડે છે અને રક્તપિત્ત રોગમાં ઉપર જણાવ્યા પ્રમાણે કોઇ પણ દ્વારમાંથી લોહી પડે છે.

**પ્રકાર**—દેશી વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે રક્તપિત્તના મુખ્ય બે પ્રકાર છે. ૧ ઊર્ધ્વગ, તથા ૨. અધોગ. ઉર્ધ્વગ એટલે શરીરના ઉપલા ભાગનાં છિદ્રો–નાક, કાન, આંખ, મોં વાટે વહેનારૂં અને અધોગ એટલે નીચલાં છિદ્રો–પેસાબમાર્ગ તથા ગુદામાંથી વહેનારૂં. ઊર્ધ્વગ રક્તપિત્ત સાધ્ય ગણાય છે. અધોગ રક્તપિત્ત કષ્ટસાધ્ય છે તથા બન્ને સાથે હોવાની સાથે જો દરદી વૃદ્ધ અને અશક્ત હોય તો અસાધ્ય ગણાય છે.

**ઉપાય**—રક્તપિત્તના ઓછા વધતા દોષ પ્રમાણે ન્હાના મોટા ઉપાયો નીચે પ્રમાણે છે.

(૧) **અરડુશી**—ઉત્તમ ઉપાય છે. તેની બનાવટો વાસાસ્વરસ (નં. ૫૩૦), વાસાપુટપાક (નં. ૫૩૪), વાસાદિ કવાથ (નં. ૬૩૬), વાસાવલેહ (નં. ૮૦૪), અરડુશીનું ચાટણ (નં. ૮૦૫), (૨) **કહોળું**—તેની બનાવટો–ખંડકુષ્માંડપાક (નં. ૮૧૨), કુષ્માંડાવલેહ (નં. ૭૯૬). (૩) **દ્રાખ**—દ્રાક્ષાવલેહ (નં. ૮૦૦), (૪) જીરાપાક (નં. ૮૧૪).(૫) વાળો–ઉશીરાસવ (નં. ૭૮૦). (૬) બકરીનું દુધ, મધ તથા સાકર મેળવી પીવું. (૭) જેઠીમધ, ધાણા, રતાંજલી, અરડુશી તથા વાળો તેનો કવાથ મધ તથા સાકર મેળવીને પીવો. (૮) શંખજીરૂ, ઘી તથા સાકર. (૯) દ્રાખ, સુગલાઇએલાણા તથા ધાણાનો ઉકાળો. (૧૦) જવને સેકીને તેનો

લોટ કરી તેમાં પાણી તથા ઘી મેળવી પીવો. (૧૧) આંબાની છાલ, જાંબુડીની છાલ, અર્જુનવૃક્ષની છાલ એ ત્રણ ઝાડની છાલ ચાર તોલા બારીક વાટી રાતે માટીના વાસણમાં ૨૪ તોલા પાણીમાં ભીંજવી રાખી સવારમાં ગાળી લઇ મધ નાંખી પીવું. (૧૨) ધાણા, આંબળાં, અરડુશીનાં પાન, દ્રાખ, ખડસલીઓ, તે સર્વનું હિમ કરીને પીવું. (૧૩) કમળના તંતુઓ, મજીઠ, ચણકબાબ, બલદાણા, કપુર, વાળો, મોથ, રતાંજલી અને પદ્મકાષ્ટ એ દરેક એક એક તોલો લઇ તેનો કલ્ક કરવો. પછી ૬૪ તોલા ભાર ચોખાનું ધોણ, ૬૪ ભાર બકરીનું દુધ, અને ૬૪ ભાર બકરીનું ઘી તેમાં તે કલ્ક મેળવી પકાવી ઘી સિદ્ધ કરવું. વૈદ્યક શાસ્ત્રમાં આ ઘીને **દૂર્વાદ્યઘૃત** કહે છે. તેનો ઉપયોગ-મોંમાંથી લોહીની ઉલટીવાળાએ તે ઘી પીવું. નાકમાંથી નાકોડી રૂપે લોહી વહેતું હોય તો તે ઘીનું નસ્ય દેવું, કાનમાંથી લોહી વહેતું હોય તો કાનમાં તે ઘી પુરવું, આંખમાંથી લોહી નીકળતું હોય તો આંખમાં પુરવું; અને ગુદા તથા મૂત્ર માર્ગથી લોહી વહેતું હોય તો ત્યાં તે ઘીની પીચકારી મારવી, શરીરનાં બારીક છિદ્રો (રૂવાંડાં) થી લોહી વહેતું હોય તો તે ઘીનો અભ્યંગ એટલે લેપ કરવો. (૧૪) દ્રાખ, સુખડ, લોદર, ધઉંલા એ ચાર વસ્તુનું ચૂર્ણ અરડુશીના પાનના રસમાં તથા મધમાં પીવાથી તમામ જગાના રક્તસ્રાવ બંધ થાય છે. (૧૫) આંબળાના ચૂર્ણને ઘીમાં સેકી પછી પાણી મેળવી માથાપર લેપ કરવાથી નાકોડી બંધ પડે છે. (૧૬) નાકના સ્રાવમાં સાકરનું પાણી પીવું, નાકથી દુધ પીવું. દુધમાં દ્રાક્ષનો રસ મેળવી પાવો અથવા સાકર સાથે શેરડીનો ઠંડો રસ પાવો. (૧૭) દાડમનાં ફુલનો રસ અથવા આંબાની ગોટલીનો રસ અથવા ડુંગળીનો રસ સુંઘવાથી નાકોડી બંધ પડે છે. (૧૮) ચ્યવનપ્રાશાવલેહ (૭૯૯) તથા **ચંદ્રકળારસ** (નં. ૪૫૦) આ રોગને માટે ઉત્તમ ઉપાયો છે. (૧૯) લીંબુનો રસ ૪ ઐાંસ, કલોરેટ ઓફ પોટાશ ૧ ડ્રામ, ટિંકચર સીંકોનાં કમ્પાઉન્ડ ૪ ડ્રામ, સાકર ૨ ઐાંસ, બ્રાંડી ૨ ઐાંસ, પાણી ૪ ઐાંસ; માત્રા ½ ઐાંસ. દિવસમાં ત્રણ વાર પીવું. (૨૦) ટિંકચર ફેરી પરકલોરાઇડ ૧ ડ્રામ, ક્વીનાઇન ૬ ગ્રેન, કલોરેટ ઓફ પોટાશ ૦ાા ડ્રામ; પાણી ૩ ઐાંસ, ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણ વાર પીવું. (૨૧) નંબર ૧૦૧૭, ૧૦૧૮ના હકીમી નુસ્ખાઓ. (૨૨) લીંબુ, દાડમ, જાંબુ, આંબલી, આંબળાં વગેરેનું શરબત પીવું તથા ફળ ખાવાં.

**બીજા ઉપાયો**—નં. ૫૬૩, ૫૮૦, ૫૮૩, ૬૦૯, ૭૨૮, ૭૭૭, ૭૮૧ વગેરે તથા સ્કર્વીના નુસ્ખાઓ નં. ૧૪૬૨ થી ૧૪૬૭ જુવો.

**વિશેષ સૂચના**—બળવાન અને લોહીયાળ માણસના કોઇ પણ ભાગમાંથી એકદમ લોહી પડે તો વિશેષ કારણ સિવાય તેને અટકાવવાનો ઉપાય કરવો નહિ, કેમકે ઘણીવાર કુદરત પોતે વધી ગયેલા લોહીને એવી રીતે રસ્તો કરી આપી માણસને દરદમાંથી બચાવી લે છે. વૃદ્ધ, દુર્બળ, અને અલ્પ લોહીવાળા માણસના શરીરમાં રક્તનો સ્રાવ થાય કે તરતજ તેને અટકાવવાનો ઉપાય કરવો. **પથ્ય**—ચોખા, સાઠીચોખા, જવ, કાંગ, કોદરા, સામો, મગ, મઠ, તુવેર, મસુર, ચણા, પરવર, મોઠો લીંબડો, તાંદળજો, વડ તથા પીંપળાની ટેટીઓ, કબુતર, હોલો, તેતર, હરણ, સસલાંનું માંસ, દુધ, ઘી, કેળાં, ભુરૂકહોળું, તરબુચ, શેરડી, સાકર, દાડમ, આંબળાં. **અપથ્ય**—કસરત, પંથ, તાપ, મળમૂત્રનો અટકાવ, ઘોડાપર સ્વારી, ઘામ, ધૂમ્રપાન (બીડી પીવી), સ્ત્રી સેવન, કળથી, ગોળ, તલ, અડદ, દહીં, ખારા પદાર્થ, પાન, સોપારી, લસણ, વાસી અનાજ, કડવા તથા ખાટા પદાર્થો એ સર્વ અવગુણ કરે છે.

## ગલગંડ—કંઠમાળ—ગંડમાળ.

( Scrofula—સ્ક્રોફ્યુલા. )

**કારણ**—૧. આ રોગમાં શરીરના ચોક્કસ ભાગોમાં ગાંઠો થઇ આવે છે, તોપણ તે એક શારીરિક રોગ છે. લોહીનું બગડવું એ આ રોગનું મુખ્ય કારણ છે. ખરાબ ખોરાક ખાનારા અને શરદી વાળી નીચી જગાઓમાં વસનારા લોકોમાં આ રોગ વિશેષ જોવામાં આવે છે. આહાર, વિહાર, કસરત, હવા, પાણી, વગેરેમાં વિપરીત એટલે પ્રકૃતિ વિરૂદ્ધ આચરણથી લોહી બગડે છે અને બગડવાથી તે શરીરના સર્વ ભાગોને યથાસ્થિત પોષણ નહિ આપવાને લીધે દોષ ગ્રંથીરૂપે બહાર આવે છે. આ રોગ વારંવાર વારસામાં ઉતરે છે, અને તેથી બચ્ચાંઓમાં આ રોગ વિશેષ જોવામાં આવે છે.

૨. હાલની નવી શોધ પ્રમાણે તેની ઉત્પત્તિનાં બીજાં કારણો કહેવામાં આવે છે. એક મત એવો છે કે આ રોગ ચેપી છે, અને બીજો મત એવો છે કે, "ટયુબરકલ બેસીલી" નામના જંતુથી આ રોગ હયાતીમાં આવે છે.

૩. બાપ બીડીનો મોટો બંધાણી હોય અથવા મા ગર્ભ રહેતી વખતમાં પ્રદર (ધુપણી) નાં રોગથી પીડાતી હોય તોપણ કોઈવાર આ રોગ થાય છે.

**લક્ષણ**—આ રોગનાં લક્ષણ અથવા ચિન્હો **શારીરિક** તેમજ **સ્થાનિક** બે પ્રકારથી માલમ પડી શકે છે. **શારીરિક ચિન્હ**—શરીર નબળું, નાજુક, અતિ મંદાગ્નિ, નાડી જરા તીવ્ર, શરીર ગરમ અને થોડો થોડો તાવ. **સ્થાનિક ચિન્હ**—ગળામાં, કાખોમાં, ખભાઓમાં, ઓડમાં, અને સાથળોમાં ગાંઠો થાય છે, એટલુંજ નહિ, પણ ચામડી, પેટ, મગજ, ફેફસાં, રસપિંડ સાંધા, અસ્થિ અને આંખના અંદરના ભાગ સાથે પણ આ રોગને સંબંધ હોય છે. **ચામડી** ઉપર મોટાં ગંધાતાં ને સડેલાં ચાંદાં પડે છે; વિશેષ કરીને પગ ઉપર તેમજ હાથ, છાતી, પીઠ, ડોક વગેરે ભાગો ઉપર પણ થાય છે અને લાંબા કાળ સુધી રૂઝાતાં નથી; તે પ્રસરે છે, રૂઝ આવતી નથી અને કોર કરચલી વળીને ગાંઠો જેવી થાય છે. પેટમાં આ દોષ ભરાય છે ત્યારે બાળકનું પેટ ગાગર જેવું થાય છે, ઝાડો ઘણું કરીને કબજ રહે છે, અને તેમાંથી જળોદર પણ થઇ જાય છે. એવીજ રીતે મગજના મધ્ય રસપડમાં આ દોષનો જમાવ થઇ સોજો થાય છે અને સખ્ત તાવ આવે છે. મગજનો આ દોષ પાંચ વર્ષની અંદરનાં બાળકને થાય છે; બાળક બેચેન અને બેભાન બને છે. દાંત કકડે છે, ચીસો પાડે છે, આંખ મીંચી રાખે છે, ઉલટી થાય છે, ઝાડો કબજ, માથું ગરમ અને આંખની કીકી સંકુચિત થાય છે. **ફેફસામાં** આ દોષનો જમાવ થતાં ત્યાં વરમ થઇ પાકે છે અને ક્ષયનું રૂપ ધારણ કરે છે. **રસપિંડમાં** આ દોષનો સંચય થાય છે અને ડોક, બગલ, અને પેટની અંદરના રસપિંડ મોટાં થાય છે. ગળામાં આ દોષનો સંચય થઈ તેની ગાંઠ થાય છે. ગળાની બન્ને બાજુએ આવી ગાંઠો થાય છે અને પાછળથી વધીને ગાંઠોની હાર થાય છે તેથી તેને ગંડમાળ અથવા કંઠમાળ એવું નામ આપવામાં આવેલું છે. કંઠમાળની આ ગાંઠ અથવા ગાંઠો ન્હાની નારંગી જેવડી થાય છે અને ક્વચિત્ વધીને નાળીયેર જેવડી મોટી પણ થાય છે. આ ગાંઠોમાં દરદ બહુ થતું નથી, પણ જો તેનો અટકાવ થતો નથી તો દોષ ઉંડો વધીને શ્વાસનળી અને અન્નનળી ઉપર દબાણ થવાને લીધે જીંદગી જોખમમાં આવી પડે છે. ઘણી વખત ડોકની હાંસડીનું હાડકું પણ સડે છે; અને શરીરના બીજા ભાગમાં પણ આ દોષ ભરાય છે તથા હાડકાં સુધી પહોંચે છે તો "અસ્થિવ્રણ" થાય છે.

**આંખમાં** આ દોષ આવે છે ત્યારે આંખોમાં ફુલાં પડે છે, પાણી ગળે છે અને સૂર્યનો પ્રકાશ જોવાઈ શકાતો નથી. સ્ક્રોફ્યુલાના દોષવાળા બાળકના શરીરમાં ગાંઠો, ચાંદાં, કાન વહેવો સાંધા અને ખરજવાં જેવાં ચાંદાં, ખાંસી, અને છેવટ ક્ષય જેવી સ્થિતિ થાય છે.

**ઉપાય**—(૧) **દેશી** વૈદ્યકશાસ્ત્રમાં કંઠમાળ વગેરેથી ગ્રંથી (ગાંઠો) ના સર્વ રોગમાં **કાંચનાર** નામના વૃક્ષનો ઘણો સારો ગુણ કહેલો છે. તેની છાલનો ઉકાળો, ચુર્ણ અથવા ગુગળ સારો ફાયદો કરે છે. નીચેના રક્તશોધક ઉપાયો ફાયદો કરે છે, માટે દરદીનો દોષ જોઈને યોજના કરવી-કેશરાદિ (નં. ૪૮૩), ગંધકરસાયન (નં. ૪૮૭), બૃહદ્‌મંજીષ્ટાદિકવાથ (નં. ૬૧૮), વરૂણકવાથ (નં. ૬૩૪), ચંદ્રપ્રભા (નં. ૭૪૭), અમૃતાગુગળ (નં. ૭૬૩), કાંચનારગુગળ (નં. ૭૬૪), કિશોરગુગળ (નં. ૭૬૫), ત્રિફલાગુગળ (નં. ૭૬૮), દશમૂલારિષ્ટ (નં. ૭૭૭); તથા નં. ૯૬૫, ૧૦૬૬, વગેરે યુનાની નુસ્ખાઓ.

**અંગ્રેજી ઉપાયો**—કૉડલીવ્હર ઑઇલ, આયર્ન, પોટાશઆયોડાઇડ, સીરપફેરીઆયોડાઇડ, હાઈપોફોસફેટ ઓફ લાઇમ એન્ડ સોડા. કવીનાઇન વગેરે દવાઓ આ દરદમાં ફાયદાકારક ગણાય છે, માટે તે દવાઓ અથવા તેના મિશ્રણવાળી રક્તશોધક દવાઓ ઘણા વખત સુધી ચાલુ રાખવી.

**બહારના ઉપચાર**—(૧) સરસવદાણા, સરગવાનાં બી, શણનાં બી, અળશી, જવ અને મુળાનાં બી, એ સર્વને ખાટી છાશમાં વાટી તેનો જાડો લેપ કરવો. (૨) દોષઘ્નલેપ (નં. ૮૭૫). (૩) સેવાળની ભસ્મ કરી તેને સરસીઆ તેલમાં મેળવી ચોપડવી. (૪) લીંબડાના રસમાં વછનાગ વાટીને લેપ કરવો. (૫) ચિત્રકમુળ, ભીલામાં, હીરાકસી, થોરનાં મૂળ, તેને કપાસના રસમાં અથવા ચોખાના ધોણમાં વાટી લેપ કરવો. (૬) ધંતુરાનાં પાન વાટી તેમાં કળીચુનો મેળવી લેપ કરવો. (૭) ટીંકચર આયોડીન. (૮) પારાના મલમ (નં. ૧૩૩૦-૩૧). (૯) ગાંઠો ફુટયા પછી જાત્યાદિઘૃત (નં. ૮૯૮) અથવા વ્રણના ઉપાયો કરવા. (૧૦) રેડ આયોડાઇડ ઓફ મરક્યુરી ઓઇન્ટમેન્ટ (નં. ૧૩૨૩).

**વિશેષ સુચના**—આ રોગમાં લોહી સુધરે, પાચનશક્તિ વધે અને શરીરની આરોગ્યતા સચવાય એવા ખોરાક તથા દવાઓની જરૂર છે. સ્વચ્છતા, શુદ્ધ અને સુકી હવા, પૌષ્ટીક પણ શુદ્ધ સારો, અને સાદો ખોરાક એ આ રોગનું મુખ્ય પથ્ય છે. તમામ પ્રકારના ગરમ ઉત્તેજક પદાર્થો, દારૂ, ગરમ મશાલા વગેરેનો છેક ત્યાગ કરવો.

---

## પાંડુ.

### ( Anæmia-**એનીમિયા.** )

**કારણ**—(૧) લોહીમાંથી રાતાં રજકણો ઓછાં થવાં અથવા બીજા શબ્દોમાં બોલીએ તો શરીરમાંથી લોહી ઓછું થવું, એ પાંડુ રોગનું મુખ્ય કારણ છે. લોહી ઓછું થવાનાં અથવા ફીકું પડવાનાં કારણો આ પ્રમાણે છેઃ-જખમથી અથવા સ્ત્રીઓના રક્તપ્રદરમાં અતિ આર્ત્તવમાં અને પ્રસવ વખતમાં બહુ લોહી જાય છે, હરસ તથા સંગ્રહણીમાં પણ લોહી જાય છે. આ પ્રમાણે પ્રત્યક્ષ લોહી જવાથી શરીરમાંથી લોહી ઓછું થતાં શરીર ફીકું પડે છે. એ સિવાય લાંબા વખત સુધી તાવ આવવાથી, બરોલ વધવાથી, યકૃતમાં વિકાર થઇ પિત્ત બગડવાથી, સારો અને પરિપૂર્ણ ખોરાક નહિ મળવાથી, મૂત્રાશયનાં દરદો થવાથી, અતિ સ્ત્રીસેવન કરવાથી અને બાળકોને એ ઉપરાંત માટી ખાવાના કારણથી પાંડુ રોગ થાય છે.

**લક્ષણ**—શરીર ફીકું પડવું એ પાંડુ રોગનું સ્પષ્ટ ચિન્હ છે. આંખ, જીભ, મોં તથા હોઠ, લોહી વગરના ફીકા કે ધોળા લાગે છે, ચહેરાપર થેથર (જરા સોજો) માલમ પડે છે. શરીરમાં નબળાઇ, શ્વાસ, મૂર્છા, ફેર, કાનમાં અવાજ, માથામાં દરદ, ઉદાસીનતા, ભૂખનો અભાવ, અરૂચિ, ઉલટી, ઝાડાનો કબજો, વગેરે બીજા ઉપદ્રવો પણ હોય છે.

**ઉપાય**—(૧) લોહ, મંડુર અથવા લોઢાના કાટોડાનું ચૂર્ણ કરીને તેને ગાયનાં મૂત્રમાં એક બે દિવસ પલાળી રાખી પછી મધ કે ગોળની સાથે ચાટવું. (૨) ત્રિફળાદિક્વાથ (નં. ૫૭૮) તથા વર્ધમાનપીપળી (જુઓ પાનું ૩૦૦). (૩) શિલાજીત, મધ, વાવડીંગ, હરડે, સાકર, સમભાગ મેળવી ખાવાં. (૪) મોટી હરડે ૨૧ દિવસ ગોમૂત્રમાં પલાળી રાખીને પછી ખાવી અથવા તેનું ચૂર્ણ મધ તથા ઘીમાં ખાવું.

**બીજો ઉપાય**—મંડુરભસ્મ (નં. ૪૬૨), લોહભસ્મ (નં. ૪૬૪), ચંદ્રપ્રભા (નં. ૭૪૭), અભયારિષ્ટ (નં. ૭૭૨), દશમુળારિષ્ટ, (નં. ૭૭૭), ઉશીરીસવ (નં. ૭૮૦), કુમારીકાસવ (નં. ૭૮૩), દ્રાક્ષાસવ (નં. ૭૮૪), ત્રિફળાચૂર્ણ ઘી સાકરમાં ખાવું; ગળોસત્વ મધ તથા ઘીમાં ખાવું; ધાત્ર્યાસવ (નં. ૭૮૫), પિપ્પલ્યાસવ (નં. ૭૮૭), લોહાસવ (નં. ૭૮૮).

**અંગ્રેજી ઉપાયો**—નંબર ૧૨૬૧, ૧૨૭૨ તથા ૧૨૭૪, વાળા મિક્શ્ચરો કલેજું તથા બરલનાં દરદને લીધે પાંડુરોગ થાય છે ત્યારે અપાય છે, જો ઝાડાનો કબજો રહેતો હોય તો સાઇટ્રેટ ઑફ મેગ્નિશ્યા અથવા એળીયાની મેળવણીવાળી હલકો જુલાબ લાગે એવી દવા લેવી. જો યકૃત (લીવર) બરોબર કામ ન કરતું હોય તો નં. ૧૨૩૭ ની ગોળીઓ ઉપયોગમાં લેવી. તેમજ નં. ૧૪૫૪ તથા ૧૪૫૫ વાળા નુસ્ખા અજમાવવા. સલ્ફેટ ઓફ આયર્ન (હીરાકસી) પાંડુરોગને માટે સહેલો અને સાદો ઉપાય છે. આ સિવાય લોહની બીજી નીચેની દવાઓ પાંડુરોગમાં ગુણકારી છે. **ટીંક્ચર ઑફસ્ટીલ, સાઇટ્રેટ ઑફ આયર્ન એન્ડ આમોનિયા, આયર્ન એન્ડ ક્વીનાઇન, રિડ્યુસ્ડ આયર્ન, પીલફેરી કમ્પાઉન્ડ, ટાર્ટરેટ ઑફ આયર્ન** લોહની સાથે ક્વાસ્યા અથવા કલંબાની ચા વગેરે અપાય છે.

**વિશેષ સુચના**—લોહી જવાના કારણથી પાંડુરોગ થયો હોય તો તે અટકાવવા માટે રક્તપિત્તના વ્યાધિમાં બતાવેલા ઉપાયો કરીને તેનો અટકાવ કરવો અને લોહી વધે એવા ઉપાયો કરવા. **પથ્ય**—જુના જવ, ઘઉં, ચોખા, મગ, તુવેર, મસુર, પરવલ, જુનાં કોળાં, જુનાં કેળાં, ગળો, કાળી શેરડી, તાંદળજાની ભાજી, કાંદા, લસણ, પાકી કેરી, આમળાં, ઘી, માખણ, દુધ, છાશ, તેલ, અને તુરા પદાર્થો. **અપથ્ય**—બીડી પીવી, ઉલટી કરવી, ઝાડા પેશાબના અટકાવ, પરસેવો કાઢવો, સ્ત્રીસંગ, શીંગવાળાં શાક, હિંગ, અડદ, નાગરવેલનાં પાન, સરસીઉં, મદ્ય (દારૂ), ખાટા પદાર્થો, વિરૂદ્ધ અને વિદાહી એટલે દાહ કરે એવાં અન્નપાન એ સર્વ અપથ્ય છે.

---

## સોથ—સોજા.

**પ્રકાર**—સોજાના નવ પ્રકાર છે. ત્રણ દોષના ત્રણ પ્રકાર, બબે ભેગા દોષના ત્રણ પ્રકાર, ત્રિદોષજન્યસોથ, અભિઘાત જન્ય એટલે વાગવાથી થયેલ સોથ અને વિષજન્ય એટલે ઝેરી ચીજના સ્પર્શથી કે પ્રાણીના ડંખથી થયેલ સોજો.

**કારણ**—શોધન એટલે ઉલટી તથા રેચ લેનાર, તાવ તથા અતિસારનો દરદી, ઉપવાસી

તથા શરીરે દુર્બળ, એટલા માણુસ બહુ ખારા, ખાટા, જલદ, તથા જડ પદાર્થો ખાય, દહીં કાચું, અન્ન, માટી, વગેરે ખાય, વિષારી અન્નપાનનું સેવન, મર્મસ્થાનનો આઘાત (વાગવું) ઇત્યાદિ કારણથી વાયુ બગડીને બગડેલા રક્તપિત્ત તથા કફને બહારની શિરાઓમાં લઇ જઇ તેમની ગતિને અટકાવે છે, તેથી તે ઠેકાણાની ચામડીમાં તથા માંસમાં સોજો આવે છે. નિદાનકાર કહે છે કે આ કારણથી સર્વ સોજા સન્નિપાતવાળા છે, એટલે તેના કારણમાં ત્રણે દોષ મળેલા હોય છે.

**લક્ષણો**—અંગોમાં જડપણું, બેચેની, સોજો, દાહ, શિરાઓ બારીક થવી, રૂવાટાં ઉભાં થવાં, તથા શરીરનો વર્ણ બદલાઇ જવો, વગેરે સોજાનાં લક્ષણો છે. વળી દોષના જોર પ્રમાણે જુદાં જુદાં લક્ષણો હોય છે. વાયુના સોજાની ચામડી પાતળી, સોજો પાતળો, ખરસટ, લાલ તથા કાળો, સ્પર્શજ્ઞાન વિનાનો, જુદી જુદી વેદનાઓવાળો; કારણ વિના શાંત પડી જાય, દાબવાથી ઉંચો આવે, તથા દિવસે જોર કરે. પિત્તનો સોજો મૃદુ (નરમ), ગંધવાળો તથા પીળાશવાળો, તેની સાથે ભ્રમ, તાવ, પરસેવો તથા તૃષા હોય છે. બળતરા, સ્પર્શ કરવાથી દરદ, તથા આંખો લાલ થવી; તેમજ અતિ દાહ અને પાક થાય છે. કફનો સોજો કઠણ, સ્થિર (દૃઢ), તથા ધોળો હોય છે. તેનાથી અરૂચિ, મોંમાં પાણી, ઉંઘ, ઓકારી, તથા મંદાગ્નિ થાય છે. તેની ઉત્પત્તિ તથા તેનો નાશ ઘણા વખતે થાય છે તથા રાત્રે જોર કરે છે. બબે દોષવાળા સોજામાં બબે દોષનાં લક્ષણો હોય છે, ત્રિદોષ શોથમાં ત્રણે દોષનાં મિશ્ર લક્ષણો હોય છે, વાગવાથી થયેલ સોજામાં વિશેષ કરીને પિત્ત શોથનાં લક્ષણો હોય છે અને વિષનો સોજો નરમ, અસ્થિર એટલે પ્રસરનારો તથા જલદ હોય છે.

**ઉપાયો**—સોજાના ઉપાયો લખતા પહેલાં થોડી સૂચના આપવાની જરૂર છે. એક તો એ કે, સોજા અનેક કારણોથી થાય છે અને તેથી તેના ઉપાયો એક સરખા નહિ હોવા જોઇએ, આગંતુક કારણોથી એટલે જખમથી અથવા ઝેર ચડવાથી સોજા ચડે છે, પાંડુ રોગમાં, સંગ્રહણીમાં તથા જીર્ણજ્વરમાં, લોહીનાં રક્ત રજકણો ઓછાં થવાને લીધે મોં ઉપર તેમજ શરીરના બીજા ભાગો ઉપર થેથર અથવા સોજા દેખાવ આપે છે. શરીરની ઉપર તેમજ અંદરના મર્મસ્થાનો સુજી આવે છે, પાકે છે, તથા ફૂટે છે, તેની પણ પ્રથમ સ્થિતિ સોજા જેવીજ છે. આ બધા પ્રકારના સોજાનો તે તે રોગમાં આપેલા ઉપાયોમાં સમાવેશ થાય છે. તો પણ અત્રે સોથ રોગના સામાન્ય ઉપાયો આપવામાં આવ્યા છે. લોહીનું પાણી થાય છે અથવા શરીરમાં પાણી ભરાય છે તેને અંગ્રેજીમાં ડ્રોપ્સી કહે છે. નીચેના ઉપાયો વિશેષ કરીને આ પ્રકારના સોજાને લાગુ પડે છે. દેશી વૈદ્યકશાસ્ત્રમાં 'જળોદર' નામે ઉદર રોગનો એક પ્રકાર છે તેના ઉપાયોનો આ સોજાના ઉપાયોમાં સમાવેશ થઇ શકે. અંગ્રેજીમાં હિપેટીક ડ્રોપ્સી, (યકૃતનું જલંદર). કાર્ડીયાક ડ્રોપ્સી (રક્તાશયનું જલંદર), રીનલ ડ્રોપ્સી (મૂત્રાશયનું જલંદર) અને એનિમિક ડ્રોપ્સી ( પાંડુરોગથી થનારૂં જલંદર) એવા પ્રકારો જલંદર રોગમાં આપેલા છે. જે કારણથી પાણી ભરાય છે તે પ્રમાણે ડ્રોપ્સી રોગના વર્ગ તથા ઉપાયો આપવામાં આવેલ છે. દેશી વૈદ્યકશાસ્ત્ર સામાન્ય રીતે પેટમાં પાણી ભરાય તેનેજ જલોદર કહે છે અને આખા શરીરે રસ ભરાય તેને સોજા કહે છે. ઉપાયોની મતલબ લગભગ એક સરખી હોવાથી આ બધા પ્રકારના સોજામાં કેટલાક સામાન્ય ઉપાયોની યોજના કરી શકાય.

(૧) **સ્વેદ**—દરેક પ્રકારના સોજામાં સ્વેદ એટલે પરસેવો કાઢવાનો ઉપાય ફાયદાકારક

છે. સ્વેદ એટલે બાફ દેવાથી અથવા પરસેવો વળે એવી સ્વેદલ દવા ખાવાથી ચામડીનાં છિદ્રો ખુલ્લાં થાય છે અને અંદર ભરાઇ રહેલું મલિન પાણી અથવા બગડેલ રસ ચામડીનાં છિદ્રો વાટે ખેંચાઇ બહાર આવે છે. ગરમ પાણી, ઘઉંની કે અળશીની પોટીસ, અરણી, સાટોડી, એરંડો, આંબલી, આવળ, લીંબડો, અઘેડો, કડવીતુંબી, એ સર્વનાં પાન સોથઘ્ન છે માટે જે મળે તે બાફીને બંધાણ કરવું. સ્વેદલ, સોથઘ્ન અને મૂત્રલ દવાઓનો ઉપયોગ કરવો. (૨) જખમ તથા ભીલામાં વગેરે ઝેરી અને દાહક ચીજ લાગવાથી થયેલા સોજાપર ઠંડા ઉપચારો કરવા. જખમ ઉપર ઠંડા પાણીનું પોતું મૂકી તેના ઉપર ઠંડા પાણીનું સિંચન કરવું; કાળજાની ગાંઠ, વૃષણનો સોજો ઇત્યાદિ સ્થળના સોજા કે પાકપર નવસારનાં પોતાં મૂકવાં. (૩) **વિરેચન**—સોજામાં વિરેચનની મુખ્ય જરૂર છે, પણ તે વિરેચન એવું હોવું જોઇએ કે શરીરમાં સ્વેદલ તથા મૂત્રલ અસર કરીને ત્વચાનાં છિદ્રો, પેસાબ; તથા ઝાડાવાટે દોષનો નિકાલ કરે–દુધ તથા એરંડીઉં તેલ પીવાથી સોજો ઉતરે છે. (૪) **દશમૂળ કવાથ** (નં. ૫૮૨) **પુનર્નવાદિ કવાથ** નં. ૬૧૪, ૬૧૫, ૬૧૬, **પુનર્નવાષ્ટક** (નં. ૬૧૩), **પથ્યાદિ કવાથ** (નં. ૬૦૮) ઇત્યાદિ દવાઓ સર્વાંગ સોજાપર ફાયદો કરે છે અને જરૂર પડે તો તે સાથે એરંડીઉં આપવામાં આવે છે. (૫) **ત્રિફળાચુર્ણ** તથા ગોમૂત્ર ઉકાળીને પીવાથી વૃષણનો સોજો મટે છે. (૬) ધોળી સાટોડી, દેવદાર અને ચિત્રકમૂળ તેમાં સારી રીતે પકાવેલું દુધ પીવાથી સોજો અવસ્ય ઉતરે છે. (૭) આકડાનાં મૂળ, સાટોડીનાં મૂળ તથા લીંબડાની અંતરછાલ, તેનો કવાથ કરીને સોજા ઉપર સીંચન કરવું અથવા તે પાણીથી સ્નાન કરવું. (૮) સુંઠ તથા ગોળ સમભાગ મેળવીને ખાવાં અને તેના ઉપર ધોળી સાટોડીનો રસ પીવો. (૯) સુંઠ, પીપર, તથા ગોળ બાર બાર તોલાભાર અને મંડુર તથા તલ ચાર ચાર તોલાભાર તે સર્વને ખાંડીને તેનું ચૂર્ણ ખાવાથી સર્વ પ્રકારના જીર્ણ સોજા પણ મટે છે. (૧૦) ભીલામાં ઉઠીને સોજા આવ્યા હોય તો ભેંસના દુધમાં તલ વાટીને તેમાં ભેંસનું માખણ મેળવી શરીરે લેપ કરવો; જેઠીમધ, તલ, દુધ તથા માખણનો લેપ કરવો; તલ તથા કાળી માટીને ઠંડા પાણીમાં વાટીને લેપ કરવો. (૧૧) વન્હિરસ, નારસિંહ ચૂર્ણ, ઇત્યાદિ દવાઓ સોજા ઉપર અપાય છે.

**અંગ્રેજી ઉપાયો**—અંગ્રેજીમાં સોજા એવો કોઇ સ્વતંત્ર રોગ નથી, અગાઉ કહ્યા પ્રમાણે ડ્રોપ્સી રોગ છે, કે જે જલંદર નામથી ઓળખાય છે. અંગ્રેજી ઉપચાર પદ્ધતિ પ્રમાણે ડ્રોપ્સી એટલે જલંદર રોગના ઉપાયો કરવા.

## પથ્યાપથ્ય—જળોદર—જલંદર.

( Dropsy–ડ્રોપ્સી. )

**વિવેચન—જળોદર** શબ્દનો અર્થ જળવાળું ઉદર (પેટ), એવો થાય છે, અને દેશી વૈદક મત પ્રમાણે તે ઉદર રોગનો એક પ્રકાર છે. અંગ્રેજીમાં જેને "ડ્રોપ્સી" રોગ કહે છે, તેમાં શરીરના કોઇ મર્મસ્થાનના જળ સંચયનો સમાવેશ કરી શકાય છે. મગજમાં પણ કોઇ વાર પાણી ભરાય છે અને તેથી એવા રોગવાળાં બાળકોનાં માથાં મોટાં હોય છે. વૃષણની ગોળીમાં પાણી ભરાય છે, જે રોગનો વૃદ્ધિ ( Hydrocele ) અથવા અંડવૃદ્ધિમાં પણ સમાવેશ કરવામાં આવે છે. ત્વચા નીચે પાણી ભરાય છે તેને આપણે

થેથર અથવા સોજો કહીએ છીએ. મુખ્ય કરીને જ્યારે પેટમાં પાણી ભરાય છે અને શરીરના બીજા ભાગો પર સોજો આવે છે ત્યારે તે રોગને જળંદર નામથી ઓળખવામાં આવે છે.

કારણ—મિથ્યા અહાર વિહાર એ આ રોગને ઉત્પન્ન કરનાર કારણ છે. મિથ્યા આહાર વિહારથી શરીરમાં લોહીના ફરવામાં એક પ્રકારનો અટકાવ થાય છે, તેમજ લોહીમાં બગાડ થવાથી પણ એવું પરિણામ ક્વચિત આવે છે. લોહી બરાબર નહિ ફરી શકવાને લીધે તે સ્વચ્છ થતું નથી અને તેથી એક ઠેકાણે જ્યારે લોહીના પ્રવાહનો અટકાવ થાય છે ત્યારે બીજે ઠેકાણે તેનો જમાવ થાય છે અને જમાવ થયેલા લોહીમાંથી લોહી માંહેલું પાણી બારીક રક્ત નળીઓમાંથી ઝમી ઝમીને એકઠું થાય છે. શરીરના સર્વ ભાગમાં બારીક રક્ત નળીઓમાંથી નિરંતર પ્રવાહી રસ ઝર્યા કરે છે; તેના વડે શરીરના ભાગોનું પોષણ થાય છે અને વધેલો રસ શોષાઇ જાય છે. પણ ઉપરના કારણથી જ્યારે કોઇ ભાગમાં લોહીમાંથી ઝરતો એ રસ વધી પડે અથવા શોષણ ક્રિયા ઓછી થાય ત્યારે તે રસનો અથવા પાણીનો તે ભાગમાં સંગ્રહ થાય છે. **જળોદર** એ માત્ર જળનો સંગ્રહ છે. રક્તાશય, ફેફસાં, મૂત્રાશય, યકૃત, પ્લીહ, એ અવયવોની વિકૃતિમાંથી જળોદરને જન્મ મળે છે. પાંડુ રોગથી, ઘણું લોહી જવાથી અને ઘણી નબળાઇથી પણ જળંદર થાય છે.

લક્ષણ—જળોદરનું દરદ સ્વતંત્ર નથી. બીજા દરદોનું માત્ર એક લક્ષણ છે. જળોદર એ જેમ ઉદરરોગનો એક પ્રકાર છે, તેમ કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે જળોદર એ યકૃતોદર, પ્લીહોદર વગેરે ઉદરરોગોનું આગળ વધેલું સ્વરૂપ છે; અર્થાત્ એ ઉદરરોગો વૃદ્ધિ પામતાં છેવટે તેની અંદરના દોષો પ્રવાહી રૂપ બને છે. જુદા જુદા કારણ પ્રમાણે તેનાં ચિન્હો જુદાં જુદાં હોય છે.

૧. **પાંડુરોગ**—જેવા દરદથી અને નબળાઇથી જળંદર થાય છે ત્યારે પ્રથમ સોજા ચડે છે, પછી જાંગ, શિશ્ન અને પેટ એ ક્રમથી સોજો ચડે છે; ઉપરના ભાગમાં સોજો થોડો હોય છે, પાંડુ રોગનાં ઘણાંક લક્ષણો થાય છે.

૨. **રક્તાશયના રોગથી** જે ( Cardiac Dropsy ) જળંદર થાય છે તેમાં રક્તાશયનાં લક્ષણો માલમ પડે છે. પ્રથમ પગનાં કાંડાં અથવા આંખનાં પોપચાં પર થેથર આવે છે ને પછી પગ તથા પેટપર સોજો આવે છે. કોઇવાર પેટમાં પાણી ભરાતું નથી.

૩. **કલેજાના તથા બરલના રોગથી** જે ( Hepatie D. ) જળંદર થાય છે, તેને કેટલાક લોકો નારંગોળ કહે છે, પ્રથમ પેટ વધે છે ને પછી બીજા ભાગ પર ક્વચિત સોજો આવે છે ને ક્વચિત નથી પણ આવતો. કલેજાના દરદથી પ્રથમ દરદી દુર્બળ બની પેટ મોટું તુંબડા સરખું બને છે. શરીર સુકાયેલું, ફિકું, કમળો, ઉલટી, ઝાડો કબજ, અને કલેજામાં દરદ થાય છે. આ રોગ વિશેષ કરીને દારૂ પીવાવાળાઓને તેમજ ગરમીના રોગવાળાને પણ થાય છે.

૪. **મૂત્રાશયના રોગથી જે** ( Kidney D. ) જળોદર થાય છે તેનું મૂળ મૂત્રપિંડના વ્યાધિમાં હોય છે. ઘણુંકરીને ઘણા જળોદરીનું મૂળ ગુરદાના દરદમાં હોય છે. મૂત્રાશયના રોગનાં ચિન્હો સાથે પ્રથમ આંખનાં પોપચાં સુજી આવે છે. પછી ચહેરો તથા હાથ પગ પર સોજો આવે છે અને છેવટ પેટ વધે છે. મૂત્રાશયના જળંદરમાં વખતે હાથ, પગ ચહેરો તથા પેટ બહુજ સુજી જાય છે, જેથી દરદી મહા મુશ્કેલીથી બેસી ઉઠી શકે છે. આંખ

દટાઇ જાય છે; હાથ, પગ, તથા વૃષણ એટલાં બધાં તંગ થઇ ફુલે છે કે વખતે ફુટીને તેમાંથી પાણી ઝરે છે.

૫. સ્ત્રીઓના રૂતુદોષને લીધે પણ જલંદર થાય છે. એટલે પેટમાં નહી પણ પગ ઉપર તેમજ હાથ અને ચહેરા ઉપર રસ વધીને ફુલી જાય છે.

**ઉપાય**—ઘણુંકરીને ઉદર રોગોના તથા સોજાના ઉપાયો જળોદરને લાગુ પડી શકે છે. વળી જે દરદમાંથી જળંદર થયું હોય તે દરદના ઉપાયો કરવા. ઉદરરોગના પેટામાં જળોદરના ઉપાયો આપવામા આવશે તે ઉપરાંત થોડા ઉપાયો નીચે આપ્યા છે. (૧) **દુધ**—બધો ખોરાક તથા પાણી બંધ કરીને દરદીને એકલા દુધ ઉપર રાખવો, તથા દુધની સાથે યોગ્ય દવા આપવી. સાંઢણીનું દુધ વધારે ગુણકારી કહેલું છે, પણ સામાન્ય રીતે ગાયનું દુધ વાપરવું. (૨) **ભીલામાં**—અથવા તેનું બનતું નારસિંહચૂર્ણ ( નં. ૬૮૬ ) દુધના પથ્યથી અપાય તો ઘણો ફાયદો થાય છે. (૩) **ગોમુત્ર** એકલું અથવા બીજી દવાઓની સાથે પીવાથી ફાયદો થાય છે. (૪) ત્રિકટુ (નં. ૪૨૨), પંચવલણ (નં. ૪૨૨), ચિત્રકમૂળ, જવખાર, ટંકણખાર, તેનું ચૂર્ણ ત્રિફલાના કવાથમાં લેવું. (૫) **દુગ્ધવટી**—શુદ્ધ વછનાગ, હીંગળો તથા ધતુરાનાં બી, ત્રણે સમભાગ તેને ધતુરાના પાનના રસમાં ૩ કલાક ઘુંટીને મગ જેવડી ગોળી કરવી. પથ્ય દુધ. (૬) સુંઠ, મરી, ટંકણ, સાજીખાર, ગંધક સમભાગ અને નેપાળાનાં શુદ્ધ કરેલાં મીંજ સર્વથી બમણાં તેની બબે રતીની ગોળીઓ કરવી. માત્રા ૧ ગોળી ( દરદીની શક્તિ જોઇને બહુ સંભાળ રાખીને આપવી). આવી નેપાળાની ગોળી જરૂર પડે તોજ આપવી. પાંડુ તથા નબળાઇનું જલંદરઃ-(૭) લોહભસ્મ તથા મંડુરભસ્મ, ત્રિફલાચૂર્ણ સાથે આપવું. (૮) કવીનાઇન, અને એવીજ બીજી પૌષ્ટિક દવાઓ તથા દુધ વગેરે સારો ખોરાક આપવો.

**બીજા ઉપાયો**—(૯) પુનર્નવાદિ કવાથ ( નં. ૬૧૪ ) કપિત્થાષ્ટકચૂર્ણ ( નં. ૬૭૦), પવિત્ર ચૂર્ણ (નં. ૬૯૩), વગેરે. (૧૦) નંબર ૧૪૫૬થી ૧૪૫૯ વાળી અંગ્રેજી મેળવણીઓ ઉપયોગમાં લેવી. **રક્તાશયનું જળંદર** મુસ્કેલીથી મટી શકે છે, તેમાં પેસાબ તથા ઝાડો છુટથી લાવવાની દવાઓ આપવી. નીચેનું મિક્ષ્ચર એ કામને માટે સારૂં છે. (૧૧) ક્રીમ ઓફ ટાર્ટર ૧ ડ્રામ, ટિંક્ચર ઓફ સ્કવીલ ૩૦ ટીપાં, સ્પિરિટ નાઇટ્રિક ઇથર ૧ાા ડ્રામ, કેમ્ફર વૉટર ૪ ઔંસ; મિશ્ર કરીને તેના ત્રણ ભાગ રોજ ત્રણ વખત આપવા, તે સિવાય પેસાબ સાફ લાવવા માટે (૧૨) સુરોખાર, અલશીની ચા, તથા મુળાનો રસ પાવો અને મીંઢીયાવળ તથા વિલાયતી મીઠું આપી ઝાડો સાફ લાવવો, ૧૦૫૮ વાળો યુનાની નુસખો. (૧૩) **કલેજાના જળંદરમાં** પેસાબ માટે ઉપલી (નં. ૧૨) વાળી મેળવણી આપવી; તે શિવાય નં. ૧૦૫૬ તથા ૧૦૬૭ના હકીમી નુસ્ખાઓનો ઉપયોગ કરવો. (૧૪) **મૂત્રાશયના જળંદરમાં** તેના તીક્ષ્ણ રૂપમાં પેસાબ વધારવાની દવા આપવી નહીં. તીક્ષ્ણ સોજો હોય તો ગરમ પાણીનો શેક કરવો; રાઇનું પ્લાસ્ટર મારવું, પોટીસ મુકવી. (૧૫) (નં. ૧૪૫૯) ની મેળવણી આપવી. તથા તાવ ન હોય ને દરદ જીર્ણ થયું હોય તો જવની ચા સુરોખાર તથા એપીકાકયુઆના વાઇન મેળવી વારંવાર આપવું અથવા એકલું લીકર ઍમોનીયા એસેટેટીસ ૨ ઔંસ પાણી મેળવી ચાર છ વખત આપવું.

**પથ્યાપથ્ય**—ઉદરરોગ પ્રમાણે, પણ જલોદરમાં માત્ર દુધજ પથ્ય છે અને બીજા સર્વ ખાનપાન તથા પાણી પણ અપથ્ય છે.

## ઉદરરોગ.

**કારણ**—જઠરાગ્નિ મંદ પડવાથી જેમ બીજા રોગો થાય છે તેમ ઉદર રોગ પણ થાય છે. અજીર્ણથી, અતિ દોષ કરનારાં અન્નપાનથી, અને દોષો તથા મળની અત્યંત વૃદ્ધિથી ઉદરરોગ થાય છે, સંચય પામેલા દોષો પરસેવાનું તથા જળનું વહન કરનારા માર્ગોને રોકી જઠરાગ્નિને, પ્રાણવાયુને તથા અપાનવાયુને દૂષિત કરી ઉદરના રોગને પેદા કરે છે.

**પ્રકાર**—ઉદરના રોગના આઠ પ્રકાર છે. વાયુથી ૧. **વાતોદર**, પિતથી ૨. **પિત્તોદર**, કફથી ૩. કફોદર, ત્રણે દોષથા ૪. **સન્નિપાતોદર**, પ્લીહ એટલે બરલ વધવી તે. ૫. **પ્લીહોદર**, ગુદાનો એટલે ગુદાના માર્ગમાં અટકાવ થાય તે. ૬. **બદ્ધગુદોદર**, આંતરડામાં જખમ પડે તે ૭. **ક્ષતોદર**, અને પેટમાં પાણીનો જમાવ થાય તે ૮. **દકોદર** અથવા જળો-દર; એ પ્રમાણે આઠ રોગ થાય છે.

**લક્ષણ**—પેટ ઢમઢોલ, ચાલવાની અશક્તિ, શરીર દુર્બળ, જઠરાગ્નિ મંદ, સોજા, ગ્લાની, અપાનવાયુ તથા મળનો અટકાવ, બળત્રા, આળસ, ઉંઘ વગેરે લક્ષણો બધા પ્રકારના ઉદર રોગમાં હોય છે. આઠ ઉદર રોગોનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

૧. **વાતોદર**—હાથ, પગ, નાભિ તથા પેટમાં સોજો, પેટનાં બે પડખામાં, મધ્યમાં, કેડમાં તથા પીઠમાં દરદ, સાંધાઓમાં ફાટ, સુકી ખાંસી, અંગોમાં ભારેપણું, મળનો સંચય ચામડીપર કાળાશ, દરદમાં વધઘટ, પેટમાં સુયો ભોંકાયા જેવી પીડા, પેટ ઉપર હાથવતી ઠોકવાથી ધમણ જેવો અવાજ થવો, એ વગેરે ચિન્હો વાતોદરનાં છે.

૨. **પિત્તોદર**—તાવ, મૂર્છા, તરસ, ફેર, ઝાડા, ચામડી, નેત્ર તથા નખમાં પીલાશ, પેટની અંદર ઉષ્ણતા, બહાર દાહ, પસીનો, પેટ લીલું અને તેના પર રાતા પીળા રંગની રગો ઉપસી આવે, આહારનું પાચન જલદી થાય અને તેમાં ઘણો દુખાવો થાય.

૩. **કફોદર**—સોજા, ભારેપણું, ગ્લાની, ઉંઘનો વધારો, સ્પર્શનું અજ્ઞાન, અરૂચી, ચામડીનો વર્ણ ફીકો સફેદ; પેટ સજ્જડ, ધોળી, નસોવાળું, મોટું, લાંબે કાળે વધનારૂં, કઠણ, સ્પર્શમાં ઠંડુ, બોજાવાળું અને અવાજ વગરનું થાય છે.

૪. **સન્નિપાતોદર**—નઠારા, દુષ્ટ પદાર્થો ખાધાથી ઝેર ખાવાથી, કોહેલાં પાણી પી-ધાથી, વગેરે કારણથી રક્ત તથા વાતાદિક દોષો ઘણાજ દુષ્ટ થઇ આ દુષ્ટ રોગોને ઉત્પન્ન કરે છે. આ ઉપરથી કોઇ ગ્રંથમાં તેને દુષ્યોદર પણ કહેવામાં આવેલ છે, વારંવાર મૂર્છા, શરીરનો વર્ણ ધોળો પુણી જેવો, અતિ દુર્બળપણું અને શોષ થાય છે.

૫. **પ્લીહોદર**—પ્લીહ એટલે બરલના વધવાથી જે ચિન્હો થાય છે તેજ પ્લીહો-દરનાં સમજવાં. ઝીણો તાવ, મંદાગ્નિ, ઝાડાનો કબજો તથા ચેથર; એવીજ રીતે જમણે પડખે યકૃત વધે છે તેને **યકૃતોદર** કહે છે.

૬. **બદ્ધગુદોદર**—અન્ન, શાક વગેરે ચોટી રહેનારા પદાર્થો, રેતી, તથા એવા કચ-રાથી આંતરડાનાં નળમાં મળ જમા થઇ જાય, ગુદામાં મળ રોકાઇ જાય અને કષ્ટથી થોડો થોડો ઝાડો થાય, અને હૃદય, તથા નાભિની વચમાં પેટ વધે.

૭. **ક્ષતોદર**—અન્ન સાથે અથવા બીજી હરેક રીતે પેટમાં ખવાઇ ગયેલ કાંટાથી, કાંકરી વગેરેથી આંતરડામાં છિદ્રો પડી તેમાંથી નીકળતો પાણી સરખો સ્ત્રાવ ગુદાવાટે નીકળી અને નાભીથી નીચેના ભાગમાં પેટ વધે તથા સોયોથી ભોંકાયા તથા ચીરાયા જેવી વેદના થાય.

૮. જલોદર—ઘી તેલ જેવા ચીકણા પદાર્થો પીધા પછી, ચીકણું ઓષધ ખાધા પછી, ઉલટી થયા પછી, રેચ લીધા પછી જો તરત ઠંડું પાણી પીવામાં આવે તો તે રસવાહીની નળીઓ તરત બગડી જાઇ તે નળીઓ તેલ જેવા ચીકણા પદાર્થથી લીંપાઇ જાય છે અને જલોદર પેદા થાય છે. પેટ વધવા માંડે છે ત્યારે નાભી આગળથી ઉપસેલું લાગે છે. સ્ત્રીની પ્રસવવેદના જેવી વેદના થાય છે, અને પાણીની પખાલની પેઠે પેટ લચક લચક અને ડબક ડબક હાલે છે તથા વાગે છે.

ઉપાય—દરદના સઘળા રોગ કષ્ટસાધ્ય એટલે મુશ્કેલીથી મટે એવા છે. જ્યારે ઉદર રોગ મટતો નથી ત્યારે છેવટ પાણી ભરાયાથી જળોદરનું રૂપ પકડે છે અને જલોદરના દરદીઓમાં દશ હજારે માત્ર એક દરદી સારો થઇ શકે છે, એવો આર્ય વૈદ્યકશાસ્ત્રનો લેખ છે, તથાપિ વૈદ્યોએ શાસ્ત્રમાંથી એવા પણ ઉત્તમ પ્રયોગો શોધી કાઢયા છે કે જેનો યુક્તિથી આશ્રય લીધાથી ઘણા વધારે કેસો સારા થઇ શકે છે. ઉદર અને સોજાના ઉપાય લગભગ સરખા હોય છે અને એ ઉપાયો સ્વેદલ, મુત્રલ અને રેચક હોવા જોઇએ. પણ તે વિરેચન એવું હોવું જોઇએ કે દરદીની શક્તિને કાયમ રાખી દોષને ઝાડા પેશાબ વાટે કાઢી નાંખે. ઉદરરોગની સાધારણ સ્થિતિમાં નીચેના સાધારણ ઉપાયો કરવા, પણ વધી ગયા પછી આ ઉપાયો કશી અસર કરશે નહિ. રોગ વધી ગયા પછી કુશળ વૈદ્યો અને ડાક્ટરોનો આશ્રય લેવો.

(૧) એરંડીઉં તેલ, દશમુળ અને ગોમુત્ર આ ત્રણે વસ્તુ પીવાથી ગુણ થાય છે. (૨) ઉપલેટ, નેપાળો, જવખાર, બમણી સુંઠ, મરી, પીપર, સીંધાલુણ, સાબરમીઠ, સંચળ, વજ, જીરૂં, અજમો, હીંગ શેકેલી. સાજીખાર, ચિત્રક તથા ચવક તેનું ચૂર્ણ ગરમ પાણીથી પીવું. (૩) લસણ ૧૦૦ તોલા ભાર, પાણી ૨૫૬ તોલાભાર તેનો ક્વાથ કરવો. પછી તે ક્વાથમાં સુંઠ, મરી, પીંપર, હરડે, બેહડાં, આમળાં, નેપાળો, હીંગ, સીંધાલુણ, ચીત્રક, દેવદાર, વજ, ઉપલેટ, જેઠીમધ, સરગવો, સાટોડી, સંચળ, વાવડીંગ, અજમો તથા ગજપીપર એ દરેક ૪ તોલા અને નસોતર ૨૪ તોલા ભાર તે સર્વ વાટી તેનો કલ્ક કરવો અને ક્વાથના પ્રમાણમાં તેમાં તેલ નાંખી પકાવવું. આ તેલ ઉદરના સર્વ રોગ, તથા વાના સર્વ રોગ ઉપર હિતકારક છે. (૪) લીંડીપીપર તથા સીંધાલુણ નાંખેલી ખાટી છાશ પીવી. (૫) ત્રિફળા ચૂર્ણ ગોમુત્રમાં પીવું.

પિત્તોદર—(૧) નસોતરનો કલ્ક, એરંડમુળનો ક્વાથ અને દુધ–તે વતી રેચ લેવો. (૨) સાકર તથા મરીનું ચૂર્ણ મેળવી તાજી મીઠી છાશ પીવી. (૩) નસોતર તથા ત્રિફળાના ઉકાળામાં સિધ કરેલું ઘી પીવું.

કફોદર—(૧) નસોતરનું ચૂર્ણ મેળવીને છાસ પીવી. (૨) સુવા, સીંધાલુણ જીરૂં, સુંઠ, મરી, પીંપર, તેનું ચૂર્ણ મેળવીને છાસ પીવી. (૩) ગરમ પાણીથી વારંવાર પેટ ઉપર શેક કરવો. (૪) કળથીનો ઉકાળો કરી તેમાં ત્રિકુટુનું ચૂર્ણ મેળવીને પીવો. (૫) દુધમાં એરંડીઉં તેલ પીવું.

સન્નિપાતોદર—(૧) હીમજ અને નગોડનો રસ ગોમૂત્રમાં આપવો. (૨) ત્રિકટુ, જવખાર અને સીંધાલુણ નાખી છાશ પીવી. (૩) તાંદળજાનાં મુળ પાણીમાં વાટી તેમાં ચોગણું ઘી અને ઘીથી ચોગણું દુધ નાખી ઉકાળી ઘી તૈયાર કરવું. તે ઘીથી સર્વ વિષનો નાશ થાય છે.

**પ્લીહોદર** તથા **યકૃતોદર**—(૧) નગોડનો રસ ૨ તોલા અને ગોમુત્ર બે તોલા પીવાં. (૨) રગતરોહીડો અને હરડેનો કલ્ક કરી ગોમુત્રમાં અથવા ભેંસના મુત્રમાં પીવાં. (૩) લસણ, પીપરીમૂળ, હરડે, હીમજ, તે સર્વ વાટી ગોમુત્રમાં પીવાં. (૪) સરગવાના રસમાં સીંધાલુણ, ચાત્રો, પીપર તથા ખાખરાનો અને જવનો ખાર નાંખી પીવો. (૫) કુંવારનો રસ હલદર નાંખી પીવો. (૬) પીપર અને મધ નાખીને છાસ પીવી. (૭) હીંમજ તથા રકતરોહીડાની છાલનો ઉકાળો, જવખાર તથા લીંડીપીપરનું ચૂર્ણ મેળવી પ્રાતઃકાલમાં પીવો. (૮) કુંવારના રસમાં હલદરનું ચૂર્ણ નાખીને પીવાથી બરલ મટે છે. (૯) ભીલામા ૩ ભાગ, હીમજ ૩ ભાગ, વાવડીંગ ૩ ભાગ, શાહજીરૂં ૧ ભાગ, તે સર્વને ખાંડી ગોળમાં ગોળી કરી સાત દીવસ ખાવી. (૧૦) સરગવાની છાલના ઉકાળામાં શંખભસ્મ દેવી. (૧૧) પાકેલાં લીંબુના રસમાં શંખભસ્મ ૭ દિવસ પીવી.

**સોથોદર**—પેટ વધવાની સાથે સર્વ અંગપર સોજો આવે છે તેને સોફોદર અથવા સોથોદર કહે છે. (૧) સોથોદરમાં પુનર્નવાદિકવાથ (નં. ૬૧૪) પ્રશસ્ત છે. તેના ઉકાળામાં ગુગળ તથા ગોમુત્ર નાખીને પીવાથી સોજાવાળો પેટનો રોગ મટે છે. (૨) **પુનર્નવાષ્ટક કવાથ** (નં. ૬૧૩) ગોમુત્ર મેળવી પીવો. (૩) પીપર તથા સુંઠનું ચૂર્ણ ગોળમાં મેળવી ખાવું. (૪) ત્રિફળા ચૂર્ણ ગોમુત્રમાં પીવું. અથવા (૫) એકલું ગોમુત્ર પીવાથી અને દુધ ભાત જમવાથી સોજા ઉતરે છે.

**જલોદર**—(૧) **ભીલામાં** દુધ ભાતના પથ્યમાં આપવાં. (૨) ત્રિકટુ તથા મીઠું તેનું ચૂર્ણ છાસમાં પીવું. (૩) સરગવાની છાલનો કવાથ પીવો. (૪) સાંઢણીનું દુધ પીવું. (૫) **અર્કાદિકવાથ**—ગજપીપર, મરી, સુંઠ તથા સીંધાલુણ સમભાગે અને આકડાની છાલ સર્વના વજનથી વીશમો ભાગ-તેનો કવાથ પીવો. (૬) **નેપાળો**—નેપાળાનાં બીને શોધી તેમાં બમણો કાથો મેળવી તેની રતી રતીની ગોળીઓ સખ્ત વિરેચન માટે અપાય. નેપાળા વાળી ગોળી લીધા પછી તેના ઉપર તરતજ દુધ ભાત ખાવાં. (૭) દંતીહરીતકી (નં. ૮૦૧). (૮) મુત્રલ, સ્વેદલ અને રેચક દવાઓની યોજના કરવી.

**સર્વ ઉદરરોગ. સામાન્ય ઉપાયો**—(૧) રેચન, પાચન, વમન, (ઉલટી) (૨). દુધ અથવા ગોમુત્રમાં એરંડીઉં તેલ વારંવાર પીવું. (૩) લીંડીપીપર ચડતા ક્રમથી ખાવી. (૪) ચવક, ચિત્રક, સુંઠ, દેવદાર તેનો કવાથ નસોતરનું ચુર્ણ તથા ગોમુત્ર, મેળવી પીવો. (૫) ઇચ્છાભેદી રસ. ( નં. ૪૭૯ ).

**ઉદરરોગનું પથ્યાપથ્ય—પથ્ય**-રેચ, લાંઘણ. મગ, રાતી ડાંગર, જુની કળથી, જંગલનાં પશુ પક્ષીનાં માંસ, કાંજી, મધ, સીંધાલુણ, અડદ, છાશ, લસણ, એરંડીઉં, આદુ, પરવળ, સરગવાની શીંગો, એલચી, નાગરવેલનાં પાન, બકરી, ભેંસ, તથા ગાયનું દુધ, તથા મુત્ર, હલકું, તીખું, અને અગ્નિદીપક અન્ન, એ સર્વ હિતકારક છે. **અપથ્ય**—ઘી વગેરે ચીકણા પદાર્થોનું સ્નેહપાન, ધુમ્રપાન, ઉલટી, બહુ પંથ, દિવસની ઊંઘ, આટામાંથી બનાવેલા પદાર્થો, જડ એટલે કઠણ અનાજ, જળના પ્રાણીનું માંસ, ભાજીપાલો, તલ, દાહ કરનારાં અન્ન, લવણ, શિંગધાન્ય, ખરાબ પાણી અને ઝાડો કબજ કરે એવાં અન્નપાન, એ સર્વ ઉદરના રોગીને હાનિકારક છે.

# પ્રકરણ ૨ જું.

## મગજ સંબંધી દરદો.

## Diseases of the Nervous System.

મગજના તંતુઓની સાથે સંબંધ રાખનારાં દરદોનો આ પ્રકરણમાં સમાવેશ કરેલો છે. લકવો, પક્ષઘાત, ઉરૂસ્તંભ, ધનુર, આક્ષેપવાયુ વગેરે દેખીતાં વાનાં દરદો છે અને આર્યવૈદ્યક ગ્રંથોમાં તેનો વાતવ્યાધિમાં સમાવેશ કરેલો છે. તથાપિ તે મગજની સાથે સંબંધ રાખતાં હોવાથી વાત પ્રકરણમાંથી કાઢીને અત્રે દાખલ કરવામાં આવેલાં છે.

---

### સન્યાસ–મગજ ઉપર લોહી ચઢવું.

( Apoplexy–એપોપ્લેક્સી ).

**કારણો**—ઘણો દારૂ પીવો, અતિ ઉડાઉ ખાનપાન, ઘણો તાપ, ઘણી ટાઢ, લાંબા સમયની કબજીયત, લોહીનું કમતીપણું, તથા કલેજું હૃદય તથા મુત્રાશય એ મર્મસ્થાનોનાં દરદો, ઇત્યાદિ કારણોથી મગજ ઉપર લોહી ચડી જાય છે. આ દરદ વારસામાં પણ ઉતરે છે, સ્ત્રીઓ કરતાં પુરૂષોને વિશેષ થાય છે, અને વિશેષ કરીને વૃધ્ધને એટલે પચાસ વરસથી મોટી ઉમરના આદમીને થાય છે; ઘણું કરીને ટુંકી ધીંગી ગર્દન, મોટી છાતી, ભરાવદાર ચેહેરો અને જબરા શરીરવાળા આદમીને આવો રોગ થાય છે.

**લક્ષણ**—આ રોગનાં લક્ષણ જણાતાં પહેલાં, એના જેવાંજ લક્ષણોવાળાં બીજા દરદો વચ્ચે શું તફાવત છે તે જાણવાની જરૂર છે. મુર્છા, મદ્યપાન, અફીણનો નિશો તથા વાઇ આ ચાર દરદોનાં લક્ષણો લગભગ મળતાં હોવાથી તેમાંથી આ રોગનાં લક્ષણોને ઓળખી કાઢવાં જોઇએ.

**મૂર્છા**—મુખ્યત્વે જુવાન અને વાતવિકારવાળી તથા હિસ્ટીરીઆવાળી જુવાન છોડીઓને મુર્છા આવે છે અને મગજે લોહી ચઢવાનું દરદ પુખ્ત ઉમરના માણસને થાય છે. મુર્છા થોડીજ મીનીટમાં પાછી વળે છે, નાડી સ્પષ્ટ દેખાવા માંડે છે અને દરદી ધીમે ધીમે શુદ્ધિમાં આવે છે, અને આ મગજે લોહી ચડવાનું દરદ લંબાય છે.

**દારૂની અસર**—હકીકત પૂછવાથી તથા દરદીના શ્વાસની વાસથી દારૂનું વ્યસન છે એમ માલમ પડે છે; દારૂથી આવેલી ફીટમાં દરદીની બન્ને કીકીઓ સરખી હોય છે અને મગજે લોહી ચડવાથી આવેલી ફીટમાં વારંવાર એક કીકી સંકોચાયલી અને બીજી મોટી થયેલી હોય છે. દારૂની અસરવાળો દરદી બુમો મારી બોલાવવાથી કાંઇક જાગૃતિમાં આવી બબડે છે, પણ મગજે લોહી ચડેલો દરદી જાગૃતીમાં આવતો નથી. બારીક તપાસથી જોઇ રાખવાથી માલમ પડશે કે દારૂની અસરવાળા દરદીના શરીરની બન્ને પાસાંની હીલચાલ એક સરખી હોય છે, અને મગજે લોહી ચડેલા દરદની હીલચાલ ઘણું કરીને એક પાસાની હોય છે.

**અફીણનો નિશો**—અફીણનો નિશો મગજે લોહી ચડેલાની બેશુદ્ધિ જેવો હોય છે. પણ તેમાં તફાવત એ છે કે, અફીણના નિશામાં કાંઇ પ્રાથમિક ચિન્હ માલમ પડતાં નથી, જ્યારે આ દરદમાં બેશુદ્ધિ પહેલાં કેટલાંક પ્રાથમિક ચિન્હો માલમ પડે છે. આ દરદીનો ફીટ

જમતાં જમતાં કે ખાધા પછી તરતજ આવે છે અને અફીણ ખોરાક સાથે ખવાયું હોય તો તેનો નિશો પા કે અડધા કલાક પછી ચડે છે; વળી અફીણ ખાધેલું હોય તો તેના શ્વાસમાં તથા ઉલટીમાં અફીણનો વાસ આવે છે; અફીણથી બન્ને આંખોની કીકીઓ સંકુચિત થાય છે; અફીણના દરદીને બોલાવ્યાથી કે ધણધણાવ્યાથી જરા જાગૃતિમાં આવી પાછો ઘેનમાં પડી જાય છે, અને આ દરદવાળો દરદી એવી રીતે જાગતો નથી. મગજે લોહી ચડવાનો રોગ બહુધા ઘણા જાડા કે ઘણા દુર્બળને થાય છે અને અફીણના કેસો માટે એવો કાંઇ નિયમ ન હોય; વળી અફીણનું ઝેર ધીમું ધીમું ચડે છે, અને આ દરદનો ફીટ એકદમ આવે છે.

જ્યારે વાઇમાં દરદીના હાથપગ ખેંચાય છે, ત્યારે આ દરદમાં હાથપગ તણાતા નથી. વાઇના ફીટમાં તેનો ડોળો પોપચાં નીચે ખેંચાય છે તેથી માત્ર ધોળો ડોળો દેખાય છે અને ફીટ આવે છે ત્યારે તે ચીસ મારીને પડે છે; મગજે લોહી ચડવાના ફીટમાં એવું કાંઇ થતું નથી. આ રોગનાં સરખાંજ લક્ષણો નથી. કેટલીકવાર તેનો ફીટ આવતા પહેલાં ઘણા દિવસો કે ઘણા માસ પહેલાંથી જ તેનાં પ્રાથમિક લક્ષણો દેખાવા માંડે છે. માથામાં ઘેરી, નીચું નમતાં તમર આવવી, ઉબક, ઉલટી, મૂર્છાના જેવી અસર, માથું દુખવું, માથામાં ગરમી, કબજીયત, યાદશક્તિ કમી પડવી, પેસાબ કમી આવવો, નાકમાંથી લોહી પડવું, આંખોમાંથી જવાળા છુટવી, બોલવામાં અચકાવું, વિચારો ગુંચવાઇ જવા, કાનમાં અવાજ અને હાથ પગનાં આંગળાં બેરા થવાં; ઘણું કરીને દરદી લોહી વગરનો ફીકો હોય છે અને જ્યારે દરદ હુમલો કરે છે ત્યારે મૂર્છાના જેવાં લક્ષણો વરતાય છે. નાડી નબળી, નિશ્વાસ સાથે શ્વાસોશ્વાસ, ચેહેરો નિસ્તેજ, ચામડી ટંડી પડવી અને ઉલટી થવા જેવું થયા કરે. આ રોગમાં ફીટ આવવાનો બીજો પ્રકાર એ છે કે ફીટ એકાએક આવે છે અને દરદી નુકસાન વિનાનો જમીન ઉપર ઢળી પડે છે અને ભર ઊંઘમાં હોય એમ પડી રહે છે, તેનો ચેહેરો લાલચોળ, શ્વાસ ઘણો જોરવાળો અને નાડી ભરેલી પણ ધીમી, આંખની બન્ને કે એક બાજુની કીકી પહોળી, મોં એક તરફ વળેલું અને વખતે એક બાજુના અંગમાં તાણ પણ હોય. આ પ્રકાર સન્યાસને મળતો છે, ત્રીજી રીતે જે ફીટ આવે છે તેમાં એકાએક શરીરની એક બાજુ કે એક પગ ઝલાઇ જાય છે અને તેથી દરદી તે તરફનો પગ હલાવી શકતો નથી; જીભ સીધી બહાર આવી શકતી નથી, બોલી શકાતું નથી અને તેથી દરદી નિશાની કરીને સમજાવે છે.

આ રોગમાં સન્યાસ, મૂર્છા તથા અપસ્મારનાં સેળભેળ લક્ષણો બતાવેલાં જોવામાં આવે છે, તોપણ આ સન્યાસ રોગને 'એપોપ્લેકસી' કહેવો ઠીક લાગે છે; દેશી વૈદક પ્રમાણે હૃદયમાં તમોગુણવાળા દોષના સંચય થઇને માણસને મૂર્છિત કરે છે, અને વાણી, દેહ તથા મનની ચેષ્ટાનો નાશ કરે છે, તેથી આ રોગ થાય છે.

**ઉપાય:**—દરદીને ફીટ આવે કે ગળેબંધ તથા પેરણ મોકળાં મુકવાં, માથું જરા ઉંચું રાખવું, છાતીનો ભાગ ખુલ્લો કરીને પવન નાખવો, કપાળ ઉપર ટંડું પાણી છાંટવું અથવા ટંડા પોતાં મુકવાં કે બરફની પોટલી મુકવી અને ગરમ પાણીમાં પગ બોળવા. પીંડીઓ ઉપર રાઇની પોલ્ટીસ મારવી અને એક કલાક સુધી રહેવા દેવી અથવા તે ન બને તો પગ ખુબ ચાપીને તેમાં ગરમી લાવવી, દરદી ઉપર બહુ અજવાળું કે આદમીઓની ભીડ કે ઘોંઘાટ આવવા દેવો નહિ. આટલા ઉપચાર પછી જો દરદીનું મોં ઉઘડી શકે તો ૧ ઔંસ સલ્ફેટ ઑફ સોડા ૩ ઔંસ પાણીમાં નાખી પાવો તેથી જુલાબ થશે. પરાણે કાંઇ પણ પાવું નહિ;

ગરમ ઉત્તેજક દવા બીલકુલ આપવી નહિ; ઘણું જમ્યા પછી તરત આ દરદ થઈ આવે તો ઉલટી થાય તો થવા દેવી અથવા મોમાં પીછું નાંખી વધારે ઉલટી કરાવવી, પણ ઉલટી ઉછાળાનું કાંઈ લક્ષણ ન હોય તો ઉલટીનો પ્રયાસ કરવો નહિ. હિંગ, સાબુ, એરંડીયું તથા ગરમ પાણીની પીચકારી ઘણો ફાયદો કરે છે. માટે જલદી તેનો ઉપયોગ કરવો. રેચની દવા દરદી ગળે ન ઉતારી શકે તો જીભ ઉપર "ક્રોટન ઓઇલ" (નેપાળાનું તેલ) નાં બે ત્રણ ટીપાં લગાડીને પણ જલદી જુલાબ આવે એમ કરવું. ગરદનના પાછલા ભાગ ઉપર બ્લિસ્ટર મારવું. જો પાંચ છ કલાકમાં શુદ્ધિ ન આવે અને પેસાબ ન કરે તો પેસાબ ઉતારવા સળીનો ઉપયોગ કરવો. આ દરદ ઘણું ભયંકર છે. ડાકટરને બોલાવી તેની સલાહ લેવી. આ દરદના હુમલામાંથી કદિ દરદી બચે છે, તોપણ હુંશીયારીમાં આવ્યા પછી તેનો એક હાથ, પગ, અથવા એક પડખું જુઠું થયેલું, વાચા બંધ પડેલી અને ચહેરાના સ્નાયુઓ વિકાર પામેલા માલમ પડે છે.

સન્યાસ રોગના દેશી વૈદકશાસ્ત્રમાં એવા ઉપાયો આપ્યા છે કે દરદી લાકડા જેવો જડ થઇને પડે કે તેને ચોંટીયા ભરીને, વીંછી કરડાવીને, સોયો ભોંકીને કે ડામ દઇને જાગ્રત કરવો. આ રોગમાં આવા ઉપાયોથી શું ફાયદો થાય છે તે સમજી શકાતું નથી, ક્ષણિક મૂર્છા વાળાને કદાચ આ ઉપાયો જાગૃતિમાં લાવે, પણ તે ઉપાયો અજમાવવા જેવા લાગતા નથી.

---

## અપસ્માર—વાઇ—ફેફરૂં.

( Epilepsy—એપીલેપ્સી. )

**કારણ—**(૧) આ રોગ વારસામાં ઉતરે છે; (૨) અતિ દારૂ, કેફી વસ્તુઓ; (૩) અતિ વિષયાસક્તપણું અને તેથી થયેલ ધાતુનો ક્ષય; (૪) હાથરસ [માસ્ટરબેશન] થી વીર્ય પાડી નાંખવાથી; (૫) મગજનો વ્યાધિ, કૃમિરોગ, ગર્ભાશયનું દરદ, પેશાબની પથરીનો રોગ, બાલકોને દાંત ફુટવાથી થતો રોગ, ધમકી, ધાસ્તી, ગુસ્સો વગેરે કેટલાંક બીજાં કારણો પણ આ રોગને ઉત્તેજન આપનાર થાય છે.

**લક્ષણ—**સાધારણ વાઇમાં જરાવાર બેશુદ્ધિ આવી દરદી જે સ્થિતિમાં બેઠો હોય તેજ સ્થિતિમાં સ્થિર થઇ જાય છે. તે થોડીજવારમાં પાછો શુદ્ધિમાં આવે છે. કોઇવાર બેશુદ્ધિની સાથે મોં તથા હાથ પગના સ્નાયુ જરા ખેંચાય છે. શુદ્ધિમાં આવ્યા પછી દરદી જરા મુંઝાઇને પાછો સ્વસ્થ થાય છે અને તેને જે થયું હોય તેનું તેને જ્ઞાન રહેતું નથી. સખ્ત વાઇમાં દરદી જોરથી ચીસ પાડી બેભાન થઇ જમીન ઉપર પડી જાય છે. હાથ પગ ખેંચાય છે, તાણને લીધે હાથ પગ તથા આખું શરીર જોરથી તરફડે, હાથના આંગળાં વળી જાય, શ્વાસ ઘેરાઇ ગયેલો ચાલે, ચેહેરો લાલ થાય, ઘણીવાર મોહું એક બાજુમાં ફરી જાય, મોંમાંથી ફીણ આવે, આંખના ડોળા ફરી જાય, આંખ રતાશ પકડે, દાંત જોરથી ભીડાઇ જાય અને વખતે વચ્ચે જીભ આવે તો કરડાઇને લોહી નીકળે; વખતે ઝાડો પેસાબ પણ થઇ જાય અને આવી સ્થિતિમાં થોડી મિનિટ સુધી અથવા વખતે કેટલાક કલાક સુધી પડી રહ્યા પછી હાથ પગનું તાણ નરમ પડે અને દરદી ભર ઉંઘની પેઠે શાંત અને સુસ્ત થઇ પડી રહે અને ઉઠે ત્યારે જાણે સાધારણ ઉંઘમાંથી ઉઠયો હોય એવો તનદુરસ્ત દેખાય. કોઇને સંપુર્ણ અને કોઈને અરધીપરધી બેશુદ્ધિ આવે છે. કોઇ પડી જવાને બદલે થોડીવાર

ચક્કર આવી સ્થિર બેસી રહે છે, ટગર ટગર જોયા કરે છે, કોઇને અરધી શુદ્ધિ અરધી બેશુદ્ધિ અને તાણ વગેરે બીજી નિશાનીઓ દેખાતી નથી.

**પ્રાથમિક ચિન્હો**—અપસ્મારનો હુમલો બહુધા ઓચિંતો આવે છે, પણ કેટલીક વાર તેમાં આગમચથી કેટલાંક ચિન્હો માલમ પડે છે. તે ચિન્હો નીચે પ્રમાણે છેઃ–ચેહેરો ફરી ગયેલો, ભુખ ઓછી, ખાટી વાસ, ખોટા ખોટા અવાજો સંભળાય, તરેહવાર કલ્પનાઓ અને કલ્પિત ચિત્રો દૃષ્ટિએ પડે, માથું દુઃખે, આંખે ઝાંખ, ઉલટી, હાથ ઉપર કીડીઓ કે કરોળીઓ ચાલતો હોય એવો સળવળાટ, વગેરે કેટલીક કલ્પિત નિશાનીઓ પણ જણાય છે.

**ઉપાય**—(૧) વાઇ આવ્યા પછી દરદીને કોઇ ઇજા થવામાંથી બચાવવા માટે તેના હાથ પગ વગેરે અવયવો પકડી રાખવા, ડોક તથા છાતી ઉપરનું કપડું દુર કરવું, અને શરીર ઉપરનું કોઇ પણ તંગ કપડું ઢીલું કરવું; જીભ કરડાય નહિ તેને માટે મોમાં નરમ લાકડું અથવા શણના કપડાનો ડુચો ખોસવો; કપાળ ઉપર પાણીની ધીમે ધીમે ધાર કરવી, અને આંખો ઉપર પાણી છાંટવું; દરદી ઉંઘમાં ન પડે અને બહુ લેવાઇ ગયેલો લાગે તો થોડો દ્રાક્ષાસવ અથવા બ્રાંડી આપી તેને સતેજ કરવો.–(૨) વાઇના હુમલાની દરમિયાન નીચે પ્રમાણે સંભાળ રાખવી–મિતાહાર, યોગ્ય કસરત, ઉદ્યોગ, માદક પદાર્થોનો ત્યાગ, કબજીયત, કૃમિ, તેમ જ રસ, લોહી કે કફનો શરીરમાં બહુ ભરાવો, તેનો યોગ્ય ઉપાય કરવો. સ્ત્રી દરદી હોય, તો દસ્તાન નિયમિત આવે એવો ઉપચાર કરવો. જો દરદી નબળો અને ચીડીઆ સ્વભાવનો હોય તો પૌષ્ટિક દવાઓ આપવી. ઝાડો સાફ રાખવો, માથું ઠંડુ રાખવું, પગ ગરમ રાખવા, મન ચિંતાથી મુક્ત રાખવું, કપડાં ઢીલાં પહેરવાં, દારૂ અને નહિ પચે એવા પદાર્થોનો કેવલ ત્યાગ કરવો, ઇત્યાદ આ રોગને શમાવવાની યોગ્ય સલાહો ધ્યાનમાં રાખવી. (૩) **પોટાશ બ્રોમાઇડ**—૧૦ ગ્રેનના પ્રમાણથી શરૂ કરવું. બે ઔંસ સ્વચ્છ પાણી નાંખીને પીવું. એ પ્રમાણે દિવસમાં ત્રણવાર પીવું. આ પ્રમાણ ૧૦ થી ૩૦ ગ્રેન સુધી વધારી શકાય, અને દર ત્રણ ત્રણ દીવસે બબ્બે ગ્રેન વધારવું. આ દવા ઘણા દરદીઓને ફાયદો કરે છે. જેને આ દવાથી ફાયદો ન થાય તેણે નીચેની દવા લેવી. (૪) **સ્ટ્રીકન્યા**—અથવા નાઇટ્રેટ ઑફ સિલ્વર. આ દવાઓ જોખમવાળી હોવાથી હુશિયાર ડાક્ટરોની દેખરેખ અને સલાહથીજ લેવી. (૫) નં. ૧૪૭૧, ૧૪૭૨, ૧૪૭૩, ૯૬૬, ૧૦૦૯, ૧૦૧૦, ૧૦૧૧, ૧૦૧૨, તથા ૮૪૪, ૭૨૭, ૭૩૫, ૭૪૪ વાળા ઉપાયોમાંથી યોગ્ય લાગે તેનો ઉપયોગ કરવો. મગજને પુષ્ટી આપનાર દવાઓ (નં. ૪૪૮). (૬) બ્રાહ્મી, વજ, મરચકંકોળ, શંખાવલી, માલકાંકણું વગેરે દેશી વનસ્પતીઓ અપસ્મારના દરદ ઉપર ઘણીજ પ્રસિદ્ધ છે, અને જો તે દવાઓનું સારા ઉપચારકની સલાહ પ્રમાણે યોગ્ય પથ્ય સાથે સેવન કરવામાં આવે તો અપસ્મારનો અસાધ્ય રોગ પણ પરાજય પામે છે. (૭) **જીવન**—દેહશુદ્ધિ કરીને દુધ તથા ચોખાના પથ્યથી જો જીવન ખાવામાં આવે તો અપસ્મારમાં સારો ફાયદો માલમ પડે છે.

---

## મૂર્છા.

( Faintng–ફેઇન્ટીંગ ).

**કારણ**—મૂર્છા ઘણાં કારણોથી આવે છે. શરીરમાંથી લોહી વહી જવું, ધાસ્તી, ધાસ્કો પડવો, અતીપીડા, સ્ત્રીઓનો અનિયમીત ૠતુદોષ, હોજરીનાં દરદો, હૃદયનાં દરદો, બગડેલી હવા, અતિતાપ ખરાબ વાસ, અણગમતો દેખાવ, ઇત્યાદિ મૂર્છાનાં કારણો ઘણા છે.

**પ્રકારો**—ત્રણ દોષવાળી ત્રણ મૂર્છા, રૂધિરથી થનારી મૂર્છા, ઝેરથી થનારી મૂર્છા તથા મદ્યપાનથી થનારી મૂર્છા, એમ છ પ્રકારની છે.

**લક્ષણો**—સન્યાસ રોગ પ્રમાણે. તફાવત એટલો કે મૂર્છા ઘણું કરીને જુવાન અને નબળા હૃદયના માણસોને આવે છે અને સન્યાસ વૃદ્ધને થાય છે. મૂર્છા થોડી મુદતમાં પાછી વળે છે, સન્યાસની બેશુદ્ધિ જલદી મટતી નથી.

**ઉપાયો**—(૧) મૂર્છા આવે કે તરત દરદીનું માથું ધડ કરતાં પણ નીચું નમાવીને બેસાડવો; મોં ઉપર ઠંડુ પાણી છાંટવું, પંખાથી પવન નાખવો, તેના ઓરડામાં ખુલ્લી ચોખી હવા આવવા દેવી; હાથ પગ સારી રીતે ચાંપવા અને એક બળેલું પીછું નાકે ધરીને નાકને ધુમાડી દેવી; અથવા બબ્બે મીનીટે આમોનિયા સુંઘાડવું. જો મૂર્છા લાંબી ટકે તો હૃદય ઉપર ( છાતી ઉપર ) રાઇનું પ્લાસ્ટર મારવું, ઝાડો ખુલાસેથી આવે એમ કરવું. બધા ઠંડા ઉપચાર કરવા. આવા બહારના ઉપાયોથીજ મૂર્છા પાછી વળીને દરદી શુદ્ધિમાં આવે છે પણ કદિ શુદ્ધિમાં ન આવે તો બીજા ઉપાયો કરવા. ( ૨ ) આંખમાં અંજન કરવાં, કે જરા મરી કે પીપરની બારીક ભુકી આંખમાં આંજવી, સરસડાનાં બી, પીપર, મરી, સીધાલુણ, લસણ, મનસીલ તથા વજ એટલી ચીજોને ગોમૂત્રમાં વાટી અંજન કરવું. (૩) કાનમાં મરી કે પીપરની ભુકી કાગળની ભુંગળી વાટે ફુંક મારીને ઉતારવી. (૪) એવીજ ચીજોનાં નાકેથી નસ્ય દેવાં. (૫) નાકના તથા મોઢાના શ્વાસને રોકવો, જેથી મૂર્છા વળશે. (૬) ઠંડા કવાથ તથા પિત્તજ્વરમાં બતાવેલા ઉકાળા પીવા (૭) મીઠાં મીઠાં ઔષધોથી પકાવેલાં દુધ પાવાં; જવ, રાતા ચોખા, વટાણા તથા મગ પથ્ય છે.

---

## ધનુર્વા—અપતાનક.

### ( Tetanus–ટીટેનસ. )

**કારણ**—આ એક અક્ષેપવાયુ છે. તે ઘણો ભયંકર રોગ છે. તેમાં આખું શરીર કમાનની પેઠે વાંકું વળે છે. આરંભમાં જડબાંના સ્નાયુ ખેંચાઇ તે સખ્ત થાય છે, બંધ પડે છે ને ઉઘડતું નથી. દરદ બહુ જોર કરે છે ત્યારે દરદી કામઠાની પેઠે વાંકો વળી જાય છે, અને તે શાંત થાય છે ત્યારે સ્નાયુ ઢીલા પડે છે. આ કામઠું કેટલીક વાર પાછળથી (બાહ્યયામ) કેટલીકવાર આગળથી (અંતરાયામ) અને કેટલીકવાર આડત્રાંસ પડખાભર વળે છે. જ્યારે કમાન વળે છે ત્યારે આખા શરીરને બેહદ જોર મળે છે, અને આક્ષેપ એટલે તણાવું થોડી થોડી મીનીટે આવ્યા કરે છે, દરમીયાન સ્નાયુ ઘણાજ સખ્ત રહે છે અને જો દરદી કોઇ ઉપાયથી ઉંઘમાં નથી પડતો તો શ્વાસનું રૂંધન થઇ દરદી મરણ પામે છે. આ વાતવ્યાધિનો પ્રકાર હોવાથી બીજા વાનાં જે કારણો છે તે આ રોગનાં કારણ છે. પણ નવા શોધ પ્રમાણે આ રોગના જંતુ (બેસીલસ) થાય છે અને જખમ વગેરે દ્વારા તે જંતુઓ શરીરમાં પ્રવેશ કરીને આ રોગ પેદા કરે છે. આ જંતુ જખમમાં પ્રવેશ કર્યા પછી દશ બાર દહાડે આ રોગને પેદા કરે છે. કાંઇ જખમ થયા પછી ખાંડ, ખટાઇ ખાવાથી આંચકી થાય એવો લોકોમાં ભય ચાલે છે તેનું મૂળ આવાં કારણો સાથે સંબંધ રાખતું હશે.

**લક્ષણ**—તીરકામઠાની પેઠે શરીર આગળ કે પાછળ કે પડખાથી વળીને કમાન થવી એ તેનું મુખ્ય લક્ષણ છે. હડકવા તથા ધનુર્વાનાં લક્ષણો લગભગ મળતાં આવે છે. તફાવત

એ છે કે હડકવાનો દરદી પાણીને દેખે છે કે દરદ જોર કરે છે, તથા દરદી કુતરાની પેઠે બુમો મારે છે. ધનુર્વામાં એમાંનું કાંઇ થતું નથી.

ઉપાયો—(૧) સ્નાયુ શૈથિલ્યકૃત દવાઓ ( નં. ૪૪૫ ( ૨ ) અફીણુ સૌથી સારો ઉપાય છે. આ દરદવાળાને અફીણુ ઝેરનું કામ નહીં કરતાં દરદને દબાવે છે અને મોટા પ્રમાણમાં તે અફીણને જીરવી શકે છે. ( ૩ ) ક્લોરોફોર્મ તથા ક્લોરોડોઇન અથવા એકલું ક્લોરલ સારો ગુણ કરે છે; તે બધી દવાઓ મોટા પ્રમાણમાં આપવી. ( ૪ ) વધારે સખ્ત ધનુર્વાના હુમલામાં ક્લોરોફોર્મનાં ટીપાં ૫ અને ટિંક્ચર ઓપીયમનાં ટીપાં ૨૦ એક ઐાંસ પાણીમાં આપવાં. ( ૫ ) નં. ૧૩૦૮ વાળું મોફ્યાનું મિક્શ્ચર આપવું અને દર ચાર ચાર કલાકે આપવું જારી રાખવું. તથા નં. ૧૪૭૯ તથા ૧૪૮૦, વાળા નુસ્ખાઓ અજમાવવા.

## આંચકી–ખેંચતાણ.

( Convulsions=કનવલ્શન્સ. )

કારણ—આંચકી એ કોઇ સ્વતંત વ્યાધી નથી. વાઇ, હિસ્ટીરીઆ, ધનુર, હડકવા, વગેરે વ્યાધીમાં શરીરના સ્નાયુઓની ખેંચતાણ થઇ આવે છે. બાળકોને વારંવાર આંચકી થાય છે અને તેનું મુખ્ય કારણ કૃમિ હોય છે. ગર્ભિણી સ્ત્રીઓને જણ્યા પહેલાં અને વિશેષ કરીને પ્રસવ થાય પછી આંચકી થઇ આવે છે. જખમથી અથવા બીજી રીતે ઘણું લોહી જવાથી મગજને પુરતું પોષણ નહિ મળી શકવાને લીધે આંચકી થાય છે. મગજમાંની કોઇ રક્તનળી બંધ થવાથી, મગજને ધક્કો લાગવાથી, ખોપરી ફુટવાથી; મગજમાં રક્તસ્રાવ થવાથી, લોહી બગડવાથી, તાવથી તથા ઝેર ખાધાથી પણ આંચકી ઉપડી આવે છે. નબળાઇ તથા તાવમાં કાંઇ કુપથ્ય થવાથી પણ આંચકી ઉપડે છે. આ કારણો તંતુઓમાં વિકૃતિ કરે છે, જે તંતુઓનો સંબંધ મગજ અથવા બરડાની કરોડરજ્જુ સાથે હોય છે.

લક્ષણ—આખું શરીર અથવા હાથ પગ ખેંચાય છે, ચેહેરો વિકૃત પામે છે, મોં લાલ થાય છે, દાંત જડાઇ જાય છે અને જીભ બહાર નીકળે છે. આંખોની કીકીઓ મોટી થાય છે, શ્વાસ ઘુંટાય છે, અને દરદી બેભાન બને છે, આંચકીનું તાણ બંધ પડેથી દરદી ઊંઘમાં પડે છે. કેટલીક વાર આંચકી આવીને બંધ પડી જાય છે અને કેટલીકવાર વારંવાર થાય છે, અને બંધ પડે છે.

ઉપાય—(૧ ) અપસ્મારમાં આપેલા પ્રાથમિક સર્વે ઉપાયો કરવા. મો ઉપર ઠંડું પાણી છાંટવું, આમોનિયા સુંઘાડવો, જુલાબ આપવો અથવા દાંતખીલી બેઠી હોય તો પૂંઠેથી જુલાબની પીચકારી, આપવી. માથુ ગરમ હોય તો ઠંડા પાણીનું પોતું કે બરફ મુકવું. બોચી, પેટ તથા પીંડી ઉપર રાઇની પટીઓ મારવી અથવા લમણાપર બ્લિસ્ટર મારવું. (૨) પોટાશ બ્રોમાઇટ, હાયોસ્યામસ, અફીણ, ક્લોરલ વગેરે આ દરદમાં અસર કરે છે. ( ૩ ) કૃમિઘ્ન દવાઓ. ( નં. ૪૪૨ ) તથા મગજને પુષ્ટી આપનાર દવાઓ ( નં. ૪૪૮). (૪) ત્રિફલાદિકવાથ ( નં. ૫૭૭ ) વાવડીંગ તથા પીપરનું ચૂર્ણ નાખીને આપવો. ( ૫ )અફીણ, એળીઓ, કપુર, કસ્તુરી, વગેરે દવાઓ દરીદ અને દરદનું બળાબળ જોઇને આપવાથી આંચકીનું જોર નરમ પડે છે.

## પક્ષઘાત–લકવો.

( Hemiplegia ).

**વિવેચન**—મગજ તથા બરડાની કરોડ સાથે સંબંધ રાખનારી મજ્જાતંતુઓ ઉપર લોહીનો દાબ પડવાથી તે તંતુઓનો વ્યાપાર બંધ પડે છે અને તેથી આ દરદ થાય છે. આ દરદને અર્ધાંગવા, એકાંગવા, પક્ષાઘાત અને લકવો એવાં અનેક નામોથી ઓળખવામાં આવે છે. અંગ્રેજીમાં જેને પેરેલીસીસ (Paralysis) કહે છે, તેમાં દરેક પ્રકારના લકવાનો સમાવેશ થાય છે, જેમકે મોંનો લકવો, જીભનો લકવો, હાથનો લકવો, અર્થાત્ તે તે અંગ જુદું પડવું. કેડની ઉપરનાં અંગોમાં વા આવે છે તેનો સંબંધ મગજ સાથે છે. અને કેડની નીચેનાં અંગો એટલે પગોમાં વા આવે છે તેનો સંબંધ બરડાની કરોડરજ્જુ સાથે છે, જેમકે 'ઊરૂસ્તંભ' એટલે સાથળ ઝલાવાનો રોગ ( Paraplegia ).

**કારણ**—પક્ષઘાત એટલે કોઇપણ અવયવોનો ઘાત થવો અથવા તે અવયવ ક્રિયા રહિત થવો. પક્ષઘાત મગજની સાથે સંબંધ રાખે છે તો મગજમાં એવી શું ક્રિયા થાય છે અને તે શાથી થાય છે કે શરીરનાં ઉપયોગી અંગો જુદાં પડી જાય છે, તે અવશ્ય જાણવા જેવી વાત છે. કોઇ દરદીને પક્ષઘાત થયો એટલે વાના–લકવાના ઉપાયો ગ્રંથમાં બતાવ્યા પ્રમાણે કરવા મંડી જવું, એટલે બસ નથી. પણ પક્ષઘાત થયો એટલે શું થયું તથા કયા અંગમાં કેવો ફેરફાર થયો તે જાણવું જ જોઇએ. શરીરની હીલચાલનો આખો વ્યાપાર મગજ તથા બરાડની અંદરના મજ્જાતંતુઓ દ્વારા થાય છે. આપણે હાથ પગ વગેરે આપણી ઇચ્છાથી ચલાવીએ છીએ, તે ઇચ્છા શક્તિ મગજમાંથી ઉત્પન્ન થાય છે અને તે શક્તિ મજ્જાતંતુ દ્વારા શરીરમાં માંસ રજ્જુઓને તથા સ્નાયુઓને પહોંચે છે ત્યારે તેઓ હાલીચાલી શકે છે. પણ જ્યારે મગજમાં કાંઇ વિકાર–ફેરફાર થાય છે ત્યારે મગજની ઇચ્છાનો હુકમ બજાવવાને મજ્જાતંતુઓ અશક્ત થાય છે અને તેથી શરીરની હાલચાલ કરનાર માંસરજ્જુ અથવા સ્નાયુઓ સુધી તે મંજ્જાતંતુઓના હુકમ પહોંચતા નથી. જે બાજુનો આ વ્યાપાર બંધ પડે છે તે બાજુનું અંગ જુદું–ક્રિયા રહિત થાય છે અને જે અવયવનો એ વ્યાપાર બંધ પડે છે તે અવયવ જુદો પડે છે; જેમ કે, જીભ, આંખ, હાથ, ચહેરો વગેરે.

મગજમાં આ ફેરફાર ઘણાં કારણોથી થાય છે. મગજમાં બહુ લોહી ચડી જવાથી, મગજમાં રક્તસ્રાવ થવાથી અથવા કાંઇ બીજા દોષનો સંચય થવાથી આવો ફેરફાર થાય છે. લોહી ચડી જવાથી કે રક્તનો સ્રાવ થવાથી મજ્જાતંતુઓ ઉપર દબાણ થાય છે. અને તેથી તેઓ પોતાનું કામ કરતાં અટકે છે અને તેથી પક્ષઘાત એટલે લકવો થઇ જાય છે. પક્ષઘાત બે પ્રકારે થાય છે, મગજમાં રક્તસ્રાવ થવાથી એકાએક થાય છે, અને મગજના બીજા દોષ સંચયને લીધે ધીમે ધીમે પણ લકવો થાય છે. મગજના આવા વિકારનાં કારણો આ પ્રમાણે છે. ( ૧ ) પડી જવાથી મગજને ધક્કો લાગવો. ( ૨ ) માર પાડવાથી કે કચરાવાથી મગજને ધક્કો લાગવો અને તેથી તેમાં કોઇ નસ તુટીને રક્તસ્રાવ થયો. (૩) એજ પ્રમાણે બરડાની કરોડરજ્જુનો આઘાત કે રોગ થવાથી પણ નીચેના અર્ધ અંગમાં લકવો થાય છે; (૪) દારૂ પીવાથી પણ આ દરદ થાય છે; (૫) શીશાનું ઝેર લોહીમાં મળવાથી પણ લકવો થાય છે. (૬) ઉપદંશ એટલે ગરમીનો રોગ થઇ ગયો હોય એવા દરદીઓમાંથી પણ કોઇને વહેલો મોડો લકવો થાય છે. ( ૭ ) વૃદ્ધવસ્થામાં મગજને બરાબર

પોષણ નહીં મળવાથી પણ લકવો થાય છે- (૮) આ સિવાય વાઇ, હીસ્ટીરીયા, આંચકી અને આંતરડાંનાં તથા મૂત્રપિંડના વ્યાધિથી પણ લકવો થાય છે.

**ઉપાય**—વાતવ્યાધિના ઉપાયો પૃષ્ટ ૫૪૪ થી ૫૪૮ ઉપર જોવા તથા તેમાંના ઉપાયોમાંથી યોગ્ય લાગે તે અજમાવવા, વૃદ્ધાવસ્થામાં થયેલો આ રોગ ઘણો કષ્ટસાધ્ય તથા અસાધ્ય છે. (૧) **એરંડતેલ**—ફક્ત એરંડતેલ આ રોગનો ઉત્તમ ઉપાય છે. તેનું દુધ સાથે અથવા યોગ્ય ઉકાળા સાથે લાંબા વખત સુધી સેવન કરવું. કોઇ બીજી મોટી મોટી દવાથી કાંઇ ફાયદો નથી થતો ત્યારે એરંડતેલથી ફાયદો થાય છે. (૨) લસણ એકલું અન્ન સાથે, દુધ સાથે, તેલ સાથે કે ઘી સાથે ખાવું; લસણની ચટણી કરીને તેમાં તેલ તથા સીંધાલુણ મેળવી ખાવું; લસણનો પાક કરી ખાવો; (૩) મહાયોગરાજ ગુગળ (નં. ૭૭૦ ) નું ઘણા વખત સુધી સેવન કરવું; (૪) મહારાસ્નાદિકવાથ (નં. ૬૨૨) એકલો અથવા મહાયોગરાજ સાથે લેવો. (૫) વાતારિરસ ( નં. ૫૧૦ ). (૬) પક્ષાઘાતના ઉપાયો નં. ૧૦૦૩ થી ૧૦૦૮ વાળા દરદીનું બળાબળ તથા દરદનું બળાબળ જોઇને અજમાવવા. (૭) ગરમીથી થયેલ પક્ષઘાતમાં કેશરાદિ ( નં. ૪૮૩ )નું પથ્થ સાથે સેવન કરાવવું.

**પથ્યાપથ્ય**—વાતવ્યાધિ પ્રમાણે.

---

# ઉરૂસ્તંભ.

( Paraplegia—પારાપ્લેગીયા. )

**વિવેચન**—જેમ પક્ષઘાતમાં શરીરનું ડાબું કે જમણું અરધું અંગ જુઠું પડે છે, તેમ ઉરૂસ્તંભમાં કેડથી નીચેનું અરધુ અંગ જુઠું પડે છે.

**કારણો**—કરોડરજ્જુના નીચલા ભાગમાં કાંઇ વ્યાધિ થવાથી એટલે કરોડરજ્જુનો વરમ થવાથી અથવા તે રજ્જુ વધારે ઢીલો કે વધારે સખ્ત થવાથી અથવા કરોડરજ્જુ ઉપર કાંઇ દબાણ થવાથી આ રોગ થાય છે. પીઠ ઉપર માર પડવાથી, પડી જતાં પીઠ ઉપર વાગવાથી અને તેથી બરડાનાં હાડકાંને તથા તેની અંદરના કરોડરજ્જુનો ઇજા પહોંચવાથી તેની અંદરના મજ્જાતંતુઓ કામ કરતા બંધ પડે છે, અને તેથી તેનો પગો સાથેનો વ્યાપાર બંધ પડે છે, જેથી આ ઉરૂસ્તંભ એટલે સાથળ ઝલાવાનો રોગ થાય છે. તેમજ વૈદ્યકશાસ્ત્ર કહે છે કે, કાંઇક પચેલા અને કાંઇક નહીં પચેલા ખોરાક ઉપર અતિ શીત, અતિ ઉષ્ણ, ભારે અને ચીકણા ભોજનો કરવાથી, પરિશ્રમથી, દિવસે સુવાથી અને રાત્રે જાગવાથી, કફ તથા મેદ સહિત વાયુ આમવાળા તથા અતિ વધીને એકઠા થયેલા કફને તથા પિત્તને બગાડી સાથળમાં આવે છે અને અંદર ચીંટાયેલા કફથી સાથળના અસ્થિઓને પુરી નાખી જડ બનાવે છે, જેથી સાથળો જડ, શુન્ય, ભારે તથા ક્રિયા વગરના થાય છે.

**લક્ષણો**—અંગો ભાંગવાં, તંદ્રા, ઉલટી, અરૂચિ, જ્વર, ગ્લાનિ, પગ માંડમાંડ ઉપડવા, તથા છેવટ જડ બનવા, એ તેનાં પૂર્વનાં લક્ષણો છે. પગ જમીન ઉપર મૂકતાં તેમાં દરદ થાય છે, ઠંડા સ્પર્શનું જ્ઞાન થતું નથી, તથા બેસવા ઉઠવા કે ચાલવામાં અશક્તપણું આવે છે. ઉરૂસ્તંભનો દરદી પોતાના પગ ભાંગી ગયેલા માને છે. અને બાજાં માણસો ઉપાડે તોજ પગ ઉપડે છે. ઉરૂસ્તંભમાં ઘણીવાર દરદીનો ઝાડો, પેસાબ બંધ પડે છે અથવા બેકાયદે ઝાડો પેસાબ થઈ જાય છે, એટલે ઝાડા તથા પેસાબનો વેગ કબજામાં રહી શકતો નથી,

ઉપાય—(૧) માર પડવાથી કે પડી જવાથી આ દરદ થયું હોય તો દરદીને સંપૂર્ણ આરામ આપવો. (૨) બરડાના હાડકા ઉપર દાબવાથી કાંઇ દરદ માલમ પડે તો તે ભાગ ઉપર જળો મુકાવવી. જો તેમાં સોજો હશે તો કોઈ ટંડી દવા લાગવાથી પણ ત્યાં ગરમી લાગશે. (૩) બ્લસ્ટરો મારવાથી પણ સોજો નરમ પડી, આ દરદ નરમ પડે છે. (૪) દરદ વાળા ભાગ ઉપર દોષઘ્નલેપ (નં. ૮૭૫ ) મારવો; અથવા એલાડોના અને અફીણનો લેપ મારવો. (૫) પેસાબ બંધ થયો હોય તો તે છોડવા માટે સળીનો ઉપયોગ કરવો. જો પેસાબ વધારે વખત અટકી રહે તો મુત્રાશયનો વરમ થાય. (૬) આ રોગમાં સ્વેદન (પરસેવો કાઢવો) લંઘન તથા રૂક્ષ ( લુખા ) પદાર્થો ખવરાવવા, અથવા કફની શાંતિ કરનાર અને વાયુને નહિ કોપાવનાર એવી ક્રિયાઓ કરવી. (૮) ક્ષાર તથા ગોમુત્રવાળા પ્રવાહી પદાર્થોથી બાફ દેવો, અને રૂક્ષ એટલે ચીકાશ વગરના પદાર્થોથી સાથળો ચોળવી. (૮) પીપર, પીપરીમુળ અને ભીલામાં તેને વાટી ચટણી કરી તેમાં મધ મેળવી પીવાં અથવા તે ત્રણેનો ક્વાથ કરી મધ નાંખી પણ પીવાય. (૯) ત્રિફળાનું તથા કડુનું ચૂર્ણ મધ નાખીને ચાટવું, (૧૦) લીંડી- પીપર ચડતા નંબરથી મધની સાથે કે જુના ગોળ સાથે ખાવી. (૧૧) ગોમુત્રમાં શીલાજીત, ગુગળ તથા પીપર નાખીને પીવું. (૧૨) ભીલામાં, ગળો, સુંઠ, દેવદાર, હરડે સાટોડી તથા દશમુળ, તેનું સેવન કરવું એટલે ચૂર્ણ કરીને ખાવું કે ઉકાળો પીવો, (૧૩) ભીલામાંનો ક્વાથ સાકર, ઘી, મધ તથા મરી નાંખીને પીવો. (૧૪) રાસ્ના સપ્તકક્વાથ સુંઠનું ચૂર્ણ નાખીને પીવો. (૧૫) દરીયાના પાણીનું સ્નાન સર્વોત્તમ ઉપાય છે. (૧૬) ક્વીનાઇન, લાઇકર સ્ટ્રી- ક્નયા અને ટિંક્ચર ઓફ સ્ટીલનું સેવન કરવું.

પથ્યાપથ્ય—લુણ વગરનાં હિતકારક શાક, જાંગલ પ્રદેશનાં પ્રાણીઓના માંસ, જુનો સામો, જુના કોદરા, જુના ચોખા, મીઠા લીંબડાનાં પાન, ગરમાળાનાં પાન, બથવાની ભાજી તથા મુળાનું શાક, એ સર્વ પથ્ય એટલે હિતકારક છે,

## અર્દિત—અડદીઓ વા.

( Facial Paralysis ).

કારણ—પક્ષાઘાત રોગનાં કારણો એજ આ રોગનાં પણ કારણો છે. ઘણીવાર પક્ષઘાત સાથે અર્દિત પણ હોય છે. ટંડી, ટંડો પવન, ખુલ્લી જગામાં સુઇને પવન ખાવો, કાન તથા દાંતના દરદ, કાનની નીચેની ગાંઠ, વગેરે દરદોથી પણ આ દરદ થાય છે. ઉપદંશનો રોગ પણ આ દરદને તેડું કરે છે. રાત્રે વારંવાર ખુલ્લી પવનવાળી જગામાં સુવાથી એકાએક સવા- રમાં આ રોગનાં લક્ષણો જણાઇ આવે છે અને મોં ટરડાએલું લાગે છે.

લક્ષણો—એક બાજુનો ચહેરો ઝલાવો, મોંનો એક ખુણો નીચે નમવો. ગાલ ઢીલો પડીને તેમાંથી થુંક ઝરવું, પાણી પીતાં એક બાજુથી નીકળી પડવું, ફુંક સીધી નહી આવતાં વાંકી જવી, એ તેનાં મુખ્ય લક્ષણો છે.

ઉપાય—કારણ પ્રમાણે ઉપાય કરવો. પ્રથમ એક જુલાબ આપવો. તેને માટે એરંડીયું સારૂં છે. ગરમ પાણીનો શેક, ખસખસના ડોડા ઉકાળેલા ગરમ પાણીનો શેક, અથવા બ્લીસ્ટર મારીને દોષ ખેંચી કાઢવો. માથા ઉપર પવન લાગવા દેવો નહી, ખોરાક સાદો, તથા અડદના લોટનાં વડાં, અડદની દાળ અને અડદના લોટનો શીરો ખાવો. આવા સાદા ઉપાયોથી અને દસ્તનો ખુલાસો રાખવાથી આ દરદ ધીરેધીરે મટી જાય છે, અથવા તેનાં કેટલાંક લક્ષણો ઓછાં થઇ માત્ર મોંનો વાંક રહી જાય છે.

# ઉન્માદ-દિવાનાપણું.

( Insanity-Mania ઇન્સૅનિટિ-મેનિયા. )

મનની અવ્યવસ્થિત સ્થિતિ અથવા બુદ્ધિ, અક્કલ કે જ્ઞાનનો થોડો કે ઘણો નાશ થવો, તેને ઉન્માદ કહે છે. લોકો તેને "ભ્રમવા" પણ કહે છે, કેમકે તેમાં મન ભ્રમિત થઇ જાય છે.

પ્રકાર—ઉન્માદ રોગના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) **ચિત્તભ્રમ**-(Mania). આ પ્રકારના ઉન્માદમાં માણસ પોતાની અક્કલ છેક ગુમાવે છે. તેના મનમાં તરંગો ઉઠે છે, બકે છે, તોફાન કરે છે, જુદા જુદા સન્નિપાતમાં દરદીની જેવી સ્થિતિ થાય છે એવી સ્થિતિ ચિતભ્રમમાં થાય છે અથવા સન્નિપાત એજ ચિત્તભ્રમ છે. કોઇ હસે છે, કોઇ રૂએ છે, કોઇ ગાય છે, કોઇ નાચે છે, અને કોઇ બીજાને મારવા દોડે છે, ઉંઘતો નથી અને ખાવા પીવા કે ઝાડા પીસાબનું પણ ભાન હોતું નથી. (૨) **ઉદાસીનતા**-(Malancholia ) આ જાતના ઉન્માદમાં માણસ છેક ઘેલો બની જતો નથી પણ તેનું ચિત કોઇ કારણથી ભ્રમિત થાય છે. સંસાર ઉપરની પ્રીતિ ઉઠી જાય છે અને વૈરાગ્ય આવે છે, જીંદગી બોજાવાળી લાગે છે; કોઇવાર તે એવું ધારે છે કે તેને ઘોર પાપ કરેલું છે અને તેથી તે આપઘાત કરવાનો પ્રયાસ કરે છે. કોઇ ધર્મઘેલો થાય છે, કોઇ પોતાને રાજા જેવો ધારે છે, કોઇ અતિ દાડુડીઓ અને ભંગી થઇ ભટકે છે, કોઇ બેફીકરો થઇ ફરે છે, કોઇ દિલગીરીમાં ગરકાવ થઇ જાય છે અને કોઇ મુંગાની પેઠે બેસી રહે છે. એવાં અનેક લક્ષણો છે. (૩) **બુદ્ધિનો નાશ**—( Dementia ) આ જાતના ઉન્માદમાં માણસની બુદ્ધિ નબળી થઇ જાય છે. તે કદિ નિરાંત કરીને બેસતો નથી. અર્થ વગરનું બરડે છે, ગાય છે, ઘણું ચાલે છે અને સભ્યતાની મર્યાદા મુકીને દરેક કાર્ય કરે છે. યાદ શક્તિનો નાશ થાય છે. સુખ, દુઃખ, હર્ષ, શોક અથવા પ્રીતિ કે અપ્રીતિનું તેને જ્ઞાન કે ભાન રહેતું નથી. ઘડપણમાં બુદ્ધિનો નાશ થાય છે. આ પ્રકારનો ઉન્માદ મટતો નથી.

કારણ—ઉન્માદનાં ઘણાં કારણો છે. (૧) વારસો, (૨) સગોત્ર લગ્ન અથવા સગાં સંબંધીમાં લગ્ન; (૩) ઘણો દારૂ પીવાનું વ્યસન; (૪) અફીણ, તંબાકુ, ભાંગ, ગાંજો, ધંતુરો વગેરેનું સેવન. (૫) અતિ સ્ત્રીસેવન અને હાથરસ; (૬) ભારે નુકશાન જેમકે વહાલા માણસનું મરણ; પૈસાની હાનિ અને તે સંબંધી શોક, ચિંતા, ભય. (૭) ભારે લાભ. (૮) મગજને ઘણો શ્રમ તથા મગજની વ્યથા. આ બધાં ઉન્માદ અથવા ચિત્તભ્રમનાં કારણો છે.

ઉપાય— ઉન્માદના રોગથી માણસ એક પશુ કરતાં પણ વધારે નઠારી હાલતમાં આવી પડે છે. તેની હાલત ઘણીજ દયાજનક થઇ પડે છે. ગાંડા માણસો બીજા માણસોને નુકસાન કરે એવા હેતુથી સરકારે તેમને રાખવા માટે હિંદુસ્તાનમાં ખાસ હૉસ્પીટલો બાંધી છે, જ્યાં બિચારા આ ગરીબ ગાંડાઓને ગોંધી રાખવામાં આવે છે. તોફાન અને નુકશાનનો અટકાવ કરવા સિવાય ગાંડાઓને હોસ્પીટલોમાં રાખવાનો સરકારનો બીજો વધારે સારો હેતુ તેમને ત્યાં રાખીને સુધારવાનો હોવો જોઇએ. પણ અફસોસ કરવા લાયક એ છે કે, ત્યાં તેઓ કેદીઓ કરતાં વધારે સારી સ્થિતિમાં રહેતા હોય અથવા તેમને સારા કરવામાં યોગ્ય ઉપાયો લેવામાં આવતા હોય એવું જણાતું નથી, તેઓ બિચારા એ "મૅડ હાઉસ"માં પોતાની કંગાલિયત ભરેલી જીંદગી પુરી કરે છે. સરકાર કદી કહેશે કે તેમને સારા કરવાની કોઈ

દવા નથી. ખરૂં છે કે અંગ્રેજીમાં એવી દવા નહિ હશે, પણ આયુર્વેદમાં તેને માટે ઘણા સારા અસરકારક ઉપચારો મળી આવે છે. કેવળ અંગ્રેજી વૈદક ઉપર આધાર રાખી સરકારે આયુર્વેદ જેવા ઉપચારોના ઉત્તમ સંગ્રહને વિસારી નહિ દેવો જોઇએ, ઘણાક ડાકટરો દેશી ઉપચારો તરફ અભાવની નજરથી જોતા જણાય છે, પણ તેમ કરવામાં તેઓ પોતાના જ્ઞાનની વૃદ્ધિ ઉપર એક પ્રકારનો પડદો નાખવા સરખું કરે છે.

(૧)—ઉન્માદના સાધારણ ઉપચાર તરીકે સ્નાયુ શૈથિલ્યકૃત દવાઓ (નં. ૪૪૫) ઠીક છે. તેનાથી દરદીનો જુસ્સો નરમ પડે છે. અને દરદી ઉંઘમાં પડે છે. એ જાતની દવાઓમાં અફીણ, ભાંગ, કલોરલહાઇડ્રેટ, પોટાસ બ્રોમાઇડ, કોનાયમ, કલોરોફોર્મ, ડિજીટેલિસ અને સલફોનલ મુખ્ય છે. (૨) અપસ્માર તથા આંચકીના રોગમાં લખેલી દવાઓ ઉન્માદ અસર કરે છે. (૩) મગજને પુષ્ટી આપનાર સર્વ દવાઓ આ રોગને માટે પ્રશસ્ત છે; અને એવી દવાઓ દેશી વૈદ્યકશાસ્ત્રમાં અનેક અને ઘણી ઉત્તમ છે. પણ આગ્રહ અને યુક્તિ સાથે ઉપયોગ કરવાની ખામી છે (૪) સુવર્ણ—ઉન્માદને માટે ઘણું પ્રશસ્ત છે. સોનાની ભસ્મ, સોનાના વરખ, અથવા સોનું ઉકાળીને તેનું પાણી, દવા તરીકે વપરાય છે. મગજ ઉપર તેની ઘણી સારી અસર મનાયેલી છે. સુવર્ણ વસંતમાલતી જેમાં સોનું આવે છે તે ચિતભ્રમમાં મગજનું સારી રીતે શોધન તથા પોષણ કરે છે. (૫) બ્રાહ્મી, ભુરૂં કહોળું, શંખાવળી, ગુગળ, જેઠીમધ, શતાવરી, વજ, આંબળાં; એ સર્વ ઔષધો મગજનાં દરદોમાં સારૂં કામ કરી શકે છે અને તેથી જુદી જુદી બનાવટો દેશી વૈદ્યકશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. વજ જેવી સાધારણ મનાતી વસ્તુ મગજના ઉપર અસાધારણ કામ કરે છે એ વાતથી ઘણા લોકો અજ્ઞાત છે. (૬) જીવન—બુદ્ધિને તથા મગજને સુધારે છે અને ખસી ગયેલા મગજને ઠેકાણે લાવી શકે છે. (૭) બુદ્ધિને નિર્મળ કરનાર હિત આહાર, વિહાર અને મગજને શુદ્ધ કરનાર આરોગ્યદાયક ઉત્તમ ઔષધોવડે ભ્રમિત થઇ બગડેલું ચિત્ત ઠેકાણે લાવી શકે છે. બુદ્ધિને ભ્રષ્ટ કરનાર ગાંજો, ભાંગ, દારૂ હયાતી ભોગવે છે, તો બુદ્ધિને વિશુદ્ધ કરનાર દવાઓ કુદરતે પેદા ન કરી હોય એ વાત સંભવિત નથી. (૮) કુષ્માંડ સ્વરસ (નં. ૫૨૧), બ્રાહ્મીસ્વરસ (નં. ૫૨૭), વચાસ્વરસ (નં. ૫૨૯), સારસ્વત ચૂર્ણ ( નં ૭૨૭ ). અમરસુંદરવટી ( નં. ૭૩૫ ) અશ્વગંધારિષ્ટ ( નં. ૭૭૪ ), કુષ્માંડાવલેહ ( નં. ૭૯૬ ), અનુશદારૂ ( નં. ૯૫૮), બરશાશા ( નં ૯૬૬ ), ખમીરેગાવઝબાન ( નં. ૯૭૩ ), શરબતે નીલોફર ( નં. ૯૭૭ ); વગેરે ઉપાયો સારી અસર કરે છે.

## મદાત્યય–પાનાત્યય–મદ્યપાનથી થતાં દરદો.

(Alcoholism–Delirium Tremens).

**વિવેચન**—દારૂના અતિશય વ્યસનથી એક પ્રકારનો ભ્રમ અને બુદ્ધિનો નાશ થાય છે, તેને "મદાત્યય" અથવા "પાનાત્યય" એવાં દેશી વૈદ્યકશાસ્ત્રમાં નામ આપેલાં છે. દારૂ ઘણા પ્રકારના છે. પ્રાચીન નામોનો હાલમાં પ્રચાર નહિ હોવાથી હાલમાં બોલતાં નામોમાં વાઇન, લીકર, સ્પિરિટ, બ્રાંડી, રમ, જીન, પોર્ટ, વ્હિસ્કી, શેમ્પેન, બીયર, શેરી અને દેશી દારૂ, તાડી વગેરે છે. આ સર્વ દારૂમાં એક પ્રકારનું ઝેરી તત્વ હોય છે જેને અંગ્રેજીમાં "આલ્કોહોલ" કહે છે. જે દારૂમાં આ તત્વ વિશેષ પ્રમાણમાં હોય છે તે વધારે ઝેરી અને નુકશાનકારક છે.

લક્ષણુ—બેચેની, નિદ્રાનો નાશ, ઉંદરો, સરપો અને ભૂતોની કલ્પનાઓ થવી અને તેથી ચ્કકી ઉઠવું; જીભ બહાર આવે અને ધ્રુજે, દાંત કકડે, નાડી ધીમી, અને અત્યંત પરસેવો. દરદી કોઇ વખત શાંત પડી રહે છે, કોઇ વખત ભ્રમણાની પેઠે બબડયા કરે છે અને કોઇ વાર કલ્પિત દેખાવો જોઇ ભડકી ઉઠે છે; સારૂં થવાનું હોય તો તે ઉંઘમાં પડી ત્રીજે કે ચોથે દહાડે સાજો સારો ઉઠે છે; અને નહિ તો ઉંઘનો છેક નાશ, બબડાટ, બેશુદ્ધિ અને છેવટ મૃત્યુ એ તેનું પરિણામ આવે છે.

દેશી વૈદ્યકશાસ્ત્રમાં આ રોગના મુખ્ય ચાર પ્રકારો બતાવેલા છેઃ-(૧) મદાત્ય, (૨) પરમદ, (૩) પાનાજીર્ણ અને (૪) પાનવિભ્રમ.

(૧) **મદાત્યય**—પ્રમેહ, હૃદયમાં પીડા, અરૂચિ, તૃષા, જ્વર, માથું, પડખાં તથા સાંધાઓમાં ઘવાયા જેવી વેદના, અતિ બગાસાં, અંગોનું ફરકવું, કંપ, શ્રમ, છાતીનું જડપણું, ખાંસી, હેડકી, શ્વાસ, અનિદ્રા, ઉલટી, ઝાડો, ઉછાળા, ભ્રમ, પ્રલાપ, ભયંકર દેખાવો અને ખરાબ સ્વપ્નાઓ.

(૨) **પરમદ**—કફનો ક્ષય, અંગોમાં ભાર, મોઢામાં બેસ્વાદ, ઝાડા પેસાબનો કબજો, તંદ્રા, તૃષા, અરૂચિ, માથામાં દરદ તથા સાંધાઓમાં ત્રુટ.

(૩) **પાનાજીર્ણ**—મદ્યનું અજીર્ણ થાય ત્યારે આફરો, ઉલટી, ઓડકાર, દાહ તથા પિત્તના પ્રકોપનાં સર્વ લક્ષણો થાય.

(૪) **પાનવિભ્રમ**—હૃદય તથા બીજા અવયવોમાં પીડા, કફ, કંઠમાં ધુમાડો, મૂર્છા, ઉલટી, માથામાં દરદ, મોંમાં કફ તથા અન્નનો અભાવ.

**અસાધ્યપણાનું લક્ષણ**—આ રોગ વધીને અસાધ્ય થયો હોય ત્યારે નીચેનાં ચિન્હો થાય છેઃ—ઉપરનો હોઠ ટુંકો પડેલો, અતિ શીત, અતિ દાહ, અને મોઢું તેલ જેવું તગતગતું, જીભ, હોઠ અને દાંત કાળા, આંખો પીળી અથવા રક્ત વર્ણની થાય તથા હેડકી, જ્વર, ઉલટી, કંપ, પડખાંઓમાં શૂલ, ખાંસી અને ભ્રમ.

**ઉપાય**—કેટલીકવાર પ્રથમ જુલાબ જરૂરનો છે. ચહેરો રક્તવર્ણો થયેલો હોય, જીભ મેલી હોય, ખરાબ વાસવાળો શ્વાસ આવતો હોય અને ઘણું ખાધું પીધું હોય તેને જુલાબ અવશ્ય આપવો. જો આ ચિન્હો ન હોય તો પોષણકારક અને સારા પ્રવાહી ખાનપાનથી દરદીને ટકાવી રાખવાની જરૂર છે. દારૂથી થયેલા દરદોમાં ખાનપાનની જેવી સારી અસર થાય છે એવી દવાની થતી નથી. તેને થોડે થોડે વારંવાર ખોરાક આપવો. જો દરદી બહુ લેવાઇ ગયો હોય અને જો નાડી છેક નબળી જોવામાં આવે તો તેને થોડો દ્રાક્ષાસવ અથવા બ્રાંડી દુધમાં આપવો. દારૂ એજ દરદીનું કારણ હોવા છતાં છેક લેવાઇ ગયેલી સ્થિતિમાં દારૂ કાંઇક ચૈતન્ય આપે છે, પણ ખરી શક્તિ આપતો નથી. તેથી શક્તિનો ખરો આધાર સારા પોષણ ઉપર રાખવો.

**પથ્યાપથ્ય**—તૃપ્તિકારક રસો-જેવા કે ખજુર, ફાલસાં, દાડમ વગેરે મધુર પદાર્થોનો રસ સાકર તથા મધ નાંખી તે પાવો. ખપે તો દાડમ તથા આંબળાંના રસમાં માંસરસ આપવો. મીઠા ચોખા દુધ નાંખી ખવરાવવા; સાકર, મધ વગેરે મધુર રસો, માખણ, મલઇ, દુધપાક, શ્રીખંડ, શરબતો, તથા સર્વ શીતળ અને તૃપ્તિકારક ઉપચારો કરવા.



## શિરોરોગ—માથાનું દરદ.

( Head-Ache—હેડએક. )

**કારણ—તથા લક્ષણ**—માથાનાં દરદ થવાનાં અનેક કારણો હોય છે, અને તે દરેક કારણ સમજ્યા કે ઓળખ્યા વિના માથાના દરદનો અસરકારક ઉપાય કરી શકાતો નથી. માથાના દરદને મુખ્ય કરીને નીચેનાં સ્થળો સાથે સંબંધ હોય છે. **અન્નાશય** ( હોજરી ), **યકૃત** ( લીવર ). **પક્વાશય** ( આંતરડાં ) **અજ્જાતંતુઓ** ( Nerves ), **ભ્રમર—અથવા** આધાશીશી, **મગજ** ( બ્રેન ) અને સંધિવા.

**હોજરી સંબંધી માથાનું દરદ**—ઘણું કરીને કપાળમાં અથવા એક આંખ ઉપર કે આંખની આસપાસ દરદ થાય છે. તેની સાથે તૃષા, તપારો, અને ઉછાળો હોય છે. આ દરદ થોડી મીનીટ કે થોડા કલાક રહે છે અને બહુધા જમ્યા પછી અથવા પ્રાતઃકાળમાં ચડે છે. આ દરદમાં અજીર્ણના ઉપાયો કરવાની જરૂર છતાં મેલેરીયાના ઉપાયો કરવા સરખી ભુલ થાય છે. આવું માથાનું દરદ મોટાડુ જુવાન માણસોને બહુ થાય છે. ખાનપાનના અતિયોગથી અને ખરાબ દારૂ, તથા ન પચે એવો ખોરાક ખાવાથી આ દરદ થાય છે. **ઉપાય**—જમ્યા પછી માથું ચડતું હોય તો રાઇ અને ગરમ પાણી પીને ઉલટી કરી નાખવી. સાલવૉલેટાઇલ ૨૦ ટીપાં, સાઇટ્રેટ ઓફ મેગનિશ્યા અને જલદ ચા અથવા કાફી પીવાં. આરામ અને ઉંઘ પણ જરૂરનાં છે. બહુજ હલકો થોડો ખોરાક ખાઇ હોજરીને સુધારવી.

**યકૃત સંબંધી માથાનું દરદ**—કપાળની આરપાર ખેંચાયા જેવું દરદ લાગે અને ગભરાવે એવું દરદ થાય. એક બાજુમાં દરદ વધારે ને બીજીમાં ઓછું, અને પેટની પીપડી ઉપર ટકોરો મારવાથી એકદમ માથું ઉતરી જાય છે. **ઉપાય**—સોડાવૉટર પુષ્કળ પીવું. ૩ ટીપાં ક્લોરોફૉર્મ અને સાઇટ્રેટ ઓફ મેગનિશ્યા મેળવીને પીવું. વધારે મુદત જારી રહે તો નં. ૧૨૨૬ તથા ૧૨૨૭ ની રેચક દવાઓનો ઉપયોગ કરવો. ત્રિફલા ચૂર્ણનું સેવન કરવું.

**આંતરડાં સંબંધી માથાનું દરદ**—પેટમાં અજીર્ણ વધવાથી અથવા કબજીયતથી આ દરદ થાય છે. ઘણું કરીને આ કારણનું દરદ આખા માથામાં થાય છે, અને કારણ દૂર થવાથી મટે છે.

**અજ્જાતંતુ સંબંધી માથાનું દરદ**—માનસિક વિકાર કે ગુસ્સાથી નબળાં માણસોને આ દરદ થાય છે. હિસ્ટીરીયાવાળી છોડીઓ અને સ્ત્રીઓ આવી લાગણીને વારંવાર આધીન થાય છે. આ દરદમાં પણ ઘણું કરીને હોજરી તથા લીવરનાં કોઇ વિકાર કે અવ્યવસ્થા હોય છે, પણ દરદી તે અવસ્થાથી વાકેફ હોતો નથી અને તેથી ખાનપાન સંબંધી તે કશી કાળજી રાખતો નથી. જે લોકો દારૂ, માદક કે ગરમ પદાર્થો વર્જ્ય કરે છે તેઓ પણ જો ચા કાફી અતિશય પીએ તો તેમને માથાનું દરદ થાય છે; નિયમસર અને વખતસર નહિ જમવું અને બહારની ખુલ્લી હવાની જરૂર છતાં બંધેય ઓરડામાં પડી રહેવું, તેમજ તંબાકુનો અતિ ઉપયોગ કરવો, એ પણ "નરવસ હેડએક" નાં કારણો છે. **ઉપાય**—આરામ તથા ઊંઘ—કપુરના પાણીમાં સાલવોલેટાઇલ મેળવી પીવું. ઉપર લખી આદતોમાં સુધારો કરવો. ચા કાફી પીનારાઓએ દુધ તથા પાણી પીવું. એશઆરામ અથવા અતિ ઉદ્યોગનો ત્યાગ કરવો. એદાડુઓએ નિત્ય થોડા કલાક ખુલ્લી હવામાં ફરવું; તંબાકુના વ્યસનીઓએ તંબાકુનો ત્યાગ કરવો અથવા ઓછી કરવી; અને ભભકાદાર ભોજનનો ત્યાગ કરીને સાદું તથા ગુણકારી ભોજન લેવું.

**આધાશીશી** એટલે ભ્રમરનું દરદ–મેલેરિયાની ઝેરી હવાથી માથામાં ટાઢીઆ તાવની પેઠે નિયમિત વખતે દરદ શરૂ થાય છે, અને આખો દિવસ અથવા થોડા કલાક રહીને ઉતરી જાય છે; ઘણીવાર આ દરદ ઘણુંજ સખ્ત હોય. છે અજીર્ણથી પણ અર્ધશીર્ષ રોગ થાય છે. વારંવાર ગર્ભ રહેવાથી, લાંબા વખત સુધી બાળકને ધવરાવવાથી અને ઘણું દસ્તાન જવાથી નબળી પડેલી સ્ત્રીઓને પણ આ રોગ થાય છે. આ રોગમાં બીજી પણ ઘણી દુઃખદાયક ફરિયાદો થાય છે; દરદી સવારમાં માથાની ફરીયાદ કરતો ઉઠે છે, કાંઇ ખાવું ભાવતું નથી. માથું ધડકે છે અને બોલવું ચાલવું પણ ગમતું નથી; ચેહેરો ફીકકો, અને આંખની કીકીઓ સંકુચિત થાય છે; માથું ગરમ થાય છે અને ઠંડા ઉપચારથી શાંતિ વળે છે. દરદીને બીજા માણસોનો ગડબડાટ ગમતો નથી. **ઉપાય**–આ દરદમાં મુખ્ય કારણ ઝેરી હવા (મેલેરિયા) નું હોય છે. તેને માટે ક્વિનાઇન સારૂં છે. ત્રણ ત્રણ કલાકે ૫ ગ્રેન ક્વિનાઇન લેવું; અને જરૂર લાગે તો જુલાબ લઇનેજ લેવું. હોજરી, લીવર તથા આંતરડાનો વિકાર હોય તો દસ્તનો ખુલાસો કરી પૌષ્ટિક દવા લેવી. સ્ત્રીઓના દરદમાં મુખ્ય કરીને દસ્તાનની ફરિયાદો હોય છે તે દુર કરવી; લિન્ટના કટકા ઉપર કલોરોફોર્મ છાંટીને દરદવાળા ભાગપર મુકવું અને તેનાપર ઘડીયાલનો કાચ મુકવો અથવા લમણા ઉપર ન્હાની સરખી રાઇની પટી મારવી. ગરમ શેકથી ફાયદો થાય છે. ઘણું કરીને ઠંડા ઉપચાર બહુ અનુકુળ પડે છે. બરફ મુકવું; દશાંગલેપનો (નં. ૮૭૪) માથાપર ખરડ કરવો. લવડંર અથવા કોલન વોટરમાં બે ભાગ પાણીના ઉમેરીને તેમાં રૂમાલ ભીંજવી માથાપર મુકવો. ગુલાબજળ, કે ગુલાબજળ સાથે સુખડ અથવા સાબરશીંગુ ઘશીને ચોપડવું; નવસાર તથા આમોનીયા સુંઘવો, પગને ગરમ પાણીમાં બોળવા. માથું ચંપાવવું; ઘીની સાથે ૧ ગ્રેન મોર્ફીયા મેળવીને સુંઘવું. ભ્રમર ઉપર બે જળો મુકાવવી. નાકછીંકણી સુંઘવી. સૂર્યોદય પહેલાં તુલસી તથા ધંતુરાનાં પાનનો રસ સુંઘવો તથા તાજી જલેબી કે તાજો માવો ખાવો. લીંબડા ઉપરની ગળોનું હીમ મધ નાખીને પીવું અથવા પાતઃકાળમાં ઉઠીને **જીવન** દુધની સાથે ખાવું. આ સર્વ ઉપચારો કરવા છતાં પણ જો ઝાડાનો કબજો રહે અથવા પાચનક્રિયામાં કાંઇ વિકાર હશે તો માથું ઉતરવાનું નહિ, માટે બીજા ઉપચાર સાથે પેટ સાફ રાખવાની વાત ભૂલી જવી નહિ.

**મગજ સંબંધી માથાનું દરદ**—આગળ જણાવેલા માથાનાં દરદના પ્રકારોથી આ પ્રકાર તદન જુદો છે. વધારે મોટી ઉમરનાં માણસોને માથામાં લોહીનો જ્નેસ ચઢવાથી થાય છે. સખ્ત દુખાવામાં માથામાં સટકા આવે છે. આંખો લાલ થાય છે, ચહેરો પ્રકાશ મારે છે, માથાની આરપાર ખેંચાતું હોય એવું લાગે છે અને વારંવાર તૃપા તથા તાવલી આવી જાય છે. **ઉપાય**—જુલાબ, ગરમ ખાનપાનની પરેજી, હિતમિત ખાનપાન, સૂર્યના તાપથી દુર રહેવું. માફકસર કસરત, અને મગજના શ્રમમાંથી વિશ્રાંતિ, એ સર્વ જરૂરના ઉપાયો છે, સખ્ત દરદ હોય તો માથાપર ઠંડા ઉપચાર કરવા નં. ૧૪૧૦ વાળું લોશન. કાનના પાછલા ભાગમાં આઠ દશ જળો મુકાવવી.

દેશી વૈદ્યકશાસ્ત્રમાં માથાના દરદના ઘણા ભેદ કહેલા છે–વાયુ, પિત, કફ, સન્નિપાત્ત, રૂધિરજન્ય, રક્તજન્ય, કૃમિજન્ય, સૂર્યાવર્ત (સૂર્ય ચડવાની સાથે માથું ચડે તે,) અનંત વાત (ત્રિદોષજન્ય શિરોરોગ), શંખક (લમણાંના ભયંકર શિરોરોગ), અર્ધાવભેદક, (માથું પકડે તે રોગ).

**માથાના દરદના બહારના ઉપાયો**—ઉપર ઉપાયો આપેલા છે તે ઉપરાંત નીચે લખ્યા ઉપાયો અસરકારક થઇ પડે છે.

ખાવાની દવાઓ—પથ્યાદિક્વાથ (નં. ૬૦૬), ત્રિફલાચૂર્ણ નં. (૪૨૨) ત્રિફલાઘૃત (નં. ૮૪૧) આ ઔષધોના યથાયોગ્ય સેવનથી તથા યોગ્ય ખાનપાન રાખવાથી માથાનાં તથા મગજનાં દરદો મટે છે. (૧) સોવાર ધોયેલું ઘી માથાપર ભરવાથી અથવા કેસર, સાકર તથા બકરીના દુધ સાથે સુખડ ઘસીને નસ્ય દેવાથી પિત્તનું માથું ઉતરે છે. (૨) સુંઠ, મરી, પીપર, કરંજ અને સરગવાનાં બી, તેને બકરીના મૂત્રમાં વાટીને નાકથી સુંઘવું અથવા લીંબોળીનું તેલ સુંઘવું તેથી કૃમિ પડવાથી થયેલ માથાનું દરદ હલકું પડે છે. (૩) ભાંગરાનો રસ અને બકરીનું દુધ સમભાગ એકત્ર કરી તડકે ગરમ કરી નાકમાં સુંઘવાથી સૂર્યાવર્ત રોગ મટે છે. (૪) અર્ધાવભેદક એટલે આધાશીશીના રોગમાં દરદીએ પ્રથમ ઘી પીવું, બાફ લેઇ અથવા નાસ લેઇ પરસેવો લાવવો, પછી રેચ લેવો, સુગંધી ધુપ લેવો, અને ઘી વાળા ગરમાગરમ પદાર્થો ખાવા. તેમજ વાવડીંગ અને કાળા તલ સમભાગ દુધમાં વાટી લેપ કરવો તથા તેનુંજ નસ્ય દેવું. (૫) દારૂહળદર, હળદર, મજીઠ, લીંબડાની છાલ, વાળો અને પદ્મકાષ્ટનો લેપ કરવાથી, ટાઢા પાણીથી કે ઠંડા દુધથી સીંચન કરવાથી અને વડ વગેરે છીરવાળાં ઝાડની છાલ વગેરેનો લેપ કરવાથી શંખક એટલે લમણામાં થયેલો શીરોરોગ શાંત પડે છે. (૬) ૪ વાલ જેઠીમધ અને ૧ વાલ વછનાગ તે બેનું બારીક ચૂર્ણ કરી રાઇના દાણા જેટલું ચૂર્ણ નાકમાં સુંઘવાથી સર્વ પ્રકારની માથાની વ્યથા શાંત પડે છે. (૭) આકડાનાં પાન કપાળ ઉપર બાંધવાં, આકડાનાં ફુલનો લેપ, વાળાનો લેપ, સુખડનો લેપ, લવિંગનો લેપ, સુંઠનો લેપ, નવસારનું પોતું, દશાંગલેપ, જાયફળનો લેપ, ગુલાબજળનું પોતું, અથવા અગરનો લેપ કરવો; તેમજ નાકછીંકણી, તંબાકુ, કાયફળ, આદુનો રસ, અગથીઆનો રસ, વગેરે કોઇ પણ ચીજનું નસ્ય લેવું. (૮) નં. ૧૪૮૨, ૧૪૮૩, ૧૪૮૪, તથા ૧૪૮૫ ના ઉપાયો અજમાવવા. (૯) દાંત તથા કાનના દરદને લીધે માથું દુખતું હોય તો તે ઉપાયો કરવા. (૧૦) ધાતુસ્રાવ તથા પ્રદરથી માથું દુખતું હોય તો તેના ઉપાયો કરવા.

# પ્રકરણ ૩ જું.

## શ્વાસોચ્છ્વાસની ક્રિયા સંબંધી દરદો.

## ( DISEASES OF THE RESPIRATORY SYSTEM. )

છાતીની અંદર તથા ગળામાં શ્વાસનળી, ફેફસાં, રક્તાશય, વગેરે ઘણાં અગત્યનાં મર્મસ્થાનો આવેલાં છે અને તેનો પરસ્પર સંબંધ પણ છે, તથા શ્વાસોચ્છ્વાસની ક્રિયા અને લોહી ફરવાની ક્રિયાનાં સ્થાનો જુદાં છે અને તે પ્રમાણે તે મર્મસ્થાનોનાં દરદોને પણ જુદાં બતાવવામાં આવ્યાં છે. તેથી આ પ્રકરણમાં શ્વાસક્રિયાને લગતાં દરદો, જેવાં કે સળેખમ, કંઠનળીનો સોજો, સસણી, વરાધ, દમ, ખાંસી, ક્ષય, ઉરઃક્ષત વગેરે દરદોનો સમાવેશ કરેલો છે.

### શ્લેષ્મ—સળેખમ—શરદી—જુકામ.

### ( Coryza—કોરાઇઝા. )

કારણ—વિશેષ કરીને હવાના ફેરફારથી સળેખમ થાય છે. એકજ સ્થળમાં હવાના એટલે ઋતુના બદલાવાથી જેમ સળેખમ થાય છે, તેમ માણસ એક સ્થળમાંથી બીજા સ્થળમાં જાય છે તેથી પણ હવાફેરને લીધે સળેખમ થઇ આવે છે. સળેખમ શરદીથી થાય

છે અને શરદી પાલર પાણીથી, નવું અનાજ ખાવાથી, બહુ શરદ હવામાં રહેવાથી, ભેજ વાળી અને છોબંધ જમીનપર સુવા બેસવાથી વગેરે ઘણાં કારણોથી થઇ આવે છે. કેટલાકને આ રોગ વારંવાર થાય છે ને દબાય છે. આ દરદમાં ઉપર લખ્યાં કારણોથી નાકની અંદરનાં પડનો સોજો થાય છે. ભારે, મીઠાં, ખાટા, ચીકણા તથા બહુ પ્રવાહી પદાર્થો ખાવાથી, દહીં ખાવાથી, દિવસે સુવાથી, શ્રમ નહી કરવાથી, ઇત્યાદિ કારણોથી શ્લેષ્મ એટલે કફ વધે છે.

**લક્ષણ**—એવાં થોડાં જ માણસો હશે કે જેને સળેખમનો અનુભવ નહિ હશે. શરૂઆતનાં લક્ષણોમાં બેચેની, હાથ પગમાં કળતર, માથામાં ભાર, કમરમાં દરદ, નાકમાં શુષ્કપણું એટલે ખુસ્કી, છીંકો, દમ લેવામાં અડચણ, અને વધારે સ્પષ્ટ ચિન્હોમાં ગળામાં દાહ, દરદ, નાકમાં બળતરા, નાક તથા આંખમાંથી પાણી ઝરે, કંઠ બેસી જાય, જીભ ઉપર સફેદ છારી, થોડો ઘણો તાવ, ભુખ મંદ પડે અને પેટ કબજ થાય.

**ઉપાય**—સળેખમના ઉપાય માટે વૈદ કે ડાકટર પાસે ભાગ્યેજ જવાની જરૂર પડે છે; પણ તેની સાથે એટલું પણ યાદ રાખવું જોઇએ કે, કેટલીકવાર આ નજીવાં દરદની ઉપેક્ષા કરવાથી તેમાંથી મોટાં અસાધ્ય દરદો થવાનો સંભવ છે. જેમકે નાકનો પીનસ રોગ, કફનો રોગ, ખાંસી અને ક્ષય જેવો ભયંકર રોગ વખતે સળેખમમાંથી થઇ આવે છે, માટે નજીવું દરદ જાણીને તેની ઉપેક્ષા કરવી નહિ.

(૧) દરદીએ ઘરમાં રહેવું. કાંજી, દાળભાત, ચાહા વગેર હલકો અને ગરમાગરમ ખોરાક લેવો, પગને ગરમ પાણીથી ઝારવા અને પછી કોરા કરી મોજાં પહેરવાં; દુધ અને પાણી ગરમ કરીને અથવા તેની ચા કરીને તે ગરમાગરમ પીવી, અને એક હલકો જુલાબ લઇ લેવો. હરડેની ફાકી અથવા સાઇટ્રેટ ઓફ મેગ્નીશ્યાથી બે ત્રણ પેટ આવી જશે.

(૨) સળેખમનું જોર વધારે હોય અને ઉપર લખ્યા ઉપચારથી શાંત ન પડે તો બીજા ઉપાયો કરવા. અરડુશીનો સ્વરસ મધ નાખીને પીવો, **સીતોપલાદિચુર્ણ** (નં. ૭૨૮) મધમાં ચાટવું અથવા કોરૂં ફાકવું, સુંઠની સાથે ઉકાળેલી ચા પીવી, દુધ પાણીનો અથવા ચાનો બાફ લેવો, પોશના ડોડાનો વરાળીઓ શેક કરવો. તજ, લવીંગ, સુંઠ વગેરે ઉષ્ણ દવાઓનો કપાળ ઉપર લેપ કરવો; ( નં. ૧૫૧૦ ) વાળી ભુકી અથવા ત્રિકટુની ભુકી સુંઘીને કફને છુટો પાડવો, રાત્રે **એન્ટિમોનિયલ પાઉડર** ૩–૪ ગ્રેન ફાકીને ઉપર ચાહા પીવી. "**ડાવર્સ પાઉડર**" ના દશ ગ્રેન સુતી વખત લઇને સવારમાં પેટ સાફ લાવવા એક હલકો જુલાબ લેવો. હરડેની ફાકી, સીડલીઝ પાઉડર અથવા એપ્સમ સોલ્ટનો જુલાબ લેવો. નં. ૧૦૧૯, ૧૦૨૦ ના હકીમી નુસ્ખા વાપરવા. નં. ૫૫૮, ૫૯૮, ૬૩૫, ૧૨૮૪, ૧૨૮૫, તથા ૧૨૮૬ વાળા ઉપાયો કરવા.

(૩) સળેખમ અથવા શરદી જીર્ણ રૂપે જારી રહ્યા પછી તેના નીચે પ્રમાણે ઉપાયો કરવાઃ—દુધ તથા પાણી સમભાગ મેળવી તેમાં સુંઠની કટકીઓ રૂ. ાા ભાર, સાકર રૂ. ાા ભાર, કેસર ૧ રતી, બદામના મીંજ ૫ નાંખીને પાણી બળતાં સુધી દુધને ઉકાળી દુધ ગાળી લેવું અને બદામ ચાવી જઇ દુધ પી જવું, અને પાણી પીધા વિના સુઇ જવું. આ પ્રયોગ સુતી વખત કરવો. અક્કલકરો, પીપરીમૂળ, પીપર, ધોળાં તીખા એ ચારે સમભાગ મેળવી તેની ફાકી પાનની સાથે ચાવી જવી.

(૪) નીચેના ઉપાયો શરદી અથવા સળેખમમાં અપાય છે:-**આર્દ્રકસ્વરસ** (નં. ૫૧૮), **શુંઠિકવાથ** (નં. ૬૪૫), **મહાસુદર્શનચુર્ણ** (નં. ૭૦૩), **લવંગાદિચુર્ણ** (નં. ૭૧૪), **સીતોપલાદિ ચુર્ણ** (નં. ૭૨૮), **આકલ્લકાદિવટી** (નં. ૭૩૫), **પ્રાણદાગુટિકા** (નં. ૭૫૦). **વ્યોષાદિગુટિ** (નં. ૭૬૦), **આર્દ્રકાવલેહ** (નં. ૭૯૧), **કાસકંડનાવલેહ** (નં. ૭૯૪), **બરશાશા** (નં. ૯૬૬).

## સ્વરભેદ-કંઠનળીનો સોજો.

### ( Laryngitis-**લારિન્જાઇટીસ.** )

**વિવેચન**—દેશી વૈદકશાસ્ત્રમાં ' સ્વરભેદ ' નામે રોગ છે, એજ લારિન્જાઇટીસ હશે. શ્વાસનળીનો જે ભાગ સ્વરનળી કહેવાય છે, તેમાં ઓછા વધતા વરમથી આ દરદ થઇ આવે છે. એ વરમમાં તીક્ષ્ણ અને દીર્ઘ એવા બે પ્રકાર છે. તીક્ષ્ણ વરમ ભયંકર છે, અને દીર્ઘ વરમ ભયંકર નથી. તીક્ષ્ણ વરમનો દરદી અને વિશેષ કરીને બાળક થોડાજ કલાકમાં ગુંગળાઇને મરી જાય છે અને દીર્ઘવરમ કેટલાંક અઠવાડીયાં કે મહીના સુધી ચાલે છે. દેશી વૈદક પ્રમાણે વાતથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, ક્ષયથી તથા મેદથી એ ૭ પ્રકારથી આ રોગ થાય છે.

**કારણ**—શરદીથી, બહુ ગાવાથી, ક્ષયરોગમાં તથા ઉપદંશ એટલે ગરમીના રોગમાં આ સ્વરભંગનો રોગ વારંવાર થઇ આવે છે. શરદીથી એટલે કફનો, ઉપદંશથી એટલે પિત્તનો, બહુ ગાવાથી તે વાયુનો, અને અસાધ્ય તે ત્રિદોષનો સ્વરભેદ હશે.

**લક્ષણ**—સોજો હલકો હોય તો માત્ર અવાજ ખોખરો થાય છે. પણ જો કંઠનળીમાં વરમ બહુ સખ્ત જોરથી થઇ આવે છે તો તાવ, વેદના, વગેરે સખ્ત ઉપદ્રવો થઇને દરદી વખતે ગુંગળાઇ મરે છે, ગળું જકડાઇ જાય છે, અવાજ ખોખરો અને ખાંસીનો અવાજ ધાતુના રણકારા જેવો થાય છે, કફ પ્રથમ ધાટો અને ચીકણો હોય છે, પણ પછી પુષ્કળ છુટે છે, પીડા ઓછી થાય છે, શ્વાસ લેતાં મુસ્કેલી પડે છે, શ્વાસ લાંબો અને તીક્ષ્ણ અવાજવાળો, અનિદ્રા, તાણવાળી ખાંસી તથા ગળું લાલ અને સુજેલું, એ તીક્ષ્ણ વરમનાં લક્ષણો છે.

**ઉપાય**—(૧) સાદા વરમમાં શરદીમાંથી બચવું, ગળે ગરમ ગલપટો રાખવો, બહુ બોલવું નહિ, ગરમ પાણીમાં વાટેલી રાઇ નાંખીને તેમાં પગ બોળવા; ખાસ કરીને રાત્રે આ ઉપાયો જરૂર કરવા, અને એકાદ કફનાશક દવા ખાવામાં લેવી તથા કોગળા કરવા. એટલે દરદનું નિવારણ થઇ જશે, (૨) પણ દરદ બહુ જોરમાં હુમલો કરે તો બહુ સાવચેતીથી ચાંપતા ઉપાયો લેવા જોઇએ. દરદીને પવન વગરના ઘરમાં પથારીમાંજ રાખવો. ગળે ગરમ પાણીનો શેક કરવો, ગરમ પાણીની વરાળ મોં વાટે ખેંચવી, દરદીને બોલવા દેવો નહિ, ખાવાને પ્રવાહી કાંજી કે રાબડી આપવી અને કોઇપણ ગરમ કે ઉત્તેજક ખાનપાન આપવું નહિ. (૩) જરૂર પડે તો બ્લીસ્ટર, જળો, તથા ઉલટી લાવવાની દવાનો ઉપયોગ કરવો. (૪) ઉલટી માટે મીંઢળ (જુઓ નં. ૩૦૬) અથવા ઇપીકાકયુઆના પાઉડર (નં. ૧૦૫૦) પાઇને ઉલટી કરાવવી જેથી ગભરાટ અને ગુંગળાટનો ભય ઓછો થશે. દેશી વૈદક પ્રમાણે, (૫) વાતજન્ય સાદો સ્વરભેદ હોય એટલે વાયુથી સાદ બેસી ગયો હોય તો તેલમાં લવણ

નાખી કોગળો કરવો. (૬) પિત્તના સ્વરભેદમાં મધ તથા ઘીનો કોગળો કરવો, (૭) કફના સ્વરભેદમાં સીંધાલુણ, મરી તથા મધનો કોગળો કરવો. (૮) કોગળો કરવો એટલે એ વસ્તુઓ મોંમાં મૂકી થોડીવાર મોં બંધ રાખવું, જેથી તેની અસર સ્વરનળી સુધી પહોંચીને તેની અંદરના દોષ ઉપર અસર કરે. (૯) કસ્તુરી, એલચી, લવંગ તથા વાંસકપુર તેનું બારીક ચૂર્ણ મધમાં તથા ઘીમાં કાળવીને ખાવાથી સ્વરભંગ તથા જીભનું અટકવું મટે. દોષ પ્રમાણે બીજા ઉપાયો આ પ્રમાણે કરવાઃ—ગાયના દુધમાં આંબળાનું ચૂર્ણ સંધ્યાકાળે ખાવું. (૧૦) જમ્યા પછી ઘીમાં મરીની પડીકી મેળવીને ચાટવી; (૧૧) પીપર, પીપરીમૂળ, મરી, સુંઠ, તેનું ચૂર્ણ ગોમૂત્રમાં પીવું. (૧૨) ત્રિકટુ તથા ત્રિફળાનું ચૂર્ણ અને જવખાર મધમાં ચાટવું. (૧૩) જેઠીમધનો ઉકાળો સીંધાલુણ તથા મધ નાખીને પીવો, (૧૪) રાત્રે કઢેલું દુધ પીવું. (૧૫) બાહ્મી, વજ, હરડે, અરડુશીનાં પાન તથા પીપરનું બારીક ચૂર્ણ મધમાં મેળવીને સાત દિવસ ચાટવાથી સ્વર ઘણોજ સારો થાય; **પથ્ય**—ખોરાક સાદો હલકો ખાવો.

## સસણી—વરાધ—કફકાસશ્વાસ.

( Bronchitis–બ્રાન્કાઈટિઝ. )

**કારણ**—આ એક વાયુનળીના અંતરપડના વરમનો રોગ છે. કાસશ્વાસ અથવા સસણીનું દરદ થવાનાં ઘણાં કારણો છે. શરદી તેનું મુખ્ય કારણ છે. શરદી કરનાર આહાર વિહારથી સસણીનો રોગ થઈ આવે છે વાયુનળીના દરદોમાં કાસશ્વાસનું દરદ થાય છે; જેમકે અર્બુદ વગેરે ગાંઠોને લીધે તેમજ વાયુનળીમાં ધુળ ધાતુ તેમજ હવામાં ઉડતાં ખરાબ રજકણો જવાથી વાયુનળીનો વરમ થઇ સસણીનું દરદ થાય છે. ફેફસાંનાં દરદો, રક્તાશયનાં દરદો, તાવ, નબળાઇ, સંધિવા, વગેરે દરદોમાંથી સસણીનો રોગ ઉપડી આવે છે. વાયુ નળીઓમાં વરમ થવાને લીધે અંદરનું શ્લેષ્મ પડ સુજીને લાલ થાય છે. પ્રથમ તે પડ કોરૂં હોય છે ને પછી તેમાંથી કફ પડે છે. પ્રથમ ફીણ જેવો કફ પડે છે ને પાછળથી 'પાકેલો પીળો અથવા પરૂ જેવો કફ પડે છે. નળીઓમાં બન્ને બાજુનો વરમ એકત્ર થાય છે. આ સોજાને લીધે તથા અંદર કફ ભરાઇ જવાને લીધે હવાને જવા આવવાનો જોઇએ એટલો રસ્તો નહિ મળી શકવાથી ખાંસીની સાથે શ્વાસ ચડે છે. આ દરદ વિશેષ કરીને બાળકોને થાય છે. ઘરડા માણસોમાં આ દરદ જીર્ણરૂપે ઘણાં વરસ રહે છે અને મુખ્ય કરીને ઠંડી ઋતુમાં જોર કરે છે.

**લક્ષણ**—સસણીમાં ઘણું કરીને હમેશાં ઠંડ તથા તાવ હોય છે અને તાવ હોય ત્યારે નાડી ઉતાવળી ચાલે છે, પેસાબ લાલ ઉતરે છે, છાતીમાં દરદ થાય છે, શ્વાસ રૂંધાય છે, તથા કફ પડે છે. કેટલાક કેસોમાં પ્રથમ સળેખમ થઇને પછી આ રોગ થાય છે; તેમાં ગળું આવી જાય છે, કંઠ ઘોઘરો બોલે છે, ટાઢ સહીત તાવ ચઢી આવે છે, ભ્રમ થાય છે, તથા ક્ષુધા મંદ પડે છે, ઝાડો કબજ થાય છે અને જીભ ઉપર છારી વળે છે; પીઠ અથવા છાતીના હાડકામાં દરદ થાય છે, ખાંસી આવે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે. છાતી બીંસાય છે, સસણી બોલે છે, તથા સુવાથી ઉધરસ વધે છે. જો વરમ બારીક શ્વાસનળીકાઓમાં થયો હોય છે તો છાતીમાં દરદ હોતું નથી, પણ ખાંસીને લીધે પાંસળાં દુખે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે. કફ બોલે છે, દમ ઘણો ચાલે છે અને સુવાતું નથી. ખાંસી ઘણા જોરથી વારંવાર આવે છે, ચીકણો કફ ઘણી મુશ્કેલીથી નીકળે છે, તાવ વધારે ચઢે છે. અને જો

સુધારો ન થાય તો નબળાઇ વધી કફ નીકળી શકતો નથી અને શરીર ઠંડુ પડવા માંડે છે. વરાધવાળા દરદીની છાતી ઉપસેલી તથા મોટી થયેલી માલમ પડે છે, પાંસળા તથા પેટ ઉછળે છે, અને છાતી ઠોકી જોવાથી અવાજ પોકલ થાય છે અને શ્વાસનો અવાજ જાડો અને ઉંચો સંભળાય છે; કફનું વિશેષ જોર હોય છે તો છાતી ઠોકવાનો અવાજ બોદો થાય છે અને શ્વાસનો અવાજ ભીંના પરપોટા જેવો સંભળાય છે.

ઉપાયો—(૧) સસણીના દરદમાં શ્વાસનળીમાં સોજો થઇ આવે છે. તે સોજો નરમ પાડવાના ઉપાયો કરવાની મુખ્ય જરૂરીયાત છે. દરદીને ઘરની અંદર પથારીમાં રાખવો તથા ગરમ કપડાં પહેરાવવાં તથા ઓઢાડવાં. શરદીની સાથે વરાધ થઇ હોય તો ખુબ પરસેવો આવે એવો ઉપાય કરવો, તે એ કે, પાણીમાં રાઇ નાંખી પગ ઝારવા; છાતીપર રાઇ મુકવી, ગરમ કપડાં ઓઢાડવાં. શ્વાસવાટે ગરમ પાણીની વરાળ લેવી. છાતીપર ગરમ પાણીનો શેક કરવો અથવા અળશીની પોટીસ વારંવાર ગરમાગરમ મુકવી અને છેવટે જરૂર પડે તો ડાકટર પાસે બ્લિસ્ટર પણ મુકાવવું. (૨) શરૂઆતમાંજ (નં. ૭૨૫) નું શૃંઘયાદિચૂર્ણ મધમાં આપવું અથવા ડોવર્સ પાઉડર (નં. ૧૦૯૦) આપવો. (૩) ક્ષુદ્રાદિકવાથ (નં.૬૫૩) અથવા એકલી ભોરીંગણીનું ચૂર્ણ કે ઉકાળો મધ સાથે આપવાથી પણ શ્વાસ તથા ખાંસી નરમ પડે છે. (૪) લઘુસુદર્શનચૂર્ણ (નં. ૭૧૩) અથવા મહાસુદર્શનચૂર્ણ (નં. ૭૦૩) જે પ્રતિષ્ટિત વૈદ્યોને ત્યાંજ ખરૂં મળી શકે છે તથા અરડુશીના સ્વરસમાં થોડું મધ મેળવીને પીવું. (૫) બાળકોને માટે ઉપર લખેલું શૃંગ્યાદિચૂર્ણ મધમાં આપવાથી તે બાળકોની સસણી તથા તાવને મટાડે છે. વળી બાળકોની સસણી માટે સીતાબનાં પાંદડાં બહુ વખણાય છે. થોડાં પાંદડાં મરીના એકાદ દાણા સાથે વાટીને પાવાં. તેમજ છાતીપર ખદખદાવીને ભરવાં. (૬) કફનું જોર હોય તો ઉલટીની દવા આપી કફ કાઢી નાંખવો. મીંઢોળનો ગરભ ( જુવો નં. ૩૦૬ ) વાટીને પાવો અથવા ઇપીકાકયુઆન્હાની ભુકી ઉપર પ્રમાણે ૨થી ૧૦ ગ્રેન સુધી પાણી સાથે પાઇ ઉલટી કરાવવી. (૭) શ્વાસ–કાસ અથવા સસણીનું દરદ જીર્ણ થયા પછી નીચે લખેલાં દેશી ઔષધો અજમાવવા જેવાં છે, અને તે દવાઓનું યુક્તિસર લાંબા વખત સુધી સેવન કરવાથી દરદીમાં શક્તિ ભરાવાની સાથે દરદની શાંતિ થાય છે. ૧. સીતોપલાદિચૂર્ણ (નં.૭૨૮) દુધમાં અથવા ઘી મધમા ચટાડવું–તાવ સાથે સસણીમાં. ૨. અગ્નિરસ (નં. ૪૭૧) અનુપાન ઘી તથા મધ તાવ ન હોય તો અપાય. ૩. આનંદભૈરવરસ. (નં. ૪૭૯) અનુપાન નાગરવેલનું પાન અથવા પાણીમાં. ૪. સુવર્ણમાલિનીવસંત (નં. ૫૧૬) અનુપાન–મધ, પીંપર અને ઘી, અથવા સીતોપલાદિચૂર્ણ ઘી તથા મધ મેળવીને અપાય. ૫. લઘુમૃગાંકરસ (નં. ૫૦૬) અનુપાન મધ. ૬ કંટકારીઅવલેહ (નં. ૭૯૩). આ અવલેહ શ્વાસ તથા હેડકી સાથેની સસણીને દબાવે છે. ૭. હરિતકીઅવલેહ (નં. ૮૦૬) શ્વાસ–કાસ, સસણી, જીર્ણતાવ તથા કફનો સારો ઉપાય છે.

ઉપરનાં ઔષધો જીર્ણ શ્વાસકાસના ઉપર સારૂં કામ કરે છે; તેમાં પણ ૧, ૨, ૪, ૬, અને ૭ ના આંકડાવાળી દવાઓથી ઘણા વરસનાં જુનાં શ્વાસકાસ એટલે સસણીનાં દરદો સારાં થયેલાં અનુભવમાં આવેલા છે, માટે શાસ્ત્રીય ઔષધોની ફાર્મસીમાંથી એવા ઔષધો મંગાવી વાપરવા ભલામણ છે. બાળકો માટે સીતોપલાદિની ખાસ ભલામણ કરવામાં આવે છે. (૮) જીર્ણશ્વાસકાસ એટલે સસણી તથા કફ સાથેના દમમાં અમારી ફાર્મસીનું જીવન એક અકસીર ઇલાજ છે. દુધ તથા જીવનના સેવનથી વૃદ્ધોની જુની કફ સાથેની ખાંસીના અને કેસો સારા થયા છે.

અંગ્રેજી ઉપાયો—નં. ૧૨૮૪, ૧૨૮૫, ૧૨૮૬, ૧૨૮૮, ૧૪૯૮, ૧૪૯૯, ૧૫૦૦, ૧૫૦૧, ૧૫૦૨ નાં મિક્ષ્ચરો ઉમર તથા સસણીની જાતનો વિચાર કરી ઉપયોગમાં લેવાં.

વિશેષ સૂચના—આ દરદથી શરૂઆતમાં બતાવેલા ઉપચારો ઉપરાંત દરદીને સારો હલકો ખોરાક આપવો. દુધ અથવા દુધની કાંજીનો મુખ્ય ખોરાક તરીકે ઉપયોગ કરવો, તેલ, મરચું, ખટાઇ, વગેરે સર્વ ઉત્તેજક દાહક અને ગરમ વસ્તુઓનો ત્યાગ કરવો. તાવ હોય તો ઉપરના ઉપચારો સાથે જ્વરહર દવાઓ તથા ક્વીનાઇનનો ઉપયોગ કરવો. નબળાઇ વધી જાય તો બ્રાંડી તથા દ્રાક્ષાસવનો ઉપયોગ કરી દરદીના શરીરમાં કૌવત તથા ગરમી ટકાવી રાખવી.

---

## કાસ-ખાંસી-ઉધરસ.

( Cough-કૉફ. )

પ્રકારો—દેશી વૈદ્યક શાસ્ત્રમાં ખાંસીના પાંચ પ્રકારો છે. ૧. વાયુથી, ૨. પિત્તથી, ૩. કફથી, ૪. છાતીના ક્ષત-જખમથી, તથા ૫. ક્ષયથી. આ પાંચ પ્રકારોમાંથી છેલ્લા બે પ્રકારોનો જુદો ઉપચાર ક્ષય તથા ઉરઃક્ષત એ નામના બે સ્વતંત્ર રોગ તરીકે હવે પછી આવશે.

કારણ—સસણીનાં જે કારણો ઉપર આપ્યાં છે તે ઉપરાંત બીજાં પણ અનેક કારણોથી ખાંસી થાય છે. ગળામાંથી ખોંખોં કે ખુસખુસ જેવો અવાજ કાઢવો તેનું નામ ખાંસી, પણ તેમ થવાનાં કારણો ઘણાં છે અને કારણો પ્રમાણે લક્ષણો પણ જુદાં જુદાં હોય છે. છાતી, ફેફસાં, શ્વાસનળીઓ, ગળું, કાન, નાક, ઇત્યાદિ સ્થાનોનાં દરદો કે વિકારો સાથે પણ ખાંસીનો ઉપદ્રવ થાય છે. તોપણ લોકોમાં ખાંસીને નામે જે રોગને માનવામાં આવે છે તે ઘણેભાગે મોં તથા નાકમાં ધુળ જવાથી, વાયુથી, અપક્વ રસની ઉર્ધ્વગતિ થવાથી, ખાધેલો ખોરાક શ્વાસનળીમાં જવાથી, મળમૂત્રાદિક વેગને વારંવાર રોકવાની કુટેવથી, ઇત્યાદિ કારણોથી વાયુ કોપ પામીને તે કફને કોપાવે છે, અને તેથી આ દરદ થાય છે. ખરૂં જોતાં આ કોઇ સ્વતંત્ર રોગ નથી.

સામાન્ય લક્ષણો—કાંસાના વાસણના અવાજ જેવો અવાજ ગળામાંથી નીકળવો, એ ખાંસીનું ખાસ લક્ષણ છે. બાકી તો ખાંસીનાં સ્થાન તથા કારણ પ્રમાણે બીજાં ઘણાં જુદાં જુદાં લક્ષણો હોય છે. ઉરઃક્ષત કાસમાં ચોખું લોહી પડે છે, ફેફસાના પડના વરમમાં ખાંસી સાથે છાતીની બાજુમાં દરદ હોય છે, ઓરીમાં ખાંસી સાથે નાકમાંથી પાણી ગળે છે, તેમજ હીસ્ટીરીઆમાં, કલેજું તથા હોજરી વધે છે તેમાં, અને અગાઉ કહ્યા પ્રમાણે કંઠનળીના રોગમાં, પણ ખાંસી થાય છે. ચાંદું પડે છે તેથી પણ વારંવાર ખાંસી આવે છે.

દોષ પ્રમાણે લક્ષણો નીચે પ્રમાણે છે:—

વાતજન્યકાસ—લક્ષણો-હૃદય, લમણાં, બે પડખાં; પેટ તથા માથામાં શૂળના જેવી વેદના થાય, મોં સુકાય, બળ ઓછું થાય, સ્વર બેસી જાય અને કફ વિનાની સુકી ખાંસી ચાલુ આવ્યા કરે.

પિત્તજન્યકાસ—છાતીમાં દાહ. જ્વર, મોં સુકાય, મોં કડવું થાય, તરસ લાગે, પીળા રંગની અને કડવી ઉલટી, શરીરમાં ફીકાસ, તથા ખાંસી ખાતાં, કંઠમાં દાહ થાય.

કફજન્યકાસ—મોં કફથી લીંપાઇ જાય, શરીર ભીનું, માથામાં વેદના, સર્વ શરી-

રમાં કફની ભરતી, આહાર ઉપર અપ્રીતિ, શરીરમાં ભારેપણું, નિરંતર ઉધરસનો વેગ અને તે સાથે ઘાટો કફ પડે.

ઉપાયો—(૧) જુદાં જુદાં કારણો તથા દરદો પ્રમાણે ઉપાયો કરવા. (૨) વાતજન્ય કાસમાં–દશમૂળનો કવાથ પીવો; (૩) ભારંગમૂળ, દ્રાક્ષ, કચોરો, કાકડશીંગી, પીપર તથા સુંઠનું ચૂર્ણ જુના ગોળ તથા તેલમાં ચાટવું. (૪) પિત્તજન્યકાસમાં–બલા, બે ભોરીંગણી, દ્રાક્ષ તથા અરડુશીનાં પાન તેનો ઉકાળો મધ તથા સાકર નાંખી પીવો, (૫) કચોરો, વાળો, ભોરીંગણી, સાકર તથા સુંઠ, તેનો કવાથ ઘી નાંખીને પીવો. (૬) ખજુર, પીપર, દ્રાક્ષ, સાકર, ડાંગરની શેકેલી ધાણી, તેનું બારીક ચૂર્ણ કરીને તેમાં મધ તથા ઘી મેળવી ચાટણુ બનાવી ચાટવું. (૭) દ્રાક્ષ, આંબળાં, ખજુર, પીપર તથા મરી તેને મધ તથા ઘીમાં મેળવી ચાટણ કરીને ચાટવું. (૮) કફજન્યકાસમાં–અરડુશી, ગળો, ભોરીંગણીનો કવાથ મધ નાંખીને પીવો. (૯) અરડુશીનો રસ, મધ નાંખીને પીવો, તેથી પિત્ત તથા કફની ખાંસી મટે. **બીજા પરચુરણ ઉપાયો**—(૧૦) આદુનો રસ મધ નાંખીને પીવો. (કફકાસ). (૧૧) મરીનું ચૂર્ણ મધ તથા સાકરમાં પીવું, (પિત્તકાસ), (૧૨) પીપર તથા ભોરીંગણીની બારીક ફાકી મધમાં ચાટવી, અથવા ભોરીંગણીનો કવાથ પીપર નાખીને પીવો; તેથી સર્વ પ્રકારની ખાંસી મટે. (૧૩) જેઠીમધનો ઉકાળો મધ નાખીને પીવો. (૧૪) ૧. પારો, ૨. ગંધક, (કજલી) ૩. જવખાર, ૪. સંચળ, ૫. મરી, એ પાંચ વસ્તુઓને એજ ક્રમે ચડતા વજનથી મેળવી આદુના રસમાં, ઘુંટીને ગોળીઓ કરી ખાવી. (૧૫) બેહેડાનું તથા સુંઠનું ચૂર્ણ મધમાં ચાટવું. (૧૬) બકરીનું મૂત્ર તથા બેહેડાની છાલ, બન્ને બાળી તેના ચાટણમાં મધ મેળવીને ચાટવું. (૧૭) પારો ૧, ગંધક ૨, પીપર ૩, હરડે છાલ ૪, બહેડાંની છાલ ૫. કાકડાશીંગી ૬. એ ચડતા પ્રમાણમાં બારીક વાટીને તેને કેટલાક દિવસ બાવળની છાલના ઉકાળામાં ઘુંટીને મગ જેવડી ગોળીઓ વાળી નિત્ય ખાવી, (૧૮) કાળાં મરી ૧, પીપર ૨, દાડમની છાલ ૪, જવખાર ૦॥, એ પ્રમાણમાં લઇ તેમાં મળે એટલો જુનો ગોળ મેળવી, ઘુંટી ગોળીઓ કરવી અને ખાવી. (૧૯) કપુર ૧ ભાગ, કસ્તુરી ૧ ભાગ. લવંગ ૧ ભાગ, મરી ૨ ભાગ, પીપર ૨ ભાગ, બહેડાંની છાલ ૨ ભાગ, કઠ ૧ ભાગ, દાડમની છાલ ૧ ભાગ, સર્વના બરાબર એસ્સાર; અથવા કાથો–પાણીથી ઘુંટીને ગોળીઓ કરવી. (૨૦) આકડાનાં ફુલ તેની બરાબર મરી અથવા લવીંગ વાટીને ગોળીઓ કરી ખાવી, (૨૧) લોબાન ૪ ભાગ, કપુર ૧ ભાગ, અફીણ ૦॥ ભાગ અને નવસાર ૨ ભાગ, મધમાં વાલ વાલની ગોળીઓ કરી ખાવી. (૨૨) લોબાનના ફુલ ૧ રતી, અફીણ ૦। રતી, કપુર ૦॥ રતી એ પ્રમાણથી મધમાં એક ગોળી કરવી. એવી ગોળીઓ રોજ બે ત્રણ ખાવી.

આ ગ્રંથમાં ખાંસીના અસંખ્ય ઉપાયો છે તે પૈકી નીચેના ઉપાયો ખાંસીમાં અજમાવવાઃ–ખાંસી સાથે જ્વર હોય તો–આનંદભૈરવરસ (નં. ૪૭૬); સુવર્ણમાલિનીવસંત (નં. ૫૧૬), લવંગાદિચૂર્ણ (નં. ૭૧૪), સીતોપલાદિચૂર્ણ (નં, ૭૨૮), દ્રાક્ષાસવ (નં. ૭૮૪), હરીતકીઅવલેહ (નં. ૮૦૬), ખાંસી સાથે કફ હોય તો–કંટકારિસ્વરસ (નં. ૫૧૯), કંટકારીપુટપાક (નં. ૫૩૪), વાસાપુટપાક (નં. ૫૩૯), દશમૂળાદિકવાથ (નં. ૫૮૧); વાસાદિકવાથ (નં. ૬૩૬, ૩૭, ૩૮), અગ્નિરસ (નં. ૪૭૧), કસ્તુર્યાદિગુટિકા (નં. ૭૪૩); ખાંસી સાથે શ્વાસ હોય તો–અભ્રકભસ્મ (નં. ૪૫૫), રામબાણરસ (નં. ૫૦૫), શ્વાસકુઠારરસ (નં. ૫૧૩), કંટકારિકવાથ (નં. ૫૫૬), ક્ષુદ્રાદિકવાથ (નં. ૬૫૩), કટફલાદિચૂર્ણ (નં. ૬૬૪, ૬૬૫),

પિપ્પલીચૂર્ણ ( નં. ૬૯૭ ) કંટકારીઅવલેહ ( નં. ૭૫૩ ) કાસકંડનાવલેહ ( નં. ૭૫૪ ). આ સિવાય પણ નં; ૬૮૦, ૬૮૧, ૬૮૩, ૬૫૮, ૭૦૨, ૭૩૫, ૭૫૩, ૭૫૬, ૭૬૦, ૯૬૬, ૯૬૯, ૯૭૯, ૯૮૧, ૯૮૪, ૯૯૮, વાળા ઉપાયો સારા છે.

**પથ્યાપથ્ય-અપથ્ય**—ઠંડી, શરદ તથા ભેજવાળી જગાથી દુર રહેવું. ભોં તળીએ સુવું નહિ, ઠંડા કફ કરનારા પદાર્થો ખાવા નહિ, દિવસે સુવું નહિ, તેલ મરચાં, ખટાઇનો પ્રકૃતિ પ્રમાણે ઉપયોગ કરવો કે ત્યાગ કરવો; **પથ્ય**—નં. ૯૫ તથા નં. ૧૦૨ માં બતાવેલ પથ્ય પાળવું. જુના ચોખા, ઘી, સીંધાલુણ, સમુદ્રતું મીઠું, કળથી, તુવેરની દાળ, મગની દાળ, સુવા, તાંદલજાની ભાજી, દુધ (બકરીનું કે ગાયનું) વગેરે પદાર્થો પથ્ય એટલે હિતકારક છે.

## શ્વાસ-દમ-હાંફણ.

### ( Asthma-એસ્થમા. )

**પ્રકાર**—દેશી વૈદકશાસ્ત્રમાં શ્વાસરોગના નીચે પ્રમાણે પ્રકારો છેઃ—

૧. **મહાશ્વાસ**—ઉંચા મોટા અવાજવાળો શ્વાસ, આફરી ગયેલા મસ્ત બળદના જેવો હુંકારો, આંખોનું ભ્રમણ, આંખો તથા મોં ખુલ્લાં રહેવાં, ઝાડા પેસાબનો અટકાવ, જીભ તોતડાવી અને અવાજ ઘણે દુર સંભળાય. આ મહાશ્વાસવાળો દરદી બચતો નથી.

૨. **ઉર્ધ્વશ્વાસ**—શ્વાસ ઉંચોને ઉંચો ચાલવો, મોં તથા તેના રસ્તા કફથી ઘેરાઇ જવાને લીધે વાયુથી ગભરામણ, દૃષ્ટિ ઉંચી, ચારેકોર ચકરવકર ફરતી આંખો, મોહ, પીડા, મોં સુકાવું અને કોઇ વસ્તુ ઉપર રૂચિ નહિ થવી, એ તેનાં લક્ષણો છે. આ શ્વાસ પણ અસાધ્ય છે.

૩. **છિન્નશ્વાસ**—રહી રહીને જોરથી શ્વાસ લેવો, મર્મસ્થળો છેદાયા જેવી વેદના, હૃદય તથા માથામાં એવીજ પીડા, પેડુમાં આફરો ચડી આવવો, અતિ પરસેવો, મૂર્છા તથા મૂત્રાશયની બળતરા, આંખોમાં આંસુ, અતિ ક્ષીણતા, હાંફ, ચિત્તમાં ઉદ્વેગ, બકબકાટ, એક આંખ રાતી, મોં સુકાવું, વગેરે લક્ષણો છે. આવા શ્વાસવાળો પણ બચતો નથી.

૪. **તમકશ્વાસ**—વાયુ ઉર્ધ્વસ્ત્રોતો (રસ્તાઓ) માં જઇને કફને વધારે છે અને તે કફથી શ્વાસ રોકાઇ જાય છે. આ શ્વાસમાં પ્રથમ ડોકમાં તથા માથામાં પીડા થાય છે. પછી કંઠમાં ઘરઘર અવાજ નીકળવો, સર્વત્ર અંધકાર દેખાવો, તૃષા, આલસ્ય, મૂર્છા, કફ નીકળવાથી થોડો આરામ, ગળામાં સડસડાટ, કષ્ટથી બોલવું, અનિદ્રા, સુવાથી વધારે શ્વાસ ચઢવો, બેસવાથી થોડો આરામ મળવો, બન્ને તરફની પાંસળીઓમાં દરદ, ગરમ વસ્તુઓ અને ગરમ સ્પર્શની ઇચ્છા, બન્ને આંખોમાં સોજો, કપાળમાં પરસેવો, અતિકષ્ટ, મોં લુખું, વારંવાર તીવ્ર વેદના સાથે દમ ફુલવો અને શરીર હલવું, ઇત્યાદી લક્ષણો હોય છે. આ શ્વાસમાં તાવ તથા મૂર્છા હોય તો તેને **પ્રતમકશ્વાસ** કહેવો.

૫. **ક્ષુદ્રશ્વાસ**—રૂક્ષ એટલે લુખાં અન્નથી અને પરિશ્રમથી કોઠાનો વાયુ કોપ પામીને ઉંચી ગતિ કરે છે. તેથી આ શ્વાસ થાય છે. આ શ્વાસ બીજા શ્વાસ જેવો કષ્ટદાયક કે પ્રાણનાશક નથી.

સંક્ષેપમાં કહીએ તો દમની બે જાત છે-લુખો દમ અને કફ સાથેનો દમ.

**કારણ**—મુખ્ય પ્રકાર બે છે. ૧-સ્વતંત્ર દમ, અને ૨-શ્વાસનળીના સોજાને લીધે

થનારો દમ. બીજાં દરદોની એક નિશાની તરીકે આ રોગ ઘણાં દરદોને અંગે દેખાય છે. જેમકે ખાંસી, ફેફસાંનો સોજો, ક્ષય, રક્તાશયનું દરદ વગેરે દરદોમાં શ્વાસની હયાતી જોવામાં આવે છે. પણ તે ઉપરાંત દમ અથવા શ્વાસના મરજનાં બીજાં સ્વતંત્ર કારણો પણ હોય છે. ફેફસાંમાં હવા જવાનાં ન્હાનાં કાણાંઓમાં વ્રણ થવાથી થાય છે. વ્રણને લીધે એ કાંણાંઓ સંકોચાય છે તેથી જેટલી જોઇએ એટલી હવા ફેફસાંમાં દાખલ થઇ શકતી નથી અને તે ખોટ પુરી પાડવા સારૂ શ્વાસ ઘણો જલદી ચાલે છે. દમનો રોગ થવાનાં મુખ્ય કારણો આ પ્રમાણે છેઃ—૧. ફેફસાંમાં હવા જવાનો પ્રતિબંધ–સ્વરનળી અથવા વાયુનળીનું સંકોચન અથવા કાંઇ દરદ. ૨. ફેફસાંમાં દરદ, જેમકે ફેફસાંનો સોજો, ફેફસાંનું ખવાવું, તેના પડનો વરમ, વગેરે. ૩. રક્તાશયનાં દરદો કે જેને લીધે ફેફસાંમાં જોઇએ તેથી વધારે કે ઓછું લોહી જાય, તેમજ લોહીનો સ્રાવ થવાથી ફેફસાંનું પોષણ ઓછું થાય, જેમકે પાંડુરોગ, રક્તપિત, વગેરે. ૪ મગજની નબળાઇ, મનોવિકાર, હિસ્ટીરીયા, સાંકડી અને નબળી છાતી, એવાં દરદોવાળાઓને જરા ઠંડી કે હવાનો ફેરફાર દમ અથવા શ્વાસ ઉપજાવે છે. ૫. ઝેરી તથા નઠારી વસ્તુઓનાં રજકણો શ્વાસમાં જવાં, બદપરહેજી, અજીર્ણ તથા હવામાં એકાએક ફેરફાર શ્વાસને ઉત્પન્ન કરે છે. ૬. શરીરનું જાડાપણું, હૃદયમાં ચરબી વધવી તથા ગાંઠીઓ વા એવા દરદીઓને તેમજ ધાતુક્ષીણતાવાળાને શ્વાસ ચડે છે. ૭. વારસામાં પણ ઉતરે છે.

લક્ષણ—શ્વાસ વધારે ઝડપથી ચાલવો એ દમના રોગનું પ્રત્યક્ષ ચિન્હ છે, પ્રથમ પેટમાં બાદી અને ઝાડાનો કબજો થાય છે, પેશાબ ઘણોજ તથા ધીમે ધીમે ઉતરે છે. ઘણા કેસમાં દમ ચડવાનાં બીજાં કશાં ચિન્હો અગાઉથી દેખાતાં નથી. દમનું જોર પાછલી રાતે ચડે છે. દરદીને ઘણી ગભરામણ થાય છે. દમ બહુ જોરથી ચાલે છે ત્યારે છેટે સુધી અવાજ સંભળાય છે, અને દરદીનો દેખાવ બહુ ભયંકર બને છે. દમના ભયંકર દરદને કદી નહિ જોયલા માણસને દમનો દરદી દેખીને એમજ લાગશે કે દરદીનો હમણાં પ્રાણ જશે. શરીર પર પરસેવાના ઝેબ વળે છે, અંગ ઠંડુ થઇ જાય છે. નાડી જલદ ચાલે છે, મોં ઉઘાડું રહે છે, સુઇ શકાતું નથી, દમવાળી સ્થિતિમાં દરદીને કોઇ રીતે ચેન પડતું નથી. આવું દમનું જોર બે ચાર કલાકથી તે એક બે દિવસ સુધી જારી રહીને પાછું નરમ પડે છે, ખાંસી સાથે થોડો કફ પડે છે, અને દમ બેઠા પછી શ્રમિત થયેલો દરદી ઉંઘમાં પડે છે. વાયુનળીના સંકોચાવાથી દમ ચડે છે અને હવા અંદર જતી વખત તાંત બોલે છે તે કાન વતી અથવા કર્ણનળીવતી સંભળાય છે. દમના દરદમાં અંતરશ્વાસ ટુંકો હોય છે અને બાહ્ય શ્વાસ લાંબો ચાલે છે. એકવાર દમ મટી ગયા પછી અનિયમિત કાળે ફરી પાછો ચડી આવે છે. કોઇને નિત્ય ચડે છે, કોઇને મહિનામાં એકવાર, કોઇને વરસમાં એકાદવાર અને કોઇને કેટલાંક વરસો પછી દેખાવ દે છે.

ઉપાય—(૧) પ્રાથમિક ઉપચાર–આ દરદ એકાએક અને મોટે ભાગે રાતમાં ઉપડી આવે છે. દમનો હુમલો ચડી આવે ત્યારે દરદીને બેઠો રાખવો અને ખુરશી ઉપર કે એવી જ બીજી સગવડ પડતી જગાપર બેસાડીને મોં પાસે એક નાનું ટેબલ મૂકી તેના ઉપર નરમ ગાદી મુકીને દરદીની કોણીઓ તથા હાથ તે ગાદી ઉપર રખાવવા. જો અવિચારીપણે ખાવાથી દમ ચઢી આવ્યો હોય તો પાણીમાં રાઇ નાખીને તે પીને ઉલટી કરવી; જો પેટનો કબજો હોય તો જુલાબ લેવો. (૨) દ્રાક્ષાસવમાં અથવા બ્રાંડીમાં ગરમ પાણી મેળવીને પાઇ દેવું અથવા મોળી જલદ કાફી પાવી; (૩) વાટેલી ફટકડી આશરે ૨ વાલ જીભ ઉપર મૂકી

દેવી. (૪) સુરાખારના પ્રવાહીમાં બોળીને સુકવેલા અમદાવાદી કે બ્લોટિંગ પેપરની બીડી પીવી. (૫) ધંતુરાના પાનની બીડી દમનો વેગ આવ્યા પહેલાં પીવી. (૬) ક્લોરલ ૨૮ ગ્રેન પ્રમાણથી આપવું. (૭) કપુરનો અર્ક દશ દશ ટીપાં દર દશ મીનીટે આપવો. (૮) બળતા ઘાસની ધુમાડી શ્વાસમાં ચડાવવી. ઇત્યાદિ ઉપાયોમાંથી જે હાજર હોય તેમાંના થોડાક ઉપાયો એક પછી એક અજમાવવા તેથી દમ બેસી જશે. પણ દમનું જોર વધારે હોય અને બીજા ઉપાયોની જરૂર પડે તો નીચેના ઉપાયો અજમાવવાઃ—(૯) વાયુ તથા કફ હોય તો સુંઠ અને સાકર સમભાગે અને પિત્ત અધીક હોય તો સાકર ૩ ભાગ અને સુંઠ ૧ ભાગ તેની ફાકી લેવી; (૧૦) ભોરીંગણીનો કવાથ સાકર તથા પીપર નાખીને પીવો; (૧૧) અરડુશીના રસમાં કે વાસાપુટપાકમાં સીંધાલુણ તથા મધ નાંખીને પીવું; (૧૨) નાગરમોથ, સુંઠ, હરડે તેના બારીક ચૂર્ણમાં બમણો જુનો ગોળ મેળવીને ગોળીઓ કરી ત્રણજ દિવસ ખાવાથી ખાંસી તથા શ્વાસ જાય છે. (૧૩) બકરીનું મૂત્ર તથા બહેડાંની છાલ સમભાગે વાટીને ગોળી કરવી અને તે ગોળી મધમાં મેળવીને ખાવી. (૧૪) આદુનો રસ નાખીને પીવો. (૧૫) પીપર, પીંપરીમૂળ, બહેડાં તથા સુંઠનો કવાથ મધ તથા સાકર નાંખીને પીવો. (૧૬) સુંઠ, પીંપરીમૂળ તથા બહેડાં તેનું ચૂર્ણ મધ મેળવી ચાટવું. (૧૭) ત્રિકટુનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવું. (૧૮) સરસીયા તેલમાં જુનો ગોળ સમભાગ મેળવીને ૨૧ દિવસ ચાટવો. (૧૯) ટંકણ તથા વાંસકપુર સમભાગ મધમાં ચાટવું. (૨૦) સુંઠ તથા ભારંગમૂળનો કવાથ પીવો. (૨૧) ભારંગમૂળ તથા જેઠીમધનું ચૂર્ણ ઘી મધમાં ચાટવું. (૨૨) આદુના રસમાં ભારંગમૂળ તથા મોથનું ચૂર્ણ ચાટવું. (૨૩) ત્રિફલા ત્રણ ભાગ અને ટંકણ ૧ ભાગ તેને નાગરવેલના પાનમાં વાટી ચણોઠી જેવડી ગોળીઓ કરી ખાવી. (૨૪) ધંતુરાની રાખ મધમાં ચાટવી. (૨૫) અઘેડાનો ખાર મધમાં ચાટવો.

**શ્વાસ સાથે બીજા ઉપદ્રવો હોય તેના ઉપાયો**—(૨૬) આકડાના ફુલની કળીઓ તથા મરી સમભાગ તેની ચાર ચાર વાલની ગોળી કરીને એકેક ગોળી ખાવી તેથી દમ તથા કફ મટે. (૨૭) લીલી ભોરીંગણીનો રસ મધ નાંખીને પીવાથી દમ તથા કફ મટે. (૨૮) પીપર, પદમક, લાખ, ભોરીંગણીનાં ફળ, તેનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવાથી ખાંસી, ક્ષય, તથા દમ મટે. (૨૯) હળદર તથા દારૂહળદર, તથા મનશીલ, તેને વાટીને ચલમમાં ભરી પીવાથી કફ પડી જઇને દમ બેસે છે. (૩૦) પીંપર, મીઢોળ તથા સીંધાલુણ તેનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવાથી કફ પડીને શ્વાસ મટે છે. (૩૧) મોરપીંછની ભસ્મ તથા પીપરનું ચૂર્ણ મધમાં વારંવાર ચાટવું. (૩૨) આકડાના પાનનો રસ ૧ થી ૨ તોલા પીવાથી ઉલટી થઇ કફ તથા પિત્ત પડીને દમ બેસે છે. તેના ઉપર ઘી તથા ચોખા ખાવા અથવા ઘી પીવું. (૩૩) ૫ રૂ. ભાર પાણીમાં મીઠું મેળવી પીવાથી ઉલટી થઇ છાતી ખુલ્લી થાય છે. તેના ઉપર ઘી તથા ચોખા ખાવા. (૩૪) કફ સુકાઇ ગયો હોય તો જેઠીમધની ચા સાકર નાંખીને પીવી; અથવા બે પૈસાભાર ગરમ પાણીમાં ઘી, મધ તથા સાકર અને જરા સીંધાલુણ નાખીને બે ત્રણ વાર પીવાથી કફ પીંગળીને નીકળશે, (૩૫) કફ અતિ હોય તો ગરમ ચામાં અરડુશીનો રસ, સાકર, મધ તથા બે ચણોઠી ભાર સંચળ નાંખીને પીવું અથવા એલચી દાણા, ઘી તથા સીંધાલુણ મેળવીને ચાટવું.

**અંગ્રેજી ઉપાયોમાં**—શ્વાસરોગને માટે સરલ ઉપાયો નીચે પ્રમાણે છેઃ—( ૩૬ ) ઇપીકાકયુઆના, ટાર્ટરઇમેટિક, બેલાડોના, સ્ટ્રેમોનિયમ, ઓપીયમ, ઇથર, ક્લોરલ હાઇડ્રેટ,

પોટાશ આયોડાઇડ વગેરેમાંથી ગમે તે દવા એકલી અથવા બીજી યોગ્ય દવાઓના યોગમાં વાપરવી. (૩૭) ઝાડો કબજ હોય તો જુલાબ લેવો અથવા સફરાવાટે એરંડીયાં તેલની પીચકારી લેવી. (૩૮) પગ ગરમ પાણીમાં બોળવા, છાતી ઉપર ટરપેન્ટાઇન મસળવું, તેના ઉપર ગરમ પાણીનો શેક કરવો તથા જરૂર પડે તો છાતી ઉપર રાઇ મારવી. (૩૯) દમનો હુમલો બહુ સખ્ત હોય તો અનુભવી ડાકટરને હાથે કલૉરોફૉર્મ ઇથર અગર બન્ને સાથે સુંઘાડીને દરદીને બેભાન કરી સુવાડવો. (૪૦) દરદીના ઓરડામાં ધંતુરો, બેલાડોના સુરોખાર, નવસાર, ગાંજો વગેરે દવાઓ સળગાવવી, જેથી તેની ધુણી દરદીના શ્વાસમાં જઇને દમને ફાયદો કરે છે, નંબર ૪૭૧, ૫૧૩, ૭૫૧, ૭૯૩, ૭૯૮, ૭૯૯, ૮૦૦, ૧૦૩૨, ૧૦૩૩, ૧૦૩૪, ૧૦૩૫, ૧૦૩૬, ૧૨૮૧, ૧૨૮૩, ૧૫૦૫, ૧૫૦૬, અને ૧૫૦૭ વાળા ઉપાયો દમરોગમાં દરદની સ્થિતિ તથા દરદીની પ્રકૃતિ જોઇ અપાય.

આ સિવાય કાસ એટલે ખાંસીના રોગમાં આપેલા ઘણાખરા ઉપાયો દમ તથા હાંફણમાં ચાલી શકે છે. આ અનેક ઉપાયોમાંથી કોઇને કોઇ પણ ઉપાય લાગુ પડી શકે છે. એક ઉપાય નિષ્ફળ જાય તો બીજો અજમાવવો અને બીજો નિષ્ફળ જાય તો ત્રીજો અજમાવવો. એકવાર જે ઉપાય લાગુ નથી પડતો તેજ ઉપાય વખતે બીજે વખતે લાગુ પડી જાય છે, માટે દમનો ઉપચાર કરવામાં નિરાશ નહિ થવું.

**પથ્યાપથ્ય—પથ્ય**—જ્વર તથા ખાંસીનું પથ્ય પાળવું (જુવો નં. ૯૫ તથા ૯૭) **અપથ્ય**—કઠોળ ઠંડા પદાર્થો, દાહ કરે એવા ગરમ પદાર્થો, ઠરી ગયેલું વાસી અનાજ, લુખું અન્ન, દહીં, ખાંડ, ખટાઇ, વગેરે ન ખાવાં. કેટલાક લોકો દમરોગમાં બહુ જલદ અને ગરમ ઉપચારો કરે છે, પણ તે ઉલટો ગેરફાયદો કરે છે.

---

## ફુપ્ફુસદાહ—ફેફસાનો વરમ.

( Neumonia—ન્યુમોનિયા. )

**વિવેચન**—છાતીનાં ફેફસાંમાં વરમ થવાથી ભયંકર તથા કફનો ત્રિદોષ અથવા સન્નિપાત જ્વર થાય છે. દેશી વૈદકશાસ્ત્રે આ રોગનો જ્વરમાં સમાવેશ કર્યો છે, પણ મર્મસ્થાનના વરમને લીધે અત્રે રોગોના જે રીતે વિભાગ પાડેલા છે તે રીતે તેને છાતીના દરદોની ગણનામાં મુકેલો છે.

**કારણ**—આ રોગ ફેફસાંમાં રક્તસંચય થવાથી થાય છે અને સળેખમનું કારણ એજ આ ન્યુમોનિયાનું કારણ છે.

**લક્ષણ**—ફેફસાંનો થોડો અથવા ઘણો ભાગ સુજી આવી અંદર વરમ થાય છે. શરૂવાતમાં સળેખમ થાય છે અથવા થોડો તાવ આવી બેચેની થાય છે. એકાદ દિવસ રહીને ટાઢ સાથે જોરથી તાવ ચડી આવે છે. તેની સાથે થોડી ઘણી ખાંસી અને કફ હોય છે, છાતીમાં દરદ થાય છે, શ્વાસ ઉતાવળો, નાડી જલદ, અરૂચિ, માથામાં પીડા, પેસાબ થોડો તથા લાલ, દસ્તનો કબજો, ઘણી નાકોવતી, ભ્રમ, બકવા, અને કેટલીકવાર છાતીમાં શ્વાસ સાથે કફ બોલે છે. એક જાતના માઇક્રોબ (જંતુ) થી પણ આ દરદ થાય છે અને તે ઘણું ગંભીર પ્રકારનું તથા ચેપી પણ કહેવાય છે. પ્રથમ ૫–૭ દિવસ સુધી તાવ ૧૦૪–૧૦૫ ડિગ્રી સુધી વધી જાય છે, પરસેવો આવતો નથી; દરદનું જોર કમી થયા પછી અથવા દરદ

લંબાણુ પડયા પછી પરસેવો વળવા માંડે છે તોપણુ તાવ ઉતરતો નથી. જીભ ઉપર સફેદ છારી વળે છે અને દરદના જોર પ્રમાણે સુકી પડી તે ફાટે છે તથા કાંટા કાંટા પડે છે, ભુખ બીલકુલ લાગતી નથી અને તેથી ખોરાક પરાણે આપવાની જરૂર પડે છે. ખાંસી કોઇને થોડી ને કોઇને ઘણી હોય છે. કફ પ્રથમ થોડો પણુ પાછળથી વધે છે. ફેફસાંના પડમાં વરમ હોય તો દરદ થાય છે, શૂળ નીકળે છે અને સુઇ શકાતું નથી. શ્વાસોશ્વાસ ૩૦થી ૪૦ સુધી ચાલે છે; નાડી ૧૨૦ થી ૧૪૦ સુધી વધે છે. ને પાછળથી કમજોર પડી જાય છે. તાવ પ્રથમ એક અઠવાડીયું સખ્ત આવી જઇ નરમ પડે છે, પણુ દરદી અશક્ત બની જતાં મદદ વિના બિછાનામાં બેસી શકતો નથી, તાવમાં બકે છે, તેની ઇંદ્રિયો મંદ પડી જાય છે. દરદી બચવાનો હોય તો તેને શુદ્ધિ આવતી જાય છે, તાવ ઉતરી જાય છે, પરસેવો આવે છે, જુલાબ અગર પેસાબ છુટથી થાય છે. જો દરદ વધે છે તો ત્રિદોષનાં સંપૂર્ણ ચિન્હો માલમ પડે છે. દરદી છેક બેભાન તથા ગાફલ થાય છે, નાડી ક્ષીણુ પડે છે, ગળામાં અવાજ ચાલે છે અને મૃત્યુ થાય છે. છુટથી પરસેવો આવે અને તાવ ઉતરે એ સુધારાનું લક્ષણુ છે. તાવ ૧૦૪ ડીગ્રીથી વધે નહીં, નાડીના ધબકારા એક મીનીટમાં ૧૨૦ કરતાં વધે નહીં અને શ્વાસ ૩૫ કરતાં વધે નહીં અને બીજાં લક્ષણુ સારાં હોય તો દશ બાર દીવસમાં દરદી સારો થાય છે. ફેફસાંનો સોજો જીર્ણ રૂપે પણુ થાય છે અને તેમાં ન્યુમોનિયાનાં બધાં લક્ષણો જોવામાં આવતાં નથી. આપણા દેશમાં બચ્ચાંઓને, બુઢાઓને અને દારૂડીઆને ઘણું કરીને આ જાતનો ન્યુમોનિઆ થાય છે. મુદ્દત—આ રોગની અવધિ ૧૨ થી ૩૦ દિવસની છે. જો દરદ સાધારણુ હોય તો બે અઠવાડીયામાં દરદી સારો થઈ ઉઠે છે, મધ્યમ હોય તો ત્રણુ અઠવાડીયાં અને વિશેષ હોય તો એક માસ પછી દરદી સારો થાય છે કે મરણુ પામે છે.

ઉપાય-(૧) પ્રાથમિક ઉપચાર—વરમના તીક્ષ્ણુ રૂપમાં દરદીને બીછાનાથી બહાર કાઢવો નહીં; તેના ઓરડાની ગરમી એક સરખી રાખવી. ઠંડી તથા પવનને આવવા દેવાં નહીં. દરદીને બહુ બોલવા દેવો નહી તેમજ પથારીમાં બહુ ફરવા દેવો નહીં, કેમકે તેથી શ્વાસની પીડા વધે છે. અલસીની પોલ્ટીસ અથવા ખસખસના ડોડા ઉકાળેલા ગરમ પાણીનો છાતી ઉપર શેક કરવો; શેક કરીને છાતી ખુલ્લી નહિ રહેવા દેતાં તેના ઉપર ફલાલીનની નરમ ગાદી મુકવી, ખોરાક છેક હલકો આપવો. મગનું ઓસામણુ અથવા કાંજી; જો દરદી નબળો હોય અને દરદથી છેક લેવાઇ જાય તો દ્રાક્ષાસવ અથવા બ્રાંડી આપીને તેને ટટાર રાખવો. શરીર ઉપર વારંવાર ગરમ પાણીમાં બોળેલ વાદળી કે ફલાલીન ઘસીને શરીરને લુછવું, પણુ શરીર ઉપર શરદી લાગે નહીં તેવી સંભાળ રાખીનેજ આ ક્રિયા કરવી. ફેફસાંનાં દરદોમાં એન્ટીપાઇરીન જેવી નબળાઇ લાવનારી તાવની દવાનો કદી પણુ ઉપયોગ કરવો નહિ. (૨) કફજ્વરના અથવા કફની અધિકતાવાળા સન્નિપાત જ્વરના ઉપાયો કરવા; (૩) કટફલાદિ ચૂર્ણ (નં. ૬૬૪ તથા ૬૬૫ મધ નાંખીને આપવું; (૪) દ્વાત્રિંશાંગકવાથ (નં. ૫૮૬) શૂળ, અતિસાર, શ્વાસ તથા બીજા ઉપદ્રવો સાથેના કફજ્વરમાં તથા ન્યુમોનિયામાં ઘણોજ ફાયદો કરે છે; (૫) દરદની જીર્ણ સ્થિતિમાં શ્લેષ્મ રોગના તથા કફવાળી ખાંસીના ઉપાયો કરવા. અગ્નિરસ (નં. ૪૭૧) શ્વાસકુઠારરસ (નં. ૫૧૩), ક્ષુદ્રાદિક્વાથ (નં. ૬૫૩), કંટકારી અવલેહ (નં. ૬૯૩). હરીતકી અવલેહ (નં. ૮૦૬), વગેરે ઉપાયો સારા છે.

## ક્ષય–ધાતુક્ષય–રાજયક્ષ્મા–ખેન.

( Consumption–કન્ઝંપશન. )

**કારણ**—મળમૂત્રાદિક વેગોનો વારંવાર અટકાવ, અતિ સ્ત્રીસેવન, અતિ ઉપવાસ એટલે લાંઘણ, અતિ ઇર્ષ્યા તથા ચિન્તા, અતિ શ્રમ, અતિ ઘણું અથવા થોડું અને અનિયમિત ખાનપાન, અતિ અભ્યાસ, વ્યભિચાર, નાની વયથી ધાતુનો વ્યય તથા ક્ષય, ઉપદંશ વગેરે વ્યાધિ, છાતી નબળી છતાં બહુ બોલવું, શરદી વાળી જગામાં નિવાસ, ઘણીવાર પ્રસવ થવાથી આવેલી નબળાઇ, મોટો તાવ, સસણી, ફેફસાંનો વરમ, એ સર્વ ક્ષય રોગને આમંત્રણ કરે છે. આ રોગ વારસામાં પણ ઉતરે છે; અને વિશેષ કરીને ૧૮ થી ૩૦ વર્ષની વયમાં જે ક્ષય થાય છે તે ખરો ભયંકર ક્ષય હોય છે, જેનો આરંભમાંજ ઉપાય ન થાય તો કોઇકજ દરદી બચી શકે છે.

**લક્ષણ**—પડખાં તથા ખભાઓમાં પીડા, હાથ પગમાં સંતાપ અને સઘળાં અંગોમાં જ્વર એ ત્રણ ક્ષય રોગનાં મુખ્ય કારણો છે–ચરક. અન્ન ઉપર દ્વેષ, જ્વર, શ્વાસ, ખાંસી, ખાંસીમાં લોહી પડવું અને સ્વર બગડવો.–**સુશ્રુત.** ખભા તથા પાંસળીઓમાં દરદ અને સ્વરભંગ વાતાધિક ક્ષયમાં થાય છે, જ્વર, સંતાપ, અતિસાર તથા લોહી પડવું, પિત્તની અધિકતાવાળા ક્ષયમાં થાય છે અને માથાની પીડા, અરૂચિ, કાસ, સળેખમ તથા અંગો ભાંગે, તે કફની અધિકતાવાળા ક્ષયનાં લક્ષણો છે.

**ક્ષય રોગની ત્રણ સ્થિતિ નીચે પ્રમાણે છે:—**

**પહેલી સ્થિતિ**—આ વિનાશકારક રોગની શરૂવાત ઘણી વખત એવી બેમાલુમ રીતે થાય છે કે તેનું મુળ મજબુત રોપાયા અગાઉ સાધારણ જોનારને આ દરદ વિષે કશો ખ્યાલ પણ આવતો નથી. શરૂવાતમાં ખાંસી થયા કરે, તે વિશેષ કરીને સવારમાં થાય અને વચમાં ખાંસી મટીને પાછો વધારો થાય તેની સાથે સફેદ, ફીણવાળો અને ચીકણો કફ પડવા માંડે. વખતે ગળામાં અટકાવ લાગે તથા અવાજ ખોખરો થાય. ઘણા દિવસ ખાંસી કાયમ રહ્યા પછી દરદીને દમ ભરાઇ આવે, અને થોડી મહેનત કરતાં શ્વાસ ચડી આવે. આગળ જતાં ખાંસીના વધારા સાથે નબળાઇ વધતી જાય, દરદી લેવાતો જાય, નાડી આખો દિવસ ઉતાવળી ચાલે, ખાસ કરીને સાંજે અથવા જમ્યા પછી વધારે જલદ ચાલે. સાંજે હાથપગમાં દાહ થવાની સાથે થોડો તાવ ભરાઇ આવે, ફેફસાંની સપાટી ઉપર એક પ્રકારનો થર બંધાય છે, તેથી ફેફસાંની મુળ પોકળ (પોલી) સ્થિતિ બદલાઇને નક્કર થાય છે. આ પદાર્થ પ્રથમ ફેફસાંના ઉપરના પાછલા ભાગમાં અસર કરે છે અને ગળાની હાંસડીના ઉપરના તથા નીચેના ભાગપર ઠોકી જોતાં પોલા અવાજને બદલે બોદો અવાજ થાય છે. કર્ણનલી અથવા સ્ટેથેસ્કોપ વડે તપાસ કરતાં દમ મુકવાનો સ્વાભાવિક કાળ લાંબો થયેલો માલમ પડે છે. શ્વાસધ્વનિ સ્વાભાવિક મૃદુ હોવાને બદલે કઠોર જણાય છે અથવા નળીમાંથી હવા જતી હોય એમ લાગે છે. વાણીનો અવાજ ઉંચો સંભળાય છે.

**બીજી સ્થિતિ**—નક્કર થયેલી ફેફસાંની સપાટીની આસપાસનો ભાગ સુજી આવે છે. કઠણ થયેલો ભાગ નરમ પડી તેમાં પરૂ થાય છે, જે ખાંસીમાં કફ રૂપે બહાર પડે છે. આ વખતની સ્થિતિમાં દરદીનો તાવ સ્પષ્ટ થાય છે. છાતી તપાસતાં અવાજ બોદો થશે, કાન

મૂકી જોતાં અંદર પરપોટા જેવો અવાજ સંભળાશે, કોઇવાર તાંત બોલશે અને હાંસડીની આસપાસનો ભાગ જરા બેઠેલો માલમ પડશે, ક્ષયમાં એક તરફનું અથવા બન્ને તરફનાં ફેફસાં સડે છે.

ત્રીજી સ્થિતિ—કેટલીક મુદ્દતે કફ બહાર નીકળી છાતી પોલી થાય છે અને તે ભાગ વધારે સ્પષ્ટ બેઠેલો માલમ પડે છે, પાંસળી વચ્ચેની જગામાં ખાડા માલમ પડે છે અને દરદવાળી છાતીની બાજુ વધારે બેઠેલી તથા ચપટી માલમ પડે છે. આ પ્રમાણે ફેફસાં ખવાતાં જાય છે, તેની સાથે શરીરનો પણ ક્ષય થતો જાય છે. ફેફસાં સડવાથી તેમાં લોહી સાફ થતું નથી, ખોરાક ખવાતો નથી, કફ, ઝાડો તથા તાવ અને રાત્રે થતો બેહદ પરસેવો શરીરના સર્વ ધાતુઓનું શોષણ કરે છે અને અંતે હાડકાં તથા ચામડી બાકી રહે છે. ક્ષયની ત્રીજી સ્થિતિમાં અતિસાર એટલે ઝાડા થાય છે અને પછી દરદી લાંબા વખત સુધી બચી શકતો નથી. ક્ષયમાં એક તરફનું કે બન્ને તરફનાં ફેફસાં સડે છે. કોઇ કોઇ દરદીના કફ સાથે લોહી દેખાય છે અને કોઇવાર મોટી રક્તનળી ફેફસામાં છુટી પડવાથી ચોખું લોહી મોં વાટે નીકળે છે, અને તે ઘણીવાર જથાબંધ નીકળ્યા છતાં દરદી મૃત્યુ પામતો નથી અને કોઇવાર મૃત્યુ થઇ જાય છે.

ઉપાય—ક્ષયરોગ થતો અટકાવવાના ઉપાયો:—જે માબાપને ક્ષયરોગ થયો હોય, તેનાથી થયેલ બાળકની ઘણીજ માવજત કરવી. સગા સંબંધીમાં લગ્ન કરવાં નહિ (આર્ય શાસ્ત્ર પણ મના કરે છે.) ગર્ભ ધારણ કરતી વખતે માને આવો કાંઇ રોગ થયો હોય તો તેણે બહુ સંભાળથી રહેવું. સારો ખોરાક તથા શક્તિની દવા લેવી. પ્રસવ થયા પછી બાળકની ઘણી કાળજીથી માવજત કરવી. તેને ગરમ કપડાં પહેરાવી રાખવાં અને શરદ હવાથી બચાવી લેવું. બાળકને ચોખી ખુલ્લી હવામાં ફેરવવું. રોગી સ્ત્રીનું, રોગી ગાયનું કે રોગી બકરીનું દુધ પાવું નહિ, મોટી ઉમરે કસરત કરાવવી. બાળલગ્ન કરવાં નહિ, અતિ મૈથુન, અતિ મહેનત, ચિંતા અને અતિ અભ્યાસ એ સર્વનો ત્યાગ કરવો.

વિશેષ કરીને ગરમી (ઉપદંશ) અને કંઠમાળ જેવા દુષ્ટ રોગોથી પીડાતાં સ્ત્રી પુરૂષોથી જે પ્રજા થાય છે, તેને ક્ષય જેવા રોગ લાગુ પડવાનો વધારે સંભવ છે. (કંઠમાળ-સ્ક્રોફ્યુલાનું વર્ણન જુઓ), આવાં રોગી બાળકોના શરીરમાંથી એવા દુષ્ટ રોગનો નિકાલ કરવા માટે ઘણી સંભાળ લેવાની જરૂર છે. એવાં બાળકોને લોહી સુધરે એવી દવા કૉડલીવર, કાંચનારગુગળ, જીવન, વગેરેનું લાંબા વખત સુધી સેવન કરાવવું અને એથી વિશેષ અગત્યની વાત એ છે કે તેમને નિત્ય ખુલ્લી હવામાં ફેરવવાં અને એથી પણ વધારે અગત્યની વાત એ ધ્યાનમાં રાખવાની છે કે, બાળકોને જેમ બને તેમ સાદો અને સારો ખોરાક આપવો, ખોરાક આરોગ્યતાના નિયમોને બીલકુલ અનુસરતો ન હોય તો ખોરાકમાંથીજ ઘણીવાર ખરાબી થાય છે.

ક્ષય થયા પછીના ઉપચારો—(૧) ખાંસી, તાવ, વગેરે કાંઇ પણ દરદ લાગુ પડે, ત્યારે પ્રથમથીજ ક્ષય રોગની શંકા કરીને ચાંપતા ઉપાયો લેવા. ખુલ્લી અને સુકી હવા એ ક્ષયનો સારામાં સારો ઉપાય છે. ઘણીવાર દવાથી જે ક્ષયના દરદીઓ સારા નથી થતા તેઓ સુકી અને ખુલ્લી હવાથી સારા થાય છે. મારવાડ તરફની હવા ક્ષય રોગી માટે સારી ગણાય છે. છેટે જવાતું ન બને તો પોતાના ગામની બહાર ઉંચાણવાળી જગા ઉપર જઇ

સવાર સાંજ ખુલ્લી હવા ખાવી અને દીર્ઘશ્વાસ લઇ ફેફસામાં નિર્મળ પ્રાણવાયુને ખુબ ભરવો; નઠારો ખોરાક છોડી દેવો; દુધ વગેરે પોષણકારક ખોરાક વિશેષ લેવો. (૬) પાચન શક્તિ સારી હોય તો ઘી, માખણ, મધ, મલાઇનું પણ સેવન કરવું અને સીતોપલાદિચૂર્ણ ઘી મધમાં ચાટીને તેના ઉપર બકરીનું દુધ પીવું. શરૂઆતમાં ચેતીને ચાંપતા ઉપાયો લેવાય તો આ ઉપાયો ક્ષયને આગળ વધતો અટકાવવાને માટે પુરતા છે. ઘરમાં પણ ક્ષયના દરદીએ બંધિયાર ઓરડામાં પડી નહિ રહેવું; ત્યાં પણ નિરંતર તાજી હવા આવે તેવી તજવીજ રાખવી. (૩) અરડુશીના પાનનો રસ અથવા પુટપાક (વાસાસ્વરસ નં. ૫૩૦ તથા વાસાપુટપાક નં. ૫૩૯) મધ નાખીને પીવો શરૂ રાખવો. (૪) સોનાનો વરખ ૧, માખણ, મધ તથા સાકર સાથે ચાટવો અથવા સીતોપલાદિમાં મેળવીને તે વસ્તુઓ સાથે ચાટવો. (૫) માલિનીવસંત (નં. ૫૦૧) એકલી અથવા સીતોપલાદિ અને જેઠીમધનું ચૂર્ણ મેળવીને દુધમાં કે ઘી મધમાં ચાટવી. (૬) સુવર્ણમાલિનીવસંત ( નં. ૫૧૬ ) ક્ષયરોગનો સારો ઉપાય છે, અને તે દરદીના દોષ પ્રમાણે લીંડીપીપરના ચૂર્ણમાં, સીતોપલાદિમાં અથવા લવંગાદિચૂર્ણમાં મેળવી ઘી મધમાં કે ઘી મધ અને માખણમાં ચાટવી. (૭) બદામનું તેલ, કાજુનું તેલ, ટોપરાનું તેલ, ઓલાઇવ તેલ વગેરે તેલો ખાવા માટે તેમજ છાતીએ ચોપડવા માટે વપરાય છે, કેમકે તે છાતીને પોષણ આપે છે. (૮) લાક્ષાદિ તેલ (નં. ૮૫૭) શરીરે ચોળવાથી જીર્ણજ્વર જઇને શરીરમાં કૌવત આવે છે માટે તે ક્ષયના દરદીએ નિત્ય શરીરે ચોળવું. (૯) કૉડલિવ્હર ઑઇલ ક્ષય માટે શ્રેષ્ટ ગણાય છે, પણ તે માછલીનું તેલ હોવાથી ધર્મના બાધથી ઘણા હિંદુ લોકો વાપરી શકતા નથી. તથાપિ જો તેનાથી પ્રાણ બચતા હોય તો વાપરવું. કૉડલિવ્હર પચે નહિ અને ઝાડો થાય તો તરત બંધ કરવું. તેનું પ્રમાણ રૂા. ૦ાા થી ૧ ભાર બન્ને વખત જમ્યા પછી લેવું. છાતી ઉપર પણ તે તેલ ચોપડવામાં આવે છે, (૧૦) અમારી ફાર્મસીમાં બનતું જીવન ક્ષયના બળનું તેમજ મળનું બહુ સારૂં રક્ષણ કરે છે. (૧૧) દ્રાક્ષાસવ ( નં. ૭૮૪ ) ક્ષયમાં ઘણોજ ફાયદો કરે છે; આંતરડાં છાતી તથા હૃદયને બળ આપે છે. ક્ષયમાં એવી દવા ખાવી કે જે જલદી અસર કરી લોહીને વધારે. (૧૨) ફેલોઝસીરપ ( કમ્પાઊન્ડ સીરપ ઓફ હાઇપોસ્ફાઇટસ) ઘણું ઉત્તમ ગણાય છે, તે બે વખત એકેક મોટા ચમચો દુધ સાથે પીવું, (૧૩) કેપ્લરનું માલ્ટએક્સ્ટ્રાક્ટ પણ ક્ષયમાં સારો ફાયદો કરે છે. (૧૪) બીજા ઉપાયો–પંચામૃત પર્પટીરસ ( નં. ૪૯૬ ), અભ્રકભસ્મ (નં. ૪૫૫), સુવર્ણમાક્ષિક ભસ્મ (નં. ૪૬૭), લોહભસ્મ તથા અભ્રકભસ્મ સાથે, આ બધી દવાઓ ક્ષયમાં શકિત તથા ફાયદો આપે છે. ક્ષયમાં ક્ષયના બેસીલસ જંતુને મારવા માટે તથા તેનાં ટ્યુબરક્લ્સમાં રૂઝ લાવવા માટે નવા શોધમાં ક્રિયોસોટ, આયોડોફોર્મ તથા કારબોલિકની પણ ભલામણ થવા લાગી છે.

**ઉપયોગી સૂચનાઓ**—(૧) ક્ષયરોગીના બળનું તથા તેના મળનું રક્ષણ કરવું, એજ ઉપચારની મુખ્ય મતલબ છે. ક્ષયરોગીને કદી પણ સખ્ત જુલાબ દેવો નહિ. જો પેટ ઘણું સખ્ત તથા કબજ હોય તો હલકી જુલાબની ફાકી દઇ મળશુદ્ધિ થાય તેમ કરવું, પણ ઘણા રેચ લાગે એવી સખ્ત દવા કદી પણ લેવી કે દેવી નહિ. (૨) ક્ષયરોગ થયા પછી જુવાન દરદીએ કદિ પણ સ્ત્રીસંબંધ રાખવો નહિ. આશ્ચર્ય એ છે કે ક્ષય રોગીની સ્ત્રી સેવનની જાસ્તી વિશેષ ઇચ્છા થાય છે, પણ સ્ત્રીસેવન ક્ષયરોગીને પ્રાણઘાતક છે એમ સમજીને સંપૂર્ણ આરામ થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું. (૩) બની શકે તો અને ખપે ટે

ક્ષયરોગીને બકરીનું દુધ, બકરીનો માંસરસ તથા બકરીનું ઘી ખાવા આપવું; બકરીઓ તથા હરણીયાં પથારીની આસપાસ બાંધવાં, તેની લીંડી તથા મૂત્રની વાસ લેવી, તેની લીંડીનો તાપ લેવો. ટુંકામાં બકરીના સહવાસમાંજ રહેવું, તેથી ક્ષયરોગ આગળ વધતો અટકે છે.

**અસાધ્ય લક્ષણ**—સાધારણ રીતે ક્ષયરોગ એ એક દુઃસાધ્ય દરદ છે. ક્ષયરોગીના શરીરમાંથી બળ તથા માંસનો ક્ષય થયા પછી તે બચતો નથી. ખાંસી, અતિસાર, પડખાંની વેદના, સ્વરભંગ, અરૂચિ તથા જ્વર, આ છ લક્ષણ સાથે હોય, અથવા ઉધરસ, શ્વાસ અને મોંમાંથી લોહી આવવું, એ ત્રણે લક્ષણો સાથે હોય, તોપણ રોગ અસાધ્ય સમજવો. આટલું છતાં પણ ઉપચારનાં સમગ્ર સાધનો સારાં મળી શકે છે તો બચાવ થઇ શકે છે, માટે નિરાશ નહિ થતાં ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય-પથ્ય**—નં. ૯૫ નું સામાન્ય પથ્ય પાળવું. દરદીની પાચન ક્રિયા બગડી ન હોય તો ઘઉંની રોટલી, પુરી, મગની તથા તુવેરની દાળ, પરવળ, કારેલાં, વંતાક તથા જુના કોળાનું ઘીમાં વઘારેલું અને સીંધાલુણ નાખેલું શાક દેવું. બકરીનું દુધ અથવા ગાયનું દુધ આપવું. કફનું જોર હોય તો ભાત ઓછો દેવો. અગ્નિબળ ઓછું થયું હોય તો દિવસે રોટલી અથવા ભાત દાળ અને દુધ અને રાત્રે ફક્ત સાબુચોખાની કાંજી, આરારૂટ અથવા જવની કાંજી સાથે થોડું દુધ આપવું. શરીર સર્વદા કપડાથી ઢાંકેલું રાખવું, પાણી ઉકાળી ઠંડું પાડીને પીવું. **અપથ્ય**—અગાસીએ સુવું કે બેસવું. તાપ લેવો, રાતનું જાગરણ, ગાવું, બહુ જોરથી બોલવું, ઘોડા વગેરેની સ્વારી કરવી, મૈથુન (સ્રીસેવન), મળમૂત્રનો અટકાવ કરી રાખવો, કસરત, પગે બહુ ચાલવું, શ્રમવાળું કામ, ધુમ્રપાન (બીડી હુક્કા પીવા), સ્નાન, દહીં. લાલ મરચાં, વધારે પ્રમાણમાં મીઠું ખાવું, મુળા, આલુ, અડદ, કાંદા (ડુંગળી), લસણ, વગેરે ખાનપાનો એ સર્વનો ત્યાગ કરવો, કેમકે તે સર્વ ચીજો ક્ષયરોગીને નુકશાનકારક છે.

---

## ઉરઃક્ષત ક્ષય-તંબોળીઓ બેન-છાતીનો જખમ.

**કારણ**—બહુ શ્રમ કરવો, બહુ ભાર ઉચકવો, બહુ પંથ કરવો, બહુ દોડવું, ઉંચી જગાએથી પડવું, બહુ સ્વરે બોલવું કે ગાવું, હદ ઉપરાંત સ્રીસેવન, તથા બહુ થોડું અને લુખું અન્ન ખાવું એ દરદનાં કારણો છે. ન્યુમોનિયામાં ફેફસામાંથી લોહી પડે છે તેમજ ક્ષયમાં પણ ફેફસાંમાંથી લોહી પડે છે, તેથી કેટલાક ડાકટરોના મત પ્રમાણે ઉરઃક્ષત એ કોઇ જુદો રોગ નથી, દેશી વૈદકમાં ક્ષય તથા ઉરઃક્ષતકાસ એવા ક્ષયના તથા કાસના બે ભેદ છે, પણ તે બે પ્રકારો જુદા નથી.

**લક્ષણ**—આ દરદમાં ક્ષયનાં બધા લક્ષણો હોય છે. અને પરિણામે તેમાંથી ક્ષય રોગ થાય છે. છાતીમાં વ્યથા થાય છે તથા ચીરાય છે, પડખાં સુકાય છે, ધ્રુજ થાય છે. વીર્ય, બળ, વર્ણ, કાંતિનો અનુક્રમે ક્ષય થાય છે; તાવ, વ્યથા, મનની દીનતા તથા ચિંતા; ઝાડો, અગ્નિમાંદ્ય, ખાંસી તથા તેમાં બગડેલ, કાળો, દુર્ગંધવાળો, ગુંથાયેલો અને લોહી મિશ્રિત કફ વારંવાર પડે છે.

**ઉપાય**—ખાંસી તથા ક્ષયના કેટલાક સૌમ્ય ઉપચારો આ દરદમાં લાગુ પડે છે. જખમમાં રૂઝ લાવે, લોહીને અટકાવે, અને શરીરમાં શક્તિ ઘટવા ન દે એવી પુષ્ટિકારક દવાઓ તથા ખોરાકની જરૂર છે.

૧. અરડુશીની બનાવટો આ દરદમાં પ્રસિદ્ધ છે. વાસાસ્વરસ, વાસાપુટપાટ, વાસાચૂર્ણ, વાસાવલેહ; વગેરે. (૨) લાખ લોહીને અટકાવે છે. દાણાદાણાવાળી લાખનું ચૂર્ણ મધ તથા ઘીમાં ચાટવું. (૩) શંખજીરાની ભુકી ઘી સાકરમાં ખાવી. (૪) ધાણા વાટીને તેના પાણીમાં ગુલકંદ ચોળી દઇ તેમાં દ્રાક્ષ, તથા મુગલાઇ બેદાણા રાત્રે ભીંજવી રાખીને તે પાણી સવારમાં ઘી તથા મધ નાખીને પીવું. (૫) બી કાઢી નાખેલ મનુકાદ્રાક્ષ, ઘી તથા મધ સમાન ભાગ એક બરણીમાં નાખી મોં બંધ કરીને તે બરણી ડાંગરના ઢગલામાં ૩૦ દિવસ પુરી રાખીને પછી તેમાંની દવા અકેક તોલો સવાર સાંજ ખાવી. (૬) બોરડીની અથવા પીપળાની લાખ જુના ભુરા કોળાના રસમાં વાટી તેમાંથી ૨ તોલા કલ્કમાં ચારગણું કોળાનું પાણી (સ્વરસ) મેળવીને તે પીવું. (૭) મોતીની ભસ્મ અથવા પ્રવાલ ભસ્મ અથવા બન્ને મધ તથા ઘીમાં ચાટવી, અથવા તે ભસ્મ અને ગળોસત્વ ગુલકંદમાં મેળવીને ચાટવાં. (૮) કુષ્માંડાવલેહ ભુરાં કોળાંનો મુરબ્બો; દ્રાક્ષાસવ; વગેરે દવાઓ ફાયદો કરે છે. (૯) સીતોપલાદિચૂર્ણ ઘી, મધ તથા માખણમાં ચાટવું. (૧૦) સુવર્ણમાલિનીવસંત પણ ઘી, મધ અને માખણમાં ચાટવી. (૧૧) અભ્રક તથા લોહભસ્મ મેળવીને ઘી મધમાં ચાટવી. (૧૨) ચ્યવનપ્રાશાવલેહ (જુવો નં. ૭૯૯). તેમજ (૧૩) જીવન–અમારા જીવનથી આવા ઘણા દરદીઓને આરામ થયાનો અમને અનુભવ મળ્યો છે. (૧૪) રકતસ્તંભક પૌષ્ટિક દવાઓ (નં. ૪૩૫) તથા વાસાસવ (નં. ૭૮૯), કનકાસવ (નં. ૭૮૧), અર્કઅહિફેનાદિ ગુટિકા (નં. ૭૩૬), યષ્ટિ મધુકાદિચૂર્ણ (નં. ૭૧૦), લવંગાદિચુર્ણ (નં. ૭૧૪) તથા નં. ૧૨૯૮થી ૧૩૦૨ ના અંગ્રેજી નુસ્ખાઓ રકતસ્ત્રાવને અટકાવે છે, માટે દરદની સ્થિતિ તથા દરદીની પ્રકૃતિનો વિચાર કરીને તેની યોજના કરવી. આ સિવાય રકતપિત્ત રોગના ઉપાયો આ દરદમાં લાગુ પડી શકે.

**પથ્યાપથ્ય–પથ્ય**—નં. ૯૫ તથા ૯૭ પ્રમાણે, કોઇ પણ જલદ, દાહક, કે ઉત્તેજક ખાનપાન આ દરદમાં નુકશાન કરે છે. ઘઊં, ચોખા, ઘી, માખણ, મધ, સાકર અને એકાદ સાદું શાક, એટલે મીઠું અગર સીંધાલુણ અને સાદો મશાલો નાખી ઘીમાં વઘારેલું શાક, ઉત્તમ પથ્ય છે.

# પ્રકરણ ૪ થું.

## રકતાશય સંબંધી દરદો.

## DISEASES OF THE CIRCULATORY SYSTEM.

### હૃદ્રોગ–રકતાશયનો રોગ.

### Heart Disease–હાર્ટ ડિઝિઝ.

**પ્રકાર**—દેશી વૈદક પ્રમાણે હૃદ્રોગના ૭ પ્રકાર છે, તે લક્ષણ સહીત નીચે પ્રમાણે:—

(૧) **ઉરોગ્રહ**—લોહી, માંસ, પ્લીહ તથા યકૃત વધે છે અને હૃદય વિસ્તાર પામે છે.

(૨) **વાત સંબંધી**—રકતાશય જાણે વ્યથાથી વિસ્તાર પામતું હોય, સોયોથી ભોંકાતું હોય, રવાયાથી મથાતું હોય, કરવતથી ચીરાતું હોય, શસ્ત્રથી કપાતું હોય, અને કૂહાડાથી કપાતું હોય એવી પીડા થાય છે.

(૩) **પિત્ત સંબંધી**—તૃષા, સંતાપ, કોઇ ચૂસી લેતું હોય એવી પીડા, ગભરામણ, કંઠમાંથી ધુમાડો નીકળવો, મૂર્છા, દુર્ગંધવાળો પરસેવો અને મોં સુકાવું.

(૪) **કફ સંબંધી**—રક્તાશયમાં ભાર, કફનો સ્રાવ, અરૂચિ, મોંમાં મીઠાશ અને જઠરાગ્નિ જાણે જળથી ભીંજાયો હોય એવું લાગે છે.

(૫) **ત્રિદોષ સંબંધી**—ત્રણે દોષનાં લક્ષણો સાથે મળેલાં હોય તે.

(૬) **કૃમિજન્ય**—હૃદયમાં કૃમિ ઉત્પન્ન થાય છે અને તેથી મોળ, તથા ઉલટી થવા જેવું છે; વારંવાર થુંકવું પડે છે, સોયો ભોંકાયા જેવી પીડા, શૂળ, આંખે અંધારાં, અરૂચિ, આંખો કાળાશ પડતી અને તેમાંથી ક્ષય રોગ પણ થાય છે.

**અંગ્રેજી મત પ્રમાણે**—હૃદ્રોગનાં બીજાં શારીરિક દરદો;-કારણ તથા લક્ષણો સાથે-

(૧) **રક્તાશયનો સોજો**—શરદીથી; મૂત્રાશયના દરદથી, કે જખમથી થાય છે. તાવ, છાતીનો થડકો, શ્વાસ જલદ, ચહેરો ચિંતાતુર, ગભરામણ એ તેનાં લક્ષણો છે.

(૨) **રક્તાશયનો વિસ્તાર**—રક્તાશય વધીને તેના પડદા જાડા થાય છે, અથવા રક્તાશયની થેલી વિસ્તાર પામે છે. લોહીના ફરવામાં અડચણ થવાથી, લોહી વધી જવાથી, ઘણી મહેનત કરવાથી, સખ્ત તાવથી, અને ફેફસાં, મૂત્રપિંડ વગેરે બીજાં દરદોમાં રક્તાશયને વધારે જોર પડે છે; ત્યારે તેનું કદ વધે છે. રક્તાશયમાં લોહી વધારે ધસાવાથી તે વધારે ધડકે છે, દમ ચડે છે. અનિદ્રા, નાડી અનિયમિત અને છાતીમાં દરદ.

(૩) **મૂર્છા**—કોઇ બીજા કારણથી હૃદયમાં લોહી જતું અટકે, કમી થાય અથવા ખરાબ લોહી જાય ત્યારે મૂર્છા આવે છે. ભય, ત્રાસ, તમાકુનું ઝેર, વછનાગનું ઝેર અને અતિ નબળાઇથી મૂર્છા આવે છે. આંખે અંધારાં, ચક્કર, મોળ, ઉલટી, ચેહેરો ફીકો પડવો, કંપારી, ટાઢ, શીતાંગ, નાડી ધીમી અને અનિયમિત, શ્વાસ જલદ, ગભરામણ તથા બેચેની એ તેનાં લક્ષણો છે, પૂર્ણ મૂર્છામાં દરદી સંપૂર્ણ બેભાન થાય છે અને તેની આંખની કીકીઓ પહોળી થાય છે. નાડી અતિ ધીમી, નસોની ખેંચ ઇત્યાદિ પણ થાય છે,

(૪) **થડકો**—તેને છાતીની ફડક (Palpitation) પણ કહે છે. રક્તાશયના ભાગ તરફ છાતીપર હાથ મુકવાથી છાતી વધારે જોરથી થડકે છે, લોહીની ફરવાની ગતિમાં અડચણ થવાથી લોહીને ધક્કો લાગવાથી છાતી ધડકે છે, પેટમાં વાયુ અથવા પાણીનો ભરાવો, અતિ ખોરાક, રક્તાશયપર કાંઇ દબાણ, મનની ઉશ્કેરણી, અતિ સ્ત્રીસેવન, મગજની નબળાઇ, તમાકુ કે દારૂનું વ્યસન તથા કેટલાક રોગ છાતીનો થડકો પેદા કરે છે. **લક્ષણ**—થડકો એ મુખ્ય લક્ષણ છે. તે ઉપડે છે ત્યારે ઘણી ધાસ્તી બતાવે છે. વારંવાર ઉપડે છે અને બેસે છે; છાતીમાં કાંઇ ઉછળે છે, ગળામાં ગોળો ચડતો હોય એવું દરદીને લાગે છે, ગભરાટ, મૂર્છા, શ્વાસ, કાનમાં અવાજ, માથામાં દરદ, ચક્કર, આંખે અંધારાં, અતિ પરસેવો, વગેરે.

(૫) **હૃદયશૂળ**—શ્રમ, શરદી, ઠંડી, અજીર્ણ, ભારે ખોરાક, અતિ ઠાંસેલો ખોરાક, એ તેનાં કારણો છે. **લક્ષણ**—છાતીની ડાબી બાજુમાં અકસ્માત શૂળ થાય છે, વાતજન્ય હૃદ્રોગનાં લક્ષણો થાય છે. છાતી બાંધી લીધી હોય અને શ્વાસ બંધ થયો હોય એવું બહારથી જણાય છે, પણ ખરૂં જોતાં અંદર શ્વાસ ચાલતો હોય છે. દરદીનો દેખાવ ભયંકર, ચહેરો ફીકકો, નાડી નબળી તથા પરસેવો, વાચા બંધ થાય છે તોપણ અંદરથી શુદ્ધિ હોય છે; લાંબો વખત શૂળ ચાલે તો વખતે આંચકી અને તાણ આવે છે.

**હૃદરોગનાં કારણ**—અતિ ઉષ્ણ, ભારે, ખાટા, તુરા અને કડવા પદાર્થોનું નિરંતર સેવન, પરિશ્રમ, છાતીમાં ચોટ લાગવી, ભોજન ઉપર ભોજન, મળમુત્ર વગેરેનો અટકાવ, નિરંતર ચિંતા, ઇત્યાદિ કારણથી ઉપર જણાવેલાં પાંચ પ્રકારના હૃદરોગ થાય છે.

**ઉપાય**—(૧) આ રોગનો ઉપાય કોઇ પણ અનુભવી વૈદ્ય કે વિદ્વાન ડાકટરની સલાહ વિના કે રોગનો નિર્ણય કર્યા વિના કરવો નહિ. આસોંદરાની અથવા અર્જુનવૃક્ષની છાલનું ચૂર્ણ, (બબે આનીભાર) દુધ સાથે અથવા ઘી સાથે અથવા જુના ગોળના પાણી સાથે પીવું. (૨) હરડે, વજ, રાસ્ના, પીપર, સુંઠ, કચોરો તથા પુષ્કરમુળ (કઠ) તેનું બારીક ચૂર્ણ બબે આનીથી ચાર ચાર આનીભાર પ્રમાણથી પાણી સાથે પીવું. (૩) આસોંદરાના મુળની છાલ તથા ઘઉંનું ચૂર્ણ કરીને તે ચૂર્ણને ગાયના તથા બકરીના દુધમાં પકાવીને ઘી તથા મધ નાંખીને સેવન કરવું. (૪) આસોંદરાની છાલના કલ્કથી તથા સ્વરસથી પકાવેલ ઘી ખાવું. (૫) પુષ્કરમુળ અથવા કઠનું ચુર્ણ મધમાં ચાટવું. (૬) વાવડીંગ તથા કઠનું ચુર્ણ બબે આનીભાર પ્રમાણથી ગોમુત્રમાં ખાવાથી કૃમિજન્ય હૃદરોગ મટે છે. (૭) ગાયનું દુધ ૯૬ તોલા મંદ અગ્નિથી ઉકાળી અરધું બળે એટલે તે ઠારીને તેમાં સાકર, ઘી તથા મધ બબે તોલા મેળવીને તથા પિપરનું ચુર્ણ ૩ માસા મેળવીને શકિત અનુસાર સેવન કરવું. (૮) કઠ તથા જેઠીમધનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવું, (૯) ગંધક અને પારાની કજલી તથા અભ્રક ભસ્મ તે ત્રણે સમભાગ લઇ તેને આસોંદરાની છાલના રસની કે ઉકાળાની અને ડુંગળીના રસની દરેક ૨૧ ભાવના દઇ રાખવી. તે ચુર્ણ ૧ માસા પ્રમાણથી મધમાં ચાટવું. (૧૦) મૃગશૃંગપુટપાક—(નં. ૫૩૮) ગાયના ઘીમાં ચાટવું. (૧૧) દશમૂળકવાથ-(નં. ૫૮૨) અથવા દશમૂળારિષ્ટ (નં. ૭૭૭); (૧૨) દ્રાક્ષાસવ-(નં. ૭૮૪) સીતોપલાદિ ચૂર્ણ-(નં. ૭૨૮) હૃદયના થડકામાં સારો ફાયદો આપે છે. (૧૩) છાતીમાં માર કે ચોટ લાગવાથી હૃદયની પીડા થઇ હોય તો છાતી ઉપર ટરપેન્ટાઇન ચોળીને પોશના ડોડા ઉકાળેલા ગરમ પાણીવતી શેક કરવો, કઠની ભુકી મધમાં ચાટવી; દશમૂળનો કવાથ જવખાર તથા સીંધાલુણ મેળવીને પીવો.

**ખાસ નોંધ**—આ દરદ ઓળખવામાં પુરી ચતુરાઇ તથા અનુભવની જરૂર છે. હૃદયમાં શું ફેરફાર થયો છે અથવા તેની અંદરના અવાજમાં શું ફેરફાર થયો છે તેમાં કેળવાયેલા કે બહુ ટેવાયલા કાનની જરૂર છે. છાતીની આ કર્ણ પરીક્ષા ઉપરાંત નાડી અટકી અટકીને ચાલવી, થડક, મૂર્છા, ભારેપણું અથવા છાતી ઉપર દબાણ, શ્વાસ ટુંકો, ચહેરો પ્રકાશીત, હાથપગનાં આંગળાં ઠંડાં, ડાબા હાથમાં દરદ અને પગ ઉપર સોજા, આ બધાં લક્ષણો હૃદરોગમાં હોય છે. પણ આમાંનાં કેટલાક લક્ષણો અજીર્ણમાં પણ થઇ આવે છે. છાતીનો થડકો પણ ઘણીવાર અજીર્ણને લીધે હોય છે, માટે અજીર્ણને લીધે છાતીના દરદમાંથી ખરા હૃદરોગને ઓળખી કાઢવાની જરૂર છે.

**પથ્યાપથ્ય**—નંબર ૯૫ વાળું પથ્ય. હૃદરોગીને સ્નિગ્ધ, હલકો અને પુષ્ટીકારક ખોરાક આપવો. **અપથ્ય**—બહુ ચાલવું, ભાર ઉચકવો, માનસિક ક્રોધ કે ઉદ્વેગ, ઉત્તેજક, ખાનપાન, અતિખોરાક, બહુ ઠંડાં પીણાં પીવાં, અજીર્ણ તથા ઝાડાની કબજીયત, એટલી વાતો નુકશાન કરે છે.

# પ્રકરણ ૫ મું.

## પકવાશય સંબંધી દરદો.

## DISEASES OF THE DIGESTIVE SYSTEM.

આ દરદોમાં હોજરીનાં તથા આંતરડામાં તમામ દરદો તથા તે અવયવોની વિકૃતિની સાથે સંબંધ રાખનારાં બીજાં પણ કેટલાંક દરદોનો સમાવેશ કરવામાં આવેલો છે. પાચન ક્રિયાના વિકારથી જે જે દરદો થાય છે તે તમામ દરદોને આ પ્રકરણમાં લેવામાં આવેલાં છે, દાખલા તરીકે હરસ એટલે મસાનું દરદ દેખીતું ગુદાની સાથે સંબંધ રાખે છે, પરંતુ તે ઘણીવાર પાચન ક્રિયાની વિકૃતિમાંથી જન્મ પામે છે, એવીજ રીતે અમ્લપિત્ત તથા મોંઢાનાં દરદોને માટે સમજી લેવાનું છે.

## મોંનાં દરદો.

(Diseases of the Mouth.)

મોંનાં ઘણાંક દરદોનાં બીજાં પણ અનેક કારણો હોય છે, તોપણ ઘણીવાર અજીર્ણ અને બગડેલ હોજરીથી પણ તે દરદો થાય છે. એ દરદોનું સંક્ષિપ્ત વર્ણન તથા ઉપાયો નીચે પ્રમાણે છે:—

**જીભનો વરમ**—(Glossitis) જીભ સુજીને લાલ થઇ આવે છે તથા બળતરા થાય છે, થુંક વહે છે અને બોલવા તથા ખાવા પીવામાં અડચણ આવે છે, સોજો બહુ થાય છે તો દરદીની જીભ બહાર નીકળી આવે છે અને દરદી મરણ પામે છે. પારાની દવાઓ વડે મોં આણવાથી ઘણીવાર આવી ખરાબીઓ થાય છે, અજીર્ણ સિવાય શરદી, રતુના ફેરફાર જખમ અને પારાવાળી દવાઓ ખાવામાં આવ્યાથી પણ જીભનો દાહ થઇ આવે છે. ઉપાય-(૧) જુલાબની દવા આપી હોજરીને સાફ કરવી. (૨) કાથો, એલચી, ચણકબાબ, હીરાદખણ વગેરે ઠંડી દવાઓ મોંમાં રાખવી અથવા જીભ ઉપર ઘસવી. (૩) ત્રિફળાની રાખ કરીને મધમાં મેળવીને જીભ ઉપર ઘસવી. અથવા મધનો કોગળો કેટલીવાર સુધી મોંમાં રાખી કાઢી નાંખવો. બરફ મોંમાં રાખવો. પંચવલ્ક (નં. ૪૨૨) અથવા તેમાંથી મળે એટલી છાલને ઉકાળી પાણી ઠંડુ પાડી તેના નિત્ય કોગળા કરવા. જીભ ઉપર ઉપરછલા છેદ પડાવી લોહી કઢાવી નાંખવું.

**મોંનું ચાંદું**—(Ulcer of the Mouth) પેટની અંદરના અજીર્ણ તથા બીગાડને લીધે અથવા મરચાં, પાન સોપારી, વગેરે ગરમ વસ્તુઓ ખાવાથી મોંમાં ચાંદાં પડે છે. તેમજ દાહક પ્રવાહી પીવાથી અને ગરમીના દરદથી પણ આ દરદ થાય છે, સાધારણ ચાંદાં દવા વગર પણ સારાં થઇ જાય છે. ઉપાય-(૧) અજીર્ણ અથવા ઝાડાની કબજીયત હોય તો તેના ઉપાયો કરવા. ગરમ ખાનપાનનો ત્યાગ કરવો. (૨) ચાંદા ઉપર કાથાની ભુકી ચોપડવી. જુઇનાં પાન અથવા મેંદીનાં પાનની લુગદી કરી મોંમાં રાખવી. (૩) જુઇનાં પાન, દારૂહળદર તથા ત્રિફળાના પાણીના કોગળા કરવા. (૪) બાવળની પાલી ચાવવી તથા બાવળની છાલના ઉકાળાના કે પંચવલ્કના ઉકાળાના કોગળા કરવા. (૫) ચાંદાં મોટાં હોય ને રૂઝાંતાં ન હોય તો મોરથુથુ લગાવવું. (૬) ટંકણખાર તથા મધ ચોપડવાં. (૭) બોરાસીક

એસીડ અગર ટંકણખાર અને ગ્લિસેરાઇનને એકત્ર કરી મોંમાં લેપ કરવો. શરીરમાં ગરમી એટલે ઉપદંશના વિકારને લીધે મોંમાં ચાંદાં પડતાં હોય તો લોહી સુધારવાની દવાઓ ખાઇને શરીરમાંથી ગરમીનો નિકાલ કર્યા વિના મોંનાં ચાંદાં મટવાનાં નહિ.

**ગળાનો સોજો** } –Sorethroat **કારણ**–અજીર્ણ, કબજીયત, અને શરદીથી ગળામાં **ચોરીઆ——** } –Tonsillitis સોજો આવી ચોરીઆ થાય છે. ગળાની બારી લાલ થાય છે અને ચોરીઆ સુજી આવી તાવ ભરાય છે. જડબાના પાછલા ખુણા નીચે ગાંઠો ઘાલે છે. જીભ ઉપર છારી વળે છે, ગળામાં થુંક ચીકણું થાય છે ને નીકળતું નથી, તેથી ગળામાં કાંઇ ભરાઇ રહ્યું હોય એમ લાગે છે; ખોરાક તથા પાણી ગળે ઉતરતાં દરદ થાય છે. ચોરીઆ કોઇવાર પાકીને ફુટે છે. **ઉપાય**–(૧) ગરમ પાણીનો શેક કરવો. (૨) અળશીની પોટીસ મારવી; (૩) ફટકડીના વારંવાર કોગળા કરવા. એક સારો જુલાબ લઇ લેવો. (૪) બહાર ગાંઠો ઉપર દશાંગ લેપ અથવા બેલાડોના ચોપડવું. (૫) ફટકડી અથવા સલ્ફેટ ઑફ ઝિંકના કોગળા કરવા. (૬) બરફના પાણીના કોગળા કરવાથી પણ ફાયદો થાય છે અથવા નં. ૧૬૯૯ વાળું અંગ્રેજી મિક્શ્ચર આપવું.

**ગાલપચોળાં**–(Mumps) થુંક પેદા કરનારી પિંડ ( Parotid Gland ) સુજી આવે છે તેથી ખાવામાં અડચણ પડે છે. ગાલપચોળાંમાં આરંભમા થોડો તાવ આવે છે. આ રોગ ચેપી ગણાય છે અને ઘણે ભાગે બાળકોનેજ થાય છે. કાનની હેઠેનો અને ગાલનો ભાગ લાલ સુજી આવે છે, અને કઠણ થાય છે, આ દરદનું જોર ત્રણચાર દહાડા રહે છે અને એક અઠવાડીઆમાં મટી જાય છે. **ઉપાય**—(૧) હલકો જુલાબ લઇ લેવો. (૨) ખસખસના ડોડા ઉકાળેલા ગરમ પાણીનો શેક કરવો. (૩) દુધમાં મીઠું ખદખદાવી બાંધવું. તાવને માટે પસીનો આવે એવી દવા આપવી. સખ્ત હુમલામાં જળો મુકાવવી. બીજાં છોકરાંને દરદીથી અલગ રાખવાં.

**મોંનો સળો** (Cancrum Oris)—આ દરદ ઘણું ભયંકર છે. ઓરી વગેરે મરજ થઇ ગયા પછી કોઇ નબળાં બાળકોને આ દરદ થાય છે. દાંતના પારાની ધાર ઉપર ઘારાં પડે છે તેમજ હોઠ અને ગાલના અંદરના પડ ઉપર ચાંદાં પડે છે, ગાલની અંદરનો ભાગ સડી જાય છે, મરેલું માંસ દેખાય છે, મોઢું બહુ જ વાસ મારે છે અને અંદરથી લાળ તથા પરૂ વહે છે, તાવ ભરાય છે. ચાંદું ઉંડું જાય છે તો ગાલની આસપાસ છિદ્ર પડે છે. અને સડેલો ભાગ છુટો પડે છે. કોઇવાર હોઠ સડી જઇ જડબાનું હાડકું અને દાંત નાશ પામે છે. આ દરદમાંથી ઘણીવાર મૃત્યુ નીપજે છે. આ દરદ બેસીલસ—જંતુથી થાય છે. **ઉપાય**–(૧) પૌષ્ટિક અને ગરમ ખોરાક આપી બાળકમાં શક્તિ લાવવાની જરૂર છે. ચાંદાના ઉપાયો કરવા. ખોરાક પ્રવાહી આપવો. (૨) મોંની વાસ દૂર કરવા સારૂ પરમાંગનેટ ઑફ પોટાશ અથવા ક્લોરીનેટેડ સોડા વગેરેના કોગળા કરવા. (૩) તલની ચટણી કરીને તેનું પાણી કરવું; તે પાણી, દુધ, ઘી, એ દરેક અથવા ત્રણે સાથે મેળવી કોગળા કરવા. (૪) તલ, કાળાં-કમળ, ઘી, સાકર, દુધ તે સર્વને વાટી એકત્ર કરી તેમાં મધ નાખી કોગળા કરવા. (૫) એકલા મધના અથવા ત્રિફળાની રાખમાં મધ મેળવી તેના કોગળા કરવા, (૬) દારૂહળદર, ગળો, ત્રિફળા, દ્રાક્ષ, જાઇનાં પાન, ધમાસો તેનો ઊકાળો કરી ઠંડો પાડીને તેમાં છઠા ભાગનું મધ મેળવી કોગળા કરવા. (૭) ત્રિફળાના કાઢામાં મધ મેળવીને કોગળા કરવા, અથવા પાણીમાં મધ નાંખીને તે પાણીથી કોગળા

કરવા (૮) સળી ઉપર રૂ વીંટાળીને તે છેડો કારબોલિક એસીડમાં બોળી સડેલાં ચાંદાં ઉપર ફેરવવો. સારી ચામડી ઉપર કારબોલિક લાગે નહી તેની બહુજ સંભાળ રાખવી, અને બાકીની સારી સપાટી ઉપર વેસેલીન ચોપડવું; અથવા (૯) કાર્બોલિક એસીડને બદલે જલદ નાઇટ્રીક એસીડનો ઉપયોગ કરવો. મોંની અંદર ફુટ થઇને રસી નીકળે તો વારંવાર નરમ લીન્ટ દાબીને મોં કોરૂં કરવું. છોડીઓને આવોજ રોગ પેશાબદ્વારમાં થાય છે તેનો પણ એજ રીતે ઉપચાર કરવો અને ખોરાક ઉંચો સારો આપવો.

## હોજરીનાં દરદો.

( Gastric Diseases. )

**હોજરીનો વરમ-દાહ** ( Gastritis ) **કારણ**—દારૂ, તાડી, મરચાં, ગરમ મશાલો, વગેરે ગરમી અને દાહ કરનારી ચીજો હદ ઉપરાંત ખાવાથી, વાસી અથવા બગડેલો ખોરાક અને સડેલી માછલી ખાવાથી, ન પીવું જોઇએ તેવા સમયપર ઠંડુ પાણી કે બરફ પીવાથી અને શરદ હવાથી આ રોગ થાય છે. સોમલ ખાધાથી, વગર કલાઇના વાસણમાં રાંધેલું અનાજ ખાવાથી અને મોરથુથુ અથવા જલદ તેજાબવાળી વસ્તુ ખાધામાં આવ્યાથી આ રોગ થાય છે. **લક્ષણ**—પીપડી આગળ દાહ તથા દરદ થાય છે, ઉછાળો, ઉલટી, તાવ, આખી જીભ અથવા જીભની કોર લાલ થાય, નાડી ન્હાની, ઉતાવળી તથા પેટ કબજ અને ચહેરો ચિંતાતુર. ઉપાય-(૧) સાજીખાર, ખાટાં લીંબુનો રસ અને પાણી એકત્ર કરી દીવસમાં બે ત્રણ વાર પાવાથી ઉલટી બંધ પડશે અને તાવ પણ નરમ પડશે. (૨) સોડા, ટાર્ટરિક એસીડ અને પાણી એ ત્રણ સાથે મેળવીને પીવાથી પણ એવોજ ગુણ કરે છે, અથવા બરફના કટકા મોમાં રાખી ચૂસવા. (૩) બનફશાનું અથવા નીલોફરનું શરબત તોલો ૧ તેમાં પ્યાલો પાણી ઉમેરી પીવું. (૪) કાસનીનું નીતરૂં પાણી પીવું. (૫) ઇસબગોળ અથવા મુગલાઇ બેદાણાનો લુવાબ દર બબે કલાકે ચમચો ચમચો પાવો. (૬) તરસ ઘણી લાગે તો દાડમનો રસ ચમચો ભરી પીવો; આંબળાંનું શરબત પણ ફાયદો કરે છે. (૭) ઝાડો કબજ હોય તો એરંડીયાની પીચકારી ઝાડા વાટે મારવી, અથવા હરડેનો કે સીડલીઝ પાઉડરનો જુલાબ આપવો. **ખોરાક**-કાંજી અથવા ફકત દુધ સીવાય કાંઇ આપવું નહિ. ઉલટીમાં ઘણા થોડા વજનમાં ખોરાક આપ્યાથી વખતે ટકે છે, માટે ઉલટીનું બહુ જોર હોય તો દરદીને સુવાડી કાંજી કે દુધ ચમચે ચમચે પાવું.

**હોજરીનો જીર્ણવરમ**—હોજરીનો તીક્ષ્ણ વરમ નરમ પડયા પછી ઘણીવાર થોડું દરદ રહી જાય છે અને ઘણીવાર તીક્ષ્ણ દરદ થયા વિના પણ આ દરદ ધીમું ધીમું પેદા થાય છે. આ દરદમાં ખાધા પછી બેચેની, વખતે ઉલટી, ક્ષુધા મંદ, માથામાં દરદ, હાથપગમાં કળતર, અને પછી છાતી નીચે પીપડી ઉપર દુખાવો લાગે છે. એ દરદ હાથે દાબી જોયાથી કે જમ્યા પછી વધે છે. ખોટા ઓડકાર, પેટનો ફુલાવો, છાતીમાં દાહ વગેરે જીર્ણ અજીર્ણનાં ચિન્હો માલમ પડે છે. ઉપાય-(૧) પીપડી ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું, અને ફોલ્લો ઉઠે તેવું નં. ૧૪૨૦ માં લખ્યા પ્રમાણે ડ્રેસીંગ કરવું, અથવા રાઇનું પ્લાસ્ટર મારવું. (૨) પેટ કબજ હોય તો હરડે, સાકર તથા સુંઠની ફાકી મારવી. અથવા સીડલીઝ પાઉડર કે કમ્પાઉન્ડ રૂબાર્બનો જુલાબ આપવો; એરંડીયાની પીચકારી મારવી. નં. ૬૬૩ તથા ૬૭૪ વાળાં ચૂર્ણ તથા પંચતક (નં. ૪૨૨) ને ઉકાળી ઉકાળો ઠંડો કરી અંદર મધ કે સાકર

નાખીને પીવો. નં. ૯૬૨ નું જવારીસ ઉદતુર્શ. ખોરાક—આ દરદમાં ખોરાક સાદો લેવો. ગરમ મશાલાદાર ખોરાક કે ઉત્તેજક તથા માદક ખાનપાનનો કેવળ ત્યાગ કરવો, એટલુંજ નહિ, પણ દાળ, ભાત, શાક તરકારી તથા માંસના ખોરાકની પણ પરેજી રાખવી. ફક્ત દુધ અને દુધ મેળવેલ સાબુચોખાની કે ચોખાની કાંજી આપવી. ઉલટી થઇ જાય તો લાઇમ વૉટર મેળવીને દુધ આપવું.

**હોજરીનું ક્ષત**—( Ulcer of the Stomach ) જેમ બહાર ચામડી ઉપર ચાંદાં પડે છે તેમ હોજરીમાં પણ સોજો થયા પછી ચાંદુ પડે છે. આ ચાંદુ વટાણાથી અડધા રૂપીઆના કદ જેવડું હોય છે. જે કારણથી હોજરીનો વરમ થાય છે તેજ કારણથી ચાંદુ પડે છે. **લક્ષણ**—હોજરીના વરમમાં કેટલાંક ચિન્હો સાથે આ દરદનું વિશેષ લક્ષણ એ છે કે, પીચડીવાળા દુખતા ભાગની સામેના બરડાના ભાગમાં દરદ થાય, ખાધા પછી તરત ઉલટી થઇ ખાધેલું તરત નીકળી જાય, વખતે ઉલટીમાં લોહી પડે, અને દરદી દિવસે દિવસે ગળતો જાય. આ સઘળી નીશાનીઓ જણાય ત્યારે સમજવું કે હોજરીની અંદરના પડ ઉપર ચાંદુ પડેલું છે. **ઉપાય**—(૧) દરદીના શરીરને તેમજ હોજરીને પણ આરામ આપવો એટલે તેણે પથારીમાં પડયું રહેવું અને કઠણ કે જડ ખોરાક ખાવો નહિ. પાણીની તરસ લાગ્યા કરે તો બહુ પાણી નહિ આપતાં બરફની કટકીઓ અથવા લીંબો મેરો આપ્યા કરવો. હલકો અને પ્રવાહી પદાર્થ પણ થોડે થોડે આપવો. ઉલટીમાં ખોરાક ટકે નહિ તો બે ભાગ દુધમાં એક ભાગ ચુનાનું નીતારેલું પાણી ઉમેરી પાવું. (૨) પીચડી ઉપર અળશીની પોટીસ બાંધ્યા કરવી અથવા રાઇ મારવી. (૩) દરદ બહુ થતું હોય તો હોજરીપર ટરપેન્ટાઇન લગાડીને ફલેનલનો શેક કરવો. દરદ મટયા પછી પણ કેટલીક મુદત સુધી દારૂ, ગરમ મશાલો વગેરે કોઇપણ ગરમ ચીજ લેવી નહિ. હોજરીના જીર્ણ વરમના સઘળા ઇલાજો કરવા. (૪) ફક્ત જીવન અને દુધનું સેવન કરવામાં આવે તો હોજરીની સર્વ વિકૃતિ અને ફરિયાદ થોડાજ વખતમાં દુર થઇ શકે છે. (૫) લોહીની ઉલટી થતી હોય તો દરદીને સુવાડી રાખવો, પેટ ઉપર બરફ મુકવો, બરફના કટકા ચૂસાડવા અને દર કલાકે ગ્યાલીક ઍસીડ ૧૫ ગ્રેન પાણીમાં નાખીને આપવો અથવા ટિંકચર ઑફ સ્ટીલ દેવું. (૭) પંચવલ્કનો ઉકાળો સાકર કે મધ નાખી પીવો. હોજરીનાં આ બધાં દરદોમાં હોજરીને સંપૂર્ણ આરામ આપવો, એટલે કાંઇ પણ ખોરાકનો ભાર ભરવા દેવો નહિ. એ ઉપચારનું મુખ્ય લક્ષ રાખવું.

## પાચનક્રિયાને લગતા બીજાં મુખ્ય દરદો.

### મંદાગ્નિ.

( Loss of Appetite. )

**વિવેચન**—દેશી વૈદક ગ્રંથોમાં જઠરાગ્નિના વર્ગો પાડયા છે. કફની અધિકતાથી ૧. મંદ અગ્નિ, પિત્તની અધિકતાથી ૨. તીક્ષ્ણ અગ્નિ, વાયુની અધિકતાથી ૩. વિષમ ( એક સરખો નહિ ) અગ્નિ, અને ત્રણે દોષોની સમાનતાથી. ૪. સમઅગ્નિ–આમાં મંદ અગ્નિ કફ સંબંધી વિકારો પેદા કરે છે, તીક્ષ્ણ અગ્નિ પિત્ત સંબંધી વિકારોને ઉત્પન્ન કરે છે, વિષમ અગ્નિ વાયુના વિકારોને ઉત્પન્ન કરે છે પણ સમઅગ્નિ હોય તો ખાવાનું વહેલું મોડું થાય તો પણ તે એકદમ વિકારોને ઉત્પન્ન કરતો નથી.

**ઉપાયો**—ખરૂં જોતાં જુદા જુદા પ્રકારના અજીર્ણના ઉપાયો એજ મંદ અગ્નિના ઉપાયો છે. (૧) હિત અન્નપાનથી સમઆગ્નિનું રક્ષણ કરવું; (૨) કડવા, તીખા અને તુરા પદાર્થો વડે મંદ અગ્નિને વધારવો; (૩) દહીં, દુધ તથા દુધપાકથી તીક્ષ્ણ અગ્નિને દબાવવો, અને (૪) સ્નિગ્ધ, ખાટા તથા ખારા પદાર્થોવડે વિષમ અગ્નિનો ઉપચાર કરવો. (૫) આ સિવાય નીચે લખેલ નંબરોનો ઉપયોગ કરવાથી પણ મંદાગ્નિ દુર થાય છે. નં. ૪૭૨, ૪૭૬, ૫૦૭, ૫૯૬, ૬૫૬, ૬૯૫, ૭૧૬, ૭૧૭, ૭૨૬, ૭૩૦, ૭૬૧, ૭૭૪, ૭૭૭, ૮૯૧, ૮૫૭, ૮૫૫, ૯૬૧.

**ભસ્મક રોગ**—મંદાગ્નિ રોગમાં અગ્નિના જે પ્રકારો આપ્યા છે તેમાંના અતિ તીક્ષ્ણ અગ્નિ એ પ્રકારને ભસ્મક રોગ કહે છે. આ રોગમાં તૃષા, દાહ, મુર્છા, દુર્બળપણું અને સ્નિગ્ધ એટલે ચીકણા પૌષ્ટિક પદાર્થોથી ક્ષુધાની શાંતિ પણ પાછો ભુખનો કોપ, ઇત્યાદિ લક્ષણો થાય છે. **ઉપાય**—(૧) વારંવાર ખીર-દુધપાક ખાવાં, (૨) ભેંશના દુધમાં કેળાં ખાવાં, અથવા ઘી અને કેળાં ખાવાં, (૩) ભોંકોળાં (વિદારીકંદ) નો રસ દુધ તથા ઘી નાખીને વારંવાર પીવો; (૪) દુધમાં એરંડીયું પીવું અથવા ઘીમાં એરંડીયું મેળવીને પીવું. (૫) ભેંસનું દુધ, દહીં તથા ઘી ખાવાં, (૬) ચોખા, ધોળાં કમળ અથવા કમળકાકડી બકરીના કે ભેંશના દુધમાં પકાવીને ખાવાં. (૭) ઉંબરાના મુળીયામાંથી તાડી કાઢે છે તે પ્રમાણે પાણી કાઢીને તે પીધા કરવું અને બીજું પાણી પીવું નહિ, તેથી સાત દિવસમાંજ ભસ્મક રોગ મટે છે.

---

## અજીર્ણ—બદહજમી.

( Indigestion-ઇન્ડાઇજેશન. )

**વિવેચન**—અજીર્ણનો વ્યાધિ જેમ ઘણો સાધારણ છે, તેમ તે વ્યાધિમાંથી શરીરમાં બીજાં ઘણાંક દરદોનું મુળ રોપાય છે, માટે શરીરમાં જરા પણ અજીર્ણનો વિકાર થયો કે તેનો તરત ઉપાય કરી તે દુર કરવાની આવશ્યકતા ઉભી થાય છે. શરીરનું બંધારણ ખોરાક ઉપર છે, પણ તે ખોરાક યથાયોગ્ય પાચન નથી થતો તો તેજ ખોરાક શરીરનો પાયો મજબુત કરવાને બદલે ઉલટો ઢીલો કરે છે.

**કારણ**—અજીર્ણ થવાનાં કારણથી ભાગ્યેજ કોઇ માણસ અજાણ્યું હશે. સૌ કોઇ જાણે છે કે પાચન શકિત ઉપરાંત અને અયોગ્ય ખોરાક ખાવાથી અજીર્ણ થાય છે. એકી વખતે ઘણું ખાઇ લેવું, કાચું ખાવું, અનિયમિત ખાવું, પચ્યા પહેલું ખાવું, બરાબર ચાવ્યા વિના ખાવું અને ખાનપાનના પદાર્થોનો મિથ્યા યોગ કરવો, એ સર્વ અજીર્ણના રોગને જન્મ આપે છે. આ સિવાય કેટલાંક વ્યસનો, જેવાં કે—દારૂ, ભાંગ, ગાંજો, તંબાકુ, આળસ, વીર્યનો અતિ વ્યય અને ક્ષય, જેમ તનને તેમ મનને ઘણો શ્રમ, ચિંતા, વગેરે ઘણાં કારણોથી અજીર્ણનું બી રોપાય છે.

**લક્ષણ**—આગળ કહ્યા પ્રમાણે અજીર્ણ એ એક હલકામાં હલકું અને મોટામાં મોટું દરદ છે. જેમ અજીર્ણનાં કારણોથી આપણે ઘણા ખરા વાકેફ છીએ તેમ તેની નિશાનીઓથી પણ આપણે અજાણ્યા નથી. અજીર્ણ પેટમાં મુખ્ય બે ક્રિયા કરે છે. કતો ઝાડાને પેદા કરે છે કે કાતો ઝાડો બંધ કરે છે. અજીર્ણથી ઝાડા થઇને પેટ છુટી જાય છે અને

નહિ પચેલો ભાગ ઝાડા વાટે બહાર નીકળી જાય છે. જો તેમ નથી થતું તો વિશેષ ખરાબી કરે છે. ઝાડો કબજ થાય છે, પેટ ચડે છે, ખાટા ઓડકાર આવે છે, મોળ, ઉછાળો, ઉલટી, જીભ ઉપર સફેદ છારી, ગળામાં, છાતીમાં અને હોજરીમાં દાહ, માથામાં દરદ, વખતે પેટમાં ચૂંક, ઊંઘમાં સ્વપ્નાં, વગેરે અજીર્ણના રોગનાં અનેક ચિન્હો માલુમ પડે છે.

પ્રકાર—દેશી વૈદકશાસ્ત્રમાં અજીર્ણના એટલે જઠરાગ્નિના વિકારોના ઘણાક બારીક વિભાગો કરી બતાવેલા છે. એ સર્વનું વિસ્તારથી વર્ણન કરવાની આ ગ્રંથમાં પૂરતી જગા નથી, તોપણ આપણે તેની કેટલીક વાતો ટુંકામાં જાણવા જેવી છે. જઠરાગ્નિના વધતા ઓછા અને સમ વિષમ પ્રભાવ પ્રમાણે તેના ચાર પ્રકાર કહેલા છે. (૧) મંદાગ્નિ, (૨) તીક્ષણ અગ્નિ, (૩) વિષમ અગ્નિ, (૪) સમ અગ્નિ અને (૫) અતિ તીક્ષણ અગ્નિ જેને ભસ્મક રોગ એવું નામ આપવામાં આવેલું છે. મંદઅગ્નિવાળાં માણસો થોડું પચાવી શકે છે, અને જરા વિશેષ ખાય છે તો અપચો થાય છે. તીક્ષણ અગ્નિવાળા માણસો જરા વિશેષ ખાય છે તો પણ પાચન થઇ જાય છે. વિષમ અગ્નિવાળાં માણસોને કોઇ વખતે વધારે પચે છે ને કોઇ વખતે ઓછું પચે છે અને અગ્નિનું બળ નિયમિત નહિ હોવાથી ઘણા રોગને ઉપજાવે છે. સમ અગ્નિવાળાં માણસોને બરાબર પચે છે અને તેનું શરીર હમેશાં નિરોગી રહે છે; અતિ તીક્ષણ અગ્નિવાળાને જે ખાય છે તે ભસ્મ થઇ જાય છે. છતાં દુર્બળ રહે છે; જો તેની ભૂખને રોકવામાં આવે તો અગ્નિ શરીરના ધાતુઓને બાળવા માંડે છે:—

અજીર્ણ રોગના પ્રકાર—દેશી વૈદકમાં તેના પાંચ પ્રકારો કહેલા છે:—

(૧) આમાજીર્ણ—કફથી થાય છે. તેથી અંગમાં ભારેપણું, ઓકારી, આંખનાં પોપચાં ઉપર થેથર અને નહિ પચ્યાના ઓડકાર આવે છે.

(૨) વિદગ્ધાજીર્ણ—પિત્તથી થાય છે, તેથી ભ્રમ થાય છે, તૃષા, મુર્છા, સંતાપ, દાહ, ખાટા ઓડકાર, પરસેવો વગેરે થાય છે.

(૩) વિષ્ટબ્ધાજીર્ણ—વાયુથી થાય છે. શૂળ, આફરો, ચૂંક, મળ તથા અધોવાયુનું રોકાણ, અંગોનું જકડાવું અને પીડા થાય છે.

(૫) રસશેષાજીર્ણ—ખાધા પછી પેટમાં પાકી ગયેલ અનાજનો સારરૂપ જે દ્રવ (પાતળો) ભાગ થાય છે તે દ્રવ ભાગ પણ પાકતાં પાકતાં કાચો રહી જાય છે તેનું નામ રસશેષાજીર્ણ, છાતી સાફ નહિ હોવાને લીધે તથા શરીરમાં રસની વૃદ્ધિને લીધે અન્નપર અરૂચિ થાય છે.

અજીર્ણના બીજા ઉપદ્રવો—અજીર્ણમાંથી વિષુચિકા (કોલેરા) અલસક તથા વિલંબિકા નામના રોગ થાય છે. ૧. કૉલેરા વિષે આગળ વિવેચન આવી ગયું છે. ૨. અલસક—આહાર નીચે જાય નહિ, ઊંચે જાય નહિ, પાકે નહિ, પણ પેટમાં સ્થિર થઇ પડી રહે અને આફરો તથા તીવ્ર વેદનાવાળા અજીર્ણના આ ભેદને અલસક કહે છે. ૩. વિલંબિકા—દુષ્ટ થયેલું પેટનું અન્ન કફ તથા વાયુને લીધે ઉપરના કે નીચેના દ્વારથી નીકળે નહિ, તેને વિલંબિકા કહે છે.

અજીર્ણના સામાન્ય ઉપાયો—(૧) આમાજીર્ણ હોય તો ઊનું પાણી પીવું. વિદગ્ધાજીર્ણ હોય તો ઠંડુ પાણી પીવું તથા રેચ લેવો, વિષ્ટબ્ધાજીર્ણમાં પેટપર શેક કરવો અને રસશેષાજીર્ણમાં સુઇ જવું. (૨) લંઘન અજીર્ણનો સારો અને સસ્તો ઉપાય છે. (૩)

સીંધાલુણ, સુંઠ તથા મરીની ફાકી છાસમાં કે પાણીમાં લેવી. (૪) ચીત્રકમૂળનું ચૂર્ણ ગોળમાં ખાવું. (૫) હીમજ, સુંઠ તથા સીંધાલુણની ફાકી પાણીમાં કે ગોળમાં લેવી, (૬) સુંઠ, લીંડીપીપર તથા હરડેનું ચુર્ણ ગોળ સાથે લેવાથી આમાજીર્ણ મટે અને હરસ તથા કબજીયાત પણ મટે. (૭) ચિત્રો, બોડીઅજમોદ, સિંધવ, સુંઠ, મરીનું ચૂર્ણ, ખાટી છાસમાં પીવું. હરસ તથા પાંડુમાં પણ ફાયદો કરે. (૮) ધાણા તથા સુંઠનો ઉકાળો પીવાથી આમાજીર્ણ, તથા શળ મટે છે. (૯) અજમા તથા સંચળની ફાકી અજીર્ણ તથા આફરાને મટાડે છે. (૧૦) કાળીજીરી ૨ થી ૪ વાલ મીઠા સાથે ચાવી જવી અથવા કીડામારી પાવલીભાર ફાકવી. (૧૧) ઘીમાં તળેલ ઝેરકચોલાની ફાકી ૧ રતીથી ૧ વાલ. (૧૨) પીપરીમૂળના ગંઠોડા ૨ થી ૪ વાલ ખાવા. (૧૩) લસણ, જીરૂં, સંચળ, સીંધવ, હિંગ, લીંબુ, ઝેરકોચલાં, કાંકચીઆ વગેરે દવાઓ અગ્નિ પ્રદીપ્ત કરનારી છે, માટે તેમાંની જે મળી આવે તેનો ઉપયોગ કરવો. (૧૪) નંબર ૪૭૨, ૫૦૭, ૬૫૬, ૬૯૫, ૭૧૫, ૭૧૬, ૭૩૦, ૭૪૪, ૭૬૧, વગેરે ઉપાયો અસરકારક છે. તથા (૧૫) નંબર ૧૨૩૮, ૧૨૬૪, અને નં. ૧૫૨૭ થી ૧૫૩૨ સુધીના અંગ્રેજી મિક્ષ્ચરો અજમાવવાં.

પથ્યાપથ્ય—અજીર્ણના દરદીએ ખોરાકની બાબતમાં બહુ સંભાળ રાખવી. એકવાર થયેલું અજીર્ણ લાંઘણ કરી નાખવાથી અથવા ઉપર લખેલા સાધારણ ઉપચારોથી તરત મટી શકે છે, પણ જો ગફલત થાય છે અને અજીર્ણની અસર ઘણો વખત જારી રહે છે, તો અજીર્ણ જીર્ણ રૂપે શરીરમાં ઘર કરે છે. અને જીર્ણ થયા પછી તે મટવું બહુ મુશ્કેલ થઇ પડે છે. ઘણાંએક માણસોને જાયુ અજીર્ણ રહે છે, પણ તે વાત તેમના સમજવામાં હોતી નથી અને ખરૂં કારણ નહિ જાણવાને લીધે પોતાના શરીરની નાના પ્રકારની ફરીયાદોને માટે ફોકટ ફાંફાં માર્યા કરે છે પણ ખરો ઉપાય થઇ શકતો નથી. મંદાગ્નિવાળા અને અજીર્ણની શંકાવાળા માણસે બહુજ હલકો અને સાદો ખોરાક લેવો જોઇએ. અજીર્ણ જણાય કે તરત ખોરાકમાં ફેરફાર કરી નાખવો ને છેક હલકો તથા થોડો ખોરાક ખાવો શરૂ કરવો.

પથ્ય—અજીર્ણવાળાને તેલ, મરચાં, ખટાઇની પરેજી રાખવાની ખાસ જરૂર નથી, જુના ચોખા, મગનું ઓસામણ (યુષ). કુણામૂળા, લસણ, જુનું કહોળું, કાચાં કેળાં, સરગવાની શીંગો, પરવળ, વંત્યાક, ગલકાં, કારેલાં, જાંબુ, આંબળાં, સુંઠ, મેથી, ધાણા, જીરૂં, દહી, છાસ, ગરમ્ પાણી, કડવા ને તીખા રસ અને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે એવા બીજા પદાર્થો ફાયદો કરે છે. અપથ્ય-રેચ, મળમૂત્રનો અટકાવ, બગડેલ કે ભારે અન્ન, કંઠોળ, બહુ પાણી, દુધપાક, વાસી દુધ, વિરૂદ્ધ અન્નપાન અને જાગરણ, એ સર્વ નુકસાનકારક છે.

---

## જીર્ણ અજીર્ણ.

### Dyspepsia-ડિસ્પેપ્સીઆ.

વિવેચન—અજીર્ણનો રોગ મોટાં શહેરોના સુધરેલા સમાજમાં દરેક ઘરનો ખાસ મરજ થઇ પડેલો છે. ભાત ભાતના ભાવતાં ભોજનો કરવાના મોજશોખમાં પડેલા અને ગાદી તકીએ પડી રહેવાવાળા ગભ્ભર લોકોના ઉપર તે રોગ વારંવાર હુમલો કરે છે. જે લોકો

ખાનપાનના સ્વાદથી મોજશોખથી મુક્ત રહીને અને રાતના નાચ તમાસા અને નાટકો જોવાની લાલચમાંથી બચીને સાદી જીંદગી ભોગવવાવાળા છે તેઓ આ રોગથી ઘણું કરી બચેલા છે. મુંબઇ, અમદાવાદ અને સુરત જેવાં શોખિન શહેરોમાં તેનો વિશેષ પ્રચાર છે. જ્યાં ઘણા પૈસાપાત્ર લોકો પાસે સુખના સર્વ સાધનો છતાં કુટુંબમાં નિરંતર બાદી અને બદહજમીની કડવી ફરિયાદોમાં તેઓને જીંદગીની મીઠાશથી બેનશીબ બનેલા જોઇએ છીએ. ઘણા માણસોની શારીરિક અને માનસિક અશક્તિ (General Debility)ની ફરીયાદનું મૂળ કારણ આ કંટાળા ભરેલું જીર્ણ અજીર્ણ છે.

**લક્ષણ**—ક્ષુધા તથા રૂચિનો નાશ, છાતીમાં દાહ, ખાટા ઓડકાર, ઉછાળા, ઉલટી, હોજરીમાં દરદ, વાયુ, કબજીઆત, મરડો, થડક, શ્વાસનો અવરોધ, માથામાં દરદ, મંદજ્વર, અનિદ્રા, સ્વપ્નાં, ઉદાસીનતા અને ખોટા ખ્યાલો, એ બદહજમીનાં લક્ષણો છે, અન્ન દીઠું ગમતું નથી, અને ખાધેલું પચતું નથી; કવચિત અતિશય ભુખ લાગેલી જણાય, અને ખોરાક લીધા છતાં પણ ભુખ હોય એમ લાગે; અંગ તવાતું જાય, અને દરદીને પોતાની હયાતી એવી તો દુ:ખદાયક અને કંટાળા ભરેલી લાગે કે ઘણી વખત તે આપઘાત કરવા સરખા નઠારા ખ્યાલો કરવા મંડી જાય.

**કારણ**—ઉપર લખેલાં તીક્ષ્ણ અજીર્ણનાં કારણો ઉપરાંત નીચે લખેલાં વર્તનો અજીર્ણના રોગને જન્મ આપવામાં મદદગાર થાય છે:–મશાલાદાર અને ઘી તેલથી તરબોળ પક્વાન્નો તથા શાક તરકારીઓ, અતિ મેવો, અથાણાં અને એવીજ બીજી ઉત્તેજક અને ભારી વસ્તુઓ, લાંબા અપવાસ પછી અકરાંતીયાપણે ખાવાનો અભ્યાસ, ઘણી ચા તથા ઘણું પાણી પી પેટને પોટા જેવું કરી દેવાની મૂર્ખતા, જમ્યા પછી તરત બહુ પાણી પીવાની બેવકુફી ભરેલી ટેવ, તથા ગરમાગરમ ચાય (!) અને કાફીના ઘુંટડા ગટગટાવવાની ખરાબ આદત, એ સર્વ બાદી અને બદહજમીને ખોલાવી લાવનારા જાગતા જાસુસો છે. દારૂ, તાડી, તમાકુ, તપખીર, ભાંગ, અફીણ વગેરે ઝેરી અને કેફી વસ્તુઓના વ્યસનોએ માણસજાતની હોજરીને ભ્રષ્ટ કરેલી છે, વીર્યનો હદ ઉપરાંત ક્ષય, વ્યભિચાર અને તેને અંગે ચાંદી પરમા જેવી ચોંટતી બલાઓ જેવા શરમ ભરેલા વર્તનોથી માણસજાતનાં આંતરડાં નબળાં પડી ગયાં છે; નિરૂદ્યોગ અને નિર્ધન સ્થિતિ છતાં દેશી ઘરસંસારમાં ખોટાં ખર્ચ કરવાની રૂઢીથી માણસોના ચિત્તમાં પેદા કરેલા પરિતાપે પણ જઠરાગ્નિ ઉપર જય મેળવ્યો છે. પાચનશક્તિ મંદ પાડવાવાળાં અને મંદાગ્નિના પરિણામે અપચો અને અજીર્ણ પેદા કરવાવાળાં આટલાં બધાં કારણો એકઠાં મળેલાં છે અને તે બધાં ખરાં કારણો છે, એવું ખાત્રીથી માનવું.

**ઉપાય**—આ રોગને માટે લાંબા પહોળા ઈલાજો લખી બતાવવા નિરર્થક છે. અનુભવથી એવું સિદ્ધ થયું છે કે, નિયમિત સાદો ખોરાક, ખુલ્લી હવામાં યોગ્ય કસરત અને શરીરની સામાન્ય આરોગ્યતાને વધારનારી સાદી દવાઓ સિવાય બીજી કોઇ પણ કારીગરી આ કંટાળા ભરેલા વ્યાધીને વશ કરી શકે એમ નથી. માટે અત્રે દવાઓનો કોઠો આપવાને બદલે બદહજમીના રોગીએ પાળવાના નિયમોનો કોઠો આપવામાં આવે છે.

(૧) પાચન ન થઇ શકે એવી વસ્તુઓ, જેવી કે તરકારી, કઠોર, મેવો, ઘણું ઘી, માખણ, મીઠાઇ, ખટાશ વગેરેનો ત્યાગ કરવો, અથવા બહુ ઓછાં ખાવાં.

(૨) દુધ, કાંજી, ખમીરવાળી અથવા પુષ્કળ મોણ દઈ ગરમ પાણીએ બાંધેલ લોટની પાતળી અને થોડી રોટલી, ઘણી નરમ અને થોડી ચા, કાંજી, વગેરે સાદો ખોરાક ઘણા વખત સુધી જારી રાખવો.

(૩) જમવાના વખતનો ચોકસ નિયમ રાખવો અને વારંવાર વખત બદલવો નહિ; રાત્રે બહુ મોડું જમવું નહિ.

(૪) દારૂ પીવો નહિ. જુવાન માણસોએ તો મુદ્દલ દારૂ પીવો નહિ.

(૫) જમતાં જમતાં અથવા જમી લીધા પછી તરત ઘણું પાણી પીવું નહિ; બહુ સખ્ત (Strong) ચા કે કાફી પીવી નહિ. જે કોઇ પ્રવાહી પદાર્થ પીવામાં આવે તો ઘણોજ ઠંડો અથવા ઘણોજ ગરમ નહિ હોવો જોઇએ.

(૬) તપખીર સુંઘવી નહિ અને સુંઘવાની ટેવ હોય તે છોડી દેવી; જમવા પહેલાં તો નહિજ સુંઘવી, કેમકે તેથી ભુખ બંધ પડે છે અને ખાધેલું પચતું નથી. તપખીર છોડી દીધા પછી વધારે સારી ભુખ લાગવાના અને ફરી તપખીર સુંઘવા માંડવાથી મંદાગ્નિ થયાના દાખલાઓ બને છે.

(૭) તંબાકુ પણ એવોજ અવગુણ કરે છે. તંબાકુ ખાનારાઓ સમજે છે કે તંબાકુ ખાવાથી ખોરાક હજમ થાય છે, પણ તેમનો આ ખ્યાલ કેવળ ખોટો છે. તંબાકુથી કાંઇ પણ ફાયદો થવાને બદલે ઉલટું અજીર્ણ રહે છે.

(૮) અજીર્ણના રોગીએ બહુ મહેનત ન કરવી, પણ ખુલી હવામાં સારી રીતે ફરવું. બહુ ઊંઘવાની આદત હોય તો તે કાઢી નાખવી, અને સવારમાં વહેલું ઉઠી ફરવા નીકળવું.

(૯) ખાધા પછી તરત વાંચવા, લખવા કે વિચાર કરવા બેસવું નહિ. ઘણો અભ્યાસ પણ નુકશાન કરે છે, માટે આ દરદવાળાએ શરીર સચવાતાં થાય એટલો અભ્યાસ કરી સંતોષ રાખવો.

(૧૦) અન્ન પચાવવા માટે ગરમ દવાઓ કે ગરમ ખોરાક ખાવાને તથા ઝાડો સાફ લાવવા માટે જુલાબની દવાઓ લેવાને જીર્ણ અજીર્ણના રોગીએ કદિ પણ લલચાવું નહિ.

અજીર્ણના દુઃખ અને કંટાળા ભરેલા હુમલાઓ અને તેની પીડાઓથી બચવું હોય તેણે ઉપલા નિયમો પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવો, અને જો લગભગ લાંબી જીંદગી પ્રાપ્ત કરવી હોય તો એક બાળકની દશાનો આરંભ કરી હોજરી સુધરીને બીજા ખોરાક પચાવવાને લાયક થતાં સુધી હલકા ખોરાક ઉપર નિર્વાહ કરવો, જીવન જેવી આરોગ્યવર્દ્ધક દવાઓનો આશ્રય સેવો અને સવાર સાંજ ઘોડેસ્વાર થઇને અથવા પગે ચાલીને સ્વચ્છ હવામાં ફરવાનો અભ્યાસ રાખવો.

---

## મળાવરોધ-કબજીયત-બંધકુષ્ટ.

(Constipation-કોન્સ્ટીપેશન.)

**વિવેચન**—ઝાડો ન ઉતરે ત્યારે તેને ઝાડાની કબજીયત કહેવામાં આવે છે. સાધારણ રીતે દરેક માણસને ૨૪ કલાકમાં એક બે વખત દસ્ત આવે છે, કોઇને દહાડામાં બે વાર અને કોઇને બે ત્રણ દહાડે એક વાર દસ્તે જવાની ટેવ પડેલી હોય છે. કોઈ વખત અપચાને લીધે અથવા એવા કોઇ તાત્કાલીક કારણને લીધે ઝાડો બંધ રહે છે તે વગર દવાએ અથવા જુલાબની દવા લીધાથી તેનો ખુલાસો થઇ ગયા પછી પાછો નિયમિત દસ્ત આવવા

કરે છે. આ સ્થિતિને આપણે કબજીયત અથવા બંધકુષ્ટ કહેતા નથી. પણ ઝાડો નિરંતર કબજ રહે છે એટલે જોઇએ એટલા ખુલાસાથી ઉતરતો નથી, ઝાડો ઉતરવામાં અધિક મુદત લાગે છે, પેટ કબજ રહેવાથી ભુખ બરાબર લાગે નહિ, પેટમાં ભાર જણાય, પેટ ચડેલું રહે અને અજીર્ણનાં ચિન્હો જણાય છે, તેને કબજીયત કહેવામાં આવે છે.

કારણ—કબજીયતનો રોગ થવાનાં ઘણાં કારણો હોય છે. વારંવાર જુલાબ લેવાની ટેવથી કબજીયતનો રોગ થાય છે, કારણ કે કુદરતી કાયદો એવો છે કે વધારે મહેનત કર્યા પછી વધારે મુદત સુધી વિશ્રાન્તિ લેવી પડે છે તે પ્રમાણે ઘડીએ ઘડીએ જુલાબ લેવાથી આંતરડાંને પોતાની શક્તિ ઉપરાંત કામ કરવું પડે છે અને તેથી જુલાબ લીધા પછી વધારે વખત સુધી તે પોતાનું કામ કરવામાં સુસ્ત બને છે. જુલાબથી એક વાર તો પેટ સાફ થઇ શરીર હલકું પડે છે, પણ થોડાજ વખતમાં પાછો કબજો અને ભરાવો થઇ જાય છે અને દારૂના વ્યસન જેવો બનાવ બને છે, તે એ કે જેમ દારૂ પીનારને દારૂ વિના ચાલે નહિ તેમ વારંવાર જુલાબ લેનારને જુલાબની ટેવ પડી જાય છે અને ઉલટી ખરાબી થાય છે.

(૨) ઝાડો પેસાબ તથા અપાન વાયુને રોકી રાખવાથી પણ કબજીયતનો રોગ થાય છે. ઘણા માણસોને ટેવ પડી જાય છે; કામને લીધે તેઓ ઝાડાને રોકી રાખે છે, વખત વીત્યા પછી ઝાડો આવતો નથી.

(૩) આંતરડાંનો કોઇ ભાગ સંકોચાઇ જવાથી અથવા કોઇ ગાંઠનું તેનાપર દબાણ થવાથી દસ્ત સાફ ઉતરતો નથી; જેમકે બરલના દરદથી તથા સ્ત્રીઓને ગર્ભના ભારથી, દસ્ત સાફ આવતો નથી.

(૪) વૃદ્ધાવસ્થાને લીધે અથવા બીજા કારણોથી આવેલી નબળાઇને લીધે પેટના સ્નાયુઓ કમકેવત બને છે તેથી મળને નીચે ઉતરવામાં જે જોર મળવું જોઇએ તે નથી મળતું તેથી મળ અંદર ભરાઇ રહે છે. આથી મળના ગાંઠા આંતરડાંમાં ભરાઇ રહે છે અને આફરો ચડી આવે છે, જેને આનાહ એટલે આફરો Tympanitis કહેવામાં આવે છે.

(૫) કોલન અથવા સફરો મંદ પડી જવાથી તેમાં ઝાડો ભરાઇ જમા થાય છે.

(૬) કલેજું, પાંક્રિયાઝ તથા બરોળ જે પાચન ક્રિયાને મદદ કરવાવાળા છે તેમાં કાંઇ વિકાર થાય તો તે અવયવો જોઇએ એટલા પ્રમાણમાં આંતરડાંની ક્રિયાને મદદગાર થઇ શકતા નથી અને તેથી પણ ઝાડાની કબજીયત થાય છે.

(૭) જે સુખી લોકો ખાઇ પીને એક ઠેકાણે બેસી રહે છે, તેમનામાં વિશેષ કરીને કબજીયતની ફરિયાદ જોવામાં આવે છે.

(૮) તાવ, હરસ, યકૃતનાં ( લીવરનાં ), મગજના અને બીજાં પણ કેટલાંક દરદો ઝાડાની કબજીયતનાં કારણથી થાય છે.

(૯) ન પચે એવો જડ ખોરાક ખાવાની જાતુની ખરાબી ભરેલી ટેવથી પણ કબજીયત થાય છે.

(૧૦) દારૂ તથા તંબાકુ બહુ પીવાની ટેવના આદતવાળો ઘણું કરીને કબજીયતથી પીડાય છે.

લક્ષણ—ઝાડાનો અવરોધ, પેટમાં ભાર, પવન, આફરો, બેચેની, આળસ, મંદાગ્નિ, ચુંક, અપચો, આમણ નીકળવી, હરસ, માથામાં દરદ, ફેર, ચક્રી, હિસ્ટીરીયા, જરા તાવ, શ્વાસ લેવાની મુશ્કેલી, અનિદ્રા, મનની ખિન્નતાં, ઇત્યાદિ અનેક લક્ષણો છે.

**ઉપાય**—ઝાડો કબજ રહેવાનું કારણ મળી આવે તે દૂર કરવાનો ઉપાય કરવો. ઉપર જે કારણો આપેલાં છે તેમાંના કોઇપણ કારણથી ઝાડો કબજ રહેતો હોય તો તે સુધારવા પ્રયત્ન કરવો. ઝાડાનો કબજો તોડવાને માટે સખત જુલાબ કદી લેવો નહિ.

(૧) એકાદ દિવસની કબજીયતમાં હરડે, હીમજ, મીંઢીયાવળ, વિલાયતી મીઠું, એરંડીઉં, ગરમાળો, નસોતર, જાલપ, રૂબાર્બ, વગેરેનો જુલાબ લઇ લેવો. (૨) લાંબા વખતની કબજીયત માટે હરડે ૧ ભાગ અને કાળી દ્રાખ ૨ ભાગ એ પ્રમાણમાં મેળવી ૦ાા થી ૧ તોલાની ગોળીઓ કરી રાખવી અને સવારમાં ઉઠતાંજ એક ગોળી ખાઇ ઉપર પાશેર પાણી પીવું. (૩) ઓથમીજીરૂં એકેક રૂપીઆભાર દિવસમાં ત્રણવાર ખાવું. (૪) નીચે લખ્યા રોગોમાં ઝાડાનો કબજો હોય તો રેચ દેવો: જીર્ણજ્વર, વિષદોષ, વાતરક્ત, ભગંદર, હરસ, પાંડુ, ઉદરરોગ, ગ્રંથી, હૃદ્રોગ, અરોચક, યોનિરોગ, પ્રમેહ, ગુલ્મ, પ્લીહ, વ્રણ, વિદ્રધી, ઓકારી, વિસ્ફોટક, કોલેરા, કુષ્ઠ, કર્ણરોગ, નાકનો રોગ, માથાનો રોગ, મોંનો રોગ, ગુદાનો રોગ, શિરો રોગ, ગકૃતનો રોગ, સોજો, નેત્રરોગ, કૃમિરોગ, ક્ષારવિકાર, વાયુના રોગ, શૂળ; મૂત્રાઘાત વગેરે. (૫) નીચે લખેલ સ્થિતિમાં રેચ અપાય નહિ:—બાળક, વૃદ્ધ, સ્નેહપાન કરીને અતિ સ્નિગ્ધ થયેલ ઉર:ક્ષતથી ક્ષીણ થયેલ, ભયભીત, શ્રમથી થાકેલ, તૃષાતુર, શરીરે સ્થલ, ગર્ભિણી સ્ત્રી, નવીન તાવ, તરતમાં પ્રસવ કરેલ, મંદાગ્નિ. દારૂ પીવાના રોગથી પીડાયેલ અને શરીર રૂક્ષ એટલે નિસ્તેજ માણસને રેચ દેવો નહિ. (૬) ઝાડાની કબજીયત મટાડવા માટે જુલાબની દવાઓ વાપરવામાં કેટલોક વિવેક વાપરવાની જરૂર છે. પિત્ત કોઠાવાળાને હલકો જુલાબ, કફકોઠાવાળાને મધ્યમ જુલાબ અને વાયુના કોઠાવાળાને સખ્ત જુલાબ આપવો. જેમ કે:—**નરમ કોઠાવાળાનો રેચ**—કાળી દ્રાખ, દુધ, એરંડીઉ, સીલડીઝ પાઉડર, એપ્સમ સોલ્ટ (વીલાયતી મીઠું), સોનામુખી, ગુલાબનાં ફુલ, હરડે, હીમજ, ગરમાળો. **મધ્યમ કોઠાવાળાનો રેચ**—નસોતર, કડુ, ગરમાળો. **સખ્ત કોઠાવાળાનો રેચ**—નેપાળો. (૭) **પિત્તનો કોપ હોય તો**—કાળી દ્રાખ તથા વરીયાળીનો ઉકાળો તેમાં નસોતરનું ચૂર્ણ મેળવીને દેવો. **કફના પ્રકોપમાં**—ત્રિફળાનો કવાથ, ગોમૂત્ર તથા ત્રિકટુ મેળવીને દેવો; **વાયુના પ્રકોપમાં**—નસોતર, સુંઠ, તથા સીંધાલુણ, તેનું ચૂર્ણ લીંબુનો રસ મેળવીને આપવું. (૮) હમેશના કબજીયતવાળાએ નિત્ય સખ્ત જુલાબ લેવો નહિ, પણ જ્યારે જરૂર પડે ત્યારે એપ્સમસોલ્ટ, શિરખેસ્ત, અને સોનામુખીના ચા, એ ત્રણે મેળવીને, અથવા ૧ તોલો ગરમાળામાં ૧ તોલો શિરખેસ્ત મેળવીને પીવું. એકાદ જુલાબ આવી જાય તો ફરી બીજે દિવસે લેવો નહિ. ઘીમાં શેકેલી હીમજની ભુકી તોલો ૦ાા અને સંચળ ૦ા તોલો તેની ફાકી આપવાથી સક્ષ્મ જુલાબ આવે છે. (૯) નબળાં આંતરડાને લીધે દસ્તનો કબજો રહેતો હોય તો આંતરડાંને મજબુતી મળે અને દસ્ત સાફ આવે એવો ઉપાય કરવો. ઝેરકોચલાંનું સત્વ ૪ ગ્રેન, એળીયો ૨૯ ગ્રેન, કવીનાઇન ૧૦ ગ્રેન, કમ્પાઉન્ડ રૂબાર્બ પીલ ૨૪ ગ્રેન, તેની ૧૨ ગોળીઓ કરી સવાર સાંજ એકેક લેવી. (૧૦) આ સિવાય નં. ૬૭૫, ૬૬૫, ૬૮૨, ૬૯૪, ૭૦૪, ૭૩૨, ૭૩૫, ૭૪૮, અને નં. ૧૨૨૬ થી નં. ૧૨૩૮ સુધીના રેચક તથા સારક, અંગ્રેજી નુસ્ખાઓમાંથી યોગ્ય લાગે તેનો ઉપયોગ દરદીનો પેટની સ્થિતિ તથા પ્રકૃતિ પ્રમાણે કરવો. (૧૧) રાત્રે પેટપર ટાઢા પાણીમાં ભીંજવેલું કપડું મુકી તેના ઉપર ગરમ ફલાલીન વીંટી સુવું. રાત્રે સુતી વખત એકેક પ્યાલો ઠંડું પાણી પીવું. પેટને યથાશક્તિ દબાવવું. મસળાવવું તથા ચોળાવવું આ ત્રણે ક્રિયાઓથી પણ દસ્ત સાફ આવશે. ( ૧૨ ) કબજીયત

તોડવાનો સૌથી સારો અને નિર્ભય ઉપાય સફરાવાતે પીચકારી મારવાનો છે. આ ઉપાયમાં દવા ખાવી પડતી નથી, પરેજી પાળવી પડતી નથી અને પેટમાં કાંઇ દરદ થતું નથી. દસ્ત કઠણુ ગંઠાઇને આવતો હોય ત્યારે તો આ પીચકારીનો ઉપાય ઘણોજ કીમતી છે. જરા ગરમ કરેલ પાણીથી અથવા પાણી સાથે એક બે ઔંસ એરંડીઉ તેલ મેળવીને તેને પીચકારી ભરી ગુદામાં પીચકારીનો છેડો મુકી પીચકારી મારવી અને આશરે અરધો કલાક રાખવી, તરતજ સાફ ઝાડો થશે. પીચકારી લેવાનાં યંત્રો છે તે વડે પીચકારી લેવી. આવી રીતે પીચકારી દરેક માણસ પોતાની મેળે લઇ શકે છે.

**પથ્યાપથ્ય**—કબજીયતના દરદીએ ખાનપાનની બાબતમાંજ બહુજ માફકસર તથા નિયમસર રહેવું. કઠોળ જેવો કબજીયત કરનારો પદાર્થ ખાવો નહી, ઝાઝા ચોખા ખાવા નાહ, રોટલી મેંદાની અથવા બારીક લોટની નહિ, પણ થુલાંવાળા આટાની ખાવી. પણ તેથી પણ પવનનું જોર રહે તો તે પણ ન ખાવી. દુધ પચતું ખાવું, ચા કાફી, બહુ સખ્ત બહુ ગરમ કે બહુ જથામાં પીવી નાહ. ખોરાક હલકો ને સાદો લેવો, સવારમાં પાણી પીવું, નિયમસર ઝાડે જવું, ખુલી હવામાં ફરવા જવું, ઝાડો લાવવા માટે મનમાં ઘણી આતુરતા કે ચિંતા કરવી નહિ, પણ જાજરૂમાં નિયમસર હાજરી આપવી અને ઝાડો આવવાનાજ સંકલ્પો કરતાં બેસવાથી ધીમે ધીમે નિયમિત અને ખુલાસેથી ઝાડો આવવા માંડશે.

---

## આધ્માન—આફરો—નળબંધ વાયુ.

**કારણ**—અધોવાયુ, ઝાડો, પેસાબ, બગાસાં, આંસુ, છીંક, ઓડકાર, ઉલટી, વીર્ય, ભુખ, તરસ, શ્વાસ, એ સર્વ સ્વાભાવિક વેગો ( Natural Calls ) છે, તેને રોકવાથી વાયુ ઉંચે ચડે છે અને તેથી પેટ ફુલીને ઉપસી આવે છે. ઉપરના દરેક વેગને રોકવાથી જુદા જુદા ઉપદ્રવો થાય છે, તે બધાનું વર્ણન કરવા જેટલી આંહીં જગા નથી. પેટ ફુલીને ઢોલ જેવું થાય, અંદરથી જાણે જકડી લીધું હોય એવું લાગે, ગડગડાટ થાય, શ્વાસ રૂંધાય, ઓડકાર આવે અને તેમાં ઘણીવાર ખરાબ સ્વાદ તથા ગંધ આવે, પેટમાં દરદ થાય અને જરા વાછુટ થાય તો ચેન પડે. આ સર્વ આધમાનનાં લક્ષણો છે.

**ઉપાય**—અજીર્ણ તથા ચુંકમાં કહેલા ઉપાયો કરવા. પેટ ઉપર રાઇ મારવી, ગરમ પાણીનો શેક કરવો, પેટ ઉપર હીંગ અથવા ટરપેન્ટાઇન ચોપડવું. હીંગનું પાણી ટરપેન્ટાઇન તથા ગરમ પાણીની બસ્તિ લેવી. એરંડીઆ તેલમાં બોળેલી વાટ ગુદામાં રાખવી. મીંઢોળ પીપર, કઠ, વજ અને ધોળા સરસવ, તે સર્વને ગોળમાં તથા દુધમાં વાટી તેની વાટ કરી ગુદામાં રાખવી, ચાર તોલા ખાંડ, ૧ તોલો નસોતર અને ૧ તોલો પીપર એકત્ર કરી તેમાંથી ૧ તોલો ચુર્ણ મધની સાથે મેળવી જમતાં પહેલાં ચાટવું. સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, ચિત્રકમૂળ, નેપાળો તથા નસોતર તે સર્વનું સમભાગ ચુર્ણ ગોળમાં મેળવી શક્તિ મુજબ લેવાથી આફરો મટે છે. ૨ ભાગ નસોતર, ૪ ભાગ પીપર અને ૫ ભાગ હરડે, સર્વની બરાબર ગોળ, તેની ગોળીઓ કરી ખાવાથી ઉગ્ર આફરાનો રોગ પણ મટે છે. પીપરમીંટનાં દશેક ટીપાં પાણીમાં નાખી પીવાં, થોડો બ્રાંડી પીવો. પેટ કબજ હોય તો એરંડીયાનો જુલાબ લેવો અથવા તેની પીચકારી લેવી. ખોરાક સાદો ખાવો. વાયુ કરે એવો જડ, રૂક્ષ કે વાયુ કરનાર ખોરાક—શીંગધાન્ય વગેરેનો ત્યાગ કરવો.

## ચુંક તથા શૂળ.

( Colic કૉલિક અને Neuralgia ન્યુરેલજીયા. )

ચૂંક, શૂળ, ચસકા, આંકડી વગેરે બોલો લગભગ એકજ અર્થને ઓળખાવે છે. તેના મુખ્ય બે પ્રકાર છે, પેટમાં ચુંક આવે, શૂળ મારે, અને આંકડી અથવા વીંટ આવી દરદ થાય તે ચૂંક અને શરીરના કોઇ પણ ભાગમાં વાતજન્ય ( Nervous ) દરદ થાય તે શૂળ.

**કારણ**—(૧) ઘણો, વાયડો, અથવા કાચો ખોરાક નહિ પચવાને લીધે પેટમાં વાયુ જોર કરી ઉઠે છે. (૨) ઝાડો ઘણા દિવસ કબજ રહેવાથી કચરો પેટમાં ભરાઇ પેટપીડ ઉપજાવે છે. (૩) ઠંડી હવા લાગવાથી, ઠંડી ચીજ ખાવાથી, કે ઠંડા પાણીમાં ઘણો વખત ભીંજાવાથી ચૂંક આવે છે. (૪) નરમ મિજાજવાળાં માણસો અને વિશેષ કરીને હિસ્ટીરીયા વાળી ઓરતોને આ રોગ થાય છે. (૫) સીસાનાં રજકણો, સફેદો, અને બીજા ઝેરી રંગનાં રજકણો પેટમાં જવાથી પીડ ઉપડે છે.

**લક્ષણ**—(૧) ડુંટી આગળ અથવા આખા પેટમાં પીડ, ચૂંક, આંકડી, શૂળ, દસ્તનો કબજો, ઘણી વેળા ઉલટી થાય, દરદી પીડથી પછાડા મારે, ઘણીવાર દરદી ગભરાઇ ઉઠે, પેટપર દબાણ કરવાથી કે ચાંપવાથી દરદીને સારૂં લાગે. આંતરડામાં સોજો થવાથી તથા પેટનાં બીજાં દરદોને લીધે પણ પેટમાં દરદ થાય છે, પણ તે આ પેટપીડથી જુદું હોય છે; એની ઓળખાણ એ છે કે તેના પર દાબવાથી અથવા ચોળવાથી ઉલટું દરદ વધે છે, સાથે તાવ હોય છે અને નાડી ઉતાવળી ચાલે છે. મૂત્રપિંડ, મૂત્રાશય તથા પિત્તાશયમાં જે ચૂંક આવે છે તે ચૂંકને પેટની સાધારણ ચૂંકમાંથી ઓળખીને તેના ઉપાયો તે તે દરદમાં આપ્યા પ્રમાણે કરવા.

**ઉપાય**—(૧) શેક—સાધારણ ચુંક અથવા શૂળ શેક કરવાથી બેસી જાય છે. ગરમ બાટલીનો ટરપેન્ટાઇન ચોળીને શેક કરવો. (૨) રેચ—ઝાડો બંધ હોય તો વાતહર રેચક દવાઓ આપવી. તેને માટે એરંડીઉં તેલ તથા તેમાં લાડેનમનાં ૧૦ ટીપાં આપવાથી તરત ખુલાસો થાય છે. સુંઠનો કવાથ, એરંડીઉં, શેકેલી હીંગ, તથા સંચળ નાખીને પાવો; એલચી, હિંગ, જવખાર, તથા સીંધાલુણ તેના ઉકાળામાં એરંડીઉં આપવાથી પેટ, નાભી, પીઠ, માથું, કાન, આંખ, એ સર્વ જગાના શૂળને મટાડે છે. (૩) હિંગ ૧, બહેરાં ૨, સુંઠ ૩, કાંકચીઆ ૪ ભાગ તેનું ચૂર્ણ પાણીમાં પાવું. (૪) હીમજ, ત્રિકટુ, ઝેરકોચલું, ગંધક, હિંગ તથા સીંધાલુણ તેને લીંબુના રસમાં આપવું. (૫) ઘીની સાથે શેકેલી હિંગ ગળવી અથવા લસણની કળી ગળી જવી જેથી પવનનો ખુલાસો થઇ પેટપીડ મટશે. (૬) પેટ ઠસોઠસ ભર્યું હોય તો ઉલટી કરવાના ઉપાયોથી ઉલટી કરવી. (૭) હિંગ, કાંકચીઆ, અજમો, તથા મીઠાનો ફાકડો લેવો. (૮) ટરપેન્ટાઇન, હિંગ તથા પાણીની ગુદા દ્વારથી પીચકારી મારવી તેથી વાયુનો ફુલાવો મટશે. (૯) પંચલવણ આદુના રસમાં લેવું. (૧૦) ત્રિફળા, કડુ તથા ગરમાળાનો ઉકાળો પીવો. (૧૧) સુંઠ, સંચળ, હિંમજ, પીપર તથા નસોતર—સમભાગ—ફાકી તોલો ૦। પાણીમાં પીવી. આ સિવાય નં. ૧૫૫૨ તથા ૧૫૫૩ નાં અંગ્રેજી મીક્ષ્ચરો તથા નં. ૧૦૪૨ તથા ૧૦૪૩ ના હકીમી નુસ્ખા આ દરદના પ્રસિદ્ધ ઉપાયો છે.

વૈ. શા. શૂળ પ્રકરણમાં જે વિવેચન કરે છે તે શૂળમાં ઉદરના શૂળ ઉપરાંત હૃદય, બસ્તિ, પીઠ, પડખાં, વગેરે ભાગોના શૂળનો સમાવેશ થઇ શકે છે. દેશી વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે શૂળના પ્રકારો ઘણા છે.

૧. વાતશૂળ, ૨. પિત્તશૂળ, ૩. કફશૂળ, ૪. સન્નિપાતશૂળ, ૫. આમશૂળ અને દ્વંદ્વજશૂળ એટલે બબ્બે દોષના ત્રણ પ્રકારો, મળીને ૮ પ્રકાર છે. આ સિવાય હૃદયશૂળ, પાર્શ્વશૂળ, બસ્તિશૂળ, અન્નદ્રવશૂળ, તથા પરિણામશૂળ વગેરે બીજા પણ પ્રકારો છે.

૧. **વાતશૂળ**—મુખ્ય દોષ વાયુ, સ્થળ–હૃદય, પડખાં, પીઠ, પેઢું; વારંવાર શૂળ થાય અને શમી જાય, મળમૂત્રનો અટકાવ, સોયો ભોંકાયા જેવું અને ભેદાયા જેવું શૂળ, શેક, ચંપી તથા સ્નિગ્ધ અને ઉષ્ણ અન્નપાનથી શાંતિ. **ઉપાય**—(૧) સુંઠ તથા એરંડમૂળનો કાઢો હિંગ તથા સંચળ નાખી પીવો. (૨) હીમજ, અતિવિષ, હિંગ, સંચળ, વજ તથા ઇંદ્રિજવ તેનું ચૂર્ણ પાણીમાં પીવું.

૨. **પિત્તશૂળ**—અંગ્રેજીમાં Hepatic colic કહે છે તેજ આ શૂળ હશે. મુખ્ય દોષ પિત્ત સ્થળ–કલેજું, નાભિ; તૃષા, મોહ, દાહ, પીડ, પરસેવો, મૂર્છા, ભ્રમ થાય છે. મધ્યરાત્રે, અજીર્ણ, વિદાહ કાળે અને શરદ ઋતુમાં વધે અને શીત કાળમાં શમે. **ઉપાય**—(૧) પ્રથમ ઉલટી કરાવવી, પછી રેચ દેવો. (૨) આંબળાનું ચૂર્ણ મધમાં ચાટવું. (૩) હીમજનું ચૂર્ણ ગોળ તથા ઘીમાં ખાવું. (૪) ત્રિફળા તથા ગરમાળાનો કવાથ સાકર તથા મધ નાખી પીવો. (૫) કડુ તો. ૦ાા ઘા ૧ ઉકાળી સાકર નાખીને પાવું.

૩. **કફશૂળ**—મુખ્ય દોષ કફ; સ્થળ–હોજરી; ખાંસી, ગ્લાનિ, અરૂચિ, મોંમાં લાળ, ગળામાં ભાર, કોઠામાં સ્તબ્ધપણું. **ઉપાય**—(૧) લંઘન જરૂર કરવું. (૨) હીમજ, ચિત્રકમૂળ, કડુ, વજ, તેનું ચૂર્ણ ગોમૂત્રમાં. (૩) સિંધવ, બિડલુણ, બંગડીખાર, હીંગ, પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક તથા સુંઠનું ચૂર્ણ જરા ઉના પાણીમાં પીવું.

૪. **સન્નિપાતશૂળ**—ત્રણે દોષનાં લક્ષણોવાળું અસાધ્ય હોવાથી ઉપાયો નથી આપ્યા.

૫. **આમશૂળ**—ગુડગુડ શબ્દ, ઉલટી, શરીરમાં જડપણું, મંદપણું, પેટમાં ફુલાવો, તથા કફનાં સર્વ લક્ષણો. **ઉપાય**—(૧) કફશૂળના ઉપાયો. (૨) અજમો, સીંધવ, હીમજ તથા સુંઠનું ચૂર્ણ. (૩) હિંગ, સીંધાલુણ તથા બીડલુણ ખાવું. (૩) એરંડીયું ૬ ભાગ, લસણ ૮ ભાગ, હીંગ ૧ ભાગ અને સીંધાલુણ ૩ ભાગ મેળવીને બે ત્રણ તોલા ખાવું. (૫) મરડાની ચૂંક હોય તો મરડાના ઉપાય કરવા.

૬–૭–૮.–**દ્વંદ્વજશૂળ**—બબ્બે દોષ ભેગા. સ્થળ–કફવાતમાં પેડુ, હૃદય, કંઠ અને પડખામાં શૂળ; કફપિત્તમાં, કુખ, હૃદય, નાભિ તથા પડખામાં શૂળ; વાતપિત્તમાં દાહ, તથા સખ્ત શૂળ આવે છે. **ઉપાય**—(૧) લસણનો કલ્ક પ્રાતઃકાળે ખાવાથી વાતકફશૂળ મટે. (૨) દ્રાખ તથા અરડુશીનો ઉકાળો પીવાથી કફપિત્તશૂળ મટે.

૯. **પરિણામશૂળ**—ખાધેલ અન્ન પચ્યા પછી થનારૂં શૂળ. (Gastric Pain)–પવન અથવા શ્વાસથી થાય છે–શૂળનું સ્થળ આંતરડાં. **ઉપાય**—(૧) પ્રથમ લંઘન પછી ઉલટી અને રેચ. (૨) સુંઠ. તલ તથા ગોળને વાટી ગાયના દુધમાં ૭ દિવસ પીવું. (૩) શંખભસ્મ પાણીમાં પીવી. (૪) મીંઢોળ તથા કડુને પાણીમાં વાટી ડુંટી ઉપર લેપ કરવો. (૫) શેકેલા કાકચીયા સર્વ પ્રકારના શૂળને મટાડે છે. (૬) નાની છીપનીઓની ભસ્મ ઉના પાણીમાં પીવાથી પરિણામશૂળ મટે છે. (૭) પીપરના કવાથમાં સિદ્ધ કરેલું ઘી મધ નાખી ચાટવું ને ઉપર દુધ પીવું.

૧૦. **અન્નદ્રવશૂળ**—ખાધેલ અન્ન પચવાના સમયમાં તથા પચી ગયા પછી શૂળ થાય તે. તીખું ગરમ અને ખાટું અન્ન ઓકાય નહિ ત્યાં સુધી દરદીને ચેન પડે નહિ. માટે પિત્ત પડતાં સુધી વમન દેવું અને કફ પડતાં સુધી વિરેચન દેવું. **ઉપાય**—(૧) પરિણામશૂળ પ્રમાણે. (૨)

આંબળાના ચૂર્ણમાં લોહભસ્મ અથવા જેઠીમધનું ચૂર્ણ મેળવી મધમાં ચાટવું. ( ૩ ) આ સિવાય નં. ૫૫૨, ૫૫૪, ૬૦૬, ૬૫૭, ૭૩૦, તથા ૭૬૧ વાળા ઉપાયો તે તે ઉપાયમાં બતાવેલાં શૂળોમાં ઉપયોગમાં લેવા.

**બહારના ઉપચારો**—અફીણનો લેપ, રાઇનો લેપ, લસણનું તેલ, કપુરનું તેલ, વછનાગનું તેલ, હિંગનો લેપ, બેલાડોનાનો લેપ, ટિંકચર આયોડાઇન, બ્લીસ્ટર, ડામ, શેક, ચંપી, જળો, વગેરે ઉપાયોમાંથી જ્યાં જેની જરૂર પડે તે અજમાવવા.

**પથ્યાપથ્ય—પથ્ય**—ઉલટી, પરસેવો, શેક, લાંઘણ, નિદ્રા, રેચ, પાચન, જુની ડાંગર, ગરમ કરેલ દુધ, પરવળ, ક્ષાર, સરગવો, કારેલાં, મીઠું, હિંગ, લસણ, એરંડીઉં, ગોમૂત્ર, લીંબુ વગેરે. **અપથ્ય**-વિરૂદ્ધ અન્નપાન, ઉજાગરો, લુખું, તુરૂં, ઠંડું, જડઅન્ન, મહેનત, મૈથુન, મદ્ય, સર્વ પ્રકારની દાળ, વાલ, વટાણા, તીખા પદાર્થ, વેગોનો અટકાવ, શોક, ક્રોધ વગેરે વાતોનો ત્યાગ કરવો. અન્નદ્રવશૂળમાં અને પરિણામશૂળમાં જઠર મંદ થાય છે, માટે બહુ ઓછા પ્રમાણમાં ખાવું.

---

## ગુલ્મ-ગોળો.

### ( Flatulence-ફ્લેચ્યુલન્સ. )

**વિવેચન**—અજીર્ણના વિકારમાં ચૂંક, આંકડી, શૂળ, અને ગુલ્મનો પણ સમાવેશ થઇ શકે છે. પહેલા ત્રણ વિકારો વિષે ઉપર લખવામાં આવેલું છે. હવે ગુલ્મ વિષે લખવામાં આવે છે. ગુલ્મ એ કોઇ જુદો રોગ નથી. પણ અજીર્ણનું એક ચિન્હ છે. દેશી વૈદકમાં ગુલ્મનો ખાસ જુદો રોગ ગણાણામાં આવેલો છે. ગુલ્મના પાંચ પ્રકારો કહેલા છે, જેમકે વાતગુલ્મ, પિત્તગુલ્મ, કફગુલ્મ, ત્રિદોષગુલ્મ અને રક્તગુલ્મ, આવા પાંચ પ્રકાર છતાં ખરૂં જોતાં એ પાંચેમાં વાયુ પ્રધાન છે. આ રોગ વધે છે ત્યારે અંતર્વિદ્રધિના જેવું રૂપ ધારણ કરે છે, તેથી તેના તથા અંતરવિદ્રધિના ઉપાયો મળતા છે.

**લક્ષણો**—ઘણા ઓડકાર, અન્નનો ઉછાળો, ઝાડાનો કબજો, આંતરડામાં કુરકુર અવાજ થવો, આંતરડામાં દરદ થવું, પેટ ફુલવું, મંદાગ્નિ, વગેરે તેનાં લક્ષણો છે. ઘણા દિવસનો જુનો ગુલ્મ ઉદર તથા શિરાઓમાં વ્યાપીને રહે છે તે મટતો નથી. જે ગુલ્મમાં અરૂચિ, અશક્તિ, હૃદયમાં પીડા, ખાંસી, તાવ, શ્વાસ, ઉલટી, તૃષા, અતિસાર, શરદી, નાભિ, હાથ તથા પગ ઉપર સોજો, વગેરે લક્ષણો જણાય તે ગુલ્મ અસાધ્ય સમજવો.

**વાતગુલ્મ—કારણ**—લુખા અને વિષમ અન્નપાન, ઝાડા વગેરે વેગોનો અટકાવ, શોકથી હૃદયનો અભિઘાત, રેચ લઇને કરેલ મળનો અતિશય ક્ષય, અને ઉપવાસ એ સર્વ વાતગુલ્મનાં કારણો છે. **લક્ષણ**—જુદે જુદે ઠેકાણે દરદ, ઝાડા તથા વાયુનો અટકાવ, ગળામાં શોષ, શરીરપર કાળાશ તથા રતાશ, ટાઢીઓ તાવ, અન્ન પચ્યા પછી દરદનું શમન, એ સર્વ તેનાં ચિન્હો છે. **ઉપાય**—(૧) એરંડીઉં તેલ દુધ સાથે અથવા દુધ અને હરડે સાથે પીવું. (૨) ગોમુત્રની સાથે ગુગળ પીવો. (૩) સાજીખાર, કઠ તથા કેવડાનાં મૂળની ભસ્મ તેલમાં પીવી. (૪) સુંઠ તોલા ૪, ધોળા તલ ૧૬ તથા જુનો ગોળ તો. ૮, તેને વાટી તેમાંથી દર ટંકે તો. ૦II ગરમ દુધમાં ખાવું. (૫) લશુનાદિ ચૂર્ણ (નં. ૭૧૫).

**પિત્તગુલ્મ—કારણ**—તીખા, ખાટા, તીક્ષ્ણ, ઉષ્ણ, અને દાહક પદાર્થો, ક્રોધ, મદ્યપાન, તાપ, વિદગ્ધાજીર્ણ, તથા લોહી બીગાડ. **લક્ષણ**—તાવ, તરસ, ગ્લાની, શરીરપર રતાશ,

પાચનક્રિયાના સમયમાં ભારે શૂળ, પરસેવો તથા દાહ થાય છે. ઉપાય—(૧) હીમજ ગોળમાં તથા દ્રાક્ષમાં ખાવી; (૨) ત્રિફળા ચૂર્ણમાં સાકર અથવા ત્રિફળાના કવાથમાં નસોતરનું ચૂર્ણ. (૩) આંબળાના ઉકાળામાં ઘી નાખીને સિદ્ધ કરેલું ઘી ચાટવું (૪) કપીલાનું ચૂર્ણ મધમાં ખાવું. જુના ગોળમાં હરડે ખાવી. આ ગુલ્મમાં રેચની જરૂર છે.

**કફગુલ્મ—કારણ**—ઠંડાં, ભારે, તથા ચીકણાં અન્નપાન, આળસ, દિવસની ઊંઘ. **લક્ષણ**—શરીર ભીંજાયા સરખું, ટાઢ સાથે તાવ, ગ્લાની, મોળ, ઉધરસ, અરૂચિ, શરીરમાં ભાર, અગ્નિ મંદ તથા દરદ ઓછું. **ઉપાય**—(૧) ઉલટી, ઉપવાસ તથા શેક સ્વેદ. (૨) અજમો તથા સંચળ છાસમાં પીવાં. (૩) તલ, એરંડી, તથા અળશી તેનાં બી તથા સરસવ–વાટીને પેટ ઉપર લેપ કરવો અને તેના પર આકડાના પાનનો શેક કરવો. (૪) વાત ગુલ્મના ઉપાયો કફ ગુલ્મમાં પણ ગુણ કરે.

**રક્તગુલ્મ**—સ્ત્રીઓનો ખાસ રોગ હોવાથી તે વિષે સ્ત્રી ચિકિત્સાના પ્રકરણમાં લખવામાં આવે છે.

**ગુલ્મના સામાન્ય ઉપાયો**—(૧) ૦। તોલો સાજીખાર તેમા ૦। તોલો ગોળ મેળવી ખાવો. (૨) ખાખરો, થોર, અઘેડો, આંબલી, આકડો, તલસરાં, જવ એ આઠ વસ્તુના ખાર ગુલ્મને મટાડે છે, (૩) ૦। તોલો સુરોખાર અને ૦। તોલો આદુ મેળવીને ખાવાં. (૪) કુંવારનો ગરભ તોલો ૦॥, તેમાં ગાયનું ઘી તથા સુંઠ, મરી, પીપર, હરડે અને સીંધાલુણ મેળવી ખાવો. (૫) છીપનું ચૂર્ણ ૦। તોલો અને ગોળ ૦। તોલો તેની ગોળી એક કરી ખાવી. (૬) શેકેલી હિંગ ઘીમાં ખાવી. (૭) શંખની ભસ્મ લીંબુના રસમાં ખાવી. (૮) શંખવટી (નં. ૭૬૧). (૯) આ સીવાય નં. ૪૭૮, ૭૧૬, ૭૩૨, ૭૭૨, ૭૮૩, ૭૮૭, ૭૮૮ વાળા ઉપાયો ગુલ્મમાં અજમાવવા.

**પથ્યાપથ્ય—અપથ્ય**—કુણા મૂળા, સુકાયેલાં શાક, કળથી તથા અડદ સિવાયનાં શિંગધાન્ય એટલે કઠોળ, પરેટાં તથા મીઠાં ફળ, તેનો ત્યાગ; સુકાયેલું માંસ તથા માછલાં પણ અવગુણ કરે છે. તમામ વાતહર પદાર્થો પથ્ય છે.

---

## અતિસાર–ઝાડો.

( Diarrhoea–ડાયરીયા. )

**કારણ**—ઝાડો થવાનાં કારણ ઘણાં છે. અજીર્ણ અને અતિસારનાં કારણો ઘણાં ખરાં સરખાં છે. અતિશય અને અયોગ્ય ખોરાક, કાચાં ફળ તેમજ કાચું વાસી તથા ભારે અનાજ ખાવાથી પણ ઝાડો થાય છે. ખરાબ પાણી અને ખરાબ હવા, ઋતુનો ફેરફાર, શરદી, ચિંતા, ભય, ઓચિંતી આફત, એ સર્વ અતિસારને પેદા કરે છે.

**લક્ષણ**—વારંવાર પાતળા દસ્ત થવાં, એ તેની મુખ્ય નીશાની છે, મોળ. અરૂચી, જીભ ઉપર સફેદ અથવા પીળી છારી, પેટમાં વાયુ, પવનનો ગડગડાટ, ચુંક વાયુ અથવા ખાટા ઓડકાર, વગેરે અતિસારનાં ચિન્હો છે. અતિસારના ઝાડામાં તથા મરડામાં ઘણો તફાવત હોય છે. એ વાત લક્ષમાં રાખવી. અતિસારમાં પાતળો ઝાડો છુટથી આવ્યો જાય છે અને મરડામાં આંતરડાં પુરાયેલાં હોવાથી છુટથી ઝાડો નહિ થતાં આંકડી આવીને થોડે થોડે ઝાડો આવવા ઉપરાંત આંતરડામાંથી જળસ, પરૂ તથા લોહી પડે છે.

**અતિસારના ભેદ**—દેશી વૈદકશાસ્ત્રમાં અતિસારના ઘણા પ્રકાર કહેલા છે. જે અતિસારમાં જે દોષની અધિકતા હોય છે તે પ્રમાણે તેનાં નામ આપવામાં આવેલાં છે; જેમકે વાતાતિસાર, પિત્તાતિસાર, કફાતિસાર, સન્નિપાતાતિસાર, શોકાતિસાર, આમાતિસાર, રક્તાતિસાર, પ્રવાહિકા, વગેરે આ ભેદ પ્રમાણે ઝાડાના રંગમાં તેમજ બીજાં ચિન્હોમાં તફાવત હોય છે. વાયુનો ઝાડો ઝાંખો હોય છે, પિત્તનો ઝાડો પીળો તથા રતાશવાળો હોય છે, કફનો તથા આમનો ઝાડો ધોળો તથા ચીકણો હોય છે અને રક્તાતિસારમાં લોહી પડે છે. ઝાડાના આવા સુક્ષ્મભેદ સમજીને જો ઉપાય કરવામાં આવે તો દવાની તરત અસર થાય છે. પછી કેટલાક સામાન્ય ઉપાયો પણ છે કે જે બધા પ્રકારના ઝાડા ઉપર અસર કરે છે. તથાપિ પિત્તના ઝાડામાં વાયુના ઝાડાની એટલે ગરમ દવાઓ આપવામાં આવે તો ઝાડો રોકવાને બદલે ઉલટો વધે છે અને તેમાંથી રક્તાતિસાર થઇ જાય છે. અજીર્ણનો ઝાડો ઝાંખો ધોળો હોય છે અને જો તે બહુ સખ્ત હોય છે તો કોલેરાનાં જેવાં ચિન્હો માલમ પડે છે.

**ઉપાય**—ઝાડાનો ઉપાય કરતા પહેલાં ઝાડાની પરીક્ષા કરવી જોઇએ. ઝાડાના મુખ્ય બે વિભાગ પાડી શકાય. **આમાતિસાર** અથવા કાચો ઝાડો અને **પકવાતિસાર** અથવા પાકેલો ઝાડો. પાણીમાં નાંખતાં ઝાડો ડુબે તો આમનો અપકવ ઝાડો સમજવો અને પાણી ઉપર તરે તો પાકો ઝાડો સમજવો. ઝાડો કાચો અને આમથી મિશ્રિત હોય તો તેને એકદમ રોકી દેવાની દવા આપવી નહિ જોઇએ, કેમકે કાચા ઝાડાને રોકવામાં આવે છે તો તેમાંથી ઉલટા બીજા વીકારો અને વ્યાધિઓની ઉત્પત્તિ થાય છે, જેવા કે, આફરો, સંગ્રહણી, હરસ, ભગંદર, સોજા, પાંડુ, બરલ, ગોળો, પરમો પેટના રોગો તથા જ્વર. પણ તેની સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે જો દરદી બાળક, વૃદ્ધ, અશક્ત હોઇને વધારે ઝાડાને સહન કરી શકે એવી સ્થિતિમાં ન હોય તો આમના ઝાડાને પણ એકવાર બંધ કરી દેવો.

ઝાડાનો ઉત્તમ ઉપાય લંઘન છે. પિતાતિસાર તથા રક્તાતિસાર સિવાય બીજા ઝાડામાં લાંઘણ કરવી. પણ લાંઘણ કરતાં કરદીને તરસ બહુ લાગે છે તે શમાવવા માટે ધાણા તથા વાળો ઉકાળી તે પાણી ઠંડુ કરીને પાવું અથવા ધાણા અને સુંઠનું. કે મોથ અને ખડસલીયાનું, કે મોથ અને વાળાનું પાણી પાવું.

અજીર્ણ તથા આમનો ઝાડો હોય તો લંઘન કરાવીને પછી તેને પ્રવાહી હલકું ભોજન આપવું. અને આમને પકાવે એવા દીપનપાચન અને સ્તંભન ઉપાયો કરવા.

**વાયુનો ઝાડો**—(૧) કરંજ, પીપર, સુંઠ, વરીયાળી, ધાણા તથા હરડેનો કવાથ પીવો. (૨) વજ, અતિવિષ, મોથ, ઇંદ્રજવ, તેનો કવાથ પીવો. (૩) હરડે. દેવદાર, વજ, સુંઠ, અતિવિષ તથા ગળોનો ઉકાળો પીવો. (૪) વૃદ્ધગંગાધરચુર્ણ (નં. ૭૨૦) છાસમાં પીવું. (૫) આનંદભૈરવ રસ (નં. ૪૭૭), (૬) શેકેલી ભાંગનું ચુર્ણ રાત્રે મધમાં લેવું. (૭) અફીણ તથા કેસર અકેક ચોખાભાર મધમાં આપવું. પથ્ય દહીં તથા ચોખા.

**પિત્તનો ઝાડો**—(૧) બીલીનો ગરભ, ઇંદ્રજવ, મોથ, વાળો, અને અતિવિષ તેનો ઉકાળો પિત્ત તથા આમના ઝાડાને મટાડે છે. (૨) અતિવિષ, કડાછાલ તથા ઇંદ્રજવનું ચુર્ણ ચોખાના ધોણમાં મધ નાખી આપવું. (૩) બિલ્વાદિચુર્ણ (નં. ૭૦૦). (૪) કરીયાતુ, મોથ તથા ઇંદ્રિજવનો કવાથ રસવંતી તથા મધ મેળવી પીવો. (૫) લઘુગંગાધરચુર્ણ (નં. ૭૧૨).

**કફનો ઝાડો**—(૧) લંઘન તથા પાચનક્રિયા, (૨) હરડે, દારૂહળદર, વજ, મોથ,

સુંઠ, તથા અતિવિષ, તેનો ઉકાળો. (૩) હરડે, ચિત્રકમૂળ, કડુ, વજ, મોથ, ઇંદ્રજવ તથા સુંઠનો ક્વાથ. (૪) વાવડીંગ, વજ, બીલીનાં મુળ, ધાણા તથા કાયફળનો ઉકાળો.

**આમાતિસાર**—(૧) લંઘન મરડાના ઉપાયો કરવા. (૨) એરંડીઉં પીને પ્રથમ અપક્વ આમનો નિકાલ કરવો. (૩) ગરમ પાણીમાં ઘી નાખી પીવું. (૪) સુંઠ, વરીઆળી ખસખસ તથા સાકરનું ચૂર્ણ. (૫) શુંઠીપુટપાક (નં. ૫૪૦), કુટજાષ્ટક ક્વાથ (નં. ૫૬૦), સુંઠ્યાદિ ચુર્ણ (નં. ૭૨૪).

**રક્તાતિસાર**—(૧) પિત્તના અતિસારના ઉપચાર કરવા. (૨) ચોખાના ધોણમાં ઘોળી સુંખડનું ચંદન ઉતારી તેમાં મધ તથા સાકર નાંખી પીવું. (૩) આંબાની ગોટલી છાસમાં અથવા ચોખાના ધોણમાં વાટીને આપવી. (૪) કુણાં બીલાંનો ગર ગોળમાં આપવો. (૫) જાંબુ, આંબો તથા આંબલીનાં કુણાં પાન વાટી રસ કાઢી તેમાં મધ ઘી તથા દુધ મેળવી પીવો. (૬) જંબ્વાદિસ્વરસ (નં. ૫૨૨), દાડિમાદિકવાથ (નં. ૫૮૭), વત્સકાદિકવાથ (નં. ૬૩૩), જાતિફલાદિચુર્ણ (નં. ૬૭૯).

**અતિસારના સામાન્ય ઉપચારો**—(૧) આંબાની ગોટલીનો મગજ, બીલાંનો ગરભ, તેના ચુર્ણ અથવા ક્વાથમાં મધ તથા સાકર નાખી આપવું, (૨) અફીણ તથા કેસરની અરધી ચણોઠી જેવડી ગોળી મધમાં લેવી. (૩) જાયફળ, અફીણ તથા ખારેકને નાગરવેલના પાનના રસમાં ઘુંટી વાલ પ્રમાણની ગોળી છાસમાં આપવી. (૪) જીરૂં, ભાંગ, બીલાંનો ગરભ, તથા અફીણ દહીમાં ઘુંટી વાલ એકની ગોળી આપવી. આ સિવાય આ ગ્રંથમાં આપેલા નં. ૫૩૩, ૫૩૫, ૫૩૬, ૫૫૩, ૬૭૦, ૭૦૦, ૭૪૨, ૭૭૬, વાળા ઉપાયો કરવા.

**અંગ્રેજી ઉપાયો**—(૧) હલકો ઝાડો થયો હોય તો મરીની ચા, પીપરમીંટ, તજ, એલચી, મરી, જાવંત્રી, એમાંની કોઇ દવાનો અર્ક અથવા ચુર્ણ પાણી સાથે લેવાથી ઝાડો બંધ થઇ પાચન ક્રિયા સુધરી જશે. (૨) પણ જો બાદી થઈ હોય ને ઝાડો થોડો થોડો ઉતરતો હોય તો એરંડીઉં પીવું અને પેટમાં દરદ થતું હોય તો એરંડીઆમાં આઠ દશ ટીપાં લાડેનમનાં નાખવાં (૩) અથવા કમ્પાઉન્ડ રૂબાર્બ પાઉડર ગ્રેન ૨૦ પાણીમાં આપવું. (૪) પલ્વીસ ક્રીટા એરોમેટિક—તજ ૪ ઔંસ, જાયફળ ૩ ઔંસ, કેસર ૩ ઔંસ, લવિંગ ૧॥ ઔંસ, એલચી ૧ ઔંસ, સાકર ૨૫ ઔંસ, અને ચાક ૧૧ ઔંસ તેનું ચુર્ણ માત્રા ગ્રેન ૧૦થી ૬૦ અને નં. ૧૨૯૭થી ૧૩૦૫ અને નં. ૧૫૪૩થી ૧૫૪૭ વાળા અંગ્રેજી નુસ્ખાઓ અજમાવવા.

**પેચોટી-આંબોઇ**—ઝાડો થાય છે ત્યારે કેટલાક એવું માને છે કે, નાભિ આગળની કોઇ ગાંઠ ખસી જવાથી ઝાડો થાય છે અને તેથી પેટ ચોળાવે છે. પણ પેચોટી અથવા આંબોઇ એવું નામ વૈદકના કોઇ પણ પુસ્તકમાં મળતું નથી. પેચોટી કે આંબોઇ જેવી કોઈ પણ વસ્તુ પેટમાં નથી, પણ આંતરડામાં વળ પડી જાય છે. પોચે હાથે નળ ભાંગવાથી એટલે ચોળાવવાથી આંતરડાનો વળ હોય તો તે મટીને ફાયદો થાય છે, એ વાત ખરી છે. પણ નળ જોરથી ભંગાવવાથી વખતે આંતરડાં વધારે બગડે છે.

**પથ્યાપથ્ય**—ઝાડાનાં દરદમાં ખાનપાનની ઘણીજ સંભાળ રાખવી. એકાદ દિવસ છેક લાંઘણ તાણવી. દરદ લાંબુ ચાલે તો પછી દાહ નહિ કરે એવો ખોરાક થોડો થોડો લેવો જેવો કે, ચોખા, સાબુચોખા અને તેની કાંજી, દહીંનું ઘોળવું અથવા છાશ અને ચોખા. **પથ્ય**—ઉલટી, લાંઘણ, ઊંઘ, જુના રાતા ચોખા, મસુર, તુવેર, મધ, તલ, બકરી તથા ગાયનું દુધ, દહીં, છાશ, ગાયનું ઘી, તાજાંબીલી ફળ, જાંબુ, કોઠાં, બોર, દાડમ, સર્વ તુરા

પદાર્થો, હલકું ભોજન. **અપથ્ય**—સ્નાન, અભ્યંગ, કઠણ તથા ચીકણું અન્ન કસરત, શોક, નવું અનાજ, ગરમ વસ્તુ, સ્ત્રીસંગ, ચિંતા, ઉજાગરો, બીડી પીવી, ઘઉં, અડદ, કેરી, પુરણપોળી, કોળુ, શેરડી, દારૂ ગોળ, ખરાબ પાણી, કસ્તુરી, સર્વ ભાજીપાલો, કાકડી, ખાટા પદાર્થ એ સર્વ પદાર્થો નુકશાનકારક છે.

## આમાતિસાર-મરડો.

( Dysentery–ડિસેન્ટરી. )

**કારણ**—અતિસાર રોગમાં આંતરડાંની અંદરની ત્વચાનો ક્ષોભ થવાથી પાણી જેવા ઝાડા થાય છે, પણ જો તે ઝાડા તુરત બંધ નથી થતા તો આંતરડાંની અંતર્ત્વચામાં પાતળા સ્રાવને ઠેકાણે પરૂ જેવો સ્રાવ થવા લાગે છે, તેમાં અમળાટ થવા લાગે છે અને અમળાટ આવીને વારંવાર ઝાડો થાય છે, પણ તેમાં વિશેષ કરીને મળને બદલે લોહીમિશ્રિત પરૂ પાચ પડે છે. ઘણીવાર અતિસાર એટલે પાતળો ઝાડો થયા વિના મરડો શરૂ થાય છે. આંતરડાંની અંદર મળ ભરાઇ રહેવાને લીધે તેમાં ઉષ્ણતા વધે છે, જેને લીધે આંતરડાંના અંતર્ત્વચામાં ક્ષોભ થાય છે અને પાતળા ઝાડા થયા વિનાજ મરડાઇને ઝાડો આવે છે. મરડો એ આંતરડાંની અંતર્ત્વચાનો ક્ષોભ તથા દાહ છે, અને તે ખાનપાનના દોષથી, હવાના એકદમ ફેરફારથી, ખરાબ પાણીથી, અશુદ્ધ શાક-તરકારીથી અને ભેજવાળી જગામાં રહેવાથી મરડો થાય છે.

**લક્ષણ**—મરડાની શરૂઆત બે રીતે થાય છે. એકદમ મરડો થાય છે અથવા પ્રથમ અતિસારના જેવા ઝાડા થઇ પછી તે મરડાનું રૂપ ધારણ કરે છે. અથવા પેટ કબજ થઇ સખ્ત ઝાડો કટકે કટકે આવે છે. શરૂઆતમાં લક્ષણોના આ તફાવત સિવાય બાકી સર્વ લક્ષણો બન્ને રીતમાં એક સરખાં છે. ઝાડાની હાજત વારંવાર થાય છે અને પેટમાં આંકડી આવીને ઘડીએ ઘડીએ થોડો થોડો ઝાડો આવે છે. ઝાડે જતાં કરાંઝવું પડે છે અને બેસી રહેવાનું મન થાય છે. ઝાડામાં લોહી તથા પરૂ પડવા માંડે છે. કવચિત મરડામાં થોડો કે ઘણો તાવ થાય છે, નાડી જલદ ચાલે છે, જીભ ઉપર સફેદ થર બાઝે છે. જેમ દરદ લાંબું ચાલે છે તેમ લોહી તથા આમ વધારે વધારે પડવા લાગે છે અને આંકડી તથા દરદ પણ વધતું જાય છે. મરડામાં મોટાં આંતરડાંના પડનો સોજો થાય છે તેથી તે પડ લાલ થાય છે અને પછી તેમાં લાંબાં તથા ગોળ ચાંદાં પડે છે જેમાંથી પ્રથમ લોહી અને મરડો જુનો થયા પછી પરૂ પડે છે. આ તીક્ષ્ણ મરડો ત્રણ ચાર અઠવાડીયાં કરતાં વધારે વખત લંબાય એટલે તે જુનો થયો ગણાય છે. જુનો મરડો કેટલાક મહિના કે વરસ ચાલે છે અને યોગ્ય ઉપાય કર્યાથી સુધારો થાય છે, પણ ઘણે ભાગે જુનો મરડો સહેલથી મટતો નથી અને દરદીનું શરીર ઘસાઇને અંતે પડી જાય છે.

**ઉપાય**—(૧) પ્રથમ તો પેટ તપાસવું કે આંતરડાંમાં સોજો છે કે નહિ. દાબવાથી જ્યાં જ્યાં આગળ દુખાવો માલમ પડે ત્યાં શેક કરવો. જરૂર પડે તો રાઇનું પ્લાસ્ટર મારવું અને પીડા ઘણી હોય તથા દરદી સહન કરી શકે એમ હોય તો તે ઉપર ૧-૨ ડઝન જળો મુકાવવી અને પછી ગરમ પાણીવતી શેક કરવો તથા અળશીની પોટીશ મારવી. દરદીએ ન્હાવું નહિ તેમ શરદીવાળી હવામાં જવું નહિ, પણ પથારીમાં પડી રહેવું. (૨) આંતરડાંમાંથી મળનો

ભરાઇ રહેલો કચરો કાઢી નાખવા સારૂ અડધા રૂ. ભાર હીમજ અથવા સુંઠના ઉકાળામાં એરંડીઆનો જુલાબ આપવો. ઘણીવાર તો શરૂઆતનો મરડો આવા જુલાબથીજ બેસી જાય છે, કચરો નીકળી જાય છે, દસ્ત સાફ આવે છે અને આંકડી તથા ઝાડાની હાજત બંધ પડી જાય છે. મરડાવાળાએ એરંડીયા સિવાય બીજો ભારે જુલાબ લેવો નહિ (૩) એરંડીયા તેલમાં તળીને હીમજ ૨ ભાગ, સુંઠ ાા, વળીયારી ૧, તથા સાકર ૧ ભાગ, આ પ્રમાણમાં ફાકી પણ લગભગ એરંડીયાનું કામ કરે છે. (૪) મરડાવાળાને દુધ, ચોખા, પાતળી કાંજી, અથવા દાળના સાદા પાણી સિવાય બીજો કશો ખોરાક આપવો નહિ. શરૂઆતમાં આ પ્રમાણે ઉપાયો કર્યા પછી જરૂર પડે તો નીચેના ઉપાયો કરવા. (૫) **અફીણ** મરડાનો રામબાણ ઉપાય છે, પણ યુક્તિથી લેવું જોઇએ. હિંગાષ્ટકચુર્ણ સાથે ઘઉંભાર અફીણ મેળવી રાત્રે સુતી વખત લેવું. અથવા અફીણની સાથે ાા રૂ. ભાર સુવાને જરા શેકી પાણી સાથે વાટી પીવા. મરડો તથા ઝાડો રોકવા માટે અફીણ સારૂં છે, પણ એરંડીઉં લઇ પેટમાંથી કચરો કાઢયા પહેલાં અફીણ લેવું સલાહકારક નથી, કેમકે ઉલટું ઝાડાને બંધ કરે છે. (૬) **ઓથમીજીરૂં**—ઇસબગોલ અથવા ઉંટીઉંજીરૂ મરડામાં સારૂં કામ કરે છે. દહીં સાથે અરધા અરધા રૂપીયાભાર જીરૂં દિવસમાં ત્રણ વાર લેવું. આ જીરૂં ઝાડાનો કબજો કર્યા વિના મરડાને મટાડે છે. (૭) **એરંડીઉં**—એકવાર એરંડીઉ આપ્યા છતાં મરડો જારી રહે તો એકાદ દિવસ પછી ફરીને પણ એરંડીઉં આપવું અને તે સુંઠના ઉકાળામાં, પીપરમીંટના પાણીમાં, આદુના રસમાં અથવા લાડેનમ એટલે અફીણના અર્કમાં આપવું. જેથી પેટમાં વાયુને દુર કરી ઝાડાનો રસ્તો કરે. (૮) **બીલી**—મરડાના મરજમાં બીલી અકસીર ઉપાય છે. બીલાંનો ગરભ ગોળ તથા દહીંમાં મેળવી આપવાથી મરડો શાંત પડે છે. (૯) **ઇપીકાકયુઆન્હા**—આ અંગ્રેજી ભુકી પણ મરડામાં ઘણી ઉપયોગી માલમ પડી છે. તેનામાં એક અવગુણ છે તે એ કે તે ઉલટી કરે છે તે પેટમાં ટકતી નથી, પેટમાં રહે તો તરત અસર કરે છે. તે પેટમાં ટકે એમ કરવા માટે પ્રથમ પેટ ઉપર હોજરીની ડાબી બાજુએ રાઇનું પ્લાસ્ટર મારવું અને ૧૬–૨૦ ટીપાં અફીણના અર્કમાં પીવાં. એટલો ઉપચાર કરીને પછી ઇપીકાકયુઆન્હાની ૩૦ ગ્રેન ભૂકી મધમાં ચાટી જવી. તેના ઉપર પાણી પીવું નહિ અને થોડીવાર પડી રહેવું. આમ કરવાથી ઉલટી થશે નહી. બે ત્રણ દીવસ આમ કરવાથી સારો ફાયદો થશે અને કદિ થોડી ઉલટી થશે તોપણ તેની અસર થયા વિના રહેશે નહિ. આ ભુકીને જીરવવાની બીજી યુક્તિ એ બતાવવામાં આવે છે કે, ૬ રતી એ ભુકી અને ૩ રતી અફીણ તેની મધમાં ૧૨ ગોળીઓ કરવી અને ત્રણ ત્રણ કલાકે ચાર ચાર ગોળી લેવી. (૧૦) આટલા ઉપચારોથી પણ ફેર ન પડે ને ઝાડો પાતળો પાણી જેવો આવ્યા કરે, તાવ આવે, નાડી ઉતાવળથી ચાલે અને દુખાવો જારી રહે તો સમજવું કે આંતરડામાં હજુ સોજો છે ને અંદર જખમ પડે છે. આવી સ્થિતિમાં નં. ૬૫૨ નો કવાથ, નં. ૧૨૯૭થી ૧૩૦૫ વાળા સ્તંભન નુસ્ખાઓ તથા ૧૦૪૦, ૧૦૪૧, ૫૪૫, ૫૬૦, અને ૧૫૪૮ થી ૧૫૫૧ નંબરના નુસ્ખાઓ અજમાવવા.

## સંગ્રહણી.

Sprue—સ્પ્રૂ.

**વિવેચન**—ચરકમાં કહેલું છે કે, કોઠામાં અગ્નિને રહેવાનું ઠેકાણું છે તે અન્નનું ગ્રહણ કરે છે, એટલા માટે તે સ્થળ ગ્રહણી કહેવાય છે. આ ગ્રહણી નહિ પાકેલા અન્નને ગ્રહણ

કરી રાખે છે અને પાકેલા અન્નને નીચે છોડી દે છે. આ ગ્રહણીમાં જે અગ્ની રહેલો છે તે પણ **"ગ્રહણી"** કહેવાય છે. અગ્નિ દૂષિત થઇને મંદ પડે છે, તેથી તેનું સ્થળ **"ગ્રહણી"** પણ દૂષિત થાય છે. વૈદ્યકશાસ્ત્રમાં **"ગ્રહણી"** અને **"સંગ્રહણી"** એ બેમાં કાંઇક ભેદ બતાવેલો છે. આમવાયુનો "સંગ્રહ" થવાથી "સંગ્રહણી" નામ આપેલું છે અને તે ગ્રહણી કરતાં વધારે ભયંકર રોગ છે. અહિં આપણે ગ્રહણી અને સંગ્રહણીમાં કાંઇ ભેદ કર્યા વિના સામાન્ય ઉપાયો આપીશું.

**કારણ**—અતિસાર થયા પછી પણ મંદ અગ્નિવાળા અને અહિત પદાર્થ ખાનાર માણસનો ફરી બગડેલો અગ્નિ ગ્રહણીને બગાડી અનિયમિત ઝાડા કરે છે.

**લક્ષણ**—સંગ્રહણી અપકવ અન્નનું ગ્રહણ કર્યા કરે છે અને પછી પેટ છુટી કાચા ઝાડા થઇ જાય છે. ઝાડાનો કશો નિયમ રહેતો નથી. થોડા દિવસ ઝાડા બંધ રહે છે અને પાછા થાય છે. કોઇ વખતે એકાદ ઝાડો થાય છે ને વખતે વધારે ઝાડા થાય છે. મરડાની પેઠે પેટમાં અમળાટ, આમ, વાયુ, પેટમાં વાઢ, વારંવાર ઝાડા થાય અને પાછા બંધ થાય, ખાધેલું અન્ન પચેલું હોય કે પચતું હોય તે વખતે આફરો થાય, અને જમ્યા પછી શાંતિ થાય છે. વાયુના ગોટાની, છાતીના દરદની, અને બરલના દરદની શંકા થયા કરે છે. ઘણીવારે વારંવાર પાતળો કે સુકાએલો, કાચો અને શબ્દ તથા ફીણવાળો ઝાડો થાય છે; શરીર ગળતું જાય છે, લોહી ઉડી જાય છે, છેવટ સોજા થાય છે અને ધાસણી થઇને દરદી છેવટની ઘડી સુધી બોલતો ચાલતો મરણ પામે છે. સંગ્રહણીના ઝાડામાં લોહી પરૂ અને પાચ ઘણીવાર પડે છે.

**ઉપાય**—જીર્ણ થયેલો મરડો એટલે સંગ્રહણી રોગ ઘણોજ કષ્ટસાધ્ય છે અને સામાન્ય ઉપાયોથી મટતો નથી. સંગ્રહણી રોગમાં દરદીનું જઠર એટલું બધું દૂષિત થઇ જાય છે કે તેની હોજરી કોઇ પણ જાતના ખોરાકને ધારણ કે પાચન કરી શકતી નથી. સંગ્રહણી રોગવાળાની સ્થિતિ તથા તેની હોજરી એક ન્હાના બાળકની હોજરીથી પણ વધારે નબળી થાય છે, તેથી સંગ્રહણી રોગ મટવાનો ખરો ઉપાય કરવો હોય તો તે દરદીને એક બાળક ગણીને હલકામાં હલકા પોષણથી શરૂઆત કરવી જોઇએ.

(૧) **છાસ**—સંગ્રહણી રોગને માટે સર્વોત્તમ ઉપાય છે. દવા તરીકે તેમજ ખોરાક તરીકે તેને છાસજ આપવી. શેકેલ હિંગ તથા જીરૂ, અને સીંધાલુણ નાખેલી છાસ (દહીંની તર કાઢી નાંખ્યા પછી તેમાં ચોથા ભાગનું પાણી નાખી વલોવેલ ઘાટી છાસ ) સંગ્રહણી રોગમાં ઘણીજ ફાયદારક છે. સંગ્રહણીવાળાને એકલી છાસ પોષણ આપે છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થયા પછીજ તે સાથે ભાત વગેરે હલકો ખોરાક આપવા માંડવો. મરણની પથારીને વશ થએલા અને અસ્થિગત થયેલા સંગ્રહણીના દરદીઓને છાસ જીવાડે છે, પણ ધીરજ રાખીને લાંબા કાળ સુધી એટલે મહીનાના મહીના સુધી એકલી છાસ પીને દરદીએ રહેવું જોઇએ. એ સિવાય ભયંકર સંગ્રહણીનો રોગ મટવાનો બીજો એવો સારો ઉપાય નથી. છાસ પીવા માંડે છે કે દરદીમાં જીવન આવવા માંડે છે અને છાસથીજ રોગ મટીને શરીરમાં લોહી ભરાય છે. (૨) **જીવન**—ગાયનું દુધ યોગ્ય દવાની સાથે સંગ્રહણીને મટાડે છે. અમારી ફાર્મસીમાં બનતા **જીવન** નામના જીવનીય ઔષધથી અને એકલા દુધના પથ્યથી મુશ્કેલીથી મટી શકે એવા કષ્ટસાધ્ય અને અસાધ્ય ગ્રહણી અને આમ સંગ્રહણીનાં દરદો સુધરેલાં છે. માટે સંગ્રહણીના દરદીઓએ દવાઓ પછવાડે ઝાંઝાં ફાંફાં મારી પૈસા તથા શરીરની પાયમાલી નહિ કરતાં

આવા સાદા પણ જીવિતને આપનારા પ્રયોગોનો આશ્રય લેવો. (૩) પડુષ્ણુ—( નં. ૪૨૨ ) મગનું ઓસામણ. માંસરસ ( ન ખપે તેણે તે છોડી દેવો ), ધાણા, જીરૂં તથા સીંધાલુણ નાખીને ઉપર કહેલો છાસ પાવી (૪) લાહીચૂર્ણ—ગંધક ટાંક ૨, પારો ટાંક ૨, સુંઠ માસા ૧૦, મરી ટાં. ૧, પીપર માસા ૧૦, પંચલવણ માસા ૧૦, શેકેલ અજમોદ ટાંક ૫, શેકેલ જીરૂ ટાં. ૫, શેકેલી હિંગ ટાંક ૫. શેકેલ ટંકણ ટાં. ૫, શેકેલ ભાંગ તો. ૮. તે સર્વનું ચુર્ણ. માત્રા માસા ૨–૪. અનુપાન છાસ. (૫) દુગ્ધવટી—વછનાગ તથા અફીણ ચાર ચાર વાલ, લોહભસ્મ ૫ રતી, અભ્રક ૬ રતી. દુધમાં વાટી બબ્બે રતીની ગોળી કરવી. સંગ્રહણી તથા સોજાનો ઘણો સારો ઉપાય છે. આ દવામાં એકલા દુધનું પથ્ય રાખવું એટલે દુગ્ધવટી ખાવી ત્યાં સુધી દુધ સિવાય બીજો કશો ખોરાક ખાવો નહિ. (૫) હ્રિબેરાદિ કવાથ—(નં. ૬૫૨ ) અતિસાર તેમજ સંગ્રહણીને પણ તે સુધારે છે. આ કવાથ સાથે પણ દુધ અથવા દુધ અને ચોખા સિવાય બીજું કશું ખાવું નહિ, નહિ તો દવાનો જોઇએ એવો ફાયદો મળશે નહિ. (૭) પંચામૃતપર્પટી—નં. (૪૯૬) આ દવા શાસ્ત્ર પ્રમાણે બનતી દવાઓની રસશાળાઓમાંથી મંગાવી વાપરવી. અનુપાન છાસ, જીરૂ, હિંગ, સીંધવ. પથ્ય પણ છાસ. તથા નં. ૪૭૩, ૪૭૮, ૪૮૦, ૪૮૨, ૪૮૮, ૪૮૯, ૫૦૩, ૫૦૫, ૫૭૦, ૬૭૦, ૭૦૮, વગેરે ઉપાયો અજમાવવા.

પથ્યાપથ્ય—અતિસારના રોગમાં બતાવ્યા પ્રમાણે, અથવા માત્ર દહીંનું ઘોળવું અને છાસ પાવી. સંગ્રહણીના રોગીએ બહુ ન્હાવું નહિ, ઝાઝું પાણી પીવું નહિ, ચિકાસ વાળું કાંઈ પણ ખાનપાન લેવું નહિ, ઉજાગરો કરવો નહિ, શ્રમ કરવો નહિ, અને હવાનો ફેરફાર કરવો. દરીયાની હવા તથા દરીયાની મુસાફરી વધારે અનુકુળ આવે છે.

## અરોચક—અરૂચિ—અન્નદ્વેષ.

( Anorexia—એનોરેક્ષા. )

વિવેચન—ખાવાની ઇચ્છા થાય નહિ અથવા અન્ન દેખીને તેનાપર દ્વેષ એટલે અભાવ આવે તેને અરોચક રોગ કહેવામાં આવે છે.

કારણ—આ કોઇ ખાસ જુદો રોગ હોય એમ જણાતું નથી. કેટલાક દરદોમાં ખાવાની અરૂચિ થઇ આવે છે. વિશેષ કરીને અજીર્ણમાં તાવમાં તથા કલેજાનાં અને મગજનાં દરદોમાં અરૂચિ થાય છે. શોકથી, ભયથી, પીડાથી, ક્રોધથી, અને મનને, આંખને તથા નાકને નહિ ગમનારા ખાવાના પદાર્થો દેખવાથી અરૂચિ ઉત્પન્ન થાય છે.

ઉપાય—(૧) જે કારણથી અરૂચિ થાય અથવા ભુખ મંદ પડે તે કારણને દુર કરવાનો પ્રથમ ઉપાય કરવો. ઇચ્છા અને પ્રકૃતિને અનુકુળ ખાનપાન મળવાથી ખાવા ઉપર રૂચિ થાય છે. તીખા, તમતમતા, મધુર, અને ખાટા ખારા પદાર્થો ખાવામાં રૂચિ ઉપજાવે છે માટે તેવા પદાર્થોનો ઉપયોગ કરવો. અરોચક વાયુથી થયો હોય તો વાયડા પદાર્થો ખાવા નહિ, પિત્તથી થયેલ હોય તો પિત્ત કરનારા પદાર્થો ખાવા નહિ, અને કફથી થયેલ હોય તો કફ કરનારા પદાર્થો ખાવા નહિ, કેમકે તે પદાર્થો ઉપર સ્વભાવિકપણે રૂચિ થતી નથી. ( ૨ ) બીજોરૂં—બીજોરાંની કળીઓ ઘીમાં શેકી તેમાં જરા સીંધાલુણ નાખી ખાવાથી અરોચક નાશ પામી ખાવા ઉપર રૂચિ થાય છે. (૩) શરબતો—પાકેલ આંબલીને ઠંડા પાણીમાં

ઘોળી તેમાં જોઇએ એટલી સાકર, તથા એલચી, લવિંગ, મરી તથા કપુરનું ચૂર્ણ થોડું ભભરાવી જમતી વખત પીવું. પિત્તની અરૂચિ તેથી અવશ્ય મટે છે. લિંબુ તેમજ દાડમનું શરબત પણ ઉપયોગી છે. (૪) દ્રાક્ષવટી—દ્રાખ, દાડમસાર, સીંધાલુણ, પીંપર, જરા શેકેલી હિંગ; તજ, વગેરેને લીંબુના રસમાં વાળેલી ગોળીઓ મોંમાં રાખવી, (૫) છાશ–છાશ રૂચિ કરનાર છે, રાઇ, જીરૂં, હિંગ તથા સુંઠ એ ચાર શેકેલાં અને પાંચમું સીધાલુણ તે સર્વનાં ચૂર્ણને ગાયના દહીંમાં સારી રીતે મેળવી દહીંને વસ્ત્રગાળ કરવું અને તેમાં ધાટી છાશ નાખવી. આ છાશ પીવાથી તરતજ રૂચિ થાય છે (૬) શિખંડ—એલચી, લવિંગ, મરી તથા જરા બરાસ નાખી તૈયાર કરેલો શિખંડ રૂચિકારક છે. (૭) આદુ—જમતી વખત સીંધાલુણ કે લવણ મેળવેલ આદુની કટકીઓ ખાવાથી અન્ન ઉપર રૂચિ થાય છે. આદુના રસમાં મધ મેળવીને પણ ચટાય. (૮) આ સિવાય નં. ૫૦૭, ૫૧૮, ૬૮૩, ૭૦૮, ૭૧૪, ૭૨૬, ૭૨૮, ૭૯૧ ને ૯૬૦ વાળા નુસખાઓની યોજના કરવી.

## છર્દી-ઉલટી–ઓકારી–વાંતી.

( Vomitting–વૉમીટિંગ. )

ઉલટી, બીજાં કેટલાંક દરદોનું ચિન્હ છે. તથાપિ તેને બંધ કરવાના જુદા જુદા ઉપાયો છે, તેથી તેને એક જુદા દરદ તરીકે ગણી તેના ઉપાયો આપવામાં આવેલા છે.

**કારણ**—અતિ પ્રવાહી પીવાથી, અતિ ચીકણા પદાર્થો ખાવાથી, અપ્રિય અન્નપાનથી, અતિ ખાવાથી, અહિત ખાવાપીવાથી, આમથી, અજીર્ણથી, કૃમિથી, ગર્ભથી, બગડેલ વાતપિત્તકફથી, સુગ ચડે એવા પદાર્થો જોવાથી સુંઘવાથી કે ખાવાથી, ઇત્યાદિ ઘણાં કારણોથી ઉલટી થાય છે. વિશેષ કરીને અજીર્ણ અને પિત્તના પ્રકોપથી વારંવાર ઉલટી થાય છે. એ સિવાય, સારણ, આંતરડાંનો વરમ, હોજરીનું ક્ષત, યકૃતનો વ્યાધિ, કોલેરા, પથરી વગેરે દરદો પણ ઉલટીનાં કારણો છે. કેટલાંક ઝેર પેટમાં જવાથી પણ ઉલટી થાય છે.

**ઉપાય**—કારણને અનુસરીને ઉલટીનો ઉપાય કરવો. કેટલીક વખતે ઉલટી ફાયદાને માટે થાય છે તેથી તેને થવા દેવી અને રોકવી નહિ. બહુ ખાવાથી ઉલટી થઇ વધારાનું ઠાંસેલું અન્ન નીકળી જાય છે, તેથી ફાયદો છે; જો તેમ ન થાય તો પેટનો બીજો રોગ થવાનો સંભવ છે.

**ઉપાયો–સામાન્ય**—(૧) લીંબુનું શરબત એકલું અથવા સોડાવોટર સાથે પીવું. (૨) લોબાનનાં ફુલ અથવા લોબાનનું પાણી. (૩) લીંબુનો રસ, મધ, બીસ્મથ, સોડા વિગેરે નાખી આપવો. (૪) સફેદ સુખડ ઘસીને તેના પાણીમાં આંબળાનું ચૂર્ણ તથા મધ નાખી પીવું, (૫) ખડસલીયાના હીમમાં કે કવાથમાં સાકર કે મધ નાખી પીવું. (૬) જેઠીમધ તથા સફેદ સુખડને દુધમાં વાટી પીવાથી લોહીની ઉલટી પણ બંધ થાય છે. (૭) તલશીનો રસ એલચીનું ચુર્ણ નાખી પીવો. (૮) જાંબુના પાંદડાનો રસ પીપર, મરી, સાકર, તથા મધ નાખી પીવાથી ઘણા દીવસની ઉલટી બંધ થાય છે. (૯) હરડેનું ચુર્ણ મધમાં ચાટવું એટલે દોષ ઝાડા વાટે પડી ઉલટી બંધ થાય છે, (૧૦) ગળોના રસમાં, હીમમાં કે કવાથમાં મધ નાખી પીવાથી ત્રણે દોષવાળી ઉલટી બંધ થાય છે. (૧૧) જાંબુડી, આંબો તથા વડનાં કુમળાં પાનનો ઉકાળો પીવો. (૧૨) રેશમ અથવા મોરપીંછની રાખ કરી મધમાં ચાટવી. (૧૩)

દ્રાખ તથા આંબળાં પાણીમાં થોડીવાર પલાળી રાખી ચોળીને તેનું પાણી લઇ તેમાં મધ તથા સાકર નાખી પીવાથી તાવ તથા પિત્તની ઉલટી બેસે છે. (૧૪) સોડા ૧૫ ગ્રેન અને સાઇટ્રિક એસીડ ૧૦ ગ્રેન મેળવી પીવાં. (૧૫) મોરફીઆ, બિસમથ, હાઇડ્રોસ્યાનિક એસીડનું મિક્ષ્ચર આપવું. (૧૬) દુધ તથા ચુનાનું નીતરેલું પાણી પીવાથી ઉલટી બંધ પડી પેટમાં ટકી શકે છે. (૧૭) નંબર ૫૨૩, ૬૬૩, ૭૦૮, ૯૬૨, ૯૮૬ ની દવાઓ. (૧૮) ગર્ભિણીની ઉલટી–ધાણા તથા દ્રાખનું પાણી તથા નં. ૧૨૪૮, ૧૨૫૭ નાં મિશ્રણો.

**બહારના ઉપચારો**—[૧૯) પેટ ઉપર રાઇનું પલાસ્ટર મારવું. (૨૯) લાડેનમ તથા ક્લોરોફોર્મ સરખે વજને એક રૂમાલ પર છાંટી તે રૂમાલ હોજરી ઉપર મુકી તેનાપર બીજું કપડું ઢાંકવું.

## અમ્લપિત્ત—પિત્તનો ઉછાળો.

### ( Acidity-**ઍસીડીટી.** )

**કારણ—તથા લક્ષણ**—હોજરીમાં ખટાણ થવાથી આ રોગ થાય છે. આ એક પ્રકારનું અજીર્ણ છે. જે ખોરાક ખાધો હોય અથવા ખાસ કરીને મિષ્ટ પદાર્થો–ખાંડ સાકરવાળા ગળ્યા પદાર્થો—ખાધા હોય, તેનું પાચન ક્રિયાની ભૂલ કે ખામીને લીધે હોજરીમાં પિત્ત અથવા ખટાણ થાય છે. આ ખટાણ થોડું હોય છે તો છાતીમાં જરા જરા બળે છે અથવા વાયુ ગોળો ઉપડે છે, અથવા પિત્ત ઉંચું ચડીને ખાટા ઓડકાર આવે છે. આ ખટાણ બહુ વધે છે તો ભુખ વિચિત્ર પ્રકારની અને અનિયમિત લાગે છે, માથું દુખે છે, હાથ પગમાં દરદ થાય છે, અનિદ્રા, જુસ્સો નરમ, ઉછાળો, પેટની પીપડી આગળ દરદ તથા ચામડીના કેટલાક વિકારો પણ થાય છે.

**દેશી** વૈદ્યક ગ્રંથોના અભિપ્રાય પ્રમાણે, વિરૂદ્ધ, બગડેલ, ખાટાં, બળતરા કરનારાં તથા પિત્તને વધારનારાં અન્નપાનો બહુ ખાવાથી આ રોગ થાય છે; અને અન્ન નહિ પચવું ગ્લાનિ, ઉલટીના ઉછાળા, કડવા તથા ખાટા ઓડકાર, શરીરમાં ભારેપણું, હૃદયમાં દાહ ( Heartburn ), ગળામાં દાહ, તથા અરૂચિ, એ તેનાં લક્ષણો છે. વળી અમ્લપિત્તના બે ભેદ છે, એમ કહેલું છે. ૧, ઊર્ધ્વગ એટલે ઊંચે ગતિ કરનારૂં અને ૨. અધોગ એટલે નીચે ગતિ કરનારૂં, લીલા પીળા રંગવાળી, જરા લાલ, અતિ નિર્મળ, માછલાંના ધોણ જેવી ચીકાસવાળી, કફના સંસર્ગવાળી, અને ખારા તીખા તથા કડવા રસવાળી ઉલટીઓ થાય તે ઊર્ધ્વગ અમ્લપિત્ત જાણવું; અને તૃષા, બળતરા, મૂર્છા તથા ભ્રમ કરવાવાળું વિધવિધ પ્રકારનુ અને કોઈ વખતે મોળ, ઘ્રાંમઠાં, અગ્નિમાંદ્ય, રોમાંચ (રૂંવાડાં ઊભાં થવાં, ) પરસેવો, અંગોમાં પીળાશ, એ સર્વને ઉત્પન્ન કરનારૂં પિત ગુદાવાટે અતિસારની પેઠે વહે, તે અધોગ અમ્લપિત્તછે. અમ્લપિત્તનાં ઉપર જણાવેલાં લક્ષણો ઉપરાંત બીજાં પણ અનેક લક્ષણો ક્વચિત્ ક્વચિત્ જોવામાં આવે છે, જેમકે હાથપગમાં દાહ, શરીરમાં તપારો, અન્ન ઉપર અભાવ; તાવ, ચોળ, કફ તથા પિત્તનો પ્રકોપ, અપચો અને શરીર ઉપર અસંખ્ય ફોડલીઓ રૂપે પણ અજીર્ણવિકાર બહાર નીકળે છે. હોજરીનું ખટાણ એ જીર્ણ અજીર્ણનું પણ એક લક્ષણ છે.

**ઉપાયો**–(૧) જે ખોરાક ખટાણને ઉત્પન્ન કરે તે બંધ કરવો; જેમકે કાચાંફળ, ખાટા સરકા, ખાટા દારૂ, સાકર, માખણ, આટાના સત્વ (સ્ટાર્ચ) વાળા પદાર્થો તે ન ખાવા, જેમકે

પટાટાં, આરારૂટ વગેરે (૨) અમ્લ વિરૂદ્ધ એટલે ક્ષારવાળી દવાઓનો હદમાં ઉપયોગ કરવો. જેમકે-સંચળ, સાજીખાર, મેગ્નિશ્યા, સોડા, પોટાશબાયકાર્બ વગેરે. (૩). ડાકટરો સાઇટ્રેટ ઓફ મેગ્નીશ્યાની ભલામણ કરે તે, જે દવા એકેક નાની ચમચી ભાર પ્રમાણમાં સુંઠના ઉકાળામાં કે ટિંક્ચર જીંજરનાં ટીપાં તથા પીપરમીંટ ઑઇલનાં બે ટીપાં નાંખીને પાવી. (૪) પેટ સાફ કરવા માટે મોટી હરડે, સાજીખાર તથા સુંઠની ફાકી લેવી. અથવા (૫)બાઇકારબોનેટ ઓફ મેગ્નીશ્યા લેવું. (૬) દેશી વૈદ્યક ગ્રંથોમાં પિત્તની શાંતિને માટે ક્ષાર કરતાં પિત્તશામક અને શાંતિદાયક ઉપાયોની વિશેષ ભલામણ કરવામાં આવી છે. કડવાં પરવળ અથવા કારેલી, લીંબડો, અરડુશી, મીંઢોળ, મધ તથા સિંધાલુણથી ઉલટી કરાવવી. નસોતરનું ચુર્ણ, આંબળાંનો રસ અને મધ પાઇને રેચ દેવો; એટલે બન્ને રસ્તેથી પિત્તનો નિકાલ કરી નાખવો. જવની તથા ઘઉંની મોળી કે મીઠું નાણેલી રાબડી પીવી; અથવા ચોખાની ધાણીનો સાકર તથા મધ મેળવીને સાથવો બનાવી ખાવો. (૭) ગળો, લીંબડાનાં પાન તથા કડવાં પરવળ કે કારેલીના પાનનો રસ મધ નાખીને પીવો; તેથી બહુ દારૂણ અમ્લપિત્ત મટે છે. (૮) ત્રિફલા, અરડુશીનાં પાન, ગળો, ખડસલીયો, લીંબડાની અંતરછાલ, કરીયાતુ, પરવળ તથા ભાંગરો, તેનો કવાથ મધ નાખીને પીવો. (૯) નિત્ય આંબળાંનો રસ ભોજનમાં લેવો, એટલે તેનું શરબત પીવું, અથવા દાળ શાકમાં મેળવીને ખાવો; તેનાથી અમ્લપિત્ત, દાહ, ઉલટી, અરૂચિ, વગેરે મટે છે. (૧૦) મોટી અંગુર દ્રાક્ષ તથા હીમજ સમભાગ અને તે બેની બરાબર સાકર, તેની બબે તોલાની ગોળીઓ કરીને ખાવી; તેથી અમ્લપિત્ત, હૃદય તથા ગળા સુધીની બળતરા, તૃષા, મુર્છા, ભ્રમ, મંદાગ્નિ તથા આમવાત મટે છે. (૧૧) આંબળાંનું ચુર્ણ કેળના કંદના રસમાં પીવું; (૧૨) પટોળ, અરડુશીનાં પાન, ગળો, ખડસલીયો તથા ભાંગરો, તેનો ઉકાળો મધ નાખીને પીવો. (૧૩) ચુનાનું નીતારેલું પાણી દુધ મેળવીને પીવું. (૧૪) આ સિવાય નં. ૫૦૩, ૭૪૮, ૭૭૮, ૭૮૩, ૭૯૬, ૮૦૦, ૮૧૦ ના ઉપાયો યોજવા.

પથ્યાપથ્ય-અજીર્ણ પ્રમાણે. આ રોગમાં ઔષધો કરતાં ખાનપાન ઉપર વધારે આધાર રાખવો. ઔષધોથી જેટલો ફાયદો થાય તેના કરતાં ખાનપાનની સંભાળથી વધારે ફાયદો થાય; અને ખાનપાનની દરકાર ન રહેતો દવાઓ કંઇ પણ ફાયદો કરે નહિ.

---

## યકૃત એટલે કલેજાના વ્યાધિ.

( Diseases of the Liver-ડિસીઝીસ ઑફ ધી લીવર. )

પ્રકારો—કલેજામાં નીચેનાં દરદો થઇ આવે છે.

| | |
|---|---|
| ૧. કલેજામાં લોહીનો જમાવ | ૫. કલેજાનો સંકોચ |
| ૨. કલેજાનો વરમ | ૬. પિત્તની કાંકરી |
| ૩. કલેજાનો પાક | ૭. કમળો |
| ૪. કલેજામાં પિત્તનો જમાવ | |

---

વિવેચન—યકૃત એટલે કલેજું એ શરીરમાં મોટું ઉપયોગી મર્મસ્થાન છે. તેનું મુખ્ય કામ પિત્ત (Bile)ને પેદા કરવાનું છે. પિત્તને પેદા કરવાની તે એક લેબોરેટરી છે. આપણા ખોરાકના પચનમાં તથા લોહીમાં ચઢવામાં પિત્તની જરૂર પડે છે. શરીરમાં જેટલી

મધુરતા (Sugar) ની જરૂર છે એટલી મધુરતાને જાળવી રાખનાર પણ કલેજું છે. સાકર શરીરની કુદરતી ગરમીને કાયમ રાખે છે. સાકર બનવાની આ ક્રિયામાં કાંઇ બિગાડ થાય છે તેથી મધુપ્રમેહ ( Diabetes) રોગ થાય છે. ખાનપાનની હોજરી ઉપર જેટલી અસર થાયછે તેટલી અથવા બીજે નંબરે કલેજા ઉપર થાયછે, અને દારૂ તથા માદક પદાર્થોની તો તેના ઉપર ખાસ અસર થાય છે, માટે યકૃતનું કામ નિયમિત ચાલતું રહે એવી તજવીજ રાખવી.

કારણો—કલેજાનાં જુદાં જુદાં દરદનાં જુદાં જુદાં કારણો હોય છે, તો પણ સામાન્ય કારણો નીચે પ્રમાણે છેઃ-ઊંચો મશાલાદાર ખોરાક, દારૂ, ગરમી અને એશઆરામ ભરેલી જીંદગી; તેમજ પારો, નવસાર, તાંબુ વગેરે ધાતુના ઝેરની અસર.

**કલેજામાં લોહીનો જમાવ**—(Congestion of the Liver) કલેજાની અંદરથી લોહી ફરીને જે નસો વાટે બહાર આવે છે તે નસોમાં કાંઇ અટકાવ થવાથી લોહી કલેજામાં ભરાઇ રહે છે અને કેટલેક વખતે ત્યાં સંગ્રહ થઇ લોહીનો જમાવ થતાં કલેજાનું કદ વધે છે. રક્તાશય તથા ફેફસામાં પણ એમજ બને છે. ઘણા દિવસ તાવ આવવાથી જેમ બરલની ગાંઠ વધે છે તેમ યકૃત પણ વધે છે. જમ્યા પછી દોડવાથી કે ઘણી કસરત કરવાથી કલેજામાં શુળ મારે છે, તે પણ લોહી ભરાવાને લીધે થાય છે. ગરમીમાં રહેવાથી તથા ઉંચો મશાલાદાર ખોરાક ખાવાથી કલેજું વધી આવે છે. **ચિન્હ**—કલેજું મોટું થાય છે. આંગળી મુકીને ઠોકી જોતાં તેનો સ્વાભાવિક પોલો અવાજ દબાઇને બટ અથવા બોદો અવાજ થયેલો માલમ પડશે. મોંમાં ખરાબ વાસ, અજીર્ણની નિશાનીઓ, જમણા ખભા ઉપર દરદ, પેટ ભરેલું તથા ચડેલું, અનિયમિત અને કાળારંગનો ઝાડો તથા ઉબકો અને ઉલટી, **ઉપાય**—પાતળો જુલાબ લાવવા માટે નસોતર અથવા એપ્સમ સોલ્ટ આપવું જુલાબ લાગવાથી કલેજામાં જામેલા લોહીમાં ઘટાડો થાય છે. પછી નં. ૧૨૨૬ તથા ૧૨૨૭ ની રેચક દવાઓ આપવી અને જરૂર પડે તો થોડા દિવસ જારી રાખવી. કલેજા ઉપર રાઇ મારવી શેક કરવો અળશીની પોટીશ મારવી. કળીચુનો તથા મધનો લેપ કરી રૂ દાબવું. ટિક્ચર આયોડાઇન રોજ લગાવવું. જરૂર પડે તો જળો મુકાવવી. પારાની મેળવણીવાળી દવા આપવી.

**કલેજાનો વરમ**—(Inflamation of the Liver) તાવ સાથેનાં કલેજાનાં દરદને કલેજાનો તીક્ષ્ણ વરમ અથવા લોકો તેને મુંઝારાની ગાંઠ કહે છે. કારણ-ગરમ દેશમાં વિશેષ થાય છે. દારૂ પીનારાઓને આ દરદ થવા વિશેષ સંભવ છે. ઘણી ગરમી, ઘણી ઠંડી, સન્નિપાત જ્વર, અને વાગવાથી પણ થાય છે, **લક્ષણ**—લોહીના જમાવનું આગળ વધેલું રૂપ તે વરમ છે. કલેજું વધે છે. તાવ સખ્ત આવે છે, જમણી બાજુએ દરદ, ખભામાં દરદ, કલેજાની ઉપરની બાજુમાં દરદ, અને શ્વાસ, ખાંસી તથા છીંક લેતાં તે દરદ વધે છે; ડાબી બાજુ પર સુવાતું નથી. તાવ સાથે માથું ને કપાળ દુખે, પેસાબ થોડો અને લાલ, આંખ થોડી ઘણી પીળી, સુકી ખાંસી, હેડકી તથા ઉલટી, જમણા ખભામાં દુખાવો વગેરે. **ઉપાય**—દરદી મજબુત હોય તો કલેજાપર જળો મુકાવવી. ઝાડો કબજ અને જીભ ઉપર છારી વળી હોય તો બ્લુપીલ ૬ ગ્રેન અને ઇપીકાકયુઆન્હા ૨ ગ્રેન તેની ગોળી ખાવી અને ત્રણ ચાર કલાક પછી સોનામુખીના કવાથમાં એપ્સમ સોલ્ટનો જુલબ લેવો; અથવા નં. ૧૨૨૬ વાળી ગોળી લીધા પછી ચારે કલાકે નં. ૧૨૨૭ વાળું મિક્ષ્ચર લેવું, જો ઝાડો કબજ હોય તો એની એ દવાઓ રોજ અથવા એકાંતરાં લેવી જારી રાખવી. જો મરડાના કાંઇ ચિન્હો જણાય

તો નં. ૧૨૪૦ વાળી દવા લેવી. નિત્ય રાઇ મારવી, ગરમ પાણીનો શેક કરવો, પેટ ઉપર ગરમ કપડું વીંટી રાખવું, વારંવાર ગરમાગરમ પોલ્ટીસો મારવી—લોટની અથવા અળશીની; છેવટ જરૂર પડે તો નં. ૧૨૪૦ માં કહેલ બ્લિસ્ટર મારવું.

**યકૃતનો પાક**—( Abcess of the Liver ) યકૃતના વરમમાંથી યકૃતનો પાક થાય છે. વરમ હલકો પડતો નથી તો પછી સોજો વધીને પાક પર આવે છે. ગડ થઇને ઉપાયથી બેસી જાય છે અથવા ફુટે છે. આ યકૃતનો પાક જેમ તીક્ષ્ણ વરમમાંથી થાય છે તેમ ધીમે ધીમે થયેલા સોજામાંથી પણ થાય છે. આ દરદ પણ દારૂ પીનારાઓને વિશેષ થાય છે. તાવ તથા મરડાના મરજથી પણ આ દરદ ઉપડી આવે છે. **ચિન્હો**—વરમનો તાવ હોય તો તાવ ઉતરી ગયો હોય એવામાં આ પાકને લીધે એકાએક ટાઢ ચઢીને તાવ આવે છે, વધે છે અને પરસેવો થાય છે, અને એ પ્રમાણે વારંવાર થયા કરે ત્યારે સમજવું કે કલેજાના સોજામાં પરૂ થવા માંડેલું છે; અજીર્ણના ચિન્હો જણાય, ભુખ લાગે નહિ, નાડી જલદ ચાલે અને ચહેરો લેવાતો જાય. બીજાં બધાં ચિન્હો વરમનાં હોય છે. પાંસળાં નીચે તેમજ છાતી તરફના દરદમાં વધારો થાય છે અને પરૂને લીધે અંદર લબકારા મારે છે. પરૂ વધતું જાય તેમ કલેજું મોટું થતું જાય અને કેટલાક દિવસ, માસ કે વરસ પછી કલેજાના ગડમાં મોઢું થઇ પરૂ નીકળે છે. આ ગડ બહાર ફુટે છે ત્યારે છાતી ઉપર જમણે પડખે અથવા પીઠ ઉપર, પાંસળીની નીચે, પેટ ઉપર કે વાંસામાં મોઢું કરી ફુટે છે. જો અંદર ફુટે છે તો છાતીમાં ફેફસાની અંદર અથવા પેટમા ફુટે છે. પેટમાં મોં કરવાનાં ત્રણ સ્થળ છે. આંતરડામાં, હોજરીમાં પિત્તાશયમાં અથવા પેટમાં (પેટની બખોલમાં) છુટું ફુટે છે. આંતરડામાં કે પિતાશયમાં મોં કરે છે તો પરૂ ઝાડામાં નીકળે છે, હોજરીમાં ફુટે છે તો ઉલટીમાં પરૂ નીકળે છે, અને જો પેટમાં છુટું ફુટીને પરૂ પ્રસરે તો તેને નીકળવાનો રસ્તો નહિ મળવાથી જલદી મૃત્યુ થાય છે. **ઉપાય**—જેમ બહારનાં ગડ કે ગ્રંથીને પકાવી પરૂ કાઢી રૂઝવવાની જરૂર પડે છે તેમજ આ અંદરના ગડને માટે સમજવું. સખ્ત જુલાબ કે સખ્ત દવા આપવી નહિ. શક્તિ આવે એવો સારો ખોરાક આપવો. જે જગા ઉપર ગડનું જોર અને મોં જણાય ત્યાં પોલ્ટીસ મારી જલદી ફુટે એવો ઉપાય કરવો. દરદીની શક્તિ જાળવી રાખવી એજ મુખ્ય ઇલાજ છે. પારાની કોઇ પણ દવાનો અંદર લેવાની કે બહાર લગાડવાની દવા તરીકે ઉપયોગ કરવો નહિ, તાવના જોર પ્રમાણે તાવનો ઉપાય કરવા ઉપરાંત ઝાડો કબજ હોય તો સુતી વખત કમ્પાઉન્ડ રૂબાર્બપીલ ૫ થી ૬ ગ્રેનની ગોળી આપવી અથવા સવારમાં સીડલીઝ પાઉડરનો જુલાબ આપવો. **લોશન**—નાઇટ્રીક એસીડ ૧ દ્રામ, મ્યુરિયાટિક એસીડ એટલે મીઠાનો તેજાબ ૧॥ દ્રામ અને પાણી ૧૦ થી ૧૨ ઔંસ મેળવીને તેમાં લુગડું અથવા વાદળી બોળી કલેજાના દરદવાળા ભાગ પર ચોપડવું અથવા બારીક કપડું મુકી ઉપર કેળનું પાતરૂં તથા કપડાનો પાટો બાંધવો. દોષઘ્નલેપ (નં. ૮૭૫) તથા લીંબડાના પાનની પોલ્ટીસ બાંધવી.

**પિત્તનો ઉછાળો**—( Biliousness ) કોઇ દાહકારક વસ્તુ હોજરીમાં જવાથી અથવા અવિચારપણે કેટલોક વખત સુધી ખાધેલા અયોગ્ય ખાનપાનથી હોજરી તથા યકૃત અવ્યવસ્થિત થઇને પિત્તનો ઉછાળો આવે છે. ઉછાળો અને મૂર્છા એ તેનાં ચિન્હો છે. ઉલટી થાય છે ત્યારે પ્રથમ હોજરીમાંનો પદાર્થ નીકળે છે. પછી ખાટું પિત્ત નિકળે છે અને આંતરડામાં દરદ થાય છે. **ઉપાય**—ઉલટીના રોગમાં આપેલા ઉપાયો કરવા; રાઇ તથા પાણી પાઇને

ઉલટી કરાવવી, ઉલટીને ઉત્પન્ન કરનાર વસ્તુને બહાર કાઢવી; પછી જુલાબ લેવો; સોડા-વોટર પીવું. દરદ બહુ થાય તો કાળજાની પીપડી ઉપર રાઇની પોલ્ટીસ મારવી; ઝાડો કબજ હોય તો તેનો ઉપાય કરવો. ઠંડા શરબતો તથા તાજાં ફળોનો ઉપયોગ કરવો.

**યકૃતનો સંકોચ**—(Cirrhosis)–ઘણી વખત યકૃત વૃદ્ધિ પામ્યા પછી પાછું સંકોચાઇને, હોય તેથી પણ ન્હાનું થાય છે તેને યકૃતનો સંકોચ કહે છે. આ દરદની સાથે પેટનું જળોદર જરૂર થાય છે. પગ ઉપર સોજા, કમળો, અજીર્ણ અથવા ઝાડો અને છેવટ મૃત્યુ. જળોદર થયા પહેલાં કલેજા ઉપર આયોડાઇનનું ટિંક્ચર લગાવવું અથવા ઉપર યકૃતના પાકમાં લોશન આપ્યું છે તેનો ઉપયોગ કરવો. લોકો કલેજા ઉપર ડામ દે છે તે પણ ફાયદો કરે છે. જળોદર થયા પછી તેના ઉપાયો કરવા.

**પિત્તની પથરી**—( Biliary Calculus )–પિત્તને રહેવાના સ્થાનને પિત્તાશય (Gall-Bladder )—કહે છે. આ પિત્તાશયમાં પિત્ત એકઠું થઇ આંતરડાંમાં જાય છે. પણ જ્યારે પિત્ત કાંઇ વિકારને પામે છે ત્યારે તેમાંના ક્ષાર વગેરે પદાર્થ ઘટ થઈ કઠણ પથરી જેવો બંધાઇ જાય છે, આ કાંકરી એક કે વધારે, ગોળ, ચપટી, ખુણા કે ખાડાવાળી હોય છે, કદમાં ચણોઠીથી ઇંડા જેવડી મોટી થાય છે. આ કાંકરી પિત્તાશયમાં પડી રહે છે, અથવા આંતરડાં રસ્તે ઝાડામાં નીકળી જાય છે. પિત્તની નળીમાંથી જતાં તે ઘણું દરદ કરે છે. કાળજામાં શૂળ જેવી વેદના થાય છે, દરદી તરફડીયાં તથા બુમો મારે છે, અને દરદ રહી રહીને ઉપડે છે. ઉલટી થાય છે, ઝાડો કબજ રહે છે; પથરી પછી પિતાશયમાં જાય અથવા આંતરડામાં જાય તો દરદ નરમ પડે છે, અને જો નળીમાં અટકી રહે છે તો અંતે પિતાશયમાં પિતનો ભરાવો થઇ કમળો થાય છે અને દરદી મરણ પામે છે. ઉપાય–ગરમ પાણીનો શેક, અળશીની પોલ્ટીસ, અફીણ તથા બેલાડોના મેળવીને લગાવવાં દરદ ઘણું હોય તો ઇથર અથવા કલોરોફોર્મ સુંઘાડવાં. ગરમ પાણી પાઇ ઉલટી કરાવવી, આંતરડાંમાં ગયા પછી જુલાબ આપી ઝાડાવાટે કાઢી નાંખવી.

**કમળો**—( Jaundice ) **કારણ**—પિત્તાશયનું પિત્ત આંતરડાંમાં નહી જતાં પાછું લોહીમાં દાખલ થાય તેથી અથવા પિત્ત પેદા કરવાની ક્રિયાનો અટકાવ થવાથી લોહીમાં પિત વધે છે તેથી કમળો થાય છે. પિત્ત વિશેષ પેદા થવાથી અને મળનો અવરોધ થવાથી પણ કમળો થાય છે. આ સિવાય ચિંતા, બીક, દિલગીરી, ફેફસાં, મગજ તથા રક્તાશયનાં દરદો, અજીર્ણ, તાવ, સર્પદંશ તથા બીજાં ઝેર એ સર્વ કમળાનાં કારણરૂપ થાય છે. લોહીમાં પિત્તનો વધારો થવો તેનું નામ કમળો છે. **લક્ષણ**—શરીરમાં પીળાશ એ કમળાનું સ્પષ્ટ ચિન્હ છે. આ પિળાશ પ્રથમ આંખમાં, પેસાબમાં, નખમાં અને પછી ચામડીમાં દેખાવ દે છે. સુસ્તી, આળસ, બેચેની, કળતર માથાનો દુખાવો, ઝાડાનો કબજો, અને ચળ એ તેનાં બીજાં ચિન્હો છે. કમળો બહુ વધી જાય છે તો આખું શરીર પીળું હળદર જેવું થઈ જાય છે, અને દરદીનું દુધ (સ્ત્રીનું) પરસેવો તથા આંસું પણ પીળાં હોય છે, અને કપડાંને પીળા ડાઘ પડે છે, પેસાબ પીળો કેસરીઓ કે રાતો પીળો અને કાળા વર્ણનો હોય છે. ઝાડો સફેદ, કબજ, વાયુ, ઓડકાર, અપચો, અરૂચિ અને વખતે ઝાડા ઉલટીમાં કે નાકમાંથી લોહીનો સ્રાવ થાય છે. **ઉપાય**—(૧) ઝાડો ખુલાસે થાય એવા ઉપાયો કરવા. પ્રથમ દુધ કે ઘી પાઇને પછી રેચ દેવો. (૨) ત્રિફળાના ઉકાળામાં મધ નાખી પીવું. (૩) ગોમુત્રમાં

શીલાજીત અથવા સુરોખાર લેવો. (૫) કડવાં લીંબડાની છાલનો ઉકાળો મધ નાખી પીવો. (૫) ત્રિફળા, દારૂહળદર, કડવો લીંબડો, તથા ગળો એમાંની કોઇ પણ દવાનો અંગરસ મધ નાખી પીવો. (૬) કડુ સર્વોત્તમ ઉપાય છે. તેનો ઉકાળો નવસાર તથા વિલાયતી મીઠું નાખી પીવો. (૭) નવસાર પણ કમળાનો ઉત્તમ ઉપાય છે. નં. ૧૫૨૦ થી ૧૫૨૨નાં મિક્ષ્ચરો ઉપયોગી છે. (૮) તેમજ નં. ૧૦૫૩ તથા ૧૦૫૪ ના હકીમી નુસખાઓ અસરકારક છે. (૯) ત્રિફળાદિ કવાથ (નં. ૫૭૮) સારો ફાયદો કરે છે.

**યકૃતના તમામ વ્યાધિના સામાન્ય ઉપાયો**—(૧)—યકૃતના તમામ વિકારોમાં બહુધા ઝાડો કબજ હોય છે. માટે ઝાડાનો ખુલાસો રહે એવો ઉપાય ચાલુ કરવો. એટલુંજ નહિ, પણ ઝાડો કબજ ન હોય તો પણ ઝાડાની વિશેષ પ્રવૃત્તિ કરવી. (૨)—નસોતરને પાણીમાં વાટી તેમાં એરંડીઉ તેલ તથા દુધ મેળવી ઉકાળી પીવું. અથવા એકલું નસોતર દુધમાં વાટી દુધમાં પાવું, અથવા એકલું એરંડીઉં દુધમાં પાવું. (૩)—ગરમાળાના ગોળમાં દુધ નાખી ઉકાળીને પાવું. (૪)—કુંવારનો રસ હળદરનું ચૂર્ણ મેળવીને પીવો. (૫)—હીમજ, તથા રક્તરોહીડાનો કવાથ જવખાર તથા પીપરનું ચૂર્ણ નાખીને તે સવારમાં પીવો.

**પથ્યાપથ્ય**—ભારે, ખાટો, અને ચીકણો ખોરાક, ઘી, તેલ વગેરે ચરબીવાળા પદાર્થો, અને દારૂની પરેજી રાખવી. પાંડુરોગ પ્રમાણે પથ્યાપથ્યનો નિયમ પાળવો. કમળામાં લોકો દુધ ખાવાની મના કરે છે, પણ તે નિષ્કારણ મના છે. માફકસર દુધ ખાવામાં કશો બાધ આવતો નથી. તર તથા ચીકાસ કાઢીને દુધ વાપરવું.

## પ્લીહ—બરલ—તલ્લી.

( Spleen—સ્પ્લીન. )

**વિવેચન**—ઉદર રોગમાં પ્લીહોદર નામના પ્રકારમાં પ્રથમ થોડું વિવેચન કરેલું છે.

**કારણ**—ઘણા દિવસ સુધી તાવ શરીરમાં રહેવાથી, મેલેરિયા એટલે ખરાબ પાણીના તાવથી, અથવા મેલેરીયાવાળા પ્રદેશમાં વસવાથી, અથવા મીઠા અને ચીકણા પદાર્થો ખાવાને લીધે લોહીનો સંચય થઇને બરલ વધે છે. જલદ ઘોડા ઉપર સ્વારી કરવાથી કે અતિ મહેનતનું કામ કરવાથી પણ બરલ પોતાના સ્થાનથી ચલિત થઇ નીચે ઉતરે છે.

**લક્ષણ**—પેટની ડાબી બાજુ ઉપલી તરફ પાંસળીઓ નીચે બરલનું સ્થાન છે. બરલ તેની અસલ સારી સ્થિતિમાં હાથ લગાવવાથી માલમ પડતી નથી, પણ વધે છે ત્યારે તે સ્થાનમાં આંગળાં વડે દાબી જોવાથી બરલ બહાર વધેલી માલમ પડે છે, અને દરદ થાય છે. બરલવાળા દરદીને ઝીણો તાવ રહ્યાં કરે છે ને વખતે વખતે વધારે જોરવાળો તાવ આવી જાય છે. બરલના સ્થળમાં દબાવવાથી દરદ, ઝાડાનો કબજો, પેસાબ થોડો અથવા લાલ, શ્વાસ, ખાંસી, મંદાગ્નિ, વિવર્ણતા, ફીકાશ, દુર્બળપણું, કવચિત્ પાણીની તરસ અને ઉલટી, મોંમાં બેસ્વાદ, આંખો તથા હાથની આંગળીઓમાં પીળાશ, આંખે અંધારી, મુર્છા વગેરે જણાય છે.

**ઉપાય**—બરલવાળા રોગીનું પેટ સાફ રહે એવો ઉપાય પ્રથમ કરવો. એકદમ સખ્ત

રેચ આપવો નહિ. સામાન્ય બીજા ઉપાયો—(૧) મોટી હરડેની ફાકી તો. ০৷ થી ০৷৷ એટલાજ જુના ગોળ સાથે કે સાજીખાર સાથે ગરમ પાણીથી કેટલાક દિવસ સુધી લેવાથી દસ્તનો ખુલાસો થઇ બરલ સારી થાય છે. (૨) ૨–૩ પીપર પાણીમાં વાટીને પીવાથી કે જુના ગોળમાં મેળવી ચાટવાથી બહુજ સારો ફાયદો થાય છે. (૩) લસણ, પીપરીમુળ તથા હરડે ખાઇ ઉપરથી ગોમૂત્ર પીવું. (૪) શંખભસ્મ તો. ০৷ મોટા લીંબુના રસમાં પીવી. છીપની ભસ્મ પણ એવોજ ફાયદો કરે છે. (૫) શેમળાના ફુલને સારી પેઠે બાફી રાતવાસી રાખી તેના પાણીમાં રાઇનું ચૂર્ણ નાખી પીવાથી ફાયદો થાય છે. જુની બરલમાં રેચની દવા નહિ દેવી. કેમકે તેથી વખતે ઉદરનો રોગ થઇ જાય છે અને કામ કઠણ થાય છે. બરલની સાથે બીજા રોગ હોય તો સાથે તેના ઉપાયો પણ કરવા. બરલવાળાને જોરાવર તાવ આવે તો તાવને વિરૂદ્ધ પડે એવા બરલના ઉપાય છોડી દઇને માત્ર તાવનો ઉપાય ચાલુ રાખવો. બરલ સાથે ગ્રહણીનો રોગ હોય તો આરામ થવો મુશ્કેલ છે. બીજા ઉપાયોમાં વર્ધમાન પિપ્પલી (જુવો પાનું ૩૦૦), મંડુરભસ્મ (નં. ૪૬૨), લોહભસ્મ (નં. ૪૬૪), પિપ્પલી-ચૂર્ણ (નં. ૬૯૭), મંડુરવટી (નં. ૭૫૨), અભયારિષ્ટ (નં. ૭૭૨), દશમુળારિષ્ટ (નં. ૭૭૭), કનકાસવ (નં. ૭૮૧), કુમારિકાસવ (નં. ૭૮૩), લોહાસવ (નં. ૭૮૮), ચિત્ર-કહરીતકી (નં. ૭૯૮), ક્વીનાઇન (નં. ૧૧૦૨), તથા નં. ૧૦૪૯ થી ૧૦૫૨ના પ્રયોગો અજમાવવા.

**પથ્યાપથ્ય**—ઉદર રોગ પ્રમાણે.

---

## કૃમિ–જીવડા.

### ( Worms—વર્મ્સ. )

**વિવેચન**—કૃમિ અથવા જીવડાને લીધે શરીરમાં જે વિકારો થાય છે, તે તરફ ઉપ-ચારકોનું લક્ષ ઘણું ઓછું હોવાથી તેને બહુ વજન અપાતું જણાતું નથી; પણ ખરૂં જોતાં કૃમિ અથવા જંતુઓ શરીરની જેટલી ખરાબી કરે છે તથા જેટલા વિકારો ઉત્પન્ન કરે છે, એટલી ખરાબી તથા એટલા રોગ બીજાં થોડાંજ કારણોથી થતાં હશે. કૃમિરોગ ઉપર દેશી તેમજ અંગ્રેજી ગ્રંથોમાં ઘણા વિસ્તરથી વિવેચન કરેલું છે અને ઘણી ઘણી સૂક્ષ્મ વાતો સમજવા જેવી છે, પણ સ્થળ સંકોચને લીધે અહીં સંક્ષેપમાં તેનો ઉપચાર લખવામાં આવે છે.

**પ્રકાર**—કૃમિની મુખ્ય બે જાત છે. **બાહ્યકૃમિ**–એટલે બહારના જુ, લીંખ, વગેરે; **આભ્યંતર કૃમિ**–એટલે શરીરની અંદરના તાંતણા જેવા ગોળ, ચપટા કૃમિ. કોઇ કૃમિ ૨૦ થી ૩૦ ફીટ લાંબો હોય છે, આમાંના કેટલાક કફમાં, કેટલાક લોહીમાં અને કેટલાક ઝાડામાં પેદા થાય છે. મુંબઇના મેડિકલ પ્રદર્શન (૧૯૦૯)માં એક લાંબી દોરી જેવડો કૃમિ મૂક-વામાં આવ્યો હતો, તેના ગુંચળાંથી કાચની આખી બરણી ભરાઇ ગઇ હતી.

**કારણ**—બહારના કૃમિ શરીર તથા કપડાંના મેલ અને અસ્વચ્છતાથી થાય છે, અને અંદરના કૃમિઓ અજીર્ણમાં જમનારને, મીઠા તથા ખાટા પદાર્થો ખાનારને, પાતળા પદાર્થો ઉપર પ્રીતિ રાખનારને, લોટ ગોળની મેળવણીવાળા પદાર્થ ખાનારને, દિવસે ઉંઘનારને અને વિરૂદ્ધ અન્નપાન ખાનારને ઉત્પન્ન થાય છે; ઘણો વનસ્પતિનો ખોરાક, ઘણો મેવો, તથા ઘણી મીઠાશ ખાવાથી કૃમિની ઉત્પત્તિ થાય છે. ઘણી વખત કૃમિનાં ઈંડાં ખોરાકની સાથે પેટમાં દાખલ થાય છે અને આંતરડાંમાં તેમનું પોષણ થતાં તેમાંથી વૃદ્ધિ થાય છે.

**લક્ષણ**—બહારની જુઓ તથા લીખો પ્રત્યક્ષ દેખાય છે અને ચામડી ઉપર ફ્રામઠાં, ફોલ્લીઓ, ચળ તથા ગડગુમડ એ અંદરના કૃમિજન્ય રોગના પ્રત્યક્ષ વિકારો છે.

**કફથી** ઉત્પન્ન થયેલા કૃમિમાં કેટલાક ચામડાથી મોટી દોરી જેવા, કેટલાક અણુશીયાં જેવા, કેટલાક અનાજના અંકુરો જેવા થાય છે, કેટલાક ઝીણા ને લાંબા, અને કેટલાક બારીક થાય છે. કેટલાક ધોળા ને રાતી ઝાંઇવાળા થાય છે. તેની ૭ જાત છે. તેનાથી મોળ, મોંમાં લાળ, અપચો, અરૂચિ, મૂર્છા, ઉલટી, તાવ, પેટ ચડવું, ઉધરસ, છીંક, સળેખમ એ તેનાં લક્ષણો છે. **લોહીથી** થનારા ૬ પ્રકારના કૃમિઓ લોહીમાં હોય છે અને સૂક્ષ્મદર્શક યંત્રવડે જોઇ શકાય છે. તેનાથી કુષ્ટ એટલે ચામડીનાં દરદો થાય છે. **વિષ્ટાથી** એટલે ઝાડામાં થનારા કૃમિ ગોળ, ઝીણા તથા જાડા, રંગે ધોળા, પીળા, કાળા તથા અતિ કાળા પણ થાય છે. તેની પાંચ જાત છે. તે કૃમ જ્યારે હોજરી સન્મુખ ગતિ કરે છે ત્યારે ઝાડો, ગોરો, મળનો અટકાવ, શરીરમાં દુર્બળપણું, ખરસટપણું, વર્ણ ફીકો, રૂવાડાં ઉભાં થવાં, મંદાગ્નિ તથા ગુદામાં ચળ થાય છે.

કૃમિ વિશેષ કરીને બાળકોને થાય છે. તેમને કૃમિથી ભુખ જતી રહે છે અથવા આખો દિવસ ખાખા કર્યા કરે છે, પાણીની તરસ, નાક ચોળવું, પેટમાં પીડા, મોંમાં ખરાબ વાસ, ઉલટી, બેચેની, અનિદ્રા, સફરામાં તથા ગુદાદ્વારમાં કરડે તથા ચળ આવે, ઝાડો પાતળો આવે તથા તેમાં કરમીયાં પડે, કોઇ વખત મોંમાંથી પડે તે સાથે થોડો ઘણો તાવ, તાવ સાથે લવારો, બકારી થાય, બાળક ઉંઘમાં દાંત કરડે, ઝબકી ઉઠે અને આંચકી તથા ખેંચતાણ પણ થઈ આવે છે. કૃમિનાં કેટલાંક એવાં ચિન્હો થાય છે કે મોટા મોટા વૈદો અને ડોકટરો પણ ગુંચવાડામાં પડે છે. કોલેરા, અપસ્માર અને દીવાનાપણાનાં ચિન્હો પણ ઘણી બાર કૃમિથી થાય છે.

**ઉપાય—ગોળકૃમિ** (૧) **સેન્ટોનાઇન** સાદો અને સારો ઉપાય છે. ૧ થી ૫ ગ્રેન દવા સાકરની સાથે રાત્રે આપવી, અને સવારમાં થોડું એરંડીઉં પાવું એટલે ઝાડામાં કરમીયાં નીકળી પડશે. પેટમાં વધારે કરમીયાંની શંકા રહે તો એકાદ દિવસ પછી ફરી પણ એ પ્રમાણે કરવાથી બધાં કરમીયાં નીકળી પડશે. કવચિત બાળકોને એ પ્રમાણે બે ત્રણ દિવસમાં ૫૦ થી ૧૦૦ કરમીયાં સુધી નીકળી પડે છે. કેટલાક લોકો એવું માને છે કે કરમીયાંની કોથળી છુટી પડે છે તો બાળક મરી જાય છે, પણ તે વહેમની વાત છે. સેન્ટોનાઇનને બદલે બજારમાં "લોઝેન્જીસ" એટલે ગોળ ચપટી ટીકડીઓ વેચાય છે જેમાં સેન્ટોનાઇન સાથે સાકર તેમજ કેલોમેલ પણ મેળવેલ હોય છે, જે ન્હાનાં બાળકો ખાવાની વસ્તુ તરીકે ખાઇ શકે છે, માટે તેનો ઉપયોગ કરવો. (૨) **કયાલોમેલ**—એકલું અથવા તેની સાથે સેન્ટોનાઇન તથા સોડા મેળવીને આપવું, (૩) **સ્કેમોની, જાલપ, રૂબાર્બ, એરંડીઉં, નસોતર**—એ સર્વ જુલાબ આણવાની સાથે કૃમિને પણ ઝાડામાં કાઢે છે. સ્કેમોની, જાલાપ તથા કેલોમેલ ત્રણ સાથે પણ આપી શકાય. (૪) **ટરપેન્ટાઈન**—કૃમિને પાડે છે. માત્રા ૪ ડ્રામ, તેની સાથે એરંડીઉં ૪ ડ્રામ, ગુંદરનું પાણી ૪ ડ્રામ અને સુવાનું પાણી ૨ ઔંસ મેળવવું. (૫) **દાડમનાં** મૂળની છાલ ૧ તોલો તેની ભુકીના બે ભાગ કરી સવાર સાંજ અકેક ભાગ સાકર સાથે ખાવો અને બીજે દિવસ વિલાયતી મીઠાનો જુલાબ લેવો. (૬) **વાવડીંગ**—કૃમિનો સારો ઉપાય છે. વાવડીંગ ૨ વાલ, છોલેલ

નસોતરની ભુકી ૧ વાલ તથા કપીલો ૧ વાલ તેને ૧ ઔંસ ગરમ ખળખળતા પાણીમાં ૦। કલાક ભીંજવી રાખો તેનું નીતરૂં પાણી બબ્બે ચમચી ત્રણ ત્રણ કલાકે બે ત્રણ વાર આપવું તેથી કૃમિ હશે તો પડશે, તાવમાં આ દવા ન આપવી. **ચપટાકૃમિ**—(૭) પ્રથમ જુલાબ આપવો પછી **કયાલોમેલ** આપવું. ફરી જુલાબ આપવો. (૮) **મેલફરનું** તેલ આવે છે તેનાં ૩૦ થી ૪૦ ટીપાં સુંઠના પાણીમાં આપવાં અને ચાર કલાક પછી એરંડીયું અથવા જાલપનો જુલાબ આપવો. **તાતણા જેવા કૃમિ**–(૯) **કયાલોમેલ** તથા **સેન્ટોનાઇન** અપવાથી નીકળી જાય છે પણ ફરી ફરી થાય છે, માટે મીઠાના પાણીની, કવાસ્યાના પાણીની અથવા લોઢાનો અર્ક અને પાણી મેળવીને તેની ગુદામાં પીચકારી મારવાથી કૃમિ ધોવાઇને નીકળી જશે. (૧૩) **મીઠું**–૦॥ થી ૧ ડ્રામ મીઠું, ૩–૫ ઔંસ પાણીમાં મેળવી ગુદા વાટે સફરામાં પીચકારી મારવી તેથી ચરમનાં ગુંચળાં નીકળી પડશે. (૨૧) પીચકારી માટે એ સિવાય **ચુનાનું પાણી** તેમજ ટિંક્ચર ઓફ સ્ટીલ અથવા તેને બદલે સીતાબનાં પાંદડાં વાટી કરેલું પાણી, તેની પીચકારી પણ ફાયદો કરે છે. રોજ પીચકારી મારવી અને ૩–૪ દહાડે જુલાબ આપવો. **બીજા ઉપાયો**—(૧૨) **પિત્તપાપડાની** ભુકી ૦। તોલો, વાવડીંગ ૦। તોલો, છાસમાં પાઇને બીજે દહાડે જુલાબ આપવો. (૧૩) **ભેરવસીંગ** એટલે કૌચની કાંટાવાળી શીંગ દુધમાં નાંખી કાંટા ધોઇ લઇ તે દુધ પાવું, અને બીજે દીવસ જુલાબ આપવો. (૧૪) **પિત્તપાપડો** તથા કાળીજીરી આપવાં. (૧૫) **કીડામારી** પાણીમાં વાટીને પાવી. (૧૬) વાવડીંગના કવાથમાં વાવડીંગની ભુકી નાખી પાવી, અથવા ચૂર્ણ મધમાં ચટાડવું. (૧૭) ખાખરાની શીંગો (પિત્તપાપડો) ના રસમાં અથવા વાટીને કરેલા પાણીમાં મધ નાખી પાવું. (૧૮) કપીલો રૂ. ૦॥ ભાર તથા ગોળ. (૧૯) વાવડીંગ, ઇંદ્રજવ તેને શેકીને કરેલું ચૂર્ણ. (૨૦) લીંબડાના પાનનો રસ મધ નાખીને પીવો. [૨૧] ત્રિફળાદિ કવાથ (નં. ૫૭૭) કૃમિ તથા કૃમિથી થનારા સર્વ વિકારોને મટાડે છે. કૃમિથી લોહી બગડી શરીરપર ગડ તથા ફુટ થઇ આવે છે અને દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે. આ કવાથનું લાંબો વખત સેવન કરવાથી દરદ નિર્મુળ થાય છે. (૨૨) કૃમિ નીકળી ગયા પછી બાળકની તંદુરસ્તી સુધારવા માટે ટિંક્ચર ઓફ સ્ટીલ ટીપાં ૧૦, એક ઔંસ પાણીમાં કેટલાક દિવસ સુધી પાવું (૨૩) અથવા નં. ૪૮૪, ૫૦૫, ૭૪૧, તથા ૧૫૯૭ ના નુસ્ખાઓ ફાયદો કરે છે.

**પથ્યાપથ્ય**—તલનું તેલ, તીખા અને કડવા પદાર્થ, મીઠું, ગોમૂત્ર, મધ, હિંગ અજમો, લીંબુ, લસણ, કફનાશક તથા રક્તશોધક પદાર્થો, હિતકારક છે. **અપથ્ય**—દુધ, માંસ, ઘી, દહીં, પાંદડાંવાળાં શાક, ખાટો તથા મીઠો રસ, અને આટાના પદાર્થો એ કૃમિને ઉત્તેજન આપનાર છે. કૃમિવાળાં બાળકોને રોટલો કે રોટલી આપવી ને તેમાં મીઠું નાખીને તથા તવા ઉપર તેલથી તળીને આપવી વધારે સારી છે, તેલ કૃમિ ઉપર બહુજ ફાયદો કરે છે.

## અર્શ–હરસ–મસા—બવાસીર.

( Piles—પાઇલ્સ. )

**વિવેચન**—ગુદાની આસપાસ કોર ઉપર અથવા સફરાની અંદર બારીક શિરાઓનાં જાળાં ફુલીને વધવાથી જે મસા થાય છે તેને "હરસ" કહે છે. દેશી વૈદક ગ્રંથો પ્રમાણે દોષના બળ પ્રમાણે અર્શ ૭ પ્રકારના છે. ૩ પ્રથક ત્રણ દોષના, ૪ ત્રિદોષના, ૫ લોહીના અને

૬ સહજ એટલે વારસામાં ઉતરેલા. હરસની મુખ્ય જાત બે છે. "બાહ્યાર્શ" એટલે બહારના હરસ, જેમાં મસા નજરે દેખાય છે અને હાથવતી સ્પર્શ કરતાં માલમ પડે છે અને "અંતરાર્શ" એટલે સપ્રરાની અંદરના હરસ; અંદરના હરસમાંથી વારંવાર લોહી પડે છે. બહારના હરસ પણ ઘણીવાર દુઝે છે. કફજન્ય હરસમાંથી લોહીને બદલે ચીકણું પાણી પડે છે.

કારણ—આખો દહાડો બેશી રહેવું, થોડી મહેનત છતાં ઘણો ખોરાક ખાવો, ઘણો મશાલો વાપરવો, જલદ દારૂ પીવો, ઘણા ઉના કે ઘણા ઠંડા પદાર્થો ખાવા, હમેશની કબજીયત, વારંવાર સખ્ત રેચ, સ્ત્રીઓને ગર્ભનું દબાણ, કલેજું, બરલ, ગાંઠ, સંગ્રહણી વગેરે રોગ, એ સર્વ હરસને જન્મ આપે છે. ટુંકામાં જઠરાગ્નિ મંદ પડવાથી અથવા પાચનક્રિયા બગડવાથી જે જે રોગો થાય છે તે રોગો હરસના રોગનું તેડું કરે છે.

લક્ષણ—બહારના હરસ—મળદ્વારની કોર ઉપર થાય છે. તેમાં પ્રથમ ચામડીની કરચલી પડવા માંડે છે તથા વધીને મસા જેવા થાય તથા આકાર બિલાડીના આંચળ જેવો હોય છે. કદમાં નાના તેમજ મોટા પણ થાય છે. નાના હોય છે ત્યારે બહુ દરદ કરતા નથી. જરા ખરજ તથા ગરમી જણાય છે; મોટા થાય છે ત્યારે તેમાં પીડા થાય છે, બેસણીના સર્વ ભાગમાં દુખાવો થાય છે. આ હરસના મસા પાકીને ફુટે છે અથવા લોહી જામી જઇ હરસ ગંઠાઇ ગયા પછી શાંત પડે છે. અંદરના હરસ—અંદરના હરસમાં સફરામાં ચળ તથા ચટપટી લાગે, આગ બળે, દરદ થાય, ઝાડામાં કરાંજવું પડે, ઝાડો કબજ અને ગંઠાઇને આવે તે વખતે દરદીને બુમો પાડવા જેટલું દરદ થાય, સફરો ઘસાઇને મસામાંથી લોહી પડે, ઝાડો કરાંજવાથી સપ્રરાનું રસપડ ખેંચાઇને બહાર આવે છે અને વખતે આખું રસપડ એટલે આમળુ બહાર આવે છે અથવા શિરાનાં છુટાં છુટાં ગુંચળાં બહાર આવે છે. સપ્રરાનાં દરદ સાથે કમરમાં; પેડુમાં અને જાંગમાં દરદ તથા કળતર થાય છે. લોહી પડયા પછી મસા નરમ પડે છે અને દરદીને આરામ મળે છે. પણ જો લોહી વારંવાર અને મોટા જથામાં પડે છે તો દરદી એકદમ નબળો પડી લેવાઇ જાય છે, ચહેરો ફીકો પડે છે, અને ચક્કર આવે છે. હરસનું લોહી લાલ કીરમજી રંગનું હોય છે અને ટીપે ટીપે અથવા શેડ ફુટીને લોહી દુઝે છે.

ઉપાય—(૧) જે કારણથી હરસની ઉત્પત્તિ થઇ હોય તે કારણ રોકવાનો ઉપાય કરવો. અને બીજી તરફથી થયેલ હરસને મટાડવાનો ઔષધોપાય કરવો. ખોરાક પચે અને ઝાડો નરમ તથા સાફ આવે એવો ઉપાય કરવો એ હરસનો સર્વથી અગત્યનો ઉપાય છે. (૨) છાશ—હરસનો ઘણો પ્રશસ્ત ઉપાય છે. ઘાટી છાશમાં મીઠું કે સીંધાલુણ નાખીને તે ખોરાકની સાથે લેવી તેથી વાયુ, તથા મળને રસ્તે ચઢાવે છે, તથા બળ, વર્ણ અને અગ્નિ વધારે છે. (૩) સુરણ—હરસનો એવોજ બીજો સારો ઉપાય સુરણ છે. સુરણનું યુક્તિથી સેવન કરવામાં આવે તો તે હરસનું મુળ કાઢે છે. સુરણનું શાક, સુરણની પુરી, સુરણના લાડુ, શીરો વગેરે થઇ શકે છે. "લઘુસુરણમોદક" તથા "બ્રહદસુરણમોદક" માં મુખ્ય ભાગ સુરણનો આવે છે. (૪) નાગકેસર—રક્તાર્શ એટલે લોહી પડતું હોય તો તેને અટકાવવામાં સારૂં કામ કરે છે. નાગકેસરનું ચૂર્ણ, કાળા તલ તથા સાકર માખણમાં આપવાથી લોહી અટકી જાય છે. (૫) ભીલામાં—ભીલામાં પણ હરસમાં સારો ફાયદો આપે છે, પણ પ્રકૃતિ, ઋતુ તથા પથ્યાપથ્યનો વિચાર કરીને ઉપયોગ કરવો. તલ, ભીલામાં, હરડે અને ગોળ—સમભાગ લઇ તેના મોદક (લાડુ) કરવા અને તે પ્રમાણે ખાવા. (૬) હરડે—હરસમાં હીંમજ તથા હર-

ડેનું સેવન પણ ઘણો સારો ફાયદો આપે છે. દસ્તને સાફ લાવે છે. હરડેનું ચૂર્ણ જુના ગોળમાં ખાવું અથવા છાશમાં પીવું. (૭) હરસના બીજા કરવા લાયક શાંત ઉપાયો. (૮) રતાંજલી, કરીયાતું, રાતો ધમાસો, મોથ, દારૂહળદર, તજ, વાળો અને લીમડાની છાલ, તેનો ક્વાથ લોહીને બંધ કરે છે. (૯) માખણ અને તેલ ખાવાનો અભ્યાસ રાખવો અથવા દહીં ઉપરની તર વિનાનું દહીં ખાવું તેથી પણ લોહી બંધ પડે છે. (૧૦) ઝીણી એલચીના દાણા ૧, તજ ૨, તમાલપત્ર ૩, નાગકેસર ૪, મરી ૫, પીપર ૬, સુંઠ ૭, એ પ્રમાણમાં લઇ તેમાં તે સર્વના વજન જેટલી સાકર મેળવીને તે ચુર્ણ ખાવાથી હરસ, મંદાગ્નિ, ગોળો, અરૂચિ, શ્વાસ, ગળાના તથા છાતીના રોગ મટે છે. (૧૧) ગંધકનાં ફુલ બે આંસ, ક્રિમ ઓફ ટાર્ટ ૨ ૪ ડ્રામ, મધ અથવા નારંગીનું શરબત ૨ આંસ મેળવીને તેમાંથી દર ટંકે ૧ ડ્રામ ચાટવું, (૧૨) ચણકબાબ ૨ તોલા, મરી ૦। તોલો, મધ ૨ તોલા, સુવા ૧ તોલો તેનું ચુર્ણ—માત્રા, ૦॥ તોલો, (૧૩) સાકર તોલા ૧૫, સુરણ તોલા ૫, સફેદ ચણોઠી ૧ તોલો અને સુવા ૧ તોલો તેનું ચૂર્ણ મધ અથવા માખણમાં ચાટવું, માત્રા ૧ ડ્રામ. બહારના ઉપચારો—(૧૪) ઠંડું પાણી અથવા ઠંડા પાણીનું પોતું રાખવું, (૧૫) ત્રિફલાના ઉકાળામાં લુગડું બોળી પોતું મુકવું. (૧૬) માયાં ૧, અફીણ ૦॥, માખણ અથવા સાદો મલમ ૨॥ તોલા. તેનો મલમ અંદર તેમજ બહાર લગાડવો—લોહી બંધ કરવા માટે. (૧૭) હીરાકશી ૧૨ રતી અને ૩ તોલા પાણી તેની રાત્રે પીચકારી મારવી અગર, (૧૮) ફટકડી અથવા માયાં ૨ રતી અને પાણી ૧ ઔંસ તેની પીચકારી લેવી. (૧૯) ટિંક્ચર ઓફ સ્ટીલ ૨૦ ટીપાં પાણી ૨ તોલા તેની પીચકારી. આ ઉપાયોથી મસામાંથી પડતું લોહી બંધ થાય છે અને સફરાની અંદર ઝાડો ભરાઇ ગયો હોય તો તે પણ બહાર નીકળી સફરો સાફ થાય છે. (૨૦) નં. ૮૫૦ નું તેલ તેમાં રૂનું પોતું બોળીને સફરામાં મુકવું. (૨૧) નં. ૫૪૧, ૬૯૨, ૭૦૧, ૭૨૬, ૭૩૭, ૭૪૯, ૭૫૦, ૭૫૧, ૭૭૪, ૭૭૭, ૭૯૫, ૯૬૪, ૯૭૦ ના ઉપાયો અજમાવવા.

**પથ્યાપથ્ય**—ગરમ તથા દાહકારક ખોરાક ખાવો નહિ, ઝાડાનો કબજો કરે એવો વાયુકર્તા ખોરાક પણ ખાવો નહિ, દસ્ત સાફ આવે એવો ખોરાક તથા દવાનું સેવન કરવું. નિત્ય અગ્નિ પ્રદીપ્ત કરનારૂં ખાનપાન લેવું. ચાલતાં સુધી મસા કઢાવવા નહિ. મસા કાઢવાના અણઘડ ઉપાયો કરનારા લેભાગુ ભમનારાઓથી ભમાઇ ખરાબ થવું નહિ. એવા લેભાગુઓથી ભમાઇને મસા કઢાવી ઘણા માણસોને પસ્તાતા જોયા છે.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## મૂત્રાશય સંબંધી દરદો.

## ( DISEASES OF THE URINARY SYSTEM. )

મૂત્રાશયમાં બે ગુરદા, બે મૂત્રનલિકા અને બસ્તિ આવેલ છે. આ પ્રકરણમાં મૂત્રાશયનાં તમામ દરદોનો સમાવેશ કરેલો છે. ઘણું કરીને મૂત્રાશયનાં દરદો શારીરિક છે અને મુત્રમાર્ગનાં દરદો આગંતુક એટલે કોઇ બહારના દુષ્ટ સ્પર્શ કે ચેપથી પ્રાપ્ત થયેલાં હોય છે. વળી મૂત્રાશયનાં

શારીરિક દરદો ઘણે ભાગે પાચનક્રિયા તથા કલેજાની ક્રિયા સાથે સંબંધ રાખે છે અને બહારના દરદો સ્ત્રી પુરુષોના ખાનગી વ્યવહારોમાં દુષ્ટ ચેપ સાથે સંબંધ રાખે છે. જે દરદો મૂત્રસ્થાનના ગુપ્ત અવયવો સાથે નિકટ સંબંધ રાખે છે તે દરદો પણ આ પ્રકરણમાં લીધાં છે.

## ધાતુસ્રાવ.

( Spermatorhoea-(સ્પર્મેટોરીઆ. )

આ મૂત્રાશયનું દરદ નથી. મૂત્રમાર્ગનું હોવાથી અહીં મુક્યું છે. મૂત્રમાર્ગથી ધાત જાય છે, તેને ધાતુસ્રાવ અથવા વીર્યસ્રાવ કહેવામાં આવે છે. ધાતુ જવી એ વાત આજકાલ બહુ સાધારણ થઇ પડે છે. તેનાં બે કારણો છે. એક તો ધાતુ સંબંધી અનેક દરદોનો વધારો જોવામાં આવે છે, અને બીજું એ કે ધાતુ અથવા વીર્ય સિવાય બીજી જે વસ્તુઓ પેસાબમાં જાય છે, તેને પણ ભૂલથી ધાતુ ગણવામાં આવે છે. નીચે લખ્યાં દરદોમાં પેસાબ રસ્તે જુદા જુદા પદાર્થો જાય છેઃ—

(૧) પ્રમેહના દરદમાં જે ધોળો પદાર્થ જાય છે તે ધાત નથી પણ પરૂ છે અને અંદર વ્રણ પડવાથી તે ફુટીને પરૂ બહાર આવે છે, તે માટે તેને ધાતુસ્રાવથી જુદો રોગ ગણવો.

(૨) પથરીના દરદમાં મૂત્રાશય માંહેનો શ્લેષ્મ પદાર્થ મૂત્ર સાથે બહાર જાય છે તે પણ ધાતુસ્રાવ નથી.

(૩) ચરબી જાય છે તેને ભૂલથી ધાતુસ્રાવ ગણવામાં આવે છે. તેને પરમાનો એક પ્રકાર ગણીએ તો ગણી શકાય. દેશી વૈદકમાં તેને વસામેહ કહે છે.

(૪) ડાક્ટરોએ રસાયણી પ્રયોગથી નક્કી કરેલું છે કે આ સિવાય એક ધોળો પદાર્થ પેસાબની સાથે જાય છે તે ફૉસ્ફેટ નામનો એક ક્ષાર પદાર્થ છે.

(૫) ધાત અથવા વીર્ય પડે છે, અને તે પેસાબની સાથે, આગળ પાછળ, સ્વપ્નાવસ્થામાં ને બીજી ઘણી રીતે ધાતુ ઝરે છે.

પ્રથમના ચાર પ્રકારે પેસાબમાં જે વસ્તુઓ જાય છે તે વીર્ય નથી, પણ તેમાં બતાવ્યા પ્રમાણે તે સર્વ જુદા જુદા પદાર્થ છે, તેમ છતાં આ પાંચે પ્રકારના મૂત્રમાર્ગના સ્રાવના બધા ઉપાયો ભૂલથી બહુધા એક સરખાજ ચાલે છે. જો એ દરેક જાતના સ્રાવની પરીક્ષા કરી ઉપાય કરવામાં આવે તો તેવા સ્રાવનો જલદી અટકાવ થઇ શકે. પણ આમાં કેટલીક સૂક્ષ્મ પરીક્ષા કરવી પડે છે.

**ધાતુસ્રાવ**—એટલે ધાતુનું જવું ઘણી રીતે થાય છે. પેસાબની સાથે અથવા પેસાબની આગળ પાછળ વીર્ય જાય છે. સ્વપ્નાવસ્થામાં ઘણીવાર વીર્ય સ્ખલિત થઇ જાય છે. ઝાડો પેસાબ કરતાં કરાંઝવાથી વીર્ય પડે છે. હાથરસ વગેરેની કુટેવથી વીર્યની નસો ઢીલી થયેલી હોવાને લીધે કેટલાકને ધાત ઝમ્યાજ કરે છે. સ્પર્શથી અને ચિતવનથી પણ ધાતુ ઝરે છે.

**કારણ**—વિષયાસક્તપણાથી, વિષયની વાતો કરવાથી—વાંચવાથી—કે સાંભળવાથી, અતિ ગરમ ખાનપાનથી, હસ્તદોષની કુટેવથી, અને જોઇએ તેથી મોટી ઉમર સુધી વીર્યના સ્વાભાવિક વેગને રસ્તો નહિ મળવાથી પણ આ વ્યાધિ થવાનો સંભવ છે.

**લક્ષણ**—પેસાબની સાથે, પ્રત્યક્ષ અથવા સ્વપ્નમાં ધાત જાય છે. નબળાઇ આવે છે, મન ચિંતાતુર રહે છે, હાથપગમાં કળતર થાય છે, યાદશક્તિ કમી પડે છે, છાતિમાં ધમ-

કારો થાય છે, ક્ષુધા મંદ પડે છે, માથુ દુખે છે, ચકરી આવે છે અને શરીર ગળતું જાય છે; ક્ષય, વાઇ, આંચકી, અથવા દીવાનાપણું વગેરે ભયંકર વ્યાધિઓ ઘણી વખત ધાતનાં દરદમાંથી જન્મ પામે છે.

**ઉપાય**—(૧) ધાતુસ્ત્રાવને પેદા કરનારાં તથા ઉત્તેજન આપનારાં કારણ હોય તે દૂર કરવાં. (૨) દસ્તનો ખુલાસો ધાતુસ્ત્રાવને બંધ કરે છે, માટે હરડેનું ચૂર્ણ પોતાની પ્રકૃતિ તથા દોષને અનુકૂળ અનુપાનથી નિત્ય લેવું. તેમજ દસ્તના ખુલાસા માટે સોનામુખી, ત્રિફળા, કોલોસિંથ, રૂબાર્બ, વગેરે દવાઓ લઇ શકાય. (૩) ઠંડા પાણીથી ન્હાવું અથવા કમરપુર ઠંડા પાણીમાં થોડી મીનીટ બેસવું. માથા ઉપર ઠંડુ પાણી અવશ્ય નાખવું અને છ કે સાત કલાક કરતાં વધારે ઊંઘ લેવી નહિ. (૪) પરણેલા પુરૂષોએ પોતાની સ્ત્રી સાથે રહેવું. જેથી વીર્યસ્ત્રાવનું દરદ અટકી જશે. (૫) ફોસફરસ, લોહ અને ઝેરકોચલાંની બનાવટોમાંની કોઇ પણ પૈષ્ટિક દવાનું સેવન કરવું. (૬) આંબળાં, આસંધ, શતાવરી, મુશળી, કૌચાં, એખરો, જેઠીમધ, ગોખરૂ. એ બધી અથવા એકાદ પૈષ્ટિક દવાનું ચૂર્ણ દુધ તથા સાકરમાં પીવું અથવા પાકરૂપે તેનું સેવન કરવું (૭) આંબળાં, ગળો, ગોખરૂ, એ ત્રણ વસ્તુનું ચૂર્ણ ઘી તથા સાકરમાં ચાટવું. (૮) શીલાજીત દુધમાં નાખીને પીવો. (૯) શીલાજીત દુધમાં ઉકાળી તેમાં ગાયનું ઘી તથા સાકર મેળવીને પીવું. (૧૦) અફીણ, કેસર, જાયફળ, વગેરે સ્તંભન દવાઓ ધાતુના સ્ત્રાવને અટકાવવામાં તાત્કાલિક મદદ કરે છે, પણ કેફી અને મળસ્તંભક હોવાથી તેનો નિયમિત ઉપયોગ કરવો સલાહકારક નથી. (૧૧) બહુફળી અથવા ગોખરૂનો જુલાબ સાકર નાખીને પીવો. (૧૨) એસીડ નાઇટ્રોહાઇડ્રોક્લોરિક ડિલ્યુટ ટીપાં ૧૫, ફૉસ્ફરીક એસીડ ડીલ્યુટ ટીપાં ૧૫, લાયકર સ્ટ્રીકન્યા ટીપાં ૬, એક્સ્ટ્રાક્ટ ડેમીઓના લીકવીડ ટીપાં ૧૫, તથા પાણી ઔંસ ૩. આ મેળવણી રોજ ત્રણવાર પીવી. (૧૩) ૧૨ મા ઉપાયની પહેલી બે દવામાં ટીંક્ચર કેન્થારીડીસ અને ટીં. નકસવોમિકાનાં પાંચ ટીંપાં ઉમેરી ૩ ઔંસ પાણીમાં રોજ ત્રણવાર ૩ દિવસ પીવાથી હસ્તદોષથી આવેલી નબળાઇ તથા નપુંસકપણું દુર થાય છે; (૧૪) એસીડ ફૉસ્ફરીક ડીલ્યુટ ટીપાં ૩૦, ટીં. નકસવૉમિકા ટીપાં ૧૫, ટિં. કલંબા ટીપાં ૩૦ તથા પાણી ઔંસ ૩, રોજ ત્રણવાર પીવું.

આ સિવાય નં. ૬૬૧, ૬૬૨, ૭૦૬, ૭૫૭, ૮૧૧, ૮૧૩, ૮૨૧, ૯૨૯, ૯૪૧, ૯૪૪, ૯૪૭,, ૯૪૯, ૯૫૫, ૯૫૭, ૯૯૧, ૧૦૭૧, ૧૦૯૨, તથા ૧૫૯૫ વાળા ઉપાયોમાંથી યોગ્ય લાગે તેની યોજના કરવી.

**વીશેષ સુચના**—ધાતુસ્ત્રાવના દરદોમાં કેટલાક લોકો અફીણ, ભાંગ, માજમ, ધંતુરો, સોમલ, હરતાલ વગેરે કેટલીક નુકશાન કરનારી દવાઓનો ઉપયોગ કરે છે. વિશેષ કરીને ફકીરો, બાવાઓ અને ભગવાં લુગડાંવાળાઓ આવી દવાઓ વાપરે છે અને બિચારા અજ્ઞાન ભોળા લોકો એવા ભગવાં લુગડાંવાળાઓના ફંદમાં સપડાઇ ખરાબ થાય છે. ઘણા લોકોની ખરાબી આવી દવાઓથી થએલી જાણવામાં આવેલી છે. ઘણાક જુવાનીઆઓ આવી દવાઓથી ઉલટા ભયંકર રોગોમાં ફસાઇ પડે છે, ઘણી વખત અકસ્માત મૃત્યુ થાય છે, અને બેપરવા બાવાજી રાત લઇને પોબારા ગણી જાય છે. માટે એવા ભટકાતા લોકોનો કદિ પણ વિશ્વાસ કરવો નહિ. બીજી સૂચના એ છે કે, ધાતુસ્ત્રાવ અને વીર્ય સંબંધી ફરીઆદોમાં દવાઓને માટે બહુ ફાંફાં મારવાં નહિ અને અણઘડ વૈદ્ય ડાકટરની કે અનિકાત માણસની દવા કે સલાહનો તરત સ્વીકાર કરવો નહિ; જો કે તેમની સલાહનો હેતુ સારો હોય છે, તો પણ તેઓને દરદ

સંબંધી પૂર્ણ જ્ઞાન હોતું નથી, અને માત્ર અમુક માણસને સારૂં થયું હતું એટલાજ પુરાવા ઉપરથી તેઓ બહુ ડાહ્યા થઇ ઉપાય બતાવવાનો ડોળ કરે છે. પણ એવી રીતે સલાહ આપવી એ જેમ સલામત રસ્તો નથી તેમ એવી સલાહને માનવી એ પણ મૂર્ખતા છે. ત્રીજી સૂચના એ છે કે, આવાં દરદોમાં જેમ બને તેમ સાદી અને નિર્દોષ દવાઓનો ઉપયોગ કરવો અને દવા કરતાં પણ પોતાના વર્તન અને ખાનપાન ઉપર વિશેષ આધાર રાખવો. સદાચાર, સદ્‌વિચાર, અને સાદો સાત્વિક ખોરાક એ સર્વોત્તમ ઉપાય છે.

## ગુરદાનો વરમ.

(Inflamation of the Kidney or Bright's Disease.)

**વિવેચન**—ગુરદા એટલે કીડનીમાં સોજો થઇ આવે છે, તેને ગુરદાનો વરમ એવું નામ આપવામાં આવેલું છે. આ વરમ બે પ્રકારનો થાય છે, **તીક્ષ્ણ વરમ તથા જીર્ણ વરમ.** શરદી, ઠંડી, દારૂનું વ્યસન; મુંઢમાર, તાવ, કોલેરા વગેરે તેનાં કારણો છે. જલંદર તથા આલબ્યુમનનો સંબંધ ગુરદાના વરમ સાથે છે. આ દરદ પ્રથમ ડૉ. બ્રાઇટે શોધી કાઢ્યું જેથી તે એ ડાકટરને નામે ઓળખાય છે.

ગુરદાનો **તીક્ષ્ણ વરમ—લક્ષણ**—કમરમાં દરદ, તેથી દરદી વાંકો વળી શકે નહિ. ટાઢ ચડીને તાવ આવે, મોળ, ઉલટી, બેચેની, પડખાં તથા ગુરદાની પછવાડે પીઠ પર દરદ, વૃષણમાં પીડા, તૃષા, ઝાડનો કબજો, પેસાબની હાજત ઘણી પણ બહુ થોડો ને લાલ રંગનો થાય; તાવને લીધે શરીર ગરમ, નાડી ઉતાવળી, માથામાં દરદ, જીભ ઉપર બહુ સફેદ થર, તથા ચહેરો ચિંતાતુર જણાય. રસાયણીક પ્રયોગથી તપાસતાં પેસાબમાં આલબ્યુમન માલમ પડશે. સોજા તથા જલોદર એ પણ ગુરદાના વરમનું એક ચિન્હ છે. આ દરદ સારૂં થાય છે, પણ જો બન્ને ગુરદા વરમથી ઘેરાઇ ગયા હોય તો પેસાબ ઘણોજ થોડો ઉતરે છે અને તેથી પેસાબની સાથે જે નુકશાનકારક પદાર્થ બહાર પડી જવો જોઇએ તે શરીરમાં રહેવાથી ઝેરના જેવી અસર કરે છે. આ ઝેરી પદાર્થમાં મુખ્ય "યુરિયા" છે. યુરિયા લોહીમાં મળવાથી ઘણી ખરાબી થાય છે. સોજા, જલોદર, આંચકી અને બેશુદ્ધિ એ તેનું છેવટનું પરિણામ છે. ઉપાય—(૧) આ દરદમાં પેસાબ કરનારી બહુ દવા આપવી નહિ, પણ પેસાબનો બીજે રસ્તે નિકાલ થાય એવી રેચક તથા પરસેવો લાવનારી દવા આપવી. (૨) ગુરદા ઉપર થોડી જળો મુકાવવી. (૩) અશક્ત દરદીને જળોને બદલે અળશીની પોટીશ બાંધવી, અથવા રાઇનું પ્લાસ્ટર મારવું. (૪) પોશના ડોડાનો કે ગરમ બાટલીનો શેક કરવો. (૬) દરદ ઘણું થતું હોય તો દરદીને કમરબુડ પાણીમાં ૦। થી ૦॥ કલાક બેસાડી રાખવો. (૬) ઝાડો લાવવા સારૂં એરંડીયું ગરમ પાણીમાં કે ચામાં આપવું. અથવા કમ્પાઉંડ જાલપ ગ્રેન ૪૦ પાણીમાં આપવો. (૭) સોનામખીની ચા ૨૦ ઔંસમાં ગરમાળાનો ગોળ તોલો ૧ આપવો. (૮) હવાવાળી કે ભેજવાળી જગામાં દરદીને રાખવો નહિ. ખોરાકમાં ફક્ત દૂધ તથા સાબુચોખાની કાંજી આપવી. પાણીને બદલે અળશીની ચા કરીને આપવી. ઠંડી ચા, જવનું કે ધમાસાનું પાણી (હીમ) પીવા આપવું. (૮) તાવ હોય ત્યાં સુધી પરસેવો લાવનારી દવાઓ (ડાયાફોરેટિક્સ) આપવી-(નં. ૧૪૩૧-૧૪૩૨). લાઇકર એમોની એસેટીસ, સાઇટ્રેટ

ઑાદ્દ ઇપીકાક્યુઆન્હા. ઑન્ટીમની વગેરે દવાઓ પરસેવો લાવે છે. નં. ૧૦૫૯ તથા ૧૦૬૦ ના હકીમી નુસ્ખાઓ.

**ગુરદાનો જીર્ણ વરમ**—ગુરદામાં આરંભથીજ ધીમે ધીમે વરમ થાય છે અથવા તીક્ષ્ણ વરમ નરમ પડયા પછી તેનાં બાકી રહેલાં ચિન્હો જારી રહે છે તેને ગુરદાનો જીર્ણ વરમ કહે છે. કારણ ઉપર આપવામાં આવેલ છે. તીક્ષ્ણ વરમમાં તીક્ષ્ણ લક્ષણો હોય છે અને દીર્ઘ વરમમાં શાંત લક્ષણો હોય છે; દીર્ઘ વરમ જારી રહ્યા પછી દરદીને આરામ થવાની આશા થોડી રહે છે. અંદરથી દરદનો વધારો થતો જાય છે તેમ લોહીનો બગાડ થતો જાય છે. પેસાબમાં આલબ્યુમન તથા સોજા એ તેની મુખ્ય નિશાની છે. વખતે એકાએક મૃત્યુ થાય છે. **ઉપાય**—(૧) સારો પૌષ્ટિક ખોરાક, લોહ, કીનાઇન, ચંદ્રપ્રભા, વગેરે દવાઓ, રેચક તથા સ્વેદલ દવાઓ; પારા સિવાય રેચની કોઇ પણ દવા આપવી.

(૨) મુત્ર વિરેચન એટલે પેસાબનો રેચ કરે એવા ઉકાળા આપવા.

---

## મધુપ્રમેહ–મીઠો પેસાબ.

( Diabetes Mellitus–**ડાયાબીટીસ.** )

**વિવેચન**—પેસાબ ઘણો થાય છે અને તેમાં સાકર જાય છે, તેને મધુપ્રમેહ કહેવામાં આવે છે. ૨૦ પ્રકારના પ્રમેહનોજ આ પ્રકાર છે. લોહીમાં સાકરનો ભાગ હોય છે, તે યોગ્ય પ્રમાણમાં હોય છે ત્યાં સુધી પેસાબમાં નીકળી જતો નથી; પણ ઘણી સાકર અથવા સાકરના ધર્મવાળા પદાર્થો બહુ ખાવાથી લીવરની ક્રિયા બગડવાથી તથા મગજનાં કેટલાંક દરદો થવાથી પેસાબમાં સાકર જાય છે. મધુપ્રમેહની એક બીજી જાત–ડાયાબીટીસ ઇન્સીપીડસ છે. તેમાં પેસાબ ઘણો થાય છે પણ સાકર જતી નથી. તે રોગ મુત્રાતિસાર કે ઉદકમેહ હશે.

**કારણ**—ઠંડી, શરદી, દારૂ, સાકરના પદાર્થોનું અતિસેવન તથા મગજ અને કરોડરજ્જુનાં દરદોથી મધુપ્રમેહનો ભયંકર વ્યાધિ થાય છે. દેશી વૈદક ગ્રંથો પ્રમાણે પ્રમેહનાં કારણો એજ મધુપ્રમેહનાં કારણો છે. કલેજું બરાબર કામ નહિ કરવાને લીધે આ રોગ થાય છે. અથવા ખોરાકની અંદરના સાકર જેવા પદાર્થનો નાશ થવો જોઇએ તે ઓછો થવાથી આ રોગ થાય છે, એમ આધુનિક શોધકો માને છે, આ કારણથી સાકર લોહીમાં જઇને મુત્રમાર્ગ રસ્તે બહાર પડે છે. જે લોકો સ્વચ્છંદી જીંદગી ભોગવે છે. બહુ ઘી, ખાંડ, મીઠાઇ તથા ચોખા ખાય છે અને આળસુ પડી રહે છે તેવા લોકોમાં આ રોગ થાય છે.

**લક્ષણ**—આ દરદ શરૂઆતમાં પારખી શકાતું નથી. કેટલાક દરદીઓને મધુપ્રમેહનાં સખ્ત ચિન્હો જલદી થાય છે અને શરીર એકદમ લેવાઇ જાય છે અને કેટલાકને ઘણાં વરસ સુધી દરદ ચાલે છે તોપણ શરીર ઘસાતું નથી. પેસાબ ઘણી વખત અને જથામાં થાય. ૨૪ કલાકમાં ૧૦ થી ૩૦ શેર સુધી પેસાબ ઉતરે છે અને તેમાં સાકર ૧ ઔંસથી ૨ રતલ જેટલી જાય છે. પેસાબમાં ક્વચિત બળતરા અને રસી પણ પડે છે. તરસ ઘણી લાગવાથી પાણી ઘણું પીવાને લીધે પેસાબ પણ ઘણો થાય છે, પેસાબનો રંગ ફીકો પાણી જેવો અને સ્વાદ તથા વાસ ગળ્યો હોય છે. પેસાબને થોડો વખત રાખવાથી તેમાં ફીણ થવા માંડે છે અને પેસાબ ઉપર જીવડાં ચડે છે. એ આ દરદની સાધારણ પરીક્ષા છે; મોં જીભ અને ગળું સુકાય છે, જેમ તરસ બહુ લાગે છે તેમ ભુખ પણ બહુ લાગે છે, કોઇવાર અરૂચિ થાય છે.

જીભ રાતી થાય છે, દાંતનાં પેઢાં પોચાં પડી તેમાંથી કોઇવાર લોહી નીકળે છે ને દાંત પડી જાય છે; ઝાડો બહુ કબજ રહે છે, થુંકમાં સાકર, મોંમાં મીઠાશ, અજીર્ણ વાયુ, ચામડી સુકી તથા ભુખરી, ચહેરો ચિંતાતુર, નબળાઇ વધતી જાય, સ્વભાવ બદલાઇ જાય, પુરૂષત્વ ઘટી જાય, આગળ જતાં અનિદ્રા, ઝીણો તાવ, નાડી ન્હાની, અને શરીર ધોવાતાં ધોવાતાં હાડપિંજર થઇ જાય છે. આ દરદમાંથી ઘણીવાર ક્ષય, ચામડીના દુષ્ટરોગ, પાકું અને આંખમાં મોતીઆ, સોજા, આંચકી, બેશુદ્ધિ અને છેવટ મરણ નીપજે છે.

**સાકરની પરીક્ષા**—પેસાબમાં સાકર જાય છે કે નહિ અને જાય છે તો કેટલી જાય છે તે જાણવા માટે ઘણીક રીતે પરીક્ષા થાય છે. એક કાચની નળીમાં થોડો પેસાબ લેવો તેમાં મૂત્રથી અડધું લાયકર પોટાશ નાખવું તથા હલાવીને સ્પીરીટ લેમ્પ ઉપર અથવા જલદ દીવા ઉપર રાખી ગરમ કરવું. જો સાકર હોય તો પેસાબનો રંગ ઘેરો ભુરો અથવા પોર્ટ-વાઇનના રંગ જેવો થાય છે. એક ઔંસ પેસાબમાં ૧૦ થી ૨૦ ગ્રેન સાકર જાય તો દરદ અસાધ્ય ગણાય છે.

**ઉપાય**—( ૧ ) ઔષધો કરતાં ખાનપાનની તજવીજ વધારે ફાયદો કરે છે. મધુપ્રમેહમાં સાકર પેસાબ વાટે જાય છે, માટે સાકર પેદા કરાવવાવાળાં ખાનપાન છોડી દેવાં અને પથ્યાપથ્યમાં બતાવ્યા પ્રમાણે ખાનપાન રાખવાં. (૨) દેશી વૈદકગ્રંથો પ્રમાણે પ્રમેહના ઉપાય એજ મધુપ્રમેહના ઉપાયો સમજવા. ( ૩ ) શીલાજીત, લોહભસ્મ, બંગભસ્મ, અફીણ, સોમલ, ભાંગ, કવીનાઇન, બેલાડોના, અર્ગટ, પોટાસ આયોડાઇડ, પોટાસ બ્રોમાઇડ વગેરે દવાઓનો દરદની સ્થિતિ જોઇને ઉપયોગ કરવો. (૪) વડ, ઉંબરો, પીંપળો, જાંબુ, આંબો, ટેંટુ, ગરમાળો, બીઓ, કોઠ, ધાવડો, મહુડો, લોદર, કરંજ વગેરે વૃક્ષોમાંથી મળી શકે તેટલાના મૂળની છાલ, ત્રિફળા, ઇંદ્રજવ, તથા ભીલામાં સર્વ સમભાગે મેળવીને ચૂર્ણ કરી મધમાં ચાટવું. ( ૫ ) કાળીપાટ, વાવડીંગ તથા અરણીનાં મૂળનો ક્વાથ પીવો. ( ૬ ) તરસ છીપાવવા દુધમાં કળીચુનાનું પાણી આપવું. અથવા સેકેરાઇન ટેબ્લેટ જરા જરા આપવી. (૭) પાણી થોડું પીવું અને બરફ તથા સોડાવૉટર પીવું. (૮) ગરમ કપડાં પહેરવાં. ( ૯ ) દરીયાની હવા તથા દરીયાના પાણીથી સ્નાન.

**પથ્યાપથ્ય**—દેશી વૈદ્યકગ્રંથોના મત પ્રમાણે પથ્યાપથ્ય પ્રમેહ પ્રમાણે. આધુનિક ડાક્ટરો નીચે પ્રમાણે ખાવા લાયક તથા ન ખાવા લાયક વસ્તુઓ બતાવે છે. **અપથ્ય**—( નહી ખાવો લાયક)—સાકર, ખાંડ, ગોળ, ઘઉં, મકાઇ, ચોખા, સાબુચોખા વગેરે ધાન્યો, જેમાં આટાનું સત્વ ( સ્ટાર્ચ ) વધારે છે તે તથા તેવાં ધાન્યોમાંથી બનતી ચીજો તથા બીસ્કીટો તેમજ સ્ટાર્ચના ગુણ-ધર્મવાળી શાક તરકારી; જેમકે પટેટા, ગાજર, ડુંગળી, સર્વ પ્રકારનાં પાકેલાં ફળો, કોલીફલાવર, વટાણા, બુંદદાણા, સુકો મેવો, સર્વ પ્રકારના જવના દારૂ, મીઠાં પીણાં—જેમકે લેમોનેડ, જીંજર, શરબતો, બહુ દુધ, વગેરે નહી ખાવાં. **પથ્ય**—આટાનું સત્વ કાઢી લીધેલ એવાં થુલાં, જવની અથવા જાડા લોટની રોટલી કે પુરી, બદામની પુરી, ચા, કોકો, શાક-તરકારીમાં લીલાં પાનનું શાક, ભાજી, કારેલાં, કમળકાકડી, કોટલાંવાળાં ફળ, કાકડી વગેરે પથ્ય છે. તર કાઢી નાંખેલું દુધ, માખણ, ઘી, તુવેરદાળ, ચણા, મગ વગેરે ઓછાં પ્રમાણમાં આપવાં.

## મૂત્રકૃચ્છ્ર—મૂત્રગાંઠ.

( Stricture of the Urethra–સ્ટ્રિક્ચર ઑફ ધી યુરેથ્રા. )

આ દરદમાં મૂત્રખરતી અને મૂત્રનળીના કેટલાક વિકારોનો સમાવેશ થઇ શકે છે. પેસાબની અટકાયત થાય અને ઘણા કષ્ટથી પેસાબ આવે તેને "મૂત્રકૃચ્છ્ર" કહેવામાં આવે છે.

કારણ—પેસાબને બહાર આવવાનો રસ્તો છે તેનો કોઇ પણ ભાગ સંકોચાઇ જાય છે. મુત્રમાર્ગ સંકોચાવાનાં ઘણાં કારણો છેઃ–મૂત્રમાર્ગના સ્નાયુ સંકોચાવાથી, રસપડ સુજી જવાથી અને વરમ તથા જખમને લીધે, રસ્તો સાંકડો થઇ જાય છે અને પેસાબને બંધ કરે છે; પરમો, ગરમ ખાનપાન, શરદી, ઠંડી. ઘણા ગળ્યા પદાર્થો, ગરમીમાં ફરવું એ વગેરે તેનાં મૂળ કારણો છે. પથરી આડી આવવાથી પણ પેસાબ અટકે છે.

લક્ષણ—વારંવાર પેસાબ કરવાની ઇચ્છા, પેસાબ કરી ઉઠ્યા પછી પેસાબનાં ટીપાં ટપકવાં ને તેથી લુગડું બગડવું, પેસાબ કરવામાં મુશ્કેલી, પાતળી ને વાંકી ધાર, વારંવાર પેસાબના દ્વાર આગળ ચેળ થવી, ઈત્યાદિ.

ઉપાય—( ૧ ) એલચી, પાષણભેદ, શિલાજીત, ગોખરૂ, કાકડીનાં બી, સીંધાલૂણ તથા કેસર–તેનું ચૂર્ણ ચોખાના ધોવણમાં દેવું. ( ૨ ) કાકડીનાં બી, જેઠીમધ, દારૂહળદર તેનું ચૂર્ણ ઉપર પ્રમાણે. ( ૩ ) ગોમૂત્ર, મધ, કેળાનો રસ. એમાં કોઈ એક સાથે એલચીનું ચૂર્ણ દેવું. ( ૪ ) જવખાર ૫ માસા, સાકર સાથે, (૫) ગોળ મેળવેલું જરા ઉનું દુધ પીવું. (૬) ગોખરૂના ઉકાળામાં જવખાર. ( ૭ ) આંબળાના ઉકાળામાં ગોળ નાખી પીવો. ( ૮ ) કળથીનો ઉકાળો સીંધાલુણ નાખી પીવો. (૯) શીલાજીત તથા મધ–અથવા શિલાજીત, દુધ તથા સાકર. (૧૦) દુધ સાકર, તથા ઘી. (૧૧) હરડે, ગોખરૂ, પાષાણભેદ, ગરમાળો તથા ધમાસાનો ક્વાથ મધ નાખી પીવો. (૧૨) દરભ, કાંસડો, ડાંગર, તલસરા, તથા શેરડીનાં મૂળનો ઉકાળો અથવા ક્ષાર. (૧૩) ભોરીંગણીનો રસ તો. ૧૬ મધ નાખીને પીવો. (૧૪) ખપાટના મૂળનો ક્વાથ પીવો. (૧૫) દ્રાક્ષ તથા સાકરનો કલ્ક દહીં સાથે પીવો. ( ૧૬ ) સોડા અથવા પોટાસ બાઇકાર્બ પાણીમાં પીવાં; દસ્તનો ખુલાસો રાખવો. (૧૭) મૂત્રશલાકા–સળી હુશિયાર ડાક્ટર પાસે નંખાવી અટકેલા પેસાબને કઢાવવો ( ૧૮ ) પેડુ ઉપર શેક કરવો અથવા ગરમ પાણીમાં બેસવું.

પેસાબના રસ્તામાં ક્ષત પડેલું હોય અથવા મૂત્રકૃચ્છ્ર હોય તેને અતિ પીડા સાથે મૂત્રનો અટકાવ થાય છે. તેનાં બધાં લક્ષણો મૂત્રાવરોધના જેવાં હોય છે. આ દરદમાં પેસાબ નહી થવાને લીધે પેડુ ફાટફાટ થવાથી પેડુ અથવા પેસાબનો નીચેનો રસ્તો (Urethra) ફુટે છે અને તેમાંથી પેસાબ ટપકવા લાગે છે અને તેમાંથી ગડ ભગંદર વિગેરે બીજા ઉપદ્રવો થાય છે.

પથ્યાપથ્ય—પ્રવાહી અને બસ્તિશોધક પદાર્થો વિશેષ ખાવા; ગરમ અને જલદ ખોરાક ન ખાવો. ચોખા, જવ, દુધ, છાશ, ચા, કૉફી, સોડાવૉટર, લીથીયાવૉટર, વગેરેનો ઉપયોગ કરવો. શાક તરકારી સાદાં ખાવાં.

---

## મૂત્રાઘાત–મૂત્રાવરોધ.

(Retention of Urine–રિટેન્શન ઑફ યુરીન.)

કારણ—મૂત્રની ગાંઠ પડી જવાથી અથવા પથરી આડી આવવાથી પેસાબ બંધ થાય છે. મૂત્રનો અવરોધ બે રીતે થાય છે. એક તો પેસાબની ઉત્પત્તિ થતી અટકે છે, જેમકે કોલેરામાં; અને બીજી રીત એ છે કે, મૂત્રાશય ચૈતન્ય રહીત થવાથી, પેડુ ભરાઇ આવે છે,

પણ પેસાબનો અટકાવ થાય છે, જેમકે, ઉરૂસ્તંભ રોગમાં પેસાબ બંધ થઇ જાય છે. મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતમાં ભેદ એટલોજ છે કે પહેલા મરજમાં મૂત્રમાર્ગ સંકોચ પામે છે અને બીજામાં મૂત્રાશય જુદું પડી જાય છે અથવા પેસાબની ઉત્પત્તિજ બંધ થાય છે.

**ઉપાય**—(૧) ઉરૂસ્તંભ અને કોલેરા વગેરેને લીધે પેસાબ બંધ થયો હોય તો તેના ઉપાયો કરવા. (૨) ગરમ પાણીમાં ખસખસના ડોડવા ઉકાળી તેનો પેડુ ઉપર શેક કરવો તથા ડોવર્સ પાઉડર ગ્રેન ૧૦ પાણીમાં પાવો. (૪) લાડેનમનાં ૬૦ ટીપાં ચોખાના લોટમાં મેળવી ગોળી કરી સફરામાં મુકવી. (૫) સોડા, કારબોનેટ ઑફ પોટાસ, સુરોખાર, જવનું પાણી, એમાંનો કોઈ પણ મૂત્રલ પદાર્થ પાણી સાથે પીવો. (૬) સહન થાય એવા ગરમ પાણીમાં દરદીને કમરબુડ અરધો કલાક બેસાડવો અથવા પેડુ ઉપર ગરમ પાણીનો શેક કરવો. (૭) ત્રિફળા, સીંધાલુણ તથા કાકડીનો મગજ વાટીને ગરમ પાણીમાં પીવો. (૮) તલસરાંનો ખાર દહીં તથા મધ સાથે આપવો. મુત્રકૃચ્છ્રના સર્વ ઉપાયો મૂત્રાઘાતમાં પણ લાગુ પડે છે.

**પથ્યાપથ્ય—અપથ્ય**—દારૂ, શ્રમ, મૈથુન, ઘોડાની સ્વારી, વિરૂદ્ધ અન્નપાન, નાગરવેલનાં પાન, અડદ, મીઠું, હિંગ, તલ, મૂત્રના વેગનો અટકાવ, ખટાણુ, ઉષ્ણ, તીખા, દાહકારક તથા લુખા પદાર્થો; **પથ્ય**—સાળના ચોખા, ગાયની મોળી છાસ, ગાયનું દુધ, મગનું ઓસામણ, સાકર, જુનું કોળું, પરવળ, ગોખરૂ, કાકડી, ખજુર, નાળીએર તાંદળજાની ભાજી, એલચી તથા ઠંડા પદાર્થો.

---

## મૂત્રાશ્મરી-પેસાબની પથરી-કાંકરી.

(Urinary Stone-Gravel.)

**કારણ**—પેસાબમાં સ્વાભાવિક ક્ષાર હોય છે તેમાં વધારો થવાથી અથવા બીજા ક્ષાર પેદા થઇ તેની ધીમે ધીમે પથરી બંધાય છે અને પછી મોટી થતી જાય છે. લીવરની અવ્યવસ્થિત ક્રિયાને લીધે કાંઇ પદાર્થ ગુરદામાં પડે છે અને ત્યાં પથરી બંધાય છે. કાંકરા અથવા ધુળ ખાનારને પથરીનો રોગ થાય છે, એવું લોકોમાં મનાય છે, પણ તેમ બનતું નથી.

**લક્ષણ**—પથરી બંધાવાની હોય ત્યારે મુત્રાશય ફુલી જાય છે, તથા અંદર અત્યંત વેદના થાય છે. મુત્ર બકરાના જેવું આવે છે, પેસાબ બંધ થાય છે અને તાવ આવે છે, પેસાબ કરતાં ઘણું કષ્ટ પડે છે. પેસાબ વારંવાર અને ટીપે ટીપે આવે છે; દરદી ધ્રુજે છે, દાંત કરડે છે, નાભિને દબાવ્યા કરે છે, પેસાબની નળીને મસળ્યા કરે છે, તથા નિરંતર કણછયા કરે છે. આ પથરી ગુરદા (ક્રીડીની)માંથી પેડુમાં (મુત્રાશય)માં જતાં અને પેડુમાંથી પેસાબની નળી વાટે બહાર આવતાં પીડા કરે છે. આ પથરીનું કદ રેતીના કણથી વટાણા જેવડું હોય છે અને પછી વધીને ઘણી મોટી થાય છે. રેતી ઘણું કરીને પેસાબ વાટે બહાર નીકળી પડે છે, પણ મોટી કાંકરી કે પથરી મુત્રાશયમાં અટકી રહે છે અને ત્યાં કદમાં વધી જાય છે અને કાપીને કાઢ્યા સિવાય બીજો રસ્તો થતો નથી.

**ઉપાય**—મુત્રકૃચ્છ તથા મુત્રઘાતના સર્વ મુત્રલ ઉપાયો પથરીમાં પણ કામ કરે છે. મુત્રલ દવાથી રેતીને પેસાબમાં કાઢવી અથવા મોટી પથરીને તોડી ફાડીને અથવા ધોઇ ધોઇને પેસાબવાટે બહાર પાડવી એ દવાનો મુખ્ય હેતુ છે. (૧) સુંઠ, વરણો, ગોખરૂ, પાષાણભેદ અને બ્રાહ્મી તેના ક્વાથમાં ગોળ તથા જવખાર નાંખી પીવો, (૨) ગોખરૂનું ચુર્ણ મધમાં

मेळवी सात दिवस બકરીના દુધમાં પીવું. (૩) સરગવાનાં મુળનો ક્વાથ જરા ગરમ ગરમ પીવો. (૪) આદુ, જવખાર, હરડે, તથા દારૂહળદરનું ચુર્ણ દહીંના મઠામાં પીવું. (૫) વરણાની છાલની રાખ ૩૨ તોલા, જવખાર ૧૬ તોલા અને ગોળ આઠ તોલા મેળવીને એક તોલાભાર ખાઈ ઉપર તેનું પાણી પીવું. (૬) વરણાની છાલના ઉકાળામાં કળથી, સીંધાલુણ, વાવડીંગ, સાકર, જવખાર, કોળાનાં બી, ગોખરૂ, પદ્મકાષ્ટ વગેરે જે મળી શકે તેનો કલ્ક વાટી તેમાં ઘી પકાવવું. આ ઘી પથરીને તોડે છે. (૭) શુક્ર એટલે વીર્યની પથરી બંધાય છે તેને "શુક્રાશ્મરી" કહે છે. તેના ઉપાયો પણ બીજી પથરીના જેવાજ કરવા. (૮) પીડાને ઓછી કરવી એ પ્રથમ ઉપાય છે. દરદીને ગરમ પાણીમાં બેસાડવો અને તેને ૨૫ ગ્રેન "કલૉરલ" આપવું અને દરદ જારી રહે તો આઠ કલાક પછી ફરી આપવું. (૯) "ડ્રાય-કપિંગ" (નં. ૧૪૨૨) કમર ઉપર મુકવું અને ઝાડો કબજ હોય તો જુલાબ આપવો. દરદીને જવનું પાણી, અળશીનું પાણી અથવા હલકી ચા, પુષ્કળ પાવી, (૧૦) બાઇકારબોનેટ ઑફ પોટાસ તથા પાણી પાવું. (૧૧) અથવા એજ દવાની સાથે સુરોખાર અને સાઇટ્રીક એસીડ ઉમેરી શેર પાણીમાં મેળવી દીવસમાં પાઇ દેવી. નં. ૧૫૭૫, ૧૫૭૬ તથા ૧૫૭૭ ના અંગ્રેજી ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—આગલા બે વ્યાધિમાં લખેલ પથ્યાપથ્યના નિયમો પાળવા. બહારની હવા તથા હલકો પોષણકારક ખોરાક, આ દરદોમાંથી મુક્ત કરવામાં મદદ કરે છે. ખાન-પાનના પદાર્થોમાં કાંકરી ન આવે તેની સંભાળ રાખવી.

---

## પરમો—સુજાક.

### ( Gonorrhoea—ગૉનોરીયા. )

**વિવેચન**—જ્યારે મુત્રાશય એટલે ગુરદાનાં અને બસ્તિનાં દરદો યકૃત વગેરે અવયવોની વિકૃતિ સાથે સંબંધ રાખે છે, ત્યારે મુત્રમાર્ગનાં દરદો બહુધા બહારનાં આચરણોની સાથે સંબંધ ધરાવે છે, એ દરદોમાં પુરૂષો તેમજ સ્ત્રીઓના જનનેન્દ્રિયના વ્યાધિઓનો સમાવેશ કરી શકાય છે, જેમાં પરમો અને ચાંદી મુખ્ય છે. અત્રે મુત્રમાર્ગનાં સંસર્ગજન્ય—ચેપી દર-દોનું વર્ણન પ્રથમ કરવામાં આવે છે અને પછી ૨૦ પ્રકારના પ્રમેહનું વર્ણન કરવામાં આવશે.

**કારણ**—દુષ્ટ સ્ત્રીઓના તેમજ જનનેન્દ્રિનાં દરદોવાળી અને રજસ્વલા સ્ત્રીઓના સંબંધથી પરમો થાય છે.

**લક્ષણ**—પેસાબ રસ્તેથી પરૂ નીકળવું એ પરમાનું પ્રત્યક્ષ લક્ષણ છે, પછી કેટલીકવાર હાથરસથી, ગરમ ખાનપાનથી અને બાળકોને કૃમિ રોગથી પેસાબ વાટે પરૂ પડે છે; પણ નવિન મત તેને પરમો એટલે "ગૉનોરીયા" કહેવાને ના પાડે છે. કેમકે પરમાની રસીનું ઝેર ચેપી હોય છે અને તે દુષ્ટ સંબંધથીજ થાય છે. પરમાની રસી શરૂ થતા પહેલાં પર-માની કેટલીક નિશાનીઓ વરતાય છે. સ્ત્રી સંબંધ થયા પછી બીજેજ દિવસ અથવા કેટલીક વખત બે ચાર દહાડા પછી આ નિશાનીઓ પ્રગટ થાય છે. અને પરમાની ૪ સ્થિતિ કલ્પીએ તો—૧ લી સ્થિતિમાં—પેસાબનો પદાર્થ ધોળો દુધ કે છાસ જેવો આવે છે. ૨ જી સ્થિતિમાં—રસી ઘણી જથાબંધ જાય છે, તેનો રંગ પીળાશ પડતો લીલો અને કોઇવાર તેની સાથે લોહી પડે છે. મુત્રમાર્ગમાં દરદ થાય છે, અને તેમાં સોજો આવી જાય છે. ૩

જી સ્થિતિમાં-સોજો તથા દાહ નરમ પડે છે, રસી ઓછી થાય છે, દરદ પણ ઓછું થાય છે, પણ ત્રીજી સ્થિતિમાં પરમો મટતો નથી તો પેસાબ કરતાં જરા જરા દાહ અને સળવળાટ થાય છે. ૪ થી સ્થિતિમાં—રસી પાણી જેવી આવે છે અને ટીપે ટીપે આવે છે, આ સ્થિતિને અંગ્રેજીમાં "ગ્લીટ" કહે છે.

પરમો થાય છે, એટલે પેસાબના લાંબા માર્ગમાં કોઇ પણ ઠેકાણે સોજો થાય છે. આ સોજો પેસાબ માર્ગના આગલા ભાગ તરફ હોય તો પરૂ થોડું આવે છે અને જેમ જેમ માંહેલા છેટેના ભાગોમાં હોય તેમ પરૂ ઘણું આવે છે. આરંભમાં અગ્ર ભાગપર ખરજ આવે છે, પેશાબની નળીનું મોં સુજીને લાલ થાય છે અને જરા વિશેષ ખુલ્લું થાય છે, તેને દાબતાં અંદરથી પરૂ નીકળતું દેખાય છે. પેસાબ વારંવાર થયા કરે છે અને તેની ધાર ઝીણી થાય છે, પેસાબ કરતાં ઘણી બળતરા થાય છે તથા તણખ મારે છે. પરમાની પીડા બહુ હોય તો તાવ પણ ભરાય છે. પેસાબની નળી ભરેલી તથા કઠણ દોરડા જેવી થઇ જાય છે અને જોરમાં આવે છે ત્યારે વાંકી વળવાની સાથે તેમાં અતિશય પીડા થાય છે. એકાદ અઠવાડીયા પછી પરમો શાંત પડે છે, ત્યારે બળતરા કમી પડે છે. રસી સફેદ રંગની આવે છે, અથવા બંધ પડે છે અને પછી પરમો જુનો થયો ગણાય છે. પરમો જુનો થયા પછી તે વારંવાર ઉથળે છે ને મટે છે અને જો દરદી સ્વચ્છંદી અને બેપરવા રહે છે તો તેમાંથી મૂત્રકૃચ્છ થાય છે. કેટલીકવાર પરમામાં બદ થાય છે, ગુહ્યસ્થાન ઉપર મસા થાય છે. અને સાંધા ઝલાય છે.

ઉપાય—(૧) આરંભના ઉપચાર તરીકે, સોજો, તથા પીડા બહુ હોય તો ગરમ પાણીનો શેક કરવો, અથવા કમરબુડ ગરમ પાણીમાં બેસવું. જુલાબ વધારે ખુલાસાથી લાવવા સારૂ રેચની દવા લેવી. પેસાબમાં દાહ હોય તો પેસાબની અમ્લતા એટલે ખટાસને તોડે એવા ક્ષાર, પોટાસ, તથા સોડા વગેરે પીવા: અળશીની ચા પીવી; જવને ઉકાળી તેનું પાણી પીવું; દુધ તથા પાણી મેળવીને પીવું. સોડાવોટર, ગોખરૂ, ઇસબગોલ, તકમરીયાં, બહુફળી, મુગલાઇ બેદાણા, વગેરે મૂત્રલ દવાઓનો લુઆબ કરીને પીવો અર્થાત્ પેશાબ છુટથી ઉતરે એવી દવા પીવી. (૨) ફલત્રિકાદિ કવાથ (નં. ૬૧૭) હળદરનું ચૂર્ણ નાખીને આપવો. (૩) પાષાણભેદ, ધાણા, ધમાસો, ગોખરૂ, ગરમાળો, દરેક ૦॥ તોલો શેર પાણીમાં રાત્રે પલાળી રાખી બીજે દિવસ તે બધું પાણી બે ત્રણ વખતમાં પી જવું. (૪) ચંદ્રપ્રભા (નં. ૭૪૭) સર્વોતમ ઉપાય છે—અનુપાન ઠંડુ પાણી. (૫) બહુફળીનો લુઆબ સોડા નાંખીને પીવો, અથવા ગોખરૂનો લુઆબ સાકર નાખીને પીવો. (૬) ત્રિફળાનો કવાથ મધ નાખીને પીવો, અથવા ત્રિફળા, કેસુડાં અને કાળી દ્રાક્ષને ચોખાના ધોવણમાં બે ત્રણ કલાક પલાળી રાખી તે પાણી પીવું. (૭) આંબળાં તથા ગળોનું પાણી મધ તથા હળદર નાખીને પીવું. (૮) ગોખરૂ, શેષણદર તથા સોડા દરેક ૦॥ તોલો ૧ શેર પાણીમાં પલાળી રાખી તે પાણી ત્રણ વાર પીવું. નં. ૧૫૫૯, ૧૦૬૧, ૧૦૬૨ તથા ૧૦૬૩ વાળી દવાઓ. આવી દવાઓથી પરમાના સખ્ત ચિન્હો દબાયા પછી નીચે લખેલી દવાઓ તેમજ પીચકારીનો ઉપયોગ કરવો. (૯) નં. ૧૫૬૦ થી ૧૫૬૪ નાં મિક્ષ્ચરોમાંથી કોઇ પણ લેવું અને એકથી ફાયદો ન થાય તો બીજું અજમાવવું. (૧૦) નીચે લખેલી કોઇ પણ દવાની પીચકારી લેવી:—દરેક મેળવણીમાં પાણીનું પ્રમાણ ૧ ઔંસ. (૧) ત્રિફળા અથવા પંચવલ્કનો ઉકાળો (નં. ૪૨૨) કરી તેની પીચકારી લેવી. (૨) ઝિંકસલ્ફાસ ગ્રેન ૧ થી ૨ પાણીમાં મેળવી પીચકારી લેવી. (૩) શુગરલેડ ૧ થી ૪ ગ્રેન, તથા પાણી ૧ ઔંસ. (૪) જસતનાં ફુલ ૧ થી ૪ ગ્રેન, તથા પાણી ૧

ઔંસ. (૫) ફટકડી ૧ થી ૪ ગ્રેન તથા પાણી ૧ ઔંસ. (૬) મોરથુથુ ૧ થી ૩ ગ્રેન તથા પાણી ૧ ઔંસ. (૭) નાઇટ્રેટ ઓફ સીલ્વર ૦ાા થી ૧ ગ્રેન તથા પાણી ૧ ઔંસ. આ દવાઓ અનુક્રમે એક બીજાથી સખ્ત છે. માટે પ્રથમની અજમાવતાં ફાયદો ન થાય તો પછી વધારે સખ્ત દવાની પીચકારી લેવી. જુના પરમામાં આવી પીચકારી કામની છે અને રોજ બે ત્રણવાર ચારેક દહાડા સુધી લેવાથી મૂત્રમાર્ગનો જખમ રૂઝાય છે. (૮) પરમેગનેટ ઓફ પોટાશ ૧ ભાગ ને પાણી ૪૦૦૦ ભાગ. (૯) ઝિંકસલ્ફાસ ગ્રેન ૩, ટીં. કેટેચ્યુ ટીપાં ૧૦, ટિં. ઓપીયમ ટીપાં ૧૦, ગ્લીસરાઇન ટીપાં ૧૦. (૧૦) ઘણી બળતરા સાથે પેસાબની નળીમાં પીડા થાય છે ત્યારે કપુર તથા અફીણની ગોળી ખાવાથી ફાયદો થાય છે. કપુર ૬ ગ્રેન અફીણ ૧ ગ્રેન અને મળી શકે તો તેમાં બેલાડોના ૦ાા ગ્રેન મેળવી બે ગોળી કરી સવાર સાંજ લેવી. (૧૧) સોજો હોય તો શુગરલેડનાં કે નવસારનાં પોતાં મુકવાં. (૧૨) સ્ત્રીઓને પરમો થાય છે, પણ મૂત્રમાર્ગ વિશેષ ખુલ્લુ હોવાને લીધે પુરૂષના જેટલી પીડા થતી નથી. ફક્ત પીચકારીની દવાથી ફાયદો થાય છે. (૧૩) જીર્ણ થયેલાં પરમામાં નં. ૧૫૬૫, ૧૫૬૬ની મેળવણીઓ ઉપયોગી છે. (૧૪) મૂત્રાશ્મરી થાય તો ૧૫૭૫, ૧૫૭૬, તથા ૧૬૭૭ નંબરના ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—પરમાના દરદીએ આહારમાં જેટલી સંભાળ રાખવાની છે તેથી વિશેષ વિહારમાં સંભાળ રાખવાની જરૂર છે. પરમો એ એક વખતની નાદાનીની જોઇએ એવી શિક્ષા છે, પણ જો મૂર્ખ નાદાન માણસ એ વાત વેળાસર સમજી શકતો નથી અને પોતાની હવસ એટલે સ્ત્રીસમાગમની વધી પડેલી આદતને અંકુશમાં રાખી શકતો નથી તો પરમાના રોગીની જેવી દુર્દશા થાય છે એવી દુર્દશા બીજા કોઇકજ રોગીની થતી હશે. પરમાના પાપી રોગીઓ પોતાના પાપાચરણથી પોતાની અને પોતાની સ્ત્રીઓની જીંદગી ખરાબ કરે છે, એટલુંજ નહિ પણ જો કદિ તેમને કમનશીબે આ રોગવાળી અવસ્થામાં પ્રજા થાય છે તો તે પ્રજા પણ પરમાનો ચેપ લઇને સડેલી અવતરે છે. પરમાનું ઝેર ઘણુંજ ચેપી અને ખરાબ છે અને તે ચેપ એક વખત ચોંટયા પછી ઘણીજ સંભાળ, સ્વચ્છતા અને સદાચારથી રહેવાવાળા માત્ર થોડાજ લોકો તેમાંથી સર્વાંશે મુક્ત થઇ શકે છે.

**પરમાના બીજા ઉપદ્રવો**—પરમાવાળા રોગીને નીચે લખ્યાં દરદો થવાનો સંભવ છે:-

૧. **મૂત્રકૃચ્છ્ર**—નળીના સોજાને લીધે પેસાબ અટકી જાય છે અથવા ટીપે ટીપે આવે છે. ૨. **રક્તસ્રાવ**—કોઇવાર પેસાબ રસ્તે લોહી પડે છે. ૩. **બદ**—જેમ ગરમીમાં બદ થાય છે તેમ પરમામાં પણ બદ થાય છે. ૪. **વૃષણવૃદ્ધિ**—ગોળી સુજી આવે છે. ૫. **આંખ ઉઠવી**—૬. **સંધિવા.**

## પ્રમેહ.

**વિવેચન**—અંગ્રેજીમાં જેને "ગૉનોરીયા" એટલે પરમો કહે છે, તે દરદને ડાકટરી અભિપ્રાય પ્રમાણે ખાનપાનની સાથે કશો સંબંધ નથી. અર્થાત્ તે દરદ દુષ્ટ સંબંધના સ્પર્શથી થાય છે, અને પ્રમેહ પાચનક્રિયાની વિકૃતિમાંથી થાય છે.

**કારણ**—પ્રમેહ એટલે **प्रकर्षेण मेहनं** એટલે પુષ્કળ પેસાબ થવો એવો અર્થ છે. સુશ્રુતમાં પણ **प्रभूताऽविलमूत्रता** એ પદવડે પુષ્કળ અને ઘાટો પેસાબ થવો, એવું વર્ણન

કરેલું છે. દેશી વૈદ્યકશાસ્ત્ર એવું કહે છે કે, બેસી રહેવાથી, બહુ નિદ્રાથી, દહીં ઘેટાં વગેરે ગ્રામ્ય પ્રાણીઓનાં માંસ, જળચર પ્રાણીઓનાં માંસ, દુધ, નવું અન્ન, નવું પાણી, ગોળ, તથા સઘળાં કફકારક મીઠાં પદાર્થોના અતિ સેવનથી પ્રમેહ ઉત્પન્ન થાય છે. અત્રે પ્રમેહનાં જે કારણો આપવામાં આવ્યાં છે તેમાં કફદોષને પ્રધાનતા આપી જણાય છે, એટલે કફનો કોપ થવાથી તે શરીરમાંના રસ, રક્ત, મજ્જા, મેદ, વસા (ચરબી), જળ વગેરે પ્રવાહી પદાર્થોને બગાડી બહાર કાઢે છે. એવીજ રીતે કફનો ક્ષય થવાથી પિત્ત અને વાયુ પણ એ સર્વ ધાતુઓને બગાડી પ્રમેહને પેદા કરે છે. આ અભિપ્રાય જોતાં, શરીરમાંથી રસ, રક્ત, જળ, ચરબી, મેદ વગેરે ધાતુઓ બગડી પેસાબ વાટે ઝરે છે. અને "ઝરવું" એવો "મેહ"નો અર્થ છે. ચેપથી જે પરમો થાય છે તેમાંથી શરીરની અંદરનું આવું કાંઇ કારણ હોતું નથી.

પ્રકાર—પ્રમેહના ૨૦ પ્રકારો છે અને તે નીચે પ્રમાણે:—

૧. ઉદકમેહ—આછું, ઘણું, ઠંડું, પાણી સરખું પણ જરા મેલું, ચીકણું મૂત્ર ઉતરે. આ મેહ એજ અંગ્રેજીનો 'ડાયાબીટીસ ઇન્સીપીડસ' હશે. ૨. ઇક્ષુમેહ–શેરડીના રસ જેવું મીઠું અને ઘણું મૂત્ર આવ્યા કરે. ૩. સાંદ્રમેહ—મૂત્ર રાતવાસી રાખી મુકવાથી સવારે ઘાટું થાય તે. ૪. સુરામેહ—મદિરા જેવું અને રાતવાસી રાખતાં ઉપર આછું ને નીચે ઘાટું મૂત્ર થાય તે. ૫. પિષ્ટમેહ—લોટ જેવું ઘણું તથા ધોળું મૂત્ર આવે અને પેસાબ કરતાં રૂવાટાં ઉભાં થાય તે. અંગ્રેજીનો 'કાઇલ્યુરીઆ' તેજ આ મેહ હશે. ૬. શુક્રમેહ—વીર્ય જેવું અથવા વીર્ય સાથે મળેલું મૂત્ર ઉતરે તે 'સ્પર્મેટોરિયા' તેજ આ મેહ હશે. ૭. સિકતામેહ—રેતી જેવી ઝીણી અને છુટી છુટી કણીઓ પેસાબમાં પડે. ૮. શીતમેહ–વારંવાર ટાઢું અને મીઠું મૂત્ર ઉતરે તે. ૯. શનૈમેહ—ધીરે ધીરે મંદમંદ વેગથી મૂત્ર ઉતરે તે. ૧૦ લાલામેહ—લાળના તાંતણા સરખું અને ચીકણું મૂત્ર ઉતરે તે. ૧૧. ક્ષારમેહ—ખારા પાણી જેવો ગંધ, વર્ણ, રસ અને સ્પર્શવાળું મૂત્ર આવે તે. ૧૨. નીલમેહ—નીલના જેવું મૂત્ર ઉતરે તે. ૧૩. કાલમેહ—આંજણ સરખું કાળું મૂત્ર ઉતરે તે. ૧૪. હારિદ્રમેહ—હળદરના રંગ જેવું, બળતરાવાળું અને તીખું મૂત્ર ઉતરે તે. ૧૫. માજીષ્ટમેહ—કાચા પદાર્થના ગંધવાળું, અને મજીઠના પાણી જેવા રંગનું મૂત્ર ઉતરે તે. ૧૬. રક્તમેહ—કાચા પદાર્થના જેવી ગંધવાળું ગરમ, ખારૂં, લોહી જેવું, રાતું મૂત્ર ઉતરે તે. ૧૭. વસામેહ—ચરબી જેવા રંગવાળું અને ચરબીથી મિશ્રિત મૂત્ર ઉતરે તે; અંગ્રેજીમાં 'આલ્બ્યૂમિન્યિરિયા' નામે દરદ છે તેજ આ વસામેહ હશે. ૧૮. મજ્જામેહ–મજ્જાથી મિશ્રિત અને મજ્જા જેવા રંગવાળું મૂત્ર ઉતરે તે. ૧૯. હસ્તિમેહ—હાથીના શરીરમાંથી જે મદ ઝરે છે એવા રસવાળું વેગ વગરનું મૂત્ર ઉતરે તે, અંગ્રેજીમાં 'એન્યુરેસિસ' નામનું દરદ છે તેજ આ હશે. ૨૦. ક્ષૌદ્રમેહ—તુરૂં, મીઠું અને રૂક્ષ મૂત્ર નીકળે તે. અં. 'ડાયાબીટીસ'. આ વીસ પ્રકારમાંથી પહેલા દસ પ્રકારના પ્રમેહ કફજન્ય છે, બીજા છ પ્રકારના પિત્તજન્ય અને છેલ્લા ચાર પ્રકારના મેહ વાતજન્ય છે, કફજન્ય પ્રમેહ સહેલથી મટી શકે છે, પિત્તપ્રમેહ મુશ્કેલીથી મટી શકે છે અને વાતપ્રમેહ અસાધ્ય છે.

ઉપાય—આ દરેક પ્રકારના પ્રમેહના પૃથક પૃથક ઉપાયો બતાવવામાં આવેલા છે. અત્રે તેના થોડાક સામાન્ય ઉપાયો લખવામાં આવે છે. કફમેહ–(૧) હરડે, કાયફળ, મોથ, લોદર, તેનો ક્વાથ મધ નાખીને. (૨) હળદર, દારૂહળદર, તગર, વાવડીંગ, તેનો ક્વાથ મધ

નાખીને પીવો. (૩) દેવદાર, કઠ, અગરૂ, સુખડ તેનો ક્વાથ મધ નાખીને પીવો. ૪–દારૂહળદર, અરણી, હરડે, બેડાં, આંબળાં, વજ તેનો ક્વાથ મધ નાખીને પીવો. (૪) વજ, બે જાતનો વાળો, હરડે, ગળો. તેનો ક્વાથ મધ નાખીને પીવો. **પિત્તપ્રમેહ**–(૫) વાળો, લોદર, આસોંદરો તથા સુખડનો ક્વાથ મધ નાખીને પીવો. (૬) વાળો, મોથ, આમળાં, હરડે, તેનો ક્વાથ મધ નાખીને પીવો. (૭) પટોલ, લીંબડો, ગળો અને આંબળાનો ક્વાથ મધ નાખીને પીવો. (૮) લોદર, આંબાની છાલ, દારૂહળદર અને ધાવડીનો ક્વાથ મધ નાખીને પીવો, (૯) પીંપળો, કાળીપાટ, બીઅલો અને નેતરનો ક્વાથ મધ નાખીને પીવો. (૧૦) સરસડો, ધાણા તથા આસોંદરો તેનો ક્વાથ મધ નાખીને પીવો. **સર્વ પ્રમેહ**–(૧૧) આંબળાં તથા ગળોનો રસ પીવો અથવા તેના ઉકાળામાં મધ અને હળદરનું ચુર્ણ નાખી પીવો. (૧૨) ત્રિફળાના ક્વાથમાં શીલાજીત અથવા તેની ગેરહાજરીમાં સુરોખાર નાખી પીવો. (૧૩) ફક્ત ગળોનો રસ મધ નાખીને પીવો. (૧૪) આંબળાંનો રસ હળદર તથા મધ નાખીને પીવો. (૧૫) રાત્રે પલાળેલા ઘઉં સવારે વાટી તેના પાણીમાં થોડી સાકર નાખી પીવું. (૧૬) કેસુડાનો ક્વાથ સાકર નાખી પીવો. (૧૭) વાવડીંગ, હળદર, જેઠીમધ, સુંઠ, ગોખરૂ તેનો ક્વાથ મધ નાખીને પીવો. (૧૮) શુદ્ધ ગંધક, ગોળ મેળવીને ખાવો, તે ઉપર દુધ પીવું. (૧૯) લીંબડાની લીંબોળી ચોખાના ધોવણમાં વાટી ઘી નાખી પીવી. (૨૦) નિર્મળીનાં બી છાસમાં વાટી મધ નાખી પીવાં. (૨૧) **ઉદકમેહ**વાળાને પારિજાતકનો ક્વાથ પાવો. (૨૨) **ઇક્ષુમેહ**વાળાને અરણીના મૂળનો ક્વાથ પાવો. (૨૩) **સુરામેહ**વાળાને લીંબડાની અંતરછાલનો કે તેનાં પંચાંગનો ક્વાથ પાવો. (૨૪) **સિકતામેહ**વાળાને ચિત્રકમુળનો ક્વાથ પાવો. (૨૫) **શનૈમેહ**વાળાને ખેરનો ક્વાથ પાવો. (૨૬) **ક્ષારમેહ**વાળાને કાળીપાટ તથા અગરૂનો ક્વાથ પાવો. (૨૭) **પિષ્ટમેહ**વાળાને હળદર તથા દારૂહળદરનો ક્વાથ પાવો. (૨૮) **સાંદ્રમેહ**વાળાને સપ્તવર્ણનો ક્વાથ પાવો. (૨૯) **શુક્રમેહ**વાળાને દુર્વા (ધ્રો), શેવાળ વાળો, કરંજ, તથા કસેરૂકનો ક્વાથ પાવો; અથવા આસોંદરો અને રતાંજલીનો ક્વાથ પાવો. (૩૦) **લાલામેહ**વાળાને ત્રિફલા, ગરમાળો તથા દ્રાક્ષનો ક્વાથ પાવો; આ દશે મેહના ક્વાથ મધ નાખીને પાવો. (૩૧) **નીલમેહ**વાળાને પીપળાનો ક્વાથ પાવો; (૩૨) **હરિદ્રામેહ**વાળાને ગરમાળાનો ક્વાથ પાવો. (૩૩) **માંજીષ્ઠમેહ**વાળાને મજીઠ તથા રતાંજલીનો ક્વાથ પાવો. (૩૪) **ક્ષારમેહ**વાળાને ત્રિફળાનો ક્વાથ આપવો. (૩૫) **રક્તમેહ**વાળાને ગળો, ટીંબરૂના ઠળીઆ, શીવણમૂળનાં ફળ અને ખજુરનો ક્વાથ આપવો. (૪૬) **વસામેહ**વાળાને અરણીનો ક્વાથ અથવા શીશમનો ક્વાથ આપવો. (૩૭) **ક્ષૌદ્રમેહ**વાળાને ખેર તથા સોપારીનો ક્વાથ આપવો. (૩૮) **હસ્તિમેહ**વાળાને ટીંબરૂ, કોઠ, સરસડો, ખાખરો, કાળીપાટ, મોરવેલ તથા ધમાસો તેનો ક્વાથ આપવો. (સુશ્રુત).

**પથ્યાપથ્ય—પથ્ય**—પ્રથમ લંઘન, વમન, રેચન, ડાંગર, જવ, સાઠી ચોખા, મઠ, ઘઉં જુની કળથી, મગ, તુવેર, ચણા એ સર્વનું ઓસામણ, જુનું મધ, પરવળ, કાકડી, લસણ. પાકાં કેળાં, જાંબુ, ખજુર, તરઅુચ, કડવા. તથા તુરા પદાર્થો, વગેરે હિતકારક છે, **અપથ્ય**–પેસાબને રોકવો, બીડી પીવી, પરસેવો કાઢવો, દિવસમાં નિદ્રા, નવું અન્ન, દહીં, વરસાદનું પાલર પાણી, મિષ્ટાન્ન, મૈથુન, નવો દારૂ, તેલ, દુધ, ઘી, ગોળ, શેરડી, પૌષ્ટિક પદાર્થ, અને ગળ્યા–ખારા–તથા ખાટા પદાર્થો એ સર્વ અહિત છે.

# ગરમી–ચાંદી–ટાંકી–ઉપદંશ.

(Chancre-Syphilis-શેન્કર—સીફીલીસ.)

**વિવેચન**—આ રોગને મૂત્રાશય સાથે કશો સંબંધ નથી, છતાં તે મૂત્રમાર્ગના અવયવો સાથે નિકટ સંબંધ રાખનાર હોવાથી તેને આ પ્રકરણમાં મૂકવામાં આવેલ છે. ખરૂં જોતાં તે જેમ ત્વચાનો સ્થાનિક વ્યાધિ છે તેમ શરીરના આખા બંધારણ ઉપર તેની અસર થતી હોવાથી શરીરનાં સામાન્ય દરદો સાથે વિશેષ સંબંધ રાખે છે. આ રોગ ચેપી છે અને તેનું ઝેર એવું નઠારૂં છે કે એક ન્હાની સરખી ચાંદીમાંથી તેનો પ્રસાર આખા શરીરમાં થાય છે અને એકવાર લોહીમાં પ્રવેશ કર્યા પછી તે છેક નિરમુળ થઇ શકતો નથી. આ એક ઘણોજ દુષ્ટ અને દુઃખકારક રોગ છે.

**કારણ**—દુષ્ટ સ્ત્રીપુરૂષોના સંબંધમાંથી પરસ્પરને લાગેલો ચેપ એ ગરમીના રોગનું મુખ્ય કારણ છે. પુરૂષની ગરમી સ્ત્રીને લાગુ પડે છે અને સ્ત્રીની ગરમી પુરૂષને લાગુ પડે છે. શાસ્ત્રે સ્ત્રીપુરૂષોની પવિત્રતા અને સદાચારનાં ભારે વખાણ કરી તેનાં ઉત્તમ ફળ બતાવેલાં છે. અને વ્યભિચારના ઉપર ભારે મોટો દોષ અને અપવાદ મુકેલો છે, તે આવા રોગોમાંથી બચવા માટે છે. અને જે સ્વચ્છંદી લોકો શાસ્ત્રની આજ્ઞા અને નીતિની મર્યાદામાં નથી રહેતા તેઅને પહેલી તો અહીંજ શિક્ષા મળે છે. શિક્ષા તે કેટલી બધી? જે આબાપને ગરમી હોય છે તેનાં બાળકો પણ ગરમીના રોગની અસર લઇને જન્મે છે અને સંખ્યાબંધ બાળકો અવતરે છે ને મરી જાય છે, તેમાંની મોટી સંખ્યા માબાપોનાં દુષ્ટાચરણનો ભોગ થઈ પડે છે. ગરમીના રોગવાળી સ્ત્રીને ધાવનાર બાળકને પણ ગરમીનો રોગ લાગુ પડે છે. ટુંકામાં ગરમીનો રોગ ઘણોજ ચેપી અને ઝેરી છે. ગુહ્ય અવયવોની અતિ મલિનતા પણ ચાંદી જેવા વિકારોને ઉત્પન્ન કરે છે.

**લક્ષણ**—પુરૂષ તથા સ્ત્રીઓના ઉત્પત્તિ અવયવો છોલાવાથી અને ચેપ લાગવાથી તે ઉપર ફોલ્લીઓ થાય છે અને તે ફુટીને ચાંદાં પડે છે. આ ફોલ્લીઓ સંયોગ થયા પછી તરતજ અથવા કેટલાક દિવસ પછી દેખાવ દે છે. ચાંદીનું ઝેર શરીરમાં પ્રસરે છે તો ઉપદંશનું રૂપ ધારણ કરે છે. ચાંદીના આગળ વધેલા રોગને ઉપદંશ અથવા ગરમી કહેવામાં આવે છે. ઉપદંશની અનેક વિકૃતિઓ થાય છે, વિસ્ફોટક, બદ, ચાંદાં, ધારાં, ગાંઠો, સંધિવા, ફિરંગવા, હિસ્ટીરીયા, ઉન્માદ વગેરે અસંખ્ય છે.

**પ્રકાર**—ચાંદીની ઘણી જાત છે. અને તેનાં નામ તથા ઓળખાણ નીચે પ્રમાણે છેઃ—

૧. **નરમ ચાંદી**–છોલાવાથી તથા ચેપ લાગવાથી થાય છે. આ ચાંદી વિશેષ કરીને મૂત્રનળીના આંકામાં અથવા તેના ઉપરના ભાગમાં કે ઉપલા ઘુમટાની ચામડીમાં પડે છે. ચાંદુ દાળના જેવું ગોળ હોય છે અને દાબી જોતાં તેની કોર નરમ લાગે છે. એકમાંથી ચેપને લીધે બીજાં ચાંદાં પડે છે, કોઇવાર મુત્રમાર્ગમાં ચાંદી પડે છે. જે પુરૂષને ઉપલો ઘુમટો ફુલના ઉપર ચડેલો રહે છે, તેને જો ચાંદી થાય છે અને સોજો આવે છે તો ઘુમટો ઉપર ચડી શકતો નથી અને અંદર રોજ સાફ નહિ થઇ શકવાથી ચાંદી વધતી જાય છે. બદ પણ થાય છે.

૨. **કઠણ ચાંદી**—આ ચાંદી ખરાબ ચેપ લાગ્યા પછી લગભગ ત્રણ અઠવાડીઆં પછી શરૂ થાય છે. પ્રથમ ફોલ્લી અથવા ચામડી પર નાનો ચીરો પડે છે, તે વધીને ગોળ ચાંદું થાય છે. તેમાંથી પાતળી રસી ઝરે છે. પછી થોડા વખતમાં ટાંકીની નીચે સખત

હાચર ધાલે છે અને ચાંદીને બે આંગળાં વતી દબાવી જોતાં કુમળા હાડકા જેવી કઠણુ જ-ણાય છે. ચાંદીની કોર ઉપસેલી, સખ્ત અને જાડી હોય છે, જેથી ચાંદીનો દેખાવ એક નાની પ્યાલી જેવો થઇ રહે છે. જાંગના મુળમાં બદ થાય છે. તે બદ દાબવાથી દુખાતી નથી અને પોતાની મેળે પાકતી પણ નથી. આ જાતની ચાંદીમાં ટાંકી ઘણું કરીને એકજ હોય છે, અને તે રસી કોઇ સાજા માણુસની ચામડીમાં દાખલ થવાથી તેને પણ આ રોગ થાય છે. આ જાતની ટાંકી હડહડતી ચેપી ગણાય છે.

૩. **પ્રસરતી ચાંદી**—ચાંદીની કોર સરખી ગોળ હોતી નથી પણ ખડબચડી, ખવાઇ ગયેલી ને વાંકી ચુંકી ટાંકી હોય છે. ગંધાતું પાતળું પરૂ, આસપાસની જમીન ઘેરાતી જાય, બદ થાય ને તે પાકી ફુટે, દુખાવો, તાવ, અનિદ્રા તથા અશક્તિ વધતી જાય. બદ જલદી પાકે છે ને અંદર ઉંડો ખાડો પડે છે.

૪. **સડાવાળી ચાંદી**—પ્રથમ ચામડી સુજી આવી લાલ થાય છે. સડાવાળો વાસ, તથા તેમાંથી લાલ પાતળું પ્રવાહી ઝરે છે; પછી ચામડીનો ભાગ મુડદાલ થઇ જુદો પડે છે, અને દરદીની તનદુરસ્તી ઘણીજ બગડે છે. તાવ, નાડી ઉતાવળી, બેચેની, અનિદ્રા. આ ચાંદીમાં બદ થતી નથી.

આ ચાર પ્રકારની સ્થાનિક ચાંદીને "ગરમીની પહેલી સ્થિતિ" એવું નામ અને એ ચાંદીનું શરીરમાં વિષ પ્રસરતાં ગરમીના જે વિકારો થાય છે તેને "ગરમીની બીજી સ્થિતિ" અથ-વા "શારીરિક ઉપદંશ" એવું નામ આપણે આપીએ.

**સ્થાનિક ચાંદીનો બાહ્યોપચાર નીચે પ્રમાણે કરવો:—**

(૧) **પ્રક્ષાલન**—ધોવાના ઉપાયો-(૧) પંચવલ્ક (નં. ૪૨૨)નો ઉકાળો કરી તે પા-ણીથી ચાંદીને વારંવાર ધોવી. (૨) ત્રિફળાનો ક્વાથ કરી તેનાથી અથવા ભાંગરાનો રસ કાઢી તે વતી ચાંદીને ધોવી. (૩) રસકપુરનું પાણી કરીને ચાંદીને ધોવી:–રસકપુર ૧ ભાગ, પાણી ૨૦૦૦ ભાગ. **લેપ-મલમ**-(૪) ગોપીચંદન તથા મોરથુથુ પાણીમાં વાટીને લુગડાપર લગાવી પટી મારવી (૫) રસકપુર, ધોળો કાથો, મુરદાલશીંગ, શંખજીરૂં, માયાં તથા સોપારીની રાખ અથવા ત્રિફળાની રાખ તે સર્વને ઘીમાં ખરલ કરી તે મલમ ચાંદી ઉપર ચોપડવો, (૬) બાબચી ૧ ભાગ, ગંધોબેરજો ૧ ભાગ, ગુગળ ૧ ભાગ, રાળ ૧ ભાગ, મોરથુથુ ૧ ભાગ, હિંગળો ૧ ભાગ, પારો ૧ ભાગ, ઘી ૯ ભાગ અને તલનું તેલ ૯ ભાગ, તે સર્વને ખરલ-માં નાંખી કડવા લીંબડાના જાડા લાકડાવતી બાર કલાક સુધી ઘુંટવું. આ મલમ ચાંદીનો સારો ઉપાય છે. (૭) ફટકડી, સોનાગેરૂ, મોરથુથુ, હીરાકસી. સીંધાલુણ, લોદર, રસવંતી, હર-તાલ, મનશીલ તથા એલચી તેનું બારીક ચૂર્ણ મધમાં કાલવી લેપ કરવો. (૮) હરડે, બેડાં તથા આંબળાં બાળી રાખ કરી તેને સીંધાલુણ સાથે મધમાં મેળવી લેપ કરવો. (૧૦) કરે-ણનાં મુળ વાટીને લેપ કરવો. (૧૧) દશાંગ લેપ પાણીમાં અથવા ઘીમાં મેળવી લેપ કરવો. (૧૨) હિંગળો, મોરથુથુ, ગુગળ એકેક તોલો, બાબચી તથા મસ્તકી બબે તોલા, રાળ ૪ તોલા, તેલ ૭ તોલા તેનો મલમ કરવો. (૧૩) મોરથુથુનું ચુર્ણ અથવા મોરથુથુ અને કાથાની ભુકી દાબવી. (૧૪) કાથો તથા શંખજીરાની ભુકી દાબવી; (૧૫) પંચવલ્કની બારીક ભુકી દાબવી. (૧૬) ત્રિફળાની રાખ અને મોરથુથુ મેળવીને દાબવી.

**અંગ્રેજી ઉપચારો**—ચાંદી મટાડવાનો અંગ્રેજી ક્રમ પણ ઘણો સારો છે. ચાંદી બાળી

નાખવા સારૂ પ્રથમ (૧૭) **નાઇટ્રિક એસીડનાં** બે ટીપાં બરાબર ચાંદી ઉપર મુકવાં. અથવા એસીડમાં સળીવતી રૂ બોળીને તે ચાંદીપર લગાવવું. આ એસીડ સાજા ભાગપર ન લાગે તેની સંભાળ રાખવી. બળતરા થાય તો તેનાપર પાણીની ધાર કરવાથી વધારાનો એસીડ ધોવાઇ જશે. એસીડની ગેરહાજરીમાં કાસ્ટિક લગાવવું, તેથી પણ ચાંદી બળી જાય છે. પછી તેનાપર પોલ્ટીસ બાંધીને બળેલ મૃતમાંસ કાઢી નાખી ચાંદી સાફ કરવી. લાલ ભોંય દેખાય એટલે ટેનિક એસીડ અથવા ઝીંકસલ્ફાસ, કમ્પાઉન્ડ ટીંકચર લવંડર તથા પાણી યોગ્ય પ્રમાણમાં મેળવીને પોતાં મુકવાં. (૧૮) **બીજો** ઉપાય—બે ત્રણ દહાડા મોરથુથુ દાબવું અને પછી ચાંદીને સાફ કરી સાદા મલમની પટી મારવી. (૧૯) **બ્લૅકવૉશ** (નં. ૧૪૧૪) માં લીન્ટ અથવા ગરમ કપડું બોળી તેનું ચાંદી ઉપર પોતું મુકવું. ચાંદી ઉપરનો પરૂ જેવો સફેદ થર નિકળ્યા વિના ચાંદીપર રૂઝ આવતી નથી. (૨૦) ઉપલી ચામડી નીચે ચાંદી ઢંકાઇ ગઇ હોય તો બ્લેકવોશની પીચકારી મારવી; (૨૧) મોરથુથુ અથવા ઝિંકની પીચકારી મારવી. (૨૨) ચાંદી તથા સડતી ચાંદી કારબોલિક લોશનથી ધોઇ તેના ઉપર આયડોફોર્મ ભભરાવી લીન્ટ કે નરમ કપડું મુકી પાટો બાંધવો અને ચાંદીની રસી સુકાયા પછી કારબોલીક ઑઇલ લગાવવું.

**શારીરિક ઉપદંશ અથવા ગરમીની બીજી સ્થિતિ**—ટાંકીની જુદી જુદી જાત તથા તેના ઉપચારો ઉપર બતાવેલા છે. આ ટાંકીઓ અને વિશેષ કરીને કઠણ ટાંકી શરીરમાં એક પ્રકારનું વિષ મુકે છે, કે જે કેટલેક કાળે જુદા જુદા રૂપમાં દેખાવ દે છે. ટાંકીની પહેલી સ્થિતિ શરીરના એકજ સ્થાનની સાથે સંબંધ રાખે છે અને આ બીજી સ્થિતિ આખા શરીરની સાથે સંબંધ રાખે છે. પ્રથમ પડેલી ચાંદી ઘણું કરીને રૂઝાઈ ગઇ હોય છે અને દરદી ઘણું કરીને આ દુષ્ટ દુશ્મનને ભુલી પણ ગયો હોય છે, તે ભાગ્યેજ જાણતો હોય છે કે હાથે કરીને ઘાલેલો દુશ્મન ગુપ્તપણે પોતાનું કાર્ય કરી રહેલો છે. દરદીની ગફલતનો લાભ લઇ પછી આ દુશ્મન અકસ્માત આખાં શરીરમાં, ગળામાં, સાંધાઓમાં, નાકમાં અને હાડકાઓમાં દેખાવ દે છે અને કોઇને એક પ્રકારે તો કોઇને બીજે પ્રકારે સપડાવે છે. પ્રથમની ટાંકીના જોર પ્રમાણે આ પાછલી ગરમી ઓછા વધતા પ્રમાણમાં જોર કરે છે. આ ગરમીનો રોગ શરીરના સુંવાળા ભાગોને અને વિશેષ કરીને ગળાની બારી તથા નાકને જલદી પકડે છે. ગળામાં સોજો, મોંમાં ગરમી, તાળવામાં છિદ્રો પડે, નાકનું હાડકું સડે અને તે ચપટું થઇ બેસી જાય, અથવા વાંકું વળે, નાકની અંદરથી છોડ તથા પરૂ પડે, આખે શરીરે વિસ્ફોટકના ફોડલા ફુટી નીકળે, સાંધાઓ ઝલાય, માંસવાળા ભાગોમાં ગાંઠાઓ ઘાલે, આ ગાંઠાઓ ફુટી તેમાં છિદ્રો તથા ઘારાં પડે, નારાં પડે, ભગંદરનો ભારે રોગ થાય અને વખતે વાતરક્ત એટલે પત જેવો અસાધ્ય રોગ પણ થઇ આવે.

**ઉપદંશ એટલે ચાંદીની બીજી સ્થિતિના સામાન્ય ઉપાયો**—નીચે પ્રમાણે છે.

(૨૩) **પારો**—ઉપદંશ-ગરમીને માટે પારો સર્વોત્તમ દવા છે. દેશી ઉપાયોમાં પારાની દવાઓ વખણાય છે. પણ અનુભવિ વિદ્વાન અને નિર્લોભી વૈદ્યોના હાથ સિવાય બીજાના હાથની પારાવાળી કોઇ પણ દવા વાપરવામાં ઘણું જોખમ છે; કેમકે પારાના શોધનમાં અને તેને વાપરવાની યુક્તિમાં ઘણીજ હુશિયારી અને અનુભવ ખરચવાં પડે છે અને ત્યારે જ તે નિર્ભયપણે વાપરી શકાય છે. રસકપુર તથા હીંગળો પારાની મુખ્ય ચીજો છે અને ચંદ્રોદય,

રસસિંદુર, પર્પટી, વગેરે તેની જ બનાવટથી થયેલાં ઉત્તમ ઔષધો છે. અંગ્રેજી દવાઓમાં પણ કેલોમેલ વગેરે પારાની દવાઓ વપરાય છે, પણ તેને માટે પણ કેટલીક તરફથી વાંધો લેવાય છે કે એ દવાઓ પરિણામે નિર્ભય નથી. ( ૨૪ ) અંગ્રેજીમાં બીજા નંબરની દવા **પોટાસ આયોડાઇડ** છે. તે ગરમીને શાંત પાડી શકે છે. ગરમીને માટે અંગ્રેજી ઉપચારમાં આ એકજ દવા સારી છે. (૨૫) કેશરાદિ (નં. ૪૮૩) લુણ વિનાનું મીઠાવાળું ખાનપાન ખાઇને આ રસકપુરની ગોળીઓનું સેવન કરવામાં આવે તો ઉપદંશનો શરીર ઉપરનો સડો સારી રીતે સુકાઇને મટે છે. (૨૬) **બૃહદ્ મંજીષ્ટાદિક્વાથ** ( નં. ૬૧૮ ) તેમાં ગુગળ અથવા ગુગળની બનાવટની કોઇ પણ દવા ઉપદંશની સર્વ વિક્રિયામાં સુધારો કરે છે, તથા બગડેલ લોહીને સુધારે છે. (૨૭) **ચોપચીની**—ઉપદંશની જીર્ણ વિકૃતિ તથા ફિરંગમાં પ્રસિદ્ધ છે. તેનું ચૂર્ણ (નં. ૬૭૭ તથા ૬૭૮) તથા પાક (નં. ૮૧૩) રૂપે વપરાય છે. (૨૮) **ગળો**—શોધક દવા હોવાથી તે પણ ઉપદંશમાં સારો ફાયદો આપે છે, ગળોનો ઉકાળો એરંડીયા તેલ સાથે લેવાથી દોષનું શોધન થઇ જાય છે અને ઉપદંશના કેટલાક વિકારોની શાંત થાય છે. (૨૯) **ગુગળ**—શોધક દવા છે. તેની સર્વ બનાવટો લોહીનું શોધન કરે છે. ત્રિફળા ગુગળ, યોગરાજ ગુગળ તથા કિશોરગુગળ મંજીષ્ટાદિક્વાથ સાથે અથવા ગળોના ઉકાળા સાથે લેવાથી લોહીને સુધારે છે.

**બદનો ઉપાય**—(૧) લીંબડાનાં પાન થોડા પાણીમાં વાટી તેમાં હળદર તથા ઘી મેળવીને, અથવા (૨) ભીલાસું તથા સરગવાની છાલ પાણીમાં વાટી ચોપડી મુકવી. (૩) ગારાનો મલમ તેની પટી મારવી. (૪) જળો લગાડવી. (૫) ગરમ પાણીનો શેક કરવો. (૬) ટિંક્ચર આયોડાઇન રોજ બેવાર ચોપડવું. (૭) પાક ઉપર આવે તો ગરમાગરમ પોટીસ મારીને પકાવી ફોડવી ને પછી વ્રણના જેવા ઉપાયો કરવા.

**પથ્યાપથ્ય**—ઉપદંશની ગરમીમાં આહારવિહારની સંભાળ ઉપર તે રોગ મટવાનો ઘણો આધાર છે. ઉપદંશનો રોગ વારંવાર ઉથલા મારે છે અને આહારવિહારની જરા ભુલ થાય છે કે મટી ગયેલો રોગ પાછો દેખાવ આપે છે. આ રોગ એવો હઠીલો અને દુષ્ટ છે કે તેનું વિષ શરીરમાંથી નિરમુળ થતું નથી. આહારવિહારની પુરેપુરી સંભાળ રાખનારાળા દરદીઓ કેટલેક અંશે અને થોડાક કેસમાં સર્વાંશે તેને નિરમુળ જેવો કરી શકે છે. ઉપર જે દવાઓ આપી છે તે દવાઓ ગરમીના ઉપર ધીમે ધીમે અસર કરી શકે છે. એટલે લાંબા કાળે ખરો ફાયદો આપે છે અને તેથી જેઓ ધીરજ રાખીને મહિના ને મહિના સુધી દવા તથા પરેજીને વળગી રહે છે, તેઓજ આ દુષ્ટ ચેપી રોગમાંથી મુક્ત થઇ શકે છે.

**અંગ્રેજી ઉપાયો**—ઉપદંશની જીર્ણ વિકૃતિ, લોહીબીગાડ તથા ઉપદંશના સાંધા વગેરે વિકારોમાં નીચેની મેળવણીઓ સારી છેઃ—

(૩૧) લાઇકર હાઇડ્રાર્જીરી પર્ક્લોરાઇડ...ટીપાં ૧૫
ડીકૉક્ટા સાર્સા પ્રીપરેટા ... ...ઔંસ ૩
મેળવીને રોજ ત્રણવાર પીવું.

(૩૨) કરીયાતાની ચા ઔંસ ૩
પોટાસ આયોડાઇડ ... ગ્રેન ૬

આ દરેક મેળવણી રોજ ત્રણ વાર પીવી અને એ પ્રમાણે ઘણા દિવસ જારી રાખવું. પણ પોટાસ આયોડાઇડથી શરદી થાય કે મોં આવી જાય તો બંધ રાખવું.

(૩૩) લાયકર આર્સેનિક ટીપાં ૬ એન્ટીમોનિયલ વાઇન ટીપાં ૧૦
પોટાશ આયોડાઇડ ગ્રેન ૬ લાયકર સ્ટ્રીકન્યા ટીપાં ૩
એકવા કેમ્પર ... ... ... ... ... ...આંસ ૩

તેને મેળવીને ત્રણવાર પીવું. આ મેળવણી કેટલાક દિવસ જારી રાખવાથી વિસ્ફોટક મટે છે.

(૩૪) લાઇકર હાઇડ્રાર્જીરી પરક્લૉરાઇડ ટીપાં ૧૦ પોટાશ આયોડાઇડ ગ્રેન ૬
ટી. સીંકોના કમ્પાઉન્ડ ટીપાં ૧૦ ટિં. જેનસ્યન કો. ટીપાં ૧૦
ટિ. જીંજર ટીપાં ૬ એકવા મેન્થા પ્રીપરેટા આંસ ૩

આ મેળવણી ત્રણવાર પીવી, અને એ પ્રમાણે કેટલાક દિવસ જારી રાખવાથી બગડેલ લોહી સુધરે છે.

(૩૫) નં. ૧૫૬૭ થી ૧૫૭૪ સુધીના ઉપદંશના અંગ્રેજી ઉપાયો કરવા.

---

# પ્રકરણ ૭ મું.

---

## આંખ-કાન-નાક તથા દાંતનાં દરદો.

## DISEASES OF THE EYES, EARS, NOSE & TEETH.

આંખ કાન તથા નાકના અવયવો ઘણીજ બારીક અને ગુંચવણવાળી રચનાવાળા હોવાથી તેમાં ઘણાં પ્રકારનાં દરદો થવાનો સંભવ છે, અને તેથી તેને માટે ખાસ અભ્યાસની જરૂર છે. આ ઠેકાણે આ ઘરવૈદાના ગ્રંથને બંધ બેસતાં દરદોનું સંક્ષેપ વર્ણન કર્યું છે.

### આંખનાં દરદો.

આંખનાં દરદોના ઉપચારો વિષે બોલતાં પહેલાં આંખના રક્ષણના સંબંધમાં થોડી ઉપયોગી સૂચનાની જરૂર જણાય છેઃ—

**અજવાળું**—આંખ ઉપર સીધી લીટીમાં આવનારો પ્રકાશ આંખને નુકશાન કરે છે. અતિ પ્રકાશ તરફ તાકીને જોવાથી અથવા આંખોને ખેંચીને વાંચવાથી કે કામ કરવાથી પણ આંખો નબળી પડે છે. સૂર્યના તડકામાં બેસીને પણ કદી વાંચવું નહિ. મોંની સામે દીવો મૂકીને પણ વાંચવું કે લખવું નહિ.

**ચશ્મા**—શોખથી ચશ્મા પહેરવાનો ચાલ વધતો ગયો છે. તેનાથી દ્રષ્ટિ નબળી પડે છે અને આંખનાં દરદો થાય છે, આંખનું કોઇ દરદ કે ટુંકી દ્રષ્ટિ ચશ્મા પહેરવાની જરૂર પાડે તોજ પહેરવાં અને તે પણ આંખના ડાકટરની સલાહ લઇને આંખની શક્તિને બંધ બેસતાંજ ચશ્માં પહેરવાં.

**અંજન**—જેમ ફ્રાન્સ દેશમાં શોભાને માટે આંખોની કીકીઓ મોટી કરવા સારૂ બેલાડોના વાપરવાનો સ્ત્રીઓમાં કુચાલ પડેલો છે તેમ આ દેશમાં શોભાને માટે સુરમા તથા કાજળ આંજવાનો હાનિકારક ચાલ પડેલો છે. પુરૂષો તેમજ સ્ત્રીઓ શોખની ખાતર સુરમો આંજે છે અને કાજળ અથવા આંજણનો વપરાશ સ્ત્રી વર્ગમાં તેમજ બાળકોમાં ઘણોજ થાય છે. આંજણથી સ્ત્રીઓ તથા બાળકોની આંખ સારી દેખાય છે એ વાત ખરી છે, પણ એ સિવાય કાંઇ વિશેષ ફાયદો થતો હોય એમ માની શકાતું નથી. જેને રેચની જરૂર

નથી તેને રેચ આપવાથી શરીરને જેટલી ખરાબી થાય છે એટલીજ આંખોની ખરાબી સાજી સારી આંખે રોજ આંજણુ અને સુરમો આંજવાથી થાય છે. વૈદ્યક નિયમને અનુસરી બનાવેલા કેટલાક સુરમા તથા અંજનો આંખના દરદમાં ફાયદો કરી શકે, પણ સાજી આંખે શોભા અને શોખની ખાતર આંજણુ અને સુરમો આંખોમાં નાખવો એ બીલકુલ સલાહકારક નથી. આ દેશનાં માણસોની આંખો ચાળીસ વર્ષ પછી તરતજ નબળી પડવા માંડે છે, તેનાં આવાંજ કારણો હોય છે અને કુટુંબોનાં વડિલોએ આવા હાનિકારક રીવાજોનો અટકાવ કરી દેવો જોઇએ.

**મગજનું રક્ષણ**—આંખોની આરોગ્યતાનો ઘણો આધાર મગજના ઉપર રહેલો છે. મગજને હમેશાં ઠંડું રાખવું જોઇએ, અને જો મગજમાં જરા પણ ઉષ્ણુતા માલમ પડે તો તેને ઠંડું કરવાનો તરત ઉપાય કરવો. માથા ઉપર ગરમ પાણી કદિ પણ નાખવું નહિ. નહાતી વખતે તેમજ સવાર સાંજ માથાપર ઠંડું પાણી રેડવું.

**ધાતુનું રક્ષણ**—હાથરસ અને અતિ વિષયાસક્તપણું એ દુર્ગુણો આંખોને અત્યંત નબળી પાડવાવાળા છે. છોકરાઓની દૃષ્ટિ જુવાનીમાંજ નબળી પડે છે તેનો દોષ અભ્યાસ ઉપર મુકવા કરતાં અવિચારપણે ધાતુનો ગેરઉપયોગ થાય છે તેના ઉપર મુકવો જોઇએ.

**આંખનાં દરદોનાં ઉપાય**—આંખનાં સાધારણ દરદોના સાધારણ ઉપાયો નીચે પ્રમાણે છે.

**આંખ ઉઠવી**—અભિષ્યંદ ( Conjunctivitis ) આંખની અંતઃત્વચા ક્ષોભ પામીને આંખો લાલ થાય છે તથા દાહ, વેદના, તથા સ્રાવ થાય છે અને તે વધારે જોરમાં થાય છે તો અંદરથી પરૂ પાચ નીકળે. તેનો તરત ઉપાય ન થાય તો તેમાંથી ફુલાં પડે છે અને ડોળા નાશ પામે છે. માટે આંખ ઉઠે કે તેનો તરત ઉપાય કરવો. આંખમાં ખટકો થાય છે અને તેથી કણું પડયા જેવું લાગે છે પણ તેમાં કણું હોતું નથી. વળી પાંપણ ઉથલાવતાં અંદરના ભાગમાં કરચલી પડીને ઉચવટો લાગે છે તેને ખીલ માનવાની ભુલ કરવામાં આવે છે, ખીલના દાણા સફેદ રંગના હોય છે. આંખ ઉઠવી તે દાહ સાથેનો વરમ છે માટે તેની શાંતિના ઉપાયો કરવા.

**૧. પોતાં**—સાધારણ આંખ ઉઠે તો આંખો ઉપર પોતાં મુકવાથી આરામ થઇ જાય છે. (૧) ગુલાબજળનાં પોતાં. (૨) શ્યુલગર લેડ ૮ ગ્રેન, પાણી બે ઔંસ મેળવીને પોતાં મુકવાં. (૩) દુધ અથવા દુધ અને પાણી. (૪) જસતનાં ફુલ ૬ ગ્રેન, પાણી બે ઔંસ.

**૨. ટીપાં**—નીચે લખેલી દવાઓનાં ટીપાં આંખના સોજાને ઉતારે છે તથા રતાશને તોડે છે.—(૫) ત્રિફળાના ઉકાળાનાં ટીપાં નાંખવાં. (૬) ચોખાના ધાવણનાં ટીપાં નાખવાં. (૭) ઝિંક સલ્ફાસ ૪ ગ્રેન; પાણી ૧ ઔંસ. (૮) મોરથુથુ ૨ ગ્રેન પાણી ૧ ઔંસ. (૯) ટનિક ઍસિડ ૨૦ ગ્રેન, તથા ગ્લિસેરાઇન ૨ ડ્રામ, પાણી ૬ ડ્રામ, તેનાં ટીપાં નાંખવાં, (૧૦) ફટકડી ૩ ગ્રેન, પાણી ૧ ઔંસ. (૧૧) શ્યુગર ઑફ લેડ ૩ ગ્રેન; પાણી ૧ ઔંસ. (૧૨) ટૅનિક ઍસિડ ૩ ગ્રેન, પાણી ૧ ઔંસ, (૧૩) કાસ્ટીક ૧ ગ્રેન. પાણી ૧ ઔંસ. રોજ બે ચાર વખત ટીપાં નાખવાં. દવાઓની મેળવણી માટે પાણીને બદલે ગુલાબજળ અથવા વરસાદના ઝીલેલા સ્વચ્છ પાણીનો ઉપયોગ વધારે અસર કરે છે. દરદના જોર પ્રમાણે ઉપરના પ્રમાણમાં વધઘટ કરી શકાય. પાણીમાં દવાનું પ્રમાણ વધારે લેવાથી તે વધારે અસરકારક થાય છે, પણ સાધારણ આંખ ઉઠી હોય તેમાં સખ્ત દવા નાખવાથી ઉલટું નુકસાન છે.

૩. શેક—(૧૪) શેક ઘણું કરીને દિવસે કરવો, દરદ ઘણું હોય તો રાત્રે પણ કરવો. બળવાનને ગુલાબજળ વગેરે ઠંડા પાણીનો શેક કરવો અને નબળાને પોશના ડોડા ઉકાળેલા પાણીનો શેક કરવો, અથવા દરદીથી સહન થઇ શકે એ જાતનો શેક કરવો. (૧૫) આંખ બહુ આવી હોય, પરૂ નીકળતું હોય અને પોપચાં સુજી ગયાં હોય તો પોશના ડોડાનો શેક કરીને પછી સીલ્વર નાઇટ્રેટનાં ટીપાં નાખવાં. સીલ્વર નાઇટ્રેટ ૧ થી ૩ ગ્રેન અને પાણી ૧ ઔંસ.

૪. પિચકારી—(૧૬) બહુ પરૂને લીધે આંખનાં પોપચાં બીડાઇ ચોંટી જાય તો ગરમ પાણીની, ફટકડીના પાણીની અથવા જસતના પાણીની પિચકારીનો ઉપયોગ કરવો અથવા નીચે પ્રમાણે પાણી કરીને આંખ ધોવી. રસકપુર ૧ ગ્રેન, નવસાર ૬ ગ્રેન, પાણી ૬ ઔંસ.

૫. મલમ—(૧૭) આંખનાં પોપચાં ચોંટી જાય માટે રાત્રે પાંપણની કોર ઉપર ઘી અથવા સાદો મલમ, અથવા સાલીડનું તેલ, વેસેલીન અથવા એરંડીઉં લગાડવું.

**ખીલ-તાપોડીઆં**—( Cranulation ) પાંપણની અંદર સાબુચોખા જેવા ન્હાના ન્હાના ધોળા દાણા થાય છે તેને ખીલ કહે છે, પાંપણ ઉથલાવી જોતાં ઘણીવાર ખીલ જેવા લાલ દાણા થાય છે તેને કેટલાક ભુલથી તાપોડીઆં માને છે. આંખ ઉઠે છે ત્યારે એવા લાલ દાણા જણાય છે. આ ખીલ આંખના ડોળામાં પણ થાય છે. ખીલ અથવા તાપોડીઆં હમેશાં ધોળાં હોય છે એ વાત લક્ષમાં રાખવી. **લક્ષણ**—ખીલમાં પણ આંખ ઉઠવાનાં કેટલાંક ચિન્હો થાય છે. આંખ લાલ થઇ સુજી આવે છે, પાણી ઝરે છે, અજવાળું સહન થતું નથી, આંખમાં કાંકરી જેવું ખુચે છે ને ખટકો થાય છે. ખીલ જુના થાય છે ને પછી વારંવાર આંખ દુખવા આવે છે. ખીલ ડોળા સાથે વારે વારે ઘસવાથી ડોળો ઝાંખો પડે છે, દૃષ્ટિ મંદ પડે છે, પાંપણ અંદર વળી જાય છે, ઝાંખ વધતી જાય છે, તાપ સામું જોઇ શકાતું નથી, અને આંખ ચુંચી થાય છે. **ઉપાય**—આંખ ઉઠવાના બધા ઉપાય ખીલને પણ લાગુ પડે છે. ખીલનાં સખ્ત ચિન્હોમાં (૧) **આટ્રોપીન** સારૂં છે. તે ૧ થી ૪ ગ્રેન અને પાણી ૧ ઔંસ તેનાં ટીપાં થોડા દિવસ નાખવાં. (૨) બેલાડોના ૧૫ ગ્રેન, પાણી ૧ ઔંસ. (૩) વ્હાઇટ પ્રેસીપીટેટ ૫ ગ્રેન, સાદો મલમ ૧ ડ્રામ, તેનો મલમ લગાવવો. (૪) કૉસ્ટીકનાં ટીપાં. (૫) મોરથુથુ ખીલનો સારો ઉપાય છે. મોરથુથુની લીસી કટકી ખીલપર ઘસવી. અથવા ટીપાં પાડવાં. (૬) ટૅનિક એસીડની ભુકી ખીલપર દાબવી. **જુના ખીલમાં**—(૭) ધુમાડા તથા પ્રકાશમાંથી આંખનું રક્ષણ કરવું, અને આસમાની રંગનાં ચશ્માં પહેરવાં. (૮) કૅાસ્ટિકનાં ટીપાં થોડા દિવસ નાખી બંધ કરવાં, પછી મોરથુથુ લગાડી તેનાપર એરંડીઉં ચોપડવું. તાપોડીઆં મોટાં ને ઘણાં હોય તો સ્યુગરલેડ અથવા ટૅનિક એસીડની બારીક ભુકી ઉપલી પાંપણ ઉથલાવી આંજવી. સ્યુગરલેડ બે ત્રણ વાર કરતાં વધારે વખત આંજવું નહિ. આંખ લાલ હોય તો ટૅનિક એસીડ જ આંજવું અને તે ઘણા દીવસ સુધી આંજી શકાય. (૯) કાંસાજણ ખીલમાં સારો ફાયદો કરે છે.

**કૃષ્ણ મંડળનું ક્ષત**—( Ulcer of Cornea ) આંખનું ચાંદું. આંખના કાળા ડોળામાં સોજો થવાથી ધોળો કે પીળો ડાઘ પડી જાય છે; કાળા ડોળામાં ચાંદું મટયા પછી તેમજ તે ચાંદું પડયા પછી ધોળો ડાઘ રહી જાય છે, આ ત્રણને ફુલું કહેવામાં આવે છે. ચાંદું મટયા પછી જે ધોળો ડાઘ રહી જાય છે તેને ખરૂં ફુલું કહેવું જોઇએ. આંખ ઉઠયા

પછી અથવા શીળીના રોગમાંથી ફુલું પડે છે. ઉપાય—(૧) ચાંદું હોય તો ગરમ પાણીનો શેક કરવો તથા આંખને પાટો બાંધી રાખવો. (૨) પીડા ઘણી હોય તો આંખની આસપાસ બેલાડોના લગાડવું. (૩) આટ્રોપીન ૧ થી ૪ ગ્રેન, પાણી ૧ ઔંસ, તેનાં ટીપાં નાખવાં; સોજાનાં ચિન્હો મટયા પછી બેલાડોનાનાં ટીપાં નાખવાં. (૪) કૅલોમેલ, આયડોફૉર્મ, બોરાસિક ઍસિડ એ દરેકની ભુકી આંખમાં નાંખવી અથવા ૧ ઔંસ વેસેલીન સાથે એ દરેકની ૩૦ ગ્રેન ભુકી મેળવી એ દરેકનો મલમ કરી આંજવો.

ફુલું—શુક્ર—( Opacity )-ઉપાય-તાજું હોય તો મટે છે. તેના ઉપાયો નીચે પ્રમાણે કરવાઃ—

(૧) ક્યાલોમેલ ૩૦ ગ્રેન, વેસેલીન ૧ ઔંસ-તેનો મલમ કરી આંખમાં આંજવો. (૨) યલો ઑકસાઇડ ઑફ મર્ક્યુરી ૫ ગ્રેન, વેસેલીન ૧ ઔંસ-તેનો મલમ કરી આંજવો, (૩) પોટાશ આયોડાઇડ ૬ ગ્રેન, પોટાશ બાઇકાર્બોનાસ ૩ ગ્રેન, વેસેલીન ૧ ડ્રામનું અંજન. (૪) મોરથુથુ ૨ ગ્રેન, પાણી ૧ ઔંસ-તેનાં ટીપાં આંખમાં કેટલાક દિવસ નાખવાં. (૫) આયોડાઇડ ઑફ પોટાશ્યમ ૧૦ થી ૩૦ ગ્રેન-પાણી ૧ ઔંસ, તેનાં ટીપાં નાખવાં, (૬) વડના દુધમાં કપુર મેળવીને તેનું અંજન કેટલાક દિવસો સુધી કર્યા કરવું. (૭) પીપર, સમુદ્રફીણ તથા સીંધવ સમભાગ, મધ સાથે કાંસાનાં બે પાત્રોમાં ઘુંટી મલમ કરવો, (૮) સુવર્ણમાક્ષિક, અથવા બેહેડાં, અથવા સીંધવ, એ દરેકને પાણીમાં અથવા સ્ત્રીના દુધમાં કે મધમાં વાટીને તેમાંથી કોઇ પણ અંજન કેટલાક દિવસ સુધી જારી રાખવું.

વાવલું—કાળા ડોળાની કોર ઉપર નાની રાઇ જેવડી એક કે વધારે ફોલ્લી ધોળા પીળા રંગની થાય છે, તે વાવલું કહેવાય છે. પ્રથમ આંખ ઉઠવા જેવી લાલ થાય છે, તથા આંસુ વહે છે; આ ફોલ્લી ધોળા પીળા રંગની હોય છે અને કેટલીકવાર કાળા ડોળામાં પણ થાય છે. વાવલું થોડા દિવસમાં ફુટીને મટી જાય છે ને વખતે વારંવાર થાય છે. દુબળાં અને ગડગુમડનાં રોગવાળાં રોગી બાળકોને થાય છે. ઉપાય—(૧) આંખોને ગરમ પાણીથી ધોવી તથા શેક કરવો. પાંપણ ઉપર ઘી ચોપડવું. દરદ વિશેષ હોય તો (૨) આટ્રોપીન અથવા એકસ્ટ્રાકટ બેલાડોનાનો અગાઉ લખ્યા પ્રમાણે ઉપયોગ કરવો. (૩) યલો ઓકસાઇડ ઑફ મર્ક્યુરી ગ્રેન ૫ થી ૧૦, વેસેલીન ૧ ઔંસ, મલમ કરી આંજવો. (૪) ક્યાલોમેલની ભુકી આંખમાં આંજવી. (૫) તન્દુરસ્તી સુધારવા માટે યોગ્ય પૌષ્ટિક દવાઓનું સેવન કરાવવું.

તિમિર-નજલો—( ઝાંખ, આંખે અંધારાં, પડદા )-ડોળામાં પડદા છે, તેની અંદર દોષ જવાથી આ રોગ થાય છે અને તેથી દરદી બહારની આકૃતિઓનાં વિપરીત સ્વરૂપ દેખે છે, એટલે પદાર્થનો જે રંગ હોય છે તેથી જુદોજ રંગ જોવામાં આવે છે. છેટે હોય તે પાસે અને પાસે હોય તે છેટે જોવામાં આવે, દૃષ્ટિ સામે કુંડાળાં દેખાય છે. ઉંચેનો પદાર્થ દેખાય પણ નીચેનો પદાર્થ દેખી શકાય નહિ; સોય મહા મુસ્કેલીથી પરોવી શકાય. ઉપાય—(૧) આંબળાં રસવંતી તથા મધ ઘુંટીને અંજન કરવું. (૨) સરગવાનાં પાનનો રસ મધ મેળવી ટીપાં નાખવાં. (૩) અણોઠીનાં મૂળ બોકડાના મૂત્રમાં વાટીને અથવા મોથને પાણીમાં વાટીને અંજન કરવું. (૪) દારૂહળદર, ત્રિફળા તથા જેઠીમધ, દરેક, બે તોલા, તેને અધશેર નાળીયેરના પાણીમાં ઉકાળી આઠમો ભાગ પાણી રહે તેને ફરી ગરમ કરી ઘાટું કરવું. તેમાં કપુર, સીંધવ, તથા મધ જરા જરા મેળવી અંજન કરવું. (૫) ખાપરીઉં, શંખ, હીરાબોળ તથા

મોરથુથુ-સમભાગ બારીક ચૂર્ણ કરવું અને લીંબુનાં રસમાં ઘુંટી વાટો કરવી અને તે વાટ આંજવી. આ અંજનો ઝાંખ મટાડે છે એટલુંજ નહિ, પણ આંખની ચેળ, માંસવૃદ્ધિ, મોતીયા, પડળ, ફુલું, વગેરે દરદોમાં પણ ફાયદો આપે છે.

**આંખનું નાસુર**—આંખના ખુણાઓમાંથી પાણી ગળ્યા કરે તેને નાસુર કહે છે. સ્વાભાવિક સ્થિતિમાં આ પાણી નાક વાટે ઝમે છે અને વરાળ થઇને ઉડી જાય છે. રોવાથી આંસુનો પ્રવાહ વધે છે અને તે નાક વાટે પણ નીકળે છે. નાસુરમાં આંખના પાણીને નાકમાં વહેવાનો રસ્તો (નળી) બંધ પડે છે. આ નળીને ખુલ્લી કરવાની સળીઓ આવે છે તે વડે સાંકડો રસ્તો પહોળો કરવાથી આંખનું નાસુર બંધ થાય છે. સળી ન ચડી શકે તો ચીરીને રસ્તો મોટો કરવો પડે છે.

**આંખનું કણું**—આંખમાં કણું પડે છે અને તે બહાર ન નીકળે ત્યાં સુધી ઘણી વેદના થાય છે. કણું પડે ત્યારે આંખને ચોળવી નહિ, પણ સ્થિર રાખવી. ઘણું કરીને આંખ સ્થિર રાખવાથી આંસુની સાથે કણું નીકળી જાય છે. પણ કણું અંદર ચોટી બેઠું હોય તો તેને કાઢવાની જરૂર છે. ડાકટરો પાસે આંખના ડોળાને સ્થિર રાખવાના ચીમટા હોય છે. ડોળાને સ્થિર રાખીને પછી ડોળા ઉપરનું કણું સ્પેચ્યુલા વડે ઉપાડી લે છે. સાધારણ ઉપાયોથી પણ કણું નીકળી આવે છે. ઉપલા પોપચામાં કણું હોય તો તે પોપચાને પાંપણ ઝાલીને ઉપાડવું અને નીચલાં પોપચાંને અંદર નાખવાથી નીચલા પોપચાના વાળમાં તે કણું પકડાય છે; બારીક કપડાની વાટ કરી પોચે હાથે આંખમાં ફેરવવી; પાસેના માણસે આંખમાં જીભ ફેરવવી. આ ઉપાયથી ચોટેલું કણું નીકળી આવે છે.

**મોતીઆ—કાચ—(Gataract)**—આ એક કીકીનો રોગ છે અને વિશેષ કરીને વૃદ્ધાવસ્થામાં થાય છે અને નબળાઇ પણ તેનું કારણ છે. જયારેમોતીઓ પડે છે ત્યારે કીકીની અંદર ધોળું પડ વળતું જાય છે. મોતીયા થતાં કેટલાક માસ કે કેટલાં વર્ષ લાગે છે. આંખો ઉઠવાથી કીકીના ભાગ ઉપર ફુલું પડે છે તે મોતીઓ નથી. મોતીઓ મેલા, પીળા, સફેદ રંગનો હોય છે. શરૂવાતમાં તે બરાબર ઓળખાતો નથી, પણ જેમ જેમ તે વધતો જાય છે તેમ તેમ સ્પષ્ટ દેખાય છે અને તેથી આંખનું તેજ પણ ઓછું થતું જાય છે. કીકીની અંદરનો વર્ણ ગમે એવો હોય, પણ જો દૃષ્ટિ સંપૂર્ણ સારી હોય તો તેને મોતીઓ ગણવો નહિ. મોતીઓ પાકે એટલે તેને શસ્ત્રક્રિયાથી કાઢવો એજ તેનો ઉપાય છે.

**ઝામરવા**—(Glaucoma)—આ એક ઘણું દુઃખદાયક દરદ છે. આ દરદમાં મસ્તકમાં પીડા થાય છે, તેથી ઘણીવાર તેને માથાનું દરદ ગણવામાં આવે છે. માથાનું શૂળ એ ઝામરવાનું મુખ્ય લક્ષણ છે. આ રોગ વિશેષ કરીને મોટી ઉમરે પહોંચેલાંને થાય છે અને ઘણું કરીને આંખ જાય છે. આ દરદ બે રીતે આવે છે. સખ્ત રૂપે આવે છે ત્યાં આંખમાં સખ્ત વરમ થાય છે અને ધીમે ધીમે થાય છે તેમાં એવાં કોઇ સ્પષ્ટ લક્ષણો માલમ પડતાં નથી. આ પ્રકારમાં આંખની દૃષ્ટિ ધીમે ધીમે ઓછી થતી જાય છે. **ઉપાય**—(૧) શરૂઆતમાંજ ચેતીને દૃષ્ટિને નુકસાન પહોંચ્યા પહેલાં કનીનિકામાં છેદ કરવાથી આંખ છેક નાશ પામતી નથી. (૨) ઇઝરાઇનનાં ટીપાં નાખવાથી કીકી સંકોચાય છે. (૩) તીક્ષ્ણ સોજો હોય ને પીડા ઘણી હોય તે મટાડવા માટે શેક કરવો, જુલાબ આપવો, જળો મુકાવવી, બ્લિસ્ટર મારવું, તથા ઉંઘની દવા આપવી. દૃષ્ટિ સારી થવાની આશા બંધ પડયા પછી પણ અસહ્ય પીડા મટાડવા માટે કનીનિકા છેદાવવાથી પીડા બંધ પડે છે.

**પરવાળાં**—(Trichiasis)—પાંપણુ અંદર વળી જવાથી તેના વાળ ખુચે છે અથવા પોપચાંની કોર ઉપર નવા વાળ ઉગીને આંખની અંદરના ભાગ તરફ જઇને આંખને ઇજા કરે છે, અને કેટલીકવાર કાળા ડોળા ઉપર ઘસવાથી ફુલા જેવી છારી બાઝે છે. પરવાળાં થયાં હોય તેને આંખમાં ખુંચે છે તથા આંસુ વહે છે. **ઉપાય**—વાળ અંદર વળી ગયા હોય તેને ઘુંટાવી કાઢવા ને તેનાં મુળ કૉસ્ટીકથી સોય વડે બાળવાં, પણ ફરી ઉગવાનો સંભવ છે; (૧) ફરી પણ એવીજ રીતે ઘુંટાવી કૉસ્ટીક સોડામાં સોયની અણી બોળીને તે વતી તેનાં મૂળ બાળવાં. (૨) ગુંદના પાણીથી વાળને બહારથી ચોંટાડી રાખવાથી કેટલીક મુદતે વાળ અંદર જતા અટકે. (૩) પાંપણુની ચામડી થોડી કાપી નાખી ઉપરથી દુસીવી લેવી, જેથી વાળ બહાર નીકળશે. (૪) પાંપણુની આખી હાર કાપી નખાવવી. પણ તેથી આંખ બેડોળ થઇ જાય છે.

**આંજણી**—અંજનનામિકા—(Stye)—પાંપણુના મુળમાં નાની ફોડકી થાય છે તેને આંજણી કહે છે. તે પાકે છે ત્યારે તેમાંથી પીળાશ પડતું પરૂ નીકળી પડે છે અને આંજણી મટી જાય છે, આ દરદ વિશેષ કરીને બાળકોને થાય છે અને જે બાળકોના શરીરમાં લોહી બીગાડની અસર હોય છે તેમને ઉપરા ઉપર થાય છે. જો ગફલત કરવામાં આવે છે તો પાંપણોને ઇજા પ્હોંચે છે. **ઉપાય**—(૧) ગરમ પાણીથી વારંવાર શેક કરવો. (૨) ફટકડી નાંખેલા ગરમ પાણીથી ધોવી. (૩) સીંદુરનો મલમ ચોપડવો. (૪) લોહી સુધારવાની દવા આપવી. (૫) રસવંતી, સુંઠ, મરી તથા પીપરને વાટી તેની ગોળી કરી રાખીને આંખે આંજવી.

**આંખનાં દરદોના સામાન્ય ઉપાયો**—આ ઉપાયો આંખનાં કેટલાંક દરદોમાં હિતકારક કહેલ છે. (૧) લોઢાના વાસણમાં લીંબુનો રસ નાખી લોઢાનાં બત્તાથી ઘુંટી તેનો આંખ ઉપર લેપ કરવો. (૨) જેઠીમધ, ગેરૂ, સીંધવ, દારૂહળદર અને રસવંતી સમભાગે લઇ પાણીમાં વાટી આંખની આસપાસ બહાર લેપ કરવો. (૩) મધ તથા ઘીમાં સીંધવ તથા લોદરને ગરમ કરી વાટી તેનો લેપ તેમજ અંજન કરવું. (૪) કડવો લીંબડો, ઉંબરાની છાલ, એરંડમૂળ, જેઠીમધ, રતાંજલી, તે સર્વને પાણીમાં વાટી તેની થેપલી આંખોપર બાંધવી. (૫) તુળશી તથા બીલીનાં પાન, તેનો રસ—એની બરાબર સ્ત્રીનું ધાવણ કાંસાના વાસણમાં નાખી ગજપીપરનું ચૂર્ણ મેળવી તાંબાની વાટકીથી ઘુટવું અને ડબીમાં રાખી મુકી તેનું અંજન કરવું. (૬) નિર્મળીનાં બી મધમાં વાટી તેમાં થોડો કપુર નાખી તેનું અંજન કરવું. (૭) તાજી લીલી ગળોનો રસ ૧ તોલો, અને મધ, સીંધવ દરેક ૧ માસો. તેનું અંજન કરવું. (૮) મોરથુથુ, સુવર્ણમાક્ષિક, સીંધવ, સાકર, શંખ, મનશીલ, ગેરૂ, સમુદ્રફીણ તથા મરી તેનું બારીક ચૂર્ણ કરી મધમાં ઘુંટી અંજન કરવું.

**ખાવાના ઉપાયો**—આંખના રોગોને માટે વૈદ્યકશાસ્ત્ર કેટલાક ખાવાનાં ઔષધો બતાવે છે અને તે ઘણીવાર સારો ફાયદો આપે છે. તેવા થોડા ઉપાયો અત્રે આપેલ છે.

(૯) વાળો ૪ તોલા, પાણી ૨૦ તોલા—ક્વાથ કરી તેમાં પીપર ૨ માસા, સીંધવ ૨ માસા, મધ ૧૦ માસા, ઘી ૧ તોલો મેળવી વર્ષા તથા ઠંડી ઋતુમાં ખાવું; તેથી ઝાંખનો રોગ મટે છે. (૧૦) ત્રિફળા ૪ તોલા, પાણી ૪૦ તોલા તેનો ક્વાથ કરી અષ્ટમાંશ પાણી રાખવું. તેમાં એટલુંજ દુધ, તથા ઘી નાખી મંદાગ્નિથી ઘી બાકી રહેતાં સુધી ઉકાળવું. રાત્રે

૪ તોલા સુધી તે ખાવું. તેથી તિમીર રોગનો નાશ થાય. (૧૧) ભાંગરાનો રસ ૬૪ તોલા, તેલ ૧૬ તોલા, જેઠીમધ ૧૬ તોલા, દુધ ૬૪ તોલા-તેલ બાકી રહેતાં સુધી ઉકાળવું તે તેલ ટંકે તોલો ૦ાા ખાવું તેથી ડોળાની ઝાંખ મટે છે. (૧૨) લોઢાના વાસણમાં ત્રિફળાનો ઉકાળો ૫ તોલા અને ઘી ૧ તોલો રાખી મુકી સાંજે જમ્યા પછી પીવું. (૧૩) ત્રિફળાનો ઉકાળો. ભાંગરાનો રસ, અરડુશીના પાનનો રસ, સતાવરીનો રસ કે ઉકાળો, બકરીનું દુધ, ગળોનો ઉકાળો અને ઘી એ દરેક ૬૪ તોલા. પીંપર, સાકર, દ્રાક્ષ, ત્રિફળા, નીલ કમળ, જેઠીમધ, ધોળી ઇંદ્રિવરણી ભોરીંગણી, દરેક દશ તોલા લઇ તેની ચટણી કરવી. સર્વ ઉકાળવું અને ઘી બાકી રહેથી તે ગાળી રાખી મુકવું તથા નિત્ય ખાવું. **માત્રા**—૨ તોલા. આંખના સર્વ રોગ મટે છે. (૧૪) જેઠીમધ, ત્રિફળા, તેનું ચૂર્ણ ૩ માસા અને લોહભસ્મ ૧ રતી મધ તથા ઘીમાં ચાટી ઉપર દુધ પીવું. (૧૫) ત્રિફળા, તજ, લોહભસ્મ, જેઠીમધ, તથા મહુડાનાં ફુલ તેનું ચૂર્ણ માત્રા ૩ માસા; અનુપાન ઘી તથા મધ.

**માથાના મગજની શક્તિ વધારવાના ઉપાયો**—જેથી આંખને પોષણ મળે છે:-(૧૬) બદામના મીંજ ૧ તોલો રાત્રે પલાળી મુકી સવારે ફોતરાં કાઢી નાંખવાં. તેમાં એલચીદાણા ૩ માસા અને સાકર ૧ તોલો, ગાયનું તાજું ઘી ૨ તોલા, તે સર્વ કલાઇના વાસણમાં રાત્રે અગાસે રાખી સવારે તથા સાંજે ચાટવું. ૧-૨ અઠવાડીયાં તાજું તાજું ખાવાથી મગજની ઉષ્ણતા દૂર થઇ આંખની ગરમી દૂર થશે. (૧૭) બદામનાં મીંજ તો. ૧૦, એલચીદાણા તો. ૫, પીસ્તાં તો. ૫, ખસખસ તો. ૫, દ્રાક્ષ તો. ૫, સર્વને વાટીને અથવા ગાયના દુધમાં ઉકાળી તેનો ગોળો કરવો. તેમાં ગાયના દુધનો માવો ૧ શેર, તથા ઉંચી સાકર ૧ શેર મેળવી તે આથામાંથી સાંજ સવાર તો. ૫ ખાવું. મગજ ભરાઇ તર થઇ આંખમાં તેજ આવે છે. (૧૮) ગાયનું માખણ ૨ તોલા, સાકર ૧ તોલો, એલચીદાણા ૧ માસો, એ પ્રમાણમાં નિત્ય સાંજ સવાર ૧૪ દિવસ ચાટવું. આંખના સર્વ રોગમાં પ્રશસ્ત છે. (૧૯) ગાયનું તાજું ઘી ૨ તોલા, માવો ૧ તોલો, સાકર તથા બદામ બન્ને ૦ાા તોલો, કંકોળ, મધ તથા એલચીદાણા દરેક ૦ા તોલો. સર્વ એકત્ર કરી સાંજ સવાર ખાવું. ૩ અઠવાડીયાં ખાવાથી હાથપગની આગ, તથા આંખના વિકારો મટે છે. (૨૦) ગાયનું તાજું માખણ ૨ તોલા, સાકર ૧ તોલો, એલચીદાણા ૬ માસા, નાગકેસર ૪ માસા; એ પ્રમાણે નિત્ય પ્રાતઃકાળમાં ખાવું. ૩ અઠવાડીયાં ખાવાથી આંખની ગરમી, રતાશ, વગેરે સર્વ વિકારો મટે છે. ભાદરવા માસમાં પ્રાતઃકાળમાં ઘી પીવાથી આંખનું તેજ વધે છે.

---

## કાનનાં દરદો.

**વિવેચન**—કાનમાં ઘણી જાતનાં દરદો થાય છે. અત્રે તેના મુખ્ય ત્રણ વિભાગ કરીએ. ૧. કાનનો સોજો. ૨. કાનનો પાક. ૩. બેહેરાપણું. એ દરેકના ઉપચારો નીચે પ્રમાણે છે:—

**કાનનો સોજો**—કાનનો બહારનો ભાગ અને ઘણીવાર અંદરનો પડદો અથવા પડદમ સુજી આવે છે અને પીડા, તાવ, વગેરે વરમનાં સર્વ લક્ષણો થાય છે. આ સોજાથી માથામાં દરદ, કાનમાં ચસકા, તાવ, ઝાડો, કબજ, નાડી ઉતાવળી, વગેરે ઉપદ્રવો થાય છે. સોજો પાકેથી કાનમાંથી પરૂ આવે છે. **કારણ**-ઠંડી હવા જવાથી, ગરમ દવા નાખવાથી, કાનને ખોતરવાથી, સખ્ત મેલ એકઠો થવાથી, અથવા કાનને વાગવાથી સોજો થાય છે. બગડેલ

લોહીવાળાં બાળકોને આ દરદ વારંવાર થતું હોય એમ જોવામાં આવે છે. ઉપાય—(૧) કાનમાં જરા પણ દરદ થવા માંડે કે ગરમ પાણી અથવા પોસ્તના ડોડા ઉકાળેલા ગરમ પાણીનો શેક કરવો. (૨) કાનની અંદર ઠંડી હવા ન જાય માટે રૂ આડું દઇ રાખવું. (૩) મેલ ભરાણો હોય તો મેલ કાઢવાનો ઉપાય કરવો. (૪) એક જુલાબ લેવો, હલકો ખોરાક લેવો અને ઠંડી હવામાં ફરવું નહિ. તાવ હોય તો પરસેવો લાવવાની દવા લેવી. (૫) દરદ ઘણું હોય તો શેક વારંવાર કરવો. (૬) જળો મુકાવવી અથવા કાન પાછળ બ્લિસ્ટર મારવું. દરદીને એકાંતમાં શાંતપણે ગુપચુપ સુવાડી રાખવો અને અશક્તિ હોય તો શક્તિની દવા દેવી.

**કાનનો મેલ**—ઘણીવાર કાનમાં મેલ વધી પડે છે ત્યારે કાનમાં ઘણું દરદ થાય છે. કાનનો રસ્તો પૂરાઈ જવાથી બરાબર સંભળાતું નથી. કંસારીઓ બોલવા જેવો કાનમાં અવાજ થયા કરે છે. મોઢું ઉઘાડ ઢાંક કરવાથી કાનમાં કટાક સરખો અવાજ થાય છે. કાનને ઉંચો કરી જોવાથી મેલનો ડુચો માલમ પડે છે. કેટલાકને કાનમાં નિરંતર મેલ જામ્યાજ કરે છે. ઉપાય—(૧) મેલ કાઢવાનો સૌથી સારો અને નિર્ભય ઉપાય એ છે કે રાત્રે સૂતી વખત કાનમાં મીઠું તેલ, બદામનું તેલ, ગ્લીસરાઇન, અથવા સાલીડના તેલના ટીપાં નાખવાં, અને સવારમાં જરા ગરમ પાણીની પીચકારી મારવી. ગરમ પાણીમાં સાબુનું ફીણ નાખી અથવા થોડો સોડા મેળવી તે પાણીની પીચકારી ૮-૧૦ વખત મારવાથી મેલનો ડુચો નીકળી પડશે. કાન ખોતરવાથી ઘણુંજ નુકશાન છે, માટે મેલ કાઢવાને માટે કાન કદી પણ ખોતરવો કે ખોતરાવવો નહિ. (૨) કાનમાં કાંઇ ચીજ, વસ્તુ કે જંતુ જવાથી દરદ થાય તો તેને કાઢવા માટે કાનમાં કાંઇ પણ હથિયાર કે સળી નાંખી કાનને છેડવો નહિ, પણ ઉપર લખ્યા પ્રમાણે પીચકારી મારવી અને તલના તેલનાં ટીપાં નાખવાં. (૩) જંતુ ગયું હોય તો પણ તલનું કે કડવી બદામનું તેલ કાનમાં રેડવું અથવા "લાડેનમ" નાં ૪-૫ ટીપાં નાંખવાં. તેથી અંદર જંતુ મરી જશે, પછી પીચકારી મારવાથી પાણીના જોરથી ધોવાઇને બહાર નીકળી આવશે.

**કાનનો પાક**—કાનનો આગલો ભાગ અથવા છેક અંદરનો ભાગ પાકે ત્યારે તેમાંથી રસી અથવા ઘાટું પરૂ નીકળે છે. વખતે કાનની અંદરના સુંવાળા હાડકામાં સડો લાગે છે તો પરૂની સાથે લોહી પણ નીકળે છે. શરૂઆતમાં કાનમાં સોજો થાય છે અને પરૂ આવતું થયા પછી દરદ નરમ પડે છે. કારણ—આ દરદ પણ કાનના સોજામાં આપેલાં કારણોથી થાય છે. નબળાં અને ગડગુમડાંવાળાં બાળકોને આ દરદ વારંવાર થાય છે અને તન્દુરસ્તી સારી થવાથી મટે છે. કાનની નાડી પાકે છે તેને કાંનનું "નાડીવ્રણ" કહે છે. આવું વ્રણ ભરનિંગળની પેઠે વારંવાર થાય છે ને રૂઝાય છે. ઉપાય—(૧) ફ્લાલીનનો, પોસ્તના ડોડાનો અથવા લીંબડાનાં બાફેલાં પાન બાંધીને તેનો શેક કરવો. (૨) રૂઆતમાં પરૂ બંધ કરવા સારૂ સખ્ત દવાઓ નાખવી નહિ, નરમ કપડાંની વાટ કરી કાનને સાફ કરવો અને બોરાસીક એસીડવાળા ગરમ પાણીની પીચકારી મારી દહાડામાં બે ત્રણવાર કાન ધોવો અને કાનને કોરો કરી નાખવો, કાનમાં ચેળ કે વવળાટ થતો હોય તો અંદર સાલીડ તેલ, ગ્લીસેરાઈન કે તલનાં તેલનાં ટીપાં નાખવાં. આટલા ઉપચારથી રસી બંધ ન થાય તો પછી બીજા ઉપાયો કરવા. (૩) લાલ ગુલાબનાં ફુલના ઉકાળાના પાણીની પીચકારી મારવી. (૪) ફટકડીના પાણીની પીચકારી મારવી. (૫) ત્રિફળાના ઉકાળાની પીચકારી. (૬) પંચવલ્કના ઉકાળાની પીચ-

કારી ઘણો ફાયદો કરે છે. (૭) પિચકારી મારીને કાન કોરો કરી અંદર "જાત્યાદિ તેલ" (નં. ૮૫૩) નાંખવું. અથવા (૮) લીંબોળીનું તેલ નાખવું. (૯) કોઇ પણ પ્રકારનું તેલ ન મળી શકે તો તલનું તેલ પણ બહુ ફાયદો કરે છે. (૧૦) પાણીમાં છીપો થાય છે તેનું અંદરનું માંસ સરસીયા તેલમાં તળીને તે તેલનાં ટીપાં નાખવાં. (૧૧) આંબો, જાંબુ, મહુડો તથા વડ તેનાં કુમળાં પાન વાટી તેમાં ચોગણું તેલ તથા તેલથી ચોગણું પાણી મેળવી ઉકાળી સિદ્ધ કરેલ તેલનાં ટીપાં નાંખવાં.

**બહેરાપણું**—કાનમાં સોજો થવાથી, કાન પાકવાથી કે મેલ ભરાવાથી બહેરાપણું આવે છે. કાન ખોતરવો, પાણી જવું, ઠંડી હવા લાગવી, ભેજવાળી જગ્યામાં સુવું, તે કારણોથી કાનમાં સોજા આવીને પણ આ રોગ થાય છે. સાંભળવાના તંતુઓ નબળા પડવાથી પણ આ રોગ થાય છે. **ઉપાય**—(૧) બહેરાપણાને માટે લોકો કેટલાક સખ્ત ઉપાયો કરી કાનને ઉલટો ખરાબ કરે છે. કાનનો અંદરનો પડદો એવો બારીક અને પાતળો છે કે તે ઉષ્ણ અને દાહકારક સ્પર્શને સહન કરી શકતો નથી. માત્ર બહેરાશ છે એમ સમજીને ગરમ દવાઓ નાંખ્યા કરવી એ ઘણું નુકસાનકારક છે. કાનમાં બહેરાપણું ઉપર લખ્યાં કારણોથી આવે છે માટે તે કારણોનો વિચાર કરી તેનો ઉપાય કરવો. (૨) જો સોજો હોય તો સોજાનો ઉપાય કરવો; મેલ હોય તો મેલ કઢાવવાના ઉપાયો બતાવ્યા તે કરવા; કાન પાક્યો હોય ને પરૂ હોય તો તે દુર કરી કાન રૂઝવવાના ઉપાય કરવા. (૪) ગળાનાં દરદને લીધે પણ કાનમાં બહેરાશ આવે છે. લસણ, ડુંગળી, દારૂ વગેરે પદાર્થો ગરમ ગરમ કાનમાં નાંખવાનો રીવાજ ઘણોજ હાનિકારક છે. (૪) બહેરાપણાનું કાંઇ દેખીતું કારણ માલમ ન પડે તો મીઠું તેલ, સરસીઉં તેલ, ગ્લીસરીન, શીલીડ તેલ, વાઇન ઓફ ઓપિયમ. સલ્ફ્યુરિક ઇથર, વગેરે દવાઓનાં પાંચ સાત ટીપાં નિત્ય રાત્રે સુતી વખત નાંખ્યા કરવાં. (૫) અઘેડાની રાખનું નીતરૂં પાણી તોલા ૨૦, તેલ તોલા ૫ અને અઘેડાનો ક્ષાર તોલા ૧, તેલ બાકી રહે ત્યાં સુધી સર્વને ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ કાનમાં નાંખવું.

---

## નાકનાં દરદો.

**વિવેચન**—નાકમાં ઘણા પ્રકારનાં દરદો થાય છે; જેમકે વાસ પારખવાની શક્તિનો નાશ, ખરાબ વાસ, નાકનું પાકવું અને તેમાંથી લોહી મિશ્રિત પરૂનું વહેવું, મોટા અવાજ સાથે છીંકો, બળતરા તથા બળતા ધુમાડા, નાક સુકું પડતાં શ્વાસનો અવરોધ, પ્રતિશ્યાય એટલે સળેખમ, પીનસ, નાકોડી ફુટવી, નાડીવ્રણ, નાકના મસા, વગેરે. નાકનાં ઘણાંક દરદોને મગજ સાથે સંબંધ છે, જેમકે માથાનો કફ નાકમાં ઉતરે છે, તેમજ મગજનું લોહી નાકોડી રૂપે નાક વાટે બહાર આવે છે. મગજનો ઉપાય કરવાથી નાકના આવાં દરદોની શાંતિ થાય છે. નાકમાં મસો બાઝે છે તેને માટે મસાના ઉપાયો અને શસ્ત્રોપચાર કરવાથી તે મટી શકે છે. સળેખમ એટલે શરદી થવાથી માથાનો કફ બગડીને નાક તથા ગળાવાટે ઝરે છે અને ઘણી વખત આ સાધારણ દરદની ઉપેક્ષા કરવાથી—તેમાંથી પીનસ વગેરે નાકના બહુ કંટાળા ભરેલા દરદની ઉત્પત્તિ થાય છે.

**ઉપાય**—નાકના જુદા જુદા વિકારો માટે જુદા જુદા ઉપાયો નીચે પ્રમાણે કરવાઃ—

**પીનસ**—(૧) કાયફળ, પુષ્કરમૂળ (કઠ), કાકડાશીંગી, સુંઠ, મરી, પીપર, ધમાસો

અને અજમો તેના ચુર્ણમાં અથવા કવાથમાં આદુનો રસ મેળવી પીવાથી પીનસ, કફ, શ્વાસ વગેરે મટે છે. (૨) ભોરીંગણી, નેપાળો, જવ, સરગવાની છાલ, તુળશીનાં પાન, સુંઠ, મરી, પીપર તથા સીંધાલુણની ચટણી કરી તેમાં પકાવેલું તેલ નાકમાં નાખવું, તેથી નાકનો દુર્ગંધવાળો વાસ સુધરે છે. (૬) મીણ તથા ગુગળને એકત્ર મેળવી તેનો યુક્તિપૂર્વક ધુમાડો નાકમાં લેવાથી મોટા અવાજવાળી છીંકો તથા બગડેલો કફ આવતો બંધ થાય છે. (૪) મરી, દહીં તથા ગોળ, એ ત્રણ મેળવી ખાવાથી નાકનાં તમામ દરદોમાં સારો ગુણ આપે છે. માટે શરદી પીનસ વગેરે નાકનાં દરદોમા આ ત્રણ વસ્તુનું સેવન કરવું. ( ૫ ) તુલશીનાં પાન, નાક છીંકણી, વગેરે છીંકો લાવનાર પદાર્થોનું નસ્ય લેવાથી પીનસ તથા શરદીનો કફ ઝરી નીકળી જાય છે.

**નાકોઢી ફુટવી**—(Epistaxis–એપીસ્ટેકસીસ) (૬) ઠંડુ પાણી માથાપર તથા નાક ઉપર ખુબ રેડવું; અથવા માથાપર ઠંડા પાણીમાં કપડું બોળીને મૂકવું. માટી ઠંડા પાણીમાં ભીંજવીને તાળવે મુકવી. (૭) ઠંડા પાણીની પીચકારી નાકમાં મારવી. (૮) ફટકડી અથવા માયાની બારીક ભુકી નાકમાં દાબવી. (૯) ફટકડી અથવા જસતના ફુલના પાણીમાં રૂ બોળી તે રૂ વડે નાક બંધ કરવું. (૧૦) ટિંકચર ઓફ સ્ટીલમાં રૂનું પુમડું બોળીને નાકમાં સારી પેઠે દાબવું. (૧૧) જો કોઇ દવા ન હોય તો રૂને ઠંડા પાણીમાં ભીંજવી નાકમાં દાબી નસકોરૂં બંધ કરવું. (૧૨) મોરથુથુના પાણીની પીચકારી પણ લોહીને અટકાવે છે.

**પીનસ**—( Ozaena–ઓઝીના)–(૧૩) સળેખમથી વારંવાર આ રોગ થઇ આવે છે. આ સિવાય નાકમાં કાંઇ પદાર્થ જવાથી સોજો થઇ પરૂ થાય છે. નાકનો મસો થવાથી પરૂ નીકળે છે. તેમજ અંદર હાડકામાં સડો થવાથી પણ રસી નીકળે છે. ઉપદંશના રોગથી પણ પીનસ થાય છે અને નાક સડીને ખરી પડે છે. (૧૪) મસો હોય તો તે કપાવી કાઢવો. (૧૫) નાકમાં પીચકારી મારી પરૂને નિત્ય ધોઇ નાખવું. (૧૬) પીચકારીના એક ઔંસ પાણીમાં એકાદ ગ્રેન ફટકડી અથવા જસતના ફુલ અથવા કલોરાઇડ ઓફ ઝિંક નાખવું.(૧૭) જાત્યાદિ તેલનાં ટીપાં નાંખવાં. (૧૮) ૧ ડ્રામ બિસ્મથ અને ૧ ઔંસ સાકર મેળવીને સુંઘવું. (૧૯) કારૅાલિક એસીડ ૧ ભાગ અને તાજું ઘી ૮ ભાગ મેળવી તે સુંઘવું. સિવાય તનદુરસ્તી સુધારનારી દવાઓ, જેવી કે મંજીષ્ઠાદિકવાથ, કિશોરગુગળ, યોગરાજગુગળ, લોહની બનાવટવાળી બીજી દવાઓ, સારસાપરેલા, પોટાશ આયોડાઇડ વગેરે દવાઓનું સેવન કરવું.

**નાકના જીવ**—નાકમાં કીડા પડે ત્યારે નીચેની દવાઓનો ઉપયોગ કરવો. (૨૦) લીંબડાની લીંબોળીનું તેલ નાકમાં નાખવું. (૨૧) રૂ. ૫ ભાર ગરમ પાણીમાં ટરપેંટાઇન ૨ ડ્રામ મેળવી પીચકારી લેવી. [૨૨] સ્ટીલનું પ્રવાહી ૪ ડ્રામ, પાણી ૩ ઔંસ, ટરપેન્ટાઇન ૧ ડ્રામ ત્રણે મેળવીને તેની પીચકારી મારવી. (૨૩) ટરપેન્ટાઇન તથા કપુર એકત્ર મેળવી તેમાં રૂ બોળી પુમડું નાકમાં રાખવું અથવા સુંઘવું.

**નાકનો મસો**—નાસાર્શ—(Polypus–પૉલીપસ,)(૨૪) ટૅનિક ઍસિડની ભુકી સુંઘવી. (૨૫) ધુમાડાની ધુંસ (મેશ), પીપર, દેવદાર, દુધ. કરંજ, સીંધાલુણ અને અઘેડાનાં બી, તેમાં પકાવેલું તેલ નાકમાં નાંખવું. મસો મોટા હોય તો ચીમટાવતી વળ દઇ ખેંચી કાઢવો અથવા કાતરથી કાપી નાખવો.

## દાંતનાં દરદો.

**વિવેચન**—દાંતના મૂળમાં, પારામાં, કે દાંતના મથાળાના ભાગમાં સોજો, કે સડો લાગવાથી દાંતનું દરદ થાય છે.

**કારણ**—પેટમાં બિગાડ અને ઝાડાનો કબજો થવાથી, ઠંડીને લીધે, જડબામાં વા આવવાથી, પારાવાળી ઘણી દવાઓ ખાધાથી, દાંતમાં સડો લાગુ પડવાથી, દાંત ઉપર મેલનો થર બંધાવાથી, વગેરે કારણોથી દાંતનાં દરદો થાય છે.

**ઉપાય**—(૧) દાંતમાં સહેજ દરદ હોય તો પેટ સાફ આવે એવી દવા લેવી. (૨) દરદ બહુ હોય તો જડબું તથા ગાલ સુજી આવે તો ગરમ કપડાનો અથવા પોશના ડોડા ઉકાળીને તેના ગરમ પાણીનો શેક વારંવાર કરવો. ખોરાક હલકો તથા હજમ થાય એવી દવા આપવી. (૩) દાંતના પારા સુજી આવે ને તાવ આવે તો તાવ નરમ પાડવા દવા આપવી અને દાંતના પારા ઉપર જળો મુકાવવી. (મોંમાં જળો મુકવાની કાચની નળી આવે છે.) (૪) જો દાંતના પારાની બાજુમાં ગાંઠ થઇ આવે તો તેને નસ્તર મુકાવી પરૂ કઢાવવું અને હલકો ખોરાક આપવો.

**દાંતનો સડો**—દાંત બે રીતે સડે છે. એક તો દાંતની આસપાસ પોપડો બાઝી તે કોહી તેનો કોહવાટ દાંતના મૂળથી શરૂ થાય છે અને દાંતનો આસપાસનો ભાગ ખવાઇ જઈ વચમાંનો નાકાવાળો ભાગ ખુલ્લો થઇ રહે છે. બીજી રીત એ છે કે દાંત મથાળેથી સડવા લાગે છે અને કાળો ડાઘ પડે છે. પછી તે સડો દાંતના મધ્યમાં મૂળ સુધી પહોંચે છે અને દાંત ખવાઇ ખોખું થઇ રહે છે. આ દરદમાં પીડા ઘણીજ થાય છે. દાંતવડે કાંઇ ચવાતું, કે ખવાતું કે ઠંડુ પાણી સરખું પીવાતું નથી, આખા જડબામાં દરદ થાય છે, ઉંઘ જતી રહે છે અને દરદી આ દરદ કરતાં મોતને વધારે પસંદ કરે એવું ત્રાસદાયક દરદ થાય છે.

**કારણ**—દાંતને સાફ નહિ રાખવા એ દાંતના સડાનું મુખ્ય કારણ છે. ખાધા પછી દાંત બરાબર સાફ નહિ કરવાથી ખોરાકની કણીઓ દાંતમાં ભરાઇ રહે છે, અને પછી તેમાં તે ફુલે છે તથા સડે છે અને તેને લીધે દાંતના પારા સુજી આવે છે અને અંદર સડો લાગુ પડે છે. પેટની બાદી અને બીગાડ પણ દાંતના સડાનું કારણ છે. ઘણા ગળ્યા પદાર્થો પેટમાં બાદી, અને થુંકમાં ખટાશ પેદા કરે છે અને ખાટું થુક દાંતને બગાડે છે. ઘણી ખટાશ ખાવાથી પણ દાંત બગડે છે, ઘણી ગરમ, ઉષ્ણ, કે ઘણી ઠંડી ચીજો ખાવાથી પણ દાંતનો પાયો કાચો થાય છે. પુરતો તાજો ખોરાક નહિ ખાનારાઓને જે રોગ થાય છે તેની સાથે દાંતનો રોગ પણ લાગુ પડે છે.

**ઉપાય**—દાંતની પીડા મટાડવાના ઉપાયો:—(૧) લવંગ વાટીને તેનું પાણી અથવા લવંગનું તેલ દાંત ઉપર ચોપડવું. (૨) અફીણ તથા કપુરની ગોળી કરીને સડેલા દાંતના કોતરમાં મુકી રાખવી. (૩) અફીણના અર્કમાં રૂ બોળીને તે દુખતા દાંત ઉપર દબાવવું. (૪) ક્રિયોસોટનાં એક બે ટીપાં દાંતના સડેલા ભાગપર મુકવાં. (૫) કલોરોફોર્મ અથવા સલ્ફ્યુરિક ઇથરમાં રૂ બોળીને દાંતમાં મુકવું. (૬) એથી પણ દરદ નરમ ન પડે તો "કાસ્ટીક" ની ન્હાની કટકી કાપી લઇ દાંતના કોતરમાં થોડી મીનીટ મુકી રાખી પછી કાઢી લેવી.

આવા ઉપાયોથી દાંતનું દરદ એકવાર તો હલકું પડે છે, પણ તેથી દાંતનું કોતર કાંઇ પુરાતું નથી; જેથી ફરી એ દરદ ઉપડ્યા વિના રહેવું નથી, માટે હમેશને માટે દરદ મટે

એવા ઉપાયની જરૂર તે. એ ઉપાય બે રીતે થાય છે. કાંતો કોતરને કોઇ પદાર્થથી પુરી દેવું અથવા દાંતને કાઢી નંખાવવો.

**દાંતનાં કોતર પુરવાની રીત**—પ્રથમ દાંતને ઝીણા હથીયારથી કોરીને સાફ કરવો અને પછી અંદર પુરવાની દવા મુકવી. કેટલીક ચીજો થોડા દિવસ રહીને નીકળી જાય છે અને કેટલીક હમેશ જાથુ દાંતના કોતરમાં રહી શકે છે. એ પુરવણીઓ નીચે પ્રમાણે છે.

(૧) રૂમીમસ્તકી અથવા ચંદ્રુસ, જે મળે તેને સલ્ફ્યુરિક ઇથર અથવા આલ્કોહોલમાં પીગળાવી ગોળના જેવી લુગદી કરવી, અને તે લુગદી દાંતના ખાડામાં સમાય એટલા રૂમાં લપેટી ખાડામાં દાબી દેવી. (૨) "ગટાપરચા" દાંત પુરવા સારૂ ખાસ તૈયાર મળે છે તે વધારે ટકાઉ છે. તેનો એક ન્હાનો કટકો લઇ સ્પીરીટ લેમ્પથી અથવા બીજી ગરમી આપીને સળીવતી દાંતના કોતરમાં દાબવો. (૩) "ઑક્સાઇડ ઑફ ઝિંક" એ કરતાં પણ વધારે વખત દાંતમાં ટકે છે. તેને સોલ્યુશન ઓફ ઝિંકમા મેળવી ગોળાના જેવું નરમ કરી દાંતના ખાડામાં દાબી દેવું. આ દવા ૭ સાત માસ સુધી વળગી રહેશે. (૪) જાથુના ટકાવ માટે પારો વાપરવો. રૂપાના કટકામાંથી કાનસવતી ભુકો કાઢીને તેને પારા સાથે હથેળીમાં મસળવો. પછી તે લુગદી થાય તેને દાબવાથી વધારાનો પારો બહાર નીકળી પડશે અને મળી ગયેલ લુગદીને દાંતના કોતરમાં પુરી દેવી. એકલા રૂપાને બદલે ૧ ભાગ સોનું, ૩ ભાગ રુપું, અને ૨ ભાગ કલાઇ એકત્ર ગાળી તેનો ઝેર પાડી ઉપર પ્રમાણેજ પારામાં મેળવી તૈયાર થાય છે તે વધારે સારો છે. આ પ્રમાણે પારાથી કોતરને પુરી દેવાથી થોડો વખત દાંતમાં દરદ થાય તો સ્પિરિટ કેમ્ફર અથવા મસ્તકીનું પાણી દાંત ઉપર લગાડવું.

**દાંતનાં મંજનો**—દાંતનાં મંજનોમાં દરદ પ્રમાણે દવાઓનો ઉપયોગ કરવો. (૧) દાંતના કળતરના મંજનમાં કપુર, હીરાબોળ, મસ્તકી વગેરે ચીજો વાપરવી. (૨) પારાની મજબુતી માટે કાથો, માયાં, સિંકોના બાર્ક વગેરે ચીજો વાપરવી. (૩) ખરાબ વાસ દુર કરવાના મંજનોમાં કોયલો, મસ્તકી, કપુરનો ઉપયોગ કરવો, (૪) ધોયેલ ચાક તો. ૫ કપુર તો. ૦।, કળતર ઉપર આ મંજન વાપરવું. કપુર વધારે નાખવો નહિ. (૫) હીરાબોળ તો. ૧, કપુર તો. ૦।।, ચાક તો. ૫ તેનું મંજન બનાવવું, તે ઘસવાથી કળતર મટે છે અને દાંત પણ સાફ થાય છે. (૬) હીરાબોળ, કાથો તથા માયાં અકેક અને બાર્ક ૨ તોલા, તેથી દાંતનું ખવાવું બંધ થાય છે, (૭) મસ્તકી, મોચરસ, હીરાદખણુ, દાડમનાં સુકા ફુલ, ચીમજ આંબળાં, કાથો સમભાગ બારીક ચૂર્ણ કરવું.

**દાંત સાફ રાખવાના નિયમો**—(૧) દાંતને બાવળના દાતણથી કે બ્રશવતી રોજ ધીમે ધીમે ઘસવા, જોરથી ઘસવું નહિ, તેમ બ્રશ પણ ઘણા જોરથી વાપરવું નહિ. (૨) કોયલાનો ભુકો, મીઠું, ચાક અને કપુર વગેરેચીજો સાધારણ મંજન તરીકે રોજ દાંતે ઘસવી. (૩) દાંતના માર્ગમાં અથવા કોતરોમાં અનાજની કણીઓ ભરાઇ રહે તેને બ્રશથી અને કાગળાથીકાઢી નાખવી. અંદર રહેવાથી ઘણુંજ નુકસાન કરેછે.(૪) રાત્રે દાંત સાફ કરીને સુવું.(૫) દાંત ઉપર લીલ બાઝે તે છોલીને કાઢી નાખવી અને ઉપર વખેલ મંજન વાપરવું કે ફરી એવી લીલ બાઝે નહિ. (૬) ઘણા ગળ્યા કે ઘણા ખાટા પદાર્થો ખાવાનો મહાવરો રાખવો નહિ. (૭) સોપારી દાંતને બગાડે છે માટે તે વાપરવી નહિ. સોપારીની રાખ દાંતે ઘસવી. (૮) તમાકુ દાંતે ઘસવાથી દાંત

સાફ થતા હશે પણ હોજરી ઉપર તેની ઘણીજ માઠી અસર થાય છે; માટે તંબાકુનો બિલકુલ ઉપયોગ કરવો નહિ. (૯) ઝાડાનો કબજો થવા દેવો નહિ. (૧૦) ખોરાક પચે એવો લેવો, અને અપચો થાય કે તેનો તરત ઇલાજ કરવો. પાચનશક્તિ અને પેટના ખુલાસા ઉપર દાંતના રક્ષણનો આધાર છે. વારંવાર પાણીના કોગળા કરવા.

**મોંનો ખરાબ વાસ**—જે કારણથી દાંત સડે છે તેજ કારણથી મોં પણ વાસ મારે છે, તેને "આગરૂ" કહે છે. ઉપાયો—(૧) જમ્યા પછી બન્ને વખત દાંતને સારી રીતે ધોવા, (૩) દાંતમાં ભરાયેલ અન્નની કણીઓ કાઢવા માટે :કેટલાક દાંત ખોતરણી, સળી કે ટાંકણીનો ઉપયોગ કરે છે પણ તેમ કરવાથી દાંતના માર્ગ વધારે પહોળા થઇ ઉલટું વધારે અન્ન ભરાય છે. દાંત સાફ કરવાનો ઉપાય કોગળા કે "બ્રશ" છે, (૩) ગરમ પાણીના ઘણી વાર કોકળા કરવાથી પણ દાંત સાફ થઇ જાય છે. (૪) દાંત ઉપર લીલનાં પોપડાં બાઝે છે તેને કઢાવી નાખવાં જોઇએ, દાંતના ડાકટરો એ કામ બહુ સારી રીતે કરી શકે છે અને ઘણાં વરસોનાં પોપડાં તથા કચરો કાઢી નાંખી દાંત સાફ સફેદ બનાવી દે છે. ઘર આગળ નાના ચપુની ધારથી ઘસવાથી પણ લીલ નીકળી શકે છે. (૫) ઉપર દાંતનાં મંજનો આપેલાં છે, તેમાંના નં. ૩–૪ વાળાં મંજનમાં કોયલાનો ભુકો ઉમેરીને તેના વતી દાતણ કરવું. નં. ૧૪૨૪ માં આપેલું "કોન્ડિસ સોલ્યુસન" ડ્રામ ૧ માં અધશેર પાણી ઉમેરી કોગળા કરવા.

# પ્રકરણ ૮ મું.

## ચામડીનાં દરદો.

## DISEASES OF THE SKIN.

**વિવેચન**—ચામડી ઉપર અસંખ્ય પ્રકારનાં દરદો થઇ આવે છે. કેટલાંક રસ બગડવાથી થાય છે અને કેટલાંક અંદરના દોષથી થાય છે. અંદરના દોષથી થતાં ચામડીનાં ઘણાં ખરાં દરદો બીજા વ્યાધિઓના વિકારરૂપે ફુટી નીકળતાં જોવામાં આવે છે, અને તેથી તે વ્યાધિઓના ઉપચારમાં તેના વિકારોના ઉપાયોનો પણ સમાવેશ થઇ જાય છે. ચામડીનાં આવાં અસંખ્ય દરદોમાંથી ઘરવૈદાના ગ્રંથને બંધ બેસતાં દરદો તથા તેના સામાન્ય ઉપાયો આ પ્રકરણમાં દાખલ કરવામાં આવેલ છે.

**ચળ**—(Pruritus–પ્રુરાઇટસ)—ચળનાં બીજાં નામ ખજવાળ, ખરજ, વલુર વગેરે છે. ખસ, ખરજવાં, દાદર, ચિત્રી, શીળસ, વગેરે દરદમાં ચળ આવે છે, તે સિવાય પણ ઘણીવાર ચામડીના કોઇ દેખીતા વ્યાધિ વિના પણ ચામડી પર ચળ અને વલુર આવે છે. લોહી બીગાડ, ગરમી, પ્રમેહ, પ્રદર, મધુપ્રમેહ, કમળો, અજીર્ણ વગેરે દરદોમાં ઘણીવાર ચળ આવે છે. **ઉપાય**—નીચેની વસ્તુઓમાંથી કોઇ પણ વસ્તુને ઉકાળી પાણી કરીને તે વતી ચોળીને ન્હાવું. (૧) લીંબડાનાં પાન. (૨) આમળાં. (૩) ખેરની છાલ. (૪) પંચવલ્કલ અથવા બોરડી બાવળ વગેરેની છાલ. (૫) વાળાના પાણીથી ન્હાવું. (૬) ગોમૂત્ર ચોળીને ન્હાવું. (૭) દાહશામક દવાઓનો લેપ. (નં.૪૨૬).(૮) સુખડનો લેપ. (૯) ગંધકનો લેપ, (૧૦) ટંકણનું

પાણી ચોપડવું. (૧૧) સુખડનું તેલ ચોળવું. (૧૨) તલનું તેલ ચોળવું. (૧૩) લોશન-કારબોલિક એસીડ ૧ ડ્રામ, ગ્લીસરાઇન ૧ ઔંસ, પાણી ૩ ઔંસ, રેક્ટિફાઇડ સ્પીરીટ ૨ ઔંસ. (૧૪) લોશન-કપુર ૦।। ડ્રામ, ક્લૉરલ હાઇડ્રેટ ૦।। ડ્રામ, ગ્લિસરીન ૧ ડ્રામ, ગુલાબજળ ૫ ઔંસ. (૧૫) ગંધકનો સાબુ (સલ્ફર સોપ) શરીરે ચોળી ન્હાવું. (૧૬) કારબોલિક સોપ. (૧૭) તાંદળજાની ભાજી ઉકાળી પીવી. (૧૮) ગળોનો રસ પીવો. (૧૯) ગળજીભી(ગાવઝબાન)નો રસ પીવો. (૨૦) નં. ૮૬૦, ૮૬૯, ૮૭૦, ૮૭૧, ૮૭૨, ૧૬૦૧, ૧૬૦૨ ના ઉપાયો.

**અળાઇ**—( Lichen-લાઇકેન) ચામડીપર બારીક ફુણગીઓ થઇ આવે છે, તેને અળાઇ કહે છે. ઉનાળામાં આવી અળાઇ ઘણી થાય છે. તે માણસને ઘણો કંટાળો આપે છે **ઉપાય**—(૧) સુખડનો લેપ કરવો. (૨) વાળો, શંખજીરૂ તથા કપુરકાચલીનો લેપ. (૩) ગેરૂનો લેપ કરવો. (૪) હરડેનો જુલાબ લેવો, (૫) ધમાસો તથા પોશના ડોડાના પાણીથી ન્હાવું.

**લુખસ**—(Prurigo-પ્રાઇગો)-આખા શરીરપર ઘણીજ ચળ આવે છે તથા બારીક ફોડલીઓ નીકળી આવે છે. તેમાં એટલી બધી ચળ આવે છે કે દરદી ખણીને લોહી કાઢે છે, તેમ તેમ તેમાં બળતરા તથા ચળ વધે છે. ચામડી લુખી અને બડછટ થાય છે. **ઉપાય**—ચળના સર્વ ઉપાયો કરવા. (૧) ધમાસાના પાણીથી ન્હાવું. (૨) સુખડનો લેપ કરવો. (૩) ચારોળીનો લેપ કરવો. (૪) ગંધક ૧ ડ્રામ. ગ્લીસરીન ૧ ડ્રામ તથા ધોયેલ ઘી ૧ ઔંસ તે શરીરે ઘસીને ચોળવું. (૫) રસકપુરનું નરમ પ્રવાહી ચોળવું. (૬) ગંધક ૨ ડ્રામ અને ગ્લીસરીન તથા વેસેલીન એકેક ઔંસ-તે મેળવી શરીરે ઘસવું. (૭) તાંદળજાનો રસ, લીંબડાના પાનનો રસ, ગળજીભીનો રસ, એમાંની કોઇ પણ દવા થોડા દિવસ પીવી. (૮) આંબળા અથવા ત્રિફળાનું પાણી શરીરે ચોળવું. (૯) ગુલાબના ફુલનો રેચ અથવા સોનામુખીની ફાકી લેવી. (૧૦) આંબળાનો મુરબ્બો, કોળાપાક, જીવન, મંજીષ્ઠાદિકવાથ વગેરે દવાઓનું સેવન કરવાથી ઘણા દિવસની લુખસ મટે છે.

**ખસ—પામા**—Itch-ઇચ-ખસના દરદથી કોઇકજ અજાણ્યું હશે, એ એક પ્રકારનો કોહો એટલે સડો છે અને ગંદા છોકરાઓને થાય છે, તેમાં જંતુ થાય છે અને તેનો ચેપ પ્રસરે છે. આ દરદ ચેપી છે.

**ઉપાય**—(૧)ગંધકનો લેપ અથવા મલમ (નં. ૧૩૨૭) (૨) પારાનો મલમ (નં. ૯૦૦) (૩) ખસનો લેપ (નં. ૮૭૧) (૪) અર્કતેલ ( નં. ૮૪૭), (૫) મોરથુથુ જલદ પાણીમાં ચોપડવું, (૬) લીંબડાના પાન ઉકાળી તે વડે ન્હાવું અથવા ગોમૂત્રથી નાવું.

**ખરજવું-ખજ્જુ**—( Eczema—એકઝીમા )—આ ચામડીનો મોટો રોગ છે. તે વિશેષ કરીને હાથ, પગ, માથામાં, કાનની કોર, વગેરે ભાગપર થાય છે. પ્રથમ ચામડી લાલ થઇ સુજી આવે છે. પછી તેના પર ફોડલીઓ થાય છે, પછી તે ફુટીને ઝમે છે તથા ધારૂં પડે છે. તે ધારૂં વારંવાર સુકાઇ જાય છે ને ઉખળે છે. કેટલાંક ખરજવાં સુકાં હોય છે ને કેટલાંક ક્ચક્ચતાં હોય છે. ખરજવું ઘણું કરીને બંને હાથે કે બંને પગે થાય છે. **ઉપાય**—(૧) નં. ૮૪૭, ૯૦૦, ૧૩૧૨ થી ૧૩૩૩માના મલમો તથા ૨૩૮૯ નંબરના ઉપાયો. (૨) ફીલ ચોપડવો. (૩) લસણ વાટીને લેપ કરવો અને પછી ખરજવું ચોખ્ખું થાય ત્યારે સાદા મલમનો લેપ કરવો. (૪) લીંબડાની લીંબોળીનું તેલ. (૫) ખરજવું સુકું અથવા ભીંગડા વળેલ હોય તો તેનાપર રાત્રે ઘી ચોપડી ઘઉંના આટાની કે અળસીની પોટીસ બાંધવી એટલે

ભીંગડાં ફુણાં પડશે તેને ગરમ પાણી વતી ધોઈ કાઢી નાખવાં અને પછી ઉપર લખી કોઇ પણ રૂઝ લાવનારી દવા લગાડવી, જેમકે-(૬) ઓલીવતેલ, સાલીડ તેલ, ગ્લીસરીન, અ-ર્કતેલ (નં. ૮૪૭) લગાડવું. (૭) ટિંક્ચર આયોડીન રોજ લગાડવું. (૮) કાસ્ટીક અથવા નાઇટ્રિક એસીડથી ખરજવાને બાળી નાખવું. લોહી સુધારનારી દવાઓનું સેવન કરવું.

દાદર-દદ્રુ-(Ringworm-રીંગ્વર્મ)-તે દાદર, ગજકર્ણ, તથા દરાજના નામથી લોકોમાં ઓળખાય છે. ચામડી લાલ થઇ ઉપડી આવે છે, સફેત ફોતરી ઉખડે છે. તેમાં ઘણી ચળ આવે છે અને ચકરડાં ચકરડાં જેવો તેનો આકાર હોય છે. ઘણી વખત તેના આકારમાં કાંઇ નિયમ નહિ રહેતાં પ્રસાર પામે છે. જુની થયા પછી દરદની ભોં કાળી થઇ જાય છે. બહુ ખાટા, ખારા તથા ગરમ પદાર્થો અને અથાણાં ખાવાથી અને મલિનતાથી આ દરદ થાય છે. ઉપાય—દાદરના ઉપાય અસંખ્ય છે. વિશેષ કરીને કૃમિહર અને કુષ્ટહર ઉપાયો દાદરને લાગુ પડે છે. (૧) કુવાડીયાનાં બી પાણીમાં વાટી ચોપડવા. (૨) પીત્તપાપડાનો ભુકો વાટીને ચોપડવો. (૩) હરતાલનો લેપ અને લીંબુનો રસ ચોપડવો. (૪) ફટકડી, ટંકણ તથા મોરથુથુનું જલદ પાણી ચોપડવું. (૫) સલ્ફયુરીક એસીડ લગાડવો. (૬) કાર્બોલિક એસીડ અથવા રસકપુરનું લોશન-(પ્રમાણ-દવા ૨ ગ્રેન, પાણી ૧ ઔંસ). (૭) ટરપેન્ટાઇન ઘસીને ચોપડવું. પછી તેને સાબુથી ધોઇ નાખી ટિંક્ચર આયોડિન લગાડવું. (૮) કારબોલિક એસીડ લગાવવાથી જુની દાદર પણ મરી જાય છે. (૯) રસકપુર ૪ ગ્રેન, ગંધક તથા પોટાશ કાર્બોનાસ દરેક ૦॥ ડ્રામ, વેસેલીન ૨ ઔંસ, સર્વ મેળવીને જોરથી ઘસીને લગાડવું. (૧૦) રસકપુર, બોદાર; ગંધક, મોરથુથુ અને ટંકણ એ સમભાગ માખણ સાથે મેળવી લગાડવું.(૧૧) ગોઆ પાઉડર. (૧૨)પારાનો મલમ તથા સાદો મલમ સમભાગ મેળવી લગાડવો (૧૩)કેલોમેલ ૩ ડ્રામ, ક્રીયોસોટ ૪ ડ્રામ, ગંધકનો મલમ ૧ ઔંસ, મેળવીને લગાડવો.

ઉંદરી-ઇન્દ્રલુપ્ત—અથવા માથાનાં ભીંગડાં.(Crusted Ringworm or scald head)—આ દરદની જાત છે, ને તે માથા ઉપરજ થાય છે, વાળના મુળમાં કીડ પડીને ઝીણી ફ્ણગીઓ થઇ ફુટે છે ને પછી ક્ચક્ચે છે તથા પોડાં બાઝે છે. ઉપાય—(૧) દાદર તથા ખરજવાના સર્વ ઉપાયો ઉંદરીને લાગુ પડે છે. વાળ કતરાવી નાખવા અને બની શકે તો અસ્રા વતી વાળ કઢાવી નાખવા. સાબુ વતી બે વખત માથું ધોઇ સાફ કરવું. ભીંગડાં ઉખડીને ભોં સાફ થાય એવો ઉપાય કરવો. (૨) મોરથુથુ ૧૫ ગ્રેન ૪ ઔંસ પાણીમાં મેળવી તેમાં લુગડું બોળી થોડા રોજ માથાપર લપેટવું અને પછી એરંડીઆ તેલમાં લુગડું બોળીને તેના પર મુકવું. એ પ્રમાણે બે ચાર રોજ કરવાથી ભીંગડાં પોચાં પડશે અને પોપડા ઉખડી નીકળી પડશે. પછી તે ઉપર એરંડીઉં તેલ ચોપડવું; અથવા રૂઝ લાવે એવો કોઇ પણ રોપણ મલમ ચોપડવો. (૩) નં. ૮૬૬ વાળા લેપ (૪) ચણોઠીને પાણીમાં વાટી તેમાં ભાંગરાનો રસ તથા તેલ નાખી સિદ્ધ કરેલું તેલ ( અવલગુંજાદિ તેલ ) ચોપડવું. (૫) હાથીદાંતની ભસ્મ, ગાડરનું દુધ તથા રસવંતીનો લેપ કરવો.(૬) નં. ૧૫૮૧ વાળો યુનાની ઉપાય કરવો.

ખોડો-અરૂંશિકા—(Scurf-સ્કર્ફ)-માથામાં થાય છે. તેમાંથી ધોળી ફોતરી ઉતરે છે, તથા વાળ ખરી પડે છે. ખોડો એક જાતનો જંતુ વિકાર છે. ઉપાય—(૧) ગુંજાદિ તેલ (ચણોઠીને પાણીમાં વાટી તેમાં ભાંગરાનો રસ મેળવી સિદ્ધ કરેલું તેલ.) (૨). લીંબોળીનું

તેલ ચોપડવું. (૩) હરતાલનો લેપ. (૪) ટંકણખાર તોલો ૦। તેને ૧ શેર પાણીમાં મેળવી તે પાણીથી નિત્ય માથું ધોવું અથવા સાલીડનું તેલ ચોળવું.

**ટાલ પડવી**—(Alopecia-એલોપેસ્યા) માથા ઉપરથી વાળ ખરી પડે છે તેને ટાલ કહે છે; ઘણીવાર મુછ તથા ભમરના વાળ પણ ખરી પડે છે. ઉદરી, કોડ અથવા ઉપદંશની ગરમી એ વાળ ખરી પડવાનું મુખ્ય કારણ હોય છે, માટે લોહી સુધારવાના ઉપાયો કરવા ઉપરાંત નીચેની દવાઓ ટાલપર ચોપડવી. **ઉપાય**—(૧) ચણોઠીનો ભુકો વાટી લેપ કરવો. (૨) ભાંગરાના રસમાં સિદ્ધ કરેલું તેલ ચોળવું. (૩) કડવાં પરવર ( પટોળ ) નાં પાંદડાંનો રસ કાઢી તેનો ત્રણ દિવસ લેપ કરવો. (૪) ભોરીંગણીનો રસ કાઢી મધ મેળવી લેપ કરવો. (૫) ભીલામાનાં ઝાડની છાલનો રસ કાઢી મધ નાખી લેપ કરવો.

**ખીલ. તારૂણ્યપીટીકા**—(Acne-આકની) ત્વચાના પિંડમાં એક પ્રકારનો ચીકણો પદાર્થ ભરાઇ રહે છે અને જ્યારે તેનો સ્રાવ થતો નથી ત્યારે ખીલના આકારમાં બહાર ફુટે છે. વિશેષ કરીને તરુણાવસ્થામાં ચેહેરા ઉપર ખીલ બહુ ફુટે છે. **ઉપાય**—(૧) સાંજ સવાર ગરમ પાણીથી ખીલ ધોવા અને ગરમ પાણીની બાફ દેવી. (૨) કાંસાજણ ચોપડવું. (૩)ટંકણખારને ગુલાબજળમાં મેળવી લગાડવો, (૪) ગંધકનો મલમ ( ગંધક ૧ ભાગ બેન્ઝોયેટેડ લાર્ડ ૭ ભાગ), (૫) નં. ૮૮૦ થી ૮૮૪ માં બતાવેલ લેપ, ગુગળ, લોહ, કૉડલિવર, વગેરે દવાઓનું સેવન કરવું. (૬) ગોરોચન તથા મરીનો લેપ. (૭) શેમળાના કાંટાઓને દુધમાં વાટી લેપ કરવો.

**કરોળીઆ**—(Psoriasis-સોરાયાસીસ)—ચામડી ઉપર સફેદ ચાઠાં થાય છે. ઉપલી ચામડી ઉતરતી જાય છે અને નીચે સફેદ ચાઠાં નીકળતાં જાય છે. કરોળીયા વિશેષ કરીને મોં છાતી, વાંસા અને કવચિત આખા શરીરપર થાય છે. **ઉપાય**-(૧) કુષ્ટહર લેપ ( નં. ૮૬૯, ૮૭૦). (૨) ગંધકાદિ તેલ (નં. ૮૫૧). [૫) ઠંડા પાણીમાં બોળેલી ચાદર શરીરે લપેટીને ઉપર ગરમ ધાબળો ઓઢી બેચાર કલાક સુઇ જવું. વચમાં ઘણું પાણી પાવું એટલે પરસેવો છુટશે. (૪) ટાર, ઝિંક ઓકસાઇડ અને બદામનું તેલ સમભાગ મેળવીને કરોળીયા પર ઘસીને લગાવવું. (૫) કુવાડીઆનાં બી, તથા બાબચીનો લેપ ચોપડવો. એ પ્રમાણે દિવસમાં બબે વખત દવા લગાવવી. ગરમ પાણી અને સાબુવતી ધોઇ નાખવી અને કોરા રૂમાલથી ઘસીને શરીર કોરૂં કરવું અને ફરી દવા મસળીને લગાડવી.

**કોઢ-કુષ્ટ**—(Leucoderma-લ્યુકોડર્મા)—ચામડીનો કુદરતી રંગ બદલાઇને તેનાપર ધોળાં, કાળાં, રાતાં, વગેરે ઘણા પ્રકારનાં ચાઠાં નીકળે છે, તેને કુષ્ટ અથવા કોઢ કહેવામાં આવે છે. લોકો ધોળાં ચાઠાંનેજ કોઢ ગણે છે, પણ ખરૂં જોતાં તે તો માત્ર કુષ્ટ રોગના ૧૮ ભેદમાંનો એક ભેદ છે. દાદર, ચિત્રી, કરોળીયા, વિચર્ચિકા, ખસ વગેરે કુષ્ટ રોગના હલકા પ્રકારના વિકાર છે અને બીજા ૭ પ્રકારના મહાકુષ્ટ છે, જેનો દોષ ધાતુમાં જલ્દી પ્રવેશ કરી ઉંડો ઉતરે છે અને હાલનું અંગ્રેજી વૈદક તેને રક્તપિત્ત કહે છે. વિરૂદ્ધ અન્નપાનનું સેવન એ કુષ્ટ રોગનું કારણ છે. **ઉપાય**—(૧) કુષ્ઠહર લેપ (નં. ૮૬૯, ૮૭૦), (૨)વજ્રતેલ (નં. ૮૬૦). (૩)કાળીજીરીનો લેપ (નં. ૮૮૭).(૪)-ધોળાકોઢનો લેપ (નં. ૮૮૮), (૫) **અવલગુંજાદિ કવાથ**, આંબળાં તથા ખેરસારનો કવાથ તેમાં બાબચીનું ચૂર્ણ નાંખી પીવો. (૬) **ખાવાની દવાઓ**-મંજીષ્ટાદિ કવાથ (નં. ૬૧૮). પંચનિંબચૂર્ણ (નં. ૬૯૧). અમૃતાઘૃત (નં. ૮૪૦). કિશોરગુગળ ( નં. ૭૬૫ ), યોગરાજ ગુગળ નં. ૭૭૦ તથા નં. ૧૬૧૩ નો લેપ

**શીળસ–શીતપિત્ત**—(Articaria–આર્ટિકેરીઆ)–શરીરપર ઢ્રામઠાં ઉપડે છે. આ ઢ્રામઠાં નાનાં અથવા મોટાં અને લાલ તેમજ સફેદ રંગનાં થાય છે. ચામડી સુજેલી તથા ઉપસેલી લાગે છે અને અત્યંત ચળ તથા દાહ થાય છે. શીળસ એકદમ અદ્રસ્ય થાય છે. કેટલાકને આ રોગ વારંવાર થાય છે. અજીર્ણ તથા તેના વિકારો, ખટાશ, વાળાનું દરદ (વાળાલોચ), વગેરે શીળશ્ચ અથવા શીળસ જેવા ઢ્રામઠાંનું કારણ છે. જંતુ કરડવાથી પણ શીળસ જેવાં ચાઠાં ઉપડે છે. **ઉપાય**—(૧) સરસીયા તેલનો અભ્યંગ. (૨) ગરમ પાણીનું શરીર પર સિંચન. (૩) [નં. ૮૯૭]નો લેપ કરવો. (૪) લેડ લોશન, કારબોલિક લોશન,કપુરનું પ્રવાહી વગેરે શીળસ પર લગાડવાં. (૫) ગરમ કપડાં પહેરી રાખવાં. શીળસના જીર્ણવ્યાધિમાં યોગ્ય દવાનું સેવન કરવું. (૬) લીંબડાનાં પાનનો રસ પીવો. (૭) સોનામુખી તથા શીતળ સારક દવાઓ (નં. ૪૨૫) આપવી. (૮) કાળીજીરીની ચા કરી પીવી. (૯) ત્રિફળાગુગળ તથા પીંપર તેનું ચૂર્ણ ખાવું. (૧૦) આદુના રસમાં જુનો ગોળ પીવો. (૧૧) ત્રિકટુનું ચૂર્ણ તથા સાકર (૧૨) ત્રિકટુ તથા બોડીઅજમોદ. (૧૩) જુલાબ લેવો–**ગરમાળાપંચક**–કડુ, દેવદાર મોથ, અતિવિષ તથા ગરમાળાનો ગોળ અથવા સોનામુખી, અથવા વિલાયતી મીઠું એમાંનો કોઈ પણ જુલાબ લેવો. (૧૪) કાળાં મરી ઘીમાં મેળવી ચાટવાં તેમજ શીળસપર લગાવવાં.

**ચકામા**—( Erythema–ઇરીથીમા )—ચકામાં અથવા ચાંભામાં ચામડી લાલ થઈ આવે છે. **ઉપાય**—શીતોપચાર કરવો (૧) ચુનાનું તેલ (કળીચુનાનું નીતરૂં પાણી તથા તેલ) લગાવવું. (૨) ગુલાબજળ તથા ગ્લીસરીન મેળવી લગાવવું. (૩) જાત્યાદિઘૃત (નં. ૮૫૮) (૪) ઝિંક ઑઇન્ટમેન્ટ, (નં. ૧૩૩૩). (૫) ઑક્સાઇડ ઑફ ઝિંક, તપખીર વગેરે ઘસવાં. (૬) દશાંગલેપ (નં. ૮૭૪). (૭) રેચ–એરંડીઉં, ગુલાબનાં ફુલ અથવા મીંઢીઆવળ એમાંનો ગમે તે એક રેચ લેવો. (૮) મંજીષ્ટાદિકવાથ અથવા ચુર્ણ.

**કાળા ડાઘ**—ચામડી ઉપર કાળા ડાઘ પડે છે. કાંઇ રોગથી, ઘડપણથી અથવા બ્લિસ્ટર લગાડયા પછી ચામડી ઉપર કાળા ડાઘ રહી જાય છે. **ઉપાય**—શારીરિક રોગનું કારણ હોય તો તે રોગ મટવાથી ડાઘ અદ્રસ્ય થશે. જેમકે ઉપદંશને લીધે હથેળીમાં પડેલા ડાઘામાં (૧) રસકપુરનું પાણી ચોપડવું. (૨) વ્હાઇટ પ્રેસીપીટેટનો મલમ (સાદો મલમ ૧ ઔંસ, આયોનાએટેડ મર્ક્યુરી ૧ ડ્રામ મેળવીને મલમ કરવો. (૩) ૧ ઔંસ આલ્કોહોલ, ૫ ઔંસ કપુરનું પાણી તેમાં રૂ બોળીને કાળા ડાઘવાળા ભાગપર મુકવાથી ચામડી લાલ થશે અથવા બ્લિસ્ટર ઉઠી નવી ચામડી આવશે. (૪) જાયફળનો લેપ કરવો.

**ઝામરો–વિચર્ચિકા**–(Pemphigus–પેમ્ફીગસ)–ચામડી ઉપર એક મ્હોટો ફરફોલ્લો થાય છે. પ્રથમ પાણી ભરાય છે, પછી પરૂ થાય છે, અને સખ્ત બળતરા તથા વેદના થાય છે, તેને ઝામરો કહે છે. **ઉપાય**—(૧) અફીણનો લેપ કરવો અથવા પોશના ડોડાનો શેક કરવો (૨) તકમરીયાં વાટીને બાંધવાં. (૩) સોયવતી ફોડીને સાદા મલમની પટી મારવી. (૪) ધોયેલ ઘી અથવા માખણ અથવા ઝિંક ઓઇન્ટમેન્ટ લગાડવો. (૫) ચામડી છુટી પડયા પછી રૂઝ લાવવા સારૂ આયડોફૉર્મ, કારબોલિક તેલ અથવા બોરાસિક ઍસીડનો મલમ ચોપડવો. (૬) ગળીના દોરમાં ઝીણી સોઇ પરોવી વીંધીને આસપાસ દોરો કાઢી બાંધી રાખવાથી ઝામરો મટે છે.

**કખવા–કક્ષા** (Herpes–હર્પિઝ)–કાખેની નીચે છાતીની બાજુમાં ચામડી રાતી થઇ તેનાપર મોતીના દાણા જેવી ફોડલીઓ થાય છે, તેને કખવા કહે છે. કેટલીક વાર

શરીરના બીજા ભાગપર પણ એવા દાણા દેખાઇ આવે છે. તે નબળાઇથી થાય છે. તાવ ઉતરી ગયા પછી એવા દાણા હોઠપર થાય છે. તે "બરો મુતરી ગયો" એવા નામથી ઓળખાય છે. તેમાં દાહ થાય છે તથા તાવ પણ આવી જાય છે. **ઉપાય**—(૧) ગેરૂનો લેપ. (૨) દશાંગલેપ (નં. ૮૭૪) (૩) સ્યુગરલેડનો મલમ. (૪) ઝિંક ચોપડવું. (૫) લેડ લોશન (૬) ગ્લીસરીનમાં ટૅનિક ઍસીડ મેળવી ચોપડવું. વિસર્પના ઉપાયો કરવા.

**વિસ્ફોટક**—(Impetigo—ઇમ્પીટાઇગો)—ચામડીપર નાના કે મોટા પીળા પરૂવાળા ફોલ્લા થાય છે તેને વિસ્ફોટક કહે છે. આ ફોલ્લાઓ ફુટીને ધારાં પડે છે. ભીંગડાં વળે છે અને અંદરથી કચકચે છે. **ઉપાય**—(૧) પંચવલ્કનો ઉકાળો કરી તે વતી નિત્ય ધોવું. (૨) ધમાસો અથવા પોશનાં ડોડાં ઉકાળેલા પાણીથી બે ત્રણવાર સ્નાન કરવું (૩) જાઇનાં પાંદડાંના હીમથી સ્નાન કરવું. (૪) ભીંગડા ઉપર પોટીસ બાંધીને અથવા તેલ લગાવીને ઉખેડી નાખી તેનાપર સાદો મલમ અથવા રૂઝ લાવે એવી દવા ચોપડવી. (૫) લીંબોળીનુ તેલ ચોપડવું. (૬) પંચવલ્કલ ખાંડી તેનું બારીક ચૂર્ણ દાબવું અથવા પાણીમાં વાટી લેપ કરવો. (૭) કારબોલિક અને બોરાસિકનો મલમ ચોપડવો. (૮) ગળોના ઉકાળામાં એરંડીઉ નાંખી બેચાર દહાડા પીવું. (૯) મંજીષ્ટાદિકવાથ, ગળજીભીનો રસ, સારસાપરેલાની છાલનો ઉકાળો તેમજ કૉડલિવર, ક્વીનાઇન, લોહ, વગેરે દવાઓનું સેવન કરવું.

**મસા-અશક**—(Wart–વૉર્ટ)—માથાપર તેમજ શરીરના બીજા કોઈ પણ ભાગપર નાના મોટા ચામડીના અંકુરો ફુટે છે, તેને મસા કહે છે, ઘણીવાર તે જીભ, હોઠ, નાક, કાન, મળદ્વાર વગેરે ગુહ્યસ્થાનોમાં પણ થાય છે, **ઉપાય**—(૧) નાના મસા કાસ્ટીક અથવા ક્ષારથી બળીને ખરી જાય છે અને મોટા મસાને કાતર વતી કાપી નાખીને કાસ્ટીકથી ભોં બાળી મલમ લગાડવો. (૨) અઘેડાનો ક્ષાર લગાવવો. (૩) અર્કતેલ (નં. ૮૪૭) (૪) કળીચુનો ચોપડવો. (૫) ઘોડાનો વાળ બાંધી નિત્ય જરા જરા ખેંચવાથી કેટલેક દિવસે મસો ખરી પડે છે.

**કપાસી-કદર**—(Corn—કૉર્ન)—કપાસીને આંટણ પણ કહે છે. તે હાથ પગ ઉપર થાય છે. ચામડી જાડી થાય છે ને ક્વચિત દરદ થાય છે ને ક્વચિત ગંઠાઈ જવાથી દરદ નથી થતું. **ઉપાય**—કપાવી કાઢ્યા સિવાય બીજો ઉપાય નથી. પ્રથમ પાણીથી ધોઇ સાફ કરવી ને પછી ચપુ અથવા અસ્ત્રાવતી કપાવી નાંખવી અને ગરમ તેલનો કે અગ્નિનો ડામ દેવો.

**બ્યાફાટવી-વિપાદિકા**—(Chilblain—ચિલ્બ્લેન)—હાથ પગમાં જરા સોજો, દાહ, અને ચળ સાથે તેમાં ફાટો પડે છે, તેને "બ્યાફાટવી" કહે છે. આ એક હલકા પ્રકારનો કુષ્ટ રોગ છે અને તે ભેજ તથા શરદ હવાને લીધે થાય છે. **ઉપાય**–(૧) કુષ્ટમાં આપેલા સર્વ ઉપાયો કરવા. કોકમનું તેલ, મેંદીનાં પાનનો લેપ, રાળનો લેપ, વડનાં છીરનો લેપ. વગેરે ફાયદો કરે છે. દરદવાળા ભાગોને ભેજ, ઠંડી તથા શરદીવાળી હવામાંથી મુક્ત રાખવા; ઠંડા પાણીમાં ઘણીવાર પલળવાથી પગની બ્યા જલદી ફાટે છે, માટે પગને ઠંડા પાણીમાં રાખવા નહિ. ગરમ મોજાં પહેરી રાખવાં.

**ચિત્રી-શ્વિત્ર**—(White Lepra—વ્હાઇટ લેપ્રા)—આ પણ કરોળીઆની જાતનો ત્વકદોષ છે. ચામડી ઉપર ચળ આવે છે ને ખણવાથી ચામડી ઉપરની ફોતરી રજની પેઠે

ખરી પડે છે અને સફેદ ચાઠાં પડે છે. ચીત્રી મોં ઉપર તથા વાંસામાં વિશેષ કરીને થાય છે. ઉપાય—(૧) કાળીજીરી ખાવી તથા કાળીજીરીનો લેપ; (૨) ગંધકનો લેપ; (૩) તલના તેલનો અભ્યંગ; (૪) બાબચી પાણીમાં વાટી તેનો લેપ કરવો, (૫) હરતાલનો લેપ ગોમૂત્રમાં વાટીને કરવો-હરતાલ ૧ ભાગ ત્રિફળા ૧ ભાગ, કાળીરીજી ૪ ભાગ. (૬) મોરથુથુના પાણીમાં તેલ મેળવી તે તેલ શરીરે ચોપડવાથી ચીત્રી જલદીથી મટી શકે છે;

**અલસ-પાણીમાં પગનાં આંગળાં સડવાં તે**—વારંવાર પાણીમાં તથા કાદવમાં પગ રહેવાથી પગનાં આંગળાંની વચલી ફાટો કચકચે છે. ચળ આવે છે અને બળતરા થાય છે. ઉપાય—(૧) પાણીમાં રાખવા નહિ, પગ કોરા કરીને એરંડીઉં લગાવી ઉપરથી સળગાવેલ છાણાનો કે કોયલાના તાપનો શેક દેવો. (૨) નં. ૩૯ની કાંજીનું પગ ઉપર સીંચન કરીને તેનો લેપ કરવો, (૩) કરંજીયું તેલ ચોપડવું અથવા કરંજનાં બી, હળદર, હીરાકસી પદમક, મધ, ગોરોચન તથા હરતાલ તેનો લેપ કરવો.

**કોથળીનું ખરજવું-વૃષણકચ્છુ**—કોથળી ઉપર મેલ જામીને પરસેવો થઇને ચેળ આવે છે અને ખંજોળવાથી તુરત ફોડલીઓ થાય છે અને તે કચકચીને પાણીના ઝામા નીકળે છે તથા ભીંગડાં બાઝે છે. ઉપાય—(૧) રાળ, કઠ, સીંધાલુણ તથા ધોળા સરસવનો લેપ કરવો અથવા ઉભેરો દાબવો. (૨) ખસ તથા ખરજવાના ઉપાયો કરવા. (૩) ત્રીફળાના ક્વાથમાં કાથો નાખીને તે પાણીથી ધોવું તથા તેના ઉપર એરંડીયું તેલ લગાવવું.

**લિંગાર્શ**—(Condyloma—કોન્ડીલોમા)—પુરૂષોને તેમજ સ્ત્રીઓને ગરમીનું દરદ થયા પછી ગુહ્યસ્થાન ઉપર છુટા છુટા અથવા ઝુડાના આકારમાં મસા થાય છે. ઝુડા જેવા મસા થાય છે તેનો આકાર કોબીના ફુલ જેવો હોય છે. ઉપાય—મસા ઉપર પ્રમાણે કાપી કાઢવા અથવા કૉસ્ટિકથી બાળી કાઢવા, કોસ્ટીકની ધોળી સળીઓ બજારમાં વેચાય છે તે લાવીને મસાને ભીના કરી તેના ઉપર સળી દાબવી એટલે ઉપલો ભાગ બળશે. એવી રીતે નિત્ય બાળતા જવું અને બળેલો કાળો ભાગ કાઢી નાખતા જવું; એમ મૂળસુધી બાળી નાખવા.

---

# પ્રકરણ ૯ મું.

## પરચુરણ દરદો.

## MISCELLANEOUS DISEASES.

આગલાં આઠ પ્રકરણોનાં મુખ્ય દરદો ઉપરાંત બાકી રહેલાં કેટલાંક બીજાં પરચુરણ દરદો, તથા અકસ્માત થવાથી થતી ઇજાઓના ઉપાયો આ પ્રકરણમાં આપ્યા છે.

**આંગળાંનો કંપવા**—આંગળામાં વા આવવાથી લખતાં લખતાં આંગળાં ધ્રુજે છે, ઉપાય—શોધેલાં ઝેરકોચલાનું યોગ્ય પ્રમાણમાં કેટલીક મુદત સુધી સેવન કરવું. માત્રા ૧ રતી.

**પરસેવો—અતિ**—(Perspiration—પરસ્પીરેશન)—કારણ—દરેક માણસના શરીરમાં બારીક છિદ્રોમાંથી પરસેવો નિરંતર આવ્યા કરે છે અને હવા તથા કપડાંથી સુકાઇ જાય છે. પણ કેટલીકવાર શરીરના ચોક્કસ અવયવોમાં અથવા દિવસના ચોક્કસ સમયમાં

વિશેષ પરસેવો વળતો જણાય છે. રાતમાં પરસેવો આવે છે ત્યારે એક પ્રકારના તાવની શંકા થાય છે. નબળાઇ તથા જીર્ણ જ્વરમાં રાત્રે પરસેવો આવે છે. ક્ષયરોગમાં તથા ઉરઃક્ષતમાં જ્યારે મર્મસ્થાનમાં ક્ષત પડે છે ત્યારે પણ રાતમાં પરસેવો આવે છે. આ પ્રકારનો તાવ "પ્રલેપકજ્વર" કહેવાય છે. અંગ્રેજીમાં તેને "હેકટીકફીવર" કહે છે. **ઉપાય**—માલિનીવસંત ( નં. ૫૦૧ ). તાવ સિવાય પણ બીજાં કારણથી માથું, કપાળ, બગલ, વગેરે અવયવોમાં બહુ પરસેવો આવ્યા કરે છે. તેને માટે ઉષ્ણ દવાઓ ખાવી; કળથીનો લોટ શરીરે ઘસવો.

**થુંક**—(બહુ)-(Salivation સૅલીવેશન)-**કારણ**—દાંતના પારા તથા મોંના વરમથી ઠંડી, નબળાઇ, અજીર્ણ, દાંત આવવા અને પારો વગેરે દવા ખાવાના પરીણામથી મોંમાં બહુ થુંક આવે છે. **ઉપાય**—(૧) ફટકડીના કોગળા કરવા એ સર્વથી ઉત્તમ ઉપાય છે. (૨) સ્તંભક દવાઓ જેવી કે કાંચનારની છાલ, ખેરની છાલ, બાવળની છાલ. પંચત્વક તથા ટંકણના કોગળા કરવા. (૩) થુંક આવવાનું કારણ માલમ પડેથી તે દૂર કરવાના ઉપાયો કરવા.

**હેડકી-હિક્કા**-(Hiccup-હિક્કપ)—**કારણ**—કઠણ રૂક્ષ અને ઝાડો બંધ કરનારા પદાર્થો, ઠંડુ પાણી, ટાઢું અન્ન, ધુળ, ધુમાડો નાકમાં જવો, ગરમી તથા વાયુનું અતિ સેવન, બાદી, પેટમાં બીગાડ, અપવાસ, એ સર્વ હેડકીને ઉત્પન્ન કરનારાં સામાન્ય કારણો છે. **ઉપાય**—(૧) મોરપીંછની ભસ્મ તથા લીંડીપીપરનું ચુર્ણ મધમાં મેળવી વારંવાર ચાટવું (૨) જેઠીમધનું ચૂર્ણ મધમાં ચાટવું, (૩) ધમાસાનો કવાથ મધ મેળવી પીવો, (૪) આંબળા, પીપર તથા સુંઠનો કવાથ સાકર નાખી પીવો, (૫) કઢેલું દુધ પીવું, (૬) અડદ તથા હળદરના ચૂર્ણની બીડી પીવી; (૭) નગોડનાં બીનો કવાથ પીવો; (૮) લસણ ઘીમાં ખાવું. (૯) નં. ૧૫૫૮ નું મિકશ્ચર આપવું.

**કફનું જાળું**—ઘણીવાર છાતીમાં કળતું જાળું બાઝે છે. તે જાળું તોડવા માટે કફઘ્ન દવાઓનો ઉપયોગ કરવો, **ઉપાય**—(૧) અઘેડાનો ક્ષાર, (૨) અરડુસીનો રસ મધ મેળવી પીવો; (૩) આકડાના મુળની ભુકી અથવા ઈપીકાકયુઆન્હા પાઉડર પીને ઉલટી કરી કફને કાઢી નાખવો; (૪) ઇસસ, ટંકણખાર, નવસાર, એ દરેક ચીજ કફના ચીકણા બળખાને તોડે છે. (૫) તામ્રભસ્મ.

**વાળ કાઢવાનો ઉપાય-લોમશાતન**— (Hirsutes)—(૧) હરતાલ ાા ડ્રામ ચુનો ૪ ડ્રામ, ઘઉંનો આટો ૧ ડ્રામ પાણીમાં મેળવી તેની પોટીસ લગાડવી. થોડીવાર રાખીને પછી કાઢી નાખવી અને તલનું તેલ લગાવવું. તેથી વાળ ખરી પડશે. (૨) હરતાલ ાા તોલો; શંખનું ચૂર્ણ અથવા શંખભસ્મ ૧ાા તોલો, પીતપાપડાનો ખાર ાા તોલો. તેને કેળના થાંભલાના રસમાં અથવા આકડાના પાંદડાંના રસમાં ઘુંટી લેપ કરવો. (૩) હરતાલ ૧ ભાગ, શંખચૂર્ણ ૨ ભાગ, મનશીલ ાા ભાગ, સાજીખાર ૧ ભાગ. તેનો લેપ કરવો. પ્રથમ વાળને અસ્રા વતી કાઢી નાખવા ને પછી સાત દિવસ સુધી રોજ લેપ કરવાથી ફરી તે જગાપર વાળ ઉગશે નહિ.

**વાળ ધોળા થવા-પલિત**—(Canities-કેનાઇટીસ)-**કારણ**-ઘડપણમાં સ્વાભાવિક રીતે વાળ ધોળા થાય છે. મગજની નબળાઇ, ચિંતા, અને વારસામાં ઘણાને જુવાનીમાંજ

વાળ ધોળા થવા માંડે છે. ધોળા વાળ ઘડપણની નિશાની ગણાય છે અને તેથી ઘણા લોકો ધોળા વાળને રંગી કાળા, રાતા અથવા જાંબુડા રંગના બનાવે છે. આ રંગવાની વસ્તુને કલેક્ કહે છે. વાળ કાળા કરવાના **ઉપાય**—(૧) મેંદી તથા ગળીનાં પાનથી ઉત્તમ કાળો રંગ આવે છે. મેંદીનાં પાન વાટી એક કલાક વાળને લગાડી રાખવાં તેથી વાળ રાતા થશે. પછી ગળીનાં પાન વાટી થોડાં કલાક બાંધી રાખવાથી વાળ કાળા થશે. (૨) નં. ૮૯૨ થી ૮૯૫ ના લેપોમાંથી કોઇપણ લેપ લગાવવો. (૩) હાઇપો સલ્ફેટ ઑફ સોડા ૧ ડ્રામ, પાણી ૧ ઔંસ સાથે મેળવી બે ચાર રોજ વાળપર લગાવવું. (૪) નાઇટ્રેટ ઑફ સીલ્વર ૩૦ ગ્રેન, પાણી ૧ ઔંસ, આ પાણી લગાવવાથી વાળા કાળા થશે પણ તેની સાથે ચામડીપર પણ ડાઘ પડશે. આવા ડાઘ મીઠું અથવા સાયનાઇડ ઑફ પોટાશના પાણીથી નીકળી જાય છે.

**હડકવા—જળસંત્રાસ**—(Hydrophobia-હાઇડ્રોફોબીઆ)-હડકાયાં કુતરાં, વરૂ, શિયાળ વગેરે જાનવરોના કરડવાથી માણસને પણ હડકવાનો રોગ થાય છે. શરીર ખેંચાય છે, ગળામાં અવાજ થાય છે. મોંમાંથી લાળ ઝર્યા કરે છે. પાણી પીવાથી કે જોવાથી વાનું જોર ઉપડે છે. પાણી પીવાથી કે જોવાથી દરદી વધારે ઉશ્કેરાઇ જાય છે. હડકવા હાલ્યા પછી દરદી બે ત્રણ દીવસમાંજ મરી જાય છે. **ઉપાય**—(૧) હડકાયું જાનવર કરડે કે તરત દંશ થયેલા ભાગને તરત કાપી કાઢી બાળી નાખવો. હડકવા હાલ્યા પછી તેને મટાડવાનો કોઇ સારો ઇલાજ હજી સુધી હાથ લાગેલો નથી. દરદીને અંધારી કોટડીમાં રાખવો, સ્નાયુશૈથિલ્યકૃત દવાઓ જેવી કે અફીણ, ભાંગ, બેલાડોના વગેરે આપવી. (૩) કુકડવેલ હડકવામાં અપાય છે, ને તેથી સખ્ત ઉલટી થઇ ઝેરી જંતુઓ નીકળી પડે છે, ને વખતે દરદીનો બચાવ થાય છે, (૪) અફીણ, મોટા ડોઝમાં જીરવી શકાય છે ને તેથી હડકવાના જંતુઓ નીકળી પડી દરદી બચે છે. **કસોલીના ઇન્સ્ટીટયુટ**માં હડકવાના દરદીઓની સારવાર થાય છે ને વેળાસર જાય છે તો બચાવ થાય છે.

**લુ લાગવી**—(Sunstroke-સનસ્ટ્રોક)-તડકામાં ફરવાથી લુ લાગે છે. બાળકોને તડકાની અસર જલદી જણાય છે. દાહ, તૃષા, માથામાં ફેર, ચક્કર તથા છેવટ બેશુદ્ધિ એ તેનાં ચિન્હો છે. **ઉપાય**—(૧) અમ્લ તથા પિત્તશામક દવાઓ આપવી. (૨) બહુફળી તેમજ તકમરીયાંનો લુઆબ પાવો. (૩) ગરમાળો પાવો. (૪) ગેરૂ તેમજ સુખડનો લેપ કરવો. (૫) માથાપર તેમજ છાતીપર ઠંડુ પાણી રેડ્યું અથવા બરફ લગાડવો. બોચી ઉપર બ્લિસ્ટર મારવું. અને પગની પીંડીઓ ઉપર રાઇનો લેપ મારવો. (૬) શરીર ઘણું ગરમ હોય તો સાધારણ ગરમ પાણીમાં દરદીને બેસાડવો. જુલાબ આપવો અને તાવ નરમ પડવાની દવાઓ આપવી. તડકામાં ફરવાની જરૂર પડે તો માથાપર ભીનું કપડું રાખવું; માથે આકડાનાં પાન બાંધવાં; દારૂ વગેરે જલદ પ્રવાહી પીવાં નહિ, પણ ચા, સોડાવોટર, અને ઠંડાં શરબતો પીવાં અને પરસેવો થવા દેવો, તેમ છતાં લુ લાગવા જેવું થાય તો છાંયામાં જઇ સુવું અને માથા ઉપર ઠંડું પાણી રેડવું. (૭) નં. ૧૬૧૪વાળો ઉપાય કરવો.

**અનિદ્રા**—(Loss of Sleep)—**કારણ**—અનિદ્રા એ ચિત્તભ્રમ એટલે ઘેલછાનું પૂર્વ ચિન્હ છે. કેટલાક વ્યાધિમાં અતિ પીડાને લીધે, તેમજ મગજ ઉપર ગરમી, ચિંતા, ભય વગેરે કારણથી નિદ્રાનો નાશ થાય છે. **ઉપાય**—(૧) કારણ હોય તે દુર કરવું. મગજમાં અતિ ગરમી થવાથી અનિદ્રાનો રોગ થયો હોય તો મગજને શાંત કરે એવા ઠંડા ઉપચારો કરવા, જેમકે કોહોળાપાક, દુધીનો પાક અથવા હલવો ખાવો. (૨) રાત્રે ગરમ પાણીએ ન્હાવું

અને માથાપર ઠંડુ પાણી રેડીને પછી સુવું; સુતી વખતે ગરમ દુધ પીવું; પગચંપી કરાવવી તથા પગનાં તળીયાં ઘી વડે ઘસાવવાં; (૩) ગોળમાં પીપરીમૂળનું ચૂર્ણ ખાવું; (૪) પીલુડીનાં મૂળનો ઉકાળો ગોળ નાખી પીવો; (૫) દુધ, મધ, માંસરસ, દહિં, તૈલાભ્યંગ, માથામાં, કાનમાં તથા નેત્રોમાં તેલ સારવું; (૬) માંસરસ, શાક, દાળ, ઘી તેમજ દુધમાં ડુંગળીનું સેવન કરવું; (૭) અફીણ તથા ભાંગ કૃત્રિમ ઉંઘને લાવે છે અને દરદ તથા દુઃખનું ભાન ભુલાવવા માટે તે વસ્તુઓ કામની છે, પણ ઉંઘ લાવવા માટે સાદા ઉપાયો મળી શકે ત્યાં સુધી નિશો લાવે એવા ઉપાયોનો આશ્રય લેવો નહિ.

**બેશુદ્ધિ**—(Coma–કોમા)–**કારણ**—ખોપરીને ઇજા, મગજનો વ્યાધિ, મૂર્છા, સર્પદંશ, અફીણ, તથા દારૂ વગેરેનું ઝેર, અતિઠંડી, અતિગરમી, ભુખ, વાઇ, હિસ્ટીરીઆ, આંચકી વગેરે બેશુદ્ધિનાં કારણો છે. **ઉપાય**—(૧) જે કારણથી બેશુદ્ધિ આવી હોય તે દુર કરવાના ઉપાયો કરવા; (૨) શુદ્ધિમાં લાવવા સારૂ આંખ ઉપર તેમજ માથા ઉપર ઠંડું પાણી છાંટવું. (૩) તીક્ષ્ણ નસ્ય દેવાં, જેમકે અકલગરો, કપુર, ડુંગળીનો રસ, તજ, નાકછીંકણી, પીપર, વગેરેનાં. (૪) આમોનિયા સુંઘાડવો, (૫) છાતીપર રાઇ મારવી, અને બેશુદ્ધિ વધારે વખત રહે તો ઝાડા પેસાબનો કોઇ પણ રસ્તેથી ખુલાસો કરવો.

**તંદ્રા–ઘેન**—(Delirium–ડિલીરીયમ)–આ કોઇપણ વ્યાધિનું ભય ભરેલું લક્ષણ છે. તેમાં વાયુ પ્રધાન હોવાથી દરદી આંખો ઢાળીને ઘેનમાં પડયો રહે છે. **ઉપાય**—(૧) સન્નિપાતજ્વર વગેરે વ્યાધિની તંદ્રા તે વ્યાધિના ઉપાય કરવાથી મટે છે. (૨) જો દરદીનાં મર્મસ્થાનોમાં કાંઇ ચૈતન્ય હોય તો શરીરમાં કાંટો અને જાગ્રતિ લાવનારી દવા આપવાથી જાગ્રતિ આવે છે. કસ્તુરી, અકલકરો, તુળશી, લીંડીપીપર, વછનાગ, સુંઠ, એ દરેક વસ્તુ જાગ્રતિ લાવે છે. (૩) તજ, પીપર, ત્રિકટુ. વગેરેની બારીક ભુકી આંખમાં આંજવાથી તથા કાનમાં ફુંકવાથી પણ દરદી શુદ્ધિમાં આવે છે.

**ચક્કર–ફેર**—ભ્રમ–(Giddiness–ગીડીનેસ)–દરદી બહારની ચીજોને ફરતી દેખે અથવા પોતાનું શરીર અને માથું ફરે, તેને ચક્કર અથવા ફેર કહે છે. મગજને કાંઇ ઇજા પહોંચવાથી, તમાકુ, દારૂ, વગેરે કેફી ચીજોથી, કિવનાઇન જેવી દવાઓથી, પાંડુ, નબળાઇ, ફિકર, ચિંતા, તથા શ્રમથી, નઠારા ગંધથી અને વહાણ અથવા હીંચોળાના આંદોલનથી ફેર આવે છે. પિત્તનો કોપ એ ફેરનું મુખ્ય કારણ છે. માટે કારણ જાણીને ઉપાય કરવો; પિત્તશામક ઠંડા ઉપાયોથી ભ્રમ મટે છે.

**દાહ**—દાહ એટલે બળતરા બે પ્રકારની છે, સ્થાનિક અને શારીરિક. ૧. જખમમાં, બીલામાં વગેરે દાહક ચીજના સ્પર્શવાળા ભાગોમાં, અને હાથપગમાં દાહ થાય છે, તે સ્થાનિક દાહ છે. ૨. જ્વર વગેરે કેટલાંક દરદોમાં આખા શરીરમાં દાહ થાય છે. **ઉપાય**—(૧) દાહશામક તથા શીતળ ઉપચારો કરવા. સ્થાનિક દાહમાં લેપ વગેરે બહારના ઉપચારો અને શારીરિક દાહમાં અંદર ખાવાના ઉપાયો કરવા. (૨)–**લેપ અને લોશન–દશાંગલેપ**, ચંદન તથા વાળો, માંખણ ધોયેલ ઘી, અરીઠાનું પાણી, નવસારનાં પોતાં, ગુલાબજળ, લવંડર તથા કોલનવૉટર. (૩)–**શારીરિક દાહમાં પીવાની દવા**–પિત્તશામક દવાઓ (નં. ૪૨૭), ગુલકંદ, ગળજીભીનો રસ, ગળોનો રસ, તકમરીયાંનો લુઆબ, બહુફળી, ગોખરૂ, ત્રિફળા, દાડમ, દ્રાક્ષ, ધાણા, પિત્તપાપડો, બીલાનું શરબત, તાંદળજાની ભાજી, જવનું પાણી, કળીચુનાનું પાણી, ચંદન તથા સુંઠના ઘસારાનું પાણી, ચોખાનું ધોણ, સુખડ, સાકર તથા મધ ઇત્યાદિ દવાઓ પીવાથી દાહની શાંતિ થાય.

**પાક**—(Suppuration–સપ્યુરેશન)—( કોઈ પણ અવયવ કે મર્મસ્થાનનું પાકવું.) તીક્ષ્ણ દાહથી જેટલાં દરદો થઇ આવે છે તેમાં શરીરના કોઇ પણ ભાગમાં પાક થાય છે. ફેફસાં. આંતરડાં, યકૃત. મગજ એ તેનાં મુખ્ય સ્થળ છે. લોહીનો જમાવ, સોજો, દાહ તથા તાવ તેનાં મુખ્ય ચિન્હો છે. ઉપાય—(૧) પોશના ડોડાનો શેક; (૨) અળશીની પોટીસ. (૪) નવસારનાં પોતાં.

**હાડકાંનો સોજો તથા સડો**—(Caries of Bone) તેનું મુખ્ય કારણ ઉપદંશ હોય છે. ગરમીના દરદનો આગળ વધેલો દોષ હાડકાંમાં દાખલ થઇ તેમાં સોજો તથા સડો ઉત્પન્ન કરે છે. ઉપાય—(૧) યોગરાજ ગુગળ. (૨) રસકપુર, હીંગળો વગેરે દવાઓ પણ તે દરદમાં સારી અસર કરે છે, માટે તે કુશળ વૈદ્યની સલાહ લઇને ખાવી. દવાઓથી ન સુધરે તો છેવટ શસ્ત્રક્રિયાથી સડેલો ભાગ કાપી કઢાવવો.

**રસોળી**—( Molluskum–મોલસ્કમ ) એક પ્રકારની પ્રવાહી ગ્રંથીને રસોળી કહે છે. તે દાબતાં પોચી ધઉંની કણુક જેવી જણાય છે. ચીરી જોતાં તેમાં એક થેલી માલમ પડે છે, જેમાંથી ચીકણો રસ અથવા ઘઉંની કણક જેવો ડુચો નીકળતો જણાય છે. તેનું પરૂ ખરાબ વાસ મારે છે. ઉપાય—(૧) શરૂવાતમાં ડામ દેવાથી અથવા ત્રોફાવવાથી વધતી અટકે છે, માટે ડામ દેવા. (૨) રેવંચીનું લાકડું પાણીમાં ઘસીને ભીનાસુકું ઘણા દીવસ સુધી ચોપડવું. (૩) ટિંક્ચર આયોડીન ચોપડવું. જે રસોળી અડચણ કરતી ન હોય તેને છેડવી નહિ; અડચણકારણ રસોળી ઉપલા ઉપચારથી ન દબાય તો શાસ્ત્રોપચારથી કાપી કઢાવવી.

**બાંબલાઈ**—(બગલનું ગડ–Abcess–એબસેસ)–કાખની અંદરના ગડને બાંબલાઇ કહે છે. ઉપાય—(૧) તેનાપર ગ્રંથીના ઉપાયો કરવા. (૨) અફીણના ડોડવાના ગરમ પાણીનો શેક, અળસીની પોલ્ટીસ અથવા ઘઉંના લોટની પોલ્ટીસ મારવી, પાક્યા પછી તેને ફોડાવવી અથવા ફોડવાના ઉપાયો કરવા. ફુટયા પછી ચાંદા અથવા ધારાંના ઉપાયો કરીને રૂઝ લાવવી.

**પાઠું**—(Carbuncle–કાર્બંકલ)–ચિન્હો—ચામડી લાલ તથા કઠણ થાય, બળતરા તથા દરદ થાય; થોડા વખત પછી સોજો દેખાય અને કાચબાની પીઠ જેવો ઉપસેલો ગોળ અને કઠણ ફરફોલ્લો ઉપડે. સોજો વધવાની સાથે બળતરા તથા દરદ વધે અને તાવનાં ચિન્હો થાય; થોડા દિવસમાં પાઠાનો રંગ કાળાશ પકડે અને સોજાપર તરત નાના નાના દાણા જેવડી ફોડલીઓ થાય અને તે ફુટયાથી પાઠામાં છિદ્રો પડી રહે છે. છિદ્રોમાંથી પરૂ નીકળ્યા કરે, તેમ છતાં પાઠું પત્થર જેવું સખ્ત રહે, થોડાજ વખતમાં આજારી નબળો થઇ લેવાઇ જાય. આગળ વધતાં સઘળાં છિદ્રોની આસપાસની ચામડી સડીને નીકળી જાય અને ત્યાં મોટો ખાડો પડી રહે, તેમાંથી ગંધાતું પરૂ અને માંસનાં છડદાં નીકળ્યા કરે. પાઠું બહુધા એકજ થાય છે; પણ કેટલીક વાર એક એક મટયા પછી જોડે બીજું અને બીજું મટીને ત્રીજું થાય છે અથવા સાથે લાગુ પાંચ સાત પાઠાં થાય છે. પાઠું બહુધા બરડાની કરોડ ઉપર, ગરદનની બોચી ઉપર, ખભા ઉપર અને કુલાની વચ્ચેનાં હાડકાંપર થાય છે. ક્વચિત હાથ, પગ, હોઠ, છાતી, પેટ વગેરે બીજા અવયવોપર પણ થાય છે. ઉપાય—(૧) જુલાબ લઇ પેટ સાફ કર્યા પછી તાવની દવા લેવી. (૨) બળતરા તથા દુખાવાના ઉપાયો કરવા; દશાંગલેપ (નં. ૮૭૪) ગુલાબજળનાં, કપુરનાં પાણીનાં કે સુખડનાં પાણીનાં પોતાં મુકવા; (૩) ઓપીયમ અને બેલાડોનાનો લેપ અથવા પ્લાસ્ટર મારવું. (૪) સર્વથી સારો ઇલાજ

ઘઉંના લોટની કે અળશીની પોટીસ છે. આ પોટીસથી પાઠું ફાટે તો ચીરીને ફડાવવું નહિ. કેમકે પાઠાની આવેલી નબળાઈથી દરદી શસ્ત્ર સહન કરી શકતો નથી. ફુટયા પછી વ્રણના ઉપચાર કરવા; ગરમ પાણીથી રોજ ધોવું, છડદાં કાઢી નાખવા. (૫) ટરપેન્ટાઇન, તથા સાલીઠનું તેલ અથવા જાત્યાદિ તેલમાં રેશાવાળું કપડું કે લીન્ટ બોળીને પાઠાની પોલમાં દાખલ કરી ઉપર પોટીસ મારવી; (૬) કારબોલિક એસીડ ૧ ડ્રામ તેને ૨ ઔંસ પાણીમાં ભેળવી તેનું લોશન પાઠાંપર મુકવું, અને પાઠાંની ભોં દેખાય એટલે સાદા મલમની પટી મારવી. (૭) જાત્યાદિઘૃત (નં. ૮૯૮) પાઠામાં પુરવાથી અને માથે દોષઘ્નલેપ (નં. ૮૭૫) નો જાડો થર મારવાથી પાઠું જલદી સારૂં થાય છે. (૮) પાઠામાં ખાવાની દવાંની અવસ્ય જરૂર છે. માટે રકતશોધક અને પૌષ્ટિક દવાઓ લેવી. (૯) નં. ૧૫૦૯ વાળું મિક્શ્ચર આપવું,

**ભગંદર:**—(Fistula-ફિસ્ચુલા)—સફરાની આસપાસ એક મોટું ગંભીર વ્રણ થાય છે. તેને ભગંદર કહે છે. ભગંદર જીર્ણ થતાં બહુ વધે છે તો સફરાની અંદર બીજું મોં કરે છે અને તેથી ભગંદરમાંથી પરૂની સાથે વખતે ઝાડો પણ આવે છે. આવું બે મોંઢાવાળું ભગંદર મટતું નથી. **ઉપાય**—(૧) ભગંદરની જગ્યા ઉપર ફોડલી થાય કે લંઘન, વિરેચન વગેરે કરવાં; (૨) ત્રિફળાગુગળ (નં ૭૬૮) નું સેવન કરવું અને પથ્ય પાળવું. (૩) ફુટયા પછી તેને વિશેષ ફાડવાની, ક્ષાર મુકવાની તથા ડાંભવાની ક્રિયા કરવી અને પછી વ્રણના જેવા ઉપચારો કરવા; (૪) નસોતર, તલ, નેપાળો, મજીઠ અને સીંધાલુણને ઘી તથા મધમાં વાટી ભગંદરપર ચોળીને લેપ કરવો; (૫) હરડે, બેડાં તથા આંબળાના રસથી બિલાડીનાં હાડકાં વાટી લેપ કરવો: (૬) થોર તથા આકડાના દુધમાં દારૂહળદરના ચૂર્ણને ગુંદી તેની વાટ ભગંદરના છિદ્રમાં ઉતારવી, (૭) ત્રિફળા, ભેંસોગુગળ તથા વાવડીંગનો કવાથ પીવો, (૮) વાવડીંગ, ત્રિફળા અને ૨ ભાગ પીપર તેનું ચૂર્ણ મધ તથા તેલમાં ચાટવું. **પથ્યાપથ્ય**—ભગંદર મટયા પછી પણ એક વર્ષ સુધી કસરત, મૈથુન, યુદ્ધ, ઘોડાની સ્વારી અને ભારે અન્નપાનનો ત્યાગ કરવો.

**નાસુરનાડીવ્રણ**—(Sinus–સાઇનસ)—વ્રણ નાડીમાં પ્રવેશ કરે છે, તેને નાડીવ્રણ અથવા નાસુર કહેવામાં આવે છે. નાસુરનું મોં ઘણુંજ સાંકડું અને જખમ ઉંડો ઉતરેલો હોય છે તથા તેમાંથી પાણી જેવું અથવા પ્રવાહી પરૂ ઝર્યા કરે છે; **ઉપાય**—(૧) ત્રિફળા ગુગળ, આંબળા, યોગરાજગુગળ, હવાનો ફેરફાર, સારો હિતકારક ખોરાક તથા વ્રણના ઉપાયો, આ સિવાય (૨) સલ્ફેટ ઓફ ઝિંક ૩ થી ૫ ગ્રેન, પાણી ૧ ઔંસ તેની પીચકારી મારવી; (૩) કૉસ્ટિક ૨ થી ૩ ગ્રેન, ડિસ્ટીલ્ડવોટર ૧ ઔંસ, બન્ને મેળવીને પીચકારી મારવી. (૪) ટિંકચર આયોડાઇન ૧ ડ્રામ, પાણી ૧ ઔંસ તેની પીચકારી મારવી, (૫) નાસુરનું છિદ્ર મોટું હોય તો કૉસ્ટીકની અણી નાસુરના મોંમાં લગાડવી; (૭) રૂપાની સળી નાઈટ્રિક એસીડમાં બોળીને નાસુરના છિદ્રમાં ફેરવવાથી પણ કેટલીકવાર નાસુર રૂઝાઇ જાય છે

**ગુમડાં**—(Boils—બૉઇલ્સ) વિશેષ કરીને ચહેરા ઉપર ન્હાની દરદવાળી ગ્રંથીઓ સંખ્યાબંધ થાય છે તેને "ગુમડાં" એવા નામથી ઓળખવામાં આવે છે, તે કઠણ વટાણા જેવડી જરા આસમાની રાતા રંગની હોય છે. તેમાં પરૂ બહુ ધીમે ધીમે થાય છે. અને કેટલીક જાતનાં ગુમડામાં પરૂ નહિ થતાં ધીમે ધીમે બેસી જાય છે. એમાંથી જે પરૂ નીકળે છે તે બગડેલ હોય છે. અતિ પિત્તપ્રકૃતિમાં તથા પિત્તકારક અને અવગુણકારક

ખોરાક ખાવાથી લોહી તપીને બગડી જાય છે, ત્યારે આવાં ગડગુમડ નીકળે છે; ગ્રીષ્મઋતુમાં આવાં ગડગુમડ વધારે ફુટી નીકળે છે. ઉપાય—(૧) પિત્તશામક દવાઓના સેવનથી તપેલાં લોહીની શાંતિ કરવી. જેવી કે, મંજીષ્ઠાદિકવાથ, ચંદ્રપ્રભા, આંબળાંની બનાવટો, જીવન વગેરે. (૨) ત્રિફળાગુગળ, (૩) કાંચનારગુગળ, (૪) ખેરસાર તથા ત્રિફળાનો ઉકાળો; (૫) લીંબડાની છાલનો ઉકાળો. બહારના ઉપચારો-(૬) મોટાં ગડના ઉપાય આ નાની ગ્રંથીઓ પર પણ લાગુ પડે છે, જેમકે શેક, પોટીસ, નસ્તર અને મલમપટી; (૭) ઇસસ, કાસાંજણ, રતાંજળી, કપુરકાચલી. ખાપરીઉં વગેરે રોપણ દવાઓનો લેપ કરવો.

**ખીલી**—( Whitlow-વ્હિટલો)-આંગળીના ટેરવામાં કાંટા જેવી કોઇ બારીક વસ્તુ રહી જવાથી તે પાકી આવે છે, અને અત્યંત પીડા થાય છે, તેને " ખીલી " કહેવામાં આવે છે. ઉપાય—ઇંદ્રવરણાનું કે ગાવસુકડાનું ફળ આંગળીમાં બાંધવું. ગ્રંથી તથા વ્રણનાં ઉપાયો કરવા.

**આંજણી—અંજનનામિકા**-( Stye-સ્ટાઇ)-આ દરદ જાણીતું છે. ગરમ પાણીનો શેક કરવો. સિંદુર ચોપડવો અથવા સિંદુરવાળો લેપ ચોપડવો. સોઇની અણીથી આંજણીને ફોડી નાખવી, (નં. ૮૬૫) વાળો લેપ ચોપડવો. આંજણીનું દરદ અજીર્ણ તથા લોહીના બગડવાથી થાય છે; તે વારંવાર મટે છે, ને ફરી થાય છે, માટે લોહી સુધારવાની દવા લેવી.

**વ્રણ-ચાંદાં-ધારાં**—(Ulcers-અલસર્સ)—જખમથી અથવા બીજા કારણથી કોઇ ભાગ પાકી ફુટે છે, તેમાં વ્રણ તથા ધારાં પડવાથી તે ભાગ આળો થઇ જાય છે, અને તેમાંથી પાણી, પરૂ વગેરે ઝમ્યા કરે છે. કુષ્ટરોગ, વાતરક્ત, ઉપદંશ, અને ખરજવાં વગેરે દરદોમાં પણ ધારાં પડે છે, વ્રણની ઘણી જાતો છે. મુખ્ય જાતો નીચે પ્રમાણે છે.

(૧) **નાડી વ્રણ**—નાડીની સાથે સંબંધ રાખનારૂં વ્રણ.

(૨) **સાદું વ્રણ**—તન્દુરસ્ત માણસને થયેલું જખમનું ચાંદું.

(૩) **નબળું ચાંદું**—ચાંદાના અંકુરો મોટા; ફીકાં અને ઉંચા હોય છે, કોર નીચી હોય છે, રસી પાતળી પાણી જેવી રહે છે અને આ ચાંદું ધીમે ધીમે રૂઝાય છે.

(૪) **દુષ્ટ વ્રણ**—બગડેલું ચાંદું, ખરાબ વાસ મારતી રસી નીકળે છે, સપાટી ઉપર મરેલાં માંસનો સડેલો ભાગ ધોળા કે કાળા રંગનો હોય છે. ચાંદું ફેલાય છે.

(૫) **દાહવ્રણ**—ચાંદાની આસપાસ સોજો અને અંદર પીડા થાય છે.

**ઉપચાર**—તેની ચાર અવસ્થા છે. ૧. **વ્રણસોથ**—વ્રણ પકાવવું. ૨. **વ્રણછેદન**—કાપવું; ૩. **વ્રણશોધન**—પરૂ પાચ કહાડીને સાફ કરવું. ૪. **વ્રણરોપણ**—રૂઝાવવું. (૧) પ્રથમ વ્રણમાં સોજો આવે છે તેના ઉપાય કરવા. આ ઉપાયોમાં લેપો, પોટીસ, ગરમ પાણીની બાફ વગેરે ઉપચારો આવે છે. (૨) પિત્તના દાહક વ્રણમાં દશાંગલેપ (નં. ૮૭૪) ભીનો સુકો લગાવવો અથવા એવીજ બીજી ઠંડી ચીજોનો લેપ કરવો. (૩) વાયુ તથા કફના વ્રણના સોજામાં દોષઘ્નલેપ (નં. ૮૭૫) છાસમાં વાટીને બાંધવો, (૪) અળશીની, ઘઉનાં થુલાની કે લોટની અથવા ડુંગળીની ગરમ પોટીસ બાંધવી (૫) પોશના ડોડાના ગરમ પાણીનો વારંવાર શેક દેવો. ૨. **વ્રણછેદન**-(૬) વ્રણ વેરાઇ ન જાય ને ઉપલા ઉપચારોથી પાકે તો તેને ફોડવાના ઉપાયો કરવા. ફોડવાના ઉપાયો શસ્ત્રોપચાર પ્રથમ નંબર ધરાવે છે, કેમકે તેથી જલદી નીકાલ થઇ જાય છે. જો વ્રણ પાકયાં છતાં તરત ફુટતું નથી તો અંદરનું

પરૂ વિકાર પામી વધારે ખરાબી કરે છે. (૭) શસ્ત્રવૈદની મદદ ન મળી શકે તો વ્રણ ફોડવાની દવાઓ લગાવવી:—નેપાળાનાંમૂળ, ચિત્રકમુળ. થોરનું દુધ, આકડાનું દુધ, ગોળ, ભીલામાં, હીરાકસી તથા સીંધાલુણ-તે સર્વને પાણીમાં વાટી પાકી ગયેલા વ્રણ ઉપર લેપ કરવાથી વ્રણ તરત ફુટી જાય છે. (૮) હાથીદાંતના ભુકાને વાટી પાકેલા વ્રણ ઉપર બીંદુ માત્ર લેપ કરવો. (૯) સાજીખાર, જવખાર વગેરે ખાર મુકવાથી, રેમજ (૧૦) દારૂડીનો લેપ કરવાથી પણ વ્રણ ફુટી જાય છે. ૩. **વ્રણશોધન**—(૧૧) શોધન કરવા માટે ફરી વ્રણ ઉપર શેક તથા પોટીસ મારી પરૂને ખેંચી લેવું, તલ, જેઠીમધ, કડવા લીંબડાનાં પાન, દારૂહળદર, હળદર, નસોતર તથા સીંધાલુણ તેને પાણીમાં વાટી ઘી મેળવી ફુટેલા વ્રણ ઉપર લેપ કરવો, અથવા પહેલી ચાર વસ્તુઓનો લેપ બાંધવો. (૧૨) દુષ્ટ એટલે બગડેલું વ્રણ સુધારવા સારૂ કડવા લીંબડાનાં પાન, તલ, નેપાળાના મુળ, નસોતર તથા સીંધાલુણ, તેનું બારીક ચૂર્ણ મધમાં મેળવી વ્રણ ઉપર લેપ બાંધવો. (૧૩) ઉપલસરીનો લેપ કરવો. (૧૪) ફકત લીંબડાનાં પાન વાટીને તેની લુગદી કચકચતાં વ્રણ ઉપર મુકવાથી દોષનું શોધન થાય છે. (૧૫) મોરથુથુના પાણીથી વ્રણને ધોવું અથવા મોરથુથાનો કટકો બગડેલા વ્રણ ઉપર બેચાર દહાડા અડાડવાથી તેની દુષ્ટતા દુર થાય છે. (૧૬) શેકગુંદરની આગળી મારવી. (૧૭) વ્રણમાં જીવ પડયા હોય તો કરંજ, કડવો લીંબડો તથા નગોડ તેના પાન વાટીને લેપ કરવો. એ લેપમાં જરા કપુર મેળવવો. (૧૮) લસણ વાટીને તેનો લેપ કરવો. (૧૯) કડવા લીંબડાના પાન તથા હિંગ વાટીને લેપ કરવો કે ફીલ ચોપડવો. આ બધા લેપોથી વ્રણના જીવ મરીને ખરી પડે છે. (૨૦) જીવ અંદરથી બહાર લાવવા માટે પ્રથમ વ્રણમાં ખાંડ ભભરાવવી. તે ખાવાને જીવડા ઉપર આવે કે ઉપલી જંતુઘ્ન દવાઓ લગાવવી. અથવા ટરપેન્ટાઇન વ્રણ ઉપર રેડવાથી જીવ મરી જઇ બહાર નીકળી પડે છે. ૪. **વ્રણરોપણ**—વ્રણને રૂઝવવાના ઉપાયો—(૨૧) કાંસાંજણ દાબવું (૨૨) ગેરૂનો ઉમેરો દાબવો. (૨૩) બોદાર ઘીમાં મેળવી ચોપડવો, (૨૪) મોરથુથુ, ગોપીચંદન તથા ગેરૂનો ઉમેરો, (૨૫) કાથો તથાં શંખજીરાનો ઉમેરો, (૨૬) કાથો ૪ ભાગ, હિંગ ૧ ભાગ તેનો ઉમેરો, (૨૭) તલની ચટણી વાટી તેમાં મધ મેળવી ધારાં ઉપર લેપ કરવો, (૨૮) મધ તથા મદ્ય એટલે દારૂનો લેપ કરવો, (૨૯) ઝીણી એલચીના પાનનો લેપ કરવો, કે કાળી તુળશીનાં પાનનો લેપ કરવો. પંચવલ્કના બારીક ચૂર્ણને પાણીમાં વાટી તેનો લેપ કરવો. (૩૦) જાત્યાદિધૃત તથા જાત્યાદિ તેલ (નં. ૮૯૮, ૮૫૩) તેની વાટો કરીને વ્રણમાં ભરાવવી તથા પીચકારી મારવાથી ઉંડાં ગયેલાં વ્રણ પણ ભરાઇ આવે છે. અથવાં (૩૧) નાઇટ્રિક એસીડ લગાડીને પછી પોટીસ બાંધવી એટલે બગડેલ ભાગ છુટો પડી ચાંદું ચોખ્ખું થતાં તેનાપર રૂઝ લાવવાની દવાઓ લગાડવાથી જલદી રૂઝ આવશે. (૩૨) આયોડોફોર્મ, કારબોલિક તેલ, તથા વેસેલીન તેનો મલમ અથવા નીચેનાં લોશનોથી પણ રૂઝ આવે છે, (૧)–નાઇટ્રિક ઍસિડ ૪ ટીપાં, પાણી ૧ ઔંસ, (૨) કલોરલ હાઇડ્રેટ ૧૦ ગ્રેન, પાણી ૧ ઔંસ, (૩)–સલ્ફેટ ઓફ ઝિંક ૨ ગ્રેન, પાણી ૧ ઔંસ **વ્રણ પ્રક્ષાલન**—વ્રણને ધોવાની દવાઓ–(૩૩) દારૂહળદરનો ઉકાળો, ધમાસાનો ઉકાળો, પંચવલ્કનો ઉકાળો, લીંબડાનું પાણી, ત્રિફળાનું પાણી, સ્તંભન દવાઓ, રોપણ દવાઓ, કારબોલિક લોશન, તથા નં. ૧૩૮૬, ૧૩૮૭ તથા ૧૩૮૮ નાં લોશનો, કૉન્ડિસ ફ્લુઇડ (નં. ૧૪૨૪). **રક્તશોધક** ખાવાની દવાઓ–દુષ્ટ વ્રણ જલદી રૂઝાતાં નથી, માટે બહારના ઉપચારો ઉપરાંત રક્તશોધન માટે કેટલીક દવા ખાવાની જરૂર છે. એવી દવાઓમાં ગુગળ

અને તેની સર્વ બનાવટો સર્વોત્તમ ઉપાય છે. ગુગળ વ્રણશોધક છે. ત્રિફળા ગુગળ, કિશોરગુગળ, તથા કાંચનારગુગળ એ તેને માટે પ્રશસ્ત છે. જુઓ ગુગળ (નં. ૨૦૮).

**ગંભીરવ્રણ-અસ્થિવ્રણ-હાડગંભીર**—જે વ્રણ ઘણુંજ ઉંડું હાડકામાં ગયેલું હોય અને રૂઝાતું નથી તેને ગંભીરવ્રણ કહેવામાં આવે છે, ઘણું કરીને આ વ્રણમાં હાડકું સડેલું હોય છે. ઉપાય—(૧) ગુગળ તેને માટે સર્વોત્તમ ઉપાય છે, માટે તે અથવા યોગરાજ-ગુગળ જેવી તેની બનાવટનું લાંબા કાળ સુધી સેવન કરવું. દુષ્ટ વ્રણના સર્વ ઉપાયો કરવા. (૨) ખેરસારનાં ઉકાળાથી વ્રણને ધોવું.

**ભાઠાં**—( Bed Sores—બેડ સોર્સ)-લાંબા મંદવાડને લીધે દરદીના વાંસામાં ભાઠાં પડે છે. પ્રથમ લાલ ચાંદું પડે છે ને પછી તે ભાગ સડી ખવાતો જાય છે. ઉપાય—(૧) -કોયલાની ભુકાની પોટીસ મારી ભાઠાનો સડો દુર કરવો. એરંડીઉં તેલ ચોપડવું અથવા તેનાં પોતાં મુકવાં. (૨) વોટર ડ્રેસિંગ (નં. ૧૪૧૩). (૩) કારબોલિક લોશન (૧) ભાગ કારબોલિક એસીડ અને ૪૦ ભાગ પાણી ) વડે ધોવું અને તેનાપર આયોડોફોર્મ ભભરાવી કારબોલિક તેલ મુકવું. એકજ સ્થિતિમાં પથારીમાં લાંબો વખત પડી રહેવાથી શરીરના જે ભાગો દબાણમાં રહે છે તેમાંથી સ્પર્શજ્ઞાન ઓછું થાય છે અને તેથી ભાઠાં પડે છે ત્યાં સુધી દરદીને માલમ પડતું નથી. માટે એવા દરદીની વારંવાર તપાસ કરવી. વળી એવા દબાણમાં આવેલા ઘસાતા ભાગોને નિત્ય બે વાર ફટકડીના પાણીથી ધોવા, જેથી ચામડી કઠણ થાય.

**આમણ-ગુદભ્રંશ**-( Prolapsus in Ani-પ્રોલેપ્સસ ઇન એની)-કારણ-સફરાની અંદરનો ભાગ બહાર નીકળે છે તેને આમણ કહેવામાં આવે છે. નબળાં માણસોને તથા નબળાં બાળકોને આમણ નીકળે છે; ઝાડાના દરદમાં વારંવાર કરાંજવાથી આમણ નીકળે છે. હરસના રોગવાળાને પણ આમણ નીકળે છે. ઉપાય—(૧) આમણ ઘણું કરીને પોતાની મેળે અંદર જાય છે અથવા દરદી પોતાની મેળે દાબીને અંદર દાખલ કરી શકે છે. આમણના ઉપર તેલ લગાડી તેનાપર એક કપડાનો કકડો મુકી અંગુઠાવતી દબાવી અંદર બેસાડી દેવી. હરસ, પથરી, મુત્રગ્રંથી, વગેરે જે કારણો હોય તેનો ઉપાય કરવો, (૨) ગાયનું છાણ ગરમ કરી તેનો શેક કરવો. (૩) ખાટી વસ્તુઓથી સિદ્ધ કરેલું ઘી ચોપડવું. (૪) ભાંગની થેપલી આમણ ઉપર મુકવી; (૫) હીરાકસી ૧ થી ૨ રતી ત્રણ તોલા પાણીમાં મેળવી તેની પીચ-કારી લેવી અથવા તે વતી આમણ ધોવી એટલે સંકોચાઇ બેસી જશે. (૬) ઘઊના લોટમાં સારી રીતે ઘીનું મોણ દઇ તેની પોટીશનો શેક કરવો. (૭) જાંબુની છાલનો ઉકાળો છાંટવો. (૮) ઉંદરના બાફેલા માંસનો શેક દેવો અથવા ઉંદરની ચરબી ચોપડવી. (૯) ખાટી લુણી, કોકમ, ચિત્રકમુળ, બીલાંનો ગરભ તથા જવખારને છાસમાં વાટીને નિત્ય પીવો, (૧૦) પોપૈયાના ઝાડનાં તથા તેનાં કાચાં ફળનો ચીક (રસ) ચોપડવો. (૧૧) બહુ વેદના થતી હોય તો હળદર તથા ભાંગરાના મુળને વાટી લેપ કરવો.

**ગ્રંથી-ગાંઠો**—(Tumours-ટયુમર્સ)—ગાંઠો ઘણા પ્રકારની થાય છે. તેના મુખ્ય બે વર્ગ પાડી શકાય. ૧. સાદી અને ૨ દુષ્ટ. સાદી ગાંઠો જે ભાગમાં થાય છે તે ભાંગની સાથે વિશેષ સંબંધ રાખે છે, ધીમે ધીમે વધે છે, વેદના વિનાની હોય છે અને કાપી કાઢવાથી નાબુદ થાય છે, જેમકે રસોળી, લાખાં, ઘુંચો વગેરે. દુષ્ટ ગાંઠોનો દોષ આખા શરીર સાથે

સંબંધ રાખે છે. શરીર દુર્બળ અને ફીકું પડે છે, તે સાથે ઓછો વધતો તાવ પણ આવે છે. વળી કાપ્યા છતાં તે ફરીને ત્યાં અથવા બીજા ભાગમાં નીકળે છે. આ બીજા પ્રકારની દુષ્ટ ગાંઠોમાં દુષ્ટ અર્બુદ ( Cancer ), લગગંડ, અને બીજી લોહી બીગાડની ગાંઠો થાય છે, વળી આ ગાંઠો જેમ શરીરના ઉપર તેમજ અંદર પણ થાય છે, જેમકે અંતર્વિદ્રધિ.

ઉપાય—ગાંઠોનો સૌથી સારો ઉપાય શસ્ત્રક્રિયા છે. શસ્ત્રવિદ્યાના વધતા જતા હુન્નરવડે શરીરની અંદરના છુપા ભાગોની ગાંઠોને પણ ઘણી સફાઇથી કાપી કાઢવાના શસ્ત્ર પ્રયોગો થાય છે. શરૂ થતી ગાંઠો ખાનપાનના યોગ્ય ફેરફારથી અટકી શકે અને તેથી આ નીચે કેટલાક ઉપાયો આપ્યા છે. (૧) સર્વ પ્રકારની ગાંઠો તથા વિદ્રધિઓમાં જળો મુકાવવી. ધીમું વિરેચન આપવું અને લંઘન અથવા હલકું ભોજન ફાયદાકારક છે, (૨) ત્રિફળાના કવાથમાં રૂ. ૧ ભાવ નસોતરનું કલ્ક મેળવી પીવાથી પિતવિદ્રધિ મટે, (૩) કાળીજીરી, ઇંદ્રવરણાંનાં મુળ અને કડવી ઘીસોડીનાં ફળ વાટીને પીવાથી પણ અંતર્વિદ્રધિ મટે, (૪) ધોળી સાટોડીનાં મુળ અથવા વાયવરણાના મુળનો કવાથ પીવો. (૫) સરગવાનાં લીલાં મુળની છાલને વાટીને તેના સ્વરસમાં મધ નાખીને પીવાથી અંતર્વિદ્રધિ મટે, તેમજ સરગવાનાં મુળની છાલનો કવાથ શેકેલી હિંગ નાખીને પીવો. (૬) ખેર, ત્રિફળા, લીંબડાની અંતરછાલ, કડુ તથા જેઠીમધ એ દરેક એકેક ભાગ, નસોતર ૪ ભાગ, કડવાં પરવળનાં મુળ ૪ ભાગ, તથા ફોતરાં વગરની મસુરની દાળ ૪ ભાગ; તેનો કવાથ પીવો. (૭) કાંચનારની છાલનો ઉકાળો, અથવા (૮) કાંચનાર ગુગળ (નં. ૭૬૪) તથા (૯) વરૂણકવાથ (નં. ૬૩૪) વગેરે ઉપાયો અજમાવવા.

બહારના ઉપચારો—સોજાના ઉપાયો કરવા. (૧૦) દોષઘ્નલેપ (નં. ૮૭૫) ગાંઠોનાં દોષને ખેંચીને ગાંઠોને બેસાડે છે, (૧૧) દંશાગલેપ (નં. ૮૭૪) પિતની તથા લોહીની ગાંઠોને બેસાડે છે. (૧૨) પંચવલ્ક (નં. ૪૨૨) તેની છાલને સરગવાની છાલના ઉકાળામા વાટી ગરમ કરીને લેપ બાંધવો. (૧૩) સરગવાનાં બી, મુળાનાં બી, તુળસીના પાન, તથા ઇંદ્રજવ, તે સર્વને ભેંસની છાસમાં વાટીને ગ્રંથી ઉપર લેપ બાંધવો. (૧૪) રાતા એરડાનાં મુળનો કલ્ક કરવો, તેમાં તેલ તથા ઘી મેળવીને જાડો લેપ ગરમાગરમ બાંધવો, તેથી વાયુની વિદ્રધિ તથા બીજી ગાંઠો મટે છે. (૧૫) વાળો, રતાંજળી, જેઠીમધ તથા આસંધ તેને દુધમાં વાટીને લેપ કરવો, તેમજ પંચવલ્કના કલ્કમાં ઘી મેળવી લેપ કરવો; તેથી પિતની વિદ્રધિ મટે. (૧૬) ઇંટનો ભુકો, રેતી, લોઢાના કાટોડા, તથા ગાયનું છાણુ તે સર્વને ગોમુત્રમાં વાટી જરા ગરમ કરીને લેપ કરવાથી કફ વિદ્રધિ મટે. દરેક લેપ હથેળી જેવો જાડો કરવો ને પાટો બાધવો. આ સિવાય કંઠમાળના ઉપાયો જોવા.

મેદરોગ—( Obesity–ઑબેસીટી)–કારણ—કફ કરનારાં એટલે ચીકણાં અને મીઠાં ખાનપાનોથી, કસરત કે શરીરને શ્રમ નહિ આપતાં આળસુ થઇને બેસી રહેવાથી, તથા દિવસે સુવાની ટેવથી, મેદરોગ એટલે ચરબી વધવાનો રોગ થાય છે. લક્ષણ—વિશેષ કરીને પેટ વધે છે અને પેડુની ચામડી જાડી ગોદડી જેવી બને છે. કુલા, પેટ તથા છાતીના માંસના લોચા વધીને લચી જાય છે, ખોરાક બહુ ખવાય છે, શ્વાસ ચડે છે, નિદ્રા બહુ આવે છે, પરસેવો બહુ વળે છે અને શરીરે દુર્ગંધ છુટે છે. વળી શક્તિ તેમજ પુરૂષત્વ કમી પડે છે. આવા મેદવાળાને કોઢ, વિસર્પ, ભગંદર, તાવ, ઝાડો, પ્રમેહ, હરસ, શ્લીપદ, અપચી વગેરે દરદો થાય છે અને એવા જાડા શરીરવાળાને જે રોગ થાય છે તે સહેલથી મટતો નથી. ઉપાય—(૧) શરીર દુબળું થવાના ઉપાયો કરવા, ચીકણા પ-

દાર્થો નહિ ખાવા, લુખા પદાર્થો વિશેષ ખાવા. લાંઘણો કરવી, કસરત કરવી, દંડ પીલવા, જે કસરતથી કે શરીર શ્રમથી પરસેવો વળે એવું કામ કરવું; ઓછું ઉંઘવું, મૈથુન, પંથ, રાતનું જાગરણ તથા જવ અને કોદરી જેવાં હલકાં ધાન્યનું સેવન એ સર્વ મેદને ઓછો કરે છે. (૨) સવારમાં ઉઠીનેજ નિત્ય મધ મેળવી પાણી પીવું. (૩) ગળો તથા ત્રિફળાનો ઉકાળો મધ નાખીને પીવો. (૪) ચવક, ચિત્રકમૂળ, જીરૂં, સુંઠ, મરી, પીપર. શેકેલી હિંગ તથા સંચળ તેનું સમભાગે ચૂર્ણ કરીને તેમાંથી ટંકે તો. ૦। થી ૦॥ ચૂર્ણ મધ સાથે ચાટવું. (૫) યોગરાજગુગળનું લાંબા વખત સુધી સેવન કરવું. (૬) ગરમ પાણી ઠારીને તે વતી નિત્ય ન્હાવું અને એવુંજ પાણી પીવું. **પથ્યાપથ્ય**—જુનાં અનાજ, હલકાં અનાજ, જેમકે જવ, કળથી, કોદરી, મગ, ચોખા, ચણા, મધ, ગરમ પાણી, છાશ. **અપથ્ય**—ચીકણા પદાર્થો, દુધ, દહીં, માખણ, માંસ, ઘી કે તેલમાં તળેલા પદાર્થો, પાકાં કેળાં, અને સર્વ પુષ્ટિકારક પદાર્થો મેદને વધારનારા છે.

**હાથીપગું–શ્લીપદ** (Elephantiasis–એલીફંટાયાસીસ.)–દેશી વૈદકના ગ્રંથોમાં કહેલું છે કે જે દેશોમાં ઘણું જુનું પાણી ભરાઇ રહેતું હોય અને સઘળી ઋતુઓમાં શીતળતા રહેતી હોય તે દેશોમાં આ રોગ વિસેષ થાય છે. પગ સુજીને થાંભલા જેવા અથવા હાથીના પગ જેવા થાય છે, એ તેનું ખાસ લક્ષણ છે. કેટલાક ગ્રંથકારોના મત પ્રમાણે આ રોગ હાથ, કાન, નેત્ર, લિંગ, હોઠ તથા નાકમાં પણ થાય છે. પણ પગના રોગવાળા ઘણા કેસો જોવામાં આવે છે. **ઉપાય**—(૧) લંઘન, સ્વેદન, વિરેચન, રક્તમોક્ષણ ( લોહી કાઢવું ), અને લેપ, એ ક્રિયાઓ હિતકારક છે. આ એક કફ એટલે મેદ અથવા ચરબી વધવાથી થયેલો રોગ છે. (૨) હરડેને એરંડતેલમાં પકાવીને ગોમૂત્ર સાથે ૭ દિવસ સુધી અથવા દોષ પ્રમાણે વધારે મુદત સુધી ખાવી. (૩) હળદર તથા ગોળ ગોમૂત્રમાં મેળવી પીવાં. (૪) લીંડીપીપર, ત્રિફળા, દેવદાર, સુંઠ, સાટોડીનાં મૂળ અને વરધારો, તેનું ચુર્ણ ૧ તોલા પ્રમાણથી નિત્ય છાશમાં પીવું. (૫)–નાગરવેલનાં નિત્ય ૭ પાનને વાટીને થોડા સીંધાલુણ સાથે ગરમ પાણીમાં પીવાં. (૬) સગરવાની છાલનો ક્વાથ ગોમૂત્ર મેળવીને પીવો. (૭) સરસવ, સરગવાની છાલ, દેવદાર તથા સુંઠ, તે સર્વને ગોમૂત્રમાં વાટીને લેપ કરવો. (૮) સાટોડી, સુંઠ તથા સરસવ તેને વાટીને કાંજી અથવા છાશમાં વાટી જાડો લેપ કરવો. (૯) ધંતુરો, એરંડમૂળ, નગોડ. સરગવો, સાટોડી તથા સરસવ તેને વાટીને લેપ કરવો. આ બધા લેપ હથેલી જેવા જાડા કરીને શ્લીપદ ઉપર મારીને પાટો બાંધવો.

**રાફી–વલ્મીક**—(Mycetoma–માઇસેટોમા)–રાફી વિશેષ કરીને પગ ઉપર થાય છે. પગમાં કાંટો વગેરે કાંઇ વાગવાથી કે ઇજા થવાથી પાકીને છિદ્ર પડે છે અને તેનું મોં થાય છે તેમાંથી પરૂ, કાળી માટી જેવો દાણાદાર પદાર્થ નીકળે છે. આ દાણા કાળા, રાતા, ધોળા ખસખસ જેવા હોય છે. આ દાણા રાફીનું ખાસ ચિન્હ છે. જેવી રીતે જમીનમાં કીડાઓ ઉકેરા કાઢે છે તેવી રીતે રાફીમાં ઉકેરા નીકળે છે, ને તેમાંથી પાણી જેવું પરૂ ઝમે છે. આ દરદ અસાધ્ય ગણાય છે. પણ આરંભમાં શસ્ત્રક્રિયાથી કાપી કાઢીને બાળવામાં આવે તો મટે છે, અથવા પગને કાપી રાફી કાપી કાઢવી પડે છે. આ એક જંતુજન્ય રોગ છે. **ઉપાય**—(૧) લીંબોળીનું તેલ શેર ૪ અને છાશ શેર ૧૬ તેની અંદર હરતાલ, મનસીલ, ભીલામાં, એલચી, સુખડ, અગર જુઇનાં પાન એ દરેક પાંચ પાંચ તોલા મેળવી તેનો કલ્ક બનાવી તેલ સિદ્ધ કરવું. આ તેલને **મનશીલાદ્યતૈલ** કહે છે. આરંભમાં આ તેલ ફાયદો કરી શકે.

ફિરંગ-(Syphilis)—ભાવમિશ્રે ભાવપ્રકાશમાં ઉપદંશ રોગ ઉપરાંત 'ફિરંગ' એવા નામના રોગનું વર્ણન કર્યું છે; અને તેણે લખ્યું છે કે એ રોગ ફિરંગી લોકોનો રોગ છે તથા તેમના સંગથી આ દેશમાં દાખલ થયો છે. આ દેશના પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં જે ઉપદંશનું વર્ણન છે તે સ્થાનિક ઉપદંશ અથવા ચાંદીનું છે અને જે ઉપદંશ આખા શરીરના લોહીને બગાડે છે તે ઉપદંશ રોગ સુમારે બસો વર્ષથી આ દેશમાં ફિરંગી લોકો આવ્યા પછી દાખલ થયો છે અને તેથી ભાવપ્રકાશના કર્તાએ ભાવપ્રકાશમાં તેને ' ફિરંગ ' એવા નામથી દાખલ કરેલ છે. કઠણ ચાંદી પડીને તે સારી થયા પછી એકાદ માસમાં અથવા ઘણે લાંબે કાળે તાંબડા રંગનાં ઢીમણાં; ફોલ્લીઓ ઉપડે છે. સાંધા દુખે છે અને આંખો બગડે છે; આ બધ લક્ષણો બંધ પડીને ફરી ઉથલો મારે છે. અને એ પ્રમાણે ફિરંગની પહેલી, બીજી, ત્રીજી સ્થિતિ ગણાય છે. આ સંબંધી વિશેષ હકીકત માટે પાછળ 'ઉપદંશ' રોગ જુઓ. ઉપાય–(૧) કેશરાદિ (નં. ૪૮૩), (૨) ચોપચીની ચૂર્ણ (નં. ૬૭૮) અથવા કેશરાદિ અને ચોપચીની ચૂર્ણ. (૩) નિંબપત્રાદિ ચૂર્ણ (નં. ૬૯૦).

જુ—(Louse–લાઉસ)–ગંદાં માણસોને કપડામાં તથા વાળમાં જુ પડે છે. કપડાંની જુ ધોળી હોય છે અને વાળની જુ કાળી હોય છે. વાળની જુના ઉપાય (૧)–શરીરપર તેમજ વાળમાં જુ વધવાના કારણરૂપ ગંદવાડને દૂર કરવો. (૨) લીંબુના રસમાં કાળીજીરી વાટીને વાળપર ચોપડવી. (૩) લીંબોળીનું તેલ ચોપડવું. (૪) ધંતુરાના ડોડવાને તેલમાં કકડાવી તે વાળપર ચોપડવા (૫) પારો–તેને લીંબડાના રસમાં ઘુંટીને માથામાં ભરવો અથવા પારાનો મલમ માથા પર ચોપડવો. (૬) રસકપુર–એક ઔંસ પાણીમાં બે ગ્રેન રસકપુર મેળવીને તે પાણી વાળમાં લગાવવું. (૭) કારબોલિક એસીડ તથા તેલ. (૮) સરકો અને નવસાર ચોપડવા. (૯) ગંધક તથા તેલ ચોપડવાં. (૧૦) લીંબુનો રસ અને ખાંડ મેળવીને ચોપડવું.

વાળો–નારૂ–સ્નાયુક–(Guineaworm–ગીનીવર્મ)–ચામડીમાં સફેદ રંગનો એક લાંબો તાર જેવો જીવડો નીકળે છે તેને વાળો કહે છે. તેનાં બારીક ઇંડાં પાણીમાં રહે છે અને ખરાબ પાણી વાટે ચામડીમાં પ્રવેશ કરી ત્યાં મોટા થાય છે અને પછી બહાર આવે છે. વાળો નીકળવાની શરૂવાત બે ત્રણ રીતે થાય છે. કેટલાકને વાળાનાં ગુંચળાં ચામડીમાં સ્પષ્ટ લાગે છે, કેટલાકને સોજો તથા દરદ થઇ ત્યાં પાકી આવીને ફુટી વાળાનો છેડો બહાર આવે છે, કેટલાકને એકાએક શીળસ ઉપડે છે અને ઘણી વેદના થાય છે તેને " વાંળાલોચ " કહે છે. ઉપાય (૧) ચામડીમાં લાગતો હોય તો છેક મુકી કાઢી નાખવો; ચામડી ફુટીને તેનો છેડો બહાર આવ્યા પછી તેના છેડાને બાંધી રાખવો કે અંદર પાછો જઇ શકે નહિ. તાણવાથી વાળો તુટે છે અને તુટવાથી તે બહુ પીકા કરે છે. (૨) ચોપડવાની દવાઓમાં મુખ્ય નીચે પ્રમાણે છે:—આકડાનાં પાન. એરંડાનાં પાન, એરંડીઆ તેલનું પોતું, અફીણ, લસણ, ધતુરાના પાન, લીંબડાનાં બાફેલાં પાન, હિંગ, કારબોલિક તેલ, અફીણ વગેરેમાંથી ગમે તે ચીજ બાંધવી. (૩) વિલાયતી થોરનાં મૂળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૪) ફુલાવેલ ફટકડી તો. ૦। તેને ગોળમાં મેળવી ત્રણ દિવસ પાવી. (૫) ઝેરકોચલાં તથા સોમલમાં વાટીને લેપ કરવો. (૬) કુકડાની હગાર, કબુતરની હગાર તથા હિંગનો લેપ કરવો. (૭) ઘુંટઓરડીનાં પાનનો રસ રૂ. ૧૦ ભાર, તે સાથે શુદ્ધ પારો રૂ. ૨ ભાર પી જવાથી એક અઠવાડીઆની અંદર વાળા મરી જાય છે અને પારો ગુદા વાટે નીકળી જાય છે.

શુક્રદોષ—જુવાન પુરૂષો ગુહ્ય અંગનું કદ વધારવા માટે કેટલાક અવિચારી ઉપાયો કરે છે અને વિષારી દ્રવ્યો લગાવે છે તેમાંથી આ રોગ થાય છે. આ રોગના દેશી વૈદ્યકમાં ૧૮ પ્રકાર છે; એટલે નાની ધોળી ફોડલીઓ, મોટી ફોડલીઓ, ગાંઠ, કાળી ફોડલીઓ, સોજો, છિદ્રો, માંસપાક, સડો, વિદ્રધિ, ઇત્યાદિ દરદો ગુહ્ય ઇન્દ્રિ ઉપર થાય છે. ઉપાય—(૧) ઝેરને મટાડનાર ઉપાયો કરવા; જળો મુકાવવી. રેચ તથા હલકું ભોજન. (૨) ત્રિફલાનો કવાથ ગુગળ નાખીને પીવો. (૩) ઠંડા દુધનો શિશ્ન ઉપર લેપ તથા તેનું સિંચન. (૪) દારૂહળદર, જેઠીમધ, ઘરના ધુમાડાની મેશ, હળદર, તુલસીનાં પાન તેનો કલ્ક કરીને તેમાં તેલ પકાવી તે તેલ શિશ્ન ઉપર ચોપડવું. (૫) એકલી રસવંતીનો લેપ કરવો, તેથી બધા શુક્રરોગ મટે છે.

ધુમટાનો સંકોચ નિરૂદ્ધપ્રકાશ—(Phymosis-ફાઇમોસીસ)-કેટલાંક બાળકોને જન્મથીજ મૂત્રનળીના ફુલ ઉપરના ધુમટાની ચામડી સાંકડી હોવાથી તે ઉપર ચડી શકતી નથી, એટલુંજ નહિ પણ ઘણીવાર તે ધુમટાની ચામડીનો રસ્તો સોયના નાકા જેટલોજ સાંકડો હોવાથી તેમાંથી પેસાબ પણ મુશ્કેલીથી આવી શકે છે, ને તેથી બાળક પેસાબ કરતાં રડે છે, ફુલ રાતું થાય છે, સુજી આવે છે અને પેસાબમાં બળતરા પણ થાય છે; પડદાની અંદર મેલ જામે છે. પેસાબ કરતાં જોર કરવું પડે છે ને તેથી વખતે આંતરડાંને પણ ઇજા પહોંચે છે. જખમ તથા વ્રણને લીધે પણ ધુમટાનો સંકોચ થાય છે, અને શેક વગેરેથી મટે છે. ઉપાય-(૧) જન્મથી ધુમટો સાંકડો હોય તો ડાકટરને બતાવી જરૂર પડે તો કપાવી કાઢવો. (૨) લાખની અથવા લાકડાની બારીક લીસી સળી ( નળી ) ઘી વાળી કરીને ધુમટાના માર્ગમાં નાખવી અને તેના ઉપર ચરબી તથા તેલ સીંચવું. થોડા થોડા દહાડાને અંતરે વધારે વધારે જાડી સળી લઇને તે રોજ રોજ નાખ્યા કરવી. આમ કરવાથી ધુમટાનો રસ્તો પહોળો થશે.

ધુમટો ઉપર ચડી જવો-પરિવર્તિકા—( Poraphymosis-પારાફાઇમોસીસ ) ઉપર લખ્યા ધુમટાના સંકોચથી ઉલટી સ્થિતિ થતી એટલે ધુમટાની ચામડી ઉપર ચડીને પાછી ફુલ ઉપરથી નીચે ઉતરી શકે નહિ, તેને આ નામ આપેલ છે. સોજો આવે છે, લાલ થાય છે. દરદ થાય છે, અને પેસાબ કરવામાં અડચણ આવે છે. હાથવતી ચોળવાથી, કાંઇ વાગવાથી કે ચાંદીનો સોજો થવાથી આ સ્થિતિ થાય છે. ઉપાય—(૧) પ્રથમ બરફ જેવા ઠંડા પાણીમાં મૂત્રનળીને બોળવી. પછી ફુલને હાથની આંગળી તથા અંગુઠાવતી ચોળીને તેમાંથી લોહી દબાવી કાઢવું, અને તેજ વખતે ફુલને પાછળ ધકેલીને પડદાને આગળ ખેંચવો, એટલે પડદો નીચે ઉતરશે. અથવા પડદો જરા કાપવો. (૨) શેક કરવો, લેપ કરવો, તથા ઘી ચોપડવું, તથા ચામડી ધીમે ધીમે ચોળવી. પછી અડદના લોટની પોલ્ટીસ બાંધવી.

ખુંધ—(Hump-હમ્પ)-કરોડનું હાડકું વાંકું વળે છે તેને ખુંધ કહે છે. આ ખુંધ ત્રણ પ્રકારની છે. આગલી, પાછલી, અને બાજુની ખુંધ. ઉપાય—(૧) યોગરાજ ગુગળ. (૨) કૅાડલિવ્હર ઑઇલ. (૩) દોરી પકડાવીને હિંચકા ખવરાવવા.

સારણ-(Hernea-હર્નિયા)-પેટના પડદાનાં છિદ્રો વાટે આંતરડું સાથળના મૂળમાં સરીને ઉતરી આવે તે ખરી "સારણ" કહેવાય છે. આ સિવાય આંતરડું વૃષણની કોથળીમાં ઉતરે છે, તેમજ નાભિના છિદ્રવાટે પેટ ઉપર ચઢી આવે છે, તેને પણ કેટલાક સારણ નામ આપે છે. ખરૂં જોતાં વૃષણનાં આંતરડાંને અંતર્ગળ અને ડુંટીપર ચડેલાં આંતરડાંને ડુંટો

એવી જુદી જુદી સંજ્ઞાથી ઓળખવાં જોઇએ. ઉપાય—(૧) સારણ નીચે ન ઉતરે તેને માટે કમરપટો આવે છે તેનો ઉપયોગ કરવો. (૨) સારણ ઉતરે તો નવસારનાં પોતાં મુકવાથી સંકુચિત થઇ પાછી ચડે છે.

**અંડવૃદ્ધિ–વધરાવળ–કારણ**—વરમથી, પાણી ભરાવાથી, લોહી ભરાવાથી, ગાંઠ થવાથી, નસ ફુલવાથી, કોથળીની ચામડી જાડી થવાથી, આંતરડું ઉતરવાથી, વગેરે ઘણાંએક કારણોથી વૃષણ વધીને મોટાં થાય છે. દેશી વૈદક શાસ્ત્રમાં આ સર્વ પ્રકારોના વૃષણના વ્યાધિને વૃદ્ધિ એવું નામ આવામાં આવેલું છે. અંગ્રેજીમાં એ સર્વનાં જુદાં જુદાં નામ નીચે પ્રમાણે છે:—

(૧) **વૃષણનો વરમ**–(Orchitis–ઓરકાઇટીસ)—વૃષણ મોટાં, તેમાં ઘણુંજ દરદ થોડો તાવ, ઉલટી. ઉપાય—(૧) કોથળીને ગાદીના આધારથી અથવા પાટાથી અધર રાખવી; (૨) ગરમ પાણીનો શેક અને બેલાડોનાનો લેપ; (૩) રેચક તથા સ્વેદલ દવા આપવી; (૪) દોષઘ્નલેપ (નં. ૮૭૫) ગરમ પાણીમાં નાંખી શેક કરવો કે થેપ બાંધવો; (૫) જીર્ણ વરમમાં પારાનો મલમ લગાડવો; (૬) શીલારસ તથા તમાકુનું પાન બાંધવું; (૭) રાળના લેપની આડી અવળી પટીઓ મારી તેનાપર મજબુત લંગોટી મારવી.

(૨) **જળવૃદ્ધિ**—( Hydrocele–હાઇડ્રોસીલ )–વૃષણની ગોળીની આસપાસના રસ પડમાં પાણી ભરાય છે. આવી રીતે પાણી ભરવાથી વૃષણ નારંગીથી તે મોટા નાળીએર જેવડો થાય છે. નાનાં બાળકોને જે વધરાવળ થાય છે તે પણ આ જાતનો વૃષણ વ્યાધિ છે. ઉપાય–(૧) એરંડીઆનો જુલાબ લેવાથી સાધારણ વધરાવળની શાંતિ થાય છે. (૨) ઘણું પાણી ભરાય તો જળોદરની પેઠે ફોડાવીને પાણી કાઢી નંખાવવું અથવા વારંવાર ટેપીંગ કરી પાણી કઢાવવું.

(૩) **રક્તજન્યવૃદ્ધિ**—(Hematocele–હિમાટોસીલ)—રસપડમાં લોહી ભરાય છે. વૃષણને કાંઇ ઇજા થવાથી એકાએક વૃષણ વધીને નારંગી જેવડો થાય છે. અંદર રક્તસ્રાવ થવાથી પણ રક્તવૃદ્ધિ થાય છે. આ વૃદ્ધિ પાણીની વૃદ્ધિ કરતાં વધારે કઠણ હોય છે. ઉપાય–(૧) ઠંડા પાણીનાં કે નવસારનાં પોતાં મુકવાં. (૨) જુલાબની દવા આપવી. (૩) લોહી જામી જાય તો કોથળી ચીરાવી લોહી કઢાવવું.

(૪) **શિરાવૃદ્ધિ**—( Varicocele–વેરીકોસીલ )–શિરા ફુલવાથી વૃષણનું કદ મોટું થાય છે. વૃષણનો આકાર શંકુ આકારનો એટલે વૃષણ તરફ મોટો અને પેટ તરફ સાંકડો હોય છે. થેલીમાં કરમીયાં ભરાયાં હોય એવું લાગે છે. સુવાથી તથા દબાવાથી કદ કમી થાય છે અને ઉભા રહેવાથી ફરી ભરાય છે. પવન ભરાવાથી આ રોગ થાય છે. પાટો અથવા કાછો બાંધવો.

(૫) **વૃષણગ્રંથી**–(Sarcocele–સારકોસીલ)—ઉપદંશ વગેરે શારીરિક વ્યાધિથી વૃષણમાં માંસમય ગાંઠ વધીને લીંબુ જેવડી કઠણ થાય છે. ગરમી થયા પછી લાંબે કાળે આ ગાંઠ થાય છે. ગરમી ઓછી કરવાના ઉપાયો કરવા. રાળનો લેપ બાંધવો; દોષઘ્નલેપ ( નં. ૮૭૫ ) બાંધવો. ઘણી મુદત થયા પછી ઇલાજ લાગુ પડશે નહિ.

(૬) **કોશવૃદ્ધિ**–(કોથળી વધવી Elephantiasis–એલીફન્ટાયાસીસ)—આ દરદમાં ગોળીને કાંઇ ઇજા થતી નથી, પણ કોથળી જાડી થાય છે અને તેનો વરમ થઇ વધતાં

કેટલીકવાર એટલી બધી વધે છે કે ઉભા રહેલા માણસની કોથળી જમીન સુધી પહોંચે છે અને વજનમાં ૫૦ થી ૧૦૦ રતલ જેવડી થાય છે.

**વૃધ્ધિના સામાન્ય ઉપાયો**—(૧)એરંડતેલ ઉત્તમ ગણાય છે. એરંડીયા તેલમાં દુધ મેળવી એક માસ સુધી પીવું. (૨) એરંડતેલ, ગુગળ તથા ગૌમૂત્રનું સેવન કરવાથી લાંબા વધરાવળ મટે છે. (૩) ઠંડા લેપો અને જળોથી પિત્તની વધરાવળ અને રક્તવૃદ્ધિ મટે છે અને તીખા તથા ગરમ લેપો, શેક તથા બંધારણ, રસવૃદ્ધિ અને મેદવૃદ્ધિ મટાડે છે. (૪) રાસ્નાદિકવાથ અને યોગરાજ ગુગળનું સેવન કરવાથી અંત્રવૃદ્ધિ તથા વાયુ સંબંધી વૃદ્ધિ મટે છે. (૫) ઇંદ્રવરણાનાં મૂળના કવાથમાં એરંડીયું તથા દુધ નાંખીને પીવાથી સર્વપ્રકારના વધરાવળ શાંત પામે છે. (૬) વજ તથા સરસવ દાણાનો લેપ કરવો અથવા સરગવાની છાલ અને સરસવનો લેપ કરવો, (૭) દોષઘ્નલેપ (નં. ૮૭૫) સર્વ પ્રકારની વધરાવળમાં સારો ફાયદો કરે છે.

**દાઝવું અને બળવું**—( Burns & Scalds–બર્ન્સ એન્ડ સ્કાલ્ડસ )–દાઝવાની અને બળવાની શરીરપર ત્રણ રીતે અસર થાય છેઃ–૧. બાળનારી ગરમ વસ્તુના અલ્પ સ્પર્શથી ચામડી લાલ થાય છે અને બળે છે. ૨. વધારે દાઝવાથી ફરફોલ્લા ઉઠે છે અને ૩. બહુજ સખ્ત બળવાથી ઉપલી ચામડીનો તેમજ અંદરના પડનો પણ નાશ થઇ ચામડી કાળી ભઠ પડી જાય છે. ઉપાય–(૧) લુગડાં બળવા માંડે ત્યારે દોડવાને બદલે જમીન પર સુઇ જઇ શરીરને જમીન સાથે અગર પાસે પડેલી વસ્તુ સાથે ઘસવું એટલે ભડકો બંધ થશે. જો પાણી પાસે હોય તો પાણી ઉપર રેડવું. (૨) પછી દરદીને પથારીમાં લેવો અને બહુ ધ્રુજ થઇ હોય તો તેને સતેજ કરવા માટે ગરમ કાફી અથવા દારૂ અને પાણી પાવાં. (૩) બળેલા ભાગ ઉપરનાં કપડાં ફાડી કાઢી નાંખવાં અને બળેલી ચામડી કાપી કાઢવાને બદલે રહેવા દેવી. (૪) પછી ટરપેન્ટાઇન અથવા સ્પીરીટવાઈન, અથવા કેરોસીન ( ઘાસલેટ ) અથવા બ્રાંડી અને પાણી સમભાગ, અળશીનું તેલ ઘી અથવા મીઠું તેલ અને ચુનાનું નીતરૂં પાણી એમાંના કોઇ પણ પ્રવાહીમાં ઝીણું કપડું બોળીને દાઝેલા ભાગપર મુકવું અને કપડું ભીનું રાખવા માટે તે પ્રવાહી ઉપર સીંચ્યા કરવું. (૫) આ ચીજો તરત ન મળી શકે તો બળેલા ભાગપર ચોખા અથવા ઘઉંનો બારીક આટો જખમ ઢંકાય ત્યાં સુધી જાડો થર કરી દાબવો. આ આટાનો પોપડો બાઝશે તે એની મેળે ઉખડી જશે, પણ કદી જખમ પાકીને રસી થાય તો પોપડાને ધીમેથી કાઢી નાખી ઘારાંને ધોઇ સાદા મલમની પટી મારવી. ફોલ્લા પડ્યા હોય તે સોઇથી ફોડી રસી કાઢી નાંખવી પણ ચામડી ઉખેડવી નહિ. આ સંબંધમાં વિશેષ સુચના એ કરવાની છે કે, બળવા અથવા દાઝવા ઉપર ઠંડું પાણી કે ઠંડા ઉપચાર નુકશાન કરે છે, એટલું જ નહિ પણ તે જગાપર બહારની હવા પ્રવેશ કરવા પામે એટલીવાર તેને ખુલ્લો રાખવો નહિ.

**જખમ-ક્ષત**–(Wound–વુન્ડ)–તરવાર, છરી, વગેરે કોઈ હથિયાર વાગવાથી ચામડીનો કોઇ ભાગ કપાઇ જાય છે, તેને જખમ કહે છે. ઉપાય—(૧) જખમમાંથી જતું લોહી બંધ કરવું એ પ્રથમ જરૂરનું છે, (૨) રક્તસ્તંભક દવાઓનું પાણી રેડવું અથવા તેનું ચૂર્ણ દાબવું. (૩) મીઠાના પાણીનો પાટો બાંધવો, (૪) એકલું પાણી રેડવાથી રક્તાનળીને દાબી રાખવાથી અથવા બાંધી રાખવાથી જખમનું લોહી બંધ થાય છે. મોટા જખમ શસ્ત્રવૈદો ટેભા કે ટાંકા મારીને સાંધે છે. જખમની બે કોર અથવા બાજુ ભેગી થાય તોજ

તેમાં રૂઝ આવે. તાણીને પાટો બાંધવાથી જખમ મળી જાય છે, (૫) રાળના પ્લાસ્ટરની પટી મારીને જખમની કોરો એકત્ર કરવી, એકવાર ધોઇ સાફ કર્યા પછી જખમ ઉપર વારંવાર પાણી રેડવું નહિ; (૬) રૂઝ લાવવા માટે તેલનો પાટો બાંધવો, અને તેલજ સીંચ્યા કરવું. (૭) કારબોલિક એસીડમાં દશગણું તલનું તેલ મેળવીને તેની પટીઓ મારવી અને બબે દિવસે બદલવી. (૮) બોરાસિક એસીડ ૧ ડ્રામ અને સાદો મલમ ૧ ઔંસ. તેની પટી મારવી. જલદી રૂઝ લાવવા માટે તેમાં આયોડોફોર્મ મેળવવું. **પાકેલ જખમ**–(૯) પોટીસ મારવી અને રોજ એકાદ વખત જખમને કારબોલિક લોશનથી ધોવો; ધોવાના લોશનમાંથી કારબોલિક એસીડમાં ૪૦ ગણું પાણી નાંખવું. જખમમાં હવા કે હવાના જંતુઓ જવા દેવા નહિ.

**હાડકાનું ભાંગવું**—(અસ્થિભગ્ન Fracture–ફ્રેક્ચર)—હાડકું સાંધવાનું કુદરત જેવું કામ કરે છે એવું માણસ કરી શકતું નથી. હાડવૈદો પોતાના લેપ અને મલમપટાને માટે મગરૂબી રાખતા હોય તો ભલે પણ તેમાં મુખ્ય હાથ કુદરતનો છે. માણસની હાથ ચાલાકી અને ચતુરાઇ માત્ર હાડકાને ઠેકાણે બેસાડી દેવામાં કામ લાગી શકે છે, અને પછી હાડકું સાંધવાનું કામ કુદરત પોતાની મેળે કરી લે છે. હાડકાનાં ભાંગેલા બે કટકા સાથે જોડયા પછી દરદીએ મુખ્ય સાવચેતી રાખવાની છે, તે એજ કે ભાગેલો અવયવ સંધાઇ જતાં સુધીમાં જરા પણ હલાવવો નહિ. ભાગેલાં હાડકાં બેસાડવાના કામમાં શસ્ત્રવૈદો અને હાડવૈદોની સલાહ લેવી, અને અનુભવીને હાથેજ પાટા પીંડી કરાવવી એ વધારે સલાહકારક છે. **ઉપાય**–(૧) નંબર ૮૬૪ વાળો લેપ. (૨) સોવાર ધોયેલા ઘીમાં ચોખાનો આટો મેળવી તેનો લેપ કરવો. (૩) સાદડ અથવા આસોંદરાના ઝાડની છાલનું ચૂર્ણ દુધમાં પીવું. (૪) લસણ, મધ અને પીંપળાની લાખ ઘી સાકરમાં ચાટવી. (૫) ઘઉંનો લોટ, ઘી તથા ગોળનો શિરો કરી નિત્ય ખાવો.

**લચક** (Sprain–સ્પ્રેઇન)—શરીરના અમુક ભાગને કાંઇ ઇજા થાય છે ત્યારે ત્યાં લોહીનો જમાવ થતાં સોજો તથા દરદ થાય છે. **ઉપાય**—(૧) અશેળીયાનો લેપ. (૨) આંબાહળદર, સાજીખાર તથા મેંદાલકડીનો લેપ; (૩) આવળના બાફેલાં પાનનું બંધાણ. (૪) બ્રાંડી, સ્પિરિટ વગેરે દારૂનાં પોતાં. (૫) ઇસિસ એટલે શેષગુંદરનો લેપ. (૬) ઈંડાંની સફેદીનો લેપ. (૭) ગુગળનો લેપ કરવો. (૮) ઓપિયમ લીનીમેન્ટ. લચકવાળા સાંધાને મજબુત પાટામાં લપેટવો. (૯) લચક જુનો પડયા પછી તેનાપર તેલ લગાવી સારી રીતે શેક કરવો. (૧૦) ટિંકચર આયોડીન લગાડવું.

**મુંઢમાર—ચોટ**–(Contusion––કન્ટયુશન)–ચામડીપર જખમ થયા વિના શરીરનો કોઇ ભાગ કચરાય કે પછડાય અથવા મુંઢમાર પડે ત્યારે, તેનાપર ઠંડું લોશન લગાડવું. (૧) ૮ ભાગ સ્પિરિટ અને ૮ ભાગ પાણી તેનું પોતું મુકવું. (૨) સોજો તથા દરદ હોય તો શેક કરવો; લચકના સર્વ ઉપાયો મુંઢમારમાં પણ કરવા. (૩) સુજેલો ભાગ પાકે એમ લાગે તો પકાવવાના, ફોડવાના અને રૂઝવવાના ઉપાયો કરવા.

**ધોરીનસનું કપાવું**—જખમ થતાં ધોરી નસ કપાય છે ત્યારે તેમાંથી ચણોઠી જેવી લાલ લોહીની ધાર અથવા શેડ ફુટે છે. આ ધાર અથવા શેડનો તરત અટકાવ ન થાય તો દરદીનો ચહેરો ફિક્કો થતો જાય છે, નાડી નબળી પડી જાય છે, ફેર આવે છે અને છેવટ બેશુદ્ધ થઇ મરણ પામે છે. **ઉપાય**–(૧) તુટેલી લોહીની નસ ન્હાની હોય તો ફક્ત ઠંડું

પાણી રેડવાથી બંધ થઇ જાય છે; આવા ઠંડા પાણીમાં બોળેલું કપડું જખમ ઉપર મુકવું; (૨) જો પાણીથી બંધ ન થાય તો, ફટકડી અથવા માયાનું પાણી કે તેની ભુકી જખમ ઉપર દાબવી. (૩) ટિંક્ચર ઓફ સ્ટીલમાં લુગડું બોળીને કપાયલી નસ ઉપર મુકવું અથવા કાસ્ટીકની અણી નસના મોઢા ઉપર લગાડવી એટલે લોહી તરત બંધ થશે. (૪) નસ ઉપર દબાણ કરવાથી અથવા ઉપલા ભાગમાં દોરી બાંધી લેવાથી પણ લોહી અટકી જાય છે; (૫) ધોરીનસ મોટી હોય ને ઉપરના ઇલાજોથી લોહી બંધ ન થતું હોય તો ડાકટરની મદદ આવી પહોંચતાં સુધીમાં ઉપલા ઇલાજો કરવાને તથા નસ ઉપર બંધન અને દબાણ કરવાને ચુકવું નહિ. કપાયલી નસના ઉપર સખત ગાદી મેલીને જોરથી પાટો બાંધી દેવાથી તુરતને માટે લોહી બંધ થશે, (૬) યોગ્ય ઇલાજ થતાં પહેલાં લોહી ઘણું વહી ગયું હોય અને તેથી દરદી છેક લેવાઈ બેહોશ થયો હોય તથા નાડી અદ્રશ્ય થઇ હોય તો થોડો બ્રાંડી પાણીમાં મેળવી આપવો અથવા પોર્ટવાઇન કે દ્રાક્ષાસવ આપવો; "સાલવોલેટાઇલ" ટીપાં ૪૦ થી ૬૦ સુધી થોડા પાણીમાં મેળવી પાવાં, આથી નાડી તેજ ન થાય ને દરદી હુશિયારીમાં ન આવે તો ફરી પાવું. (૭) આજારીને શીરો, દુધ, દુધની કાંજી વગેરે સારો પૌષ્ટીક ખોરાક આપવો અને સુવાડી રાખવો.

**પાણીમાં ડુબવું—(Drowning-ડ્રાઉનિંગ)**—પાણીમાં ડુબવાથી; ગળે ફાંસો ખાવાથી અને પ્રાણવાયુ વગરની ખરાબ હવા શ્વાસમાં લેવાથી શ્વાસનો અવરોધ થઇ માણસ ગુંગળાઇને મરે છે. આવા અકસ્માતોમાં કૃત્રિમ શ્વાસોશ્વાસની ક્રિયા ચાલતી કરવાને બિલકુલ વિલંબ કરવો નહિ. પાણીમાં ડુબેલાં માણસનાં ભીનાં કપડાં કાઢી તેનું શરીર કોરૂં કરવાનું કામ કોઇ પણ માણસને સોંપી પાસે ઉભેલામાંના ચાલાક માણસે ડુબેલાનો શ્વાશોશ્વાસ ચાલતો કરવાની ક્રિયા શરૂ કરી દેવી; બીજી તરફથી ડાંકટરને બોલાવવા તથા ધાબળા અને કોરાં કપડાં લેવા માણસને દોડાવવાં. ડુબેલા માણસનો ઉપચાર કરવામાં બે વાતો લક્ષમાં રાખવાની છે. પ્રથમ-શ્વાસોશ્વાસ ચાલતો કરવો, અને શ્વાસ ચાલતો થયો કે, પછી શરીરમાં ગરમી લાવવાના તથા લોહી ફરતું કરવાના ઉપચાર કરવા,

**શ્વાસોશ્વાસની ક્રિયા ચાલતી કરવાનો વિધિ**—(૧) શ્વાસ નળીમાં હવા આવવા દેવા માટે મોં તથા નસકોરાં સાફ કરવાં, મોં ખુલ્લું કરવું, જીભ બહાર ખેંચવી અને જીભ તથા હડપચી વચ્ચે ચાંપ અથવા ચીકણી પટી મારી જીભને બહાર રાખવી; છાતી તથા ડોક ઉપરનાં તંગ કપડાં દુર કરવાં. (૨) દરદીને યોગ્ય રીતે સુવાડવા માટે સપાટ જમીન પર દરદીને ચતો સુવાડવો અને છાતી તરફનો ભાગ જરા ઉચો રખાવવો; માથું તથા ખભાઓ નીચે કપડાં કે ગોદડાંના વીંટલા મુકવા. (૩) શ્વાસની ક્રિયા ચલાવવા માટે ક્રિયા કરનારે માથા આગળ બેસીને દરદીના હાથ કોણી ઉપરથી પકડવા અને ધીમેથી પણ ચાલાકીથી ઉચકીને માથા સરસા લાવવા, માત્ર બે સેકન્ડ સુધી એવી રીતે રાખીને પાછા તે હાથ છાતી તરફ લાવીને દરદીની છાતી સાથે ધીમેથી અને દઢતાથી દાબવા. આવી રીતે ડુબેલાના હાથ છાતીથી માથે અને માથેથી છાતી સાથે વારંવાર લેવા, તે એવી ઝડપથી કે એ ક્રિયા ૧ મીનીટમાં ૧૬ વખત થાય, અને દરદી સ્વાભાવિક રીતે શ્વાસ લેતો માલમ પડે કે તેણે આ કૃત્રિમ ક્રિયા છોડી દઇ તેના શરીરમાં ગરમી લાવવાની ક્રિયા નીચે પ્રમાણે કરવી.

**શરીરમાં ગરમી લાવવા તથા લોહી ફરતું કરવાના ઉપાયો**—દરદીને ધાબળી કે કામળામાં લપેટવો અને તેના હાથ પગ નીચેથી ઉપર તરફ ચાંપવા ચોળવા, ગરમ ફલા

લીન ગરમ પાણીની બાટલીઓ, ગરમ પાણીની પોટલીઓ, ગરમ ઇંટો, એમાંનું જે મળે તે વડે પેટની પીપડી, ખભા, જાંગ, અને પગનાં તળીયાં ઉપર શેક કરવો. શ્વાસ ચાલતો થયા પછી ગરમ પાણી, દારૂ, બ્રાંડી તથા પાણી, અથવા કાફીનો એકાદો ચમચો પાવો, દરદીને બીછાના પર સુવાડવો અને તે ઉંઘે તો ઉંઘવા દેવો. શ્વાસોશ્વાસ ફરી બંધ પડવા જેવું જણાય તો છાતીપર તથા બગલની નીચે રાઇનાં પ્લાસ્ટર મારવાં. **મૃત્યુનાં ચિન્હ**–પાણીમાંથી કાઢેલો માણસ મરી ગયો હશે તો તેમાં શ્વાસ અથવા રકતાશયની ક્રિયા બંધ માલમ પડશે, આંખોનાં પોપચાં અરધાં બીડાઇ જાય છે, આંખની કીકીઓ પહોળી થાય છે. જડબાં ઠરડાઈ વળી જાય છે અને આંગળીઓ અરધી પરધી ટુંકી પડી જાય છે.

**રકતસ્રાવ**—(Bleeding-બ્લીડીંગ) શરીરના જુદા જુદા ભાગોમાંથી લોહી પડે છે તેને રકતસ્રાવ કહેવામાં આવે છે, દેશી વૈદકશાસ્ત્ર તે રોગને "રક્તપિત્ત", કહે છે. (જુઓ પાછળ રક્તપિત્તના ઉપાયો.)

(૧) નાકનો રક્તસ્રાવ–(જુઓ નાકોડી ફુટવી)

(૨) જળોના દંશનો રકતસ્રાવ–જળો લગાડયા પછી તેના ડંખમાંથી લોહીનો સ્રાવ થયા કરે છે તે અટકાવવો જોઇએ. **ઉપાય**–ઠંડુ પાણી, આંગળીનું દબાણ, ફટકડીનો ભુકો ચપટી ભરીને દાબવો, સ્પિરિટ વાઇનમાં બોળેલું પોતું ડંખ ઉપર દાબી મુકવું, કાસ્ટિકની લાકડીની બારીક અણીનો ડંખ ઉપર સ્પર્શ કરવો.

(૩) દાંતનો રકતસ્રાવ—દાંત કઢાવવાથી કે વાગીને પડી જવાથી ઘણીવાર બહુ લોહી નીકળે છે. **ઉપાય**—લીંટનું અથવા નરમ કપડાનું એક પુમડું દાંતમાં મુકીને દાંત ભીડી દેવા અને માથા તથા દાઢીને એક બંધનથી જકડી લેવાં જેથી મોં ઉઘડી શકે નહિ. આવી રીતે કેટલાક કલાક સુધી બે દાંતની વચ્ચે તે કપડું દબાણમાં આવવાથી લોહી વહેતું અટકી જશે.

(૪) અંદરનો રકતસ્રાવ—અંદરની રકતનળીઓને ઇજા પહોંચવાથી કે દરદ થવાથી શરીરની અંદરનાં મર્મસ્થાનોમાંથી રકતસ્રાવ થાય છે; જેમકે કફની સાથે લોહી પડે ત્યારે સમજવું કે ફેફસાંમાં રકતસ્રાવ થયો છે. એવીજ રીતે ઉલટીમાં લોહી પડે તો હોજરીમાં રકતસ્રાવ સમજવો, ઝાડામાં લોહી પડે તો આંતરડાનો રકતસ્રાવ સમજવો અને પેસાબ સાથે લોહી પડે તો મૂત્રાશયમાંથી રકતસ્રાવ થયો છે એમ સમજવું. માથાની ખોપરીમાં અને મગજમાં પણ રકતસ્રાવ થાય છે. આ સર્વ પ્રકારનાં રકતસ્રાવ માટે તે તે રોગોના કે રકતપિત રોગમાં આપેલા ઉપાયો કરવા.

**ફોલ્લા**—(Blistors-બ્લિસ્ટર્સ)–ચામડીના ઉપલા નીચલા પડની વચ્ચે પાણી ભરાઇને ફોલ્લો ઉપડે છે તેને ફરફોલ્લો અથવા બ્લિસ્ટર કહે છે. જોડાના ડંખથી અથવા દાહકારક ઝેરી વસ્તુનો લેપ મારવાથી બ્લિસ્ટર ઉઠે છે. બહુ ન્હાના ફોલ્લા ઉપાય કર્યા વિના પણ સુકાઇ જશે. મોટા ફોલ્લો અણીવાળા હથીઆરથી કે સોઇથી મથાળેથી ફાડી પાણી કાઢી નાંખવું પણ ફોલ્લાની સફેદ ચામડીને કાઢી નાખવી નહિ, તેના પર સાદા મલમની પટી મારવી અને ફરી તેનાપર કાંઇ ઇજા કે દબાણ થવા દેવું નહિ.

**બહારનો પદાર્થ ભરાઇ જવો**—(Foreign Bodies–ફૅારીન બૅાડીઝ)–નાક,

આંખ, કાન, વગેરે અવયવોમાં કેટલીક વાર બહારની કંઇ વસ્તુ અકસ્માત ભરાઇ જાય છે, ત્યારે ઘણી દોડાદોડ કરવામાં આવે છે. આ વસ્તુ ડાકટર વિના શી રીતે કાઢી લેવી તેને માટે નીચે થોડી સૂચનાઓ આપવામાં આવી છે.

(૧) **નાકમાં ગયેલ વસ્તુ**—નાના બાળકો રમતાં રમતાં નાકમાં વાલ, ચણો, ચણોઠી સ્લેટપેનનો કટકો, પત્થરનો કટકો, પાઇ, પાવલી, વગેરે વસ્તુ નાકના નસકોરામાં દાખલ કરી દે છે અથવા ઉડતું જીવડું પેશી જાય છે. **ઉપાય**-(૧) એક નસકોરાને દાબીને બીજા નસકોરાને ઘણા જોરથી છીંકવું; (૨) છીંક લાવવા માટે તમાકુ વગેરેનું નસ્ય દેવું; (૩) ગરમ પાણીથી નાકમાં પીચકારી મારવી; (૪) આ ઉપાયથી ન નીકળે તો રાઇ તથા પાણી પાઇને ઉલટી કરાવવી, અને ઉલટી થાય તે વખતે મોં હાથવતી બંધ કરવું, એટલે ઉલટીનો આંચકો મોંથી આવવાને બદલે નાકથી આવી નાકને ધક્કો લાગવાથી પેશી ગયેલી વસ્તુ બહાર નીકળી પડશે. (૫) આ ઉપાય પણ નિષ્ફળ જાય તો છેવટ વાળાનો છેડો આંકડાની પેઠે વાળીને નાકમાં ગયેલી વસ્તુની ઉપર ચડાવી પછી ખેંચી લેવાથી ભરાઇ રહેલી ચીજ આંકડામાં ભરાઇ નીકળી પડશે; અથવા ચીપીઆંથી પકડીને ચુંટી કાઢવી. પણ આ બે છેલ્લા ઉપાયમાં અંદરની વસ્તુ ઠેલાઇને ઉપર ન ચડે તેની બહુજ સંભાળ રાખવી.

(૨) **કાનમાં ગયેલ વસ્તુ**-**ઉપાય**(૧) પીચકારી; (૨)-ચીપીઓ. (૩)-આંકડો વાળેલો વાળો. (૪)-તેલ અથવા મીઠાને પાણીમાં ઓગાળી તે કાનમાં નાખવાથી કાનમાં ગયેલ જંતુ નીકળી જશે, અથવા મરી જશે. (૫)-બારીક નરમ વાળાને બેવડો કરીને કાનમાં ઉતારવો પછી ધીમેથી તેને પાછો બહાર કાઢવો. જેથી અંદરની વસ્તુ વાળાના બેવડા દોરા વચ્ચે ભરાઇ બહાર આવશે. અંદરની વસ્તુ એ પ્રમાણે કાઢી લીધા પછી કાનમાં રૂનું પુંમડું દાબવું, નહિ તો સોજો અથવા પાક થવાનો સંભવ છે.

(૩) **આંખમાં ગયેલ વસ્તુ**-**ઉપાય**-(૧)-ઉપલું પોપચું ઉંચું કરીને નીચલા પોપચા પર ચઢાવવું; પછી બન્ને પોપચાં જુદાં પાડવાં. (૨)-નાક બહુ જોરથી છીંકવું. (૩)-આંખ ઉઘાડીને રૂમાલની કોર અથવા બારીક બ્રશ આંખમાં ફેરવવું. (૪)-ઉપલું પોપચું સળીયાથી કે પેનસીલથી ઉથલાવી અંદર ભરાઇ રહેલી વસ્તુ જીભથી ચાટીને લેવી.

(૪) **હોજરીમાં ગયેલ વસ્તુ**—પૈસો, પાઇ, કાચ, બટન વગેરે વસ્તુ કોઇવાર મોંમાંથી ગળે ઉતરી હોજરીમાં જાય છે; તે કાઢવા માટે **ઉપાય**-(૧)-પ્રવાહી ખોરાક લેવો નહિ, એટલે સખ્ત ઝાડાની સાથે વીંટાઇને તે વસ્તુ હોજરીમાંથી આંતરડાંમાં અને ત્યાંથી ગુદા રસ્તે બહાર નીકળી જશે. ગળવામાં આવેલી વસ્તુ પૈસો વગેરે ધાતુ હોય તો ખટાઇ ખાવી નહીં, નહિ તો ધાતુને ઓગાળીને ઝેરને ઉત્પન્ન કરે છે.

(૫) **ચામડીમાં પેઠેલી વસ્તુ**—કાંટા, ફાંસ, ટાંકણી, સોઇ વગેરે બારીક વસ્તુ ચામડીમાં પેશી જાય છે. **ઉપાય**-(૧)-ચીપીઆમાં આવી શકે તો ધીમેથી ખેંચી કાઢવી. જો ફાંસ કે કાંટા ચીપીઆમાં ન આવી શકે તો જખમને જરા ખોતરીને ખુલ્લો કરવો. (૨)-એક બે દિવસ તેનાપર પોલ્ટીસ મારવી અને પછી ચામડી નરમ પડેથી નખથી અથવા ચીપીઆથી ખેંચી કાઢવી.

# પ્રકરણ ૧૦ મું.

## સ્ત્રી રોગ ચિકિત્સા.
## DISEASES OF WOMEN.

**વિવેચન**—આ પ્રકરણમાં સ્ત્રીઓનાં ખાસ દરદોના ઉપાયો આપવામાં આવેલા છે. પણ ઉપાયો શરૂ કરતા પહેલાં સાંસારિક બદીઓ અને કુચાલો જે નીજુક સ્ત્રીજાતીની શારીરિક પાયમાલી કરી રહી છે તે તરફ વાંચનારાઓનું લક્ષ ખેંચવાની જરૂર છે. આ સાંસારિક કુચાલોમાં **બાળલગ્ન** પ્રથમ પંક્તિ ધરાવે છે. અમારી "**આરોગ્યવિદ્યા નિબંધમાળા**" નો પ્રયત્ન બીજો એટલે "બાળલગ્ન" નામના નિબંધમાં આ વિષે વિસ્તારથી વિચારો બતાવેલા છે; અને કુટુંબોમાં આ નિબંધ સ્ત્રીઓ તેમજ પુરૂષોએ અવશ્ય વાંચવા તથા મનન કરવા જેવો સુબોધક હોવાથી તે વાંચવાની ખાસ ભલામણ છે, જો બાળલગ્નનો અટકાવ થાય તો સ્ત્રીઓનાં અનેક દુઃખદાયક દરદોનો અટકાવ થાય; જો સ્ત્રીઓ આવાં દુઃખદાયક દરદોમાંથી મુક્ત રહે તો તેઓ સારી પ્રજા ઉત્પન્ન કરી પોતાના ઘરસત્રને સારી રીતે ચલાવી શકે, અને જો તેમ થાય તો પરિણામે સંસારના શારીરિક અને માનસિક ઘણાએક વ્યાધિઓ અને ઉપાધિઓ ઓછાં થાય, એવી ખાત્રી છે. માટે દરદોના ઉપાયોનો વારંવાર આશ્રય લેવાની કંટાળા ભરેલી ફરજને તાબે થવા કરતાં બાળલગ્ન જેવી વિનાશકારક રૂઢીઓને તાબે કરવાનો ઉદ્યોગ કરવાની પ્રથમ જરૂર છે.

## ગર્ભાધાન–ગર્ભાવસ્થા.
## (Period of Conception.)

**વિવેચન**—તે સંબંધી કેટલીક જાણવા જોગ સમજુતી:–પુરૂષે સ્ત્રીને ઋતુદાન દેવાની એક પવિત્ર ક્રિયાને ગર્ભાધાન કહે છે. આ ક્રિયાનો વિધિ વૈદ્યકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં બતાવવામાં આવેલો છે. યોગ્ય સ્ત્રીમાં યોગ્ય પતિએ સારૂં બાળક ઉત્પન્ન કરવું, એ આ વિધિનો હેતુ છે. આ ધર્મવિધિ હાલમાં છેક બંધ થયેલ છે અને તેનાપર ખોટી લજ્જાનો પડદો પડેલો છે, જેથી સંતતિ ઉત્પન્ન કરવાના પવિત્ર કાર્યમાં આપણે છેક પતિત થયેલા છીએ. અત્રે એ સંબંધમાં કેટલીક જાણવા જેવી વાતોનું વર્ણન નિરૂપયોગ નહિ ગણાય.

સંસારમાં સ્ત્રીપુરૂષોની ફરજ છે કે તેમણે પવિત્ર અને પરસ્પર પ્રસન્ન રહીને સુંદર, સુઘડ, સદાચારી અને તન્દુરસ્ત પ્રજાને ઉત્પન્ન કરવી. વૈદ્યકશાસ્ત્રના અને સદાચારના નિયમોને અનુસરી વર્ત્તવાથી માણસજાત એવી પ્રજાને ઉત્પન્ન કરી શકે છે. માણસજાતના સદાચારી જોડાંઓ દૈવી સંતાનોને ઉત્પન્ન કરે છે, અને દુરાચારી જોડાંઓ આસુરી પ્રજાને પેદા કરે છે, આ કુંચી કુદરતે માણસજાતના હાથમાં આપેલી છે, પણ માણસજાતનો મ્હોટો અજ્ઞાન વર્ગ એ કુંચીના ઉપયોગથી કેવળ અજ્ઞાત હોવાને લીધે સંસારના ખરા સુખના સુખકારક ખજાનાથી બેનશીબ રહેલો છે. અત્રે આ વિષે વિસ્તારથી લખવા જેટલી જગ્યા નથી, પણ આટલી સૂચના સાથે અમારી "આરોગ્યવિદ્યા નિબંધમાળા" ના બધા નિબંધો અને ખાસ કરીને **"સારી સંતતિ"** એ નામનું પુસ્તક વાંચવાની ભાઇઓ અને બ્હેનોને મારી ભલામણ છે.

સ્ત્રીઓનાં દરદોના ઉપાયો લખતા પહેલા ગર્ભાધાનના તથા ગર્ભાવસ્થાના કેટલાક ઉપયોગી નિયમો વૈદક ગ્રંથોના આધારે આ નીચે લખી જણાવવામાં આવે છેઃ—

**સગર્ભાવસ્થામાં પાળવાના નિયમોઃ—**

૧. ગર્ભિણીએ દરરોજ ઝાડો ખુલાસેથી આવે એવી તજવીજ રાખવી. જે બારેવાઇ સ્ત્રીઓનો કોઠો હમેશાં કબજીયાતવાળો રહે છે, તે પ્રસવ વખતે દુઃખ પામે છે; બાળકનું માથું જલદી બહાર આવી શકતું નથી; પ્રસવ થયા પછી પેટપીડ પણ રહે છે. દુધની સાથે દિવેલ ( એરંડીયું ) પીવાથી ઝાડાનો ખુલાસો થઇ જાય છે; પણ એવી રીતે દિવેલ રોજ લેવું નહિ; કોઇ કોઇ દિવસ લેવું.

૨. ગર્ભિણીએ સખ્ત રેચની દવા લેવી, તે પણ નુકશાનકારક છે. હદ ઉપરાંત રેચ લાગી જવાથી ગર્ભપાત અને કસુવાવડ થઇ જવાનો સંભવ છે.

૩. ગર્ભિણીને ઝાડાના ખુલાસાના જેટલી જરૂર છે. એટલીજ જરૂર પેસાબના ખુલાસાની પણ છે. પેસાબ કબજ રહેવાથી પેસાબની અંદરનું જે ઝેર શરીરમાંથી બહાર નીકળવું જોઇએ તે ઝેર શરીરમાં રહે છે. ગર્ભિણી સ્ત્રીને આ પેસાબ કબજ રહેતો હોય તો પ્રસવના વખત સુધીમાં કાંઇ દરદ ન હોય તોપણ પ્રસવવેદના શરૂ થયા પહેલાં કે વેણ શરૂ થતાંજ ખેંચતાણ જેવું દરદ થઇ આવે છે. ગર્ભિણી સ્ત્રીને ઝાડાના તથા પેસાબના અવયવો ઉપર ગર્ભનું દબાણ થવાથી ઝાડા પેસાબનો કબજો થવાનો સંભવજ છે. માટે પેસાબ વિશેષ કબજ રહેતો હોય તો બરફ નાખેલું કે કોરી માટલીમાં ઠારેલું ઠંડું પાણી પીવું; અથવા ગરમ કર્યા વિનાના દુધમાં એટલુંજ બીજું ઠંડું પાણી અકેક પ્યાલો સવાર સાંજ પીવું.

૪. ગર્ભિણીને પરસેવો પણ છુટથી થવો જોઇએ. શરીર બરાબર સાફસુફ નહિ રહેવાથી પરસેવાનો અટકાવ થાય છે; ટાઢ તથા વરસાદના દિવસોમાં પુરતાં કપડાંથી શરીરનું રક્ષણ ન કરવાથી પણ પરસેવો થતો અટકે છે.

૫. ગર્ભિણીએ ખાવાપીવામાં બહુ સંભાળ રાખવી. તેણે સાદો, સહેલથી પચે એવો, અને શરીરમાં બળ આપે એવો ખોરાક ખાવો જોઇએ; વળી ચાવીને ખોરાક ખાવો જોઇએ, વાયડો ભારે અને ચાવ્યા વિના લપલપ ખાધેલો ખોરાક જ્યારે તેને પચતો નથી ત્યારે કોઇવાર પેટપીડ ઉપડે છે, અને આવી ગર્ભિણી સ્ત્રીને અજીર્ણની પેટપીડ ઉપડે છે છતાં પ્રસવવેદના જેવું તેને લાગે છે અને તેથી તે તથા ઘરનાં માણસો ઘણા ચિંતામાં પડી જાય છે, અને આવા ભયમા વખતે ગર્ભ અધુરે જાય છે પણ ખરો.

૬. જમતાં જમતા વારંવાર પાણી પીવું નહિ. જમી ઉઠીને તરત ઘણું પાણી પીવું નહિ, કેમકે તેથી અગ્નિ મંદ પડે છે. જમી ઉઠીને તરત કાંઇ મહેનતનું કામ ન કરવું, તેમ ખાઇને ઉંઘવું નહિ.

૭. ગર્ભિણીને મિષ્ઠાન મલિદા કદિ પણ ખવરાવવા નહિ; આવા ખોરાકથી ગર્ભિણી તેમજ ગર્ભની અંદરના બાળક બન્નેને નુકશાન પહોંચે છે. ઘણીક સ્ત્રીઓને અધુરે જાય છે તેનાં કારણો આવાંજ હોય છે. ન પચે એવો ભારે ખોરાક વારંવાર ખાવાથી પેટમાં દરદ ઉપડી આવે છે, અને તેમાંથી પ્રસવના જેવી ખરી પ્રસવ પીડા ઉપડી આવીને ગર્ભપાત થઇ જાય છે.

૮. ગર્ભિણીને બહુ ભુખી પણ રાખવી નહિ, ઘણી ગર્ભિણીને સવારમાં ઉઠતાંજ ખરી ભુખ લાગે છે માટે એવું જણાય તો તેને પચે એવો ખોરાક વહેલો ખાવા આપવો, ગર્ભિણીએ

વારંવાર અપવાસ કરવા નહિ, કેમકે તેથી અંદરનું છોકરૂં ભુખે દુઃખ પામે છે અને નબળું આવે છે; પોતે સાજી સારી હોય તોજ અંદરનું બાળક સાજું સારૂં થાય છે.

૯. ગર્ભિણીએ પોતાનાં લુગડાં સાફસુફ રાખવાં; કપડાં તંગ નહિ પણ ઢીલાં પહેરવાં; વળી સુકાં કપડાં પહેરવાં. ભીનાં કપડાં ઘણીવાર સુધી પહેરી રાખવાં નહિ.

૧૦, ગર્ભિણી સ્ત્રીએ આળસુ થઇને પડી રહેવું નહિ, શરીરને થોડી કસરત મળે એવું ઘરનું કામકાજ કર્યાં કરવું. બહુ શ્રમ પડે એવું મહેનતનું કામ ન કરવું; પણ સાધારણ ઘરનાં કામકાજ તો કર્યાંજ કરવાં. પાણી ભરવું, કપડાં ધોવાં, ઘરમાં સાફસુફ રાખવું, દળવું, ખાંડવું, એવાં કામ તો કરવાંજ. જે શ્રીમંતના ઘરની સ્ત્રીઓ કામ કરતી નથી અને આળસુ થઇ ઘરમાં પડી રહે છે, તેમનો પ્રસવ સુખથી કદિ પણ થતો નથી. તાણખેંચ કરીને જણાવ્યા સિવાય છુટાછેડા થતા નથી.

૧૧. ગર્ભિણી સ્ત્રીને કોઇ ઠેકાણે એકલી જવા દેવી નહિ. ભય લાગે એવા સ્થળમાં કે અંધારે તો કદિ પણ એકલી મોકલવી નહિ, કેમકે વખતે એવા સ્થળમાં તે ઝબકે છે તો તેના શરીરને એવો ધકકો લાગે છે કે વખતે તેજ દિવસે કે એકાદ દિવસ પછી ગર્ભસ્રાવ થઇ જાય છે. અને કવચિત્ સ્ત્રીનો જીવ પણ જોખમમાં આવી પડે છે. વળી ગર્ભિણી સ્ત્રી ભય પામવાથી અંદરનું છોકરૂં બુદ્ધિનું જડ થાય છે.

૧૨. ગર્ભિણીને ચેપી રોગવાળી જગામાં જવા દેવી નહિ. બળીયા, ક્ષય, દમ વગેરે રોગીના ઘાટા સંબંધમાં તેણે આવવું નહિ. ગર્ભિણીને કદિ બળીયા નીકળે અને કદિ તે પોતે એ રોગમાંથી બચે તોપણ પેટમાંનું છોકરૂં બચવા પામતું નથી; ગર્ભપાત થઇ જાય છે.

૧૩. પડોશમાં કોઇ સ્ત્રીને પ્રસવ થતો હોય તે વખતે ગર્ભિણી સ્ત્રીએ અને ખાસ કરીને પહેલીવારની ગર્ભિણીએ તેની પાસે જવું નહિ; તેનું પ્રસવ દુઃખ જોઇને તે ભય પામી જાય છે, અને પ્રસવ વખતે કષ્ટાય છે.

૧૪. કેટલીક સ્ત્રીઓને મહીને અટકાવ આવે છે ત્યારે પીડા ઉપડી આવે છે. આવી સ્ત્રીઓએ ગર્ભ રહ્યા પછી પણ સાવચેત રહેવું જોઇએ, કેમકે વખતે બીજાં કારણથી પણ દસ્તાનના જેવી પીડા ઉપડી આવે છે અને ગર્ભસ્રાવ પણ વખતે થઇ જાય છે.

૧૫. ગર્ભિણીએ પહેલા ત્રણ માસ સુધી વધારે સાવચેતીથી વર્તવું, કેમકે ઘણાખરા ગર્ભસ્રાવ ત્રણ મહિને થઇ જાય છે. સાવચેતી એ રાખવી કે પહેલા ત્રણચાર માસ સુધી બહુ સાચવી સંભાળીને હરવું ફરવું. વખતે પગ લપશી પડે. ઉંચો નીચો પડીને શરીરને ધકકો લાગે. કોઇ વજનવાળી ચીજ બહુ જોર કરીને ઉચકે ઇત્યાદિ કારણોથી ગર્ભવાળી સ્ત્રીને ગર્ભસ્રાવ થઇ જાય છે. ત્રણ માસ સુધી ગાડી જેવા વાહનમાં પણ તેણે બેસવું નહિ. કેમકે શરીરને હડદોલો લાગે તો ગર્ભસ્રાવ થવાનો સંભવ બને છે. ગર્ભિણીને સાસરેથી પીયર કે પીયરથી સાસરે લઇ જવી હોય તો ત્રણ માસ પુરા થયા પછી ચોથે કે પાંચમે મહિને લઇ જવી.

સંક્ષેપમાંઃ-પરિશ્રમ, પુરૂષ સમાગમ, બોજો ઉચકવો, દિવસે સુવું, રાતે જાગવું, શોક કરવો, સ્વારી કરવી, ભય, વાંકું વળવું, ઝાડા તથા પેસાબનો અટકાવ-એટલી વાતોનો ગર્ભિણી સ્ત્રીએ ત્યાગ કરવો સારો અને સાદો ખોરાક લેવો, ચોખ્ખી હવામાં રહેવું, આનંદમાં રહેવું, સદાચાર અને સારા સહવાસનું સેવન કરવું, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવાં.

સુશોભિત ચિત્રો અને ઉત્તમ પુરૂષોની છબીઓનું નિત્ય દર્શન કરવુ તથા ઉત્તમ સ્ત્રીપુરૂષોના ઇતિહાસો તથા કથાવાર્તાનું શ્રવણ કરવું. અર્થાત્ ગર્ભાવસ્થામાં સ્ત્રી જે જે વસ્તુઓનું નિત્ય દર્શન કરે છે અને જે જે પુરૂષોનું ચિંતવન અને કથાનું શ્રવણ કરે છે તેવા તેના ગર્ભમાં સંસ્કારો બંધાય છે.

**૧. સારૂ સંતાન ઉત્પન્ન કરવાની યોગ્ય સામગ્રી**—પુરૂષ તથા સ્ત્રીની પરિકવ ઉમર, તેમના શરીરનું નિરોગીપણું, યોગ્ય રૂતુ અને યોગ્ય દિવસ, પરસ્પરની પ્રસન્નતા, મન આનંદિત રહે એવી સર્વ પ્રકારની સામગ્રી અને અનુકૂળતા હોય ત્યારે ગર્ભાધાન કરવો.

**૨. ગર્ભધારણને યોગ્યપુરૂષનું વીર્ય**—સ્ફટિક જેવું સ્વચ્છ, પાતળું, ચીકાસ, વાળું, મીઠું અને મધના ગંધવાળું શુક્ર શુદ્ધ ગણાય છે. જો વીર્ય દુર્ગંધવાળું, ગાંઠાવાળું અને પરૂ જેવું હોય તો તે અશુદ્ધ સમજવું. ગર્ભાધાન કરનાર પુરૂષે પોતાના વીર્યનો આ રીતે વિચાર તથા તપાસ કરવો,

**૩. ગર્ભધારણને યોગ્ય સ્ત્રીનું આર્ત્તવ**—સસલાના લોહી જેવું લાલ, લાખના રંગ જેવું, વસ્ત્રપર પડવાથી ધોતાં ડાઘ ન રહે. તે શુદ્ધ સમજવું. મેલું, ફીકું, ગાંઠાંવાળું અને ગંધાતું દસ્તાન ગર્ભધારણના કામમાં નથી આવતું. ગર્ભાધાન કરનાર સ્ત્રીપુરૂષે દસ્તાન સંબંધી આ વાત લક્ષમાં રાખવી.

**૪. સ્ત્રીનું રૂતુ એટલે દસ્તાનની સમજ**—ગર્ભસ્થાનની બારીક નસમાંથી દરમાસે નીકળતા લોહીને રૂતુ કહે છે. તંદુરસ્ત હાલતમાં આ લોહી પ્રવાહી હોય છે અને રોગી હાલતમાં બંધાઇને તેના કટકા પડે છે. ગર્ભ રહે છે ત્યારે આ દસ્તાન બંધ પડે છે અને તેને બદલે તે દસ્તાન ગર્ભાશયમાં જઇ ગર્ભનું પોષણ કરે છે અને પોષણની જરૂર નથી- પડતી ત્યારે તે કુદરતી રીતે દસ્તાન રૂપે બહાર પડે છે. એ વાત પણ ધ્યાનમાં રાખવી.

**૫. ગર્ભ કેવી રીતે રહે છે**—નર અને માદાના સમાગમમાં સ્ત્રીના ગર્ભસ્થાનમાં પાતળું દસ્તાન ઉત્પન્ન થાય છે, તેમાં પુરૂષનું વીર્ય મળે છે અને તે બન્ને મળવાથી બંધાવા માંડે છે.

**૬. જોડલું ઉત્પન્ન થવાનું કારણ**—ગર્ભાશયમાં પડેલું વીર્ય વાયુથી બે ભાગમાં વહેંચાઇ જાય તો બે જીવ ઉત્પન્ન થાય છે. આ સંબંધી મતભેદ ઘણા છે.

**૭ા નપુંસક થવાનું કારણ**—સ્ત્રીનું રજ તથા પુરૂષનું વીર્ય એક સરખા માપમાં મળે તો જે બાળક થાય તે નપુંસક થાય છે, આં સંબંધી મતભેદ ઘણા છે.

**સ્વપ્નમાં ધારણ કરેલો ગર્ભ**—રૂતુસ્નાન કર્યા પછી જે સ્ત્રીને પુરૂષ પ્રાપ્તિ થયા જેવું સ્વપ્નું આવે છે અને તેમાં જો ગર્ભ રહે છે તો પિતાના ગુણ વિનાનો માંસના લોચા જેવો ગર્ભ બંધાય છે, એવું વૈદ્યકશાસ્ત્ર કહે છે.

**૯. અંગની ખોડવાળો ગર્ભ**—વાયુના કોપથી, ગર્ભાવસ્થામાં સ્ત્રીની કુચેષ્ટાથી અને ગર્ભિણીને ભાવાભાવ પ્રમાણે ખાનપાન નહિ મળવાથી જે બાળક થાય છે તે લુલો, પાંગળો, કાણો, કુબડો થાય છે, એમ વૈદ્યકશાસ્ત્ર કહે છે.

**૧૦. જુદા જુદા વર્ણનું કારણ**—મા તથા બાપના શુધ્ધ કે અશુદ્ધ બીજ ઉપર- વિશેષ કરીને માના આહાર ઉપર બાળકના શરીરના વર્ણનો આધાર છે.

**૧૧. પુત્ર કે પુત્રી પેદા થવાની સમજણ**—ઋતુસ્નાન કર્યા પછી બેકીવાળા દિવસે ( બેકી એટલે ૪-૬-૮-૧૦-૧૨-૧૪ મે દિવસે) સમાગમ થાય તો પુત્ર અને એકીવાળા દિવસે થાય તો પુત્રીનો ગર્ભ રહે છે; કેમકે સમ દિવસોમાં સ્ત્રીમાં દરતાન ઓછું હોય છે એમ વૈદ્યક આચાર્યોના મત છે,

**૧૨. માતાની ચેષ્ટા એજ ગર્ભની ચેષ્ટા**—મા જેવી ચેષ્ટા કરે છે તેવીજ ચેષ્ટાનું ગર્ભમાં અને જન્મેલા બાળકમાં અનુકરણ થાય છે. માતાના શ્વાસ સાથે બાળક શ્વાસ લે છે અને બોલતા, ચાલતાં, સુતાં, રોતાં, માતા જે જે ચેષ્ટા કે ક્રિયા કરે છે, તે સર્વ બાળક કરે છે અને તેમાં એવાજ ભાવ બંધાય છે. વાસ્તે ગર્ભાવસ્થામાં માએ નઠારી ચેષ્ટાઓ કરવી નહિ,

**૧૩. માતાનું પોષણ એજ ગર્ભનું પોષણ**—ગર્ભના ડુંટાની નાડી માની રસવાહીની નાડીમાં બાંધેલી હોય છે અને તેથી માતા જે જે ખાય છે, પીએ છે, તેનો રસ બાળકને પણ મળે છે. માતાના પોષણના ત્રણ વિભાગ પડે છે. એક ભાગ ગર્ભમાંનાં બાળકને મળે છે, એક ભાગ અવતરનાર બાળકના પોષણની તૈયારી માટે માતાના સ્તનમાં દુધ થવા જાય છે અને ત્રીજા ભાગથી માતાના શરીરનું પોષણ થાય છે. ગર્ભિણી સ્ત્રીનું એટલા માટે સારી રીતે પોષણ તથા પાલન થવાની જરૂર છે.

**૧૪. ગર્ભ રહ્યાનાં ચિન્હ**—ગર્ભ રહ્યા પછી ત્રણ ચાર મહીને સ્ત્રીમાં ગર્ભ રહ્યાનાં ચિન્હો માલમ પડે છે. સ્તનપરની ડીંટડીની આસપાસની ભોંયપર કાળાશ, રૂવાડાં ઉભાં થવાં, આંખનાં મટકાં વારંવાર બંધ થવાં, કારણ વિના ઉલટી, સુગંધી પદાર્થો ઉપર અભાવ, મોંમાંથી લાળ પડે અને શરીરમાં તેજ ચડે વગેરે.

**૧૫. ગર્ભ રહ્યાનો દિવસ**—અને પ્રસવનો દિવસ નક્કી કરી શકાય છે, તે સમજવા માટેનું પત્રક છેવટ પરિશિષ્ટમાં આપ્યું છે.

---

## સગર્ભાવસ્થાનાં દરદો.

( Diseases of Pregnancy. )

**વિવેચન**—સ્ત્રીને ગર્ભ એટલે હમેલ રહ્યા પછી કેટલાંક હમેલનાં ખાસ દરદો થાય છે; તેમજ તાવ, ઝાડો, મરડો વગેરે સામાન્ય દરદો પણ થાય છે, માટે ગર્ભિણી અવસ્થાને લીધે તેના યોગ્ય ઉપાયો કરવાની જરૂર પડે છે. જો તેવો વિવેક વાપરવામાં ન આવે તો ગર્ભને નુકશાન પહોંચવાનો સંભવ છે:—

**અશક્તિ**—દુર્બળ અને અશક્ત સ્ત્રીઓને ગર્ભ રહે છે ત્યારે તેમને શક્તિ લાવનાર દવા અને ખોરાક આપવાની જરૂર છે. સ્ત્રીની દુર્બળ અવસ્થામાં રહેલો અને ઉછરેલો ગર્ભ પણ બહુ દુર્બળ અને અલ્પાયુષી હોય છે, એટલુંજ નહિ પણ પ્રસવ વખતે સ્ત્રીની સ્થિતિ પણ ઘણીવાર બહુ જોખમ ભરેલી થઇ પડે છે. **ઉપાય**-સામાન્ય ઉપયોગમાં-(૧) દુધ સર્વોત્તમ ઉપાય છે. ગર્ભિણીના ઉપચાર માટે ગાયનું કે બકરીનું દુધ સારૂં છે. જેઠીમધ અથવા સુંઠના કટકા એક રૂ. ભાર-તેને અધશેર દુધ તથા અધશેર પાણીમાં ઉકાળવા અને પાણી બળી જતાં બાકી રહેલ દુધમાં થોડી સાકર મેળવી પીવું. આવું દુધ ઘણા દિવસ સુધી પીવાથી શરીરમાં શક્તિ ભરાય છે અને શરીરમાં તાવ, ખાંસી વગેરે કાંઇ ઉપદ્રવ હોય છે તો તે પણ

શાંત પામે છે. (૨)**માલતી વસંત અથવા સુવર્ણ માલિની** વસંતનું સેવન કરવું; અનુપાન દુધ તથા સાકર. (૩) **ગર્ભપાળ** રસ (જુઓ નં. ૪૮૬) નામની દવા ઉત્તમ ઉપાય છે. આ દવાથી ગર્ભિણી તેમજ ગર્ભ બન્નેનું પોષણ અને રક્ષણ થાય છે; અનુપાન કાળી દ્રાક્ષ.

**તાવ-ઉપાય**—(૧) જેઠીમધ, રતાંજળી, વાળો, ઉપલસરી અને કમળનાં પાંદડાં, તેનો કવાથ, સાકર તથા મધ નાંખી આપવો. (૨) રતાંજળી, ઉપલસરી, લોદર તથા દ્રાક્ષનો કવાથ સાકર નાંખીને પાવો. (૩) ઉપર લખેલી રીતે બકરીના દુધમાં સુંઠ ઉકાળી પાવાથી વિષમ-જ્વર એટલે નિયમિત રીતે આવનારો ટાઢીઓ તાવ શાંત પડે છે.

**ઝાડો-ઉપાય**—(૧) મજીઠ, કડાછાલ તથા લોદર, એ ત્રણ વાટીને તેનું પાણી કરી સાકર નાંખી પાવું. (૨) આંબાની તથા જાંબુની છાંલનો કવાથ કરી તેમાં ચોખાની ધાણીનો સાથવો નાંખી પાવાથી સંગ્રહણી મટે છે. સખ્ત દવાઓ ગર્ભને નુકસાન પહોંચાડે છે.

**ઉલટી-ઉપાય**—(૧) ધાણાને વાટી ચોખાના ધોવણમાં છણી કાઢી તે પાણીમાં સાકર નાંખી પાવું. (૨) કલંબો-તેનું ચૂર્ણ અથવા કવાથ સાકર તથા મધ નાખીને આપવું. (૩) સોડા વોટર તથા બરફ. (૪) કાળજાપર રાઇની પટી મારવી અથવા લાડેનમ ચોપડવું ખોરાકમાં ફક્ત દુધ અથવા દુધની કાંજી કે રાબ આપવી. બોજાવાળો કાંઇ પણ ખોરાક આપવો નહિ.

**અરૂચિ-ઉપાય**—અજમોદ, સુંઠ, પીપર તથા જીરૂં, તેની ગોળમાં ગોળી કરી આપવી.

**કબજીયત-ઉપાય**—ગર્ભિણી સ્ત્રીને કબજીયતની ફરીયાદ વિશેષ રહે છે. પણ તેને જુલાબની દવા વારંવાર આપવાથી ગર્ભને નુકશાન પહોંચે છે, માટે યુક્તિથી કામ લેવાનું છે. એળીઓ, નસોતર, કેલોમેલ, નેપાળો, રેવંચીનો શીરો, જાલાપ, આ દવાઓ આપવી નહિ. (૧) દુધનું વિશેષ સેવન ઝાડાનો ખુલાસો કરે છે. (૨) એરંડીઉં દુધમાં આપવું. (૩) સખ્ત કબજીયતમાં એરંડીઆની પીચકારી આપવી પ્રથમ ત્રણ ચાર માસ સુધી કાંઇ પણ રેચ ન અપાય.

**ઉધરસ-ઉપાય**—(૧) બહુફળીનાં મૂળ, બળદાણાનાં મૂળ અને અરડુશીના પાનનો કવાથ કરી પાવો. આ કવાથ ગર્ભિણીનો કમળો, સોજો, શ્વાસ કાસ, તથા રક્તપિત્તનાં દરદમાં પણ સારો છે. (૨) ખેરસાર તથા કાથાની ગોળી. (૩) સીતોપલાદિ ચૂર્ણ.

**કોલેરા-ઉપાય**—સુંઠ તથા બીલીનાં મૂળનો કવાથ કરી પાવો. તથા તે સાથે જવને શેકી તથા દળીને તેનો કરેલો સાથવો જરા જરા ખાવો. સખ્ત દવાઓ આપવાથી ગર્ભને નુકશાન પહોંચી જાય છે.

**શૂળ—ઉપાય**—દર્ભ, કાંસડો, એરંડો તથા ગોખરૂનાં મૂળને પાણીમાં વાટી તેમાં પકાવેલ દુધમાં સાકર તથા મધ નાંખી પાવું. શૂળને માટે સખ્ત દવાઓ વાપરવી નહિ.

**માટી ખાવાની ટેવ**—હમેલવાળી કેટલીક સ્ત્રીઓને માટી ખાવાની નઠારી ટેવ હોય છે. વૈદકશાસ્ત્રમા ગર્ભિણી સ્ત્રીને તેની ઇચ્છા પ્રમાણે જુદા જુદા પદાર્થો ખાવા આપવાની ભલામણ કરી છે, પણ તેથી એમ નહિ સમજવું જોઇએ કે દેખીતી રીતે નુકસાનકારક વસ્તુ ખાવાની ઇચ્છા થાય તો તે વસ્તુ પણ તેણે ખાવી. માટી નુકસાનકારક વસ્તુ છે, એમાં કંઇ

પણ શક નથી. માટે એવી વસ્તુ ખાવાનો સખ્ત પ્રતિબંધ કરવો જોઇએ. માટી ખાનાવાળી ઓરતોનાં છોકરાંને પણ માટી તથા પોડાં બહુ ભાવે છે ને ચોરી ચોરીને ખાતાં શીખે છે.

**છાતીમાં** દરદ—છાતી એટલે સ્તનમાં દરદ થાય તો ફલાલીનનો અથવા પોસના ડોડાને ઉકાળી ગરમ કરેલા પાણીનો શેક કરવો. સોજો થાય તો સોજાનો ઇલાજ કરવો.

**ઉંઘનો નાશ**—હમેલવાળી ઓરતો વારંવાર ઉંઘ નહિ આવવાની ફરીયાદ કરે છે. બંધિયાવાળી જગામાં ગોંધાઇ રહેવાથી અને ગરમ ખાનપાનથી ઉંઘનો નાશ થાય છે, માટે તે કારણો દુર કરવાં. પેટ કબજ રહેતું હોય તો હલકો જુલાબ લેવો. ચા, કાફી, તથા દારૂ ઉંઘનો નાશ કરવાવાળી વસ્તુઓ છે, માટે તેનો છેક ત્યાગ કરવો. દુધ તથા વનસ્પતિનો સાદો ખોરાક લેવો. છેવટ જરૂર પડે તો ઉંઘ લાવવાવાળી દવાઓનો ઉપયોગ કરવો.

**ઋતુસ્રાવ**—હમેલ રહ્યા પછી ઋતુ બંધ થાય છે; તોપણ કોઇવાર કોઇ કોઇ ઓરતોને તે દેખાય છે. આ વખતે ઋતુસ્રાવ બંધ કરવાના સખ્ત ઉપાયો કરવા કરતાં ગર્ભિણીની યોગ્ય માવજત રાખવી એ વધારે સલામત રસ્તો છે. ઠંડી હવા, ભીનાશવાળી જગા, ઉઘાડે પગે ચાલવું. ભીની ભોંયપર સુવું, બેસવું, ઠંડા પાણીથી નહાવું. ઘણો વખત ઉભું રહેવું, ઘણો ખોરાક, ઘણો શ્રમ, ધાસ્તી, ગુસ્સો તથા જુલાબ એ સર્વ રક્તસ્રાવને ઉત્તેજન આપે છે, માટે તેનો ત્યાગ કરવો, સ્રીને સુવાડી રાખવી તથા હલકો ખોરાક આપવો.

**ધાતુસ્રાવ**—હમેલવાળી સ્રીઓને કોઇવાર પ્રદર સરખું પાણી પડે છે. **ઉપાય**-(૧) સ્વચ્છતા રાખવી અને જરૂર પડે તો પ્રદરના વિષયમાં બતાવેલ પ્રક્ષાલન–પીચકારી તથા પોતાંનો ઉપયોગ કરવો. (૨) સારો કૌવતવાળો ખોરાક લેવો.(૩) પ્રદરના ઠંડા ઉપચારો કરવા.

**બહુ મૂત્રતા**—હમેલવાળી ઓરતોને વારંવાર પેસાબની હાજત થયા કરે છે. **ઉપાય**-(૧) જવનું પાણી પાવું, (૨) એરંડીઉં દઇ દસ્તનો ખુલાસો કરવો. (૩) દરદ હોય તો પેડુ પર ફલાલીનનો શેક કરવો. (૪) ચંદ્રપ્રભા વગેરે મૂત્રલ સારક દવાઓ દેવી.

ગર્ભિણી સ્રીઓનાં કેટલાક દરદોના સાધારણ ઉપાયો ઉપર લખેલા છે, કુદરતીની કૃપાથી ગર્ભિણી ઓરતોને ઘણું કરીને ભારે મંદવાડ આવતો નથી અને ગર્ભ રહ્યા પહેલાં દરદ હોય છે તે પણ ગર્ભ રહ્યા પછી દબાઇ જાય છે. ગર્ભના રક્ષણને અર્થેજ કુદરતે પોતાની મેળે આ ગોઠવણ કરેલી છે; બાળક અવતર્યા પછી પ્રસતાના દબાઇ ગયેલાં દરદો પાછાં જોર કરી આવે છે,

## સુવાવડ.

### (Labour–લેબર.)

**વિવેચન**—આહાર એટલે ખાનપાનની યોગ્ય સંભાળ રાખવામાં આવતી નથી તો હોજરી અને આંતરડામાં નાના પ્રકારના વિકારો થાય છે અને તેથી મળમૂત્રના નિત્યના કુદરતી વેગોમાં નાના પ્રકારની વિટંબના થઇ પડે છે. ગર્ભધાન અને પ્રસવ એ પણ એવો જ કુદરતી ધર્મ છે અને તે ક્રિયામાં જો વિવેક, વિચાર કે સંભાળ ન રહે તો ગર્ભાવસ્થામાં, પ્રસવકાળમ અને સુવાવડમાં નાના પ્રકારનાં વિઘ્નો પડે, એમાં શું આશ્ચર્ય ? નિરોગી

માણુસનો મળત્યાગ (ઝાડો) જેટલી સહેલાઇથી થાય છે, એટલીજ સુખશાંતિથી પ્રસવ થાય, એનુંજ નામ કુદરતી પ્રસવ, કષ્ટથી જેટલા પ્રસવ થાય છે એ બધા પ્રસવમાં વિકૃતિ હોવાનો સંભવ નિર્વિવાદ છે. એવી વિકૃતિઓ સ્ત્રી તેમજ પુરૂષના વિરૂદ્ધાચરણમાંથી જન્મ પામે છે. એ વિરૂદ્ધાચરણોમાં વિરૂદ્ધ આહાર, વિરૂદ્ધ વિહાર, વિરૂદ્ધ ચેષ્ટાઓ (બેસવું, ઉઠવું, સુવું, ચાલવું, દોડવું, વાંકુ વળવું વગેરે) અને તે બધામાંથી ઉત્પન્ન થતા વિકારોનો અને વ્યાધિઓનો સમાવેશ થાય છે, આ બધા વિકારો અને વ્યાધિઓ મનુષ્યકૃત છે, કુદરતકૃત નથી. શરીર રચનાની કેટલી ખોડો અને ખામીઓને આપણે કુદરતી ખામીઓ એવું નામ આપીએ છીએ તે પણ ખોટું છે. વાસ્તવિક રીતે જોતાં એ પણ કુદરતી ખોડ નથી. કુદરતે પદાર્થો અને તેના ધર્મો પેદા કર્યા છે, એ પદાર્થોનો યોગ થવાથી નાના પ્રકારના પિંડો અને પદાર્થો પેદા થવા એ કુદરતનો ધર્મ છે ખરો, પણ પદાર્થોનો યોગ કરી આપવામાં કુદરતનો કાંઇ વિશેષ હાથ કે હેતુ હોય એમ સમજાતું નથી. પદાર્થો પોતપોતાના ધર્મ પ્રમાણે બીજા પદાર્થોનો મેળાપ કે યોગ કરી લે છે અને માણુસજાતને એ ધર્મો સમજવાની કુદરતે સમજ શક્તિ આપેલી છે; તથાપિ તે સમજશક્તિનો આધાર માણુસજાતનાં જ્ઞાન અને બુદ્ધિપર રહેલો છે. અનેક ભૂલો તેમને મિથ્યાયોગ અને અયોગ્ય આચરણોમાં દોરી જાય છે. માણુસજાતના આવાં મિથ્યાવર્તનો અને અજ્ઞાનતાને લીધે પ્રજાની ઉત્પતિના ધર્મો યથાર્થ પળાતા નથી અને તેથી ગર્ભમાં વિકૃતિ અથવા દોષ રહે છે; અને એવી વિકૃતિવાળી કે એવા દોષવાળી પ્રજાને ઉત્પન્ન કરે છે.

જન્મ આપનાર માતાપિતાના દોષ ઉપરાંત, સ્ત્રીઓ પોતાના મિથ્યા તથા અયોગ્ય આહાર વિહાર અને વર્તનથી ગર્ભમાં વિકાર ઉત્પન્ન કરે છે અને એ વિકાર પ્રસવકાળમાં અને સુવાવડમાં દરદ અને દુઃખનું કારણ થઇ પડે છે. સ્ત્રીઓનાં ગર્ભાશયમાં અને ગર્ભમાં વિકાર તથા વિકૃતિ થવામાં સ્ત્રીઓ કરતાં પુરૂષો કાંઇ ઓછા જવાબદાર નથી. ગર્ભસ્થાન વગેરે સ્ત્રીઓના ગુહ્ય અવયવો, અથવા પવિત્ર અને પરાક્રમી પ્રજાને ઉત્પન્ન કરનારૂં ક્ષેત્ર પુરૂષોનાં પાપાચરણોથી અપવિત્ર અને દુષિત થાય છે. જે કારણો ગર્ભની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિને પ્રતિબંધરૂપ થઇ પડે છે, તેજ કારણો પ્રસવકાળમાં અને સુવાવડમાં કષ્ટ અને દરદની ઉત્પત્તિના હેતુરૂપ થઇ પડે છે.

કેટલાક પ્રસવ કષ્ટ વગર સુખશાંતિમાં થાય છે ને કેટલાક પ્રસવ ભારે કષ્ટ સાથે થાય છે. આ ઉપરથી સામાન્ય રીતે આપણે તેના બે વર્ગ કલ્પીએ. ૧. સ્વાભાવિક પ્રસવ તથા ૨. અસ્વાભાવિક પ્રસવ. આગળ જણાવ્યા પ્રમાણે મળમૂત્ર વગેરે શરીરના બીજા ધર્મોની પેઠે આ એક સ્વાભાવિક શરીરનો ધર્મ છે અને તેથી મળ ત્યાગની ક્રિયામાં જેટલો અલ્પ શ્રમ અને તે શ્રમને અંતે ખાલી પડેલા શરીરને અલ્પકાળ જે અશક્તિ લાગવી જોઇએ, તેટલોજ શ્રમ અને તેટલીજ અશક્તિ અથવા પ્રસવધર્મના પ્રમાણમાં સહજ વિશેષ બેચેની જણાય તે સ્વાભાવિક પ્રસવ છે, અને કાંઇ વિશેષ કષ્ટ, દરદ કે વ્યાધિની સાથે પ્રસવ થાય તો તે અસ્વાભાવિક પ્રસવ છે એમ જાણવું.

**૧. સ્વભાવિક પ્રસવ**—નિરોગી અને પરિપકવ ઉમરવાળાં માતાપિતાએ ગર્ભ ધારણથી ઉત્પન્ન કરેલ, શાંત અને પવિત્ર માતાએ યથાવિધિ પોષેલ અને પૂર્ણ મુદતે કષ્ટ વિના પ્રસવેલ, એવા વિકાર વિનાના બાળકનો પ્રસવ સ્વાભાવિક પ્રસવ કહેવાય છે.

२. અસ્વાભાવિક પ્રસવ—કાચી વયનાં સ્ત્રી પુરૂષોથી ગર્ભ રહેલો, રોગી સ્ત્રી પુરૂષોથી ગર્ભ રહેલો. ગર્ભ રહ્યા પછી સ્ત્રી પુરૂષની કુચેષ્ટાથી ક્લેશિત થયેલો અને સ્ત્રીનાં અયોગ્ય આહારવિહાર અને વર્ત્તનથી દૂષિત થયેલો, એવો ગર્ભ પૂર્ણ કે અપૂર્ણ મુદતે પણ કષ્ટ સાથે, વ્યાધિ સાથે કે વિકાર સાથે, જન્મ પામે છે તેને આપણે અસ્વાભાવિક પ્રસવ કહીએ, તો કાંઇ ખોટું નથી.

આટલું વિવેચન કર્યા પછી સુવાવડ અને સુવાવડી વિષે થોડો વિચાર કરીએ.

**દેશી સુવાવડનું ચિત્ર**—આપણા દેશમાં હાલમાં સુવાવડી સ્ત્રીની સારવાર અથવા ઉપચાર ઘણીજ અધમ હાલતમાં થાય છે. જે પ્રસંગે સર્વ પ્રકારની સુઘડતા અને સગવડતાની જરૂર છે. તેવા આ બારીક પ્રસંગે સર્વત્ર મલીનતા અને સર્વ પ્રકારની મુશીબતો મૂકેલી જોવામાં આવે છે. યાદ રાખવું કે, આ પ્રસવનું અથવા જણતરનું જોખમ ભરેલું કાર્ય છે, તે માત્ર જોખમ ભરેલું છે, એટલુંજ નહિ, પણ ઘણાજ અગત્યનું કાર્ય છે. પૃથ્વીપર એક નવા બાળકનો—એક ઉત્તમ મનુષ્યનો—જન્મ થવાનો છે, જેને માટે મનુષ્યો અતિ આતુરતા ધરાવે છે, જેને માટે માબાપો જપતપ કરે છે અને જોગીજતીના પગ સેવે છે અને જેના વિના માબાપો પોતાના સંસારમાં પોતાની હયાતીને નિષ્ફળ માને છે એવા એક કીમતી બાળકના જન્મની અને તેના તથા તેને જન્મ આપનાર માતાના ઉપચારની કેવી સ્થિતિ જોવામાં આવે છે! પ્રથમ તો એક અંધારી કોટડીમાં કે એક અંધારા ઓરડાના ઉંડા ખુણામાં તેનો ખાટલો નાંખવામાં આવે છે, તેની આસપાસ સર્વે મલીન અને ગંદી વસ્તુઓનુંજ પ્રદર્શન ભરવામાં આવે છે. કાથાના જુના વાણનો (રસીનો) ઝોળી જેવો ખાટલો સુવાવડીને માટે તૈયાર રાખવામાં આવે છે. કોઇ જુની પુરાણી ફાટેલી તુટેલી અને અનેકવાર સુવાવડના કામમાં લીધેલી એક ગોદડી તેનાપર પાથરવામાં આવે છે. સુવાવડીને ગંદાં, મેલાં, ફાટેલાં તુટેલાં કપડાં પહેરાવવામાં આવે છે. ખાટલાની આસપાસ એવીજ જુની પુરાણી ગંદી વસ્તુઓ લાવી મૂકવામાં આવે છે. જાણે આ પ્રસંગ સર્વ પ્રકારની મલીનતાનો જ હોય નહિ અને જાણે આ ક્રિયામાં અવશ્ય કરીને મલીનતા અને ગંદવાડની જરૂર માનવામાં આવી હોય નહિ! એવો દેખાવ પ્રસવ પહેલાંથીજ કરી દેવામાં આવે છે! જે બાળકને આ પૃથ્વીનો પ્રકાશ, અજવાળું, નિર્મળ હવા અને સૃષ્ટિસૌંદર્ય વગેરે સુખ લેવાને માટે જન્મ આપવામાં આવે છે તે બાળક જન્મતાંજ શું દેખે છે! અંધકાર, મલીનતા, ખરાબ હવા, અથવા તરત જન્મેલા બાળકના ગુંગળાયેલા શ્વાસોશ્વાસને ઉત્તેજન આપવા પુરતી હવાની જરૂર છતાં હવાનો લગભગ અટકાવ અને સુંદરતા તથા સુવાસિત હવાને બદલે તેના પ્રસવસ્થળમાં સર્વત્ર દુષિત એટલે બગડેલી હવા ને ભયંકર અથવા અપ્રિય દેખાવ દૃષ્ટિએ પડે છે! જે બાળકને જન્મતાં સુખકારક હવાની અને તેના નાજુક શરીરને સુખચેન આપે એવાં સાધનોની ઘણીજ આવશ્યકતા છે, તે બાળકને કેટલાક દિવસો સુધી તેની માની ગંધાતી ગોદડીમાં અને અજવાળા વગરની તથા શુદ્ધ હવા વિનાની ઓરડીમાં ગોંધી રાખવામાં આવે, એ કેવો વિપરીત પ્રકાર! એ કેવો શોકજનક ઉપચાર છે! પવિત્ર, સુઘડ, હિંદુ લોકો મલીન પદાર્થનો સ્પર્શ કરીને આખા શરીરને સ્નાનથી શુદ્ધ કરે, બ્રાહ્મણો સ્નાન કર્યા વિના ભોજન લે નહિ અને ખરા વૈષ્ણવો જંગલ જઇ આવીને નાહ્યા વિના કોઇ પણ ચીજને સ્પર્શ ન કરે! હિંદુ લોકોમાં પવિત્રતા અને શુદ્ધતાનો મહિમા

પ્રાચીનકાળથીજ ચાલતો આવેલો છે, પણ આ સ્નાનશુદ્ધિમાં શું હેતુ રહેલો છે એ વાત જો હાલ ભૂલી જવામાં ન આવી હોત તો સુવાવડી સ્ત્રીના ઉપચારની આવી અવદશા થવા પામત નહિ ! લોકો ભૂલી ગયા છે કે, સ્નાન શુદ્ધિનો જે મહિમા ચાલ્યો છે તે લોકોને બતાવવા માટે નહિ, અથવા અમે બહુ ધર્મ પાળીએ છીએ એવી ખોટી ફુલ મારવા માટે નહિ, પણ કેવળ શરીરને તથા મનને શુદ્ધ પવિત્ર અને નિરોગી રાખવા માટેજ એ શુદ્ધિ અને આચારનો મહિમા વધારવામાં આવેલો છે. ખરી વાત આમજ છે; તો એક બાળકને જન્મ આપવાના મંગળ પ્રસંગે ઘરમાં સર્વ પ્રકારની મંગળ સામગ્રી, શુદ્ધિ, પવિત્રતા, અજવાળું અને શુદ્ધ હવાની કેટલી બધી જરૂર છે, તે કહેવાની કાંઇ પણ જરૂર નથી. પ્રસવ ક્રિયામાં મંગળાચરણથીજ માંડીને છેવટ સુધી આપણાં બૈરાંઓ વિપરીત વર્તન ચલાવે છે. જુદી જુદી નાતો અને જાતોમાં જુદા જુદા રીત રીવાજ, રૂઢીને અને આચારને આધીન થઇ પડેલા લોકો જન્મેલા બાળકના તથા સુવાવડીના કેવા સંસ્કાર કરે છે, તેનો વિચાર કરતાં ઘણોજ ખેદ થાય છે !

**સુવાવડ માટે તૈયારી**—ગર્ભ રહ્યાનો દિવસ યાદ રાખવામાં આવે તો સુવાવડ કયારે આવશે તે પણ અગાઉથી નક્કી કરી શકાય. સ્ત્રીઓને મહિને મહિને અટકાવ ( દસ્તાન ) આવે છે, ગર્ભ રહ્યાથી તે દસ્તાન બંધ પડે છે. દસ્તાન બંધ પડે તો છેલ્લીવાર અટકાઇને જે દિવસે સ્ત્રી ન્હાય તથા ચોખ્ખી થાય તે દિવસે ગર્ભ રહ્યો છે, એમ સામાન્ય રીતે માની લેવું અને તે દિવસથી ૨૮૦ દહાડે પ્રસવ થવાનો સંભવ છે. ૨૮૦ દહાડા એટલે ૯ માસ અને ૧૦ દહાડા, આ હિસાબમાં કવચિત પાંચ દશ દહાડા ઓછા વધતા થઇ જાય; પણ ઘણે ભાગે આ હિસાબ અને આ મુદત ખરી સમજવી. કેટલીક સ્ત્રીઓને અધુરે દહાડે એટલે આઠમે માસે કે નવ માસ પુરા થયા પહેલાં પ્રસવ થઇ જાય છે, અગર કોઈ કોઇ સ્ત્રીને દશમે અગીયારમે કે બારમે માસે પ્રસવ થાય છે; પણ આવો બનાવ અપવાદ તરીકે બને છે અને ૯ માસ અને ૧૦ દહાડા, તે તો નિયમ સમજી લેવો. ગર્ભ રહ્યા પછી પ્રસવ કયારે તે જાણવા માટે એક પત્રક આ પુસ્તકને અંતે પરિશિષ્ટિમાં આપેલું છે.

પ્રસવનો સમય નજીક આવે ત્યારે નીચે પ્રમાણે તૈયારી રાખવી:—

**૧. પ્રસવસ્થાન**—સુવાવડ કરવાનો ઓરડો નિત્ય વપરાશના ઘરથી જુદો હોય તો વધારે સારૂં. તે ઓરડો (અંધારી ને ગંધાતી કોટડી નહિ) ૧૦–૧૨ હાથ લાંબો અને ૫–૬ હાથ પહોળો, ઉંચા ભોંતળીઆવાળો અને અજવાળું તથા તાજી હવા આવે એવો હોવો જોઇએ. શિયાળામાં તથા ચોમાસામાં ઉગમણા બારનો અને ઉનાળામાં દક્ષિણાદા બારનો ઓરડો હોય તે વધારે સારો. વળી સુવાવડના ઓરડામાં ઉત્તર–દક્ષિણ દિશામાં સામસામી બે બારીઓ હોય તો વધારે સારૂં. તેની ભીંતો ગમે તો માટીની કે ઈંટોની હોય કે ગમે તો વાંસડા તથા વંઝીઓ બાંધીને તેના ઉપર ગારાની થાપ કરીને બનાવેલી હોય તો પણ ચાલે, પણ તેનું ભોંતળીયું ઉંચું અને ભેજ વગરનું સુકું હોવુંજ જોઇએ. વળી આ મકાનમાં કે તેની આસપાસમાં કયાંઇ પણ ગંદકી નહિ હોવી જોઇએ.

**૨. કપડાં**—પ્રસવ કરનાર સ્ત્રીને કપડાં સ્વચ્છ અને સારાં પહેરાવવાં, તેમજ તેને સુવા માટે સ્વચ્છ સુંવાળી ગોદડીઓ તૈયાર રાખવી. હાલની સુવાવડીઓને મેલી ગંદી અને ફાટેલી ગોદડીઓ ઉપર સુવાડવામાં આવે છે, તેથી ઘણું નુકસાન છે: તેને ઓઢવા માટે પણ ગરમ

કામળીઓ તૈયાર રાખવી. દાયણને માટે પણ ધોયેલાં સ્વચ્છ કપડાં તૈયાર રાખવાં અને તે પ્રસવ કરાવવા આવે ત્યારે તેનાં પહેરેલાં કપડાં કાઢી નંખાવી ધોયેલાં કપડાં પહેરાવવાં. ભણેલી દાયણો પોતાની મેળેજ કપડાં બદલાવે છે.

૩. આ સિવાય ગરમ પાણી, ઠંડું પાણી, તેલ, રૂ, કાતર, બરફ, બ્રાંડી વગેરે સાહિત્યો તૈયાર રાખવાં.

**સૂયાણી-દાયણ-તેનું કર્તવ્ય**—પ્રસવના સમયમાં એટલે વેણ આવવા લાગે કે અનુભવી તથા હુશિયાર દાયણને તાકીદે બોલાવી હાજર રાખવી. આ દાયણ માટે બીજાં કપડાં તૈયાર રાખવાં, કેમકે તે બીજે ઠેકાણે પ્રસવ કરાવીને આવી હોય તો તે કપડાં બદલવાં જોઇએ અને સમજુ તથા અનુભવી દાયણો પોતાની મેળેજ સારાં ધોયેલાં કપડાં માગી લે છે ને બદલે છે. પછી તે દાયણના નખ વધ્યા હોય તો તે નખ પણ કપાવી નાંખવા. કેમકે પ્રસવનું કામ કરતાં વખતે નખ પ્રસૂતિના કે બાળકના સુંવાળા ભાગોને વાગી બેસે. પછી દાયણે પ્રસૂતિનું પેટ તપાસવું, જેથી છોકરૂં પેટમાં કેવી સ્થિતિમાં છે, માથું નીચે છે કે આડું પડ્યું છે તે નક્કી કરવું. પ્રસવમાં છોકરાનું પહેલું માથું આવે તો તે વધારે સારૂં. ઘણીખરી સ્ત્રીઓને પ્રસવમાં માથું પ્રથમ આવે છે. એવી સરાસરી નીકળી છે કે ૧૦૦ પ્રસવે ૯૯ પ્રસવમાં માથું પ્રથમ આવે છે અને સેંકડે માત્ર ૧ પ્રસવમાં પગ પ્રથમ આવે છે, અને છોકરૂં આડું પડવાથી હાથ પહેલો આવવાનો બનાવ તો ૨૨૪ પ્રસવે માત્ર (૧) એકજ બને છે.

પેટમાં બાળક કઇ સ્થિતિમાં છે તે જાણવા માટે દાયણે પ્રથમ પ્રસૂતિને ચતી સુવાડવી અને ઓશીકું મૂકીને માથું ઉંચું રાખવું. પેટ ઉપરનાં કપડાં દૂર કરવાં અને જમણા હાથવડે છાતીની બલોખથી તે નીચે પેડુના નીચલા ભાગે ડાબો હાથ રાખી સારી રીતે થાબડીને તપાસી જોવાથી એક લાંબી પાણીની મશક જેવો ટેકરો ઉપરથી નીચે ગયેલો માલમ પડે તો સમજવું કે, છોકરૂં પેટમાં આડું નથી પણ સીધું છે. વળી બાળકનું માથું નીચે છે કે પગ નીચે છે, તે પણ આવી રીતે તપાસી જોવાથી માલમ પડી આવે છે, અને છોકરૂં આડું હોય તો તે પણ જણાઇ આવે છે. વળી કુખ તરફ છોકરૂં વિશેષ ફરકતું હોય છે. ગમે તો જમણી કુખમાં કે ગમે તો ડાબી કુખમાં છોકરૂં ફરકતું લાગતું હોય અને પેડુ તરફના નીચલા ભાગમાં ભાર લાગતો હોય તો પ્રથમ માથું આવેલું છે એમ જાણવું અને એથી ઉલટું લાગે તો માથુ ઉપર છે ને પગ નીચા છે એમ સમજવું. પ્રસૂતિને આ વિષે પૂછવાથી આ વાત સમજી શકાય છે. પ્રથમ બાળકનું માથું આવે કે પ્રથમ પગ આવે તો પ્રસૂતિ પોતાની મેળેજ પ્રસવ કરી શકે છે, પણ જો પ્રથમ હાથ આવે તો પ્રસવ થઇ શકે નહિ. માટે દાયણની આ પેટ પરીક્ષામાં એમ માલમ પડે કે બાળક આડું પડેલું છે અને હાથ પ્રથમ આવવાનો સંભવ છે તો દાયણે પ્રસવ પહેલાંજ યુક્તિથી બાળકને ફેરવી દેવું જોઇએ. બે હાથવડે બે બાજુએથી આડા પડેલા બાળકને ચતુર દાયણ ફેરવી સીધું કરી શકે છે.

જેવી રીતે એક પાણીથી ભરેલી મશકમાંની તરતી થેલીને હાથવતી ફેરવી શકાય એવીજ રીતે ગર્ભની અંદરનાં બાળકને ફેરવી શકાય, પણ એવી રીતે ફેરવી સીધું કરેલું બાળક પાછું ફરી ન જાય તેને માટે એમ કરવું કે, લુગડાંની ઘડી વાળીને તે બાળકના બન્ને છેડા ઉપર ગોઠવી દઇ પ્રસૂતિનાં પેટને કપડાંથી બાંધી દેવું, એટલે છોકરૂં ફરી સરકી જવા પામશે નહીં, એટલામાં વેણ આવે કે વગર અડચણે છોકરૂં માથાથી અવતરે.

આકૃતિ ૨૦ મી.



ગર્ભમાં બાળક છ માસ પહેલાં આડું હોય છે. ૭ માસ પછી એ બાળકનું માથું નીચલા ભાગ તરફ આવવા માંડે છે અને પગ ઉપલા ભાગ તરફ જતા જાય છે. પુરા દહાડે બાળકનું માથું છેક નીચે પ્રસવદ્વાર તરફ આવી લાગે છે.

૭ માસ પછી બાળકનું માથું નીચું આવવા લાગે છે ને પગ ઉપર જતા જણાય છે.

કમળમાં ૭ માસના ગર્ભની સ્થિતિ.

**અસ્વાભાવિક પ્રસવ**—માથું પ્રથમ આવે એ સ્વાભાવિક પ્રસવ ગણાય છે. તેમ ન થતાં, પગ પ્રથમ આવે તેનાં નીચે પ્રમાણે કારણો છે.

૧. ૭ માસે કે ૭ માસ પહેલાં જે છોકરૂં આવે તેના પગ પડેલા આવે છે; કેમકે ૭ માસ પહેલાં છોકરૂં માતાના ગર્ભસ્થાનમાં ઘુમતું હોય છે અને તે વખતે તેના પગ નીચે હોય છે. ૭ માસે બાળક અવતરે ખરૂં, પણ તે જીવતું નથી.

૨. છોકરૂં પેટમાં મરી ગયું હોય તો તે બાળકનું માથું પ્રથમ નહિ આવતાં ઘણું કરીને હાથ કે પગ પ્રથમ આવે છે.

૩. ગર્ભમાંના બાળકને કાંઇ દરદ થવાથી અથવા ગર્ભવાળી સ્ત્રીને કાંઇ રોગ થવાથી અંદરના બાળકનો સ્વાભાવિક આકાર બદલાઇ જાય છે, અને તેથી એવી સ્થિતિમાં જે પ્રસવ થાય છે તેમાં ઘણું કરીને પગ કે હાથ પ્રથમ બહાર આવે છે.

૪. વેણ શરૂ થયા પછી કાંઇ કારણથી પાણી ( ઓરની અંદરનું ) વહી જાય તો તેથી પણ બાળકનું માથું પ્રથમ ન આવતાં પગ કે હાથ આવે છે.

૫. પાંચ ૭ માસનો ગર્ભ થયા પછી ગર્ભવાળી સ્ત્રીને લાંબી મુસાફરી કરવાથી તેને જે બાળક અવતરે, તેના પગ પ્રથમ આવે એવો સંભવ છે.

ત્રણ મહિના પહેલાં અને પાંચ માહના પછી ગર્ભવાળી સ્ત્રીને બહારગામ લાંબી મુસાફરીએ મોકલવી નહિ જોઇએ. આ સ્થિતિમાં ગર્ભવંતી સ્ત્રીને મુસાફરીના એટલે ગાડી વગેરેના હડદોલાથી હરકત પહોંચે છે, અને તેથી જો કે બધી સ્ત્રીઓને નુકસાન પહોંચે એમ ન કહેવાય, તોપણ સંભવ ખરો, માટે આ વખતમાં ગર્ભવાળી સ્ત્રીના શરીરે હડદોલો લાગે એવી મુસાફરી ન કરાવાય તો વધુ સલામતી ખરી.

છોકરૂં પેટમાં મરે તો તુરત પ્રસવ કરાવવો જોઇએ. ગર્ભવાળી સ્ત્રીનું છોકરૂં પેટમાં મરી ગયું હોય તો છોકરૂં ફરકતું બંધ પડે છે. બંને થાન ( ધાઇઓ ) નરમ પડી જાય છે.

એટલે પ્રથમ દુધથી ભરેલ કઠણ હોય તેવાં કઠણ રહેતાં નથી, અને ધાવણ ટપકતું બંધ પડે છે. આવો ફેરફાર એકાએક થાય ત્યારે સમજવું કે અંદર છોકરૂં મરી ગયું છે. છોકરૂં ગર્ભસ્થાનમાં મરી ગયું છે એવો શક આવે કે તાબડતોબ હુશિયાર દાયણ તથા ડાકટરને બોલાવી તેનો નીકાલ કરાવવો. જો મરેલું છોકરૂં વધારે વખત પેટમાં રહે તો છોકરૂં કાઢી લીધા પછી પણ સ્ત્રી બહુ દહાડા બીમારી ભોગવે છે. એટલુંજ નહિ પણ મરેલું છોકરૂં વધારે દિવસો ગર્ભમાં રહે તો સ્ત્રીને ઝેર ચડીને તેનું મૃત્યુ થઇ જાય છે.

આગળ જણાવ્યા પ્રમાણે ગર્ભના પુરા દહાડા થાય છે ત્યારે બાળકનું માથું પ્રસવદ્વારમાં આવે છે. આ અવસ્થામાં ઓરની તથા ગર્ભસ્થાનમાં ગર્ભની કેવી સ્થિતિ હોય છે તેનો સૂયાણીએ તપાસ કરવો જોઇએ. આ સ્થિતિ આ નીચેનાં ચિત્રો સમજાવી શકશે.

આકૃતિ ૨૧ મી.



પુરા દહાડાનું જરાયુ.

આકૃતિ ૨૨ મી.



ઓરમાં પુરા દહાડાનું બાળક.

## પ્રસવક્રિયા.

પુરા દહાડાવળી ગર્ભવંતી સ્ત્રીને પ્રસવની વેણ શરૂ થાય ત્યારથી તે બાળક અવતરીને ઓર પડે ત્યાં સુધીના સમયને પ્રવસકાળ કહેવાય છે.

આ પ્રસવકાળની ત્રણ અવસ્થા કરીને તે દરેક અવસ્થામાં શું શું કરવું, અને કઇ કઇ વાત ધ્યાનમાં રાખવી, તે જાણવાની જરૂર છે.

૧. **પહેલી અવસ્થા**—વેણ શરૂ થાય ત્યારથી તે ઓરનું મોં ખુલ્લુ થાય ત્યાં સુધી.

૨. **બીજી અવસ્થા**—ઓરનું મોં ખુલ્લું થયા પછી છોકરૂં બહાર આવતાં જેટલો સમય જાય તે. આ અવસ્થા લંબાય તો પ્રસુતિ ભયભરેલી સ્થિતિમાં આવી પડે.

૩. **ત્રીજી અવસ્થા**—છોકરૂં અવતરે ત્યારથી તે ઓર પડે ત્યાં સુધીનો સમય તે.

**પ્રસવની પહેલી અવસ્થા**—આ અવસ્થા વેણાનીજ છે, તેથી એ અવસ્થામાં પ્રસૂતિને સુવાડી રાખવાની જરૂરજ નથી. તેને હરવા ફરવા દેવી અને વેણા આવવા દેવી, જેથી જલદી છુટા છેડા થાય. વળી કેટલીક મૂર્ખ દાયણો કરાંઝવાને કહે છે, તેમ બીલકુલ કરાંઝવું નહિ. વેણા આવી આવીને એની મેળે પ્રસવ થાય તેજ વધુ ઠીક. પહેલી અવસ્થામાં કરાંઝવાથી પ્રસૂતિ અશક્ત બની જાય છે અને તેથી બીજી અવસ્થા વખતે જ્યારે જોર કરવાનો ખરો સમય આવે ત્યારે તે બિચારી બહુ કમજોર થઇ ગયેલી હોય છે.

હુશિયાર દાયણનું આ અવસ્થામાં એટલુંજ કામ છે કે પ્રસૂતિને વેણા ખાવા દેવી, તેને સુવા દેવી નહિ, અને ઓરનું મોં ખુલ્લું થયું કે નહિ તે જોતા રહેવું. પાણીનો પ્રવાહ વહી જવાથી પ્રસવની પહેલી અવસ્થા પુરી થઇ ગણાય ખરી, પણ કોઇ વાર એમ પણ બને છે કે પાણીની થેલી ફુટયા વિના થેલી સાથે પ્રસવ થઇ જાય છે અને થેલી ફાડીને બાળકને છુટું કરવું પડે છે. કોઈ જરાયુ (ઓર) નું મોં બરાબર ખુલ્લું થયા વિના પણ પરપોટો ફુટીને પાણી વહી જાય છે, પણ એમ થાય તો પ્રસૂતિનું ઘણું કષ્ટ થાય છે અને પ્રસવ થતાં વાર લાગે છે, અને વખતે છોકરૂં મરી જાય છે. માટે જરાયુનું મોં બરાબર ખુલ્લું ન થાય ત્યાં સુધી પરપોટો ફુટે નહિ એવી તજવીજ દાયણે રાખવાની છે, અને એ તજવીજમાં કરાંઝવાની ના પાડવી તથા હાથ મુકીને તપાસ કરવામાં નખબખ વાગી ન જાય તેની સંભાળ રાખવી, એ મુખ્ય તજવીજ છે. જરાયુનું મોં ખુલ્લું થતાં બહુ વાર લાગે તો પ્રસૂતિને ખાલી બકારીઓ ખાવાને કહેવું અથવા મોંમાં તેના માથાના વાળ કે પીછાં કે આંગળીઓ ઘાલીને ઓકારી ખવરાવવી; પણ આ ક્રિયા જરાયુનું મોં ખુલ્લું થવા માટેજ કરવી. પ્રસવની બીજી કે ત્રીજી અવસ્થામાં પણ આપણી અજ્ઞાન સૂયાણીઓ બકારીઓ કરાવે છે, તેથી ફાયદો નહિ પણ નુકશાન છે. કેટલીક પ્રસૂતિ તો પહેલી અવસ્થામાં પોતાની મેળેજ બકારીઓ ખાય છે અને તે ખાવા દેવી. વળી વચમાં ગરમ દુધ થોડું થોડું પાવું, તેથી પણ જરાયૂનું મોં ખુલ્લું થવામાં મદદ મળે છે. જો આ પહેલી અવસ્થા લંબાય અને એક, દોઢ કે બે દિવસ સુધી વેણા ચાલ્યા કરે તો પ્રસૂતિને ભુખી નહિ રાખતાં તેને હલકો ને ગરમાગરમ ખોરાક થોડો થોડો આપવો. ગરમ દુધ, કાંજી વગેરે અપાય, જેમ પ્રસવની પહેલી અવસ્થામાં પ્રસૂતિને ઠંડો ખોરાક આપવો નહિ; તેમ પ્રસવની બીજી અવસ્થામાં તેને કાંઇ પણ ઉનો ગરમાગરમ ખોરાક આપવો નહિ; પ્રસવ વખતે પાણી પીવા માગે તો તે વખતે તેને ઠંડું પાણી પાવું. પ્રસવની બીજી કે ત્રીજી અવસ્થામાં પ્રસૂતિને ઉનો ગરમાગરમ ખોરાક, ઉની રાબડી કે ઉની કાંજી આપવાથી લોહી વહી જવાનો સંભવ છે, માટે પ્રસવની છેલ્લી બે અવસ્થામાં જે ખોરાક આપવો તે તાજો આપવો પણ ઠારીને આપવો, ઉનો ઉનો ગરમ ન આપવો.

**પ્રસવની બીજી અવસ્થા**—આ અવસ્થામાં એટલે ઓરનું ખુલ્લું દેખાવું થાય કે તુરત પ્રસૂતિને પ્રસવના ઓરડામાં લઇ જઇને સુવાડવી. પછી તેને હરવાફરવા, ઉભી રહેવા કે બેસવાની મના કરવી. તેને ડાબે પડખે સુવાડવી. જુવો નીચેનું ચિત્ર.

આકૃતિ ૨૩ મી.



**પ્રસવ માટે સુવાડેલી પ્રસૂતિ.**

બાળકનું માથું બહાર આવવા લાગે છે, ત્યારે સુયાણી પોતાનો જમણો હાથ પ્રસવ દ્વાર પાસે ધીમેથી મૂકી રાખે છે, જેથી પ્રસવદ્વારને જોર ન પડે.

પ્રસૂતિને ચતી સુવાડીને પ્રસવ કરાવવાથી પ્રસવદ્વારથી તે ઝાડાના દ્વાર સુધી ચીરાવાનો ભય છે, માટે તેને ડાબે પડખે સુવાડવી, બન્ને ઢીંચણો પેટ તરફ લેવરાવવા, અને એ ઢીંચણની વચમાં એક ઓશીકું મુકવું એ સાથળો વચે ઓશીકું મુકવાથી સાથળો પહોળા રહેવાને લીધે બાળકનું માથું બહાર આવવામાં જરા વધારે સુગમતા થાય છે; છોકરૂં દબાતું નથી. પ્રસવ વખતે પ્રસુતિને જે જે ભાગોમાં દરદ કે ફાટ થાય ત્યાં જરા દાબીને હાથ ફેરવવો. પ્રસવની અણી ઉપર સ્ત્રી લવરી કરવા મંડી જાય છે, હાથપગ પછાડે છે, અને ગાંડી જેવી બની જાય છે. વખતે ઝાડો પણ થઇ જાય છે. પણ આવી સ્થિતિ સ્વાભાવિક છે, કેમકે તે વખતે બાળકનું માથું બહાર આવવાની તૈયારી હોય છે. પ્રસવદ્વારમાંથી બાળકનું માથું બહાર આવે કે સુયાણીએ બાળકને ગળે હાથ ફેરવી જોવો. કેમકે બાળકની નાળનો ગળામાં ફાંસો આવી ગયો હોય તો ધીમેથી તે ફાંસો ઉકેલીને ગળાને નાળથી છુટું કરવું. ઘણી વખતે બાળકના ગળામાં આ નાળના બે ત્રણ વીંટા આવી ગયા હોય છે, માટે પ્રસવ થતાં વારજ એ આંટામાંથી આસ્તેથી માથું છુટું કરવું નહિ તો બાળક ગુંગળાઇને મરી જાય.

બાળકનું માથું બહાર આવ્યા પછી પણ જો ધડને બહાર આવતાં વાર લાગે તો માથાને તાણવું નહિ; હજુ વધારે વેણો આવેથી એની મેળેજ ધડ બહાર આવી જાય; પણ જો વેણો પણ બંધ પડે અને સંપૂર્ણ પ્રસવ થવામાં ઢીલ થાય તો પ્રસૂતિના પેટ ઉપર સારી રીતે હાથ ફેરવવાથી વેણ પાછી શરૂ થશે; તેમ કરતાં પણ ધડ બહાર આવતાં ઢીલ થાય

તો એક સ્ત્રીએ જણનારીનું પેટ હાથ મુકીને દાબવું અને સૂયાણીએ એક હાથ બાળકની ગરદન ઉપર દઇને બીજા હાથની એક બે આંગળીઓ બાળકની બગલમાં ઘાલીને, અથવા બન્ને બગલોમાં બન્ને હાથની બબે આંગળીઓ ઘાલીને બાળકને ધીમે ધીમે ખેંચી કાઢવું. યુક્તિ વિના એકલું માથું ખેંચવાથી બાળકને તથા તેની માને બન્નેને નુકસાન થાય છે: પણ બગલ અને ખભામાં આંગળાં ભેરવીને ધીમેથી બાળકને ખેંચી કાઢવાથી એમાંથી કોઈને નુકસાન થતું નથી.

આ રીતે સંપૂર્ણ પ્રસવ થાય ત્યાં સુધી પ્રસૂતિના પેટ ઉપર મૂકેલો હાથ ઉપાડવો નહિ, પણ પેટ ઉપર હાથનું દબાણ રાખીજ મુકવું. ઓર પડી જાય ત્યાર પછીજ તે હાથ ઉપાડી લેવો, છોકરૂં અવતરે કે તરત તેને ડાબે કે જમણે પડખે ખસેડી લેવું, અને મોંમાં આંગલી ઘાલીને લાળ વગેરે ચીકાસ ભરાયેલ હોય તે કાઢી નાંખવી. બાળક અવતરે કે તે રડવા લાગે છે, પણ કદિ રડે નહિ તો સમજવું કે તેની છાતી રૂંધાયેલ હોય ને હાંફતું હોય તથા રૂવે નહિ તો તેના મોંની લાળ કાઢી મોં ચોખ્ખું કર્યા પછી બે ત્રણ અંજલી ઠંડુ પાણી તેના મોં તથા આંખો ઉપર ધીમેથી છાંટવું. આમ કરવાથી આળસ ખાવાની પેઠે બે ત્રણવાર અમળાઇને રડી ઉઠશે અને રડયું એટલે પછી ધાસ્તી ગઇ સમજવી. જો આ ઉપાય કરવાથી પણ કદિ બાળક રડે નહિ તો એક તપેલામાં ઠંડુ પાણી ભરીને બાળકને ગળા સુધી તેમાં એકદમ ઝબોળી દેવું, બેસાડી દેવું, અને પાછું તરતજ ઉચકી લેવું. આથી તે બાળક ચમકી ઉઠીને રડી નાખશે. આમ કર્યાથી પણ રડે નહિ તો, એકવાર ઠંડા પાણીમાં અને એકવાર ગરમ પાણીમાં વારંવાર ગળાં સુધી ઝબોળવું અને બહાર કાઢવું. આમ બે–ચાર વાર કર્યાથી તે બાળક રડી ઉઠશે. ગરમ પાણી બાળકથી સહન થાય એવું લેવું અને પાણીમાં ઝબોળવાની આ ક્રિયા બહુ ત્વરાથી કરવી. પાણીમાં ડુબાવી રાખવું નહિ. આ ક્રિયાથી પણ બાળક રડે નહિ તો તેને ખોળામાં ચતું સુવાડવું અને તેના બે હાથનાં બે બાવડાં આપણા બે હાથથી ઉંચાં પકડવાં અને તેના મ્હોડે દાયણે પોતાનું મોં અડાડીને ફૂંક મારવી પછી તેનાં બાવડાંને નીચાં લઇ પાંસળાં સાથે દબાવવાં અને પાછાં તેના માથા તરફ લઇ જવાં. આ ક્રિયા વારંવાર કરવી અને દરેક વખતે બાળકના હાથ માથા તરફ લઇ જતાં બાળકના મોંમાં ફૂંક મારવી. આમ ઘણીવાર કરવાથી શ્વાસોશ્વાસની ક્રિયા ચાલતી થશે. બાળક આળસ મરડતું માલમ પડશે અને એ ક્રિયા વધારે વાર ચાલુ રાખવાથી બાળક બરાબર શ્વાસોશ્વાસ લેતું થશે અને બચી જશે. જો છોકરૂં રડે નહિ તો છેવટ શ્વાસ બંધ થઇને મરી જાય. જો છોકરૂં આવીને રડે નહિ અને તેનું મોં તથા આંખો કાળાં પડી જાય તો એક રસ્તો એવો પણ છે કે બાળકની ડુંટી આગળથી ત્રણ આંગળ જેટલો નાળ રહેવા દઇને કાપી કાઢવો. તેને તુરત બંધ નહિ બાંધતાં તેમાથી થોડા ચમચા લોહી નીકળી જવા દેવું અને પછી નાળને બંધ બાંધવો. આટલું કાળું બગડેલું લોહી નીકળી ગયા પછી બાળકના મોં તથા આંખોની કાળાશ જતી રહેશે. બાળક અવતરીને રડે નહિ અને મોં તથા આંખો કાળી પડેલ દેખાય તોજ નાળનું લોહી વહી જવા દેવું, નહિ તો લોહી જવા દીધા વિના નાળ કાપીને તુરત બંધ દેવો.

**નાળ વધેરવો**—ડુંટી આગળથી આશરે ત્રણ આંગળ નાળ રહેવા દઇને પાતળી રીતનો ત્યાં બંધ બાંધવો અને પછી અડધો આંગળ જગા મુકીને બીજો બંધ બાંધવો. એ બંધની વચ્ચેથી કાતરવાની નાળને કાપી કાઢવો. નળ કાપવાનું હથીયાર એવું જોઇએ કે નાળ કાપતાં

જોર ન પડે. અણઘડ સુયાણીઓ બુઠ્ઠી છરીથી ઘસી ઘસીને કાપે છે તેથી બાળકને ઘણું કષ્ટ થાય છે, એ બંધ મારીને નાળ કાપવાની મતલબ એ છે કે, વખતે પ્રસુતિના પેટમાં બીજું છોકરૂં હોય તો તે બન્ને જોડેલાં છોકરાંનો નાળ એકજ હોવાથી બીજી તરફના છેડાને બંધ ન હોય તો તેમાંથી લોહી વહી જાય અને ગર્ભના અંદરનું બીજું છોકરૂં મરી જાય. જો કે આવાં જોડલાં છોકરાં કવચિતજ હોય છે, તોપણ નાળ વધેરવામાં આટલી સાવચેતી રાખવી એ વધારે સલામતી ભરેલું છે. એ બંધ બાંધીને તે વચેથી નાળ વધેરવાથી એકે તરફથી લોહી વહી જવાનો ભય દૂર થાય છે, વળી એ બંધ બાંધવાથી ઓર જલદી પડે છે, કેમકે ઓરનું લોહી વહી શકે નહિ અને તેથી ઓરમાં લોહી એકઠું થઇ ઓરમાં ભાર થવાને લીધે તે ગર્ભમાંથી જલદી છુટી પડી શકે છે.

જો બાળક નબળું અને દુબળું હોય તો નાળ વધેરતી વખત એક બીજી યુક્તિ વાપરવા જેવી છે, તે એ કે, બાળકની અંદર જે જીવન છે તે માતાની ઓરમાંથી બાળકને નાળ મારફત જે લોહી મળી શકે તેથીજ છે; માટે નાળ વધેરતાં પહેલાં માતા તરફની નાળમાંથી ઓરનું લોહી એકઠું કરી લાવીને નાળ મારફતે બાળકના શરીરમાં દાખલ કરી દેવું અને પછી નાળને બંધ બાંધવા.

છોકરૂં અવતર્યા પછી ઓર પડે ત્યાં સુધીની મુદ્દતને પ્રસવની ત્રીજી અવસ્થા કહે છે; પણ એ મુદતનું ઓર સંબંધી વર્ણન કરતાં પહેલાં અસ્વાભાવિક એટલે અડચણકારક જે પ્રસવ થાય છે તેનું પણ થોડું વર્ણન અહીં જાણવા જોગ થઇ પડશે. જેમકે હાથ પ્રથમ આવવો, નાળ પ્રથમ આવવી, ગુદા પ્રથમ આવવી, મોં પ્રથમ દેખાવવું, ઇત્યાદિ.

**પ્રથમ પગ આવે તો શું કરવું?**—નિતંબ એટલે ઢગરાં જમીનને અડકાડીને બન્ને પગ ઊંચા કરી બેસવાથી જેમ નિતંબ (ફુલા) નીચે રહે છે, તેમ પ્રસવમાં વખતે છોકરૂં પણ એ સ્થિતિમાં હોય છે. જુવો નીચેની આકૃતિ.

આકૃતિ ૨૪ મી.



**પ્રસવમાં નિતંબ પ્રથમ આવે છે તે બતાવનારી આકૃતિ.**

બાળકના પ્રસવમાં પ્રથમ નિતંબ, ઢીંચણ કે પગ એ ત્રણમાંથી ગમે તે આવે તો પણ નિતંબ પ્રથમ આવ્યા છે એમ કહેવાય, પ્રસવક્રિયાની રીત ત્રણેમાં સરખી છે. હાથ લગાડી જોવાથી જાણી શકાય કે પ્રથમ નિતંબ આવેલ છે. પરપોટો ફુટયા પછી તો કમળના મોંમાં બન્ને ઢગરાં અને બાળકની ગુદા ચોખી રીતે દેખાય છે.

પગ પ્રથમ આવ્યા હોય તો આકાર ઉપરથી જાણી શકાય. હાથ છે કે પગ છે તે આંગળીઓ ઉપરથી જાણી શકાય. હાથની પાંચે આંગળીઓ નાની મોટી હોય છે; પગની આંગળીઓ અંગુઠાથી તે છેલ્લે આંગળી સુધી એક પછી એક નાની હોય છે. હાથનો અંગુઠો આંગળીથી છેટો હોય છે, પગનો અંગુઠો આંગળીની જોડાજોડ હોય છે, તે ઉપરથી પણ હાથ છે કે પગ છે તે જાણી શકાય.

બીજી એક સમજણ એ છે કે, માથું પ્રથમ આવવાનું હોય ત્યારે પરપોટો ફુટીને બધું પાણી એકદમ બહાર આવી જતું નથી. પરપોટો ફુટતાંની સાથેજ માથું નીચું આવે, તેથી થોડીકવાર પાણી પડે અને પાછું બંધ પડે; પણ નિતંબ, ઢીંચણ કે પગ પહેલાં આવવાના હોય ત્યારે પરપોટા ફુટયા પછી પાણી બંધ ન પડતાં બધું પાણી નીકળી રહે ત્યાં લગી પાણી પડયાજ કરે અને ધીમે ધીમે પડે. આમ પાણી પડે ત્યારે જાણવું કે નિતંબ, ઢીંચણ કે પગ પહેલા આવશે.

પ્રસવમાં પ્રથમ નિતંબ, ઢીંચણ કે પગ આવવાના હોય ત્યારે પ્રથમ તો એ સંભાળ રાખવી કે, પાણીની થેલીને સાચવવી અને કમળનું મોં સારી રીતે ઉઘડે નહિ ત્યાં સુધી પાણી વહી જવા દેવું નહિ. પ્રસવ માટે બાળકના સર્વ અવયવોમાં માથું સૌથી મોટો અવયવ છે, તેથી જો માથાનો પ્રસવ થઇ જાય તો બાકીના શરીરનો પ્રસવ તો સહેલથી થઇ જાય છે. પણ પ્રથમ પગ આવે તો ક્રમે ક્રમે પ્રસવમાં મુસ્કેલી પડે છે, કેમકે સૌથી મોટો અવયવ ( માથું ) છેલ્લું રહે છે. પગથી ડુંટી સુધીના પ્રસવમાં નિતંબ ( ફુલા ) ના પ્રસવમાં દાયણે મદદ કરવી પડે છે. પગ બહાર આવ્યા, પણ ડુંટી સુધીનો ભાગ બહાર આવતાં વાર લાગી તો, સૂયાણીએ બાળકની કુખ ( સાથળ તથા પેઢું વચ્ચેનો ખાડો ) માં આંગળી નાખીને ધીમેથી તાણવું એટલે નિતંબ બહાર આવી જશે. પ્રસવદ્વાર ઉપર હાથ તો રાખવોજ.

ઢીંચણ કે નિતંબ પહેલા આવે તો પછી પગ બહાર આવવામાં કાંઇ વાર લાગતી નથી. પણ ઢીંચણ કે પગ પહેલા આવે તો બાળકની ગરદન તથા માથું આવતાં ઘણું કરીને વાર લાગે છે અને બાળક કષ્ટાય છે. નિતંબ પહેલાં આવે તો ૩ બાળકે ૧ બાળક મરણ પામે છે અને ઢીંચણ કે પગ પહેલા આવે તો ૨ બાળકે ૧ મરણ પામે, એવા આંકડા નોંધાયા છે.

બાળકની ડુંટી સુધીનો પ્રદેશ બહાર આવ્યા પછી ખૂબ સંભાળ રાખવાની છે. બાળકની બહાર આવેલ ડુંટીથી તે પ્રસૂતિના પેટપરની ઓર સુધી એક નાડી છે. બાળક આખું કે અડધું પેટમાં હોય ત્યાં સુધી એ નાડીમાંજ તેના પ્રાણ છે; કેમકે માતાની ઓરમાંથી એ નાડી મારફત મળતા લોહી વડેજ બાળક જીવે છે. માટે પ્રસવ વખતે ડુંટીથી ગળા સુધીનો ભાગ બહાર આવતાં આવતાં નાડી દબાય તો બાળક મરી જાય. કમળ ઘણુંજ સાંકડું હોય છે, આંગળી નાખવા જેટલી પણ જગા હોતી નથી. આવા સાંકડા રસ્તામાંથી બાળક અવતરે ત્યારે પેટ તથા છાતી બહાર આવતાં નાડી દબાયા વિના રહે નહિ. આ વખતે છોકરૂં ડુંટી સુધી બહાર આવી જાય ત્યારે નાડીને બહુજ ધીમેથી સરકાવી લેવી અને કમળના મોંમાં હાથ ઘાલીને નાડીનું ગુંચળું કમળના દૂરના ખુણામાં સેરવી દેવું. આ વખતે બાળકના નાળમાં લોહી આવજા કર્યા કરે છે કે નહિ તે જોયા કરવું. નાળમાં ધબકારા ચાલતા હોય ત્યાં સુધી ચિંતા કરવાનું કારણ નથી. હવે માથું આવવું બાકી હોય છે. માથું બહાર આવી જતાં વિલંબ થાય તોપણ બાળક મરી જાય, તોપણ આ વખતે દોડાદોડી કરવી નહિ. બાળક હાંફતુ ન હોય તો બીજી કાંઇ તજવીજ ન કરવી.

આકૃતિ ૨૫ મી.



ધડ બહાર આવ્યું છે, પણ માથું આવવું બાકી છે.

બાળકનું માથું આપોઆપ બહાર આવી જશે. જો બાળક હાંફતું હોય અને ફરકતું અટકી જતું હોય તો પછી હાથ ઘાલીને બાળકને જલદી બહાર કાઢી લેવું. ડાબા હાથનાં એક કે બે આંગળાં બાળકના મોંમાં નાખી ભાર દઇને પ્રસૂતિના પ્રસવનાં દ્વાર નીચે સામસામી તાણ દેવી અને જમણા હાથનાં એકાદ આંગળાં વડે ડોકને ઉપરથી જરાક ઠેલ્લ દેવી. આમ કરવાથી એમાંથી કોઇને નુકશાન થતું નથી. વધુ સમજ માટે જુઓ આકૃતિ ૨૫ મી.

આ વખતે બાળક હાંફતું માલમ પડે છે તેથી દાયણ પોતાનાં હાથનાં આંગળાં નાખીને બાળકના માથાનો પ્રસવ કરાવે.

**પ્રથમ હાથ આવે તો શું કરવું?**—પેટમાં બાળક મરી ગયું હોય તો ઘણું કરીને હાથ પહેલો આવે. કમળ ફરીને ત્રાંસું થયું હોય તો તે કારણથી પણ હાથ પહેલો આવે. જો બે બાળક પેટમાં હોય તો ઘણું કરીને એકનું માથું પહેલું આવે અને બીજાનો હાથ પહેલો આવે; કોઇ વાર બન્નેના હાથ પહેલા આવે. પેટમાં બાળક બહુ ફરકતું હોય તોપણ ઘણું કરીને તેનો હાથ પહેલો આવે. આ જોડેની આકૃતિમાં બાળકનો હાથ દેખાય છે.

આકૃતિ ૨૬ મી.



હસ્તદર્શન.
પ્રસવમાં બાળકનો હાથ પ્રથમ આવે છે.

હાથ પ્રથમ આવે ત્યારે સુયાણીનું મુખ્ય કર્તવ્ય એ છે કે પરપોટો ફુટવા ન દેવો. પ્રસૂતિને છાની માની સુવાડી રાખવી. તપાવાની જરૂર હોય તો બહુજ ધીમેથી હાથ નાંખવો. પરપોટાને આંગળીના નખ ન વાગે તેની સંભાળ રાખવી. પ્રસૂતાને કરાંજવા ન દેવી, ઝાડો પેસાબ થાય તો તે વખતે પણ કરાંજવાની ના પાડવી; આટલી સંભાળ રહે તો પરપોટો ફુટે નહિ. હાથ પહેલો આવે તો સુયાણીએ હાથ ફેરવી દેવોજ જોઇએ. તે વિના પ્રસવ થાયજ નહિ અને પ્રસૂતિનો જીવ પણ જોખમમાં આવી પડે. ક્વચિત બાળક પોતાની મેળે ફરી જઇને હાથ તાણી લેછે, પણ ઘણું કરીને તો સુયાણીએ હાથ ફેરવવો પડે છે. સુયાણીએ પોતાના કેળવાયલા હાથને કાંડા સુધી કોપરેલ તેલ ચોપડીને (પરપોટો ફુટયો ન હોય

તથા કમળનું મોં સારી રીતે ઉઘડેલું હોય તો ) હાથ પાંચે આંગળાં એકઠાં કરી સંપુટ જેવો આકાર કરીને ધીમે ધીમે કમળમાં ફેરવી દેવો. પછી પાણીની થેલી અને કમળનું શરીર એ બેની વચમાં હાથ એવી રીતે સેરવી દેવો કે હાથનું તળીયું બાળકના પેટ તરફ રહે, બાળક પાણીની થેલીમાં હોય છતાં અનુભવી સૂયાણી પાણીની થેલીને હાથ ફેરવીને બાળકનું પેટ કઇ તરફ છે તે જોઇ શકે છે. આ રીતે ઉપર પ્રમાણે હાથ નાખીને તે હાથની આંગળીનો નખ મારીને પાણીની થેલી ફોડી નાખવી. અંદર હાથ હોવાથી પાણી બહાર નીકળી શકતું નથી. પછી પાણીવાળી ખાલી કોથળીમાં હાથ નાખીને બાળકનો પગ પકડવો. આ વખતે જો વેણ આવતી હોય તો પગ ઝાલી રાખવાથી જ કમળના દબાણથી માથું કે ગરદન ઉપર જાય અને પગ નીચે આવી જાય. વેણ બંધ થયા પછી પગને ધીમે ધીમે નમાવીને નીચેની તરફ લાવવો; વેણ આવતી હોય ત્યાં સુધી અંદર નાંખેલો હાથ સ્થિર રાખવો. જે હાથ બહાર આવ્યો હોય તેની સામેની બાજુનો પગ નીચે તરફ ફેરવી દેવો અને એ રીતે પગ પકડી રાખવાથી કે નીચેની તરફ નમાવી દેવાથી બાળકનું માથું તથા ગરદન ઉપર જશે અને બહાર નીકળેલો હાથ અંદર સરકી જશે. પછી પ્રથમ પગ આવીને જે રીતે પ્રસવ થાય એ રીતે પ્રસવ કરાવવો. આવા અટપટા પ્રસવના કાર્યમાં હુશિયાર, અનુભવી અને શીખેલી દાયણની જ મદદ લેવી. વિશેષ માહીતી માટે વાંચો અમારી ધાત્રી-શિક્ષા ભાગ ૨ જો-પ્રકરણ ૧ લું.

**પ્રથમ નાળ આવે તો શું કરવું?**—પ્રસવમાં નાળ પ્રથમ આવે તો પ્રસૂતાને કશું જોખમ નથી. પણ બાળકનો જીવ મુશ્કેલીમાં આવી પડે ખરો; કેમકે આ નાળમાંજ બાળકના પ્રાણ હોય છે; માટે નાળનું રક્ષણ કરીને પ્રસવ કરાવવો જોઇએ. પ્રસવમાં નાળનું પ્રથમ દર્શન થાય છે તે બતાવવા આ જોડે આકૃતિ આપી છે. બીજા અવયવો સાથે નાળ કવચિત કવચિત બહાર આવે છે, પણ માત્ર એકલા નાળનું પ્રથમ દર્શન ભાગ્યેજ જોવામાં આવે છે, છતાં કવચિત આવે છે. નાળ કયારે કયારે બહાર આવે વગેરે વિશેષ સમજણ માટે જુવો ધાત્રિ-શિક્ષા ભાગ ૨ જો-પ્રકરણ ૩ જું. પ્રસવમાં નાળ પ્રથમ આવ્યો છે કે હાથ પગનું કોઇ આંગળું આવેલું છે તેની ખાત્રી કરવા માટે બહાર આવેલા નાળ જેવા છેડા આગળ હાથ અડકાડવો. જો નાળ હોય તો ત્યાં લોહીનો ધબકારો માલમ પડવો જ જોઇએ. કવચિત કમળમાં કાણું પડેલું હોય છે તો તેમાં આંતરડું ઉતરી આવે છે અને એવે વખતે આંતરડાંને નાળ સમજવાની ભૂલ થાય તો પંચાત થાય. હુશિયાર દાયણે તે નક્કી કરવું જોઇએ.

આકૃતિ ૨૭ મી.



**પ્રસવમાં પ્રથમ નાળ દર્શન થાય છે.**

નાળ દર્શનમાં પણ પરપોટો જલદી ફૂટવા ન દેવો એ સુયાણીનું મુખ્ય કર્ત્તવ્ય છે. સુયાણીએ પોતાના ચાલાક હાથમાં બે ત્રણ આંગળાં કમળના મોંમાં મુકવાં ને આથું કે જે અંગ પ્રથમ આવેલ હોય તેની પાસે એ આંગળાંને ભેરવી રાખવાં. પછી નાળના બે ત્રણ આંટા જે નીચે નમી આવ્યા હોય તેને આંગળીનાં ટેરવાંથી સ્થિર કરવા અને વેણુ બંધ થયેલી જણાય કે તુરત તે આંગળીઓ વડે નાળને કમળમાં છેટે ધકેલી દેવો. પછી વેણો આવવા લાગે ત્યારે બાળકના આગળ આવેલા અંગ સાથે નાળને આંગળાં વડે પકડી રાખીને આંગળાંનાં ટેરવાં લગી કમળ સંકોચાઇ જાય તો આંગળાં બહાર કાઢી લેવાં. આ રીતે નાળ કમળમાં પાછો જાય છે. વખતે બીજી વાર નાળ ઉતરી આવે તો બીજી વાર પણ આ રીતે નાળને પાછો કમળમાં મુકવો. આ ક્રિયામાં જે તરફથી નાળ બહાર આવ્યો હોય તેની ઉલટી બાજુએ પ્રસૂતાને સુવાડવી.

જોડલું—જોડલું હોય તો પ્રસવ કઇ રીતે કરાવવો, એ વાત પણ સુયાણીએ સારી રીતે સમજવી જોઇએ. પેટમાં જોડલું શી રીતે રહે છે તે આ જોડેની આકૃતિમાં બતાવેલું છે. કુદરતની અનિર્વચનીય માયાથી કોઇ કોઇ સ્ત્રીને એકી વખતે બબે ત્રણ ત્રણ બાળકોનો ગર્ભ રહી જાય છે અને બબે ત્રણ ત્રણ બાળકો સાથે અવતરે છે. આવાં જોડલાંનો પ્રસવ કેવી રીતે કરાવવો, એ અત્રે સંક્ષેપમાં જણાવવાનું છે. પ્રસૂતાને પ્રસવ થઇ ગયા પછી તેના પેટ ઉપર તરતજ હાથ ફેરવીને જોવું. પેટ ખાલી ન જણાય અને પેટ મોટું લાગે તો પેટમાં હજુ બીજું બાળક છે એવું અનુમાન કરવું. પેટમાં હાથ નાંખીને જોવાથી પણ ખાત્રી થાય. આવી શંકા થાય તો આશરે અરધો કલાક ચુપકીથી બેસી રહેવું. ઘણું કરીને અરધા કલાક પછી બીજું બાળક જન્મે છે. અંદર બીજું બાળક હોય અને અરધા કલાકમાં પ્રસવ ન થતાં વાર લાગે તો જલદી પ્રસવ કરાવવાની તજવીજ કરવી. કેમકે નહિ તો લોહી પડવાનો સંભવ છે. અને બાળક મરણ પામે. બે ત્રણ કલાક કરતાં વધુ વાર લાગે તો બાળક મરીજ જાય. આ સંબંધી સંપૂર્ણ માહીતી માટે જુવો ધાત્રીશિક્ષા, ભાગ ૨ જો, પ્રકરણ ૬ ઠું.

આકૃતિ ૨૮ મી.



ગર્ભમાં રહેલું જોડલું.

બાળકોનો જુદી જુદી રીતે પ્રસવ થાય છે તેનું સંક્ષિપ્ત વર્ણન આકૃતિઓ સાથે આ પ્રકરણમાં આવી જાય છે. એ સંબંધી સંપૂર્ણ જાણવા જોગ અને શીખવા જોગ જ્ઞાન મેળવવું હોય તો અમારી "ધાત્રીશિક્ષા" ભાગ બીજો ધ્યાન દઇને વાંચવા અમારી બહેનોને તેમજ સુયાણીઓને ભલામણ કરવામાં આવે છે.

આ સિવાય પ્રસવ વખતે કોઇવાર બાળકનું ગુદ દર્શન થાય છે અને કોઇવાર મુખ દર્શન થાય છે. જુવો નીચેની આકૃતિઓ.

આકૃતિ ૨૯ મી.



ગુદ દર્શન.

આકૃતિ ૩૦ મી.



મુખ દર્શન.

## પ્રસવની ત્રીજી અવસ્થા.

**ઓર પાડવી**—પ્રસવનું કામ સંપૂર્ણ થયા પછી એટલે બાળક બહાર આવ્યા પછી એક વિશેષ અગત્યનું કામ બાકી રહે છે અને તેથી આ અવસ્થાને પ્રસવની ત્રીજી અવસ્થા કહેવામાં આવી છે. આ અવસ્થા ઓર પાડવા સંબંધી છે. ઓર પડતાં વાર લાગે છે તો કેટલીક દાયણો હાથ ઘાલીને ઓરને તાણી કાઢવાની મૂર્ખાઇ કરે છે. પ્રસવ થયા પછી ઓર વધુમાં વધુ એક કલાકની અંદર એની મેળેજ પડે છે. પ્રસવ પછી પણ વેણ આવ્યા કરે છે અને એ વેણુ ઓરને બહાર ધકેલી કાઢે છે, કદી વેણ આવતી અટકે અને પ્રસવ થવામાં વધુ વિલંબ થાય તો કોઇ પાસ થયેલી મીડવાઇફ અથવા અનુભવી ડાક્ટરની સલાહ લેવી. અને તે ઉપાય બતાવે તે કરવો, પણ ઓરને તાણી કાડવાનું સાહસ કદિ પણ કરવું નહિ. પ્રસવને માટે જેમ ખૂબ વેણોની જરૂર છે તેમ ઓરને બહાર કાઢવા માટે પણ વેણોની જરૂર છે. પણ તે વેણો આપોઆપ અથવા કોઇ દવાની અસરથી આવે તો ઠીક. પ્રસૂતાએ કરાંઝીને કૃત્રિમ વેણો ખાવી નહિ. વેણ લાવનારી દવાઓમાં ઇપીકાકયુઆના નામની અંગ્રેજી દવાની ભૂકી વધારે અસર કરનારી માલમ પડેલી છે, એમ એકાદ અનુભવી અંગ્રેજ ડાક્ટરોનો મત છે. તે દવાનું બે કલાકને અંતરે એકાદ પડીકું ઘઉંભાર એટલે ૩ ગ્રેન વજનથી આપવાથી જરાયુનું મોં નરમ પડે છે, ખુલ્લું પડે છે અને વેણો આવીને ઓર જલદી પડી જાય છે. પ્રસવના સમયમાં માથું તથા ગરદન બહાર આવે કે સૂયાણીએ પોતાના જમણા હાથની હથેળી બાળકના માથા નીચે રાખી બાળકને ઝીલવું અને પ્રસૂતાના પેટ ઉપર બીજો હાથ દઇને જરાયુની સારી રીતે ફલ્લી કરીને જરા દાબીને

પકડી રાખવું; પછી બાળકના બીજા અવયવો જેમ જેમ બહાર આવતા જાય તેમ તેમ જરાયુને મુઠીમાં આણવાની તજવીજ કરતાં જવું. આવી રીતે ધીમે ધીમે અને ક્રમે ક્રમે બાળકનો પ્રસવ થાય અને જેમ એક પાકા ગળી ગયેલા કેળાને ડીંટા તરફથી બીંસીને દબાવવાથી કેળાંનો ગરભ બહાર નીકળી પડે તેમ જરાયુને ધીમે ધીમે દબાવાય તો ઓર તણાય નહિ અને લોહી પણ તૂટી પડે નહિ. ધમાધમ કરવાથી કે તાણાતાણ કરવાથી લોહી તુટી પડે છે. એક કલાક વાટ જોયા છતાં અને પેટ દબાવ્યા છતાં ઓર પડે નહિ તો ફરી પેટ ઉપર દબાણ કરવું અને જરૂર પડે તો પ્રસવ દ્વારમાં આંગળી નાખીને તપાસવું કે ઓર પ્રસવદ્વારમાં આવે છે કે નહિ. જો પ્રસવદ્વારમાંજ ઓર આવી ગઇ હોય તો આંગળીની મદદથીજ તે બહાર નીકળી પડશે. જો ઓર પ્રસવદ્વારમાં ન આવી હોય તો જરાયુના મોંની અંદર આંગળી ઘાલીને જોવું કે પ્રસવદ્વારની બહાર જે નાળ લટકે છે તે નાળ જરાયુ (કમળ) ની અંદર ભીતર સુધી છે કે નહિ. જો તે નાળ કમળની અંદરના ભાગમાં હોય તો સમજવું કે ઓર ગર્ભસ્થાનની (જરાયુથી) છુટી પડી નથી. વળી પણ ઉપરથી હાથનું દબાણ કરવું અને ઓર પડી ગયા પછી પણ દશ પંદર મીનીટ સુધી જરાયુને દાબીને પકડી રાખવું તથા લોહીના ગાંઠા ગળફા વગેરે નીચોવાઇને કાઢી નાખવા સારૂ ધીમે ધીમે જરાયુ ઉપર હથેળીની ધકેલ મારવી. ઓર પડયા પછી પેડુથી તે છાતીની નીચેની કીનારી સુધી પેટ ઉપર ઘડી વાળેલું ગાદી જેવું એક કપડું મૂકીને તેના ઉપર ફલાલીન પેટ તથા વાંસાને ફરતું દબાણ થાય એમ તાણીને વીંટવું, જેથી પ્રસૂતિને સુખ થાય, પેટ ઝૂલી જાય નહિ અને લોહી પડે નહિ. દશ દહાડા સુધી આ રીતે પેટ ઉપર ફલાલીન વીંટી રાખવું. વળી દશ દિવસ સુધી પ્રસૂતિને ખાટલામાંથી ઉઠીને ફરવા દેવી નહિ; પ્રસવ પછી ૨૪ કલાક સુધી તો બીલકુલ ઉઠવું નહિ.

**લોહી પડવું**—આ દેશની કેટલીક અનાડી સુયાણીઓ એમ માને છે તથા બોલે છે કે પ્રસવ પછી લોહી પડવું જોઇએ. આ વાત સમજ વગરની છે. પ્રસવ પછી લોહી નહિ જવું જોઇએ અને જો વધુ લોહી જાય તો પ્રસૂતાને જરૂર નુકસાન થયું સમજવું. આગળ કહ્યા પ્રમાણે પ્રસવ પછી રક્તસ્રાવ જેવું મેલું પાણી, તે સાથે ઓરનો કેટલોક ભાગ અને કચરો બહાર આવે છે. આવું રક્તમિશ્રિત પાણી કેટલાક દહાડા સુધી ચાલ્યા કરે ને પછી બંધ થાય, તેને બંધ ન કરવું.

ઘણું કરીને છ માસનો ગર્ભ થયા પછી કેટલીક સ્ત્રીઓને લોહી પડવા માંડે છે અને પ્રસવનો વખત પાસે આવે તેમ વધારે પડે અને તેથી પુરા દહાડા પહેલાંજ કસુવાવડ થઇ જાય. આવી રીતે સગર્ભાવસ્થામાં લોહી પડે તેનો કાંઇ નિયમ નથી; બબે દહાડે, અઠવાડીયે, પખવાડીયે કે મહીને મહીને પણ લોહી પડે. વખતે થોડું લોહી પડે અને વખતે અતિ લોહી તુટી પડતાં ગર્ભિણી મરણ પામે! પાંચમે છઠ્ઠે મહીને લોહી પડવા માંડે તો સમજવું કે ઓર કમળના મોંમાં અથવા તેની પાસે ચોટેલી હશે. અંદર હાથ લગાડી જોવાથી ખાત્રી થાય. ટેવ હોય તે સ્પર્શથી પણ ઓરને જાણી શકે. લોહી પડતું હોય એટલે કમળનું મોં તો ઉઘડેલુંજ હોય અને તેથી હાથ કે આંગળી નાખીને જોઇ શકાય. પાંચમા મહીનાથી લોહી પડવા માંડે અને પાછું વચમાં તદ્દન અટકી જાય તો પ્રસવ વખતે એકદમ એટલું બધું લોહી પડે કે પ્રસૂતા જોખમમાં આવી પડે.

**લોહી અટકાવવાના ઉપાય**—(૧) પાંચમાં, છઠ્ઠા કે સાતમા માસથી ગર્ભિણીને લોહી પડવા માંડે અને થોડું થોડું પડયા જ કરે તો પ્રસવના દ્વારમાં કમળના મોં સુધી લુગડાના સફેદ ચોખ્ખા કકડાનો સારી રીતે ડુચો મારવાથી અટકી શકે. પ્રસવદ્વારમાં એક પછી એક લુગડાના નાના નાના કકડા ખોસવા. ઠાંસી ઠાંસીને નહિ પણ દ્વાર બંધ થતાં સુધી મુકવા. આ કકડા ભીંજાય અથવા વાસ મારે કે બદલીને બીજા મુકવા. (૨) પ્રસૂતાને પથારીમાં જ સુવાડી રાખવી. (૩) તેને ઠંડકવાળા ઘરમાં રાખવી. (૪) ખોરાક હલકો, જલદી પચે અને બળ આપે એવો આપવો. દુધ, દુધચોખા કે સાબુચોખાની કાંજી આપવી. (૫) ગર્ભના પાંચ મહીના પછી એકવાર લોહી પડે તો ગર્ભિણીને ચોખી રીતે મના કરવી કે તેણે બહુ ઉઠબેસ કે હરફર કરવી નહિ. (૬) એકદમ લોહી બહુ વહે તો ઠંડા પાણી સાથે મેળવીને દ્રાક્ષાસવ આપવો, જેથી નબળાઈ ન આવે. ત્રણ ત્રણ કલાકે એકેક બબે ચમચા દ્રાક્ષાસવ થોડા પાણીમાં મેળવીને આપવો. ડાક્ટર બ્રાંડીની ભલામણ કરે છે. પાંચમે છઠ્ઠે કે સાતમે મહીને લોહી પડવા લાગે કે આ ઉપાયો કરવાથી સ્ત્રી તથા બાળક બન્ને પુરા દહાડા સુધી બચી શકે. જો આ ઉપાયો ન કરવામાં આવે તો ગર્ભિણી મરણ પામે, અને કદિ તે બચે તો પણ કસુવાડ થઇને બાળક તો જરૂર મરણ પામે. (૭) પુરા દહાડાના પ્રસવમાં ઓર પહેલી આવે ત્યારે લોહી પડવાનો પુરો સંભવ; અને એ લોહી બહુ વહી ન જવા દેવું, એજ દાયણની ચતુરાઇ. હાથ નાખીને બાળકને યુક્તિથી ફેરવી દેવાથી એ લોહીનો અટકાવ થાય છે. બાળકના પગ નમાવી નીચે લાવવાથી તે પગ કમળનું મોં બંધ રાખે છે, તેથી પણ લોહીનો અટકાવ થાય છે; કેમકે રસ્તો બંધ થાય છે. (૮) બાળકને ફેરવી દીધા છતાં પ્રસવ ન થઇ શકે, કમળનું મોં ખુલ્લું ન હોય કે લોહી વહેવાથી પ્રસૂતા નબળી પડી ગઈ હોય, કે પુરા દહાડા થયા પહેલાંથીજ વેણો આવવા માંડે, કે બાળક ગર્ભસ્થાનમાં જઇ મરી ગયું હોય, કે ઘણુંજ લોહી પડતું હોય અને બંધ ન પડતું હોય, તો સૌથી પહેલાં હાથ નાખીને ઓર બહાર ખેંચી કાઢવી. ઓર બહાર કાઢવાથી લોહી પડતું એકદમ બંધ થાય અને પ્રસૂતા બચી જાય. ઓરજ લોહી પડવાનું કારણ હોય છે. કાંઇ ઉપાય ન રહ્યો હોય અને લોહી વહેવાથી પ્રસૂતા મરણતોલ થઈ હોય ત્યારે લોહીને અટકાવવું એજ મુખ્ય ઉપાય છે અને તેને માટે કાંઇ પણ વિલંબ ન કરતાં ઓર બહાર કાઢી ફેંકી દેવી. પછી મરેલું બાળક બહાર કાઢવું અને આ રીતે પ્રસૂતાને બચાવવી. બાળક તો આ સ્થિતિમાં બચેજ નહિ.

**જખમ**—પ્રસવ કરતાં કેટલીકવાર ઉતાવળ કરવાને લીધે જમીન ફાટીને ચીરા પડે છે અને તે ચીરા મહા મહેનતે રૂઝાય છે. ઘણું કરીને પહેલીવારની જણતરમાં સુંવાળી ચામડીમાં ચીરો પડવાનો ભય છે. સંભાળ રાખતાં છતાં તેમ બને તો તે જખમ ગરમ પાણીથી ધોયા કરવો. જખમની બન્ને કોર અડોઅડ રાખવી જેથી સંધાઇ જાય અને તેમ થવા માટે પ્રસૂતાએ હાલચાલ નહિ કરતાં પડી રહેવું અને એજ કારણથી દસ્ત પણ નરમ આવે, એવી તજવીજ રાખવી.

## પ્રસૂતિની માવજત.

હવે પ્રસૂતિની ખાનપાન વગેરેની માવજત કેવી રીતે કરવી, તે વિષે થોડું જરૂર જાણવું જોઇએઃ—

**ખોરાક**—પહેલા બે દિવસ છેક હલકો ખોરાક આપવો. કેટલેક ઠેકાણે લાંઘણ કરાવવાનો ચાલ છે અને કેટલેક ઠેકાણે ઘી વિનાની ગોળ લોટની રાબડી પાવાનો ચાલ છે. ડાક્ટરો દુધ અને સાબુચોખાની કાંજી માટે ભલામણ કરે છે, તે પણ ઠીક છે. હલકો ખોરાક રાખવો એ મુખ્ય મતલબ છે અને નબળી સ્ત્રી હોય તો તેને લાંઘણ કરાવવી નહિ. ત્રીજે દહાડેથી પ્રસૂતિની છાતીમાં ધાવણ ભરાય છે અને તેથી જરા તાવ આવી જાય છે. તેથી ગભરાવું નહિ, પણ ખોરાકની સંભાળ રખાવવી. કાંજી કે ખીર આપવી. ભાત વાયુ કરે માટે આપવો નહિ. આપણા દેશમાં સુવાવડી સ્ત્રીને દુધ આપવા સંબંધી મોટો વ્હેમ છે, પણ તે વ્હેમ પાયાવાળો નથી. આપણા દેશમાં સુવાવડીને શીરો ખવરાવવાનો ચાલ છે, પણ ઘણું કરીને નબળા બાંધાની અને નબળી પાચનશક્તિવાળી સ્ત્રીઓ શીરો પચાવી શકતી નથી અને તેથી સુવાવડમાં તાવ, અજીર્ણ, ઝાડા વગેરે ઉપદ્રવો થવાનો સંભવ ઉભો થાય છે. જેની પાચનશક્તિ બહુ સારી હોય તે શીરો બેશક પચાવી શકે માટે સ્ત્રીની શક્તિ જોઇને ચોથા દહાડાથી સારો પોષણકારક ખોરાક આપવો, પણ ખટાઇ વગેરેની નાડે પણ જવું નહિ.

**બીજી સૂચનાઓ**—એક માસથી દોઢ માસ સુધી સુવાવડની મુદત ગણાય છે. ત્યાં સુધી સુવાવડીએ કેટલાક નિયમો પાળવા જોઇએ. તેને માટે નીચે પ્રમાણે સૂચનાઓ કરવામાં આવે છેઃ—

(૧) **કાટલું**—સુંઠ-બહુ ગરમ પડે તો ન ખવરાવવું. ઘણી વાર હદ ઉપરાંત સુંઠ, કાટલું વગેરે ગરમ ચીજો ખવરાવવાથી ઉલટા બીજા ઉપદ્રવો થાય છે. વળી ઘણી સ્ત્રીઓને કાટલાના લાડુ પચતા નથી અને ભાવતા પણ નથી છતાં તેને પરાણે ખરાવવાનો ચાલ છે તે ઠીક નથી.

(૨) **શેક**—વરસાદની કે શીયાળાની ઋતુમાં માફકસર શેક આપવો તે ઠીક છે, પણ માની સાથે બાળકને સુવાડીને નીચે રાખવાથી કુમળું બાળક રૂંધાઇ જાય. ઘણાંક છોકરાંને આવા શેકથી ફોલ્લાં ઉઠે છે. સુવાવડીના ખાટલા નીચે છેટેથી શેકની મોટી ભઠ્ઠી મુકીને દૂર થઇ ગયા, પછી બીચારી સુવાવડી ભલે શેકાયા ને રૂંધાયા કરે ! શેકની દરેક સુવાવડીને અને બધી ઋતુમાં જરૂર છે, એમ માની લેવું નહિ; કદિ શેક આપવો તો ઘણો થોડો આપવો અને ખાટલામાંથી લટકતી દોરી સળગે નહિ તેની સંભાળ રાખવી. શેક વખતે બાળકને તેની માના પડખાથી દૂર રાખવું.

(૩) **સુવાવડનો ખાટલો છોડવો નહિ**—દશ દહાડા સુધી સુવાવડીએ ખાટલામાં જ રહેવું. તેણે પોતાનો ઓરડો છોડીને બહાર નીકળવું નહિ. કેમકે એવી છુટ મળવાથી ઘણીક સ્ત્રીઓ દશ વાસાની અંદરજ નદીએ નહાવા દોડે છે, અથવા ઘર આગળ ટંડે પાણીએ નહાય કે પવન ખાય, તેથી પણ નુકશાન છે. કાચા વાસામાં ઉઘાડી જગામાં નહાવાથી ઘણીક સ્ત્રીઓ આંચકીના રોગથી ઉપડી ગઇ છે.

(૪) **ઉંઘ**—પ્રસવ થયા પછી પ્રસૂતા જરા હુશયાર થાય અને નાળ કાપવામાં આવે તે પછી તેને નીરાંતે ઉંઘવા દેવી અને તેને સારી ઉંઘ આવે માટે તેના ઓરડામાં ઘણી સ્ત્રીઓએ ભેગી થઇને વાતો ન કરવી.

(૫) **પ્રસવદ્વારનું રક્ષણ**—વળી એક સાફ લુગડાનો કકડો એવડો ત્રેવડો વાળીને તે અગ્નિ ઉપર ધરી જરા હુંફાળો કરીને પ્રસવના દ્વાર ઉપર ચારે તરફ ફરતો મુકવાથી તે

ભાગની પીડા દૂર થશે. ઠંડો પડે એટલે વળી ફરીને ગરમ કરવો. પીડા દૂર થાય ત્યાં સુધી અને એટલા દિવસ સુધી મુકવો. ગંદો મેલો થાય તો બદલવો. તે ઉપરાંત ગરમ દુધ અને ગરમ પાણી સરખા ભાગે મેળવીને રોજ બેવાર પ્રસવદ્વારને ધોવું. એમ કરવાથી સફાઇ રહેવા ઉપરાંત સુવાવડી જલદી હુશિયાર થાય છે.

(૬) **લોહી વહેવું**—આગળ જણાવ્યા પ્રમાણે પ્રસવ થયા પછી પ્રસવદ્વારમાંથી જરા જરા લોહી અથવા રંગવાળું પ્રવાહી ટપકયા કરે છે. ચાર પાંચ દહાડા પછી લોહીવાળો રંગ બદલીને મેલો દેખાય કે પંદર વીશ દહાડા સુધી આવું પ્રવાહી ટપકે છે. આ પ્રવાહીને પડવા દેવું, બંધ કરવું નહિ. જલદી બંધ થાય તો ઉલટું દુઃખ થાય. પેડુમાં પીડા થાય અને તાવ પણ આવી જાય અને વખતે ગંભીર રૂપ પણ પકડે. પ્રસવદ્વારમાં ઠંડું પાણી અડવાથી કે ઠંડું કપડું લાગવાથી આ પ્રવાહી બંધ પડી જાય, માટે તેની પથારી પણ ભીની કે ઠંડી રહેવા દેવી નહિ, વારંવાર બદલવી. જેમ બને તેમ સુવાવડીને હુંફાળી રાખવી એ મુખ્ય સંભાળ છે.

(૭) **સ્નાન**—સુવાવડી સ્ત્રીએ પ્રસવ પછી એક માસ સુધી તો ગરમ પાણીથી જ ન્હાવું. ઉનાળામાં પણ ન્હાવા માટેનું પાણી થોડું ઘણું ગરમ જ હોવું જોઇએ. ઝાડા પેસાબ વખતે જે પાણી લેવાનું તે પણ ગરમ હોવું જોઇએ. પીવાને માટે આપણામાં કેટલાક દિવસ સુધી વાવડીંગ વગેરે દવાઓ નાખીને ઉકાળી ઠારેલું પાણી આપવાનો ચાલ છે તે ખોટો નથી. ગરમ કર્યા પછી ઠારીને પાણી પીવા આપવું.

(૮) **સઘડી** તથા **ધુમાડો**—સુવાવડીના ઓરડામાં તથા બહાર કેટલાક દિવસ સુધી સઘડી સળગ્યાજ કરે છે; પણ એ સઘડીનો ધુમાડો સુવાવડીને તથા તેના કુમળા બાળકને નુકશાન પહોંચાડે છે. માટે છાણાં સળગાવવાં તે છેટે સળગાવવાં અને અંગારા સઘડીમાં નાખીને સુવાવડીના ઓરડામાં મુકવા અથવા જરૂર પડે તો ખાટલા નીચે રાખવા. સુવાવડીના ઓરડામાં અંગારાની સઘડી રાખી મુકવાથી અંદર પવન ચોખ્ખો રહે છે, માટે દેવતા રાખવો, પણ ધુમાડા વિનાનો રાખવો.

(૯) **સ્વચ્છતા**—સુવાવડીના પહેરવાનાં લૂગડાં, સુવાનાં ગોદડાં અને ઓઢવાનાં વસ્ત્ર સ્વચ્છ હોવાં જોઇએ. તેનું શરીર પણ ચોખ્ખું રાખવું જોઇએ. સુવાવડીને દશ વાસા પહેલાં આપણામાં નવરાવવાનો ચાલ નથી તે ભલે, પણ ગરમ પાણીમાં ટુવાલ બોળી નીચોવીને તે હુંફાળા ટુવાલ વતી આખું શરીર સારી રીતે લુછી નાખવું જોઇએ. આવી રીતે નિત્ય કરવાથી સુવાવડીને ઘણો આરામ મળે છે. આપણાં અજ્ઞાન કુટુંબોમાં બિચારી સુવાવડી દશ દહાડા સુધી ગંધાતાં ગોદડાંમાં અને ગંધાતાં કપડામાં સડયા કરે છે! સુવાવડના માટે નવા કીમતી કપડાં કે ગોદડાંની જરૂર નથી પણ તે સ્વચ્છ હોવાની ખરેખરી જરૂર છે.

(૧૦) **પરિશ્રમ**—ક્રોધ, ઠંડો કે વાસી ખોરાક અને પવનવાળી જગા, એટલી વાતોનો ત્યાગ કરવો. એક માસ સુધી શરીરે તેલ ચોળાવવું.

## ગર્ભસ્રાવ અને કસુવાવડ.

**કારણો**—( ૧ ) ઘણા દિવસ તાવ આવે તેથી, ઘણા દિવસ સુધી પેટમાં દરદ હોય તેથી, કોલેરાથી અને શીળી-ઓળીયાના દરદથી કસુવાવડ થઇ જવાનો ભય છે. (૨) પેટ ઉપર આઘાત એટલે માર, ઘા, કે ધક્કો લાગે તેથી કસુવાવડ કે ગર્ભસ્રાવ થાય છે. (૩)

પગ લપસી જાય અને ગર્ભવાળી સ્ત્રી પડી જવાથી પેટ દબાણમાં આવે તેથી. (૪) અતિ મહેનતથી, દરદ થાય એવું બળાત્કારથી પરિશ્રમનું કામ કરવાથી, ઝાડા પેસાબના વેગને વારંવાર રોકી રાખવાની ટેવથી, ઘણી ઉધરસ આવવાથી અને અતિ ઘણું હસવાથી પણ વખતે કસુવાવડ થઇ જાય. (૫) ઘણો ગુસ્સો, ઘણો હર્ષ, ઘણું દુઃખ કે અચાનક સારા માઠા સમાચાર સાંભળવાથી પણ કસુવાવડ થઇ જાય. અતિ નબળાઇથી અને ગરમીનો કોઠો હોવાથી પણ કસુવાવડ થઈ જાય

એકવાર જેને ત્રણ ચાર માસે કસુવાવડ થાય તેને બીજીવાર પણ તેમ થવાનો ભય ખરો, અને વળી મહીના પછી ફરી ગર્ભ રહે છે, અને વળી ત્રણ માસ થયા છે કે ગર્ભસ્રાવ થઇ જાય છે. આમ થાય તેને પુરા દહાડા ચડેજ નહિ. સંપૂર્ણ સુવાવડ આવેજ નહિ.

**લક્ષણો**—શરીરે અસુખ, બેચેની, અંગમાં પીડા, આળસ, વાંસામાં ફાટ, નબળાઇ, સુવાવડના જેવી વેણો આવે, પ્રસવદ્વારમાં લોહી દેખાય, છેવટ પીઠ, કેડ, પેટ તથા સાથળ ફાટવા માંડે. આમ થયા પછી થોડીવારે પેટમાંથી ગર્ભ પડી જાય છે, તેનું નામ ગર્ભસ્રાવ કે કસુવાવડ. કોઇ સ્ત્રીને કસુવાવડમાં બકારી તથા ઉલટી થાય, નાડી જલદ ચાલે અને શરીર ગરમ થાય, કોઇને સુદલ દરદ થાય નહિ, ઘણું લોહી પણ પડે નહિ અને તુરત છુટકો થઇ જાય. કસુવાવડની ટેવ હોય એવી સ્ત્રીઓને વિશેષ કષ્ટ થયા વિના કસુવાવડ થાય છે. કોઇને એટલું બધું લોહી પડે કે જાણે મરી જશે. કોઇને કસુવાવડનાં બધાં લક્ષણો જણાય તે પછી, પુરે દહાડે જીવતું બાળક અવતરે તેમ એક ન્હાનું મરેલું બાળક અવતરે. જોડલાંવાળી સ્ત્રીનું એક બાળક પેટમાં મરી જાય તો તે સ્ત્રીને કસુવાવડનાં બધાં લક્ષણો દેખાય, પણ મરેલું બાળક તે વખતે પડી જાય નહિ, પણ ગર્ભમાં રહે અને છેવટ બીજું જીવતું બાળક અવતરે ત્યારે તે મરેલું બાળક બહાર પડે. કસુવાવડ જેમ વધારે પાકા માસની એટલે પુરા દહાડા તરફ થાય તેમ લોહી ઓછું પડે અને જેમ વધુ કાચો ગર્ભ તેમ લોહી વધારે પડે.

**ઉપાય**—જેને ત્રણ ત્રણ માસે વારંવાર ગર્ભસ્રાવ થતો હોય કે કસુવાવડ થતી હોય તેના ગર્ભને કોઇ ઉપાયથી સાચવી રાખવાનું કામ મુશ્કેલ છે. એકેવાર કસુવાવડ ન થઇ ગઇ હોય છતાં પહેલીવારની કસુવાવડમાં ઘણુંક લોહી પડે અને ઉપરાઉપરી જબરી વણો આવે તો તે ગર્ભને પડતો અટકાવી રાખવાનું કામ પણ મુશ્કેલ છે. એકેવાર કસુવાવડ ન થઇ હોય, લોહી ઓછું પડતું હોય અને વેણો પણ થોડી થોડી નરમ પડતી હોય, તેવી કસુવાવડમાં તુરત ઉપાય થાય તો ગર્ભનું રક્ષણ કરી શકાય એટલે કસુવાવડ થતી અટકે. સ્ત્રીને પથારીમાંથી ઉઠવાજ ન દેવી, ગોદડાં ગાદલાં વિનાના ખાટલા ઉપર શાંત પડી રહેવા દેવી, ઝાડો પેસાબ પણ ખાટલામાંજ કરાવવો અને તેની પાસે ઘોંઘાટ ન થવા દેવો; ઓરડો ઠંડો રાખવો. કસુવાવડનો ભય દુર થયા પછી પણ પાંચ સાત દિવસ સુધી ઉઠવા કે હરવા ફરવા ન દેવી. ખોરાક હલકો આપવો. દુધ-કાંજી-અને તે ગરમાગરમ નહિ પણ ઠારીને આપવું. કોઈ પણ ચીજ ગરમ-મોઢે બળતી ખાવા આપવી નહિ. પાણી ઘણુંજ ઠંડું પાવું. બહુ વેણો આવતી હોય તે બંધ કરવા ક્લોરાડાઇનનાં ૩૦ ટીપાં ૧ ઔંસ પાણીમાં મેળવી આપવાં અથવા લાડેનમ એટલે અફીણના અર્કનાં ૨૦ થી ૧૫ ટીપાં પાણીમાં નાંખીને પાવાં અથવા જરા ચોખ્ખું અફીણ જારના દાણા જેટલું આપવું. બહુ લોહી વહેતું હોય તે બંધ કરવા માટે સ્ત્રીને કઠણ પથારીમાં સુવાડવી અને ઠંડા પાણીમાં લુગડાનો કટકો બોળીને પ્રસવદ્વારમાં તથા આસપાસ લપેટવો

અને સુકાય ત્યારે ફરી ભીંજવીને મુકયા કરવો. વળી તેથી પણ લોહી બંધ ન થાય તો પ્રસવદ્વારમાં કોરા લુગડાને ડુચો પણ દેવો; પણ એમ કરવાથી અંદર કમળમાંથી લોહી એકઠું થતું હોય અને સ્ત્રીમાં અતિ નબળાઇનાં તથા ફીકાસના ચિન્હો માલમ પડે અને તંદ્રા જેવું જણાય તો પ્રસવદ્વારમાં મુકેલો ડુચો કાઢી લેવો અને આગળ જણાવ્યા પ્રમાણે ઉપર ઠંડાં પાણીનાં પોતાં વારંવાર મુકવાં અને પાણીમાં મેળવીને વારંવાર દ્રાક્ષાસવ કે બ્રાંડી આપી શકતી ટકાવી રાખવી. પુરે મહિને કસુવાવડ આવે તો સુવાવડ પ્રમાણે બધી સારવાર કરવી.

હવે જે સ્ત્રીને વારંવાર કસુવાવડ થતી હોય તે બંધ કરવાનો મુખ્ય ઉપાય એ છે કે, એક વરસ સુધી ગર્ભ ન રહે એવી તજવીજ રાખવી. એનો અર્થ એ છે કે એક વરસ સુધી સ્ત્રીએ પોતાના ધણીથી અલગ રહેવું. આ નિયમ ઉપર ધ્યાન રાખવાથી અને બીજા યોગ્ય ઔષધોપચારથી આવી ઘણીક સ્ત્રીઓને કસુવાવડની ટેવ બંધ પડેલી છે અને પુરે દહાડે બાળક અવતરેલ છે. ઘણે ભાગે આવી ટેવવાળી સ્ત્રીને ત્રણ મહીનાની અંદરજ કસુવાવડ થાય છે, માટે એવી સ્ત્રીએ ચાર માસ સુધી સ્વામી સંબંધ કરવોજ નહિ. કેમકે તેમ કરે તો કસુવાવડ થઇ જાય, વળી જે સ્ત્રીને એકાદવાર કસુવાવડ થઇ ગઇ છે, તેને ફરી ગર્ભ રહે ને કસુવાવડનો સમય આવે ત્યારે તેણે બીજી પણ ઘણીજ સંભાળ રાખવી. ઉઠવા બેસવા હરવા ફરવાનું ઝાઝું કરવું નહિ; સુઇજ રહેવું. કસુવાવડનો સમય વીતી જાય ત્યાં સુધી આ બધી સંભાળ રાખવી, અને પતિ સંબંધ મુદલ ન કરવો, એ વાત કદી પણ ભુલવી નહિ. કોઇ ગરમીનો રોગ હોય કે અતિ નબળાઇ હોય, ને તે કારણથી કસુવાવડ થઇ જતી હોય તો કસુવાવડ થઇ ગયા પછી તુરત શક્તિ આવે તેવો ઉપાય કરવો અને ગરમી હોય તો સારી રીતે ગરમી નીકળી ગઇ છે એવી ખાત્રી થાય તે પછીજ સંબંધ કરવો. કસુવાવડ થવાની ટેવવાળી સ્ત્રીએ બનતાં સુધી હમેશાં કોકરવા ઠંડા, પાણીથી ન્હાવું. બહુ ઠંડા પાણીથી કે ગરમ પાણીથી ન્હાવું નહિ. વારંવાર ગર્ભસ્રાવ કે કસુવાવડ થતી હોય અને કાચા વાસામાં ઉઠીને કામ કરવા મંડી જાય એવી સ્ત્રીઓને બીજાં દરદો થાય છે, તેમાં ગર્ભાશયભ્રંશ એટલે શરીર બહાર નીકળી આવવું, તે મુખ્ય છે.

---

## સુવારોગ.

સુવાવડ તથા કસુવાવડમાં રહી ગયેલા દોષથી જે દર્દ થાય છે તેને સુવારોગ કહે છે.

**લક્ષણો**——તાવ, ખાંસી, ઝાડો, ઉલટી, સોજા, શુળ, અરૂચિ, ઇત્યાદિ તેના લક્ષણો છે. કેટલીકને અપચો, મોળ, ઉલટી, પેટ ચડવું, ઝાડો, શુળ, અરૂચી, ઝાડાનો કબજો, માથામાં દરદ વગેરે વાયુપ્રધાન ચિન્હો થાય છે. અને કેટલીક સ્ત્રીઓને શરીરમાં તથા હાથ પગમાં દાહ, પેસાબમાં દાહ, તથા ઉનવા, મોં આવી જવું, અવાળુ ફુલી જવાં, શરીરમાં ફીકાશ, પેટમાં દાહ, અતિ પરસેવો અને ગાત્રોની ત્રોડ વગેરે પિત્તપ્રધાન ચિન્હો માલમ પડે છે. આ સિવાય ઋતુ સંબંધી તથા ગર્ભાશય વગેરે સ્થાનિક વિકારો પણ જણાય છે.

**ઉપાય**—(૧) **દેવદાર્વ્યાદિ ક્વાથ** ( નં. ૫૮૯ ) નવા સુવારોગમાં ઘણોજ સારો ફાયદો આપે છે, અને સુવાવડના તમામ વિકારોને તથા દોષોને કાઢી નાખે છે; ( ૨ ) **દશમુળાદિ ક્વાથ** (નં. ૫૮૧) સુવાવડી સ્ત્રીના સર્વ વિકારો માટે. (૩) વાયુનાં ચિન્હો હોય તો ( નંબર ૮૨૨ ) નો **સૌભાગ્યસુંઠીપાક** આપવો. લોકો એવા પાકને કાટલું કહે છે. (૪) પ્રથમ એક જુલાબ આપીને પિત્તનાં ચિન્હો હોય તો ( નં. ૮૧૪ ) નો **જીરાપાક**

ખવરાવવો; તથા (૫) પ્રદર હોય તો બત્રીશુ આપવું-તપખીર રતલ ૨. વરીયાળી તો. ૧૦, ધાણા તો. ૧૦, ધોળો વજ તો. ૨ાા, એલચી તો. ૨ાા, ગુલાબનાં ફુલ તો. ૫, કપુરકાચલી તો. ૫, તમાલપત્ર તો. ૨ાા, તે સર્વને ખાંડી ચુર્ણ કરવું ને ચુર્ણ બરાબર સાકર. અને તેનાં પીંડીયાં વળે એટલું તાજું ઘી મેળવીને સાથે બદામ પસ્તા ભેળવવાં તેનું નામ બત્રીશું—માત્રા ૫ થી ૧૦ તોલા. (૬) લોહ અથવા મંડુરભસ્મનું ત્રિકટુની સાથે ઘી તથા મધમાં સેવન કરવું. (૭) દેવબાવળ (વિલાયતી બાવળ) જે બધે મળે છે અને જેમાં પીળાં ફુલ, શીંગો, પાનવાળી લાંબી સળીઓ થાય છે તે બાવળનાં પાન તો. ૧ તેમાં મરી દાણા ૩ મેળવી વાટીને પાવું અને ખોરાકમાં બાજરાનો રોટલો તથા ગાયનું દુધ આ પ્રમાણે દિવસમાં બે ટંક કેટલાક દિવસ સુધી પીવાથી ભયંકર સુવારોગ ઘણી સ્ત્રીઓને મટયો છે. ( સત્યવૈદક. )

---

## છોડ શુષ્કગર્ભ.

### ( Mole Pregnancy-મોલ પ્રેગનન્સી. )

**સમજણ તથા લક્ષણો**—ગર્ભ રહ્યા પછી તે અમુક મુદતે વધતો અટકી જતાં આસપાસ માંસનો ભાગ વધે છે અને ગર્ભનાં ચિન્હો બંધ પડે છે. આ પ્રમાણે સુકાઇ ગયેલા ગર્ભને છોડ કહે છે. આવું છોડ કવચિતજ થાય છે, પણ ઘણીવાર તો બીજા વ્યાધિના ચિન્હોને ભુલથી છોડ ગણવામાં આવે છે. ગર્ભાશયમાં ગાંઠ થાય છે તેને અથવા ગર્ભાશયનાં બીજા દરદોને છોડ ગણવામાં આવે છે. ખરૂં જોતાં, ગર્ભ ઉત્પન્ન થયા પછી વધે નહિ અને કાચો પડી રહે તેને છોડ કહેવો જોઇએ. ગર્ભ નાબુદ થઇને તેનાં પડ માંસના લોચા જેવાં થાય છે, અથવા તેના પડની વચમાં રક્તસ્રાવ થવાને લીધે ગર્ભનો લોચો વળી જાય છે. અથવા ગર્ભના એક પડમાં સડો થઇને તે સડો પોષણ પામીને વધે છે. છોડમાં ગર્ભ હોય તો મૃત્યુ પામે છે અને ગર્ભને મળવાનું પોષણ આ છોડના લોચાને મળે છે તેથી તે લોચો કેટલીકવાર જલદી વધે છે અને પેટ ચાર પાંચ મહિનાના ગર્ભ જેવું દેખાય છે, તેથી ગર્ભ સજીવન હશે એવી ભ્રાંતિ થાય છે. આ છોડ કાંતો અંદર ધીમે ધીમે સુકાઇ જાય છે. અથવા એની મેળે પડી જાય છે. અને છોડ પડે છે ત્યારે ગર્ભપાતનાં જેવાં લક્ષણો જણાય છે. કોઇવાર છોડની સાથે જીવતો ગર્ભ પણ માલમ પડી આવે છે. આ પ્રમાણે છોડ નકી કરવાનું કામ ઘણું કઠણ છે, માટે પુર્ણ અનુભવી દાયણો અને સુતિકાશાસ્ત્રના સંપુર્ણ અભ્યાસી ડાકટરોની સલાહ લઇને નિર્ણય કરી તેના ઉપાયો કરવા. ગર્ભપાતના ઉપાયો કરી છોડને કાઢવાના ઉપાયો કરવા.

---

## વંધ્યત્વ-વાંઝીયાપણું.

### ( Sterility-સ્ટેરીલીટી. )

**વિવેચન**—વંધ્યત્વ બે પ્રકારનું છે. પ્રથમથીજ ગર્ભ નહિ રહેવો તે **શુદ્ધ વંધ્યત્વ** અને એકાદવાર ગભ રહ્યા પછી ગર્ભ બંધ પડવો તેને **નષ્ટગર્ભાતિવ્યતા**, એવાં નામો આપી શકાય, વંધ્યત્વના દોષ અથવા રોગને સ્ત્રીઓનાં દરદોનાં પ્રકરણમાં દાખલ કરવાનું કારણ એ છે કે ગર્ભ ધારણ કરનાર સ્ત્રી છે, એટલુંજ નહિ પણ વંધ્યત્વનાં કારણોનો વિશેષ સંબંધ સ્ત્રીઓનાં દરદો સાથે હોય છે; પણ તેથી પુરૂષો એ જવાબદારીના ઓછા

જોખમમાં નથી. સ્ત્રીઓને ગર્ભ નથી રહેતો તેમાં સ્ત્રીઓનોજ દોષ છે, એવું ઘણાં મંડળોમાં માનવામાં આવેલું છે; અને દેશી સંસારમાં તો એ દોષનો સઘળો બોજો બીચારી અબળા જાતિ ઉપર નાખવામાં આવેલો છે. વંધ્યત્વના ઉપાય કરવા માટે પુરૂષ પોતાની સ્ત્રીને આગળ કરે છે અને જાણે પોતે સર્વ પ્રકારના દોષથી મુક્ત હોય એવું માનીને પોતાની સ્ત્રીને ગર્ભધારણ કરવાને અયોગ્ય માની બીજી સ્ત્રી કરે છે. ખરૂં છે કે વંધ્યત્વ એ સ્ત્રીના શારીરિક દોષો અને પ્રજોત્પાદક અવયવોની સાથે વિશેષ નિસ્બત રાખે છે. તથાપિ વંધ્યત્વના ઉપાયોમાંથી તથા તેની જવાબદારીમાંથી પુરૂષ છેક છુટી શકે એમ નથી.

વંધ્યત્વનો કશો ઇલાજ નથી, એવો વિચાર શારીરિક અને વૈદ્યકશાસ્ત્રથી અજ્ઞાન એવા લોકોના મોંએથી વારંવાર સાંભળીએ છીએ, તેઓ બીલકુલ જાણતા નથી કે વંધ્યત્વ એ માત્ર શારીરિક ખોડ અથવા રોગનું પરિણામ છે, અને શસ્ત્રોપચાર તથા ઔષધોપચાર એ ખોડ તથા રોગને દુર કરી શકે છે; આવા ભુલભરેલા વિચારના લોકો માત્ર જમીન અને બીનો દાખલો લક્ષમાં લેશે તો તેમની ખાત્રી થશે કે સ્ત્રીની અથવા પુરૂષની અથવા બન્નેની શારીરિક ખામીથીજ ગર્ભ રહી શકતો નથી. જો જમીન અશુદ્ધ, ઝાડી ઝાંખરાવાળી, પથરાવાળી, ક્ષારવાળી, અને પાણી તથા ખાતરના સંસ્કાર વગરની હોય તો તેમાં સારૂં બી પણ ઉગી શકતું નથી અને કદી ઉગે છે તો તેમાંથી જે છોડ થાય છે તેમાં ફળ કે દાણા ચડતા નથી. એવીજ રીતે જમીન સર્વ રીતે સારી હોય પણ તેમાં વાવવાનું બી બગડેલું કે સડેલું હોય તોપણ એજ પરિણામ આવે છે. વળી આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ કે એવીજ ખરાબ જમીનને ખેડી ખાતર પુરી સુધાર્યા પછી તેમાં સારૂં બી વાવીએ છીએ તો તે સારો પાક આપે છે, આ વાત સર્વાંશે સ્ત્રીપુરૂષને લાગુ પડે છે. સ્ત્રી જમીન છે અને પુરૂષ બી છે, જમીનની પેઠે સ્ત્રી સંપૂર્ણ આરોગ્ય હોય, અથવા તેના શરીરમાં કે ઉત્પત્તિ અવયવોમાં જે જે દોષો અને બીજને બાધ કરનારાં કારણો–મેદ, મલિનતા, સોજા, ક્ષત, ગરમી, પરૂ, પાચ્ય, ધાતુસ્રાવ, રક્તસ્રાવ, વગેરે હોય તે દુર કરવામાં આવે તો, જેમ જમીન ફરીને ફળદ્રુપ થાય છે, તેમજ સ્ત્રી રૂપી ક્ષેત્ર બેશક ફળદ્રુપ થઇ શકે છે.

**વંધ્યત્વનાં કારણો**—(૧) સ્ત્રીના ઉત્પત્તિ અવયવોની સ્વાભાવિક ખોડ, જેમકે કમળમુખ આડો ચામડીનો પડદો અથવા કમળમુખનો સંકોચ અને સ્ત્રીઅંડની અપૂર્ણ સ્થિતિ; (૨) સ્ત્રીના શારીરિક દોષો, જેવા કે, દસ્તાનની એટલે રજોત્પત્તિની ખામી અથવા વિકાર, શરીર બાલી જવું અથવા ફુલી જવું, અથવા અત્યંત અશક્તિ, સુવારોગ વગેરે. (૩) સ્ત્રીના સ્થાનિક દોષો, જેવા કે ગર્ભાશયનું પ્રદર, ગર્ભાશયનો વરમ, ગર્ભાશયમાં ચરબી, ગ્રંથી વગેરેનો જમાવ, ગર્ભાશય ફરી જવું કે વાંકુ થવું, કમળમૂખનો વરમ તથા ક્ષત, યોનીમાર્ગનો વરમ, દાહ, તથા અસલાતા, તેમજ બીજા યોની રોગો. (૪) ઉપદંશ પ્રમેહ વગેરે ચેપી રોગો. (૫) પુરૂષ બીજના દોષ, જેવા કે અલ્પવીર્ય, દુષીતવીર્ય, ઉપદંશ, પ્રમેહ, તથા તેના અંગે થતા બીજા રોગો.

**વંધ્યત્વના ઉપાયો**—કારણ જોઇ તેના ઉપાયો કરવાથી વંધ્યત્વ દૂર થઇ શકે. વંધ્યત્વનાં કારણભૂત ઘણાંખરાં દરદો તથા દોષોના ઉપાયો આ પ્રકરણમાં આવી ગયા છે. શારીરિક અને સ્થાનિક દરદો માલમ પડે તે મટાડવાના અને સામાન્ય આરોગ્યતા વધારવાના ઉપાયો કરવા, એટલુંજ નહિ પણ એવાં દરદોને ઉત્તેજન મળે એવા કોઇ પણ ખાનપાન કે વિહાર–વર્તનથી દૂર રહી, પવિત્રતા સદાચરણ અને સાદા ખોરાકનું સેવન રાખવું. ઋતુદોષ હોય તો તેના ઉપાયો કરવા.

**વંધ્યત્વના ઉપાયો**—( ૧ ) ઋતુદોષવાળી સ્ત્રીએ એટલે જેના ગર્ભસ્થાનમાં વાયુ રહેતું હોય, શરીરમાં ફુલાવો રહેતો હોય, દસ્તાન ખુલાસેથી નહિ આવતાં પીડા થઇને આવતું હોય અને હિસ્ટીરીઆના જેવાં ચિન્હો રહેતાં હોય તેમણે મહારાસ્નાદિક્વાથ ( નં. ૬૨૨ ) તથા યોગરાજ ગુગળ ( નં. ૭૭૦ ) એ બે દવાનું એકાદ માસ સુધી સેવન રાખવું અને ખોરાક સાદો લેવો તેથી ગર્ભસ્થાનનો વાયુ દૂર થશે, દસ્તાન ખુલાસેથી આવવા લાગશે અને આ રીતે ક્ષેત્ર સાફ થવાથી ગર્ભ પણ રહેશે. (૨) જો ગર્ભસ્થાનમાં ગરમી રહેતી હોય, દસ્તાન જોઇએ તેથી વધારે પડતું હોય, અને શરીરમાં વાયુને બદલે ગરમીનાં ચિન્હો માલમ પડતાં હોય તો **બૃહદ્મંજીષ્ઠાદિક્વાથ** (નં. ૬૧૮) સાથે યોગરાજ ગુગળ (નં. ૭૭૦) નું લાંબી મુદત સુધી સેવન રાખવું. આથી ગર્ભસ્થાનની ગરમી દૂર થશે. આખા શરીરનું લોહી સારૂં થશે, ઋતુ નિયમમાં આવશે અને પછી ગર્ભ પણ રહેશે. જો ગરમી વિશેષ રહેતી હોય, હાથ પગમાં દાહ રહેતો હોય તથા ઝાડા પેસાબે ગરમી રહેતી હોય અથવા ઉપદંશ સરખી ગરમીની અસર લાગુ પડી હોય તો આ ઉકાળાની સાથે યોગરાજ ગુગળને બદલે **ચંદ્રપ્રભા** ( નં. ૭૪૭ ) નું સેવન રાખવું. ( ૩ ) એકલી ચંદ્રપ્રભા બેચાર માસ સુધી ખાવામાં આવે અને વૈદક સલાહ પ્રમાણે ખાનપાનની સાદાઇ રાખવામાં આવે તો તેથી પણ સ્ત્રીનું ગર્ભાશય ક્ષેત્ર સુધરે છે. અને પછી ગર્ભ રહી શકે. (૪) **જીવન**—નબળી અને ઓછા લોહીવાળી સ્ત્રીઓનાં ગર્ભસ્થાન બીજને ઉત્પન્ન કરવા લાયક હોતાં નથી, માટે જીવનનું ચાર છ માસ કે બાર માસ સુધી સેવન કરવામાં આવે તો તેથી ગર્ભાશય બીજ ધારણ કરવા લાયક બને છે અને જરૂર ગર્ભ રહે છે. જુવાન પણ નબળી અને દુર્બળ સ્ત્રીઓને જીવનનો આવો લાભ મળેલો છે. (૫) ફળઘૃત ( નં. ૮૪૨–૮૪૩ ) સ્ત્રીઓના ગર્ભસ્થાનનાં કેટલાક વિકારોને દુર કરીને ગર્ભસ્થાન બીજ ધારણને લાયક બનાવે છે. (૬) **વિડંગતંદુલ** અથવા **વસંતવ્રત** વાળો પ્રયોગ કરવાથી ગર્ભસ્થાનના દોષો સુધર્યા છે, અને ઘણીક વંધ્યા સ્ત્રીઓને ફળ પ્રાપ્તિ થયેલી છે.

આ બધા પ્રયોગો એટલે ઔષધોપચારોનો હેતુ ક્ષેત્ર સુધારવાનો છે. ક્ષેત્ર સુધર્યું એટલે ગર્ભ રહેવાની અટકાયત દૂર થશે.

**ગર્ભોત્પાદક બીજા ઉપાયો**—ગર્ભાશયની શુદ્ધિ કરે અને ગર્ભ ધારણમાં મદદ કરે એવા થોડા સામાન્ય ઉપાયોઃ—(૧) અડદ, તલ, દહીં, ખાટી છાસ, કુંવાર, ગુગલ, વગેરે વસ્તુઓના સેવનથી ઋતુપ્રાપ્તિ થાય છે; (૨)—માલકાંકણીનાં પાન, સાજીખાર, વજ તથા બીબલો, તેને વાટીને પીવાથી ઋતુ ઉત્પન્ન થાય છે; (૩)—બળદાણા, જેઠીમધ, ખપાટ, વડવાઇના કુમળા છેડા, નાગકેસર તથા સાકર, મધ, તથા દુધ તથા ઘીમાં પીવાં. (૪)—આસોંદરાના ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી પ્રાતઃકાળમાં પીવું; (૫) પુષ્ય નક્ષત્રમાં કાઢેલ ધોળી રીંગણીનું મૂળ દુધમાં વાટીને પીવું. (૬)—પીળાં ફુલના કાંટાશેળીયાનાં મૂળ, ધાવડીનાં ફુલ, વડવાઇ, કાળુ કમળ, તેને વાટી દુધમાં પીવાં. (૭)—જીરૂં, ધોળાં ફુલવાળો શરપંખો અને પારસપીપળાનાં ફળ વાટીને પીવાં. (૮)—ખાખરાનું પાન દુધમાં વાટી પીવું. આ ઉપાયો ગ્રંથોના છે તે અજમાવી જોવામાં કાંઇ પણ બાધ નથી. ઋતુસ્નાન કર્યા પછી ૧ થી ૮ રોજ સુધી આ ઉપાયો કરીને ગર્ભાધાન કરવું. સાધારણ ગર્ભાશય દોષ હશે તો આ ઉપાયોથી દૂર થવા સંભવ છે, તેથી આ ઉપાયો અત્રે અજમાવવા સારૂ મુકયા છે.

# યોનીરોગ.

Vaginal Diseases.

**કારણો તથા લક્ષણો**—યોનીરોગના ૨૦ પ્રકાર દેશી વૈદક ગ્રંથોમાં કહેલા છે. અત્રે તે બધાંનાં નામની જરૂર નથી. કારણો તથા લક્ષણો નીચે પ્રમાણે છેઃ—આહાર તેમજ વિહારમાં વિરૂદ્ધ આચરણ કરવાથી યોનિસ્થળ બગડે છે, તેટલુંજ નહિ પણ પુરૂષના બગડેલા વીર્ય સંબંધથી પણ સ્ત્રીઓને યોનિરોગો થાય છે. સ્ત્રી સંબંધ માર્ગમાં સોયો ભોંકાયા જેવી વેદના, અકડપણું, ફીણવાળું, કાળું તથા થોડું દસ્તાન તથા સંધિઓમાં પીડા થાય અને પતિ સંબંધમાં બહુ પીડા થાય, કાચી ઉમરની સ્ત્રી સંસારમાં પડવાથી તેને પીઠમાં, જાંગમાં, પગમાં તથા સાંધાઓમાં વેદના થાય, મળમુત્રાદિક વેગને બળાત્કારે રોકવાથી વાયુ કોપીને યોનિમાં ફીણવાળું દસ્તાન આવે, બગડેલ દસ્તાનથી ઉત્પન્ન થયેલા ગર્ભનો નાશ થાય, અતિ ભોજન કરીને પતિ સંબંધ કરતાં, વાંકી ચુકી સ્થિતિ રાખવાને લીધે યોનીમાં વાયુ પીડા કરે; અતિ વાયડા પદાર્થો ખાવાવાળીને જે દીકરી થાય તેનો મુત્રમાર્ગ બહુજ સાંકડો થાય છે. દસ્તાન સમયમાં વેગનો અટકાવ કરવાથી વાયુ બગડીને મળમુત્રનો રોધ કરે અને તેથી યોનીનું શોષણ થઇ વેદના થાય, ગર્ભાશયમાંથી વાયુ પુરૂષના વીર્યને છ સાત દિવસે બહાર કાઢી નાંખે અને પીડા કરે; વીર્ય દોષ વડે યોનીમાં વાયુની પીડા થવાને લીધે સ્ત્રીને પતિ સંબંધની ઇચ્છા ન થાય; તથા તેવી સ્ત્રીને સ્તન પણ પુરાં હોય નહિ. તેને પંઢા સ્ત્રી કહેલ છે. પિત્ત બગડીને તે યોનિમાં જઇ તેમાં દાહ, પાક, બળતરા, દુર્ગંધ તથા ગરમી થાય; અતિપીડા તથા જુદા જુદા રંગનું દસ્તાન થાય, લોહી-દસ્તાન ઘણું પડે; કફ કરનારા પદાર્થો બહુ ખાવાથી યોનિમાં અતિ શરદી, ચેળ, ચીકાશ તથા સ્ત્રાવ થાય; પિત્તવાયુના કોપથી પતિસંબંધ કરતાં યોનિમાં સોજો, સ્પર્શ થઇ શકે નહિ, લીલું પીળું તથા રાતું દસ્તાન પડે. કેડ તથા સાંધા દુખે અને તાવ આવી જાય; સ્વચ્છતા નહિ રાખવાને લીધે યોની બગડીને અંદર ચેળ, જંતુ પડતાં પતિ સંબંધની ખોટી ઇચ્છા બહુ થયા કરે, ઇત્યાદિ અનેક કારણો તથા લક્ષણો છે. આવા યોનિરોગોથી યોનીમધ્યે પતિનું વીર્ય ટકતું નથી, ગર્ભ રહેતો નથી. તેમજ પ્રદર, યોનિકંદ, શૂળ, ગુલ્મ વગેરે દરદો થઇ આવે છે. ઘણું કરીને કમળ ફરી જવાથી તેમાં વીર્ય પડતું નથી. અને તેથી ગર્ભ રહી શકતો નથી. એવીજ રીતે કમળમાં વાયુ હોવાથી ગર્ભ ઠરતો નથી. કમળ ઉપર માંસ વધવાથી વીર્યને જવાનો રસ્તો બંધ થાય છે, કમળમાં જંતુ પડવાથી તે જંતુઓ વીર્યના બિંદુને ખાઇ જાય છે. કમળમાં ઘણી શીતળતા થવાથી વિર્યબિંદુનું પાણી થઇ જાય છે ઇત્યાદિ યોનિદોષોથી ગર્ભ ધારણ થઇ શકતો નથી.

**ઉપાયો**—(૧) તગર, ઉભી ભોરીંગણી, કઠ, સીંધાલુણ, તથા દેવદાર, તેનો કલ્ક તલના તેલમાં પકાવી તે તેલનું પુંમડું યોનિમાં ધરી રાખવાથી વાયુનું શૂળ વગેરે મટે છે. (૨) તલના તેલનું પુંમડું નિરંતર મૂકયા કરવાથી કઠણાસ, ખરસટપણું, વાયુ વગેરે મટીને સ્નિગ્ધપણું આવે છે. (૩) જો યોનિ બહાર લચી આવતી હોય તો ઘી ચોપડીને પછી દુધની બાફ દઇ અંદર બેસાડવી અને પછી સુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂં, દાડમ તથા પીપરીમૂળ તેનું ચુર્ણ, યોનિદ્વારમાં ભરીને પાટો બાંધવો. (૪) પરૂ આવતું હોય તો લીંબડાનાં પાન, દારૂહળદર વગેરે શોધન વસ્તુઓ તથા સીંધાલુણને ગોમૂત્રમાં વાટીને તેની ગોળીઓ

અંદર રાખવી. (૫) યોનિમાં ચીકાસ તથા દુર્ગંધ હોય તો પીપર, મરી, અડદ, સુવા, કઠ, તથા સીંધાલુણ તેને પાણીમાં વાટી ટચલી આંગળી જેવી જાડી લાંબી વાટ કરીને પહેરી રાખવી. (૬) હરડે, બેહેડાં, આંબળાં, ગળો તથા દંતીમુળના ઉકાળાનાં પાણીથી ધોવાથી ચેળ મટે, (૭) કાથો, હરડે, જાયફળ, લીંબડાના પાન અને સોપારી તેનું ચૂર્ણ અથવા સોગઠી ધરી રાખવાથી પાણીનો સ્રાવ બંધ થઇ યોનીદ્વાર દ્દઢ થાય; (૮) કઠ, શાહજીરૂં, તથા જાયફળ તેનું ચુર્ણ તલના તેલમાં તળીને તે તેલથી રૂ બોળી યોનિમાં મુકવાથી અતિ શીતળપણું મટે. (૯) ફુલ ઉપર જાળું બાઝયું હોય તો ધાવડીનાં ફુલને તલના તેલમાં વાટીને તેમાં રૂ બોળીને તે રૂ યોનિમાં રાખવું. (૧૦) ફુલ ઉપર માંસ વધ્યું હોય તો જીરૂં, હાથીના પગના નખ, તેને વાટી ઘીમાં તળીને તેમાં રૂ બોળીને તેનું પુંમડું રાખવું. (૧૧) કૃમિ હોય તો સાબુના પાણીમાં સાજીખાર, હરડે તથા બેહેડાં વાટીને તેમાં બારીક કપડું ભીંજવીને તે યોનિમાં રાખવું. (૧૨) કમળમાં વાયુ હોય તો દ્રાક્ષ તો. ૨ તેને તલના તેલમાં વાટી રૂ બોળીને યોનિમાં રાખવું. આ બધા ઉપાયો દસ્તાનના ત્રણ દિવસ કરવાથી તે તે દોષની શાંતિ થાય છે, ને પછી ગર્ભ ધારણ પણ થઈ શકે છે.

---

## પ્રદર–ધુપણી.

### ( LEUCORRHŒA—લ્યુકોરીયા ).

**વિવેચન**—સ્રીના સંબંધ માર્ગના જુદા જુદા ભાગોમાંથી અને કમળના મોંમાંથી પાણીનો જરા જરા સ્રાવ તો નિરંતર આવ્યા કરે છે, જેથી તે ભાગો ભીના તથા લીલા રહે છે, જ્યારે કેટલાંક કારણોથી આ સ્રાવ વધે છે અને પ્રવાહની પેઠે બહાર પડી કપડાંને બગાડે છે ત્યારે તો ધાતુસ્રાવને પ્રદર, ધુપણી અથવા શરીરનું ધોવાવું એવાં નામોથી ઓળખવામાં આવે છે.

**કારણ**—સંસાર ભોગવવામાં નિયમ કે હદ ન રાખવાથી, વારંવાર ટુંકા ટુંકા સમયે ગર્ભ રહેવાથી, દસ્તાન બંધ કરે એવી વસ્તુઓ વાપરવાથી. બાળકોને બહુ વખત સુધી ધવરાવવાથી, ઘણું દસ્તાન જવાથી, ગર્ભાવસ્થામાં બીજા રોગને લીધે આવેલી નબળાઇથી, ઘણો સારો પૌષ્ટિક ખોરાક ખાઈ શરીરને યોગ્ય કસરત નહિ આપવાથી અને દારૂ વગેરે ગરમી પેદા કરનારી ચીજો બહુ વાપરવાથી આ રોગ પેદા થાય છે.

**લક્ષણ**—પાણી જેવી અથવા ઘાટી અને ચીકણી, ધોળી, પીળી કે મળગુગળી રસી વહેવી, એ આ રોગની પ્રત્યક્ષ નિશાની છે. ધાતુ બે રસ્તેથી વહે છે. સંબંધ માર્ગમાંથી, અને ગર્ભસ્થાનમાંથી. સંબંધ માર્ગની ધાત પહેલાં પાણી જેવી હોય અને બહાર આવતાં તેનો રંગ દુધ જેવો અથવા પીળાશપર હોય છે, વાસ ખાટો હોય છે અને જલદ હોવાથી વખતે તેના સ્પર્શથી સુંવાળા ભાગોમાં લાલાશ, અગન તથા ચળ ઉપડી આવે છે. આ પ્રકારના ધાતુસ્રાવમાં અંદરના અવયવમાં કાંઇ સોજો કે દરદ હોતું નથી, માત્ર કમર તથા પેડુમાં જરા દરદ અને લાંબે દહાડે નબળાઇ માલમ પડે. ગર્ભસ્થાનની ધાત કમળના મોંમાંથી નીકળે છે ત્યારે તે ઇંડાંની અંદરના રસ જેવી હોય છે. પણ બહાર આવતાં સાબુના ફીણ જેવી અને વખતે પીળાં રંગની હોય છે. વખતે બહુ ઘાટી હોય છે. ગર્ભસ્થાનના અને કમળમુખના જીર્ણ વરમથી આ રોગ ઉત્પન્ન થાય છે અને તેની સાથે માથામાં પીડા, મંદાગ્નિ,

અરૂચિ, પેટમાં વાયુ, થાક, શ્વાસ, જીભ ઉપર મેલ, ફિકાસ, ઝાડાનો કબજો, છાતીમાં ફડક, ફેર, મૂર્છા, માથામાં તથા જમણા પડખામાં દરદ અને વખતે હિસ્ટીરીયાના જેવાં ચિન્હો થઇ આવે છે.

**ઉપાયો**—પ્રદરના અસંખ્ય ઉપાયો છે. યોનીમાર્ગના સ્રાવમાં બહારના ઉપાયો તરત અસર કરે છે અને ગર્ભાશયના ધાતુસ્રાવમાં પૈષ્ટિક દવાઓ, તેની અંદરનાં દરદોના ઉપાયો, તથા નિયમિત આહાર વિહારના યોગ્ય સેવનથી સુધારો થઇ શકે છે.

**બહારના ઉપચારો**—(૧) પંચવલ્કના પાણીથી પ્રક્ષાલન અથવા તેની પીચકારી (સ્ત્રીઓને માટે ખાસ જુદી પીચકારીઓ મળે છે તે વાપરવી). (૨) ત્રિફળાના પાણીની કે ઉકાળાની પીચકારી લેવી. (૩) ફુલાવેલ ફટકડી ૧૦ થી ૪૦ ગ્રેન અને પાણી ૧૦ ઔંસ, તેની પીચકારી. (૪) સલ્ફેટ ઓફ ઝિંક અને પાણી ઉપરના પ્રમાણમાં. **અંદર પહેરવાની દવા**-(૫) મુલતાની માટીની ગોળીઓ કરીને પહેરવી, (૬) ટેનીક એસીડ, કાથો, મીણ, તથા સાલીડનું તેલ એ સર્વને યોગ્ય પ્રમાણમાં મેળવી તેની ગોળીઓ વાળી પહેરવી.

**અંદરના ઉપચારોઃ**—(૭) ધાતુસ્રાવનાં જે કારણો ઉપર આપ્યાં છે, તેમાંનાં જે જે કારણોથી ધાતુસ્રાવ થતો હોય તે કારણો પ્રથમ દુર કરવાં. આહાર તેમજ વિહારમાં બહુજ નિયમિત રહેવું અથવા સખ્ત બંધી રાખવી; બાળક ધાવતું હોય તો ધાવણ છોડાવી દેવું, યોગ્ય કસરત કે શ્રમ કરવો; ખુલ્લી હવામાં ફરવું. ક્ષય વગેરે રોગ હોય તો તેનો ઉપાય કરવો, તનદુરસ્તી બગાડનારાં સઘળાં કારણોનો અટકાવ કરવો અને તનદુરસ્તી સુધારનારા સર્વ ઉપાયોનો આશ્રય લેવો. (૮) પ્રમેહના ઘણાખરા ઉપાયો પ્રદરને પણ લાગુ પડે છે. (૯) સુવર્ણવસંતમાલતી (નં. ૫૧૬), ગળોસત્વ, રસાયનચૂર્ણ (નં. ૭૧૧), જીરાપાક (નં. ૮૧૪), ચંદ્રપ્રભા (નં. ૭૪૭), કોળું, પાકેલાં કેળાં, ખેરી ગુંદર, ખાપરીઉં, શતાવરી, આસંધ, મુસળી, તાલીમખાના, ગોખરૂ, ગળો વગેરે સર્વ દવાઓ પ્રદર તથા ધાતુસ્રાવ બંધ કરવાવાળી છે તથા નં. ૪૯૭, ૪૯૮, ૫૦૧, ૫૮૪, ૬૭૩, ૭૬૬, ૭૭૩, ૭૭૭, ૭૮૬ તથા ૧૪૭૦ ના ઉપાયોમાંથી યોગ્ય લાગે તે અજમાવવા.

---

## રક્તપ્રદર—લોહીવા.

જેમ શ્વેતપ્રદર થાય છે, તેમ જુદા જુદા રંગનો કે મિશ્ર રંગનો સ્રાવ પણ થાય છે; એવીજ રીતે લોહીનો સ્રાવ થાય છે, તેને રક્તપ્રદર કહે છે. લોકોમાં લોહીવા એવા નામથી પણ તે ઓળખાય છે. રક્તપ્રદર, રક્તપિત તથા અતિ આર્તવ એ ત્રણ જુદાં જુદાં દરદો છે, છતાં ત્રણેમાં લોહી પડે છે, તેથી ગોટાળો થવાનો સંભવ છે તો પણ કારણો તથા બીજાં લક્ષણો ઉપરથી નિર્ણય થઇ શકે.

**લક્ષણો**—નબળાઇ, ભ્રમ, મૂર્છા, તૃષા, દાહ, ફીકાસ, તંદ્રા, એ અતિ રક્તપ્રદરનાં લક્ષણો છે.

**ઉપાયો**—(૧) અરડુસીનાં પાનનો અથવા ગળોનો રસ તોલા ૪ તે સાથે જેઠીમધનું ચૂર્ણ તો. ૦ા થી ૦ાા તથા સાકર તો. ૨ થી ૪ તે સર્વને ચોખાના ધોવણમાં વાટી ગાળીને પીવું. (૨) ચોખાના ધોવણમાં જેઠીમધનું ચૂર્ણ તથા સાકર મેળવી પીવું. (૩) ખપાટનાં મૂળ વાટીને દુધમાં મેળવીને પીવાં. (૪) દરભનાં મૂળ ચોખાના ધોવણમાં પીવાં. (૫) રસાંજન એટલે રસવંતી તથા ડાંગરનાં મૂળ, તેને ચોખાના ધોવણમાં વાટીને મધ મેળવીને પીવાં. (૬) અશોક

અથવા આસોપાલવની છાલ કે પીંપળાની છાલનો કવાથ કરીને દુધ નાખીને સવારમાં પીવો. રક્તપિત્તના ઉપાયો આ દરદમાં ચાલી શકે. રક્તપ્રદરવાળી સ્ત્રીને સારો ખોરાક આપવો, દુધ સારી રીતે આપવું, ગરમ ખોરાક બંધ કરવો, મોં બળે એવાં ગરમ પીણાં-ચા-કઢી વગેરે-બંધ કરવાં, બ્રહ્મચર્ય અવશ્ય પાળવું.

## મૂત્રમાર્ગનો વરમ.

**કારણ**—મૂત્ર માર્ગમાં તીક્ષ્ણ વરમ એટલે દાહ સાથે સોજો થાય છે, પરમાના ચેપથી અથવા ગરમ પદાર્થો ખાવાથી, દારૂ પીવાથી, મલિનતાથી અને સંસારના ભોગ વિલાસમાં હદ નહિ રાખવાથી આવો રોગ થાય છે. **લક્ષણ**—ઉનવા, દાહ, ચળ, કમર તથા જાંગમાં દરદ, દસ્ત ઉતરતાં દરદ, અંદર પ્રથમ સોજો અને પછી પરૂ જેવી રસી આવવા માંડે. જીર્ણ થયા પછી આ દરદ પ્રદરનું રૂપ પકડે છે. **ઉપાય**—રક્તપ્રદરના ઉપાયો ઉપરાંત નીચેના ઉપાયો કરવાઃ—(૧) અફીણના ડોડા તથા સોડા નાખી ઉકાળેલા ગરમ પાણીમાં બેસવું. (૨) ગરમ પાણીની પીચકારી લેવી. (૩) અફીણ તથા સ્યુગરલેડ બબે વાલ કોકમના તેલમાં મેળવી તેની ૪ સોગઠી કરી અકેક અંદર પહેરવી. (૪) ઝિંક ઓકસાઇડ ૪૦ ગ્રેન, એકસટ્રાકટ બેલોડોના ગ્રેન ૧૨, તેને મેળવી ગુંદના પાણીથી અથવા મધથી ૪ સોગઠીઓ કે ગોળીઓ વાળી અકેક પહેરવી. (૫) પ્રદર રોગમાં પ્રક્ષાલનનો તથા પોતાંનો ઉપયોગ કરવો. (૬) ગ્લીસરીન તથા ટેનિક ઍસીડના પાણીનું પોતું બોળીને અંદર મુકવું. (૭) એક હલકો જુલાબ લેવો, તથા દરદ સારી રીતે મટતાં સુધી ખોરાક સાદો તથા હલકો લેવો. ગરમ ખાનપાનનો છેક ત્યાગ કરવો. પ્રમેહના ઉપાયો કરવા.

---

## આર્ત્તવ એટલે દસ્તાનનાં દરદો.

(Menstrual Disorders.)

**કારણો**—જુવાન છોડીઓને પરિપકવ વયમાં આવ્યાં પહેલાં અથવા શરીરની તનદુરસ્તી સારી ન હોય એવા સમયમાં સંસારમાં નાખવાના હાનિકારક રિવાજથી સ્ત્રી વર્ગનો મોટો ભાગ દસ્તાનના કંટાળા ભરેલા રોગનો ભોગ થઇ પડે છે. પ્રથમ રજસ્વલા થતી વખતે જુવાન છોડીઓની જે માવજત થવી જોઇએ તે થતી નથી; જેમકે ઠંડી હવા, ભેજવાળી જગા, ઠંડા પાણીથી સ્નાન, ભીનાં કપડાં, ઘણો વખત ઉભા રહેવું, બોજાવાળો ખોરાક, ઘણો શ્રમ, ભય, ગુસ્સો, એ સર્વથી તેમને મુકત રાખવી જોઇએ; પણ આપણા સંસારમાં અજ્ઞાન સ્ત્રીઓ એવો કશો પણ નિયમ પાળતી કે પળાવતી નથી. દસ્તાન બંધ કરવાના ઉપાયોથી દસ્તાનના રોગ થાય છે, સ્ત્રીઓ ખાનગી દરદોમાં કેટલીક અજ્ઞાન સ્ત્રીઓના હાથના ઉપાયો કરે છે તેમાંથી પણ દસ્તાનનાં દરદો થાય છે; સંસારની વાતો કાચી વયમાં સાંભળવાથી અપકવ સ્થિતિમાં ગર્ભસ્થાન ઉશ્કેરાઇ દસ્તાન વહેલું આવવાથી દસ્તાનના રોગ થાય છે. ગર્ભ રહ્યા પછી યોગ્ય સંભાળ ન રાખવાથી અથવા અધુરે સ્રાવ થઇ જવાથી પણ દસ્તાનના રોગ થાય છે. ગર્ભસ્થાનની કોઇ પણ વિકૃતિ આર્તવરોગનું કારણ થાય છે.

**પ્રકારો**—(૧) નષ્ટાર્ત્તવ એટલે દસ્તાન બંધ થવું, (૨) પીડિતાર્ત્તવ એટલે દસ્તાન દરદ સાથે આવવું અને (૩) અત્યાર્ત્તવ એટલે દસ્તાન જોઇએ તેથી વધારે આવવું, એ ત્રણ પ્રકારે દસ્તાનનો રોગ થાય છે. તે ત્રણે દરદોના ઉપાય નીચે પ્રમાણે છેઃ—

**નષ્ટાર્ત્તવ**—( Amenorrhea-એમેનોરીયા)-**કારણ**—અવયવની સ્વાભાવિક ખામી, સ્ત્રીઅંડની અલ્પતા અથવા અભાવ, યોનિમાર્ગનો સંકોચ અથવા પ્રતિબંધ; કમળમુખનું બંધ હોવું, વગેરે કારણોથી દસ્તાન પેદા થતું નથી અથવા પેદા થાય છે તો પ્રતિબંધને લીધે બહાર દેખાતું નથી. ઘણો એશઆરામ, આળસ, ઘણી ઉંઘ, ખરાબ હવા અને ભેજ-વાળું ઘર એ પણ આર્ત્તવરોગનાં કારણો છે.

**લક્ષણ**—દરમાસ ઋતુ સમયે દસ્તાન બહાર આવવાનો યત્ન કરે પણ બહાર પડી શકે નહિ. તેથી પેડુ-કમર તથા સાથળોમાં દરદ, શરીરમાં બોજ, ગળામાં ગાંઠો, વખતે આંખો ઉડે, પ્રદર, નાક અને મોંમાંથી લોહીનો સ્ત્રાવ, હીસ્ટીરીયા, છાતીમાં ગભરામણ, દમ, મંદાગ્નિ, ઝાડાનો કબજો, એ પણ તેનાં લક્ષણો છે. **ઉપાય**—(૧) કાંઇ અવયવની સ્વાભાવિક ખોડ ખામી હોય તો તેનો તપાસ કરાવી ઉપાય કરવો. ( ૨ ) દસ્તનો કબજો રહેતો હોય તો દસ્ત સાફ આવે એવી દવા લેવી. ( ૩) ગરમ પાણીથી પીચકારી લેવી, ગરમ પાણીમાં બેસવું અથવા પેડુપર ગરમ પાણીનો શેક કરવો. (૪) એળીઓ તથા હીરાબોળની સોગઠી પહેરવી. (૫) એળીયો. લોહ, કુંવાર. ગુગળ, વગેરે દવાઓ દસ્તાનના દોષોને મટાડે છે, માટે તે એકલી અગર બીજી દવાઓના યોગમાં લેવી. ( ૬ ) એળીયો ૪ તોલા, હીરાબોળ ૨ તોલા, ગુલકંદ ૫ તોલા તે સર્વ મેળવી બબ્બે વાલની ગોળી કરી દર ટંકે અકેક ગોળી લેવી. (૭) ટંકણ ૧ વાલ, એળીયો ૧ રતી, મંડુરભસ્મ ૧ રતી, તેની ગોળી પાણી સાથે પીવી. (૮) કુમારિકાસવ ( નં. ૭૮૩ ), લોહાસવ (નં. ૭૮૮); (૯) ટિંક્ચર ઑફ સ્ટીલ ૧૦ થી ૧૫ ટીપાં ૧ ઔંસ પાણીમાં મેળવીને દર ટંકે પીવાં. (૧૦) સલ્ફેટ ઑફ આયર્ન ૨૪ ગ્રેન, કાર્બોનેટ ઑફ પોટાશ ૧૨ ગ્રેન, મર્દ ૧૨ ગ્રેન, એળીયો ૬ ગ્રેન, તેની ૨૪ ગોળીયો બનાવી બબ્બે ગોળી રોજ ત્રણ વાર લેવી. (૧૧) ટંકણ ૩૦ ગ્રેન, લિક્વીડ એક્સ્ટ્રાક્ટ ઑફ અરગટ ૧॥ ડ્રામ અને કમ્પાઉન્ડ ડિકૉકશન ઑફ એલોઝ ૩ ઔંસ તેના ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણવાર પીવી. (૧૨) નં. ૧૫૮૪, ૯૬૦, ૭૪૦, ૭૭૦, ૬૨૨, વગેરે ઉપાયો પણ ફાયદો કરે છે.

**પીડિતાર્ત્તવ**-દરદ સાથે દસ્તાન જવું. (Dysmenorrhœa-ડિસમેનોરીયા)-**કારણ** શારીરિક તથા માનસિક નાજુકાઇ, ગર્ભાસ્થાનનો વરમ, અને ઋતુસ્ત્રાવનો પ્રતિબંધ થવાનું કાંઇ ખાસ કારણ, એ આ દરદનાં કારણો છે. ગર્ભાશયમાં લોહીનો જમાવ થવાથી પણ આ રોગ થાય છે. **લક્ષણ**—દસ્તાન શરૂ થયા પહેલાં એકાદ દિવસ અગાઉથી દરદ શરૂ થાય છે, કમરમાં સખ્ત શુળ, માથામાં દરદ, પેડુંમાં ગાંઠ જેવો જમાવ તથા બોજો, દસ્તાનનો સ્ત્રાવ વધતો કે ઓછો આવે, બંધ પડે ને વળી આવે અને તેની સાથે દરદ પણ તેના પ્રમાણમાં વધે ઘટે, હિસ્ટીરીઆ, ઓડકાર તથા ઝાડાનો કબજો, એ સર્વ આ દરદનાં લક્ષણો છે. કમળમુખ બંધ પડવાથી અથવા અંદરનો રસ્તો સાંકડો પડવાથી પણ ઋતુનો અટકાવ થાય છે. **ઉપાય**—પીડા વખતે કરવાના ઉપચાર. (૧) દસ્તાનની પીડા બેસાડવા માટે અફીણ તથા કપુરનો ઉપયોગ કરવો. ૨ ગ્રેન અફીણ તથા ૪ ગ્રેન કપુરની છ ગોળીઓ કરી અકેક બબ્બે ગોળી ત્રણ ત્રણ કલાકે ખાવી. (૨) અફીણની સાથે ટંકણ મેળવેલી ગોળી પણ એવોજ ફાયદો કરે છે. (૩) બેલાડોનાની સોગઠી પહેરવી—બેલાડોના ૧૨ ગ્રેન, જસતનાં ફુલ ૪૦ ગ્રેન મધમાં ઘુંટી તેની ચાર સોગઠી કરી દરરોજ રાત્રે પહેરવી. (૪) મોર્ફીયાની પીચકારી લેવી તથા ગરમ પાણીમાં બેસવું. ગર્ભાશયમાં સોજો, ગાંઠ, કે ગર્ભાશય ફરી ગયું હોય તો તેનાં

ઉપાયો કરવા, દરદ નિર્મુળ કરવાના ઉપાયો—(૬)-કુંવાર-કુમારિકાસવ (નં. ૭૬૩) અથવા તેનો પાક. (૬) કોળું-કોળાપાક, મુરબ્બો કે અવલેહ, લોહ, કૉડલિવર, કિવનાઇન. (૭) **યોગરાજ ગુગળ** (નં. ૭૭૦) સ્ત્રીઓના ગર્ભાશયના તથા આર્ત્તવ રોગોને માટે ઉત્તમ ઉપાય છે. (૮) નં. ૧૫૭૯, ૧૫૮૦, ૧૦૭૩, તથા ૧૦૭૪ ના ઉપાયો સારા છે.

**અત્યાર્ત્તવ**—ઘણુંજ દસ્તાન વહેવું.(Menorrhagia-મેનોહ્રેજિયા)-દસ્તાન દર માસ આવવાને બદલે થોડી થોડી મુદતે આવે, જોઇએ તે કરતાં વધારે પ્રવાહથી આવે, અને દરમાસે ત્રણ ચાર દિવસ દેખાવું જોઇએ તેને બદલે વધારે દહાડા સુધી દેખાયા કરે, તે અત્યાર્તવ કહેવાય. **કારણો**—૧. શરીરના બીજા વ્યાધિ, જેમકે રક્તાશય, યકૃત, પ્લીહ તથા ફેફસાંના વ્યાધિ તથા પાંડુ વગેરે દરદોમાં આ દરદ થાય છે, ૨. ગરમી તથા ગરમ ખોરાક ૩. ગર્ભાશયની અંદરની ગાંઠ, અથવા મસા; ૪. ગર્ભાશયનું ખસવું તથા ગર્ભઅંડ અને કમળમુખના વરમનું દબાણ; ૫. ગર્ભાધારણ પછી ગર્ભ સુકાવાથી અથવા સુવાવડ પછી ઓરનો ભાગ રહી જવાથી; ૬. સંસાર સુખનો અતિયોગ અથવા હીનયોગ, **લક્ષણ**-દસ્તાન થોડે થોડે આવ્યા કરે અથવા એક સરખું પુર ચાલીને પાછું બંધ પડે; શરીર ખાલી પડે, ફીકું પડે, શ્વાસ, વખતે થેથર, ઉલટી, મંદાગ્નિ, મનની વ્યાકુળતા અને ઝાડાનો કબજો. **ઉપાય**—સ્થાનિક ઉપચારો નીચે પ્રમાણે કરવાઃ-(૧) યોનિદ્વારમાં ઠંડા પાણીનું પોતું રાખવું, અથવા બરફ મુકવો. (૨) ટેનિક એસીડની પીચકારી મારવી. (૩) ફુલાવેલ ફટકડીનાં પાણીની પીચકારી મારવી. (૪) પંચવલ્કલ અથવા ત્રિફળાના પાણીની પીચકારી કે પ્રક્ષાલન કરવું, **ખાવાના ઉપચારો**—(૫) શ્યુગરલેડ ૮ ગ્રેન, અફીણ ૧ ગ્રેન, ગુલકંદ ૫ ગ્રેન મેળવીને તેની ૩ ગોળીઓ કરી અકેક ગોળી દર ત્રણ કલાકે લેવી. (૬) ટેનિક એસીડ ૧૫ થી ૨૦ ગ્રેન-તેનાં ત્રણ પડીકાં કરી ત્રણ ત્રણ કલાકે ઠંડા પાણીમાં લેવાં; (૭) એક ગ્રેન અફીણની બે ગોળીઓ કરી અકેક ગોળી દર ત્રણ કલાકે ખાવી; (૮) પાઉડર ઑફ અર્ગટ ૧૫ ગ્રેન, ગ્યાલિક એસિડ ૨૦ ગ્રેન, તેનાં ૪ પડીકાં કરી દરેક પડીકું દર ત્રણ કલાકે લેવું. (૯) ફટકડી ૩૦ ગ્રેન, ડિલ્યુટ સલ્ફ્યુરિક ઍસિડ ૩૦ ટીપાં, નવસાર ૧૦ ગ્રેન, પાણી ૧૨ ઔંસ; દર ચાર કલાકે ત્રણ વખતમાં પાઇ દેવું; (૧૦) દેશી દવાઓમાં અફીણ, આંબળાં, ઓથમીજીરૂં, ટંકણ, કહેળું, ગુંદરપાક, હીરાબોળ, ચંદ્રપ્રભા, વગેરે દવાઓ લોહીને અટકાવે છે. નં. ૧૫૮૧, ૧૫૮૨ તથા ૧૫૮૩ ના ઉપાયો.

---

## સોમરોગ-મૂત્રાતિસાર.

પુરૂષોની પેઠે સ્ત્રીઓને પેસાબ વાટે પુષ્કળ પાણી જેવો પ્રવાહ ચાલ્યો જાય છે તેને વૈદકશાસ્ત્ર સોમરોગ કહે છે, આ રોગને સ્ત્રીઓનો મૂત્રાતિસાર કહીએ તો કહેવાય. **ઉપાયો**—(૧) પાકેલાં કેળાં, આંબળાનો રસ, મધ તથા સાકર ખાવાં, (૨) આંબળાંના ઠળીયાનો કલક કરીને તેમાં મધ તથા સાકર નાખી પીવો. (૩) નાગકેસર તથા ખાટી છાસ પીવી તથા છાસ ભાત ખાવાં. (૪) અડદનો લોટ, જેઠીમધ તથા વિદારીકંદનું ચુર્ણ એ ત્રણને મધ તથા સાકરમાં મેળવી ખાવાં. (૫) આંબળાની અંદરનાં મીંજને વાટી તેમાં મધ તથા સાકર મેળવી ખાવાં. ત્રણ દિવસ ખાવાથી સોમરોગ તથા ધોળો પ્રદર બંધ પડે. (૬) કુવાડીઆના મુળને ચોખાના ધોણના પાણીમાં વાટીને પીવાં. (૭) પારો તો. ૧ તથા

શુદ્ધ–ગંધક તો. ૧ તેને લોઢાની કડાઇમાં ધુંટીને નીચે ધીમો તાપ રાખવાથી પીંગળી જાય. તે ઠરે એટલે તેને ઘુંટીને તેમાં મરી તો. ૧ મેળવીને તેમાંથી એકેક બબ્બે વાલની પડીકી ભુરાં કોળાના પાનના રસમાં અથવા તે ન મળે તો કેળના કંદના રસમાં પીવું. (૮) પ્રમેહના ઉપાયો કરવા તથા પ્રમેહનું પથ્ય રાખવું, (૯) ન્યગ્રોધાદિગણનાં ઔષધો એટલે વડ, પીંપળો, પીપર, ઉમરોં, પારસપીંપળો, આંબો, જાંબુડી, નેતર, ઇત્યાદિ વૃક્ષોની છાલ વાટીને કે ઉકાળીને મધ નાંખી પીવાથી પેસાબનો અટકાવ થાય. (૧૦) ગરમ ચીજો ખાવી બંધ કરવી.

## ગર્ભાશયનાં દરદો.

### Metritis-મેટ્રીટીસ.

**ગર્ભાશય પ્રદર**—( પ્રદરનું વર્ણન જુઓ પૃષ્ઠ ૭૧૮ ).

**ગર્ભાશય વરમ—કારણ**—સુવાવડની વિકૃતિમાંથી ગર્ભાશય સુજી આવી તેમાં બહુ પીડા, તાવ તથા ઝાડાનો કબજો થાય છે, ને ઋતુ તથા પ્રદર બહુ જાય છે. આ દરદવાળી સ્ત્રીઓને ગર્ભ રહી શકતો નથી. વરમ જીર્ણ થયા પછી તેમાં મસા, રસોળી વગેરે ગ્રંથીઓ જામે છે અને દસ્તાન ઘણુંજ પડે છે.

**ઉપાય**—(૧) વરમના સર્વ ઉપાયો કરવા. જુલાબ, શેક, પોલ્ટીસ, લેપ. (૨) ગરમ પાણીની પીચકારી. (૩) પેડુ ઉપર અળશીની પોટીસ મારવી અથવા છેવટ કમળના મોં ઉપર થોડી જળો મુકાવવી. (૪) સંસાર સુખથી વિરક્ત રહેવું અને ખોરાક સાદો તથા હલકો લેવો. **જીર્ણ વરમ** મટવો મુસ્કેલ થાય છે. (૫) ગર્ભનું શોધન કરનારી દવાઓ ખાવાથી સુધારો થાય છે, (૭) ફળઘૃત–(નં. ૮૪૨). જો વરમ નીચેના ભાગ તરફ હોય તો (૭) કૅાસ્ટિક લગાડવો અથવા ટૅાનક એસીડ કે જસતનાં ફુલ કોકમના તેલ સાથે મેળવીને અંદર ચોપડવું આ વરમને લીધે કોઇવાર કમળનું મોં બંધ થાય છે અને તેથી ગર્ભ રહી શકતો નથી, તેમજ દસ્તાન અંદર ભરાઇ રહી પીડા થાય છે.

**કમળનું ક્ષત**—Ulcer of the os—કમળ ઉપર કોઇવાર ઘારૂં પડે છે. તેથી રક્તસ્ત્રાવ થાય છે. કોઇવાર ઉપરછલું છાલું પડે છે ને કોઇવાર ઘારૂં ઉંડું પડે છે. આ દરદને લીધે પણ દસ્તાન અનિયમિત તથા ઘણું આવે છે. કમરમાં ત્રાસદાયક દરદ થાય છે, ધાત જાય છે અને રક્તસ્ત્રાવ થાય છે. **ઉપાય**—(૧) વ્રણનાં ઉપાય કરવા. પંચવલ્કની અથવા ત્રિફળા અને માયાંના પાણીની પીચકારી મારવી. (૨) ફટકડી અથવા જસતનાં પાણીની પીચકારી મારવી; (૩) ટેનિક એસીડની સોગટી પેરવી. (૪) કૅાસ્ટિક લગાડવું. (૫) ગ્લીસરીન અને ટેનિક એસીડ અથવા ટંકણ અને ટેનિક એસીડ લગાડવું.

**ગર્ભાશય ગ્રંથી**—Uterine Tumour—ગર્ભાશયમાં ગાંઠ થાય છે. આ ગાંઠ નાની સોપારીથી વધીને ક્વચિત ગર્ભમાં વધતા બાળક જેવડી થાય છે અને તેને લીધે ગર્ભસ્થાન પણ વધે છે. ગાંઠ નાની હોય તો બહુ ઇજા કરતી નથી; મોટી હોય છે તો ગર્ભાશયમાંથી પ્રદર જેવો સ્ત્રાવ થાય છે. તેને અટકાવવાનો ઉપાય કરવો. ગર્ભાશયની ગાંઠ મટવી મુસ્કેલ છે, કેમકે ત્યા શાસ્ત્રોપચાર કરાવવામાં ઘણું જોખમ છે. મસો હોય તોપણ ગર્ભાશયમાંથી રક્તસ્ત્રાવ થયા કરે છે. મસો બહાર આવેલો હોય તો કાતરથી કાપી કાઢવો અથવા દોરો બાંધવો એટલે ખરી પડશે. ગર્ભાશયની અંદર હોય તો વાદળી મુકીને કમળનું મોં પહોળું

કરીને પછી વળ અથવા ફાંસો દઇ મસાને તોડી નાંખવો. આવી ગ્રંથીનો નિશ્ચય અને તેને કાપી કાઢવાનો ઇલાજ ડાક્ટર પાસે કરાવવો.

**ગર્ભાશય ભ્રંશ**—Uterine Prolapse—ગુદભ્રંશ એટલે આમણની પેઠે ગર્ભાશય પણ હેઠું ઉતરી બહાર આવે છે. આ દરદ મોટી ઉમરની સ્ત્રીઓને થાય છે. વારંવાર પ્રસવ થવાને લીધે બસ્તિ વિસ્તૃત થવાથી ગર્ભાશય બહાર આવે છે, ગર્ભાશય સુજી જવાથી, તેમાં ગ્રંથી થવાથી, કરાંજવાથી, અને ગર્ભસ્થાન તથા યોનિબંધનો ઢીલાં થવાથી ગર્ભાશય હેઠે ઉતરે છે. તપાસ કરવાથી જો તેની સાથે કમળમુખ હોય તો ગર્ભાશય ઉતરેલું છે એવી ખાત્રી થાય છે, આમણની પેઠે તેને દાબીને ઉપર ચડાવવું. રાળના લેપનું બંધન કરવું ને તાણીને પાટો બાંધવો. સ્ત્રીએ પથારીની બહાર જવું નહિ. ઠંડા પાણીમાં બેસવું અથવા સ્તંભક ઔષધોની પીચકારી મારવી અથવા સોગઠીઓ પહેરવી, જેથી બંધનો સખત થવાથી ગર્ભાશય નીચે ઉતરી શકશે નહિ. શક્તિ આવે એવી દવાઓ લેવી.

**સ્ત્રીઅંડનો વરમ**—Inflamation of the overy—**લક્ષણ**—પેડુની બાજુમાં ચસકા, પેસાબ લાલ, ઉપરથી દાબવાથી ગાંઠ જેવું લાગે છે અને દરદ થાય છે, ઝાડો ઉતરતાં દરદ થાય છે; તાવ, મોળ, ઉલટી તથા પેટમાં વાયુ થાય છે; આ અંડ પાકે છે તો ફુટીને પરૂ નીકળે છે. વિશેષ કરીને ડાબી બાજુમાં વરમ થાય છે. **ઉપાય**—વરમના સર્વ ઉપાયો કરવા. (૧) ગરમ પાણીમાં બેસવું; (૨) અફીણ તથા બેલાડોનાની સોગઠી પહેરવી. (૩) શેક તથા પોલ્ટીસો પેડુપર દરદવાળા ભાગમાં મારવી. **જીર્ણવરમ**—વરમ જીર્ણ થયા પછી દરદ નરમ પડે છે; દસ્તાન થોડું તથા ઘણા કષ્ટથી ઉતરે છે. વારંવાર પેસાબ થાય છે; પ્રદર થાય છે. હિસ્ટીરીયાની કેટલીક નિશાનીઓ પણ જણાય છે. **ઉપાય**—(૧) પેટ તથા પેડુપર ગરમ કપડું નિરંતર વિંટી રાખવું. (૨) વખતોવખત ગરમ પાણીમાં બેસવું. (૩) ઠંડા પાણીનું સ્નાન અને સંસાર ભોગનો છેક ત્યાગ કરવો; (૪) શક્તિ લાવનારી દવાઓ ખાવી.

## સ્તનપાક–થાન પાકી આવવું.

**કારણ**—ઘણીવાર સ્ત્રીઓનું થાન પાકી આવે છે. બાળકને પુરૂં નહિ ધવરાવવાથી, ભરેલી ધાઇ સાથે હાથ લંબાવ્યા કરવાથી, ઘણો ગરમ ખોરાક લેવાથી તથા મનના આવેશથી આ વરમ થાય છે. **લક્ષણ**—લોહીનો જોશ ચડી તાવની સાથે થાનમાં સોજો ઉપડી આવે છે. એક અગર બન્ને ધાઇમાં આ દરદ થાય છે, ત્યારે થાન ભરેલાં લાગે છે, તેમાં ગાંઠો બંધાય છે. સખત વરમ થઇ આવે ત્યારે ચામડી લાલ થાય છે, ટાઢ તથા તાવ ચડી આવે છે, બેચેની, અનિદ્રા, અને પાક ઉપર આવતાં અંદર લબકારા મારે છે; **ઉપાય**— (૧) દરદની શરૂઆતમાં થોડું દરદ હોય તો ફલાલીનનો અથવા પોશના ડોડાનો ગરમ પાણીનો શેક કરવો; (૨) અથવા સાબુવાળો મલમ (સોપ લીનીમેન્ટ) લગાડવો; દાહ થતો હોય તો (૩) ગુલાબજળનું પોતું મુકવું અથવા (૪) સુખડ અને રતાંજલીનો લેપ વારંવાર કરવો. (૫) વેળાસર દુધ ખેંચી લેવાનો ઉપાય કરવો, દુધ ખેંચવાની શીશીઓ આવે છે તે હાજર ન હોય તો કોઇ પાસે ધવાડીને કઢાવી નાખવું અથવા ધંતુરાના પાંદડાં અને હળદરનો અથવા ઇંદ્રવરણાનો લેપ કરવાથી ધાવણનું ખેંચાણ થવાનો સંભવ છે. દરદ ઘણું વધી આવે તો (૬) શેક અને અળશીની પોલ્ટીસ માર્યા કરવી. (૭) લીંબડાનાં પાન બાફીને બાંધવા(૮):

ઝાડો સાફ લાવવાની તથા તાવની દવા આપવી. દરદી જોરાવર હોય અને દરદ અસહ્ય હોય તો-(૯) થાનના સુજેલા ભાગની આસપાસ ૮—૧૦ જળો મુકાવવી અને પછી શેક કરવો. (૧૦) થાન પાકપર આવે તો પકાવવાના, ફોડવાના અને ફુટયા પછી રૂઝાવવાના ઉપાયો "વ્રણ" પ્રમાણે કરવા.

## બાલી જવું.

### Obesity-Fatty Degeneration.

**સમજણ**—કેટલીક સ્ત્રીઓ શરીરે બાલી એટલે ફુલી જાય છે, અને તેમ થવા પછી તેમને ગર્ભ રહેતો નથી. ઋતુના દોષથી એટલે દસ્તાનનો અટકાવ થવાથી અંદર જમાવ થતો જાય છે અને તેથી એવી સ્ત્રીઓનાં પેટ તથા પેડુ ખાસ કરીને ફુલી ગયેલાં જોઇએ છીએ. કેટલીક સ્ત્રીઓને એકાદ છોકરૂં થયા પછી આ રોગ થાય છે અને પછી ગર્ભ રહેતો અટકે છે.

**ઉપાય**—(૧) આ દરદ ઉપર દવા કરતાં આહાર અને વિહાર વધારે અસર કરે છે. બાલી ગયેલી સ્ત્રીઓએ ઓછો અને સાદો ખોરાક ખાવો અને મહેનતનું કામ કરવું. ખુલ્લી હવામાં ફરવું તથા ઘરમાં પણ શરીરને શ્રમ પડે એટલું કામકાજ કરવું. શરીર ઉપરથી ચરબી તથા વાયુ ઓછો થાય એવા ઉપાયો કરવા. એવા ઉપાયોમાં (૨) પેટનો નિયમિત ખુલાસો દસ્ત લાવનાર દવાઓવડે કરવો; હરડે, જાલપ, એળીયો, હિંગ વગેરે વાયુના તથા દસ્તના ખુલાસા માટે વાપરવાં. (૩) ઋતુ ખુલાસે લાવવાના ઉપાયો કરવા, જેમકે ગરમ પાણીમાં રાઇ નાખી પગ બોળવા, કમર ઉપર શેક કરવો અને પેડું ઉપર કપીંગ (જુઓ નં. ૧૪૨૨) કરવું. આવા ઉપચારથી પેડુનો જમાવ નરમ પડશે અને જામેલા લોહીનું ઉપર ખેંચાણ થઇ ગર્ભાશય ખુલ્લું થશે. (૪) યોગરાજ ગુગળ (નં. ૭૭૦) વાયુ તથા મેદને ઓછો કરે છે માટે તેનું લાંબા વખત સુધી સેવન કરવું. ગર્ભાશયના બીજા દોષોને પણ તે દૂર કરે છે. (૫) ત્રિફળાનો ઉકાળો મધ નાંખી પીવો. (૬) પાણી ગરમ કરી ઠારીને તેમાં મધ નાંખી નિત્ય પીવું. તેથી પણ મેદ તથા ચરબી ગળે છે. (૭) **દશમૂળ કવાથ** (નં. ૫૮૨) તથા (૮) **મહારાસ્નાદી કવાથ** (નં. ૬૨૨) સ્ત્રીના ઋતુદોષવાળા મેદમાં સારો ફાયદો કરે છે. એમાંના એક ઉકાળા સાથે યોગરાજ ગુગળ સેવાથી વધારે ફાયદો થાય. (૯) કસરત-મહેનતનું કામ કરવું, ઘરમાં દળવું, ખાંડવું, પાણી ખેંચવું વગેરે.

## હિસ્ટીરીયા.

### Hysteria.

**વિવેચન**—આ રોગનો દેશી વૈદકશાસ્ત્રે જ્યારે વાતવ્યાધિમાં અને અંગ્રેજી વૈદ્યોએ મગજના વ્યાધિમાં સમાવેશ કરેલો છે, ત્યારે અજ્ઞાન લોકો તે દરદને ભૂતનો આવેશ માનીને ભૂત કાઢવા મૂર્ખાઇ ભરેલા ઉપચારો કરે છે. આ એક માનસિક રોગ છે અને માનસિક નબળાઇમાંથી જન્મ પામે છે. વળી મગજના વિકારોની શરીર ઉપર ઘણી ખરાબ અસર થાય છે. હિસ્ટીરીયાનો રોગ વિશેષ કરીને સ્ત્રીઓનેજ લાગુ પડે છે અને કવચિત વીર્યના અતિ ક્ષયવાળા નબળા મનના પુરૂષોને પણ લાગુ પડતો જોવામાં આવે છે.

**કારણો**—ગર્ભાશયના વ્યાધિ, આર્ત્તવદોષ, મગજની નબળાઇ, ભય, શોક, ખેદ, કામવિકાર, હાથરસ, અતિ વિષયાસક્તિ, અને મનને ધકકો લાગે એવાં બીજાં અનેક કારણોમાંથી આ દરદની ઉત્પત્તિ થાય છે. નબળાઇમાં ઉછરેલી છોડીયોનું મન ઇશ્કક ભરેલી પ્યારની અને

વિષયની વાતો વાંચીને તરેહવાર ખ્યાલોથી ઉશ્કેરાય છે; કામવિકારથી, તેની અતૃપ્તિથી, પુરૂષ સાથેના અણબનાવથી, અપ્રીતિથી અને દસ્તાનમાં કૃમિ એટલે જંતુ પડવાથી પણ આવો રોગ થાય છે.

**લક્ષણો**—આ દરદનાં લક્ષણો અસંખ્ય અને તરેહવાર છે. ખેંચતાણ, હસવું, રોવું, ધુણવું, બુમો પાડવી, ગોળો ચડવો, અવાચક થઇ જવું, ઉલટી, ઓહીયાં ઓહીયાં જેવા અવાજ થવા, ઉદાસીનપણું એ તેનાં સામાન્ય ચિન્હો છે. હિસ્ટીરીયાવાળી ઓરતની સર્વ ફરિયાદો ઘણીજ ત્રાસદાયક હોય છે, અને ઘણી વખત જે ફરીયાદ કે દરદનું કશું કારણ હોતું નથી તેને માટે તે ઘણીજ બુમો પાડે છે; જેમકે શરીરમાં બળતરા નહિ છતાં બળું છું. બળું છું કરીને પાણી માગે છે. તેને ખોટી વાસ આવે છે; જીભ બેસ્વાદ બને છે. ગોળો ચડે છે, અને તે ગોળો ગળા સુધી ભરાઇ જાણે હમણાં પ્રાણ નીકળી પડશે એટલું જોર કરે છે. શરીરે ગોટલા ચડે છે, દાંત જડાઇ જાય છે, અવાજ બેસી જાય છે, પેટ મોટું થાય છે અને મહિના હોય એવું લાગે છે.

**ઉપાય**—આ દરદને માટે ખાસ એક પણ દવા નથી. હિસ્ટીરીયા થવાનું કારણ હોય તે શોધી કાઢી તેનો ઉપાય કરવો. આ કારણ શોધવા માટે હિસ્ટીરીયાવાળા દરદીના સ્વભાવ અને સહવાસથી જાણીતા પાકા માણસથી તેની સાંસારિક સ્થિતિની સર્વ માહિતી મેળવવી જોઇએ, એટલુંજ નહિ પણ તેની કેટલીક ખાનગી વર્તણુક અને વ્યસનોની પણ બાતમી મેળવવી જોઇએ. ઓરતોને આ દરદ વિશેષ કરીને ઋતુ સંબંધી વિકારને લઇને થાય છે, માટે ઋતુ સંબંધી કાંઈ પણ ફરિયાદ હોય તે દુર કરવાના ઉપાયો કરવા; સુખી ઘરની ઓરતોએ એશઆરામથી ઘરમાં નહિ ગોંધાઇ રહેતાં ખુલ્લી હવામાં ફરવું અને શરીરને યોગ્ય શ્રમ આપવો. હિસ્ટીરીયાવાળી ઓરતનું મન કોઇ પણ રીતે ઉશ્કેરાઇ ન જાય માટે હમેશાં પ્રસન્ન રાખવી અને તેનાપર દયા તથા પ્રીતિ બતાવવી. હિસ્ટીરીયાનાં આવેશ ( ફીટ ) વખતે કરવાના ઉપચારો—(૧) મોં ઉપર ઠંડું પાણી છાંટવું અને નાક આગળ આમોનિયા કે બીજું ઉગ્ર નસ્ય ધરી જાગૃતિ આવે એવો ઉપાય કરવો. (૨) હાથ પગનાં તળીયાં સારી રીતે ઘસવાં. (૩) બેશુદ્ધિ આવ્યા વિના ગુલ્મ વગેરે વાયુનો ગોળો ઉપડયો હોય તો હિંગ ગળાવવી તથા દસ્તનો ખુલાસો થાય તેવી દવા આપવી, **બીજા ઉપાયો**—(૪) યોગરાજ ગુગળ (નં. ૭૭૦). (૫) મહારાસ્નાદિ કવાથ ( નં. ૬૨૨ ). (૬) નં. ૧૪૭૭, ૧૪૭૮ તથા ૧૫૫૭ ની અંગ્રેજી મેળવણીઓ. (૭) નં. ૧૦૭૫ તથા ૧૦૭૬ના હકીમી ઉપાયો.

# પ્રકરણ ૧૧ મું.

## બાળ રોગ ચિકિત્સા.

## Diseases of Children.

**પ્રસવ વખતની તપાસ**—બાળકની ચિકિત્સા તેના જન્મથીજ શરૂ થાય છે. એક બાળકનો પ્રસવ થાય તે વખતે તે બાળક શરીરે સંપૂર્ણ છે કે કાંઇ ખોડખાંપણવાળું છે, તેને માટે શારીરિક તપાસ હુંશિયાર ડાક્ટર તથા દાયણ આગળ કરાવવી. શરીરની કેટલીક કુદરતી ખોડ જન્મ વખતેજ દુર કરી શકાય, જેમ કે, હાથપગે એક આંગળું વધારે હોય છે; બાળકના પગ ઉપર કોઇ જગાએ મસા હોય છે. બાળકનો નાળ વધેર્યા પછી અને

પ્રસૂતાને પ્રસવના શ્રમમાંથી નિરાંત વળ્યા પછી આ તપાસનું કામ હાથમાં લેવું. વધારાનું આંગળું અથવા મોટો મસો હોય તો તે ધારવાળા ચપુથી કાપી શકાય. બાળકની આંગળીઓ ઘણીજ કુણી હોય છે તેથી આંગળી કાપી કાઢવી એ કામ મુશ્કેલ નથી. આંગળી કાપી લીધા પછી તે જગાએ પાતળો લુગડાનો કકડો ઠંડા પાણીમાં ભીંજવીને બાંધી રાખવો એટલે લોહી પડશે નહી. ગુદદ્વારની પણ પરીક્ષા કરવી. કોઇ બાળકને ઝાડાનું દ્વાર મુદ્દલ હોતુજ નથી. આડો પડદો ચોટેલો હોય છે; કોઇને આંખોનાં પોપચાં બંધ હોય છે. સુયાણીએ આ સર્વ તપાસીને પછી એવી કાંઇ ખોડ હોય તો ડાકટરને બોલાવવાને કહેવું. ગુદદ્વાર અગર આંખોનાં પોપચાં બંધ હશે તો ડાકટર તે પડદો ચીરીને તે રસ્તો કરી આપશે.

**નાળ શેકવો**—ઘણીક અનાડી સ્ત્રીઓ બાળકના નાળ ઉપર અયોગ્ય રીતે શેક કરીને બાળકને નુકસાન કરે છે, અને તેથી નાળ પાકી આવે છે. દીવાની શેડ ઉપર અંગુઠો ઉનો કરીને નાળ ઉપર દબાવવાથી નાળને દીવાની મેશ લાગે છે તે જુદું. કાચા નાળ ઉપર અંગુઠાનો ભાર પણ સહન થઇ શકે નહિ. નાળ પાકે છે તો છોકરૂં બહુ દુઃખી થાય છે. નાળને ફક્ત ગરમ પાણીથી ધોઇ સાફ રાખવો અને ફ્લાલીનની ગરમ પોલ્ટીસ રોજ ચાર પાંચવાર તેના ઉપર મુકવી. આથી નાળ સુકાઇ જશે. નાળને સાફ રાખવો એટલે બસ છે.

**જુલાબ**—બાળકનો પ્રસવ થયા પછી તેને ખુલાસેથી ઝાડો થાય તો વધારે સારૂં; પણ એની મેળે ઝાડો થઇ મળ ન પડે તો આશરે પા (૦।) ચમચો એરંડીયું પાઇ દેવું. તુરતના જન્મેલા બાળકનો ઝાડો કબજ રહે તો તેને તાણખેંચનું દરદ થઇ આવે, અને ઘણાં છોકરાં એ રીતે સહજ ગફલતમાં માર્યાં જાય છે. બાળક અવતર્યા પછી તુરત ઝાડો ઘણું કરીને એની મેળેજ થાય. પણ ન થાય તો એરંડીયું જરૂર પાવું, આંગળીવડે ચટાડવું.

**થાનમાં ધાવણનો અભાવ**—પ્રસૂતાના થાનમાં પહેલાં ત્રણ દિવસ સુધી ધાવણ આવતું નથી, તેથી બાળકને ગાયનું દુધ પાવાની જરૂર પડે છે. પણ આ ગાયના ગરમ દુધમાં એટલુંજ બીજું પાણી મેળવવું જોઇએ, નહિ તો પચે નહિ. વળી માનું ધાવણ બહુ મીઠું હોય છે, માટે ગાયના દુધમાં પાણી ભેળવીને ધાવણ જેવું મીઠું કરવા માટે અંદર જરા પતાસું ઓગાળવું. પણ ત્રીજા દહાડાથી થાનમાં દુધ આવે એટલે પછી ગાયનું દુધ બંધ કરવું. આ દુધ બહુ ઉકાળવું નહિ, પણ ગરમ કરી ઠારીને પાવું.

**ન્હાના બાળકને ધાવણ ઉપરજ રાખવું**—માને થાનમાં ધાવણ આવતું રહે તો બાળકને ધાવણ સિવાય બીજું કશું આપવું નહિ. દાંત ફુટે નહિ ત્યાં સુધી તેને ગાયનું દુધ પણ પાવું નહિ, કેમકે પચે નહિ. ધાવણ પુરતું ન આવે તોજ ગાયનું દુધ ઉપરની રીતે પાણી મેળવીને પાવું. ધાવણ પુરતું ન આવતું હોય તો નીચેનો ઉપાય કરવો.

એરંડાનાં ચાર પાંચ પાનને એક હાંડલીમાં પાણીમાં બાફવાં. પછી આ બાફેલા પાનવાળું પાણી જરા ઠરે એટલે તે પાણીવતી થાન સારી રીતે ધોવાં. પછી બાફેલાં પાંદડાંને હાંડલીમાંથી કાઢી ગરમાગરમ બન્ને થાન ઉપર લપેટવાં, આવી રીતે રોજ ચારપાંચ દહાડા કરવાથી થાનમાં પુષ્કળ દુધ આવશે.

**ધાવ**—માતાના થાનમાં પુરતું ધાવણ ન આવે તો બાળકના પોષણ માટે મોટાં માણસો ધાવ રાખે છે. આ ધાવ નિરોગી, સારા સ્વભાવની, બાળક ઉપર પ્રેમ રાખવાવાળી અને લગભગ સરખાજ વાસાની પ્રસવેલી હોવી જોઇએ.

**વાસી દુધ**—ઘણી અજ્ઞાન સ્ત્રીઓ બાળકને વાસી દુધ પાય છે, તેથી ઘણી મોટી ખરાબી થાય છે, સવારનું દુધ સાંજે ન પાવું. સાંજનું રાતે ન પાવું, અને રાતનું દુધ સવારે ન પાવું. આવા દુધથીજ ઘણાં છોકરાં દરદોમાં માર્યા જાય છે.

**ધવરાવવાનો નિયમ**—બાળકને નિયમિત વખતે ધવરાવવું, કેટલીક ફુવડ સ્ત્રીઓ કાંતો આખો દિવસ ધવરાવ્યા જ કરે છે, ને કાંતો આખા દિવસમાં બે ત્રણ વાર પણ પુરૂ ધવરાવતી નથી. દશ વાસા પછીના બાળકને ૨૪ કલાકમાં ૮ વાર ધવરાવવું. જેમ જેમ બાળક મોટું થાય તેમ ત્રણ કલાકનો અંતર વધારીને ૪–૬ કલાકનો અંતર રાખવો. છોકરૂ રાતે ભેગું લઇ સુવાથી આખી રાત થાન ચુસ્યા કરે છે. તે મોટી ખરાબી છે. પહોર રાત ગયા પછી એટલે દશ વાગ્યા પછી બાળકને ધવરાવવાની જરૂરજ નથી. માએ બાળકને પોતાની સાથે સુવાડવું, પણ જોડે અલગ પથારીમાં સુવાડવું, એટલે જરા વાર આમ તેમ ફાંફાં મારીને પાછું ઊંઘી જશે, અને રાતે ધાવવાની ટેવ બંધ પડશે. માને કાંઇ રોગ થયો હોય કે કોઇ દુઃખથી બહુ દીલગીર હોય તો તે વખતે તેણે બાળકને ધવરાવવું નહિ; આવી સ્થિતિમાં ધવરાવ્યાથી બાળકના પેટમાં દરદ થાય છે, કેમકે દીલગીરીને લીધે માનું ધાવણ પણ વિકાર પામે છે. મન સારૂં ન હોય તો થાનનું ધાવણ પણ સારૂં ન હોય. કલેશ કંકાશ કરતી અને લડતી વઢતી મા ખોળામાં બાળકને લઇને જે ધાવણ ધવરાવે છે તે ધાવણ બાળકને ઝેર જેવું થઈ પડે છે. દાઢ તરફના દાંત ઉપરાંત જડબાના બધા દાંત ફુટ્યા પછી ધાવણ છોડાવવું.

**બાળકના ઇલાજ સંબંધી વહેમ**—ઘણી અજ્ઞાન સ્ત્રીઓ બાળકને ઓસડ વેસડ પાવાનો બહુ વહેમ રાખે છે અને દોરા ધાગા અને જંતર મંતરના વહેમ ભરેલા ઉપાયો કરીને ખુવાર થાય છે. છોકરૂં એકાએક માંદું પડયું, તે કોઇની નજર પડવાથી ઝડપાઇ ગયું એમ માનીને તેને કાંઇ પણ ઓસડ આપતાં નથી. ખરાબ ધાવણથી, ગાયના ભારે દુધથી કે બીજું કાંઈ ખવરાવી દીધાથી બાળક અચાનક માંદું પડે છે. આવી ભૂલનો વિચાર કોઇ કરતું નથી, અને વહેમ ઉપર ચડે છે. આવે વખતે અમે માત્ર દીવેલ પાઇને બાળકોને આંચકી જેવી બીમારીમાંથી બચાવી લીધાં છે. સાદામાં સાદા જાણીતા ઉપાયો કરવા દેવાને પણ મૂર્ખ માતાઓ આનાકાની કરે છે.

**બીજો ખોરાક**—બાળકને આગલા બે દાંત આવે એટલે તેને દુધ ઉપરાંત બીજો પણ યોગ્ય ખોરાક શરૂ કરવો. સાબુ દાણા અને દુધ કાંજી, ચોખાનો સારી રીતે રાંધેલો ભાત, જરા દાળ, શાક. ધાવણ છોડાવ્યા પછી જે ખોરાક આપવો તે જરા તજવીજથી આપવો, નહિ તો બાળકના પેટમાં દરદ થઇ આવે; જરા મોટું થાય અને ખાતું થાય એટલે ખીચડી, રોટલી, વગેરે જરા જરા આપવા માંડવું પણ તે બધો ખોરાક સારી રીતે પકાવેલો હોવો જોઇએ; જરા કચાસ હોય તો બાળકના પેટમાં નડે છે. વારંવાર ખવરાવવું નહિ, ત્રણ ચાર વખત કરતાં વધારે વખત ખવરાવવું નહિ, પરાણે ખવરાવવું નહિ, મીઠાઇ જેવી પચવામાં ભારે અને બોજાવાળી ચીજો ન આપવી, અગર બહુજ ઓછી આપવી, પેટના દરદ વગેરે કારણથી રોતું હોય તેને છાનું રાખવા માટે અજ્ઞાન માતાઓ ખાવાની ચીજ આપે છે, એના જેવી બીજી વધારે કઇ ખરાબી? 'હાથ પગ દોરડી અને પેટ ગાગરડી,' એ કહેવત જેવી સ્થિતિ આ કારણથીજ થાય છે.

**લુગડાં**—તાપના દિવસોમાં બાળકના શરીરે બહુ લુગડાં પહેરાવવાં નહિ, રાત્રે ઉઘાડે શરીરે સુવાડવું નહિ. નબળાં છોકરાં ઉઘાડાં સુવાથી તુરત માંદાં પડી જાય છે અને ઉધરસ, ડાંસો, સસણી વગેરે થઇ આવે છે. બાળકને બંધ બારીબારણાવાળા ઘરમાં સુવાડવું નહિ. તેને ખુલ્લી હવાની જરૂર છે, માટે બાળકની જે તરફ પથારી કે ખાટલો હોય તે તરફની બારી બંધ રાખવી, પણ તેની સામેની બારીઓ ખુલ્લીજ રાખવી.

**હવા અજવાળું**—બાળકને હવા અજવાળાની સૌથી વિશેષ જરૂર છે. નાના છોડવા તાપ તથા અજવાળા વિના કરમાઇ જાય, તેમ બાળક પણ અંધારાવાળા ઘરમાં ગોંધી રાખવાથી કરમાઇ જાય-વધે નહિ. બાળક દશબાર વાસાનું થાય ત્યારથીજ તેને બે હાથમાં લઇ કપડાંનો બંદોબસ્ત રાખીને સવાર સાંજ જરા જરા ખુલ્લી હવામાં ફેરવવું. ચાલતાં શીખે એટલે થોડું થોડું પોતાની મેળે બહાર ફરે એમ કરવું.

**સ્નાન**—ઘણા લોકો એમ માને છે કે છેક ન્હાના બાળકને રોજ નવરાવીએ તો શરદી થાય ને માંદું પડે. ખરી વાત એથી ઉલટીજ છે. રોજ નવરાવવાથી બાળક નિરોગી રહે અને નહિ નવરાવવાથી માંદું પડે; તુરત ખાંસી તથા શરદી થાય, કેમકે ન્હાવાની ટેવ પાડેલી નહિ તેથી. છોકરૂં માંદું હોય તો તેને રોજ નવરાવવું નહિ, અને દુબળું હોય તો પાણીમાં થોડું મીઠું ( નીમક ) મેળવીને તે પાણીથી નવરાવવું. ચોમાસાની શરદીમાં તથા શીયાળાની ટાઢમાં ગરમ ( બહુ ગરમ નહિ ) પાણીથી નવરાવવું અને ઉનાળામાં સખ્ત ગરમીના દિવસોમાં ટાંડા પાણીથી નવરાવું. જે છોકરૂં શિયાળામાં અવતર્યું હોય તેને કુમળું હોય ત્યાં સુધી થોડા ગરમ પાણીથી નવરાવવું.

**ઝાડો**—બાળકને ઝાડાનો ખુલાસો નિત્ય રહેવોજ જોઇએ. એક બે વાર થઇને પેટના મળ સારી રીતે ઉતરે છે કે નહિ તેનો બાળકની માએ રોજ તપાસ રાખવો. ન્હાના બાળકને ૨૪ કલાકમાં એકવાર પણ ઝાડો ન થાય તો બીજે દહાડે તુરત દીવેલ પાઇ દેવું. તેમાં જરા પણ આળસ કરવી નહિ. એક માસ સુધીના બાળકને પા ચમચો, મહીના બે મહિનાના બાળકને અરધો ચમચો, અને તે પછી ઉમર પ્રમાણે થોડું થોડું વધારવું એ દીવેલનું પ્રમાણ છે. થોડું દીવેલ પેટે ચોળવાથી પણ ઝાડો થાય. ઝાડો કબજ થયાથી ન્હાનાં બાળકોના શરીરમાં તાણખેંચ થઈ આવે છે; આવે વખતે બીજી દવાઓની દોડા દોડી કરતા પહેલાં એક ચમચી એરંડીઉં પાઇ દેવું. ઝાડો થશે કે આંચકી બંધ પડશે. પેટમાં કરમીયા થવાથી ઝાડો તથા બંધ થવાથી છોકરૂં વારંવાર માંદું પડે છે. માટે મહીને પંદર દહાડે ન્હાનાં બાળકને એરંડીયું પાઇ દેવું; અથવા મોટી હરડે ઘસી મધનાં ટીપાં નાખીને તે ઘસારો પાવો.

**ગળથુથી**—બાળક જન્મે છે ત્યારે તેને ગળથુથી કે ગળથુલી પાવાનો ચાલ છે અને જુદે જુદે ઠેકાણેથી જુદી જુદી રીતે ગળથુથીનાં રેડીયાં કરીને પાવાનો ચાલ પડયો લાગે છે. બાળકની શારીરિક અને માનસિક શક્તિ તથા બુદ્ધિ વધારવી એ ગળથુથીનો હેતુ જણાય છે. અને તેથી મધ, ઘી, દ્રોખડ, શંખાવળી, ધોળો વજ, બ્રાહ્મી, સોનાના વરખ, એવી એવી બુદ્ધિવર્ધક ચીજો પાવાની વૈદ્યકશાસ્ત્ર ભલામણ કરે છે, અને તેમાની બે ત્રણ ચીજો-વૈદ્યક સલાહ પ્રમાણે-એક દિવસ નહિ પણ ઘણા વખત સુધી પાવાને ફરમાવે છે. કાળે કરીને એ હેતુ ભુલી જવાયો છે અને હવે માત્ર ગળથુલીના નામથી પહેલે દિવસે કાંઇ રેંડીયું કરીને

પાવાનો ચાલ પડી ગયો છે. બાળકની બુદ્ધિ ખીલે અને નિરોગી રહે તે માટે તેને કાંતો ઘી મધમાં સોનાના કટકાનો ઘસારો પાવો; અથવા શંખાવળી અને ઘોળા વજની કિંચિત પડીકી ઘી મધમાં ચટાડવી, અથવા ઘી મધમાં દ્રાખડનાં ટીપાં મેળવીને તે પાવું; અને તે બહુજ થોડા પ્રમાણમાં:–પહેલા માસમાં રોજ ૧ રતી, બીજા માસમાં રોજ ૨ રતી, આમ બાર માસ સુધીમાં ૧૨ રતીભાર સુધી વધારવું, અને પછી દર વરસે પાંચ પાંચ રતીની માત્રા વધારવી. પ્રસવ પછી પહેલાં ત્રણ દિવસ સુધી માના થાનમાં ધાવણ આવતું નથી, તે કારણથી બાળકને બહારથી કાંઇ પાવું પડે છે; તો તે પોષણ બદલ નુકસાનકારક ગળથુથીનું રેડીયું નહિ પાવું; પણ ગાયના દુધમાં અરધું પાણી મેળવીને તથા જરા ગળપણ માટે પતાસું મેળવીને ગરમ કરીને દુધ પાવું.

---

## બાળકોનાં દરદોના ઉપાયો.

**વિવેચન**—જેમ સ્ત્રીઓનાં ખાસ દરદો હોય છે તેમ બાળકોનાં પણ કેટલાંક ખાસ દરદો હોય છે, જેમકે દાંત આવવા, આંચકી, કૃમિ, ઓરી, અછબડા, મોટી ઉધરસ, ગાલપચોળાં, વગેરે. વળી બાલ્યાવસ્થા અને પાકી ઉમરનાં માણસોના સામાન્ય દરદોના ઉપચારમાં પણ બચ્ચાંની નાજુક પ્રકૃતિને લીધે કેટલોક વિવેક વાપરવો પડે છે, બાળકોને પાવાની દવાઓમાં સોમલ, રસકપુર, ધંતુરો, વછનાગ, ફૉસ્ફરસ, હાઇડ્રોસ્યાનિક ઍસીડ, તથા કેટલાંક જલદ એસીડો ( acids ) તથા ક્ષારોનો બનતાં સુધી ઉપયોગ કરવો નહિ જોઇએ, એવું વિદ્વાન વૈદ્યો તથા તબીબો ફરમાવે છે. આરોગ્ય અને આયુષ્યને સાચવીને ઉપચાર કરવાવાળા પરોપકારી વૈદ્યો જોખમવાળી દવાઓનો ક્વચિતજ ન છુટકે ઉપયોગ કરે છે, તો પછી કુમળા બાળકો ઉપર તો એવી જોખમવાળી દવાઓનો બનતાં સુધી ઉપયોગ નહિજ કરવો. આ નીચે બાળકોનાં સામાન્ય દરદોના સાદા તથા સલામતી ભરેલા ઉપાયો આપવામાં આવે છે:—

**બાળકોનાં દરદોનાં કારણો**—ઋતુ, હવા, પાણી, ચેપ વગેરે બહારનાં સામાન્ય કારણો ઉપરાંત નાનાં ધાવણાં બાળકોનાં દરદોનાં ઘણાંક કારણો તેમની માતાઓ સાથે સંબંધ રાખે છે. (૧) માતાઓનો અયોગ્ય આહાર તથા પ્રકૃતિનો બિગાડ બાળકોની પ્રકૃતિને પણ બગાડે છે; તેમજ ધાવણનો બગાડ બાળકોમાં રોગ ઉત્પન્ન કરે છે. (૨) દાંત આવે છે ત્યારે બાળકો તાવ, ઝાડો, ઉલટી, આંચકી વગેરે ઉપદ્રવોના ભોગ થઇ પડે છે. ( ૩ ) ખાતા શીખ્યા પછી ખોરાક સંબંધી બિગાડ, અજીર્ણ, વગેરેના ઉપદ્રવો થાય છે. (૪) ચેપી રોગો, જેવા કે બળીયા, ઓરી, અછબડા, કુકડીયાં ખાસી, વગેરે.

**બાળકોનાં દરદોની પરીક્ષા**—નાનાં બાળકો પોતાના દરદની વાત કરી શકતાં નથી કે દરદનું ઠેકાણું બતાવી શકતાં નથી, તેથી તેમનાં દરદોની પરીક્ષા કરવામાં વિશેષ લક્ષ આપવું પડે છે. રોવા ઉપરથી દરદની કેટલીક પરીક્ષા થઇ શકે. ભૂખ્યું હોય તો રોતાં રોતાં પોતાની હથેળી વાળી દે છે, તથા હાથ પગ વાંકા વાળે છે. ચૂંક કે આંકડી આવતી હોય તો, જોરથી રૂવે છે, મરડાઇ જાય છે, અને બેચેનીથી શરીરને હલાવ્યા કરે છે. આંખો બંધ કરીને ઘેનવાળી નિદ્રામાં પડેલું બાળક રહી રહીને તીક્ષ્ણ બુમ પાડી ઉઠતું હોય તો જાણવું કે બાળકના માથામાં એટલે મગજમાં વરમ-દાહ છે. કાનમાં દરદ હોય તો વારં-

વાર ચીસો પાડે છે, કેમે રોતું રહે નહિ, અને દરદવાળાં કાન તરફનું માથું માની છાતી સાથે ઘસે છે. માબાપની ગરમીનો વારસો લઇ જન્મેલું બાળક ખોખરા અવાજથી રૂવે અને સ્વરનળીના વરમવાળું બાળક પણ ખોખરા અવાજથી રૂવે છે. બાળક રોયા વગર શાંત પડ્યું રહ્યું હોય તો સમજવું કે તે ઘણુંજ નબળું પડી ગયું છે અને દરદ ભય ભરેલું છે. તન્દુરસ્ત બાળક ઘણું કરીને પડખાભર સુવે છે. અતિ અશક્તિમાં કે ભયંકર માંદગીમાં બાળક પીઠ ઉપર સુવે છે, આંખો બંધ રાખે છે અને ચહેરો ઉંચો રાખે છે. પડખાભર સુતું હોય પણ હાથ ખભા તરફ નાખ્યા હોય તો સમજવું કે તેને મગજમાં કાંઇક દરદ છે. શ્વાસ લેવામાં મુશ્કેલી પડતી હોય તો સમજવું કે તેની સ્વરનળી બગડેલી છે. મોં ઓશીકા સાથે દબાવીને પેટભેર ઉંધું સુવે અથવા પગ તથા ગોઠણ પેડુમાં ભરાવીને ઉંધું સુવે તો સમજવું કે બાળકના પેટમાં કે પેડુમાં દરદ છે. આ સિવાય ચેહેરો, ચામડી, આંખો, વગેરેથી પણ દરદની પરીક્ષા થઇ શકે.

**તાવ**—અજીર્ણ, અપચો તથા શરદી કે ગરમી લાગવાથી તાવ આવે છે. તાવ આવે કે બાળકને પથારીમાં લેવું; કપડાનો બંદોબસ્ત રાખવો, અને પેટમાં મળ હોય તો એક હલકો જુલાબ આપવો. એરંડીયું ( દીવેલ ) અથવા હરડેનો ચ્રસારો એ બે બાળકોના નિર્ભય રેચ છે અને પેટ વધુ બગડ્યું હોય તથા તાવ બહુ સખ્ત હોય તો એક અશ્વચોળી ગોળના ગરમ પાણીમાં આપવી અથવા કેલોમેલ અને સોડા મેળવીને બબે ગ્રેનની પડીકી આપવી. બાળકના તાવમાં અતિવિષની કળી ઘણોજ સાદો ને સારો ઉપાય છે તે કળીને વાટીને તેની સફેદ ભુકી અકેક બબે ચપટી ( ૨ ગ્રેન થી ૫ ગ્રેન ભુકી ) મધમાં ચટાડવી. અગર મધમાં મેળવીને પાણી સાથે પાવી. કૃષ્ણાદિ ચૂર્ણ ( નં. ૬૭૧ ) તથા ધનાદિ ચૂર્ણ ( નં. ૬૭૨ ) મધ સાથે ચટાડવું. આ સર્વ દવાઓ બાળકના તાવ સાથે ઉલટી, ઝાડો, ખાંસી, કૃમિ એ સર્વ વિકારો હોય તો તેને પણ મટાડે છે, કડુને શેકીને તથા ખાંડીને કરેલી ભુકી ( ભર્જીત ) પાણીમાં આપવાથી પેટ સારૂં આવીને તાવ પણ નરમ પડે છે. ધાવણું બાળક માંદુ પડે ત્યારે માને પરેજી પળાવવી.

**ઝાડો**--**કારણ**—ધાવણના દોષથી, ઠંડી, શરદી તથા ગરમીથી, દાંત ફુટવાથી, અપચાથી અને ઓરી અછબડાની ગરમીથી નાનાં બાળકોને ઝાડા છુટી પડે છે. **ઉપાયો**—(૧) કપડાંનો બંદોબસ્ત રાખવો; (૨) પવન લાગવા દેવો નહિ, તેમજ પાણીવાળી કે ભેજવાળી જગામાં ફેરવવું નહિ. (૩) પેટમાં દરદ થતું હોય ને કાંઇ દબદબો છે એમ લાગે તો પ્રથમ એરંડીયું પાઇને આંતરડાંનો કચરો કાઢી નાખવો. (૪) ધાવણ સિવાય કાંઇ આપવું નહિ, અને ગાયનું દુધ પાવું પડતું હોય તો તે દુધ હમેશ કરતાં વધારે પાતળું કરીને ( પાણી ઉમેરીને ) આપવું. (૫) ઇંદ્રજવ જરા શેકીને બેચાર દાણા વાટીને ધાવણમાં કે પાણીમાં પાવાં. (૬) ઇંદ્રજવ તથા વાવડીંગ શેકીને **તેની** ફાકી ચપટી ચપટી ત્રણ ત્રણ કલાકે આપવી. (૭) અતિવિષની કળી, મોથ, સુંઠ, વાળો તથા ઇંદ્રજવ, તે જરા જરા લઇને તેનો ઉકાળો કરીને ચમચી ચમચી ઉકાળો રોજ ત્રણવાર આપવો. (૮) ગરમીનો ઝાડો હોય અગર લોહી પડતું હોય તો બીલીનો ગરભ, ધાવડીનાં ફુલ, વાળો, લોદર તથા ગજપીપરનો ઉકાળો કરીને ઉપર પ્રમાણે પાવો. (૯) અજમોદાદિ ગુટિકા ( નં. ૭૩૧ ) બાજરીના દાણા જેવડી અકેક બબે આપવાથી ઝાડા અટકે. (૧૦) સમંગાદિકવાથ ( નં. ૬૪૮ ). (૧૧) ડોવર્સ પાઉડર

( નં. ૧૦૯૦ ), (૧૨) ઝાડો ગંધાતો હોય તો હરડેનો ધસારો આપવો, અથવા જાલપ અને રેવંચી એકઠાં કરીને ઉપર પ્રમાણે ચાર પાંચ ગ્રેનની પડીકીઓ આપવી. (૧૩) ઝાડો ધોળો આવતો હોય તો અજીર્ણ તથા કરમીયાંનો ઉપદ્રવ છે એમ સમજીને દુધ ઓછું કરવું તથા લાઇમ વૉટર ( નં. ૧૨૬૦ ), એટલે ચુનાનું નીતારેલું પાણી મેળવીને દુધ આપવું. (૧૪) પેટમાં કરમીયાં છે એમ નક્કી થાય તો વાવડીંગ અને ઇંદ્રજવની કડવી ફાકી આપીને બીજે દહાડે એરંડીયાનો જુલાબ આપવો, અથવા (૧૫) પા કે અરધી ચમચી એરંડીયા તેલમાં ટરપીટનનાં દશ પંદર ટીપાં નાખીને પાવું. (૧૬) બહુ પાણી જેવા ઝાડા આવતા હોય તો કમ્પાઉન્ડ ચૉક પાઉડર યોગ્ય પ્રમાણમાં આપવો. અથવા એકલો ચાક બબે રતી આપવો. (૧૭) નંબર ૧૫૯૦, ૧૫૯૧, ૧૫૯૨ વાળા અંગ્રેજી નુસખા આપવા.

**તાવ સાથે ઝાડો**—( ૧ ) અતિવિષની કળીની ભુકી ઉમર પ્રમાણે ૧ થી ૩ રતી પ્રમાણમાં દિવસમાં બે ત્રણવાર મધમાં ચટાડવી. (૨) શૃંગ્યાદિચૂર્ણ—( નં. ૭૨૫ ) મધમાં ચટાડવું. (૩) બાળક મોટી ઉમરનું હોય ને જરૂર પડે તો ડોવર્સ પાઉડર તથા કવીનાઇન જરા જરા મેળવીને પાવું.

**મરડો**—(૧) ઇંદ્રજવ શેકીને તથા વાટીને બબે દાણા પાવા. (૨) બીલીનો ગરભ જરા જરા ધાવણમાં ઘોળીનો પાવો. (૩) ગંગાધર ચૂર્ણ ( નં. ૭૧૨ ) અથવા વૃદ્ધગંગાધર ચૂર્ણ ( નં. ૭૨૦ ) અકેક બબે વાલ કાચા ચોખાના ધોણમાં પાવું. ( ૪ ) વાવડીંગ, અજમોદ અને લીંડીપીપરનું ચૂર્ણ ગરમ પાણી સાથે જરા પાવું. ( ૫ ) પહેલો એરંડીયાનો જુલાબ આપીને આમનો નીકાલ કરવો અને પછી બાળચાતુર્ભદ્ર ચૂર્ણ ( ચાતુર્ભદ્ર માટે જુઓ નં. ૪૨૨—સંખ્યા વર્ગ ઓષધો) અથવા અજમોદાદિ ગુટિકા (નં. ૭૩૧) આપવાથી મરડો બંધ થશે. (૬) નંબર ૬૭૯ તથા નં. ૧૫૯૩ વાળા ઉપાયો અજમાવવા. (૭) મરડામાં લોહી પડતું હોય તો ગંગાધર ચૂર્ણ અથવા ડોવર્સ પાઉડર આપવા, અથવા (૮) સુંઠ, અતિવિષ, નાગરમોથ, વાળો તથા ઇંદ્રજવનો ઉકાળો પાવો. (૯) અતિ જુનો મરડો મોરથુથુથી મટે છે. ૧ રતી મોરથુથુમાં ૨૪ રતી બાવળનો ગુંદર મેળવી તેની ૨૪ પડીકી કરવી. આવી પડીકી રોજ ત્રણવાર ઠંડા પાણીમાં આપવાથી એકાદ દિવસમાં કે બે ચાર દહાડામાં જુનો મરડો પણ મટી જાય. (૧૦) ૧ ભાગ શુદ્ધ પારો અને ૨ ભાગ ચાક તેને ખરલમાં સારી રીતે ઘુંટવાથી પારો ચાકમાં તદન મળી જાય અને રાખ જેવો રંગ થાય, તેમાંથી ૦॥ રતી થા ૨ રતી પ્રમાણમાં આપવાથી ઝાડાની ખરાબ વાસ દુર થાય, રંગ બદલાય ( પીળો આવે ) અને મરડાના ઝાડા બંધ થાય.

**ખાંસી**—( ૧ ) અતિવિષની કળીની ભુકી મધમાં ચટાડવી. (૨) મોથ, અતિવિષ, લીંડીપીપર તથા કાકડાશીંગીની બારીક ભુકી મધમાં ચટાડવી. (૩) શૃંગ્યાદિ ચૂર્ણ (નં. ૭૨૫) મધમાં ચટાડવું. (૪) સીતોપલાદિ ચૂર્ણ ( નં. ૭૨૮ ) ધાવણમાં કે દુધમાં પાવું. ( ૫ ) ઇપીકાક્યુઆના પાઉડર ૧ ગ્રેન, એન્ટીમોનિયમ પાઉડર ૩ ગ્રેન અને જેઠીમધનું ચૂર્ણ ૯ ગ્રેન તેને મેળવીને તેમાં બબે ગ્રેનની પડીકી સાકરની ચાસણીમાં આપવી. (૬) એન્ટી-મોનિયમ વાઇન ટીપાં ૧૦, ઇપીકાક્યુઆના વાઇન ટીપાં ૨૦, નાઇટ્રિક ઑફ પોટાશ ગ્રેન ૬, કૅમ્ફર વૉટર ડ્રામ ૬, તે સર્વ મેળવીને તેમાંથી રોજ ત્રણવાર નાની ચમચી ભરીને પાવી. ( ૭ ) અથવા એકલું વાઇનઅઇપીકા ૧૦ ટીપાં મધ નાખીને મીઠું કરીને ૨૪

કલાકમાં ૪–૫ વાર આપવું. આ દવાથી કદિ ઉલટી થશે તો છાતીનો કફ નીકળી જશે. (૮) છાતીમાં કફ હોય, બાળક હાંફતું હોય, અને ભરાઇ ગયા જેવું લાગતું હોય તો વાઇનમઇપીકા પા ચમચી જેટલું તથા થોડું મધ ગરમ પાણીની સાથે મેળવીને એકીવારે પાઇ દેવાથી જરા વારમાં ઉલટી થશે અને છાતીનો કફ પાતળો પડી નીકળી પડશે. બીજે દહાડે પણ એવીજ રીતે આ દવા પાઇને ઉલટી કરાવવી. ઉધરસ બરાબર મટે અને છાતીમાં કફ બોલતો બંધ પડે ત્યાં સુધી સવારે સવારે આ દવા પાઇ ઉલટી કરાવવી. (૯) ખાંસી જુની થાય અને કોઇ ઉપાયથી ન મટે તો હરિતકી અવલેહ થોડો થોડો ત્રણ ચાર વાર ચટાડવો–અથવા કૉડલીવર ઑઇલનાં બે ત્રણ ટીપાં રોજ દુધમાં મેળવી ઘણા દીવસ સુધી પાવાં; આ ઉપાયથી ખાંસી મટે તો પણ તે દવા બે ચાર માસ સુધી ચાલુ રાખવી અને થોડે થોડે દિવસે દવાનાં ટીપાં વધારવાં. (૧૦) છાતીમાં કફનું જોર હોય તો ગરમ પાણીનો વરાળીઓ શેક કરવો અથવા ટરપેન્ટાઇન ચોળીને ગરમ પાણીનો વરાળીઓ શેક કરવો. (૧૧) સીતોપલાદિ ચૂર્ણ બાળકોની જીર્ણ ખાંસીમાં તથા જીર્ણ સસણીમાં ઘણા દિવસ આપવાથી ઘણો ફાયદો આપે છે. (૧૨) નં. ૭૨૮, નં. ૭૦૭, તથા નં. ૧૫૮૭ ના ઉપાયો કરવા.

**ઉટાંટીઓ**—મોટી ઉધરસ—નાનાં બાળકોને આ દરદ વિશેષ થાય છે. તે એક ચેપી દરદ છે માટે બીજાં બાળકોને દરદી બાળકથી જુદાં રાખવાં. ખાંસી સાથે થોડો તાવ હોય છે અને ખાંસી ખાતાં ઉલટી પણ થઇ જાય છે. ખાંસી થોડી વાર આવે છે, પણ એવી તો જોરમાં આવે છે કે બાળકનો ચહેરો લાલચોળ બની જાય છે, શરીર વાંકું વળી જાય છે, અને વખતે ઝાડો પેસાબ થઇ જાય છે. વખતે આંચકી આવે છે. બીજા અઠવાડીયામાં દરદનું જોર વધે છે, અને ત્રીજા અઠવાડીયામાં નરમ પડવા લાગે છે, તો પણ બહુ સંભાળની જરૂર છે. **ઉપાય**—(૧) સારો ખોરાક, કપડાનો બંદોબસ્ત અને કફનું બહુ જોર હોય તો છાતી ઉપર શેક. (૨) અફીણ તથા કપુરવાળી બનાવટો ખાંસીના જોરને દબાવે છે. (૩) કસ્તુરી એકલી અથવા બીજી દવાઓના યોગમાં ઘણા થોડા પ્રમાણમાં આપવી. (૪) કાંટાશેળીઆની છાલનો ઉકાળો જરા જરા પાવો. (૫) ઇપીકાકયુઆના બાળકની ઉમરના પ્રમાણમાં યોગ્ય માત્રામાં ફાયદો કરે છે. (૬) ભોરીંગણીનો ઉકાળો મધ નાખીને પાવો. (૭) હરિતકી અવલેહ (નં. ૮૦૬) જરા જરા દુધમાં મેળવી પાવો. (૮) કંટકારિ અવલેહ (નં. ૭૯૩) ચટાડવો. (૯) નં. ૧૫૦૮ તથા નં. ૧૫૦૯ વાળા ઉપાયો અજમાવવા. (૧૦) ફીરમાણી અજમો અને ડોવર્સ પાઉડરનો ઉપયોગ થઇ શકે, પણ તે દવાઓ બહુ થોડા પ્રમાણમાં અપાય.

**વરાધ–સસણી**—(૧) છાતીમાં કફનું બહુ જોર હોય તો ટરપેન્ટાઇન ચોળીને વરાળીઓ શેક કરવો અથવા અરડુશીનાં પાન વાટી બાફીને છાતીએ બાંધવાં, નાગરવેલનું પાન છાતીએ મુકી તે ઉપર ઘીના દીવાનો શેક કરવો. ડેકામાળી, રેવંચી તથા એળીઆનો પેટ ઉપર લેપ કરવો. (૨) શૃંગ્યાદિ ચૂર્ણ (નં. ૭૨૫) આપવું. (૩) હરડે, બહેડાં, જેઠીમધ, સમભાગે ગરમ પાણીમાં વાટી તેમાં જરા સીંધાલુણ તથા મધ મેળવીને ચાટણ ૨ થી ૩ વાલ રોજ બે ત્રણ વાર આપવું. (૪) અરડુશીનાં પાનને વાટી ગરમ કરી તેમાંથી રસ નીચોવી મધનાં ટીપાં મેળવી પાવો અથવા વાસાપુટપાક (નં. ૫૩૭) મધ મેળવી થોડાં થોડાં ટીપાં પાવાં. (૫) બાળક મોટી ઉમરનું હોય તો પાપડખાર ચણાની દાળ જેટલો તેને ગોળ તથા

ગરમ દુધમાં મેળવી પાવાથી ઉલટી થશે ને કફ નીકળશે. (૬) નં. ૧૫૮૭ વાળો ઉપાય કરવો. (૭) હરિતકી અવલેહ (નં. ૮૦૬) જરા જરા દુધમાં મેળવીને પાવો. (૮) કૃષ્ણાદિ ચૂર્ણ (નં. ૬૭૧) તેમાં સુવર્ણ માક્ષિક ભસ્મ અરધી અરધી રતી મેળવીને મધમાં ચટાડવું. (૯) શરદી તથા હવાથી શરીરનું રક્ષણ કરવું, ગરમ કપડાં પહેરાવી રાખવાં, પણ સારી તાજી હવાને બંધ ન કરવી.

**ઉલટી**—(૧) ધાવણના દોષથી તથા કરમીઆંથી ઉલટી થાય છે માટે તેના ઉપાયો કરવા. ઉછાળો આવ્યા કરે તો કરમીયાં છે, એમ સમજી ઝાડો કબજ હોય તો તેનો ખુલાસો કરવો. ધાવણ કે દુધ પેટમાં ટકતું ન હોય તો કળીચુનાનું આછરેલું પાણી મેળવીને દુધ પાવું, કાળજે રાઇની પટી મારી બે ચાર મીનીટ રાખવી. ચુનાનું આછરેલું પાણી મધ મેળવીને પાયા કરવું અને ખોરાકમાં દુધ સિવાય કાંઇ આપવું નહિ. (૨) મોથ, અતિવિષ અને કાકડાશીંગીનું ચૂર્ણ મધમાં ચટાડવું. (૩) જાયફળનો મધમાં ઘસારો આપવો. (૪) કફ મધમાં વાટીને ચટાડવું, (૫) નં. ૬૬૭, ૬૭૨, તથા ૭૨૫ વાળા ઉપાયો અજમાવવા.

**પેટપીડ**—(૧) પવનથી કે કરમીયાંથી પેટમાં પીડ ઉપડે છે. જુલાબ આપીને ઝાડાનો ખુલાસો કરવો, હરડેના ઘસારામાં સંચળ કે સાજીખાર કે સોડા મેળવીને પાવાથી પવનના છુટકારા સાથે ઝાડો થશે. (૩) એકથી બે ટીપાં ટરપેન્ટાઇન તથા થોડાં ટીપાં એરંડીયા તેલનાં-તે વરીયાળીના પાણીમાં મેળવી ચાર ચાર કલાકે બે ત્રણવાર પીવાથી પેટનો પવન બેસીને ઝાડો થશે. (૪) ગરમ પાણીમાં ફલાલીન બોળીને પેટ ઉપર શેક કરવો. (૫) સીંધાલુણ, સુંઠ, એલચી તથા જરા શેકેલી હિંગ, તેનું જરા બારીક ચૂર્ણ ઘી સાથે કે પાણી સાથે પાવું. (૬) સુંઠના પાણીમાં એરંડીયું પાવું. (૭) પેટ ઉપર હીંગનો અથવા એળીયાનો લેપ કરવો. કરમીયાની પીડ હોય તો વાવડીંગ તથા ઇંદ્રજવ શેકીને પાવાં.

**કૃમિરોગ**—બાળકના પેટમાં નાનાં મોટાં કરમીયાં વારંવાર પડે છે, ઝાડો ધોળો આવે છે અને બાળક તંદ્રામાં પડી રહે છે તેમજ ઉંઘમાં દાંત કકડાવે છે. ઉપાય માટે જુઓ કૃમિરોગના ઉપાયો ( પૃષ્ઠ ૬૨૮ ). આ સિવાય બાળકોના કૃમિરોગના સામાન્ય ઉપાયો—વાવડીંગ, ઇંદ્રજવ, કાંકચીઆ, અતિવિષની કળી, સેન્ટોનાઇન, વગેરે દવાઓ એક એક અથવા બધી મેળવીને આપવી અને જુલાબ માટે એરંડીયું પાયા કરવું, જેથી કડવી દવાઓથી પેટમાં મરી ગયેલા કરમીયા ઝાડામાં નીકળી જશે. દુધ તથા આટામાંથી બનતાં રોટલી રોટલો બંધ કરવાં. મીઠાઇ બંધ કરવી; દુધ આપવું તે કળીચુનાનું આછરેલ પાણી મેળવીને આપવું, ખોરાક ખાવા શીખેલ બાળકને તેલમાં તળેલી બાજરીની પુરી કે ખાખરી આપવી.

**પેટમાં ભાર**—પેટમાં મળ ચોટી રહે છે ને ભાર થાય છે. બાળક હાંફ્યા કરે છે. પેટમાં દરદ થાય છે ને થોડે થોડે ઝાડો થયા કરે છે. (૧) દીપનપાચન દવા સાથે દસ્તના ખુલાસાની દવા આપવી. (૨) સુંઠના ઉકાળામાં એરંડીયું આપવું. (૩) કઠુને શેકીને તેની ફાકી ઉમર પ્રમાણે ૧ થી ૪ વાલની ગરમ પાણીમાં ગોળ મેળવીને આપવી. (૪) કીડામારી પાવી. (૫) બોદાર કે રેવંચીનો જુલાબ આપવો.

**દાંત ફુટવા—લક્ષણ**—થોડો તાવ, બેચેની, ચીડીઓ સ્વભાવ, શરદી ઠંડી જલદી લાગવી, કફ થાય, ખોરાક પચે નહિ, પાચનક્રિયા બગડે અને વખતે આંકડી આવે. **ઉપાય**—ઠંડીમાંથી રક્ષણ કરવું. ખોરાક છેક હલકો આપવો, દાંતના પારા સુજી આવે ને દરદ ઘણું થતું હોય તો તાજા લીંબુના રસમાં આંગળી બોળીને દાંતના પારા ઉપર ઘસવી અથવા

ડાકટર પાસે નસ્તર મુકાવી દરદનું નિવારણ કરવું. આ દરદમાં ઝાડો, તાવ, આંચકી, થઈ આવે તેના ઉપાયો કરવા. લીંડીપીપર અને ધાવડીનાં ફુલ વાટી મધમાં મેળવીને દાંતના પારા ઉપર ઘસવું.

**આંચકી–કારણ**—નાનાં બાળકોને આ દરદ વારંવાર થાય છે. દુધનું અજીર્ણ, અપચો, કબજીયત, પેટનાં કૃમિ, દાંત આવવા, મોટી ઉધરસ, ઝેરી તાવ, તથા અપસ્માર, વગેરે દરદોમાં આંચકી ઉપડે છે. **લક્ષણો**–બાળક એકાએક બાવરૂં બને છે, ઉંઘમાં હોય તો ઝબકી તણાઇ ખેંચાઇ જાય છે, અને પછી હાથપગ તથા શરીર તણાઇ જાય છે, આંગળાં ભીડાઇ જાય છે. શ્વાસોચ્છ્વાસ બંધ પડે છે. થોડીવાર તાણ બંધ પડી પાછી આવે છે; અથવા બાળક ઉંઘમાં પડે છે.

**ઉપાય**—(૧) મગજ ઉપર ઠંડક કરવી. ઠંડા પાણીનાં પોતાં મુકવાં અને માથાથી નીચેના ભાગો ઉપર એટલે છાતી, પેટ, હાથ પગો ઉપર ગરમ પાણીનો શેક કરવો. (૨) અથવા સહન થઇ શકે એવા ગરમ પાણીમાં ૫–૧૦ મીનીટ ગળા સુધી બેસાડી જલદી કાઢી લઇ કોરૂં કરીને ઓઢાડી સુવાડી મુકવું. બહુ નબળું બાળક હોય તો આ ઉપાય ન કરવો. (૩) ઝાડો સાફ લાવવાની તજવીજ કરવી. સાબુ તથા પાણી મેળવીને પીચકારી મારવી અથવા એરંડીયાની પીચકારી મારવી, જે જે દરદથી આંચકી આવતી હોય તે તે દરદના ઉપાયો કરવા.

**અપસ્માર**—વાઇ—**ઉપાય**—આ દરદ મગજના વિકારમાંથી થાય છે, માટે મગજને સ્થિર કરવાના ઉપાયો કરવા. (૧) ભુરા કોળાંના રસમાં જેઠીમધનું ચૂર્ણ પાવું. (૨) ગાયનું દુધ, ઘી, દહીં તથા છાણનો રસ–તેમાં પકાવી સિદ્ધ કરેલું ઘી જરા જરા ચટાડવું. (૩) મરચટંકોલ નિત્ય અંકક બબ્બે દાણા વાટી ખવરાવવા. (૪) વજના ચૂર્ણની મધમાં ગોળી ૦॥ થી ૧ વાલની કરીને ખવરાવવી. (૫) સરસ્વતી ચૂર્ણ (નં. ૭૨૭) જરા જરા ખવરાવવું. (૬) રસાયન ચૂર્ણ (નં. ૭૧૧) જરા જરા ઘી મધ કે ઘી સાકરમાં ચટાડવું.

**ગળું પડવું**—માથે તાળવામાં ખાડો પડે છે, બાળક ધાવી શકતું નથી, ઝાડા પાતળો, પાણીનો શોષ, ડોક તથા મોંમાં દરદ અને ધાવણ અથવા દુધ ઓકી કાઢે. **ઉપાય**–(૧) હરડે, વજ, તથા ઉપલેટ સમભાગ દુધમાં ઉકાળી તેમાં બીજા ભાગનું મધ ભેળવી સવાર સાંજ ચમચો ચમચો પાવું. (૨) એરંડાનાં પાન ઘી ચોપડી તાળવાપર બાંધવાં. (૩) તાળવાપર નિરંતર તેલ અથવા ઘી લગાડી તેને સ્નિગ્ધ રાખવું. (૪) સાબરસીંગુ દુધમાં ઘસી પાવું તથા તાળવે લેપ કરવો, (૫) વજ ને જાયફળ ઘીમાં વાટી લેપ કરવો.

**પારગલો**—ગર્ભવાળી સ્ત્રીને ધાવવાથી થતો રોગ. **લક્ષણ**—'હાથપગ દોરડી અને પેટ ગાગરડી' ખાંસી, મંદાગ્નિ, ઉલટી, અરૂચિ, અંધારાં, ઝાંખ, ભ્રમ, એ તેનાં લક્ષણો છે. **ઉપાય**—(૧) લીંડીપીપર મધમાં ચટાડવી. (૨) મોટી હરડે, તથા તજનો ઘસારો પાવો. (૩) અજમોદ, જીરૂં, શાહજીરૂં, સુંઠ, તેનું ચૂર્ણ મધમાં લેવું, (૪) મરીની ચા જરા સાકર નાખી પાવી. (૫) પ્રવાલભસ્મ ગુલકંદમાં અથવા મધ અને ઘીમાં ચટાડવી.

**મુખપાક**—મોં પાકી આવે છે અને બાળક ધાવી પણ શકતું નથી. મોંમાંથી લાળ ચાલી જાય છે. (૧) શંખજીરૂં તથા સોનાગેરૂનો ઉએરો મોંમાં ઘસવો. (૨) કંકોલ, સાકર, વાંસકપુર, કુલાવેલ ટંકડી અને એલચી, તેની ભુકી મોંમાં લગાવીને લાળ બહાર જવા દેવી.

(૩) ગોપીચંદન દૂધમાં વાટી પાવું. (૪) ગળોત્સવ મોંમાં ચોપડવું. (૫) બકરીના દૂધની શેડ રોજ મોંમાં નંખાવવી. (૬) તપખીર મોંમાં ચોપડવી. (૭) ટંકણ મધમાં મેળવી ચોપડવો. (૮) ૪ એલચીના દાણા તથા ાા પૈસાભાર સોનાગેરૂ વાટી તેની ભુકી મોંમાં દાબવી. (૯) પેટ અવશ્ય સાફ રાખવું. એરંડીયુ આપવું અથવા હરડેનો ઘસારો સાકર મેળવીને પાવો.

**નાભિપાક**—નાભિ એટલે ડુંટી પાકી આવે છે. (૧) ગરમ પાણીનો શેક કરવો. (૨) ગરમ તેલનું પોતું મૂકી રાખવું. (૪) બકરીની લીંડીઓ દૂધમાં વાટી જરા ગરમ કરી લેપ કરવો. (૪) તજ તથા સુખડનું ચૂર્ણ બારીક કરીને દાબવું.

**ગુદપાક**—ઝાડાની જગા પાકી આવે તેને ગુદપાક કહે છે. (૧) તે ભાગ સારી રીતે ધોઇ સાફ રાખવો. (૨) બોદાર, કાથો તથા એલચી બારીક વાટીને ધોયલ ઘીમાં મેળવી ચોપડવું. (૩) રસવંતી ચોપડવી. (૪) પીંપળાની છાલ બાળીને તેની રાખ દાબવી. (૫) વ્રણ પડી જાય તો પંચવલ્ક (જુઓ નં. ૪૨૨) એટલે પાંચ ઝાડની છાલને ઉકાળી તેના પાણીમાં વાટી તેનો લેપ મારવો. (૬) ઝાડાનો ખુલાસો રાખવો.

**ચુંચાપણું**—આંખ્યોની પાંપણોમાં ચળ, દરદ તથા પાણીનો સ્રાવ થાય છે, તેથી બાળક પોતાની આંખો, નાક તથા કપાળ ચોળ્યા કરે છે; સૂર્યનો પ્રકાશ જોઈ શકતું નથી, અને આંખો ઉઘાડી શકતું નથી. ત્રિફળાં, સારોડી, લોદર, સુંઠ, તથા ભોરીંગણી તે સર્વને પાણીમાં વાટી જરા ગરમ કરી પાંપણો ઉપર લેપ કરવો. આંખના ખીલના ઉપાયો કરવા.

**મૂત્રસ્રાવ**—ઘણાંક બાળકો મોટી ઉમરે પણ પથારીમાં પેસાબ કરી જાય છે. પીપર, સુંઠ, મરી, એલચી, તથા સીંધાલુણનું બારીક ચૂર્ણ સાકરની ચાસણીમાં નાંખી તેનું ચાટણ ચટાડવું. તલ, આસંધ તથા ખજુરનાં વડાં ઘીમાં તળીને ખવરાવવાં. નં. ૧૫૮૯ વાળો ઉપાય અજમાવવો.

**રોરો કરવું**—બાળક રોયા કરતું હોય ને તેનું કાંઇ કારણ ન સમજાતું હોય તો ત્રિફળાં તથા લીંડીપીપર એ ચાર વસ્તુનું સમભાગ ચૂર્ણ બબે વાલ મધમાં મેળવી એ ચાર દહાડા ચટાડવું.

**વધરાવલ**—જુવો વધરાવળના ઉપાયો પૃષ્ઠ ૬૮૦. બાળકની વધરાવળમાં એરંડીયું સૌથી સારો ઉપાય છે. ઉમર પ્રમાણે ાા થી ૧ ચમચી એરંડીયું નિત્ય પાવાથી વધરાવળ મટી જાય છે. નવસારનાં પોતાં મૂકવાં.

**માટી ખાવી**—નાના બાળકો માટી તથા ભોંયના પોડાં બહુ ખાય છે. તેના ઉપર પાકી દેખરેખ રાખવી. (૧) સોનાગેરૂ ખવરાવવાથી રેચ લાગી માટી નીકળી જશે. (૨) બોદારનો રેચ આપવો. (૩) કડુને શેકીને તેની બારીક ભુકી ગરમ પાણીમાં આપવી. (૪) મંડુરભસ્મ અથવા મંડુરવટી ખવરાવવાથી માટીની ફીકાસ મટે છે અને પેટ વધ્યું હોય છે તો તે પણ નમે છે. (૫) ઝાડાના ખુલાસાની અને ખોરાકની તજવીજ રાખવી.

**દુર્બળતા**—બાળકો દુર્બળ હોય, શરીર લેતાં ન હોય અને બરાબર ગળું ન કરતાં હોય તેના થોડા ઉપાયો. (૧) ભોંકોળું, જવ, તથા ઘઉં તે ત્રણેનુ ચુર્ણ સમાન વજને ઘીમાં ચટાડી તેના ઉપર સાકર તથા મધ નાંખેલું થોડું દૂધ પાવું. (૨) આસંધ ૧ ભાગ, દૂધ ૮ ભાગ, તેમાં ઘી નાખી પકાવીને તે ચાટણ ચટાડવું. (૩) સીતોપલાદિ ચુર્ણ (નં. ૭૨૮). (૪) જીવન અથવા બાળજીવન. (૫) ખારેક, આસંધ તથા તલ તેના લાડુ કરીને અથવા

ઘીમાં વડાં તળીને ખવરાવવાં. (૬) ફિકાસ હોય તો મંડુરભસ્મ મધમાં ચગાડવું અથવા મંડુરવટી ગોળીઓ દુધમાં મેળવીને પાવી. (૭) દુધનો ખોરાક વિશેષ રાખવો અને ઝાડાના ખુલાસાની તજવીજ રાખવી બહુ રેચ ન આપવા, પણ પેટ કબજ રહેતું હોય તો મોટી હરડે ઘસીને પાવી અથવા કોઇ કોઇ વાર એરંડીયું આપવું.

**અસ્થિદોષ**—( Rickets ) આ દરદ ગરીબ લોકોનાં બાળકોમાં વિશેષ હોય છે; તવંગરના ઘરમાં ક્વચિત હોય છે.

**કારણ**—ખરાબ પોષણ અને તાજી હવાની ખામીને લીધે બાળકોમાં આ દરદ થતું જોવામાં આવે છે.

**લક્ષણો**—ઘણાં છોકરાંને આ દરદની શરૂવાત ધાવણ છોડાવતી વખતે થાય છે, પાચનક્રિયા સંબંધી ગડબડ ચાલુ થાય છે. ઝાડા વધારે, ખરાબ વાસવાળા અને લોહી જેવા અથવા લીલા રંગના થાય છે. બચ્ચું ચીડીયું અને બીકણ બને છે. જો તેને કોઇ ઝાલે છે તો તેના હાથ પગ નાજુક હોવાને લીધે તેને પસંદ પડતું નથી. ચામડીનો રંગ નિસ્તેજ અને રોગી જેવો લાગે છે, ગાલ બેઠેલા અને માથાની આસપાસ રાત્રે ઘણો પરસેવો થાય છે. પેટમાં દરદ થતું હોવાને લીધે રાતનું તે બાળક પથારીમાં તરફડીયાં મારી પથારીના ઓછાડને દૂર ફેંકે છે. અને સવારમાં ટુંટીયાં વાળીને પડેલું હોય છે. પેટ ફુલેલું, માથું મોટું, શરીરનાં હાડકાંનો બેડોળ આકાર, દાંત મોડા આવવા, કાંડેથી હાથના છેડા અને નીચલા પગનાં હાડકાં ફુલેલાં, છાતીના હાડકાની પાસે પાંસળીઓમાં સોજો અને છાતીનો આગલો ભાગ બહાર આવવો વિગેરે લક્ષણો હોય છે; આ દરદને આર્ય વૈદ્યકમાં બાહ્યાયામ, અંતરાયામ, કલાયખંજ વગેરે નામો આપ્યાં લાગે છે અને તેની ગણના વાતવ્યાધિમાં કરવામાં આવી છે. આ દરદમાં દરદીના જીવને જોખમ થતું નથી, પણ કદાચ તે સાથે ક્ષય, આંચકી તથા અતિસાર અને અજીર્ણ વગેરે દરદો લાગુ પડે તો મૃત્યુ થાય છે.

**ઉપાય**—(૧) પોષણકારક સારો ખોરાક આપવો. (૨) બાળકને ખુલ્લી હવામાં ફેરવવું. (૩) જે તે વસ્તુ બાળકને ખાવા આપ્યા ન કરવી. (૪) ખોરાક પચે છે કે નહિ અથવા પેટમાં પવન, ઝાડો કે ઉલટી થયા કરે છે કે કેમ તેની સંભાળ રાખવી. (૫) તેના પેટની આસપાસ ગરમ ફલાલીન વીંટવું. (૬) બાળક ઉભું થવા કે ચાલવાની ઉમરનું થાય ત્યારે તેને પગ ઉપર આખા શરીરનો ભાર આવે એમ ચાલવા ન દેવું, કેમકે પગનાં હાડકાં નરમ હોવાથી વળી જવાનો સંભવ છે.

**શુલીઓ**—( Apthae ) જ્યારે બાળકને દાંત આવતા હોય, અગર પાચનક્રિયા બગડી હોય ત્યારે મોંની અંદરનું અસ્તર બગડીને હોઠની અંદરની સપાટી ઉપર, દાંતના પારા ઉપર તથા તાળવા ઉપર સફેદ ધાબાં પડે છે, થર બાઝે છે, અથવા તેમાં ગોળ આકારના જખમ પડીને શ્લેષ્મ ત્વચા ધોળી થઇ જાય છે. આવા કોઇ પણ દરદમાં આંતરડાની વિકૃતિ હોય છેજ; પણ જેઓ જીર્ણ દરદવાળાં તથા નબળાં હોય છે તેમને આ દરદ વધારે પીડાકારી તથા ભય ભરેલું થઇ પડે છે.

**ઉપાય**—(૧) બગડેલા મોંના ભાગોને ગરમ પાણીથી સાફ કરવા અને ૧ ઔંસ ગ્લીસરીનમાં ૦ાા ડ્રામ ટંકણ ( બોરાકસ ) મેળવીને પીંછી વતી મોંમાં લગાવવું. ( ૨ ) ખોરાકમાં દૂધ સિવાય બીજું કાંઇ આપવું નહિ. (૩) પેટ સાફ રહે એવી તજવીજ રાખવી.

# પ્રકરણ ૧૨ મું.

## વિષચિકિત્સા.

## POISONS.

**વિવેચન**—ઝેરના મુખ્ય બે પ્રકાર છે. સ્થાવર અને જંગમ. સ્થાવર વિષમાં ખનીજ તથા વનસ્પતિ વિષનો સમાવેશ થાય છે, અને જંગમ વિષમાં સર્પ વગેરે ઝેરી પ્રાણીઓ આવી જાય છે. જુદાં જુદાં ઝેરનાં જુદાં જુદાં લક્ષણો હોય છે, અને લક્ષણો જાણ્યા પછી વખતસર ઉપચાર થાય તો ઝેરના કેટલાક દરદીઓનો બચાવ કરી શકાય છે. ઝેરનો શરીરમાં બે રીતે પ્રવેશ થાય છે. ૧. એક જાણીબુજીને ઝેરી વસ્તુ ખાવા પીવાથી અને ૨. બીજી રીતે કોઇ ઝેરી વસ્તુ ભૂલથી ખાઇ જવાથી અથવા ઝેરી પ્રાણીનો ડંખ થવાથી ઝેર ચડે છે તે. આપઘાત કરવા માટે ઝેર ખાવાના લોકોમાં ઘણા બનાવો બને છે અને સરપ વગેરે ઝેરી પ્રાણીઓ પણ ઘણા માણસોનો ભોગ લે છે. આવી બાબતોનું સામાન્ય જ્ઞાન ઘણી વખત ઘણું કીમતી થઇ પડે છે અને એવા જ્ઞાનના આધારથી સાધારણ માણસો પણ જોખમમાં આવી પડેલા માણસનો કેટલીકવાર બચાવ કરી શકે છે, અથવા યોગ્ય મદદ આવી પહોંચતાં સુધી દરદીને ટકાવી શકે છે. ઝેરી વસ્તુઓ અને ઝેરી પ્રાણી અસંખ્ય છે. આંહી મુખ્ય મુખ્યનું વર્ણન કરવામાં આવેલ છે.

**સોમલ**—( આર્સેનિક ) આ દેશમાં ઝેર દેવા માટે વપરાતી અફીણથી બીજા નંબરની વસ્તુ સોમલ છે. તે ઘણા ન્હાના વજનમાં પણ ઝેરની અસર કરે છે. સોમલમાં કાંઇ પણ સ્વાદ નહિ હોવાથી તે બેમાલુમ રીતે ખવાઇ પીવાઇ જાય છે. હિંદુસ્તાનીમાં તેને **સંખીઓ** કહે છે. સોમલનાં ઝેરનાં ચિન્હોઃ-ખાધા પછી એક કલાકના અરસામાં પેટની પીપડીમાં દરદ થાય છે, દાબવાથી દરદ માલમ પડે છે; પછી ઉછાળો અને ઉલટી થાય છે; શરીર ઠંડુ અને પરસેવો થાય છે. અવયવો ધ્રુજે છે; હાથ, પગ, નાકની ડાંડી ઠંડી પડે છે; આંખોની આસપાસ આસમાની ચકો ફરતાં લાગે છે, અને નાડી કઠણ તથા જલદ થાય છે. પછી પેટ છુટી જાય છે; અને પેટમાં ચુંક તથા વાઢ થાય છે; પેસાબ થોડો આવે, તેમાં આગ બળે, વખતે પેસાબ અટકી જાય અને વખતે તેમાં લોહી પડે; આંખમાં અગ્નિ બળે, લાલ થાય, માથામાં દરદ થાય, છાતીમાં ધબકારો, શ્વાસ જલદ અને ગુંચવાયેલો ચાલે; અત્યંત દાહ થવાને લીધે દરદી બુમો પાડે, અને પથારીમાં પછાડો મારે, હાથપગમાં આંકડી આવે, નાડી બેસી જાય, ચહેરો લેવાઇ જાય, રક્તાશય બંધ પડે અને દરદી મરણ પામે. સોમલના ઝેરવાળો દરદી છેવટ સુધી હુશિયારીમાં રહે છે. **ઉપાય**—સોમલનું ઓછામાં ઓછું ૨॥ ગ્રેન વજન માણસને મારી શકે છે. પણ સોમલ વજનદાર વસ્તુ હોવાથી ઝાડા ઉલટીમાં ઘણો ભાગ નીકળી શકે છે અને તેથી સોમલના ઝેરના અરધા કેસો સારા થઇ શકે છે. (૧) **ઉલટી** તેને માટે સર્વોત્તમ ઉપાય છે. ઉલટી માટે અફીણના ઝેરમાં આપેલી વસ્તુઓનોજ ઉપયોગ કરવો. ઉલટી પોતાની મેળે થાય તો ઉલટીની દવા લેવી નાહ. (૨) **વારણ**-ઉલટી પછી ઝેરના વારણ માટે થોડી થોડી મીનીટે બબે પ્યાલા દુધ અથવા દુધ અને બરફ આપવો; બરફ ચુસાડવો; દુધ તથા **ચુનાનું પાણી** સમભાગ મેળવી પાયા કરવું; (૩) **દાહશમન** માટે ઠંડુ પાણી, બરફ, લીંબુનું અથવા નારંગીનું સરબત અને પાણી, સોડાવૉટર, સાબુચોખાની કાંજી, ગુંદરનું પાણી વગેરે શીતળ ચીજો અવારનાર આપ્યા કરવી. ઘી

પાવું. (૪) આકડી દબાવવા માટે સલ્ફ્યુરિક ઇથર તથા લાડેનમ દશ દશ ટીપાં બન્ને થોડા પાણીમાં મેળવી આપવું, અને જરૂર પડે તો ત્રણ ચાર કલાકે ફરી આપવું. (૫) ઓથમીજીરૂં દહીં, ગુલાબજળ અને મુગલાઇ બેદાણા પાવાં. (૬) માખણમાં મેળવી મરી ચટાડવાં. (૭) કાથાનું પાણી પાવું. (૮) ગળજીભી, તાંદળજો અથવા લીંબડાનો રસ પાવો. (૯) ઘી અથવા દહીં પાઇને ઉલટી કરાવવી. (૧૦) કારેલીના પંચાંગનો રસ પાઇ ઝાડા ઉલટી કરાવવાં.

**હરતાલ, મનશીલ**—આ બન્ને સોમલના ક્ષાર છે, અને તેથી ગુણ પણ તેના જેવાજ છે. માટે સોમલના ઝેરના ઉપાયો કરવા. (૧) ચુનાનું પાણી અને તેલ પાવું. ૨ ઉલટીની દવાઓ આપવી, (૩) રાઇ દુધ, લોટ અને પાણી પાવાં.

**પારો, રસકપુર**—મર્ક્યુરિ તથા હાઇડ્રાર્જીરી પર ક્લૅારાઇડ-પારો તેના અસલ સ્વરૂપમાં ઝેરી નથી જો પારો એમને એમ પેટમાં લેવામાં આવે તો તે શરીરની સાથે નહિ મળતાં કાંઇ પણ ઇજા કે અસર કર્યા વિના ઝાડા વાટે બહાર નીકળી જાય છે. પારાની બધી બનાવટો ઝેરી છે. કેમકે રસકપુર, હિંગળો, સીદુર, કેલોમેલ, વ્હાઇટ પ્રેસીપિટેડ; જેમાં રસકપુર મોટું ઝેર છે. **રસકપુરની ઝેરી અસર**—મોં, ગળું, અન્નનળ અને હોજરીમાં દાહ તથા ચાઠાં પડે છે, ઉલટી તથા ઝાડા થાય છે. ઝાડામાં લોહી પડે છે, પેટમાં દરદ થઇ પેટ ફુલી આવે છે. મોઢું સુજી જાય છે તથા આવી જાય છે તથા દાંતના પારા ચડી આવે છે અને થુંક બહુ નીકળ્યા કરે છે. છેવટે આંચકી તથા તાણ આવી મોત નીપજે છે. **ઉપાય**—(૧) દુધમાં ઘઉંનો લોટ આપવો. (૨) દુધ, ગુંદનું પાણી, અળસીની ચા, તથા ઘઉંના આટાનું પાણી-સર્વ મેળવીને પાવાં. લોઢાનો જુનો કાટ ગુંદરના પાણીમાં પાવો; આ પ્રવાહીથી ઉલટી થવા દેવી અને એરંડીઆનો જુલાબ આપવો. (૪) બાવળની છાલના પાણીના અથવા ફટકડીના કોગળા કરાવવા. (૫) ઇંડાની સફેદી, તેને માટે ઉત્તમ ઇલાજ છે. ઇંડાની સફેદી ઠંડા પાણી સાથે મેળવી તે પાણી ઊપરાઊપર પાઇને ઊલટી કરાવવી. (૬) ઘણું ઘી પાઇને ઊલટી કરાવવી. (૭) ઊલટી કરાવ્યા પછી માયાંનું અથવા આબળાનું ચુર્ણ ગરમ પાણીમાં પાવું. (૮) આંબળાંને પાણીમાં ઊકાળી કોગળા કરાવવા. (૯) નાગરવેલનાં પાનના રસમાં ગંધક પીવો. (૧૦) ભોંપાથરી અથવા કારેલીનાં મુળનો રસ પીવો.

**મોરથુથુ**—તાંબાનો જંગાલ-(બલ્યુ વિટ્રીઑલ)-તાંબાના ઝેરી ખારને જંગાલ કહે છે. ક્વચિત દગાથી અને કવચિત ભુલથી આ કાટ ખાવામાં આવી જાય છે. કાટ ચડેલા તાંબાના વાસણમાં ખટાઇદાર વસ્તુ પકવવાથી તેમાં જંગાલનું ઝેર આવે છે. **ચિન્હ**—ઉલટી, પેટમાં દરદ, ઝાડા તથા વખતે આંચકી આવી મૃત્યુ નીપજે. **ઉપાય**-(૧) પારાના ઝેર પ્રમાણે ઉલટી આપીને ઝેર કાઢી નાંખવું, (૨) ઇંડાની સફેદી પાણીમાં પાવી. (૩) દુધ, પાણી અને ઘઉંનો લોટ પાવો. (૪) લીંબુનો રસ તથા સાકર પીવાં. (૫) કાથાનું પાણી પાવું.

**શીશું**—(શુગરલેડ)-**ચિન્હ**-મોંમાં મીઠાશવાળો ધાતુનો સ્વાદ, ગળામાં અમલાટ. ઉલટી, વખતે લોહીની ઉલટી, ઝાડો છેક બંધ, પેટમાં જોરાવર ચુંક, હાથ પગમાં ખેંચ અથવા અંગ ઝલાઇ જાય. **ઉપાય**—(૧) એપ્સમ સોલ્ટ પાણીમાં મેળવી પાયા કરવું. ઉલટી થયા પછી (૨) ગુંદરનું પાણી, દૂધ, કાંજી અને બીજી ચીકણી ચીજો પાયા કરવી.

**કાચ**—કાચની ઝીણી ભુકી પેટમાં જાય છે તો ઝેરના જેવો વિકાર કરે છે. **ચિન્હ**-ઉલટી, જુલાબ, પેટ ચડવું, પેટમાં દરદ, તાવ, તરસ, દાહ. **ઉપાય**-(૧) દહીં, દૂધ અથવા આંબલી ખુબ પાઇને ઉલટી કરાવવી. (૨) નવસાર અથવા ગોપીચંદન પાવું.

**અફીણ**—(ઓપીયમ)-અફીણના ઝેરનાં **ચિન્હો**-અફીણના ઝેરની બીજી કાંઇ પણ ચેતવણી મળ્યા વગર અફીણ ખાનારને ફેર આવે, માથું ફરે, માથામાં દરદ થાય, દરદી

અફીણના નિશામાં ઝોકાં ખાય, બોલાવવાથી બરાબર સાંભળે નહિ અને પછી અરધી બેશુદ્ધિમાં આવે, ખુબ મારીને બોલાવવાથી કે મારવાથી જરા હોંશીઆર થાય છે પણ પાછો છેક બેભાન થાય છે અને ફરી કોઇ રીતે જાગ્રત થતો નથી; હવે તેનો શ્વાસ ધીમા ચાલે છે, છાતી બિલકુલ સ્થિર માલમ પડે છે, આંખ બંધ થાય છે, પોપચાં ઉઘાડી જોતાં કીકી છેક નાની સોયની અણી જેવડી થએલી દેખાય છે; અંગ ઉપર પરસેવો વળે છે; હોઠ તથા મોં કાળાં પડે છે અને પેટ કબજ થાય છે. વખતે જીવ ગભરાઇ ઉલટી આવે; વખતે લકવાની અસર થાય અને વખતે તાણખેંચ પણ થાય છે. મોટા વજનમાં ખાધાથી તેની ઝેરી અસર ઓછામાં ઓછા અરધા કલાકમાં જણાય છે. ખાલી પેટપર વહેલી અસર કરે છે; અફીણ ખાધા પછી ઉંઘી જવાથી જલદી અસર કરે છે અને હરવા ફરવાથી થોડી અસર કરે છે. ઓછામાં ઓછા ૫ ગ્રેન એટલે ૧ થી ૩ રતી જેટલું અફીણ ખાધાથી પણ વખતે મરણ નીપજે છે. **ઉપાય**—અફીણનું ઝેર ઉતારવાના બે રસ્તા છે. એક તો એ કે અફીણ ખાધા પછી તરત ઉપાય થાય તો પેટમાં ગએલું તમામ અફીણ બહાર કાઢવું. પણ જો વખત ગયો હોય અને ઝેરની બધી અથવા થોડી અસર લોહીમાં મળી હોય તો અફીણના ઝેરને મારે એવી વિરૂદ્ધ ગુણની દવાઓ આપવી. (૧) પેટમાંથી અફીણ કાઢવા માટે ડાકટરની મદદથી **સ્ટમકપંપ** નામના યંત્રનો ઉપયોગ કરવો. પંપની ગેરહાજરીમાં આ પ્રમાણે ઉલટી કરાવવી:—(૨) ગળામાં પીછું ફેરવીને ઉલટી કરાવવી. ઉલટી લાવનારી દવાઓ આપવી. (૩) " **સલ્ફેટ ઑફ ઝિંક** " હાજર હોય તો તેના ૨૦ ગ્રેન પાણી સાથે મેળવી પાઇ દેવું. તે હાજર ન હોય તો (૪) રાઇ ૧–૨ ચમચી થોડા પાણીમાં મેળવી પાઇ દેવું. (૫) " **ઇપીકાકયુઆન્હા પાઉડર** " ગ્રેન ૧૫ થોડા પાણીમાં પાવું. ઉલટીની દરેક દવા ઉપર ગરમ પાણી અથવા મીઠાનું પાણી પુષ્કળ પાવાથી ઉલટીને વધારે ઉત્તેજન મળે છે. જો ઉલટીથી બધું ઝેર બહાર નીકળી પડે તો દરદી તદન સારો થઇ જાય છે અને બીજા કશા ઉપચારની જરૂર પડતી નથી. પણ જો ઉલટી આપ્યાં છતાં ઉપર લખ્યાં ઝેરનાં ચિન્હો કાયમ રહે તો સમજવું કે ઝેરનો શરીરમાં પ્રવેશ થયો છે. આવી સ્થિતિમાં દરદીને જાગૃત રાખવાના ઉપાયો કરવા, **જાગૃત રાખવા** માટે (૬) ઠંઠા પાણીની છાલકો ખુબ મારવી, માથાપર ઠંડુ પાણી રેડવું, બુમો પાડી જાગૃત કરવો, ધબડાવવો, હલાવવો, ચોંટીઆ લેવા, વગેરે કોઇ પણ રીતે જાગતો રાખવો અને ઉંઘમાં કે ઘેનમાં પડવા દેવો નહિ, તેને પથારીમાં સુવાજ ન દેવો તથા **સખ્ત કૉફી** પા પા કલાકે પાયા કરવી. જો દરદી લેવાઇ જાય અને નાડી બેસી જાય તો (૮) **લાઇકરએમોનીયા** ટીપાં ૨૦, અથવા (૯) **સાલવોલેટાઇલ** ટીપાં ૩૦ થી ૪૦ થોડા પાણીમાં મેળવી આપવાં, અથવા (૧૦) **બ્રાન્ડી** પાણીમાં મેળવી આપવો અને પગપર ગરમ બાટલીનો શેક કરવો. **લાડેનમ** તથા **મોર્ફીયા** એ અફીણનીજ બનાવટો છે અને દવા તરીકે વાપરતાં વધારે વજનમાં લેવાય તો ઝેરની અસર કરે છે. (૧૧) ફટકડી તથા કપાશીયાનું ચૂર્ણ પાવું. (૧૨) હીંગ અને પાણી અથવા અરીઠાનું પાણી પાવું.

**ઝેરકોચલું**—(નકસવૉમિકા)—આપણા બજારમાં ઝેરકોચલાનાં ફળ મળે છે અને દેશી વૈદ્યો તેની શાકી કરી વાપરે છે, અંગ્રેજીમાં તેની મુખ્ય બે બનાવટો છે. સ્ટ્રીકનીયા તથા નકસવૉમકા. પહેલી દવા ઘણી વધારે ઝેરી છે. ઝેરકોચલાનાં ઝેરી **ચિન્હો**—આ ઝેરનાં સર્વ ચિન્હો લગભગ ધનુર્વાને મળતાં છે, ખાધા પછી થોડી મિનિટમાંજ અથવા એકાદ કલાકમાં ઝેરની અસર જણાય છે, નસોની ખેંચતાણ થાય છે. **ઉપાય**—(૧) ઉલટીના સર્વ ઉપાયો કરવા, જુલાબ આપવો. (૨) સ્નાયુશૈથિલ્યકૃત દવાઓ આપવી. જેવી કે અફીણ, કપુર,

ક્લોરોફોર્મ અને ક્લોરલ હાઇડ્રેટ. (૩) એક રૂમાલપર ૦॥ ડ્રામ ક્લોરોફોર્મ છાંટીને દરદીના નાકથી બે ઇંચને છેટે ધરવો અને ખેંચતાણ આવે ત્યાં સુધી વારંવાર એ પ્રમાણે કરવું. (૪) બારીક ખાંડેલો કોયલો (ચારકોલ) પાણીમાં વારંવાર આપવો અથવા તેની પીચકારી મારવી. (૫) પુષ્કળ ઘી પાઇને ઉલટી કરાવવી.

**ધંતુરો**—( સ્ટ્રેમોનિયમ ) ધંતુરાના રોપાનાં સર્વાંગ ઝેરી છે, તેમાં પણ બી વધારે ઝેરી છે. થોડા ધંતુરાથી ઝેર ચડતું નથી પણ ઘણો ખાવામાં આવે તો તેની ઝેરી અસર થાય છે. **ચિન્હો**-ધંતુરો ખાધા પછી આશરે અરધા કલાકમાંજ તેના ચિન્હો શરૂ થાય છે. પ્રથમ માથામાં ચકરી અને ગળામાં શોષ, તૃષા, આંખોની કીકીઓ પહોળી, અને દૃષ્ટિનો કાંઇક અંશે નાશ થાય છે. તેની આંખો તથા ચહેરો લાલ થાય છે; બબડે છે; કપડાંમાંથી કાંઇ વીણતો હોય અથવા હવામાંથી કાંઈ પદાર્થ પકડતો હોય તેવા હાથના ચાળા કરે છે. છેવટે બેશુદ્ધિ આવે છે, નાડી જલદ થાય છે અને ઝેર બહુ ચડયું હોય તો અંતે શરીર ઠંડુ પડી મૃત્યુ થાય છે. હાથના ચાળા તથા આંખની કીકીનો વિસ્તાર એ તેનાં ખાસ ચિન્હો છે. **ઉપાય**—(૧) ઉલટીની દવાઓ આપી ઉલટી કરાવવી તથા ઝાડો કરાવવો. (૨) અર્ધા અર્ધા કલાકે જલદ કૉફી પાવી અને દરદીને ઉંઘમાં પડવા દેવો નહિ. બીજા ઉપાયો—(૭) સમુદ્રફળ ગોમૂત્રમાં પાવું. (૪) તેલ મેળવીને ગરમ પાણી પાવું. (૫) રાંધેલો ભાત દહીં તથા ઘોડાવજ નાંખીને ખવરાવવો.

**વછનાગ**—( એકોનાઇટ )—ઘણુંજ ઉગ્ર વિષ છે. **ચિન્હો**-મોં, જીભ તથા હોઠમાં તમતમાટ, ઝણઝણાટ અને આગ; મોંમાંથી પાણી છુટે તથા ઉલટી થાય છે; શરીરમાં કંપ, આંખે અંધારાં, કાનમાં ઘોંઘાટ અને શરીર શૂન્ય બને છે, દરદી બેશુદ્ધ બને છે; શ્વાસ ધીમો પડે છે, નાડી નબળી અને નાની થાય છે, શ્વાસમાંની હવા ઠંડી અને હાથ પગ ઠંડા પડે છે અને છેવટે આંચકી સાથે મૃત્યુ નીપજે છે. **ઉપાય**-(૧) **ઉલટીના** ઉપાયો કરવા. (૨) પછી અર્ધા અર્ધા કલાકે જલદ કૉફી પાયા કરવી. (૩) પીચકારી સાબુ તથા પાણીની મારી પેટ સાફ કરવું.

**ભાંગ-ગાંજો**—(હેમ્પ.)—**ચિન્હો**—આંખ અને ચહેરો રક્ત બને છે અને દરદી તોફાન કરે છે. હસે છે, ગાળો દે છે તથા મારવા દોડે છે. ઘેલછાના જેવાં ચિન્હો થાય છે. **ઉપાય**—(૧)-ઉલટી કરાવવી. (૨) ઝાડાની દવા આપવી. (૩) માથા ઉપર ઠંડા પાણીની ધાર કરવી. (૪)-આમોનિયા સુંઘાડવો. (૫)-દરદીને ઉંઘવા દેવો. (૬)-દહીં અથવા પાણી અથવા છાસ અને ચોખા ખવરાવવા.

**કરેણ-કણેર**—આ ફૂલઝાડ ઝેરી છે. ઢોર ખાતાં નથી. મૂળ વિશેષ ઝેરી છે અને તે દવાના કામમાં આવે છે. ઝેરનાં **ચિન્હો**-ઉલટી, ચક્કર, ઘેન, બેશુદ્ધિ, ખેંખતાણ, નાડી નબળી, શીતાંગ, શ્વાસનો અવરોધ, અને મરણ, **ઉપાય**—(૧)-માખણ ઉપરનું પાણી પાવું. (૨)-દૂધમાં અથવા દહીંમાં સાકર નાંખી પાવી.

**બેહેડાં**—બેહેડાંના ઠળીઆની અંદરનાં મીંજ ઝેરી છે. વિશેષ ખાવામાં આવે તો ઝેરનાં **ચિન્હો** જણાય છે, તેનાં ઝેરી ચિન્હો અફીણના ઝેરને કાંઇક મળતાં છે. **ઉપાય**-ઉલટી તથા રેચ આપી ઝેરનો નિકાલ કરવો; ઉષ્ણ એટલે શરીરમાં ગરમી લાવનારી દવાઓ આપવી.

**કડવી બદામ**—બદામ ખાઇએ છીએ તેમાં કેટલીક કડવી નીકળે છે, તે ઝેરી છે. **ઉતાર**—(૧) બરડાપર તથા મોં ઉપર ઠંડુ પાણી છાંટવું. (૨) હીરાકસી, ટિંકચર ઑફ સ્ટીલ અને પાણી યોગ્ય પ્રમાણમાં મેળવી પાવાં.

**તમાકુ**—ઘણા લોકો નથી જાણતા કે તમાકુ ઝેરી છે. માત્ર ખાવાથી જ નહિ પણ દાંતે ઘસવાથી, ચલમમાં પીવાથી, અથવા શરીરે લગાડવાથી પ્રમાણ ઉપરાંત ઉપયોગ થઈ જાય તો ઝેરી ચિન્હો માલમ પડી આવે છે. જેને તમાકુ ખાવાની ટેવ ન હોય તેના ખાવામાં જરા જરા જેટલી તમાકુ આવે તો માથામાં ફેર તથા ચકરી આવે છે તે ઝેરી અસરનું પરિણામ છે. ચિન્હો—નાડી જરા જલદ ચાલે, ફેર આવે, ઉલટી થાય; પછી નાડી મંદ પડે, શરીરમાં તોડ થાય. અશક્તિ માલમ પડે, શરીર ઢીલું પડે અને રક્તાશયની ક્રિયા બંધ પડતાં કોઇવાર મૃત્યુ પણ થાય છે. બહુ તમાકુ વાપરનારા વ્યસની લોકોનાં તેની જીર્ણ ઝેરી અસરથી મરણ નોંધાયાં છે. **ઉપાય**—(૧) ઉલટી કરાવવી. (૨) એરંડીયાનો જુલાબ આપવો; (૩) માયાંનો ઉકાળો અથવા ટેનિક એસીડ પાવાં.

**સોપારી**—મીણો ચડે છે. (૧)દુધી પીવું. (૨) સાકર પાણીમાં પીવી. (૩) ઠંડું પાણીપીવું.

**નેપાળો**—અતિ દાહ થાય, (૧) એલચી દહીંમાં વાટી સાકર નાંખી ખાવી. (૨) દહીં, ભાત, સાકર તથા ઘી ખાવાં.

**ભીલામાં**—ભીલામાં ખાવાથી અથવા શરીરે અડવાથી શરીરે ફુટી નીકળે છે, ને દાહ તથા ચળ થાય છે. બહારના ઉપચારથી શાંતિ થાય છે. (૧) સરસવ, તાંદળજો અને માખણનો લેપ કરવો. (૨) માખણ, તલ તથા દુધનો લેપ કરવો. (૩) ટોપરૂં ખાવું તથા કોપરેલ ચોપડવું. (૪) આંબલીનાં પાન બાફી બંધાણ કરવું. (૫) ટોપરૂં, તલ તથા ઘી ખાવાં. (૬) દશાંગ લેપ ચોપડવો. (૭) તલ, સાકર, ટોપરૂં ખાવાં.

**ચણોઠી**—ઉપાય-(૧) તાંદલજાનો રસ સાકર નાંખી પીવો. (૨) ઘી પાવું.

**આકડો**—આકડાનું છીર ઝેરી છે. શરીરે ઉડે તો (૧) આંબલીનાં પાન વાટીને લેપ કરવો. (૨) અને છીર ખવાયા ઉપર ઘી પીવું.

**થોર**—ખાવાના ઝેર માટે (૧) ઘી પીવું. (૨) ઠંડા પાણીમાં સાકર પીવી. (૩) બહાર લાગે તો ઘી લગાડવું.

**મદ્ય**—(૧)-ઘી તથા સાકર ચાટવાં. (૨)-માથાપર ઠંડુ પાણી રેડવું. (૩)-ભુરાં કોળાના રસમાં દહીં પાવું. (૪)-ધાણા તથા સાકર નાખી પાવાં. (૫)-કાકડી ખવરાવવી.

**બેલાડોનાં-ચિન્હો**—મોં તથા ગળામાં શોષ, તૃષા, ગળાની બારીનો અવરોધ; અતિ તોફાન તથા હસવું, આંખની કીકીઓ મોટી થવી અને ચહેરો રાતો તથા સુજેલો, નાડી ધીમી પડે અને તંદ્રા આવે; નીચેનું અંગ ઝલાઇ જાય, આંચકી અને મૃત્યુ. મૃત્યુ પછી આખું શરીર સુજી જાય છે અને નાક, તથા મોમાંથી લોહીનો પ્રવાહ ચાલે છે. **ઉપાય**—(૧)-ઉલટી કરાવવી. (૨)-અફીણ બેલાડોનાનું વારણ છે; કેમકે અફીણથી બેલાડોનાનું ઝેર મરે છે, માટે એક ઔંસ પાણીમાં ાા ડ્રામ અફીણનો અર્ક આપવો અને ઝેરની અસર શાંત થતાં સુધી દશ દશ મીનીટે આપવું. (૩) અફીણ હાજર ન હોય તો કૉફી વારંવાર પાવી.

**હાઇડ્રોસ્યાનિક ઍસિડ**—ઘણુંજ સખત ઝેર છે. તે દવા તરીકે વપરાય છે, પણ જો ભુલથી વિશેષ પ્રમાણમાં લેવાય છે તો તેનું તત્કાળ ઝેર ચડે છે અને ઉપચાર કરવાનો પણ વખત મળતો નથી. **ઉપાય**—[૧] દરદીના નાક આગળ સુંઘવાને કારબોનેટ ઑફ આમોનિયા ધરવું તથા એક પ્યાલા પાણીમાં થોડું મેળવીને પાવું; [૨] બરફપર બરફનું અથવા બરફ જેવું ઠંડું પાણી રેડવું, તેમજ મોં તથા છાતી ઉપર છાંટવું. આટલાથી ઝેરના શાંતિ ન થાય તો [૩] સલ્ફેટ ઑફ આયર્ન [હીરાકશી] ૧૦ ગ્રેન, એક ઔંસ પાણી

અને ૧ દ્રામ ટિંક્ચર ઑફ સ્ટીલ, ત્રણે મેળવીને પાવાં. (૪) અથવા ઉપલી મેળવણી સાથે બે ઔંસ પાણીમાં પીગળાવેલ કારબોનેટ ઑફ સોડા ગ્રેન ૨૦ મેળવીને આપવું.

**ફૉસફરસ**—આ દેશમાં ફોસફરસથી ઝેર ચડયાના બનાવો બનતા નથી. તો પણ દીવાસળી ઘેર ઘેર વપરાય છે અને તેના ટોપકામાં ફોસફરસ આવે છે માટે તે નાના બાળકોના હાથમાં ન આવે તેવી સંભાળ રાખવી. (૧) **ઉપાય**—ઉલટી કરાવવી. (૨) મેગ્નિશ્યા ૧ ભાગ અને કલોરાઇન વૉટર ૮ ભાગ તેમાંથી અકેક ચમચો દશ દશ મિનિટે આપવો.

**ઍસિડઝ**—(Acids)—ઍસેટિક ઍસીડ સ્ટ્રૉન્ગ વિનીગર (સરકો) સાઇટ્રિક ઍસીડ, મ્યુરિયાટિક, ટાર્ટરીક, નાઇટ્રિક, ઑક્ઝૅલિક, સલ્ફયુરિક વગેરે એસિડો છે, અને તે બધાં દાહક વિષ છે. ઉપાય—(૧) **મેગ્નિશ્યા** પાણી સાથે આપવું; (૨) ગરમ પાણીમાં ચાક મેળવી પાવો; (૩) સોડા પાણીમાં મેળવી પાવો; (૪) કારબોલિક એસિડના ઉતાર માટે સાઇ ટરેટ ઓફ લાઇમ આપવું. (૫) લીંબુનું શરબત આપવું.

**આલ્કલીઝ**—(Alkelies)—આમોનિયા, પોટાસ, સોડા, સાલવોલેટાઇલ એ બધાં આલ્કલીઝ છે. વિશેષ પ્રમાણમાં ખવાય તો તેના ઉપાયો કરવા. **ઉપાય**—(૧) અરધું પાણી અને અરધો સરકો. (૨) લેમોનેડ અથવા લીંબુનો રસ. (૩) તેલ.

**ઍન્ટીમની**—(ટાર્ટર ઇમેટિક)—ઉતાર; (૧) કાથો અથવા કાથાનો અર્ક પાવો. (૨) મેગ્નિશ્યા; (૩) ટેનિક એસિડ અથવા માયાનું પાણી.

**ઝિંક**—(સલ્ફેટ ઓફ ઝિંક)—ઉતાર—(૧) દુધ, (૨) સોડા. (૩) મેગ્નિશ્યા.

**આયર્ન**—(સલ્ફેટ ઓફ આયર્ન)—ઉતાર—સોડા પાણીમાં પાવો.

**સિલ્વર**—(નાઇટ્રીક સિલ્વર કૉસ્ટિક)—**ઉતાર**—વડાગરૂં મીઠું પાણીમાં મેળવી પુષ્કળ પીવું ને ઉલટી કરાવવી.

**સર્પનું ઝેર-ઉપાય**—(૧) સરપ કરડે કે તરતજ ડંખના ઉપલા ભાગમાં તાણીને દોરી બાંધી લેવી; પછી (૨) ડંખને ચુસી લેવો અથવા કાપી નખાય એવો ભાગ હોય તો કાપી કાઢવો. (૩) જો તેમ ન બને તો ચપુ વતીજ ડંખને ખોતરી લોહી કાઢવું, અને તેના પર ડામ દેવો અથવા નાઇટ્રિક કે કારબોલિક ઍસીડ મુકવો. (૪) બંદુકનો દારૂ મળે તો તે મુકીને દીવાસળીથી બાળી દેવો. (૫) સખ્તમાં સખ્ત દવા જે હાજર હોય તે પાઇ દેવી, જેમકે બ્રાંડી, વગેરે. (૬) સાલવોલેટાઇલ અરધો અરધો ઔંસ પા પા કલાકે આપ્યા કરવું. (૭) એવીજ રીતે પાણીમાં મેળવીને સ્પિરિટ આપવો. (૮) હોજરી તથા રક્તાશયપર રાઇનું પ્લાસ્ટર મારવું અથવા ટરપેન્ટાઇનમાં બોળેલ કપડું મુકવું. (૯) દરદીને ચલાવવો અથવા ઉંઘમાં ન પડે એવી કાંઇ પણ તજવીજ રાખવી. (૧૦) છેવટ જખમ ઉપર પોલ્ટીસ મારવી. (૧૧) ધોળી કરેણ, ધોળી ચણોઠી, આકડો, ઇંદ્રવારૂણી એમાંનું કોઇ પણ મુળ મળે તો તેને પાણીમાં વાટી પાવું; (૧૨) ટંકણ અથવા ફટકડીનું પાણી પાવું. (૧૩) ઘી, મધ, માખણ, પીપર, આદુ, મરી અને સીંધાલુણ એકત્ર કરી ખવરાવવાં. (૧૪) કૂતરીનો રસ ડંખ ઉપર ખૂબ મસળ્યા કરવો ને પાવો પણ ખરો. રસ લીલાં પાનનો તેનાં લીરીયાં સાથેનો તાજો હોવો જોઇએ.

**વીંછીનું ઝેર-ઉપાય**—(૧) અફીણ તથા ઇપીકાકયુઆના પાઉડર સમભાગ અથવા બે ન મળે તો ઇપીકાકયુઆન્હાની પોટીસ કરી ડંખ ઉપર બાંધવી. (૨) ટાર્ટરિક એસિડ પાણીમાં મળે એટલો મેળવીને તેમાં બોળેલ પોતું ડંખ ઉપર મુકવું. (૩) વીનીગર એટલે સરકાનું પોતું મુકવું. (૪) મીઠું અને પાણીનું પોતું મુકવું. (૫) પેટ સાફ લાવવા માટે જુલા

બની દવા લેવી. (૬) આકડાનું પાન તથા રાઇ વાટી ચોપડવાં. (૭) વછનાગ, નેપાળો, નવસાર હરતાલ, મોરથુથુ અને દહીં, એમાંની કોઇ પણ દવા ચોપડવી. (૮) ધંતુરાનાં પાનનો રસ ચોપડવો. અથવા અઘેડાનાં મુળ વાટીને ચોપડવાં તથા એકાદ અઘેડાનું મુળ ચાવીને ખાવું. કાળી વીંછણ બહુ ઝેરી છે, તેના ડંખ ઉપર આકડાનાં પાન, વછનાગ તથા રાઇનો લેપ કરવો.

**ઉંદરનું ઝેર**—(ઉંદરવા) ઝેરી ઉંદરના કરડવાથી શરીરમાં ફુટ થાય છે અને વાત રક્તનાં જેવાં ચાઠાં તથા દાહ થાય છે. **ઉપાય**—(૧) ધુમસ, મજીઠ, હળદર તથા સીંધવનો લેપ કરવો. (૨) પારો, ગંધક, કપુર તથા સરસવનો આકડાના દુધમાં લેપ કરવો. (૩) ત્રિકટુ લીંબોળીયો સીંધાલુણ. તેનું ચૂર્ણ સાકર તથા મધમાં ખાવું. (૪) ઉંદરકાનીનાં પાનનો રસ ૧-૨ તોલા પીવો તથા શરીરે ચોળવો. (૫) મીંઢીયાવળનું લાંબા વખત સુધી સેવન કરવું.

**કુતરાનું ઝેર**—(હડકવા) હડકાયા કુતરાનું ઝેર ચડે છે તેને માટે કોઇ પણ સારો ઇલાજ નથી. વિદ્વાનો નીચેના ઉપાયો બતાવે છે તે અજમાવવા. (૧) ડંખને તરતજ બાળવો. (૨) ગોળ, તેલ તથા આકડાના દુધનો લેપ. (૩) અંકોલનો ઉકાળો ઘી નાખી પાવો. (૪) ઘોડાની લાદનાં ૨ લીંડા તથા મરીના ૩-૪ દાણા પાવા. (૫) ભોંપાથરીનો રસ કે ઉકાળો ઘી નાંખી પાવો. (૬) કુકડવેલ સખ્ત ઝાડો તથા ઉલટી કરીને હડકવાના જંતુઓને મારી કાઢે છે. (૭) ઝેરકોચલું હડકવાના જીર્ણ વિકારને કાઢી નાખે છે, માટે હડકવાના રોગથી બચી ગયેલા દરદીએ તેનું કેટલાક માસ સુધી સેવન કરવું, જેથી નિર્મુળ થશે. (૮) અફીણ મોટા પ્રમાણમાં ખવરાવવું. વિશેષ માટે જુવો. **હડકવા** ( પૃષ્ઠ ૬૨૯ ).

**મધમાંખી—ભમરી**-(૧) કુંચીની નળી ડંખ ઉપર દાબી દેવાથી ડંખ ઉપર તરી આવશે અને તેમાંથી ઝેરી રસી નીકળી જશે. (૨) સાલવોલેટાઇલ વીનીગર તથા પાણી અથવા કોલનવોટર લગાવવું, (૩) વજર અથવા તમાકુ ભીની કરીને ડંખ ઉપર ઘસવી, (૪) મોની અંદર ડંખ થયો હોય તો મોંમાં બરફ રાખવો અને બહાર જળો લગાડવી. (૫) રાફડાની માટી તથા ત્રિફળાનો લેપ કરવો. ભમરી, ભમરા તથા સર્વ કીટ એટલે કીડાના ડંખ ઉપર ઠંડા ઉપચારો અને ઠંડા પાણીનો ધાર ફાયદો કરે છે.

**માકડ**—માકડના કરડ ઉપર સરકો તથા પાણી ચોપડવાં, માકડ નહિ થવા દેવાનો સારો ઇલાજ એ છે કે, ખાટલા, ખુરશી વગેરેના સાંધામાં વખતો વખત **ટરપેન્ટાઇન** તેલ નાખવું.

**ચાંચડ**—ચાંચડનો ડંખ ખરા કાળા-રાતા રંગનો હોય છે અને આસપાસની ભોં વધારે ફીકાસ પડતી થઇ રહે છે. કેટલાક તાવમાં ચામડી ઉપર આવી ફુટ થઇ આવે છે તેમાંથી ચાંચડના ડંખને ઓળખી કાઢવાની જરૂર છે, નહિ તો ભુલથાપ થાય છે. **ઉપાય**—સરકો અને પાણી ચોપડવાં.

**મચ્છર**—મચ્છર ચામડીમાં ડંખ મારે છે એટલુંજ નહિ પણ તે ડંખમાં હાલક રસીને મુકી જાય છે. તેના ડંખમાં નહાનું કઠણુ ધોળું ઢીમણું ઉપડી રહે છે અને જો માણસનું લોહી બગડેલ હશે તો ત્યાં સોજો, પાક અને વખતે પરૂ થઇ જખમ પડે છે. **ઉપાય**—પાણી અથવા માણી અને સરકો ચોપડવાં.

# પરિશિષ્ટ.

## સંખ્યાવર્ગ ઔષધો.

**ક્ષારદ્વય**—જવખાર તથા સાજીખાર.

**ક્ષારત્રય**-જવખાર, સાજીખાર તથા ટંકણખાર.

**લવણત્રય**—સીંધવ, બીડવલણ અને સંચળ.

**ત્રિકટુ**—સુંઠ, મરી, પીપર. પર્યાય શબ્દો-ત્ર્યૂષણ, કટુત્રિક, કટુત્ર્યોષ.

**ત્રિફલા**—હરડે, બેડાં તથા આંમળાં. પર્યાય શબ્દો-ફલત્રય, ફલ.

**ત્રિજાતક**—તજ, તમાલપત્ર, એલચી. પર્યાય શબ્દ-ત્રિસુગંધ.

**ત્રિમધુર**—ઘી, સાકર તથા મધ. પર્યાય શબ્દ મધુરત્રય.

**ત્રિસમ**—હરડે, સુંઠ તથા ગોળ. 'સમત્રય' એ તેનો પર્યાય શબ્દ છે.

**ચતુરુષ્ણ**-સુંઠ, મરી, પીપર તથા પીપરીમૂળ.

**ચાતુર્જાત**—તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર.

**ચાતુર્ભદ્ર**—સુંઠ, અતિવિષ, નાગરમોથ, ગળો.

**ચતુર્બીજ**—મેથી, અશેળીયો, કાળીજીરી, અજમોદ.

**પંચામૃત**—ગળો, મુશળી, સુંઠ, ગોખરૂ તથા શતાવરી.

**પંચકોલ**—પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ.

**પંચકોલ (બીજું)**-હરડે, અજમોદ, સંચળ, હિંગ, સુંઠ.

**પંચવલ્ક***—વડ, પીપર, ઉંબરો, પારસપીપળો, પીપળો.

**લવણપંચક**—સીંધવ, સંચળ, બીડલવણ, સમુદ્રલુણ, કાચલવણ.

**લઘુપંચમૂળ**—સાલવણ, પીઠવણ, બેઠી તથા ઉભી ભોરીંગણી, ગોખરૂ-તેનાં મૂળ.

**બૃહત્પંચમૂળ**—બીલી, અરણી, ટેટુ, શીવણ, પાટલા-તેનાં મૂળ.

**તૃણપંચમૂળ**—દરભ, કાંસ, શેરડી, મુંજ, ડાંગર-એ પાંચનાં મૂળ.

**પંચગવ્ય**—ગાયનાં મૂત્ર, છાણ, દુધ, દહીં, ઘી.

**સુગંધપંચક**—કેસર, અગર, કપુર, કસ્તુરી, ચંદન.

**અમ્લપંચક**—બોર, દાડમ, કોકમ, ચુકા, અમ્લવેતસ.

**ફલામ્લપંચક**—બીજોરૂં, કાગદી લીંબુ, નારંગી, અમલબેત, આંબલી.

**ષડ્રસ**—મધુર, ખાટો, ખારો. કડવો, તીખો, તુરો.

**ષડુષ્ણ**—પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, મરી.

**અષ્ટવર્ગ**—મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, ઋદ્ધિ તથા વૃદ્ધિ. આ બધી વનસ્પતિ મળતી નથી તેને બદલે અનુક્રમે આ પ્રમાણે વાપરવી. એ મેદાને બદલે શતાવરી, બે કાકોલીને બદલે આસંધ, જીવક ઋષભકને બદલે વિદારીકંદ અથવા વાંસકપુર, તથા ઋદ્ધિ-વૃદ્ધિને બદલે વારાહીકંદ અથવા મહાબલા.

*પંચવલ્ક—આ પાંચને ક્ષીરી વૃક્ષ કહે છે. પારસપીપળાને બદલે સરસડો કે જાંબુની છાલ વપરાય એજ પાંચ વૃક્ષોનાં પાનને પંચપલ્લવ કહે છે.

# ગર્ભાધાનનો દિવસ અને પ્રસવનો દિવસ દર્શાવનારૂં પત્રક.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જાને. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જાને. |
| અક. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | નવ. |
| ફેબ્રુ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૦ | ૦ | ૦ | ફેબ્રુ. |
| નવે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૦ | ૦ | ડિસે. |
| મા. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મા. |
| ડીસ. | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | જાને. |
| એપ્રી. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | એપ્રી. |
| જાને. | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૦ | ફેબ્રુ. |
| મે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મે. |
| ફેબ્રુ. | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મા. |
| જૂન. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૯ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૦ | જૂન. |
| મા. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | એપ્રી. |
| જુલા. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | જુલા. |
| એપ્રી. | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મે. |
| અગ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અગ. |
| મે. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | જૂન. |
| સપ્ટે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | સપ્ટે. |
| જૂન. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૦ | જુલા. |
| અક. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અક. |
| જુલા. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અગ. |
| નવે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | નવે. |
| અગ. | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | સપ્ટે. |
| ડિસે. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ડિસે. |
| સપ્ટે. | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અક. |

**આ પત્રક જોવાની સમજુતી**—મહીનાના સામા મૂકેલા આંકડામાંના અનુક્રમે બબ્બે આંકડા ગર્ભાધાન અને પ્રસવના દિવસો દર્શાવે છે. દાખલા તરીકે પહેલી બે લાઇનોમાં જાનેવારી તા. ૧ લી અક્ટોબરની તા. ૮ મી મૂકી છે. તેમાં જાનેવારી તા. ૧ લી ગર્ભાધાન થયાની અને અક્ટોબર તા. ૮ મી પ્રસવની તારીખ સમજવી.

# અનુક્રમણિકા.

## ઇ.



## ઉ.